# ભગરસાથ અનજુમનની તવારીખ.

યાને

શ્રી નવસારીની વડી દરેમેહરને મળતી ભગરસાથ અનજુમનની ઉત્પત્તિ,
તેનાં સંબંધમાં પહેલાંથી યજદેજરદી ૧૩૦૧ સુધીમાં
બનેલા બનાવો, હક્ક સંબંધી ચાળેલી જીક્રેરો
અને બરપા થયલા મુકદમાંઓનો;

તેમજ

મુંબઇમાં બરપા થયલા "જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ
સાહેબ" અને તેને લગતી પાક દરેમેહરની સ્થાપનાં,
તેનાં "ત્રસ્ટદીડ"નાં સંબંધમાં ઉઠેલા
વાંધા અને ચાળેલા કેસનો;

તથા

નવસારીના આતશબેહેરામ સાહેબનાં નવાં બંધાયલાં મકાનનો અને
મુંબઇના વાહડયાજીનાં આતશબેહેરામ સાહેબના ત્રસ્ટી સાહેબો
સાથ ભગરસાથ અનજુમને કીધેલી સમજુતી તથા તેના
સંબંધમાં બરપા થયલી જીક્રેરો, વિગેરેનો અહવાલ;

અને

## ભગરસાથ અનજુમનને લગતા દસ્તાવેજોનો સંગ્રહ.

કર્તા—એરવદ ફરેદુન રતનજી કાંગા.

આ પુસ્તક નં. ૧૨, કારવાર સ્ત્રીટ, ફ્રીયર રોડ, કોટ, મુંબઇ મધ્યે **શાહનામા પ્રેસમાં** મી૦ ફરામરોઝ
ફીરોઝશા વખારીઆએ છાપ્યું છે, અને એરવદ ફરેદુન રતનજી કાંગાએ મુંબઇ—
ચંદનવાડી—"વાહડયાજીનાં આતશબેહેરામ"માંથી પ્રગટ કર્યું છે.

સને ૧૩૦૧ યજદેજરદી.
સને ૧૯૩૨ ઇસવી.

# ભલાઓની અશો યાદમાં

ભગરસાથ ટોળાના દસ્તુરોમાં—પહેલા દસ્તુર મેહેરજીરાણા
પછી—સર્વથી વધુ જાહોજલાલી અને માન ભોગવી
ગયલા માનવંત અકાબર

## મર્હુમ દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજી
## દસ્તુર મેહેરજીરાણા,

તેમજ એજ ટોળાના નામાંકિત અકાબરો.

## મર્હુમ દેશાઇજી શ્રી ખોરશેદજી તેહમૂરજી

અને

## મર્હુમ દેશાઇજી શ્રી કુકાજી મેહેરજી,

જેઓએ પોત પોતાની અકાબરીના વખતમાં ભગરસાથ અનજુમનના
વાજબી હકોનું તન, મન અને ધનથી મેહનત લેઇ, તેનું સંપૂર્ણ
રક્ષણ કરી, પોતાના કીર્તિવંત નામો ભગરસાથ અનજુમનની
તવારીખમાં યાદગાર અને અમર બનાવ્યાં છે,

તેવા મહાપ્રતાપી નરોનાં અશો અને પવિત્ર ફરોહરોને

"ભગરસાથ અનજુમનની તવારીખ"નું આ પુસ્તક હું એજ
ટોળાના એક અદના હમકાર તરીકે તેઓ તરફનાં પુરતાં
માન અને સાચ્ચા ભક્તિભાવથી અર્પણ કરૂં છું.

કર્તા.

# A HISTORY OF THE BHAGARSATH ANJUMAN.

CONTAINING

An account of the origin of the *Shri Navsarini Vadi Daremeherne Malti Bhagarsath Anjuman,* of the memorable events, controversies and litigation connected therewith from the beginning upto Y. Z. 1301,

As well as an account

of the foundation in Bombay of the Holy Anjuman Atashbehram and the Daremeher appertenant thereto out of public subscriptions raised for the protection of the right of the Bhagarsath Anjuman, the objections levied against the Trust Deed of the Anjuman Atashbehram and the details of the High Court suit in connection therewith,

and also

an occount of the newly erected building of the Atashbehram at Navsari and of the litigation and mutual compromise between the Trustees of Wadiaji's Atashbehram at Bombay and the Bhagarsath Anjuman to-gether with

A collection of the documents relating to Bhagarsath Anjuman.

*Compiled by,*

ERVAD FAREDUN RATANJI KANGA.

BOMBAY,
WADIAJI'S ATASHBEHRAM,
Yezde-Zardi 1301.
A. D. 1932.



એરવદ ફરેદુન રતનજી કાંગા.

# આ પુસ્તક મધે પ્રગટ થયલા દસ્તાવેજોનું સાંકળ્યું.

સફો.

સફે.

પાના.

સફે.

૧—આ પુસ્તકમાં ૫૬૫ મે સફે પ્રગટ થયલો છપલો દસ્તાવેજ-જ “ છપાયલો. ” છે-તે “ અસલ ” કરીને ત્યાં ભુલથી પ્રગટ થયો છે.

# આ પૂસ્તકમાં આવેલી બાબદોનું સાંકલ્યું.

સફે.

# દીબાચો.

ગેતી અને મીનોઈ દુનિયાંને પેદા કરનાર અશો અહુરમજદની કરમબક્ષેશથી "ભગરસાથ અનજુમનની તવારીખ" નું આ પુસ્તક છપાઈને તૈયાર થયું છે; જે મધે એ અનજુમનનાં સંબંધમાં પહેલાંથી હમણા સૂધી બનેલા અગત્યના બનાવો, હક્ક સંબંધી હાલમાં તેમજ એ સદી આગમચ એ અનજુમને ચલાવેલી જૂદી જૂદી લડતો તથા એ અનજુમન સાથે સંબંધ ધરાવતી બીજી મોબેદી જિક્કરોનો જાણવા જોગ અહવાલ વિસ્તારીને લખવામાં આવ્યો છે. હક્કનો ખરો અર્થ સચ્ચાઈ, વાજબી-પણું અથવા ખરાપણું એવો થાય છે; દુનિયાં પેદા થઈ ત્યારથી જુઠ્ઠાઈ અને ગેરવાજબીપણા સાંમે શરૂ થયલી "હક્કની લડતો" હમણા સૂધી ચાલુ રહેલી છે અને તેવી કુદ્રતી લડત દુનિયાંની આખેરી સૂધી ચાલુ રહેશે. જેબી દોલત કે હકુમત કોઈને કાયદાપૂર્વક વારસામાં મળેલી હોય અથવા તેણે પોતાના ઉદયોગ અને આપબલથી મેળવેલી હોય, તે તેની "હક્કદાર" ગણાય છે. પરવરદેગાર "સચ્ચાઈ અને વાજબી-પણું" પસંદ કરનાર તથા તેને માટે લડનારાઓને ગેબી મદદ આપનાર હોવાથી તે સાહેબ "હક્ક તાઅલા" ના સેફાતી નામે ઓળખાય છે. હક્ક એ શબ્દ પાક દાદર અહુરમજદની પસંદગી અને આશિર્વાદ પામેલો હોવાથીજ એ ન્હાના શબ્દને દુનિયાંના લોકો ઘણો પવિત્ર તથા પૂજ્ય ગણે છે અને તેને પોતાની વહાલામાં વહાલી મિરાશ સમજે છે. આએ કિમ્તી અને ખોદાઈ મિરાશ જાળવવા, પોતે કાયદાપૂર્વક મેળવેલા હક્કોનો પોતાની મરજી મુજબ સ્વતંત્રપણે ભોગવતો કરવા અને તેના ઉપર કોઈ તરફથી તરાપ નહિ મારવામાં આવેલી જોવા, આ દુનિયાની શું સુધરેલી કે જંગલી ગણાતી પ્રજાઓ ઇન્તેજારી ધરાવે છે; તેવા હક્કનો ભંગ થવાના તથા "હક્ક ઉપર બલ" ને સરસાઈ આપવાનાં પરિણામમાં તેઓને દરમ્યાન મિનાંકેશા તથા લડાઈઓ બરપા થાય છે અને લખ્ખો કિમ્તી જાંનોની ખુહારી નિપજે છે; યોરોપ જેવા સુધરેલા ગણાતા દેશમાં સવાચાર વર્ષની લાંબી મુદ્દતે પુરૂં થયલું છેલ્લું ખુંખાર જંગ તેવાંજ કારણે બરપા થયલું આપણ જાણ્યે છીએ, કે જેમાં પણ "સચ્ચાઇની જય" નો કુદ્રતી કાયદો અચૂક રીતે પ્રગટી નિકળેલો જોવામાં આવ્યો છે.

પોતાના લાંબા વખ્તથી સ્થાપન થયલા અને કાયદાપૂર્વક ગણાયલા "હક્કો" ની જાળવણી થયલી જોવા માટેની આવી તિક્ષણ લાંગણી દરેક દેશ અને રાજ્યની પ્રજાઓ ધરાવતી હોવાથી તેઓને દરમ્યાન–બનતાં સૂધી–એકબીજાના સ્થાપીત થયલા અને અમલમાં મુકાતા રહેલા હક્કો ઉપર તરાપો પડતી, તેના પરિણામમાં ખટપટો ઉઠતી અને લડાઈઓ બરપા થતી અટકાવવા ખાતર આગલા પૂરાતન વખ્તથી આજ

દીન તલક જેમ દરેક રાજ્યોની "સહ્રદો" મુકરર કરવામાં આવતી રહી છે અને તેઓના દરેક પ્રકારના "હક્કો" અરસ પરસના "લખતો" થી અમલમાં મુકાતા રહ્યા છે, તેમ દરેક રાજ્યમાં પોતાની રૈયતના વાજબી હક્કો ઉપર ગેરવાજબી તરાપ પડતી અટકાવવા અને તેઓના સ્થાપીત થયલા હક્કોની જાળવણી કરવા સારૂં ન્યાયની અદાલતો બરપા ઠરવામાં આવી છે અને તેને લગતા કાયદાઓ ઘડાયા છે, જેનાથી હક્કદારોના વાજબી હક્કોનું સદા રક્ષણ થતું રહે છે.

દુનિયાને દરમ્યાન સુલેહ સંપજ જાળવવા ખાતર અખ્તીયાર કરવામાં આવતાં ઉપર જણાવ્યા મુજબનાં રાજદ્વારી ધોરણની એક રીતે ગોયા નકલ કરી, હિન્દુસ્તાન મધે આવી સંજાણમાં વસેલા અને ત્યાંથી ગુજરાતના જૂદા જૂદા ભાગો મધે ઇ૦ સ૦ ૧૨ મી સદીમાં પોતપોતાના "પંથકો"ની સ્થાપના કરી ઠરીઠામ બનેલા સઘલા પંથકોના મોબેદોના વડીલોએ સામાન્ય મોબેદ વર્ગોમાં સઘલે સુલેહ સંપજ અને ભાઇબંધી જાળવવા તથા તેઓમાં ધંધા સંબંધી ખટપટો ઉઠતી અને મિનાંકેશા બરપા થતા અટકાવવાના ભલા હેતુથી ઇ૦ સ૦ ૧૨૯૦ ને શુમારે–યાને જરથોશ્તીઓ સંજાણથી મોટી સંખ્યામાં નવસારી મધે આવી વસેઆ અને ત્યાં ઇ૦ સ૦ ૧૧૪૨ માં મોબેદ કામદીન જરથોસ્તે પોતાના "ભગરસાથ" પંથકની સ્થાપના કીધી ત્યાર પછી શુમારે ૧૪૮ વર્ષે–સંજાણ મધે ગોયા એક "કોન્ફરન્સ" માં ભેગા મળી પોતપોતાના પંથકોની "હદો" એકદિલી અને રાજીખુશીથી મુકરર કીધી હતી; તથા એક પંથકની નક્કી કરવામાં આવેલી હદની અંદરના ભાગમાં બીજા પંથકના કોઇબી મોબેદોએ જઇ શું પોતાને ઘરના કે શું તે હદમાં આવી વસેલા અને હવે પછીથી આવી વસનારા કોઇબી જરથોશ્તીઓને ત્યાંના આફ્રંગાન–બાજ–વિગેરે કોઇબી પ્રકારના ક્રિયાકામો નહિ કરવાના "લેખિત કરારો અને બદોબસ્તો" કીધા હતા. આએ યાદગાર કરારો તે વેળાએ હસ્તિ ભોગવતા સંજાણા, ભગરિયા, ગોદાવરા, ભરૂચા અને ખંભાતા એ પાંચ પંથકના મોબેદોને દરમ્યાન થયા હતા; પરંતુ કમનસિબે તેને લગતો અસલ દસ્તાવેજ અથવા તેની સત્તાદાર નકલ કેઠે જળવાયલી જો કે જણાતી નથી, તોપણ છેલ્લાં ૨૦૦ વર્ષને દરમ્યાન લખાયલા ઘણા લેખો અને દસ્તાવેજો મધેથી ઉપલા પાંચ પંથકોના મોબેદોને દરમ્યાન થયલા આવા કરારોની પૂરવારી મલી શકે છે અને પહેલાંથી હમણા સૂધી દરેક પંથકના મોબેદોની અનજુમન, આવા કરારો પુરાતન વખતમાં પોતાના વડીલોએ કીધેલા સ્વિકારતી અને તે મુજબ ચાલુ અમલ કરતી રહી છે. ઇ૦ સ૦ ૧૭૬૫ માં શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમને જરથોશ્તી અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ બરપા કીધા તે વેળાએ, મોબેદ શાપુરજી[1] માણેકજી સંજાણાએ ફારસી બેતો મધે "કિસ્સએ ઝરથોશ્તીઆને હિન્દુસ્તાન" નામની એક ચોપડી લખી છે, તેમાં ઉપલાં પાંચ મોબેદી પંથકો અને તેની મુકરર કરવામાં આવેલી "હદો" વિષેનું વર્ણન નીચલા યાદગાર "ફારસી બેતો" મધે ઠરવામાં આવ્યું છે.

---

૧—દસ્તુર શાપુરજી માણેકજી સંજાણા રોજ ૨૦ મા, માહ ૪ થો, સને ૧૧૭૪ યઝદેજરદી; [illegible] ૨૧ મી જાનેવારી ૧૮[illegible] [illegible] ૭૮ વર્ષની ઉમ્મરે ગુજર પામ્યા હતા

૧ યકી રૂઝ આન હમહ્ દાનાએ સન્જાન્
જમઅ ગશ્તન્દો બસ્તન્દ અહ્દ અઝ જાન.
૨ કુનીમ તક્સીમ્ માયાન્ ઇન હમહ્ જાય
કે હરજા હસ્ત્ બેહ્દીનાને ખુશરાય.
૩ હમહ્ જારા બેકર્દહ્ પન્જ તક્સીમ
નુખોસ્ત્ સનજાન્ કે સરહદ્દશ્ બેદાન હીમ્.
૪ કે હદ્દે ઉ બુવદ અય મર્દે ખુશ્ તઉર્
ઝે રૂદે પાર્ તા આન રૂદે દન્તઉર્.
૫ હમહ્ બેહદીન્ કે ચુન દર હદ્દે સન્જાન્
બહોક્મે મૂબેદાન બાશન્દ બા જાન્.
૬ દેગર તક્સીમે નવસારી હમીદાન
બેદાદહ્ મૂબેદાનરા અઝ દેલો જાન્.
૭ ઝે રૂદે પાર્ તા આન્ રૂદે બરૂયાવ્
હમહ્ નવસારેયાનૂરા અન્દરાન્ તાવ
૮ મજાલે કસ નબાશદ અન્દરીન જા
હમહ્ દર હદ્દે ખુદ સાઝન્દ મલજા.
૯ તો ગૂદાવરહ્ બેદાન્ તક્સીમે સેયૂમ્
ઝે બરૂયાવ્ તા ઉકલેસર અય નેકૂ બૂન.
૧૦ કુનન્દ આનજા હમહ્ ગૂદારેયાન્ કાર્
બજાનો દેલ્ હમહ્ મૂબેદ શવન્દ યાર્.
૧૧ તો તક્સીમે ચહારોમ્ અય નેકૂદાન
બેદાન્ બહરૂચ્ કે ગુયમ હદ્દો પયમાન્
૧૨ ઝે ઉન્કલીસર કે તા કમ્બાયત્ દાની
હમહ્ સરૂહદ્દે બહરૂચ્યાન્ બેદાની.
૧૩ તો દાન્ તક્સીમે પન્જુમ્ અય નેકૂ મર્દ
બેગૂયમ તા શવદ્ મઅલૂમ્ અય રદ.
૧૪ કે કમ્બાયત્ બેગોફતહ મર્દે દાના
બદીનૂસાન્ કર્દ કેસ્મત શહ્રો માવા.

( ઉપલા ફારસી બેતોનો અર્થ.)

૧ એક દિવસ તે સંજાણાઓએ એકઠા થઇને રાજી ખુશીથી કોલકરાર કીધો, કે

૨ "જે જગ્યાએ આપણા સારી સમજના બેહદીનો રહે છે, તે સઘલી જગ્યાના આપણે ભાગ પાડીએ."

૩ પછી તેઓએ તે સઘલી જગ્યાના પાંચ ભાગ કીધા. પહેલવહેલો સંજાણા વાલાઓનો હિસ્સો, કે જેની હદ તું સમજ.

૪ કે જેઓની હદ, ઓ સારી રીતભાતવાળા શખ્સ! તે છે, કે જે પાર નદીથી તે દંતોરાની નદી સુધીની છે.

૫ જ્યારે સંજાણની હદના સઘલા બેહદીનો (સંજાણા) મોબેદોના તાબામાં ખુશીથી રહેશે.

૬ બીજો નવસારીનો હિસ્સો તું એ પ્રમાણે જાણ, કે જે (સંજાણાઓએ નવસારીના) મોબેદોને ખુશીથી આપ્યો.

૭ તે (હિસ્સો) પાર નદીથી તે વરીઆવની નદી સુધીનો છે, તે હદમાં સઘળો વહિવટ નવસારીવાળા મોબેદોનો છે.

૮ તે જગ્યામાં બીજા કોઇની (ક્રિયા કરવાની) તાકત નથી. સઘલાઓ પોત પોતાની હદમાંજ પોતાનું રહેઠાણ બનાવે.

૯ તું ત્રીજો હિસ્સો ગોદાવરાઓનો સમજ, કે જે ઓ નેક જગ્યાના શખ્સ! વરીઆવથી તે અંકલેસર સુધીનો છે.

૧૦ તે જગ્યાએ સઘળા ગોદાવરા મોબેદો ક્રિયા કામ કરે, ત્યાં સઘળા મોબેદો દિલોજાનથી એક બીજાના મદદગાર થઇ રહે.

૧૧ ઓ નેક સમજના શખ્સ! તું ચોથો હિસ્સો ભરૂચનો જાણ, કે જેની હદ અને માપ હું તને કહું છું.

૧૨ અંકલેસરથી તે ખંબાત સુધીની હદ સઘળી ભરૂચા મોબેદોની સમજ.

૧૩ ઓ નેક મર્દ! તું જાણ કે પાંચમો હિસ્સો હું તને કહું છું, જે તને માલુમ થાય.

૧૪ કે જે હિસ્સો દાના મર્દોએ ખંબાતનો કહેલો છે. એ પ્રમાણે દરેક જગ્યા અને શેહરોના હિસ્સા મુકરર કીધા.

(ફારસી બેતો.)

૧ હમહ્ દાનાએ સન્જાન્ ઇનૂચુનીન્ કાર્
બેકર્દેહ્ તા નબાશદ્ કીનો પયકાર.

૨ ચુનાન્ હર શહ્રેરા જારા કર્દહ્ તક્સીમ્
હમહ્ મૂબેદ્ શુદહ્ દેલ શાદો બી બીમ્.

૩ કે જાએ યક 'દેગર દખ્લી નસાઝીમ્
હમહ્ બરૂજાય ખુદ્ બેએફતહ્ નાઝીમ્.

૪ બદીન્ તર્તીબ્ નેવેશ્તહ્ કર્દ્ હરઇક્
બજાએ ખુદ્ બેયામદ્ મૂબેદે નીક્.

૫ હમહ્ મૂબેદ્ દરૂને શહ્રે સન્જાન્
બદીનૂસાન કર્દહ્ બાહમ્ કઉલો પયમાન્.

(ઉપલા બેતોનો અર્થ.)

૧ સઘળા સંજાણના દાનાઓએ એ પ્રમાણેનું (હિસ્સા વહેંચવાનું) કામ કીધું કે જેથી ઝઘડો અને લડાઇ નહીં થાય.

૨ એવી રીતે સઘળાં શેહરો અને જગ્યાઓના હિસ્સા કીધા, જેથી સઘળા મોબેદો ખુશહાલ દિલના અને ધાસતી વગરના થયા.

૩ (અને બોલ્યા) કે "આપણે એક બીજાની જગ્યાએ દાખલ થઇશું નહીં અને આપણ સઘળાઓ પોતપોતાની જગ્યા સાચવીનેજ ખુશહાલ થઇશું."

૪ ઉપલી તરતીબ પ્રમાણે દરેક મોબેદોએ લખાન પોતાન કીધાં અને પછી તે સઘળા નેક મોબેદો પોતપોતાની જગ્યાની હદમાં આવી વસેઆ

૫ સઘળા મોબેદોએ ઉપર પ્રમાણેના કોલકરારો એક બીજા સાથે સંજાણ શહેરમાં કર્યા હતા.

ઉપલી ૧૫૦ વર્ષ ઉપર એક કાબેલ દસ્તુરના હાથે લખાયલી "કિસ્સએ ઝરતોસ્તીઆને હિન્દુસ્તાન"[1] નામની ફારસી ચોપડી મધેથી ઉતારવામાં આવેલા ઉપલા બેતો ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે. પાંચ પંથકના મોબેદોને દરમ્યાન થયલા ઉપલા યાદગાર કરારો પાંચે પંથકના વડીલોએ સંજાણ મધ્યે ભેગા મળી, પોતપોતામાં સુલેહ સંપજ જાળવવા ખાતર એકદિલી અને રાજી ખુશીથી કીધા હતા; અને ઇ૦ સ૦ ૧૨ મી સદીમાં સંજાણથી જરથોસ્તી મોબેદો તેમજ બેહેદીનો જેમ પોતાને ફાવ્યું તેમ ગુજરાતના ઉપલા પાંચ ભાગો મધે મોટી સંખ્યામાં જાથુકના જઇ વસવા પછી શુમારે ૧૫૦ વર્ષે કરવામાં આવ્યા હતા. પાંચ પંથકના વડીલોએ સંજાણમાં ભેગા મળી ઉપલા કરારો કરવા પછી કેટલીક મુદતે ભગરસાથ અનજુમન સાથે સંજાણની અનજુમને ઉપલા કરારોને અનુસરતા બંદોબસ્તો કરી પોતાની સંભાલ હેઠલ રહેલા સમસ્ત જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને સંભાલને સારૂ શ્રી નવસારી મોકલાવ્યા હતા. આએ યાદગાર લેખિત કરારો અને બંદોબસ્તો જ્યારથી થયા ત્યારથી હમણાં સૂધી અમલમાં મુકાતા રહેવાનાં પરિણામમાં એ પાંચે પંથકના મોબેદોને દરમ્યાન લાંબી મુદ્દત વલક એખલાશ અને ભાઇચારો જળવાઇ રહેવા પામ્યો છે અને તેઓમાં ધંધા સંબંધી હક્કની ખટપટો જવલેજ બરપા થઇ છે. ઉપલા કરારો થવા પછીની ૬૦૦ થી વધુ વર્ષની લાંબી મુદ્દત દરમ્યાન ભગરસાથના મોબેદોને ગોદાવરા, ખંભાતા અને ભરૂચા એ ત્રણ પંથના મોબેદોની સાથે એક બીજાના પંથકમાં ગેરકાયદે ક્રિયા કામો કરવાના પરિણામમાં "હક્ક" ની કોઇબી લડત બરપા થવાનો બનાવ તવારીખમાં નોંધાયલો નથી, તેમજ એ લાંબી મુદ્દત દરમ્યાન ભગરસાથ અનજુમને પોતાના બાપિકા

[1]—આએ "કિસ્સએ ઝરતોસ્તીઆને હિન્દુસ્તાન" નામની ફારસી બેતોમાં લખાયલી ચોપડી, શ્રી નવસારીની "પહેલા દસ્તુર મેહેરજીરાંણા લાઇબ્રેરી" મધે હાલમાં મોજુદ છે; જેના ઉપરથી ઉપલા બેતો ઉતારવામાં આવ્યા છે અને તેનો ગુજરાતી તરજુમો એરવદ સાહેબજી માહીયારજી નવરોજજી કુટાર પાસે કરાવી આ પુસ્તક મધે પ્રગટ કરવામાં આવ્યો છે.

હક્કોની જાળવણી માટે જેવી રીતે અને જેઓની સાંમે આગલા વખતમાં અને હાલ જમાને જુદી જુદી ન્યાયની કોર્ટોમાં કાયદાસર લડતો ચલાવી પોતાના દાવાઓ સાબેત કીધા છે, તેવી રીતે કોઇબી પંથકનાએ પોતાના ટોળાના ખરા હકને માટે ભગરસાથ અનજુમનની સાંમે દાવો ઉઠાવી તે ન્યાયની અદાલતમાં પૂરવાર કરવાનો બનાવ આજ દીન વલક બન્યો અને તવારીખમાં નોંધાયો નથી. એ ઉપરથી જરથોસ્તી આલમ જોઇ શકશે કે ભગરસાથ અનજુમને પોતાને વાજબી સબબો મલવા વગર હક હકના ખાલી પોકારો જેમ ઉઠાવ્યા નથી, તેમ કોઇનાબી વાજબી હકો ઉપર ગેરવાજબી તરાપ મારવાની અણુઘટતી કોશેશ કીધી નથી. એથી ઉલટું, ખુદ ભગરસાથ અનજુમનનાં કાયદાપુર્વક સ્થાપન થયલા અને લાંબા વખતથી અમલમાં મુકાતા રહેલા કિમતી હકો ઉપર ગેરકાયદે તરાપ મારવાની, પાંચ પંથકના મોબેદોને દરમ્યાન થયલા ઉપલા કરારોને ટોડવાની અને હક ઉપર બલને સરસાઇ આપવાની કોશેશ આજથી બે સદી આગમચ થવાથી, પોતાના ટોળાના વાજબી હકોનું રક્ષણ કરવા અને બલથી છીનવી લેવામાં આવેલા હકો પાછા મેળવવા માટે તે વેળાની ભગરસાથ અનજુમને જેમ સુરત શેહેરના અસલ વતની મોબેદો, નવસારીમાં તે વેળા વસ્તા સંજાણા મોબેદો અને આપણી અનજુમનથી જુદા પડેલા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો સાંમે કાયદાથી લડત ચલાવી હતી; તેમ હાલના વખતમાં ભગરસાથ અનજુમનનાં વાજબી હકો ઉપર ગેરવાજબી તરાપ મારવાની કોશેશ કરવામાં આવતાં, ચાલુ અમલમાં મુકાતા રહેલા હકોને જાળવવા અને ગેરકાયદે બલથી છીનવી લેવાયલા હક્કો પાછા મેળવવા માટે ભગરસાથ અનજુમનને "ઉદવાડા" ની સંજાણા અનજુમન સાંમે "બેરગામ" નાં પંથકનો કેશ, વાડિયાજીના આતશબેહેરામ સાહેબના—ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના–"બોએના રૂપિયા" મેળવવાનો કેશ, વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓએ શ્રી નવસારી મધે ગેરહક્કે બંધાવેલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવાનો કેશ, અને ભગરસાથ અનજુમનના મુંબઇમાં વસતા મોબેદોના હક્કોની જાળવણી કરવા માટે તેઓની અરજ ઉપરથી સમસ્ત જરથોસ્તી અનજુમને શ્રી મુંબઇ મધે બરપા કરાવી આપેલા "જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" ની કારોબાર મંડળી સાંમે એ પાક મકાનનું તેઓએ ગેરકાયદે બનાવેલું વાંધા ભરેલું "ત્રસ્ટડીડ" રદ કરાવવા અથવા સુધરાવવા માટેનો કેશ, ચલાવવો પડયો હતો.

ઉપલા સઘલા તકરારી મુકદમાંઓ મધે ચલાવવામાં આવેલી "હક્કની લડતો" નો પાયો, સચ્ચાઇ અને વાજબીપણા ઉપર રચાયલો હોવાથી તેમાં ભગરસાથ અનજુમનને ફતેહ મલી હતી અને દરેક કેશમાં ભગરસાથ ટોળાના વાજબી હક્કોનું રક્ષણ થયું હતું. આએ સઘલા અગત્યના કેશોની ઉત્પત્તિના અહવાલો અને તેના ન્યાયની અદાલતોએ આપેલા યાદગાર ચૂકાદાઓ–તેને લગતા પુષ્કળ અસલ લેખો અને દસ્તાવેજો સાથે—આ પુસ્તક મધે પ્રગટ કરવામાં આવ્યા છે.

આએ પુસ્તકના ૨૩ માં સફા મધે પ્રગટ થયલા ઇ૦ સ૦ ૧૬૭૨ ના દસ્તાવેજ (૭)ની અંદર ભગરસાથ અનજુમનને લગતાં પંથકોના જૂદાં જૂદાં શેહેરો અને ગામોની

ટીપ આવેલી છે, જે મધે શ્રી મુંબઇ શેહેરનું ભાગ્યશાળી નામ જોવામાં આવે છે, તે ઉપરથી માલમ પડે છે કે મુંબઇના તે વેળાના ન્હાના ટાપુ મધે પહેલવહેલા પારસી જરથોસ્તીઓ આવી ઠરીઠામ બન્યા ત્યારથી તેઓને ઘરના સઘલાં ક્રિયાકામો કરવ નો એખલો હક્ક શ્રી નવસારીની વડી દરેમેહરને મળતા ભગરસાથના મોબેદોજ ભોગવતા હતા અને જે હક્ક તેઓએ સુમારે ઇ૦ સ૦ ૧૮૦૦ સુંધી સ્વતંત્રપણે ભોગવ્યો હતો. એ અરસામાં અને ત્યાર પછીની લાંબી મુદત તલક મુંબઇની સમસ્ત જરથોસ્તી અનજુમન દરેક સંસારી કે ધર્મ સંબંધી અગત્યની બાબદોમાં શ્રી નવસારીની ભગરસાથ અનજુમનથી યોગ્ય પૂછપરછ કરી તેઓના જવાબ મુજબ અમલ કરતી હતી; મુંબઇમાં તે વેળાએ વસ્તા ભગરસાથના સઘલા મોબેદો પણ નવસારીની પોતાની અનજુમનનાં હોકમ પ્રમાણે ચાલતા અને તેમનું વડપણ સ્વીકારતા હતા; એ બાબેના ઘણાક પૂરાણા જાણવા જોગ અસલ દસ્તાવેજો આ પુસ્તક મધે પ્રગટ થયલા જોવામાં આવશે.

ઇ૦ સ૦ ૧૭૦૦ ને શુમારે શ્રી મુંબઇ શેહેર મધે પારસી જરથોશ્તીઓની વસ્તીમાં થતો રહેલો વધારો ઇ૦ સ૦ ૧૮૦૦ ને શુમારે-યાને ૧૦૦ વર્ષમાં-ઘણો વધવા પામ્યો હતો અને તેનાં પ્રમાણમાં નવસારીથી વધુ મોબેદો મુંબઇમાં આવતા રહયા હતા; પરંતુ વખતના વહેવા સાથે જરથોશ્તીઓની વધતી રહેલી વસ્તીના પ્રમાણમાં તેઓને ત્યાંના ક્રિયાકામો કરવા માટે પૂરતા મોબેદો મલી નહિ શકવાથી, પોતાના આએ મોટાં પંથકની જાળવણી માટે જોઇતા મોબેદો પુરા પાડવામાં અને મુંબઇના જરથોશ્તીઓને સંતોષ આપવામાં નવસારીની ભગરસાથ અનજુમન કોઇ રીતે બે-પરવા અને નભરવશ બનવાથી, તેમજ મુંબઇમાં તે વેળાએ પંથક ચલાવનારા આગેવાન મોબેદોને દરમ્યાન લાંબા વખતથી ચાલુ રહેલા કુસંપને લીધે એકબીજાને મોબેદોની મદદ આપવામાં તેઓ પછાત પડવાથી, તે વેળાના કેટલાક આગેવાન જરથોશ્તીઓએ પોતાની કુમક આપી જૂદા પંથોના થોડાક મોબેદોને તેઓના ક્રિયાકામો કરવાના "આલાતો" સાથે મુંબઇમાં બોલાવ્યા હતા. આ વેળાએ નવસારીની ભગરસાથ અનજુમને પણ "સમો અને સંજોગ" તપાસી જૂદા પંથોના મોબેદોને મુંબઇમાં આવી ક્રિયાકામો કરતા પોતાના હક્કની રૂએ અટકાવવાનું અયોગ્ય અને નામુનાંસેબ વિચાર્યું હતું, પરંતુ એ રીતે મુંબઇમાં આવી વસેલા જૂદા પંથોના મોબેદોની સાથે પોતાની અનજુમનનાં મોબેદોને ધંધા સંબંધી કોઇ પ્રકારની ખટપટો ઉઠતી અટકાવવા તેમજ પોતાના ટોળાનું સ્વમાન જાળવવા ખાતર નવસારીની ભગરસાથ અનજુમને મુંબઇ મધેની તે વેળાએ પોતાના ટોળાના મોહટા વપડાસમાં આવતી અને તેઓના વસવાટના "મૂળ્ય મથકો" વરીકે ગણાતી કોટની મરહુમ માણેકજી નવરોજજી શેઠની, બહારકોટની મરહુમ મનચેરજી બહમનજી શેઠની અને ચંદનવાડી ખાતેની શેઠ હોરમજજી બહમનજી વાડિયાની પાક દરેમેહરો મધે-તેઓના માલેકો અને મુતવલીઓની સંમતી સાથે-એવો રવેચો ચાલુ કરાવ્યો હતો કે, તેમાં ભગરીયા મોબેદો સિવાય જુદા પંથનાં કોઇબી મોબેદોને તેઓના "આલાત" સાથે ક્રિયાકામો કરવાની છુટ આપવી નહિ. ભગરસાથ અનજુમને પોતાનું સ્વમાન અને પોતાના ક્રિયાકામો કરવાના પવિત્ર

"આલત" ની પ્રતિષ્ઠા જાળવવાને ખાતર કીધેલો ઉપલો ઠરાવ અને બંદોબસ્ત, તેઓ તરફ ભલી દિલસોઝી અને ભક્તિભાવથી જોનારા ઉપલી ત્રણે પાક દરેમેહેરોના માલેકો અને મુતવલીઓએ ખુશીથી સ્વિકાર્યો અને પોત પોતાના પાક મકાનો મધે અમલમાં મુકયો હતો.

એ રીતે ભગરસાથના મોબેદોથી મુંબઇ શેહેરનું પોતાનું મોહટું પંથક જાળવાઇ નહિ શકવાના પરિણામમાં જૂદા પંથના મોબેદોનો મુંબઇમાં વસવાટ થવા છતાં, ઉપલાં ત્રણ પોતાના "મુખ્ય મથકો" મધે આલાત સાથના ક્રિયાકામો એખલા ભગરિયા મોબેદોજ પહેલાંથી કરતા રહ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૦૫ માં બરપા થયલી ચંદનવાડી ખાતેની શેઠ હોરમજજી બહમનજી વાડિયાની ઉપલી પાક દરેમેહરના મકાનમાં ઇ૦ સ૦ ૧૮૩૦ માં પાક "આતશબેહેરામ સાહેબ"નો નૂરી કેબલો બનાવી તખ્તનશીન કરવામાં આવ્યો હતો, જેની સઘલી ક્રિયાઓ ભગરસાથના મોબેદોએ કીધી હતી અને તેની "બોએ" દેવાનો કિમતી હક્ક પણ તેઓનેજ મલ્યો હતો. આએ હક્ક આપવાની સાથેજ એ આતશબેહેરામના મુતવલીઓ તરફથી પોતાના પાક મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવાનો અને નવસારીની ભગરસાથ અનજુમન પાસે તેવા "મરાતબો" બહાલ રખાવવાનો સવાલ ઉભો કરવામાં આવ્યો હતો. પરંતુ મુંબઇમાં થયલા મરાતબો સ્વિકારવાને અને તેઓને પોતાના "ભાગીદારો" તરીકે ગણવાને શ્રી નવસારીની ભગરસાથ અનજુમને પોતાનું સ્વમાન અને વડપણ જાળવવા ખાતર કબૂલ નહિ કરવાથી, તેમજ આતશબેહેરામની બોએના રૂપિયાની વહેંચણીના સંબંધમાં પહેલેજ વર્ષે ભગરિયા મોબેદો વચ્ચે મતફેર ઉઠવાથી, ઉપલા બન્ને વાંધાઓનો નિવેડો આવે ત્યાં સૂધી બોએના વાર્ષીક રૂપીયા નવસારીના આતશબેહેરામ મધે ચાલતાં ધોરણ મુજબ ભગરિયા મોબેદોમાં નહિ વહેંચાતાં તેઓને નામે ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૩૪ સુધી એક ભગરિયા મોબેદને ત્યાં અને ૧૮૩૪ થી ૧૮૪૯ સુધી એક ભગરિયા આગેવાન શેઠ હોરમજજી બહમનજી શેઠનાને ત્યાં-વગર વ્યાજે—અનામત મુકવામાં આવ્યા હતા. ઉપલી ૧૭ વર્ષની મુદ્દત દરમ્યાન "મરાતબ" નો વાંધો ચાલુ રહેવાથી વાડિયાજીના આતશબેહેરામના ટ્રસ્ટીઓએ પોતાને ત્યાં વસતા ભગરસાથના દસ્તુર તથા મોબેદોની પાસે એક અરજી કરાવી, તે પોતાની તરફના ભલામણપત્ર સાથે ઇ૦ સ૦ ૧૮૪૯ માં નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ ઉપર મોકલાવી હતી, જેઓ તે વેળાએ પોતાના આપિકાં વતન શ્રી નવસારી ખાતે પધારેલા હતા. આએ અરજી મધે નવસારીની ભગરસાથ અનજુમનનું પૂરતું માન અને વડપણ જળવાય તેવી કબૂલાતથી તેઓની પાસે "મરાતબ" ની રજા મેળવી અપાવવા માગણી કરવામાં આવી હતી. પરંતુ મુંબઇના મોબેદોને તેવી "રજા" આપવા નવસારીની ભગરસાથ અનજુમને ફરી નાપાડવાથી વાડિયાજી શેઠો નિરાશ બન્યા હતા, અને ઇ૦ સ૦ ૧૮૫૦ થી આતશબેહેરામ સાહેબની "બોએ" ના રૂપિયા ભગરિયા મોબેદોને શેઠ હોરમજજી શેઠનાની પેહેડી ઉપર મુકવા નહિ દેતાં, તે પોતે આતશબેહેરામના માલેકો તરીકે લેવા

માંડયા હતા. એ રીતનો ભગરિયા મોબેદો સાથે પોતાને મતફેર પડવા છતાં વાડિયાજીના આતશબેહેરામના મુતવલીઓએ પોતાના આતશબેહેરામ સાહેબની "બોઓ દેવાનો" અને તેમાં "આલાત" સાથના સઘલાં ક્રિયાકામો કરવાનો એખલો હક્ક ભગરિયા મોબેદોનાજ સ્વાધીનમાં રાખ્યો હતો અને જે તેઓએ ઇ૦ સ૦ ૧૮૮૩ સુધી વગર હરખતે પોતાના ટોળાના અસલ તરીકા મુજબ ભોગવ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૮૧ માં ભગરસાથના આગેવાનોએ પોતાની અનજુમનની સંમતી મેળવી ઉપલા વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોઓ" ના શેઠ હોરમજજી શેઠનાને ત્યાં મુંબઇના ભગરિયા મોબેદો તરફથી અનામત મુકવામાં આવેલા ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના રૂપિયા મેળવવા માટે મુંબઇની હાઇકોર્ટ મધે એક મુકદમો નોંધાવ્યો હતો, જેનો ચુકાદો ઇ૦ સ૦ ૧૮૮૩ માં ભગરસાથ અનજુમનની તરફેનમાં આવ્યાથી નાસીપાસ બની, વાડિયાજીના આતશબેહેરામના ટ્રસ્ટીઓ તથા તેમના દસ્તુરજીએ પોતાના આતશબેહેરામ મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવાની જૂની જીદ્દકર ફરી સજીવન કીધી હતી અને જેનાં પરિણામમાં ભગરિયા મોબેદોએ પોતાનું એ માનિતું પાક મકાન ફરજિયાત તજી દેઇ દાદીશેઠના કદમી આતશબેહેરામ સાહેબના મકાન મધે તેના તે વેળાના મુતવલીની મેહેરબાનીથી કામચલાઉ આસરો મેળવ્યો હતો. ત્યાર બાદ મુંબઇની ભગરસાથ અનજુમને નવસારીની પોતાની વડી અનજુમન ઉપર ઉપલી જિકરીના સંબંધમાં એક અરજી મોકલાવી, વાડિયાજીના આતશબેહેરામના દસ્તુર તથા તેમની પક્ષમાં આતશબેહેરામમાં રહી મરાતબ ભણાવવા તયાર થયલા ભગરિયા મોબેદોના સંબંધમાં તેઓનો ઠરાવ જાણવા માગ્યાથી, નવસારીની ભગરસાથ અનજુમને પોતાના ટોળાનો તરીકો ટોડી વાડિયાજીના આતશબેહેરામ મધે "મરાતબ" કરવાની હિલચાલમાં સામેલ રહેનારા દસ્તુર મોબેદોને ભગરિયા તરીકે નહિ ગણવાનો ઠેઠાવ કીધો હતો અને તે ઠરાવ મુંબઇની ભગરસાથ અનજુમને બહાલ રાખ્યો હતો. ભગરિયા મોબેદોએ વાડિયાજીનું આતશબેહેરામ તજવા પછી ૪ મહિને મુંબઇમાં વસ્તા ભગરસાથના દસ્તર મોબેદોએ પોતાના ટોળાના શ્રીમંત અને કેળવાયલા આગેવાનો ઉપર એક અરજી મોકલાવીને ખાસ ભગરિયા મોબેદોના વપરાસને માટે એક કુશાદે અગીઆરી બરપા કરી આપવાની માગણી કરવાથી મજકુર આગેવાનોએ પોતાના ટોળાના મોબેદોને માટે એક અગીઆરી—તથા બની શકે તો—એક આતશબેહેરામ સાહેબ બરપા કરી આપવાનો ઠરાવ કીધો હતો. આએ ઠરાવ અમલમાં મુકવા માટે ઇ૦ સ૦ ૧૮૮૪ માં તેઓએ એક "મહેહનજર" છપાવી જરથોસ્તી આલમમાં આશકારા કીધી હતી, જે યાદગાર મહેહનજર જરથોશતી અનજુમનનાં નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવા માટેનો મૂલ પાયો હતો. તેમાં દરસાવેલી સરતોનો સ્વિકાર કરીને ભગરિયા મોબેદો તરફ ભલી દિલસોઝી અને ખેરખાહી ધરાવનારા દીનદાર જરથોશતીઓએ ભગરિયા આગેવાનોએ ઉભાં કીધેલાં ફંડમાં ખુશીથી રૂપિયા ભર્યા હતા, જે મધેથી યઝદેજરદી ૧૨૫૬ (ઇ૦ સ૦ ૧૮૮૭) માં પાક દરેમેહરનું મકાન ઇજાવી ખોલ્લું મુકવામાં આવ્યું હતું, અને યઝદેજરદી ૧૨૬૭ (ઇ૦ સ૦ ૧૮૯૭) માં નવા આતશબેહેરામ સાહેબના નૂરી કેબલાને તખ્તનશીન કર-

વામાં આવ્યા હતા. ઉપલું પાક દરેમેહેરનું મકાન ખોલ્લું મુકતી વળાએ—જશનની ક્રિયા પૂરી થવા પછી—ભગરિયા આગેવાનોની કમિટી તરફથી એક "અનજુમન પત્ર" વંચાયો હતો, જેમાં એ પાક મકાન બરપા કરવા માટે બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર" થી ઉલટો, તેમજ વાડિયાજીના આતશબેહેરામ મધેથી નિકલવા આગમચ ત્યાં જે તરીકાથી ભગરિયા મોબેદો ક્રિયાકામો કરતા હતા તેને આડે આવનારો તથા ભવિષ્યમાં તેઓને ધંધા સંબંધી મોટું નુકસાન પોહોંચાડનારો એક વાંધા ભરેલો ફકરો દાખલ થયલો જણાયાથી—ઉપલા અનજુમન પત્ર મધે જૂદા પંથના મોબેદોને કંઇબી અપવાદ વગર ભગરિયા મોબેદો માટેની ઉપલી અગીઆરીમાં "આલાત" સાથના ક્રિયાકામો કરવાનો ગેરકાયદે હક્ક અપાયાથી—તેની સામે ભગરસાથના મોબેદોએ મોઢેથી તેમજ લેખિત શખ્ત વાંધાઓ ઉઠાવ્યા હતા; જેનાં પરિણામમાં જો કે નવી અગીઆરી ખોલ્લી મુકાઈ ત્યારથી ઇ૰ સ૰ ૧૯૦૧ માં નવા આતશબેહેરામ સાહેબના મકાનનું "ટ્રસ્ટડીડ" બનાવવામાં આવ્યું ત્યાં સૂધી જૂદા પંથના કોઇબી મોબેદોને એ પાક મકાન મધે 'આલાત" સાથના ક્રિયાકામો કરવાની રજા આપવામાં આવી હતી નહિ, તોપણ ભગરિયા મોબેદો તરફથી અસલ "મદેહનજર" ની કલમો ટાંકીને લેવામાં આવેલા લેખિત વાંધાઓની કનવાર નહિ કરતાં, તેમજ પોતાનું કામ કાયદાસરનું છે કે નહિ તે બાબે કોઈ હુશયાર ધારાસાસ્ત્રીનું મત વટિક નહિ લેતાં, બલ્કે આતશબેહેરામની કારોબાર મંડળીના ભગરિયા સભાસદોએ પોતાની જોખમદારી ભુલી જઇ, ભગરસાથ અનજુમનને કોઇબી રીતે વિશ્વાસમાં લેવા વગર ગુપચુપ નવા આતશબેહેરામ સાહેબનું "ત્રસ્ટદીડ" બનાવ્યું હતું, અને તેમાં અસલ "મદેહનજર" ની સાથે નવી અગીઆરી ખોલ્લી મુકતી વળા પોતે વંચાવેલો તકરારી "અનજુમન પત્ર" પણ દાખલ કીધો હતો. આએ બનાવની ખબર ૪–૫ વર્ષે ભગરિયા મોબેદોને પડતાં આ લખનારે પોતાના હમશરીક સાથે મલી મુંબઇના "એડવોકેટ જેનરલ" ની સંમતીથી એક મુકદમો મુંબઇની હાઇકોર્ટ મધે ઇ૰ સ૰ ૧૯૦૮ માં નોંધાવ્યો હતો, જે મધે અમુક તકરારી બાબદોનો સમજુતીથી નિવેડો લાવી ઇ૰ સ૰ ૧૯૧૨ માં નામદાર કોર્ટથી સંમતીનું હુકમનામું મેળવ્યું હતું, તેની રૂએ જૂદા પંથના મોબેદોને અનજુમનનાં આતશબેહરામ મધે "આલાત" સાથના ક્રિયાકામો કરવા દેવાં કે કેમ તે મૂખ્ય તકરારી બાબદનો ફેસલો કરવાનું કામ બન્ને તરફની સંમતીથી આપણી કોમના માનવંત અકાબર અને માજી સીવીલ્યન જડજ શેઠ મનચેરજી પેસતનજી ખરેગાટની એખલી "લવાદી" ઉપર સોંફવામાં આવ્યું હતું. આએ તકરારી મુકદમાની ત્રણ વર્ષ સૂધી લંબાણ તપાસ ચાલવા પછી તેનો ચુકાદો ભગરસાથ અનજુમનની તરફેનમાં આપતાં, લવાદ સાહેબે નવા આતશબેહેરામના "ત્રસ્ટડીડ" મધે દાખલ કરવામાં આવેલા "અનજુમન પત્ર" મધેથી જૂદા પંથના મોબેદોને લગતો તકરારી ફકરો સદનતર કાઢી નાખવા ફરમાવ્યું હતું. ઉપલા સઘલા ઇતિહાસિક બનાવો અને ચાલેલી જિક્કરોનું વર્ણન તેને લગતા પુષ્કળ અસલ લેખોને આધારે આ પુસ્તક મધે ખોલાસાથી લખવામાં આવ્યું છે.

મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબના " ત્રસ્ટડીડ " ને લગતા તકરારી મુકદમાંનો ભગરસાથ અનજુમનની તરફેનમાં ચુકાદો આવ્યા પછી, પોતાની અનજુમનનાં વાજબી હક્કો જળવાયલા જોવાની ઇન્તેજારી ધરાવનારા અને ઉપલા મુકદમાં મધે ખરાં દિલની લાગણીથી મદદ કરનારા મારા કેટલાક ખેરખાહ મિત્રોએ મને આગ્રહ કર્યો હતો કે આપણી ભગરસાથ અનજુમનનાં સંબંધમાં હમણા સુધી બનેલા અગત્યના બનાવો અને ટોળાના હક્કોની જાળવણી માટે ચલાવવા પડેલા કેશોની એક સંપૂર્ણ તવારીખ લખવાનું કીર્તિવંત કામ માથે લઇ સરનજામ ઉતારવું; અને તેમાં મુંબઇ મધે આપણા ભગરસાથ ટોળાના હક્કાની જાળવણી કરવા સારૂં બરપા કરવામાં આવેલા " અનજુમનનાં આતશબેહેરામ સાહેબ " ની ઉત્પત્તિ તથા તેના ત્રસ્ટડીડના સંબંધમાં બરપા થયલા મુકદમાંનો અહવાલ વિસ્તારીને લખવો; આવું એક પુસ્તક લખાઇ તૈયાર થાય તો તેની છપામણીના ખરચમાં મદદ કરવા તથા કરાવવાની તેઓએ મને ઘટતી કબૂલાત આપી હતી. મારા ખેરખાહો તરફથી મળેલાં આવાં ઉત્તેજનથી અને ટોળાની એક વધુ સેવા બજાવવાની મને મળેલી તકથી દિલમાં ઉંજમ ધરી, ભગરસાથ અનજુમનને લગતા મલી શકયા તેટલા લેખો અને દસ્તાવેજો ભેગા કરી, તેનેજ આધારે આ પુસ્તક તૈયાર કરી છપાવ્યું છે અને તેને " **ભગરસાથ અનજુમનની તવારીખ**"નું યોગ્ય નામ આપ્યું છે. આ પુસ્તક લખવામાં મને જે કિમતી દસ્તાવેજોની મદદ મળવા પાંમી છે તેનો મ્હોટો ભાગ મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા ચાલેલા મુકદમાં વેળા ભગરસાથના વડા દસ્તુરજીને ત્યાંથી મને મલ્યો હતો; અને જે મધેના ઘણા ખરા નવસારીમાં બંધાયલી નવી અગીઆરીને લગતા તકરારી મુકદમાં મધે વાદીઓ તરફથી પૂરાવા તરીકે રજુ કરવામાં આવ્યા હતા. આએ તેમજ બીજા મને મલ્યા તેટલા તમામ લેખો, આ પુસ્તક મધે ઘટતી જગોએ મેં પ્રગટ કર્યા છે.

આ પુસ્તક, દુષ્ટ લડાઇના હિંગામમાં છપાવવા માંડેલું હોવાથી તે પાછલ ઘણો મોહટો ખરચ કરવો પડયો છે; પરંતુ ભગરસાથ અનજુમનના નીચે જણાવેલા સભાસદોએ પોતાના ટોળા તરફની ખેરખાહી અને ભલી લાગણીથી આ પુસ્તક છપાવવાના ખરચમાં નીચે જણાવ્યા પ્રમાણે નાણાંની મોહટી રકમ પહેલાંથી મને આપવાની ઉદાર્તા બતલાવી પોતાના ટોળાના હિતના આએ કીર્તિવંત કામમાં સવખ્તે મદદ કરવા અને ઉત્તેજન આપવાથી આ પુસ્તક આશકારા થવા અને દુન્યાંની રોશની જોવા પામ્યું છે. મને મળેલી આવી ઉદાર મદદને લીધે આ પુસ્તકમાં બની શકે તેટલી ભગરસાથ અનજુમન સાથે નિકટ સંબંધ ધરાવનારી બાબદોનો સમાવેશ કરવાને અને તે માટે રૂપિયાની મોહટી રકમ ખરચવાને હું સામર્થવાન બન્યો છું, જે માટે આવી મદદ આપનારા ભગરસાથના મારા સઘળા દિલસોઝ ભાઈઓનો અત્રે મોહટો આભાર માનવાની મારી ફરજ સમજું છું અને તેઓના મુબારક નામો—તેઓએ આપેલી રૂપિયાની રકમ સાથે—આ પુસ્તકમાં જાળવી રાખવાને હું મુનાંસેબ વિચારૂં છું.

| નામ. | રૂપિયા. |
|---|---|
| મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતો મુકદમો ચલાવવા સારૂં ભગરસાથના અથોર્નાનો પાસે ભરાવેલા રૂપિયા મધેથી વધારાના લીધા... | ૨૧૩ |
| એરવદ સાહેબ રૂસ્તમજી બેજનજી રાનજીએ[1] આપ્યા ... ... | ૨૦૦ |
| મરહુમ એરવદ સાહેબ એદલજી[2] બરજોરજી મુલ્લાંએ નવસારી મધે સ્થાપેલાં "જરથોસ્તી અનજુમન બેહેતરી ફંડ" ના ત્રસ્ટી સાહેબોની તરફથી મલ્યા ... ... ... ... ... ... ... ... | ૧૫૦ |
| મરહુમ શેઠ ફરામજી હોરમજજી[3] અરજાણીએ કબૂલેલા તેમના વિધવા બાઇ ધનમાએ ફરામજી અરજાણીએ આપ્યા ... ... ... ... | ૧૫૦ |

૧—એરવદ રૂસ્તમજી બેજનજી રાનજી, પોતાની ભગરસાથ અનજુમનની બેહેતરી અને ખેરખાહીના દરેક કામોમાં હમેશાં ઉત્સાહ ભર્યો ભાગ લેતા અને તેના વાજબી હકોની જાળવણી કરવાના કામમાં ખરા દિલથી મદદ આપતા રહ્યા છે, એવંગુ અનજુમનનાં આતશબેહેરામને લગતા મુકદમાં દરમ્યાન તેનાં શરૂઆતના ખરચમાં વાપરવા સારૂં જેમ નાણાંની મોહટી રકમ તુરત વેળા ઉપજમથી મને સોંફી હતી તેમ ઉપલો મુકદમો લડવા સારૂ ઉભાં કીધેલાં ફંડમાં રૂપિયા ૨૦૦ ભરી આપ્યા હતા, તેમજ આ ચોપડી છપાવવાના ખરચ મધે મદદ તરીકે રૂપિયા ૨૦૦ આપવાની ઉદ્દારતા બતલાવી હતી. હું આશા રાખીશ કે મારા એ ખેરખાહ મિત્ર પોતાના ટોળાના ભલાં માટે હમેશાં આવી દિલસોઝ લાગણી ધરાવી; ટોળાની બેહતરીના દરેક કામમા પોતાની શકિત મુજબ જોઇતી મદદ આપતા અને ટોળાની સેવા ખરાં દિલથી બજાવતા રહેશે.

૨—ભગરસાથ અનજુમનના ખાસ દિલસોઝ ખેરખાહ મરહુમ એરવદ સાહેબ એદલજી બરજોરજી મુલ્લા વિષેની નોંધ આ પુસ્તકના ૫૨૩ અને ૫૨૦ મા સફા મધે મેં આપી છે, જેથી અત્રે તેઓ સાહેબે પોતાની હૈયાતીમા સ્થાપેલા "એદલજી બરજોરજી મુલ્લાં જરથોસ્તી અનજુમન બેહેતરી ફંડ" મધેથી આ ચોપડી છપાવવાનાં ખરચમાં રૂપિયા ૧૫૦ આપવા માટે એ ફંડના સઘલાં ત્રસ્ટી સાહેબોના મોહટા આભાર માની, તેઓને **ભગરસાથ અનજુમનને નામે** માનપૂર્વક અરજ કરીશ કે મરહુમ મુલ્લાજી સાહેબ પોતાની ભગરસાથ અનજુમનની બેહેતરી માટે તેમજ ભગરસાથના વાજબી હકોની જાળવણી થયલી જોવા સારૂં પોતાની હૈયાતીમા ખરાં દિલની જે લાગણી અને કાલજી ધરાવતા હતા તે ધ્યાનમાં અને પોતાની નજર સનમુખ રાખીને, એ મરહુમ એરવદ સાહેબની ઇચ્છા અનુસાર અને તેમની વશિઅત પ્રમાણે તેઓએ સ્થાપન કીધેલા ફંડ મધેથી વર્ષો વર્ષ નાણાની એક મોહટી રકમ "ભગરસાથ બેહેતરી ફંડ" માં તેમજ ખાસ કરીને ભગરસાથ અનજુમનના હકોની જાળવણી માટે હાલમાં બરપા થયલા અને નવસારીની કોર્ટમાં નોંધાયલા મુકદમાંના ખરચમાં આપતા રેહેશું. ભગરસાથ અનજુમન ખરાં દિલથી આશા રાખે છે કે મરહુમ એદલજી મુલ્લાંએ સ્થાપેલાં ફંડના ત્રસ્ટીઓને બીજી બાબદો ભેગી સોંપાયલી ભગરસાથના હકોની જાળવણી કરવાના કામમાં મદદ આપવાની ફરજ તેઓ પરથમ અને સંતોષકારક રીતે બજાવશે અને મરહુમના અશો રૂહને બેહેસ્તે બરીનમાં ખુરસંદ કરશે.

૩—મરહુમ શેઠ ફરામજી હોરમજજી અરજાણી, પોતાના ટોળાના મોબેદો તરફ ભલી દિલસોઝી ધરાવનારા અને પોતાની અનજુમનનાં વાજબી હકોની જાળવણી કરવાના કામમાં આગેવાન ભાગ લેનારા તરીકે ભગરિયા મોબેદોમાં જાણીતા અને માનીતા હતા. પોતાના ટોળાના મોબેદોને માટે મુંબઇમાં એક અગીઆરી અને આતશબેહેરામ સાહેબ બરપા કરાવી આપવા સારૂં ઇ૦ સ૦ ૧૮૮૪ માં ઉભી થયલી

| નામ. | રૂપિયા. |
|---|---|
| એરવદ સાહેબ ખરશેદજી બેહેરામજી શહીઆર તરફથી મલ્યા ... | ૧૦૦ |
| "એક ગરીબ ભગર્યો અથોર્નાન" ના તખ્લુસથી ભગરસાથના એક મોબેદ સાહેબે આપ્યા.[૫] ... ... ... ... ... ... | ૧૦૦ |
| મરહુમ એરવદ સાહેબ ડોસાભાઇ ભીખાજી કાંગાએ પોતાની હૈયાતીમાં આપેલા ... ... ... ... ... ... ... | ૯૦ |
| એરવદ સાહેબ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણાએ આપ્યા ... | ૭૫ |

જુમલે રૂપિયા ૧૦૭૮

---

ભગરસાથની કમીટીના તેઓ એક સભાસદ નેમાયા હતા અને તેનાં ફંડમાં **કલકત્તા** મધેથી નાણાંની મોહટી રકમ ભરાવી આપી હતી. આએ આતશબેહેરામ સાહેબના ઇ૦ સ૦ ૧૯૦૧ માં થયલા વાંધા ભરેલાં **ત્રસ્ટડીડ**ને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓ તરફથી "લવાદ" સાહેબની સનમુખ જૂબાની આપવા તેઓ હિમ્મત અને ખરી લાગણીથી બહાર નિકલ્યા હતા. પોતાની ભગરસાથ અનજુમન તરફ તેઓની આવી દિલસોઝી અને ભલી લાગણી હોવાથી તેમની હૈયાતીમાંજ તેમના ધણીઆની બાઇ ધનમાય ફરામજી અરજાણીએ રૂપિયાની મોહટી રકમ ખરચી ભગરીયા મોબેદોના વપરાસને માટે ઘોભિતલાવ ખાતે પોતાના મમઇજી મરહુમ બાઇ આવાંબઇ કાવસજી બેજનજી ફરાણી તથા આલબલેસે બક્ષેસ આપેલું ઘર યઝદેજરદી ૧૨૮૫ માં નવેસરથી સમરાવી આપ્યું હતું. આવા ભગરસાથ અનજુમનના એક સાચ્ચા ખેરખાહ શેઠ ફરામજી હોરમજજી અરજાણી રોજ ૩૦ મો, માહ ૯૦ મો, સને ૧૨૮૭ યઝદેજરદી; તા૦ ૭ મી જુલાઇ ૧૯૧૮ ને દિને ૭૫ વર્ષની ઉમ્મરે મુંબઇમાં ગુજર પામવાથી ભગરસાથના મોબેદોમાં દલગીરી ફેલાઇ હતી. આએ પુસ્તક છપાવવાના ખરચમાં મદદ તરીકે મરહુમ શેઠ ફરામજીએ આપવા કબૂલેલા રૂપિયા ૧૫૦ તેમના વિધવા બાઇ ધનમાય ફરામજી અરજાનીએ આપવા ઉપરાંત, તેઓએ બીજા રૂપિયા ૫૦૦ "ભગરસાથ બેહેતરી ફંડ" માં આપ્યા છે.

૪—વાંદરા ખાતેની **શેઠ નશરવાંનજી રતનજી તાતાની દરેમેહેરના** પંથકી **મોબેદ સાહેબ ખરશેદજી બેહેરામજી શહીઆરે** મુંબઇના જરથોશતી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા મુકદમાં દરમ્યાન તેના શરૂઆતના ખરચમાં વાપડવા સારૂં તુરત વેળા નાણાંની મોટી રકમ મારા સ્વાધીનમાં આપી પોતાની અનજુમનના હકોની જાળવણી થયલી જોવા જેમ ઇન્તેજારી બતલાવી હતી, તેમ તેના ખરચને સારૂં ભગરસાથના અથોર્નાનોમાં ઉઘરાવેલાં ફંડ મધે રૂપિયા ૧૫૦ તથા આએ ચોપડી છપાવવામાં મદદ તરીકે રૂપિયા ૧૦૦ ભરી આપ્યા હતા. હાલમાં પોતાની અનજુમનને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોની સાથે પડેલા વાંધા ઉપરથી બરપા થયલા મુકદમાં મધે પોતાની અનજુમનને મદદ કરવા સારૂં એવણ સાહેબે "ભગરસાથ બેહેતરી ફંડ" માં રૂપિયા ૨૦૦૦ ભરી આપી, પોતાના ટોળા તરફની ખેરખાહી અને ભલી દિલસોઝી બતલાવી છે.

૫—આએ "એક ગરીબ ભગર્યો અથોર્નાન" ના તખલ્લુસવાળા મોબેદ સાહેબે સરમાળપણાથી પોતાનું નામ જાહેરમાં મુકવાની મનાઇ કરી, મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે સોલીસીટરોને ત્યાં ભરવા સારૂં શરૂઆતમાં નાણાંની મોહટી રકમ તુરત વેળા મારા સ્વાધીનમાં આપવા ઉપરાંત ખરચના લીસ્ટમાં રૂપિયા ૧૫૦ અને આએ ચોપડી છપાવવામાં મદદ તરીકે રૂપિયા ૧૦૦ ની રકમ મને આપી હતી

આએ તવારીખનું પુસ્તક લખાઇ તૈયાર થયું અને છપાવવા માંડયું તેટલાં આપણી ભગરસાથ અનજુમનના મોબેદો અને આપણા ટોળાથી ૨૩૨ વર્ષ ઉપર જુદા પડેલા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાન "હુક્કની નવી લડત" શરૂ થવાનો કમનસિબ સંજોગ બરપા થવાથી તથા બન્ને ટોળાને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી ઉઠેલા વાંધાઓનો સલાહસંપજથી ઘરમેલે નિવેડો લાવવા માટે એક વર્ષ સૂધી કરવામાં આવેલી સઘલી કોશેશ અંતે નિષ્ફળ જવાથી—બન્ને ટોળાના એરખાહો ભેગો—આ લખનારને મોહટો ખેદ ઉપજ્યો હતો; આ જિક્કરી બરપા થવાને લગતો અને તેની સાથે નિકટ સંબંધ ધરાવતી બાબદોનો ટુંક અહવાલ ઘટતા ટીક્કા અને વિવેચન સાથે આ પુસ્તક મધે છેવટે પ્રગટ કરવાને મેં મુનાસેબ વિચાર્યું છે.

બન્ને ટોળાને દરમ્યાન બરપા થયલા આએ કમનસિબ વાંધા અને મિનાં-કેશાના કારણે આ પુસ્તક છપાઇ તૈયાર થવા છતાં તે બહાર પાડવામાં ફરજિયાત ઢીલ કરવી પડી હતી અને અંતેબી ભગરસાથ અનજુમનને પોતાના પુરાણા હક્કોની જાળવણી કરવા માટે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો સામે શ્રી નવસારીની કોર્ટ મધે મુકદમો નોંધાવવો પડેલો હોવાથી, તુરત વેળા આ પુસ્તક બહાર પાડવાનું ઢીલમાં રાખવાની અને એ ચોપડી મધે દાખલ કરવામાં આવેલા ઘણાક દસ્તાવેજોનો ઉપયોગ પરથમ એ કેશમાં કરવા પછી એ ચોપડી બહાર ફેલાવવાની મને સલાહ મલી હતી; જેથી આ પુસ્તક બહાર પાડવામાં આટલી ઢીલ ફરજિયાત કરવી પડી છે.

ભગરસાથ અનજુમન તરફથી મીનોચેહેરહોમજીના સાથના મોબેદો સામે આએ મુકદમો એરવદો એદલજી નશરવાંનજી કુતાર, રૂસ્તમજી મેહેરનોસજી વજીફાદાર અને ફરેદુન રતનજી કાંગાને નામે તા૦ ૧૨ મી માર્ચ ૧૯૧૯ ને દિને નવસારીની કોર્ટમાં નોંધાવવામાં આવ્યો છે, કોર્ટમાં નોંધાયલું આએ ફરીયાદનામું આ પુસ્તકમાં છેવટે પ્રગટ કીધેલું જોવામાં આવશે.

આ પુસ્તક મધે ભગરસાથ અનજુમન સાથે નિકટ સંબંધ ધરાવતા અગત્યના બનાવો અને મુકદમાઓનો અહવાલ આપવા ઉપરાંત, ઇ૦ સ૦ ૧૭૬૫ માં દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમુલજીની આગેવાની હેઠલ ભગરસાથ અનજુમને શ્રી નવસારી મધે બરપા કીધેલા જરથોશ્તી અનજુમનના બીજા પાક આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિનો ટુંક અહવાલ, દેશાઇજી ખોરશેદજી તેહેમુલજીના "રોજમેલ" અને "ખાતાવહી" ના ચોપડાઓ મધે ખુદ તેઓના હાથે લખાયલી નોંધો ઉપરથી ઉપ-જાવી પ્રગટ કરવામાં આવ્યો છે: તેમજ એ આતશબેહેરામ સાહેબ જેમ ઇ૦ સ૦ ૧૨૬૦ સુધી જાહેરમાં બોલાતું અને લખાતું રહ્યું હતું તેમ દેશાઇજી ખોર-શેદજીના એખલાના પૈસાથી નહિ પરંતુ સુરતના શેઠિયાઓ અને અનજુમનની ભેગી મદદથી બરપા કરવામાં આવ્યા છે તે બતલાવવા અને જરથોશ્તી આલમની ખાતરી કરવા ખાતર એ દેશાઇજી સાહેબના જૂદા જૂદા બે ચોપડા મધેથી ખુદ

તેઓ સાહેબના હાથે લખાયલા લખાણોનાં બે જુદા જુદા ભાગોના "ફોટોગ્રાફો" આ પુસ્તક મધે આપવાને મેં યોગ્ય વિચાર્યું છે, કે જે ભાગોના "ફોટો ઝીંકો" કરાવી ઇ૦ સ૦ ૧૯૧૦ માં મુંબઇના જાણીતાં રોજીંદાં પત્ર "સાંજ વર્તમાન" ના **પતેતી અંક** મધે તેના સાહસીક અધીપતી અને માલેક તરફથી—નવસારીના એ આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની લંબાણ તવારીખ સાથે પહેલવહેલા પ્રગટ કરવામાં આવ્યા હતા, અને એ "બ્લોકો" મને વાપરવા આપવા માટે એરવદ દારાબ રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાણાનો હું આભારી છું.

શ્રી નવસારીના હાલના આતશબેહેરામ સાહેબ દેશાઇજી શ્રી ખોરશેદજી તેહમુરજીના એખલાના પૈસાથી "તેઓને નામે" નહિ પરંતુ જાહેર ઉઘરાણાથી સમસ્ત **અનજુમનને નામે** બરપા થવા પામ્યા છે તે દરસાવનારાં ખુદ એ દેશાઇજીના હાથના લખાણોના ઉપલા બે ફોટાઓ આ પુસ્તક મધે આપવા ઉપરાંત, બીજા ત્રણ ફોટાઓ નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ સાહેબની સહીના "ફોટો ઝીંન્કો" કરાવી આપવામાં આવ્યા છે, જે મધેના બે મરહુમ પહેલા સર જમશેદજીના આ પુસ્તક મધે સફે ૫૫૬ અને ૫૫૭ માં પ્રગટ થયલાં કાગજોના છેલ્લા ભાગોના છે, અને ત્રીજો ફોટો ઝીન્કો "કરકરીઆ કુટુંબની હકીકત અને વંશાવળી" નામની ઇ૦ સ૦ ૧૯૧૬ માં પ્રગટ થયલી ચોપડીમાં **ફોટો ઝીંન્કો** કરાવી પ્રગટ કરવામાં આવેલા અને આએ પુસ્તક મધે સફે ૬૫૦ માં છપાયલા નામદાર પહેલા સર જમશેદજીના નામની બનાવટી સહીના કાગજના છેલ્લા ભાગનો છે; આએ બનાવટી કાગજની લંબાણ નોંધ આ પુસ્તક મધે સફે ૫૫૭ અને ૬૪૮ માં આપેલી જોવામાં આવશે.

**નોંધઃ**—ઉપલો દીબાચો માર્ચ ૧૯૧૯ માં છપાઇ તૈયાર થવા પછી અને મીનોચેહરહોમજી સાથવાલા મોબેદો સામેનો કેશ ચાલુ થવા આગમચ, આ તવારીખનું પુસ્તક પ્રગટ કરી દેવાનો મારો ઇરાદો હતો, પરંતુ મારા ખેરખાહોએ મને સલાહ આપવા મુજબ ઉપલા તકરારી મુકદમાં મધે મારાં પુસ્તકમાં પ્રગટ કરવામાં આવેલા ઘણાક પુરાણા દસ્તાવેજોનો ઉપ્યોગ કરવામાં આવવાનો સંભવ જણાયાથી તુરત વેળા આ પુસ્તક પ્રગટ કરવાનું ઢીલમાં રાખવામાં આવ્યું હતું.

ત્યાર બાદ આ મુકદમાં મધે પરથમ કામચલાઉ મનાઇ હુકમ મેળવવાની દાદ વાદીઓએ માગી, જેની તકરાર ત્રણ કોર્ટોમાં ચાલી અને આકેબત કાયદાની બારીકીને લીધે તે નહી મલવાથી "મુલ દાવો" ચલાવવાની ગોઠવણ કરવામાં આવી, જે દરમ્યાન બન્ને પક્ષે આ તકરારી કેશનો સમજુતીથી નીકાલ લાવવાની કોશેશ કીધી અને જે આયંદેહ ફતેહમંદ નીવડી, તા૦ ૩ જી માર્ચ ૧૯૨૨ ને દીને આ

કેશનો નિવેડો આવ્યો અને બન્ને પક્ષની સંમતીથી સંમતીનું હોકમનામું લેવામાં આવ્યું, જેનો અહેવાલ આ પુસ્તક મધે પ્રગટ થયલો જોવામાં આવશે.

ઉપલા મુકદમાનો નીવેડો આવતાં, આ પુસ્તક પ્રગટ કરવામાં એક બીજી નધારેલી નડતર ઉભી થવા પામી. મુંબઈના વાહુડયાજીનાં આતશબેહેરામ સાહેબના પાક મકાન મધે ઇ૦ સ૦ ૧૮૮૩-૮૪ ના સાલમાં ભગરીયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવાની જીક્કર બરપા થવાથી, આવા મરાતબો થનારા અને તે કરવામાં સામેલ રહેનારા ભગરીયા મોબેદો ભગરસાથ અનજુમનથી જુદા પડેલા ગણાશે એવો ઠરાવ ૧૮૮૪ ના સાલમાં ભગરસાથ અનજુમનની નવસારીમાં મળેલી જાહેર સભાએ કીધો હતો. ઈ૦ સ૦ ૧૯૨૨ માં વાહુડયાજીના આતશબેહેરામનાં તે વેળાના દુરઅંદેશ ત્રસ્ટી સાહેબોએ આ જુનો કજીઓ સમજુતીથી દુર કરવા ભગરસાથ અનજુમનને માગણી કીધી અને કબુલાત આપી કે તેઓના આતશબેહેરામમાં હવે પછીથી ભગરસાથ અનજુમનની સંમતી વગર ભગરીયા મોબેદોના છોકરાઓને "મરાતબો" કરવામાં આવશે નહી. આ કબુલાતને સંતોષકારક અને સ્વમાન જાળવનારી ગણી તા૦ ૧૯ મી માર્ચ ૧૯૨૨ ને દીને નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભામાં વાહુડયાજીના આતશબેહેરામનાં ત્રસ્ટી સાહેબો તરફથી આવેલો અને "ભગરસાથ કમીટી"એ પોતાની ભલામણ સાથે મોકલાવેલો સમજુતીની સરતોનો ખરડો ઘટતા ફેરફાર સાથ બહાલ રાખવાના, વાહાડયાજીના આતશબેહેરામના ભગરીયા દસ્તુર મોબેદોના સંબંધમાં ૧૮૮૪ ના સાલમાં અનજુમને કીધેલો ઠરાવ રદ કરવાના, અને ચોકસ સરતોથી ભગરીયા મોબેદોને વાહુડયાજીના આતશબેહેરામ સાહેબની બોય દેવા તથા ક્રીયા કામો કરવા સારૂ મોકલવાના ઠરાવો પસાર કરવામાં આવ્યા અને જેની રૂયે "બોય" દેવાનાં ટેન્ડર કરીને આ લખનાર પોતાના ત્રણ હમશરીક મોબેદોની સાથે વાહુડયાજીનાં આતશબેહેરામ સાહેબની બોય દેવા અને ક્રીયાકામો કરવા ગયા હતા.

ભગરસાથ અનજુમને કીધેલા સમજુતીના આ ઠરાવો મુંબઇના અનજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળી અને તેના વડા દસ્તુરજીને પસંદ નહી પડવાથી તેઓ અને મુંબઇમાં વસતા ભગરસાથના કેટલાક સભાસદો તેની વીરૂધ થયા. આ કમનસીબ વીરૂધતાએ પક્ષાપક્ષીથી આખરે મોટું રૂપ લીધું. વાહુડયાજીનાં આતશબેહેરામ મધે પોતાની અનજુમનનાં ઠરાવને માન આપી "બોય" દેવા અને બીજાં ક્રીયા કામો કરવા ગયલા અને હવે પછી જનારા ભગરીયા મોબેદોને અનજુમનનાં આતશબેહેરામનાં કારોબારીઓએ પોતાના કારોબાર હેઠલનાં મકાનમાં ક્રીયાકામો કરવા નહી દેવાનો ઠરાવ કીધો. આ ઠરાવ રદ કરાવવા માટે મચકુર ૪ ભગરીયા મોબેદોને મુંબઇની હાઇ કોર્ટમાં ઈ૦ સ૦ ૧૯૨૩ માં મુકદમો નોંધાવવાની ફરજ

પડી, આ તકરારી મુકદમો અનેક તબક્કા મધેથી પસાર થઇ, આખરે હાઇ કોર્ટમાં દીવસો સુધી ચાલ્યો અને તે મહીનાઓ સુધી લંબાવાનો સંભવ જણાયો. આકેબત કેશ પુરો લડવામાં જણાયલી મુશ્કેલી અને બીજા સંજોગો ધ્યાનમાં લઇ આ કેશ વાદીઓને માર્ચ ૧૯૩૧ માં અધુરો છોડી દેવો પડયો. આ સઘલી કમનસીબ જીક્કરોનો અહેવાલ આ પુસ્તક મધે પ્રગટ કરવામાં આવ્યો છે.

શ્રી નવસારીના આતશબેહેરામ સાહેબનું મકાન ઘણું પુરાણું થવાથી તે આજની હાજતને અનુસરતું જાહેર ઉઘરાણાંથી **"અનજુમનને નામે"** નવેસરથી બંધાવવાનો ઠરાવ, યજદેજરદી ૧૨૯૦ ના સાલમાં ભગરસાથ અનજુમને કીધો હતો અને તે સરનજામ ઉતારવાનું કામ "ભગરસાથ કમીટી"ને સોંપ્યું હતું. આ સુભ કામની સામે નવસારીના વતની થોડાક દેશાઇજાદાઓ થયા, અને પાછલથી મુંબઇના વાહડયાજીનાં આતશબેહેરામ સાહેબને લગતી જીક્કર બરપા થવાથી આ વીરૂધી દેશાઇજાદાઓની લડતમાં ભગરસાથના કેટલાક સ્વાર્થી સભાસદોએ સામેલગીરી આપી. જે આતશબેહેરામ સાહેબની માલેકીનો ફડચો મરહુમ દેશાઇજી સાહેબ ખુરશેદજી તેહમુરજીના ખુદ હાથ દશ્કતના ચોપડાઓથી ૩૦ વર્ષ આગમચ થઈ ગયો હતો, તેજ જુની જીક્કર નવા લેબાસમાં ફરી સજીવન કરવામાં આવવાથી તે તરફ પોતાનો અભાવ બતલાવી તથા ભગરસાથ અનજુમને માથે ઉઠાવેલાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનાં કામમાં વધુ ઉત્સાહથી સામેલ થઇ, ભગરસાથના દિલસોજ સભાસદોએ અને સામાન્ય પારસી કોમે મોટી ઉદારતાથી ફંડમાં નાણાંની મોટી મોટી રકમો ભરી આપી ભગરસાથ અનજુમન અને તેની કમીટી ઉપર પોતાનો વિશ્વાસ જાહેર કીધો, જે ઉદાર મદદનાં પરીણામે આતશબેહેરામ સાહેબનું હાલનું પાદશાહી મકાન બરપા થવા પામ્યું છે. આ પાક મકાન બંધાવવાને લગતો સઘલો અહેવાલ, "ભગરસાથ અનજુમનની તવારીખ"ના નામે આ પુસ્તક મધે પ્રગટ કરી જાળવી રાખવાને મેં મુનાસેબ વિચાર્યું છે.

ભગરસાથ અનજુમનનાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજીનાં સંબંધમાં યજદેજરદી ૧૨૯૮ નાં સાલમાં બનેલા એક કમનસીબ બનાવની નોંધ આ પુસ્તક મધે લેવાની મેં ફરજ વીચારી છે; અને ભગરસાથ અનજુમનનાં એક સાચ્ચા ખેરખાહ અને અનજુમનના ઓનરરી સલાહકાર સોલીસીટર ભાઇ જેહાંગીર જમશેદજી વીમાદલાલના અકાળ મરણની નોંધ આ પુસ્તક મધે લેતાં, મને ઘણી દલગીરી ઉપજી છે.

ભગરસાથ અનજુમનની તવારીખના આ પુસ્તક મધે દાખલ કરવામાં આવેલી સઘલી બાબદો, પુરતી તેહકીક કરીને બનેલા બનાવોને આધારે શુધબુદ્ધી અને અંતઃકરણના અવાજને માન આપી સત્યતાથી લખવાની મેં પુરતી સંભાલ

લીધી છે; છતાં કોઇ જગ્યાએ ભુલચુક કે કડવા શબ્દો લખાયલા માલમ પડે તો વાંચનારે મેહેરબાંનીની રૂયે તે ખામીઓ દરગુજર કરવી.

## આ પુસ્તક પ્રગટ કરવા સારૂ મલેલી વધુ મદદ.

મરહુમ એરવદ સાહેબ બેહરામજી ખરશેદજી દોરડી, જેઓ સાહેબે પોતાની ભગરસાથ અનજુમનની તેમજ સામાન્ય પારસી કોમની જાહેર લખાણો, વિગેરે અનેક પ્રકારે વર્ષો સુધી બજાવેલી અમુલ્ય સેવાઓની ઘટતી નોંધ આ પુસ્તકના ૭૯૩–૯૪ ના સફા ઉપર મેં ટુંકમાં લીધેલી છે, તેમાં જણાવ્યા મુજબ તેઓ સાહેબ ૮૯ વર્ષની ઉંમરે નહી પણ ૮૦ વર્ષની ઉંમરે રોજ ૩૦ મો, માહ ૮મો, સને ૧૨૮૦ યજદેજરદીને દીને ગુજર પામ્યા હતા. આ કોમહીતકારી એરવદ સાહેબના જન્મની ૧૦૦ માં વર્ષની જયન્તી, રોજ બીજો માહ ૧૨ મો, સને ૧૩૦૦ યજદેજરદીને દીને નવસારીના આતશબેહેરામ સાહેબનાં પાક મકાન મધે જાહેર જશન અને મરહુમની સેવાઓ માટેના ઘટતાં વીવેચનો કરી ઉજવવામાં આવી હતી.

આ શુભ અવસરની પવિત્ર યાદમાં તેમના બેટાઓ રૂસ્તમજી, એદલજી અને ડા૦ જેહાંગીર બેહરામજી દોરડી એફ. આર. સી. એસ. એઓએ આ પુસ્તક બહાર પાડવામાં મદદ તરીકે રૂા. ૧૦૦) મારી ઉપર મોકલાવ્યા છે જે માટે આ દિલસોઝ ભાઇઓનો તેમજ ભગરસાથ અનજુમનની તવારીખનું આ પુસ્તક પ્રગટ કરવાના કામમાં, તેમજ ભગરસાથ અનજુમનની બેહેતરી અને તેના હક્ક-ઇલાકાની જાળવણી કરવાના બીજાં અનેક કામોમાં સદા મને એક કે બીજી રીતે મદદ અને કુમક આપનારા સઘલા દિલસોઝ ભગરીયા ભાઇઓનો અત્રે અંતકરણથી આભાર માનું છું.

છેવટે હું એટલુંજ જાહેર કરી આ દીબાચો ખતમ કરીશ કે, આ તવારીખનું પુસ્તક, કે જેની મેં ફક્ત ૫૦૦ કોપી છપાવી છે અને જે અનેક ઢીલ પછી ઘટતા વધારાઓ સાથ સંપુર્ણ કરવામાં આવ્યું છે તે રૂ. ૫) ની કીમ્મતે વેચાતાં જે નફો રેહશે તે ભગરસાથની બેહેતરીને લગતાં કોઈબી યોગ્ય કામમાં મારા તરફથી વાપરવામાં આવશે.

**ફરેદુન રતનજી કાંગા.**

**મુંબઇ–વાહડયાજીના આતશબેહેરામ સાહેબ.** રોજ ૧ લો, માહ ૭ મો, સને ૧૩૦૧ યજદેજરદી, તા૦ ૬ ઠ્ઠી માર્ચ ૧૯૩૨ ઇસવી.

# ભુલચુકનો સુધારો.



| સફો. | લાઇન. | અસૂદ્ધ. | સૂદ્ધ. |
|---|---|---|---|
| ૩ જો. | ૨૬ મી. | ધર્મિ | ધર્મ |
| ૫ મો. | ૨ જી. | ૧૧ મી સદી | ૧૨ મી સદી |
| ૮ મો. | ૧૪ મી. | ૧૧ મી સદી | ૧૨ મી સદી |
| ૨૯ મો. | છેલ્લી. | આજ ન પછી | આજ દન પછી |
| ૪૩ મો. | છેલ્લી. | વદી ૧૪ | વદી ૧૪ દીને |
| ૪૪ મો. | ૬ ઠી. (સનદ) વના શબ્દની પાસે—કામ કરે નહી ને જે કોઇ તમારી શલા વના–શબ્દો વધારવા. | | |
| ૫૬ મો. | ૬ ઠી. | નસસારી | નવસારી. |
| ૬૦ મો. | છેલ્લે નોટમાં | દસ્તાવેજ ૨૧ | દસ્તાવેજ ૧૯ |
| ૬૪ મો. | ૧૧ મી. | ૨૧ મો. | ૨૩ મો. |
| ૭૦ મો. | ૯–૧૦–૨૭ | ૧૭ મી સદી | ૧૮ મી સદી |
| ૧૬૦ મો. | ૨૮ મી. | બભાસદો | સભાસદો |
| ૧૮૨ મો. | ૧૫ મી. | કુકદારૂ | કુકાદારૂ |
| ૧૮૬ મો. | ૯ મી. (નોટમાં.) | સાદી નામનાં | સારી નામનાં |
| ૧૯૧ મો. | ૨૭ મી. | મકેથામાં | મથકોમાં |
| ૨૨૩ મો. | ૫ મી. | બોજો | બાજો |
| ૨૩૨ મો. | ૧૩ મી. | ઘડતું | ઘટતું |
| ૨૬૩ મો. | ૧ લી. | પોતના | પોતાના |
| ૨૭૩ મો. | ૨૨ મી. | યજદજરદીને | યજદજરદીને દીને |
| ૩૨૭ મો. | ૧ લી. | ધમ | ધર્મ |
| ૩૪૪ મો. | ૧૬ મી. | અઅ તરફથી | અમો તરફથી |
| ૩૯૨ મો. | ૩૩ મી. | પોતાની | પોતાના |
| ૪૨૦ મો. | ૧૩ મી. | ઇજવા | ઇજાવવા |
| ૪૨૩ મો. | ૧૨ મી. | ઇજવવાના | ઇજાવવાના |
| ૪૬૨ મો. | ૭ મી. | મોબેરોએ | મોબેદોએ |
| ૪૭૧ મો. | ૨૭ મી. | ભગતો | લગતો |
| ૪૭૧ મો. | ૨૭ મી. | અથ | અર્થ |
| ૫૩૮ મો. | ૧ લી. | પલાં | ઉપલાં |

| સફો. | લાઈન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૪૨ મો. | ૧૦ મી. | ૧૭૪૪ | ૧૭૩૯ |
| ૫૫૯ મો. | ૨૭ મી. | આતશઆદરનાં | આતશઅ.દરાંન |
| ૫૭૨ મો. | ૮ મી. | જતાં | થતાં |
| ૫૭૨ મો. | ૩૦ મી. | મોબેદોને | મોબેદોનાં |
| ૫૭૩ મો. | ૩૪ મી. | શકલાવાલા | શકલાતવાલા |
| ૫૭૫ મો. | છેલ્લી. | ૫૩૩૫ | ૫૩૩૮ |
| ૫૭૬ મો. | ૨૪ મી. | ૪૧૦ | ૪૧૩ |
| ૫૭૬ મો. | ૨૮ મી. | ૨૧૦ | ૨૧૩ |
| ૬૦૨ મો. | ૬ ઠી. | "જુદા થવા વિષે બેરીસ્ટરનું કહેવું તેઓ જણાવે છે તે ઉપરથી પ્રતિવાદીઓ" એટલા શબ્દો ફરી છપાયા છે. | |
| ૬૧૩ મો. | ૧૧ મી. | ઈ૦ સ૦ ૧૭૮૦ | ઇ૦ સ૦ ૧૬૮૦ |
| ૬૧૫ મો. | ૧૧ મી. | ફીરંગી હોકમ | ફીરંગી હાકમ |
| ૬૩૯ મો. | ૯ મી. | મમ્માર | મમ્સાર |
| ૬૩૯ મો. | ૧૯ મી. | જાળવા | જાળવવા |
| ૬૪૦ મો. | ૧૭ મી. | કુલુ | કુલ |
| ૬૪૬ મો. | ૧૪ મી. | સર જમશેદજીએ | સર જમશેદજીને |
| ૬૪૯ મો. | ૩૨ મી. | મોભેદ | મોબેદ |
| ૬૪૯ મો. | છેલ્લી. | નાતે | નામે |
| ૬૫૫ મો. | ૧૯ મી. | ટેમા | માટે |
| ૬૫૫ મો. | ૨૩ મી. | આગેવાનેઓ | આગેવાનોએ |
| ૬૭૧ મો. | ૨૮ મી. | વાલાઓની | વાલાઓનું |
| ૬૮૦ મો. | ૨૯ મી. | ણેહેદીનોનો | બેહેદીનોનો |
| ૭૩૮ મો. | ૧૮ મી. | "મીનોચેહર હોમજીસાથવાળાઓ તરફથી આપયા છે" એ વાકય સુધારીને-મીનોચેહર હોમજીસાથવાળાઓ તરફથી ભગરસાથ અનજુમનને આપયા છે-એમ વાંચવું. | |
| ૮૧૪ મો. | ૨૨ મી. | આવજો લાવજો | આવજો માવજો. |

# બનામે ખોદા.

## ભગરસાથ અનજુમન અને મુંબઇના જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિનો તવારીખ તથા એ પાક મકાનનાં "ટ્રસ્ટડીડ" ના સંબંધમાં બરપા થયલા મુકદમાનો અહવાલ.

## સેતાયશે અહુરમજદ.

કરૂંચ હું પહેલાં ખોદાની સેપાસ,
તેથીજ છે દુનિયા હસ્તિમાં ખાસ.
આકાશ ને જમીન ને આતશો નેક.
આફ્તાબ—માહતાબ ને સેતારા અનેક.
પહાડો ને પર્વત ને દરિયા ઉંડાણ,
જમીનમાં છુપાયલી અમુલ્ય ખાણ.
વરસાદ—પવન ને ઝાડ—પાનો કુલ,
ચરંડાં—પરંદાં ને ઇન્સાનો કુલ.
વિગેરે પેદાયશ હજારો હજાર,
દેખાડે છે ખોદાની કુદ્રત અપાર.
જાનદાર હસ્તિમાં ઇનસાનો કુલ,
ધરાવે છે અક્કલનું ગોહર અમુલ.
જેનાથી તે સમજી ધર્મના ભેદ,
રાખે છે દુનિયામાં અશોઇની ઉમેદ.
તેથીજ તે રહીને ગુનાહોથી દૂર,
કરવા સારૂ સવાબ બને છે આતૂર.
તે ધર્મનો લાવનાર અશો જરથોસ્ત,
ખોદાનો જે પેયારો-ભલાઓનો દોસ્ત.
જન્મ જેનો જગમાં થતાને વાર,
ઉપજી હતી સઘલે ખુશાલી અપાર.
જેનાથી છિયે આપણ પારસીઓ શાદ,
તેના નામની કરી—જીગરથી યાદ.
નવસારીના ભગરિયા મોબેદોની નેક.
વિસ્તારીને લખું છું તવારીખ એક.

## પારસી જરથોસ્તીઓ હિંદુસ્થાન મધે આવ્યા પછી લાંબી મુદતે બરપા થયલાં મોબેદી પંથકો, શ્રી નવસારીમાં થયલી ભગરસાથ અનજુમનની સ્થાપના, તેઓની સાથે બંદોબસ્ત કરી સંજાણથી નવસારી મધે લાવી રાખવામાં આવેલા આતશબેહેરામ સાહેબ, મેહેરજી રાણાની આગેવાની હેઠલ નવસારીની ભગરસાથ અનજુમને કીધેલા કેટલાક બંદોબસ્તો તથા પોતાના પહેલા દસ્તૂર તરીકે તેઓએ કીધેલી મેહેરજી રાણાની નેમણુંક.

શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોની સાથે તેઓના "હકકો" ની જાળવણી માટે શ્રી મુંબઇ મધે બરપા કરવામાં આવેલા "જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" નિકટ સંબંધ ધરાવતા હોવાથી, એ પાક મકાનની ઉત્પત્તિની તવારીખ લખવા પહેલાં સમસ્ત ભગરસાથ અનજુમનની ઉત્પત્તિ તથા તેઓના વતનમાં બનેલા ઇતિહાસીક અગત્યતા ધરાવનારા બનાવોની તવારીખ અને તેઓનાં મુંબઇ મધે સ્થાપન થયલાં પંથકને લગતી કેટલીક જાણવાજોગ વિગત, ઘણુક પૂરાતન લેખો અને દસ્તાવેજોને આધારે અત્રે ખુલાસાથી લખવાને હું મુનાસેબ વિચારૂં છું.

ઇરાન સર જમીનમાં બરપા થયલી અને દુનિયાને દરમ્યાન પોતાના કીર્તિવંત કામો તથા જાહોજલાલીથી મશહુર બનેલી આપણી પૂરાતન પારસી જરથોસ્તી શેહેનશાહતનો દહાડો જમાનાની ગિરદેશના સબબે બરગસ્તે બનવાથી, આપણો છેલ્લો પાદશાહ યજદેજર્દ શેહેરીઆર વર્ષો સુધી દીન દુશ્મનો સાથે લડી-તેનાથી અંતે આજેજ બની-નાહસ ભાગ કરતાં ઇ૦ સ૦ ૬૫૧ માં ૩૪ વરસની જવાન ઉમરે કમોતે ગુજર પામવાથી, તેનું તાજ અને તખ્ત જૂલમી આરાબોના હાથમાં જઈ ચોખુણ ઇરાનમાં તેઓની હકૂમત જારી થવાથી તથા "વટલાવવું કે મારવું" એવો જૂલમી 'મૂદ્રા લેખ" તેઓએ અખ્તિયાર કરવાથી, આપણી પૂરાતન કોમ તથા આપણા પવિત્ર જરથોસ્તી ધર્મની સલામતી માટે દીનદાર જરથોસ્તીઓના દિલમાં મોહોટો ભય ઉત્પન્ન થયો હતો

પોતાની ઉપર આવી પડેલી એ રીતની ન ધારેલી આફતથી ગમખાર અને ચિંતાતૂર બની તથા દુનિયાંના સુખ કરતાં ધર્મની મિરાશને મોતેબર ગણી પોતાનો વહાલો દેશ, માલ મિલ્કત તથા એશ કુટુંબને તજી દેઇ, દીનદાર દસ્તૂર મોબેદો અને બેહદીનો પોતાના વહાલા ધર્મની જાળવણી માટે મોહોટી સંખ્યામાં ઇરાન દેશના પહાડો અને સલામત શેહેરો મધે--નાહાસ ભાગ કરતા--તે વેલાએ જઈ વસિયા હતા, કે જ્યાં--ઇરાનનું રાજ્ય આરાબોના હાથમાં જવા છતાં—લાંબી મુદ્દત તલક પારસી હાકમોનો અમલ ચાલુ રહેલો હતો. પરંતુ દીન દુશ્મનોનો દોર તે તરફથી ચાલુ થતાં ત્યાંથી પણ નિરાશ અને

લાચાર બની, કોમ અને ધર્મને નાશ પામતા બચાવવા ખાતર દીનદાર જરથોસ્તીઓની ન્હાની મોહટી ટોળીઓ જુદા જુદા દેશો તરફ નિકળી ગઇ હતી; એજ મુજબ આપણી પાદશાહી આરાઓને હાથ જતાંજ બાપીકા ધર્મની જાળવણી માટે "કીસ્સે સંજાણ" માં જણાવ્યા પ્રમાણે દીનદાર જરથોસ્તીઓનો એક મોહોટો ટોળો "કોહસ્થાન" યાને પહાડી મુલકમાં ૧૦૦ વર્ષ તલક રહ્યા હતો. પરંતુ દીન દુશ્મનોના ડરથી ત્યાં વધુ વખત રહેવું સલામતી ભરેલું નહિ જોઇ, ત્યાંથી તેઓ "હોરમજદ" નામનાં શેહેરમાં આવી, ૧૫ વર્ષ તે જગોએ રહ્યા હતા. ત્યાર બાદ તેઓ હાડેસાના માર્યા એકદિલી તથા ધર્મને જાળવવાની ભલી નૈયતથી દરિયા માર્ગે હિન્દુસ્થાન ભણી નિકળી આવી "દીવ" ના બંદરે ઉતર્યા હતા; એ શેહેરમાં ૧૯ વર્ષ રહી, ત્યાંથી પણ દાનાવ દસ્તૂરોના કહેવાથી સઘળા જરથોસ્તીઓનો કાફલો ગુજરાત તરફ આવવા નીકળ્યો હતો, જેમ કરતાં માર્ગમાં ભારી તોફાન અને વંટોળ્યો થવાથી સઘળાઓની જીંદગી ધાસ્તીમાં આવી પડી હતી; આવી ગેબી આફત મધેથી પોતાને બચાવવા માટે તેઓએ કુદરતના સાહેબ પાક ખુદાની ખરાં દિલથી બંદગી કીધી હતી તથા ફતેહમંદ બેહેરામ યજદને પોતાની મદદ બોલાવવા એવી નૈયત વિચારી હતી કે "આએ તોફાન મધેથી આપણી કિસ્તીઓ જો સહીસલામત કીનારે પૂગશે તો ત્યાં ઉતરતાંવાર બેહેરામ યજદની યાદમાં આતશબેહેરામ સાહેબ બરપા કરી દીન–આઇનનાં કામો જારી કરીશું." અંતઃકરણથી કીધેલી એ રીતની બંદગીના પ્રતાપે તેઓનો એ કાફલો સહીસલામત 'સંજાણ" ના બંદરે આવી પહોંચ્યો હતો. જ્યાં ઉતરવા આગમચ તે કાફલા માંહેલા ૪ હુશ્યાર દસ્તૂર મોબેદો–જેઓ દિવ મધેના પોતાના વસવાટ દરમ્યાન દેશના લોકોની ભાષા, રિતભાત, વિગેરેથી માહિતગાર બનેલા હતા તેઓ–એ ત્યાંના રાજા "જાદીરાણા" સનમૂખ હાજર થઇ, પોતે કોણ છે તથા પોતાની કોમનો આવો મોહોટો કાફલો કેવા સંજોગ અને સબબથી અત્રે નિકળી આવ્યો છે તે ખુલાસાથી સમજાવ્યું હતું, તથા શેહેરમાં ઉતરવાની અને જાથૂકનો વસવાટ કરવાની પરવાનગી અને પનાહ માગી હતી.

સંજાણના દયાળુ અને ધર્મિ હિન્દુ રાજાએ દસ્તુર મોબેદોથી સઘળી હકિકત સમજી તથા તેઓના ધર્મિ, રિતભાત, વિગેરેથી માહિતગાર બની, ચોકકસ સરતોથી તેઓને પોતાના શેહેરમાં [1]ઉતરવા, મરજી પડે ત્યાં વસવા અને વગર ધાસ્તીએ બાપીકો ધર્મ પાળવાની રજા આપી હતી.

---

૧—આપણ જરથોશ્તીઓને સંજાણમાં ઉતરવાનું વર્ષ અને દહાડો વાર, ભરૂચવાળા મરહુમ દસ્તૂર અસ્પંદીઆરજી કામદીનજીએ ઇ૦ સ૦ ૧૮૨૬ માં કબીસાની ઝકરી વેલા છપાવેલી "કદીમ તારીખ પારસીઓની કસર" નામની ચોપડી મધે "સંવત ૭૭૨ નાં શ્રાવણ શુદ ૯ ને વાર શુકર, રોજ ૨ જો બહમન માહ ૪ થો તોર સને ૮૫ યઝદજરદી" કરીને લખિયો છે; અને આપણા ટોળાના મોટા ભાગની એજ માન્યતા મુજબ યઝદેજરદી ૧૨૮૫ ના સાલમાં સંજાણ મધે આપણા ન્યાંગાનોને ઉતરવાને ૧૨૦૦) વર્ષ પુરાં થવાના ઇતિહાસીક બનાવની યાદમાં, યઝદેજરદી ૧૨૮૬ ના સાલના રોજ ૧ લો અને માહ ૪ થાને દિને મુંબઈની "જશન કમિટી" ની આગેવાની હેઠલ ખુદ સંજાણની ભુમિ ઉપર આસરે ૫૦૦૦) પાંચ હજાર દીનદાર જરથોશ્તીઓએ ભેગા થઇ, ત્યાં દસ્તુર મોબેદોએ કીધેલાં જશનના પવિત્ર ક્રિયા ભણતરોમાં ભકિતભાવથી સામેલ બની, પોતાના મરહુમ ન્યાંગાનોને યાદ કરવાનો સંતોષ મેળવ્યો હતો પરંતુ સંજાણ મધે પહેલ વહેલા આપણા ન્યાંગાનો કયા સાલમાં આવ્યા હતા તેના સંબંધમાં તવારીખના અભ્યાસીઓ વચ્ચે ઘણો મોહોટો મતફેર જોવામાં આવે છે.

પોતાનો વ્હાલો દેશ તથા ત્યાંનું સર્વ સુખ તજી હાડેસાના માર્યા શ્રી હિંદુસ્થાન મધે નિકળી આવેલા પારસી જરથોશ્તીઓ સંજાણની ભાગ્યશાળી ભૂમિ ઉપર એ રીતે ઠરીઠામ બન્યા પછી, તેઓની સાથે આવેલા કાબેલ દસ્તૂર મોબેદોએ રાજાની પરવાનગી તથા ઘટતી મદદ મેળવી ધર્મના ફરમાન મુજબ " પાક આતશબેહેરામ સાહેબ "નો નૂરી કેબલો બરપા કીધો હતો તથા દીન-આઇનના ક્રિયા કામો તેનાથી જારી કરી, પોતાનાં જખ્મિ જીગરને શાંત બનાવ્યાં હતાં.

આપણા તે મરહુમ ન્યાંગાનોએ સંજાણ તથા તેની આસપાસના શેહેરો મધે ગરીબાઇના સંકટો છતાં સબૂરીથી ગુજારેલી જીંદગી તથા ૫૦૦ વર્ષની લાંબા મુદત તલક કીધેલા વસવાટને લગતી થોડીબી વિગત દરસાવનારૂં જો કોઇબી પુસ્તક આજે હૈયાતી ભોગવતું હોય તો તે " ૨ કીસ્સે સંજાણ"ની ચોપડી છે. જે મધે જણાવ્યા પ્રમાણે સંજાણ મધે આવી વસેલા જરથોશ્તીઓ સુમારે ૩૦૦ વષ સુધી સઘળા એકદિલથી સાથે વસિયા હતા; તે લાંબી મુદત દરમ્યાન ત્યાંના તમામ મોબેદો સુલેહ સંપજથી સાથે રહી પોતપોતામાં કીધેલા બંદોબસ્તો પ્રમાણે સુજી સમજીને સઘલાં ક્રિયા ભણતરો કરતા હતા તથા ધંધા સંબંધી પોતાની ન્હાની આવક ઉપર શુક્રગુઝારી કરી સંતોષથી પોતાની જીંદગાની ગુજારતા હતા; તે વેળાએ મોબેદોને દરમ્યાન જુદાં " તડ " કે જુદાં " પંથક " જેવું કશું હતું નહિં. સંજાણ મધે આસરે ૩૦૦ વર્ષ સૂધી સાથે વસવા પછી " કીસ્સે સંજાણ " માં જણાવ્યા પ્રમાણે ત્યાંથી પારસીઓએ ન્હાની મોહોટી સંખ્યામાં નવસારી, વાંકાનેર, ભરૂચ, વરીઆવ, અંકલેશર અને ખંબાએત તરફ પોતાને સગવડ પડી તેમ જઇ ૩ વસવાટ કીધો હતો, જયારે બાકીની વસ્તી સંજાણ અને તેની આસપાસના શેહેરો મધેજ બીજાં ૨૦૦ વર્ષ તલક સુખથી રહી હતી.

૨-" કીસ્સે સંજાણ " નામની આએ યાદગાર ચોપડી, યઝદજરદી ૯૬૯ ( ઇ૦ સ૦ ૧૫૯૯ ) ના સાલમાં શ્રી નવસારી મધે ત્યાંના એક વતની મોબેદ બહમન કેકોબાદ સંજાણાએ ફારસી બેતોમાં લખી હતી, અને જે ગુજરાતી તથા અંગ્રેજી તરજુમાં સાથે ઇ૦ સ૦ ૧૯૧૫ માં મી૦ રૂસ્તમ બરજોરજી પેમાસ્તર બી૦ એ૦, એલ એલ. બી. તરફથી છપાઇને પ્રગટ થવા પામી છે. એ ચોપડીમાં આવેલી વિગત પ્રમાણે આપણા વડીલો યઝદજરદી ૧૯૮ ( ઇ૦ સ૦ ૭૮૫ ) ના સાલમાં સંજાણ મધે ઉતરેલા અને ઠરીઠામ બનેલા ગણાવા જોઈએ; જેમ કે:—

| | |
|---|---|
| આપણે છેલ્લો પાદશાહ ગુજર પામ્યો યઝદજરદી | ૩૪ માં. |
| આપણા વડીલો નાહસભાગ કરતા " કોહસ્થાન " રહયા, | ૧૦૦ વર્ષ. |
| ત્યાર બાદ હોરમજદ શેહેરમાં આસરો લીધો | ૧૫ ,, |
| તે પછી હિન્દુસ્થાનમાં આવી દીવ શેહરમાં રહયા | ૧૯ ,, |

કિસ્સે સંજાણ ઉપરથી ઉપજાવેલી ઉપલી ગણત્રી મુજબ આપણા વડીલો પહેલ વહેલા સંજાણ મધે યજદેજરદી ૧૯૮ ના સાલમાં યા તે અરસામાં આવેલા ઠરે, પરંતુ તવારીખના અભ્યાસીઓ મધે એ ગણત્રીના સંબંધમાં પણ ઘણો મતફેર જોવામાં આવે છે.

૩—કીસ્સે સંજાણ મુજબ પારસીઓ સંજાણમાં આવ્યા પછી ૩૦૦ વર્ષે ઉપલાં શેહેરો અને ગામો મધે મોહોટી સંખ્યામાં જઇ વસિયા હોય, પરંતુ તવારીખની બીજી નોંધો ઉપરથી માલમ પડે છે કે ભરૂચ, નવસારી, વિગેરે મથકો ઉપર પારસીઓની વસ્તી—સંજાણની વસ્તીના જેટલીજ—જુની અને પહેલાંથી હતી.

એ રીતે સંજાણ તથા તેની આસપાસના શેહેરો મધેથી ગુજરાતના ઉપલાં શેહેરો મધે–તવારીખની કેટલીક નોંધો પ્રમાણે ઈસવી સન ૧૧ મી સદિમાં–જઇ વસેલા પારસી-ઓની સાથે જે મોબેદો હતા, તેઓએ વખત જતાં તે શેહેરો મધે પોતાનાં સ્વતંત્ર

**મોબેદી પંથકોની પહેલી સ્થાપના**

કીધી હતી. દરેક શેહેરના મોબેદો જ્યારથી એ પ્રમાણે પોતાના મોબેદી પંથકોની સ્થાપના કરી ક્રિયાકામ કરવા લાગ્યા હતા ત્યારથી તેઓનો "સંજાણ" મધેના આતશબેહેરામ સાહેબની "બોઓ" ની પેદાયશ તથા ત્યાંના ક્રિયાકામનો ભાગલાગ બંધ પડયો હતો. સંજાણ મધે જે મોબેદો આતશબેહેરામ સાહેબની સાથે રહેલા હતા તેઓ જેમ તેની "બોઓ" ની આવક પોતપોતામાં વહેંચીને મેળવતા હતા તથા પોતાનાં શેહેર અને આસપાસના ભાગો મધે વસનારા જરથોશ્તીઓને ત્યાંના ક્રિયા ભણતરો કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા, તેમ તે વેલાની મોહટી વસ્તીથી વસાયલાં મુખ્ય ૪ શેહેરો શ્રી નવસારી–અંકલેશર–ખંબાત અને ભરૂચ મધેના મોબેદોએ પણ પોતાનાં શેહેરો મધે પોતાના સ્વતંત્ર પંથકોની સ્થાપના કરી, તેમાં તથા તેની આસપાસના ગામો મધે વસ-નારા જરથોસ્તીઓને ઘરના દીન–આઇનનાં કામો કરવા અને સંતોષથી પોતાનું ગુજરાન ચલાવવા માંડયું હતું. એ રીતનો વહિવટ અને મોબેદી પેશો સલાહ સંપજથી ઘણા લાંબા વખત સૂધી ઉપલાં પંથકોના મોબેદોએ ચલાવ્યા બાદ, જેમ વખત જતાં દરેક શેહેરો તથા તેની આસપાસના ભાગો ઉપર જરથોશ્તીઓની વસ્તીમાં વધારો થતો ગયો તેમ એક પંથકના મોબેદો બીજાંના પંથકમાં જઇ–જયાં પોતાને ફાવે તથા વગલાગ પુગે ત્યાં-ન્હાનાં મોહોટાં ક્રિયાકામો કરવા લાગ્યા હતા.

એક બીજાંના લાંબી મુદ્દતથી સ્થાપન થયલા "હકકો તથા લાભો" ઉપર એ રીતની "તરાપ" પડતી રેહેવાથી જુદાજુદા પંથકો તથા તેમના મોબેદો વચ્ચે અથડામણ અને મિનાંકેશો બરપા થઇ તેઓને દરમ્યાન કડવાશ વધવા લાગ્યો હતો; એ રીતની ખટપત કોઇ પ્રકારનું ગંભિર રૂપ ધારણ કરે તે આગમચ તેવી મોબેદી જીકકરોને ટુંકેથી અને શુરૂઆત-માંજ અટકાવવાનો દરેક પંથકના બુજોર્ગો અને આગેવાનોએ ઠેડાવ કરી તેને લગતા ઘટતા બંદોબસ્તો સાથે મલીને એકસંપ અને એકદિલીથી કીધા હતા; તેઓએ ઘટતી મસલહત પછી પોતપોતાના પંથકોની "હદો" મૂકરર કીધી હતી તથા એક પંથકને તાબેના મોબે-દોએ પોતાના પંથકની મુકરર કરવામાં આવેલી હદમાંજ ક્રિયાકામો કરવાના અને બીજાં પંથકની હદમાં જઇ ક્રિયાકામ કરવા સંબંધી પારકાના "હક્ક" ઉપર તરાપ નહિ મારવા-ના લેખીત કરારો કીધા હતા. સંજાણ, નવસારી, અંકલેશર, ભરૂચ, અને ખંબાત મલી તે વેળાએ હસ્તિમાં આવેલી મૂખ્ય પાંચ પંથકોની અનજુમનોને દરમ્યાન ઉપલા કરારો અને બંદોબસ્તો કેટલીક નોંધો પ્રમાણે ઇ૦ સ૦ ૧૨૯૦ ને સુમારે કરવામાં આવ્યા હતા; કમનસિબે તેને લગતો અસલ લેખ યા તો તેની સત્તાવાર નકલ આજે હસ્તિ ભોગવતી જણાતી નથી પરંતુ આગળા વખતમાં સઘળા મોબેદોને દરમ્યાન સલાહ સંપજ અને એકદિલી જાળવવાની ભલી મકસદથી તેવા લેખિત કરારો થયા હતા એમ આજથી ૨૦૦ વર્ષના પુષ્કળ જૂના અસલ લેખો ઉપરથી માલમ પડે છે તથા ચાલુ વહિવટથી સઘળા

પંથકોના મોબેદોની અનજુમનો-પૂરાતન વખતમાં તેવા બંદોબસ્તો થયા હતા એમ સ્વિકારી-પોત પોતાના પંથકોની "હદ" માં તે મૂજબ મજબૂતીથી અમલ કરે છે.

એ રીતે પાંચ પંથકોની અનજુમનોએ પોત પોતાના પંથકોની મૂકરર કીધેલી "હદો" દરશાવનારો કોઇ અસલ જૂનો લેખ આજે હુયાત હોય તો તે યઝદજરદી ૧૧૩૪ના સાલમાં શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમને નવા આતશબેહેરામ સાહેબ બરપા કીધા હતા તેના અહુવાલની "કિસ્સે આતસબેહેરામે નવસારી" નામની સુમારે ૧૪૦) વર્ષ ઉપર લખાયલી ચોપડી છે, કે જે શ્રી નવસારીની "પહેલા દસ્તુર મેહેરજી રાણા લાઇબ્રેરી" મધેથી મેળવી ઇ૦ સ૦ ૧૮૮૨ માં શ્રી ઉદવાડાની સંજાણા અનજુમને શ્રી નવસારીની ભગરસાથ અનજુમન સામે "ખેરગામ" ના પંથક ઉપર પોતાના "હક્ક" નો દાવો કાઢી વલસાડની બ્રિટિષ અદાલત મધે નોંધ઼ાવેલા અને બન્ને પક્ષની સંમતીથી તે વેળાએ "લવાદ" તરીકે પ્રોફેસર દાદાભાઇ નવરોજજીની સનમૂખ ચાલેલા તકરારી મુકદમાં મધે પોતાના દાવાના પૂરાવા તરીકે ભગરસાથ અનજુમન તરફથી-બીજા પૂરાવાઓ ભેગી-રજુ કરવામા આવી હતી. આએ મુકદમાનો ચૂકાદો ભગરસાથ અનજુમનની તરફેણમાં આપતાં

**જુદાં જુદાં પંથકોની પૂરાતન વખતમાં થયલી વહેંચણી**

ના સંબંધમાં, પ્રોફેસર દાદાભાઇ નવરોજજીએ પોતાના યાદગાર ચૂકાદા મધે જે વિવેચન કીધું છે, તે સદાબરૂં અત્રે ઉતારી લઉં છું. "આ ફેસલા માં પંથકોની હદ મુકરર કરી આપવાની મને જરૂર નથી, પણ હું નીચે મુજબ ભલામણ કરૂં છુ

મોબેદોમાં સાધારણ સમજ ચાલતી આવેલી દીશે છે કે આગળ ૫) પંથકોની વ્હેંચણી થયલી છે, પણ તેમની હદો શું તેનો કંઇ પૂરાણો દસ્તાવેજ મલતો નથી. યઝદજરદી સને ૧૧૩૫ માં નવસારી મધે નવા આતશબેહેરામ બેસાડયા તે વિષે મોબેદ સાપૂર માણકે ફારસી બેતમાં એક "કીસ્સે આતશબેહેરામ" ની ચોપડી બનાવેલી છે, એ ચોપડીને આસરે ૧૦૦) વર્ષ થયાં હશે; એમાં નીચે મુજબ ૫) પંથકોની કેહેવાતી આવેલી હદો જણાવી છેઃ-

૧ લી, સંજાણાઓની—પાર નદીથી દંતોરા નદી સુધી.

૨ જી, નવસારીની--પાર નદીથી બરીઆવ નદી સુધી. (એ તાપી નદી.)

૩ જી, ગોદાવરાની—બરીઆવથી અંકલેશર સુધી. (એ તાપી નદીથી નરબદા નદી સુધી થાય.)

૪ થી, ભરૂચાઓની-અંકલેશરથી ખંભાત સુધી. (એ નરમદા નદીથી માહી નદી સુધી થાય.)

૫ મી, ખંબાએતની–ખંભાતની ઉત્તર તરફ. (એ માહી નદીથી સાબરમતી નદી સુધી દરૂસ્ત દીશે છે.) એ માફક ૫, પંથકો વ્હેંચાયલાં કહેવામાં આવે છે, અને પુરાણા દસ્તાવેજ તપાસતાં એવી કાંઈ હદો આગળ મુકરર થયલી હોય તેવું દીશે છે. પૂર્વ

તરફ શું હદ ગણવી તે વિષે મને એવું દીશે છે કે મુંબઇ ઇલાકામાંના દેશી સંસ્થાનો અંદર લેઇને એ ઇલાકાની પૂર્વ હદ સુધી ઉપલી નદીઓની હદ ગણવી.

એ માફક "હદો" મુકરર કરવાને હું મોબેદોને ભલામણ કરૂં છું." *

---

હિન્દુસ્થાન મધે આવી વસેલા મોબેદોનાં ઉપર જણાવેલાં પાંચ પંથકોની એ રીતે મુકરર થયલી "હદો" માં જે જે જરથોશતીઓ આવીને વસ્તા હતા, તે દરેકને ત્યાંના ક્રિયા ભણતરો તે પંથકને લગતા મોબેદો પોતપોતાની અનજુમનનાં મુકરર કરવામાં આવેલા કાએદા કાનુનો મુજબ સુલેહ સંપજ અને સંતોષથી કરતા હતા તથા સઘળાઓ વડીલોએ કીધેલા ઉપલા ઠરાવોને માન આપી ચાલતા હતા. જેથી તેઓને દરમ્યાન સદિઓ સૂધી "કંકાશ "નું નામ નાબૂદ રહેવા પામ્યું હતું.

"પારસી પ્રકાશ" ના બીજા સફા ઉપર આવેલી નોંધ પ્રમાણે સંજાણથી નિકલેલા પારસીઓ યજદજરદી સને ૫૨૧ (ઇ૦ સ૦ ૧૧૪૨) માં ફરવરદીન મહિનો અને દીન રોજે શ્રી નવસારી મધે આવી ઠરીઠામ બન્યા હતા, જેઓની સાથે "કામદીન-જરથોશ્ત" નામના એક હુશ્યાર અને ભાગ્યશાળી મોબેદે પોતાના ખેશ કુટુંબ સાથે સંજાણથી શ્રી નવસારી મધે આવી ત્યાં

**ભગરસાથ અનજુમનની સ્થાપના**

કરવાનો કીર્તિવંત પાયો નાંખ્યો હતો. એરવદ રૂસ્તમજી જામાસપજી દસ્તૂર મેહેરજી રાણાએ બનાવી પ્રગટ કીધેલી "અથોર્નાન ટોળાંની ભગરસાથ વંશાવળી" નામની ચોપડી ઉપરથી જણાય છે કે, શ્રી નવસારીમાં પહેલા આવેલા ઉપલા મોબેદ "કામદીન-જરથોશ્ત" ને ત્યાં "મોબેદ" અને એ મોબેદને ત્યાં પણ "કામદીન" નામનો છોકરો હતો. આએ "કામદીન-મોબેદ" ને ત્યાં "રાણા તથા મુવદ" નામના બે ×છોકરાઓ હતા, જેઓએ પોતાના બાપના બપાવાએ ઇ૦ સ૦ ૧૧૪૨ માં શ્રી નવસારી મધે બરપા કીધેલું ભગરસાથનું મોબેદી પંથક ભાગમાં ચલાવ્યું હતું, તથા જેઓની ઓલાદના આજના ભાગીદારો "કાકા-પાહલણ" અને "કાકા-ધનપાલ" ની "પોલ" ના મોબેદો તરીકે ઓળખાય છે.

ત્યારબાદ થોડીક મુદતમાં શ્રી નવસારી મધે પારસી કોમની વસ્તી વધવાથી તેઓને ત્યાંના દીન-આઇનના કામો કરવા માટે ત્યાંના વતની મોબેદોને મુશ્કેલી જણાઇ હતી, જે ઉપરથી યઝદેજરદી ૫૮૪ (ઇ૦ સ૦ ૧૨૧૫) માં-યાને નવસારી મધે પહેલા આવેલા મોબેદ "કામદીન-જરથોશ્ત" ની પછી ૭૩ વર્ષે-ઉપલા "રાણા તથા મૂવદ"

---

* જૂવો ઇ૦ સ૦ ૧૮૮૫ માં છપાયલી "ખેરગામ" કેશની ચોપડી, સફો ૭૩ તથા ૭૪ મો.

×ઉપર જણાવેલા "કાકા-પાહલણ" અને "કાકા-ધનપાલ"ની પોલના વડીલો "રાણા તથા મુવદ" જેઓ કામદીન-મોબેદના છોકરાઓ છે, તેઓને "પારસી પ્રકાશ" ના ત્રીજા સફા મધે ભૂલ અને સમજફેરથી શ્રી નવસારી મધે ઇ૦ સ૦ ૧૧૪૨ માં પહેલા આવેલા "કામદીન-જરથોશ્ત" ના છોકરાઓ તરીકે જણાવ્યા છે.

નામનાં ભાઇઓએ શ્રી નવસારીનાં પંથકનું કામકાજ ચલાવવા માટે પોતાના "ભાગીદારો" બનાવવાની કબૂલાત કરીને સંજાણથી મોબેદોની એક બીજી જોડ બોલાવી હતી; તે મૂજબ ત્યાંથી "હોમ-બહમનીઆર" નામનાં એક ભાગ્યશાળી મોબેદે પોતાના છોકરા "ફરેદુન" તથા બેશ કુટુંબ સાથે નવસારી મધે આવી જાથુકનો વસ્વાટ કીધો હતો. આએ "ફરેદુન-હોમ" ને ત્યાં "આસા, ચાંદા અને માહિયાર" નામનાં ત્રણ છોકરાઓની વૃદ્ધી થઈ હતી, જેઓના ભાગ્યશાળી નામથી ભગરસાથ અનજુમનની ત્રણ 'પોલ" હાલમાં ઓળખાય છે

એ રીતે નવસારી મધે આવી વસેલા મોબેદો પાંચ વિભાગમાં પહેલાંથી વ્હેચાયલા હોવાથી "પાંચ પોલ"ના મોબેદોને નામે આશકારા થયા છે. જયારથી નવસારીનું પંથક ઉપલાં પાંચ કુટુંબના મોબેદોએ ચલાવવા માંડયું ત્યારથી તેઓએ પોતપોતામાં લેખિત બંદોબસ્તો કરીને અમૂક "આવકો" ભેગી કરી દરસાલ સઘળાઓને તેઓના "હકકો" મૂજબ વ્હેંચી આપવાનું ધોરણ અખ્તિયાર કીધું હતું, જે ઉપરથી "ભાગીદાર" ને બદલે "ભગરિયા" ના નામથી તેઓ ઓળખાવા લાગ્યા હતા, અને એજ નામથી આજે આપણો એ ટોલો મશહુર બનેલો છે. ઇ૦ સ૦ ૧૧ મી સદિમાં પારસીઓ મોટી સંખ્યામાં શ્રી નવસારી મધે જાથુકના આવી વસીઆ ત્યારે અને તેની આગમચ એ શેહેર અનેક જૂદાં નામોથી ઓળખાતું હતું, બે સદી આગમચના ઘણાખરા જુનાં લેખો મધે એ શેહેર નું નામ "નાગ મંડળ" તરીકે જણાવેલું છે. પરંતુ એ રીતના વિચિત્ર હિન્દુ નામો આપણા વડીલોને પસંદ નહિ પડવાથી તથા એ શેહેરનું હવા-પાણી પોતાનાં કદિમ વતન શ્રી ઇરાનનાં "સારી" નામનાં શેહેરને મલતું તંદરોસ્ત અને ખુશનુંમાં જણાયાથી, તેઓએ એ શેહેરનું તે વેળાએ બોલાતું અને લખાતુ જુનું નામ બદલી "નૌ સારી યાને "નવુંસારી" રાખિયું હતું, તેઓ એ શેહેરને અંગત રીતે એ નામથી ઓળખતા હતા પણ સરકાર દરબારી લખાણો મધે તો નામદાર ગાયકવાડ સરકારનો ત્યાં રાજયઅમલ ચાલુ થવા પછીથીજ સામાન્ય રીતે એ શેહેર નવસારીને નામે ઓળખાવા લાગું છે.



ભગરસાથના મોબેદો એ રીતે પાંચ "પોલ" માં વહેંચાયા પછી દરેક "પોલ" વાલાઓના "હક્ક તથા ઓદ્ધા" પારસી પ્રકાશના ત્રીજા સફા મધે જણાવ્યા પ્રમાણે તે વેલાએ નીચે મુજબ મૂકરર કરવામાં આવ્યા હતાઃ—

૧ રાંણા—કામદીનની પોલ, જેઓ "કાકા પાહલણ" ની પોલનાં તરીકે ઓળખાય છે, તેઓ "હમાએશ્તે બેઆન" યાને "શોશ" પઢાવતા હતા.

૨ મોવદ—કામદીનની પોલ, જેઓ "કાકા ધનપાલ" ની પોલનાં તરીકે ઓળખાય છે તેઓ "નીરંગદીન" નો કબજો પોતાના હસ્તકમાં રાખતા હતા.

૩ આસા-ફરેદુનની "પોલ"વાલાઓ પહેલી "પતેત" માંડતા હતા.

૪ માહીઆર-ફરેદુનની પોલનાઓ "નાવર તથા મરાતબ"ની રજા આપતા અને નાવરનો પહેલો દહાડો પોતે કરતા હતા.

૫ ચાંદા—ફરેદુનની "પૅાલ" વાલાઓ "કોટવાલી" કરતા-એટલે અનજુમનનાં દફતર, દસ્તાવેજો વિગેરે જાળવતા-હતા. એ રીતે પોતાની અનજુમન મધે દરેક પોલના એક એક આગેવાન મોબેદ પોતાનો મુકરર કીધેલો અધિકાર અને આદ્દેધો ભોગવતા હતા.

૨૦૦ વર્ષથી ઉપરના જુના લેખો ઉપરથી જણાય છે કે તે વેળાએ ભગરસાથના મોબેદોમાં "અટકો" જેવું બિલકુલ નહિ હતું, તે લખવાનો રવેચો પાછળથી હસ્તીમાં આવ્યો છે; ભાગલાગ વહેંચવાની સગવડને માટે નામની સાથે અટકો લખાતી તથા બોલાતી થયલી માલમ પડે છે. નવસારીની ભગરસાથ અનજુમનનાં "પાંચ" પોલવાલા મોબેદો જુદી જુદી કહી પૅાલના પોતે ભાગીદાર છે તે જાણવા સારૂ "પારસી પ્રકાશ" ના ત્રીજા સફા ઉપર પ્રગટ થયલી

પાંચ પૅાલના મોબેદોની જાણીતી થયલી અટકો

ની ટીપ, મારી અનજુમનનાં મોબેદોને માટે જાણવાજોગ અને ઉપયોગી હોવાથી, અત્રે સદાખથી ઉતારી લેઉં છું.

૧—કાકા પાહુલણ યાને "રાણા કામદીન"ની પૅાલમાં નીચલાં કુટુંબોનો સમાવેશ થાય છે:—

| | | |
|---|---|---|
| અથેજી. | દાજી. | ભુધરા |
| અરજાંની. | દારાશાહના | ભંડારી.× |
| ઉમરીગર. | દીવાલીઆ. | મછારા. |
| કકરીઆ.× | દોરડી. | મશાંની. |
| કોહલા. | ધાલા. | મુલ્લાં. |
| ખાર્ધી. | ધાભર. | મેહરજીરાણા. |
| ગારૂ. | નરીમાન. | મોધર. |
| ગેલખરીઆ. | નાગલીવાલા. | મોબેદ બહુમનનાં. |
| ગોઇઆ. | પીરના. | રાજા. |
| ઘડા. | પોરીઆ. ( દેશાઇ ). | રાવ. |
| ચલ્લા. | બગલી. | લચરકના. |
| જામાસ્પ આશા | બનશાહ. | વકીલ, |
| તાતા. | ભરમપારીઆ. | વા. |
| થુથી. | ભરરના. | સુખીઆ. |

૨—કાકા ધનપાલ યાને "મોવદ કામદીન"ની પૅાલમાં નીચલી અટકના મોબેદો આવે છે:—

| | | |
|---|---|---|
| અડગરા. | નાંનીઆ | માંદન. |

+ ચોગડી મુકેલી અટકવાલા મોબેદો, ઇં૦ સ૦ ૧૬૮૬ ના સાલમાં ભગરીઆ મોબેદો અને બેહેદીનો વચ્ચે થયલી ખૂંખાર મારામારી પછી ભગરસાથ અનજુમનથી જુદા પડયા હતા

| | | |
|---|---|---|
| કુકા. | પાંડેર. | સકલાતવાલા. |
| કાંગા. | બીલીઆ. | શગશગીના. |
| જેશંગ. | બુધેલા. | હોજદાર. |
| ધાલી. | બોશરા. | |
| નાદરશાહ. | ભેડવાર. | |

૩—આશા ફરેદુનની પૉલનાં મેબેદો નીચલી અટકોથી ઓળખાય છેઃ—

| | | |
|---|---|---|
| અલુ. | દાલખાઉ. | મમગરા. |
| અવાશીઆ. | દોલતાબાદીના. | મલવા. |
| આદરબાદના. | ધાબી. | ગારકર. |
| ઉનવાલા. | નવદર. | મોટા દેશાઇ. |
| કપતાન. | નાગલા. | મોદી. |
| કરીઉં. | પદમ. | મોરીઆ. |
| કારતક. | પરભુ. | રબાડી × |
| કાવશ દાદાના. | પાતલા. | રાજીઆ. |
| કાવશ બહમનના. | પાદશાહ. | રાંનજી. |
| કીકાન. | પોચારા. | લશકરી. |
| કેઆશ. | પંથકી. | વાછા. |
| કોચા | ફકીનજી. | શહીઆર. |
| કોટવાલ. | ફતાકીઆ. | શાહુરી. |
| ગાએ. | બારેવાટ. | શીરવાઇ. |
| ગેતીના. | બેહાકના. | શુખાએહરા. |
| ગેરાના. | બોદ. | સુજ. |
| ગોભઇ. | બાંના. | હમજીઆર. |
| ગોરા. | ભવાનના. | હાથીરામ. |
| દાએઆ. | ભોજલુ. | હાલું. |

૪—માહિયાર ફરેદુનની પૅાલમાં નીચલી અટકનાં કુટુંબો ભાગીદાર છેઃ—

| | | |
|---|---|---|
| આંતીઆ. | તુતના. | માજારા. |
| કદભાગા. | દાબુ. | વાંશ. |
| ખરીઉ. | દામલા. | શીધવા. |
| ખોરી. | પરએજ. | સંજાણા. |
| ગણદેવીના કાતરક. | પીજારા. | હવાલદાર. |
| ગારા. | બાંમજી. | |
| ચેહના. | મધુ આંતીઆ. | |

**૫—ચાંદા ફ્રેદુનની પૅાલ, નીચલી અટકનાં કુટુંબોની બનેલી છેઃ—**

| | | |
|---|---|---|
| અગે. | દારાબ પહાલણ. | ભાથેલીના. |
| ઠામુશ. | પાવરી. | મીનોચેહેર હોમજી.× |
| કુટાર. | બજાં. | શેઠ ખાનદાન. |
| ગણદેવીના પંથકી | બીલીમોરાના પંથકી. | |

---

ભગરિયા મોબેદોનાં નામ સાથે લખાયલી ઉપલી અટકો બરપા થવાનું મુળ વપાસતાં તેમાંની ઘણીખરી ઠઠ્ઠા મશ્કેરીથી તથા હસ્તાં બોલતાં પડેલી માલમ પડે છે. કેટલીક અટકોની મતલબ વટિક સમજાતી નથી અને કેટલીએક અટકો આજે લખાતી તથા બોલાતી બંધ પડેલી અને કેટલીએક નવી નિકળેલી જોવામાં આવે છે.

ઇ૦ સ૦ ૧૨૯૦ ને શુમારે કુલ મોબેદોને દરમ્યાન "પાંચ" પંથકોની વહેંચણી તથા તેની "હદો" મુકરર થવા બાદ, સામાન્ય મોબેદોની માન્યતા તથા ૨૦૦—૩૦૦ વર્ષ આગમચ લખાયલી કોઇ કોઇ ચોપડીમાં આવેલી નોંધ પ્રમાણે ઇ૦ સ૦ ૧૪૧૯ નાં સાલમાં* સંજાણ મધેના, સંજાણા પંથકના મોબેદોની સંભાલ હેઠલ રહેલા પારસી

* "પારસી પ્રકાશ" ના પાંચમા સફા ઉપરની નોંધમાં જણાવ્યું છે કે "એક ઘણી જુની ઈજશ્નેની પોથી જે નવસારી મધે સંવત ૧૭૧૪ (ઇ૦ સ૦ ૧૬૫૮) માં દસ્તુર હમજીયાર રામ સંજાણાને હાથની લખાયલી હતી, તે ઉપરથી કેટલીક ચષ્ટો તથા તાવીજો લખવાની નીરંગોની સંવત ૧૮૫૬ (ઈ૦ સ૦ ૧૮૦૦) માં વલસાડ મધે એરવદ ફ્રેદુન ફરામરોજ સંજાણાએ કીધેલી નકલ, શેઠ રૂસ્તમજી જમશેદજી બાંબોટવાલાએ અમોને દેખાડી હતી. તેમાં સંજાણવાલા આતશબેહેરામ સાહેબને નવસારીમાં લાવવાનો સને તથા દિવસ સંવત ૧૪૭૫ ના રોજ ૨૯ માહ ૬ (તા૦ ૨૬ મી જુન ૧૪૧૯ ઇસવી) કરી લખેલો છે." પરંતુ પારસી પ્રકાશની એજ નોંધમાં કેટલીક દલીલો આપીને નવસારી મધે આતશબેહેરામ સાહેબને લાવવાનો જણાવવામાં આવેલો ઉપલો સને કેટલો ભૂલ ભરેલો હોવો જોઇએ તે સમજાવવામાં આવ્યું છે, અને તેમાં સંપૂર્ણ વજુદ માલમ પડે છે. પહેલી દલીલ તેમાં એવી આપવામાં આવી છે કે "ઇરાંન મધે 'સરફાબાદ' ખાતેથી યજદજરદી ૮૫૫ (ઇ૦ સ૦ ૧૪૮૬)માં બેહદીન નરીમાન હોશંગ ભરૂચીની લાવેલી એક રેવાએતમાં એરવદ ખોરશેદ સંજાણા (કે જે આતશબેહરામની સાથે નવસારીમાં તેની ખીદમતમાં આવેલા ત્રણ નામીચા મોબેદોમાંનો એક હતો)નું નામ નવસારીના વતની તરીકે આવે છે, ત્યારે તે ઉપરથી જણાય છે કે તે મુદતની થોડુંકજ આગમચ નવસારીમાં આતશબેહેરામ આવ્યા હશે."

પારસી પ્રકાશના ઉપલાજ સફા ઉપરની નોંધમાં એક બીજીબી ધરખમ દલીલ, નવસારીમાં આતશબેહેરામ સાહેબ ઇ૦ સ૦ ૧૪૧૯ માં નહિ પણ ઉપર જણાવ્યા મૂજબ ઇ૦ સ૦ ૧૪૮૬ ની થોડુંક આગમચ આવેલા હોવા જોઇએ તેની સાબેતીમાં નીચે મૂજબ રજુ કરવામાં આવી છે. "ઇરાંન તથા હિંદુસ્તાનનાં જરથોસ્તીઓ વચ્ચે દીન ધર્મને લગતા સવાલ જવાબો થયા છે. (અને જે રેવાએતોને નામે ઓળખાય છે) તેમાં યજદજરદી ૮૪૭ (ઇ૦ સ૦ ૧૪૭૮) થી તે યજદજરદી ૮૮૧ (ઇ૦ સ૦ ૧૫૧૨) લગણ "ચાંગા આશા" નું નામ પહેલું આવે છે, અને "કીસ્સે સંજાણ" ઉપરથી જણાય છે કે ચાંગા આશાની મદદથી આતશબેહેરામ સાહેબ નવસારીમાં લાવ્યા હતા."

ને ત્યાંથી દીન દુશ્મનો તરફના દોરને લીધે, શ્રી નવસારી મધે ત્યાંની ભગરસાથ અનજુમન સાથે ઘટતા કોલકરાર અને બંદોબસ્ત કરીને લાવવામાં આવ્યા હતા. આગળ જણાવ્યા પ્રમાણે એક પંથની મુકરર કરવામાં આવેલી "હદ" માં બીજા પંથના મોબેદોએ જઇને કંઇબી ક્રિયાકામો કરવાં નહિ એવા સમસ્ત મોબેદોનાં વડીલોએ લેખિત બંદોબસ્તો કીધેલા હોવાથી તથા એ આતશબેહેરામ સાહેબની "બોઇ દેવાનો" અને તેની આવક મેળવવાનો એખલો હક્ક સંજાણા મોબેદોનો હોવાથી, શ્રી નવસારીની ભગરસાથ અનજુમને શ્રી આતશબેહેરામ સાહેબને નવસારી મધે લાવી રાખવામાં આવે તેથી ખુશી થઇ, તેની સંભાલ કરવાનો "હક્ક" ધરાવનાર સંજાણા પંથકની અનજુમન સાથે પહેલાંથી ઘટતા "કોલકરારો" કીધા હતા, જેની મતલબ ઘણીખરી એવી હતી કે :—

"આતશબેહેરામ સાહેબને નવસારીમાં લાવી ફરી તખ્તનશીન કરવા પછી તેની ખિજમત બજાવવા સારૂ વખતો વખત જેટલા મોબેદોને રાખવા ઘટે તેટલાઓને સંજાણથી મોકલાવ્યા કરવા, જેઓ આતશબેહેરામ સાહેબની "બોઇ" દેવાનું કામ કરશે તથા તેની સઘલી પેદાયશ ઉપર તમારી અનજુમનનો એખલાનો હક્ક રહેશે; પરંતુ આગલ આપણા વડીલોએ કીધેલા કોલકરારો મુજબ શ્રી નવસારી મધે આતશબેહેરામ સાહેબની સાથ આવી રહેલા તમારા મોબેદોથી જેમ પોતાને ઘરનું તેમજ અમારાં પંથકની "હદ" માં આવેલાં કોઇબી જરથોશ્તીઓને ઘરનું ક્રિયાકામ કરી શકાશે નહિ."

ઉપર જણાવ્યા મુજબની સરત સંજાણની અનજુમને ખુશીથી સ્વિકારી તથા તેને લગવાં લખત ઉપર સહીઓ કરી પાક આતશબેહેરામ સાહેબને ઘટતી તરતિબ અને સંભાળથી શ્રી નવસારી મધે મોકલાવ્યા હતા, જ્યાં આગળથી તયાર કરાવેલાં મકાન મધે તે નૂરી કેબલાંને સંજાણા મોબેદોએ ઘટતી રીતે ફરી તખ્તનશીન કીધા હતા. એ આતશબેહેરામ સાહેબને લઇ સંજાણથી નવસારી મધે પગ રસ્તે આવેલા મોબેદો મધેનાં "ખોરશેદ કામદીન, નાગંન રામ, અને ચાંઇઆ શહીઆર" નામનાં ત્રણ હુસ્યાર મોબેદોને પાક આતશબેહેરામ સાહેબની જાળવણી કરવા સારૂ સંજાણની મોબેદ અનજુમને ઘટતો બંદોબસ્ત કરીને શ્રી નવસારી મધે જાથુકના રાખ્યા હતા. "પારસી પ્રકાશ"ના ૬ ઠા સફા ઉપરની એક નોંધમાં જણાવ્યા પ્રમાણે ઉપલા ખોરશેદ કામદીનના ત્રણ છોકરાઓ —ચાંદા, જેશંગ તથા આસ્દીન—નામના હતા, તેઓ મધેના પહેલા "બે"ની ઓલાદવાળાઓ તે ઉદવારેના હાલના મોબેદો છે અને ત્રીજાની ઓલાદના મોબેદો તે *વલસાડમાં "જામાસ્પ ભાઇજીને"ને નામે છુટા પડેલા છે.

"કીસ્સે સંજાણ" મધે જણાવ્યા પ્રમાણે, સંજાણ મધે ઠરીઠામ બનેલા પારસીઓને ત્યાં આવ્યાના શુમારે ૫૦૦ વર્ષ પૂરાં થતાં, ત્યાંના હિન્દુ રાજ્ય સામે એસ્લામી-

* અત્રે નોંધ લીધેલી અગત્યની ગણાશે કે, વલસાડનું પંથક પહેલાથી શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનાં વડપણ હેઠલ હતું. "પારસી પ્રકાશ"ના ચોથા સફા મધે આવેલા લેખ પ્રમાણે ઈ૦ સ૦ ૧૪૧૪ માં વલસાડના ૨૬ બેહેદીનોએ ત્યાંના શુબા "અમીનશીદી" આગળ જઇ લેખીત એકરાર કીધો હતો કે.—

ઓએ ચઢાઈ કીધી હતી તથા લાંબો વખત લડાઈ ચલાવી હતી, જેમાં હિન્દુ રાજાની માગણીથી પારસીઓએ બહાદુરી ભર્યો આગેવાન ભાગ લીધો હતો; તેઓ લડાઈમાં હિન્દુ રાજાનાં લશ્કર સાથે સામેલ રહીને ઇસલામી ચઢાઇ લાવનારાં લશ્કર સામે બહાદુરીથી લડયા હતા તથા પોતાને પહેલવહેલો સંજાણમાં આસરો આપનારા રાજાના વઉશોને માટે પોતાના જાનો સદકે કરી આભારનો બદલો વફાદારીથી અદા કીધો હતો. ઉપલી ચઢાઇનો હિંગામ જોઇ ત્યાંના આતશબેહેરામ સાહેબને સલામતી માટે "બહારોટના પહાડ" તરફ લઇ જઇ ત્યાં દસ્તુર મોબેદોએ ૧૨ વર્ષ સુધી તેની જાળવણી કીધી હતી, ત્યાર બાદ ત્યાંથી આતશબેહેરામ સાહેબને "વાંસદા" મધે લઇ જઇ ૧૪ વર્ષ ત્યાં રાખ્યા હતા; જયાંથી ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી નવસારી મધે એ પાક કેબલાને "ચાંગા આશા" નામના એક આગેવાન જરથોશ્તી બેહેદીનની આગેવાની અને મદદથી લાવી રાખવામાં આવ્યા હતા.

સંજાણ મધેના આતશબેહેરામ સાહેબને શ્રી નવસારી મધે લાવ્યા પછીની સંજાણ અને તેની આસપાસના ભાગો મધે વસતા મોબેદો તથા તેમના પંથકને લગતી કંઇબી તવારીખી નોંધ કમનસિબે કેઠે જળવાયલી જણાતી નથી. ત્યાં વસનારા મોબેદો તથા બેહેદીનોનું શું થયું, તેઓ કોઇ બીજાં શાહેરો મધે આસ્તે આસ્તે જઇ વસિયા કે લડાઇ જેવી આફત અને દીન દુશ્મનનાં દૉરથી નાશ પામ્યાં; તેની તવારીખ આજે અંધારામા રહેવા પામી છે. બનવા જોગ છે કે તેઓ મધેથી ઘણાઓ પોતાની સગવડ અને સલામતીને ખાતર ત્યાંથી નિકલી જઇ, નવસારી—સુરત અને ગુજરાતના બીજા ભાગો ઉપર આવી વસિયા હોય, આએ અનુમાનને નીચલા એક દસ્તાવેજથી કંઇક ટેકો મલે છે.

શ્રી નવસારી મધે આતશબેહેરામ સાહેબની ખેદમત અને જાળવણી કરવા સારૂ ઉપર જણાવ્યા પ્રમાણે શરૂઆતમાં જો કે ત્રણ સંજાણા મોબેદો ઘરબાર માંડી વસીઆ હતા, પરંતુ થોડાજ વર્ષમાં દીન દુશ્મનોના દૉરને લીધે સંજાણ અને તેની આસપાસના ભાગો મધે વસનારા સંજાણા પંથકના મોબેદો મધેથી ઘણાઓ સલામતીને ખાતર નવસારી મધે આવી વસીયા અને ઠરીઠામ બન્યા હતા એમ સંવત ૧૫૯૯ ( ઇ૦ સ૦ ૧૫૪૩ ) ના નીચલા લેખ ઉપરથી માલમ પડે છે; એ યાદગાર દસ્તાવેજ લખાયો તે વેળા નવસારીજ સંજાણા મોબેદોનું "મૂખ્ય મથક" બનેલું હતું.

"અમોએ નવસારીની અનજુમન મધે જઇ માગી લીધુ કે અમારે ત્યાં દીનઆઇનની ક્રિયા વગેરે કરવાને માટે આ૦ શાપુરજી રાંણાને ચંદરોકાલ લાવી રાખ્યે. તે ઉપર નવશારીમાં સરવેએ મલી એ મોબેદ અમોને આપીઓ તે એની પાસે અમારા મજહબનું કામ કુલે અમો કરાવીશું." મજકુર શાપુરજી રાણા ભગરસાથનો નહિ પણ સંજાણા પંથકનો એક મોબેદ હતો, જેની ઉપર બેહેદીનોનો વિશ્વાસ હોવાથી તેઓની મરજી રાખી ઘટતા બંદોબસ્તથી ભગરસાથની અનજુમને તેઓની માગણી કબૂલ રાખી હતી. ત્યાર પછી પેહેડી દર પેહેડી તેનાં વારસોએ વલસાડનું પંથક શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનું વડપણ જાળવી, ચલાવ્યું હતું. ઇ૦ સ૦ ૧૬૮૬ માં બેહેદીનો તથા ભગરસાથના મોબેદો વચ્ચે નવસારી મધે થયલી ખૂંખાર મારામારી પછી જેમ ત્યાં વસનારા સંજાણા મોબેદોએ બેહેદીનોનો પક્ષ પકડી ભગરયા મોબેદોની વિરૂધમાં કમર કશી હતી, તેમ વલસાડ મધેનું પંથક ચલાવનાર તે વેલાના મોબેદ "જામાસ્પ ભાઇજી"એ ભગરસાથ અનજુમન ઉપર રાબેતા મુજબ મોકલવાનો વારસિક લવાજમ બંધ કરીને તેઓથી પોતે સવતંત્ર બન્યા હતા. (પારસી પ્રકાશ, સફો ૨૨ મો.)

આગલા વખતમાં જૂદા જૂદા પંથકોની થયલી વહેંચણી અને તેઓની મુકરર થય "હદો" વિષે પાંચ પંથકના મોબેદોને દરમ્યાન થયલો અસલ દસ્તાવેજ યા તે સત્તાદાર જૂની નકલ જો કે આજે હસ્તીમાં રહેવા પામી નથી, તોપણ હેઠલ પ્રગટ કીધે જેવા બીજા ઘણા પુરાણા લેખો ઉપરથી આગળ જૂદા જૂદા પંથકોની થયલી વહેંચ *અને તેઓની મુકરર થયલી હદો વિષેનો ખાતરીપૂર્વક પુરાવો મલી શકે છે.* આએ દસ્તાવે નવસારીમાં તે વેળાએ વસતા સંજાણા મોબેદોએ પોતાના "પેલાદી દમણથી દંતોરાનં નદી" સૂધીનાં પંથકમાં એક મોબેદ મોકલાવતી વેળા ભગરસાથ અનજુમનની સાથે બેસ બનાવ્યો હતો, જેથી તેનાં ઉપર આગેવાન સંજાણા મોબેદોએ સહીઓ અને ભગરીયા આગેવાનોએ સાખો કીધી છે. ઇ૦ સ૦ ૧૮૮૧–૮૨ માં ચાળેલા "ખેરગામ" ના પંથક સંબંધી કેશમાં ભગરસાથ અનજુમન તરફથી આએ દસ્તાવેજની એક જૂની નકલ પુરાવા મધે રજુ કરવામાં આવી હતી, જે એ કેશની ઇ૦ સ૦ ૧૮૮૬ માં છપાયલી ચોપડીના ૮૫ માં સફા ઉપર પ્રગટ થયલી છે; જે ઉપરથી અત્રે એ દસ્તાવેજ સદાબરો ઉતારી ફરી પ્રગટ કરવાને મેં મુનાંસેબ વિચાર્યું છે.

## દસ્તાવેજ ૧ લો, છપાયલો.

"સંવત ૧૫૯૯ વરખે રોજ બેરામ માહ અશપંદાદમદ આહેદ શ્રી નાગમંડલ કરણે સમસ્ત અંજુમન નુશારીના તા૦ સમસત હેરબદ સંજાણા મલી બંધી કીધી. દમણને પંથક સંજાણાને પંથક પેલાદી દમણથી દંતોરાની નદી લગેન અધારૂ ૧ એરવદ નાગુજ ધરઉ આસો સારવાનું કીધું. જે કાંઈ બેહદીન રસમનું સારણું વેહેવા વચામણું બાજ બરસમ સરવ સારે કરે કીરીઆ કરે તેહેની સમસ્ત અંજુમને [1]આજીવકાપરડી પેલાદી દમણથી જેટલા વેહેવા સારે તે વેહેવા ૧ પરત ટંકા દુ ૧॥ દુધ આપણ સા પંતીઆલા સમસને કાજે નુશારી મોકલે. એ વરાએઆં[2] જે કાંઇ એરવદી સમદી[3] ઘણું જે કાંઇ આવે વેવા તા૦ ઘઘરણું તા૦ બાજ બરશામ તા૦ આફરીગાન જે કાંઇ હોએ તે એ૦ નાગુજ ધરઉ લીએ જે હેરબદ હુએ તે લીએ ॥ બાકી શરવ નુશારીના પતીઆલા હોએ તે લીએ હદમદુદ દમણથી તે એ દંતોરા શુધી ॥ બાકી પંથક ભગરીઆના છે તે સાથે આપણને લેવ દેવ નહી.

અત્ર મતુ.

૧ એ૦ કામદીન ચાઈઆં લખતંગ.
૧ આ૦ શાએર ખુરશેદ લખતંગ.
૧ આ૦ આસતીન હીરા લખતંગ.
૧ આ૦ હમજીઆર પદમ લખતંગ.

અત્ર શાખ.

૧ લા૦ રાંણા જેસંગ.
૧ લા૦ ખુરશેદ ચાંદા.
૧ લા૦ ધઇઆ રાંણા.
૧ લા૦ લાખ બેરામ.
૧ ઠાઠા ધનપાલ.

---

૧ આએ શબ્દનો અર્થ સમજ પડતો નથી.
૨ એ વરાએઆં—એ સિવાય.
૩ એરવદી સમદી—મોબેદીને લગતું.

ઉપલા યાદગાર લેખ ઉપર સહી કરનારા આગેવાન સંજાણા મોબેદોમાં પહેલી બે સહીઓ, આતશબેહેરામ સાહેબની સાથે શ્રી નવસારીમાં આવેલા ત્રણ મોબેદો મધેના "ખોરશેદ કામદીન તથા ચાંઇઆ શહીઆર"ના છોકરાઓની જણાય છે, જે તવારીખના અભ્યાસીઓને માટે અગત્યની છે. સંજાણના પંથક મધેથી આતશબેહેરામ સાહેબને ઇ૦ સ૦ ૧૪૧૯ માં નહિ પરંતુ ૧૪૮૬ ની થોડુંક આગમચ શ્રી નવસારી મધે લાવવામાં આવેલા હોવા બાઇએ એની "પારસી પ્રકાશ"ના પાંચમા સફા મધે આવેલી નોંધને ઉપલી સહીઓથી—જો તેઓ નવસારીમાં આતશબેહેરામ સાથે આવેલા ચાંઇઆ—શહીઆર અને ખુરશેદ—કામદીનના છોકરાઓજ હોય તો—મક્કમ ટેકો મલે છે. બનવાજોગ છે કે આતશબેહેરામ સાહેબની સાથે નવસારીમાં આવેલા સંજાણા મોબેદો તે વેળાએ જવાન ઉમરના હોય અને તેઓના છોકરાઓએ પુખ્ત ઉમ્મરે ઉપલા દસ્તાવેજ ઉપર સહીઓ કરી પોતાનાં નવાં પંથકમાં મોબેદને મોકલાવ્યો હોય. જો ઉપલા દસ્તાવેજ ઉપર પહેલી બે સહીઓ કરનાર, આતશબેહેરામ સાહેબની સાથે સંજાણથી નવસારીમાં આવેલા પહેલા મોબેદોના છોકરાઓજ છે એમ સિદ્ધ થાય તો આતશબેહેરામ સાહેબ ઇ૦ સ૦ ૧૪૮૦ ને સુમારે શ્રી નવસારી મધે આવેલા ચોકસ ઠરે. ઉપલા દસ્તાવેજ ઉપરની સંજાણા મોબેદોની સહીઓ જેમ અગત્યની છે, તેમ તેના ઉપર "શાખ" કરનારા ભગરસાથ અનજુમનના આગેવાનોનાં નામો પણ ખાસ ધ્યાન ખેંચનારાં છે, તે મધે પહેલા દસ્તુર મેહેરજી રાણા—જેઓનું ભાગ્યશાળી નામ ભગરસાથ અનજુમનની તવારીખમાં પ્રકાશિત બનેલું છે તેઓ—ના નેકનામ પિતા "રાણા જેશંગ" ની શાખ ઉપલા દસ્તાવેજની ઉપર પહેલી થયલી જોવામાં આવે છે. એવણે પોતાને હાથે યઝદેજરદી ૮૭૩ (ઇ૦ સ૦ ૧૫૦૪) માં લખેલી "પાજંદ જામાસ્પી" અને યઝદેજરદી ૯૧૫ (ઇ૦ સ૦ ૧૫૪૬) માં લખેલાં "ફારસી બહ્મન નામાં" ના પુસ્તકો આજે જળવાયલાં છે; તેમજ સંવત ૧૫૭૬ (ઇ૦ સ૦ ૧૫૨૦) માં નવસારીના ૧૦ આગેવાન બેહેદીનોએ એવણને દીન-ધર્મની સેવાની પિછાનમાં એક જાગીર ભેટ આપેલાનો અસલ દસ્તાવેજ આજે મોજુદ છે; ઇ૦ સ૦ ૧૫૨૭ માં શાપુર આસા નામના એક બેહેદીન ઇરાનથી એક "રેવાયત" લાવ્યા હતા અને જેની ત્રણ નકલો આજે જૂદા જૂદા આસામીઓ પાસે જળવાયલી છે તેમાં એવણનું નામ સર્વેથી પહેલું છે.[1] એ સઘલા દાખલા ઉપરથી માલમ પડે છે કે મેહેરજીરાણાને ભગરસાથની અનજુમને પોતાના વડા દસ્તુર તરીકે પહેલવહેલા પસંદ કરી ઉંડવ્યા તેની આગમચ તેમના પિતા "રાણા જેશંગ" એ અનજુમનના એક આગેવાન અકાબર તરીકે પ્રસિદ્ધતા પામેલા અને પારસી કોમનું માન મેળવવાને ભાગ્યશાળી બનેલા હતા.

ઉપલા ઇ૦ સ૦ ૧૫૪૩ ના દસ્તાવેજ ઉપર ભગરિયા આગેવાનોમાં બીજી જાણીતી શાખ "કાકા ધનપાલ" ની થયલી છે, જેઓ તે વેળાએ એક વિદ્વાન મોબેદ તરીકે પ્રસિદ્ધતા પામેલા હતા અને જેઓના નામ ઉપરથી "કામદીન-જરથોસ્ત" ના છોકરા

૧—જુવો, "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા" નામની શમ્સુલ ઓલ્મા ડા૦ એરવદ જીવનજી જમશેદજી મોદી સી. આઇ. ઇ. એ ઇ૦ સ૦ ૧૯૦૩ માં પ્રગટ કીધેલી ચોપડી; સફો ૨૬૩-૬૪, ૧૫૮ ૧૫૯ અને ૨૬૧ મો.

"મોવદ–કામદીન"ની પોલના મોબેદોને "કાકા–ધનપાલની પાંલના" તરીકે આજે સાધારણ રીતે ઓળખવામાં આવે છે. ઉપલો દસ્તાવેજ બન્યો તે વેળાએ મેહેરજીરાણા ૩૨ વર્ષની ઉમ્મરે પુગેલા અને પૂખ્ત જ્ઞાની બનેલા હતા. ત્યારબાદ તેઓની નામના અને કીર્તિ રોજબરોજ વધતી રહેલી અને તેઓએ પોતાના ધર્મ જ્ઞાનથી નવસારીના તમામ પારસીઓનો ચાહા અને વિશ્વાસ સંપાદન કીધેલો માલમ પડે છે; નવસારીના તમામ બેહેદીનોની તરફથી એવણને પણ એવણના પિતાની માફક સંવત ૧૬૨૯ (ઇ૦ સ૦ ૧૫૭૩) માં એક જાગીર ભેટ આપવામાં આવી હતી[1] એવણ પોતે ઇ૦ સ૦ ૧૫૭૯–૮૦ માં વડા દસ્તુર નેમાયા તેની આગમચ પોતાના ટોળાનું વડપણ એવણના હાથમાં આવેલું અને પોતાની અનજુમનનું બંધારણ ફરીથી સારા પાયા ઉપર રચી અનજુમનની બેહેતરી માટે દીન–આઇનને લગતા ઘટતા બંદોબસ્તો કરવાનું કીર્તિવંત કામ તેઓએ ઉપાડી લીધેલું માલમ પડે છે. તેઓએ પોતાની અનજુમનમાં કીધેલા બંદોબસ્તોને લગતા બે યાદગાર લેખો આજે જળવાઇ રહેવા પામ્યા છે, જે મધેનો પહેલો સંવત ૧૬૨૨ (ઇ૦ સ૦ ૧૫૬૬)નો લેખ, અસલ દસ્તાવેજની ખરી નકલ છે તથા બીજો સંવત ૧૬૨૬ (ઇ૦ સ૦ ૧૫૭૦)નો લેખ, અસલ "ઓરીજીનલ" અને મેહેરજી રાણાના ખુદ પોતાના હાથનો લખેલો છે. આએ બંને યાદગાર દસ્તાવેજો, શ્રી નવસારીની "પહેલા દસ્તુર મેહેરજી રાણા લાઇબ્રેરી"ના સક્રેટરી શેઠ રૂસ્તમજી કેઆસજી મોદીની પાસે—હાલમાં જળવાયલા—મેં જોયા અને તપાસીઆ છે, તથા એ પૂરાણા લેખોના "ફોટો લિથો" કરાવી શમસુલ—ઓલમા ડા૦ એરવદ. જી૦ જ૦ મોદી સી. આઇ, ઇ. એ "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા" નામની પોતાની ચોપડીમાં પ્રગટ કર્યા છે. અત્રે એ લેખો આ પુસ્તકમાં ફરી ઉતારી પ્રગટ કરૂં છું:—

## દસ્તાવેજ ૨ જો નકલ છે.



"સમસ્ત શ્રી અંજમન નુશારીનાં જોગ. લખતં સમસ્ત અધ્યરૂ તથા સમશત હેરબુદ. જત્ત આજ પછી જે કોઇ અધ્યરૂ થાઇ અગીઆરીમાંહાં ફતરત[2] કોરે. ભગર[3] લુટિ ચોરી કરે. બેહેદીનની ફરસ્ત[4] આપખુશી કરી આપણુ સિધિ લેઇ જાઇ તે અંજમનનું ગુનાહગાર અને દીવાનની બેઆનત[5] સમારે. બીજૂ બાજનું ધરણાર જેહેનુ

[1] જુવો, "શાહ અકબરની દરબારમા પારસીઓ અને દસ્તુર મેહેરજીરાણા" નામની ચોપડી મધે ફોટોઝીન્કો કરાવી છેવટે પ્રગટ કીધેલો અને એજ ચોપડીમાં સફે ૧૫૫–૫૬ માં છપાયલો દસ્તાવેજ.

[2] ક્રિયા કામ અચોક્સ કરે, તે કરવામાં અપ્રમાણીકપણું વાપડે.

[3] ભાગલાગમાં હક્કદારનો હક લુંટે. (આએ ભાગ પૈસા ઉપરાંત દરૂન, ધઉ, ઈત્યાદી વસ્તુઓનોબી સમજવો.)

[4] યાને—પોતાના હકના (સરોસ બાજના) દરૂન ઉપરાંત બેહેદીનને ઘરની બીજી બાજેમાંથી દરૂન કાઢી પોતાને ઘર લેઇ જાએ.

[5] દીવાનની બેઆનત સમારે—હાકમને જવાબદાર રહે.

વારૂ[૧] હુઇ તે દીશ પુહુરમાંહા[૨] ખુબ કરે બેપુરમાંહા[૩] શરવ બાજ ધરે બાજ ધરતાં તખશીર નહી કરે. તેહેની બાજ ધરણાં શમદ[૪] જે લવાજમ શદા છે તે લીઇ તે વરાઆં[૫] કાંઇ અધીક[૬] નહી લીઇ. બાજ ધરતાં ઇજશને હીધાલાને કોઇ દારાહી[૭] નહી દીઇ આપણુશી દાદ દાવર આગલ માંગે. બીજૂ શોશ સ્યાવ[૮] વેહેવા ઘઘરણાં શરવમાંહાં જે કોઇ ચોરી કરે તે શ્રી અંજમનનુ ગુનાહગાર. દીવાંનની ખેઆંનત સમારે. બીજૂ ભગર વાંટે તે બાજ ઘરિઆ પાખિ[૯] નહી વાટે બાજ ધરી શરવ વાંટી લીઇ સહી. અસ્યલ ખત વધે પ્રપાલનાય[૧૦] રોજ આદર માહ અસપંદારમદ સંવત ૧૬૨૨ વર્ખે.

૧ કતબે[૧૧] સમસ્ત હેરબુદ અધ્યરૂ.

૧ લ૦ મહીઆર વાછા.
૧ બહમન આ ચાંદા કતબુ.
૧ આ૦ કઇકબાદ મહીઆર.
૧ કાકા શ્રુત[૧૨] આસદીન.
૧ લા૦ અ૦ પદમ રૂસ્તમ.
૧ રાંણા ચાચા.
૧ અ૦ હોશગ હોશંગ (લખત)
૧ લ૦ ફ્રદીન કાકા.
૧ લ૦ બહમન હોશંગ.
૧ શાપૂર આશા.
૧ અ૦ અસ્પંદીઆર કાકા શાખ.
૧ લખતંગ રૂસ્તમ ધણુપાલ.

૧ લ૦ મોવદ મેહેરવાંન.
૧ આ૦ જેસંગ જાયા
૧ લા૦ આ૦ સાઇર બહેરાંમ.
૧ લ૦ પદમ રૂસ્તંમ બહેરાંમ.
૧ લખતમ કઇઆ મણકા.
૧ લ૦ કામદીન રાંણા.
૧ લ૦ દોહીઆ હોમ.
૧ અ૦ પદમ જીવા મતુ.
૧ લ૦ ચાંદણાં કાકા.
૧ લ૦ કાંમદીન હોસંગ.
રાંણાં નરસંગ.
૧ લ૦ આ૦ પેશીતન ચાંદા. ”

---

૧ વારૂ હુઇ-ક્રિયા કામ કરવાનો જે કોઇના વારો હોય.

૨ દીશ પુહુરમાંહા—હાવન ગેહની શરૂઆતમાં, સહવારના પોહોરમાં.

૩ બેપુરમાહ-બપોર સુધી.  ૪ શમદ—સંબંધી.

૫ તે વરાઆં—તે સિવાય, તે વગર.  ૬ અધીક—વધારે.

૭ દારાહી નહી દીઇ-ખલલ નહિ કરે. (આએ ફકરાની સમજ એ છે કે કોઈ મોબેદનાં સંબંધમાં પોતાની કંઇ ફરિયાદ હોય તો દસ્તુર દાવરો આગલ જઇને દાદ માંગવી. પણ કોઇએબી તે ક્રિયા કરતો હોય ત્યાં જઇને ક્રિયામાં ખલલ કરવી નહિ. )

૮ સરોશની ઇજશ્ને કરવામાં તથા સેઆવ ઇજવામાં.

૯ બાજ ધરિઆ વગર વહેંચી નહિ લીએ.

૧૦ એ વાકય જુનાં લેખો મધે દુઆ તરીકે વપડાય છે.

૧૧ કતબે- લખતંગ, લખનાર.

૧૨ કાકા ન આસદીન—કાકાનો છોકરો આસદીન, આસદીન કાકા.

# દસ્તાવેજ ૩ જો, અસલ છે.

"સમસ્ત અંજમન જોગ લા૦ સમસ્ત હેરબુદ. જત હેરબુદ સારતુ[1] થાઇ તાડી નહી પીઇ. જે તાડી પીઇ તે બરસમ હાથ નહી ધરે સારણાંથી બાહેર નીકલે બરસ્નૂમ-માંહાંથી બાહેર નીકલે સહી. ને કોઇ આતસ બોઇ દીઇ તે તાડી નહી પીઇ. તાડી પીઇ તે બરસનૂમથી બાહેર નીકલે સહી. રોજ અરદીબહેસ્ત માહ અસ્પંદારમદ સંવત ૧૬૨૬ વર્ખ.

જે કોઇ બાજ ધરે તે તેતલા દહાડા આપણસી[2] નુબતે અગીઆરીમાંથી રહે તેતલા દહાડા દરવંદ સાથે નહી અડકે સહી.

૧ કતબે મહીઆર વાછા

૧ આ૦ સાપુર આસા કતબે

અતરે આ૦ ધરપાળ કામદીન, પેસતન જીવા, ખુરસેદ બેહરાંમ, હમજીઆર પદમ, નરસંગ સાઇર, બહેરાંમ સેહીઆર, કાકા સુત અસ્પંદીઆર, પદંમ રૂસ્તંમ, મહેજી માણક, ખુરસેદ અસદીન, કઇયા માંણક, નુસેરવાંન આસદીન, ચાંદણાં કામદીન, રૂસ્તંમ સહીઆર, મોવદ સાઇર, અને કઇકબાદ મહીઆરની સહીઓ થયલી છે."

— —:o:——

ઉપલા બન્ને લેખો મધે મેહેરજી રાંણાનું નામ "મહીઆર વાછા" લખાયલું છે અને તે ઉપરથી જણાય છે કે અસલ નામ "મહીઆર" હતું જેનું રૂપ ફેરવાઇને "મેહેરજી" બનેલું છે, અને તેઓ પોતાના કાકા "વાછા જેસંગ" ના પાલક થયલા હોવાથી પવિત્ર ભણુતરોમાં "દસ્તુર મેહેરજી એરવદ વાછા" નાં નામથી તેઓનું નામ યાદ કરવામાં આવે છે. ઉપલો લેખ લખાયો ત્યારે મેહેરજી રાંણા ૬૦ વર્ષની બુજોર્ગ ઉંમરે પુગેલા હતા તથા તેઓ ઘણા પહરેજગાર અને ધર્મ સંબંધી બાબદોનું પુખ્ત જ્ઞાન ધરાવનારા હોવાથી તેવણનું નામ તે વેલાએ હીંદુસ્થાનમાં સઘલે મશહુર બનેલું હતું, ત્યાર બાદ દીલ્લી મધે શાહનશાહ અકબરની દરબારમાં જવાને, ત્યાં પોતાનું નામ કીર્તિ-વંત બનાવવાને અને નામદાર શેહનશાહ અકબરનું દિલ જીતી લેવાને તેઓ ભાગ્યશાળી બની, પાદશાહી જાગીરોની બક્ષેશ અને માન અકરાંમ સાથે પોતાના વતનમાં પાછા પધારવાથી ભગરસાથ અનજુમનને ભારી હરખ ઉપજ્યો હતો, અને તેવણને પોતાના

૧ હેરબુદ સારતુ થાય—બરસનુંમ વાપડતો થાય, અથવા બરશનુંમ સાથનાં ક્રિયા ભણુતરોમાં મોબેદો રોકાયલા હોય.

૨ આપણસી નુબતે–પોતાની વારીમાં, પોતાના વખતમાં.

પહેલા દસ્તુર+ તરીકે કબૂલ રાખી તેઓના હુકમ અને રજાથી સઘળાં ક્રિયા ભણતરો હુવે પછી કરવાનો ભગરિયા મોબેદોએ ઠેડાવ કીધો હતો. આએ ઠેઠાવોને લગતા બે યાદગાર લેખો આજે જળવાયલા છે, અને તે એરવદ ડા૦ જીવનજી જમશેદજી મોદીએ પોતાની ઉપલીજ ચોપડી મધે તેના "ફોટો લીથો" આપીને પ્રગટ કરેલા છે. સંવત ૧૬૩૫ તથા ૧૬૩૬ ( ઇ૦ સ૦ ૧૫૭૯ તથા ૧૫૮૦ )ના સાલમાં થયલા આએ લેખો, ભગરસાથ અનજુમનની હાલની તથા આવતી ઓલાદ માટે અગત્યના હોવાથી આ પુસ્તકમાં જાળવી રાખવા અત્રે ફરી પ્રગટ કર્યા છે. પહેલો લેખ એક જુની નકલ છે, જ્યારે બીજો અસલ ઓરીજીનલ છે; એ બન્ને લેખો શ્રી નવસારીની "દસ્તુર મેહેરજી રાંણા લાઇબ્રેરી"ના સેક્રેટરી મી૦ રૂ૦ કે૦ મોદીની પાસે મેં જોયા છે.

# દસ્તાવેજ ૪ થો, જૂની નકલ છે.

સંમરત અંજમંન નુસારીનાં જોગ લ૦ સંમસ્ત હેરબુદ. જત શ્રોસ[1] ત૦ નવસો[2] નવાઢે જે હેરબુદ આપસની નુબંત નવાઢે તે એ૦ શ્રી મંહેરજી રાંણાને હુજુર પુછી નવસો દીઇ ત૦ શ્રોસ કીજે તે પુછી ઇજે. પોતદાર[3] વરાંઇ શ્રોસ ત૦ નવસોનાં દોકડા જે આવે તે પોતદાર આલે તે વરાંઇ બીજુ કોઇ નહી આલે. જે આલે તે અંજમંનનુ ગુનાહુગાર.

---

+ આએ પુસ્તકના આગલા સફાઓમાં જણાવેલી "કીસ્સે સંજાણ"ની યાદગાર ચોપડી મધે આવેલું દાસ્તાન, ભગરસાથ અનજુમનના આએ પહેલા વિદ્વાન અને કાબેલ દસ્તુરજીના સમજાવ્યા મુજબ નવસારીના વતની મોબેદ બહમન કૈકોબાદ સંજાણાએ ફારસી બેતોમાં લખી ઈ૦ સ૦ ૧૫૯૯ ના સાલમાં પુરૂં કીધું હોય એમ તેણે એ ચોપડીના દીબાચા મધે જણાવેલા નીચલા અર્થસૂચક ફકરા ઉપરથી અનુમાન બાંધી શકાય છે. તેઓ લખે છે કેઃ—

"જે કે મેં સાંભળીઉંચ દાના દસ્તુરથી કે તે દસ્તુર હમેશ ખુબીમાં મશહુર હતો અને તે દસ્તુર તમાંમ જંદ અવશ્તા પઢેલો હતો, અને તેણે પોતીકી નજદીકથી અહરેમંનને હાંકી કાહાડેલો હતો અને તે શેહેરના દરમ્યાનમાં મશહુર હતો, જે તેથી દીન હમેશ નુર ભરેલી થાઈ છે અને આએ જમાનામાં તેહનો હોકમ સરવે કોઇ ઉપર ચાલતો અને તે દીનનું કામ ઘણું કરતો. અને હરેક કોઇ દીનનાં ભેદોની વાતો તેહને પૂછીને તેહેનાં કહ્યા પ્રમાણે દીનનું કામ કરતા. અને પોતીકા શેહેરનાં દરમેઆંનમાં તે ઉશ્તાદ હતો અને શાગેરદોથી તેહેનું દેલ અને જીવ ખુશાહાલ હતો. અને તેણે સાચ્ચા લોકોની છુપા ભેદોની દાશ્તાંનો માહારી આગલ કહી, એટલે જે એક દાહાડે મારી આગલ એ "કેશશો" તેણે કહયો તે ગોયા નેકી ખુબીથી તે ખબંરાનાં મોતીની લડ પરોવી. તે દસ્તુરની સાથે હમેશે નેકી જીઆદે હોજો. અને દસ્તુરની કહેલી વાતો હું ઉઘાડી કરી કહું છુ."

ઉપલા ફકરા મધે જણાવેલી સીફતવાળા જ્ઞાની વિદ્વાન દસ્તુર તે જમાનઃ મધે જો જણાયલા અને હયાતી ભોગવી ગયલા હોય તો તે ઈ૦ સ૦ ૧૫૯૧ ના સાલમાં ગુજર પામેલા પહેલા દસ્તૂર મેહેરજી રાંણાજ હોય, એવું અનુમાન હું કરૂં છું, અને તેઓથી સમજેલી ઉપલી દાસ્તાંન તેમના મરણ પછી ૮ વર્ષે લખીને ઈ૦ સ૦ ૧૬૦૦ માં તમામ કરવામાં આવી હોય, એ ઘણું સંભવિત જણાય છે.

૧ શરોસ—શરોસની ઈજશ્ને કરે. ૨ નવસો નવાઢે—બરસનુંમ આપે.

૩ પોતદાર વરાએ—વારાદાર સિવાય.

શ્રોસ ફીજે ત૦ નવસો દીઈ તે એ૦ શ્રી મહેરજી વાછાને પુછી દીઈ. નહી પુછે તે અંજમં નનુ ગુનાહગાર. રોજ ગુઆદ માહ તીર સંવત ૧૬૩૫ વર્ખે કતએ[૪] સંમસ્ત હેરબુદ.

૧ મોબદ ખુરસેદ સા.
૧ ચાંદણાં કાકા મતુ
૧ પદમ રૂસ્તમ મતુ
૧ મોબદ સાઇર.
૧ બહેરાંમ જેસંગ.
૧ આ૦ ધમપાલ કામદીન.
૧ બહમન હોસંગ.
૧ નુસેરવાંન યાશદૈન.
૧ ચાંદણાં કામદીન ધનપાલ.
૧ અ૦ રાંણાં પેસોતન.
૧ અ૦ મેહેરજી ચાંદજી.
૧ આ૦ ખુરસેદ બહેરામ ભાદીઆ.
૧ આ૦ બહમન બહેરામ.

## દસ્તાવેજ ૫ મો અસલ છે.

શ્રી અંજમંન નુસારીનાં જોગ લા૦ હેરબુદ સમસ્ત. જત અંગીયારીની રાસ વેહેવા તા૦ ઘઘરંણાં ત૦ સરોશ ત૦ સેયાવ ત૦ સજાનાં[૫] ત૦ નવસો તથા ભગર[૬] ત૦ અંગીયારી શંમધી જે કાંઇ આવે તે એ૦ શ્રી મેહેરજી વાછાની તસલીમ[૭] કીધું. ૬ શ્રી મેહેરજી વાછાની બગેર રજા કંઇ અગીયારી સંમધી ઉઆલે[૮] વંણપુછે[૯] કાંમ કરે તે વરસ ૧ ૬૬ લગે ભાગથી અલગુ. ખેયાંન ત૦ ચુગપ[૧૦] કરે તે દોકડુ ૧ લીઇ તેહેનાં બમણાં ખેયાંનત આપે. ૬ નાંમુ એ૦ શ્રી મહેરજી વાછાની તસલીમ કીધું ૬ લખાથી ચુકે તે અંજમંનનું ગુહુનેગાર. ૬ નાંમુ એ૦ મહેરજીની સેહેત[૧૧] રેહે સહી. રોજ મેહેર મા૦ દેઇ સવત ૧૬૩૬ છતરીશ વર્ખે.

ધઇયાં ચાંદજી શાખે.

અત્રે બહમંન ચાંદા, પેસીતન ચાંદા, બહેરાંમ જેસંગ, પદમ રૂસ્તમ, કઇકબાદ મહીઆર, ચાંદણાં કાકા, ધરપાલ કામદીન, સાપુર આસા, ચાંદણાં કામદીન ધનપાલ, ખુરસેદ બહેરામ મહીઆર, નુશેરવાંન યાશદૈન, આદર રાંણા, બહાન હોસંગ, મોવદ સાઇર, નરસંગ રામજી, કાકા અસદીઅ, પેસીતન જીવા, નરીમાંન હોમ, ખુરસેદ બહાન, ધઇઆં બેહરાંમ અને બેહેરામ ફરેદુન નામનાં મોબેદોની સહીઓ છે.

૪ કતએ—લખનાર, લખતંગ.
૫ સંજાનાં—એ શબ્દની મતલબ સમજ પડતી નથી.
૬ ભગર—ભાગલાગ ( જે ઉપરથી ભાગરિયા નામ પડયું છે. )
૭ તસલીમ કીધું—સોંફીઉં, સવાધીન કીધું.
૮ ઉઆલે-એ શબ્દ બરાબર વંચાતો કે તેનો અર્થ સમજાતો નથી.
૯ વંણ પુછે કામ કરે-પુછીઆ વગર કામ કરે, રજા વગર કામ કરે.
૧૦ ખેયાન ત૦ ચુગપ કરે-અપ્રમાણીક બને, લુચ્ચાઇ કરે.
૧૧ સેહેત રેહે-સવાધીનમાં રહે, પાસે રહે.

ભગરસાથ અનજુમનની કીર્તિ વધારનાર "પ્રકાશિત હિરા" પહેલા દસ્તુર મેહેરજી રાંણા, દસ્તુરી પદ ઉપર આવ્યા પછી ૧૧ વર્ષે રોજ ૮ મો માહ ૧૨ મો સને ૯૬૦ યઝદેજરદી, તારીખ ૧ લી નવેમબર સને ૧૫૯૧ ઇસવીને દીને પોતાની ૮૦ વર્ષની પુખ્ત ઉંમરે બેહેશ્તનશીન થયા હતા. એવણના વખતમાં તથા એવણનાં મરણ પછી બીજા દસ્તુર કેકોબાદજીનાં અમલમાં તેઓનાં હમશરીક સલાહકાર અને મુખ્ય મદદગાર તરીકે

દસ્તુર આશ્દીન કાકા

નું નામ પ્રખ્યાત બનેલું જણાય છે. "પારસી પ્રકાશ" ના ૧૩ માં સફા ઉપર પ્રગટ થયલી એક નોંધ ઉપરથી માલમ પડે છે કે "દસ્તુર આશ્દીન કાકા નવસારીના એક ખબરદાર તથા પઢેલા દસ્તુર હતા, એવણે જરથોસતી દીનઆઇનને લગતી ઘણીક કેતાબો તથા તવારીખોની નકલો કીધેલી હતી; તેમજ નવસારીના પાંચે પાલના કુટુંબીઓની "ફહરેશત" જુના લેખો ઉપરથી તેહકીક કરી બનાવી હતી."

ઇ૦ સ૦ ૧૫૯૦ માં, યાને પહેલા દસ્તુર મેહેરજી રાંણા ગુજર પાંમ્યા તેની એક વર્ષ આગમચ, દસ્તુર આશ્દીન કાકાએ દસ્તુર મેહેરજી રાંણાની વતી "દિવ" શેહેર મધે નવસારીથી એક મોબેદને ત્યાંનું પંથક ચલાવવા મોકલાવતાં, તે શેહેરના બેહેદીનોની ઉપર લખેલો એક કાગજ જળવાઇ રહેલો આજે મોજુદ છે, જે તેનાં પુરાતનપણાં તથા જુની અજાયબ જેવી ભાષા માટે જાણવાજોગ હોવાથી "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહેરજી રાણા" નામની ડા૦ જી૦ જ૦ મોદીની ઉપલીજ યાદગાર ચોપડી મધે અસલ લેખના ફોટા સાથે પ્રગટ થયલો છે. શ્રી નવસારીની વડી દરેમેહેરને તાએબેનાં બાહેરગામનાં "પંથકો" મધે ભગરસાથ અનજુમન તરફથી મોકલાવવામાં આવેલા મોબેદોનાં સંબંધનાં, આએ કાગજ સર્વથી વધારે જુનો અને અસલ "ઓરીજીનલ" હોવાથી, મારી પાલનાં માનવંત વડીલની એક યાદગારી તરીકે આ પુસ્તકમાં સદાબરો ઉતારી લઉં છું.

## દસ્તાવેજ ૬ ઠો અસલ છે.*

"લ૦ અ૦[1] કાકા શ્રુટ[2] આસદીન બેહેદીન દીવના[3] સમસ્ત કેન પહાનાઇ ઓજદાં બાદ. જત બ ચાંદી કયામદીન[4] હુકીઇ અગ્યારી માંહી અહમો જન ચાર બેઠા

* આએ કાગજ શ્રી નવસારીની દસ્તૂર મેહેરજી રાણા લાઇબ્રેરીના સેક્રેટરી મી૦ રૂ૦ કે૦ મોદીની પાસે મેં જોયો છે.

૧—લ૦ અ૦—લખતંગ અવેઆરૂ.

૨—પ્રખ્યાત દસ્તૂર આશ્દીન કાકા. જેઓ પોતાનાં નામની સહી હમેશાં "કાકા શ્રુટ આશ્દીન" યાને કાકાનો છોકરો આશ્દીન કરીનેજ કરતા હતા.

૩ આએ "દીવ" નામનું ગામ, ઉદવાંરની સંજાણા અનજુમન હસ્તકનું કાઠીઆવાડની દક્ષીણે આવેલું હાલનું દિવ નહિ, પણ થાણા અને કલીઆણી વચ્ચે આવેલું દિવ સમજવું, એ ગામને લગતો એક બીજો જૂનો લેખ આ પૂસ્તકમાં છેવટે બીજા લેખો ભેગો પ્રગટ થયલો જોવામાં આવશે.

૪ બ ચાંદી કયાંમદીન હુકીએ—આ શબ્દોનાં અર્થ સમજાતા નથી.

હતા તેહાં ફ્રમ કહ્યું જે દીવનાં સમસ્ત બેહદીને કહ્યું જે ફક હેર્વદ બર્શનૂમ સુ[5] આહાં આવે તે બાજધરણૂ ત૦ ગેહેસારણૂ કરે અહમારા મુઆની નિમત[6] આફ્રર્ગાંન કરે તેહની અહમો જેહવાછુ[7] તેહેવી તેહેની તતબુ[8] કરૂ. તે વાત કીધા પર એ૦ શ્રી મહેરજી રાંણાંનુ એક સુડવી[9] તાકીદ કરી દીનનાં કામ ચાલતાં કરવા મોકલીફ઼ુ છે ખુબ છે લાઇક છે ડાહુ છે સાંસતુ[10] છે. જેહેવુ આપણી દીને જોઈફ તેહવું છે ફ઼હની તતબુ ફ઼હનાં ફ઼ેલ[11] ઝોઈ કરજો સહી. રો૦ ગુઆદ મા૦ આદર સંવત ૧૬૪૬ વર્ખે. સમસ્ત બહેદીન નફ઼ અહમારૂ પહના ફ઼ીઅજદાં બાદ કતેબુ.[12] "

દસ્તુર આશ્દીન કાકા, રોજ ૧૦ મો માહ ૪ થો, સને ૧૦૦૭ યઝદેજરદી, તા૦ ૧૩ મી ફેબરવારી સને ૧૬૩૮ મસવીને દીને પોતાની ૯૦ થી વધુ વર્ષની બુઝોર્ગ ઉંમરે બેહેશ્તનશીન થયા હતા. ઇ૦ સ૦ ૧૫૯૬ માં ભગરસાથ અનજુમને ક્રિયાકામોનાં સંબંધમાં કીધેલા બંદોબસ્તની ઉપર, દસ્તુર આશ્દીન કાકાની સહી ૪ થી થયલી માલમ પડે છે. ( જુવો, દસ્તાવેજ બીજો. ) તે ઉપરથી જણાય છે કે ઘણી જવાંન ઉંમરથી તેવણ ભગરસાથ અનજુમનનાં કામકાજમાં આગેવાન ભાગ લેતા હતા.

## શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમન અને બેહેદીનોને દરમ્યાન ક્રિયાકામો કરાવવાના સંબંધમાં બરપા થયલી જીકર; બેહેદીનોની ઉશ્કેરણીથી સંજાણા મોબેદોએ ભરેલું વડીલોનાં કરારોથી ઉલટું પગલું તથા તે ઉપરથી ઉઠેલી ખતપત.

પહેલા દસ્તુર મેહેરજી રાંણાની આગમચ તેમજ તેવણના પોતાના વખતમાં, નવસારીની ભગરસાથ અનજુમને પોત પોતાની અંદર ટોલાની બેહેતરી અને ભલાં માટે જે જે બંદોબસ્તો કીધા હતા, તેમાં એક બંદોબસ્ત એવો હતો કે અમુક ક્રિયાકામો દરેક મોબેદોએ વારા ફરતી વેહેંચીને કરવાં, જેથી દરેક મોબેદને ગુજરાનનું સાધન મલે તથા

૫ બરસનુમ સુ—બરસનુંમ સાથનો, નાનવાલો.

૬ મુઆની નીમત—મરનારની નઈયતે.

૭ જેહવા છું–જે મૂકરર કીધેલું હોય, જેવી ઘટારત છે તેવી.

૮ તતબુ કરૂ-બરદાશ કરૂ, લવાજમ આપું.

૯ સુડવી—એ શબ્દ સમજાતો નથી, કદાચ મોબેદને વીપેનો ઇસારો હોય.

૧૦ " ખુબ છે લાયક છે ડાહુ છે સાંસતુ છે "-મોકલાવેલો મોબેદ સારો છે, લાયકીવાલો છે, ડહાપણવાલો છે, અને મોબેદીમાં પુરવીન છે.

૧૧ ફેલ—કામ, લાયકાત.

૧૨ કતબુ–લખનાર, ( યાને અમો લખનારની યજદાં પનાહબાદ )

કોઇબી મોબેદ કમાઇ વગર બેકાર રહે નહિ. ઇ૦ સ૦ ૧૬૭૨ નાં સાલમાં તેવોજ બંદોબસ્ત નવસારીની ભગરસાથ અનજુમને ફરીથી કીધો હતો અને તેને લગતા દસ્તાવેજ ઉપર સર્વ મોબેદોની સહીઓ લીધી હતી. આએ અસલ દસ્તાવેજની નવસારીના કાજીની મોહોર સાથની સત્તાવાર નકલ ભગરસાથના વડા દસ્તુરજીને ઘરે આજે જળવાયલી છે, જે ઉપરથી અતરે એ લેખ સદાગરો ઉતારી લીધો છે.

## દસ્તાવેજ ૭ મો, નકલ છે.*




[ પરથમ ફારસીની ૮ લાઇનમાં લેખની મતલબ જણાવી, નીચે મુજબ ગુજરાતી માં લખાણ કરવામાં આવ્યું છે. ]

ો॥ શ્રી અંજુમન શમસ્ત અધારૂ હંમકાર પાંચે પોળનાં શમસ્ત હંમકાર જત. અમો શંમસ્ત પંચ મીર શ્રી અમાન અલાતે ચોતરે[1] બેશીને લખુ કીધું. વાશતે[2] એ જે અમો ચેઓળનું પંથક આ૦ બેહરાંમજી ફરેદુનને આપેઉ હતૂ તે હંમણાં આ૦ શોરાબજી બેહરાંમજી તા૦ આ૦ ખુરશેદજી બેહેરાંમજી માહોમાહા વડતા[3] હતા તે ઉપર અમો પંચ અતપાક[4] થાઈને આજ પછેથી અમો અમારૂ કબજ કીધુ. આજ પછેં અમારી નુશારીનાં પંથક પંખેડી નુશારીનું મોટુ પલીઉ તા૦ મલેશર પહલીઉ તા૦ ગંણદીવી તા૦ બીલી તા૦ કેશલીપાટી તા૦ મેહેધર તા૦ મહુઆ તા૦ શેઓદપુણી તા૦ આંમલી તા૦ તવડી તા૦ મરોલી તા૦ દીવ તા૦ ચેઓળ તા૦ કલાંણભીમરડી તા૦ ઠાંણું તા૦ મુંબઈ વગેરે નુશારીનાં પંથકમાં જે કોઇ વારાનાં ધંણી બગર[5] પંચની રજા બગર વેહેવા તા૦ ઘઘરંણાં તા૦ શેઆવ તા૦ શરોસ તા૦ અધારૂપંણાં શંમદી જે કાંમ હોએ તે વારાનાં ધણી બગર તા૦ પંચની રજા બગર કામ ચલાવે તે શ્રી દીવાનનાં ઘોને-

*આવી ફુલકીવાલા સઘલા લેખો મુંબઇના "અનજુમનના આંતરાબેહેરામ"ની કારોબાર મંડલી સાંમેના મુકદમા મધે, પૂરાવા તરીકે રજુ કરવામાં આવેલા સમજવા.

૧ સભાઓ મલવાની સરકારી જાહેર જગા, પબલીક હોલ.

૨ વાશતે એ જે—એ બાબદમાં કે.

૩ વડતા હતા—કજ્યો કંકાસ કરતા હતા.

૪ પંચ અતપાક થઇને—અનજુમન એકમત થઇને.

૫ વારાનાં ધણી બગર—જેનો ક્રિયા કરવાનો દહાડો હોય તે સિવાય.

ગાર તા૦ શ્રી શરેનો[1] ઘોનેગાર તા૦ દીવાનમાં ઘોનેગારી રૂ૦ ૨૫ પચીસ દીવાનમાં ઘોનેગારી આપે. જે કોઇ કોઇની નોબતર[2] ઉફલોદગી કરી અઘારૂપણાંનાં અમલ કરે તે શ્રી દીવાનનાં ગુનેગાર તા૦ શરેનાં ગુનેગાર. એ લખુ અમો પંચ શરવ રાજી થાઇને કરૂ છે આજ પછે જે કોઇ લોદગી[3] કરે તેહેની કોઇ રેઆળ[4] કરે તેહો ગુનેગાર. એ લખ્યાથી કોઇ ફરે તે શ્રી દીવાંનનાં ગુનેગાર તા૦ શ્રી શરેનાં ગુનેગાર, તા૦ પોતાની નેઆતનો ગુનેગાર. જે કોઇ લોદગી કરે તેહોને પંચ શ્રી દીવાંન હજુર શજા દેવાડે. શા૦ ૧૭૨૮ વેખે તેરી ૧૪ માહા રવીઅલ આખર. રોજ અસ્પંદારમદ માહ દેએ શ્રાવંણ વા ૧ ભોમે.

| અત્ર મતુ. | અત્ર મતુ. |
|---|---|
| ૧ આ૦ ખુરશેદ બેહરાંમ મતુ. | ૧ આ૦ બહમંન પેશીતન મતુ. |
| ૧ માણક મેહરનોશ મતુ. | ૧ આ૦ જીવંણ નરીમાન મતુ. |
| ૧ આ૦ નવરોજ રૂસ્તમ મતુ. | ૧ આ૦ કેરશાસ મેહેરજી મતુ. |
| ૧ આ૦ રૂસ્તમ શોરાબ મતુ. | ૧ આ૦ શોરાબ ફરેદુન મતુ. |
| ૧ આ૦ ખુરશેદ કેરશાસ મતુ. | ૧ આ૦ પાળણ ફરેદુન મતુ. |
| ૧ આ૦ આશા રાંણજી મતુ. | |

અતરે બીજા ૩૦ મોબેદ સાહેબોની સહીઓ થયલી છે

—:o:—

શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનો ઉપલો ઠેડાવ તથા બંદોબસ્ત જાહેર થવાથી ત્યાં વસતા તે વેલાના બેહેદીનો ઘણાં નારાજ અને બેદિલ બન્યા હતા. ભગરિયા મોબેદોએ કીધેલો એ બંદોબસ્ત તેઓને પસંદ નહિ પડવાથી તેની વિરૂદ્ધ ઇ૦ સ૦ ૧૬૭૩ માં પોતાની એક સભા બોલાવીને તેઓએ વલતો ઠેડાવ કીધો હતો, જેની વિગત "પારસી પ્રકાશ"ના ૮૪ નાં સફા ઉપર નીચે મુજબ જણાવી છે.

"ઇ૦ સ૦ ૧૬૭૩ તા૦ ૮ મી નવેમ્બર.

સંવત ૧૭૨૯ નાં રોજ ૧ માહ ૧.

આજ રોજે નવસારીના શમસત બેહેદીનોએ મલી એવો બંદોબસ્ત કીધો હતો કે હાલમાં કેટલાક ભગરીઆ મોબેદોએ એવું લખીઉં કીધું છે કે "જેનો વારો આવે તે સર્વે મોબેદીનું કામ કરે. પણ તે ઉપર આપણે બેહેદીનો રાજી નથી. માટે આપણે જેમ આપણને મનમાને તે મોબેદોની પાસે સરવે કામ કરાવવું, તથા જે કાંઇ આપવું હોએ તે પોતાને મન માને તેમ આપવું." આએ લેખની ઉપર કાઉશ આસ્દીન, પટેલ નાનાભાઇ મેહેરજી, અને બીજા ૩૨ બેહેદીનોની શાહીઓ છે."



---

૧ શરેનો–પોતાના ધર્મનો.

૨ નોબત ઉફલોદગી કરી–ક્રિયા કરવાનો કોઇનો વખત છતાં લુચ્ચાઇ કરી, અનજુમનનાં ઠેડાવનો અનાદર કરી. ૩ લોદગી–લુચ્ચાઇ. ૪ રેઆળ–હિમાયત.

ભગરસાથ અનજુમને પોતપોતામાં કીધેલા ક્રિયાકામો વહેચીને કરવા માટેનાં બંદોબસ્ત વિરૂદ્ધ નવસારીના થોડાક બેહદીનોએ ઉપલો ઠેડાવ કરવા છતાં તેને અમલમાં મુકવાને તેઓ લાઇલાજ બન્યા હતા, પોતાની અનજુમનનાં ઠેડાવની વિરૂદ્ધ માથું ઉંચકીને બેહદીનોની મરજી મુજબ કામકાજ કરવાની હિમ્મત કોઇબી ભગરિયા મોબેદોએ નહિ કરવાથી બેહદીનોનો એ ઠેડાવ નકામો અને વગર ઉપયોગનો થઇ પડયો હતો. ભગરિયા મોબેદોની એ રીતની એકસંપીથી નિરાશ બની તથા તેઓના બંદોબસ્તને આપખુદ ગણી, કોઇબી રીતે તેઓની એકસંપીને ટોડવા સારૂ થોડાક આગેવાન બેહદીનો આતુર અને મગ્તી બન્યા હતા. પોતાની મકસદ પાર ઉતારવાનાં સાધન તરીકે ખુદ નવસારી મધે વસતા સંજાણા મોબેદોને હથિયાર બનાવવાનો અને તેઓની મારફતે પોતાનું કામ કાઢી લેવાનો બેહદીનોએ ઠેડાવ કરી આગેવાન સંજાણા મોબેદોમાં તેઓએ ઉશ્કેરણી ચલાવી હતી, જેનાં પરિણામમાં શ્રી નવસારી મધે એકદિલી અને ભાઇબંધીથી સાથે વસનારા

## ભગરિયા અને સંજાણા મોબેદોને દરમ્યાન મિનાકેશો

બરપા થયો હતો. આગલ જણાવ્યા પ્રમાણે સંજાણા મોબેદોથી નવસારી મધે જેમ પોતાને ઘરનાં તેમજ કોઇબી બેહદીનોને ઘરનાં ક્રિયા ભણતરો કરી શકાતાં નહિ હતા, તેઓ અત્યાર તલક વડિલોએ કીધેલા બંદોબસ્તો મુજબ ચાલતા અને આતશબેહેરામ સાહેબની તથા પોતાનાં પંથકની આવક ઉપર સંતોષથી પોતાનુ ગુજરાંન કરતા હતા; તેઓને ભગરીયાઓથી નારાજ બનેલા બેહદીનોએ એવી રીતે સમજાવી ઉશ્કેર્યા હતા કે "તમો ભગરીયાઓથી ડરીને શા માટે અત્રે ક્રિયાકામો કરતા નથી? તમો પણ મોબેદ છેઓ માટે તમારે ત્યાંના તેમજ અમારાં ઘરનાં ક્રિયાં ભણતરો વગર ધાસ્તીએ તમો કરવા માંડો, અમો તમારી કુમકે રહીશું અને મદદ કરીશું, જેથી ભગરિયાઓ તમુને કંઇબી કરી શકશે નહિ." એ રીતની ચાલુ પુળવણી તથા સમજાવતની અસર નવસારીમાં વસ્તા સંજાણા મોબેદો મધેથી થોડાકોની ઉપર કમનસિબે થવા પાંમી હતી, પોતાના ભલા વડિલોએ કીધેલા જુદાં જુદાં પંથકોને લગતા કોલકરારો લગભગ ૨૦૦) વર્ષની લાંબી મુદત તલક શ્રી નવસારી મધે વફાદારીથી પાળવા પછી તેઓ ભગરિયાઓથી તેનાં સંબંધમાં બેદિલ અને અસંતોષી બન્યા હતા, તેઓ થયલા કોલકરારોમાં ફેરફાર કરાવવા અને પોતાને ત્યાંના ક્રિયાકામ પોતેજ કરી શકે તેવી સગવડ મેળવવા માટે–ભગરિયા મોબેદો તથા બેહદીનોને દરમ્યાન બરપા થયલી ઉપલી ખટપટથી–પોતાને સારી તક મલેલી સમજ્યા હતા.

પોતે મોબેદ છતાં પોતાને ત્યાંના દીન–આઇનના કામો પૈસા ખરચીને ભગરિયા મોબેદોની પાસે કરાવવા લગભગ ૨૦૦) વર્ષના લાંબા વસવાટ અને વસ્તીનાં વધારા પછી–સંજાણા મોબેદોને મૂશિબત ભર્યું લાગે એ સ્વભાવિક હતું, જે મૂશ્કેલી ટાળવા અને પોતાને ત્યાંના અમૂક ક્રિયાકામો કરવાની સવળતા કરી આપવા માટે સવખતે અને સલાહ સંપજથી ભગરસાથ અનજુમનને જો તેઓએ ઘટતી અરજ અને માગણી કીધી હતે, તો બનવા જોગ છે કે તે ઉપર ધ્યાંન આપી થયલા કરારોમાં છુટછાટ મુકવા ભગરસાથની અનજુમન-

યોગ્ય વિચારતે અને તેઓને પોતાને ત્યાંના થોડાંક કામકાજો કરવા દેવાની સવળતા કરી આપતે. તેવી ઘટતી રીતે માગણી કરવાને બદલે ભગરિયા મોબેદો અને બેહેદીનો વચ્ચે ઉઠેલી ખટપટનો અણઘટતો લાભ લઇ, સેંકડો વર્ષથી મોબેદ વર્ગમાં અમલમાં મુકાયલા અને ખૂદ પોતાના વડીલોએ સ્વિકારેલા "કોલકરારો"ની ગોયા હસ્તિજ ભૂલી જઇ, કવખતે અને કઢંગી રીતે-બલકે આપખુદીથી-પોતાને ત્યાંના ક્રિયા ભણતરો શરૂઆતમાં છુપાછુપ અને ત્યાર બાદ જાહેર રીતે કરવા માંડી, તથા ભવિષ્યમાં ગામનાં બેહેદીનોને ત્યાંના પણ કામકાજ તેઓની કુમકે કરવાની દિલમાં અઘટીત ઉમેદ રાખી, સંજાણા મોબેદોએ હિન્દુસ્થાન મધે આવી વસેલા મોબેદોને દરમ્યાન પહેલ વ્હેલી "મોબેદી જીક્કર" બરપા કરવાનો અપજશ મેળવ્યો હતો.

પોતાની અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા કિમતી "હક્કો" ઉપર એ રીતે તરાપ પડેલી તથા પોતાને ત્યાંના બેહેદીનોની એ બાબદમાં ચઢતી થયલી જોઇ શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને ભારી નિરાશી ઉપજી હતી, ગામનાં થોડાંક બેહેદીનોની કુમક ઉપર મુસ્તાક બની સંજાણા મોબેદોએ ભરેલાં એ રીતનાં ગેરવાજબી પગલાંથી પોતાનાં પંથકની જાળવણી અને ભવિષ્યની સલામતી માંટે ભગરીયા મોબેદો ચિંતાતુર બન્યા હતા, તેઓએ શ્રી નવસારીની ન્યાયની અદાલતમાં કાયદાસર એક મુકદમો નોંધાવી ભગરસાથના પોતાના પંથકમાં સંજાણા મોબેદોને-વડીલોના કરારો વિરૂદ્ધ-ક્રિયાકામો કરતા અટકાવવાનો અને તેમ કરીને પોતાની અનજુમનનાં પૂરાતન "હક્કો"નું રક્ષણ કરવાનો મક્કમ ઠેડાવ કીધો હતો, તથા તે માટેની સઘળી ગોઠણ અને તૈયારી કરવા માંડી હતી. શ્રી નવસારી મધે મોબેદ વર્ગમાં બરપા થયલા એ રીતના કંકાસની ખબર આસપાસના શેહેરો મધે ફેલાયાથી શ્રી સુરત શેહેરના જરથોશ્તીઓ ઘણા દલગીર થયા હતા તથા તેઓના આગેવાનોએ એક કાગજ શ્રી નવસારી મધે આગેવાન સંજાણા મોબેદોની ઉપર લખી, પારકાં પંથકમાં ત્યાંના મોબેદોના "હક્કો" ઉપર તરાપ મારવા અને ગામમાં કંકાસ બરપા કરવા માટે તેઓને ઠપકો આપ્યો હતો. આએ કાગજનો સાર "પારસી પ્રકાશ" ના ૮૪૪ નાં સફા ઉપર પ્રગટ થયલો છે, પરંતુ અસલ કાગજની નકલ જે એરવદ સોહરાબજી રૂસ્તમજી જામાસ્પજી દસ્તુરની પાસે જળવાયલી છે, તે ઉપરથી ઇ૦ સ૦ ૧૬૮૩ માં લખાયલો એ જુનો કાગજ અત્રે સદાબરો પ્રગટ કરૂં છું:—

## દસ્તાવેજ ૮ મો, નકલ છે.



સ્વસ્ત શ્રી નુશારી બંદરે પૂજા રાધે સરવ ઉપમા લાએક સદા સોભાગ નેકનાંમ નેકકેરદાર દીનદોસ્ત સમસ્ત અથોઆરૂ સંઝાંણા દ૦ જાદા શ્રી ૫ બરજોરજી દસ્તુર ખુરશેદજી તા૦ દા૦ જદા શ્રી ૫ મનોચેહેરજી દસ્તુર બરજોરજી તા૦ સમસ્ત હમકાર સંજાણા

દન દન અધીક દુલત વ ઉમરદરાજ બાદ લ૦ સુરત બંદરેથી દુઆગો ખેરઅંદેસ સમસ્ત અધેઆરૂ તા૦ બેહેદીન કેન સદ હજાર આફ્રીન વ પનાહ અજદાંબાદ. જત અત્ર કુશેલ છે તમો બજુરગુની કુશલ સંતોખનાં સમાચાર કાગજ લખવા જે અમારા દેલને રાહત પુહચે બી૦ લખેઆ કારન એજે નુસારી મધેથી વડી અગીઆરીનાં હુમકારૂંએ કાગજ અમોપઃ લખેઉ હતું જે હમણાં સંજાણાં અધેઆરૂ શ્રી નુસારીમાં પદાંન બાંધી બાજ દરૂન કરે છે ઇજે છે પણ અમારી ખાતરમાં નહી આવેઉ જે એ દીન દાનાઉ થૈને પારકા પંથકમાં કેમ કાંમ ચલાવે. જે કોઇ અધેઆરૂ થૈને પારકા પંથકમાં અમલ સારણાં ઇજવા સમધી કરે તે આંપણાં વડાના ( વાકય વંચાતો નથી ) એ વાત તુ તમોને માલુમ છે તે અમો તમોને શું લખું. તમો દીન દાનાઉ છો. જે વાતે આંપણાં વડાનુ બોલ કુલ રેહે રાહ રસમ ચાલેછે તેમ ચાલે તે કરજો એ દીનનું બંધ આંપણાં અધેઆરૂને હાથ છે આપણે રાખીએ રેહે બી૦ આજની વેલા ઘણી કપરી છે જે હજુરનાં લખાથી સુરતમાં તા૦ ગુજરાતમાં પારકા મજહબની ચરચા ઘણી થાઇછે તે સુ લખીએ તમોને માલુમ હસે. હવે એ કરજો જે દીનની રાહ રસમ તા૦ વડાંનુ બોલ કુલ પલે તે કરજો. ઘણું સું લખીઇ અહી અમો શરખું કાંમ કાજ લખજો

સન ૧૦૫૩ રોજ ૫ માહ ૧૨ ગેહે ૧

૧ વુ૦ ખુરશેદ આદરજી પનાહે ઇ અજદાં પનાહ બાદ વાંચજો એ ધરમનો બાંધો તમારે હાથ છે.

૧ કેન કુઅરજી નાંહાંનાભાઇનો પના એજદાં બાદ વાંચજો

૧ માંણકજી નેરીઓસંગ પના ઇઅજદાં બાદ વાંચજો.

૧ લા૦ લીમજી રૂસ્તમજી કેનપના એજદાપના બાદ વાંચજો.

૧ આ૦ રૂસ્તમ પેશીતન લ૦ માંણક રૂસ્તમ કેન પના ઇઅજદાં બાદ વાંચજો દીનની રાહ વડાંનો કુલ બોલ રહે તે કરજો.

૧ આ૦ કેકબાદ કાઉસ પનાહ ઇઅજદાં બાદ

૧ લ૦ આ૦ બેહેરામજી ફરામરજ કેન પનાહ ઇઅજદાં બાદ બી૦ વડાઉની બોલ બંધી રહે તે કરજો.

૧ આ૦ આદર બેહરાંમજીનું પનાહ ઇઅજદાં બાદ વાંચજો વાર ૧૦૪.

( અત્રે સુરતના વતની બેહેદીનો તથા મોબેદોની બીજી ઘણી સહીઓ છે.)



શ્રી સુરત શેહેરના આગેવાન જરથોશ્તીઓની તરફથી એ રીતની સારી સલાહ મલવા છતાં નવસારીમાં વસ્તા સંજાણા મોબેદો નહિ સમજવાથી અને ત્યાંના-ભગરિયાઓથી અસંતોષી બનેલા-થોડાક બેહેદીનોની કુળવણી મુજબ પોતાને ત્યાંના સઘલાં ક્રિયાકામ પોતે કરવાના ચાલુ રાખવાથી, ભગરસાથની અનજુમને તેઓની સાંમે ત્યાંના "કાજી" ની અદાલતમાં પોતાના "હક્કો" ની જાળવણી માટે એક મુકદમો નોંધાવી ભગરસાથના પંથક મધે કામકાજ કરતા તેઓને અટકાવવાની દાદ માગી હતી. આએ મુકદમાની ચાલેલી તપાસ દરમ્યાન પોતાના દાવાના ટેકામાં ભગરસાથ અનજુમને જુનાં

લેખીત દસ્તાવેજો રજુ કરી સંજાણા મોબેદોને પોતાના પંથક સિવાય બીજાના પંથકમાં કામકાજ કરવાનો "હક્ક" નથી એમ પૂરવાર કીધું હતું. જે ઉપરથી સંજાણા મોબેદોએ કાજી સનમૂખ પોતાની ભુલ કબુલ કરી ભગરિયાઓના પંથકમાં કંઈબી ક્રિયાકામ નહિ કરવાનો લેખીત એકરાર કીધો હતો અને તે મુજબનો દસ્તાવેજ ભગરસાથ અનજુમનને લખી આપવા કબુલ કીધું હતું. જે ઉપરથી કેશ સાંભળનાર કાજીએ ભગર્યાઓની તરફેનમાં પોતાનો ચુકાદો આપ્યો હતો. જેને લગતા અસલ ફારસી દસ્તાવેજનો કાયદાસર થયલો તરજુમો "ખેરગામ" કેશમાં પ્રોફેસર દાદાભાઇ નવરોજજી સનમુખ ભગરસાથ અનજુમન તરફથી પુરાવામાં રજુ થયો હતો, જે એ કેશની છાપેલી ચોપડીના ૮૬ માં સફા ઉપર પ્રગટ થયો છે. આએ તરજુમાની જુની નકલ જે એરવદ સોરાબજી જા૦ દસ્તુર મેહેરજીરાંણા પાસે જળવાયલી છે, તે ઉપરથી એ દસ્તાવેજ અત્રે સદાબરો ઉતારી ફરી પ્રગટ કરૂં છું.

## દસ્તાવેજ ૯ મો જુની નકલ.

"તરજુમો ફારશી લખેઉ કાજી શી જીઆવઅલદીનની મુહુર[1] સાથે છે ત્થા શેખ આકેલઅમીની મુહુર સાથે છે તેનુ હીદવીમાં લખેઉ છે.

એ લખેઆનુ શબબ એ જે કશબે નુશારીનાં શરાનાં મહકમાંમાં[2] કશબે મચકુરનાં અધીઆરૂની જમાત આવીને જાહેર કીધુ એ વાતપર જે અમારા પારશી કુમમાં કદીમ અલ[3] અઇઆમથી એ રશંમ જારી છે જે શંજાના અધેઆરૂ કશબે મચકુરમાં રેહે તેવોનાં ઘરની અધેઆરૂગરી વેવાહ ત્થા હેઆતી[4] ત્થા મુંઆં જીવતાં વગેરે એ મશાલનાં અધેઆરૂગરીનાં કાંમ અમો કરૂ અને આજ લગી અમો કરતા આવું છેઉ. હમનાં શંજાંનાં અધીઆરૂ ચાહેછે જે પોતાનાં ઘરની અધેઆરૂગરીનાં કામ પોતે કરે અને કદીમ રશંમથી ફરે તે વાશતે તેહોને બોલાવીને મને કરો જે કદીમ રાહથી નહી ફરે અને પોતાનાં અંદાંજાથી પાગ બહાર મેલીને એ કાંમ અમારા તાલુકામાં નહી કરે તેવાર પછે શંજાંનાં અધેઆરૂને બોલાવી તજવીજ કીધુ. તેહોએ જવાબ દીધો જે અમોબી અધીઆરૂ છેઉ અમારા ઘરની અધીઆરૂગરીનુ અમલ એહો શાંને વાશતે કરે અમો કરીશ. અને જો બીજા પારશીઓને ઘર અમલ કરૂ તો ગુનેગાર થાઉ. તેવાર પછે કાજી ત્થા શેખ આકલ હાકંમે પાદ્શાહશાઇ ચોતરા ઉપર બેશીને એ વાત બીજા માતબર પારશીઓથી તજવીજ અને તેકીક કીધી જે તમાંમ શંજાંનાં અધેઆરૂ જે કશબાનાં તાલુકામાં રહે છે તેનાં ઘરની અધીઆરૂગરીનાં

---

૧ મુહુર—મોહોર, છાપ.

૨ શરાનાં મહકમાંમાં—ન્યાયની અદાલતમાં.

૩ કદીમ અલ અઇઆમથી—આગલા વખતથી.

૪ હેઆતી, એ શબ્દ સમજ પડતો નથી.

કાંમ કશબાનાં અધેઆરૂ કરતા આવેઆ છે અને જે કશબાનાં અધેઆરૂ શંજાંના અધે-આરૂનાં તાલુકામાં રહેછે તેનાં કાંમ શંનજાંનાં અધેઆરૂ કરેછે. એ વાત તજવીજ તેઠીક કીધા પછે શંનજાંનાં અધેઆરૂને મને કીધા જે આજ પછે પોતાનાં બાપદાદાની કદીમ રશંમ મેલીને કશબે મચકુરનાં તાલુકાની અધેઆરૂગરીમાં શુ પોતાનાં ઘરની ને શુ બીજા પારશીઓની અધેઆરૂગરીમાં દખલ નહી કરે. તે શંજાંનાં અધેઆરૂએભી પોતાની ખુશી અને ખાહેશે શાહી અકરાર કીધુ જે આજ દંન પછે કશબે મચકુરનાં અધેઆરૂનાં તાલુકામાં કશી ભાંતની અધીઆરૂગરીનુ અમલ પોતાનાં ઘરનુ તથા બીજા પારસીઓનાં ઘરનુ કોઇ અમલ નહી કરે અને કશબે મચકુરની કદીમ અલ અઇઆમ રશમથી નહી ફરૂ. જો કદાચ કશબે મચકુરની અધેઆરૂગરીનુ અમલ બાજ બરશંમ વગેરેની મીશલ કરૂ તો ગુનેગાર થાંઉ. એ કેટલાશખુન શનની રાહેલખા છે. જમાદલ અવલ શને ૧૦૯૬ હેજરી."

શ્રી નવસારી મધે વસ્તા સંજાણા મોબેદોની સાંમે ત્યાંની ભગરસાથ અનજુમને ઉપલો મુકદમો ત્યાંના "કાજી" ની અદાલતમાં ચલાવ્યો તે વેલાએ ચાલતા મુકદમાં દરમ્યાન સુરત શેહેરથી ત્યાંના થોડાક આગેવાનોએ આવી સંજાણા મોબેદોને પોતાના વડીલોના કદીમ કોલકરારો પાળવા અને શ્રી નવસારીમાં રહી તે મુજબ ચાલવાને માટે સમજાવ્યા હતા, જે મુજબ સંજાણા મોબેદોએ પોતાની ભૂલ કબૂલ કરી ભગરસાથ અન-જુમનને તેઓના પંથકમાં કામકાજ નહિ કરવાનો તથા વડીલોની રસમ માફક ચાલવાનો કોલ આપવાથી, એ બન્ને ટોલાને દરમ્યાન એક દસ્તાવેજ મજકુર સુરતના આગેવાનો અને બીજાઓની રૂબરૂ થયો હતો, અને તે ઉપરથીજ ઉપલા મુકદમાં મધે બેહુ પક્ષોએ સંમતીનું હુકમનામું મેળવ્યું હતું.

ભગરસાથ અને સંજાણા મોબેદોની અનજુમને એકદિલીથી સંવત ૧૭૪૧ (ઇ૦ સ૦ ૧૬૮૫) માં કીધેલા આએ યાદગાર દસ્તાવેજની એક જૂની નકલ, ભગર-સાથનના વડા દસ્તુરજીને ઘરથી મેળવી મુંબઇના "અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" ની કારોબાર મંડળી સાંમેના મુકદમાં મધે વાદીઓએ પૂરાવા તરીકે રજૂ કીધી હતી. અત્રે એ લેખ સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું.



# દસ્તાવેજ ૧૦ મો નકલ છે.

"સંવત ૧૭૪૧ વરખે સંન હઆજદજરદી ૧૦૫૪ રોજ દપમેહેર માહા આંવાંને દન સમસ્ત અધેઆરૂ શ્રી નુસારી પંથકનાં તા૦ સમસ્ત અંધેઆરૂ સંજાણાં પંથકનાં એક જાડગા બેસી અતફાક થઇ શ્રી સુરતનાં અંજુમન આ૦ તા૦ બેહેદીન તા૦ નુસારી પંથકનાં *બેહેદીન હજુર બેસી કરાર કીધો જે આજ ન પછી કોઇનાં પંથકમાં અધેઆરૂપણાંનું

* આએ લેખ ઉપરથી માલમ પડે છે કે શ્રી નવસારીના વતની સઘલા બેહેદીનો નહિ પરંતુ તેઓ મધેથી થોડાકોના ઉશ્કેરણીથી દોરવાઇ સંજાણા મોબેદોએ ભગરિયાઓના પંથકમાં "ગેરકાદે" કામકાજ કરવા માંડી ટંટો બરપા કીધો હતો.

અમલ સારણૂં વારણૂં બાજ બરસમ વગેરેનુ અમલ નહી કરે. જે કોઇ કોઇનાં પંથકમાંહાં અમલ કરે તેહે ના રવા. બરસનુમનુ ધણી જે અમલ કરે તેહેનુ બરસનુમ બાતેલ. તા૦ સંજાંણાં અધેયારૂ શ્રી આદર ઇઆજદની બુઇ હમેસે દીઇ છે તેમ દીઇ એ બગર બીજુ અમલ નહી કરે તા૦ નુસારી પંથકનાં અધેઆરૂ સંજાંણાંનાં પંથકમાં અમલ નહી કરે. બરસનુમનુ ધણી પોતાની ખુદીઇ[1] અમલ કરે તેહેનું બરસનુમ બાતેલ. કોઇ કોઇની અગીઆરીમાં અમલ નહી કરે. વડાં વડેરાંની રસમ છે તેમ ચાલે સુદઆંમદ[2] કાંનુ[3] છે તેમ ચાલે.

૧ અત્ર મતુ.
૧ આ૦ બરજો દ૦ ખુરશેદજી મતુ કદીમ પાલુ પલાવુ.
૧ આ૦ મનોચેહેર દ૦ બરજોજી મતુ.

૧ તતર શાખ
૧ આ૦ માંણક રૂસ્તમ સુરતી આ૦ શાખ
૧ આ૦ કાંમદીન બેહેરાંમ સુરતી આ૦ શાખ.

અતરે આ૦ દારાબ મનોચેહેર, આ૦ માણેક કાઉશ, આ૦ હોમજી કેકોબાદ; તથા બેહેદીનો ધનજી પદમ, જમશેદ માણેક, પેશોતન અસપંદયાર, માણેકજી નાનાભાઇ, નાનાભાઇ નરસંગજી અને કુવરજી બેહેરાંમજીની શાખ થયલી છે ”



## નવસારીનાં બેહેદીનોની સાથે ભગરિયા મોબેદોને થયલી ખુંખાર મારામારી, તેના પરિણામમાં બરપા થયલો મીનોચેહેરહોમજીનો નવો મોબેદી પંથ, તે ઉપરથી ભગરિયા મોબેદો તથા બેહેદીનોવચ્ચે ચાલેલો ઝઘડો, તથા તેમાં સંજાણા મોબેદોએ ભગરિયાઓની વિરૂધ્ધ ફરીથી લીધેલો ભાગ.



સંજાણા મોબેદોની સાથના વાંધાનો નિવેડો એ રીતે ભગરસાથ અનજુમનની તરફેનમાં આવ્યાથી તથા તેઓનાં પંથકમાં રહી કોઇબી પ્રકારનું ક્રિયાકામ હવે પછી નહિ કરવાનું સંજાણા મોબેદોએ લેખિત દસ્તાવેજ કરી સ્વિકાર્યાથી, તેઓને ભગરિયાઓની વિરૂધ ઉશ્કેરનારા નવસારીના અકસર બેહેદીનોને ઘણી ખેજાલત લાગી હતી તથા તેઓની સઘલી નેમ અને મકસદ એ સમજૂતીથી ઉલટાઇ ગઈ હતી; જેથી કોઇબી રીતે એ બે

૧ ખુદીએ—આપખુદીથી.
૨ સુદ આમદ—પહેલાંથી.
૩ કાનું છે—રવૈયો છે.

ટોળા વચે જુદાઇ બરપા કરવાની તજવિજ અને કોશેશ તેઓમાંના કેટલાકોએ કરતા રહી, ભગરિયાઓની વિરૂદ્ધ સંજાણા મોબેદોને ઉશ્કેરવાનું ચાલુ રાખ્યું હતું. એ રીતની બુરી ખટપટ ચાલુ રહેવાથી અને તે કરનારા બેહદીનો મધેથી કેટલાકોએ ખુલ્લી દુશ્મની બતલાવ્યાથી, તેઓ અને ભગરિયા મોબેદો વચ્ચે રોજ ૧૮ મો, માહ ૧૧ મો, અને તા૦ ૭ મી સપટેમ્બર ૧૬૮૬ ને દિને "તરોતા" ની જાહેર જગોએ બોલાચાલી થતાં ખુંખાર મારામારીએ જન્મ લીધો હતો, અને તેમાં પાંચ બેહદીનોનાં તથા બે ભગરિયા મોબેદોનાં ખુનો થયાં હતાં. આએ કમનસીબ ઝગડાને લગતો અહવાલ "પારસી પ્રકાશ" ના ૧૯ માં સફા મધે નીચે મુજબ પ્રગટ થયલો છેઃ—

"ઇ૦ સ૦ ૧૬૮૬

"આએ વર્ષમાં નવસારી મધે ભગરીયા તથા સંજાણા મોબેદો તથા ત્યાંના બેહદીનો વચ્ચે એક મોહટી મારામારી તથા ખુનામરકી થઇ હતી. સબબ તેઓ વચ્ચે અસલથી થયલા લેખ પ્રમાણે આખાં નવસારી કસબાના તથા સંજાણવાલાઓને પોતાને ઘેરનાં મુવાં જીવતાંની સઘલી ક્રીયા કરવાનો હક નવસારીવાલાઓનો હતો. સંજાણુ વાલાઓનો હક ફકત આતશબેહેરામની "બોએ" દેવાનો તથા તેની પેદાએશ ખાવાનો હતો. તે પ્રમાણે અત્યાર સુધી ચાલ્યા કીધું હતું, પણ આ વર્ષમાં કેટલાક ત્યાંના બેહેદીનોની ઉશ્કેરણીથી સંજાણવાલાઓ ફ્તાંઉ થઇ ગયા કે હમો કાંએ નહી હમારે તથા બેહેદીનોને ઘેરની મરણ જીવણની ક્રીયા કર્યે? આ કામમાં તેઓને બેહેદીનોએ મદદ કીધાથી એક મોટી મારામારી તેઓ વચ્ચે થઇ, અને તે દરમીઆંનમાં બેહદીનોને હાથે બે ભગરીઆ મોબેદો નામે આ૦ માણેકજી બેહરાંમજી નરીમાન તથા આ૦ રૂસતમજી શાપુરજી આંતીઆ એઓનાં ખુન થયાં હતાં; જે ઉપરથી ભગરીઆ મોબેદો વધારે ઉશ્કેરાયા અને છ બેહદીનો નામે નાહના મેહરજી, કુકા શાપુર, નાલા ચાંદજી, મેહરજી શુખલા, બહમન પેશતન, અને રૂશતમ શાપુર એઓને મારી નાખ્યા તથા બીજા ઘણાકોને ખજર્મી કીધા. આથી ૭ મોબેદો નામે મેહરનોશ ફરામરોજ, હોમજી આદર, દાદા શોહરાબ, જીવણ બેહરોજ, તથા અસપંદીઆર કુકા એઓને ખુન કરવાના તથા બીજા ૬ મોબેદો નામે આદર હોમજી, પાલણ ફરેદુન, દાદા જમશેદ, બરજોર કેરશાસપ, રૂસતમ શોહરાબ, તથા નોશરવાન ફરેદુન, એઓને ખુનની ઉશ્કેરણી કરવાના વાંકસર પકડી સુરત ખાતે ઇનસાફ કરાવવા માટે કેદ લઇ ગયા હતા. ત્યાં કેટલાક દીવસ સુધી બંદીખાનામાં કેદ રાખ્યા પછી કેહેછે કે ત્યાંના પારસીઓના વડા અકાબર મોદી કુંવરજી નાનાભાઇના વગવસીલાથી તેઓ સઘલા છુટા થયા હતા."

નવસારી મધે થયલી ઉપલી ખૂનખાર મારામારીનાં પરિણામમાં ત્યાંના ઘણાખરા બેહદીનોએ એકસંપ બની ભગરિયા મોબેદોને પોતાને ત્યાંના ક્રિયાકામો બિલકુલ નહિ સોંપવાનો તથા તેઓની સાથનો સઘલો સંબંધ તોડી નાખવાનો ઠેડાવ કર્યો હતો. પોતાનો એ ઠેડાવ અમલમાં મૂકવા તેઓએ પરથમ પોતાની મરજી મુજબ ચાલે તેવા કોઇ મોબેદોને હાથમાં લેવાની તજવીજ કીધી હતી, જેનાં પરિણામમાં

નામનાં ભગરસાથ અનજુમનની પાંચ "પોલ" મધેની "ચાંદા ફરેદુન"ની પોલના અને "બજાં"ની અટકથી ઓળખાતા આઠ ભગરિયા મોબેદ બહાર પડયા હતા, કે જેઓની સાથે તેવેલાએ ભગરિયા મોબેદોને ક્રિયાકામોનાં સંબંધમાં કોઈ પ્રકારનો સખ્ત વાંધો ચાલતો હોવાનાં કારણે તેઓ પોતાની અનજુમનથી બેદિલ અને અસંતોષી બનેલા હતા; ભગરિયાઓથી નારાજ બનેલા બેહદીનોએ ઉપલી મારામારી પછી તેઓને સમજાવી ધંધા સંબંધી કુમક આપવાથી તેઓએ પોતાના ત્રણ છોકરાઓની સાથે બેહદીનોની મરજી મુજબ તેઓને ઘરનાં ક્રિયા ભણતરો કરવા માંડી પોતાની અનજુમનની મૂશકેલીમાં વધારો કીધો હતો. પોતાની અનજુમન તરફ એ રીતની ખુલ્લી દુશ્મની બતલાવી બેહદીનોનો પક્ષ તેઓએ પકડવાથી નિરાશ બની, ભગરસાથ અંજુમને પોતાને ત્યાંના ભાગલાગથી તેઓને દૂર કીધા હતા અને તેજ વખતથી તેઓ "જૂદા પંથ"ના તરીકે ગણાયા હતા; પરંતુ બેહેદીનોની ભેગી મદદ તેઓને હોવાથી પોતાના ટોળાથી જૂદા પડવાની દરકાર તેઓએ કીધી હતી નહિ. એ રીતે પોતાની વિરૂદ્ધની ગામનાં ઘણાખરા બેહદીનોની હિલચાલ તથા તેને પોતાનીજ અનજુમનનાં મોબેદોએ આપેલી મદદ અને મજબૂતીથી ભગરિયા મોબેદો તરત વેલા લાઇલાજ બન્યા હતા. જે મોબેદો પોતની પક્ષમાં આવી પોતાના ઠરાવ મુજબ ચાલવા તથા ભગરિયા મોબેદોથી સ્વતંત્ર બનવા કબૂલ કરે તેઓનેજ પોતાને ત્યાંના ક્રિયા ભણતરો સોંપવાનો નવસારીનાં ઘણાખરા બેહદીનોએ ઉપલી કમનસિબ ખટપટ પછી ઠેઠાવ કીધેલા હોવાથી તથા તેઓના પક્ષમાં ગયલા મજકુર મોબેદોને વગર ધાસ્તીએ સારી રીતે ધંધો અને કમાઇ કરતા જોવાથી, પૈસાથી લલચાઇ તથા બેહદીનોની કુળવણીને શરણ થઇ થોડાંજ વર્ષમાં "દાદા ચાંદજી" નામનાં એક બીજા ભગરિયા મોબેદ પોતાના ૭ છોકરાઓ સાથે મીનોચેહર હોમજીના પક્ષમાં સામેલ થયા હતા, ત્યાર બાદ "મેહેરજી ચાંદના કકરીઆ"[1] નામનાં મોબેદ પોતાના ૪ બેટાઓ સાથે, અને "માણેક પેસ્તન રબાડી" નામનાં મોબેદ પોતાના બે છોકરાઓ સાથે, તથા વલસાડવાલા મોબેદ "જામાસ્પ ભાઇજી"ના છોકરા ઠાકોરજી—જેવો નવસારી મધે પોતાના મમાવાના પાલક થયલા હતા અને "ભંડારી"ની અટકથી ઓળખાતા હતા તેઓ—પોતાના ત્રણ છોકરાઓની સાથે, થોડી થોડી મુદતને આંતરે ભગરસાથ અનજુમનથી જુદા પડી મીનોચેહેરહોમજીના નવા પંથમાં સામેલ થયા હતા. (જૂવો પારસી પ્રકાશ, સફો ૮૪૬ મો.) એ રીતે થોડાંજ વર્ષમાં જેમ મીનોચેહર હોમજીનો નવો "પંથ" બેહદીનોના જોર અને વગ વશિલાના પરિણામે પગભર તથા મજબૂત બનવા પામ્યો હતો, તેમ તેઓનીજ કુમકે

૧ મેહેરજી ચાંદના કકરીયા બાબેની "પારસી પ્રકાશ" મધે આવેલી ઉપલી નોંધ; એ ખાનદાનની હાલમાં છપાયલી તવારીખ અને બીજી નોંધો તપાસતા ભૂલ ભરેલી માલમ પડે છે કકરીયા કુટુંબની તવારીખમાં જણાવ્યું છે કે મેહેરજી ચાંદજી પોતે તો ઇ૦ સ૦ ૧૬૮૬ વાળી ભગરિયા મોબેદો અને બેહેદીનો વચ્ચેની જુમબંસ આગમચ ૧૬૮૧ માં ગુજર પામ્યા હતા, પરંતુ તેમના છોકરાઓ નોશરવાંન અને કુકા તથા તેમના બેહમન નામનાં ગુજર પામેલા છોકરાના છોકરાઓ માણેક અને કેરશાસ્પ મીનોચેહેરહોમજીના નવા પંથમાં જોડાયા હતા.

ઉપલી મારામારી પછીથી ભગરસાથ અનજુમનની સ્થિતિ બતંગ થયલી જોઇ તેઓની સાંમે શ્રી નવસારીમાં વસ્તા

**સંજાણા મોબેદોએ ફરી માંથુ ઉંચકયું**

હતું. ભગરિયા મોબેદો તથા બેહેદીનોને દરમ્યાન થયલી મારામારીની એકજ વર્ષ આગમચ ન્યાયની કોર્ટથી પોતાને મળેલા ભગરસાથના પંથકમાં કામકાજ નહિ કરવાના મનાઈ હુકમ તથા તે બાબે એ અનજુમનને પોતે લખી આપેલા દસ્તાવેજ છતાં, બેહેદીનોની કૂમક ઉપર સંજાણા મોબેદોએ પોતાને ત્યાંના ક્રિયા ભણતરો વગર ધાસ્તિએ ફરીથી કરવા માંડયાં હતાં.

નવસારીના થોડાક બેહેદીનોનો વગ વશિલો ઉપલી મારામારી વેલા એટલો તો બલવંત હતો તથા ભગરિયા મોબેદો મધેથી ઘણાકોની ઉપર ખુન કરવાના અને તેમાં મદદ કરવાના ગંભિર આરોપો મુકી તેઓની કરાવવામાં આવેલી ધરપકડથી તમામ ભગરિયા મોબેદોની અંદર એટલો તો ડર અને તરખાટ ફેલાયો હતો કે, ઉપલી મારામારીની તક લઇ પોતાની અનજુમનનાં કાયદા પુર્વક સ્થાપન થયલા અને ન્યાયની કોર્ટે બહાલ રાખેલા "હક્કો" પોતાના વગવશિલાને જોરે જબરીથી છીનવી લેવામાં તથા ઘણાકોને હર બહાણે સતાવવામાં આવ્યા છતાં, ગેરઇન્સાફ અને સંકટ ખમીને "વખત તથા સમો" તપાસી ભગરસાથ અનજુમનને ચુપ બેસવું પડયું હતું. તેઓ ખુલ્લી આપખુદી સાંમે પોતાના પૂરાતન "હક્કો" નો ન્યાયની અદાલતમાં જઇ બચાવ કરવાને તે વેલાએ અશક્ત અને લાઇલાજ હતા.

ભગરસાથના મોબેદોની ઉપર તેઓથી જુદા પડેલા મોબેદો તથા સંજાણા મોબેદોએ ગામના બેહેદીનોની સાથે મળીને કીધેલું દબાણ કેવા પ્રકારનું હતું તેનો ખેયાલ સંજાણા મોબેદોએ બેહેદીનોને ઇ૦સ૦ ૧૬૯૧ માં લખી આપેલા નીચલા લેખ ઉપરથી માલમ પડે છે. આએ લેખ ઉદવાડાની હાલની અનજુમનાં દફતર મધેથી મલેલો "પારસી પ્રકાશ" મધે ૮૪૭–૪૮ ના સફા ઉપર પ્રગટ થયલો છે, જે તેનાજ શબ્દોમાં અત્રે ઉતારી લઉં છું. ઉપલી કમનસિબ જીક્કરીઓના પરિણામમાં તે વખતના મોબેદોને દરમ્યાન કડવાશની કેટલી સખત લાગણી પ્રગટી નિકલી હતી તેનો ખેયાલ, એ લેખ ઉપરથી આવી શકે છે.

---

# દસ્તાવેજ ૧૧ મો, છપાયલો.

—:o:—

"ઇ૦ સ૦ ૧૬૯૧ તારીખ ૧૭ મી જુલાઈ.

સંવત ૧૭૪૭ નાં રોજ ૨૭ માહ ૯.

આજ રોજે નવસારીમાં વસનારા સંજાણા મોબેદોએ ત્યાંના બેહેદીનોને એક લેખ કરી આપીઓ હતો કે, "જે ભગરીઆ મોબેદો પાસે બેહેદીનો મોબેદીનું કામ કરાવે તેને ઘેર આપણ વેહવાએ તથા મરણે જઇએ તથા તેઓને તેડીએ. જે ભગરીઆ મોબેદોને

બેહેદીનોએ નાકબુલ કીધા છે તેને ઘેર મરણે તથા પરણે જઇએ નહી, તેની સાથે બેશી જમીએ નહી, તેને જમવા તેડીએ નહી. તેને ઘેર જમવા જઇએ નહી, તેને ઇજનું આપીએ નહી. જે એથી ઉલટો ચાલી તેમ કરે તે રૂપીઆ ૫) ગુનેહગારી આપે, તથા પોતાના ભાગથી ત્રણ વરશ દુર રહે.

આ લેખ ઉપર નીચલા સંજાણા મોબેદોની સહીઓ છે. દસ્તુર બેહરાંમજી ખરશેદજી, દસ્તુર શેહેરીઆરજી મનોચેહેરજી, મોબેદો આદરબાદ નેરીઓશંગ, રૂશતમ બેહેરાંમ, મનોચેહેર હોમજી, અસપંદીઆર હીરા, મનોચેહેર જીવણ, હોમજી હોશંગ અને ચાંદજી કાઉશ."

## પોતાના પૂરાતન હક્કોની જાળવણી માટે ભગરસાથ અનજુમને સુરતિયા મોબેદોની સાંમે ચલાવેલી પહેલી ફતેહમંદ લડત.

ઉપલી જીક્કરીઓ ચાલવાના અને પોતાની વિરૂદ્ધ ગામનાં બેહેદીનો તથા સંજાણા અને મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદોનું ભેગું બલ એકઠું થવાના પરિણામમાં ભગરિયા મોબેદોને ઉપલા લેખમાં જણાવ્યા મુજબની હાડમારી ઘણા વર્ષો તલક ભોગવવી પડી હતી, જે સમો તપાસી સબુરીથી ખમી ત્રણ હરીફો તરફના ભેગાં બલ સાંમે પોતાના ખરા "હક્કો" સંબંધી વધુ જીક્કર નહિ ચલાવતાં તુરત વેળા તેઓએ ચુપકિદી અખ્તીયાર કીધી હતી તથા ભવિષ્યમાં સારો વખત આવવાની અને પોતાના ગુમાયલા "હક્કો" પાછા મેળવવાની દિલમાં ભલી ઉમેદ રાખી હતી. ભગરિયા મોબેદોએ એ રીતની શાંતિ પકડેલી જોઇ તેઓના હરિફો પણ તુરત વેલા શાંત અને નચિંત બન્યા હતા. ઇ૦ સ૦ ૧૭ મી સદીની શરૂઆતથી શ્રી નવસારી મધે લુટારા અને પિંડારાઓનો દોર અને જુલમ ચાલવા સાથે લશકરી "ધાડો" પડવા લાગી હતી, જેથી ગામનાં ઘણા રહીશો ગભરાતમાં પડી તથા એક બીજા સાથની આગલી દુશ્મની તુરત વેલા ભુલી જઇ પોતાના જાંન માલની સલાંમતીને માટે શ્રી સુરત શેહેર મધે નાહાસભાગ કરતા જઇ રહ્યા હતા, જ્યાં પોતાનું રક્ષણ વધારે સારી રીતે થતું જણાયાથી વખત જતાં ઘણા મોબેદો તેમજ બેહદીનોએ ત્યાંજ ઘરબાર બનાવી કાયમનો વસવાટ કીધો હતો.

કદમ રખનારા થયલી પાચ પંથકની વહેંચણી મધે શ્રી નવસારીનાં ભગરસાથ પંથકનો મુકરર કરવામા આવલી "હદ" માં સુરત શેહેર આવેલું હોવાથી તથા ત્યાં જઇને વસેલા પહેલા મોબેદોનાં વડેરો કાઇ મતફેરને લીધે નવસારીની ભગરસાથ અનજુમનનું વડપણ તજી સ્વતંત્ર બનવાથી તેઓ "સુરતિયા મોબેદો" ને નામે ઓળખાતા અને "જુદા પંથ" ના તરીકે ગણાતા હતા તથા અત્યાર તલક ત્યાંના સઘલા જરથોસ્તીઓને ઘરના ક્રિયા ભણતરો તેઓજ પોતે એખલા કરતા હતા.

જ્યારે નવસારીનાં બેહેદીનો તથા મોબેદો મધેની ઘણાકોએ લુટારાઓના જુલમને લીધે સુરત શેહેરમાંજ પોતાનો જાથુકનો વસવાટ કરવા માંડયો અને ઘરબાર માંડી રેહવા લાગા ત્યારે, તે સઘલાંઓને ઘરનાં ક્રિયા ભણુતરો કરવાનો દાવો ત્યાંના જુના વતની મોબેદોએ ઉઠાવ્યો હતો, જેનાં પરિણામમાં

## સુરતિયા અને ભગરિયા મોબેદો વચ્ચે મિનાકેશો

બરપા થયો હતો અને એ રીતે "હક્ક"ની એક નવી લડત ચાલુ થઇ હતી. આ વખતે નવસારીની ભગરસાથ અનજુમન ત્યાંના બેહેદીનો તથા સંજાણા અને પોતાથી જુદા પડેલા મોબેદો તરફનાં ત્રણ દાહેકા સુધી ખમેલાં દબાણ પછી ફરીને પગભર બનેલી હતી. જે બેહદીનોએ તેઓની પાસે ક્રિયાકામ કરાવવાનું બિલકુલ બંધ કીધું હતું તેમાંના ઘણાકો તેઓની પક્ષમાં પાછા જોડાઇને તેઓનેજ કામકાજ સોંપવા લાગ્યા હતા, તેઓના હરીફોનો આગલો વગ વાંશલો ઘણે ભાગે તુટેલો અને ઓછો થયલો હતો. એ રીતે વખત અને સામો પોતાની તરફનમાં ફેરવાયલો જણાતાં, પોતાના સઘલા હરીફોની સામે કાયદાથી લડત ચલાવવા તથા આગલા વખતમાં પોતાની અનજુમનના ગુમાયલા "હક્કો" પાછા મેળવવા ભગરસાથ અનજુમનના આગેવાનોએ ખરો ઉજમ પકડયો હતો. તે આગેવાનોમાં દેશાઇ શ્રી ખોરશેદજી તેહમુલજી જેવા બુલંદ એકબાલના નર જન્મીને પુખ્ત ઉમરમાં આવેલા હતા, તથા પ્રખ્યાત દેશાઇશ્રી કુકાજી મેહેરજીના લાગવગ અને બાહોશીની કૂમક અને દસ્તુર દારાબ પાહલણ જેવા સુપ્રસિધ્ધ વિદ્વાન નરની રાહબરી ભગરસાથ અનજુમનને મળેલી હતી.

આવા શુભ સંજોગો ભેગા થતાં તેઓની આગેવાની હેઠલ ટોલાના "હક્કો"નું રક્ષણ કરવાનો તથા અઘટીત દબાનને લીધે આગલા વખતમાં ગુમાવવા પડેલા "હક્કો" કાયદાસરની લડતથી ફરી મેળવવાનો ભગરસાથ અનજુમને મક્કમ ઠેઠાવ કીધો હતો. તેઓએ પહેલી લડત સુરતનાં વતની મોબેદોની સાંમે ચલાવવાનો ઠેઠાવ કરી, સુરતિયા મોબેદોએ સુરતમાં આવી વસેલા સઘલા મોબેદો તથા બેહદીનોને ત્યાંના ક્રિયા ભણુતરો કરવાનો ઉઠાવેલો દાવો સ્વિકારવાને સાફ ના પાડ્યું હતું, અને પોતાને ઘરનાં તેમજ પોતાના યજમાંનોના ક્રિયા ભણુતરો પોતેજ કરવા માડયાં હતાં. જેથી સુરતના અસલ વતની મોબેદોએ ત્યાંના "નવાબ"ની અદાલતમાં એક મુકદમો નોંધાવી, ભગરિયા મોબેદોને એ શેહેરમાં ક્રિયા કામ કરતા અટકાવવાની દાદ માંગી હતી.

આ મુકદમો ત્યાંની અદાલત મધે ચાલતાં "સુરત શેહેર ભગરિયાઓનાં અસલ મુકરર થયલાં પંથકની હદમાં આવેલું અને તેઓનું પોતાનું પંથક છે." એમ ભગરસાથ અનજુમને પોતાની પાસેના પૂરાતન દસ્તાવેજોથી સાબેત કીધું હતું; જે ઉપરથી ઉપલા વાંધાનો ચુકાદો સુરતની અદાલતે ભગરસાથ અનજુમનની તરફેનમાં જાહેર કીધો હતો અને તેને લગતો એક ખાસ "પરવાનો" હીજરી સને ૧૧૩૪ (ઇ૦ સ૦ ૧૭૨૨) માં ભગરસાથ અનજુમનને કરી આપ્યો હતો; ત્યાર બાદ બે વર્ષે એ બાબદની

જીફ્ફર સુરતની અદાલત મધે ફરી નિકલતાં, હિજરી સને ૧૧૩૬ (ઇ. સ. ૧૭૨૪) માં તેઓને બીજો "પરવાનો" મલ્યો હતો. આએ યાદગાર અસલ " સનંદો " જે નવાબની મોહોર સાથે ફારસી ભાશામાં લખાયલી છે, તેને ઇ૦ સ૦ ૧૮૭૧ નાં સાલમાં આ૦ રૂશતમજી બહમનજી ઉનવાલાએ પ્રગટ કરેલાં "નેજાઅ શેકન" નામનાં એક ન્હાનાં ચોપાન્યાં મધે અસલ ફારસી અને તેનાં ગુજરાતી તરજુમાં સાથે છાપી પ્રગટ કરેલી છે, જે ઉપરથી અતરે એ બંને સનદો સદાબરી ઉતારી લઉં છું. એમાંની ૧ લી સનદ " પારસી પ્રકાશ " ના ૮૪૯ માં સફા ઉપર પ્રગટ થયલી છે.

## દસ્તાવેજ ૧૨ મો, સનદ છપાયલી.







હાલ અને આયંદેહનાં મુતશદીઓ કામદારો કસબે નવસારી સરકાર સુરતનાં જાંણે કે હાલી સમેએ ખબર મલી જે કસબે નવસારીની પારસી કોમનાં અંધેઆરૂઓ તથા બીજા તેમનાં ચેલાઓ લુટારાઓનાં ફેસાદને સબબે નવસારી કસબાથી નાહાશીને સુરત બંદરમાં વતન પકડીઉં છે. તે વીશે સુરત બંદરના અંધેઆરૂઓ મુજાહેમત કરે છે કે નવસારી કસબાનાં સુરતવાસી પારસીઓનું મુવાં જીવતાંનુ સઘલું કામ તેમનાં સુરત બંદરમાં રેહઠાણ પકડવાનાં સબબે હમો કરીએ તથા કસબે નવસારીનાં અંધેઆરૂઓ જાહેર કરેચ કે નવસારીનાં સુરતવાસી પારસીઓ હમારા યજમાંનો છે જેથી તેમનું મુવાં જીવતાંનુ કાંમ હમો કરીએચ. આ દેખાવમાં કસબે નવસારી વગેરેના હરેક પારસીઓ કે પોતાનાં અંધેઆરૂઓ હોય તેમણી સોડે પોતાનુ કાંમ ચાલુ કરાવે અને એ બાબદમાં તાકીદ જાણે. આ લખીઉં જાહેર રમજાન મહીનાની તા૦ ૧૧ મી સને ૪ ( હીજરી સને ૧૧૩૪) નું થયું છે.



# દસ્તાવેજ ૧૩ મો, સનદ, છપાયલી.






"હાલ તથા આયંદેહનાં મુતસદી કાંમદારો કસબે નવસારી સરકાર શકિરતનાં જાંણે કે કસબે મજકુરનાં રેહવાશી પારસીની કોમનાં અંધેઆરૂઓએ અરજ કીધી કે કસબે મવસુફનાં પારસી યજમાંનો જેઓ લેઆંનની ગનીમ ( પીંડારાઓ ) ની ધાસ્તી અને ખોફને સબબે કસબે મજકુરથી કેટલીક મુદ્દત થઇ મુબારક સુરત બંદરમાં આવીને વતન એખતીઆર કીધુંચ તે ખાસ પારસીઓના ટોલાનું મુવાં જીવતાંનુ કામ કરવું હમોને તાલુકો રાખેચ અને સુરત બંદરના પારસીઓનાં અંધેઆરૂઓ હમોને મુજાહેમત પોહોંચાડેચ કે તેઓનાં મુવાં જીવતાંનાં સઘલાં કામો હમો કરી આપીએ. આ બાબદમાં ખરાબી તથા પરેશાની હમારી છે માટે ઉમેદવાર છીએ કે હમારો પોતાનો હક હમોને પોહોંચે.

જે પછે ત્યાંહાંથી ચોકસ જાહેર થયું કે સુરત બંદરનાં પારસીઓનું કાંમ સુરત બંદરનાં અંધેઆરૂઓને તથા કસબે નવસારીનાં સુરતવાશી પારસીઓનું કાંમ કસબે નવસારીનાં અંધેઆરૂઓને તાલુકો રાખેચ.

એ બાબદમાં સુરત બંદરનાં પારસીનાં અંધેઆરૂઓની મુજાહેમત તેમણાં દોર સાથે બેજા સરારતની રાહથી છે. માટે આ લખત થએઉચ કે કસબે નવસારીનાં અંધેઆરૂઓ કદીમ મઆમુલ અને મુકરર થાયલા પોતાનાં કાયદાવો મુજબ તે કસબે મવસુફનાં સુરતવાશી પારસીઓનાં મુવાં જીવતાંના કામો ખાતર જમએથી સંપુરણ કરતા રેહ જેથી કોઇ હરગેજ થાઇને એકબી બેવજન હેવાલનાં હેશાબે મુજાહેમ નહીજ થશે.

તા૦ ૧ લી માહે મુબારક રમજાંન સને ૬ તથા સને ૧૩૬× હીજરીનું લખત થયું છે."



શ્રી સુરતના નવાબે નવસારીની ભગરસાથ અનજુમનને કરી આપેલા ઉપલા "પરવાનાં" અને "હુકનામાં" આ છતાં, જેમ એક શેહેરમાં નવો રાજ અમલ શુરૂ થવાથી તેની રૈયતનો એક ભાગ બેદિલ અને અસંતોષી બની તે રાજ અમલનાં કાયદાઓનો અનાદર કરવા તરફ દોરવાઇ ખતપત ચાલુ રાખે છે, તેમ સુરતના અસલ વતની મોબેદોએ રાજકર્તા તથા ઈન્સાફની અદાલતો તરફનાં ઉપલા હુકમ તથા ફરમાનોની દરકાર નહિ કરીને અવાર નવાર ભગરિયા મોબેદોનાં મુકરર થયલા " હક્કો " ઉપર તરાપ મારવાનું અને તેઓની સાથે ખતપત કરવાનું ચાલુ રાખ્યું હતું, જેનાં પરિણામમાં અનેક

× ઉપલી સનદમાં હીજરી સાલ ૧૧૩૬ લખતાં ૧૩૬ ભુલમાં લખાયલું જણાય છે.

વખત ભગરિયાઓને ન્યાએની અદાલતનો આસરો મેળવવો પર્યો હતો અને દરેક વેળા તેઓની તરફેનમાં ન્યાએધિશોની તરફથી હુકમનામાં કરી આપવામાં આવ્યા હતાં. એ રીતે હિજરી સને ૧૧૪૨, ૧૧૪૮, ૧૧૬૦ અને ૧૧૯૮ માં થયલાં હુકમનામાં મજકુર "નેજાએ શેકન" નામનાં ચોપાન્યાં મધે અશલ ફારસી અને તેનાં ગુજરાતી તરજુમાં સાથે પ્રગટ થયલાં છે, જે ઉપર જણાવેલા લેખોના જેવાંજ હોવાથી અત્રે ફરી પ્રગટ કર્યાં નથી.

ઇ૦ સ૦ ૧૭૩૬ માં નવસારીના ભગરિયા મોબેદોની તરફથી દેશાઇ કુકાજી મેહેરજી, દેશાઇ ખુરશેદજી તેહમુલજી, દેશાઇ જીવણજી માણેકજી વિગેરેએ સુરતના નવાબ "તેગબેગખાંન" ની અદાલતમાં એવી અરજ કીધી હતી કે:–

"આજ કેટલાંક વર્ષની મુદતમાં પિંડારાઓનાં ફીતુરનાં સબબથી નવસારીવાસી કેટલાક મોબેદો અને બેહેદીનોએ આવી સુરત બંદરમાં મકાનો આબાદ બનાવી રેહથાંન પસંદ કીધેલું છે. એમ હોવાના સબબે સુરતવાસી મોબેદો હીયાંના મુતસદીઓની હજુર દાદખાહ થાયલા છે કે નવસારીના જે પારસીઓએ સુરતમાં વતન પકડયું છે તેમનાં મુવાં જીવતાંનાં કામો અમો કરીએ, નવસારીવાલા ભગરીઆ મોબેદો કરે નહી. આ હકીકત મુતસદીઓએ સાંભળવા પછે અદાલતના સાહેબોની હજુરમાં દેશાઇ મકારોદાબાસી, નગરશેઠ લાલદાસ ભવાંની, શેઠ ફરાંમજી રૂશતમજી શેઠના, વગેરે મોતેબરો સાથે મુનસફી કરીને તેહકીક કર્યું કે નવસારીના પારસીઓ તથા સંજાણા મોબેદો જે સુરતવાસી થયા છે તેમનાં મુવાં જીવતાંનાં કામ નવસારીના મોબેદો સાથે તાલુકો રાખે છે, સુરતના મોબેદોને પોહચતું નથી. એ રીતે તેહકીક કરી નવાબ સાહેબની મોહર સુધાંના પરવાંના કરી આપેલા છે, જેથી હમણાં સુધી અમોએ અમારાં કાંમો પાછાં ચાલુ કીધાં છે તથા તેમ થવા પછી એક વેળા સુરતના મોબેદોએ અમારા બેહદીનોનાં મુવાં જીવતાંનાં કામો કરી તેનાં શીઆવ, લવાજમો, વગેરે લીધા તે મોદી નાનાભાઇ ભીમજી જેવણ સુરતના પારસી ટોળાના સરદાર છે તેવણે અમોને પાછા અપાવ્યા હતા. એટલા વાસ્તે ઉમેદવાર છંયે કે સુરતના મુતસદીઓના જે પરવાંના આ કામોમાં છે તે તેહકીક કરી તેનાં લખત ઉપર શાહેદી ગવાહી કરાવી આપે. એ મુજબ આ લખત ઉપર સુરતના ૪૧ હીંદુ તથા નીચલા સંજાણા મોબેદો અને નવસારીને લગતા બેહેદીનોની શાહીઓ[1] છે"

ઉપર જણાવ્યા મુજબના લખતો અને ન્યાયની કોર્ટના "હુકમનામાં" છતાં સુરતના અસલ વતની મોબેદોએ નવસારીનાં સુરત ખાતે જઇ વસેલા ભગરિયા મોબેદોને સતાવવાનું અને તેમનાં કામકાજમાં હરખત નાખવાનું ચાલુ રાખવાથી, તેનાં અટકાવને માટે નવસારીની ભગરસાથ અનજુમને નામદાર ગાયકવાડ સરકારમાં ફરિયાદ નોંધાવી દાદ માંગી હતી, જે ઉપરથી સંવત ૧૭૯૭ (ઇ૦ સ૦ ૧૭૪૧) માં ગાયકવાડ મહારાજાના હાકમ કેદાજીરાવે આગેવાન સુરતિયા મોબેદો તથા બેહેદીનોની ઉપર નીચલું ફરમાન મોકલાવ્યું હતું.

---

૧ જુવો, પારસી પ્રકાશ, સફો ૮૫૩ મો.

# દસતાવેજ ૧૪ મો, નકલ છે.*



"આ૦ ખુરશેદજી મનોચેહેરજી તથા ભીખાજી જમશેદજી વગેરે શમશતે તથા બેહદીન નાહનાભાઇ ભીમજી વગેરે શમશતે જત માલુંમ થાય જે નવસારીનાં અધેઆરૂ શમશતે જાહેર કરૂછે જે નવશારીનાં બેહેદીન તથા શંનજાંણુા સુરત રહીને નવેસરથી સુરતનાં પારશી સાથે મલા જે હમો તમો સાથે એકઠા થાઉં ને વડા લોકોનો કદીમ રાહ મુકું તમો હમારી ગોર ખલાશત કરો. તે ઉપર તમો નવસારી વગેરેનાં બેહદીન તથા શંનજાંણુા અધેઆરૂ વતનીને તમો બગલમાં રાખીને નવેશરથી લડાઇ કરવા માંડો છો તે શારૂં નથી. કાં જે બેહદીન તથા શંનજાણું અધેઆરૂને નવશારીનાં અધેઆરૂ સાથે લડાઇ હતી તે રાવ શ્રી શાહેબે મુનસફ કરીને રાશતી દરોશત કરૂં ને લખાંપંન કરાં. તેવાર પછે શંનજાંણુા અધેઆરૂ મહારાજ શ્રી શુબેદાર કને ફરીઆદ ગઆતા તાંહાં પંન રાશતી ને કદીમ રાહ પરમાંને કરી આપું જે કદીમ રાહ કોઇ મુકે નહી. એ તરે પરમાનો કરી આપો. હવડાં શનજાણુા અધેઆરૂ તથા બેહેદીન તમો સાથે મલીને કદીમ રાહ મુકવા માંગો છો તો એ વાત નીપજવાની નથી ને તમે એ સાથે શાંમેલ થાઈને લડાઇ તમારે શર લેશો તો પશેમાન થાશો. તમો તમારો રાહ ચાલો નોશારીનાં પોતાનો કદીમ રાહ ચાલે છે એ પરમાને ચાલશે ને નવું કરવા માંગશે તે પશેમાન થાશે ને શુરતનાં અધેઆરૂ નવશારીનાં બેહેદીનનું કામ કરવા માંગે છે તે શારૂં કરતા નથી નવસારીનાં અધેઆરૂ કદીમથી સરવેનાં શરગીરો છે ને નવસારી વગેરેનાં બેહદીન સુરતમાં રહે છે તે કદીમથી જુજમાંન છે તેનો હક નવશારીનાં અધેઆરૂ લેશે. એ વાતનાં પરવાનાં નવાબ શ્રીનાં છે મુજાહેમ થાશો તાકીદ જાંણુજો એનો જવાબ તુરત લખજો તારીખ ૩૦ મોહરમ. શા૦ ૧૭૯૭ બીજું નવશારીનાં શ્રી અધેઆરૂનો હક લવાજમ સુરતનાં અધેઆરૂ ઉપર છે તે પંન આપવો પરશે રેહશે નહી જાદા તાકીદ શું લખીએ તા૦ ૩૦ મોહરમ શા. ૧૭૯૭"

ઉપલાંજ સાલમાં ગાયકવાડ મહારાજા દામાજીરાવે સુરતનાં આગેવાન જરથોશતીઓની ઉપર એક ફરમાંન મોકલાવી જણાવ્યું હતું કેઃ—

"સુરતનાં મોબેદો નવસારીના મોબેદોનાં હક ઉપર તરાપ મારે છે, તેટલા માટે તેવા ફેશાદીઆ મોબેદોને અટકાવજો કે તેમ કરે નહી. એવો સુરતનાં નવાબનોબી હોકમ છે તથા તમારા લોકનાં લખાંઆં છે. જો એ પ્રમાણે નહી કરશો તો અમારા મુલકમાં તમારો વેયાપાર ચાલે છે તે બંધ કરવામાં આવશે." ×

* આએ ફરમાનની નકલ, નવસારીના દેશાઇ પેસ્તનજી ખુરશેદજીની પાસેથી મેળવીને એરવદ જા૦ સો૦ દસ્તુર મેહેરજી રાંણાએ નવસારીની લાઇબ્રેરી મધે મેલેલી જુનાં લેખના ઉતારાની ચોપડી મધે ઉતારેલી છે, જે ઉપરથી અત્રે એ લેખ મેં ઉતારી પ્રગટ કર્યો છે. અસલ કોપી મારા હાથમાં આવી નથી.

× પા૦ પ્ર૦ સફે ૩૪ મો.

નામદાર ગાયકવાડ મહારાજા દામાજીરાવ તથા તેમનાં અમલદારો તરફના ઉપલાં ફરમાનોની અસર સુરત શેહેરનાં આગેવાન પારસીઓની ઉપર ઘણી સારી થઇ હતી, પોતાનો વેપાર ગાયકવાડી શેહેરોમાં બંધ થઇ જવાની ધાસ્તી તેઓને ઉપજી હતી; જેથી તેઓએ તરત ઘટતો બંદોબસ્ત કરીને પોતાને ત્યાંનાં મોબેદોને નવસારી-વાલા મોબેદોના "હક્ક" ઉપર તરાપ મારતા અટકાવ્યા હતા; અને ઇ૦ સ૦ ૧૭૪૩ માં તા૦ ૧૦ મી જુન અને રોજ ૨ જો માહ ૯ ને દીને સુરતનાં મોબેદોની તરફથી તેનાં આગેવાન મોબેદો આ૦ ખુરશેદજી નવરોજજી બેહરાંમજી તથા આ૦ ખુરશેદજી નવરોજજી શાપુરજીએ શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને એક લેખ કરી આપિયો હતો કેઃ–

"સુરતમાં નવસારીને લગતા જે યજમાંનો રહે છે તેનાંને ઘરનાં જીવતાં તથા મુવાનાં કામો કે જે થોડીક મુદત થઇ સુરતનાં મોબેદોએ જબરીથી કીધાં તે હવેથી તેમ કરશે નહી. તેઓ તમારા ગુમાશદાર થઇને કરશે અથવા તમો જેમને તમારા ગુમાશદાર તરીકે મોકલશો તેમને કરવા દેશે, તેમાં અમો અટકાવ કરશું નહી."

આ લેખ ઉપર વો૦ માણેકજી શોરાબજી કાઉશજી, દલાલ માણેકજી એદલજી, જીજીભાઇ કુવરજી, દોશાભાઇ લવજી, તથા વાડીઆ રૂશતમજી ખરશેદજીની શાખો છે." (પારસી પ્રકાશ, સફો ૩૬ મો.)

એરીતે સુરત શેહેર, અસલમાં થયલી પાંચ પંથકોની વહેંચણી વેલાએ ભગરસાથના શ્રી નવસારીનાં પંથકની "હદ" મધે આવેલું હોવાથી તથા ત્યાં જઇ વસેલા પહેલા ભગરિયા મોબેદો શ્રી નવસારીની તાબેદારી તજી સ્વતંત્ર બનવાથી, તેઓની ઓલાદનાં મોબેદોની સાંમે ઇ૦સ૦ ૧૭ મી સદીમાં ભગરસાથની અનજુમને ભારી લડતો ચલાવી ત્યાં ક્રિયાકામો કરવાનો "હકક" ન્યાએની અદાલતો મારફતે મેળવવામાં સંપૂર્ણ ફતેહ મેળવી હતી, જેનાં પરિણામમાં સૂરત શેહેર મધે ભગરસાથના મોબેદોનું પંથક આજે પાયદાર રહેવા પામ્યું છે, અને મારા મોબેદ ભાઇઓનો એક ભાગ ત્યાં સુખથી કાયમનો વસવાટ કરે છે.

શ્રી સુરત શેહેરમાં ક્રિયાકામો કરવાનો–ત્યાંના વતની મોબેદો ભેગો–શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગરિયા મોબેદોનો પણ "હક્ક" છે એવી સુરતના "નવાબની અદાલત" માં ઉપર જણાવ્યા મુજબ વર્ષો સુધી ખંતિલી લડત ચલાવી પોતાની અનજુમનની કિમતી સેવા બજાવનારા ભગરસાથના ત્રણ આગેવાનો દેશાઇ કુકાજી મેહેરજી, દેશાઇ જીવણજી માણેકજી અને દેશાઇ ખોરશેદજી તેહેમુરજીને શ્રી નવસારીની સમસ્ત ભગરસાથ અનજુમને સંવત ૧૭૮૯ (ઇ૦ સ૦ ૧૭૩૧) માં એક દસ્તાવેજ કરી આપી, શ્રી સુરત શહેરના અસલ વતની મોબેદો સામે તેઓએ લડતો લડી બજાવેલી કિમતી સેવાની પિછાનમાં શ્રી સુરતના પંથક મધેનો "લગન" વિગેરેની આવક મેળવવાનો હક ચોકસ શરતોથી તેઓને ફરજંદાન ફરજંદ સૂધી ખાવા સ્વાધીન કીધો હતો, તથા તે મુજબ તેવા

"હક્કો" ના ભોગવતા તેઓએ અને તેઓના વારસોએ સંવત ૧૮૮૫ (ઇ૦ સ૦ ૧૮૨૯) સુધી કીધા હતા. આએ યાદગાર અસલ "ઓરીજીનલ" લેખ, જે એરવદ સો૦ ૩૦ જા૦ દસ્તુર મેહેરજી રાંણાની પાસે આજે જળવાયલો છે, તે અત્રે સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું.

# દસ્તાવેજ ૧૫ મો, અસલ છે.

(શરૂઆતમાં આએ લેખ ફારસીમાં લખી ગુજરાતી નીચે મુજબ લખ્યો છે.)




"સંવત ૧૭૮૯ નાં વરખે રોજ ૧ માહ ૧ કારતગ શુદ ૭ વાર રવેઉ તા૦ ૫ માહા જુમાદલ અવલ શંન ૧૧-૪૫ હીજરી. દેશાઇ કુકાજી મેહેરજી બહુમનજી તથા દેશાઇ જીવણજી માણેકજી હોમજીભાઇ તથા દેશાઇ ખુરશેદજી તેહમુલજી રૂસ્તમજી જોગ લ૦ કશબે નોશારી પંથકનાં અધારૂ અંનજુમન શમસ્ત. જત અમો અનજુમન શરવે રાજી રજાવંદ થાઇને તમને લખી આપુ જે કશબે નોશારી પંથકના બેહેદીન આંપંણાં જુજમાંન કેટલાએક શ્રી સુરત જઇ રહા છે તે બેહેદીન લોક અશલથી આંપંણાં જુજમાંન છે તેનું અધારૂપંણાંનો હક વેવા વાજન તથા ઘઘરંણાં તથા શેઆવ શરોશ વગરેનુ જે કાંઇ આવે તે તમને તમારાં ફરજંદહાંન ફરજંદ ખુદખાશતો કરી આપો તે જે કાંઇ અધારૂપંણુ સુરતમાં આંપંણાં કશબે નોશારી પંથકનાં બેહેદીન લોક આંપંણાં જુજમાંન છે તેનુ આવે તે તમો ખાઓ તે શાથે અમારૂ તથા અમારાં ફરજંદહાંનનો દર દખલ નહી. ને તમો દરશાલ વરશો વરશ વરશ ૧ એકનાં રૂ. ૧૦) અંકે શવાદસ રૂપઆ શ્રી દરેમેહેર શ્રી નોશારીનીમાં ખરચને આપો ને બાકી જે આવે તે તમો ખાઓ શહી તથા શ્રી સુરતમાં આંપંણાં બેહેદીન જુજમાંન લોકનાં કાંમને કાજ જે કોઇ અધારૂ મોકલો તે અનજુમનની રજા લઇ જાએ ને શ્રી નોશારીની દરેમહેરની આલાદ જે જોઇએ તે લેઇ જાઇ કાંમ કરે ને કદાચ કોઇ તમારે તથા અનજુમનને વગર હોકંમે જઇ સુરતમાં આપણાં બેહેદીન જુજમાન લોકનુ કાંમ કરે તે શ્રી અનજુમનનુ તા૦ દીવાનનો ગુનેગાર શહી. અશલ કાંનુકદીમ આંપંણાં વડાં વડેરાંની રાહા છે તે રાહા માફેક કાંમ કરે. એ લખેઉ અમો અમારી રાજી રજાવંદીએ તમને ખુદખાશતો તમારાં ફરજંદહાંન ફરજંદને ચંદરકાળ આપો એ વાતમાં કાંઇ કળવાવલ નહી તમોને એ સુરતમાં બેહેદીન આંપંણાં જુજમાંન લોક રેહેછે તેનુ અધારૂપંણાનું કાંમ વડચારીમાં ચંદરકાળ આપુ શહી. તથા અશલ સુરતમાં અધારૂ આંપંણાં વડાંએ અહીથી મોકલા છે તેવાર તે ઉપર લવાજમો મુકરર કીધુ છે તે લવાજમ સુરતનાં અધારૂ ઉપર મોકરર છે તે લવાજમ શરવે અમારી અનજુમનની રાશની તે શાથે તમારૂ દખલ નહી. એ લખુ શહી.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ તતર શાખ |
| ૧ લ૦ એ૦ દારાબ પાહાલનજી સહી | ૧ આ૦ શાપુર બેહેરામ સાખ |
| ૧ લ૦ એ૦ જમશેદ રૂસ્તમજી શહી | ૧ આ૦ માંણુક દારાબજી શાખ |
| ૧ લખતમ ખુરશેદ શાપુરજી શહી | ૧ આ૦ સેહેરીઆર ફરેદુનજી શાખ |
| ૧ લ૦ એ૦ માંણુક પાલણજી સહી | ૧ આ૦ દાદા હોમજી સાખ |
| ૧ કેમત્રીન એ૦ જામાસ્પ આશાજી સહી | ૧ પટેલ દાદા બેહેરામજી શાખ |
| ...... | ૧ વા૦ લીમજી જીવા બેહેરામ સાખ |
| ...... | ૧ શા૦ ભવાંનીદાસ વલ્લભદાસ શાખ |
| ૧ શમસ્ત અધારૂ કશબે નુશારી વગરે પંથકના શમસ્ત મતુ ઉપર લખા પરમાણે. | ૧ શા૦ લલુ વંણારસી શાખ (અત્રે ઘણી સહી તથા શાખો છે) |

——:o:——

## પોતાના પુરાતન "હકકો"ની જાળવણી માટે ભગરસાથની અનજુમને પોતાથી જુદા પડેલા મીનોચેહેર હોમજીના પંથવાલા મોબેદોની સાંમે ચલાવેલી બીજી ફતેહમંદ લડત.

——:o:——

સુરત શેહેરના અસલ વતની મોબેદો સાંમેની લડત મધે ઇ૦ સ૦ ૧૭૨૨ માં ઉપર જણાવ્યા મુજબ પહેલી ફતેહ મેળવવા અને એ શેહેરમાં પગભર બનવા પછી શ્રી નવસારીની ભગરસાથ અનજુમને ખુદ પોતાનાં હમવતની અને હમશરિક મોબેદો—જેઓ થોડાંક વર્ષ થયાં ત્યાંના બેહેદીનોની કુમક ઉપર પોતાની અનજુમનથી "જુદા પડી" મીનોચેહેર હોમજીનાં નવા પંથમાં જોડાયલા હતા તેઓ—ની સાંમે કાયદાસરની લડત ચલાવવાનો અને ગુમાયલા "હક્કો" પાછા મેળવવાનો ઠેડાવ કીધો હતો. પ્રથમ તેઓએ નવસારીની અદાલતમાં મીનોચેહેર હોમજીવાલા મોબેદોની સામે પોતાનાં બેહેદીનોને ત્યાં થયલાં "લગન" વિગેરેના હક્કના રૂપિયાનો દાવો ઉઠાવી દાદ માગી હતી. ભગરસાથ અનજુમને ચલાવવા માંડેલી એ રાતની કાયદાસરની લડતને જુલ્માત અને જાસ્તી"નું નામ આપી નવસારીના અકસર બેહેદીનો તથા મીનોચેહેર હોમજીના પંથના મોબેદોએ ઇ૦ સ૦ ૧૭૨૯ માં નીચે મુજબના બે જુદાં જુદાં કાગજ તે વેલાએ પોતાના વડા તરીકે ગણાતા શેઠ મનાજી કુકાજી તલાટીની ઉપર શ્રી વરોડરા ખાતે લખી મોકલાવ્યાં હતાં. બેહેદીનોએ તેમાં લખ્યું હતું કે:—

"તમો સાહેબ તો દેશાવર જઈ બેઠા, અને અતરે બે વરસ થયાં આવાં મજબુત લખાણુ છતાં પણ પાછો મોબેદોનો જુલમ થવા માંડયો છે. આપણા મોબેદોપર લગન વગે-

રૈના દાવા કાઢયા છે અને થાણામાં તેડી મચકડા વગેરે લખાવી લીધા છે તથા હજુ શું શું જુલમ થાશે તે કેહવાઇ શકાતું નથી, અને તમો વગર તેને કોઇ મરતબે પોંહચાડનાર નથી. અમો સરવે તો તમોને વલગેલા છઈએ, માટે જે તદબીર વગેરે કરવી ઘટે તે તે આવીને કરવી. ”

મીનોચેહેર હોમજીના મોબેદોએ પોતાના કાગજમાં જણાવ્યું હતું કેઃ—“બાજે લોક અમને ધમકી દીએ છે જે તમોને શુબેદાર સુધી જવું પડશે તેની ચીંતા લાગી છે જે નોરોજ ધાહંમબારના દાહડા નજદીક આવીઆ તેનું શું કરીએ. માટે અમો જાણીએ છે જે તમો સરખા મુરબી હાં છો તો હમોને શું કરવા તેડાવશે. માટે સાહેબની ખીજમતમાં જેને ફરમાવો તે બેહદીનને મોકલીએ અને જે ફરમાવો તે કરીએ.[1]” નવસારીના બેહદીનો તથા મીનોચેહેર હોમજીનાની સાથવાલા મોબેદોની માગણી મુજબ તેઓને શેઠ મનાજી કુકાજી તલાટી અને બીજા બેહદીનો તરફની દરેક મદદ અને કુમક મલવા છતાં, નવસારીમાં દરેક બેહદીનનાં “લગન” સારવાનો તથા તેનો “હક્ક” મેળવવાનો ભગરિયા મોબેદોએ ઉઠાવેલો દાવો ખુદ રાજકર્તા સુબેદાર “ પીલાજીરાવે ” કબૂલ મંજુર રાખી, તેઓને એ બાબદની એક ખાસ “ સનદ ” સંવત ૧૭૮૭ ( ઈ૦ સ૦ ૧૭૩૧ ) માં કરી આપી હતી, અને તેવીજ સનદ તે પછી નવસારી વિગેરે પ્રગણાંના સુબા “ ગંગાજી રાવ ” તરફથી ભગરિયાઓને મલી હતી. આએ બન્ને યાદગાર અસલ સનદો ભગરસાથના વડા દસ્તુરજીને ત્યાં આજે મોજુદ છે, જે ઉપરથી અત્રે શબ્દે શબ્દ ઉતારી પ્રગટ કરૂં છું.

નં. ૩

## દસ્તાવેજ ૧૬ મો, સનદ અસલ છે.

(મરાઠી મહોર.)

ાા શ્રી ાા રાવ શ્રી સુબેદાર પીલાજી ગાએકવાડ વચનાત[2] નવશારી વંગેર પથકનાં અધારૂ માનકજી હોમજી વા૦ ખુરશેદજી તહમુલજી વંગેર અધારૂ ભગરીઆ શમશત જત તમો તમારા પંથકના જુજમાનનુ વેહેવા વગેરેનુ કામ કરજો ને તમારૂ દશતુરકદીમ મામુલ છે તે લેજો તમોને કોઇ મુનેમ[3] થાશ નહી. ને તમારા પથકમાં કોઇ બીજો તમારી શલા વગર કોઇ કામ નહી કરે એ વાતની તાકીદ જાનજો. કોઇ બીજો અમ[4] કરે તે માહુ[5] થાશે શા૦ ૧૭૮૭ નો કારતક વદી ૧૪

---

૧ ઉપલાં બન્ને કાગજોની નકલ, શેઠ માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાની પાસેથી મેળવીને “ પારસી પ્રકાશ ” ના ૮૫૧ નાં સફા ઉપર તેનો સાર, ઉપર જણાવ્યા મુજબ ઉતારવામાં આવેલો છે.

૨ વચનાંત-રહેનાર

૩ મુનેમ—તમોને કોઇ અટકાવશે નહિ.

૪ અમ કરે—અમલ કરે, અમલ કરશે.

૫ માહુ થાશે-પશેમાન થશે, શીક્ષાને પાત્ર ગણાશે.

નીં. ૫

# દસ્તાવેજ ૧૭ મો, સનદ, અસલ છે.

——:o:——




રાવ શ્રી ગંગાજી બાવા–વા કશબે નોશારીના અધારૂ ખુરશેદજી તેહમુલજી તા૦ જીવનજી માંણેકજી વગેર શમશત અધારૂ ભગેરીઆ, જત રાવ શ્રી સુબેદારજી શાહેબે તમારા નોશારી વગેર પંથકના જજમાંનના વેહેવા વગેરનો પરવાનો કરી આપો છે તે માફક તમો જજમાનનુ કાંમ પોતાની ખાતર જમે રાખી કરજો ને એ કામમાં કોઈ બીજો તમારી શલા વના એ કા× પંથકનુ કરશે તે શરકારના ગુનેઘાર એ વાતની તાકીદ જાંણવી શા૦ ૧૭૮૭.

૨૧ મી રબીઅલ અવલ ભાદરવા વદ

——:o:——

એ રીતે પોતાના પંથક મધે લગન વિગેરે કરવા માટેના ખાસ "પરવાના" નામદાર ગાએકવાડ સરકાર તરફથી નવસારીની ભગરસાથ અનજુમનને અપાયાથી તથા ત્યાંના બેહેદીનોની કુમક અને મદદ એ લડતમાં પોતાને કંઇબી ફાયદાકારક નહિ જણાયાથી, મીનોચેહેર હોમજીના પંથવાલા મોબેદોએ ભગરસાથ અનજુમન આગલ નમી જવામાં તથા તેઓના પંથકમાં પોતે ક્રિયાકામો કરે તેનો નેમેલો "હક્ક તથા લવાજમ" ખાસ લખતો કરી તેઓને આપવામાં પોતાનું ભલું વિચાર્યું હતું. શંવત ૧૭૮૮ (ઇ૦ સ૦ ૧૭૩૨) માં તેવું એક લખત ભગરસાથ અનજુમનને "દાદાચાંદજી" વાલા મોબેદ ભાઇઓએ લખી આપેલું અસલ "ઓરીજીનલ" ભગરસાથના વડા દસ્તુરજીને ત્યાં આજે જળવાયલું છે, જે અત્રે સદાબરૂ પ્રગટ કરૂં છું.

# દસ્તાવેજ ૧૮ મો, અસલ છે.



" શંવત ૧૭૮૮ વરખે રોજ ૧૩ માહ ૫ તેરીખ ૮ રમજાંન ફાગણ શુદ ૧૦ વાર ગરેઉ સને ૧૧૪૪ હેજરી.

આ૦ કુકાજી મેહેરજી બહમનજી તથા આ૦ જીવણજી માંણકજી હોમજી તથા આ૦ ખુરશેદજી તેહેમુલજી રૂસ્તમજી તથા શમસ્ત અધારૂ ભગરીઆ જોગ લ૦ આ૦ માંણક દાદાચાંદજી તથા આ૦ બહમન દાદા તથા આ૦ જમશેદ દાદા તથા આ૦ હીરા દાદાચાંદજી

× કા—કામકાજ.

વગેરે ભાઈ. જત અમોએ તમોથી જુરોથઆ[1] પછી નોશારી પંથકનાં તાલુકાનાં બેહેદીનનુ અધારૂપણું કીધું તે આજદંન સુધી જે કાંઇ પેદા થાઈઉ તે તમોએ મેહેરબાન થાઇ અમારા હીશાનુ માફ કીધું, હવે પછી તમારી એતલાએ[2] તમોએ રજા આપી તે તમારી રજાવંદીએ તમારી તરફથી નોશારી પંથકનાં તાલુકનાં બેહેદીનનાં શેઆવ શરોસ તથા વેવા ઘઘરણાંનુ જે કાંઇ કામ કરૂ તે શરવ અમાનત રાખુ બીજા કોઇને આપુ નહી ને એમાં રવાદારગી ન કરૂ. ને કદાચ રવાદારગી કરૂ ને તમો મને કરો તો અમો કાંમ ન કરૂં તમારા ખાતરને આવે તે પાસે કાંમ કરાવો. તથા જે કાંઇ પેદા થાએ તેમાંથી તમો અમારા હીશાનુ આપો તે લેઉ તથા નોશારી પંથકનાં બેહેદીનનાં વેવા ઘઘરણાં શેઆવ શરોશ વગેરે જે કામ આવે તે ખુદાને હાજરનાજર જાંણી અમાંનત લાવી હાજર કરૂં. એ મેં મારી રાજીએ લખી આપેઉ તે શહી.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ. | ૧ અત્ર શાખ. |
| ૧ આ૦ માંણક દાદા ચાંદજી મતુ. | ૧ આ૦ માંણક પેસતન સુહરાબ સાખ. |
| ૧ આ૦ જમશેદ દાદા ચાંદજી મતુ. | ૧ આ૦ ફરાંમ માંનક સાખ. |
| ૧ આ૦ બમન દાદાજી મતુ. | ૧ આ૦ કાવસ માનક સાખ. |
| ૧ આ૦ હીરા[3]દાદા ચાંદજી મતુ. | |

એ રીતના "લેખો" ભગરસાથ અનજુમનને લખી આપી એખલાસ તથા ભાઇચારો વધારવાની અને આગલો કડવાશ દુર કરવાની અગત મીનોચેહેર હોમજીનાં પંથવાલા મોબેદોએ સમજવાથી તથા પોતાની આગલી અનજુમન સાથે જોડાઇ જવાની તેઓએ ખાસ ઇન્તેજારી બતલાવ્યાથી, ભગરસાથ અનજુમને પણ ખરાં ઉદાર અને મોહટાં દિલથી કામ લઈ તેઓની સાથની આગલી ખતપતો ભુલી જવાનો અને ઘટતો "લેખ" લખાવી લઇ તેઓને પોતાની અનજુમનમાં ફરી દાખલ કરવાનો એકમતથી ઠેડાવ કીધો હતો.

પોતાના એ ઠેડાવથી મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને જાણીતા કરવામાં આવતાં, તેઓએ ખુશી થઇ નીચલો એક દસ્તાવેજ સંવત ૧૭૮૮ ( ઇ૦ સ૦ ૧૭૩૨) માં નવસારીની ભગરસાથ અનજુમનને લખી આપી પોતાની આગલી અનજુમનમાં ફરી દાખલ થયા હતા, તથા તેઓનું વડપણ સ્વિકારી અનજુમનનાં સઘલા બંદોબસ્તો મુજબ ચાલવા કબુલ કીધું હતું.

આ એ લેખ અસલ "ઓરીજીનલ" છે અને તે મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબની" કારોબાર મંડળી સાંમેનાં છેલ્લા મુકદમાં મધે વાદીઓએ પૂરાવા તરીકે રજુ કીધો હતો. અત્રે એ લેખ સદાબરો ઉતારી પહેલ વહેલો પ્રગટ કરૂં છું.

૧ જુરોથઆ–જુદા પડયા

૨ એતલાએ–રાજી ખુશીથી

૩ ઉપલો દસ્તાવેજ નવસારીની નવી અગીઆરીના કેશમાં પુરાવા તરીકે મુકવામાં આવ્યો હતો.

# દસતાવેજ ૧૯ મો, અસલ છે.

——:o:—— —




[શરૂઆતમાં ફારસીની ૧૯ લાઈનમાં ગુજરાતી લેખની મતલબ સમજાવી છે.]

"શંવત ૧૭૮૮ વરશે રોજ ૨૪ માહ ૬ તેરીખ ૨૦ માહા શવાલ ચોં વદ ૭ વાર બુધે શંને ૧૧૪૪ હેજરી. આ૦ દારાબજી પાહાલણજી ફરેદુનજી તથા આ૦ જમશેદજી રૂસ્તમજી માંણકજી તથા આ૦ કુકાજી મેહેરજી બહમનજી તથા આ૦ જીવણજી માંણકજી હોમજી તથા આ૦ ખુરશેદજી તેહેમુલજી રૂસ્તમજી તથા આ૦ રતંનજી માંણકજી દારાબજી તથા આ૦ નવરોજજી કેરશાસજી હોમજી તથા આ૦ ફરાંમરોજજી દારાબજી બરજોરજી તથા આ૦ બચાજી નોશેરવાંનજી બરજોરજી તથા આ૦ કેરશાસજી મેહેરનોસજી ફરેદુનજી તથા આ૦ જામાસ્પ આશાજી વગરે શમસ્ત ભગરીઆ અધારૂ જોગ. લ૦ આ૦ મેહેરનોશજી મનોચરજી હોમજી તથા આ૦ બહમનજી દારાબજી મનોચરજી તથા આ૦ બેહેરાંમજી દારાબજી મનોચરજી તથા આ૦ ભીખાજી દારાબજી મનોચરજી તથા આ૦ જાંમાશજી મેરનોશજી તથા આ૦ ખુરશેદજી મેહેરનોશજી મનોચરજી તથા આ૦ બરજોરજી માંણકજી બહમનજી તથા આ૦ જમશેદજી કેરશાસજી તથા આ૦ જીવંણજી કેરશાસજી મેહેરજી તથા આ૦ શેહેરીઆરજી કુકાજી મેહેરજી તથા આ૦ નવરોજી નોશેરવાંનજી તે પાલક આ૦ શોરાબજી કેકબાદજીનો તથા આ૦ શાપુરજી નોશેરવાંનજી મેહેરજી તથા આ૦ જાંમાશજી પાહાલણજી નોશેરવાંનજી તથા આ૦ કાવશજી પાહાલણજી નોશેરવાંનજી તથા આ૦ માંણકજી દારાબજી ચાંદજી તથા આ૦ બહમનજી દારાબજી ચાંદજી તથા આ૦ જમશેદજી દારાબજી ચાંદજી તથા આ૦ રતંનજી દારાબજી ચાંદજી તથા આ૦ હીરાજી દારાબજી ચાંદજી તથા આ૦ બરજોરજી આશાજી દારાબજી તથા આ૦ પેશીજી આશાજી દારાબ ચાંદજી તથા આ૦ માંણકજી પેશતંનજી શોહોરાબજી તથા આ૦ ફરાંમજી પેશતનજી શોહરાબજી તથા આ૦ રૂશતંમજી હોમજી પેશતનજી શોહોરાબજી રાંણજી તથા આ૦ નવરોજી પેશતનજી અદરવાંનજી તથા આ૦ માંણકજી અદરવાંનજી ભાઇજી તથા આ૦ ફરાંમજી માંણકજી નરીમાંન તથા આ૦ કાવસજી માણકજી નરીમાંન વગરે શમસ્ત શાથ મનોચરજી હોમજી વગરે શમસ્ત.

જત હજાર વરશ થઆં આંપંણાં વડા તમાંમ ભગરીઆ અધારૂ પોતાનાં જુજમાંન બેહેદીનોનાં ટોલા શાથે ઈરાંનથી આવીને હીંદુશતાંનમાં રહા તે દાડેથી જે કાંઈ જુજમાંન બેહેદીનોનાં કાંમ જીવતાંનાં તથા મુઆંનાં વેવા ઘઘરનાં તથા શેઆવ શરોશ તથા ઘેહેશારણાં વગેરે સરવ કામ કરતા હતા તે હેશાબની વહી છે

તેની પોલ માફક હીશા કેશમતે વેચી લેતા હતા. તે હવડાં થોડાંએક વરસ થઆં જુજમાંન બેહેદીનોએ જોરો કરી કેટલાએક જુજમાંન નોશારીનાં તા૦ ગાંમડાનું કાંમ અમારા વડા પાસે કરાવતા હતા તે તમોએ આજદંન સુધી અમોને માફ કીધું. ને આજદને આપણે વડી દરેમેહેરમાં શમસ્ત અધારૂ ભગરીઆ સાથે બેશીને ફરી અશલનાં કદીમ દશતુર માફક પોતાની રાજી રગબતે લખાં કીધાં જે કશબા નોશારી વગેરેનાં પંથક પંખેડીનાં જુજમાનનાં જીવતાં તથા મુઆનાં કાંમ જે આજ પછી અમો કરૂ તથા કશબા નોશારીનાં પંથકનાં કામ તમો કરો તેનું નાંણુ તથા કપડાં તથા વાશણુ વગેરે જે આવે તે અશલ કદીમ રાહા માફક અમાંનત રાખતા હતા તેમ અમાંનત રાખીને અશલની વેચંણુ માફક વેહેંચી લીજીએ, શરીકત તમામ ભગરીઆ શાથની એતલામાંહ રજુ રહીએ ને વડી દરેમેહેરમાં જે આંપણાં વડાની પડવાની જાગા છે તેમાં પડવા આવીએ તો તે દરેમેહેરનાં દસ્તુર માફક અમલ કરૂ. એ વાતથી ફરૂ નહી. જો એ લખાથી ફરીએ તો સરકારનાં ગુનેગાર એ લખુ આંપણે એતેફાક થાઇ લખુ કીધું તે શહી. તથા જુજમાંનોનુ જે કામ પંથકમાં તથા ગામડામાં કરૂ. તેમાં રવાદારગી ન કરૂ. અમાનત લાવી હાજર કરૂ.

૧ અત્ર મતુ.

૧ આ૦ મેરનોશ મનોચેરજી મતુ.
૧ આ૦ ખુરશેદ મેરનોશજી મતુ.
૧ આ૦ જામાશ મેહેરનોસજી મતુ.
૧ આ૦ બહમન દારાબજી મતુ.
૧ આ૦ બેહેરાંમ દારાબજી મતુ.
૧ આ૦ ભીખા દારાબજી મતુ.
૧ આ૦ બરજોર માણકજી મતુ.
૧ આ૦ ફરાંમ પેસતનજી મતુ.
૧ આ૦ રૂશતમ હોમજી પેશતનજી મતુ. તે સુરત છે માંટે આ૦ ફરાંમ પેસતને લખેઉ તે સહી
૧ આ૦ સેરીઆર કુકાજી મેહેરજી મતુ.
૧ આ૦ જીવન કેરશાસજી મતુ.
૧ આ૦ જમશેદજી કેરસાશજી મતુ.
૧ આ૦ કાવશ પાલણુ નોશેરવાંન મતુ.
૧ આ૦ જામાસ પાલન મતુ.
૧ આ૦ બરજોર પાલન મતુ.
૧ આ૦ કાવસ માંનકજી મતુ.
૧ આ૦ ફરાંમ માંનકજી મતુ.
૧ આ૦ માંણક દાદા ચાંદજી મતુ.
૧ આ૦ જમશેદ દાદાચાંદજી મતુ.

અત્ર શાખ.

૧ આ૦ નુરોજ શેહેરીઆરજી શાખ.
૧ આ૦ ભીખા રૂશતમજી શાખ.
૧ આ૦ સેહેરીઆર ફરેદુનજી શાખ.
૧ આ૦ દાદા હમજી સાખ.
૧ આ૦ માંણક દારાબજી શાખ ધણી રજુ
૧ આ૦ બહમન રૂસ્તમ શાખ.
૧ પટેલ દાદા બેહેરાંમજી શાખ.
૧ મેતા શાંમદાશ કેશવદાશ મજમુદાર કશબાના શાખ.
૧ રાંમજી શાગર શાખ.
૧ રસતમ જીવણ સાખ.
૧ વા૦ ધનજી શોરબજી શાખ.
૧ વેરા શાપુર પેશતન શાખ. તેની વતી ધનજી શાપુર.
૧ વો૦ બરામજી રાણા શાખ. તની વતી વો૦ મના બરામ લખઉ છે.
૧ વો૦ શાપુર હીરજી શાખ.
૧ વા૦ હોસંગ નાંહાંના વાછા સાખ.
૧ વો૦ મનોચેર નાંહાંના ઘેઆરા સાખ.
૧ વો૦ [illegible]પા દારાબ ઘેઆરા સાખ.

૧ આ૦ બમન દાદાચાંદજી મતુ.
૧ આ૦ બરજુરજી આશાજી દાદા. ચાંદજી મતુ. મને લખતાં નહી આવડે તે વો૦ માંણેક દારાબ. જી પાશ લખાવેઉ.
૧ આ૦ માંણકજી પેસતનજી મતુ.
૧ આ૦ નવરોજ પેશતન. અરદવાંન મતુ.
૧ આ૦ માંણકજી અરદવાંનજી મતુ. ઉપર લખીઉ સહી. ×
૧ વકીલ માંણેક દારાબજી હમજી. શાખ ઉપર લખા પરમાંન.
૧ વો૦ મેરનોસ કેરસાસ કીકા શાખ.
૧ શા૦ ભવાંનીદાસ વલભજોગીદાસ. સાખ.
૧ શા૦ લલુ વણારશી શાખ.
૧ વો૦ પાહલણ ફરેદુન જમશેદજી શાખ.
૧ વો૦ શાપુર નવરોજજી શાંગા શાખ.
૧ વો૦ હોસંગ નાંહાંનાં વાછા સાખ.
૧ વા૦ લીમજી જીવા દીધરીઆ સાખ.

ઉપલા દસ્તાવેજથી પોતાનું સ્વમાન તથા વડપણ જળવાયલું જોઇ શ્રી નવસારીની ભગરસાથ અનજુમને મીનોચેહેરહોમજીના સાથવાલા સઘલા મોબેદોને ફરી પોતાના ટોલામાં દાખલ કીધા હતા, અને તેઓની સાથે પોતાના પૂરાતન તરીકા મુજબ પોતાના પંથકોમાં ક્રિયાકામો કરવાનો યોગ્ય બંદોબસ્ત કીધો હતો, તથા તે માટેનો એક ખાસ દસ્તાવેજ બનાવી તેનાં ઉપર બન્ને તરફના મોબેદોએ ભેગી સહીઓ કીધી હતી. સંવત ૧૭૮૯ (ઇ૦ સ૦ ૧૭૩૩) માં બનેલો આએ દસ્તાવેજ અસલ "ઓરીજીનલ" છે અને તે ઇ૦ સ૦ ૧૮૮૨ માં "લવાદ" તરીકે શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરની આગલ ચાલેલા "ખેરગામ"ના પંથક સંબંધી વાંધાના મુકદમાં મધે પ્રતિવાદી ભગરસાથ અનજુમને પોતાની તરફના પૂરાવા તરીકે રજુ કીધો હતો, અત્રે એ દસ્તાવેજ સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું. શરૂઆતમાં ફારસી લેખ—ફારસી મોહોર સાથનો—છે, તે પછી ગુજરાતી લેખ નીચે મુજબ છે.



# દસ્તાવેજ ૨૦ મો, અસલ છે.

ફારસી મોહોર.

શંવત ૧૭૮૯ નાં વરખે રોજ ૧ માહા ૧ કારતગ શુદ ૭ વાર રવેઉ તરીખ ૫ માહા જુમાદલઅવલ શંન ૧૧૪૫ હીજરી. આજદીને શ્રી કશબે નોશારીનાં પથક પંખેડીનાં અધારૂ અનજુમન શમસ્ત જત આપંણુ શંમસ્ત અનજુમન અધારૂ એત ફાક થાઇને લખેઉ કીધું અશલ આપંણાં વડાં વડેરાંની રાહા માફેક તથા વડાં વડેરાંનાં લખેઆં માફેક. જે આંપંણુ પંથક શ્રી કશબે નોશારીનાં મોહોલા બેહુ મોહોલો ૧ મોટો બેહેદીનનો તથા મોહોલો ૧ મલેશર ફળાઆનો

× ઉપલો અસલ ઓરીજીનલ લેખ, હાલમાં મોબેદ સાહેબ માહિયારજી નવરોજજી કુટારની પાસે જળવાયલો છે.

બેહેદીનો આપંણાં જુજમાંન લોક તથા આપંણા જુજમાંન બેહેદીન સુરત શેહે-રમાં રેહેછે તે તથા ગંણુદીવી તથા બીલી તથા કેશલીપાટી વગરે ગામમાં તા૦ પરગણાંમાં વલશાડ તથા મેહેધર તથા કરાડી તથા મહુઆ તથા શેઆદપુણી તથા આંમલી તા૦ તવડી તથા મરોલી વગરે એ ગાંમમાં પારસી બેહદીન આપંણાં જુજમાંન લોક રેહેછે તે તથા એ પરંગણાંમાં બીજે ઠામ રેહે તે તથા શ્રી વશાઇ તથા ઠાંણાં તથા મુબઇ તથા કલાંણીભીમ-રડી તથા ચેઓલ તથા દીવ વગરે એ પંથકનાં ગામમાં તા૦ એ મુલકમાં આપંણાં જુજ-માંન બેહેદીન લોક રેહેછે તે અશલ આપંણાં વડાં વડેરાંથી આપંણાં જુજમાંન લોક છે. તથા વાશદા તા૦ ખડકા તા૦ વેઆરેપાલનાં ગાંમમાં આપંણાં જુજમાંન બેહેદીન લોક રેહે છે તે તા૦ હવડાં પછે રેહે તે આપંણાં શ્રી અનજુમનનાં જુજમાંન બેહેદીન કાંનુક-દીમ વડાંથી આપંણાં જુજમાંન છે. તે જુજમાંન લોકનાં કાંમને કાજે આપંણે અધારૂ કોઇ શ્રી અંનજુમન અધારૂની રજા બગર જઇ બાજ બરશનંમ વગરેનું કાંમ નહી કરે ને શ્રી અનજુમન અધારૂની રજા બગર જાએ નહી અને શ્રી અનજુમન અધા-રૂની રજા વગર કોઇ અધારૂ ખુદીકરી× જાઇ બાજ બરશનંમ વગરે વેવા તથા ઘધરંણાં તા૦ શેઆવ શરોશ તથા આફ્રંગાંન વગરેનુ કાંમ કરે તે શ્રી શરેતારેનો* ગુનેગાર તા૦ શ્રી અનજુમનનો ગુનેગાર. ગુનેગારી રૂ૦ ૨૫૧ અંકે અડીશો ને એક ગુનેગારી ભરે તથા જે કોઇ અધારૂને શ્રી અનજુમન હોકંમ આપી જુજમાંન બેહેદીનનાં કાંમને મોકલે. વેવા વાજન તા૦ ઘધરંણાં તથા શેઆવ શરોશ તા૦ ઘેહેશારણા તા૦ આફ્રંગાન વગેરેને કાજ મોકલે તે જાએ ને જુજમાન લોકનું કાંમ કરે. ને જે કોઇ અધારૂને મોકલે તે જુજમાંનનાં કાંમને તે શ્રી નોશારીની દરેમેહેરમાંથી આલાદ જે જોઇએ તે લેઇ જાએ ને કાંમ કરે. જેમ અશલ આપણાં વડાં વડેરાંની રાહા છે તે રાહા માફેક કાંમ કરે ને કદાચ કોઇ શ્રી દરેમેહેરમાંથી આલાદ બગર હોકમે લેઇ જાએ ઇઆ કોઇ શ્રી દરેમેહેરમાંથી આલાદ શ્રી અનજુમનનાં વગર હોકમે આપ તે શ્રી શરેતા-રેનો તથા શ્રી અનજુમનનો ગુનેગાર ગુનેગારી ઉપર લખી છે તે ભરે શહી. એ લખેઉ આપણુ શંમસ્ત અનજુમન શ્રી એતફાક થાઇ આંપણાં વડાં વડેરાંનાં લખેઆં માફેક તા૦ વડાં વડેરાંની રાહા માફેક કીધું જે આપંણાં પંથક કશએ નોશારી વગેર પંથક પંખેડીનાં જુજમાંન બેહદીન અશલથી આપંણાં જુજમાંન છે તેનાં વેવા તા૦ ઘધરંણાં તા૦ શેઆવ શરોસ વગરેનાં કામને કાજ અનજુમન શ્રીની રજા વગર જાએ તે ગુનેગાર. એ લખેઉ શરવ એતફાક થાઇ કીધુ શહી. ને સુબેદાર શ્રીએ સુનગડ નવો વશાવો છે તા૦ નવાપરા વગરે આપંણાં પંથકમાંહા જુજમાંન લોક વસે તેનાં કાંમને ભગરના કદીમ અગીઆરીનો અધારૂ જાએ તે તેજ અગીઆરીની આલાદ વાપરે શહી.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ તતર શાખ |
| ૧ એ૦ દારાબ પાહાલનજી સહી | ૧ આ૦ શાપુર બેહેરામજી શાખ |
| ૧ એ૦ જમશેદ રૂસ્તમજી સહી | ૧ આ૦ જમશેદ મીનોચેહેરજી શાખ |
| ૧ આ૦ કુકાજી મેહેરજી સહી | ૧ આ૦ માંણુક દારાબ શાખ. |

× ખુદી કરી—આપખુદીથી *શરેતારેનો—ધર્મનો અને સરકારનો.

૧ પા૦ ખુરશેદ શાપુરજી લખતંગ સહી.
૧ લ૦ એ૦ માંણુક પાલણુજી સહી
૧ આ૦ નવરોજ જમસેદ સહી
૧ આ૦ નવરોજ સુહરાબજી સહી
૧ આ૦ બરજોર હોમજી સહી
૧ આ૦ માંણુક કેરસાસજી સહી
૧ આ૦ સુરાબ મનોચેહેરજી સહી
૧ આ૦ જીજી અશપંદીઆરજી સહી
૧ આ૦ કાઉશ ખુરશેદજી સહી.
૧ આ૦ ભીખા રતનજી સહી.
૧ લા૦ દારાબ દાદાજી સહી.
૧ આ૦ મેહેરનોશ રૂશતમજી શહી.
૧ લા૦ આ૦ કાવસ હોમજી શહી.
૧ લ૦ આ૦ શોરાબ કેરશાશજી સહી.
૧ લા૦ ફરાંમજી દારાબજી સહી મંજુર.
૧ લ૦ કમતરીન આ૦ તેમુલજી રૂસ્તં.
મજીનો બરખુરદાર ખુરશેદ શહી.
૧ આ૦ માંણુકજી હોમજીની વતી ભાઇ
જીવનજી સહી
૧ આ૦ રતંન માંણેકજી શહી
૧ આ૦ બેહેરામ રતનજી દારાબજી શહી
૧ કમત્રીન એ૦ ઝામાસ્પઆશાજી શહી
૧ આ૦ નવરોજજી કેરસાસજી સહી.
૧ આ૦ માંણુકજી પેસતનજી સહી.
૧ આ૦ મેહેરનોશ મનોચેહેરજી શહી.
૧ આ૦ બહુમન દારાબજી શહી.
૧ આ૦ માંણુક દાદાચાંદજી શહી.
૧ આ૦ બેહેરાંમ દારાબજી શહી.
૧ બરજોર માંણુકજી સહી.
૧ આ૦ બરજોર પાલનજી શહી.
૧ આ૦ શેરીઆર નોરોજજી શહી.
૧ શમસ્ત અધારૂ અનજુમન* શહી.

૧ આ૦ સેહેરીઆર ફરેદુનજી શાખ.
૧ આ૦ દાદા હોમજી સાખ
૧ આ૦ નવરોજ હોમજી શાખ
૧ આ૦ નવરોજ શેહેરીઆરજી શાખ
૧ આ૦ કાવસજી અશપંદીઆરજી શાખ
૧ આ૦ બરજોર ભાઇજી સાખ
૧ આ૦ નોસરવાંનજી સોહરાબજી સાખ
૧ આ૦ માંણુક ગોસતાસજી સાખ.
૧ આ૦ હોમજી રૂશતમ ભટલા શાખ.
૧ આ૦ બહમંન રૂસ્તંમ શાખ.
૧ આ૦ ભીખા રૂશતંમજી શાખ.
૧ પટેલ દાદા બેહેરામજી શાખ.
૧ વા૦ હીમજી જીવા બેહેરાંમ દીધરી સાખ.
૧ વે૦ ઠરદીના ખુરસદ સાખ.
૧ વંડદ માંણેક દારાબ શાખ.
૧ વે૦ કુઅરજી બેરાંમ રાંણું શાખ શાહી.
૧ વા૦ રસતમ જીવણુ સાખ.
૧ વા૦ ઠાવશ જીવણુ ધનજી શાખ

* ઉપલો અસલ ઓરીજીનલ દસ્તાવેજ એરવદ સોહરાબજી રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજી રાંણાની પાસે હાલમાં જળવાયલો છે,' જે ઉપરથી ઉતારી મેં પ્રગટ કર્યો છે.

એ રીતે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો ૪૬ વર્ષની જુદાઇ પછી પોતાની ભગરસાથ અનજુમનમાં પાછા જોડાઇ એકત્ર અને એકદિલ બનવાથી તથા ઇ૦ સ૦ ૧૬૭૨ માં ભગરસાથની અનજુમને પોતાના પંથકોમાં અનજુમનની રજાથી અને અનજુમન ફરમાવે તે મુજબ ક્રિયાકામો કરવા માટેનો જે લેખ[1] પોત પોતામાં કીધો હતો તથા જેનાં પરિણામમાં તેઓની સાથે નવસારીના કેટલાક બેહેદીનોને મતફેર પડયો હતો, તેવોજ લેખ ભગરસાથ અનજુમને મીનોચેહેર હોમજીના સાથવાળા મોબેદોને પોતાની સાથે લઇ ફરી કરવાથી; અને ખુદ નવસારીમાં વસ્તા સંજાણા મોબેદોએ પણ ભગરિયા તથા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને એકસંપથી સાથે મલી ગયલા જોતાંજ બેહેદીનોનો પકડેલો પક્ષ છોડીને પોતાના વડીલોનાં કોલ કરાર મુજબ ચાલવાની અને આતશબેહેરામ સાહેબની " બોએ " દેવા સિવાય ભગરિયાઓના પંથકમાં કંઇબી કામકાજ નાહ કરવાની એજ વેલાએ ભગરસાથ અનજુમનને લેખિત[2] કબુલાત આપવાથી; શ્રી નવસારી મધે વસ્તા અને આગલી ખતપતોમાં મુખ્ય આગેવાન ભાગ લેનારા કેટલાક આગેવાન બેહેદીનોને ઘણી ખેજાલત લાગી હતી, ગામમાં વસ્તા સઘલા મોબેદોને એ રીતે એકદિલ બનેલા અને તેઓએ ક્રિયાકામો કરવાના બંદોબસ્તો કીધેલા જોઇ ભવિષ્યને માટે બેહેદીનો ચિંતાતુર બન્યા હતા, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને માટે પોતે બરપા કરાવેલી નવી અગીઆરી–મોબેદોને દરમ્યાન થયલી સમજૂતીના પરિણામમાં ત્યાંથી નિકલી જવાનો અને પોતાને ભગરિયા મોબેદોની મરજી મુજબ ચાલવું પડવાનો સંભવ જણાતાં તેઓ નાસિપાસ થયા હતા; તથા પોતાને ત્યાંના દીન આઇનનાં કામકાજ કરાવવા માટેના લવાજમો આપવા અને પોતે બરપા કરાવેલી નવી અગઆરી ટકાવવા વિગેરેના ખાસ બંદોબસ્તો કરવા તેઓએ સંવત ૧૭૯૦ ( ઇ૦સ૦ ૧૭૩૪ ) માં શ્રી નવસારી મધે સમસ્ત બેહેદીનોની એક જાહેર સભા બોલાવી હતી આએ સભામાં મોટા ફળીઆ અને મલેસર ફળીઆના ઘણાક બેહદીનો ઉપરાંત ગણદેવી, મહુવા, મરોલી, તવડી, શીઓદપુણી, બીલીમોરા, મેહધર, કરારી, આમલી, વિગેરે ગામોના કેટલાક બેહેદીનોએ ભાગ લીધો હતો તથા તેઓએ ઠેડાવ કીધો હતો કેઃ–" વેહવા, ઘઘરનાં, સેઆવ, વગેરે મોબેદોના લવાજમ સંવત ૧૭૪૨ ( ઇ૦ સ૦ ૧૬૮૬ ) માં સરવે બેહેદીનાએ મળી જેમ ઠેડવ્યું છે તેમ આપવું. જો તે બંદોબસ્તો મુજબ મોબેદો નહીં ચાલે અને જીયાદા માગી કામ અટકાવે તો મોબેદ વના કામ ચલાવીએ. આશીરવાદ તથા ઘઘરનું સારવા અટકાવે તો તંદરોસ્તી પઢીને વહુ–વરને ઉઠાડી ઘર લાવીએ. શેઆવ તથા બાજ અટકાવે તો દ્રોબાંન મેલીને બાજ પોતાને ઘર ખાઇએ, અને શેઆવ પેહરીએ. ઘેહસારણું અટકાવે તો સરોશબાજ તથા નેઆએશ અને પેતેત પઢીને રવાંનને દોખમે પોંહચાડીએ. તથા આ૦ મનોચેહરહોમજીવાલી અગીઆરી જે સંવત ૧૭૪૨ ( ઇ૦ સ૦ ૧૬૮૬ ) થી અનજુમને ઠરાવી છે તે બહાલ છે. તે અગીઆરી ઉપર સુખન લાવે તો નામંજુર છે. એ અગીઆરી સારૂં પોતાનો જીવ જાયામો આપીએ ને તે બહાલ રાખીએ. "

૧ જુવો, દસ્તાવેજ ૭ મો.  ૨ જુવો, દસ્તાવેજ ૨૩ મો.

ઉપર મુજબનો એક લેખ બનાવી તે ઉપર રતનજી કુકાજી તલાટી, મનાજી કુકાજી તલાટી, રાંમજી સાગર, અને બીજા બેહેદીનોએ સહીઓ કીધી હતી.[1]

શ્રી નવસારીના કેટલાક આગેવાન બેહેદીનોએ એકગમથી ઉપર મુજબના ઠેડાવો કરી પોતાને ત્યાંના કામકાજ માટેના બંદોબસ્તો કીધા હતા અને બીજી ગમથી ભગરિયા અને મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોને દરમ્યાન થયલી સમજુતી ટોડી નખાવવા તથા એ બન્ને ટોળાને "જુદા પંથ"ના તરીકેજ રખાવવાની ખંતિલી કોશેશ કીધી હતી. તેઓના સમજાવ્યાથી મીનોચેહેરહોમજીના ભગરસાથમાં જોડાયલા મોબેદો મધેથી ઘણુઓ ફરી ડામાંડોળ વિચારના બન્યા હતા, તેઓ પોતે કીધેલા કોલ કરારોથી ઉલટા ચાલવા અને થયલા બંદોબસ્તો ટોડવા લાગા હતા, જેથી ભગરસાથ અનજુમનનાં આગેવાનો-જેઓએ દરેક છુટછાટ મુકીને ગામમાંથી બુરો કંકાસ દુર કરવાની તથા પોતાના ટોળામાં પડેલું તડું સાંધવાની ભલી નિષ્ટા અને ખરાં દિલથી કોશેશ કીધી હતી તેઓ-નિરાશ બન્યા હતા.

ભગરિયા અને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાન થયલી સમજુતી એ રીતે બે-ત્રણ વર્ષમાંજ પડી ભાગવાથી, મીનોચેહેરહોમજીના ઘણા આગેવાન મોબેદોએ બેહેદીનોના પક્ષ ફરી પકડી પોતાની ભગરસાથ અનજુમન સાથે પાછી જૂદાઇ કરવાથી, તથા તેના પરિણામમાં ભગરસાથના પંથક મધે ક્રિયા કામો કરવા સંબંધી "હક્ક"ના સવાલો વગર ફડચો થવે ઉભા રહેવાથી, તેઓની સાથના સઘળા વાંધાઓનો નિવેડો નામદાર ગાયકવાડની અદાલત મારફતે લાવવાનો અને બન્ને ટોળાના "હક્ક ઇલકા" નક્કી કરાવી તે મુજબ ચાલવાનો નવસાનીરી ભગરસાથ અનજુમને ઠેડાવ કીધો હતો તથા પોતાનું "ફરિયાદનામું" ત્યાંની કોર્ટમાં નોંધાવ્યું હતું.

આએ મુકદમો શ્રી નવસારી તથા તેની આસપાસના પ્રગણાનાં સુબા "ગંગાજીરાવ ગાયકવાડ"ની હજુરમાં તપાસને માટે નિકળતાં મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદોની તરફથી તકરારી બાબદમાં તેઓનો બચાવ કરવાને સારૂ આગેવાન બેહેદીનો હાજર થયા હતા. શ્રી નવસારી મધે ગાયકવાડી અમલ થોડાંજ વર્ષનો ચાલુ થયલો હોવાથી તથા તેમાં રહેનારી એક ન્હાની પણ ચંચલ કોમમાં ધર્મ સંબંધી ક્રિયાકામો કરવાના "હકકો" બાબે વર્ષોથી એક બીજાંની સાથે મિનાંકશો ચાલતો જાણવાથી, આવા ધાર્મિક વાંધાઓનો નિવેડો લાવવાનું કામ પોતે નહિ બજાવતાં ગંગાજીરાવ સુબાએ બન્ને પક્ષના આગેવાનોને સમજાવી તેઓની સંમતીથી તેઓને દરમ્યાન ચાલુ રહેલા ક્રિયાકામો કરવા સંબંધી વાંધાઓનો ફડચો કરવાનું કામ, રાજ્યના મોહટા હિન્દુ અમલદારો તથા પ્રસિદ્ધ હિન્દુ શેહેરીઓની ૧૦ જણાની બનેલી એક "લવાદ કોર્ટ"ને સોંપ્યું હતું તથા તેઓ સઘલી વિગતો સાંભળી જે ચુકાદો જાહેર કરે તે સ્વિકારવા અને તે મુજબ અમલ કરવા માટે બન્ને તરફના આગેવાનોની પાસેથી લેખિત કબુલાત લીધી હતી. પોતાને કરવામાં

---

૧ જુવો, પારસી પ્રકાશ, સફો ૮૫૨ મો.

આવેલી ફરમાસ મુજબ રાજ્ય તરફથી નેમાયલા "લવાદો"એ બન્ને તરફની સઘલી વિગતો સાંભળી તથા આગલાં કાગજ પત્રો વિગેરે તપાસી પોતાનો લેખિત ચુકાદો મોહટે ભાગે ભગરસાથ અનજુમનની તરફેનમાં જાહેર કીધો હતો, તો જો કે તેનાં પરિણામમાં ગામનાં કેટલાક બેહેદીનોની ઇચ્છા મુજબ મીનોચેહેર હોમજીવાલી નવી અગીઆરી કાયમ રહેવા પાંમી હતી અને એ પંથના મોબેદોને ક્રિયાકામો કરવા સંબંધી કેટલાક સ્વતંત્ર હક્કો મલ્યા હતા.

આએ યાદગાર ચુકાદાની તે વેલાએ કરવામાં આવેલી અને ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મલેલી જુની નકલ, મુંબઈના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓએ પુરાવા તરીકે રજુ કીધી હતી.

મીનોચેહેરહોમજીના પંથવાળા મોબેદોની તરફથી આએ મોહટો મુકદમો શ્રી નવસારીમાં વસતા બેહેદીનોનાં આગેવાનોએ ચલાવ્યો હતો, કે જેઓની તરફથી થયલી પુળવણીનાં પરિણામમાંજ એ બંન્ને ટોળા વચ્ચે થયલી સમજુતી પડી ભાંગી હતી. આએ ચુકાદાનો લેખ પણ ભગરિયા મોબેદો તથા બેહેદીનોને દરમ્યાન અરસપરસ થયલો હતો. શ્રી નવસારીનાં બેહેદીનોએ પોતાની પાસેનો એ અસલ લેખ ઇ૦ સ૦ ૧૯૧૨ માં પોતાની પાસેના બીજા જુના લેખો ભેગો, એક ચોપાન્યામાં પ્રગટ કર્યો છે, અને તે ભગરસાથનાં વડા દસ્તુરજીની પાસેના નીચલા લેખને શબ્દે શબ્દ મલતો છે. આએ યાદગાર લેખ સદાબરો અત્રે ઉતારી પ્રગટ કરૂં છું.

---

## દસ્તાવેજ ૨૧ મો, નકલ છે.*

આએ દસ્તાવેજની શરૂઆતમાં ફારસીની ૨૨ લાઇન મધે, ભગરિયા મોબેદો તથા બેહેદીનોની વચ્ચે ન્યાએની અદાલત મારફતે થયલા ગુજરાતી લેખની મતલબ ખુલાસાથી સમજાવવામાં આવી છે, તેમાં શરૂઆતની લાઇનો નીચે મુજબ છેઃ—

"વ મોહ્રે ગંગાજીરાવ્ હુજ્જતે શરઇ બ મોહ્રે કાઝી એમાદુદ્દીન અઝ્ કરાર બ તારીખે સીઝદહુમ માહે શઅબાનુલ્ મુઅઝ્ઝેમ્ સનહ્ ૧૧૪૬ હેજ્રી."

યાને—તારીખ ૧૩ મી શઅબાન સને ૧૧૪૬ હેજરીને દિવસે થયલા ઠરાવનો કાઝી એમાદુદ્દીનની તથા ગંગાજીરાવની મોહર સાથનો કાયદાસરનો દસ્તાવેજ.

( ગુજરાતી લેખ નીચે મુજબ છે. )

" નકલ અશલ માફક. શંવત ૧૭૯૦ વરખે પોશ શુદી ૧૫ ભોમે તારીખ ૧૩ માહા શાબાંન શને ૧૧૪૬ હીજરી. રોજ ૨૭ માહા ૩ દસ્તુર જમશેદજી રૂસ્તમજી તથા દસ્તુર દારાબજી પાહાલણજી તથા આ૦ જાંમાસ્જી આશાજી તથા આ૦ કુકાજી મેહેરજી તથા આ૦ જીવણજી માંણકજી તથા આ૦ રતંનજી માંણકજી તથા આ૦ ફરાંમરોજજી દારાબજી તથા આ૦ ખુરશેદજી તેહેમુલજી તથા આ૦ નવરોજજી કેરશાસ્જી તથા આ૦ બચાજી

નોશેરવાંનજી તથા આ૦ માંણકજી નવરોજજી તથા આ૦ મેહેરનોશ્જી દારાબજી વગેરે શમસ્ત ભગરીઆ અધેઆરૂ શમસ્ત કશબે નોશારીનાં જોગ. લ૦ પટેલ દાદાજી બેહેરાંમજી તથા પટેલ ફરાંમજી નાંહાંનાંભાઇ તથા તલાટી મનાંજી કુકાજી તથા વો૦ દારાબજી ચાંદજી તથા વો૦ જમશેદજી માંણકજી તથા વો૦ ફરેદુનજી ખુરશેદજી તથા વો૦ રાંમજી શાગર તથા વો૦ બેહેરાંમજી ભાઇજી તથા વો૦ કુઅરજી બેહેરાંમજી રાંણાં વગરે શમસ્ત બેહેદીન કશબે મજકુરનાં મોટા ફલીઆનાં તથા નાંહાંનાં ફલીઆનાં. જત આંપણે માહેમાહા મુનાંકશો ધરમનું તથા પરણનો તથા મરણનો હતો તે પર રાવ શ્રી ગંગાજી ગાએકવાડ કંણુ રજુ થાઇઆ તે પર રાવશ્રીએ દેશાઇ શ્રી સુરતના વશાઇ સુરજીભાઇ સુંદરજી તથા પરગણે ચોરાશીનાં દેશાઇ શ્રી લલુભાઇ જગા તથા ગણદીવીનાં શેઠ શ્રી ઘાંધી પરેમજી ગોડીદાશ તથા પરીખ વનમાલીદાશ શાંમ તથા કશબે મજકુરનાં શેઠ શ્રી ભવાંનીદાશ વલભદાસ તથા શેઠ નથુ વણારશીદાશ તથા ભટ રૂખી હરી વઇદ તથા ભટ વીશેશર હરી તથા પંડેઆ દેઆલ શીવજી તથા ભટ આંનંદ મંગલ મોતાનાં મંનશફ[1] કીધા. ને આપણે પાસેથી લખી લીધું જે મનશફ કરે તે આંપણે કબુલ. તેવાર પછે મંનશફોએ બંને તરફનાં કાગલ જોઇઆં ને હકીકત ને વાકેફ થાઇને આગલાં પાછલાં કાગલ બંને તરફનાં રદ કીધાં ને આજદંને નવો શરેસ્તો મંનશફોએ બેશી ઠરાવો તે શરેશતા માફક ચાલીએ તેની વગત.

અગીઆરી ૧ ભગરીઆની જુની એમાં કાંમ કુલ ધરમનુ તથા પરણનુ તથા મરણનુ પોતાનુ તા૦ બેહેદીનનુ તમારા મલતીઆ હોએ તેનુ કરે.

અગીઆરી ૧ આ૦ મનોચેહેરજી હોમજી વગેરેનાં મલતીઆ સાથને બેહેદીન શમસ્તે પરઠી આપી છે તે મધે કાંમ કૂલ ધરમનુ તા૦ હેરબદ થાએ તે કરે મોટા તથા નાંહના અશલ થાતા આવે છે તેમ થાએ પોતાનાં આ૦ મનોચેહેરજી હોમજીની અગીઆરીમાં થાએ. જે અધેઆરૂ એ સાથેનો ભગરની જની અગીઆરીમાંહા રાજીએ હેરબદ થાએ તેહેને અમો મોજાહેમ નહી થાઉ. અગીઆરીમાં નીરંગદીન તા૦ વરશીાુ પોતે કરે તા૦ બેહેદીનનુ કાંમ મુઆંનુ શરોશ તા૦ ઘેહેશારણુ તા૦ ધુપ તા૦ આફરગાંન તા૦ ચેહારમનાં તા૦ શીઆવ તા૦ બીજું શરવ ઇજણ બેહેદીનનાં તાલુકામાં છે તેનુ કાંમ કરે તા૦ પંખેડી પંથકનાં બેહેદીન તવડી તા૦ આંમલી તા૦ મરોલી તથા મેહેધર તથા કરાડીનાં એ અગીઆરીના તાલુકાનાં બેહેદીનનું કામ કુલ ધરમનુ તા૦ મરણનુ તા૦ ઇજણ આ૦ મનોચેહેરજીનાં સાથ કરે તથા આ૦ મનોચેહેરજી હોમજીની અગીઆરીનાં તાલુકાનાં કશબે નોશારી તા૦ પંથક પંખેડીનાં બેહેદીનનુ કાંમ વેહેવાનુ તમાંમ કાંમ તા૦ ધધરણાંનુ તમાંમ કામ જુની અગીઆરીનાં ભગરીઆ કરે અધેઆરૂ સાથ જુની અગીઆરીનાં——

જુની અગીઆરોનાં તાલુકાનાં બેહેદીન કશબે નોશારીનાં જે તમારે તાલુકે હોએ તેનાં તા૦ મહુઆ તા૦ શેઓદ તા૦ ગણદીવી વગેરે તમામ પંથક પંખેડી એ અગીઆ-

---

૧ મંનશફ કીધા—લવાદ બનાવ્યા.

રીનાં તાલુકાના કુલ ધરમનાં કાંમ તથા પરણુ તથા મરણુ ઇજણાં વગરે જુની અગીઆ-રીનાં કરે. કુલ પરણુ તથા મરણુ કશબે નુશારીનાં તથા પંથક પંખેડીનાં શરવ અધે-આરૂ ભગરીઆનાં હકનું નાણુ આવે તે બેહુ નરફનુ આવે તે રાશમાં રાખી વરશ દાડે બેહુ તરફનાં અધેઆરૂ પાગડી દીઠ વાંટી લીએ વેહેવા તથા ઘધરણાં હક આપવાની વીગત તા૦ મરણુ

| | | |
|---|---|---|
| ૨ આશરવાદ તા૦ વરણી તા૦ નવજોત વગેરેનાં રૂંપઆ બે | રાા ઘધરણાંનાં આશરવાદનાં રૂંપઆ અંકે અડી શેઆવ જે રવાંન ગુજરે તેહ નો જેવો પામે તેવો આપે. | ૦ાા ઘેહેશારણુ તા૦ શરોશ ૩ નો રૂ૦ ૦ાા અંકે અરધો. |

કશબે નોશારીનો કરાર આપવાનો ઉપર લખુ છે તે પરમાણે તથા પંથક પંખે ડીનાં ગાંમ તમામનાં અધેઆરૂપણાંનો હક પરણુ તા૦ મરણુ જે સુદઆંમદ જે તમો લેાુ છો તે લેાુ એ તમામ હક જુની અગીઆરીનાં અધેઆરૂ શમસ્ત તથા આ૦ મનો-ચેહેર હોમજીની અગીઆરીનાં અધારૂ શમસ્ત વાંટી લીએ પાગડી પરમાણે શરાશરી મોટા નાંહાંનાં—

ભગરીઆ અધેઆરૂ જુની અગીઆરીમાંહાં અશલથી હેરબદ તથા વરશીાુ તથા નીરંગદીન વગેરે કુલ ધરમનુ કામ કરે છે સુદઆંમદ તેમ જુની અગીઆરીમાંહાં કરે.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ તત્ર શાખ |
| ૧ પટેલ દાદાજી બેહેરામજી મતુ | ૧ દેશાઇ વશાઇ સુરજી સુંદરજી બધે ધણી રજુ શાખ. |
| ૧ પટેલ ફરાંમજી નાંહાંનાભાઇ મતુ | ૧ વશાઇ લલુ જગા પરગણે ચુરાશીનાં |
| ૧ મનાંજી કુકાજી મતુ | બંધે ધણી રજુ શાખ |
| ૧ પટેલ દારાબજી શોહોરાબજી માણકજી મતુ રજુ બચો દારાબજી | ૧ ઘાંધી પરેમજી ગોડીદાસ શાખ ધણી રજુ |
| ૧ વો૦ જમશેદજી માંણુકજી મતુ | ૧ પરીખ વનમાલીદાસ શાંમ શાખ ધણી રજુ |
| ૧ વો૦ ફરદુન ખુરશેદજી મતુ | ૧ શા૦ ભવાંનીદાશ વલ્લભદાસ શાખ ધણી |
| ૧ વો૦ રાંમજી શાગર મતુ | રજુ |
| ૧ વો૦ બેહેરાંમજી ભાઇજી શાગર મતુ | ૧ શા૦ નથુ વણારશીદાશ શાખ ધણી રજુ |
| ૧ બેહેદીન સમસ્ત મતુ હા૦ મનાંજી કુકાજી | ૧ ભટ આનંદ મંગલ શાખ પુતાનાં |
| ૧ વો૦ કુઅરજી બેહેરાંમજી રાંણાજી મતુ રજુ મનાંજી બેહેરામજી | ૧ પંડેઆ દેઆલ સીવજી શાખ ધણી રજુ |
| | ૧ ભટ વીશેશર હરી. સાખ લખા પરમાણુ |
| | ૧ ભટ રૂખી હરી. શાખ લખા પરમાંન. |

નામદાર ગાયકવાડ સરકાર તરફથી નેમાયલા " લવાદો "એ આપેલો ઉપલો ચુકાદો જેમ ભગરસાથ અનજુમને તેમ મીનોચેહેર હોમજીના સાથવાળા મોબેદો અને તેમની તરફથી એ મુકદમો લડનારા નવસારીનાં સઘલા આગેવાંન બેહેદીનોએ ખુશીથી સ્વિકાર્યો તથા કબુલ રાખ્યો હતો. બેહેદીન મનાંજી કુકાજી-જેઓ મીનોચેહેર હોમજીના પંથવાળા મોબેદોના મુખ્ય મદદગાર અને આગેવાન હતા તથા જેઓની ઉપર તેઓએ તેમજ નવસારીનાં બેહેદીનોએ આગલ જણાવ્યા મુજબના ખાસ કાગળો લખી ઇ૦ સ૦ ૧૭૨૯ માં પોતાની ઉપર ભગરિયાઓએ " લગન " વિગેરેના હક્કનાં ઉઠાવેલા દાવા વેળાએ પોતાને મદદ કરવા શ્રી વદોડરેથી નવસારી ખાતે બોલાવ્યા હતા તેઓ-ની ઉપલા દસ્તાવેજ ઉપર ત્રીજી સહી થયલી છે, અને ૯ મી સહી "બેહેદીન સમસ્ત" ને નામે પાછી તેઓએ કીધી છે. એ ઉપરથી માલમ પડેછે કે તકરારી મુકદમાનો " લવાદો"એ આપેલો ચુકાદો શ્રી નવસારીમાં વસ્તા સઘલા બેહેદીનોએ બહાલ રાખ્યો હતો, તથા જે બેહેદીનો-એ પોતાને ત્યાંના ક્રિયા ભણતરો ભગરિયા મોબેદોની પાસે નહિ ભણાવવા માટે આગલ એકસંપ બની " કરારો" કીધા હતા તેઓએબી આગલો મતફેર અને મિનાંકેશો ભુલી જઇ તથા રાજય તરફથી અપાયલા ચુકાદાને માન આપી, પોતાને ત્યાંના " લગન, નવજોત, જીંદરવાન, ઈત્યાદી સઘલાં જીવતાના સુભ કામો " એખલા ભગરિયા મોબેદોની પાસેજ કરાવવા માંડયાં હતાં. એ રીતે ગામનાં આગેવાંન બેહેદીનો તરફથી પોતાને મલતી રહેલી કુમક તથા મદદ ઉપલા ચુકાદાના પરિણામમાં સદનતર બંધ પડી ગયલી જોતાંજ મીનોચેહેર હોમજીના સાથવાળા સઘલા મોબેદોને પણ ઉપલા ચુકાદાને માન આપી ચાલવાની અને પોતાના યજમાંનોને ઘરના લગન, નવજોત, વિગેરેના કામો ભગરિયા મોબેદોને સોંપવાની ફર્ઝ પડી હતી. પરંતુ પોતાની તરફથી બેહેદીનોએ ચલાવેલી ઉપલી લડવનું પરિણામ પોતે રાખેલી વકકી વિરૂધ્ધ આવેલું જોઇ, મીનોચેહેર હોમજીના પંથના થોડાક મોબેદો નિરાશ અને અસંતોષી બન્યા હતા, તથા તેઓ મધેના કોઇ કોઇ મોબેદો શુરૂઆતમાં લવાદોએ આપેલા ચુકાદાનો અનાદાર કરવા તરફ દોરવાઇ ચોરી છુપીથી પોતાને નહિ કરવાનાં કામો કોઇકોઇ બેહેદીનોની કુમકે કરવા લાગા હતા, જેનો ભગરસાથ અનજુમને તુરતા તુરત કાયદાસરના પગલાં ભરી અટકાવ કીધો હતો તથા રાજ્ય તરફથી મળેલો ચુકાદો અમલમાં મૂકાવ્યો હતો. પોતાની અનજુમનના કોઇ કોઇ મોબેદો તરફથી એ રીતે "ગેરહક્કે" જીવતાંના કામો થયલાં જાહેર થતાંજ મીનોચેહેર હોમજીના સાથવાલા આગેવાન મોબેદો ભગરસાથ અનજુમનને "દલગીરી પત્રો" લખી આપી બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન કડવાશ વધતો અટકાવતા હતા; એ રીતે સંવત ૧૭૯૧ (ઇ૦ સ૦ ૧૭૩૬)માં લખાયલો એક અસલ ઓરીજીનલ દલગીરી પત્ર, જે ભગર-સાથના વડા દસ્તુરજીને ઘરે જળવાયલો છે, તે અત્રે સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું.

# દસ્તાવેજ ૨૨ મો, અસલ છે.

ફારસી મોહોર.

શરૂઆતમાં ફારસી ભાષા મધે લેખ કાયદાસર લખાવા વિષે જણાવી, ગુજરાતી લખાણ નીચે મૂજબ આપ્યું છે:—

"એરવદ જમશેદજી દશતુર રૂસ્તમજી તથા એરવદ બરજોરજી દશતુર દારાબજી તથા એરવદ જામાસ્‌જી વીરધમાંન આશાજી તથા દેશાઇ કુકાજી મેહેરજીભાઇ તથા દેશાઇ જીવણજી માંણેકજી તથા દેશાઇ ખુરશેદજી તેહેમુરજી વગેરે શમશત અધારૂ ભગરીઆ સાથ જોગ લા૦ આ૦ મેહેરનોશજી મંનોચેહેરજી હોમજી તા૦ આ૦ બહમનજી દારાબજી મંનોચેહેરજી તા૦ આ૦ માંણેકજી પેશતનજી શોહોરાબજી તા૦ આ૦ માંણેકજી દાદાજી ચાંદજી તથા આ૦ બરજોરજી માંણેકજી તા૦ આ૦ શેહેરીઆરજી કુકાજી વગેરે મંનોચેહેર હોમજીનાં મલતા સમસ્ત. જત બેહેદીન શંમસ્તે તમુને લખી આપુ છે જે તમારા મળતીઆ બેહેદીનોનાં કામ મુઆંનાં તથા જીવતાંનાં કામ તમાંમ તમો કરૂ તથા અમોને મલતા બેહેદીન રેહે તે બેહેદીનનું કુલ જીવતાંનાં કાંમ તમામ કાંમ નવશો[1] તથા નોઝોદ[2] તથા વેવા તથા ઘઘરણું છોકરાં તથા છોકરીનાં જદરૂઆંની વગેરે જીવતાંનાં કાંમ ધરમનાં તમાંમ તમો કરૂ. એ તરાં બેહેદીનો શાથે કરાર ઠરેઓ હુતો તેવાર પછે અમારા શાથીઓએ તમારી ચોરી કરીને નવજોત કરી હુતી તેપરે તમોએ અમોને હાકંમને તાંહાં લેઇ જવા માંડા. તેપર અમો તમારી આગલ મીનત કરીને તમો પાશેથી તખશીર માંફ કરાવી તે તમો માફ કીધી. ને જેણે નવજોત અમારા શાથીએ કીધી હુતી. તાર તેનાં લખા કરી અપાવા છે તાર પછે નવજોત કોઇએ કીધી નથી. ને જંદરૂઆંની જણ બેની અમારા મલતા શાથીઓએ તમારી ચોરીએ કીધી તેપર એ જદરૂઆંની તમોને ઝાહેર થાઇ તેપર અમો શરવે તમો અનજુમન આગલ આજેજી કરી તમો પાશેથી તખશીર માંગી લેઇ માફ કરાવી ને તે જંદરૂઆનીનો હક દસ્તુર તમારો હતો તે તમોને આપો છે. હવે આજદીન પછે અમારા શાથી કોઇ નવજોદ તથા જંદરૂઆંની વગેરે જીવતાંનાં કાંમ સુઉ તમારા બેહેદીનોનાં ઇઆ સુઉ અમારા બેહેદીનો અમારા મળતા બેહેદીન કશબે નોશારી તથા સુરત વગેરે પરગણામાં ઝાંહાં હોએ તાંહાંનાં તા૦ મુબઇ તા૦ દીવ તા૦ ચીઓલ તથા વશાઇ સુધી બેહેદીન હોએ તે બેહેદીનનાં કાંમ કરૂ નહી તથા નીરંગદીન તા૦ વરશનુ બેહેદીનોનાં લખાંમાં મુકરર કરી લખી આપુ છે જે અશલની કદીમ દરેમેહેરમાંહાં તમો કરતા આવો છો તેમ કરૂ અમો કરૂ નહી ને કદાચ કોઇ અમારા મલતીઆ તમારી ચોરીએ કાંમ કરે તે શરકાર દીવાંનનો ગોનેગાર. એ શરવ બેહેદીનોનાં જીવતાંનાં કાંમ તમારા ભગરીઆ અધારૂ કરે શહી, એ લખુ અમારી રાજીથી વાજબી વાતે લખી આપુ તે શહી. શંવત ૧૭૯૧ નાં વરખે રોજ ૬ ખુરદાદ મા૦ ૨ અરદીબેહેસ્ત માગસર શુદ ૫.

---

૧ નવશો–નાન નવરાવવું. ૨ નોઝોદ–નવજોત.

| ૧ અત્ર મતુ | અત્ર શાખ |
|---|---|
| ૧ આ૦ મેરનોશજી મનોચરજી મતુ રજુ ખુરશેદ મેરનોસજી | ૧ પટેલ દાદા બેહરામજી શાખ |
| ૧ આ૦ બહમન દારાબજી મતુ | ૧ વો૦સોરાબ આજીયા શાખ |
| ૧ આ૦ માંણુક પેસતન મતુ | ૧ ગાંધી જમશદ રતન શાખ |
| ૧ આ૦ માંણુક દાદાચાંદજી સાખ | ૧ બેહેરામ બહમનજી શાખ |
| ૧ આ૦ બરજોર માંણુક મતુ | |
| ૧ આ૦ *સેરીઆર કુકાજી મતુ | |



એ રીતે ભગરિયા તથા મીનોચેહેર હોમજીના સાથવાળા મોબેદોને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી ચાલતા વાંધાનો નામદાર ગાયવાડ સરકારના "હિન્દુ લવાદો" એ ફડચો કરવા પછી, તેઓએ આપેલા ચુકાદાનો અનાદર કરતાં મીનોચેહેર હોમજીના સાથવાળા મોબેદોને ઉપર મુજબના લેખો[1] લખાવી લઇ શુરૂઆતમાંજ ભગરસાથ અનજુમને અટકાવ્યાથી તથા તેવાં ગેરકાયદેના કામને ગામનાં આગેવાન બેહેદીનો તરફનું કંઇબી ઉતેજન નહિ મલવાથી, મીનોચેહેર હોમજીના સાથવાલા સઘલા મોબેદો આગલા સર્વે મતફેરો ભૂલી જઇ તથા લવાદોના ચુકાદાને માન આપી ચાલવા લાગા હતા; જેનાં પરિણામમાં વખતના વહેવા સાથે કડવાશની લાગણી મોહટે ભાગે બેમાલુમ થઈ બન્ને પંથના મોબેદોને દરમ્યાન એખલાસ તથા ભાઇબંધીનો ગાંઠ મજબૂત થવા પામ્યો હતો. ત્યાર પછીથી વર્ષો સૂધી બંધ પડેલો એક બીજાંની સાથનો ખાવા પિવાનો અને સંસારી એખલાસ ફરીથી ચાલુ થતાં એ બન્ને પંથના મોબેદોમાંથી "ક્રિયાકામ કરવાના જૂદા આલાતો" સિવાયના સઘલા મતફેરો આપોઆપ નિકલી જઇ, તેઓમાં એકદિલી અને ભાઇચારાનો વધારો થતો રહયો હતો.

જે એકદિલી અને ભાઇબંધીનો ગાંઠ, મરહુમ નેકનામ દસ્તૂરજી સાહેબ દારાબજી માહિયારજી દસ્તુર મેહેરજી રાંણાના દસ્તુરી અમલમાં વધુ મજબૂત અને મિત્રાચારી ભર્યો બનવા પામ્યો હતો. અત્રે ભગરિયા તથા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાન બનેલા ઇતિહાસીક બનાવોની તવારીખ સમાપ્ત કરતાં હું એટલીજ દુઆ ગુઝારીશ કે, એકજ વતન મધે વસનારા અને એકજ "પંથ" મધેથી કમનસિબ સંજોગો હેઠલ જૂદા પડેલા બન્ને અનજુમનોનાં મોબેદોને દરમ્યાન—૨૨૫, વર્ષની

* ઉપલો લેખ, નવસારીની નવી અગીઆરીનાં કેશમાં પુરાવા તરીકે મુકાયો હતો, એ અસલ ઓરીજીનલ અને સરકારી માહોર સાથનો લેખ છે. મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે પ્રતિવાદી તરફથી એરવદ પીરોજી એદલજી દાદાચાંદજીએ ભગરિયા મોબેદોના દાવાની વિરૂદ્ધમાં આપેલી જુબાંની દરમ્યાન એ અસલ લેખ વાદીના સોલીસીટરે નામદાર "લવાદ"ની સનમુખ, તેમની જાણને માટે રજુ કીધો હતો.

૧ ઉપલો લેખ તથા એવાજ બીજા ત્રણ-ચાર લેખો ભગરસાથના વડા દસ્તુરજીને ઘરે જળવાયલા છે.

લાંબી મુદ્દત પસાર થવા પછીબી—તેઓને બેદિલ અને અસંતોષી બનાવનારા જેબી સબબો અને મતફેરો હસ્તિ ભોગવતા હોય તે દુર કરવા તથા તેઓને દરમ્યાન સંપૂર્ણ એખલાસ જાળવવા માટે બન્ને અનજુમનોનાં દુરઅંદેશ આગેવાન સભાસદો સાથે ભેગા મલી, એકસંપ અને ઉદાર દિલથી બન્ને અનજુમનોનું સ્વમાન જળવાય તેવી કોઇ યોગ્ય ગોઠવણ અને સમજૂતી ઉપર આવે તથા તેઓને દરમ્યાન વખત કવખત ઉઠતા "હક્ક"ના સવાલોનો છેવટનો ફડચો કરે; કે જેથી કડવાશ અને કુસંપનું નામ સદાને માટે નાબૂદ થાય તથા એખલાસ અને ભાઇબંધીનો ગાંઠ તેઓને દરમ્યાન મજબૂત અને કાયમનો બને. મારી તેમજ બન્ને અનજુમનોના ખરા ખેરખાહોની ઉપલી ખાહેશ અને દુઆગુઝારી ફળદ્રુપ બને એમ અંતઃકરણથી ઇચ્છી, શ્રી સંજાણથી પાક આતશબેહેરામ સાહેબના નૂરી કેબલા સાથે નવસારી મધે આવી, ત્યાંની ભગરસાથ અનજુમન સાથે કીધેલા બંદોબસ્ત તથા કરારો મુજબ ચાલી, શુમારે ૨૦૦) વર્ષ તલક ત્યાં એખલાસ અને સુલેહ સંપજથી વસેલા તથા ત્યાર બાદ ભગરસાથ અનજુમન સાથ પોતાને પડેલા બુરા મતફેરના પરિણામમાં બીજાં ૬૦ વર્ષ તલક તેઓની સાંમે ખોટી ઉશ્કેરણીથી વગર ફાયદાની અણઘટતી લડત ચલાવી અંતે તેમાં નિરાશ બનેલા અને ન્યાએની કોર્ટના હુકમની રૂયે ભગરસાથના "પંથકની હદ" ફરજીઆત તજી હાલના "ઉદવાડા" ગામ મધે પોતાના પંથકની "હદ"માં આવી ઠરીઠામ થયલા સંજાણા મોબેદોની-તેઓએ શ્રી નવસારી મધે કીધેલા વસવાટ તથા તે દરમ્યાન ત્યાંની ભગરસાથ અનજુમન સાથે ચાલેલી "હક્કની લડત" ને લગતી-તવારીખ, જુનાં લેખોને આધારે અત્રે લખવી શુરૂ કરૂં છું.

---

## પોતાના પુરાતન "હકકો"ની જાલવણી માટે શ્રી નવસારીની ભગરસાથ અનજુમને ત્યાં વસતા સંજાણા મોબેદોની સાંમે ચલાવેલી ત્રીજી ફતેહમંદ લડત.

શ્રી નવસારી મધે પોતાની સંભાલ હેઠલ રહેલા આતશબેહેરામ સાહેબની સાથે સંજાણા મોબેદોએ આસરે ૨૬૦) વર્ષની લાંબી મુદત તલક કીધેલા વસવાટ દરમ્યાન, છેલ્લા ૬ દાહેકા આગલ જણાવ્યા મુજબ ત્યાંની ભગરસાથ અનજુમન સાથની ખતપતમાં પસાર કીધા હતા. આએ ખતપત અને કંકાસ બરપા કરવા માટેનું "મૂલ બિજ" ભગરિયા મોબેદોથી અસંતોષી બનેલા નવસારીના થોડાક બેહેદીનોની કુળવણીથી ઇ૦ સ૦ ૧૬૭૩ નાં સાલ પછી તેઓએજ વાવ્યું હતું, જેનાં પરિણામમાં કુદ્રતી કાયદે નુકસાની અને હેરાનગતી પણ મુખ્ય ભાગે તેઓનેજ ભોગવવી પડી હતી.

આગલ જણાવ્યા મુજબ ઇ૦ સ૦ ૧૬૭૨ માં શ્રી નવસારીના ભગરિયા મોબેદોએ પોતાના યજમાંનોને ઘરના સઘલાં ક્રિયા ભણુતરો પોત પોતામાં વહેંચીને કરવાનો તથા

જે મોબેદનો જે ક્રિયા કરવાનો "વારો" હોય તે ક્રિયા જો બીજો કોઇ મોબેદ જઇને કરે તો તેને શીક્ષાને પાત્ર ગણવાનો ઠેડાવ[1] કરવાથી અને તે ઠેડાવ ત્યાંના તેઓના બેહેદીનોને નહિ રૂચવાથી, પોતાની મરજી પડે તે મોબેદો પાસે પોતાને ત્યાંના ક્રિયાકામ કરાવવાનો ઇ૦ સ૦ ૧૬૭૩ માં નવસારીના બેહેદીનોએ વલતો ઠેડાવ કીધો હતો. પરંતુ ભગરિયા મોબેદો મધેથી કોઇબી મોબેદ પોતાની અનજુમનથી "બેવફા" બની તથા અનજુમનનો બંદોબસ્ત ટોડી બેહેદીનોની મરજી મુજબ તેઓને ઘરનાં ક્રિયા ભણતરો કરવા બાહેર નહિ પડવાથી, બેહેદીનોએ નાસિપાસ બની શ્રી નવસારી મધે વસ્તા સંજાણા મોબેદોને હાથમાં લેવાની અને તેમ કરી પારકે માસે પોતાનો "ઘા" રૂજવવાની કોશેશ કીધી હતી, જેમાં જો કે તેઓ શરૂઆતમાં ફાવ્યા નહિ હતા અને કોઇબી સંજાણા મોબેદોએ તેઓને ત્યાં જઇ ક્રિયા ભણતરો કરવાની હિંમત કીધી હતી નહિ. પરંતુ તેઓની ચાલુ ઉશ્કેરણીથી ખોટે માર્ગે દોરવાઇ અને ૨૦૦) વર્ષના પોતાના વડીલોથી ચાલતા કોલ કરારો ટોડીને સંજાણા મોબેદો પોતાને ત્યાંના ક્રિયા ભણતરો પોતે કરવા લાગા હતા; જેની સાંમે કાયદાસર લડત ચલાવી ભગરસાથ અનજુમને તેઓને તેમ કરતા ઇ૦ સ૦ ૧૬૮૫ માં અટકાવ્યા હતા તથા ત્યાર બાદ તેઓએ એકબીજાંના પંથક મધે કંઇબી ક્રિયાકામ નહિ કરવાનો-એક ભેગું લખત[2] બનાવીને-અરસપરસ ઠેડાવ કીધો હતો. એ રીતની સમજૂતી અને બન્ને ટોળાને દરમ્યાન થયલા એખલાસથી નારાજ બની, શ્રી નવસારીમાં વસ્તા થોડાક આગેવાન બેહેદીનોએ ભગરસાથ અનજુમન વિરૂધ્ધ સંજાણા મોબેદોને ઉશ્કેરવાનું અને ગામમાં કંકાસ વધારવાનું ચાલુ રાખવાથી, ભગરિયા મોબેદો અને બેહેદીનોને દરમ્યાન આગલ જણાવ્યા પ્રમાણે ઇ૦ સ૦ ૧૬૮૬માં એક ખુનખાર મારામારી થઇ હતી, જેમાં બે મોબેદો અને પાંચ બેહેદીનો કમનસીબે માર્યા જવા ઉપરાંત બંન્ને તરફનાં ઘણાકો ગાહેલ બન્યા હતા. આ મારામારીનાં પરિણામમા "મીનોચેરહોમજી" નામનાં ભગરિયા મોબેદ પોતાનાં ટોળાથી બેહેદીનોની કુમકે છુટા પર્યા હતા અને વખત જતાં પોતાને નામનાં એક "જૂદા પંથ"ની સ્થાપના કીધી હતી. એ રીતે ભગરસાથ અનજુમનમાં ફાટફુટ પડેલી અને તેમની સ્થિતિ બતંગ બનેલી જોતાંજ સંજાણા મોબેદો ફરી ફેરાવણ બન્યા હતા તથા ઇ૦ સ૦ ૧૬૮૫ માં થયલાં સરકારી લખતો બાજૂએ મુકીને બેહેદીનોની કુમક ઉપર ભગરસાથ અનજુમન સાંમે ફરી લડવાની કમર કશી હતી, જેનાં પરિણામમાં તેઓને દરમ્યાંન ઇ૦ સ૦ ૧૭૩૨ સુધી ખતપત ચાલ્યા કીધી હતી.

ઇ૦ સ૦ ૧૭૩૨ માં નવસારીની ભગરસાથ અનજુમન સાથે ત્યાંના મીનોચેહેરહોમજીની પક્ષનાં સઘલા મોબેદોએ મલી જઇ આગલ જણાવ્યા મુજબની સમજૂતી કરવાથી અને તે માટેનો એક દસ્તાવેજ[3] સંવત ૧૭૮૮ માં રોજ ૨૪ મો અને માહ ૬ ને દીનનો બનવાથી, શ્રી નવસારીમાં વસ્તા સંજાણા મોબેદોએ પણ પાછી "પવન જોઇને પોતાની પીઠ ફેરવી" હતી, તેઓએ ઉપલા બનાવથી પોતાને બતંગ અને કઢંગી સ્થિતિમાં આવી પડેલા જોઇ એક વખત ફરી ભગરસાથની અનજુમનને એક દસ્તાવેજ

---

૧ જુવો દસ્તાવેજ ૭ મા.

૨ જુવો, દસ્તાવેજ ૧૦ મા.

૩ જુવો, દસ્તાવેજ ૨૧ મા.

કરી આપ્યો હતો, જેમાં ભગરસાથનાં પંથકમાં કંઇપણી કામકાજ નહિ કરવાની અને આતશબેહેરામ સાહેબની ફકટ "બોઓ" દેઇ વડીલોના કોલકરાર મુજબ હવેથી ચાલવાની કબુલાત આપવામાં આવી હતી

આગ્યે અસલ દસ્તાવેજ ઇ૦ સ૦ ૧૮૮૧-૮૨ ના સાલમાં ઉદવાડેની સંજાણા અનજુમને વલસાડની કોર્ટમાં નોંધાવેલા અને "લવાદ" તરીકે શેઠ દાદાભાઇ નવરોજજીની આગલ ચાલેલા " ખેરગામ "નાં પંથક સંબંધી મુકદમાં મધે નવસારીની ભગરસાથ અનજુમને પુરાવા તરીકે રજુ કીધો હતો, જે એ કેશની છપાયલી ચોપડીમાં ૯૦ માં સફા ઉપર પ્રગટ થયલો છે; તે ઉપરથી અતરે એ લેખ સદાબરો ફરી ઉતારી લઉં છું. અસલ ઓરીજીનલ લેખ મારા હાથમાં આવ્યો નથી.



## દસ્તાવેજ ૨૩ મો, છપાયલો.

"શંવત ૧૭૮૮ વરખે રોજ ૧૮ માહ ૮ તેરીખ ૧૫ માહા જુલેજ જેઠ વદ ૨ વાર શોમે સને ૧૧૪૪ હેજરી.

આ૦ દારાબજી પાલનજી તથા આ૦ જમશેદજી રૂશતમજી માંણેકજી તથા આ૦ કુકાજી મેહેરજી બાહમનજી તથા આ૦ જીવનજી માંણેકજી હોમજી તથા આ૦ ખુરશેદજી ટેમુલજી રૂશતમજી તથા આ૦ રતનજી માણેકજી દારાબજી તથા આ૦ નવરોજજી કેરશાશજી તથા આ૦ જાંમાશેજી આશાજી તથા આ૦ ફરાંમરોજજી દારાબજી તથા આ૦ બચાજી નોશેરવાંનજી બરજોરજી તથા આ૦ કેરશાશજી મેહેરનોશજી ફરદુનજી વગેરે સમસ્ત ભગરીઆ અધારૂ વડી દરેમેહેરનાં જોગ. લા૦ આ૦ શાપુરજી બેરામજી ખુરશેદજી તથા આ૦ ભીખાજી રૂશતમજી બેરાંમજી તથા આ૦ મેહેરનોશજી બેરાંમજી ખુરશેદજી તથા આ૦ નોશેરવાંનજી શોરાબજી જમશેદજી તથા આ૦ નવરોજી શેહેરીઆરજી મનોચેરજી તથા આ૦ રૂશતમજી શેહેરીઆરજી મનોચેરજી તથા આ૦ માણેકજી દારાબજી હોશંગજી તથા આ૦ શેહેરીઆરજી ફરદુનજી હોશંગજી તથા આ૦ ફરાંમજી ફરદુનજી હોશંગજી તથા આ૦ દાદાજી હોમજી હોશંગજી તથા આ૦ બરજોર મનોચેર હોમજી હોશંગ તથા આ૦ બમનજી રૂશતમજી બેરાંમજી તથા આ૦ નવરોજજી હોમજી બેરાંમજી તથા આ૦ કાવસજી જમશેદજી મેહેરજી તથા આ૦ માણેકજી ગોશતાશજી જમશેદજી તથા આ૦ બરજોર મનોચેરજી જીવનજી તથા આ૦ કાવશજી અશપંદીઆરજી હીરા તથા આ૦ જમશેદજી અશપંદીઆરજી હીરા તથા આ૦ બરજોર ભાઇજી સંજાણા તથા આ૦ જમશેદજી મનોચેરજી ચાદજી તથા આ૦ દાદાજી મનોચેરજી ચાંદજી તથા આ૦ કાવશજી બરજોરજી ચાંદજી તથા આ૦ સંજાણો ખુરશેદ દાદા જમશેદજી તથા આ૦ હોમાજી રૂશતમજી કેરશાશજી વગેરે સમસ્ત સંજાણા અધેઆરૂ એકાજતી એકામતી. જત હજાર વરશ થઆં આપણુ બુજરગાવાર બેસી માહોમાહે સમજી શ્રી દાદારને હાજર નાજર જાણી જુજમાન લોકોના

પંથક વાંટી લઇ એ કરાર કીધો જે એ વાંટેલા પંથક જે જેના તાલુકામાં આવીઆં તે પોતે પોતાના તાલુકામાં બાજ બરશમ ઘેહેશારણું ઇજશને આફરંગાન શેઆવ શરોશ વંદીદાદના કામ કરે. બીજા પંથકનાં અધેઆરૂ તે પંથકના અંધેઆરૂના તાલુકામાં કશી વાતનો અમલ નહી કરે. અને જે કોઇ બીજાનાં તાલુકામાં અમલ કરે તે પોતાના ઘરમથી ફરે. અને જો કદાચ બીજા પંથકના અધેઆરૂ આવીને જે અંધેઆરૂના તાલુકામાં વસે તે અંધેઆરૂના ઘરનું કામ બાજ બરશમ ઇજશને વંદીદાદ ઘેહેસારણું આશીરવાદ આફરંગાંનભી તે પંથકનાં અંધેઆરૂ કરે બીજા પંથકના અંધેઆરૂ આવી વસે તે પોતાના ઘરનું કાંમ કાંઇ નહીં કરે. અને અમો ચંદરોજ અંધેઆરૂ બેહદીનનો મનાકશો થયા પછી પોતાના ઘરનું કાંમ કાંઇ જુજબી અમલ કરતા હુતા તે આજ દને અમો ખુદાને હાજર નાજર જાંણીને પોતાનાં વડા વદેરાંની બંદોબશત મુઆફક પોતાની ખુશ રજામંદીએ લખી આપું છું જે કશી વાતનો અમલ બાજ બરશમ ઇજશને વંદીદાદ શેઆવ શરોશ ઘેહેસારણું આશીરવાદ આફરંગાંન પોતાના ઘરનું તથા જુજમાંન લોકોના ઘરનું અમલ નહી કરૂં. અને જો કદાચ કશી વાતે અમલ કરૂં તો દીનથી બેજાર અને સરકારનો ગુનેગાર. આતશની અગીઆરીમાં પદાંન બાંધી બુએ દેઉ તે શીવાએ કાંઇ બીજો અમલ નહીં કરૂં. એ લખુ અમો રાજી થાઇ લખી આપીઉ એમાં કશો શુખન નહી કરીએ."

| | | | |
|---|---|---|---|
| ૧ અત્ર | મતુ. | ૧ અત્ર | સાખ. |
| ૧ આ૦ શાપુરજી બેરાંમજી | મતુ. | ૧ શા૦ ભવાનીદાશ વલભ જોગીદાશ | સાખ. |
| ૧ આ૦ ભીખા રૂશતમજી | મતુ. | ૧ શા૦ લખુ વણારશી | સાખ. |
| ૧ આ૦ મેરનોશ બેરાંમજી | મતુ. | ૧ મેતા શાંમદાશ કેશવદાશ મજમુદાર કશબાના | સાખ. |
| ૧ આ૦ બરજોર ભાઇજી | મતુ. | ૧ ૫૦ દાદા બેરાંમજી | સાખ. |

અતરે બીજા ૧૮ સંજાણા મોબેદોનાં મતાં તથા ૨૬ બેહેદીનોની સાખ થયલી છે.

નવસારીમાં વસતા સંજાણા મોબેદોએ ઇ૦ સ૦ ૧૭૩૨ માં ભગરસાથ અનજુમનને ઉપલો લેખ લખી આપી તેઓનાં પંથકમાં કંઇબી ક્રિયાકામ નહિ કરવાની કબુલાત આપવાથી તે લેખને કાયદાપુર્વક બનાવવા, પોતાના દાવાને વધુ મજબુતી આપવા તથા સુરત શેહેર વિગેરે મથકો ઉપર જઇ રહેલા સંજાણા મોબેદો પોતાને ઘરનાં કે નવસારીથી ત્યાં જઇ વસેલા કોઇ બેહદીનોને ઘરનાં ક્રિયાકામો ફરી માથું ઉચકીને કરવા માંડે તો ન્યાયોની અદાલતથી તેઓને અટકાવવા, ભગરસાથના આગેવાનોએ મક્કમ પગલાં ભર્યાં હતાં. શ્રી નવસારીમાં વસ્તા સંજાણા મોબેદોએ ઇ૦ સ૦ ૧૭૮૫ માં ઉપરના જેવોજ એક દસ્તાવેજ ભગરસાથ અનજુમનને લખી આપી એકજ વર્ષમાં તેનાં ઉપર પાણી ફેરવેલું હોવાથી, હાલના તેઓનાં ઉપલા દસ્તાવેજને મજબુતી આપવા ભગરસાથના આગેવાનોએ કાયદાસરના સરકારી કાગજ ઉપર શ્રી સુરત શેહેરમાં અને નવસારી મધે વસ્તા ૪૯ આગેવાંન હિન્દુ તથા ૨૬ પારસીઓની સહીનો એક દસ્તાવેજ

તૈયાર કરાવ્યો હતો, જેમાં સહીઓ કરનાર આગેવાનોએ એકરાર કીધો હતો તથા શાહેદી લખી આપી હતી કે "ભગરસાથનાં પંથકમાં કામકાજ કરવાનો સંજાણા મોબેદોને હક્ક નથી એમ પુરાણા લેખો ઉપરથી માલમ પડે છે." આએ દસ્તાવેજ ફારસી ભાશામાં પહેલાં લખી પછી ગુજરાતી લેખ આપેલો છે. એ દસ્તાવેજ અસલ ઓરીજીનલ છે, અને તેની એક નવાઇ એ છે કે તેની ઉપર ફરતી ફારસી તેમજ અરબી ભાશામાં લખેલી ૭૯ "મોહોર અને છાપ" મારવામાં આવ્યા છે, જે મોહોર દરેક સહી કરનારની પાસે કોઈ અમલદારની હજુરમાં મારવામાં આવેલી માલમ પડે છે અને તે મોહોરો ઉપરનો છેલ્લો સને હીજરી ૧૧૪૬ નો યાને ઇ૦ સ૦ ૧૭૩૪ નો છે. તે ઉપરથી જણાય છે કે સંજાણા મોબેદોએ ભગરસાથ અનજુમનને લખી આપેલા ઉપલા લેખની પછી બે વર્ષે એ દસ્તાવેજ બનેલો છે. અસલ લેખનું ગુજરાતી નીચે મુજબ છે.

—:o:—

# દસ્તાવેજ ૨૪ મો, અસલ છે.

શુઆલ કરે છે અને શાહેદી માગે છે અધારૂ કુકા મેહેરજી તથા અધ્યારૂ ફરાંમરઝ દારાબ તથા અધ્યારૂ જીવણ માંણેક તથા અધ્યારૂ ખુરશેદ તેહેમૂલ વગેરે સમસ્ત ભગરીઆ અધ્યારૂ કશબે નોશારીના બુજરગ શાઇઅદ તથા બજુરગ શેખ તથા જમાંનાંના શેરદાર તથા મહાજંન વગેરે શ્રી સુરતના તથા નોશારી રેહેનારાથી એ વાતપર જે૦ કદીમ અલ અઇ-આંમથી ચાલીઉ આવે છે જે કશબે મજકુર વગેરે અમારા પંથકમાં સંજાંણા અધ્યારૂ રેહે છે તેઓનાં ઘરનાં મુઆં જીવતાંનાં કુલ અધારૂગરીનાં કામ અમો કરતા આવુ છઉ અને અમારા ભગરીઆ અધ્યારૂ દમંણ વગેરે શંજાંણાનાં પંથકમાં રેહે છે તેના ઘરનાં મુઆં જીવતાંનાં અધારૂગરીનાં કાંમ શંજાંણાં અધ્યારૂ કરતા આવે છે. મગર થોડાંએક વરશ થઆ ફતુરની[1] પરાગંદીને શબબે તથા અમારાં લખાં ખોવાઆંતાં તેને શબબે કેટલાએક શંજાંણાં અધ્યારૂએ જોર અને તાદી કરી પોતાના ઘરનાં કાંમ પોતે કીધાં. તેવાર પછી અમારાં લખાં કાજી તથા આમેલની મોહર સાથે તથા શંજાંણા અધ્યારૂનાં મતાં તથા શુરતના પારશી જમાઅતની શાહેદી શાથે હતાં તે ફતુરમાં ગુમ થેઆં હતા તે અમારે હાત આવેઆં. તે લખાં શંજાંણાં અધ્યારૂને દેખાડેઆં. તે લખાં શંજાંણાં અધ્યારૂએ કબુલ કરી પોતાની રાજીએ કરી નવેશરથી લખુ ૧ કાજી શ્રીની મોહર શાથે અને પોતાની જમાએતનાં મતાં શાથે અને કશબે મજકુરનાં પારશી મહાજન વગેરેની શાહેદી શાથે આગલાં લખાં મુઆ-ફક અને કદીમ રશમ મુઆફેક લખી આપેઉ છે તથા આગલાં લખાં અમો હાતમાં રાખુ છઉ. હવે ઉમેદવાર છઉ જે તે લખાં અનશાફની નજરે જોઈને અમારી રાશ્તી પર ખુદાને વાશ્તે એ શુઆલનાંમાં પર શાહેદી કરે જે તેનો બદલો બેહુ જેહાંનમાં પાંમે

[1] ફતુરની પરાગંદી—લુટારાઓને લીધે થયલી નાહાસભાગ.

૧ શા૦ ભવાંનીદાસ વલ્લભદાસ ઉપર લખા પરમાણુ શાખ.
૧ શા૦ નથુદાસ વંણારસીદાસ ઉપર લખા પરમાણ શાહી.
૧ શા૦ નાંહાંનાભાઇ રેવાદાસ ઉપર લખા[1] પરમાંણુ શાહી. (અતરે આગેવાન હિંદુ તથા પારસીઓની બીજી ૭૩ શાહીઓ છે.)

———:o:———

શ્રી નવસારીમાં વસ્તા સંજાણા મોબેદોએ પોતાની કુમક કરનારા ત્યાંનાં બેહેદીનોનો વગવશિલો કમતી થયલો જોવાથી તથા મીનોચેહેરહોમજીના પંથવાલા મોબેદોને પોતાની આગલી ભગરસાથ અનજુમન સાથે સમજૂતીથી એક થયલા જાણવાથી, પોતાની સ્થીતિ કઢંગી થયલી જોઇને તથા પોતાની સાંમે ભગરસાથની અનજુમન પોતાના પૂરાતન "હક્કો"ને માટે હવે લડત ચલાવશે એમ સમજીને, તેઓનાં પંથકમાં કંઇણી કામકાજ નહિ કરવાનો તથા વડીલોના કરાર પ્રમાણે ચાલવાનો ઇ૦ સ૦ ૧૭૩૨ માં ઉપર જણાવેલો દસ્તાવેજ (૨૧મો) શ્રી નવસારીની ભગરસાથની અનજુમનને લખી આપ્યો હતો. પરંતુ ત્યાર બાદ ભગરિયા તથા મીનોચેહેરહોમજીની સાથવાળા મોબેદોને દરમિયાન થયલી સમજૂતી બેજ વર્ષમાં ભાગી પડવાથી તથા એ બંન્ને અનજુમનો વચ્ચે ચાલેલા મુકદમાંના પરિણામમાં "મીનોચેહેરહોમજીનાનો મોબેદી પંથ" અને તેઓને માટે નવસારીનાં બેહેદીનોએ બરપા કરાવી આપેલી નવી અગીઆરી હમેશને માટે કાયમ રહેવાથી સંજાણા મોબેદોનાં દિલમાં નવો ઉજમ બરપા થયો હતો. તેઓએ પણ શ્રી નવસારી મધે પોતાને ત્યાંના કામકાજ કરવા સાંમે મુકાયલા અટકાવને માટે નવા ગાયકવાડી અમલમાં તેનાં મહારાજા હજુર ફરિયાદ લઇ જઇ દાદ મેળવવાનો ઠેડાવ કીધો હતો, અને તે મુજબ તેઓના આગેવાનોએ ગાયકવાડ સરકારનાં તે વેલાના પાયતખ્ત "સોનગડ" મધે જઇ, ખુદ મહારાજા રાવ શ્રી દામાજીરાવ સમશેર બહાદુર (બીજા.) ની હજુરમાં હાજર થઇ, પોતાના દાવાની અરજી આપી હતી. તેઓએ પોતાની દાવા અરજીમાં એવી ફરિયાદ કીધી હતી કે, "નવસારીના ભગરિયા મોબેદો તેઓને પોતાને ઘરના ક્રિયા ભણતરો કરવા દેતા નથી માટે તેમ કરવા દેવાનો પરવાનો કરી આપો." તેઓની એ ફરિયાદ ઉપરથી જુસ્તજો કરવા અને દાદ આપવા સારૂ શ્રી નવસારી મધે ફરમાન મોકલાવી, ઉપલી ફરિયાદનો જવાબ આપવા અને પોતાનો એ બાબદમાં ઘટતો બચાવ મહારાજાની રૂબરૂ હાજર થઇ રજુ કરવા, ભગરસાથની અનજુમનને ફરમાવ્યું હતું.

એ રીતે સંજાણા મોબેદોએ ત્રીજી વખત માથું ઉંચકવાથી, ભગરસાથ અનજુમને પોતાના પુરાતન "હક્કો" નો બચાવ કરવા અને સંજાણા મોબેદો સાંમે કાયદાથી લડવા સારૂ પોતાના ૪ આગેવાન સભાસદો દેશાઈ કુકાજી મેહેરજી, દસ્તુર જામાસપજી આશાજી, દેશાઇ જીવનજી માંણેકજી, અને દેશાઇ ખુરશેદજી તેહમુલજીને સઘલા "દસ્તાવેજો" આપી, ખાસ સોનગડ સુબેદાર દામાજીરાવ ગાયકવાડની હજુરમાં મોકલાવ્યા હતા.

૧ ઉપલો અસલ ઓરીજીનલ લેખ, દારાંશાહ સોરાબજી દસ્તૂર મેહેરજી રાણા પાસેથી મને મળ્યો છે, તે ઇ. સ. ૧૮૮૨ માં ચાલેલા ખેરગામ કેશમાં પણ પૂરાવા તરીકે રજુ કરવામાં આવ્યો હતો.

આ વેલાએ ગંગાજી ગાયકવાડ-જેઓ શ્રી નવસારી તથા તેની આસપાસના પરગણાના સુબા હતા તથા જેઓએ મીનોચેહેર હોમજીના અને ભગરસાથના મોબેદો દરમ્યાન બરપા થયલા મુકદમાં મધે "લવાદો" નેમાં તકરારી બાબદોનો ફેશલો કીધો હતો તેઓ—સોનગડ માહારાજાની હજુરમાં હતા, અને તેઓએજ માહારાજાના ફરમાવ્યાથી સંજાણા મોબેદોએ કીધેલી ફરિયાદનો જવાબ રૂબરૂ આવી આપવા શ્રી નવસારી ભગરસાથની અનજુમન ઉપર લખેલું જણાય છે. જેથી ભગરસાથની અનજુમને નીચલી અરજી એ શુબાને પોહોંચાડવા સુનગડ ગયલા ઉપલા ૪ જણાંને સ્વાધીન કીધી હતી.

——:o:—

# [૧] દસ્તાવેજ ૨૫ મો, નકલ છે.

" રાવ શાહેબ શદા મેહરબાન કદરદાંન ગરીબ પરવર ધર્મના મુરત ધર્મના રાજ રાવ શ્રી શાહેબ શ્રીં ૫ ગંગાજી બાવા શલામત દોલત રોજ બ રોજ જીઆદે થાએ.

લા૦ શ્રી નવશારીથી અરજદાર શદા દોવાગો શમસ્તે અધેઆરૂ ભગડીઆ પંનથક નવશારીના કેન શ્રી ધર્મ આશીરવાદ તથા રાંમ રાંમ વાંચવા.

વીનંતી કરી વીનવા છે જે હમારી અરજ શરવે અધેઆરૂની એ છે જે શનજાણુા અધેઆરૂ જુથી હમારી શાથ વદવાડ કરે છે. અમો અશલથી હજાર વરશ થઇઆં હમારા વડાની રાહ રશંમપર ચાલું છઉં ને એ શંનજાણુા અધેઆરૂ પોતાના વડાની રાહનો [૨] કુલ હજાર વરશનું ભાંજવા ચાહે છે તો હવડાંનાં ધર્મરાજ છે શુબેદાર શાહેબ મેહરબાંન શ્રી શમશેર બાહદુર દામાજી બાવાનું રાજ ધર્મનું છે તે એ શનજાણુા અધેઆરૂ પોતાના વડાંના કુલ ભાજવા કરે છે તો કેમ કુલ ભાજવા દેશે. એ વાતનો હમારી શરવેની નીશાં[૩] છે. ને એ લોકો એજ રીતે જુઠા વડતા ફરે છે. હમારાં કાગલ અશલનાં એ શંજાણુંના વડાનાં લખી આપેલાં તથા મુનશી લોકનાં ઈનસાફ કરેલાં હતાં તે ગંનનીમાઇનાં[૪] શબબે ગેરવલે પડેઆં હતાં તે વેલામાં એ શંનજાંણું અધેઆરૂ કેટલાએક બેહદીનની હીમાએતે ચોરી છુપી પોતાનું કાંમ જુજબી કરૂં હશે. પછે હમારાં કાગલો શોધી કહાડીને શંનજાંણુા અધેઆરૂને દેખાડાં છે. પોતે રાજી થાઇને લખી આપી જે હવે પછી હમો એનાં નહી કરૂં વડાંની રાહ માફક ચાલુ વડાનું કુલ ભાંજું તો ગુનેહગાર, અતરે લખાં પદાં કરાં ને વતી ઉથી શી કીલે શુંનગડ ફરીઆદ આવા છે. તેપર જે કાગલ હમારા અશલનાં શરવે લઇ દેશાઇ કુકાજી મેહરજી તથા દસ્તુર જામાસ્પજી તથા દેશાઇ જીવંનજી તથા દેશાઇ ખુરશેદજી લઇ આવા છે તેથી શાહેબ શ્રીની

---

૧ આએ દસ્તાવેજની નકલ, નવસારીની દસ્તુર મેહેરજી રાંણા લાઇબ્રેરીમાં એરવદ જા૦ સો૦ દસ્તૂરે મુકેલી જૂનાં લેખોનાં ઉતારાની ચોપડીનાં ૧૯ માં સફા ઉપરથી અત્રે મેં ઉતારી લીધી છે.

૨ કુલ—કોલ કરાર. ૩ નીશાં—ખાતરી. ૪ ગંનનીમાઇ—લુટારાઓની ધાડ.

ખીજમતમાં શરવે નેક રોશન થાશે. વાસ્તે શાહેબ ઇનસાફની નજરે હમારાં કાગલ શર્વે શુબેદાર શાહેબ શ્રીની તથા રાવ શ્રી દેવજી[1] બાવાની ખીજમાંહ[2] દેખાડી ધર્મ ઇનસાફ કરી આપવો જે ફરી એ શંનજાણાં અધેઆરૂ ફેશાદ નહી કરે. તે પોતાને અંદાજે રહે ને પોતાના વડાનું કુલ નહી ભાંજે. શાહેબ શ્રી તો ધર્મ ઇનસાફ કરી આપશો ને જુઠાને શજાએ પોંહચારશો એ તો હમો જાણું છેઉ. પણ હર વખત એ શંનજાણાં ફેશાદ કરી હમારાં જુજમાંન લોક બેહદીનો શાથે પણ વડવાદ કરાવે છે ને જુઠા વડતા ફરે છે. વાશતે શાહેબ ધર્મ ઇનશાફ કરીને જુઠાને શજા દેવી કે ફરી ફેશાદ કરે નહી ને જુદા પરે નહી તે કરી આપવું. હમો લોકનો જુનો હજાર વરશનો રાહ છે તે રાહથી ફરનાર નહી ને એ શંનજાણાં કુલ ભાંજવા કરે છે તો એ થાશેજ કેમ. હવડાં ધર્મરાજ છે ધર્મ ફરી આપશો ને હમો તો ગરીબ લોક છેઉ ને હમારો આશરો શ્રી મહારાજનો કે બીજા શાહેબનો છે ને શાહેબ તો પરતીપાલ ધર્મનાં છેઓ તો ખીજમતમાં અરજ કેટલીએક લખીએ. એજ વીનંતી મેહરબાંની કરી જવાબ લખાવજો જેથી દોવાગો લોક શરફરાજ થાએ. શંવત ૧૭૯૬ વરખે. ભાદરવા વદ ૯ વાર બુધે.

૧ આ૦ જમશેદ રૂશતમંજીની રાંમ રાંમ વાંચજો.
૧ આ૦ નવરોજ કેરશારપજીની રાંમ રાંમ વાંચજો.
૧ એ૦ નોશરવાંન દ૦ જામારપજીની રાંમ રાંમ વાંચજો.
( અતરે ભગરસાથ અનજુમનનાં બીજા ૪૨ મોબેદોની સહીઓ થયલી છે. )

:o:

ઉપલી અરજી માહારાજા ગાયકવાડના સુબા ગંગાજીરાવને પોહોંચારી નવસારીથી ગયલા ભગરસાથ અનજુમનનાં ઉપલા ૪ પ્રતિનીધીઓએ તકરારી કેશમાં પોતાની અનજુમન તરફનો બચાવ પુરાણા દસ્તાવેજોને આધારે ગાયકવાડ મહારાજાની સનમુખ હાજર થઇ ઘણી બાહોશીથી રજુ કર્યો હતો, જેઓએ બન્ને તરફની તકરારો સાંભળી તથા દસ્તાવેજો તપાસી સંજાણા મોબેદોની વિરૂધ્ધ પોતાનો ચુકાદો જાહેર કીધો હતો, અને તે મુજબની એક " સનંદ " યાને " પરવાનો " શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને લખી આપિયો હતો. રાજકર્તા તરફથી મલેલી આએ " સનંદ " ઉપરથી માલમ પડે છે કે સંજાણા મોબેદોએ આગલા કોલ કરારથી ઉલટી રીતે નવસારીમાં પોતાને ત્યાંના ક્રિયા ભણતરો કરવાનો જ્યારે દાવો ઉઠાવ્યો હતો ત્યારે, તેમ કરવા દેવાનાં બદલામાં સંજાણા મોબેદો ભેગી ત્યાંના આતશબેહેરામ સાહેબની " બોએ " દેવાનો તથા સંજાણા મોબેદોના પંથકો મધે ક્રિયાકામો કરવાનો હક્ક ભગરિયા મોબેદોએ માંગયો હતો. પરંતુ તેવો હક્ક આપવા સંજાણા મોબેદોએ કબુલ નહિ કરવાથી ભગરિયાઓનાં પંથકમાં ક્રિયાકામ કરવાનો તેઓનો દાવો ખુદ ગાયકવાડ માહારાજાએ પોતે રદ કીધો હતો, અને તેને માટેની એક ખાસ " સનદ " સંવત ૧૭૯૬ (ઇ૦ સ૦ ૧૭૪૦) માં શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને તેઓએ લખી આપી હતી. આએ અસલ " સનદ " ભગરસાથનાં વડા દસ્તુરજીને ત્યાં આજે જળવાયલી છે. શ્રી મુંબઇ શેહેરના પારસીઓનું તમામ પંથક

૧ દેવજી બાવા, મહારાજાના કોઇ મોટા ઓહ્ધેદાર હોવા જોઇએ. ૨. ખીદમતમાં.

અસલમાં શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનાં તાબામાં હતું એવું બતલાવવા માટે એ "સનંદો" મુંબઇનાં અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓએ પોતાના દાવાના પુરાવા તરીકે રજુ કીધી હતી. અત્રે એ યાદગાર "સનદ" સદાબરી ઉતારી પ્રગટ કરૂં છું.

* ની ૬

# [1]દસ્તાવેજ ૨૬ મો, સનદ, અસલ છે.




॥ શ્રી ॥ રાવ શ્રી સુબેદાર દમાજીરાવ ગાએકવાડ શમશેર બાહાદુર વા૦ કશબે નવશારીના અધ્યારૂ ભગરીઆ શમસ્ત. જત માલુમ થાએ જે શંજાનાં અધ્યારૂ તમારા પંથકમાં રહે છે તે ફરીઆદ આવ્યા જે અમો અમારી જાતનું કામ કરૂ. તેપર તમોને હજુર બોલાવ્યા ને તજવીજ કરી તેવારે તમારા કાગલ પત્ર સરવ જોઆ તેથી તમારૂ રાસ્તી જાહુર થઉ કે કદીમથી તમારા પંથકમા શંજાના અધ્યારૂ રહેછે તેનુ કામ જીવતા મુવાનુ તા૦ ધરમનુ સરવે કામ તમો કરતા આવ્યા. આતશની પુજામા તમારી વતી શંજાના અધ્યારૂ તમારા જીવતાં તા૦ મુવા તથા ભોગ ફુલારૂ ચઢાવતા આવ્યા. માટે તમારૂ કદીમ રાહા ચાલતો આવ્યા તે પરમાને ચાલજો ને કંધી શંજાના અધ્યારૂ કદીમ રાહા મુકીને તમારા પંથકમા પોતાનુ કામ મુવા જીવતાનુ પોતે કરે તો તમોભી તમારા કામ શરવે શંજાનાના પથકમા આતશની અગીઆરીમાં આતશની બોએ પણ તમો દેજો તમો તમારા કામ કરજો. તમારા તાલુકાના પથક સુરત તથા શોનગડ તથા મુબઇ તથા વશઇ તથા કલાની વગેરે છે તેમાં તમારા જેજમાન બેધીન વીગેરેનુ કામ કુલ જીવતા તા૦ મુવાનુ સુદામત કરોછો તે પરમાને કરજો વાજબી સુદામત હક છે તે લેજો. તમારા પંથકમા બીજો કોઇ દખલ કરે નહી ને ધરમની રાહા કદીમ છે તે પરમાને ચાલજો. નઉ કરશે તે પશેમાન થાશે તાકીદ જાનજો. શા૦ ૧૭૯૬ નો ભાદરવા વદી ૧૩ દીને. બીજુ બેહદીનનુ મુવા જીવતાનુ કામકાજ કરજો.

રાજકર્તા માહારાજા સુબેદાર દમાજીરાવ (બીજા) તરફથી ઉપલું ફરમાન નવસારીની ભગરસાથ અનજુમનને મલવાથી, તેમના નવસારી વિગેરે પ્રગણાંના સુબારાવ શ્રી ગંગાજી ગાયકવાડે પણ તેવોજ "પરવાનો" નીચે મુજબ ભગરસાથ અનજુમનને લખી આપિયો હતો.

---

૧ આએ સનદો ઉપર નીશાનીનાં જે નંબરો મુકયાં છે તે શ્રી નવસારીમાં બંધાયલી નવી અગીઆરીનાં કેશમાં એ સનદો રજુ કરતી વખતે મુકાયલાં નંબરો સમજવાં.

ની. ૪

# દસ્તાવેજ ૨૭ મો, સનદ, અસલ છે.



મરાઠી મોહોર.

રાવ શ્રી ગંગાજી ગાએકવાડ. વચનાથ[1] કશબે નોશારીના અધારૂ ભગરીઆ શમસને માલુમ થાએ કે શંજાણુા અધારૂ તમારા પંથકમાહા રેહ છે તે સુબેદાર શ્રી આગલ ફરીઆદ આવા જે અમે અમારી જાતનું કામ કરૂ. તે ઉપર તમોને સુબેદાર શાહેબે હજુર તેડાવી તજવીજ કરૂ તે ઉપર તમારા કાગલ પત્ર જોઆ તેથી તમારૂં રાસ્તી જાહેર થઉ ક કદીમથી તમારા પંથકમાહા શંજાણુા અધારૂ રેહે છ તેહેના તમામ કાંમ જીવતાં મુવાનું તા૦ ધરમનુ શરવે કામ તમો કરતા આવા ત૦ આતશની પુજામા તમારી વતી શંજાણુા અધારૂ તમારા જીવતાં મુવાનુ ભોગ ત૦ પુલારૂ ચઢાવતા આવા. માટે તમારો કદીમ રાહા ચાલો આવો તે પ્રમાણુ ચાલજો ને કધી શંજાણુા અધારૂ કદીમ રાહા મુકીને તમારા પંથકમા પોતાનુ કામ જીવતા મુવાનુ પોતે કરે તો તમો પણુ પોતાનુ કામ તમામ શંજાણુાના પંથકમા તા૦ આતશની અગીઆરીમાં ન્યારા ત૦ બોએ પણુ તમો તમારી દેજો તમો તમારૂ કામ કરજો. તમારા તાલુકાના પંથક સુરત ત૦ શોનગડ ત૦ મોબઇ કલાણી વશાઇ વગેરે છ તેમાં તમારા જજમાન બેહેદીન વગેરેનુ કામ કુલ જીવતા મુઆનુ સુદામત કરો છો તે પ્રમાણુ કરજો સુદામત પાજગી હક છે તે લેજો તમારા પંથકમાહા બીજો કોઇ દખલ કરે નાહી ને ધરમની રાહા કદીમ છે ત પ્રમાણુ ચાલજો નવું કરશે તે ગુનેગાર થશે તાકીદ જાણુજો. શા૦ ૧૭૯૬ આશોન સુદ ૭ દીન.



નામદાર ગાયકવાડ મહારાજા સુબેદાર દમાજીરાવ તરફથી સંજાણુા મોબેદોના વિરૂધ્ધ ઉપર જણાવ્યા મુજબના ચુકાદા જાહેર કરવામાં તથા તે માટેની ખાસ "સનદ" ભગરસાથ અનજુમનને લખી આપવામા આવ્યાથી ખુશી થઇ, ભગરસાથ અનજુમન તરફથી શ્રી સોનઘડ મધે કેશ ચલાવવા ગયલા આગેવાન ભગરિયાઓએ નીચલો કાગજ શ્રી નવસારી મધે પોતાના અનજુમન જોગ લખ્યો હતો:--

:o:

# [1]દસ્તાવેજ ૨૮ મો, છપાયલો.



" સદા મેહેરબાન સદા સરફરાજ નેકનામ ધરમ મુરત દસ્તુર શ્રી તથા હુમદાર શ્રી પંચ ભગરીઆ અધારૂ સમસ્ત દીન દીન દોલત પરતાબ જાદા. લા૦ શ્રી સોનઘડથી

૧ વચનાથ—રહેનાર.

સદા ફરમાંબરદાર કમતેરીન નેકબાહ દેશાઈ કુકાજી મેહરજી તથા દસ્તુર જામાસજી વીરધમાની આશાજી તા૦ દેશાઇ જીવનજી માંણેકજી તા૦ સેવક સદાનો દેશાઇ ખુરશેદજી તેહમુરજી તા૦ આ૦ બચાજી મેહેરનોસજીના સલામ વાંચવા. જત અતર પંચ શ્રીની મેહેરબાનીથી ખુશાળી છે. શ્રી અનજુમન શ્રીની મેહેરબાનીનું કાગજ સુલહ તાજેગીનો આવો તે વાંચાથી ખુશાલી થઇ છે ને સુબેદાર સાહેબજી વગરને અરજદાસ લખી તે ગુજારશું પણ ચીંતા કશી છે નહી. સુબેદાર સાહેબજીનું ધરમરાજ છે અસલ ધરમરાજ સાંભલતા તે હમણા નજરે જોઉં છેઉં એ ધરમરાજની ખુબી ખુશાલી લખામાં આવે નહી. શ્રી હોરમજદ એ રાજને સદા અવીચલ રાખે. ને કાગજ સરવના સારી વખતમાં પોહતાં છે પણ કામ પડશે તો આપશું કાંએજે સુબેદાર સાહેબજી ધરમજ રાસ્તી કરે છે તેથી જુઠાનું જુઠાણું ચાલતુંજ નથી. ને કાલરોજે સુબેદાર સાહેબજીએ આપણીજ મચકુર[2] કાહડીને તજવીજ કરૂ તારે રાવ શ્રી દેવજીબાવા તા૦ દેવાંનજી શ્રી વગેરે કહું જે પેલા ભગરીઆ અધારૂ રાસ્તી વાજબી રદ બદલ કરે છે ને સંજાણા સરીન જુઠા છે કે એકુ વાતપર આવતા નથી. ભગરીઆ કહે છે જે આપણા વડા કદીમ ચાલા તેમ ચાલો નહીં તો તમો વડાનું કોલ ભાંજી તમારૂં કામ કરો તો અમુબી અમારૂં કામ કરૂં આતશની અગીઆરીમાં બેએ દેઉં તા૦ તમારા પંથકમાં કામ કરૂં એ તો રાસ્તી છે, તારે સુબેદાર આગળ તે સંજાણાએ કહવાડું જે નહીં તો અમુ અમારા વતનમાં પંથકમાં જાઉં અમને આતશ લઇ જવા દેતા નથી તે જવા દીએ. તારે સુબેદાર સાહેબે હોકમ કરો જે—એને કહો જે તમારા પંથકમાં જાઓ. એ ભગરીઆના પંથક વતનમાં રહો મા. ભગરીઆનાં પંથકમાંથી જાઓ ને રેહેશો તો તમારા કામ સરવ ભગરીઆ કરશે. એ હોકમ સુબેદારજીનો થાઓ છે. પોતાને મોહડે સંજાણા ઠરાઉં છે ને હાકમ થાઓ તે પર અમુ પણ કબુલ કરૂં જે એ સરવે જાએ તો અમારો ફેસાદ લડાઇ સરવ ભાગે. એ સરવ કરાવ છે તે રદબદ થઇ તે દેશાઇ રૂસ્તમજી તહેમુરજી તા૦ દેશાઇ દાદાભાઇ માણેકજીના કાગજથી રોશન થાશે. સંજાણા પોતાના પંથકમા જાએ એ હાકમ થાઓ છે ને આપને તાં રાસ્તી છે તેથી ચંતા કશી છ નહી. જુઠા રસવા થાઆ ને થાશેજ સદા, અજ ભાંતે મેહેરબાનીથી રાસતીપર દુઆ માંગજો ને ચાકરી ફરમાવજો. સં૦ ૧૭૯૬ ના રોજ ૯ માહ ૧૨

આ૦ *કુકાજી મેહેરજીભાઇની દોઆ વાંચજો

---

૧ આએ કાગજ, "કીસ્સે આતશએહેરામ નવસારી—ભાગ બીજો" નામની અરવદ રૂસતમજી જાંમાસજી દસ્તુર મેહેરજી રાંણાએ યઝદજરદી ૧૨૬૩ ના સાલમાં છપાવી પ્રગટ કીધેલી ચોપડી મધેથી મેં ઉતારી લીધો છે. ૨ આપણોજ મુકદમો.

* "પારસી પ્રકાશ"માં આવેલી નોંધ ઉપરથી જણાય છે કે દેશાઇ કુકાજી મેહેરજી રોજ ૧૯ મો, માહ ૪ થો, સને ૧૧૧૧ યઝદજરદી, તા૦ ૮ મી ફેબરવારી ૧૭૪૨ ઇસવીને દિને ૯૦ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા. ઉપલો કાગજ લખાયો ત્યારે તેઓની ઉંમર ૮૮ વર્ષની હતી, આટલી બુજોર્ગ ઉંમરે તેઓ પોતાની અનજુમનના "હકકો"ને માટે લડત ચલાવવા ઠેઠ "સોનગડ" સૂધી ગયા હતા તે ઉપરથી માલમ પડે છે કે તેઓ ઉપલી લાંબી ઉંમરે સારી તંદરોસ્તી, મગજની પૂખ્ત શકિત તથા ભારી લાગવગ ધરાવતા હોવા જોઇએ. તેઓ "પોલ્યા" દેશાઈ ખાનદાનનાં વડીલ હતા તથા પોતાની હયાતી સૂધી ભગરસાથ

**કમતરીન દુઆગો દા૦ જામાસ્પ આશાજીની પનાહ યજદાં બાદ વાંચજો.**
**શ્રી અનજુમનનો ચાકર સેવક ખુરશેદ તેહમુરજીના સલામ વીનવો છે.**
**સદા સેવક આ૦ જીવણજી માણેકજીની સદ હજાર આફરીન બાદ વાંચજો તે તમારી દોઆથી**
**તા૦ રાસ્તીની બરખતથી સારૂં થશે ભુંડા ઉડા પરશે.**
**સેવક બચાજી મેહેરનોસજીના સલામ વીનવા છે."**

---

અનજુમનનાં મૂખ્ય આગેવાન અકાબર ગણાતા હતા. તેઓ ગુજર પામ્યા ત્યાં સુધીના ઘણાખરા સઘલા લેખો તથા દસ્તાવેજો ઉપર તેવણની પહેલી સહી થયલી જણાય છે. અને તેવણના અમલમાંજ સુરત શેહેરના વતની મોબેદો તથા મીનોચેહેર હોમજીના સાથવાલા અને સંજાણા મોબેદો સામે ભગરસાથ અનજુમને ચલાવેલી "હક્ક"ની લડતોનો સંતોષકારક નિવેડો આવી ગયો હતો. ઉપલી ત્રણે લડત ચલાવવામાં તેમના હમશરીક તરીકે પોલ્યા દેશાઇ જીવણજી માણેકજી તથા મોટા દેશાઇ ખાનદાનનાં વડીલ ખોરશેદજી તેહમૂરજીના નામો હંમેશા જૂનાં લેખો મધે જોવામા આવે છે, જે ઉપરથી માલમ પડે છે કે ઇ. સ. ૧૭ મી સદિમાં ભગરસાથ અનજુમને ચલાવેલી "હક્ક"ની લડત અને તેના આવેલા સંતોષકારક છેવટ માટે ભગરસાથ અનજુમન કોઈ એકજ ધણીની નહિં પરંતુ ઉપલા ત્રણે આગેવાનોની એકસરખા રીતે આભારી છે. તેઓએ એકદિલથી કીધેલી કોશેશ અને આપેલી ભેગી મદદના પરિણામમાંજ ટોળાના વાજબી હકકોનું રક્ષણ થવા પામ્યું હતું. અતરે દિલગીરી સાથે મને નોંધ લેવી પડે છે કે, ઇ. સ. ૧૭ મી સદિમાં નવસારીની ભગરસાથ અનજુમને ચલાવેલી "હક્ક"ની ઉપલી લડતો, ગોયા દેશાઇ ખોરશેદજી તેહેમૂરજીએ અખલાએ ચલાવી હોય તથા પોતાની અનજુમનનાં તે વેલાએ તેઓ અખલાજ મૂખ્ય અને આગેવાન અકાબર હોય તેવી રીતના ખોટાં, વાંચનારાઓને ભૂલાવો ખવાડનારાં અને "પોલ્યા દેશાઇ" ખાનદાનનાં–ટોલાની કિમતી સેવા બજાવનારા—બીજા નામાકિત નરોને ગેરઇનસાફ કરનારાં લખાણો જાહેર ચોપાન્યા તથા "વર્તમાન પત્રો" મારફતે કરતા રહી, મોટા દેશાઇ ખાનદાનનાં કોઇ કોઇ અભિમાની અને વડીલોની કીર્તિ ઉપર જીવવા માગનારા શખ્સો પોતાના વડીલોનાં નામનાં તથા કીર્તિ વધારવાને બદલે પોતે ટોલાની નામૂશીમાં આવતા અને પોતાના ભલા વડીલોના અશોરવાનાને આઝારદેહ બનાવતા રહ્યા છે.

દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમૂરજીએ પોતાના અમલમાં પોતાના ટોલાની કિમતી સેવા બજાવેલી ભગરસાથના કોઈબી સભાસદે કદિબી ના પાડી નથી, પરંતુ જે સેવાઓ બીજા આગેવાનો ભેગી તેઓએ બજાવેલી —બલ્કે જેમાં મૂખ્ય આગેવાન ભાગ બીજાઓએ લીધેલા—તેનું સઘલું માન દેશાઇ ખોરશેદજીને અખલાને આપવાની, તે સેવાઓને લગતા અસલ દસ્તાવેજો અને "સનદો" મધેથી ટોલાની સેવા બજાવનારા બીજા ખરા આગેવાનોના નામો વટિક કાઢી નાખવાની, અને ગોયા દેશાઇ ખોરશેદજીના અખલાને નામેજ તેવા દસ્તાવેજો થયા હોય તેમ જાહેર કરવાની નામૂનાસેબ અને અણઘટતી કોશેશ થયલી જોઇ, તેવા અભિમાની લખનારાઓની "ચતુરાઇ"!! ખોલી રીતે ઉઘાડી પાડવા અને તેઓ તરફ નાપસંદગી બતલાવવા વિના રહેવાતું નથી,

શ્રી નવસારીના જાણીતા વકીલ અને મોહટા દેશાઇ ખાનદાનનાં એક નબીરા મો૦ મેરવાનજી આદરજી દેશાઇએ ઇ. સ. ૧૯૦૯ માં પ્રગટ કીધેલું એક ન્હાનું તકરારી ચોપાન્યું મારા હાથમાં આવ્યું છે, જે મધે બીજી તકરારી બાબદો ભેગી શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને ઇ. સ. ૧૭ મી સદિમાં નામદાર ગાયકવાડ સરકાર તરફથી મલેલી પાંચ "સનદો" પ્રગટ કરવામાં આવેલી છે, કે જે આ પૂસ્તક મધે દસ્તાવેજ ૧૬–૧૭–૨૬–૨૭ અને ૩૦ તરીકે પ્રગટ થયલી છે. એક પ્રમાણીક લખનારની અઇન ફરજ છે કે "સનદ" જેવા સરકારી દસ્તાવેજો પ્રગટ કરવાની જો અગત્ય જણાય તો તે સદાબરા અને શબ્દે શબ્દ પ્રગટ કરવા કે

શ્રી નવસારીમાં વસ્તા સંજાણા મોબેદોની ઉપર ત્યાંના ભગરસાથના પંથક મધે આતશબેહેરામ સાહેબની "બોઇ" દેવા સિવાય બીજાં કોઇબી પ્રકારના ક્રિયા કામો કરવા સાંમે ભગરસાથ અનજુમન પાસેના પૂરાતન લેખોને આધારે નામદાર ગાયકવાડ સરકારે એ રીતે અટકાવ મેલવાથી, તથા તેઓ જો નવસારીમાં પોતાના કામકાજ કરે તો તેઓના પંથક મધેબી ભગરિયા મોબેદોને કામકાજ કરવા અને આતશબેહેરામ સાહેબની "બોઇ" પણ દેવાનું ફરમાન આપવાથી, સંજાણા મોબેદો નિરાશ બન્યા હુતા. તેઓના હાથમાં હવે બીજો કોઇ ઉપાય નહિ રહેવાથી સંવત ૧૭૯૬ ના રોજ ૧૫ મો મહા ૧૧ મો અને તા. ૨૨ મી આગશ્ટ ૧૭૪૦ ઇસવીને દિને શમસ્ત સંજાણા મોબેદોએ શ્રી નવસારીમાં એકઠા મલી પોત પોતામાં એવો બંદોબસ્ત કીધો હતો કેઃ—

"દેશાઇ ખુરશેદજી તેહમુલજી વગેરે ભગરીઆ હરેક વાતે આપણી ઉપર જીઆદેતી કરે છે. તે ઉપર આપણે એતેફાક કીધો જે તે શાથે આપણે જે કંઇ રદ બાતેલ કરવી પડે તથા જાવું પડે તાંહાં શરવે જનાં આપણે એતેફાક એકામત એકાજત થાઇ જે કરવું હોએ તે કરીએ તથા જે કંઇ ખરચ બેશે તે શરવે મલી આપીએ.

ઉપલા બંદોબસ્તને લગતો એક લેખ કરી તેનાં ઉપર નીચલા ૧૦ મુખ્ય મોબેદોએ શહી કીધી હતી.

જેથી તેની મહત્વતા અને ખુબી જળવાયલી રહે. પરંતુ વકીલ મેરવાનજી દેશાઇએ પ્રગટ કીધેલું ઉપલું અવિચારી ચોપાન્યું ખોટાં અભિમાનથી લખાયલું હોવાથી એ યાદગાર "સનદો" મધે જ્યાં જ્યાં પહેલું નામ "પોલ્યા દેશાઇ" ખાનદાંનનાં વડીલનું આવ્યું છે ત્યાં ત્યાં તે નામ કાઢી નાખી, તેની પાસેનું દેશાઇ ખોરશેદજીનું એખલાનું નામ રેહેવા દેવાની "હાથ ચાલાકી !!" બતલાવ્યામાં આવી છે. દાખલા તરીકે આ પૂસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૧૬ મો—જે ખૂદ રાજ્ય કર્તા "પીલાજીરાવ" ગાયકવાડ તરફથી ભગરસાથ અનજુમનને સંવત ૧૭૮૭ (ઇ. સ. ૧૭31) માં મલેલી અસલ "સનદ" છે—તેમાં પહેલું નામ "પોલ્યા દેશાઇ" ખાનદાંનનાં વડીલ માણેકજી હોમજીનુ લખીને ખોરશેદજી તેહેમૂરજીનું લખાયલું છે અને ત્યાર બાદ "વગેરે અધારૂ ભગરીઆ શમશત" કરી લખીઉં છે; તેમજ આ પૂસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૩૦ મો—જેબી ગાયકવાડ સરકાર તરફથી સંવત ૧૭૯૮ (ઇ. સ. ૧૭૪૨) માં ભગરસાથ અનજુમનને મલેલી અસલ "સનદ" છે—તેમાંબી પહેલું નામ "પોલ્યા દેશાઇ" ખાનદાંનનાં વડીલ "કુકાજી મેહેરજી" નું લખીને ખોરશેદજી તેહેમૂરજીનું લખેલું છે. પરંતુ એ બન્ને સરકારી "સનદો" પોતાના ચોપાન્યા મધે ઉતારી લઇને છપાવતાં તેમાં પહેલાં લખાયલાં "પોલ્યા દેસાઇ" ખાનદાંનનાં નામીચા વડીલોનાં નામો તદનજ કાઢી નાંખવાની, એ સનદો ઉપર પહેલું અને એખલું દેશાઇજીનું નામ લખેલું હોય અને તે વેલાએ ભગરસાથ અનજુમનનાં તેઓજ એખલા મુખ્ય આગેવાન હોય તેમ અંજાણા વાંચનારાઓને છેતરવાની, તથા "પોલ્યા દેશાઇ" ખાનદાંનનાં વડીલોએ પોતાની ભગરસાથ અનજુમનની બજાવેલી કિમતી સેવાઓ ભૂલાવવાની અણઘટતી અને નછાજતી કોશેશ ઉપલાં ચોપાન્યાં મધે કરવામાં આવી છે. આવી ખરી બિનાંને ઉલટાવવાની અને સચ્ચાઇ છુપાવવાની કોશેશ એક "વકીલ" અને કેળવાયલા! શખ્સ તરફથી કરવામાં આવેલી જોવાથીજ અત્રે દલગીરી સાથે તેની નોંધ લેવી પડી છે. દેશાઇ ખોરશેદજી તેહેમુરજીએ તો ઉપલા ૨૮ માં દસ્તાવેજ ઉપર "શ્રી અનજુમનનો ચાકર સેવક" તરીકે ત્રીજી સહી કરી, પોતાની નમનતાઈ અને અનજુમન તરફની જાનફેશાની જાહેર કીધી છે, જે બતલાવે છે કે તેઓ લાયકને ઘટતું માન આપનારા અને ખોટા અભિમાનથી નિરાળા હતા.

આ૦ શાપુરજી બેહરામજી, આ૦ રૂસતમજી શેહરીયારજી, આ૦ મનોચેહરજી બેહરાંમજી, આ૦ બરજોરજી ભાઇજી, આ૦ નવરોજજી હોમજી, આ૦ કાવશજી મનોચેહરજી, આ૦ ભીખાજી બહમનજી, આ૦ જમશેદજી ફરાંમજી, આ૦ દાદાજી મનોચેહરજી, આ૦ કાવશજી અસપંદીયારજી." (પારસી પ્રકાશ, સફો ૩૩ મો.)

— —:o:——

નવસારીમાં વસતા સંજાણા મોબેદોએ ઉપલો બંદોબસ્ત કરી ભગરસાથના પંથકની "હદ" ની બહાર જઇ વસવાનો ઠેહાવ કીધો હતો, તથા પોતાનો ઠેહાવ અમલમાં મુકતાં કશી અડચંન નહિ નડે તેવા હેતુથી નામદાર ગાએકવાડ સરકારની પાસે ભગરસાથના પંથકની "હદ" છોડી વલસાડ તરફ આતશબેહેરામ સાહેબને સાજે લઇ જઇ તયાં જાશુકનો વસવાટ કરવાનો "પરવાનો" માગયો હતો. જે ઉપરથી રાજ્ય કર્તા સુબેદાર દાંમાજીરાવ ગાએકવાડે તેઓને ખાસ નીચલો પરવાનો કરી આપ્યો હતો.



# દસ્તાવેજ ૨૯ મો, સનદ, છપાયલી.

— —:o:——

"શ્રી રાવ સરી શુબેદાર દાંમાજીરાવ ગાએકુવાર શમશેર બાહાદુર વ પારશીના અંધેઆરૂ શંજાંના આતશના પુજારા શાપુરજી તથા રૂશતમજી વગેરે. જત તમારે ને અંધેઆરૂ ભગરીઆવોને કજીઆ થાઇઆ તે ઉપર તમો ફરીઆદ થાએઆ તેપર ભગરીઆને તેડાવીને સમજાવા તો તમારે ને ભગરીઆને ઘરમ મધે બનતું નહી માટે તમારી દરખાશત માફક તમોને રજા આપી છે જે તમો આતશ તમારા તથા પંથકના ઘેર પચીશ તીશ હશે તે લઇને વલસાડ તથા શુંગર વગેરે જાંહાં મન ગમે તાંહાં જજો તમોને કોઇ કશી વાત માટે મોજાંમ નહી થાશે સરકારનો કોલ છે. શંવત ૧૭૯૭ આશો શુદી ૭" (પારસી પ્રકાશ સફો ૩૪ મો.)



એ રીતે સંજાણા મોબેદોએ શ્રી નવસારી મધે શુમારે ર૦૦) વર્ષ તલક સુખ અને સલાહ સંપજથી વસવાટ કરી, પછવાડેથી બીજાં ૬૦ વર્ષ ભગરસાથ અનજુમન સાથની ખતપતમાં ગુજાર્યાં હતાં, અને આકેબત એ કમનસિબ ઝઘડાઓનાં પરિણામમાં ચાલેલા મુકદમાનું છેવટ પોતાની વિરૂધ્ધમાં આવતાં ગાયકવાડ મહારાજા પાસથી ઉપલો "પરવાનો" મેળવી, તેઓ વલસાડ મધે ત્યાંના મોબેદો સાથે બંદોબસ્ત કરી આવી વસિયા હતા. પરંતુ ત્યાંબી તેઓની મરજી મુજબ વસવાટ કરવાનું બની નહિ શકવાથી ત્યાંથી એક વર્ષમાંજ નિકલી જઇ હાલના "ઉદવાડા" ખાતે આવીને ઠરીઠામ બન્યા હતા. અને એ રીતે ૬૦ વર્ષ તલક ચાલેલી ખતપતો અને મિનાંકેશા દૂર થઇ બન્ને પંથના મોબેદોને નચિંતાઇ અને નિરાંત મલી હતી.

સંજાણા મોબેદોએ નવસારી તજવા પછી ગાએકવાડ હાકમ ખંડેરાવની તરફથી ઇ૦ સ૦ ૧૭૪૨ નાં સાલમાં ભગરસાથ અનજુમનને નીચલી એકવધુ "સનદ" મલી હતી.

નં૦ ૫

# દસ્તાવેજ ૩૦ મો, સનદ,* અસલ છે.



"રાવ શ્રી ખંડેરાવ ગાયકવાડ વા૦




નોશારીનાં અધારૂ ભગરીઆ કુકાજી મેહેરજી તા૦ ખુરશેદજી તેમુલજી વગરે શંમશાનજત માલુમ થાએ જે તમારાં પંથક સુરત તા૦ સુનગડ તા૦ નવાપરા તા૦ વેઆરા તા૦ વાંશદા તા૦ રાંમનગર તા૦ ડાંગ તા૦ જોહાર વગરે તા૦ દીવ તા૦ કલાંણી તા૦ વશાઇ તા૦ ચેઓલ તા૦ ઠાંણુ તા૦ મુંબઇ વગરે શરવે પંથક કદીમથી તમારાંછે તે જગા તમારા પારસી જુજમાંન બેહદીન રેહેછે તા૦ શજાંણાં અધારૂ જે જાએગા તમારા પંથકમે રેહેછે જેનુ કાંમ તંમામ તમારા ધરમનાં જીવતાનાં તા૦ મુઆનાં તા૦ વેવા વાજંનનાં શરવ કામ તથા મુઆનાં શરવે કાંમ તા૦ બાજ આફ્રરગાંન તા૦ ઘેએશારણાં વગરે શરવે કાંમ કદીમથી તમારી અગીઆરીનાં અધારૂ મોકલી કરાવો છેઓ તે પરમાંણે કરાવજો ને તમારાં પંથકમે બીજા અધારૂ તા૦ શંજાણો અધારૂ કોઇ કશી વાતનો અમલ દખલ કરે નહી ને જે પોતાની




ખુદી કરી કાંમ કરશે તે પશેમાંન થાશે. ને તમારો અધારૂ-પણાંનો હક દશતુર કદીમથી લેતા આવો છેઓ તે પરમાંણે લેજો ને તમારા ધરમનો રાહા કદીમથી ચાલો છેઓ તે પરમાંણે ચાલજો ને તમારી ખાતર જમે રાખી કામ કરજો તમોને કોઇ મુજાંએમ થાશે નહી એ વાતનો અમારો કોલ છે. શંવત ૧૭૯૮× ની તેરીખ ૧ માહા રંમજાંન"

ગાયકવાડ મહારાજા તરફથી પોતાને મલેલી દસ્તાવેજ ૨૯ ની સનદ મુજબ સંજાણા મોબેદોએ પોતાની સંભાલ હેઠલના આતશબેહેરામ સાહેબની સાથે ઇ૦ સ૦ ૧૭૪૧ ના સાલમાં શ્રી નવસારીથી વલસાડ મધે પોતાના પંથકની હદમાં આવી તથા ત્યાં એકજ વર્ષ રહેવા પછી પોતાના જાથુકના મથક તરીકે હાલના "ઉદવાડા" ગામને પસંદ કરી ત્યાં

× દસ્તાવેજ ૩૦ ની ઉપલી સનદ તથા આ પુસ્તકમાં આગલ પ્રગટ થયલી દસ્તાવેજ ૧૬ તથા ૧૭ તથા ૨૬ અને ૨૭ ની સનદો, જે ગાયકવાડી અમલમાં તેના રાજ્ય કર્તાઓ તરફથી ભગરસાથ અનજુમનને ઈ૦ સ૦ ૧૭૪૧ ની આગમચ મલી હતી, તેને આધારે, મુંબઇનાં વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓએ શ્રી નવસારી મધે બંધાવેલી પોતાના આતશબેહેરામને લગતી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવા માટેનો મુકદમો શ્રી નવસારીની ભગરસાથ અનજુમને ઇ૦સ૦ ૧૮૮૮ ના સાલમાં ત્યાંની "મુન્સફ કોર્ટ" માં નોંધાવ્યો હતો.

વસવાટ કીધો હતો, જ્યાં તેઓ હાલમાં સુખથી સ્વતંત્રપણે દીન-આઇનનાં કામો કરતા રહયા છે. તેઓના પંથકની "હદ"માં જેમ બીજા પંથકવાલાઓથી ક્રિયાકામો કરી શકાતાં નથી તેમ બીજાં પંથકોની હદમાં તેઓથીબી કામકાજ થવાતાં નથી. એ રીતે ઉપલી કમનસીબ ખતપતો પછી આગલા વડીલોના કોલકરારો પાળવા અને મજબુતીથી તે ઉપર અમલ કરવાના પરિણામમાં ભગરિયા અને સંજાણા અનજુમનોને દરમ્યાન બરપા થયલો આગલો કડવાશ નિકલી જઇ, તેઓમાં એખલાસ તથા એક બીજાના કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" તરફ વખતના વહેવા સાથે માનની લાગણી ઉત્પન્ન થઇ હતી.

ઉપલી કમનસીબ ખતપતો પછી એ બન્ને અનજુમનો દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી "હક્ક"નો સવાલ ૧૪૦ વર્ષે ઇ૦ સ૦ ૧૮૮૧ ના સાલમાં ફરી ઉઠવા તથા તેના પરિણામમાં એક મુકદમો બરપા થવા પાંમ્યો હતો, જેથી બન્ને અનજુમનોના ખેરખાહોને દલગીરી તથા નિરાશી ઉપજી હતી. આએ તકરારી મુકદમો બરપા થવાને લગતો અહવાલ, ભગરસાથની મારી અનજુમનનાં દરેક સભાસદને માટે ઉપ્યોગી તથા જાણવા જોગ હોવાથી, ટુંકમાં અત્રે પ્રગટ કરવાને હું મુનાસેબ વિચારૂં છું.

---

શ્રી સુરત જીલ્લાનાં ચીખલી પ્રગણામાં આવેલાં " ખેરગામ " નામનાં ગામ મધે ઇ૦ સ૦ ૧૮૮૧ ના સાલમાં બાઇ મોટીબાઇ તે શેઠ બહુમનજી જમશેદજી મુલ્લાંની વિધવાએ એક દુખમૂ તથા દરેમેહેર બરપા કરાવવાનો તથા તેનું ક્રિયાકામ શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને સોંપવાનો પોતાનો ઇરાદો જાહેર કીધો હતો. એ ક્રિયાઓ કરવાનો વખત નજદીક આવે તેટલાં ઉદવાડેની સંજાણા અનજુમને ભગરસાથ અનજુમન

---

આએ મુકદમાનો ચૂકાદો ભગરસાથ અનજુમનની તરફેનમાં આવતાં વાડિયાજી શેઠોએ ત્યાંની " જડજ કોર્ટ "માં અપિલ નોંધાવી હતી. જેની તપાસ નામદાર જડજ સનમુખ નિકલતાં વાડિયાજી શેઠાના બાહોશ ધારાના હિમાયતી મુંબઇવાલા મરહુમ માણેકશાહ જાંહગીરશાહ તાલીયારખાન તરફથી ઉપલી "સનદો" ના ખરાપણા માટે સવાલ ઉઠાવી તકરાર લેવામાં આવી હતી તથા તેના સંબંધમાં વદોડરાના ચઢતા સત્તાવાલાઓથી સત્તાદાર ખબર મેળવવાનો નામદાર કોર્ટને તેઓએ આગ્રહ કીધો હતો. જે ઉપરથી એ તકરારી "સનદો" તપાસને માટે ખાસ વદોડરે ઘટતા અમલદારની ઉપર મોકલાવવામાં આવી હતી, જ્યાંથી તે ખરી છે એમ નામદાર જડજની ઉપર લખાઇ આવતાં નવસારી પ્રાંતનાં તે વેલાના બાહોશ જડજ " મી૦ હરીલાલ હરરશદરાય ધ્રુવ " એ તકરારી કેશનો ચુકાદો ભગરસાથ અનજુમનની તરફેનમાં આપ્યો હતો, તથા તેમાં ઉપલી યાદગાર "સનદો" ના સંબંધમાં લંબાણથી વિવેચન કરી નીચે મુજબ જણાવ્યું હતું:—"આ સનદોની સાબેતી વિષે વાંધો લેવામાંઆવી પ્રતિવાદીઓ તરફથી કેટલાક આધારો તેમને સ્વતઃ સિધ્ધ માનવા સંબંધે બતાવવામાં આવ્યા છે અને સનંદોની સાબેતીની અપેક્ષા રાખી છે, પરંતુ એપેલેન્ટોની તા૦ ૮-૯-૯૪ ની અરજ નીચે આ સનદોની ખાતરી માટે મેરબાન રા૦ રા૦ ફડનીસ સાહેબ તરફ લખાઇ જઇ તેઓ તરફથી તા૦ ૧૮-૯-૯૪ થી ખુલાસો લખાઇ આવ્યો છે, તેમાં તેઓ આ સનંદોના ખરાપણાની ખાત્રી કરે છે, એટલે પ્રતિવાદીનો તે વિરૂધ પક્ષ ટકી શકતો નથી, અને જ્યારે રાજય સત્તાનો આ હુકમ છે તો રાજ્યમાં તે માન્ય હોઇજ શકે."

(જુવો એરવદ સોહરાબજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણાએ ઇ૦સ૦ ૧૯૧૪માં છપાવી પ્રગટ કીધેલી ઉપલા તકરારી મુકદમાંના નવસારીના મુન્સફ, તથા જડજ અને વદોડરાની વરીસ્ટ કોર્ટથી મલેલા ત્રણ સંપુર્ણ ચુકાદાઓની ચોપડી, સફો ૭૮ મો.)

તથા ક્રિયા કરાવનારાં બાઇ ઉપર "નોટીસ" મોકલાવી, આવી ક્રિયા નહિ કરવા અને નહિ કરાવવાની ચેતવણી આપી હતી તથા એ ગામમાં ક્રિયાકામો કરવાનો "હક્ક" પોતાનો છે એમ જણાવ્યું હતું. તેઓએ ઉઠાવેલો દાવો નવસારીની ભગરસાથ અનજુમને નહિ સ્વિકારતાં પોતાના "હક્ક" ઉપર મુસ્તાક રહી તેઓએ દુખમાની પહેલી ક્રિયા–પાયાના મુહુરતનું કોદાલી મારવાનું કામ–તા૦ ૩ જી મે સને ૧૮૮૧ ઈસવીને દિને તથા દુખમાનો તાણો પુરવાનું કામ તા૦ ૨૧ મી ને દિને કરવાથી, ઉદવાડેની અનજુમને તા૦ ૧૪ મી માર્ચ ૧૮૮૨ ઇસવીને દિને વલસાડની બ્રિટિષ અદાલતમાં નવસારીની ભગરસાથ અનજુમન તથા દખમું બંધાવનાર બાઇ ઉપર રૂપિયા ૨૮૦ તથા "હક્ક" સાબેત કરવાનો દાવો નોંધાવ્યો હતો. તેઓએ પોતાના દાવાના ટેકામાં જણાવ્યું હતું કે:–

"સુરત જીલ્લામાં આવેલી **કાવેરી** નદીના દક્ષીણ કીનારાથી તે થાણા જીલ્લાના વસાઈ પ્રાંતમાં આવેલી **વઇતરની નદી** સુધી જેટલો મુલક છે તેટલામાં વસનારા તમામ પારસીઓના અમો મોબેદ છઇએ, અને તેઓને ત્યાં જે કાંઇ ધર્મની ક્રિયા કરવી પડે તે ક્રિયા કરવાનો હક અમારો છે, બીજા કોઇનો નથી. તેમજ તેટલા મુલકમાં દુખમાં–અગીઆરી–વિગેરે ધર્મના મકાનો ગમે તે પારસી બંધાવે તેની ક્રિયા કરવાનો પણ અમારોજ એકલાનો હક છે. એ રીતે ઉપલા મુલકમાં તમામ જાતની ધર્મની ક્રિયા, પારસી લોકોની કરવાનો અમારો હક છે. એ હક કદીમથી ચાલ્યો આવેલો છે. માજી રાજમાં તથા હાલના રાજમાં પણ કબુલ રહેલો છે. અને તે મુજબ આજ દીન સુધી ઉપલી હદમાં ધર્મની સરવે ક્રિયાઓ જે થયલી તે અમારા તરફથી કરવામાં આવેલી છે...."

એ વિગેરે લંબાણથી હકીકત જણાવી, બીજી દાદો ભેગી એવી દાદ તેઓએ નામદાર કોર્ટની પાસેથી માંગી હતી કે:–

૧–"ઉપલી હદ વચ્ચેના તમામ મુલકમાં, પારસીઓની તમામ ધર્મની ક્રિયાએ કરવાનો કદીમથી ચાલી આવેલો અમો ઉદવાડાનાં સંજાણા મોબેદોનો હક છે, તથા ભગરીઆ મોબેદોનો હક નથી એવો ઠરાવ કરી આપો.

૨–પહેલી કલમમાં લખેલી ધર્મની ક્રિયા, ઉપર લખેલા પહેલા નંબરની પ્રતીવાદીએ અમારો હક તોડીને ભગરીઆ મોબેદો પાસે કરાવી, તથા તે મોબેદોએ પણ અમારો હક તોડીને કીધી, તથા અમારા લેવાના લવાજમ તથા પડત એઓએ લીધી, તેથી અમોને રૂપીઆ ૧૫૦)નું નુકસાન થયું, તે નુકસાન એ તમામ પ્રતીવાદીઓ પાસેથી અથવા તેઓ મધેથી જેઓની પાસે અપાવવું ઘટે તેઓની પાસેથી અપાવો."

એ રીતનો દાવો નોંધાવી દાદ માગવામાં આવ્યાથી, વલસાડના સેકંડ કલાસ સબોરડીનેટ જડજ તરફથી ભગરસાથ અનજુમનને ફરમાવવામાં આવ્યું હતું કે "કોર્ટ બીજો હુકમ કરે નહી ત્યાં સુધી સુરત જીલાની કાવેરી નદીથી તે થાણા જીલાની વઇતરની નદી સુધીના મુલકમાં તેઓએ ધર્મની કોઇબી ક્રિયા કરવી નહી." ઉદવાડાની સંજાણા અનજુમને એ રીતનો મનાઇ હુકમ તરતવેલા મેળવ્યાથી શ્રી નવસારીની ભગરસાથ અનજુમને રોજ ૮ મો માહ ૭ મો સને ૧૨૫૧ યઝદજરદીને દિને વડી દરેમેહેરમાં ભેગી મલી નીચલા ઠેડાવો કીધા હતા:—

ઠેડાવ પહેલો--" હાલ ખેરગામનાં પંથકને માટે ઉદવાડેની અનજુમને આપણી અનજુમન ઉપર જે ફરીઆદ માંડી છે તેની સાંબે મજબુતીથી થવાને ઉપાયો લેવા."

ઠેડાવ બીજો—" આપણી અનજુમન તરફથી એ કેશની સઘલી ગોઠવણ કરવાને નીચે લખેલા પાંચ ગ્રહસ્થોને આએ અનજુમન નેમે છે, તેઓનાં નામ-નવરોજજી દસ્તુર રતનજી કુટાર, બજોરજી એદલજી કોતવાલ, હોરમજજી નવરોજજી બાંમજી, રૂશતમજી એદલજી બાંમજી, અને રૂસતમજી જામાસ્પજી દસ્તુર."

ઠેડાવ ત્રીજો--" એ કેશ ચલાવવાને માટે જે ખરચ જોઇએ તેને માટે ભગરસાથ અનજુમનમાં એઠ ઉઘરાણાનું લીસ્ટ ફરતું કરવાને ઉપર લખેલા પાંચે મેનેજરોને અખ્તીઆર આપવામાં આવે છે, અને જે ઉઘરાણું એકઠું થાએ તેમાંથી એ કેશને લગતો ખરચ કરવો."

ઠેડાવ ચોથો--" મુંબઇમાં ઉઘરાણાનાં લીસ્ટમાં મદદ કરવાને શેઠ સોહરાબજી કાવસજી ટાટાને અનજુમન ભલામણ કરે છે."

શ્રી નવસારીની ભગરસાથ અનજુમને પોતાના "હક્કો"ની જાળવણી માટે કીધેલા ઉપલા ઠેડાવો મુજબ તેઓએ નેમેલા પાંચ મેનેજરોએ એઠગમથી ઉઘરાણાનું લીસ્ટ ભગરસાથ અથોર્નાનોમાં ફેરવી નાણાં એકઠાં કરવા માડયાં હતાં અને બીજી તરફથી તકરારી કેશ લડવાની તૈયારી અને ગોઠવણ કરવામાં તેઓ મશગુલ બન્યા હતા. આએ તકરારી કેશ પહેલાંથી કોઇની "લવાદી" ઉપર લઇ જવાની ઉપલા મેનેજરોએ કોશેશ કીધી હતી, પરંતુ ઉદવાડાની અનજુમને શરૂઆતમાં તેઓની માગણી કબુલ નહિ રાખવાથી નામદાર કોર્ટથી મલેલો "મનાઇ હુકમ" પરથમ કહડાવી નખાવવા અને ત્યાર બાદ કેશ લડવાનો ઠેડાવ કરી, તેઓએ મુંબઇથી તે વેલાના સૂપ્રસિધ્ધ બારીસ્ટર મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહતાને શ્રી વલસાડની કોર્ટમાં કેશ લડવા સારૂ બોલાવ્યા હતા; જેઓએ કાયદાથી તકરાર કરી કોર્ટનો આગલો મનાઇ હુકમ રદ કરાવ્યો હતો. એટલું થતાં રોજ ૫ મો માહ ૯ મો સને ૧૨૫૧ યઝદજરદીને દિને ખેરગામનું "દખમું તથા અગીઆરી" ઇજવાની ક્રિયા ભગરસાથ અનજુમનનાં મોબેદોએ કીધી હતી. ત્યાર બાદ તકરારી ગામ કોણુના પંથકની હદમાં આવ્યું છે અને ત્યાં ક્રિયા કામો કરવાનો "હક્ક" કોણુનો છે તેની તપાસ કોર્ટમાં નીકલે તેટલાં, બન્ને અનજુમનનાં આગેવાનોએ એકમત બની બન્ને પંથની અનજુમનોને દરમ્યાન કડવાશ વધતો અટકાવવવાનાં ભલા હેતુથી તકરારી કેશ મુંબઇવાલા શેઠ [1]દાદાભાઇ નવરોજજીની "લવાદી" ઉપર લઈ જવાનું પસંદ કર્યું હતું; જેઓએ ધિરજ અને કાલજીથી એ કેશ સાંભળી તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૮૩ ઇસવીને દિને ભગરસાથ અનજુમનની તરફેનમાં પોતાનો

૧-આએ દેશ હિતકારી "હિન્દના દાદા" ડા૦ દાદાભાઇ નવરોજજી-જેઓએ પોતાની આખી જીંદગી પોતાના દેશનું તન-મન અને ધનનાં ભોગે ભલું કરવાની રાજદ્વારી લડત ચલાવવામાં પસાર કીધી હતી, તેઓ-રોજ ૨૩ મો માહ ૧૦ મો સને ૧૨૮૬ યજદેજરદી તા૦ ૩૦ મી જુન ૧૯૧૭ ઇસવીને દિને ૯૨ વર્ષની બુજોર્ગ ઉંમરે ગુજર પામ્યા હતા.

ચુકાદો જાહેર કીધો હતો. નામદાર લવાદની સનમુખ ભગરસાથ અનજુમન તરફનો કેશ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાંણાએ ઘણી ખંત તથા બાહોશીથી ચલાવ્યો હતો અને તેવીજ બાહોશીથી ઉદવાડાની અનજુમન તરફનો કેશ એરવદ બેહેરામજી પેશતનજી ભરડાએ રજુ કીધો હતો.

આએ કેશનો શેઠ દાદાભાઇ નવરોજજીએ આપેલો ચુકાદો, આ પુસ્તક મધે છેવટે વધારા તરીકે સદાબરો પ્રગટ કર્યો છે.

---

## શ્રી નવસારી મધે બરપા કરવામાં આવેલા સમસ્ત જરથોશ્તી અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ, તેની માલેકીનાં સંબંધમાં યઝદેજરદી ૧૨૬૦ માં બરપા થયલો સવાલ; તથા તેના સંબંધમાં ચાલેલી જીક્રરનું ભગરસાથ અનજુમનની તરફેનમાં આવેલું છેવટ.

---

શ્રી નવસારીની ભગરસાથ અનજુમને પોતાના પંથકની જાળવણી માટે શ્રી સુરત શેહેરના અસલ વતની મોબેદો તથા નવસારી મધે આવી વસેલા સંજાણા મોબેદો અને ખુદ પોતાથી જુદા પડેલા મીનોચેહેરહોમજીના પંથવાલા મોબેદોની સાંમે ઇ૦ સ૦ ૧૬૭૩ થી ઇ૦ સ૦ ૧૭૪૧ સુધીની લાંબી મુદત દરમ્યાન ચલાવેલી "હક્ક" ની લડતો તથા તે હિંગામમાં બનેલા કમનસીબ અને દુઃખદાયક બનાવોની તવારીખી વિગત, આ પૂસ્તકના આગલા સફાઓ ઉપર અસલ તેમજ જુનાં લેખોને આધારે લખવા પછી, શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમને પોતાનાં પંથકોની જાળવણી માટે બરપા કીધેલા

**સમસ્ત અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ**

ને લગતી થોડીક વિગત તથા તેની માલેકીનાં સંબંધમાં ચાલેલી જિકરનો જાણવા જોગ અહેવાલ, આ પુસ્તક મધે ટુંકમાં પ્રગટ કરવાને હું મુનાસેબ વિચારૂં છું.

આગલ જણાવ્યા મુજબ ઇ૦ સ૦ ૧૭૪૧ માં પોતાની સંભાલ હેઠલના પાક આતશબેહેરામ સાહેબના કેબલા સાથે શ્રી નવસારીથી નિકલેલા શંજાણા મોબેદો-હાલના "ઉદવાડા" મધે-પોતાના પંથકની "હદ" માં આવી ઠરીઠામ બનવા પછી, શ્રી નવસારીની ભગરસાથ અનજુમને પોતાનું સ્વમાન તથા પોતાનાં પંથકોનાં ક્રિયાકામોની સગવડ જાળવવા માટે શ્રી નવસારી મધે નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાની ઇન્તેજારી બતલાવી હતી, તથા એ મોતેબર અને કીર્તિવંત કામની શુરૂઆત કરી સરંજામ ઉતારવા માટે પોતાના તે વેલાના એક માનવંત અકાબર દેશાઇ શ્રી ખુરશેદજી તેહેમુરજીને એલતેમાસ કીધી હતી. પોતાની અનજુમને બતલાવેલી એરીતની ખાહેશ ઉપરથી દેશાઇ

ખુરશેદજીએ નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાનું શુભ કામ ઉજમથી ઉપાડી લઇ તેને લગતી હિલચાલ અને ગોઠવણ કરવા માંડી હતી. તેઓએ શ્રી સુરત શેહેરના તે વેલાના સુપ્રસિદ્ધ "શેઠ ખાનદાન"વાલા શેઠિયાઓ ઉપર "અનજુમનને નામે" કાગજો લખી એ કામ સરંજામ ઉતારવામાં ઘટતી મદદ માગી હતી, તથા તેઓની અને શમસ્ત ભગરસાથ અનજુમનની ભેગી મદદથી રોજ ૧૭ મો, માહ ૨ જો, સને ૧૧૩૫ યજદજરદીને દિને "અનજુમનને નામે" નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવામાં આવ્યા હતા. આએ આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવાના કામમાં દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમુરજીએ પોતાની અનજુમન તરફથી મૂખ્ય આગેવાન ભાગ લીધેલો હોવાથી, એ પાક મકાન બરપા થવા બાદ તેનો વહિવટ અને કારોબાર અનજુમનની સંમતીથી તેઓ અને તેમના પછી તેઓના વારસો ચલાવતા રહેવાથી તથા એ પાક મકાનની ઉત્પત્તિની તવારીખ-તે વેલાએ "છાપાઠલા"ની ગેરહાજરીને લીધે-જરથોસ્તી આલમમાં પુરતી રીતે આશ્કારા નહિ થવાથી, સામાન્ય રીતે "દેશાઇ ખોરશેદજીના આતશબેહેરામ"ને નામેજ યજદેજરદી સને ૧૨૬૦ સુધી એ પાક મકાન ઓળખાતું અને જાહેરમાં લખાતું રહયું હતું. પરંતુ એ સાલની થોડાંક વર્ષ આગમચ એ પાક મકાનનાં વહિવટના સંબંધમાં તેનો તે વેલાએ વહિવટ ચલાવનાર મરહુમ દેશાઇ બરજોરજી નવરોજજીના છોકરાઓની સાથે ભગરસાથ અનજુમનના તે વખતના વડા દસ્તૂરજી સાહેબ દારાબજી માહિયારજી દસ્તુર મેહેરજીરાંણાને પડેલા સખ્ત મતફેરના પરિણામમાં એ આતશબેહેરામ સાહેબની માલેકીનો નવો સવાલ બરપા થયો હતો. આએ તકરારને દરમ્યાન દેશાઇ સાહેબ પેશાતનજી ખુરશેદજી-જેઓની પાસે ભગરસાથ અનજુમનને લગતા ઘણાક પુરાતન લેખો તથા શ્રી નવસારીના એ આતશબેહેરામ સાહેબની થયલી સ્થાપના વખતના દેશાઇ ખોરશેદજી તેહેમુરજીના ખુદ પોતાના હાથ દસ્કતના ચોપડાઓ હતા તેઓ-તરફથી દસ્તુરજી દારાબજીની જાણમાં આવ્યું હતું કે એ આતશબેહેરામ સાહેબ જેમ દેશાઇ બરજોરજી નવરોજજીના છોકરાઓની તરફથી જણાવવામાં આવે છે તેમ દેશાઇ શ્રી ખોરશેદજીએ પોતાની એખલાની ગીરેના પઇસાથી બરપા કરાવ્યા નથી પરંતુ જાહેર ઉંઘરાણાંથી "અનજુમનને નામે" તે બરપા થયા છે અને તેને લગતા દેશાઇ શ્રી ખોરશેદજીના ખુદ હાથ દસ્કતથી લખાયલા ચોપડાઓ આજે મોજુદ છે.

એ રીતની ખબર તથા કૂમક પોતાને મલવાથી તે ચોપડાઓ પોતે જાતે જોઇ પોતાની ખાતરી કરી, તેઓએ ભગરસાથ અનજુમનનાં વડા દસ્તુર તરીકે એ આતશબેહેરામ સાહેબનો સઘલો વહિવટ પોતાના હાથમાં લેવાનો તથા પૂરાણું થયલું એ પાક મકાન પોતાના વડપણ હેઠલ અને પોતાની મરજી મુજબ ફરીથી સમરાવવાનો ઠેડાવ કીધો હતો.

એ બાબદમાં તેઓએ પ્રથમ મોટા દેશાઇ ખાનદાંનનાં મુખ્ય આગેવાનોને નવસારીના આતશબેહેરામ સાહેબ બરપા થવા વિષેની સઘલી હકિકત અને તવારીખ સમજાવી, તેઓ મધ્યેથી શ્રી "ગોંડળના ઠાકોર સાહેબના ખાનગી કારભારી" દેશાઇ કાવસજી એરચજીને એ આતશબેહેરામ સાહેબનું બિસ્માર હાલતમાં આવેલું મકાન ઘટતા ફેરફાર સાથે સમરાવી આપવાની "ભગરસાથ અનજુમનને નામે" ફરમાસ કીધી હતી. દસ્તુર સાહેબે કીધેલી

એ રીતની ફરમાસ દેશાઇ કાવસજીએ ખુશીથી કબુલ રાખી-પોતાની ગીરોનો મોહટો ખરચ કરી એ પાક મકાન ઘટતા ફેરફાર સાથે સમરાવવા માટેની તુરતા તુરત ગોઠવણ કીધી હતી તથા એ પાક મકાન ખાલી કરાવી આપવા દસ્તુરજીને જણાવ્યું હતું; જે ઉપ-રથી તેઓએ આતશબેહેરામ સાહેબના પાક કેબલાને ત્યાંથી વડી દરેમેહરમાં મોકલાવી ઘટતી તરતિબથી તખ્તનશીન કરાવ્યા હતા તથા આતશબેહેરામ સાહેબના ગુમબજ-નાં દરવાજાને-તે મધે રહેલું રૂપાંનુ આફરગાન્યું પોતાના કબજામાં રાખવાના હેતુથી-પોતાની તરફનું તાલું મરાવી, બાકીનું મકાન સમારકામ કરાવવાને સારૂ ખોલ્લું રહેવા દીધું હતું.

આતશબેહેરામ સાહેબના મકાનનો વહિવટ કરવાના પોતાના લાંબા વખતથી ચાલતા આવેલા "હક્ક" ઉપર એરીતની મજબુત તરાપ પડેલી તથા દસ્તુરજીની સર્વોપરી સત્તા એ પાક મકાનનાં વહિવટમાં દાખલ થયલી જોઇ દેશાઇ બરજોરજી નવરોજજીના છોક-રાઓને પોતાના ટોલામાં ઘણું ખરાબ લાગું હતું, તેથી તેઓએ બનેલા બનાવથી ગુસ્સે બની એ આતશબેહેરામ સાહેબ "અનજુમનને પૈસે" પરદાયલા છે એમ સ્વિકાર-વાને અને મકાનનો કબજો દસ્તુરજીના હાથમાં રહેવા દેવાને સાફ નાં પાડ્યું હતું, તથા તેનો વહિવટ ચલાવનારા તરીકેનો પોતાનો "હક્ક" જાળવવા ખાતર તુરત એ પાક મકાનમાં દાખલ થવાના ખોલ્લા દરવાજાને પોતાની તરફથી તાલું મારી, કરિયા-મજુરોને તેમાં સમારકામ કરવા જતા અટકાવ્યા હતા. એ રીતના બનાવથી દસ્તુર દારાબજી તથા ભગરસાથ અનજુમનનાં આગેવાન સભાસદો ઘણા દલગીર થયા હતા તથા પાક આતશબેહેરા-મ સાહેબનાં મકાનને મારવામાં આવેલું તાલું ખોલી આપવા અને પોતાની અનજુમન સાથે મિનાંકેશો નહિ કરવા માટે તેઓએ મજકુર દેશાઇઓને ઘણા સમજાવ્યા હતા. પરંતુ તેઓ પોતાના માની લીધેલા "હક્ક" ઉપર મુશ્તાક રહી કોઇનાબી સમજાવેલા નહિ સમજવાથી, દસ્તુર દારાબજીએ પોતાની અનજુમનનાં આગેવાન સભાસદોની સંમતી મેળવી તથા પોતાની સત્તાનો ઉપયોગ કરી તે તાલું ભંજાવ્યું હતું અને કરિયા મજૂરોને-સમારકામ કરવા-મકાન મધે દાખલ કરાવ્યા હતા.

એ રીતે દસ્તુર દારાબજીએ પોતાની અનજુમનની પ્રતિષ્ઠા જાળવવા મક્કમ હાથે કામ લેવાથી તથા આતશબેહેરામ સાહેબના મકાનનો તેઓએ લીધેલો કબજો "કાયદાસર"નો હોવાથી, તેની સાંમે લડત ચલાવી લીધેલો કબજો છોડવવાની હિંમત કોઇએબી કીધી હતી નહિ, જેથી એ પાક મકાન ઉપર ભગરસાથ અનજુમનની સર્વોપરી સતા કાયમ રેહેવા પાંમી હતી તથા દસ્તુરજીએ પોતાની મરજી મુજબ મકાનનું સમારકામ કરાવ્યું હતું. ત્યાર બાદ કેટલીક જીક્કર પાછી એ પાક મકાન મધે સાંમણથી ભરેલી ઓરડીને મારવામાં આવેલા તાલાંની કુંચી પણ દેશાઇ બરજોરજીના છોકરાઓએ દસ્તુર દારાબજીને સ્વાધીન કરી, ટોલામાં કડવાશ વધતો અટકાવ્યો હતો.

એ રીતે આતશબેહેરામ સાહેબનાં મકાનનો વહિવટ કરવાના સંબંધમાં ચાલેલી જીક્કરી દરમ્યાન દેશાઇ પેસ્તનજી ખુરશેદજીએ પોતાની પાસેના દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમૂરજીના ખુદ હાથ દસ્કતથી લખાયલા ચોપડા પોતાના આગેવાન બેશીઓને જાહેર

રીતે બતલાવી તથા એ આતશબેહેરામ સાહેબ બરપા કરવાનાં ખરચમાં કોણુ કોણે અને કેવા પ્રકારની મદદ આપી હુતી તે ખુદ એ ચોપડાઓ મધેથી વાંચી સંભળાવી, તેઓની ખાતરી કીધી હુતી કે આપણા એ આતશબેહેરામ સાહેબ દેશાઇ શ્રી ખોરશેદજી તેહમુરજીના એખલાના પઇસાથી "તેઓને નામે" બરપા નથી થયા, પરંતુ સુરત શેહેરના તે વખતના ૪ મશહુર શેઠ ખાનદાંનવાલા શેઠિયાઓની મુખ્ય મદદથી અને સમસ્ત અનજુમનની ભેગી કોશેશથી "અનજુમને નામે" પરઠવામાં આવેલા છે, અને થયલાં ઉંઘરાણાં મધે દેશાઇ શ્રી ખોરશેદજીએ મજકુર શેઠિયાઓ ભેગા પોતાની તરફથી ફકટ રૂપિયા ૩૦૦) ભરેલા-તેઓનાજ ચોપડા ઉપરથી-માલમ પડે છે.

દેશાઇ પેસ્તનજી ખોરશેદજીએ પોતાની પાસેના દેશાઇ શ્રી ખોરશેદજી તેહમુરજીના ખુદ હાથ દસ્કતના ચોપડાઓ એ રીતે જાહેરમાં વંચાવતાંજ "એ આતશબેહેરામ સાહેબ દેશાઇજી શ્રી ખોરશેદજીના એખલાના પઇસાથી બરપા થયા છે" એવું માનનારા તથા ટોલાની પાસે મનાવનારા અને તેમ માનીને જાહેરમાં અણુઘટતી તકરાર બરપા કરનારાઓએ ચુપકિદીથી પોતાની ભુલ સ્વિકારવામાં ડહાપણ વિચાર્યું હતું.

એ પાક મકાનનું સમારકામ પૂરૂં થતાં, દસ્તુરજી દારાબજીએ તેનાં બહારના ભાગ ઉપર સંગેમરમરની એક "તખ્તી" જડાવી, એ આતશબેહેરામ સાહેબના મકાનનું સમાર કામ ભગરસાથ અનજુમન તરફથી દસ્તુરજી સાહેબ દારાબજીએ કીધેલી ફરમાસથી દેશાઇ કાવસજીએ કરાવ્યું છે, એમ જરથોસ્તી આલમમાં આશકારા કીધું હતું. આએ યાદગાર તખ્તી જે એ પાક મકાન ઉપર જડાયલી આજે મોજુદ છે, તે ભવિષ્યની ઓલાદની વાકેફગારી સારૂં અત્રે સદ્દાબરી ઉતારી પ્રગટ કરૂં છું.

---:o:---

# દસ્તાવેજ ૩૧ મો, તખ્તી.

---:o:---

"શ્રી દાદાર અહુરમજદની મદદ હોજો.
પાક આતશબેહેરામ સાહેબનું આ મકાન બીસમાર હાલતમાં
આવેલું હોવાથી શ્રી નવસારીની અનજુમન તરફથી દસ્તુરજી
સાહેબ દારાબજી માહીઆરજીની ફરમાસથી દેશાઇ કાવસજી
એરચજી કાવસજી, તે શ્રી ગોંડળના ઠાકોર સાહેબ સર
ભગવતસીંહજી કે૦ સી૦ એસ૦ આઇ૦ એલ૦ એલ૦
ડી૦ ના ખાનગી કારભારીએ કેટલાએક નવા
ફેરફાર સાથે દરૂસ્ત કરાવી આપ્યું છે.

રોજ ૧ લો માહા ૧૦ મો સને ૧૨૬૦ યજદેજરદી. સંવત ૧૯૪૭ ના જેઠ સુદ ૮ તારીખ ૧૪ મી જુન ૧૮૯૧ ઇસવી."

એ રીતે શ્રી નવસારી મધ્યે ભગરસાથ અનજુમને પરઠાવેલા પાક આતશબેહેરામ સાહેબની માલેકી તથા તેનો વહિવટ ચલાવવાના " હક્ક " ના સંબંધમાં ચાલેલી ઉપલી જીક્કરી દરમ્યાન " એક અથોર્નોન " ના તખલુસથી એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજી રાંણાએ " કીસ્સે આતશબેહેરામે નવસારી " નામનું એક ચોપાન્યું યજદેજરદી ૧૨૬૦ નાં સાલમાં બહાર પાડી, એ આતશબેહેરામ સાહેબ દેશાઇ ખોરશેદજી તેહેમુરજીના એખલાના પૈસાથી " તેઓને નામે " નહિ પરંતુ તેઓની આગેવાની હેઠલ જાહેર ઉંઘરાણુા અને શમસ્ત અનજુમનની ભેગી મદદથી " અનજુમનને નામે " બરપા કરવામાં આવ્યા હતા, એમ ઘણીક ધરખમ દલીલ તથા તવારીખની પુરાંણી વિગતોને આધારે જરથોસ્તી આલમમાં પહેલ વહેલું આશ્કારા કીધું હતું.

ઉપલાં ચોપાન્યાં વિરૂધ્ધ મોટા દેશાઇ ખાનદાનનાં એક ચાલાક નબીરા અને જાણીતા લેખક મી૦ સોહરાબજી મનચેરજી દેશાઇએ " આતશબેહેરામે દેશાઇ ખોરશેદ " નામનું એક મોટાં કદનું ચોપાન્યું યજદેજરદી ૧૨૬૨ ના સાલમાં બહાર પાડી અને તેમાં અનેક પ્રકારની તકરાર તથા દલીલો રજુ કરી, " નવસારી કશબામાં શ્રી આતશબેહેરામ સાહેબ છે, તે એખલા દેશાઇ શ્રી ખોરશેદજી ટેહમૂરજીના પોતાના પદરના પૈસાથી પરઠેલા છે, અને તેમાં આગમચથી કિંવા પાછલથી કોઇની એક પાઇ પણ લીધી નથી " એમ પુરવાર કરવાની કોશેશ કીધી હતી.

એ રીતે આએ તકરારી સવાલે તિક્ષણ રૂપ પકડવાથી તથા એ અરસામાં પોતાના હાથમાં દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમુરજીના ખુદ હાથ દશ્કતથી લખાયલા કિમતી ચોપડાઓ આવવાથી એ તકરારી બાબદમાં પોતાની ભગરસાથ અનજુમન તરફથી આગેવાન અને ઉજમભર્યો ભાગ લેનાર એરવદ* રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજી રાંણાએ યજદેજરદી ૧૨૬૩ ના સાલમાં " કીસ્સે આતશબેહેરામે નવસારી–ભાગ બીજો–" એ નામનું બીજું ચોપાન્યું બહાર પાડી તથા તે મધ્યે શ્રી નવસારીના એ આતશબેહેરામ સાહેબ બરપા કરવાના કામમાં કોણ કોણે અને કેવા પ્રકારની મદદ આપી હતી તેનો વિગતે અહવાલ, દેશાઇ શ્રી ખોરશેદજીના ખુદ હાથ દશ્કતથી લખાયલા " રોજમેળ તથા ખાતાંવહી" ના ચોપડાઓ ઉપરથી " જમે–ઉધાર " ના લંબાણ ઉતારા કરી, જરથોશ્તીઓમાં આશ્કારા કીધો હતો. આએ યાદગાર ચોપાન્યું છપાઇને બહાર પડતાંજ સર્વ કોઇની પૂરી ખાતરી થઇ હતી કે શ્રી નવસારીના એ આતશબેહેરામ સાહેબ, જેમ યજદેજરદી સને ૧૨૬૦ સુધી સાધારણ રીતે એકથી બીજે મોઢે બોલાતું

---

* એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાંણા, રોજ ૨૭ મો, માહ ૫ મો, સને ૧૨૮૨ યજદેજરદી, તા૦ ૫ મી ફેબરવારી સને ૧૯૧૩ ઇસવીને દિને, ૬૬ વર્ષની ઉંમરે ગુજર પાંમ્યા હતા. એક હિંમતવાન અને સ્વતંત્ર ખવાસના જાહેર લખનાર તથા પોતાની ભગરસાથ અનજુમનને લગતા જાહેર " હક્ક " ના સવાલો અને તકરારો વેલા અનજુમનનાં કામકાજમાં ઉજમથી આગેવાન ભાગ લેનાર તરીકે તેઓએ ઘણી સારી નામનાં મેળવી હતી. ઇ૦ સ૦ ૧૮૮૧–૮૨ માં ઉઠેલી " ખેરગામ " ના પંથક સંબંધી જીકકરી તથા ચાલેલા કેશમાં અને નવસારીના આતશબેહેરામ સાહેબને લગતી ઉપલી જીક્કરી વેલા ઘણી બાહોશીથી હિંમતવાન લડત ચલાવી, તેઓએ પોતાની અનજુમનની યાદગાર સેવા બજાવી હતી.

તથા એકથી બીજે હાથ લખાતું રહયું હતું, તેમ દેશાઈ શ્રી ખોરશેદજી તેહમુરજીના એખલાના પઈસાથી "તેઓને નામે" બરપા નથી થયા, પરંતુ શમસ્ત અનજુમનની –તેમાં ખાસ કરીને શ્રી સુરત શેહેરના જાણીતા શેઠ ખાનદાંનવાલા ૪ આગેવાન શેઠિઓની–મૂખ્ય મદદથી "અનજુમનને નામે" બરપા કરવામાં આવ્યા છે.

દેશાઈ ખોરશેદજીના પોતાના હાથ દસ્કતથી લખાયલા આએ યાદગાર ચોપડાઓ મધેના બે ચોપડા દેશાઇ ખુરશેદજીના જૂદા જૂદા ખાતાં અને વહિવટની સંવત ૧૮૨૧ તથા ૧૮૨૨ ના સાલની "ખાતાવહી" છે અને ત્રીજો સુરતવાલા પ્રખ્યાત શેઠિયા મનચેરજી ખુરશેદજીની ઉપર સંવત ૧૮૨૨ ના તેઓના લેણદેણના હિસાબનો દેશાઈ શ્રી ખોરશેદજી તેહમુરજીએ લખી મોકલાવેલો ચોપડો છે. આએ ત્રણે ચોપડા હાલમાં એરવદ દારાબ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજીરાણાંની પાસે જળવાયલા છે અને તે આ લખનારે પોતે જાતે જોયા તથા તપાસીઆ છે.

શ્રી મુંબઇ મધે દરરોજ સાંજે પ્રગટ થતાં જાણીતાં "સાંજ વર્તમાન" પત્ર મધે તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૯૧૦ ના–રોજ ૧ લો માહ ૧ લો સને ૧૨૮૦ યજદેજરદીના–નવા વર્ષના "પતેતી અંક"માં એ પત્રના માલેકોએ ઉપલા ચોપડાઓ તપાસી, દરેક ચોપડા મધેથી શ્રી નવસારીના એ આતશબેહેરામ સાહેબને લગતાં લખાણોના એક એક અગત્યના પાનાનો "ફોટો લીથો" કરાવી એ પાક મકાનની ઉત્પત્તિની તવારીખ સાથે પ્રગટ કર્યાં છે. "સાંજ વર્તમાન"ના ઉપલા અંક મધે દેશાઈ ખુરશેદજીના ચોપડાઓ ઉપરથી અમુક પાનાનાં "ફોટો લિથો" ઉતારી પ્રગટ કરતાં તેના સાહસિક અધિપતિએ પોતાની એક આરટીકલમાં જણાવ્યું છે કે:— "આજથી ૨૦ વર્ષની વાત ઉપર નવસારીની અનજુમનની તરફથી મરહુમ દસ્તુર દારાબજી માહીઆરજીની ફરમાસથી નવસારીનાં મોટાં દેશાઇ ખાનદાનના એક નબીરા મરહુમ કાવસજી એરચજી દેશાઇએ નવસારીનાં આતશબેહેરામનું મકાન સમરાવવાનું કબુલ કીધું તે વખતે મજકુર આતશબેહેરામમાંના સામાન બાબદ નવસારીનાં દેશાઇ ખાનદાનના કેટલાક સાહેબો અને અનજુમન વચ્ચે તકરાર ઉભી થઈ હતી અને તે ઉપરથી આતશબેહેરામની સ્થાપના સંબંધી સવાલ નીકલ્યો હતો અને આ તકરારે તે વખતે ઘણુંજ ગરમાગરમીનું રૂપ લીધું હતું, દેશાઇવાલા કેટલાક સાહેબો એવું કહેવા માંગતા હતા કે એ આતશબેહેરામ અમારા વડીલ મરહુમ દેશાઈજી શ્રી ખુરશેદજી તેહમુલજીએ પોતાના એખલાના ગીરોના પૈસાથી સ્થાપેલા છે, જયારે બીજી બાજુનું કહેવું એ હતું કે તે સમસ્ત અનજુમન મળી પરથેલા છે. આ બાબદ બંને બોરદુ તરફથી સામસામા ચોપાન્યાં કાઢવામાં આવ્યાં હતાં, જેમાંનાં એક છેલ્લાં ચોપાન્યાંમાં "નવસારી પ્રકાશ"ના હાલના માલીક એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાણાએ ખુદ મરહુમ દેશાઇ ખુરશેદજી તેહમુલજીના ચોપડાઓ ઉપરથી એવું દેખાડયું કે એ આતશબેહેરામ શમસ્ત અનજુમન મળી પરથેલા છે. અરવદ ૩૦ જા૦ દસ્તુરે સામી પાર્ટીને પોતાના ચોપડાઓ ખુલ્લા મુકી તેમાંથી આતશબેહેરામ તેઓના વડાલોએ પરથેલા છે એવું દેખાડી આપવાને ૫૦૦૦) રૂપીઆની ચેલેંજ મુકી હતી, જે અત્યાર સુધી ઉપાડી લેવાનાં આવી નથી.

આ પછી "જરથોસ્તી" ના પુસ્તક ૬ અંક ૩–માહા મેહેર ૧૨૭૮ ય૦ જ૦–માં શમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ "કીસ્સે આતશબેહેરામે નવસારી" એ વીષયપર લખેલો એક રેસાલો ઇંગ્રેજીમાં પ્રગટ થયો હતો, જેનો ગુજરાતી તરજુમો અમો અમારા વાંચનારાઓની જાણ માટે તા૦ ૧૬ મી અકટોબર ૧૯૦૯ ના અંકમાં આપી ગયા હતા. તે વખતે અમોને કેટલાક સાહેબોએ એવી ભલામણ કીધી હતી કે અમોએ મજકુર ચોપડાઓની આબેહુબ નકલ અમારાં પત્રમાં પ્રગટ કરી અનજુમનની એક વધુ સેવા બજાવવી. આ ઉપરથી અમોએ તે અસલ ચોપડા મેળવી બહુ મોટો ખર્ચ કરી આજે અમારા વાંચનારાઓ સનમુખ, અસલ ચોપડાઓમાંનાં લખાણમાંના ત્રણની આબેહુબ નકલ મેળવાને શકતીવાન થયા છીએ. આ ત્રણે નકલ ત્રણ જુદા જુદા ચોપડાઓમાંથી આપવામાં આવી છે જેમાંની બે દેશાઇજી ખુરશેદજીની ખાતાવહી છે, જ્યારે ત્રીજી તે મરહુમે સુરતવાલા શેઠ મનચેરજી ખુરશેદજી ઉપર તેવણના લેવડદેવડના હીસાબના રોજમેળનો ચોપડો લખીને મોકલ્યો હતો તેમાંથી લીધી છે. આ ત્રણે ચિત્રો ચોપડાઓની આબેહુબ નકલ છે અને તેથી જેમ ચોપડાઓમાં કેટલોક ભાગ ખવાઇ ગયલો છે તેમજ જેમ ચોપડાઓમાંનાં અક્ષર કેટલેક ઠેકાણે વધારે કાળા અને કેટલેક ઠેકાણે ઝાંખા છે તેમજ અત્રે પણ નજરે પડે છે. આ લખાણમાં ત્રણ ચિત્રો આપ્યાં છે એ ત્રણે ચિત્રો દેશાઇજી ખુરશેદજીના પોતાના ત્રણ ચોપડામાં આપેલી નોંધોના આબેહુબ છે. એ ચોપડા અમોએ જાતે જોયા છે અને તેમાં જે નોંધો છે તેની આબેહુબ નકલ જેમ છે તેમ ફોટોગ્રાફ કરાવી તે ઉપરથી આ ચિત્રો લીધાં છે."

દેશાઇ શ્રી ખોરશેદજી તેહમુલજીના ખુદ હાથ દસ્કતથીલખાયલા આએ ત્રણ ચોપડાઓ વિષે તા૦ ૧૩ મી સપટેમબર ૧૯૧૦ માં "સાંજ વર્તમાન" પત્રે કીધેલું ઉપલું વર્ણન અત્રે આ પૂસ્તકમાં ઉતારી લેવા પછી ૧૫૦ વર્ષના એ જૂનાં અસલ ચોપડાઓમધેથી થોડીક નોંધ અત્રે ઉતારી પ્રગટ કરવાને હું મૂનાંસેબ વિચારૂં છું.

સંવત ૧૮૨૨ ના ચોપડા–ખાતાવહી–માં એ આતશબેહેરામ સાહેબનું ખાતું, નીચે જણાવ્યા મુજબ પાડેલું જોવામાં આવે છે.

"શ્રી આતશબેહેરામ નવા પરથા અનજુમનના તેનું ખાતું. સંવત ૧૮૨૨."

ઉપલાં મથાલાં હેઠલ એ સાંલનાં જમે–ઉધાર ખાતે નીચલી રકમ આવેલી તથા ખરચાયલી જોવામાં આવે છેઃ—

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૮ | પા૦ ૬૪ પોસ વદ ૯ તાજને કાજ બેં૦ જીવનજી જમસેદજી ભરૂચનાના | ૧૧૭ાઃ | પા૦ ૩૬ માધસર વદ ૨ તાજ ૧ તા૦ કુપળા ૪ |
| ૧૩૩૯ાાઃ | પા૦ ૮૯ માહા સુદ ખરચ થઓ તેના શેઠજી વગેરે આપા તે. | ૩૫૦ | પા૦ ૪૧ માધસર વદ ૦) વંદીદાદ વગેરેના આપા. |
| | | ૧ાાઃ | પા૦ ૧૧૯ ફાગણ. તેલ મણ ૦ાાા |
| | | ૧ાઃ | પા૦ ૧૪૦ ચૈત્ર પેહેલો સુદ. ચરાગને તેલ |
| | | ૪ાઃ | પા૦ ૧૫૪ ચૈત્ર પહેલા વદ. ઈધણની હેલ |

| | | | |
|---|---|---|---|
| | | ૧। | પા૦ ૧૮૪ ચૈત્ર દુતી. તેલ ચેરાગનું |
| | | ૧૧૯।≈ | પાને ૨૧૧ વૈશાખ. હમકાર સાથે કાંમ કરે તાં દેગ વી૦ |
| ૯૧ | પા૦ ૨૨૭ જેઠ દેગ ૨ ના હા૦ ઓએદાર | ૧॥ | પાને ૨૪૫ જેઠ વદ. ચેરાગને તેલ. |
| ૧૫ | પાને ૨૬૦ આખાડ સુદ હા૦ હમકાર | ૨૨। | પાને ૨૮૮ શાવણ. દીવેલ તા૦ કાઠી. |
| | | ૧।≈ | પાને ૩૦૯ ભા૦ વદ ૧૪ તેલ ચેરાગને. |
| | | ૧। | પાને ૩૩૦ આસો વદ ૧૦ ચેરાગને તેલ. |

સંવત ૧૮૨૨ ના ખાતાંવહીમાં જમે થયલી ઉપલી ૧૩૩૯॥≈ ની રકમ, સુરતવાલા શેઠ મનચેરજી ખુરશેદજીના ખાતાના સંવત ૧૮૨૨ ના હિસાબના ચોપડા મધે દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમુરજીએ નીચે મુજબ ઉધારેલી છે:—

ઉ

૧૦૩૯॥≈ માહા સુદ ૯ રવેઉ

બાબત શ્રી આતશબેહેરાંમના ખરચના રૂ. ૧૩૩૯॥≈ તેમાંથી બાદ ૩૦૦ ત્રણશેહે અમારા હીશાના ગઆ બાકી શુરતના હીશા ૪ ના રૂ ૧૦૩૯॥≈ રોકડા તંમોએ કબુલા તે તેની વગત.

| | |
|---|---|
| ૧૩૯॥≈ | શેઠજી નોશેરવાનજી બમનજીના |
| ૩૦૦ | શેઠજી શ્રી શોહ્રાબજી મનોચેરજીના |
| ૩૦૦ | તંમારા હીશાના |
| ૩૦૦ | શેઠજી શ્રી દાદાભાઈ માંણુકજીના |
| ૧૦૩૯॥≈ | |

દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમૂરજીના પોતાના હાથ દસ્કતથી લખાયલા અસલ ચોપડા ઉપરથી ઉપલા ઉતારા શબ્દે શબ્દ મેં કર્યા છે, જે ઉપરથી વગર શકે જોઇ શકાય છે કે, શ્રી નવસારી મધેના હાલના આતશબેહેરામ સાહેબ દેશાઇ શ્રી ખોરશેદજીના એખલાના પૈસાથી તખ્તનશીન નથી થયા, પરંતુ તેનાં ખરચને માટે જાહેર ઉંઘરાણું થયું હતું, તેમાં દેશાઇ ખોરશેદજીએ પોતાની તરફથી જ્યારે રૂપિયા ૩૦૦) ભર્યા હતા ત્યારે બાકીના ખર્ચને માટે રૂપિયા ૧૦૩૯≈॥ ની રકમ સુરત શેહેરના મજકુર ૪ શેઠિયાઓએ આપી હતી.

નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાના ખર્ચમાં દેશાઇ ખોરશેદજીએ આપેલા રૂપિયા ૩૦૦) તેઓએ "ઘેહેર ખરચ વગેરેનું ખાતું શંવત ૧૮૨૨" એ નામના પોતાના ચોપડામાં નીચે મુજબ ઉધારેલા જોવામાં આવે છે:—

"૩૦૦ પાને ૮૮ માહા શુદ ધરમ શ્રી આતશબેહેરામ પેર"

એ રીતે નવા આતશબેહેરામ સાહેબ બરપા કરાવવાના ખર્ચમાં ઉપલા પાંચ જણાની મળેલી મુખ્ય મદદ ઉપરાંત, બીજા ઘણાઓ તરફથી જૂદે જૂદે વખતે મલેલી

ન્હાની મોહટી મદદ તથા "અનજુમન શ્રી સમસ્ત ભગરીઆ અંધારૂના રાસ ખાતાં" મધેથી એ પાક મકાનનાં સંબધમાં જૂદે જૂદે વખતે અનેક પ્રકારના કરવામાં આવેલા ખરચોની લંબાણ વિગત, એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુરે પોતાના ઉપલાં ચોપાન્યાં મધે વિસ્તારીને જણાવી છે, જે મધેથી થોડોક ઉતારો અત્રે કરવાને હું મુનાંસેબ વિચારૂં છું. સુરતના વતની [1]શેઠ દાદાભાઇ માણેકજી શેઠ ખાનદાનવાલા—જેઓએ ઉપર જણાવ્યા પ્રમાણે આતશબેહેરામને તખ્તનશીન કરાવવાના ખર્ચમાં પોતાની તરફથી રૂપિયા ૩૦૦) નો ફાલો આપ્યો હતો તેઓએ નવા આતશબેહેરામ સાહેબના ખરચ તથા નિભાવને માટે બીજા ૧૨૩૫) રૂપિયાની મોહટી રકમ નીચે મુજબ આપેલી દેશાઈ ખોરશેદજીના ઉપલાજ ચોપડાઓ ઉપરથી જોવામાં આવે છે.

- ૧૨૫) આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરાવવાના ખર્ચમાં (બીજી વખત)
- ૨૬૦) આતશબેહેરામના મકાનની પાસેની બે ગાળાના ઘરની ખાલી જમીન વેચાતી લઇ અનજુમનને આપી તેની તે વખતની કિંમતના
- ૮૫૦) આતશબેહેરામ સાહેબની કાઠી વિગેરેના ખર્ચમાં ત્રણ વજીફા વીંગા ૩૯ા ના જૂદે જૂદે બે વખતે આપ્યા તેની તે વખતની કિંમતના.

ઉપલા વજીફાઓ બાબે સંવત ૧૮૨૪ ના ચોપડાની ખાતાવહીમાં આતશબેહેરામ સાહેબનું નીચે પ્રમાણે ખાતું પાડેલું જોવામાં આવે છે.

**"શ્રી આતશબેહેરામનું ખાતું તે શેઠજી શ્રી દાદાભાઈ માણેકજીએ ભોંયગરો લઇને ધરમ ખાતે ખરચ કાઠી વગેરેને કાજે અપાવી તેનું સંવત ૧૮૨૪."**

સુરતના વતની[2] શેઠ મીનોચેહેરજી ખુરશેદજી શેઠના—જેઓએ ઉપર જણાવ્યા

---

૧ પોતાની ભગરસાથ અનજુમને શ્રી નવસારી મધ્યે બરપા કરાવેલા "સમસ્ત જરથોશ્તી અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ" બનાવવાનાં ખર્ચમાં તથા તેના નિભાવ માટે નાણાંની મોટી રકમ આપનાર આએ શેઠ દાદાભાઇ માણેકજી શેઠના રોજ ૨૬ મો, માહ ૬ ઠો, સને ૧૧૫૪ યઝદજરદી, તા૦ ૫ મી એપ્રેલ ૧૭૮૫ દિને ૪૭ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા; તેઓ શેઠ ખરશેદજી બહમનજી શેઠના છોકરા અને ભગરસાથના પ્રસિધ્ધ શેઠિયા માણેકજી નવરોજજી શેઠના જમાઇ તથા પાલક થતા હતા એવણ ઇ૦ સ૦ ૧૭૫૯ થી સુરત શેહેરમાં રહી ત્યાંની મરહુમ શેઠ માણેકજીની પેહડીનો વહીવટ પોતાના પિત્રાઇ શેઠ સોહરાબજી—જેઓ શેઠ મીનોચેહેરજી બહમનજી શેઠના દીકરા તથા મચકુર શેઠ માણેકજી નવરોજી શેઠના બીજા જમાઇ તથા પાલક થયલા હતા તેઓ—ની સાથે ચલાવ્યો હતો તથા પાછલથી પોતાને હિસાબે દેશ-દેશાવર ખાતે મોહટો વ્યાપાર ચલાવવામાં મશગુલ બન્યા હતા.

૨ આએ સુરત શેહેરના પ્રસિધ્ધ શેઠિયા મીનોચેહરજી ખુરશેદજી શેઠના રોજ ૬ ઠો, માહ ૪ થો સને ૧૧૫૩ યઝદજરદી, તા૦ ૧૬ મી જાનેવારી ૧૭૮૪ ને દીને ૭૦ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા. એવણ ભગરસાથ પંથના નહિ પરંતુ સુરતિયા અથોર્નાન હતા. એવણના બાવા આ૦ ખુરશેદજી નવરોજી સુરત ખાતે પ્રસિધ્ધ શેઠિયા માણેકજી નવરોજજી શેઠનાની પેહડીપર "કીલીદાર"ની નોકરીપર હોવાથી તેઓ ખરશેદજી શેઠના તેમજ ખજાનચી કરીને પણ ઓળખાતા. મજકુર શેઠ મીનોચેહેરજી ખુરશેદજીએ મોહટા પાયાપર વ્યાપાર ચલાવી પોતાની કોમમાં સારી સખાવતો કીધી હતી તથા સુરતના "નવાબ" વગેરેમાં મોહટો વગ વશિલો ધરાવી કોમ-પ્રકોમમાં નામનાં મેળવી હતી.

પ્રમાણે આતશ બેહેરામ સાહેબને તખ્તનશીન કરાવવાના ખરચમાં પોતાની તરફથી રૂપિયા ૩૦૦) નો ફાલો આપ્યો હતો તેઓએ બીજા ૧૭૫) રૂપિયાનું આતશબેહેરામ સાહેબને માટે સંગેમરમરનું એક "તખ્ત" બનાવી અનજુમનને ભેટ આપ્યું હતું. તે ઉપરાંત સુરત શેહેરના એ સખીવજૂદ શેઠિયા પાક આતશબેહેરામ સાહેબ તખ્તનશીન થયા તે સુભ દિવસે પોતે નવસારીમાં પધાર્યા હતા તથા સુરત શેહેરની સમસ્ત અનજુમન તરફથી રૂપિયા ૯૦૬ ની મોહટી રકમ શેહેરે શેહેરથી તે દિને ભેગા થયલા મોબેદ સાહેબોને તેઓએ આશોદાદ તરીકે અપાવી હતી, જે મધેથી દેશાઇ શ્રી ખોરશેદજી–જેઓએ આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરાવવા માટેની સઘલી આગેવાની કીધી હતી તેઓ–ને પોતાને પણ રૂપિયા ૧૦૦ ) શાલના તરીકે. આપવામાં આવ્યા હતા.

એ રૂપિયા ૯૦૬ દેશાઇ ખોરશેદજીએ સુરતવાલા શેઠ મીનોચેહેરજીના હિસાબના ચોપડાની અંદર કેવી રીતે ઉધારેલા છે તે અસલ ચોપડા ઉપરથી અત્રે શબ્દે શબ્દ ઉતારી પ્રગટ કરૂં છું.

"૯૦૬ માગશર વદ ૦) રૂ૦ ૯૦૬ રોકડા.
બાબત શ્રી આતશબેહેરાંમને તખત ઉપર બેશાડવાને શેઠજી પોતે નોશારી આવા તેવારે અધારૂઓને આશોદાદના અપાવા તા૦ શ્રી આતશના બોએના દેનારને આપવાને કાજે તે શ્રી શુરતના અંનજુમનની તરફથીં તે રોકડા આપીને જબાબ તમને લખો છે."

સંવત ૧૮૨૨ ના ચોપડા મધે દેશાઇ શ્રી ખોરશેદજી તેહમૂરજીએ "ઘેહેર ખરચ વગેરેનું ખાતુ" એવાં મથાલાં હેઠલ નીચે મુજબની ત્રણ રકમો જમે કીધેલી જોવામાં આવે છેઃ–

જ

| | |
|---|---|
| "૧૩૬ા≈ા | પાનુ ૪૦ માઘસર વદ ૧૦ આતશ બેશાડા નવા તાર સુરતનો સરપાવ. |
| ૧૧૪ | પાનુ ૪૧ માઘસર વદ ૧૧ લોકો શીધો વગરે આતશે આવા તાર. |
| ૧૭૧૯ | પાનુ ૪૨ માઘસર વદ ૧૧ નવા આતશબેરાંમ તખતે બેશાડા તાર સુરત વગેરેના લોકોએ જીનશ નજર કરી તે રૂ૦ ૧૭૧૯ ની" |

એ રીતે "સમસ્ત અનજુમનને નામે" શ્રી નવસારી મધે ત્યાંની ભગરસાથ અનજુમને સ્થાપન કરાવેલા પાક આતશબેહેરામ સાહેબના ખર્ચમાં તથા તેનાં નિભાવને માટે શ્રી સુરત શહેરની અનજુમનના સુપ્રસિદ્ધ શેઠિયાઓએ નાણાંની મોટી મદદ આપી ભગરસાથ અનજુમન ઉપર હેશાન કીધેલું હોવાથી, તેઓની સેવાની અદના પિછાન અને માન તરીકે શ્રી નવસારીની ભગરસાથ અનજુમને સુરતના એ શેઠિયાઓને "શાલના" માનથી નવાજી આભાર માન્યો હતો. "અનજુમન શ્રી સમસ્ત ભગરીઆ અંધારૂનું રાસ ખાતું નોશારીનું સંવત ૧૮૨૨" એવાં મથાલાંવાળા ભગરસાથ અનજુમનનાં

ઉપલા સાલના હિસાબના ચોપડા મધે અનજુમનની રાસમાં મલેલી રકમ તથા તેઓ તરફથી કરવામાં આવેલા ખરચનો હિસાબ, એરવદ રૂસ્તમજી દસ્તુરે પોતાના ઉપલાં ચોપાન્યાં મધે લંબાણથી ઉતારી લીધો છે. જેમાં ખર્ચ ખાતે નોચલી એક જાણવા જોગ રકમ જોવામાં આવે છે.

"૨૮૯ાના માગસર વદ શ્રી આતશબેહેરાંમ નવા પરથા તેવારે સુરતના અનજુમન આવું તેને નોસારીની અનજુમને સાલ વગેરે"

એ નવા આતશબેહેરામ સાહેબને માટે ત્રાંબાનું મોટું આફ્રરંગાન્યું સુરતવાલા શેઠ "લાલ બહમનજી અથુગરે" કરાવી આપ્યું હતું તથા "રૂપાનું તાજ" આગલ જણાવ્યા મુજબ શેઠ જીવણજી જમશેદજી ભરૂચા તરફથી મલ્યું હતું.

શ્રી ઉદવાડા મધેના હાલના આતશબેહેરામ સાહેબ શ્રી નવસારી મધે જે મકાનમાં તખ્તનશીન થયા હતા તથા એ પાક કેબલાને ત્યાંથી ઉદવાડા ખાતે લાવવા પછી જે મકાન ભગરસાથ અનજુમનની માલેકીમાં રહેલું હતું, તેજ મકાન મધે ઘટતું સમારકામ કરાવી• ને નવા આતશબેહેરામ સાહેબ તખ્તનશીન કરવામાં આવ્યા હતા.

ઉપલી ટુંક પણ સત્તાદાર અસલ ચોપડાઓને આધારે આપેલી શ્રી નવસારીના હાલના આતશબેહેરામ સાહેબની ઉત્પતિની તવારીખ, ભગરસાથની મારી અનજુમનના સભાસદોને ઉપયોગી અને જાણવાજોગ થઇ પડશે તથા "એ આતશબેહેરામ સાહેબ દેશાઇ શ્રી ખોરશેદજીએ પોતાના એખલાના ખર્ચથી બરપા કીધા છે" એવી વગર આધારની અને ખોટી વડાઇ લેનાર અભિમાનીઓ તવારીખની સચ્ચાઇ સ્વિકારી પોતાની ભુલ કબુલ કરશે તો ટોળાની વધુ હસી અને નામુશીમાં આવતા તેઓ અટકશે.* એ રીતે શ્રી

---

*અત્રે ઇન્સાફને ખાતર જાહેર રીતે નોંધ લઇ મારે જણાવવું જોઇએ છે કે, મોહટા દેશાઇ ખાનદાનના એક બાહોશ અને દુરઅંદેશ સભાસદ મી० સોહરાબજી મનચેરજી દેશાઈ, જેઓએ યઝદેજરદી ૧૨૬૨ ના સાલમાં "આતશબેહેરામ દેશાઇ ખોરશેદ" નામનું એક મોહટાં કદનું ચોપાન્યું બહાર પાડી, "નવસારી કશબામાં શ્રી આતશબેહેરામ સાહેબ છે તે એખલા દેશાઇ શ્રી ખોરશેદજી તેહમૂરજીના પોતાના પદરના પૈસાથી પરઠેલા છે અને તેમાં આગમચથી કિંવા પાછલથી કોઇની એક પાઈ પણ લીધી નથી" એમ પૂરવાર કરવાની ખંતિલી કોશેશ કીધી હતી તેઓએ, યઝદેજરદી ૧૨૬૩ ના સાલમાં એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તૂર મેહેરજી રાણા તરફથી દેશાઇ શ્રી ખોરશેદજી તેહમૂરજીના ખૂદ પોતાના હાથ દસ્કતે લખાયલા યાદગાર અસલ ચોપડાઓને આધારે એ આતશબેહેરામ સાહેબની ઉત્પતિની ખરી તવારીખ "કિસ્સે આતશબેહેરામે નવસારી-ભાગ બીજો" એ નામનાં ચોપાન્યાં મધે છપાવી બહાર પાડવામાં આવતાંજ, તકરારી બાબદમાં સંપૂર્ણ ચૂપકિદી અખ્તિયાર કરી ગૂપચૂપ તવારીખની સચ્ચાઇ સ્વિકારવાનું મોહટું દિલ બતલાવ્યું હતું. મોહટા દેશાઇ ખાનદાનના–વડીલોની કીર્તિ ઉપર જીવવા માગનારા–આજના કોઇ કોઇ ખોટા અભિમાની શખ્સો શ્રી નવસારીના આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની તવારીખ **સુર્યના પ્રકાશ માફક** આલમના લોકોને આશ્કારા અને જાહેર થવા છતાં જેમ "સુખનપર્વરી"થી તેને ફલટાવવાની અઘટીત કોશેશ કરતા રહયા છે, તેવી પોતાની આગલી ભૂલ ભરેલી માન્યતા અને દલિલોને વલગી રેહેવાની નામૂનાંસેબ કોશેશ ઉપલી જીકરી પછીથી મી० સોહરાબજી મનચેરજી દેશાઇ જેવા શૂપ્રસિદ્ધ લખનારે જાહેરમાં કદિ પણ કીધી નથી, એ તેમને માટે આપણા ટોળામાં ખરૂં માન ઉત્પન્ન કરનારી અને તેમની કીર્તિ વધારનારી બિના છે.

નવસારીના હાલના આતશબેહેરામ સાહેબ જ્યારે ત્યાંની ભગરસાથ અનજુમને જાહેર ઉંઘરાણાથી "સમસ્ત અનજુમનને નામે" બરપા કરાવ્યા છે ત્યારે, તેનો વહિવટ ચલાવવાનું અને તેની વ્યવસ્થા કરવાનું કામ પોતાના વડા દસ્તુરની એખલી મુખ્તીયારીમાં રેહેવા નહિ દેતાં, ભગરસાથની મારી અનજુમને તે પોતાના હાથમાં લઇ એ પાક મકાન મધે આજના વખતને અનુસરતો ઘટતો સુધારો તથા ફેરફાર કરવો-કરાવવો ઘટે છે.



## શ્રી મુંબઇ શેહેરમાં બરપા થયલું શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનું મોબેદી પંથક, તેને લગતા કેટલાક યાદગાર અસલ દસ્તાવેજો.

શ્રી નવસારી મધે બરપા કરવામાં આવેલા "સમસ્ત જરથોસ્તી અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબની" ઉત્પત્તિની તવારીખ ટુંકમાં લખવા પછી, શ્રી મુંબઇ શેહેરમાં પહેલાંથી બરપા થયલાં ભગરિયા મોબેદોના શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને તાબેના પંથકને લગતી જાણુવા જોગ તવારીખ-અસલ જુનાં લેખોને અધારે-લખવાની શુરૂ કરૂં છું. હાલનું જાહોજલાલ આબાદી ભરેલું તથા વેપાર રોજગારમાં કરોડો અને અબજો રૂપિયાની ઉઠલ પાઠલ કરી લખ્ખો માણસોને ધંધો-રોજી પોંહચાડનારૂં આપણું માનીતું મુંબઇ શેહેર, સર્વ કોઇ જાણે છે તેમ ઇ૦ સ૦ ૧૬૬૧ ની આગમચ "પોર્ટુગાળ" ના રાજ્યનો તે વખતની તવારીખમાં નહિ જણાયલો એક ન્હાનો ટાપુ હતો, જેમાં તે વેળાએ "કોળી અને મચ્છીમાર" લોકો મુખ્ય કરીને વસવાટ કરતા હતા. પરંતુ એ ટાપુનો દહાડો રોશન થવાથી તથા એક મોહોટાં અને આબાદ શેહેરમાં ફેરવઇ જવાની તેની સરજત હોવાથી, પોર્ટુગાળના રાજા તરફથી ઇંગ્લાંડના તે વેલાના રાજા "ચાર્લસ બીજા" ને શુભ લગનની પહેરામણીમાં "રીત" તરીકે એ ટાપુ ઇ૦ સ૦ ૧૬૬૧ માં મલ્યો હતો. ખોદાતાઅલાની મેહેરબાનીથી બુલંદ બ્રિટિષ રાજ્યના પ્રતાપી છાયા હેઠલ એ ભાગ્યશાળી ન્હાનો ટાપુ દીન પરદીન ખિલતો રહી આજે દુનિયાંના એક મોહોટાં અને નામીચાં શેહેરની મોટાઇએ પુગો છે.

આપણુ જરથોશ્તીઓ વાજબી મગરૂબીથી કહી શકીએ કે એ ન્હાના ટાપુની ખિલવણી તથા આબાદી કરવાના કામમાં આપણી ન્હાની પારસી કોમે છેલ્લાં ૧૫૦) થી વધુ વર્ષો દરમ્યાન જેમ ઘણો આગેવાન અને કીર્તિભર્યો હિસ્સો આપિયો હતો તેમ ભાગ્યશાળી બ્રિટિષ રાજ્યના તાબા હેઠલ મુંબઇનો એ ટાપુ આવ્યાની સાથેજ આપણી ન્હાની પારસી જરથોશ્તી કોમની જાહોઝલાલી અને આબાદીનો પાયો નખાયો હતો, તથા એ ટાપુની ખિલવણી થવાની સાથેજ આપણુ જરથોશ્તીઓની આબાદી અને નામનાં વધતી

રહી હતી. બીજા શબ્દોમાં કહીએ તો આપણી કોમનો "બરગશ્તે હજારો" આજ વેલાએ પુરો થઇ નેક બખ્તીનાં કિરણો પ્રકાશિત બની જાહેર રીતે દેખાવા માંડયાં હતાં, અને આજે બ્રિટીષ રાજ્યનાં પ્રતાપથી આપણી એક લાખની કોમ હિંદની તેત્રિસ કરોડ માણસોની વસ્તી દરમ્યાન આગેવાન દરજ્જો ધરાવી રાજા અને રૈયતમાં માનિતી બની છે, એ સઘલાને માટે આપણે પાક દાદારની શુક્રગુઝારી કર્યે છીએ.

મુંબઇનો ટાપુ ઇંગ્રેજ સરકારના હાથમાં આવતાંજ ગુજરાત તરફના પારસીઓ-અકસર કરી શ્રી નવસારી અને સુરત શેહેર મધે વસનારા જરથોશ્તીઓ—ન્હાની સંખ્યામાં એ શેહેરમાં આવી પોતાની જાતી હુશ્યારીથી પ્રમાણિક ધંધારોજગારમાં મશ્ગુલ બન્યા હતા; જેઓની ધર્મ સંબંધી હાજતો પુરી પાડવા અને તેઓને ત્યાંના દીન—આકીનનાં ક્રિયા ભણુતરો કરવા સારૂ ખાસ નવસારીથી ત્યાંના ભગરિયા મોબેદોએ પહેલ વહેલા શ્રી મુંબઇમાં આવીને પોતાનાં "મોબેદી પંથક"ની સ્થાપના કીધી હતી.

શ્રી નવસારીથી પહેલ વહેલા મોબેદો મુંબઇ મધે કિયા સાલમાં અને કોણ આવ્યા હતા તેનો તવારીખી અસલ લેખ જો કે આજે કેઠે જળવાયલો જણાતો નથી, પરંતુ આએ પુસ્તકમાં આગલ પ્રગટ કીધેલા દસ્તાવેજ ૭ માં ઉપરથી માલમ પડે છે કે ઇ૦ સ૦ ૧૬૭૨ નાં સાલમાં મુંબઇનું પંથક નવસારીની ભગરસાથ અનજુમનનાં તાબામાં હતું. શ્રી નવસારીના ભગરિયા મોબેદોએ ઉપલાં સાલમાં પોતપોતાની વચ્ચે પોતાના તે વખતમાં હસ્તિ ધરાવતાં પંથકો સંબંધી કીધેલા બંદોબસ્તમાં મુંબઇને પોતાનાં પંથક તરીકે જણાવ્યું છે, તે સિવાય મુંબઇમાં આવેલા મોબેદોના સંબંધમાં ઇ૦ સ૦ ૧૭૪૦ ની આગમચનો એકબી લેખ કમનસીબે મારા હાથમાં આવ્યો નથી. ઇ૦ સ૦ ૧૭૪૦ માં મુંબઇનું પંથક મનોચેરજી કાવશજી લશ્કરી તથા બહમનજી જીવણજી કાવશજી લશ્કરી નામના બે કાકા-ભત્રીજા મોબેદોના હસ્તકમાં હતું, જેઓના વડીલોથીજ તેઓ મુંબઇનું પંથક ચલાવતા આવ્યા હતા. ઉપલા સાલમાં આએ બંને કાકા તથા ભત્રીજા વચ્ચે કામકાજ કરવાનાં સંબંધમાં મજબુત વાંધો ઉઠવાથી તેઓને નવસારી બોલાવી ત્યાંની ભગરસાથ અનજુમને તેઓની વચ્ચે ઉઠેલા વાંધાનો નિવેડો લાવવાનું કામ પોતાના પાંચ આગેવાનોની "લવાદી" ઉપર સોંપિયું હતું. જેઓએ આપેલા ચુકાદાનો અસલ દસ્તાવેજ ભગરસાથના વડા દસ્તુરજીને ઘરે આજે જળવાયલો હોવાથી અત્રે સદાબરો પ્રગટ કર્યો છે.

——:o:——

# દસ્તાવેજ ૩૨ મો, અસલ છે.

" શા૦ ૧૭૯૬ વરખે રોજ શ્રી ૧ મા૦ ૬ આ૦ મનુચેહેરજી કાવશજી લશકરી તા૦ બહમંનજી જીવંણજી કાવશજી લશકરી. જત અમો કાકુ ભત્રીજુ જણ બંને મુંબઇના બેહેદીન પોતાની તરફનાં તેનુ અધ્યારૂપણું અમોને નુશારી પથકથી શોફીઉ છે તે બાબત

મુનાકશો કરતા હુતા તે મુબઇથી નુશારીનાં પંચ હજુર આવી આજદને દેશાઇ કુકાજી મેહેરજીભાઇ તા૦ દેશાઇ રૂસ્તંમજી તેહેમુરજી તા૦ આ૦ મનુચરજી ફરાંમરોજજી લશકરી તા૦ આ૦ શેહેરીઆરજી રૂસ્તંમજી તા૦ આ૦ જામાસ્પ આશાજી એ જંણુ ૫ ને મુનશક્ મુકરર કરી પોતે રાજી થાઈ એ મુકદમુ[1] ફેરશલ કીધુ તેની વગત.

વરશ ૧ એકનાં માશ ૧૨ બાર તા૦ ગાથાના દાડા પાંચ વેહેચી લીધા તેની વીગત. માશ ૧૧ અગીઆર ને ગાથાનાં દાહડા ૫ પાંચ શરખે ભાગે ભાગ ૧ એકના માશ ૫ાા શાડા પાંચ તા૦ દાડા રાા લેખે બેહુ ભાગીઆએ શરખી પાતીએ વેહેચી લીધા તેની તરફશીલ તલે લખી છે તે પ્રમાંણે. બાકી માશ ૧ એક રાશનુ બેહુ જણાંની રાશનુ આ૦ બહમંનજી જીવંણુજી લશ્કરીને તેણે આજ સુધીની અધારૂપણુ રાખેઉ તેની હકશાઇમાં અદકુ[2] આપેાુ. જુમલે માશ ૬ાા શાડા છ તા૦ દાડા રાા અઢી ગાથાનાં આ૦ બહમંનજી જીવંણુ-જીના હીશામાં આવેઆ તા૦ માશ ૫ાા શાડા પાંચ તા૦ દાડા રાા અઢી ગાથાનાં આ૦ મનુચેહેરજી કાવસજીને હીશે આવેઆ તેની વીગત.

| આ૦ બહમંનજી જીવણુજીને હીશે માશ ૬ાા શાડા છ તા૦ દાહાડા રાા અઢી ગાથાનાં એની વીગત. | આ૦ મનુચેહેરજી કાવશજીને હીશે માશ ૫ાા શાડા પાંચ તા૦ દાહડા રાા આવેઆ તેની વીગત. |
|---|---|
| ૧ ફરૂઅરદીન | ૧ અરદીબેહેશત. |
| ૧ તીર | ૧ ખુરદાદ. |
| ૧ અમરદાદ | ૧ શેહેરવર. |
| ૧ મેહેર | ૧ આવાં. |
| ૧ આદર | ૧ દે. |
| ૧ બહમંન | |
| ૦ાા અશપંદારમદ મહીનાંના દાડા ૧૫ રોજ ૧ થી તે રોજ ૧૫ સુધી. ગાથાનાં પેહેલા દાહાડા રાા અઢી. | ૦ાા અશપંદાર મહીનાંના દાડા ૧૫ પંદર પાછલા રોજ ૧૬ થી તે રોજ ૩૦ સુધી. ગાથાનાં છેલા દાડા રાા અઢી. |

એની વીગતે મહીનાં મુકરર કીધા. તે મહીનાંમાં ગુજરેઆં રૂઆંનનાં શરોશ તા૦ ઘેહુશારણુ તા૦ શીઆવ તા૦ ઉઠણુ લુપ તા૦ ચેહારમ તથા તેનાં માશીશુ તા૦ માશે માશના રોજગાર તા૦ છમશી તા૦ વરશી તેનાં વનીદાદ તા૦ ઇજશને તા૦ બાફરગાંન તથા તે મહીનેનાં ગહંબાર તા૦ પરભ શરવ જેનાં મહીનાંમાં આવે તે કરે. તા૦ જે માશનાં મારશપંદ રોજ તા૦ અનેરાંન રોજમાં રૂઆંન થાએ તેની ચેહેરંમની પાછલી રાતનાં શેઆવ શુધી તે ધણી કાંમ કરે. ચેહારંમના દાહાડાનુ કાંમ તે મહીનું બેઠું તેનુ ધણી કરે.

---

૧ વાંધાઓનો ફડચો કીધો. ૨ અદકુ—વધારે.

એ અધેઆરૂપણાની લવાજંમ લખી છે તેનુ કાંમ કોઇ બીજાનાં મહીનાંમાં કરે તુ નાંરવા. બીજા વનીદાદ ઇજશને બાજ જંદરવાંન જે બેહેદીન પોતાની ખુશીએ જેહને આપે તે એઠ એકનાં મહીનાંમાં શુખે કરે. તા૦ લગન તા૦ લગનની *નુજોદ તા૦ ઘઘરણુ જેટલાં થાએ તેટલાં શરખે ભાગે અરધો અરધ વેહેંચી લીએ તા૦ નુજોદ જેનાં મહીનાંમાં આવે તે પોતાનાં મહીનાંમાં કરે. તા૦ અનેરાંન રોજે રૂઆંન થાએ અને તે દાહાડે શરોશ નહી બેશાડ શરોશ બેઠાનુ વેલા નહી હોએ તો બીજા મહીનાંનુ ધણી શ્રી હોરમજદ રોજે શરોશ બેશે ને શરવે કાંમ તેજ મહીનાંનુ ધણી કરે.

એ અમોને જંણુ ૫ પાંચ મુનશેફ્રોએ ચુકવી આપીઉ તે દેશાઇ ખુરશેદજી તેહેમુરજીને [1]બારશે બેશી ચુકવી આપીઉ તે અમો રાજી થાઈ કબુલ કીધુ. એ લખેઆથી ફરે તે પોતાના ઘરમથી ફરે. એ અમોએ બાપનાં બોલ શાથે કબુલ કીધુ તે શાહી એમાં કશુ શખુન નહી. એથી ફરે તે શરકારનું તા૦ પંચનુ ગુનેગાર તા૦ અંગરેજનુ ગુંનગાર.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર શાખ |
| ૧ શ્રા૦ બહમન જીવન મતુ | ૧ કુકાજી મેહેરજીભાઈ શાખ. |
| ઉપર લખા પરમાંન શાહી. | ૧ આ૦ જામાસ્પ આશાજી શાખ. |
| ૧ શ્રા૦ મનચેરજી કાવશાજી મતુ | ૧ આ૦ રૂશતમજી તેહમુલ્જી શાખ. |
| ઉપર લખેઆ પરમાંન શાહી. | ૧ શ્રા૦ મનચર ફરાંમરોજ શાખ. |
| | ૧ શ્રા૦ સેહેરીઆર રસતમજી શાખ. ” |



મુંબઇના ઉપલા પંથકીઓ વચેના વાંધાઓનો ફડચો નવસારીની ભગરસાથ અનજુમને ઉપર જણાવ્યા મુજબ “ લવાદી”થી કરી તથા તેઓની પાસેથી અનજુમનનું વડપણ જાળવનારો દસ્તાવેજ ફરીથી લખાવી લઇ, મુંબઇમાં પંથક ચલાવવા સારૂ મોકલાવ્યા હતા. શંવત ૧૭૯૬ (ઈ૦ સ૦ ૧૭૪૦) ના સાલમાં એ રીતે મુંબઇનું પંથક ચલાવનારા મોબેદ મનોચેરજી કાવશાજી લશ્કરીની પાસેથી નવસારીની ભગરસાથ અનજુમને લખાવી લીધેલો અસલ દસ્તાવેજ “ મુંબઇ શેહેરનું તમામ પંથક પહેલાં શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનાં તાબામાં હતું” એવું બતલાવવા સારૂ “ મુંબઇના જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ ” ની કારોબાર મંડળી સાંમે-એ પાક મકાન મધે “ આલાત ” સાથના મૂખ્ય ક્રિયાકામો કરવાના ભગરસાથ અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા “ હક્કો ” જળવાયલા નહિ જોઇ- ચલાવવામાં આવેલા મુકદમાં મધે પુરાવા તરીકે રજુ કરવામાં આવ્યો હતો, અત્રે એ અસલ ઓરીજીનલ દસ્તાવેજ સદાબરો પ્રગટ કરૂં છું.

---

* આગલા વખતમાં અને હાલે પણ ઘણાં ગામોમાં પરંતા છોકરાંના આશિર્વાદ સારવાની આગમચ થોડા મોબેદોને ભેગા કરી પરંતા છોકરાને આશિર્વાદ સારે તેમ ચોખા છાંતી, તેને નામની તંદરોસ્તી ભણવામાં આવતી હતી તથા આવે છે, જેને લગનની નવજોત કહે છે.

[1] બારણે, ઘરે.

# દસ્તાવેજ ૩૩ મો, અસલ* છે.

——:o:——




( શુરૂઆતમાં નીચે મુજબ ૪ લાઇન ફારસીમાં લખી છે, જેના ઉચ્ચાર તરજુમાં સાથે પ્રગટ કરૂં છું.)

ફારસી–" મન્ કે મનૂચેહર વલદે કાઉસ ઉર્ફે લશ્કરી સાકેને બન્દરે મુમ્બઇ ગુમાશ્તએ જમીએ અધારૂઆને ભગર્યએ કસ્બએ નવસારીઅમ્ એકારે મુઅતબર્ મીનુમાયમ બરીન મઅના કે બમૂજેબે નેવેશ્તએ ઝઇલે હેન્દવી મન મુઅતબર્રા કબુલ વ મન્ઝુર અસ્ત. બેનાબરાન ઇન ચંન્દ કલ્મહ્ બ તરીકે હુજ્જતે શરૂઇ નેવેશ્તહ દાદહ્ શુદ્ કે એન્દુલ હાજત્ બકાર આયદ."

તરજૂમો—"હું મિનોચેહર કાવસજી લશ્કરી મુંબઇનો રહેવાસી તે નવસારી કસબાના ભગરીયા અંધ્યારૂઓનો આડતિયો સાચો એકરાર લખી આપુ છું કે ગુજરાતીમાં લખેલો નીચલો ઠરાવ મને કબૂલ મંઝુર છે, અને એટલા માટે આ કાયદાસરનું લખાણ લખી આપું છું કે જયારે કામ પડે ત્યારે ખપમાં આવે."

( ગુજરાતી લેખ.)

" શમત ૧૭૯૬ વરખે ચઇતર વદી ૯ બુધે રોજ ૩૦ માહ ૬ શ્રી શંમત અંજુમન આ૦ ભગરીઆ નુશારી પંથકનાં જોગ. લખતંગ આ૦ મનુચેરજી કાવશજી લશકરી. જત અશલ જેમ અમારા વડાને તમો [1]ગુમાશ્તા કરી અંજુમનની તરફથી શ્રી મોબઇ પંથકનાં બેધીનનું કાંમ ચલાવા [2]મેલે હતા. તેનાંનું કામ અંજુમનનાં ફરમાઇઆ માફક ચલાવતા હતા ને તાંનુ શેઆવ તા૦ શરોશ તા૦ વેવા તા૦ ઘગરનાંનુ લાવી આપતા હતા તે પરમાંણુ અમોને પન તમોઇ શ્રી અંજુમનનાં ગુમાશ્તા કરી શ્રી મોબઇનાં બેધીન જુજમાંનનુ કાંમ કરવા મેલેઆ તે તમો અંજુમનનાં હોકમ માફક કાંમ ચલાવુ ને તેનાં શેઆવ તા૦ શરોશ તા૦ વેહેવા તા૦ ગધરનાંનુ જુંનુ હરશાલ જે પેદા થાઇ તે શ્રી અંજુમનને લાવી આપુ. કશો [3]ગુજર નહી કરૂં. તા૦ નીરંગદીન વગેરે આલાદ કશબે નુશારીથી જેમ અમારા વડા લેઇ જાઇ વાપરતા તે પરમાણે અમોભી જુની અગીઆરી શ્રી ભગરીઆની જૂની દરેમેરની લાવી વાપરૂં. તેમુ [4]નુઇદીગર નહી કરૂ તા૦ મોબેદીનાં કાંમ કરવાનાં [5]આ૦ જોઇઇ તેભી કદીમ જુની દરેમેહેરનાં લાવી કાંમ ચલાવુ. એ લખેઉ પોતાનાં બાપનાં બોલ શાથે તા૦ ધરમ પરમાંણે પાલુ. ઇમો કશો શુખન નહી ફરૂ. એ લખેઉ મે મારી રાજી રગબતે લખી આપેઉ તે શાહી

૧ ગુમાશ્તા–ફર્માબરદાર, અનજુમનનાં હુકમ મુજબ ચાલનાર. ૨ મેલે હતા–મોકલ્યા હતા.
૩ ઓજર નહિ કરૂ–ખાંમી નહિ કરૂં. ૪ નુએદીગર નહી કરૂં–ઉલટો નહિ ચાલું.
૫ આ૦ એટલે અંધિઆરૂ, મોબેદ.

૧ અત્ર મતુ

૧ આ૦ મનોચર કાવસજી મતુ

ઉપર લખેઆ પરમાણુ શાહી.

૧ આ૦ જમશેદજી મનુચેરજી મતુ.

૧ તતર શાખ

૧ શેઠ ભવાંનીદાસ વલ્લભ જોગીદાસ શાખ.

કરાર આ૦ બચાભાઇ ફરામરોજજીની

રજુ. ... ..."

(અત્રે બીજી ૧૨ જણાની શાખ

થયલી છે,)

—:०:—

ઉપલા લેખની પછી પારસીઓની વસ્તી શ્રી મુંબઇ શેહેરમાં દીન પર દીન વધતી રેહેવાથી તથા તેઓને ત્યાંના ક્રિયાકામો કરવાની સગવડને માટે પારસી પંચાયતના તે વખતના અકાબરોએ વધુ મોબેદો મોકલાવવાની માગણી કરવાથી શ્રી નવસારીની ભગરસાથ અનજુમને ઉપર મુજબનાંજ "લખતા" કરી વખતો વખત ખપ જોગા વધુ મોબેદોને મુંબઇનું પંથક ચલાવવાના સ્વતંત્ર "હક્કો" આપી મુંબઇ શેહેરમાં મોકલાવ્યા હતા. તે મુજબ ઇ૦ સ૦ ૧૭૫૪ માં મુંબઈ આવેલા મોબેદોએ શ્રી નવસારીની પોતાની અનજુમનને લખી આપેલો દસ્તાવેજ અગત્યને અને જાણવા જોગ હોવાથી અત્રે સદાબરો પ્રગટ કરૂં છું.

—:०:—

# દસ્તાવેજ ૩૪ મો, અસલ* છે.






(શરૂઆતમાં ફારસીની ૮ લાઈનમાં દસ્તાવેજ ૩૩ માં જણાવ્યા મૂજબનું લખાણ કરી, ગુજરાતી લેખ નીચે પ્રમાણે લખ્યો છે.)

"શવંત ૧૮૧૦ નાં વરખે ફાગણ શુદ ૧ રોજ ૬ મા૦ ૫ શ્રી સમસત અંજમન અંધીઆરૂ ભગરીઆ નુશારી પંથકનાં જોગ. લા૦ આ૦ નવરોજજી બચાજી બહમંનજી દાજી તથા આ૦ બહમનજી બચાજી દાજી મોબઇનાં. જત અમોને તમો શ્રી અંજુમને મુબઇ પંથકના બેહેદીનોનુ કાંમ ચલાવા તમારી તરફથી મેલુ[1] છેઆ તાંહાંનું કામ શ્રી અંજમનનાં ફરમાઇઆ માંફક ચલાવુ, તાંહાંના બેહેદીન જે અમો પાસે કાંમ કરાવે તેનો શેઆવ તા૦ શરોશ તા૦ વેવા તા૦ ઘઘરંનાંનોનુ જે કાંઇ તમારા ગુમાસતા અંધેઆરૂ જે મોબઇનાં આપતા આવે છે તેમ અમોભી લાવી આપુ. ને અમો અમો અંજુમેનનાં હોકમ માફક કાંમ ચલાઉ ને અમારી તરફનાં બેહેદીનનાં શેઆવ શરોશ વેવા ઘઘરનાંનું નાંણુ જે પેદા થાઇ તે હરસાલ અંજુમનને લાવી આપુ. કસી ઓજર નહી કરૂં તા૦ નીરંગ બગરે

૧ મેલુ છેઆ—મેલ્યા છે, મોકલ્યા છે.

આલાત જેમ મોબઇ પંથકનાં તમારા ગુમાસતા નુસારીથી લઇ આવી વાપરે છે તેમ અમોભી વાપરીઇ તેમાં નુએદીગર કરીએ નહી. તથા મોબેદી કાંમ કરવા અંધેઆરૂ જુઇએ તે શ્રી વડી જુની દરેમેહેરનાં મુબેદ લેઇ જાઇ કામ કરાવું. એ લખેઉ પોતાના બાપના બોલ સાથે તા૦ ધરમ પરમાંને પાલું એમાં કસુ સખુન નહી ફરૂં તા૦ ચુડીગરની તરફનાં બેહેદીન હોએ તેનુ કાંમ અમો જીનહાર જીનહાર કરૂં નહી. જો તે ચુડીગરનું કાંમ કરીઇ અથવા ચુડીગરની તરફ થાઈએ બાજ ધરીએ તુ શ્રી અંજુમનનો ગુનેહેગાર ને અમો હમારા બાપનાં બોલ સાથ પાલું શહી. એ લખીઉ પોતાની રાજીઇ રગબતે લખી આપીઉ તે શહી એમાં કશું સખુન નહી ફરૂં.

| | |
|---|---|
| અત્ર મતુ. | અત્ર સાખ. |
| ૧ આ૦ નવરોજજી બચાજી દાજી મતુ ઉપર લખેઆ પરમાન શહી. | ૧ દારાબ હીરા દીધરીઆ શાખ. |
| ૧ આ૦ બહમંનજી બચાજી દાજી મતુ ઉપર લખેઆ પરમાંન શહી. | ૧ વો૦ કુઅરજી બેરામજી રાંણા શાખ. |
| | ... ..." |
| | (અતરે બીજી શાખો છે.) |

———:o:———

# દસ્તાવેજ ૩૫ મો, અસલ* છે.

———:o:———

નોંધઃ—ઈ૦ સ૦ ૧૭૪૪ માં શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર મુંબઇની અનજુમનનાં અકાબરોએ નીચલો કાગજ લખી, મુંબઇના સઘલા મોબેદોને નવાં "બરસનુમો" આપવા સારૂ મોબેદની એક જોડ મંગાવી હતી. ૧૭૨) વર્ષ ઉપરની જરથોસ્તીઓની ખરી દીનદારીનો ખેયાલ એ કાગજ ઉપરથી આવી શકે છે. કાગલ અસલ શહીનું ઓરીજીનલ છે.

———:o:———

"સ્વશ્ત શ્રી નોશારી બંદરે પુજા રાખે. શરવ ઉપમાહા જોગ. શાહેબ શ્રી ૫ શમશ અંજુમન વડી દરેમેહેરનાં ભગરીઆ અધારૂ શાથ. શ્રી મોબઇ બંદરેથી લખતંગ શમશત અંજુમનની દુઆ એજદાંપનાંબાદ વાંચજો. જત અત્ર કુશલ છે તમારી કુશલ્તા લખવી. બી૦ આજદીને શ્રી મોબઈમાં અધારૂઓની માંહોમાંહાની [1]કચ્ચાહ થાતી તેથી અમો કુલ અંજુમન મલીને ઠરાવુ તાંહાં અધારૂ શાથ પણ હુતા. તાંહા એમ ઠરાવેઉ જે બાદજ [2]વરશાદ શ્રી નોશારી શાહેઓને લખીને જોડ ૧ મંગાવીશું ને આલાત નીરંગદીન વગરે નવી મંગાવીને પછે તે આલાતથી શરવે અધારૂઆને બરશનંમ નવાડીને એક કરસુ.

૧ કચ્ચાહ—ચર્ચા. ૨ વરશાદની મોશમ જવા પછી.

એ ઠરાવ ઠરાવીને તંનદરૂશતી પડીને ઉઠા. તારપછે હમકારોએ વીચારૂ જે તંનદરૂશતી પડા ને સરવેને નવી આલાતથી ફરી બરશનંમ લેવા ઠરાવા એટલે આજથી જુની આલાત છે તે તથા શરવે અધારૂનાં બરશનમ અવાવ થાઆં. એ વીચારૂ ને શરવે કાંમ મોકુફ કરૂ, ને હવે મોબઇમાં કોઇ ઇજદાથરેગરનું કામ કરનાર રેઆ નથી તેથી તમોને તશતી દીજીએ છે જે એ કાગલ પોચતાંવારને જોડ ૧ બરશનંમનાં ધણીને ઉતાવલે મોબઇ રવાંના કરજો, ને આલાતનું તો એમ છે જે હવડાં નવી આલાત અધારૂ ફરાંમજી નવરોજજી લશકરીએ તા૦ અધારૂ જમશેદજી મનોચરજી લશકરીની તરફથી અધારૂ હોમજી રૂસ્તમજી તા૦ અધારૂ મનોચરજી શેહેરીઆરજી તા૦ અધારૂ કાવસજી લાવા છે તે હજી શરબે મોહોર શ્રી કલાંણીમાં અમાનત છે તેને આજ સુધી હાથ લગાડો નથી, તેથી તે આલાત અમો અધારૂ જણ ૨) બેએ [1]શાએશતેકારને મોકલીને મોબઇ મંગાવીશું. તેથી જો શાહેબનાં ખાતરને આવે તો તે આલાતથી તમારી તરફથી જોડ આવશે તે કાંમ કરસે ને ફરીથી શરવે અધારૂઆને બરશનંમ દેશે ને શરવેને એકઠા દરોન ચાશણી કરાવીને પછે તેને નોશારી રવાંનાં કરીશું તે જાંણજો, એ કાશદ બેપીઆને ખામખા એ કાંમ વાશતે દીન ૪ ચારને વાએદે મોકલો છે તેથી એ પોચતાં વારને તુરત હમકારને રવાંના કરજો. તાકીદથી તુરત ઉતાવલે રવાનાં કરજો કાંજે કાંમ શરવે અટકુ છે તેથી ઉતાવલે મોકલજો. એવોનો ખરચ જે તમો લખશો તે અમો [2]મૂજરા આપસું તે જાણજો. બીજુ શંવત ૧૮૦૦ નાં પરથમ આખાડ સુદ ૬ વાર ભોમે રોજ ૨૮ માહા ૮ ની રાત પોર ૧। જાતે લેખી આપો છે તે શવારે મંજલ કરશે.

૧ લા૦ આ૦ ફરાંમજી રૂશતંમજીની એજદાપનાબાદ વાંચજો.
૧ લા૦ સેવક માંણેકજી નવરોજજીની શલામ વાંચજો.
૧ લા૦ સેવક મનોચેરજી બમનજીની શલામ વાંચજો.
૧ મોદી ભીખાભાઇ જીજીભાઇની સલામ વાંચજો.
૧ વો૦ બેહેરાંમજી બનાંજીની શલામ વાંચજો.
૧ બહમનજી વા ની શલામ વાંચજો.
૧ વો૦ માનેકજી જીજી નાનાભઇની દુવા વાંચજો. "

— —:o:——

# દસ્તાવેજ ૩૬ મો, અસલ* છે.

——:o:——

**નોંધઃ**—મુંબઇની પારસી પંચાયતના અકાબરોએ સમસ્ત અનજુમન તરફથી શ્રી નવસારી મધે દેશાઇ ખોરશેદજી ઉપર મુંબઇ મધે એક નવું દખમું બાંધવાના સંબંધમાં ઇ૦ સ૦ ૧૭૫૦ માં નીચલો કાગજ લખેલો અસલ ઓરીજીનલ જળવાયલો છે.

૧ હુશ્યાર. ૨ મુજરા આપસું—મજરે આપશું.

"શ્વસ્ત શ્રી નોશારી બંદરે પુજા રાધે. શરવ ઉપમાહા જોગ. પૂજ દેશાઇજી શ્રી ૫ દેશાઇ ખુરશેદજી તેમુલજી. શ્રી મોબઇ બંદરેથી લખતંગ શમશ અંજુમન બેદીન તથા અધારૂ શાથની કેન પના ઇઅજદાબાદ વાંચજો. જત અત્ર કુશલ છે, તમારી કુશલતા લખવી. બીજું શ્રી મોબાઇ મધે અંજુમન શરવે મલીને દાંમુ[1] નવું બંધાવા કરે છે તેનુ કાંમ જારી કરવા માંડુ છે. વાશતે તમો મેહેરબાંની કરીને અધારૂ જણ ૨ બેએ બરશનંમ હોએ તેને મોકલાવજો. જે દાંમાંનો તાંણો પુરે ને કામ જારી થાએ. એ શરવે તમારી મદદથી થાશે. વાશતે અધારૂ જણ ૨) ને મોકલો તેનો કરારમદાર કરીને શાહેબ લખશો તે પરમાંણે આપીએ તેની મેહેરબાંની કરજો ને અધારૂ આવશે તેની પાશે દાંમાંનો તાંણો પુરાવીને વદા કરીશ. તારપછે દાંમાંનુ કાંમ પુરૂ થાશે ને વલી દાંમુ ઇજવાને અધારૂઓને તેડાવીશ તે જાણજો. બીજુ તમોએ શેઠ માણેકજીની તરફથી નોશારીમાં દાંમુ બંધાવુ છે તેનો દોર કેટલો છે તા૦ ઉપરની પાવી કેટલી છે ને કેટલી પોલી તા૦ કેટલી લાંબી. તા૦ વચેની કેટલી પાવી છે તે પોલી કેટલી છે તા૦ લાંબી કેટલી છે. તા૦ નાની પાવી કેટલી છે તા૦ તે પોલી કેટલી છે તા૦ લાંબી કેટલી છે તે શરવે વીગતવાર લખી મોકલાવજો. તા૦ વલી મેહેરબાંની કરીને દાંમાંનો નખશો કરી મોકલાવજો. તા૦ પાવીને માથે ચાલ રાખેછે તે કેટલી પોલી રાખે છે તે શરવે વીગતવાર લખી મોકલાવજો તા૦ વલી દાંમાંનો ભંડારનો ગીરદ નચાઇ કેટલી છે તા૦ ભંડાર ઉંડો કેટલો છે તે લખી જણાવજો. તા૦ દાંમાંમાં ભંડારને મથાલેથી ચીરો માંડે છે તે ઉપર ફરતી દીવાલ કરે છે તે ચીરાથી કેટલી ઉંચી કરી છે તે પણ લખી જણાવજો. બીજુ દાંમાંનો તાંણો ભરવાના લોઢાનાં ખીલા જોઇએ તે કેવા કરાવા ને કેવા લાંબા તેની વીગતવાર લખી જણાવજો. ને અધારૂઓની જોડ મોકલો તેવોને પણ શરવે હકીકત કેજો. શંવત ૧૮૦૬ નાં માહા શુદ ૭ શુકરે રોજ ૨૬ માહ ૪

લા૦ આ૦ ફરાંમજી રૂસ્તમજીની વતી લા૦ આ૦ બરજોરજી ફરાંમજીની એજદાંપનાં-બાદ વાંચજો.

લા૦ આ૦ બમનજી રૂસ્તમજીની વતી આ૦ નાનાંભાઈ બમનજીની એજદાપનાં બાદ વાંચજો.

લા૦ આ૦ માંણકજી[2] નવરોજજીની વતી બનો શેઠાંણીજીની દોઆ વાંચજો.

લા૦ મોદી જીજીભાઇ જમશેદજીની વતી બોધાભાઇ જીજીભાઇની એજદાંપનાંબા વાંચજો."

૧ દાંમુ—દખમું.

૨ —મુંબઇની ભગરસાથ અનજુમનનાં એક માનવંત અકાબર શેઠજી સાહેબ માણેકજી નવરોજજી શેઠના રોજ ૧૨ મો, માહ ૭ મો, સને ૧૧૧૭ યઝદેજરદી, તા૦ ૧૯ મી એપ્રેલ ૧૭૪૮ ઇસવીને દિને ૯૦ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા. એવો સાહેબે ઇ૦ સ૦ ૧૭૩૦ માં પહેલ વહેલા સુરતથી મુંબઈમાં આવી ઇ૦ સ૦ ૧૭૩૨ માં પોતાના પિતા શેઠ નવરોજજી રૂસ્તમજી શેઠના મરણ પછી સુરત, મુંબઇ વિગેરે બીજાં શેહેરો મધે વેપાર ચલાવવામાં મશગુલ બન્યા હતા. ઈ૦ સ૦ ૧૭૩૩ માં એવણે કોટની બજારગેટ સ્ત્રીટમાંની જાણીતી દરેમેહેર બંધાવી તેમાં રોજ ૯ મો, માહ ૯ મો, સને ૧૧૦૨ યઝદજરદી, તા૦ ૧૯ મી જુન ૧૭૩૩ ઇસવીને

વો૦ બેહેરાંમજી બનાંજીનો કેન પનાં શદ હજાર કરી વાંચજો.

વાડીઆ નવજી નોશરવાંનજીની એજદાં પનાબાદ વાંચજો."



ઇ૦ સ૦ ૧૭૫૪ માં મુંબઇના મૂખ્ય બે પંથકીઓ આ૦ ફરાંમજી નવરોજજી તથા આ૦ જમશેદજી મેહરનોસજી વચ્ચે પોતાનાં કોઇ ભાગ હિસ્સાને લીધે મિનાંકેશો બરપા થયો હતો, જેનાં પરિણામમાં નવસારીથી ભગરસાથ અનજુમનનાં તે વેલાના મૂખ્ય અકાબર દેશાઇ ખુરશેદજી તેહમુલજીએ મુંબઇના મોબેદોની ઉપર એવો હુકમ મોકલાવ્યો હતો જે, "તેઓએ કોઇનેબી 'બરશ્નૂમ' મુંબઇમાં આપવાં નહીં અને તેઓએ પોતેબી લેવાં નહીં, પણ દરેક જણે જયારે બરશ્નૂમ લેવાં હોય ત્યારે ખુદ નવસારી મધે આવીને લેઇ જવાં." આવો શકતાઇભરેલો હોકમ શા સબબથી અપાયો હતો તે સમજ પડતી નથી, પરંતુ તે અમલમાં મુકવામાં આવતાં મુંબઇની જરથોસ્તી અનજુમન ભારી મુશ્કેલીમાં આવી પડી હતી, અને ઇ૦ સ૦ ૧૭૫૫ માં તેઓએ નવસારીની ભગરસાથ અનજુમન ઉપર નીચલી અરજી મોકલાવીને પોતાના દિલનો ઉભરો ખાલી કીધો હતો. મુંબઇની અનજુમન નવસારીની અનજુમનના તે વખતના મોબેદી અમલથી કેટલી બેદિલ બની હતી તેનો ખેયાલ એ અરજી ઉપરથી આવી શકે છે.



---

દિને આતશ આદરાંન" સાહેબને તખ્તનશીન કરાવ્યા હતા. એ પાક દરેમેહેરનું મકાન—પોતે એક ભગરિયા અથોર્નાન હોવાથી—ખાસ શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ મોબેદોના આસરા અને વાપરવેસને માટે બરપા કરાવી તે માટેના ઘટતા બંદોબસ્તો કીધા હતા, તેમજ પોતાની કોમના લોકોને સર અવસરે વાપડવા માટે કોટની "માણેકજી શેઠની વાડી" પણ એવણ સાહેબેજ બંધાવી તેમાં પરથમ એક ઓટલાની સગવડ કીધી હતી, જેમાં પાછલથી તેમના "જાયન-શીનો" એ મોટા ફેરફાર અને સુધારા વધારા કીધા હતા. શ્રી નવસારી મધે પથ્થરનું અક દોખમું એવણ સાહેબે બંધાવી તા૦ ૩૦ મી જાનેવારી ૧૭૪૭ ઇસવીને દિને ઇજાવ્યું હતુ; તેમજ શ્રી મુંબઇ મધે નવું દોખમું બંધાવવા પારસી પંચાયતના આગેવાનોએ કીધેલાં ઉંધરાણા મધે એવણે ૨૦૦૦) રૂપિયા ભરી આપ્યા હતા, પરંતુ તે ઉંઘરાણાં મધે પુરતી રકમ નહિ ભરાયાથી તથા એ દોખમું બંધાય તેની આગમચ તેઓ સાહેબ ગુજર પાંમવાથી એવણના વારસોએ એવણના પૈસાથી દોખમાનું બાંધકામ પુરૂં કરાવી તેઓ સાહેબની નૈયતે ઇજાવ્યું હતું. ઉપલો કાગજ ( દસ્તાવેજ ૩૬ મો ) લખાયો તેની બે વર્ષ આગમચ તેઓ ગુજર પામેલા હોવાથી તેમના બે વિધવા બાઈ સાહેબોએ તેમની વતી એ લેખની ઉપર સહી કરી છે. શેઠ માણેકજી શેઠે પોતાની હયાતીમાં અનેક ધર્મના કામો કરવા ઉપરાંત મુંબઇમાં વસ્તા પોતાની ભગરસાથ અનજુમનનાં તે વખતના મોબેદોની "પોસ્તપનાહી" કીધેલી તથા તેઓને મદદ આપેલી હોવાથી, ભગરિયા મોબેદોએ શેઠ માણેકજી શેઠને મુંબઇમાં પોતાના વડા અકાબર તરીકે ગણી તેઓ તરફ ભાકિતભાવ બતલાવ્યો હતો; તથા તેઓ સાહેબ-ના ગુજર પાંમવા પછીથી પણ તેમના "જાયનશીનો" તરફ ભગરસાથના મોબેદો ભકિતભાવ બતલાવતા અને પોતાની અનજુમનનાં મુંબઈ મધેના વડા અકાબર તરીકેનું તેઓને માન આપતા રહયા છે.

# દસ્તાવેજ ૩૭ મો, અસલ* છે.

——:૦:——

શ્રી ૧।

" સવસ્ત શ્રી નોશારી બંદરે શરવ ઉપમાહુ જોગ. શદા શોભાગ શકળગુણ શમપુરણ દશતુરો શ્રી ૫ તા૦ મોબેદો શ્રી ૫ શમશત શ્રી નોશારીનાં અનજુમન. લા૦ શ્રી મોબાઇ બંદરેથી શમશંત અનજુમનની કીન એજદાંપનાંબાદ વાંચજો. જત અહી કુશલ છે તમારી કુશલતા લખવી જેથી જીવને આરામ થાએ.

અપરંગ બીજુ—

શંમાચાર ૧ પીછજો જે શ્રી મુંબાઇના અધારૂઓને તાં શ્રી નોશારીનાં અધારૂઓ [1]ચાકર છે. તેવો આજ માશ ૫ તા૦ ૭ થાઆ એકશંમપત કરીને કોઈ અધારૂઓને તા૦ કોઇ બેદીનોને બરશનુમ દેતા નથી અને અહીનાં અધારૂ બેદીનોને ઘણી તશદી દીએ છે. અને તેમાં કઈએક મુકદમાં દીનનાં [2]મુખાલેફ નીપજે છે. જે કેટલાએક બેદીનો રવાંનોને આમોખતા થાઆ છે ને બરશનુમ નાંવાને ચાહેછે તો તેને નવાડતા નથી. પછે તે ઘણી ગરીબ માંણુશ જેને દરરોજ પોતાને હાતે રાંધી ખાવું પડે છે તે ખુશીથી વગર નાંહે આતશને આંમોખતા થાએછે તા૦ અધારૂઓ બરશનુમના ઘણી અહી ઘણાંજ થોડા છે. [3]જોડી ૨) છે તા૦ શ્રી કલીઆંણીમાં જોડ ૧ હતી તેમાંથી જણ ૧ ને ખતા થાઇ તે પણ શ્રી મુબાઇમાંથી જેમ શદા નવું બરશનુમ લેઈ જાતા અને તાં જાઇ દીનનાં કાંમ કરતા તે રવેશે શ્રી મુબાઇમાં બરશનુમ લેવા આવો છે તેને પંણ બરશનુમ દેતા નથી. તા૦ બીજા અધારૂઓ બરશનુમ લેઈ કાંમ કરવા તઇઆર થાએ છે તો તેને પંણ આપતા નથી. તે ઉપર અમોએ શી નોશારીનાં અધેઆરૂઓને પુછેઉ જે તમો એ રવેશે શાંને અમને તશદી આપો છેઓ તારે એવોહે જવાબ દીધો જે અમોને શી નોશારીથી દેશાઇજી ખુરશેદજીની મને છે. તારે અમો જવાબ દીધો જે તેવોણ કાંઇ એવા કાચા નથી જે એ રવેશે દીનનાં કાંમ અટકાવે. અને જો એવોએ અટકાવેઉ હોએ તો અલબત અમને પંણ કશું લખતે માંટે તમોને એ બાબત કાગલ લખો હોશે તે લાવો જે અમો જોઇ નીશાં[4] કરૂ. તારે એવોણે તો તે કાગલ પનચાતમાં

[1] યાને-નવાસારીથી પંથક લઇ મુંબઇ ગયલા પંથકીઓના હાથ હેઠલ પગારદાર રહી ક્રિયાકામ કરનારા મોબેદો.

[2] યાને-ઘણાં બનાવોમાં ધર્મથી ઉલટું થાય છે.

[3] આજથી ૧૬૨ વર્ષ આગમચ મુંબઇ શેહેરમાં જરથોસ્તીઓની વસ્તી કેટલી થોડી અને તેઓની સ્થિતિ કેટલી બતંગ હતી તેનો ખેયાલ, ક્રિયાકામ કરનારા મોબેદોની ઉપલી નહાની સંખ્યા ઉપરથી આવી શકે છે.

[4] નીશાં કરૂં—ખાતરી કરૂં.

દેખાડો નહી ને એક બીજા ઉપર ઢોલેઉ જે કાગલ ફલાંનાં અધારૂ પાશે છે ને તે કે જે વલી કાગલ ફલાંનાં પાશે છે. એ રવેશ કરી એક બીજા ઉપર ઢોલી નાખેઉ ને કાગલ દેખડાવો નહી. તેથી શંમશત પનચાત ઘણાં દલગીર થાઆ જે એ રવેશેદીનનાં કાંમ અટકાવેછે ને અમને તજદી દીએ છે. કાં જે તમો જુવો જે આ૦ મનોચેરજી બમનજીની છોકરીનું જંદરવાંન પેહેલે ઘંમબારે માંડેઉ અને બીજે ઘંમબારે રવાંન થાઉ તારે બીજી જોડ શરોશ બેશનારી હતી નહી તારે જંદરવાંનનાં કાંમનો અટકાવ થાઓ ને તે રવાંનનાં શરોશ બેઠા તારપછે ફરીથી જંદરવાંનનું કામ માંડેઉ. ભલું એ તો જંદરવાંનનું કાંમ હતું અને આગલ પાછલ બની રહુ. પણ જારે બરોબર રવાંન થાઆં હોએ તારે શી રવેશે નીપજે. અથવા બરશનુમનો મુકદમો તો બારીક છે કદી કોઇને ખતા થાએ તારે અહીનાં રવાંનની વા૦ મુખતાદમાંઓની શી રાહ થાએ. અને શું નોશારીથી બરશનુમ લેઇ આવે તાં સુધી એ કાંમ મોકુફ રહે કે શું કરે. તેનો રાહા શો. એ રવેશે શરવે હકીકત શમશત પંનચાત શી પૂછવા લાગી. પણ એ અધેઆરૂઓએ તો જે જવાબ ઉપર લખો છે તેજ દીધો બીજો કશો જવાબ દીધો નહી. તેથી શમશત અંનજુમને ઠેરવેઉ જે એ હકીકત તમોને લખીએ. તે ઉપર એ હકીકત તમોને શરવે મુફશલ લખી છે જે જેમ શદાઆમદ[1] દીનનું કામ ચાલતું આવેચ તેમ ચલાવેઆ જાએ અને કશી વાતે અટકાવ કરે નહી. તે વાતમાં તમારી ખુબી અને બુજરગી છે અનેતમો દાંનાવ છેઓ. તમો એ વાતમાં દુરઅંદેશો કરી એના જવાબ મેરબાની કરી લખજો કાં જે અમો ઘંણાજ કંનટાલા છેઉ. તેવારે શરવે અંનજુમને ઠરાવેઉ જે એવો મોટા છે એવોને પંણ લખી જંણાંવીએ અને એવોનુ માંન આબરૂ એવોને આપીએ. તેથી એ અમારૂ દુખ તમને લખીએ છેઉ. પછે તમોએ એ વાતનો દુરઅંદેશો કરી વીચારીને શાફ જવાબ લખજો જે શદામંદ ચલાવા જાએ છે તેજ રવેશે ચલાવા જાએ ને દીનનાં કાંમ જારી થાએ ને શેતાંન ઉઘો પડે તેજ રવેશ કરજો. જો તમો શાફ જવાબ નહી લખશો તો શ્રી અંનજુમનનું કાંમ કાંઇ અટકશે નહી. પછે તો તમો દાંનાંવ છેઓ જાદે શું લખીએ. શંવત ૧૮૧૧"

(ઉપલાં કાગજ ઉપર મુંબઇની અનજુમનનાં અકાબરો આ૦ ફરામજી રૂશતમજી આ૦ [2]માણેકજી નવરોજજી, આ૦ નાનાભાઇ બહુમનજી, મોદી જીજીભાઇ જમશેદજી, બનાંજી લીમજી, વાડીઆ નવરોજજી નોશેરવાનજી, રૂશતમજી દોરાબજી જદરાલ, વિગેરે બીજા ૭૦ જણાની શહીઓ થયલી છે.)

———:o:———

ઉપલી જીક્કરીનાં સંબંધમાં એજ સાલમાં મુંબઇના ૪ મુખ્ય પંથકીઓએ શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમનનાં તે વેલાના મૂખ્ય અકાબર દેસાઇ ખોરશેદજી તેમુલજીની ઉપર નીચલો કાગજ લખ્યો હતો.

૧ શદાઆમદ—પહેલાંથી, હમશાં.

૨ ઉપલો કાગજ લખાયાની ૭ વર્ષ આગમચ શેઠ માણેકજી શેઠ તો ગુજર પાંમ્યા હતા, પરંતુ તેમના નામની શહી એ કાગજ ઉપર તેમના જાયનશીને કીધેલી માલમ પડે છે.

# દસ્તાવેજ ૩૮ મો, અસલ છે.

——:o:——

"શવશત શ્રી નોશારી બંનદરે પુજા રાધે, તમોઉતંમ પરમપુજ શદા શોભાગ નેકનાંમ શદા શરફરાજ પુજજી શ્રી ૫ દેશાઇજી શ્રી ખોરશેદજી ગુ૦ દેશાઇજી તેહેમુલજી દંન દંન દુલત જેઆદે અધીક ઉમર દરાજ સરતાજ.

શ્રી મોબઇ બંનદરેથી શેવક શદાનો પાઉખાખ આ૦ ફરાંમજી ગુ૦ નવરોજજી તથા આ૦ જમશેદજી ગુ૦ મેહેરનોશજી તથા આ૦ બહમનજી ગુ૦ જીવનજી તથા આ૦ જમશેદજી ગુ૦ મનોચેરજીનો કેન પના એજદાંબાદ વાંચજો. જત અહીઆં ખેર છે તમારી ખેરીઅતનાં કાગલ લખવાં જેથી જીવને આરાંમ થાએ. અપરંગ બીજુ શમાચાર ૧ પરીછજો જે મુરબી શ્રી ને કાગલ ૧ લખુ છે તેનોભી જવાબ નહી. વાશતે શાહેબજી મેહેરબાંની કરીને આપનાં હમકારોને લખજો જે અધારૂઓને બરશનુમ દીઇ. કાંઇ જે શાહેબજી અહીઆં હમોને તશદી ઘની પડેચ. અધારૂઓને આવતાં જાતાં મહીનાં ૨ નીશરી જાઇચ ને અહીઆં કામ બગર બેશી રહીઇચ ને ઘનાંજ તશ્તી પાંમીએચ. વાસ્તે હમારા હાલ ઉપર મેહેરબાંન થાઈને આપનાં ભાઇડાઉ ઉપર લખજો જે શરવને બરશ્નુંમ દીઇ ને કોઇને અટકાવે નહી. અમો તો તમારા ખાંનાંજાદ છેઉ ને તમો મુરબીનું ખાઉચ ને ખાધુચ. ને અજુમન શ્રીનાં અનાંજાદ છેઉ તે અમોને બખશે. બીજુ મુરબી શ્રીની ખીજમતમાં આ૦ જમશેદજી ખોરશેદજી વાછા આવા છે તેવો શરવે હમારી તરફથી અમોઇ મુખજબાંઇ કહી છે તે અરજ રાશત કેશે તે મેહેરબાંની કરીને શાંભલજો ને અમો ગરીબો ઉપર નવાજશ કરીને કાગલનો જવાબ લખજો. ઘનું શું લખું થોડે લખે ઘનું કરી જાંનજો. કાંમ ખીજમત લખતા રેજો જે શેવક તમારા શરફરાજ થાઇ. શમત ૧૮૧૧ ના રોજ માહા ૫ લખુ છે. જે ચુક હોઇ તે શેવકને માફ કરવી.

૧ લા૦ શેવક શદાનો આ૦ ફરાંમ નવરોજજીની બંદગી દુવા વાંચજો.

૧ શેવક આ૦ જમશેદજી મેરનુશજીની દુવા વાંચજો.

૧ આ૦ શેવક શદાનો બહંમન જીવનજીની બંદગી દુઆ વાંચજો.

૧ લા૦ આ૦ જમશેદજી મનુચેરજીનો દુઆ વાંચજો."



## શ્રી નવસારી મધે "વરસિયો" ગુજર પાંમવાથી મુંબઇ મધે મહિનાઓ સુધી અટકી પડેલાં ક્રિયાકામો, તેથી દુઃખાયલી જરથોશ્તીઓની લાગણી, તેઓએ માગેલી મુંબઇમાં નવો વરસિયો બનાવવા માટેની રજા; તથા તે આપવા નવસારીની ભગરસાથ અનજુમને ઇ૦ સ૦ ૧૭૭૬ માં નાં પાડી ઇ૦ સ૦ ૧૭૯૧ માં આપેલી પરવાનગી.

——:૦:——

શ્રી મુંબઇ શેહેરની દીન પર દીન વધતી રહેલી જરથોશ્તીઓની વસ્તીનાં પ્રમાણમાં તેઓની હાજતો, મુશિબતો અને ફર્યાદો ઉપર તુરતા તુરત ઘટતું ધ્યાંન નહિ આપી પોતાની ફર્ઝ બજાવવા તરફ બેદરકાર બનવાના અને પોતાની સત્તા ઉપર મૂસ્તાક રેહેવાનાં પરિણામમાં, મુંબઇની સમસ્ત જરથોસ્તી અનજુમન નવસારી વાલાઓની "મોબેદી હકૂમત–" થી કેટલી નારાજ અને બેદિલ બની હતી તેનો કંઇએક ખેયાલ, ઉપલાં કાગજો ઉપરથી કરી શકાય છે. ત્યાર બાદ દીનદાર જરથોસ્તીઓની મુંબઇ શેહેર મધે ક્રિયાકામો કરાવવા સંબંધી મૂશ્કેલી ઘટવાને બદલે કમનસીબે દીન પર દીન વધતીજ રહેલી જણાય છે.

મુંબઇ જેવાં એક ખિલતાં શેહેરનાં પંથકનો મોબેદી વહિવટ અને કારોબાર ચલાવવામાં નવશારીની ભગરસાથ અનજુમનનું જેમ માન અને વડપણ જળવાતું હતું, તેમ તેઓની ઉપર ટોળાની હાજતો ટાળવાની ખાસ ફરજ અને જોખમદારી રહેલી હતી; જે અદા કરવામાં તથા ટોળાનો વિશ્વાસ જાળવી રાખવામાં તેઓએ પછાત પડી, મુંબઇની સમસ્ત અનજુમનનો અભાવ પોતાની તરફ ખેંચવા સાથે પોતાની શ્રી મુંબઇ મધેની મોબેદી હકૂમતનો પાયો દીન પર દીન વધુ નબલો બનાવ્યો હતો.

આગલા વખત ઉપર મુંબઇ મધે ક્રિયાકામનાં વપડાસને માટે જોઇતો સઘલો "આલાત" ખુદ નવસારીથી પગ રસ્તે વખતો વખત મંગાવવામાં આવતો હતો, મુંબઇમાં નવો "વરસિયો" બનાવવાની પરવાંનગી ઇ૦ સ૦ ૧૭૯૧ સુધી નવસારીની ભગરસાથ અનજુમને મુંબઇ મધેના પોતાના મોબેદોને આપી નહિ હતી. જ્યારે નવસારીમાં બનાવેલો વરસિયો ગુજર પાંમતો હતો ત્યારે નવો વરસિયો તૈયાર કરીને પવિત્ર "આલાત" પગ રસ્તે મુંબઇમાં લાવતાં દિવસો બલકે મહિનાઓ નિકલી જતા હતા; જે અરસામાં દીન–આઇનનાં તમામ કામો થતાં સદનંતર અટકી પડતાં અને દીનદારોનાં દિલ આજોર્દેહ તથા રંજીદા બનતાં હતાં. તેવો કમનસિબ બનાવ ઇ૦ સ૦ ૧૭૭૬ માં બનવાથી શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર મુંબઇની સમસ્ત જરથોશ્તી અનજુમને

નીચલો લાગણી ભર્યો કાગજ મોકલાવીને, મુંબાઇ મધે નવો " વરસિયો " બનાવવાની ઘણીજ નમનતાઇ અને કાકલુદી સાથે રજા માગી હતી.

---:o:---

# દસ્તાવેજ ૩૯ મો, અસલ* છે.

-:o:-

" શ્રી ૧। સ્વસ્ત શ્રી નોશારી બંદરે સરવ ઉપમાહા જોગ. શદા શોભાગ નેકનામ શદા મેહેરબાંન અનજુમન શ્રી ૫ દેશાઇ શ્રી ૫ ખુરશેદજી તેમુરજી તા૦ શમશત દશતુરો તા૦ મોબેદો શ્રી વડી દરેમેહેરનાં—

શ્રી મુબઇ બંદરેથી લા૦ શમશત અંજુમનની! કીને એજદાંપનાહબાદ વાંચજો. જત અહી કુશલ છે તંમારી ખેર ખુશાળીનાં કાગલ લખવા જેથી જીવને મલા જેટલો આરાંમ થાએ. બી૦ શંમાચાર ૧ પીછજો જે આ૦ નવરોજ પાવડીનાં ભાઈએ કાગલ આ૦ નવરોજ પાવડીને લખો છે જે વરશીઓ ગુજરો તેથી બીજો વરશીઓ દે મહીનો ને ખુરશેદ રોજે મરતબ કરો છે તે શાંભળીને દલગીર થાઆ ને અહીં તો રૂવાનોનાં કાંમ અટકી પડાં છે. અમને અજબ શરખુ લાગુ છે જે એ ખબર અહી આવાને માશ ૧॥ તા૦ ૨ થાવા આવા પંણ તમારે તરફથી તો વરશ અમને આવી પોતો નથી ને અહી તો દરરોજ રૂવાંન ૨ તા૦ ૩ તા૦ ૪ એ રવેશ થાએ છે ને એવો વા લાગો છે કે મોરચીનુ બાંનુ થાઇને પટ મરે છે ને મુવાંનાંપર મોટો જુલમ થાએ છે કે વગર શરોશે રૂવાંન ફરે છે. પણ અમો વીચાર એમબી ઠરૂં છું કે તમો મોકલા વીના રહોતો નહીજ પણ વરશાદ માહા[1] થાએ છે તા૦ વાટે[2] પ્રીશાદ રાઘોબાનાં[3] શબબથી તરો[4] પણ બંધ થાઇઓ છે ને કોલવાંણા[5] પંણ ઉલટી છે ને ઠાશદોથી પણ જવાતુ અવાતુ નથી. તા૦ નોશારીનાં લોક પંણ અફરા-તફરીમાં છે તા૦ દેશાઇજી પંણ સુરતમાં છે તા૦ એવી ચીજનો લાવનાર દારાબ અધારૂ

૧ માહ—મોહટો, ભારી. ૨ વાટે—રસ્તે.

૩ રાઘોબા—પુણાવાળા માધવરાવ પેશવાનો ભાઇ, જે માધવરાવના મરણ પછી તેના છોકરા નારાયણ રાવનું ખૂન કરી પોતે રાજગાડીએ બેઠો હતો. પરંતુ નારાયણરાવના પક્ષના લશ્કરે તેનાં ઉપર ચઢાઈ કરવાથી તે પુણેથી નહાસી ભાવનગર અને ત્યાંથી વહાણમાં બેસીને સુરત શેહેરમાં આવી અંગ્રેજની કોઠીમાં તેની પનાહ હેઠલ રહયો હતો. તેણે ઉપલો કા૦ લખાયો તે સાલમાં (ઇ૦ સ૦ ૧૭૭૬ માં) પોતાના લશ્કરી માણસો સાથે શ્રી નવસારીમાં આવી ગામ લુટવાનો ઠેડાવ કીધો હતો, જે ખબર દેશાઇ દસ્તૂરોને પડતાંને વાર ત્યાંના આતશબેહેરામ સાહેબને સલાંમતી માટે રાતોરાત સુરત શેહેરમાં મોકલાવી દેઇ ગામનાં આગેવાનો તથા શ્રીમંતો પણ નહાસીને ત્યાંથી સુરતમાં આવી રહ્યા હતા, રાઘોબાએ નવસારી આવી રૈયતના લોકોને પકડી, મારફાડ કરી, તેઓને રગદી રગદીને રૂપિયા મલ્યા તેટલા મેળવ્યા હતા અને ત્યારબાદ ગામને આગ લગાડી હતી, એ રીતે નવસારી મધે ઉપલા સાલમાં પડેલી ધાડ, " રાઘવ ગીરદી " ને નામે ઓળખાય છે.

૪ તરો—આવવાં જવાના માર્ગો. ૫ કોલવાંણા—પિંઢારાઓની ટોળી.

કોટાર જે એવી ચીજ હમેશ લાવતો હતો તે પંણ ગુજરો[1] છે તો કોણ લાવે ને એ આપણી પવીતર વશતુ શી રવેશે વાટે નીભે તે શમજીને તમોથી મોકલાઇ શખી નહી હશે. પણ અમોને કાંઇ નેક મીશલત પંણ લખવી લાજંમ હતી જે આં તો આ રવેશનો મુકરદમો બનો છે માટે તમો આ રવેશ ચાલજો કે આએ કામ કરજો તો અમો તે રવેશ કરૂ. ને વલી અંહીથી અમો કાગલ દેશાઇજીને પણ લખા છે પંણ તેનોબી જવાબ આવી પોતો નથી ને અંહી તો રૂવાંનપર રૂવાંન થાતા ચાલાં ને એ ખબર આવા પછે રૂવાંન ૨૦ તથા ૨૫ થાઆં છે તે બલા ખોદા ટાલે.

પછે અંનજુમન શરવે મલુ અને વીચાર કરો જે ( અતરે એક લાઈન વંચાતી નથી ) આએ મુકરદમો બને છે ને એ ફીશાદ કાંઇ આજકાલ મીટે તેવું નથી બલકે દીન પર દીન તે વધતો જશે. કાં જે પેલીગંમાથી શદોબાની પણ ચાલ વજરજોગંણીની તરફ થાઇ છે. ને તમાંમ બેહેદીનો તથા અધારૂઓ જે માજદીઅશતની દીનનો ટોલો તે ઉભો થાઓ જે અહી વરશીઓ મરતબ કરવો જે રૂવાંનો પુલગુજાર થાએ ને રૂવાંન પરનો આજાબ ટલે. તે ઉપર અંહી બરનુમનાં ધણીઓ જે નોશારીનાં અધેઆરૂઓ હતા તેઓને બોલાવીને શરવે હકીકત માંડીને કહી જે વાટ તો આ રવેશે બંધ થઇ પડી છે ને એવું નથી જે એ ફીશાદો આજ કાલ કે માંશ બે માંશમાં ભાંગશે. વા૦ એવું નજર આવે છે જે ફીશાદો વધશે ને એવું પણ કાંઇ નથી જે હવડાં ગલબત માંડીને તેમાં મંગાવીએ જેથી કાંમ ચાલે. માટે તમો વરશીઓ ૧ મરતબ કરો. તારે એ મોબેદો તો નાં કેવા લાગા જે હમથી શ્રી નોશારોની અંનજુમનનાં હોકમ વનાં એ કાંમ થાશે નહી. તારે તમાંમ પંનચાત એવોને કહુ જે અમારે કશી વાતે નોશારીની પંનચાત શાતે વાંધો નથી જે તેઓ એ વાતે તમો ઉપર આજુરદા થાએ કે તમોને કશો કાગલ પણ લખો નથી જે તમો એ કાંમ મો કરશો. બલકે તેઓ પણ ઇન-શાફનાં કરતલ છે ને આપંણાં વડા છે. તે વીચારશે જે નાંચાર થાઇ તમોને કહુ ને તમો એ કાંમની શરનજાંમી કરી તે ખુબ કરૂ જે રૂવાંનો દેવોનાં આજાબથી છુટીને પુલગુજાર થાઆં. તોપણ તમારો ધાક ને તમારી વડપંણ ઉપર નજર તેઓએ રાખીને કહુ જે અમથી તેઓનાં હોકમ વગર થાએ નહી. તારે અમો તમાંમ અંનજુમને તે મોબેદોને કહુ જે તમો વીચારી જુવો જે અમો કદી તમોને એવું કાંમ કહુ નો તું. પણ હવડાં તો આવો વખત આવીજ પુગોછે તે નાંચાર થાઇ એ કાંમ કરવું પડુ છે. માટે તમોને કહીએ છેઉ ને તમોને પણ લાજમ છે જે એ રૂવાંનોનાં કાંમ છે ને પંનચાત તમો પાશે માંગી લે છે જે એ કાંમ તમો કરો. ને જો શ્રી નોશારીની અંજુમનનો ઠબકો તંમો ઉપર આવશે તો અમો શ્રી મુંબાઇની પંનચાત તેવો પાશેથી માફ માંગી લેશુ. એવું ધંણી તરેથી શંમજાવી કહીને એ કાંમ કરવું કબુલ કરાવેઉ છે. માઠે તમો એવોના તા૦ અમારા વડા છો માઠે અમોને ઇતબાર છે જે તમો ઇનસાફની રાહે એવો ઉપર ખુશીજ થાશો. બી૦ અંહી વરશીઓ કરવાનો ધોધો શોધીએ છેઉ પંણ હજીની ઘડી શુધી તો

---

૧ ગુજરો છે—ગુજર પામ્યો છે.

મલે નથી તેથી માંણુશે છાશતી મારગેહે તલાશ કરવા ગઆ છે. પંણ તમે એ પર નચીત રેશે માં. એ વાતની તાકીદ જાંણવી. શંવત ૧૮૩૨ નાં પરથમ ભાદરવા વદ ૯ વાર શુકરેની તરીખે—

૧ લા૦ શેવક આ૦ મનેચેરજી[1] બંમનજીની દુવા વાંચજો."

૧ લા૦ શેવક આ૦ નાનાભાઇ બંમનજીની દુવા શલામ વાંચજો.

૧ લા૦ શેવક આ૦ મનેચેરજી એદલજીની દુવા વાંચજો."

( અતરે મોદી નોશરવાંનજી દાદાભાઈ, મોદી જમશેદજી બેઘાભાઇ, વો૦ નાનાભાઇ બેહેરામજી, વાડીઆ માંણેકજી નવરોજજી, નાંલાભાઇ બમનજી જીવાજી, દાદી નોશરવાંનજી, બમંનજી ખુરશેદજી, દાદાભાઈ જમશેદજી, પટેલ નરશંગજી જાંમાશજી, વિગેરે અનજુમનના બીજા સભાસદોની સહીએ થયલી છે. )

૧—ઇ૦ સ૦ ૧૭૭૬ માં ઉપલો કાગજ લખાયો તે વખ્તે આ૦ મનેચેહેરજી બહમનજી શેઠના તે વેળાની પારસી પંચાયતના એક મૂખ્ય આગેવાન સભાસદ તથા ભગરસાથની અનજુમનનાં મુંબઇમાં વડા અકાબર ગણાતા હતા. એવણ ઇ૦ સ૦ ૧૭૪૧ માં સુરતથી મુંબઇમાં આવી પોતાના ભાઇઓ સાથે દેશ-દેશાવરો ખાતેના વ્યાપાર રોજગારમાં મશગુલ બન્યા હતા. ઇ૦ સ૦ ૧૭૪૮ માં પોતાના પીત્રાઇ શેઠ માણેકજી નવરોજજી શેઠના ગુજર પાંમવા પછીથી તેમના ધર્મખાતાંનો વહિવટ ઇ૦ સ૦ ૧૭૯૫ સુધી એવણે ચલાવ્યો હતો. એવણ સાહેબે શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમન ઉપર મુંબઇથી મોકલવામાં આવેલી ઉપલી અરજી (દસ્તાવેજ ૩૯) ઉપર પહેલી સહી કરી મુંબઇમાં નવો "વરસિયો બનાવવા માટે સમસ્ત અનજુમને કીધેલી માગણીમાં સાંમેલ થયા હતા, તથા મુંબઇ મધે શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનું માન અને વડપણ જળવાયલું જોવાની ભગરસાથના એક આગેવાન સભાસદ તરીકે ઇન્તેજારી ધરાવી તેજ વેળાએ એવણે શ્રી નવસારી મધે દેશાઇ શ્રી ખોરશેદજી તેહમૂરજી ઉપર એક કાગજ લખી જણાવ્યું હતું કેઃ—

"અહીં રવાંનોનાં સરોશનાં કામ અટકી પડવાથી બેહેદીનોનાં દીલ ઘણાં ઉશ્કેરાયાં છે અને તેઓ બીજાં પંથકવાલાં મોબેદો પાસે વરશીઓ અતરે કરાવી ફીરીઆ મારગનાં કામો શરૂ કરાવવા માગે છે, માટે મેં આપણા મોબેદો પાસે હાલ તરત હા ભણાવી વરશીઓ મુંબઇમાં કરવાને તેઓને સમજાવીઉં છે. તે માટે છાસટી તરફ ગોધો શોધવાને માણસ પણ ગયું છે, વાસ્તે તમો બનતાં તુલીક જલદીથી વરશ મોકલાવો તો ઠીક. હું પોતેબી નવસારીને તાબેનો ભગરીઓ છું માટે નવસારીવાલાઓની આબરૂને મારી આબરૂ સમજુ છું." ( પારસી પ્રકાશ, સફા પર, તથા ૫૩, ની નોટ. )

શેઠ મનેચેહેરસ બમનજી શેઠના, રોજ ૪ થો માહ ૧૧ મો સને ૧૧૬૮ યઝદજરદી, તા૦ ૮ મી આગસ્ટ ૧૭૯૯ ઇસવીને દિને ૮૮ વર્ષની બુઝોર્ગ ઉંમરે ગુજર પામ્યા હતા. એવણને નામે એમની હયાતીમાં એવણના છોકરા શેઠ સોહરાબજી માણેકજીએ મુંબઇ મધે બાહરકોટ ખાતે ભગરસાથના મોબેદોનાં વપડાસને માટે એક દરેમેહેર રોજ ૧૭ મો, માહ ૨ જો, સને ૧૧૬૬ યઝદજરદી, તા૦ ૨૪ મી નવેમ્બર ૧૭૯૬ ને દિને પરઠાવી ખુલ્લી મુકાવી હતી. શેઠ મનેચેહેરજી શેઠના મચકુર છોકરા સોહરાબજી ભગરસાથ અનજુમનનાં મરહુમ પ્રસિધ્ધ શેઠિયા માણેકજી નવરોજજી શેઠના જમાઇ તથા પાલક થયલા હોવાથી જેઓ માંણેકજી શેઠના ધર્મખાતાનાં બીજા મૂતવલી બન્યા હતા. તેઓ સાહેબ રોજ ૬ ઠો, માહ ૭ મો, શેહેનશાહી સને ૧૧૬૭ યઝદેજરદી, તા૦ ૧૨ મી એપ્રેલ ૧૭૯૮ ને દિને—પોતાના પિતા શેઠ મનેચેહેરજીના ગુજરવાની ૧૬ મહિના આગમચ ૬૧ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા.

એજ વેલાએ મુંબઇના આગેવાન પંથકી મોબેદોએ પોતાની તરફથી નવસારીની પોતાની અનજુમન ઉપર વરસિયાની બાબદમાં નીચલો કાગજ લખ્યો હતો.

———:૦:———

# દસ્તાવેજ ૪૦ મો, નકલ છે.

———:૦:———

"શરવ ઉપમાહ જોગ શદા શોભાગ નેકનાંમ શદા મેહેરબાંન દીનદોશત દેશાઈજી શ્રી ૫ દેશાઇ ખોરશેદજી ગો૦ દેશાઇ તેમુલજી વગેરે શમશને અનજુમન દશતુર તથા મોબેદો શ્રી વડી દરેમેહેરના દન દન દોલત જેઆદત અધીક. લા૦ મોબાઇ બંદરેથી શેવક શદાનો આ૦ ફરાંમજી નવરોજી તા૦ આ૦ નોશરવાંનજી નવરોજજી તા૦ આ૦ જમશેદજી મેહેરનોશજી તા૦ આ૦ બમનજી જીવણજી તા૦ આ૦ કાવશજી બચાજીની દુઆ શલાંમ વાંચજો. શમાચાર ૧ પરીછજો જે વરશીઓ ગુજરેઆની ખબર આવી રોજ ૬ માહા ૧૧ તેનાં જવાબ શાહેબજી ઉપર તેજ વખત લખા છે. વરશ થકી દીનનું કાંમ અટકી પડીઉ છે ને અહીઆં રોજ રવાંન ૨ તા૦ ૩ તા૦ ૪ બી થાએચ તેથી લોક ઘનુ આજુરદા થાએચ તે શું લખુ. લખેઆમાં આવતું નથી. બીજું શાહેબજી આંની હકીકત અનજુમન મોબઈનાંએ શાહેબજી ઉપર કાગદ લખો છે તેથી શરવે રોશન થાશે. બી૦ શાહેબજી અમો એ વરશની ઘની વાત જોઇએચ કે હમણાં આવશે પણ હજુરગડી શુધી દીશનો નથી તે મેહેરબાંની કરી તાકીદ કરી મોકલાવજો.

બી૦ આંહાં વરશીઓ શોધીએચ તેની હકીકત તો અનજુમને તથા શેઠ મનોચેરજી બમનજી તા૦ તમારા ભાઇડા નોશારીનાં હમકારેબી લખો છે તમો ઉપર કાગદ તેથી શરવે રોશન થાશે. બીજું આંહાંનું અનજુમન શરવે ફરી બેથુચ કોઇ કોઈનાં અખતીઆરમાં નથી. વાશતે મેહેરબાની કરીને વરશ મોકલો તો ઘણુ શારૂ થાએ. ઘણુ શું લખુ થોડે લખવે ઘણુ કરી જાંનજો. શેવક શરખું કામકાજ લખજો. શંવત ૧૮૩૨ ના પરથમ ભાદરવા વદ ૧૧ રવેઉ. રોજ ૩૦ મહા ૧૧

શેવક શદાનો આ૦ ફરાંમજી નવરોજજીની બંદગી વાંચજો.

શેવક શદાનો આ૦ નોશરવાન ગુ૦ નવરોજીની બંદગી વાંચજો.

શેવક આ૦ બહમનજી જીવનજીનો કેન દોવા વાંચજો.

આ૦ જમશેદજી મેહેરનોશજીની દોવા વાંચજો.

શેવક આ૦ કાવશજી બચાજીની બંદગી* વાંચજો."

———:૦:———

* ઉપલો કાગજ, શ્રી નવસારીની "પહેલા દસ્તૂર મેહેરજીરાંણા લાઇબ્રેરી" મધે મોબેદ જા૦ સો૦ દસ્તૂર મેહેરજીરાંણાએ મુકેલી જુનાં લેખોના ઉતારાની ચોપડી મધેથી મેં ઉતારી પ્રગટ કર્યો છે. એ લેખની અસલ કોપી મને મલી નથી.

એ રીતે મુંબઇની શમસ્ત અનજુમન તથા મોબેદોએ મોકલાવેલાં ઉપલાં કાગજો વેલાએ આગલા સફા ઉપર જણાવ્યા પ્રમાણે ખુદ નવસારી મધે "લશ્કરી ધાડ અને પિંડારાઓના જુલમ"ને લીધે લોકો નહાસભાગમાં પડેલું હતું, ત્યાંના અકાબર દસ્તુર અને દેશાઇજીઓએ પણ સુરત શેહેરમાં જઇ આસરો મેળવ્યો હતો તથા ઈ૦ સ૦ ૧૭૬૫ નાં સાલમાં દેશાઇ શ્રી ખુરશેદજી તેહેમુરજીની આગેવાંની હેઠલ જાહેર ઉઘરાણાંથી ત્યાં બરપા કરવામાં આવેલા "શમસ્ત અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ"ને પણ સલાંમતીને સારૂ એજ વેલાએ શ્રી સુરત શેહેર મધે લઇ જઇ રાખેલા હતા. તેવા બારીક અને મૂશ્કેલ હિંગામમાં શ્રી નવસારી મધે "વરસિયો" ગુજર પાંમવાથી અને તેની ખબર મુંબઇમાં પુગવાથી દીનનાં ચાલતા તરીકા પ્રમાણે મુંબઇ મધે સઘલા જરથોસ્તીઓને ઘરનાં દીન-આઇનનાં કામો થતાં સદનતર બંધ પડયાં હતાં અને રાબેતા મુજબ નવો "વરસ" જલદીથી આવી પુગવાની મુંબઇની સમસ્ત અનજુમને વકી રાખી હતી. પરંતુ ભારે વરસાદ, લશ્કરી દૌર અને લૂટફાટનાં સબબને લીધે નવો "વરશ" નવસારીથી મોકલાવતાં ઢીલ થવાથી અને તેનાં પરિણામમાં લાંબા વખત સુધી સઘલાં ક્રિયાકામો અટકી પડવાથી મુંબઇની અનજુમને બેદિલ બની મુંબઇમાં નવો વરસિયો બનાવવાની હિલચાલ કીધી હતી, તથા તેને માટેની ઘટતી રજા ઉપલો કાગજ લખીને શ્રી નવસારીની ભગરસાથ અનજુમન પાસેથી માંગી હતી. પરંતુ નવો વરસિયો કરવા માટેની તેવી રજા અને છુટ આપવાને નામૂનાસેબ વિચારી તથા મુંબઇની અનજુમને કીધેલી ઉપલી માગણી પોતાની અનજુમનનું માન અને વડપણ ઘટાડનારી ગણી, શ્રી નવસારીની ભગરસાથ અનજુમને મુંબઇની સમસ્ત અનજુમન ઉપર શ્રી સુરત શેહેરથી નીચલો કાગજ લખી મોકલાવ્યો હતો.

—:o:—

## દસ્તાવેજ ૪૧ મો, નકલ છે.

—:o:—

"શદા શરફરાજ નેકનામ નેક નઇઅત દીન દોશત મુમબૈ શેહેરનાં અનજુમન શ્રી શમશતે શેઠ શાહેબો તા૦ મોબેદો શમશત અંધેઆરૂ તા૦ શ્રી દીન મજદીઅશનીનાં કુલ પારશી બેહેદીન શ્રી વડી દરેમેહેરને તાબેનાં અમલ દશતુર ચલાવનાર શમશત અનજુમન રોજ બ રોજ ખુબી દીનદારી જીઆદેહ બાદ. લા૦ શ્રી સુરત બંદરેથી દોઆગો શ્રી નોશારીનાં અનજુમન શ્રી વડી દરેમેહેરનાં શ્રી દશતુર તથા શ્રી મોબેદ શ્રી શમશતે અંધેઆરૂ ભગરીઆ અનજુમનની દોઆ વાંચવી. અત્ર ખેરીઅત જમૈઅત છે. અનજુમન શ્રીની ખેર ખુશીનો કાગજ ૧ રોજ ૩૦ મા૦ ૧૧ પરથમ ભાદરવા વદ ૧૧ રવેઉનો લખો રોજ ૨૨ મા૦ ૧૨ પોહોતો વાંચીઆથી રોશન દીદાર જોવા બરાબર ખુશવકતી હાંસેલ થાઇ. એજ રવેશે હમેશાં ખુશવકત કરતા રહેવુ. બી૦ અનજુમન શ્રીએ લખું છે જે આંહાં રોજનાં રૂઆંન ૨, ૩ થાએ છે ને શ્રી વરશા વનાં ઠાંમ રૂઆંનોનાં

અટકાં[1] છે તેથી વરશ ઉતાવલા મોકલજો. ને અગર રાહ્યાની બંદીનાં શબબ થકી નહી મોકલાએ તેથી અમો અહાં નવો વરશીઓ બીજો આપનાં નોશારીનાં મોબેદો પાશે કરાવીએ એવું ઘણું દાનાઇથી લખુ. તેનું જાંણવું એ જે વરશનાં બાલ અમો પાશેથી અંધેઆરૂઓએ લખી મંગાવીઆ તેજ વેલા બેપીઆ કરી રવાંના કશ છે તે રાહ્યાનાં લશકરનાં હીંગાંમા તા૦ વરશાદનાં દાહાડા શબબથી બે દાહડા આગલ પાછલ પોહોતા હશેજ. જે વેલા અંધેઆરૂઓ લખી આલાદ વગેરે મંગાવે છે તે વેલા મોકલવામો કશુર કંઇ કરતા નથી. શ્રીજીએ વરશીઓ કરવા શારૂ ઘોધો શોધાવો ને અંધેઆરૂ કરવા માંગે છે તે અંધારૂ કીહા છે. તેહોને અમારે પાશે મોકલવા જે અમારી નીશાં[2] કરી જાએ જે તેવો શી પરકારે કરે છે. તેહોને અમારી નીશાં કરવા મોકલવા. ને તે કરતાં બીજા જાબજાનાં પંથકનાં લોકો શરવ આપણી દરેમેહેરથી શ્રી દીનનાં આલાત વગેરે લઇ જાએ છે ને તેણે કાંમ ચલાવે છે તે પોતાનાં વડા બુજોરોગો ઉપર નેગાહા રાખી દાંનાઇથી દીનનાં કાંમ ચલાવે છે ને તેવોને એહેવાં કામ કરવાં કાંઇ મુશકેલ નહી. પણ તેવો દીનમાં કાંઇ ખબર રાખતા હશે તો પોતાનાં બુજોરોગોની દાંમાંન ધરી તે માફક અશલથી ચાલતા હશે. ને જે કોઇએ કદીમ બુજોરોગોની રાહા રશમ મેલીને નવા મારગ ચલાવા છે તેણુંએ ભલી વાર દીઠી નથી તે તો અંનજુમન શ્રીને રોશન છે તો હવે દાંનાઇથી અંદેશો કરવો જે એવી નવી વાત કેમ બને. ભલું એ રવેશેમાં શરવ લોકો ઉપર આફ્ત પોહોચું છે ને હજુર શુધી હેરાંન સરગરદાંન થાએ છે ને કશી વાતે કઇ કમી રહી નથી તે તો આલમમાં રોશણ છે. ને લોકોનાં રૂઆંન જાબજાનાં ઉપર એજ તહરેથી તશદી ગઇ છે તો આપણુ શું કરીએ. એ જમાંનાંની ગેરદેશ એ વખતમાં એવીજ પોહોચી છે તેમાં આપણો કઇ ચારો નથી. અંનજુમન શ્રી દાનાવ છો તો જીઆદે લખવાની હાજત નથી. બી૦ શ્રીજીના વડા બુજોરોગો જીનત મકાંની દીનદોસત અંધેઆરૂ તા૦ એહેદીન મજદેએશનીનાં હતા તેઓએ પોતાની નેક નઇઅતથી પોતાનાં બુજોરોગોની રાહા રશમ જે કઇ કદીમથી ચાલતા આવા તે માફક ચાલા તો પોતાની નેકનાંમીનો આવાજો જેહાંન પરગટ રાખી ગએઆ છે. તે બુજોરોગો ઉપર નજર રાખી કાંમ લેવું ને તેહોની દાંમને પાર ઉતરવું છે. ને તે કરતાં શ્રીજીઓનાં રોશન દેલ ઉપર જાહેર છે કે હમનાં હેવી નવી વાત રાહા રશંમ પેદા થાએ ને એવું બને તો શ્રી મુંબેમાં હમનાં અગીઆરી ૪, ૫ નવી થાઇ છે તેમાં માહોમાહામાં કલેશ પેદા થાએ ને અનજુમનનો બંદોબશ કઇ રહે નહી. ને માહોમાહામાં મનાંકેશો પેદા થાએ તેથી કોઇ ખેર[3] દેખે નહી. ને શેતાંન ગાલેબ થાએ. વાશતે શ્રીજી દાનાવ છો તો દુરબીન દાંનેશથી કાંમ લેવું. શ્રીજી દાંનાવ છો લખવાની હાજેત નથી. જીઆદે શું લખીએ. શંવત ૧૮૩૨ નાં દુતી ભાદરવા વદ ૫ વાર બુધે રોજ ૨૪ માહ ૧૨

એ૦ શોહોરાબ દશતુર રૂશતંમજીની દોઆ વાંચવી. મુશાફક રહેવું.

એ૦ ખુરશેદ દશતુર બરજોરજીની દોઆ શદાશોકે મોતાલે કરવી.

---

૧ અટકાં છે.--અટકયાં છે, બંધ પડયાં છે. ૨ નીશાં—ખાતરી.

૨ ખેર—સારૂં.

એ૦ જમશેદ દશતુર જાંમાશજીની દોઆ વાંચજો. મેહેરબાની રાખજો.

એ૦ માણેક દશતુર જમશેદજીની દોઆ વાંચવી. હમેશાં મેહરબાની રાખવી."

( અત્રે બીજી સહીઓ થયલી છે. )

---

એજ વખતે શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનાં આગેવાનોએ શ્રી સુરત શેહેરથી મુંબઇના આગેવાન મોબેદોની ઉપર નીચલો કાગજ લખી ત્યાં "નવો વરસિયો" બનાવવાની હિલચાલ કરવા માટે તેઓને શખ્ત ઠપકો આપ્યો હતો:—

——:o:——

## દસ્તાવેજ ૪૨ મો, નકલ છે.

——:o:——

"શરવ ઉપમાહા જોગ શદા શોભાગ નેકનાંમ અંધેઆરૂ શ્રી ફ્રામજી ગુ૦ નોરોજજી તથા આ૦ શ્રી નોશેરવાંનજી ગુ૦ નોરોજજી તથા આ૦ શ્રી જમશેદજી ગુ૦ મેરનોશજી તથા આ૦ બેહેમનજી ગુ૦ જીવનજી તા૦ આ૦ કાવસજી ગુ૦ બચાજી દન દન જશ જીઆદેહે. લા૦ સુરતથી દોઆગો શ્રી નોશારીનાં અનજુમન શમશતે શ્રી દશતુર તા૦ મોબેદ શ્રી શમશતે અધારૂ ભગરાઆની દોઆ વાંચજો. અત્ર ખેર શલા છે તમારી ખેરી-અતનો કાગજ એક રોજ ૩૦ માહ ૧૧ નો લખેલો રોજ ૨૨ માહ ૧૨ પોહોચો. વાંચી હકીકત શરવે મલુમ થાઇ. બીજું તમોએ વરશના બાલ મંગાવા લખુ તે વરશ તો પેહેલાંજ તમારો કાગજ આવો તેજ વેલા બેપીઆ સાથે રવાંને કીધા તે પોહોતા હશેજ શ્રી રૂઆંનનાં કાંસ જારી થાએઆં હશેજ. બીજું તમોએ લખુ જે આંહાં વરશીઓ નવો કરવા ધોધો શોધાએચ તેની હકીકત અનજુમન શરવનાં લખાથી માલુમ જાંણુશોજ. જાંણુ. તેનાં જવાબભી અમોએ અનજુમન શ્રીંને લખા છે તે જાંણજો. પણ અમોને માલમ નથી પડતુ જે કીઆ અધારૂએ એ નવો રખનો નાંખો છે ને કીઆ અધારૂ કરવા માંગે છે તે આવી હમારી નાંશાં કરી જાએ જે તે શી પરકારે કરવા માંગે છે. ને જે કોઇએ પોતાનાં બજોરોગોથી ઉફરો* થાઇ વડાવોના રશમ મેલીને નવો રાહા કરો છે તેહેને આગલ ભલી વાર દીઠી નથી. એવા નવા નવા રાહા ધરીને અગીઆરી ૪, ૫ તો કીધી તે કહી અગીઆરી-વાલા કરે છે તે લખજો. તે કરશે તારે બીજી અગીઆરીવાલાભી કરવા માંગશે. કાંએ જે તમો શરવ અધારૂઓને એખલાશ ગનોજ છે તે અમોને માલુમ છે. માટે પોતાનાં બજો-રોગો ઉપર નજર રાખીને કામ કરવું જેથી આગલ ભલીવાર દેખશો. ને તે કરતાં જુઓ કે બીજા પારકા પંથકનાં જાબજાનાં લોકો આપણી અગીઆરીથી આલાત લઇ જાઇ કાંમ ચલાવે છે તા૦ તમો તો આપણી અગીઆરીને તાબે છો તો એવાં કાંમ કેમ કરશો. જે કાંમ કરો તે દાંનાઇથી કરજો. આગલ કલેશ ફેશાદ વધે તે માં કરશો. જીઆદેહે શું લખીએ.

* ઉફરો થાઇ—સર ફેરવી. નાફરમાન થઇ.

એજ શંવત ૧૮૩૨ નાં રોજ ૨૫ મા૦ ૧૨ દુતી ભાદરવા વદ ૬

૧ એ૦ શોહોરાબ દશતુર રૂશતંમજીની દોઆ વાંચજો.

૧ એ૦ ખુરશેદ દશતુર બરજોરજીની દોઆ વાંચજો.

૧ એ૦ જમશેદ દશતુર જાંમાશજીની દોઆ વાંચજો.

૧ એ૦ માંણેક દશતુર જમશેદજીની દોઆ વાંચજો.[1] "

( અત્રે ભગરસાથ અનજુમનના બીજા મોબેદ સાહેબોની સહીઓ થયલી છે. )

———:o:———

શ્રી નવસારીની ભગરસાથ અનજુમને મોકલાવેલાં ઉપલાં કાગજોથી મુંબઈવાલા મોબેદો ઘણા બીધા હતા, અને તેઓએ તુરત એક કાગજ દેશાઇજી શ્રી ખુરશેદજી તેહમુરજી તથા શમસ્ત અનજુમન જોગો નવસારી લખીને પોતાનો બચાવ કીધો હતો કે " મુંબઇની પંચાતવાલાઓએ અમોને નવો વરશીઓ કરવાની ઘણી બોહોશ કીધી, તોપણ અમે તો સાફ ના કહીઉં. અમોએ તેઓને કહીઉં જે આજ તો વરશીઓ કરાવોચ ને કાલે તમો નીરંગ કરાવશો, પછી કેશો કે હેરબદભી કરો તે કેમ થશે ? અમોને શું પુછનાર નથી ? વિગેરેનો બંચાવ તથા આજેજી કરી લખીઉં હતું કે તમો અતરે જલદીથી વરશ મોકલો કે સંઘો ફેશાદ ભાગી જાએ.[2] " મુંબઇની અનજુમને પણ નવસારીની અનજુમનનાં ઉપલાં કાગજો ઉપરથી અને ક્રિયાકામ કરવાનો વરશ ત્યાંથી આવી પુગવાથી મુંબઇમાં નવો " વરસિયો " બનાવવાની હિલચાલ પડતી મુકી હતી. ત્યારબાદ ઇ૦ સ૦ ૧૭૯૧ માં શ્રી નવસારી મધે " વરસિયો " ગુજર પાંમવાના બનાવ ફરીથી બનતાં નવસારીની અનજુમન પાસે આગમચથી મેળવેલી પરવાંનગી મુજબ મુંબઇની અનજુમને ત્યાંના ભગરિયા મોબેદોની પાસે પહેલવહેલો " વરસિયો " બનાવ્યો હતો; જેને લગતી વિગત મુંબઇની પારસી પંચાયતના એક આગલા માનવંત અકાબર મરહુમ શેઠ દાદાભાઇ પેશતનજી વાડીયા પાસેથી મલેલી " મુંબઇની પંચાયતનાં કામકાજની ઇ૦ સ૦ ૧૭૯૧ થી ૧૮૧૨ સૂધીની એક અસલ નોંધપોથી " ઉપરથી " પારસી પ્રકાશ " ના ૮૭૦ મા સફા ઉપર નીચે પ્રમાણે આપવામાં આવેલી છે.

---

" ઇ૦ સ૦ ૧૭૯૧ તા૦ ૧૯ મી ફેબરવારી.

" આજ દીને મુંબઇના પારસીઓની શમશત અનજુમન કોટ મધેની મરહુમ બેનાજી લીમજીની દરેમેહેરમાં મલી હતી, તે વેલાએ સર્વે પંથકીઓ તથા બરશનુમ વાપડનારા

---

૧ નવસારીની ભગરસાથ અનજુમને મુંબઇની શમસ્ત જરથોસ્તી અનજુમન તેમજ આગેવાન ભગરિયા મોબેદોની ઉપર મોકલાવેલાં ઉપલાં બંને કાગજો, નવસારીની પહેલા દસ્તુર મેહેરજીરાંણા લાઇબ્રેરી મધેની જુનાં લેખોના ઉતારાની ચોપડી મધેથી આ પૂસ્તકમાં મેં ઉતાર્યાં છે.

૨ પારસી પ્રકાશ, સફે ૫૩ ની નોંધ.

મોબેદો પણ હાજર હતા. મુંબઇ મધે નીરંગદીન કરવા માટે અતરેની પંચાતવાલાઓએ નવસારીની અનજુમન જોગ કાગજ લખીઓ હતો તેનો આવેલો જવાબ વાંચી સંભલાવીઓ, જેમાં નવસારીવાલાઓએ મુંબઇના મોબેદો ઉપર અતરે નીરંગદીન કરવા માટે પોતાની મંજુરીઆત મોકલી હતી. એ પછી મોબેદોને બરશનુમ આપી અતરે નીરંગદીન ની ક્રીયા કરવાને સરવે મોબેદોએ કબુલ કીધું હતું. ”

———:o:———

“ ઇ० સ० ૧૭૯૧ તા० ૨૨ મી એપરેલ.

“ આજ દીને મુંબઇના પારસીઓની શમશત અનજુમન કોટ મધે શેઠ દાદીભાઈ નશરવાંનજીની પેહડી ઉપર મલી હતી, તે વેલાએ સરવે મોબેદો તથા બેહેદીનો હાજર થયા હતા, અને મુંબઇ મધે વરશીઓ તથા નીરંગદીન કરવાને ઠેડવીઉં. જે ઉપર મોબેદો સરવે રાજી થયા અને એક્કી જોર વરશીઓ તથા નીરંગદીન કરવા ઠેડાં તેની વીગતઃ—

નીરંગદીન કરવા, આ० જમશેદજી ખરશેદજી વાછા અને આ० ફરાંમજી રૂશતમજી રાંનજી.

વરશીઓ કરવા, આ० માણેકજી શેરાબજી પાવરી અને આ० જમશેદજી રૂશતમજી દાબુ.

એની વીગતે નીરંગદીન શેઠ બહમનજી નવરોજજી વાડીઆ તથા વરશીઓ શેઠ દાદાભઇ નશરવાંનજી ( મોદી ) ને નામનો કરવાને ઠેડવીઉં હતું. ”

———:o:———

મુંબઇ મધે પહેલ વહેલો “ વરસિયો ” તથા “ નિરંગદીન ” કરવા માટેની મુંબઈની સમસ્ત અનજુમનની અરજ શ્રી નવસારીની ભગરસાથ અનજુમને એ રીતે સ્વિકારી, મુંબઇના મોબેદોની ઉપર લખીને પોતાની મંજુરીઆત મોકલાવ્યાથી તથા એ મોતબર ક્રિયાઓ કરવા માટે મુંબઈની અનજુમને ઉપર જણાવ્યા પ્રમાણે નક્કી ગોઠવણ કરવાથી, એ પવિત્ર ક્રિયાઓ શરૂ કરવા આગમચ મુંબઈ મધે વસતા ભગરસાથના સઘલા મોબેદોએ, રોજ ૨૧ ના માહ ૭ મો સને ૧૧૬૦ યજદેજરદી, તા० ૨૯ મી એપ્રેલ સને ૧૭૯૧ ઇસવીને દીને એક લેખ બનાવી, નવસારીની પોતાની અનજુમન ઉપર મોકલાવ્યો હતો. આએ લેખમાં તેઓએ લખ્યું છે કે “ અમોએ મોબેદ જણુ ૪ નામે આ० જમશેદજી ખુરશેદજી વાછા, આ० માણેકજી સુખાજી પાવરી, આ० જમશેદજી રૂશતમજી દાબુ, તથા આ० ફરાંમજી મનચેરજી રાંનજી, એઓને આગલ પાડીને નવસારીની અનજુમન, તથા દસ્તુર સાહેબ, તથા દેશાઈજીનાં ફરમાંનથી વરશીઓ અને નીરંગદીનનું કામ મુંબઇમાં કરાવ્યું છે. આ લેખ ઉપર આ० કાવશજી બચાજી, આ० ફરાંમજી બહમનજી, આ० એદલજી ફરાંમજી, આ० હોરમજજી કોહીદારૂ, આ० શોહોરાબજી હોરમજજી, આ० દોરાબજી હોરમજજી રાંનજી, આ०

ભીખાજી હોરમજજી સુજ, આ૦ બેહરામજી નવરોજજી કાતરક, આ૦ ખુરશેદજી માણેકજી વાછા, આ૦ ફરામજી દારાબજી મુલ્લાં, આ૦ માણેકજી જમશેદજી પાવરી, વીગેરે બીજા ૨૨ મોબેદોની શાહીઓ છે." ( પારસી પ્રકાશ, સફે ૭૩ મો. )

———:o:———

## શેઠ માણેકજી શેઠની દરેમેહેરનાં ત્રીજા મૂતવલ્લી અને તેમાં રહેનારા મોબેદોની ઉપર શ્રી નવસારીની ભગરસાથ અનજુમને લખેલાં કાગજો; તથા મુંબઇ મધે બરપા કરવામાં આવેલા વાડિયાજીના આતશબેહેરામ સાહેબ.

———:o:———

શ્રી મુંબઇ શેહેરના પારસીઓનું તમામ પંથક પહેલાંથી શ્રી નવસારીની વડી દરેમેહેરનાં તાબામાં હતું, જેને લગતા ઘણા દસ્તાવેજો આ પુસ્તકમાં આગલ પ્રગટ થયલા છે; નીચલા બે વધુ અગત્યના દસ્તાવેજો અત્રે સદાબરા ઉતારી તવારીખની વિગત આગલ ચલાઉં છું.

મુંબઇની મરહુમ માણેકજી નવરોજજી શેઠની દરેમેહેર જે ઇ૦ સ૦ ૧૭૩૩ માં બરપા કરવામાં આવી હતી અને જેમાં મૂખ્ય ક્રિયાકામો કરવાનો એખલો હક્ક, શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગરિયા મોબેદોને હસ્તક પહેલાંથી સોંફવામાં આવ્યો છે; તે દરેમેહેરનાં મુતવલ્લી મરહુમ નવરોજી[1] સોહરાબજી શેઠે શ્રી નવસારીની અનજુમન ઉપર એક કાગજ લખીને પોતાની દરેમેહેર મધે વસનારા મોબેદોની કેટલીક ગેરવર્તણુંકની ફરિયાદ કીધી હતી. તેનાં સંબંધમાં નવસારીની અનજુમને તેઓ તથા મોબેદો ઉપર નીચલાં કાગજ લખિયાં હતાં.

———:o:———

## દસ્તાવેજ ૪૩ મો, નકલ છે.

———:o:———

" શદા મેહેરબાંન કદરદાંન ફેજરશાંન નેકનાંમ શેઠજી શાહેબ શ્રી ૫ નોરોજજી ગુ૦ શેઠજી શાહેબ શ્રી સોહોરાબજી રોજ બ રોજ ખુબી નાંમદારી જીઆદે. લા૦ નોશારીથી દુઆગો કદીમ એ૦ નોશેરવાંન તથા શમશત શ્રી વડી દરેમેહેરનાં હમકારની દુઆ વાંચવી. જત શેઠજી શાહેબનો કાગજ ૧ મેહેરબાંની ભરો નોશેરવાંનને નાંમનો પોતો તે વાંચી શરવે બીના જાંણી. તેની અરજ એ જે શેઠજી શાહેબ શ્રી માંણેકજીની દરેમેહેરમાં

૧ માણેકજી શેઠનાં ધર્મખાતાંના ત્રીજા મૂતવલી શેઠ નવરોજજી સોહરાબજી શેઠ રોજ ૨૯ મો માહ ૨ જો સને ૧૧૮૩ યઝદજરદી તા૦ ૩ જી ડીજેમબર સને ૧૮૧૩ ઇસવીને દીને ૫૦ વર્ષની ઉમરે ગુજર પાંમ્યા હતા.

પરચુટણ મોબેદો છે તેહોનો ફેશાદ ને તેઓની વાંકી ચાલ શરવે અમોએ થોડી ઘણી શાંભલી હતી તે શાહેબનાં લખાથી પુરી જાંણી. પણ તેહોની કમબખતી પોચી છે તેથી શાહેબ લોકોએ નશીહત કરી તે ઉપર એકડા કરી બેઠા. તો શાહેબજી તેહોને એકડા કરવે શું થનાર હતું. પંદર દાહાડા બાહાર કાડતે તો લોકોને દરવાજે રજલતા ફરતે ને પોતાની નબલી ચાલે શરવ જગોથી ફજેત થતે. ને શાહેબ અમોને લખતે તો અત્રેથી બીજા મોબેદોને ૪ માશની ખોરાકીનું આપીને મોકલતે. તેઓ હમારા કહ્યા મુજબ રેહે ને શાહેબનાં હોકમ મુજબ ચાલે તેવી ચોકશી કરી મોકલતે. તેથી ચીંતા કરવી નહી. કદાચ ફરી બેરાહી કરે તો શાહેબે શુખેથી બાહાર કાહારવા ને અત્રે લખવું. બીજા મોકલશું.

એજ રવેશે દેશાઇજી શાહેબેભી શુરતથી લખુ છે ગણી તાકીદ કરીને. ને તેહોએ તો શરવે પરચુટણીઆંને દરવાજે માંણસ કરીને તેહોનાં કબીલા પાશેથી રૂ. ૧૫ લેખે શ્રી અનજુમનમાં ગુનેગારીનાં લેવા લખુ છે તેને લીધે અમોએ વીચારીને દેશાઇજી શાહેબનેભી જવાબ લખો છે કે ૧ વાર અમારો કાગજ તે મોબેદો ઉપર લખો છે તેથી શલુકથી નહિ ચાલશે તો તેહોને શજા દેવી દુર નથી. એ તરેહ દેશાઇજીને લખુ છે. વાશતે શાહેબ તો જે કાંઇ શાહેબનાં બજોરગોની નવાજેશ ભગરીઆ ટોલા ઉપર હતી તેવીજ રાખો છો. પંણ એ મોબેદો પોતાને હાથે પોતાની રોજીને લાત મારે છે તારે શાહેબ તે શું કરશો. તેથી બારેદીગર[1] જે કોઇ એવી બદફેલીથી ચાલે તેની પેટી તા૦ પલંગ બહાર કડાવી તેને દરેમેહેરથી દુર કરવો ને અમોને લખવું. કે જે મુજબ શાહેબ શજા દેશો ને દુર કરશો તેજ મુજબ અમો પંણ તેને અતરે શજા દેશું. માટે જે કોઇ પાખંડ [2]ઠીઠીઆ કરે. ઇઆ બરશનુમની જાળવનીમાં ખાંમી કરે ઇઆ બાહારની લડાઇ હોએ તે હરેક બાહાંણે દરેમેહેરમો આવી લડે. ઇઆ મોબેદીનાં પેશામાં ખામી કરે તેની શજા એજ કે તેને દુર કરવો ને બાહાર કાડવો ને બરશનુમ લેવાની રજા આપવી નહી એજ શજા દેવી. એમ કરતાં શંધા બાહાર નીકલી જાએ ને એકડા કરે તો કશી ચંતા કરવી નહી. તેહોનાં ઘર ઉપર દેશાઇજીએ ફરમાવું છે તે શજા કરી ફજેતી કરશું ને બીજા મોકલશું. ને શાહેબની નેગાહામાં લાએકનાં હોએ ને પંથકી ને ઘરવાલા રહેનાર હોએ તેવાને રાખવા દરેમેહેરમાં. ને બીજા ફેશાદખોરા હોએ તેને દુર કરવા. તેનો અંદેશો કશો રાખવો નહી. એ તો શાહેબ નેક ખાનદાનનાં તે એટલી બેઅદબી કીધી તોભી પાછા લીધા, બાકી એવી શેખીને લીધે સાહેબ બીજા પંથકના મોબેદોને રજા આપો તો મુખતાર છો. પણ અશલથી ગરીબ ટોલાની શાહેબનાં બજોરગો બરદાશત કરતા આવા તેપર નજર પોચાડી શાહેબે બરદાશત કીધી. બીજું. શાંભલું બાજે મોબેદો બાજ ધરીને દાંતે[3] બોલે છે તેવાને વરશ ૧ શુધી બરશનુમથી દુર કરવો કે બાજ શાબેતની આદત પડે ને પછે તેને બરશનુમની રજા આપવી. ને તેની પેટી પલંગ પણ તેટલા દન બાહાર કાડવો કે બીજાઓને નશીહત થાએ. એ તરે શજા દેવી. તે મોબેદો ઉપરભી કાગજ ૧ લખી શાહેબનાંમાં બીડો છે તે વાંચી તેહોને વંચાવવો ને તે કાગજ પાછો લેઈ શાહેબે રાખવો. બીજી લાંબી અરજ

---

૧ બારેદીગર—બીજી વખત.

૨ પાખંડ ઠીઠીઆ—લુચ્ચાઇ, ઢોંગાઇ.

૩ દાંતે બોલે છે—બાજમાં બોલતા નથી.

કરીને શાહેબને તશદી તે શું દીજીએ. શાહેબ મેહેરબાન છો તો એટલુ લખી અમોને આબરૂ આપી. એજ રીતથી મેહેરબાંન રેહેવું. જીઆદે ખુબી નાંમદારી. શંવત ૧૮૬૮ નાં રોજ ૨ માહા ૧૧ આખાડ વદ ૧૧ શોમે.

૧ એ૦ નોશેરવાંન દશતુર શોહોરાબજીની દુઆ વાંચવી.

૧ એ૦ રૂશતમ દશતુર જામાશપજીની દુઆ વાંચવી."

(અતરે એરવદો મનોચેહેર રતનજી માંણકજી દશતુર પાલનજી, મનચેર કેરશાસ્જી માંડન, માંણકજી પરવેજજી, મેરનોશ માંણકજી, એદલજી શાપુરજી વાછા, તેમુલ ભીખા નરીમાંન, ફરાંમજી હોરમજી હોજદાર, માંણેકજી હોરમજી અરજાંણી, ખરશેદજી નવરોજજી વજીફદાર, શોહોરાબ રૂશતમજી મુલાં, રૂશતમજી બહેમનજી કાંગા, અને શાપુરજી ફરેદુનજી પાવરીની શહીઓ છે.)

---:o:---

## દસ્તાવેજ ૪૪ મો, નકલ છે.

---:o:---

" શરવ કાંમ લાઇક શદા શોભાગ નેકનાંમ શમસત મોએદો ભગરીઆ શ્રી નોશારીની વડી દરેમેહેરને તાબેનાં હમકાર શેઠજી શ્રી માંણકજીની દરેમેહેરનાં મુંબઇનાં લા૦ નોશારીથી દુઆગો [1]નોશેરવાંન દસતુર શોહોરાબજી તથા શમશત હમકારની દુઆ વાંચજો. જત લખવા મકસુદ એ જે શ્રી મુંબઇ વરાંઇ તમારી બેરાહી તથા બદસલુકી તથા ભાંડપણુ એવી કેટલીએક વાત જે કાંઇ મોએદાનાં પેશાને નહીં ઘટે તેવી શાભલતા હતા તે હવડા પુરી માલુમ થાઇ. એટલું જાણવું કે હવે તમારી પુરી કમબખતી આવી છે. કાંએ જે જે મુબારક ખાંનદાંનથી આબરૂ રોજી પાંમતા આવા તે શાહેબ લોકોએ જરા તમારાં સારાંને વાશતે નશીહત દીધી તારે એકઠા કરી બેઠા. તો ભલું તમો વના શ્રી મુબઇનાં જજમાંનાનુ કાંમ અડા રેવાનું હતું એવુ ગુમાંન રાખતા હશો. પણ ફ તો શેઠજી શાહેબે પાછલથી બરદાશતનાં શખુન લખા છે માટે તમારી હોરમત રહી. નહી તો દેશાઇજી શાહેબે તો જેણે એકઠા કરા તેહોનાં કબીલા પાશથી રૂ. ૧૫ લેખે શ્રી અનજુમનમાં ગુનેગારી લેવા ઠેડવી હતી. પણ હવડાં તો અમોઇ માફ માંગી ગુજર કરાવી છે તે તમારાં ગરગરાઉ[2] કાગજોથી નીશાં થશેજ. તમારા ફરાઆદ શ્રી આદરાનમાં જજમાંનો આવે છ તેહોનાં હાથને વલગવું ને ઉગાડા પગાની તરેહ પઇશા લુટવા. એવી કટલી ચાલ નબલી તો તમારી ચાલે તે લોકો આપવું બંધ કરશે તારે ઠેકાણે લાગશો.

---

૧ દસ્તુર નોશેરવાંનજી સોહરાબજી દ૦ મેહેરજીરાંણા, જેઓ ઇ૦ સ૦ ૧૮૦૬ માં નવસારીની ભગરસાથ અનજુમનનાં વડા દસ્તુર બન્યા હતાં, તેઓ રોજ ૨૭ મો માહ ૧ લો સને ૧૧૯૨ યઝદજરદી, તા૦ ૩૦ મી અકટોબર ૧૮૨૨ ઇસવીને દીને ૬૨ વર્ષની ઉંમરે ગુજર પાંમ્યા હતા.

૨ ગરગરાઉ-ઘરથી આવેલાં.

તમો નથી જાણતા કે નોશારીમાં બાજે જગો બાજે દશતુરે પૈશા પાછા વાલા જે મહુને રૂપાનાણું નહી. તે મુરબી શાહેબ દેશાઇ મનોચેરજીએ શાંભલું તેજ વખત ગોશો કરીને આદર મહીનામાં મેજમાં પૈશા શરવે આપતા હતા તે બંધ કરાવા. તે ૧ ને લીધે શરવનું [1]ગઉ આજ શુધી. ને વલી બેહેદીન કાઉશજી વઈદને તાં ઉઠેણાંમાં ભાઇડાઓફ પૈશા લેતાં વલગણ કરી તારે પછે શ્રી મુરબી શાહેબ દેશાઇજીએ શરવ બેહેદીનોને કેહ-વાડીઉ કે જેને શકતી હોએ તે પૈશા આપે ને જેને નહી તે રાસમાં રૂ. ૦ાા આપી તનદ-રોશતી પઢાવે. ફવું કીધું તારે ફેશાદ કોઇ કરતું નથી. તેમ તમારે ૧૦૦ ગાઉ [2]ભીખતા જવું ને તાં બદરાહે ચાલવું તે તમારી રોજી તમારે હાથે ગટવાની. વાશતે હવેપછે એવી ગેરશલુકની વાત ફરી કરશો તો શેઠજી શાહેબ દરેમેહેરમાંથી કાડશે ને રજલતા ફરશો. તમારી નબલી ચાલે કોઇ પોતાનાં ઘરમાં રાખશે નહી ને નોશારીમાં પણ રશવા થશો ને દરેમેહેરનાં કાંમથી બેઉ જગો દુર થાશો એ નીશ્ચે જાણજો.

વાશતે શેઠજી શાહેબનાં હોકમ મુજબ નહી ચાલશો તો બેઉ જગો રશવા થાશો. અમો શરવે મલી શેઠજી શાહેબને અરજ કરી છે તેમાં લખુ છે કે જેની તકશીર થાએ તેને દરેમેહરથી પલંગ પેટી શુધાં દુર કરવો ને નોશારીમાં પણ એજ રવેશ થશે. તે વીચારીને શલુકથી ચાલજો. નહી તો તમારા બજોરગોને શુધાં એબ લગાડશો. દરેમે-હેરથી દુર થાશો. ને બાજે વીચારશે કે અમારો તો કબીલોભી નોશારી નથી તેમ ગરૂરીમાં રેશે. પણ તે કોઇ દાડે શંધા કરતાં ગણો ફજેત થાશે એ નીશ્ચે જાણજો.

જીઆદે શું લખીઇ. એજ થોડા લખે ઘણું કરી જાણજો. શવત ૧૮૬૮ નાં રોજ ૨ માહ ૬૧ આખાડ વદ ૧૧ શોમે. એ કાગજ દેશાઇજી શાહેબને વંચાવીને બીડો છે."

મુંબઇ મધે વસનારા ભગરસાથની અનજુમનનાં મોબેદોની ઉપર શ્રી નવસારીની તેઓની અનજુમનનું વડપણ કેવા પ્રકારનું હતું તેનો ખેયાલ, ઉપલાં કાગજો[3] ઉપરથી બાંધવાને બની શકે છે.

———:o:———

ઇ૦ સ૦ ૧૮૦૩ માં તા૦ ૧૭ મી ફેબરવારીને દીને શ્રી મુંબઇ મધે કોટના વસ્તી-વાલા ભાગમાં–પારસી બજાર તરફ–એક મોહોટી ભયંકર આગ લાગી હતી, જેમાં "પારસી પ્રકાશ"માં જણાવ્યા પ્રમાણે ૧૦૦૦)થી વધુ ઘરો બલીને ભશમ થયાં હતાં. એ લત્તો પારસી કોમની વસ્તીથી વસાયલો હોવાથી કહે છે કે તેમાં આપણી

---

૧ શરવનું ગઉ–સઘલાઓનું ગયું. ૨ ભીખતા જવું—ધંધાને સર જવું.

૩ ઉપલાં બન્ને અસલ કાગજો મરહુમ માંણેકજી મેહેરવાંનજી શેઠના ઘરમાં મુંબઇ મધે હતા, તે ઉપરથી રોજ ૧૦ મો માહ ૯ મો સને ૧૨૪૦ યજદેજરદીને દીને મરહુમ દસ્તુર એરચજી સોહરાબજી દસ્તુર મેહેરજીરાંણાએ શબ્દે શબ્દ ઉતારો કરી શ્રી નવસારીની "પહેલા દસતુર મેહેરજીરાણાં લાઈબ્રેરી"માં પોતે મુકેલી કેતાબો મધે પરચુટણ વિષ્યાની એક હાથની લખેલી ચોપડીમાં જાળવ્યાં છે, જે ઉપરથી મેં શબ્દે શબ્દ ઉતારી લઈ એ કાગજો પહેલ વહેલાં અતરે આ પૂસ્તકમાં પ્રગટ કરયાં છે.

કોમની માલેકીનાં ૨૦૦ થી વધુ ઘરોનો નાશ થયો હતો, જેથી સેંકડો જરથોશ્તીઓ ઘરબાર વિનાના બની આસરા માટે ચંદનવાડીના લત્તા ઉપર આવી વસિયા હતા અને ત્યાંજ ઠરીઠામ બન્યા હતા. આએ લત્તા ઉપર એક પાક દરેમેહેરની સગવડ નહિ હોવાથી પોતાને ઘરના ક્રિયાકામો કરાવવા માટે ત્યાં આવી વસેલા જરથોશ્તીઓને મોહટી મુશ્કેલી જણાઇ હતી અને તેઓ આવું એક ધર્મનું મકાન બરપા થયલું જોવાને ઇન્તેજાર બન્યા હતા. એ ખબર મુંબઇના તે વેળાના એક ધર્મિ શેઠિયા શેઠ હોરમજજી બેહમનજી વાડિયાને પડવાથી ટોળાની એ હાજત ટાળવાનું અને પાક દરેમેહેરનું એક મકાન ચંદનવાડીના લત્તા ઉપર બરપા કરી આપવાનું તેઓએ ખુશીથી માથે લીધું હતું, અને ઝડપથી તે માટેનું એક મકાન બંધાવી "આતશ આદરાન" સાથની પાક દરેમેહેર ઇ૦ સ૦ ૧૮૦૫ માં રોજ ૨૦ મો માહ ૨ જો સને ૧૧૭૫ યઝદેજરદીને દિને ઘટતી ધામધુમથી જરથોશ્તીઓનાં વપડાસને માટે ખુલ્લી મુકાવી હતી. આએ પાક દરેમેહેર પરઠવાને લગતી ક્રિયાઓનું ઉપરીપણું શેઠ વાડિયાને ઘરના તે વેલાના પંથકી મોબેદ દારાબજી રૂસ્તમજી સંજાણાએ કીધું હતું, જેઓ શ્રી નવસારીની વડી દરેમેહેરને તાએબેનાં ભગરિયા મોબેદ હોવાથી પાક દરેમેહેરનું મકાન ઇજવાને સારૂ તેઓએ પોતાના છોકરા મોબેદ એદલજી સંજાણાને ખાસ નવસારી મોકલાવી ત્યાંથી નવો "આલાત" મંગાવ્યો હતો, તથા ક્રિયા કરનારા ભગરસાથના ૧૦ મોબેદોને ત્યાંથી બોલાવી તેઓની પાસે અગીઆરી ઇજાવી હતી. આ વખત-યા તેની થોડુંક આગમચ-સુધી મુંબઇનું પંથક શ્રી નવસારીની વડી દરેમેહેરને "તાએબે" ગણાતું હતું તથા તેમાં ક્રિયા ભણતરો કરવાના એખલો સ્વતંત્ર "હક્ક" ભગરિયા મોબેદો ભોગવતા હતા. પરંતુ તેઓની પોસ્તપનાહી કરનારા આગેવાનોની જગ્યા વખતનાં વહેવા સાથ ખાલી પડતી જવાથી તથા ગરીબાઇમાંથી જરદાર બનેલા નવા શેઠિયાઓનાં અમલમાં કોમની ક્રિયાકામો કરાવવા સંબંધી હાજતો દીનપરદીન વધતી રહેવાથી અને તેને પુગી વળવાને તથા કોમને સંતોષ આપવાને ભગરિયા મોબેદો તે વેલાએ અશકત જણાયાથી તેઓના એખલાને હાથ મુંબઇનું પંથક રાખવું અકસર શેઠિયાઓએ નામૂનાંસેબ વિચાર્યું હતું. તેઓએ જૂદા જૂદા પંથના મોબેદોને મદદ તથા કુમક આપી તેઓના ક્રિયાકામો કરવાનાં "આલાતો" સાથે મુંબઇમાં બોલાવ્યા હતા. એ રીતે વાડિયાજીની ઉપલી પાક દરેમેહેરની સ્થાપના થવા પછીનાં થોડાં વર્ષો દરમ્યાન વધુ સંખ્યામાં જૂદા જૂદા પંથના મોબેદો મુંબઇ મધે આવતા રહી ઠરીઠામ બન્યા હતા. આ વેલાએ વખત તથા સંજોગ તપાસીને કામ લેવાનું ભગરિયા મોબેદોએ ડહાપણ ભરેલું વિચાર્યું હતું, પોતાની અનજુમનનો ૧૫૦ વર્ષથી વધુ મુદતનો તરીકો તુટેલો તથા પંથક ચલાવવાનો ભોગવતો બીજાઓના હાથમાં ગયલ જોવા છતાં જૂદા પંથના મોબેદોની સાથે કોઇ રીતની ખતપતમાં નહિ ઉતરતાં, બલ્કે તેઓની સાથે અઠડામણ થતી અટકાવવા તેમજ પોતાની અનજુમનનો ટેક જાળવવા આગેવાન ભગરિયા મોબેદોએ પોતપોતામાં એવો બંદોબસ્ત કીધો હતો કેઃ-

"આપણી અનજુમનનાં મોબેદોનો મૂખ્ય અને મોહટો વપરાસ જે દરેમેહેરો મધે છે ત્યાં બીજા પંથના મોબેદોને "આલાત" સાથના ક્રિયા ભણતરો કરવાની રજા

નહિ આપવાને મકાનનાં મૂતવલીઓને સમજાવવા, તથા જે મકાનનાં મૂતવલીઓ તેમ કરવા કબૂલ કરી આપણી અનજુમનની પ્રતિષ્ઠા જાળવે તે મકાનોને આપણી અનજુમનનાં મુખ્ય મથક તરીકે ગણવાં."

ભગરસાથ અનજુમનના મોબેદોએ પોતાનું સ્વમાન જાળવવા સારૂ એ રીતનાં કીધેલા ઠેડાવોનું વાજબીપણું સ્વિકારી જે દરેમેહેરોના દિલસોઝ માલેકોએ તે મુજબ અમલ કરવા માંડયો હતો તેઓમાં કોટની મરહુમ માણેકજી શેઠની દરેમેહેર તથા ધોબીતલાવ ચંદનવારી ખાતે બંધાયલી મરહુમ હોરમજજી વાડીઆની ઉપલી દરેમેહેર તથા બારકોટ ખાતેની મરહુમ મનચેરજી બહમનજી શેઠની દરેમેહેરના મુતવલી સાહેબો મુખ્ય હતા.

ઉપલી ત્રણે દરેમેહેરો, જુદા પંથના મોબેદો મુંબઇ મધે ક્રિયાકામ કરવા સારૂ પોતાના "આલાત" સાથે પહેલા આવી વસિયા અને ઠરીઠામ બન્યા તેની આગમચ બંધાયલી તથા શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનાં "આલાત"થી ઇજાયલી હોવાથી, તેમાં "આલાત" સાથના સઘલાં ક્રિયાકામો ભગરસાથના મોબેદોની પાસેજ કરાવવાને તેનાં મુતવલીઓએ ઇન્સાફી તથા માનભરેલું ગણ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૩૦ માં

**હોરમજજી વાડિયાના આતશબેહેરામ સાહેબ**

ની સ્થાપના કરવામાં આવી હતી. શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ ઇ૦ સ૦ ૧૮૦૫ માં ચંદનવારી ખાતે એક દરેમેહેર બરપા કરવા પછી તેમાંજ એક આતશબેહેરામ સાહેબનો નૂરી કેબલો બનાવી તખ્તનશીન કરાવવાનો ભલો ઇરાદો દિલમાં ધારી, તે પાર ઉતારવાની તજવીજ કીધી હતી. પરંતુ આવું મોતેબર પુન્યનું કામ પોતાને હાથે કરેલું જોવાની તેમના સરજતમાં નહિ હોવાથી દિલની ઉમેદ દિલમાં રાખી તેઓ રોજ ૬ ઠો માહ ૬ ઠો શેહેનશાહી સને ૧૧૯૫ યજદેજરદી, તા૦ ૭ મી માર્ચ ૧૮૨૬ ઇસવીને દિને ૬૦ વર્ષની ઉંમરે આ ફાંની દુનિયાથી ગુજર પાંમી બેહેશ્તનશીન બન્યા હતા. એ શેઠના બહમનજી, રૂસ્તમજી તથા અરદેશર નામનાં ત્રણ છોકરાઓ હતા, જેઓએ એકદિલ બની પોતાના પિતાજીની ઇચ્છા અને ખાહેશ મુજબ તેઓની દરેમેહેરમાં "આતશબેહેરામ સાહેબ" બરપા કરાવવાનો ઠેડાવ કીધો હતો તથા તે કામ ઘટતી ક્રિયાઓ કરાવી સરનજામ ઉતારવા માટે પોતાની દરેમેહેરના પંથકી મોબેદ એદલજી દારાબજી સંજાણાને તેઓએ ફરમાસ કીધી હતી. મોબેદ એદલજી સંજાણા તે વેલાએ "દસ્તુરી પદ" ઉપર નહિ આવેલા છતાં દસ્તુરનાં નામને જેબ મલે તેવું પૂખ્ત ધર્મજ્ઞાન ધરાવતા હતા; પોતાનાં વડપણ હેઠલ આતશબેહેરામ સાહેબનો નૂરી કેબલો બરપા થવાની તથા પોતે તેનાં વડા દસ્તુર બનવાની મલેલી એ રીતની તકથી તેઓ ખુશાળ બન્યા હતા અને પાક આતશબેહેરામ સાહેબ બરપા કરવામાં સમાયલા ફાયદા ભગરસાથની પોતાની અનજુમનનાં મોબેદોને સમજાવી તેનું ક્રિયાકામ તેઓની પાસે જારી કરાવ્યું હતું.

શ્રી નવસારી મધેના આતશબેહેરામ સાહેબ ઉપરાંત પોતાની અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ મુંબઇમાં બરપા થતા જોઇને ભગરિયા મોબેદોમાં તે વેલાએ કુદ્રતી

રીતે ખુશાળી ફેલાઈ હતી; જેમ નવસારીના આતશબેહેરામની "બોએ" ની પેદાયશ ત્યાંના મોબેદોમાં વહેંચાતી હતી તેમ મુંબઇમાં પણ વહેંચાશે એવી ભલી ઉમેદ તેઓનાં દિલમાં બરપા થઇ હતી; જેથી ખુશાળ બની, આગમચથી કોઇ રીતનો બંદોબસ્ત કરવા વગર આતશબેહેરામનું ક્રિયાકામ તેઓએ શરૂ કીધું હતું. જુદા જુદા આતશો ઉપરના ક્રિયા ભણતરો સંપુરણ થતાં રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૦૦ યજદેજરદી. તારીખ ૧૭ મી નવેમબર ૧૮૩૦ ઇસવીને દીને પાક આતશબેહેરામ સાહેબના નુરી કેબલાને દીનઆઇનનાં તરીકા મુજબ તખ્તનશીન કરવામાં આવ્યા હતા, તથા તેની પહેલી "બોએ" દેવાનું કીર્તિવંત કામ મોબેદ એદલજી સંજાણાએ બજાવ્યું હતું. ત્યારબાદ તેઓનાં વડપણ એઠલ શુક્રગુઝારીનું એક જશન થયું હતું જ્યાં તેઓને મકાનનાં માલેકોએ "શાલ" એનાયત કરીને ત્યાંના વડા દસ્તુર તરીકે મુકરર કીધા હતા. દસ્તુર એદલજીને તે દહાડે આગેવાન શેઠિયાઓ તથા મંડળોની તરફથી માન અર્થે જુમલે ૩૦ શાલો એનાયત થઇ હતી, જેમાં પારસી પંચાયત તરફની પણ એક હતી. વાડિયાજી શેઠોનાં "એજન" ને માન આપી આતશબેહેરામ સાહેબના નુરી કેબલાને નમન કરવા દેશ–દેશાવરોનાં જરથોસ્તીઓની મોટી સંખ્યાએ ભક્તિભાવથી પાક મકાનમાં ભેગા મલી જશનની ક્રિયામાં ભાગ લીધો હતો તથા એ સૂભ દિવસ એક તેહેવાર તરીકે પાલ્યો હતો. એ આતશબેહેરામ સાહેબના મકાન મધે તેને બરપા કરવા સંબંધી વિગતનો એક લેખ આરસીમાં જડેલો છે, જે લેખ એક યાદગારી તરીકે આ પૂસ્તકમાં સદ્દાબરો ઉતારી પ્રગટ કરૂં છું.

"શ્રી પાક દાદાર હોરમજદની મદદગારીથી શ્રી આતશબેહેરાંમ પાદશાહ, જે જરથોશતી ભલી દીનનાં લોકોનો બુજોરગ કેબલો છે, તેહને શ્રી મુંબઇ બંદર મધે બુજોરગીનાં તખત ઉપર તખ્તનશીન કીધો છે. તેહનો રોજ ૧૭ મો શરોશઇજદ માહા ૨ જો અરદીબેહેશત અમશાશપંદ શને ૧૨૦૦ ઇઅજદેજરદી શેહેનશાહી તથા તા૦ ૧૭ મી નવેમબર શને ૧૮૩૦ ઇશવી તથા વીકરમાજીતના સવંત ૧૮૮૭ નાં માગશર શુદ ૨ ને વાર બુધે તથા શાહલીવાહન શાકે ૧૭૫૨ તથા તા૦ ૩૦ મી માહે જમાદીઆલ અવલ શને ૧૨૪૬ હીજરીમો મોબારક દાહાડે દીશનાં કલાક ૯ ને અમલે બેહેતર માજદીઅશની દીનનું તમાંમ અનજુમન મોહટા તથા નાધલા તથા બુજરોગવાર લોકો દુર શાહેરનાં તથા કશબાઓ તથા ગાંમોના તમાંમ એકઠા થાઈને ઘણી ખુશી ખુશાહાલી સાથે ભલી દીનનાં હોકમ પરમાંણે શી આતશબેહેરાંમ ફીરોજગર પાદશાહને તખ્તનશીન કીધા છે શહી. અને તમાંમ માજદીઅશની દીનનાં લોકોએ નીઆએશ તથા બંદગી કરી શર જમીન ઉપર મુકીને બેહેશત મોકાંમ શેઠજી શ્રી શેઠ હોરમજજી બીન બહમનજી બીન નવરોજજી વાડીઆજી શાહેબનાં અનોશેહેરોવાંન ઉપર દોવા અને આફરીન કીધી, તથા પરથમ એ આતશબેહેરાંમ સાહેબ તખ્તનશીન કરવાનો નેક એરાદો જીનતમકાંની શેઠ હોરમજજી બહમનજી વાડીઆજી સાહેબે પોતેજ ધારેલો હતો, પણ તે સાહેબની ઓમરે વફા નહી કીધી. તેઆર પછી તે સાહેબનું નેક કાંમ ધારેલું બજા લાવવા સારૂ બાઇ મીઠીબાઇજી તે શેઠજી બેહેશતી હોરમજજી શેઠની ધણીઆંની તથા તેવણના બેટાઓ વાડીઆજી બહમનજી, તથા વાડીઆજી રૂશતમજી તથા વાડીઆજી અરદેશરજી જીનતમકાંની શેઠ

હોરમજજી વાડીઆજી એ ૪ સાહેબો એકદીલ થાઇને ઘણી કોશેશ અને મેહનતથી પોતાના મુરબ્બી બેહેશતી વાડીઆજી શેઠ હોરમજજી બહમનજી સાહેબનાં અનોશે-હેરવાંનની નઈએતે એ આતશબેહેરાંમ પાદશાહને ઉપર લખેલી તરીખે તખ્તનશીન કીધા છે કે બેહેશતી શેઠજી હોરમજજી વાડીઆનું નેકનામ હંમેશે ઇઆદગાર રહે શહી."

એ રીતે મુંબઇ શેહેર મધે શેહેનશાહી જરથોસ્તીઓના પહેલ વહેલા આતશ બેહેરામ સાહેબ બરપા થવા પાંમ્યા હતા, અને તેથી પારસી જરથોસ્તીઓમાં સઘલે ખુશાળી ફેલાઈ હતી.

——:o:——

## ઉપલા આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો અને બોએના રૂપિયા શ્રી નવસારીનાં તરીકા પ્રમાણે મેળવવાનો ભગરિયા મોબેદો-ને સોંફવામાં આવેલો હક્ક, તેઓના છોકરાઓને એ પાક મકાન મધે "નાવર અને મરાતબ" કરવાનો દસ્તૂર એદલજી સંજાણાએ બરપા કીધેલો સવાલ; તથા તેનાં સંબંધમાં ચાલેલી જીક્કર.

——:o:——

પોતાનાં વડપણ હેઠલ પાક આતશબેહેરામ સાહેબની એ રીતે સ્થાપનાં કરાવીને દસ્તુર એદલજી સંજાણાએ પારસી જરથોશ્તીઓમાં દેશ-પરદેશ જેમ પોતાની નામનાં અને કીર્તિ વધારી હતી, તેમ ભગરસાથની પોતાનાં અનજુમનનાં મોબેદોના દિલમાં ખુશાલી તથા ભલી ઉમેદો બરપા કીધી હતી. શ્રી નવસારીનાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનાં તથા તેની આવક મેળવવાનાં ધોરણ પ્રમાણેજ મુંબઇના આતશબેહેરામ સાહેબની "બોએ" નો કારોબારમાં ચલાવવામાં આવશે એમ તેઓએ સ્વભાવિક રીતે માની લીધું હતું; પરંતુ એ રીતની ખુશાળી—ઉમેદ અને માન્યતા, આતશબેહેરામ સાહેબની સ્થાપના થવાની સાથેજ નાઉમેદી અને નિરાશીમાં ફેરવાઈ જવાથી મારા ભાઇબંધ મોબેદો દલગીર બન્યા હતા. શ્રી નવસારીના આતશબેહેરામમાં ચાલતું "બોએ" ની આવક મોબેદોમાં વહેંચી આપવાનું ધોરણ, મુંબઇમાં પોતાના વડપણ હેઠલ બરપા થયલાં મકાન મધે ચલાવવાને તથા પોતાના હાથમાંથી "બોએ" ની આવક જતી મેળવાને દસ્તુર એદલજી સંજાણા નારાજ હતા; તેઓએ પોતાના શેઠોને સમજાવી આતશબેહેરામ સાહેબની "બોએ" દેવરાવવાનો કારોબાર પહેલાંથી પોતાના હાથમાં રાખ્યો હતો તથા આગેવાન મોબેદોની તરફથી લેવામાં આવેલા શખ્ત વાંધાઓ છતાં પોતાના હસ્તકમાં થોડાક મોબેદોને પગારદાર રાખી, તેઓની પાસે "બોએ" દેવરાવવા અને તેની સઘલી આવક પોતે મેળવવા માંડી હતી.

દસ્તુર એદલજીએ આતશબેહેરામ સાહેબની "બોએ" નાં ચલાવવા માંડેલા એ રીતના આપખુદ વહિવટથી નાસિપાસ બની, મુંબઇના ભગરિયા મોબેદોએ મકાનનાં મૂતવલી શેઠિયાઓની આગલ જઇને શ્રી નવસારીના આતશબેહેરામની "બોએ" નું ધોરણ તથા ત્યાંનો તરીકો અને રેવાજ પોતાના પાક મકાન મધે દાખલ કરવાની ફરી ફરીથી માગણી કીધી હતી. ભગરસાથના મોબેદોને એ રીતે બેદિલ બનેલા તથા તેઓ તરફથી થતી રહેલી માગણીમાં વજૂદ સમાયલું જોઇ મકાનનાં ધર્મિ માલેકોની દિલસોઝી મોબેદો તરફ ખેંચાઇ હતી, તેઓએ પોતાના દસ્તુરને ઘટતી રીતે સમજાવી શ્રી નવસારી-ના તરીકા મુજબ પોતાનાં આતશબેહેરામ સાહેબની "બોએ" નું ધોરણ રાખવા અને બોએની આવક મોબેદોને આપવાની ફરમાસ કીધી હતી; જો દસ્તુર એદલજીએ પોતાના શેઠોની ઇચ્છા મુજબ ખુશીથી અમલ કરી પોતાની અનજુમનનાં મોબેદોની માગણી સ્વિકારવાની ઉદારતા બતલાવી હતે તો ભગરસાથ અનજુમન તેઓની સદાની આભારી બનતે; પરંતુ તેવો જશ મેળવવાનું ટોલાનાં કમનસિબે તેઓની સરજતમાં નહિ હોવાથી કહે છે કે તેઓએ "બોએનો હક્ક" મોબેદોને આપવાની પોતાના શેઠોની માગણી બહાલ રાખવાનો બાહેરથી દેખાવ કરી, બાતેનમાં તે ઉપર અમલ થતો અટકાવવા અથવા તો તેમાં નડતર નાખવાના હેતુથી

## નાવર તથા મરાતબની પહેલી જીકકર

બરપા કીધી હતી; દસ્તુર એદલજી સંજાણાએ તકરારી બાબદમાં પોતાના શેઠોને એ રીતનું સમજાવ્યું હતું કે "શ્રી નવસારીના તેમજ અતરેના આપણા આતશબેહેરામ સાહેબનો દરજ્જો એક સરખો છે, નવસારીના આતશબેહેરામ સાહેબની "બોએ"ની આવક જેમ ત્યાંના મોબેદોને મલે છે તેમ આપણા આતશબેહેરામ સાહે-બની બોએની આવક અતરેના મોબેદોને આપવા સાથે તમો તેઓને એવી માગણી કરો કે જેમ નવસારીની વડી દરેમેહેરમાં તેઓના છોકરાઓ "નાવર તથા મરાતબ" થાય છે તેમ આપણી પાક દરેમેહેર ખાતેણી થાય; એ મોતેબર કામો આપણે ત્યાં થવા થીજ પાક આતશબેહેરામનો દરજ્જો જળવાશે. આતશની "બોએ"ની આવક અતરેના મોબેદોને મલવાથી તેઓ તમારી માગણી સ્વિકારવાને કદીબી ના પાડશે નહિ."

દસ્તુર એદલજીએ એ રીતની સમજાવત શું હેતુ તથા મકસદથી કીધી છે તે વાડિયાજી શેઠો સમજી શકયા હતા નહિ, તેઓએ પોતાના દસ્તુરની સલાહ ઉપિયોગી અને મકાનની બેહેતરી ઇચ્છનારી જણાયાથી-તે મુજબ અમલ કરવા તથા કરાવવાનો ઠેડાવ કરી આગે-વાન ભગરિયા મોબેદોને પોતાને ત્યાં બોલાવ્યા હતા; તથા "બોએ"ની માગણીનાં સંબંધમાં કરવામાં આવેલી ગોઠવણથી તેઓને માહિતગાર કરી, કહે છે કે શેઠિયાઓએ તેઓને એ રીતે સમજાવ્યું હતું કે:—

"તમારી અરજ તથા માગણી ઉપર અમોએ ધ્યાન આપી તથા એ બાબદમાં અમારા દસ્તુરજી સાથે મસલહત કરી આતશબેહેરામ સાહેબની "બોએ"નો કારોબાર તમોને

સોંપવાનો તથા તેની આવક તમારે સ્વાધીન કરવાનો અમોએ ઠેડાવ કર્યો છે; અમો ઉમેદ રાખ્યે છીએ કે તમારી અનજુમનનો તરીકો જાળવી જેમ તમારી બોએની માગણી અમોએ સ્વિકારી છે, તેમ અમારી માગણી કબુલ રાખીને આપણા પાક આતશ-બેહેરામ સાહેબનાં મકાન મધે શ્રી નવસારીમાં ચાલતા તરીકા મુજબ તમારા છોકરાઓને " નાવર તથા મરાતબ" કરવાના શુરૂ કરશો. શ્રી નવસારી મધે કરવામાં આવતી સઘલી મોતેબર ક્રિયાઓ અતરે કરવામાં આવ્યાથી અમુને ખરો સંતોષ મલશે તથા આપણા આતશબેહેરામ સાહેબનો દરજ્જો એથી બરોબર જળવાશે."

વાડિયાજી શેઠોને મોઢેથી પોતાની બોએની માગણીનો એ રીતનો જવાબ સાંભળી આગેવાન ભગરિયા મોબેદોને નિરાશી ઉપજી હુતી, બોએની આવક મેળવવાની પોતાની અનજુમને કીધેલી માગણીનો એકગમથી સ્વિકાર કરી બીજી તરફથી તેમાં નડતર નાખવા જેવો સવાલ બરપા કરવામાં આવેલો જોઇ તેઓ દલગીર થયા હુતા; પરંતુ પોતાના શેઠોને એકદમ નારાજ નહિ બનાવતાં-કહેછે કે—આગેવાન મોબેદોએ કુનેહ તથા અદબથી તેઓને એ રીતનો જવાબ આપ્યો હુતો કે:—

"આપણા આતશબેહેરામ સાહેબની બોએની આવક મેળવવાની મુંબઇના ભગરિયા મોબેદોની માગણી સ્વિકારવા માટે અમો તમો સાહેબોનો આભાર માન્યે છીએ તથા તમોએ કીધેલી સુચના તરફ અમારી દિલસોજી અને પસંદગી છે; પણ પોતાના છોકરા-ઓને શ્રી નવસારી માફક અતરે 'નાવર તથા મરાતબ' કરવાનો અધિકાર મુંબઇના મોબે-દોના હાથમાં નથી. સબબ અમારી ઉપર શ્રી નવસારીની અમારી અનજુમનનું વડપણ તથા હુકમ ચાલે છે. તેટલાં માટે તમો એ બાબદમાં નવસારી કાગજ લખીને પરવાંનગી મેળવી આપો; જો ત્યાંની અમારી અનજુમન એ કામો અતરે કરવાને રજા આપશે તો તે કરવાને અમો તૈયાર તથા ખુશી છઇયે."

આગેવાન ભગરિયા મોબેદોએ આપેલા એ રીતનાં જવાબમાં ઘણું વજુદ સમાયલું જોઇ, વાડીઆજી શેઠોએ મુંબઇની પારસી પંચાયતની તે વખતની કમિટી મધેના શેહેન શાહી શેઠિયાઓની પાસે શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર એક કાગજ લખાવ્યો હુતો, જેમાં " નાવર તથા મરાતબ " કરવાની કરવામાં આવેલી હિલચાલમાં મદદ કરવા મુંબઇના મોબેદોને ફરમાવવાની સુચના કરવામાં આવેલી હુતી.

આએ કાગજ તથા શ્રી નવસારીની ભગરસાથ અનજુમને તેનો શેઠિયાઓની ઉપર મોકલાવેલો જવાબ " પારસી પ્રકાશ"નાં ૨૪૩ માં સફા ઉપર પ્રગટ થયલો છે. પરંતુ અસલ કાગજો જે પુણેવાળા મરહુમ દસ્તુર તેહમુલજી મીનોચેહેરજી હોજદારની પાસે હુતાં, તે ઉપરથી ઉતારેલી નકલ અત્રે સદાબરી પ્રગટ કરૂં છું.

# દસ્તાવેજ ૪૫ મો, નકલ છે.

" શવશત શ્રી નોશારી કશબે માહાશુભશથાને પુજારાધે. સાહેબ શ્રી દશતુરજી રૂશતમજી ગુ૦ બેહેશત મુકામ દશતુર નોશરવાંનજી તથા દેશાઇજી શાહેબ જમશેદજી ગુ૦ બેહેશતમુકામ દેશાઇ મીનોચેહેરજી તથા દેશાઇ શાહેબ ખુરશેદજી ગુ૦ બેહેશત મુકામ રૂશતમજી તથા શમશત અનજુમન જોગ. શ્રી મુંબઇ બંદરેથી લા૦ હમેશાનાં દોવાગોઓ શ્રી શેહેનશાહી મીટીંગના મેમબરો નીચે શહી કરનારાઓની ઇઅજદાંપનાહ બાદ વાંચવી. જત અતરે ખેર છે તમારી તરફની ખેર ખુશીના શમાચાર હમેશાં લખતા રહેવું.

અપરંગ બીજું—લખવા મકશુદ એ જે અતરે શ્રી મુંબઈ મધે આતશબેહેરાંમ સાહેબ તખતનશીન થાએઆથી કુલ જરથોશતી ફીરકાને ઘણી ખુશી હાંશેલ થાઇ છે તે શરવે તમો શાહેબોને રોશન છે. અને હમણા અમો શરવે જણા એતેફાક કરીને અતરે શ્રી આતશબેહેરાંમ સાહેબની દરેમેહેર મધે મોબેદોનાં ફરજંદોને નાવર તથા હેરબદ કરવાનાં કાંમની શરનજામી કરીએ છીએ. તે બાબે શ્રી નોશારીનું અશલ પંનથક જાણીને અમો તમોને લખી જણાવીએ છઇએ જે એ ભલી દીનનાં નેક કાંમમાં તમો શાહેબો મદદ કરીને-શાથે સાંમેલ થાઇને-અતરે શ્રી મુંબઇના મોબેદો ઉપરનો કાગજ લખી મોકલાવો જે એ દીનનાં કામ કરવાને સાંમેલ થાઈને એ નેક કાંમ બજા લાવે.

એવું તમો શાહેબોનાં લખેઆથી હમારે ને તમારે એખલાશ ને ઘરોબરો છે તેથી જાદા થાશે તે શત કરીને જાણજો અને એ કાગજનો ઉતર વાલજો. ને હમારે શરકું કાંમકાજ હોએ તે શુખેથી લખતા રેહેજો. અને આપરા શરવ મલતા ભાઈઓને હમારી દોવા સલામ વંનચાવજો. એજ મકશુદ. રોજ ૫ મો માહા ૪ થો શા૦ ૧૨૦૧ એજદેજરદી. શા૦ ૧૮૮૮ નાં પોશ શુદ ૨ બુધે. તા૦ ૪ થી જાનેવારી ૧૮૩૨. "

( આએ કાગજના ઉપર નીચલી શહીઓ છે:-હોરમજજી બમનજી, વાડયા બહમનજી હોરમજજી, પારસી ખરશેદજી માણેકજી, ફરામજી બમનજી, જમશેદજી જીજીભાઇ, નોશરવાંનજી નવરોજજી, પેશતનજી નવરોજજી, હોરમજજી ભીખાજી, વાડીઆ જાંહગીરભાઇ નોશરવાંનજી, વાડીઆ ખરશેદજી રૂશતમજી, જીજીભાઇ દાદાભઇ, વીકાજી મેહેરજી, હોરમજી ધનજી પટેલ. )

મુંબઇના શેઠિયાઓએ શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર મોકલાવેલા ઉપલા કાગજનો જવાબ, ત્યાંની અનજુમને નીચલો યાદગાર કાગજ લખીને મજકુર શેઠિયાઓની ઉપર મોકલાવ્યો હતો.

# દસ્તાવેજ ૪૬ મો, નકલ છે.

" શવશત શ્રી મુંબઇ બંદરે માહાશુભશથાને પુજા રાધે. નેકનાંમ મીટીંગના સાહેબો રોજ બ રોજ ખુબી જીઆદે બાદ. લા૦ કસબે નોશારીથી શમશત અંનજુમન દોવાગો

ભગડીઆ શ્રી નોશારીની વડી દરેમેહેરને તાએએના દશતુરો તથા દેશાઇઓ તથા મોબેદો વીગેરેની દોવા આફરીન બાદ કબુલ કરવી.

જત શરવે એ તરફ ખેરીઅત છે. તમો શાહેઓની ખેરીઅતનું નામું રોજ ૫ માહ ૪ શને ૧૨૦૧ ઇઅજદજરદી–શંવત ૧૮૮૮ નાં પોશ શુદ ૨ બુધે–તારીખ ૪ જાનેવારી શને ૧૮૩૨ નું લખેલું પોહોતુ છે. તેથી ખુશી ઉપજી છે. એજ રીતે મેહેરબાંનીથી લખા કરવું.

બીજુ. શાહેઓએ મુંબઈમાં હેરબદ કરવા વીશે લખુ જે આતશબેહેરાંમ સાહેબની જગામાં તેથી વાંચીને વાકેફ થાએઆ છેઇએ. તેનું જાણવું એ જે શ્રી નોશારીમાં તા૦ સુરત શેહેરમાં તા૦ ભરૂચમાં તા૦ ખંભાતમાં તા૦ ગોદાવરામાં તા૦ વલસાડમાં તા૦ ઉદેપોરમાં શરવે જગોએ એરવદ થાએ છે. તેમાં વલી એ જગો ઉપરણી થાશે તો કાંઇ હેનો અંદેશો નથી. હમો તો શરવે વાતે હાજર છેઇએ ને પંનથકબી હમારૂંજ છે કાંઇ જુદું નથી. પણ એ બાબે જે એક બીનાં છે તે અવલ શાહેઓને લખી જણાવીએ છીએ કે હમારે તાંહાં હેવો શરેશતો છે કે હમે શરવેથી હેલાએદું વાપડીએ છીએ. ને હમારે તાંહાના શુરત[1] તા૦ ગંદેવી તા૦ બીલીમોરે મોબેદો છે તે સાથેબી હમે વાપરતા નથી તે પાંચે પંનથકના શાહેઓ જાણે છે ને તેજ મુજબ કાનુન આજ સુધી જારી પણ છે ને તે હાલમાં મશહુર છે ને [2]એદલદારૂ વીગેરે શરવે શાહેઓ જાને છે. તેથી એ મુજબ એ જગો ઉપર જે હેરબદ થાશે તેની સાથે હમે વાપરશું નહી. તે હમે નવો સરેશતો નથી કાહારતા. આજે મુદતનો બુજોરગોથી કાનુંન છે તે મુજબ ચાલશું ને કદી તે લોક આવશે તેને બરશનુમ આપીશું શરવે. પણ હમે તે શાથે વાપરવામાં શામેલ થવાનાં નથી. તે લોક શાથે કે હવે પછી જે થાશે તે શાથે. તેથી શાહેઓને લખી જણાવીએ છઇએ કે વલી પછવાડેથી એ વાતની આપુને નાંખુશી નહી થાએ. ને એ કાંઇ નવું નથી અશલથી ચાલતું આવે છે તેમ લખું છે. એજ વીનંતી મેહેરબાંની રાખવી કામકાજ ફરમાવવું હમો લાએકનું. રોજ ૨૧ માહા ૫ શને ૧૨૦૧ ઇઅજદજરદી."

( ઉપલાં કાગજ ઉપર શ્રી નવસારીના આગેવાન દસ્તુર મોબેદોની નીચલી સહીઓ છેઃ–દસ્તુરો રૂસ્તમજી નોશીરવાંનજી મેહેરજીરાંણા, ખુરશેદજી બરજોરજી દારાબપહાલણના,

---

૧ આએ લેખ ઉપરથી જણાય છે કે હાલમાં ગણદેવી તથા બીલિમોરા ગામના ભગરિયા મોબેદો–તેઓને પંથક આપ્યાના સબબથી–જેમ શ્રી નવસારીમાં ક્રિયાકામો કરવાના હક્કો ભોગવતા નથી તેમ આજથી ૮૯ વર્ષ ઉપર શ્રી સુરત શેહેરના વતની ભગરિયા મોબેદો પણ તેવો હક્ક ભોગવતા હતા નહિ, પાછલથી તેવાને એવો હક્ક નવસારીની ભગરસાથ અનજુમને બક્ષેલો માલમ પડે છે.

૨ દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ પોતાના વડપણ હેઠલ પાક આતશબેહેરામ સાહેબની સ્થાપના કરાવી પોતે તેના વડા દસ્તુર બનવા સાથે એ પાક મકાનનાં સંબંધમાં શ્રી નવસારીની પોતાની વડી અનજુમનનું કોઇ પ્રકારે માન ને વડપણ જાળવવાની ફરજ અદા કરવાથી પછાત પડી ત્યાંની ભગરસાથ અનજુમનનો "અભાવ" પોતા તરફ ખેંચી લીધેલો હોવાથી, મુંબઇના શેઠિયાઓની ઉપરના ઉપલાં કાગજ મધે તેવણનું "દસ્તુર" ના એલકાબથી નામ લખવાને બદલે "એદલદારૂ" કરી નાખુશીથી લખેલું માલમ પડે છે.

માણેકજી રૂશતમજી જામાસ્પઆશાના, તથા મોબેદો કાઉશ દશતુર એદલજી, રતનજી મનોચેરજી કુટાર, મનોચેહર ફરામજી હોજદાર, ફરામ મનોચેહેરજી માંદન, દારાબ કેરશાસજી પાવરી, ફરાંમ ખુરશેદજી માંદન, દારાબ શાપુરજી દાબુ, એદલ બરજોરજી કોટવાલ, એદલ ભીખાજી અગે, માણેકજી નવરોજજી ભેડવાર, બેમન ફરદુનજી ઠાંગા, હોરમજી મનોચેહરજી ધાભર, અને રૂશતમજી બહેરામજી મોદી. )

---

શ્રી નવસારીની ભગરસાથ અનજુમને લખેલાં ઉપલાં કાગજથી વાડિયાજી શેઠો જો કે નિરાશ અને દલગીર થયા હતા, પરંતુ નવસારીની અનજુમનનો એ ઠેડાવ તુરત વેળા ફરે તથા મુંબઇ મધે થયલા " નાવર અને મરાતબો "ને સ્વિકારી તેઓની સાથે નવસારીવાલાઓ વાપરવેશ કરે એમ નહિ જણાયાથી, એ બાબદમાં વધારે ચુનોચેરા કરવાનું નામુનાંસેબ વિચારી વાડીઆજી શેઠોએ મુંબઇના ભગરિયા મોબેદોને સ્વાધીન કીધેલો આતશબેહેરામ સાહેબની " બોએ "ની આવક મેળવવાનો "હક્ક" શરૂઆતમાં કાયમ રાખવાની ઉદાર્તા તથા મેહેરબાની બતલાવી હતી. પણ ભગરસાથની અનજુમનનાં મોબેદોના પોતાના કમનસિબે એ કિમતી " હક્ક "નો ભોગવતો સલાહસંપજથી તેઓ કરી શકયા હતા નહિ. નવસારીવાલાઓની સાથે આતશબેહેરામ સાહેબના મુતવલી શેઠિયાઓને " નાવર મરાતબ "ના સંબંધમાં પડેલા એ રીતના મતફેર છતાં તેઓએ " બોએ "ની આવક મોબેદોને આપવાનો ઠેડાવ કાયમ રાખવાથી ખુશાળ બની, ભગરિયા મોબેદોએ એક વર્ષ માટેનું " બોએનું તેન્ડર " પોત પોતામાં કરી પાંચ જણાને બોએમાં મોકલાવ્યા હતા. જયારે તેઓ પહેલાં વર્ષની "બોએ"ની આવક વહેંચી લેવાને સારૂ ભેગા મલ્યા ત્યારે, કહે છે કે તેઓમાં વહેંચણીના સંબંધમાં શખ્ત વાંધો બરપા થયો હતો. મોબેદોના એક ભાગે શ્રી નવસારીમાં ચાલતું આતશબેહેરામ સાહેબની "બોએ"ની વહેંચણીનું ધોરણ મુંબઇ મધે દાખલ કરવા તથા ભગરસાથ અનજુમનની "પાંચ પૉલ" મધેથી નવસારીમાં પહેલા આવેલા " રાણાં કામદીન" અને "મુવદ કામદીન"ની ઓલાદના ભાગીદારોને બોએની વાર્ષીક આવકનો અરધો ભાગ આપવાની અને બાકીનો હરધો ભાગ નવસારી મધે પાછલથી આવેલા " ફરેદુન-હોમ "ના ત્રણ છોકરાઓ " આસા, ચાંદા અને માહીયાર-ફરેદુન "ની પૉલના ભાગિદારોમાં વહેંચવાની માગણી કીધી હતી; જયારે બીજાઓએ બોએની આવક સરખે હિસ્સે વહેંચી લેવાનો દાવો ઉઠાવ્યો હતો. મોબેદો વચ્ચે ઉઠેલા એ રીતના કમનશિબ વાંધાનો નિવેડો સમજૂતીથી આવવાનો સંભવ તુરત વેલા નહિ જણાયાથી તથા બંને પક્ષના મોબેદો એ બાબદમાં " એટાળ અને સખુનપર્વર " બનવાથી વહેંચણીનું કામ ખોરંબે પડયું હતું. એ રીતે મુંબઇના ભગરિયા મોબેદોને દરમ્યાન બરપા થયલા બુરા કંકાસ અને મતફેરના પરિણામમાં અતિ ઘણી મુશિબત પછી મળેલો આતશબેહેરામ સાહેબની " બોએ " ની આવક મેળવવાનો અમૂલ્ય હકકનો ભોગવતો તેઓ કરી નહિ શકવાથી આગેવાન ભગરિયા મોબેદોને દલગીરી ઉપજી હતી.

એ રીતે વાડિયાના આતશબેહેરામ સાહેબની બોએની આવક મોબેદોમાં વહેંચાયા વિના ખોરંબે પડવાથી, તુરત વેળા તે રૂપિયા જાળવવા સારૂ આગેવાન મોબેદોએ મસલહત કરી " કાવસજી ભીખાજી અગે " નામનાં એક બુઝોર્ગ અને વિશ્વાસુ મોબેદને તે રૂપિયા રાખવા આપ્યા હતા, જેઓએ બે વર્ષ તકરારી નાણાં જાળવ્યાં હતાં. ત્યારબાદ કમનસિબે તેઓ ગુજર પાંમ્વાથી તેઓની પાસેનાં નાણાં ભગરસાથ અનજુમનનાં એક શેઠિયા શેઠ હોરમજજી બહુમનજી શેઠનાને ત્યાં મોબેદોએ ઘટતો બંદોબસ્ત કરીને મૂકયાં હતાં તથા દર વર્ષ તેજ રીતે બોએના રૂપિયા તેઓને ત્યાં ભરતા રહ્યા હતા; શેઠ હોરમજી શેઠનાએ તકરારી રૂપિયા જાળવવા કબૂલ કરીને વર્ષો વર્ષનાં નાણાં વ્યાજ–વતાવ અને વેપારમાં રોકી તેને વધારવાની કાળજી રાખી હતી. એ રીતે ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધી–૧૭ વર્ષ તલક–આતસબેહેરામ સાહેબની બોએના વાર્ષિક રૂપિયા શેઠ હોરમજજી શેઠની પેઢી ઉપર મોબેદોએ ભર્યા હતા; જે મુદત દરમ્યાન " બોએ " ના રૂપિયાની વહેંચણી કરવાના વાંધાનો તો નિવેડો આવી ગયો હતે, પરંતુ પોતાના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે " નાવર તથા મરાતબ " કરવાનો સવાલ મકાનનાં દસ્તુર તથા મૂતવલીઓએ–ભગરિયા મોબેદોને દરમ્યાન " બોએ "ના રૂપિયાની વ્હેંચણીના સંબંધમાં વાંધો પડેલો જોતાંજ–ફરી સજીવન કરી, " બોએ " ના રૂપિયાની વહેંચણીના કામમાં અટકાવ મૂકયો હતો.

ઇ૦ સ૦ ૧૮૪૭ માં, રોજ ૫ મો માહ ૧૨ મો સને ૧૨૧૬ યજદજરદીને દિને, દસ્તુર એદલજી દારાબજી સંજાણા ૭૧ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા, અને તેમની જગોએ વાડીઆના આતશબેહેરામ સાહેબનાં મકાનનાં વડા દસ્તુર તરીકે મરહુમના ભાઇ બેહરાંમજી દારાબજી સંજાણાની નેમણુંક કરવામાં આવી હતી. તેમના દસ્તુરી અમલમાં

## નાવર તથા મરાતબની બીજી જીકકર

બરપા થવા પામી હતી. પોતાના આતશબેહેરામ સાહેબના મકાન મધે " નાવર તથા મરાતબ " જેવાં મોતેબર કામો થતાં રહેવાથી મકાનની મોટાઇમાં વધારો થવાનો ખેયાલ, વાડિયાજી શેઠોનાં દિલમાં એટલો તો મજબૂતીથી ઠસાવવામાં આવેલો હતો કે તેઓ કોઇબી પ્રકારે શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને રાજી બનાવી એ કામો પોતાની પાક દરેમેહેર મધે કરાવવાને દિલથી ઇન્તેજાર બન્યા હતા. તથા તેને માટે તેઓએ ખરી લાગણી અને અંતઃકરણથી કોશેશ કીધી હતી; પરંતુ ભગરસાથ અનજુમનનાં પોતાના કમનસિબે તે કોશેશમાં વાડીઆજી શેઠો આયંદેહ નિષ્ફળ નિવડયા હતા.

ઇ૦ સ૦ ૧૮૫૦ માં નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ પોતાના બાપિકાં વતન શ્રી નવસારી ખાતે પધારેલા હતા, તે અમુલ્ય તકનો લાભ લેઇ તે નામદારની મારફતે પોતાનો હેતુ પાર ઉતારવાનો આતશબેહેરામ સાહેબના મુતવલી શેઠિયાઓએ ઉમેદભર ઠેડાવ કીધો હતો. નવસારી વાલાઓની તરફથી એ કામો મુંબઇમાં કરવા દેવાની સાંમે આગલ વિરૂદ્ધતા બતલાવવામાં

આવી હતી તે ધ્યાનમાં લેઇ, ત્યાંની અનજુમનનું માન તથા વડપણ સંપૂર્ણ રીતે જાળવી અને દરેક રીતે તેઓને રાજી બનાવીને પોતાની મકસદ પાર ઉતારવાની વાડિયાજી શેઠોએ હિલચાલ કીધી હતી. તેઓએ આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથની અનજુમનના સઘલા મોબેદોને ભેગા કરી પોતાની નેમ તથા મકસદથી તેઓને માહિતગાર બનાવ્યા હતા, પોતે શ્રી નવસારીની ભગરસાથ અનજુમનનું કેવી રીતે માન તથા વડપણ જાળવી "નાવર તથા મરાતબ"ના કામો પોતાના પાક મકાનમાં કરાવવા માગે છે તે બાબેની ઘટતી સમજુતી વાડિયાજી શેઠોએ મોબેદોને આપી હતી. તેઓની સમજાવતથી ખુશી થઇ તેઓના કહેવા પ્રમાણે શ્રી નવસારીની પોતાની ભગરસાથ અનજુમનને સમજાવવા તથા ત્યાંથી એ કામોની રજા મેળવી અપાવવા વાડીઆના આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથના દસ્તુર તથા મોબેદોએ નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇની ઉપર એક અરજી શ્રી નવસારી મોકલાવવા તઇયાર કીધી હતી; તથા તે તા૦ ૯ મી માર્ચ સને ૧૮૫૦ ઇસવીને દીને મુંબઇથી શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ, હોરમજજી બહમનજી શેઠના, બહમનજી હોરમજજી વાડીઆ અને દાદાભાઇ પેશતનજી વાડિયાએ પોતાની તરફથી એક જુદો પતર લખીને શ્રી નવસારી મધે સર જમશેદજી જીજીભાઇની ઉપર મોકલાવી હતી, અને અને તે ઉપર ધ્યાન પુગાડી તેમાં જણાવેલી બાબદ વિષે નવસારીમાં જાતે બંદોબસ્તો કરવાને ઉપલા શેઠિયાઓએ સર જમશેદજીને અરજ કીધી હતી.

વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથ અનજુમનના દસ્તુરો તથા મોબેદોએ સર જમશેદજીની ઉપર મોકલાવેલી આએ યાદગાર અરજી "પારસી પ્રકાશ"ના સફે ૯૧૨ માં પ્રગટ થયલી છે, જે ઉપરથી અત્રે સદાબરી શબ્દે શબ્દ ઉતારી ફરીથી પ્રગટ કરૂં છું.

——:o:——

## દસ્તાવેજ ૪૭ મો, છપાયલો.

——:o:——

"...[1] જે દહાડેથી આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કીધાચ તે દહાડેથી અતરે દીન-આઇનનાં એક વતરોગે સઘલાં કામો દરોબસ્ત થાતાં આવયાં છે, પણ આજની ઘડી સુધી હમારેથી હમારા છોકરાઓને "નાવર તથા મરાતબ" કરી શકાતા નથી, કાએ જે નવસારીની અનજુમનનાં સાહેબો એવો વાંધો લીએચ કે મુંબઇનાં આતશબેહેરામ મધે નાવર તથા મરાતેબ થયલાઓ સાથે નવસારીવાલા મોબેદો પદાંન બાંધીને વાપરે નહી. આ હરખત દીનઆઇનનાં હોકમથી તદન ઉલટી અને નાંમુનાશેબ છે. તોપણ નવસારીની વડી દરેમેહેરને તાબે રેહેવાને હમો માનભરેલું વીચારીને આજ લાંબી મુદત થાઇ તેઓની

[1] આએ અરજીનું શરૂઆતનું મથાલું "પારસી પ્રકાશ"માં છપાયલું નહિ હોવાથી, તેજ મુજબ છપેલો લેખ ઉતારી પ્રગટ કર્યો છે.

તરફનો એવો અણઘટતો જુલમ ખમીએચ. પણ આએ નામીચો સંજોગ કે જે તમો નામદારને તે તરફ સીધારવાનો બની આવીઓચ, તે ઉપરથી હમો તમોને વીનંતી કરીએચ કે, તમો સાહેબે એ અડચન ટાલી આપવા સારૂ ઘટતો ઉપાય કરીને નવસારીની અનજુમન પાસેથી હમોને મુંબઇ મધે નાવર મરાતેબ કરવાનો હક અપાવવો.

હમો સારી રીતે જાણીએચ કે, મુંબઇમાં આતશબેહેરામ થાયાથી નવસારી ખાતે આગલની પેઠે દીનઆઇનનાં કામો વધારે થતાં નથી, તેથી તે તરફનાં મોબેદો તથા દસ્તુરોની પેદાયશમાં ઘટાડો થાયો છે, અને જો " નાવર તથા મરાતબ "નો હક મુંબઇ ખાતે આપયામાં આવે તો વધારે ઘટાડો થાય. માટે આએ લખીઆથી હમો તમો સાહેબને કબુલ થાઇએચ કે, જો મુંબઇ ખાતે " નાવર મરાતેબ " કરવાનો હક અમોને આપવામાં આવે તો, નીચે પ્રમાણેનાં લવાજમો હમો નવસારીની અનજુમનને આપવાને કબુલ થઇએ.

૧--દર નાવરે રૂપીઆ ૫) આપીએ.

૨--દર મરાતેબે રૂપીઆ ૨) આપીએ.

૩—દર વરશે શેઆલનાં રૂપીઆ ૭૫) આપીએ.

૪—આતશબેહેરાંમના વારાના રૂપીઆ ૧૦૦૦૦ દશ હજારથી વધારે હાલમાં એકઠા થાયલા છે તે મધેથી રૂપીઆ ૨૦૦૦ બે હજાર નવસારીની મોબેદોની અનજુમનને આપીએ.

ઉપલો લવાજમ આપવાની કબુલાત છતાં નવસારીની અનજુમન એ હક હમોને નહી આપશે તો, મુંબઇના આતશબેહેરામ સાહેબની દોલતે જે આઇતો વજીફો હમો ગરીબ ટોલાને મલી આવીઓચ તે વજીફાથી હાથ ધોવ પડશે, અને એવું થાયાથી બીજા મોબેદો કદાચ આગલ પડી, નવસારીની અનજુ[illegible] તાબેદા[illegible] છોડ[illegible] ી દેઇ, આપખુદીથી અતરે નાવર તથા મરાતેબ કરશે તો હમારા ગર[illegible] [illegible]ોલામાં તડાં પ[illegible] [illegible]ડશે. વાસ્તે તમો નામદારે એ ઉપર સારી પેઠે ધેઆન પોંચાડવું. એ કા[illegible] મારે હાથે પા[illegible] [illegible]ર પડવાથી જરથોશતી ટોલા ઉપર તમોએ જે મોટી પરીતથી સખાવ[illegible] વખાણવા [illegible]લાયક કામો કરયાં છે તેમાં આએ કામ એક મોટો શંણગાર થાઇ પડશે.'

( આ અરજી ઉપર નીચલી શહીઓ થયલી છેઃ—દસ્તુર બે[illegible]જી દારાબ[illegible]જી સંજાણા, દસ્તુર મનચેરજી શાપુરજી સંજાણા, દસ્તુર શાપુરજી તેહમુલજી [illegible]જાણા, દસ્તુર પેશોતનજી બેહેરાંમજી સંજાણા, શાપુરજી એદલજી વાછા, જમશેદજી [illegible]જી કાતરક, ખરશેદજી હોરમજજી મુલ્લાં, અસ્પંદીયારજી તેહમુલજી બજાં, કાવસજી હોરમજજી મુલ્લાં, નશરવાનજી જમશેદજી પાવરી, દારાબજી કાવસજી મુલ્લાં, નવરોજજી બરજોરજી દોરડી, હોરમજજી ભીખાજી વજીફદાર, નશરવાંનજી ભીખાજી મુલ્લાં, બેહેરાંમજી ખરશેદજી દોરડી, બરજોરજી બેહેરાંમજી આંતીઆ, માણેકજી કેરશાસ્પજી પાવરી, નવરોજજી કાવસજી હોજદાર, ફરદુનજી બરજોરજી વાછા, રૂશતમજી ફરાંમજી ચંલા, ખરશેદજી હોરમજજી કાંગા, મનચેરજી કેરશાસ્પજી માડન, હોરમજી એરચજી મસાની, પેશતનજી બહમનજી સંજાણા, રૂસ્તમજી માણેકજી માડન,

નશરવાંનજી ખરશેદજી વાછા, જીવનજી નવરોજજી અગે, હોરમજજી જીવણજી અગે, ફરાંમજી એદલજી વાછા, ડોસાભાઇ જીવણજી અગે, ફરાંમજી હોરમજજી દાજી, મનચેરજી ભીખાજી મુલ્લાં, ફરાંમજી દોરાબજી વાછા, કેરશાસ્પજી ફરદુનજી માડન, ફરદુનજી શાપુરજી મશાની, નશરવાંનજી શેરાબજી મશાંની, બરજોરજી મેહરનોશજી કુટાર, માણેકજી પાલણજી ગેલખડીઆ, ફરાંમજી એદલજી હોજદાર, ખુરશેદજી દોરાબજી વાછા, બરજોરજી મનચેરજી પંથકી, અસ્પંદીઆરજી બરજોરજી પંથકી, રૂશતમજી બેહરાંમજી સંજાણા, નવરોજજી દારાબજી દસ્તુર, બરજોરજી શાપુરજી વાછા, મનચેરજી જામાસ્પજી વાછા, બરજોરજી ખરશેદજી અવારીઆ, ખરશેદજી રૂશતમજી માંડન, નશરવાંનજી ખરશેદજી કાંગા. )[૧]

———:o:———

શ્રી મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવાનાં સંબંધમાં ત્યાં વસ્તા ભગરસાથના દસ્તુર મોબેદોએ નામદાર સર જમશેદજી જીજીભાઇની ઉપર મોકલાવેલી ઉપલી અરજી તથા તેમાં કરવામાં આવેલી માગણીથી મરહુમ માણેકજી નવરોજજી શેઠની કોટની દરેમેહેર મધે તેમજ બીજી દરેમેહેરોમાં વસનારા ભગરસાથના મોબેદો ઘણા નાખુશ બન્યા હતા, તેઓએ શેઠ ખરશેદજી બહુમનજી પંથકીની આગેવાની હેઠલ બીજી અરજી ૨૫૦ બહુસો ને પચાસ ભગરિયા મોબેદોની સહી સાથે તૈયાર ઠરી શ્રી નવસારી મધે પોતાની ભગર-

---

૧ વાડીઆજીનાં આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેની ભગરસાથ અનજુમનનાં દસ્તૂરો તથા મોબેદોએ ઇ૦ સ૦ ૧૮૫૦ માં નેકનામ પહેલા સર જમશેદજી જીજીભાઇની ઉપર શ્રી નવસારી મધે મોકલાવેલી ઉપલી યાદગાર અરજી મધે નિરદોષપણે અને ખાલેશ દિલથી લખેલી બે ભવિષ્યવાણી, યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં ૩૪ વર્ષે ખરી પડેલી બીજાઓ ભેગી આ અદના લખનારે દુ:ખ અને દલગીરી સાથે નજરો નજર જોઇ હતી, એ આતશબેહરામ સાહેબની "બોએ"ના રૂપિયા મેળવવા સારૂ મુંબઇની હાઇ કોર્ટ મધે મંડાયલા મુકદમાનો ચૂકાદો, આએ સાલમાં ભગરસાથ અનજુમનની તરફેનમાં આવ્યાથી નાસિપાસ બની, મકાનનાં ત્રસ્ટી સાહેબો તથા તેમના દસ્તૂર પેશોતનજી બેહેરાંમજી સંજાણાએ પોતાના પાક મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવાનો તથા તેમાં સાંમેલ નહિ થનારાઓનાં હાથમાંથી આતશબેહરામ સાહેબની "બોએ" દેવાનો ભોગવતો જબરીથી છિનવી લેવાનો ઠેડાવ કીધો હતો. તે બાબદમાં તેઓની સાથે ભગરિયા મોબેદોને ચાલેલી જીફરીના પરિણામમાં ઉપલી અરજી મધે પહેલી આગાહી કીધા પ્રમાણે થોડાક શ્રી નવસારી તેમજ ગણદેવી અને બીલીમોરા મધે વસનારા ભગરસાથના મોબેદો નવસારીની પોતાની અનજુમનની "તાબેદારી તજી દેઇ" વાડિયાજી શેઠો અને તેમના દસ્તૂરજીની મરજી મુજબ તેઓના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે "મરાતબ" ભણાવવા તૈયાર થવાથી તેઓને "બોએ"નું કામ સોંફવામાં તથા જેઓએ "મરાતબ" ભણાવવા અને ભણાવનારા મોબેદોની સાથે એક "પદાને" ક્રિયાકામ કરવા નાં પાડી હતી તેઓનાં હાથમાંથી "બોએ દેવા"નું કામ છિનવી લેવામાં આવ્યું હતું; જેના પરિણામમાં ઉપલી અરજી મધે નિર્દોષપણે કરવામાં આવેલી "બીજી આગાહી" મુજબ "ગરીબ ટોળામાં તડાં" પડયાં હતાં તથા ભગરિયા બોબેદોના મોહટા ભાગે ઘણી નાખુશીથી વાડિયાજીના આતશબેહેરામનું પોતાનું પુરાતન માનિતું મકાન ફરજીઆત તજીને વર્ષો તલક મુશિબત અને હાડમારી વેઠી હતી; જેને લગતી તવારીખી વિગત હવે પછીના સફાઓ મધે વાંચવામાં આવશે.

સાથ અનજુમન ઉપર મોકલાવી હતી; જેમાં ભગરસાથના છોકરાઓને "નાવર તથા મરાતેબ" કરવાનો "હક્ક" શ્રી નવસારી મધેજ રાખવાની માગણી કરીને ખુલ્લી રીતે તેઓએ જણાવ્યું હતું કે "ઉપલી સર જમશેદજી ઉપર કરેલી અરજીમાંની બાબદ કદાચ તમો કબુલ કરશો તો તમારા કીધાને અમો માન આપશું નહીં." એ રીતની તરફેન તેમજ વિરૂદ્ધમાં અરજીઓ થવાથી શ્રી નવસારીની ભગરસાથ અનજુમનમાં ઘણી ચકચાર ઉઠી હતી, તેઓએ પૈસાના મળતા લાભ તરફ નહિ જોતાં મોહટી સંખ્યાના મોબેદોનાં વાંધા ઉપર ધ્યાંન પોહોંચાડયું હતું તથા પોતાની અનજુમનનાં પૂરાતન હક્કોને વધુ કિમતી ગણી મુંબઇમાં 'નાવર મરાતબ'નાં કામો કરવા સાંમે આગલાજ વાંધાઓ ફરી દરસાવી ટોળાનો ચાલતો તરીકો તોડવા મજબુતીથી ના પાડયું હતું. શ્રી નવસારીની સમસ્ત ભગરસાથ અનજુમનની તકરારી બાબદમાં એ રીતની સખ્ત વિરૂદ્ધ લાગણી જોઇ. નામદાર સર જમશેદજીએ તા૦ ૨૭ મી મારચ સને ૧૮૫૦ ઇસવીને દીને મુંબઇ મધે શેઠ બહમનજી હોરમજજી વાડીઆને નિરાશીથી લખી જણાવ્યું હતું કેઃ—

"આંવાલા સરવે મમતી છે ને તેની પાછલ નાહાંન બુદ્ધીવાલા ઘણા તેનું બેઆન લખવાને બનતું નથી...એવી એવી કેટલીક બીના અરચણ ભરેલી છે. એ કાંમ કાંઇ જોરથી કરવાનું નથી ને તેમ કીધાથી આગલ જતાં નીભે નહી, ને વલી ઓરબી હસી જેવું થાએ. એ મધે લોભ લાલચનું કામ નથી, દીન ધરમનું છે. માટે હાલ એ વાતની વધારે ચકચાર કરવી નહી એવું શેવકનું આધીન મત[1] છે." ( પારસી પ્રકાશ, સફો ૯૧૩ મો. )

---

૧ મરહુમ નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટ, આપણી કોમના કેવા દુરઅંદેશ શેઠિયા હતા તથા શ્રી નવસારીની ભગરસાથ અનજુમનની વિરૂધ્ધતા જોઇ મુંબઇના આતશબેહેરામનાં મૂતવલી શેઠ બહમનજી વાડીઆ ઉપર "નાવર તથા મરાતબ" કરવાના સવાલની વધારે ચકચાર નહિ કરવા અને એ કામ જોર વાપડી કરવાથી આગલ જતાં નહિ નીભવા વિષે લખી જણાવેલું ઉપલું મત, કેટલું વજનદાર તથા આગાહી ભરેલું હતું તે, ત્યાર પછીની ૩૪ વર્ષની મૂદતમાંજ ખરૂં પડેલું આપણે દિલગીરી સાથે જોવા પામ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૮૪ માં વાડીઆના આતશબેહેરામ સાહેબનાં મકાનના ત્રસ્ટીઓ તથા તેમના દસ્તુર પેશોતનજીએ એ તકરારી સવાલ ત્રીજી મરતબે ફરીને સજીવન કરી તે અમલમાં મુકવાની હિલચાલ જોર વાપડીને કરવાથી તેઓની સાથે ભગરસાથના તમામ મોબેદોને મિનાંકેશો થયો હતો.

એક કોમ તથા એક દેશનાં લોકોની ઇચ્છા અને લાગણી વિરૂધ્ધ તેઓનાં દિલને અકારૂં લાગતું કામ તેઓની પાસે જબરીથી કરાવવાની કોશેશ સદા નિષ્ફળ નિવડે છે, તેનાં તવારીખો મધે નોંધાયલા અનેક બનાવોમાં મુંબઇ મધે બરપા થયલી "નાવર તથા મરાતેબો" કરવા સંબંધીની જીકરો તથા તેનું આકેબત આવેલ, પરિણામ, ભગરસાથ અનજુમનની તવારીખમાં સદા યાદગાર રેહેશે.

એક ટોળાના તરીકા તથા તેઓની મરજી વિરૂધ્ધનાં અમુક કામો જબરીથી કરાવવાના પરિણામો જ્યારે ઘણા ખરા બનાવોમાં કજીઓ–કંકાસ અને જુદાઇ બરપા કરવા સિવાય સારાં કે ગુણગારાં આવી શકતાં નથી, ત્યારે ભગરસાથની અનજુમનનાં મારા મોબેદ ભાઇઓના બાબમાં ખુશાળી ભરેલું અને મગરૂબ થવા જોગું એજ છે કે ઉપલી અને ત્યાર પછીની તેવીજ મુંબઇમાં "નાવર મરાતબ" કરવા સંબંધી-ની નાપસંદ જીકકરો બરપા થવાનાં પરિણામમાં અનેક રીતની મુશિબત અને હાડમારીઓ ખમીને આયંદેહ પોતાની ભગરસાથ અનજુમનનાં "હકકો"ની જાળવણી કરવા માટે તેઓ "જરથોસ્તી અનજુમનનાં આતશ-બેહેરામ સાહેબ" જેવો એક નુરી પવિત્ર કેબલો બરપા કરવાને ભાગ્યશાળી બન્યા છે.

વાડિયાના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા ભગર સાથના દસ્તુર-મોબેદોએ શ્રી નવસારી મધે નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ ઉપર મોકલાવેલી ઉપલી અરજી તથા તેમાં કરવામાં આવેલી માંગણી ઉપર દુર અંદેશીથી વિચાર કરતાં એટલું તો ખોલ્લી રીતે જણાય છે કે, તે અરજી કરનારાઓની નેમ અને મકસદ એ બાબદમાં જેમ પોતાનાં બાપિકાં વતનનું માન તથા વડપણ જાળવવા સાથે પોતાના ટોળાનું વધતામાં વધતું ભલું કરવાની તેમ વાડિયાજીના આતશબેહેરામ સાહેબની સ્થાપના થવાની સાથેજ બરપા થયલી એક નાપસંદ તકરારનો છેવટનો નિવેડો લાવી તેના ભલા માલેકો સાથનો એખલાસ જાળવવાની હતી; તેજ મુજબ ઉપલી અરજી મધે કરવામાં આવેલી માંગણી વિરૂદ્ધ શ્રી નવસારીની પોતાની વડી અનજુમન ઉપર વલતી અરજી મોકલનારા અને મુંબઇમાં "નાવર મરાતબ" કરવાની હિલચાલ સાંમે વાંધો ઉઠાવનારા મુંબઇની ગરહુમ માણેકજી નવરોજજી શેઠની અને બીજી પાક દરેમેહેરો મધે વસનારા ભગરસાથના મોબેદોએ પણ ભલી મકસદથી તેવી વિરૂદ્ધતા બતલાવી હતી; તેઓ સ્વભાવિક રીતે પોતાનાં બાપિકાં વતન તથા ટોળાના વડા દસ્તુરની "દસ્તુરી ગાડી" તરફ માનની નજરે જોનારા, તેમની તરફ જાનફેશાની બતલાવનારા અને વતન તથા ટોળાના પૂરાતન વખતથી સ્થાપન થયલા "હક્કો"ની જાળવણી કરવા માટે તિક્ષણ લાગણી અને જાહેર હિમ્મતના તારીફ લાયક જૂસ્સો ધરાવના ખરા "દેશાભિમાન" હોવાથી, વાડિયાજીના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા પોતાના ભાઇબંધ દસ્તુર મોબેદોની ઉપલી માગણીને અવિચારી તથા વતન અને ટોળાની પ્રતિષ્ઠા ઘટાડનારી ગણી, તેઓએ તેની સાંમે સ્વભાવીક રીતે ભલા હેતુથી વાંધો ઉઠાવ્યો હતો. એજ રીતનું દેશાભિમાન બતલાવી યઝદેજરદી ૧૨૫૩નાં સાલમાં ત્રીજી મરતબે બરપા થયલી "નાવર તથા મરાતેબ" કરવાની હિલચાલ સાંમે ખુદ આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા ભગરસાથના મારા ભાઇબંધ મોબેદોએ મજબૂત વિરૂદ્ધતા બતલાવવાનાં પરિણામમાં તેઓને ભારી કષ્ટો વેહવાં પડયાં હતાં. પરંતુ ત્યાર બાદ ખુદ ભગરસાથ અનજુમનનાં "હક્કો તથા લાભો"ની જાળવણી કરવા ખુદ ભગરિયા આગેવાનો તરફથી બરપા કરવામાં આવેલા "અનજુમનનાં આતશબેહેરામ સાહેબ"ના સંબંધમાં બનેલા તવારીખી બનાવોનું અવલોકન કરતાં તથા એ પાક મકાન બરપા કરતી વેળાએ અને ત્યારબાદ તેની કારોબાર મંડલીનાં ભગરિયા આગેવાનો તથા ભગરિયા દસ્તુર મોબેદોએ એ પાક મકાન મધે શ્રી નવસારી જેવાં પોતાના બાપિકા વતન અને ટોળાના વડા દસ્તૂરનું યોગ્ય માન અને વડપણ જાળવવાની બાબદમાં જાણુ અંજાણુ બતલાવેલી બેદરકારી ધ્યાંનમાં લેતાં, શ્રી નવસારીનું માન અને વડપણ સંપૂર્ણ રીતે જાળવીને વાડિયાજીના આતશબેહરામ સાહેબનાં મકાન મધે "નાવર તથા મરાતબ" કરવાની ત્યાંના દસ્તૂર મોબેદોએ કીધેલી ઉપલી માગણી તે વેળાએ મુંબઇ અને નવસારીની ભગરસાથ અનજુમને એકદિલિથી જો સ્વિકારી હતે તો ગરીબ મોબેદોનાં હાથમાં આતશબેહેરામ સાહેબની "બોઅ"નો વાર્ષિક પાદશાહી વજીફો રેહેવા ઉપરાંત તેઓનું બિશુમાર ભલુંજ થતે, એમ ટોળાના દૂરઅંદેશો અને બનેલા બનાવોથી

માહિતગાર મોબેદો આજે નિરાશીથી કબૂલ કરે છે તથા પોતાના ટોળાના હાથમાં આવેલી એ રીતની ઉમદા "તક" ગુમાવવામાં આવી, તેને ખરી કમનસિબી ગણે છે.

## મુંબઇમાં જેઓ "નાવર મરાતેબ" થાય તેઓને પોતાના ભાગીદારો તરીકે સ્વિકારવા નવસારીની ભગરસાથ અનજુમને નાં પાડવાથી તેઓના હાથમાંથી છીનવી લેવામાં આવેલો આતશબેહેરામની "બોએ"ની આવક મેળવવાનો હક્ક, ઇ૦ સ૦ ૧૮૫૦ સુધીમાં ભેગા થયલા બોએના રૂપિયા મેળવવા સારૂ ભગરસાથ અનજુમને કીધેલો હિલચાલ, તેને માટે તેઓએ શ્રી નવસારી અને મુંબઇ મધે પોતાની જાહેર ષભાઓ બોલાવી કીધેલા ઠેડાવો.

:*:

વાડિયાના આતશબેહેરામ સાહેબના મૂતવલી શેઠિયાઓની સમજાવત અને મરજી મુજબ ત્યાં વસનારા ભગરસાથના દસ્તુર મોબેદોએ શ્રી નવસારી મધે સર જમશેદજી જીજીભાઇ ઉપર મોકલાવેલી અરજીની સામે મુંબઇ અને નવસારી મધે વસનારા ભગરસાથ મોબેદોના મોહોટા ભાગે ઉપર જણાવ્યા મુજબ મજબૂત વિરૂદ્ધતા બતલાવ્યાથી, સર જમશેદજી જેવા આગેવાન અને મોહોટો વગ વશિલો ધરાવનારા શેઠિયા વટિક તેઓને સમજાવવામાં નહિ ફાવ્યાથી, તથા સર જમશેદજીએ પોતે તકરારી બાબદમાં હવે વધુ ચૂનોચેરા નહિ કરવાની—નવસારીથી મુંબઇમાં કાગજ લખી—આતશબેહેરામના મૂતવલીઓને ભલામણ કરવાથી, એ પાક મકાનનાં કારોબારીઓ ઘણા નાસીપાસ બન્યા હતા; તેઓને ચાલેલી ચર્ચા તથા નવસારીવાલાઓની "સખુનપર્વરી"થી ટોળામાં ઘણું ખરાબ લાગુ હતું. જેથી તેઓએ પોતાના આતશબેહેરામ સાહેબની ભગરિયા મોબેદોને મળતી રહેલી "બોએ"ની આવક હવેથી તેઓને નહિ આપતાં પોતાની પાસે રાખવાનો તથા પોતાની મરજી મુજબ તેની વ્યવસ્થા કરવાનો ઠેડાવ કીધો હતો. મકાનનાં મૂખ્ય મૂતવલી શેઠ બહમનજી હોરમજજી વાડિયાએ પોતાનો ઠેડાવ અમલમાં મુકવા સારૂ મક્કમ બની મુંબઇના ભગરિયા મોબેદોને ફરમાવ્યું હતું કેઃ—

"શ્રી નવસારીની તમારી અનજુમનનું માન તથા વડપણ જાળવી તમારા છોકરાઓને અત્રે "નાવર તથા મરાતબ" કરવા માટેનો અમોએ કીધેલો ઠેડાવ અમલમાં લાવવા સારૂ—અમારા આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા દસ્તુર મોબેદોએ નવસારીની પોતાની અનજુમન ઉપર ખાસ અરજી મોકલાવીને કરવા માગેલી ઉદાર કરતા છતાં—ત્યાંની તમારી અનજુમને અત્રે થયલા "મરાતબો" સ્વિકારવા અને તેઓને પોતાના ભાગીદારો તરીકે ગણવા ના પાડેલું હોવાથી, અમોએ ઠેડાવ કીધો છે કે અમારા આતશબેહેરામ સાહેબની "બોએ"ના રૂપિયાની વ્યવસ્થા હવેથી અમો અમારી મરજી મુજબ કરીશું; તેટલા માટે તમોએ "બોએ"ના વાર્ષીક રૂપિયા શેઠ હોરમજજી

બહેમનજી શેઠનાને ત્યાં નહિ ભરતાં હવેથી અમોને આપતા રહેવું. અમારા હોકમ મુજબ ચાલવાથીજ અમારા આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ તમો કરી શકશો."

આતશબેહેરામ સાહેબના મૂતવલી શેઠિયા તરફથી મલેલાં એ રીતનાં ફરમાન તથા તેઓનાં મક્કમ ઠેડાવથી તમામ ભગરિયા મોબેદો ઉદાશ બન્યા હતા, પરંતુ શેઠની માલેક તરીકેની સત્તા આગલ પોતાનું કોઈ રીતનું ચલણ કે બીજો ઉપાય નહિ જોવાથી તેઓએ લાઇલાજ બની, શેઠની મરજી અને હુકમ મુજબ અમલ કરવા તથા આતશની બોએના વાર્ષિક રૂપિયા "તેન્ડર"થી ચઢી તેઓને ત્યાં ભરવા કબુલ રાખ્યું હતું.

એ રીતે આતશબેહેરામ સાહેબની બોએની પેદાયશનો આજે રૂપિયા ૩૦૦૦થી ૫૦૦૦ સુધીનો ગણાતો વાર્ષિક વજીફો ઉપર જણાવેલાં કમનસિબ સંજોગો બરપા થવાના પરિણામમાં મુંબઇના મારા ભાઇબંધ મોબેદોએ પોતાના હાથમાંથી સદાબરો ગુમાવ્યો હતો, તથા મકાનનાં માલેકની મરજી મુજબનાં લખત ઉપર સહીઓ કરી અને તેઓ "બોએ"ના રૂપિયાની જે "રસીદ" આપે તે મુગે મોઢે લઈ, ઇ૦ સ૦ ૧૮૫૦ થી ભગરિયા મોબેદો વાડિયાના આતશબેહેરામ સાહેબની ફકટ "બોએ" દેવાનું કામ કરવા લાગા હતા. ધર્મી એતેકાદના દીનદાર જરથોસ્તીઓની તરફથી આતશબેહેરામ જેવા નુરી કેબલા ઉપર ચઢાવવાનાં સુખડની સાથે તે પવિત્ર કેબલાની દિવસ ને રાત સંભાલ અને જાળવણી કરનારા ગરીબ મોબેદોને આપવામાં આવતી પૈસાની આશોદાદ, એ મુજબ મકાનનાં મુતવલી શેઠિયાઓને ત્યાં જઇ પડવાથી તથા આતશ બેહેરામને ગોયા આવક મેળવવાનું એક "વેપારી ધામ" બનાવવામાં આવ્યાથી દીનદાર જરથોસ્તીઓનાં દિલ તે વેલાએ ઘણાં આજોર્દેહ બન્યાં હતાં, અને જાહેર પારસી વર્તમાન પત્રો મધે એ બાબદમાં સખત લખાણો થયાં હતાં. અત્રે નમુના તરીકે તા૦ ૯ મી ડીસેમ્બર સને ૧૮૫૫ ઈસવીના "રાસ્તગોફતાર" મધે પ્રગટ થયલી નીચલી આરટીકલ તેના અસલ શબ્દોમાં સદાબરી ઉતારી લઉં છું:—

"આપણા મોબેદોને એક અગતની બાબદ ઉપર ધેયાંન પોહોંચાડવા અમો ભલામણ કરીએચ. શેઠ હોરમજજી વાડીઆના આતશબેહેરામમાં બોએ દેવાનો વારો લેવા સારૂ કેટલાએક મોબેદો જે વરશો વરશ નાણાંની રકમો ભરેચ તેનું શું થાએચ તે માલમ પડતું નથી. એ આતશબેહેરામમાં બોએ દેવા તથા તેની કમાણી લેવા દરએક મોબેદને હક છે, અને તેટલા સારૂ નવસારીમાં બોએની કમાણી ઉઘડી આપેચ અને તેનું જે આવેચ તે શંધાને વેંહેચી આપેચ. જારે પંહલી વેંહેચણીની ગડબડ મુંબઇમાં ચાલી તારે મરનાર દશતુર એદલજી દાબજી શજાણાએ જણાવીઉં હતું કે, જેમ નવશારીમાં મરાતબ કરેચ તેમ જો મુંબઈનાં શેહેનશાહી આતશબેહેરામમાં મરતબ થાએ તો બોએની કમાંણી મોબેદોની અનજુમનને વેંહેંચી આપવી. દશતુર એદલજીના વીચારને કેટલાએક શેઠીઆઓ એક મલતા થાએઆ પણ મોબેદો રાજી નહી થએઆ. એ શબબથી મોબેદોની ૧૧ મહીનાની કમાઇના કનતરાકતના નાણાં મરનાર આ૦ હોરમજજી બહેમનજી શેઠનાને તાંહાં જમે થવા લાગાં. (બારમો મહીનો દશતુરને મલેચ) કેટલુંકવેર એ શેઠને તાહાં નાણું જમે થએઉ. અને જારે વારા લેનાર મોબેદો નાણું ભરી આવતા તારે તેઓને રશીદ નીચે જણાવીઆ પરમાંણે આપતા હતા :—

# (દસ્તાવેજ ૪૮ મો, ઓએની રસીટો).

——:o:——

મોબેદ (ફલાંના) લા૦ આ૦ હોરમજજી બહમનજી શેઠના. જત રૂપીઆ (આટલા) તમારી પાસેથી લીધા તે અનામત રાખીઆ છે. બાબદ તમોએ આતશબેહરાંમ શાહેબનો વારો લીધો તેનાં તમોને અનજુમનને દેવા થએઆ તે તમોએ અમુને ભરેઆ. ઠેડાવ મુજબ તે જારે આતશબેહેરાંમ સાહેબની ક્રેમેહરમો અંધીઆરૂઓ પોતાના છોકરાઓને નાવર તથા મરાતબ કરે તે વેલાએ રૂપીઆ અંધેઆરૂઆને વેહેંચી આપીએ શહી. એ રૂપીઆ વીશે તમારા કુટુંબીઓ તમુને પુછે તેનો જવાબ અમો દઇએ. શહી.[1]

આવી રીતે આ૦ હોરમજજી બમનજી શેઠના રશીબ આપતા હતા. અને તે અનજુમનનું ફંડ હોએ તેમ જણાવતા હતા. એ શેઠના ગુજરવા બાદ વાડીઆ બહમનજી હોરમજજીએ મોબેદોને જણાવીઊં કે મારે તાંહાં ભરો. અને મોબેદો આતશબેહેરાંમના મુતવલીના હાત તલે પડેઆ તેથી તેના હોકમ ફેરવાઇ શકાએઓ નહી. વાડીઆ બહમનજીએ જે ફંડ આ૦ હોરમજજી શેઠનાને તાંહા ભરાએઊ હતું તે પોતાના દશતકમાં લેવાની કોશેશ કરી, પણ તેમાં નીશફળ થાએઆ. હાલ મોબેદોની કમાઇ એકઠી થાએચ તેની રશીબ કોણ જાણે શું સબબથી અનજુમનને નામે અપાતી નથી. જાણે વાડીઆ બહમનજીને ઓએ દેવાની કમાઇ મલતી હોએ તેમ રશીબ નીચે પ્રમાણે આપેચ :—

મોબેદ (ફલાના) લા૦ વાડીઆજી બહમનજી હોરમશજી. જત અમારા આતશબેહરામ શાહેબની ખીદમતમાં ઓએ દેવા સારૂ તમો જણ પાંચને રાખીઆ છે. તેનાં ઉધરા માશ ૧૧ ના રૂપીઆ (આટલા) તમારી પાશેથી અમોએ લેવાને ઠેડવીઆ છે. તે (ફલાની) મુદત શુધી માશ એકના ફાલા પરમાણે રૂપીઆ (આટલા) અમારે હીશાબે તમોએ ભરીઆ તેની આ રશીબ આપી છે.[2]

---

૧ ઉપર જણાવ્યા મુજબની ઓએની રસીટ ઇ૦ સ૦ ૧૮૩૨ થી ઇ૦ સ૦ ૧૮૪૯ સુધી ભગરિયા મોબેદોને મલતી રહી હતી.

૨ ઉપર જણાવ્યા મુજબની ઓએની રસીટ ઇ૦ સ૦ ૧૮૫૦ ના સાલથી ભગરિયા મોબેદોને મળતી રહી હતી.

આવી રીતે ફંડો એકઠાં થાએચ અને તેનો કશો ઉપીઓગ થતો નથી. મોબેદો જેઓ-ની હાલત ઘણી ગરીબ છે તેઓમાંથી વરશ દાહાડે આવરેજે હજાર રૂપીઆ જાએ છે, એ એકઠું થયલું ફંડ કેટલી ગુણગારી રીતે કાંમ લાગી શકે? હાલ શંઘુ મલીને કેટલું ફંડ ભરાએઉં છે તે અમો ઇઆ મોબેદો કહી શકતા નથી. પણ દશ બાર વરશની અંદર દશ હજાર રૂપીઆ ઉપર એકઠા થાએઆચ તે વેઆજે ઇઆ કેવી હાલતમાં છે તે કોણ જાણેચ? મોબેદો બીજી બાબદ "શરજોર" થાએચ અને નજીવી બાબદ "શોર" કરેચ તેઓ પોતાના ફાએદાની બીના વીશે શું કરવા હાત હીલવતા નથી? કાંએ નહી તેવો કેહતા કે વેપારીને તાંહા અમો ફંડ નથી રાખવાના, કાંએજે કોણ જાણે તેની ઉપર કેવી બલા આવી પડવાની. અગર ફંડ વેહેંચી આપવા બાબદ વાંધો હોએ, અગર તેને બીજા શુભ કાંમ ઉપર લગાડી નહી શકતા હોએ તો તેઓ ફંડ શલામત જગા ઉપર મુકે. કાંએ નહી સરકારી લોન અથવા એવી બીજી રીતે એ નાણું રોકી સરકારને હશતક અથવા જાંહા ધાશતી નહી હોએ તાંહા મુકતા.

મોબેદો જેમ માંણેકજી શેઠ પાશે તરશદીદ કરાવા માંગેચ તેમ વાડીઆ બહમનજી તથા હીરજીભાઇ હોરમસજી શેઠના પાસે કાંએ નહી કરાવતા? તેઓ કાંએ નહી સઘલા જણાનો હીશાબ છપાવતા? અમો મોબેદોને ભલામણ કરીએચ કે તેઓ પોતાની આંખ ખોલે, અને પોતાના ફાએદામાં બેકદર નહી થાએ."

——:o:——

ઉપલો લેખ "રાસ્તગોફતાર" પત્ર મધે પ્રગટ થયાથી તુરત આ૦ શેઠ હોરમશજી બહમનજી શેઠનાના વડા છોકરા હીરજીભાઇ હોરમશજી શેઠનાએ "જામે જમશેદ" પત્ર મધે એક પતર પ્રગટ કરાવી ખુલાશો કીધો હતો કે:—

"હોરમશજી શેઠનાને તાંહ મોબેદોએ મુકેલું શંઘુ નાણું શરકારી લોનમાં વાપરી તે લોનો અકાઉનટંટ જનરલ તથા શબતરેજરનાં સવાધીનમાં મોબેદોને નામે આપીઉં છે અને તેનો શંઘો હીશાબ દેખાડવા તેઓ તઇઆર છે. તથા શેઠ હોરમશજી શેઠનાની હઇઆતીમાંજ મોબેદો નાણું વાડીઆજી હોરમશજીને તાંહ ભરવા લાગા છે."

વાડીઆ બહમનજી હોરમશજીએ પણ તેજ વેલાએ પોતાની તરફનો ખુલાસો "જામે જમશેદ" મધે છપાવ્યો હતો. આએ તકરાર ઉપરથી તા૦ ૨૩ મી ડીજેમબર ૧૮૫૫ નાં "રાસ્તગોફતાર" પત્ર મધે એક બીજી આરટીકલ પ્રગટ થઇ છે, જેમાંનો એક ફકરો અગત્યનો હોવાથી અતરે ઉતારી લઉં છું.

"શેઠ બહમનજી વાડીઆ તરફથી "જામે" ના અધીપતીને જણાવવાની સતા મલીચ કે, મોબેદો પોતાની મેલે ચાલતા શેઠ બહમનજીને બારણે ગીઆ તારે શેઠ બહમનજીએ મેહેરબાંનીની રાહે તે નાણાં રાખીઆં!! જેથી ઉલટી અમોને વીગતવાર ખબર મલીચ. શેઠ બહમનજી હાલ જણાવેચ કે એક બેંકમાં નાણું ભરાએચ. તે વીશે અમો અરજ કરીએચ કે તે બેંક કેવી છે તે જણાવવી. તથા અગર કોઇ મોબેદ હીશાબ જોવા માંગે તો તે કાંહાં જોઈ શકે? જારે શેઠ બહમનજીએ મોબેદોનાં ફંડની બરદાશત

લેવા જણાવીઉચ તારે અમોને અચરતી લાગેચ કે શેઠ બહમનજીને રશીબ આપતાં આવડી નહી. જાણે નાણાં ઉપર પોતાનો હક હોએ તેમ રશીબમાં જણાવવા માંગીઉચ."

વાડિયાના આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાના ભગરિયા મોબેદોનાં ખરા પશીનાંથી ભેગા કીધેલા હકદાર રૂપિયા તેઓને નહિ મલતાં, મકાનનાં માલેક તરીકેની આપખુદ સત્તાથી રૂયે શેઠ બહમનજી વાડિયાએ પોતાને ત્યાં લેતા કરી ગરીબ મોબેદોને અણઘટતી "રસીદ" લખી આપ્યા કરવા સાંમે "રાસ્તગોફતાર" પત્રમાં ઉઠાવવામાં આવેલા એ રીતનાં પોકાર તથા ઉપરાસાપરી કરવામાં આવેલા ટીકાઓની કંઇબી અસર વાડિયા બહમનજીની ઉપર થઇ હોય તો તે એટલીજ કે, ઉપલી જીકકર પછી આતશ-બેહેરામ સાહેબના "બોએ"ના રૂપિયાની રસીદમાં ફેરફાર કરવામાં આવ્યો હતો, જે ફેરફાર "ચુલામાંથી કાઢી પેણાંમાં નાખવા" જેવોજ હતો. ત્રીજી મરતબે ફેરફાર કરી ભગરિયા મોબેદોને—તેઓએ ઇ૦ સ૦ ૧૮૮૪ નાં સાલમાં એ પાક મકાન ફરજીઆત તજ્યું ત્યાં સૂધી—આપવામાં આવેલી બોએનાં રૂપિયા ઉપર કાયદાસર તેઓનો હક્ક નહિ પુગે તે રીતની આએ રસીદ, નમૂના તથા યાદગારી તરીકે અત્રે ઉતારી લઉં છું.

> મોબેદો (ફલાંના ફલાંના) જત મરહુમ વાડીઆજી હોરમજી બમનજીનાં આતશબેહેરાંમ શાહેબની બોએ દેવાની ખીદમત-ગારીનો તથા કમાઇ વશુલ કરવાનો હક શને (ફલાંના) શાલનો તમુને રૂપીઆ (આટલા) અંકે રૂપીઆ (આટલા) દરમાશે રૂ. (આટલા) અંકે (આટલા) રૂપીઆના ફાલા પરમાંણે ભરવાની બોલીથી આપીઓ છે. તેનાં આશ (ફલાંના)નાં રૂપીઆ (આટલા) અંકે રૂપીઆ (આટલા) હમુને પુગા છે.
>
> **ત્રસ્ટીઓની શહીઓ.**[1]

એ રીતે વાડિયાના આતશબેહેરામ સાહેબની ઇ૦ સ૦ ૧૮૩૦ માં થયલી સ્થાપ-નાથી ઇ૦ સ૦ ૧૮૮૪ માં ભગરિયા મોબેદો ત્યાંથી જુદા પડયા તે વખત સુધીમાં ત્રણ પ્રકારની "બોએના રૂપિયાની રસીદ" તેઓને મલી હતી. છેલ્લી એ રસીદો તો જેમ વેપારીઓ નફાકારક વેપારને માટે પેહેડી સ્થાપીને તેનો નફો પોતે મેળવે તેવી નઓજી સ્થિતિમાં એ પાક મકાનનાં મૂલવલી શેઠિયાઓને મેળનારી હતી.

---

૧ ઇ૦ સ૦ ૧૮૮૧ માં વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ"ના ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના ૧૯ વર્ષના મજકુર આ૦ હોરમશજી બહમનજી શેઠનાને ત્યાં મોબેદોએ અનામત મુકેલા રૂપિયા મેળવવા માટે ભગરસાથ–અનજુમને મુંબઇની હાઇકોર્ટ મધ્યે ચલાવેલા યાદગાર મુકદમાં દરમ્યાન, મોબેદોના દાવાની વિરૂદ્ધમાં આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓની તરફથી–તકરારી રૂપિયાની ઉપલી અણ-ઘટતી "રસીદો" રજુ કરવામાં આવી હતી.

**ઇ૦ સ૦ ૧૮૫૦ સુધી વાડિયાના આતશબેહેરામ સાહેબની બોએના રૂપિયા–તેની વહેંચણી કરવા સંબંધી વાંધા તથા "નાવર મરાતબ"ની જિક્કરને લીધે–ખોરંબે પડવાથી, ભગરિયા મોબેદોએ પોતાની અનજુમનનાં એક બુઝોર્ગ મોબેદને ત્યાં અને ત્યાર બાદ પોતાના તે વખતના એક આગેવાન શેઠિયા શેઠ હોરમજજી બમનજી શેઠનાને ત્યાં–આગલ જણાવ્યા મુજબ–અનામત રાખવા સારૂ મૂકયા હતા, જે ભેગા થયલા રૂપિયા મેળવવાની આતશબેહેરામના મૂતવલીઓએ કીધેલી માંગણી એ ભલા શેઠિયાએ સ્વિકારવા સાફ ના પાડી હતી તથા ભગરસાથ અનજુમનને નામનું ચોપડામાં ખાતું પાડીને તેને વ્યાજે વધારવાની ગોઠવણ કીધી હતી.**

પરંતુ મોબેદોની તરફના બચાવમાં એ રીતે તેઓને મલતી રહેલી રસીદોને **આપખુદ સત્તાના** પરિણામ તરીકે લેવી પડેલી જણાવવામાં આવી હતી. એ કેશમાં વાડિયાજી શેઠોએ ઉઠાવેલો તકરારી રૂપિયા મેળવવાનો દાવો મુંબઇની હાઇ કોર્ટે તેમજ " અપીલ કોર્ટે " નહિ સ્વિકારતાં, તેઓનો અત્રટીત દાવો ખરચ સાથે કાઢી નાખીને તે નાણાં મોબેદોનાં છે એમ ખોલ્લો ચૂકાદો બંને કોર્ટ તરફથી આપવામાં આવ્યો હતો. પરંતુ અત્રે દલગીરી સાથે નોંધ લેવાની મને ફરજ પડે છે અને તે વાંચવાથી ખચીત મારા મોબેદ ભાઇઓ દલગીર થશે–બલકે મારા ભાઇઓના મોહોટા ભાગને ખબર વટિક નહિ હશે કે-વાડિયાના આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ તરફથી આતશની "બોએ"ના રૂપિયા માટે "બોએ" દેનારા ભગરિયા મોબેદોને જે છેલ્લી "રસીદ" મલતી હતી, તથા જેને આપખુદ સત્તાની રૂએ મલેલી અને મોબેદોના વાજબી "હક્ક" ઉપર તરાપ મારનારી તરીકે–ચાલેલા મુકદમા દરમ્યાન–ભગરિયા આગેવાનો તરફથી જાહેર કરવામાં આવી હતી, અને જે મુકદમો ૨૨૦૦૦ બાવીસ હજાર રૂપિયાના ભોગે જીતવાનાં પરિણામમાં ફરીને બરપા થયલી "નાવર મરાતબ"ની જીકરને લીધે ભગરિયા મોબેદોને વાડિયાના આતશબેહેરામ સાહેબનું પોતાનું માનીતું પાદશાહી મકાન ફરજિયાત તજવું પડયું હતું; તેજ મોબેદોના "હક્ક"ની જાળવણી કરવા સારૂ ભગરિયા આગેવાનોએ જાહેર ઉઘરાણાથી મુંબઇમાં બરપા કરાવેલા "અનજુમનના આતશબેહેરામ સાહેબ"ની "બોએ" દેવાનો તથા તેની આવક મેળવવાનો "હક્ક" ધરાવનારા ભગરિયા મોબેદોને, એ પાક મકાનની સ્થાપના થઈ ત્યારથી આજ દિન સૂધી તેનાં ભગરિયા દસ્તૂર તથા ભગરિયા કારોબારી શેઠિયાઓની તરફથી આતશની બોએના રૂપિયાની જે "રસીદ" આપવામાં આવી છે તે વાડિયાના આતશબેહેરામના ત્રસ્ટીઓ તરફથી ભગરિયા મોબેદોને આતશની બોએની મલતી રહેલી છેલ્લી "રસીદ" ની બોલેબોલ તથા શબ્દે શબ્દ કીધેલી નકલ છે ! ! તેમાં " વાડિયાના આતશબેહેરામ "ને બદલે " અનજુમનનાં આતશબેહેરામ " એટલાજ શબ્દના ફરક સિવાય એક બોલબી વધારે કે ઓછો લખવામાં આવ્યો નથી. આવી અણઘટતી અને આપનાર તેમજ લેનારને શોભા નહિ આપનારી રસીદ અણજાણપણે કે અજ્ઞાનપણે મેળવવામાં એ આતશબેહેરામ સાહેબની "બોએ " દેનારા મારા મોબેદ ભાઇઓને જેમ ખોટું કે અણઘટતું નહિ લાગ્યું હતું તેમ તેઓને એવી રસીદ આપનારા "અનજુમનનાં આતશબેહેરામ સાહેબ "ની કારોબાર મંડળીના ભગરિયા આગેવાનોને તેમાં કંઇબી ટોળાના તરીકાથી ઉલટું કે વાંધાભરેલું જણાયું હતું નહિ ! ! શ્રી નવસારી મધે યઝદજરદી ૧૧૩૪ નાં સાલમાં બરપા થયલા " કુલે જરથોસ્તી અનજુમનનાં બીજા આતશબેહેરામ સાહેબ "ની "બોએ" ની આવક–એ પાક મકાનની સ્થાપના થઇ ત્યારથી આજ દીન તલક–ભગરિયા મોબેદો પોતપોતામાં મેળવતા રહીને તેની સ્થાપના કરવામાં આગેવાન ભાગ લેનારાઓનાં નામની પવિત્ર યાદ જીગરની લાગણીથી દરરોજ કરે છે; પરંતુ શ્રી મુંબઇ મધે ભગરસાથ અનજુમનનાં એકના બે આતશબેહેરામ સાહેબ બરપા થવા છતાં તેની " બોએ "ની આવક મેળવવાનાં સંબંધમાં તો મારા મોબેદ ભાઇઓ કમનસિબજ રહેવા પાંમ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૫૩ માં રોજ ૫ મો માહ ૩ જો સને ૧૨૨૩ યજદજરદીને દિને શેઠ હોરમજજી બહમનજી શેઠના ૭૧ વર્ષની પૂખ્ત ઉંમરે ગુજર પામ્યા હતા, જેથી મજકુર તકરારી રૂપિયા જાળવવાની જોખમદારી તેમના બે છોકરાઓ શેઠો હીરજીભાઇ તથા ફરામજીએ ખુશીથી ઉપાડી લઇ તેને લગતી સારી ગોઠવણ કીધી હતી. પરંતુ પોતાના હસ્તકમાં રહેલા મોબેદોના આએ રૂપિયા તેઓની પાસે વગર ઉપિયોગે પડી રહેવાથી, તેનો કોઇ ધર્મખાતાં મધે ઉપયોગ કરવાની કેટલીક ચર્ચા ભગરિયા મોબેદોને દરમ્યાન તથા વર્તમાન પત્રો મધે તે વખતે ચાલી હતી. જે ઉપરથી મુંબઇમાં વસતા ભગરસાથની અનજુમનનાં ૨૦૦) મોબેદોની શહી સાથની નીચલી અરજી તા૦ ૩ જી ફેબરવારી ૧૮૭૫ ઈસવીને દિને ઉપલા શેઠ ખાનદાંનના બન્ને શેઠિયાઓની ઉપર મોકલવામાં આવી હતી.

પરંતુ અત્રે જણાવવું અગત્યનું ગણાશે કે, ભગરસાથ અનજુમનનાં "હકકો"ની મુંબઇ શેહેરમાં જાળવણી કરવા માટે તેઓની અરજ અને માગણી ઉપરથી સમસ્ત જરથોશ્તી અનજુમને બરપા કરાવી આપેલા " અનજુમનનાં આતશબેહેરામ સાહેબ "નાં તેની કારોબાર મંડળીએ ઇ૦ સ૦ ૧૯૦૧ માં કરાવેલાં "ત્રસ્ટડીડ"ની અંદર, એ પાક મકાન સ્થાપવાની મૂળ મકસદથી ઉલટી તથા ભગરિયા મોબેદોના કાયદાપૂર્વક સ્થાપન થયલા "હકકો"ને આડે આવનારી કેટલીક વાંધા ભરેલી કલમો દાખલ થવાના કમનસિબ બનાવને લીધે, મુંબઇની હાઇ કોર્ટ મધે નોંધાયલા "એડવોકેટ જેનરલ અને બીજા વિરૂદ્ધ જાલભાઇ અરદેશર શેઠ અને બીજાઓ" વાલા ૧૯૦૮ ના નંબર ૨૨ વાળા મુકદમા મધે, એ આતશબેહેરામ સાહેબની "બોએ"ના રૂપિયાના સંબંધમાં સંમતીથી લીધેલા "હુકમનામાં" પ્રમાણે, યજદેજરદી ૧૨૮૫ માં બરસનુમવાળા ભગરિયા મોબેદોને રૂપિયા ૨૫૦) ની રકમ પહેલ વહેલી વહેંચી આપવામાં આવી હતી અને હવે પછી દરસાલ એટલીજ રકમ એ આતશબેહેરામ સાહેબનું નિભાવ ફંડ એક લાખ રૂપિયાનું થાય ત્યાં તલક " હક્ક " તરીકે વહેંચી આપવામાં આવશે.* આએ આતશબેહેરામ સાહેબનું નિભાવ ફંડ પૂરતી રકમનું નહિ હોવાથી તથા તેના ભગરિયા કારોબારી શેઠિયાઓએ તેનું નિભાવફંડ ઉભું કરવા માટેની પોતાની ફર્જ અને જોખમદારી અદા નહિ કરતાં તે તરફ બેદરકાર રહેવાથી એ પાક મકાનનો નિભાવ ખરચ તેની "બોએ"ની વાર્ષિક આવક મધેથી કરવામાં આવે છે; કે જે આવક, દીનદાર જરથોશતીઓ તરફથી સુખડની સાથે "બોએવાલા" મોબેદોને આપવામાં આવતી ન્હાની મોહટી "અશોદાદ"ની રકમથી ભેગી થાય છે અને તે મેળવવાનો હક્ક, જાહેર નીતિ તથા ટોળાના કદિમ બંદોબસ્તોની રૂએ ગરીબ મોબેદોનોજ છે. તેટલાજ માટે મારા મોબેદ ભાઇઓને આતશબેહેરામ સાહેબની "બોએ"ની આવક મધેથી "હક્ક" તરીકે દરસાલ મળનારી રૂપિયા ૨૫૦) ની રકમ જો કે તદન નજીવી અને એ આતશબેહેરામ સાહેબના કારોબારીઓએ ઘણી ખેંચતાણથી આપેલી છે, પરંતુ મુંબઈ શેહેરમાં તેઓની સંભાલ હેઠલ મૂકાયલા બે આતશબેહેરામ સાહેબની તવારીખમાં તેની "બોએ"ની આવકનો એક નજીવોબી ભાગ અને હિસ્સો મેળવવાનો બનાવ મારા ભગરિયા મોબેદ ભાઇઓના બાબમાં પહેલો હોવાથી તેમજ એ આતશબેહેરામ સાહેબની બોએની આવક ઉપરનો તેઓનો "હક્ક" કબુલ રાખી, નિભાવ ફંડ ૧૦૦૦૦૦) એક લાખ રૂપિયાનું થતાં બોએની સઘલી આવક મોબેદોને મલે એવા ફેરફાર "ત્રસ્ટડીડ" મધે કરવાનું તેની કારોબાર મંડળીએ સ્વિકારવાથી, તેઓએ આપવા માગેલી ઉપલી દરસાલ ૨૫૦) રૂપિયાની રકમ—આતશબેહેરામ સાહેબનો નિભાવ કરવા માટેની ફર્જ તથા જોખમદારીનો ખેયાલ કરી—વાદીઓએ કબુલ રાખી હતી એમ વાંચનારાઓએ સમજવું જોઇએ છે.

# દસ્તાવેજ ૪૯ મો, અરજી, છપાયલી.

——:o:——

" નેકનામ ફ્જરસાન શેઠજી સાહેબો શેઠ હીરજીભાઇ હોરમજી તથા શેઠ ફરામજી હોરમજી શેઠના જોગ.

સાહેબ. જત હમે નીચે સહી કરનારા ભગરસાથના નઓસારીના મોબેદોને એવી ખબર મળી છે કે, તમો સાહેબો પાસે મરહુમ વાડીઆજી શેઠ હોરમજી બહમનજીના આતશબેહેરામ ખાતે બોએ દેનારા મોબેદોવાલા રૂપીઆ છે, તેને તમારા સવાધીનપણાં- માંથી કહાડી નાખીને કોઇબી ધરમખાતાંમાં તમોએ આપવાનો ઠેરાવ કરેઓ છે, અને તેમ કરવાને તમો પોતે મુખતીઆર છેઓ એવું અમો સમજીએ છીએ. તોપણ હમો તમો સાહેબોને અરજ કરીએ છઇએ કે એ રૂપીઆનો લાભ, હમારા ભગરસાથના નવશારીના જે મોબેદો પોતાની તંનદરોસ્તીથી અશક્ત થએઆ હોએ અને ઉદીઓગ નહી કરી શકતા હોએ તેવાઓને, અશક્ત હાલતમાં આશરો આપવા સારૂ મલે તેવી કોઇ ગોઠવણ અગર જો તમો સાહેબો કરશો તો તેથી સઘલા ભગરસાથના મોબેદો નોશારીવાલાઓને ખુશી ઉપજશે, અને તેઓ અંતકરણથી તમારા હકમાં દુઆ માગશે તથા તમારા ઉપકારો ભુલશે નહી. એજ અરજ. મુંબઇ, રોજ ૧૬ મો મેહેર ઇજદ માહ પાંચમો અમરદાદ અમશાસ્પંદ સને ૧૨૪૪ ઇઅજદેજરદી, તા૦ ૩ જી ફેબરવારી ૧૮૭૫ ઇંગરેજી.

જામાસ્પજી શોહરાબજી દશતુર મેહરજીરાંણા.

કાવસજી હોરમજી મુલ્લાં.

ડોશાભાઇ દોરાબજી પાવરી.

ફરદુનજી માણેકજી કાંગા.

માણેકજી કેરશાસ્પજી પાવરી.

દોરાબજી મનચેરજી રાંનજી.

ફરાંમજી રૂસ્તમજી માંદન.

બેજનજી દોરાબજી રાંનજી.

એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાંણા.

શાપુરજી મનચેરજી વાછા.

કાવશાજી નવરોજજી પાવરી."

( અતરે બીજા મોબેદોની સહીઓ છે. )

——:o:——

**નોંધ:**—ઉપલી અરજી તા૦ ૧૪ મી માર્ચ ૧૮૭૫ ઇસવીના "સત્ય મિત્ર" નામના અઠવાડિક પત્ર ઉપરથી અતરે મેં ઉતારી લીધી છે. એજ તારીખના એ પત્ર મધે જણાવ્યું હતું કે:—"ઉપલી અરજી શેઠ હીરજીભાઇને હાથોહાથ પોંહચાડવા સારૂ ચાલતા મારચ મહીનાની તા. ૮ મી ને વાર સોમને દીને, એરવર મનચેરજી જામાસ્પજી વાછા તથા એરવદ ફરદુનજી માણેકજી કાંગા તથા એરવદ એદલજી બરજોરજી મુલ્લાં મલી જણ ત્રણ એક "ડેપીઉટેશંન" તરીકે શેઠ હીરજીભાઇ તથા શેઠ ફરામજીની આગલ ગીઆ હતા, અને તે અરજી ઘટતાં માન સાથે પોંહચાડી હતી. એ અરજી વાંચીઆ બાદ શેઠ હીરજીભાઇએ કહી સંભલાવ્યું હતું કે "એ રૂપીઆનો વીગતવારે હીસાબ હાલ છાપવા માંડેઓ છે, તે દીન પંદર ઇઆ વીશમાં તઇઆર થઇ બાહેર પડશે; તથા એનું તરસટદીડ તઇઆર થાએ છે તેમાં એ રૂપીઆની ઉપજ તમારી અરજીમાં જણાવેલી મકસુદને મલતીજ બાબદસર વાપરવાનો ઠેરાવ રાખેઓ છે, અને હવે પછે તરસટીઓ હસ્તકથી તેની ઉપજ વપરાતી તથા તેનો હીસાબ બરવખતે છપાતો રેહશે."

એ રીતે વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ"ના ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના ૧૭ વર્ષના રૂપિયા, જે આસરે ૭૭૦૦ સાત હજારને સાતસો હતા તથા જે વગર વ્યાજે મુદ્દલ પાછા લેવાની બોલીથી મરહુમ શેઠ હોરમજજી બહમનજી શેઠનાને ત્યાં ભગરિયા મોબેદોએ "દીપાજીટ" મુકયા હતા, તેની મરહુમ શેઠે તથા ત્યાર બાદ તેમના લાયકીવાલા દિલસોઝ બેટાઓએ ભલી નૈયતથી વ્યાજે વધારી મોટી થાપણ બનાવી હતી; તેનાં સંબંધમાં મુંબઇના ભગરિયા મોબેદોએ કીધેલી ઉપલી અરજીના જવાબમાં તેઓને સારો સધીઆરો ઉપર જણાવ્યા મુજબ આપવા અને તેઓના દિલમાં ભલી ઉમેદો બરપા કરવા છતાં, વર્ષો તલક તકરારી રૂપિયા વગર ઉપયોગે ખોરંબે પડી રહેવાથી તથા ભગરિયા મોબેદોએ શેઠ હીરજીભાઇ અને ફરામજી હોરમજજી શેઠનાને કીધેલી અરજીના જવાબમાં રૂપિયાનો હિસાબ છપાવવા તથા તેનું "ત્રસ્ટદીડ" બનાવવાની એ શેઠિયાઓએ જાહેર રીતે આપેલી કબુલાત ઉપર અમલ થયલો નહિ જણાયાથી, તકરારી રૂપયાનાં સંબંધમાં પારસી "વર્તમાન પત્રો" મધે ઇ૦ સ૦ ૧૮૮૦ માં કેટલીક ચર્ચા ચાલી હતી. આએ ચર્ચા કેવા પ્રકારની હતી તે જાણવા નમૂના તરીકે તા૦ ૧૧ મી એપ્રેલ ૧૮૮૦ ને દિને "સત્ય મિત્ર" નામનાં અઠવાડિક પત્ર મધે પ્રગટ થયલી નીચલી આરટીકલ સદાબરી અતરે ઉતારી લઉં છું.

"નોશારીવાલા પેલા મરનાર ભગરસાથનાં નાચાર બેચાર મોબેદોના આસરે રૂપયા ૪૦૦૦૦) ચેઆલીસ હજાર આપણા મીં૦ હીરજીભાઇ હોરમજજી શેઠખાનદાન રાખી બેઠા છે, તે હકીકતથી પારસી આલમ અછી રીતે વાકેફ થાઇ ચુકી છે. એ રૂપયા વદનજ અકારત હાલતમાં ગીઆં આસરે ૩૦ વરશો થયાં મીં૦ હીરજીભાઇ નાખી બેઠા છે તે વીશે પ્રજાના લોકો તેમજ આપણી સરકાર આએ પતરમાં થાયલા ટીકાઓથી વાકેફ થઇ ચુકી છે અને સરકારી ઓચરોમાં તેની નોંધ લેવાઇ ચુકી છે. એ ગરીબ મોબેદોના ખરી મહેનત અને ખરા પસીનાંના રૂપયાનો કશો હીસાબ, કે કશી હકીકત, કે કશી

વીગત મી૦ હીરજીભાઇ જણાવતા નથી, કે જાહેરમાં મુકતા નથી; તેથી આલમનાં લોકો બલ્કે મી૦ હીરજીભાઇનાં પોતાનાં ખેશીઓ તેમજ મીતરો અને ઓલખીતાઓ વટીક અચરતી સાથે ઘણા દલગીર છે.

મી૦ હીરજીભાઇની એવી ચાલથી ખલકનાં લોકો જેમ નારાજી, તેમજ તે અદલ ઇનસાફનો ખાવંદ ખોદાતાઅલા પોતેબી નારાજી હોવો જોઇએ, એમ મી૦ હીરજીભાઇને આ પતરની મારફતે વારમવાર સમજાવીઆમાં આવીઉં છે, તે છતાં એ બુજરગ ગૃહસથ બેદરકાર રહે છે તેમાં ખુદ તેવણનાં પોતાના માઠાં ભાગ્યેગ સમજવાં જોઇએ છે. સારી દેઆનતથી અને અછી સંભાલથી તે મરનાર મોબેદોનાં ફંડનું નાણું મી૦ હીરજીભાઇએ આજ તલક સાચવી રાખીઉં છે એમ હમો માનીએ છીએ, અને એ બાબે એ ગૃહસ્થને હમારી તરફનું માન અને શાબાશી આપીએ છીએ, પણ એ સઘલું માન અને એ તમામ શાબાશી તેવણની હટીલાઇથી અને તેવણની તરફની બેદરકારી અને બેસમજપણાથી ધોવાઇને ધુલધાંની થઇ જાએ છે. અમારા વીચાર પ્રમાણે એ પુંજીની હઇઆતી મી૦ હીરજીભાઇની પોતાની હઇઆતી તલકનીજ છે, અને જે હમો જણાવવાને દલગીર છઇએ કે હવે જાહાજી લાંબી હોએ નહીં. વાસતે એવી અકારત પરેલી અને વગર હીસાબ કેતાબની હાલતમાં ખુણે ડબાઇ રહેલી પુંજીનો સારો ઉપયોગ થવો જોઇએ છે, અને તેનાં અસલ હકદારોને અથવા તેઓના વારેશ વકીલોને તેનો કંઇબી લાભ મલવો જોઇએ છે, એમ હમો આજ ગીઆં કેટલાંએક વરસો થયાં કેહતા આવ્યા છઇએ અને હજીબી કહીએ છઇએ. એમ કરવા-કરાવવાની ફરજ ખુદ મી૦ હીરજીભાઇનાં પોતાનાં સર ઉપર છે, અને તેને લગતો કુલે જર જોખમબી ખુદ મી૦ હીરજીભાઇની પોતાની ગરદન ઉપર છે."

———:૦:———

મરહુમ મી૦ મનચેરજી કાવસજી "મનસુખ"ના "સત્ય મિત્ર" વર્તમાન પત્રમાં અને મુંબઇના બીજાં પત્રો મધે, શેઠ હીરજીભાઈ હોરમજજી શેઠનાની પાસેના ભગરિયા મોબેદોના વાડિયાના આતશબેહેરામ સાહેબની "બોએ"ના રૂપિયાના યોગ્ય ઉપયોગ કરવા બાબે ઉપર જણાવ્યા મુજબના ટીક્કા પ્રગટ થતા રહેવાથી, શેઠ હીરજીભાઇ જેવા ધર્મી એતેકાદના અને ખાલેસ દિલના શેઠિયા ઉપર તેની આયંદેહ ઘણી સારી અસર થઈ હતી; તેઓ પોતાની પાસેના એ રૂપિયાના કાયદાસર નિકાલ કરવાને અને જોખમદારી મધેથી નિકલી જવાને ઇન્તેજાર બન્યા હતા. પોતાના એ રીતના ભલા ઇરાદાની ખબર તેઓએ ભગરસાથ અનજુમનનાં આગેવાન ગ્રહસ્થોને આપી જણાવ્યું હતું કે "એ રૂપિયા બીશક ભગરસાથના મોબેદોના છે, અને વાડિયાના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે તેઓના છોકરાઓને નાવર તથા મરાતેબ કરવાની જીક્કરનાં પરિણામમાં અમારે ત્યાં વગર વ્યાજે વખતો વખત મુકવામાં આવ્યા છે, જે આજે વ્યાજ સાથે આપવાને અમો ખુશી તથા તૈયાર છીએ, પરંતુ કાયદાસર એ રૂપિયા ઉપર

આજે "હક્ક" કોણનો છે તે અમો જાણતા નહિ હોવાથી તમોએ સઘલી જોખમદારી મધેથી અમુને મુકત કરી, તમોને સલાહ મલે તેમ એ રૂપિયા મેળવવા અમો ઉપર દાવો ચલાવવો; નામદાર મુંબઇની હાઇકોર્ટ જેમ ફરમાવશે તેમ ચાલવાને હમો ખુશી છઈએ."

શેઠ હીરજીભાઇ તરફથી મલેલા એ રીતનાં સધિયારાથી ઉલટ પકડી, પોતાની અનજુમનનાં ભલાં માટે એ ખોરંબે પડેલા રૂપિયા મેળવવાનું બીડું, ભગરસાથ અનજુમનનાં તે વેળાના એક શ્રીમંત શેઠિયા શેઠ નસરવાનજી રતનજી તાતાએ ઝડફયું હતું. તેઓએ આગેવાન ભગરિયાઓ સાથે મસલહત કરીને તથા પોતાના ખરચે "ધારાશાસ્ત્રીઓ"નાં મતો લઇને ખોરંબે પડેલા એ રૂપિયાના સંબંધમાં યોગ્ય ઠેડાવો કરાવવા સારૂ વર્તમાન પત્રોમાં આગમચથી જાહેર ખબર આપી

**શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમનની જાહેર સભા.**

તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૮૦ ને દિને ત્યાંની વડી દરેમેહરમાં બોલાવી હતી, જેમાં ભગરિયા મોબેદોએ ઉજમથી મોહટી સંખ્યામાં હાજર થઇ ભાગ લીધો હતો. પ્રમુખસ્થાને દસ્તુર દારાબજી માહિયારજીએ બિરાજી પ્રથમ સભા મેળવવાનો સબબ લંબાણથી કહી સંભળાવ્યો અને ખોરંબે પડેલા મુંબઇના આતશબેહેરામની "બોએ"ના રૂપિયા બાબે ઘટતો ખોલાસો કીધો હતો; તે પછી તેઓની ફરમાસથી શેઠ દીનશાહ પેસ્તનજી રૂ૦ કાંગા સોલીસીટરે એક લંબાણ ભાષણ કરી, વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ"ના ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠને ત્યાં ખોરંબે પડી રહેલા રૂપિયા કાયદાસરની લડતથી કેમ મેળવી શકાય તે વિગતે સમજાવ્યું હતું. ત્યાર બાદ શ્રી નવસારીમાં મલેલી ભગરસાથ અનજુમને એકમતથી નીચલા ત્રણ ઠેડાવો પસાર કીધા હતા:—

ઠેડાવ પહેલો—"આ સભાનું એવું મત છે કે મજકુર રૂપયાની ઠાપણ ભગરસાથના મોબેદોનાં ભલાં અર્થે વપરાય એવા ઉપાયઓ લેવાની અગત છે અને આ સભા એવી ભલામણ કરે છે કે, મજકુર ઠાપણનું કાયમ ફંડ કરી તેનાં ત્રસ્ટી ઠેડવી તેની ઉપજમાંથી ગરીબ લાચાર નીરાશરીત અને અશકત એવા ભગરસાથ પંથના મોબેદોને આશરો મલે, અને અશો ફરોહરોની તથા અમશાસ્પંદોની આરાધના ચાલુ રહે તથા ભગરસાથના મોબેદોમાં કેળવણીનો ફેલાવો થાય એવી રીતે ઉપાયો લેવા."

**ઠેડાવ બીજો**:—"ઉપલી મતલબ પાર પાડવા માટે મુંબઇની હાઇકોર્ટમાં એડવોકેટ જેનરલના નામથી યા બીજી કોઈ સલાહ મલે તેવી રીતે ફરીયાદી દાખલ કરવી અને તેમ કરવા સારૂ જે પગલાં લેવાં પડે તે લેવાં."

**ઠેડાવ ત્રીજો**:—"ઉપલી ફરીયાદી ચલાવવા વીગેરેને માટે અતરેની અનજુમન તરફથી દસ્તુરજી દારાબજી માહીયારજી, જમશેદજી રતનજી દસ્તુર, બરજોરજી એદલજી કોટવાલ, ફરદુનજી રૂશતમજી ભેદવાર, માણેકજી પાહલણજી દાબુ, રૂશતમજી કેકોબાદજી દસ્તુર, ફરદુનજી બરજોરજી વાછા, નશરવાંનજી જમશેદજી પાવરી, અને રૂશતમજી એદલજી બાંમજીને નેમવામાં આવે છે. અને મુંબઇના નામદાર એડવોકેટ જેનરલના "રીલેટોર"

તરીકે "ઇનફરમેશન"માં સામેલ થવા, તથા બીજી કોઇબી રીતે ફરીયાદીમાં સામેલ થવા તથા તે બાબદને લગતા હરેક દસ્તાવેજ અથવા મુખ્તેયારપત્ર વીગેરે ઉપર શાહી કરવા અને કાયદાસર ઉપાયો લેવાને એ ગ્રહસ્થોને સતા આપવામાં આવે છે."

ઉપલા ઠરાવો એકમતે પસાર કરી તથા સરનશીન સાહેબ દસ્તુર દારાબજી માહીયારજીનો-તેઓએ ટોળાના ભલાંના આએ કામમાં ચાલાકીથી ઉજમ ભર્યો ભાગ લીધો અને ષભાનું કામ સરનજામ ઉતાર્યું તે માટે-ઉપકાર માની, અનજુમનની ષભા બરખાસ્ત થઇ હતી.

શ્રી નવસારીમધે ભગરસાથની વડી અનજુમને કીધેલા ઉપલા ઠેડાવો બહાલ રાખવા તથા તેને પોતાની સંમતી આપવા સારૂ મુંબઇની ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, શેઠ નશરવાનજી રતનજી તાતાએ વર્તમાન પત્રોમાં ઉપર જણાવ્યા મુજબ ફરી જાહેર ખબર છપાવીને રોજ ૩ જો માહ ૫ મો સને ૧૨૫૦ યજદજરદી, તા૦ ૧૯ મી જાનેવારી સને ૧૮૮૧ ઇસવીને દીને મરહુમ માણેકજી નવરોજજી શેઠની વાડીમાં બોલાવી હતી, જે વેળાએ ભગરસાથના ૧૫૦ થી વધુ અથોર્નાનો ભેગા મલ્યા હતા. સરનશીનની ખુરસી શેઠ જાલભાઇ અરદેશર શેઠને આપવામાં આવ્યા પછી, તેઓની ફરમાસથી શુરૂઆતમાં શેઠ દીનશાહ પેશતનજી કાંગા સોલીસીટરે સભા મેળવવાનું કારણ લંબાણથી કહી સંભળાવ્યું હતું. ત્યાર બાદ નવસારીની અનજુમને કીધેલો " પહેલો ઠેડાવ " બહાલ રાખવાની દરખાસ્ત દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પ આશાનાએ કીધી હતી, જેને દસ્તુર જમશેદજી સોહરાબજી કુકાદારૂએ ટેકો આપતાં, તે એકમતથી પસાર થઇ હતી.

નવસારીની ભગરસાથ અનજુમને કીધેલો " બીજો ઠેડાવ " બહાલ રાખવાની દરખાસ્ત એરવદ ફરામજી શોહરાબજી દસ્તુર મેહેરજીરાણાંનાએ કીધી હતી, જેને એરવદ હોરમજજી બરજોરજી કુતાર તરફથી ટેકો મલતાં તે એકમતથી પસાર થઇ હતી.

નવસારીવાલો " ત્રીજો ઠેડાવ" બહાલ રાખવાની દરખાસ્ત એરવદ ફરાંમજી હોરમજજી માંડને મુકી હતી અને તેને એરવદ નશરવાનજી ફરદુનજી પાવરીએ ટેકો આપતાં, તે એકમતથી પસાર કરવામાં આવી હતી.

એરવદ ફરાંમજી માંડને ઉપલો ઠેડાવ સભામાં રજુ કરતાં નીચે મુજબ એક જુસ્સાદાર ભાષણ કીધું હતું:—

" હમદીન બેરાદરો, અતી આનંદરૂપ, સ્તુતિ પાત્ર અને મનોરંજક આજનો મેળાવડો જોઇ અથોર્નાનોમાંના એક તરીકે મારૂં દીલ આનંદથી ઉભરાઇ જાય છે. આ મેળાવડો આનંદી શા માટે છે તે તો મી૦ દીનશાએ જણાવ્યું છે, માટે તે વિષે ન બોલતાં હું એ મેળાવડાથી થતી સામાન્ય અસર વિષેજ કહું છું. એ મેળાવડો આપણા લાભ અર્થે, આપણા હક્ક અર્થે, એટલુંજ નહિ પણ આપણા છુટાપણાં અર્થે થયલો છે.

હું છુટાપણું કહું છું તેનું કારણ છે, અને તે એ કે આપણા પૂરાતન વડ-વાઓ, આપણા દીનદોસ્ત ન્યાંગાનો પોતાનું તન-મન ઘસીને, ખરી મહેનતથી પસીનો પાડીને, તાપ અને ઠાઠ વેઠીને, હલાલ મહેનતે, જે પૈસો એકઠો કરી ગયલા છે અને જે આજ વર્ષો થયાં ખોરંબે પડી રહેલો છે, તે મેળવવાની આપણી મોતેબર મકસદ છે. એ રકમ આપણ મેળવી શકતા નથી તેનું કારણ એજ કે તે રકમ મેળવવા સાંમે જે બોલી કીધેલી છે તે આપણને કચડી નાખનારી, છુંદી મારનારી, આપણું છુટાપણું લુટનારી અને આપણી મોટાઇનો નાશ કરનારી છે. તે બોલી એવી મતલબની છે કે, મુંબઇના બાગના છોડવાને નવસારીને ભોગે ત્યાંનું ખાતર લાવીને ઉછેરવા. ખચીત એમ બને નહિ, માટે આપણે એ બેડી તોડી નાખવી જોઇએ, આપણાં સામટાં બળથી એ બંધીના ટુકડા કરવા જોઇએ, એવી શુભ નેમ આ મેળાવડાની છે. એવો એક મેળાવડો કરવાની આગેવાની કરનાર મી○ નશરવાંનજી રતનજી તાતા છે, તેમને ધન છે. તેમજ એ એક ખાનદાન (શેઠ ખાનદાન) કે જે હમેશાં અથોર્નાનો તરફ મેહરબાંની વર્સાવતું આવ્યું છે અને જે આ કામમાં પણ મદદ કરે છે, તેને પણ ધન છે. તેવા સાહેબોનો ઉપકાર હું આ મીજલસ તરફથી માનુ છું."

ઉપલા ઠેડાવો પસાર કરી, મજકુર ફંડને જાળવી રાખનાર તથા તેને ન્હાની ઉપરથી મોટી રકમમાં લાવનાર શેઠો હીરજીભાઇ તથા ફરાંમજી હોરમજજી શેઠના તથા બાઇ રતનબાઇનો, તેમજ મુકદમો લડવાનું વિકત કામ ઉપાડી લેનાર શેઠ નશરવાનજી રતનજી તાતાનો અને ષભાના સરનશીન સાહેબ જાલભાઈ અરદેશર શેઠનો આભાર માની, મુંબઇમાં મલેલી ભગરસાથ અનજુમનની ષભા[1] વિસરજન થઇ હતી.

——:o:——

૧ અત્રે નોંધ લીધેલી અગત્યની ગણાશે અને શ્રી નવસારીમાં તેમજ મુંબઇ મધે મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભાઓ તથા તેમાં કરવામાં આવેલા ઠેડાવો ઉપરથી ભગરસાથના મારા મોબેદ ભાઇઓ જોઇ શકશે કે, શ્રી મુંબઇ મધેના વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ"ના ખોરંબે પડેલા રૂપિયા મુંબઇની હાઇકોર્ટમાં ફરિયાદી માંડીને મેળવવા માટે ભગરસાથના આગેવાનોએ શ્રી નવસારીમાં પ્રથમ ભગરસાથ અનજુમનની જાહેર સભા બોલાવી, ત્યાં આગલ જણાવ્યા મુજબ મુકદમો લડવા માટેના યોગ્ય ઠેડાવો કરાવી, મુંબઇની ભગરસાથ અનજુમન પાસે તે બહાલ રખાવવામાં આવ્યા હતા; અને તેમ કરીને મુંબઇની અનજુમન ઉપર નવસારીની અનજુમનનું વડપણ ખોલ્લી રીતે ભગરસાથના આગેવાનો તથા દસ્તુર મોબેદોએ સ્વિકાર્યું હતું. એજ રીતે યઝદજરદી ૧૨૫૩ નાં સાલમાં ત્રીજી મરતબે મુંબઇમાં બરપા થયલી "નાવર તથા મરાતબ"ની જીકરીનાં પરિણામમાં વાડિયાજીનું આતશબેહેરામ સાહેબ ભગરસાથના મોબેદોને ફરજિયાત તજવું પડવાથી તે વેળાખી મુંબઇની ભગરસાથ અનજુમને પોતાની મુનસફીથી કામ નહિ લેતાં શ્રી નવસારીને પોતાનું વડું મથક ગણી, ત્યાંની અનજુમનનાં ફરમાવ્યા મુજબ ચાલવાને દરૂસ્ત વિચાર્યું હતું. જે ઉપરથી મુંબઇ મધે ખાસ ભગરસાથ અનજુમનનાં "હક્કો"ની જાળવણી કરવા સારૂ "અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" બરપા કરવાની ભગરિયા આગેવાનોએ ઉપાડી લીધેલી હિલચાલ વેળા નવ-

# વાડિયાના આતશબેહેરામ સાહેબની બોએના ઉપલા રૂપિયા મેળવવા સારૂં ભગરસાથની અનજુમને મુંબઇની હાઇ કોર્ટ મધે નોંધાવેલો મુકદમો; અને તેનો તેઓની તરફેણમાં આવેલો ચૂકાદો.

——:o:——

શ્રી નવસારી અને મુંબઈની ભગરસાથ અનજુમને કીધેલા ઉપલા ઠેડાવો મુજબ આગેવાન ભગરિયા સભાસદોએ મુંબઈના "એડવોકેટ જેનરલ"ની સંમતીથી મજકુર વાંધામાં પડેલા રૂપિયા મેળવવા માટે પોતાને મલેલી સલાહ મુજબ મેશર્સ "જાફરસન, ભાઇશંકર અને દીનશાહ" સોલીસીટરોની મારફતે મુંબઈની હાઈકોર્ટ મધે એક મુકદમો તુરત નોંધાવ્યો હતો. જેની તપાસ તા૦ ૨૩ જુન ૧૮૮૩ ઇસવીને દીને નામદાર જડજ મી૦ "બરઉદ"ની હજુરમાં પહેલ વહેલી શરૂ થઇ હતી. આ કેશમાં વાદી ભગરસાથ અનજુમનની તરફથી મેશર્સ "ફેરન" તથા ફીરોજશાહ મેરવાંનજી મેહતા, પહેલા પ્રતિવાદી શેઠ હીરજીભાઇ શેઠના તરફથી મેશર્સ "લેંગ" અને બદરૂદીન તૈયબજી, બીજા અને ત્રીજા પ્રતિવાદીઓ રતનબાઇ અને ફરામજી હોરમજી શેઠના તરફથી મેશર્સ "ટેલંગ" અને "જારદીન," તથા ચોથા, પાંચમાં અને છઠ્ઠા પ્રતિવાદીઓ–તે વાડિયાજીના આતશબેહેરામનાં ત્રસ્ટીઓ–તરફથી મેશર્સ "ઇનવેરારીટી" અને વીકાજી બેરીસ્ટરો હાજર થયા હતા.

આએ કેશમાં ફરિયાદનામું તથા બચાવનામાં વંચાયા બાદ કોર્ટની તપાસ માટેનાં મૂદ્દાઓ નક્કી ઠરવામાં આવ્યા હતા, ત્યારબાદ વાદીઓ તરફથી મી૦ ફેરને પોતાનો કેશ લંબાણથી કોર્ટને સમજાવ્યો હતો, જેમ કરતાં સેવટે જણાવ્યું હતું કે "જો કોર્ટ વચ્ચે આવી નાણાંનો છુટકો કરશે નહીં તો તે નાણાં હીરજીભાઇ હોરમજી શેઠ અને

---

સારીની ભગરસાથ અનજુમને સ્વભાવિક રીતે માની લીધું હતું કે, એ હિલચાલ પગભર થતાં અને **મુંબઈમાં ભગરસાથ અનજુમનનાં નવા આતશબેહેરામ સાહેબ બનતાં,** જરૂર ટોળાના વડા દસ્તુરજીનું માન અને વડપણ મુંબઇમાં જાળવવાની ફરજ ટોળાના સભાસદો તરફથી અદા કરવામાં આવશે. એવી માન્યતાને લીધેજ એ આતશબેહેરામ સાહેબની સ્થાપના થવા આગમચ ઘટતા બંદોબસ્તો કરવાની કે તેના ભવિષ્યના વહિવતથી માહિતગાર બનવાની ભગરસાથની અનજુમનનાં જેમ નવસારી તેમ મુંબઇના મારા મોબેદ ભાઇઓએ કંઇબી કનવાર કીધી હતી નહિ; જેનાં પરિણામમાં આતશબેહેરામ સાહેબ તખ્તનશીન થતી વેળાએ તેમજ ત્યાર પછી તેમાં, ભગરસાથના વડા દસ્તુરજીનું કોઇબી પ્રકારે માન કે વડપણ જાળવવાની અને એ પાક મકાન મધે–ભગરસાથ અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" સાચવવાની પરવા મકાનનાં ભગરિયા કારોબારીઓએ નહિ કરવાથી ટોળામાં કડવાશની લાગણી ફેલાઇ હતી અને તેઓમાં અસંતોષ બરપા થયો હતો.

તેમના સાથી ટ્રસ્ટીના હાથમાં અથવા અકાઉન્ટંટ જેનરલને હસ્તક હમેશ સુધી પડી[૧] રેહશે, સિવાય કે કોઇ ખાસ કાયદો ઘડાય અને એ નાણાંનો છુટક કરે."

આએ મુકદમાની શરૂઆતમાં પ્રતિવાદીઓ તરફથી એવો વાંધો લેવાયો હતો કે "આ મુકદમો કાંઇ જાહેર ધર્મખાતાંને લગતો નથી કે જેમાં એડવોકેટ જેનરલને સામેલ કરાય અને એડવોકેટ જેનરલને નામે ખોટી રીતે આ મુકદમો માંડયો છે." પરંતુ કોરટે ઠરાવ્યું હતું કે, તેને સાંમેલ કરવાની જરૂર છે અને તેના વિનાં મુકદમો ચાલી શકે નહીં. એ બાદ સાક્ષીઓની તપાસ ચાલી હતી. વાદીઓ તરફથી મોબેદો મનચેરજી કેરસાસ્પજી માદન, ફરદુનજી બરજોરજી વાછા, નશરવાનજી જમશેદજી પાવરી, જમશેદજી સોહરાબજી કુકાદારૂ, દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના, શેઠો સોહરાબજી શાપુરજી બંગાલી, દીનશાહ માણેકજી પીટીટ અને દીનશાહ પેશતનજી કાંગા સોલીસીટરની જુબાનીઓ લેવામાં આવી હતી. મી૦ દીનશાહ કાંગા સોલીસીટરે પોતાની જુબાની દરમ્યાન શ્રી નવસારી તથા મુંબઇ મધે મલેલી ભગરિયા મોબેદોની જાહેર સભાઓમાં પસાર થયલા ઠેડાવો તથા તેને લગતી જાહેર ખબરો રજુ કરી જણાવ્યું હતું કે "આ મુકદમાનો ખરચ મી૦ નશરવાંનજી રતનજી તાતા આપે છે, પરંતુ આ ફંડમાં તેમને કશો લાભ નથી."

ત્યારબાદ પ્રતિવાદીઓનાં બારીસ્ટરોએ ભાષણો કીધાં હતાં અને પ્રતિવાદી આતશ-બેહેરામના ટ્રસ્ટીઓ તરફથી મોબેદો અસ્પંદીયારજી તેહેમુલજી બજાં, તેહેમુલજી નવ-રોજજી સંજાણા, દસ્તૂર પેશોતનજી બેહેરામજી સંજાણા અને શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની જુબાનીઓ લેવામાં આવી હતી.

અત્રે પ્રતિવાદીઓ તરફનો મુકદમો પૂરો થયો હતો, જે બાદ મી૦ "ફ્રેરને" વાદીઓ તરફથી સેવટનું ભાષણ કરી જવાબ વાલ્યો હતો.

ત્યારબાદ તા૦ ૧૩ અકટોબર સને ૧૮૮૩ ઇસવીને દીને નામદાર જડજે પોતાનો ચુકાદો ભગરસાથ અનજુમનની તરફેનમાં વાંચી સંભલાવ્યો હતો. આએ યાદગાર ચુકાદો જે મી૦ અરદેશર બેહેરામજી પટેલે ઇ૦ સ૦ ૧૮૮૫ નાં સાલમાં પ્રગટ કીધેલી "મુંબઇ-માં નાવર મરાતબ કરવા વીશે ઉઠેલી ભાજગડની તવારીખ" નામની ચોપડીમાં સંપૂર્ણ છાપવામાં આવેલો છે, તે ઉપરથી અત્રે ઉતારી ફરી પ્રગટ કરૂં છું.

———:૦:———

૧. વાદી ભગરસાથ અનજુમનનાં બારીસ્ટરે કોર્ટ મધે કીધેલાં ઉપલાં ભાષણ મુજબ, મજકુર તકરારી રૂપિયા પહેલી કોર્ટના ચુકાદા મૂજબ, મોબેદોને લગતાં ધર્મ ખાતાઓમાં નહિ વપડાતાં, અપીલ કોર્ટનાં ચૂકાદાથી ખોરંબે પડયા છે; અને જયાંસૂધી તેને માટેનો ખાસ કાયદો ઘડાશે નહિ ત્યાં સુધી એ રૂપિયા "એકાઉન્ટંટ જેનરલ"ને ત્યાં ટ્રસ્ટીઓનાં નામ ઉપર ખોરંબે પડેલા રહેશે.

# ચુકાદો.

(શનીવાર, તા૦ ૧૩ મી અકટોબર ૧૮૮૩.)

"આ મુકદમો એડવોકેટ જેનરલે "એક્ષ આફીશયો" રહીને અને તેની પરવાંનગીથી "રીલેતરો"એ માંડયો છે એવું જાહેર કરાવવાને કે, ચોક્કસ ત્રસ્ટનાં નાણાં જે પેહેલા અને ત્રીજા પ્રતીવાદીઓના હાથમાં છે અને જે ડીસેમબર ૧૮૮૧ માં સુમારે રૂા. ૪૪૨૦૦ થયા હતા, તે ભગરસાથ મોબેદ અનજુમનને લગતા છે અને અનજુમનની મનજુરીયાતથી ધર્મ ખાતાંને લગતાં કામોમાં તે વાપરી શકાય. વાદીઓ વલી અરજ કરે છે કે, કોર્ટના પસંદ કરેલા ત્રસ્ટીઓનાં નામ ઉપર તે ફંડ ચહડાવી આપવું જે તેઓએ (૧) ભગરસાથ મોબેદ અનજુમનના જઈફ, લાચાર અને અશક્ત પુરૂષોને આસરો આપવા માટે. (૨) મજકુર પ્રજાનાં અશો રવાંનોની ધર્મ સંબંધી ક્રીયા જાહુક સુધી કાયમ રાખવા માટે અને (૩) અનજુમનના ગરીબ મોબેદોના બાલકોને કેલવણી આપવા માટે ત્રસ્ટમાં રાખવું, અથવા નહીં તો પેહેલા અને ત્રીજા પ્રતીવાદીઓએ નાણાં કોર્ટમાં ભરવાં. તેઓ વધુ એવી અરજ કરે છે કે, આ ધર્માંતુ કામો અમલમાં આણવા માટે કોરટે એક યોજના ઘડવી અથવા તો કોરટની દેખરેખ હેઠલ ઘડાવવી, અને આ મુકદમાના સંબંધમાં જેમ ઘટતું દીસે તેમ એવી વધુ અથવા બીજી કોઈ મદદ આપવી.

મજકુર ત્રસ્ટ ફંડમાં ચોક્સ નાણાં (વગર વ્યાજે) છે, જે ૧૮૩૨-૩૩ અને ૧૮૩૩-૩૪ નાં વરસોમાં "કાવસજી ભીખાજી અગે" નામે એક શખ્સને, અને મે ૧૮૩૪ થી જુલાઇ ૧૮૪૯ સુધી પેહલા અને ત્રીજા પ્રતીવાદીઓના બાપ અને બીજી પ્રતીવાદીના ભરથાર હોરમસજી બહમનજી શેઠને, મુંબઈમાં ચનદનવાડી મોહોલા મધે મુંબઇની શેહનશાહી પારસી અનજુમનના તે વેલાએ મરણ પામેલા એક માતબર આકાબર હોરમસજી બહમનજી વાહાડયાની વીધવા તથા તેમના છોકરાઓએ તેમની યાદગારી કાયમ રાખવાને નવેમબર ૧૮૩૦ માં સ્થાપેલાં હોરમસજી વાહાડયાના આતશ બેહેરાંમના વારાદાર મોબેદો પાસેથી મલ્યાં હતાં. પાંચમા અને છઠા પ્રતીવાદીઓ મજકુર આતશબેહેરાંમના હાલના ત્રસ્ટીઓ છે. ચોથો પ્રતીવાદી પણ એક ત્રસ્ટી હતો પણ આ મુકદમો મંડાયા પછી તે મરણ પામ્યો છે. કાવસજી ભીખાજી અગે અને હોરમસજી બહમનજી શેઠને મલેલાં નાણાં "વારા"નાં નાણાં કેહેવાતાં હતાં અને "જસોદા" અથવા વારાદાર મોબેદો આતશબેહેરાંમમાં આવતા પુંજારીઓ તરફથી જે આશોદાદ લેતા હતા તેમાંથી એક ગોઠવણ મુજબ આપતા હતા, જે ગોઠવણની રૂએ એવી રીતે આશોદાદ તેમાંથી ચોકસ ભાગ આપીને બાકીની આશોદાદ પોતે રાખવાનો હક તેઓ ખરીદતા હતા. દર વરસે વારાનાં નાણાં કરતાં જે વધતું નાણું આશોદાદથી ઉપજતું તે વારાદાર મોબેદોનો તેમની આતશબેહેરાંમની નોકરીના લવાજમ દાખલ ગણાતું. આ મોબેદો નવસારીની ભગરસાથ અનજુમનને નામે જણાયલા ટોલાના મોબેદો છે કે જ્યાં (નવસારી)માં સુમારે છસોથી સાતસો વરસ થયાં એ અનજુમન વસેલી છે, અ

ટોલો પાંચ પૉલમાં વેહેંચાયલો છે જેમાંની બે, એ ટોલાના અસલ વડવા નવસારીવાલા મોબેદ "કામદીન જરથોશત"ના બે છોકરાઓનાં કુટુંબથી અને બાકીની ત્રણ પૉલ સંજાણના એક મોબેદ "હોમ-બમનીયાર"ના છોકરા ફરેદુનના તરણ છોકરાઓનાં કુટું-બીઓથી બનેલી છે, જે હોમ-બહમનીયાર પોતાના છોકરા ફરેદુન સાથે કામદીનનાં[1] કુટુંબીઓના બોલાવવાથી સુમારે ૬૭૦ વરસ અગાઉ નવસારી ગયો હતો. બોયની ક્રિયાને નામે ઓલખાતી ક્રીયા આતશબેહેરામમાં માત્ર ભગરસાથ અનજુમનના મોબે-દોથી થતી આવેલી દીસે છે. અને કદાચ એમ ધારી શકાય કે, ૧૮૩૪ થી ૧૮૪૯ સુધીનાં વરસોમાં એ આતશબેહેરામમાં ક્રીયા કરવાનો હક મજકુર ટોલાના લાયક થયલા મોબે-દોનોજ લગભગ હતો. કોઈબી મોબેદ "મરાતબ"ની પદવી મેલવવા વગર, કે જે પદવી નવસારી ખાતે મોબેદોને મલતી "નાવર અને મરાતબ"ની પદવીઓમાં ચઢયાતી ગણાય છે, તથા "બરશ્નુમ" યાને પવીત્ર થવાની ક્રીયા કે જે નવ દીવસ અને રાત એકાંતપણાંમાં રેહેવાથી થાય છે અને જે ધંધાદારી દુનયાને અડકવાથી કોઇબી પલે રદ થાય છે તે ક્રીયા કરવા વીના બોયની ક્રીયા કરી શકતા નથી. સામાન્ય રીતે મોબેદો બરશનુમ માત્ર થોડાજ દીવસ એકી વખત રાખે છે જો કે એક સાક્ષી જણાવે છે કે તેણે બે વરસ જેટલી લાંબી મુદતવેર તે રાખ્યું છે. મરાતબની પદવી કેટલીકવાર મોબેદોના વર્ગનાઓને નાની ઉમરે આપવામાં આવે છે પણ એટલી ઉમરનો મોબેદ લાયક થયો હોય તોબી તેને બોયની ક્રીયા કરવા દેવામાં આવતી નથી. એમ કેહેવાય છે કે, હાલ મુંબઇમાં ભગરસાથ અનજુમનની પાંચ પૉલના ૨૦૦ લોકો વસે છે. પેહલે જે કહયું છે તે ઉપરથી એમ ન ધારવું કે, આ સઘલી સંખ્યા હાલ અથવા ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીનાં વરસોમાં હમેશ વાહાડયાના આતશબેહેરાંમમાં બોય દેવાને લાયક છે અથવા નહી. પરંતુ આતશબેહેરા-મની નોકરીમાં સગવડથી ભાગ લઇ શકાય તેનાં કરતાં હમેશાં ઘણી મોટી સંખયા હમેશાં ક્રીયા કરવાની લાયક હાલતમાં ત્યાં રેહેતા હતા. એ ક્રીયા એકી વખતે પાંચ મોબેદોથી પુરતી થઇ શકતી હતી જે પાંચ જણ ભગરસાથ મોબેદોની અનજુમનની પાંચ પૉલોના પ્રતીનીધીઓ હતા. આ મોબેદો એક વરસ સુધી એકી વખતે ક્રીયા કરતા અને ટોલાના બીજા લાયક પુરૂશોને પડતા મેલી એ ક્રીયા કરવાનો હક દર શાલ આતશબેહેરાંમમાં મોબેદોની એક સભામાં તેમને મલતો કે જે વખતે લીલાંઉની માફક વેચાણ થતું, જેમાં એક સાક્ષીના જણાવવા પ્રમાણે સઘલા ભાગિયાઓ એટલે જેઓ બોય દેવાને લાયક ગણાતા હોય તેઓ પોતપોતામાં બીડ કરતા. (જુઓ મનચેરજી કેરસા-સપજીની જુબાંની જે ૧૮૪૩ થી ૧૮૪૯ સુધીમાં પોતે દીધેલી બોય વખતના રેવાજનું વરણન આપે છે.) એ રીતે દરેક પૉલના સરવેથી વધુ બીડ કરનારને બોયનો હક મલતો અને સભાએ બહાલ રાખેલી સરવેથી મોટી બીડને વારાના નાણાં કેહેવામાં આવતાં હતાં. નવસારીમાં વારાનું લીલાંઉ દર મહીને થાય છે, જુદા જુદા મહિનામાં જુદી જૂદી પૉલ-વાલાઓ વારા ફરતી બીડ કરે છે અને આદર મહીનો-કે જેવારે દસ્તુર બીજા મોબેદોને હક વેચી વારાનાં નાણાં પોતે રાખે છે તે-સીવાયનાં સઘલા મહીનાનાં વારાનાં નાણાં પાંચ

---

૧. નવસારીમાં પહેલા આવેલા મોબેદ "કામદીન-જરથોશ્ત"ના વારસોએ બોલાવ્યાથી.

પૅાલોના જે કતમિયાઓએ જે મહીનામાં વારાનાં નાણાં મલ્યાં હોય તે મહીનામાં બરશનુમ રાખ્યું હોય તેમને તે વેહેંચી આપવામાં આવે છે. સાક્ષી ફરદુનજી બરજોરજી વાછા કહે છે કે નવસારીનું ધોરણ મુંબઇમાં દાખલ કરવામાં આવ્યું ન હતું કારણ કે મુંબઈમાં એટલા બધા મોબેદો વસે છે કે, દર મહીને નાણાં વેહેંચી શકાય નહીં. તે કહે છે કે, મુંબઇમાં નવસારી કરતાં વધુ મોબેદો છે. આ સાક્ષી વલી કહે છે કે, વારાનાં નાણાં તેમજ સઘલી આશોદાદ પાંચ પૅાલવાલાઓના કતમ્યાઓમાં સરખે હીસ્સે વેહેંચી લેવાય છે. પણ એ બીના હું ધારૂં છું કે ખરી હોઇ શકે નહીં, બીજો સાક્ષી (મનચેરજી કેરસાસપજી) નવસારીનાં ધોરણ વીશે બોલતાં જણાવે છે કે, વારાદાર મોબેદોને અપાતી આશોદાદ મોબેદો પોતાને ગમે તેવી રીતે વાપરે છે, એટલે કે વારાદાર મોબેદો એ આશોદાદ માટે આખા ટોલાને જવાબદાર નથી. એજ સાક્ષી ( મનચેરજી ) કહે છે કે, મોબેદો વારાનાં નાણાં પોતાના વપરાસમાં લે છે, પણ વારાદાર મોબેદો તો વારાનાં નાણાં ભરે છે માટે એ મોબેદો તે વારાનું કામ નહી કરનાર હોવા જોઇએ. સાક્ષી ઉપરથી સામાન્ય રીતે દેખાય છે તેમ એ મોબેદો પોતાનાં કુટુંબ સાથે વારાનાં નાણાંમાં ભાગ મેલવવાનો હક ધરાવતા હતા, પણ મેં હમણાજ કહયું છે તેમ જે મુદત માટે વારાનાં નાણાં અપાતાં હોય તે મુદતમાં તેઓએ બરશનુમ રાખયું હોય તો. વારાનાં નાણાં અપાઇ રહેવા પછીની આશોદાદનાં નાણાં માતર વારાદાર મોબેદોની મતા હોય એમ માલમ પડે છે. સઘલી આશોદાદ અને વારાનાં નાણાં વચેનો તફાવત વારાદારોનો હીસ્સો ગણાય છે. મોબેદોના વર્ગના જેઓ બોય દેવાને લાયક હોય પણ જેઓ તે વખતે બોય દેતા ન હોય તેમના ભાગ તરીકે વારાનાં નાણાં ગણાતાં હતાં, વાહુડયાનાં આતશબેહેરાંમના વારાદાર મોબેદો નવસારીથી આવેલા હોવાથી અને નવસારી ભગરસાથની અનજુમનની પાંચ પૅાલોને મુંબઇમાં બોય દેનારાઓની ચુંટણીમાં કબુલ રખાયલી હોવાથી એમ ધારવું વાજબી છે કે, મુંબઇનો રેવાજ જો કે તે નવસારીના રેવાજને તદન મલતો ન હતો તોપણ તેના ઉપરથી નીકલેલો હતો. આ મુકદમાનો મુખ્ય સવાલ એ છે કે આ મુકદમા-માંનાં ત્રસ્ટનાં નાણાં નવસારીની ભગર સાથ અનજુમનનાં છે કે નહી તે નકી કરવામાં એ વિચાર થોડોક વજનદાર થવાનો ખુલી રીતે હક ધરાવશે. મજકુર નાણાં મુંબઇમાં વસતા મજકુર ટોલાના વારાદાર મોબેદોએ હકને માટે આપેલાં જમાવ થયલાં નાણાં છે એમ કબુલવામાં આવયું છે, કે જે હક માટે નવસારીમાં એવીજ રીતે વારાનાં નાણાં અપાયાં છે તથા અપાય છે. પરંતુ મુંબઇમાં એવાં નાણાં હજી સુધી કદીબી વેંચાયાં નથી. પહેલા પ્રતીવાદીને પોતાને વારાનાં નાણાં તેનાં બાપને શા સબબથી મલીયાં હતાં, અને તે તેણે રાખિયાં હતાં તે વીશે કશી જાતી માહેતગારી નથી. અને કોરટ જેમ ફરમાવે તેમ એ ત્રસ્ટ-નાં નાણાંનો ફડચો કરવાને તે રાજી છે. તે પોતાનાં બાપનાં વીલનો વકીલ અને તેની માતા તે બીજી પ્રતીવાદી વકીલાતણ છે. પણ એમ કેહેવામાં આવ્યું છે કે પોતાનાં ભરથારની મીલકતનાં વહીવટમાં તેણીએ કાંઇ ઝાજો ભાગ લીધો નથી. તેણી અને તેણીનો છોકરો બીજો પ્રતીવાદી જણાવે છે કે, હોરમજી બમનજી શેઠના પાસે અનામત મલેલી જુદી જુદી રકમોનો જુમલો રૂ. ૮૦૨૬-૧૧-૮ નો થાય છે અને તેઓ અરજ કરે છે કે એ મુદલ રકમ

ઉપરાંત જે વધતી રકમ થયલી હોય તે કોરટને દરૂસત લાગે એવાં ધર્મનાં કામોમાં વાપ-રવાં અને તે એવી રીતે કે હોરમજી બમનજી શેઠનું નામ હંમેશાં તેની સાથે જોડાયલું રહે. પ્રતીવાદીઓ જેઓ હોરમજી બહમનજી વાહડીઆનાં આતશબેહેરાંમના ત્રસ્ટીઓ છે, તેઓ કબુલ કરે છે કે હીંદુસ્તાનનાં પારસી ટોલાંનાં ધરમ ગુરૂઓનાં વરગનાં ભગરસાથ મોબેદો કેટલીક સદીઓ થઈ પોતાનું વડું પંઠક નવસારીમાં ધરાવતા આવ્યા છે અને તેઓ પાંચ પોલ અથવા વીભાગોમાં વેંચાયલા છે, તેઓ વલી જણાવે છે કે હોરમજી બહમનજી વાહડયાના આતશબેહેરાંમનો સાધારણ ખરચ આતશબેહેરાંમનો મેનેજર ચોકશ વાદીઓ[1] અરપણુતમાંથી અને હોરમજી બહમનજી વાહાડયાના તરણ છોકરાં-ઓનાં નાણાંમાંથી કરે છે. તેઓ વલી તકરાર લે છે કે હોરમજી બહમનજી વાહાડયાની વીધવા અને તરણ છોકરાઓ આતશબેહેરાંમનાં સ્થાપનાર દાખલ તેમાં અપાતી આશો-દાદ ઉપર હક ધરાવે છે, તથા તેઓ અથવા આતશબેહેરાંમના મેનેજર હોરમજી બહમનજી વાહડયાનો વડો છોકરો પોતાને દરૂસ્ત લાગે તેમ તે વાપરી શકે, અને તેમને અથવા તેને ઘટતું લાગે એવી સરતે અને લવાજમે અથવા બીજી કોઇબી રીતે પોતાને ગમતા મોબેદોને બોયની ક્રીયામાં રાખી શકે. આતશબેહેરાંમ સ્થાપવા પછી પેહેલા ૧૬ મહીનાં સુધી બોયની ક્રીયા દસતુર એદલજી દોરાબજી સંજાણાએ કરી હતી, કે જેમને એ કાંમ મેનેજરે સોંપ્યું હતું, એમ આતશબેહેરાંમનાં ત્રસટીઓ જણાવે છે. વલી વધુ એમ જણાવવામાં આવે છે કે, એ દસતુરને આતશબેહેરાંમમાં આવતી સઘલી અશોદાદ લેવાને મેનેજરે પરવાનગી આપી હતી, અને એવી અશોદાદમાંથી તેઓ પોતાના હાથ હેઠલ કામ કરતા મોબેદોને લવાજમ આપતા હતા. આ વાત કબુલવામાં આવી છે કે, દસતુર અને બીજા સઘલા બોયની ક્રીયા કરનારા મોબેદો નવસારીની ભગરસાથની અનજુમનને લગતા હતા.

૧૮૩૨ માં મુંબઇનાં ભગરસાથના મોબેદોએ અરજ કરવાને લીધે રેવાજમાં ફેરફાર કર-વામાં આવ્યો અને નવસારીનું ધોરણ આગલ જણાવયા મુજબનાં ફેરફાર સાથે દાખલ કર-વામાં આવ્યું. પાંચમા અને છઠ્ઠા પ્રતીવાદીઓ જણાવે છે, અને તેમની જુબાની સાથે મર-નાર ચોથા પ્રતીવાદી સામેલ થયા હતા, કે આતશબેહેરાંમનાં મેનેજરે તે વખતે મોબેદોને જણાવ્યુ હતું કે "આતશબેહેરાંમનાં સ્થાપનારાઓએ મેહેરબાની દાખલ અને નહીં તો કોઇ ફરજને લીધે તેમની દરખાસ્તો કબુલ રાખી છે, એવી શરતે કે નાવર મરાતબની ક્રીયાઓ આતશબેહેરાંમમાં કરવા દેવાને અને એવા નાવર મરાતબ થયલાઓને નવસા-રીની અનજુમન પાસે કબુલ રખાવી એવા નાવર મરાતબોને નવસારીનાં આતશબેહેરાંમમાં બોય દેવા દે." વલી વધુ એ જણાવ્યામાં આવે છે કે મુંબઇનાં ભગરસાથના મોબેદોએ એ શરત પ્રમાણે ચાલવાને કબુલાત આપી અને તે ઉપરથી દસ્તુર એદલજીનું લવાજમ બંધ થયું અને આશોદાદ ભેગી કરવાનો તથા બોયની ક્રીયામાં સાંમેલ થવાનો અને તેમાંથી થોડો ભાગ મેનેજરને આપી દેવાનો હક મેલવવાને તેન્ડરો માંગવામાં આવવા

---

૧. ચોકશ વાદીઓ અરપણુતમાંથી—એ શબ્દો છપાયલા સમજ પડતા નથી. કદાચ આતશબેહેરામની મોબેદો તરફથી તેંડરો મારફતે મલતી બોએના રૂપયાની રકમ વિષેનો એ એસારો હોય,

લાગ્યા આ ટેનડરો મુજબ આપવાં જોઇતાં નાણાં મેનેજરનાં હુકમથી કાવશજી ભીખાજી અગેને ત્યાં દીપાજીટ મેલવામાં આવ્યાં હતાં, એવી શરતે કે ભગરસાથના મોબેદો મુંબઇનાં આતશબેહેરાંમમાં નાવર મરાતબ કરવાની પરવાનગી નવસારીની અનજુમન પાસેથી મેલવે નહીં ત્યાં સુધી તે નાણાં તેણે પોતાનાં હાથમાંથી છોડવાં નહીં. આતશબેહેરામનાં ત્રસ્ટીઓનાં બચાવનામાંમાં એવી તકરાર લેવામાં આવી છે કે એવાં ટેનડરો મુજબ એવી રીતે ભરાયલાં નાણા આતસબેહેરાંમનાં સ્થાપનારાઓની મતા છે, અને તે સ્થાપનારાઓ અથવા તેમનાં મેનેજરને એવા વારાનાં નાણાં તેઓને અથવા તેને ઘટતું લાગે તેમ ખરચવાની સતા છે. વધુ એ જણાવ્યામાં આવે છે કે, કાવસજી ભીખાજી અગેનાં હાથમાંનાં નાણાં મેનેજરનાં હુકમથી હોરમજી બહમનજી શેઠને સ્વાધીન આપવામાં આવ્યાં. પરંતુ મુકદ્દમો ચાલતી વખતે એવી તકરાર લેવામાં ન આવી હતી કે વાહડયાઓ એ નાણાં પોતાને હીસાબે લેવાનો તથા રાખવાનો હક ધરાવે છે અથવા ધરાવાને ઇચ્છે છે, તેઓ એવો દાવો કરે છે કે એ ત્રસ્ટનાં નાણાં આતશબેહેરાંમનાં ખરચમાં વાપરી શકાય. અને પોતાનું બચાવનામુ નોધાવતી વખતે આતશબેહેરાંમથી જુદાં ઠામોની ઉપર એ નાણાં વાપરવાનો હક એમને છે એવો તેઓનો ઇરાદો નહીં હશે, કારણ કે તેમનાં બંચાવનામાંનાં છત્રીશમાં ફકરામાં તેઓ કહે છે કે એના નાણાં આતશબેહેરામનાં હાલનાં ત્રસ્ટીઓ દાખલ તેમને નામે ચલાવવાં જોઈએ. મુકદ્દમો ચાલતી વખતે એવી તકરાર લેવામાં આવી હતી કે અગરજો એ ત્રસ્ટનાં નાણાં મોબેદોને આપવાનાં હોય તોબી મરાતબ કરવાને લગતી શરત રહી છે, અને તે શરત પાર પડેલી નહી હોવાથી અને નવસારીની અનજુમને મુંબઇમાં મરાતબ કરવાની પરવાનગી હજી સુધી પુરી નહીં આપવાથી ત્રસ્ટ નિષ્ફળ જાય છે, અને તેનાં નાણાં આતશબેહેરાંમને સ્થાપનારાઓની તરફેનમાં ઉતરવાં જોઇએ.

આ તકરારનાં સંબંધમાં હું જણાવા માંગું છું કે જો ત્રસ્ટ એક ધર્મખાતું હોય તો ત્રસ્ટ ઉત્પન કરતી વખતે તે આતશબેહેરામનાં સ્થાપનારાઓએ કોઇ શરત નાખી હોય, પણ જો તે બજાવામાં આવી ન હોય તો તેથી તે જપત થાય નહી, અને અગરજો ધર્મખાતાનો નાશ થઇ શકે તોબી આતશબેહેરાંમનાં સ્થાપનારાઓનાં લાભમાં તે નાણાં ઉતરી શકે નહીં, કારણ કે તેમને માટે ત્રસ્ટ કરીયું હોય એમ કદાચજ ગણી શકાય. તેઓએ કાંઇ ધર્મખાતામાં નાણાં ભરીયાં ન હતાં, અગરજો એમ ધારવામાં આવે કે આતશબેહેરાંમને સ્થાપનારાઓને પોતાને ગમતા મોબેદો આતશબેહેરાંમમાં બોય દેવાને નેમવાની અને પોતાને ચાહે તેવી શરતો એ મોબેદોએ કા૦ ભી૦ અગે અને હો૦ બ૦ શેઠને ત્યાં અનામત મેલેલાં નાણાંની વેહેંચણી માટે કરવાની છુટ હતી, તોપણ આટલી વાત તો નક્કી છે કે એ નાણાં કંઇ આતશબેહેરાંમનાં સ્થાપનારાઓએ કંઇ પુરાં પાડીયાં ન હતાં. વલી ખરી વાત તો એ છે કે તેઓએ પોતે કંઇ બોય દેનારા મોબેદોને નેમ્યા ન હતા. ઘણામાં ઘણું તો તેઓ ભગરસાથ મોબેદોને સામાન્ય રીતે બોય દેનારાઓ તરીકે કામ કરવાની રજા આપતા હતા. તેઓએ નવસારી માફક એ ટોલાને વારા પ્રમાણે કામ કરવાનો હક આપ્યો હતો અને તેમ તેઓએ મોબેદોની અરજ ઉપરથી કરયું હતું.

તેઓએ પોતાના શેહેનશાહી ટોલાને બંદગી કરવા માટે અને ભગરસાથ મોબેદોને તેમાં બોય દેવા માટે એક નવું આતશબેહેરાંમ કરી આપયું હતું. પણ મોબેદો માટે તે ઉપરાંત તેઓએ કશું કર્યું ન હતું. તેમને તેમની નોકરીના બદલામાં તેઓ કાંઇબી લવાજમ આપતા નહી હતા અને વારાના નાણાંની વેહેંચણી ઉપર કોઈપણ પ્રકારનો આંકોશ મેલીને તે નાણાં ઉપર તેઓ કોઇબી પ્રકારે કેમ હક મેલવી શકે તે સમજવું મુશકેલ છે. આ વાત ખુલ્લી છે કે, એ નાણાં પુંજારીઓ તરફની આશોદાદનો ભાગ હતો, જે કારણથી એ નાણાં નવસારી તેમજ મુંબઇનાં બોય દેનારાઓ ભરતા હતા તે ધ્યાનમાં લેવાથી બીજાં કોઇબી પરીણામ ઉપર અવાતું નથી. આતશબેહેરાંમમાં કોઇ ભગત જે મોબેદના હાથમાં આશોદાદ આપે તે મોબેદની પોતાની તે મતા ગણાય નહી. બોયની ક્રીયા કરવાને લાયકના સઘલા મોબેદોને માટે તે હોય છે. એ મોબેદોની માંહો માંહેની પોતાનીજ ગોઠવણથી સઘલા મોબેદો સામતા આતશબેહેરાંમમાં દરરોજ બોય દેવા જતા નહીં હતા. આશોદાદ સઘલી યા મોબેદોએ સાથે મલી કરેલી મસલતથી આગલથી ઠરાવેલો તેનો ચોકસ ભાગ જુદો પાડી બોય નહી દેનારાઓમાં વહેંચવામાં આવે છે અને બાકીનો ભાગ બોય દેનારાઓં વેહેંચી લે છે તે કાંઇ અગતની બીના નથી. વારાનાં નાણાં ખુલ્લી રીતે ધર્મને લગતી ક્રીયાઓ સાથ સંબંધ ધરાવે છે અને તે બોય દેનારાઓ વારાની બીડ કરતી વખતે આગલથી નાણાં ભરે તોબી તે પોતાની ખાશિયત જાલવી રાખી શકે; પરંતુ મુંબઈમાં તો આશોદાદ મલવા પછી તેમાંથી એ વારાનાં નાણાં અપાય છે. ઇંગલંડના ધર્મગુરૂને વાએજ કરવા માટે મલતી ભેટ ધરમખાતાંને લગતી ગણાય છે અને આતશબેહેરાંમમાં અપાતી આશોદાદને પારસી ટોલો કેવી રોશણીથી જોય છે તે બાબદ હાલના મુકદમામાં પડેલી જુબાંનીઓ ઉપરથી કશો શક રહયો નથી.

જે ચોકસ કારણોને લીધે વારાનાં નાણાં વેહેંચાવા વીના પડી રહયાં હતાં તે વીશેની જુબાંની પુરતી અથવા સંતોશકારક નથી. એના સંબંધમાં જે મુખજુબાંની આપવામાં આવી છે તે કબુલ રાખવાને હું કદાચજ તઇયાર થઇશ; કારણ કે ૫૦ વરસ અગાઉ સાંભળેલી વાતોનો બરોબર હેવાલ સાક્ષીઓ આપી શકે એવું લાગતું નથી. પણ સાક્ષી ઉપરથી નીચલી બાબદો વીશે કશો સક રેહેતો નથી : (૧) કે આતશબેહેરાંમને સ્થાપનારાઓ પારસી કોમમાં ઘણાજ વગવાલા હતા અને (૨) મરાતબની પદવી તેમનાં આતશબેહેરાંમમાં અપાયલી જોવાને તેઓ ઘણાજ આતુર હતા. હું ધારૂંછું કે નંબર ૫ અને ૬ વાલા પ્રતીવાદીઓની દલીલ વાજબી છે કે, આતશબેહેરાંમના સ્થાપનારાઓએ ચોકસ સરત કરવાને લીધે વારાનાં નાણાં વેહેંચાયાં નહી હતાં. બોયવાલા મોબેદોને હો૦ બ૦ શેઠે આપેલી રીસીતોમાં આ સરત વીશે જે ઇસારો કરવામાં આવ્યો છે તે ઉપરથી આ વીચારને પુશતી મલે છે અને તેટલા માટે તેને રીલેતરોએ જે એવું કારણ બતાવ્યું છે કે, નાણાં પાંચ પૉલ વચ્ચે કેમ વેહેંચી લેવાં તે બાબદના વાંધાઓને લીધે વેહેંચણીમાં ઢીલ થઇ તે કારણને બદલે હું ખરા તરીકે બાહાલ રાખું છું. રીલેતરો કહે છે કે, પાંચ પૉલો વચ્ચે સરખે હીસ્સે વેહેંચણી કરવી કે કામદીનથી ઉતરેલી બે પોલોનાં જેટલોજ હીસ્સો માત્ર ફરેદુનથી ઉતરેલી તરણ પૉલોએ લેવો તે બાબદનો વાંધો પડયો હતો.

પરંતુ વહેંચણી બાબદનો એવો કોઇ વાંધો તો લાંબા વખતનો પટી જવો જોઇએ; પણ મરાતબની પડવી આપવાની અસલ મુશકેલી તો કાયમ છે.

પણ જો વારાનાં નાણાં ધર્મની ભેટ હોય, કે જેમ તે હતી એમ મને માલમ પડે છે, તો ઘણાં વરસ સુધી આતશબેહેરામના પુજારીઓની ધરમી ધારણા અશોદાદનો એક ભાગ રાખી મેલવાથી થોડેક દરજજે ટુટી ગઇ છે અને આશોદાદનાં મજકુર ભાગને લગતો ધર્મ નાશ પામ્યો છે. પોતાનાં આતશબેહેરાંમમાં બોય દેવાને મોબેદોને દાખલ કરતા પછી સઘલી આશોદાદ કે જે ઉપર તેમના ટોલાના રેવાજ મુજબ તેમનોજ હક છે તે ઉપર માલેકો કાંઇબી વાજબી આંકોશ મેલી શકે તે સામે શક લાવી શકાય. પણ કદાચ માલેકો એવો આંકોશ મેલી શકે તોબી, જો મોબેદોએ પોતાને માથે નાખેલી સરત પાર ઉતારવાને પોતાથી બનતું કર્યું હોય તો માલેકોએ કરેલી ગોઠવણનો એવો અર્થ કોર્ટ ઉઠાડશે નહી કે, તે સરત બજા નહી લાવવા માટે નાણાં જપત થાય. એવી દલીલ લેવાઇ નથી અને ખચીત તે સાબેત થઇ નથી કે, મુંબઇમાં વસતા મોબેદો નવસારી ખાતેના પોતાના ભાઇબંધો ઉપર વગ ચલાવવામાં જાણી જોઇને બેદરકાર રેહેવા માટે અપરાધી ઠરે છે. જો વાહડયાઓએ તેમને માથે નાખેલી સરતથી કાયદાપુરવક રીતે તેઓ બંધાયલા હોય તો, એવી બેદરકારી સાબેત થવાથીજ તેમના લાભ માટેની સરત જપત થાય. જ્યારે વાહડયાઓ પોતાના સઘલા લાગવગ છતાં નીશફળ થયા ત્યારે મોબેદો ફતેહ મેલવે એ સંભવીત લાગતું નથી. વાહાડયાઓએ ઇચ્છેલાં કામ સામે નવસારીમાં દેખઈતી રીતે ઘણુંજ વીરૂધ મત હતું અને મરનાર સર જમશેદજી જીજીભાઇ જેવણ ૧૮૪૯ માં નવસારી રહેતા હતા તેમની મદદથી પણ તે વીરૂધ મત ફેરવી શકાયું ન હતું.

જો વારાનાં નાણાં આતશબેહેરાંમના સામાન્ય ખરચ માટે વાપરી શકાતાં હોત તો મુંબઇમાં મરાતબની પદવી અપાય ત્યાંસુધી તે અનામત રાખી મેલ્યાં હોય એ હું અસંભવીત ધારૂં છું. ખચીત વાહડયાઓ જો તેમને સતા હોત તો, આતશબેહેરાંમનો ખરચ જે મુલમાંથી આપવામાં આવતો હતો તેને બદલે તે નાણાં તેમાં વાપરતે, વલી આ વાત ખુલ્લી છે કે, એ નાણાં વાહાડયાઓની તરફથી રાખયા હોય એમ હોરમજી બહમનજી શેઠે કદી ધારયું ન હતું. તેમણે પોતાના હીસાબમાં એ નાણાં અનજુમનને જમે આપ્યાં હતાં અને એકાઉનટંટ જેનરલને એ ત્રસ્ટનાં નાણાં બાબદ તા૦ ૬ ઠી સપટેમબર ૧૮૪૯ ને દીને લખતાં તેમણે એ નાણાં વીશે જણાવ્યું હતું કે "હોરમજી બહમનજી વાહાડયાનાં આતશબેહેરાંમમાં નોકરી કરતા મોબેદોના લાભ માટે તે અનામત મેલેલાં છે." બોયવાલા મોબેદોને તેઓએ જે રીસીટ આપી હતી તેમાં તેમણે એવી કબુલાત આપી હતી કે, "મરાતબની સરત પાર પડતાં વાર તેઓ એ નાણાં પાછાં આપશે." એ કબુલાત ઉપરથી હું ધારૂં છું કે, એમ નહી સમજવું કે, વારાનાં નાણાં બોય દેનાર મોબેદોનાં હતાં. એવો વીચાર જુબાંનીનાં બીજા ભાગોને અનુસરતો નથી. ઘણું કરીને હોરમજી બહમનજી શેઠે એવી મતલબ રાખી હશે કે, વેહેંચણીનો વખત આવે ત્યારે નાણાં કેમ વેહેંચવા તે માટે તેઓ જોખમદાર નથી. નાણાં બોય દેનારાઓને પાછાં મલશે કે જેઓ તેની વેહેંચણી માટે ત્યારે જોખમદાર થશે.

વલી હોરમજી બહમનજી શેઠ પાસે નાણાંનો હીસાબ માંગતી વખતે હોરમજી બહમનજી વાહાડયાએ પોતાનાં તા૦ ૨૭ મા અકટોબર ૧૮૪૯ નાં પતરમાં એ નાણાંને આતશબેહેરાંમવાલા ટોલાના મોબેદોનાં કરીને લખિયાં છે.

જુબાંની ઉપર વધુ વીગતે તકરાર કરવા વીના તેના સામટા વીચાર ઉપરથી મને માલમ પડે છે કે, આ મુકદમાનાં નાણાં, જે મોબેદો જે આશોદાદમાંથી બોયવાલા મોબેદોએ નાણાં ભરયાં હતાં તેમાં ભાગ પડવાનો હક ધરાવતા હતા, પણ જેઓએ જે વરસોમાં એ નાણાં ભરવામાં આવ્યા હતાં તે વરસોમાં કોઇબી વખતે આતશબેહેરાંમમાં બોય દીધેલી ન હતી તેમના લાભ માટે અનામત રખાયલાં હતાં. નવસારી અને મુંબઇમાં ભગરસાથ અનજુમનની સભાઓમાં થયલા ઠરાવોની રૂએ રીલેતરોએ આ મુકદમો માંડયો છે, કે જે (સભાઓ) વીશે એ ટોલાના શખસોને પુરતી ચેતવણી અપાયલી દીસે છે. એ ફંડમાં લાભ ધરાવતા સઘલા શખ્સો તરફથી તેમને એડવોકેટ જેનરલની સાથે પુરતા પ્રતીનીધીઓ ગણવા જોઇએ. "મનોહીર ગણેશ વીરૂધ કેશવ"વાલા મુકદમાના ચુકાદાને આધારે મુકદમો ચાલતી વખતે મેં ઠરાવ્યું હતું કે, સીવીલ પ્રોસીજર કોડની ૫૩૯ મી કલમ મુજબ ત્રસ્ટને ધર્મને લગતાં કામો માટે ઉત્પન કરયું હતું. જુબાંનીઓ ઉપરથી માલમ પડતી વીગતો ઉપર વધુ વીચાર કરવાથી હું તે ચુકાદાને વલગી રહું છું.

કોડની ૩૦ મી કલમ મુજબ જોઇતી જાહેર ખબરો અપાઇ છે.

બોય દેવાને લાયકના નહી એવા કેટલાક મોબેદોના પણ રીલેતરો પ્રતીનીધી હોય પણ દફતરમાં નોંધાયલા વાદીઓ જેમના પ્રતીનીધીઓ છે તેઓમાં સઘલા બોય દેવાને લાયકના મોબેદો ખચીત હોવા જોઇએ, નાણાં જ્યારે ભરવામાં આવ્યાં તેજ વખતે વેહેં-ચણી થઇ હોત તો તે વેલા વારાનાં નાણાંમાં હીસ્સો મેલવવાને કોણ શખ્સો લાયક હતા તે નકી ઠરવું હમણાં બની શકે એમ નથી. પણ હાલના વાદીઓના મંજુર્યાતથી એ એ નાણાંનો ઉપયોગ કરવા માટે કોરટ સલાંમતીથી એક યોજના ઘડી શકે.

પાંચમાં અને છઠ્ઠા પ્રતીવાદીઓએ ત્રસ્ટનાં નાણાં જે આતશબેહેરાંમના તેઓ ત્રસ્ટીઓ છે તેનાં કામને માટે માંગતાં હોવાથી માલેકોના કોઇ બીજા પ્રતીનીધીઓને સામેલ કરવાની જરૂર હોય એમ હું ધારતો નથી.

જમાવ થયલાં વ્યાજનાં સંબંધમાં મારૂં એવું મત છે કે, તે હોરમસજી બહમનજી શેઠ પાસે અનામત મેલાયલી મુદ્દલ રકમોની સાથે ધર્મ ખાતાંમાં જવી જોઇયે.

ત્રસ્ટનાં નાણાની તેમણે જે સંભાલ લીધી હતી તે ધ્યાનમાં લેતાં એ ફંડનો હવે જે કામોમાં ઉપિયોગ થાય તેમાંના એકની સાથે હોરમજી બહમનજી શેઠનું નામ યોગ્ય રીતે જોડાઇ શકાય.

શું કામોમાં તે વાપરવાં તે માટે રવાંનોના બાજ રોજગાર માટેનું ત્રસ્ટ કોરટ બાહાલ રાખી શકે નહી, તે સવાલ ઉપર તકરાર કરવા વીના હું ટીકા કરવા ઇછું છું કે, પુંજારીઓએ આપેલી આશોદાદ જીવતાંઓને માટે અને નહી કે મુવેલાંઓના લાભ માટેની બક્ષેસો હતી. એટલા માટે આ ઇછવા લાયક દીસે છે કે, એ ત્રસ્ટના નાણાં માત્ર

જીવતાંઓના લાભ માટે વાપરવાં. જઇફ, ગરીબ અને લાચારોને આશરો આપવા તથા મોબેદ ટોલાના છોકરા છોકરીઓ માટે સ્કાલરશીપો સ્થાપવાનાં કામો સીવાય બીજાં કશામાં વધુ લાયક રીતે ખરચાઇ શકે નહી.

(જેમનું એ ફંડ માલમ પડયું છે તેમની મંજુર્યાતથી) તેનો લાભ મુંબઇ અને નવસારીની સઘલી ભગરસાથ અનજુમનને આપી શકાય એમ હું ધારૂં છું, તોપણ મોબેદોના છોકરા છોકરીઓ માટેની સકાલરશીપો મુંબઇમાં સ્થાપવી કે જયાં વારાનાં નાણાં ભરાયાં હતાં. નવસારીનાં મોબેદો તથા તેમનાં કુટુંબો એ લાભમાં મારાં મત મુજબ ભાગ લેવાનો હક ધરાવે છે કારણ કે મુંબઇના નવસારીના મોબેદોનો મોટો ભાગ નવસારી આવજાવ કરતો છે. એટલા માટે જે શખ્સો મુંબઇમાં રેહે તે વખતે વારાનાં નાણાંનો હિસ્સો મેલવાને હક ધરાવતા હોય તેમનાં છોકરાંઓને નવસારીમાં જઇ વસવાને લીધે મજકુર ફંડનો લાભ લેતાં અટકાવવાં જોઇએ નહીં; તેમજ મુંબઇના જે જઇફ મોબેદો નવસારી પાછા ફર્યા હોય તેઓએ પણ તેનો લાભ ખોવો જોઇએ નહીં. રીલેતરોના બેરીસ્ટરોની સુચના મુજબ એડવોકેટ જેનરલની મસલતથી ઘડેલી કોઇબી યોજના ઉપર વીચાર કરવાને હું ખુશી થઇશ. રજા પુરી થવા પછીના કોઇ વેહેલા દીવસે એ યોજના નક્કી કરી શકાશે,

વાદીઓ તથા ૧, ૨, અને ૩ એ પ્રતીવાદીઓનો ખરચ ત્રસટનાં નાણાંમાંથી આપવો. ૫ મા અને ૬ઠા પ્રતીવાદીઓએ પોતે પોતાનો ખરચ આપવો, વાદીઓ જેઓ રીલેતરો દાખલ આવ્યા છે તેમનાં તથા ૧, ૨, અને ૩ જા પ્રતીવાદીઓનો ખરચ વકીલ અને કુલ વચેની માફક ગણવો.[1]

———:૦:———

૧. ઉપલા ચૂકાદાથી નારાજ બની વાડિયાજી શેઠોએ "અપીલ" નોંધાવી હતી, જેની તપાસ મુંબઇની હાઇ કોર્ટના નામદાર જડજો "સર ચારલસ સારજંટ" અને જસટીસ "કેમબાલ"ની હઝુરમાં લંબાણથી ચાલવા બાદ, તેનો ચૂકાદો પણ તેઓએ તા૦ ૧૯ મી સપટેમબર સને ૧૮૮૪ ને દિને ભગરિયા મોબેદોની તરફેનમાં આપ્યો હતો. આએ ચુકાદા મધે તકરારી બેએના રૂપિયા ઉપરનો "હકક" ભગરિયા મોબેદોનોજ જાહેર કરવા છતાં, નામદાર જડજોએ એ નાણાંને કોઇ ધર્મખાતાંના ત્રસટમાં વાપડવા તથા તેને માટેની એક યોજના ઘડવાનો આગલા જડજનો ચૂકાદો ફેરવી, એવો નવો હુકમ ફરમાવ્યો હતો કે "મુંબઇમાં વસ્તા ભગર સાથ મોબેદો જેઓ વાડિયાના આતશબેહેરામના બોએવાલાઓએ જે વર્ષનું વારાનું નાણું ભરયું હોય, તે વર્ષમાં બરસ્નુંમથી લાયક થયલા હોય તેઓ, તેજ ચોકસ વર્ષનાં નાણાંના પોતાના હિસ્સા માટે દાવો કરી શકે."

એ રીતનો પોતાનો ચુકાદો જાહેર કરી–વાડિયાજી શેઠોનો ખરચ તેઓને માથે નાખી–પક્ષકારોનો ખરચ ફંડમાંથી લેવા નામદાર જડજોએ ફરમાવ્યું હતું.

અપિલ કોર્ટનો એ ચૂકાદો, આએ પુસ્તકમાં છેલ્લે વધારા તરીકે સંપૂર્ણ છાપી પ્રગટ કરવામાં આવ્યોછે.

ઉપલા ચૂકાદાના પરિણામમાં તકરારી રૂપિયા શેઠો હીરજીભાઈ તથા ફરામજી હોરમજજી શેઠનાની પાસેજ–વગર ફડચો થવે–પડી રહયા હતા, જે રૂપિયાના ત્રસ્ટીઓ તરીકે પોતાના ઓહ્દા છોડી દેવા તથા

## ઉપલા ચૂકાદાથી નિરાશ બની આતશબેહેરામના ત્રસ્ટીઓ તથા તેમના દસ્તૂરે પોતાના પાક મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતેબ" કરવાનો કીધેલો ઠેડાવ, તેને માટે તેઓએ છપાવી બહાર પાડેલી મદેહનજર; તથા એ હિલચાલના સંબંધમાં મુંબઇથી શેઠ ખરશેદજી માણેકજી શેઠે ભગરસાથના વડા દસ્તૂરજી ઉપર શ્રી નવસારી લખેલો કાગજ.

—:o:—

ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના ૧૭ વર્ષના વાડિયાના આતશબેહેરામ સાહેબની ઓએના રૂપિયા, જે શેઠો હીરજીભાઇ તથા ફરામજી હોરમસજી શેઠના અને શેઠ હોરમજજી બહમનજી શેઠના વિધવા બાઇ રતનબાઇના હાથમાં હતા, તે મુંબઇની હાઇ કોર્ટના નામદાર જડજ મી૦ "બરઉદ"ના ઉપલા ચૂકાદાના પરિણામમાં મેળવવાને ભગરસાથની અનજુમન એ રીતે સામર્થવાન બનવાથી તથા ઇ૦ સ૦ ૧૮૪૯ પછીના ભગરિયા મોબેદોની પાસેથી પોતે લેવા માડેલા પાક આતશબેહેરામ સાહેબની ઓએના એવીજ કીસમના બીજા રૂપિયા ઉપર ભગરસાથ અનજુમન તરફથી ભવિષ્યમાં દાવો ઉઠાવવામાં આવે એવો સંભવ જણાયાથી, આતશબેહેરામના ત્રસ્ટીઓ તથા તેમના દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણા દિલથી દલગીર અને ચિંતાતુર બન્યા હતા. તેઓને મળેલી ખરી કે ખોટી સલાહ મુજબ કોઇબી રીતે ભગરિયા મોબેદોના છોકરાઓને પોતાના આતશબેહેરામ સાહેબના મકાન મધે "મરાતેબ" કરવાનો-ઉપલા ચૂકાદા પછી તેઓએ મક્કમ ઠેડાવ કીધો હતો.

પોતાનો એ ઠેડાવ અમલમાં મુકવા સારૂં પોતાને ત્યાં વસ્તા આતશબેહેરામના "ઓએવાલા" અને બીજા આગેવાન ભગરિયા મોબેદોને સમજાવત-લાલચ-યા તો

---

પોતાની જગા ઉપર નવા ત્રસ્ટીઓ નેમવા માટે તેઓએ તા૦ ૧ લી અકટોબર ૧૮૮૫ ને દિને મુંબઇની નામદાર હાઈ કોર્ટને અરજ કીધી હતી અને તે બાબેની ખબર પક્ષકારોને આપી હતી. આએ અરજને લગતી બાબદની તપાસ નામદાર જસટીસ "પીનેહ"ની હજુરમાં બે વખત ચાલી હતી, જે વેળાએ અસલ મુકદમાંના વાદીઓ તરફથી મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહેતા તથા પહેલા અને બીજા પ્રતિવાદીઓ હીરજીભાઇ તથા ફરામજી હોરમજજી શેઠના તરફથી મી૦ બદરૂદીન તઈયબજી બારીસટરો હાજર થયા હતા.

નામદાર જડજે તકરાર સાંભળવા પછી પોતાનો ચૂકાદો જાહેર કરતાં વાંધામાં પડેલા રૂપિયાના નવા ત્રસ્ટીઓ તરીકે ભગરસાથ અનજુમનનાં ૪ આગેવાન ગ્રહસ્થો મેસર્સ ખરશેદજી માણેકજી શેઠના, પેસતનજી રૂસ્તમજી કાંગા, રૂસતમજી ડોસાભાઇ શેઠના, અને કાવસજી સોહરાબજી ભેદવારને ઠેડવ્યા હતા; તથા તેઓને પોતામાંથી જગા ખાલી પડતાં નવા ત્રસ્ટી નેમવાની સત્તા આપી હતી.

દબાનથી હાથમાં લેવાની અને તેઓની પાસે પોતાની મકસદનું કામ કરાવવાની તેઓએ પ્રથમ તઝવીઝ તથા કોશેશ કીધી હતી, પરંતુ તેમાં તેઓ નિશ્ફળ નિવડયા હતા; શ્રી નવસારીનાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો હક્ક ધરાવનારા ભગરસાથના સઘલા મોબેદોએ નવસારીની પોતાની વડી અનજુમનની સંમતી તથા પરવાનગી વગર મુંબઈ મધે "મરાતેબ" ભણાવવાને સાફ ના પાડયું હતું. આથી વાડિયાજી શેઠો અને તેમના દસ્તુરે નિરાશ નહિ બનતાં આગમચથી યોજી રાખેલો બીજો માર્ગ અખ્તીયાર કીધો હતો, અને તેમ કરીને ભગરિયા મોબેદોને દરમ્યાન ચાલતી ફાટફુટનો આઇતો લાભ મેળવ્યો હતો. તેઓને પહેલાંથી

**ગણદેવી અને બીલિમોરાના વતની મોબેદો**

ની કુમક મલેલી હતી. આએ મોબેદો શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા પોતે ભગરિયા હોવાથી ભગરસાથના શ્રી નવસારીનાં વતની મોબેદોની સાથે વાડિયાના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસ્તા તથા એક "પદાંને" સઘલાં ક્રિયા ભણતરો કરતા હતા. પરંતુ તેઓથી ભગરસાથના કદિમ વખતથી ચાલતા આવેલા તરીકા મુજબ જેમ શ્રી નવસારીના તેમ મુંબઇના વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ કરી શકાતું નહિ હતું. એ રીતે આતશબેહેરામની બોએ દેવાનો તથા તેની આવક મેળવવાનો "હક્ક" તેઓને નહિ આપવાનો સબબ-બુજોર્ગોના જણાવ્યા પ્રમાણે એ હતો કે; શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમનનાં આતશબેહેરામ સાહેબની સ્થાપના થવા આગમચ તેઓનાં વડીલોને શ્રી નવસારીની ભગરસાથ અનજુમને "ગણદેવી તથા બીલિમોરા" ગામનાં પંથકો-તેઓની પાસેથી શ્રી નવસારીનું વડપણ જાળવવા તથા "હકક" તરીકે અમૂક ક્રિયા કામોના વાર્ષિક લવાજમો લેવાની કબુલાતના ઘટતા લેખો[1] લખાવી લઇને-સ્વાધીન કીધેલાં હતાં, જે મુજબ પંથક ચલાવી તેનો "હક્ક" તરીકે નેમેલો લવાજમ તેઓના વડીલો શ્રી નવસારીની પોતાની વડી અનજુમન ઉપર શરૂઆતમાં વર્ષો વર્ષ મોકલાવતા હતા અને પોતે નવસારીમાં સઘલાં ક્રિયાકામો કરવાનો તથા ભાગ લાગ મેળવવાનો "હક્ક" ભોગવતા હતા; કે જે પ્રમાણે મુંબઇ, થાણું, અને કલિયાણીનાં શેહેરો મધે પંથક ચલાવવા ગયલા ભગરસાથના પહેલા મોબેદો તથા તેમનાં વારસો પણ શ્રી નવસારીની પોતાની વડી અનજુમન ઉપર "હક્ક"નો નેમેલો વાર્ષિક લવાજમ હમેશાં મોકલાવતા અને નવસારીમાં આવી સઘલાં ક્રિયા કામો કરવાનો ભોગવતો કરતા હતા. પાછલથી જેમ ગણદેવી અને બિલમોરા ગામનાં તેમ મુંબઇ, ઠાણું, અને કલિવાંણી જેવાં પુરાણા પંથકોના પથકીઓ પાસેથી દરસાલનાં નેમેલા "હક્ક" તરીકેના લવાજમો શ્રી નવસારીની ભગરસાથ અનજુમને લેવાના બંધ કીધા હતા અને ત્યારથીજ તે પંથકો ચલા-

---

૧. શ્રી ગણદેવી તથા બીલિમોરા મધે પંથક ચલાવવા ગયલા ભગરસાથના મોબેદોએ શ્રી નવસારીની પોતાની અનજુમનને લખી આપેલા-તેઓનું વડપણ જાળવવાની અને "હક્ક" તરીકે વાર્ષિક લવાજમો આપવાની કબૂલાત આપનારા-આએ અસલ દસ્તાવેજો ભગરસાથના વડા દસ્તૂરજીને ત્યાં આજે જળવાયલા છે, અને તે આએ પૂસ્તક મધે છેલ્લા સફાઓમાં-બીજા દસ્તાવેજો ભેગા પ્રગટ થયલા જોવામાં આવશે.

વનારા મોબેદોનો–તેઓ ભગરિયા હોવા છતાં–શ્રી નવસારી મધે ક્રિયાકામો કરવાનો તથા ભાગલાગ મેળવવાનો "હક્ક તથા ભોગવતો" બંધ થવા પામ્યો હતો. એ રીતે ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદોની પાસેથી એ પંથકોના હક્કના વાર્ષિક લવાજમો લેવાના કયાં સાલથી બંધ થયા હતા તથા તેઓને શ્રી નવસારી મધે ક્રિયાકામ કરતા અને ભાગલાગ મેળવતા કયાં સાલથી અટકાવવામાં આવ્યા હતા તે જાણવા માટે કોઇ દસ્તાવેજ મારા જોવામાં આવ્યો નથી; પરંતુ આ પુસ્તકમાં આગલ પ્રગટ થયલો દસ્તાવેજ ૪૩ મો–જેમાં મુંબઇ મધે "નાવર તથા મરાતેબ" કરવા માટે ત્યાંના આગેવાન શેઠિયાઓએ શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર લખેલાં કાગજનો ત્યાંથી એ શેઠિયાઓ ઉપર યઝદેજરદી ૧૨૦૧ ના સાલમાં લખાઈ આવેલો જવાબ છે તે–વાંચવા ઉપરથી માલમ પડે છે કે ગણદેવી તથા બીલિમોરાના વતની ભગરિયાં મોબેદોનો શ્રી નવસારી મધે ત્યાંના ભગરિયા મોબેદોની સાથે ક્રિયાકામો કરવાનો અને ભાગલાગ મેળવવાનો ભોગવતો અને હક્ક, યઝદેજરદી ૧૨૦૧ ની આગમચનો બંધ થયલો હતો; તેઓ નવસારીની વડી દરેમેહેરને તાબેના મોબેદ તરીકે મજકુર ગામોના પથંકની આવક મેળવવા ઉપરાંત શ્રી નવસારીમાં ક્રિયાકામો કરવાનો દબળ લાભ મેળવે એ ધોરણ ખોટું અને નવસારીના વતની ભગરિયા મોબેદોને ગેરઇન્સાફ કરનારૂં હોવાથીજ ક્રિયાકામો કરવા સંબંધી નવસારીની ભગરસાથ અનજુમને ઉપર જણાવ્યા મુજબનો ખાસ બંદોબસ્ત કીધેલો અને તે આજદિન તલક અમલમાં મુકાતો રહેલો જણાય છે.

શ્રી નવસારીનું ક્રિયાકામો કરવાનું ઉપલું ધોરણ મુંબઇ શહેરમાં પણ ચાલુ રાખવાથી મજકુર ગામોના તેમજ મુંબઇ, ઠાણાં અને કલિયાણીના વતની અસલ પંથકીઓના વંઉશનાં ભગરિયા મોબેદોને ધંધા સંબંધી નુકસાન પૂગવાનો સંભવ જોઇ, તે વેળાની ભગરસાથ અનજુમને મુંબઇના આતશબેહેરામ સાહેબની "બોએ" દેવા સિવાયના સઘલાં ક્રિયાકામો ભગરસાથના પોતાના ભાઇઓની સાથે કરવા માટેની તેઓના બાબમાં ખુશીથી છુટ મુકી હતી, જેથી તેઓ એક "પદાંને" સાથે કામકાજ કરતા હતા. પરંતુ આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ પોતાથી મુંબઇમાં પણ થઈ શકતું નથી એમ જોવાથી ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદોનાં દિલમાં–વખત જતાં–અસંતોષની લાગણી બરપા થઇ હતી, એ રીતની બંધી નિકલી ગયલી જોવાને અને ક્રિયાકામો કરવાના એક સરખા "હક્કો" ભોગવવાને તેઓ ઇન્તેજાર બન્યા હતા. વાડિયાના આતશબેહેરામ સાહેબના દસ્તૂર પેશોતનજીએ પોતેબી પોતાના "પંથ"ના મોબેદોને દરમ્યાન ચાલતો ક્રિયાકામ કરવા સંબંધીનો આવો ફરક કાઢી નખાવવાને પોતાના દિલથી આતુર અને ઇન્તેજાર બની, યઝદેજરદી ૧૨૪૭ નાં સાલમાં બીલિમોરા ગામના વતની એક મોબેદને પોતાના આતશબેહેરામ સાહેબની "બોએ"માં મોકલાવવાની સઘલી ગોઠવણ વટીક કીધી હતી.

પરંતુ ભગરસાથ અનજુમનના શ્રી નવસારીનાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો હક્ક ધરાવનારા મોબેદોએ તેની સાંમે શખ્ત વાંધો ઉઠાવવાથી–પોતાની પૂરેપુરી મરજી મજકુર ગામોના મોબેદોને એ હક્ક આપવાની છતાં–દસ્તુર પેશોતનજીએ મજકુર

બીલિમોરાના વતની મોબેદને ઓએમાં જતાં અટકાવ્યા હતાં; જેથી એ ગામોના મોબેદોને ઘણું માઠું લાગ્યું હતું અને નવસારીના વતની ભગરિયા મોબેદોથી તેઓ ઘણા બેદિલ અને અસંતોષી બન્યા હતા.

ઉપલા બનાવ પછી ૬ વર્ષે વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવાની જૂની જિક્કર ઉપર જણાવ્યા પ્રમાણે ફરીથી બરપા થતાં, શ્રી નવસારીવાલા ભગરિયા મોબેદો ઉપર અઘટીત લાભ મેળવવાની મજકુર ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદોને નધારેલી "તક" મલી હતી. તેઓને દસ્તુર પેશોતનને સમજાવી તથા આતશબેહેરામ સાહેબની "ઓએ"માં મોકલાવવાની કબૂલાત આપી કુનેહથી પોતાના હાથમાં લીધા હતા અને મજકુર મોબેદોએબી તુરત દસ્તુરની માગણી સ્વિકારી તેઓની મરજી મુજબ આતશબેહેરામમાં "મરાતબ" ભણાવવા કબૂલ કર્યું હતું.

એ રીતે પોતાના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" ભણાવવા માટેની સઘલી ગોઠવણ સંપૂર્ણ કરી, શ્રી નવસારીનો પુરાતન તરીકો અને ત્યાંનું બંધન "કાચાં સુતરના તાર"ની માફક તોડી નાખવાનું દિલમાં અભિમાન લાવી, તથા જેઓ પોતાના આતશબેહેરામમાં નવસારીવાલાઓની કનવાર કરવા વિનાં "મરાતબ" ભણાવે અને ભણાવનારાઓની સાથે એક "પદાંન"થી કામકાજ કરવા કબૂલ થાય તેઓનેજ આતશબેહેરામ સાહેબની "ઓએ"માં મોકલાવવાનો પોતાનો મક્કમ ઠેડાવ આશ્કારા કરી, દસ્તૂર પેશોતનજીએ શ્રી નવસારીની ભગરસાથ અનજુમન સાંમે એક અણઘટતી અને અપજશ ભરેલી લડાઈ જાહેર કીધી હતી.

વાડિયાના આતશબેહેરામ સાહેબની "ઓએ"ના ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના રૂપિયા મેળવવા માટે મુંબઈની હાઇ કોર્ટ મધે ભગરસાથ અનજુમને નોંધાવેલા મુકદમાનો ચુકાદો તેઓની તરફેનમાં થતાં, રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૫૩ યઝદજરદી, તા૦ ૪ થી નવેમબર સને ૧૮૮૩ ઇસવીને દિને–યાને ચુકાદો જાહેર થવા પછી ૨૧ દિવસે–ભગરસાથ અનજુમનની ભારી નિરાશી વચ્ચે એ આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓએ ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવા સંબંધી નીચલું "જાહેરનામું" છપાવી, એ આતશબેહેરામ સાહેબની સાલગરેહના જશન માટે ભેગી મળેલી મિજલસમાં આશ્કારા કીધું હતું; અત્રે એ યાદગાર જાહેરનામુ સદાબરૂ ઉતારી ફરી પ્રગટ કરૂં છું.

———:o:———

# દસ્તાવેજ ૫૦ મો, છપાયલો.

—:o:—

## "વાડિયાજીના આતશબેહેરામનાં ત્રસ્ટીઓએ પોતાનાં પાક મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવા સારૂ છપાવી બહાર પાડેલી મદેહનજર."

—:o:—

" શરવે અથોરનાન સાહેબોને અમો જાહેર કરીએ છઈએ કે, તે પાક દાદાર હોરમજદની બખશેશથી અને પેગમબર અશો જરથોશત શપેતમાનનાં અશો ફ્રોહરની મદદથી અમો નીચે શહી કરનારા ત્રસ્ટીઓએ હમારા મરહુમ મુરંબીજી શેઠ હોરમજજી બહમનજી વાડયાજીના મુંબઇના આતશબેહેરામ ખાતે હમારા દશતુરજી પેશુતનજી બેહેરામજી શંજાણાની મશલતથી આપણા જરથોશતી ટોલાનાં ભગર સાથના દસ્તુર સાહેબોના તથા અથોરનાનોના ફરજંદોને આએ શાલથી "નાવર તથા મરાતેબ"ની પડવી જાહેર રીતે આપવાને ઠેડાવ કરયો છે, અને તે વીશેનો બંદોબસ્ત નીચે લખી જણાવ્યા પ્રમાણે કર્યો છે.

ઠેડાવ—પેહેલો. દર શાલ અરદીબેહેશ્ત મહીનો ને હોરમજદ રોજથી તે આવાં મહીનો ને બેહેરામ રોજ સુધી નાવર અને મરાતેબને બરશનુમ આપવાની તથા નાવર અને મરાતબ કરવાની કીરીઆ મજકુર આતશબેહેરામ સાહેબ ખાતે જે મોબેદો નેમીએ તેઓ પાસે કરાવવામાં આવશે.

૨—ઠેડાવ બીજો. જે કોઈ અથોરનાનની હમારા આતશબેહેરામ સાહેબ ખાતે પોતાનાં ફરજંદને " નાવર તથા મરાતબ " કરવાની ખાહેશ હોએ તેવણે એક માસ આગમચથી તે વીશેની ખબર લખાણ કરીને હમોને આપી હમારી તથા હમારા દશતુરજીની રજા મેળવવી, અને નાવર તથા મરાતબ થનાર શખ્સ આએ પડવી મેળવવાને લગતું સઘલું ભણતર અને કીરીઆ શારીપખે જાણે છે એ વીશેની દશતુરજીની તથા હમારી ખાતરી કરી આપવી.

૩—ઠેડાવ ત્રીજો. જે અથોરનાનનું ફરજંદ મરહુમ શેઠ હોરમજજીનાં આતશ બેહેરામ ખાતે "મરાતબ"ની કીરીઆ હમારા દસતુરજીની ખાતરી મુજબ કરશે તેને એ આતશબેહેરામને લગતા સઘલા હક્કો તેઓ લાયક ઉંમરે પોહોંચવાથી બીજા મોબેદોથી પેહેલ વેહલા આપવા ઉપરાંત, હમારા આતશબેહેરામને લગતી કાંઇબી "યોજદાથરેગરી" ની કીરીઆ જે હમારા દશતુરજી તથા હમો પોતે કરવા ફરમાવીએ તે કરશે તેનાં બદલામાં તેનાં લવાજમ ઉપરાંત, યજદેજરદી સને ૧૨૫૩ થી તે સને ૧૨૬૩ યજદેજરદી

શુધીમાં જેબી વરશમાં તે "મરાતબ" થશે તે પછીના શને ૧૨૬૩ સુધીનાં વરસવેર દર વરશે રૂપીઆ ૧૦૦ અંકે એકસો મલીઆ જશે. તે એવી સરતથી કે, મરાતબ થનાર હમેશ સુધી મોબેદીને લગતો પેશો ચાલુ રાખી હમારા આતશબેહેરામના દશતુરજીના હમારી મંજુરીઆતથી કરેલા સઘલા કાએદાઓ તથા હોકમોને આધીન થાઇ એજ મકાનમાં વશે અને સઘલી કીરીઆ પહરેજગારીથી કરે.

જો કોઇબી ઉપલી ગોઠવણ મુજબ થયલો મોબેદ પોતાની સરત મુજબ નહી ચાલી પોતાનો મોબેદીને લગતો પેશો તર્ક કરશે અથવા શપેદ પાઘરી રાખી પોતાના મોબેદી દરજ્જાને અપમાન લાગે એવો ધંધો અથવા કામ અખ્તીઆર કરશે તથા જાતે અનીતી ભરેલી ચાલ ચલણથી તથા નાફરમાનીથી પોતાના મોબેદી તરીકાને નાલાયક થશે તો તે બાબદની હમારી ખાતરી થવે તેવા અથોરનાનોને હમારી તરફથી મલતો લવાજમ બંધ કરવામાં આવશે ને તેને આપેલા હકો પણ છીનવી લેવામાં આવશે, તથા તે વીશે અમારો અખતીઆર પુર ગણાશે.

પણ જે અથોરનાન લાયક રીતે ચાલી પોતાના બુજોરગ દરજ્જાને જાળવવાની યતન કરતો રેહેશે તો તેવા અહસ્થને ઘટતી રીતે "બોએ દેવા"નો તેમજ "નીરંગદીન" તથા બીજી મોતેબર કીરીઆ કરવાનો હક્ક સરવેથી પેહેલો આપવામાં આવશે.

૪—ઠેઠાવ ચોથો. મજકુર આતશબેહેરામ સાહેબ ખાતે ઉપર જણાવેલી દશ વરસની મુદતમાં "તરીશ" જણને "મરાતબ" થવાનો હક આપીઆમાં આવશે અને હરેક મરાતબ થનારની ઉંમર ૧૩ થી ૧૪ વરસની હોવાથી તેને મરાતબ કરીઆમાં આવશે, અને મરાતબ થવેથી તેને ઉપલા ત્રીજા ઠેઠાવ મુજબ જે મહીનામાં તે મરાતબ થયો હશે તે મહીનાની આખેરીએ બીજે વરસથી દર વરસ તેનો લવાજમ મલશે.

૫—ઠેઠાવ પાંચમો. મજકુર આતશબેહેરામ સાહેબના મકાન ખાતે "મરાતબ" થનારા અથોરનાનોમાં જે સને ૧૨૫૩ યઝદેજરદીના સાલમાં પેહેલો મરાતબ થશે તેને દશ વરસ સુધી દર વરસે રૂપયા ૨૦૦) અંકે બશો આપીઆમાં આવશે. અને બીજા મરાતબને દર વરસ રૂપયા ૧૭૫) અંકે એકશો પંચોતેર તથા ત્રીજાને રૂપયા ૧૫૦) અંકે એકશો પચાશ તથા ચોથાને રૂપયા ૧૨૫) અંકે એકશો પચીશ એ પ્રમાણે લવાજમ આપીઆમાં આવશે. અને એ પછીનાઓને જે વરશમાં જે મરાતબ થશે તે પછીના શને ૧૨૬૩ નાં વરસ સુધીદર વરસે રૂપયા ૧૦૦ ) નો લવાજમ આપ આમાં આવશે.

રોજ ૧૭ મો, માહ ૨ જો, શને ૧૨૫૩ યજદજરદી, તા૦ ૪ થી નવેમબર શને ૧૮૮૩ ઇસવી.

લા૦ નશરવાંનજી અરદેશર હોરમારજી,
લા૦ જમશેદજી બહમનજી હોરમારજી વાડીઆ.

તે—મરહુમ શેઠજી હોરમજજી બહમનજી વાડીઆના આતશબેહેરામ સાહેબના મુતવલીઓ તથા ત્રસ્ટીઓ."

વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબની સાલગ્રેહના જશનની મિજલસમાં તેના ટ્રસ્ટીઓની સહી સાથનું છાપેલું ઉપલું "જાહેરનામું" વહેંચવામાં અને આશ્કારા કરવામાં આવ્યાથી, તે મધે ભગરસાથના મોબેદોને લલચાવી પોતાના ટોળાના તરીકાથી ઉલટું કામ તેઓની પાસે કરાવવાની યુકતી રચાયલી માલમ પડવાથી, અને એ રીતે "મરાતબ"ની જુની અને કમનસીબ હિલચાલે નવું અને નક્કી રૂપ પકડેલું જણાયાથી ભગરસાથના નવસારીવાળા મોબેદો તથા તેમના એરખાહો નિરાશ અને દલગીર થયા હતા; આતશબેહેરામ સાહેબની બોએના રૂપિયાનો મુકદમો જીતવાના પરિણામમાં "મરાતેબ"ની એ હિલચાલ ત્રીજી મરતબે બરપા કરવામાં આવેલી જોઇ તેઓના દિલમાં કરોધ ઉપજયો હતો. આગેવાન ભગરિયા મોબેદોએ તેની સાંમે મજબૂતીથી થવાનો તથા જેઓ લાલચથી લલચાઇ યા દબાનને શરણ થઇ તેમાં સાંમેલ થવા માગે તેઓને સમજાવી તેમ કરતા અટકાવવાનો, અને તેમ નહિ સમજે તો કાયદાસરના બીજા કોઇ ઉપાયો લઇ તેઓને દાબમાં રાખવાનો ઠેડાવ કીધો હતો. પરંતુ નવસારીની પોતાની અનજુમનજ પોતાના મોબેદ ભાઇઓની ઉપર તકરારી સવાલના સંબંધમાં ઘટતો આંકોશ કે અટકાવ મુકી શકે એમ તેઓએ જોવાથી તથા ત્યાંની અનજુમનની પ્રતિષ્ઠાનો સવાલ એ હિલચાલની સાથે નિકટ સંબંધ ધરાવતો હોવાથી, તેઓ તરફ સ્વભાવિક રીતે આગેવાન ભગરિયા મોબેદોએ પોતાની નજર ફેરવી એ બાબદમાં તેઓ તરફથી ઘટતાં પગલાં ભરાવાની ઉમેદ રાખી હતી. નવસારીના ભગરિયા આગેવાનો પણ પોતાની અનજુમનના કોઇ મોબેદો બેવકુફાઇથી એ હિલચાલમાં સાંમેલ નહિ થાય તે જોવાને ઇન્તેજાર બન્યા હતા તથા પોતાની અનજુમનનું સ્વમાન જાળવવા માટે કેવા ઉપાયો લેવા તેનો વિચાર કરવા લાગા હતા.

વાડિયાજી શેઠો તથા તેમના દસ્તુરે કવખતે અને કઢંગી રીતે બરપા કીધેલી "મરાતબ" ની એ જીકરથી–ભગરિયા મોબેદો–ભેગા ભગરસાથના આગેવાન શેઠિયાઓ પણ નિરાશ બન્યા હતા, તેઓએબી ભગરસાથના વડા દસ્તુરજી ઉપર નવસારી કાગજો લખી ટોળાનો તરીકો અને ટેક જાળવવા તથા એ હિલચાલ પગભર થતી અટકાવવા ખાસ આગ્રહ કીધો હતો. અત્રે એ બાબદમાં મુંબઇવાલા શેઠ કાવસજી જાલભાઇ શેઠના કાકા અને તે વેળાના આગેવાન ભગરિયા શેઠિયા શેઠ ખરશેદજી માણેકજી શેઠનાએ ભગરસાથના વડા દસ્તુરજી ઉપર લખેલો નીચલો કાગજ–નમૂના તરીકે–તેમની અસલ ભાષામાંજ સહાબરો ઉતારી પ્રગટ કરૂં છું. ભગરિયા મોબેદોના છોકરાઓ પોતાનું વતન તજી મુંબઇમાં "મરાતબ" થાય તેની વિરૂદ્ધ ભગરસાથના મોબેદો ઉપરાંત એ ટોલાના શ્રીમંત અને કેળવાયલા બભાસદો વટિક કેવી તિક્ષણ લાગણી ધરાવતા હતા તેનો ખેયાલ, એ કાગજ ઉપરથી આવી શકે છે.



# દસ્તાવેજ ૫૧ મો, અસલ છે.

——:o:——

"મુંબઇ, તા૦ ૨ જી નવેમબર ૧૮૮૩.

"નેકનામ દસ્તુરજી સાહેબ દારાબજી ગુ૦ માહીઆરજી જોગ. શી નોશારી......

જત. તમો સાહેબને રોશન થાયું હુશે કે મુંબાઇમાં "મરાતબ" કરાવાની હુશ લેઇ વાડીઆજીવાલાઓએ આતશબેહેરામના ગરીબરા મોબેદોને પોહચતા રૂપીઆ વાંધામે નાખી બેઠાતા, તે નાણું હમણા મોબેદ સાહેબોની તરફથી લેવા શેઠ નશરવાંનજી તાતાએ કોરટમે ફરીઆદી કરી હતી તેનો ચુકાદો મોબેદોના લાભમાં ચુકેચ. પણ તેની અપીલ વાડીઆજીઓ કરવા ધારેચ એમ મારા સાંભળવાંમાં આવેઉં છે.

હવે જે હક જાળવી નોશારી કશબાનુ માન કાએમ રાખવા આપરા બાપ દાદાઓએ પઇસાના લોભ નહી કરેઆ, તા૦ વગ અને માનવંતા શેઠીઆવોના સમજાવેલા નહી સમજી, લડત લડી, એક્સંપથી આજવેર પોતાના વતનનું નામ ને માન જાળવી રાખેઉં હતું તે માન ખોહવા, તે સંપ ભાજવા, ને થોરી લાલચને આધીન થાઇ બાપદાદાના બોલવા કરવા ઉપર પાણી ફેરવી, કોઇ અથોરનાન સાહેબોને હઈ આતશબેહેરામમે મરતબ કરવાને તઇઆર કરવાની તજવીજ થાએ છે.

હાવે પરસંગે જો આપરા ટોલાના બુજોરગો અને આગેવાનો પોતપોતાના ખાનગી વેર તા૦ દુશમેની તરફ નેગાહ ન કરી, એકશંપથી સામેલ થાઇ, એ નવો રખરો દાબી નહી દેશે, ને કોઇ મતલબીઆ ગરજાવું લોભી એક વખત આપરા કદીમ રેવાજને માન નહી આપી, ટોલાની ઉપરવારો થઇ, મરતબ થયો ને તે વગર વાંધે પાશ થઓ તો નોશારીના ગરીબ રેહવાશીઓને મોહોટો ગેરફાએદો થાશે તેથી એક દરદને થતુંજ અટકાવીએ તો પછવારે વધુ પશતાવું તા૦ મેહનતમે પરવું પરે નહી. તેથી તમો સાહેબને મારી ભલામણ તો એજ છે કે તમારી તરફના આગેવાન દસ્તુરજી સાહેબો તથા દેશાઇજી સાહેબો એક સંપ રાખી, વેર દુશમની હોએ તે ભુલી જાઇ, ટોલાના લાભ સારૂ એકમત થાઇ, હેવો કંઇ ઉપાએ અગાઉથી કરવો જોઇએ અથવા જાહેર મીજલસ ભરી હેવા થેરાવ પસાર કરવા જોઇએ, કે જેબી મોબેદ નોશારી સીવાએ બીજી જગે મરતબ થાએ તેને નેઆત બહાર સમજવો, તેની સાથ સારેરૂરે કોઇએ આમેજ થાવું નહી. એવો કંઇ ચાંમતો ઉપાએ લેશો તો કોઇબી આબરૂદાર અથોરનાન આવાં પગલાં ભરી કોમની ખરાબી કરતો અટકશે. જો તમારી તરફ એવા કંઇ બંદોબસ્ત તા૦ ઠેરાવો પસાર થશે તો તેને જોઇ મુંબઇ, સુરત, ઉદવારે, એમ બધે ઠેરાવો પસાર થાઇ શકશે. પણ જો તમો સાહેબો આએ વખતે આલશાઇ કરી અથવા વેર કપટ રાખી, સંપ નહી રાખી, કંઇબી ઘટતા ઉપાએ તરત નહી લેશો તો તમારા લાભ તથા તમારાં માન અને શોભા જલદી લુટાઇ જાશે, ને એક વખત દુશમનો તમારાં

મેદાન ખાલી જોશે તો દેશના ધણી થાઇ બેસશે. તેથી મારી તરફથી દેશાઇજી સાહેબ ડોસાભાઇ તા૦ પેશતનજી તા૦ બરજોરજી ત૦ બમનજી સરવેને અરજ કરવી, ને તેવો તમુને શું સલાહ આપેચ તે કુરપા કરી મનેબી જણાવજોજી. ગરીબ સેવકની કંઇ મદદની અગત પરશે તો મોહુટી ખુશી સાથે આપશું. પણ જે હક્ક, જે માન, આપરા ગરીબ ટોલાએ એકસંપે આજ સુધી જાળવી રાખેઆંચ, તે થોરા મતલબીઆ ગરજાઉ દસતુરો તા૦ મોબેદોને હાથે લુટવા દેવો સજાવાર નથી. તમારા કસબા તથા વતનને ઉપલો સવાલ વધારે લાગેચ, તેથી તમો સાહેબોની ફરજ છે કે ઉલટ તા૦ એકંસંપીથી દુશમનોને ગામ બહાર કારવા. જો તમો તમારી ફરજ ભુલશો ને બાહારવાલો ધણી થાઇ બેસે તો તેનો દોશ તમો સાહેબોને માથે છે.

મારી સલામ દેશાઇજી સાહેબોને પોહચારી તમે પણ કબુલ રાખજોજી.

લા૦ દુવાગીર ખરશેદજી માંણેકજી શેઠના."

## આતશબેહેરામમાં "મરાતબ" ભણાવવા ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદોએ કબુલ કરવાથી તેઓને "બોએ"માં મોકલાવવાની કરવામાં આવેલી ગોઠવણ, તેથી નવસારીવાળા ભગરિયા મોબેદોમાં ફેલાયલી નિરાશી, તેના સંબંધમાં મુંબઇની પારસી પંચાયતના ત્રસ્ટીઓ ઉપર થોડાક ભગરિયા મોબેદોએ મોકલાવેલી અરજી તથા તેનો ત્રસ્ટીઓની તરફથી આપવામાં આવેલો જવાબ.

-:o:-

શેઠ ખાનદાનના ઉપલા આગેવાન શેઠિયાએ પોતાના કદિમ વતનનો તરીકો તથા ટેક જળવાયલો જોવાની ભલી લાગણીથી પોતાની અનજુમનના વડા દસ્તુરજી ઉપર ઉપલો કાગજ લખી, તેમાં આપસ્વાર્થ તથા પૈસાની લાલચે પોતાના વતન અને ટોળાનો તરીકો અને ટેક ટોડવા નિકલેલા મુંબઇના દસ્તુર તથા મોબેદોની ઉપર પહેલાંથી ઘટતો આંકોશ મુકવા માટેની જે સૂચના તથા ભલામણ કીધી હતી, તે મુજબ જો કે "મરાતબ" ભણાવવામાં સામેલ થનારાઓના સંબંધમાં નવસારીની ભગરસાથ અનજુમને મુંબઈની ભગરસાથ અનજુમનની અરજ ઉપરથી યોગ્ય ઠેડાવો પસાર કરી તેઓને ટોળાના ભાગલાગથી દૂર થયલા અને ટોળાથી "જૂદા પડેલા" તરીકે જાહેર કીધા હતા; પરંતુ તેથી મુંબઇમાં "મરાતબ" કરવાની હિલચાલ જેમ અટકવા પાંમી હતી નહિ તેમ એ હિલચાલમાં સાંમેલ થવાની ખાહેશ રાખનારા અને લાલચ ધરાવનારા મોબેદો ઉપર ફક્ટ આંકોશ મુકવાથી તે હિલચાલનો અટકાવ થઇ શકે એમ નહિ હતું.

પોતાના ટોળાના તરીકા વિરૂદ્ધ મુંબઇમાં "મરાતબ" ભણાવવા સારૂ ભગરસાથના જે થોડાક મોબેદો તૈયાર થયા હતા તે-આગલ જણાવ્યા મૂજબ-મુખ્ય કરીને " ગણદેવી તથા બીલિમોરા "ના વતની મોબેદો હતા. જેઓ શ્રી નવસારીની પોતાની વડી અનજુમનને પહેલાંથી અખ્તિયાર કીધેલાં ત્યાંના અને મુંબઇના આતશબેહેરામ સાહેબોની "બોએ" દેવાના ધોરણથી લાંબા વખતના અસંતોષી બનેલા હતા. જેમ ભગરસાથ અનજુમનને " તાબે "ના કેટલાંક પંથકો ચલાવનારા મોબેદો શ્રી નવસારીમાં કામકાજ કરવાના અને ત્યાંના તથા મુંબઇના આતશબેહેરામ સાહેબોની " બોએ " દેવાના " હક્કો " ભોગવતા હતા. તેમ તેવા હકો-પોતે ભગરિયા છતાં-પોતાને નહિ મલેલા હોવાથી વખતના વહેવા સાથ તેઓનો મોહટો ભાગ નવસારીની પોતાની અનજુમનથી વધુ અસંતોષી અને બેદિલ બન્યો હતો. એકજ ટોળાના પંથકો ચલાવનારા મોબેદોને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી આવો ફરક પહેલાંથી રાખવાનો સબબ ગમે તેવો મૂસ્તકિમ અને વજૂદવાલો હોય, પરંતુ મજકુર ગામોના મોબેદોની નજરે તો એ રીતનો ફરક અપમાન ભરેલો અને પોતાના ભાઇબંધ મોબેદોમાં પોતાને નીચું જોવાડનારો લાગતો હતો; તેટલા માટે તેવો ફરક નિકલી ગયલો જોવાને અને સામાન્ય ભગરિયા મોબેદોના જેવા સઘલા " હક્કો " શ્રી નવસારી તેમજ મુંબઇ મધે ભોગવવાને તેઓ લાંબા વખતથી આતુર બની કોશેશ કરતા હતા, પરંતુ નવસારીવાળા ભગરિયા મોબેદો તરફની વિરૂદ્ધતાને લીધે તેમાં તેઓને નિરાશી મલતી રહી હતી.

પોતાને ત્યાં વસનારા અને નવસારીવાલા ભગરિયા મોબેદોની સાથે એક "પાંને" અને એકજ " આલાત"થી કામકાજ કરનારા ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદોને દરમ્યાન ચાલતા એ રીતના અસંતોષથી આગલ જણાવ્યું છે તેમ વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓ તથા તેનના દસ્તુર પેશોતનજી સંજાણા પૂરેપુરા માહિતગાર હતા. પોતાના આતશબેહેરામ સાહેબના મકાન મધે ક્રિયાકામો કરવા સંબંધી એકજ પંથના મોબેદોમાં આવો ફરક પહેલાંથી હસ્તિ ભોગવતો જોઇ તથા મજકુર ગામોના મોબેદોની ઇચ્છા તથા લાગણી જાણી, તેવો ફરક કઢાવી નખાવવા અને પોતાના પાક મકાન મધે વસનારા "ભગરિયા નામે" સર્વે મોબેદોને આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનાં તેમજ બીજાં દરેક ક્રિયાકામો કરવાના એક સરખા હક્કો અપાવવા દસ્તુર પેશોતન આતુર હતા, અને તેઓએ યઝદેજરદી ૧૨૪૭ ના સાલમાં બીલિમોરાના વતની એક મોબેદ કેકોબાદ દારાબજી પંથકીને આતશબેહેરામ સાહેબના " બોએ" માં-નવસારીવાળા બીજા ભગરિયા મોબેદો ભેગા-મોકલાવવાની ગોઠવણ નકિ કીધી હતી. પરંતુ નવસારીવાલા ભગરિયા મોબેદોએ તેની સાંમે શખ્ત વિરૂદ્ધતા બતલાવ્યાનાં પરિણામમાં થયલી ગોઠવણ પડતી મુકવાની અને મજકુર બિલીમોરાના વતની મોબેદને "બોએ"માં જતા અટકાવવાની એ દસ્તુરજીને પોતાની નાખુશી છતાં-ફરજ પડી હતી; જેને લગતો ખુદ એ દસ્તુરજીના હાથ દસ્કતનો એક કાગજ, તેઓએ પૂનાવાળા દસ્તુરજી તેહમુલજી મીનોચેહેરજી હોજદાર ઉપર તે વેળાએ લખયો હતો, તે અસલ ઓરીજીનલ ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મને મળેલા બીજા દસ્તાવેજો ભેગો મારા હાથમાં આ યા છે, આએ ટુંકો પરંતુ વાડિયાજીનાં આતશ-

બેહેરામ સાહેબની "બોએ" દેવાના યઝદેજરદી ૧૨૪૭ ના સાલ સુધી નિયમીત રીતે ચાલુ રહેલા તરીકા ઉપર અજવાળું નાખનારો અગત્યનો કાગજ, અત્રે હું સહાબરો ઉતારી પ્રગટ કરૂં છું.



# દસ્તાવેજ પર મો, અસલ છે.

-:o:-

"મુંબઇ રોજ ૧૮ માહ ૪ સને ૧૨૪૭ ઇ૦

મુશ્ફકે મેહરબાંન દસ્તુરજી તેહમૂલજી મીનોચેહેરજી હોજદાર જોગ. પુણાં.

મુંબઇ બંદરેથી લખતંગ હમેશનો ખેરઅંદેશ પેશોતન દસ્તુર બેહરાંમજી શંજાણાની યજદાંપનાહુબાદ વાંચવીજી. જત મેહેરબાન ભાઇજી શાહેબનાં આજ શુધીમાં તરંણ પતરો હમોને મલેઆં છે તેહનો જવાબ અતરેથી કમ ફુરસદને લીધે તુરત વેલા લખવામાં આવેઓ નહી માટે હમો દલગીર છઇએજી.

બીલીમોરેવાલા એક મોબેદ સાહેબને મુંબઇના આતશબેહરાંમ શાહેબ ખાતે બોએ દેવા મોકલવામાં તમો મેહરબાંન સલાહ આપવા મુજબ તુરત વેલા હમોએ મોકુફ કરીઉં છેજી. પણ હમો આપને સેજ જણાવીએ છઈએ કે ગંદેવીવાલા તથા બીલીમોરેવાલા મોબેદ સાહેઓ આપણા નોસારીનાં પંથકના છે અને તેઓ મુંબઇમાં નાવર પઠાવે છે, નીરંગદીનો કીધી છે અને સઘલાં કામો આપણા ભાઇઓ સાથે પાવ મેહલમાં કરે છે, તે છતાં તેઓને આતશબેહેરામ સાહેબની બોએ દેવાનાં કામથી અટકાવવામાં હમોને આપણા સાહેઓની તરફની ગેરરીત નજર આવે છે.

તોએ પણ હમોએ તો હાલમાં તે ભાઇને અટકાવીને મોબેદ કાવસજી રૂસ્તમજી શહિઆરને બોએના વારામાં મોકલીઆ છેજી. (અતરે બીજી સંસારી બાદનું લખાણ છે.)

હું આસા રાખુચ કે તમો તનદરૂસ્તી ભરેલા હશોજી. નેકનામ શેઠ પદમજીની અને તેવણનાં ફરજંદોની ખુશી તનદરૂસ્તીના સમાચાર લખવાની તસદી લેવીજી. તુરત વેલા એજ વીનંતી. રોજ ૧૮ માહ ૪ સને ૧૨૪૭ ઇઅજદજરદી.

લા૦ તમારો હમેશનો દુઆગો,

પેશોતન દસ્તુર બેહરામજી શંજાણાની સલામ વાંચવીજી."



"મુંબઇના ભગરિયા મોબેદોએ વાંધો ઉઠાવવાના પરિણામમાં પોતાના દિલની ખાહેશ. છતાં-જેઓને આતશબેહેરામ સાહેબની બોએમાં મોકલાવતાં એ રીતે પેશોતન જેવા મકાનના સત્તાદાર દસ્તુર એક વેલાં અટકયા હતા. તેજ દસ્તુરજી ભગરિયા મોબેદો તરફની મજબૂત વિરૂધતા છતાં, પોતાની "મરાતબ" ભણાવવાની મકસદ પાર ઉતારવાને સારૂ તેઓને "બોએ"માં ઉલટ અને ઉતેજન આપી મોકલવાને જેમ ઈન્તેજાર બન્યા હતા, તેમ મકાનનાં ત્રસ્ટીઓ અને દસ્તુર સાથે ભગરસાથના નવસારીવાલા

મોબેદોને પડેલા કમનસિબ મતફેરનો લાભ મેળવી આતશબેહેરામ સાહેબની બોએમાં જવાને ત્યાં વસનારા મજકુર ગામોના સઘલા મોબેદો એકદિલથી તૈયાર થયા હતા. નવસારીની ભગરસાથ અનજુમને જો તેજ વખતે મજબૂતીથી એવો ઠેડાવ કીધો હતે કે, જેઓ ટોળાનો તરીકો તજીને એ આતશબેહેરામમાં ભગરિયા મોબેદોના છોકરાઓને મરાતેબ પઢાવશે અથવા તેમાં સામેલ રહી મદદ કરશે તેઓને જેમ ભગરસાથ અનજુમનથી "જૂદા પડેલા" તરીકે ગણવામાં આવશે તેમ તેઓના છોકરાઓને પણ તે પછી નવસારીમાં "નાવર મરાતેબ" કરવામાં અને ભગરિયા તરીકે ગણવામાં આવશે નહિ; તો એ રીતના તેઓનાં ફકટ ઠેડાવથીજ એ હિલચાલમાં ભાગ લેતાં મજકુર ગામોના મોબેદોનો મોટો ભાગ અટકી ગયો હતે અને કુદ્રતી રીતેજ તેઓના દિલમાં પોતાની ઓલાદના ભવિષ્યના ગુજરાંનને માટે ફિકર અને ચિંતાં બરપા થતે. પરંતુ એ રીતનો શખ્ત આંકોશ તેઓની ઉપર નહિ મૂકવાની ઉદારતા અને મોહટું દિલ બતલાવ્યાના પરિણામમાં મજકુર મોબેદો નિર્ભય અને નચિંત બન્યા હતા, તેઓના દિલને સધિયારો હતો કે ભગરિયા તરીકે ગણાતા આપણે બંધ થઇશું તો ફિકર નહિ, આપણા છોકરાઓને તો જરૂર જણાતાં નવસારીમાં નાવર મરાતબ કરી ભગરિયા બનાવીશું. એ રીતની "બારી" ખુલ્લી જોવાથીજ અને તે જાણી જોઇને કે અજાણપણે ખુલ્લી રાખવામાં આવ્યાથીજ, પોતાને ત્યાં વસ્તા ગણદેવી અને બીલિમોરાના વતની સઘલા મોબેદોની મોટી કુમક દસ્તુર પેશોતનને મલી હતી, તેથીજ મજકુર ગામોના મોબેદો ભેગા બે ત્રણ નવસારીવાલા ભગરિયા મોબેદો પણ તે વેળાએ દસ્તુર પેશોતનનાં પક્ષમાં રહેવાને લલચાયા હતા.

પોતાના આતશબેહેરામ સાહેબના મકાનમાં ભગરિયા મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવા, અને તેમ થનારાઓને ૧૦ વર્ષ તલક દરસાલ અમુક લવાજમો આપવા વિષેનું "જાહેરનામું" રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૫૩ યઝદજરદીને દિને મકાનનાં ત્રસ્ટીઓએ બહાર પાડવા પછી, તેઓએ તેમજ તેમના દસ્તૂર પેશોતનજી બેહરામજી સંજાણાએ કીધેલા ઠેડાવ મુજબ, રોજ ૧ લો માહ ૪ થો સને ૧૨૫૩ યઝદજરદીને દિને, નવસારીવાલા ભગરિયા મોબેદોના હાથમાંથી આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો ૫૦ થી વધુ વર્ષનો ભોગવતો છિનવી લઇને બોએનું કામ "મરાતબ" ભણાવવા કબુલ થયલા બે નવસારીના ભગરિયા તથા ગણદેવી અને બીલિમોરાના વતની મોબેદોને સોંપવામાં આવનર હતું, જે મુકરર થયલો દિવસ નજદિક આવતાં ભગરસાથના મોબેદોમાં ભારી ચર્ચા ચાલી હતી; દસ્તુર પેશોતનને પોતાની ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવાની યોજના થોડોક વખત મુલતવી રાખવા અને તે અરસામાં બને તો સલાહ સંપજથી કામ લેવાનો આગેવાન ભગરિયા મોબેદોએ ઘણો આગ્રહ કીધો હતો; પરંતુ સઘલી સમજાવત અને કોશેશ નિષફળ નિવડયાથી નાસિપાસ બની એક છેવટના ઉપાય તરીકે ૪ દિવસ આગમચ થોડાક આગેવાન ભગરિયા મોબેદોએ, મુંબઇની પારસી પંચાયતના માનવંત અકાબરોની ઉપર નીચે મુજબ એક અરજી મોકલાવી હતી.

——:o:——

# દસ્તાવેજ ૫૩ મો, છપાયલો.

——:o:——

"નેકનામ શેઠજી સાહેબો,

સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ.

શેઠ હિરજીભાઇ હોરમજજી શેઠના.

શેઠ ખરશેદજી ફરદુનજી પારખ.

શેઠ દીનશાજી માણેકજી પીતીત.

તે શ્રી મુબઇની પારસીની પંનચાયતના ફંડના તરસતી સાહેબો જોગ.

આપ જનાબે બુજોરગોની હુજૂરમાં હમો કમતરીન મુંબઈવાસી નીચે શહી કરનારા શ્રી નવસારીને તાએબેના ભગરસાથ મોબેદો અરજ ગુજારીયે છીયે કે, આજ ૫૪) વરસ થયાં મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆજીનાં આતશબેહેરામની ક્રીયા અને "બોએ" દેવાનું કામ અભીશેક મંડાણુની શરૂઆતથી તે આજ સુધી શી નવસારી પંથની વડી દરેમેહેરને તાબે રહેનાર પાંચ પૉલના ભગરના મોબેદો કરતા રહેલા છે અને દર સાલે તીર માહ હોરમજદ રોજથી તેઓમાંના મોબેદોએ બોએ દેવાનાં કામ, ક્રીયા વગેરે સારૂ અદલબદલ થાતા આવેલા છે. એ આતશબેહેરામ સાહેબને પરથવા પછે આસરે સોલ માસે એ ધરમનાં મકાનનાં તે વખતનાં કારોબારીઓએ શ્રી મુંબઇની અનજુમનની સલાહ અને સંમતીથી ભગરસાથના પાંચ પૉલના મોબેદોને આતશબેહેરામ સાહેબની સેવા સપુરદ કીધી હુતી, ત્યારથી આજ સુધી અમારા ગરીબ ટોલાના હક ઉપર કોઇબી રીતે હરકત પોંહચાડી નથી; પણ ગઇ તા૦ ૪ થી નવેમબર સને ૧૮૮૩ ના રોજ ૧૭ માહ ૨ જો સને ૧૨૫૩ યજદેજરદીને દીને આતશબેહેરાંમ મજકુરના ૫૪ માં વરસની શરૂઆતે તેનાં જશનને તાંકણે તેનાં હાલના ત્રસટી સાહેબોએ દશતુર પેશોતનજી બેહેરામજી સંજાણાની મ્રશલતથી "મરાતબ"ની બાબદમાં એક હેંડબીલ જાહેર કીધું હતું તે આપ સાહેબોને રોશન હશે. એ હેંડબીલમાં જણાવેલી બાબદોને લગતી તકરારને દરમ્યાન સાંભળવા પ્રમાણે મજકુર ત્રસટી સાહેબોએ એવો એરાદો રાખીઓ છે જે અસલ "હક" તથા રાબીતા મૂજબ આતશબેહેરામ મજકુરની "બોએ" દેવાનું કામ, વડી દરેમેહેર મજકુરના ભગર મોબેદોને બદલે ગંદેવી તથા બીલીમોરા સરખા બીજા ગામના[1] પરભાડા મોબેદોને તા૦ ૧૮ મી

---

૧ મુંબઇની પારસી પંચાયતના અકાબરોની ઉપર ભગરસાથના ૩૭ મોબેદોએ મોકલાવેલી ઉપલી અરજી મધે—જેમ હાલની ખુનખાર લડાઇમાં એક રાજ્યકર્તા પોતાની સામે લડનારા એક હરીફ રાજ્યકર્તાને તેઓ એક બીજાની સાથે અતલગની સંસારી સગાઇ ધરાવતા હોય તોપણ, દુશમનને નામે બોલાવી તેની તરફ અભાવ અને તુચ્છકાર બતલાવે છે, તેમ પોતાની અનજુમનથી સર ફેરવી વાડિયાના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" ભણાવવા અને દસ્તુર પેશોતનજી સંજાણાની પક્ષમાં રહેવા કબુલ થયલા ગણદેવી તથા બીલિમોરાના વતની ભગરિયા મોબેદોને—તેઓની સાથે થયલા કડવાશને સબબે—બીજા ગામના પરભાડા મોબેદો તરીકે અભાવથી લખવામાં અને ઓળખવામાં આવ્યા છે.

ડીજેમબર ૧૮૮૩ ના રોજ ૧ લો માહ ૪ થો શેહેનશાહી સને ૧૨૫૩ યજદેજરદીના આમદાદથી સોપવું. જો કે એ મજકુર ત્રસ્ટી સાહેબોનો એરાદો મજકુર ભગર મોબેદોને ગેરઇનસાફ ભરેલો તથા વગર કશુરે તેઓનો હક છીનવી લેનારો છે; એ બીજા પરભાડા મોબેદો મજકુર વડી દરેમેહેરને તાબે રેહેનારા પાંચ પૅાલના ભગર મોબેદો સાથ મૂદલ ભાગ લાગ રાખનારા નથી અને તેમને યજદજરદી સાલ ૧૨૪૭ માં બોએ મજકુરના કામમાં દાખલ થતા દસતુર પેશોતનજીએ ખોલો અટકાવ કરી જણાવીઉં હતુ કે, "તમો વડી દરેમેહેર મવસરનાં પાંચ પૅાલવાલા ભગર મોબેદો સાથ સબંધ નહી રાખતા હોવાને લીધે તમો પરભાડા મોબેદોને મજકુર બોએ દેવાનાં કામમાં મુદલ હક નથી." એમ ઉગાડી રીતે અટકાવ થાવા છતાં, જો હાલ વલી ઉપલી મરાતબને લગતી ભાંજગડને લીધે બોએ મજકુરનું કામ ઉપર જણાવેલા પરભાડા મોબેદોને સોંપી અસલ તેવી કીરીઆ કામ કરનારા હકદારોનો હક વગર કારણે ગેરવાજબી રીતે ઉડાવવામાં આવે તો તે સદનતર ગેરઈનસાફ ભરેલું અને નુકશાનકારક છે, અને એ ત્રસ્ટી સાહેબોનું ધારેલું કામ ઉતાવલથી અને દરેક બાબદનો ગંભીર વીચાર કરયા વગર સાંભળવા પ્રમાણે મજકુર ઠેડવેલે દીવસે હાડ પાડવામાં આવે તે જેઓનો હક છે તેઓને કેટલી હાની તથા નુકસાન પોંહોંચે અને ધર્મના કામમાં કેટલી અેદીલી ઉતપન થાએ તેનો તમો સાહેબોને દુર-અંદેશીથી વીચાર કરતાં તુરત માલમ પડયા વીનાં રેહશે નહી.

તેટલા સારૂ આપ નયાએ પરવર સાહેબોથી ઇનસાફ માગી એટલું માગી લેઇએ છઇએ જે ઉપર પ્રમાણે "બોએ" દેવાનું કામ પરભાડા મોબેદો મલસુરને એકદમ સોંપી દેવાને બદલે, એ બીનાને લગતી પૂરતી જાુશતેજો તથા સમજાુતી ધીરજથી થવાને બની આવે તે સારૂ ઉપલુ ધારેલું કામ બે માસ મુલતવી રાખી, હાલ અશલ મોબેદો પાસેજ બોએનું કામ ચલાવી, તેટલાં હમોને ઇનસાફ આપી હમારા હક જાળવો. એ એલતેમાશ કરી આપને તકલીફ આપી છે તે આશા જે છે દરગુજર કરશો.

રોજ ૨૭ મો, માહ ૩ જો, શેહેનશાહી સને ૧૨૫૩ યજદેજરદી."

( અત્રે એ અરજી ઉપર એરવદ માંણેકજી જમશેદજી દસતુર તથા મુંબઇમાં વસ્તા બીજા ૩૭ ભગરસાથના મોબેદોની સહીઓ થયલી છે. )

:o:

# દસ્તાવેજ ૫૪ મો.

:o:

(ભગરિયા મોબેદોની ઉપલી અરજીનો જવાબ પારસી પંચાએતનાં માનવંત અકાબર સાહેબોએ, તે મોબેદોની ઉપર નીચે પ્રમાણેનો પતર લખીને મોકલાવ્યો હતો.)

"શને ૧૮૮૩ ની નંબર ૨૪૦ પારસી પંચાએતનાં ધર્મનાં ફંડ તથા મીલકતોનું ત્રસ્ટ ખાતું. શ્રી મુંબઇ તા૦ ૨૨ મી ડીસેમબર સને ૧૮૮૩."

એ૦ માણેકજી જમશેદજી દસતુર તથા મુંબઇમાં વસતા બીજા ૩૭ ભગરસાથનાં મોબેદો જોગ.

સાહેબો,

જત તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૮૩ ની તેરીખની તમો સાહેબોની સહીની અરજી એજ દીને સાંજના કલાક ૫) ને અમલે મને પોહોંતી હતી, તે અરજી તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને બોલાવેલી ત્રસ્ટી સાહેબોની ખાસ મંડલીમાં રજુ કીધી હતી, અને તે વેલાએ દસતુરજી સાહેબ પેસુતનજી બેહરામજી સંજાણાંનેબી બોલાવીને એ અરજી વાંચી સંભલાવી હતી, તે ઉપરથી મચકુર દસતુરજી સાહેબે કેટલોક ખોલાસો મંડલીમાં કીધો હતો અને પાછલથી તે ખોલાસો રોજ ૩૦ મો માહ ૩ જો સને ૧૨૫૩ યજદજરદીની તેરીખનાં પોતાનાં કાગલમાં લખી જણાવ્યો છે, તે કાગલની ખરી નકલ ત્રસ્ટી સાહેબોનાં હોકમથી આએ સાથે તમોને વાકેફ થવા સારૂ બીડી મોકલી છે.

એ કાગલમાં દસતુર સાહેબ જે ખોલાસો લખીઓ છે તે ઉપરથી ત્રસ્ટી સાહેબોને જણાએ છે કે ગણદેવી તથા બીલીમોરાનાં ભગરસાથના મોબેદો સાથે શ્રી નોશારીનાં ભગરસાથનાં મોબેદો જેઓ નોશારીના આતશબેહેરામ સાહેબની આવકનો ભાગ ખાતા આવ્યા છે તેઓએ ભેગા મલીને મુંબઇનાં વાડીઆજી શેઠ હોરમજી બહુમનજીનાં આતશબેહેરામ સાહેબમાં કેટલીક વાર બોએ દીધેલી છે.

હું છેઉં, સાહેબો તમારો નમનતાઇ ભરેલો સેવક,

નશરવાનજી બેરામજી–સેકરેટરી."

**દશતુર પેશોતનનાં કાગજની નકલ.**

" શેઠજી સાહેબ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ.

શેઠજી સાહેબ હીરજીભાઇ હોરમજજી શેઠના.

શેઠજી સાહેબ ખરશેદજી ફરદુનજી પારખ.

શેઠજી સાહેબ દીનશાજી માણેકજી પીટીટ.

શેઠજી સાહેબ ફરામજી નશરવાંનજી પટેલ.

મુંબઇની જરથોશતી અનજુમનના ત્રસ્ટી સાહેબો જોગ.

માનવંતા સાહેબો,

જત મુંબઇમાં હાલ વસનારા કેટલાએક અથોરનાંન સાહેબોએ તા૦ ૧૫ મી ડીસેમબર સને ૧૮૮૩ ઇસવીને દીને એક અરજી તમો સાહેબોને કીધી છે જે આવતી કાલથી યાને તીર મહિનો ને અહુરમજદ રોજથી મુંબઇ મધેનાં મરહુમ શેઠ હોરમજજી બહુમનજી વાડીઆજીનાં આતશબેહેરાંમ સાહેબમાં ગણદેવી તથા બીલીમોરાવાલા મોબેદો પાસે બોએ દેવડાવવાનો ઠેરાવ કરીઓ છે પણ તઓ હુસતક શરૂઆતથી તે આજદંન સુધી બોએ દેવરાવેલી નથી, પણ ભગરસાથનાં પાંચ પૉલના જેઓ આતશબેરામ સાહેબની આવકનો નવસારીમાં ભાગ લીએ છે તેઓજ હુસતકથી બોએ દેવરાવીઆમાં આવી છે. તે વીશે તમો સાહેબોએ આજરોજે તમારી મીટીંગમાં હમોને બોલાવીને

હમારીથી ખોલાસો માંગીએ, અને તે વખતે હમોએ જે તમો સાહેબોને મોહોડેથી ખોલાસો કીધો હતો તે અતરે લખીને હમો તમો સાહેબોને કરીયે છીયે, અને તે એ છે જે ગણદેવી-બીલીમોરાના ભગરસાથ મોબેદોએ આગલા વરસોમાં ઘણી વખત નવસારીનાં આતશબેહેરામ સાહેબનો ભાગ ખાનારા પાંચ પોલવાલા અથોરનાંનો સાથે શામેલ થઇને બોએ દીધેલી છે તેની વીગત નીચે મુજબ:—

શંવત ૧૯૦૯ માં આ૦ શોહોરાબજી માણેકજી દાબુ-આ૦ અસપંદીઆરજી તેહેમુલજી બજાં-આ૦ હોરમજજી ફરાંમજી માંડણ-આ૦ હોરમજજી કેરશાશજી દસતુર-આ૦ પેશતનજી જમશેદજી કારતક (ગણદેવીવાલા.)

શંવત ૧૯૧૪ માં, આ૦ શોહોરાબજી માંણેકજી દાબુ-આ૦ મનચેરજી માંડણ-આ૦ હોરમજજી નવરોજજી મુલ્લાં-આ૦ પેશતનજી જમશેદજી કારતક (ગણદેવીવાલા) આ૦ માંણેકજી કેરશાશજી પાવરી.

શંવત ૧૯૧૮ માં, આ૦ શોહરાબજી માંણેકજી દાબુ-આ૦ હોરમજજી નવરોજજી મુલ્લાં-આ૦ મનચેરજી માંડણ-આ૦ પેશતનજી જમશેદજી કારતક (ગણદેવીવાલા) આ૦ માંણેકજી કેરશાસજી પાવરી.

શંવત ૧૯૨૧ માં, આ૦ શોહરાબજી માંણેકજી પાવરી-આ૦ દાદાભાઇ એરચજી કાંગા-આ૦ પેશતનજી જમશેદજી કારતક (ગણદેવીવાલા) આ૦ હોરમજજી નવરોજજી મુલ્લાં- આ૦ નવરોજજી કેરશાસજી પાવરી.

સને ૧૨૪૬ ઇઅજદજરદીમાં, આ૦ પેશતનજી જમશેદજી કારતક (ગણદેવીવાલા) આ૦ કેકોબાદ એરચજી કાંગા-આ૦ જામાસપજી હોરમજજી અરજાની-આ૦ રતનજી શાપુરજી કાંગા-આ૦ શાપુરજી જમશેદજી કારતક (ગણદેવીવાલા).

ઉપલી વીગત ઉપરથી તમો સાહેબોના જોવામાં આવશે જે ગણદેવી બીલીમોરાના મોબેદો નવસારીના ભગરસાથના છે, અને તેઓ નવસારીનાં આતશબેહરામનો ભાગ ખાનારા ભગરીઆ મોબેદોની સાથે ભેગા મલીને મુંબઇનાં આતશબેહેરાંમ સાહેબની બોએ દેવાનું કામ કરતા[1] આવેલા છે. માટે આવતી કાલે એ બાબદસર અરજી કરનારાઓ ઢીલ

[1]-અત્રે નોંધ લેવાની અગત્ય છે કે પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબો ઉપર મુંબઇના થોડા ભગરિયા મોબેદોએ મોકલાવેલી અરજીના જવાબમાં દસ્તુર પેશોતનજીએ લખેલાં ઉપલાં પત્ર મધે ગણદેવી ગામનાં વતની પેસ્તનજી અને સાપુરજી જમશેદજી કાતરક નામનાં બે ભગરિયા મોબેદોએ શ્રી નવસારીનાં વતની ભગરિયા મોબેદોની સાથે વાડીયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ અનેક વખતે બજાવવાના આપેલા દાખલા, એજ દસ્તુરે પૂણેવાળા દસ્તુર તેહમુલજી હોજદાર ઉપર લખેલાં કાગજ (દસ્તાવેજ પર) માં જણાવેલી વિગતથી ઉલટા અને વાંચનારાઓને ભૂલાવો ખવાડનારા છે. જો મજકુર ગામોના મોબેદોને વાડીયાજીના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો 'હકક' પહેલાંથી મળેલો હતે અને તેની રૂએ ગણદેવી ગામના વતની ઉપલા બે મોબેદ ભાઇઓએ "બોએ" દેવાનું કામ યઝદજરદી ૧૨૪૬ ના સાલ સુધી બજાવ્યું હતે, તો યઝદજરદી ૧૨૪૭ માં બીલિમોરાના વતની એક મોબેદને બોએમાં મોકલાવવાની નક્કી કીધેલી ગોઠવણ પેશોતન જેવા એક ટેકદાર અને સ્વમાન જાળવવાની તિક્ષણ લાગણી ધરાવનારા દસ્તુર કદિ પણ કરતે નહિ; બલ્કે દસ્તુર તેમુલજી હોજદાર ઉપર તેઓ ખોલ્લી રીતે હિમ્મતથી લખી જણાવતે કે સાહેબ ગણદેવીના વતની ફલાંના ફલાંના મોબેદોએ ફલાંના ફલાંના સાલમાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ નવસારીના

રાખવા માંગે છેજી તે ઢીલ રાખવાની કાંઇ જરૂર નથીજી. એજ અરજ. રોજ ૩૦ મો માહ ૩ જો શને ૧૨૫૩ ઇઅજદજરદી.

માનવંતા સાહેબો હું છેઉં તમારો હમેશાનો નેક દુઆગો.

સહી પેશોતનજી દસ્તુર બેહેરામજી સંજાણા.

ખરી નકલ છે.

"નશરવાંનજી બેહેરામજી સેકરેટરી."

---

## ભગરિયા મોબેદોએ વાડયાજીનાં આતશબેહેરામ સાહેબનું મકાન તજી દેવાનો કીધેલો ઠેરાવ, તે અમલમાં મેલતી વેળા આતશ બેહેરામના મેનેજરની સાથે તેઓને થયલી ખટપટ તથા મુંબઇની પોલીસ કોર્ટમાં તેનો ચાલેલો મુકદમો.

—:o:—

યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબના મૂતવલીઓ અને તેમના દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાથી નારાજ તથા બેદિલ બનવાના નવસારીના વતની ભગરિયા મોબેદોને અનેક કારણો મલ્યાં હતા.

---

વતની ભગરિયા મોબેદોની સાથે બજાવ્યું છે અને યઝદજરદી ૧૨૪૬ માંબી તેઓ બોએમાં ગયલા છે, તો પછી ૧૨૪૭ ના ચાલુ સાલમાં બીલિમોરાના વતની મોબેદને "બોએ"માં જતાં હું શા માટે અટકાઉં અને મારે ત્યાં ચાલતો આવેલો તરીકો હું શું કામ બાજુએ મૂકું? પરંતુ તેમ લખવાને બદલે દસ્તુર પેશોતનજીએ તો દસ્તુર તેમુલજી હોજદાર ઉપર (દસ્તાવેજ ૫૨ માં) લખીને ખોલ્લો એકરાર કીધો છે કે, નવસારીવાલા ભગરિયા મોબેદોના વાંધાને લીધે ગણદેવી અને બીલિમોરાના વતની ભગરિયા મોબેદોથી આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ કરી શકાતું નથી. તેઓનો તેમ કરવાનો "હક્ક" શમસ્ત ભગરસાથ અનજુમને નથી સ્વીકારયો તેના પૂરાવા, આ પૂસ્તકમાં પ્રગટ થયલા દસ્તાવેજ ૫૬ તથા ૬૦ અને ૬૮ વાંચવા ઉપરથી પણ જોઇ અને જાણી શકાશે.

પારસી પંચાયતના અકાબરોની ઉપર દસ્તુર પેશોતનજીએ લખેલાં છપલાં કાગજ (દસ્તાવેજ ૫૪) મધે જણાવ્યા પ્રમાણે—ખરું છે કે ગણદેવીના વતની બે મોબેદ ભાઈઓએ વાડિયાના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનું કામ બજાવ્યું હતું. પરંતુ તેનો ખરો સબબ—એ બાબદની માહિતગારી ધરાવનારા બુજોર્ગોના જણાવ્યા પ્રમાણે—એ હતો કે તેઓના બાવા જમશેદજી શ્રી નવસારી મધે પોતાના કોઇ ખેશીના "પાલક" થયલા હતા. જેથી તેઓના છોકરાઓને નવસારીનાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાને તથા ત્યાંનો ભાગલાગ મેળવવાને હકકદાર ગણી મુંબઇના આતશબેહેરામ સાહેબની બોએમાં નવસારીવાલા મોબેદોની સાથે મોકલવામાં આવ્યા હતા; પણ એ રીતે તેએના બાવા નવસારી મધે "પાલક" થઇ ત્યાં કામકાજ કરવાને હકદાર બનવા છતાં તેવા હકકોનો ભોગવટો કરવાને બદલે પોતાના વતન શ્રી ગણદેવી ગામ મધેજ ક્રીયાકામો કરવાના ચાલુ રાખેલા જણાયાથી, શ્રી નવસારીની ભગરસાથ અનજુમને—ઘટતી જુસ્તેજો કરવા પછી તેઓના મજકુર છોકરાઓને ત્યાના વતની ભગરિયા તરીકેના કામકાજ કરવાના અને ભાગલાગ મેળવવાના "હકો" આપવા ના પાડયું હતું.

પહેલું કારણ એ હતું કે, આતશબેહેરામ સાહેબની "બોએ"ના ઇ૦ સ૦ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીના રૂપિયા-જે મરહુમ શેઠ હોરમજજી બહમનજી શેઠના વારસો પાસે હતા તે-મેળવવા માટે ભગરસાથની અનજુમને ચલાવેલા મુકદમાનો ચુકાદો તેઓની તરફેણમાં આવ્યાથી નાસીપાસ બની, શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને હિણું લગાડવા તથા તેમનું વડપણ તોડવાના હેતુથી કવખ્તે અને કઢંગી રીતે પોતાના આતશબેહેરામ સાહેબના મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવાની હિલચાલ બરપા કરી, તે અમલમાં મુકવાની ખંતિલી કોશેશ તેઓએ કીધી હતી; કે જેવી કોશેશ-શ્રી નવસારીનું માન તથા વડપણ જાળવીને-ઇ૦ સ૦ ૧૮૫૦ માં તેઓ તરફથી કરવામાં આવ્યા છતાં, તે નિષ્ફળ નિવડી હતી.

બીજું કારણ એ હતું કે-આગળ જણાવ્યા પ્રમાણે-ગણદેવી. અને બીલિમોરાના વતની મોબેદોને-ચાલતો આવેલો તરીકો ટોડી તથા તેઓનો "હક" નહિ હોવા છતાં-આતશબેહેરામ સાહેબની "બોએ"માં મોકલાવવાની ગોઠવણ કરવામાં આવી હતી, કે જે મોબેદો પોતાને આવી ન ધારેલી તક મળવાથી ખુશાળ બની વાડિયાજી શેઠો અને તેમના દસ્તુરજીની મરજી મુજબ "મરાતબ" ભણાવવા-પોતાની અનજુમનથી સર ફેરવી-તૈયાર થયા હતા; જેથી નવસારીવાળા ભગરિયા મોબેદોને નિરાશી ઉપજી હતી.

ત્રીજું કારણ એ હતું કે, પોતાના આતશબેહેરામમાં "મરાતબ" ભણાવવા અને પોતાની મકસદ પાર ઉતારવાના કામમાં મજકુર ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદો તરફની સંપૂર્ણ મદદ અને કુમક પોતાને મળવાની ખાતરી છતાં, શ્રી નવસારીના વતની બે ભગરિયા મોબેદોને ફુળવી-તેઓના ખેશાવંદોની નાંમરજી અને શખ્ત વિરૂદ્ધતા વચ્ચે-દસ્તુર પેશોતનજીએ પોતાના હાથમાં લીધા હતા, જેઓએ "મરાતબ" ભણાવવા કબૂલ કરવાથી નવસારીવાળા ભગરિયા મોબેદોની નિરાશીમાં વધારો થયો હતો.

ચોથું કારણ એ હતું કે, ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદો-જેઓને "બોએ" દેવાનું કામ નવસારીવાલા ભગરિયા મોબેદોની શખ્ત વિરૂદ્ધતા છતાં સોંફવામાં આવનાર હતું તેઓની-સાથે એક "પદાંન"થી નવસારીવાલા મોબેદોને કિયાકામ કરવાની ફરજ પાડવામાં આવી હતી, જેમ કરવાને તેઓએ પોતાનું સ્વમાન તથા પોતાના ટોળાનો તરીકો જાળવવા ખાતર નમનતાઇથી ના પાડી પોતાને તુરત વેળા ક્રિયાકામ કરવા માટે જૂદો "આલાત" આપવાની અને તેઓથી અલગ રહી કામકાજ કરવા દેવાની દસ્તુર પેશોતનજીને માનપૂર્વક અરજ કીધી હતી; કે જેમ થવાથી તકરારી બાબદમાં ધિરજથી વિચાર કરવાને અને તેના ગુણદોશ સમજવાને નવસારીની પોતાની અનજુમનને બની શકે તથા ટોળામાં ચાલતી ઉશ્કેરણી તે અરસામાં નરમ પડે; પરંતુ ભલા હેતુથી કરવામાં આવેલી એ રીતની અરજ અને માગણી સ્વિકારવામાં નહિ આવ્યાથી તથા તેઓની સાથે તુમાખપણે કામ લેવાયાથી આતશબેહેરામમાં વસ્તા અને બીજા ભગર સાથના આગેવાન મોબેદો દસ્તુર પેશોતનથી નારાજ અને તદન લાઇલાજ બન્યા હતા. આ હિંગામમાં તેઓને ઉશ્કેરવા, દસ્તુર પેશોતનનાં કામોને શિહા અને ખરાબમાં ખરાબ ચિતારવા તથા

તેઓને આતશબેહેરામ સાહેબનું મકાન એકદમ તજી દેવાને સમજાવવા, આપોઆપ ટોળાના આગેવાનો બની ભલી કે બુરી મકસદથી-ઘણાકો બહાર પડયા હતા; મુંબઇમાં નવસારીનું વડપણ જાળવવાની અને સંકટ ખમીને પોતાનું સ્વમાન સાચવવાની તેઓએ આતશબેહેરામમાં વસ્તા સઘળા ભગરિયા મોબેદોને ઘણી ઘણી સમજાવતો કીધી હતી. જેની અસર ઉશ્કેરણીના હિંગામમા કુદ્રતી રીતે ત્યાં વસ્તા નવસારીવાલા ભગરિયા મોબેદોની ઉપર થઇ હતી, તેઓએ વતન તથા ટોળાનો ટેક જાળવવાના ખેયાલથી પોતાનું પુરાતન મકાન તજી જવાનો ઠેડાવ કીધો હતો તથા તેઓના આગેવાનોએ બીજી ગમ તેઓને વસાવવા માટે લાયક મકાનની જૂસ્તેજો ચલાવી હતી. આએ કામમાં તેઓને મોહટી અને કીમતી મદદ દસ્તુરજી જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાનાની તરફથી મલી હતી, જેઓએ પોતાની અનજુમનના મોબેદોનો ચાહા અને વિશ્વાસ મેળવવાની આ "તક"નો સારો ઉપ્યોગ કીધો હતો અને પોતાને અરજ કરવામાં આવતાં આતશબેહેરામ સાહેબનું મકાન તજી આવનાર મોબેદોનાં રહેઠાણને માટે ઘટતો બંદોબસ્ત કરવાનું માથે લીધું હતું. આગેવાન મોબેદોની સાથે મસલહત કરીને તેઓ એક "ડેપ્યુટેશન"ના આકારમાં દાદીશેઠના કદમી આતશબેહેરામ સાહેબના મકાનનાં મૂતવલી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠને ત્યાં ગયા હતા અને સઘળી કેફિયતથી તેઓને માહિતગાર કરી મોબેદોના કામચલાઉ આસરા માટે તેઓના આતશબેહેરામના કુશાદે મકાનની માગણી કીધી હતી. શેઠ હીરજીભાઇ દાદીશેઠે પોતાના માયાલુ સ્વભાવ અને દિલસોજ લાગણીથી ભગરિયા મોબેદોની એ માગણી સ્વિકારી ધર્મના એ મકાનમાં ગમે ત્યારે આવી વસવા જણાવ્યાથી દસ્તુર જામાસ્પજી અને આગેવાન મોબેદો ખુશી થયા હતા અને તેઓનો મોટો આભાર માની ત્યાંથી પાછા ફર્યા હતા. એ રીતે મકાનની કુમક મળવાથી આતશબેહેરામ મધે વસતા આગેવાન અને લાગણીવાળા ભગરિયા મોબેદોએ રોજ ત્રીજો, માહ ચોથો, સને ૧૨૫૩ યઝદજરદીને દિને દાદીશેઠના આતશબેહેરામ મધે જઇ વસવાનો અને પોતાનું પુરાતન મકાન સદાને માટે તજવાનો મક્કમ ઠેડાવ કીધો હતો. જે ઠેડાવને મજબૂતી આપનારો બનાવ એ બન્યો હતો કે ફરામજી બેહેરામજી પાવરી અને નવરોજજી કેરસાસ્પજી કોતવાલ નામના નવસારીના વતની બે ચુનંદા ભગરિયા મોબેદો આ વેળાએ આતશબેહેરામની દરેમેહેર મધે "નીરંગદીન"ની મોતેબર ક્રિયા કરવા સારૂ બરશ્નુમમાં બેઠેલા હતા, જેઓ તેમાંથી ફારગ થઇ "ખુબ"ની યજશ્નેની ક્રિયા રોજ ૧ લો અને માહ ૪ ને દિને કરનાર હોવાથી તેઓને ખુબ આગલા "બોએવાલા" કરાવે કે તેજ દહાડે બોઅમાં જનારા ગણદેવી અને બીલિમોરાના વતની "નવા બોએવારા" કરાવે તેની જીક્કર બરપા થઇ હતી; જેનો ફેસલો દસ્તુર પેશોતને કરતાં નવા બોએવારા તેઓને "ખુબ"ની યજશ્ન કરાવે એમ ફરમાવ્યાથી, પોતાનું સ્વમાન જાળવવા અને ટોળાની લાગણીને માન આપવા ખાતર મજકુર નવસારીવાલા બન્ને મોબેદો "બરશ્નુમ" મધેથી ૯ મે દહાડે અધુરા ઉઠી ગયા હતા, જેથી ચાલતી ઉશ્કેરણીમાં કંઇક વધારો થયો હતો અને દસ્તુર પેશોતનથી મોબેદો વધારે બેદિલ બન્યા હતા. તીર મહિનાના હોરમજદ રોજને દહાડે બામદાદમાં જુનાં બોએવારા મોબે-

દોના હાથમાંથી આતશબેહેરામ સાહેબના ગુંમબજનો ચાર્જ છોડાવી નવા બોએવારાઓને સ્વાધીન કરવામાં આવતાં ભગરિયા મોબેદોમાં ઘણી ઉશ્કેરણી ચાલી હતી, જેમાં તેને ત્રીજે દહાડે બનેલા કમનસિબ બનાવોથી ઘણો મોટો વધારો થયો હતો.

આગલ જણાવ્યા મુજબ ગણદેવી અને બીલિમોરાના વતની મોબેદો ઉપરાંત નવસારીના વતની જે ભગરિયા મોબેદો પૈસાની લાલચથી દોરવાઇ દસ્તુર પેશોતનની પક્ષમાં ગયા હતા અને આતશબેહેરામમાં "મરાતબ" ભણાવવા કબુલ થયા હતા તે મોબેદો નવરોજજી ખરશેદજી પાવરી અને નવરોજજી દારાબજી કાતરક નામના હતા. આએ મોબેદો-જેઓ મોબેદી પેશામાં તે વેળાએ ઘણાં ચુનંદા ગણાતા હતા તેઓ-ને તેઓના ખેશાવંદોએ પોતાની અનજુમનને મલતા રહી ચાલવા અને દસ્તુર પેશોતનનો પક્ષ તજી દેવાને માટે ઘણું સમજાવ્યું તથા વડીલ તરીકે તેઓની ઉપર ઘણું દબાન કીધું હતું, એ બન્ને મોબેદોનો બલવાન ટેકો દસ્તૂર પેશોતનને નહિ મલે તે જોવાને આગેવાન ભગરિયા મોબેદો પણ ઘણા ઇન્તેજાર હતા; પરંતુ પોતાના આપેલાં વચન અને કીધેલા ઠેડાવ ઉપર ઉસ્તવાર અને મકકમ રહી તેઓએ-પોતાની અનજુમનની કનવાર નહિ કરતાં-ગણદેવી અને બીલિમોરાના વતની મોબેદોની સાથે આતશબેહેરામ સાહેબની "બોએ"માં જવા અને તેઓની સાથે "મરાતબ" ભણાવવામાં સાંમેલ થવા સારૂ જે "બરશ્નુમ" લીધું હતું તે મધેથી પરવારી, જે દહાડે નવસારીવાલા ભગરિયા મોબેદો આતશબેહેરામ સાહેબનું મકાંન તજી જનાર હતા તેજ દહાડે તેઓ "ખુબ"ની યજશ્ને કરનાર હતા. આવો સંજોગ સાથે મગાવાથી અને મોબેદોમાં ઉશ્કેરણી ચાલતી જોવાથી ક્રિયામાં રોકાયલા મોબેદોની ઉપર નવસારીવાલા મોબેદો જબરી વાપરશે અને ચાલતા ક્રિયામાં ખલલ કરશે એવી બિક અને ધાસ્તી સ્વભાવિક રીતે દસ્તુર પેશોતનજી અને આતશબેહેરામના ટ્રસ્ટીઓના દિલમાં બરપા થઇ હતી; તેઓએ બંદોબસ્ત જાળવવા અને ક્રિયામાં ખલલ થતી અટકાવવા ખાતર આતશબેહેરામને લગતી પાક દરેમેહરમાં કેટલાક પારસી ચોકીબાનો ઉભા રાખ્યા હતા, અને તેઓને તાકીદ કરી ફરમાવ્યું હતું કે "આજે કોઇબી મોબેદોને જ્યાં ક્રિયા કામો ચાલે છે ત્યાં-હિધોરાના ભાગમાં-જવા દેવા નહિ." એ રીતનું આપખુદ અને અપમાન ભરેલું પગલું ભરવામાં આવેલું જોઇ નવસારીવાલા ભગરિયા મોબેદો ઘણા ક્રોધમાન બન્યા હતા, તેઓએ એ પગલાંને પાક દરેમેહેરમાં આવજાવ કરવાના પોતાના "હક્ક અને ભોગવતા" ઉપર તરાપ મારનારૂં અને પોતાને જાણી જોઇને અપમાન આપનારૂં ગણ્યું હતું. જેથી તેઓમાં અવિચારી ઉશ્કેરણી ચાલી હતી, તેઓમાંના ઘણાકોએ પોતાના મગજ ઉપરનો કાબુ ખોહી દીધો હતો, અને મકાન મધે રાખેલા "રૂસ્તમજી નવરોજજી બટકી" નામના એક નોકર-જે તે દહાડે હીધોરાના ભાગના દરવાજા ઉપર ઉભો રહી પોતાના શેઠોનું ફરમાન બજાવતો હતો તે-ને આંચકા સમેત હડસેલી કાહાડી, જબરીથી ઘણાકો ક્રિયા કામ કરવાના હીધોરાવાલા ભાગમાં દાખલ થયા હતા. એ રીતનો ધસારો અને પોતાની વિરૂધની લાગણી જોઇ ક્રિયા કામમાં રોકાયલા નવસારીવાલા ઉપલા બ મોબેદો ક્રિયા અધુરી મુકી ગભરાટમાં ઉઠી ગયા હતા, જેમ કરતાં તેઓ મધેના એક

જણની પાઘડી અકસમાતથી પડી ગઇ હતી અથવા લાગણીથી ઉશ્કેરાઇ જાણી જોઇને કોઇએ નાખી દીધી હતી.[૧]

આએ ધાર્મિક લાગણી અને ઉશ્કેરણીથી થયલી ખતપત વેળાએ સારા કે માઠા સંજોગે મકાનના દસ્તુર ત્યાં હાજર નહિ હતા; ભગરિયા મોબેદો એ દિને પોતાનું મકાન તજી દાદી શેઠના આતશબેહેરામમાં જઇ રહેનાર છે એવી ખબર તેઓને એક રાત અગઉજ પડેલી હોવાથી તેઓ ઉપલી ખટપટ વેળા દાદી શેઠના આતશબેહેરામના મૂતવલી શેઠ હીરજીભાઇને સમજાવવા અને તેઓનો ઠેડાવ બને તો ફેરવાવવા તેઓને બંગલે ગયલા હતા. પરંતુ ત્યાંથી નિરાશ બની પાછા ફરતાં આતશબેહેરામનાં મકાનમાં આવો ગમખાર બનાવ બનેલો જોઇ તેઓના દિલનો જુસ્સો વધુ ઉશ્કેરાઇ આવ્યો હતો, તેઓએ ગુસ્સાભર કેટલાક કડવા અને અણઘટતા સખુનો ભગરિયા મોબેદોને કહી સંભલાવ્યા હતા, જેનાં તેવાજ ઉત્તરો મોબેદોની તરફથી મલ્યા હતા. એજ રીતે ત્યાં હાજર રહેલા દસ્તુર પેશોતનની તરફેન અને વિરૂદ્ધવાલાઓને દરમ્યાન બોલાચાલી અને તાણાંજાણીના સખુનો બોલાયાથી અરસપરસ કડવાશની લાગણીમાં વધારો થયો હતો.

---

૧ અતરે નોંધ લેવાની અગત્ય છે કે, પોતાના ટોળાંના તરીકો તોડીને અને પોતાના બેશાવંદોની સમજાવટ તરછોડીને વાડિયાજીના આતશબેહેરામ મધે "મરાતબ" ભણાવવા તૈયાર થયલા તથા દસ્તુર પેશોતનની પક્ષમાં રહેલા મજકુર નવસારીવાલા બન્ને ભગરિયા મોબેદો–પોતાના ભાઇબંધ મોબેદોની તરફથી થયલા ઉપલા ઘસારાથી ધાસ્તી ખાઈને–ક્રીયાકામ અધૂરૂં મુકી પોતાની મેળે ઉઠી જતાં તેઓ મધેના એક જણની પાઘડી કોઇ રીતના અકસ્માતથી પડી ગઇ હતી કે તેઓની ક્રીયામાં જાણી જોઇને ખલલ કરવા સારૂં તે કોઇ ભગરિયા મોબેદે "દેશાભિમાન"ની લાગણીથી ઉશ્કેરાઇ ઇરાદાપૂર્વક ઉડારી નાખી હતી, એ તવારીખી બિનાં લગાર શકમંદ અને અંધારાંમાં રહેવા પામી છે.

એ કમનસીબ ખતપતના સંબંધમાં મુંબઇની "પોલીસ કોર્ટ" મધે તે વેળાના માજીસ્ત્રેટ મી૦ ડોસાભાઇ ફરામજી કરાકાની હજુરમાં જે મુકદમા ચાલ્યો હતો તથા જેના અહવાલ તેજ વખતે પ્રગટ થયલી મી૦ અરદેશર બેહેરામજી પટેલની એક ન્હાની ચોપડી મધે જળવાઇ રહેવા પામ્યો છે, તે ઉપરથી જણાય છે કે, ઉપલી ઉશ્કેરણીના હિંગામમાં વાડિયાજીના આતશબેહેરામ સાહેબનાં મકાનની રખેવાલી કરવા રાખેલા રૂશતમજી નવરોજજી બટકી નામના ઉપલા નોકરે પોતાના શેઠો અને દસ્તુરની હુમકથી ઉપલા માજીસ્ટરેટની હજુરમાં આગેવાન ૧૫ ભગરિયા મોબેદોની ઉપર એવો આરોપ મૂકી મુકદમો ચલાવ્યો હતો કે "આતશ બેહેરામના ત્રસ્ટીઓ તથા દસ્તુ જીના હોકમ મુજબ મજકુર દિવસે ક્રિયાકામ કરવાની જગા ઉપર જતા ભગરિયા મોબેદોને હું અટકાવતો હતો, તે વેળાએ તેઓ મધેના પહેલા બે આરોપીઓએ મારી ઉપર એકદમ ધસારો કરી–મને ટોડી પાડીને–માર્યો હતો અને જબરીથી હીંદોરા ઉપર ક્રીયાકામ કરવાની જગોએ દોડી જઇને ત્યાં ક્રિયા કરવા બેઠલા બે ભગરિયા મોબેદોની પાઘડીઓ ઉડારી નાખી, ધર્મની ચાલતી ક્રિયામાં ખલલ કીધી હતી, અને તેમાં બીજાઓ મદદગાર બન્યા હતા." પરંતુ ક્રિયામાં રોકાયલા ઉપલા બન્ને મોબેદોએ ખુદ વાદી તરફથી જુબાંની આપતાં ઉપલી બિનાંનો ઇન્કાર કરી સોગન ઉપર જણાવ્યું હતું કે, "મોબેદોમાં ઉશ્કેરણી તથા વિરૂદ્ધ લાગણી ચાલતી જોવાથી અમારાં મન બેચેન અને ઉચાત બન્યાં હતાં, જેથી ક્રિયાકામ અધુરૂ મૂકી અમોજ ઉઠી ગયા હતા, જેમ કરતાં ગભરાટમાં એક જણાની પાઘડી અકસમાત તેનેજ હાથે પડી ગઇ હતી" એ રીતે અકસ્માત પાઘડી કેવી રીતે પડી ગઇ તે ખુદ કોર્ટમાં માજીસ્ટરેટની રૂબરૂ પોતાના હાથના આંચકાથી ક્રિયામાં રોકાયલા એ મોબેદે પાડી બતલાવી હતી. ! ! જે ઉપરથી મોબેદોની ઉપરનો ક્રીયાકામમાં ખલલ કરવાનો ગંભીર આરોપ નીકળી જવા પામ્યો હતો.

એ રીતનો કમનસીબ બનાવ બનવાથી અને નવસારીવાલા ભગરિયા મોબેદોમાં ઉશ્કેરણી ચાલવાથી, જે મોબેદો આતશબેહેરામ સાહેબનું પોતાનું માનિતું મકાન તજી દેવાને ડામાડોળ વિચારના હતા તથા જેઓનો મકાન તજવાનો બિલકુલ ઇરાદો વટિક નહિ હતો તેઓ પણ લાગણીથી દોરવાઇ તથા આગેવાન મોબેદોનાં દબાનને શરણ થઈ પોતાનું પુરાતન મકાન તજવા અને આગેવાનો ફરમાવે તેમ કરવા તૈયાર થયા હતા. આએ આપોઆપ બનેલા આગેવાનોમાં જેમ કેટલાકો ભલી નિષ્ટા ધરાવનારા તેમ કેટલાકો બુરા હેતુથી કામ કરનારા હતા; ઘણાકો પોતાના વતન તથા ટોળા તરફની ફીદાગિરી અને ફર્ઝ તરીકે ખરાં દિલથી ટોળાનું સ્વમાન જાળવવા તથા ઘણાકો મળેલી તકે પોતાની સ્વાર્થ અને મતલબ સાંધવા તથા આગલું પાછલું "વેર" ચૂકતે કરવા આ હિંગામમાં ટોળાના ખેરખાહ બની બહાર પડયા હતા; તેઓએ આગલથી કીધેલી ગોઠવણ પ્રમાણે પારસી મજુરોની એક સંખ્યા મકાન મધેથી મોબેદોના સર સાંમણ અને પેટી પેટારા કાઢવા સારૂ તુરત કામે લગાડી દીધી હતી. આ મજુરોએ મોબેદોનો સઘલો વાપરવેસનો સામણ ઝડપમાં મકાનની બહાર કાઢી ખટારા અને હેલકરીઓની મારફતે દાદીશેઠના આતશબેહેરામ તરફ મોકલાવવા માંડયો હતો; તે સાંમણનાં ગાડાંઓની અલગાર તથા મોબેદોને મકાન તજી બહાર નિકલતાં જોઇ મોહોલ્લાવાસીઓની આંખો આંસુથી તર બની હતી, તેઓની દિલસોજી અને લાગણી ગરીબ મોબેદોની તરફ કુદ્રતી રીતે ખેંચાઇ હતી, નહીં વક્કી રાખેલા આવા કમનસિબ બનાવથી તેઓ સઘલા દલગીર થયા હતા, આખાં શેહેરમાં ઝડપથી એ માઠી ખબર ફેલાઇ હતી અને સઘલે એ ખટપટને લગતી ચર્ચા તથા ઉશ્કેરણી ચાલી હતી.

પોતાનો સર્વ સામણ ગમગીન દિલથી એ રીતે ખાલી કરી, મકાનમાં બનેલા ગમખાર બનાવના પરિણામ માટે ફિકરમંદ બની તથા પોતાનું પુરાતન અને માણીતું મકાન તજવાની પડતી ફરજ માટે પોતાને કમનસીબ ગણી, તુટેલાં દિલથી અને ગમખાર જીગરે નવસારીવાલા ભગરિયા મોબેદો વાડિયાજીના આતશબેહેરામ સાહેબનાં મકાન મધેથી બહાર નિકલી દાદી શેઠના કદમી આતશબેહેરામ સાહેબનાં મકાન મધે આવ્યા હતા. આ પાક મકાનના ભલા મૂતવલી[1] શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠે–પોતાને

૧–અત્રે નોંધ લીધેલી અગત્યની છે કે, યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબનાં મકાન મધે ભગરિયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવા સંબંધી બરપા થયલી ઉપલી જીકકરીના પરિણામમાં ત્યાં વસ્તા ભગરિયા મોબેદોએ વતન અને ટોળાના ટેકને ખાતર પોતાનું પુરાતન અને માનીતુ મકાન ફરજીઆત તજીને દાદીશેઠના કદમી આતશબેહેરામ સાહેબના કુશાદે મકાન મધે તેનાં તે વખના મુતવલી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મેહેરબાનીથી એ રીતે આસરો મેળવ્યો હતે, તે અમુલ્ય અને સવખની કિંમતી મદદ અને સેવાની અદના કદરનાશી તરીકે શ્રી નવસારીની તેમજ મુંબઇની સમસ્ત ભગરસાથ અનજુમને તેઓના મોટો આભાર માનવા સાથે તે । સાહેબના નેકનામ વડીલ શેઠ દાદીભાઇ નોશરવાંનજી દાદીશેઠનું નામ જાહેર અનજુમનને લગતાં પવિત્ર ભણતરો મધે હમેશાં યાદ કરતા રહેવાનો ઠેરાવ કીધો હતો, તેમજ શેઠ હીરજીભાઇએ અઇન વખતે પોતાને આપેલી કિમતી મદદના હેશાનમાં તેમની યાદગારી જાળવવા માટે ભગરિયા મોબેદોએ પોતપોતામાં ઉંઘરાતથી રૂપિયાની એક રકમ ભેગી કરી–પોતાના આગેવાનોની મદદથી–એ ભલા દિલસોઝ શેઠિયાની એક સુંદર મોહટી તસવીર ચિતરાવીને, યઝદ-

થોડાજ દિવસનો વખત મલવા છતાં-મોહોટી સંખ્યાના મોબેદોને તેઓના સરસામાંમણ સાથે સગવડથી પોતાનાં મકાંન મધે વસાવવા સારૂ બિહદ કાલજીથી સર્વ પ્રકારની સારી ગોઠવણ કીધી હતી, તેઓએ તુરતા તુરત મકાનમાં ઘટતો ફેરફાર કરાવવા સાથે મોબેદો તેમાં સુખથી વસે તેવી દરેક સગવડ પૂરી પાડવાની તસદી લીધી હતી.

શેઠ હીરજીભાઇ શેઠના આ ભલાં કામમાં તેઓના આતશબેહેરામ સાહેબના તે વેળાના "બોએવારા" કદમી મોબેદ સાહેબોએ ભલી દિલસોઝી અને ખેરખાહીથી સાંમેલ થઇ-ભગરિયા મોબેદોને તેઓની મુશ્કેલી વેળા દરેક પ્રકારની મદદ તથા કુમક આપી-તેઓની દસ્તગીરી કરવામાં આગેવાન ભાગ લીધો હતો. પોતાના આતશ-બેહેરામ સાહેબના કુશાદે મકાન મધે ભગરિયા મોબેદોને-તેઓની તંગી દરમ્યાન— તુરતા તુરત કામ ચલાઉ આસરો આપવા સારૂં શેઠ હીરજીભાઇને સમજાવવામાં તથા ભગરિયા મોબેદોએ એ પાક મકાન મધે વર્ષો સૂધી કીધેલા વસવાટ દરમ્યાન તેઓને સુખ-સગવડથી રાખવામાં એ આતશબેહેરામ સાહેબના "બોએવારા"[1] કદમી પંથના મોબેદ સાહેબોની ભલી દિલસોઝી અને મદદ ઘણી કિમતી અને આશિર્વાદ સમાન થઈ પડી હતી.

---

જરદી ૧૨૯૭ ના સાલમાં "શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા મુંબઇમાં વસતા ભગરસાથ મોબેદોના હકકની જાલવણી માટે જરથોશ્તી અનજુમને બરપા કરાવેલા પાક આતશબેહેરામ સાહેબ"ને તખ્તનશીન કરવાના મુબારક દિવસે, એ પાક મકાનનાં આગલા હોલમાં ઘટતી રીતે ખોલ્લી મુકાવી હતી

૧ અત્રે નોંધ લીધેલી પ્રસંગોપાટ ગણાશે કે, વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે વસતા ભગરિયા મોબેદો-મરાતબની ઉપલી જિકકરીનાં પરિણામમાં-ત્યાથી નિકલી દાદી શેઠના કદમી આતશબેહેરામ સાહેબના મકાન મધે જઇ વસવા પછીથી તેઓ તરફ ભલી દિલસોઝી બતલાવી જે મદદ એ આતશબેહેરામ સાહેબના "બોએવારા" કદમી મોબેદ સાહેબોએ વર્ષો સુધી કીધી હતી તેનાં હેશાનમાં તેઓની અમૂલય સેવાની અદના કદરશનાસી તરીકે-તેઓ મધેના એક આગેવાન "બોએવારા" મોબેદ સાહેબ દીનશાહજી જીવણજી ગરડાની દાદીશેઠના એ કદિમ આતબેહેરામ સાહેબના વડા દસ્તુર તરીકે એ મકાનના ત્રસ્ટી સાહેબો તરફથી નેમણુંક થઈ તે સૂભ પ્રસંગે, તેઓ સાહેબને ભગરિયા મોબેદોના "હકકો"ની જાલવણી કરવા સારૂં મુંબઇમાં બરપા કરવામાં આવેલા "જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ"ના મકાન મધે વસનારા દસ્તુરો તથા મોબેદોની તરફથી એક "શેઆલ" સાથે સુંદર રૂપેરી કાસકેટમાં મુકી નીચલુ માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતુઃ—

"દાદાર અહુરમજદની મદદ હોજો.

જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ, મુંબઇ-રોજ ૨૨ મો, માહ ૧૨ મો, સને ૧૨૮૦ શેહેનશાહી; રોજ ૧૭ મો, માહ ૧ લો. સને ૧૨૮૧ કદમી.

**નેકનામ દસ્તુરજી દીનશાહજી જીવણજી ગરડા—**
**ખુશાલ રહો તમો સાહેબ.**

જરથોસ્તી અનજુમનનાં પાક આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથની અનજુમનના અમો અથોર્નાનો, જાણવાથી બેહદ ખુશી થયા છીએ કે તમારા જેવા કદમી પંથનાં-એક "આથ્રવન" તરીકેના સંપુર્ણ સદગુણો ધરાવનારા ભણેલા મોબેદ સાહેબને, દાદીશેઠનાં આએ પાક આતશબેહેરામ સાહેબના મકાનના વડા દસ્તુર તરીકે, એ પાક મકાનનાં ત્રસ્ટી સાહેબોએ આજરોજે નેમીને દસ્તુરના માનભરેલા ઓહ્દાની શેઆલ એનાયત કીધી છે. તમો સાહેબને મળેલો એ માનવંત અધીકાર અને કોમની રેહેનુંમા

શેઠ હોરમજજી વાડયાના આતશબેહેરામ સાહેબના મકાન મધેથી એ રીતે ભગરીયા મોબેદો એકગમથી ગમગીન જીગરે બહાર નીકલી દાદીશેઠના આતશ બેહેરામ સાહેબના મકાન મધે—તેના ભલા મુતવલી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મેહરબાંનીથી જઇ વસિયા, કે તુરતજ બીજીગમથી તેઓની ઉપર આતશબેહેરામ મધે "ફેશાદ કરવાના અને ધર્મની ચાલતી ક્રિયામાં ખલલ પુગાડવાના" ગંભીર આરોપો મુકી તેઓ મધેના આગેવાન મોબેદોની ધરપકડ કરાવવાની દોડધામ આતશબેહેરામનાં ત્રસ્ટીઓ અને દસ્તુર પેશોતનજીએ—ભગરિયા મોબેદોને હિણું લગાડવા ખાતર—કીધી હતી.

ઉપલી ખતપત થવા પછી તુરતજ એ પાક મકાનની રખેવાલી કરવા સારૂં કારભારી તરીકે રાખેલા રૂસ્તમજી નવરોજજી બટકી નામનાં તેઓના એક નોકરે તેઓના ફરમાવ્યા મુજબ પોતાના ધારાશાસ્ત્રી સાથે મુંબઇની પોલીશકોર્ટના તે વેળાના માજીસ્ટરેટ મી॰ ડોસાભાઇ ફરામજી કરાકાની આગલ હાજર થઇ, વાડયાજીનાં આતશબેહેરામ સાહેબનું મકાન તજી જનારા ભગરિયા મોબેદો મધેના નવરોજજી કાવસજી હોજદાર અને સોહરાબજી જામાસ્પજી કાતરક નામના બે આગેવાન મોબેદોની ઉપર પોતાને મારવાનો તથા જબરીથી ક્રિયાકામ કરવાની જગોએ દાખલ થઇ ત્યાં ક્રિયા કરવા બેઠેલા મોબેદોની પાઘડી ઉડારી નાખી ચાલતી ક્રિયામાં ખલલ કરવાનો તથા બીજા ૧૩ મોબેદો જમશેદજી નવરોજજી કાતરક, સોહરાબજી ખરશેદજી બોદ, ખરશેદજી જમશેદજી કાતરક, નવરોજજી જમશેદજી કાતરક, દાદાભાઈ નવરોજજી પાવરી, ખરશેદજી સોહરાબજી કાંગા, નશરવાંનજી એદલજી ચદલા, કાવસજી રૂસ્તમજી શહીઆર, દાદાભાઈ પેસતનજી પાવરી, ખરશેદજી સોહરાબજી માંદન, ફરામજી ખરશેદજી દોરડી, ફરદુનજી મેહેરનોશજી વજીફદાર અને જમશેદજી મેહેરનોશજી વજીફદારની ઉપર તેમાં મદદ કરવાના આરોપો મુકી, પહેલા બે મોબેદોની ઉપર "વારંટ" અને બાકીના ૧૩ મોબેદોની ઉપર "સમન્સો" મેળવ્યા હતા.

---

ઇ કરવાનો પવિત્ર આખો કીર્તિ અને નેકનામી સાથે ભોગવવાને પરવરદેગાર તમોને તંદરોસ્તી સાથની લાંબી જીંદગાની બક્ષ એવી ભલી અને અંતકરણની દુઆ, આજના સુભ રોજે અમો ગુજાર્યે છીયે. અમોએ તથા અમારા મોબેદ ભાઇઓએ સને ૧૨૫૩ માં અને તે પછી લાંબી મુદત સુધી આએજ પાક મકાન મધે, મકાનનાં તે વખતના મુતવલી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મેહેરબાંનીથી કીધેલો વસવાટ, આજે અમો હેશાન સાથે ફરીથી યાદ કરીએ છીએ; કે જે વસવાટ દરમ્યાન તમો દસ્તુરજીએ અમો તરફ માયાલુ દિલસોઝી તથા મદદ કરવાની બિહદ કાળજી બતાવીને, અમારી મૂશ્કેલી ઘણેક દરજ્જે આસાન બનાવી હતી.

આજના સૂભ પ્રસંગે તમો સાહેબ તરફનાં અમારાં માનની અદના ઇધાણી તરીકે આ સાદું **માનપત્ર** કાસ્કેટ, તથા એક શેઆલ, તમો સાહેબને નજર કરવાની અમોને તક મલી, તેથી અમુને બિહદ ખૂશાલી ઉપજી છેજી; આશા છે કે આએ "માનપત્ર" અને "શેઆલ" તમો સાહેબ સ્વિકારશોજી.

**લી॰ તમારા દુઆગીરો,**
**કેખસરો દસ્તુર જામાસ્પજી.**
**માનેચેહેર દસ્તુર જામાસ્પજી."**

(અત્રે બીજા મોબેદ સાહેબોની સહીઓ છે.)

એ રીતનો ફોજદારી મુકદમો બરપા થયલો જોઇ તથા ગરીબ મોબેદો પોતાના વતનનો તરીકો અને ટેક જાળવતાં એ રીતે મૂશિબતમાં આવી પડેલા જાણી, તેમની તરફ સઘલે દિલસોઝીની લાગણી પ્રગટી નિકલી હતી; આવા ગંભિર પ્રસંગે તેઓનો બચાવ કરવા સારૂ ટોળાના કેટલાક આગેવાનોએ બહાર પડી મી० ફીરોઝશાહ મેરવાંનજી મેહતા જેવા તે વેળાના હુશ્યાર બારીસ્ટરને તુરતા તુરત રોકયા હતા, જેઓએ વારંટથી પકડાવવા માગેલા મોબેદોને કોર્ટ મધે હાજર કરી તુરત તેઓને જામીન ઉપર છોડવાનો હુકમ મેળવ્યો હતો.

રોજ ત્રીજો માહ ૪ થો સને ૧૨૫૩ યઝદેજરદીને દિને વાડિયાજીના આતશબેહેરામ સાહેબનું મકાન નવસારીવાલા ભગરિયા મોબેદોએ તજતાં ઉપલી ખતપત બરપા થઇ હતી, અને રોજ ૨૧ મો માહ ૪ થાને દિને એ મુકદમાની તપાસ શરૂ થઈ હતી. ફરિયાદી તરફથી મી० જારદીન નામનાં અંગ્રેજ બારીસ્ટરને રોકવામાં આવ્યો હતો, જેણે શરૂઆતમાં મુકદમાની કેફિયત કહી સંભળાવતાં મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબના મકાનમાં કરવા ધારેલી "નાવર મરાતબ" ની ક્રિયા બાબદ એ મકાનનાં સત્તાવાલાઓ સાથે નવસારીવાળા ભગરિયા મોબેદોને થયલી ખટપટની તવારીખ લંબાણથી રજુ કીધી હતી. ત્યાર બાદ પોતાના શાક્ષીઓ તરીકે ફરિયાદી રૂશતમજી નવરોજજી બટકી, એદલજી દસ્તુર પેશોતનજી સંજાણા, મોબેદ હોરમજજી રૂસ્તમજી ઉદવાડયા, પેસતનજી જીવનજી મીસ્ત્રી, પેસ્તનજી એદલજી સરાફ તથા મોબેદો નવરોજજી ખરશેદજી પાવરી અને નવરોજજી દારાબજી કાતરકની જૂબાની લેવામાં આવી હતી. જેઓની ઉલટપાલટ તપાસ મોબેદોના બારીસ્ટર મી. ફીરોજશાહ મેહતાએ કરી, પોતાના કુલોના બચાવમાં તેઓએ ભાષણ કરતાં છેવટે જણાવ્યું હતું કે, "ફરિયાદીઓ જે આપખુદ પગલાં ભરતા હતા તે અટકાવ્યાથી તેઓએ આપ મતલબથી અને અદેખાઇના માર્યા આએ ફરિયાદી માડી છે. ક્રિયામાં ખલલ કરવા માટેની ફરિયાદી માંડવાનું કામ હાલના ફરિયાદીનું નથી, ફરિયાદીને તોહોમતદારોએ આંચકો માર્યો તેમાં તેઓ તદન વાજબી હતા, કારણ અમોને આતશબેહેરામમાં જતાં અટકાવવાને તેમને કશી સત્તા ન હતી. ત્રસ્ટીઓ શેહેનશાહી પારસીઓને તેમજ ભગરિયા મોબેદોને આતશબેહેરામ મધેથી કાહડી મેળવાનો હક્ક ધરાવતા નથી."

એ રીતનું બચાવ તરફનું લંબાણ ભાષણ સાંભળવા બાદ માજીસ્ટરેટે પોતાનો ચુકાદો વાંચી સંભળાવ્યો હતો, જેમાં ફકટ ફરિયાદીને મારવાનો આરોપ પહેલા બે આરોપીઓ ઉપર સાબેત થયલો જાહેર કરી, તેઓ દરેકને રૂપિયા ૫૦)નો દંડ કીધો હતો, જેમ કરતાં ધર્મની ક્રિયામાં ખલલ કરવાના મોહટા વાંક માટે કાયદો શું સજા ફરમાવે છે તે કહી સંભળાવી, બાકીના જવાબદારોને ચેતવણી આપી છોડી મેલ્યા હતા.

એ રીતે તકરારી મુકદમાનું છેવટ પોતાની વિરૂદ્ધ આવતાં ભગરિયા મોબેદો દલગીર થયા હતા તથા તેઓને દરમ્યાન આતશબેહેરામના ત્રસ્ટીઓ અને તેમના દસ્તુરની સાંમે ગુસ્સા તથા અભાવની તિક્ષણ લાગણી પ્રગટી નિકલી હતી.

# મુંબઇમાં મલેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા, તેઓએ શ્રી નવસારીની પોતાની વડી અનજુમન ઉપર મોકલાવેલી અરજી તથા તેના સંબંધમાં ભગરસાથના વડા દસ્તુર ઉપર મુંબઇથી લખાયલાં કેટલાંક કાગજો

—:o:—

વાડિયાના આતશબેહેરામ સાહેબનું પોતાનુ પુરાતન અને માનિતું મકાન વતન અને ટોળાના ટેકને ખાતર ભગરિયા મોબેદોએ ઉપર જણાવ્યા મુજબની ખતપત વચ્ચે ગમખાર દિલથી ફરજિયાતપણે તજવા અને દાદીશેઠના આતશબેહેરામ સાહેબના મકાન મધે જઇ ઠરીઠામ બનવા પછી, તુરતજ તેમના આગેવાનોએ ભેગા મલી ટોળાનો તરીકો ટોડનારા દસ્તુર પેશોતન તથા તેમની પક્ષમાં રહેનારા ભગરિયા મોબેદોના સંબંધમાં શું અને કેવા ઉપાયો લેવા તે વિષે પોતપોતામાં પરથમ મસલહત ચલાવી હતી, જેમાં મુંબઇ મધે સમસ્ત ભગરસાથ અનજુમનની એક જાહેર ષભા તુરતજ બોલાવીને શ્રી નવસારીની પોતાની વડી અનજુમન ઉપર એક અરજી મોકલાવવાનો, ત્યાંની સમસ્ત ભગરસાથ અનજુમન દસ્તુર પેશોતન અને તેમની પક્ષમાં રહેલા મોબેદોના સંબંધમાં શું ફરમાવે છે તે જાણુવાનો તથા તેઓ ફરમાવે તે મુજબ મુંબઇ મધે અમલ કરવાનો એકમતે ઠેડાવ કરવામાં આવ્યો હતો.

મુંબઇમાં ભગરસાથ અનજુમનની આએ જાહેર સભા મેળવવાની આગેવની દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાએ લીધી હતી, જેઓએ પોતાની અનજુમનના મોબેદો સાથના આગલા તમામ મતફેરો તરક કરી, તેઓની મૂશ્કેલી ટાળવા અને પોતાની અનજુમનની સેવા બજાવવાનું ખુશીથી માથે લીધું હતું.

રોજ ૭ મો માહ ૪ થો સને ૧૨૫૩ યજદજરદીને દિને-યાને ભગરિયા મોબેદોએ વાડિયાજીના આતશબેહેરામ સાહેબનું મકાન તજવા પછી ચોથે દહાડે--કોટમાં મરહુમ માણેકજી શેઠની પાક દરેમેહેર મધે ભગરસાથ અનજુમનના મોબેદ સાહેબોની આએ જાહેર સભા દસ્તુર જામાસ્પજીના પ્રમુખપણા હેઠલ મળી હતી, જે વેળાએ મુંબઇના ભગરિયા મોબેદો મોટી સંખ્યામાં ભેગા મલ્યા હતા. સરનશીન દસ્તુર સાહેબે શરૂઆતનું ભાષણ કરતાં નીચે મુજબ જણાવ્યું હતું:--

"મીજલસના સાહેબો. આજે તમો સાહેબોને તસદી આપવાનું કારણ એટલુંજ છે કે, આપણી નવસારીની ભગરસાથની અનજુમનના કદિમ રેવાજ તથા વાજબી હક્કો ઉપર જે ખોટી રીતે હુમલો કરવામાં આવ્યો છે, તેમાંથી આપણો બચાવ કરી આપણા તે રેવાજ અને હકકો જાળવી રાખવાના ઉપાય લેવાય એવી ગોઠવણ કરવાને બંદોબસ્ત કરવો.

ઘણી દલગીરીની વાત છે કે આપણા ટોલામાં જે સુલેહ સંપજથી કામ ચાલતું હતું તેનો અંદર આતશબેહેરામના લાગતા વલગતા સાહેબોએ નાહક ઉતાવલ કરી, ખલલ કરી, ટોલામાં બીગાડો અને કુસંપ ઉભો કરવા સરખું કીધું છે. આવો બીગાડો ન થાય અને સલાહ સંપજથી કામ ચાલુ રહે એવી ભલી નેમથી આપણા તરફની ઘણી કોશેશ થવા છતાં આપણી તે નેમ પાર પડી નથી. માટે હવે આપણને કરવાનું એટલુંજ રહયું છે કે, આપણી નવસારીની અનજુમનનો એ બાબદ વિષે શું વિચાર છે તે જાણી તે કામનો ઘટતો ફડચો કરવા માટે ઉપાય લેવા. એ મતલબથી શ્રી નવસારીની અનજુમન ઉપર જે પત્ર લખવાનો ઠેડાવ કરવામાં આવ્યો છે તેનો ખરડો તમો સાહેબો હજુર ભાઇ મોબેદ લીમજીભાઇ એદલજી નવદર વાંચી સંભલાવશે, તે ઉપર તમોએ બરોબર વિચાર કરી તમો સાહેબોએ ઠેડાવ કરવો. આ કામ ઘણું અગતનું છે માટે તે વિષે ઘણી ગભિરાઇથી તથા એકદિલિથી જે કરવું હોય તે થવું જોઇએ તે તમો સાહેબો સમજી શકશો......"

સરનશીન દસ્તુરજીનું ભાષણ પુરૂં થવા પછી, મુંબઇમાં વસ્તા દસ્તુર મેહેરજીરાંણા ખાનદાનનાં વડા સભાસદ દસ્તુર ફરામજી શોહરાબજી દસ્તુર મેહેરજીરાંણા તરફનું એક લંબાણ ભાષણ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાંણાએ છતાથી વાંચી સંભલાવ્યું હતું; જે પૂરૂં થતાં મુંબઇની પારસી પંચાયતના અકાબરો ઉપર ૩૭ ભગરિયા મોબેદોએ મોકલાવેલી અરજી તથા અકાબરો તરફથી તેનો આપવામાં આવેલો જવાબ[1] એરવદ રૂસ્તમજીએ ષભામાં વાંચી સંભલાવ્યો હતો.

ત્યાર બાદ શ્રી નવસારીની પોતાની વડી અનજુમન ઉપર મુંબઇની ભગરસાથ અનજુમન તરફથી મોકલાવવા તયાર કીધેલી અરજી મોબેદ લીમજીભાઇ નવદરે ષભામાં વાંચી હતી; જે બહાલ રાખવામાં આવ્યા પછી, શ્રી નવસારીથી પગ રસ્તે ક્રિયાકામ કરવાનો "નવો આલાત" મુંબઇમાં મંગાવી આપવા માટે શેઠ જાલભાઇ અરદેશર શેઠની ગેરહાજરીમાં તેમના કાકા દાદાભાઇ માણેકજી શેઠને અરજ કરવાના તથા સભા ભરવા માટે અગીઆરીનું મકાન વાપરવા આપવા સારૂં તેના મુતવલી શેઠનો તેમજ સભાના સરનશીન સાહેબ દસ્તુર જામાસ્પજીનો આભાર માનવાનાં ઠેરાવો પસાર કરી, સભા બરખાસ્ત થઇ હતી.

---

૧. જુવો, દસ્તાવેજ ૫૩ તથા ૫૪ મા.

# દસ્તાવેજ ૫૫ મો, અસલ* ઉપરથી.

( ઉપલી સભા મધે થયલા ઠેહેરાવ મુજબ, મુંબઇથી નીચલી અરજી શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર મોકલવામાં આવી હતી. )

"પાક દાદાર હોરમજદની મદદ હમેશાં હોજો.

શ્રી નવસારીની વડી દરેમેહેરને તાએઓનાં ભગરસાથની અનજુમનનાં વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીઆરજી તથા દેશાઇજી સાહેબો તથા મોબેદ સાહેબો તથા એરવદ સાહેબો જોગ. નવસારી. લી. મુંબઇથી અમો નીચે સહી કરનારાઓ તે શ્રી નવસારીની વડી દરેમેહેરને તાએઓનાઓ--

જત તમો નેકનામોને તસદી આપવા કારણ એ છે કે, ગયા અરદીબેહેશ્ત મહિનાના શરેવર રોજને દિને અત્રેના વાડીઆજી શેઠ હોરમજજી બેહમનજીનાં આતશબેહેરામની શાલગ્રેહના પ્રસંગે આતશબેહેરામમાં કરવામાં આવેલાં જશનનાં પુરા થવા પછે આતશબેહેરામના ત્રસ્ટીઓ તરફથી તે આતશબેહેરામમાં મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવા બાબેની "જાહેર ખબર" નાં હેંદબીલો વહેંચવામાં આવ્યાં હતાં, જેની એક નકલ તમો સાહેબોની જાણ માટે આ સાથે બીડી તે ઉપર તમો સાહેબોનું ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ.

એ હેંદબીલ વાંચવાથી તમો સાહેબોને સરવે વિગત માલમ પડશે, માટે તે વિષે અત્રે એટલુંજ કેહેવું બશ થશે કે એ આતશબેહેરામનાં લાગતાવલગતા સાહેબોએ જે કામ માંથે ઉઠાવ્યું છે તે જેમ અમોને લાગે છે તેમ અમારા વિચાર પ્રમાણે તમો સાહેબોને પણ નામુનાસેબ અને આપણા લાંબા વખતથી ચાલતા આવેલા રેવાજોથી ઉલટું લાગશે, એટલુંજ નહી પણ તેનાં સંબંધમાં તેઓએ જે પગલાં ભર્યાં છે તેની સાથે લેતાં તે કામ ધારવા મેલ આપણી નવસારીનાં ભગરસાથની અનજુમનનાં વાજબી હક્ક ઉપર ગેરવાજબી તરાપ મારવા સરખું તેમજ મજકુર આતશબેહેરામનાં અને જરથોશતી ટોલાનાં તમામ જાહેર ધર્મના મકાનોનાં કારોબાર વિષેના તથા તેનાં કારોબારીઓની સત્તા અને જવાબદારીની "હદ" વિષેના ઘણું અગતના સવાલો ઉતપંત કરનારૂં છે. કારણ કે આતશબેહેરામના ત્રસ્ટીઓ તથા દસ્તુરજીએ એ કામ પાર ઉતારવાના હેતુથી ગયા હોરમજદ રોજને દહાડે આતશબેહેરામમાં "ઓગ્રે" દેવાનું કામ જે આજે પર ) વર્ષ સુધી આપણી નવસારીની ભગરસાથની અંજુમનનાં મોબેદ સાહેબોને હસ્તક હતું તે કામ તેઓએ આપણાં લોકોનાં વાંધા અને તકરાર છતાં તે અંજુમનની બાહેરનાં મોબેદ સાહેબોને સોંપીઉં છે. એમ થવાથી જેમ એક હાથ ઉપર તે સાહેબોએ આપણી અંજુમનના લાંબા વખત સુધીના વગર હરકતે અને બાહલ રહેલા હક્ક તરીકે જે વહીવટ ચાલતો આવ્યો છે તે ઉપર ગેરવાજબી હુમલો કરીઓ છે, તેમજ બીજા હાથ ઉપર આપણા કદીમ રેવાજ અને હક્કોને વલગી રેહેવા માટે આપણી

ગરીબ અંજુમન ઉપર ચોકસ દરજજે મુસીબત ગુજારવા સરખું કીધું છે. આતશબેહે-રામના લાગતાવલગતાઓની આવી વરતણુંકને લીધે આપણી અંજુમનના ખરા હકો તથા જુના રેવાજની જાળવણી માટે તુરત ઘટતા ઉપાયઓ લેવાની અગત જણાય છે, માટે તમો સાહેબોને અરજ કરવાની કે, એ બાબદ વિષે વિચાર કરી અનજુમનનો તે વિષેનો ઠેઠાવ શું છે તે જણાવવાની તસદી લેવી, કે જેથી તે ઉપર આપણને સલાહ મલે તે મુજબ ઘટતો અમલ કરવાનું બની આવે.

અમારી વીનંતી છે કે આ બાબદ ઉપર તમો સાહેબો જેમ બને તેમ જલદીથી ધેઆન આપશો. એજ અરજ.

મુંબઇ રોજ ૭ મો માહ ૪ થો સને ૧૨૫૩ યજદેજરદી.

તા૦ ૨૪ મી દીસેમબર સને ૧૮૮૩ ઇસવી.

અમો છૈયે, સાહેબો, તમારા હમેશના દોઆગો,

જામાસ્પજી દસ્તુર મીનોચેહેરજી શહી.

જામાશ દશતુર શેરાબજી મેરજીરાંણા.

ફરદુનજી બરજોરજી વાચ્છા.

જમશીદ શેહરાબજી કુકદારૂ."

(અતરે મુંબઇની ભગરસાથ અનજુમનના ૩૯૩ મોબેદ સાહેબોની સહીઓ થયલી છે.)



મુંબઇના ભગરિયા મોબેદોની ઉપલી અરજી નવસારી મધે ભગરસાથની અનજુ-મનના વડા દસ્તુરજી ઉપર મોકલાવી આપતાં તેઓની ઉપર દસ્તુર જામાસ્પજીએ નીચલો પતર લખ્યો હતો.



# દસ્તાવેજ ૫૬ મો, અસલ* ઉપરથી.

"મેહેરબાને મન નેકનામ દસ્તુરજી સાહેબ દારાબજી મરહુમ દસ્તુર માહીઆરજી જોગ.

માનવંતા સાહેબ,

જત લખવા મકસદ એ છે જે ગયા રોજ ૭ મે યાને તા૦ ૨૪ મી ડીસેમ્બર સને ૧૮૮૩ ઇસવીને દીને આપણા અતરેના ભગરસાથના મોબેદ સાહેબોની એક સભા અતરેની મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠનાની દરેમેહેરમાં મલી હતી. તે પ્રસંગે ત્યાં એકમતથી એવો ઠેઠાવ થયો હતો કે, શ્રી નોસારીની અનજુમન ઉપર એક પતર લખીને

ત્યાંની અનજુમનને અરજ કરી કે મુંબઇમાં વાહાડીઆના આતશબેહેરામના ત્રસ્ટીઓ તથા તેમના પંઠકી પેશોતનજી મરાતેબ કરવાની હીલચાલ કરે છે, તે માટે અતરેની અનજુમને કેહેવી રીતે વરતવું તે વીશે ચોકશ બંદોબસ્ત કરી વાકેફ કરવા, કે તે પ્રમાણે ચાલવાને અતરેની અનજુમનને બની આવે.

તે ઠેડાવ પ્રમાણેનો એક પતર લેઇ અતરેની અનજુમન તરફથી મોબેદ સાહેબ ફરદુનજી બરજોરજી વાછા તમો સાહેબ તરફ આવેલા છે, તે ઉપર જેમ બને તેમ ઉતાવલેથી ધીઆન આપી અમો ઉપર તેનો જવાબ જલદીથી વાલવાને તસ્દી લેવી. બીજું એ જે હવે જેમ બને તેમ જલદીથી આલાત તથા ભશમ સાથે સોજા મોબેદ સાહેબોને મોબેદ ફરદુનજી વાછાની સાથે મોકલી આપજોજી.

અતરે ભશમ વધારે જોઇશે માટે તે પુરતી આપીને તેમણે રવાના કરજોજી. એજ મકસદ.

મુંબઇ રોજ ૧૪ મો માહ ૪ થો સને ૧૨૫૩ યજદેજરદી.

તા૦ ૩૧ મી ડીસેમબર સને ૧૮૮૩ ઇસવી.

તમો સાહેબનો હમેશનો દોઆગો.

જામાસ્પજી મીનોચેહેરજીની

યજદાંપનાહબાદ ખેદમતમાં કબુલ ફરમાવવીજી."



# દસ્તાવેજ ૫૭ મો. અસલ* ઉપરથી.

——:o:——

(મુંબઇમાં મલેલી ભગરસાથ અનજુમનની ઉપલી ષભાએ કીધેલી ફરમાસ પ્રમાણે શેઠ જાલભઇ અરદેશર શેઠની વતી તેમના કાકા શેઠ દાદાભઇ માણેકજી શેઠે, નવસારી મધે ભગરસાથના વડા દસ્તુર સાહેબ ઉપર નીચલો પતર લખિયો હતો.)

"મુંબઇ તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૮૩

સદા મેહેરબાન. શેઠ દસ્તુરજી સાહેબ દારાબજી માહિઆરજી દસ્તુર જોગ.

શ્રી નવશારી.

જત તમો મેહેરબાન સાહેબને લખવા કારણ એ છે જે અતરેથી કેટલાક મોબેદો તમો તરફ રવાના કીધા છે, તે મોબેદોની સાથે નીરંગદીન તથા ભશમ વીગરે દીનઆઇનને લગતી કીરીઆનો આલાદ શરવે ઘટતી ચીજો સાથે મોકલી આપ્યાથી ઉપકાર થાસે.

વલી એ મોબેદો સાથે બીજા બરસનુમવાલા તૈયાર ચાર આબરૂદાર મોબેદ સાહેબોને હમો તરફ મોકલજોજી. વરશીઓ હમો પાસે અતરે તૈયાર છે. માટે તે તમો હાલ તરત મોકલશો ના. જે વેલા હમોને અગત જેહેવું માલમ પડશે તે વેલા તમો સાહેબને વશાહી આપીશું.

આ બાબદશાર તમો સાહેબને જે ખરચ થાએ તે હમો પાસેથી તુરત મંગાવી લેજોજી. અથવા હમો ઉપર તે રકમની હુંડી લખજોજી. તુરત પગાર કરસું.

તમો સાહેબને તશદી આપી છે તે દરગુજર કરવીજી. હું ઉમેદ રાખું છું કે તમો સાહેબ કુટુંબ શહીત તંદરેશ્તી સાથે હોશો.

લા૦ તમારો હમેશાંનો દુવાગીર
શેવક દાદાભાઈ માણેકજી શેઠનો
સલામ વાંચજોજી."



# દસ્તાવેજ ૫૮ મો, અસલ ઉપરથી.

(મુંબઈની ભગરસાથ અનજુમને શ્રી નવસારી મોકલાવેલી ઉપલી અરજીનાં સંબંધમાં આ લખનારના માનવંત પિતાજીએ પોતાની અનજુમનની ખેરખાહી ઇચ્છનારો નીચલો કાગજ, દેશાભિમાન લાગણીથી લખી, શ્રી નવસારી મધે વડા દસ્તુરજી ઉપર મોકલાવ્યો હતો.

"મુંબઇ, તા૦ ૨૫ મી ડીસેમબર ૧૮૮૩

"ભગરસાથના વડા પંથકના દસ્તુરાન દસ્તુરજી સાહેબ દારાબજી સવર્ગવાસ દસ્તુરજી સાહેબ માહીયારજી મેહેરજીરાંણા, તથા દેશાઇજી સાહેબ મનચેરજી હોરમજજી અને દેશાઇજી સાહેબ બમનજી દાદાબજી વગરે, શ્રી નવસારીની પાંચે પોલના મુખી સાહેબો તથા અનજુમન સાહેબો જોગ.

જત તમો સાહેબોની ખીદમતમાં મુજ સેવકની એલતેમાસ એવી છે કે, કાલ રોજ ૭ મે માહ ૪ થે શેહેનશાહી સને ૧૨૫૩ યજદેજરદીને દીને, મુંબઇ મધે મહરૂમ શેઠ માણેકજી નવરોજજી શેઠની દરેમેહેરમાં, આપણા વડાં પંથકને મલતા સાહેબોની જાહેર અનજુમન એકઠી મલી હતી, અને તે અનજુમનમાં જે ઠેડાવો થયલા છે તે તમારી વડી અનજુમન ઉપર મોકલાવ્યા તો હશે; અને તેથી, તે વીસે, તમારી તરફની અનજુમન ચોકસ ઠેડાવા કરી મુંબઇની અનજુમન ઉપર મોકલશે અને તે હોકમો બહાલ રાખવામાં આવશે, તેમાં કંઇજ શક નથી.

તમો સાહેબો જેબી ઠેડાવો કરશો તે વાજબી ગણાશે અને તે પ્રમાણે અમલ કીધામાં આવશે. તમો સાહેબો પર લખવાને હું ફકીર માબેદની કંઇજ બીશાદ નથી, પણ બારીકીથી વીચાર કરશો તો એવું ચોકસ માલમ પડશે કે, પાદશાહોને પણ વખતસર ફકીરોના વીચાર પસંદ આવતા હતા. તેમજ મને એક ફકીર તરીકે સમજી મારી સુચના ઉપર ધેયાન આપશો એવી હું આસા રાખું છું.

વડીલ સાહેબો,—નૌસારીના વડા પંથકમાંથી મુંબઇ ખાતે પહેલવેહલા જે સાહેબોને પંથક ચલાવવા, કેટલાએક બંદોબસ્તો કરીને, આપણા ન્યાગાનોએ મોકલેલા તેઓ તથા તેઓના ફરજંદો, ઘણા વરસો સુધી તે બંદોબસ્તો પરમાણે ચાલ્યા હતા. પણ જયારે મુંબઇ પૈસાના જોરથી ચઢતી પડવી ઉપર આવી, ત્યારે તેઓ પોતાની "સખુનપરવરી" પ્રમાણે ચાલવા લાગા અને સૌ કોઇ પોતપોતાને ઘરના પંથકી થઇ બેથા, અને એ વીશે આપણી નવસારીની વડી અનજુમને કાંઇપણ ચાંપતા ઉપાય તુરત લીધા નહી, ને દારમદાર ચલાવ્યા કીધું. અને તેઓએ કાયદાઓ તોડયા તેની કાંઇ પણ દરકાર કીધી નહી; ત્યારે હવે, તે કડવાં ઝાડના કડવાં ફળ, આપણા ટોલાને ચાખવા પરયાં છે. જેના વગમાં આવ્યું તેઓ નૌસારીના કાયદાથી નાફરમાન થઇ ઉલટા ગયા, અને એક માણસને જેમ નજીવી જેવી નાફરમાની કરતાં મોહોટી નાફરમાની કરવાની ઉલટ થાએ છે, તેમ હાલમાં દસ્તુર પેશોતનજીએ અને વાડયાજીના આતશબેહેરામના માલેકોએ જે મોહોટી નાફરમાની કીધીચ, તે વીશે તમો સાહેબો અંજાણા તો નથી.

હવે હું ફકીરનું લખવાનું એટલુજ છે કે, આગલ જેમ નૌસારી ખાતેથી બંદોબસ્તો કરી મોબેદોને મોકલ્યા હતા તેવોજ વખત હાલ આવેલો છે. હાલની આખી અનજુમન નૌસારીના ઠેડાવો પ્રમાણે ચાલશે એવું ચોકસ જણાય છે. અને હાલમાં જેવી તક હાથમાં આવેલી છે તેવી બીજી વખત આવવી ઘણી મુશ્કેલ છે. ત્યારે આપણી વડી અનજુમન તરફથી આપણી વડી દરેમેહેરના કાયદાઓ પ્રમાણેજ ઠેડાવો થવા જોઇએ, તે એવી રીતે કે, મુંબઇના બીજા જરથોસ્તીઓનું બોલવાનું નહી થાએ. તેઓ કાંઇ આપણા મુખ્તીઆરમાં નથી, પણ તોબી સંભાળ રાખવી જોઇએ. કાંઇ ઘણી ઉતાવલથી દોડાદોડ કરીને તમો સાહેબો ઠેડાવો નહી કરશો એવી સેવક આસા રાખું છું, અને તે વીશે નીચલી બાબદો ઉપર તમો સાહેબોનું ધ્યાન ખેંચવા માગું છું:—

૧–નૌસારીમાં જેમ મેહેરજીરાણા વાલાઓની પહેલી ખુરસી છે, અને પછી બીજા ચાર સાહેબોની છે તેમ મુકરર ઠરવું.

૨–હાલ સુધી આપણી નવસારીને મલતા આલાત ને મલતા આલાતો અહીં વપડાતા હતા, પણ કેટલાક સાહેબોએ, ગેરકાયદે આપખુદીથી, નૌસારીના વડા પંથકને અપમાન આપવા ઉપર ઉલટું કર્યું છે તેથી, તેઓના આલાત તથા બરસનુમમાં ફેરફાર કરવો જોઇએ, અને નૌસારીથી વરસીઓ તથા ભશમ અને નીરંગદીન મોકલવી જોઇએ.

૩–જેમ અસલ કાએદે નવસારીની વડી દરેમેહરમાં, પાવમેહલમાં તથા જાહેર જસનોમાં, ઘરેઘર રોજગાર તથા મેજને દહાડે, જે પ્રમાણે ક્રીયાઓ અને અફરગાનો ઇત્યાદી થાય છે, તેમજ મુંબઇમાં કરવું જોઇએ.

૪–જાહેર મીજલસોમાં, જેમ નૌસારીમાં વડાની જગા, સીધા હાથ ઉપર નાકેથી ગણવામાં આવે છે અને તે દરજ્જા પ્રમાણે દરજ્જો જળવાએ છે, તેજ પ્રમાણે દરજ્જો જાળવવાનો (મુંબઇમાં) હુકમ આપવો.

૫–હાલ મુંબઇમાં જેમ કેટલાક મોબેદો આપખુદ કામો કરી બેકાયદે ચાલે છે અને આખા મોબેદોના નામને એબ લગાડે છે, તેનો ચોકસ બંદોબસ્ત કરવો ઘટે છે, અને એ કામની દેખરેખને વાસ્તે મુંબઇમાં ૧૦) મોબેદોની એક મંડલી નેમાવી જોઇએ, તે ૧૦ સાહેબોમાં પાંચ ખુરસીવાલા એટલે દરેક પૉલમાંથી એક એક જણ, જેઓને મુંબઇ ખાતે નેમવામાં આવે તે, અને આપણી "પૉલ" માંથી બીજા એક એક શખ્સને ચુંટી કાઢી, એ દસ જણાની મંડળી ઉભી કરવી જોઇએ, કે જેઓને ચોકસ માલમ પડવાથી તેઓ, પેલા આપખુદીથી ચાલનારા મોબેદોને અટકાવ કરે. એ દસ સાહેબોને મુખ્તીયારી એવી રીતે આપવી કે તેઓ મુકરર કીધેલે વખતે એકઠા બેસી, તેવી બાબદો ઉપર ધ્યાંન આપે.

સાહેબો એ પ્રમાણે થશે તો ચંદરોજમાં આપણા મોબેદોની હાલતમાં સુધારો થશે, એવી સેવકની અરજ છે.[1]

લીο સેવક, મોબેદ રતનજી[2] રૂશતમજી કાંગા, દο પોતે."

—:o:—

## મુંબઇની ભગરસાથ અનજુમને મોકલાવેલી અરજી ઉપર વિચાર કરવા સારૂં શ્રી નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની જાહેર ષભા, તેમાં પસાર કરવામાં આવેલા યાદગાર ઠેડાવો; તથા પવિત્ર આલાત સાથે નવસારીથી પગ રસ્તે મુંબઇ આવેલા ભગરિયા મોબેદો.

—:o:—

શ્રી મુંબઇની ભગરસાથ અનજુમને દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશા-નાની આગેવાની હેઠલ ૩૯૩ મોબેદોની સહીઓ સાથની મોકલાવેલી ઉપલી અરજી (દસ્તાવેજ ૫૫) ઉપર વિચાર કરવા તથા તેનાં સંબંધમાં યોગ્ય ઠેડાવો કરી અમલમાં મુકવા સારૂ શ્રી નવસાથી મધે વડી દરેમેહેરમાં રોજ ૨૨ મો માહ ૪ થો સને ૧૨૫૭

૧–ઉપલાં ત્રણે કાગજો, (દસ્તાવેજ ૫૬, ૫૭ અને ૫૮ મો.) જે શ્રી નવસારી મધે મુંબઇના વાડયાજીના આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓએ બંધાવેલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવાના કેશમાં પૂરાવા તરીકે રજુ કરવામાં આવ્યાં હતાં, તે ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી આ પૂસ્તકમાં મેં પહેલ વહેલાં પ્રગટ કરયાં છે.

૨–મોબેદ રતનજી રૂશતમજી કાંગા, જેઓ એક સ્વતંત્ર ખવાસના અને પોતાને વાજબી લાગે તેવાં કોમ ઉપયોગી કામો ખંતથી કરવા માટે પોતાની ઉદયોગી જિંદગીથી તે વેળાએ પારસી જરથોસ્તીઓમાં માન અને મશહુરતા પામેલા હતા, તથા જેઓએ કોમમાં દીન–આઇનના ફેલાવો કરવા અને જરથોશ્તી બાલકોને ધર્મબોધ શીખવવા માટે પોતાની જીંદગી દરમ્યાન પોતાના જ્ઞાન અને પોતાની શકિત મુજબ ખંતીલી મહેંનત કરી સાદી નામનાં મેળવી હતી; તેઓ રોજ ૨૪ મો માહ ૪ થો સને ૧૨૭૯ યજદજરદી, તાο ૪ થી જાને-વારી ૧૯૧૦ ને દિને ૮ο વર્ષની ઉંમરે શ્રી નવસારી મધે ગુજર પામ્યા હતા.

યઝદજરદીને દીને ભગરસાથના વડા દસ્તુરજી દારાબજી માહિયારજી દસ્તુર મેહેરજી-રાંણાએ સમસ્ત ભગરસાથ અનજુમનની એક જાહેર ષભા બોલાવી હતી, જે વેળા વતન અને ટોળાનો ટેક જાળવવા તથા પોતાની અનજુમનના તરીકાથી ઉલટા ચાલનારાઓના સંબંધમાં ઘટતા ઠેડાવો કરવાને માટે મોહટી સંખ્યામાં ભગરસાથના અથોર્નાનો હાજર રહ્યા હતા. વડા દસ્તુરજી દારાબજી માહિયારજીએ પ્રમુખ તરીકે બીરાજી શરૂઆતનું ભાષણ કરતાં જણાવ્યું હતું કેઃ—

"અનજુમન સાહેબ. તમો સાહેબોને તસદી આપવાનું કારણ એ છે જે, હાલ મુંબઇમાં વાડિયાજીના આતશબેહેરામ સાહેબના મકાનમાં "મરાતબ" કરવાને માટે જે હિલચાલ થાય છે તે કામ આપણી અનજુમનના રેવાજથી ઉલટું છે, તેથી એ બાબદમાં આપણી અનજુમન શું બંદોબસ્ત કરવા માગે છે તે વિષેનો ખોલાસો મેળવવાને માટે શ્રી મુંબઈની આપણી ભગરસાથની અનજુમન તરફથી એક "મેજર" આપણી અનજુમન જોગો લઇને ભાઇ સાહેબ ફરદુનજી બરજોરજી વાછા આવેલા છે, કે જે મેજર હાલ તમો સાહેબોને વાંચી સંભલાવવાને માટે તસદી આપવામાં આવેલી છે. એ મેજર આએ અનજુમનમાં દસ્તુરજી ખરશેદજી જમશેદજી જામાસ્પઆશાના વાંચી સંભળાવશે. એની આગમચ મારે તમો સાહેબોને જણાવવું જોઈએ છે કે, હાલ વાડિયાજીનાં આતશબેહેરામમાં મરાતબ કરવાની હિલચાલ થવાથી અલબત તમો સાહેબોના મનમાં ગુસ્સો ઉપજયા વગર રહેતો નહિ હશે, કારણ કે એ કામ આપણી અનજુમનના કદિમ રેવાજથી ઉલટું છે. તોપણ તમો સાહેબો ધિરજથી અને સભ્યતાનો કાયદો જાળવીને આએ મિજલસમાં બોલશો એવી હું આશા રાખું છું........."

સરનશીન સાહેબનું ભાષણ પૂરૂં થતાં મઉવાળા દસ્તુર ખરશેદજી જમશેદજી જામાસ્પઆસાનાએ મુંબઇથી આવેલી ભગરસાથ અનજુમનની અરજી છતાથી બુલંદ અવાજે વાંચી સંભલાવી હતી, જે ઉપર વિચાર અને મસલહત કરવા પછી ષભામાં મોબેદો રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજી રાણા, નવરોજજી રતનજી કુટાર દારાબપહાલણના, ખરશેદજી જમશેદજી દસ્તુર જામાસ્પઆસાના, બરજોરજી અદલજી કોતવાલ, અને હોરમજજી નવરોજજી બાંમજી, એ પાંચ ગ્રહસ્થોની એક કમિટી અનજુમને એકમતથી નેમી તેઓને એવી ફરમાસ કીધી હતી કેઃ—

"મુંબઇની આપણી ભગરસાથ અનજુમને મોકલાવેલી આએ અરજીનો જવાબ તેઓએ ૧૫ દહાડામાં તૈયાર કરી તથા તેનાં સંબંધમાં યોગય ઠેડાવો ઘડી કાહાડી પ્રમુખ દસ્તુરજી સાહેબ ઉપર મોકલાવી આપવો, જેઓ ભગરસાથ અનજુમનની આપણી બીજી જાહેર ષભા બોલાવીને તે જવાબ સભાસદો સનમુખ રજુ કરી બહાલી મેળવશે."

ત્યાર બાદ સરનશીન સાહેબે ષભામાં જાહેર કીધું હતું કે, "મુંબઇથી શેઠ સાહેબ દાદાભાઇ માણેકજી શેઠનો એક કાગજ મારી ઉપર આવ્યો છે, જેમાં વાડિયાજીના આતશબેહેરામ સાહેબના સત્તાવાલાઓની સાથે આપણી અનજુમનના મોબેદ સાહેબોને

પડેલા મતફેરના કારણે મુંબઇમાં નવો 'વરસિયો' બનાવવા સારૂ પવિત્ર આલાત તથા બરસનુમ વાલા મોબેદો પગ રસ્તે મોકલાવવાની માગણી કીધી છે" આએ કાગજ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુરે સરનશીનની ફરમાસથી સભામાં વાંચી સંભલાવ્યો હતો. (જુવો દસ્તાવેજ ૫૭ મો.)

આએ કાગજના સંબંધમાં સરનશીન દસ્તુર સાહેબે ષભામાં જણાવ્યું હતું કે, "મુંબઇની આપણી અનજુમને કીધેલા ઠેડાવ મુજબ શેઠજી સાહેબ દાદાભાઈ માણેકજી શેઠે કીધેલી માંગણી સ્વિકારી, ક્રિયાકામનો પવિત્ર આલાત તથા બરસનુમ વાલા મોબેદોને પગ રસ્તે મુંબઇ મોકલાવવાની સઘલી ગોઠવણ સંપૂર્ણ થઇ છે, અને આવતી કાલે ઘટતી સંભાલ સાથે અત્રેથી તેઓને રવાણા કરવામાં આવશે" એ રીતની ખબર સાંભળવાથી ષભામાં ખુશાળી ફેલાઇ હતી. ત્યાર બાદ સરનશીન સાહેબનો આભાર માની ષભા તુરત વેળા વિસરજણ થઈ હતી.

ઉપલી ષભામાં થયલા ઠેડાવ મુજબ મુંબઇની ભગરસાથ અનજુમને કીધેલી અરજીનો જવાબ કમિટીએ તૈયાર કરી, દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજી ઉપર મોકલાવી આપવાથી તેઓએ ભગરસાથ અનજુમનની એક બીજી જાહેર ષભા, રોજ ૯ મો માહ ૫ મો સને ૧૨૫૩ યજદજરદીને દીને શ્રી નવસારી મધે વડી દરેમેહેરમાં બોલાવી હતી, જેમાં ઉજમથી મોટી સંખ્યામાં ભગરસાથ અનજુમનના અથોર્નાન સાહેબો હાજર થયા હતા. સરનશીન દસ્તુરજીએ શરૂઆતમાં યોગ્ય ભાષણ કરી, મુંબઇની ભગરસાથ અનજુમને કીધેલી અરજીનો તૈયાર કરવામાં આવેલો જવાબ ષભામાં વાંચી સંભલાવવાની મઉવાલા દસ્તુર ખરશેદજી જમશેદજી જામાસ્પઆસાનાને ફરમાસ કીધી હતી; જે ઉપરથી તેઓએ નીચલો જવાબ છતાથી ષભામાં વાંચી સંભલાવ્યો હતો.

## દસ્તાવેજ ૫૯ મો, છપાયલો.*

"નેકનામ દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના, તે રોજ ૭ મો માહ ૪ થો સને ૧૨૫૩ એજદજરદીને દીને નવસારીની ભગરસાથની અનજુમનને લગતા ભાઇઓની મુંબઇમાં મલેલી સભાના સરનશીન તથા તે સભામાં હાજર રહેલા બીજા સાહેબો:—

જત—મુંબઇમાં વાડીઆજીના આતશબેહેરામ સાહેબનાં મકાનમાં મોબેદોના છોકરાઓને "મરાતેબ" કરવા તથા નવસારીની ભગરસાથના જે મોબેદ સાહેબો તે આતશબેહેરામમાં "બોએ" દેવાનો કદીમ બંદોબસ્ત અને વહિવટ પ્રમાણે "હક્ક" ધરાવે છે તેવા સીવાયના મોબેદોને તે આતશબેહેરામમાં બોએનાં કામમાં સામેલ કરવા વિષે હાલ જે તકરાર ઉઠી છે તેનાં સંબંધમાં અતરેની અનજુમનને લગતા મુંબઇમાં વસ્તા ભાઇઓએ અહીયાંની અનજુમન ઉપર મોકલવા માટે જે પતર તેઓની મુંબ-

ઇમાં રોજ ૭ મો માહ ૪ થો સને ૧૨૫૩ ને દીને મલેલી સભામાં બહાલ રાખ્યો હતો. તે પતર અતરે પોંહતાથી સમસત અનજુમન રૂબરૂ રજુ કરવામાં આવ્યો હતો, તે ઉપર ઘટતો વિચાર કરી નીચે મુજબ ઠેડાવો અનજુમને કીધા છે તે આપણા ભાઇઓની જાણ માટે નીચે જણાવ્યા છે:—

ઠેડાવ ૧ લો.—આપણા ભાઇઓને રોશન છે કે, આપણા લોકોના અસલ બંદોબસ્ત અને પંથકની વેંહેચણી પ્રમાણે એક પંથકવાલા બીજાઓના પંથકમાં ખલલ કરવા વગર પોતાના પંથકજ સંભાલતા રહેયા છે અને બીજાં પંથક ઉપર તરાપ મારવાની કોશેશ કરી નથી. વલી વાડીઆજીનાં આતશબેહેરામમાં બોએ દેવાનો હક્ક પણ નવસારીની ભગરસાથનાજ મોબેદ સાહેબો જેઓ વખતે વખત નવસારીમાં બોએ દેવાની તથા ભાગ ખાવાની લાયકાત ધરાવતા હોય તેઓને શરૂઆતમાં સપુરદ કરવામાં આવ્યો છે, અને તે મુજબ તે હક્ક તેવા સાહેબો આજ ૫૩ વરસ થયાં વગર હરખતે ચાલુ ભોગવતા આવેલા સાબીત થયા છે. એવો જે આપણો તથા આપણા ભાગયાઓનો "હક્ક" તે હકદાર ભાગયા સિવાયના કોઇને પણ આપણી તકરાર ને વાંધા છતાં આપવાની કોશેશ થાય એ દેખીતું ગેરવાજબી અને નેયાયથી ઉલટું છે, માટે તેવી કોશેશને અટકાવી આપણો તે હક્ક જાળવી રાખવા માટે આપણી અનજુમનને જેમ સલાહ મલે તેમ રીતસરના ઉપાયો તાકીદે લેવાએ તેવી ગોઠવણ થવી મુનાસેબ છે.

ઠેડાવ બોજો:—મોબેદોના છોકરાઓ ઉપર "મરાતેબ" સરખી બુલંદ ક્રિયા એકજ ઠેકાણે થવાનો બંદોબસ્ત રહેવાથી આપણા ધર્મની ક્રિયાઓની પવિત્રાઇ જાળવવાનું તથા આપણા ભાગયાઓ તથા તેમના ભાગનું નક્કી ઠરવાનું બની શકે એવા હેતુથી તે ક્રિયા આજ લાંબી મુદત થઇ અતરેની વડી દરેમેહેરમાંજ થતી આવી છે તે બંદોબસ્ત ચાલુ રહેવા મુનાસેબ છે એવું અતરેની અનજુમનનું મત છે, અને તે બંદોબસ્ત પ્રમાણે ઘણી મજબુત ભલામણ અને દબાન છતાં હાલ સુધી અમલ કરવામાં આવ્યો છે. એવી રીતનો બંદોબસ્ત હાલ તોડવા માટે કાંઇબી મોતેબર કારણો બતાવ્યામાં આવ્યાં નથી, એટલુંજ નહીં પણ જેવી રીતે અને જે વખતે તે તોડવા માટે હિલચાલ કરવામાં આવી છે તે ઉપરથી માનવાને કારણ મલે છે કે તેવી હિલચાલ કરવા માટેં જે કારણો જાહેરમા જણાવવામાં આવ્યાં છે તેથી તે માટેનાં ખરાં કારણો ઘણી જુદી જાતનાં અને આપણા ભાગયાઓના હક્ક લુંટાય તેવી મતલબથી નહી તો તેવું કાંઇ પરિણામ નીપજે તેવાં તે છે.

આવી રીતની હકીકત હોવાથી અત્રેની અનજુમનનો વિચાર એવો છે કે, આ બાબદનો આપણો કદીમ રેવાજ એક હાથ ઉપર ચાલુ રાખવાની ગોઠવણ કરવી અને બીજા હાથ ઉપર તેવા રેવાજ વિરૂદ્ધ હાલના જેવી હિલચાલથી આપણી ધર્મની ક્રિયાની પવિત્રાઇને અને આપણા તથા આપણા ભાગયાઓના હક્કોને નુકસાન નહીં થાય તેવી રીતના દરેક વાજબી ઉપાય કામમાં લાવવા.

મુંબઇમાં કોઇબી ધર્મની જગામાં "મરાતેબ" કરવા વિષે આપણી તકરાર એટલી હોવી જોઇયે કે તેવા મરાતબોથી આપણા કદીમ રેવાજ મુજબ આપણા ભાગીયાઓ

દુર રહેશે, અને હકદાર સિવાયનાં મોબેદોને મજકુર આતશબેહેરામમાં હાલની માફક "બોએ" દેવા મોકલવા સામને આપણા તરફથી ઘટતા ઉપાય લેવામાં આવશે.

ઠેડાવ ત્રીજોઃ—અનજુમનનાં મજકુર ઠેડાવોથી આપણો જે ભાગીયો અથવા ભાગીયાઓ ઉલટા ચાલે અથવા બીજાઓને તેથી ઉલટા ચાલવા ચલાવવા માટે જાહેરમાં અથવા છુપી રીતે પાધરી અથવા આડકત્રી કોઇબી જાતની મદદ અથવા ઉશ્કેરણી અથવા સલાહ આપે, અથવા આપણા ઠેડાવોની વિરૂદ્ધનાં કોઇ કામને ટેકો મલે એવી કોઇબી પ્રકારની વર્તણુંક ચલાવે તો તેવા શખ્સ અથવા શખ્સોનાં સંબંધમાં શું ગોઠવણ કરવી તે વિષે અનજુમને ઘણી સંભાળથી વિચાર કીધો છે.

જણાવવાની અગત નથી કે જ્યાં સુધી કોઇ પણ જાતની જાસ્તી અથવા કાયદાથી સજા પાંમી શકે એવા ઉપાયો કામે લગાડવામાં આવે નહીં ત્યાં સુધી કોઇ પણ ટોળાને તેના અંદરના કારોબાર વિષે તથા લાભની જાળવણી માટે તે ટોળાના મોટા ભાગને પસંદ આવે તેવો બંદોબસ્ત કરવાને તથા તેનો રીતસર અમલ કરવાને પૂરતો અધિકાર છે. માટે આ ઠેડાવની કલમની શરૂઆતમાં જણાવેલા શખ્સો વિષે અત્રેની અનજુમનનું એવું મત છે કે, આગલા વખતના રેવાજ માફક તેવા શખ્સો આપણી અનજુમનનાં કદીમ ઠેડાવેલા હક્કથી બાતેલ ગણાશે, અને તેમ ગણાવાથી આપણા લોકોના કદીમ રેવાજ પ્રમાણે એવી રીતે જૂદા પડનારાઓ તથા તેમના લાગતા વલગતાઓના સંબંધમાં જે જે પરિણામો નિપજવાં જોઇએ તે તેમનાં સંબંધમાં નિપજશે અને તેવી રીતનો અમલ કરવામાં આવશે. એ ઠેડાવો આપણા તમામ ભાઇઓને ખોલ્લી રીતે જાહેર કરવા.

મુંબઇના મરહુમ શેઠ દાદીભાઈ નશરવાંજીનવાલા આતશબેહેરામ સાહેબના હાલના મુતવલી શેઠજી સાહેબ હીરજીભાઇ અરદેશરજી દાદીશેઠે તે પવિત્ર મકાનમાં આ વખતે આપણા ભાઇઓને આસરો આપવાની તથા તેઓને દરેક પ્રકારની સગવડ કરી આપવાની મેહેરબાંની કીધી છે તે માટે અનજુમન તે સાહેબનો મોટો ઉપકાર માને છે, અને તે સાહેબને તે મેહેરબાનીની રાહે અનજુમન તરફથી જાહેર કરવાની ગોઠવણ કરવી.

એવી રીતે થયલાં હેશાનનાં બદલામાં અતરેની અનજુમને મરહુમ શેઠજી સાહેબ દાદીભાઇ નોશેરવાંનજીનું નામ આપણી અનજુમનની જશન વિગેરેની જાહેર મીજલસોમાં લેવાનો ઠેડાવ કીધો છે, તેજ મુજબ મુંબઇમાં પણ આપણી અનજુમને જશન વિગેરેની મીજલસોમાં એ મરહુમ શેઠનું નામ હમેશાં લેવું. એજ વીનંતી.

નવસારી, રોજ ૯ મો, માહ ૫ મો, સને ૧૨૫૩ યજદેજરદી.

સાહેબો, હમો છીએ તમારા દોઆગો
લા૦ હમેશાના દોઆગો,
દારાબજી દસ્તુર માહીઆરજીની દુઆ કબુલ કરવી."

( અત્રે નવસારીની ભગરસાથ અનજુમનનાં બીજા ૨૮૫ મોબેદ સાહેબો તથા અથોર્નાન સાહેબોની સહીઓ થયલી છે. )



મુંબઇની ભગરસાથ અનજુમન ઉપર મોકલાવવા સારૂ ઘડી કાઢવામાં આવેલો ઉપલો કાગજ ભગરસાથ અનજુમનની શ્રી નવસારીમાં મળેલી ઉપલી સભાએ એકમતથી બાહાલ રાખ્યો હતો.

ત્યાર બાદ એ કાગજ મુંબઇની સભાના પ્રમુખ દસ્તુર જામાસ્પજીની ઉપર પોતાની તરફના એક જૂદાં કાગજની સાથે મોકલાવી આપવા સારૂં સભાના પ્રમુખ દસ્તુરજી દારાબજી માહિયારજીને ફરમાસ કરનારો ઠેડાવ એકમતે પસાર કરવામાં આવ્યો હતો. અત્રે પ્રમુખ દસ્તુરજી સાહેબે એક છટ્ટાદાર ભાષણ કરી જણાવ્યું હતું કેઃ—

મુંબઇના આપણા મોબેદ ભાઇઓની તંગી દરમ્યાન દાદીશેઠના આતશબેહેરામ સાહેબના ભલા મૂતવલી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠનાએ પોતાને હસ્તકના ઉપલાં પવિત્ર મકાનમાં તેઓને સવેળાએ કિંમતી આસરો આપી આપણી અનજુમનને આભારી બનાવી છે, જે માટે આજ રોજે અનજુમન તરફથી એ સાહેબનો મોટો ઉપકાર માનું છું, અને તમો અનજુનના સાહેબોને ફરમાસ કરૂં છું કે આપણી અનજુમન ઉપર કરવામાં આવેલાં એ રીતનાં એહશાનનાં બદલામાં શેઠ હીરજીભાઇના વડીલ શેઠ દાદીભાઇ નોશીરવાંનજીનું નામ, આપણી અનજુમનને લગતી જશન વિગેરેની જાહેર મિજલસોમાં ગુજર પાંમેલા બુજર્ગોના નામોની સાથે હમેશાં યાદ કરતા રહેવું."

પ્રમુખ દસ્તુરજીની ઉપલી સૂચના તરફ અનજુમને પોતાની પસંદગી બતલાવી ખુશીથી તે બહાલ રાખી હતી, અને શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠનો આભાર માનવાનો ઠેડાવ એકમતે પસાર કીધો હતો.

ત્યાર બાદ દસ્તુર દારાબજીએ જણાવ્યું હતું કેઃ—"મુંબઇમાં આપણી ભગરસાથ અનજુમનનો નવો વરસિયો બનાવવા માટે અતરેથી પવિત્ર આલાત લઇને પગ રસ્તે મુંબઇ ગયલા મોબેદ સાહેબો ત્યાં સહી સલામત પુગા છે અને તે વિષેનું કાગજ મુંબઈથી મારી ઉપર લખાઇ આવ્યું છે આએ કામમાં અને રસ્તા દરમ્યાન જે જે સાહેબોએ તેઓને મદદ આપી છે તેઓનો અત્રે હું મોટો ઉપકાર માનું છું. હવે પછી નવા આલાતથી આપણા મોબેદ ભાઇઓના "કારીગરો" ની બદલી કરાવવાની મુંબઇના દસ્તુર જામાસ્પજીને મેં ફરમાસ કીધી છે."

દસ્તુરજીએ કીધેલા એ રીતના ખુલાસાથી સભામાં ખુશાળી ફેલાઈ હતી. એ પછી ગણદેવી અને બીલિમોરાના મુંબઇ વિગેરે મકેથામાં વસ્તા મોબેદોએ ભગરસાથના પોતાના અકાબરોની ઉપર મોકલાવેલી અરજી અને તેમાં કરવામાં આવેલી ફરિયાદ બાબે દસ્તુરજીએ કેટલોક ખુલાસો કીધો હતો, અને તેનો લેખીત જવાબ હવે પછી આપવા જણાવ્યું હતું. (આએ અરજી તથા તેનો લેખિત જવાબ પાસેના સફાઓ ઉપર પ્રગટ કરવામાં આવ્યાં છે.)

છેવટે સભાનું કામ ખલાસ થતાં, પ્રમુખ દસ્તુરજી સાહેબ દારાબજી માહિયારજી દસ્તુર મેહેરજીરાણાંનો, તેઓએ નાદરૂસ્ત તબિયત છતાં સભામાં આપેલી હાજરી તથા ચાલાકી અને હિંમતથી સરંજામ ઉતારેલાં અનજુમનનાં કામ માટે આભાર માનવાનો

ઠેડાવ ખુશાળીની તાલીઓ વચ્ચે પસાર કરી, નવસારીમાં મલેલી ભગરસાથ અનજુમનની એ યાદગાર સભા વિસરજણ થઇ હતી.

મુંબઇમાં નવો વરસિયો બનાવવા અને વાડિયાજીના આતશબેહેરામ સાહેબના દસ્તુર પેશોતનજી તથા ત્યાં તેઓની પક્ષમાં રહેનારા ભગરસાથના મોબેદો સાથનો ક્રિયાકામો કરવાનો સંબંધ સબર દબર ટોડી નાખવાના ભગરસાથ અનજુમને કીધેલા ઠેડાવ મુજબ, શ્રી નવસારીથી ક્રિયાકામ કરવાનો પવિત્ર "આલાત" લઇ રોજ ૨૩ મો માહ ૪ થો સને ૧૨૫૩ યજદેજરદીને દિને બરસનુંમવાલા ત્રણ ચુનંદા મોબેદ સાહેબો આદરજી કેરસાસજી કોટવાલ, હોરમજજી ફરદુનજી દસ્તુર અને ખરસેદજી બેહેરામજી સંઝીયાર, પગ રસ્તે મુંબઇ આવવા નીકળ્યા હતા; જેઓની સાથે મોબેદ સાહેબો નોસરવાંનજી રતનજી કુટાર અને ફરદુનજી બરજોરજી વાછા તથા "આલાત" ઉચકનારા બે મોબેદ ભાઇઓ પેસતનજી અને દાદાભાઇ કાવસજી માંદન તથા એક ચોખ્ખો બાવરચી અને બે પારસી ગાડીવાલા હતા. તેઓને "લુનશી કુઇ" ના મેદાન સુધી ભગરસાથના ૩૦ થી ૩૫ આગેવાન મોબેદોએ જઇ યોગ્ય માનથી વિદાય કીધા હતા. તેઓએ ખટકે ખટકે વિસામો લઇ, ગામે ગામનાં દિલસોઝ હુમદીનો તરફની પરોણાગત ચાખતાં રોજ ૫ મો માહ ૫ મે–યાને ૧૩ દિવસે–મુંબઇ મધે આવી, પવિત્ર આલાત માણેકજી શેઠની દરેમેહેરના પંથકી મોબેદ સાહેબ દોરાબજી માણેકજી આદરીઆનવાલાના સ્વાધીનમાં આપ્યો હતો.



## શ્રી નવસારીની વડી અનજુમનનાં ઠેડાવો જાણવા સારૂં મુંબઇ મધે મળેલી ભગરસાથ અનજુમનની બીજી જાહેર સભા, મુંબઇથી નવસારી ગયલી અરજીની ભાષા બાબે ગણદેવી તથા બીલિમોરાના વતની ભગરિયા મોબેદોએ ઉઠાવેલો વાંધો, તેના સંબંધમાં લખાયલા યાદગાર દસ્તાવેજો, તથા મુંબઇ મધે બનાવવામાં આવેલો નવો વરસિયો.

ભગરસાથના વડા દસ્તુરજી દારાબજી માહિયારજી મેહરજીરાણાંએ નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા મધે થયલા ઠેડાવ મુજબ મુંબઇની ભગરસાથ અનજુમનને કીધેલી અરજીનો જવાબ, પોતાની તરફના એક કાગજ સાથે મુંબઇમાં દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાની ઉપર મોકલાવી આપવાથી, તેઓએ મરહુમ માણેકજી નવરોજજી શેઠની પાક દરેમેહેરના મકાન મધે મુંબઇમાં વસ્તા ભગરિયા મોબેદોની એક બીજી જાહેર સભા, રોજ ૧૪ મો માહ ૭ મો સને ૧૨૫૩ યજદજરદીને

દિને બોલાવી હતી, જે વેલાએ મોટી સંખ્યામાં મોબેદ સાહેબો હાજર થયા હતા. સભાનું પ્રમુખસ્થાન દસ્તુર જામાસ્પજીને આપવામાં આવ્યા બાદ, તેઓએ અનજુમન ફરી ભેગું કરવાનું કારણ કહી સંભલાવી જણાવ્યું હતું કે, "આગલી ષભાએ કીધેલી ફરમાસ મુજબ આપણી અનજુમન તરફનો મેઝર દસ્તુરજી દારાબજી માહીયારજી ઉપર શ્રી નવસારી મધે મોકલાવ્યો હતો, જે ત્યાં ભેગી મલેલી આપણી ભગરસાથ અનજુમનની જાહેર ષભા મધે વાંચવામાં આવ્યા પછી તેના ઉપર પૂખ્ત વિચાર કરીને જે ઠેડાવો નવસારીની આપણી અનજુમને એકમતથી પસાર કીધા છે, તે ઠેડાવને લગતો કાગજ દસ્તુરજી દારાબજીએ માહરી ઉપર એક બીજા પત્રની સાથે મોકલાવી આપ્યો છે. જેથી તમો અનજુમનના સાહેબોને વાકેફ કરવા સારૂ આજ રોજે ષભા મેળવવામાં આવી છે. એ ઠેડાવોને લગતો કાગજ તમો સાહેબોની આગલ ભઇ ફીરોઝજી વાંચી સંભળાવશે, જે ઉપર તમોએ ધિરજથી ધ્યાન પોહોચાડવું." ત્યાર બાદ તેઓની ફરમાસથી અતરે તેઓના બેટા એરવદ ફીરોઝજી જામાસ્પજી દસ્તુરે શ્રી મુંબઇની ભગરસાથ અનજુમને મોકલાવેલી અરજીનો શ્રી નવસારીની ભગરસાથ અનજુમને મોકલાવેલો જવાબ,[1] પૂર છતાથી વાંચી સંભવાવ્યો હતો.

એ પછી પ્રમુખ દસ્તુર જામાસ્પજીએ પોતાની ઉપર આવેલો ભગરસાથના વડા દસ્તુરજી દારાબજી માહિયારજી તરફનો નીચલો કાગજ ષભા સનમુખ વાંચ્યો હતો:—

———:૦:———

# દસ્તાવેજ ૬૦ મો, છપાયલો.*

———:૦:———

"સદા મેહેરબાંન નેકનાંમ દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાજીના. લા૦ નવસારીથી દોઆગો દારાબજી દસ્તુર માહિયારની દુવા કબુલ કરવી.

જત લખવા મકસદ એ છે જે શેઠજી સાહેબ જાલભાઇની વતી શેઠ દાદાભાઇ માણેકજી શેઠનાએ જે નવો આલાત મંગાવ્યો હતો, તે તમો સાહેબના તરફ આવી પુગો તે સાંભળી ખુશી ઉપજી છેજી. હવે એ નવા આલાતથી આપણા ભાઇઓનાં "કારીગરો" ની બદલી રોજ ૨૦ મો માહ ૮ મો સુધી કરાવજોજી. અને એ નવો આલાત આપણા લાગતા વલગતાઓને વગર ઢીલે પુરો પાડજોજી. હાલ એજ. મેહેરબાંન રેહેવું.

રોજ ૧૦ મો માહ ૫ મો સને ૧૨૫૩ યજદેજરદી.

લા૦ દોઆગો.

દારાબજી દસ્તુર માહીયારજીની દોઆ કબુલ કરવી."

———:૦:———

૧—આ જવાબને માટે જુવો, દસ્તાવેજ ૫૯ મો.

ઉપલો કાગજ ષભામાં વાંચવા બાદ દસ્તુર જામાસ્પજીએ કેટલુંક વિવેચન કીધું હતું, ત્યાર પછી ષભા મધે નીચલા ઠેડાવો એકમતે પસાર થયા હતા:—

૧ —" કે શેઠ જાલભાઇ અરદેશર શેઠની વતી શેઠ દાદાભાઇ માંણેકજીએ મુંબઇમાં વસ્તીભગરસાથ અનજુમનની માગણીથી નાણાંનો મોટો ખરચ કરી નવો "આલાત" મંગાવી આપ્યો, તે માટે આ ષભા તેઓનો મોહટો આભાર માને છે.

૨—કે દસ્તુર દારાબજી માહીયારજીએ શેઠ દાદાભાઇ માંણેકજીના લખવાથી અતરે વસ્તી ભગર અનજુમન માટે નવો આલાત મોકલી આપ્યો તે માટે તેઓનું મોટું એહશાન માનવામાં આવે છે.

૩—કે એરવદ ફરદુનજી બરજોરજી વાછાએ સંભાલથી સારી દેખરેખ રાખી, મેહેનત કરી, "આલાત" અતરે લઇ આવવાનું કામ પાર પાડયું, તે માટે તેમનો મોટો ઉપકાર માનવામાં આવે છે.

૪—કે શેઠ જાલભાઇની વતી શેઠ દાદાભાઇ માણેકજીએ આ પવિત્ર મકાન આજની સભા સારૂ વાપરવા આપ્યું તે માટે તેમનો અનજુમન મોટો ઉપકાર માને છે.

૫—આજની ષભાનું પ્રમુખસ્થાન લઈ દસ્તુર જામાસ્પજીએ ષભાનું કામ સરંજામ ઉતાર્યું અને અનજુમનના હક્કોનું રક્ષણ કર્યું તે માટે તેમનું મોટું એહસાન આ સભા માને છે."

એ રીતે ષભાનું કામ પૂરૂં થતાં પ્રમુખ દસ્તુર જામાસ્પજીએ પોતાની તરફથી ખુલાસો કરતાં જણાવ્યું હતું કેઃ—

"ગઈ ષભામાં જે મેઝર નવસારીની આપણી અનજુમન ઉપર મોકલવામાં આવ્યો હતો તેમાં એક ફકરો ગણદેવી અને બીલિમોરાના મોબેદોને લગતો છે, જેઓ એમ સમજે છે કે તેમને અપમાન મલ્યું છે. પણ મેં જે તઝવીઝ એ બાબે કરી છે તેથી માલમ પડે છે કે બીલિમોરા અને ગણદેવીના સઘલા મોબેદો માટે નહિ પણ જેઓએ પાંચે પૉલના મોબેદોના હક્ક લુટિયા છે તેમને માટે તે લખાણ છે, માટે બીલિમોરા અને ગણદેવીના મોબેદોને મારી અરજ છે કે તેઓએ પોતાનો શક દુર કરવો."

ષભા એ પછી બરખાસ્ત થઈ હતી.[1]



૧—મુંબઇ તથા નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની જાહેર ષભાઓનો ઉપર પ્રગટ કીધેલો સઘલો અહવાલ, મી૦ અરદેશર બેહરામજી પટેલ તરફથી ઇ૦ સ૦ ૧૮૮૫ ના સાલમાં પ્રગટ થયલી "મુંબઇમાં નાવર તથા મરાતબ કરવા સબંધી ભાંજગડની તવારીખ" નામની એક ન્હાની ચોપડી ઉપરથી મેં આ પુસ્તકમાં ઉતારી ફરી પ્રગટ કર્યો છે.

મુંબઇમાં મળેલી ભગરસાથ અનજુમનની ઉપલી જાહેર સભા મધે પ્રમુખ દસ્તુર જામાસ્પજીએ, ગણદેવી તથા બીલિમોરાના મોબેદોએ પોતાને અપમાન થવાની કીધેલી ફરિયાદના સંબંધમાં સભાનું કામ ખલાસ થતાં ઉપર જણાવ્યા મુજબ જે ખુલાસો કીધો હતો, તે પોતાને મુંબઇની ભગરસાથ અનજુમન તરફથી કરવામાં આવેલાં અપમાનની ફરિયાદ, મજકુર ગામોના વતની મોબેદોએ શ્રી નવસારીની પોતાની ભગરસાથ અનજુમન ઉપર નીચે જણાવ્યા પ્રમાણે એક અરજી મોકલી આપીને કીધી હતી, જે અસલ ઓરીજીનલ ભગરસાથના વડા દસ્તુરજીને ત્યાંથી મને મળેલી આ પુસ્તકમાં સદાબરી ઉતારી પ્રગટ કરૂં છું.

# દસ્તાવેજ ૬૧ મો, અસલ* છે.

---:o:---

"નેકનાંમ મેહેરબાંન દસ્તુરજી સાહેબ દારાબજી દસતુર માહીઆરજી તથા દેશાઈજી સાહેબો અને નોશારીની શમશત અનજુમન જોગ. હમો નીચે શહી કરનારા નોશારીની ભગરસાથની અનજુમનનાં ગણદીવી તથા બીલીમોરાનું પંથક સાચવનારા મોબેદોની સલાંમ વાંચવીજી. જત તમારી અનજુમન ઉપર મુંબાઇ ખાતેથી કેટલાએક ભગરસાથના મોબેદોની શહીનો એક પતર આવેઓ છે, જે ઉપર વીચાર કરવા સારૂ તમોએ આવતી કાલે તમારે તાંહ અનજુમન ભેગું કરવાનો ઠેડાવ ઠરેઓ છે અને ત્યાં હમારાવારા સાહેબોને તેરાવેઆ છે. તેથી હમો તમોને અરજ કરીએ છઇએ કે, મુંબાઇ ખાતેના ભગરાઆ મોબેદોએ ઉપલી અરજીમાં હમોને પોતાનાં પંથકથી બાહેરના મોબેદો કરીને લખેઆ છે તેથી હમો તમો સાહેબોને પુછવા માંગીએચ કે, હમો તમારી પાંચ પોલમાંના હોવા છતાં તમારીથી એહેલાએદા કેમ થાએઆ? તમારી નોશારીની અનજુમનને નાંમે તથા દસતુરજીને નાંમે મુંબાઇ ખાતે શેઠ હોરમશજી વાડીઆજીના આતશબેહેરામમાં નીરંગદીનનું બરશનુંમ લીધેલા મોબેદો આ૦ ફરાંમજી બેહરાંમજી પાવરી તથા આ૦ નવરોજજી કેરશાસજી કોતવાલને હમારે હાતની "ખુબ" કરવા સારૂ આ૦ બેહરામજી મનચેરજી પાવડીએ તથા આ૦ બહમનજી કેરશાસજી કોતવાલે રોજ ૨૯ માહ ૩ જો સને ૧૨૫૩ ને દીને મના કીધા, અને તેઓને ખોલ્લી રીતે કહીઉં કે જો તમો નવા બોએવાલાને હાતે "ખુબ" કરશો તો તમારા છોકરાને બરશનુમ આપવામાં નહી આવશે અને તમોને અટકાવ કરવામાં આવશે, જો તમો આગલા બોએવારાને હાથે ખુબ કરશો તો કાંઇ નહી. તે વાત તેઓએ આતશબેહેરાંમના દસતુર પેશોતનજીને જાહેર કીધી, તે ઉપરથી તેઓએ તે બરશનુમ લીધેલા મોબેદોને કહીઉં કે, જો તમો હમારા આતશબેહેરાંમના કાએદા પ્રમાણે નવા બોએવાલાઓને હાથે ખુબ કરો તો બરશનુમથી ફારેગ થાવો તાંહવેર રેહો, અને તેમ તમારીથી નહી બની શકે તો ઉઠીજાઓ, હમો કાંઇ હમારાં મકાંનનો કાએદો ફેરવશું નહી. તેથી તે મોબેદો બરશનુમમાંથી ઉઠીને તમારી તરફ આવા.

માટે જાહાં સુધી તમારી અનજુમન હમારા લોકોને આએ અપમાન થાઇઉં છે તેનો નીવેરો લાવે નહી તાંહાં સુધી હમો તમારી અનજુમન સાથે કોઇબી તરેહનો વીચાર કરવાને બંધાયલા નથી. તુરત વેલા એજ અરજ.

રોજ ૨૧ માહ ૪ સને ૧૨૫૩ ઇઅજદેજરદી.

તાજે કલમ—હમો લોકોને નવશારીમો આતશબેહેરાંમ સાહેબનો ભાગ તથા નાવરનો ભાગ હમોને મલવો જોઇએ જેથી આપણે અનજુમન મલતા છઇએ.

તા૦ ૭ મી જાંનેવારી ૧૮૮૪ ઇગરેજી.

મોબેદ મોટાભાઇ મોબેદજી શહી.
આ૦ ફરામજી દાદાભઇ કારતેક શહી."

(અતરે મોબેદો અશપનેઆરજી નવરોજી કાતરક, એદલજી જાંમાજી કાતરક, જંમશેદજી શોરાબજી બીલીમોરેના પંનથકી, માનેકજી બરજોરજી મોબેદજીના, મીનોચરજી નશરવાંનજી કારતક, મંનચેરજી જાંમાંશાજી મોબેદજી, નશરવાંનજી નવરોજી કારતક, પેશતંનજી બરજોરજી કારતક, પેશતંનજી જમશેદજી કારતક, દારાબજી શોરાબજી બીલીમોરના, દાદાભાઇ નશરવાંનજી કારતક, રૂશતંમજી દાદાભાઈ કારતક, મેરવાનજી દાદાભાઈ કારતક, પાલનજી એદલજી મોબેદજી, જમશેદજી ખરશેદજી કારતક, પેશતનજી એદલજી પંથકી, શાપુરજી જમશેદજી કાતરક, જામાશજી જમશેદજી બીલીમોરાના પંથકી, કેકોબાદ દોરાબજી બીલીમોરાનાં પંથકી. માંનેકજી નવરોજી મોબેદજીનાં, બરજોરજી એદલજી બીલીમોરાનાં પંથકી, કેકોબાદ મંનચેરજી મોબેદજીના, રૂશતમજી બરજોરજી મોબેદજીના, હોરમજી માનેકજી કાતરક, નશરવાંનજી ખરશેદજી કાતરક, શાપુરજી જમશેદજી પંનથકી, મેરવાનજી ખરશેદજી કારતક, અરદેશર મેરવાંનજી કારતક, દાદાભાઇ દીનશાજી કારતક, પાલનજી જમશેદજી બીલીમોરાવાલા, રૂશતમજી એદલજી બીલીમોરેનાં, દાદાભાઇ જમશેદજી કારતક, બેજનજી જમશેદજી બીલીમોરેના, કેકોબાદજી કોલાભાઇ પંઠકી બીલીમોરેનાં, બેજનજી મનચેરજી પંનથકી બીલીમોરના, મોટાભાઇ દારાબજી પંનથકી, દાદાભાઇ જમશેદજી બીલીમોરેના, શોરાબજી મનચેરજી બીલીમોરેના, દારબજી ડોશાભાઇ કારતક, ખુરશેદજી મોટાભાઇ, ફરાંમજી માંનેકજી મોબેદજીનાં. કાવશજી બરજોરજી, અરદેશરજી માનેકજી મોબેદજીનાં, શોરાબજી બરજોરજી કાતરક, મનચેરજી ફરાંમજી કારતક, અને એદલજી નશરવાંનજી કાતરકની સહીઓ થયલી છે.)



ગણદેવી તથા બીલિમોરના વતની મોબેદોની ઉપલી અરજી શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર જવાથી, તેનો લેખીત જવાબ અનજુમન સાહેબે નીચે મુજબ તેઓની ઉપર મોકલાવ્યો હતો:—



# દતાવેજ ૬૨ મો, છપાયલો.

——:o:——

"ભાઈ સાહેબો મોબેદ મોટાભાઈ મોબેદજી તથા બીજા સાહેબો.

સાહેબો, અતરેની અનજુમન જોગી તમો ભાઇઓની અરજી રોજ ૨૨ મો માહ ૪ થો સને ૧૨૫૩ ને દીને પોહોંતી.

તેમાં તમો એવી ફરયાદ કરોછો કે, નવસારીની ભગરસાથની અનજુમનને તાબેના કેટલાક ભાઇઓએ તા૦ ૨૪ મી ડીસેમબર સને ૧૮૮૩ ને દીને મુંબઇમાં ભરેલી સભામાં અતરેની અનજુમન ઉપર જે અરજી મોકલવાનો ઠેડાવ કીધો તે અરજીમાં તમોને "પોતાના પંથકની બાહારના મોબેદો" કરીને લખી તમોને અપમાંન કીધું છે, અને તમો પુછોછો કે તમો ભાઇઓ હમારાથી "હેલાયદા કેમ થયા?" આ બાબદ વીશે તમો ભાઇઓએ જાણવું કે તેમાં તમારી સમજ ફેરથી તમારા મનમાં માઠું આવેલું જણાય છે. પહેલાં તો મજકુર અરજીમાં તમો ભાઇઓને હમારા પંથકની બહારના લખવામાં આવયાજ નથી; અને બીજું તો તમોને હમારેથી હેલાયદા ગણ્યા નથી. મજકુર અરજીમાં અવું જણાવયું છે કે, મુંબઇના વાહડયાજીના આતશબેહેરામમાં બોએદેવાનું કામ જે આજે ૫૩ વરસ સુધી નવસારીની ભગરસાથની અનજુમનના મોબેદ સાહેબો હસ્તક હતું તે કામ આતશબેહેરામના લાગતા વલગતાઓએ "તે અનજુમનની બહારના મોબેદ સાહેબોને સોંફયું છે." આ લખાણની દેખીતી મતલબ એવી હોવી જોઇએ કે અતરેની ભગરસાથની અનજુમનના જે મોબેદો આપણા લોકોની કદીમ વખતની પંથકની વહેંચણી અને આપણા કદીમ બંદોબસ્ત પ્રમાણે અતરેના આતશબેહેરામમાં બોએ દેવાની તથા ભાગ ખાવાની લાયકાત ધરાવયાથી મુંબઇના મજકુર આતશબેહેરામમાં બોએ દેવાને લાયક ગણાવા જોઇએ; તેવા શીવાયના મોબેદ સાહેબોને હાલ બોએનું કામ સોંફવામાં આવ્યું છે, અને એ વાત ખરી છે. કેમ કે તમો ભાઇઓને રોશન હશે કે તમારામાંના ભાઇઓ પેસતનજી જમશેદજી કારતક, પાલણજી એદલજી માબેદજી અને કેકોબાદ દોરાબજી જે હાલ મુંબઇમાં બોએ દેવા માટે ગયા છે તે આપણા મજકુર વહીવટ પ્રમાણે કામ કરી શકે નહીં. તેટલાંજ માટે અને તેટલીજ મતલબમાં તે ભાઇઓને અતરેની અનજુમનની બહાર લખવામાં આવેલા હોવા જોઇએ. વળી તે લખાણની મતલબ એમ હોએ કે તે ભાઇઓએ આ પ્રમાણે બોએના કામમાં સામેલ થવાથી આપણો કદીમ રેવાજ અને બંદોબસ્ત તોડવા જેવું થવાથી તેઓ અતરેની અનજુમનની બહાર ગણાય; જેમકે હમારા હાલ જે ભગરયાઓ છે તેઓ પણ કોઇપણ કામમાં અનજુમનના અસલ રેવાજથી અથવા તેમના હુકમથી ઉલટા ચાલે તો તેઓ પણ તે અનજુમનની બહારના કહેવાય.

માટે તમો ભાઇઓ જો બરાબર વીચાર કરશો તો તમોને જણાશે કે મજકુર અરજીમાં જણાવેલા જે બોલો તમોને અપમાન કરવા જેવા તમો ગણો છો તે એવી કોઇ બીજી મતલબથી વાપડેલા હોવા જોઇએ.

તમોએ તમારી મજકુર અરજીની તાજે કલમમાં માગણી કરી છે (નાવર ને બોએનો ભાગ ખાવાની) તે અજબ જેવી છે, કારણ કે આપણા લાંબા વહીવટ અને અસલી બંદોબસ્ત પ્રમાણે તેવી માગણી થવી ન જોઇયે, તે છતાં તે એક ઘણી અગતની બાબદ છે. માટે તે વીશે તમો તરફનું જેબી કાંઇ કેહેવાનું હોય તે સુખેથી દાખલા દલીલ સાથે સારીરીતે તમો અનજુમન હુજુર મુકશો તો તે ઉપર ઘટતે પરસંગે જોઇતું ધ્યાન આપવામાં આવશે; પણ આ વખતે અથવા આવી રીતે તેવો અગતનો સવાલ ઉઠાવવો તે અમોને મુનાસેબ લાગતો નથી. આપણ સરવે ભાઇઓ હાલ સુધી સુલેહ અને એખલાસથી ચાલતા આવેલા છે તેવીજ રીતે ચાલવાને હમો ઘણા ખુશી છીયે, અને ઉમેદ રાખીએ છીયે કે તેવા એખલાસમાં ખલલ કરવાની મતલબીઆ લોકોની નાલાયક કોશેશમાં તમો ભાઇઓ તેઓને ફતેહમંદ થવા દેશો નહીં. એજ અરજ." [1]

# દસ્તાવેજ ૬૩ મો, અસલ* છે.

(નવસારીની ભગરસથ અનજુમને આપેલા ઉપલા જવાબ તથા કીધેલા ખુલાસાથી સંતોષ પાંમી, ગણદેવી તથા બીલિમોરાના વતની મોબેદોએ નીચલો લેખ તેઓને લખી આપી, નવસારીની અનજુમને કીધેલા ઠેડાવો કબુલ રાખ્યા હતા.)

"શ્રી નોશારીની વડી દરેમેહેરનાં ભગરસાથનાં નોશારીની અંજુમનનાં વડા દસતુરજી સાહેબ દારાબજી માહીઆરજી તથા દેશાઇજી સાહેબ મનચેરજી એદલજી તથા દેશાંઇજી સાહેબ બમનજી દારાબજી તથા અનજુમનનાં સાહેબો જોગ.

હમો નીચે શાહી કરનારા ગણદીવી તથા બીલીમોરા ગામનાં ભગરસાથના મોબેદો તથા મજકુર ગામનાં મુંબાઇ મધે જાઇ વશેલા ભગરસાથનાં મોબેદો,—તમો સાહેબોને નમનતાઇથી લખી જણાવીએ છે જે, તમો સાહેબની અનજુમન તરફથી ગણદીવી તથા બીલીમોરા ખાતે જે સાહેબો શાહી લેવા આવીઆ હતા, તે નાંવોને હમારા ભાઇઓએ શાહી નહી કરી આપી તેનું કારણ એ હતું કે, મુંબાઇવારા સાહેબોએ રોજ ૭ માહ ૪ જે અનજુમન ભરીઠી, તાં જે મેઝર વંનચાઓ, તે મધે હમારા ગામવારાઓને અનજુમનની બાહરનાં કરી લખેઆમે આવેઆ હતા, તેથી હમારા ભાઇઓએ શાહી નહી કીધી. પણ પછવારેથી જારે તે મેજરનો તમારો જવાબ મુંબાઇ ખાતે અનજુમનમે વંનચાઓ તે વખતે ઉપલી અનજુમન તરફથી હમોને દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆશાનાંએ જે ખોલાશો કીધો તેથી હમારા લોકોનો શક દુર થાઓ.

હવે હમો નીચે શાહી કરનારાવો જેમ આગલા જમાનાંથી તે આજદંન સુધી તમારી અનજુમન સાથે એકમલતા વીચારથી ચાલતા આવેઆચ તેજ પરમાંણે હમો

1. ઉપલો પતર મીં૦ પટેલની ચોપડીમાં ૫૬ મે સફે છપાયલો છે.

ચાલશું', અને હાલ તમારી તરફ હમારા લોકોને બરશનુમ આપી હલાએદી ખુબ કરાવીને મોકલવા એવો જે થેરાવ કીધોચ તે મેહેરબાંની કરી માંડીવારીને જેમ અશલથી ચાલતા આવેલા રવઇઆ પરમાંણે બરશનુમ આપી, ખુબ કરાવી, વાપરવેશ કરવી.

અને જે લોકો આપણી અનજુમનથી હલાદા થએલા છે તે લોકો વીશે હાલે અંજુમને જે થેરાવ કીધેલા છે તે હમારે કબુલ છે. રોજ ૧૧ માહ ૮ શને ૧૨૫૩ ઇઅજદેજરદી.

લા૦ ફરાંમજી દાદાભાઇ કાતરક શહી, દ૦ મા૦ ફરા૦ ના,
મોબેદ નશરવાંનજી નવરોજી કારતેક શહી.

મોબેદ શોરાબજી કોલાભાઇ પંનથકી શહી."

(અતરે મેરવાંનજી દાદાભાઇ કારતક, દાદાભાઇ નશરવાંનજી કારતક, રૂશતમજી દાદાભાઇ કારતક, દાદાભાઇ દીનશાજી કારતક, માનેકજી બમનજી કારતક, હોરમજજી માંનેકજી કાતરક, આદરજી જંમશેદજી પંથકી, મંનચેરજી ફરાંમજી કારતક, ખરશેદજી ફરાંમજી પંથકી, અરદેશર મેરવાંનજી કારતક, ભીખાજી એદલજી પંથકી. નશરવાંનજી ખરશેદજી કાતરક, શોરાબજી ફરામજી કારતક, મેરવાંનજી ખરશેદજી કારતક, નશરવાંનજી એદલજી કારતેક ગનદેવીવારા, પેશતનજી બરજોરજી કારતક, પેશતનજી બેરામજી કાતરક, એદલજી નશરવાંનજી કારતક, જંમશેદજી ખરશેદજી કારતક, એદલજી જાંમાશજી કાતરક, બેરાંમજી ખરશેદજી કાતરક, માંનેકજી ફરાંમજી કારતક, શોરાબજી બરજોરજી કાત્રક, બેજનજી જમશેદજી કારતક, બીરજોરજી એદલજી કાતરક, કાવશજી દારાબજી કાતરક, બમનજી બરજોરજી મોબેદજીના, બેરાંમજી અશપંડીઆરજી કાતરક, માણેકજી દીનશાજી કારતક, અરદેશરજી માનેકજી મોબેદજીનાં, શોરાબજી કોલાજી મોબેદજીના, ખરશેદજી બમનજી મોબેદજીના, કેકોબાદજી મંનચેરજી મોબેદજીના, કાવશજી હોરમજી મોબેદજીના, રતનજી રૂશતમજી કારતક, રૂસ્તમજી બહમનજી મોબેદજીના, કાવશજી બરજોરજી કાતરક, કાવશજી બમનજી મોબેદજીના, સોરાબજી માનેકજી મોબેદજીના, જામાસજી મનચેરજી મોબેદજીના, બેરાંમશા ખરશેદજી પંથકી, બેજનજી અશપંદીઆરજી કાતરક, શાપુરજી દીનાભાઇ કાતરક, દારાબજી ડોશાભાઇ કાવરક દ૦ શાપુરજી દીનાભાઇ કાતરક, દીનશાજી ડોસાભાઇ મોબેદજીના.)



ગણદેવી અને બીલિમોરાના વતની મોબેદોએ શ્રી નવસારીની ભગરસાથ અનજુમનની હકુમત સ્વિકારનારો અને તેઓએ કીધેલા ઠેડાવોને કબૂલ રાખનારો ઉપર મુજબનો જે દસ્તાવેજ એ અનજુમનને લખી આપ્યો છે, તે લખાવવામાં મુંબઇવાલા દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના તથા તેમના હમશારીકોએ આગેવાન ભાગ લીધો હતો એમ નીચલા તેઓના એક કાગજ ઉપરથી માલમ પડે છે. એ કાગજની અંદર શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને ખુલ્લી રીતે તેઓએ ભલામણ કીધી છે કે "ગણદેવી તથા બીલિમોરાના જે મોબેદોએ 'સરકશી' કરી એ

દસ્તાવેજ ઉપર સહી નથી કીધી તેમણે નવસારી ખાતે બરશનુંમ વતીક પણ આપવું નહીંજી" એ કાગજ ઉપરથી વધુ એવું જણાય છે કે, દસ્તુર જામાસ્પજી અને બીજાઓએ ઉપલો દસ્તાવેજ જ્યારે શ્રી નવસારી ખાતે મોકલાવ્યો હતો ત્યારે તેના ઉપર બીલિમોરાથી મુંબઇ ખાતે જઇ વસેલા મોબેદો મધેથી થોડાકોએજ તથા મુંબઇ અને ગણદેવીમાં વસતા કાતરકવાલા તમામ મોબેદોએ અને ત્યાંના મોબેદજી ખાનદાન મધેથી એકજ જણાએ સહી કીધી હતી; પરંતુ ઉપલા દસ્તાવેજમાં ત્યાર પછી ગણદેવી અને બીલિમોરા ખાતે વસનારા મોબેદો મધેથી ઘણાકોએ પોતાની સહીઓ કરી આપેલી માલમ પડે છે. દસ્તુર જામાસ્પજી તથા બીજા આગેવાન મોબેદોએ લખેલો આએ અસલ કાગજ, ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી અત્રે સદાબરો પ્રગટ કર્યો છે.

# દસ્તાવેજ ૬૪ મો, અસલ છે.

"મુંબઈ રોજ ૧૩ મો માહ ૮ મો સને ૧૨૫૩ યજદેજરદી.

મેહેરબાન નેકનામ દસ્તુરજી સાહેબ દારાબજી માહીઆરજી.

" " દેશાઇજી સાહેબ મીનોચેહરજી એદલજી.

" " દેશાઇજી સાહેબ બેહમનજી દારાબજી.

તથા શ્રી નવસારીની વડી દરેમેહેરને તાએબેનાં ભગરસાથનાં બીજા સાહેબો જોગ;—

સાહેબો,

જત તમો સાહેબોને તસદી આપવા મકસદ એ છે કે, ગણદેવી ખાતેના તેમજ ત્યાંથી અતરે આવી વસેલા સઘલા કાતરકવાલા સાહેબો તથા બીલીમોરેથી અતરે આવી વસેલા કેટલાક સાહેબો સાથે મલી જે અરજી તમો સાહેબોની અંજુમન જોગી કીધી છે તે આ સાથે બીડી છેજી, તે ઉપર તમો સાહેબોએ ધીઆન આપવાની તસદી લેવીજી.

આ અરજી ઉપરથી તમો સાહેબો જોશો કે, એ ઉપર કાતરકવાલા સઘલા સાહેબોએ એકામતીથી સહી કરીને તેમજ બીલીમોરથી અતરે આવી વસેલાઓ મધેના કેટલાક સાહેબોએ સહી કરી તથા મોબેદજીવાલા એકજ જણે સહી કરી આપણી અંજુમને કીધેલા છેલ્લા ઠેડાવને કબુલ રાખ્યો છે; તે ઉપરથીજ તમો સાહેબોને માલમ પડશે કે દુશમનનું જોર ઘણું તુટું છે.

માટે હવે એ વીશે અમારી સુચણા એટલીજ છે કે, જે સાહેબોએ આ અરજીમાં સહી કીધી છે, તેઓને આપણા ભાઈઓ દાખલ ગણવા જોયે છે, અને જો એ સાહેબો મધેથી કોઇબી નવસારી ખાતે બરશનુમ લેવા આવે તો તેને આપણા અસલના રવઇઆ પરમાણે બરશનુમ આપી, ખુબ કરાવી, વાપડવેશની રજા આપવી. અને ગણદેવી-બીલીમોર ખાતેનાં ત્યાંજ વસનારા તથા ત્યાંથી અતરે આવી વસેલાઓ મધેના જેઓએ

સરકશી કરી, એ ઉપર સહી નથી કીધી તેમણે નવસારી ખાતે બરશનુમ વતીક પણ આપવું નહીંજી. એજ મકસદ.

અમો છીએ, સાહેબો, તમારા હમેશના દોઆગો,

જામાસ્પજી દસ્તુર મીનોચેહરજી.
એરચજી દસ્તુર સોહરાબજી મેહરજી રાણા.
મોબેદ ફરદુનજી બરજોરજી વાછા શાહી.
જમશેદજી શોરાબજી દશતુર શાહી.
એરચજી ફરાંમજી દશતુર શાહી.
શોરાબજી માંણેકજી દશતુર શાહી.
રશતમજી નશરવાંનજી દશતુર શાહી.
નવરોજજી એદલજી બાંમજી શાહી.
મોબેદ નવરોજી કાવશજી ખાબર શાહી.
શાપુરજી હોરમજી કાંગા.
દારાબજી માંણેકજી બાંમજી શાહી.
મેરવાંનજી હોરમજી નરીમાંન. શાશતરી. શાહી."

શ્રી નવસારીની પોતાની અનજુમન સાથે "સરકશી" કરી તેઓએ કીધેલા ઠેડાવોનો સ્વિકાર નહિ કરનારા ભગરિયા મોબેદોની સાંમે એ રીતે કાયદાસર પગલાં ભરવાની હિલચાલ થયલી જોઈ, શ્રી ગણદેવી ગામનું પંથક ચલાવનારા મોબેદજી ખાનદાંનના શ્રી નવસારીની વડી દરેમેહરને તાએબેના મોબેદ સાહેબોએ, તેજ વેળાએ શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને નીચલો એક વધુ દસ્તાવેજ લખી આપી, અનજુમને કીધેલા ઠેડાવોને માન આપી ચાલવા જણાવ્યું હતું. જે ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી અત્રે પ્રગટ કર્યો છે.



## દસ્તાવેજ ૬૫ મો, અસલ છે.*

—:o:—

"શ્રી નવસારીની વડી દરેમેહરને તાએબેના ભગરસાથની અનજુમનના વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીઆરજી તથા દેશાઇજી સાહેબ મીનોચેહરજી એદલજી તથા દેસાઇજી સાહેબ બમનજી દારાબજી તથા સમસ્ત અનજુમનના સાહેબો, જોગ—

જત હમો નીચે સહી કરનારા ગણદેવી ગામનું પંથક ચલાવનારા મોબેદો તમો સાહેબોને નમનતાઇથી લખી જણાવીએ છીએ કે, શને ૧૨૫૩ ઇઅજદેજરદીના ચાલુ સાલમો મુંબઇ મધે શેઠ હોરમજી બેહમનજી વાડીઆજીના આતશબેહરાંમમાં બોય

દેવા ગયા છે, તેઓ સાથે તમો સાહેબોના હોકમ વગર યઓજદાથરેગરેનું કામ કરવું નહી, અને જે આગલા જમાનાથી ને આજ દન સુધી તમો સાહેબોના વડીલો સાથે હમારા વડીના ચાલતા આવેઆ તે મુઆફેક હમારે ચાલવું. એજ અરજ.

રોજ ૧૫ માહ ૮ સને ૧૨૫૩ યજદેજરદી, તા૦ ૩૦ મી એપ્રીલ શને ૧૮૮૪ ઇંગ્રેજી.

મોટાભાઇ મોબેદજીનાં શહી દશકત પોતાના.
મેરવાંનજી જામાશજી મોબેદજીનાં
માંનેકજી બરજોરજી મોબેદજીનાં શહી દા૦ પોતે.
મંનચેરજી જાંમાશજી મોબેદજીનાં શહી.
ખુરશેદજી મોટાભાઇ શહી દા૦ પોતે
કોલાજી જાંમાશજી મોબેદજીનાં
આ૦ કેકોબાદજી મંનચેરજી મોબેદજીના સહી દા૦ પોતે.
આ૦ અરદેશરજી માંનેકજી મોબેદજીના શહી દા૦ પોતે.
આ૦ જામાશજી મંનચેરજીના મોબેદજીના શહી દા૦ પોતે.
આ૦ શોરાબજી કોલાજી મોબેદજીના શહી દા૦ પોતે.
આ૦ કાવશજી બંમનજી મોબેદજીના શહી દા૦ પોતે.
આધી૦ ખરશેદજી બમનજી મોબેદજીના શહી.
આ૦ સોરાબજી માંનેકજી મોબેદજીના સહી."



ઉપલી જીક્રરી વેળાએ શ્રી નવસારીની પોતાની અનજુમનથી સર ફેરવી વાડિયાજીના આતશબેહેરામ સાહેબના મકાનમાં રહેનારા અને બરશ્નુમ લઇને ત્યાં ક્રિયાકામ કરનારા ગણદેવી ગામનાં એક મોબેદે, શ્રી નવસારી મધે જઇ ત્યાં બરશ્નુમ લેવાથી મુંમઇવાલા દસ્તુર જામાસ્પજી માનેચેહરજી જામાસ્પઆશાના તથા મુંબઇના ભગરસાથના બીજા સાહેબોએ શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમનના વડા દસ્તુરજી ઉપર નીચલો કાગજ લખ્યો હતોઃ—

—:o:—

# દસ્તાવેજ ૬૬ મો, અસલ છે.

—:o:—

"મુંબઇ રોજ ૨૩ માહ ૭ સને ૧૨૫૩ યજદેજરદી.

તા૦ ૮ મી એપરેલ સને ૧૮૮૪ ઇસવી.

"નેકનામ મેહેરબાન દસ્તુરજી સાહેબ દસ્તુર દારાબજી માહીઆરજી મેહેરજીરાણાનાં- તે નવસારીની અંજુમનના વડા—જોગ.

**સાહેબ,**

જત લખવા મકસદ એ છે જે તમો સાહેબ તરફ મોગદ જમશેદજી માનેકજી મોબેદજી નામનો મોબેદ ચાલતા મહીનાના રોજ ૧૬ મે બરશનુમ લેવાને અતરેથી આવ્યા છે અને તેવણુ રોજ ૧૭ મેનાં બરશનુમમાં બેઠા છે, પણુ તેવણુ આપણી અંજુમનના બંદોબસ્તથી વેગલા જઇને વહાડીઆજીના આતશબેહેરામમાં બરશનુમ લેઇને–તેવણુ નવસારી અ.વ્યા ત્યાં સુધી છેલ્લી ઘડીએ તેજ બરશનુમ વાપડીઉં હતું. પણુ તમો તરફ આવીને તમો સાહેબને અંજાણુપણામાં રાખીને બરશનુમ લેવાની મતલબ જુદી દીસે છે. માટે આપણા હાલના કીધેલા બંદોબસ્તને કાંઈ પણ ખલલ ન થાય તે વીશે તમો સાહેબ પુરતી રીતની તપાસ રાખીને તે વીશેનો બંદોબસ્ત રાખશોજી.

અગર જો મજકુર મોબેદ પુરતી રીતનો પશચાતાપ કરીને બરશનુમમાં બેઠા હોય અને હવે પછી તેવણુ મજકુર વાહાડીઆના આતશબેહેરામમાં ફરીથી સાંમીલ થવાના નહી હોય, અને આપણા હાલના કીધેલા બંદોબસ્તને માન આપીને ચાલવાને બંધાતા હોય, અને તેવણુ તેવી રીતની ખુલ્લી વરતાણુંક જણાવતા હોય તો તમો સાહેબ તેવણને સેવટ સુધીની સઘલી કીરીઆ કરવા દેવાની રજા આપશો તો આપણને કશી હરકત નથી. પણુ જો કોઇ બુરી નેમ માલમ પડતી હોય તો તમો સાહેબ આપણી અનજુમનનાં હાલના કીધેલા બંદોબસ્તો પ્રમાણે કરવાની તસદી લેશોજી. એવી આશા રાખવામાં આવે છે, એજ મકસદ.

હમો છીએ, સાહેબ તમારા હમેશના દોઆગો,

જામાસપજી દસ્તુર મીનોચેહેરજી.

એરચજી દસ્તુર સોહરાબજી મેહેરજીરાણા.

મોબેદ ફરદુનજી બરજોરજી વાછા.

દોરાબજી માંણેકજી આદરાંનવાલા.

રૂશતમજી એદલજી બામજી.

રૂશતમજી દાદાભાઇ માંદન." [1]

શ્રી મુંબઇથી લખાયલો દસ્તૂર જામાસપજી અને બીજા આગેવાનોની સહીનો ઉપલો કાગજ શ્રી નવસારી ખાતે ભગરસાથના વડા દસ્તૂરજીને મલવાથી, તેમાં કીધેલી ભલામણુ મુજબ તેઓએ ઘટતી પૂછપરછ અને જૂસ્તેજો કરવા પછી પોતાની અનજુમનથી સર ફેરવી વાડિયાના આતશબેહરામ સાહેબના મકાન મધે રહી ક્રિયાકામો કરનારા મજકૂર ગણુદેવીના વતની મોબેદને, વડી દરેમેહેરમાં લીધેલાં "બરશનુંમ" મધેથી ૯ મે દહાડે અધુરા ઉઠાડી પોતાની અનજુમને વાડિયાના આતશબેહેરામમાં રહી

૧ ઉપલો કાગજ ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી સદાબરો મેં પ્રગટ કર્યો છે.

" મરાતબ " ભણાવવામાં સાંમેલ થનારા ભગરિયા મોબેદોના સંબંધમાં કીધેલો ઠેઠાવ અમલમાં મૂકયો હતો.[1]

એ રીતે વાડિયાના આતશબેહેરામ સાહેબના દસ્તુર પેશોતનજી તથા તેઓની પક્ષમાં રહી ત્યાં ક્રિયાકામો કરનારા ભગરિયા મોબેદોની સાથેનો સઘલો સંબંધ, શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેની ભગરસાથ અનજુમને એકઠગમથી જ્યારે ટોડી નાખ્યો હતો, અને અનજુમને કીધેલા ઠેઠાવો મુજબ તેઓને " જૂદા પંથ " ના તરીકે ગણુવા તથા તેઓથી ભગરિયા મોબેદો હેલાયદાં ક્રિયાકામો કરવા લાગા હતાં; ત્યારે બીજી તરફથી મુંબઇ મધે પોતાની અનજુમનનાં " હુક્કો " ની જાળવણી કરવા સારૂ ખાસ ભગરિયા મોબેદો માટેની એક કુશાદે દરેમેહરનું પાક મકાન બરપા કરાવવા અને વાડિયાના આતશબેહેરામ સાહેબનું મકાન તજવાથી ભગરિયા મોબેદોને જણાયલી ક્રિયા-કામો કરવાની મૂશ્કેલી ટાળવાનો, ભગરસાથના આગેવાનોએ ઠેઠાવ કીધો હતો.

મરહૂમ શેઠ હોરમજજી બેહમનજી વાડિયાની નૈયતે યઝદેજરદી ૧૨૦૦ ના સાલમાં તખ્તનશીન કરવામાં આવેલા પાક આતશબેહેરામ સાહેબને લગતી દરેમેહેર યઝદેજરદી ૧૧૭૫ ના સાલમાં બરપા થઇ હતી ત્યારથી યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં ભગરિયા મોબેદોને એ પાક મકાન ફરજીઆત તજવું પર્યું ત્યાં સૂધી ૭૭ વર્ષની લાંબી મૂદ્દત તલક,

---

૧ અત્રે નોંધ લીધેલી જાણુવા જોગ થઇ પડશે કે, ભગરસાથ અનજુમનથી જુદા પડી વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે ક્રિયાકામ કરનારા તથા " મરાતબ " ભણાવવામાં સાંમેલ થનારા જે મોબેદને, ટોળાના તરીકાથી ઉલટા ચાલવા માટે શ્રી નવસારી મધે લીધેલાં બરશનુંમ મધેથી અધુરા ઉઠાડવા અને તેમ કરીને ટોળાનો તરીકો જાળવવા સારૂં દસ્તુર જામાસ્પજી તથા ભગરસાથના બીજા આગેવાન દસ્તુર મોબેદોએ ભગરસાથના વડા દસ્તુરજી ઉપર ઉપલો કાગજ લખી ભલામણ કીધી હતી, તથા જે મુજબ એ મોબેદને લીધેલાં બરશ્નુંમ મધેથી ૯ મે દહાડે અધુરા ઉઠાડવામાં આવ્યા હતા, તેજ મોબેદને પોતાની ગરજનેસર મુંબઇના " અનજુમનનાં આતશબેહેરામ સાહેબ "ને લગતા છેલ્લા તકરારી મુકદમાં મધે પોતાના શાક્ષી તરીકે પ્રતિવાદી—આતશબેહેરામની કારોબાર મંડળી—તરફથી બોલાવવામાં આવ્યા હતા; જેણે પોતાની જુબાંની મધે જણાવ્યું હતું કે: "નવસારીની અનજુમનથી અમો છુટા પડયા નથી, હું કહું છું કે અમો હજુ નવસારીની વડી દરેમેહેરને મલતા છીએ, હું કહું છું કે અમો જેઓ વાડિયાજીનાં આતશબેહેરામમાં કામ કર્યે છીએ તેઓને ભગરિયાઓનાં બધા હકકો ભોગવવાનો હક્ક છે. દસ્તુર પેશોતનજીએ નવસારીના એક મુકદમાં મધે પોતાની જુબાનીમાં એવું જણાવ્યું હોય કે મેં એક જુદો પંથ સ્થાપ્યો છે તે હું જાણતો નથી, એમ કેહેવુ ખરૂં નથી: અલાહેદો " પથ " કોઈ છે નહીં. સને ૧૮૮૩ માં છુટા પડવા પછી બરશ્નુમ લેવાને હું નવસારી ગયો હતો, મને બરશ્નુંમ આપવાની ક્રિયા શરૂ કરવામાં આવી હતી. નવમે દિવસે ત્યાંના દસ્તુરજીએ મને કહ્યું હતું કે મુંબઈમાં નાવર અને મરાતબ કરવામાં આવેલા આસામીઓ સાથે તમો વાડિયાજીનાં આતશબેહેરામમાં કામ કરતા હોવાથી અમો આ ક્રિયા પુરી કરીશું નહીં; હું કહું છું કે તેમ કરવામાં તેઓ ખોટા હતા અને તેના સંબંધમાં તેઓ સાથે મને તકરાર થઇ હતી. " એ રીતે મુંબઈના જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા તકરારી મુકદમાં મધે એ આતશબેહેરામ સાહેબના નેમાયલા પહેલા દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના અને સમસ્ત ભગરસાથ અનજુમનનાં મતથી ઉલટી તથા એ આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની તવારીખને ઉલટાવનારી જુબાંની, કમિટીના ભગરિયા આગેવાનો તથા ટોળાના તરીકાથી માહિતગાર દસ્તુરોએ રજુ કરાવેલી જોઇ, આગેવાન ભગરિયા મોબેદોને નિરાશી ઉપજી હતી.

તેમાં "આલાત" સાથની સઘલાં ક્રિયા ભણુતરો ફક્ત એખલા ભગરિયા મોબેદોએ કીધાં હતાં. એરીતનો તરીકો અને રેવાજ એટલાજ માટે ચાલુ રહયો હતો કે શ્રી મુંબઇ શેહેરમાં વસ્તા પારસીઓનું તમામ "મોબેદી પંથક" પહેલાંથી શ્રી નવસારીની ભગરસાથ અનજુમનના તાબામાં હોવાથી તથા વાડિયાના આતશબેહેરામ સાહેબને લગતી ઉપલી પાક દરેમેહર બરપા થઇ ત્યાં સૂધી અને તે પછીબી કેટલીક મૂદત તલક મુંબઇમાં ભગરિયા મોબેદોનોજ "મોબેદી અમલ" ચાલવાથી, ભગરસાથ અનજુમન તરફ વફાદારી તથા માનની લાગણી બતલાવી એ આતશબેહેરામ સાહેબના મુતવલી સાહેબોએ—મુંબઇ શેહેરમાં જૂદા જૂદા પંથના મોબેદોએ આવી વસવાટ કરવા છતાં—પોતાના પાક મકાન મધે "આલાત" ને લગતાં સઘલાં ક્રિયાકામો કરવાનો અને આતશબેહેરામ સાહેબની "બોએ" વટિક દેવાનો એખલો હક્ક, એ પાક મકાન બરપા કરવાની સાથેજ ભગરસાથના મોબેદોને સપુરદ કીધો હતો, તથા પાછલથી એ પાક મકાનના કરાવવામાં આવેલાં "ત્રસ્ટદીડ" ની અંદર પણ આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ ભગરિયા મોબેદોની પાસેજ કરાવવા ફરમાવ્યું હતું. એ રીત શ્રી નવસારીની વડી દરેમેહેરનો તરીકો મુંબઇ શેહેરમાં પરથમ મરહુમ માણેકજી નવરોજજી શેઠની દરેમેહેર મધે અને ત્યાર બાદ મરહુમ વાડિયાજી હોરમજજી બેહમનજીના આતશબેહેરામ સાહેબને લગતી દરેમેહેર મધે ચાલું રાખવામાં આવ્યાથી, એ બંન્ને પાક મકાનો મુંબઇમાં વસ્તા ભગરિયા મોબેદોના "મુખ્ય મથકો" તરીકે ગણાતાં હતાં, પરંતુ યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં બરપા થયલી "નાવર મરાતબ"ની ઉપલી જીક્કરના પરિણામમાં વાડિયાના આતશબેહેરામ સાહેબનું મકાન "ભગરિયાઓનું મુખય મથક" તરીકે ગણાતું બંધ પડવાથી અને તેમાં ત્યાર પછી રેહનારા તથા "આલાત" સાથના ક્રિયા કામો કરનારા અસલ ભગરિયા મોબેદોને "જૂદા પંથના" તરીકે ભગરસાથ અનજુમને ગણવાથી, અને એ રીતે ચંદનવાડી ખાતેનું પોતાનું "વડું મથક" ભગરિયા મોબેદોએ ગુમાવ્યાથી, ચંદનવાડીના લતા ઉપરજ ભગરિયા મોબેદોનું તેવાજ પ્રકારનું એક વડું મથક બનાવવાની હિલચાલ, ભગરસાથના આગેવાનોએ કરવા માંડી હતી. આએ હિલચાલના "પાયા" તરીકે વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધેનો ક્રિયાકામો કરવાનો ખુદ પોતાનો બનાવેલો પવિત્ર આલાત મોજુદ છતાં, શ્રી નવસારીથી નવો "આલાત" પગ રસ્તે ભગરિયા આગેવાનોએ મંગાવ્યો હતો; જે પવિત્ર આલાત લઇ શ્રી નવસારીથી પગ રસ્તે મુંબઇમાં આવેલા "બરશનુમ"વાલા મોબેદો મધેથી ખરશેદજી બેહેરામજી શહિયાર અને ફરદુનજી હોરમજજી દસ્તૂર નામના બે ભગરિયા મોબેદ સાહેબોએ રોજ ૨૦ મો માહ ૫ મો, સને ૧૨૫૩ યઝદજરદીને દિને, મરહુમ માણેકજી નવરોજજી શેઠની પાક દરેમેહેર મધે આગેવાન ભગરિયા દસ્તુરોના ઉપરીપણા હેઠલ મુંબઇમાં ભગરસાથનો નવો "વરસિયો" બનાવવાનું ક્રિયા કામ મોહટા માણેકજી શેઠની નેયતે જારી કીધું હતું, જે ૯ દહાડે પૂરૂં થતાં, નવા વરસિયાના પવિત્ર "વરસ" (બાલ) થી "નિરંગદીન"ની મોતબર ક્રિયા કરવા સારૂ રોજ ૨૯ મો, માહ ૫ મો, સને ૧૨૫૩ યઝદેજરદીને દીને મોબેદો માણેકજી ફરદૂનજી વાછા અને નવરોજજી કાવસજી

ધાભરે, મોહટા માણેકજી શેઠનેજ નામના શ્રી નવસારીથી આવેલા ઉપલાજ મોબેદોને હાથે બરશ્નુમ લીધાં હતાં, જે ક્રિયા ૧૭ દહાડે સંપુર્ણ થવા પછી એ નવા આલાતથી ભગરસાથના વડા દસ્તૂરજીએ આપેલાં ફરમાન[1] મુજબ મુંબઇમાં વસ્તા આસરે ૨૦૦) ભગરિયા મોબેદોના "બરશ્નૂમ" અવાર નવાર બદલાવવામાં આવ્યાં હતાં, તથા તૈયાર કરવામાં આવેલો "નવો આલાત" ભગરિયાઓના વડપણ હેઠલની મુંબઇની તેમજ દેશાવરો ખાતેની પાક દરેમેહેરો મધે, એ કામના આગેવાનોએ તાકીદથી મોકલાવ્યો હતો. જે પછીથી સઘલે ભગરિયા મોબેદો "નવા આલાત" થી ક્રિયાકામો કરવા લાગા હતા.

## વાડિયાજીનું આતશબેહેરામ તજનારા ભગરિયા મોબેદોને તે તરફ એક દરેમેહેર વગર ખમવી પડેલી હાડમારી. તે બંધાવી આપવા સારૂ મુંબઇના ભગરિયા દસ્તુર મોબેદોએ પોતાના ટોળાના આગેવાનોની ઉપર મોકલાવેલી અરજી, તે ઉપર વિચાર કરવા તેઓની મળેલી સભા, તેમાં કરવામાં આવેલા મોબેદોની માગણી સ્વિકારવાના ઠેડાવો, તે માટે નેમાયલી કમિટી તથા તે કમિટીએ કીધેલો-બને તો આતશબેહેરામ સાહેબ બરપા કરવાનો ઠેડાવ.

---:o:---

પોતાના મોબેદી ધંધાની સગવડનો વિચાર નહિ કરતાં, વતન અને ટોળાનો ટેક જાળવવા ખાતર પોતાનું પૂરાતન અને માણીતું મકાન ભગરિયા મોબેદોએ ફરજિયાત તજી દાદીશેઠના આતશબેહેરામ સાહેબના મકાનમાં કામચલાઉ આસરો મેળવ્યા પછીથીજ ધંધા સંબંધી ખરી મૂશિબતનો ખેયાલ તેઓને આવ્યો હતો.

પોતાનું ઓહોલું મોબેદી પંથક જે સગવડથી વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે જળવાતું હતું, તેવું સગવડ ભરેલું ધર્મનું મકાન ચંદનવાડીના લત્તા તરફ નહિ હોવાથી પોતાના યજમાંનોને ઘરના ક્રિયાકામો દૂરની દરેમેહેરો મધે કરાવવાં પડતાં હતાં, એ ભગરિયા મોબેદોની પહેલી મૂશિબત હતી; પરંતુ પોતાના ટોળાનું માન જાળવવાના ઉંચા ખેયાલ તથા દેશાભિમાન લાગણીથી તેવી મૂશિબત તેઓએ લેઇ ચલાવી હતી. જયારે ખરી મૂશબત તો પોતાના યજમાંનોની ઇચ્છા તથા લાગણીને માન આપી ચાલવામાં તથા સમો અને સંજોગ જોઇ કામ કરવામાં તેઓએ કીધેલી ગફલતીથી તેઓને ભોગવવી પડી હતી. જે બેહેદીનો કદિમ વખતથી પોતાતે ત્યાંના દીનઆઇનના કામો વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધેજ કરાવતા હતા તથા ત્યાંના દસ્તૂર પેશોતનજી બેહરામજી સંજાણાને પોતાને ઘરના ધાર્મિક વડા તરીકે ગણતા

---

[1] જુવો દસ્તાવેજ ૬૧ મો.

હતા, તે બેહેદીનોનો મોટો ભાગ સ્વભાવિક રીતે પોતાને ત્યાંના દીન-આઇનના કામો આતશબેહેરામમાંજ કરાવવા અને સર અવસરે પોતાને ઘર દસ્તુર પેશોતનનેજ બોલાવવા ઇન્તેજાર હતો; એટલુંજ નહિ પરંતુ તેઓમાંના ઘણાઓની ઉપર દસ્તુર પેશોતન તથા તેમની પક્ષનાઓ તરફનો વગ વસિલો ચાલવાથી પોતાની નામરજી છતાં પોતાને ત્યાંના સર અવસરે ક્રિયાકામો આતશબેહેરામમાંજ કરાવવાની તેઓને ફર્ઝ પડતી હતી.

આવા ઉશ્કેરણી ભરેલા તુરતના હિંગામમાં બેહેદીનોની મરજી મુજબ આતશ બેહેરામ મધે તેઓને ઘરના ક્રિયાકામો કરાવવા સામે ભગરિયા મોબેદોની ઉપર તેઓની અનજુમન તરફથી કોઇ રીતની બંધી કે અટકાવ મૂકવામાં આવ્યો હતો નહિ; પરંતુ ઉપલી જીક્કરી વેળાએ ભગરિયા મોબેદોની કૂમક કરવા તેઓના આપોઆપ આગેવાનો બની ભલી કે બુરી નિષ્ટાથી બહાર પડેલા થોડાક અવિચારી શખ્સોની ખોટી સમજાવત અને દબાનથી, તેમજ દસ્તુર પેશોતન તરફ થયલા અભાવ અને પોતાના દિલનાં ખોટાં અભિમાનથી ભગરિયા પંથકીઓએ પોતાના બેહેદીનોની મરજી મુજબ આતશબેહેરામ મધે તેઓને ઘરના ક્રિયાકામો કરાવવાને માટે સાફ ના પાડી, તે ઘરોનું પંથક સદાબરૂ છોડી દેવાનું અને પોતાને હાથે પોતાનું ધંધા સંબંધી નુકસાન કરવાનું પસંદ કર્યું હતું.

તે ઉશકેરણીના હિંગામમાં એક બેહેદીનને ઘર મરણ જેવા ગંભિર પ્રસંગે નાપસંદ દેખાવો થતા હતા, રવાનનાં ક્રિયાકામો અમૂક ધર્મના મકાન મધેજ કરાવવાની અને અમુક દસ્તુરનેજ "બોટલે" બોલાવવાની બંન્ને પક્ષના હિમાયતીઓ તરફથી ખેંચતાણો થતી હતી, જેમાં આયંદેહ ઘરના ગરીબ પંથકી મોબેદનોજ "મરો" થતો હતો. દસ્તુર પેશોતનના પક્ષ તરફથી કરવામાં આવતી સમજાવત બેહેદીનોની ઉપર મોટે ભાગે અસર કરતી હતી, તેઓ સમજાવતા હતા કેઃ-"દસ્તુરજી અને મોબેદો વચ્ચેની ભાંઝઘડમાં આપણુ બેહેદીનોએ આતશબેહેરામ સાહેબના પૂરાતન અને પવિત્ર મકાનને શા માટે હીણવું જોઇએ? અને શેહેનશાહી આતશબેહેરામનું પાક મકાન છોડીને કદમીનાં આતશબેહેરામ મધે ક્રિયા કામો કરાવવા શું કરવા જવું જોઇએ? જે મકાનમાં આપણા વડીલોના ભણતરો થયાં છે ત્યાંજ ક્રિયાકામો કરાવવાની તમારા પંથકીને તમો ફર્ઝ પાડો, જો તેઓ તેમ કરવા અંતશથી ના પાડે તો બીજા મોબેદોને તમારે ત્યાંના પંથકી બનાવો, તેવી માગણી તમો આપણા દસ્તુરજીને કરશો તો તુરત તેવણ લાયક મોબેદને તમારે ઘરનું પંથક ચલાવવા મોકલાવી આપશે." એ રીતની અનેક કુળવણીથી ઘણાક બેહેદીનોનો એતેકાદ ડામાડોળ બન્યો હતો. તેમાં ખૂદ દસ્તૂર પેશોતન તરફનો લાગવગ ચાલવાથી તેઓને નારાજ બનાવવા ઘણાઓની હિંમત ચાલતી નહિ હતી; તેઓ પોતાને ત્યાંનું રવાનનું ક્રિયાકામ આતશબેહેરામમાંજ કરાવવાનો પોતાના પંથકીને આગ્રહ કરતા હતા, બલકે ઘણાઓ ફર્ઝ પાડતા હતા. તેઓની મરજી મુજબ ત્યાં કામકાજ કરાવવાને "એંટ અને મમત"થી ના પાડવામાં આવતાં તેબેહેદીનના ઘર પંથકીના હાથમાંથી સદાબરાં બીજાઓને હાથ જતાં હતાં, અને એ રીતે ગરીબ પંથકીઓ ખોટી બિક તથા ભૂલ ભરેલા ખેયાલથી દોરવાઇ પોતાને હાથે પોતાના હરીફોનું બલ વધારતા અને પોતે વધુ લાચારીમાં આવતા હતા. તે વેળાએ તેઓની

ખરી રાહનુમાઇ કરનારૂં કમનસિબે કોઇ નહિ હતું, બલ્કે સાચ્ચી સલાહ કણુધ્યાઓના જોરને લીધે તેઓની ઉપર ફાવતી નહિ હતી.

એક ગમથી જ્યારે એવી હરિફાઇ અને ભગરિયાઓના પંથકની ખરાબી થતી હતી, ત્યારે બીજી તરફથી તેઓના આગેવાનો ભવિષ્યને માટે ચિંતાતુર બની, તેઓને માટે જલદીથી એક પાક દરેમેહેરનું મકાન બરપા કરાવી આપવાની હિલચાલ કરવા લાગા હતા. એક બલવંતા હરીફની સામે ગરીબ મોબેદોને કચડાતા અને હાડમાર થતા જોઇ તેઓ તરફ ભલી દિલસોઝીથી જોનારા તેમના ખરા આગેવાનોના દિલમાં ગમ અને અફસોસની લાગણી બરપા થઇ હતી. તેઓએ પરથમ પોત પોતામાં મસલહત કરીને પોતાની મકસદ પાર ઉતારવા માટે મુંબઇના આગેવાન ભગરિયા શેઠિયાઓને નામે ભગરિયા દસ્તુર મોબેદોની પાસે એક અરજી કરાવવાનો ઠેડાવ કીધો હતો; આએ ઠેડાવ અમલમાં લાવવાની આગેવાની મરહુમ દસ્તૂર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાએ લીધી હતી, જેઓએ આગેવાનોની સાથે મસલહત કરીને એક અરજી તૈયાર કરાવી હતી અને તે ઉપર મુંબઇમાં વસ્તા તમામ ભગરિયા મોબેદોની સહીઓ લઇને ભગરસાથના તે વેલાના આગેવાન શેઠિયા મરહુમ જાલભાઇ અરદેશર શેઠની ઉપર મોકલાવી હતી. મુંબઇમાં વસ્તા શમસ્ત ભગરિયા મોબેદો તરફની આએ યાદગાર અસલ ઓરીજીનલ અરજી, "મુંબઇના અનજુમનનાં આતશ-બેહેરામ સાહેબ" ને લગતા મૂકદમાં મધે વાદીઓએ માગવાથી સાંમી તરફના સોલી-સીટરે નામદાર "લવાદ" સનમૂખ રજુ કીધી હતી, જે ઉપરથી એ અરજી અત્રે સદાબરી ઉતારી પહેલ વહેલી પ્રગટ કરૂં છું.

——:૦:——

## દસ્તાવેજ ૬૭ મો, અસલ* ઉપરથી.

——:૦:——

" શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

**મેહેરબાન શેઠજી શાહેબો,**

| | |
|---|---|
| શેઠ જાલભાઇ અરદેશર શેઠના, | શેઠ દારાશાહ રતનજી ચીજગર, |
| ,, હીરજીભાઈ હોરમજી શેઠના, | ,, હોરમજી દાદાભાઇ વકીલ, |
| ,, નશરવાનજી રતનજી ટાટા, | ,, શોરાબજી કાવશજી ટાટા, |
| ,, મનચેરજી બમનજી પંથકી, | ,, કાવશજી શોરાબજી ભેદવાર, |
| ,, પેશતનજી રૂશતમજી કાંગા, | ,, જીવનજી જમશેદજી મોદી, |
| ,, દાદાભાઇ નવરોજજી, | ,, દીનશાહ નવરોજજી બોદ, |
| ,, જમશેદજી નશરવાનજી ટાટા, | ,, જમશેદજી ફરદુનજી ઉનવાલા, |
| ,, ખરશેદજી માનેકજી શેઠના, | ,, પાલનજી નવરોજી પાવરી, |
| ,, દાદાભાઈ માનેકજી શેઠના, | ,, માનેકજી હોરમજી મશાણી, |
| ,, રૂશતમજી દોશાભાઇ શેઠના, | ,, દીનશાહ મનચેરજી પંથકી, |

| | |
|---|---|
| શેઠ બેહેરામજી નશરવાનજી શીરવઇ, | શેઠ ફરામજી કાવશજી મારકર, |
| ,, ફરામજી બરજોરજી કપતાન, | ,, કેકોબાદ કાવશજી પંનથકી, |
| ,, એદલજી નશરવાનજી શેઠના, | ,, દીનશાજી પેશતનજી કાંગા, |
| ,, તેમુલજી ભીખાજી નરીમાન, | ,, ફરદુનજી માનેકજી કાંગા, |
| ,, કાવસજી એદલજી મશાણી, | ,, કાવશજી એદલજી કાંગા, |
| ,, દાદાભાઈ બેજનજી કાતરક, | ,, માનેકજી હોરમજજી પરબેજ, |
| ,, કાવશજી નશરવાંનજી કાંગા, | ,, નશરવાનજી જમશેદજી પાવરી, |
| ,, પેશતનજી કાવશજી વકીલ, | ,, હોરમજજી શાપુરજી પાવરી, |
| ,, રૂશતમજી નશરવાનજી ખોરી, | ,, માનેકજી ફરદુનજી કાંગા, |
| ,, ખરશેદજી નશરવાનજી શીરવઇ, | ,, નવરોજી માનેકજી શેઠના, |
| ,, દોશાભાઈ બેજનજી દાકતર, | ,, જમશેદજી દાદાભાઇ નાદરશાહ. |
| ,, હોરમજી મનચેરજી ચીજગર. | |

**સાહેબો,**

નવશારીની વડી દરેમેહેરને તાએબેના ભગરસાથ અનજુમનના મોબેદોના વપરાસ માટે ચંદનવાડી ખાતે એક લાયક દરેમેહેરની જે ખુટ ઘણો વખત થયો લાગવા માડી છે તેમાં, તે અનજુમન અને વાહાડીઆજીના આતશબેહેરામના દશતુરજી અને તરસટીઓ વચે હાલ ઉઠેલી તકરારથી ઘણો વધારો થયો છે, અને તે લટા તરફ તેવી એક દરેમેહેર ન હોવાથી તે તરફ કામ કરનાર મજકુર અનજુમનના મોબેદોને દીન પર દીન અનેક પરકારની અગવડ અને મુશકેલી ખમવી પડે છે. માટે નવશારીની વડી દરેમેહેરને તાએબેના અને તેના હુકમને માન આપનારા હમો નીચે સહી કરનાર ભગરસાથ અનજુમનના પાંચે પોળનાં દશતુરો તથા મોબેદો તમો સાહેબોને તે અનજુમનના ખેરખાહો તરીકે ઘણી નમનતાઇ સાથે અરજ કરીએ છીએ કે, ચંદનવાડી ખાતે અમારા ટોલાના વપરાસને માટે એક દરેમેહેર બંધાવી આપી, તેવી દરેમેહેરની ગેરહાજરીમાં હાલ અમોને ખમવી પડતી અગવડ અને મુશકેલી દુર કરવાનો બંદોબસત કરવા તસદી લેજોજી. આ સવાબનું અને ઉપયોગી કામ સરનજામ ઉતારવા માટે તમો સાહેબોને જેવી ઉપાયો ઘટતા લાગે તે તમામ ઉપાયો લેઇ આ કામ પાર પાડવું એવી અમારી ઘણી નમનતાઇ સાથે અરજ છે, તે બાહલ રાખી અમો ગરીબો ઉપર મોટું હેશાન કરશોજી.

રોજ ૨૬ મો, માહ ૭ મો, સને ૧૨૫૩ યજદેજરદી;

તા૦ ૧૧ મી એપરેલ સને ૧૮૮૪ ઇસવી.

મેહેરબાન સાહેબો, હમો છીએ તમારા દોવાગો—

જામાસપજી દસ્તુરજી મીનોચેહેરજીની યજદાંપનાહબાદ કબુલ ફરમાવવીજી.

એરચજી દસતુર સોહરાબજી મેહેરજીરાણાની દોવા વાંચવીજી.

એ૦ જમશીદ શોહરાબજી રૂસતમ કુકાનાં."

(અતરે ભગરસાથના મોબેદ સાહેબોની બીજી ૨૪૧ બહસો ને એકતાલીશ સહીઓ થયલી છે.)

ઉપલી યાદગાર અરજી, ખરી રીતે જોતાં "મુંબઇના અનજુમનના આતશબેહેરામ સાહેબ" ને લગતી પાક દરેમેહેર બરપા કરવા માટેનો મૂલ પાયો છે. એ અરજી ભગરસાથના દસ્તુર મોબેદોએ કીધી છે, તે ભગરસાથના આગેવાનો ઉપર મોકલાવી છે, અને તેમાં ખાસ ભગરસાથના મોબેદોને માટે એક દરેમેહેર બાંધી આપવાની માગણી કરવામાં આવી છે. આએ માગણી કરનારાઓના આગેવાન તરીકે મરહુમ દસ્તુર જામાસ્પજીની તેના ઉપર પહેલી સહી છે, જે સહી "શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેના અને તેના હુકમને માન આપનારા" તરીકે તેઓએ કરી છે, અને એ અરજીમાં ભગરસાથના મોબેદોને દસ્તુર પેશોતનજી તથા આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ સાથે થયલી ખટપટના પરિણામમાં એક દરેમેહેર વગર ખમવી પડતી અગવડ અને મૂશ્કેલી ઉપર ધ્યાંન ખેંચવામાં આવ્યું છે.

મુંબઇના ભગરિયા દસ્તુર મોબેદોની તરફથી ઉપલી અરજી પોતાને મલવાથી શેઠ જાલભાઇ અરદેશર શેઠે અરજીમાં જણાવેલા ભગરિયા આગેવાનોમાં "સરક્યુલર" ફેરવી તેઓની એક સભા ગીરગામ મધેના પોતાના બંગલામાં બોલાવી હતી. આએ યાદગાર સભાનો અહવાલ તેની "મીનિટબુક" માં લંબાણથી ઉતારી લેવામાં આવ્યો છે, જે મીનિટબુક મધેથી ભગરસાથના મોબેદોના વપરાસ માટે એક દરેમેહેર અને બને તો આતશબેહેરામ સાહેબ બરપા કરવા નેમાયલી ભગરસાથના આગેવાનોની કમિટીએ કીધેલાં કેટલાંક કામકાજ તથા ઠેડાવોની નકલો, મુંબઇની અનજુમનના આતશબેહેરામને લગતા તકરારી મુકદમાં મધે પૂરાવા તરીકે વાદીઓએ કમિટીના સોલીસીટર પાસે રજુ કરાવી હતી.

અનજુમનના આતશબેહેરામ સાહેબ અને તેને લગતી પાક દરેમેહેર બરપા કરવાની મૂલ નેમ અને મકસદ જાણવા માટે શેઠ જાલભાઇએ પોતાના બંગલામાં બોલાવેલી ભગરસાથના આગેવાનોની પહેલી સભાનો સંપૂર્ણ અહવાલ, તેની અસલ "મીનિટબુક" ઉપરથી આ પૂસ્તકમાં હું સદાબરો નીચે ઉતારી પ્રગટ કરૂં છું.



"નવસારીની ભગરસાથ અનજુમનનાં દસ્તુર તથા મોબેદ સાહેબોએ, તે ટોલાનાં જે કેટલાએક સાહેબો જોગ તા૦ ૧૧ મી એપ્રેલ સને ૧૮૮૪ ને દીનેનું એક "રેકવીજીશન" મોકલીઉં છે, તે સાહેબોની એક સભા તા૦ ૨૬ મી એપ્રેલ સને ૧૮૮૪ ને વાર રવીને દીને ગીરગામ મધે શેઠ જાલભાઇ અરદેશર શેઠનાં બંગલામાં કલાક ૯ ને અમલે મલી હતી, જે વેલા નીચે લખેલા ગ્રહસ્થો હાજર હતા:—

શેઠ જાલભાઇ અરદેશર શેઠ, ખરશેદજી માણેકજી શેઠ, દીનશાજી મનચેરજી પંથકી, કાવસજી નશરવાંનજી કાંગા, ખરશેદજી નશરવાંનજી શીરવઇ, પેશતનજી કાવસજી વકીલ, ડાકતર રૂશતમજી નશરવાંનજી બોરી, દીનશાહ પેશતનજી કાંગા (સોલીસીટર), કાવસજી એદલજી કાંગા, દારાશાહ રતનજી ચીજગર, માણેકજી હોરમજજી પરવેજ, જમશેદજી દાદાભાઇ નાદરશાહ, કેકોબાદ કાવસજી પંથકી, દીનશાહજી નવરોજજી બોદ, જીવનજી જમશેદજી મોદી, ફરદુનજી માણેકજી કાંગા (સોલીસીટર), અને હોરમજજી સાપુરજી પાવરી.

શેઠ દીનશાહ મનચેરજી પંથકીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ ખરશેદજી નશરવાંનજી શીરવઇએ ટેકો આપીઓ કે:—

" આ સભાનાં સરનશીનની ખુરસી શેઠ જાલભાઇ અરદેશર શેઠે લેવી. "

દરખાસ્ત એકમતે પસાર થઇ.

શેઠ જાલભાઇએ સરનશીનની ખુરસી લીધા બાદ મીટીંગ બોલાવવાનું કારણ કહી સંભલાવ્યું. અને " રેકવીજીશન"માં જણાવેલું સારૂં કાંમ પાર પાડવા માટે સરવે ભગરસાથનાં સાહેબો બનતી કોશેશ કરશે એવી આશા દેખાડી, સભામાં હાજર થયલા સાહેબોમાંના કોઇને પોતાના વિચાર જાહેર કરવા હોય તો તેઓને તેમ કરવાની એલતેમાસ કીધી.

શેઠ જીવનજી જમશેદજી મોદીએ પોતાનાં વિચારો જણાવતાં કહયું કે, " મુંબાઇમાં મરાતબ કરવા માટે જે રીત અને વખત પસંદ કરવામાં આવ્યો છે તે ઉપરથી તે કામ સવાબનાં કામ તરીકે અથવા મુંબઇનાં આતશબેહેરામનો દરજ્જો વધારવાનાં હેતુથી માથે લીધેલું જણાતું નથી તેટલું બીજી મતલબો માટે તે ઉંચકી લીધેલું જણાય છે; જેમાં થોડા એક વખત થયો જુદદીન કહેવાતાઓને સુદરેહ પેહરાવવા માટે થયલી હીલચાલ તથા મોબેદોએ " વારાના "નાં પઇસા મેળવવા માટે હાઇ કોરટમાં માંડેલી ફરીઆદીનું તેઓનાં લાભમાં થયલું હુકમનામું તેઓએ જણાવ્યું હતું. વળી જો આ કામની મતલબ સવાબનીજ અથવા દરજ્જાનીજ હોય તો મરાતબ માટે બાહેર પાડેલાં હેન્ડબીલોમાં તે ક્રીયા માટે ભગરસાથનાં મોબેદોનેજ પસંદ કરવાનો કાંઇ સબબ જણાતો નથી એમ જણાવી, મોબેદોને આતશબેહેરામમાંથી શા કારણસર નીકલી જવું પડયું તથા બનતાં સુધી સુલેહથી અને પોતાનાં વિચાર આચાર, તથા એકીન પ્રમાણે આતશબેહેરામમાંજ રેહી કામ કરવા માટે તેઓએ કીધેલી કોશેશ અને તેમાં મલેલી નીષ્ફળતા વીષે ખુલાસો કીધો હતો. વળી દસ્તુર પેશોતનજી તરફથી તેમનાં નબીરાઓ મરાતબ થયા તે થયા અને હવે બીજા નહીં કરવા માટે બંદોબસ્ત કરવા વિષે કહેવામાં આવે છે એમ જણાવી, તે ઉપરથી આ કામ ધર્મને માટે અને દરેક જણને સરખી રીતે ગણીને નહીં પણ મતલબ સારૂ તથા ગરીબ અને તવંગર માટે જુદા જુદા કાયદા રાખવા જેવું જણાવી, પોતાનું બોલવું સમાપ્ત કીધા આગમચ સરનશીનની રજાથી શેઠ ફરામજી કાવશજી મારફતે શેઠ જાલભાઇ ઉપર લખેલું પતર સભા હજુર વાંચી, તેમાં જણાવેલા વિચારોની ભુલ જણાવી હતી."

શેઠ ખરશેદજી નશરવાંનજી શીરવઇએ જણાવ્યું કે, " મરાતબ મુંબઇમાં થવા આગમચ દરેક સમજુ જરથોશતીની ખાતરી હતી કે તેમ થવાથી આપણાં ટોલામાં તડું પડશે, તે જાણવા છતાં તેની હિલચાલ ઉભી કરવામાં આવી તે વિષે દલગીરી જણાવી દાખલો આપીયો કે, જમશેદી નરોજની તકરારમાં શેઠ ખરશેદજી રૂશતમજી કામાં અને તેમનાં વિચારને મલતા થનારા ઘણા સાહેબોએ તે વિષેની પોતાની ખાતરી છતાં, ઉતાવલેથી તથા લોકોનાં મતનો અનાદર કરી ટોલાનાં મોટા ભાગનું મન દુ:ખવી તેમાં તડું પાડવા

જેવું કરવાનાં કરતાં ચાલુ હાલતજ જાળવી રાખવામાં ડહાપણ વાપડયું, તે ઉપર ધ્યાંન ખેંચી તેઓએ વધુ કહયું કે, સુધારાનું કામ છે તે વખત જતે થતુંજ જવાનું અને હાલના જેવી હિલચાલ એક શખ્સ અથવા એક કુટુંબથી નહીં પણુ ટોળાની પસંદગીથી થવી જોઇએ. આ કામ ઉપરથી ઉપજતા એક વિચાર તરીકે તેઓએ જણાવ્યું કે ધર્મનાં મકાનો બનતાં સુધી ખાનગી માલેકીનાં નહીં પણ અનજુમનનાં અથવા પંચનાં હોવાં જોઇએ, અને સેવટે ખાતરીથી જણાવ્યું કે, ભગરસાથ ટોળામાં શેઠ પંથકી અને ટાટા જેવાં કુટુંબો છે. તેઓની મદદથી અને બીજા અથોર્નાનોની મહેનત તથા દિલસો-જીથી ધારેલું કામ ફતેહમંદીથી પાર પડશે."

ત્યારબાદ શેઠ ખરશેદજી માણેકજી શેઠે દરખાસ્ત કીધી કેઃ—

"મજકુર રેઠવીજીશન ઉપર ધેયાન આપવા માટે તેમજ તેમાં જણાવેલી અરજ પાર પાડવા માટે સર્વે ઘટતા ઉપાયો લેવાને નીચે જણાવેલા ગ્રહસ્થોની એક કમિટી સ્થાપવી અને તેમાં વધારો કરવાની તે કમિટીને સત્તા આપવી."

| | |
|---|---|
| શેઠ જાલભાઇ અરદેશર શેઠ. | શેઠ નશરવાંનજી રતનજી તાતા. |
| ,, ખરશેદજી માણેકજી શેઠ. | ,, દાદાભાઇ નવરોજજી. |
| ,, દીનશાહ મંનચેરજી પંથકી. | ,, પેશતનજી રૂશતમજી કાંગા. |
| ,, રૂશતમજી દોશાભઇ શેઠના. | ડાકતર રૂશતમજી નશરવાંનજી ખોરી. |
| ,, પેશતનજી કાવસજી વકીલ. | શેઠ ખરશેદજી નશરવાંનજી શીરવઇ. |
| ,, દારાશાહ રતનજી ચીજગર. | ,, હોરમજજી મનચેરજી ચીજગર. |
| ,, દીનશાહજી પેશતનજી કાંગા. | ,, કાવસજી શોરાબજી ભેદવાર. |
| ,, જીવનજી જમશેદજી મોદી. | ,, ફરદુનજી માંણેકજી કાંગા." |

આ દરખાસ્તને ટેકો આપતાં શેઠ દારાશાહ રતનજી ચીજગરે એવી મતલબનું જણાવ્યું કે, "આ કામમાં આપણને ધિરજથી અને વિચારથી આગલ ચાલવું જોઇએ, અને ઉશ્કેરણીને આધીન ન થવું જોઇએ, અને અંગ્રેજોની જે ખુબી કે પડેલાને સહાય થવું તે ખુબીથી આપણને પણ વર્તવા શીખવું જોઇએ."

શેઠ જીવનજી જમશેદજી મોદીની સુચનાથી ઉપલી કમીટીમાં શેઠ હોરમજજી સાપુરજી પાવરીનું નામ ઉમેરવામાં આવ્યું અને દરખાસ્ત એકમતે પસાર થઇ.

શેઠ પેસ્તનજી કાવસજી વકીલે એવી મતલબનું જણાવ્યું કે, "આપણી લાગણી નવસારી તરફ રેહેવી જોઇએ અને આપણા હક્કોને માટે હમેશાં ખંતથી લડવું જોઇએ. હાલ જે હિલચાલ નાવર મરાતેબ વિષે થઇ છે તે જો હથ અને બોહોંશથી હોય તો તેને ટેકો મલવો ન જોઇએ. એકવાર જો આતશબેહેરામમાં નાવર મરાતેબ થાય તો બીજી બધી દરેમેહેરોમાં પણ તેમ થશે અને તેથી નવસારીનો એખલો બાકી રહેલો હક્ક

જશે. આપણા ગરીબ મોબેદો આવા રખડતા થવા છતાં આટલી કાલજીથી કામ કરે છે તેને ટેકો આપવામાં આપણી ફરજ છે."

શેઠ દીનશાહ પેશતનજીએ સરનશીનનો ઉપકાર માનવાની દરખાસ્ત કરતાં શેઠ જાલભાઇનાં વડવાઓએ મોબેદોના લાભ માટે કેવી ઉલટથી અને દિલસોજીથી હમેશાં મેહેનત લીધી હતી તેની યાદી આપી તથા તે માટે તેઓની તારીફ કરી, અને શેઠ જાલભાઇ તેવા વડવાઓનાં પગલાં ઉપર ચાલવાની કોશેશ કરે છે તે માટે તેમને શાબાશી આપી, અને આસા રાખી કે જેમ એક બીજે પ્રસંગે એઓની આગેવાની તલે મળેલી સભાએ ધારેલું કામ હાલ સુધી ફતેહમંદીથી પાર પાડયું છે; તેમ આ સભાનું કામ-જે પણ લગભગ પાર પડેલું કહેવાઇ શકાય તે-પણ તેમની આગેવાનીથી સંપુરણ સરનજામ ઉતરશે.

આ દરખાસ્તને શેઠ કાવસજી નશરવાનજી કાંગાએ ટેકો આપ્યો, અને તે એકમતે પસાર થઇ.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ.

મુંબઇ તા૦ ૨૭ મી એપરેલ સને ૧૮૮૪-સરનશીન."



"ઉપર જણાવેલી કમિટીની એક સભા ઉપલેજ ઠેકાણે અને તેજ દહાડે ઉપલી સભા બરખારત થવા પછી તુરત મલી હતી જે વેળા નીચે લખેલા ગૃહસ્થોની એક "સબ કમીટી" ઠેડાવવામાં આવી હતી.

શેઠ જાલભાઇ અરદેશર શેઠ ( સરનશીન )

,, દીનશાહ પેશતનજી કાંગા.

,, દારાશાહ રતનજી ચીજગર.

દાકતર રૂશતમજી નશરવાંનજી ખોરી.

શેઠ હોરમજજી મનચેરજી ચીજગર.

,, પેશતનજી કાવસજી વકીલ.

,, ખરશેદજી માણેકજી શેઠના } ખજાનચીઓ.<br>
,, દીનશાહ મનચેરજી પંથકી. }

,, ખરશેદજી નશરવાંનજી શીરવઇ } સેક્રેટરીઓ."<br>
,, ફરદુનજી માણેકજી કાગા }

ઉપલી કમિટીની એક ષભા તા૦ ૩૦ મી એપ્રેલ ૧૮૮૪ ને દિને મલી હતી તેમાં શેઠ દારાશાહ રતનજી ચીજગરે એવી સુચના કીધી હતી કે "રેકવીજીશનનાં સંબંધમાં આપણે જે કામ કરીએ તે વિષે સર્વે સમજુ જરથોસ્તીઓનો સારો વિચાર રહે એ કારણથી બનતાં સૂધી આ તકરારનું સમાધાંની ભરેલું સેવટ લાવવાની કોશેશ થવી જોઇએ, અને તે મતલબથી દસ્તુર પેશોતનજી સાથે સંધેશો ચલાવી તેનું શું પરિણામ આવે છે તે તપાસવું" શેઠ દારાશાહની એ સુચના સાંમે શેઠ દીનશાહજી મનચેરજી પંથકી, જીવનજી જમશેદજી મોદી, ખરશેદજી માણેકજી શેઠના, રૂસ્તમજી ડોસાભાઇ શેઠના, ડાકતર રૂસ્તમજી નશરવાંનજી ખોરી તથા શેઠ દીનશાહ પેસ્તનજી કાંગાએ પોતાના વિચારો જાહેર કીધા હતા જેનો જવાબ શેઠ દારાશાહ ચીજગરે આપવા પછી તે વિષની દરખાસ્ત મુકવા તેઓએ ના પાડવાથી એ બાબદ પડતી મુકાઇ હતી. ત્યાર બાદ ષભાએ નીચલા ત્રણ ઠેડાવો એકમતે પસાર કીધા હતા.

ઠેડાવ ૧ લો:—"રેકવીજીશનમાં જણાવ્યા પ્રમાણેની એક લાયક દરેમેહેર ચંદન વાડીનાં લત્તા તરફ બાંધવાની અગત છે અને તે કામ સરનજામ ઉતારવા માટે એક ફંડ એકઠું કરવું ઘટારત છે એવું આ ષભાનું મત છે."

ઠેડાવ ૨ જો:—"શ્રી નવસારીની વડી દરેમેહેરને તાએબેનાં ભગર અનજુમનનાં મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવાનું ફંડ, એ નામથી ઉપલું ફંડ ચાલુ કરવું."

ઠેડાવ ૩ જો:—"ઉપલાં ફંડમાં જે નાણાં ભરાય તે વસુલ કરીને તુરત વેળા મુંબઇ બેંકમા કમિટીના ખજાનચીઓએ પોતાને નામે મુકવાં."

---

ઉપલી કમિટીની એક ષભા તા૦ ૧૯ મી મેએ સને ૧૮૮૪ ને દિને મલી હતી. જેમાં નીચલો ઠેડાવ એકમતે પસાર થયો હતો:—

"શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનનાં મોબેદોને મુંબઇમાં દરેમેહેર બંધાવી આપવાનાં ફંડને લગતી મદેહનજરનો જે ખરડો સેક્રેટરીઓએ તૈયાર કરી ષભા આગલ મૂકયો તે આજ રોજે કરેલા ફેરફાર સાથે આ ઠેડાવથી મંજૂર કરવામાં આવે છે, અને કેટલાક સભાસદો તરફથી સુચનાઓ હજુર સૂધી નહિ આવવાને લીધે સેક્રેટરીઓને સત્તા આપવામાં આવે છે કે હવે પછી કાંઇ બંદોબસ્તો અને યોગય ફેરફાર કરવો પડે તો તે કરીને ઉપર જણાવેલી મદેહનજર કમિટીનાં ગ્રહસ્થોની સહી સાથે છપાવી તુરત બહાર પાડવી, અને તે એક ઉઘરાણાંનાં લીસ્ટ સાથે જરથોશતીઓમાં ફરતી કરવી."

---

ઉપલી કમિટીની એક ષભા તા૦ ૩૧ મી મેએ સને ૧૮૮૪ ને દિને મલી હતી, જેમાં ષભા બોલાવવાનું કારણ કહી સંભળાવતાં સેક્રેટરી શેઠ ખરશેદજી નશરવાંનજી શીરવઇએ જણાવ્યું હતું કે:—

" છેલ્લી સભા મલ્યા પછી ઘણીક તરફથી એવી સુચના કરવામાં આવી છે કે કમિટીએ પ્રગટ કરવા ધારેલી મદેહનજરમાં અનજુમનનાં એક આતશબેહેરામ બાંધવા વિષે ઇશારો કરવા બાબદ ફરી વિચાર કરી ઠેડાવ કરવાની અગત છે, ને ઉપરથી આ સભા ને વિષે નક્કી ઠેડાવ કરવા બોલાવવામાં આવી છે. હાલના વખતને બંધ બેસતાં અનજુમનનાં એક આતશબેહેરામની ખરી હાજત છે, **અને જે મોબેદાનાં ભલાંને અર્થે કમિટીએ કામ માંથે ઉઠાવી લીધું** છે તેમનો ઘણો ભાગ પોતાનું ગુજરાંન આતશબેહેરામમાં બંદગી કરવા આવતા જરથોશ્તીઓ તરફથી મલતી આશીદાદ ઉપર મૂખ્ય કરી ચલાવે છે. જો પૂરતું નાણું એકઠું થાય તો તે સવાબનું કામ સરનજામ ઉતારવું સજાવાર છે. માટે જો તમો સાહેબોનોબી એવો વિચાર હોય કે મદેહનજરમાં તે વિષે ઇશારો કરવો વાજબી છે, તો તે બાબે મદેહનજરમાં વધારવા માટેનાં ફકરાનો સેક્રેટરીઓએ તૈયાર કીધેલો ખરડો તમો સાહેબો હજુર વાંચવામાં આવશે, તથા સભા બહાલ રાખે તેવા ફેરફાર સાથે મદેહનજરમાં તે દાખલ કરવામાં આવશે."

મી૦ શીરવઇની સુચના કમિટીએ પસંદ કરવાથી, મદેહનજરમાં વધારવા ધારેલા ફકરાનો ખરડો સભામાં વંચાયો હતો. જે ઉપર કેટલીક મસલહત અને ખરડામાં ફેરફારો કરવા પાછી નીચલા ઠેડાવો એકમતે પસાર કરવામાં આવ્યા હતા:—

ઠેડાવ પહેલો—" આજ દિને વધારવામાં આવેલા ફકરાનો જે ખરડો સભા હજુર રજુ થયો તે —તેમાં કીધેલા ફેરફારો સાથે—આ સભા બહાલ રાખે છે, અને તે વધારા સાથે છેલ્લી સભામાં પસંદ કીધેલી મદેહનજર છપાવી બહાર પાડવી."

ઠેડાવ બીજો:—"ઉપલી મદેહનજર કમિટીના સભાસદોની સહીઓ સાથે પ્રગટ કરવા વિષે છેલ્લી સભામા થયલા ઠેડાવમાં વધારે સગવડને માટે એવી મતલબનો ફેરફાર કરવો કે મદેહનજર કમિટીના સરનશીન, ખજાનચીઓ અને સેક્રેટરીઓની સહીઓ સાથે પ્રગટ કરવી."

———:o:———

ઉપલી કમિટીની એક સભા તા૦ ૩ જી જુલાઇ ૧૮૮૪ ને દીને મળી હતી, જેમાં નીચલા બે ઠેડાવો એકમતે પસાર થયા હતા:—

**ઠેડાવ પહેલો:**—" મદેહનજર તથા ઉઘરાણાંની ટીપ લઈને નીચલા ગ્રહસ્થોના એક ડેપ્યુટેશને આપણા ટોળાના આગેવાન સાહેબોને ત્યાં આવતી તા૦ ૧૦ મી સુધીમાં જવું, અને તેઓને પોતાથી બનતાં નાણાં ટીપમાં ભરવાની એલતેમાસ કરવી, ત્યાર પછી ટીપ કમિટીના બીજા ગ્રહસ્થોમાં અને જાહેરમાં ફેરવવી ડેપ્યુટેશનના ગ્રહસ્થોનાં નામો:—શેઠ દીનશાજી મનચેરજી પંથકી, ડાકતર ડોસાભાઇ બેજનજી, ડાકતર રૂસ્તમજી નશરવાંનજી ખારી, શેઠો દીનશાજી પેસ્તનજી કાંગા, પેસ્તનજી કાવસજી વકીલ, હોરમજજી મનચેરજી ચીજગર, દારાશાહ રતનજી ચીજગર, કાવસજી નશરવાનજી કાંગા, કેકોબાદ કાવસજી પંથકી, કાવસજી સોહરાબજી બેદવાર, જીવનજી જમશેદજી મોદી, સોહરાબજી કાવસજી તાતા સોહરાબજી રૂસ્તમજી બનશાહ, નવરો-

જજી કેરસાસપજી આંતીઆ, ખરશેદજી નશરવાંનજી શીરવઈ અને ફરદુનજી માણેકજી કાંગા."

ઠેડાવ બીજો:—"બાંધવા ધારેલાં દરેમેહેર તથા આતશબેહેરામનાં ફંડમાં કોઇ જરથોશ્તી ગૃહસ્થ તે મકાનોનાં કમિટીએ મુકરર કીધેલા ભાગો મધેનો કોઇ ચોકસ ભાગ બાંધતાં જેટલો ખરચ થાય તેટલી રકમ એવી સરતથી ભરવા માગે કે, તે સાહેબે ભરેલાં નાણાંની યાદગારી સારૂ તેને લગતો લેખ તે મકાનમાં મુકવો, તો તેવી રકમ તેવી સરતથી લેવાને કમિટી મુખ્તીયાર છે." એ મતલબનો ફકરો છપાવવા ધારેલી મદેહ-નજર મધે દાખલ કરવાની સત્તા સેક્રેટરીઓને આપવામાં આવી હતી.

## ભગરિયા આગેવાનોની કમિટીએ છપાવી બહાર પાડેલી પહેલી યાદગાર મદેહનજર, તેઓએ ભગરિયા મોબેદોની સગવડને માટે બરપા કરાવેલી કામચલાઉ અગીઆરી; તથા જાથુકના મકાન સારૂં જગ્યા વિગેરેની કરવામાં આવેલી ગોઠવણ.

ભગરિયા આગેવાનોની કમીટીએ પોતાની સભાઓ મધે કીધેલા ઠેડાવો મુજબ નીચલી "મદેહનજર" મુંબઇના વર્તમાન પત્રો મધે છપાવવામાં તથા તેની નકલો હેન્ડબિલ મારફતે દેશ-પરદેશ પારસી જરથોશ્તીઓમાં છુટથી ફેલાવવામાં આવી હતી.

——:o:——

## દસ્તાવેજ ૬૮ મો, છપાયલો.*

——:o:——

### "જરથોશતી આલમને અરજ.

"નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથની અનજુમનનાં મુંબઇમાં વસતા મોબેદ સાહેબોનાં ભલાંને અરથે સખી જરથોશતીઓને આ નમનતાઇ ભરેલી અરજ કરવામાં આવે છે, તેના સંબંધમાં કેટલોક ખુલાસો કરવાની રજા લઇએ છીએ.

૧—સરવે જરથોશતીઓને રોશન છે તેમ, મજકુર અનજુમનનાં મોબેદોની એક મોટી સંખયા, મુંબઇ મધે ચંદનવાડી વાહડીઆજીનાં આતશબેહેરામમાં ૫૦) થી વધુ વરસની લાંબી મુદત સુધી રહી, આતશબેહેરામમાં બોએ દેવાનું કામ, તથા આતશબેહે-રામને લગતા દરેમેહેરમાં પોતાના બેહદીન સાહેબોનું તમામ ધરમનું કામ પોતાનાં ટોલાના અસલ બંદોબસતો અને રીવાજો મુજબ સુલેહથી, આબરૂથી અને વખત જતે તેઓ તરફ વપરાયલી સખતાઇ વચે સબુરીથી કરી પોતાનું ગુજરાન કરતા રહેઆ હતા.

૨—આટલી લાંબી મુદત સુધી મજકુર મોબેદોએ ઉપર જણાવ્યા પ્રમાણે જે જે કાંમો કીધાં તે તરફ આતશબેહેરામનાં લાગતા વલગતાઓ પોતાની બાહલી અને પસં-દગી દેખાડતા રહયા.

૩—આ પ્રમાણે સરવે મામલો સમાધાનીની ભરેલો ચાલતો હતો, તે દરમેઆન મજકુર મોબેદોએ લગભગ ૨૦ વરસ સુધી વાહડીઆજીના આતશબેહેરામ સાહેબના પવિત્ર કેબલાની તન અને મનથી સેવા કરી, સખત મેહનતથી મેળવેલા પોતાના વારાના અથવા બોએના પઇસા મેળવવાની એક વાર ફરીથી કોશેશ કરવા માંડી. જરથોશતી સાહેબોને ખબર હશે તેમ, એ પઇસા લાંબી મુદત સુધી શેઠ હોરમજજી બમનજી શેઠ તથા શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠ જેવા નેકબખ્ત ખેરખાહોની પાસે રહી, તેઓની સંભાળ અને કાળજીથી વખત જતે વધી, તેની એક મોટી રકમ થઇ હતી, પણ તે પઇસા કસાબી ઉપયોગમાં આવી શકયા વગર પડી રહયા હતા. તે પોતાના સવાધી-નમાં લઇ, પોતાના આખા ટોલાનાં ભલાંને કાજે વાપરવાનો ઠેડાવ કરી, તે મેળવવા માટે અતરેની હાઇ કોરટમાં મજકુર ભગરસાથ અનજુમન તરફથી એક મુકદમો ગીઆ સાલમાં મોબેદોએ ચલાવેઓ, જેનું સેવટ આતશબેહેરામના તરસટીઓની મજબુત હરીફાઇ છતાં અને તેઓની વકીની વીરૂધ, મોબેદોના લાભમાં આવીઉં.

૪—આ સેવટથી, એક હાથ ઉપર જેમ આટલી લાંબી મુદત સુધી નકામાં પડી રહેલા મોબેદોની સકમાઇના પઇસા તેઓને હાથ આવવાનો વખત નજદીક આવેઓ, તેમ બીજા હાથ ઉપર તેવાજ વારાના પઇસાની બીજા ૩૦) થી વધુ વરસની મોબેદોની કમા-ઇની તેથી ઘણી મોટી રકમ, જે આતશબેહેરામના તરસટીઓ પાસે ભેગી થઇ છે, તે પણ મજકુર મોબેદોને હાથ આવવાનો સંભવ ઉભો થયો.

૫—એટલું થતાંજ, આતશબેહેરામના લાગતા વળગતા સાહેબોએ મજકુર મોબેદો વીરૂધ એક હીલચાલ મજબુતીથી કરવા માંડી, જેમાંથી આયંદેહ પારસી ટોલાને કાંઇ પણ જાણવા જોગ ફાયદો ન થતાં, તે હીલચાલ પાર પાડવા માટે પસંદ કીધેલા સંજોગ અને લેવા ધારેલા ઉપાયોથી ટોલાની સુલેહ અને એખલાસમાં નકામી ખલલ થવાની દરેક સમજુ જરથોશતીને પુરતી વકી હતી.

૬—આ હીલચાલ મજકુર આતશબેહેરામમાં મોબેદોને "નાવર તથા મરતબ" કર-વાને લગતી જુની અને મુશકેલીથી ભરેલી બાબદને લગતી હતી. તે હીલચાલ આતશ-બેહેરામના દરજ્જો વધારવા તથા ધરમનો એક અગતનો સુધારો અતરે દાખલ કરવાના બાહનાથી કરવામાં આવી, પણ ખરેખર તો કાંઇપણ મુસ્તકીમ કારણ વગર, અને એવા સંજોગો અને હાલતો વચ્ચે તે ઉભી કરવામાં આવી કે, તેથી તેના આગેવાનોના હેતુ અને દુરઅંદેશી વિશે સ્વભાવિક રીતે વેહેમ ઉતપંન થાય, અને એ બાબદનાં સંબંધમાં પાછળથી જે જે બન્યું છે તેથી, તે વેહેમને મજબુત ટેકો મળ્યો છે.

૭—આ હીલચાલના ગુણદોષો વીશે તકરાર કરવાની આ જગા નથી. તે ગુણદોષો ગમે તેવા હોય, તો પણ તે હીલચાલ પાર પાડવા માટે જે વખત અને જેવા ઉપાયો પસંદ કરવામાં આવ્યા તેથી, તથા તેની કશી પણ અગત કોઇ તરફથી સાબીત થયલી ન જણાયાથી, તેમજ તેવા ફેરફારને છાજતી ધીરજ, સમજ, અને દુરઅંદેશી વીના, અને તે વીશે આખા ટોલાનું અથવા તેના મોટા ભાગનું મત નકી રીતે મેળવવાની કોશેશ

કરવાની દરકાર કરવા વીના, જેવી ઉતાવલથી અને ફકત બે પાંચ સાહેબોની સત્તા અને હુજતના જોરથી તે આગલ ચાલવા લાગી, તે ઉપરથી મુખ્ય કરીને, તેમજ મજકુર મોબેદોના વીચાર અને લાગણી પ્રમાણે તેઓનાં ટોલાના કદીમ બંદોબસ્તો અને રીતીઓથી તે હીલચાલ વાંધા ભરેલી હોવાનાં સબબથી, તે મોબેદો તરફથી તેમાં સામેલ થવાને પહેલાંથીજ આનાકાની દેખાડવામાં આવી. ત્યાર પછી, જયારે પરીણામોની દરકાર કરવા વીના, ગમે તેમ કરીને પણ તે પાર પાડવાનો સામાવાલાઓનો પકકો ઠેડાવ જણાયો ત્યારે, તે તકરારનો બંધે પક્ષવાલાઓને સગવડ પડતો ફડચો દરેક સુલેહ ભરેલા ઉપાયથી લાવવાના હેતુથી, મોબેદોએ પોતાથી બનતી તજવીજ કીધી, પણ તેમાં તેઓ નીશફળ થયા. અને જયારે સમજાવત, દબાણ, અને લાલચ છતાં, મોબેદોએ આવી રીતે ચાલતી હીલચાલને ટેકો આપવાને નમનતાઇ સાથે ના પાડી ત્યારે, તેઓને ખુલી રીતે જણાવવામાં આવ્યું કે તેઓએ, ઇઆતો આતશબેહેરામ હમેશ સુધી છોડી જઇ તેમાં બોએ દેવાનું અથવા બીજું કાંઇ પણ કામકાજ કરવાની આશા રાખવી નહીં, ઇઆતો આતશબેહેરામનાં તરસટીઓ અને તેઓના દસતુરજીની મરજી અને સત્તાને વગર તકરારે આધીન થવું.

૮—આવી હાલતમાં આ મોબેદો, જેઓને પોતાની કમાઇ કરતાં પોતાનું એકીન અને પોતાનાં વડાં પંથક તરફનું માન વધારે પેયારાં હતાં, તેઓએ ઓજરખાહીથી માંગી લીધું કે બોએ દેવાનો તેઓનો ૫૦ )થી વધુ વરસનો હક અને વહીવટ આવી રીતે જોરથી છીનવી લેવાની જોખમદારી વગર વીચારે સામાવાલા પોતાને સર ખેંચી લે તો ભલે, પણ આતશબેહેરામને લગતી દરેમેહેરમાં અસલ વહીવટ પ્રમાણે, પોતાના બેહદીન સાહેબોનું ધરમનું કામ તેઓને કરવા દેવું.

૯ —આ મધ્યમ માગણી પણ લાગતા વલગતાઓએ તુછકારથી રદ કીધી, અને જયારે એ ઉપરાંત મજકુર મોબેદો જાણે તુફાનીઆ ફીસાદખોરો હોય એવી રીતની ગેર-સલુકાઇ ભરેલી વરતણુંક તેઓની સામે ચલાવવામાં આવી, ત્યારે તેઓને નાચારીએ, જે મકાનમાં પોતાની જીંદગીનો સરવેથી અગતનો ભાગ તેઓએ ગુજારાઓ હતો તેમાંથી ગમગીન દીલથી, અને અફસોસ સાથે ગીઆ ડીસેમબર માસમાં નીકલવું પડયું.

૧૦—આવા મુશકેલીના વખતમાં, શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મહેર-બાનીથી તેઓ મરહુમ દાદીશેઠનાં આતશબેહેરામમાં હાલ આસરો પામ્યા છે, અને ત્યાં પોતાના અસલી રીવાજો પ્રમાણે, પોતાનું કામ, ઘણી મુશકેલીઓ વચે મુગે મોઢે, પોતાના આશરો આપનારના હકમાં દુવા કરી, કરેઆ જાએ છે. તેમાં પણ તેઓને સતાવવાને તથા તેઓની રોજીમાં હરકત કરવાને કેટલીક તરફથી અનેક પ્રકારની કોશેશ કરવામાં આવે છે, ત્યારે તેમાંથી મોકલા થવા માટે, તથા પોતાનું ગુજરાન કરવાની સાધારણ સગ-વડો માટે સખીદીલથી કાંઇ ઘટતી યોજના કરવામાં આવે તે સારૂં, સરવે જરથોશતીઓને નમનતાઇ સાથે તેઓ આ અરજ કરે છે.

૧૧—મજકુર મોબેદોએ ભગરસાથ અનજુમનનાં કેટલાક આગેવાન અને કેળવાયલા સાહેબો જોગ એક “ રેકવીજીશન ” કરી એવી અરજ કીધી છે કે ચંદનવાડીના લતા

તરફ એક લાયક દરેમેહેરની જે ખુટ કેટલોક વખત થયો જણાવા લાગી હતી, અને જેમાં તેઓ આ આતશબેહેરામના તરસટીઓ તથા તેઓના દસતુરજી વચે ઉપર જણાવ્યા પ્રમાણે ઉઠેલી તકરારથી, ઘણો વધારો થયો છે, તે ખુટ પુરી પાડી આપવાની મેહેરબાનીની રાહે તસદી લઇ ગોઠવણ કરવી.

૧૨—આ રેકવીઝીશન મલવાથી, ઉપલી હકીકત તરફ નેઘાહ રાખી, તેમાંની અરજ પાર પાડવા માટે તમામ ઘટતા ઉપાયો લેવા સારૂ, નીચે લખેલા ગ્રહસ્થોની એક કમીટી (વધારાની સત્તા સાથે) નેમવામાં આવી છે, જેઓએ ચંદનવાડીના લતા તરફ એક લાયક દરેમેહેર બાંધવા સારૂ નાણું ભેગું કરવા "શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવાનું ફંડ" એવે નામે એક ફંડ ઉભું કરવાનો ઠેડાવ કીધો છે. એ ફંડમાંથી એક મકાન બંધાઇ તયાર થાય તેટલાં કોઇ કામ ચલાઉ મકાન ભાડે અથવા બીજી તુરતની ગોઠવણથી પુરૂં પાડવામાં આવે એવો પણ બંદોબસ્ત કરવાનો ઠેડાવ કરયો છે.

## કમીટીના હાલના સભાસદોનાં નામ.

૧ શેઠ જાલભાઇ અરદેશર શેઠ.
૨ ,, મનચેરજી બમનજી પંથકી.
૩ ,, નશરવાંનજી રતનજી તાતા.
૪ પરોફેસર દાદાભાઇ નવરોજજી.
૫ શેઠ ખરશેદજી માણેકજી શેઠના.
૬ ,, બેહરાંમજી નશરવાંનજી શીરવઇ.
૭ ,, રૂશતમજી ડોશાભઇ શેઠના.
૮ ,, પેશતનજી રૂશતમજી કાંગા.
૯ ,, હોરમજજી દાદાભઇ વકીલ.
૧૦ ,, દીનશાજી મનચેરજી પંથકી.
૧૧ ,, ખરશેદજી નશરવાંનજી શીરવઇ—મુંબઇના એસીસટનટ કલેકટર અને લાઇસન્સ ટેકસ કમીશનર.
૧૨ ડાકતર રૂશતમજી નશરવાનજી ખોરી.
૧૩ શેઠ પેશતનજી કાવસજી, હાઇ કોરટના સોલીસીટર.
૧૪ ,, હોરમજજી મનચેરજી ચીજગર, હાઇ કોરટના સોલીસીટર.
૧૫ ,, દીનશાહ પેશતનજી કાંગા, હાઇ કોરટના સોલીસીટર.
૧૬ ,, દારાશા રતનજી ચીજગર.
૧૭ શેઠ કાવશજી એદલજી મશાની, મુનસફ.
૧૮ ,, પેશતનજી દાજીભાઇ ઉનવાલા.
૧૯ ડાકતર ડોસાભઇ બેજનજી.
૨૦ ,, ફરદુનજી બેરામજી શીરવાઇ.
૨૧ ,, ટેમુલજી ભીખાજી નરીમાન.
૨૨ શેઠ ફરામજી હોરમજજી અરજાની.
૨૩ ,, પાલનજી દોરાબજી રાંનજી.
૨૪ ,, જાંહાંગીર હોરમજજી પંથકી.
૨૫ ,, ફરાંમજી બરજોરજી કપટાન.
૨૬ ,, મનચેરજી દોરાબજી વકીલ.
૨૭ ,, કાવશજી સોહરાબજી ભેદવાર.
૨૮ ,, નશરવાંનજી દાદાભઇ કારતક.
૨૯ ,, કાવસજી નશરવાનજી કાંગા.
૩૦ ,, બેરામજી ભીખાજી કાંગા.
૩૧ ,, દોરાબજી ભીખાજી કાંગા.
૩૨ ,, રૂશતમજી દાદાભાઇ માડન.
૩૩ ,, માણેકજી હોરમજજી પરબેજ.
૩૪ ,, કેકોબાદ કાવસજી પંથકી.
૩૫ ,, સોહરાબજી કાવશજી તાતા.
૩૬ ,, માણેકજી હોરમજી મશાની.
૩૭ ,, કાવસજી એદલજી કાંગા.

| | |
|---|---|
| ૩૮ શેઠ પાહલનજી નવરોજજી પાવરી. | ૫૧ ડાકતર હોરમજજી નશરવાંનજી શીરવાઇ. |
| ૩૯ ,, સોહરાબજી રૂશતમજી બનશાહ. | ૫૨ ,, નાનાભાઇ નવરોજજી કારતક. |
| ૪૦ ,, અદલજી કાવશજી મશાની. | ૫૩ શેઠ કેખશરૂ પેશતનજી ભેદવાર. |
| ૪૧ ,, જીવનજી જમશેદજી મોદી. | ૫૪ ,, બેજનજી રતનજી કોતવાલ. |
| ૪૨ ,, કાવસજી બેજનજી શેઠના. | ૫૫ ,, સોહરાબજી માણેકજી કાંગા. |
| ૪૩ ,, જમશેદજી બેહરામજી કાંગા. | ૫૬ ,, નસરવાંનજી નવરોજજી બોદ. |
| ૪૪ ,, ફરદુનજી માણેકજી કાંગા. | ૫૭ ,, ખરશેદજી નવરોજજી પાવરી. (ઇજનેર.) |
| ૪૫ ,, ખરશેદજી રૂશતમજી શેઠના. | ૫૮ ,, દીનશાહ નવરોજજી બોદ. |
| ૪૬ ,, જમશેદજી દાદાભાઇ નાદરશાહ (ઇજનેર.) | ૫૯ ,, માણેકજી ખરશેદજી નરીમાન. |
| ૪૭ ,, જમશેદજી રૂશતમજી શેઠના. | ૬૦ ,, હોરમજજી માણેકજી પાદશાહ. |
| ૪૮ ,, બેજનજી સાપુરજી માદન. | ૬૧ ,, નવરોજજી કેરસાસપજી આંતીઆ |
| ૪૯ ડાકતર ફરામજી શાપુરજી. | ૬૨ ,, રૂશતમજી સોહરાબજી ઉનવાલા. |
| ૫૦ ,, અરચશા ફરામજી શેઠના. | ૬૩ ,, અસ્પંદીઆરજી બરજોરજી પંથકી. |

૧૩—આ દરેમેહેર **શ્રી નવસારીની** વડી દરેમેહેરને મલતા ભગરસાથની અનજુમનનાં મોબેદોનાં વપરાસને માટે થશે.

૧૪—ધાર્મીક તરફથી એવી સુચના કરવામાં આવી છે કે, આ પ્રસંગનો લાભ લઇ, મુંબઇના કુલ જરથોશતીઆની અબાદત સારૂ, જાહેર ઉઘરાંણાથી, આખી જરથોશતી અનજુમનનું એક આતશબેહેરામ સ્થાપવાની અગત છે.

આ વાત ખરી છે કે બે ચાર ખાનગી સખશોનાં અખતેઆર કરતાં, એક અનજુમન જેવાનાં સામન્ય અખતેઆર તલેનાં એવાં એક મકાનની ખરી હાજત છે; અને જો કે જરથોશતી ટોલાની હાલની જાહોજલાલીને તથા આ જમાનાની હાજતોને બંધએસતું આખા ટોલા માટેનું એક આતશબેહેરામ તઇઆર કરવા માટે ઘણા મોટા ખરચની જરૂર છે, તો પણ બીજી બાબદોમાંથી બને છે તેમ, જો આ કામની પણ નાહની શાહરૂઆતમાંથી આવું મહાભારત કામ પાર પાડી શકાએ એવાં પુરતાં સાંધણો, વખત જતાં, કમીટીને મલશે, તો તેઓ પોતાને ભાગ્યશાળી સમજી તે કામ ઉચકી લઇને સરંનજામ ઉતારવા માટે મેહેનત કરવાને ચુકશે નહી, અને જરથોશતી આલમને પણ એક રીતે ખુશી થવાનું કારણ મલશે કે, હાલની ભાંજગડમાંથી આવું એક શુભ પરીણામ નીપજયું.

દરેમેહેરનું કામ પહેલું શાહરૂ કીધામાં આવશે, અને ત્યાર બાદ જે ફંડ બાકી રહેશે તેની સંભાલ રાખી, વખત જતે વધારી, આતશબેહેરામ માટે પુરતું નાણુ થતાં તે મોટું કામ શાહરૂ કીધામાં આવશે.

૧૫—જો નાણાંની પુરતી જોગવાઇ બનશે તો, આ આતશબેહેરામ સાહેબનાં મકાનમાં હાલના વખતને અનુસરતું એક કુશાદે દીવાનખાનું બનાવવામાં આવશે, જેમાં

જરથોશતી બાનુંઓ માટે ખાસ ગેલરી અથવા તેવીજ ઘટતી સગવડ અને ગોઠવણ કરવામાં આવશે, અને તેમાં જરથોશતી ધરમ અને નીતીને લગતી બાબદો ઉપર જાહેર વાઆઝો અને બીજી સર અવસરની મીજલસો માટે બંધ બેસતી ગોઠવણ રાખવામાં આવશે.

૧૬—જો કોઈ ગ્રહસ્થ ઉપલાં ફંડમાં નાણું ભરતી વખતે તેવી ખાહેશ રાખે તો તે પ્રમાણે કમીટી સાથે એવો બંદોબસ્ત કરી શકશે કે, દરેમેહર અથવા આતશબેહેરામના કમીટીએ મુકરર કીધેલા ભાગોમાંનો કોઇ પણ ભાગ બાંધવા માટે પુરતાં નાણાં આપવાથી તેવા ગ્રહસ્થના નામની યાદગારીનો લેખ તે મકાનમાં મુકવો.

૧૭—ઉપલી દરેમેહર અને આતશબેહેરામનો કારોબાર તથા વ્યવસ્થા નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથની અનજુમનના અથોરનાનોને હસ્તક રેહેશે, અને તેને લગતા સરવે બંદોબસ્તો જેવા કે તરસટીઓની નેમણુક, વહીવટને લગતા કાયદા તથા સરવે યોગય લખાંણો વીગેરે કરવાં, તે કમીટીનાં હાથમાં રેહેશે.

૧૮—આ ફંડમાં નાણું ભરવા સારૂ દરેક જરથોશતીને અરજ કરતાં એવી આશા રાખવામાં આવે છે કે, મજકુર મોબેદોનાં જેવા વરગના લોકો, જેઓ પોતાનાં વડાં પંથક તરફનાં પોતાનાં માન તથા પોતાની લાગણીની જાળવણી કરતાં, ઉપર જણાવ્યા પ્રમાણે જે હાલતમાં આવી પડયા છે તેમાંથી તઓને છોડવવાને સમજુ જરથોશતીઓ પોતાની શકતી મુજબ ઘટતી મદદ કરવાને પછાત પડશે નહી.

૧૯—આજના જેવા સુધરેલા અને છુટા વીચારના વખતમાં એવું બને કે ધરમ, આચાર, અને રસમને લગતા સામાન્ય અને જાહેર સવાલોમાં બે પાંચ સાહેબો પોતાની મરજી માફક રસતો લેવાની હુજત કરે, અને તેમ થતાં મોબેદો જેવા ગરીબ અને રાંક લોકોની એક મોટી સંખ્યા પોતાના અંતઃકરણના વીચારને વલગી રહેવાની ખાહેશને લીધેજ વીપતીમાં આવી પડે, એ અફસોસ તેમજ અજાયબી ભરેલું છે. તેવી રીતે થતું અટકે એવી મુખ્ય મતલબથી આ ફંડ ઉભું કરવામાં આવ્યું છે, અને તેમાં મદદ કરવાથી જેમ એક હાથ ઉપર ગરીબ મોબેદોને આપખુદ સત્તાનો ભોગ થતાં અટકાવવાનો સંતોષ હાંસેલ થશે, તેમ બીજા હાથ ઉપર ચંદનવાડીના લત્તા, જયાં પારસીઓની દીનપરદીન વસતી વધતી જાય છે, તે તરફ એવી એક દરેમેહેર વગર પડતી હરકતો દુર કરવાનાં સવાબનાં કામમાં મદદ કીધેલી ગણાશે. વલી આવી રીતે એક દરેમેહેર અને આતશબેહેરામ જેવાં પવીત્ર અને જાહેર એબાદતનાં મકાનો કોઇ એક કે બે ગ્રહસ્થોની માલેકીનાં નહીં, પણ જાહેર ઉઘરાણાંથી કુલ અનજુમનનાં, સ્થાપવામાં આવશે, અને તેનો વહીવટ બે ચાર ખાનગી પુરૂષોના આપખુદ વીચારોની ધાસ્તી ભરેલી ખાંમીથી મોકલો રહેશે.

૨૦—આ ફંડમાં જે નાણું ભરાતું જશે તે તુરત વેલા મુંબઇ બેંકમાં કમીટીના

ખજાનચીઓ શેઠ ખરશેદજી માણેકજી શેઠના તથા દીનશાજી મનચેરજી પંથકીને નામે રાખવામાં આવશે.

૨૧—સેવટે સરવે સખી અને ભલા દીલના જરથોશતીઓને ઓજરખાહીથી અરજ કરીએ છીએ, કે તેઓએ આ નેક સવાબના કામમાં સામેલ થઈ પોતાનાં મુબારક નામો નીચલી ટીપમાં દાખલ કરી, આ ફંડને પુરતી નાણાંની મદદ આપવી.

મુંબઇ, તા૦ ૭ મી જુલાઈ સને ૧૮૮૪.

જાલભાઇ અરદેશર શેઠ–સરનશીન.

ખરશેદજી માણેકજી શેઠ<br>દીનશાહ મનચેરજી પંથકી } ખજાનચીઓ.

ખરશેદજી નશરવાંનજી શીરવાઇ.<br>ફરદુનજી માણેકજી કાંગા.[1] } સેક્રેટરીઓ."

કમિટીના આગેવાન સાહેબોએ ઉપલી "મદેહનજર" બહાર પાડવાની આગમચ પોતપોતામાં એવી મસલહત કીધી હતી કે:—"બાંધવા ધારેલી દરેમેહેર તઇયાર થતાં

---

૧ શ્રી નવસારીની વડી દરેમેહેરનં તાએબેના ખાસ ભગરિયા મોબેદોને માટે એક દરેમેહેર તથા–બને તો–આતશબેહેરામ સાહેબ બરપા. કરવા માટેના સબબો, ઉપલી "મદેહનજર" મધે ઘણા ખોલ્લા શબ્દોમાં ભગરિયા આગેવાનોએ આશકારા કીધા છે. તેમાં ખાસ કલમ નાખી જણાવ્યું છે કે "આ દરેમેહેર શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથની અનજુમનનાં મોબેદોનાં વપરાસને માટે થશે." જો દરેક પંથના મોબેદ સાહેબોને બાંધવા ધારેલી નવી દરેમેહેરમાં સઘલી પ્રકારના ક્રિયા ભણતરો કરવાની છુટ આપી શકાય તેમ હતે તો, કમિટીના કેળવાયલા અને ઘણા ઉદાર વિચારો ધરાવનારા સભાસદો, તે આપવાથી અને તેમ મદેહનજર મધે ખુલ્લી રીતે જાહેર કરવાથી કદિ પણ પછાત પડતે નહિ, પરંતુ વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે ભગરિયા મોબેદો "આલાત" સાથના ક્રિયાકામો કરવાનો જે એખલો "હકક" ભોગવતા હતા અને તે કારણે તે મકાન ભગરસાથનું "વડું મથક" ગણાતું હતું, તથા ત્યાંજ તેમનો ક્રિયાકામ કરવાનો સઘલો "આલાત" રહેતો હતો, તે બિનાથી કમિટીના આગેવાન સાહેબો પૂરા માહિતગાર હોવાથી, તેમજ જે આતશબેહેરામના દસ્તુર તથા મોબેદોની સાથે ભગરિયા મોબેદોને આટલી હદે જુદાઇ થયલી, તેઓબી–જો દરેમેહેર સામાન્ય મોબેદોના વપડાસને માટે બને તો–તેમાં ક્રિયાકામ કરવાનો દાવો ઉઠાવે અને તેથી નવી ખતપત જાગવા પામે એવો સંભવ જણાયાથી, કમિટીના દુરઅંદેશ અને દિલસોઝ સાહેબોએ પૂખ્ત વિચાર પછી ભગરસાથની અનજુમનનો જે તરીકો અને રેવાજ પહેલાંથી મરહુમ માણેકજી નવરોજજી શેઠની પાક દરેમેહેરમાં ચાલતો હતો તથા જે તરીકા મુજબ વાડિયાજીનાં આતશબેહેરામ મધે ભગરિયા મોબેદોએ અત્યાર સુધી કામકાજ કીધું હતું, તેજ તરીકા મુજબ ચાલવા અને કામકાજ કરવાને બની શકે તેવી, ખાસ ભગરિયા મોબેદોને માટે એક દરેમેહેર બરપા કરી આપવાનું તથા–નાણાંની પુરતી જોગવાઇ બને તો–કુલ્લે અનજુમનને નામનાં એક આતશબેહેરામ સાહેબ હસ્તીમાં લાવવાનું કામ માથે ઉઠાવ્યું હતું.

બે–ત્રણ વર્ષ નિકલી જશે, જે અરસામાં વાડિયાજીના આતશબેહેરામનું મકાન તજનારા ભગરિયા મોબેદોને ચંદનવાડી ખાતે પોતાના યજમાનોને ઘરના "દરૂનબાજ" ઇજવા સારૂ કામચલાઉ અગીઆરીનું મકાન પુરૂં પાડવાની અને તેમ કરી તેઓને તે તરફ બેસવા ઉઠવાનો આસરો કરી આપવાની અગત્ય છે, આવું એક સગવડ ભરેલું ભાડેનું મકાન જો તુરત વેળા તેઓને પૂરૂં પાડવામાં આવે તો દુરની જગોએ "બોજો" લઇ જવાની તથા દુકાને દુકાન ઉભા રહેવાની તેઓની મૂશ્કેલી અને હાડમારી ઘણે ભાગે દુર થઇ શકે" આએ વિચાર અને યોજના કમિટીને પસંદ પડવાથી, તેવું કામચલાઉ અગીઆરીનું મકાન જલદીથી તઇયાર કરાવવાનો તેઓએ ઠેઠાવ કીધો હતો. ભગરિયા મોબેદોના સારાં નસિબે આતશબેહેરામ સાહેબની પડોસમાંજ આવેલાં શેઠ મેરવાંનજી પેશતનજી ચીજગરના એક સુંદર અને અગીઆરીને લાયક ઘર ઉપર કમિટીના આગેવાન ગ્રહસ્થોનું ધ્યાન ખેંચાયાથી, શેઠ મેરવાંનજી ચીજગર–જેઓ પોતેબી એક ભગરિયા હતા તેઓ–ને સમજાવત કરવામાં આવતાં, ભગરિયા આગેવાનોની માગણી સ્વિકારી પોતાનું ઘર ચોકસ સરતોથી ભાડે આપવાને તેઓએ કબૂલ કર્યું હતું, અને તે સરતો સ્વિકારી તુરત કમિટીના ગ્રહસ્થોએ તે ઘર પોતાના સ્વાધીનમાં લીધું હતું. આએ કામમાં મૂખ્ય આગેવાની અને મદદ શેઠ કાવસજી સોહરાબજી ભેદવારની હતી, જેઓ તે વેળાંએ પોતાના ભાઇબંધ ગરીબ મોબેદોની મુશિબત ટાળવા, તેઓના વાજબી "હક્કો"નું રક્ષણ કરવા, તેઓની પ્રતિષ્ઠા જાળવવા અને સુખ સગવડ ભરેલું એક લાયક મકાન તેઓને જલદીથી પૂરૂં પાડવા માટે દિલથી ઇન્તેજાર અને બીજાઓ ભેગી ખરી મહેનત કરનારા હતા. તેઓએ તુરત વેળા પોતાની ગીરોથી મોહટો ખર્ચ કરી મી૦ ચીજગરના ઘરમાં ઘટતો ફેરફાર કરાવી તેને અગીઆરી લાયક બનાવ્યું હતું.

કમિટીની ધારણા મુજબ કામચલાઉ નવી અગીઆરીનું મકાન એ રીતે તૈયાર થવાથી રોજ પહેલો, માહ દસમો, સને ૧૨૫૩ યઝદેજરદી, તા૦ ૧૫ મી જુન સને ૧૮૮૫ ઇસવીને દિને તેને ઇજાવી પવિત્ર બનાવવામાં આવ્યું હતું. ત્યાર બાદ દીનદાર જરથોસ્તીઓના એક મોહટા મેળાવડા હજુર ભગરસાથના દસ્તુર મોબેદોએ જશનની પવિત્ર ક્રિયા કરી, કામચલાઉ અગીઆરી તરીકે તેમાં વાપરવેસ કરવા માંડયો હતો.

ઉપલી કામચલાઉ નવી અગીઆરી બરપા કરવામાં શેઠ કાવસજી સોહરાબજી ભેદવારે કિંમતી મદદ આપી જેમ એ કામમાં આગેવાન ભાગ લીધો હતો, તેમ જાથુકની નવી અગીઆરી બરપા કરાવવા માટે જગ્યાની મૂશ્કેલી નહિ નડે તેટલા માટે "ચીરા બઝાર" ના લત્વા તરફના મુખરા ઉપરનું એક ફરાગત જગ્યાનુ ઘર તેઓએ તેજ વેળાએ વેચાતું લઇ રાખ્યું હતું. ભગરિયા આગેવાનોની કમિટીનું ધ્યાન તે તરફ ખેંચાયાથી અને નવી દરેમેહરને માટે ચંદનવાડીના લત્વાની આસપાસ બીજી લાયક જગ્યા તેઓને નહિ જણાયાથી, શેઠ ભેદવારના મજકુર ઘર મધેજ ઘટતો ફેરફાર અને બાંધકામ કરાવી નવી દરેમેહરનું મકાન જલદીથી બરપા કરાવવાના ઠેઠાવ ઉપર કમિટીના ગ્રહસ્થો આવ્યા હતા,

તથા તેના સંબંધમાં તા૦ ૧૪ મી અકટોબર ૧૮૮૪ ઇસવીને દિને મળેલી કમિટીની સભા મધે નીચલો ઠેડાવ એકમતથી પસાર થયો હતો:—

"હાલ તુરત શેઠ કાવસજી શોહરાબજી ભેદવારના ચંદનવાડી વાળા ઘર ઉપર ઘટતો ખર્ચ કરી દરેમેહેર બનાવવી; અને તેની અંદર કેટલી સગવડ થઇ શકશે, તે બનાવવામાં કેટલો ખર્ચ થશે, તથા આદરાંન સુધાં અને આદરાંન વગર દરેમેહેર કરતાં કેટલો ખર્ચ લાગશે, તે વિષે વિચાર કરવા અને અડસ્તા કાઢવા નીચલા ગૃહસ્થોની કમિટી નેમવામાં આવે છે, જેઓએ મેહેરબાની કરી જેમ બને તેમ જલદી તે વિષે રિપોર્ટ કરવો.

કમિટીના નામ—પેસ્તનજી રૂસ્તમજી કાંગા, કાવસજી સોહરાબજી ભેદવાર, દીનશાહ પેશતનજી કાંગા, સોહરાબજી કાવસજી તાતા, જીવનજી જમશેદજી મોદી, ખરશેદજી નવરોજજી પાવરી, જમશેદજી દાદાભાઇ નાદરશાહ. ખરશેદજી નશરવાંનજી શીરવઇ અને ફરદુનજી માણેકજી કાંગા."

ઉપલી કમિટીમાં પાછલથી શેઠ કેખસરૂ પેશતનજી ભેદવારનું નામ ઉમેરવામાં આવ્યું હતું.

નવી દરેમેહેર "ચીરાબજાર"ના લત્તા ઉપર શેઠ ભેદવારના ઘરમાં બાંધવાનો ઉપલો ઠેડાવ, ભગરસાથના કેટલાક આગેવાન ગ્રહસ્થોને પસંદ પર્યો નહિ હતો. એક દરેમેહેરની સાથે પાક "આતશબેહેરામ સાહેબ" બરપા કરાવવાને જે ભગરિયા આગેવાનો ઇન્તેજાર અને ખાહેશમંદ હતા તેઓના દિલમાં મોટી જગિયા વગર આતશબેહેરામ બનાવવાનો વિચાર પડતો મૂકાવાની ધાસ્તી બરપા થઇ હતી, જેથી ઉતાવળે ઉપલો ઠેડાવ અમલમાં મૂકાતો તેઓએ ઘટતી સમજાવત કરી અટકાવ્યો હતો, અને તેજ વખતે ચંદનવાડીના લત્તા તરફ એક લાયક અને મોહોટી જગ્યાની તેઓએ જુસ્તેજો કરવા માંડી હતી. દસ્તૂરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆના જેઓ તે વેળાએ કમિટીની અંદર જોડાયલા નહિ હોવા છતાં, ભગરિયા મોબેદોની તરફથી કમિટીના કામને મદદ કરવામાં ઘણો આગેવાન તથા ઉત્સાહ ભર્યો ભાગ લેતા હતા, તેઓનું ધ્યાંન ચંદનવાડીના લત્તા ઉપર આવલી અને "સેલરહોમ"ને નામે ઓળખાતી તે વેળાના શેઠ દીનશાહજી માણેકજી પીટીટની મિલકત ઉપર ખેંચાયાથી, તથા એ જગ્યા દરેમેહેર અને આતશબેહેરામને માટે સર્વથી સરસ જણાયાથી, તે કમિટીને મેળવી આપવાનું કામ તેઓએ માથે ઉઠાવ્યું હતું અને તેમાં તેઓ ફતેહમંદ નિવડયા હતા.

તા૦ ૨૫ મી ફેબરવારી સને ૧૮૮૫ ઇસવીને દીને મલેલી કમિટીની સભામાં સેક્રેટરીએ શરૂઆતમાં જણાવ્યું હતું કે:—

"જે કામને સારૂ આજદીનની સભા બોલાવી છે તેજ કામને માટે કમિટીની એક સભા તા૦ ૯ મી ફેબરવારી સને ૧૮૮૫ ને દીને બોલાવી હતી, પણ તે વેલા પુરતા સભાસદો હાજર ન હોવાથી અને કામટી હજુર મૂકવા ધારેલું કામ ઘણું અગતનું હોવાથી તે મુલતવી રાખી હતી. તે મુલતવી રાખેલા સભાની વખતે દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાં તથા બીજા દસ્તુર અને મોબેદ સાહેબો હાજર હતા,

જેઓ તરફથી દસ્તુરજી સાહેબ જામાસ્પજીએ એવો ખુલાસો કીધો હતો કે 'કમિટીએ બાંધવા ધારેલી દરેમેહેર પૂરતી સગવડ ભરેલી અને કુશાદેહ હશે તોજ આપણા ટોળાની હાજતને પૂરી પડશે, અને તે માટે શેઠ દીનશાહજી માણેકજી પીટીટવાળી ચંદનવાડી ખાતેની સેલરહોમને નામની મિલકત ઘણી લાયક થઇ પડશે, અને કમિટી તે વેચાતી લેવા માગે તો મલી શકે એવું છે.' તેટલા માટે દરેમેહેરની જગા વિષે નક્કી ઠેડાવ કરવામાં આવે તે આગમચ શેઠ દીનશાહજી માણેકજી પીટીટને મળી ઉપલી મિલકત કમિટી માટે ખરીદવાની ગોઠવણ કરવી, અને તેને લગતા સંદેશા ચલાવવાનું બને તે સારૂ કમિટીની ષભા ૧૨ દિવસ સુધી મૂલતવી રાખવી; તે મુજબ તે દિવસની ષભા મૂલતવી રાખવામાં આવી હતી.

હવે દસ્તુરજી સાહેબ જામાસ્પજીએ એ બાબદ વિષે શેઠ દીનશાહજીની મુલાકાત લીધી છે અને તે વિષેનો અહવાલ તેઓ સાહેબ ષભા હજુર કહી સંભળાવશે." અત્રે દસ્તુરજી જામાસ્પજીએ જણાવ્યું હતું કે, "સેલરહોમ નવી દરેમેહેર માટે મેળવવા સારૂ તેઓએ શેઠ દીનશાહજી સાથે વાત કરતાં તે શેઠે તે ધર્મનું કામ જાણી મુદલ કિંમતે તે જગા આપવાને પોતાની ખુશી જણાવી છે." પણ તે કિંમતનો આસરો જણાવવાની દસ્તુરજીએ પોતાની અશકતી જણાવી હતી.

ત્યાર બાદ સેક્રેટરીએ શેઠ કાવસજી ભેદવારનાં ઘર વિષેનો સબકમિટીનો રીપોર્ટ વાંચી સંભલાવ્યો હતો, જેની નોંધ લેવાનો ઠેડાવ કરી, કમિટીએ નીચલા ઠેડાવો એકમતે પસાર કીધા હતા:—

ઠેડાવ પહેલો—"કાવસજી સોહરાબજી ભેદવારને અરજ કરવી કે પોતાના મજકુર ઘર વિષે બીજા બે માસ સુધી કાંઇ બીજો બંદોબસ્ત નહિ કરતાં હાલ જેમ છે તેમજ રહેવા દેવું."

**ઠેડાવ બીજો**—"શેઠ કાવસજી સોહરાબજી ભેદવારના ઘરમાં દરેમેહેર કરવા બાબે કમિટીની તા૦ ૧૪ મી અકટોબર સને ૧૮૮૪ ની ષભામાં જે ઠેડાવ કરવામાં આવ્યો છે તે ઉપર અમલ કરવાનું હાલ મૂલતવી રાખવું, અને આજની ષભા હજુર દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાએ જાહેર કીધું છે કે ચંદનવાડી ખાતે સેલરહોમને નામે ઓળખાતી ભરતમાં આસરે ૧૬૮૦ વારવાલી શેઠ દીનશાહજી માણેકજી પીટીટની મિલકત તે શેઠ વેચાતી આપવાને ખુશી છે, તે મિલકત જો લેવાને બની શકે તો તે લેવાને કમિટી ખુશી છે. તે વેચાતી લેવા બાબેની ગોઠવણ કરવા માટે સેક્રેટરીઓએ દસ્તુરજી સાહેબ જામાસ્પજી અને શેઠ પેસ્તનજી રૂસ્તમજી કાંગા સાથે મળીને તમામ ઘટતી ગોઠવણ કરવી."

ઠેડાવ ત્રીજો—"સેલરહોમ લેવા બાબેની ગોઠવણ કરવા માટે જે સાહેબોને ઉપર મુજબ ઠેડાવવામાં આવ્યા છે, તેઓએ બનતી તાકીદે રૂ. ૫૦૦૦) નો ચેક બેઆના તરીકે સાથે લઇ શેઠ દીનશાહજી પીટીટને—તે મકાન વેચવાની તેમની ખુશી જણાતાં—તુરત સ્વાધીન કરી તેની રસીબ લેવી, તથા કાચું સાતાંખત કરાવી લેવું."

ઠેડાવ ૪ થો—"દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાએ કમિટીનાં કામ માટે જે તસદી લીધી તે માટે તે સાહેબનો કમિટીએ ઉપકાર માનવો."

-:o:-

ઉપલી કમિટીની એક ષભા તા૦ ૨૪ મી એપ્રેલ સને ૧૮૮૫ ને દિને મલી હતી, જેમાં છેલ્લી ષભાની મીનીટ વાંચી બહાલ રાખવામાં આવ્યા પછી સેક્રેટરીએ ષભા બોલાવવાનું કારણ કહી સંભળાવતાં જણાવ્યું હતું કેઃ—

"છેલ્લી મીટિંગમાં ઠેડાવ થવા મુજબ શેઠ દીનશાહજી માણેકજી પીટીટવાલું સેલરહોમ વેચાતું લેવાનું નક્કી કરી રૂપિયા ૫૦૦૦) આપી ચુકયા છે, અને એ મિલકતનું ખત કોણને નામનું કરવું તે વિષે તથા તે ઉપર બાંધવા ધારેલી દરેમેહેરના પલાણ તથા એસ્ટીમેંટ વિગેરે નક્કી કરવા સારૂં લાયક ગૃહસ્થોની સબકમિટી ઠેડવવાનું, તથા શેઠ કાવસજી ભેદવારને શેઠ મેરવાનજી ચીજગરનાં ઘરનું જે ભાડું આપવું પડયું હોય તથા તેના સંબંધમાં જે ખરચ કીધો હોય તે આપવા બાબે વિચાર કરવાનું કામ આજ દિને કરવાનું છે." તે ઉપરથી કમિટીએ નીચલા ઠેડાવો એકમતે પસાર કીધા હતાઃ—

ઠેડાવ પહેલો—"શેઠ દીનશાહજી માણેકજી પીટીટવાલું ચંદનવાડી ખાતેનું સેલરહોમને નામે ઓળખાતું મકાન નવી દરેમેહેર માટે રૂ. ૫૧૦૦૦) બદલ લેવાનું સાતું થયું છે, તે કિંમતે ખરીદવાની કમિટી મનજુરીઆત આપે છે, અને હાલ તુરત તથા બીજી ગોઠવણ થતાં સુધી તે ઘરનું વેચાણ ખત, કમિટીની તરફથી કમિટીનાં ખજાનચી સાહેબો શેઠ ખરશેદજી માણેકજી શેઠનાં તથા શેઠ દીનશાજી મનચેરજી પંથકીને નામનું કરવું એવું ઠેડાવે છે."

ઠેડાવ બીજો—"શેઠ કાવસજી સોહરાબજી ભેદવારે પોતાનું ચંદનવાડીનું ઘર કમિટીનાં ઉપયોગ સારૂં આટલો વખત રાખી મૂકયું તે માટે તે સાહેબનો ઉપકાર કમિટીએ માનવો, અને તેવણ સાહેબને જણાવવું કે દરેમેહેર માટે બીજાં મકાનની ગોઠવણ થઇ છે, માટે હવે પોતાનાં મકાનનો તેમની મરજી પ્રમાણે ઉપયોગ કરવાને તેઓ સાહેબ મુખ્તીયાર છે."

ઠેડાવ ત્રીજો—"શેઠ મેરવાંનજી પેસ્તનજી ચીજગરનું ઘર જેમાં હાલ કામચલાઉ અગીઆરી છે, તે ઘર અગીઆરી માટે ભાડે રાખતાં જેબી ભાડું શેઠ કાવસજી ભેદવારને આપવું પડયું હોય તથા તેનાં સંબંધમાં જેબી ખરચ તેઓ સાહેબને થયો હોય તે કમિટી હસ્તકનાં ફંડમાંથી તે સાહેબને આપવો."

ઠેડાવ ચોથો—"નવી દરેમેહેર માટેના મકાનમાં તે દરેમેહેર કરવાને લગવા પલાણ તથા એસ્ટીમેંટ તૈયાર કરી તે વિષે રિપોર્ટ કરવા નીચલા ગ્રહસ્થોની એક સબકમિટી ઠેડવવીઃ- શેઠો પેસ્તનજી રૂસ્તમજી કાંગા, કાવસજી સોહરાબજી ભેદવાર, કેકોબાદ કાવસજી પંથકી, સોહરાબજી કાવસજી તાતા, ખરશેદજી નવરોજજી પાવરી, જમશેદજી દાદાભાઇ નાદરશાહ તથા કેખસરો પેસ્તનજી ભેદવાર."

ઉપલી કમિટીની એક સભા તા૦ ૨૮ મી નવેમ્બર સને ૧૮૮૫ ને દિને—કમિટીની તા૦ ૨૪ મી એપ્રેલ સને ૧૮૮૫ ની સભામાં શેઠ દીનશાહજી માણેકજી પીટીટવાલાં સેલર-હોમનાં મકાનમાં નવી દરેમેહેર કરવા વિષેનો રિપોર્ટ કરવા જે સબકમિટી નેમી હતી, તે સબકમિટીનાં તે બાબદનાં તા૦ ૨૬ મી નવેમ્બર સને ૧૮૮૫ નાં રીપોર્ટ ઉપર વિચાર કરી ઠેડાવો કરવા સારૂ—મલી હતી, જેમાં સભા બોલાવવાનું કારણ સેક્રેટરીએ કહી સંભળાવતાં મજકુર સબકમિટીનો રીપોર્ટ સભા હજુર વાંચયો તથા તેની સાથે મોકલેલો પલાણ રજુ કીધો હતો. જે ઉપર વિચાર ચલાવતાં "કેટલાક સાહેબોનું મત એવું જણાયું કે પલાણમાં મોબેદ સાહેબોનું ઘર દેખાડયું છે તે તેમાંથી કાઢી નાખી તેવાં ઘર વિષે જૂદી ગોઠવણ કરવી, કેટલાંક સાહેબોએ પલાણમાંની દુકાનો કાઢી નાખવાનું સુચવ્યું, અને સામતી રીતે જોતાં સભાના મોહટા ભાગનો અભિપ્રાય એવો જણાયો કે સબકમિટીએ પસંદ કીધેલો પલાણ તેમનો તેમ બહાલ રાખવાનું દરૂસ્ત નથી." જે ઉપરથી શેઠ જીવનજી જમશેદજી મોદીએ નીચલો ઠેડાવ સભામાં રજુ કીધો હતો:—

"સબકમિટીએ પસંદ કીધેલા પલાણમાં જે દુકાનો બતાવી છે તે તેમાંથી કાઢી નાખવી, તથા તે પલાણનાં બાકીનાં ભાગો એવી રીતે પાછા ગોઠવવા અને તેમાં એવા ફેરફાર કરવા કે જેથી આદરીઆન સાહેબનો પલાણમાં બતાવેલો ગુમબજ ૨૦) ફુટ સુધી વધારી શકાય તથા બીજા ભાગોમાં ઘટતા ફેરફાર થઇ શકે, તે એવી મતલબથી કે આયંદેહ—બને તો અને તેવી રીતે કરવાની અગત માલમ પડે તો—એજ મકાનમાં આતશબેહેરામ સાહેબ કરવાનું બની શકે. એટલા ફેરફાર સાથે તથા તેથી બાંધકામનાં ખરચનાં એસ્ટીમેંટમાં જે ફેરફાર કરવો પડે તે ફેરફાર સાથનો પલાણ તથા એસ્ટીમેંટ કમિટી હજુર ફરીથી મુકી તે ઉપર બહાલી લેવી."

ઉપલો ઠેડાવ સભા હજુર મુકતાં, તેની તરફેનમાં ૯ તથા વિરૂદ્ધમાં ૫) મત પડવાથી તે વધુ મતે પસાર થયો હતો. ત્યાર બાદ નીચલા વધુ ઠેડાવો પસાર કરવામાં આવ્યા હતા.

ઠેડાવ બીજો:—"પહેલા ઠેડાવમાં જણાવેલું કામ કરવા તથા એસ્ટીમેંટ તથા સુધારેલો પલાણ બહાલ રેહેવાથી દરેમેહર બાંધવાનું કામ ચલાવી તે સરનજામ ઉતારવા માટેની તમામ ઘટતી ગોઠવણ કરવા સારૂ નીચે જણાવેલા સાહેબોની સબકમિટી નેમવી, અને તે સાહેબોએ તે કામ બનતી તાકીદે ચલાવવાની ગોઠવણ કરવી. શેઠો પેસ્તનજી રૂસ્તમજી કાંગા, કાવસજી સોહરાબજી ભેદવાર, ખરશેદજી નવરોજજી પાવરી, જમશેદજી દાદાભાઇ નાદરશાહ અને કેકોબાદ કાવસજી પંથકી."

ઠેડાવ ત્રીજો:—"સેલરહોમનાં હાલનાં ભાડુતોને તે મકાન એક માસમાં ખાલી કરી જવાની નોટીસ તુરત આપવી."

ઠેડાવ ચોથો:—"કમિટીએ કરવા ધારેલાં કામની મદેહનજરો તથા તેનાં ફંડમાં નાણું ભરનારા સાહેબોનાં નામની ટીપ વખતો વખત અતરેનાં વર્તમાન પત્રોમાં છપાવવા માટે મોકલી આપવી, તથા મદેહનજરની નકલો બાહાર ગામ મોકલવી, કે જેથી તે કામની ખબર જાહેરમાં ફેલાઈ શકે."

# ભગરિયા મોબેદોના વપડાસને માટે એક દરેમેહેર અને–બની શકે તો–આતશબેહેરામ સાહેબ બરપા કરવાની પગભર થયલી હીલચાલથી વર્તમાંન પત્રોમાં ચાલેલી ચર્ચા, તેનાં ફંડમાં નાણાં નહિ ભરવાનો દસ્તૂર પેશોતનજી સંજાણાએ જરથોશ્તીઓને જાહેરમાં કીધેલો આગ્રહ; તથા નવા "આતશકદેહ"નો પાયો નાખવાની કમિટીએ કરાવેલી દમામદાર ક્રિયા.



એ રીતે કમિટીના ગ્રહસ્થોએ ઉજમથી નવા આતશકદેહ બરપા કરવા માટે ચંદનવાડીના મૂખરા ઉપર મોહોટી જગ્યા વેચાતી લઇ મકાનના "પાયો" નાખવાની હિલચાલ કરવા માંડયાથી દસ્તુર પેશોતન અને તેમની તરફેનમાં કમિટીનાં કામની વિરૂદ્ધ લખાણ કરનારા વર્તમાંન પત્રો નિરાશ બન્યા હતા, તેઓએ શખત લખાણો કરી દીનદાર જરથોશ્તીઓને ફંડમાં નાણાં ભરતા અટકાવવા અને ભરનારાઓનાં દિલમાં વસવસો ઉત્પન્ન કરવાની કોશેશ કીધી હતી. તે વેળાએ મુંબઇના લગભગ સઘલાં પારસી માલેકીનાં વર્તમાન પત્રો જ્યારે ભગરિયા આગેવાનોની કમિટીએ માથે ઉઠાવેલાં કામની વિરૂધ્ધમાં લખાણો કરી તેઓની હિલચાલને થંડી પાડવાની કોશેશ કરતા હતા, ત્યારે "સત્ય મિત્ર" નામનાં મરહુમ મી૦ મનચેરજી કાવસજી "મનસુખ"ની માલકી હેઠલનાં એકજ વર્તમાન પત્રે, કમિટીએ માથે ઉઠાવેલાં કામને વાજબી તથા ખરી દીનદારી અને દેશાભિમાન જાળવનારૂ ગણી, પહેલાંથી તેની હિમાયતમાં જોશદાર લખાણો કરવાનું તથા હરીફોની દલીલોને તોડવાનું ચાલુ રાખ્યું હતું. એ રીતે ભગરિયા આગેવાનોએ પોતાના ટોળાના મોબેદોના "હક્ક"ની જાળવણી કરવા સારૂ એક દરેમેહર ઉપરાંત "આતશબેહેરામ સાહેબ" બરપા કરવાની હિલચાલને નક્કી રૂપ આપવાથી, મુંબઇના પારસી વર્તમાન પત્રો મધે તેની વિરૂદ્ધ તેમજ તરફેનમાં ચલાવવામાં આવેલી ઉશ્કેરણી તથા કરવામાં આવેલાં લખાણો કેવા પ્રકારના હતાં, તેનો સેજ ખેયાલ વાંચનારાઓને આપવા સારૂ, એકજ તારીખના બે વર્તમાન પત્રો મધેની "આરટીકલ" નમુના તરીકે અત્રે ઉતારી લઉં છું:—

(તા૦ ૭ મી જુન સને ૧૮૮૫ ના રાસ્તગોફતાર તથા સત્ય પ્રકાશ ઉપરથી)

"નવું આતશબેહેરામ બાંધવા માટે ભગરસાથવાળા મોબેદોના ટોલા જે મોટું ફંડ કરવા નીકલ્યો છે અને જેમાં દોઢ બે લાખ રૂપીયા ભરાઇ ચુકવા વીષે તેમની તરફથી ડફાસ મારવામાં આવે છે તેની સાંમે પહેલો સવાલ એ છે કે, હાલના ત્રણ આતશબેહરામો વચ્ચે એક ચોથા આતશબેહેરામની જરૂર શી છે? અને એક આતશબેહરામ પાછલ લાખો રૂપીયા રોકી રાખવા અગાઉ પારસીઓમાં ગરીબાઇ, બેરોજગારી, અને મોંઘીના દુઃખો

મટાડવા તથા કેળવણી, વીદયા, હુનર, ઉદયોગ અને ધંધો વધારવાના ખાતાંઓ સ્થાપવાની પેહલી જરૂર છે કે નહી? એ તો નાણાં ભરનારા પારસીઓએ વિચારવાનો સવાલ છે અને એ સવાલ અમે તેઓની સારી સમજણ ઉપર સોંપીયે છીયે. અમોને ભરૂસો છે કે સમજુ બેહદીન સાહેબો જો વિચાર કરશે તો આ નવા આતશબેહરામનાં ફંડમાં લાખો રૂપીયા નફા વગર રોકી રાખવાને તેઓ ના પાડશે, અને અમોને ખાતરી મલી છે કે તેમજ છે. આ ફંડ કહાડયાને એક વરસ ગુજરવા છતાં તેમાં બેહદીન સાહેબો નાણાં ભરતા નથી અને દોઢ બે લાખ ભરાઇ જવાની જે "ગપ" મારવામાં આવી છે તે અમારા જાણવા મેળે સહુરાગાત માત્ર છે. માટે આ નાણાં ભરવાનો સવાલ તેનાં ભરનારાઓની બુધ્ધીને સોંપી આપણે જે મુખ્ય તપાસવું છે તે નાણા ભરાવનારા મોબેદોનો સવાલ છે. અમે ગયા અંકમાં એ મોબેદ સાહેબો સંબંધીજ બોલ્યા છીયે અને હજી તે વિષે બોલવાનું ઘણું છે. સવાલ એટલોજ છે કે તેઓ જે આ નવું આતશબેહરામ બંધાવા માગે છે તે એવાં એક મકાનની કોઇ જરૂરને લીધે કે માત્ર વાડીયાજીવાળા વડા આતશબેહેરામની સાંમે થવા માટે બંધાવે છે? નવા આતશબેહરામની જરૂર તો તેઓ બતાવી શકતા નથી, તેમજ વળી તેઓ વાડીયાજીવાળા આતશ બેહરામની સામે હરીફાઇ કરવા નીકલ્યા છે તે વાત ના પાડી શકતા નથી. તેઓ વાડીયાજીવાળા આતશબેહરામમાંથી છુટા પડીને નીકલી ગયા છે—તેઓ કેહ છે કે અમોને કાહાડી મેલ્યા છે—તેનાં વેરમાં તેઓ આ વડા આતશબેહરામ સાહેબને તોડવા માટે અને પોતાના બીજા આતશબેહરામમાં પોતાની "નોસાકરી બોહસ' પુરી પાડવા માટે તેઓ નવું આતશબેહરામ બંધાવવા નીકળયા છે. વાડીયાજીવાળા આતશબેહરામના દસ્તુર અને ટ્રસ્ટીઓ સાથ એ મોબેદ સાહેબોને પડેલો વાંધો ઘડીભર ખરો હોય, તોપણ અમે કહીશું કે તે વાંધાને માટે તેઓ પારસી ફીરકામાં ધર્મ સંબંધી તડાં પાડવા માગે છે અને એક આતશબેહરામને બીજા આત બેહરામ સામે હરીફાઇમાં મુકવા માગે છે તે હલકું અને નાલાયક કામ છે. ધંધામાં હલકી હરીફાઇ હોય, પણ ધર્મમાં હરીફાઇ અને મારામારી કેવી? ભગરસાથના મોબેદો કેહ છે કે નવસારીના એક ખાસ "હક્ક"ને માટે તેઓ લડે છે. અમે મુંબઇની આખી જરથોસ્તી આલમ અને મોબેદોના માત્ર એક ભાગ વચ્ચેનો એ ઝગડો સમજીએ છીયે. જરથોસ્તી અનજુમનને ઝનુની મોબેદોના દોર તળે દાબેલા રાખવા અને સુધરતા જમાનામાં સુધરેલાં પ્રજામત તરફ એક "નોશાકરી હઠ અને એટાળી"ને ફાવતી કરી આપવાનો અમે આ ઝગડાનો અર્થ સમજીએ છીયે. મુંબઇ પારસીઓની રાજધાની છે. મુંબઇમાં પારસીઓ સુધારો, છુટાપણું અને કેળવણીના આશીરવાદ ભોગવે છે. પણ આ મોબેદો નવસારી જેવા એક ગામડાંને તેનાં સઘલાં અગ્નાનપણાં વચ્ચે મુંબઇ ઉપર ચઢતો દરજ્જો આપવા અને ધર્મગુરૂના ધંધા ઉપર કળવાયલી મુંબઇ કરતાં નવસારી જેવાં એક ગામડાંને વધતી સત્તા આપવા ભગરસાથના મોબેદો લડે છે અને વળી છુટા પડયા છે. તેઓનો છુટા પડવાનો હક્ક અમે ના પાડતા નથી, પણ તેઓના એ ઝગડામાં મુંબઇના જરથોસ્તીઓને નાહક ખેંચવાનો તેઓનો હક્ક અમે ના પાડીએ છીએ."

ઉપર જણાવ્યા જેવાં લખાણો પ્રગટ કરી સામાન્ય પારસી વર્તમાન પત્રોએ ભગરસાથના મોબેદોને અને તેઓએ માથે ઉઠાવેલાં કામને ઉતારી પાડવાની તથા તેમાં નડતર નાખવાની જ્યારે ઉપલી જીક્કરી વેળાએ કોશેશ કીધી હતી, ત્યારે અપવાદ તરીકે એકજ અઠવાડિક પત્ર "સત્ય મીત્ર" મધે તેના પ્રસિદ્ધ અધિપતિએ નીચે જણાવ્યા મુજબના ચાલુ લખાણો કરી, ભગરિયા આગેવાનોની ઉલટને સજીવંન રાખી હતી.

(તા૦ ૭ મી જુન સને ૧૮૮૫ ના "સતીઅ મીતર" ઉપરથી ઉતારો.)

"જો કોઇબી કામમાં ખરી હરીફાઇની અગત હોય તો, આતશબેહરામ જેવાં ધરમી અને પવીત્ર મકાનો ઉભાં ઠરવામાં તે હરીફાઇ જોઇએ છે. જો કોઇબી કામમાં એક ઇનસાને બીજાની અદેખાઈ કરવી હોય તો, અગીઆરી જેવાં પાક કેબલેગાહનાં મકાનો બાંધનાર એક શખ્સની અદેખાઇ કરીને તેને બદલે બે મકાનો ઉભાં કરવાની અદેખાઇ બતાવી જોઇએ છે. અને જો કોઇબી કામમાં દુશમનાઇની અસર કોઇ શખ્સે ખરેખરી રીતે બતાવવી હોય તો, પોતાનાં એક દુશ્મનને એક આતશકદેહ બાંધતો જોઇને તેની બોંહશપર તેણે બીજાં પાંચ બાંધીને પોતાની દુશ્મનાઇ જાહેરમાં મેળવી જોઇએ છે. એવી હરીફાઇમાં કોઇબી રીતની એબ નથી, પણ શોભા અને સવાબ છે. એવી અદેખાઇમાં કંઇબી રીતની નુકશાંની નથી, પણ ગુણ અને મોટાઇ છે. અને એવી દુશ્મનીમાં કંઇબી રીતનું અપમાન કે અપજશ નથી, પણ મોટામાં મોટી કીર્તી અને નેકબખ્તી છે.

આતશબેહરામ સાહેબનાં એક કેબલાને બદલે એક હજાર બીજા નવા કેબલા પ્રકાશે તો, બીજાં દશ હજાર વરસો તલકની હયાતી આપણા જરથોસ્તીઓ ખુદ પોતાના ટોલાની અને પોતાના મહજબની લંબાવી શકશે.

વાસ્તે નવા આતશબેહરામ અને નવી અગીઆરીનું જે મંડાણ કરવામાં આવીઉં છે તેને જેમ બને તેમ જલદીથી સરનજામ પોંહચાડીને, તેનાં પવીત્ર નુરની અસર બીજાં શેહેરો અને ગામો તરફ પ્રકાશતી અને ફેલાતી કરતા રેહવું જોઇએ છે. વગર ફરજંદવારાને જો ફરજંદની વરૂધી ચાહવી હોય, તથા વગર ધંનવારાને જો ધન અને રોજી રજકની પ્રાપતી કરવી હોય, અને વગર સુખ તથા વગર તનદરોસ્તીવારાને તન-મનનું સુખ અને આબાદી ભોગવવાની ઇચ્છા હોય તો, આતશબેહરામ તથા અગીઆરી જેવા ખોદાઇ નુરનાં કેબલા જગે જગે અને શેહરે શેહર ઉભા ઠરવા-કરાવવામાં પોતાના તન અને ધનથી હરદમ મદદ આપતા રેહવું જોઇએ છે. બીજા કામોમાં લોભ બુરો ગણાય છે, પણ એવાં કામો સ્થાપવાનો લોભ બતાવવામાં આએ જેહાંનની સુરખરૂઇ અને મીનોઇ જેહાંનની બરકરારી હાંસલ થઈ શકે છે, તે વાતની સચ્ચાઇ ઉપર સઘલા દીનદાર ભાઇઓએ પક્કો ભરોસો રાખવો. ગામે ગામનાં, ઘરે ઘરનાં અને શેહેરે શેહેરનાં દીનચુસ્ત જરથોસ્તી ભાઇઓને હમારી તરફની મજબુત ભલાંમણ છે કે, પોતાનો સકમાઇનો પઇસો જો પોતાની હયાતીમાંજ ગુણગારી અને સવાબકારી રીતે વાપરી જવું હોએ તો, જરથોસ્તી અનજુમનને નામનાં ઉભા થતા પાક આતશબેહરામ અને અગીઆરીનાં ફંડમાં હરએક સર અવસરે જરૂર પોતાથી બની શકતી મદદ આપી—અપાવીને જવું.

જેણી શખસ અથવા શખસો એથી ઉલટી રીતની સલાહ આપે, અથવા એથી ઉંધી રીતનાં બકબકારા કરે તેઓને ખરા બદબખ્ત સમજીને તેઓની તરફ ધિક્કારની નજરથી જોતા રહેવું; અને તેવા શખસોની સંગતથી પોતાનાં જંન-ફરજંદોને હરદમ દુર અને એહુલાએદાં રાખવાં સજાવાર છે."

——-:o:-——

એ રીતની જીક્કરી અને જાહેર વર્તમાન પત્રોમાં ચાલુ રહેલી ચર્ચા દરમ્યાન, ભગરિયા આગેવાનોની કમિટીની તા૦ ૨૮ મી નવેમબર સને ૧૮૮૫ ની સભા મધે થયલા છેલ્લા ઠેડાવ મુજબ તેના સેક્રેટરીઓએ ફંડમાં ભરાયલાં નાણાંની પહેલી ટીપ મુંબઇના વર્તમાન પત્રો મધે પ્રગટ કરાવી હતી. તા૦ ૧૨ મી ડીસેમબર સને ૧૮૮૫ ના "જામે જમશેદ" પત્ર મધે તે ટીપ છપાઇ બાહેર પડવાથી દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા દિલથી નિરાશ બન્યા હતા, અને તા૦ ૨૧ મી ડીસેમબર સને ૧૮૮૫ નાં "જામે જમશેદ" પત્ર મધે પોતાની તરફથી નીચલો એક પતર પ્રગટ કરાવ્યો હતો.

જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતી પાક દરેમેહેર, સઘળા પંથના મોબેદોના વપડાસને માટે નહિ પણ ફકટ ભગરસાથના મોબેદોના એખલાના વપડાસ માટે બાંધવામાં આવી છે, અને તે બિનાં પાક દરેમેહેરની સ્થાપના થવા આગમચ દીનદાર જરથોશ્તીઓને સારી રીતે જાહેર અને આશકારા થયલી હતી એવું બતલાવવા સારૂ "જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" ને લગતા છેલ્લા તકરારી મુકદમાં મધે દસ્તુર પેશોતનનો એ પતર, વાદીઓએ પુરાવા તરીકે નામદાર "લવાદ" ની આગળ રજુ કીધો હતો. અત્રે એ યાદગાર કાગજ સદાબરો ઉતારી ફરી પ્રગટ કરવાને હું મુનાસેબ વિચારૂં છું.

## દસ્તાવેજ ૬૯ મો, છપાયલો.*

"જામે જમશેદના અધીપતી જોગ—

**સાહેબ,**

તમારા ચાલતા મહીનાની તારીખ ૧૨ મીનાં પતરમાં નવસારીના ભગરસાથના મોબેદોને સારૂં ચંદનવાડી ખાતે એક નવી દરેમેહેર તથા આતશબેહેરામ સાહેબ બાંધવાનાં ફંડની અંદર જે જરથોશ્તીઓએ રૂપયા ભરયા છે તેની એક ટીપ છાપીને પ્રગટ કરી છે, તે ઉપર અમો અમારા કાંઇએક વીચારો જરથોશ્તી આલમની હજુરમાં તેઓની મુનસફી અને દુરઅંદેશીને સારૂં જાહેર કરવાની રજા લઇએ છીયે.

મુંબઇના ખાસોઆમ જરથોશ્તીઓએ ધ્યાન આપવું જોઇએ છે કે, ઉપર જણાવેલી ટીપનું મથાલું આએ રીતે કરવામાં આવેલું છે કેઃ—

"નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોના વપરાસ માટે ચંદનવાડી ખાતે એક નવી દરેમેહેર બાંધવા—અને અને તો—આખી જરથોશતી અનજુમનના એક આતશબેહેરામ સાહેબ બાંધવાનું ફંડ."

તે ઉપરથી આપણને કેટલાક વીચાર ભરેલા સવાલો ઉતપંન થાય છે, તે ઉપર નેક જરથોસ્તીઓએ ધ્યાન પોહોંચાડવું.

નોશારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથના મોબેદોના વપરાસને માટે એક દરેમેહેર અને આતશબેહેરામ ચંદનવાડી ખાતેજ બાંધવાનો ઠેહેરાવ કરવાનું કારણ, એ ફંડ ઉભું કરનારા અને તેમાં નાણું ભરનારા સાહેબોને શા ઉપરથી કરવું પડયું? કાંય નહી તેવી દરેમેહેર બીજે ઠેકાણે તેઓને બાંધવાની જરૂર જણાઇ? અને તેણી મુંબઇ ખાતે વસનારા ઉદવારેના, મીનોચેહેરહોમજીના, ગોદાવરાના, સુરતના, અને ભરૂચના પંથકના મોબેદોને સારૂં નહીં, પણ ફકત નવસારીના એકજ દરેમેહેરના મોબેદોને સારૂ બાંધવાનું કારણ શું? આએ સવાલોનો જવાબ આપણને એજ મળવાનો કે વાડયાજીનાં આતશબેહેરામ સાહેબ ખાતે "નાવર મરાતબ" નું દીનદારીને લગતું ઘડતું અને વાજબી કામ ચાલુ થયું, તે કામને આડે આવવાની ધારણાથી અને એ પાક મકાનને અપમાન લગાડવાની તથા તેની કીર્તીને કમ કરવાની ખરાબ મતલબથી જે નોસારીના થોડાએક ભગરિયા મોબેદો ઉપલું મકાન છોડીને નીકળી ગયા છે. તેઓનાં વસીઆંતને સારૂ અને તે મોબેદોનાં આપખુદ કામને મદદ કરવા સારૂ ઉપલી દરેમેહેર બાંધવાની ગોઠવણ થઇ છે, અને તેને લગતી ટીપમાં જણાવેલા કટલાએક ગૃહસ્થોએ તદન ભુલ ભરેલા ખેયાલથી અને કેટલાકોએ એક બીજાની શરમથી અને કેટલાકોએ વગર વિચારે તેમાં નાણું ભર્યું છે. આપણ જરથોસતીઓ સારી તરેહથી જાણીયે છીએ કે જરથોશતી દીનનાં ફરમાન મુજબ જ્યાં જરથોસ્તીઓની વસ્તી હોવા છતાં ત્યાં કોઇ દરેમેહેર યા આતશ આદરાંન નહીં હોય ત્યાં જો તે કરવામાં આવે તો તેનું પુન અને સવાબ છે; અને તેમાં જરથોસ્તીઓએ ભરેલાં નાણાંથી તેઓને સવાબ હાંસલ થાય છે. પણ વગર જરૂરે આતશબેહેરામ સાહેબની યા કોઇ તેની પાસેની દરેમેહેરની કીર્તી ઘટાડવાની મતલબથી જો તેની પાસે યા અડોઅડ તેવું મકાન બાંધવામાં આવે તો ખરેખર તે કામ સવાબને બદલે ગુનાહ ભરેલું ગણાય છે. કારણ કે તે મકાન બીજા ધર્મનાં મકાનની સાંમણે કરવામાં આવેલું છે અને આએ દરેમેહેર તેમજ બનવાની છે. કેમકે દરેમેહેર બાંધવા સારૂ જે જગા લીધામાં આવી છે તે જગા આતશબેહેરામ સાહેબની પાસે ૬ ઘરની વેગલાઇએ છે, અને તેની પાછવાડે અડોઅડ ઇડાંવાલાની અને તેથી થોડીજ દુર મરહુમ શેઠ અરદેશરજી બરશેદજી વાડીઆજીની દરેમેહર આવેલી છે. ત્યારે સાધારણ વીચાર કરનાર માણસ બી જોઇ શકશે કે આએ નોસારીના ભગરીયા મોબેદોની નવી દરેમેહેર અગતને સારૂ બંધાતી નથી, પણ આતશબેહેરામ સાહેબના ધર્મનાં બુજોરગ મકાનની સાંમણે "હરીફ" ઉભો કરવા સારૂ બંધાય છે, એવાં કામમાં પઇસા આપનારા સાહેબો શું ધર્મ સહમજ્યા છે, તેની અમુને સમજ પડતી નથી. હજુરબી હમો તે ગ્રહસ્થોને તેઓનાં ભલાંને સારૂ સુચના કરયે છીયે

કે, તેઓનાં પઇસાથી જરથોસ્તીઓનાં એક બુલંદ મકાનની વીરૂધતાને લગતું આએ ગુનાહનું કામ તેઓની તરફથી થાય છે તેનો તેઓએ અટકાવ કરવો, અને પોતાના તે પઇસાને કોઇ બીજાં સારાં કામમાં વાપરવા કે તેથી તેઓને સવાબ લાગે, અને ઉપલાં દેખઇતાં વીરૂધતા બતાવતાં કામની કસુર અને ઠપકામાં તેઓ નહીં આવે.

બીજું—આએ ફંડ ભરાવનારાઓ વાડીયાજીના આતશબેહેરામ સાહેબની પાસેજ અનજુમનને નામનાં બીજા આતશબેહેરામ બાંધવાની જરૂર જરથોસ્તીઓને જણાવીને તેઓને સવાબ મલવાની ઉમેદ બતલાવી તેઓ પાસેથી રૂપીયાની રકમ પોતાના ફંડમાં માંગે છે, તેઓને હમો પુછીયે છીયે કે હમણા સુધીમાં હીંદુસ્થાનની અંદર નેમાં ઉદવારા—નવસારી—સુરત અને મુંબઇ ખાતે જે આતશબેહેરામો જુદા જુદા જરથોસ્તી માલેકોની તરફથી બંધાવેલાં છે તે શું જરથોસ્તી અનજુમનને લગતાં આતશબેહેરામો ગણાતાં નથી? અને જરથોસ્તી અનજુમનની હમેશની બંદગીના વપરાસને સારૂ શું તે મકાનો નથી? અને તેની સાંમણે બંદગી કરવાથી શુ જરથોસ્તી આલમને સવાબ હાંસેલ થતુ નથી? કે તેઓ અનજુમનને નામનાં બીજા આતશબેહેરામ મુંબઇમાં કરવાની લોકોને ભલામણ અને ઉશકેરણી કરે છે.? જો નોસારીના ભગરસાથના મોબેદ સાહેબો એમજ સમજતા હોય કે માલેકના નામથી તખ્તનશીન થયલા આતશબેહેરામને બદલે અનજુમનનાં આતશબેહેરામ કરવાની જરૂર છે અને ધર્મનાં ફરમાંન મુજબ તેમ કરવામાં વધારે સવાબ છે તો હમો તેઓને પુછીયે છીયે કે, નોસારીની અંદર દેશાઇ ખોરશેદજીની તરફથી આતશબેહેરામ સાહેબ તખ્તનશીન થયલાં છે ત્યાં પેહેલાં "અનજુમનનાં આતશબેહેરામ" તમો કાય નથી કરતા? કેમકે તે તમારૂં વતન છે અને તમારા એતેકાદ પ્રમાણે તો પેહલાં ત્યાંજ થવું જોઇયે. મુંબઇની અંદર તેમ કરવાનું કારણ શું? મુંબઇના જરથોસ્તીઓના પાસે આએ દીનથી ઉલટું કામ કાંય કરાવા માગો છો.? ઘડીભર તકરારને સારૂં આપણે કબુલ કરીએ કે અનજુમનનાં પઇસાથી મુંબઇ ખાતે એક દરેમેહેર યા આતશબેહેરામ બંધાય; પણ મુંબઇની પારસી વસ્તી સુરત, નોસારી, ભરૂચ, ઉદવારા, વલસાડ અને ગોદાવરા ઇત્યાદી પંથકની છે, ત્યારે જેમ આએ સઘલાં પંથકના પારસીઓના પઇસાથી તે મકાનો બંધાય તેમજ મુંબઇની પારસી અનજુમનનાં ઉપલાં છએ પંથકના મોબેદોના ઉપયોગમાં તે મકાનો આવવાં જોઇએ, પણ તેમ તો નોસારીના ભગરસાથના મોબેદો કરતા નથી; કેમકે બીજા પંથકવાલા મોબેદોની સાથે આએ મોબેદો યોજદાથ્રેગરીનું કામ કરવાની અને આતશબેહેરામમાં તે મોબેદોની સાથે "બોએ" દેવાની કબુલાત હરગેજ કરવાના નથી. ત્યારે વીચાર કરો નેક જરથોસ્તીઓ, કે અનજુમનની દરેમેહેર અને અનજુમનનાં આતશબેહેરામ કરવાને નામે આએ નોસારીના મોબેદો ખોટું કરતા નથી તો શું કરે છે? વાસતે ભલા જરથોસ્તીઓએ ખુબ સાવધ રેહેવું જોઇએ છે, અને વીચાર કરીને ધર્મનાં કામને નામે પઇસા આપવા જોઇએ છે. કારણ કે જે પઇસા તેઓ પોતે પોતાને સારૂ યા પોતાના "અશોરવાન"ને સવાબનો બદલો મલવાની ઉમેદથી આપે અને સવાબને બદલે તેથી તેઓને ગુનાહ લાગે તેમ કરવું નહીં જોઇએ.

શેહેનશાહી જરથોસ્તી ટોલો એક છે, તેને સારૂ દરએક શેહેરમાં દીનની રાહે એકજ આતશબેહેરામ સાહેબ તખ્તનશીન થવા જોઇએ, તેને ઠેકાણે બીજા આતશબેહેરામ સાહેબ મુંબઇ ખાતે જીદ અને હસદથી જેઓ કરવા માગતા હોય તો તેઓ તેમ કરવાને મુખ્તીયાર છે, તેમજ ખોદાએતાલાને તેનો જવાબ દેવાને તેઓ બંધાયલા છે. પણ તેવા લોકોની સાથે દીનદાર જરથોસ્તીઓએ સાંમેલ થવાથી દુર રેહેવું સજાવાર છે. નેક જરથોસ્તીઓ! આપણે આતશબેહેરામ સાહેબના કેબલાને સઘલાં આતશખાનાઓનાં સરદાર તરીકે ગણીએ છીયે, અને આપણી બંદગીમાં તેની યાદ "આદરાનશાહ પીરોજગર આદરફ્રા"ના નામથી આપણે કરીએ છીયે, જેનો અરથ "આતશોનો ફતેહમંદ પાદશાહ આદરફ્રા" કરાને છે. ત્યારે આપણ જરથોસ્તીઓએ વીચાર કરવો જોઇએ છે કે, જે કેબલો સઘલા આતશોનો પાદશાહ હોય તે બુજોરગ કેબલાની સામણે એકજ શેહેરમાં બીજો તેવો કેબલો કરવાથી આપણ જરથોશ્તીઓ કાંય નહીં ગુનેહગાર થઇએ? અને અશો અહુરમજદના તકશીરવાર અને પેગમબર જરથોશ્તની બદદુઆ પાંમેલા નહી કાંય ગણાઇએ?

અમો આસા રાખીએ છીયે કે આએ હમારા ટુક પણ ખોલાસા ભરેલાં લખાણ ઉપર દીનદાર અને દાનેશમંદ જરથોશ્તીઓ પુરતું ધ્યાંન આપશે અને ઉપલાં અનઘટતાં કામમાં હરગેજ સાંમેલ થશે નહી.

રોજ ૩ જો, માહ ૪ થો, સને ૧૨૫૫ યજદેજરદી.

તા૦ ૧૯ મી ડીસેમબર સને ૧૮૮૫ ઇસવી.

હું છું, સરવે જરથોશ્તીઓનો ખેરઅંદેશ,
પેશોતન દસ્તુર બેહરાંમજી સંજાણા.



દસ્તુર પેશોતન તથા તેમની પક્ષમાં રહી ભગરિયા મોબેદોની સાંમે લડત ચલાવનારાં મુંબઇના પારસી વર્તમાન પત્રો તથા બીજા મતલબ્યા લખનારાઓ તરફની શખ્ત વિરૂદ્ધતા અને એ રીતના હુમલાઓની કનવાર નહિ કરતાં, "શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા મુંબઇમાં વસ્તા ભગરસાથની અનજુમનના મોબેદોના વપરાસને માટે ચંદનવાડીના લત્તા ઉપર નવી દરેમેહેર બાંધવા—અને બને તો—સમસ્ત જરથોશ્તી અનજુમનને નામે એક આતશબેહેરામ સાહેબ બરપા કરવા સારૂ" નેમાયલી ભગરિયા આગેવાનોની કમિટીએ પોત માથે ઉઠાવેલું મોતેબર કામ સરનજામ ઉતારવા અને પોતાના ટોળાની પ્રતિષ્ઠા જાળવવા માટેની કોશેશ ખંતથી ચાલુ રાખી હતી.

તા૦ ૧૧ મી જાનેવારી સને ૧૮૮૬ ઇસવીને દિને મલેલી કમિટીની સભામાં તા૦ ૨૮ મી નવેમબર સને ૧૮૮૫ ને દિને ઠેડવેલી સબકામિટીએ પસંદ કીધેલો બાંધવા ધારેલાં મકાનનો પલાણ રજુ કરવામાં આવ્યો હતો, અને તે મુજબ બાંધકામ કરતાં કમતીમાં કમતી ૭૫૦૦૦) પંચોતેર હજાર રૂપિયાનો ખરચ થશે એમ જણાવવામાં આવ્યું હતું. તે ઉપર વિચાર કરતાં કમિટીનું મત એવું જણાયું હતું કે "એ રકમનાં એસ્ટીમેંટ કરતાં

વધુ ખરચ થવાનો દરેક સંભવ છે અને દરેમેહેરનાં ચાલુ ખરચને માટે નાણું રાખવું પરશે તે જોતાં તથા ફંડની હાલની હાલત અને તેમાં વધારો થવાની વક્કી તરફ નજર કરતાં, ૭૫૦૦૦) નો મોહોટો ખરચ સાથે ઉઠાવવાનો એકદમ ઠેડાવ કરવો ડહાપણ ભરેલો નથી, માટે આ ષભામાં રજુ થયલો પલાણ બહાલ રાખવા છતાં બાંધકામ કરવા વિષેનો સંભાલથી વિચાર કરી ઠેડાવ કરવો જોઇએ" કમિટીના ગૃહસ્થોનું મત આવું જણાતાં શેઠ ખરશેદજી માણેકજી શેઠની દરખાસ્ત અને શેઠ સોહરાબજી રૂસ્તમજી બનશાહના ટેકાથી નીચલો ઠેડાવ એકમતે કરવામાં આવ્યો હતાઃ—

"આજની ષભામાં સુધારેલો પલાણ રજુ કરવામાં આવ્યો છે તે આ સભા પસંદ કરી બહાલ રાખે છે, પણ દરેમેહેરનું કામ ચલાવવા વિષે એવો ઠેડાવ કરવામાં આવે છે કે હાલ હીધોરા, નાનખાનું,[1] કુવા, વારા, વિગેરે પહેલાં અગતનાં જે ભાગો છે તેજ ભાગો કમિટીના હાથમાં હાલ નાણાંની જોગવાઇ તરફ જોતાં શાહરૂ કરવા, અને બાકીના ભાગો જેમ નાણાંની જોગવાઇ થતી જાય તેમ હાથમાં ધરવાં."

ત્યાર બાદ ઉપલી મીટીંગમાં સેક્રેટરીએ જાહેર કીધું હતું કેઃ—"છેલ્લી મીટીંગ થયા પછી કમિટીનાં એક સભાસદ શેઠ માણેકજી હોરમજજી પરવેજે દરેમેહેરમાં હીધોરાનો ભાગ પોતાના ખરચે બંધાવવાની ખાહેશ જાહેર કરી તે માટે રૂપયા ૬૦૦૦) મોકલી આપયા છે, અને તે વિષેનો તે સાહેબે તા૦ ૧૫ મી ડીસેમબરનો કાગજ સેક્રેટરીઓ ઉપર લખિયો છે." (આએ કાગજ કમિટીની ષભા હજુર અત્રે વાંચવામાં આવ્યો હતો.)

---

૧ અત્રે નોંધ લેવાની જરૂર છે અને ઉપલા ઠેડાવ ઉપરથી વાંચનારા સાહેબો જોઇ શકશે કે, બાંધવા ધારેલી નવી અગીઆરી બે વિભાગમાં બાંધવાનો પહેલાંથી પલાણ ઘડી, ઠેડાવ કરવામાં આવ્યો હતો. એક ભાગમાં ક્રિયાકામો કરવા માટેના "હીંધોરા" બનાવવાના અને બીજા ભાગમાં "નાનખાનું" યાને બરસ્નુમમાં બેસવાની જગ્યા બનાવવાનો કમિટીનો હેતુ હતો. એ રીતે ખાસ ભગરિયા મોબેદોના વપડાસને માટેજ એ બન્ને ભાગો બાંધવામાં અને સગવડને ખાતર તેના જુદા વિભાગો બનાવવામાં આવ્યા હતા. પરંતુ પાછલથી—પાક દરેમેહેરનું મકાન ખોલ્લું મુકવાની એક મહિનો આગમચ--કમિટીએ ભૂલ ભરેલા ખયાલથી દોરવાઇ "જુદા પંથના મોબેદો"ને તેમાં બરસ્નુમને લગતાં સઘલાં ક્રિયાકામો ચોકસ સરતોથી કરવા દેવાના--એક પાક મકાન બરપા કરવાની મૂળ મકસદથી ઉલટો- -ઠેડાવ કીધેલો હોવાથી, તેને મજબૂતી આપવા અને કાયદાસરનો ઠરવવા ખાતર તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૮૬ ને દિને મળેલી કમિટીની ઉપલી ષભા મધે કરવામાં આવેલો ઉપલો "નાનખાનું" બાંધવાનો ઠેડાવ ઉલટાવવાની અઘટીત તજવિજ, નવી અગીઆરીનું મકાન ખોલ્લું મુકતી વેળાએ "વર્તમાન પત્રો" મધે તેની ધામધૂમના અહવાલ પ્રગટ કરાવતાં, કરવામાં આવી હતી. તે વળાએ દીનદાર જરથોશ્તીઓને એવું સમજાવવાની કોશેશ થઇ હતી કે "નવી અગીઆરી બે ભાગોમાં બાંધવામાં આવી છે અને તેમાંના એક ભાગમાં ભગરિયા મોબેદોને માટે અને બીજા ભાગમાં જુદા પંથના મોબેદોને સારૂં હીંધોરા ગોઠવવામાં આવ્યા છે." એ મુજબના ભૂલાવો ખવાડનારા લખાણો આશકારા કરાવી, જુદા પંથના મોબેદોને એ પાક દરેમેહર મધે ક્રિયાકામ કરવાના હક્કો-ગોયા તેના મૂળ પાયાથી-કાયદાસર આપવામાં આવ્યા હોય તથા તેજ કારણથી દરેમેહરનો એક ભાગ તેઓને માટે ઈરાદાપુર્વક બંધાયા હોય એવું જરથોશ્તી આલમને જણાવવાની--અને તેમ કરી પોતે કીધેલા પાક દરેમેહેર બરપા કરવાની અસલ નેમથી ઉલટા ઠેડાવને કાયદાપૂર્વક તરીકે ગણાવવાની--કમિટીના આગેવાન સાહેબોએ મકસદ રાખી હતી; પરંતુ આયંદેહ તેમા તેઓ નિષ્ફળ નિવડયા અને નાસિપાસ બન્યા હતા.

એ પછી શેઠ દીનશાહજી પેસ્તનજી કાંગાની દરખાસ્તને ડાકતર રૂસ્તમજી નશરવાંનજી ખોરીએ ટેકો આપતાં કમિટીએ નીચલો ઠેહેરાવ એકમતે પસાર કીધો હતો:—

"શેઠ માણેકજી હોરમજજી પરવેજે હીંધોરાવાળો ભાગ પોતાને ખરચે બંધાવી આપવાની માગણી કરી તે માટે રૂપિયા ૬૦૦૦) આપ્યા છે, તે કમિટી ઉપકાર સાથે બહાલ રાખે છે."

આતરે મજકુર કમિટીનાં એક ખરેખરા દેશાભિમાન અને કમિટીએ ઉઠાવી લીધેલાં કામમાં તન-મન અને ધનથી મદદ કરી પોતાના ગરિબ મોબેદ ભાઇઓનો ચાહા તથા વિશ્વાસ ટુંક વખતમાં જીતી લેનારા એક ખંતીલા અને ઉપીયોગી સભાસદનાં અકાલ મરણની નોંધ લેતાં દિલગીરી ઉપજે છે.

શેઠ કાવસજી સોહરાબજી ભેદવાર, જેઓ એક ચુસ્ત ભગરિયા તથા ખુદ નવસારીનાં જન્મ વતની હતા; તથા જેઓએ પોતાના વતન અને ટોળા તરફની ફર્ઝ અદા કરવા માટે ભગરિયા આગેવાનોની કમિટીમાં પહેલાંથી જોડાઇ તેનાં કામકાજમાં દિલસોઝી ભરેલો આગેવાન ભાગ લેઈ, કમિટીને ઘણા ઉપિયોગી થઇ પડયા હતા, અને ભગરિયા મોબેદોએ જેઓની ઉપર ભવિષ્યની ઘણી સારી ઉમેદો બાંધી હતી; તેઓ મજકુર તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૮૬ ને દિને મળેલી કમિટીની સભા મધે કમનસિબે છેલ્લાજ હાજર થવા પછી ટુંક બીમારી ભોગવી. તા૦ ૨૧ મી ફેબરવારી સને ૧૮૮૬ ને દિને ગુજર પામવાથી ભગરસાથ અનજુમનનાં મોબેદોમાં ભારે ગમગીની ફેલાઇ હતી.

મરહુમ શેઠ કાવસજી ભેદવારે પોતાના પંથના મોબેદોની બજાવેલી અમૂલ્ય સેવાની પિછાનના, તેમનાં દોસ્તો તથા વખાણનારાઓએ તેમની યાદગારી કાયમ રાખવા માટે પોતપોતાની અંદર એક ફંડ ઉભું કરીને અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતી પાક દરેમેહેરનાં દરિયા બાજુ તરફના ભાગ ઉપર જાહેર પ્રજાના ઉપિયોગને માટે એક સુંદર ઘડીઆળ મુકાવ્યું હતું, જેની ઉપર નીચે પ્રમાણેનાં એક લેખની તાંરાંબાની તખતી જડેલી છે.

---

# દસ્તાવેજ ૭૦ મો, તખ્તી.

"મોબેદ કાવસજી સોહરાબજી ભેદવાર, મુંબઇ મધે રોજ ૭ મો અમરદાદ માહ ૬ ઠો શેહેરેવર શેહેનશાહી સાલે ૧૨૫૫ યજદેજરદી, તા૦ ૨૧ મી ફેબરવારી સને ૧૮૮૬ ઇસવીને દીને, પોતાની ૪૫ વરસની ઉંમરે બેહેસ્તનશીન થયા; તે મરનારની મીલનસારી, ગરીબો ઉપર ખેરખાહી, પોતાના ટોળાની તરફ દીલસોજી તથા તેમની કીંમતી સેવા, વિગેરે ઉમદા ગુણોની યાદગારી કાયમ રાખવાને વાસ્તે, તે મરનારના લાગતા વલગતાઓએ માંહોમાંહે ઉઘરાણું કરીને આએ ઘડીઆળ, ચરાણીવાડી ખાનેની ભગરિયા મોબેદોની નવી અગીઆરીમાં ગોઠવીને બહારના રાહાદારીઓની સગવડને માટે તથા એ અગીઆરીમાં આવનારાઓ તથા વસનારાઓનાં ઉપયોગને સારૂં "જમશેદી નવરોઝ"ના

શુભ દીવસે ખુલ્લું મુકયું છે.' મુંબઇ—તા૦ ૨૧ મી મારચ સને ૧૮૮૯ ઇસવી, ને વાર ગરેઉ. રોજ ૬ ઠો ખોરદાદ, માહ ૭ મો મેહેર, શેહેનશાહી સાલે ૧૨૫૮ યજદેજરદી.

ઉપલી કમીટીની એક સભા તા૦ ૧૦ મી એપ્રેલ સને ૧૮૮૯ ને દીને મલી હતી, જે વેળા સેક્રેટરીઓની ગેરહાજરીમાં તેમનું કામ શેઠ દીનશાહ પેસ્તનજી કાંગા સોલીસીટરે ચલાવ્યું હતું. તેઓએ સેક્રેટરીઓ માહેલા એક સેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગાને મુંબઇ છોડી બાહેર ગામ જવું પડયું તે સબબને લીધે કમિટીના સરનશીન શેઠ જાલભાઇ અરદેશર શેઠના ઉપર તા૦ ૨૬ મી મારચ સને ૧૮૮૯ ને દીને તેઓએ એક "રાજીનામું" લખી મોકલ્યું હતું તે કમિટી આગલ વાંચી સંભળાવ્યું હતું. ત્યાર બાદ સેક્રેટરી શેઠ ફરદુનજી કાંગાએ કમિટીની બજાવલી સેવા માટે તેમનો ઉપકાર માનવાની શેઠ દીનશાહ પેશતનજી કાંગાએ કીધેલી નીચલી દરખાસ્તને શેઠ ખરશેદજી માણેકજી શેઠનાએ ટેકો આપવાથી તે એકમતે પસાર થઇ હતી:—

ઠેડાવ—"મી૦ ફરદુનજી માણેકજી કાંગાએ લાંબી મુદત સુધી એક આનરરી સેક્રેટરી તરીકે ચાલાકી, ઉલટ અને પ્રેમથી પોતાનું કામ બજાવતાં પોતાના કિમતી વખત અને મેહેનતનો લાભ બિનસ્વાર્થે કમિટીને આપ્યો છે, તે સારૂ કમિટી તેમનો દિલોજાનથી આભાર માને છે.

મી૦ ફરદુનજી પોતાની હુશયારીથી અને પોતે હાથ ધરેલી ફરજો તરફની અતીઅંત કાલજી અને દિલસોઝીથી, તેમજ પોતાના ભલા ખવાસ અને માયાલુ સ્વભાવથી કમિટીના ધારેલા હેતુઓ પાર પાડવામાં ઘણા કિમતી મદદગાર થઇ પડયા હતા, અને તેથી જ્યારે તેઓ સેક્રેટરી તરીકેનો પોતાનો કમિટી સાથનો સંબંધ બીજી રોકાણોને લીધે છોડી દે છે ત્યારે, તેમનાંથી છુટા પડતાં કમિટી પોતાની ભારે દલગીરી જાહેર કરે છે.

આએ ઠેડાવની એક નકલ ઘટતાં લખાણ સાથે મી૦ ફરદુનજી ઉપર મોકલવાને સેક્રેટરીઓને એલતેમાસ કરવામાં આવે છે."

ઉપલો ઠેડાવ કમિટીમાં પસાર થવા બાદ શેઠ ફરદુનજી માણેકજી કાંગાની જગિયાએ એક જોડયા સેક્રેટરી તરીકે મી૦ સોહરાબજી રૂસ્તમજી બનશાની નેમણુંક કરવામાં આવી હતી.

---:o:---

૧ ભગારિયા મોબેદોના હક્કની જાળવણી કરવા માટે મુંબઇમાં બરપા કરવામાં આવેલા જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતી પાક દરેમેહેર પહેલાંથી "ભગારિયા મોબેદોની અગીયારી" તરીકેજ ઓળખાતી અને લખાતી હતી. એમ પુરવાર કરવા અને બતલાવવા માટે ઉપલા ધડીઆળ ઉપરની તખ્તીનો "ફોટોગ્રાફ" ઉતરાવી, એ આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા તકરારી મુકદમા મધે, વાદીઓની તરફથી પોતાના દાવાના પુરાવા તરીકે તે રજુ કરવામાં આવેલ હતો.

ઉપલી કમિટીની એક સભા તા૰ ૮ મી મેહે સને ૧૮૮૬ ને દીને મલી હતી, એ સભામાં નવા "આતશકદેહ"ની ઇમારતનો "પાયો" ચાલતા માસની તા૰ ૨૩ મી ને દીને ઘટતી ક્રિયા કરીને નાખવાનો ઠેડાવ કરવામાં આવ્યો હતો, અને પાયાના પત્થર તથા પાયાની નીચે ઉતારવામાં આવનારી ત્રાંબાની તખ્તી ઉપરનાં લેખો પસંદ કરી બહાલ રાખવામાં આવ્યા હતા, તથા પાયો નાખવાની ક્રિયા કરતી વેળા દસ્તુરજી જામાસ્પજી તરફથી પ્રસંગને અનુસરતી જંદ ભાષામાં જોડેલી કરવામાં આવનારી દુવા-બંદગી અને તેનો તરજુમો બહાલ રાખી, તે શેઠો કાવસજી એદલજી કાંગા તથા જમશેદજી દાદાભાઇ નાદરશાહને સેજ તપાસવા આપવાનો ઠેડાવ પસાર કર્યો હતો. ત્યાર બાદ નીચલી "જાહેર ખબર" મુંબઇના પારસી વર્તમાન પત્રો મધે પ્રગટ કરાવામાં આવી હતી:—

"શેહેનશાહી જરથોશ્તી અનજુમનના મુંબઇ માહેલા ચરનીવાડીના **નવા આતશકદેહ** નીં ઇમારતનાં પાયાના સ્થાપનાની ક્રિયા, રોજ ૮ મો, માહ ૯ મો શેહેનશાહી, માહ ૧૦ મો કદમી, સને ૧૨૫૫ યઝદજરદી, તા૰ ૨૩ મી મેહે સને ૧૮૮૬ ઇસવી અને વાર રવેઉને દીને પાછલા પોહોરનાં બરોબર પાંચ કલાકે કીધામાં આવશે, જે વેલાએ અમો આસા રાખીએ છીએ કે, સરવે જરથોશ્તી સાહેબો એમાં સામેલ થઇ સવાબનો હમબેરો હાંસલ કરશે.

ખરશેદજી નશરવાનજી શીરવઇ.

સોહરાબજી રૂશતમજી બનશાહ

નવા આતશકદેહના આનરરી સેક્રેટરીઓ."

એ રીતે મુંબઇમાં વસ્તા ભગરસાથ અનજુમનના મોબેદ સાહેબોના વપરાસ તથા તેમના "હક્કો"ની જાળવણી કરવાને માટે બાંધવા ધારેલા પાક દરેમેહેર તથા—બની શકે તો—બરપા કરવા ધારેલા આતશબેહેરામ સાહેબના મકાનને, કમિટીના ગૃહસ્થોએ "આતશકદેહ"નું ટુંક અને દબલ મતલબ ધરાવનારૂં યોગ્ય નામ આપી, તેનો પાયો નાખવાનો મુબારક દિવસ નક્કી કરવાથી ભગરિયા મોબેદોના દિલમાં મોટી ખુશાલી ઉપજી હતી.

દીનદાર જરથોશ્તીઓની ઉલટ સજીવન રાખવાની મકસદથી "પાયા"ની ક્રિયા ઘણા દમામથી કરાવવામાં આવી હતી, આગમચથી ત્યાં એક સુંદર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, જ્યાં ક્રિયાના દિવસે જરથોશ્તીઓનો મોટો મેળાવડો ભેગો મલ્યો હતો. આગમચથી કીધેલી ગોઠવણ મુજબ એક સંગેમરમરની ટેબલ ઉપર આતશનું આફ્રરગાન્યું મુકી, તેની આસપાસ દસ્તુર મોબેદોએ ઉભા રહી, પરથમ આતશની ન્યાએશ તેઓએ કીધી હતી. ત્યાર બાદ કમિટીની તરફથી શેઠ પેશતનજી રૂશતમજી કાંગાએ નીચલો "અનજુમન પત્ર" મીજલસમાં વાંચીઓ હતો:—

# દસ્તાવેજ ૭૧ મો, છપાયલો.*

" મીજલસના સાહેબો.

તે પાક પરવરદેગારની બક્ષેશથી અને વખશુરે વખશુરાંન અશો જરથોશ્ત સ્પેતમાન અનોશેહેરવાનના રૂહની બરકતથી જે પાક મકાન આજરોજે આરંભ કરવાને આપણે સામર્થવાન થયા છઇએ, તેનો પાયો નાખવાની ક્રિયા કરવા આપણા નેક દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજીને એ મકાનની કમિટી તરફથી એલતેમાસ કરવાનું મને સોંફવામાં આવ્યું છે, અને તેમ કરતાં કમિટીની ફરમાસથી થોડોક ખુલાસો કરવાની રજા લઉં છું.

તમો સાહેબોને રોશન હશે જે ગયા ૧૮૮૪ ના સાલનાં જુલાઇ માસમાં " શ્રી નવસારીની વડી દરેમહેરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવાનું ફંડ." એવે નામે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેની વ્યવસ્થા કરવાનું કામ, એક કમિટી કે જે મધે આપણા ટોલાના ઘણાક જાણીતા અને વગવાલા ગૃહસ્થો સામેલ થયા હતા, તેઓએ માથે લીધું હતું.

એ ફંડ ઉભું કરવાનો સબબ એ હતો કે, આપણા શેહેરના ઘણાખરા સરવે ભગરસાથની અનજુમનના મોબેદ સાહેબોએ મજકુર ગ્રહસ્થોને એક અરજી કરી તે કામ માથે લેવાને એલતેમાસ કરી હતી, અને તે મજકુર મોબેદ સાહેબોની અરજ બહાલ રાખીને તે ગ્રહસ્થોએ એક કમિટીની સ્થાપના કરી પોતાની કોશેશ ચાલુ કીધી હતી.

ઉપલું ફંડ ઉભું કરવાને કેવા સંજોગોથી કારણ મલ્યું હતું તે વિષે લંબાણ કરવાને હાલ જરૂર જોતો નથી, કારણ કે તે સરવેથી જરથોશ્તી આલમ વાકેફ છે. પણ કમિટી તરફથી તા૦ ૭ મી જુલાઇ ૧૮૮૪ ની તારીખની એક " મહેહનજર " બાહેર પાડવામાં આવી હતી તે ઉપર તમારૂં ધ્યાન ખેંચવાને વાજબી ધારૂં છું. તે મહેહનજર મધે કમિટીની મકસદ અને જે ધોરણ ઉપર ત કામ કરવા માગે છે તે જણાવેલું છે. અને તે મકસદો પાર પાડવાના હેતુથી કમિટીએ પ્રજા તરફનો આશરો માંગી ઉઘરાણાંની ટીપો જરથોશ્તી આલમ મધે ફરતી કીધી હતી. એ ટીપોમાં ભરાયલાં નાણાં મધેથી ચંદનવાડીના લત્તા તરફ એક લાયક દરેમેહેર—અને જો કમીટીને પુરતાં સાધનો મલે તો— એક આતશબેહેરામ બાંધવાની કબૂલાત ઉપલી મહેહનજરમાં કમિટી તરફથી આપવામાં આવી હતી, અને તે વિષે જે કાંઇ બંદોબસ્ત વિગેરે કરવાનું ધારવામાં આવ્યું હતું તે પણ ઉપલીજ મહેહનજરમાં જણાવેલું હતું. ત્યાર બાદ આપણા ટોલાના ઘણાક સખી અને ધર્મી દિલના સાહેબોએ આએ કામને નાણાંની કિંમતી મદદ આપી છે જે વિષે આ તકે તેમનો મોટો ઉપકાર માનવાની રજા લઉં છું.

કમિટીની વક્કી પ્રમાણે ઉપલાં ફંડમાં નાણાંની એક સારી રકમ ભરાયાથી કમિટીએ આએ આતશકદેહ બાંધવાનું શરૂ કરવાનો નીશ્ચય કીધો છે, અને પૂરતી જોગવાઇ થવાથી તુરત આતશબેહેરામની સ્થાપના કરવાનો ઠેહાવ કીધો છે.

એ મકાનનાં નકશા વિગેરે આપણી વર્તીના જાણીતા બાંધકામના વીદયાના માહિતગાર શેઠ દીનશાહજી દોરાબજી મીસ્તરીએ ઉતાર્યા છે, અને તે કમિટીની એક સબકમટિએ તેમજ કમિટીએ પોતે પસંદ કીધા છે, અને એવી ઉમેદ છે કે એ મકાન જયારે તઇયાર થશે ત્યારે તે ખરેખર શોભીતું અને એવાં પવિત્ર મકાનને છાજતી ઢપનું થશે.

શેઠ દીનશાહજી દોરાબજી મીસ્તરીએ જે ઉલટ અને ચાલાકીથી પોતાનું કામ અતીઆર સુધી બજાવીઉં છે તે વિષે કમિટી તેમની ખરેખર આભારી છે. સેવટે તે પાક દાદારની આગલ સર નમાવી આપણે એટલુંજ ચાહીશું જે આએ નેક સવાબનું કામ જલદીથી હાર પાડી પોતાની રેહેમ અને કરમબક્ષેશ તે ઉપર વરસાવે, અને ટુંક મુદતમાં આએ પવિત્ર મકાનનું બાંધકામ સરનજામ ઉતારી તે મધે પાક આતશનો કેબલો તખ્તનશીન કરવાને આપણને સાંમર્થવાંન કરે; અને તેજ દાવરે દાદગરની રેહેમ અને અખૂટ ખઝાનાની બરકતથી આપણનું ધારેલું વધારે મહાભારત કામ, કે જે પાક આતશબેહેરામનાં કેબલાને પરઠવાને લગતું છે તે, પાર ઉતારવાને શકતીવાન કરે. આમીન!

હવે દસ્તુરજી સાહેબને કમિટી તરફથી અરજ કરૂં છું જે તેઓએ આ પાક મકાનનો પાયો નાખવાની ક્રિયા શરૂ કરવી.”[1]



કમિટી તરફનો ઉપલો “અનજુમન પત્ર” વંચાઇ રહેતાં, દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાએ પાંત જંદ અવસ્તામાં ઝડેલી બંદગી બુલંદ અવાજે પઢીને તેનો ગુજરાતી તરજુમો છતાથી વાંચી સંભળાવ્યો હતો, જે સદાબરો અતરે ઉતારી ફરી પ્રગટ કરૂં છું.

(અવસ્તા બંદગીનો તરજુમો.)

“અએ અહુરમજદ! બીજી પેદાયશો કરતાંને આગલથી તુંને ત્રણ વખત નમાજ હોજો! ઓ ખજાનો રાખનાર, ખોરેહવાલા, સર્વથી ચઢતે દરજજેનાં, સરવોતમ, સંર્વથી સોહાંમણાં, ઘણીજ હિંમત આપનાર, ઘણોજ અક્કલમંદ, ઘણોજ સવાબકાર, અશોઇમાં સર્વેથી સરેશ્ત, ઘણાજ ડહાપણવાલા, બોહલી ખુશાળી આપનાર, અશો દાદાર અહુરમજદ! ઓ અમોને પેદા કરનાર, અમોને બનાવનાર, અમારૂં રક્ષણ કરનાર અને અતીશય વરૂધી કરનાર મીનો! અમો બંદાઓ તું સાહેબને અરજ ગુજાર્યે છીયે કે, આ જગા ઉપર તારો મેહેરબાંની ભરેલો પેયાર તથા આશિર્વાદ વરસાવ. અને તારા પેદા કીધેલા, સારી પાદશાહીવાલા તથા સારાં ડહાપણવાલા અમસાસ્પંદોના તથા અશો યજદોનો તથા અશો ફરોહરોનાં આશિર્વાદ આ જગા ઉપર હમેશાં રાખ! ઓ અહુરમજદથી પેદા થયલી, બોહોલા વિસ્તારની, પોહોલી, ફળદરૂપ સ્પેન્ત આરમઇતી, અએ અમારી

---

[1] જરથોસ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતા મુકદમાં મધે ઉપલો “અનજુમન પત્ર” વાદીઓએ પોતાની ફરિયાદના પૂરાવા તરીકે રજુ કીધો હતો, એવું બતલાવવા માટે કે, એ પાક મકાન બરપા કરી આપવાની અરજ ફકટ ભગરસાથની અનજુમનના મોબેદ સાહેબોએ પોતાની અનજુમનનાં આગેવાનોને કીધી હતી, અને તે અરજ એ આગવાનોએ સ્વિકારી હતી

બરદાસ્ત કરનારી માતા! તું આ જગાનું પોશણ તથા રક્ષણ કર! ઓ આ તનોમંદ દુનિયાનાં કીર્તિવાન યજદ, ઓ તમામ પેદાયશના સરદાર, ઓ અમોને અહુરમજદી રાહ રસમોનો દેખાડનાર પેગમબર અશો જેરથોશ્તર! આ જગા ઉપર તારાં ફરોહરની દોઆ તથા ખુશનુદી હોજો! કે જેથી હ્યાંથી તમામ દેવો તથા દેવીઓ દુર નાહસી જાય; કે જેથી હ્યાં ભલો ખુબસુરત, ફતેહમંદ અશો સરોશ યજદ મુકામ કરે; કે જેથી ભલી અશીશવંગનું હ્યાં રહેવું થાય તથા ભલી અશીશવંગ હ્યાં રામશ્ની બક્ષે! કે જેથી હ્યાં અમારો પવિત્ર કેબલો જે અહુરમજદનો બેટો આતશ છે તેનું જાવેદાંન સૂધી રહેવું થાય! અમો મજદયસનીઓ આ જગા ઉપર જયારેણી સઘલા એકઠા મલ્યે ત્યારે અમો દાદાર અહુરમજદની તથા તેનાં અમશાસ્પંદો અને યજદોની મેહેરબાંની પાંમીએ, અને અમારાં તન તથા રવાંન આગલથી તમામ બદીઓ દુર રહે! આમીન."

દસ્તુર જામાસ્પજીએ અવસ્તામાં જોડેલી બંદગી પઢવા અને તેનો ઉપલો ગુજરાતી તરજુમો મેળાવડામાં વાંચી સંભલાવવા બાદ, સઘલા આગેવાન ગ્રહસ્થો મકાનનો પાયો નાખવાના પથ્થરની મૂકરર કરવામાં આવેલી જગ્યા આગલ ભેગા થયા હતા, અને પાયાના ખાડાની અંદર–ક્રિયાનો દિવસ અમર રાખવાના હેતુથી–તે દિવસના વર્તમાન પત્રો, શુન્ના-રૂપાના સિક્કા અને બીજી યાદગારીની ચીજો ભેગી ઘટતા લેખ સાથની "ત્રાંબાની તખતી" ઉતારવામાં આવી હતી. ત્યાર બાદ દસ્તુર જામાસ્પજીએ રૂપાની થાપરીમાં ચુનો લઇને પાયાના ખાડામાં મૂકયો હતો અને માણસોની પાસે સંભાલથી પાયા ઉપર મૂકવાનો પત્થર તેની ઉપર ઉતરાવીને પૂર હરખથી બુલંદ અવાજે જાહેર કીધું હતું કે "આતશકદેહના આએ પાયાનો પથ્થર તેમાં બરોબર બેસાડવામાં આવ્યો છે." તેઓને મોઢેથી આવા શબ્દો બહાર પડતાંજ ખુશાળીની તાળીઓથી તેને વધાવી લેવામાં આવ્યા હતા. ત્યાર બાદ દસ્તુર જામાસ્પજીએ પોતે અવસ્તામાં જોડેલી એક બીજી બંદગી ગંભિરતાથી પઢી તેનો નીચે મુજબનો ગુજરાતી તરજુમો કહી સંભલાવ્યો હતો:—

"ઓ અશો અહુરમજદ! આ પથ્થર જે અમો મજદયસ્નીઓએ ધારેલાં પવિત્ર મકાનનાં પાયાને માટે હમણા મૂકયો છે, તે ઉપર તારા રહેમ ભરેલા આશિર્વાદ તું વરસાવ અને જેઓએ પોતાની પુંજી આ કામના વધારાને માટે ઇમાંનદારીથી તુંને અર્પણ કીધી છે તથા જેઓ હવે પછી કરે તે સઘલાનાં તન અને રવાનની પોશ્તપનાહી તું કર. તે સઘલાઓ સારૂં મુકામવાલા તથા રામશ્નીનાં મુકામવાલા થાય, આમીન."

ઉપલી દુઆગુઝારીની બંદગી પૂરી થતાં સેક્રેટરીએ પાયાની અંદર ઉતારવામાં આવેલી ત્રાંબાની તખ્તી ઉપરનો નીચલો લેખ મેળાવડાની હઝુરમાં વાંચી સંભળાવ્યો હતો:—

# દસ્તાવેજ ૭૨ મો, છપાયલો.*

"પાક દાદાર અહુરમજદની મદદથી, શેહેનશાહી જરથોશ્તી અનજુમનનાં
આએ આતશકદેહની ઇમારત, શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા
ભગરસાથ અનજુમનના મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમે-
હેર બાંધી આપવા—અને બને તો અનજુમનનાં આતશબેહેરામ
બાંધવા—સ્થાપન થયલી કારોબાર મંડલીએ, શ્રી મુંબઇ
અને બીજા શેહેરોનાં જરથોશ્તીઓમાં ઉઘરાણું કરી ઉભાં
કીધેલાં ફંડમાંથી બંધાવી છે, તેના પાયાની સ્થાપના

દસ્તુર દાકતર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના, એમ. એ., પી એચ. ડી., એઓએ રોજ ૮ મો, માહ ૯ મો શેહેનશાહી, માહ ૧૦ મો કદમી, સને ૧૨૫૫ યઝદેજરદી. મુતાબેક તા૦ ૨૩ મી મેએ સને ૧૮૮૬ ઇસવી, સંવત ૧૯૪૨ ના વઇશાખ વદ ૫ અને વાર રવેઉને દીને કીધી છે.

નેક નામદાર મહારાણી વીકટોરીયા, ગરેટ બ્રીટન તથા આયરલાંડ તથા તેને લગતાં સ્વસ્થાન તથા તાબેના મુલકોની રાણી અને કયસરે હીંદનાં રાજનાં ૪૯ માં વરસમાં.

નામદાર મોહોટે દરજ્જેનાં સર ફ્રેડ્રીક ટેમપલ હેમીલટન-ટેમપલ બલાકઉડ, અરલ ઓફ ડફરીન, કે, પી., જી. સી. બી., જી. સી. એમ. જી., પી. સી., એફ. આર. એસ., ડી સી. એલ., જી. એમ. એસ. આઇ. હીંદુસ્થાનનો રાજપ્રતીનીધી તથા ગવરનર-જનરલ.

નામદાર લોરડ રે, એલ એલ. ડી., સી. આઇ. ઇ.,
મુંબઇના ગવરનર.

કારોબાર મંડલીના અધીકારીઓ

શેઠ જાલભાઇ અરદેશર શેઠ—સરનશીન.
,, પેશતનજી રૂશતમજી કાંગા—નાએબ સરનશીન.
,, ખરશેદજી માણેકજી શેઠ
,, દીનશાહજી મનચેરજી પંથકી } ખજાનચીઓ.
,, ખરશેદજી નશરવાનજી શીરવઇ
,, સોહરાબજી રૂસતમજી બનશાહ } સેક્રેટરીઓ.
,, દીનશાહ દોરાબજી મીસ્તરી—શીલ્પશાસ્ત્રી."

પાયાની નીચે ઉતારવામાં આવેલી ત્રાંબાની તખ્તી ઉપરનો ઉપલો લેખ[1] સેક્રેટરી શેઠ સોહ્રાબજી રૂસ્તમજી બનશાહુએ વાંચવા પછી પાયાના પત્થરની ઉપર લખવામાં આવેલો નીચલો લેખ તેઓએ વાંચી સંભળાવ્યો હતો:—



" પાક દાદાર અહુરમજદની મદદથી, મુંબઈ મધે આએ શેહેનશાહી જરથોશતી અનજુમનના આતશકદેહના પાયાની સ્થાપના, દસ્તુર દાકતર જામાસ્પજી મેનોચેહેરજી જામાસ્પઆશાના, એમ. એ., પી. એચ. ડી., એઓએ રોજ ૮ મો, માહ ૯ મો, શેહેનશાહી, માહ ૧૦ મો કદમી, સને ૧૨૫૫ યઝદેજરદી, મુતાબેક તા૦ ૨૩ મી મેહે સને ૧૮૮૬ ઇસવી, અને સંવત ૧૯૪૨ ના વઇશાક, અને વાર રવેઉને દીને કીધી છે.

દીનશાહ દોરાબજી મીસ્તરી, શીલ્પશાસ્ત્રી "



પાક આતશકદેહના મકાનનો પાયો નાખવાની ક્રિયા એ રીતે પૂરી થતાં, ભગરિયા મોબેદોની તરફ ભલી દિલસોઝી ધરાવનાર જરથોશતીઓનો ત્યાં ભેગો મળેલો મેળાવડો હસી ખુશીથી વિસરજન થયો હતો અને મારા ભાઇબંધ મોબેદોના દિલમાં ભવિષ્યને માટે ભલી ઉમેદો બરપા થઇ હતી.

અત્રે નોંધ લીધા વિનાં મને ચાલતું નથી કે, જે પાક મકાનની સ્થાપના કરવામાં આવનાર હતી તે કોણને માટે બરપા થાય છે અને તે કોણની આગેવાની હેઠળ બંધાય છે તે ખુલ્લી રીતે દરસાવનારો જે લેખ, પાયાના પથ્થરની ઉપર જાહેર રીતે વંચાય તેમ કોતરાવવો અને જાળવવો જોઇતો હતો, તે તેવી રીતે કમિટીના આગેવાનોએ કોતરાવવા અને જાળવવાનું દરૂસ્ત નહિ વિચારીને, અથવા એક રીતની તેનાં સંબંધમાં ગફલતી કરીને એ પાક મકાનનાં પાયાની નીચે તેવા લેખની તખ્તી ઉતરાવી, જમીનમાં તેવો લેખ સદાને માટે ઢાંકવાનું પસંદ કર્યું હતું.

એમ તો કહી શકાશેજ નહિ કે તેમ તેઓએ પહેલાથી કોઇ ખોટી નેમ દિલમાં ધારીને કીધું હતું, પરંતુ જેવો લેખ, જમીનની અંદર પાયાના પત્થરની નીચે મુકવામાં આવ્યો છે તેવોજ લેખ પાયાના પથ્થરની ઉપર જાહેરમાં વંચાય તેવી રીતે જો કોતરાવ્યો હતે તો, એ પાક મકાનની સ્થાપના કરવાની મૂળ મકસદ, જે પાછલથી ભૂલાઇ જવા જેવી સ્થિતિમાં આવી પડી હતી, તે તેમ થવા પામતે નહિ.

———:o:———

{ તા૦ ૨૮ મી મેહે સને ૧૮૮૬ ના " અખબારે સોદાગર " નામના પત્ર ઉપરથી ઉતારો. }

[1] તરાંબાના તખ્તી ઉપરનો ઉપલો લેખ, જે તેજ વેળાએ છપાયલો હતો તે, અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે, વાદીઓએ પોતાના દાવાના પુરાવામાં રજુ કીધો હતો.

"ગયા રવીવારે પારસીઓના નવાં આતશકદેહનો પાયો નાખવાની ક્રીયા થતી વેલા જે ગંજાવર મેળાવડો થયો હતો, તે બનાવ પારસીઓની તવારીખના સફામાં હમેશ ઘણો અગતનો ભાગ ગણાતો રેહશે. લગભગ ૩૦૦૦ ત્રણ હજાર જરથોસ્તીઓની સંખ્યા, જેમાં બેહેદીન તેમજ મોબેદો હતા, અને ઘણાકોને મોડેથી આવવાને લીધે દરવાજામાં શંકડાસથી જગો નહી મલવાથી બાહાર ઉભું રેહેવું પડયું હતું.

સઘલી અતરેની શેહેનશાહી અગીઆરીઓના દસ્તુરો એખલા આ ક્રીયા કરવાને આવ્યા હોય તેમ નહી હતું, પણ કદમીના વડા દસ્તુર તથા મરહુમ શેઠ ફરામજી કાવસજીના આતશબેહેરામના દસ્તુર, તથા પુણા, કલીઆણી, નવસારી, વીગરે બીજાં ગામોના દસ્તુરો તરફના પ્રતીનીધીઓ બીરાજ્યા હતા. નવસારીના વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજી તરફથી તથા ત્યાંની અનજુમન તરફથી એ કામને "તાર"ની મારફતે મુબારકબાદી ઇચ્છવામાં આવી હતી. તેમજ કલકતાવાલા બેહદીન સાહેબ શેઠ ફરામજી મનચેરજીએ રૂપયા ૩૦૧ ની રકમ તારની મારફતે મી૦ મનચેરજી કાવસજી (મનસુખ) ઉપર મોકલી મુબારકબાદી ચાહી હતી. આ રીતે આ કામ સામે દરેક ભાગના જરથોસ્તીઓની દીલસોજી માટેની વધુ સાબેતીની જગો રહી નથી. આ પ્રસંગે દસ્તુર જામાસપજીએ બીજા ૩૫ થી ૪૦ દસતુરો શાહીત આસરે ૩૦૦૦ જરથોશતીઓની સનમુખ કરેલી બંદગી અને તે પાછલ જરથોસ્તીઓની દીલસોજીનો દેખાવ બહુ ગંભીર થઇ પડયો હતો.

આટલી બધી દીલસોજી ઉસ્કેરાવાના ખાસ સબબોમાં મુખ્ય એ હતો કે, આજ સુધી સઘલાં ખાનગી આતશબેહેરામો અને અગીયારીઓમાં ખુદ અનજુમન તરફનું એકપણ ન હતું. આ પહેલીજ વાર તે પ્રજાના પઇસાથી બંધાતું હોવાથી તે પ્રજાની મીરાશ ગણીને પ્રજા તેવા કામ પાછળ જાંનફેશાનીં દેખાડે તે તદન સંભવીક છે. પણ પ્રજાની લાગણીનું તોલ કરવાને ઉપલે દીને જે ટક મલી તે આધારે અમો કહી શકીએ છીએ કે, જેવી મદદ એ કામમાં દયાલું જરથોશતીઓએ આપી છે તેથી એ કામ પાછલની તેમની ખેરખાહી અને દીનચુશતપણું સાબેત થઇ ચુકું છે, અને તેથી હાથ પકડેલું એ કામ પાર પડવાને હવે ઝાઝુંજ વીલમ લાગશે નહીં માટે હવે પારસી આલમને જે કરવાનું બાકી રહ્યું છે તે એજ કે, આ પવિત્ર કેબલાના દરજાને છાજતી રીતની મોહતાઇનો દરજ્જો એ કામને મલે એવી રીતની તેને મદદ આપવામાં પોતાનો સખી દીલગુરડો લંબાવવો, અને તેમ થવાથી એ મકાન, જેનો પાયો નખાઇ ચુકાવા પછે કેટલુંક કામ પણ આદર્યું છે, તે શાહેજવારમાં તઇયાર થઇ પારસી અનજુમનના હાથમાં એક નવું પવિત્ર મકાન ત્વરી શકશે."



# બંધાઇને તૈયાર થયલી નવી અગીઆરી, તેને ખોલ્લી મુકતાં કરવામાં આવેલું શુક્રગુજારીનું જશન, તેમાં વાંચવામાં આવેલો અગીઆરી બાંધવાની અસલ મકસદથી ઉલટો "અનજુમન પત્ર" તથા ભગરિયા મોબેદોમાં તેથી ચાલેલો ચર્ચા.

નવા આતશકદેહનાં મકાનના "પાયો" નખાવવાની ઉપલી ક્રિયા લગાર ધામધુમથી કરાવ્યા પછી ભગરિયા આગેવાનોની કમિટીની કેટલીક વધુ સભાઓ મલી હતી, જેમાં કરવામાં આવેલાં કામકાજનો થોડોક વધુ સત્તાવાર અહેવાલ, કમિટીના કામકાજની "નોંધબૂક" ઉપરથી આ પૂસ્તકમાં ઉતારી લઉં, કે જેથી એ પાક મકાન બરપા કરવા માટેની મૂળ નેમ અને ખરી મકસદ વધુ આશકારા થવા પાંમે.

ઉપલી કમિટીની એક સભા તા૦ ૨૬ મી જુન સને ૧૮૮૭ ને દિને મલી હતી, જેમાં નીચલો ઠેડાવ એકમતે પસાર થયો હતો:—

"શેઠ દીનશાહ દોરાબજી મીસ્રી ઉપર લખવું કે કમિટી અરજ કરે છે કે, બાંધવા ધારેલી સઘળી આતશકદેહનો—હિંધોરા વિગેરેનો—વિગતવાર દીઝાઇન તથા તેનો અડસતેલો વિગતવાર ખર્ચ તેવણે સેક્રેટરીઓ ઉપર જેમ બને તેમ પહેલી જોગવાઇએ મહેરબાની કરી મોકલી આપવો, કે તેથી કમિટીના મેમ્બરોને 'કેવી જાતની ઇમારત બંધાશે તથા તે ઇમારત ઉપર કેટલો ખર્ચ લાગશે' તે જાણવાનું તથા તેના ઉપર વિચાર કરવાનું બની આવે."

ત્યાર બાદ સેક્રેટરીએ કામચલાઉ નવી અગીઆરીનાં મોબેદોની તરફથી આવેલી એક અરજી[1] સભામાં વાંચી હતી, જેની મૂળ મતલબ એ હતી કે "હીંધોરાને લગતો દુણાઉ માર કરીને તેની ઉપર વપરાસને માટે બીજો માર કરવાની ઘણી અગત છે."

એ વિષે શેઠ કાવસજી નશરવાંનજી કાંગાની દરખાસ્તને શેઠ કાવસજી એદલજી કાંગાએ ટેકો આપવાથી નીચલો ઠેડાવ થયો હતો:—

---

૧ તકરારી દરેમેહેર ભગરસાથ અનજુમનના મોબેદોની માગણી ઉપરથી તેઓના એપલાના વપડાસ તથા પાવમેહેલની ક્રિયાઓ કરવાની સગવડને માટેજ બંધાઇ હતી એવા ભગરસાથના મોબેદોએ ઠાવેલા દાવાના ટેકામાં રજુ કરવા માટે, કામચલાઉ નવી અગીઆરીમાં વસ્તા ભગરિયા મોબેદોએ કમિટીને કીધેલી ઉપલી અસલ અરજી, મુંબઇના અનજુમનનાં આતશબેહેરામને લગતા "લવાદ"ની આગલ ચાલેલા તકરારી મુકદમાં મધે વાદીઓના સોલીસીટરે કમિટીના સોલીસીટરના પાસેથી માગી હતી, પરંતુ તે મલી શકી હતી નહિ.

અરજદારોને જવાબ લખવો જે હાલ માર બાંધવાની નાણાંની જોગવાઇ કમિટીનાં હાથમાં નથી, પણ જો જોગવાઇ બનશે તો કમિટી ઘણી ખુશીથી કરી આપશે."

ઉપર જણાવેલી કમિટીની એક સભા તા૦ ૭ મી આગસ્ટ સને ૧૮૮૬ ને દીને મલી હતી, જેમાં કેટલુંક કામકાજ કરવા બાદ સેક્રેટરીએ એ સભામાં કમિટીના ઇજનેર શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રીનો લખેલો એક કાગજ વાંચયો હતો, જેની મતલબ એ હતી કે "હીધોરાનાં દુબાઉ માર ઉપર બીજો માર ૯ ફીટ ઉંચો કમિટી બાંધવાનું માથે લીએ તો, શેઠ માણેકજી હોરમજજી પરવેજ રૂપયા ૨૦૦૦) એ કામને માટે આપવાને તઇયાર છે." તેઓએ વધુ જણાવ્યું કે, "૬ ફીટનો દુબાઉ માર કરી તે ઉપર બીજો માર બાંધીએ તો નજદીક રૂપયા ૯૫૦૦ થાય અને ૪ ફીટનો દુબાઉ માર લેઇએ તો રૂપયા ૯૦૬૪ થાય."

એ ખુલાસા ઉપરથી શેઠ પાલનજી નવરોજજી પાવરીની દરખાસ્તને શેઠ જીવનજી જમશેદજી મોદીએ ટેકો આપતાં નીચલો ઠેઠાવ પસાર થયો હતો:—

"શેઠ માણેકજી હોરમજજી પરવેજની રૂપયા ૨૦૦૦) ની બક્ષેશ માન સાથે કબુલ રાખવી, તથા વચલા મારનો ગાળો અંદરથી ૬ ફીટનો રાખવો."

ત્યાર બાદ શેઠ દીનશાહજી દોરાબજી મીસ્તરીએ તઇયાર કીધેલો મકાનનો પલાણ તથા "એસ્તીમેંટ" કમિટી આગલ રજુ કરવામાં આવ્યા હતા, અને તેનાં સંબંધમાં કમિટીના જે સાહેબોએ સમજન અને ખુલાસા જાણવા માગ્યા હતા તે શેઠ દીનશાહજીએ તેઓને સમજાવ્યા પછી નીચલો ઠેડાવ પસાર થયો હતો:—

"શેઠ દીનશાહ દોરાબજી મીસ્રીએ જે પલાણો તથા એસ્તીમેંટો મીટિંગ આગલ રજુ કીધાંચ તે ઉપર સબકમિટીના મેમબર સાહેબોને પોતાનો વિચાર આપવાને માટે અરજ કરવી, અને તેઓનો રીપોરટ કમિટી આગલ એ અઠવાડીઆમાં મુકવો."

ઉપલીજ સભામાં સેક્રેટરીએ દસ્તુર દાકતર જામાસ્પજીએ રોજ ૭ મો માહ ૧૨ મો સને ૧૨૫૫ યજદેજરદીને દિનેનો કમિટી ઉપર લખેલો એક પત્ર વાંચીઓ હતો, તથા તે પત્રની અંદર બીડેલું બીજું પત્ર, કે જે શેઠ માણેકજી લ. મજી હાતરીઆએ ઇરાનથી દસ્તુર જામાસ્પજીની ઉપર ફારસીમાં લખેલું હતું, તેનો ગુજરાતી તરજુમો વાંચી સંભળાવ્યો, જેમા શેઠ માણેકજીએ પોતાની પાસેનું એક ઘણુંજ કિમતી ધર્મને લગતું પુસ્તકખાનું તથા જૂનાં સિક્કા ઇત્યાદી આએ ફંડનાં કમિટીને દસ્તુર જામાસ્પજીની મારફતે બક્ષેશ કરવાની ખુશી બતાવી હતી, તથા તે પુસ્તકખાનાંનો ચાલુ ખરચ નિભાવવા માટે રૂપયા ૫૦૦૦) ની રકમ આપવાની પોતાની ખાહેશ જણાવી હતી, જે ઉપરથી શેઠ પેસતનજી રૂસ્તમજી કાગાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ સોહરાબજી રૂસ્તમજી બનશાએ ટેકો આપયો કે:—

"શેઠ માણેકજી લીમજી હાતરીઆની આએ પાદશાહી બક્ષેશ કમિટીના ગ્રહસ્થો અત્યંત માન તથા આભાર સાથે કબુલ રાખેચ, અને એ પુસ્તકખાનાંને માટે આએ કમિટી નવા આતશકદેહની ઇમારતમાં આએ કામને લાયકની જગા આપવાને તથા એ પુસ્તકખાનું ચલાવવાને માટે સઘલી ઘટતી ગોઠવણ ઘણી ખુશી સાથે કરવાને માથે લીએચ, તથા તેની સાથે શેઠ માણેકજી લીમજી હાતરીઆનું નામ હમેશ જોડેલું રાખવાને ઘણાજ રાજી છે."

આ દરખાસ્ત કમિટીએ ખુશીના અવાજોથી એક મતે પસાર કીધી હતી, તથા તે તારની મારફતે શેઠ માણેકજીની ઉપર "તેહરાન" ખાતે મોકલાવવામાં આવી હતી, અને દસ્તુર જામાસપજીનો તેમની કોશેશ માટે કમિટીએ ઉપકાર માન્યો હતો.

---

ઉપલી કમિટીની એક ષભા તા૦ ૧૫ મી સપટેમબર સને ૧૮૮૬ ને દીને મલી હતી, જેમાં છેલ્લી મીટિંગની મીનિટ વંચાઇ બહાલ રહેવા બાદ, સેક્રેટરી શેઠ સોહરાબજી બનશાહએ કલકતાનાં જરથોસ્તીઓએ આએ ફંડમાં નાણું ભરેલું તે વિષેનો એક પતર શેઠ ફરામજી હોરમજજી અરજાનીની મારફતે આવેલો વાંચી સંભળાવ્યો હતો, અને જણાવ્યું હતું કે "મીટિંગનો દહાડો ચોકસ નહિ હોવાનાં કારણને લીધે તેઓએ તેના જવાબમાં શેઠ ફરામજીનો ઉપકાર માની રૂપયાની રસીદ મોકલાવી હતી." જે ઉપરથી સેક્રેટરીઓએ મોકલાવેલો પતર બાહાલ રાખવાનો કમિટીએ ઠેરાવ કીધો હતો.

ત્યાર બાદ સેક્રેટરીએ દસ્તુર ડાકતર જામાસપજીની મારફતે એક જરથોસ્તીની મોહટી બક્ષેશ વિષેનો નીચે લખેલો પતર ષભામાં વાંચ્યો હતો:—

---

# દસ્તાવેજ ૭૩ મો, મીનીટ બુકમાંથી* ઉતારો.

દસ્તુર ડાકતર જામાસપજી મીનોચેહેરજીએ લખેલા પતરની નકલ.)

"મહેરબાન સલામત નેકનામ શેઠજી સાહેબો શેઠ ખુરશેદજી નોશારવાંનજી સીરવઇ, શેઠ સોહરાબજી રૂશતમજી બનશાહ, તે ચંદનવાડી ખાતે વસતા ભગરસાથના મોબેદોને માટે એક લાયક દરેમેહેર તથા કુલ્લે શેહેનશાહી અનજુમનનાં આતશબેહેરામ બાંધવા સારૂ ઉભી થયલી કમીટીના સેક્રેટરીઓ જોગ.

પ્યારા સાહેબો, જત આ નીચે જણાવેલી બીનાં ઉપલી કમીટીની આવતી મીટીંગમાં રજુ કરવાની તસદી લેશો તો મારા ઉપર હેશાન થશેજી.

એક સખી વજુદ જરથોસ્તી ગ્રહસ્થ ઉપલી કમીટીએ ઉઠાવી લીધેલાં નવા આ-

તશબેહેરામ સાહેબનાં મકાનનો ગુમબજ પોતાને ખરચે બાંધી આપવા માગે છે, તથા પોતાનેજ ખરચે આતશબેહેરામ સાહેબનું સંઘેમરમરનું તખત તથા જરમન સીલવરનું એક સુંદર અફ્રગાન્યું તથા તેને લગતાં બીજાં સરવે જરમન સીલવરનાં વાસણો મુકવા માગે છે, પણ તેમ કરવા આગમચ તે ગ્રહસ્થ કમીટી સાથે કેટલીક સરતો કરવા માંગે છે, તે હું નીચે લખી જણાવવાની રજા લેઉં છું.

૧—કમીટી હાલમાં જે "આતશકદેહ" ચંદનવાડી ખાતે બાંધે છે તેનો ગુમબજ જો એ ગ્રહસ્થને ખરચે બંધાય તો તેમાં "આતશબેહેરામ સાહેબ"ના કેબલા સીવાય બીજો કોઇબી કેબલો તખ્તનશીન કરવો નહીં, બનતી જોગવાઇએ ઉતાવલેથી આતશબેહેરામ સાહેબજ પરઠવા.

૨—ગુમબજ શોભઇતો અને આતશબેહેરામ સાહેબનાં દરજાને લાયકનો સુંદર સંઘેમરમરનાં પકુરનો બાંધવો.

૩—ગુમબજનાં દરવાજા ઉપર તે બાંધી આપનાર ગ્રહસ્થને નામની તખ્તી મારવી.

૪—ગુમબજ બાંધી આપનાર આ ગ્રહસ્થ જે સંઘેમરમરનું તખત તથા જરમન સીલવરનું અફ્રગાન્યું તથા આતશબેહેરામને લગતાં બીજાં જરમન સીલવરનાં વાસણો મુકવા આપે તે સીવાય હાલ કોઇ બીજા ધણીને ત્યાંનાં વાસણ કે આફ્રગાન્યું મુકવું નહીં, પછી તે બીજો ધણી વધારે ઉંચી કીંમતનાં રૂપાંનાં કે શુન્નાનાં વાસણ કે આફ્રગાન્યું મુકવા માગે તે હાલ એ ગુમબજમાં મુકવાં નહીં, પણ એ ગ્રહસ્થને ત્યાંનાજ ઉપર જણાવ્યા પ્રમાણેનાં વાસણો તથા તખત અને અફ્રગાન્યું મુકવાં.

૫—આતશબેહેરામ સાહેબને બની આવતાં આદર માસનાં રોજ ૯ ને દીવસે યાને આદરગાંનનાં જશનને દહાડે તખતનશીન કરવા.

૬—મજકુર ગ્રહસ્થની એવી ખુશી છે કે જેમ ગુમબજનું કામ ચાલતું થાય તેમ રૂપયા આપતા જવું.

૭—જેમ ઉપલી કમીટીનાં ઇજનેર શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રી છે તેમ તે ગ્રહસ્થનાં ઇજનેર પણ તેવણજ છે, તેથી તે ગ્રહસ્થે એવી ખાહેશ જણાવી છે કે મજકુર શેઠ દીનશાહજી સોડેજ ગુમબજને લગતું બાંધકામ કરાવવું, યા એમ કરતાં કમીટીની કોઇ બીજા કંતરાકટર પર મરજી હોય તો તેની સોડે કરાવવું, પણ તે ગ્રહસ્થનું મત શેઠ દીનશાહજી મીસ્ત્રી માટે ઘણું ઉંચું છે તેથી તેવણ મત જણાવે છે કે શેઠ દીનશાહજી ધર્મનાં કામમાં હમેશાં સારી મહેનત લે છે, તેમજ એ કામબી પોતાની દેખરેખથી સારૂં અને સસતું કરશે.

અગર કમીટી ઉપર લખેલી કબુલાતો તથા સરતો કબુલ મનજુર રાખે તો મેહેરબાંની કરીને ગુમબજ ઉપર મુકરર કેટલો ખરચ બેસી શકશે તેનો એક એસ્તીમેંટ

મારી ઉપર મોકલી આપવાની તમો સાહેબોએ મેહેરબાની કરવીજી, કે તે મજકુર સખી વજુદ ગ્રહસ્થને દેખાડી એ કામનો તુરત નીવેડો લાવવાને બની આવે.

મુંબઇ રોજ ૨૭ મો માહ ૧૨ મો સને ૧૨૫૫ યજદેજરદી, તા૦ ૯ મી સપટેમબર ૧૮૮૬ ઇસવી.

હું, છું, સાહેબો.
તમારો ખેરઅંદેશ દુવાગો.
જામાસ્પજી દસ્તુર મીનોચેહેરજી."[1]

-:o:-

એક સખી ગૃહસ્થે ગુંમબજ બાંધવા સારૂ કીધેલી માગણીનો ઉપલો પતર કમિટીમાં વંચાયા પછી તુરત સેક્રેટરીએ દસ્તુર જામાસ્પજી તરફથી મલેલો નીચલો બીજો પતર, ષભાની સનમુખ વાંચી સંભળાવ્યો હતો.



(દસ્તુરજીના બીજા પતરની નકલ)

"મેહેરબાન સલામત શેઠજી સાહેબો શેઠ ખરશેદજી નોશરવાંનજી સીરવઇ, તથા શેઠ સોહરાબજી રૂશતમજી બનશાહ, તે ચંદનવાડી ખાતે નવા આતશકદેહ બાંધવા માટે ઉભી થયલી કમિટીનાં સેક્રેટરીઓ જોગ.

પયારા સાહેબો,

એક સખી વજુદ જરથોસ્તી ગ્રહસ્થ ઉપલી કમિટીએ બાંધવા માંડેલા આતશક-

---

૧ મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબનાં "ત્રસ્ટડીડ" ને લગતા વાંધાના ચાલેલા લંબાણ વકરારી મુકદમાં મધે, કમિટીની તરફેનમાં શાક્ષી આપતાં એડનનાં સૂપ્રસિદ્ધ શેઠિયા શેઠ હોરમજજી કાવસજી એડનવાળાએ એવી જુબાંની આપી હતી કે "ચંદનવાડીમાં એક દરેમેહેર બાંધવા માટે ઉભાં કરવામાં આવેલાં ફંડમાં નાણાં ભરાવવા સારૂ દસ્તૂર જામાસ્પજી જ્યારે મારા પિતાની આગલ આવ્યા ત્યારે મારા પિતાએ તેઓને જણાવ્યું હતું કે "બેહેદીનોને તેઓની મરજી મુજબ કોઇપણ પંથના મોબેદો પાસેથી પોતાની કીયાઓ કરાવવાની છુટ રહેવી જોઇએ." તેનાં જવાબમાં દસ્તુરજીએ કહયું હતું કે "બેહેદીનોને તેઓની પસંદગીના મોબેદોને હાથે પોતાનું કીયાકામ કરાવવાની છુટ રહેશે," આ ઉપરથી મારા પીતાએ રૂ૦ ૫૦૦ ભર્યાં હતા; અને તે પછી મારા પીતાએ આતશબેહેરામનો ગુંમબજ બંધાવી આપવાની કબુલાત આપી હતી. ઉપર જણાવ્યા મુજબનું મારા પીતાએ મને એડનમાં કહયું હતું. મારા પીતાએ મને જે કહયું હતું તે સીવાયની મને કાંઈ અંગત માહિતી નથી. શેઠ હોરમજજી એડનવાળાએ આપેલી ઉપલી જુબાનીને ટોડવા માટે આતશબેહેરામ સાહેબનો ગુંબજ બાંધવા માટેની સરતોનો શેઠ કાવસજી દીનશાહ એડનવાળા તરફનો—દસ્તુર જામાસ્પજીની સહીનો—ઉપલો પત્ર, કમિટીના તે વખતના કામકાજની "મીનિટ બુક" મધેથી વાદીઓના સોલીસીટરે શાક્ષીને વાંચી સંભળાવ્યો હતો અને તે "એક્ઝીબીટ" ૩૩ તરીકે પૂરાવામાં દાખલ કરાવવામાં આવ્યો હતો, એવી મકસદથી કે ઉપલાં કાગજ મધે કરવામાં આવેલી બીજી સરતો ભેગી શાક્ષીમાં જણાવ્યા મુજબની—આએ અગત્યની સરત વિષેનો સેજ એસારો વટિત તેમાં કરવામાં આવ્યો નથી.

દેહના માલ ઉપરનો હૉલ બાંધી આપવાની મરજી જણાવે છે, પણ તે આગમજ તે ઉપર ખરચ કેટલો બેસી શકશે તેનો એસ્ટીમેંટ જાણવાની ખાહેશ રાખે છે, માટે મેહેરબાની કરી તે અમારી ઉપર મોકલી આપવાની તસ્દી લેવીજી. હૉલ આતશબેહેરામ સાહેબનાં મકાનને છાજતો શોભઇતો બાંધતાં કેટલો ખરચ બેસશે તે જાણવાની તે ગ્રહસ્થની ખાહેશ છે, માટે તે ઉપર તમો સાહેબોનું ધ્યાન ખેચુંછુંજી. તસદી આપી છે માટે દરગુજર કરશોજી એવી મને ઉમેદછેજી. એજ મકસદ.

હું છું પયારા સાહેબો,
તમારો ખેરઅંદેશ દુવાગો—
(સહી) જામાસ્પજી દસ્તુર મીનોચેહેરજી."

ઉપલાં બંન્ને કાગજો કમિટીની મજકુર ષભામાં વંચાયા બાદ સેક્રેટરી શેઠ સોહોરાબજી બનશાહએ જણાવ્યું હતું કે "આજ લગીન આતશબેહેરામજ બાંધવા વિષેના પક્કા ઠેડાવની એટલીજ ખોતી હતી કે આપણા હાથમાં તે બાબેનાં પૂરતાં નાણાં થાય તો આતશબેહેરામ સાહેબ બાંધવાનો પક્કો વિચાર ઠેડવવો, અને તે વિષેની મુનસફી કરવાને કમિટીની ઉપર મૂકવું."

શેઠ કાવસજી નશરવાનજી કાંગાએ જણાવ્યું કે, "ઉપલાં દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજીનાં બે પતરને વાંચેલા સાંભલ્યાં તે ઉપરથી હવે આએ કમિટીએ આતશબેહેરામજ બાંધવાનો પક્કો ઠેડાવ કરવાની ઢીલ કરવી નહિ, જો દસ્તુરજી સાહેબનાં બેહુ દોસ્તોની બક્ષેશ આપણને મલી તો જે કાંઇ ફંડ બાબે આપણને અડચન હુતી તે તદન મટી ગયલી સમજવી."

એવીજ ફ્રીશમનાં વિચારો મીટીંગનાં બીજા સાહેબોએ પણ કહી સંભળાવ્યાથી આતશબેહેરામજ બરપા કરવાનો સભાએ ઠેડાવ કરી, ગુંમબજ બાંધવા બાબે દસ્તુર જામાસ્પજીની લખેલી સરતો એક પછી એક વંચાતાં, પહેલી સરતનાં સંબંધમાં ઠેડાવ થયો હતો કેઃ—

"જો આતશકદેહનો ગુંમબજ એક ગ્રહસ્થનેજ ખરચે બંધાય તો તેમાં આતશબેહેરામ સાહેબના કેબલા સિવાય બીજો કોઇબી કેબલો તખ્તનશીન કરવો નહિ."

બીજી તથા ત્રીજી સરતનાં સંબંધમાં ઠેડાવ થયો હતો કેઃ—

"ગુંમબજ શોભઇતો અને આતશબેહેરામ સાહેબનાં દરજાજાને લાયકનો ઉપલા ગ્રહસ્થનેજ ખરચે સુંદર સંઘેમરમરનાં પથ્થરનો બાંધી આપવો, તથા ગુંમબજના દરવાજા ઉપર એ બક્ષેશ કરનાર ગ્રહસ્થનાં નામની નખ્તી મારવી."

ચોથી સરતનાં સંબંધમાં ઠેડાવ થયો હતો કેઃ—

" જો આતશબેહેરામ સાહેબનું અફરગાન્યું કોઇ ગ્રહસ્થ અથવા ગ્રહસ્થો તદન રૂપાનું અક્ષેશ કરે તો તે લેવું અને એ બાબેની પરવાનગી ઉપલા ગ્રહસ્થ પાસેથી માંગી લેવી."

પાંચમી સરતનાં સંબંધમાં ઠેડાવ થયો હતો કેઃ—

" જો બની શકે તો આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાનો દહાડો આદર માસના રોજ ૯ માંએ ઠેડવવો, પણ એ દહાડો જો ઘણો દુર માલમ પડયો તો કમિટી બીજો દિવસ ઠેડવે."

છઠ્ઠી સરતનાં સંબંધમાં ઠેડાવ થયો હતો કેઃ—

" એ સખી ગ્રહસ્થને અરજ કરવી કે કામની શરૂઆતમાં રૂપયા ૫૦૦૦) નો તથા જેમ ખપતું જાય તેમ દરવેલાએ રૂપયા ૫૦૦૦) નો ચેક આએ ફંડને ખાતે આપવો."

સાતમી સરતનાં સંબંધમાં ઠેડાવ થયો હતો કેઃ—

" ઉપલી સાતમી સરત આએ કમિટી એકમતે કબૂલ કરે છે."

——:o:——

ત્યાર બાદ હૉલ બાંધવા વિષેનાં પતર ઉપર વિચાર કરીને કમિટીએ ઠેડાવ કીધો હતો કેઃ—

" આતશબેહેરામ સાહેબનાં મકાનને છાજતો તથા શોભઇતો એક હૉલ બાંધતાં કેટલો ખરચ બેસશે તે વિષેનો એસ્ટીમેંટ આએ કમિટીએ શેઠ દીનશાહ દોરાબજી મીસ્તરી પાસે પેહેલી જોગવાઇએ મંગાવીને તે દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજીની ઉપર મોકલી આપવો."

કમિટીએ વધુ ઠેડાવ કીધો હતો કેઃ--

સેક્રેટરીઓએ શેઠ દીનશાહજી દોરાબજી મીસ્રી ઉપર એક પતર લખી તેવણ પાસે આતશબેહેરામ સાહેબનાં ગુંમબજ તથા હૉલ બાંધવાનાં પલાણો, શેકશનો, અને એલાવેશન્શ, તેમની પહોલાઇ તથા લંબાઇ અને ખરચ સુધાં વિગતવાર અડસ્તો જેમ બને તેમ ઉતાવલેથી મેહેરબાનીની રાહે માંગવા, અને તે દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજી ઉપર મોકલી આપવા."

ત્યાર પછી ઠેડાવ થયો હતો કેઃ—

" દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજીએ આએ કમિટીનાં ઉઠાવેલાં કામને માટે નાણાંની મોટી રકમો ભરાવવાને જે મોટી રંજ ખેંચીચ તે માટે તેમનો મોટો ઉપકાર માનવો."



ઉપલી કમિટીની એક ષભા તા૦ ૨૫ મી અકટોબર સને ૧૮૮૬ ને દીને મલી હતી, જેમાં કેટલુંક કામકાજ ચાલવા બાદ સેક્રેટરી શેઠ સોહરાબજી રૂસ્તમજી બનશાહએ જણાવ્યું હતું કે, દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાની કોશેશથી આપણું કામ ઘણું ફતેહ પામેલું છે, અને એવણની સલાહની કેટલીએક વખતે ઘણી જરૂર પડે છે, તેટલા માટે મીટીંગ હજુર દરખાસ્ત મુકું છું કેઃ—

"દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાને આએ કમિટીનાં એક મેમ્બર થવાની અરજ કરવી."

એ દરખાસ્તને શેઠ પાહલણજી નવરોજજી પાવરીએ ટેકો આપવા પછી કમિટીનાં મેમ્બરોએ ખુશી સાથે તે એકમતે પસાર કીધી હતી. એ રીતે કમિટીની સ્થાપનાં કરવા પછી ૩૦ ત્રીસ મહિને દસ્તુરજી જામાસ્પજીને મજકુર કમિટીનાં એક મેમ્બર તરીકે નેમવામાં આવ્યા હતા.

---

ઉપલી કમિટીની એક સભા તા૦ ૧ લી ડીસેમબર સને ૧૮૮૬ ને દીને મલી હતી, જેમાં કેટલુંક કામકાજ કરવા પછી સેક્રેટરીએ જણાવ્યું હતું કેઃ--

"શેઠ ફરામજી હોરમજજી અરજાનીએ થોડા મહીનાની વાત ઉપર રૂપિયા ૨૦૦૦ કલકતાનાં જરથોશ્તીઓ પાસેથી ભરાવીને મોકલાવ્યા હતા, અને એવણે ફરીથી રૂ૦ ૭૨૫ ની એક રકમ બીજી મોકલી આપી છે. સેક્રેટરીઓ એ તેવણનો મોટો ઉપકાર માની એક પતર તા૦ ૫ મી નવેમબર સને ૧૮૮૬ ને દીને લખી મોકલ્યો હતો."

નોંધઃ—અતરે એક બીજા ગમખાર મરણની નોંધ લેતાં દલગીરી ઉપજે છે. પોતાના "પંથ"ની અનજુમનનાં મોબેદોનો ટેક જાળવવા તથા તેમને માટે એક આતશકદેહનું પવિત્ર મકાન બરપા કરી આપવા સારૂં નેમાયલી કમિટીમાં પહેલાંથી સાંમેલ થઇ, પોતાની ખંત, હુસ્યારી અને ભલી દિલસોઝીથી કમિટીને ઉપિયોગી થઇ પડેલા શેઠ દીનશાહજી પેસ્તનજી કાંગા સોલીસીટર, ઉપલી તારીખે મલેલી કમિટીની ષભા મધે છેલ્લાજ હાજર થઇ, ૩૨ વર્ષની ભર જવાંન ઉંમરે રોજ ૧૭ મો, માહ ૫ મો, સને ૧૨૫૬ યઝદેજરદી, તા૦ ૧ લી ફેબરવારી સને ૧૮૮૭ ને દીને બેહેસ્તનશીન થવાથી ભગરસાથની અનજુમનનાં મોબેદોને મોટો ગમ ઉપજ્યો હતો. શેઠ કાવસજી ભેદવારનાં ગુજર પામવાથી એ અનજુમનનાં મોબેદોને જે ભારે નિરાશી ઉપજી હતી તેમાં, ઉપલા શેઠ દીનશાહજી કાંગાનાં અકાલ મરણથી મોહટો વધારો થયો હતો. એવણનાં દુઃખદાયક મરણની નોંધ લેવાને સારૂ તા૦ ૧૫ મી ફેબરવારી સને ૧૮૮૭ ને દીને ઉપલી કમિટીની એક ખાસ ષભા બોલાવવામાં આવી હતી, જે વેળા ષભાએ એકમત તથા પૂર ગંભિરાઇથી નીચલા ઠેડાવો પસાર કર્યા હતા.

શેઠ જીવનજી જમશેદજી મોદીએ દરખાસ્ત કીધી તથા તેને શેઠ ખરશેદજી નવરોજી પાવરીએ ટેકો આપયો કેઃ—

"આએ સભા મરહુમ શેઠ દીનશાહજી પેસતનજી કાંગાનાં દુઃખદાયક મરણની દલગીરી સાથે નોંધ લે છે. એ ગ્રહસ્થ જ્યારથી આએ કમિટી ઉભી થઈ હતી ત્યારથી તેનાં કામમાં ઘણો ઉપયોગી અને દિલસોજી ભર્યો ભાગ લેતા હતા. તેમનાં કવખતનાં મરણથી આપણી કમિટીને ભારે નુકસાન થયું છે, એટલુંજ નહિ પણ આખા ભગરસાથ ટોળાને એક મોહટી ખોટ ગઇ છે. એવા ભણેલા-મીલનસાર અને ભલા સ્વભાવનાં ખિલતા જવાન, જેવણની જવાની ભવિષ્યની સઘલી સારી આસા આપનારી હતી, તેવણનાં દુઃખદાયક મરણથી આખા અથોર્નાન વરગે પોતાનો મદદગાર અને સંગાથી ખોહયો છે."

દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ પાહલનજી નવરોજજી પાવરીએ ટેકો આપયો તથ ઠેડાવ એકમતે પસાર થયો કેઃ—

"હાલ જે ઠેડાવ પસાર થયો છે, તેની એક નકલ શેઠ પેસતનજી રૂશતમજી કાંગાની ઉપર મોકલવી."



ઉપલી કમિટીની એક સભા તા૦ ૫ મી જુલાઇ સને ૧૮૮૭ ને દીને મલી હતી, જેમાં કેટલુંક કામકાજ ચાલવા પછી સેક્રેટરીએ જણાવ્યું હતું કે "આપણી હીધોરાની ઇમારતો થોડા દહાડામાં તૈયાર થશે અને આપણા ઉપયોગને માટે લેવાઇ શકાશે" તે ઉપરથી શેઠ પેસ્તનજી રૂશતમજી કાંગાએ કીધેલી દરખાસ્તને દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજીએ ટેકો આપતાં, ઠેડાવ થયો હતો કેઃ—

"આપણા આતશકદેહને લગતી ઇમારતોને ખુલ્લી મુકવાની ક્રિયાનો દહાડો રોજ ૮ મો માહ ૧૨ મો સને ૧૨૫૬ યજદેજરદી ઠેડવવો."

ત્યાર બાદ સેક્રેટરી મી૦ બનશાહએ જણાવ્યું હતું કેઃ—"જે દિને આપણી ઇમારતો જરથોશ્તી અનજુમનને માટે ખૂલ્લી મુકીએ તે દિને ક્રિયા કરવાની ગોઠવણો આપણને કરવી જોઇએ. તે ઉપરથી શેઠ ખરશેદજી માણેકજી શેઠનાએ જણાવ્યું હતું કેઃ—"દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના જેઓએ આપણાં હાલનાં ઉઠાવેલાં કામમાં ઘણીજ કિંમતી મદદ કીધી છે તથા જેવણ ક્રિયાને લગતી સઘલી બાબદોથી સારીકાંની વાકેફ છે, તેવણ પોતાની સારી અક્કલ વાપડી એ કામ કરશે."

શેઠ ખરશેદજી શેઠનાં મતને બીજાઓએ પસંદ કરવાથી તેઓએ કીધેલી દરખાસ્તને શેઠ કાવસજી નશરવાંનજી કાંગાએ ટેકો આપતાં, નીચલો ઠેડાવ પસાર થયો હતોઃ—

"આએ કમિટી દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના એમ–એ–પી એચ–ડી–ને પૂરતો અખ્તીયાર આપે છે કે, હીધોરાનું મકાન જે હાલ તૈયાર થયુંચ તે જરથોશ્તી અનજુમનને માટે ખૂલ્લું મુકવા કીજે જે જશનનું સઘલું કામ કરવું ઘટે તે એવણે પોતાને જેમ દરૂસ્ત લાગે તેમ કરવું."

ત્યાર પછી શેઠ ડોસાભાઇ બેજનજી ડાકતરે દરખાસ્ત કરવાથી અને તેને શેઠ સોહ્રાબજી કાવસજી તાતાએ ટેકો આપવાથી નીચલો ઠેડાવ એકમતે પસાર કરવામાં આવ્યો હતો:—

"આએ કમિટી દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાં એમ-એ-પી એચ-ડી-ને અરજ કરેચ કે તેવણે હીધોરા ઇજવાની ક્રિયામાં પાંચે પૉલના[1] મોબેદોને સાંમેલ કરવા, તથા જે કાંઇ ક્રિયાઓ થાય તે ઉપર દેખરેખ રાખવા દસ્તુરજી જામાસ્પજી પોતે તથા એવણનાં નેમાયલા બે બીજા લાયક ગ્રહસ્થોએ મહેનત લેવી."

હીધોરા ઇજવાની ક્રિયામાં પાંચ "પૉલ"ના ભગરિયા મોબેદોને સાંમેલ કરવાની દસ્તુર જામાસ્પજીને ફરમાસ કરનારો ઉપલો ઠેડાવ પસાર કરવા બાદ, શેઠ ખરશેદજી નવરોજજી પાવરીની દરખાસ્તને શેઠ કાવસજી એદલજી કાંગાએ ટેકો આપવાથી નીચલો ઠેડાવ કમિટીમાં પસાર થયો હતો:—

"હીધોરાનાં મકાનોમાં જશન તથા હીધોરા ઇજવાની ક્રિયા જે રોજ ૮ મો માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૨૫૬ યઝદેજરદીને દિને કરવાનો ઠેડાવ કીધો છે, તે ક્રિયાઓને

---

૧ કમિટીમાં પસાર થયલો ઉપલો ઠેડાવ, મુંબઇનાં "અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" ને લગતા મુકદમાં મધે શમ્સુલ ઑલમાં એરવદ ડાકટર જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ. એ વાદી તરફથી આપેલી જૂબાંની વેળા પૂરાવા તરીકે રજુ કરવામાં આવ્યો હતો. તેઓએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે "હું એક ભગરિયો મોબેદ છું, ભગરિયાઓ વાડિયાજીના આતશબેહેરામથી ૧૮૮૩-૮૪ માં છુટા પડયા તે મને યાદ છે, તેઓ છુટા પડયા કારણ કે તેઓના રેવાજો અને હક્કો ઉપર તરાપ મારવામાં આવી હતી, મુંબઇના ભગરિયાઓ નવસારીની વડી દરેમેહેરનું વડપણ સ્વિકારે છે. મને યાદ છે કે ભગરિયા મોબેદોએ છુટા પડવા પછી ભગરસાથનાં આગેવાનો ઉપર ચંદનવાડીમાં તેઓને એક અગીઆરી પૂરી પાડવા માટે અરજી મોકલી હતી. તે માટે એક સભા ભરાઇ હતી અને મોબેદોની માગણી બહાલ રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. આ કામ બજાવવાને એક કમિટી બનાવવામાં આવી હતી અને હું તેનો એક સભાસદ હતો. કમિટીએ અગીઆરી બાંધવા માટે નાણાં મેળવવાને એક "મદેહનજર" બહાર પાડી હતી. તે અગીઆરી નવસારીની વડી દરેમેહેરને લગતા ભગરિયા મોબેદોના વપરાસ માટે બંધાવાની હતી. બીજા પંથના મોબેદોને તે અગીઆરી વાપરવા દેવાનો ઇરાદો હતો નહિ. હું જાણું છું ત્યાં સુધી આએ હિલચાલના પહેલા તબક્કામાં ભગરિયા સિવાય કોઇનેબી અગીઆરી વાપરવા દેવાનો સવાલ હતો નહિ. પહેલા તબક્કાગાં એટલે કે ' 'મદેહનજર' બહાર પડી તે વખતે. હું માનું છું કે મદેહનજરની શબ્દ રચના મારા કહેવાને ટેકો આપે છે કે અગીઆરી ભગરિયા મોબેદોનાજ વપરાસને માટે હતી. બીજા મોબેદોને અગીઆરી વાપરવા દેવાનો સવાલ પહેલવહેલો મને યાદ છે ત્યાં સુધી અગીઆરી ઇજવાની તૈયારી ચાલતી હતી તે વખતે નીકલ્યો. એવો ઠેડાવ કરવામાં આવ્યો હતો કે અગીઆરી અને બધા હીધોરા નવસારીની પાંચ "પૉલ" ના મોબેદો એટલે ભગરિયા મોબેદોનાં પાંચ કુટુંબના મોબેદો ઇજે૰ ( અત્રે ઉપર જણાવેલો તા૦ ૫ મી જુલાઇ ૧૮૮૭ નો ઠેડાવ મી૰ ઇરાની સોલીસીટરે પૂરાવા નંબર ૩૦ તરીકે મુકયો હતો. ) અગીઆરી પાંચ પૉલના મોબેદોથીજ ઇજવાને લગતો આએ ઠેડાવ મારા કહેવાને મજબૂતાઇથી ટેકો આપે છે કે અગીઆરી ભગરિયા મોબેદોના વપરાસને માટેજ હતી. હું ધારૂં છું કે જો થોડા હીધોરા બીજા પંથના મોબેદોને વાપરવા માટેનો ઇરાદો રાખ્યો હતે તો આએ ઠેડાવ જુદોજ હતે. હું ધારૂં છું કે બીજા પંથના મોબેદોને કામ કરવા દેવાનો સવાલ, આએ ઠરાવ કરવામાં આવ્યો ત્યાં સુધી ઉઠયો હતો નહિ."

લગતો સઘલો ઘટતો ખરચ તથા મેનીજ શેઠ પેસ્તનજી રૂસ્તમજી કાંગાએ આએ કમિટીની તરફથી તથા તેમને હિસાબે મેહેરબાંની કરી કરવો."

ત્યાર બાદ સેક્રેટરી શેઠ સોહરાબજી બનશાહએ જણાવ્યું હતું કે "સેક્રેટરીઓને એક કાગજ દસ્તુરજી એરચજી સોહરાબજી મેહેરજીરાંણા પાસેથી મલેલું છે, અને તેની મતલબ એ છે કે, હીધોરાની ઇમારતો ખૂલ્લી મુકવાને દહાડે સઘળી ક્રિયાઓ નવસારીનાં રેવાએત પ્રમાણે થાય." મીટીંગ માહેલા સભાસદોએ જણાવ્યું કે "એ બાબદસર તેઓએ હાલ વિચાર કીધોચ, અને તેટલા માટે એ પત્ર રેકારડ કરી રાખવું." એ પછી નીચલો ઠેડાવ પસાર કરવામાં આવ્યો હતો:—

"એક અનજુમન પત્ર જે રોજ ૮ મો માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૨૫૬ યઝદજરદીને દિને, આએ કમિટીની તરફથી જરથોસ્તી અનજુમનની સામો વાંચવાનો ઇરાદો રાખીએચ ને નીચે લખેલા ગૃહસ્થોએ તઇઆર કરવો, અને પછી કમિટીની હજુર તે બહાલ રાખવા ફીજે લાવવો.

દસ્તુરજી ડાકતર જામાસ્પજી મીનોચેહેરજી
જામાસ્પઆશાનાં, એમ. એ. પી. એચ. ડી.
શેઠ પેસ્તનજી રૂસ્તમજી કાંગા.
" કાવસજી નશરવાંનજી કાંગા.
" કાવસજી એદલજી કાંગા.
" જીવનજી જમશેદજી મોદી."

——:o:——

ઉપલી કમિટીની એક ષભા તા૦ ૯ મી આગષ્ટ સને ૧૮૮૭ ને દિને મળી હતી, જે વેળા સેક્રેટરી શેઠ સોહરાબજી બનશાહએ શેઠ માણેકજી હોરમજજી પરવેજનો તા૦ ૬ થી આગષ્ટ સને ૧૮૮૭ ને દિને લખેલો એક કાગજ ષભામાં વાંચીઓ હતો, જેમાં તેઓએ લખ્યું હતું કે:—"હમો તમો ઉપર રૂપિયા ૩૫૦૦ અંકે ત્રણ હજાર પાંચસો મોકલવાની ખાહેશ રાખીએ છીયે, તે એવી સરતે કે એ હિધોરાનાં માલ સાથના અમળા ઉપર એક તખ્તી નીચે મુજબ મારવી."

તખ્તી:—"આ હીધોરાનું મકાન શેઠ માણેકજી હોરમજજી પરવેજએ પોતાના પીતા એ૦ હોરમજજી કાવસજી પરવેજનાં પુનને સારૂ ભગરસાથની અનજુમનને બંધાવી આપીઉં છે." કમિટીએ ઉપલી સરતે શેઠ માણેકજીની માગણી સ્વિકારવાનો ઠેડાવ કીધો હતો.

ત્યાર બાદ સેક્રેટરીએ તા૦ ૫ મી જુલાઇ સને ૧૮૮૭ ને દિને નેમાયલી સબ-કમિટીનાં મેમ્બરોએ ત્રણ "અનજુમન પત્રો" જૂદા જૂદા લખાયલા કમિટી હજુર વાંચી સંભળાવ્યાં હતાં, જે ઉપર કેટલીએક તકરાર થવા બાદ શેઠ ખરશેદજી માણેકજી શેઠનાએ કીધેલી દરખાસ્તને શેઠ જીવનજી જમશેદજી મોદીએ ટેકો આપવાથી એકમતે

ઠેડાવ થયો હુતો કે:—" જે અનજુમન પત્રનાં ખરડાઓ વંચાયા તે પાછા સબ-કમિટીના મેમ્બરોએ નક્કી કરી એકજ ખરડો ઘડી કાહાડવાની અરજ કરવી, અને સબકમિટીના મેમ્બરોમાં શેઠ ફરદુનજી માણેકજી કાંગાનું નામ ઉમેરવું."

——:o:——

ઉપલી કમિટીની એક સભા તા૦ ૧૫ મી આગસ્ટ સને ૧૮૮૭ ને દિને મળી હતી, જે વેળા સેક્રેટરી શેઠ સોહરાબજી બનશાહએ તા૦ ૫ મી જુલાઇ સને ૧૮૮૭ ને દિને નેમાયલી સબકમિટીનાં સાહેબોનો તઇઆર કરેલો "અજુમન પત્ર" નો એક ખરડો મીટીંગ હજુર સદાબરો વાંચી સભળાવ્યો હતો, અને જેમાં સભાસદોની સુચનાઓ ઉપરથી સેજ એક—બે ઠેકાણે ફેરફાર કીધા પછી, શેઠ ખરશેદજી માણેકજી શેઠનાંએ કીધેલી દરખાસ્તને શેઠ પેશતનજી દાજીભાઇ ઉનવાલાએ ટેકો આપવાથી નીચલો ઠેડાવ એકમતે પસાર થયો હતો:—

ઠેડાવ—" સબકમિટીનો તઇયાર કરેલો અનજુમનપત્ર જે મીટીંગમાં વંચાયો તે સભાસદોએ સાંભળી જે સેજ ફેરફાર કરવા ઘટીયોચ તે કરીને સઘલો બહાલ રાખેચ, એ અનજુમનપત્ર આએ કમિટીના સેક્રેટરીઓએ રોજ ૮ મો, માહ ૧૨ મો, સને ૧૨૫૬ ને દિને "જશન" ની ક્રિયા પૂરી થવા પછી અનજુમનની સનમુખ વાંચવો."

ત્યાર બાદ સેક્રેટરીએ જણાવ્યું કે " આપણી જગાની સંકડાશને લીધે આપણે અનજુંમનનાં સઘલા સાહેબોને—અને ખસુસ કરી આપણી કમિટીમાં નાણું ભરનારાં બાનુંઓ અને ગ્રહસ્થોને—જૂદાં એજન મોકલી જશનની મિજલસમાં સામેલ થવા બોલાવી શકતા નથી તથા વરસાદનાં સબબથી એક માંડવો પણ ઉભો કરી શકાતો નથી, વાસ્તે એક-બે તેજ દહાડાનાં ગુજરાતી પત્રોમાં જાહેર ખબર એ વિષેની છપાવીને આપણી નેમ બર લાવવી."

સેક્રેટરીના ઉપલા ખુલાસા ઉપરથી શેઠ જીવનજી જમશેદજી મોદીએ નીચલી દરખાસ્ત કીધી હતી અને તેને શેઠ પાલનજી નવરોજજી પાવરીએ ટેકો આપતાં તે એક-મતે પસાર થઇ હતી:—

" હેઠલ લખ્યા પ્રમાણે એક જાહેર ખબર તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૮૭ નાં કયસરે-હિંદ—સત્ય મિત્ર તથા રાસ્તગોફતાર ન્યુસ પેપરોમાં છપાવવી:—

શ્રી દાદાર અહુરમજદની મદદ હોજો.
આજ રોજે જરથોસ્તી અનજુમનનાં ચંદનવાડીનાં નવા
આતશકદેહનું મકાન—જશનની ક્રિયા થવા બાદ-
સરવે જરથોસ્તી સાહેબોનાં વપરાસને
સારૂ ખોલ્લું મુકવામાં આવશે."

——:o:——

એ રીતે નવી દરેમેહેરનું મકાન બંધાઇને તૈયાર થવાથી, કમિટીએ કીધેલા ઠેડાવ મુજબ તેને ઇજીને પવિત્ર બનાવવાની ક્રિયા, દસ્તુર જામાસપજીએ ભગરસાથ અનજુમનનાં

પાંચે પૅાલવાળા મોબેદ સાહેબોની પાસે કરાવવાનો યોગ્ય બંદોબસ્ત કીધો હતો. એ પાક મકાનમાં ગોઠવેલા જુમલે ૧૫ હીધોરા ઇજવાને માટે પોતાને ફરમાસ થતાંજ ભગરસાથની અનજુમનનાં ૩૦ મોબેદોએ ખુશીથી બહાર પડી પાક દરેમેહેરમાં હીધોરા ઇજવાનું કામ શુરૂ કીધું હતું, અને ત્રણ દહાડા સૂધી યજશ્ને તથા વંદીદાદના પવિત્ર ભણતરો ભણી ચોથે દિવસ તે પૂરૂં કીધું હતું, આએ પાક મકાન પોતાની અનજુમનનાં "હક્કો"ની જાળવણી કરવા સારૂ ખાસ બરપા કરવામાં આવેલું જાણીને ક્રિયામાં રોકાયલા ઘણા ભગરિયા મોબેદોએ પોતાની મહેનતનો લવાજમ વટિક નહિ લેતાં ખુશીથી બિન હાંસેલે ક્રિયાકામ કરી પોતાના દિલને સંતોષ આપ્યો હતો.

દરેમેહેર ઇજવાનું કામ સંપૂર્ણ થતાં, આગમચથી ગોઠવણ કરવા મુજબ એ પાક મકાનનાં ઉપલા મજલા ઉપર રાબેતા પ્રમાણે શુક્રગુઝારીનું જાહેર જશન કમિટીની તરફથી કરાવવામાં આવ્યું હતું, તે માટે તેજ દિવસના અઠવાડિક પત્રો મધે કમિટીએ–પાક દરેમેહેરનુ મકાન ખુલ્લું મુકવાને માટે–ઉપર જણાવ્યા મુજબની જાહેર ખબર પ્રગટ કરાવ્યાથી, મોહટે ભાગે ભગરસાથના મોબેદોએ તેમાં ઉજમથી ભાગ લીધો હતો; જ્યારે ભેગા થયલા મેળાવડામાં કમિટીનાં થોડાક સભાસદો અને ભગરિયા મોબેદોની તરફ ભલી દિલસોઝી ધરાવનાર થોડાક ગણત્રીના બેહેદીન સાહેબોની હાજરી સિવાય દીનદાર જરથોસ્તીઓનો મોહટો ભાગ–દરેમેહેર ખૂલ્લી મુકવાના દિવસને આગમચથી પુરતી જાહેરાત નહીં મળવાના કારણે–પવિત્ર જશનની ક્રિયામાં ભાગ લેવાથી બેનસીબ રહયો હતો.

પાક દરેમેહેરના સઘલા હીધોરા ઇજવાનું કામ જેમ શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેના પાંચ પૅાલના ભગરિયા મોબેદોએ પોતાના "હક્ક"ની રૂયે બજાવ્યું હતું, અને તે ઇજવાનાં કામમાં જેમ કમિટીની તરફથી જૂદા પંથના કોઇબી મોબેદોને સાંમેલ રાખવામાં આવ્યા હતા નહિ, તેમ દસ્તુર જામાસ્પજીએ પવિત્ર જશનના "આફ્રરંગાનો" પણ કોઇબી જુદા પંથના મોબેદોની પાસે નહિ મંડાવતાં ભગરસાથ અનજુમનના પાંચ પૅાલના નીચલા ૭ સાત આગેવાન મોબેદ સાહેબોની પાસેજ મંડાવી, પાક દરેમેહેર બરપા કરવાની મૂળ મકસદ જાળવી હતી:––ફીરોઝજી જામાસ્પજી દસ્તુર જામાસ્પઆશાના, ફરામજી સોહરાબજી દસ્તુર મેહેરજીરાંણાના, નવરોજજી રતનજી કુટાર દારાબ પહાલણનાં, ફરદુનજી બરજોરજી વાછા, દાદાભાઇ નવરોજજી બાંમજી, કાવશજી માણેકજી કાતરક, અને જમશેદજી સોહરાબજી કુકાના.

એ રીતે નવી અગીઆરીના સઘલા "હીધોરા" ઇજવાની તથા શુક્રગુઝારીના જશનનાં "આફ્રરંગાનો" માંડવાની ક્રિયાઓ ફકટ ભગરિયા મોબેદોની પાસેજ કરાવવામાં આવ્યાથી, ભગરસાથના સઘલા મોબેદોના દિલ ખુશાળ બન્યાં હતાં. પવિત્ર જશનનું ભણતર ખલાસ થતાં, આનરરી સેક્રેટરી મી૰ શોહરાબજી બનશાહએ ભેગી મળેલી મિજલસની હજૂર કમિટીની તરફની નીચલો "અનજુમન પત્ર" વાંચી સંભલાવ્યો હતો.

——:૦:——

# દસ્તાવેજ ૭૪ મો, છપાયલો *

——:o:——

" દાદાર અહુરમજદ સાહેબની મદદ હોજો.

અનજુમનનાં સાહેબો.

આએ પવીતર મકાનને નોસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ મોબેદોનાં પાવમેહેલનાં ઉપીયોગ માટે, અને કુલે જરથોસ્તી અનજુમનનાં સર અવસરનાં ઉપીયોગને માટે, આજનાં મુબારક દીને, આપણી બરહક માજદીઅસની દીનનાં કાયદા મુજબ, તૈયાર કરી ખોલ્લું મુકવામાં આવે છે, તે મકાનની સ્થાપનાની તવારીખ તમો સરવે સાહેબોને રોશન હશે.

એ તવારીખની સારી માંહી યાદમાં આજનાં શુભ અવસરે દાખલ થવાની કાંઇ અગત નથી, પણ ફકત એટલુંજ કહેવું અહીં બસ છે કે, આજ નજદીક પચાસ વરસ થયાં નોસારીનાં ભગરસાથ મોબેદો મુબઇમાં શેઠ વાહડીઆજીનાં આતશબેહેરામમાં બોએ દેવાનાં હકનો જે ભોગવતો કરતા આવ્યા હતા, તે ભોગવતાનાં નાણાં મેળવવા માટે તેઓએ માંડેલી ફરીઆદીનું પરીણામ તેઓની તરફેનમાં આવ્યાથી એ આતશબેહેરામ સાહેબનાં હાલનાં સતાવાલા સાહેબોએ પોતાનાં મકાનમાં ભગરસાથ મોબેદોને "મરાતબ" કરવાની શરૂઆત કરવાને દરૂશત જેયું. જે પગલું ભરવાને એ મકાનનાં આગલા તરસ્ટી સાહેબો તથા દસતુરજી સાહેબ દુરઅંદેશીથી દુર રહેલા, તે પગલું હાલનાં સતાવાલા સાહેબોને ભરતા જોઇ એ મકાનમાં કામ કરતા મોબેદ સાહેબોમાં ઘણી બેદીલી અને નાખુશી પેદા થઇ, એટલુંજ નહીં, પણ એ પગલાંને પોતાનાં તરીકા અને રીત વીરૂધ ટેકો આપવાને આદફતરી ફરજીઆત નાખવામાં આવીયાથી તીહાં વસનારા મોબેદ સાહેબોને ઘણી નાખુશી સાથ એ મકાન છોડવાની ફરજ પડી, જે નાખુશ બનાવ માટે આપણ સઘલાઓ દલગીર હતા અને છઇએ.

એ મકાન છોડયા પછી તેઓ શેઠ દાદીશેઠનાં આતશબહેરામમાં એ મકાનનાં માલેક શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મેહેરબાની ભરી રજાથી પોતાનું "યોજદાથરેગરી" નું કામકાજ કરે છે. એ શેઠની એ મેહેરબાની માટે ભગરસાથ મોબેદો તરફથી એઓનો મોહોટો ઉપકાર આએ પ્રસંગે માનવામાં આવે છે.

એ બનાવ પછી ભગરસાથ ટોલાનાં કેટલાક મોબેદ સાહેબોએ એ ટોલાના વડા શેઠ જાલભાઇ અરદેશર શેઠના અને બીજા કેટલાક શરીમંત અને કેળવાયલા આગેવાનોને તેઓના વપરાસ માટે ચંદનવાડી ખાતે એક દરેમેહેર બાંધી આપવાને અરજ કરી હતી. એ ઉપરથી શેઠ જાલભાઇએ ઘણો આગેવાની ભરયો ભાગ લેઇ મેહેરબાની કરી પોતાનાં મકાનમાં તે આગેવાનોની એક સભા બોલાવી હતી, જ્યાં એક કમીટી ઉભી કરવામાં આવી હતી. એ આગેવાનો, જેઓમાં શેઠ વાહડીઆજીનાં

આતશબેહેરામ સાહેબનાં સતાવાલા સાહેબોના કેટલાક મીતરો વતીક હતા અને છે, તેઓને જેટલું એ "મરાતબ" કરવાનું પગલું અનઘટતું લાગું હતું તેટલું, બલકે તે કરતાં વધારે જે પ્રસંગ અને તાંકણું તે ભરવા માટે પકડવામાં આવ્યું હતું, અને જે રીત અને હેતુ તે ભરવા માટે અખતીયાર કરવામાં આવ્યાં હતાં તે અનઘટતાં લાગાં હતાં. એ સઘલાં ઉપરથી તે અરજીમાં માંગેલી ખાહેશ અમલમાં લાવવાને તેઓએ ઠેડાવ કરયો હતો, તે ઠેડાવનું થોડું પરીણામ આજ રોજે આપણે આપણી સનમુખ જોઇએ છીએ, અને ખોદાની મેહેરબાનીથી તેનું સંપુરણ પરીણામ થોડા વખતમાં જરથોશતી આલમ સનમુખ ધરવાને શકતીવાંન થઇશું. આએ પવીતર મકાનનાં સંબંધમાં નવું અને આવકાર દાયક આપણે એ જોઇએ છીએ કે એમાં આપણ જરથોશતી અનજુમનના ઘણા ભાગની દીલસોજી જોઇએ છીએ, કારણ કે, એ મકાનનાં ખરચ માટે મુંબઇનાં અને દેશાવરોનાં જરથોશતી બાનુઓ અને ગ્રહસ્થોની મોહટી સંખીઆએ નાણું ભરીઉં છે.

હવે આપણ સઘલા ખોદાતાલા પાસે ઇચ્છીશું કે, એ મકાન ઉભું કરવાના હેતુ બાબે કેટલાક સાહેબોમાં ગમે તે મતફેર હોય—કે જેવો મતફેર ઘણીક ધરમ અને રેવાજ સંબંધી બાબદોમાં હોય છે–તે હવે ભુલાઇ જવાએ, અને તે યજદાન તેની યાદમાં ઉભાં કીધેલાં આએ મકાનનાં સંબંધમાં સુલેહ સંપજ જાલવી તેની સેતાયશમાં મશગુલ રેહેવાને સરવેને નેક તોફીએત બખશે.

આજ દીનથી યજશનેગાહ તથા બાજ કરવાનાં મકાનો જે તઇયાર થઇ ચુકયાં છે, અને જેને ખુલ્લાં મેળવાની કીરીઆમાં આપણે ભાગ લીધો છે, તે સરવે જરથોશતી સાહેબોને સરઅવસરે વાપરવા તેમજ તીહાં પાવમહેલનું કામ કરાવવા તથા એબાદત કરવા સારૂં ઉઘાડાં મુકવામાં આવીયાં છે. એ મકાનોમાં જેમ ભગરીઆ મોબેદોને હર પરકારનું યોજદાથરેગરીને લગતું કામ કરવાને છુટ છે, તેમજ બીજા પંથકનાં મોબેદોનેબી તેઓ માટે મૂકરર કરેલી જગયાએ અને મૂકરર કરેલા કાયદા પ્રમાણે પોતાની જોર સાથે કરવાની છુટ છે.

એ નવી દરેમેહેરમાં દસ્તુર તરીકે દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાને મુકરર કીધા છે. એ દરેમેહેરમાં કેવી રીતે કામ ચલાવવું તથા તેની સંભાલ અને દેખરેખ કેવી પ્રકારે રાખવી, તેની ગોઠવણ કમિટી પાછલથી કરી જે ઠેડાવો કરશે અથવા કાયદાઓ ઘડશે તે પ્રમાણે સરવે લાગતા વલગતાઓએ અમલ કરવો.

મુંબઇ, રોજ ૮ મો, માહ ૧૨ મો, શેહેનશાહી સને ૧૨૫૬ યજદેજરદી, તા૦ ૨૧ મી આગસ્ટ સને ૧૮૮૭ ઇસવી.

જાલભાઈ અરદેશર શેઠ—સરનશીન.
પેસ્તનજી રૂસ્તમજી કાંગા–નાયબ સરનશીન.
ખરશેદજી નશરવાંનજી શીરવઈ,
સોહરાબજી રૂસ્તમજી બનશાહ,
આનરરી સેક્રેટરીઓ."

---

મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા તકરારી મુકદ્દમાનું "મૂળ," નવી દરેમેહેર ખોલ્લી મુકતી વખતે કમિટી તરફથી જશનની મિજલસમાં વંચાવવામાં આવેલા ઉપલા "અનજુમન પત્ર" મધેની છેલ્લી કાલા દસ્કતે છાપેલી વાંધા ભરેલી ત્રણ લાઇન છે. ભગરિયા મોબેદોએ સ્વપ્નેબી નહિ વક્કી રાખેલો, એ પાક મકાનની સ્થાપના કરવા માટે તા૦ ૭ મી જુલાઇ સને ૧૮૮૪ માં ભગરિયા આગેવાનોની કમિટી તરફથી દીનદાર જરથોસ્તીઓની જાણને માટે બહાર પાડવામાં આવેલી પહેલી "મદેહનજર' થી ઉલટો અને પોતાની અનજુમનનાં પૂરાતન વખ્તથી ચાલતા આવેલા તરીકાને આડે આવનારો એ "અનજુમન પત્ર" જાહેર જશનની મિજલસમાં વંચાયલો સાંભળતાં, તથા ખૂદ પોતાના આગેવાનોની તરફથીજ પોતાની અનજુમનનાં પૂરાણા અને કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" ઉપર એ રીતની અણઘટતી "તરાપ" મારવામાં આવેલી જાણતાં, જશનની મિજલસમાં હાજર રહેલા સઘલા ભગરિયા મોબેદોના દિલમાં દિલગીરી અને ગૂસ્સાની લાગણી પ્રગટી નિકલી હતી. [૧]

---

૧—ઉપલાં "અનજુમન પત્ર" મધે ભગરસાથ અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા હક્કોને આડે આવનારો વાંધા ભર્યો ફકરો કેવી રીતે દાખલ થવા પામ્યા હતા તેનો ખુલાસો સમજાવતાં, એ પાક મકાનને લગતા છેલ્લા મુકદમાં મધે ડા૦ એરવદ જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ. એ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે:—

"હું ધારૂં છું કે બીજા મોબેદોને કામ કરવા દેવાનો સવાલ પહેલો આએ નેમથી નિકલ્યો કે આખું ખાતું—અગીઆરી તેમજ આતશબેહેરામ—વધારે લોકપ્રિય બને અને ફંડમાં વધારે નાણાં ભરાય...જ્યારે તે ખરડામાં અમે બીજા પંથકના મોબેદોને કામ કરવા દેવાનું લખાણ દાખલ કીધું ત્યારે અમને વિચાર નહિ હતો કે અમે કાયદાથી ઉલટું ને ગેરવાજબી કામ કરતા હતા. જો મેં જાણ્યુ હતે કે આએ કલમથી કાયદાની મૂશ્કેલી ઉભી થશે તો હું તે ઉમેરવાને બહાલી આપતે નહિ...હું જાણતો હતો કે દરેમેહેર અસલથી ભગરિયાઓને માટેજ હતી, પણ મેં એમ નહિ ધાર્યું કે બીજાઓને ત્યાં કામ કરવા દેવાની કલમ મુકવાથી કંઇબી ગેરવાજબી ને કાયદાથી ઉલટું છે."

શમ્સુલ ઓલ્માં ડા૦ જીવનજીએ જાહેર હિમ્મતથી નોંધાવેલી ઉપલી જૂબાંની ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે, ખાસ ભગરિયા મોબેદોને માટે એક દરેમેહેર-અને બને તો-આતશબેહેરામ સાહેબ બરપા કરાવી આપવાનું ભગરિયા આગેવાનોની કમિટીએ પોતે માથે ઉઠાવેલું કામ વધારે લોકપ્રિય બને તથા તેનાં ફંડમાં વધારે નાણાં ભરાય તેવા ભલા હેતુથીજ જૂદા પંથોના મોબેદોને પાક દરેમેહેરમાં "બરશ્નુંમ" સાથના ક્રિયા ભણુતરો કરવા દેવાનો ફકરો તકરારી "અનજુમન પત્ર" મધે કમિટીએ દાખલ કીધો હતો; પરંતુ તેમ કરવા આગમચ એખલા ભગરિયા મોબેદોના વપડાસને માટેજ એ નવી દરેમેહેર બંધાવવા માટેની "મદેહનજર" બહાર પાડવાનો અને તેને લગતો બંદોબસ્ત કરવાનો પહેલાંથી શું સબબ હતો તથા થયલી ગોઠવણ ફેરવવામાં ભગરસાથ અનજુમનને નુકસાન શું થતું હતું તેની યોગ્ય જાુસ્તેજો અને પૂછપરછ, ખુદ આગેવાન ભગરિયા મોબેદોથી કરવાની કમિટીના દુરઅંદેશ અને આગેવાન સાહેબોએ જો તે વેળાએ તસદી લીધી હતે, બલ્કે વાડયાજીના આતશબેહેરામ સાહેબના પાક મકાન મધે-તેની સ્થાપના થઇ ત્યારથી એ પાક મકાન "મરાતબ" ની કમનસિબ જિકરીના પરિણામમાં તજવું પડયું ત્યાં સુધી-ભગરિયા મોબેદો એખલાજ "બરશ્નુંમ" સાથના ક્રિયા ભણતરો પોતાના પૂરાતન તરીકા મુજબ જેમ કરતા હતા તથા મરહુમ માણેકજી નવરોજજી શેઠની પાક દરેમેહેર મધે-તેની સ્થાપનાથી આજદીન તલક-ભગરિયા મોબેદો એખલાજ "બરશ્નુંમ" સાથના ક્રિયા ભણતરો પોતાના પૂરાતન તરીકા મુજબ કરતા આવ્યા છે, તેજ "તરીકા અને રેવાજ" નવી દરેમેહેરમાં જાળવવા

ઇ૦ સ૦ ૧૭૩૩ માં શ્રી મુંબઇ મધે સ્થાપન થયલી મરહુમ માણેકજી નવરોજજી શેઠની પાક દરેમેહેરમાં તેની સ્થાપના થઇ ત્યારથી અત્યાર તલક તેમાં ક્રિયાકામો કરવા સંબંધી જે "હક્કો" ભગરિયા મોબેદો ભોગવતા હતા, તેમજ ઇ૦ સ૦ ૧૮૦૫ માં બરપા કરવામાં આવેલી વાડિયાના આતશબેહેરામ સાહેબને લગતી પાક દરેમેહેરમાં તેની સ્થાપના થઇ ત્યારથી યઝદજરદી ૧૨૫૩ ના સાલમાં એ પાક મકાન કમનસિબ સંજોગો હેઠલ ભગરિયા મોબેદોને તજવું પડયું ત્યાં સુધી, "બરશ્નુંમ" ને લગવાં ક્રિયાકામો કરવાના જે "હક્કો" તેઓએ ભોગવ્યા હતા; તેવા ક્રિયાકામો કરવા સંબંધી પોતાના ટોળાના કાયદાપૂર્વક સ્થાપન થયલા પૂરાતન હક્કો, પોતાની અનજુમનના મોબેદોના વપડાસને માટે ખાસ બરપા કરવામાં આવેલી એ નવી દરેમેહેરમાં ભોગવવાની અને આયંદેહ એ પાક મકાનને ઉપલાં બન્ને ધર્મના મકાનો જેવુંજ પોતાના ટોળાનું "મૂખ્ય અને આગેવાન મથક" બનાવવાની ઉમેદ, સ્વભાવિક રીતે મારા મોબેદ ભાઇઓના દિલમાં—કમિટીની સ્થાપના થવાની સાથેજ—બરપા થઈ હતી; અને જેમાં કમિટીએ બહાર પાડેલી પહેલી યાદગાર "મદેહનજર" થી વધારો થયો હતો. તે ઉમેદ અને આશા નવી દરેમેહેરની સ્થાપના થવાની સાથેજ નાઉમેદી અને નિરાશામાં એ રીતે ફેરવાઇ જવાથી, તથા જે પાક મકાનનાં દસ્તુર મોબેદોની સાથે ભગરિયા મોબેદોને પડેલા મતફેર અને વાંધાના પરિણામમાં એ નવી દરેમેહેર બરપા થવા પાંમેલી અને જેઓને ટોળાથી "જૂદા" પડેલા તરીકે ગણી ભગરિયા મોબેદોએ તેઓની સાથનો ક્રિયાકામો કરવાનો સંબંધ ટોડી નાખેલો, તેઓનેબી—બીજાઓ ભેગો—એ નવી દરેમેહેરમાં ક્રિયાકામો કરવાનો હક્ક ઉપલા "અનજુમન પત્ર" મધે મળેલો જાહેર થવાથી, મારા ભાઇબંધ મોબેદો નિરાશ અને ગમખાર બન્યા હતા. કહે છે કે જશનની મિજલસમાંજ એ બાબદની ચર્ચાએ આપસ આપસમાં જન્મ લીધો હતો, પરંતુ ટોળાના આગેવાનોનાં માનને ખાતર ભર મિજલસમાં વાંધો ઉઠાવવાની ભગરસાથના કોઇબી મોબેદે જાહેર હિંમત બતલાવી હતી નહિ; બલ્કે એ "અનજુમન પત્ર" મધે વંચાયલા તકરારી ફકરામાં સમાવવામાં આવેલી મકસદ અને જોખમદારી ઘણાકો તે વેળાએ સમજી વટિક શકયા હતા નહિ એ રીતનો તકરારી અનજુમન પત્ર વંચાઇ રહેતાં, ચાસની કરી નવી દરેમેહેર ખોલ્લી મુકવા સારૂં ભેગો થયલો જરથોસ્તી મેળાવડો વિસરજણ થયો હતો.

---

ખાતર તેની સ્થાપના માટે બહાર પાડવામાં આવેલી "મદેહનજર" મધે એખલા ભગરિયા મોબેદોને માટેજ એ પાક મકાન બરપા કરાવવાનો પહેલેથી બંદોબસ્ત કરવામાં આવ્યા છે અને તે વાજબી હોવાથી કાયમ રેહેવો જોઇએ, એમ જો કમિટીના ભલી લાગણીથી કામ કરનારા દિલસોઝ મેમ્બરોને—જેઓની સમજાવવાની ખરી ફર્જ હતી તેઓ તરફથી—સમજાવવમાં આવ્યું હતે તો, ભગરસાથના મોબેદોની માન્યતા પ્રમાણે ઉપલાં તકરારી "અનજુમન પત્ર"ની અંદર તેઓના કાયદાપૂર્વક સ્થાપન થયલા અને કદિમ વખ્તથી ચાલતા આવેલા કિંમ્તી "હકકો" જાળવવાની અને અસલ "મદેહનજર" મધે કંઇ પણ ફેરફાર નહિ કરવાની કમિટીના ભણેલા સાહેબો તે વેળાએ પોતાની અઇન ફર્જ વિચારવા અને બજાવવા વિના રેહેતે નહિ.

આએ નવી દરેમેહેર મધે પાક આતશબેહેરામ સાહેબ બરપા કરવાનો ભગરિયા આગેવાનોની કમિટીનો પહેલાંથી ઇરાદો અને ઠેડાવ હોવાથી તેનું બાંધકામ બે વિભાગોમાં વહેંચીને કરવામાં આવ્યું હતું, અને વચ્ચે પશ્ચિમ તરફથી આતશબેહેરામ સાહેબનાં મકાન તરફ આવજાવ કરવા તેમજ હવા ઉજાસને માટે ખુલ્લો માર્ગ રાખવામાં આવ્યો હતો. ઉત્તર તરફના ભાગ ઉપર "યજશ્નેગાહ" ના ૧૦ દશ "હિંધોરા" બનાવવામાં આવ્યા હતા અને દક્ષીણ તરફના ભાગ ઉપર "નાનખાનું" બનાવવામાં આવ્યું હતું, કે જેને લગતો ઠેડાવ કમિટીની તા૦ ૧૧ મી જાનેવારી સને ૧૮૮૬ ઇસવીને દિને મળેલી ષભામાં પસાર કરવામાં આવ્યો હતો. ( જુવો, આ પુસ્તકનો ૨૩૫ મો સફો. )

આએ નાનખાનાં[1] મધે સર અવસરે વાપડવા માટે ૫) હિંધોરા ગોઠવાવી ઇજાવવામાં આવ્યા હતા.

યજશ્નેગાહવાલા ૧૦ હિંધોરાવાલો ભાગ બાંધવાના ખરચમાં ભગરસાથના એક ગરીબ સ્થિતી ઉપરથી સારી હાલતમાં આવેલા મોબેદ સાહેબ શેઠ માણેકજી હોરમજજી પરવેજે જુમલે રૂપિયા ૧૧૫૦૦) ની રકમ ઉદાર દિલથી કાઢી આપી, પોતાની અનજુમનના મોબેદોની મૂશ્કેલી ટાળવા અને તેમનું ભલું કરવાનાં કામમાં ઉજમથી ભાગ લીધો હતો. જેથી મકાનનાં તે ભાગની ઉપર તેઓના નામની નીચલી તખ્તી જડાવીને કમિટીની તરફથી તેમની યાદગારી જાળવવામાં આવી હતી.



---

૧ જરથોશ્તી અનજુમનનાં પાક આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા તકરારી મૂકદમાં દરમ્યાન તેની કારોબાર મંડળી તરફથી પોતાનાં ગેરકાયદે થયલાં કામનો બચાવ કરતાં એવી તકરાર અને દલીલ લાવવામાં આવી હતી કે, "તકરારી દરેમેહેર મધે ભગરિયા મોબેદો ઉપરાંત જુદા પંથના મોબેદોને પણ બરશ્નુંમને લગતાં સઘલાં ક્રિયાકામો કરવા દેવાનો અમારો પહેલાંથી ઇરાદો અને મકસદ હોવાથીજ એ દરેમેહેરનું મકાન ખાસ બે ભાગમાં બાંધવામાં આવ્યું છે, જેમાનો ઉત્તર તરફનો દશ હિંધોરાવાલો ભાગ ભગરિયા મોબેદોને માટે તથા દક્ષીણ તરફનો પાંચ હિંધોરાવાલો ભાગ જુદા પંથના મોબેદોને માટે પહેલાંથી મુકરર કરવામાં આવ્યો છે."

કમિટી તરફથી લેવામાં આવેલી ઉપલી તકરારમાં જો કંઈબી વજુદ હતે, કમિટીનો જો પહેલાથી એવો ઇરાદો હતે, તો દક્ષીન તરફના પાંચ હિંધોરા મોબેદોમાં ચાલતા તરીકા પ્રમાણે તથા ડાકતર જીવનજી મોદીએ આપેલી જુબાંની મુજબ "જુદા પંથ"ના મોબેદોની પાસેજ ઇજાવવામાં આવતે, પરંતુ તેમ કરવાને બદલે સઘલા હિંધોરા શ્રી નવસારીની **પાંચ પૉલના** ભગરિયા મોબેદોની પાસેજ ઇજાવવાનો આગલ જણાવ્યા પ્રમાણે તા૦ ૫ મી જુલાઇ સને ૧૮૮૭ ઇસવીને દિને મળેલી કમિટીની ષભાભાં એકમતથી ઠેડાવ કરવામાં આવ્યો હતો, એજ બતલાવે છે કે ઉપલી તારીખની આગમચ, જુદા પંથના મોબેદોને એ નવી દરેમેહેરમાં કામ કરવા દેવાનો સવાલ બરપા થયો હતોજ નહિ.

તકરારી દરેમેહેરનું મકાન બે ભાગમાં બાંધવાનો અને વચમાં ખોલ્લી જગ્યા રાખવાનો સબબ સમજાવતાં ડાકતર જીવનજી જમશેદજી મોદીએ પોતાની જુબાનીમાં નીચે મૂજબ ખૂલાસો કીધો હતોઃ—

"અગીઆરીનાં મકાનનો પલાણ એવો કરવામાં આવ્યો નહિ હતો કે જેથી બીજા પંથના મોબેદો ત્યાં કામ કરી શકે. હું ધારૂં છું કે અગીઆરીને બે ભાગ (વિંગો) માં બાંધવામાં આવી હતી અને વચમાં

# દસ્તાવેજ ૭૫ મો, તખ્તી



**"આએ ઈધીઆરાનું મકાન, શેઠ માણેકજી હોરમસજી પરવેજએ પોતના પીતા મરહુમ એ૦ હોરમસજી કાવસજી પરવેજનાં પુનને સારૂં, ભગરસાથની અનજુમનને માટે બંધાવી આપીઉં છે.**

**રોજ ૮ મો માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૨૫૬ યજદેજરદી, તા૦ ૨૧ મી આગસ્ટ સને ૧૮૮૭ ઈસવી.[1]"**



ઉપલી દરેમેહેરનું મકાન ખૂલ્લું મુકતી વખતે ભગરિયા આગેવાનોની કમિટી તરફથી વંચાયલા તકરારી "અનજુમન પત્ર" મધે જૂદા પંથવાલા મોબેદોને એ દરેમેહેરમાં દરેક પ્રકારના ક્રિયાકામો કરવા દેવાના સામાન્ય રીતે આપવામાં આવેલા એક સરખા હક્કથી, ભગરિયા મોબેદોને નારાજ અને દિલગીર બનવાના તથા તેની સાંમે મજબૂત વાંધો ઉઠાવવાના ખાસ સબબો હતા.

પેલો સબબ એ હતો કે વાડિયાજીના આતશબેહેરામ સાહેબના મકાન મધેથી ભગરિયા મોબેદોનો મોહટો ભાગ "મરાતબ"ની છેલ્લી જીક્કરીના પરિણામમાં નિકલી જવા પછી ત્યાં બાકી વસનારા દસ્તુર તથા મોબેદો—જેઓ સઘલા શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગરિયા હતા તેઓ—ને વધુ વખત ભગરિયા તરીકે નહિ ગણવાના અને તેઓની સાથે એક પદાંનથી ક્રિયાકામો નહિ કરવાના શ્રી નવસારીની ભગરસાથ અનજુમને ઠેડાવો કીધા હતા, તથા મુંબઈના ભગરિયા

---

ખૂલ્લી જગા એ મતલબથી રાખવામાં આવી હતી કે, જ્યારે મૂખરા ઉપર આતશબેહેરામ બંધાય ત્યારે તે માટે પૂરતી હવા ઉજાશ રાખી શકાય."

મી૦ ફરદુનજી માણેકજી કાંગા સોલીસીટર, જેઓએ કમિટીમાં પહેલાંથી જોડાઇ તેના એક જોડયા સેક્રેટરી તરીકે કામકાજમાં અંગત ભાગ લીધો હતો તેઓએ, દરેમેહેરનું મકાન બે ભાગમાં બાંધવાની મતલબ સમજાવતાં પોતાની જુબાંની મધે નીચે મુજબ જણાવ્યું હતું:—

"જ્યાં સૂધી મને યાદ છે ત્યાં સુધી જ્યારે પલાણો પહેલા રજુ કરવામાં આવ્યા ત્યારે એવી સુચના થઇ હતી કે, મકાન એવી રીતે બાંધવું કે પાછલથી આતશબેહેરામ ઉભું કરવાની જોગવાઇ થાય. જ્યાં સૂધી મને યાદ છે ત્યાં સૂધી જ્યારે પલાણો રજુ કરવામાં આવ્યા ત્યારે એવો ઇસારો વટિક નહિ હતો કે મકાનમાં પારકા પંથકવાળા મોબેદોને માટે સગવડ કરવી."

એ રીતે બાંધવા ધારેલાં આતશબેહેરામ સાહેબનાં મકાન મધે હવા ઉજાશ આવતાં રહે તથા પશ્ચીમ તરફના દરવાજાથી આતશબેહેરામ સાહેબના મકાનમાં આવ જાવ કરવાનો ખૂલ્લો માર્ગ મલે, એવી મકસદથીજ પાક દરેમેહેરનું મકાન બે ભાગમાં બાંધી વચમાં ખૂલ્લો ચોક રાખવામાં આવ્યો હતો.

૧ ઉપલી દરેમેહેર ફકટ ભગરિયા મોબેદોના ઉપયોગને માટેજ બરપા કરવામાં આવી હતી, એવું પુરવાર કરવાને સારૂં ઉપલી તખ્તીનો ફોટોગ્રાફ ઉતરાવી, મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં દરમ્યાન વાદીઓએ તે પૂરાવા તરીકે રજુ કીધો હતો.

મોબેદોની દસ્તુર ડાકતર જામાસ્પજીના પ્રમુખપણા હેઠલ મળેલી જાહેર સભા મધે તે ઠેડાવોને બહાલ રાખવામાં આવ્યા હતા. આએ ઠેડાવોની રૂએ ભગરિયા મોબેદો વાડિયાજીના આતશબેહેરામ મધે જઈ ક્રિયાકામ કરતા જેમ અટકયા હતા, તેમ એ આતશબેહેરામ સાહેબના મકાનમાં રહી ક્રિયાકામ કરનારા—પણ ભગરિયાઓથી જૂદા પડેલા—મોબેદોને શ્રી નવસારીની વડી દરેમેહેરમાં બરશ્નુંમ લેતા અને ક્રિયાકામો કરતા આગળ જણાવ્યા પ્રમાણે મુંબઈથી દસ્તુર જામાસ્પજી અને બીજાઓએ કીધેલી ફરમાસ મુજબ નવસારીની અનજુમને અટકાવ્યા હતા. પરંતુ ભગરસાથની અનજુમનના આએ યાદગાર ઠેડાવો, ઉપલાં તકરારી "અનજુમન પત્ર" થી વગર ઉપયોગના અને નકામા થઇ પડવાનો સંભવ ઉભો થયો હતો.

**બીજો સબબ** એ હતો કે, ચંદનવાડી ખાતે નવી દરેમેહેર બરપા કરી આપવાને સારૂ ભગરિયા આગેવાનોની ઉપર ફકટ ભગરિયા મોબેદોએ "રેકવીજીશન" મોકલાવી અરજ કીધી હતી, જે ઉપરથી એ આગેવાનોએ પોતાની અનજુમનનાં મોબેદોની માગણી સ્વીકારી તેઓના હક્કની જાળવણી કરવા માટે એક દરેમેહેર તથા—બની શકે તો—એક આતશબેહેરામ સાહેબ બરપા કરવાનો ઠેડાવ કરી, તેને અમલમાં મુકવા માટે વા૦ ૭ મી જુલાઇ સને ૧૮૮૪ ને દિને એક "મહેહનજર" બહાર પાડી હતી, જે મધે એ પાક મકાન બરપા કરવા માટેના સબબો લંબાણથી વિગતવાર દરસાવવામાં આવ્યા હતા. પોતાની આએ યાદગાર મહેહનજર બાજૂએ મુકી તથા દરેમેહેર બરપા કરવા માટેની તવારીખ ત્રણ વર્ષમાંજ ભૂલી જઇ, ભલી નિષ્ટાથી પણ ભૂલ ભરેલા ખેયાલથી ભગરિયા આગેવાનોની કમિટીએ તકરારી "અનજુમન પત્ર" ઘડયો હતો; જેનાં પરિણામમાં ટોળાના "હક્કો" ની જાળવણી માટે વાડિયાજીનું આતશબેહેરામ તજીને પોતાને સારૂ નવી દરેમેહેર બરપા કરાવવાનો ભગરિયા મોબેદોનો મૂળ હેતુ ઉલટાઇ જવાનો સંભવ જણાયો હતો.

**ત્રીજો સબબ** એ હતો કે, નવી દરેમેહેરની સ્થાપના થવા આગમચ મુંબઇની મરહુમ માણેકજી શેઠની દરેમેહેરમાં તેમજ વાડિયાજીના આતશબેહેરામ મધે "બરશ્નુંમ" ને લગતાં સઘલાં ક્રિયાકામો કરવાનો એખલો હક્ક, એ પાક મકાનો બરપા થયાં ત્યારથી શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરિયા મોબેદો વગર તકરારે અને મકાનનાં માલેકોની સંમતી સાથે ભોગવતા હતા, અને તે સબબથી એ બન્ને મકાનો ભગરસાથની અનજુમનનાં ક્રિયાકામો કરવા માટેના "મૂખ્ય મથકો" તરીકે ગણાતાં હતાં, પરંતુ વાડિયાજીના આતશબેહેરામ સાહેબનું મકાન કમનસિબ સંજોગો હેઠલ ભગરિયા મોબેદોને ફરજિયાત તજવું પડવાથી એ પાક મકાન મધે જે તરીકા મુજબ ક્રિયાકામો તેઓ કરતા હતા તેજ પ્રમાણે નવી દરેમેહેરમાં કરવાની અને તેને ચંદનવાડી ખાતેનું પોતાના ટોળાનું "મૂખ્ય મથક" બનાવવાની તેઓએ સ્વાભાવિક રીતે ઉમેદ રાખી હતી; પરંતુ ઉપલા "અનજુમન પત્ર" થી તે ઉમેદ ભ્રષ્ટ થવાનો તથા ભગરસાથ અનજુમનનો કદિમ વખતથી ચાલતો આવેલો તરીકો તુટવાનો સંભવ બરપા થયો હતો.

એ રીતે ભગરિયા મોબેદો, મુંબઇ શેહેરનું પોતાનું સ્વતંત્ર પંથક ગુમાવ્યા પછી ખાંનગી માલેકી હેઠલના ઉપલાં બન્ને મકાનો મધે પોતાનું સ્વમાન તથા ટોળાનો તરીકો જાળવી ક્રિયાકામો કરવાના જે એખલા અને સ્વતંત્ર હક્કો ભોગવતા હતા, તેવા કાયદા-પૂર્વક સ્થાપન થયલા તથા નવી દરેમેહેર બરપા કરવા સારૂં ભગરિયા આગેવાનોએ બહાર પાડેલી "મદેહનજર" મધે ખોલ્લી રીતે સ્વિકારવામાં આવેલા[1] કિંમતી "હક્કો" તકરારી "અનજુમન પત્ર" થી ગુમાવવાનો ભય ઉભો થતાં, ભગરસાથના મારા મોબેદ ભાઇઓ નારાજ અને દલગીર બને એ સ્વભાવિક હતું. ભગરિયા આગેવાનોની કમિટીના કેળવાયલા અને "દુન્યાદારી પેશા" માં મશ્ગુલ બનેલા સભાસદો પોતાની અનજુમનનાં મોબેદી તરીકા તથા રેવાજોથી ઘણાખરા બિનમાહિતગાર હોય એ સમજી શકાય તેમ હતું, પરંતુ દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના—જેઓ પોતાના ટોળાના વાડિયાજીના આતશબેહેરામ સાહેબના મકાનમાં અને માણેકજી શેઠની દરેમેહેર મધે ક્રિયાકામો કરવાના કદિમ વખ્તથી ચાલતા આવેલા તરીકા તથા રેવાજથી પૂરા માહિતગાર હતા તથા જેઓ ભગરિયા આગેવાનોની ઉપલી કમિટીના કામકાજમાં તે વેળાએ આગેવાંન ભાગ લેતા હતા, તેઓ—ની સંમતીથી તકરારી "અનજુમન પત્ર" મધે નવી દરેમેહેર બરપા કરાવવાની અસલ નેમને ઉલટાવનારો અને ભગરસાથ અનજુમનનાં ઉપલાં બન્ને મૂખ્ય ધર્મના મકાનો મધે તેની સ્થાપનાથી ચાલતા આવેલા ક્રિયાકામો કરવાના "હક્કો" ને આડે આવનારો વાંધા ભર્યો ફકરો દાખલ થવા પામ્વાથી, તેમ કરાવવામાં તેઓનો મૂખ્ય હાથ હોવો જોઇએ એમ ભગરિયા મોબેદોએ તેજ વેળાએ સ્વભાવિક રીતે માની લીધું હતું. તેઓની આએ માન્યતા ખરી હોય કે ખોટી, પરંતુ ભગરિયા આગેવાનોની કમિટી મધે કરતા કાવરતા મૂખ્ય આગેવાન સભાસદ દસ્તુરજીજ છે એમ દિલથી સમજીને, મજકુર દરેમેહેરનું પાક મકાન ખોલ્લું મૂકાયા પછી બીજેજ દહાડે—નવા આતશબેહેરામ

---

૧—શેઠ ફરદુનજી માણેકજી કાંગા સોલીસીટર, જેઓએ ઉપલી કમિટીમાં પહેલાંથી જોડાઇ તેના એક આનરરી સેક્રેટરી તરીકે તેનાં કામકાજમાં ઘણો આગેવાન ભાગ લીધો હતો, તથા નવી દરેમેહેર બરપા કરવા માટે બહાર પાડવામાં આવેલી પહેલી યાદગાર "મદેહનજર" નો ખરડો પણ જેઓએ પોતે ઘડયો હતો, તેઓએ નવા આતશબેહેરામને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓ તરફથી નામદાર "લવાદ" ની આગલ જુબાંની આપતાં, જુદાં પંથના મોબેદોને કમિટી તરફથી ગેરરીતે આપવામાં આવેલા હક્કોના સંબંધમાં ભાર મૂકીને જણાવ્યું હતું કેઃ—

"હું કહું છું કે જો પારકા પંથક્વાલા મોબેદોને કાંઇ નજીવો જેવોબી લાભ આપવાનો હતે તો મેં મદેહનજરના આગલા ભાગમાં તે બાબદ ઉમેરી હતે, અને એવીજ રીતનો ફેરફાર બીજા ફકરાઓમાં કીધો હતે...કમિટીના મેમ્બર તરીકે તેમજ સેક્રેટરી તરીકે ૧૮૮૯ ના માર્ચ અથવા એપ્રેલ મહિનામાં મેં મારૂં રાજીનામું મોકલ્યું હતું, તે વખ્ત સુધી ભગરિયા મોબેદો સિવાય કોઇપણ બીજા મોબેદોને અગીઆરીનો લાભ આપવાનો કોઈપણ તરફથી કાંઇપણ ઇસારો વટિક થયો હતો નહિ, છપાયલી મદેહનજર પણ આ મારા બોલવાને ટેકો આપે છે." મારા ભગરિયા મોબેદ ભાઇઓના કમનસિબે નવી દરેમેહેર તૈયાર થઇને ખુલ્લી મુકાય તેની આગમચ આવા હુશ્યાર "ધારાસાસ્ત્રી" અને દિલસોઝ સભાસદને બહારગામ જવાના સબબે કમિટીમાંથી રાજીનામું આપીને નિકલી જવું પર્યું હતું. વધુ કમનસિબ બનાવ એ બન્યો હતો કે, શેઠ

સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે આગેવાન ભગરિયા મોબેદોએ "લવાદ" સનમુખ આપેલી જુબાંની પ્રમાણે—કમિટીના બે આગેવાન સભાસદો દસ્તુરજી જામાસપજી તથા શેઠ પેસ્તનજી રૂશતમજી કાંગાની આગલ નવી અગીઆરીમાં કામકાજ કરનારા ભગરિયા મોબેદોએ જશનની મિજલસમાં વંચાયલા ઉપલા તકરારી "અનજુમન પત્ર" મધેના વાંધા ભરેલા ફકરા બાબદ શખ્ત વાંધો ઉઠાવ્યો હતો; જેઓને ઉપલા બન્ને આગેવાનોએ ઘટતી સમજાવતથી તુરત વેળા શાંત બનાવ્યા હતા, અને મોબેદોએ પણ ત્યાર બાદ માની લીધું હતું કે તકરારી બાબદના સંબંધમાં એ રીતે ટોળાની શખ્ત વિરૂદ્ધતા અને લાગણી જોવા—જાણવા પછી એ બન્ને આગેવાન સાહેબો આખી કમિટીને ટોળાના તરીકા અને વાંધાઓથી માહિતગાર બનાવશે, જેથી કમિટી પોતાનો ભૂલ ભરેલો ઠેહાવ ખેંચી લેવાની તથા તકરારી "અનજુમન પત્ર" મધેથી એ પાક મકાનની સ્થાપના કરવા માટે બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર" ની મકસદને ઉલટાવનારો વાંધા ભરેલો ફકરો રદ કરવાની જરૂર વિચારશે; પરંતુ પોતાની એ રીતની માન્યતા ભૂલ ભરેલી હતી એમ થોડાજ મહિનામાં મોબેદોએ જોઇ લીધું હતું. તકરારી "અનજુમન પત્ર" મધેના જે વાંધા ભરેલા ફકરા સામે મોબેદોની તરફથી વાંધો લેવામાં આવ્યો હતો, તેની મકસદ કમિટીના આગેવાનો એટલીજ સમજ્યા હતા કે વાડિયાજીના આતશબેહેરામના—તેઓથી જૂદા પડેલા—દસ્તુર મોબેદોના સંબંધમાંજ ભગરિયા મોબેદો મૂખ્ય કરીને વાંધો ઉઠાવે છે, જેઓને માટે ખાસ એક જૂદો કાયદો ઘડી નવી દરેમેહેર મધે ક્રિયાકામ કરવા આવતા તેઓને અટકાવ્યાથી ભગરિયા મોબેદોની "અનજુમન પત્ર" સામેની વિરૂદ્ધતા મોહટે ભાગે નરમ પડી જશે. એ રીતનો વિચાર અને ખેયાલ—કમિટીના આગેવાન સભાસદોનાં દિલમાં બરપા થવાથી અને મોબેદોની એ બાબદની તકરાર ખાસ કરીને વાડિયાજીના આતશબેહેરામના—

---

ફરદુનજી કાંગા સોલીસીટરના જેવાજ એક હુશ્યાર, કાયદાનું પૂખ્ત જ્ઞાન ધરાવનાર તથા કમિટીના કામકાજમાં પહેલાંથી આગેવાંન ભાગ લેનાર શેઠ દીનશાહજી પેસ્તનજી કાંગા સોલીસીટર પણ પાક દરેમેહેરની સ્થાપના-થવાની છ-સાત મહિના આગમચ ભગરિયા મોબેદોની નિરાશી વચ્ચે ૩૨ વર્ષની ભર જવાંન ઉમ્મરે ગુજર પામ્યા હતા. એ રીતના માઠા સંજોગો ઉભા થવાથી નવી દરેમેહેર બરપા કરાવવા સારૂં નેમાચલી ભગરિયા આગેવાનોની કમિટીમાં "કાયદા" સંબંધી સલાહ આપનાર અને ગેરકાયદેના ઠેડાવો પસાર થતાં તેને અટકાવનાર કોઇબી "ધારાસાસ્ત્રી" રહ્યો હતો નહિ; એજ કમનસિબ સબબને લીધે ભલી નિષ્ટાથી પણ ભૂલ ભરેલા ખેયાલથી દોરવઈ, નવી દરેમેહેરની સ્થાપના કરવાની અસલ મકસદથી વેગળો તકરારી "અનજુમન પત્ર" કમિટીએ ઘડીને પાક દરેમેહેરનું મકાન ખોલ્લું મૂકવા માટે કરવામાં આવેલાં જશનના મેળાવડામાં વંચાવ્યો હતો, અને પાછલથી તેની વિરૂદ્ધ મારા મોબેદ ભાઇઓએ લીધેલા મજબૂત વાંધા તથા કીધેલા લેખિત "પ્રોટેસ્ટ" છતાં કમિટીના ભણેલા સાહેબોએ "સખુનપર્વરી" થી તે ઉપર યોગ્ય ધ્યાંન આપવાની અને કાયદા સંબંધી ઘટતી પૂછપરછ કરવાની ફરજ અદા નહિ કરતાં, પોતાનો ભૂલ ભરેલો અને ગેરકાયદે ઘડેલો ઉપલો તકરારી "અનજુમન પત્ર" ઈ૦ સ૦ ૧૯૦૧ માં તેઓએ નવા આતશબેહેરામ સાહેબના ગુપચૂપ બનાવેલાં "ટ્રસ્ટદીડ" ની અંદર એમનો એમ દાખલ કીધો હતો, જેની ખબર છેક ૧૯૦૫ માં ભગરિયા મોબેદોની જાણમાં આવવાથી તેઓ નિરાશ અને દિલગીર બન્યા હતા, તથા પાછલથી મુંબઇની હાઇકોર્ટ મધે એક મુકદમો નોંધાવવાની તેઓને દુઃખદાયક ફરજ પડી હતી.

ભગરિયાઓથી જૂદા પડેલા—મોબેદોનાં સંબંધમાં વાજબી અને વજુદવાલી છે એમ તેઓને માલમ પડવાથી, તા૦ ૨૨ મી નવેમબર સને ૧૮૮૭ ઇસવીને દીને મોગલી કમિટીની સભામાં, નવી દરેમેહેરનો કારોબાર ચલાવવાને લગતા પસાર કરવામાં આવેલા કાયદાઓની કેટલીક કલમો મધે, પહેલીજ કલમ નીચે જણાવ્યા મુજબની ઘડીને પસાર કરવામાં આવી હતી:—

"આએ દરેમેહેર કુલે જરથોસ્તી સાહેબોને સર અવસરે વાપડવા, કીરીઆ કામ કરવા, અને બંદગી કરવા સારૂં ખુલ્લી મુકેલી છે. પણ જે દરેમેહેર તથા આતશબેહેરામનાં સત્તાવાલાઓ પોતાની દરેમેહેર તથા આતશબેહેરામમાં નોશારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથનાં દસ્તુરો તથા મોબેદોને તેઓનાં પોતાનાં આલાતથી કીરીઆ કામ કરવા દેશે તથા નવજોત, લગન, ઉઠમણું, ઇત્યાદી કરવા દેશે, તો તેજ દરેમેહેર તથા આતશબેહેરામનાં દસ્તુરો તથા મોબેદોને આએ દરેમેહેર મધે પોતાના આલાતથી સઘળી કીરીઆ કામ કરવાની છુટ છે."

નવી દરેમેહેર ખૂલ્લી મુકતી વેળા વાંચવામાં આવેલા તકરારી "અનજુમન પત્ર" પછી ત્રણ મહિને ઉપલો કાયદો—બીજા વહિવટને લગતા કાયદાઓ ભેગો—કમિટીની સભામાં પસાર કરવામાં આવ્યો હતો, અને ત્યાર પછીના બીજા ત્રણ મહિના પસાર કરી રોજ ૬ થો માહ ૬ થો સને ૧૨૫૭ યજદેજરદીને દિને એ કાયદાઓની છાપેલી નકલ એક ફ્રેમમાં જડાવીને, નવી દરેમેહેરના હીધોરાવાલા ભાગના ઓટલા ઉપર ભગરિયા મોબેદોની નિરાશી અને અજાયબી વચ્ચે તે આરસીનો તખ્તો જાહેર રીતે લોકોનાં વાંચવામાં આવે તેમ ટાંગવામાં આવ્યો હતો, જેથી સ્વભાવિક રીતે ભગરિયા મોબેદોમાં ફરી ઉશ્કેરણી ચાલી હતી. કમિટીના આગેવાન મેમ્બરો દસ્તુરજી જામાસપજી મીનોચેહેરજી તથા શેઠ પેસતનજી રૂશતમજી કાંગાની સનમુખ તકરારી બાબદનાં સંબંધમાં શખ્ત વાંધો રજુ કરવામાં આવેલો છતાં ૬ મહિનામાં એ વાંધા ભરેલી કલમ, નવી દરેમેહેરના વહિવટને લગતા કાયદાઓમાં દાખલ કરવામાં આવેલી અને તેનો છાપેલો "તખ્તો" પાક દરેમેહેરમાં લોકોની જાણને માટે મૂકાયલો જોઇ મોબેદો ઘણા નિરાશ અને બેદિલ બન્યા હતા; આગેવાન અને ટોળાની આગલી ખટપટોથી માહિતગાર મોબેદોએ પૂર ખાતરીથી તે વેળાએ માની લીધું હતું કે "જૂદા પંથો"ના મોબેદોને પોતાના આભારમાં લાવવા, તેઓમાં લોકપ્રિય બનવા તથા તેઓનો ચાહા અને વિશ્વાસ મેળવવાને ખાતર, ટોળાના કદિમ તરીકાને બાજૂએ મૂકી તથા નવી દરેમેહેર બરપા કરવાની મૂળ મકસદને ઉલટાવી દસ્તુરજી જામાસપજીએ કમિટીની પાસે તકરારી કાયદાઓ ઘડાવ્યા છે, અથવા તો તે ઘડાવવામાં આગેવાન ભાગ લીધો છે. આવી સ્વભાવિક માન્યતાને લીધે આગેવાન ભગરિયા મોબેદો વધુ કરોધમાન બન્યા હતા અને કાયદાની પહેલી તકરારી કલમ સાંમે મજબૂત વાંધો ઉઠાવવાનો ઠેડાવ કીધો હતો.

ભગરિયા મોબેદોમાં ચાલતી એ રીતની ઉશ્કેરણીની ખબર પડતાં—આગલાની માફક—કમિટીના ઉપલા બે આગેવાન મેમ્બરો—દસ્તુર જામાસપજી તથા શેઠ પેસતનજી

કાંગા—પાક દરેમેહેરમાં આવ્યા હતા, અને ઘડવામાં આવેલા કાયદાઓનાં સંબંધમાં મોબેદોને સમજાવવાની અને તેઓનાં દિલમાં ઉપજેલો વસવસો દુર કરી ચાલતી ચર્ચા તથા ઉશ્કેરણી નરમ પાડવાની કોશેશ કીધી હતી. પરંતુ તેવી સમજાવતની કંઇબી અસર મોબેદોની ઉપર થઇ હતી નહિ; તેઓએ કાયદાઓની એ "ફ્રેમ" ત્યાંથી એકદમ ઉચકાવવા અને જૂદા પંથોના મોબેદોને નવી અગીઆરીમાં આપવામાં આવેલા કામકાજ કરવા સંબંધી ગેરકાયદેના "હક્કો" પાછા ખેંચી લઇ ટોળાનો તરીકો જાળવવાનો મજબૂતીથી આગ્રહ કીધો હતો. એ રીતની ચાલતો તકરાર દરમ્યાન માણેકજી ખરશેદજી દોરડી નામનાં એક ઘણા ચાલાક, હિંમતવાન અને લાગણીવાળા ભગરિયા મોબેદ—જેઓ મોબેદીનું તેમજ કંત્રાકટરનું કામ કરતા હતા તેઓ—એ દરેમેહેરમાં આવી ત્યાં ચાલતી ઉપલી તકરારમાં મોહટો ભાગ લીધો હતો. આવા આપ ખુદ, ગેરકાયદેના અને ટોળાના તરીકાને આડે આવનારા કાયદાઓ ખુદ ભગરિયા આગેવાનોની કમિટી તરફથી નવી દરેમેહેર મધે આવેલા જોઇ તેઓ ઘણા ગુસ્સે બન્યા હતા, અને મજકુર બન્ને આગેવાનોને તાણાંજાણીના શખ્ત શબ્દો કહી સંભળાવી તથા તેજ વેળા વાંધા ભરેલા કાયદાઓની તે "ફ્રેમ" હાથમાં લઇ ગૂસ્સા સમેત એવું જણાવીને દરેમેહેરના ચોકમાં ફેંકી દીધી હતી કે "અમો આવું ઉલટું અને ગેરકાયદેનું કામ કદિ કરવા દેઇશું નહિ." ભગરિયા મોબેદોની એ રીતની શખ્ત વિરૂદ્ધતા જોઇ કમિટીના ઉપલા આગેવાન સભાસદો—દસ્તુરજી અને શેઠ પેસ્તનજી કાંગા—એ મોબેદોને સમજાવી તથા તેઓને શાંત રેહેવા જણાવી તકરારી બાબદમાં વધુ ચૂનોચેરા નહિ કરતાં એ નાપસંદ ચર્ચા ત્યાંજ પડતી મુકી હતી અને તુરત વેળા તે ઉપર ચૂપકિડીનો પરડો નાખ્યો હતો.

ઉપલી ખટપટ થવા પછીથી ૧૦ વર્ષની મુદ્દત દરમ્યાન-યાને ઇ૦ સ૦ ૧૮૮૭ થી ૧૮૯૭ સૂધી—જૂદા પંથના એકબી મોબેદને તકરારી "અનજુમન પત્ર" ને આધારે નવી દરેમેહેરમાં "બરશ્નુંમ"ને લગતાં ક્રિયાકામો કરવા દેવાની રજા આપવામાં આવેલી નહિ જોવાથી તથા ઉપલી લાંબી મુદ્દત દરમ્યાન કમિટીના ઘડેલા કાયદાઓ અમલમાં મુકવામાં આવેલા નહિ જણાયાથી, ભગરિયા મોબેદોએ પણ સ્વભાવિક રીતે માની લીધું હતું કે પોતાના ટોળાના મોબેદોનો વાંધો દસ્તુરજીએ તેમજ કમિટીએ સ્વિકારીને પોતાનો ભૂલ ભરેલો તથા અસલ "મદેહનજર" થી ઉલટો ઠેડાવ પાછો ખેંચી લીધો છે, જેથી એ તકરારી સવાલ હવે ફરી બરપા થવા પામશે નહિ. પરંતુ પોતાની એ રીતની માન્યતા ભૂલ ભરેલી હતી એમ "નવા આતશબેહેરામ સાહેબ" ની સ્થાપના થવાનેવાર ભગરિયા મોબેદોને જણાયાથી તેઓ નાસિપાશ અને દિલગીર બન્યા હતા.[1] તથા ટોળાના તરીકા અને ગુમાયલા હક્કોની જાળવણી કરવા માટે તેઓને કાયદાસરની મજબૂત લડત ઘણી નાખુશી સાથે ખૂદ પોતાના આગેવાનો સાંમે ચલાવવી પડી હતી,

---

૧—નવી દરેમેહેર ખૂલ્લી મુકાવતી વેળા કમિટી તરફથી વંચાવવામાં આવેલા "અનજુમન પત્ર" મધેના વાંધા ભરેલા ફકરાની સાંમે ચાલેલી જિક્રરની ઉપર મુજબની લંબાણ જુબાંની, નવા આતશબેહેરામને લગતા છેલ્લા મુકદમાં મધે મોબેદો આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાંણા, કાવસજી હોરમજજી મોદી, ફરદુનજી મેહેરનોશજી વજીફદાર અને ફરેદુન રતનજી કાંગાએ "લવાદ"ની સનમુખ નાંધાવી હતી.

જેમાં તેઓએ આયંદેહ ઈન્સાફ મેળવ્યો હતો અને તકરારી "અનજુમન પત્ર" મધેથી વાંધા ભરેલો ફકરો સદ્દાબરો હાઈકોર્ટની મારફતે કાઢી નખાવ્યો હતો, જેને લગતી તવારીખી વિગત ઘટતી જગોએ પ્રગટ થયલી જોવામાં આવશે.

શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથ અનજુમનનાં મુંબઈમાં વસ્તા દસ્તુરો અને મોબેદોની અરજ તથા માગણી ઉપરથી ભગરસાથના આગેવાનોની કમિટીએ જાહેર ઉઘરાણાંથી બરપા કરાવેલી ઉપલી પાક દરેમેહેર તથા પાછલથી બરપા કરાવેલા આતશબેહેરામ સાહેબના ફંડમાં દેશ-દેશાવરો ખાતેના જે દીનદાર જરથોશ્તી બાનુઓ તથા ગ્રહસ્થોએ રૂપિયા ભર્યા હતા, તેઓને નીચે મુજબની છાપેલી "રસીદ" પહેલાંથી આપવામાં આવી હતી; નવા આતશબેહેરામને લગતા છેલ્લા મુકદમાં દરમ્યાન એ રસીદ વાદીઓ તરફથી પોતાના દાવાના ટેકામાં-બીજા પૂરાવા ભેગી-રજુ કરવામાં આવી હતી, અને જે પૂરાવા નંબર ૨) તરીકે નામદાર "લવાદ"ના ચૂકાદા મધે આશકારા થવા પામી છે.

---

## દસ્તાવેજ ૭૬ મો, રસીટ *

---

" શેઠજી સાહેબ (ફલાના)
નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોના વપરાસ માટે ચંદનવાડી ખાતે એક નવી દરેમેહેર બાંધવાનાં, અને બને તો આખી જરથોસ્તી અનજુમનનાં એક આતશબેહેરામ સાહેબ બાંધવાનાં, ફંડમાં તમોએ રૂ. (આટલા) અંકે (આટલા) રૂપીઆ ભરેઆ-બાબદ બક્ષેશ-તે પોહતા તેની આ પોહોંચ આપી છે.
મુંબઈ તા૦ સને ૧૮૮૪

ખરશેદજી માણેકજી શેઠના,
દીનશાજી મનચેરજી પંનથકી,
ઉપલા ફંડનાં ખજાનચીઓ."

---

**નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાની હિલચાલથી વાડિયાજીના આતશબેહેરામનાં ત્રસ્ટીઓ તથા તેમના દસ્તુરજીને ઉપજેલી નિરાશી, તેઓએ ભગારેયા મોબેદોના વતન અને "પાયતખ્ત" શ્રી નવસારી મધે પોતાના પક્ષનાં મોબેદોને માટે બંધાવેલી નવી અગીઆરી; તથા તે સંબંધી નવસારીની સમસ્ત અનજુમને કીધેલા યાદગાર ઠેડાવો.**



હજૂ તો ભગરિયા મોબેદોનાં વપરાસને માટે ચંદનવાડી ખાતે બરપા કરવામાં આવનારી નવી દરેમેહેરનો "પાયો" વટિક નખાયો નહિ હતો, હજૂ તો કમિટીના ભગરિયા આગેવાનો એક દરેમેહેર તથા—બને તો—આતશબેહેરામ સાહેબ બરપા કરવા માટે ફંડમાં નાણું ભરાવવાની કોશેશ કરતા હતા; તેટલાં કમિટીએ કરવા માડેલી હિલચાલથી ચિંતાતૂર બની તથા દિલમાં ભવિષ્યને માટે ફિકર કરી, કમિટીના કામમાં નડતર નાખવા અને ખુદ ભગરિયા મોબેદોની અંદર બેદિલી તથા કૂસંપ બરપા કરી બને તો તેઓમાંના થોડાકોને પોતાની પક્ષમાં ફરીથી ખેંચવા માટે, વાડિયાજીના આતશબેહેરામના દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ ભગરિયા મોબેદોનાં "પાયતખ્ત" તરીકે ગણાતાં તેઓના વતન શ્રી નવસારી મધે, પોતાના પક્ષની એક નવી દરેમેહેર બરપા કરાવવાનો અને તેમ કરી ત્યાંની ભગરસાથ અનજુમનનું માન તથા વડપણ તોડવાનો મજબૂત ઠેડાવ કીધો હતો.

આએ અશૂભ ચોઘડીયે કીધેલો "અવર" ઠેડાવ અમલમાં લાવવા સારૂ પ્રથમ તેઓએ પોતાના આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓની સાથે મસલહત કીધી હતી, તથા પોતાની યોજના અમલમાં આવવાથી થનારા ફાયદા તેઓને સમજાવીને પોતે માથે ઉઠાવવા ધારેલાં અપજશ ભરેલાં વિકટ કામમાં આતશબેહેરામના ત્રસ્ટીઓની સંમતી તથા કૂમક મેળવી હતી. તેઓએ ત્રસ્ટીઓને એમ સમજાવેલું જણાય છે કે "મુંબઇના ભગરિયા મોબેદો જેઓ ખોટી ઉશ્કેરણીથી આપણા આતશબેહેરામ સાહેબનું મકાન તજી ગયા છે, તેઓ મધેના ઘણાકો આપણે ત્યાં પાછા આવવા અને પોતાનો ધંધો રોજગાર ચલાવવા ઇન્તેજાર છે, પરંતુ તેઓના દિલમાં એ રીતની ચિંતા અને ધાસ્તી છે કે તેમ કરવાથી તેઓના વતન નવસારીમાં તેઓને ઘરના ક્રિયાકામો કરવાનો ત્યાંની અનજુમન અટકાવ કરશે અને તેથી પોતાને મૂશ્કેલીમાં આવવું પડશે. નવસારીમાં આપણા પક્ષનાં મોબેદોની સગવડને માટે જો એક દરેમેહેરનું મકાન આપણે બરપા કરાવીશું તો તેવી સઘળી ફિકર મોબેદોના દિલમાંથી નિકળી જશે અને તેઓ મધેના ઘણાકો પોતાને ઘરના દીન-આઇનનાં કામો માટે નચિંત બની ફરી આપણે ત્યાં આવી વસવાટ કરશે, જેમ થવાથી ભગરિયા મોબેદોની એકસંપી તુટવા સાથે તેઓના આગેવાનોએ એક નવા આતશબેહેરામ બરપા કરવાના માથે ઉઠાવેલાં કામમાં અટકાવ પડશે."

એ પ્રકારની પોતાના દસ્તુરે કીધેલી કોઇ સમજાવતથી દોરવઇ, ભવિષ્યની જોખમદારીનો કંઇબી ખેયાલ કરવા વગર, તથા શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને નિર્બલ સમજી, વાડિયાના આતશબેહેરામના ત્રસ્ટી સાહેબોએ પોતાના દસ્તુરજીની સલાહ મુજબ શ્રી નવસારીમાં પોતાના આતશબેહેરામ સાહેબને લગતી એક દરેમેહેર બંધાવી આપવાનું કબૂલ કર્યું હતું. પોતાની ધારેલી મકસદ પાર ઉતારવા અને તે માટે થનારા ખરચમાં કંઇક મદદ મેળવવા ઉંઘરાણાનું એક ખાનગી લીષ્ટ લાગતા વળગતાઓમાં ફેરવી તેઓએ થોડુંક નાણું ભેગું કીધું હતું. ત્યાર બાદ રોજ ૧૭ મો, માહ ૨ જો, સને ૧૨૫૫ યઝદેજરદીને દીને, પોતાનાં આતશબેહેરામ સાહેબની સાલગ્રેહના જશનનાં મેળાવડાની હજુરમાં, દસ્તુર પેશોતનજીએ શ્રી નવસારીમાં બાંધવા ધારેલી પોતાના

આતશબેહેરામને લગતા મોબેદોને માટેની નવી દરેમેહેરની જાહેરાત આપી હતી, અને તેમ કરવા માટેના સબબો સમજાવ્યા હતા.

એ રીતની ખબર આશ્કારા થવાથી, મુંબઈમાં વસ્તા ભગરિયા મોબેદોમાં કેટલીક ચર્ચા અને ઉશ્કેરણી ચાલી હતી. ભગરિયા આગેવાનો પોતાનાં ટોળાના મોબેદોને માટે વાડિયાના આતશબેહેરામ સાહેબનાં મકાનની પડોસમાં એક નવી દરેમેહેર તથા આતશબેહેરામ સાહેબ બરપા કરવા બહાર પડયા છે તેનાં કિનામાં-તેઓની હિલચાલમાં નડતર નાખવા—દસ્તુર પેશોતને શ્રી નવસારીમાં પોતાની પક્ષની એક દરેમેહેર બરપા કરાવવાની હિલચાલ ઉપાડી લીધી છે એમ ભગરિયા મોબેદોને જણાયાથી તેઓ દલગીર થયા હતા. આએ હિલચાલ પગભર બને તેની આગમચ મુંબઇના ભગરિયા મોબેદોએ શ્રી નવસારીની પોતાની અનજુમન ઉપર નીચલી એક અરજી મોકલાવીને, શ્રી નવસારી મધે બરપા કરવા ધારેલી નવી અગીઆરીના સંબંધમાં આગમચથી યોગ્ય અને કાયદેસરનાં પગલાં ભરવાની અનજુમનનાં અકાબર સાહેબોને અરજ કીધી હતી.



# દસ્તાવેજ ૭૭ મો, અસલ છે.

—:o:—

"મેહેરબાન સાહેબો. નેકનામ.

દસ્તુરજી સાહેબ દારાબજી માહીઆરજી
દેશાઇજી સાહેબ મીનોચેહેરજી એદલજી
દેશાઈજી સાહેબ બહુમનજી દારાબજી
તથા નવસારીની શમશાત અનજુમનનાં માનવંતા—
સાહેબો. શ્રી નોશારી.

સાહેબો,

જત હમો નીચે શહી કરનારા નવસારીવાશીઓ તે મુંબઇ મધે રેહેનારા-તમો સાહેબોનું નીચલી બાબદ ઉપર ધ્યાંન ખેંચવા માંગીએ છીએ.

હાલ ગયા અરદીબેહેશ્ત મહીનાના સરોશ રોજને દહાડે વાડીઆજીનાં આતશબેહેરામ સાહેબને તખ્તનશીન થવાનો શુભ દીવસ હતો, એ દીને જશનથી ફારેગ થવા બાદ તેવોનાં પનથકી દસ્તુરે એક ભાશણ કરી જણાવ્યું હતું-તે મધે ખોલ્લુ જણાવ્યું હતું કે, નવસારી મધે વાડીઆજીનાં આતશબેહેરામનાં તરસટીઓ હસ્તકથી એક દરેમેહેર બાંધવામાં આવશે, અને તેનો ખરચ ચલાવવા માટે એક ભરૂચા કાપડીઆ બેહેદીનને નામની તનદરોસ્તી પણ ભણાવવામાં આવી હતી. હાવી રીતનું ખોલ્લે ખોલ્લું બોલાવવામાં આવ્યું છે, અને સમજવા પ્રમાણે નોશારીમાં જગા પણ લેવાઇ છે.

માટે આપણાં પુરાતન પન્થકમાં આસરે આઠસો વરસ થયાં પારકા પન્થકવાલાઓએ આપણથી જુદા પડીને દરેમેહેર કીધી નથી, માટે અમો આએ મેજરની મારફતે

તમો સાહેબોને અરજ કરીએ છીએ કે આપણી વડી દરેમેહેરની તેમજ બીજી દરેમેહેરોની અને આપણી અનજુમનની ઇજત સચવાએ અને સુલેહ સંપજ જળવાએ એવા ઉપાય અને બંદોબસ્ત ઉતાવલેથી થવા જોઇએ. ખોદાતાલાની મેહેરબાનીથી અને બક્ષેશથી આપણી અનજુમન સઘલી રીતે મોભ્ભાવાલી અને આપણા ટોલાનું માન અને મોભ્ભો સાચવતી આવેલી છે, તેથી આએ વખતે પણ ઉપાય લેવા જોઇએ.

ઉપલા મજકુર આતશબેહેરામનાં પંથકી દસ્તુરજી તથા તેમના મલતાઓ આપણી ભગરસાથની અનજુમનથી જુદા થયા છે, પન્થકી દસ્તુર પેશોતનજીએ અતરેની હાઇ-કોરટ મધે સને ૧૮૮૩ નાં સાલની તા૦ ને દીને ખોલ્લો એકરાર કરયો છે કે “ હમો હમારો પન્થક જુદો કરી ચુકા છે ” ત્યારે તે લોકોએ પોતાનો પંથ જુદો કીધો અને આપણા પન્થકથી જુદા પડી ચુકા છે. એ જુદા પંથવાલાથી આપણા પન્થકનાં અશલ બંદોબસ્ત પ્રમાણે કોઇથી પણ આપણા પન્થકમાં દરેમેહેર થઇ શકે નહી, તેવું છતાં નવસારી જેવાં આપણાં પુરાતંમ પંથકમાં દરેમેહેર કરવાનો ઠેડાવ કરયો છે; એથી સુલે-હનો બીગાડો થાય ને આગલ જતાં પરીણામ સારાં નહીં નીવડે, માટે આપણી અનજુમન તથા મીનોચેહેરહોમજીની સાથનાં સાહેબો મલી હમણાંથીજ એ વીશેનાં ઉપાય લેવા જોઇએ.

હમો અસલથીજ સાંભળતા આવ્યા છે કે આગલા વખતનાં આપણા બુજરોગોએ પંથકની વેહેંચણી કરેલી છે, તેનાં અસલનાં લેખો જેવા કે મોગલાઇ તથા પેશવાઇનાં વખતનાં અને નામદાર ગાયકવાડ સરકારનાં વખતનાં તમારી અનજુમન પાસે હાલ છે. (હમણા ખેરગામનાં પંથક બાબત અંગ્રેજી અદાલતમાં પણ તે ખરા થયા છે.) તે લેખોની સત્તા અને આપણાં હક્કથી હમણાની નામદાર ગાયકવાડ સરકારને અરજ કરવી જે તમારા તાબાનાં નવસારી ગામમાં પારકા પંથકવાલાઓ આવીને, હમારા કદીમથી ચાલતા આવેલા હકને આડે આવી સુલેહનો બીગાડ કરવાની ચુકતી કરે છે, તેથી એ કામ કરવાનો અટકાવ કરવો જોઇએ; હમારા હકનાં કદીમ દસ્તાવેજો છે તેની નકલ સાથે જાહેર કરવું. હાલ એજ અરજ.

રોજ ૧૫ મો, માહ ૪ સને ૧૨૫૫ યજ્દેજરદી.

તા૦ ૩૧ મી ડીસેમબર સને ૧૮૮૫ ઇસવી.

આ૦ જામાસ્પજી શોરાબજી દસ્તુર મેહરજીરાંણાનાં શહી.

મોબેદ માણેકજી કેરશાશજી પાવરી શહી. ”

(અતરે બીજી ૨૭૭ મોબેદ સાહેબોની શહીઓ થયલી છે, જેમાં મીનોચેહેર-હોમજીના સાથવાલા મુંબઇમાં વસ્તા ઘણાંક મોબેદ સાહેબોએ પણ ઉપલી અરજીની[1] ઉપર પોતાની શહીઓ કીધેલી છે.)

———:૦:———

૧ ઉપલી અરજી ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી મેં પ્રગટ કરી છે, એ અરજી નવસારીમાં પાછલથી ચાલેલા નવી અગીઆરીના કેશ મધે પૂરાવા તરીકે રજુ કરવામાં આવી હતી.

વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓ તથા દસ્તુર પેસ્તનજી સંજાણાએ પોતાના પક્ષનાં મોબેદોની સગવડ માટે ખાસ નવસારી મધે બાંધવા ધારેલી નવી અગીઆરી, ભગરિયા મોબેદો તથા તેમની અનજુમનની સેજળી ઠનવાર ઠર્યા વિનાં બાંધવાનો અને તેમ કરતાં જેબી જોખમ આવી પડે તે હિંમતથી ઉઠાવવાનો એ રીતનો મક્કમ ઠેડાવ કરી, તે અમલમાં મુકવા માટે શ્રી નવસારી મધે રૂપિયાની મોટી રકમ ખરચી, ત્યાંના લોકોની ગમેતેવી વિરૂદ્ધતા છતાં, પારસી વસ્તીનાં મધ્યમ ભાગ—કાંગા વાડ—માં બે ત્રણ ઘરો તુરતા તુરત વેચાતાં લઇને ત્યાં નવી અગીઆરીનું બાંધકામ બેધડક ચલાવવા માંડયું હતું. આથી સ્વભાવિક રીતે ત્યાંની ભગરસાથ અનજુમનનાં મોબેદોમાં ઉશ્કેરણી ચાલી હતી તથા ભગરસાથના વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજી પોતાની અનજુમનનાં પૂરાતન અને કિંમતી "હક્કો" પોતાના દસ્તુરી અમલમાં લુટાતા જોઇ ચિંતાતૂર અને ગમખાર બન્યા હતા. આ વેળાએ ગામનાં સઘલા રહીશોની દિલસોઝી દસ્તુરજી દારાબજી માહીયારજી તરફ કુદરતી રીતે ખેંચાઇ હતી; પોતાના ગરિબ ગામમાં ૨૦૦) વર્ષે એ નવો ફેશાદ બરપા થતો જાણી ભગરિયાઓ ઉપરાંત ગામના સઘલા રહીશો—શું બેહેદીનો કે મીનોચેહરહોમજીના સાથવાલા મોબેદ સાહેબો—સામાન્ય રીતે દલગીર અને નાખુશ બન્યા હતા. ગામનાં લોકોની આવી એકદિલી અને પોતાની તરફ ભલી દિલસોઝી જોઇ ભગરસાથના વડા દસ્તુરજીને ઘણો દિલાસો મલ્યો હતો, જેથી ટોળાના લૂટાતા હક્કો બચાવવા તથા પોતાના બલવાંન હરીફની સામે કાયદાસરનાં પગલાંઓ ભરવા તેઓ હિંમતથી બહાર પડયા હતા.

પોતાની અનજુમનનાં બુજોર્ગોની સાથે ઘટતી મસલહત કરીને, તકરારી બાબદનાં સંબંધમાં ગામનાં રહીશોની પાસે યોગ્યે ઠેડાવો પસાર કરાવવા સારૂ દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજીએ શ્રી નવસારી મધે રોજ ૨૧ મો, માહ ૮ મો, સને ૧૨૫૬ યજદજરદીને પાછલા પોહરનાં કલાક ૪ ને અમલે "ખુરશેદવાડી"માં તમામ પારસી અનજુમનની એક જાહેર સભા બોલાવી હતી, જેમાં ભગરસાથનાં અથોર્નાનો ઉપરાંત ગામનાં રહીશોએ મોહટી સંખ્યામાં હાજરી આપી, ભગરસાથ અનજુમન તરફ ભલી દિલસોઝી દેખાડી હતી. શેઠ રતનજી ફરામજી દાબુની દરખાસ્તને શેઠ સોહરાબજી બરજોરજી કોતવાલે ટેકો આપવાથી સરનશીનની ખુરસીએ વડા દસ્તુરજી દારાબજી માહિયારજી બિરાજ્યા હતા, જેઓએ શરૂઆતમાં નીચે મુજબ ભાષણ કરીને સભા મેળવવાની મકસદ કહી સંભલાવી હતી.

"અનજુમનનાં સાહેબો,

આજની આ મીજલસમાં તમો સાહેબોની હાજરી જોઇને હું ઘણો ખુશી છેઉં. જોકે આપણે ત્યાં વારેઘડીએ એવી સભાઓ મળે છે, પણ આજની સભાના જેવો દેખાવ મેં કોઇ વખતે જોયો નહિ હતો. એ તમો સાહેબોની હાજરીજ કહી આપે છે કે આજનું કામ કેટલું અગત્યનું છે.

આજની આએ સભા શા કારણસર મલી છે તેથી તમો સાહેબો કાંઇ અંણુજાણ નથી, તોપણ સભાનાં કાંનુન મુજબ આજનું કામ આગલ ચલાવવાને માટે મારે કેટલોક

ખોલાસો કરવા જોઇએ છે, અને તે એ કે, આપણે ત્યાં હાલ મુંબઇનાં વાડીઆજીનાં આતશબેહેરામનાં ત્રસ્ટીઓનાં ઉપરીપણા હેઠલ એક નવી દરેમેહેર બાંધવાની હિલચાલ થાય છે, તે વિષે વિચાર કરવાને આજે તમો સાહેબોને તશદી આપી છે. એ બાબદમાં તમો સાહેબો કોઇબી ઠેડાવ ઉપર આવો તેની આગમચ મારે જણાવવું જોઇયે કે, કોઇબી જગોએ કોઇબી જાતનું ધર્મનું મકાન બાંધવામાં આવે છે તે ત્યાંની વસતીનાં સુખ અને ફાયદાને માટે કરવામાં આવે છે, પણ આજે આપણે ત્યાં જે દરેમેહેર બાંધવામાં આવે છે તે કોઇ એવીજ નેમથી બાંધવામાં આવે છે તે તમો સાહેબો નાં પાડશો, પણ તેથીને ઉલટું આપણામાં કુસંપ ફેલાવવા તથા આપણી અનજુમનની મોટાઇને ઝાંખ લગાડવા અને આપણા પવિત્ર "હક્કો" ને નુકસાંન કરવાને ખાતરજ તે બાંધવામાં આવે છે એવું તમો સાહેબો સારી રીતે જાણો છો. તેથી એ બાબે તમો સાહેબોએ કેવા ઠેડાવ ઉપર આવવું તે હું તમો અનજુમન સાહેબની મુનસફી ઉપર સોંકુ છું, અને આશા રાખું છું કે તમો સાહેબો પૂરતાં ડહાપણ અને ધિરજથી એવા ઠરાવ ઉપર આવશો કે આપણા મર્હુમ ન્યાંગાનોની મેળવેલી મોટાઇ તથા હક્કોને તે ઠેડાવો સંભાલી રાખનાર ગણાએ.

સાહેબો હું મારી જગાએ બેસું તે આગમજ મારે કેહવું જોઇએ છે કે આએ સભામાં દરેક સાહેબોને બોલવાની છુટ છે, પણ તે બોલવું ઘણાજ નરમ શબ્દોમાં થવું જોઇએ છે. જો કે આએ કામ એવું છે કે કુદ્રતીજ તમો સાહેબોની લાગણીને ઉશ્કેરતું હશે, પણ નરમાસ અને ધિરજથી વર્તીને આપણે આપણાં કામને આસાંનીથી પાર પાડીશું."

સરનશીન સાહેબનું ઉપલું ભાષણ પુરૂં થતાં, એરવદ રૂશતમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાંણાએ પોતાની તરફનું એક લંબાણ ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જેમાં અનજુમન ભેગું કરવાની પડેલી ફરજ વિષે વિવેચન કરી, ભગરસાથ અનજુમનનાં અથોર્નાનોને પોતાનાં વતનનાં બાપીકા "હક્ક" અને વડીલોની કીર્તિ તથા ભલું નામ જાળવા માટે એકસંપીથી કોશેશ કરવાનો આગ્રહ કીધો હતો. તેઓએ વધું જણાવ્યું હતું કેઃ—

"સાહેબો, હક્ક-એ બોલ પવિત્ર છે અને તે ખોદાને બારથી ઉતરેલો છે. એ બોલને માટે દુન્યામાં મોહોટા મોહોટા ફેરફારો થઇ ગયા છે અને થાય છે. શું સુધરેલા કે જંગલી એ બોલને ઘણુંજ માન આપીને તે જે કામને માટે વાપડવામાં આવેલો હોય છે તે કામને હિમ્મત, રંજ અને ગંજથી પાર પાડીને, એ બોલનું વઝન અને મોભ્ભો કેટલો છે તે દુનિયાનાં લોકોને દેખાડી આપે છે. તો શું આવા સુધરેલા વખતમાં એ બોલને આપણા હાથમાંથી જાવા દઇશું? જે વખતે આપણા ન્યાંગાનો હાલનાં જેવી સ્થિતિમાં નહિ હતા ત્યારે એવાજ હક્કોને માટે તન મન અને ધનથી તેની પુઠે ચીવટપણે વલગી રહીને આપણુને જે કિંમતી વારશા તરીકે તે સોંફી ગયેલા, તથા જે હક્કની ઉપર હવે પછીની આપણી આવતી ઓલાદને દાવો રહેલો, તેને સાચવી રાખવાની આપણી અઇન ફરજ છે."

ત્યાર બાદ અનજુમને એકમતથી નીચલા ૪ ઠેડાવો પંસાર કીધા હતા.

ઠેડાવ પહેલોઃ—"હાલ આપણે ત્યાં વાડિયાજીનાં આતશબેહેરામનાં ત્રસ્ટીઓનાં ઉપરીપણા હેઠલ જે નવી દરેમેહેર બંધાય છે તે આપણી નવસારીની અનજુમનની લગભગ ૮૦૦) વર્ષની મોટાઇ અને હક્કને નુકસાંનકારક છે, માટે આએ સભા એવો

ઠેડાવ કરેછે કે, એ નવી દરેમેહેર થાય તેમાં આએ કસબાનાં કોઇબી જરથોસ્તીએ સાંમેલ થાઇને જાતે ક્રીયા-કામ કરવું નહીં, તેમજ કોઇ બીજાઓ પાસે કરાવવું નહિ."

ઠેડાવ બીજો:—"ઠેડાવ પહેલો પક્કી રીતે અમલમાં લાવવાને ખાતર એક દસ્તાવેજ બનાંવી તે ઉપર અત્રેનાં તમામ જરથોસ્તીઓની શહીઓ લેવી."

ઠેડાવ ત્રીજો:—"હાલ આપણે ત્યાં જે નવી દરેમેહેર બંધાય છે તેથી આપણી મોટાઇ અને આપણાં હક્કોને નુકસાંન થાવાનો ચોકશ સંભવ છે, માટે આપણી મોટાઇ અને હક્કનાં બચાવને ખાતર આપણી અનજુમનનાં અકાબર સાહેબો દસતુરજી સાહેબ દારાબજી માહીયારજી તથા દેશાઇજી સાહેબ બહમનજી દારાબજીને અનજુમન એવી એલતેમાસ કરે છે કે, આપણી અનજુમનનાં ચાલતા કાંનુન મુજબ એ સાહેબોએ અનજુમન તરફથી કાયદાસર જેબી ઉપાય લેવા ઘટે તે લેવા."

ઠેડાવ ચોથો:—"ઠેડાવ ત્રીજો અમલમાં લાવવાને ખાતર જે નાણાં જોઇએ તે, નવસારીની ભગરસાથ અનજુમનનાં પંથકનું જે બચાવ ફંડ છે તેમાંથી લેવાં, એવી એલતેમાંસ આ અનજુમન અકાબર સાહેબોને કરે છે."

ઉપલા ઠેડાવો પસાર થવા પછી, ઠેડાવ બીજામાં જણાવ્યા પ્રમાણે તઇયાર કરવામાં આવેલો નીચલો દસ્તાવેજ અનજુમને બહાલ રાખીને તે ઉપર દરેક સભાસદોએ પોતાની શહીઓ કીધી હતી.

## દસ્તાવેજ ૭૮ મો, અસલ ઉપરથી.

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

આજ રોજે નોશારીની સમસતે અંજુમને ખુરશેદવારીમાં બેસીને થેડાવ કીધો છે કે, હાલ મુંબઇનાં વાડીઆજીનાં આતશબેહરામનાં ત્રસ્ટીઓના ઉપરીપણા હસ્તક નોશારીમાં એક અગીઆરી બાંધવાની હીલચાલ થાએ છે તે કાંમ આપણી અંજુમનનાં હક્કોને અને મોહોટાઇને નુકશાંનકારક છે.

તેથી આપણે આજે આએ લખતથી ભેગા થાઇને એવો એકરાર કરીએ છેએ કે, જો આપણે ત્યાં એ નવી અગીઆરી થાય તો આપણ નોશારીનાં કોઇબી જરથોશ્તીઓ-શું અથોરનાંન કે બેહેદીનોએ-એ અગીઆરીમાં કોઇબી રીતે શાંમેલ થાવું નહીં. તેમજ આપણે તે અગીઆરીમાં જાતે જાઇને કંઇ પણ કાંમ કરવું નહીં તેમજ બીજા કોઇ પાસે પણ કરાવવું નહીં. પણ આપણે કદિમથી ભગરસાથ તથા માનોચેહેરહોમજી વિગેરેનાં ચારે શાથની અગીઆરીમાં આપણી અનજુમનનાં અશલ કાંનુન મુજબ કામ કરીએ છીએ અથવા કરાવીએ છીએ તે મુજબ ચાલીએ શહી. તથા એ બંધાતી અગીઆરી વીરૂધ સરકારમાં આપણા અકાબરોએ ઉપાએ લેવા શહી. એજ, રોજ ૨૧ મો રાંમઇજદ, માહ ૮ મો આવાંઇજદ, સને ૧૨૫૬ એજદેજરદી. શંવત ૧૯૪૩ નાં વઇશાખ શુદ ૧૪

ચઉદશ. વાર શુકરે. અંગરેજી તારીખ ૬ થી મેએ શને ૧૮૮૭ ઇસવીનાં રોજે ઉપલો ઠેડાવ થાએઓ છે.

દારાબજી દસ્તુર માહીઆરજી શહી.
મનચેરજી એદલજી દેશાઇ શહી.
બમનજી દારાબજી દેશાઇ શહી."

(અતરે ભગરસાથ અનજુમનનાં અથોર્નીનો તથા ગામનાં વતની બેહેદીનો અને મીનોચેહેર હોમજીનાં મલતીઆ સાથના કેટલાક મોબેદ સાહેબોએ મલીને જુમલે ૪૫૮ ચારસો ને અઠાવણ જણાએ પોતાનાં નામની શહીઓ કીધેલી છે.)[1]



શ્રી નવસારીની ભગરસાથ અનજુમને પોતાના વતન મધે "ગેર હુક્કે" બંધાતી નવી અગીઆરીનાં સંબંધમાં ત્યાંના સઘલા રહિશોની એ રીતે જાહેર ષભા બોલાવી તેમાં યોગ્ય ઠેડાવો પસાર કરાવ્યાથી તથા પોતાના ટોળાના પૂરાતન અને કિંમતી "હુક્કો"ની જાળવણી કાયદાસરનાં ઉપાયો લઇને કરવાની તૈયારી બતલાવ્યાથી, વાડિયાજીના આતશબેહેરામનાં ટ્રસ્ટીઓ તથા તેમના દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણા સ્વભાવિક રીતે ચિંતાતૂર અને નિરાશ બન્યા હતા. ભગરિયા આગેવાનો તુરત ન્યાએની અદાલતમાં જઇ નવી દરેમેહેર ઇજ્નતી અટકાવવાનો હુકમ મેળવશે અને તેઓની સાથે પોતાને હવે ખટપટમાં ઉતરવું પડશે એવી ફિકર દસ્તુર પેશોતનજી તથા વાડિયાજી શેઠોના દિલમાં ઉત્પન્ન થઇ હતી. પણ ટોળામાં પોતાનું "પત" જાળવવા અને ગામમાં પોતાની હસી થતી અટકાવવાનો ખેયાલ કરી, નવી અગીઆરી જલદીથી ઇજ્નવી ખુલ્લી મુકવાનો અને તે માટેની સઘલી જોખમદારી ઉપાડવાનો તેઓએ ઠેડાવ કીધો હતો. પોતાનો આએ ઠેડાવ અમલમાં મૂકવા આગમચ પોતાને મલેલી સલાહ ઉપરથી અથવા પોતાની કોઇ બીજી મતલબને ખાતર વાડિયાના આતશબેહેરામ સાહેબનાં ટ્રસ્ટીઓએ શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમનનાં અકાબર સાહેબોની ઉપર તકરારી દરેમેહેર ઇજ્નવવાનાં સંબંધમાં કુનેહથી નીચલો કાગજ મોકલાવ્યો હતો:--

## દસ્તાવેજ ૭૯ મો, અસલ છે.

"મુંબઇ તા૦ ૧ લી ફેબરવારી શને ૧૮૮૮
દસ્તુરજી સાહેબ દારાબજી માહીઆરજી
શેઠ બરજોરજી[2] એદલજી દેશાઇ
શેઠ બેહમંનજી દારાબજી દેશાઇ.

---

૧ ઉપલો દસ્તાવેજ ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી મેં સદાબરો પ્રગટ કર્યો છે.

૨ ઉપલા કાગજ મધે ભુલમાં મનચેરજીને બદલે બરજોરજી લખાયું છે.

નોશારીની અનજુમનનાં અકાબરો જોગ,

**સાહેબો,**

જત તમો સાહેબોને રોશન છે કે મુંબઈ ખાતે મરહુંમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆજીનાં આતશબેહેરામ સાહેબનાં પાક મકાંન ખાતે હાલમાં વસનારા મોબેદો તથા બીજા મોબેદો એ મકાંન ખાતે સંબંધ રાખનાંરાવોને તેઓની વપરાશ સારૂ તેઓની અરજી ઉપરથી મજકુર આતશબેહેરામનાં ત્રસ્ટીઓએ નોશારી ખાતે નવી દરેમેહેર બાંધવાનું કામ શરૂ કીધું હતું, તે દરેમેહેર ખોદાએતાલાની મેહેરબાંનગીથી હાલમાં બંધાઇને તઇયાર થવા આવી છે. તેને ઇજવાની કીરીઆ કરવા વીશે હમારો હેવો વીચાર છે કે અતરેનાં વાડીઆજીનાં આતશબેહેરામ ખાતેનાં મોબેદોને નોશારી ખાતે મોકલવા અને તેઓનાં પાયતખ્તની તરફ માનની નજર રાખીને ત્યાંનાંજ આલાતથી દરેમેહેર ઇજવાનું કામ શરંનજામ પોહોચાડવું.

માટે જો ઉપલો ઠેડાવ તમો સાહેબો કબુલ રાખીને નોશારી ખાતે તેમ કરવાની કબુલાત હમોને લખી જણાવો તો તે ઉપરથી અતરે હમો ઉપલા ઠેડાવને લગતો બંદોબસ્ત કરીએ. વાસ્તે મેહેરબાંનગી કરીને આએ પતરનો જવાબ જેમ બને તેમ જલદીથી મોકલી આપવાની તસ્દી લેવીજી.

લા૦ સેવક નશરવાંનજી અરદેશર હોરમજજી,
લા૦ સેવક જમશેદજી બમનજી વાડીઆ,

મરહુંમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆજીનાં આતશબેહેરામનાં ફંડનાં ત્રસ્ટીઓનો સલામ વાંચજોજી."[૧]

---:o:---

વાડિયાજીના આતશબેહેરામ સાહેબનાં ત્રસ્ટીઓ તરફનો ઉપલો પત્ર ભગરસાથના અકાબર સાહેબોએ અપમાન ભરેલો અને ટોળાની લાગણી દુઃખવનારો ગણીને તેનો બિલકુલ જવાબ નહિ લખતાં ચૂપકિડી અખ્તિયાર કરવામાં ડહાપણ વિચાર્યું હતું, ખુદ વાડિયાજી શેઠોએ પણ પોતાના ઉપલાં કાગજનો જવાબ મેળવવાની વકી રાખી હતી નહિ; જેથી તેઓએ નવી અગીઆરી જલદીથી ઈજાવવા સારૂ પગ રસ્તે મુંબઇથી ક્રિયાકામનો પવિત્ર "આલાત" તથા બરશ્નુંમવાળા મોબેદો શ્રી નવસારીમાં મોકલાવવાની સઘલી ગોઠવણ આગમચથી કરી રાખી હતી, અને તે મૂજબ પવિત્ર "આલાત" લઇ બરશ્નુંમવાલા મોબેદો પગ રસ્તે મુંબઇથી નવસારી આવવા નિકલ્યા હતા.

ભગરસાથ અનજુમનનાં અકાબર સાહેબોને તેની ખબર મળતાંને વાર આગમચથી કીધેલી ગોઠવણ મૂજબ વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહિયારજીએ શ્રી નવસારીની ન્યાયની અદાલતમાં જઇ તકરારી દરેમેહેર ઇજાતી અટકાવવા તુરતજ મનાઈ હુકમ મેળવ્યો હતો. એ રીતના અટકાવ્યા નિરાશ બની વાડિયાજીનાં આતશબેહેરામનાં ત્રસ્ટીઓ તથા દસ્તુર પેશોતનજી સંજાણાએ શ્રી નવસારીની ન્યાયની કોર્ટે કીધેલો

---

૧ ઉપલો કાગજ ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મેળવી પ્રગટ કર્યો છે

ત્યાંની નવી અગીઆરી ઇજવાનો મનાઇ હોકમ રદ કરાવવા માટે તુરતજ નામદાર ગાયકવાડ સરકારનાં પાયતખ્ત વડોદરે જઈ ત્યાંની "વરીસ્ટ કોર્ટ" ને અરજ કીધી હતી, જે ઉપરથી ત્યાંના નામદાર જડજોએ બન્ને તરફની તકરાર તથા દલિલો સાંભળી નવસારીની કોર્ટનો "મનાઇ હુકમ" ફેરવ્યો હતો, અને તુરત વેળા તકરારી અગીઆરી ઇજાવા દેવા અને પાછલથી હક્કનો સવાલ તપાસવાનો હુકમ ફરમાવ્યો હતો.

નામદાર જડજોનાં એ રીતના પોતાની તરફેનમાં આવેલા ચુકાદાથી ઉજમ પકડી તુરત વેળા પોતાનો ટેક જાળવવા દસ્તુર પેશોતનજી સંજાણાએ તકરારી દરેમેહેર ઇજવાનું ક્રિયાકામ મુંબઇથી આવેલા પોતાના મોબેદોની પાસે શરૂ કરાવ્યું હતું.

એ રીતે નવી અગીઆરી ઇજાતી અટકાવવા માટે પોતે મેળવેલો "મનાઈ હુકમ" નિકલી ગયલો તથા તકરારી દરેમેહેર ઇજવાનું ક્રિયાકામ શરૂ કરવામાં આવેલું જોવાથી ભગરસાથ અનજુમનના વડા દસ્તુરજી નિરાશ બન્યા હતા, પરંતુ તેથી હિમ્મત હારી નહિ જતાં તકરારી દરેમેહેરનું ક્રિયાકામ અધૂરૂં મુકાવવા તથા દરેમેહેર તરીકે તેને ખોલ્લી મુકાતી અટકાવવાની એક છેલ્લી કોશેશ તેઓએ કીધી હતી.

નામદાર ગાયકવાડ મહારાજા—જેઓ ઉપલી જીક્કરી વેળા ભગરિયા મોબેદોના કમનસીબે વડોદરા ખાતે નહિ હતા અને જેઓ હવા ફેરફારને સારૂ બહારગામ પધારેલા હવા, તેઓ—ની ઉપર દસ્તુર દારાબજીએ ખોલાસા ભરેલો એક લંબાણ તારનો સંધેસો મોકલાવી તકરારી દરેમેહેર ખોલ્લી મુકાતી તુરત વેળા અટકાવવાનો હોકમ ફરમાવવા માગણી કીધી હતી, જેનો ઉત્તર સત્તાવાલાઓની ઉપર આવે તેટલાં પાક દરેમેહેર ઇજવાનું ત્રણ દહાડાનું ક્રિયાકામ પૂરૂં થવાથી રોજ ૯ મો, માહ ૪ થો, સને ૧૨૫૮ યઝદેજરદી, તા૦ ૨૪ મી ડીસેમબર સને ૧૮૮૮ ઇસવીને દિને પોતાનીજ પક્ષના એક ન્હાનાં મેળાવડાની હાજરીમાં-ગામનાં રહીશોની વિરૂદ્ધતા વચ્ચે-દસ્તુર પેશોતનજી સંજાણાએ પૂર નિરાશીથી "આતશ આદરાંન"ના પવિત્ર કેબલાને તખ્તનશીન કરાવી, રાબેતા મુજબ શુક્રગુઝારીનું જશન કીધું હતું; અને ત્યાર બાદ પાક દરેમેહેરનું મકાન ખોલ્લું મુકાયલું જાહેર કરતાં તેઓએ નીચે પ્રમાણે એક ભાષણ કીધું હતું:—

"મીજલસના સાહેબો. અશો અહુરમજદ જે સગળી સચ્ચાઇને પસંદ કરનારો છે તેની નેક મદદથી શ્રી નવસારી કસબા ખાતે બીજા આદરીયાન સાહેબ આજરોજે મોહટા ફળીયામાં તખ્તનશીન થયા છે, તે વાત આપણુને ખુશી ઉપજાવવા જોગ છે. આપણી બરહક દીનનું ફરમાંન છે કે જયાંબી જરથોશ્તીઓનાં ૧૦ દસ ઘરની વસ્તી હોય ત્યાં "આતશ આદરાંન" સાહેબ તખ્તનશીન કરવા સજાવાર છે, કે જરથોસ્તીઓને તેની હજુરમાં અશો અહુરમજદની બંદગી કરીને પોતાની નેક મોરાદો મેળવવાને બની આવે. તે મુજબ આએ આદરાંન સાહેબ જરથોસ્તીઓની મોટી વસ્તી વચ્ચે તખ્તનશીન કર્યામાં આવ્યા છે એ ખોદાતાલાની શુક્રગુઝારી કરવા જોગ બનાવ બન્યો છે. આ દરેમેહેર અને આતશઆદરાંન સાહેબનું મકાન મરહુમ શેઠ હોરમજજી બમનજી વાડિયાજીનાં મુંબઇનાં આતશબેહેરામ સાહેબના મોબેદોની મદદ અને આસરાને સારૂ કરવાની જરૂર થઇ છે. આએ મકાન કોઇબી પાક મકાનની સામને નથી કરવામાં આવ્યું, તેમજ કોઇબી ગ્રહ

સ્થોનું પંથક અમારે હાથ કરવાની નેમથી નથી બાંધીઉં, પણ મજકુર આતશબેહેરામ સાહેબના મકાનમાં વસનારા મોબેદોનું સંકટ ટાળવાના વિચારથી કરવામાં આવેલું છે. આએ દરેમેહેર ઉપલા આતશબેહેરામ સાહેબની "સાખા" તરીકે ગણાશે અને તે ઉપર ઉપરીપણું વહાડિયાજી સાહેબના મજકુર આતશબેહેરામ સાહેબના ત્રસ્ટી સાહેબોનું રહેશે.

આએ પાક મકાન ખાતે મોબેદોના ઉપરી અથવા આદરાંનના દસ્તુર તરીકે મોબેદ સાહેબ રતનજી રૂશતમજી કાંગાને ઠેરવ્યામાં આવ્યા છે, તેઓ આ મકાન ખાતે સઘળાં દીનદારી અને પાવમહેલના થતાં કામોની દેખરેખ રાખશે, અને મજકુર મોબેદ સાહેબ રતનજી ઉપર મજકુર આતશબેહેરામ સાહેબના વડા દસ્તુરનો તથા મજકુર મકાનનાં ત્રસ્ટી સાહેબોનો અખ્તીયાર રહેશે.

આ આદરાંન સાહેબના વારસીક ચાલુ ખરચને સારૂ રૂપીયા ૧૦,૦૦૦ શેઠ બેજનજી ધનજીભાઇ કાપડયાએ આપ્યા છે, તેનાં વ્યાજમાંથી ત્રસ્ટી સાહેબો તેનો ખરચ કરશે. શેઠ બેજનજી ધનજીભાઇ કાપડયાએ આ આદરાંન સાહેબને માટે આપેલી રકમ ઉપરથી આદરયાંન સાહેબની ક્રિયા તેવણને નામે કરવામાં આવી છે. આ મધ્યમ સ્થીતીના નેક બેહેદીન સાહેબે જે પુનનું કામ કરયું છે તે ઘટતું અને ખરૂં સવાબકારી ભરેલું છે, માટે આ ભેગવાઇએ અમો એવો શેઠને શાબાસી આપીએ છીયે.

આ આદરાંન સઘલા ભગરસાથના પંથકને માટે ખોલ્લું છે અને આ ભેગવાઇએ શેઠો વાડિઆજીનો તથા શેઠ બેજનજી કાપડીઆનો તેમજ હમણા હાજર રહેલા સરવે ગ્રહસ્થોનો હું ઉપકાર માનું [૧] છું."

દસ્તુર પેશોતનજીનું ભાષણ ખલાસ થતાં વાડિયાજી શેઠો અને શેઠ બેજનજી કાપડીઆ તરફથી દસ્તુર મોબેદોને "શાલો" ઓઢાડવામાં અને સઘલાઓને ફુલ-તોરા આપવામાં આવ્યા બાદ—એ કામનાં આગેવાનોની નિરાશી વચ્ચે-ત્યાં ભેગો મળેલો જરથોસ્તીઓનો ન્હાનો મેળાવડો વિસરજન થયો હતો.

આએ તકરારી નવી દરેમેહેરના મકાન મધે એક વખ્તી નીચે મુજબ જડવામાં આવેલી હતીઃ—

"આએ દરેમેહેર મરહુમ શેઠ હોરમજજી બમનજી વહાડયાજીના મુંબઇના આતશબેહેરામ સાહેબને લગતી છે. એ મકાનને બંધાવવાનો ખરચ મજકુર આતશબેહેરામ સાહેબના ફંડ ખાતેથી તથા એ આતશબેહેરામ સાહેબને લગતા દીનદાર ગ્રહસ્થોએ એ કામને સારૂં બક્ષેશ તરીકે આપેલા રૂપયાથી કરવામાં આવ્યો છે. રોજ ૯ મો માહ ૪ થો સને ૧૨૫૮ તા૦ ૨૪ મી ડીસેમબર સને ૧૮૮૮ ઇસવી."



૧—તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૮૮ ના "જામે જમશેદ" ઉપરથી.

# નવસારીમાં બરપા થયલી ઉપલી અગીઆરી તથા આતશઆદરાંન સાહેબ ત્યાંથી ઉચકાવી પોતાનાં પંથકની "હદ" ની બહાર મોકલાવવા ભગરસાથના અકાબરોએ શ્રી નવસારીની ન્યાયની અદાલતમાં નોંધાવેલો મુકદમો; મુંબઇ વાલા દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાંએ તેમાં આપેલી યાદગાર જુબાંની.

એ રીતે નવી અગીઆરીનું મકાન ઇજાઇને ખુલ્લું મુકાયાથી અને તેમાં "આતશ-આદરાન" નો પવિત્ર કેબલો બરપા કરવામાં આવ્યાથી પોતાની અનજુમનનાં પૂરાતન "હક્કો" જાળવવાની અને એક બલવંત હરીફ સાંમે કાયદાસર લડત ચલાવવાની ફરજ અને જોખમદારી, ભગરસાથના વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહિયારજી ઉપર આવી પડી હતી. જે ફરજ અદા કરવાને અને પોતાના ગુજર પાંમેલા બુજોર્ગોની આગલ સૂર્ખરૂ રહેવાને તેઓ સાહેબ હિમ્મતથી બહાર પડયા હતા. પોતાના હમશરીક બન્ને અકાબરોને—હરીફ સામેની લડતમાં—પોતાની સાથે સાંમેલ કરી તથા ચુનંદા ધારાસાસ્ત્રી-ઓની પ્રથમ ઘટતી રીતે સલાહ લઇ, તેઓએ શ્રી નવસારીની ગાયકવાડી અદાલતમાં "હક્ક અને નુકસાન" માટેનો દાવો ઉઠાવી, કાયદાસર મુકદમો નોંધાવ્યો હતો.

પોતાના ફરિયાદનામાં મધે ભગરસાથ અનજુમનનાં તે વેળાના ત્રણે અકાબર સાહેબો દસ્તુરજી દારાબજી માહીઆરજી, દેશાઇ મનચેરજી એદલજી તથા દેશાઇ એદલજી બહુમનજીએ નીચે જણાવ્યા મૂજબની હકિકત જણાવી દાદ માંગી હતીઃ—

"અમો વાદીઓ કસ્બે નવસારીમાંથી ઉત્પન્ન થયલા ભગરસાથ મોબેદ પંથકનાં પ્રમુખ અકાબરો છઇએ. અમો વાદી મજકુરના વડીલો અહીં કસ્બે નવસારીમાં આસરે ૭૫૦ વર્ષ થયાં આવી વસયા પછી ગુજરાત તથા કોકણમાં તેનાં જુદા જુદા ભાગોમાં હમારી જરથોસ્તીઓની વસ્તી વધી જવાથી ધર્મ ક્રિયાને લગતું કામકાજ કરવા અમારા મોબેદ એટલે ધર્મગુરૂઓએ યજમાંનવૃતી કરવા મૂલકની હદ મુકરર કરી સેંકડો વર્ષ થયાં વહેંચી લીધી, તે પકી અમો ભગરસાથ પંથકના મોબેદોએ સુરત અઠાવીશી પૈકી હાલના "પાર નદીના ઉત્તર કીનારાથી તાપી નદીના દક્ષીણ કીનારા" સુધીના મુલકમાં યજમાનનું કામ કરવાનું નક્કી કીધું.

શદરહુ રીતે અમો ભગરસાથ પંથકની હદમાં તથા વખત જવે મુંબઇ ઇલાકાના જુદા જુદા ભાગમાં અમારાં પંથકની નવસારી ખાતેની અનજુમન તરફથી મુકરર થઇ નીમાયલા દસ્તુરો તથા મોબેદોની કામ કરવાની હદમાં, અમો નવસારી વડી દરેમેહેર

એટલે અગીઆરીને તાબેના ભગરસાથ મોબેદો સિવાય બીજા કોઇ પણ પંથકના મોબેદોથી ધર્મક્રિયા સંબંધી કાંઇ પણ કામકાજ થાય નહિ, તથા અમો ભગરસાથ પંથકના અકાબરોની પરવાનગી, સંમતી, તથા ખુશી સિવાય કોઇ પણ જરથોસ્તી બેહેદીન અગર મોબેદથી શદરહુ મુલકની હદમાં કોઇ પણ ઠેકાણે દરેમેહેર એટલે અગીઆરી સ્થપાઇ અગર ઉભી કરી શકાય નહિ.

ઉપર પ્રમાણે અમો ભગરસાથ મોબેદોની શું સત્તા તથા હકુમત છે એ વાત મુંબઇના વાડીઆજીના આતશબેહેરામ સાહેબના હાલના ત્રસ્ટીઓ તે નંબર બે–ત્રણના પ્રતિવાદીઓ છે તે તથા ઉપલા આતશબેહેરામ સાહેબના દસ્તુર હાલના નંબર એકના પ્રતિવાદી છે તેઓ જાણે છે, છતાં ઉપર કહેલા નંબર એકના પ્રતિવાદી દસ્તુર પેશોતનજી કે જેઓ સને ૧૮૮૪ ના સાલ સુધી અમારા ભગરસાથ તરીકાના ભગરીઆ નવસારીની વડી દરેમેહેર એટલે અગીઆરીને તાબેના મોબેદ હતા, પણ તે સાલના અરશામાં વાડીઆજીના આતશબેહેરામ સાહેબના હાલના નંબર બે ત્રણના પ્રતિવાદી ત્રસ્ટીઓની સાહેતા તથા ઉશ્કેરણીથી કદિમથી ચાલતા આવેલા વહિવટ અને રેવાજથી ઉલટી રીતે ગેરકાયદે વર્તી, અમારી નવસારીની વડી દરેમેહેર એટલે અગીઆરીના તાબામાંથી છુટા પડી મુંબઇ ખાતેની વહાડીઆજીની દરેમેહેરમાં એટલે અગીઆરીમાં અમો વાદીઓની અનજુમનની પરવાનગી અને સંમતી સિવાય પોતાના વડા છોકરાના બે છોકરાઓને મરાતબ કીધા. એ ઉપર કહેલા આતશબેહેરામ સાહેબના નંબર બે ત્રણના પ્રતિવાદીઓ ત્રસ્ટીઓ અને નંબર ૧ વાલા દસ્તુર એઓના ગેરવ્યાજબી કૃત્યથી અમો ભગરસાથના મુંબઇ ખાતેના તથા બીજે બધે ઠેકાણેના તમામ મોબેદો કે જેઓની સંખ્યા આશરે પાંચ હજારની છે તેઓ પ્રતિવાદી નંબર ૧ વાલા દસ્તુરથી છુટા પડયા, અને નવસારીની ભગરસાથ અનજુમનની તરફથી ચોકશ ભગરીઆઓએ મુંબઇની નામદાર હાઇ કોર્ટમાં ઉપર કહેલા આતશબેહેરામ સાહેબના એકઠા થયલા નાણાંનો નંબર બે ત્રણના પ્રતિવાદીઓ ત્રસ્ટીઓ સામે તેઓ વિગેરેની ઉપર દાવો કર્યો હતો તે અદાવતને લીધે નંબર બે ત્રણના ત્રસ્ટી પ્રતિવાદીઓ તથા નંબર ૧ ના દસ્તુર પ્રતિવાદીએ દ્વેષ બુદ્ધીથી અમારી પ્રતિષ્ઠા–સત્તા તથા હકૂમત ઘટાડી નુકશાન લગાડવાના હેતુથી, અહીંઆ કસ્બે નવસારીના મોટા પારશીવાડા—કાંગા ફલીઆ—મધે અમારી સંમતી તથા ખુશી અને પરવાનગી સિવાય એક દરેમેહેર એટલે અગીઆરી બાંધી છે.

અમારા ભગરસાથ પંથકની નવસારી ખાતેની પ્રમુખ જગ્યાએ અમો વાદીની અનજુમનની સંમતી–પરવાનગી તથા ખુશી વગર ઉપર કહેલા આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ નંબર બે ત્રણના પ્રતિવાદી તથા દસ્તુર નંબર ૧ ના પ્રતિવાદી જેવા જુદા આપ બુદ્ધિથી ઉભા થયલા પંથકવાલાઓને એક જુદાજ પંથકની દરેમેહેર બાંધી સ્થાપવાનો હક નથી. સબબ તે લોકોના આવા ગેરકાયદે અને ગેરવ્યાજબી કૃત્યથી અમારી પ્રતિષ્ઠા ઘટી છે તથા અમારી આબરૂને હાંની થઇ મોટું નુંકશાન લાગ્યું છે. ઉપર પ્રમાણેની અમો

વાદીઓની જીક્કરને પુષ્ટી આપવા માટે નામદાર માજી સરકારોના પરવાના મોજુદ છે, જેની ખરી નકલો નીશાણીવાર આ સાથે રજુ કરી છે તે નીચે પ્રમાણેઃ—

૧ રાવજી ગંગાજી બાબા તરફથી શાલ ૧૭૮૭ ના ભાદરવા વદમાં મળેલો પરવાનો.

૨ રાવ શ્રી શુભેદાર પીલાજી ગાયકવાડ તરફથી શાલ ૧૭૮૭ કારતક વદ ૧૪ ને દીને મલેલો પરવાનો.

૩ રાવ શ્રી શુભેદાર દામાજીરાવ ગાયકવાડ શમશેર બહાદુર તરફથી શાલ ૧૭૯૬ ના ભાદરવા વદ ૧૩ ને દીને મળેલો પરવાનો.

૪ રાવ શ્રી ગંગાજી ગાયકવાડ તરફથી શાલ ૧૭૯૬ ના આશો શુદ ૭ ના દીને મળેલો પરવાનો.

૫ રાવ શ્રી ખંડેરાવ ગાયકવાડ તરફથી શાલ ૧૭૯૮ ના તેરીખ ૧ માહા રમજાનના દીને મળેલો પરવાનો.

ઉપર જણાવેલી અમારા દાવાની તમામ હકીકત પ્રમાણે અમો ભગરસાથ પંથકના અકાબરો વાદીઓને પ્રતિવાદી મજકુરના કૃત્યથી અમારી પ્રતિષ્ઠા, આબરૂ, સત્તા તથા હકૂમતને હરકત પહોંચી છે, તે એવી રીતની કે તે વીષે હાલના દાવાની રકમ મુકરર થઇ શકતી નથી; છતાં રૂપયા ૨૫૦૦ નો આંક બાંધી આ દાવો કરીએ છીયે અને જાહેર કરીએ છીયે કે કોર્ટ એ વીષે દાવાનો આંક એથી વધારે ઠરાવે તેટલા પુરતું કમીશન આપવા કબુલ છીએ. અમો વાદી મજકુરો અમારી ઉપલી હકીકત પ્રમાણે દાદ માંગીએ છીએ કેઃ—

(ક) અમારા કદીમથી ચાલતા આવેલા રીવાજ, વહિવટ, સત્તા, તથા હકુમત પ્રમાણે અમારા મુકરર કરેલા મુલક વીગેરેની હદમાં વસનારા તમામ જરથોસ્તીઓને ત્યાંની તમામ જાતની ધર્મ ક્રિયા અમો નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગરસાથ મોબેદો સિવાય બીજા કોઇ પણ પંથકવાલા મોબેદો કરી શકે નહિ એવો ઠરાવ કરી આપો.

(ખ) કલમ છઠીમાં જણાવેલી જગ્યાએ ઉપર કહેલા આતશબેહેરામ સાહેબના નંબર બે ત્રણના પ્રતિવાદી ત્રસ્ટીઓ અને નંબર ૧ ના પ્રતિવાદી દસ્તુરે નવી દરેમેહેર એટલે અગીઆરી વગર હક્કે, ગેરરીતે, અમો વાદીઓની પ્રતિષ્ટા, સત્તા તથા હકુમતને નુંકશાન કરવાને ઇરાદે દ્વેષ બુદ્ધિથી બાંધી છે, તેમાં આતશ પધરાવવાનો અને તેની ક્રિયા કરવાનો અને તેને અગીઆરી તરીકે વાપરવાનો કે કોઇને વાપરવા દેવાનો પ્રતિવાદી મજકુરનો હક્ક નથી એવો ઠરાવ કરી આપો.

તથા સદરહુ દરેમેહેર એટલે અગીઆરીમાં પ્રતિવાદી મજકુરે આતશ પધરાવવા નહિ તથા તેને લગતી ક્રિયા કરવી નહિ અગર અમો વાદીઓ સિવાય પ્રતિવાદીઓએ કોઇ બીજા મોબેદ પાસે કરાવવી નહિ એવો હમેશ સુધીનો મનાઇ હુકમ કરી ઠરાવ કરી આપો.

(ગ) અમો વાદીઓના ઉપર કહેલા પંથકના મુલકોની હદમાં કોઇ પણ જગ્યામાં પ્રતિવાદીઓ મજકુર એવી દરેમેહેર એટલે અગીઆરી બાંધી અને સ્થાપી શકે નહિ એવો હમેશનો જાથુકનો મનાઇ હુકમ કરી ઠરાવ કરો.

(ઘ) સદરહુ પ્રતિવાદીઓએ બાંધેલી નવી અગીઆરીમાં આતશ પધરાવવાનું ધર્મ ક્રિયા વિગેરેનું કામ અમો વાદીઓ કરાવીએ એવો ઠરાવ કરી આપો.

(ન) દાવામાં અમારી માંગેલી દાદ આ દાવામાંના તમામ ખરચ સુધાં પ્રતિવાદીઓ પાસેથી વસુલ કરી અપાવો તથા કોરટને ચાલતાં કામ પછી જે યોગ્ય લાગે તે બીજી દાદ અપાવો. ”

**નોંધ;**—તકરારી નવી અગીઆરી તા૦ ૨૪ મી ડીસેમબર સને ૧૮૮૮ ઇસવીને દિને ખોલ્લી મુકાઇ, તેની ૧૧ દિવસ આગમચ ઉપલું ફરીયાદનામું ભગરસાથનાં અકાબરોએ તા૦ ૧૩ મી ડીસેમબરે શ્રી નવસારીની કોર્ટમાં નોંધાવ્યું હતું. ત્યાર બાદ નવી અગીઆરી ઇજાઇને ખુલ્લી મૂકાયાથી, એક બીજું ફરિયાદનામું નોંધાવી વાદીઓએ વધારે એવી દાદ નામદાર કોર્ટ પાસે માગી હતી કે:--

“ તા૦ ૧૩ મી માહે ડીસેમબર સને ૧૮૮૮ ના રોજ અમોએ આ કોરટમાં આ દાવો દાખલ કરી કો૦ નં૦ ૧૨૯ સને ૧૮૮૮–૮૯ ના કામમાં આ કોરટથી અમોએ મનાઇ હુકમ મેળવેલો તેનો હેતુ પાર ન પડતાં, ઉલટ પ્રતિવાદીઓને અમારા વિરૂદ્ધ દાવામાં જણાવેલા તકરારી કૃત્યો કરવાની સવડ થઈ, સબબ અમારી અરજ આપતી વખતે અને તે દાખલ થઇ તે વખતે જે કૃત્યો તે લોકોએ નહિ કરેલા તે કરી ચુકયા છે, એટલે દાવામાં માંગેલી દાદનો હેતુ જલવાઇ શકયો નથી, તે કારણોને લીધે વીનંતી પૂર્વક અમો દાદ માંગીએ છીએ કે પ્રતિવાદીઓ મજકુરે તકરારી અગીઆરીનો મુકામ ક્રિયાથી સ્થાપ્યો તથા આતશઆદરાન ક્રિયાથી સ્થાપ્યા તે અગીઆરી તથા આતશઆદરાન અમારા દાવામાં જણાવેલી જીક્કર પ્રમાણેના કારણોથી રદ કરો તથા પુરાવા તથા કાયદાની શાબીતીથી યોગ્ય લાગે તેવી બીજી સદરહુ હેતુ પ્રમાણેની દાદ અપાવો. ”

---

ઉપલાં ફરિયાદનામાંના જવાબમાં પહેલા પ્રતિવાદી દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ “ બચાવનામું ” નોંધાવી તેમાં જણાવ્યું હતું કે:—

“ વાદીઓનો દાવો કાયદેશર નથી, તે દીવાની સ્વરૂપનો નથી અને એ દાવો દીવાની કોર્ટ સાંભળી શકે નહી. દાવાની અરજીમાં એક કરતાં વધારે સ્વરૂપના દાવા દાખલ કરેલા છે તે ચાલી શકતા નથી. કોરટની હુકુમત બહારને માટે દાવામાં માંગણી કરેલી છે તે કાયદેશર નથી. વાદીઓએ જે સ્વરૂપનો દાવો કરેલો છે તે સ્વરૂપનો દાવો કરવાનો વાદીઓને હક્ક નથી તથા કારણ પણ નથી. કાયદા પ્રમાણે દાવામાં જેટલા પક્ષકારો દાખલ થવા જોઇએ તેટલા દાખલ થયા નથી તેથી દાવો ચાલી શકતો નથી ધર્મનું મકાન બાંધવાને તથા તેમાં પુજ્ય વસ્તુની સ્થાપના કરવાને તથા તે મકાનને તથા પુજ્ય વસ્તુને માનવાને અથવા ત્યાં ધર્મ કૃત્ય કરવાનો અટકાવ કરવાને કાયદાની કોર્ટ કાયદાના નિયમ મુજબ વચ્ચે પડી શકે

નહિ અને તે બાબતનો દાવો ચાલી શકતો નથી. ધર્મ સંબંધી ક્રિયા કરવાને તથા કરાવવાને દરેક માણસ પોતે સ્વતંત્ર છે, તેથી અમુક માણુસ પાસેથી ધર્મ કૃત્ય કરાવવું અને અમુક માણુસ પાસેથી કરાવવું નહિ તેમજ અમુક માણુસે ધર્મ કૃત્ય કરવું નહિ એવી બાબતનો અથવા એવી કાયમ મનાઇ આપવાનો દાવો ચાલી શકતો નથી તથા તે ઉપરથી કોરટ કંઇ દાદ અપાવી શકે નહિ.

દાવા અરજીમાં નવસારીની વડી દરેમેહેરના ભગરસાથ મોબેદો સિવાય બીજાથી ધર્મ ક્રિયા સંબંધી કંઇ કામ થાય નહિ તેમજ વાદીઓની પરવાનગી સિવાય દરેમેહેર સ્થાપન કરી શકાય નહિ વિગેરે જે બાબતો જણુાવેલી છે તે તદન ખોટી છે, ને વાદીઓને તે મુજબનો કશો હક્ક નથી. વાદીઓએ રજુ કરેલી કહેવાતી શનંદો એથી એવું અને એટલું બતલાવી આપે છે કે નવસારી તથા મુંબઇ વગેરે ઠેકાણે આતશબેહેરામ સાહેબ તથા આતશઆદરાન અને અગીઆરીઓ સ્થાપન કરવામાં આવી છે તે વેલાએ વાદીઓની પરવાનગી લેવામાં આવી નથી તેમ તેઓનો કશો ભાવ પણ પુછવામાં આવેલો નથી, માટે વાદીએ ખોટું ડોળ ધરાવી દાવો કીધો છે તે ચાલી શકતો નથી.

અમો નંબર ૧ ના પ્રતિવાદી ભગરસાથના છઇએ અને અમો દસ્તુરીનો હોદ્દો પેહેડી દર પેહેડી બજાવતા આવ્યા છીએ, તો અમારાજ પંથકવાલા વાદીઓ હમને અટકાવી શકતા નથી, અમારી વિરૂદ્ધ દાવો આણી શકતા નથી. વાદીઓ કેહેવાતી શનંદો ઉપર આધાર રાખે છે તેજ સનંદો ફકત વાદીઓનેજ હક્ક આપિયાનું બતાવતી નથી, ને જો સનંદ ખરી અને તે ઉપરથી હક્ક છે એમ કોરટ ઠરાવે તો પણ ભગરસાથના તમામ મોબેદોને હક્ક આપે છે, તે ઉપર કોરટ પુરતું ધ્યાંન આપશે.

નાવર મરાતબ બાબતનો આ કેશમાં કશો સંબંધ નથી તેથી તે બાબત જવાબ આપવાનું અમોને કશું કારણ નથી. મુંબઇમાં નાવર મરાતબ કરવાથી અમો ભગરસાથમાંથી બાતલ થયા એમ વાદીઓની જીક્કર છે તે ખોટી છે, તેથી અમારા હક્કને નુકશાન પંહોંચી શકતું નથી.

અમો જુદા પડયા પછી એવું દાવાની અરજીમાં બ્યાન કરેલું છે તે બેજા છે. તકરાર દાખલ માનીએ કે વાદીઓ પોતાના હાથથી અમોને જુદા પડેલા માને છે તો તે ઉપરથીજ સિદ્ધ થાય છે કે " અમો ભગરસાથમાં કાયમ રહયા અને વાદીઓ જુદા થયા." જયારે વાદીઓ અને અમે જુદા થયા ત્યારે અમોને અમારી જુદી અગીઆરી તથા આતશઆદરાંન સ્થાપન કરવાનો પુરતો હક્ક છે, તેમાં વાદીઓ કાયદા પ્રમાણે હરકત કરી શકતા નથી. વાદીઓ પોતે છુટા પડવાનું માની લઇ તેઓએ મુંબઇ ખાતે નવી અગીઆરી કરી છે. અમોએ દ્વેષ બુદ્ધીથી અગીઆરી સ્થાપન કર્યાનું વાદીઓ બતાવે છે તે તદન ખોટું છે, પણ વાદીઓ મુંબઇ ખાતેની વાડીઆજીનાં આતશબેહેરામ સાહેબના ભેગા થયલા નાણાંની મોટી રકમ લઇ પારકે પૈસે શ્રીમંત થવા માટે વગર હક્કે આવ્યા હતા પણ ત્યાંથી ફીક્કા પડયા બાદ તેઓએ ઘણી ગેરવર્તણુંક ચલાવી ઉપર બતાવેલા ધર્મના મકાન ખાતે કામ કરતા મોબેદોને ઘણી અણુઘટતી અડચણો કરવા માંડી, અને નવસારી ખાતે

તેઓના દીન ધર્મના કામો અટકાવવા માંડયાં, એ દુઃખમાંથી લોકોને બચાવવા માટે લોકોની અરજ ઉપરથી દાવાવાલી અગીઆરી બાંધવાની જરૂર પડી છે. તે વાત એક બાજુએ મુકી ઉલટી હકિકત દાવાની અરજીમાં બતાવી છે તે ટકી શકતી નથી. દાવાની અરજીમાં છેવટ જે માંગણી કરેલી છે તે વિચિત્ર છે, તેવી માંગણી થઇ શકતી નથી, ને કશી દાદ આપી શકતી નથી.

માંગણીઓનો વિચાર કરતાં કોર્ટની હકુમતની બહારની હદને માટે માંગણી કરી છે તે કાયદેશર નથી. વાદીએ રજુ કરેલી કહેવાતી સનંદો ખરી હોય એમ લાગતું નથી, અને તે સનંદો જોતાંજ તે આપનારાઓને જે હદમાં હકુમત નહોતી તેવી હદોને માટે પણ તેમાં લખાણ છે તેથી અને એવાંજ બીજા કાયદેશર કારણો ઉપરથી તે શનંદો હાલ નીરૂપ્યોગી છે, અને તે ઉપરથી કાયદાની કોર્ટ હાલ કશો અમલ કરી શકતી નથી.

સદર શનંદોથી કોરટ ભગરસાથ મોબેદોનો કંઇ પણ પ્રકારનો હક્ક ઠરાવે તો તે હક્ક પ્રથમ અમારો છે, તેથી હમારી વિરૂદ્ધ વાદીઓ દાવો લાવી શકતા નથી. અમો નંબર ૧ ના પ્રતિવાદી ભગરસાથ પંથકના છઇએ, એ સિવાયની બાકીની દાવાવાલી અરજીમાં બતાવેલી જીક્કર બેજા છે. દાવાનું કારણ સને ૧૮૮૮ ના આગષ્ટ માસમાં ઉત્પન્ન થયાનું વાદીઓ લખાવે છે તે તદન ખોટું છે. દાવાવાલી અગીઆરીનું મકાન શુમારે બે વર્ષ થઇ ગયા શરૂ થયલું છે, અને ત્યારથી વાદીઓએ કશો ઉપાય ન લેતાં મુગે મોઢે બેસી રહ્યા છે, જેથી જો કે કાયદાઓ ને રેવાજ મુજબ તેવી સંમતી હોવાનું કશું કારણ નથી અને વાદીઓને કશો હક્ક નથી તોપણ તેઓની ગર્ભીત રીતે એ અગીઆરી બાંધવા દેવામાં સંમતી હતી એમ અનુંમાનુ થાય છે. પાછલથી એ અગી-આરી ઇજવાની ક્રિયા કરવાના ત્રણ દિવસ અગાઉ હમોને નુકશાન કરવાના ઈરાદાથી તેમજ હમારી આબરૂ લેવાના ઇરાદાથી દ્વેશબુદ્ધિથી તદન ખોટી રીતે દાવો કરેલો છે. વાદીઓનો કશો હક્ક તો નથી છતાં ગ્રહસ્થાઇની રીતે ભલાઇને માટે નંબર ૨, ૩, ના પ્રતિવાદી તરફથી તેઓને નવસારીના આલાદથી મોબેદોને બરશનુમ આપવા વિગેરે બાબતને માટે તા૦ ૧ લી ફેબરવારી સને ૧૮૮૮ ના રોજ પત્ર લખ્યો હતો, તેનો તેઓએ તા૦ ૩ જી ડીસેમબર સને ૧૮૮૮ સુધી જવાબ ન આપતાં બેસી રહ્યા અને એકદમ હાલનો દાવો દાખલ કર્યો, તે ઉપરથીજ વાદીઓ કેટલે દરજ્જે દ્વેષબુદ્ધિ ધરાવનારા છે તે કોરટની ધ્યાનમાં આવશે. વાદીઓના હાલના દાવાને લીધે અમોને મોટું નુંકશાન થયું છે તે કોરટ વાદીઓથી અપાવશો." વિગેરે.

એજ રીતનાં તથા એવીજ મતલબ અને વિગત દરસાવનારાં બચાવનામાં, વાડિયાના આતશબેહેરામ સાહેબનાં તે વેળાના ટ્રસ્ટીઓ શેઠ નશરવાનજી અરદેશરજી વાડીઆ અને જમશેદજી બહમનજી વાડીઆ, તથા તકરારી દરેમેહેર ઇજનારા મોબેદો પેસ્તનજી જમશે-દજી કાવરક, પાલણજી એદલજી મોબેદજી, માણેકજી જમશેદજી બીલીમોરીઆ, શાપુરજી જમશેદજી બીલીમોરીઆ અને નવરોજજી કાવસજી ધાભર તરફથી કોર્ટમાં નોંધાયાં હતાં.

આએ તકરારી મુકદમાની તપાસ, નવસારીની "મૂનસફ કોર્ટમાં" **મી૦ ખંડુભાઈ નાગરજી** નામનાં હિન્દુ ન્યાયાધીશની હજુરમાં લંબાણથી ચાલી હતી, જેમાં વાદી ભગરસાથના અકાબરો તરફથી નવસારીના સુપ્રસિદ્ધ વકીલ મી॰ દીનશાહજી દાદાભાઈ મુલ્લાંએ ઘણી ખંત અને બાહોશીથી મુકદમો ચલાવી સારી નામનાં મેળવી હતી.

આએ યાદગાર મુકદમાં મધે પોતાના દાવાના ટેકામાં વાદી ભગરસાથના અકાબરોએ પુષ્કળ અસલ અને પુરાણા દસ્તાવેજો કોર્ટમાં પુરાવા તરીકે દાખલ કરાવ્યા હતા, (જેમાંના ઘણાખરા આ પુસ્તક મધે પ્રગટ કરવામાં આવ્યા છે.) પોતાનો દાવો પૂરવાર કરવા સારૂ વાદીઓ તરફથી એ કેસમાં નીચલા ૧૪ આગેવાન ગ્રહસ્થોની જુબાની નોંધાવવામાં આવી હતી:—

૧–દસ્તુરજી દારાબજી માહીઆરજી, ૨–દેશાઇ મનચેરજી એદલજી, ૩–દેશાઇ એદલજી બહમનજી, ૪–મુંબઇવાલા દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના, ૫–દસ્તુર જમશેદજી સોહરાબજી કુકાદારૂ, ૬–સુરતવાલા ભગરસાથના દસ્તુર દારાબજી ખરશેદજી, ૭–નવસારીવાલા શેઠો કેરશાસ્પજી ધનજીભાઇ વાંદરીવાલા, ૮–મેરવાંનજી પાલણજી દીગરીઆ, ૯–મોબેદો બેહેરામજી ખરશેદજી દોરડી, ૧૦–રૂશતમજી એદલજી બામજી, ૧૧–હોરમસજી ખરશેદજી મીનોચેહેરહોમજી, ૧૨–નવરોજજી જમશેદજી રબારી, ૧૩–રૂસતમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાણા, અને ૧૪–દેશાઇ પેશતનજી+ ખરશેદજી.

પ્રતિવાદીઓ તરફથી બચાવમાં મુંબઇવાલા દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણા શેઠો નશરવાંનજી અરદેશરજી વાડીઆ, જમશેદજી બહમનજી વાડીઆ, બહમનજી બેહેરામજી પટેલ, નવસારીવાલા હોરમજજી આસાજી હવાલદાર તથા મોબેદો નવરોજજી દારાબજી ઠાતરઠ, જમશેદજી માણેઠજી મોબેદજી અને બીજા ગંદેવી–બીલીમોરાના મોબેદો મળી જુમલે ૧૧ જણાની જુબાની લેવાઇ હતી.

આએ સઘળી લંબાણ જુબાનીઓ અત્રે પ્રગટ થઇ શકે તેમ નથી, માટે તેઓ મધેથી મુંબઈવાળા સૂપ્રસિદ્ધ દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાંની એકજ જુબાની—તકરારી કેસમાં કેવા પ્રકારની જુબાનીઓ નોંધાઇ હતી તેના એઠ નમૂના તરીકે—આ પુસ્તકમાં સદાબરી ઉતારી પ્રગટ કરવાને હું યોગ્ય અને અગત્યનું વિચારૂં છું. દસ્તુર ડાકતર જામાસ્પજી, ભગરસાથ અનજુમનનાં "હક્કો"ની જાળવણી કરવા સારૂ મુંબઇ મધે બરપા કરવામાં આવેલા "અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" ના પહેલા દસ્તુર નેમાયલા હતા; જેથી તેઓની જુબાંની, ભગરસાથ અનજુમનનાં દરેક સભાસદોને માટે જાણવા જોગ અને ઉપયોગી થઇ પડશે.

+ આએ દેશાઇ સાહેબ પેસ્તનજી જેઓ ઉપલા કેશ પછી નવસારીની ભગરસાથ અનજુમનનાં બીજા અકાબાર બન્યા હતા, તેઓએ ઉપલા તકરારી કેશમાં પોતાની પાસેના જુનાં અસલ લેખો રજુ કરવા આપી, પોતાના ઢોળાની કિંમતી સેવા બજાવી હતી.

# દસ્તુર ડાકટર [1]જામાસ્પજીની જુબાંની.



**"હું પ્રતીજ્ઞા કરી લખાવું છું કે, મારૂં નામ જામાસ્પજી, મારા બાપનું નામ મીનોચેહેરજી જામાસ્પઆશાનાં. મારી ઉમર આસરે વરશ ૬૨ની, જાતનો પારસી દસ્તુર, ધંધો દસ્તુરીનો, રહેવાશી મુંબઈનો.**

(વાદીના વકીલના પુછવાથી,) "હું મુંબઇમાં ભગરસાથ પંથકમાં દસ્તુરીનો ઓહદો ભોગવું છું, જનમના એલકાબો મલેલા છે. જરમનીનાં ટ્યુબેનજતની યુનીવરસીટીથી એમ. એ. પી. એચ. ડી. (M. A. P. H. D.) એ શીવાય ઓકસફર્ડની યુનીવરસીટી તરફથી ડી. સી. એલ. (D. C. L.) નો એલકાબ મલેલો છે. અગાઉ હું મુંબઇમાં પારશી મેટ્રીમોનીયલ કોર્ટનો ડેલીગેટ હતો. હું મુંબઇ યુનીવરસીટીનો ફેલો છું. એ સીવાય મુંબઈ ખાતે બીજો કંઇ ઇલકાબ મને છે કે નહી તે ધ્યાનમાં નથી. આ કામના વાદીઓને તથા નંબર ૧-૨-૩ વાલા પ્રતીવાદીઓને હું ઓલખુ છું. વાદીઓ "અનજુમન સરવર" એવા એલકાબથી ઓલખાય છે. ભગર પંથની હદ સુરતની તાપી નદીથી તે વલસાડ સુધી અને ખાનદેશ સુધી તથા વસઇથી થાણા, કલ્યાણી, ખંડાલુ, પુના, નગરા, શોલાપુર, ઈંદોર, મહુ, નીમજ, બેલગામ, કલકત્તા અને એડન એ ઠેકાણે તે પંથની હદ છે. એ ભગર પંથની હદમાં કંઇ ધર્મનું મકાન જેવુ કે અગીઆરી, દોખ્મું વગેરે ધર્મની ક્રીયા કરી સ્થાપવુ હોય તો તે ભગરીઆજ કરી શકે છે. તે ક્રીયા ભગરીઆ મોબેદો પોતેજ સ્વતંત્ર રીતે કરી શકે નહી, પણ તેઓ અમારા અકાબરો અને દસ્તુરની પરવાનગી લઇ કરી શકે છે. નાના કામ હોય તો જે તે ઠેકાણેના ભગર પંથના દસ્તુરના હુકમથીજ તેઓ કરી શકે છે અને અનજુમનને લગતાં જે મોટા કામો હોય તે નવસારીનાં અકાબરોની પરવાનગી લઇને કરવામાં આવે છે. તે પરવાનગી સીવાય કોઇ એજ પંથનો અગર પરપંથનો મોબેદ અથવા બેહદીન તેવાં કોઇ કામ આપ ખુદીથી કરી શકે નહી. પ્રતીવાદી નંબર ૧-૨-૩ તરફથી કરવામાં આવેલી તકરારી દરેમેહેર મારા જાણવામાં છે, તે ભગરસાથનાં પંથકની વીરૂધ ને નાવર મરાતબ કરવામાં આવ્યાં તેના કીસ્સાથી એ દરેમેહેર કરવાનું કામ થયલું છે. પ્રતીવાદી નં° ૧ અને તેના વાબાના મોબેદો ભગર પંથમાં અસલ હતા. પણ તેઓએ અમારી ભગરસાથની અનજુમનથી ઉલટું કામ નાવર મરાતબ કરવાનું કીધું અને મુંબઇની હાઇ કોરટમાં એ પ્રતીવાદીના બારીસ્ટરે ખુલ્લું જણાવ્યું કે "અમે અમારો પંથક જુદો કર્યો છે" તે ઉપરથી તેમનો પંથ જુદો થયેલો, અને તેથી તેઓ હાલ ભગરીયા ગણાય નહી. એ વાતને

---

૧ દસ્તુર સાહેબ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાની આએ જુબાંની, તારીખ ૭ મી, ૯ મી અને ૧૦ મી જુન સને ૧૮૯૨ નાં મુંબઇના "જામે જમશેદ" અને બીજાં વર્તમાન પત્રો મધે સંપૂરણ છપાયલી છે. પરંતુ અતરે પ્રગટ કરવામાં આવેલી જુબાની, નામદાર કોર્ટના ઉપયોગ માટે તેજ વેળા છપાવવામાં આવેલી જુબાંનીઓની અસલ કોપી ઉપરથી ઉતારી છે, જેથી એ જુબાંની વધુ સત્તાદાર ગણાશે.

આશરે ૭-૮ વરસ થયાં હશે, મને ચોકસ યાદ નથી. એક વાર એક ઠેકાણે આતશ-બેહેરામ અગર આતશઆદરાન સાહેબ સ્થાપન થઇ ચુકયાં હોય તો તેઓ સાહેબને તે ઠેકાણેથી બીજે ઠેકાણે ઘણાંક કારણોથી લઈ જઇ શકાય છે. તે કારણો એવા કે કંઇ જગ્યાના વાંધાથી કોરટે હુકમ કીધો હોય તો તેથી, ૨ જું, આફત શીવાએથી-જેમકે-લુટારાઓની ગીરદી, ૩ જું, લડાઇનાં સબબથી, ૪ થું, મુલ મકાનની દુરસ્તી માટે, વીગેરે; તેમ કરવામાં જરથોસ્તી ધર્મથી કાંઇ વીરૂધ થયલું ગણાતું નથી. એજ પ્રમાણે કોઇ દરેમેહેર ઉપર મુજબના કારણથી રદ કરવામાં અથવા બંધ કરવામાં આવે અને જગાનો ખરચ તેના માલીકથી નીભાવી શકાતો નહી હોય તો તે બંધ કરવામાં આવે, તેથી કંઇ ધર્મનું અપમાન થતું નથી. દરેમેહેર માટે બાંધેલા મકાનમાં દરેમેહેરનું ક્રીયા કામ ચાલતું હોય ત્યારે તે દરેમેહેર કહેવાય છે. મકાન બાંધ્યા છતાં તે ઇજવાની ક્રીયા બીલકુલ થઇ નહી હોય તો તેને દરેમેહેર કહેવાય નહી. મુંબઇમાં વાડીઆજીના આતશબેહેરામમાં નાવર મરાતબ થવાના પ્રસંગે મારે નવસારીની અનજુમનના સરવરો સાથે પત્ર વહેવાર ચાલ્યો હતો, તે કાગળો મને બતાવવામાં આવશે તો હું ઓળખી શકીશ. મને રોજ ૧૪ માહા ૪ શને ૧૨૫૩ (યજદેજરદી) તા૦ ૩૧-૧૨-૮૩ નો કાગળ બતાવ્યો તે જોઇ હું કહું છું કે તે પત્ર આખો મારે હાથનો લખેલો છે, અને ઉપર સરવરોને કાગળ લખેલો હોવાનું કહ્યું તેજ તે કાગળ છે. એ કાગળમાં મેં નવસારીથી ભસમ અને વરશીઆના બાલ (આલાદ) મંગાવ્યા છે. અને નેરંગદીન મંગાવ્યું છે, તેનું કારણ એવું કે તે પહેલાં વાડીઆજીનાં આતશબેહેરામમાંથી અમે તે ચીજો મંગાવતા હતા, પણ તે આતશબેહેરામમાં નાવર મરાતબ કર્યાનાં કારણસર અમે ત્યાંથી એ ચીજો લેવાની બંધ કરી, માટે નવસારીથી મંગાવવાની જરૂર પડયાથી મંગાવી હતી."

પ્રતીવાદીના વકીલ મી૦ રૂગનાથ શાક્ષીદારની ઉલટ તપાસ તા૦ ૬-૬-૯૨ સુધી બંધ રાખવા માંગે છે, તે પક્ષકારની કબુલતથી મંજુર રાખ્યું છે. તા૦ ૪-૬-૯૨.

આજ રોજ ફરી પ્રતીજ્ઞા ઉપર પ્રતીવાદી નંબર ૧-૨-૩ ના વકીલ મી૦ માણેક-શાહના પુછવાથી:—

"હું આજ લગભગ ગયા એકવીશ વરસથી દસ્તુરી કરૂં છું. નવસારી ભગર પંથકની હદ મેં ઉપર કહી છે. તે હદમાં ભગર પંથકની અનજુમનના અકાબરોની સત્તા એક સરખી છે ખરી, પણ નવસારીની આજુબાજુના ગામો જ્યાં ભગરસાથનું પંથક છે ત્યાંના લોકથી તે અકાબરોની સંમતી શીવાય કંઈ કામ થઇ શકતું નથી; અને એ સીવાય બહારના ગામો જેવાં કે મુંબઈ, પુના વીગેરે ઠેકાણે પ્રથમ તે પંથકના દસ્તુર નીમી અકાબરોએ મોકલેલા ત્યારથી તે તે હદના દરેક કામમાં અકાબરોની સંમતીની જરૂર રહેલી નથી. પણ જયારે ભગરસાથની તે હદમાં કોઇ ખટપટ થાય (જેવી કે નાવર મરાતબની) ત્યારે નવસારીની અનજુમન અને અકાબરોની સંમતી સીવાય અમે કંઇ કરીએ નહી. મુંબઇમાં પણ એ પ્રમાણે પ્રથમ દસ્તુર ખોરશેદજી જમશેદજી જામાસ્પ-આશાનાને અહીંઆની અનજુમન અને અકાબરે મોકલ્યા હતા. તેમને ત્યાં મુંબઇના

અકાબરોએ દસ્તુર સ્થાપ્યા હતા તે પહેલાં ત્યાં કોઇ દસ્તુર નહોતા. ભગરસાથ મોબેદ ગમે ત્યાં હોય તોપણ તે નવસારીનાજ કહેવાય છે, કેમકે તે રીતે તેઓ પ્રથમ નવસારીથી પોતે અગર પોતાના બાપદાદાથી ઉતરતા રહેલા હોય છે. ભગરસાથમાં એ રીતે નવસારીના ભગરીઆ સીવાયનો કોઇ મોબેદ દસ્તુર થઇ શકેજ નહી. બહાર ગામના દસ્તુરોએ અમુક બાબતમાંજ નવસારીનાં અકાબરોની સંમતી મેલવવી તે બાબે લેખીત કાનુનો નથી. તે બાબત ચાલુ વહીવટ પ્રમાણે અમલમાં આવે છે. દાખલા તરીકે હાલ અમારે મુંબઇમાં આતશબેહેરામ સ્થાપવાનાં હતા, તેથી અકાબરોને તે સંબંધી કેટલીક પુછપરછ કરવામાં આવેલી, એ રીતે અમે અત્રેનાં અકાબરને જે પુછેલું તે સલાહ તરીકે નહીં પણ પુછવું જોઇએજ માટે પુછેલું. એ સીવાય બીજું ભગરસાથમાં માંહોમાંહે વાંધો પડે એવી હરકોઇ બાબત હોય તે અમે અકાબરને પુછીએ. નાની મોટી હરકોઇ બાબતમાં વાંધો પડે તે અમે અકાબરોને પુછીએ છીએ. પુછવાનું કારણ એ છે કે, તે અસલ જુની દરેમહેર છે. અમારા બાપ દાદાના અસલ વતનની દરેહમહેર છે, અને અમે અંહીંઆંનાં એક ગાદીવારશ તરીકે પુછીએ છીએ. એટલે કે અમને અમારા વડીલોથી મળેલી દસ્તુરીના ઓદ્ધાની ચાલતી આવેલી ગાદી ત્રીજી અમારી છે. ત્રીજી અમારી ચાલતી આવેલી તે એવી કે, પહેલી મેહેરજીરાણાવાલા, બીજી પાલણ ફરેદુનવાલા, અને ત્રીજી જામાશ આશાવાલાની છે, તે સીવાય બીજા કારણ નથી. નવસારીને લગતાં ગામોમાં અને બહારના મુંબઇ, પુના, વીગેરે શહેરોમાં અત્રેના અકાબરોની સત્તા સંબંધ મેં ઉપર કહ્યું તે સીવાય બીજો કંઇ ફરક છે કે નહીં, તે મને માલમ નથી. જે ચીજો અમે અમારા સ્વતંત્ર અધિકારમાં કરી શકીએ, અને તે બાબતમાં વાંધો હોય તો, અમારે અત્રે પુછવું પડે છે, અને તે પુછીએ તે અત્રેના હક તરીકે પુછીએ, અને અત્રેના હુકમ આવે તેમ કરીએ છીએ. મારા પોતાના વખતમાં મને એવો વાંધો ન પડયાથી મારે અકાબરોને પુછવાની જરૂર પડી નહોતી. ફકત વરશીઆ અને આલાદ બાબતમાં પુછેલું તે મેં મારી શર તપાસમાં કહેલું છે. એ બાબતમાં વાંધો પડત નહીં તો મારે લખવાની જરૂર પડત નહી. ત્યાં અમારે લેવાનો આલાદ નાવર મરાતબથી બંધ પડયો, અને અમારાથી આલાદ સીવાય ચાલે નહી, માટે અત્રે લખી રજા માગવી પડી હતી. મુંબઇની અનજુમને અત્રેના અકાબરો પાસે નાવર કરવાની પરવાનગી માગી હતી, ત્યારથી મુંબઇમાં ફકત નાવર થવા લાગેલા છે. નાવર મરાતબના ચોપાનીઆને પાને મુંબઇના અકાબરોની તેવી માગણીનો પત્ર છાપેલો છે, અને પાને ૧૧ મે અત્રેના અકાબરોએ આપેલી મંજુરીનો જવાબ છાપેલો છે. તે દીવસથી ત્યાં નાવર થવા લાગ્યા. તે પહેલાં કોઇ દીવસ નાવર ત્યાં થયલા નહી. તે અસલ યાદી અને મંજુરી મારા જોવામાં આવેલાં નહી. "એરવદ" શબ્દનો અર્થ મેં મારી પહેલવી ડીકસનેરીનાં ત્રીજાં વાલમને પાને ૭૫૫ મે કરેલો છે તે તેનો સામાન્ય અર્થ છે. મરાતબ થયલા મોબેદો પોતાને "એરવદ" કરી લખે છે, અને દસ્તુર પણ પોતાને "એરવદ" કરી લખે છે, પણ તે અપભ્રંશ છે. હું તેને તેવો અર્થ આપવો બરાબર ધારતો નથી, કેમકે "મરાતબ" નો દરજ્જો "એરવદ" કરતાં પણ વધારે છે. ની. ૧૨૧ વાલો

કાગલ નાવર મરાતબ સંબંધી ચોપાનીયાને અગીઆરમે પાને છાપેલા કાગલમાં નવસારીના દસ્તુરોએ ને મોબેદોએ પોતાની શહીમાં "એરવદ" એ શબ્દ લગાડી એકશાન સહી કરેલી છે. તે શબ્દ અને કાગલની ઇબારતમાં "એરવદ" શબ્દ વાપરેલો છે તે બંને શબ્દનો અર્થ એકજ છે. મુંબઇમાં તેમજ બીજા ગામોમાં જુદા જુદા પંથવાલા મોબેદો પોતપોતાની અગીઆરીમાં પોતાનું કામ સ્વતંત્ર રીતે કરે છે. મુંબઇમાં અમુક ભગર મોબેદોનો બહેદીન તે પોતાના ભગર મોબેદને છોડી ગોદાવરા પાસે પોતાનું કામ લે તો તેમાં અમારી શકતી ચાલી શકે નહી, કેમકે મુંબઇમાં આજ સૌ સૌને ઘરના ગેઠીઆ અને સૌ સૌને ઘેરના પંથકી થઇ ગયલાં છે. કોઇ કોઇને ગાંઠતા નથી, તે હકીકત હું સઘળા પંથકને માટે સામાન્ય કહું છું. (કોર્ટના પૂછવાથી) અત્યાર લગી મારા તાબા માંહેલા કોઇ મોબેદને કોઇ તેના બહેદીને વગર કારણે છોડેલાનો દાખલો બન્યો નથી, અને મારા તાબાના મોબેદને છોડી તેને બદલે પર પંથકનો મોબેદ કર્યાનો તો બીલકુલ દાખલો મારા જાણવામાં નથી (વકીલનું પુછવું જારી) બીજા મુંબઇના ભગર સંબંધે હું કહી શકું નહી, કેમકે અહીંઆંના અકાબરો પાસે ઇનસાફ છે તેવો મારી પાસે નથી, તેથી હું જાણી શકું નહી. માણેકજી મહેરવાંનજી શેઠ અને તેના પછી મહેરવાનજી માણેકજી શેઠ અને પછી અરદેશર મહેરવાનજી શેઠ અને તેના પછી હાલ હયાત છે તે જાલભાઇ અરદેશર શેઠ એ મુંબઇના અકાબર અસલથી ઉતરતા આવેલા છે. મહેરવાંનજી માણેકજી શેઠનાં ઉઠમણાની ક્રીયા કોણે કરેલી તે હું જાણતો નથી. મને ઇજન ન હતું તેથી હું ગયલો નથી. તે ક્રીયા નંબર ૧ ના પ્રતીવાદીએ કરેલી કે નહીં તેની મને ખબર નથી. મારે અને મહેરવાંનજીને સારો બનાવ નહીં હતો, તેથી મને માન લાયક ઇજન નહીં થયું તેથી હું ગયલો નહી. એજ પ્રમાણે અરદેશર મહેરવાંનજીની ક્રીયા પણ મેં કરેલી નહીં. ભગરસાથ પંથકમાં અગીઆરી અને દાખમાં વગેરે ધર્મનાં મકાન કરવાની ક્રીયા ભગરસાથ સીવાયના મોબેદોથી થાય નહીં. તે હક તેમને અગાઉના અકાબરોને લખી એકથી વધારે વખત મોબેદો મંગાવેલા તથા આલાદો મંગાવેલા તેથી, તથા નંબર ૧ નાં પ્રતીવાદીના બપાવા દસ્તુર એદલજી દારાબજી સંજાણાં જયારે મુંબઇમાં હોરમસજી વાડીઆજીના આતશઆદરાન થયા તે વખતે મુંબઇથી નવસારી આવીને અકાબરોની પરવાનગી લઇ, પોતે બરશનુમ લઈ આલાદ લઈ ગયલા, એવા કારણોથી તે હક અમારા ભગરસાથવાલાને મલેલો છે, ને જયારે મુંબઇમાં પારશીઓની વસ્તી થઇ ત્યારે ત્યાં મોબેદો બીલકુલ ન હોવાથી તે અત્રેથીજ પહેલવહેલા મોબેદો તથા આલાદો મંગાવેલા હતા, અને તે પછી મોબેદોની જરૂર પડયાથી બે ત્રણ વાર મોબેદો અને આલાદો અત્રેથી તેઓએ મંગાવ્યા કર્યું હતું. ત્યાં જોઇએ તેટલા મોબેદો થયા ત્યાર પછી પણ દસ્તુર એદલજી સંજાણાએ અત્રેથી બરસનુમવાલા મોબેદો તથા આલાદ ત્યાં પોતે આતશઆદરાન માટે લઈ ગયા હતાં; અત્રેથી બીજે ઠેકાણે આલાદ લઇ જવો હોય તો તે લઈ જવામાં કમતીમાં કમતી અત્રેના બરશનુંમવાલા બે મોબેદોએ લઇ જવાજ જોઇએ. અત્રેથી આલાદ અને બરશનુમ લઇ જવાની જરૂર ન પડત તો પછી અત્રેથી મોબેદ મોકલવાની જરૂર નહોતી. વાડીઆજીના આતશબેહેરામમાં આલાદ અને બરશનુમ નવાં થયાં

ત્યારથી એ ચીજો નવસારીથી મંગાવતા નહોતા. પણ મેં ઉપર જણાવ્યા મુજબ મુંબઇમાં નાવર મરાતબની તકરારનાં કારણુસર અમે તે આતશબેહેરામનાં આલાદ અને બરશનુમ લેવા બંધ કર્યા ત્યારથી અમે અમારા ગરીબ ટોલાએ રૂ. ૨૦૦૦-૩૦૦૦ ના ખરચે અત્રેથી નવા બરશનુમ અને આલાદ મંગાવી, મુંબઇના સઘલા ભગરસાથનાં બરશનુમ ફેરવી નાંખ્યાં હતાં. મુંબઇના વાડીઆજીનાં આતશબેહેરામ થયા પછીથી થયલી સઘલી ભગરસાથની અગીઆરી માટે નવસારીનાં અકાબરોની પરવાંનગી મારા જાણવામાં લીધેલી નથી. કારણ તેઓએ અમને તેમ કરવા માટે પોતાનો હક છોડી આપેલો હતો. એ વાત મારા જનમ પહેલાની અને ખરશેદજી દસ્તુર મુંબઇમાં થયા ત્યાર પછીની હોવી જોઇએ, અકાબરોએ પોતાના હક હમને આપ્યા બાબેનો લેખ હોવાનું મારા જાણમાં અગર સાંભળવામાં નથી. (કોર્ટ) દસ્તુર થયા પછી અકાબરોની પરવાનગી લીધેલી નહીં તે ઉપરથી મેં અનુમાન કરી અકાબરોએ પોતાનો હક છોડી આપ્યાનું કહ્યું છે. (વકીલની તપાસ જારી) મોબેદો અને આલાદ હોય ત્યાં નવી અગીઆરી અગર એવા ધર્મના મકાન ઇજવામાં નવસારીનાં અકાબરોની પરવાનગી મેં ઉપર કહ્યા કારણુસર લેવાની જરૂર નથી. પણ જે જે ઠેકાણેના મોબેદો અને આલાદ હોય ત્યાંના દસ્તુરની પરવાંનગી લેવી જોઇએ. જે અગીઆરીમાં આલાદ હોય છે તે ત્યાંના દસ્તુર અગર પંથકના તાબામાં હોય છે, તેથી તે દસ્તુર અગર પંથકની પરવાંનગીની જરૂર છે, કારણ આલાદ અને મોબેદ સીવાય એવાં મકાન ઇજવાનું કામ થઇ શકે નહી. ભગરસાથ પંથકનાં હાલ બે વીભાગ પડી શકે, તે એવા કે, પ્રથમ પંથકની વેંહેચણી વખતે જેટલી હદ એ પંથકમાં આવેલી તે; અને બીજો વિભાગ તે પંથકની બહાર ઉપરના વીભાગની હદ માંહેલા તે સાથનાં બેહેદીન અને મોબેદો જે જે ઠેકાણે તે પછી જઇ રહેલા હોય તે તે ઠેકાણે. મેં નવસારીની આજુબાજુનાં ગામો કહી અગાઉ લખાવ્યું, તેમાં મેં ઉપર બતાવ્યા મુજબનો પ્રથમ ભાગ એટલે સુરત અને વલસાડ તથા પુર્વમાં ખાનદેશ સુધી આવી જાય છે. એટલી હદનો કુલ અખત્યાર અકાબરોએ બીજા દસ્તુરોને ન આપતાં પોતાનાં સ્વાધીનમાંજ રાખેલો છે. એ જુની હદમાં બરશનુમ, આલાદ અને મોબેદો નવસારીથીજ લઇ જવા જોઇએ. બીજે ઠેકાણે મલતો હોય તો પણ તે પંથકવાલા બીજાને આપે નહી. એ જુની હદમાં સુરતનાં પરાવાલા ભગરીઆ પાસે બરશનુમ માટે આલાદ હોવો જોઇએ. એ હદમાં જ્યાં પંથક મોટાં હોય ત્યાં નવી અગીઆરી અથવા દખમાને ઇજવા જેવાં શાહીત્ય મળી શકે એમ છે. એ પ્રમાણે સુરતનાં પરાંમાં ગણદેવી, બીલીમોરા અને બીજે ઠેકાણે હસે, જે નામ મને ખબર નથી. નવસારી સીવાય બીજે ઠેકાણે જુની હદમાં ઉપર પ્રમાણે સાહીત્ય છે ખરા, તો પણ તેઓ આપી શકે નહીં, તેથી નવસારીથી લેવાની ફરજ પડે છે. અત્રેનો આલાદ વાદી નંબર ૧ વાલાના તાબામાં રહે છે. મુંબઇ હાઇ કોર્ટમાં પ્રતીવાદીનાં બારીસ્ટરે કહેલું કે અમારો પંથક અમે જુદો કર્યો છે, તે પ્રતીવાદીમાં હાલનાં પ્રતીવાદી નંબર ૨-૩ વાલા હતા. તે બાદ જ્યારે વાહાડીઆજીનાં આતશબેહેરામમાં પ્રતીવાદી નંબર ૧ વાલાએ અણઘટતા મોબેદો પાસે ભગરસાથનો હક લુટીને બીજા મોબેદો પાસે તે આતશની બોય દેવડાવીને સઘલો આલાદ લઇ મુકયો તે દહાડાથી અમે તેમનો પંથક જુદો ગણેલો છે. જુદા પંથકના વચનો બારી-

શટરે કાઢયા ત્યારથી અમારાં દીલ દુ:ખાયાં, પણ જુદાં મોબેદો પાસે બોય દેવડાવી તે દહાડાથી જુદો પંથક ગણ્યો છે. તે દરમ્યાન કેટલી મુદત ગઇ હશે તે યાદ નથી. તેટલી મુદત સુધી ભગરસાથ મોબેદો પ્રતીવાદી નંબર ૧ વાલાના તાબામાં હતા. અને બોય દીધી ત્યારે તેમના તાબામાંથી નીકલી ગયા. દાદાભાઈ વાડીઆની મુંબઇની પરેલની અંદર લાલબાગવાલી અગીઆરીમાં આદરાંન હતા, તે દાદાભાઇનાં માગનારાઓએ તેમણા દેણુ માટે ફરીઆદ માંડી, ત્યારે વાડીઆ તરફથી આદરાનનો સબબ ઉઠાવ્યા છતાં, તે મકાન વેચવા કોરટનો હુકમ થયાથી, તે મકાનમાંથી આદરાનને ઉપાડી હોરમસજી વાડીઆના આતશબેહેરામમાં લઇ ગયા, અને મકાન હરાજ થઈ ગયલાનું મને માલમ છે. તે મકાન આખી વાડીની અંદરના બીજા મકાન સાથે હરાજ થયું હતું. એ વાત મેં તે વખતના ન્યુશપેપરમાં વાંચવાથી જાણું છું. મને પોતાને મુંબઇનાં ભગરસાથ મોબેદો સાથે કોઈ દહાડો મીનાકેસો થયલો નથી. મારા તાબાના મોબેદો સાથે બીજા ભગરસાથના મોબેદોને પાવ મેહેલની ક્રીયા બાબતના કેટલાક બોલો કમી જાદે પઢવાના કારણસર વાંધો પડયો હતો. ત્યાંના કુલ ભગરસાથ મોબેદો પૈકી ઘણા મારા મોબેદો સાથે તે ક્રીયા કરતા હતા, અને થોડા નહી કરતા હતા. જમશેદજી કુકાદારૂની અગીઆરીનાં મોબેદો પણ મારા તાબા માંહેના હોવાને લીધે તેમની સાથે પણ ઉપરનાં જેવાજ વાંધાનું પરીણામ લાગુ પડયું હતું. નવસારી વડી દરેમહેરનો કાયદો કેટલાક પદ ત્રણ વાર પઢવાનો છતાં મારા તાબાના કેટલાક મોબેદો એકજ વાર પઢતા હતા. હલકી વાતને ખોટી ઉશ્કેરણી કરી મોટું રૂપ આપી તે તકરાર ઉઠાવેલી હતી, તે બાદ મુંબઇનાં અકાબર શેઠ ખરશેદજી માણેકજીએ મને નવસારીનાં કાયદા પ્રમાણે મોબેદોને પઢવાની જરૂર પાડવા કહ્યું, તે મુજબ મેં તે મોબેદોને જરૂર પાડી અને તેઓએ નવસારીની વડી દરેમહેરનાં કાયદા પ્રમાણે પઢવા માડયું, ત્યારથી સઘલા મોબેદો વચેની તકરાર ભાંગી ગઇ હતી. મારા તાબાના મોબેદો નવસારી વડી દરેમહેરના કાયદાથી જુદા પઢતા હતા, તે મારા કહ્યાથી હતુ એમ નહીં પણ ઉલટું તેઓનાં તેમ પઢવાથી હું ખુસી નહોતો. મને પ્રથમ તે વાતની ખબર પડી એટલે મેં તે રીતે કરવા ના પાડી. એ તકરાર આશરે ૧૫-૧૭ વરશ સુધી ઉભી રહી હતી, બાદ તેનો ઉપર જણાવ્યા પ્રમાણે નીકાલ આવ્યો હતો. તે બાબત મારે નવસારીના અકાબરોને લખવાની જરૂર નહોતી, કેમકે તેઓ સાહેબને પણ અમારા દુશ્મનોએ ઉશ્કેરેલા હતા. તે બાબત નવસારી અનજુમનના કાયદાથી જુદી હતી, પણ તે કારણસર મારા તાબાના મોબેદો ભગરસાથ પંથકમાંથી દુર થવાને પાત્ર નહોતા. કારણ કે તે બાબત નજીવી હતી. મારા તાબાના મોબેદો અને હું નવસારીની અનજુમનના કાયદાથી જુદો ચાલું છું એમ સામાવાલાઓએ નવસારીનાં અકાબરોને સમજાવેલું, પણ હું મારા છોકરાઓને નાવર મરાતબ કરવા માટે નવસારી આવ્યો, ત્યારે તેઓએ જોયું અને મેં ખુલાસો કીધો કે એ બાબત સદનતર ખોટી છે, અને હું તે લોક જોડે ભાગ લેતો નથી. ત્યારે અકાબરોની ખાત્રી થઇ અને મારી સાથે તે પછી અંટશ રાખ્યો નહોતો. તેવીજ બીજી કેટલીક પાવ મેળની ક્રીયા વાડીઆજીનાં આતશબેહેરામમાં પ્રતીવાદી નંબર ૧ વાલા પોતાના તાબાના ભગરસાથ મોબેદો પાસે પોતાના પીતાના વખતથી કરાવતા હતા. તેની પણ નવસારી અનજુમન

દરગુજર કરતી હતી. મારા અને વાડીઆજીનાં આતશબેહેરામના તાબાના ભગરસાથ મોબેદો, ઉપરની રીતે પાવ મેહેલની ક્રીયા નવસારી કરતાં ફેરફારથી કરતા હતા, તેઓને ભગરસાથ પંથકથી દુર ગણાવેલા નહીં, કેમકે તે બાબતો નજીવી અને દરગુજર કરવા જેવી હતી. પણ મરાતબ કરવાનો ઠરાવ નંબર ૧ ના પ્રતીવાદીએ કીધો તે બાબત નવસારીની વડી દરેમેહેરના માનને ઠોકર મારવા જેવી હોવાથી અમે તેમને ભગર પંથકથી દુર ગણેલા છે. પ્રતીવાદી નંબર ૧ વાલાએ પોતાનો પંથક જુદો હોવાનું પ્રથમ પોતાના બારીસ્ટરને મોઢે તેમ કહેવરાવ્યું, અને તે પછી ઉપર મુજબ કર્યું, તેથી અમે તેમને જુદા ગણેલા છે. પાવ મેહેલની ક્રીયા ફેરફારથી ભણે તો તે પઢનારને પોતાને માથે પાપ લેવાનું છે, અને મરાતબ કરવાથી નવસારી વડી દરેમેહેરને મોટું નુકશાન અને આબરૂને મોટો ધોકો પોહોચે એવું કામ છે. આબરૂના નુકશાન સીવાય બીજું મોટું નુકશાન તે એવું કે, નાવર મરાતબનું કામ ફકત નવસારી વડી દરેમેહેરમાં થાય છે, તેને લીધે અત્રેના ગરીબ મોબેદોની રોજી ચાલે છે, અને મોટા મકાનોની પવીત્રાઇ અને આબરૂ સાચવવા ધાસ્તી રહેતી નથી. પણ તે નાવર મરાતબનું કામ બીજે ઠેકાણે પણ કરવા દેવામાં આવે તો, પછી અત્રે કોઇ આવે નહીં. અને તેથી તે ઉપજ તુટી પડવાને લીધે અત્રેના મોબેદોને બીજે ઠેકાણે ઉદ્યમ માટે જવું પડે તેથી અહીંઆનાં મકાનને ઉપરની રીતે સાચવવા બની શકે નહીં. એક ઠેકાણેની યુનીવરસીટી છતાં બીજે ઠેકાણે યુનીવરસીટી કાઢવામાં આવે તેના કરતાં આની અંદર ફરક છે. તે એવો કે વડી દરેમેહેરમાં ધર્મગુરૂઓ (નાવર મરાતબ) કરવાનું જે કહેવાય છે તે તેવી પદવી માટે લાયક પરેજગારી જોઇ કરવાનું છે, અને એક રાજાના કરતાં પણ ધર્મગુરૂનો અને ધર્મના મકાનનો દરજ્જો મોટો છે, કેમકે રાજાને પણ તને નમવું પડે છે. મુંબઇમાં અગીઆરી બાંધનાર બેહેદીન તે અગીઆરી દસ્તુરને સ્વાધીન ન રાખતાં કોઇ પંથકીને સોંપવા માંગે તો તે સોંપી શકે. પણ તે પંથકી ભગરસાથનો અને ભગરસાથને લગતો હોય તોજ ત્યાં ભગરસાથવાલાઓ ક્રીયા કામ કરે અને તેમ ન કરે તો કરે નહીં. દસ્તુરની મંજુરી સીવાય કોઇ બેહીદીન અગીઆરી કરવા માગે તો તેમ કરી શકે નહીં, અને આલાદ અથવા મોબેદ બીજા પંથકમાંથી લાવે તો તે અગીઆરી બીજા પંથકની ગણાય. નવસારી પંથકની જુની હદમાં ભગર પંથકના કોઇ ચાર મોબેદો પોતપોતાનો જુદો આલાદ બનાવી અત્રેના અકાબરોની રજા સીવાય નવી અગીઆરી બાંધી ઇજે તો તેઓ જુદા પંથકમાં ગણાય એટલુંજ નહી, પણ તેના ઉપર અમારી આબરૂ અને નુકશાનનો દાવો થાય. કારણકે અહીંઆં ભગરસાથને રાજાઓ તરફથી ખાશ હકો અપાયલા છે. તેવી અગીઆરી ભગરસાથવાલાથી અગર બીજા પંથવાલાથી બેહેદીન અગર મોબેદોથી પણ થઇ શકે નહી. કોઇ ઠેકાણે અગીઆરીની જરૂર હોય અને અનજુમનને તે પ્રમાણે બતાવે તો અને અકાબરો તેવી જરૂર જુવે તો અગીઆરી કરવા રજા આપે છે. અગત્ય છતાં અકાબરો ના પાડે તો અનજુમન કરી શકે છે, તે અનજુમન ભગરસાથ પંથકની છે. વડી દરેમેહેરનાં લેખીત કાયદા અહીંઆંજ હશે, મારો જનમ મુંબઇ એટલે હું જાણતો નથી. નાવર મરાતબ સંબંધી તકરાર ગયાં ૮–૯ વરસથી ચાલુ છે, તે અરસામાં એ બાબતમાં લેખીત નિયમો હોવાનું એટલે નવસારી વડી દરેમેહેરનો

હક હોવાના લેખીત નીયમો હોવાનું મારા જાણવામાં આવ્યું નથી. અગાઉ નવસારી સીવાય બીજે ઠેકાણે મરાતબ થયલા નહીં, માટે ઉપર જણાવેલાં કારણસર આ જગાનાં માન માટે અત્રેજ મરાતબ થવા જોઇએ એમ હું માનું છું.

(પ્રતીવાદી નંબર ૪ થી ૮ સુધીના વકીલ મી૦ રઘનાથના પુછવાથી) પાવ મેહેલની નાની બાબતને મોટું સ્વરૂપ આપવામાં પ્રતીવાદી નંબર ૧ અને તેમની સાથે તે વખતે સામેલ રહેનાર ભગરસાથના કેટલાક મોબેદો હતા. તે કારણને લીધે મારે પ્રતીવાદી નંબર ૧ સાથે સખત અદાવત નથી; પણ હજુ સુધી અમે મળ્યે ત્યારે એક બીજા સાથે શેકંડ કરી હસીએ બોલીએ તથા વાત કરીએ છીએ. ઉપરની નાની બાબતને મોટું સ્વરૂપ આપવામાં પ્રતીવાદી નંબર ૧ વાલા પ્રસિદ્ધીમાં આવેલા નહીં, પણ તેઓ તેમાં સામેલ હોવાનું મેં જાણેલું તેથી તે વખતે તેઓ મને હેરાન કરવામાં સામેલ હતા એમ મેં જાણેલું. ફરેસ્તાનાં આફરીગાનની ક્રીયાનાં ભણતરમાં હું તથા પ્રતીવાદી નંબર ૧ વાલા સામે કેટલાક ભગર પંથકના મોબેદોએ તકરાર ઉભી કરી હતી. તે ક્રીયા પાવ મહેલની ક્રીયા કરવાં ઘણી હલકી એટલે બરશનુમ સીવાયનો મોબેદ અથવા કોઇ ફકત નાવર થયલો મોબેદ પણ કરી શકે એવી છે. તે ભણતર નવસારી દરેમેહેરના કાયદાથી ફરકવાલું છતાં ઘણાં લાંબા વખતથી મુંબઇમાં અમારા વડીલથી ૧૫૦ વરસ જેટલા જુનાં વખતથી પઢતા હતા, તે બાબતમાં નવસારીમાં મને કોઇ દહાડો વાંધો બતાવ્યો નથી. પાવ મહેલ સીવાયની બહારની ક્રીયા હલકી છે. "સરવરે અનજુમન" ના ઇલકાબ ખાસ કરી નવસારીના અકાબરોને લખાય છે. બીજાને એવો ઇલકાબ લગાડેલો મારી જાણમાં નથી. એ શબ્દો ફારસી છે. તેનો અર્થ અનજુમનનો સરદાર એવો થાય છે. હાલના વાદીઓ ભગરસાથમાં અનજુમનના સરદારો છે. "હુખ મજદયસને" નામનું પેપર હું કાઢતો નહોતો, અને તે ઉપર મારી આગેવાની નહોતી. તો પણ તેના માલીકની માગણીથી હું તેના પ્રસીદ્ધપણામાં કોઇ કોઇ ધર્મની બાબત લખી આપતો હતો. તે પત્રમાં સને ૧૮૮૧ ના તા૦ ૨૫ મી માર્ચને રોજે પાને ૯૦ મે જે બાબત છે તે મારા લખાણની નથી. આતશ ઉપર વાયજ નામનું પુસ્તક મેં મારે નામે પ્રસીદ્ધ કરેલું છે. પ્રથમ આખું સુરત ભગર પંથકમાં હતું. ત્યાં હાલ જુદા પંથકો છે, તેનું કારણ કે મુળના ભગરીઆઓએ હકુમતમાં ન રહેતાં પોતાનો પંથક કરી સ્વતંત્ર થયેલા છે. તેમ છતાં તેઓએ આતશબેહેરામ સ્થાપન કર્યા ત્યારે આલાદ અહીંથી મંગાવ્યો હતો, અને મોબેદો મોકલી નવાં બરશનુમ અહીંઆંથી લઇ ગયા હતા. સુરતનો હું પુરો વાકેફગાર નથી, પણ મારા જાણવા પ્રમાણે ત્યાં સુરતીઆ ભગરીઆ મોબેદો, મીનોચેર હોમજીવાલા મોબેદો અને નવસારીના ભગરસાથના દસ્તુર તથા મોબેદ છે. મીનોચેરહોમજીવાલા છુટા પડેલા તેની રજા લીધેલી કે નહી તે જાણતો નથી. સુરત વાલા આલાદ અને મોબેદો અને બરશ્નુમ આતશબેહેરામ કરવા માટે અહીંઆંથી લઇ ગયલા તે હકીકત તે અરસામાં ન્યુસપેપરમાં વાંચવાથી મને યાદ રહેવાનું લાગે છે. તે વાતને આશરે ૬૦ વરસ થયાં હશે, બરાબર યાદ નથી. સુરતનાં આતશબેહેરામ સુરતમાં ઉપરની રીતે સ્થાપન થયા પછી ત્યાં સુરતીઓની બે, ત્રણ,

ચાર અગીઆરીઓ બંધાઇ છે કે નહીં તે હું જાણતો નથી. સુરતમાં આતશબેહેરામ સીવાય સુરતી ભગરીઆઓની અગીઆરીઓ છે કે નહીં, તે હું જાણતો નથી. ભગરસાથવાલા સાથે કોઇ મતફેર થઈ આલાદ માંગવા તેમજ બરશનુમ લેવા આવે તો તેને દરેમેહેરથી અપાય છે, એવો રીવાજ છે. સુરતીઆઓએ આલાદ અને બરશનુમ નવસારીથી લીધા માટે નવસારીવાલાનું માન રહ્યું. એક જુદા પડેલા પંથકવાલાઓએ અત્રેથી આલાદ અને બરશનુમ લીધા, એટલે રજા માગ્યા બરાબર થયું. આલાદ અને બરશનુમ માગે એટલે રજા માગવા બરાબર થાય એમ હું ધારૂં છું. સુરતમાં હાલ કોઇ બીજા પંથકવાલા અગીઆરી બાંધવા માગે તો તે બાંધી શકે, કેમકે તે ઠેકાણે બીજા પંથકો છતાં ત્યાં બાંધતા અટકાવવાનું કામ સુરતીઆઓનું છે. નવસારીના ખાસ વહીવટ માટે મને ચોકસ માહીતી નથી. મુળ એટલે ભગરસાથની જુની હદમાં જયાં એકલા ભગરનુંજ પંથક હોય ત્યાં નવી અગીઆરી અથવા બીજું મકાન બીજા કોઇ પંથકવાલાથી કરી શકાય નહીં. જયાં ભગરીઆ સીવાય બીજા પંથક હોય ત્યાં સુરત અને મુંબઇની માફક ગણાયું. એટલે ભગરની હદમાં ભગરપંથમાં બે તડા પડે, ત્યારે અકાબરની પરવાનગી સીવાય કોઇ તડાવાલો એવાં મકાન કરી શકે નહીં પરવાનગી સીવાય કરે તો તે જુદા પડેલા કહેવાય. ભગરીઆઓથી મીનોચેરહોમજીવાલા જુદા થયલા છે ખરા તેમ તેમણે બાંધેલી અગીઆરી વાંધા સાથેની છતાં તે બંનેની સમજુતીથી રહેલી છે. અમારી ક્રીયામાં અમુક મોબેદોને સાથે વાપરવા તેનો અર્થ તેની જોડે પાવમેલની ક્રીયામાં સામેલ થવું અગર ન થવું એવો થાય છે. સુરત, ગણદેવી અને બીલીમોરાના મોબેદો છે, તે સાથે પણ અમે વાપરતા નથી. તેનો અર્થ એવો કે તેઓ અહીંઆંના તાબાના તેથી તેમને બરશનુમ આપી ખુબ કરાવીને રજા આપે છે. પણ અહીંઆં બીજું કામ કરવા દેતા નથી, અને ભાગ આપતા નથી. કારણ કે તે લોકને જુદું પંથક કાઢી આપેલું છે. ની. ૧૨૧ ને પાને ૧૨ મે એકજ કાગળમાં આગળ ચાલતાં "એ મુજબ એ જગો ઉપર જે "હેરવદ" થાશે તે સાથે અમે વાપરીશું નહીં" એ શબ્દોનો અર્થ એવો થાય છે કે તે વાડીઆજીનાં આતશબહેરામમાં નાવર થશે તેની સાથે અમે વાપરીશું નહીં. "હેરવદ" શબ્દોનો અર્થ એકજ ઠેકાણે નાવર ગણવો જોઇએ, તેનું કારણ એવું કે કાગળ લખવાની માગણીવાળાનું માગણું નાવર બાબતનું છે. આ કાગળનો ઉદેશ "નાવર"ની પરવાનગી માટે પણ "નાવર મરાતબ"ની પરવાનગી માટે નહી. નાવર થયલો બીજા કોઇને બરશનુમવાળી ક્રીયા કરાવી શકે નહી. તે જાતે બરશનુમ લઇ શકે ખરો. મુંબઇમાં ફકત નાવર થયલો માણસ નવસારીમાં આવી બરશનુમ માગે તો તેને આપે નહીં. એ કાગલનાં છેલા ભાગમાં "તેથી શાહેબોને જણાવીએ છીએ કે વલી પછવાડેથી એ વાતની આપણને નાખુશી નહીં થાય અને કાંઇ નવું નથી, અશલ ચાલતું આવે તેમ લખ્યું છે." એ શબ્દો ઉપરનો ઉદેશ એવો કે તમે નાવરની સાથે મરાતબ પણ કરશો તો અમે તેને વાપરીશું નહી માટે તમારે નાખુશ થવું નહીં. એ નીચલા ભાગમાં વાપરીશું નહીં એવા શબ્દો છે તે સુરત, ગણદેવી, અને બીલીમોરાવાલાની પેઠે જેમ વાપરતા નથી, તેવીજ

રીતે વાપરવા સંબંધે છે. પણ ગણદેવી, સુરત અને બીલીમોરાના પંથક તાબાનાં છતાં તેને અહીઆં કામ કરવા દેતા નથી. તેમ નાવર મરાતબ થશે તેને વાપરીશું નહીં. મને કેટલાક લોકો દસ્તુર સાહેબ કરીને લખે છે અને કેટલાક દસ્તુરાન દસ્તુર એવી રીતે લખે છે. આખા હીંદુસ્તાનમાં અહીંની વડી દરેમેહેરના દસ્તુર છે તેઓ છે. માઝદયશનાન દસ્તુર એ શબ્દોનો અર્થ જરથોસ્તીઓના દસ્તુર એવો થાય છે. મને એ રીતે કોઇ લખતા નથી. પણ મને કોઇ કોઇ દસ્તુરે દીને માઝદીઅસ્નાંન એ રીતે લખે છે. તેનો અર્થ એક ભલી દીનના દસ્તુર એવો થાય છે. એ રીતે કોઇ લખે તો તે બન્ને લખાણ મલતાં આવે છે. એમાં પાછલામાં વિશેષણોનો વધારો છે. "સરવે ફીરકે દીને બહે મઝદીઅસનાં દસ્તુર" એમાં સઘલા જરથોસ્તીઓના દસ્તુરનો અર્થ છે. તેવા દસ્તુર વાદી નંબર ૧ કે જેવણ સઘલા પંથરાયલા ભગરસાથ પંથકના દસ્તુર છે તેને લાગુ પડે છે. 'સરવે ફીરકે" શબ્દોમાં ફકત શેહનશાહી સમજવા જોઇએ. બીલીમોરા અને ગણદેવીના અંધ્યારૂ મુબઇમાં નાવર મરાતબ થતા પહેલાં ભગરીઆ શાથે જોડમાં બેશી પાવ મહેલનું કામ કરી શકતા હતા, અને ગણદેવીના બે જણે આતશને બોય પણ દીધેલી હતી. મારી ચરનીવાડી વાલી નવી અગીઆરીમાં ગણદેવી અને બીલીમોરાવાલા મોબેદો રહેતા નથી, પણ બીજી અગીઆરીઓમાં અમારી સાથે અગાઉથી રહેલા તેવા મોબેદો કામ કરે છે. મુંબઇનાં આતશબેહેરામમાં અણઘટતા મોબેદો પાસે બોય દેવડાવવાનું મેં ઉપર કહ્યું છે, તેમ કહેવામાં મારો ઉદેશ એવો છે કે, અણઘટતા એટલે જેનો હક નહી તેવા, ત ગણદેવી અને બીલીમોરાવાલા મોબેદો છે. ગણદેવી અને બીલીમોરાવાલાનો હક નથી, એટલે અમારા ચાલતા આવેલા વહીવટ પ્રમાણે જેમ નવસારીનાં આતશબેહેરામમાં તેઓને જુદું પંથક કરી આપ્યાના કારણસર અમારા ભગરીઆ ગણાય નહીં અને તેમનાથી બોય દેવાય નહી, તે પ્રમાણે મુંબઇમાં પણ થઈ શકે નહી. (કોર્ટના પુછવાથી) ઇ૦ સ૦ ૧૮૮૪ પહેલાં બે ગણદેવીવાલાએ જે બોય દીધેલાનું લખાવ્યું તેનું કારણ એવું કે, તે પ્રમાણે ભુલથી થયાનું તેના દસ્તુરે કબુલ રાખ્યું હતું. તે પછી તેઓએ ફરી બોય દીધેલાની મને ખબર નથી. તેમ તેઓએ બોય ન દીધેલી તે વાત પણ હું જાણું નહી. મુંબઇમાં પારસીએ રાખેલી બીજી કોમની ઓરતના પેટનાં છોકરાંને સદરા કશ્તી આપ્યાં છે. પણ જુદીન એટલે જેનો બાપ ને મા બે પૈકીનું એક જરથોસ્તી નહીં હોય તેવાને પેહેરાવ્યા નથી. પ્રથમના જેવા નવ જણને એક દહાડે સદરા કસ્તી પહેરાવ્યા હતા. મેં તેઓનો બાપ પારસી હતો તેની ખાત્રી કરી હતી. તે બાબતમાં નવસારીવાલાએ મારા મોબેદોના બરશનુમ બદલાવ્યાં નહોતાં. વગર બરશનુમ અને વગર આલાદે નવજોત કરી શકાય એવો ભગરસાથનો કાયદો છે. બે વરસ ઉપર હું અલાહબાદ મુસાફરીએ ગયો હતો ત્યાં એક અંધ્યારૂના ત્રણ છોકરાંની નવજોત મેં કરી હતી; હું જાતે દસ્તુર એટલે બરશનુમવાલોજ ગણાઉં છું, મેં ત્યાં આલાદ જોઇતાં સાહીત્યથી બનાવી લીધો હતો. નાન નવડાવી મેં નવજોત કરી હતી. આલાદ એટલે આતશબહેરામ નહીં, પણ કાચો કામચલાઉ માટેનો આલાદ બનાવી લીધેલો હતો. અને પ્રસંગને અનુસરી તેવા આલાદથી કામ લેવા કાયદાથી વિરૂધ નથી.

હું બરશનુમવાલો ગણાઉં પણ પાવમહેલની કરવાની ક્રીયા કરી શકું નહીં. પણ તેમ કરવા હુકમ આપી શકું ખરો. કોઇ ઠેકાણે અગીઆરી ઇજવી હોય તો કામ ચલાઉ આલાદથી ચાલી શકે નહીં. નવસારીની અનજુમને મુંબઇ હાઇ કોર્ટમાં નંબર ૨–૩ ના પ્રતીવાદી ઉપર દાવો કર્યો હતો, તે કામ ચલાવવામાં હું આગેવાન નહોતો, અને તે બાબતમાં મારી સલાહ સંમતી પણ નહી હતી. માત્ર તેઓએ કામમાં સાક્ષી મુકયાથી મેં મારી સાક્ષી આપી હતી. મુંબઇમાં અમે માણેકજી શેઠવાળી દરેમેહેરને ત્યાંને માટે વડી ગણીએ છીએ. સમસુલ ઉલમાનો ખેતાબ ભાષાજ્ઞાનીને માટે છે, ધર્મના જ્ઞાન ધરાવનાર માટે નથી. (વાદી વકીલના ફરી પુછવાથી):—મુંબઇના ખુરશેદજી દસ્તુરને અહીઆંથી પુને મોકલ્યા તેનું કારણ એવું કે તેમના બાપ મુંબઇ ગયા ત્યારે અકાબરોએ ત્યાં દસ્તુર તરીકે રહેવા કહેતાં તેવણે કહ્યું કે હું તો રહી શકું નહી, પણ મારા છોકરાને મોકલીશ. તે પછી તેમણે અનજુમનને પુછી તેમના બીજા છોકરા ખુરશેદજીને મોકલ્યા, જેમને મુંબઇના અકાબરોએ દસ્તુર કબુલ રાખ્યા હતા. એવું મેં મારા વડીલોના કહેવાથી સાંભળેલું છે, તેમાં ખરી વાત શું છે તે હું જાણતો નથી. નંબર ૧૨૧ વાલાં ચોપાનીઆંને પાને ૧૨ અને ૧૩ માં છાપેલાં કાગલ નીચે શહી કરનારા આ એકે પોતાના નામ આગલ એરવદ શબ્દ વાપર્યો છે, તે નમનતાઇ તરીકે મોટાઇ ન જાણવા તરીકે છે. કેમકે દસ્તુર શબ્દ મોટાઇનો હોવાથી શહી કરનાર પોતપોતાના નામની પહેલાં તેવો શબ્દ વાપરતા નથી, પણ પોતાના નામ પછી પોતાના બાપના નામ પછી દસ્તુર શબ્દ વાપરે છે. મુંબઇમાં આતશબેહેરામ થયા પછી જે અગીઆરીઓ નવી થઇ હતી તે સઘલી ભગરસાથવાલાઓએ ઇજેલી હતી. તે વખતે બધા મુંબઇમાં હતા, તેમના ઘર નવસારીમાં હતાં. મરાતબના પાવમેહલની ક્રીયા મુંબઇમાં નાવર મરાતબ થતા પહેલા નવસારી સીવાય બીજે ઠેકાણે થતી નહોતી. ભગર પંથકની જુની હદમાં સુરત સીવાય બીજે કોઇ ઠેકાણે બીજા પંથક જોવામાં હોય એવું કોઇ ઠેકાણું નથી. નવસારીની એ મુળ હદમાં કોઇ નવી અગીઆરી જે પરવાનગી સીવાય કરે તો તે જુદા પંથક માફકનો ગણાય અને તેના કૃત્ય માટે દાવો કરે. નવસારીની વડી દરેમેહેરમાં નાવર થયા પછી જે બરશનુમ આપવામાં આવે છે તે બરશનુમ ફકત કેળવણી પુરતાં હોય છે, એટલે કે યજશને માટેની અને ભાગલાગ સીવાયની તે પોતાના અભ્યાશ ભુલી ન જાય તેવી ક્રિયા માટેના બરશનુંમ છે. ભરૂચા, ખંભાતા, અને સુરતીઆની પેઠે એ રીતે મેં નીા. ૧૨૧ ના છાપેલા કાગળના છેલા ભાગમાં કહ્યું છે. તે સઘલા પર પંથકના છે. વાડીઆજીના આતશબેહેરામમાં પાવમેહલનું કામ ગણદેવી અને બીલીમોરાવાલા સાથે ભગરીઆઓ સને ૧૮૮૪ પહેલા કરતા હતા. તેમ કરવાનું કારણ એ કે તે વખતે અમારે તેમની જોડે અણબનાવ નહોતો. મુંબઇમાં જેનો બાપ જરથોસ્તી છતાં મા બીજી કોમની હતી તેવા નવ જણાને એકે દહાડે સદરા કસ્તી આપવાના કારણશર અત્રેની વડી દરેમેહેરને બરશનુંમ બદલાવવા કારણ નહોતું, કેમકે તે વહીવટ ઘણી મુદતનો ચાલતો આવેલો હતો, અને અગાઉ દસ્તુર એદલજી સંજાણાં અને બીજાઓએ તેમ કર્યું હતું.

(કોર્ટના પુછવાથી.) દસ્તુર સીવાયના બીજા મોબેદોએ પોતાનાં નામ આગળ એરવદ લખ્યું છે તે પણ નમનતાઇનુ કારણ; કેમકે "એરવદ" શબ્દ "મોબેદ" થી પણ ઉતરતો છે. ફકત મરાતબ થયા વગરના નાવરને "એરવદ" શબ્દ વાપરવાનો હક નથી. પણ વાપરે તો તેમાં હરકત નથી, કેમકે મોબેદ કરતાં ઉતરતા દરજ્જાનો "એરવદ" છે. મરી ગયલા નાવર તેમજ નાવર મરાતબને માટે "એરવદ" શબ્દ લખાય છે. જીવતા અને મરાતબ થયા વગરના ફકત નાવરને બીજા માણસ એરવદ લખે નહી પણ લાયક થયલાં હોય તેવાને એરવદ લખાય છે. (પક્ષકારના વકીલના સવાલ નથી.) તા૦ ૭ જુન સને ૧૮૯૨."

---

## ઉપલા મુકદમાનો ભગરસાથ અનજુમનની તરફેનમાં આપવામાં આવેલો ચુકાદો; તકરારી દરેમેહર તથા આતશઆદરાંન ભગરિયાઓના પંથકની "હદ" ની બહાર ઉંચકી લઇ જવાનો નામદાર કોર્ટ તરફથી કરવામાં આવેલો હોકમ.

---

એરીતે વાદી તેમજ પ્રતિવાદીઓ તરફની લંબાણ જુબાંનીઓ તથા ધારાના હિમાયતીઓ તરફની તકરારો સાંભળવા બાદ, તા૦ ૧૮ મી માર્ચ સને ૧૮૯૩ ઇસવીને દીને નામદાર ન્યાયધીશ તરફથી તકરારી કેશનો ચુકાદો, ભગરસાથ અનજુમનની તરફેનમાં વાંચી સંભળાવવામાં આવ્યો હતો; જેમાં સેવટે એવો હુકમ ફરમાવવામાં આવ્યો હતો કે:–

"વાદીઓના હક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ તકરારી અગીઆરી ઇજવાનું તથા આતશ આદરાન પધરાવવાનું કૃત્ય રદ ઠરાવવામાં આવે છે. સબબ પ્રતિવાદીઓએ તે મકાનનો અગીઆરી અને આતશઆદરાનના સ્થાન તરીકેનો ઉપયોગ વાદીથી સ્વતંત્ર એ રીતે કરવો નહીં અથવા થવા દેવો નહીં. તેમજ ભગર પંથકની હદમાં ફરી એવું ધર્મનું મકાન અથવા ક્રિયાનું કામ કરવું અગર કરાવવું નહીં. વાદીઓના હક્ક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ ગેર હક્કે તકરારી અગીઆરી ઇજવાના અને તેમાં આતશઆદરાન પધરાવવા માટેના કૃત્યથી વાદીઓને થયલી નુકશાની માટે દાવા પ્રમાણેની રકમ, આ દાવાના તમામ ખરચ સાથે, પ્રતિવાદીઓએ વાદીને આપવી, અને દરેક પ્રતિવાદીઓએ પોતપોતાનો ખરચ પોતેજ ભોગવવો." આએ તકરારી મુકદમાનો સંપુર્ણ ચુકાદો, મારી ભગરસાથ અનજુમનના દરેક સભાસદને માટે જાણવા જોગ અને ભવિષ્યને માટે ઘણો ઉપયોગી હોવાથી, અતરે સદાબરો ફરી પ્રગટ કરૂં છું.

પોતાનો ચુકાદો વાંચી સંભળાવતાં નવસારીની અદાલતના નામદાર "મૂન્સફે" વાદીઓ તથા પ્રતિવાદીઓ તરફનાં ફરિયાદનામાં તથા બચાવનામાં પરથમ વાંચ્યાં હતાં, જે આ

પુસ્તકમાં આગલ પ્રગટ થયલાં હોવાથી અતરે ફરી ઉતાર્યાં નથી. ત્યાર બાદ કોર્ટમાં ઉભા કરવામાં આવેલા નીચલા ૧૫ મુદ્દાઓ ઉપર પોતાનો ચુકાદો જાહેર કરી તેનાં કારણો લંબાણુથી જણાવ્યાં હતાં. આએ યાદગાર ચુકાદો નીચે મૂજબ છે.

## કેશમાં ઉભા કરવામાં આવેલા મુદ્દા.

૧ " આ દાવો દીવાની કોર્ટ સાંભળી શકે એવો છે કે કેમ?

૨ વાદીઓ ભગરસાથ પંથના અકાબરો (પ્રમુખ) છે કે કેમ? અને હશે તો આ દાવો તેમના અધીકાર પુર્વક છે કે કેમ?

૩ વાદીની દાવા અરજી તથા પુરવણી અરજીમાં એકથી વધારે જુદા જુદા માંગણા છે કે કેમ? અને હશે તો તે ઉપરથી દાવો ચાલવાને હરકત છે કે કેમ?

૪ યજમાન વૃતી કરવા પારસી ધર્મ ગુરૂઓએ મુલકની હદ મુકરર કરી વેહેંચણી કરી છે કે કેમ? અને હશે તો દાવા અરજીના પ્રારીગ્રાફ બે ત્રણમાં બતાવેલા પ્રદેશ ભગરસાથ પંથકના હીસ્સામાં આવેલો છે કે કેમ?

૫ શદર પ્રદેશમાં વાદીઓની નવસારીની વડી દરેમેહેરના તાબેના ભગરસાથ મોબેદો સિવાય બીજા કોઇ પંથના મોબેદોથી ધર્મ ક્રિયા સંબંધી કાંઇ પણ કામ થાય નહિં કે કેમ?

૬ શદર પ્રદેશમાં ભગરસાથ પંથના અકાબરો (વાદીઓ) ની પરવાનગી, સંમતી, ખુશી સિવાય કોઇ પણ પંથના જરથોસ્તીથી અથવા મોબેદથી દરેમેહેર સ્થાપી શકાય નહિં કે કેમ?

૭ વાદીઓએ રજુ કરેલી શનંદો નીં૦ ૩-૪-૫-૬ અને ૭ થી નંબર ૫-૬ ના મુદ્દા ઉપર તથા વાદીના એકંદર દાવા ઉપર શું અસર થાય છે?

૮ વાદીઓની પ્રતિષ્ઠા, સત્તા, તથા હકુમત ઘટાડવાના ઇરાદાથી દ્વેશ બુદ્ધીથી પ્રતિવાદીઓએ તકરારી અગ્યારી બાંધી છે કે નવી અગીઆરીની જરૂર હોવાથી બાંધી છે?

૯ નંબર ૧ ના પ્રતિવાદીએ ભગરસાથ પંથકના એક તરીકેનો પોતાનો હક્ક ખોયો છે કે કેમ?

૧૦ નંબર ૪-૫-૬-૭-૮ ના પ્રતિવાદીઓ ભગરસાથ પંથના છે કે કેમ?

૧૧ નંબર ૧-૪-૫-૬-૭-૮ ના પ્રતિવાદીઓ ભગરસાથ પંથના હાલ છે એમ ઠરે તો વાદીની સંમતી વગર ભગરસાથ મોબેદોની સત્તા નીચેના પ્રદેશમાં તેઓ અગીઆરી બાંધી શકે અને ધર્મ ક્રીયા કરી શકે કે કેમ?

૧૨ તકરારી અગીઆરી બાંધવામાં વાદીની ગર્ભીત સંમતી હતી કે કેમ?

૧૩ પ્રતિવાદીઓના કૃત્યથી વાદીને કંઇ કાયદેસર નુકસાન થયું છે અથવા થવાને સંભવ છે કે કેમ? અને હશે તો કેટલું ?
૧૪ વાદીને થયલા નુકશાનનો મોબદલો પૈસામાં આપી શકાય એવો છે કે કેમ ?
૧૫ વાદીને કંઇ દાદ અપાવવી યોગ્ય છે કે કેમ ? અને હશે તો શું ?

## ઠરાવ.

૧ આ દાવો દીવાની કોર્ટ સાંભળી શકે એવો છે.

૨ વાદીઓ ભગરસાથ પંથકના અઠાબરો છે અને આ દાવો તેમના અધીકાર પૂર્વક છે.

૩ વાદીની દાવા અરજી તથા પુરવણી અરજીથી કરેલાં જુદા પડતાં માંગણાં કામની હકીકતમાં કારણયુક્ત છે અને તેને લીધે આ દાવો ચાલવા હરકત નથી.

૪ જજમાન વૃતી કરવામાં તકરાર ન ઉઠે માટે પારશી ધર્મ ગુરૂઓએ મુલકની અને પોત પોતાના યજમાનની મર્યાદા મુકરર કરેલી છે તે પૈકી વાદીઓએ દાવા અરજીના પેરેગ્રાફ ૨–૩ માં બતાવેલો પ્રદેશ ભગરસાથ પંથકમાં છે.

૫ સદર પ્રદેશમાં વાદીઓની નવસારીની વડી દરેમેહેરના તાબાના ભગરસાથ મોબેદો શીવાય બીજા કોઇ પંથના મોબેદોથી ધર્મ ક્રીયા સંબંધી કંઇ પણ કામ થઇ શકે નહી.

૬ સદર પ્રદેશમાં વાદીઓની સંમતી, પરવાનગી અને ખુશી સીવાય કોઇ પણ પંથના જરથોસ્તીથી અથવા મોબેદથી દરેમહેર સ્થાપી શકાય નહી.

૭ વાદીઓએ રજુ કરેલી નીં૦ ૩–૪–૫–૬–૭ વાલી શનંદોથી જે અસર થાય છે તેનું વિવેચન તેનો પુરાવો વિચારવામાં કરેલું છે.

૮ તકરારી અગીઆરી પ્રતિવાદીઓએ ગેરહક્કે વાદીઓની પ્રતિષ્ટા, સત્તા તથા હકુમત ઘટાડવાના ઇરાદાથી દ્વેષ બુદ્ધિને અનુસરી બાંધેલાનું શાબીત છે.

૯ ૧૦–૧૧ નંબર ૫–૬ ના મુદ્દાનો નીકાલ વાદીના લાભમાં થયો છે. સબબ નંબર ૯–૧૦–૧૧ વાલા મુદ્દા ઉપર વિશેષ ઠરાવની જરૂર નથી.

૧૨ તકરારી અગીઆરી બાંધવામાં વાદીની ગર્ભીત સંમતી હોવાનું શાબીત નથી.

૧૩–૧૪ પ્રતિવાદીઓના કૃત્યથી વાદીઓએ દાવો કર્યા પ્રમાણેનું તેમને નુકશાન થયાનું શાબીત છે અને તે નુકશાનનો મોબદલો તેઓને પૈસાથી અપાવી શકાય એવો છે.

૧૫ વાદીઓએ માંગ્યા પ્રમાણેની સઘળી દાદ તેમને અપાવવા સાથે આ દાવાનો તમામ ખર્ચ પ્રતિવાદીઓને શીર રહેવો યોગ્ય છે.

## ઠરાવના કારણ.

આ કામના વાદીઓ નવસારી કસ્બાની વડી દરેમેહેરના તાબાના ભગરસાથ પંથકના મોબેદોની અનજુમનનાં અકાબરો છે, અને નંબર ૧ ના પ્રતિવાદી મુંબઇ શેહેર માંહેનાં વાડીઆજીના આતશબેહેરામના દસ્તુર તથા નંબર ૨-૩ ના પ્રતિવાદીઓ તે આતશબેહેરામના ટ્રસ્ટીઓ છે. વાદીઓ જણાવે છે કે "તેમના ભગરસાથ પંથકની હદમાં તેમના ધર્મનું કોઇ મકાન બાંધવાનું અને તે સંબંધે ક્રિયાનું કામ તેઓની પરવાનગી સીવાય કોઇ કરી શકે નહીં એવો તેમનો પ્રાચિન કાળથી ચાલતો આવેલો હક છે, અને તે હક તથા વહીવટ વિરૂદ્ધ વડી દરેમેહેરના માનમાં અને તેમની પ્રતિષ્ટા તથા આબરૂ વગરેને હાની પોંચાડવા માટે પ્રતિવાદીઓએ તેમની હદના નવસારી કસ્બામાં તેમની પરવાનગી સીવાય એક નવીન અગીઆરી બાંધીને તેમાં આતશ આદરાન પધરાવવાનો ઇરાદો રાખે છે," એવી પ્રથમ દાવા અરજી પછી પ્રતિવાદીઓ મજકુરની ઉશ્કેરણીથી નંબર ૪-૫-૬-૭ વાળા પ્રતિવાદીઓ તકરારી અગીઆરી ઇજવા તથા આદરાન પધરાવવાની ક્રિયા કરવાનું કામ કરવા નવસારી આવેલાનું જણાવીને તેમને પ્રતિવાદીઓમાં દાખલ કરવા વાદીઓએ પુરવણી અરજી નીા. ૮ વાળી આપેલી છે, અને તે પછી પ્રતિવાદીઓએ અગીઆરી ઇજવાનું તથા આતશ આદરાન પધરાવી દેવાની ક્રિયાનું કામ પુરૂં કર્યું એમ બતાવીને તે સંબંધે પ્રથમ માંગેલી દાદમાં ફેરફાર કરવાનું કારણ જણાવા નીા ૪૮-૧૭૯ થી વાદીઓ આ દાવામાં મુખ્ય માંગણું એમ રાખે છે કે "તેમના બતાવ્યા પ્રમાણેનો તેમનો હક પ્રતિવાદીઓ વિરૂદ્ધ શાબીત ગણીને તકરારી અગીઆરીમાં પ્રતિવાદીઓએ પધરાવેલા આતશઆદરાન ગેરકાયદે સ્થાપન કરેલા ઠરાવીને તે ઉપાડી લેવા તેમને હુકમ થવો જોઇએ, તથા તેમની હદમાં હવે પછી પ્રતિવાદીઓ કંઇ પણ ધર્મ ક્રિયાનું કામ કરે નહીં એવી તેમને હમેશને માટે તાકીદ મલવા સાથે તેમના કૃત્યથી થયલી નુકશાનીનો બદલો અને આ દાવાનો ખર્ચ તેમને પ્રતિવાદીઓથી મલવો જોઇએ." ( નીા. ૧-૮-૪૮-૧૭૯ )

વાદીના આ દાવા સામે પ્રતિવાદીઓ તરફથી દાખલ થયલી નીા. ૧૬-૧૭-૧૮-૫૮ વાલી કેફીયતો માંહેની દલીલોથી આ કામનું જે મોટું સ્વરૂપ દેખાય છે તેવું સ્વરૂપ પક્ષકાર તરફથી થયલા પુરાવાના વિચાર અંતે રહેતું નથી. પ્રતિવાદી નંબર ૧ નો સ્વાર્થ વાદી વિરૂદ્ધ બાકીના પ્રતિવાદીઓથી અસાધારણ નસ્તા જાદે છે, એટલુંજ નહીં પણ પક્ષકાર વચ્ચે તકરારનું કારણ ઉત્પન્ન થવામાં તે પ્રતિવાદી મુખ્ય સ્વાર્થ ધરાવનાર છે એમ હવે પછી વીવેચન કરેલી કામની હકીકતથી નીકળે છે, તેમ છતાં એ પ્રતીવાદીએ વાદીના દાવા વીરૂધ્ધ પોતાની કેફીયતમાં ઇનકાર કરેલી હકીકતનો મોટો ભાગ નીા. ૯૫ વાલી પોતાની જુબાનીમાં વાદીઓ માફક ભગરીઆ તરીકેના પોતાના હક આગળ કરવામાં અંગીકાર કર્યો છે. પ્રતિવાદી નંબર ૧ એમણે એવી રીતે અંગીકાર કરેલી હકીકત બાબેના પ્રશ્નમાં વાદી તરફના પુરાવા વિરૂદ્ધ પ્રતિવાદીઓ તરફનો ઉલટ પુરાવો નથી, અને આ કામના પુરાવા અને વકીલોની તકરારમાં પ્રતિવાદીઓ તરફ તેવી હકીકત માટેના પુરાવાનો કશો ખુલાસો આવવાને બદલે હવે પછી વિવેચન કર્યા પ્રમાણે

મુખ્યત્વે કરી તેમના વકીલો ફકત કાયદાના પ્રશ્નનીજ તકરાર કરી છે, તે સઘળી બાબતના એકંદર વિચારના પરીણામમાં આ કામમાં સમાયલા તેવી હકીકતના પ્રશ્નો ઉપર પુરાવાનું વિવેચન ખપ પુરતુંજ રાખ્યું છે.

પક્ષકાર વચ્ચેની તકરારના વીચારમાં લાગુ એવી ઇતિહાસીક બાબત તપાસતા માલમ પડે છે કે પારસી વસ્તી પોતાના પવીત્ર આતશ સાથે હીંદુસ્તાનમાં દાખલ થઇ ત્યારથી આશરે ૬૦૦ વરસ સુધી તેઓ સંજાણમાં ત્યાંના દેશી રાજાના રક્ષણ નીચે રહ્યા હતા, અને તે પછી તે રાજ્યની પડતી સાથે ત્યાંના વસનારા પારસીઓ ગુજરાતના જુદા જુદા ભાગમાં વેરાયા હતા, અને તેમનો પવિત્ર આતશ વાંસદે લઇ જવામાં આવ્યો હતો. વખત જતાં ગુજરાતમાં વેરાએલા પારસીઓ પૈકી નવસારી કસ્બાની પારસી વસ્તીએ આબાદીમાં અગત્યનો ભાગ પકડયો હતો અને સને ૧૪૧૯ ની સાલમાં એ કસ્બામાં ચાંગા આશા નામના પારસીની દેશાઇ તરીકે પ્રથમ નીમણુંક કરવામાં આવી હતી—Vide history of Parsees by Dosabhai Framjee Karaka Vol II page 1 to 4. આબાદી સંબંધમાં દેશાઇ શબ્દના અર્થ માટે વિવેચનની જરૂર નથી, પણ સંજાણથી છુટા પડીને વાંસદે લઇ જવામાં આવેલા પવીત્ર આતશબેહેરામને તે દેશાઇએ નવસારીમાં આણી સ્થાપના કરી તે તેની વર્તણુંક દેશાઇ શબ્દના અર્થને અનુસરતીજ છે એમ કહીએ તો બસ થશે. એ રીતે તે આતશબેહેરામ નવસારીમાં રહ્યાથી તે કસ્બો પારસી વસ્તીના ધર્મનું મુખ્ય મથક થઇ પડયું અને હવે પછી વીવેચન કરેલી હકીકતમાં પાછળથી સ્થાપન થયલી બીજી એ ધર્મની જગ્યામાં નવસારીની દરેમેહેરને વડી દરેમેહેર નામ લાગુ થયું તે હજુ સુધી ચાલુ છે.

નવસારીમાં વડી દરેમેહરની સ્થાપના પછી ઇતિહાસીક બાજુ તપાસતા જણાય છે કે તે સ્થાપના પછી તે દરેમેહરના તાબાના મોબેદોમાં ધર્મ સંબંધી અને તેને લગતી બીજી બાબતમાં વારંવાર મીનાકશો પડયાથી તેના નીવારણ તરીકે તેઓએ પોતાની ધર્મ સંબંધી ક્રીયામાં અને આખી કોમની ધર્મ સંબંધી બાબતમાં સલાહકાર તથા ઉપરી તરીકે મેહેરજીરાણા એમને એક મતે પસંદ કર્યા અને તારીખ ૧૩–૩–૧૫૭૯ ને રોજ તેમની મુખ્ય દસ્તુર તરીકે નીમણુંક કરી. [Vide History of Parsees by Dosabhai Framjee Karaka Vol. II page 5 to 6.] અને તે મેહેરજીરાણાની ઓલાદમાં હાલના વાદી નંબર ૧ છે તે બાબે પક્ષકાર વચ્ચે વાદ નથી.

વાદી તરફથી રજુ થએલા પુરાવામાં નીં૦ ૩–૪–૫–૬–૭ વાલી સનંદ અને ની. ૩૦૨ તથા ની. ૩૦૪ વાલા દસ્તાવેજો પ્રાચીન છે. તે ગુજરાતમાં ગાયકવાડ સરકારનો અમલ શરૂ હતો ત્યારે તે રાજ્યસત્તા તરફથી વાદીઓના વડીલને મલેલા હોવાને લીધે અગત્ય ધરાવનાર છે. તે વખતના રાજ્ય બંધારણમાં દેશાઇનું કામ આબાદીનું છતાં ચાંગા આશાએ નવસારી કસ્બામાં આતશબેહેરામને આણ્યા તે પછી મોબેદો જોડે દેશાઇએ મલી કામ કર્યાથી આબાદી અને સુલેહનો હેતુ વધારે જળવાય તેવા ઉદેશથી તે માફકના વહીવટને રાજય સત્તા તરફથી ઉત્તેજન મળ્યાના દાખલા એ દસ્તાવેજોમાં છે. એ સઘળા

દસ્તાવેજ સંવત ૧૭૯૮ અવલની મીતીના છે. અને તે ઉપર પ્રમાણે અંધ્યારૂ સમસ્ત અને વાદીઓ નંબર ૨-૩ એમના વડીલને નામના છતાં તેના ખરાપણા બાબે અંદેશાનું કારણ નથી. સબબ પુરાવામાં ગ્રાહ્ય છે તે દરેકના મચકુરને વિચારે ની. ૩ વાલી સનંદમાં તમામ ભગરીઆ મોબેદ પોતપોતાનું કામ કરી પોતાનો હક લેવા જણાવેલું છે, તથા તેમ કરવામાં કોઇ દખલ કરશે નહી એવો તેમાં ઉલ્લેખ છે. ની. ૫ ની અંદર ની. ૩ વાલી સનંદ માહેના ઉપર જણાવ્યા લખાણને પરવાનો ગણીને જણાવ્યું છે કે તેમાં કોઇ દખલ કરશે તે સરકારનો ગુન્હેગાર થશે. ની. ૭ માં ની. ૩-૫ વાલી સનંદો માહેનો મજકુર કોલ તરીકે લખ્યો છે અને તે પ્રમાણે ચાલવા ભગરીઆ સમસ્તને જણાવેલું છે. ની. ૩૦ થી સોનઘડનું પંથક વાદીના વડીલને આપ્યાનું ત્યાંના સુબેદારે લખેલું છે. અને ની. ૩૦૪ થી તવડીના પારસીઓએ લગનનું કામ વાદી નંબર ૨-૩ ના વડીલના તાબામાં રહીને કરવા ફરમાવેલું છે. તે સઘલા ઉપરાંત ની. ૪-૬ વાલી સનંદોથી તે વખતની રાજ્ય સત્તાએ પર પંથકના સંજાણા મોબેદોને ભગરીઆ મોબેદે હરકત કર્યાની ફરીઆદ ખોટી ઠરાવીને ભગરીઆ મોબેદની હકીકત ખરી માન્યા બાબતમાં છે, તે હવે પછી વીવેચન કર્યા પ્રમાણે હાલની તકરારમાં વિશેષ અગત્ય ધરાવનાર છે નંબર ૨-૩ ના વાદી દેશાઇઓના વડીલ સહ ભગરીઆ મોબેદ સમસ્ત એ રીતે સદર દસ્તાવેજ લખેલા છે, તે ભગરીઆ મોબેદોએ વાદી નંબર ૧ ના વડીલને મુખ્ય દસ્તુરની સત્તા આપ્યા બાબત ઉપર વિવેચન થઇ ચુકેલું છે. તે હકીકતનો એકંદર વિચાર લેતાં આ કામના વાદી નંબર ૧-૨-૩ એમને વાદીઓ તરફથી જણાવ્યા પ્રમાણે પ્રાચીન કાલથી ચાલતા આવેલા અકાબર તરીકેના હક મલેલા માનવા કારણ યુક્ત થાય છે.

વાદીઓ આખા હીંદુસ્તાન માહેના ભગરસાથ પંથકના અંધ્યારૂઓના અકાબર નથી, પણ તલ નવસારી માહેના એઓ પ્રમુખ છે એમ પ્રતિવાદીઓ જણાવે છે. સબબ વાદીઓના વડીલોને અકાબર જેવા મલેલા હક અત્યાર સુધી ચાલતા આવેલા છે કે કેમ તે પ્રશ્નનો નીકાલ કરતાં, અવલ ભગરસાથ પંથક અને તેની હદ વિશેનો વિચાર થવો વધારે સુગમ થશે.

સંજાણના દેશી રાજયની પડતી પછી ગુજરાતના જુદા જુદા ભાગમાં વેરાયલા પારસી અંધ્યારૂઓમાં પોતપોતાના હક જલવાઇ સમાધાની રહે તે માટે તેઓમાં પાંચ પંથક પડેલાનું પુરાવાથી માલમ પડે છે, જે પાંચ પંથક પૈકી તે વખતે નવસારી તાબાનો પ્રદેશ ભગરસાથ પંથકના તાબામાં છતાં તાપી નદીથી દક્ષીણનો અને પાર નદીથી ઉત્તરનો પ્રદેશ તેમાં ગણેલો છે. વાદી તરફના ની. ૧૭૨-૧૭૫-૧૭૭-૧૭૮-૧૯૩-૧૯૬-૧૯૯ અને ની. ૨૦૦ ના સાક્ષીથી એ હકીકત નીકળેલી છે એટલુંજ નહી પણ તે ખુદ પ્રતિવાદી નંબર ૧ એમનો ની. ૯૫ વાલી જુબાનીમાં તે વીશે અંગીકાર કરે છે, અને પ્રતિવાદી તરફના સાક્ષી ની૦ ૩૬૯-૩૮૦-૩૭૪ થી પણ આ બાબતમાં ટેકો મલેલો છે. સબબ એ સંબંધે વધારે પુરાવાના વિવેચનની આવશ્યકતા રહેતી નથી, પરંતુ ભગરસાથ પંથકની તે મુલની હદ બહાર વાદીઓ જે

પોતાની હદ બતાવે છે તે પ્રમાણેની હદ પુરાવાથી સાબીત ગણી શકાય કે કેમ તે જોવું જોઇએ.

પારસી ધર્મ પ્રમાણે હર કોઇ ધર્મના મકાન અને ક્રિયાને પવિત્રપણું મળવા માટે ક્રિયા કરનાર મોબેદ તથા આલાદ ( ભસમ, વરશીઓ, વગેરે અમુક પવિત્ર વસ્તુઓ ) ની પ્રથમ અગત્ય છે તથા તે આલાદ ફકત આતશબેહેરામમાંથીજ મેળવેલો હોવો જોઇએ એ હકીકત પક્ષકાર વચ્ચે નીર્વીવાદ છે. વળી એ હકીકત પણ નીર્વીવાદ છે કે નવસારીના આતશબેહેરામમાંથી આલાદ અને મોબેદ મેલવીને શને ૧૮૩૦ ની સાલમાં વાડીઆજીએ મુંબઇમાં નવા આતશબેહેરામ સ્થાપન કર્યા તે અવલ આખા હીંદુસ્તાનનાં શેનશાહી પારસીઓમાં ફકત નવસારીની વડી દરેમેહેરવાલા આતશબેહેરામ ફકત એકજ હતા, અને તેથી કરીને તે પ્રમાણેનો આલાદ અને મોબેદ ફકત નવસારીથીજ મેળવવામાં આવતા હતા, જે મોબેદ તે નવસારીની વડી દરેમેહેરના તાબાના ભગરીઆ પૈકીના હતા, અને આલાદ પણ તેજ આતશબેહેરામ માંહેનોજ હતો એમ પુરાવાથી નીકળી આવે છે. મુંબઇમાં વાડીઆજીએ નવીન આતશબેહેરામ સ્થાપન કર્યા પછી પણ નવસારીની વડી દરેમેહેર અને આતશબેહેરામની શ્રેષ્ટતા જળવાઇ રહ્યા બાબતમાં બીજી હકીકત પક્ષકાર વચ્ચે નિસંશય ઠરેલી છે, તે એવી કે વડી દરેમેહેરમાં બરશ્નુમ ( પવિત્રપણું મેળવવા માટે શરૂઆતની અમુક ક્રિયા ) લીધેલો મોબેદ બીજી હરકોઇ દરેમેહેરમાં ફરી બરશ્નુમ લીધા સીવાય બીજી ક્રિયાનું કામ કરી શકે છે. પરંતુ બીજી દરેમેહેરમાં બરશ્નુમ લીધેલો મોબેદ તે પ્રમાણે ફરી બરશ્નુમ લીધા સીવાય વડી દરેમેહેરમાં ક્રિયાનું કામ કરી શકે નહીં. એ પ્રમાણેની પ્રાચીન કાળથી ચાલી આવેલી વડી દરેમેહેરની શ્રેષ્ટતા ખુદ પ્રતિવાદી નંબર ૧ અને વાદીના પુરાવાથી નિઃસંશય છતાં નવીન મકાન તથા ક્રિયાને પવિત્રપણું મળવા માટે મોબેદ અને આલાદ ભગર પંથકની પ્રથમ ઠરેલી હદ બહારથી વખતો વખત મંગાવ્યાના દાખલા પુરાવામાં છે, એટલુંજ નહીં પણ જેમ જેમ તે પંથકની બહાર પારસીઓની વસ્તી ફેલાતી ગઇ તથા આબાદ થતી ગઇ તેમ તેમ તે ધર્મના મકાન અને મોબેદોની જરૂર તેમને પડે તે કારણ યુકત છતાં તે મોબેદો અને આલાદ બીજે ઠેકાણેથી તેઓ મંગાવે તે કરતાં તેમણે શ્રેષ્ટ માનેલી એવી વડી દરેમેહેરમાંથી મંગાવે એ વધારે સંભવીત છે. વળી એ પ્રમાણે ભગરસાથ પંથકની બહાર મોબેદ તથા આલાદની જરૂર પડે તે ઉપર પ્રમાણે તે ઉપરની વ્યવસ્થાનું ઉપરીપણું ધરાવનાર તે મોબેદોના અકાબરની સંમતી સીવાય મલી શકે નહીં તે પણ બીજી હકીકતમાં સંભવનીય છતાં ભગરસાથ પંથકની બહાર વાદીઓએ જણાવ્યા પ્રમાણે તે પંથકની હદ ફેલાયલી માનવા કારણ છે, અને તે ફેલાયલી હદ ઉપર વાદીઓના પુરાવાથી નીકળ્યા પ્રમાણે તેમનું અકાબરપણું સંભવનિય છે. નવસારીના આતશબેહેરામમાં જે ક્રિયા કરનારને ભાગ મળે છે તે ભગરીઓ કહેવાય છે. તે મુજબ ઉપર પ્રમાણે વાદી તરફથી ભગર પંથકની મુળ હદથી બાહેર મોકલવામાં આવેલો ભગરીઓ મોબેદ પોતાને મળેલા કામને અનુસરી પંથકની બહાર રહે તોપણ તેને આતશબેહેરામમાં

કરવાની ક્રિયામાં હિસ્સો મેળવવાનો હક રહીત થતો નથી, પણ કાયમ રહે છે. એ હકીકત નંબર ૧ ના પ્રતિવાદીએ નીા. ૯૫ માં અંગીકાર કરેલી છતાં વાદી તરફના બીજા પુરાવાથી સાબીત છે, તે ઉપરથી પુરાવાને અનુકુળ ગ્રહણ કરવું જોઇએ કે ભગરસાથ પંથકની મુળ હદની બહાર જ્યાં જ્યાં ભગરીઓ મોબેદ વાદીની ઉપર પ્રમાણેની સંમતીથી ધર્મના મકાન તથા ક્રિયાને પવિત્રપણું આપે તે મોબેદ અગર જો કે ભગર પંથકની મુળ હદથી બહાર રહે તોપણ તે વડી દરેમેહેરને અને ભગરસાથ પંથકના મોબેદોએ આપસઆપસમાં હક જાળવવા માટે કરેલા બંદોબસ્ત જે જાળવી રાખવાની સત્તા વાદીઓમાં ચાલતી આવેલી છે તેના તાબાનોજ રહે છે. નીા. ૯૫ વાળી જુબાનીમાં પ્રતિવાદી નંબર ૧ એમણે કરેલા આ સંબંધના અંગીકાર ભુલથી કરેલા માનવા કારણ નથી કેમકે તે હકીકત પ્રતિવાદી તરફના નીા. ૩૭૯–૩૮૦ અને ૩૭૪ વાલાથી પણ નીકળેલી છે. એટલુંજ નહીં પણ વાદી તરફના નીા. ૮૯–૧૭૨–૧૭૫–૧૭૭–૧૭૮–૧૯૩–૧૯૬–૧૯૯ અને નીા. ૨૦૦ વાળા સાક્ષી એ હકીકત પુરવાર કરે છે–અને તે હકીકત નીા. ૯૬ થી નીા. ૧૩૯ પૈકીના કાગળો જે પ્રતિવાદી નંબર ૧ એમની જુબાનીમાં દાખલ થયા છે તથા યોગ્ય રીતે સાબીત થયલા એવા નીા. ૨૦૧ થી ૨૩૯ સુધીના કાગળો અને ખેરગામ કેસના ચોપાનીયા માહે સમાયલ મચકુરથી માનવા કારણ મળે છે. પારશી પ્રકાશનું પુસ્તક જે કે એ કામની અંદર બનેલા અગત્યના બનાવોની નોંધનું પુસ્તક છે, અને જેનો પુરાવો ગ્રાહ્ય ગણવા બંને પક્ષકાર વચ્ચે વાદ નથી તેના પુસ્તક ૧ લાને પાને ૯–૨૯–૩૦–૩૩–૩૫–૩૬–૩૮–૩૯–૪૦–૫૨–૫૩ ૫૫–૭૩–૮૫–૧૦૨–૧૦૭–૧૮૬–૨૦૪–૮૩૯–૮૪૪–૮૪૫ વગેરેમાં વાદીના લાભની એ હકીકત સાબીત માનવા જેવા દાખલા છે. નીા. ૨૩૮ વાળા કાગળથી પુનાના દસ્તુરે બરશનુમ આપવા વાદીઓ પાસે માંગણી કરી છે, અને નીા. ૧૭૨ વાલો કાગળ મુંબઇની અનજુમને મોબેદની જોડ માંગવા લખેલો છે, નીા. ૩૩૪ વાલો દસ્તાવેજ જમશેદજી લશ્કરીએ મુંબઇ ખાતે પંથકીનું કામ ચલાવવા વાદીઓને લખી આપેલો છે અને નીા. ૩૩૦ પણ તેજ મતલબ ઉપરનો છે. વળી નીા. ૩૨૮ અને ૨૨૯ વાળા દસ્તાવેજથી પણ ભગરસાથ પંથકની પ્રથમની હદ બહાર તે પંથકનો ફેલાવો અને તે ઉપર વાદીઓની સત્તાના દાખલા આપે છે. તે સઘળી એકંદર હકીકતને વીચારે વાદીઓએ બતાવ્યા પ્રમાણે ભગરસાથ પંથકની હદ અને તે હદ માહે પણ તે પંથકની મુળ હદ માફક વાદીઓનું અકાબરપણું દાવા અરજીમાં લખ્યા પ્રમાણે હોવાનું ઠરે છે, અને તે વિરૂદ્ધ પ્રતિવાદી તરફના ઉલટ પુરાવાને અભાવે તે સામે અંદેશો લેવા કારણ મળતું નથી.

એક પંથકના મોબેદથી બીજા પંથકમાં કામ થાય નહીં એમ જુદા જુદા પંથક પડવાના ઉપર જણાવ્યા ઉદ્દેશથીજ ઉઘડ છે. સબબ ભગરસાથ પંથકની હદમાં તે પંથકનો નહી એવો કોઇ મોબેદ કામ કરી શકે કે કેમ તે વિશે પુરાવા લાંબા વિવેચનની થોડીજ અગત્ય રહે છે. પ્રતિવાદી નંબર ૧ એમણે પોતે નીા.

૯૫ માં કબુલ રાખ્યું છે કે એ પંથકમાં ભગરસાથ મોબેદ સીવાય બીજા કોઇ પણ પંથકના મોબેદથી ધર્મ ક્રિયા સંબંધી કામ થઇ શકે નહીં. જે ઠેકાણે પ્રથમથીજ એ પંથક સીવાય વધારે પંથક હોય ત્યાં માત્ર ભગર પંથકની હદ તે ઠેકાણાના પોતાના તાબાના મોબેદ અને યજમાન તથા તેમના ધર્મના મકાન પુરતી રહે છે એ હકીકત ખરી છે તો પણ તે કારણને લીધે ભગરપંથકના મોબેદોના આપસ આપસના હકમાં હરકત આવવા કારણ નથી એમ પુરાવાથી માનવું અવશ્ય થાય છે. સબબ ભગર પંથકની મુળ હદ બહારના ફેલાવાની અંદરના તે પ્રમાણેના પંથકમાં પણ બીજા મોબેદોથી ક્રિયા કામ કરી શકાય નહી એવો પ્રતિવાદી નંબર ૧ એમનો અંગીકાર ભુલ ભરેલો માનવા કારણ થતું નથી. એ હકીકત વાદી તરફના ની. ૮૯-૧૭૨-૧૭૫ ૧૭૭-૧૭૮-૧૯૩-૧૯૬-૧૯૯ અને ની. ૨૦૦ વાળા સાક્ષીએ કહ્યા મુજબ સાબીત માનવા કારણ છે અને તે હકીકતને પ્રતિવાદી તરફના ની. ૩૭૫-૩૭૯ અને ૩૮૦ વાળા સાક્ષીથી પણ ટેકો મલેલો છે. ભગર પંથકના મોબેદોને બીજા પંથકવાળા મોબેદો જોડે તેવા બંદોબસ્ત હોવાની બાબતને ટેકો આપવાના દાખલા પારસી પ્રકાશ પુસ્તક ૧ ને પાને ૧૮-૨૯-૩૧-૩૪ અને ૩૫ ની અંદર માલમ પડે છે એટલુંજ નહીં પણ અગાઉ વીવેચન કર્યા પ્રમાણેની સનંદો અને રાજ્ય સત્તા તરફના બીજા દસ્તાવેજોથી પણ એ મોબેદનાં તે હક રાજ્ય સત્તાએ માન્ય ગણીને તેના રક્ષણનું અભયપણું તેમાં દર્શાવેલું છે. ની. ૩૦૦-૩૦૧-૩૦૩-૩૦૮-૩૧૧-૩૧૨ વાળા દસ્તાવેજો જો કે યોગ્ય ઇશમથી કોર્ટમાં આવેલા અશ્તાં વરસ ૩૦ કરતાં વધારે મુદતના છે તે ઉપરથી બીજા પંથકના મોબેદોએ ભગર પંથકની હદમા ભુલથી ધર્મ ક્રિયાનું કામ કરેલું તે બાબત વાદી અને તેમનાં વડીલોને માફી પત્ર લખી આપેલાનું જણાય છે. એ પુરાવા ઉપરાંત ખેરગામ કેશનાં ચોપાનીઆમાં તથા પારશી પ્રકાશમાં પણ હકીકત એટલી સ્પષ્ટ છે કે તે સીવાયના વાદી તરફના બીજા પુરાવાના વીવેચનમાં લંબાણ કરવું જરૂર વગરનું છે. સબબ એ પંથકની હદમાં તેજ પંથકનો મોબેદ વાદીઓની સંમતી સીવાય ધર્મ ક્રિયાનું કામ કરી શકે કે કેમ? તે પ્રશ્ન વિચારવો બાકી રહે છે.

કોઇ જરથોસ્તી આલાદ અને મોબેદ સીવાય ધર્મના મકાન સ્થાપન કરવાનું અને ક્રિયાનું કામ કરી શકે નહીં, તે બાબે અગાઉ વિવેચન થઇ ચુકેલું છે. સબબ તે આલાદ અને મોબેદ સંબંધે વાદીઓની સંમતી ભગરસાથ પંથકનાં મોબેદે ઇજવાના કામમાં પણ લાગુજ સમજવામાં તેના પુરાવાના વિવેચનમાં ઉતરવાની આવશ્યકતા નથી. વડી દરેમેહેરને માટે પારશીઓ ધર્મના મકાન તરીકે જે માનની લાગણીથી જુએ છે તે સંબંધે પણ વખતે વખતે વિવેચન થયલું છતાં તેની મહતામાં એક હકીકત આ ઠેકાણે વિચારમાં લેવી રહે છે, તે એ કે પારશી ધર્મગુરૂઓમાં સૌથી મોટી પદવી નાવર, મરાતબની છે. તે પદવી નંબર ૧-૨-૩ ના પ્રતિવાદીઓએ વાદીની ઇચ્છા વિરૂદ્ધ વાડીઆજીએ મુંબઇમાં સ્થાપન કરેલાં આતશબેહેરામમાં આપવાનું સને ૧૮૮૪ ની સાલમાં શરૂ કર્યું તે અવલ આખા હીંદુસ્તાનમાં ફકત નવસારીની વડી દરે-

મેહેરમાંજ મળી શકતી હતી, અને નંબર ૧-૨-૩ ના પ્રતિવાદીઓએ નાવર મરાતબની પદવી મુંબઇના તે આતશબેહેરામમાં શરૂ કર્યાથીજ હવે પછી વિવેચન કર્યા પ્રમાણે પક્ષકાર વચ્ચે આ અને બીજી તકરારો પરીણામ પામેલી છે, તથા જેને રૂએ વાદીઓ વાળા ભગરસાથ મોબેદો અને પ્રતિવાદી નંબર ૧ એમનો સંબંધ તુટયો છે. તેવી સ્થિતિમાં પણ બાકીના તમામ પંથકમાં નાવર મરાતબની પદવી ફકત નવસારીની વડી દરેમેહેરમાંજ મેળવી શકાય છે, તે વીશે સંસયનું કારણ નથી. એવી રીતનું વડી દરેમેહેરનું ધર્મના મકાન તરીકેનું અગત્ય પ્રથમથી ચાલતું આવ્યું તે પ્રમાણે હમેશ સુધી જળવાઇ રહે, તેમજ તેના તાબાના મોબેદોની અંદર અંદરના હકનું પણ સુલેહથી રક્ષણ થાય, તે માટે વાદીઓને મલેલી સત્તાને અનુસારે તેમની વર્તણુંક રહેવી જોઇએ એ અવશ્યનું છે, એમ પુરાવાથી ગ્રહણ કરવું ભાગ પડે છે. નીા. ૯૫ ની અંદર પ્રતિવાદી નંબર ૧ એમણે વડી દરેમેહેરના કાયદાને માન આપવા અને સઘળાઓએ સાથે ભેગા મલી ચાલવા માટેની પોતાની ફરજ કબુલ રાખી જણાવ્યું છે કે "તેથી વિરૂદ્ધનું કંઇ કામ તેની દસ્તુરીવાલા આતશબેહેરામમાં કરવા માટે તે આતશબેહેરામના ટ્રસ્ટી ફરજ પાડે તો એ પ્રતિવાદી નંબર ૧ વાળા પોતાનો દસ્તુર તરીકેનો ઓદ્ધો પણ છોડી દે." તેઓ કહે છે કે "૭૦૦ વરસની વાત ઉપર ભગરીઆઓએ કાયદા વહીવટ બાંધેલો છે તે કંઇ ધરમને અનુસરી નહીં પણ પોત પોતાનો બંદોબસ્ત અને રોજીને અનુસરી કીધેલો છે તે બંદોબસ્ત પ્રમાણે દરેક ભગરીઆએ ચાલવાની ફરજ છે." વળી કહે છે કે "નવસારીની ભગરસાથ પંથકની હદની અંદર જે આગીઆરી અથવા દોખમાં વીગેરે ધર્મના મકાનો થાય તે નવસારીના ભગરીઆજ ઇજી શકે બીજા પંથકવાલાથી ઇજાય નહીં. જજમાનોએ પોતાના પંથકનાં મોબેદો પાસે ઇજાવવું જોઇએ. તેજ પ્રમાણે જો કોઇ જજમાન તેવા કામ પરપંથકવાલા પાસે કરાવવા ઇચ્છે તો તે પંથકવાલાઓની પણ કાયદા અને રીવાજથી ફરજ છે કે તે યજમાનને કહેવું કે તમારી હદના એટલે તમારા પંથકનાં મોબેદો પાસે કરાવો" એ પ્રમાણે મોબેદના હક માટે કહ્યા પછી અકાબરોના તથા તેઓ પૈકી વાદી નંબર ૧ ના ધર્મની ક્રિયા ઉપરના ઉપરીપણા સંબંધે પ્રતિવાદી નંબર ૧ કહે છે કે "ખુદ નવસારી કસ્બામાં કોઇ પણ જરથોસ્તીએ ધર્મનું મકાન સ્થાપન કરવું હોય તો તે મકાન બાંધતી વખતે તો નહી પણ બંધાયા પછી ક્રિયા કરતી વખતે તે ક્રિયા કરવાની અકાબરો તરફથી રજા લેવી પડે છે કે તમારા મોબેદો પાસે ઇજાવો અથવા અમારી પસંદગીના મોબેદો છે તેમને ઇજવાની રજા આપો. નવસારીમાં કંઇ ધર્મનો મુકામ અને ક્રિયા કામ થાય તે ઉપર નવસારીની વડી દરેમેહેરના વડા દસ્તુરજીનો ક્રિયા કામો ઉપર દેખરેખ રાખવાનો હક છે. તે રીવાજ વિરૂદ્ધ કામ થાય તો હું નાપસંદ કરૂં." નીા. ૩૮૦ વાળો પ્રતિવાદીનો સાક્ષી પણ કહે છે કે "ભગરની હદમાં જે દોખમાં થાય તે નવસારીનાંજ ભગરીઆઓએ ઇજવા જોઇએ એમ હું માનું છું. એમ થવાનું કારણ એ કે આગળથી એવો વહીવટ ચાલતો આવેલો છે." એ પ્રમાણે ભગરસાથ પંથકની હદમાં તે પંથકના કોઇ મોબેદથી અગર બીજા પંથકવાલાથી ધર્મના મકાન ઇજી શકાય

નહીં, અને વાદીની સંમત્તી સીવાય કોઇ પણ જરથોસ્તી ધર્મના મકાન બાંધી શકે નહી, અને તે પ્રમાણેનું પવિત્રપણું આપી શકે નહી, એ હકીકતો વાદી તરફના નીા. ૮૯-૧૭૨-૧૭૫-૧૭૭-૧૭૯-૧૯૩-૧૯૬-૧૯૯ અને ૨૦૦ વાળા સાક્ષીથી સાબીત છે. પ્રતિવાદી નંબર ૧ એમનાથી નીા. ૯૫ માં સાબીત રહેલા નીા. ૯૬ થી ૧૩૯ વાળા દસ્તાવેજો તથા નીા. ૨૦૧ થી ૨૩૯ સુધીના દસ્તાવેજ બીજી રીતે સાબીત અસ્તાં તેથી એ હકીકતને ટેકો મળે છે. નીા. ૧૮૧-૧૮૯-૧૯૨ વગેરે દસ્તાવેજો પણ રીતસર સાબીત થયલા છે, તે ઉપરથી ધર્મના મકાન બાંધવામાં વાદીઓની પરવાનગી મેળવ્યાનું તે ઉપરથી જણાય છે. એટલુંજ નહી પણ પારશી પ્રકાશ પુસ્તક ૧ ને પાને ૧૮, ૧૯, ૩૦, ૩૧, ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૩૮, ૩૯, ૪૦, ૫૨, ૫૩, ૫૫, ૭૩, ૧૦૩, ૧૮૬, ૨૦૪, ૨૪૩, ૮૩૯, ૮૪૪, ૮૪૫, ૮૪૯, ૮૫૧ તથા ૮૫૨ વગેરેમાં પણ વાદીએ બતાવ્યા પ્રમાણેની હકીકતને ટેકો મળે એવી પુષ્કળ નોંધ માલમ પડે છે. સબબ એ સઘળા પુરાવાના વિચાર અંતે ગ્રહણ કરવું જોઇએ કે ભગર પંથકની હદમાં વાદીઓની સંમતી સીવાય કોઈ જરથોસ્તી ધર્મનું મકાન કરી શકે નહીં, તથા તેવા મકાનને ભગરસાથ પંથકનો અથવા કોઈ બીજા પંથકનો મોબેદ વાદીઓની સંમતી સીવાય ઇજી શકે નહીં, અર્થાત વાદીઓના તે હક વિરૂદ્ધ તકરારી અગીઆરી બાંધવાના તથા તે ઇજાવવાના કૃત્ય માટે વિશેષ વિવેચનની જરૂર નથી. પરંતુ વાદીના દાવા સંબંધે પ્રતિવાદીઓના તે કૃત્યનો ખુલાસો વિચારવો અવશ્ય રહે છે.

આ કામની હકીકતમાં આટલું વીવેચન કર્યા પછી વાદીનો આ દાવો દીવાની સ્વરૂપનો છે કે કેમ? તેનું નીરાકરણ થવું કઠણ રહેતું નથી, કેમકે જે હકીકતમાં પ્રતિવાદીઓના વકીલે કાયદાનો આ પ્રશ્ન લાગુ બતાવવા પ્રયત્ન કર્યું છે, તે હકીકતને અભાવે તે પ્રયત્ન સફળ રહેતું નથી. ખુદ પ્રતિવાદી નંબર ૧ ઉપર વિવેચન કર્યા પ્રમાણે નીા. ૯૫ માં કહે છે કે "૭૦૦ વરસની વાત ઉપર ભગરીઆઓએ કાયદા વહીવટ બાંધેલા છે તે કંઇ ધર્મને અનુસરી નહી પણ પોત પોતાનો બંદોબસ્ત અને રોજીને અનુસરી કીધેલો છે, તે બંદોબસ્ત પ્રમાણે દરેક ભગરીઆએ ચાલવાની ફરજ છે." એ ઉપરથીજ વાદીઓએ ધરાવેલા હક અને વહીવટ તે ધર્મ ક્રિયાની બાબત નથી એ ઉઘડ છે. એ હક ધર્મ ક્રિયા ઉપર આધાર રાખે છે એમ તકરારની ખાતર લેખતાં પણ તેટલાજ કારણથી તે દીવાની સ્વરૂપનો નથી એમ માનવું બરાબર નથી. સીવીલ પ્રોસીજર કોડ કલમ ૧૧ લગત કરેલા ખુલાસામાંજ તેવા હક વિરૂદ્ધના દાવા દીવાની સ્વરૂપના માનેલા છે તો પછી આ કામમાં નીકળેલી હકીકતમાં પ્રતિવાદીઓના વકીલ એમણે કહી જણાવેલા મુંબઇ હાઇ કોર્ટના ફેંસલા આ કામને લાગુ નથી એમ બતાવવા તે દરેકના વિવેચનમાં ઉતરવું જરૂર વગરનું છે. એ હક અને વહીવટ પ્રાચીન કાળથી ચાલતા આવ્યા સંબંધેના તથા તે હક જાળવવા માટે અગાઉ વિવેચન કર્યા પ્રમાણેના રાજ્ય સત્તા તરફના દસ્તાવેજ પુરાવાનું વિવેચન અગાઉ થઇ ગયું છે તે ઉપરથી દાવાવાળો હક ન્યાયથી માન્ય કરી શકાય એવો ઠરે છે એટલુંજ નહી પણ વાદીએ જણાવેલો હક ધર્મની સ્વતંત્રતા વિરૂદ્ધનો છે અને તેને લીધે તે

ન્યાયની કોરટે સ્વિકારવો ન જોઇએ એવી એવી પ્રતિવાદી તરફની તકરાર પણ ટકી શકતી નથી. એ હક વિરૂદ્ધ તકરારી અગીઆરી બાંધીને તેમાં આતશ આદરાન પધરાવવાનું પ્રતિવાદીઓનું કૃત્ય એક જુદા ધર્મનું અથવા જરથોસ્તી ધર્મના જુદા સ્વરૂપનું છે એમ પ્રતિવાદીઓનું કહેવું નથી. ઉલટમાં હવે પછીના વિવેચન પ્રમાણે વડી દરેમેહેરનો મોભો ઘટીને તેના આશ્રીત ભગરસાથ મોબેદોને જુદી જુદી રીતનું નુકશાન ઉપજાવવાના હેતુથી તે પ્રતિવાદીઓએ કર્યાનું નીકળે છે. નામદાર નવસારી પ્રાંત ન્યાયાધીશ સાહેબની કોર્ટના (દીવાની રે. મુ. ના૦ ૫૨ સને ૧૮૮૬-૮૭ ફેસલા તા૦ ૩૦-૬-૯૧ વાલા) શ્રીમદ્રાજરાજેશ્વર વિરૂદ્ધ સદાનંદ તિર્થ વચ્ચેના મુકદમાની હકીકત આ બાબતમાં ઘણે ભાગે એક સરખી લાગુ પડે છે. તે કામમાં વાદી શ્રીમદ્રજ-રાજેશ્વર એમના રાજ્ય સત્તાએ માન્ય કરેલા હક અને ઓદ્ધાને લગતો દાવો હાલનાજ વિદ્વાન જડજ સાહેબ રા૦ બા૦ ગજાનન બાપુજી કોઠારે એઓ સાહેબે દીવાની સ્વરૂ-પનો માનેલો છે અને તેમાં વાદીઓને હક અને ઓદ્ધાની રૂએ માંગેલી હાલના સરખી દાદ અપાવેલી છે, તે ફેંસલામાં બતાવેલા આધાર ઉપર અમે ફરી વિવેચનમાં ઉતરવા જેવી આવશ્યકતા નથી. પ્રતિવાદી નંબર ૧ એમણે ભગરીઆ તરીકે હાલના જેવો હક જાળવવા માટે ખેરગામમાં દોખમા બાબેની તકરારના ઉઘરાણામાં ભાગ આપેલાનું પોતેજ કબુલ રાખ્યું છે, ને વાદી તરફની હકીકત એક કોરે રાખતાં કામની એકંદર હકીકતને વિચારે આ દાવો દીવાની સ્વરૂપનો નથી તથા તે ધર્મની સ્વતંત્રતા વિરૂદ્ધ હોવાને લીધે ન્યાયની કોર્ટ સ્વીકારી શકે નહી એવી પ્રતિવાદી તરફની તકરાર આ કામની હકીકત પુરઃસર નસ્તાં ઉપલક છે એમ જણાઇ આવે છે.

આ કામમાં પડેલા નંબર ૫-૬ ના મુદા સંબંધે અગાઉ થયેલા વીવેચનમાં કોઇ પણ જરથોસ્તી (મોબેદ અથવા બેહેદીન) ભગરસાથ પંથકની હદમાં વાદીની પરવાનગી સીવાય ધર્મનું મકાન સ્થાપી શકે નહી અથવા તેવા મકાનને પવીત્રપણું આપી શકે નહીં એમ નીઃસંશય ઠરેલું છે, તેજ વિવેચનમાં ભગરસાથ મોબેદને તે બાબતમાં વિશેશ હક હોવાનું નીકળેલું નસ્તા તેમાં ઠરાવ્યા પ્રમાણે ભગર મોબેદ પણ તે નીયમને અનુસરી વર્તવા બંધાયેલો છે. તો પછી નંબર ૧-૪-૫-૬-૭-૮ ના પ્રતિવાદીઓ ભગરસાથ પંથકના છે કે કેમ? અને તેઓ ભગરીઆ મોબેદ ઠરે તો પછી તેમને વાદીની સંમત્તી સીવાય તકરારી અગીઆરી ઇજવાનો હક છે કે કેમ? તે બાબતના પ્રશ્ન પર વિવેચનની જરૂર રહેતી નથી. એજ પ્રમાણે પ્રતિવાદી નંબર ૧ એમણે ભગરીઆ મોબેદ તરીકેનો પોતાનો હક ખોયો છે કે કેમ? તે બાબેના વિવેચનમાં ઉતરવાની પણ આવશ્યકતા નસ્તા પ્રતિવાદીઓનું દાવાવાળું કૃત્ય શુદ્ધ બુદ્ધિથી અગીઆરીની ખોટ પુરી પાડવા માટેનું છે કે વાદીઓની પ્રતિષ્ટા, સત્તા તથા હકુમત ઘટાડવાના ઇરાદાથી દવેસ બુદ્ધિથી ઉઠાવેલું છે તે પ્રશ્ન વીચારવામાં એટલું કહીએ તો બસ થશે કે મુંબઇમાં વાડીઆજીના આતશબેહેરામમાં પ્રતિવાદી નંબર ૧ એમણે નાવર મરાતબની પદવી આપવાનું શરૂ કર્યું ત્યારથી તે પ્રતિવાદી અને તેના તાબામાં કામ કરનારાઓ ભગરસાથના બીજા તમામ મોબેદથી જુદા હોવા બાબે સંસય નથી.

અગાઉ વિવેચન કર્યા પ્રમાણે ભગર પંથક ઉત્પન્‍ન થયાના વખતથી નાવર અને મરાતબ ફકત નવસારીની વડી દરેમેહેરમાંજ થતા હતા અને એ દરેમેહેરમાં બરશ્નુમ લીધેલા ભગરીઆઓ હીંદુસ્તાનની બીજી કોઈ પણ દરેમેહેરમાં કામ કરી શકે. પરંતુ હીંદુસ્તાનની બીજી કોઈ પણ દરેમેહેરમાં બરશ્નુમ લીધેલો મોબેદ નવસારીની વડી દરેમેહેરમાં બરશ્નુમ લીધા સીવાય કામ કરી શકે નહી એ હકીકત પક્ષકાર વચ્ચે નીર્વીવાદ છે. પુરાવાથી માલમ પડે છે કે વાદીઓની પરવાનગીથી વાડીઆજીએ મુંબઇમાં નવીન આતશબેહેરામ સ્થાપન કર્યા તેને લીધે વડી દરેમેહેરના માનમાં કમીપણું માનવા કારણ નહોતું. પરંતુ તે આતશબેહેરામ સ્થાપન થયા પછી વાદીઓની મરજી વિરૂદ્ધ તે દરેમેહેરમાં નાવર અને મરાતબ કરવાનું શરૂ કર્યું ત્યારથીજ ઉપર વિવેચન કર્યા પ્રમાણે પક્ષકાર વચેનો સંબંધ તુટેલો છે. નીા. ૯૫ માં ખુદ પ્રતિવાદી કહે છે કે " મુંબઇમાં નાવર મરાતબ કરવાને પરવાનગી માંગેલી તે આપવામાં આવી નથી. શા માટે આપવામાં આવી નથી તે મારા જાણવામાં આવ્યું નથી. " સબબ તે નાવર મરાતબ વાદીઓની પરવાનગીથી થયા નથી. એ સંબંધે વાદી તરફનો બીજા પુરાવાના વીવેચનની જરૂર નસ્તા નીા. ૨-૩૫૦ વાલો કાગળ ( જુઓ પારસી પ્રકાશ પાનું ૯૧૨ ) થીજ પ્રતિવાદીઓએ તે નાવર મરાતબ વાદીની પરવાનગીથી કરેલો કે નથી તે બાબેના વિવેચનમાં ઉતરવાની જરૂર નથી. પ્રતિવાદીઓએ તે રીતે નાવર મરાતબ કરવાનું શરૂ કર્યું તેનો ઉદ્દેશ પણ પુરાવાથીજ સ્પષ્ટ છે તે એવો કે ભગર પંથકના મોબેદના ભેગા થયલા નાણામાં હીસ્સો માંગવા નવસારીના ભગરપંથ મોબેદોએ હાઈ કોર્ટમાં ફરીયાદ માંડી હતી. વાડીઆજીના આતશબેહેરામમાં નાવર મરાતબ થનાર છોકરાને માટે તે નાણા અટકાવી રાખ્યા હતાં તે નાણાં પોતાના તાબાના નાવર મરાતબ થયલા મોબેદને મલે એવા પ્રતિવાદી નંબર ૧ એમના લોભથી તે તકરારનું કારણ થયલું જણાય છે અને તેવાજ લોભને અનુસરી પ્રતિવાદી નંબર ૧ એમણે પોતાના સંબંધનાં માણસને તે દરેમેહેરમાં નાવર મરાતબ કરેલા એમ પણ પુરાવાથી સ્પષ્ટ છે. એ રીતે પ્રતિવાદી નંબર ૧ એમણે આખા ભગરસાથ પંથકના મોબેદો નવસારીમાં નાવર મરાતબ થતા હતા તેમાં વીભાગ પડી મુંબઇમાં નાવર મરાતબ કરવાનું વાદીઓની ઇચ્છા વિરૂદ્ધ શરૂ કર્યું તે ઉપરથી આખો ભગરસાથ પંથક પ્રતિવાદી નંબર ૧ અને તેની જોડે એક સરખા સ્વાર્થ ધરાવનાર તેના તાબાના મોબેદોથી જુદો પડે એમાં આશ્ચર્ય નથી અને તેવુંજ પરીણામ લાગુ થયાનું પણ પુરાવાથી મળી આવે છે, પ્રતિવાદી નંબર ૧ વાલા નીા. ૯૫ માં કબુલ રાખે છે કે " મુંબઇની હાઇ કોરટમાં દાવો થયા પછી નાવર મરાતબની તકરાર પડી. " અગર જો કે ફરી કહે છે કે, " મુબઇમાં દાવો થયો તે પહેલાં ત્યાં નાવર મરાતબ થવાની ભાંજગડ ચાલતી હતી. મુંબઇ હાઇ કોર્ટમાં ચાલેલા કેશનાં છાપેલા બ્રીફ માંહેના પ્રતિવાદીઓએ અંગીકાર કરેલા દસ્તાવેજોથી જણાય છે કે પ્રતિવાદીઓ તરફની ઘણી ભાંજગડ અને લાલચ છતાં તેમને વાદીઓએ એ પ્રમાણે નાવર મરાતબ કરવાની પરવાનગી આપેલી નહોતી અને તે પછી પ્રતિવાદીઓએ તેવી પરવાનગી સીવાય નાવર મરાતબ કરવાનું શરૂ કરતાંજ તે દરેમેહેરમાં કામ કરનાર તમામ ભગરીઆ મોબેદોએ તે દરેમેહેર છોડી દીધી હતી અને તેમાં પ્રતિવાદી નંબર ૧ એમણે તેઓને બદલે બીજા

પોતાને અનુકુલ માણુસો રાખ્યા હતા, જે સઘળાઓ જોડે ભગર પંથકના મોબેદોએ પોતાનો સંબંધ છોડયાનું પ્રતિવાદી કબુલ રાખે છે તે પછી જુદા પડેલા મુંબઇમાં વસનાર વડી દરેમેહેરના તાબાના ભગર મોબેદોએ મુંબઇમાં વાદીઓની સંમત્તીથી નવી દરેમેહેર બાંધી એ હકીકત પક્ષકાર વચ્ચે નિર્વીવાદ અસ્તાં તે નવીદરેમેહેરની સ્થાપનાથી વાડીઆજીવાલી દરેમેહેરના મકાનમાં કમીપણું આવવા કારણ થયું તે હકીકત વીષે પણ સંશયનું કારણ નથી. પક્ષકાર વચ્ચે એ નિયમમાં થયલા કૃત્યો પછી દાવાવાલી અગીઆરીનો સંબંધ આવે છે અને તે અગીઆરી પ્રતીવાદીઓએ વાદીની પરવાનગી સીવાય તલ નવસારીમાં બાંધી છે તે વીષે અગાઉ વિવેચન થઇ ચુકેલું છે. એ હકીકત ઉપરથી પ્રતિવાદીઓ બતાવે છે તે મુજબ તકરારી અગીઆરી તેઓએ નવસારીમાં તેવી અગીઆરીની ખોટ હતી તે પુરી પાડવા કરી છે એમ માનવા કરતાં વાદીઓએ જણાવ્યા પ્રમાણેના ઉદ્દેશથી કરેલી છે એમ બતાવવા આધારભૂત થાય છે. પ્રતિવાદી નંબર ૧ ની સામા કહે છે કે વાડીઆજીના આતશબેહેરામમાં કામ કરનાર તેમના તાબાના મોબેદો માટે એ અગીઆરી કરી છે તે બતાવવું ફકત ઉપલક છે એમ તેમણે બતાવેલા મોબેદોનો મોટો ભાગ તલ નવસારીનો નસ્તા બીજા ઠેકાણાના છે એમ તેજ પ્રતિવાદીની જુબાનીથી નીકલેલું હોવાને લીધે માનનીમ રહેતી નથી અને તેથી કરી આ બાબતમાં વાદી તરફના બીજા પુરાવાના લંબાણ વિવેચન પર ઉતર્યા સીવાય ઠરાવવું અવસ્ય થાય છે કે તકરારી અગીઆરીની સ્થાપના પ્રતિવાદીઓએ વાદીના જણાવ્યા પ્રમાણે વાદીના હક વીરૂદ્ધ તેમની અને વડી દરેમેહેરના માનની લાગણી દુઃખે એ રીતે દુષ્ટ હેતુથી કરેલી છે. સબબ પ્રતિવાદીઓના તેવા કૃત્ય માટેની જવાબદારીમાં તેઓ વાદીને યોગ્ય નુકશાની આપવાને પાત્ર છે એમાં સંસયનું કારણ નથી. પણ વાદીઓને જે નુંકશાની પ્રતિવાદીઓ તરફથી મલવી યોગ્ય છે તે બાબેનો વિચાર કરતાં અવલ આ દાવામાં વાદીના છેવટ માંગણા સંબંધે પ્રતિવાદીઓની જે તકરાર છે તે વીશે થોડા વીવેચનની જરૂર છે. તકરારી અગીઆરી બાંધવામાં વાદીઓની ગર્ભીત સંમત્તી હતી એવું પ્રતિવાદીઓનું કહેવું છે પરંતુ તેવો પુરાવો પ્રતિવાદી તરફથી થયલો નથી. ફકત મકાન બાંધે તેટલા ઉપરથી તે મકાન અગીઆરી માટેનુંજ છે એમ માનવા કારણ નસ્તા તે મકાન અગીઆરી માટેનું છે એમ તે મકાનની ધર્મક્રીયા થાય ત્યારેજ માલમ પડે એવું વાદી તરફના પુરાવાથી સ્પષ્ટ છે. પ્રતિવાદી નંબર ૧ નીા. ૯૫ માં કહે છે કે ઇજવા પહેલાં અમુક મકાન અગીઆરી માટેનું છે એમ કહી શકાય નહી. અને તે પ્રમાણેની હકીકત વાદી તરફના નીા. ૮૯-૧૭૨-૧૭૩-૧૭૭-૧૭૮-૧૯૩-૧૯૯ અને નીા. ૨૦૦ વાલા શાક્ષીથી પણ નીકલેલી છે. તથા વાદીનો દાવો તકરારી અગીઆરી ઇજતાં પહેલાનો છે તે બાબે સંસયનું કારણ નથી તો પછી પ્રતીવાદીઓએ જણાવ્યા પ્રમાણેની ગર્ભીત સંમત્તીના પુરાવાના અભાવે તકરારી અગીઆરી સ્થાપન કરવા દેવામાં વાદીઓની ગર્ભીત સંમત્તી હતી એમ ગ્રહણ કરી શકાતું નથી. કદાચ તકરારી અગીઆરી માટેનું મકાન બંધાતું વાદીઓની જાણમાં આવ્યું હોય તોપણ પ્રતિવાદી નંબર ૧ એમણે નીા. ૯૫ માં જણાવ્યા પ્રમાણે તે સંબંધે વાદીઓની

પરવાનગોની જરૂર તે મકાન બાંધતી વખતે નહી પણ ક્રીયા કરતી વખતે છે. સબબ પ્રતિવાદી તરફની એ તકરાર ટકી શકતી નથી.

વાદીઓએ જુદે જુદે વખતે પુરવણી અરજી આપી દાવાના સ્વરૂપમાં જે ફેરફાર કર્યો છે તેને લીધે વાદીનો આ દાવો ચાલી શકતો નથી એવી પણ પ્રતિવાદી તરફની તકરાર છે. દાવા અરજી અને પુરવણી અરજીઓનો વિચાર કાગમાં નીકલેલી હકીકત જોડે કરતાં માલમ પડી આવે છે કે પ્રથમ દાવા અરજીમાં જે હકીકત વાદીઓએ બતાવેલી તે હકીકતમાં વખતે વખતે ફેરફાર થવાનુ કારણ ખુદ પ્રતિવાદીઓની વર્તણુંક સીવાય બીજું નથી, એટલે વાદીઓએ માંગેલા અટકાવ વિરૂદ્ધ પ્રતિવાદીઓએ તકરારી અગીઆરી ઇજવાનું તથા તેમાં આતશ આદરાંન પધરાવવાનું કામ કરી લીધું વગેરે હકીકત આ દાવાના પેટામાં ચાલેલા ફીરકુલ કામના કાગલો જોતાં જણાઇ આવે છે. પ્રતિવાદીઓએ એ પ્રમાણે ગેરહકે જે લાભ વાદીઓ વિરૂદ્ધ લીધો તેનો મોબદલો પ્રતિવાદીઓના લાભમાં ન્યાયની રીતે ઉતરી શકે નહીં એ ઉઘડ છે, અને તેને ધોરણે ગ્રહણ કરવું અવશ્ય રહે છે કે પુરવણી અરજીથી જે હકીકતનો ફેરફાર થયેલો છે તે પ્રતિવાદીઓની વર્તણુંકને લીધેનોજ હતો અને તેમ થવાથી પણ આ દાવામાં માંગેલી પરીણામ યુકત દાદ મેળવવામાં હરકત માનવા કારણ નથી અને પ્રતિવાદીઓએ ગેર હકે સ્થાપન કરેલી અગીઆરી તથા આતશ આદરાંનથી વાદીઓને પરીણામ પામેલી નુકશાની માટે તેઓ જવાબદાર ઠરે છે. વડી દરેમેહેર તથા વાદીઓની પ્રતિષ્ટા, સત્તા અને આબરૂની નુકશાનીનું મહત્વ જરથોસ્તીઓની અંદર તેઓ સંબંધે જે લાગણી છે તેને અનુસરી વિચારતાં તે નુકશાની જોઇએ તેવી રીતે પૈસાથી અપાવી શકાય નહીં. સબબ તે નુકશાની વાદીની માંગણી પ્રમાણે અપાવવા સાથે પ્રતિવાદીના એ કૃત્યને લીધે ચાલુ રહેલી તે પ્રમાણેની નુકશાનીનો અટકાવ થવો પણ રાસ્ત છે. હરકોઇ અગીઆરીની અંદરથી રાજ સત્તાના અને બીજા જરૂરી કારણસર તે માંહેના આતશ આદરાંન ઉપાડી શકાય છે અને તે રીતે આતશ આદરાંન ઉપાડયા પછી તે મકાનનો બીજો ઉપયોગ કરતાં હરકત નથી એમ ખુદ પ્રતિવાદી નંબર ૧ એમણે ની. ૯૫ માં કબુલ રાખેલું છે અને તે હકીકત વાદી તરફના બીજા પુરાવાથી પણ સ્પષ્ટ થયેલી છે ( ની. ૧૯૩–૧૯૯ અને ની. ૨૦૦) આતશને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઉપાડી લીધાના દાખલા પારસી પ્રકાશ પાને ૩૩–૩૪–૩૫–૪૧–૫૩–૮૫૫ અને ૮૫૭ માં માલમ પડે છે. એટલુંજ નહીં પણ તેવા દાખલાની નોંધ ઇતિહાસથી પણ મળે છે. Vide History of Parsees by Dosabhai Framjee Karaka Vol. 1 page 47–48–93 & 217 & Vol II page 2 to 7–239–240. તેમ છતાં એ રીતે એ તકરારી અગીઆરી ઇજવા તથા તેમાં આતશઆદરાન પધરાવવા વિરૂદ્ધ વાદીઓનો આ દાવો ન્યાયની કોરટમાં દાખલ થયા પછી અને તે માટેની માહીતી પ્રતિવાદીઓને હોવા છતાં પ્રતિવાદીઓએ પોતાના જોખમ ઉપર તકરારી અગીઆરી ઇજવાનું અને તેમાં આતશ પધરાવી દેવાનું માથે લીધેલુ તે પ્રતિવાદીઓનું ગેર હકે કરેલું કૃત્ય ધર્મના નિમીત્તથી અંગીકાર રાખવા ન્યાયની કોરટ બંધાયલી નથી. ન્યાયના તત્વ પ્રમાણે દરેક હકના ઉલ

ધન સાથેજ તેનો ઈલાજ સમાયલો છે અને તેથી કરીને વાદીઓના હક વિરૂધનું પ્રતિવાદીઓનું કૃત્ય રદ ઠરાવવું અવસ્ય થાય છે એટલે કે પ્રતિવાદીઓએ સ્થાપેલી તકરારી અગીઆરીનો તેઓ તરફથી અગીઆરી તરીકેનો ઉપયોગ થવો અગર થવા દેવો રાસ્ત નથી, તેમજ તેની અંદર પધરાવેલા "આતશ આદરાંન" પ્રતિવાદીઓ ચાહે તો તે ઠેકાણેથી ઉપાડી લઇ જાય અગર તે બાએ બીજી ઘટીત તજવીજ એવી કરે કે જેથી વાદીઓથી સ્વતંત્ર એ રીતે તે આતશ આદરાંન પ્રતિવાદીઓ ભગર પંથકની હદમાં રાખે નહી એવો હુકમ થવો કામની હકીકતમાં રાસ્ત છે.

ઉપર જણાવેલા કારણ સહીત ઠરાવને અનુસરીને હુકમ કે:—

વાદીઓના હક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ તકરારી અગીઆરી ઇજાવવાનું તથા આતશ આદરાંન પધરાવવાનું કૃત્ય રદ ઠરાવવામાં આવે છે. સબબ પ્રતિવાદીઓએ તે મકાનનો અગીઆરી અને આતશ આદરાનના સ્થાન તરીકેનો ઉપયોગ વાદીથી સ્વતંત્ર એ રીતે કરવો અથવા થવા દેવો નહી. તેમજ ભગર પંથકની હદમાં ફરી એવું ધર્મનું મકાન અથવા ક્રિયાનું કામ કરવું અગર કરાવવું નહીં. વાદીઓના હક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ ગેરહકે તકરારી અગીઆરી ઇજવાના અને તેમાં આતશ આદરાંન પધ ાવવા માટેના કૃત્યથી વાદીઓને થયલી નુકશાની માટે દાવા પ્રમાણેની રકમ આ દા ાના તમામ ખરચ સાથે પ્રતિવાદીઓએ વાદીને આપવી અને દરેક પ્રતિવાદીઓએ પોત પોતાનો ખરચ પોતેજ ભોગવવો. તા૦ ૧૮ માર્ચ સને ૧૮૯૩.

ખંડુભાઈ નાગરજી.

વ્યા. મુ. સ્પે. ડયુ. નવસારી."

---

શ્રી નવસારીની મુનસફ કોર્ટના ઉપલા ચુકાદાથી નારાજ બની વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ તથા તેમના દસ્તુર પેશોતનજીએ નવસારીના "જડજ કોર્ટ" માં તેની સામે અપીલ નોંધાવી હતી.

આ અપિલની તપાસ લંબાણથી ચાલવા તથા બંન્ને પક્ષના ધારાના બાહોશ હિમાયતીઓ તરફની તકરાર અને દલીલો સાંભળવા પછી, નામદાર નવસારી પ્રાંતના જડજ સાહેબ "હરીલાલ હરશદરાય ધ્રુવ" એ તારીખ ૯ મી માર્ચ સને ૧૮૯૫ ઇસવીને દીને પોતાનો ચુકાદો ભગરસાથ અનજુમનની તરફેણમાં લંબાણથી વાંચી સંભળાવ્યો હતો, જેમાં આગલી મુન્સફ કોર્ટ તરફથી વાદીઓને નુકસાની તરીકે રૂપિયા ૨૫૦૦ ની જે રકમ અપાવી હતી તે રદ કરી, બાકીનો સઘલો ચુકાદો બહાલ રાખ્યો હતો અને વાદીઓનો બન્ને કોર્ટનો તમામ ખરચ પ્રતિવાદીઓ ઉપર નાખી તકરારી અગીઆરી ત્યાંથી ઉંચકાવવાનો તથા તેમાં પરઠેલા આતશ આદરાંન ભગરસાથની "હદ" ની બહાર લઇ જવાનો હુકમ ફરમાવ્યો હતો.

---

શ્રી નવસારીની જડજ કોર્ટના ઉપલા ચુકાદાથી પણ પ્રતિવાદીઓ નારાજ બન્યા હતા અને તેઓમાંના એક પ્રતિવાદી દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ વડોદરાની "વરીષ્ટ કોર્ટ" મધે અપિલ નોંધાવી હતી, જ્યારે વાદીઓએ પણ જડજ કોર્ટના નુકસાનીની રકમ નહિ અપાવવાના હુકમ સામે વલતી અપિલ કીધી હતી.

આએ અપિલોની તપાસ વડોદરાની "વરીષ્ટ કોર્ટ" ના નામદાર જડજો **અંબાલાલ સાકરલાલ** અને **આબાસ સમસુદીન તૈયબજી**ની આગળ નીકલી હતી, જેઓએ બન્ને તરફના ધારાશાસ્ત્રીઓ તરફની લંબાણ તકરાર અને દલીલો સાંભળી તા૦ ૨૦ મી એપ્રેલ સને ૧૮૯૯ ને દિને તકરારી કેસનો ચુકાદો આપતાં નામદાર "જડજ કોર્ટ" નો આગલો ચુકાદો બહાલ રાખ્યો હતો, અને તકરારી અગીઆરી ત્યાંથી ઉચકાવવાનો હુકમ ફરમાવવાની સાથે વાદીઓએ નુકસાની મેળવવા કીધેલી અપીલનાં સંબંધમાં એવો ચુકાદો જાહેર કીધો હતો કે, "વાદીઓ પોતાના વિવાદમાં નુકસાનીની રકમ નામંજુર થયલી છે તે બાબત માગણું કરે છે, પણ તેવો તેમનો દાવો નથી; ને મનાઇ તથા તાકીદ હુકમ વગેરે જે નીચેની કોરટથી મલી ચુકયા છે ને જે આ કોરટે રદ કર્યા નથી, તે બધાથી તેમને જોઇતી દાદ મળી શકે છે. માટે વાદીઓની નાણા સંબંધી દાદ નામંજુર થઇ છે તે બરાબર છે.

પરિણામે ઉપર જે "ધર્મ ક્રિયા રદ છે કે નહિ તે વિષે ન્યાયની કોરટે હુકમ આપવાની જરૂર નથી" એમ જે મત હુમોએ બતાવ્યો છે તે સિવાય કરી નીચેના વિવાદ ન્યાયાધીશીનો ઠરાવ હુમો કાયમ કરીએ છીયે ને બેઉ વિવાદ રદ કરી તેનું બેઉ તરફનો ખરચ દરેક વિવાદીને માથે નાંખીએ છીયે."

એ રીતે ૧૨ વર્ષે તકરારી અગીઆરીના વાંધાનો છેવટનો ફડચો થવા પાંમ્યો હતો. આએ છેલ્લો ચુકાદો સાંભળવાને અને તકરારી અગીઆરી ત્યાંથી ઉચકાયલી જોવાને દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાની સરજતમાં હતું નહિ; તેઓએ તકરારી કેસનું એ કોર્ટનું પરિણામ જાણ્યું હતું અને આકેબત છેલ્લી કોર્ટનો શું ચુકાદો આવશે તે તેઓ પોતાની બાહોશીથી સારી રીતે સમજી શકેલા હોવા જોઇએ, જેથી તેઓને જે નિરાશી ઉપજી હતી તેમાં મુંબઇ મધે "જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" ને નામે ભગરસાથની અનજુમને નવાં આતશબેહેરામ સાહેબનો નૂરી કેબલો બરપા કરવાથી વધારો થયો હતો. એ રીતના દબળ નિરાશી વચ્ચે ભગરિયા મોબેદોના એક વેળાના ઘણા માનીતા અને જરથોસ્તી ટોળામાં પોતાની વીદવતાથી મશહુર બનેલા દસ્તુર પેશોતનજી રોજ ૧૩ મો માહ ૪ થો સને ૧૨૬૮ યજદજરદી, તા૦ ૨૬ મી ડીસેમ્બર સને ૧૮૯૮ ઇસવીને દિને ૭૦ વર્ષની ઉંમરે આ દુન્યાંથી ગુજર પામ્યા હતા. ત્યાર પછી નામદાર ગાયકવાડ સરકારની ચઢતી અદાલતે છેવટના આપેલા ઉપલા ચુકાદા ઉપર વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓએ અમલ કરીને તા૦ ૨૧ મી માર્ચ સને ૧૯૦૦ ઇસવીને દીને ઉપલી તકરારી અગીઆરી મધેના "આતશ આદરાંન" સાહેબના નૂરી કેબલાને આગમચથી કીધેલી ગોઠવણ મુજબ શ્રી સુરત શેહેરમાં લઇ

જઈ, ત્યાંના શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાળા આતશબેહેરામ સાહેબનાં મકાન મધે ખાસ તૈયાર કરાવવામાં આવેલા ગુમ્બજમાં ફરી તખ્તનશીન કરાવ્યા હતા.

વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓ તથા એ પાક મકાનનાં વડા દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ—ભગરસાથના મુંબઇનાં આગેવાનોએ "નવા આતશ બેહેરામ સાહેબ" બરપા કરાવવાની કરવા માંડેલી હિલચાલથી નિરાશ બની—ખુદ ભગરિયા મોબેદોના "પાયતખ્ત" તરીકે ગણાતાં તેઓના વતન શ્રી નવસારી મધે પોતાના પક્ષનાં મોબેદોને માટે નવી અગીઆરી બરપા કરાવીને જેમ તેઓ એક ગમથી મોટા ખર્ચ અને મેહેનતમાં ઉતર્યા હતા, તેમ બીજી તરફ ભગરસાથના વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજીને માથે ટોળાના પૂરાતન અને કિમ્તી હક્કો જાળવવાની મોહટી ઝંજાલ તથા જોખમદારી આવી પડી હતી. અને એ સઘલી મહેનત અને જોખમદારી ટોળાના વડા તરીકે હિમ્મતથી માથે ઉપાડી લઇ તથા પોતાના શ્રીમંત વગવાલા હરીફો સાંમે બાર બાર વર્ષ સૂધી ત્રણ ત્રણ કોર્ટમાં તન-મન અને ધનના ભોગે ખતરનાક લડત ચલાવી, આયંદે તેમાં ફતેહ મેળવવા સાથે ભગરસાથ અનજુમનની તવારીખમાં તેઓએ પોતાનું નામ અમર અને કીર્તિવન બનાવ્યું હતું.

---

## મુંબઇ મધે ભગરિયા મોબેદોની નવી અગીઆરી બરપા થવા પછી લાંબી મુદતે પૂરૂં થવા આવેલું નવા આતશબેહેરામનું બાંધકામ, તેથી નિરાશ બની દસ્તુર પેશોતનજીએ ભગરિયા આગેવાનોની કમિટી ઉપર લખેલો કાગજ; તથા નવા આતશબેહેરામનું શરૂ કરવામાં આવેલું ક્રિયાકામ.

—:o:—

એ રીતે ભગરસાથ અનજુમનનાં "હક્કો" ની જાળવણી કરવા સારૂ શ્રી મુંબઇ શેહેરમાં નવા આતશબેહેરામ સાહેબ બરપા કરાવવાની ભગરિયા આગેવાંનોની કમિટીએ કરવા માંડેલી હિલચાલનાં પરિણામમાં શ્રી નવસારી મધે નવી અગીઆરી બંધાઇને ખુલ્લી મુકાયા અને તેના સંબંધમાં વર્ષો સૂધી ઉપલી જિક્કરો લંબાયા છતાં, બરપા કરવા ધારેલા નવા આતશબેહેરામ સાહેબની ઇમારતનું બાંધકામ, ઘણુંક કમનસિબ સંજોગો અને સબબોને લીધે વર્ષો તલક ઢીલમાં અને ખોરંભે પડી રહ્યું હતું; જેથી ભગરિયા મોબેદો નિરાશ બન્યા હતા. ભગરિયા આગેવાનોની કમિટીએ શરૂઆતમાં ઉજમ પકડી નાણુંની જે મોહટી રકમ ફંડમાં ભરાવી હતી, તે ઘણી ખરી ચંદનવારીના મુખરા ઉપર મોટી જગ્યા ખરીદવા અને નવી દરેમેહેર બાંધવા પાછળ ખરચાઇ ગઇ હતી. ત્યાર બાદ પાક આતશબેહેરામ સાહેબનો ગુમબજ બાંધવા

અને તેની આસપાસ બંદગી કરવા માટેનો હૉલ બનાવવા સારૂં દસ્તુર ડાક્તર જામાસ્પજીની કોશેશ અને સમજાવતથી શેઠ કાવસજી દીનશાહ એદનવાળા તથા શેઠ શાપુરજી સોહરાબજી નાલ્લીયેરવાળાએ રૂપીયાની જે મોહુટી રકમો ઉદાર દિલથી કમિટીને સ્વાધીન કીધી હતી, તે સઘલી રકમ ગુમબજ અને બંદગીના હૉલનું બાંધકામ મજબૂત અને નકશીનું સોભાયમાન બનાવવા પાછળ ખરચાઇ પૂરી થઇ હતી. ઉપલા બે સખી નરો સિવાય મકાનનાં બીજા ભાગો તથા તે ઉપર "માર" બાંધવાનો ખરચ આપવા અને તેમ કરી પોતાનાં નામો અમર બનાવવા તુરત વેળા કોઇ બીજા સખી નરો બાહેર નહિ પડવાથી, કમિટીએ જાહેર ઉઘરાણાંથી ભેગા કીધેલા રૂપિયા તેઓના હાથમાં ઝાઝા નહિ રહેવાથી તથા જે ઉજમથી શરૂઆતમાં દેશ-પરદેશના દીનદાર જરથોસ્તીઓ આએ ફંડમાં નાણાં ભરતા હતા તે ઉજમ વખતના વેહેવા સાથ મંદ અને થંડો પડી જવાથી, ફંડમાં વધુ રૂપિયા ભરાતા મોટે ભાગે અટકી ગયા હતા. વાડિયાના આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓએ શ્રી નવસારી મધે બંધાવેલી નવી અગીઆરીના સંબંધમાં ત્યાંની અદાલતોમાં ચાલેલી લંબાણ જીકકરોથી, તેમજ મુંબઇમાં નવાં આતશબેહેરામ સાહેબ બરપા કરવાની વિરૂદ્ધના વર્તમાનપત્રો મધે ચાલુ રહેલાં લખાણોથી, દીનદાર જરથોસ્તીઓનાં દિલ નવા આતશબેહેરામ સાહેબના ફંડમાં નાણાં ભરવા માટે ડામાડોળ અને શકમંન બન્યાં હતાં, અને ઘણાકોએ તો ફંડમાં ભરેલા રૂપિયા વટિક વસૂલ કરવાના અખાડા કીધા હતા. આવા અનેક ખરાબ સંજોગો અને સબબોને લીધે મકાનનું બાંધકામ અરધું બંધાઇને અટકી પડવાથી ભગરસાથના મારા મોબેદ ભાઇઓને મોટી નિરાશી ઉપજી હતી. આ વેળાએ સર્વ કોઇની નજર ભગરિયા આગેવાનોની કમિટીના શ્રીમંત સભાસદો તરફ સ્વભાવિક રીતે ખેંચાઇ હતી; જો તેઓ મધેથી બે ત્રણ જણાએ મોહુટાં દિલથી મકાનનાં અધુરા રહેલા ભાગો બાંધવા અને તેમ કરીને પોતાનાં નામો અમર બનાવવા મન ઉપર લીધું હતે તો તેઓ ઘણી આસાંનીથી તેમ કરી શકતે, પરંતુ આવાં નેકનામી ભરેલાં કામથી પોતાની યાદગારી જાળવી રાખવાનું કમિટીના શ્રીમંત ભગરિયા શેઠિયાઓના નસિબમાં સરજેલું નહિ હોવાથી ધર્મિં એ કામ પાછલ ખરચ કરવા તેઓનું જીગર ચાલ્યું હતું નહિ.

એ રીતે નવા આતશબેહેરામ સાહેબનું બાંધકામ વર્ષો સુધી અધુરૂં પડી રહેવાથી દસ્તુરજી સાહેબ જામાસ્પજીને વધારે નિરાશી ઉપજી હતી, પોતાના વડપણ હેઠલ પાક આતશબેહેરામ સાહેબનો નુરી કેબલો તખ્તનશીન થયલો જોવાને તેઓ વધારે ઇન્તેજાર હતા; તેટલા માટે નિરાશીથી હારી નહિ ખાતાં તેઓએ ઉજમથી ધારેલાં કામને સરનજામ ઉતારવા માટેની કોશેશ ચાલુ રાખી હતી. તેઓના નસિબે યારી આપવાથી અંતે મકાનનાં બાકીના ભાગો બાંધવા માટે સખી જરથોસ્તીઓને સમજાવવા અને પોતાના દિલની ભલી ઉમેદ બર લાવવા તેઓ સામર્થવાન બન્યા હતા.

શેઠ દાદાભાઇ નશરવાનજી કંટરાકટરને સમજાવ્યાથી તેઓએ મકાનની ઉપર એક મોહુટો કુશાદે સુંદર હૉલ પોતાને ખરચે બંધાવવા કબૂલ કરી, કમિટીની મૂશ્કેલી આસાંન બનાવી હતી.

મોબેદ જમશેદજી સોહરાબજી કુકાદારૂ—જેઓ ભગરસાથના એક બાહોશ મોબેદ અને દસ્તુર જામાસ્પજીના ઈષ્ટ મિત્ર હતા તેઓ—એ મકાનનાં આગલા ભાગ ઉપર ક્રિયાકામો કરવા માટેનો એક હૉલ બાંધવાનો ખરચ ઉદાર દિલથી આપી, પોતાના મિત્રના માથે ઉઠાવેલાં કામમાં મદદ કરવા સાથે પોતાની યાદગારી જાળવવાને ભાગ્યશાળી બન્યા હતા.

મોબેદ પેસ્તનજી રૂસતમજી કાંગા—જેઓ પણ એક ચુસ્ત ભગરિયા અને પોતાના મોબેદ ભાઈઓનાં ભલાં માટે કમિટીમાં પહેલાંથી જોડાઈ મહેનત કરતા હતા, તેઓએ મકાનનાં આગલાં દરસન ઉપર ઓટલાની બેઠકનું સુંદર બાંધકામ કરવાનો કમિટીએ મુકરર કીધેલો ખરચ આપી, એ પાક મકાનમાં પોતાની યાદગારી રાખવાનો સંતોષ મેળવ્યો હતો.

ઉપલા બન્ને મોબેદ સાહેબો, જેઓ ભગરિયા તરીકે પોતાના મોબેદ ભાઈઓના ભલાં માટે નેમાયલી કમિટીમાં જોડાયલા હતા, તેઓએ પોતાની ઉપલી સખાવતથી, કમિટીના સભાસદોને માથે ઘણી તરફથી ચોંટાડવામાં આવેલો "તંગદિલી"નો કલંક કેટલેક દરજ્જે દુર કીધો હતો; તો જો કે તેઓ મધ્યમ સ્થીતિના ગ્રહસ્થો હતા. શેઠ સોરાબજી બેહેરામજી ભાભાએ મકાનનાં આગલાં દરસન ઉપર બહેરનો સુંદર "પોરતીકો" અને અગાશી બંધાવી આપી કમિટીએ માથે ઉઠાવેલાં કામમાં યોગ્ય મદદ કીધી હતી.

એ રીતે નવા આતશબેહેરામ સાહેબના મકાનનાં અનેક ન્હાના મોહોટા ભાગો જુદા જુદા સખી નરોએ બંધાવવા કબુલ કરી, તેને માટે ઠેડવેલા રૂપિયા કમિટીને સ્વાધીન કરવાથી તેઓના હાથ મજબૂત બન્યા હતા અને અધૂરાં બાંધકામો જલદીથી પૂરાં કરાવવા પાછલ તેઓ ઉજમથી મંડી ગયા હતા. કમિટીના ગૃહસ્થોએ એક-ગમથી મકાનનાં અધુરાં રહેલાં બાંધકામો ઝડપથી આગલ ચલાવવા માંડી, બીજી તરફથી નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવા માટે કરવાં જોઈતાં ક્રિયાકામોની ઘટતી ગોઠવણ કરવા માંડી હતી.

નવા આતશબેહેરામ સાહેબના મકાનનું અધૂરૂં રહેલું બાંધકામ એ રીતે આગલ ચાલવાથી તથા દીનનાં તરીકા પ્રમાણે જુદા જુદા ૧૬ આતશોને ઘટતાં ક્રિયા-કામોથી પવિત્ર બનાવવાનું કામ જલદીથી શરૂ થનાર છે એવી ખબર જાહેર વર્તમાન પત્રો મધે આશકારા થવાથી, દસ્તૂર પેશોતનજી બેહેરામજી સંજાણા ઘણા નિરાશ બન્યા હતા અને નીચલો એક લાગણી ભર્યો પત્ર ભગરિયા આગેવાનોની કમિટી ઉપર તેઓએ મોકલાવીને, નવા આતશબેહેરામ બરપા થતા હજુ મી અટકાવવા અને ભગરિયા મોબેદોને ઘટતી રીતે સમજાવી તેઓના અસલ આતશબેહેરામ સાહેબના મકાન મધે પાછા મોકલાવવા તથા તેમ કરી ટોલામાંથી ફિટનો અને કંઠાશ ભાંજી નાખવા મજ-બૂતીથી આગ્રહ કીધો હતો. આએ કાગજ અતરે સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું.



# દસ્તાવેજ ૮૦ મો, છપાયલો.



"નવસારીના ભગરસાથ મોબેદોને અસરો આપવા સારૂ ઉભી થયલી મુંબઇ ખાતેની કમીટીના સરનશીન, શેઠજી સાહેબ જાલભાઇ અરદેશર શેઠના, તથા નાયબે સરનશીન શેઠ પેસતનજી રૂશતમજી ઠાંગા, અને કમીટીના સભાસદો, જોગઃ—
સાહેબો.

જત ગયા એપ્રેલ મહીનાની તા૦ ૨૬ મી નાં 'જામે જમશેદ' પત્રમાં તે પત્રના બનાવનારે પોતાની તરફથી એક આરટીકલમા જણાવ્યું છે કે "મુંબઇ ખાતે ધોબી-તલાવ આગલની ભગરીયાઓની નવી અગીઆરીમાં આતશબેહેરામ તખ્તનશીન કરવાનું કામ જલદીથી શરૂ થનાર છે, અને તેની ક્રીયા કરવા સારૂ ચરૂદ મોબેદોની જોડ તૈયાર કરવામાં આવી છે."

જો એ લખાણ ભરૂસો રાખવા જોગ ખરૂંજ હોય તો, અમો તમો સર્વે દીનદાર સાહેબોને એક દીનના દસ્તુરના અધીકારથી જે દીનને લગતો ખુલાસો ખાલેસ દીલથી કરવો જોઇએ છે તે અમો નમનતાઇ સાથે નીચે લખીને કરીયે છીએ.

તમો સાહેબોએ જાણવું જોઇએ કે, આતશબેહેરામ સાહેબને બુજોગ કેબલો સંઘળા "આતશદાદગાહ" અને "આતશ અદરાનાનો સરદાર તરીકેનો છે, તેથી આતશ નીયાએશની બંદગીની અંદર તેને "આદરાનશાહ પીરોજગર" યાને "આદરાનોનો ફતેહમંદ પાદશાહ" એવાં નામથી આરાધેલો છે; અને તેજ આધારથી આપણ સર્વે જરથોશતીઓ આતશબેહેરામને પાદશાહના એલકાબથી બોલયે છીએ. શું ઇરાન કે હીંદુસ્થાનની અંદર એક શેહેરમાં બે આતશબેહેરામ પરઠાયલાની તવારીખ આપણને મલતી નથી, અને તેમજ જરથોશતીઓના આતશકદેહોના પાદશાહ તરીકે દરેક શેહેરમાં દીનનાં ફરમાન મુજબ એકજ આતશબેહેરામનો કેબલો હોવો જોઇયે છે.

મુંબઇ અને સુરતમાં એક શેહેરની અંદર બે આતશબેહેરામ થવાના દાખલાઓ આપણને મલે છે, તે ૧૨૫ વરસની હદમાં કદમી અને શેહેનશાહી ટોલા વચ્ચે રોજ માહ અને ક્રીયાની જુદાગીના સબબથી બનેલા છે; કાંઇ દીનનાં ફરમાનથી બનેલા નથી.

મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજીએ મુંબઇમાં કદમી ટોલાના દાદી શેઠના આતશબેહેરામ સાહેબ સ્થાપેલા હોવા છતાં ઘરસંસારના કલેસની ખાનગી બાબદથી બીજા આતશબેહેરામ કીધા છે, તે એક દીનનાં ફરમાનથી ઉલટો દાખલો બેઠો છે.

મુંબઇ ખાતે શેહનશાહી અનજુમનને બંદગી કરવા સારૂ તથા દીનનાં પવીત્ર કામો કરવા સારૂ મરહુમ શેઠ હોરમજજી બેહમનજી વાડીઆજીની નદયતે ગયાં ૬૫ વરસ ઉપર તેઓના પુનવંતા દીકરાઓ શેઠો બેહમનજી, રૂશતમજી, અને અરદેશરજી હોરમજજીએ નવસારીના ભગરસાથના આલાતથી અને નવસારીના ભગરયા મોબેદોની પાસે કીયા

કરાવીને, આખી જરથોસ્તી અંનજુમનની રાજીખુશીથી આતશબેહેરામને તખ્તનશીન કરેલા છે. આજ સુધી એ આતશબેહેરામ સાહેબની "બોય" નવસારીના ભગરસાથના મોબેદોએ દીધી હતી, અને હમણાથી નવસારીના ભગરસાથના મોબેદોજ બોય દીએ છે, અને ક્રીયાકામ કરે છે. આએ આતશબેહેરામ સાહેબ ખાતેથી કોઇએ નવસારીના ભગરસાથના મોબેદોને અપમાન આપીને કહડી મુકયા નથી હમણા પણ તેઓ એ આતશબેહેરામ સાહેબનાં મકાનમાં આવીને યેઝદાથરેગરીનું કામ કરે, તથા આતશબેહેરામ સાહેબની બોય દીએ તો તેઓને મકાનનાં માલેક તથા દસ્તુરની તરફનો અટકાવ નથી. તેઓનો હક છે અને તેઓ તે કામ કરે માટે તમો દીનદાર ગ્રહસ્થોને જો ખરેખરી ભગરસાથ મોબેદોનાં ભલાંની લાગણી હોય તો, જે મોબેદોને તેએના અસલ આતશબેહેરામનાં મકાનમાંથી બીજાઓએ ખરાબ સલાહ આપીને બહાર કાહાડયા છે, તેઓને તમોએ સારી સલાહ આપીને પાછા મોકલવાની ભલી કોશેશ કરવી અને અમારા ટોલામાંથી ફીતનો ભાંજી નાખવો, કે તેથી તમો અશો અહુરમજદની અને પેગમબર જરથોશ્તની મોહબત મેળવશો, અને સરવે લોકો તમારી દાનાઇની વખાણ કરશે.

આએ અમારી ઉપલી નમનતાઇ ભરેલી એલતેમાસ છતાં જો તમો સાહેબો દીન અને ટોલાનાં ભલાંની તરફ ધ્યાન નહી આપશો, અને આએ બીજા આતશબેહેરામ કરવા જીદ અને આપમતલબથી મદદ આપીને બીજાં આતશબેહેરામ કરવાનું દીનનાં ફરમાનથી ઉલટું કામ આગલ ચલાવશો, અથવા બીજાઓની મારફતે આગલ ચાલવા દેશો તો અમો નમનતાઇ સાથે કહીએ છીયે કે તમો તેમાં અશો અહુરમજદ તરફથી ફ્નેહ મેળવશો નહી; અને તેનાં કારણો અમો તમો સાહેબોને નીચે મુજબ જણાવીએ છીયે.

પેહેલું—એક શેહેરમાં બે આતશબેહેરામ કરવાનું દીનનું ફરમાન નથી.

બીજું—શું ઇરાન કે હીંદુસ્થાનમાં કોઇબી શેહેરની અંદર એક જરથોશ્તી ટોલામાં બે આતશબેહેરામ થયલા નથી.

ત્રીજું—ઇસવી સને ૧૮૨૨ માં (જેને નજદીક ૭૭ વરસ થયાં છે) સુરત ખાતે મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી મોદીની નઇયતે આતશબેહેરામ તખ્તનશીન કરવાનો ઠેડાવ થયો તે વેલા કદમી ટોલાના તરફથી શેઠ પેશતનજી કાવસભાઇ વકીલે બીજા આતશબેહેરામ બાંધવાનો ઠેડાવ કીધો હતો. તે વીષેનો કજીયો સુરતની અદાલતમાં ચાહલ્યો હતો ત્યારે રોજ માહથી ક્રીયાકામમાં જુદા પડેલા (કદમી અને શેહેનશાહીના) બે ટોલાને લીધે સરકારે ત્યાં બે આતશબેહેરામ કરવાના રજા આપી હતી. (તે ચુકાદો દીનનાં ફરમાનથી ઠરયો તો નહી)

ચોથું—ઉપલી કોરટમાં સુરતના મોદી ખોરશેદજી ડોશાભાઇએ સુરત શેહેરના તે વખતના વડા દસ્તુરજી કાવસજી રૂસતમજી અને બીજા ૧૬૦૦ જરથોશતીઓની શહીઓનો એક મેહઝર રજુ કરયો હતો, અને તે અદાલતમાં મોદીજી ખોરશેદજી દોશાભાઇએ સાક્ષી આપી હતી કે,—

"કોઇ શેહેરમાં બે આતશબેહેરામ બંધાયલાં જોયા કે સાંભળયા નથી, પણ તેમના વડવાઓથી એવું સંભળાતું આવ્યું છે કે બે આતશબેહેરામ એક શેહેરમાં જોઇએબી નહી."

શેહેનશાહી પારસીઓના વડા દસ્તુર દારાબજી રૂશતમજીએબી સાક્ષી આપી કે,—"એક શેહેરમાં બે આતશબેહેરામ નહી બાંધવા વીષે પેહલવી "વજરકરદદીની" માં લખેલું છે.

**પાંચમું**—બીજો એક મેહજર નવસારીથી તે વખતના દસ્તુર સાહેબ નોશીરવાનજી સોહરાબજી મેહેરજીરાણા અને બીજા ૨૫૦ મોબેદો તથા બેહદીનોની સહી સુધાનો ઉપલી અદાલતમાં રજુ કરયામાં આવ્યો હતો, તેમાં તેઓએ જણાવ્યું હતું કે, "નવસારીનું આતશબેહેરામ ત્યાંના અંજુમનની પરવાનગી લેઇને બાંધ્યામાં આવ્યું હતું. અમારા વડાઓના રેવાજ મુજબ એક શેહેરમાં બે આતશબેહેરામ થાયજ નહી."

**છઠું**—આવીજ મતલબનો એક મેહજર ભરૂચથી દસ્તુર અરદેશીરજી કામદીનની અને બીજા ૪૦૦ મોબેદો તથા બેહેદીનોની સહીનો, તથા બીજો એક મેહજર ઉદવારેથી દસ્તુર દારાબજી બેહેરામજી અને બીજા ૩૭ મોબેદોની સહીનો આવેલો અદાલતમાં રજુ કરયામાં આવ્યો હતો, તેમાં પણ એક શેહેરમાં બે આતશબેહેરામ કરવાની દીનની રાહે મનાઇ કરેલી હતી. (જુઓ, "પારસી પ્રકાશ"ને સફે ૬૧ તથા ૬૨ મે.)

હવે તમો સાહેબોએ વીચાર કરવો જોઇએ કે, ઉપલાં લખાણમાં સુરત, નવસારી, ભરૂચ અને ઉદવારાની સઘલી અનજુમને એક શેહેરમાં બે આતશબેહેરામ કરવાની સામણે પોતાનું મત આપેલું છે. તેજ વાતથી સાબેત થાય છે કે તમો ભગરસાથનાઓ મુંબઇ ખાતે શેહેનશાહી ટોલામાં બે આતશબેહેરામ કરવા માગો છો તે કામ ખોટું અને દીનનાં હોકમથી ઉલટું છે. માટે અમોએ કરેલી પેહલી ભલામણ ઉપર તમો સાહેબોએ દુરબંદેશીથી ધ્યાન પહોંચાડીને કામ કરવું ઘટારત છે.

અહરથો, જો કોઇબી સવાર્થીઓ અને આપમતલબીઓના કહેવા ઉપર ધ્યાન આપીને ચાલશો અને "ખુદપરસ્તી" તથા "સખુનપરવરી"થી બીજાં આતશબેહેરામ કરવાનું કામ આગલ ચલાવશો તો તેમાં તમો ખતા ખાશો, અને તેનાં કારણો અમો આગમચથી તમો સાહેબોને મોહબતની રાહ હમારી ફરજ તરીકે નીચે મુજબ જણાવીયે છીએ.

**પેહેલું**—બીજાં આતશબેહેરામ કરવાનું કામ તમો દીનનાં ફરમાનથી ઉલટું કરશો, તેથી તે કામ કરનારા મોબેદાનાં "બરસનુમ" સાબેત રહેવાનાં નથી; અને જ્યારે બરસનુમ સાબેત રહે નહી ત્યારે ક્રીયા—કામ કીધેલું સાબેત કેમ ગણાશે?

બીજું—નવસારીની ભગરસાથની અનજુમન તથા તે અનજુમનના વડા દસ્તુર નોશેરવાનજીના કોલથી બીજાં આતશબેહેરામની ક્રીયા કરનારા ભગરીયા મોબેદો ઉલટા ગયલા ગણાશે, અને પોતાના વડા દસ્તુર તથા ન્યાગાનોનો કોલ ટોડનારા તેઓ

ઠડશે, તેથી " મેહર દરૂજી "નો ગુનાહ તેઓ ઉપર લાગુ પડશે. જેની તોજશ વંદીદાદની ચોથી પરગરદમાં જણાવેલી છે. તે તકશીર કરનારા મોબેદોનાં બરશનુંમ અને તેઓએ કરેલી ક્રીયા કદીપણ ખરી અને વાજબી ગણાવાની નથી, અને તેથી તે કામની આગેવાની કરનારા સઘલા શખ્સો અહુરમજદ દુશ્મની, દીન દુશ્મની અને જરથોસ્ત દુશ્મનીનું કામ જાણી જોઇને જાહેરમાં કરનારા ગણાશે.

અમો આસા રાખીએ છીયે કે તમો દુરઅંદેશ સાહેબો આએ અમારાં ભલાં લખાણ ઉપર વીચાર કરી, સારી ગોઠવણ ઉપર આવી, અમોને આએ પત્રનો સંતોશકારક જવાબ વાલવાની મેહેરબાની કરશોજી.

સેવટે અમો તમો સાહેબોને એલતેમાસ કરીએ છીયે કે, જે અથોર્નાન તથા બેહદીન સાહેબોએ એક આતશબેહેરામ હોવા છતાં બીજાં આતશબેહેરામ કરવાનાં કામને વગર સમજે સવાબનું કામ ગણીને નાણાંની મદદ કરી છે, તેઓનું નાણું સારે મારગે વાપડવું; કે તેથી તે જરથોસ્તીઓને ખરો સવાબ લાગે, પણ તેઓએ અંજાણપણે આપેલી રકમ તમોએ આડે મારગે વાપડવી નહી. એજ અરજ.

રોજ ૨૦ મો માહ ૮ મો સને ૧૨૬૫ યજદેજરદી.

લા૦ તમારો નેક હોઆગો,

પેશોતન[1] દસ્તુર બેહરામજી સંજાણા."

—:*:—

દસ્તુર પેશોતનજીના ઉપલા કાગજ અને તેમાં કરવામાં આવેલી સૂચના ઉપર કમિટીના મહસ્થો હવે બારમે કલાકે અમલ કરે તથા નવા આતશબેહેરામ સાહેબનું ક્રિયાકામ શરૂ થતું અટકાવે એ બિલકુલ બનવા જોગ હતું નહિ, જેથી તેના ઉપર કંઇબી ધ્યાન નહિ આપતાં—બલ્કે તેની કનવાર નહિ કરતાં—નવા આતશબેહેરામ સાહેબનું ક્રિયાકામ જલદીથી શરૂ કરાવવા કમિટીની તરફથી દસ્તુર ડાકતર જામાસ્પજીને ફરમાસ કરવામાં આવી હતી. પોતાને એરીતની ફરમાસ કરવામાં આવતાં દસ્તુર જામાસ્પજીએ દિલથી ખૂશાળ બની તતકાલ ક્રિયાકામ શરૂ કરાવવાની સઘલી ગોઠવણ કીધી હતી, અને ભગરિયા મોબેદોને તેઓએ ઘટતી રીતે સમજાવી, તેઓની પાસે નવા આતશબેહેરામનું ક્રિયાકામ જારી કરાવ્યું હતું. વાડિયાના આતશબેહેરામ સાહેબના " બોએ " ના રૂપિયાની જીકરના પરિણામમાં ત્યાંના દસ્તુરજી સાથે થયલી જૂદાઇને લીધે એ નવા

૧ ભગરિયા આગેવાનોની કમિટી ઉપર દસ્તુર પેશોતનજીએ લખેલો ઉપલો યાદગાર કાગજ, તેઓએ યજદેજરદી ૧૨૬૬ ના સાલમાં—યાને ઉપલો કાગજ લખાયા પછી એક વર્ષે—છપાવી પ્રગટ કરેલાં "શેહેનસાહી ટોલાના મુંબઇ ખાતેના પાક આતશબેહેરામ પાદશાહના નેક કેબલા સાંમને એક બીજાં આતશબેહેરામ કરવાની કેટલાએક જરથોસ્તીઓ તરફથી થયલી અણઘટતી શરૂઆત અને મુંબઇથી હીંદુસ્તાનમાં ચોતરફ મરકીના દુષ્ટ રોગનો થયલો ફેલાવો" એ નામનાં ચોપાન્યા મધે પ્રગટ થએલો છે, જે ઉપરથી એ કાગજ શબ્દે શબ્દ ઉતારી, ફરી પ્રગટ કરવામાં આવ્યો છે.

આતશબેહેરામ સાહેબ પોતાની અનજુમનનાં "હક્કો" ની જાળવણી માટે ખરચા કરવામાં આવે છે એમ સ્વભાવિક રીતે સમજીને, તથા પોતાના વતનનાં તરીકા પ્રમાણે બોએના રૂપિયાનો જે હક્ક ભોગવવાનું-આપખુદ સત્તાને લીધે વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે બની શક્યું હતું નહિ તેવા સઘલા "હક્કો" નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના થવાની સાથેજ પોતાને આપોઆપ મલશે એમ વિશ્વાસથી માની લઇને, તેને માટેનો આગમચથી કંઇબી બંદોબસ્ત કરવા વગર મારા ભગરિયા મોબેદ ભાઇઓ પાક આતશબેહેરામ સાહેબનું મોતેબર ક્રિયાકામ કરવા એ રીતે બહાર પડવાથી ટોળાના સમજુ અને દુરઅંદેશ સભાસદો ઘણા દલગીર થયા હતા; તેઓએ ક્રિયાકામ કરવા નિકળેલા મોબેદો મધેના ઘણાકોને વાડિયાના આતશબેહેરામ સાહેબની સ્થાપના વગર બંદોબસ્તે કરવાનાં આવેલાં આકેબત માઠાં પરિણામની તવારીખ સમજાવી, તેવી સ્થિતિ ફરી ખરચા થવા નહિ પાંમે તે માટે ઘટતા બંદોબસ્તો પહેલાંથી કરવાનો અને પછીજ ક્રિયાકામમાં નિકલવાનો આગ્રહ કીધો હતો. આએ સારી અને ગુણગારી સલાહ અને સુચના ભગરસાથના મારા ઘણા મોબેદ ભાઇઓને અકારી અને એક ભલાં કામમાં નડતર નાખનારી લાગી હતી; તેઓએ મકાનનાં ભગરિયા કારોબારીઓ અને જોખમદાર અધિકારીઓની ઉપર પૂર વિશ્વાસ રાખી, રોજ ખોરદાદ અમશાસ્પંદ, માહ આદર ઇજદ, સને ૧૨૬૫ યજદેજરદીને દિને નવા આતશબેહેરામ સાહેબનું ક્રિયાકામ પૂર ઉજમથી દસ્તુર ડાકતર જામાસ્પજીની દેખરેખ હેઠલ શરૂ કીધું હતું. એ રીતે જૂદા જૂદા મથકોના આતશો ઉપર જરથોસ્તી ધર્મના મોતેબર ક્રિયા ભણતરો શરૂ થતાંને વાર આ અદના લખનારે તેને લગતી ખબર જરથોસ્તી આલમમાં આશકારા કરવાના હેતુથી તા૦ ૨૪ મી મેએ સને ૧૮૯૬ ઇસવીના "સત્યમિત્ર" નામનાં મુંબઇના અઠવાડિક પત્ર મધે નીચલો કાગજ પ્રગટ કરાવી, નવા આતશબેહેરામ સાહેબની કરવામાં આવનારી મોતેબર ક્રિયાઓનો થોડોક ખુલાસો જરથોસ્તી વાંચનારાઓની સનમુખ રજુ કીધો હતો.

———:*:———

# દસ્તાવેજ ૮૧ મો. છપાયલો.

———:*:———

**"જરથોસ્તી અનજુમનના નવા આતશબેહેરામ સાહેબનું શરૂ કરવામાં આવેલું ક્રિયાકામ, તેને લગતી થોડીક જાણવા જોગ વિગત.**

**"સત્ય મિત્રના અધીપતી જોગઃ--**

**સાહેબ,** ઉપલાં પવિત્ર મકાનનું ક્રિયાકામ ચાલુ થયલું જાણી દીનદાર જરથોસ્તીઓમાં મોટી ખુશાળી ફેલાઇ છે. દેશ પરદેશના જે હજારો જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થાએ, ઉપલા પવિત્ર મકાનનાં બાધકામમાં દીનની ખરી લાગણીથી હજારો રૂપિયાની રકમ કાઢી આપી છે તેઓમાં એ પવિત્ર ક્રિયા ચાલુ થવાથી ખુશાળી ફેલાય, એ કુદરતી છે.

ઉપલી બાબદ વિષે લખતાં ગયા અંકમાં તમોએ જણાવ્યું છે કે "એક આતશબેહેરાંમ સાહેબની સ્થાપના કરવા માટે ૧૬ જુદી જુદી જાતના આતશો મેળવવાની અને તે દરએક આતશ ઉપર ચોકસ મુકરર કીધેલી ક્રિયાઓ કરવાની અગત હોય છે." આએ ૧૬ આતશોની વિગત તથા તે દરએક આતશ ઉપર કેટલી ઇજશ્ને અને કેટલા વંદીદાદ કરવાનું તથા તે દરએક આતશને કેટલી વાર ગાળી પવિત્ર બનાવવાનું અપની દીનનું ફરમાન છે, તેની એક ટીપ અને ખુલાસો તમારા જરથોસ્તી વાંચનારાઓની જાણને માટે હું નીચે આપું છું.

| આતશ બેહેરામમાં લેવામાં આવતા ૧૬ આતશોની વિગત. | કેટલી વખત ગાલવા તથા કેટલી ઇજશ્ને અને વંદીદાદ કરવા. |
|---|---|
| ૧ મુરદું* બળ્યું હોય ત્યાંનો. | ૯૧ |
| ૨ રંગરેજ—યાને કાપડ રંગનારનો. | ૮૦ |
| ૩ હાકમને ઘરના હમામખાનાંનો. | ૭૦ |
| ૪ કુજેગર—યાને કુંભાર, નળ્યાં પકાવનારનો. | ૬૧ |
| ૫ ખેશ્તેકાર—યાને ઇંત પકાવનારનો. | ૭૫ |
| ૬ ફકીરની ધુંઇ તથા કંસારાનો. | ૫૦ |
| ૭ જરગર—યાને સોનીનો. | ૬૦ |
| ૮ તંકસાળ—યાને સીક્કા પડતા હોય ત્યાંનો. | ૫૫ |

* એ મુરદાંનો આતશ મેળવવાની અને તેને ગાળીને પવિત્ર કરવાની વિગત એ છે કે, જ્યારે હરએક જવાન—ઘણું કરી કુમારા આમનનું—મરણ નિપજે તેનોજ આતશ મેળવવો. તેને માટે અગાઉથી ગોઠવણ કરવા પછી, જ્યારે એવું જવાન મરણ થવાની ખબર પડે ત્યારે બે જરથોસ્તી બેહેદીનો પાદીયાબ કુસ્તી કરી, મોબેદોના આગેવાની હેઠલ મશાન કાંઠે જ્યાં મુરદું બળીયું હોય ત્યાં જાય, અને હાથે પયવંદ પકડી, બાજ ધરી, એક સુરાખદાર ચમચ ઉપર સુખડ—લોબાન—રૂ વગેરે ભુકો મુકી, પેલા બળેલા ઇમારની ઉપર ઉંચેથી ધરી તેની ઝાલ લે. જ્યારે ઝાલથી ચમચપરનો ભુકો સળગે ત્યારે તેને લોખંડની સગડીમાં મુકી આતશ ગાલવાની જગાએ લાવે. (જેમ હાલ આતશોને દીશેના આતશબેહેરામના ચોકમાં ગાલી પવિત્ર કરવામાં આવે છે, તેમ.) પછી ત્યાં સુખડ—લોબાન—રૂ વગેર સળગી ઉઠે એવી ચીજોની ૯૧ ઢગલી આગમચથી બનાવેલી હોય ત્યાં પેલા બેહેદીનો ફરી સુરાખદાર ચમચ ઉપર સુખડ—રૂ વગેર ભુકો મુકી પેલા મશાનમાંથી લાવેલા આતશની ઝાલથી તેને સળગાવી, પેહલી ઢગલી ઉપર મુકે, અને પેલા આતશોને થંડા થવા દે. એમ એક એક ઢગલી સળગાવતા જાય ને બીજીને થંડી કરે. એમ જ્યારે ૯૧ મી ઢગલી પુરી થાય ત્યારે છેલ્લી ઢગલીના આતશને રોશન કરે, અને પેલા બેહેદીનો ચોપાટી ડુંગરે જઇ, પોતાનો બધો પોશાક વગેરે તારાજ કરી પોતે "રીમન" નાહે. પછી બે હેરબદો ઉપલીજ તરતીબ પ્રમાણે બાજ લઇને ઉપર પ્રમાણેજ બીજા જે ૯૧ ખાડા, સુખડ—લોબાન—રૂ વગેર ભુકો મુકી તૈયાર કીધેલા હોય છે, તે ઉપર પેલા રોશન કીધેલા આતશની ઝાલ લઇ એક એક ખાડો સળગાવી તેની આગલના ખાડાને થંડા કરતા જાય. અને છેલ્લા ૯૧ માં ખાડાના આતશ રોશન કરી, એક આફરગાન્યામાં મેલી, ઘટતી સંભાળ સાથ દરેમેહરમાં લેઇ જઇ ક્રિયા કરનાર મોબેદોને સ્વાધીન કરે, તેને આતશને ગાળવાની ક્રિયા કહે છે.

| | | |
|---|---|---|
| ૯ | લોહારની ભઠ્ઠીનો. | ૬૧ |
| ૧૦ | હથીઆર બનાવનારનો. | ૬૧ |
| ૧૧ | તનદુર—યાને ભઠીયારાનો. | ૬૧ |
| ૧૨ | દારૂની ભઠ્ઠી તથા બુતપસ્તોનો. | ૬૧ |
| ૧૩ | જ્યાં લશ્કર પડેલું હોય તથા મુશાફરો પકાવતા હોય ત્યાંનો. | ૩૫ |
| ૧૪ | ગોવાલ્યાનો. | ૩૦ |
| ૧૫ | વીજલીનો. | ૯૦ |
| ૧૬ | મજદયસ્નાન—યાને દસ્તૂર મોબેદ અથવા બેહેદીનને ઘરનો. | ૪૦ |

ઉપલા ૧૬ માં યાને છેલ્લા આતશ સાથે ચકમકના તથા ઉરવરના આતશો લેવામાં આવે છે. (છીની નામના તથા કરાંથીના સુક્કાં ઝાડને એકએક સાથે ઘસડવાથી આતશ પડે છે) એ બંને આતશોને ૧૪૪ વખત ગાળવાનું અને એ ત્રણે આતશોને સાથે કરીને તે ઉપર ૧૮૪ ઇજશ્ને તથા વંદીદાદ કરવાનું આપણી દીનનું ફરમાન છે. એ સર્વે આતશોને ગાલી પવિત્ર કેમ કરવા, તથા તે દરએક આતશ ઉપર રોજ કઇ કઇ યજશ્ને તથા વંદીદાદની ક્રિયાઓ કરવી, એ વગેરે બીજી જાણવા જોગ વિગત લંબાણ થવાના સબબથી હું આપી શકતો નથી. પણ પાક આતશબેહેરામ સ્થાપવાની સઘલી બારીક સહમજ અને વિગત આપણી દીનનાં દફતરોમાંથી દીનદાર જરથોસ્તીઓને મલી શકશે, હાલ એજ.

લા૦ સેવક, ફરેદુન રતનજી ૩૦ કાંગા."

## દસ્તુર પેશોતનજીની નિરાશી અને વિરૂદ્ધતા વચ્ચે તખ્તનશીન કરવામાં આવેલા નવા આતશબેહેરામ સાહેબ; તેને લગતો કેટલોક જાણવા જોગ અહવાલ.

:o:

શ્રી નવસારી મધે પોતાના પક્ષના મોબેદોને સારૂ બરપા કરવામાં આવેલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવાનો ત્યાંની "મુન્સફ કોર્ટે" કીધેલો હોકમ "જડજ કોર્ટે" બહાલ રાખવાથી, તેમજ મુંબઇ મધે નવા આતશબેહેરામ સાહેબ બરપા થતા અટકાવવા એક કાગજ લખી પોતે કીધેલી અરજ ભગરિયા આગેવાંનોની કમિટીએ નહિ સ્વિકારવાથી જે નિરાશી દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાને ઉપજી હતી, તેમાં દસ્તુર જામાસ્પજીની આગેવાંની હેઠલ નવા આતશબેહેરામ સાહેબનું ક્રિયાકામ ભગરિયા મોબેદોએ શરૂ કરવાથી અને તેને લગતી ખબર ઉપર જણાવ્યા મુજબ વર્તમાન પત્રો મધે આશકારા થવાથી વધારો થયો હતો; પણ પોતાને મળેલી એ રીતની નિરાશીથી ક્રોધમાન બની પેશોતન જેવા દૂરઅંદેશ અને જ્ઞાની દસ્તુર બરપા થતા નવા આતશબેહેરામ સાહેબના નુરી કેબલા તરફ દીનદાર જરથોસ્તીઓના દિલમાં વસ્વસો અને અભાવ ઉપજાવવા સારૂ તેનાં ચાલતાં

ક્રિયાકામોની વિરૂદ્ધ એક અભણ માણસની પણ અક્કલમાં નહિ ઉતરે એવો "ધાર્મિક ફતવો" બહાર પાડવાની હિમ્મત કરશે એવી વક્કી તેઓથી કોઇએબી રાખી હતી નહિ. નવા આતશબેહેરામ સાહેબનું ક્રિયાકામ શરૂ થતાનેવાર તેઓએ "શેહેનશાહી ટોલાના મુંબઇ ખાતેના પાક આતશબેહેરામ પાદશાહના નેક કેબલા શામને એક બીજા આતશબેહેરામ કરવાની કેટલાએક જરથોસ્તીઓ તરફથી થયલી અણઘટતી શરૂઆત અને મુંબઇથી હિન્દુસ્તાનમાં ચોતરફ મરકીના દુષ્ટ રોગનો થયલો ફેલાવો" એવા નામનું એક ચોપાન્યું બહાર પાડી, ભગરસાથના દસ્તુર મોબેદો તેમજ તેઓ તરફથી કરવામાં આવતાં નવા આતશબેહેરામ સાહેબના ક્રિયાકામો સાંમે પોતાના દિલનો ઉભરો વિચિત્ર રીતે ખાલી કીધો હતો. હિન્દુસ્થાન મધે તે વેળાએ તુરતની શરૂ થયલી મરકી તથા તેના કેટલાક ભાગોમાં પડેલા દુકાળનું બહાણું પકડી, નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાનું ક્રિયાકામ બરોબર અને ઘટતી રીતે થતું નહિ હોવાથી દેશ ઉપર આવી મોહટી આફતો આવી પડી છે એમ સમજાવવાની અને એ પાક મકાન તરફ દીનદાર જરથોસ્તીઓને બેદિલ બનાવવાની ઉપલાં ચોપાન્યાં મધે દસ્તુર પેશોતનજીએ કીધેલી અઘટીત કોશેશથી તેમના ઇષ્ટ મિત્રો અને ખેરખાહો વાટક ઘણા નિરાશ અને દલગીર બન્યા હતા. તેઓએ બહાર પાડેલા વગર વિચારના, નાપાયદાર અને હસી કાઢવા જોગ વિચિત્ર ધાર્મિક ફતવા સાંમે તે વેળાએ લગભગ સઘલાં પારસી વર્તમાનપત્રોએ જોશદાર ચાલુ લખાણો કરી, ઉપલાં ચોપાન્યાં મધે દસ્તુર પેશોતન તરફથી નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા સાંમે લેવામાં આવેલા જૂદા જૂદા અનેક પ્રકારના વાંધાઓ તથા ભગરસાથના દસ્તુર મોબેદોની ઉપર કરવામાં આવેલા ન છાજતા હુમલાઓના વળતા જવાબો લંબાણથી પ્રગટ કીધા હતા.[1] એ રીતે ચાલેલી નાપસંદ ચર્ચાથી બરપા થતા નવા આશતબેહેરામ સાહેબ તરફ દીનદાર જરથોશ્તીઓનો ભક્તિભાવ ઓરબી વધવા પામ્યો હતો, તથા એ પાક નુરી કેબલો જલદી બરપા થયલો જોવાની તેઓએ ખરી ઇન્તેજારી બતલાવી હતી જેઓ પહેલાથી એ પાક મકાન અને તેમાં આતશબેહેરામ સાહેબ બરપા કરવાની હિલચાલ તરફ શખ્ત વિરૂદ્ધતા ધરાવતા હતા તેઓ વટિક ઉપલી જીક્કરીના પરિણામમાં તેની હિમાયત કરવા અને ભગરિયા આગેવાનોએ માથે ઉઠાવેલાં કામને વખાણવા મંડી ગયા હતા. એ રીતની ચાલુ ચર્ચા દરમ્યાન નવા આતશબેહેરામ સાહેબનું ક્રિયાકામ સંપૂર્ણ થવાથી પાક કેબલાને તખ્તનશીન કરાવવાની સઘલી ગોઠવણ ભગરિયા આગેવાનોની કમિટીએ કીધી હતી, અને મુંબઇના પારસી વર્તમાન પત્રો મધે નીચલી "જાહેર ખબર" આશકારા કરાવી હતીઃ—

---

૧–નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના થતાંને વાર દસ્તુર કેખસરો જામાસ્પજી જામાસ્પઆશાનાએ "દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ જરથોશ્તી અનજુમનના આતશબેહેરામના કેબલાની સાંમે કાઢેલાં ચોપાન્યાનો રદ જવાબ" એવાં નામનું એક મોહટું ચોપાન્યું પ્રગટ કીધું હતું, જે મધે નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા સાંમે દસ્તુર પેશોતનજીએ જાહેર કીધેલા વાંધાઓનો ઘટતો જવાબ આપવા સાથે દસ્તુર પેશોતનજીના તકરારી ચોપાન્યાં વિરૂધ્ધ વર્તમાન પત્રોએ કીધેલાં લખાણોનો એક સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો હતો.

"મુંબઇ તથા દેશાવરો ખાતેના જરથોશ્તી ટોલાના ખાસોઆમની સેવામાં ઘણી નમનતાઇ સાથે જાહેર કરવામાં આવે છે કે, શ્રી મુંબઇ મધે અનજુમનનાં આતશબેહેરામ સાહેબના નુરી કેબલાને રોજ ત્રીજો, માહ બીજો, શેહેનશાહી સને ૧૨૬૭ યજદેજરદી, તારીખ ૧૭ મી અકટોબર સને ૧૮૯૭ ઇસવી ને વાર રવેઉને દીને સવારના કલાક ૯ ને અમલે તખ્તનશીન કરવામાં આવશે; તે દીવસે સરવે જરથોસ્તી સાહેબોએ જશનની ક્રીયામાં સાંમેલ થવાની તજદી લેઇ સવાબનો હુમબેરો હાંસેલ કરવોજી; તથા પોતાને હસ્તકાની મીલો, પરેસો, હાપ્રીસો, ઇત્યાદીમાં જે જરથોસ્તીઓ ચાકરી રહેલા હોય તેઓને એ મોહટા પાક દહાડે મેહેરબાની કરી રજા આપવી.

જાલભાઈ અરદેશર શેઠ—સરનશીન.
પેશતનજી રૂસ્તમજી કાંગા—નાયબ સરનશીન.
જામાસ્પજી દસ્તુર મીનોચેહેરજી—નાયબ સરનશીન.
સોહરાબજી રૂશતમજી બનશાહ—આનરરી સેક્રેટરી.
રોજ ૧૮ મો, માહ ૧ લો, સને ૧૨૬૭ યજદેજરદી."

——:૦:——

એ રીતે નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરાવવાનો દિવસ નક્કી થવાથી અને તેને લગતી સઘલી ગોઠવણ કમિટી તરફથી કરવામાં આવેલી જોવાથી ભગરિયા મોબેદો તથા તેઓ તરફ ભલી લાંગણી ધરાવનારા જરથોસ્તીઓ જેમ ખુશી થયા હતા, તેમ મુંબઇના પારસી વર્તમાન પત્રોએ પણ તેનાં સંબંધમાં ઉજમ અને હરખ બતલાવનારા લખાણો કરી, ભગરસાથના આગેવાંનોને—શખ્ત વિરૂધ્ધતા વચ્ચે સરનજામ ઉતારેલાં પાક આતશબેહેરામ સાહેબ બરપા કરાવવાના કામને માટે—મુબારકબાદી અને શાબાશી આપવામાં ગોયા હરીફાઇ કીધી હતી. આએ સઘલાં "વર્તમાન પત્રો" મધેથી જાણીતાં અઠવાડિક પત્ર "રાસ્ત ગોફતાર"—જેણે નવા આતશબેહેરામ સાહેબ બરપા કરાવવાની ભગરિયા આગેવાનોની હિલચાલ વિરૂધ્ધ શરૂઆતમાં શખ્ત લખાણો કરી તેમાં નડતર નાખવાની અનેક કોશેશ કીધી હતી, તેનાં તારીખ ૧૭ મી અકટોબર સને ૧૮૯૭ ના અંકમાં—યાને નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાના મુબારક દિવસે-પ્રગટ થયલી એક સુંદર આરટીકલ તે વેળાએ ઘણી વખણાઇ હતી. આએ યાદગાર લેખ—વર્તમાનપત્રોએ તે વેળાએ નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાની ખુશાળીમાં કીધેલાં સુંદર લખાણોના એક નમૂના તરીકે-આ પૂસ્તકમાં હું સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું:—

"મુંબઇના નવા આતશબેહેરામ."

"આજે ભગરિયા મોબેદોના નવા આતશબેહેરામ સાહેબનું શુભ મૂહુર્ત મુબારક થનાર છે. મોબેદોના ભગરસાથના પંથે પોતાના દસ્તુર નેમવાનું અને પોતાની પક્ષના એક ખાસ આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાનું એક વખતે ઉલટથી માથે લીધું

તો તે મુશ્કેલ કામ તેઓએ ખરાં દિલની મહેનતથી આજે પાર ઉતાર્યું છે, અને ધર્મ સંબંધી એકદિલી અને સારી ખંત કેટલું બજાવી શકે છે તે દેખાડી આપવાને ભગરિયા મોબેદોની આજની ફતેહથી પારસીઓને એક અચ્છો દાખલો મલ્યો છે. તેમની ઉલટમંદ દિલસોઝીની એ ફતેહ માટે અમે ભગરસાથના સાહેબોને આજના શુભ અવસર ઉપર મુબારકબાદી આપીયે છીયે. તેઓ જાણતા હશે કે તેઓની એ હિલચાલની શરૂઆતમાં અમારા વિચાર એ સાહેબોની તરફેનમાં નહિ હતા, તે છતાં તેઓએ પોતાનો ઠેડાવ પાર પાડવામાં જે ખરી "નોશાકરી ખંત" અને કાલજીનો પુરાવો આપ્યો છે, તે એક શુભ કામની પુઠે એક ચીને લાગી રેહવાની ફતેહનો એક એવો તો ઉમદા દાખલો પુરો પાડે છે કે જેને માટે પારસી કોમની બેહબુદી ઈચ્છનારો કોઇબી માણસ—સત્રનો મતફેર પડતો મુકીને-ખુશી થયા વગર રહે નહી.

મુંબઇમાં એક નવા આતશબેહેરામની અગત્યતા અમે અને અમારા પારસી ભાઇઓ ના પાડતા નહી હતા. વાડિયાજીવાળાં આતશબેહેરામનું મકાન આજની મુંબઇને અને આજના પારસીઓને છાજતું નહી હતું. વળી તે પારસી કોમના વપરાસનું એક મકાન હોવા છતાં ખાનગી વહિવટનું ખાનગી મકાન હોવાથી જાહેર કોમના હક્કને તે કેટલીક રીતે આડે આવતું થઇ પડયું હતું. અમારા પત્રમાં થોડુંક ઉપર મી૦ જમશેદજી આરિયાંની સહીથી છપાયલી ફરિયાદ અમારા જરથોસ્તી વાંચનારાઓ ભૂલી ગયા નહી હશે, કે જેમાં વાડિયાજીવાળા એ પાક આતશકદેહનો વહિવટ એક હાથ કરી બેઠેલા દસ્તુરની કેટલીક આપખુદીની કડવી ફરિયાદ કીધી હતી. તે સર્વ આપખુદીનો ઉપાય એકજ હતો, અને તે એ કે મુંબઇમાં આખા અનજુમનને નામના એક ખાનગી નહી, પણ જાહેર આતશબેહેરામ સાહેબની સ્થાપના થવી જોઇયે· તે ખુદ આજના નવા "પાદશાહ"થી પુરી પડેલી ગણવામાં આવે છે.

હવે નવા આતશબેહેરામની જરૂરિયાત કબુલ કરવા છતાં, પારસી ભાઇઓ એવું ચાહાતા હતા કે તે કોઇ ઇમારતબંદીના સુંદર નમુના જેવું બંધાય અને કોઇ ખુશનુમા અને હવાવાળા ખુલ્લા લત્તા ઉપર બાંધવામાં આવે તો સારૂં. મેદાનમાં કે દરિયા કિનારાવાળી જમીન તેવી ગણી શકાત, પણ તે મોંઘી જમીન મળવી ઘણી મુશ્કેલ હતી, તેને બદલે સર દીનશાહની આ જમીન હાથ લાગવાથી ભગરિયા ભાઇઓની મુરાદ ઘણી સવલ થઇ ગઇ, અને આજે ત્યાં જે મકાન બિરાજમાન થયું છે, તે લત્તા પ્રમાણે ઠીક છે.

અમારા જુના વાંચનારાઓને આજ ત્રીશ વર્ષ ઉપર અમારા પત્રમાં એક "આદરગાન'નાં જશનને દહાડે અમે પ્રગટ કરેલું અમારૂં એક સ્વપ્નું યદ આવશે, કે જેમાં તે જશનને દહાડે વાડિયાજીવાળા આતશબેહેરામ સાહેબનાં મકાનમાં ગરમી, ગપચી, ગીરદી અને ભચડા કચડીમાં ઘણેક અથડવા પછી લખનારે એક નવા આતશબેહેરામનું સ્વપ્નું જોયલું તેનું બયાન છાપી પ્રગટ કીધું છે. તેમાં અમે જે એક બાગે બેહેશ્ત સરખાં જીનત મકાનનો ખાબ ચિતારયો છે, તે ખ્યાલી ખાબ આજે

આ નવા આતશબેહેરામનાં મકાનથી પાર પડયો હોય એમ તો કેહવાઇ શકાશે નહીં. એક શિલ્પશાસ્ત્રીની અનુભવી નજરે નિહાલતાં એ મકાનમાં હજી ઘણીક ખામીઓ રહી ગઇ હશે, તોપણ સાધારણ નજરે જોતાં કહી શકીશું કે એ નવાં મકાનમાં ઘણીક નવી રચનાનો નવો ઠાઠ કીધો છે, કે જે જુનાં મકાન ઉપર મુકરર સુધારો છે, અને પોતાના હાથમાંની જગ્યા પ્રમાણે તથા પોતાની ટુંક પુંજી પ્રમાણે ભગરસાથવાળા સાહેબોએ એ મકાનને સુંદર અને શોભિતું કરવાને પોતાથી બનતું કીધું છે.

આ મકાન પછવાડે સવા બે લાખ રૂપયાનો ખર્ચ થયો છે, કે જે સઘલી રકમ થોડાક માતબર ગૃહસ્થોએ મોટી મોટી રકમોનું ઉઘરાણું ભરી આપવાથી પુરી કરવામાં આવી છે. મકાનનો પાયો નાખવાની ક્રિયા તા૦ ૨૩ મી મે ૧૮૮૯ ને દીને થઇ હતી, જેથી ૧૧ વર્ષે એ મકાન બંધાઇને તૈયાર થયું છે. મકાનની મજબુતી અને બુલંદી તરફ જોતાં, તેમજ પૈસાની તંગી અને પૈસા આવતા જાય તેમ કામ ચલાવતા જવાની મુશ્કેલી તરફ જોતાં ૧૧ વર્ષની એ ઢીલ કાંઇ ઘણી નહી કેહવાય. દરએક મોટું બાંધકામ પુરું થતાં જેમ વધતો વખત લાગે છે, તેમ તે મકાનની તવારીખમાં વધારે વિખ્યાતી ગણાય છે. તેને બાંધવાની આ મુશ્કેલી વચ્ચે જે જે માતબર જરથોસ્તીઓએ એ મકાન તરફ પોતાનો સખી દસ્ત લંબાવ્યો છે, તે દરએક જણના મુબારક નામની યાદ જુદી જુદી તખ્તી રૂપે એ મકાન મધે જાળવી રાખવામાં આવી છે. તેઓનાં નામ નિશાન આજનાં જશનમાં જાહેર થયા પછી, આજની પાક ક્રિયાના હેવાલ સાથ અમારા આવતા અંકમાં અમે ઉતારી લઇશું. તેટલાં આજે તે સાહેબોની પાક નેમ સફળ થવા માટે તેઓને જે મગરૂરી અને માન મળશે, તેને માટે તેઓને મુબારકબાદી આપવામાં અત્રે અમારો અદના અવાજ ઉમેરીયે છીયે. આ મકાનની મજબુતી અને બુલંદી વિષે બોલતાં તેની એક ખુબી અમે ભૂલી જવા ચાહતા નથી. તે ખુબી એ મકાનના મોટા હૉલ અથવા દિવાનખાના છે. પારસી અનજુમનને બે મોટાં દિવાનખાના આ આતશબેહેરામથી મલ્યાં છે. એમાંનું એક દિવાનખાનું ભાંયતળીયે અને બીજું માળા ઉપર છે. પહેલું દિવાનખાનું ૫૫ ફીટ લાંબું અને ૫૫ ફીટ પોહળું છે, તથા જમીનથી સીલિંગ સુધી તેની ઉંચાઇ ૨૧ ફીટની છે. બીજું યાને માળા ઉપરનું દિવાનખાનું ૬૫ ફીટ લાંબું, ૫૫॥ ફીટ પોહળું અને ૧૮ ફીટ ઉંચું છે. દરએક દિવાનખાનાને ફરતાં સંખ્યાબંધ મોટાં અને કુશાદે નકસીદાર તથા શોભિતાં બારી બારણાંઓ હવા અને રોશનીની પુરતી આવજાવને માટે બાંધ્યાં છે, જેથી હાલના જુનાં આતશબેહેરામોમાં અનજુમનના મોટા મેળાવડાઓની વખતે ગરમી અને ગપચીથી જે મોટો ઉકળાટો ખમવો પડે છે, તે સર્વ અગવડ અને ઉકળાટોનો આ નવાં આતશબેહેરામમાં બીલકુલ અટકાવ થયો છે.

નવા આતશબેહેરામના આ કુશાદે દિવાનખાનાથી પારસીઓને મોટી સભાઓ ભરવાને એક નવી સગવડ વધી છે. એ મકાન "પરસીપોલીસ"નાં પુરાતન ઇરાની મેહલોના નમુના ઉપર બાંધવામાં આવ્યુ છે, જેનાં બાંધકામનું સઘળું માન આપણા જાણીતા શિલ્પશાસ્ત્રી મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને ઘટે છે. આપણા શેહરની

એકથી વધારે સુંદર ઇમારતો પોતાની શોભાને માટે એ ધુંધી ગૃહસ્થને આભારી છે, કે જે ઇમારતોમાંની મુખ્ય સર જમશેદજી ઇન્સ્ટીટયુંશનવાળી ઇમારત છે. મરહુમ બાઇ મોટલાંબાઇ વાડિયાવાળાં શ્રી ઉદવાડાના નવા આતશબેહેરામ "ઇરાનશાહ" પણ એજ ગૃહસ્થની ઇમારતબંદીનું ફળ છે, કે જે પછી તેવણે ભગરિયાઓના આ નવા આતશ બેહેરામ સાહેબને બાંધી આપવાનું આજે પુણ હાંસલ કીધું છે. એ મકાનનો પેહેલો નક્ષ કીધો ત્યારથી તેના ઉપર છેલ્લું છાપરૂં ચહડયું અને છેલ્લો દાદર મુકાયો ત્યાંસુધી અંવલથી આખર સુધીનું સઘળું કામ શેઠ દીનશાહે સરનજામ ઉતારયું છે, જે સઘળી કારસાજીને માટે આજની પાક ક્રિયામાં એવણને જે કાંઇ માન મળશે તેમાં અમે ખુશીથી ભાગ લઇશું.

એ પ્રમાણે આ નવા આતશબેહેરામ સાહેબનું સઘળું કામ સરનજામ ઉતર્યા પછી ભવિષ્યને લગતી એક બે બીના તપાસવાની છે. એ આતશબેહેરામ થયા છે તો ભગરિયાઓને માટે તથા ભગરિયાઓના વડા દસ્તુર સાહેબ જામાસ્પજીને સરદારી આપવા માટે થયા છે, પણ તેને "ભગરિયાઓના આતશબેહેરામ" કેહવા કે "અનજુમનના આતશબેહેરામ" કેહવા એ એક સવાલ છે. ભગરસાથવાળા સાહેબો તેને પોતાના આતશબેહેરામ કેહતાં જરારતિ અચકાય છે અને "અનજુમનના આતશબેહેરામ"ના વધારે ઉંચે દરજજેના નામથી ઓળખાવવા માગે છે. અનજુમનના જૂદા જૂદા સાહેબોનાં ઉઘરાણુથી એ આતશબેહેરામ સાહેબ થયા છે ખરા, અને તે નાણાં ભરનાર અનજુમન તરફની પોતાની ફરજથી તેને અનજુમનનું નામ આપવાને એ સાહેબો બંધાયલા છે ખરા, પણ ખરેખરા "અનજુમનના આતશબેહેરામ" ગણાવવા માટે તે અનજુમનની મતા હોવી જોઇએ, તે ઉપર અનજુમનના સાહેબોને કેટલાક "હક" મળવા જોઇએ અને તેનો વહીવટ અનજુમનને સપુરદ થવો જોઇએ. એ કેટલે દરજજે થઇ શકે છે તે આજના જશનમાં જે "અનજુમન પત્ર" વાંચવામાં આવશે તે વાંચ્યા પછી માલમ પડશે. અમે આશા રાખીયે છીયે કે "અનજુમનના આતશબેહેરામ" અમસથા નામનાજ ગણાય અને ખરેખર તો તે ઉપર ભગરિયાઓની સઘલી સત્તા રેહ એવી કોઇ એકલપેટી ગોઠવણ કરવાની આપખુદી ઉપર એ મકાનના આગેવાન સાહેબો લોભાશે નહિ. આ વાત નવાઇ જેવી છે કે તેઓ એ પાક મકાનને "અનજુમનના આતશબેહેરામ"નું નામ આપે છે, પણ તેની કમિટીમાં સઘળા મોબેદો અને તેબી ભગરસાથના સાહેબોનેજ દાખલ કીધા છે. બેહદીન સાહેબોએ નાણાંની રકમો ભરીને આતશબેહેરામને હસ્તીમાં લાવી આપ્યા છતાં, કમિટીમાં અથવા ત્રસ્ટીઓમાં એકબી બેહદીનનું નામ દાખલ કરેલું જોવામાં આવતું નથી. જે આપખુદી વાડિયાજીવાળા આતશબેહરામના વહીવટ મધે ચાલતી જોવામાં આવી છે, અને જે આપખુદી તોડવા માટે આ નવા આતશબેહરામ બંધાવ્યા છે, તેવી કશી પણ આપખુદી એ નવા મકાનના વહીવટમાં દાખલ થવા નહીં પામે એ ઘણું ચાહવા જોગ છે, અને તેનાં આગેવાન સાહેબોએ એ વિષે ઘણી સંભાળ લેવાની છે. તેઓએ જરથોસ્તીઓને એક નવો અને આજના જમાનાને છાજતો એબાદતઘા પૂરો પાડવાનું માન લીધું છે,

તો તેનાં વહીવટમાં આપખુદીનું કાંઇ પણ તત્વ રેહવા દઇ પોતાના ખરા જશને તે સાહેબો કશો ડાઘ લાગવા દીય એવી તેમના સરખા સમજુ, વિવેકી અને બુદ્ધિવાન ગૃહસ્થોથી આપણે વક્કી રાખીશું નહિ.

બીજી અમારી અદના સુચના ભગરસાથના સાહેબોને એ છે કે આજના પાક કામને અને આજનાં બરપા કરેલાં પાક મકાનને માટે તેના ખુદાઈ અને અહુરમજદી દરજ્જાને છાજતી ગંભિરાઇ જાળવી રાખવી, અને હિન્દુઓના દેવ દેવળોની જાત્રાની બુતપરસ્તી અથવા મુસલમાન પીરોની દરઘાઓના ઉરસના સરખો કાંઇ પણ આકાર આજના પાક દિવસને આપવા દેવો નહિ. એક નવા આતશબેહેરામ સાહેબની ખુટ લાંબે દહાડે પુરી પાડવા અને ઘણીક હરીફાઇ બલ્કે ઘણીક ઉંઘાડી દુશ્મની વચે એ પાક કામ પાર પાડવાની આજના સરખા દિવસ ઉપર એ કામના આગેવાનોને ખુશાળી ઉપજે એ તો ખુદ્રતી છે. પણ તે ખુશાળીના મદમાં સ્વભાંવિકપણાની હદ ઓલંગી જવા દેવી નહી જોઇયે, અને દાદાર અહોરમજદ તરફના એક પવિત્ર ફરજ બજાવવાની ખુશાલીને દુન્યાદારીની મસ્તીના દોર અને રંગ રૂપ આપવું નહી જોઇયે. તેઓના આ પાક કામને તોડી પાડવાની તેઓની સામી પક્ષવાળા દસ્તુર મોબેદો તરફથી થયલી ઘણીક તજવીજો ઉંધી વળી છે, અને પાક પરવરદેગારની કરમ બક્ષેશથી એ સાહેબોએ પોતાની પવિત્ર ધારણા પાર પાડી છે, તો તેમાં "દાદાર હોરમજદનું કામ દાદાર હોરમજદે બજાવ્યું છે" એમ મનમાં શાંત સંતોષ લઈ, તે દાદાર સાહેબની ગંભીર શોકૃગુજારી કરવાનો આજનો એક ગંભીર તેહવાર છે, એ વાત ભુલી જવી નહી જોઇયે, અને એવા દીન ધર્મને લગતા એક શાંત અને ગંભીર તેહવારને એક "જાત્રા" અથવા એક "ઉરસ"નું ગડબડિયું અને ધામધુમિયું રૂપ લેવા દેવું નહી જોઇયે. આ સુચના જેટલી નવા આતશબેહેરામવાળા આગેવાન ભગરસાથને લાગુ પડે છે, તેટલીજ સઘળા જરથોસ્તી બેહેદીન ભાઇઓને પણ અમે ઠરીયે છીયે. તેઓએ આજના પાક બનાવ ઉપર ખુશી થવું ખુદરતી છે, પણ તે દાદગર દાદરનાં એ ઘર વિષે તેઓએ પોતાની ખુશાલી ખોદાનાં ઘરને છાજતી હદમાં રાખવી એ પણ તેઓને સજાવાર છે.

નવા આતશબેહેરામના કેટલાક આગેવાન સાહેબો આજે કાંઇક અકસ્માટીક બખેડા અથવા સુલેહના ભંગનો ભય રાખતા કેહવાય છે, તે એટલા સુધી કે તેઓએ પોલીસની કેટલીક મદદ વટીક માગી છે, તે સાંભલીને અમે ઘણા અચરત થયા છીયે. પારસીઓ જેવી કેળવણી પામેલી અને સુધરેલી એક કોમમાં આજના સરખા એક પાક કામના પવિત્ર દિવસે કાંઇ પણ ગેરસમજુતી અથવા બખેડાનો અમસ્થો ભય વટીક રાખવામાં આવે, એ પારસી કોમની આબરૂને શોભા લગાડનારૂં નથી. અમે હજીબી માનવાને ખુશી છીયે કે એ ભય રાખનારા સાહેબોએ પોતાના પુરાતન ફીરકાના ભોળા જાતભાઇઓ વિષે આવો કાંઈ પણ ભય રાખવામાં ભૂલ કીધી છે, અને અમે પુરતી ઈન્તેજારીથી ઉમેદ રાખીયે છીયે કે આજનો દિવસ સુલેહ, સંપજ અને સમાધાનીથી ગુજારીને તથા આજનું પાક કામ ઘટતી

ગંભીરાઈ સાથ પસાર કરીને અમારા સમજુ અને સુલેહ ભરેલા પારસી ભાઇઓ એ વિચારની ભૂલ બતાવી આપશે. જો કે આવો ભય રાખવો એ અમે ભૂલ ભરેલો કહયો છે, તોપણ ભગરસાથવાળા સાહેબોને એવો કંઇક ભય રાખવાનું કારણ મલ્યું નથી એમ અમે કહેતા નથી. એ કારણ માઠાં ભાગ્યે તેમના હરીફ, વાડિયાજીવાળાં આતશ-બેહેરામ સાહેબના દસ્તુર તરફથી મલ્યું છે, તેની નોંધ લેતાં અમે ઘણાજ દિલગીર છીયે.

ભગરસાથવાળા સાહેબો જુવે છે કે તેમનાં આ પાક કામ સામે દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ કેટલુંક ઉશ્કેરણી ભરેલું કરવાને છેલ્લે છેલ્લે ઘણીક તજવીજ કીધી છે. જ્યારે તેવણે જોયું કે આ નવા આતશબેહેરામ જે એકવાર કદિ નહિ બને એવું કામ લાગતું હતું, તે તેનાં આગેવાનોની ખંત અને કાળજીથી અંતે બનવા જોગ કામોના વર્ગમાં આવ્યું અને પાર પડવાના અંત ઉપર આવ્યું ત્યારે દસ્તુર પેશો તનજી જાણે કે "છેલ્લે પાટલે" બેસવા જેટલા છેડાઇ પડયા હોય તેમ તેવણે ચોપાન્યાંઓ અને ચર્ચાપત્રોથી અનેક ઉશ્કેરણીઓને વધારી મેલી. તેવણે આ પાક કામ ઉપર એટલે સુધી આળ ચહડાવ્યું કે છેલ્લી નાપાક મરકીનો દોષ પણ તેવણે એ પાક મકાનને માથે મુકયો.

વાંચનાર છેલ્લી મરકીના ઉપદ્રવના હિંગામ ઉપર દસ્તુર સાહેબ પેશોતનજીનું છપાવેલું ચોપાન્યું આ વખતે યાદ કરશે, કે જેમાં તેવણે વાડિયાજીવાળા વડા આતશ-બેહેરામ સાહેબ છતાં આ નવા આતશબેહેરામ સ્થાપવાથી મરકીનો રોગ ફેલાવાનો "ઓરંગો" માર્યો હતો, અને નવા આતશબેહેરામનાં કામને એક ગુનાહ ઠરાવીને મરકીનો રોગ તે ગુનાહની સજા દાખલ તેવણે અડાવી દીધો હતો. આપણા દસ્તુરોએ આજ સુધીમાં ઘણા ભમરડા ઘુમાવ્યા છે, પણ આ ઓગણીસમી સદીની આખરી જેવા સુધરેલા વખતમાં પારસીઓ જેવી આગળ વધેલી કોમનો એકળી ધર્મગુરૂ આવો "ભમરડો" ઘુમાવી દેય એ તો નહિ માનવા સરખો એક અચંબો હતો, પણ એ અચંબો ઉભો કરીને દસ્તુર પેશોતનજીએ આખી પારસી કોમને અચરતીમાં નાખી હતી એમ કેહવામાં અમે ધારીયે છીએ કે અમે કશી સહરાગાત કરતા નથી.

એવીજ એક બીજી ઉશ્કેરણી ભરેલી કથા એ દસ્તુર સાહેબના છેલ્લા, ગઈ તા૦ ૧૦ મીના અમારાં પત્રમાં છપાયલાં ચર્ચાપત્રમાંથી મળી આવે છે, કે જેમાં નવા આતશબેહે-રામમાં જમા કરેલા જુદા જુદા આતશોમાં મુડદાંનો આતશ લેવા સામે એ દસ્તુર સાહેબે ઘણાં જોસથી વાંધો ઉઠાવ્યો છે. અને તેથી કરીને આ નવા આતશબેહેરામને નશાથી રીમન કરવાનો તેવણે દોષ મુકયો છે. હવે આ તો દસ્તુર દાવરના ચુકાદાને લાયકનો એક સવાલ છે. એ એક એવા ગુચવાડાનો સવાલ છે કે જેનો ચુકાદો કરવાનું કાંઇ પણ ધર્મજ્ઞાન ધરાવવાનું અમે ડોળ ઘાલતા નથી. સાદી નજરે કોઇનાં ધ્યાનમાં ઉતરે છે કે મુડદું એ જરથોશ્તી દીન પ્રમાણે બુરામાં બુરો નસો છે, અને તેમાંનો આતશ આતશબેહેરામનાં

આતશ સાથ ભેળવાનું જાણે કે ખરેખર ગુનાહ ભરેલું હોય એમ પહેલા દેખાવે લાગે છે. પણ એ બીના તદ્દન ખોલાસા અથવા જવાબ વગરની હોય એમ નથી.

સામી તરફથી થતો ખોલાસો, અમે સમજીયે છીયે ત્યાં સુધી એવો છે કે **આતશ પોતે એક એવી નુરાની તેમજ નિર્મળ શકિત છે કે જે બીજી ગલીચીના લાગવાથી ગલીચ થતી નથી. આતશ બીજી ગલીચીઓને સાફ અને સ્વચ્છ કરે છે, પણ તે પોતે ગલીચીઓથી ગલીચ થનાર પદાર્થ નથી.** આતશ જે જાતે સાફ છે, તે ગમે તે વસ્તુમાંથી પસાર થઇને સ્વચ્છજ નિકલે છે. એટલુંજ નહી પણ દસ્તુરજી સાહેબ જામાસ્પજીની તરફથી થતો બીજો એક ખોલાસો વધારે અગત્યનો છે, અને તે એ છે, કે એક આતશબેહેરામના આતશ જે તરેહવાર જુદા જુદા આતશોને એકઠા કરી બનાવવામાં આવે છે, તેઓમાં મુડદાં બાળેલાંનો આતશ જમા કરવાનો અસલી કાળથી ધારો ચાલતો આવેલો છે. અને શું ઇરાનના કે શું હિંદુસ્તાનના સઘળા આતશબેહેરામોમાં બીજા આતશોની સાથે મુડદાંના આતશની પણ ભેળ કરેલી હોય છે, તે એટલા સુધી કે દસ્તુર પેશોતનજીના ખુદ વાહડિયાજીવાળાં આતશબેહેરામ પહેલા પરઠાવ્યા ત્યારે તેમાં પણ મુડદાંના આતશની ભેળ કીધી હતી, તેના દસ્તાવેજી પુરાવાજ માત્ર મોજુદ નથી પણ તે વખતે એ આતશને લગતી ક્રિયા કરનાર મોબેદ વટીક આજે હૈયાત છે.

જો આ સઘલી વાત ખરી હોય તો દસ્તુર પેશોતનજીએ એક ખોટી અને તકલીદી તકરાર ઉભી કરેલી લાગે છે. તેવણ આ તકરાર ઉભી કરીને પોતેજ આજેજ થયા છે, અને તોપણ એ તકરારને આગળ પાડવાનું તેવણનું હુજતી જોસ તેવણનાં મગજની ઉશ્કેરાયલી હાલત બતાવી આપે છે. તેવણની એ તકરાર પારસી કોમમાં અસર કરવાને નિષ્ફળ થઇ છે. અગત્ય કરીને નવા આતશબેહેરામથી ગામમાં મરકી ફેલાવા વિષેની તેવણની ફીલસુફી તો સઘલી બાજુએથી હસી કાહાડવામાં આવી છે. અમે અજબ થઇયે છીયે કે તેવણ આવી કંગાળ ફીલસુફીના ફતવાઓ આપતી વખતે શું પારસી-ઓને કાંઇ "ગામડિયા ઘામટ" અને "કમઅક્કલ ઉજબખ" સમજ્યા હશે, કે તેઓ એવણના એવા ગાંડા ઘેલા ઓરંગાઓને ગુપચુપ કબૂલ કરી દેશે એમ તેઓ સમજ્યા હશે? પારસી ટોળા ઉપર તેવણની એ સઘલી ફીલસુફીઓ કેવી રદ ગઇ છે, અને ચોપાન્યાં છપાવવાનો તેવણનો સઘલો ખર્ચ કેવો ફોકટ ગયો છે, તે તેવણની એ સઘળી અકળામણ અને તાસવીસ છતાં નવા આતશબેહેરામનું કામ આજે સરનજામ ઉતરવાથી તેવણે જોયું હશે.

એ કામ હવે એકવાર સરનજામ ઉતરયું તો તેના સામેની પોતાની તાણ-તોડ હવે તેવણે ભૂલી જવી ઘટે છે, અને પારસી કોમને દાદાર અહોરમજદની એક નવી દરઘા પુરી પાડવાનાં પાક કામનાં તેવણે સમાધાની ભરેલી શામેલગીરીથી મદદ આપવી ઘટે છે. **બોલ્યું અબોલ્યું થતું નથી. બનેલું પાછું ખેંચી લેવાતું નથી.** હવે જે થયું તે તો થયું, ત્યારે આજે સઘળી ગઇ ગુજરી વિસરી જવાનો વખત છે, અને આજનું નેક કામ સમાધાની અને આશાનીથી ફતેહ પામે, તથા

પારસીઓ આજનાં પાક કામથી પોતાની તરફની અને પોતાના પેદા કરનાર તરફની ફરજો પોતાના પાક મજહબ ઉપરના પુરતા પ્યાર અને ધાર્મિક આસ્થાથી અદા કરતાં શિખે, એવી નેક તોફીક અને નેક હેદાયત દાદાર હોરમજદ પોતાની આજની નવી દરઘામાં સર્વને બક્ષે, એજ અમારૂં અંતઃકરણનું ચાહવું છે, તે સર્વને આમીન અને મુબારક હોજો! આમીન!"



નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાના મુબારક દિવસે તથા તેની આગમચ પારસી વર્તમાનપત્રોએ એકદિલીથી કીધેલા ઉપર જણાવ્યા મૂજબના ઉલટ, હરખ અને ઉજમ બરપા કરનારા લખાણોથી, એ પાક કેબલાને તખ્તનશીન કરતા જોવાની અને તેને નમન કરી પોતાના દિલની ભલી ઉમેદો બર લાવવાની બેહદ ઇન્તેજારી, દીનદાર જરથોશ્તીઓના દિલમાં કુદ્રતી રીતે બરપા થઇ હતી.

પાક આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાનો મુબારક દિવસ ઘટતી ધામધુમથી ગુજારવા માટેની સઘળી ગોઠવણ ભગરિયા આગેવાનોની કમિટીએ આગમચથી કીધી હતી; તેઓની એલ્તેમાસ તથા મદદથી એ પાક દિવસે શુકરગુઝારીના પવિત્ર જશનનો મેળાવડો, જાહેર રોશની, માનપાનની મિજલસ તથા ખાની-પીણી કરવા માટેની સઘલી મેનીજ અને મહેનત જુદા જુદા આસામીઓએ ખુશીથી પોતાને માથે ઉપાડી લીધી હતી. એ દીને બામદાદથી નવાં આતશબેહેરામ સાહેબના આખાં મકાન મધે તેમજ તેની બહારના રસ્તા ઉપર ફુલોનાં તોરણ અને વાવટાઓનો સુંદર સણગાર કરવામાં આવ્યો હતો, એવીજ રચના ચંદનવાડીના કુલ લત્તાની આસપાસ થયલી જણાતી હતી. સઘલે ખૂશાળીના "ચોકો" પુરાયા હતા અને દીનદાર જરથોસ્તીઓ મોટી સંખ્યામાં બામદાથી પાક આતશબેહેરામ સાહેબનો નવો કેબલો તૈયાર થવાને માટે પાક ખોદાતાલાની શુકરગુઝારી કરવા, મકાનમાં થનારી મોતેબર ક્રિયાઓમાં ભાગ લેવા તથા ત્યાંની રચના અને મેહેમાર જોવા સારૂ મકાનમાં ઉલટભર આવજાવ કરવા લાગ્યા હતા. એ દિને ભગરિયા મોબેદોએ ક્રિયા—ભણતરોથી તૈયાર બનાવેલા ૧૬ જુદા જુદા આતશોને સાથે એકઠા કરી, તે ઉપર છેલ્લી યજશ્નેનું પવિત્ર ભણતર જલદીથી શરૂ કીધું હતું; જે પુરૂં થતાંજ પાક આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવા માટેની સઘલી ગોઠવણ દસ્તુરજી જામાસ્પજીએ કીધી હતી. એ ક્રિયાને માટે ૯ વાગાનો વખત ઠેડવેલો હતો, પરંતુ ૭ વાગતા આગમચ દીનદાર જરથોસ્તીઓ ઘણી મોહટી સંખ્યામાં ધાર્મિક લાગણીથી પવિત્ર કેબલાનો નમસ્કાર કરવા તથા જશનની ક્રિયામાં ભાગ લેવા માટે મકાનમાં ભેગા મલ્યા હતા, તેઓ સઘલા પાક દરેમેહેરના મકાન મધેથી આતશબેહેરામ સાહેબના નૂરી કેબલાને પવિત્ર કીધેલા ગુંમબજમાં લઇ જતા જોવાને ઘણા આતૂર અન ઇન્તેજાર હતા; પણ દીનનાં તરીકા પ્રમાણે જે સંભાલથી આતશબેહેરામ સાહેબને પવિત્ર ગુમબજમાં લઇ જઇ તખ્તનશીન કરવા જોઇયે તેમાં દીનદાર જરથોસ્તીઓની મોટી ગીરદીથી કંઇ ખલલ નહિ પુગે તેટલા માટે, દરેમેહેરમાં બંને બાજુથી આવવાના

દરવાજાઓ સહવારથી બંધ રખાવવામાં આવ્યા હતા, જેથી પાક આતશબેહેરામને ગુમબજ મધે લઇ જતી વેળાનું સરઘસ જોવાને આસરે ૧૦૦ જરથોસ્તીઓજ ભાગ્ય શાળી થયા હતા.

એ રીતે ઘટતી સંભાલ અને બંદોબસ્તથી મકાનની આસપાસ સારી તકેદારી રખાવીને, ક્રિયાનો ઠેડવેલો વખત થતાં દસ્તૂર ડાકટર જામાસ્પજીએ આતશની ક્રિયા કરનારા મોબેદોને જામા પીછોડી સાથે તૈયાર કરી, તેઓ પોતાની જીંદગી સૂધી પાક આતશબેહેરામ સાહેબના પાસબાનો છે એવું બતલાવનારી નિશાની તરીકે તેઓના હાથમાં તરવાર, ગુરૂજ, ઇત્યાદી અથિયાર આપી; તેઓને પાક આતશબેહેરામ સાહેબનો નૂરી કેબલો ગુમબજમાં લઇ જવા માટે એક સરઘશના આકારમાં ગોઠવ્યા હતા. આએ દમામદાર અને યાદગાર ધાર્મિક સરઘશની સરદારી પોતે લઇ દસ્તૂર જામાસ્પજી હરોળમાં ઘટતા તફાવતથી આગલ ચાલ્યા હતા, જેઓની પાછલ મજકુર મોબેદો "પદાન" સાથે હાથમાં અથિયારો ધરી તથા તેઓની વચ્ચે બે જણાએ આતશબેહેરામ સાહેબનું ન્હાનું આફ્રરગાન્યું લેઇ પાક દરેમેહેર મધેથી ઘટતી રીતે બહાર નિકલ્યા હતા, તેમ કરતાં જુદા જુદા ૭ દરવાજાઓ પસાર કરી, તેઓએ પાક આતશબેહેરામના પવિત્ર કેબલાને તેને માટે તૈયાર કરાવેલા ગુમબજમાં લઇ જઇ મૂકયા હતા, જયાં દસ્તુર જામાસ્પજીના બેટા કેખસરૂ જામાસ્પજી—જેઓએ પાક આતશબેહેરામ સાહેબની પહેલી "બોએ" દેવામે માટે ખાસ બરશ્નુંમ લીધું હતું તેઓ—એ ઘટતી રીતે તથા પાક અવસ્તાના ઘટતા કલામો પઢતાં, ન્હાના આફ્રરગાન્યાં મધેથી આતશબેહેરામ સાહેબના કેબલાને મોટાં રૂપાંના આફ્રરગાન્યામાં મુકી તખ્તનશીન કીધા હતા. એટલી ક્રિયા પૂરી થતાં સઘલા દરવાજાઓ ખુલ્લા મૂકાયા હતા અને હજારો દીનદાર જરથોસ્તીઓ પાક આતશબેહેરામ સાહેબનો સેજદો કરવા ભારી ગીરદી વચ્ચે ત્યાં ભેગા મલી આતશની ન્યાએશ કરવામાં અને પોતાના દિલની ભલી મૂરાદ ચઢાવામાં મશગુલ બન્યા હતા. નવા આતશબેહેરામ સાહેબની પહેલી "બોએ" દેવાનું કીર્તિવંત કામ દસ્તુર જામાસ્પજીના બેટા કેખસરૂએ ઘટતી રીતે બજાવ્યું હતું, ત્યાર બાદ તુરત પાક આતશબેહેરામ સાહેબ તખ્તનશીન બન્યા તેની શુક્રગુઝારીનું જશન મકાનનાં ઉપલા હૅાલમાં દસ્તૂર ડાકતર જામાસ્પજીએ માડયું હતું. જેમની "આતરવક્ષી" પુણાવાળા તે વખ્તના નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદ દસ્તુર જામાસ્પઆશાનાએ કીધી હતી. આ વેળાએ દીનદાર જરથોસ્તીઓની એટલી તો મોટી ગીરદી જશનવાલા કુશાદે હૅાલમાં ભેગી થઇ હતી કે મહા મુશ્કેલીએ પવિત્ર જશનનું ક્રિયાકામ પૂરૂં થવા પામ્યું હતું. જશનનું ભણતર ખલાસ થતાં, ભગરિયા આગેવાનોની કમિટીના સરનશીન સાહેબ શેઠ જાલભાઈ અરદેશર શેઠની ફરમાસથી સેક્રેટરી શેઠ સોહરાબજી રૂશતમજી બનશાહએ નીચલો "અનજુમન પત્ર" હરખથી મિજલસમાં વાંચી સંભળાવ્યો હતો:—

———:❀:———

# દસ્તાવેજ ૮૨ મો, છપાયલો.

" અનજુમનનાં સાહેબો.

જે થોડાએક ભગરસાથના ગ્રહસ્થોએ તેર વરષની વાત ઉપર આ પાક બંદગીનું મોહટું મકાન ઉભું કરવાને માથે લીધું હતું, તે મકાનનું કામ પરવરદેગારની બક્ષેશથી આજ દીને પાર પડેલું જોઇ તેઓને બીહદ સંતોષ ઉપજે છે; અને એવાં નેક ધર્મના કામથી તમો અનજુમનના સાહેબોબી અતિયંત ખુશી થયા છો તે તમારી આજની ગંજાવર હાજરી સાબેત કરી આપે છે.

આ ગ્રહસ્થોએ આટલી બધી લાંબી મુદત સુધી ધીરજ ધરી, ખોદા ઉપર સબુરી પકડી, પુષ્કળ અડચણોની વચ્ચે માત્ર ધર્મનું કામ સમજી, જરથોસ્તીઓમાં કોઇ દીનેબી નહી થયલું એવું શુભ કામ—આ ખુદાનું ઘર—અનજુમનને પૈસે તૈયાર કરર્યું છે, એ બીના પારસીઓના ઇતિહાસમાં એક અગતનો સફો થઇ પડશે. જેમ બેહેદીન તેમ મોબેદ સાહેબોએ, જેમ શેહેનશાહી તેમ કદમી સાહેબોએ, જેમ ગ્રહસ્થોએ તેમ બાઇ સાહેબોએ, એક સરખી રીતે આએ બેહેશ્તનાં મકાનને માટે પોતાના ખરાં દીલથી બનતી મદદ કરી છે. માત્ર મુંબઇનાજ જરથોશતીઓએ નહી પણ નવસારી, પુના, આકોલા, નાગપોર, બદનેરા, ઇગતપુરા, મઉ, ઇનડોર, કલકતા, ઈરાન તથા ચીન અને બીજી ઘણીએક જગાઓ કે જ્યાં આપણા નેક ટોલાની થોડી ઘણીબી વસ્તી છે, ત્યાંના લોકોએ પણ વગર પુછવે આએ અશો કામને માટે નાણાંની રકમો મોકલી છે.

આખા હીંદુસ્થાનની પારસી અનજુમનની આવી એકસરખી દીલસોજી જોઇ અમારી કમીટીને પુશ્કળ સંતોષ ઉપજ્યો છે, અને તેઓ એવી દુવા ચાહે છે કે તમો જરથોસ્તી ભાઇઓ ઘણા વરષ જીવી એમાં બંદગી તથા ધર્મની ક્રીયા કરતા રહો, કે જેથી કરી માજદયસની દીનની મોટાઇ તથા પવિત્રાઇ અમેશ સચવાયલી રહે, અને બીજા ધર્મના મોટા વીદવાનો જેઓએ પોતાના ખુદ અભ્યાસથી આપણો ધર્મ ઘણોજ ઉત્તમ છે એમ બતાવી આપ્યું છે, તેમ હમેશ કેહેવાતું રહે.

હાલના વખતમાં પારસી ભાઇઓ પોતાના ધર્મને ખરાં દીલથી ચાહે છે અને દીનચુસ્ત છે તેનો જીવતો દાખલો આએ મકાનની સ્થાપના છે. આજ દીન તલક એક મોટું અથવા ન્હાનું બંદગીનું મકાન અનજુમનનાં પૈસાથી બંધાયું નથી, અને આજના દીવસે જે આએ પવિત્ર મકાન ખુલ્લુ મુકવામાં આવ્યું છે, તે દીવસ, પારસીઓની તવારીખમાં જાવેદાન સુધી એક ઘણોજ મોટો ગણાશે, એમાં તો કાંઇજ સંદેહ નથી. આએ ખોદાનું ઘર તઇયાર કરી ખુલ્લું મુકવાને માટે જરથોસ્તી ધર્મમાં જે જે ક્રીયાઓ કરવાની જરૂર હતી તે સઘલી સઉથી કાબેલ દસ્તુરાન દસ્તુરો તથા મોબેદ સાહેબોની મારફતે, કે જેઓની અશોઈ, ધર્મની માહિતગારી તથા ઉસ્તાદી

વિષે આપણા લોકોમાં ઘણું ઉંચું મત છે, તેવા ગ્રહસ્થોના હાથ હેઠલ પુરેપુરૂં થયલું છે; અને તેની સાથે આએ મકાન ઉભું કરનારી કમીટીએ પઇસા ખરચવામાં તથા મહેનત કરવામાં કાંઇ પણ ખામી રાખી નથી.

આએ મકાન પછવાડે રૂપીયા સવા બે લાખથી વધુ ખરચ થયો છે, અને હજુર એને માટે નાણાંની મદદ જોઇએ છે. એટલુંજ નહી, પણ હાલમાં પારસીઓની વસ્તી વધતી જતી હોવાના સબબને લીધે આવાં સારાં મકાનનો વિસ્તાર વધારવાની ઘણી જરૂર છે. ઘણા જરથોસ્તીઓ પોતાની પાછલ મોહટી દોલત વ્યરથ મુકી જાય છે, પણ તેજ ધણીને ઘણોજ ભાગ્યશાળી સમજવો કે જે વગર "વીલ" કરવે બેહેશ્તના રસ્તાને માટે આ ખોદાને ઘરનું બીડું પોતાની શકતી પ્રમાણે જલદીથી ઉપાડી લે. અને હમારી કમીટી આસા રાખે છે કે એવા ધર્મચુસ્ત નરો ઘણા બાહેર નીકલશે. આપણી અનજુમન શેઠ સાપુરજી સોહરાબજી નાળીયરવાળા, શેઠ કાવસજી દીનશાહ એદન-વાળા, શેઠ દાદાભાઇ નશરવાંનજી કંટરાકટર તથા શેઠ દસ્તુરજી સાહેબ જમશેદજી સોહરાબજી કુકાદારૂની ગંજાવર બક્ષેશને માટે તેઓની સદા આભારી રેહેશે, કારણ કે પાછલથી એ દીનદાર જરથોસ્તીઓના મદદથી આ મહાભારત કામ વેહેલું પુરૂં થયું છે.

શરૂઆતમાં એ કામમાં મોટી મદદ કરનાર ગ્રહસ્થો શેઠો નશરવાંનજી રતનજી તાતા, મનચેરજી બહમનજી પંથકી, માણેકજી હોરમજજી પરવેઝ, સર દીનશાહ માણેકજી પીટીટ, શેઠો રૂશતમજી દોશાભાઇ શેઠના, હોરમજજી નવરોજજી કુપર વગેરે હતા.

આપણને એ સઘલી બક્ષેશોનો મોહટો ભાગ દસ્તુર દાકતર જામાસપજી મીનોચેહેર-જીની અથાગ મેહેનત અને સબુરીથી મલી છે, તેવણની ઉપર એક ખરા ધર્મગુરૂ દાખલ એ ગ્રહસ્થોનો પુરતો વીશ્વાશ હોવાથી તેઓએ આએ પાક મકાનના જુદા જુદા ભાગો બંધાવી આપવાને માથે લેઇને હમેશ સુધીના ભાગયશાળી થયા, અને સવાબમાં હમેશનો વધારો કરયો, તેટલા માટે આએ માનવંત દસ્તુરજીનો ઉપકાર આપણી અનજુમન ઉપર કાયમ રેહેશે.

આએ રોનકદાર મકાનની કારીગરીને માટે તથા તેની પછવારે બાર વરષ વેર ખંતથી વગર હાંસલે જે તારીફ લાયક મેહેનત કરી તેને પુરૂં કરયું છે તે માટે શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રીની યાદગીરી એની જોડે કાયમ રહેશે.

એ બાંધકામમાં અમારા બુજોર્ગ, કાબેલ અને સખી દીલના નાયબ સરનશીન શેઠ પેશતનજી રૂશતમજી કાંગાએ પણ અમુલ્ય સેવા પેહેલેથી તે છેલ્લે સુધી બજાવી છે, તે માટે આપણો આખો ટોલો તેવણને આભારી છે.

આજ નજદીક તેર વરસ થયાં અમારી કમીટીના એક આનરરી સેક્રેટરી દાખલ શેઠ સોહરાબજી રૂશતમજી બનશાહએ પોતાનો ઓહ્દો ઘણી બાહોશીથી બજાવ્યો છે, તથા કમીટીનો લાભ એવણે પોતાની કીમતી રચનાઓથી તથા ધીરજ અને સ્વતંત્રપણે જાળવ્યો છે, એ કીમતી સેવાઓને માટે આપણે એવણનો મોટો ઉપકાર માનીયે છીએ.

આ મકાનના વડા દસ્તુરજી દાખલ દસ્તુર ડાકતર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાને ઠેઠવ્યા છે, તથા એવણના લાયકીવાલા અને કાબેલ બેટા એરવદ ફ્રેમસરૂ દસ્તુર જામાસપજીને નાયબ દસ્તુર નેમ્યા છે. આમીન."

———:o:———

ઉપલો અનજુમન પત્ર વંચાઇ રહેતાં, દસ્તુરજી જામાસપજીએ હરખથી નીચે મુજબ દુવા ગુઝારીનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું:—

"અનજુમનના મહરસ્પો.

જત આજના મુબારક રોજે અમને જણાવતાં બેહદ ખુશાળી ઉપજે છે, કે આપણી આ સુંદર મુંબઇ નગરીમાં સર્વથી પહેલ વહેલા જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબના નૂરી કેબલાને, તેને લગતી સર્વ પ્રકારની ઘટતી રીતની તરબીઅતથી, કેટલાક નામાંકિત ગ્રહસ્થોની ખંત—ઉલટ અને મહેનતથી તખ્તનશીન કર્યા છે, તે પોતાના તખ્ત ઉપર હમેશ સુધી બરકરાર રહો! તથા જે બીજા નૂરી કેબલાઓ આપણા વચ્ચે મોજુદ છે તેઓની સાથે આ નૂરી કેબલોની હમેશ હમેશ સુધી કાયમ રહો! આપણા જરથોસ્તી ફીરકાની જાહોજલાલીમાં અને તેની ચઢતીમાં દીન ઉગે વધારો થાઓ. જે કાંઇ મુશ્કેલી, આફત અને વિપતીઓ હોય તે સર્વે એના મુબારક સાહયાથી દફે થાઓ, અને બીજા નૂરી કેબલાઓ સાથે એ કેબલાનો નૂરી સાહયો હમેશ હમેશ સુધી કાયમ રહો.

આ તકે જણાવતાં અમને વધુ ખુશાળી એટલા માટે ઉપજે છે કે, આ નૂરી કેબલો આપણા બખ્તાવર માયાલું માતુશ્રી મહારાણીજી વીકટોરીયાના પ્રતાપી તથા અદલ રાજ્યનાં ૬૦ માં વર્ષની જુબીલીના પહેલા વર્ષમાં તખ્તનશીન કરવામાં આવ્યો છે, તેનો સાહયો એ નામદાર મહારાણીજી તથા તેવણના પાદશાહી વંશ ઉપર તથા બુલંદ બ્રીટીશ ધજા ઉપર સદાકાલ સુધી કાયમ રહો, તથા તેવણના પાદશાહી અહેવાનમાંથી તેમજ તેવણના રાજ્યના બોહોલા વિસ્તારવાલા મુલકો ઉપરથી મરકી, દુકાળ, આફત, લડાઇ સર્વે સદાના નાબુદ થાઓ! અને તેની જગ્યાએ સર્વ પ્રકારની આબાદી, સુખશાંતી, સુલેહ સંપજ પોતાના મુબારક કદમ પધરાવો! વલી આ તકે પરવરદેગાર સાહેબની જનાબમાં આપણે દુવા ગુજારીએ છીયે કે, તે સાહેબ પોતાના એ નુરી કેબલાનાં સાહયા મારફતે આપણા હીંદના નામદાર સરસુબા તથા નામદાર મુંબઇના રહેમદિલ હાકેમ સાહેબ જેઓ આજ કેટલોક વખત થયો દુકાળ, મરકી, આફત અને બીજાં અનેક વઘનોમાં રોકાયલા છે, તથા જેને દફે કરવાને અને રઇયતમાં સુખશાંતી તથા આબાદી પાંથરવાને અતી ઘણી જેહેમત અને રંજ રાત દિવસ ખેંચે છે તેઓની તે મહેનત સફળ થાઓ! અને તેઓ પોતાનો બાકીનો અમલ સુલેહ સંપજ, સુખ—શાંતી અને આબાદીમાં એ નૂરી કેબલાના બુલંદ પ્રતાપથી ગુજારો! અમારી એ દુવા સર્વેને આમીન થાઓ.

સેવટે જે સદગ્રહુસ્થો તથા બાનુઓ--શું અદના કે આલા--સર્વેએ એ નેક કામમાં પોતાનો હિસ્સો આપ્યો છે, તથા જેઓએ દુર દેશાવરો ખાતેથી કેટલીક રંજ અને જેહેમત ખેંચી આ શુભ ક્રિયામાં હાજર રહેવાની તસદી ફરમાવી છે, તેઓ સર્વેનો મોહટાં અહેશાન સહીત અમો ઉપકાર માનીએ છીએ.”

દસ્તુર ડાકતર જામાસ્પજીનું ઉપલી દુવાગુઝારીનું ભાષણ પુરૂં થતાં, તેમને તેઓએ એ પાક મકાન બરપા કરવામાં ખેંચેલી જેહમત માટે જુદી જુદી અનજુમનો, મંડળો, તથા તેમના ખેરખાહ બાનુઓ અને ગૃહસ્થોની તરફથી જુલમે ૪૩ શેયાલો એનાયત કરવામાં આવી હતી, જેમાં મુંબઇની પારસી પંચાયત તરફની પણ એક હતી. આએ પારસી પંચાયત તરફની શયાલ દસ્તુરજીને ઓઢાડતાં તેના સેક્રેટરી સમ્શુલ ઓહ્દમાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ પંચાયતના અકાબરો તરફનો નીચલો પત્ર વાંચી સંભળાવ્યો હતો:—

“ પારસી પંચાયતનું ખાતું સ્થાપવાને આજે નજદીક ૭૪ વર્ષ થયાં છે, તે ખાતું સ્થાપવા પછી આજે શેહેનશાહીઓનું ત્રીજું આતશબેહેરામ તખ્તનશીન કરવામાં આવ્યું છે. એક શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાળું સુરતનું આતશબેહેરામ, બીજું શેઠ હોરમસજી બમનજી વાહડયાજીનું મુંબઇનું આતશબેહેરામ, અને ત્રીજું આજ રોજે સ્થાપવામાં આવેલું આતશબેહેરામ. ખોદાતાલાની યાદ માટેના એવાં ધર્મના મકાનો ઉભાં કરનારા સાહેબોનાં ભલાં કામ તરફ કદરશનાસી દેખાડવા માટે પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ ઉપલા આતશબેહેરામો અને કેટલાંક આતશઆદરાનો પરઠતી વખતે તેઓના જશનની ક્રિયા વખતે તે મકાનો ઉભાં કરનારા સાહેબોને અને મુંબઇના શેઠ વહાડયાજીના આતશબેહેરામ સાહેબ પરઠતી વખતે આતશબેહેરામના દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાણાને શયાલો ઓઢાડી હતી. તે મુજબ આજ રોજે તખ્તનશીન કરવામાં આવેલા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવામાં ભાગ લેનાર કારોબાર મંડલીના સરનશીન શેઠ જાલભાઇ અરદેશર શેઠને એક શયાલ ઓઢાડવામાં આવે છેજી. અને ઉપલી કારોબાર મંડળીએ દસ્તુરજી સાહેબ ડા૰ જામારપજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાને આ મકાનના દસ્તુરજી નેમીયા છે, માટે આ મકાનના દસ્તુરજી તરીકે એવણુ સાહેબને એક શયાલ ઓઢાડવામાં આવે છેજી.”

દસ્તુરજી જામાસ્પજીને શયાલો એનાયત કરવા પછી તેઓનાં બેટા નાયબ દસ્તુર કેખશરૂ દસ્તુર જામાસ્પજીને પણ છ શયાલો ઓઢાડવામાં આવી હતી, જ્યારે દસ્તુરજી જામાસ્પજી તથા આતશબેહેરામ સાહેબની કમિટી તરફથી લાગતા વળગતા સાહેબોને શયાલો એનાયત કરવામાં આવી હતી. એ રીતે અરસ પરસ શેયાલોની પેહેરામણી કરવાનું કામ પુરૂં થતાં, હસી ખુશીથી ત્યાં ભેગો મળેલો ગંજાવર જરથોસ્તી મેળાવડો પાક મકાનમાં બંદગી તથા ફરહર કરી વિસરજણ થયો હતો.

——:o:——

# નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવાનાં કામમાં આગેવાન ભાગ લેનારા સાહેબોને માન-પાન આપવા ભેગો મળેલો મેળાવડો, તથા એ પાક મકાનને લગતો બીજો અહવાલ.



નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવા પછી થયલાં "શુક્રગુઝારી" ના જશનનાં ઉપલા મેળાવડા મધે દીનદાર જરથોશ્તીઓની અસાધારણ મોહોટી ગીરદી થવાને લીધે, એ પાક મકાન બરપા કરવાના કામમાં વર્ષો સુધી મહેનત કરનારા ભગરિયા આગેવાનોની કમિટીના આગેવાન સભાસદો તથા દસ્તુર જામાસપજી અને બીજા લાગતા વળગતા સાહેબોનો ઉપકાર માનવા, તેમને માનપત્રો એનાયત કરવા તથા ભેટ સોગાતો આપવાનું કમિટીએ ધારેલું કામ, બજાવી શકાયું હતું નહીં; જેથી એજ દિને પાછલા પોહોરે એજ પાક મકાનના કુશાદે હાલમાં ઉપલાં કામો બજાવવા માટે લાગતા વળગતા સાહેબોનો એક વગવાળો મેળાવડો ભેગો મલ્યો હતો.

પહેલું માનપત્ર, ભગરિયાઓ માટેના નવા આતશબેહેરામની કમિટી તરફથી દસ્તુર દાકતર જામાસપજીને એનાયત કરવામાં આવ્યું હતું, જે નીચે મુજબ હતું:—

"મેહેરબાનેમન માનવંત દસ્તુરાન દસ્તુરજી સાહેબ, ડાકટર જામાશપજી મીનોચેહેરજી જામાસપઆસાનાં, એમ. એ., પી એચ ડી., ડી. સી. એલ. (ઓક્ષન)—જોગ.

માનવંત દસ્તુરજી સાહેબ,

જત તમો નામવર સાહેબે જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને આએ સુંદર નગરીમાં સ્થાપવાને અને તેનાં દરેક કામને માટે અતી ઘણી જેહેમત, મહેનત લેઇ અને તમારા કિમતી વખતનો ભોગ આપી, તે નેક કામને સરંજામ પાર ઉતારી આપવાને જે દીલસોઝી બતલાવી છે, તે માટે આજનાં શુભ પ્રસંગે ઉપલાં ફંડની કમીટી તમો સાહેબનો મોટો ઉપકાર માને છેજી. મેહેરબાન સાહેબ, જરથોશ્તી ફીરકામાં આએ તે છુપી વાત રહી નથી જે આએ સુંદર અને રલીયામનું મકાન બાંધવા પાછલ તેમજ આતશબેહેરામ સાહેબને સ્થાપવાની ક્રિયા કરવા પાછલ જે લાખોનો ખરચ થયો છે, તે લાખો રૂપીયા, તમો સાહેબનીજ મહેનતથી મેળવવાને તમો શકતીવાન થયા છો, અને જો ધર્મી દીલનાં સદગ્રહસ્થોએ નાણાંની મદદ કીધી ન હતે તો આએ માથે ઉઠાવેલું શુભ કામ હજુર કેટલું પાછલ પડતે તે કહેવાઇ શકાતું નથી. માનવંત સાહેબ. તમો નામવરની નેક મનશની, ધિરજ અને કામ પાર પાડી આપવાનું ખંતીલાપણું એ સરવે તમોને અતીશ્ય માન ભરેલું છેજી. તમો સાહેબની લાયકાત, ધર્મ ઉપર એકીન, અને સચ્ચાઇ વિષે આપણા જરથોશ્તી ફીરકાના લોકોની બેહદ પસ-

દગી હોવાથી, જે જે ધરમાતુ સાહેબોએ પોત પોતાનો સખી હાથ લંબાવી તમારી ફરમાસને માન આપી અમારી કમીટીને મદદ કીધી છે, તે અમુલ્ય મદદથીજ આએ રલીયામનું મકાન જલદીથી પુરૂં કરી જરથોશ્તી આલમ માટે આજ દીને ખુલ્લુ મેળવાને અમારી કમીટી સામર્થવાન થઇ છેજી, એટલુંજ નહીં પણ તમો સાહેબે જે તમારો અમુલ્ય વખત રોકી કીયાકામ પાછલ જે ઘટતું ધ્યાન આપ્યું છે તે સરવે તમારી મહેનત અને દીલસોઝી માટે અમારી કમીટી એકવાર ફરીથી ઉપકાર માનવાની રજા લે છેજી.

નેકનામ દસ્તુરજી સાહેબ, આએ તમારી મહેનત, દીલસોઝી અને મેહેરબાનીનો પુરતો બદલો હમો આપી શકતા નથી, મગર અમારી કમીટી તરફની એક નજીવી બક્ષેશ દાખલ એક શેઆલનો જોતો તથા એક "પરસ" તમો સાહેબ આગલ રજુ કરીએ છીયે, અને ઉમેદ રાખીએ છઇએ જે તે તમો સાહેબ કબુલ રાખશોજી.

સેવટે અમારી અંતઃકરણની દુવા એ છે કે તમો સાહેબની જીંદગીમાં લાંબો ઉમેરો થાય તથા જરથોશ્તી ટોલા ઉપર તમો સાહેબ લાંબો વખત દસ્તુરી ભોગવતા રેહવો. આમીન! આમીન!

હમો છેઇએ દસ્તુરજી સાહેબ,

તમારા નમનતાઇ ભરેલા સેવકો,

જાલભાઇ અરદેશર શેઠ,
સરનશીન.

સોહરાબજી રૂસ્તમજી બનશાહ,
આનરરી સેક્રટરી.

મુંબઇ, જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ રોજ ૩ જો અરદીબેહસ્ત અમશાસ્પંદ, માહ ૨ જો અરદીબેહસ્ત અમશાસ્પંદ, સને ૧૨૬૭ યઝદેજરદી, શાહેનશાહી."



ઉપલું માનપત્ર સુંદર રૂપાનાં કાસકેટમાં મુકી દસ્તુરજી જામાસ્પજીને—શેયાલ ૧ એક જોતા તથા રૂપિયા ૧૦૦૧ એક હજાર એકની પરસ સાથે-નવા આતશબેહેરામ સાહેબની કમિટી તરફથી શેઠ જાલભાઇ શેઠના મુબારક હાથે એનાયત કરવામાં આવ્યું હતું.

બીજું માનપત્ર, કમિટીના એક આગેવાન સભાસદ અને નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવાના કામમાં પહેલાંથી સેવટ સુધી તન-મન અને પૈસાના ભોગે મહેનત કરનારા કમિટીના નાયબે સરનશીન મોબેદ પેશતનજી રૂસતમજી કાંગાને એક સુંદર રૂપાના કાસકેટમાં મુકી એનાયત કરવામાં આવ્યું હતું, જે નીચે મુજબનું હતું:-

"જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ.

"નેકનામ મેહેરબાન શેઠજી સાહેબ,

શેઠ પેશતનજી રૂસતમજી કાંગા, જોગ.

મેહેરબાન સાહેબ,

જત પંદર વરશની તમો સાહેબની આએ આતશબેહેરામ સાહેબનાં મકાનને સરંજામ ઉતારવાની અથાગ મહેનત અને દીલસોઝી માટે આજના શુભ પ્રસંગે અમારી કમીટી તમારો જાહેર અને મોટો ઉપકાર માને છેજી. મેહેરબાન શેઠજી, એ પંદર વરશની મુદતમાં આપ સાહેબના કુટુંબમાં અનેક ન ધારેલા બનાવો બન્યા છે, પણ તેથી તમો સાહેબ જરાબી હારી ન ખાતાં જે નેક કામ પાર પાડી આપવાનું તમોએ માથે ઉઠાવ્યું હતું, તે કામની પુરતી દેખરેખ કરવા તમારી કીમતી સલાહઓ તેમજ તમારા કીમતી વખતનો મોટો ભોગ આપી બિનસ્વાર્થે અને વગર હાંસેલે જે કામ તમોએ પાર પાડી આપ્યું છે, એ ખચીત તમો સાહેબને તમારી બુજરગીના વખતમાં માન ભરેલું છેજી; એટલુંજ નહીં પણ અમારી કમીટીને ખાતરી પુર્વક જણાવવામાં આવ્યું છે જે, જુદા જુદા આતશો મેળવી આપવા તથા તે પાછલ ઘટતી ક્રિયા કરાવવાની દેખરેખ રાખવા પાછલ તમો સાહેબે બેહદ તકલીફ લીધી છે, જે જોઇ હમારી કમીટી બેહદ ખુશી થઇ છેજી. તમો સાહેબની એ સરવે મેહેનતનો પુરતો બદલો આપવાને અમારી કમીટી શકતીવાન નથી, તોપણ આએ શુભ પ્રસંગે એક નજીવી ભેટ દાખલ આએ માનપત્ર એક શોભાયમાન રૂપાનાં કાસકેટમાં મુકીને તથા રૂપાનો "ટી સટ" અમારી કમીટી તમારી આગલ રજુ કરે છે, અને તે કબુલ રાખવાની હું તમો સાહેબને અલતેમાસ કરૂં છુંજી. સેવટે અમારી કમીટી અંતઃકરણથી દુવા ચાહે છે જે તે પાક પરવરદેગાર તમો સાહેબને લાંબી અને સુખી જીંદગી બક્ષે, અને આએ નેક કામ સરંજામ ઉતારી આપવાનો બદલો તમારી તનદરોસ્તી અને નેક મુરાદોમાં હાંસલ કરે. આમીન! આમીન!

તમારા નમનતાઇ ભરેલા સેવકો,

જાલભાઇ અરદેશર શેઠ—સરનશીન.

સોહરાબજી રૂશતમજી બનશાહ
આનરરી સેક્રેટરી.

મુંબઇ, રોજ ૩ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, માહ ૨ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, સને ૧૨૬૭ યઝદેઝરદી."



ત્રીજું માનપત્ર, કમિટીના આનરરી સેક્રેટરી શેઠ સોહરાબજી રૂસતમજી બનશાહને નીચે મુજબ આપવામાં આવ્યું હતું:—

"જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ.

" નેકનામ મેહેરબાન શેઠજી સાહેબ,

**શેઠ સોહરાબજી રૂસ્તમજી બનશાહ, જોગ.**

**મેહેરબાન સાહેબ,**

જત તમો સાહેબે આજ નજદીક તેર વરસ થયાં અમારી કમીટીના એક બાહોશ, ચંચલ અને ધુંધી સેક્રેટરી તરીકે જે કામ સરવેને મન પસંદ બજાવ્યું છે, તે માટે અમારી કમીટી આએ પ્રસંગે તમારો મોટો ઉપકાર માને છેજી તમો સાહેબે વારંમવાર તમારા કીમતી વખતનો ભોગ આપી કેટલીએક કીમતી સુચનાઓ અમારી કમીટીને કરતા ગયા છેવો, જેમાંની ઘણીખરી સુચનાઓ કમીટીએ ખુશી સાથે અમલમાં મુકી છે, એ તમો સાહેબને બચીતજ માન ભરેલું છેજી. એક દીનચુસ્ત જરથોશ્તી તરીકે આએ આતશબેહેરામ સાહેબના કામને સરંજામ પાર ઉતારવામાં તમોએ તમારા તન અને મનથી ખરી દીલોજાની ભરી મદદ કીધી છે, તેમજ તમારી શકતી મુજબ નાણાંની મદદ પણ કરાવવાને તમો પછાત પડયા નથી. એ સરવે તમારી બીનસ્વારથી મેહેનતનો બદલો તે બારેહુકતાલા સાહેબ તમોને તમારી રોજીમાં અને તનદરોસ્તીમાં બખશશે એમાં શક સમજવો નહીજી. મેહેરબાન શેઠજી, ઉપલી તમારી કીમતી સેવાનો બદલો અમારી કમીટી પુરતી રીતે આપી શકે એમ નથી, મગર આએ શુભ પ્રસંગે એક નજીવી ભેટ દાખલ આએ માનપત્ર એક રૂપાના કાસકેટમાં મુકી તે તથા એક રૂપાનો " ટી સટ " તમો સાહેબને આપવાની અમારી કમીટીની ખાહેશ મુજબ ખુશી સાથે હું તમોને તે અર્પણ કરૂં છું, જે ગમે તેવી તે ભેટ નજીવી હોય તોબી તે એક ઉમદા ચીજ ગણીને તમારાં કુટુંબમાં તમારાં વારશો તે સાચવી રાખવાની માન ભરેલી ફરજ સમજશેજી.

સેવટે તે બારેહુકતાલા સાહેબ પાસે તમારી ઉમરદરાજી ચાહીએ છઇએ. આમીન ! આમીન !

કમતરીન સેવક,

જાલભાઇ અરદેશર શેઠ, સરનશીન.

મુંબઇ, રોજ ૩ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, માહ ૨ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, સને ૧૨૬૭ યઝદેજરદી."

——:❀:——

**ચોથું માનપત્ર,** નવા આતશબેહેરામ સાહેબના મકાનનો દીઝાઇન બનાવનાર તથા સુંદર રીતનું તેનું બાંધકામ કરનાર ઇજનેરને કમિટી તરફથી ઉપલાજ મેળાવડા મધે નીચે મુજબ શેઠ જાલભાઇ શેઠે વાંચી સંભળાવ્યું હતું, અને તે સુંદર રૂપાનાં કાસકેટમાં મુકી, રૂપાનાં એક " ટી સટ " સાથે તેઓને ભેટ કરયું હતું:—

"જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ.

**"નેકનામ શેઠજી સાહેબ,**

**શેઠ દીનશાહ દોરાબજી મીસતરી; એમ. એસ. એ. સીલપી—જોગ.**

**મેહેરબાન સાહેબ,**

જત આએ સુંદર રલીયામનું અને મનોરંજક મકાન, આપ સાહેબનાં દીઝાઇન મુજબ બાર વરષની બીનસ્વારથી મેહેનત લેઇ તમારી દેખરેખ હેઠળ પુરૂં કરી આપ્યું તે માટે આજનાં શુભ પ્રસંગે અમારી કમીટી તમારો ઉપકાર માને છેજી. નેકનામ શેઠ દીનશાહજી, આએ મકાનનો દીઝાઇન એવો તો સુંદર છે જે તે જરથોશ્તી આલમને દરેક રીતે પસંદ પડયો છે, એ ખચીત તમોને માન ભરેલું છેજી.

એ મકાન પાછળ તમોએ લીધેલી મહેનતનો બદલો તે બારેહુકતાલા સાહેબ તમોને તમારી તનદરોસ્તીમાં અને રોજીમાં આપશે એમાં શક નથી. એ મકાનજ તમારી ઇંજનેરી કલા અને કુનેહનો એક નાદર નમુનો છે, અને જયાં સુધી એ મકાનની હસ્તી છે ત્યાં સુધી તમારૂં નામ એક બાહોશ અને ચંચલ સીલ્પશાસ્રી તરીકે તેની સાથે જોડાયલું રહેશે, એ તમોએ ખાતરીથી માનવુંજી.

એક દીનદાર તથા ધર્મચુસ્ત જરથોશ્તી દાખલ તમારા ખરા અંતઃકરણથી અને મોટાં મનથી તથા દીલોજાનથી આએ મહાભારત કામ તમોએ વગર હાંશોલે પાર પાડી આપ્યું છે. એ સરવે મેહેનતનો પુરતો બદલો અમારી કમીટી આપવાને અશકત છે, તો એપણ અમારી કમીટી તરફથી એક નજીવી ભેટ દાખલ આએ માનપત્ર રૂપાના કાસકેટમાં મુકી તથા રૂપાંનો "ટી સટ" તમો આગળ ધરવાની મને ફરમાસ થઇ છે, અને ઉમેદ રાખું છું જે તમો સાહેબ તે મેહેરબાનીની રાહે કબુલ રાખશોજી. સેવટે અમારી કમીટી દુવા ગુજારે છે જે બારેહુકતાલા સાહેબ તમારી ઉમર દરાજી કરે અને સુખી સુખીયારી લાંબી જીંદગી ભોગવી તમારાં વહાલાંઓના માંથા પર સલામત રહેવો. આમીન! આમીન!

તમારા નમનતાઇ ભરેલા સેવકો,
જાલભાઇ અરદેશર શેઠ—સરનશીન.
સોહરાબજી રૂસતમજી બનશાહ,
આનરરી સેક્રેટરી.

મુંબઇ, રોજ ૩ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, માહ ૨ જો અરદીબેહેશ્ત અમશાસ્પંદ, સને ૧૨૬૭ યઝદેજરદી, શેહેનશાહી."



નવા આતશબેહેરામ સાહેબની કમિટી તરફથી એ પાક મકાન બરપા કરવાના કામમાં આગેવાન ભાગ લેનારા દસ્તુરજી જામાસ્પજી તથા બીજાઓને ઉપર જણાવ્યા મુજબ માનપત્રો—પર્સ અને "રૂપ.ના ટી સટો"ની ભેટો અર્પણ કરવાનું કામ ખલાસ થવા બાદ, ઉપલાજ મેળાવડા સનમુખ દસ્તુર ડાકતર જામાસ્પજીને નીચલાં વધુ માનપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં:—



## (મુંબઈના જરથોશતીઓ તરફનું માનપત્ર.)

"નેકનામ દસ્તુરજી સાહેબ, ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશા, એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ., મુંબઈ.

નેકનામ સાહેબ.

જત અમો નીચે શહી કરનારા મુંબઇના રહેનારા જરથોસ્તી બેહદીનો અને અથોર્નાનો, આ જોગવાઇએ મોટી નમનતાઇ સાથે એવી અરજ કરીયે છીએ કે જરથોસ્તી દીનઆઇનની સલામતીને ખાતર તથા જરથોશતી ટોલાનાં લોકોનાં એકીન અને અસલી પવિત્ર રાહ રસમો તથા ક્રિયાકામો સાચવી રાખવાને ખાતર અને જરથોસ્તી લોકોની હરએક પાંતીની ખેરખાહી ઈચ્છતા રહેવાને ખાતર, તેમજ હાલનાં અનજુમનનાં નવાં આતશબેહેરામ સાહેબનું કામ બરપા કરવા સારૂ તથા તેના પવિત્ર કેબલાઇ નૂરને આવતા અરદીબેહેસ્ત માસ અને અરદીબેહેસ્ત રોજ સને ૧૨૬૭ યઝદેઝરદી, તથા તા૦ ૧૭ મી અકટોબર સને ૧૮૯૭ ઈસ્વીને દીને તખ્તનશીન કરવાની સેવટની ક્રિયા કરવા-કરાવવા સારૂ જે બેહદ જેહમત અને જંજાલી ખરાં તન-મનથી તમોએ લીધી છે, અને તમોને એ બુલંદ કેબલાના મકાનનાં મુતવલી તથા વડા દસ્તુરજી તરીકે મુકરર કરવામાં આવ્યા છે, તેના મોટાં માન અને મોટી ખુશાગીની યાદગારી તરીકે આ પત્ર સાથે એક શેઆલ તથા રૂપયા ૧૦૪૨।। ની પર્સ અમ તરફથી તમો સાહેબને નજર કર્યામાં આવી છે, તે મેહેરબાની કરીને કબુલ રાખજોજી. મુંબઇનાં શેહેનશાહી પારસી ટોલાના મોટા માનવંત દસ્તુરનો મોભ્ભો તથા નવાં આતશબેહેરામ મધેનો એ વમારો મોટો માનવંત દરજ્જો ખુદ તમોએ તમારી લાયકી, તથા ભલાઇ તથા દીનદારી તથા સાદાઇ તથા સફાઇ તથા પાકીજગી અને જાતી ઉદ્દીયોગ તથા અઠાગ કોશેશોથી મેળવ્યો છે, તે ઘણા ઘણા વરસો વલક ખુશી તથા તંદરોસ્તી સાથે ભોગવતા રહેજોજી; અને તમારા વારેસ વકીલોનેબી તે પરવરદેગાર લાંબી હયાતી બક્ષો અને ખુદ તમારેજ પગલે ચાલવાની અને તમારીજ ખુબી અને નેકબખ્તી હાંસલ કરવાની યારી આપે; અને ખરા જસ, કસ, તથા નેકનામી સાથે રહીને તમારૂં તથા તમારા મરહુમ અસલ દસ્તુરજી જામાસ્પઆશાજીનું નામ નિશાન અને કીર્તિ હવે પછીબી લાંબા જમાના સુધી નીભાવી રાખવાને નશીબવંત થાએ એવુંજ ચાહીને આ પત્ર સમાપત કરવાને ઘટતું વીચારીયે છઈયેજી. આમીન!

હમોને માન છે, દસ્તુરજી સાહેબ, તમારા આધીન સેવકો થવાને,

દીનશાહ માણેકજી પીટીટ,

કાવસજી દીનશાહજી એદનવાળા,

જીજીભાઈ ફરામજી પીટીટ,

નશરવાનજી મેહેરવાનજી પાંડે,

રતનજી સોહરાબજી તલાટી, (અને બીજી સેંકડો સહીઓ.)

રોજ ૩ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, માહ ૨ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, સને ૧૨૬૭ યઝદેજરદી."

——:o:——

## ( મુંબઇના ભગરિયા મોબેદોની તરફનું માનપત્ર. )

" પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

ખોદાઇ બક્ષેશથી તમો સાહેબનો મરતબો આબાદ હોજો.

**નેકનામ મોટા દરજ્જાના માનવંત દસ્તુરજી સાહેબ,**

ડાકટર **જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશા,**

એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ.,

તે મુંબઇ મધેના જરથોશ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબના વડા દસ્તુરજી સાહેબ.

**માનવંતા સાહેબ,**

અમો નીચે સહી કરનારા **નવસારીની** વડી **દરેમેહેરને તાબેની અનજુમનને લગતા** મુંબઇ ખાતે વસનારા મોબેદો, જત આજના મુબારક શુભ દિવસની મોટી ખુશાલીમાં જણાવવાની રજા લઇયે છીયે કે મુંબઇ મધે જરથોશ્તી અનજુમનના નવા આતશબેહેરામ સાહેબ સ્થાપવા માટે એક માનવંત કમીટી સ્થાપવામાં આવી તે પછી એ મહાભારત કામ શરૂ કરવા માટે રોજ ૮ મો, માહ ૯ મો સને ૧૨૫૫ યજદેજરદીના સાલમાં તમો સાહેબના બખ્તાવર હાથે પાયો નખાયાથી એ મહા પુનવંતું કામ પાર ઉતારવા માટે તમો સાહેબે રાત દિન અતી દિલસોઝીથી ભારે મહેનત લઇને તરેહવાર હરકતો ખમ્યા પછી જાવેદાન સુધીનું એ મહાભારત કામ આજના મુબારક દિવસે તે પાક દાદાર અહુરમજદની મદદથી પાર પાડયું છે, તે માટે અમો ખરાં જીગરથી તમો સાહેબને મુબારકબાદી અને શાબાશી આપ્યે છીએ. આ તમારી મહાભારત સેવાને માટે અમો ઉપરજ નહીં પણ સર્વે દીનદાર જરથોશતીઓ ઉપર આ મોટું પુનવંતું કામ પાર પાડવા માટે તમો સાહેબે સદાનો ઉપકાર કીધેલો અમો માન્યે છીયે.

આએ અતી પુનવંત અને સદાની યાદગારી રાખનારા મહાભારત કામમાં જે દીનદાર અને સખી બાનુઓ અને ગ્રહસ્થોએ પૈસા વિગેરેની મદદ કીધી છે તેઓનો આ તકે ઉપકાર માન્યે છીયે. તેમજ આ ભલું મહાભારત કામ પાર પાડવા માટે જે માનવંત કમિટીએ પોતાના તન-મનથી મહેનત લઇને પોતે હાથ ધરેલું પુનનું કામ પાર પાડયું છે, તેઓનો મોટો ઉપકાર માન્યે છીએ, કે આ નૂરી કેબલાનું માન અને દરજ્જો હંમેશ સચવાએ.

સેવટે અમો તે પાક દાદાર અહુરમજદ પાસે અમારા અંતઃકરણથી દોવા માગ્યે છીએ કે તે બક્ષેશ કરનાર સાહેબ તમો સાહેબને અને તમારાં નેક ફરજંદોને ખુશી, તંનદરોસ્તી, ઉમરની દરાજી, રજક રોજી અને ઇજત આબરૂમાં હંમેશ વધારો કરે.

આ બાબદ સમાપ્ત કરતાં અમો તમારા સેવકો તમો સાહેબે બજાવેલી યાદગારી ભરેલી સેવાના બદલામાં અમારી તરફથી આ એક શેયાલ અર્પણ કર્યે છીએ. તે કબુલ રાખવા અમે અરજ કરીયે છીએ. આમીન!

રોજ ૩ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, માહા ૨ જો અરદીબેહેસ્ત અમશાસ્પંદ, સને ૧૨૬૭ યઝદેજરદી.

માનવંતા સાહેબ, હમો છીએ તમારા સેવકો,

ડોશાભાઈ સોરાબજી મેહેરજીરાના,
હોરમજ દસ્તુર માણેકજી સનજાના,
નશારવાનજી જમશેદજી દસ્તુર જામાસ્પઆસા,
માણેકજી ફરદુનજી વાછા,
માણેકજી દારાબજી આદરાંનવાળા,
ખરશેદજી બેહેરામજી સહીઆર."

( અતરે બીજી ૧૫૦ થી વધુ સહીઓ છે. )

——:o:——

એજ પ્રમાણે "જરથોશ્તી ધર્મ અને ક્રિયા ઉપર એતેકાદ ધરાવનારી મંડળી" તરફનું એક માનપત્ર દસ્તુરજી જામાસ્પજીને અર્પણ કરવામાં આવ્યું હતું.

એ સઘળાં માનપત્રોનો યોગ્ય જવાબ દસ્તુરજી જામાસ્પજીએ વાળી, તે આપનારાઓનો વલતો ઉપકાર માન્યો હતો; જે બાદ ઉપલો દિલખુશ મેળાવડો હશી ખુશીથી વિસરજન થયો હતો.

પાક નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાના શુભ બનાવની ખુશાલીમાં કમિટીનાં સભાસદો તરફથી એ દિને બપોરે ન્યાતનું જમન કરવામાં આવ્યું હતું, જે વેળા બારકોટના "અલાહી બાગ" માં જરથોશ્તીઓની ભારી ગીરદી થઇ હતી. રાત્રે "આલબ્લેસ બાગ" માં દસ્તુરજી જામાસ્પજીએ પોતે પોતાના ખરચથી પોતાના દોસ્ત આશ્નાવોને એક ખાનગી જીયાફત આપી હતી, અને દાદીશેઠના આતશબેહેરામના ઓટલા ઉપર ઉંધરાતનું એક જુદું ખાણું થયું હતું.

એ શુભ બનાવની ખુશાલીમાં રાત્રે ધોબીતળાવથી ચીરાબઝાર સુધી જાહેર ઉંઘરાણાથી સુંદર ભભુકદાર રોશની કરવામાં આવી હતી. ટુંકમાં, નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાનો મુબારક દિવસ, પારસી જરથોસ્તીઓના મોહટા ભાગે એક તેહવાર તરીકે પાળ્યો તથા હસી ખુશીમાં ગુજાર્યો હતો.

**નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાને લગતો નીચલો અહેવાલ, તા૰ ૧૮ મી અકટોબર ૧૮૯૭ ના "જામે જેમશેદ" પત્ર મધેથી ઉતારી લીધો છે:—**

"નવસારીના ભગર પંથકવાળાઓની આગેવાની તળે મુંબઇમાં ગોઠવાયલાં નવાં આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાનો દીવસ ગઇ કાલે અસાધારણ ધમાલ અને જરથોશ્તી કોઈ પણ ધર્મના મકાનમાં કદી જોયલી નહીં એવી અસાધારણ ગીરદીની હાજરી સાથ પુરતી સમાધાનીથી પસાર થયો છે.

શેઠો વહાડયાજીવાળાં મુંબઇના પુરાણા આતશબેહેરામ સાહેબના દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ આ કતારોમાં આઠ દીવસ આગમચથી જરથોશ્તી આલમને ચેતવણી આપી હતી કેઃ—

"તમો જરથોશ્તીઓ તેને આતશબેહેરામ તરીકે કેમ પઢી શકશો? દીનદાર હમદીનો તમો વીચાર કરો? તપાસો તમારી પવીત્ર દીનને લગતાં યકીનને, તથા સાચવો તમારી જરથોસ્તી યજદાંપરસ્તી દીનનાં તરીકાને અને કાયમ રાખજો તમારા "મઝદયસ્નો અહુમી અને મઝદયસ્નો જરથુસ્ત્રીશ" ના ઇમાનદાર એલકાબને! અમોએ આ ખરાં એકીનને લગતી તમોને સલાહ આપી છે, તેને તમો હમદીનો યાદ રાખજો. ચકુમનને વાસ્તે ગુનાહ કરવામાં ખુશામત અને દુન્યાઇ મતલબને ધીક્કારજો! અશો જરથોસ્તના ખરા તાબેદાર તરીકે રહેજો! અને લોક મતલબી શરમને સારૂ ચુક કરતા ના. એટલું છતાં જો તમો તમારૂં પત ખોશો અને આડે માર્ગે જશો, તો મેહેર દાવર, રસને રાસ્ત, સરોશ અશો, બહમન અમશાસ્પંદ અને પોતાના પેદા કરનાર અને પાલણ કરનાર દાદાર અહુરમજદના તકશીરવાર થશો."

દસ્તુર પેશોતને મુંબઇની જરથોશ્તી આલમને એવી ભયભીત ચેતવણી આપવા છતાં, એ નવાં આતશબેહેરામને તખ્તનશીન કરવાની ક્રીયામાં હાજર થવાની ખાહેશથી જે ગંજાવર પારસી ગીરદી ત્યાં ભેગી મલી હતી, તે ત્યાં બતાવી આપતી હતી કે એ કમનસીબ ચેતવણીની કોમે કેટલી દરકાર રાખી હતી.

આતશબેહેરામના પુર્વ દરવાજા આગળ મસ મોહટું મનોરંજક આરકું ઉભું કરવામાં આવ્યું હતું, જે ઉપર "રતનાગર પેટંટ" રંગબેરંગીન ગલોબો બહુ મોટી સંખ્યામાં ગોઠવવામાં આવ્યા હતા. મની સ્કુલથી તે ત્રીનીટી ચેપલ સ્ટ્રીટનાં નાંકાં સુધી ચોરસ તથા ત્રીકોણાકાર આરકાંઓ રાતના રોશની કરવા માટે ગોઠવવામાં આવ્યાં હતાં, આતશબેહેરામની ઇમારતની આસપાસ રસ્તા ઉપર ફુલોના તોરણો ટાંગવામાં આવ્યાં હતાં. સહવારના ૭ કલાકથી જરથોશ્તી મરદો આતશબેહેરામને તખ્તનશીન કરવાની ક્રીયા થતી જોવાને, બંદગી કરવાને, તેમજ કેબલાને નમન કરવાને ભેગા મલ્યા હતા, જેમની સંખ્યા ૯ કલાકને અમલે વધી અસાધારણ મોહટી થઇ હતી. સેંકડો જરથોસ્તીઓ આતશબેહેરામના પહેલા મજલાવાળા હૅાલમાં તથા અગાશી ઉપર બંદગી કરવા બેઠેલા યા ખીચો ખીચ ઉભેલા નજર પડતા હતા, જ્યારે બીજાઓ ભોંયતળીએના કેબલાવાળા હૅાલમાં તથા ઓટલા ઉપર એકઠા મળેલા જણાતા હતા. આતશના કેબલાને દરેમેહેરમાંથી આતશબેહેરામમાં તખ્તનશીન કરવા લઇ જવાની ક્રીયા થોડાક સો જરથોસ્તીઓ ત્યાં એકઠા મળતાંજ તે ભરાઇ ગયો હતો, જેથી બીજા સાહેબોને દાખલ કરવાનું મોકુફ કરવામાં આવ્યું હતું......જુદા જુદા આતશોની ક્રીયા ગયા અસ્પંદાદ મહિનાના અનેરાંન રોજે સંપુરણ થઇ હતી, અને પહેલા ગાથાને દીને સઘળા આતશોને એકત્ર કરવામાં આવ્યા હતા. એ આતશો ઉપર બીજા કોઇ આતશની તથા ચેરાગની છાયા જરથોસ્તી દીન મુજબ પડે નહી તેટલા માટે દરેમેહેરમાં એક અલાહેદી ઓરડી બનાવી તેમાં તે રાખવામાં આવ્યા હતા.

એકત્ર થયલા આતશો ઉપર ગઇ કાલે સહવારે છેલ્લી ઇજશ્ને કરી, સાધારણ કદના એક આફ્રગાન્યાંમાં તે મેલી આફ્રગાન્યું બંધ કરવામાં આવ્યું હતું. તે પછી સહવારના ૯ કલાકનો અમલ થતાં નાયબ દસ્તુર કેખસરૂ જામાસ્પજી મીનોચેહેરજી તથા મોબેદ ફરદુનજી એદલજી વજીફ્દારે આફ્રગાનીઆનું એકકું કડું પકડી દરેમેહેર-માંથી આતશને તેના યોગ્ય તખ્ત આગલ લઇ જવાને ઉંચકયું હતું. તેઓની સાથ આતશના તખ્ત આગલ બીજા ૧૨ વધુ મોબેદો પણ સરઘસના આકારમાં પોતાના હાથમાં સમશેર, ગરૂજ, બરછી, ભાલા, વિગેરે લઇ સજ થઇ ઉભા હતા. સમશેરવાળા બે મોબેદો પહેલી હરોળમાં હતા, જેઓ પાછલ નાયબ દસ્તુર કેખશરૂ તથા મોબેદ વજીફ્દાર હતા, અને બાકીનાઓ સરઘસની પાછલી હરોલમાં હતા.

નવનો ટકોરો થતાં ઉપલા મોબેદોએ આતશને તેની લાયક બેઠક આગલ લઇ જવા ચાલુ મુકયું અને દરેમેહેરમાં બનાવેલી જે ઓરડીમાં આતશ રાખવામાં આવ્યા હતા તે ઓરડીનો દરવાજો પસાર કરી, ખુદ દરેમેહેરના આઠમણ દીશા તરફના પહેલા દરવાજામાંથી આતશ સાથનું સરઘસ બહાર ઓટલા ઉપર આવી લાગતાં હાજર રહેલા ગ્રહસ્થોએ જોસભરી તાલીઓથી આતશને વધાવી લઇ પોતાનો હરખ જાહેર કર્યો હતો. તે પછી દરેમેહેરના બીજા દરવાજામાંથી સરઘસ પાછું દરેમેહેરમાં દાખલ થયું હતું, અને ત્રીજા બારણામાંથી પાછું બહાર નીકળતાં તેને આગળ માફક તાલીઓથી વધાવી લેવામાં આવ્યું હતું. સરઘસ હવે દરેમેહેરના ઓટલા ઉપરથી નીચે ઉતર્યું અને દરેમેહેરના કમપાઉંડમાંનો નાકેનો પુર્વ તરફનો દરવાજો પસાર કરી, દરેમેહેરની હદ છોડી, આતશબેહેરામની પાછલી બાજુના કમપાઉંડવાળા ભાગમાં દાખલ થયું. તે પછી ફરસ્ગંદિની પગથીઓ ઉપરથી ચહડી આતશબેહેરામના પાછલી બાજુના દરવાજા-માંથી પસાર થયું, અને દરેમેહેરમાં હાજર રહેલા ગ્રહસ્થોએ પણ હવે સરઘશ પાછલ જવાનું ચાલુ મુકયું. હવે સરઘસને એકજ, યાને ૭ મો દરવાજો, જે પાદશાહના તખ્તમાં દાખલ થવાનો દરવાજો હતો, તેમાંથી પસાર થવાનું બાકી રહયું હતું; એ દરવાજો પણ પસાર કરી સરઘશ હીંડોળા (આતશબેહેરામ સાહેબને મૂકવાના તખ્ત) આગલ આવી લાગીઉં, અને પોતાના હાથમાનું ન્હાનું આફ્રગાન્યું મોહટાં આફ્રગાન્યાં નજદીક મેલી તેનું ઢાકણું ઉઘાડી નાખ્યું. અત્રે નાયબ દસ્તુર કેખશરૂએ "યથા અહુ વઇરયો"ના પાઠ કલામ પઢી "શ્યોથેનનામ" આગલ આવી લાગતાં એક ચમચ વડે ન્હાના આફ્રગાન્યાંમાંથી આતશો લઇ હીંડોળા ઉપર મેલેલાં મોહટાં આફ્રગાન્યાંમાં તે મેલ્યા; બીજી બે વાર એમ ફરી કરી ન્હાનાં આફ્રગાન્યામાંના સઘલા આતશો મોહટાં આફ્રગાન્યામાં મેલી દેવામાં આવ્યા હતા, અને ત્યાર પછી મોહટાં આફ્રગાન્યામાં સુખડ વગેરે મેલી તેમાંના આતશને એક મોહટાં બળતાંમાં રોશન કરવામાં આવ્યો હતો. એ વેળા અથીઆરો સાથના મોબેદો ચોકી પાહરો રાખવા આતશના તખ્તની ચોગામ ઉભા રહયા હતા, અને આતશ મોહટાં આફ્રગાન્યામાં મેલાઇ રહયા પછી તથા તેમાંના આતશ ઉપર સુખડ મેલાઇ રહયા પછી તેઓએ પોતાના હાથમાંના હથી-આરો આતશબેહેરામના તખ્ત નજદીકની ભીંત ઉપર ઓળવી દીધાં, અને સરઘસમાંના

થોડાક મોબેદો સીવાય બાકીનાઓ તખ્ત આગલથી બહાર નીકળી પડયા; તે પછી સેજદો કરવા આવેલા ગ્રહસ્થોનું સુખડ એ આતશ ઉપર મેળવાનું ચાલુ થયું હતું......"

આએ આતશબેહેરામ સાહેબના મકાનમાં, તેના જૂદા જૂદા ભાગો બંધાવી આપનારા ગ્રહસ્થોના નામની નીચલી તખ્તીઓ જડવામાં આવેલી છે:—

## (ગુમબજ ઉપરની તખ્તી.)

"નેમાજ તું અહુરમજદને.

આએ ગુમબજ આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાને **પારસી કાવસજી દીનશાહજી** એડનવાલા, સી. આઈ. ઈ., એ પોતાના ખરચથી પોતાનાં નેક બેહેશ્તનશીન ધણીયાની બાઇ જરબાઇનાં પુનને સારૂ બંધાવ્યો છે."

——:o:——

## (બંદગી કરવાના હૉલમાં જડેલી તખ્તી.)

"આએ બંદગીનો હૉલ મરહુમ શેઠ સાપુરજી સોહરાબજી નાલીયરવાળાએ પોતાની યાદગારી રાખવા માટે બંધાવ્યો છે, એ હૉલનું નામ મરહુમ શેઠ સાપુરજી સોહરાબજી નાલીયરવાળા હૉલ રાખ્યું છે. આ આતશબેહેરામ સાહેબનો નુરી કેબલો રાખવા માટે રૂપાનું અફરગાન્યું ૧) તથા ચમચ—ચીપીયો—ખુમચા સાથે રૂપયા ૮૫૦૦ ની કીંમતનું મરહુમ શેઠ સાપુરજીનાં ઉઠમણામાં એવણના વારસોએ મરનારનાં પુનને માટે આપયું છે."

——:o:——

## (નીચેના ક્રિયાકામ કરવાના હૉલમાં જડેલી તખ્તી.)

"આએ હૉલ દસ્તુરજી જમશેદજી સોહરાબજી કુકાદારૂએ પોતાનાં પુનને સારૂ બંધાવ્યો છે; એ હૉલનું નામ દસ્તુરજી જમશેદજી સોહરાબજી કુકાદારૂ હૉલ રાખ્યું છે."

——:o:——

## (ઓટલા ઉપરની તખ્તી.)

"આએ બાહેરની બેઠક બેહેશ્તનશીન બાઈ બેહેમનબાઈ તે મરહુમ દખણનાં વડા દસ્તુરજી સાહેબ જામાસ્પજી એદલજી જામાસ્પઆશાનાની બેટી તથા શેઠ પેશતનજી રૂશતમજી કાંગાનાં ધણીયાણીનાં પુનને સારૂ મરનારની પુંજીમાંથી બંધાવી છે."

——:o:——

## (માળ ઉપરના હૉલમાં જડેલી તખ્તી.)

"આએ હૉલ શેઠ દાદાભાઈ નશરવાંનજી કંટરાકટરે બંધાવ્યો છે, એ હૉલનું નામ શેઠ દાદાભાઇ નશરવાંનજી કંટરાકટર હૉલ રાખ્યું છે."

——:*:——

## (પોરતીકો–અગાશી–ઉપરનો લેખ.)

"મરહુમ કુવરજી હોરમજજી ભાભાનાં પુનને સારૂ આએ પોરતીકો એવણુન નબીરા શેઠ સોહરાબજી બેહેરામજી ભાભાએ બંધાવ્યો છે."

——:o:——

## (બરસાક તથા બારીઓ ઉપરના લેખો.)

૧—"મરહુમ આ૦ મનચેરજી દોરાબજી વકીલ તથા ઇજનેરની યાદમાં."

૨—"મરહુમ બાઈ જરબાઇ આ૦ મનચેરજી દોરાબજી ઇજનેરની યાદમાં."

૩—"મોબેદ બહમનજી ખરશેદજી પાવરી અથવા જનેલે પોતાના મુરબી ખરશેદજી તથા માતાજી બાઇ જીવીઆઇજીનાં પુંનને સારૂ."

૪—"મરહુમ શેઠ દીનશાજી ફરામજી વાડીઆની પવીત્ર યાદમાં—આપનાર શેઠ રૂશતમજી ફરામજી વાડીઆ."

૫—"શેઠ દીનશાજી દોરાબજી કોલાબેવાલા એડનવાળાએ પોતાના મરહુમ બપાવા એદલજી માણેકજી કોલાબેવાળા એડનવાળાનાં પુનને માટે."

૬—"મરહુમ માણેકજી હોરમજજી કેમશરીવાલાની યાદમાં."

૭—"મરહુમ બાઇ પીરોજબાઇ માણેકજી હોરમજજી કેમશરીવાલાની યાદમાં."

——:*:*:——

## (પીલરો–ઠાંબલા–ઉપરના લેખો.)

૧—"મરહુમ આ૦ એદલજી આદરજી હોમજીનાં પુંનને સારૂં એવણુનાં બેહેન બાઇ ખરશેદબાઇએ બંધાવ્યો છે."

૨—"બાઇ ખરશેદબાઇ તે આ૦ આદરજી હોમજીની બેટીએ પોતાનાં પુંનને સારૂં બંધાવ્યો છે."

૩—"મરહુમ શેઠ નશરવાનજી બમનજી મોદીના પુંનને માટે દીકરા જાહાંગીર ન૦ મોદીએ."

૪—"મરહુમ બાઇ ખરશેદબાઇ નશરવાનજી મોદીનાં પુનને માટે દીકરા જાહાંગીર ન૦ મોદીએ."

## (કુવાઓ ઉપરના લેખો.)

૧—"આએ કુવો શેઠ ઉકરજી કાવસજી ઉમરીગરે પોતાના ભાઇ મરહુમ શેઠ ધનજીભાઇ કાવસજી ઉમરીગરનાં પુંનને સારૂં તેવણુની પુંજીમાંથી બંધાવ્યો છે."

—" આએ કુવો મરહુંમ ડાકતર ખરશેદજી ફરામજી બોરીના પુનને સારૂ જરથોશ્તી અનજુમનનાં નવા આતશકદેહનાં ઉપયોગને માટે તેમની વીધવા બાઇ ડોસીબાઈ તે શેઠ ફરામજી મેરવાંનજી શેઠનાની બેટીએ બંધાવ્યો છે."

ક—" આએ કુવો બેહેસ્તનશીન પેસતનજી જાહાંગીર તારાચંદનાં પુંનને સારૂં જરથોશ્તી અનજુમનનાં નવા આતશકદેહના ઉપયોગને માટે બંધાવ્યો છે."

—:o:—

## (દરવાજા ઉપરનો લેખ.)

" આએ દરવાજા અને કતેરા શેઠ કાવસજી ખરશેદજી કંટરાકટરે પોતાના માવાજી હીરાંબાઈના તથા બાવા ખરશેદજીના પુણ્ માટે ભેટ આપીઆ છે."



## (કુશ્તી કરવાના મકાન ઉપરનો લેખ.)

" આએ મકાન જરથોશ્તી બાનુઓ તથા અહુરથોને કુશ્તી પાડીયાબ કરવા માટે બાઇ ડોસીબાઇ કાવસજી ખરશેદજી કનટરાકટરે બંધાવી આપી વપડાશ માટે આજ દીને ખોલ્લું મેલ્યું છે."

—:❋:—

એ રીતે નવા આતશબેહેરામ સાહેબનું લાંબો વખત ઢીલમાં પડેલું બાંધકામ જલદીથી પુરૂં કરવા માટે દીનદાર જરથોશ્તીઓની પાસેથી રૂપિયાની ન્હાની મોહટી રકમો મેળવી તેમનાં નામની યાદગારીની તખ્તીઓ તથા લેખો, એ મકાનનાં જૂદા જૂદા ભાગો અને બારી-બારણાઓ વિગરે ઉપર મુકાવ્યા ઉપરાંત, ખુદ કારોબાર મંડળીએ પોતે એ પાક મકાનનાં આગલાં દરસન ઉપર એક મોહટી તખ્તી જડાવેલી છે, જેમાં પોતાનાં નામ તથા કામની યાદગારી જાળવવા સાથે " જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ " એ નામનો ખરો અર્થ ખુલાસાથી સમજાવવામાં આવ્યો છે; આએ યાદગાર તખ્તા સદાબરી હું અતરે ઉતારી લઉ છું.



# દસ્તાવેજ ૮૩ મો, તખ્તી.*

" જરથોશ્તી અનજુમનના આતશબેહેરામ.

## શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનના મુંબઈમાં વસતા મોબેદ સાહેબોના હકની જાળવણી માટે કુલે જરથોશ્તી અનજુમને બંધાવી આપેલા આતશબેહેરામ.

———:૦:———

પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

આએ જરથોશ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબનું મકાન મુંબઇ તથા દેશાવર ખાતેના જરથોશ્તી સાહેબોની મદદથી બાંધવામાં આવ્યું છે.

એ મકાનનો પાયો રોજ ૮ મો માહા ૯ મો શેહેનશાહી માહા ૧૦ મો કદમી સને ૧૨૫૫ યઝદજરદી તા૦ ૨૩ મી મે સને ૧૮૮૯ ઇસવીને દીને નાખવામાં આવ્યો હતો.

એ મકાન ઉપર કુલે ખરચ રૂ. ૨૨૫૦૦૦ ને આસરેનો થયો છે.

એ મકાન ઉભું કરવા માટે પેહેલેથી તે છેલ્લે સુધી થોડાક ભગરસાથ અથોરનાન ટોળાના આગેવાન ગ્રહસ્થોની કમીટીએ માથે લીધું હતું.

એ મકાનનાં વડા દસ્તુરજી તરીકે દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાં, એમ. એ. પી. એચ. ડી. ડી. સી. એલ. (આક્ષીન)ને ઠેડવવામાં આવ્યા છે.

કારોબાર મંડળી.

૧ શેઠ જાલભાઇ અરદેશર શેઠ—સરનશીન તા૦ તરસટી.
૨ શેઠ પેસતનજી રૂશતમજી કાંગા—નાયબે સરનશીન તા૦ તરસટી.
૩ શેઠ રૂશતમજી ડોસાભાઇ શેઠના—તરસટી તા૦ અધીકારી.
૪ શેઠ દીનશાહ મનચેરજી પંનથકી—ખજાંનચી તા૦ તરસટી.
૫ શેઠ બેહેરામજી નશરવાનજી શીરવઇ—ખજાંનચી તા૦ તરસટી.
૬ શેઠ શોહરાબજી રૂશતમજી બનશાહા—સેક્રેટરી.

| | | |
|---|---|---|
| ૭ | દસ્તુરજી જમશેદજી શોરાબજી કુકાદારૂ—અધીકારી. | |
| ૮ | દસ્તુર કેખશરૂ જામાસ્પજી | ,, |
| ૯ | શેઠ જાહાંગીર હોરમશજી પંનથકી | ,, |
| ૧૦ | શેઠ ફરદુનજી માણેકજી કાંગા | ,, |
| ૧૧ | પાલનજી નવરોજજી પાવરી | ,, |
| ૧૨ | ડાકતર રૂશતમજી નશરવાનજી ખોરી | ,, |
| ૧૩ | ડાકતર ડોસાભાઇ બેજનજી કાતરક | ,, |
| ૧૪ | શેઠ શાપુરજી બેહેરામજી કાતરક | ,, |
| ૧૫ | ડાકતર નાનાભાઇ નવરોજજી કાતરક | ,, |
| ૧૬ | શેઠ કાવસજી બેદલજી કાંગા | ,, |
| ૧૭ | શેઠ બેજનજી રતનજી કોતવાલ | ,, |
| ૧૮ | શેઠ કેકોબાદ કાવશજી પંનથકી | ,, |
| ૧૯ | શેઠ જમશેદજી દાદાભાઇ નાદરશાહા | ,, |
| ૨૦ | શેઠ અશપનીઆરજી બરજોરજી પંનથકી | ,, |
| ૨૧ | શેઠ ખરશેદજી ફરામજી મરચંત | ,, |

શેઠ દીનશાહા દોરાબજી મીસત્રી,
એમ. એસ. એ. આંનરરી શીલ્પશાસત્રી.

રોજ ૩ જો, અરદીબેહેશત અમશાસ્પંદ માહા ૨ જો, અરદીબેહેશત અમશાસ્પંદ શેહેનશાહી, માહ ૩ જો, ખોરદાદ અમશાસ્પંદ કદમી, સને ૧૨૬૭ યઝદેજરદી.

મુંબઇ, તા૦ ૧૭ મી અકટોબર સને ૧૮૯૭ ઇસવી.

સવંત ૧૯૫૩ ના આશો વદ ૬ વાર રવેઉને દીને આતશબેહેરામ સાહેબનાં નુરી કેબલાને તખ્તનશીન [1]કીધા છે."

---

# દસ્તાવેજ ૮૪ મો, આરસીનો* તખ્તો.

:*:

ભગરિયા મોબેદોના "હક્કો" ની જાળવણી કરવા માટે તેઓના આગેવાનોની અરજ ઉપરથી જરથોસ્તી અનજુમને બરપા કરી આપેલા આતશબેહેરામ સાહેબનાં **પહેલા નેમાયલા** દસ્તૂરજી જામાસ્પજીએ, એ મકાન બરપા કરવાની કેફીઅતમાં "પહેલવી" ભાષા મધે કેટલાક "બેતો" બનાવીને તેનાં તરજુમાં સાથે તે છપાવ્યા હતા, અને તેનો એક તખ્તો પાક આતશબેહેરામનાં મકાન મધે મુકયો હતો. આએ તખ્તામાં અનજુમનનાં એ આતશબેહેરામ સાહેબ કોણે બનાવ્યા છે તથા કોણને

---

૧–ઉપલી તખ્તીનો "ફોટોગ્રાફ" ઉતરાવી નવા આતશબેહેરામનાં ત્રસ્ટદીડને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓએ પોતાના પૂરાવા તરીકે નામદાર "લવાદ" ની સનમુખ રજુ કીધો હતો.

માટે બનાવવામાં આવ્યા છે તે ખોલ્લા બોલોમાં દસ્તૂરજી જામાસ્પજીએ દરસાવેલું હોવાથી, પોતાના દાવાના પૂરાવા તરીકે એ તખ્તાનો ફોટોગ્રાફ ઉતરાવી, એ આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓએ રજુ કીધો હતો. તખ્તાનું લખાણ જે એક બાજુએ પહેલવી ભાષામાં છે ને બીજી બાજુએ તેનો ગુજરાતીમાં તરજુમો છે. તે મધેથી ગુજરાતી લખાણ, આ પુસ્તકમાં નીચે સદાબરૂ ઉતારી લીધું છેઃ-

——:૦:——

"શ્રી મુંબઇ મધે ચંદનવાડી ખાતે જરથોસ્તી અનજુમનનાં પઈસાથી, અહુરમજદી બુજોરગ નુરી કેબલા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરયા છે, તેની યાદગારી માટે દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાનાંએ પેહલ્વી ભાષા મધે બેતો બનાવીને આએ તખ્તો મજદયસ્ની જરથોસ્તી અનજુમનને અર્પણ કર્યો છે.



"જે સ્પેનામીનો અહુરમજદ છે તેનાં નામથી, કે જે સાહેબ હમેશ છે--હતો-- અને રેહેશે.

તેણે સર્વ જગત પેદા કીધી અને તે ઉપર આદમને સરદાર કીધું.

તે (આદમ) ને અક્કલનું ગોહર બક્ષી અને પોતાનો નેક અને ખાલેશ મજદયસ્ની ધર્મ બક્ષ્યો.

તે ભલી અને રાસ્ત દીન લાવનારો ભલો પેગમબર જરથોશ્ત હતો.

જે નામદાર આએ દુન્યાંનો સરદાર, યજદાંની રાહ લાવનારો અને પુર અક્કલવાળો હતો.

યજદાંની રાહનાં જે ફરમાનો, તે મધેનું એક ફરમાન એ છે કે, શેતાયશ અને બંદગીને માટે એક દરેમેહેર બાંધવી અને સવાબને માટે આતશકદેહ કરવી.

તે (મુજબ) આએ ફરમાનને માન આપી, આતશબેહેરામ જે ખોદાઇ નુરી (કેબલો) છે, તે સાહેબને અનજુમનનાં પઈસાથી, સવાબના હમબેહેરાને માટે અને નેકબખ્તીને માટે તખ્તનશીન કર્યો છે.

તેને મજદયસ્ની જરથોશ્તી દીનનાં ફરમાન મુજબ તે બુજોરગ કેબલાને અશોઇ અને દીનદારીથી રાસ્ત ક્રિયા કરીને તખ્તનશીન કર્યો છે.

તે કેબલાને મોબારક ફતેહમંદ અરદીબેહેશ્ત મહીનાનાં અરદીબેહેશ્ત રોજે તખ્તનશીન કર્યો છે.

પાદશાહોનો પાદશાહ યજદજરદ શેહેરીઆરનો મુબારક સને ૧૨૬૭ મો હતો.

એ કામને એક ભગર (ટોલાની) મંડલીએ ઉભું કીધું છે, તેઓએ એ કામ ભગરીઆ (ટોલાના) અથોરનાનોને માટે ઉભું કીધું છે.

તે મંડલીનાં ગ્રહસ્થો દીનચાશીદાર, બંદગીખોર, નેક અને ભલા છે.

હમેશે હમેશ આએ પવીત્ર દરેમેહેરનું મકાન અને તે મધે તખ્તનશીન કીધેલો કેબલો આબાદાની સાથે, દબદબા સાથે, પવીત્રાઇ, શોભા સાથેનો, ભભુકવાળો અને નેકી સાથેનો રેહેજો.

અએ અશો અહુરમજદ! આએ મકાનને પુરતી ફતેહમંદીથી તું આબાદ રાખજે. આએ મકાન મધે બંદગી કરવા આવનારાઓને પુર રોજીવાલા તું કરજે.

આએ અહુરમજદી નુરી કેબલો જરથોશ્તી અનજુમન ઉપર પ્રતાપી થજો. આએ કેબલાની મેહેરબાનીથી જરથોશતીઓનો હમેશાં દર દીવસે વધારો થજો.

જરથોશતીઓના વેપારનો વધારો થજો, અને દીનદારી ભરેલા, સારી સેફતવાલા, અને માન-ઇજત ભરેલા થજો.

તેઓનાં મકાનથી જે ગમગીની હોય, અને તેઓના દુ:ખ-દરદ અને આફતો તે દફે થજો.

જે શખ્સોએ મહેનત લેઇ, આગેવાની કરી, આએ કુશાદે મકાન બરપા કરી, તેને સરનજામ પોહોંચાડયું છે, તેઓ લાંબી મુદત સુધી ખુબી, ભલાઇ અને નેકી સાથે જીવજો.

તેઓનો ધંધો-રોજગાર નફા ભરેલો થજો, રોજીઓનો વધારો અને બખ્ત રોશન-ચલકાટ ભરેલું રેહેજો. તેઓનાં મકાનથી વધારે ફીકર, ચીંતા, મરકી, ખોહારી, મુશ્કેલી અને દુ:ખ દરદો દફે થજો.

હું કમતરીન દોઆનો કરનાર જામાસ્પ છું, તે મારી (આ) દોઆ તેઓને આમીન થાજો. હું દસ્તુર મીનોચેહેરનો છોકરો છું, જે (મીનોચેહેર) પુરવીણ અને પાક ચેહેરાનો હતો જે દસ્તુર જામાસ્પઆશાની બુન્યાદ ધરાવે છે, જે દસ્તુર જામાસ્પ પુર દબદબાવાલો હતો."



# નવા આતશબેહેરામ સાહેબને લગતી દરેમેહેરમાં "જુદા પંથ" ના મોબેદોને "બરશ્નુંમ" સાથનાં ક્રિયાકામો કરવાનો ભગરિયા આગેવાનોની કમિટી તરફથી આપવામાં આવેલો અણઘટતો હક, તેની સામે ત્યાં વસ્તા ભગરિયા મોબેદોએ વાંધો ઉઠાવી કમિટી ઉપર મોકલાવેલી અરજી.



એ રીતે શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનના "હક્કો" ની જાળવણી કરવા માટે તેઓની અરજ અને માગણી ઉપરથી તેઓના આગેવાનોએ ઇ૦ સ૦ ૧૮૮૪ માં માથે ઉઠાવેલું—એક પાક દરેમેહેર તથા આતશબેહેરામ સાહેબ બરપા કરાવવાનું—મોતેબર કામ, અનેક મુશ્કેલી પછી ઇ૦ સ૦ ૧૮૯૭

માં ૧૩ વર્ષે સરનજામ ઉતરવાથી ભગરિયા મોબેદોમાં સ્વભાવિક રીતે ખુશાલી ફેલાઇ હતી. ખાસ પોતાની અનજુમનની માલેકીના એક આતશબેહેરામ સાહેબ બરપા થવાથી તેની "બોએ" ના રૂપિયા પોતાના વતનનાં તરીકા મુજબ મેળવવાની તથા તેમાં ક્રિયાકામો કરવાના સંપૂર્ણ "હક્કો" ભોગવવાની જેમ તેઓએ કુદરતી રીતે ઉમેદ અને આશા રાખી હતી, તેમ નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશાન કરતી વેળા તથા ત્યાર બાદ એ પાક મકાન મધે પોતાની અનજુમનના તે વેળાના માનવંત વડા દસ્તુરજી સાહેબ અને શ્રી નવસારીની તેમની "દસ્તૂરી ગાદી" નું માન તથા વડપણ યોગ્ય રીતે જાળવવાની કમિટીના ભગરિયા આગેવાનો પોતાની અઇન ફર્જ બજાવશે એમ તેઓએ વિશ્વાસથી માની લીધું હતું; કે જે ભગરિયા આગેવાનોએ પોતાની અનજુમનનાં "હક્કો" ની જાળવણી કરવા માટે નવા "આતશબેહેરામ સાહેબ" બરપા કરવાના ઉપાડી લીધેલાં કામથી નારાજ બની તેનો અટકાવ કરવા અથવા તેમાં નડતર નાખવા ખાતર વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ તથા તેમના દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ શ્રી નવસારી મધે—ભગરિયા મોબેદોના જન્મ વતનમાં—ગેરહક્કે બંધાવેલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવા અને તેમ કરી પોતાની અનજુમનના કાયદાપૂર્વક સ્થાપન થયલા પૂરાતન "હક્કો" નું રક્ષણ કરવા સારૂ ભગરસાથ અનજુમનનાં તે વખ્તના માનવંત વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહિયારજી દસ્તુર મેહેરજીરાણાએ તન, મન અને ધનથી ૧૩ વર્ષ તલક ખંતિલી મહેનત કરી, ભગરસાથ અનજુમનની કિમતી સેવા બજાવી હતી. પરંતુ નવા આતશબેહેરામ સાહેબ બરપા થવાથી ભગરિયા મોબેદોને ઉપજેલી ખૂશાળી તથા પોતાના ભગરિયા આગેવાનોની કમિટી તરફથી તેઓએ રાખેલી ઉપર જણાવ્યા મુજબની ભલી ઉમેદ અને આશા, નવા આતશબેહેરામ સાહેબનો નુરી કેબલો તખ્તનશીન થવાની સાથેજ નાખુશી, નાઉમેદી તથા નિરાશીમાં ફેરવાઈ ગયલાં જોઇ, તેઓ નાસિપાસ અને દલગીર થયા હતા ભગરિયા આગેવાનોની કમિટીના કેળવાયલા અને નવા આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની તવારીખથી માહિતગાર ગૃહસ્થો એટલું તો સારી કાની જાણુતા હતા કે, પોતાના વતન તથા ટોળાનો તરીકો અને ટેક જાળવવા તથા પોતાની અનજુમનનાં પૂરાતન "હક્કો" નું રક્ષણ કરવા ખાતર ભગરિયા મોબેદોને વાડિયાજીના આતશબેહેરામ સાહેબનું પવિત્ર મકાન ફરજિયાત તજવું પડયું હતું, અને તેમ કરતાં તેઓને જેમ ધંધા સંબંધી મોહટા ભોગો આપવા પડયા હતા તેમ એ આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાના અને એ પાક મકાન મધે "બરશ્નુંમ" ને લગતાં સઘલાં ક્રિયા ભણતરો કરવાના–તેની સ્થાપના થવાની સાથેજ મલેલા–સ્વતંત્ર અને કિમતી "હક્કો" તેઓને ગુમાવવા પડયા હતા.

પોતાની અનજુમનનાં સ્વમાનને ખાતર વાડિયાજીના આતશબેહેરામ મધેથી નિકલી જવાના પરિણામમાં એ રીતે ગુમાવવા પડેલા ઉપલા કિમતી હક્કો, નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના થતાને વાર પાછા મેળવવાની ભગરિયા મોબેદોએ રાખેલી ઉમેદ બર નહિ આવવાથી તથા જેઓએ પોતાની અનજુમનનાં હક્કોનું રક્ષણ કરવાનું

કામ ખુશોથી માથે ઉઠાવ્યું હતું તેઓએજ પોતાની અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" ને આડે આવનારાં ગેરકાયદેના પગલાં જાણુ અજાણુ ભરવાથી ભગરિયા મોબેદો નાસિપાસ અને બેદિલ બન્યા હતા, અને તેઓના દિલમાં કમિટીના આગેવાનો તરફ અવિશ્વાસ તથા અભાવ સ્વભાવિક રીતે ઉત્પન્ન થયો હતો. કમિટીનાં કામથી

### ભગરિયા મોબેદોને નિરાશ બનવાના સબબો

માં પહેલો સબબ એ હતો કે, શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની પોતાની અનજુમનનાં "હક્કો" ની જાળવણી કરવા માટે નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવામાં આવ્યા છે એમ જાણવા અને માનવા છતાં, એ પાક મકાન મધે ભગરસાથના પોતાના વડા દસ્તૂરજી સાહેબ દારાબજી માહિયારજી દસ્તુર મેહેરજીરાંણાનું કોઇ પ્રકારનું માન કે વડપણ જાળવવાની તથા આતશબેહેરામની "બોએ"ના રૂપિયા મધેથી તેવણના "હક્ક"નો વારસીક લવાજમ પહેલાંથી મુકરર કરવાની કમિટીના ભગરિયા આગેવાનોએ દરકાર કીધી હતી નહિ, બલ્કે આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવાની મોહટી ક્રિયામાં આગેવાન ભાગ લેવાનું કાયદાસરનું માનપૂર્વક એજન વટિક તેવણ સાહેબને કરવામાં કમિટીના સાહેબો બેપરવા બન્યા હતા, અને તેથી આગેવાન ભગરિયા મોબેદોની લાગણી ઘણી દુ:ખાઇ હતી.

કમિટીનાં કામથી ભગરિયા મોબેદોને નિરાશ બનવાનો બીજો સબબ એ હતો કે, નવા આતશબેહેરામ સાહેબ તખ્તનશીન થવા તથા ભગરિયા મોબેદો "ટેન્ડર" કરી "બોએ"માં જવા છતાં, બોએના રૂપિયા સંબંધી શું અને કેવા બંદોબસ્તો કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે તે અગત્યની અને ભગરિયા મોબેદોના "હક્કો" સાથે નિકટ સંબંધ ધરાવનારી બાબદથી તેઓને સદનતર અંધારામાં રાખવાને કમિટીના કેળવાયલા સાહેબોએ દરૂસ્ત અને મુનાંસેબ વિચાર્યું હતું. આગેવાન ભગરિયા મોબેદો—જેઓ વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ"ના રૂપિયા સંબંધી મંડાયલી ફરિયાદી તથા તેની ચાલેલી જીક્કરોથી માહિતગાર હતા તેઓ—પોતાના ભાઇઓને એ રીતે વગર બંદોબસ્તે નવા આતશબેહેરામ સાહેબની બોએમાં ગયલા જોઇ દલગીર થયા હતા, અને તેઓના દિલમાં "બોએ"ના રૂપિયા સંબંધી ભવિષ્યના બંદોબસ્ત માટે ચિંતા ઉપજી હતી.

કમિટીનાં કામથી ભગરિયા મોબેદોને નિરાશ બનવાનો ત્રીજો સબબ એ હતો કે, નવા આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવા પછી તુરતજ એ પાક મકાન મધે "જૂદા પંથ"નાં મોબેદોને "બરશ્નુંમને લગતાં આલાત સાથના ક્રિયાકામો" કરવા દેવાનો નવી દરેમેહર ખોલ્લી મુકતી વેળા કમિટી તરફથી બરપા કરવામાં આવેલો તકરારી સવાલ ૧૦) વર્ષે ફરી સજીવન કરી, કમિટીના સાહેબોએ પોતાનો ભૂલ ભરેલો અને ગેરકાયદેનો ઠેડાવ જબરીથી અમલમાં મુકવાની અણઘટતી કોશેશ કીધી હતી.

આ પૂસ્તક મધે આગલ જણાવ્યા મુજબ, નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે ભગરિયા આગેવાનોની કમિટીએ ઇ૦ સ૦ ૧૮૮૪ માં

જરથોસ્તી આલમની જાણને માટે છપાવી બાહેર પાડેલી અસલ "મદેહનજર"ને ઉલટાવનારો તથા ભગરસાથ અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" ને આડે આવનારો જે ઠેડાવ, ઇ૦ સ૦ ૧૮૮૭ માં ભગરિયા આગેવાનોની કમિટીએ-નવી દરેમેહેરનું મકાન ખોલ્લું મુકવાની એક મહિનો આગમચ-કીધો હતો અને જે વિષેની જાહેરાત, નવી દરેમેહેરનું મકાન વપરાસને માટે ખોલ્લું મુકતી વેળાએ કરવામાં આવેલાં શુક્રગુઝારીનાં જશનની ક્રિયા પૂરી થવા પછી ત્યાં ભેગા મલેલા મેળાવડા સનમુખ કમિટી તરફથી વાંચવામાં આવેલાં "અનજુમન પત્ર"ની મારફતે જરથોસ્તી આલમને આપવામાં આવી હતી; તે ઠેડાવ તથા નાણાં ભરનારાઓને આગમચથી કંઇબી ખબર કે ચેતવણી આપ્યા વગર ગેરકાયદે વંચાયલા "અનજુમન પત્ર"ના વાંધા ભરેલા ફકરા સાંમે કમિટીના આગેવાન સભાસદો આગલ ભગરિયા મોબેદોએ તેજ વેળાએ શખ્ત વાંધો ઉઠાવવાનાં પરિણામમાં જુદા પંથનાં મોબેદોના સંબંધમાં કમિટીએ કીધેલો અણઘટતો ઠેડાવ અમલમાં મુકાતો તે વેળાએ અટકી પડયો હતો અને તે પછીની ૧૦ વર્ષની મુદત દરમ્યાન જુદા પંથના કોઇબી મોબેદો-કમિટીએ આશકારા કીધેલા ઠેડાવ મુજબ-નવી દરેમેહેરમાં ક્રિયાકામો કરવા નહિ આવ્યાથી તથા તેઓને લાવવાની અને તેમ કરી પોતાનો ઠેડાવ અમલમાં મુકવાની કમિટી તરફથી કશી હિલચાલ કે કોશેશ નહિ થયલી જોવાથી, ભગરિયા મોબેદોએ તે તકરારી ઠેડાવની હસ્તિ ખતમ થયલી સ્વભાવિક રીતે માની લીધી હતી. તેઓને સ્વપ્ને પણ ખેયાલ નહિ હતો કે નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવાની સાથે એ તકરારી સવાલ કમિટી તરફથી ફરી સજીવન થવા પામશે અને તેઓની સાથે પોતાને ફરી તકરારમાં ઉતરવું પડશે. પરંતુ નહિ વર્ક્યા રાખેલું જેમ હમેશાં બને છે તેમ નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના થતાં વાર તેમાં ક્રિયાકામો કરવાના સઘલા હક્કો જૂદા પંથના મોબેદોને ભોગવવા દેવા અને તેમ કરી પોતાનો ઠેડાવ અમલમાં મુકવા માટે કમિટીના આગેવાનોએ હિલચાલ કરવાથી

## કમિટી તથા ભગરિયા મોબેદો વચે કડવાશ

બરપા થયો હતો. એ આતશબેહેરામ સાહેબના "ત્રસ્ટડીડ"ને લગતા છેલ્લા મુકદમાં મધે આગેવાન ભગરિયા મોબેદોએ આપેલી જુબાંની મુજબ નવા આતશબેહેરામ સાહેબ તખ્તનશીન થતાને વાર તુરતજ "ગોદાવરા પંથ"ના મોબેદોને તેમાં "યજશ્ને" કરવાની મકાનનાં દસ્તૂર જામાસ્પજી તરફથી રજા આપવામાં આવી હતી; જૂદા પંથના એ મોબેદો આવતી કાલેજ પોતાના "આલાત" સાથે યજશ્નેની ક્રિયા કરવા આવનાર છે એવી મકાનમાં વસનારા ભગરિયા મોબેદોને ખબર પડતાં, તુરતજ તેઓ મોટી સંખ્યામાં દસ્તુરજી જામાસ્પજીની આગલ ગયા હતા, અને પોતે આગલ ઉઠાવેલા વાંધાના પરિણામમાં કમિટીનો જે ઠેડાવ અમલમાં મુકાતો અટકયો હતો તે આવી અણઘટતી રીતે અમલમાં મુકવાની તેઓએ આપેલી રજા માટે મજબૂત વાંધો ઉઠાવ્યો હતો, તથા આવું ગેરકાયદે થતું કામ અટકાવવાનો અને પોતાના ટોળાનો તરીકો જાળવવાનો આગ્રહ કીધો હતો.

ભગરિયા મોબેદોની તરફથી લેવામાં આવેલા એ રીતના શખ્ત વાંધાના પરિણામમાં, મજકુર ગોદાવરા પંથના મોબેદોને તકરારી દરેમેહેરમાં "યજશ્ને" કરવા દેવાની આપેલી રજા દસ્તુર જામાસ્પજીએ તુરતજ રદ કરી, મોબેદોની ઉશ્કેરાયલી લાંગણી નરમ પાડી હતી.

એ રીતે મકાનમાં વસ્તા ભગરિયા મોબેદો તરફથી લેવામાં આવેલા વાંધાના પરિણામમાં, મજકુર ગોદાવરા પંથના મોબેદોને ક્રિયાકામ કરવાની આપેલી રજા દસ્તુર જામાસ્પજીએ રદ કરવા અને તેઓને ક્રિયા કરવા આવતા અટકાવી મોબેદોનો વાંધો સ્વિકારવા છતાં, તુરત થોડાજ દિવસમાં "મીનોચેહેર હોમજીના પંથ" વાલા મોબેદ સાહેબોને નવા આતશબેહેરામ સાહેબને લગતી દરેમહેર મધે "નીરંગદીન" જેવી મોટી ક્રિયા કરવાની દસ્તુર જામાસ્પજીએ રજા આપેલી ભગરિયા મોબેદોની જાણમાં આવવાથી તેઓ ઘણા નિરાશ અને ગુસ્સે બન્યા હતા. જે દસ્તુરજીએ—ભગરિયા મોબેદોએ લીધેલા શખ્ત વાંધા ઉપરથી—"ગોદાવરા પંથ"ના મોબેદ સાહેબોને "યજશ્ને"ની ક્રિયા કરવા આવતા થોડાજ દિવસ આગમચ અટકાવેલા અને આપેલી રજા રદ કીધેલી, તેજ દસ્તુરજી તરફથી "નીરંગ દીન" જેવી મોટી ક્રિયા કરવાની મજકુર મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદ સાહેબોને રજા અપાયલી અને તેને લગતી સઘલી ગોઠવણ થયલી જાણી, ભગરિયા મોબેદોએ ખાતરીથી માન્યું હતું કે તકરારી બાબદમાં એ દસ્તુરજીને કમિટીના કોઈ આગેવાન સભાસદોના ફરમાવ્યા મુજબ ચાલવાની ફરજ પડવા વિના તથા આવી રજા અપાવવામાં કમિટીના કોઈ આગેવાનોનો બલવંત હાથ હોવા અને તેઓ ઉપર દબાન થવા વગર, આવી રજા આપી તેઓ પોતાની અનજુમનનાં મોબેદોની લાગણી દુ:ખવનારૂં અપજશ ભરયું કામ કરવા અને તેમ કરી મોબેદોનો અભાવ મેળવવા કદિપણ બાહેર પડે નહિ. આવી ખરી કે ખોટી માન્યતાને લીધે તકરારી બાબદમાં પોતાના દસ્તુરજીની સાથે કોઇ પ્રકારની ખટપટમાં ઉતરવાનું અને તેઓને એખલાને એ બાબદમાં બદલામ કરવાનું નામુનાસેબ વિચારી, નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરિયા મોબેદોએ ઉપલી અપાયલી રજા સામે પોતાની તરફના વાંધા દરસાવનારી એક અરજી તૈયાર કીધી હતી, અને તે છપાવી તથા તેના ઉપર સહીઓ લેઇ રોજ ૨૮ મો, માહ ૨ જો, સને ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૧૧ મી નવેમબર સને ૧૮૯૭ ઇસવીને દીને કારોબાર મંડળીની ઉપર મોકલાવી હતી.[1]

એ અરજી ઉપર વિચાર કરવા માટે કારોબાર મંડળીના સાહેબોની એક સભા તા૦ ૨૦ મી નવેમબર સને ૧૮૯૭ ને દીને મલી હતી, જેમાં કરવામાં આવેલા કામકાજની "મીનીટબુક" માં ઉતારવામાં આવેલી નોંધ, નીચે પ્રમાણે નવા આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે રજુ કરવામાં આવી હતી:—

૧. ભગરિયા મોબેદોએ નવા આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળી ઉપર મોકલાવેલી આએ અરજી, એ પાક મકાનના ટ્રસ્ટડીડને લગતા વાંધાના છેલ્લા મુકદમાં મધે વાદીઓ તરફથી પૂરાવા નંબર ૧૪ તરીકે રજુ કરવામાં આવી હતી; પરંતુ તેની કરવામાં આવેલી નકલ ગેરવલે જવાથી તથા બીજી નકલ નહિ મળવાથી આ પુસ્તકમાં દસ્તાવેજ તરીકે ઉતારી છું મગટ કરી શકયો નથી.

"મોબેદ કાવશજી નવરોજજી પાવરી તથા બીજા મોબેદ સાહેબો તરફથી રોજ ૨૮ મો, માહ ૨ જો સને ૧૨૬૭ ને દીનની અરજી વાંચી સંભળાવી હતી. કમીટીના સાહેબોએ એકમતે નીચે પ્રમાણે ઠેડાવ કીધો છેઃ—

**કમીટી આગલ તમારી અરજી વાંચી સંભળાવી હતી, દસ્તુરજી સાથે મસલત કરીને એ કામ જોગવાઇ નહી થવાથી બંધ કીધું છે."**

એ રીતે મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોને નવા આતશબેહેરામની દરેમેહેરમાં નીરંગદીનની ક્રિયા કરવાની દસ્તુર જામાસ્પજીએ આપેલી રજા અમલમાં મુકાતી ઉપલો "ટુંકો અને ટચ" ઠેડાવ કરી કમિટીના સાહેબોએ અટકાવ્યાથી, પોતાના વાજબી અને કાયદાસરના વાંધા ઉપર કમિટીએ તુરતા તુરત ધ્યાંન આપ્યું છે એમ સમજી, ભગરિયા મોબેદો ખુશી થયા હતા; પરંતુ તેવી ખુશાળી તકલિફી અને થોડાજ દિવસની હતી. કમિટીના કેળવાયલા સાહેબોની નેમ અને મકસદ મોબેદોના વાજબી વાંધાઓ ઉપર ધ્યાન આપવાની નહિ, પરંતુ પોતાનો ઇ૦ સ૦ ૧૮૮૭ ના સાલમાં કીધેલો ગેરકાયદેનો ઠેડાવ અમલમાં મુકવા આગમચ એ પાક મકાનનાં વહિવટને લગતા થોડાક કાયદાઓ ફરી ઘડવાની અને તેમાં પોતાનો એ ઠેડાવ દાખલ કરી તેને "કાયદા" તરીકે અમલમાં મુકવાની હતી.

પોતાના દસ્તુરે મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોને આપેલી નીરંગદીન કરવાની રજા—મોબેદોની ઉપલી અરજી ઉપરથી—અમલમાં મુકાતી તુરત વેળા અટકાવી ભગરિયા આગેવાનોની કમિટીએ તુરતા તુરત મકાનનાં વહિવટને લગતા કેટલાક કાયદાઓ ઘડી પોતાની તા૦ ૨૨ મી નવેમબર સને ૧૮૯૭ ને દિને મળેલી મીટિંગમાં પસાર કીધા હતા, તથા તે છપાવી અને એક આરસીમાં જડાવી, પાક દરેમેહેરના મકાન મધે ભગરિયા મોબેદોની જાણને માટે ટંગાવ્યા હતા. આએ કાયદાઓમાં પહેલીજ કલમ, જૂદા પંથના મોબેદોને નવા આતશબેહેરામને લગતી દરેમેહેરમાં "આલાત" સાથના ક્રિયાકામો ચોકસ સરતોથી કરવાનો "હક્ક" આપવા સંબંધી હતી. પોતે કીધેલી અરજી ઉપરથી જે કામો કરવા આવતા જૂદા પંથના મોબેદોને થોડાજ દિવસ ઉપર કમિટી તરફથી અટકાવવામાં આવેલા, તેવાંજ કામો તે મોબેદોની પાસે કરાવવા અને તેમ કરી પોતાનો ગેરકાયદેનો ઠેડાવ અમલમાં લાવવા માટે કમિટી તરફથી એ રીતની આપખુદ સત્તા વપડાતી જોઇ એ પાક મકાન મધે વસનારા ભગરિયા મોબેદો નાસીપાસ બન્યા હતા, તેઓએ ટોલાનું સ્વમાન અને તરીકો જાળવવા માટે એ વાંધા ભરેલા કાયદાઓ વિરૂદ્ધ કમિટી ઉપર એક બીજી લેખીત અરજી મોકલવાનો તથા એ કાયદા જબરીથી અમલમાં મુકવાની કોશેશ થાય તો કમિટી સાંમે કાયદાથી લડત ચલાવવાનો મક્કમ ઠેડાવ કીધો હતો. પોત પોતામાં એ બાબે ઘટતી મસલત કરી તથા ભવિષ્યને માટે ચિંતાતુર બની, આગેવાન ભગરિયા મોબેદોએ ઘટતી નરમાસ પણ ઘરખમ દલીલો સાથની એક અરજી તુરતા તુરત તૈયાર કરી છપાવી હતી.

આએ અરજી મધે નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે ભગરિયા આગેવાનોએ ઇ૦ સ૦ ૧૮૮૪ નાં સાલમાં બહાર પાડેલી અસલ "મદેહનજર" ની કેટલીક કલમો ટાંકી, કમિટી તરફથી પસાર થઇ આવેલા કાયદાઓની કેટલીક કલમો **કેટલી** વાંધા ભરેલી, ગેરકાયદેની તથા ભગરસાથ અનજુમનના "હક્કો" ને **નુકસાન કરનારી** છે, તે ખોલ્લા શબ્દોમાં દરસાવવામાં આવ્યું હતું.

આએ અરજી ઉપર નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ૮૦ મોબેદોએ શહી કરી તે કારોબાર મંડળી ઉપર મોકલાવી હતી તથા તેની એક એક નકલ કમિટીના દરેક સભાસદોની ઉપર તેઓની જાણને માટે આગમચથી મોકલી હતી.

આએ યાદગાર અરજી, જે અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાં મધે વાદીઓએ પોતાના દાવાના પૂરાવામાં રજુ કીધી હતી અને જે "લવાદ" સાહેબ મી૦ ખરેગાટના ચુકાદા મધે પૂરાવા નંબર ૧૦) તરીકે આશકારા થવા પામી છે, તે અતરે સદાબરી ઉતારી પ્રગટ કરવાને મૂનાંસેબ વિચારૂં છું.



## દસ્તાવેજ ૮૫ મો, અરજી*



**શ્રી** નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથ અનજુમનના મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવા—અને બને તો પાક આતશબેહેરામ સાહેબ બાંધવા—સ્થાપન થયલી મંડળીના માનવંત ગ્રહસ્થો—

શેઠજી સાહેબ—શેઠ જાલભાઇ અરદેશર શેઠના—સરનશીન,
શેઠજી સાહેબ—શેઠ પેસ્તનજી રૂશતમજી કાંગા—નાએબ સરનશીન,
દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆસાના
એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ. નાએબ સરનશીન.
અને સર્વે માનવંત સભાસદો, જોગ.

માનવંત સાહેબો,

અમો નીચે સહી કરનારા—તે મુંબઇ મધે નવાં આતશબેહેરામ સાહેબને લગતી દરેમેહેરમાં વસનારા શ્રી નવસારીની વડી દરેમેહેરના તાબેનાં ભગરસાથ અનજુમનના મોબેદો, તમો માનવંત સાહેબોને અરજ કરવાની નમનતાઇ સાથે રજા લઇએ છીયે કે, આપણા પાક આતશબેહેરામ સાહેબ તથા તેને લગતી દરેમેહેરનાં, તમો માનવંત સાહેબો તરફથી પસાર થઇ આવેલા "કાયદાઓ" અમોએ પુરતાં ધેઆનથી વાંચીઆ છે, તે વાંચવાથી અમારાં દિલમાં જે જે લાગણીઓ અને વિચારો ઉત્પન્ન થયા છે તે ટુંકમાં તમો માનવંત સાહેબો સનમુખ માનપૂર્વક રજુ કરવાની તમારા અરજદારોએ પોતાની ફરજ સમજી, આએ અરજીની મારફતે-તે લાગણીઓ અને વિચારો-બહુ નમનતાઇ સાથે રજુ કીધા છે; અને તે ઉપર તમો માનવંત સાહેબો

તરફથી ધીરજ ભરીયું ધ્યાન આપવામાં આવશે એવી તમારા અરજદારોને પુરતી આશા છે.

ઉપલા કાયદાઓની જે જે કલમોના સંબંધમાં વાંધાઓ છે તેજ કલમો ઉપર તમારા અરજદારો અતરે પોતાના ટુંક વિચારો તમો સાહેબો સનમુખ માનપૂર્વક રજુ કરવાની રજા લે છે.

## (વાંધા ભરેલી કલમો નીચે પ્રમાણે છે.)

**કાયદાની કલમ બીજી:—**"જે દરેમેહેર તથા આતશબેહેરામના સત્તાવાલાઓ પોતાની દરેમેહેર તથા આતશબેહેરામમાં શ્રી નવસારીની વડી દરેમેહેરને મલવા ભગરસાથના, તેમજ મીનોચેરહોમજીના, તથા ગોદાવરા, તથા કદમી પંથના, દસ્તુરો તથા મોબેદોને, તેઓના પોતાના આલાતથી કીરીઆ-કામ કરવા દેશે, તથા નવજોત, લગન, ઉથમણું, ઇત્યાદી કરવા દેશે, તો તેજ દરેમેહેર તથા આતશબેહેરામના દસ્તુરો તથા મોબેદોને આએ આતશબેહેરામમાં પોતાના "આલાત" થી સઘલાં કીરીઆ-કામ કરવાની છુટ છે."

**ખુલાસો કલમ બીજીનો:—**માનવંત સાહેબો, ઉપલી ૨ જી કલમ ઘણી વાંધા ભરેલી, આપણી પાક દરેમેહેરની સ્થાપના કરવા માટે બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર" નાં બંધારણથી ઉલટી, આપણા વડા પંથકના અસલ બંદોબસ્તો અને રેવાજોને આડે આવનારી, તથા ધંધા સંબંધી અમુને મોટું નુકશાન કરનારી છે; તે સબબોને લીધે ઉપલી ૨ જી કલમ ઉપર થોડાક લંબાણથી વિચારો દરસાવવાની તમારા અરજદારો પોતાની ખાસ ફરજ સમજે છે.

તમો સાહેબોને સારી રીતે રોશન છે કે, આપણા વડાં પંથકનાં અસલ બંદોબસ્તો અને રેવાજો પ્રમાણે ચાલતાં; અને અમારી કમાઇ કરતાં એકીન અને વડાં પંથક તરફનાં માનને વધારે પ્યારૂં ગણતાં, અમો ધંધા સંબંધી જે મુશ્કલીમાં આવી પડયા હતા, તે મુશ્કેલીમાંથી અમુને ટાળવા, અને અમારાં બે હજારથી વધુ બેહદીન સાહેબોનાં ઘરોનાં ક્રિયાકામો "અમારાં એકીન અને વડાં પંથક તરફનાં અસલ બંદોબસ્તો અને રેવાજો" પ્રમાણે કરવાને બની શકે તે માટે, ચંદનવાડીના લત્તા ઉપર એક લાયક દરેમેહેર બાંધી આપવા આપણા ભગરસાથ અનજુમનનાં કેટલાક આગેવાન અને કેળવાયલા ગ્રહસ્થો જોગું એક "રેકવીજીશન" કરી અમોએ અરજ કીધી હતી; અમારી તે અરજનું વાજબીપણું સ્વીકારી મજકુર આગેવાન સાહેબોએ પોત પોતામાં એક કમિટી ઉભી કરી, "શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવાનું ફંડ" એવું નામ એક ફંડ ઉભું કરવાનો ઠેડાવ કીધો હતો.

ઉપલો ઠેડાવ અમલમાં મુકવા, અને તેમાં નાણું ભરાવવા સારૂ જરથોશ્તી આલમમાં *પ્રથમ એક "મદેહનજર" બાહેર પાડવામાં આવી હતી. તે યાદગાર "મદેહનજર" માં*

આવેલી થોડીક કલમો તમો સાહેબોની વાકેફગારીને માટે તમારા અરજદારો નીચે ટાંકવાની રજા લે છે.

**" શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથની અનજુમનના મુંબઇમાં વસતા મોબેદ સાહેબોના ભલાંને અરથે, સખી જરથોશતીઓને, આ નમનતાઇ ભરેલી અરજ કરવામાં આવે છે. "**

" ૧૦—આવી મુશ્કેલીનાં વખતમાં, શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મેહેરબાનીથી, તેઓ મરહુમ દાદીશેઠના આતશબેહેરામમાં હાલ આશરો પામીઆ છે, અને ત્યાં પોતાના અસલી રેવાજો પ્રમાણે, પોતાનું કામ, ઘણી મુશ્કેલીઓ વચ્ચે મુંગે મોઢે, પોતાને આસરો આપનારનાં હકમાં દુવા કરી, કરેઆ જાય છે; તેમાં પણ તેઓને સતવવાને તથા તેઓની રોજીમાં હરકત કરવાને, કેટલીએક તરફથી અનેક પ્રકારની કોશેશો કરવામાં આવે છે; ત્યારે તેમાંથી મોકલા થવા માટે, તથા પોતાનું ગુજરાન કરવાની સાધારણ સગવડો માટે, સખી દીલથી કાંઇ ઘટતી યોજના કરવામાં આવે તે સારૂ, સરવે જરથોશ્તીઓને નમનતાઇ સાથે તેઓ આ અરજ કરે છે. "

" ૧૩– આ દરેમેહેર **શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનનાં મોબેદોના વપરાસને માટે થશે.** "

" ૧૮—આ ફંડમાં નાણું ભરવા સારૂ દરેક જરથોશ્તીઓને અરજ કરતાં એવી આશા રાખવામાં આવે છે કે, મજકુર મોબેદોના જેવા વરગનાં લોકો, જેઓ પોતાના વડાં પંથક તરફના પોતાનાં માન તથા પોતાની લાગણીની જાળવણી કરતાં, ઉપર જણાવ્યા પ્રમાણે જે હાલતમાં આવી પડયા છે, તેમાંથી તેઓને છોડવવાને સમજુ જરથોશ્તીઓ પોતાની શકિત મુજબ ઘટતી મદદ કરવાને પછાત પડશે નહીં."

૧૯–" આજના જેવા સુધરેલા અને છુટા વિચારના વખતમાં એવું બને કે ધર્મ, આચાર, અને રસમને લગતા સામાન્ય અને જાહેર સવાલોમાં, બે પાંચ સાહેબો પોતાની મરજી માફક રસ્તો લેવાની હુજત કરે, અને તેમ થતાં મોબેદો જેવા ગરીબ અને રાંક લોકોની એક મોટી સંખ્યા, પોતાના અંતઃકરણના વિચારને વળગી રહેવાની ખાહેશને લીધેજ વિપત્તિમાં આવી પડે, એ અફસોસ તેમજ અજાએબી ભરેલું છે; તેવી રીતે થતું અટકે એવી મુખ્ય મતલબથી, આ ફંડ ઉભું કરવામાં આવ્યું છે. "

**માનવંત સાહેબો,**

આપણી પાક દરેમેહેરની સ્થાપના માટે આપણા તરફથી બાહેર પાડવામાં આવેલી " મદેહનજર " ની ઉપલી કલમો વાંચવા ઉપરથી તમો સાહેબોની જરૂર ખાતરી થશે જોઇએ કે આપણી પાક દરેમેહર, શ્રી નવસારીની વડી દરેમેહરને મળતા ભગરસાથ ટોળાના મોબેદોના ખાસ ભલાંને માટે, તેમના હેંયાત " હક્કો " નું રક્ષણ કરવાને માટે, અને તેઓને પોતાના એકીન પ્રમાણે પોતાના વડાં પંથકનાં અસલ બંદોબસ્તો તથા રેવાજો પ્રમાણે ક્રિયાકામ કરવાને બની શકે, એવા ખાસ હેતુથીજ બાંધવામાં આવી છે. તેથી તમારા અરજદારો એકીનથી માને છે કે, તમો સાહેબો તરફથી પસાર થઇ આવેલ

કાયદાઓની ઉપલી ૨ જી કલમ, આપણી પાક દરેમેહેરની સ્થાપના માટે બહાર પાડવામાં આવેલી "મદેહનજર" ની ઉપર જણાવેલી કલમોના બંધારણથી ઉલટી, અને આપણા પંથકના કદીમ વખતથી ચાલતા આવેલા "રેવાજો તથા હક્કો" ને નુકશાન કરનારી છે.

આપણી દરેમેહેરમાં, શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથ ટોળાના મોબેદો સિવાય બીજા પંથકવાળા સાહેબોને સઘળી રીતના ક્રિયાકામ કરવાનો ખાસ "હક્ક" કાએદાની સત્તાથી આપવો ઘણો અણુઘટતો, તથા કદીમ વખતથી મુકરર થયલી મોબેદોનાં પંથકોની વેહેંચણી અને બંદોબસ્તોમાં ભારે ખલલ કરનારો છે.

તમો માનવંત સાહેબોને જણાવવાને તમારા અરજદારો પોતાની ફરજ સમજે છે કે, શીનોચેહેરહોમજીવાળા સાહેબો, જેઓ આપણી ભગરસાથ અનજુમન સાથ પડેલા ભારે મતફેરને લીધે આજ ૨૦૦) વરસોની લાંબી મુદત થઇ છુટા પડેલા છે; જે મતફેર, દસ્તુર પેશોતન અને વાડીયાજીનાં આતશબેહેરામ સાહેબના ત્રસ્ટીઓ સાથ આપણા ટોળાને પડેલા હાલના મતફેરથી ૧૦૦ ઘણો વધારે માઠો હતો; જે મતફેરને લીધે આપણા ટોળાના મોબેદોને ૫૦ થી વધુ વરસોની મુદ્દત સુધી ભારે દુઃખો સોસવાં પડયાં હતાં; તે કડવાસ અને જુદાઇને લીધે શું નવસારીની વડી દરેમેહેરમાં, કે શું આપણા પંથકો હેઠળ ચાલતી મુંબઇ અને દેશાવરો ખાતેની કોઇબી દરેમેહેરોમાં, ઉપલા સાથવાળા સાહેબોને, આપણી ભગરસાથ અનજુમને આજ સુધી કંઇ પણ "પાવમેહેલ" ને લગતું ક્રિયાકામ કરવા દીધું નથી.

મરહુમ માણેકજી શેઠની દરેમેહેર, જે આપણા ભગરસાથ ટોળાની મુંબઇમાં વડી દરેમેહેર ગણાય છે, ત્યાં પારકા પંથકવાળા સાહેબો, જેવા કે ગોદાવરા તથા કદમી પંથના મોબેદ સાહેબોને (આલાત સીવાયની) નહાંની ક્રિયા જેવી કે "બાજ ધરવા"[1] વિગેરેની છુટ મુકવામાં આવેલી છે. ક્રિયાકામ કરવા માટે જેટલી છુટ પારકા પંથકવાળા સાહેબો મરહુમ માણેકજી શેઠની દરેમેહેરમાં ભોગવતા હોય તેટલીજ છુટ આપણી પાક દરેમેહેરમાં આપવામાં આવે તે સામે તમારા અરજદારોને કશો વાંધો નથી.

આપણા ટોળાના લોકો સાથ, શીનોચેહેરહોમજીવાળા સાહેબોને પડેલો મતફેર કેટલો શકત અને માઠો હતો તે, હેઠળ જણાવેલા એક ફકરા ઉપરથી તમો માનવંત સાહેબોને સારી રીતે જોવાને બની શકશે.

યઝદેજરદી ૧૨૩૯ ના સાલમાં, રોજ ૧૩ મો, માહ ૨ ને દિને મરહુમ નેક નામદાર શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ ઉપર, શીનોચેહેરહોમજીનાં સાથવાળા સાહેબોએ શ્રી નવસારીથી એક કાગજ લખીઓ હતો, જે કાગજમાં તેઓએ આએ પ્રમાણે સખુનો લખેલા છેઃ—

૧ અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા તકરારી મુકદમાના ચુકાદો આપતાં, લવાદ સાહેબ મી० ખરેગાટે એ પાક મકાન મધ્યે જુદા પંથના મોબેદોને "બરસ્તુમ" સાથની ક્રિયાઓમાં ફકટ "બાજ ધરવાની" જે છુટ બક્ષી છે, તે મુખય કરીને આએ અરજીના ઉપલા ફકરાને આધારે આપવામાં આવી હતી.

"હમારો ટોળો જે મીનોચેહેરહોમજીના મળતીઆ સાથનો ગણાય છે તે, આજ નજદીક બહુસો વરસ થવા આવ્યાં ભગરસાથથી જુદો પડયો છે, અને તે જુદાઇ પછી હમારી સાથે તેમને કશું લાગતું વળગતું નથી. હમો તેમને હમારી વચ્ચે આવવા દેતા નથી, અને તે લોકોને હમારાથી, હમારાં દીન આઇનનાં કામથી, એલાએદા ગણીએ છીએ."[1]

જે ટોળાના સાહેબોને, આપણા ટોળાનાં લોકો સાથ એટલો બધો કડવાશ અને મતફેર ઉત્પન્ન થયેલો, તેઓ આપણી ભગરસાથ અનજુમનની પાક દરેમેહેરમાં આવી, કાયદાની સત્તાથી ક્રિયાકામોનો ભોગવતો કરે, એ ઘણું અણઘટતું, અને આપણી ભગરસાથ અનજુમનની લાગણી દુ:ખવવા સમાન છે; જે લાગણી તમો માનવંત સાહેબો સનમુખ ખુલ્લી રીતે દરસાવવાની તમારા અરજદારો પોતાની, અને પોતાના ટોળા તરફની ફરજ સમજે છે.

ઉપલી ૨ જી કલમનાં સંબંધમાં તમારા અરજદારોનો બીજો વાંધો એ છે, અને તમારા અરજદારો એ કલમનો એવો અર્થ સમજે છે કે, વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબના સત્તાવાલાઓ જો પોતાના આતશબેહેરામમાં ભગરસાથ ટોલાના દસ્તુર તેમજ મોબેદ સાહેબોને નવજોત, લગન, ઉઠમણું, ઇત્યાદી કરવાની, તેમજ આપણા ટોલાના "આલાત"થી પાવમેહેલને લગતું ક્રિયાકામ કરવા દેવાની છુટ આપે તો, આપણી દરેમેહેર તથા આતશબેહેરામમાં વાડિયાજીનાં આતશબેહેરામ સાહેબના દસ્તુરો તથા મોબેદોને નવજોત, લગન, ઉઠમણું, ઇત્યાદી કરવાની, તેમજ તેઓના પોતાના "આલાત"થી આપણી દરેમેહેરમાં "પાવમેહેલ"નું સઘળું ક્રિયાકામ કરવાની છુટ છે.

**માનવંત સાહેબો**—ઉપલી બીજી કલમનો જો ઉપર પ્રમાણેજ અર્થ ઉઠતો હોય તો, તમારા અરજદારો માન પૂર્વક તમો સાહેબોને જણાવવાની રજા લે છે કે, સદરહુ બીજી કલમ ઘણી અણુઘટતી અને આપણા નવસારીનાં વડાં પંથકની "સત્તા તથ હક્કો" ને આડે આવનારી ગણાશે; સબબ કે વાડિયાજીનાં આતશબેહેરામ મધે હાલમાં વસનારા

૧–મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઇની ઉપર યઝદેજરદી ૧૨૩૯ નાં સાલમાં લખેલાં કાગજ મધેનો ઉપલો ફકરો, એ પંથના એક મોબેદ પીરોજી એદલજી દાદાચાંનજીએ યઝદેજરદી ૧૨૯૨ ના સાલમાં છપાવી પ્રગટ કીધેલાં "મીનોચેહેરહોમજીના મલતયા સાથના મોબેદો ઉપર ભગરિયા મોબેદોના સાથ તરફથી કરવામાં આવેલા હુમલાનો રદ જવાબ, તથા મીનોચેહેર હોમના મલતયા સાથના હક તથા સ્વતંત્રપણાનો દાખલા દલીલ શહીત પુરાવો" એ નામના ચોપાન્યાં મધેથી ઉપલી અરજીમાં ભગરિયા મોબેદોએ ઉતારી લીધો હતો.

પોતાના આગેવાનો ઉપર મોકલાવેલી ઉપલી અરજી મધે પોતાના હમવતની મીનોચેહેરહોમજીના પંથવાલા મોબેદ સાહેબોનાં સબંધમાં ભગરિયા મોબેદોએ લખેલા ઉપર જણાવ્યા મુજબના લગાર કડવાશ ભર્યા શબ્દો મૂખ્ય કરી ઉપલાં ચોપાન્યાંની હસ્તિને આભારી હતા, કે જે ચોપાન્યાં મધે ઉપર જણાવેલા જેવા બન્ને ટોળા વચ્ચે કડવાશ વધારનારા લેખો કમનસિબે પ્રગટ થવા પામ્વાથી ભગરસાથના મારા મોબેદ ભાઇઓ ઘણા દલગીર થયા હતા, તથા પોતાના કાયદા પૂર્વક સ્થાપન થયલા "હકકો" છીનવી લેવા સરખી ખૂદ પોતાના આગેવાનો તરફથી કરવામાં આવેલી હિલચાલ સાંમે મજબૂત વાંધો ઉઠાવવાની ગોયા તેઓને ફર્ઝ પડી હતી.

મોબેદ સાહેબો નવસારીનાં વડાં પંથકથી છુટા પડેલા ગણાય છે, ત્યાંના ( મજકુર આતશબેહેરામના ) મોબેદોને નવસારીની વડી દરેમેહેર મધે "બરશ્નુંમ" લેતા અટકાવ્યા છે; તેઓને "હમકાર સાથના જમન" થી દુર કીધા છે; ટુંકમાં આપણી સાથનો તેઓનો સંબંધ, ઉપર જણાવેલા મીનોચેહેરહોમજીવાળા સાહેબો સાથેના આપણા સંબંધથી કોઇબી પ્રકારે જુદો નથી.

વાડિયાજીના આતશબેહેરામ સાહેબની દરેમેહેરમાં "પાવ મેહેલ" ને લગતું ક્રિયા કામ કરનારા હાલમાં ઘણાજ થોડા મોબેદો છે, તેથી તે આતશબેહેરામ સાહેબના સત્તાવાળાઓ પોતાની જગાની કીર્તી વધારવાને માટે, ઉપલી ૨ જી કલમની રૂએ આપણા મોબેદોને આપણા પોતાના "આલાત" થી ક્રિયાકામ કરવા દેવાને અને તેમ કરીને પોતાના પવિત્ર મકાન તરફ આપણી દરેમેહેરના મોબેદોને ખેંચવાને ભવિષ્યમાં તૈયાર થાએ, એ બનવા જોગ છે. પણ એમ થવાથી—ભારે જેહમતથી બરપા કીધેલાં—આપણા પવિત્ર મકાનની સ્થીતિ કેવી હાલતે પહોંચશે ?

ઉપલા સઘળા વાંધાઓ ઉપર તમો માનવંત સાહેબો ધિરજ ભરયું ધ્યાન આપશો અને મજકુર ૨ જી કલમ, સદનતર રદ કરવાની મેહેરબાની કરશો, એવી તમારા અરજદારોને પુરતી આશા છે."[1]

કાયદાની કલમ ત્રીજી;—"આએ આતશબેહેરામ મધે તથા બીજી કોઇબી જગાએ, યોજદાથરેગરીનું તથા પાવમેહેલની ક્રીયા, ભગરસાથનાં અથોરનાનોએ નવસારીની વડી દરેમેહેરનાં ચાલતા આવેલા તરીકા પ્રમાણે કરવી; પણ બીજા પંથના જેવા કે મીનોચેહેરહોમજી, તથા ગોદાવરા, તથા કદમી પંથના અથોરનાનો, એ મકાનમાં તમને માટે નેમી આપેલા ઇધોરા ઉપર પોતાના તરીકા પ્રમાણે, યોજદાથરેગરીની તથા પાવમેહેલની ક્રિયા કરે તો, તેની કોઇએ કશી અડચણ લેવી નહી."

ખુલાસો કલમ ત્રીજીનો:—માનવંત સાહેબો, ઉપલી ત્રીજી કલમનો પહેલો ભાગ, શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ ટોલાના અથોરનાનોના ખાસ ભલાને માટે અને આપણા ટોલાના અસલ બંદોબસ્તો તથા રેવાજોની જાળવણીને માટે ઘડાયલો અમો સમજીએ છીએ; અને તેથી તેને અમો આવકારદાયક ગણીએ છીએ. જ્યારે ઉપલી ૩ જી કલમનો બીજો ભાગ તમારા અરજદારોએ સદરહુ કાયદાની બીજી કલમનાં ખોલાસામાં "હક્ક" સંબંધી લંબાણથી દરસાવેલા વાંધા પ્રમાણે જોતાં, વગર ઉપયોગનો છે.

૧-( અત્રે નોંધમાં ઉપલી અરજી કરનારા ભગરસાથના મોબેદોએ પોતાની અરજીના ટેકામાં મુંબઇ મધે રોજ ૭ મો, માહ ૪ થો સને ૧૨૫૩ યજદજરદીને દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પ આશાના પ્રમુખપણા હેઠલ મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા મધે કરવામાં આવેલાં કામકાજ તથા શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર મોકલવામાં આવેલી અરજીની વિગત દરસાવી, શ્રી નવસારીની અનજુમને તે અરજીનો રોજ ૯ મો, માહ ૫ મો, સને ૧૨૫૩ યઝદજરદીને દિને મુંબઇ મધે દસ્તુર જામાસ્પજીની ઉપર મોકલાવેલો લંબાણ જવાબ ઉતારી લેવામાં આવ્યો છે. પરંતુ એ અરજી અને તેના જવાબ, આ પુસ્તકમાં દસ્તાવેજ ૫૫ તથા ૫૬ તરીકે સફે ૧૮૧-૧૮૨ તથા ૧૮૮-૧૮૯-૧૯૦ મધે પ્રગટ થયલો હોવાથી અત્રે નોંધમાં તે ફરી પ્રગટ કરવાને મુનાંસેબ વિચાર્યું નથી.)

**કાયદાની કલમ ૪ થી;**—" ભગરસાથનાં અથોરનાનો આએ આતશબેહેરામમાં, જેબી—જશન, ફરેસ્તા અથવા આફરગાંન કરે, તેમાં જે " જોતી " યાને જશન અથવા આફરગાંન માંડનાર પઢે તેજ તેના સાંમે બેસનાર " આતરવક્ષી " એ પઢવું; અને બીજા પંથના જેવા કે મીનોચેહેર હોમજી, તથા ગોદાવરા, તથા કદમી પંથના અથોરનાનો, આએ આતશબેહેરામમાં જશન તથા આફરગાંનમાં, પોતાનાં તરીકા પ્રમાણે પઢે, તેમાં કોઇએ કશીબી ખલલ કરવી નહી. "

**ખુલાસો કલમ ૪ થીનો:**—તમો માનવંત સાહેબોને માનપૂર્વક જણાવવાની તમારા અરજદારો રજા લે છે કે તમો સાહેબો તરફથી પસાર થઇ આવેલા કાયદાઓની ઉપલી ૪ થી કલમ, સદરહુ કાયદાની ત્રીજી કલમનાં બંધારણનાં પહેલા ભાગથી ઉલટી, તથા નવસારીની વડી દરેમેહેરના ચાલતા આવેલા " યોજદાથરેગરી "નાં તરીકાને આડે આવનારી અને અમારી લાગણી દુ:ખવનારી છે. તમો માનવંત સાહેબોએ સદરહુ કાયદાની ત્રીજી કલમમાં ખુલ્લી રીતે લખ્યું છે કે " આએ આતશબેહેરામ મધે તથા બીજી કોઈબી જગાએ યોજદાથરેગરીનું તથા પાવમેહેલની ક્રિયા, ભગરસાથનાં અથોરનાંનોએ નવસારીની વડી દરેમેહેરનાં ચાલતા આવેલા તરીકા પ્રમાણે કરવી " જયારે ઉપલી ૪ થી કલમમાં જણાવવામાં આવ્યું છે કે " ભગરસાથનાં અથોરનાનો, આએ આતશબેહેરામમાં જેબી જશન, ફરેસ્તા, અથવા આફરગાંન કરે તેમાં જે જોતી, યાને જશન અથવા આફરગાંન માંડનાર પઢે તેજ તેની સાંએ બેસનાર આતરવક્ષીએ પઢવું " માનવંત સાહેબો ઉપલી બંને કલમો શું એકએકથી ઉલટી નથી? ચોથી કલમનો તો એવોજ અર્થ થઇ શકે કે, એક " જોતી " યાને જશન અથવા આફરગાંન માડનાર નવસારીના વડા પંથકના તરીકાથી કદાચ ઉલટુંબી ભણે, તો તેની સાબે બેસનારા આતરવક્ષીઓએબી તેમજ પઢવું.

જયારે પારકા પંથકવાલા સાહેબોને આપણી પોતાની દરેમેહેરમાં તેઓનાં પોતાના " એતેકાદ " પ્રમાણે સઘળી રીતનું ભણુતર ભણવાની છુટ આપવામાં આવે, ત્યારે આપણી ખુદ ભગરસાથ અનજુમનને માટેજ બાંધવામાં આવેલી દરેમેહેરમાં, આપણા કદીમ વખતથી ચાલતા આવેલા " તરીકા અને એતેકાદ " પ્રમાણે અમો અમારૂં ભણુતર ભણીએ તેમાં " કાયદા "થી ( જોતી ભણે તેજ આતરવક્ષીએ પઢવું ) એવો અટકાવ મુકવો ઘણો અણઘટતો છે (જશનમાં સામેલ થનાર દરએક મોબેદો 'આતરવક્ષી' ગણાય છે.)

અમો એકીનથી માનીએ છીએ કે અમારા હકોનું રક્ષણ કરનારી અમારી માનવંત કમીટીના સાહેબોના ધ્યાન ઉપર જો " યાઓ વીસાદ તથા તાઓ હુમી નમાને "ના ભણુતરનો જુનો અને જાણીતો મતફેર ઘટતી રીતે લાવવામાં આવ્યો હતે તો, ઉપલી ૪ થી કલમ, કદી પણ કાયદાઓમાં લખાતે નહી. માટે ઉપલી કલમ કાયદામાંથી તદન રદ કરવાની, તમો માનવંત સાહેબોને તમારા અરજદારો વીનંતી કરે છે.

**કાયદાની કલમ ૫ મી:**—" આએ આતશબેહેરામ સાહેબની બોએ દેવા તથા ત્યાં થતાં ક્રિયાકામ કરવા માટેના " ટેનડરો " બરસ્નુમવાલા મોબેદો પાસેથી દર વરશે માંગવાં

અને કારોબાર મંડલીની નજરમાં આવે તેવા ગ્રહસ્થોને તે આપવામાં આવશે; સૌથી વધુ રકમનું ટેનડર લેવાને માટે, અથવા કોઇ પણ ટેનડર નામંજુર કરવનું કારણ જણાવવા માટે, કારોબાર મંડળી બંધાયલી નથી."

**ખુલાસો કલમ ૫ મીનોઃ**—માનવંત સાહેબો, ઉપલી ૫ મી કલમમાં આવેલા "બોએ દેવા તથા ત્યાં થતાં ક્રિયાકામ કરવા માટેના ટેનડરો, બરશ્નુંમવાળા મોબેદો પાસેથી દર વરસે માગવાં" એ શબ્દો ગુચવણ ભરેલા છે; એ કલમમાં અમો સાહેબો તરફથી ખુલ્લું જણાવવું જોઇએ કે, શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનના મોબેદો, જેઓ નવસારીના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો તથા ભાગ લાગ ખાવાનો હક ધરાવતા હોએ, તેઓ પાસેથી બોએ દેવાના ટેનડરો દર વરશે માગવાં" જેથી ભવિષ્યમાં કંઇ પણ વાંધો ઉઠશે નહીં.

'બરશ્નુમવાળા મોબેદો'—એ શબ્દોમાં તો ગણદેવીઆ તથા બીલીમોરીઆ ઇત્યાદી મોબેદોનોબી સમાવેશ થઇ શકે, જેઓને નવસારીના આતશબેહેરામ સાહેબની "બોએ દેવાનો તથા ભાગ લાગ ખાવાનો" કંઇ પણ હક્ક છેજ નહીં; કારણ કે મજકુર મોબેદ સાહેબોને આપણા વડાં પંથકને તાબેનાં "ગણદેવી તથા બીલીમોરા" ગામોનાં પંથકો ખાસ લખતો કરીને સ્વાધીન કરવામાં આવ્યાં છે, તે લખતોની રૂએ આપણા પાક આતશબેહેરામોમાં "બોએ" દેવાનો કે ભાગલાગ ખાવાનો મજકુર મોબેદ સાહેબોનો કંઇપણ હક નથી.

વાડીયાજીના આતશબેહેરામ સાહેબના સત્તાવાલાઓ સાથ આપણા ભગરસાથ ટોલાને પડેલા ભારે વાંધાઓમાં પહેલો વાંધો, નાવર મરાતબ કરવાને લગતી ભાંજગડનો હતો; જયારે આપણો બીજો વાંધો "પાક આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો ૫૦ થી વધુ વરશોનો આપણા ટોલાનો હક અને વહિવટ" જોરથી છીનવી લેવા સંબંધી હતો.

યજદેજરદી ૧૨૫૪ નાં સાલ સુધી, મજકુર આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક, નવસારીની વડી દરેમેહેરને તાબેના મોબેદો, જેઓને નવસારીના આતશબેહેરામ સાહેબની બોએ દેવા અને ભાગલાગ ખાવાનો હક હોય, તેઓજ ભોગવતા હતા; પણ વાડીયાજીનાં આતશબેહેરામ સાહેબની દરેમેહેરમાં, આપણાં વડાં પંથકથી ઉલટા જઇ "નાવર મરાતબ" કરવાને આપણા ટોલાના મોબેદ સાહેબોએ સાફ ના પાડવાથીજ, આપણા ટોલાનો પાક આતશબેહેરામ સાહેબની "બોએ દેવાનો કીમતી હક" જોરથી છીનવી લેવામાં આવ્યો હતો; અને મજકુર ગણદેવી તથા બીલીમોરાના મોબેદો, જેઓને આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો કંઇ પણ હક નહીં હતો, તેઓને આપણી તરફનાં શખ્ત વાંધા છતાં તે હક ગેરરીતે આપવામાં આવ્યો હતો; તે સબબો અને વાંધાઓને લીધેજ જે પવિત્ર મકાનમાં આપણા ટોલાના મોબેદોએ પોતાની જીંદગીનો સરવેથી અગત્યનો ભાગ ગુજારીઓ હતો, તે મકાનમાંથી ગમગીન દીલે છુટા પડવાની યઝદેજરદી ૧૨૫૩ નાં સાલમાં દલગીરી સાથ આપણા ટોલાનાં મોબેદોને ફરજ પડી હતી; જે દુઃખદાયક બનાવની તવારીખથી, તમો માનવંત સાહેબો સારી રીતે વાકેફગાર છો.

તેમજ મજકુર ૫ મી કલમમાં "ઓએ દેવા તથા ત્યાં થતાં ક્રિયાકામ કરવા માટેનાં ટેનડરો" એવા જે શબ્દો લખાયલા છે તે મધે, "ક્રિયાકામ કરવા માટે" નાં શબ્દો વાંધા ભરેલા છે; સબબ કે "ઓએ દેવા" નાં ટેનડરો સાથ, આપણી દરેમેહેરમાં થતાં ક્રિયાકામને કંઇપણ લાગતું વલગતું નથી. ઉપલી ૫ મી કલમનો તો એવોજ અર્થ થઈ શકે કે "ટેનડરો" મેળવનાર મોબેદો સિવાય બીજા કોઇ પણ મોબેદોથી આપણી દરેમેહેરમાં ક્રિયાકામ થઇ શકે નહી, જે દેખઇતુંજ અણુઘટતું છે. માટે તમારા અરજદારો તમો માનવંત સાહેબોને નમનતાઇ સાથે વીનંતી કરે છે કે સદરહુ કલમ ૫ મીમાં ઘટતો ફેરફાર કરવાની મેહેરબાની કરવી.

**કાયદાની કલમ ૭ મી:**—"આ આતશબેહેરામ મધેનાં ભગરસાથના તેમજ બીજા પંથના અથોરનાનોએ બરશ્નુમ લેવા આગમચ એ મકાનના દસ્તુરજી સાહેબ ડાકટર જાસારપજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાની રજા લેવી."

**ખુલાસો કલમ ૭ મીનો:**—ઉપલી કલમમાં આવેલા "તેમજ બીજા પંથના" શબ્દો વાંધા ભરેલા છે; સબબ કે આપણી દરેમેહેરમાં, શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથના મોબેદો સીવાય "બીજા પંથના મોબેદો" ને રહેવાનો કે વસવાટ કરવાનો કાંઈ પણ હક નથી; આપણી પાક દરેમેહેરની સ્થાપના માટે બાહેર પાડવામાં આવેલી "મદેહનજર" માં તમો માનવંત સાહેબો તરફથી ખુલ્લું જણાવવામાં આવ્યું છે કે "૧૩–આ દરેમેહેર શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનના મોબેદોના વપરાસને માટે થશે" તેથી મજકુર "બીજા પંથના" શબ્દો સદરહુ ૭ મી કલમમાંથી કાંઢી નાખવાની, તમારા અરજદારો વીનંતી કરે છે.

**કાયદાની કલમ ૮ મી;**—"જે મોબેદ બરશ્નુમ લેઈ ક્રીયા કરે, તે જો પોતાની ફરજના કામમાં બરાબર વાકેફગાર નહી હોય તો તે મોબેદને બરશ્નુમ લેવાની રજા આપવા આગમચ, દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાના તપાસ કરી ઘટતી સમજુતી આપશે, તેને તેની ફરજને લાયક અભ્યાસ વધારવાની ફરજ પાડશે અને જ્યાં લગી પક્કા અભ્યાસ મલે નહી ત્યાં લગણુ તેઓ, બરશ્નુમ લેવાની રજા આપશે નહીં."

**ખુલાસો કલમ ૮ મીનો;**—માનવંત સાહેબો, તમારા અરજદારોના વિચાર પ્રમાણે ઉપલી ૮ મી કલમ તદન વાંધા ભરેલી છે; સબબ કે એક મોબેદને નવસારીના વડા દસ્તુરજી તરફથી "રજા" મલવા સિવાય તે મોબેદથી કોઇ પણ ભગરસાથનાં પંથકમાં બરશ્નુમ લેઇ શકાતું નથી; જો નવસારીના વડા દસ્તુરજી સાહેબ તરફથી બરશ્નુમ વાપડવાની રજા મલેલા એક મોબેદને આપણી દરેમેહેરમાં બરશ્નુમ લેતો અટકાવવામાં આવે તો, આપણા વડા પંથકના દસ્તુરજી સાહેબનું તથા ત્યાંની અનજુમનનું મોટું અપમાન થયલું ગણાય; માટે ઉપલી ૮ મી કલમ, કાયદામાંથી તદન રદ કરવાની તમો માનવંત સાહેબોને અમો વીનંતી કરીએ છીએ.

**કાયદાની કલમ ૯ મી;**—" ઉઠમણું, નવજોત, ફરસ્તાના દરૂન, અને શીરોજા, વગેરે કરવા સારૂ કોઇને આએ આતશબેહેરામનાં મકાનની રજા જોઇએ, તે આએ મકાનનાં દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાના પાસેથી, તથા એવણની ગેરહાજરીએ એવણનાં નેમેલા ગ્રહસ્થ પાસેથી લેવી."

**ખુલાસો કલમ ૯ મીનો:**—ઉપલી કલમના સંબંધમાં તમારા અરજદારોનું એટલુંજ કહેવું છે કે, આપણી દરેમેહેરમાં ઉઠમણું, નવજોત, ઇત્યાદી કરવા માટે રજા લેવાની ફરજ પાડવામાં આવે, તે સાંમે અમુને કશો વાંધો નથી; પણ " દરૂનો " વિગેરે કરવા માટે રજા લેવાની ફરજ પાડવી એ તમારા અરજદારોને ઘણી અડચણ સમાન છે; કારણ કે અમારાં સેંકડો બેહેદીન સાહેબોને ઘરોના દરૂનો વિગેરે આપણી દરેમેહરમાં થાએ, તેને માટે દરેક મોબેદે દરરોજની રજા લેવી વગર જરૂરની છે.

**કાયદાની કલમ ૧૦ મી;**—" આએ આતશબેહેરામ સાહેબનાં મકાનમાં આજ રોજથી જે મોબેદો ક્રિયાકામ કરવા ઇછતા હોય તેઓએ, દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાની રજા લેવી, અને પોતાનું નામ દસ્તુરજી સાહેબ પાસે એક ચોપડી રાખવામાં આવે છે તેમાં નોંધાવવું."

**ખુલાસો કલમ ૧૦ મીનો;**—માનવંત સાહેબો—ઉપલી કલમમાં આવેલા " આજ રોજથી જે મોબેદો ક્રિયાકામ કરવા ઇછતા હોય " એ શબ્દો વાંધા ભરેલા છે; સબબ કે મજકુર વાકયમાં સઘલા પંથકના મોબેદોનો સમાવેશ થાય છે. તમારા અરજદારોના વિચાર પ્રમાણે મજકુર ૧૦ મી કલમમાં એમ લખવું જોઇએ કે:—' આએ દરેમેહેર મધે નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદો, જેઓ મોબેદી પેશો કરતા હોય, તેમજ જેઓ હવે પછી કરવા ઇચ્છે તેઓએ એ મકાનના દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાની રજા લેવી; અને પોતાનું નામ દસ્તુરજી સાહેબ પાસે એક ચોપડી રાખવામાં આવે છે તેમાં નોંધાવવું.'

**કાયદાની કલમ ૧૧ મી;**—" આએ આતશબેહેરામ મધે પંથકીઓ નીરંગદીન, નાવર, જીનદેહેરવાન, અને મોહોટી તથા ન્હાની હુમાએશની ક્રીયાનું કામ કરાવે, તેની દસ્તુરીનો જે મામુલ કારોબાર મંડલીએ નીચે પ્રમાણે ઠેરાવ્યો છે તે, તેઓએ એ મકાનનાં દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાને આપવો.

નાવરનું બરશ્નુમ લીએ તેનો રૂ. ૧) નીરંગદીનના રૂ. ૨૫) મોહોટી હુમાએશના રૂ. ૨૫) નાની હુમાએશના રૂ. ૧૦) તથા જીનદેહેરવાનનાં રૂ. ૫) "

**ખુલાસો ૧૧ મી કલમનો:**—માનવંત સાહેબો, ઉપલી ૧૧ મી કલમ, તમારા અરજદારોના વિચાર પ્રમાણે ઘણી વાંધા ભરેલી, અને મોબેદોના ધંધાને મોટું નુકશાન કરનારી છે; મુંબઇ શેહેરની કોઇપણ દરેમેહેરમાં, ખુદ પોતાના બેહેદીન સાહેબોને ઘરોનું ક્રિયાકામ કરનારા મોબેદો ઉપર, ત્યાંના સત્તાવાલાઓ તરફથી, ખાસ કાયદાની મારફતે કોઇપણ પ્રકારનો " કર " લેવામાં આવતો હોય એવું તમારા અરજદારોએ સાંભળીઉં નથી; બલ્કે ધર્મને લગતી કોઈપણ ક્રિયાઓ ઉપર કર નાખવો ( કોઇબી

જાતનો ) એ કાનુનજ ઘણો ગેરવાજબી છે. માટે ઉપલી ૧૧ મી કલમ તદન કાઢી નાખવાની તમો માનવંત સાહેબોને અમો અરજ કરીએ છીએ.

ઉપલી ૧૧ મી કલમ જાહેરમાં વંચાયાથી અમારાં બેહેદીન સાહેબોના દીલમાં ઘણી ખરાબ અસર થવાનો અને તેથી અમારા મોબેદીના ધંધાને ચોકસ રીતનું નુકસાન પુગવાનો સંભવ ઉભો થયો છે. અમારાં બેહેદીન સાહેબો અમારી પાસે જે જે ક્રિયાઓ કરાવે છે તે ક્રિયાઓનો નીમેલો લવાજમ અમુને મલે છે, પણ ઉપલી કલમ વાંચવા ઉપરથી સરવે બેહેદીન સાહેબોના દીલમાં એવુંજ ઠસીઆ વનાં રહે નહી કે, આપણા મોબેદો આપણી પાસેથી ક્રિયાકામ કરવાના એકના દબલ પૈસા લેતા હોવા જોઇએ; જ્યારે તેઓ પોતાના દસ્તુર સાહેબને " દસ્તુરી તરીકે " આટલા બધા રૂપીઆ આપે છે ત્યારે, તેઓ એમાંથી શું કમાતા હશે? અને ક્રીયા કરનાર મોબેદોને શું આપતા હશે? દાખલા તરીકે બેહેદીન સાહેબો પોતાને ઘરની ' જીનદેહેરવાન'ની ક્રિયા કરાવે તો તેની ભણામનીનો આંકડો ભાએગે ૦૦૦ રૂપીઆ સુધીનો થાય; તેમાંથી " જીનદેહરવાન"ની ચાર દહાડાની ક્રિયા કરનાર મોબેદો જણ ૪ ને તેઓની મહેનતનું દામ આપતાં પંથકીઓના હાથમાં શું વધે કે તેમાંથી દસ્તુરજી સાહેબને રૂ. ૫) જીનદેહરવાનની દસ્તુરી તરીકે આપી શકે? બલકે વાર તેહેવારના દીવસો જેવા કે મુકતાદ, ગાહામબાર, અને પરબો, ઇત્યાદીના હીંગામ ઉપર, પોતાના બેહેદીન સાહેબોને ઘરોનાં ક્રિયાકામ કરવા માટે પંથકીઓ તરફથી, એકના દબલ પૈસા ક્રિયાકામ કરનાર મોબેદોને આપવા પડે છે.

નીરંગદીન અને હમાએશ જેવી મોતેબર ક્રિયાઓ વરસમાં કોઇજ વખતે કરાવવામાં આવે છે; તે ઉપર જો કાયદાથી "કર" નાખવામાં આવે તો, મોહોટો ભાગ તેવી ક્રિયાઓ પંથકીઓ તરફથી બીજી દરેમેહેરોમાં લેઇ જાઇ કરાવવામાં આવશે, જેથી આપણી દરેમેહેરની કીર્તિમાં ઘટાડો થવાનો સંભવ રેહેશે; અને આપણી દરેમેહેરના મોબેદોને તેથી ધંધા સંબંધી ખાસ નુકશાન થશે. જેમ બનતું અટકાવવા માટે, પંથકીઓ ઉપર નાખવામાં આવેલો ઉપલો અણઘટતો કર નાખનારી ઉપલી ૧૧ મી કલમ, કાયદા મધેથી રદ કરવા, તમો માનવંત સાહેબોને તમારા અરજદારો નમનતાઇ સાથે વીનંતી કરે છે.

માનવંત સાહેબો; તમો સાહેબો તરફથી પસાર થઇ આવેલા કાયદાઓની કલમો ૧ લી, તથા ૬ ઠ્ઠી, અને ૧૨ મી, ૧૩ મી, ૧૪ મી, ૧૫ મી, તથા ૧૬ મી વિષે તમારા અરજદારોને કંઇપણ બોલવાની અગત્ય નથી; કારણ કે સદરહુ કલમો આપણા આતશબેહેરામ સાહેબ અને તેને લગતી દરેમેહેરના વહિવટ અને કારોબારના સંબંધમાં ખાસ કરીને ઘડાયલી હોવાથી, તેના વિષે તમારા અરજદારોને કશું બોલવું નથી.

સેવટે અમારી માનવંત કમીટીના સાહેબો સનમુખ, અમારા ટોલાની એકમતી લાગણી અમો રજુ કરીએ છીએ કે, આપણી પાક દરેમેહેરમાં " મોબેદીનાં વહિવટને લગતા અને મોબેદી પેશાને લગતા કોઇ પણ ખાસ કાયદાઓ " ઘડવાની અગત્ય છેજ નહી; બલકે તેવા કાયદાઓ કોઇ પણ દરેમેહેરોમાં હસ્તી ભોગવતા નથી એમ કહેવામાં તમારા અરજદારો કાંઇ ખોટા નથી. પાક આતશબેહેરામ સાહેબની વ્યવસ્થા અને કારો-

બારના સંબંધમાં હમારી માનવંત કમીટી તરફથી જેબી કાયદાઓ ઘડવામાં આવે તેની સાંમે અમો અરજદારોને કશો વાંધો નથી.

માનવંત સાહેબો-તમો સાહેબો તરફથી પસાર થઇ આવેલા સદરહુ કાયદાની સેવટે નોચલા કીમતી અને સધીઆરા ભરેલા સખુનો લખવામાં આવ્યા છે કે;— "ઉપલા કાયદાઓમાં કોઈ પણ વેળાએ હર કાંઇ ફેરફાર કરવાને કમિટીને પુરતો હક્ક છે"

ઉપલા કિમતી સખુનો વાંચવા ઉપરથીજ સદરહુ કાયદાઓના સંબંધમાં પોતાના ટુંક વિચારો ખૂલ્લી રીતે માનપૂર્વક રજુ કરવાની તમારા અરજદારોએ હીંમત કીધી છે.

માનવંત સાહેબો—અમારી તરફનો ઉપલો ખુલાસો વાંચવાની તમો સાહેબોને આપવામાં આવેલી તજદી માટે દરગુજર ચાહી, આ અરજી સમાપત કરવાની રજા લેઇએ છીએ. મુંબઇ-રોજ ૧ લો માહ ૫ મો સને ૧૨૬૭ યઝદજરદી; તા૦ ૧૩ મી જાનેવારી સને ૧૮૯૮ ઇસવી.

અમો છઇએ. માનવંત સાહેબો, તમારા સદાના હેસાનમંદો."

(અતરે નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથ અનજુમનના ૮૦ મોબેદ સાહેબોની સહીઓ થયલી છે.)

——:o:——

નવા આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા ભગરસાથના મોબેદોએ પોતાની સાદી સમજ અને અંતઃકરણની લાગણીથી ઉપલી લંબાણુ અરજી તૈયાર કરી એ પાક મકાનની કારોબાર મંડળી ઉપર ભલી ઉમેદથી મોકલાવી હતી; જેમાં તેઓએ નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે ઇ૦ સ૦ ૧૮૮૪ ના સાલમાં ભગરિયા આગેવાનોની કમિટીએ જરથોશ્તી આલમની જાણુને માટે છપાવી બહાર પાડેલી અસલ "મદેહનજર"ની કલમો ટાંકીને તથા જૂદા પંથોના મોબેદો સાથના સંબંધની આગલી તવારીખ રજુ કરીને ખુલ્લા શબ્દોમાં જણાવ્યું હતું કેઃ—"આપણી પાક દરેમેહર, શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ ટોલાના મોબેદોના ખાસ ભલ.ને માટે તથા તેમના હૈયાત હક્કોનું રક્ષણ કરવાને માટે અને તેઓને પોતાના એકીન પ્રમાણે પોતાના વડાં પંથકનાં અસલ બંદોબસ્તો અને રેવાજો પ્રમાણે ક્રિયાકામ કરવાને બની શકે, એવા ખાસ હેતુથીજ બાંધવામાં આવી છે. તેથી તમારા અરજદારો એકીનથી માને છે કે, તમો સાહેબો તરફથી પસાર થઇ આવેલા કાયદાઓની ઉપલી બીજી કલમ, આપણી પાક દરેમેહેરની સ્થાપના માટે બહાર પાડવામાં આવેલી 'મદેહનજર'ની ઉપર જણાવેલી કલમોના બંધારણથી ઉલટી, અને આપણા પંથકના કદિમ વખતથી ચાલતા આવેલા રેવાજો અને હક્કોને નુકસાન કરનારી છે."

કમિટીના કેળવાયલા અને "કાયદા" સંબંધી સવાલો સમજવામાં સાધારણ મોબેદોનાં કરતાં વધુ જ્ઞાન ધરાવનારા ગૃહસ્થોએ, સાદી સમજથી મોબેદોએ દરસાવેલા ઉપલા વાંધાઓ ઉપર વગર તાસુબીએ ઘટતું ધ્યાન આપવાની, એ

વાંધાઓમાં વજૂદ છે કે નહિ તેની ઘટતી જૂસ્તેજો કરવાની તથા પોતાનો ઠેડાવ અને જૂદા પંથના મોબેદોને આપવા માગેલા હક્કો—ભગરિયા મોબેદોની ઉપલી અરજી મધે જણાવ્યા પ્રમાણે—નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર"થી ઉલટા અને ગેરકાયદેના છે કે કેમ તે બાબે કોઈ હુશ્યાર ધારાસાસ્ત્રીનું મત મેળવવાની જો તેજ વેળાએ તજદી ઉઠાવી હતે તો, પોતાનો ઠેડાવ તથા જૂદા પંથના મોબેદોને આપવા માંગેલો હક્ક ગેરકાયદેનો અને ન્યાએની અદાલતમાં ટકી નહિ શકે તેવો છે એમ કમિટીના કેળવાયલા સાહેબોને તુરત જણાયા વિના રહેતે નહિ.

પરંતુ બનેલા બનાવોનું અવલોકન કરતાં એવું અનુમાન બાંધી શકાય છે કે, કમિટીના મુખ્ય આગેવાન સભાસદો, તકરારી સવાલના સંબંધમાં તેવી કાયદા સંબંધી જૂસ્તેજો કરવાને બદલે પોતાનો અણઘટતો ઠેડાવ ટકાવવા અને પોતાનો બોલ—ભગરિયા મોબેદોના કિંમતી હકોને ભોગે—ઉપર રાખવાને પહેલાંથી ઘણા ઇન્તેજાર હતા; જેથી તેઓ તકરારી સવાલના ભિત્તરમાં સમાયલો જોખમ તથા પોતાની અનજુમનનાં મોબેદોની ખરી લાગણી જોઈ કે સમજી શકયા હતા નહિ.

—:o:—

## ભગરિયા આગેવાનોની કમિટીએ નવા આતશબેહેરામ સાહેબના મકાનનું કીધેલું "ત્રસ્ટડીડ" તથા તેમાં તેઓએ દાખલ કીધેલો અસલ "મદેહનજર"થી ઉલટો અનજુમન પત્ર; તેનાં સંબંધમાં મુંબઇના ભગરિયા મોબેદોએ કારોબાર મંડળી ઉપર મોકલાવેલી અરજી તથા જાણવા માગેલો કેટલીક બાબદનો ખોલાસો.

—:o:—

ભગરિયા મોબેદોની ઉપલી અરજીથી ભગરિયા આગેવાનોની કમિટીમાં દેખઇતી રીતે તરખાટ ફેલાયો હતો; એ અરજી ઉપરથી તેઓ મોબેદોનો વાંધો સ્વિકારવા તથા પોતાનો ભૂલ ભરેલો ઠેડાવ રદ કરવા જો કે તૈયાર થયા હતા નહિ, પરંતુ પોતાનો ઠેડાવ અમલમાં મુકવાની કોશેશ કરતા તથા જૂદા પંથના મોબેદોને બરશ્નુમ સાથના ક્રિયાકામો કરવાની તુરત વેળા રજા આપતા તો બિશક તેઓ અટકયા હતા. મોબેદોએ પોતાની અરજી મધે રજુ કીધેલી દલિલોને ટોડવાની અને પોતાના ઠેડાવને કાયદાસરનો ઠેડવવાની તેઓએ કંઇબી તજવિજ નહિ કરતાં તકરારી બાબદ પર તુરત વેળા ઢાંકણું વાળવાને અને મોબેદોની ઉશ્કેરાયલી લાગણી એક વેલા ફરી નરમ પાડવાને તેઓએ મુનાસેબ વિચારયું હતું. પોતાની ઉપલી અરજી પછીની લાંબી મુદત દરમ્યાન જૂદા પંથના કોઇબી મોબેદો કમિટીએ તેઓને ગેરકાયદે આપેલા હક્કનો ભોગવતો કરવા નહિ આવ્યાથી તથા તેઓને ક્રિયાકામ કરવા સારૂ લાવવાની કશી હિલચાલ કમિટીના કોઇ આગેવાનો તરફથી—ઉપલી

અરજી પછી–નહિ કરવામાં આવેલી જોવાથી, ભગરિયા મોબેદોએ તકરારી સવાલ પડતો મુકાયલો સ્વભાવિક રીતે માની લીધો હતો, બલ્કે તેની હસ્તી ખતમ થયલી તેઓ સમજીઆ હતા; પરંતુ કમિટીના ભગરિયા આગેવાનોનાં દિલની મકસદ તેથી ઉલટીજ હતી, તેઓએ ભગરિયા મોબેદોને પોતાનાં દિલની ધારણા તથા મકસદથી બિલકુલ અંધારામાં રાખી, ઇ૦ સ૦ ૧૯૦૧ ના સાલમાં ગુપચુપ

**નવા આતશબેહેરામ સાહેબનું ટ્રસ્ટડીડ**

બનાવ્યું હતું અને તેમાં ઇ૦ સ૦ ૧૮૮૪ નાં સાલની અસલ "મહેઝનજર" દાખલ કરવા ઉપરાંત ઇ૦ સ૦ ૧૮૮૭નાં સાલનો તકરારી "અનજુમનપત્ર" દાખલ કરી, પોતે ગેરકાયદે ઘડીને વંચાવેલા એ અનજુમનપત્રને "કાયદા" નું રૂપ આપવાની કોશેશ કીધી હતી. કમિટીના કેળવાયલા ગૃહસ્થોનું આ કામ ખરેખરૂં અપજશ ભર્યું, તેઓના અધિકારને સોભા નહિ આપનારૂ અને આપખૂદ હતું.

ભગરિયા મોબેદોના વાંધાની દરકાર કરવા વિનાં પોતાનો ઠેડાવ અમલમાં મુકવાને કમિટીના સાહેબો જ્યારે ખરા ઇન્તેજાર હતા તથા પોતાનો ઠેડાવ કાયદાપૂર્વક છે અને ભગરિયા મોબેદોનો વાંધો ખોટો છે એમ તેઓ ખરાં દિલથી માંનતા હતા ત્યારે, એ કારોબારી સાહેબોને માટે ખરૂં સોભા ભરેલું એ હતું કે ભગરિયા મોબેદોએ પોતાની ઉપલી અરજીમાં જે વાંધાઓ દરસાવ્યા હતા તેનો વિગતે રાંડયો આપી, તેઓના વાંધાની કનવાર નહિ કરતાં, જૂદા પંથના એકથી વધુ મોબેદોને પોતાને હસ્તકના પાક મકાન મધે બરશનુંમને લગતાં ક્રિયાકામો કરવાની રજા હિંમતથી અપાવતે અને તેમ કરી તકરારી સવાલનો તેજ વેળાએ ફડચો લાવવાની તઝવિજ કરતે.

આવો વાજબી માર્ગ અખ્તિયાર કરવા અને પોતાનાજ અમલમાં એ તકરારી સવાલનો નિવેડો લાવવાને બદલે ઉપલું વાંધા ભરેલું "ટ્રસ્ટડીડ" બનાવી, જેઓને માટે તથા જેઓની માગણી ઉપરથી એ પાક મકાન બરપા કરવામાં આવ્યું હતું તેઓને એ "ટ્રસ્ટડીડ"માં સમાવેલી બાબદથી અંધારામાં રાખી, કમિટીના સાહેબોએ થયલાં ટ્રસ્ટડીડ મધેની વાંધા ભરેલી કલમો અમલમાં મુકવાનું અપજશ ભર્યું કામ, પોતાના "જાયનશીનો" અને ભવિષ્યના અધિકારીઓ માટે ખાસ રાખવાનું પસંદ કરયું હતું.

ઉપલું ટ્રસ્ટડીડ બનવા પછી ૪ વર્ષે—ઇ૦ સ૦ ૧૯૦૫ ના એક શુભ કે અશુભ દિવસે—ભગરસાથ અનજુમનનાં એક માનવંત સભાસદ અને મારા ઇષ્ટ મિત્ર એરવદ રૂસ્તમજી બેજનજી રાનજીએ ઘણી દલગીરી સાથ મને થયલાં વાંધા ભરેલાં "ટ્રસ્ટડીડ" ની ખબર આપી, સેંકડો હાડમારી ભોગવવા છતાં પોતાના મોબેદ ભાઇઓના વાજબી "હક્કો"નું ટ્રસ્ટડીડમાં રક્ષણ થવા નથી પામ્યું તેનો અફસોસ કીધો હતો, તથા તેનાં સંબંધમાં કાયદાસરની પૂછપરછ કરી ટોળાનું સ્વમાન જળવાય તેવાં યોગ્ય પગલાં ભરવાનો મને આગ્રહ કીધો હતો. એવી નાખુશ અને નહિ વકી રાખેલી ખબર સાંભળી આ લખનારને મોહટો ગમ ઉપજ્યો હતો અને "ટ્રસ્ટડીડ" કેવા પ્રકારનું થવા પામ્યું છે તેની ઘટતી

તેહેકીક કરી તુરત કારોબાર મંડળી ઉપર મોકલાવવા સારૂ એક અરજી મેં તૈયાર કીધી હતી, તથા તે ઉપર મુંબઇમાં વસ્તા ભગરસાથના ૨૦૦) મોબેદોની સહીઓ લઇ તે ભગરિયા આગેવાનોની કોમટી ઉપર મોકલાવી હતી.

આએ અરજી જે પૂરાવા નંબર ૨૪) તરીકે નવા આતશબેહેરામ સાહેબને લગતા તકરારી મુકદમાં મધે રજુ કરવામાં આવી હતી, તે અતરે સદાબરી ઉતારી લઉં છું.



# દસ્તાવેજ ૮૬ મો, અરજી* છાપેલી

——:o:——

"શેઠજી સાહેબ, જાલભાઈ અરદેશરજી શેઠના, (સરનશીન.)
શેઠજી સાહેબ, રૂસ્તમજી ડોસાભાઈ શેઠના. (નાએબે શરનશીન.)
દસ્તુરજી સાહેબ, કેખસરો જામાસ્પજી જામાસ્પઆસાના,
અને સરવે માનવંત સભાસદો જોગ.

માનવંતા સાહેબો,

હમો નીચે સહી કરનારા શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા મુંબઇ મધે વસનારા ભગરસાથ ટોલાના મોબેદો, તમો સાહેબોની સનમુખ, આપણા ટોલાના મોબેદોમાં સામાનય રીતે જોવામાં આવતી નીચલી લાગણીઓ, માનપુર્વક રીતે રજુ કરીએ છીએ, અને તેમ કરતાં, આપણા પાક આતશબેહેરામ સાહેબની ઉત્પતીની ટુંક તવારીખ, તમો સાહેબો સનમુખ પેહેલાં રજુ કરવાની અમો અગતય વીચારીએ છીએ.

તમો સાહેબોને સારી રીતે રોશન છે કે, આપણા શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ ટોલાના મોબેદોનો એક મોહોટો ભાગ, આપણાં જરથોસ્તી અનજુમનના પાક આતશબેહેરામની સ્થાપના થવા આગમજ, મરહુમ શેઠ હોરમસજી બમનજી વાહડીઆજીના પાક આતશબેહેરામ મધે વસવાટ કરતો હતો, કે જે પાક આતશબેહેરામ સાહેબ, યજદેજરદી ૧૨૦૦ ના સાલમાં આપણા ટોલાના મોબેદોની કોયાઓથી, તખ્તનશીન કરવામાં આવ્યા હતા.

વાહડીઆજીના પાક આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો તથા તેની પેદાયશ ખાવાનો હક, આપણા ટોળાના મોબેદોનો હતો, જે પ્રથમથી તેઓને સવાધીન નહી કરતાં તે વેલાના મરહુમ દસ્તુરજી એદલજી સંજાણાએ ૧૬ મહીના તલક પોતાના હાથમાં રાખયો હતો, જેની સાંમે આપણા ટોલાના મોબેદોએ શખત વાંધો ચાલુ રાખવાથી તેઓને એ હક, આપણા ટોલાના મોબેદોને સવાધીન કરવાની ફરજ પડી હતી, જેમ કરતાં તેજ વખતે તેઓએ પોતાના પાક મકાન મધે આપણા ટોલાના મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવાની હીલચાલ કરવા માડી હતી, અને

તેને માટે તે વખતના "પારસી પંચાયત"ના શેઠયાઓની પાસે એક પત્ર, યજદેજરદી ૧૨૦૧ ના સાલમાં રોજ ૫ અને માહ ૪ થાને દીને, નવસારીની આપણી ભગરસાથ અનજુમન ઉપર લખાવયો હતો, તેનો જવાબ તેજ સાલમાં રોજ ૨૧ અને માહ ૫ માને દીને નવશારીની આપણી અનજુમને મુંબઇના શેઠયાઓ ઉપર મોકલાવયો હતો કે, "તમો મુંબઇમાં "નાવર મરાતબ" કરશો તો તેની સાથે હમો એક થઇને વાપરશું નહી." (જુવો "પારસી પ્રકાશ," સફે ૨૪૩)

આપણી નવસારીની અનજુમનના એ રીતના ખુલ્લા જવાબ ઉપરથી એ સવાલ તુરત વેલા દપટ પડયો હતો, અને આપણા ટોલાના મોબેદો, વાહડીઆજીના પાક આતશબેહેરામની "બોએ" દેવાનું કામ વગર હરકતે કરવા લાગા હતા. પરંતુ પાક આતશની "બોએ" ના નાણાં, આપણા ટોલાની પાંચ "પોલ"માં કેવી રીતે વેહેંચી લેવા તે બાબદમાં આપણા ટોલાના મોબેદોમાં કમનસીબે પેહેલે વરસેજ મતફેર ઉઠવાથી, તે મતફેરનો નીવેડો આવે ત્યાં સુધી તે નાણાં, આપણા ટોલાના મોબેદોના હાથમાં વગર વેહેંચાવે પડી રહ્યાં હતાં.

એ પ્રમાણે એક હાથ ઉપર "નાવર મરાતબ"ની જીકરી ઉઠવાથી અને બીજા હાથ ઉપર નાણાંની વેહેંચણીના સંબંધમાં આપણા ટોલાના મોબેદો વચે મતફેર પડવાથી ૨૦ વરસ સુધી એ નાણાં, મોબેદોની તરફથી આપણા ભગરસાથ ટોલાના એક શેઠયા મરહુમ શેઠ હોરમજી બમનજી શેઠનાને ત્યાં અનામત મુકવામાં આવયાં હતાં.

વાહડીઆજીના પાક આતશબેહેરામની સ્થાપના પછી ૨૦ મે વરસે "નાવર તથા મરાતબ"ની જુની જીક્કર મુંબઇમાં ફરીને ઉઠી હતી, અને મરહુમ સર જમશેદજી જીજીભાઇની મારફતે નવસારીની આપણી અનજુમન ઉપર વાહડીઆજી શેઠોની તરફથી ઘણો લાગવગ ચલાવવામાં આવયો હતો, પરંતુ નવસારીની આપણી અનજુમને તેઓની માંગણી સ્વીકારવાને ખુલ્લી રીતે ના પાડી હતી. (જુઓ "પારસી પ્રકાશ," સફે, ૯૧૨)

એ રીતે પોતાના પાક આતશબેહેરામ મધે, આપણા ટોલાના મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરાવવાની તેઓની ખાહેશ નીશફળ નીવડયાથી, વાહડીઆજી શેઠોએ પોતાના પાક આતશબેહેરામની "બોએ"ના નાણાં જે આપણા ટોલાના મોબેદો લેતા હતા તે, તેઓના સ્વાધીનમાં નહીં આપતાં પોતે લેવા લાગા હતા, અને એ રીતની તેઓની આપખુદ સતા આગલ આપણા ટોલાના મોબેદો લાઇલાજ બનયા હતા.

ઇ૦ સ૦ ૧૮૮૧ ના સાલમાં, મજકુર શેઠ હોરમસજી બમનજી શેઠનાને ત્યાં આપણા ટોલાના મોબેદોએ અનાંમત મુકેલાં આસરે ૨૦) વરસના નાણા, જે વ્યાજ સાથે વધીને આસરે ૪૪૦૦૦ સુધી થયાં હતા તે મેળવવા અને તેના ઉપયોગ આપણાં ટોલાના ભલાં માટે કરવા, આ ણા ટોલાની મુંબઇ તથા નવસારી મધે બોલાવવામાં આવેલી સભાઓની ફરમાન પ્રમાણે, શ્રી નવસારીના આપણા અકાબર સાહેબોએ અતરેની "હાઇ કાર્ટ" મધે એક કેશ નોધાવ્યો હતો, જેનો ચુકાદો ઇ૦ સ૦ ૧૮૮૩ ના સાલમાં આપણી ભગર-

સાથ ટોલાની અનજુમનની તરફેણમાં આવ્યો હતો. આએ મુકદમા મધે, ચોથા-પાંચમા તથા છઠ્ઠા પ્રતીવાદીઓ તરીકે વાહડીઆજીના પાક આતશબેહેરામના ટ્રસ્ટીઓએ, આતશબેહેરામના માલેકો તરીકે, એ નાણાં ઉપર પોતાનો દાવો રજુ કીધો હતો. પરંતુ નામદાર જડજ મી૦ "બરઉદ" એ તેઓનો દાવો નહી સ્વીકારતાં તેઓનો ખરચ તેઓને માંથે નાખી પાક આતશબેહેરામની "બોએ"ના નાણાં ઉપર આપણા ભગરસાથ ટોલાના મોબેદોનોજ દાવો સ્વીકારયો હતો, જેમ કરતાં તેઓએ પોતાના ચુકાદા મધે જણાવયું હતું કે "તેઓએ (યાને વાહડીઆજી શેઠોએ) પોતાના શેહેનશાહી ટોલાને બંદગી કરવા માટે અને ભગરસાથના મોબેદોને તેમાં 'બોએ' દેવા માટે એક નવું આતશબેહેરામ કરી આપયું હતું. તેમને તેમની નોકરીના બદલામાં તેઓ કાંઇબી લવાજમ આપતા નહી હતા, વારાનાં નાણાંની વેહેંચણી ઉપર કોઇ પણ પ્રકારનો આંકોશ મેલીને તે નાણાં ઉપર તેઓ કોઇબી પ્રકારે કેમ હક મેળવી શકે તે સમજવું મુશકેલ છે. આ વાત ખુલ્લી છે કે, એ નાણાં પુંજારીઓ તરફની આશોદાદનો ભાગ હતો. આતશબેહેરામમાં કોઇ ભગત મોબેદોના હાથમાં આશોદાદ આપે તે, તે મોબેદની પોતાની મતા ગણાય નહી પરંતુ 'બોએ'ની ક્રીયા કરવાને લાયકના સઘળા મોબેદોને માટે તે હોય છે."

નામદાર જસટીસ "બરઉદ"ના ઉપલા ચુકાદા સામે વાહડીઆજી શેઠોએ "અપીલ" નોંધાવી હતી અને તકરારી "બોએ"ના નાણાં ઉપર પોતાનો હક રજુ કરતાં તેઓએ જણાવયું હતું કે, "વાદીઓએ "નાવર મરાતબ"ની સરત સ્વીકારેલી નહી હોવાથી તકરારી નાણાં તેઓને સ્વાધીન કરવાં." પરંતુ અપીલ કોર્ટના નામદાર જડજો સર ચારલસ સારજંટ અને જસટીસ કેમબાલે પણ, ટ્રસ્ટીઓનો ખરચ તેઓને માંથે નાંખી તકરારી નાણાં ઉપર આપણા ટોલાના મોબેદોનોજ હક સ્વીકાર્યો હતો. તેઓએ પોતાના ચુકાદા મધે જણાવયું હતું કે, "મુંબઇમાં વસ્તા ભગરસાથ મોબેદો, જેઓ વાહડીઆના આતશબેહરામના બોએવાલાઓએ જે વરસનું વારાનું નાણું ભરયું હોય, તે વરસમાં બરસનું મથી લાયક થયલા હોય તેઓ, તેજ ચોકસ વરસના નાણાંના પોતાના હીસ્સા માટે દાવો કરી શકે."

એ પ્રમાણે વાહડીઆજીનાં પાક આતશબેહેરામની બોએના નાણાં, આપણા ટોલાના મોબેદોના સીદ્ધ થવા છતાં, તે આપણા ટોલાના ભલાં પાછલ ખરચવાને કાયદાની બારીકીને લીધે આપણો ટોલો આજ સુધી શકતીવાન થઇ શકયો નથી. પરંતુ આપણા ભગરસાથ ટોલાના જે સાહેબોના સ્વાધીનમાં, એ તકરારી નાણાં નામદાર કોર્ટ તરફથી આપવામાં આવયા છે, તે સાહેબો તરફથી હમો આશા રાખીએ છીએ કે, હવે એ નાણાં વધુ વખત ખોરંબે નાંખી નહી મુકતાં, એ બાબેની ઘટતી હીલચાલ કરીને--જો નવો કાયદો બંધાવવો પડે તો ફંડના ખરચથી બંધાવીને પણ-આપણા ટોલાના મોબેદોની ખરી મેહેનતના પૈસા, આપણા પાક આતશબેહેરામના નીભાવ ફંડમાં અથવા કોઇબી બીજાં ફંડોમાં વપડાતા કરાવવા માટે, તેઓ પોતાથી બનતું કરશે.

ઉપલા કેસનો ચુકાદો, એ પ્રમાણે આપણા ટોલાના મોબેદોની તરફેણમાં ઊતરવાથી વાહડીઆજીના પાક આતશબેહેરામના ટ્રસ્ટી સાહેબો તથા તેમના દસ્તુરજી મરહુમ પેશોતનજી બેહેરામજી સંજાણાએ પોતાના પાક આતશબેહેરામ મધે આપણા ટોલાના મોબેદોના છોકરાઓને "નાવર તથા મરાતબ" કરવાનો પોતાનો મક્કમ ઠેડાવ જાહેર કીધો હતો, અને આપણા ટોલાના ગરીબ મોબેદોને ખુલ્લી રીતે જણાવવામાં આવયું હતું કે, "યાતો પાક આતશબેહેરામનું મકાન હમેશ સુધી છોડી જઇ તેમાં "બોએ" દેવાની અને કોઈ રીતની ક્રીયા કામ કરવાની આશા રાખવી નહી, યા તો પાક આતશ-બેહેરામના ટ્રસ્ટીઓ અને તેઓના દસ્તુરજીની મરજી અને સત્તાને વગર તકરારે આધીન થવું." આવી હાલતમાં આપણા ટોલાના મોબેદો, જેઓને પોતાના ધંધા કરતાં, પોતાનું એકીન અને વડા પંથક તરફનું માન વધારે પ્યારૂં હતું તેઓએ, પાક આતશબેહેરામ મધે રહી પોતાના અંતઃકરણ વીરૂધ વાહડીઆજી શેઠો અને તેમના દસ્તુરજીની આપ ખુદ સત્તાને તાબે થવાને બદલે, ધંધા સંબંધી નુકસાન ખમવાને અને પોતાનું માનીતું મકાન, જયાં તેઓએ પોતાની જીંદગાનીનો મોહોટો ભાગ ગુજારયો હતો તે, સદાને માટે તજવાને પસંદ કીધું હતું.

ત્યારબાદ આપણા ટોલાના ગરીબ મોબેદો ઉપર વીતેલાં અનેક વધનોથી, તમો માનવંત સાહેબો પુરા માહીતગાર છેઓ.

વાહડીઆજીના પાક આતશબેહેરામ મધેથી એ પ્રમાણે નીકળવા બાદ, પોતાના બાપીકા હકોની જાળવણી માટે, તેમજ પોતાના મોટાં પંથકની સંભાળ કરવા સારૂ, આપણા ટોલાના મજકુર મોબેદોએ, પોતાના કેટલાએક આગેવાન અને કેળવાયલા અહસ્થો જોગું એક "રેકવીજીશન" કરીને એવી અરજ કીધી હતી કે, "હમારા ટોલાના આગેવાનો તરીકે, હમારી સ્થાતી ઉપર નેગાહ પોંહોંચાડીને ચંદનવાડીના લત્તા ઉપર હમુને એક લાયક "દરેમેહર" બંધાવી આપવાની તમો સાહેબોએ મેહેરબાની કરવી."

આપણા ટોલાના મોબેદોની ઉપલી અરજનું વાજબીપણું સ્વીકારી, તેઓના બાપીકા હકોની જાળવણી માટે, આપણા ટોલાના મજકુર આગેવાન સાહેબોએ ૧૮૮૪ ના સાલમાં, એક "મદેહનજર" બાહેર પાડી હતી; કે જે યાદગાર મદેહનજર આપણી કારોબાર મંડલીના ઇસવી સન ૧૮૯૩ ના રીપોર્ટ મધે સદાબરી પ્રગટ થયલી છે,

ઉપલી "મદેહનજર" બાહેર પડયાથી, દીનદાર જરથોસ્તી આલમ તરફથી નાણાંની એક પાદશાહી રકમ એ કામ સારૂ મલી હતી, જેમાંથી પ્રથમ એક દરેમેહેર તથા ત્યાર બાદ પાક આતશબેહેરામ સાહેબ બરપા કરવામાં આવ્યા હતા.

આપણા પાક આતશબેહેરામ સાહેબની ઉત્પંતીની ઉપલી ટુંક તવારીખ ઉપરથી તમો સાહેબો જોઇ શકશો કે, એ પાક મકાન, આપણી ભગરસાથ ટોલાની અનજુમનના "હકો"ની જાળવણી કરવા માટે, એ ટોલાના મોબેદોની અરજ અને માંગણી ઉપરથી દીનદાર જરથોસ્તી આલમે બરપા કરી આપયું છે, જેમાં તમારા જેવા આપણા ભગર-સાથ ટોલાના ખરા દીલસોજ અને આગેવાન સાહેબોએ તન, મન અને ધનથી મેહે-

નત કરી આગેવાન હીસ્સો આપયો છે, અને એ પાક મકાનનો કારોબાર, કીમતી વખતના ભોગે, તમો સાહેબો આજ સુધી ચલાવતા રહ્યા છેઓ

પરંતુ તમો માનવંત સાહેબો સનમુખ, ઘણી નમનતાઇ સાથે, આપણી ભગરસાથ ટોલાની અંનજુમન તરફની એકમતી તીક્ષણ લાગણી, આજે હમો રજુ કરવા માંગીએ છીએ કે, જરથોશ્તી અનજુમનના પાક આતશબેહેરામ સાહેબની સ્થાપના થવાને ૮ વરસની લાંબી મુદત પસાર થવા છતાં, તેનાં કારોબારના ભવીષ્યના બંદોબસ્તોથી આજ સુધી હમો અંધારામાં રહેલા છીએ.

માનવંત સાહેબો, તમો સાહેબોને રોશન છે કે, આપણા પાક આતશબેહેરામ સાહેબનું નીભાવ ફંડ પુરતું નહી હોવાથી અને તેમાં નાણાંની મોટી અગત્યતા જણાયાથી, પાક આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાની આપણા ટોલાના મોબેદોની હકદાર પેદાયશ, જે દરસાલ રૂ ૪ થી ૫ હજાર સુધીની થાય છે તે, વગર આનાકાનીએ પાક આતશબેહેરામ સાહેબના નીભાવ ફંડ મધે આજ સુધી હમો આપતા આવ્યા છીએ, પરંતુ હમો જાણતા નથી કે, એ રીતે મોબેદોના "બોએ"ના નાણાં મજકુર ફંડ મધે કયાં સુધી આપવાની હમુને અગતય પડશે, અને ભવીષયને માટે એ નાણાંના સંબંધમાં તમો સાહેબોએ શું અને કેવા બંદોબસ્તો કીધા છે.

આપણા પાક આતશબેહેરામની કારોબાર મંડલી મધે, આપણા ટોલાના મોબેદોના આચાર વીચાર અને લાગણી દરશાવે અને તેઓની હાજત અને અવાજ રજુ કરે તેવા ખાસ "પ્રતિનીધીઓ" નહી હોવાથી, આએ અરજીની મારફતે નીચલી બાબદોના ખુલાસા મેળવવાની તમો માનવંત કારોબારી સાહેબોની તરફથી હમો આશા રાખીએ છીએ, અને હમારી નીચલી હાજત, માનપુરવક રીતે તમો સાહેબો સનમુખ રજુ કરીએ છીએ.

૧ લું-તમો સાહેબો તરફથી પ્રથમ હમો જાણવા માંગીએ છીએ કે, આપણા પાક આતશબેહેરામ સાહેબનું "ત્રસટડીડ" કાયદાપુરવક રીતે ઠરવામાં આવયું છે કે નહીં? જો તેવું "ત્રસ્ટડીડ" તમો સાહેબોએ ઠરાવ્યું હોય તો, તેની એક સતાવાર નકલ આપણી ભગરસાથ ટોલાની અને સામાનય જરથોસ્તી આલમની જાણને માટે જાહેરમાં પ્રસીધ કરવાની, અથવા તમારા અરજદારોને પોહોંચાડવાની તમો સાહેબોએ મેહેરબાની કરવીજી.

૨ જું-આપણા પાક આતશબેહેરામ સાહેબનું નીભાવ ફંડ, હાલ સુધીમાં કેટલા હજાર રૂપયાનું થયું છે, તેમાં આતશની "બોએ"ની કેટલી રકમ જમે થઇ છે, અને કેટલી રકમ સુધી એ નાણાં આપવાની હમુને અગત્ય પડશે તથા તેની નોંધ તમો સાહેબોના દફતર મધે કેવી રીતે લેવાય છે, તે ખુલાસાથી જણાવવાની તમો સાહેબોએ તજદી લેવીજી.

૩ જું-આપણા પાક આતશબેહેરામ સાહેબના "બોએ"ના નાણાંના સંબંધમાં તમો સાહેબોએ ભવીષયને માટે શું ગોઠવણ અને બંદોબસ્તો કીધા છે, તે બાબદથી

હમુને માહીતગાર કરવાની તજદી લેવીજી. મરહુમ હોરમસજી વાહડીઆના પાક આતશબેહેરામ સાહેબની "બોએ દેવાના" નાણાંના સંબંધમાં, આપણા ટોળાની અનજુમન અને મજકુર આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓ વચે ઉઠેલા વાંધાના આડકતરાં પરીણામ તરીકે, જ્યારે આપણા પાક આતશબેહેરામ સાહેબ બરપા થવા પામ્યા છે, ત્યારે આપણા પાક આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાના નાણાંના સંબંધમાં, ભવીષ્યને માટે માનવંત કારોબાર મંડળીએ શું અને કેવી રીતની ગોઠવણો કીધી છે તે જાણવાની ઇન્તેજારી, આપણા ટોળાના મોબેદોમાં રોજ બરોજ વધતી રહી છે.

જો તેવી ગોઠવણ, ભવીષ્યને માટે અત્યાર સુધી તમો સાહેબો કરી શકયા નહી હોવો તો, તમો સાહેબોને હમો માનપુરવક રીતે જણાવવાની રજા લેઇએ છીએ કે, આપણા પાક આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાની એક વરસની રકમ મધેથી અમુક ભાગ, મુંબઇનો આપણી ભગરસાથ ટોળાની અનજુમનના મોબેદ સાહેબોને સ્વાધીન કરવો; કે જેઓ એ બાબે ઘટતા બંદોબસ્તો કરીને તે રકમ વેહેંચી લેશે અને તેવી એક વખને કાયદાપુરવક રીતે તેઓએ કીધેલી ગોઠવણ તમો સાહેબોના દફતરે રેહેવાથી ભવીષ્યને માટે કોઇ પણ રીતનો મતફેર ઉઠવાનો સંભવ રેહેશે નહી. આશા છે કે એ બાબદ ઉપર તમો માનવંત કારોબારી સાહેબો પુરતું ધ્યાન આપશો અને ઘટતો ખુલાસો કરવાની મેહેરબાની કરશોજી.

૪ થું-આપણા પાક આતશબેહેરામ સાહેબના "બોએવાલા" દર સાલ "ટેંનડર" ની મારફતે "બોએ"ના રૂપયાની રકમ ચઢીને પાક આતશબેહેરામના નીભાવ ફંડ મધે આપે છે, તેની પાંહોંચ સ્વીકારનારી જે "રસીટ" તેઓને તમો સાહેબો તરફથી આપવામાં આવે છે તે, તમારા અરજદારોની લાગણી અને વીચાર પ્રમાણે સંતોશકારક નથી. એ "રસીટ" મધે ખુલ્લા શબ્દો લખવા જોઇએ છે કે "એ નાણાં ભગરસાથ ટોળાના મોબેદોએ પોતાના હકની રૂએ તુરત વેલા વેહેંચી નહી લેતાં, પાક આતશબેહેરામ સાહેબના નીભાવ ફંડ મધે આપ્યાં છે તેની પોહોંચ," એ રીતના ખુલ્લા શબ્દો લખાવ્યાથી તમારા અરજદારોને મોટો સંતોશ મલી શકશે, જે પ્રમાણેની ભવીષ્યમાં નાણાંની પોહોંચ સ્વીકારવાની તમો સાહેબો મેહેરબાની કરશો એવી હમુને આશા છેજી.

૫ મું-આપણા પાક આતશબેહેરામ સાહેબની કારોબાર મંડલીની ચુટણી કરવાનું હાલનું ધોરણ, કાયદાપુરવક રીતે રચાયલું છે કે કેમ તે બાબે હમારો અભીપ્રાય નહી દરસાવતાં, હમો માનપુરવક રીતે તમો સાહેબોને એટલીજ માગણી કરીએ છીએ કે, આપણા પાક આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળી મધે, મુંબઇ મધે વસનારા આપણા ભગરસાથ ટોલાના મોબેદોની પસંદગીના "ત્રણ પ્રતીનીધીઓ"ને નેમવાનો હક તેઓને આપવો, જેઓ પોતાના ટોલાના મોબેદોની કાયદાપુરવક રીતે એક સભા મેળવીને તેવા પ્રતીનીધીઓની ચુટણી કરશે એ રીતે મોબેદોના આચાર વીચાર અને લાગણીથી જાણીતા અને પોતાના ટોલાના અસલ બંદોબસતો અને રેવાજોથી માહીતગાર પ્રતીનીધીઓ, તમો સાહેબો સાથે હમનશીન થવાથી, માનવંત કારોબાર

મંડલી સનમુખ, જે ટોલાના ભલાં માટે પાક આતશબેહેરામ સાહેબ બરપા કરવામાં આવ્યા છે તે ટોલાના મોબેદોના આચાર વીચાર અને લાગણી વખતો વખત રજુ થતી રેહેશે, એવી ચુટણીથી એક હાથ ઉપર જેમ માનવંત કારોબાર મંડળી સાથનો ભગરસાથ ટોલાની અનજુમનનો સંબંધ મજબુત અને સદા એખલાસ ભર્યો રેહેશે, તેમ બીજા હાથ ઉપર હાલના જેવી પોતાની હાજત, લાગણી અને વીચારો દરસાવવા માટે "અરજીઓ" કરવાની આપણા ટોલાના મોબેદોને માટે જરૂર રેહેશે નહીંજી.

આશા છે કે, તમો સાહેબો હમારી ઉપલી માગણીઓ સ્વીકારવાની મેહેરબાની કરીને, આપણા ટોલાના ગરીબ મોબેદ વર્ગ ઉપર તમો સાહેબોએ આજ સુધી કીધેલા બીહદ ઉપકારમાં વધારો કરશોજી.

મુંબઈ, રોજ ૧૪ મો માહ ૧૧ મો સને ૧૨૭૪

યજદેજરદી, તા૦ ૨૪ મી જુલાઈ ૧૯૦૫.

માનવંત સાહેબો,

હમો છઈએ, તમારા સદાના હેશાનમંદો,

મોબેદ જમશેદજી સોહરાબજી દસ્તુર—મેહેરજીરાંણા."

(અતરે ભગરસાથના બીજા ૨૦૦ મોબેદ સાહેબોની સહીઓ થયલી છે.)

---

ઉપલી અરજી, નવા આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળી ઉપર મોકલવા ઉપરાંત તેની એક એક છાપેલી નકલ, મંડળીના દરેક સભાસદો તથા આગેવાન પારસી "વર્તમાન પત્રો"ની ઉપર આગમચથી મોકલાવી હતી. આએ અરજી જાહેરમાં પ્રગટ થતાં જેઓને નિરાશી ઉપજી હતી તેઓ મધેથી કોઇ મતલબી લખનારે ઉપલી અરજીની અસરને ટોડવા અને તેમાં કીધેલી માગણી વિરૂદ્ધ પારસી કોમને ઉશ્કેરવા ખાતર પોતે પરદેપોશ રહી કોમના માનિતાં પત્ર "જામે જમશેદ" મધે "એક આથરવન"ના તખ્લુસથી "ચર્ચા પત્રો" લખી પારસી કોમને ગંભિરાઇથી ચેતવણી આપી હતી કે.-"જરથોશતીઓ ચેતો! અનજુમનનાં આતશબેહેરામ ઉપર ભગરિયાઓ તરાપ મારવા નિકલ્યા છે,"!! આવા નાપાયદાર અઘટીત હુમલા અને વિરૂધ્ધ લખાણો સાંમી તરફથી થવાની આગમચથી વક્કી રાખીને તેવા લેખ પ્રગટ થતાને વાર, મારા મોબેદ ભાઇઓની વિરૂધમાં કોમનું મત બંધાતું અટકાવવા તથા ઉપલી અરજીની ખરી મકસદથી જરેથોસ્તીઆને માહિતગાર બનાવવા માટે આ લખનારે "જામે જમશેદ" તથા બીજાં આગેવાન વર્તમાન પત્રોના અધિપતિ સાહેબોની ખાસ મુલાકાત લઇ તથા તેઓના પત્રો મધે નવા આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની ખરી તવારીખ અને ઘટતા ખુલાસાઓ પ્રગટ કરાવી, મારા મોબેદ ભાઇઓની વિરૂધ કરવામાં આવેલી ખોટી ઉશ્કેરણીને શરૂઆતમાંજ ટુંકેથી અટકાવવાની ફરજ વિચારી હતી. ત્યાર બાદ ભગરિયા મોબેદોની ઉપલી અરજીનો જવાબ, તા૦ ૨૬ મી આગસ્ટ ૧૯૦૫ ને દિને મળેલી

કારોબાર મંડળીની સભામાં ઘડી કાઢી, તેના સેક્રેટરીઓએ અરજી કરનારા મોબેદોની ઉપર મોકલાવ્યો હતો તથા તેની નકલ "વર્તમાનપત્રો"માં પ્રગટ કરાવી હતી. આએ જવાબ અત્રે સદાબરો ઉતારી લઉં છું.

# દસ્તાવેજ ૮૭ મો, છપાયલો.

—:o:—

" મોબેદ જમશેદજી સોહરાબજી દસ્તુર મેહેરજીરાણા જોગઃ—

સાહેબ,

જત તમો સાહેબ તથા મુંબઇ મધે વસનારા ભગરસાથ ટોળાના બીજા મોબેદ સાહેબોએ અનજુમનનાં પાક આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળી જોગી રોજ ૧૪ મો માહ ૧૧ મો સને ૧૨૭૪ તા૦ ૨૪ મી જુલાઇ સને ૧૯૦૫ ને દીનેની અરજી મોકલી હતી, તે અરજી કારોબાર મંડળીની તા૦ ૨૯ મી આગસ્ટ ૧૯૦૫ ને દીને મળેલી સભામાં રજુ કરવામાં આવી હતી, તે વેળા થયલા ઠરાવ પ્રમાણે તે અરજીના જવાબમાં જણાવવાની રજા લેઇએ છીયે કેઃ-

૧—અરજીની શરૂઆતમાં આતશબેહેરામ સાહેબની ઉત્પતીની તવારીખ તરીકે જે હકીકત તમોએ રજુ કરી છે, તે હાલના પ્રસંગ તથા બાબદો માટે જરૂરની જણાતી નથી, માટે તેની તપાસમાં ઉતરવાની અથવા તે વીશે કાંઇ વીચાર જણાવવાની જરૂર નથી.

૨—તમો સાહેબો જણાવો છો કે આપણી ભગરસાથ ટોળાની અનજુમન તરફની " એકમતી તીક્ષણ લાગણી " એ અરજી મારફતે તમો રજુ કરવા ઇચ્છો છો. તે બાબે જણાવીએ છઇએ કે, કમીટીની જાણ પ્રમાણે મરહુમ માણેકજી શેઠની દરેમેહેર કે જે આપણા ભગરસાથ મોબેદ સાહેબોનું ઘણું પુરાણું, મુખ્ય અને અગતનું મથક છે તે દરેમેહેરમાં મોટી સંખ્યામાં વસતા મોબેદ સાહેબોએ—ઘણા જુજ અપવાદ શીવાય—એ અરજી ઉપર સહી કરવા ના પાડી તેમાં સામેલ રહેવાથી દુર રહ્યા છે, અને તેમ હોવાથી એ અરજીમાં કરેલી માંગણીઓ તથા તેમાં જણાવેલા વીચારો ભગરસાથ ટોળાની અનજુમન તરફની " એકમતી તીક્ષણ લાગણી " દરશાવે છે એમ કેહેવું ભુલ ભરેલું જણાય છે.

૩—તમો સાહેબો ફરીઆદ કરતાં જણાવો છો કે આતશબેહેરામ સાહેબની સ્થાપના થવાને આઠ વરસની મુદત પસાર થવા છતાં તેના કારોબારનાં ભવીષના બંદોબસ્તોથી આજ સુધી તમો અંધારામાં રહેલા છો, તેમજ તમો એવું બતાવા માગો છો કે આતશબેહેરામ સાહેબનું " ટ્રસ્ટડીડ " થયું છે કે નહી તે પણ તમોને ખબર નથી. તેના જવાબમાં અમો જણાવીએ છઇએ કે, આતશબેહેરામ સાહેબનું ટ્રસ્ટડીડ લગભગ ચાર વરસ થયાં થઇ ગયલું હોવાની વાત મશહુર છતાં. તેમજ આનરરી સેક્રેટરી મી૦ શાપુ-

રજી બેહેરામજી કાતરકે કેટલાક જાહેર પ્રસંગો વેળાએ, આપણા મોબેદ સાહેબોની હાજરીમાં, એ ટ્રસ્ટડીડ બાબે જાહેરાત કરવા છતાં, તમો સાહેબોજ તે વીશે બેખબર હોવો એ લગાર તાજુબીભરેલું લાગે છે. આતશબેહેરામ સાહેબનાં કારોબારના ભવીશના બંદોબસ્તોથી તમો જો ખરેખર અંધારામાં રહેલા હોવો તો જણાવવાની ફરજ પડે છે કે, તેમાં કમીટીનો કાંઇબી કસુર નથી. તમો સાહેબોને તે બંદોબસ્તોથી વાકેફ થવાની જો કાળજી હતે તથા ટ્રસ્ટડીડ વીશે દરકાર રાખી તેની રીતસર પુછપરછ કીધી હતે તો સરવે હકીકત તમો સાહેબોને તુરત માલમ પડતે, કારણ કે જો તમોએ ટ્રસ્ટડીડ અત્યાર આગમચ જોવા માંગયું હતે તો તે કાંઇ પણ હરકત વગર તમોને ખુશી સાથે બતાવવામાં આવતે, અને તે તમોએ પેહેલાં જોઇ લીધું હતે તો હાલની તમારી અરજીની પણ જરૂર પડતે નહી.

૪—હાલ તમો સાહેબોએ પેહેલીજ વાર ટ્રસ્ટડીડ જોવાની અરજ કરી છે તો તે અરજ કમીટીએ ખુશી સાથે સ્વીકારી તે ટ્રસ્ટડીડ તમોને બતાવવાનો ઠરાવ કરયો છે, અને તે મુજબ તેની એક સંપુરણ નકલ આતશબેહેરામ સાહેબનાં કેતાબખાનાંમાં તમો સાહેબો માટે ખુલ્લી મુકી છે તે ઉપરથી, તેમજ આતશબેહેરામ સાહેબનાં ફંડનો હીસાબ જે વખતો વખત છપાઇ જાહેરમાં મુકાય છે તેમાંના છેલ્લા હીસાબની એક છાપેલી નકલ પણ કેતાબખાનાંમાં ખુલ્લી મુકી છે, તે ઉપરથી તમો સાહેબોએ કરેલી માંગણીઓમાંની પેહેલી, બીજી તથા ત્રીજી માંગણીઓનો ખુલાસો થઇ જશે; માટે તે વીશે અતરે લંબાણથી ફરી ખુલાસો કરવાની જરૂર નથી.

છેલ્લો છાપેલો હીસાબ સને ૧૯૦૨ ના અકટોબર મહીનાની તા૦ ૧૪ મી સુધીનો છે, તે પછીનાં બે વરસોનો હીસાબ જે હાલ તઇયાર થાય છે અને થોડા વખતમાં બાહેર પડશે તે પ્રમાણે ટ્રસ્ટડીડમાં જણાવેલાં "સરપલસ" અથવા "વધારાનાં ખાતાં"માં તા૦ ૧૪ મી અકટોબર ૧૯૦૪ ના રોજ સુધીમાં રૂપીયા ૫૭૩૪-૧૫-૪ જમા થયલા માલમ પડે છે.

૫—તમારી ચોથી માંગણીના જવાબ પણ ઉપલા ખુલાસામાં આવી જાય છે, તેમ છતાં વધુ જણાવીએ છીયે કે "બોએ"ની રકમની જે "રસીટ" બોયવાળા સાહેબોને કમીટી તરફથી આપવામાં આવે છે તે બરોબર છે, અને બોયનાં નાણાં માટે ટ્રસ્ટડીડમાં જે બંદોબસ્ત કરવામાં આવ્યો છે તે જોવાથી તમોને જણાશે કે તે નાણાં સંબંધી ભવીશ માટે ઇન્તેજારી રાખવાનું કારણ નથી.

૬—તમારી પાંચમી અને છેલ્લી માંગણી એવી છે કે, મોબેદોના આચાર વીચાર અને લાગણીથી જાણીતા અને પોતાના ટોલાના અસલ બંદોબસ્તો અને રીવાજોથી માહીતગાર અત્રે વસનારા ભગરસાથ ટોલાના મોબેદોની પસંદગીના ત્રણ પ્રતીનીધીઓને કમીટીમાં સામેલ કરવા, તેના જવાબમાં તમોને જણાવીએ છઇએ કે એવા પ્રતીનીધીઓ હાલ પણ કમીટીમાં બીરાજે છે, જેથી બીજા તેવા પ્રતીનીધીઓની અગત કમીટી ધારતી

નથી; તોપણુ હવે પછી એવી બાબદોને લગતા કોઇ મોતેબર સવાલ નીકલશે ત્યારે કમીટીને દરૂસ્ત જણાશે તો તે વીશે ઘટતી જોસ્તેજો કરયા પછી તેનો ફેડચો કમીટી કરશે તે જાણુજોજી."

——:o:——

## ભગરિયા મોબેદોએ મુંબઇની "હાઇકોર્ટ" મધે નોંધાવેલો મુકદમો, વર્ષોની તકરાર પછી તેમાં બન્ને પક્ષોએ મેળવેલું સંમતીનું હોકમનામુ.

——:o:——

શ્રી મુંબઇ શેહેરમાં વસનારા ભગરિયા મોબેદોએ પોતાના આતશબેહેરાંમ સાહેબના કારોબારના સંબંધમાં ઘટતી પૃછપરછ કરી ખુલાસો મેળવવા માટે કીધેલી અરજીનો ભગરિયા આગેવાનોની કમિટી તરફથી મળેલો ઉપલો જવાબ. અરજી કરવાની આગેવાની લેનારા મોબેદોએ પહેલાંથી રાખેલી વકી મૂજબ અસંતોષકારક અને ઉડાવનારો મળવાથી તથા ટ્રસ્ટડીડ નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાની અસલ "મદેહનજર" થી ઉલટું થયલું ઘણા આગેવાન મોબેદોની જાણમાં આવવાથી, વાંધા ભરેલું તે ટ્રસ્ટડીડ રદ કરાવવા અથવા ટોળાના કાયદાપૂર્વક સ્થાપન થયલા હક્કો જળવાય તેવા ઘટતા સુધારા તેમાં કરાવવા માટેના કાયદાસર તાત્કાલિક ઉપાયો લેવા સારૂ તેઓએ આ લખનારને મજબૂત આગ્રહ કીધો હતો, તથા તેમ કરવા માટે થનારા ખર્ચમાં બનતી મદદ આપવાની તેઓએ ખાહેશ બતલાવી હતી.

પોતાની અનજુમનના વાજબી અને લાંબા કાળથી ચાલતા આવેલા કિમ્તી "હક્કો"નું રક્ષણ થયલું જોવાની અને ટોળાનું સ્વમાન જાળવવાની એવીજ ખાહેશ અને લાગણી સામાન્ય રીતે મુંબઇના ભગરિયા મોબેદોમાં અને ખાસ કરીને નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા મારા ભગરિયા મોબેદ ભાઇઓમાં પ્રગટી નિકલેલી જણાયાથી, નવા આતશબેહેરામ સાહેબનું થયલું "ટ્રસ્ટડીડ" આગેવાન મોબેદોની માન્યતા પ્રમાણે ખરેખર એ પાક મકાન બરપા કરવાની મૂળ મકસદથી ઉલટું અને વાંધા ભરેલું છે કે નહિ તેના સંબંધમાં કાયદાથી પૂછપરછ કરવાનો, તેને માટે પરથમ કાબેલ ધારાસાસ્ત્રીઓનો અભિપ્રાય મેળવવાનો તથા તે ગેરવાજબી થયલું માલમ પડે તો તે રદ કરાવવા અથવા તેમાં ઘટતો સુધારો અને ફેરફાર કરાવવા માટે જેમ સલાહ મલે તેમ કાયદાસરનાં પગલાં ભરવાનો આ લખનારે મક્કમ ઠેડાવ કીધો હતો; પરંતુ ટોળાની બેહેતરીનું એ કામ ઉપાડી લેવા અને કાયદાસરના પગલાં ભરવા માટે કમનસિબે મારા ભાઇબંધ મોબેદોની પાસે તે વેળાએ જેમ પેસા સંબંધી કશી જોગવાઇ હતી નહિ તેમ તેઓમાં—કારોબાર મંડળીએ મોબેદોની અરજીના ઉપલા જવાબમાં જણાવ્યા મુજબ—સંપૂર્ણ એકસંપી અને એકદિલી જેવું પણ નહિ હતું.

ઉપલી બન્ને મૂશ્કેલીઓ છતાં, ભગરસાથના મારા કેટલાક દિલસોઝ અને લાગણી-વાળા મોબેદ ભાઈઓની કૂમક તથા મદદ મને મળવાથી, વાંધા ભરેલાં ટ્રસ્ટડીડનાં સંબંધમાં કાયદાસર રીતે કોઈ હુશ્યાર ધારાસાસ્ત્રીનું મત મેળવવાનો અને તેવું મત જો મોબેદોની માન્યતા મૂજબ તેઓની તરફેનમાં મલે તો કાયદાસર આગલ પગલાં ભરવાનો ઈરાદો રાખી, એ કામમાં ઉલટ ધરાવનારા ચાર પાંચ આગેવાન મોબેદોની સાથે મેશર્સ "મુલ્લાં અને મુલ્લાં" સોલીસીટરોની પેહેડીવાળા મી૦ રૂસ્તમજી ફરદુનજી મુલ્લાં સોલીસીટરની આગલ હું ગયો હતો, અને તકરારી બાબદથી તેઓને માહિતગાર બનાવી એ કામ પોતાના હાથમાં લેવાનો તથા ટોળાના કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" નવાં ટ્રસ્ટડીડ મધે જળવાયલા તેઓને નહિ જણાય તો દરેક કાયદાસરના ભગલાં ભરવાનો આગ્રહ કીધો હતો.

મી૦ રૂસ્તમજી મુલ્લાં સોલીસીટર, જેઓ પોતેબી એક ચુસ્ત ભગરિયા અથોર્નાન હતા, તેઓએ પોતાના ભાઇબંધ મોબેદોની તરફ ભલી દિલસોઝી બતલાવી તકરારી બાબદના સંબંધમાં સઘળાં લખાણો વાંચી ઘટતું કરવા અને જરૂર જણાતાં કાયદાસરનાં પગલાં ભરવા કબૂલ કરી અમુને તુરત વેળા સધિયારો આપ્યો હતો.

ત્યાર બાદ તેઓએ બનેલા બનાવોની વિગત દરસાવનારો કેશ તયાર કરી મુંબઇની "બાર"ના એક ચુનંદા બારીસ્ટર મી૦ જે૦ ડી૦ ઈનવરેરીટી ઉપર તેઓનું મત મેળવવાને માટે મોકલાવ્યો હતો; જેઓએ પોતાનો અભિપ્રાય નીચે મૂજબ મોબેદોના દાવાની તરફેનમાં લખી જણાવ્યો હતો:—



"જો કોઇપણ ચોકસ ધર્મનાં કામ માટે નાણાં ઉઘરાવ્યામાં આવ્યાં હોય તો મારા વીચાર પ્રમાણે તે નાણાં તે ચોકસ ધર્મખાતાંને માટેજ વપરાવાં જોઇએ, અને તે નાણાંની વ્યવસ્થા કરવામાં કાંઇ પણ ફેરફાર કરવો હોય તો તે નાણાં ભરનારાઓ—કે જેઓને કરવા ધારેલા ફેરફારની આગમચથી ખબર આપવામાં આવી હોય—તેઓની સભા બોલાવ્યા વગર થઇ શકે નહી, અને આટલું છતાં પણ તે મીટીંગથી જુદી પડતી એક નાની સંખ્યા બાકીની મોટી સંખ્યાનાં મતથી બંધાઇ શકે નહી. મારૂં એવું પણ મત છે કે મજકુર ધર્મના કામની શરૂઆત થઇ ચુકવા પછી તો આવો ફેરફાર થઈ શકેજ નહી. મારા વીચાર પ્રમાણે તો આએ કેશમાં મકાન બંધાઇ રહયા પછી અને તે કુલ અનજુમનનાં વપરાસ માટે ખોલ્લું મુકવામાં આવ્યું તે આગમજ નાણાં ભરનારાઓમાંના એકેએકની સંમતીથ. આવો ફેરફાર થઇ શકતે.

મારૂં એવું મત છે કે સેક્રેટરીનું ભાષણ મજકુર ધર્મખાતાંની વ્યવસ્થામાં કાંઇ પણ ફેરફાર કરવાની બાબદમાં ટકી શકે એવું નથી, કારણ કે સેક્રેટરી તરફથી કહેવામાં આવે છે તેવી કોઇ પણ બાબદની નોટીસ આગમજથી આપવામાં આવી નહી હતી, અને તેથીને સેક્રેટરીના બોલવાને એક ભુલ ભરેલા એસારા તરીકેજ ગણી શકાય.

મજકુર ટ્રસ્ટડીડ કાયદાની નજરે જોતાં કાંઇ પણ વજન વગરનું અને લખત કરવાની કાંઇ પણ સત્તા નહી ધરાવતા આસામીઓ વચ્ચે થયલા લખતનું પરીણામ લાગે છે,

એટલા માટે મજકુર ધર્મખાતાંની વ્યવસ્થા મારા વીચાર પ્રમાણે “ મહેહનજર ” નાં બંધારણ ઉપર રચાવી જોઇએ. મજકુર ધર્મખાતાંની વ્યવસ્થા મહેહનજરનાં બંધારણ ઉપરથી રચવાની એક યોજના ઘડી કાઢવા સારૂ “ એડવોકેટ જેનરલ ” તરફથી એક મુકદમો મંડાવો જોઇએ, અને તે મુકદમામાં મજકુર ટ્રસ્ટડીડ કાયદાપુર્વક રીતે થયું નથી એવી મુજાહેમત નીચે જણાવેલા બે મુદ્દાઓથી ચલાવવી જોઇએ. એક તો એ કે મજકુર ટ્રસ્ટડીડ મહેહનજરની મુળ નેમથી જુદું પડે છે અને બીજું એ કે મજકુર ટ્રસ્ટડીડ કાયદાની નજરમાં વજન વગરનું છે; કારણ કે તે એવા આસામીઓ વચે થયું છે કે જેઓને ટ્રસ્ટની વ્યવસ્થા કરવાની બીલકુલ સતા હતી નહી. આશોદાદનાં નાણાં પોતાની મતા છે એવો દાવો સવાલ પુછનારાઓ કરે છે, તે બાબદમાં મારૂં એવું મત છે કે તેને માટે એક બીજા મુકદમાની જરૂર છે. તે મુકદમો ૩૦ મી કલમ મુજબ તેઓમાંના થોડાઓએ સઘળાઓને નામે માંડવો જોઇએ.

તેઓ પોતાનો દાવો રેવાજ ઉપર બાંધે છે.

મજકુર રેવાજને આએ કેશમાં બાજુએ મુકવામાં આવેલો જણાય છે અને સવાલ પુછનારાઓ એમ કહે છે કે મજકુર રેવાજ તેઓની સંમતી વગર તોડવામાં આવ્યો છે, તે તેઓનું કહેવું તેઓએ સાબેત કરવું જોઇશે.

ટ્રસ્ટડીડની બાબદમાં પણ એજ મુકદમામાં ઉપર જણાવેલા મુદ્દાઓનેજ આધારે મુજાહેમત ચલાવવી જોઇએ અને તેને કાયદાની નજરમાં વજન વગરનું ગણાવવું જોઇએ.

ટ્રસ્ટડીડને બાજુએ મુકવાનો મુકદમો માંડવાની મુદત ત્રણ વરસની હોવાને લીધે આવો મુકદમો હવે મંડાઇ શકાય નહી.

કોઇ પણ રીતે જોતાં હું ધારૂં છું કે આશોદાદના નાણાં જે બીજાઓના હાથમાં ખોટી રીતે જાય છે તેને માટેનો દાવો માંડવાનો સવાલ પુછનારાઓનો હક્ક કાંઇ પણ વખતની બાધ વગર હમેશ માટે ચાલુ છે.

ઘણું સંભવીત છે કે “એડવોકેટ જેનરલ” તરફથી માંડવામાં આવનારા મુકદમાના પરીણામ તરીકે ટ્રસ્ટડીડને બાજુએ મુકવામાં આવશે, અને એ મુકદમો પહેલાં મંડાવો જોઇએ.

તા૦ ૨૭ મી માર્ચ ૧૯૦૬

(સહી) જે૦ ડી૦ ઇનવરેરીટી.[1]”

——:o:——

ઉપલું ખોલ્લું મત મલવા પછી પોતાને સોંપાયલા કેશની મજબૂતી માટે પોતાની વધુ ખાતરી કરવા સારૂ આપણા સોલીસીટરોએ મુંબઇની “ બાર ”ના તે વેળાના બીજા એક ચુનંદા બારીસ્ટર મી૦ લાઉંડસ ઉપર પોતાનો એ કેશ મોકલાવી તેનું સ્વતંત્ર મત મેળવ્યું

૧ મી૦ ઇનવરેરીટી બારીસ્ટરના અસલ ઇંગ્રેજીમાં આપેલા મતનો ઉપલો ગુજરાતી તરજુમો, એરવદ બહમનજી રૂસ્તમજી ઉનવાલા બી. એ. એલ. એલ. બી. એ મેહેરબાનીની રૂયે મને કરી આપ્યો હતો.

હતું. મી૦ લાઉંડસ બારીસ્ટરનું મત પ્રથમ મી૦ ઇનવેરેરીટીના મતથી અમુક બાબદમાં લગાર જૂદું પડતાં મી૦ ઈનવેરેરીટીનું મત તેની ઉપર મોકલાવીને તેનું મત ફરી આપણા સોલીસીટરોએ જાણવા માગ્યું હતું; જે ઉપર વિચાર કરી દરેક બાબદમાં મી૦ ઇનવરેરીટીના મતની સાથે તેણે મળતાપણું બતલાવી કેસ માંડવાની સલાહ આપવાથી, અન્જુમનનાં આતશબેહેરામ સાહેબનું ટ્રસ્ટડીડ એ પાક મકાન બરપા કરવાની મૂળ મકસદથી ઉલટું થવા પામ્યું છે, એવી મોબેદોના સોલીસીટરોની પૂરી ખાતરી થઇ હતી.

એ રીતે મોહટો ખરચ કરી મેળવવામાં આવેલાં મતોથી પોતાના હાથ મજબૂત બનતાં મી૦ રૂસ્તમજી મુલ્લાં સોલીસીટરે તકરારી બાબદમાં કાયદાથી પગલાં ભરવા આગમચ

## સલાહ સંપજથી કામ લેવાની પહેલી કોશેશ

કીધી હતી. તેઓએ આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળી ઉપર ઘટતું લખાણ મોકલાવી, તકરારી બાબદના સંબંધમાં તેઓની મીટિંગમાં પોતાના કુલો સાથે આવીને રૂબરૂ ખુલાસો કરવાની તથા બની શકે તો બન્ને પક્ષની સંમતીથી તકરારી સવાલોનો નિવેડો લાવવાની ખાહેશ બતલાવ હતી; જે ઉપરથી ભગરિયા આગેવાનોની કમિટીએ પોતાની મીટિંગમાં તેઓને બોલાવી તકરારી સવાલોના સંબંધમાં ઘટતી મસલહત કીધી હતી, પરંતુ એક મીટિંગમાં સઘળી બાબદ તપાસી શકાય તેમ નહિ જણાયાથી વધુ જુસ્તેજો ચલાવવા અને બની શકે તો કોઇ યોગ્ય ઠેડાવ ઉપર આવવાનું કામ કમિટીએ પોતાની એક સબકમિટીને સોંપ્યું હતું; તે મૂજબ મળેલી સબ કમિટીની સભામાં મોબેદોની તરફથી મી૦ રૂસ્તમજી મુલ્લાં સોલીસીટરે આ લખનાર સાથે જઇ, દરેક તકરારી સવાલો ઉપર તેઓએ કમિટી સાથે ત્રણ દિવસ સૂધી વાદવિવાદ ચલાવ્યો હતો, પણ તેનું પરિણામ નિરાશી અને નિષ્ફળતામાં આવ્યું હતું. ભગરિયા આગેવાનોની કમિટીના જે સલાસદોને તકરારી બાબદમાં મોબેદોના સોલીસીટરની સાથે મસલહત કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. તેઓએ મોબેદોના સોલીસીટરને તકરારની છેવટે એટલુંજ જણાવ્યું હતું કે:—

"ટ્રસ્ટડીડ મધેની બીજી કોઇબી બાબદને હાથ લગાડયા વગર જો તમો "જૂદા પંથ" ના મોબેદોને લગતી એકજ બાબદ હાઇ કોર્ટમાં સંમતીથી લઇ જઈ તેનો ફડચો કરાવવા કબૂલ કરો, તથા "બોએ" ના નાણાં અને કારોબાર મંડળીના બંધારણને લગતા સવાલો વિગેરે બીજી બાબદો તમો પડતી મુકો, તો તેવી ભલામણ કમિટીને અમો કરીએ અને તકરારી બાબદનો નિવેડો લાવીએ."

પરંતુ સબ કમિટીની ઉપલી સુચના સ્વિકારવાને મોબેદોના સોલીસીટરે ના પાડી હતી. કમિટીના અમૂક આગેવાનોના વલણ એ વખતથીજ મોબેદોના દાવાની વિરૂદ્ધમાં લગાર શખ્ત માલમ પડી હતી, તેઓ છુટછાટ મુકી ઉદારતાથી કામ લેવાને અને કોઇબી બાબદમાં મોબેદોનો બોલ ઉપર રહે તે જોવાને નારાજ હોય એમ ખૂલ્લું જણાયું હતું.

એ રીતે તકરારી સવાલોનો સલાહ સંપજથી નિવેડો લાવવા માટે મોબેદોના સોલીસીટરોએ ભલી લાગણીથી કીધેલી પહેલી કોશેશ કમનસિબે પડી ભાગી હતી; જેથી મુકદમો તયાર કરાવી હાઇકોર્ટમાં નોંધાવવા અને તકરારી બાબદોનો નામદાર કોર્ટની મારફતેજ ફડચો કરાવવાના ઠેડાવ ઉપર તેઓ આવ્યા હતા અને તરત મી૦ ઇનવરેરીટી બારીસ્ટરની પાસે મુકદમો ઘડાવી મુંબઇના "એડવોકેટ જેનરલ" ઉપર તેની સંમતી માટે મોકલાવ્યો હતો; જે વાંચી એડવોકેટ જેનરલ પોતાને નામે મુકદમો ચલાવવાની બહાલી આપવાથી મોબેદોના સોલીસીટરોએ તે મુંબઇની હાઇકોર્ટમાં કાયદાસર નોંધાવ્યો હતો. આએ મોહટો મુકદમો ચલાવવા પાછલ થનારા ખરચને માટે એ કામ ઉપાડી લેનારાઓને શરૂઆતમાં મોહટી ચિંતા ઉપજી હતી. સમજૂતીની ઊપલી કોશેશ પડી ભાગવાથી તકરારી મુકદમો હાઇકોર્ટમાં નોંધાવ્યા આગમચ ખરચને માટે શું બંદોબસ્ત કરવો તેનો આગેવાન મોબેદોએ વિચાર કીધો હતો, તેઓએ એ કામને માટે જાહેર ઉંઘરાણું કરી પોતાના યજમાનો અને પારસી કોમની પાસે નાણાં માંગવાનું અયોગ્ય અને નામુનાંસેબ વિચાર્યું હતું, અને ફકટ ભગરિયા મોબેદો અને દિલસોઝ ભગરિયા અથોર્નાનોની અંદરજ ઉંઘરાણાંનુ એક ખાનગી લીસ્ટ ફેરવી તેમાંથી કેશનો ખરચ કરવાને ઠેડાવ કીધો હતો. આએ તકરારી કેશ કેટલો લંબાશે અને કમિટીની તરફથી પોતાની સાંમે કેટલી મુશ્કેલી ઉભી થવા પાંમશે તેનો ખેયાલ કેશ માથે ઉઠાવનારાઓને શરૂઆતમાં પૂરેપૂરો આવ્યો હતો નહિ.

મુંબઇની માણેકજી શેઠની પાક દરેમેહેરમાં તથા વાડિયાજીના આતશબેહેરામ મધે તવાજ ક્રિયાકામો કરવાના જેવા "હક્કો" ભગરિયા મોબેદો પહેલાંથી અખલા અને સ્વતંત્રપણે ભોગવતા હતા, ક્રિયાકામો કરવાના સ્વતંત્ર હક્કા નવા આતશબેહેરામ સાહેબનાં મકાન મધે પહેલાંથી ભગરિયા આગેવાનોની કમિટીએ સ્વિકારવા અને બહાલ રાખવા છતાં, પાછળથી તેઓએ ભૂલ ભરેલો તથા ગેરકાયદેનો ઠેડાવ કરી ભગરિયા મોબેદોની મજબૂત વિરૂદ્ધતાની દરકાર નહિ કરતાં તે ઠેડાવ આતશબેહેરામ સાહેબના "ત્રસ્ટડીડ"ની અંદર દાખલ કરવાથી તથા તે બાએની ખબર ૪ વર્ષે મુંબઇના ભગરિયા મોબેદોને પડવાથી પોતાની અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો"નું રક્ષણ કરવા તથા ગુમાયલા હક્કો કાયદાસરની લડતથી પાછા મેળવવા માટે મારા ગરિબ મોબેદ ભાઇઓ એટલા તો આતૂર અને ઇન્તેજાર બન્યા હતા કે, તકરારી કેસના ખરચને માટે તેના આગેવાનોએ ભગરસાથ મોબેદોમાં ઉઘરાણાનું લીસ્ટ ફરતું કરતાંજ ખુશીથી તેમાં પોતાની શક્તિ મૂજબ રૂપિયાની રકમ ભરી આપવા ઉપરાંત, નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા મારા મોબેદ ભાઇઓએ પોત પોતામાં ઘટતો બંદોબસ્ત કરીને પોતાના ટુંક કમાઇના ધંધા મધેથી અમૂક આવકનો હિસ્સો તથા આતશબેહેરામ સાહેબની બોએ દેનારા મોબેદ ભાઇઓએ અમૂક રૂપિયાની રકમ દરસાલ તકરારી કેશના ખરચમાં આપતા રહેવાની તેનાં આગેવાનોને કબૂલાત આપી, દેશાભિમાન તથા જાતી ભોગનો ઉમદા દાખલો પોતાની અનજુમનના બીજા મોબેદ ભાઇઓ સનમુખ રજુ કીધો હતો.

ભગરિયા મોબેદોના મોહોટા ભાગની આવી એકદિલી તથા કેશ લડવા માટેની લાગણી જોઇ, તેઓ તરફ ભલી દિલસોઝી ધરાવનારા કમિટીના કોઇ સભાસદોએ તકરારી મુકદમો કોર્ટની પાટી ઉપર આવતાં પોતાની અનજુમનનાં મોબેદોની સાથે

સલાહ સંપજથી કામ લેવાની બીજી કોશેશ

કીધી હતી. તેઓએ મુકદમાંના ગુણદોશ ઉપર ફરી વિચાર કરવા અને બની શકે તો સમજુતીના કોઇ ઠેડાવ ઉપર આવવા માટે પોતાની ખાહેશ બતલાવી કમિટીની એક ખાસ સભા બોલાવી હતી, જે સભા ઘટતી રીતે ભેગી મલીને તકરારી બાબદ ઉપર વિચાર અને મસલહત કરે તેટલાં કોર્ટની પાટી ઉપર આવેલો મુકદમો ફેરવવાની કમિટીના સોલીસીટરે મોબેદોના સોલીસીટરોને માગણી કીધી હતી.

આગેવાન મોબેદો તથા તેમના સોલીસીટરો તકરારી મુકદમાંનો સમજૂતીથી નિવેડો લાવવાને અને કમિટી સાથનો કડવાશ વધતો અટકાવવાને પહેલાંથી આતૂર હતા, જેથી હાઇ કોર્ટમાં મુકદમો નિકલતો મુલતવી રખાવવાની કમિટી તરફથી કરવામાં આવેલી માગણીનું કંઇ સારૂં પરિણામ આવશે એમ વિચારી તથા ઘટતી છુટછાટથી તકરારી સવાલોનો નિવેડો લાવવાની દિલમાં ઉમેદ બાંધી, તેઓએ તકરારી મુકદમો કોર્ટની પાટી ઉપરથી ફેરવાવ્યો હતો. પરંતુ ભગરિયા આગેવાનોની કમિટીના તે વખતના સભાસદોના મોહટા ભાગે પોતાની અનજુમનનાં ગરીબ મોબેદોની વાજબી અને વખતસરની માગણીઓ ઉપર દિલસોઝી ભરયું ધ્યાન આપી પોતાનો કારોબારી અમલ જશવંતો બનાવવાને બદલે સમજુતીથી કેશનો નિવેડો લાવવાની હિલચાલમાં નડતર નાખવાનું પસંદ કરયું હતું. તેઓ ઘણીક ખેંચતાણ પછી ભગરિયા મોબેદોના દાવાના સંબંધમાં કેટલીક છુટછાટ મુકવાને એકગમથી જયારે તયાર થયા હતા ત્યારે બીજી તરફથી તેઓ ભગરિયા મોબેદોનો ૨૫) વર્ષનો અમૂક ક્રિયાઓ સ્વતંત્રપણે કરવાનો હક તથા ભોગવતો છીનવી લેવા અને ટ્રસ્ટડીડની અંદર પોતાના દસ્તુરનો લાભ જાળવનારી એક નવી અને અણઘટી બાબદ દાખલ કરાવવાને ઈન્તેજાર બન્યા હતા.

ભગરિયા આગેવાનોની કમિટી નીચલી મૂખ્ય સરતોથી તકરારી કેશનો નિવેડો તે વેળાએ લાવવા માગતી હતી:—

પહેલું—આતશબેહેરામ સાહેબનું નિભાવ ફંડ એક લાખ રૂપિયાનું થય ત્યાં સૂધી દરસાલ તેની "બોએ"ના રૂપિયા મધેથી રૂપિયા ૨૫૦ મુંબઇના બરશ્નુંમવાલા ભગરિયા મોબેદોને અમો વહેંચી આપીએ;

બીજું—અમારી કારોબાર મંડળીમાં મોબેદો તરફના ખાસ પ્રતિનિધિઓ દાખલ કરવાની જરૂર અમો વિચારતા નથી, તે છતાં દશ-પંદર મોબેદોના નામો તમો અમુને આપો તો તેમાંથી અમારી મરજીના બે-ત્રણ મોબેદોને અમો કમિટીમાં દાખલ કરીએ.

ત્રીજું—જુદા પંથના મોબેદોને આપણા મકાનમાં બરશ્નુંમવાલાં "આલાત" સાથના ક્રિયાકામો કરવા દેવાના સંબંધમાં જે મોહટો વાંધો છે, તે રોકજ સવાલ સંમતીથી હાઇકોર્ટમાં લઇ જઇ તેનો કાયદાસર ફડચો કરાવીએ.

**ચોથુ**—વાડિયાના આતશબેહેરામ સાહેબના મકાન મધે નવજોત, ઉઠમણું, લગન, ઇત્યાદિ મૂખ્ય ક્રિયાનું વડપણ લેવાનો "હક્ક" જેમ ત્યાંના દસ્તુર ભોગવતા હતા અને હાલમાં ભોગવે છે, તેમ તેવી ક્રિયાનું વડપણ લેવાનો નવા આતશબેહેરામ સાહેબના દસ્તુરજીનો હક્ક સ્વિકારી, તેઓ તથા જેઓને તેઓ ફરમાવે તેઓની પાસે તેવી ક્રિયાઓ કરાવવાનો કમિટીનો ઠેડાવ બહાલ રાખવો, અને તે "ત્રસ્ટદીડ"ની અંદર દાખલ કરવાની સંમતી આપવી. કમિટીના કેળવાયલા અને આગેવાન સાહેબોએ સમજૂતીની સરતો તરીકે જો પહેલી ત્રણ બાબદનેજ આગલ પાડી તે સ્વિકરાવવા માટેની "હઠ" લીધી હતે, તો ગરિબ મોબેદોનો તેમજ તેઓના એક મોહટાં ધર્મખાતાંનો સકમાઇનો પૈસો મુકદમો લડવા પાછલ બરબાદ થતો અટકાવવા ખાતર તે સરતો ઉપર વિચાર કરવા અને ઘટતી છુટછાટથી કેશનો નિવેડો લાવવા આગેવાન મોબેદો પોતાના સોલીસીટરોને તે વેળાએ કદાચ સંમતી આપી કમિટીની સાથે કડવાશ વધતો અટકાવી શકતે; સબબ કે જેમ મોબેદોના આગેવાનો તેમજ તેઓના સોલીસીટરોએ તકરારી મુકદમાં મધે "જૂદા પંથના" મોબેદોને લગતા એકજ સવાલને તે વેળાએ મૂખ્ય અગત્યનો ગણી નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે "આલાત" સાથના ક્રિયાકામો કરવાના હક્ક સંબંધી ત્રસ્ટદીડની અંદર અસલ "મદેહનજર"ને ઉલટાવનારી જે વાંધા ભરેલી કલમ દાખલ થવા પાંમી હતી તે રદ કરાવવા માટેજ પહેલાંથી કોશેશ કીધી હતી; તેઓ કારોબાર મંડળીના બંધારણના સવાલને થોડી અગત્યનો ગણી પડતો મૂકવા અને તેમ કરી પોતાને માથેની મુકદમો લડવાના ખરચની જોખમદારી ઓછી કરવા તૈયાર હતા; પરંતુ ઉપર જણાવ્યા મુજબની ભગરિયા મોબેદોના ૨૫) વર્ષના કાયદાપૂર્વક સ્થાપન થયલા હક્કોને છીનવી લેનારી **૪ થી સરત** કેશ માથે ઉઠાવનારા મોબેદોથી સ્વિકારી શકાય તેવી નહિ હોવાથી, તેમજ કમિટીના મોટા ભાગની વલણ મોબેદો તરફ દિલસોઝી વગરની માલમ પડવાથી આગેવાન મોબેદો તથા તેમના સોલીસીટરો તકરારી આખો મુકદમો હાઇકોર્ટમાંજ લડવાના ઠેડાવ ઉપર આવ્યા હતા.

એ રીતે સમજુતીથી તકરારી મુકદમાનો નિવેડો લાવવાની હિલચાલમાં વખત ગુમાયાથી તકરારી કેશ પાછો હાઇકોર્ટની લંબાણ પાટી ઉપર ગયો હતો, જે અરસામાં તકરારી કેશ જેમ ઘણો લંબાવાનો તેમ તેનો નિવેડો લાવતાં ગરિબ મોબેદોને મોહટા ખરચમાં ઉતરવાનો સંભવ ઉભો થયો હતો. આએ જોખમદારી માથે ઉઠાવવા તથા કેશના સઘલા તકરારી સવાલોનો ફડચો નામદાર કોર્ટનીજ મારફતે કરાવવા તેનાં આગેવાનો ખુશી અને ઇન્તેજાર હતા, તેઓને પોતાના ભાઇબંધ મોબેદોના મોટા ભાગની એકદિલી તેમજ નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા તથા આતશબેહેરામની "બોએ" દેનારા મોબેદ સાહેબોએ પોતાની અનજુમનનાં વાજબી હક્કોની જાળવણી માટે કેશની શરૂઆતથીજ તેનાં ખરચમાં દરસાલ રૂપિયાની મોહટી રકમ આપવાની પોત પોતામાં કીધેલી ગોઠવણ ઉપર પૂર વિશ્વાસ હતો. પરંતુ ૪ વર્ષ તવા એકદિલી અને ભલી લાગણી મારા ભાઇબંધ મોબેદોમાં જળવાયા પછી જ્યારે તકરારી મુકદમાંનો સંતોષ-

ઠારક ફડચો કરાવવા માટે ખરી એકદિલી અને ભેગી મદદની ઘણી જરૂર હતી, ત્યારે કમનસિબે તેઓમાં કુસંપ બરપા થવા પાંમ્યો હતો; તેઓમાંના કેટલાકો શરમ, લાગવગ, અને "લોભ"ને વશ બન્યા હતા અને તેનાં પરિણામમાં કેશ ચલાવનારાઓને મદદ કરવાની ગોઠવણ અઈન વખતે પડી ભાગી હતી તથા મુકદમો સંપૂર્ણ લડવા માટે નાણું મેળવવાની મેં અને મારા હમશરીકોએ રાખેલી આશા, નિરાશીમાં ફેરવઇ ગઇ હતી.

આવી નહિ ધારેલી સ્થીતિ ઉભી થતાં કેશ ચલાવનારા આગેવાન મોબેદોએ તકરારી કેશનો ફડચો કોર્ટની મારફતેજ કરાવવા માટે પોતાની અનજુમનનાં દિલસોઝ મોબેદો તથા અથોર્નાનોની પાસે વધુ મદદ માગવાના અથવા તો કમિટીની સાથે સમજુતીની ફરી કોશેશ કરી કેશનો નિવેડો ટોળાનું સ્વમાન જળવાય તે રીતે લાવવાના સવાલ ઉપર વિચાર ચલાવ્યો હતો; આએ મુકદમો હાઇ કોર્ટ મધેજ સંપૂર્ણ રીતે લડવાની જો પૈસા સંબંધી જોગવઇ થાય તો તેનું આકેબત પરિણામ ભગરિયા મોબેદોની તરફેનમાં આવવા વિષે તેઓના સોલીસીટરોના દિલમાં સેજબી શક હતો નહિ, બલ્કે તેઓ કોર્ટની મારફતેજ સઘલા સવાલોનો ફડચો કરાવવાને ઇન્તેજાર હતા.

પરંતુ અગેવાન મોબેદોએ તકરારી કેશ હાઇ કોર્ટમાં સંપૂર્ણ લડવાના ગુણદોશ ઉપર પૂખ્ત વિચાર કરવા અને સઘલા સંજોગો તપાસવા પછી ભગરિયા આગેવાનોની કમિટી સાથે કડવાશ વધારી મુકદમો કોર્ટમાં સંપૂર્ણ ચલાવવાનું અને પોતાને માથે ખરચની જોખમદારી વધારવાનું નામુનાસેબ વિચાર્યું હતું; તેઓ તકરારી કેશ માડવાની મૂળ મકસદ થોડા ખરચમાં જળવાય તેવી રીતે કમિટીના સાથે સમજૂતીથી તેનો નિવેડો લાવવાના ઠેડાવ ઉપર આવ્યા હતા અને તે મતલબની સૂચના પોતાના સોલીસીટરોને કીધી હતી.

તકરારી મુકદમો કોર્ટમાં ઘણો લંબાવાનો અને તે લડવા પાછલ મોહટા ખરચમાં ઉતરવાનો સંભવ મોબેદોના સોલીસીટરોને પણ જણાયાથી તથા સમજૂતીથી કેશનો નિવેડો લાવવાની ખાહેશ ખુદ કેશ લડનારા આગેવાન મોબેદોએ બતલાવ્યાથી, તેઓની ઇચ્છા મૂજબ મોબેદોના સોલીસીટરોએ આતશબેહેરામની કમિટીના સોલીસીટરને મલી

## સલાહ સંપજથી કેશનો નિવેડો લાવવાની ત્રીજી કોશેશ.

કીધી હતી. સમજૂતીથી તકરારી કેશનો નિવેડો લાવવાની પોતાના સોલીસીટરોને ઉપલી સૂચના કરતી વખતે આગેવાન મોબેદો એટલુંજ સમજ્યા હતા કે, આતશબેહેરામ સાહેબની "ઓએ"ના રૂપિયા મધેથી "હક્ક" તરીકે ભગરિયા મોબેદોને દરસાલ કમિટીએ આગલ આપવા માગેલી રૂપિયા ૨૫૦) ની રકમ તથા કારોબાર મંડળી મધે મોબેદોની અમૂક સંખ્યા મધેથી બે–ત્રણ જણાને દાખલ કરવાની કમિટીએ આગલ કીધલી માગણી સ્વિકારીને, આતશબેહેરામ સાહેબના "ત્રસ્ટડીડ" મધે અસલ "મહેદનજર"થી વેગળા જઇ "જૂદા પંથના" મોબેદોને ક્રિયાકામો કરવાના કમિટી તરફથી આપવામાં આવેલા હક્કના સંબંધમાં જે વાંધો ઉઠવા પાંમ્યો છે તે મૂખ્ય બાબદનો ફડચો મુંબઇની હાઇકોર્ટથી કરાવવા બન્ને પક્ષ ચોકસ ગોઠવણ ઉપર આવશે.

એ વર્ષ આગમચ સમજૂતીથી કેશનો નિવેડો લાવવાની કમિટીએ કરવા માગેલી ઉપલી સરતો ભેગી જે એક વાંધા ભરેલી અને સામાન્ય ભગરિયા મોબેદોનો ચોકસ ક્રિયાકામો કરવાનો ૨૫) વર્ષનો "હક્ક અને ભોગવતો" છીનવી લેનારી બાબદ, સુધારવામાં આવનારાં અલસ ત્રસ્ટદીડ મધે દાખલ કરવા દેવાની ભગરિયા આગેવાનોની કમિટીએ મોબેદોના સોલીસીટરને માગણી કીધી હતી અને જે વાંધા ભરેલી માગણી સાથની સમજૂતીની ઉપલી સરતો સ્વિકારવાને તેઓએ મોબેદો તરફથી સાફ ના પાડી હતી તે અણઘટતી અને પોતાના ભાઇબંધ મોબેદોના "હક્કો" ઉપર તરાપ મારનારી વાંધા ભરેલી માગણીનો ખેયાલ, પોતાના સોલીસીટરોને સમજુતીથી કેશનો ફડચો કરાવવા માટેની ઉપલી સૂચના કરતી વેળાએ કેશ ચલાવનારા આગેવાન મોબેદોના દિલમાં કમનસિબે બીલકુલ આવ્યો હતો નહિ, તે તકરારી બાબદની હસ્તિ વટીકથી તેઓ બેફામ બન્યા હતા પરંતુ મોબેદોના સોલીસીટરોએ તો સ્વભાવિક રીતે માની લીધું હતું કે આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળી જે સરતોથી આગલ તકરારી કેશનો નિવેડો લાવવા માગતી હતી તે સઘલી સરતો અને માગણીઓનો સ્વિકાર કરી મોબેદો કમિટીની સાથે સમજૂતીથી કામ લેવા માગે છે. આવી ગંભીર ગેરસમજુતી વચ્ચે મોબેદોના સોલીસીટરે કમિટીના સોલીસીટરને મલી સમજૂતા તરીકે તેઓની આગલી સરતો સ્વિકારવા અને એકજ મૂખ્ય તકરારી બાબદનો ફડચો કરાવવા માટે સંમતીથી કોર્ટમાં જઇ તેનો નિવેડો લાવવાની ગોઠવણ કીધી હતી.

પોતાના સોલીસીટરોથી સમજૂતીની સરતો જાણવા તથા ઘટતી પૂછપરછ કરવામાં આગેવાન મોબેદોથી થયલી ઉપલી "ગફલતી અને ભૂલ" હાઇકોર્ટ મધે તકરારી કેશ નિકલવા આગમચ જો તેઓને માલમ પડી હતે તો સમજૂતીની સરતો મધેથી તે વાંધા ભરેલી કલમ કાઢી નખાવવાની તથા તેમ કરવા કમિટીના સોલીસીટર જો ના પાડે તો થયલી સમજૂતી ટોડી નાખી પૈસાના કોઇબી ભોગે તકરારી મુકદમો કોર્ટ મધેજ ચલાવવાની તેમો—પોતાના ટોળા તરફની—અઇન ફરજ સમજતે; પરંતુ કમનસિબે તકરારી કેશ કોર્ટમાં નિકલવા આગમચ તેવી થયલી ભૂલ આગેવાન મોબેદોની જાણમાં આવવા નહિ પાંમવાથી, તેઓને કોર્ટના "હુકમનામાં" મધેથી તે વાંધા ભરેલી કલમ કઢાવી નખાવવા માટે પાછલથી મહેનત અને મુશ્કેલીમાં ઉતરવું પડયું હતું.

બન્ને પક્ષના સોલીસીટરોએ સમજૂતીની એ રીતે ગોઠવણ કરવાથી તથા સમજૂતી કરવા માટેની પોતાની આગલી સરતો અને માગણીઓ કેશ લડનારા મોબેદોના તરફથી સ્વિકારવામાં આવેલી કમિટીના આગેવાન ગ્રહસ્થોએ જાણવાથી, તેમના સરનશીન શેઠ જાલભાઇ આરદેશર શેઠે જૂદા પંથના મોબેદોને લગતા મૂખ્ય તકરારી સવાલનો ફડચો કોર્ટમાં લઇને કરાવવા કરતાં

## લવાદીથી વાંધાની બાબદનો નિવેડો લાવવાની સુચના

કમિટીના પોતાની હમશરીકોને કીધી હતી, જે સુચના કમિટીના આગેવાન મેમ્બરોને પસંદ પડવાથી તેઓના સોલીસીટરે તે રીતની માગણી મોબેદોના સોલીસીટરોને કીધી હતી, અને જે તેઓએ ભગરિયા મોબેદોના લાભની ગણી ખુશીથી સ્વિકારી હતા.

તકરારી મુકદમો કોર્ટમાં નિકલવાની થોડા દિવસ આગમચ ઉપલી સુચના શેઠ જાલભાઇ શેઠને નામે કરવામાં આવ્યાથી બિશક આગેવાન ભગરિયા મોબેદો વધુ ખુશી થયા હતા તથા તેઓએ "લવાદ" તરીકે માજી "સીવીલ્યન જડજ" અને પારસી પંચાયતના માનવંત અઠાબર શેઠ મનચેરજી પેશતનજી ખરેખાટ તથા મુંબઇની હાઇ-કોર્ટના તે વેળાના નામદાર જડજ સર દીનશાહ ધનજીભાઇ દાવરના નામો પોતાના સોલી-સીટરોને સુચવ્યાં હતાં, જે નામો કમિટીની ઉપર મોકલાવવામાં આવતાં તેણે "લવાદ" તરીકે શેઠ મનચેરજી ખરેગાટને પસંદ કીધા હતા. ત્યાર બાદ બન્ને પક્ષના આગેવા-નોએ શેઠ મનચેરજીની આગલ જઈ તકરારી બાબદ તેઓને સમજાવીને "લવાદ" તરીકે તેનો ફડચો કરી આપવાની માગણી કરવાથી, એ કોમ હિવકારી શેઠયાએ "લવાદ" તરીકે એ કેશ સમજવા અને તેનો ફડચો કરવા ખુશીથી કબૂલ કર્યું હતું અને પોતાનો ચુકાદો બન્ને પક્ષને બંધનકર્તા ગણાએ તેવી કબૂલાત મેળવી હતી.

એ રીતે સમજૂતીની ગોઠવણ સંપૂર્ણ થતાં તારીખ ૫ મી જાનેવારી સને ૧૯૧૨ ને દિને મુંબઇની હાઈ કોર્ટથી સમજૂતીનું હુકમનામું મેળવવામાં આવ્યું હતું. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે કેશ લડનારા આગેવાન મોબેદોએ સમજૂતીની સરતો જાણવા અને તપાસવામાં કીધેલી ગફલતીના પરિણામમાં જે વાંધા ભરેલી કલમ કોર્ટના "હુકમનામાં" મધે દાખલ થવા પાંમી હતી અને જે હુકમનામું મેળવ્યા પછી આગેવાન મોબેદોની જાણમાં આવી હતી, તેથી જેમ તેઓ તેમજ સામાન્ય ભગરિયા મોબેદો નિરાશ અને દલગીર થયા હતા. જેવી રીતે નવા આતશબેહેરામ સાહેબના "ટ્રસ્ટડીડ" ની અંદર એ પાક મકાન બરપા કરવા માટે બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર" થી ઉલટી કલમ દાખલ થયલી જાણતાં તેમાંથી તે કાઢી નખાવવા સારૂં સામાન્ય ભગરિયા મોબેદોએ તિક્ષણ લાગણી બતલાવી હતી તેજ રીતની તિક્ષણ લાગણી, ઉપલાં હાઇ કોર્ટના હુકમ-નામાંની રૂએ પોતાના કાયદાપૂર્વક સ્થાપન થયલા અને ૨૫) વર્ષ તલક અમલમાં મૂકાયલા "હક્કો" ગુમાવવાનો સંભવ ઉભો થતાં, મારા ભાઇબંધ મોબેદોના દિલમાં પ્રગટી નિકલી હતી.

પોતાની અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" નવા આતશબેહેરામ સાહેબના થયલાં "ટ્રસ્ટડીડ" ની અંદર જળવાયા નથી એમ માનીને તેમાં દાખલ કર-વામાં આવેલી વાંધા ભરેલી કલમ કઢાવી નખાવવા અને તેમ કરી ગુમાયલા "હક્કો" પાછા મેળવવાના ભલા હેતુથી જે મુકદમો તૈયાર કરી કોર્ટમાં નોંધાવ્યો હતો તથા જેની પાછલ ટોળાના બીજા ખેરખાહો ભેગી આ અદના લખનારે વર્ષો સૂધી જેહેમત ઉઠાવી હતી, તે મુકદમાં મધે સમાયલી મૂખ્ય તકરારી બાબદનો ફડચો કરવાનું કામ હજૂ તો "લવાદી" ઉપદ સોંફાયું હતું તેટલાં, તેવીજ વાંધા ભરેલી નવી બાબદ "ટ્રસ્ટડીડ" મધે દાખલ કરવાના ભગરિયા આગેવાનોની કમિટીના અણઘટતા ઠેડાવને ગફલતી તથા ગેરસમજૂતીથી સંમતી અને બહાલી અપાયલી જોઇ, તકરારી કેશ ચલાવવામાં મદદ કરનારા આગેવાન મોબેદો ભેગી આ લખનારને જેમ મોહટી નિરાશી ઉપજી હતી તેમ

એ કેશ બિનહાંસલે ચલાવવાનું માથે લઇ તેની પુઠે વર્ષો સૂધી મહેનત કરનારા મોબેદોના સોલીસીટરોબી દલગીર થયા હતા.

આવી થયલી ભૂલ આ લખનારની જાણુમાં આવતાં તરત આગેવાન મોબેદોની સાથે મસલહત કરી તેનાં સંબંધમાં "ધારાસાસ્ત્રી" ની સલાહ લીધી હતી, જેણે આપેલાં મત મુજબ નામદાર કોર્ટના હુકમનામાં મધેથી તકરારી કલમ કઢાવી નખાવવા માટે થોડાક ભગરિયા મોબેદોને નામે મુંબઇના "એડવોકેટ જેનરલ" ને અરજ કરવાના તથા ભગરિયા આગેવાનોની કમિટી કોર્ટના હુકમનામાં મધેથી તે કલમ કઢાવી નખાવવા કબૂલ નહિ કરે તો થયલું હુકમનામું રદ કરાવી, આખો મુકદમો કોર્ટમાં ચલાવવા માટે "એડવોકેટ જેનરલ"ની બહાલી મેળવવાના ઠેડાવ ઉપર આગેવાન મોબેદો આવ્યા હતા. આ વેળાએ તકરારી કેશ કોર્ટ મધેજ ચાલેલો જોવાને તથા સઘલા સવાલોનો ફૈડચો ત્યાંજ કરાવવાને ઘણા આગેવાન ભગરિયા મોબેદો ઇન્તેજાર બન્યા હતા, તેને માટે તેઓ નાણાંની બનતી જોગવઇ કરી આપવા તથા પોત પોતાના બેહેદીનોને સમજાવી જોઇતી મદદ અપાવવા અને પોતાને સલાહ મલે તેમ મુકદમો આગલ ચલાવવામાં સાંમેલ થવા ખુશીથી તૈયાર થયા હતા. આગેવાન ભગરિયા મોબેદોની આવી એકદિલી અને તિક્ષણ લાગણી જોવાથી આ લખનારે દિલમાં ફરી ઉજમ પકડી પોતાના બે ત્રણ હમશરીક મદદગારોની સાથે ભગરિયા મોબેદોના એક ખરા ખેરખાહ ડાકટર ખરશેદજી નવરોજજી શાહીઆરની આગલ જઇ તેમને બનેલા બનાવોથી માહિતગાર બનાવ્યા હતા તથા પોતાની અનજુમનનાં ભલાં માટે એ કેશ પોતાના હાથમાં લેવા અને કાયદાસર લડત ચલાવી ટોળાના વાજબી "હક્કો"નું રક્ષણ કરવા આગ્રહ કીધો હતો. એક આગેવાન ભગરિયા અથોર્નાન તથા ભગરિયા મોબેદોની તરફ ભલી લાગણી ધરાવનાર તરીકે તેઓએ આગેવાન ભગરિયા મોબેદોની એ માગણી ખુશીથી સ્વિકારી હતી, સંમતીના હુકમનામાં મધે અસલ મુકદમાંથી વેગળી અને ગેરકાયદેની નવી બાબદ દાખલ કરવામાં આવેલી જોઇ તેઓબી દલગીર થયા હતા તથા તે કાઢી નખાવવા અથવા સમજૂતીની સઘલી ગોઠવણુ રદ કરાવી મલેલી સલાહ મુજબ બીજા મોબેદોને નામે તકરારી કેશ કોર્ટમાં આગલ ચલાવવા તેઓ આતૂર બન્યા હતા.

ડાકટર શાહીઆરને આવા ઠેડાવ ભરેલા જોઇ, આગેવાન મોબેદોએ તુરવા તુરત શરૂઆતના ખરચ માટે નાણાંની એક રકમ તેઓને સ્વાધીન કીધી હતી તથા ભવિષ્યના ખરચ માટે યોગ્ય કબૂલાત આપી હતી; જે ઉપરથી ઉજમ પકડી તેઓ પોતાના સોલીસીટરો મેશર્સ "શરાફ, દીનશાહ અને ધરમશી"ની પેહેડીમાં મી૦ દીનશાહ ખરશેદજી દાજી સોલીસીટરની આગલ ગયા હતા અને તેમને સઘલી બાબદથી માહિતગાર બનાવી "એડવોકેટ જેનરલ વિરૂધ જાલભાઇ અરદેશર શેઠ"વાળા મુકદમાં મધે બન્ને પક્ષની સંમતીથી લેવામાં આવેલાં હુકમનામાંની અંદર કેશ ચલાવનારા આગેવાન મોબેદોની ગફલતીથી દાખલ થવા પાંમેલી સામાન્ય ભગરયિા મોબેદોના ૨૫) વર્ષના ચાલુ ભોગવતા અને "હક્કો"ને આડે આવનારી કલમનાં સંબંધમાં કાયદાસરનાં પગલાં ભરવાની ફરમાસ કીધી હતી.

પોતાને થયલી ફરમાસ મુજબ અનજુમનનાં આતશબેહેરામ મધે વસનારા થોડાક આગેવાન ભગરિયા મોબેદોને નામે તેઓની સંમતીથી મી૦ દાજી સોલીસીટરે મુંબઇના તે વેળાના "એડવોકેટ જેનરલ" ઉપર કાયદાસર લખાણ મોકલીને તકરારી બાબદથી તેને વાકેફ કીધો હતો તથા થયલાં હુકમનામાં મધેથી તકરારી કલમ કઢાવી નખાવવા અથવા તે હુકમનામું રદ કરાવી પોતાના કુલોને કોર્ટમાં કેશ આગલ ચલાવવાની પરવાનગી આપવા અરજ કીધી હતી. પોતાને આવી માગણી થતાને વાર "એડવોકેટ જેનરલે" સઘલાં પક્ષના સોલીસીટરોને તેઓ તરફના ખૂલાસા સાંભળવા માટે ભેગા કીધા હતા, જે વેલાએ સંમતીનું હુકમનામું મેળવનારા મોબેદોના સોલીસીટર મી૦ રૂસ્તમજી ફરદુનજી મુલ્લાં તથા ભગરિયા આગેવાનોની કમિટીના સોલીસીટર મી૦ ફરદુનજી પાલણજી પાવરી અને સંમતીના તકરારી હુકમનામાં સામે વાંધો લેનારા ભગરિયા મોબેદોના સોલીસીટર મી૦ દીનશાહ ખરશેદજી દાજીએ એડવોકેટ જેનરલ સનમુખ પોત પોતાના કુલો તરફના ખૂલાસા રજુ કરી તકરારી બાબદ ઉપર વાદવિવાદ ચલાવ્યો હતો, જેનાં પરિણામમાં મી૦ દાજી સોલીસીટરના કુલો તરફથી લેવામાં આવેલા વાંધાને વજૂદવાળો ગણી, તેઓની સાથે ઘટતી સમજૂતી ઉપર આવવાની "એડવોકેટ જેનરલે" કમિટીના સોલીસીટરને સુચના કીધી હતી તથા તેવી સમજૂતી ઉપર તેઓ નહિ આવે તો કેશ આગલ ચલાવવાની પરવાનગી આપવાનો પોતાનો ઇરાદો જાહેર કીધો હતો.

એડવોકેટ જેનરલની આવી વલણ તથા સૂચના ઉપરથી મી૦ પાવરી સોલીસીટરે ભગરિયા આગેવાનોની કમિટીની સભા બોલાવી તેઓ આગલ તકરારી બાબદ ફડચાને માટે રજુ કીધી હતી, જેનાં સંબંધમાં પોતાની બે સભાઓ મધે વિચાર અને વાદવિવાદ ચલાવી સંમતીથી લેવાયલાં સમજુતીના "હુકમનામાં" મધેથી તકરારી કલમ સદાબરી કઢાવી નખાવવા, અને તેમ કરી તકરારી મુકદમો હાઇકોર્ટમાં લંબાતો તથા કડવાશ આગલ વધતો અટકાવવાના ઠેઠાવ ઉપર કમિટી આવી હતી; તથા કમિટીના એ ઠેઠાવથી તેઓના સોલીસીટર મી૦ પાવરીએ મી૦ દાજી અને મેશર્સ મુલ્લાં સોલીસીટરોને તેમજ મુંબઇના "એડવોકેટ જેનરલ"ને માહિતગાર બનાવ્યા હતા.

ભગરિયા આગેવાનોની કમિટીએ—અનેક જીક્કરો પછી—આવો દુરઅંદેશ અને ઇન્સાફી માર્ગ અખ્તિયાર કરવાથી સામાન્ય ભગરિયા મોબેદો ખુશી થયા હતા, તથા જે મૂખ્ય તકરારી અને પોતાના ટોળાના સ્વમાન સાથ નિકટ સંબંધ ધરાવનારા સવાલનો—જૂદા પંથના મોબેદોને નવા આતશબેહેરામના મકાનમાં યોજદાથ્રેગરીને લગતાં ક્રિયાકામો કરવા દેવાના "હક્ક"ની બાબદનો—ફેસલો કરવાનું કામ, બન્ને પક્ષની સંમતીથી નામદાર હાઈ કોર્ટની મારફતે શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટની "લવાદી" ઉપર સોંફાયું હતું, તેનું આકેબત પરિણામ જાણવાને તેઓ ઇન્તેજાર બન્યા હતા. અત્રે મુંબઇની નામદાર હાઇ કોર્ટ મધેથી બન્ને પક્ષોએ મેળવેલું અને ઉપલી વાંધા ભરેલી કલમ કઢાવી નાખીને સુધરાવેલુ "સંમતીનું હોકમનામું" સદાબરૂં પ્રગટ કરૂં છું.

## (ઉપલા મુકદમાં મધે બન્ને પક્ષોએ મેળવેલું સંમતીનું હોકમનામું.)

" મુંબઇની હાઇ કોર્ટમાં સાધારણ અસલ દીવાની હકુમત.

મુકદમો નં૦ ૨૨—સને ૧૯૦૮ નો.

નામદાર જડજ હીતનની કોર્ટમાં
મુંબઇના ઓનરેબલ એડવોકેટ જેનરલ
ફરેદુન રતનજી કાંગા અને એરચજી ફરામજી દસ્તુર
મેહેરજીરાણા, બેઉ મુંબઇના પારસી રહેવાસી. પહેલા
મુંબઈ-ધોબીતલાવના રહેવાસી અને બીજા મુંબઇના
કોટની બહાર ચોપાટીના રહેવાસીના કહેવાથી— વાદી

વીરૂધ

જાલભાઈ અરદેશર શેઠ, મુંબઇના પારસી રહેવાસી
કોટની બહાર પેદર રોડ ઉપર રહેતા
અને બીજાઓ— પ્રતિવાદીઓ.

" વાદીની અરજ એવી છે કે દાવામાં જણાવેલાં અનજુમનનાં અગીઆરી, આતશબેહેરામનાં કાયદાસરના વહીવટ અને કારોબાર માટે દાવા સાથે જોડેલા સરકયુલર (પુરાવો, એ.) પ્રમાણે જે જે કામો માટે નાણાં ભરાયાં હતાં તેને વળગીનેજ એક યોજનાં ઘડી કાઢવી તથા એમ જાહેર કરવું કે દાવામાં જણાવેલું ૧૯૦૧ નું "ટ્રસ્ટડીડ" નકામું છે અને કોઇને પણ બંધનકર્તા નથી; અને જો જરૂર જણાય તો તેને રદ કરવું તથા મજકુર અગીઆરી અને આતશબેહેરામને લગતી મીલકતનાં ટ્રસ્ટીઓ નેમવા તથા એમ જાહેર કરવું કે ૧૮૯૨ નાં વરસમાં નેમાયલી મેનેજીંગ કમીટી દાવા સાથે જોડેલા સરકયુલર (પુરાવા, એ.)માં જણાવેલી મેનેજીંગ કમીટીની જગ્યા લે છે તથા એમ જાહેર કરવું કે મજકુર અગીઆરી અને આતશબેહેરામમાં નવસારીનાં ભગરીયા મોબેદો સીવાય બીજા મોબેદોને પણ કામકાજ કરવાનો હક છે એમ જે કેહવામાં આવ્યું છે તે રદ બાતલ છે અને કાંઇપણ અસર કરનારૂં નથી, અને ઉપર કેહવા પ્રમાણે જે જે ધર્મનાં કામો માટે નાણાં એકઠાં કરવામાં આવ્યાં હતાં તેનાં અસલ બંધારણમાં ફેરફાર કરવાને કોઇપણ પારસી યા પારસીઓને કાંઇપણ સત્તા નથી; તથા ધર્માદા ટ્રસ્ટો કે જેને માટે નાણાં એકઠાં કરવામાં આવ્યાં હતાં તેઓને બરાબર ખાત્રી કરીને મુકરર કરી આપવાં, તથા એવી બીજી દાદ આપવી.

અને આજે આએ મુકદમો સાંભળવા અને સેવટનો ફડચો કરવા માટે પોકારવામાં આવતાં ફરીયાદી અને પહેલા, બીજા, નવમાં અને સોલમાં પ્રતીવાદીઓ સીવાયના બીજા પ્રતીવાદીઓ કે જેઓ તરફથી ધારાનાં હીમાયતીઓ હાજર હતા તેઓએ કોર્ટનાં આએ હોકમને સંમતી આપવાથી, આએ કોર્ટ આવી સંમતીથી હુકમ કરે છે કે પહેલા, બીજા, નવમાં અને સોલમાં પ્રતીવાદીઓ જાલભાઇ અરદેશર શેઠ, દીનશાહ મનચેરજી

પંથકી, ફરામજી શાપુરજી બરડી, અને કેકોબાદ કાવસજી પંથકીનાં નામો દાવામાંથી કાઢી નાંખવાં અને આએ કોર્ટ મજકુર સંમતીથી બીજો એવો હુકમ કરે છે કે તા૦ ૨૩-૧૧-૧૯૦૧ નાં છાપેલાં ત્રસ્ટદીડનાં પાના પાંચની ચોઠી લીટીમાં આવેલા "અને વાપરશે" એવા બોલોથી શરૂ થતો તથા પાનાં છઠ્ઠાની દશમી લીટીમાં આવેલા બોલ "thereof" (તેના) થી આખેર થતો ભાગ કાઢી નાંખવો અને તેને બદલે નીચે જણાવેલા શબ્દો તથા આંકડાઓ મુકવા "અને બોએનાં નાણાં એટલે કે રૂ. ૨૫૦ હવે પછી જણાવવામાં આવશે તેમ વેંહચી આપવા માટેના બાદ કરવા પછી આદર મહીના સીવાય આખાં વરસ માટે અગીઆરી અને આતશબેહેરામનાં બોએ દેનાર મોબેદો મેનેજીંગ કમીટીને જે નાણાં આપે છે તે તથા ચોકસ કારણો માટે અપાયલી આવક તથા ભેટ કરેલી ચીજો સીવાય કોઇ પણ તરેહથી ઉપજતી મજકુર અગીઆરી તથા આતશબેહેરામને લગતી સઘળી આવક કે જેમાં અગીઆરી અને આતશબેહેરામનાં ચાલુ ખરચ માટે આપવામાં આવેલાં નાણાં તેમજ હવે પછી જણાવવામાં આવેલાં "રીઝર્વ ફંડ" ની આવક પણ સમાઈ જાય છે તે સઘળાં નાણાં મજકુર અગીઆરી તથા આતશબેહેરામ અને તેને લગતાં ખાતાંઓમાં અને તેને માટે જે મોબેદો, નોકરો, મેહતાઓ, અને બીજાઓને નેમવામાં યા રોકવામાં આવ્યા હોય તેઓનાં પગાર તથા ફી આપવામાં તેમજ મજકુર અગીઆરી તથા આતશબેહેરામ અને તેને લગતાં બીજાં મકાનોનાં નીભાવ અને સમારકામને લગતો ખરચ આપવામાં તેમજ એ મકાનોનાં સંબંધમાં દરેક જાતનો કરવેરો યા ભરણું અને જેબી કાંઇ હાલ અને હવે પછી ભરવાનું હોય તે આપવામાં અને એ બાબદમાં કાંઇ પણ જાતના જરૂરી ખરચ કરવામાં અને મજકુર અગીઆરી અને આતશબેહેરામમાં થતી જરથોસ્તી ધર્મને લગતી ક્રિયાઓ કરવાને માટે અને પવિત્ર આતશને હમેશ રોશન રાખવા માટે જોઇતી ચીજો જેવી કે સુખડ, કાઠી, તેલ, અને બીજી ચીજો ખરીદવાનો અને પુરી પાડવાનો ખરચ કરવામાં વાપરશે. અને ઉપર લખેલા અપવાદ સીવાય મજકુર નાણાં, ભેટ કરેલી ચીજો અને આવકની બાકી રહેલી રકમ "રીઝર્વ ફંડ" ને નામે ખોલવામાં આવેલાં ખાતામાં—જ્યાં સુધી તેની રકમ એક લાખ રૂપયાની થશે ત્યાં સુધી—જમે કર્યા જશે, તે એવી શરતે કે જોઇતાં અનામત નાણાંની ગેરહાજરીમાં જો મજકુર દરેમેહેર અને આતશબેહેરામને લગતાં કામો માટે જરૂર જણાય તો મેનેજીંગ કમીટીને લોન કઢાવવાની યા ઉછીકાં નાણાં લેવાની તેમજ કોઇ પણ જાતની આવકમાંથી યા મજકુર "રીઝર્વ ફંડ" માંથી વ્યાજ સાથે નાણાં પાછાં ભરપાઇ કરી આપવાની કાયદાપુર્વક સત્તા રહેશે. અને આએ દસ્તાવેજથી એવી સમજુતી કરવામાં અને જાહેર કરવામાં આવ્યું છે કે દર વરસ બોએનાં નાણાંમાંથી ઉપર કેહવા પ્રમાણે જે રૂ. ૨૫૦) બાદ કરવામાં આવ્યા છે તેમાંથી અને મજકુર "રીઝર્વ ફંડ" રૂપયા એક લાખનું થવા પછી આદર મહીના સીવાયનાં સઘલાં બોએનાં નાણાંમાંથી નવસારીની વડી દરેમેહરને મળતા ભગરસાથ અનજુમનનાં મોબેદો કે જેઓ તે વરસનાં આદર મહીનાનાં પહેલાં દીવસે બરસનુમ રાખતા હોય

અને જેઓએ બરશ્નુમ લેવા આગમજ મજકુર આતશબેહેરામનાં વડા દસ્તુરને ત્યા પોતાનાં નામ નોધાવ્યાં હોય, અને આદર મહીનામાં, મેનેજીંગ કમીટી તરફથી નેમાયલા શખ્સ પાસે ચાલુ રેવાજ પ્રમાણે પોતાના નામો બરશનુંમવાલા મોબેદો તરીકે નોંધાવ્યાં હોય તેઓમાં સરખે હીસ્સે વેંહચી આપશે. નાણાં પાકવાની મુદત પછીનાં ત્રણ વરસ સુધીમાં ઉપર કહેલા મોબેદોમાંથી જેઓ હાજર હશે અને અરજી કરશે તેઓમાં આવી વેંહચણી મજકુર દરેમેહરનાં મકાનમાં કરવામાં આવશે. હમેશાં એવી શરતે અને આએ લખાણથી એવો કરાર કરવામાં આવે છે અને એવું જાહેર કરવામાં આવે છે કે જો "રીઝર્વફંડ" રૂપ્યા એક લાખનું થવા પછીનાં કોઇબી વરસમાં બોયનાં નાણાં સીવાયની ઉપર જણાવ્યા પ્રમાણે ખરચ કરી શકાય યા ઉપ્યોગમાં લઇ શકાય એવી આવક તે વરસમાં થયલા ઉપર જણાવેલા દરેક જાતનાં ખરચો અને માંગતાંઓને પુગી વળવાને પુરતી નહીં હોય તો તેવા વખતમાં, અને જ્યારે પણ એવું બને ત્યારે, મજકુર રીઝર્વ ફંડનાં રૂપ્યા એક લાખ કરતાં ઉપરાંત જે પુરાંત હોય તે બધી યા તેનો ભાગ (જેમ જોઇએ તેમ) અને જો તેવી પુરાંત નહી હોય તો આદર મહીના સીવાય તેમજ મજકુર રૂપ્યા ૨૫૦) બાદ કરવા પછીનાં સઘલાં બોએનાં નાણાં યા તેનો થોડો ભાગ (જેમ જોઇએ તેમ) ઉપર કહેલી ખોટ પુરવામાં, ખરચવામાં યા વાપરવામાં આવશે. એવી પણ શરત કરવામાં આવી છે કે જ્યારે પણ કાંઇ અગત્યનું કામ યા સંજોગ આવી પડે ત્યારે મેનેજીંગ કમીટીને જેમ તેઓની નજરમાં જરૂર જણાય તેટલી હદે રીઝર્વ-ફંડના મુદલ નાણાં પછી તે રૂપિયા એક લાખનું થયું હોય યા નહીં તેમાંથી નાણાં ઉપાડવાની છુટ રહેશે, અને એવે વખતે અને જ્યારે પણ એવો બનાવ બને તે વખતે આદર મહીના સીવાયનાં તેમજ ઉપર કહેલા રૂ. ૨૫૦) બાદ કરવા અને વેંહચી આપવા પછી રહેલાં સઘલાં બોએનાં નાણાં રીઝર્વ ફંડ રૂપીયા એક લાખનું થાય ત્યાં સુધી તે ફંડને ખાતે જમે કરવામાં આવશે. એવી પણ શરત કરવામાં આવી છે અને આએ લખાણથી એવો કરાર કરવામાં આવે છે અને જાહેર કરવામાં આવે છે કે મજકુર દરેમેહર યા આતશબેહેરામ યા બન્નેનાં ચાલુ ખરચ યા સાધારણ કામો માટે અથવા કોઇ ચોકસ વપરાસ યા ઉપ્યોગને માટે પારસી કોમનાં કોઇ પણ શખ્સ તરફથી નાણાંની યા બીજી રીતની બક્ષેશ યા મદદ બક્ષેશ કરનારની શરતો (જો કાંઇ હોય તો) જે મેનેજીંગ કમીટીએ બહાલ રાખી હોય તેને અનુસરીને લેવાની અને સ્વીકારવાની તે વખતની મેનેજીંગ કમીટીને સત્તા રહેશે. એવી સરત કરવામાં આવી છે અને એવો કરાર કરવામાં આવે છે અને જાહેર કરવામાં આવે છે કે બાજ રોજગાર, મુકતાદ અને બીજી ક્રીયાઓ કરવા માટે જો મેનેજીંગ કમીટીએ કાંઇ ભેટ અથવા મદદ સ્વીકારી હોય તો તે ક્રીયાઓ વડા દસ્તુર યા તેઓ તરફથી વખતો વખત નેમાયલા કોઇ શખ્સ યા શખ્સોની દેખરેખ હેઠલ કરવામાં આવશે અને આવી ક્રીયાઓ કરવાનો સઘલો ખરચ વડા દસ્તુરને મેનેજીંગ કમીટી તરફથી પગાર કરવામાં આવશે. અને એવો કરાર કરવામાં આવે છે અને જાહેર કરવામાં આવે છે કે જેબી નાણાંની રકમ વ્યાજે મુકવાની હોય તે ૧૮૮૨ નાં "ઇંડીઅન ટ્રસ્ટ એકટ" નામનાં

કાયદામાં જણાવેલી એક યા વધુ જામીનગીરીઓમાં યા કાંઇ પણ જાતનાં બંધન વગરની (freehold) જમીન ખરીદવામાં યા પટે આપેલી જમીન જેના પટાની ઓછામાં ઓછી ૫૦ વરસની મુદત નાણાં રોકતી વખતે બાકી રહેલી હોય તેવી જમીન લેવામાં મેનેજીંગ કમીટી રોકી શકશે. અને આએ કોર્ટ ઉપર કહેલી સંમતીથી એવો વધુ હોકમ કરે છે કે મજકુર છાપેલાં ત્રસ્ટડીડનાં સાતમાં પાનાંની છેલ્લી લીટીમાં આવેલા "ત્રસ્ટફંડ" નામનાં શબ્દો પછી નીચલા બોલો અને આંકડાઓ ઉમેરવા. "અને બીજું એ કે મેને-જીંગ કમીટીના ઓછામાં ઓછા બે સભાસદો જો મલી શકે તો નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદો—કે જેઓએ મરાતબની પડવી મેળવી હોય અને જેઓ નેમણુંકની વખતે મુંબાઇમાં મોબેદીનો પેશો કરતા હોય તેઓ—હોવા જોઇએ, પણ આવી નેમણુંકમાં જેઓ તે વખતે મજકુર દરેમેહરમાં ક્રીયાકામ કરતા હશે, તેઓને હમેશ પસંદગી આપવામાં આવશે. આવી પહેલી નેમણુંક મુંબાઇની હાઇ કોર્ટનાં ૧૯૦૮ નાં મુકદમા નં૦ ૨૨ નાં વાદીએ સુચવેલાં કોઇ પણ જાતની ઉપર જણાવેલી પસંદગી સીવાયનાં સાત નામોમાંથી કરવામાં આવશે, અને ત્યાર પછીની નેમણુંક મેને-જીંગ કમીટી કરશે."[1]

અને આએ કોર્ટ આવી સંમતીથી એવો વધુ હુકમ કરે છે કે છાપેલાં ત્રસ્ટડીડનાં આઠમાં પાનાની છેલ્લી લીટીની ઉપરની લીટીમાં આવેલા "અને આથી એવો પણ ઠરાર કરવામાં આવે છે" બોલોથી શરૂ થતા અને નવમાં પાનાની સાતમી લીટીમાં આવેલા "વડા દસ્તુર" બોલોથી ખતમ થતા ફકરાને બદલે નીચલા બોલો દાખલ કરવા:—"અને આએ લખાણથી એવો કરાર કરવામાં આવે છે અને જાહેર કરવામાં આવે છે કે દર વરસનાં આદર મહીનાનાં બોએનાં નાણાં ઉપર વડા દસ્તુરનો હક રહેશે અને તે તેઓને આપ-વામાં આવશે." અને આએ કોર્ટ આવી સંમતીથી બીજું એવું ફરમાવે છે કે છાપેલાં ત્રસ્ટડીડનાં નવમાં પાને બોલો અને આંકડાઓ "રૂપીયા ૧૫૦૦૦" આવેલા છે તેને બદલે "રૂપીયા ૨૫૦૦૦" એવા બોલો દાખલ કરવા. અને આએ કોર્ટ આવી સંમતીથી બીજું એવું જાહેર કરે છે કે ઉપર કહેલા રૂપીયા અઢીસોની વેંહેચણીને લગતી કલમ, મજકુર આતશબેહેરામની તે વખતની મેનેજીંગ કમીટી બોએના નાણાં અથવા આતશ-બેહેરામનાં બંદગી કરવામાં આવનારાઓ તરફથી મલતી બીજી ભેટો ઉપર પોતાનો હક

---

૧ મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા ઉપલા તકરારી મુકદમાં મધે બન્ને પક્ષોની તરફથી લેવામાં આવેલાં "સંમતીના હુકમનામાં"ની ઉપલી સરત મુજબ વાદીઓએ સુચવેલાં સાત નામો મધેથી મોબેદો આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાણા અને કાવસજી નવરોજજી બગલીને મજકુર આતશ-બેહેરામ સાહેબની કારોબાર મંડળીના સભાસદો તરીકે નેમવામાં આવ્યા હતા. આએ બે સભાસદો મધેના એક સભાસદ મોબેદ આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાણા રોજ ૧૮ મો માહ ૪ થો સને ૧૨૮૭ યઝદેજર-દીને દિને ૬૩ વર્ષની ઉમ્મરે ગુજર પાંમ્વાથી, તેમની કારોબારી તરીકેની ખાલી પડેલી જગ્યા ઉપર નવા કારોબારી તરીકે રોજ ૯ મો માહ ૬ ઠો, સને ૧૨૮૭ યઝદેજરદીને દિને મળેલી કારોબાર મંડળીની મીટીંગમાં **એરવદ ફરેદુન રતનજી કાંગાની** ( ઉપલા મુકદમાંના એક વાદી અને આ પુસ્તક લખનારની ) નેમણુંક કરવામાં આવી હતી.

સાબેત કરવાને માટે અથવા તેનાં સંબંધમાં કોઇપણ દાવા અથવા મુકદમા વખતે કાંઇ પણ તકરારો અને બચાવો રજુ કરે તેની આડે આવી શકે નહીં. અને આએ કોર્ટ આવી સંમતીથી બીજું એવું ફરમાવે છે કે નીચલા મુદાઓ (૧) જ્યાં સુધી દરેમેહરને લાગે વળગે છે ત્યાં સુધી તા૦ ૨૩ મી નવેમબર ૧૯૦૧ નાં ઉપર જણાવેલાં છાપેલાં ત્રસ્ટડીડના ચોઠાં પાના ઉપર આવેલા બોલો "બીજા પંથના મોબેદાને તેઓનું ધર્મ ક્રીયાનું કામ કરવા દેવાને મેનેજીંગ કમીટી વખતો વખત ત્યાં જે જગાઓ અલાહેદી કાઢે અને મુકરર કરી આપે તે સીવાય" યા તેમાનાં થોડા બોલો અને કયા કયા બોલો કાઢી નાખવા જોઇએ અને (૨) જો મજકુર બોલો અથવા એમાનાં થોડા કાઢી નાખવા પડે તો જે કલમમાં તે બોલો આવે છે તેમાં કાંઇ ફેરફારો અને તે કેવા ફેરફારો કરવા જોઇએ કે જેથી કરીને મજકુર બોલો કાઢી નાખવાની અસર ફક્ટ દરેમેહેરનેજ લાગુ પડે અને આતશબેહેરામને લાગુ પડે નહી.

મી૦ મનચેરજી પેસ્તનજી ખરેગાટ કે જેવણુને બેઉ પક્ષોએ આએ બાબદમાં એકલા લવાદ અથવા "referee" તરીકે પસંદ કીધા છે તેવણુની આગળ છેવટના નીકાલ માટે લવાદી ઉપર મોકલવામાં આવે છે, કે જેથી કરીને મજકુર લવાદ આએ બાબદમાં પોતાનો લેખીત ચુકાદો આપે અને સહી કરે. અને તેને આએ હુકમ નીકલવાની તારીખથી ત્રણ મહીનાની મુદતમાં કાંઇબી જુબાનીઓ લીધી હોય યા દસ્તાવેજો સાબેત કીધા હોય તે સાથે કોર્ટમાં નોંધાવે, એવી છુટ સાથે કે (જો જરૂર જણાય તો) મજકુર લવાદ આએ હુકમ અથવા તેની નકલની છેડે અથવા તેની ઉપર સેરો મારીને પોતાનો ચુકાદો નોંધાવવાની મુદતમાં બીજો ત્રણ મહીનાનો વધારો કરી શકે. અને આએ કોર્ટ ઉપર કહેવા પ્રમાણે સંમતી સાથે એવો બીજો હુકમ કરે છે કે જો મજકુર લવાદને સારૂ લાગે તો બેઉ પક્ષોનાં સાક્ષીઓને પોતાની સમક્ષ સોગંદ આપીને જુબાની લઇ શકે કે જેમ કરવાને મજકુર લવાદને આએ હુકમથી સત્તા આપવામાં આવે છે. અને બીજું એ કે જો મજકુર લવાદને દરૂસ્ત લાગે અને તે હોકમ કરે તો દરેક પક્ષે જે કાંઇ ચોપડીઓ, હીસાબો, ઓચરીયાં અને લખાણો કે જે આએ દાવાની બાબદને લગતાં હોય અને જે તેઓનાં કબજામાં હોય તે સોગંદ ઉપર રજુ કરવાં અને મજકુર લવાદ પાસે રાખવા દેવાં. અને આએ કોર્ટ આવી સંમતીથી આવો બીજો હોકમ કરે છે કે જો મજકુર પક્ષોમાંથી કોઇબી આએ લવાદીનું કામ આગલ ચલાવવાની ઢીલ કરે યા જાણી જોઇને ગફલતી બતાવે તો મજકુર લવાદને એકજ પક્ષનું સમજવાની છુટ છે. અને એવી સંમતી સાથે સેવટનો એવો હુકમ કરે છે કે વાદીઓએ દાવાનો તેમજ આએ લવાદીનો પોતાનો ખરચ ભોગવી લેવો અને આએ દાવાનો તેમજ લવાદીને લગતો પ્રતીવાદીઓનો--વકીલ અને કુલ વચ્ચેનો તેક્ષ કરાવેલો—ખરચ ત્રસ્ટનાં ફંડમાંથી લેવો, અને આએ કોર્ટ બીજું એવું જાહેર કરે છે કે જો કોઇ પણ કારણથી લવાદીનું કામ ભાંગી પડે અને આએ દાવો કોર્ટમાં લડવો પડે તો ઉપર જણાવેલી સરતો કોઇબી પક્ષને બંધનકર્તા નહી રહેશે. અને આએ

સંમતીનાં હુકમનામાંની રૂયે મજકુર ત્રસ્ટદીડની જે કલમ કાઢી નાંખી યા સુધારી હોય તેની રૂયે મેનેજીંગ કમીટીએ કાંઈપણ કામો કીધાં હોય તે કાયદાસરનાં અને બરાબર થયલાં કેહેવાશે. અને આએ હુકમનામામાં આવેલી કોઇ પણ બાબદથી તે કામોનાં ખરાં પણા ઉપર કાંઇબી અસર થશે નહી, યા તેમાં કોઇનો વાંધો ચાલી શકશે નહી.

સાક્ષી સર બેસીલ સ્કોટ—તે મુંબાઈની હાઈકોર્ટનો ચીફ જસ્ટીસ.

આજની તારીખ ૫ મી જાનેવારી ૧૯૧૨

(સીલ) પી૦ બી૦ મલબારી
સાતમી માર્ચ ૧૯૧૨

કોર્ટનાં હુકમથી
(સહી) એ૦ એમ૦ કાજીજી
પ્રોથોનોટરી.

પ્રતીવાદીઓનાં વકીલ મી૦ ફરદુનજી પી૦ પાવરીની માંગણીથી ઘડાયલું એકલા લવાદ નીમવાનું સંમતીનું હુકમનામું.

ખરી નકલની સરટીફીકેટ આપી,
૭ મી માર્ચ ૧૯૧૨

(સહી) પી૦ બી૦ મલબારી
પ્રોથોનોટરીની વટી."[1]

—:o:—

## શેઠ મનચેરજી ખરેગાટની આગલ ચાલુ થયલો તકરારી મુકદમો, તેમાં બન્ને તરફથી અપાયલી કમિટીના મેમ્બરો અને બીજા આગેવાનોની જુબાનીઓ.

—:o:—

સંમતીના ઉપલાં હુકમનામાં મધે સામાન્ય ભગરિયા મોબેદોના "હક્કો" ને આડે આવનારી વાંધા ભરેલી જે કલમ વાદીઓની ભૂલ અને ગફલતીથી પહેલાં દાખલ થવા પામી હતી તે કલમ, તેમાંથી સદનતર કઢાવી નખાવવાનો ભગરિયા આગેવાનોની કમિટીનો ઠેરાવ પોતાને મળતાં, તુરત મેશર્સ "મુલ્લાં એન્ડ મુલ્લાં" સોલીસીટરોએ નામદાર "લવાદ"ની સનમૂખ ચલાવવામાં આવનારા મુકદમાંના સંબંધમાં તકરારી કેશ ચલાવનારા આગેવાન મોબેદોની સાથે યોગ્ય મસલહત ચલાવી હતી તથા કમિટીના સોલીસીટરને મલી મુકદમો શુરૂ કરવા માટેનો દહાડો મુકરર કર્યો હતો અને તે સાંભળવા માટે નવા આતશબેહેરામ સાહેબના "કંટરાકટર હૉલ"ની જગ્યા પસંદ કીધી હતી.

ઉપલી ગોઠવણ "લવાદ" સાહેબ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટને લખી જણાવવામાં આવતાં, તેઓએ ત્યાં પધારી તકરારી કેશ સાંભળવાનો શુરૂ કીધો હતો તથા ત પક્ષકારોના સોલીસીટરોની સગવડના દિવસે બે થી ત્રણ કલાક આગલ ચલાવવા ફરમાવ્યું હતું. ભગરિયા મોબેદો તરફથી તકરારી મુકદમો લડવાનું કામ મેશર્સ "મુલ્લાં

૧ અંગરેજીમાં લખાયલા સંમતીના આએ અસલ હુકમનામાનો ઉપલો ગુજરાતી તરજુમો મી૦ બહમનજી માણેકજી રૂસ્તમજી ઉનવાલા બી. એ., એલ. એલ. બી. એ મેહરબાનીની રૂયે મને કરી આપ્યો છે.

એન્ડ મુલ્લાં" સોલીસીટરોવાળા **મી० દીનશાહ જીજીભાઈ ઈરાની સોલીસીટરે** પહેલાંથી માથે ઉઠાવી ઘણી ખંત અને બાહોશીથી તે છેવટ સૂધી સંપૂર્ણ ચલાવ્યો હતો, જેઓને ચાલતા કેશ દરમ્યાન **મી० રૂસ્તમજી ફરદુનજી મુલ્લાં સોલીસીટર** તરફથી રોજીંદી સલાહ અને મદદ મલતી રહી હતી. ભગરિયા આગેવાનોની કમિટી તરફથી બચાવ કરવાનું કામ **મી०** ફરદુનજી પાલણજી પાવરી સોલીસીટરે તેવીજ ખંત અને કાલજીથી બજાવ્યું હતું, જેઓ ઉપલી કમિટીના એક આગેવાન સભાસદ હોવાથી નવા આતશબેહેરામ સાહેબના "ટ્રસ્ટડીડ" મધે કમિટી તરફથી દાખલ થયલો એ પાક મકાનની સ્થાપના કરવા માટે ઈ० સ० ૧૮૮૪ ના સાલમાં બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર"થી ઉલટો તથા ગેર કાયદેનો તકરારી "અનજુમન પત્ર" કાયદાસરનો ઠેડવવા માટે સ્વભાવિક રીતે ઘણા ઇન્તેજાર હતા.

આએ તકરારી મુકદમો જો મુંબઈની હાઇકોર્ટ મધેજ સંપૂર્ણ ચલાવવો પડયો હતે તો બિશક ખરચની જોખમદારી ઘટાડવા માટે તેને ટુંકો બનાવવાની અને નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાની મૂળ મકસદ દરસાવનારા થોડાક અગત્યના દસ્તાવેજો તથા તેનાં સંબંધમાં થોડાક જરૂર જોગીજ જુબાનીઓ રજુ કરવાની મોબેદોના સોલીસીટરોને ફરજ પડતે, અને તેમ થતાં આગેવાન મોબેદોથી પોતાની જુબાંની દરમ્યાન પોતાના દાવાના ટેકામાં બનેલા બનાવોની ખુલાસાવાર વિગત તથા કેશની સાથે સંબંધ ધરાવતી પોતાની અનજુમનનાં **પૂરાતન "તરીકા અને રેવાજો"ની** સંપૂર્ણ તવારીખ નામદાર કોર્ટ સનમૂખ રજુ કરી શકાતે નહિ; પરંતુ મૂળ વાંધાની બાબદનો ફેસલો કરવાનું કામ જડજ તરીકે નામદાર કોર્ટ તરફથી એક હુશ્યાર, ધિરજવંતા તથા બન્ને પક્ષનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવનાર "લવાદ"ને હસ્તક સોંફાયલું હોવાથી તથા તેઓનો ચુકાદો છેવટનોજ ગણાશે એમ જાણીને મોબેદોના સોલીસીટરે તકરારી કેશ ગમે તેટલો લંબાય તેની દરકાર કરવા વગર નામદાર લવાદ સનમૂખ પોતાની તરફની સઘલી સંપૂર્ણ વિગતો રજુ કરવાનો પહેલાંથી ઠેડાવ કીધો હતો, અને તે મુજબ તેઓએ જેમ નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાની મૂળ મકસદ દરસાવનારી તેમ ભગરિયા મોબેદોના મુંબઇ મધે ચાલુ રહેલા પૂરાતન "તરીકા અને રેવાજો"ની સમજ આપનારી લંબાણ જુબાંનીઓ રજુ કીધી હતી. એ રીતે વાદીઓની તરફથી અપાયલી જૂબાંની અને રજુ થયલી દલિલોને ઉલટ પાલટ તપાસથી ટોડવ. ત ા "ટ્રસ્ટડીડ" મધે દાખલ કરવામાં આવેલી અસલ "મદેહનજર"થી ઉલટી કલમને કાયદાસરની ઠેડવવા માટે કમિટીના સોલીસીટરેબી તેવીજ ખંતથી કોશેશ કીધી હતી તથા બચાવમાં પોતાના શાક્ષીઓ બોલાવ્યા હતા, જેનાં પરિણામમાં બિશક તકરારી મુકદમો જો કે ઘણો લંબાવા પામ્યો હતો પરંતુ તેથી જેમ પોતાના કુલો તરફનો મુકદમો નામદાર લવાદની સનમુખ સંપૂર્ણ રીતે રજુ કરવાનો બન્ને પક્ષના સોલીસીટરોને સંતોષ મલ્યો હતો તેમ ખુદ "લવાદ" સાહેબને પોતાને પણ કેશની સંપૂર્ણ વિગત સાંભળી તકરારી બાબદમાં ચુકાદા ઉપર આવવાને માટે ઘણી સવળતા થઇ હતી, જેની નોંધ તેઓએ પોતાના યાદગાર ચુકાદા મધે ખુશીથી લીધી છે.

આએ તકરારી મુકદમો, ઉપર જણાવ્યા પ્રમાણે બંન્ને પક્ષના સોલીસીટરોની સગવડના દિવસે સાંભળવાનું લવાદ સાહેબે સ્વિકારેલું હોવાથી તે ત્રણ વર્ષની લાંબી મુદત તલક લંબાયો હતો અને જૂમલે ૫૬ દિવસ સૂધી તે સાંભળવા પાછલ તેઓને રોકાવું પડયું હતું. **પોતાના કિમતી વખતના ભોગે આવી તકલીફ** ઉઠાવી એ કોમહિતકારી શેઠિયાએ **પાક આતશબેહેરામ જેવાં એક મોહોટાં ધર્મખાતાંનો તેમજ ગરિબ ભગરિયા મોબેદોનો વધુ પૈસો હાઇ કોર્ટની લડતમાં વ્યર્થ બરબાદ થતો બચાવવાનો ખરો જશ અને સંતોષ મેળવ્યો હતો.**

પોતાની અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો" જળવાયલા જોવાની ઇન્તેજારી ધરાવી, પોતાને અરજ થતાંને વાર તકરારી કેશમાં નામદાર લવાદની આગળ વાદીઓ તરફથી જૂબાંની આપવાની બગરસાથના નીચલા ૧૪ સભાસદોએ તસદી ઉઠાવી હતી:—

૧—શમ્સુલ—ઓલ્માં એરવદ ડાકટર જીવનજી જમશેદજી મોદી, ૨—શેઠો ફરહુનજી માણેકજી કાંગા સોલીસીટર, ૩—ફરામજી હોરમસજી અરજાની, ૪—નવરોજજી કેરશાસ્પજી આંત્યા, ૫—બેજનજી સાપૂરજી માંદન, ૬—દસ્તૂરજી સાહેબ ફરામજી કેકોબાદજી દસ્તુર મેહેરજીરાંણા, ૭—મોબેદો ફરહુનજી મેહેરનોસજી વજીફદાર, ૮—આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાંણા, ૯—કાવસજી હોરમજજી મોદી, ૧૦—ફરેદુન રતનજી કાંગા, ૧૧—કાવસજી એદલજી કોતવાલ, (મનચેરજી શેઠની અગીઆરીવાળા.) ૧૨—માણેકજી હોરમજજી કોતવાલ, (માણેકજી શેઠની અગીઆરીવાળા.) ૧૩—માણેકજી રૂસ્તમજી ઉનવાલા, (કોટેકોટની વાછાની અગીઆરીવાળા.) અને ૧૪—પાલણજી શેહેરીઆરજી બજાં, (મેવાવાલાની અગીઆરીવાળા)

ઉપલા ચઉદ શાક્ષીઓમાં પહેલા પાંચ સાહેબો નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા સારૂ ઉભી થયલી ભગરિયા અગેવાનોની પહેલી કમિટીના સભાસદો હતા, જેથી એ પાક મકાન બરપા કરવાની મૂળ નેમ અને મકસદ શું હતી તથા કેવી ખુલ્લી સરતો "મહેદહનજર" મધે દરસાવીને દીનદાર જરથોસ્તીઓની પાસે ફંડમાં નાણાં ભરાવવામાં આવ્યાં હતાં તે બાબેની તેઓની જૂબાંનીથી ભગરિયા મોબેદોનાં કેશ અને દાવાને મોહોટો ટેકો મલ્યો હતો; તેઓ મધેના એરવદ ડા૦ જીવનજી મોદી અને મી૦ ફરહુનજી કાંગા સોલીસીટરે કમિટીના કામકાજમાં પહેલાંથી ઘણો અગત્યનો અને ખાસ ઉજમ ભર્યો ભાગ લીધો હતો. મી૦ કાંગા સોલીસીટરે કમિટીમાં પહેલથી જોડાઇ તેના જોડયા આનરરી સેક્રેટરી તરીકેનું સઘલું કામકાજ ૨૩ મહિના તલક બજાવ્યું હતું, ત્યાર બાદ તેઓને બહારગામ જવું પડવાથી રાજીનામું આપી પાક દરેમેહેરનું મકાન ખુલ્લુ મુકાય તે આગમચ કમિટીથી છુટા પડયા હતા. જોડયા સેક્રેટરી તરીકેની ફર્જ બજાવતાં તેઓએજ નવા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે દીનદાર જરથોસ્તીઓમાં કમિટીએ બહાર પાડેલી તા૦ ૭ મી જુલાઇ સને ૧૮૮૪ ની યાદગાર "મહેદહનજર"નો ખરડો ઘડયો હતો, કે જે "મહેદહનજર" મધે એ પાક મકાન શા સબબથી અને કિયા પંથના મોબેદોના વપડાસને માટે ખાસ બરપા કરવામાં

આવે છે તે ખુલાસાથી ખૂલ્લા શબ્દોમાં જણાવ્યું હતું; આએ "મદેહનજર"ની મૂળ નેમ અને મકસદથી ઉલટો અને ભગરિયા મોબેદોના કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો"ને આડે આવનારો "અનજુમનપત્ર" ઉપલી "મદેહનજર" પછી ૩૭ મહિને હસ્તીમાં આવેલો હોવાથી મી૦ કાંગા સોલીસીટરની જબાની કેશમાં ઘણી ઉપ્યોગી અને વાદીઓને મદદગાર થઇ પડી હતી. તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૮૭ ને દિને નવા આતશબેહેરામ સાહેબને લગતું પાક દરેમેહેરનું મકાન ખૂલ્લું મુકવાનો કમિટીએ ઠેડાવ કરી તે દિને જશનની મિજલસમાં વંચાવવા માટે એક "અનજુમન પત્ર" ઘડીને તયાર કરવાનું કામ—આ પૂસ્તક મધે આગલ જણાવ્યા મૂજબ—કમિટીની તરફથી જે ૬ જણાની સબકમિટીને સોંફવામાં આવ્યું હતું, તેઓ મધેથી "લવાદ" સાહેબ સનમુખ ચાલેલા મુકદમાં વેળાએ ડાકટર જીવનજી મોદી એખલાજ હયાત રહેવા પાંમ્યા હતા; જેથી તકરારી "અનજુમન પત્ર" કેવી રીતે અને શું મકસદથી ઘડાયો હતો તે જાણવાને માટે તેઓની જૂબાંની વાદીઓને ઘણી અગત્યની અને ઉપ્યોગી થઈ પડી હતી.

કમિટીના કામકાજમાં મૂખ્ય આગેવાન ભાગ લેનારા એ બન્ને કેળવાયલા ગૃહસ્થોની જૂબાંનીને "લવાદ" સાહેબે પોતાના ચુકાદા મધે ઘણું મોહોટું વજન આપ્યું છે. કમનસિબે તકરારી કેશમાં સંમતીનું હુકમનામું મેળવ્યા આગમચ એ બન્ને કમિટીના આગલા સભાસદોની આગલ જઇ, બનેલા બનાવોના સંબંધમાં યોગ્ય પૂછપરછ કરવાનો અને તેઓને જૂબાંની આપવા સારૂ કોર્ટમાં બોલાવવાનો ખેયાલ કેશ ચલાવનારા આગેવાન મોબેદોના દિલમાં આવ્યો નહિ હતો; જો પહેલાંથીજ કમિટીના એ બન્ને ભગરિયા આગેવાન સભાસદોની ઘરબમ અને ઉપ્યોગી જુબાંની મેળવવાને કેશ લડનારા ભાગ્યશાળી બન્યા હોતે તો પોતાની કેટલીક વાજબી અને હકદાર માગણીઓ ફરજિયાત છોડી દઇ "સંમતીનું હુકમનામું" લેવા કરતાં હાઈકોર્ટ મધેજ સઘળા તકરારી સવાલોનો ફડચો—પૈસાના કોઇબી ભોગે—કરાવવાનું બિશક તેઓ વધુ પસંદ કરતે. જેમ વાદીઓએ પોતાના દાવાના ટેકામાં ઉપર જણાવ્યા મૂજબ ભગરસાથના૦ ૧૪ સભાસદોની જૂબાંની નામદાર "લવાદ"ની સનમુખ રજુ કીધી હતી, તેમ પ્રતિવાદી કમિટી તરફથી પણ બચાવમાં નીચલા ૯ જણાની જૂબાંની રજૂ કરવામાં આવી હતી:—
૧—દસ્તુર કૈકોબાદ આદરબાદ દસ્તુર જામાસ્પઆશાના, ૨—શેઠો હોરમસજી કાવસજી એદનવાળા, ૩—અરદેશર સાપૂરજી નાળીયરવાળા, ૪—જમશેદજી દાદાભાઇ નાદરશા, ૫—મોબેદો નવરોજજી ખરશેદજી શાહીઆર (કામાબાગની અગીઆરીવાળા.) ૬—દાદાભાઇ નશરવાંનજી કાતરક (ગણદેવીવાળા), ૭—જમશેદજી માણેકજી મોબેદજી (ગણદેવીવાળા, વાડિયાજીના આતશબેહેરામના મોબેદ.) ૮—માણેકજી કાવસજી દસ્તુર (ગોદાવરાની અગીઆરીના પંથકી), અને ૯—પીરોજી એદલજી દાદાચાંદજી.

કમિટી તરફથી જૂબાંની આપનારા ઉપલા ૯ સાહેબોમાં મી૦ જમશેદજી દાદાભાઇ નાદરશા, ભગરિયા આગેવાનોની કમિટીના એક આગેવાન સભાસદ અને તકરારી કેશમાં કમિટીના મૂખ્ય મદદગાર હતા, ચાલતા કેશ દરમ્યાન દરરોજ હાઝર રહી કમિટીના સોલીસીટરને સલાહ આપવાનું કામ તેઓએ ખંતથી બજાવ્યું હતું, તેઓની

જૂબાંની ઉપર બચાવ પક્ષનો મૂખ્ય આધાર હોવાથી તે ૯ દિવસ સૂધી લંબાઇ હતી. તકરારી કેશમાં રજૂ થયલી ઉપલી સઘલી લંબાણ જૂબાંનીઓ જગ્યાની તંગાસને લીધે આ પૂસ્તક મધે સંપૂર્ણ પ્રગટ કરી શકાય તેમ નહિ હોવાથી, વાદી તેમજ પ્રતિવાદી તરફથી શાક્ષી આપવા રજૂ થયલા ભગરિયા આગેવાનોની કમિટીના સઘલા સભાસદોની અને બીજી બન્ને તરફની થોડીક મૂખ્ય અગત્યની જૂબાની, આ પૂસ્તક મધે સંપૂર્ણ પ્રગટ કરવાને હું યોગ્ય વિચારૂં છું.

——:o:——

## મી૦ બેજનજી શાપુરજી માદનની જબાની.

વાદી તરફના પહેલા સાક્ષી મી૦ બેજનજી શાપુરજી માદને જબાની આપતાં જણાવયું કે " મારી ઉમર પાંસેઠ વરસની છે. મારો ધંધો કેમીસ્ટ અને દરગીસ્ટનો છે. હું કાલકાદેવી રોડ ઉપર રહું છું. હું ભગરસાથ પંથનો એક અથોરનાન છું. આશરે ૧૮૮૪ નાં સાલમાં જ્યારે વાડયાજીના આતશબેહેરામમાંથી ભગર્યાઓની એક મોટી ટોળી છુટી પડી તે વેળા બરાબર શું બનયું તેની મને યાદ છે.

સ૦–છુટા પડેલા ભગર્યાઓ માટે તે વેળા એક અગયારી બાંધવાનાં હીલચાલ કરવામાં આવી હતી તે તમોને યાદ છે?

જ૦–હા. તેઓ છુટા પડયા તે વેળા ભગર્યાઓની તરફેણમાં ખુદ ભગર્યાઓની અને તેઓ તરફ દીલસોજી બતાવનારાઓની તીક્ષણ લાગણી હતી. એક નાની કમીટી બનાવવામાં આવી હતી અને એક મદેહનજર બાહાર પાડવામાં આવી હતી. હું તે કમીટીનો એક સભાસદ હતો. અમારો મુળ હેતુ મોબેદો જેઓ સગવડ વીનાના હતા તેઓ માટે સગવડ કરી આપવાનો હતો. સગવડ કરી આપવાનો અર્થ હું એવો કરૂં છું કે તેઓ પોતાનું કામકાજ ચલાવી શકે માટે તેઓને ચંદનવાડીના લતા ઉપર અગયારી બાંધી આપવી.

સ૦–તયારે તમારો ઇરાદો એવો હતો કે એક એવી જાહેર અગયારી ઉભી કરી આપવી કે જ્યાં ભગરીયા પંથના મોબેદો તેમજ બીજા પંથના મોબેદો કામ કરી શકે?

મી૦ પાવરીએ ઉપલા સવાલ સામે વાંધો ઉઠાવવાથી તે પુછવા દેવામાં આવ્યો નહી હતો.

સ૦–અગયારી બંધાવી આપવાની તમારી મતલબ શું હતી?

જ૦–ભગરીયાઓને સગવડ કરી આપવાની.

સ૦–તમારી મતલબ ફકત ભગરીયાઓનેજ સગવડ કરી આપવાની હતી?

જ૦–હા, તેમ હતું.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે એ પછી મદેહનજર બહાર પાડવામાં આવી અને તે પછી ફંડ ભેગુ કરવામાં આવ્યું. મેં તે ફંડમાં મારો ફાળો આપ્યો હતો. આ ફંડમાં મારો ફાળો આપવાનો હેતુ એ હતો કે વહાડયાજીનાં આતશબેહેરામ-

માંથી જે મોબેદો છુટા પડયા હતા તેઓને એક અગયારી બાંધી આપવી. જ્યારે આ અગયારી ખુલ્લી મુકાઇ ત્યારે સને ૧૮૮૭ માં જે અંજુમન પત્ર વંચાયો હતો તેની મને ખબર છે. આ અનજુમન પત્રમાં ભગર્યા સીવાયના પંથકના મોબેદોને સગવડ કરી આપવાને લગતો ફકરો છે તે પાછળથી લખવામાં આવ્યો હતો, કારણકે જ્યારે સને ૧૮૮૪ માં ફંડ ખોલવામાં આવ્યું ત્યારે કોઇએ એમ ધાર્યું હતું નહીં કે બીજા પંથકના મોબેદોને પણ તેમાં સગવડ કરી આપવામાં આવશે.

સ૦-આ ફકરો સ્થાપકોનો અસલ હેતુ દર્શાવે છે કે નહીં?

જ૦-નહી; જ્યાં સુધી મને યાદ છે ત્યાં સુધી નાણું ભરનારાઓની સભા આગળ આ ફકરો રજુ થયો નહીં હતો.

મી૦ ઇરાનીની વધુ મુખ્ય તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે "એક નાણું ભરનાર તરીકે મેં એવો ઇરાદો રાખ્યો હતો કે મારા પૈસાનો ઉપયોગ વાડયાજીના આતશબેહ-રામમાંથી છુટા પડેલા ભગર્યા મોબેદો માટેજ કરવો. બીજા પંથકના મોબેદોને પણ સામેલ કરવાને લગતો ફકરો જે ૧૮૮૭ ના અંજુમન પત્રમાં આવ્યો છે તે એક નાણું ભરનાર તરીકેના મારા ઇરાદા વીરૂધ છે.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી૦ પાવરીની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે "તા૦ ૫ મી મે ૧૯૧૩ માં મેં જબાની આપી તેની ઘણી લાંબો વખત અગાઉ મેં સને ૧૮૮૪ ની મદેહનજર વાંચી હતી. જ્યારે મદેહનજર પેહલવેહલી બહાર પડી ત્યારે મેં તે વાંચી હતી. મેં નાણું ભર્યાં તે અગાઉ વાંચી હતી કે કેમ તેની મને યાદ નથી. મી૦ પાવરીની સુચના ઉપરથી મેં હમણાં મદેહનજર વાંચી છે. ભગર્યા સેવાયના મોબેદોએ દરેમેહરનો ઉપયોગ નહી કરવો એવી મતલબના કશા શબ્દો મદેહનજરમાં નથી; પણ એવો ઇરાદો હતો. અસલ હેતુ એવો હતો કે દરેમેહર માત્ર ભગર્યાઓ માટેજ રાખવી. સઘળા આસપાસના સંજોગો ઉપરથી અસલ હેતુનું અનુમાન કાઢવાનું છે. જો એમ પેહેલાંથી જાહેર કરવામાં આવ્યું હતે કે સામાન્ય ઉપ્યોગ માટે ચંદનવાડીમાં એક અગીઆરીની જરૂર હતી તો હું નહી ધારતો કે ફંડમાં આટલાં બધાં નાણાં ભરાતે. જો એક શખસ માત્ર મદેહનજરજ વાંચે તો તે એવાં અનુમાન ઉપર આવે નહી કે દરેમેહર માત્ર ભગરિયાઓ-નાજ ઉપ્યોગ માટે રાખવામાં આવી છે, સીવાય કે તે બધા આસપાસના સંજોગો જાણતો હોય. ફંડમાં એક મોટી સંખ્યાએ નાણાં ભર્યાં હતાં. બેહદીન, મોબેદ, કદમી, મીનોચેહેર-હોમજી તથા બીજા પંથના સભાસદો મળી સઘળા પારસીઓએ તેમાં નાણાં ભર્યાં હતાં. મુંબઇ તેમજ મુંબઇની બહારના પારસીઓએ એટલે ચીન તથા કલકત્તાના પારસીઓએ પણ તેમાં નાણાં ભર્યાં હતાં.

જે મોબેદોને વાડયાજીના આતશબેહેરામમાંથી નીકળી જવું પડયું હતું તેઓ તરફ દીલસોજી બતાવવા તથા તેઓને સગવડ કરી આપવા નાણાં ભરનારાઓએ નાણાં ભર્યાં હતાં.

સ૦-તમો શું એમ કહેવા માગો છો કે સઘળા નાણાં ભરનારાઓએ એવો ઇરાદો રાખ્યો હતો કે ભગરીયા સેવાયના બીજા કોઇ પણ પંથના મોબેદોને દરેમેહરમાં તેઓ માટે અલાહેદા રાખવામાં આવેલા ભાગમાં કામ કરવા દેવામાં નહી આવશે ?

જ૦-નાણાં ભરનારાઓને તેવો કાંઇ ખ્યાલજ હતો નહી. બીજા પંથકના મોબેદોને પણ તેમાં કામ કરવા દેવામાં અવશે કે નહી તે સવાલ તે વેળાએ ઉભો થયો હતોજ નહી.

દરેમેહેર ફક્ત ભગરિયાઓનાજ ઉપયોગ માટે રાખવાનો કમીટીનો ઇરાદો હતો કે કેમ તે હું કહી શકતો નથી. મેં કમીટીની કોઇ પણ સભામાં કદી હાજરી આપી નથી, જો કે હું તેનો સભાસદ હતો. કમીટી શું ધારતી હતી યા તો તે પોતાનું કામકાજ કેવી રીતે કરતી હતી તે વીશે હું તદન બેપરવાહ હતો.

સ૦-ત્યારે આ સંજોગો વચ્ચે આ સખાવતનું ફંડ કેવી રીતે ઉભું કરવામાં આવ્યું હતું અને શું કામ બજાવવામાં આવ્યું હતું તે તમો જાણી શકો નહી ?

જ૦-કયા ઇરાદાથી આ ફંડની સ્થાપના થઇ હતી તે હું જાણું છું પણ તેનું કામકાજ કેમ ચલાવવામાં આવ્યું હતું તે હું કહી શકતો નથી. સખાવતનો હેતુ શું હતો તેની ખબર કમીટી તરફથી મને પડી હતી નહી, પણ મેં પોતેજ તે વીશે ખ્યાલ બાંધ્યો હતો. મને આ ખબર નથી કે મુંબઇમાં એવી અગીયારીઓ છે કે જ્યાં જુદા જુદા પંથના મોબેદો માટે સાથે સાથે હીંડોલાઓ રાખવામાં આવે છે. સને ૧૮૮૭ માં જ્યારે અંજુમન પત્ર વંચાયું ત્યારે હું હાજર હતો નહીં. આશરે બે વરસની વાત ઉપર જ્યારે આ મુકદમો માંડવામાં આવ્યો ત્યારે તેની હસ્તીની મને ખબર પડી હતી. હું વર્તમાનપત્ર વાંચું છું. દરેમેહેર ખુલ્લી મુકવાનો હેવાલ મેં કોઇ વર્તમાનપત્રોમાં વાંચ્યો હોય તેની મને યાદ નથી.

બીજા મોબેદોના સંબંધમાં અંજુમનપત્રમાં આવેલા ફકરા વીશે જ્યારે હું એમ કહું છું કે તે સ્થાપકોની અસલ ધારણાથી ઉલટા પ્રકારના છે ત્યારે હું તેનો અર્થ એવો કરૂં છું કે તે મારા પોતાના ઇરાદા વીરૂધ છે. હું મારી પોતાની તરફથી બોલું છું હું બીજાઓ તરફથી બોલતો નથી.

## સાક્ષીની ફરી તપાસ.

ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે આસપાસના સંજોગોનો અર્થ હું એવો કરૂં છું કે ભગરિયા મોબેદોએ જો કે ૨૫ થી ૩૦ વરસ ઉપર સુધી વાહાડયાજીના આતશબેહરામમાં કામ બજાવ્યું હતું છતાં તેઓને તે આતશબેહરામ છોડવાની ફરજ પડી હતી. હું તે વેલા વહાડયાજીના આતશબેહરામની સામેજ રેહતો હતો અને તે વેળા તેઓને ત્યાંથી ગાંસડા પોટલા અને પોતાનાં કપડાં સાથે કેવી રીતે બહાર નીકળી દાદીશેઠના આતશબેહરામનો આશરો શોધવો પડયો હતો તે દલગીરીભર્યો દેખાવ મને હજી યાદ છે. આ દલગીરીભરી તેમની મુસીબત આસપાસના સંજોગોમાં બીજી બીના તરીકે મેં વરણવી હતી. આ આસપાસના સંજોગોની કેટલીક વાગત મદેહનજરમા દર્શાવવામાં આવી છે. મેં જે

વર્ણન હમણા આપ્યું છે તે મદેહનજરમાં નથી. મેં ફંડમાં જે નાણાં ભર્યાં હતાં તેની પહોંચ તરીકે પુરાવાપત્રક (૨) જેવી રીસીટ મને મળેલી હોવી જોઈએ. "[1]

## (મી૦ નવરોજી કેરશાસ્પજી આંટીયાની જુબાની.)

મી૦ નવરોજી કેરશાસ્પજી આંટીઆએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે મારી ઉમર ૬૪ વરસની છે, હું મેસર્સ તાતા સન્સ એન્ડ કંપનીનાં એક ખાતાંનો મેનેજર છું અને હું જુની સોનાપોર લેનમાં ઘર નંબર ૫૦ માં રહું છું.

હું ભગરીયો મોબેદ છું. હું નાવર થયલો છું. હું જાણું છું કે ભગરીયાઓ વાડયાજીનાં આતશબેહેરામમાંથી સને ૧૮૮૪ માં છુટા પડયા હતા. હું જાણું છું કે હાલની તકરારી દરેહમેહેર તે પછી બાંધવામાં આવી હતી અને તેને લગતા સંજોગો હું જાણું છું. છુટા પડેલાઓ માટે સગવડો પુરી પાડવા અને તેઓના આશ્રા માટેના બીજા ઈલાજો લેવાની હીલચાલ શરૂ કરવામાં હું મુખ્ય હતો. મેં ભગરસાથ કોમના કેળવાયલા સભાસદોની પ્રથમ મુલાકાત લીધી હતી. તેઓમાંના જે પહેલાં આસામીને હું મલ્યો હતો તે મી૦ ખરશેદજી નશરવાનજી સીરવઈ હતા. તેમના કેહેવાથી હું તેમને ૧૦ કે ૧૨ બીજા ગ્રહસ્થોના સમાગમમાં લાવ્યો હતો અને તેઓએ પોતાની એક ખાનગી કમીટી બનાવી હતી. તે પછી હું કમીટીમાં દસ્તુર જામાસ્પજી, શેઠ ખરશેદજી માણેકજી શેઠ, મી૦ દારાશાહ ચીજગર, મી૦ હોરમસજી ચીચગર સોલીસીટર, મી૦ દીનશાહ પેસ્તનજી કાંગા સોલીસીટર, મી૦ પેસ્તનજી કાવસજી સોલીસીટર, મી૦ ફરદુનજી માણેકજી કાંગા સોલીસીટર, મી૦ જીવનજી જમશેદજી મોદી અને બીજા કેટલાકોને લાવ્યો હતો. પ્રથમ કમીટીએ ભગર્યાંઓને મદદ કરવાનો તથા જે હકો તેઓ પાસેથી છીનવી લેવામાં આવ્યા હતા તેના સંબંધમાં તેઓને પુરતી મદદ આપવાનો મોઢેથી ઠરાવ કીધો હતો. એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે તેઓ માટે એક મકાન મેળવવું અને તેનો ઉપયોગ જે ભગર્યાંઓ નવસારીની અનજુમનને મળતા હોય તેઓ માટેજ રાખવો. ઉપર કહેલા બધા ગ્રહસ્થોને સાથે મળવા સમજાવવા માટે હું પોતે તેઓ દરેકને છુટો છુટો મળ્યો હતો. આ એકેએક ગ્રહસ્થનો એવો ઇરાદો હતો કે મકાન એકલું ભગર્યાંઓના ઉપયોગ માટે રાખવું. તેઓમાંના એકેએક જણે કમીટીની સભામાં જણાવ્યું હતું કે મકાન ફકત ભગરીઆઓ માટેજ રેહેવું જોઈએ. મેં લીધેલી અંગત મુલાકાત દરમીયાન પણ હું તેઓના આ વીચારોથી વાકેફ થયો હતો. ભગર્યાંઓના કામકાજમાં મને કાંઇ અંગત લાભ નથી. ઉપલી ખાનગી કમીટીએ મોભાદાર ગ્રહસ્થોની એક કમીટી નેમવાનો ઠરાવ કીધો હતો. તે પછી અમે ઘણા ગ્રહસ્થોની સંમતી મેળવી કે તેઓ કમીટીમાં કામ કરશે અને ૯૦ કે ૯૫ જણની કમીટી નેમી, જેમાંના ઘણાખરાઓએ કમીટીમાં કામ કરવાને ખુલ્લું કબુલ્યું હતું. હું કમીટીમાંનો એક હતો. જાહેર પ્રજા પાસેથી નાણું માંગનારો એક મદેહનજર અને હસ્તપત્રો

---

[1] મી૦ બેજનજી માદનની ઉપલી જુબાની તા૦ ૧૭ મી ફેબરવારી ૧૯૧૬ ના "પ્રજામિત્ર અને પારસી" પત્ર ઉપરથી શબ્દે શબ્દ મેં ઉતારી પ્રગટ કીધી છે.

બહાર પાડવામાં આવ્યાં હતાં. મેં ફંડમાં નાણું ભર્યું હતું. મારો ઇરાદો એ હતો કે મારૂં નાણું ફક્ત નવસારીની અનજુમનને મળતા ભગર્યાઓના ઉપયોગ માટેજ વાપરવું. બીજા નાણું ભરનારાઓનો ઈરાદો જાણવાની મને તક મળી હતી; તેઓનો ઇરાદો પણ એજ હતો, એટલે કે કામ ફક્ત ભગર્યાઓ માટેજ રહેવું જોઇએ. મેં કેટલાકો પાસે નાણું ભરાવ્યું હતું. તા૦ ૩ જી અકટોબર ૧૮૮૪ ને દીને હું ચીન જવાને ઉપડયો હતો. ત્યાં હું જુદે જુદે વખતે હોંગકોંગ અને શેંઘાહીની પારસી પંચાયતનાં ફંડોનો ત્રસ્તી હતો. નવેમ્બર ૧૯૦૬ માં હું મુંબઇ પાછો ફર્યો હતો. તેટલા અરસામાં મેં મુંબઇની ચાર મુલાકાત લીધી હતી.

બીજા પંથોના મોબેદોને દરેમેહેરમાં કામ કરવા દેવાનો સને ૧૮૮૭ નાં અનજુમન પત્રમાંનો કાનુન અને સને ૧૯૦૧ નું ત્રસ્તદીડ અમારા અસલ ઇરાદાની મુવાફેકના બીલકુલ નથી. જે વખતે અગીયારી ઇજવામાં આવી તે વેળા આવા કાનુનની ખબર મને વર્તમાનપત્રો વાંચતાં પડી હતી. આવા કાનુનની તરફેણમાં રાસ્ત ગોફતારમાં આવેલું લખાણ મને ખાસ યાદ છે. જો કમીટીએ નાણું ભરનાર તરીકે મારો અભીપ્રાય માગ્યો હતે તો મેં ખચીતજ એવા કાનુન સામે વાંધો લીધો હતે.

## ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ આપેલી જુબાની.

મી૦ પાવરીની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે ચીન જવા પછી મુંબઇની પહેલી મુલાકાત મેં અકટોબર ૧૮૮૮ માં લીધી હતી. તે આગમચ આ કાનુન વીશે મેં વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું. હું તે વેળા કમીટીનો એક સભાસદ હતો. તે વેળા મારા હાથમાં મુંબઇમાં થોડોજ વખત હોવાથી મેં કમીટીની સભામાં હાજરી આપી હતી નહી તેમજ મેં કદી કમીટી ઉપર એમ લખ્યું હતું નહી કે એ કાનુન અસલ ઇરાદાથી ઉલટો હતો. એ મુલાકાત વેળા હું મુબઇમાં અગીઆર મહીના રહયો હતો. આ કાનુન સામે આજ સુધીમાં કદી મેં લખીને વાંધો ઉઠાવ્યો નથી. આ બાબતના સંબંધમાં મને બીજાઓ સાથે વાત પણ થઇ નથી, કારણ કે હું બીજી બાબતોમાં ઘણો રોકાયલો હતો. પહેલી ખાનગી કમીટી આશરે ૧૦ કે ૧૨ આસામીઓની મળેલી હતી. તે કમીટી મેશર્સ ભાઇશંકર અને કાંગાની ઓફીસમાં મળી હતી. મને યાદ છે ત્યાં સુધી ખાનગી કમીટી એક કે બે વાર મળી હતી. આ સભાઓ મોબેદો વાડયાજીનું આતશબેહેરામ છોડી ગયા તે પછી થોડે દીવસે મળી હતી. મને યાદ છે કે ખાનગી કમીટીની એક સભા મી૦ જાલભાઇ શેઠનાના બંગલામાં એપ્રીલ ૧૮૮૪ માં મળી હતી. મેં તેમાં હાજરી આપી હતી નહી, કારણકે કામકાજ મુખ્ય કરીને દસ્તુર જામાસ્પજી સાથે સંબંધ ધરાવતાં આસામીઓને સોંપવામાં આવેલું હતું. તે ખાનગી સભામાં હાજરી આપવાનું મને આમંત્રણ કરવામાં આવ્યું હતું કે નહી તેની મને યાદ નથી, પણ મેં તેમાં હાજરી ઘણું ખરૂં મારા ઓફીસના કામમાં ગુંથાયલો હોવાને સબબે આપી હતી નહી. કોટમાં માણેકજી શેઠની વાડીમાં ખાનગી કમીટીની એક સભા

મળી હતી, તે વેળા એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે એક નીયમીત કમીટી ઉભી કરવી અને કેટલાક આસામીઓને નાણું ભરાવવા મોકલવા. હું તે સભામાં હાજર હતો. મી૦ જાલભાઇ શેઠના બંગલામાંની સભામાં મેં હાજરી આપી હતી નહી, કારણકે તે વેળા હું સરકારી નોકરીમાં હતો, અને મને ઓફીસમાં સહવારે ૯ થી રાત્રે ૭ વાગતા સુધી હાજરી આપવી પડતી હતી. મને બરાબર યાદ છે કે નીયમીત કમીટી ઉભી કરવાની દરખાસ્ત માણેકજી શેઠની વાડીમાં મળેલી સભામાં પસાર કરવામાં આવી હતી, પણ સભાસદોની ચુંટણી ત્યાં કે મી૦ જાલભાઇને ત્યાં કરવામાં આવી હતી તેની મને યાદ નથી. પેહેલા નેમવામાં આવેલા નીયમીત કમીટીના સભાસદોએ રફતે રફતે પોતાની સંખ્યામાં ઉમેરો કીધો હોય. મને યાદ છે કે પ્રથમ મેં નીયમીત કમીટીનો સભાસદ થવાની ના પાડી હતી, કારણકે મારી નોકરીના કામને સબબે સભાઓમાં હાજરી આપવાનું મારાથી બન્યું હતે નહી. બનવા જોગ છે કે મારૂં નામ પાછળથી ઉમેરવામાં આવ્યું હોય. નીયમીત કમીટીની સભાઓ માણેકજી શેઠની વાડીમાં મળતી હતી પણ હું ત્યાં હાજરી આપતો હતો નહી. સભાનાં કામકાજની નોંધમાં જો એવું આવ્યું હોય કે તા૦ ૩૧ મી મે ૧૮૮૪ અને તા૦ ૩ જી જુલાઇ ૧૮૮૪ ને દીને મળેલી સભાઓમાં હું હાજર હતો તો હું તે વાત સ્વીકારૂં છું. બનવા જોગ છે કે મેં ખાસ હાજરી એટલા માટે આપી હોય કે એક મદેહનજર ઘડી કહાડવાની હતી પણ એ બાબતની મને કાંઇ ખાસ યાદ નથી. હું સભાઓમાં બોલ્યો હતો. મેં શું બોલો વાપર્યા હતા તે હમણા યાદ કરી શકતો નથી પણ મારો ઇરાદો એ હતો કે કામ નવસારીની અનજુમનને મળતા ભગરીયાઓને એકલાને માટે રહેવું જોઇએ. જો સભાની નોંધમાં એવું હોય કે તે બંને સભાઓમાના એકમાં પણ મી૦ જાલભાઇ શેઠ હાજર હતા નહી તો હું તે વાત કબુલ રાખું છું. મને યાદ છે કે અમે એવી અફવા સાંભળી હતી કે દસ્તુર પેશોતન પોતાના કેટલાક મોબેદોને અમારી દરેમેહેરમાં મોકલવાનો ઇરાદો રાખતા હતા અને તેથી એવી તકરાર ચાલી હતી કે આ મોબેદોને દાખલ કરવા નહી. હું જોઉં છું કે મદેહનજરના બોલો એવા છે કે દરેમેહેર નવસારીની અનજુમનને મળતા ભગર્યાઓના એકલાના ઉપયોગ માટે રહેશે. બીજા કોઇ બોલો સુચવવામાં આવ્યા હતા કે અથવા તો તે કમીટીએ બદ્દલ રાખ્યા હતા કે નહીં તે હું કહી શકતો નથી. કોણે કઇ સુચનાઓ કીધી હતી અને તેઓને કોણે સુચનાઓ કીધી હતી તેની મને યાદ નથી. ખાનગી કમીટીના સંબંધમાં કાંઈ લખાણો છે કે નહી તેની મને યાદ નથી. મારી પાસે તેવાં કાંઇ લખાણ નથી કારણકે ઘણુંખરૂં લખાણનું કામ મેશર્સ ખરશેદજી શીરવાઇ અને ફરદુનજી કાંગા તરફથી કરવામાં આવતું હતું. ખાનગી કમીટીનાં કામકાજની કાંઇ પણ નોંધો રાખવામાં આવતી હતી કે નહી તેની મને યાદ નથી. પેહેલાંથી મારો અને ખાનગી કમીટીના સભાસદોનો એવો ઇરાદો હતો કે જે મકાન અમો બાંધવાના હતા તેમાંથી નવસારીની અનજુમનના મળત્યા ભગર્યાઓ સીવાયના બીજા બધા પંથોના મોબેદોને દુર રાખવા. જે બે સભાઓમાં મેં હાજરી આપી હતી તેમાં નીયમીત કમીટીના કોઇ સભાસદે એવું કહ્યું હોય કે વાડયાજીનાં આતશબેહેરામમાંના કે બીજા પંથોના મોબેદોને દાખલ નહી

કરવા તેની મને યાદ નથી. હું કહી શકું કે નીયમીત કમીટીના જે સભાસદો આગળ ખાનગી કમીટીના સભાસદો હતા તેઓનો ઈરાદો બીજા પંથોના મોબેદોને દુર રાખવાનો હતો; પણ બીજા સભાસદોનો શું ઈરાદો હતો તે હું કહી શકતો નથી. બે નાણું ભરનારાઓના ઇરાદાના સંબંધમાં હું બોલી શકું, એટલે કે તેઓનો ઇરાદો મારા જેવોજ હતો. તેઓમાંના એક મીં૦ મનચેરજી બી. પંથકી હતા, જેમણે રૂપ્યા ૧૦,૦૦૦ એવું ખુલ્લી રીતે જણાવીને આપ્યા હતા કે હું એ રૂપ્યા એકલા ભગર્યાઓ માટે આપું છું. અને તે મુજબજ આપણે ચાલવું જોઈએ. બીજા મી૦ નસરવાનજી રતનજી તાતા હતા, જેમણે રૂ. ૧૧,૦૦૦ આપ્યા હતા. તેમનો ઇરાદો પણ તેવોજ હતો. તેમણે જણાવ્યું હતું કે "ભગરસાથનાઓની સંભાળ લેજો." હું જાણું છું કે મી૦ મનચેરજી પંથકીના બેટા મી૦ દીનશાહ નીયમીત કમીટીના સભાસદ હતા. મી૦ દીનશાહ પોતાના પીતા સાથે રહેતા હતા.

સાક્ષીની ફરી તપાસ લેવામાં આવી હતી નહી."[1]

———:*:———

## (મી૦ ફરામજી હોરમસજી અરજાણીની જુબાની)

"મી૦ ફરામજી હોરમસજી અરજાણીએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે મારી ઉમર ૬૯ વરસની છે, હું વેપારી છું અને મુંબઇ ચરનીવાડીમાં નંબર ૧૨૧ નાં મકાનમા રહું છું. અને ૧૮૭૧ થી ૧૮૮૩ સુધી હું ચીનમાં હતો અને તે પછી સને ૧૮૮૬ થી ૧૮૯૩ સુધી કલકતામાં હતો. હું બંને ઠેકાણે પારસી અનજુમનનો એક ટ્રસ્તી, ખજાનચી અને ઓનરરી સેક્રેટરી હતો. હોંગકોંગમાં હું જસટીસ ઓફ ધી પીસ હતો. ભગરસાથના મોબેદો વાડયાજીનાં આતશબેહેરામમાંથી સને ૧૮૮૪ માં છુટા પડયા તે વેળા હું મુંબઇમાં હતો. તકરારી અગીઆરી કેવા સંજોગો વચે બાંધવામાં આવી હતી તે હું જાણું છું. ભગરસાથના મોબેદોએ એવી અરજ ગુજારી હતી કે અમો માટે એક અગીઆરીની ગોઠવણ કરો. તે ઉપરથી તેઓને મદદ આપવા માટે એક કમીટી ઉભી કરવામાં આવી હતી. અસલ કમીટીનો હું એક સભાસદ હતો. અસલ કમીટીના ઇરાદો ભગરસાથના મોબેદો માટે એક અગીઆરી પુરી પાડવાનો હતો, કારણ કે છુટા પડવા પછી તેઓને એક અગીઆરીની ખુટ માલમ પડતી હતી.

સવાલ–તમો જે અંગત ખબર ધરાવતા હોય તે જણાવો. એવી અગીઆરીમાં બીજા પંથોના મોબેદોને પણ કામ કરવા દેવાનો ઇરાદો હતો કે એવો ઇરાદો નહી હતો?

મી૦ પાવરીએ આ સવાલ સામે એવું જણાવી વાંધો લીધો હતો કે તે સાક્ષીને ખાસ કરીને એટલા માટે ચોકસ સુચના કરવા જેવો છે કે તે અત્યારમાંજ કહી ચુકયો છે કે ભગરિયાઓને હરકત પડતી હોવાથી તેઓને એક અગીઆરી પુરી પાડવાની નેમ રાખવામાં આવી હતી.

---

૧ મી૦ નવરોજજી આંત્યાની ઉપલી જુબાની તા૦ ૧ લી માર્ચ ૧૯૧૬ ના "પ્રજામિત્ર અને પારસી" પત્ર મધેથી શબ્દે શબ્દ ઉતારી લીધી છે.

મી૦ ઇરાનીએ તેના જવાબમાં જણાવ્યું હતું કે (ક) મારો સવાલ ચોકસ સુચના કરવા જેવો નથી (ખ) ચોકસ સુચના કરનારા સવાલો પુછતાં ફક્ત એવીજ વખતે અટકાવવામાં આવે છે કે જ્યારે એવી ફીકર રહે કે તેથી સાક્ષી ખોટું બોલવા તરફ દોરવાઇ જશે. હાલના જેવો સાક્ષી ખોટું બોલવાનો સંભવ છે એવી સુચના હું વાંધાભરી ગણું છું. (ગ) સાક્ષીનો પેહેલો જવાબ ખુલ્લો હતો, પણ એ બાબતમાં કાંઇ પણ વધુ ગેરસમજુતી ઉઠતી અટકાવવા માટે મેં સાક્ષીને વધુ સવાલ પુછયો હતો. ખરી વાત શોધી કહાડવા માટે લવાદ બહોળી મુનસફી ધરાવે છે તથા ખાલી ટેકનીકલ સબબસર ખુલ્લી જુબાની રજુ થતી અટકાવવાથી ગેરઇનસાફ ગુજરશે.

તેનો જવાબ વાળતાં મી૦ પાવરીએ જણાવ્યું કે આ સવાલ પુછવા દેવાથી સુચના કરનારા એવાજ બધા સવાલો પુછવાનો અને સાક્ષીના મોઢાંમાં જોઇતા બોલો મુકવાનો માર્ગ ખુલ્લો થશે.

લવાદે પોતાનો ચુકાદો આપ્યો હતો કે હું આ સવાલ પુછવા દેઉ છું કારણ કે હાલના જેવો સાક્ષી તેથી ખોટી વાત કેહેવાને દોરવાઇ જાય તેવો સંભવ નથી.

આ ઉપરથી સાક્ષીએ પોતાને પુછવામાં આવેલા સવાલનો જવાબ આપતાં જણાવ્યું કે એવો કાંઇ ઇરાદો હતો નહી.

તે બાદ સાક્ષીએ પોતાની મેળે ઉમેર્યું હતું કે "જો એવો ઇરાદો હતે તો મેં ભર્યું છે તે મુજબ નાણું ભર્યું હતે નહી. તેમજ કલકતામાંના લોકો પાસેથી મેં લગભગ રૂ. ૩૦૦૦ ભરાવ્યા હતે નહી. કલકતામાંના લોકોને મેં નાણું ભરવા જણાવતાં તેઓએ મને પુછયું હતું કે આ અગીઆરી ફક્ત નવસારીના કાબુ હેઠળના ભર્ગારિયાઓ માટેજ રાખવાનો ઇરાદો છે કે બીજા પંથોના મોબેદોને પણ તેમાં દાખલ કરવામાં આવશે? અને તેઓએ જણાવ્યું હતું કે જો બીજા પંથવાળાઓને દાખલ કરવાના હોય તો અમો નાણું ભરશું નહી. મેં તેઓને જવાબ વાળ્યો હતો કે અગીઆરી ફક્ત ભગરસાથવાળાઓની રહેશે અને તેથી તેઓએ ફંડમાં નાણું ભર્યું હતું. હું સને ૧૮૮૩ થી ૧૮૮૬ સુધી મુંબઇમાં હતો. તે દરમીઆન કમીટીમાં બીજા પંથોના મોબેદોને દાખલ કરવાને લગતી કાંઈ વાતચીત થઇ હતી નહી. સને ૧૮૮૬ થી હુ કમીટીમાં કામકાજ કરતો બંધ પડયો હતો, કારણ કે હું કલકતા ચાલી ગયો હતો. અગીઆરીને વચે ખુલ્લી જગ્યા રાખી બે ભાગોમાં શા માટે બાંધવામાં આવી છે તે હું જાણું છું. મેં તે વેળા લાગતા વળગતા આસામીઓને તે માટેનો સબબ પુછયો હતો અને તેઓએ જણાવ્યું હતું કે તેમ હવા ઉજાશ માટે કરવામાં આવ્યું છે. બીજો સબબ એ હતો કે આતશબેહેરામ બાંધવાનો ઇરાદો હતો અને આ જગા આતશબેહેરામમાં હવાઉજાશ દાખલ થાય તે માટે ખોલ્લી રાખવામાં આવી હતી. ટ્રસ્ટડીડમાં તકરારી ફકરો નીચલા બોલોના બનેલો છે:—"તેના અને તેમાંના એવા ભાગો સીવાય કે જે કારોબારી કમીટી વખતો વખત બીજા પંથોના મોબેદો માટે અલાહેદા રાખે અને તેઓનું ધાર્મીક કામ કરવા માટે નક્કી કરી આપે." આ ફકરો અમારા અસલ ઇરાદાથી ઉલટો છે.

# મી૦ ફરામજી અરજાણીની ઉલટપાલટ તપાસ.

મી૦ ફરામજી હોરમસજી અરજાણીની મી૦ પાવરીએ નીચે મુજબ ઉલટપાલટ તપાસ ચલાવી હતી:—

સવાલ–તમે કયાંથી જાણ્યું કે અગીયારી ફક્ત ભગરીયા મોબેદો માટેજ રાખવાની હતી અને બીજા મોબેદો માટે નહી રાખવાની હતી? તમને તેની કમીટીમાંથી ખબર મળી કે કોઇ બીજે ઠેકાણેથી ખબર મળી?

જવાબ–ભગરસાથના મોબેદોએ જણાવ્યું હતું કે તેઓને એવી અગીઆરીની જરૂર હતી અને તેથી હું સમજયો હતો કે તે તેઓ માટે હતી. ભગર્યાઓ વાડયાજીનું આતશબેહેરામ છોડી ગયા હતા અને તેઓને એવી અગીયારીની જરૂર હતી. બીજા મોબેદો માટે જોગવાઇ કરવાનો સવાલ તે વેળાએ ઉભો થયો હતો નહી. તે વેળાએ સવાલ ફક્ત છુટા પડેલાઓ માટેની જોગવાઇ કરવાનો હતો. જો બીજાઓ માટે જોગવાઇ કરવાનો સવાલ ઉભો કરવામાં આવ્યો હતે તો અમે નાણું ભર્યું હતે નહી. અગીઆરીમાં કામ કરતાં બીજાઓને અટકાવવાનો ખ્યાલ તે વેળાએ ઉભો થયલો હતો. આ ખ્યાલ કમીટીના સભાસદોના મગજમાં ઉભો થયો હતો. તેઓમાં એ બાબે વાતચીત ચાલી હતી અને એવું જણાવવામાં આવ્યું હતું કે જો બીજાઓને દાખલ કરવામાં આવશે તો તેઓ વચ્ચે ટંટા ઉભા થશે, કારણકે તેઓ અલાહેદા આલાત વાપરતા હતા. છુટા પડેલા મોબેદોને મોઢેથી પણ મેં સાંભળ્યું હતું કે જો બીજા મોબેદોને દાખલ કરવામાં આવશે તો કામ કરવાનું બની શકશે નહી. તે મોબેદોને મોઢેથી મેં કઇ જગ્યાએ સાંભળ્યું હતું તે હું કહી શકતો નથી. કારણકે એ વાત ત્રીસ વરસ પર બની હતી. મેં તે દાદીશેઠનાં આતશબેહેરામમાં કે ભાડેનાં મકાનમાંની કામ ચલાઉ અગીઆરીમાં સાંભળ્યું હોય, એવી વાતચીત મોબેદો સાથે મને કેટલીવાર થઇ હતી તે હું કહી શકતો નથી. મોબેદો મારી આગળ બોલ્યા હતા, કારણકે હું કમીટીનો એક સભાસદ હતો. કયા ખાસ સબબસર તેઓ મારી આગળ એ વીશે બોલ્યા હતા તે હું જાણતો નથી. મેં તેઓને પુછયું હતું નહી કે જયારે આ સવાલ ઉભો થયો નથી ત્યારે તમો એ બાબત વીશે શા માટે બોલો છો? આ બાબતના સંબંધમાં કમીટીના સભાસદો અને મોબેદો સીવાય બીજાઓને મોઢેથી મેં સાંભળ્યું હતું કે કેમ તેની મને યાદ નથી, પણ મી૦ ખરશેદજી શીરવાઇ સાથે વાતચીત થયલી હોવાની મને યાદ છે.

અત્રે સાક્ષીએ પોતાની મેળે ઉમેર્યું હતું કે "તેમણે એવો અભીપ્રાય દર્શાવ્યો હતો કે અગીઆરી ફક્ત ભગરસાથના મોબેદો માટેનીજ રહેશે અને તેમાં બીજા મોબેદોને દાખલ કરવામાં આવશે નહી"

સાક્ષીએ તે બાદ પોતાની વધુ તપાસમાં જણાવ્યું કે "મી૦ શીરવાઇ સાથની આ વાતચીત તેઓના પોતાના બંગલામાં થઇ હતી. આ વાતચીતનો મોકો એટલા ઉપરથી ઉભો થયો હતો કે મેં ફક્ત રૂ. ૧૦૦ ભર્યા હતા અને મી૦ શીરવાઇએ મને જણાવ્યું કે "આ આપણા પોતાના નવસારીના મોબેદોને માટે છે અને તમારે તેમાં વધુ નાણું

ભરવું જોઇએ" અને તેથી મેં રૂ. ૫૧ વધુ ભર્યા હતા. મેં તે વેળા મી૦ શીરવાઇને જણાવ્યું હતું કે 'મોબેદો જણાવે છે કે બીજા પંથોના મોબેદોને દાખલ કરવા નહી જોઇએ.' મી૦ શીરવાઇએ જવાબ વાળ્યો 'હા, તે બરોબર છે. બીજાઓને દાખલ કરવાનો કાંઇ ઇરાદો નથી.' અગીઆરી ઉજવાની ક્રીયા વેળાએ વાંચવામાં આવેલા આગસ્ત ૧૮૮૭ ના અનજુમન પત્ર વીશે હું કાંઇ જાણુતો નથી. આ અનજુમન પત્રમાં બીજા મોબેદોને દાખલ કરવાનો કાનુન આવેલો છે તે પત્ર ઉપર મી૦ ખરશેદજી શીરવાઈએ સહી મુકી છે કે કેમ તે હું જાણુતો નથી. મી૦ શીરવાઇએ એવાં પત્ર ઉપર શા માટે સહી મુકેલી હોવી જોઇએ તે હું કહી શકતો નથી, સીવાય કે એ સબબ હોય કે તેવણે પાછળથી પોતાનું મત બદલ્યું હોય. સને ૧૮૯૩ થી ૧૮૯૮ સુધી હું મુંબઇમાં હતો અને તે પછી હું પાછો ચીન ગયો હતો. સને ૧૮૮૪ અને ૧૮૮૬ ની સચ્ચે માણેકજી શેઠની વાડીમાં મળેલી કમીટીની કેટલીક સભાઓમાં મેં હાજરી આપી હતી.

સ૦—કમીટીની મીનીટ બુક ઉપરથી માલમ પડે છે કે તા૦ ૩ જી જુલાઈ ૧૮૮૪ ને દીને તમને એક સભાસદ તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા અને તમે તે પછીની કોઇ પણ સભામાં હાજરી આપી હતી નહી અને તે છતાં તમો શું એમ કહી શકો કે તમે કોઇ સભામાં હાજરી આપી હતી?

જ૦—હા; મારી ખાત્રી છે કે માણેકજી શેઠની વાડીમાંની એકાદ બે સભાઓમાં મેં હાજરી આપી હતી.

વધુ સવાલોનાં જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે મીનીટ બુક ખોટી રીતે લખાયલી હતી એમ હું કેમ કહી શકું? હું એટલુંજ જાણુછ કે મેં તેમાં હાજરી આપી હતી. હું જ્યારે હાજર હતો ત્યારે મારૂં નામ શા માટે નોંધવામાં આવ્યું નહી હોય તેનો કાંઇ પણ સબબ હું જાણુતો નથી. મેં કમીટીમાં કોઇ પણ દરખાસ્ત મુકી હતી નહિં અથવા તો કોઇ પણ દરખાસ્તને ટેકો આપ્યો હતો નહી. હું જાણુતો નથી કે કલકતામાંના નાણું ભરનારાઓએ શા માટે મને એમ પુછયું હતું કે અગીઆરી ફકત ભગરસાથવાળાઓ માટે-નીજ હતી કે બીજાઓ માટે પણ હતી? અગીઆરીનાં બે ભાગો વચેની ખુલી જગ્યા વીશે લાગતાવળગતાં આસામીઓને મેં કયારે પુછયું હતું તેની મને યાદ નથી. હું ધારૂં છું કે સને ૧૮૯૩ માં કલકતાથી હું પાછો ફર્યો તે પછી મેં પુછયું હશે. આ ખુલ્લી જગ્યા માટે મેં કોણને પુછયું હતું તેની મને યાદ નથી.

સાક્ષીની ફરી તપાસ મી૦ ઇરાનીએ કાંઇ લીધી હતી નહી.

## લવાદના સવાલોના જવાબમાં સાક્ષીએ વાળેલા જવાબ.

લવાદે પુછેલા સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું હતું કે કલકતામાં ફકત એકાદ બે નાણું ભરનારાઓએ એ બાબતમાં મને સવાલ પુછયા હતા. મને તેઓમાંના એકની એટલે મી૦ ફરામજી મનચેરજી બુમલાની યાદ છે. તેમણે રૂ. ૩૦૧ ભર્યા છે. મને યાદ છે ત્યાં સુધી હું કલકતા જવા માટે ઉપડયો તે આગમચ મકાન બાંધવાનું શરૂ થયું હતું. મેં મકાનના પલાન જોયા હતા નહી કે તેનાં બાંધકામમાં કાંઇ પણ ભાગ લીધો હતો નહી.

આશરે જુલાઇ ૧૮૮૬ માં હું કલકતા જવાને ઉપડયો હતો. મેં જે રકમ આપી હતી તેની રસીટ મને મળેલી હોવી જોઇએ. મને યાદ નથી કે તેમાં એમ જણાવ્યું હતું કે પઇસા ફકત અગીઆરી માટે હતા અથવા તો બંને અગીઆરી અને આતશબેહેરામ માટેના હતા. પેહેલી નેમ અગીઆરી બાંધવાની હતી અને જો ફાજલ બચે તો આતશ-બેહેરામ બાંધવાનું હતું. મને યાદ નથી કે ભગરસાથ સીવાયના બીજા મોબેદોને દાખલ કરવા કે નહી કરવાના સંબંધમાં કમીટીમાં એક યા બીજી રીતની કોઇ દરખાસ્ત લાવવામાં આવી હતી કે અથવા તો એ બાબત ઉપર કાંઈ પણ ઠરાવ કરવામાં આવ્યો હતો કે? એ બાબત ઉપર ખાલી વાતચીત થઇ હતી. કમીટીમાંનો કોઇ પણ આસામી બીજા મોબેદોને દાખલ કરવાની તરફેણમાં હતો કે કેમ તે હું જાણતો નથી.[1]

## મી૦ ફરદુનજી માણેકજી કાંગાની જુબાની.

મી૦ ફરદુનજી માણેકજી કાંગાએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે "હું સોલીસીટર છું, મારી ઉમર ૬૧ વરસની છે અને ચરનીરોડ રહું છું. હું એક વેળા વડોદરાના રાજ્યમાં ડીસ્ત્રીકટ જજ હતો. હું એક ભગરીઓ છું. ભગરીઆઓ વાડયાજીનાં આતશબેહેરામમાંથી સને ૧૮૮૩-૮૪ માં છુટા પડયા હતા તે વાતની મને યાદ છે. તેઓ છુટા પડયા, કારણ કે તે આતશબેહેરામના ત્રસતીઓએ મુરાતબ કરવાની અને નવસારીની દરેમેહેર તરફથી તેનો સ્વીકાર કરાવવાની હઠ લીધી હતી. મોબેદોને લાગ્યું કે આ તેઓનાં અંતઃકરણથી અને ચાલતા આવેલા રેવાજથી ઉલટી રીતનું કામ કીધું હતું, જેથી તેઓએ તેમ થવા દેવાની ના પાડી હતી. આ સબબે તેઓને આતશબેહેરામમાંથી બહાર કહાડવામાં આવ્યા હતા. છુટા પડવા પછી ભગરીઆ મોબેદોએ ભગરીઆ કોમના આગેવાન સભાસદો ઉપર એક રેકવીઝીશન મોકલી તેઓને અપીલ કીધી હતી કે તેઓને માટે ચંદનવાડીમાં એક અગીઆરી પુરી પાડવી. ભગરીઆ આગેવાનો સાથે મળ્યા અને આયંદે એક કમીટીની નેમણુંક કરવામાં આવી. હું શરૂઆતથી તે કમીટીનો એક સભાસદ અને એક જોડયો સેક્રેટરી હતો. જે મોબેદોએ રેકવીઝીશન કીધું હતું તે બધા ભગરીઆઓ હતા. જે ગ્રહસ્થોને તેઓએ અપીલ કીધી હતી તેઓ પણ બધા ભગરીઆઓ હતા. કમીટી બધી ભગરીઆઓની બનેલી હતી. જ્યારે કમીટી બનાવવામાં આવી ત્યારે તેઓની નેમ રેકવીઝીશન કરનારાઓની અરજ પાર ઉતારવાની હતી, એટલે કે ફંડો ભેગાં કરવાની અને તેઓને ચંદનવાડીમાં એક અગીઆરી પુરી પાડવાની હતી. હું જાણું છું કે છુટા પડેલા ભગરીઆઓએ નવસારીની વડી દરેમેહેરનું વડપણ સ્વીકાર્યું હતું. કમીટીએ એક મહેરનજર પ્રગટ કીધી હતી, જેમાં કયા સંજોગો હેઠળ એ હીલચાલ ઉભી કરવામાં આવી હતી તે જણાવવામાં આવ્યું હતું અને અગીઆરી બાંધવા માટેનાં ફંડમાં નાણું ભરવાની અરજ

---

૧ મી૦ ફરામજી હોરમજજી અરજદારની ઉપલી જુબાની તા૦ ૨૪ મી માર્ચ તથા તા૦ ૫ મી એપ્રેલ ૧૯૧૬ ના "પ્રજામિત્ર અને પારસી" પત્ર ઉપરથી ઉતારી પ્રગટ કીધી છે.

કરવામાં આવી હતી. હું ધારૂં છું કે મ્હેહનજર મેં સેક્રેટરીઓમાંના એક તરીકે ઘડી હતી પણ જો અસલ ખરડો મને બતાવવામાં આવે તો હું વધારે ખાત્રીપુર્વક કહી શકું.

અત્રે મી૦ ઇરાનીની અરજ ઉપરથી મી૦ પાવરીએ પાકો ખરડો રજુ કીધો હતો, જે જોઇને સાક્ષીએ જણાવ્યું કે "આ મારો ખરડો છે, અને તે ઉપર મેં સહી કરવા પછી બીજા સભાસદો ઉપર પસંદગી માટે મોકલી આપતી વેળા વળતી સાખ કીધી છે."

ઉપલો ખરડો એકઝીબીટ ૨૭ તરીકે દાખલ કરવામાં આવ્યો હતો.

મી૦ ફરદુનજી કાંગાએ તે બાદ પોતાની વધુ જુબાનીમાં જણાવ્યું કે "કમીટીની અસલ નેમ જે ભગરીઆ મોબેદોને વાડયાજીનાં આતશબેહેરામમાંથી કહાડી મુકવામાં આવ્યા હતા તેઓ માટે રહેઠાણ તથા ધંધાની જગ્યા પુરાં પાડવાની હતી. અસલ ખરડામાં આતશબેહેરામ વીશે કાંઇ ઇશારો હતો નહી. પાછળથી ફકરાઓ ઉમેરવામાં આવ્યા હતા, જેનો સાર એ હતો કે જો ફંડ પુરતું થાય તો એક આતશબેહેરામ પણ ઉભું કરવું. કમીટીએ ખરડામાં ફેરફાર કીધો હતો અને તે ફેરફાર કીધેલા આકારમાં જાહેર પ્રજા સમુનખ રજુ કરવામાં આવ્યો હતો. એકઝીબીટ ૧૨ નાં શીડયુલ એ. માં જણાવવા મુજબનો તે છે. તે ઉપર મારી સહી છે અને આ વાત ખરી છે કે મેં તેના ઉપર સેક્રેટરી તરીકે સહી કરી હતી; પણ હું પોતે તો તેમાંના આતશબેહેરામને લગતા કેટલાક ભાગો નાપસંદ કરતો હતો. એક આતશબેહેરામની યોજના સામે હું પેહેલેથીજ વીરૂધ હતો. મારી ખાહેશ એ હતી કે યોજના ફકત ભગરીયાઓ માટે અગીઆરી બાંધવા માટેનીજ રાખવી. સુધારેલી મહેહનજર મુજબ પણ હું એમ સમજતો હતો કે એકલા ભગરીઆ મોબેદોનેજ એ સખાવતનો લાભ મળવાનો હતો, એટલે કે તેઓ એકલાજ અગીઆરી વાપરવાના હતા. માર્ચ કે એપ્રીલ ૧૮૮૯ માં મેં કમીટીમાંથી તેમજ સેક્રેટરીના ઓધા ઉપરથી રાજીનામું આપ્યું હતું. તે વખત સુધી ભગરીઆઓ સીવાય કોઇ પણ મોબેદો તરફથી એ અગીઆરીનો ઉપયોગ થવાના સંબંધમાં કોઇપણ તરફથી બોલાયું હતું નહી, જે મુજબ મહેહનજર પ્રગટ કરવામાં આવી હતી તે પણ મારાં આ બોલવાને ટેકો આપે છે. તેની પ્રસ્તાવના ફકત ભગર્યાઓને લાગુ પડી શકે, મહેહનજરમાંની આગલા બનાવોની આખી તવારીખ ફકત ભગર્યાઓનેજ લાગુ પડે છે. આ કજયાના સંબંધમાં મેં ખાસ ઇશારો કીધો હતો કારણ કે હું ભગર્યા મોબેદોની તરફથી હાઇ કોર્ટમાં તે ચલાવતો હતો. ૧૨ મા ફકરામાં ફંડનું જે નામ આપવામાં આવ્યું છે તે ભગર્યાઓને એકલાનેજ માટેનું દર્શાવે છે, અને ૧૩ માં ફકરામાં જણાવવામાં આવે છે કે હરેમેહેર નવસારી અનજુમનની સાથવાળા ભગર્યાઓ માટે રહેવાની છે હું કહું છું કે એકને દાખલ કરવું તે બીજાઓને બાતલ રાખવા જેવું છે એ સાધારણ નીયમ પ્રમાણે આ કાનુન ભગર્યાઓ સીવાયના બીજા બધાઓને બાતલ રાખે છે. જે ગ્રહસ્થોએ ફંડમાં મોટી રકમો ભરી હતી તેમાંના કેટલાકોને હું ઓળખતો હતો. હું મેશર્સ સોરાબજી અને નશરવાનજી વાતાને ઓળખતો હતો. તેઓ ઉત્સાહી ભગરીઆઆ હતા અને મી૦ સોરાબજીએ આ હીલચાલમાં ઉમંગી ભાગ લીધો હતો. બંને મેશર્સ સોરાબજી અને નશરવાનજી મરણ પામ્યા છે. આ સખાવતના સંબંધમાં તેઓના વીચારો શું હતા તે

હું જાણુતો હતો. મારી સમજ પ્રમાણે તેઓએ એકલા ભગરીઆઓ માટે નાણું ભર્યાં હતાં. તેનાં મકાન માટેના પલાન રજુ કરવામાં આવ્યા તે વેળા હું કમીટીમાં હતો. હું અગીઆરી જોવા કદી ગયો નથી અને તેથી તે બે પાંખની બનેલી છે કે નહી તે હું કહી શકતો નથી. મને યાદ છે ત્યાંસુધી જયારે અસલ પલાન રજુ કરવામાં આવ્યા હતા ત્યારે એવી સુચના કરવામાં આવી હતી કે મકાન એવી રીતે બાંધવું કે જેથી પાછળથી આતશબેહેરામ બાંધવાની જોગવાઇ રહે. મને યાદ છે ત્યાં સુધી પલાનો રજુ કરવામાં આવ્યા ત્યારે એવી કોઇ સુચના કરવામાં આવી હતી નહી કે મકાન એવું રહેવું જોઇએ કે જેથી બીજા પંથોના મોબેદો માટેની સગવડ થઇ શકે. ત્રસ્તદીડમાં એવી જે કલમ છે કે "તેના કે તેમાંનો એવો કોઇ ભાગ કે જે કારોબારી કમીટી વખતો વખત બીજા પંથોના મોબેદો માટે તેઓનું ધાર્મીક કામ કરવા માટે અલાહેદો રાખે અને મુકરર કરે તે સીવાય" તે મારા અભીપ્રાય મુજબ દરેમેહેરના સંબંધમાં સખાવતનો જે અસલ ઇરાદો રાખવામાં આવ્યો હતો તેની સાથે બંધ બેસતો નથી. સને ૧૮૮૬ માં મેં રાજીનામું આપવા પછી મને કમીટી સાથે કાંઇ સ્નાન સુતક રહ્યું હતું નહી; પણ આશરે સને ૧૯૦૫ માં ચોકસ સંજોગો હેઠળ મને જોડયા સેક્રેટરી તરીકે જોડાવાની ફરજ પડી હતી. તે વખતે મારા વાંચવામાં ત્રસ્તદીડ આવ્યું અને તે ઉપરથી મેં તે વેળાના સરનશીન મી૦ રૂસ્તમજી દોસાભાઇ શેઠનાંનું ધ્યાન ખેંચ્યું કે ત્રસ્તદીડના કેટલાક કાનુનો દરેમેહેરને લગતી અસલ નેમની સાથે બંધ બેસતા નથી. મી૦ શેઠનાએ જણાવ્યું કે કેવા કાનુનો ઘડવા અને કયો ભાગ મુકરર કરવો તેની સત્તા કમીટીને હતી અને એ બાબતની ગોઠવણ કેટલાંક વરસ થયાં કરવામાં આવી છે.

## મી૦ કાંગા સોલીસીટરની ઉલટ પાલટ તપાસ.

મી૦ ફરદુનજી માણેકજી કાંગા સોલીસીટરે મી૦ પાવરીની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું હતું કે સખાવતને લગતા અસલ ઇરાદાના સંબંધમાં મેં જણાવ્યું છે તે મેં મારી તરફથી કહ્યું છે. હું સેક્રેટરી હતો ત્યારથી તે સને ૧૮૮૬ માં મેં રાજીનામું આપ્યું ત્યાં સુધી આ બાબતના સંબંધમાં કમીટીના કોઇ પણ સભાસદ સાથે વાદવીવાદ ચલાવવાનો મને કદી પ્રસંગ મળ્યો હતો નહી. મને યાદ છે ત્યાં સુધી આ વાત વીશે કમીટીમાં કાંઇ બોલવામાં આવ્યું હતું નહી કે દરેમહેર ફકત ભગરિયાઓ માટે રહેવાની હતી, કારણ કે તે બધાઓને ખુલ્લું જણાતું હતું અને તેમ મદેહનજરમાં જણાવવામાં આવેલું હતું. કમીટીના બધા સભાસદોના ઇરાદા વીશે બોલવાનો હું દાવો કરી શકું નહી, પણ હું મારા પોતાના, મારા જોડયા સેક્રેટરી અને કેટલાક નાણું ભરનારાઓના ઇરાદા વીશે બોલી શકું. ભગરિયા મોબેદોની એક મોટી ટોળી વાડયાજીનાં આતશબેહેરામથી છુટી પડી હતી, પણ તેઓની બરાબર સંખ્યા હું કહી શકું નહી. તેઓ છુટા પડયા પછી જો કે તેઓ માટે કામચલાઉ સગવડ કરવામાં આવી હતી તે છતાં મોટી અગવડમાં તેઓ પડયા હતા. મુંબઇની અગીઆરીઓની રૂઢીઓથી, તેમજ કોઇ અગીઆરી ફકત એકજ પંથ માટે અમાનત રાખવામાં આવેલી છે, અથવા કઇ અગીઆરીઓ જુદા જુદા પંથોન સગવડ આપે છે, તેથી હું વાકેફ નથી. જો સગવડ પ્રથમ ભગરિઆઓ માટે તેમજ

બીજાઓ માટે રાખવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોતે તો મહેરૂનજરમાંના તરેહવાર ફકરાઓમાં ફેરફાર કરવો પડયો હતે, અને ઉમેરો કરવામાં આવ્યો હોતે, હું કહું છું કે જો કોઇબી લાભ ગમે એવો નાનો પણ બીજા પંથોના મોબેદોને પણ આપવાનો હતે તો મેં તે બાંના પ્રસ્તાવનામાં ઉમેરી હતે, અને તે મુજબ બીજા ફકરાઓમાં ફેરફાર કીધો હતે. મેં ત્રસ્તદીડ આશરે ૧૯૦૫ માં વાંચ્યું ત્યાં સુધી મેં સને ૧૮૮૭ નું અનજુમન પત્રક વાંચ્યું હતું નહી. હું જાણું છું કે કમીટીના ઘણા સભાસદોએ ફંડમાં મોટી રકમો ભરી હતી. હું જાણું છું કે મી૦ પી. આર. કાંગા, દસ્તુર જામાસ્પજી, મી૦ સી. એમ. શેઠના, મી૦ દી૦ એમ પંથકી, મી૦ સી. એન. કાંગા, મી૦ જે. જે. મોદી, મી૦ કે. સી. પંથકી, મી૦ જે. એન. પંથકી; મો૦ પી. એન. પાવરી, મી૦ જે. દી. નાદરશાહ, ડાકટર એન. એન. કાત્રક અને મી૦ એસ. આર. બનશા ચુસ્ત ભગરિયા હતા અને ભગરિયાઓના લાભ તેઓને હયડે હતા. તેઓમાંના બે એટલે કે મી૦ નાદરશાહ અને ડાકતર કાત્રક કાંઇક આગળ વધેલા વીચારો ધરાવતા હતા. મારે કહેવું જોઇએ કે ઉપર જણાવેલા ગ્રહસ્થો ભગરિયાઓના હકોના સંબંધમાં બેદરકારીથી કામ લે તેવા હતા નહી. જો આ વાત ખરી હોય કે અનજુમન પત્રક પસાર કરનારા આજ ગ્રહસ્થો હતા તો કેવા વીચારોથી તેમ કરવાને તેઓ દોરવાયા હતા તે હું કહી શકું નહીં. હું ફકત એટલુંજ કહી શકું કે જેમ મેં આતશબેહેરામની તરફેણમાં મત આપ્યું હતું નહી તેમ મેં તેની વીરૂદ્ધમાં મત આપ્યું હતે નહી. જો એક સબ-કમીટી કે જેમાં મી૦ નાદરશાહ અને ડાકટર કાત્રક નહી હતા તેણે અનજુમન પત્રક પસાર કીધું હોય તો તેઓ કેવા વીચારોથી તેમ કરવાને દોરવાયા હતા તે હું કહી શકું નહી. મી૦ દીનશાહ પંથકી મી૦ મીનોચેહેર બમનજી પંથકીના બેટા, અને ડાકટર કેકોબાદ કાવસજી પંથકી જમાઇ હતા હું માનું છું કે તેઓ બધા સાથે રહેતા હતા મી૦ મનચેરજીનું કામકાજ મી૦ દીનશાહ બજાવતા હતા. આ ખાસ બાબતના સંબંધમાં હું અંગત રીતે મી૦ મનચેરજી પંથકીના વીચારો જાણતો હતો નહી, પણ ભગરિયાઓ માટેના તેમના સામાન્ય વીચારો અને લાગણીને લગતા મારા જ્ઞાન ઉપરથી હું એવું અનુમાન ખેંચી શકું કે એવાં એક અનજુમન પત્રની તરફેણમાં તેઓએ મત આપ્યું હતે નહી. મી૦ મનચેરજીના બેટા અને જમાઇ હું ધારૂં છું કે તેમના વીચારો અને લાગણીઓ જાણતા હોવા જોઇએ. તેમના વીચારો અને લાગણીથી ઉલટ રીતે તેમણે શા માટે મત આપેલું હોવું જોઇએ તે હું કહી શકતો નથી. હું દસ્તુર જામાસ્પજી અને મેસરસ કાવસજી એદલજી કાંગા, જીવનજી જે. મોદી, પેસતનજી આર. કાંગાની મને બતાવવામાં આવતા અનજુમન પત્રના ખરડા ઉપર સહી છે તે હું ઓળખી શકું છું."

આ ખરડો એકઝીબીટ ૨૮ તરીકે દાખલ કરવામાં આવ્યો હતો.

મી૦ કરદુનજી કાંગાએ આગળ ચાલતાં જણાવ્યું કે "મી૦ ખરશેદજી નશરવાનજી સીરવાઇ પેહલેથી જ મારી સાથે જોડયા સેક્રેટરી હતા. હું માનું છું કે પોતાનાં મરણ સુધી તેઓ તેમ ચાલુ રહ્યા હતા. તેઓએ અનજુમન પત્રક ઉપર શા માટે સહી કીધી તે હું જાણતો નથી. કદાચ અંગત રીતે તેઓને તે ના પસંદ હોય પણ સેક્રેટરી તરીકે તે ઉપર સહી કરવાની તેમને ફરજ પડી હતી. હું જાણું છું કે તેઓ મારી સાથે જોડાયલા હતા

તે આખા વખતમાં તેઓ એકલા ભગરિયાઓ માટેજ લડત ચલાવતા હતા. કોઇ પણ વખત મી૦ ખરશેદજી સીરવાઇ મારી આગળ અનજુમન પત્રક વીશે બોલ્યા હતા નહી. હું જાણું છું ત્યાં સુધી જે તકરારને સબબે ભગરિયાઓ છુટા પડયા હતા તે તકરાર માટેનો એકલો સબબ આ હતો કે વાડયાજીના ત્રસ્તીઓએ મુંબઇમાં મરાતબ કરવાની અને નવસારીમાં તેનો સ્વીકાર કરાવવાની સત્તા મેળવવા માગી હતી. મેં રાજીનામું આપ્યું તેટલા વખતમાં મોટી સંખ્યાએ ફંડમાં નાણું ભર્યું હતું. તેઓનો ઇરાદો શું હતો, તેઓ દરેમેહેરને એકલા ભગરિયાઓ માટે રાખવાનો ઇરાદો રાખતા હતા કે તેઓનો ઇરાદો જુદોજ હતો, તે હું કહી શકું એમ નથી. જો મુંબઇમાં મરાતબ બનાવેલાઓ માટે અલાહેદા દીંધોરાઓ રાખવામાં આવ્યા હતે તો છુટા પડેલા મોબેદોએ વાડયાજીનાં આતશબેહેરામમાં કામ કરવાનું ચાલુ રાખ્યું હતું કે કેમ તે હું કહી શકતો નથી. એવી કોઇ વક્કી ઉપર વીચાર ચલાવવામાં આવ્યો હતો નહીં. ત્રસ્તદીડના વાંધાભરેલા ભાગ ઉપર કમીટીનું ધ્યાન મેં બે સબબોસર ખેંચ્યું હતું નહી. પેહેલો એ કે મેં મારો ઓધો ખુલ્લું કહીને થોડા વખત માટેજ સ્વીકાર્યો હતો અને હું રાજીનામું આપવાની અણી ઉપર હતો, અને બીજો એ કે મેં એવું સાંભળ્યું હતું કે મોબેદો એ બાબતના સંબંધમાં પગલાં ભરવાનો વીચાર કરતા હતા.

## ફરી તપાસ.

મી૦ ઇરાનીની ફરી તપાસમાં મી૦ ફરદુનજી કાંગાએ જણાવ્યું કે "મારી જાણ મુજબ જે મદેહુનજર ડીડ પ્રગટ કરવામાં આવી હતી તેમાં દરેમેહેરનો ઉપયોગ કરવાની બીજા પંથોના મોબેદોને સદંતર મના કરવામાં આવી છે"[1]



## શમ્સ-ઉલ-ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદીની જુબાની.

શમ્સ-ઉલ-ઓલમા ડા૦ એરવદ જીવનજી જમશેદજી મોદીએ પોતાની જુબાનીમાં જણાવ્યું "કે મારી ઉમર ૫૮ વરસની છે. હું મુંબઇની પારસી પંચાયતનાં ફંડો અને મીલકતોના ત્રસ્તીઓનો સેક્રેટરી છું અને કોલાબે રહું છું. હું મુંબઇની યુનીવરસીટીનો ગ્રેજ્યુએટ અને ફેલો છું અને હીદલબર્ગ યુનીવરસીટીની ડાકટર ઓફ ફીલોસોફીની ઓનરરી ડીગ્રી ધરાવું છું. હું એક ભગરિઓ મોબેદ છું. વાડયાજીનાં આતશબેહેરામથી સને ૧૮૮૩-૮૪ માં ભગરિયાઓ છુટા પડયા હતા તેની મને યાદ છે. તેઓના રેવાજો અને હકોની આડે આવવામાં આવવાથી તેઓ છુટા પડયા હતા. મુંબઇના ભગરિયાઓ નવસારીની વડી દરેમેહેરનું વડપણ સ્વીકારે છે. મને યાદ છે કે છુટા પડવા પછી ભગરિયા મોબેદોએ પોતાની કોમનાં આગેવાન આસામીઓને અરજ કીધી હતી કે ચંદનવાડીમાં તેઓ માટે એક અગીઆરીની ગોઠવણ કરી આપવી. તે ઉપરથી એક સભા ભરવામાં આવી હતી અને મોબેદોની અરજ સ્વીકારવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. આ નેમ પાર પાડવા માટે

---

૧ શેઠ ફરદુનજી મી૦ કાંગા સોલીસીટરની ઉપલી જુબાની, તા૦ ૧૫ મી તથા ૨૫ મી ઓગષ્ટ ૧૯૧૬ ના "પ્રજામિત્ર અને પારસી"ના અંક ઉપરથી સદાબરી ઉતારી પ્રગટ કીધી છે.

એક કમીટી નેમવામાં આવી હતી અને તેનો હું એક સભાસદ હતો. કમીટીએ અગીઆરી બાંધવા માટે ફંડ મેળવવા સારૂ એક મદેહનજર બહાર પાડી હતી. અગીઆરી નવસારીની દરેમેહેર સાથે સંબંધ ધરાવતા ભગરિયા મોબેદોના ઉપયોગ માટે બાંધવામાં આવનાર હતી. બીજા પંથોના મોબેદો તરફથી આ અગીઆરીનો ઉપયોગ કરવા દેવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો નહી. હું જાણું છું ત્યાં સુધી આ હીલચાલની શરૂઆતના વખતમાં આ અગીઆરીનો ઉપયોગ ભગરિયાઓ સીવાય બીજા કોઇને કરવા દેવાનો સવાલ ઉભો થયો હતોજ નહી. શરૂઆતના વખતમાં એટલે કે જે વેળા મદેહનજર બહાર પાડવામાં આવી હતી તે વખતે. હું માનું છું કે મદેહનજર જે રીતે ઘડાઇ છે તે મારાં આ બોલવાને ટેકો આપે છે કે અગીઆરી ફક્ત ભગરિયાઓ તરફથી વાપરવામાં આવનાર હતી. અગીઆરીનો ઉપયોગ બીજા મોબેદોને કરવા દેવાનો સવાલ મને યાદ છે ત્યાં સુધી પેહેલી વેળા અગીઆરી પરથવામાં (ઇજવામાં) આવનાર હતી તે વેળાએ ઉભો થયો હતો. એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે અગીઆરી અને બધા હીંધોરાઓ નવશારીની પાંચ પોલો એટલે કે ભગરિયા મોબેદોના પાંચ વીભાગો પાસે પરથાવવા. (ઇજવા.)

આ મતલબનો તા૦ ૫ મી જુલાઇ ૧૮૮૭ ને દીને કરવામાં આવેલો ઠરાવ મી૦ ઇરાનીએ એકઝીબીટ ૩૦ તરીકે રજુ કીધો હતો.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે એજ દીને અનજુમન પત્ર ઘડવાનું કામ સબ કમીટીને સોંપવાનો ઠરાવ કર્યો હતો.

આ ઠરાવની નકલ મી૦ ઇરાનીએ એકઝીબીટ ૩૧ તરીકે રજુ કીધી હતી.

શમ્સ-ઉલ-ઓલમા જી૦ મોદીએ તે બાદ જણાવ્યું કે પાંચ પોલના મોબેદોએ પરથવાની (ઇજવાની) ક્રીયા કરવાને લગતો ઠરાવ મારાં આ કેહેવાને ઘણોજ મજબુતીથી ટેકો આપે છે કે અગીઆરીનો ઉપયોગ ફક્ત એકલા ભગરિયાઓ તરફથી કરવામાં આવનાર હતો. હું ધારૂં છું કે કેટલાક હીંધોરાઓનો ઉપયોગ બીજા પંથોના મોબેદોને કરવા દેવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતે તો ઠરાવો જુદા પ્રકારનાં કરવા પડયા હતે. હું ધારૂં છું કે આ ઠરાવ કરવાના વખત સુધી બીજા મોબેદોને કામ કરવા દેવાનો સવાલ ઉભો થયો હતો નહી. અગીઆરીનું મકાન એવી રીતે બાંધવામાં આવ્યું હતું નહી કે જેથી બીજા પંથોના મોબેદો ત્યાં કામ કરી શકે. હું ધારૂં છું કે અગીઆરી બે પાંખની બાંધવામાં આવી હતી અને વચમાં ખુલ્લી જગ્યા રાખવામાં આવી હતી કે જેથી મોખરા ઉપર બાંધવામાં આવનારાં આતશબેહેરામ માટે વધુ ઉજાશ અને હવા રહેવા પામે. સને ૧૯૦૧ નાં ત્રસ્ટડીડમાં એવો જે ફકરો આવેલો છે કે "તેમાંના એવા ભાગો સીવાય કે જે કારોબારી કમીટી વખતો વખત તેઓનું ધાર્મીક કામ કરવા સારૂ અલાહેદી રાખે અને બીજા પંથોના મોબેદોને આપે" તે જે મુદત વીશે ઉપર જણાવવામાં આવ્યું છે, એટલે કે અગીઆરી પરથવાના (ઇજવાના) ઠરાવના વખત સુધી સખાવતની અસલ નેમ સાથે બંધબેસતો નથી. અનજુમન પત્ર ઘડવા માટે તા૦ ૫ મી જુલાઇ ૧૮૮૭ ને દીને નેમવામાં આવેલી સબ કમીટીમાં હું એક સભાસદ હતો. હું ધારૂં છું કે બીજા મોબેદોને કામ કરવા દેવાનો સવાલ પ્રથમ આખું ખાતું, અગીઆરી તેમજ આતશબેહેરામને વધારે લોકપ્રીય બનાવવા અને તેને પરીણામે વધુ નાણાં મેળવવા માટે ઉભો કરવામાં આવ્યો

હતો. આ સુચના પ્રથમ કોણે કીધી હતી અને કયા સંજોગો વચ્ચે કરવામાં આવી હતી તેની મને યાદ નથી. સબ કમીટીએ ત્રણ ખરડાઓ તેમાંથી ગમે તે પસંદ કરવા માટે કમીટી સનમુખ રજુ કીધા હતા અને તે ઉપર તકરાર ચલાવવા પછી કમીટીએ તે સબ કમીટી ઉપર પાછા મોકલ્યા હતા અને તેને એકજ ખરડો ઘડવાને જણાવ્યું હતું. હું માનું છું કે ઉપલા ત્રણમાંના એક ખરડામાં બીજા મોબેદોને અગીઆરીમાં કામ કરવા દેવાની કાંઈ પણ ગોઠવણ હતી નહી. એ ત્રણ ખરડાઓ કેવી રીતે એકેકથી જુદા હતા તેની હાલમાં મને યાદ નથી. છેવટે સબ-કમીટીએ એક ખરડો રજુ કીધો હતો, જેમાં એ ગોઠવણ રાખવામાં આવી હતી. સબ-કમીટીએ રજુ કીધેલો ખરડો એકઝીબીટ ૨૮ છે અને તે ઉપર મારી સહી છે પણ તેમાં જે ભુસાડવામાં આવ્યું છે અને પેનસીલથી ફેરફાર કરવામાં આવ્યો છે તે પાછળથી કરવામાં આવેલો છે. અમે જ્યારે આ ખરડામાં બીજા પંથોના મોબેદોને કામ કરવા દેવાની ગોઠવણ દાખલ કીધી ત્યારે અમને અમો કાંઇ પણ ગેરકાયદેસર કે ખોટું કરતા હતા એવો ખીઆલ ગયો હતો નહી. જો હું જાણતો હતે કે આ ગોઠવણને પરીણામે કોઇ કાયદેસર મુશકેલીઓ ઉભી થશે તો મેં તે ઉમેરવાને કબુલ્યું હતે નહી, કારણ કે કાંઇ પણ કોરટનો મુકદમો ઉભો થાય તે જોવાનું હું ઇચ્છતો હતો નહી. અમે એટલે આખી કમીટીએ ધાર્યું હતું કે અમને એવી ગોઠવણ કરવાની સતા હતી. અનજુમન પત્ર કહાડવાનો ઇરાદો આખી પારસી અનજુમનને ખબર આપવાનો હતો. તે નાણું ભરનારાઓને ખાસ ખબર આપવા માટે કહાડવામાં આવ્યું હતું નહી.

## શમ્સ-ઉલ-ઓલમા ડા૦ જીવનજી મોદીની ઉલટપાલટ તપાસ.

શમ્સ-ઉલ-ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદીએ મી૦ પાવરીએ ચલાવેલી પોતાની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે જયારે અંજુમન પત્ર પસાર કરવામાં આવ્યું ત્યારે કમીટીને એવું લાગ્યું હતું નહી કે તે કાંઇ પણ ખોટું કે અણઘટતું કરતી હતી. તે વેળા કોઇએ અમો આગળ એવો વીચાર રજુ કીધો હતો નહી કે એવી ગોઠવણ કરવાથી અમો ભગરિયાઓના હકો તોડતા હતા. કોઇએ એવું કમીટીનું ધ્યાન ખેંચ્યું હોય કે અનજુમન પત્ર મદેહનજર સાથે બંધબેસતું થઇ પડશે નહી તેની મને યાદ નથી. હું જાણતો હતો કે અસલ નેમ દરેમેહેર ફકત ભગરિયાઓ માટે રાખવાની હતી પણ મેં એમ નહી ધાર્યું કે ત્યાં બીજાઓને પણ કામ કરવા દેવાની ગોઠવણ કરવાનું ગેરકાયદેસર કે અણઘટતું હતું. સબકમીટી કે કમીટીના બીજા સભાસદો આગળ આ અસલ ઇરાદા વીશે હું બોલ્યો હતો કે નહી તેની મને યાદ નથી. ઘણું બનવાજોગ છે કે બીજા સભાસદોનાં મગજમાં પણ અસલ ઇરાદાનો ખ્યાલ રહેલો હોય. હું કહું છું કે મારા અભીપ્રાય મુજબ પોતે પરથેલી અગીઆરીમાં બીજા પંથના મોબેદો કામ કરે તે સામે ભગરિયાઓને કાંઇ વાંધો હોવો જોઇએ નહી. જો તે વેળા ભગરિયાઓએ જાહેર કીધું હતે કે તેમ કરવું તેઓના રેવાજ મુજબ તેઓના હકોનું ઉલ્લંઘણ કરનારૂં હતું અને તેઓએ જો એમ જણાવ્યું હતે કે તેમ કરવાનું ગેરકાયદેસર હતું તો હું કોર્ટનો મુકદમો ઉભો થાય તેવું જોવાને ઇચ્છતો નહી હોવાથી મેં આ કાનુન ઘડવાને સંમતી આપી હતે નહી. અનજુમન

પત્ર પ્રગટ કરવામાં આવ્યું તે આગમચ ભગરિયાઓ તરફથી કાંઇ પણ અરજી કરવામાં આવી હતી નહી. અનજુમન પત્ર ઘડવા આગમચ બીજાઓને બાતલ રાખવાનો સવાલ ઉભો થયો હતો નહી. આ કાનુન દાખલ કરવા આગમચ ભગરિયાઓની સલાહ લેવાનો ખ્યાલ મને થયો હતો નહી, કારણ કે મને યાદ છે ત્યાં સુધી મારૂં આ બાબત ઉપર ધ્યાન ખેંચાયું હતું નહી કે સખાવતનો લાભ બીજાઓને આપવામાં તેઓના હકોનું કોઇ પણ પ્રકારનું ઉલંઘન થતું હતું.

સવાલ–જો એમ કેહેવામાં આવે કે તકરાર દરમીયાન કમીટીએ એવું ધાર્યું હતું કે આગલાં કામકાજોમાં અથવા તેઓ તરફથી બહાર પાડવામાં આવેલાં કોઇ પણ ઓચર્યામાં એવું કાંઇ નહી હતું કે જેથી અગીયારી ભગરિયાઓના એકલાનાજ ઉપ્યોગ માટે રાખવાની ફરજ પડે, પણ અનજુમન પત્રમાં આ કલમ મુકવાને તેઓ મોકળા હતા તો તેમ કેહેવું ખરૂં ગણાય.

જવાબ—કમીટીના સંબંધમાં કાંઇ બોલવાની હું સ્થીતીમાં નથી; હું મારા સંબંધમાં કહી શકું કે મદેહનજરમાં શું હતું તે હું જાણુતો હતો અને મારો અભીપ્રાય એ હતો કે આ જમાનાના આચાર વીચાર મુજબ બધા મોબેદોએ સાથે મળવું જોઇએ અને તેથી એ કાનુનમાં કાંઇ ખોટું હતું નહી.

આગળ ચાલતાં શમ્સ-ઉલ-ઓલમા જી૦ મોદીએ જણાવ્યું કે અસલ નેમ અગીઆરી એકલા ભગરિયાઓ માટે રાખવાની હતી નહી અને તે સબબે આ કાનુન દાખલ કરવા સામે કાંઇ વાંધો નથી એમ તકરાર વેળા કમીટીમાં કેહેવામાં આવ્યું હોય તેની મને યાદ નથી. મને એવું લાગ્યું હતું નહી કે આ કાનુન દાખલ કરવામાં ભગરિયાઓના હકોનું કોઇ પણ રીતે ઉલંઘન થતું હતું. હું કહું છું કે અસલ ઇરાદાથી કાંઇ પણ વેગળું જવામાં આવ્યું હતું નહી પણ તેમાં ફકત વધારો કરવામાં આવ્યો હતો. મને એમ લાગ્યું હતું નહી કે દરેમેહેરના ચોકસ ભાગોનો ઉપ્યોગ બીજા પંથોના મોબેદો કરે તેથી તેનો કોઇ કોઇવાર ઉપ્યોગ કરવાનો ભગરિયાઓનો હક જતો રહેશે. જો મેં ધાર્યું હતે કે આ કાનુન ભગરિયાઓના હકોનું ઉલંઘન કરનારો હતો તો તે મુકવા માટેની મેં સંમતી આપી હતે નહી.

સવાલ–પેહેલેથીજ શું એવો ઇરાદો હતો કે બીજા પંથોના મોબેદોને ત્યાં કામ કરવા દેવાની છુટ મુકવા સાથે ભગરિયાઓ માટે એક અગીઆરીની ગોઠવણ કરવી?

જવાબ–નહી.

સ૦–શરૂઆતથી એવો ઇરાદો હતો કે ફકત ભગરિયાઓ માટે તે રાખવી? અને વધુ એવો ઇરાદો હતો કે બીજા પંથોના મોબેદોને બાતલ રાખવા?

જ૦—હા; બીજો ઇરાદો પેહેલા ઉપરથી નીકળે છે.

સ૦–કમીટીની કોઇ પણ સભામાં ખુલ્લી રીતે કહેવામાં આવ્યું હતું કે અથવા તો તકરાર ચાલી હતી કે બીજા પંથોના મોબેદોને બાતલ રાખવામાં આવશે?

જ૦—નહી, કારણ કે તે માટેની કાંઇ જરૂર હતી નહી.

સ૦–કમીટીની કોઇ પણ સભામાં કહેવામાં આવ્યું હતું કે અથવા તો તકરાર ચલાવવામાં આવી હતી કે દરેમેહેર ફક્ત ભગરિયાઓ માટેજ રહેવાની હતી.

જ૦–એવી રીતનું કાંઇ પણ ખાસ કહેવામાં આવેલું હોવાની મને યાદ નથી પણ તેવો કાંઇ ઇશારો થયલો હોવો જોઇએ કારણ કે હીલચાલ ખુદ તેજ કામ માટેની હતી.

શમ્સ–ઉલ–ઓલમા ડા૦ જી૦ મોદીએ તે બાદ જણાવ્યું કે એકઝીબીટ નંબર ૨ તરફ જોઇને હું કહૂં છું કે નાણાં ભરનારાઓને રસીટ દરેમેહેર અને આતશબેહેરામ માટે ભેગી આપવામાં આવી હતી. તકરારી કાનુનના સંબંધમાં જ્યારે અંજુમન પત્રના ખરડા ઉપર કમીટીમાં વીવેચન થયું હતું તે વેળા તે બાબે કાંઇ મતફેર પડયો હતો કે નહી તેની મને યાદ નથી. છેવટના ખરડા એકઝીબીટ ૨૮ ઉપર સબ–કમીટીના બધા સભાસદોએ સહી મુકી હતી તે ઉપરથી હું અનુમાન ખેંચું છું કે આ કાનુનના સંબંધમાં તેઓ વચ્ચે કાંઇ મતફેર હતો નહી, પણ એ બાબતમાં મને પોતાને કાંઇ યાદ નથી પરથવાના (અગીઆરી ઈસ્તાન) કરવામાં આવેલા ઠરાવમાં ખુદ નવસારીમાં રહેતા મોબેદો ની જરૂર જણાવી નથી પણ ફક્ત નવસારીની પોળોના સભાસદો માટેની જરૂર જણાવી છે, પછી તે સભાસદો મુંબઇમાં રહેતા હોય, કે નવસારીમાં રહેતા હોય.

## સાક્ષીની ફરી તપાસ.

શમ્સ–ઉલ–ઓલમા મોદીએ મી૦ ઇરાનીએ ચલાવેલી પોતાની ફરી તપાસમાં જણાવ્યું કે બીજા પંથોના મોબેદોને દાખલ કરવાની સુચના વખતે ડાક્ટર જામાસપજીએ પ્રથમ કીધી હોય. મને યાદ છે ત્યાં સુધી એ સુચના માટેના સબબો એ હતા કે એ ખાતું વધુ લોકપ્રીય બને તથા તેનાં ફંડમાં વધુ નાણું આવે. હું કેટલાંક વરસ સુધી કોલાબા ખાતેની શેઠ જીજીભાઇ દાદાભાઇની અગીઆરીનો વડો દસ્તુર હતો; ત્યાં પાવ મેહેલની ક્રીયાઓ ફક્ત ભગરિયાઓના શેહેનશાહી મોબેદોએ કીધી હતી: કદમી મોબેદો પણ ત્યાં કોઈ કોઇ વાર ક્રીયા કરતા હતા. હું જે એવો અભીપ્રાય ધરાવું છું કે ભગરિયાઓએ એકલાએ કામ કરવાનો આંકોશ રાખવાને લગતો ઠરાવ કહાડી નાખવો જોઇએ તે એ સબબસર ધરાવું છું કે બધા મોબેદોમાં એકયતા હોવી જોઇએ. કારણ કે એકયતા તે મજબુતી છે. અનજુમન પત્રની આગમચ અરજી કરવા માટેનો કાંઇ પ્રસંગ ભગરિયાઓ માટે હતો નહી.

સ૦–મહેહુનજરમાં બીજા પંથોના મોબેદોને અગીઆરીનો ઉપયોગ કરવાની મનાઇ કરવામાં આવી છે?

જ૦–તેવું કાંઇ ખુલ્લા શબ્દોમાં જણાવવામાં આવ્યું નથી, પણ તેવો તેનો અર્થ ઉઠે છે.

સાક્ષીએ છેવટે જણાવ્યું કે રસીટ એકઝીબીટ નંબર–૨ મારા આ અભીપ્રાયને ટેકો આપે છે કે દરેમેહેર પ્રથમ એકલા ભગરિયાઓ માટે બાંધવાનો ઇરાદો હતો.[1]

૧ શમ્સ–ઉલ–ઓલમા ડા૦ જીવનજી જ૦ મોદી, સી૦ આઇ૦ ઇ૦ ની ઉપલી જુબાની, તા૦ ૨૬ મી સપટેમ્બર તથા તા૦ ૧૨ મી અકટોબર ૧૯૧૬ ના "પ્રજા–મિત્ર અને પારસી" ના અંક મધેથી સદાબરી ઉતારી પ્રગટ કીધી છે.

# એરવદ ફરેદુન રતનજી કાંગાની જુબાની.

મી૦ ફરેદુન રતનજી કાંગાએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે મારી ઉમર ૪૫ વરસની છે, હું મોબેદીનો ધંધો કરૂં છું અને મુંબઇનાં અનજુમનના આતશ બેહેરામમાં રહું છું.

હું ભગરિયો મોબેદ છું અને આ બાબતમાં પગલાં ભરવાને એડવોકેટ–જેનરલને અરજ કરનારાઓમાંનો હું એક છું. ભગરિયાઓના રેવાજોની મને ઘણી સારી માહેતી છે, મેં એ બાબતનો ખાસ અભ્યાસ કીધો છે. વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડનારા મોબેદોમાંનો હું એક હતો. હું તે વેળા ૧૬ વરસની ઉમરનો હતો. અને બે વરસ મેં ત્યાં કામ કીધેલું હતું. બોય દેવાના નાણાંને લગતા પોતાના મુકદમામાં ભગરિયાઓ ફતેહમંદ નીવડવાથી વાડયાજીનાં આતશબેહેરામના સતાવાળાઓએ એવી નોટીસ પ્રગટ કીધી કે અમો નાવર અને મરાતબ અહીંયાં કરીશું; આ નવસારીની અનજુમનના હકોની ખુલ્લું વીરૂધ હતું અને અમારા છુટા પડવાનો તે મુખ્ય સબબ હતો. અમારા છુટા પડવા પછીના ચાર દીવસમાં દસતુર જામાસ્પજીએ માણેકજી શેઠની અગીઆરીમાં ભગરિયાઓની અનજુમનની જાહેર સભા બોલાવી. તે સભામાં ભાષણો કરવામાં આવ્યાં હતાં અને નવસારી અનજુમન ઉપર મોકલવાની અરજીપર સહી મુકવામાં આવી હતી, કે જેમાં બધા સંજોગો રજુ કરી એક નવી દરેમેહેર ખોલવા અને નવા આલાત માટેની પરવાનગી માગવામાં આવી હતી, તથા એ બાબતમાં વધુ સુચનાઓ મોકલવા જણાવવામાં આવ્યું હતું. આ અરજી નવસારી અનજુમનના દસ્તુરજી ઉપર મોકલવામાં આવી હતી. અસલ અરજી તે દસતુરજી પાસે હતી. તે અસલ અરજી મેળવવાની મેં કોશેશ કીધી હતી પણ તે દસતુરજીની અસકયામતો તેઓના વારેસની નાની વય વેળા કેટલાક ત્રસ્તીઓમાં વહેંચી નાખવામાં આવેલી હોવાથી હું તે શોધી શકયો હતો નહી.[1] સને ૧૮૮૫ માં એક ચોપાન્યું મી૦ અરદેશર પટેલ તરફથી પ્રગટ કરવામાં આવ્યું હતું જેમાં આ તકરારી બાબદને લગતી વીગતો દર્શાવવામાં આવી હતી. તે ચોપાન્યાંમાં અમારી અરજીની નકલ પ્રગટ કરવામાં આવી છે, તે ચોપાન્યામાં શેઠની દરેમેહેરમાં મળેલી સભાનો અહેવાલ પણ આપવામાં આવ્યો છે. સભાનો તે એહેવાલ અને અરજીની નકલ મારી જાણ મુજબ ખરાં છે.

મી૦ ઇરાનીએ ચોપાન્યું રજુ કરવા માગ્યું હતું. જેનાં ૩૭ માં પાનામાં સભાનો હેવાલ આપવામાં આવ્યો છે અને અરજીની નકલ ૪૫ માં પાને છે.

મી૦ પાવરીએ તે સામે એવા સબબો દર્શાવી વાંધો લીધો હતો કે અસલ ગુમાઇ ગયું છે એમ પુરવાર કરવામાં નથી આવ્યું તેમજ આ નકલની અસલ સાથે સરખામણી કરવામાં આવી હતી એવું પણ પુરવાર કરવામાં આવ્યું નથી.

લવાદે જુબાની એવો સબબ આપી રજુ થવા દીધી હતી કે સાક્ષીએ જણાવ્યું છે કે અસલ અરજી શોધી કહાડવાની મેં કોશેશ કીધી હતી પણ તે મને મળી શકી હતી

---

૧ પાછલથી આએ અસલ અરજી નામદાર લવાદ સનમુખ રજુ કરવામાં આવી હતી. જુઓ દસ્તાવેજ ૫૫ મો, સફે ૧૮૧.

નહી, અને તેણે જણાવ્યું છે કે નકલ ધરખમ રીતે ખરી છે. સભાના એહેવાલની અસલ તો હોઈ શકેજ નહી અને સાક્ષી જણાવે છે કે ચોપાન્યામાં આવેલો એહેવાલ ખરો છે.

સાક્ષીએ તે બાદ પોતાની વધુ તપાસમાં જણાવ્યું હતું કે અમારી અરજીનો જવાબ અમને મળ્યો હતો. તે દસ્તુર જામાસ્પજી ઉપર આવ્યો હતો. જવાબ મળ્યા પછી શેઠની અગીઆરીમાં બીજી સભા બોલાવવામાં આવી હતી જેમાં જવાબ વાંચવામાં તથા સમજાવવામાં આવ્યો હતો. અને તે વેળા હાજર રહેલાઓએ નવસારી અનજુમનની સુચનાઓ મુજબ કામ કરવાનું માથે લીધું હતું. હું તે બીજી સભામાં પણ હાજર હતો. આ જવાબની નકલ મી૦ અરદેશરના ચોપાન્યામાં ૭૨ મે પાને પ્રગટ કરવામાં આવી છે અને તે ખરી છે.[2]

(સભાનો એહેવાલ જે ૭૧ માં પાનાંથી ૭૫ માં પાના સુધી હતો તે પણ લવાદે રજુ કરવા દીધો હતો.)

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે નવો આલાત પગ રસ્તે મી૦ જાલભાઇ શેઠને ખરચે નવશારીથી લાવવામાં આવ્યો હતો. તે આલાતથી નવાં બરસ્નુમો આપવાનાં હતાં અને નવી અગીઆરી તેનાથીજ પરથવાની હતી. અમો માટે અગીઆરીની સગવડ પુરી પાડવાની ગોઠવણ કરવા સારૂ ભગરીયાઓના આગેવાન આસામીઓને બોલાવવાની મી૦ જાલભાઇ શેઠને અમે અરજ કીધી હતી.[3] તે અરજીમાં ભગરીયાઓ સીવાયના બીજા કોઇ પંથના મોબેદો માટે ગોઠવણ કરવા સારૂં કાંઇ લખવામાં આવ્યું હતું નહી. અમો ભગરીઆઓ નજદીકમાંજ આવેલી ઈંડાંવાળાની અગીઆરીમાં કામ કરી શકયા હતે. મી૦ જાલભાઇ ઉપર મોકલવામાં આવેલી અરજીપર મેં સહી મુકી હતી. અનજુમન પત્ર વાંચવામાં આવ્યું તે વેળા હું મુંબઇ હતો નહી. હું મહુ ખાતે સાત મહીના માટે ગયો હતો. હું ત્યાં મેહેર મહીનામાં ગયો હતો અને તકરારી દરેમેહેર ઇજવામાં આવી તે પછી આશરે ૫ મહીને તીર મહીનામાં મુંબઇ પાછો ફર્યો હતો. તે પછી આ દરે-મેહેરમાં મોબેદ તરીકે હું કામ કરતો રહ્યો છું. ઇ૦ સ૦ ૧૭૯૧ માં પેહેલો આલાત મુંબઇમાં માણેકજી શેઠની અગીઆરીમાં બનાવવામાં આવ્યો અને એ અગીઆરી ઇ. સ. ૧૮૩૦ સુધી અમારાં વડાં મથક તરીકે ચાલુ રહી. ઇ૦ સ૦ ૧૮૩૦ થી ઇ૦ સ૦ ૧૮૮૪ સુધી વાડયાજીનું આતશબેહેરામ મુંબઇમાં અમારૂં વડું મથક હતું. વાડયાજીનાં આતશબેહેરામથી અમો છુટા પડયા ત્યારથી તે હાલનું આતશબેહેરામ ઇજવાની ક્રીયા કરવામાં આવી ત્યાં સુધી શેઠની અગીઆરી અમારૂં વડું મથક હતું. શેઠની અગી-આરીમાં સને ૧૮૮૪ માં નવા વરસીયાજીને પરથવામાં આવ્યા હતા અને હાલનું આતશબેહેરામ પરથવામાં આવ્યું ત્યાં સુધી તેઓ ત્યાં રહ્યા હતા. સને ૧૮૯૭ નાં વરસથી હાલનું આતશબેહેરામ અમારૂં વડું મથક છે. મારી જાણ મુજબ માણેકજી શેઠની અગીઆરીમાં બરસ્નુમની જરૂરવાળી કોઇ પણ ક્રીયા એક ભગરીઆ સીવાય બીજા

---

૨. આ જવાબ માટે જુવો દસ્તાવેજ ૫૯ મો, સફે ૧૮૮. ૩. આએ અસલ અરજી માટે જુવો દસ્તાવેજ ૬૭ મો, સફે ૨૦૮.

કોઈએ કીધી નથી. તેમ નવસારીના રેવાજ મુજબ થયું હતું, જે રેવાજ પ્રમાણે મુંબઈમાં ચાલવામાં આવતું હતું. આ દરેમેહેર અને આતશબેહેરામમાં એક ભગરિયા સીવાયના કોઇ પણ આસામીએ આલાત સાથની કોઇ પણ ક્રીયા કીધી નથી. મુંબઇમાં માલેકીની અગીઆરીઓમાંની કોઇને પણ આલાત બનાવવા કે સંઘરી રાખવાનાં મથક તરીકે ગણી શકાય નહી. હાલનું આતશબેહેરામ પરથવામાં આવવા પછીના છ મહીનામાં અમો ભગરિયાઓએ સાંભળ્યું હતું કે અહીંઆ બીજે દીને ઇજશનેની ક્રીયા કરવાની ચોક્કસ ગોદાવરાઓને દસ્તુર જામાસ્પજીએ પરવાનગી આપી છે. આ ઉપરથી અમારામાંના કેટલાકો પ્રોટેસ્ટ નોંધાવવાને દસ્તુરજી આગળ "આ પાબાગમાં" ગયા હતા. દસ્તુરજીએ જણાવ્યું કે ગોદાવરાઓ સામે કાંઇ વાંધો હોઇ શકે નહી. કારણકે તેઓ આપણો પોતાનો આલાત વાપરે છે. તે વેળા અમારામાંના કેટલાકોએ સમજાવ્યું કે ગોદાવરાઓ બીજા આલાત પણ વાપરે છે. તકરારી ગોદાવરાઓએ બીજા આલાત સાથે બરશ્નુમ લીધું હતું અને તેથી તેઓને પોતાની ક્રીયા માટે પેલા બીજા આલાત વાપરવા પડશે. આ ઉપરથી દસ્તુરજીએ જણાવ્યું કે તેઓને આપણી દરેમેહરમાં ક્રીયાકામ હું કરવા દેવશ નહી. આ ઉપરથી પરવાનગી રદ કરવામાં આવી હતી.

મી૦ ફરેદુન રતનજી કાંગાએ ફર્યાદ પક્ષ તરફના ધારાના હેમાયતી મી૦ ઇરાનીની વધુ તપાસમાં જણાવ્યું કે દરેમેહેરને લગતા કાનુનોવાળી ફ્રેમ લટકાવવામાં આવી હતી તે વેળા હું તુરતનોજ મુંબઇ પાછો ફર્યો હતો. બીજા મોબેદોને કામ કરવા દેવા સામે અમને વાંધો હતો. તે સંબંધમાં અમો વચ્ચે ઘણી ઉશ્કેરણી ચાલી હતી. જ્યારે દસ્તુર જામાસ્પજી અને મી૦ પેસ્તનજી કાંગા અહ્યાં આવ્યા ત્યારે અમોએ તેઓ આગળ પ્રોટેસ્ટ કીધો. દસ્તુરજી તે વેળા લગાર ગુસ્સે થયા હતા, તેઓ કેહેતા હતા કે "તમો કમીટી સાથે શું કામ પંચાતી કરો છો? અત્રે આપણા આલાત સાથે ક્રીયા કરવા કોઇ આવવાનું નથી. તેવું કાંઇ પણ બનવાનું નથી." મી૦ પેસ્તનજી કાંગા જરા ઠંડા હતા અને અમને કેહેતા હતા કે "તમો ઉશ્કેરાઇ ના જાઓ. ઠંડા પડો. અમે બધી વાતનો ખુલાસો કરીશું." જ્યારે આ તકરાર ચાલતી હતી તે વેળા માણેકજી દોરડી ત્યાં આવ્યા. તેમણે દસ્તુરજીને કહ્યું કે "તમે અમને આતશબેહેરામ છોડવા અને સંખ્યાબંધ અમારાં કુલોને તજી દેવાને લલચાવ્યા અને હવે તમો અમારા ઉપર આ લાવી નાખવા માગો છો" અને એમ કહી તેમણે તે ફ્રેમ ફેંકી દીધી. મી૦ પેસ્તનજી કાંગાએ દસ્તુરજીને જણાવ્યું કે "તમો આ જોવોચ કે?" અને તે બાદ તેઓ ચાલી ગયા. નાખી દેવામાં આવવા પછી ફ્રેમ કદી પાછી ટાંગવામાં આવી હતી નહી કાનુનો કદીબી અમલમાં મેલવામાં આવ્યા હતા નહી કે જેથી બીજા પંથના મોબેદને ક્રીયા કામ કરવા દેવામાં આવે. કાનુનો ૫ અને ૬ મુજબ પણ કામ લેવામાં આવ્યું હતું નહી; ચહડત ફંડોનો કારોબાર અમારી અનજુમન કરતી હતી અને નહી કે દસ્તુરજી, દસ્તુરજી ખાલી અમારી અનજુમનના એક સભાસદ હતા અને આ બાબતના સંબંધમાં અમારી સભાઓમાં હાજરી આપતા હતા. આ ચહડત ફંડના કારભારીઓ તરફથી હીસાબો અને તેને લગતી રસીદો મેં રખાવેલા છે. જ્યારે ૧૮૯૭ ના કાનુનો પ્રગટ કરવામાં આવ્યા

ત્યારે અમે તે સામે પ્રોટેસ્ત કીધો હતો. અમો એ બાબતના સંબંધમાં પ્રથમ મી૦ રૂસ્તમજી શેઠના આગળ ગયા હતા, જેઓ કમીટીના ઉપ-પ્રમુખ હતા. તેમણે અમને પ્રોટેસ્ત લખીને આપવા કહ્યું હતું. આથી અમે લેખીત પ્રોટેસ્ત મોકલ્યો. તે પ્રોટેસ્ત ઘડવામાં મેં આગેવાન ભાગ લીધો હતો. પ્રોટેસ્ત ઉપર મેં મારી સહી મુકી હતી. મને બરાબર યાદ છે કે આઠ કે દશ મહીના સુધી તે પ્રોટેસ્તનો અમને કાંઇ પણ જવાબ મલ્યો નહી. તે પછી કાંઇ પણ જવાબ આપવામાં આવ્યો હતો કે કેમ તે હું જાણતો નથી.

મોબેદોના પંથોની કરવામાં આવેલી વેહેંચણીને લગતા સવાલનો મેં અભ્યાસ કીધો છે. અગીઆરમી ખ્રીસ્તી સદી સુધી બધા મોબેદો સંજાનમાં અને તેની આસપાસ સાથે કામ કરતા હતા અને કાંઈ પણ પંથો હતા નહી. "પારસી પ્રકાશ"નાં બીજાં પાનામાં એ બાબત આવેલી છે. તે પછી પારસીઓ નવસારી, ખંભાત, ભરૂચ અને અંકલેશ્વર ગયા અને પોતાનું ધાર્મીક કામ કરવા માટે પોતા સાથે કેટલાક મોબેદોને લીધા. કેટલેક વખત પછી જુદાં જુદાં મથકોના મોબેદો કોઇ કોઈ વાર બીજા મથકોની હદમાં કામ કરવા લાગ્યા અને તેથી પંચાતી ઉભી થઇ. આથી આશરે ૧૩ મી સદીની આખેરીએ બધા મોબેદો એક સમજુતી ઉપર આવ્યા, જેની રૂએ પોતપોતા વચ્ચે કામ કરવાની જુદી જુદી હદ બાંધી પોતાના વીસ્તારો વેહેંચી લીધા. એ બીના "પારસી પ્રકાશ"નાં ૧૮ માં પાના ઉપર આવેલી છે. ૧૪ મી સદીમાં સંજાનનું આતશબેહેરામ નવસારીમાં લાવવામાં આવ્યું પણ તે વેળા એવા કરાર કરવામાં આવ્યા હતા કે ફકત ત્રણ સંજાના મોબેદોએ આતશબેહેરામ રાખવું અને બોયની આવક લેવી તથા તે સંજાના અનજુમન સાથે વેહેંચી લેવું, પણ તેઓએ નવસારીમા બીજી કોઇ ક્રીયાઓ કરવાની હતી નહી; જે ફકત ભગરિયાઓએ કરવાની હતી. સને ૧૬૭૨ માં મુંબઇ સુધાં જુદાં જુદાં મથકો માટે ક્રિયાઓ કરવાના વારા મુકરર કરવામાં આવ્યા હતા, જેના ઇસારો પારસી પ્રકાશમા ૮૪૪ ના પાનાપર આવેલો છે.[4] બેહેદીનોને આ ગોઠવણ પસંદ નહી પડવાથી એઓ પોતાની ક્રીયાઓ સંજાનના મોબેદો પાસે કરાવતા હતા. તેથી ખટપટ જાગી અને કેટલાંક સુરતના આસામીઓ આ ખટપટ પતાવવા માટે વચ્ચે પડયાં.[5] (પા૦ પ્ર૦ પાનું ૮૪૪). આ સબબે તા૦ ૬ ઠી જુન ૧૬૮૫ ને દીને નવા કરાર કરવામાં આવ્યા.[6] (પા૦ પ્ર૦ પાના ૧૮) તેના પરીણામે બેહેદીનો અને ભગરિયાઓ વચ્ચે સને ૧૬૮૬ માં મોટો ઝઘડો થયો. (પા૦ પ્ર૦ પાનુ ૧૯) બેહેદીનોએ મીનોચેહેરહોમજી નામના એક મોબેદને પોતાની પક્ષમાં જીતી લીધો (પાનુ ૮૪૬). અને તેને માટે એક જુદી અગીઆરી બાંધી. વખતો વખત બીજા ભગરીઆઓ મીનોચેહેરહોમજી સાથે જોડાયા ઇ૦ સ૦ ૧૭૩૨ માં આ ઝઘડાનું સમાધાન કરવાની કોશેશ કરવામાં આવી હતી,[7] (પા૦ પ્ર૦ પાનું ૨૮) સને ૧૭૩૫ માં નામદાર ગાયકવાડે એક ચુકાદો આપ્યો હતો.[8] (પા૦ પ્ર૦ પાનું ૩૧) ઇ૦ સ૦ ૧૭૪૧ માં ભગરિઆઓના હક બહાલ રાખનારી ગાયકવાડ સરકારે ચોક્કસ

---

૪. જુવો, દસ્તાવેજ ૭ મો, સફે ૨૩. ૫. જુવો, દસ્તાવેજ ૮ મો, સફે ૨૬-૨૭. ૬. જુવો દસ્તાવેજ ૧૦ મો, સફે ૨૯-૩૦. ૭. દસ્તાવેજ ૧૯ મો, સફે ૪૬. ૮. જુવો, દસ્તાવેજ ૨૧ મો, સફે ૫૩.

સનદો આપી હતી.[૯] (પાના ૩૪ અને ૮૫૫) તેને પરીણામે આતશબેહેરામ વલસાડમાં અને તે પછી ઉદવાડામાં ખસેડવામાં આવ્યું. પ્રથમ એકલા ભગરસાથવાળાઓ મુંબઇનું પંથક ધરાવતા હતા. જો મુંબઇની અનજુમનને કાંઇ સલાહ જોઇતી હતી તો તે નવસારીની અનજુમન પાસે મેળવતી હતી. સને ૧૭૫૦ માં (પા૦ પ્ર૦ પાનું ૩૮), ૧૭૫૪ માં (પાનું ૩૯) અને ૧૭૫૫ માં (પાનું ૪૦) એવા દાખલાઓ બન્યા છે.[૧૦] એક વરસિયાને પરથવાની સને ૧૭૭૬ માં પરવાનગી માગવામાં આવી હતી.[૧૧] (પાનું ૫૨). માણેકજી શેઠની દરેમેહેર સને ૧૭૩૩ માં મુંબઇમાં બાંધવામાં આવી હતી; ફકત ભગરિયાઓ ત્યાં ક્રીયા કરતા હતા. પેહેલા વરસિયાને મુંબઇમાં નવસારીની અનજુમનની પરવાનગીથી સને ૧૭૯૧ માં પરથવામાં આવ્યા હતા (પા. પ્ર. પાનું ૭૩) વરસિયાને શેઠની અગીઆરીમાં રાખવામાં આવ્યા હતા અને તે વખતથી તેને ભગરિઆનું વડું મથક તરીકે ગણવામાં આવતું હતું.

ભગરિયાઓનો આલાત સને ૧૮૩૦ સુધી શેઠની અગીઆરીમાં રહ્યો હતો અને તેની વહેંચણી ત્યાંથી કરવામાં આવતી હતી. બીજા પંથોના મોબેદોએ ઇ૦ સ૦ ૧૮૦૦ પછી મુંબઇ આવવા માંડયું હતું. પ્રથમ તેઓ બરશ્નુમ વગરના મોબેદો હતા પણ પાછળથી તેઓ બરશ્નુમ સાથે આવવા લાગ્યા અને તેઓના પોતાના આલાત લાવતા હતા. બેહેદીનો તરફની દીલસોઝી નહી હોવાથી ભગરિયાઓ તે વેળા તેઓને અટકાવવાને કાંઇ પગલાં લઇ શકયા હતા નહી પણ ભગરિયાઓએ પોતાની અગીઆરીઓમાંથી એવા બધા મોબેદોને બહાર રાખવાનો ઠરાવ કીધો હતો. મારા આ કહેવાના ટેકામાં પારસી પ્રકાશમાંથી કાંઇ ફકરા ટાંકી શકતો નથી, પણ મોઢેથી ચાલતી આવેલી વાત ઉપરથી હું બોલું છું. ભગરિયાઓની અગીઆરીઓ ત્રણ હતી, એટલે કે માણેકજી શેઠની અગીઆરી જે સને ૧૭૩૩ માં પરથવામાં આવી હતી; મનચેરજી શેઠની અગીઆરી જે સને ૧૭૯૬ માં પરથવામાં આવી હતી, અને હોરમસજી વાડયાની અગીઆરી જે સને ૧૮૦૫ માં પરથવામાં આવી હતી. અત્યાર સુધી ભગરિયાઓ સીવાય બીજા કોઇ પણ પહેલી બે અગીઆરીઓમાં કામ કરતા નથી અને સને ૧૮૮૪ સુધી વાડીઆજીની અગીઆરીના સંબંધમાં પણ તેવોજ મામલો હતો. સને ૧૮૮૪ પછી વાડીયાજીની અગીઆરીના સંબંધમાં કેવો મામલો છે તે હું કહી શકતો નથી. મેં સાંભળ્યું છે કે નવસારીથી લાવવામાં આવેલા નવા આલાતથી વાડીયાજીની અગીઆરીને પરથવામાં આવી હતી અને તે પછી ત્યાં આલાત બનાવવામાં આવતો હતો. વાડીયાજીનું આતશબેહેરામ પરથવામાં આવ્યા પછી અમારા બધા આલાત આતશબેહેરામમાં બનાવવામાં આવતા હતા. મેં સાંભળ્યું છે કે આતશબેહેરામ પરથવામાં આવ્યા પછી પહેલા ૧૬ મહીના સુધી બોયની આવક નવસારીના રેવાજ મુજબ ભગરિયાઓને વેહેંચી આપવાને બદલે તે દસ્તુર એદલજી પોતે રાખતા હતા, તે બાબે ભગરિયાઓએ ફર્યાદ કીધી હતી અને તે ઉપરથી તેઓ બધાઓને તે નવસારીના રેવાજ મુજબ વેહેંચી લેવા દેવાનો હકક મલ્યો

૯. જુવો, દસ્તાવેજ ૨૬ તથા ૨૭ અને ૨૯ સફે ૬૭–૬૮ અને ૭૨. ૧૦. જુવો, દસ્તાવેજ ૩૬–૩૪ અને ૩૭ મો. સફે ૯૫–૯૩ અને ૯૮. ૧૧. જુવો, દસ્તાવેજ ૩૯ મો, સફે ૧૦૨.

હતો, પણ ચોક્કસ વાંધાઓ ઉઠવાથી સને ૧૮૫૦ સુધી તે આવક મોબેદોમાં નહી વેહેંચાતાં એક ત્રીજા આસામી પાસ અનામત મુકવામાં આવતી હતી. આ નાણાં મેળવવા માટે સને ૧૮૮૧ માં ભગરીયાઓએ હાઇ કોર્ટમાં મુકદમો માંડયો હતો અને મુકદમાનો ચુકાદો સને ૧૮૮૩ માં હાઇકોર્ટે તેઓની તરફેણમાં આપ્યો હતો. ભગરીયાઓએ વાડીયાજીનાં આતશબેહેરામમાંથી છુટા પડવા પછી પોતાનાં આગેવાન આસામીઓને એક અરજી કીધી હતી; હું માનું છું કે મેં તે અરજી ઉપર સહી મુકી છે.[12]

અત્રે મી૦ ઇરાનીએ માંગવાથી મી૦ પાવરીએ અસલ અરજી કોર્ટમાં રજુ કરી હતી.

આ અરજી બતાવવામાં આવતાં સાક્ષીએ જણાવ્યું કે તે અરજી એજ છે. તે ઉપર મારી સહી દેખાતી નથી. યઝદેજરદી ૧૨૫૭ ના તીર મહીનામાં હું મુંબઇ પાછો ફર્યો ત્યારથી હું આ તકરારી અગીઆરીમાં રહું છું. તકરારી આતશબેહેરામ ઇજવાની ક્રીયા દોઢ વરસ સુધી કરવામાં આવી હતી. આ ક્રીયાઓ દરેમેહેરની ઉતરની પાંખમાં કરવામાં આવી હતી. તે વખતે અમારાં પંથકનું ક્રીયાકામ દક્ષીણની પાંખમાં કરવામાં આવતું હતું. અગીઆરી ઇજવામા આવવા પછીના એક વરસમાં દક્ષીણની પાંખમાં ઉપરના મજલાના પુર્વના ભાગને આડો પડદો કરી લેવામાં આવ્યો હતો, જેથી ભોંયતળીયે ક્રીયા કરવામાં આવતી હોય તે વેળા ત્યાં લોકો જઇ શકે નહીં. આતશબેહેરામ ઇજવામાં આવ્યા પછી થોડા વખતમાં ઘડવામાં આવેલા કાનુનોને ફ્રેમમાં જડીને ટાંગવામાં આવેલા હોયાની વાત હું જાણું છું. અહીંયાં ઇજશને કરવાની ચોકસ ગોદાવરા મોબેદોને પરવાનગી આપવામાં આવી હતી એમ અમે સમજયું ત્યારે બીજાઓ સાથે હું દસ્તુર જામાસ્પજી આગળ ગયો હતો. અમે પ્રોટેસ્ત કરતાં દસ્તુરજીએ પરવાનગી પાછી ખેંચી લીધી હતી. સને ૧૯૦૧ નાં તસ્ટદીડ વિષેની ખબર મને ૧૯૦૪-૫ માં મલી હતી. અમો ઘણાખરા મોબેદોને તે વીશેની ખબર ૧૯૦૪-૫ માં થઈ હતી. નવસારીના ભગરિયાઓના રેવાજો મુજબ મુંબઇના ભગરિયાઓ ચાલે છે. સને ૧૯૦૪-૫ માં ત્રસ્ટદીડ વીશે સાંભળતાં હું બીજા ભગરિયા મોબેદો આગળ ગયો અને અમે કમીટી ઉપર એક અરજી મોકલી ત્રસ્ટદીડની વીગતો જાણવા માગી. અમને જવાબ મળ્યો કે ત્રસ્ટદીડ લાઇબ્રેરીમાં છે જ્યાં જઇને તમો જોઇ શકશો.

મી૦ ઇરાનીની અરજથી આ અસલ અરજી જે ઉપર ૨૪ મી જુલાઇ ૧૯૦૫ ની તારીખ હતી તે મી૦ પાવરીએ રજુ કીધી હતી.[13]

આ અરજી બતાવવામાં આવતાં સાક્ષીએ જણાવ્યું કે તે એજ અરજી છે. અમો વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડયા તે પછી દસ્તુર પેશોતન અને તેઓના વડપણ હેઠળ ચાલનારાઓ સાથે અમો કોઇ પણ યોજદાથરેગરીનું કામ કરતા નથી. નવજોત, ઉઠમણા, વગેરે જેવી બીજી બાબતોમાં અમો સાથે મળી કામ કરીયે છીએ. તે વખતથી અમો નીરંગદીનની ક્રીયામાં એક બીજાની સાથે જોડાઇ શકતા નથી; અમારા એ ઠરાવને

---

૧૨. આએ અસલ અરજી માટે જુવો, દસ્તાવેજ ૬૭ મો, સફે ૨૦૮. ૧૩. આએ અરજી માટે જુવો, દસ્તાવેજ ૮૬ મો, સફે ૩૭૫.

અમો મજબુતીથી વળગી રહ્યા છીએ. ખાલી તમાશગીર તરીકે એક બીજા તરફથી હાજરી આપવામાં આવે તે સામે કાંઇ વાંધો નથી. હું જાણું છું કે એક દાખલામાં દસ્તુર કેખશરૂએ નીરંગદીનની ક્રીયા માટે એવા સબબસર પરવાનગી આપવાની ના પાડી હતી કે તેમાં દસ્તુર દોરાબને પણ આમંત્રણ કરવામાં આવનાર હતું. લાગતા વળગતા પક્ષકારોના કહેવાથી હું તેઓની સાથે દસ્તુર કેખશરૂ આગળ ગયો અને તેઓ આગળ ખુલાસો કીધો કે નવસારીનો રેવાજ જોતાં ખાલી તમાશગીર તરીકે દસ્તુર દારાબને બાતલ રાખવાની કાંઇ જરૂર નથી પણ જો તેઓ એક તમાશગીર તરીકે બેસે અને આપણે ક્રિયા કરીયે તો તેથી સામો આપણી પ્રતીષ્ટામાં વધારો થશે. દસ્તુર કેખશરૂએ મને જણાવ્યું કે મેં કાંઇ નવસારીના રેવાજ ધ્યાનમાં લઇને આ મનાઇ કીધી નથી પણ મારા શેઠે જણાવવાથી તેમ કીધું છે, દસ્તુરજીએ ના પાડતાં અમે મી૦ ફરદુનજી કાંગા આગળ ગયા. જેઓ કમીટીના સેક્રેટરી હતા. તેમણે જણાવ્યું કે એ બરાબર નથી અને તેમણે અમને મી૦ રૂસ્તમજી શેઠના પાસે મોકલ્યા, જેઓ ઉપ-પ્રમુખ હતા. મી૦ રૂસ્તમજીએ અમને દસ્તુર કેખશરૂ ઉપર એક ચીઠી આપી અને તેમણે અમને જણાવ્યું કે દસ્તુરજી એ બાબતમાં જે ઘટતું હશે તે કરશે. અમે તે ચીઠી દસ્તુરજી આગળ લઇ ગયા પણ તેમણે તે છતાં ના પાડી. આ ઉપરથી મેં આ બાબતમાં જામે જમશેદ પત્રમાં એક ફકરો દાખલ કરાવ્યો. બીજે દીને યા તે અરસામાં એજ પત્રમાં દસ્તુરજીએ તેમની પોતાની સહી હેઠળ ખુલાસો મોકલ્યો અને તે પ્રગટ કરવામાં આવ્યો છે.

મી૦ ઇરાનીએ જામે જમશેદમાં આવેલો દસ્તુર કેખશરૂનો જવાબ કોર્ટમાં રજુ કરવા માંગ્યો હતો, જે સામે મી૦ પાવરીએ એવું જણાવી વાંધો લીધો હતો કે તેને આ બાબત સાથે કાંઇ લાગતું વળગતું નથી અને તેને કમીટીની વીરૂદ્ધમાં દાખલ કરી શકાય નહીં.

મી૦ ઇરાનીએ જણાવ્યું કે હું એવો રેવાજ પુરવાર કરવા માંગું છું કે નવસારીના ભગરસાથના બધા કાનુનોથી મુંબઇના ભગરિયાઓ બંધાયેલા છે અને આ પત્ર કે જેમાં દસ્તુરનું અંગત મત હતું તે એવો રિવાજ પુરવાર કરવા માટે જુબાનીમાંની એક સાંકળ સમાન છે.

લવાદે, આ પત્ર દાખલ કરવા દેવાની એવું જણાવી ના પાડી હતી કે એ પત્રમાં દસ્તુર કેખશરૂનાં ફકત ચોકસ મતો આપવામાં આવેલાં છે. જો દસ્તુરજી પોતે સાક્ષી હતે તો વખતે તે દાખલ કરી શકાતે.

## મી૦ ફરેદુન રતનજી કાંગાની ઉલટપાલટ તપાસ.

મી૦ ફરેદુન રતનજી કાંગાએ મી૦ પાવરીની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું હતું કે મી૦ બમનજી પટેલે પારસી પ્રકાશમાં અસલ દસ્તાવેજોના ભાવાર્થ આપ્યો છે, તેમાંના ઘણા દસ્તાવેજો ખેરગામવાળા મુકદમામાં રજુ કરવામાં આવ્યા હતા. મેં એ દસ્તાવેજોને પા૦ પ્ર૦ માં વપરાયલી ભાષા સાથે સરખાવ્યા છે અને એ ચોપડીમાંનો સાર ધરખમ રીતે ખરો છે. ઇ૦ સ૦ ૧૭૩૩ નાં વરસ હેઠળ પા૦ પ્ર૦ નાં ૮૫૧ મે પાનેનો

દસ્તાવેજ ખેરગામના મુકદમાનો નંબર ૭ વાળો દસ્તાવેજ છે, જે એ મુકદમાના રીપોર્ટને ૯૩ મે પાને પ્રગટ કરવામાં આવ્યો છે.[૧૪] આ લખત કરવામાં આવ્યું તે વેળા મીનોચેહેરહોમજીનાઓનો અલાહેદો પંથ બનેલો હતો. નવસારીનો મોટો મોહોલ્લો અને મલેસર ફલીઆ સાથે મળીને આખું નવસારી બને છે. ઇ૦ સ૦ ૧૭૩૨ માં મીનોચેહેરહોમજીનાઓ ભગરિયાઓ સાથે સમજુતી ઉપર આવ્યા હતા, આ સમજુતી પા૦ પ્ર૦ નાં ૨૮ મા પાના ઉપર આવેલી છે.[૧૫] સને ૧૭૩૩ નાં દસ્તાવેજમાં મીનોચેહેરહોમજીનાઓ પણ સામેલ હતા, કારણ કે સને ૧૭૩૨ માં તેઓ સમજુતી ઉપર આવ્યા હતા અને તે વેળા તેઓ વળી પાછા ભગરિયાઓના એક ભાગ બન્યા હતા. સને ૧૭૩૩ માં બીજા પંથોના મોબેદોનાં પણ સુરતમાં પંથક હતાં. સને ૧૭૩૩ નાં આ દસ્તાવેજમાં સુરત વીશે ઇશારો કરવામાં આવ્યો છે ત્યારે એમ માનવું જોઇએ કે સુરતનો ફક્ત તે ભાગ કે જેમાં ભગરિયાઓનાં પંથક હતાં. સને ૧૭૩૩ ની આગમચ વલસાડનું ભગરિયાઓનું પંથક સંજાનાઓએ લુટ્યું હતું, બરશ્નુમ સાથની કોઇ પણ ક્રીયા સંજાણાઓએ મુંબઇમાં હજુ કીધી નથી. કોઇ પણ મોબેદો મુંબઇમાં ક્રીયા કરી શકે, કારણ કે અમે અમારૂ પંથક ગુમાવ્યું છે. નવસારીના કાનુનો હવે ફક્ત અમો ભગરિયાઓને અને અમારાં મુખ્ય મથકોને લાગુ પડે છે. સને ૧૭૩૨ મા મીનોચેહેરહોમજીનાઓ સાથે થયલી સમજુતી આશરે ૧૭૩૫ માં ભાંગી પડી હતી. હું એમ પાછળનાં વરસમાં થયલી પંચાતીની નોંધ ઉપરથી કહું છું; કેટલા વખત સુધી, ત્રણ કે ઓછાં વરષ સુધી, તેઓએ સાથે મલી કામ કીધું હતું તે હું કહી શકતો નથી. પા૦ પ્ર૦ ના ૩૧ માં પાનામાં જણાવેલો સને ૧૭૩૫ નો ગાયકવાડનો ચુકાદો મેં જોયો નથી. મેં તેની નકલ પણ જોઇ નથી.[૧૬] ચુકાદાની બીજી કલમ મુજબ એક મીનોચેહેરહોમજીનો અમારી ભગરિયાઓની અગીઆરીમાં એરવદ એટલે કે નાવર મરાતબ થઇ શકે, પણ આ કલમનો લાભ કોઇએ પણ હજુ સુધી લીધો નથી. બીજી કલમમાંનું ત્રીજું વાકય મીનોચેહેરહોમજીની અગીઆરીના સંબંધમાં છે, અમારી અગીઆરીના સંબંધમાં નથી. લગ્નો (વીવાહ અને ગગરનાં) નવસારીમાં અમારાથી એકલાથીજ થઇ શકે, મીનોચેહેરહોમજીનાઓ કરી શકે નહી. આવક વહેંચી લેવાને લગતી આ ચુકાદાની ત્રીજી કલમ મુજબ કદી પણ કામ લેવામાં આવ્યું હતું કે નહી તે હું જાણતો નથી, આ ચુકાદામાં કાંઇ ફેરફાર કરવામાં આવ્યો હતો કે નહી તે હું જાણતો નથી. આ ચુકાદાની અસલ નકલ કયાં છે તે હું જાણતો નથી. મેં સાંભળ્યું છે કે મીનોચેહેરહોમજીનાઓ અને ભગરિયાઓ છુટા પડયા ત્યારથી તેઓએ એકબીજાની અગીઆરીઓમાં કામ કીધું નથી. ભશમ જે નવસારીના આલાતનો એક ભાગ છે તે સંજાનના આતશબેહેરામના આતશમાંથી પ્રથમ લાવવામાં આવી હતી, જયારે બધા મોબેદો એકત્ર હતા ત્યારે આલાત સંજાનના આતશબેહેરામનોજ વપરાતો હતો. સને

૧૪. જુવો, દસ્તાવેજ ૨૦ મો, સફે ૪૮. ૧૫. જુવો, દસ્તાવેજ ૧૯ મો, સફે ૪૬. ૧૬. પાછલથી આએ દસ્તાવેજની જુની નકલ નામદાર લવાદ સનમુખ રજુ કરવામાં આવી હતી. જુવો, દસ્તાવેજ ૨૧ મો, સફે ૫૩.

૧૭૪૧ કે જ્યારે સંજાનનું આતશબેહેરામ નવસારીથી ઉદવાડા લઇ જવામાં આવ્યું ત્યાં સુધી તેની ભશમનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. નવસારીના નવા આતશબેહેરામને પુરાના સંજાનના આતશબેહેરામની ભશમથી પરથવામાં આવ્યું હતું. જુદા જુદા પંથોની હદો કયાં આવેલી છે તે દર્શાવનારો અસલ પુરાનો દસ્તાવેજ નથી. મુંબઈમાં એકલા ભગરિયાઓનાં પંથકનાં હક સ્થાપવાના દાવાને વખતની બાધ નડે છે. વારેઘડી તરેહવાર બાબતોના સંબંધમાં ઇરાનથી ખબર પુછાવવામાં આવતી હતી, તેથી કાંઇ ઇરાનની અનજુમનો હીંદી અનજુમનો ઉપર સત્તા સમાન થઇ બેસતી નથી. જો નવસારીના લોકો ક્રીયા વગેરેને લગતી કાંઇ ખબર મુંબઇના કે પુનાના કોઈ ભણેલા દસ્તુર પાસે પુછાવે તો તેમાં કાંઇ ખોટું નથી; તેથી કાંઇ એમ નથી ઠરતું કે નવસારી મુંબઇ કે પુનાને તાબે છે.

કોટમાંની બનાજી લીમજીની અગીઆરી ઇ૦ સ૦ ૧૭૦૯ માં ખોલ્લી મુકવામાં આવી હતી અને તેમાં ભગરિયાઓ કામ કરે છે. બનાજીની અગીઆરીમાંથી બીજા પંથોના મોબેદોને બાતલ રાખવામાં આવે છે કે નહી તે હું જાણુતો નથી. મારા વડવાઓને મોઢેથી મેં સાંભળ્યું છે કે બીજા મોબેદોને માણેકજી શેઠ, મનચેરજી શેઠ અને વાડયાજીની અગીઆરીઓમાંથી હમેશાં બાતલ રાખવામાં આવ્યા છે. બનાજીની અગીઆરીમાં બીજા મોબેદોને દાખલ કરવામાં આવે છે કે નહી તે વીશે મેં પુછપરછ વટીક કીધી નથી. કામાબાગની અગીઆરી ભગરિયાઓને લગતી નથી, જો કે ત્યાં ભગરિયાઓ કામ કરે છે. તે અગીઆરી ભગરિયાઓના આલાત સાથે ઇજવામાં આવી હતી. ભગરિયાઓ સીવાયના બીજા પંથોના મોબેદો કામાબાગની અગીઆરીમાં કામ કરે છે કે નહી તે હું જાણુતો નથી. હું ત્યાં મહીનામાં ચાર કે પાંચ વખત જાઉં છું પણ મેં ત્યાં ભગરિયાઓ સીવાય બીજાઓને કામ કરતા જોયા નથી. કપાવાળાની અગીઆરીને ભગરિયાઓના આલાત સાથે ઇજવામાં આવી હતી. બીજા પંથોના મોબેદો જો તેઓ માટે હીધોરા અલાહેદા રાખવામાં આવ્યા હોય તો ભગરિયાઓના આલાતથી ઇજવામાં આવેલી અગીઆરીઓમાં કામ કરી શકે. ગોદાવરાઓ કોઇ પણ આલાતથી ઇજવામાં આવેલા હીંધોરાઓ ઉપર કામ કરે છે. પણ મીનોચેહેરહોમજીનાઓ અને ભગરિયાઓ ફકત પોતાના આલાતથી ઇજવામાં આવેલા હીધોરાઓ ઉપરજ કામ કરે છે. કાંઇ નહી તો હું એટલું તો જાણું છું કે અમો ભગરિયાઓ બીજાઓના આલાતથી ઇજવામાં આવેલા હીંધોરાઓ ઉપર કામ કરતા નથી. મીનોચેહેરહોમજીનાઓ અમે ભગરિયાઓએ ઇજેલા હીંધોરાઓ ઉપર કામ કરે છે કે નહી તે વીશે હું ચોકસ નથી પણ અમને ભગરિયાઓને તો બીજાઓએ ઉપયોગ કીધો હોય તે છતાં અમારા પોતા તરફથી ઇજવામાં આવેલા હીંધોરા ઉપર કામ કરવાને વાંધો નથી. કોટમાંની ગોદાવરાની અગીઆરીના રીત રેવાજો વીશે હું જાણુતો નથી. ત્યાં બધા હીંધોરાઓ ગોદાવરાઓએ ઇજયા હતા કે કેમ તે હું જાણુતો નથી. ગોદાવરાઓની અગીઆરી જાહેર ઉઘરાણુમાંથી બાંધવામાં આવી હતી કે કેમ તે હું જાણુતો નથી. પા૦ પ્ર૦નાં ૧૯૩ માં પાના ઉપરથી જણાય છે કે ગોદાવરાઓની અગીઆરી સને ૧૮૨૬ માં જાહેર ઉઘરાણાંથી બાંધવામાં આવી હતી. તે ખાસ ગોદાવરાઓ માટે બાંધવામાં આવી હતી. જો કે તે ગોદાવરાઓ માટે બાંધવામાં આવી હતી

તે છતાં તેમાં બીજા પંથોના મોબેદો કામ કરે છે કે કેમ તે હું જાણતો નથી. મુંબઇથી બીજા પંથનાઓને બહાર કહાડવાનાં ભગરિયાઓએ કાંઇ પગલાં લીધાં હતાં કે નહી તે હું કહી શકતો નથી. બરશ્નુમ સાથનાં બીજા પંથોના મોબેદો મુંબઇમાં ૭૫ કે ૧૦૦ વરસ થયાં કામ કરે છે. સને ૧૮૩૨ માં નવસારીની અનજુમને અત્રે નાવર મરાતબ કરવાની પરવાનગી આપવાની ના પાડવા પછી પણ બોયના પઇસા અમને આપવામાં આવ્યા હતા. સને ૧૮૫૦ માં ભગરિયા મોબેદોએ અત્રે નાવર અને મરાતબ કરવાની પરવાનગી આપવાની નવસારીની અનજુમનને અરજ કીધી હતી.

અત્રે મી૦ ઇરાનીના માગવાથી મી૦ પાવરીએ બોય ફીના મુકદમાના ચુકાદાની નકલ કોર્ટમાં રજુ કીધી હતી.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે નવસારીની અનજુમને નાવર કરવાની પરવાનગી આપી હતી પણ મરાતબ માટેની એ શરતે પરવાનગી આપી હતી કે તેઓને અમો ભગરિયાઓ સાથે કામ કરવા દેવામાં નહી આવશે. નીચલી કોર્ટમાં નામદાર જજ મી૦ બર્ડઉડે એવો ચુકાદો આપ્યો હતો કે ફી ઉપર અમને ભગરિયાઓને હક છે પણ તેની વહેંચણી કરવાને બદલે આખી ભગરિયા કોમના લાભને માટે કશામાં રોકવી. અપીલ કોર્ટે એવો ચુકાદો આપ્યો હતો કે ફીઓ જે વરસોમાં વસુલ થઇ હતી તે વરસોએ બરશ્નુંમ ધરાવનારા મોબેદોની પોત પોતાની ગણાય. સને ૧૮૫૦ પછી અમને ફી કદી આપવામાં આવી હતી નહીં, આ નવસારીના રેવાજથી ઉલટું હતું. સને ૧૮૫૦ થી ૧૮૮૪ સુધી ફી માટે કાંઇ પણ મુકદમો માંડવામાં આવ્યો હતો નહી. અમારો મુકદમો (૧૮૮૧ નો નંબર ૯૦) સને ૧૮૩૨ થી ૧૮૪૯ સુધી વસુલ થયલી અને અમો ભગરિયાઓ તરફથી મી૦ શેઠના પાસે અનામત મુકવામાં આવેલી ફીઓ માટેનો હતો. અમે એટલા માટે છુટા પડયા કે અત્રે મરાતબ કરવાનો વિચાર રાખવામાં આવ્યો હતો તેમજ બોયની આવક ગણદેવીયા અને બીલીમોરીયા મોબેદોને આપવાની હતી. આથી મુંબઇના કેટલાક ભગરિયાઓએ પારસી પંચાયતને વચે પડવાની અરજ કીધી હતી. આ અરજી મી૦ અરદેશર પટેલનાં ચોપાન્યાને ૪૦ મે પાને છે. મેં તે અરજી ઉપર સહી મુકી હતી નહી. અરજીમાં કાંઇ ખોટું હતું નહી. પંચાયતનો જવાબ ૪૨ માં પાના ઉપર છે.[૧૭]

વાડયાજીના આતશબેહેરામમાંથી ભગરિયાઓ છુટા પડવા પછી બંને બાજુ તરફથી વર્તમાન પત્રોમાં પત્રવેહેવાર ચલાવવામાં આવ્યો હતો, તેમાંનું એક પત્ર મી૦ પટેલનાં ચોપાન્યાંના ૮૪-૯૯ પાના ઉપર છાપવામાં આવ્યું છે, તેના લખનારનું નામ હું જાણતો નથી. ભગરિયાઓએ આતશબેહેરામના સતાવાળાઓને જણાવ્યું હતું કે જો તમને ગમે તો તમો અહ્યાં મરાતબ બનાવો પણ અમને તેઓ સાથે કામ કરવાની ફરજ પાડવી જોઇએ નહી, અને અમો માટે અલાહેદા હીંધોરાઓ રાખવા જોઇએ. આ નવા મરાતબો આતશબેહેરામમાં અલાહેદા હીંધોરાઓ ઉપર કામ કરે તે સામે અમને વાંધો હતો નહી. આ

---

૧૭—આએ અરજી તથા તેના પારસી પંચાયત તરફથી મલેલા જવાબને માટે જુવો દસ્તાવેજ ૫૩ તથા ૫૪ મો. સફે ૧૬૬-૧૬૭.

નવા મરાતબો અને તેઓને બનાવનારાઓ જો આ મુજબ એક અલાહેદો પંથ બન્યો હતે તો અમારા આલાત તેઓથી અલાહેદા રહેતે. અલાહેદા હીંધોરા ઉપર એકજ મકાનમાં તેઓ સાથે કામ કરવા સામે અમો વાંધો લેતે નહી. અમો નવા મરાતબ કરનારાઓને અટકાવી શકતે નહી પણ અમે આતશબેહેરામ છોડી જતે. સને ૧૮૮૪ નાં વરસ પછી વાડયાજીનાં આતશબેહેરામમાં કેવી રીતે કામ લેવામાં આવે છે તે હું જાણતો નથી. મેં એમ સાંભળ્યું નથી કે સને ૧૮૮૪ નાં વરસથી બીજા પંથોના મોબેદોએ પાવમેહેલની ક્રીયાઓ વાડયાજીના આતશબેહેરામમાં કીધી છે. માણેકજી શેઠની અગીઆરીમાં તેના માલેકો જો ચાહે તો બીજા પંથોના મોબેદોને કામ કરવાની પરવાનગી આપી શકે, કારણ કે તે ખાનગી માલેકીની અગીઆરી છે. જો અમારા આલાત ત્યાં હતા તે વેળા એવા બીજાઓને દાખલ કરવામાં આવ્યા હતે તો અમે અમારા આલાત ત્યાંથી ખસેડી લીધા હતે. મનચેરજી શેઠની અગીઆરીના સંબંધમાં પણ એવોજ મામલો છે. સને ૧૮૮૪ ની આગમચ ગોદાવરાઓની સીવાય જાહેર ઉઘરાણાથી મુંબઇમાં કોઇ પણ અગીઆરી બાંધવામાં આવી હતી કે કેમ તે હું જાણતો નથી. હું જે અગીઆરીઓમાં કામ કરૂં છું તે અગીઆરીઓનું ખાસ જ્ઞાન ધરાવું છું. વાડયાજીનાં આતશબેહેરામમાં અમારા આલાત બનાવવાના શરૂ થયા ત્યારથી અમો ભગરિયાઓ એ આતશબેહેરામને અમારૂં મુંબઇનું વડું મથક ગણવા લાગ્યા. નવસારીની અનજુમનને તે સામે કાંઇ વાંધો હતો નહીં. આલાતના સંબંધમાં વાડીયાજીનું આતશબેહેરામ નવસારીનાં આતશબેહેરામ જેવોજ મોભો ધરાવતું હતું, પણ નવસારીનું આતશબેહેરામ બીજી રીતે ચહડયાતું હતું, કારણ કે ત્યાંજ ફકત મરાતબ બનાવી શકાય. જો આ અનજુમનનું આતશબેહેરામ બાંધવામાં આવ્યું નહી હતે તો માણેકજી શેઠની અગીઆરી અમો ભગરિયાઓનું મુંબઇનું વડુ મથક તરીકે ચાલુ રહેતે. એપ્રીલ ૧૮૮૪ માં અમારા આગેવાનોને અમે કીધેલી અરજીમાં અમે તેઓને અમો માટે એક દરેમેહેર બાંધવા જણાવ્યું હતું. અમે કાઇ નવાં આતશબેહરામ માટેની માગણી કીધી હતી નહી. એક દરેમેહેરનો અર્થ એવી એક જગ્યા થાય છે કે જયાં એક આદરીયાન પરથવામાં આવે કે નહી આવે તે છતાં યોજદાથરેગરીની ક્રીયાઓ થઇ શકે, પણ ત્યાં આતશદાદગાહ હોવાજ જોઇએ. દરેમેહેર અને અગીઆરી એકના એકજ છે અને તેઓનો અર્થ એકજ થાય છે. અમે અમારી અરજીમાં "લાયક દરેમેહેર" જણાવી હતી તેમ કહેવામાં અમારી નેમ એમ જણાવવાની હતી કે એવી દરેમેહેર કે જેમાં આદરીયાન હોય કે નહી હોય તે છતાં અમો બધાઓનો સમાવેશ થઇ શકે એવી તે મોટી હોય. નવસારીની વડી દરેમેહેરમાં આદરીઆન નથી. અમો આતશદાદગાહ, આતશઆદરીઆન અને આતશબેહેરામ એવા ત્રણ જાતના આતશ ગણયે છીએ. આતશદાદગાહમાંથી આતશ બીજી ક્રીયાઓ માટે લઇ શકાય, પણ આદરીયાન કે આતશબેહેરામમાંથી તે એમ લઇ શકાય નહી. કોઇપણ પારસી આતશદાદગાહ આગળ જઇ તે ઉપર સુખડ લોબાન મુકી શકે પણ ઠરાવવામાં આવેલાં આસામીઓ સીવાય કોઇપણ આદરીઆન કે આતશબેહેરામ આગળ જઇ શકે નહી, અથવા તો તે ઉપર કાંઇ મુકી શકે નહી. દરરોજની પાંચ ગેહમાંની દરેક ગેહેમાં ચોક્કસ બંદગીઓ એક આદરીઆન કે આતશબેહેરામ આગળ કરવાની હોય છે, પણ

આતશદાદગાહ માટે એવી કોઇ ક્રીયાની જરૂર નથી. કમીટી તરફથી સને ૧૮૮૪ માં બહાર પાડવામાં આવેલી મદેહનજરમાં જો બની શકે તોજ આતશબેહેરામ ઉભું કરવામાં આવશે એમ જણાવવામાં આવ્યું હતું. અમારી અરજીની વખતે આતશબેહેરામ બાંધવાનો કાંઇ ખ્યાલ હતો નહી. અનજુમનનું આતશબેહેરામ ઇજવામાં આવ્યા પછી બે વરસે એક નવા વરસ્યાને માણેકજી શેઠની અગીઆરીમા પરથવામાં આવ્યા હતા. તે વેળા આતશબેહેરામ અમારૂં વડું મથક હોવાથી તેમ કરવું ઘટતું ગણાય કે તે વીશે વાંધો પડયો હતો. વરસ્યાને સાધારણ રીતે ફકત એકજ જગ્યાએ રાખવામાં આવે છે. અમો વાડીયાજીના આતશબેહેરામમાંથી છુટા પડયા તે વેળા માણેકજી શેઠની અગીઆરીમાં નવસારીથી આવેલા આલાતથી નવા વરસ્યાને પરથવામાં આવ્યા હતા, તે પછી વરસ્યાને જાલભાઇ શેઠના બંગલામાં રાખવામાં આવ્યા હતા અને જ્યારે જરૂર જણાય ત્યારે તેની પુછડીમાંથી વરશ લેવામાં આવતો હતો. અનજુમનનું આતશબેહેરામ પરથવામાં આવ્યુ તે પછીના વખત સુધી ત્યાં તેમ ચાલુ રહ્યું હતું. અનજુમનનું આતશબેહેરામ પરથવામાં આવ્યા પછી એકાદ બે વરસમાં તે મરણ પામ્યા હતા અને નવાને માણેકજી શેઠની અગીઆરીમાં પરથવામાં આવ્યા હતા, તે તરફ અમોમાંના ઘણાઓએ નાપસંદગી બતાવી હતી. આ બીજા વરસ્યાને પણ જાલભાઇના બંગલામાં રાખવામાં આવ્યા હતા. જ્યારે તે બાજા વરસ્યા ત્રણ વરસ ઉપર મરણ પામ્યા ત્યારે તકરાર ચાલી હતી અને ત્રીજા વરસ્યાને આ આતશબેહેરામમાં પરથવામાં આવ્યા હતા અને હવે તે આતશબેહેરામની કમીટીના હવાલામાં છે. તેઓને આતશબેહેરામનાં મકાનમાં રાખવામાં આવતા નથી પણ બીજે ઠેકાણે રાખવામાં આવે છે, કારણ કે તેઓને અત્રે રાખવાનું સગવડભરેલું નથી. એક વરસ્યા મરણ પામતાં બીજાને પરથવામાં આવે ત્યાં સુધી કાંઇ યોજદાથરેગીરીની ક્રીયા કરી શકાય નહી, પણ બાજધરનાની ક્રીયાઓ કરી શકાય. સને ૧૮૯૨ અને ૧૮૯૬ માં નાણાં ભરનારાઓની મળેલી સભામાં હું હાજર હતો નહી પણ સને ૧૮૯૮ ની સભામાં હું હાજર હતો. સને ૧૮૯૨ ની સભામાં કોઇએ અનજુમન પત્ર સામે વાંધો લીધેલો મેં સાંભળ્યો નથી; સભાના છાપેલા રીપોર્ટ ઉપરથી એવો કોઇ વાંધો નહી ઉઠાવવામાં આવેલો દેખાતો નથી. ત્યાં કાંઇપણ વાંધો નહી ઉઠાવવામાં આવેલો હોવાના સબબ એ હોવો જોઇએ કે સભા ફકત ખાસ કામ માટે બોલાવવામાં આવી હતી. સભાની છાપેલી ખબરમાં ફકત ચોકસ કામો વીશે જણાવવામાં આવ્યું છે. હું એક નાણું ભરનાર છું. મારો ખ્યાલ એ હતો કે સભા એકલું નોટીસમાં દર્શાવવામાં આવેલાં કામ ઉપરજ ધ્યાન આપશે. હાલનો સવાલ હું સને ૧૮૯૨ ની સભામાં ઉભો કરી શકયો હતે, પણ મારો ખ્યાલ એ હતો કે, એ સવાલનો ફડચો અમારી તરફેણમાં થયો હતો, કારણ કે કમીટીએ કોઇ બીજા મોબેદને કામ કરવા દીધું હતું નહી. જો એવાં આસામીને દાખલ કરવામાં આવ્યો હતે તો અમોએ તેને કામ કરતાં અટકાવવાનું કોર્ટ પાસે હુકમનામું મેળવ્યું હતે, મેં કોઇપણ નાણું ભરનાર આગળ ફર્યાદ કીધી હતી નહી, કારણ કે તે સવાલનો ફડચો થઇ ગયો હતો. સને ૧૯૦૫ ની અમારી અરજીનો અમને જવાબ મળ્યો હતો. અસલ જવાબ મને મળી શકતો નથી પણ તા૦ ૨ જી સપટેમ્બર ૧૯૦૫ ની છાપેલી નકલ મને અત્રે બતાવવામાં આવે છે તે તેની ખરી નકલ છે. આ જવાબ મળવા પછી એક નાણું ભરનાર પાસેથી ત્રસ્ત-

દીડની એક નકલ અમે મેળવી હતી, જેને કમીટીએ તે આપી હતી. તે પછી અમે અમારો મુકદમો અમારા સોલીસીટરોના હાથમાં મુકયો હતો. અમારા સોલીસીટરો મેસર્સ મુલાં અને ઇરાનીએ ૨૨ મી જુન ૧૯૦૬ ની તારીખની નોટીસ કમીટી ઉપર મોકલી હતી. તે નોટીસમાં સને ૧૮૮૭ માં દસ્તુર જામાસ્પજી અને મી૦ પેસ્તનજી કાંગાએ આપેલી કબુલાતો વિશે કાંઇ ઇશારો નથી. કારણ કે સોલીસીટરોએ ફકત પોતાને આપવામાં આવેલાં લેખીત ઓચરીયાંઓ ઉપરથી નોટીસ ઘડી હતી. તે કેસને લગતી સમજણ સોલીસીટરોને હું આપતો હતો. તેઓએ મને કહ્યું હતું કે જે લખાયલું હોય તેનેજ વળગી રહેવું. મેં તેઓને દસ્તુર જામાસ્પજી અને મી૦ કાંગા વીશેનો બનાવ કહ્યો હતો. આ મુકદમો માંડવા આગમચ અમે મુંબઇના બધા ભગરિયાઓની સભા બોલાવી હતી નહી, કારણ કે અમને માલમ પડયું હતું કે મી૦ જાલભાઇ શેઠની બીકને સબબે માણેકજી શેઠની અગીઆરીના કેટલાક મોબેદો અમારી સામે થશે. એકઝીબીટ ૨૪ માં જણાવેલા માણેકજી શેઠની અગીઆરીના મોબેદોની સહી લેવા અમો ગયા ત્યારે એકાદા બે સીવાય કોઇએ સહી કીધી નહી અને તેથી અમે ધાર્યું કે તેઓમાંના ઘણાખરા અમારી સામે થશે. એકઝીબીટ ૨૪ માં અમને આશરે ૨૦૦ ભગરિયાઓની સહી મળવાથી અમારા સોલીસીટરો તરફથી મળેલી સલાહ ઉપરથી અમે એક સભા બોલાવવાનું જરૂરનું ધાર્યું હતું નહીં. આ મુકદમો માંડવા આગમચ અમો આગેવાન ભગરિયાઓને મળ્યા હતા, આગેવાન ભગરિયાઓ એટલે હું આગેવાન ધર્મગુરૂઓ તેમજ જે આગેવાનો બીજો ધંધો કરે છે તેઓ વીષે બોલું છું. અનજુમનની દરેમેહેરના લગભગ બધા ભગરિયાઓ અમારી તરફેણમાં હતા. મુકદમો માંડવા આગમચ મુંબઈની બધી અગીઆરીઓમાંના બધા ભગરિયાઓને અમે મલ્યા હતા નહી.

મી૦ પાવરીની વધુ ઉલટપાલટ તપાસમાં મી૦ ફરેદુન કાંગાએ જણાવ્યું હતું કે "બોએ દેવાની ક્રીયા જે મોબેદે બરશનુમ લીધું હોય તેજ કરી શકે, તે એક અગતની ક્રીયા છે. આતશનું તખત ધોવા આગમચ કલશીઆને પાવ કરવાનો હોય છે. નવસારીમાં બોય દેવાની ક્રીયા કરનાર મોબેદ જે રીતે ઘડયાળના કાંટા ફરે છે તે મુજબ આતશની આસપાસ ફરે છે અને મુંબઇમાં તેથી ઉલટી દીશાએ ફરે છે. પણ કઇ દીશાએ ફરવું તે કાંઇ અગતની વાત નથી. નવસારીમાં બોય દેવાની ક્રીયા એક પછી એક પાંચ પૉલોમાં દરેકમાંથી એક મોબેદ કરે છે. એકી વેળા દરેક પૉલ માટે કેટલા દિવસ મુકરર કરવામાં આવ્યા છે તે હું કહી શકતો નથી. વાડયાજીનાં આતશબેહરામમાં ૧૮૫૦ પછી એ હક કોઇ પણ પાંચ ભગરિયાઓમાંનો એક ટેનડર આપે તેને આપવાનું ઠરાવવામાં આવ્યું હતું, એ હક આખાં વરસ માટે આપવામાં આવતો હતો. અનજુમનનાં આતશબેહેરામમાં પણ રેવાજ એ છે કે કોઈપણ પાંચ મોબેદો ટેનડર કરે. બોય દેનારાઓને દરેક ખાણાં આગમચ બાજની ક્રીયા કરવી પડે છે. જો તેઓ ક્રીયામાં ચોકસ બોલો વાપરે છે તો જેમ મુંબઇમાં કરવામાં આવે છે તેમ તેઓને પોતા સનમુખ આતશ રાખવો પડે છે. કે જો તેઓ તેવા બોલો વાપરતા નથી (જેમ નવસારીમાં કરવામાં આવતું નથી) તો

તેઓને પોતા સનમુખ આતશ રાખવો પડતો નથી. નવસારીમાં આ બાજ ધરતી વેળા તેઓ આતશ માટે સુખડ વગેરે રાખે છે અને પછી તે દરેમેહેરમાં લઇ જાય છે. મુંબઇમાં તેઓ સુખડ વગેરે તુરતજ પોતા સનમુખના આતશ ઉપર મુકે છે. નવસારીમાં બોય દેનારાઓ પોતાનું ખાણું લેવા ઘરે જાય છે, અહીંયાં તેઓ આતશબેહેરામમાં પોતાનું ખાણું લે છે. જો ઘરે જતી વેળા મોબેદો દુર બેઠેલી સ્ત્રીઓ અથવા તેવાંજ આસામીઓથી ચોકસ છેટે રહે તો તેઓની ક્રીયાની પાકીજેહ ઉપર અસર થતી નથી. ક્રીયાઓમાં ચોકસ તફાવત રહે છે, જે દરેક ઠેકાણે ત્યાંના દસ્તુરનાં ફરમાન મુજબનો હોય છે. એવી ઘણી બાબતોમાં નવસારીનાં આસામીઓ વચે પડવાની ના પાડે છે. નવસારીમાં મોબેદો જો રેલ્વેમાં મુસાફરી કરે તો તેઓ પોતાનું બરશનુમ ગુમાવે છે; તેમ મુંબઇમાં થતું નથી. નવસારીની દરેમેહેરમાં બીજા પંથોના મોબેદો કોઇ પણ એવી ક્રીયા કરી શકતા નથી, કે જે માટે તે ક્રીયા કરનારને બરશનુમ લેવાની જરૂર હોય. તેઓ વળી નવજોત, જશન વગેરેની જે ક્રીયાઓ માટે બરશનુંમ લેવાની જરૂર નથી તે ક્રીયા શરૂ કરી શકે નહીં, પણ તેમાં તેઓ સામેલ થઇ શકે. ત્યાં બે મીનોચેહેરહોમજીના મોબેદોને આફ્રીનગાન કરવા દેવામાં આવે નહી, જો કે દસ્તુર જો પોતાની મરજી હોય તો પરવાનગી આપી શકે. આફ્રીનગાનની ક્રીયા માટે બરશનુમની જરૂર નથી. એવી પરવાનગી આપવામાં આવવાનો એક પણ દાખલો હું જાણતો નથી. નવસારીની મલેસર ખાતેની સર જમશેદજીની દરેમેહેરમાં ભગરિયાઓ પોતાને માટે અલાહેદા રાખવામાં આવેલા હીંધોરા ઉપર પોતાના આલાતથી કામ કરે છે. સનજાનાઓ સને ૧૭૪૧ માં ટંટો થવા પછી ભગરિયાઓથી જુદા પડયા હતા. જે વેળાં તેઓ આતશબેહેરામ ઉપાડી લઇ ગયા. હાલનું નવસારીનું આતશબેહેરામ સને ૧૭૬૫ માં ઈજવામાં આવ્યું હતું. ભગરિયાઓએ તેમાં જુના આતશની રખીઆ (ભશમ) વાપરી હતી, જે તેઓએ ૧૭૪૧ થી ૧૭૬૫ સુધી પોતા પાસે રાખી હતી. મુંબઇમાં દાદીશેઠનાં આતશબેહેરામની સ્થાપના પછી ભગરિયાઓ માટે અલાહેદા હીંધોરાઓ રાખવામાં આવ્યા હતા અને વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડતાં અમે તે વાપર્યા હતા, જયારથી આતશબેહેરામ બાંધવામાં આવ્યું ત્યારથી કે તે પછી હીંધોરા અલાહેદા રાખવામાં આવ્યા હતા તે બાબતમાં હું ખાતરીપુર્વક નથી, પણ અમો છુટા પડયા તેની લાંબો વખત આગમચના તે હતા એટલું હું જાણું છું. મેં સાંભળ્યું છે કે એ હીંધોરાઓ ભગરિયાઓએ ઇજયા હતા, તે આગમચ બીજાઓએ તે ઇજયા હતા કે કેમ તે હું કહી શકતો નથી, જે દસ્તાવેજનો સાર ૧૭૩૫ ના વરસ હેઠળ "પારસી પ્રકાશ" ના ૩૧ માં પાના ઉપર આપવામાં આવ્યો છે તે અસલ દસ્તાવેજ મેં જોયો નથી. મોબેદ સોરાબજી માણેકજી મેહેરજીરાણાને હું ઓળખું છું. તેવણે "પારસી પ્રકાશ" કરતાં 'જામે જમશેદ' માં ૧૭૩૫ ના આ દસ્તાવેજનો સાર વધારે લંબાણથી આપ્યો છે કે કેમ તે હું જાણતો નથી.

વા૦ ૨૧ મી જુન ૧૯૧૦ ના જામે જમશેદમાં આવેલો તે સાર સાક્ષીને બતાવવામાં આવ્યો હતો.

મી૦ પાવરીએ તે જુબાની તરીકે રજુ કરવા માંગ્યું હતું, જે સામે વાંધો લેતાં

મી૦ ઇરાનીએ જણાવ્યું હતું કે અસલ ઉપરથી કીધેલી બોલે બોલની નકલ અથવા તો પારસી પ્રકાશમાં જણાવેલી મેહેરજીરાણા લાયબ્રેરીમાં જે અસલ દસ્તાવેજની નકલ છે તે રજુ થવી જોઇએ.

લવાદે છેલો માર્ગ લેવો સલાહકારક ધાર્યો હતો.

સાક્ષીએ પોતાની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે જે નીરંગદીનની ક્રીયા વીશે દસ્તુર કેખશરૂએ જામેમાં લખ્યું હતું તેની થોડો વખત આગમચ મી૦ "ડયુક" માટેની નીરંગદીનની ક્રીયા કરવામાં આવી હતી. મી૦ ડયુકની નીરંગદીનની ક્રીયા વેળાએ દસ્તુરોની બેઠકના સંબંધમાં કાંઇ વાંધો ઉઠયો હતો કે નહી તે હું જાણતો નથી. દસ્તુર કેખશરૂ ઉપરની ચીઠી મી૦ રૂસ્તમજી શેઠનાએ લઇ જવા માટે મને આપી હતી નહી, તે ચીઠી દસ્તુર કેખશરૂને મારી હાજરીમાં આપવામાં આવી હતી નહી, પણ હું માનું છું કે તે તેમને આપવામાં આવી હતી. સને ૧૯૦૩ માં મને દસ્તુર કેખશરૂ સાથે વાંધો પડયો હતો. મીસીસ તાતાની નવજોત કરવાના દસ્તુરનાં પગલાં સામે મેં મારા વીચારો પ્રગટ કીધા હતા, તે ઉપરથી દસ્તુરે મારૂં બરશનુમ લઇ લેવાની મને ધમકી આપી હતી, પણ મેં જવાબ આપતાં તેમણે ધમકી ખેંચી લીધી હતી. એજ બાબતના સંબંધમાં એજ વેળાએ કમીટીના સેક્રેટરી મી૦ શાપુરજી કાત્રક સાથે પણ વાંધો પડયો હતો. તેમણે મને લખી જણાવ્યું હતું કે અત્રે તમારે ક્રીયાઓ કરવી નહી, પણ પાછળથી તેમણે એ મનાઇ ખેંચી લીધી હતી.

## સાક્ષીની ફરી તપાસ.

મી૦ ઇરાનીની ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે સને ૧૯૦૩ માં પડેલા વાંધાને પરીણામે દસ્તુર કેખશરૂ કે મી૦ એસ. કાત્રક તરફ મારી કાંઇ ખરાબ લાગણી હતી નહી. નવસારીની અનજુમન ફકત નાવર મરાતબો કરવા, આલાતનો ઉપયોગ, વગેરે જેવી અગતની બાબતોમાંજ વચે પડે છે. બીજા પંથોના મોબેદો સાથે ક્રીયાકામ કરવાનો સવાલ નવસારીની અનજુમન સનમુખ રજુ કરવોજ જોઇએ. સપટેમ્બર ૧૯૦૫ માં મેં ત્રસ્તદીડ જોયું તે અને જુન ૧૯૦૬ માં મેં નોટીસ મોકલી તે વચેની મુદત સોલીસીટરો તરફથી અને સોલીસીટરો સાથે પત્રવેહેવાર ચલાવવામાં અને પરપુછ કરવામાં પસાર થઇ હતી. જો ભગરિયાઓના એક વરશયા મુંબઇમાં મરણ પામે છે તો એક નવાને પરથવામાં આવે ત્યાં સુધી આલાત સાથની કાંઇ પણ ક્રિયા થઇ શકે નહી. અગીઆરી માટેનાં નાણા થોડા વખતમાં ભરાઇ ગયાં હતા, જયારે વાડયાજીના આતશબેહેરામના સત્તાવાળાઓએ બાયની ક્રીયા ગણુદેવીયા અને બીલીમોરીયાઓને આપી ત્યારે અમે તેઓને જણાવ્યું કે અમારે માટે થોડાક હીંધોરા અલાહેદા રાખવા અને અમને થોડાક આલાત આપવા, કારણ કે અમો ગણુદેવીયા અને બીલીમોરીયાઓની સાથે કામ કરી શકયે નહીં, પણ તે અરજ પણ સ્વીકારવાની ના પાડવામાં આવી હતી. જો એક મીનોચેહેરહોમજીનો અમારી નવસારીની દરેમેહેરમાં મરાતબ થવા આવ્યો હતે તો તેને દાખલ કરવામાં આવ્યો હતે, કારણ કે તેનો અર્થ એ થતે કે તે પોતાનો પંથ છોડીને ભગરિયા તરીકે તે અમારા

પંથમાં જોડાયો છે. તે અમો માટે એક માન મેળવવા જેવું થઇ પડતે. પણ છેલ્લાં સો વરસમાં એવો કોઇ આવ્યો નથી અને હાલમાં કોઇને દાખલ કરવામાં આવે કે કેમ તે હું જાણતો નથી. અમો છુટા પડયા પછી અમે નવસારીની અનજુમનના હુકમો મુજબ દસ્તુર પેશોતન અને તેમની સાથવાળાઓને અમારાથી તદન જુદાજ પંથના તરીકે ગણવાનો ઠરાવ કીધો હતો, અમે આ ઠરાવ કરવા આગમચ અને અમો છુટા પડવા આગમચ અલાહેદા હીંધોરાઓ માટેની અમારી અરજ કરવામાં આવી હતી. હું જાણું છું કે અમારા ઠરાવ પછી વાડયાજીનાં આતશબેહેરામવાળા આસામીઓ નવસારીમાં અગીઆરી ઉઘાડવા માગતાં હતાં અને તેઓને કોર્ટે તેમ કરવાની એવા સબબસર મનાઇ કીધી હતી કે તેઓ ભગરિયાઓથી જુદા પંથના હતા. અને ભગરિયાઓને એકલાનેજ ત્યાં એક અગીઆરી ધરાવવાનો હક હતો. આવા ઠરાવ પછી વાડયાજીના આતશબેહેરામમાં અમારા આલાત સાથે કામ કરવાનું અથવા તો વાડયાજીના આતશબેહેરામના આસામીઓએ પોતાના આલાત સાથે અમારાં આતશબેહેરામમાં ક્રોયાકામ કરવાનું બની શકે એમ નથી. ચોકસ ગણદેવીયા મોબેદોએ વાડીયાજીના આતશબેહેરામમાં કામ કીધું હતું તેઓ નવસારી ખાતે ત્યાં કામ કરી શકાય તે માટે બરશનુમ લેવા ગયા હતા, પણ તેઓને એવું બરશનુમ લેવા દેવામાં આવ્યું હતું નહી, જો કે તેઓ કેટલાક દીવસ સુધી તે ક્રીયામાંથી પસાર થયા હતા. દસ્તુર પેશોતનને પારસી પંચાયતને જે એવો ખુલાસો કીધો હતો કે આગળ બીજા ગણદેવીયાઓએ બોયદેવાની ક્રીયા કીધી હતી તે ભુલાવો ખવાડનારો હતો, કારણ કે જે ચોકસ આસામીને એ ઓહદો આપવામાં આવ્યો હતો તે એવું માનીને કે તે એક શુધ નવસારીનો ભગરિયો હતો, જ્યારે પાછળથી માલમ પડયું હતું કે તેને એક ગણદેવીઆ મોબેદે દતક કરી લીધેલો હતો ત્યારે તેને તે ક્રીયા કરવા દેવામાં આવી હતી નહી."[1]

## નામદાર "લવાદ" સનમુખ જુબાની આપવા આવવાની ભગરસાથના કામ ચલાઉ વડા દસ્તુરજીને મુંબઇના ભગરિયા મોબેદોએ કીધેલી અરજી, તેના સંબંધમાં શ્રી નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા; તથા તેમાં થયલા ઠેડાવ મુજબ કામ ચલાઉ વડા દસ્તુરે મુંબઇમાં આવી આપેલી જુબાની.

મુંબઇમાં નવા આતશબેહેરામ સાહેબ બરપા કરવાની મૂળ નેમ અને મકસદ શું હતી તેથી "લવાદ" સાહેબને માહિતગાર બનાવવા માટે એ કામમાં ઉજમ ભર્યો ભાગ

૧. એરવદ ફરદુન રતનજી કાંગાની ઉપલી જુબાની "પ્રજા મીત્ર અને પારસી" ના ૪ અંકો ઉપરથી ઉતારી છે, પરંતુ એ જુબાની અસલ અંગ્રેજી સાથે મેળવી તેમની શબ્દ રચના કેટલેક ઠેકાણે એરવદ બહમનજી માણેકજી ઉનવાલા બી. એ. એલ. એલ. બી. એ સુધારી છે.

લેનારા ભગરિયા આગેવાનોની કમિટીના સભાસદોની જૂબાંની–આગલ જણાવ્યા પ્રમાણે–કેશ લડનારા મોબેદોના સોલીસીટરોને જેટલી અગત્યની જણાઇ હતી તેટલીજ અગત્યની તેઓએ ભગરસાથ અનજુમનનાં પૂરાતન વખતથી ચાલુ રહેલા "**તરીકા અને રેવાજ**" ને લગતી જૂબાંનીને ગણી હતી. આવી જૂબાંની આપવા જેમ ભગરસાથના ઘણા આગેવાન મોબેદો ખુશીથી તૈયાર થયા હતા તેમ પોતાની અનજુમનનાં કામચલાઉ વડા દસ્તૂરજી ટોળાના તરીકાને લગતી તેવી જૂબાંની પોતે જાતે આવીને નામદાર લવાદ સનમૂખ આપે તો તે વધારે વજનદાર ગણાશે એમ માનીને, નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથના મોબેદોએ નીચલી અરજી શ્રી નવસારી મધે પોતાની અનજુમનનાં તે વેળાના કામ ચલાઉ વડા દસ્તુરજી ઉપર મોકલાવી હતી.

---

# દસ્તાવેજ ૮૮ મો, અસલ છે.

---

"મુંબઈ, અનજુમનનાં આતશબેહેરામ સાહેબ,

રોજ ૨૮ મો માહ ૮ મો સને ૧૨૮૨ યઝદેજરદી.

**નેકનામ દસ્તુરજી સાહેબ ફરામજી ગુ૦ દસ્તુરજી કેકોબાદજી દ૦ મેહેરજીરાણા–તે ભગરસાથની અનજુમનનાં કામ ચલાઉ વડા દસ્તુરજી જોગ, નવસારી.**

સાહેબ. તમો સાહેબને અમો નીચે શહી કરનારા અનજુમનનાં આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરસાથની અનજુમનનાં મોબેદો, માન પુર્વક જણાવવાની રજા લઇએ છીએ અને અરજ કરીએ છીયે કે, આપણી અનજુમનનાં "હક્કો" તથા પંથકની જાળવણી કરવા સારૂ આપણી અનજુમનની માગણી ઉપરથી બરપા કરવામાં આવેલા અત્રેના "અનજુમનનાં આતશબેહેરામ" મધે આપણાથી જૂદા પડેલા તથા પારકા પંથકના મોબેદ સાહેબોને તેઓના પોતાના "આલાત" થી ક્રીયા કામ કરવા દેવાને એ પાક મકાનનાં "ત્રસ્ટડીડ" ની અંદર "હક" આપવામાં આવેલો હોવાથી, આપણી અનજુમનાં સેંકડો વરસથી ચાલતા આવેલા "તરીકા તથા હક્કો" ને નુકસાંન પુગતું અટકાવવા અત્રેના આપણા બે મોબેદ ભાઈઓએ જે મુકદમો "એડવોકેટ જેનરલ" ની સમતીથી અતરેની હાઇકોર્ટ મધે નોંધાવ્યો હતો તથા જે મુકદમો પાછલથી મુંબઇની આપણી પંચાયતના માનવંત અકાબર તથા આપણી કોમના એક સીવીલ્યન મી૦ મનચેરજી પેસતનજી ખરેગાટની "લવાદી" ઉપર લઇ જવામાં આવ્યો હતો, તે મુકદમો મી૦ ખરેગાટ આપણા આતશબેહેરામ સાહેબનાં મકાન મધે પોતાની બેઠક કરીને હાલમાં સમજે છે.

આએ મુકદમામાં આપણી અનજુમનનાં **પુરાતન તરીકા–હક્ક તથા રેવાજોથી** નામદાર જડજને માહીતગાર બનાવવાની અગત્ય હોવાથી તમો સાહેબને અમો અરજ કરીએ છીયે કે, આપણી અનજુમનનાં ભલાંને માટે તાકીદે નવસારીની આપણી ભગ-

રસાથ અનજુમન ભેગી કરીને-તેમની સમતી મેળવી-તમે સાહેબે પોતે મુંબઇમાં પધારી, અનજુમનનાં દસ્તુરજી તરીકે ટોળાનાં વહીવટની શાક્ષી નામદાર જડજની આગલ આપવીજી.

તમે સાહેબ આપણી અનજુમનની સભા મેળવી તેમાં જે યોગ્ય ઠેડાવ થાય તે લઇને આવવાની તજદી ઉઠાવશો તો અનજુમન સાહેબની કિમતી સેવા બજાવેલી ગણાશે. આસા છે કે આએ અરજી મલતાં તરતજ સભા મેળવવાની અને તે વીષે મુકદમો ચલાવનારા વાદીઓ તથા તેમના સોલીસીટર સાહેબો મેશર્સ "મુલ્લાં એન્ડ મુલ્લાં" ને તારથી તથા કાગજથી ખબર આપવાની તજદી લેશોજી.

અમો છીએ સાહેબ—

ભગરસાથ અનજુમનનાં સેવકો,
અરદેશર જેશંગજી દશતુર મેહેરજીરાંણાના.
કાવશજી હોરમજી મોદી."

( અતરે બીજા ૩૧ મોબેદ સાહેબોની શહીઓ છે. )



ઉપલી અરજી પોતાને મળતાંને વાર ભગરસાથ અનજુમનની એક જાહેર સભા કામચલાઉ વડા દસ્તુરજીએ શ્રી નવસારી મધે "ખરશેદવાડી" માં રોજ ૩૦ મો માહ ૮ મો સને ૧૨૮૨ યઝદેજરદી, તા૦ ૯ મી મે ૧૯૧૩ ઇસવીને દિને બોલાવી હતી, જેમાં અનજુમનનાં સભાસદો મોહોટી સંખ્યામાં હાજર થયા હતા.

સરનશીનની ખુરસી કામચલાઉ વડા દસ્તુરજી ફરામજીને આપ્યા બાદ તેઓની ફરમાસથી મી૦ સોહરાબજી મનચેરજી દેશાઇએ મુંબઇથી ભગરસાથ અનજુમનના કામચલાઉ વડા દસ્તુરજી ઉપર આવેલો ઉપલો પત્ર વાંચી સંભળાવ્યો હતો; જે ઉપર વિવેચનો થવા પછી એરવદ રૂસ્તમજી એરચજી પાવરીની દરખાસ્તને એરવદ હોરમજજી ફરદુનજી દસ્તુર મેહેરજીરાંણાએ ટેકો આપવાથી નીચલો ઠેડાવ અનજુમને એકમતથી પસાર કીધો હતો:—

**ઠેડાવ પહેલો**—"નવસારીની આપણી શ્રી વડી દરેમેહેરને તાબેની અનજુમનના મુંબઇમાં વસ્તા ભાઇઓની અરજ તથા માગણી ઉપરથી આપણી ભગરસાથ અનજુમનના પુરાતન વખતથી સ્થાપિત થયલા હક્કો તથા આપણા ટોલાના મોબેદ સાહેબોના બોહોલાં પંથકની જાળવણી કરવા સારૂ જરથોશ્તી આલમે મુંબઇમાં જરથોસ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબ બરપા કરી આપેલા, અને તેજ મતલબની ખુલ્લી તખ્તી ખુદ આતશબેહેરામના કારોબારી સાહેબોએ મકાનના આગળાં દર્શન ઉપર મારીને આપણા ટોળાના હક્કો સ્વિકારવા તથા દરેમેહેરને લગતું પાક મકાન "શ્રી નવસારીની આપણી વડી દરેમેહેરને મલતા મોબેદ સાહેબોનાં વપરાસને માટે થશે" એવી ચોખ્ખી કબુલાત ઇ૦ સ૦ ૧૮૮૪ માં બહાર પાડવામાં આવેલી "મદેહનજર" માં આપવામાં આવેલી હોવા છતાં, આપણી અનજુમનની સંમતિ અને જાણ વગર સદરહુના થયલાં

ત્રસ્ટડીડમાં, આપણી અનજુમનના સેંકડો વરસથી ચાલતા આવેલા તરીકા તથા બંધારણ વિરૂદ્ધ, આપણી અનજુમનથી છુટા પડેલા જુદાં પંથકના મોબેદ સાહેબોને તેમનાં ક્રિયાકામ કરવાના પવિત્ર "આલાત"થી, આતશબેહેરામ સાહેબનાં મકાનમાં સઘળી પ્રકારના બરશ્નુમને લગતાં ક્રિયાકામો કરવાની છુટ બક્ષવામાં આવી છે. આવી છુટથી આપણા પવિત્ર આલાતની પ્રતિષ્ઠામાં ઘટાડો થાય છે અને ભાઇબંધ પંથકોની અનજુમનોમાં આપણાં ટોળાનું સ્વમાન, મોભ્ભો, અને ટેક આવી છુટથી ઉતારી પાડવામાં આવેલું ગણી શકાય. સબબ મુંબઈમાં વસતા આપણા મોબેદ ભાઇઓએ ત્યાંની હાઇકોર્ટમાં એક મુકદમો નોંધાવ્યો હતો, તેનો ફડચો લાવવાનું કામ બંને પક્ષની સંમતિથી મુંબઇની પારસી પંચાયતનાં માનવંત અકાબર શેઠજી સાહેબ મનચેરજી પેસ્તનજી ખરેગાટની લવાદી ઉપર સોંફવામાં આવ્યું છે, જે સાહેબ હાલમાં મુંબઇનાં આપણા આતશબેહેરામ મધે બેઠક કરી મુકદમાની સુનાવણી કરતા હોવાની ખબર મલી છે. સબબ આજની સભા એક મતે ઠરાવ કરે છે કે આપણા કામચલાઉ વડા દસ્તુરજી સાહેબ ફરામજી કેકોબાદજીએ મહેરબાનીની રાહે મુંબઇ સીધારી, માનવંત લવાદ સાહેબ રૂબરૂ હાજર થઇ, આપણી ભગરસાથ અનજુમનનાં તરીકા તથા જ્યાં આપણી અનજુમનનાં "આલાત" રહેતા હોય ત્યાં પારકા પંથકનાં મોબેદ સાહેબો પોતાનો આલાત લાવી ક્રિયાકામ કરે તો આપણા ટોળાનાં હક્કોને કેવા પ્રકારનું નુકસાન થઇ ખલલ પહોંચે તે વિગેરે વીગતે લવાદ સાહેબને સમજાવી શકાય એવી રીતે સાક્ષી આપવી, જેથી આપણી અનજુમનનાં જુનાં સ્થાપિત થયલા હક્કોનું રક્ષણ થાય અને નવો ફીતનો ઉભો થતો અટકે."

**ઠેડાવ બીજો**—એરવદ રતનજી પાહલણજી કુટારાની દરખાસ્તને એરવદ સોરાબજી કાવસજી દોરડીએ ટેકો આપવાથી સભાએ એક મતથી ઠેડાવ કીધો હતો કે:—

"આજની સભાનાં પ્રમુખ સાહેબ દસ્તુરજી ફરામજી કેકોબાદજીએ આપણી સભાએ હાલ સર્વાનુમતે પસાર કરેલા ઠરાવની ખબર તાર મારફતે સદરહુ મુકદમો ચલાવનારા આપણા પક્ષનાં આગેવાન ભાઇઓને તેમજ તેમનાં સોલીસીટર સાહેબો મેશર્સ "મુલ્લાં એન્ડ મુલ્લાં" ને કરવી અને વીગતવાર ઠરાવો ટપાળ મારફતે તેઓને પહોંચાડવા તથા તેઓ ઠરાવે તે દીવસે દસ્તુરજી મોસુફે મુંબઇ સાક્ષી આપવા સીધારવા મહેરબાનીની રાહે તસ્દી લેવી."

**ઠેડાવ ત્રીજોઃ**—એરવદ ખરશેદજી બહમનજી ફરામરોઝની દરખાસ્તને એરવદ દોરાબજી પાહલનજી ભેદવારે ટેકો આપવાથી સભાએ સર્વાનુંમતે ઠેડાવ પસાર કર્યો હતો કેઃ—

"આપણી ભગરસાથ અનજુમનનાં પૂર્વથી ચાલતા આવેલા હક્કો અને મોભ્ભાનાં સ્વમાન અને ટેકનાં રક્ષણ સારૂ મુંબઇનાં નવાં આતશબેહરામ સાહેબનાં ત્રસ્ટડીડ સંબંધી જે વાજબી લડત ચલાવવામાં માનવંત "મુલ્લાં એન્ડ મુલ્લાં" સોલીસીટરો-જેઓ આપણા ભગરીઆ ભાઈઓજ છે તેઓ—જે ખંત અને કાળજીથી આપણા પક્ષને

માથે ખર્ચનો મોટો બોજો ઉપાડયા વગર તકલીફ ઉઠાવી રહ્યા છે તેઓનો તેમજ આપણી અનજુમન તરફ જે આગેવાન ભગરીઆ સાહેબો આ લડતમાં મહેનત, પૈસા, અને વખતનો ભોગ આપે છે તેઓનો આજની અનજુમનની સભા અંતઃકરણથી મોટો ઉપકાર માને છે.”

ત્યાર બાદ પ્રમુખ સાહેબનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

શ્રી નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની ઉપલી જાહેર સભામાં થયલા ઠેડાવ મુજબ કામચલાઉ વડા દસ્તુરજી ફરામજી કેકોબાદજી દસ્તુર મેહેરજીરાંણાએ મુંબઇમાં પધારી નામદાર લવાદની સનમુખ નીચલી જૂબાંની આપી હતી:—

## ભગરસાથ અનજુમનના કામચલાઉ વડા દસ્તુર ફરામજી કેકોબાદજી દસ્તુર મેહેરજીરાણાની જુબાની.

દસ્તુર ફરામજી કેકોબાદજીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે “હું કામચલાઉ દસ્તુર છું અને નવસારીમાં રહું છું. મારી ઉમર ૫૯ વરસની છે.

હું એક ભગરિયો મોબેદ છું. નવસારીના વંશપરંપરા દસ્તુર સગીર વયના હોવાથી હું ત્યાં દસ્તુર તરીકે કામ કરૂં છું. મારૂં કાયમનું રેહેઠાણ નવસારીમાં છે. નવસારી અનજુમનના રીતરેવાજોથી હું વાકેફ છું. ભગરિયાઓનું વડું મથક નવસારીમાં છે. અમારૂં ભગરિયા અનજુમન આસરે ૭૦૦ વરસ થયાં અલાહેદી હયાતી ભોગવે છે. ભગરિયાઓ નવસારી સીવાય બીજી જગ્યાઓએ કામ કરે છે, જેમાંની એક મુંબઇ છે. એક ભગરિયાને ફક્ત નવસારીમાંજ મરાતબ કરી શકાય, બીજે ઠેકાણે કરી શકાય નહી. દસ્તુરો કેખશરો અને દારાબ સુધાંના બધા ભગરિયાઓને નવસારીમાં મરાતબ બનાવવામાં આવ્યા હતા. થોડુંક થયું ફક્ત થોડાંજ માણસોને મુંબઇમાં વાડયાજીનાં આતશબેહેરામમાં મરાતબ કરવામાં આવ્યાં છે. પણ અમો તેઓને ભગરિયા તરીકે સ્વીકારતા નથી. કોઇ પણ ભગરિયાએ બરશનુમ લીધું હોય અને તે જો નવસારીમાં કામ કરતો હોય તો તેને-જો તે આગમચ તેણે બીજે ઠેકાણે કામ કીધું હોય તે છતાં નવસારીની આવકમાં હીસ્સા મેળવવાનો હક્ક છે. આવક એટલે હું એમ કેહેવા માગું છું કે બોય માટેની તથા નાવર મરાતબ કરવા વગેરે માટેની મળતી ફીઓ. આ અનજુમનનું આતશબેહેરામ હાલમાં મુંબઇમાંના ભગરિયાઓનું વડું મથક છે, તે આગમચ વડું મથક વાડયાજીનું આતશબેહેરામ હતું. ભગરિયાઓના આલાત પ્રથમ મુંબઇમાં નવસારીથી ત્યાંના દસ્તુરની પરવાનગીથી લાવવામાં આવ્યા હતા. આલાત પ્રથમ માણેકજી શેઠની અગીઆરીમાં રાખવામાં આવ્યા હતા. જ્યારે વાડયાજીનું આતશબેહેરામ ખોલવામાં આવ્યું હતું ત્યારે નવસારીની પરવાનગી લેવામાં આવી હતી, ભગરિયાઓ જ્યાં પણ હોય ત્યાં નવસારીની વડી દરેમેહેરના તાબા હેઠળ હોય છે અને તેઓ નવસારીના રીતરેવાજો મુજબ ચાલવાને બંધાયલા છે. નવસારીની મીનોચેહેરહોમજીની દરેમેહેરમાં કોઇ ભગરિયાએ કામ કીધું હોય અથવા તો એક મીનોચેહેરહોમજીનાએ ત્યાંની ભગરિયાઓની દરેમેહ-

રમાં કામ કીધું હોય એવો એક પણ દાખલો હું જાણતો નથી. અમો છુટા પડયા તેને ૨૦૦ થી વધુ વર્ષ થયાં છે. અમારા પોતપોતાના આલાત સાથે કામ કરવાનો અમારો રેવાજ છે. અમારૂં વડપણ જાગ્રત રાખવા માટે અમે મુંબઇમાં મરાતબ કરવાની પરવાનગી આપવાની ના પાડી હતી. બોયની મળતી ફીઓ વેહુંચી લેવાને અમારામાં રેવાજ છે. મુંબઇના ભગરિયાઓ વાડયાજીનાં આતશબેહેરામમાંથી છુટા પડયા તે પછી તેઓએ નવસારીને અરજી કીધી અને શું કરવું તેની સુચનાઓ તેઓને નવસારીએ આપી. તેજ વેળા નવસારીથી નવા આલાત મોકલવામાં અવ્યા. દસ્તુર પેશોતન અને તેમના સાથવાળાઓ અમો ભગરિયાઓથી અલાહેદો પંથ બન્યા; નવસારીની અનજુમને તેઓને અલાહેદઃ જાહેર કીધા, અને મુંબઇના ભગરિયાઓએ તેઓનો ઠરાવ સ્વીકાર્યો. બધા અગતના સવાલોનો ફડચો છેવટે નવસારીને હાથેજ થવો જોઇએ. હું જાણું છું કે મુંબઇનાં આતશબેહેરામના ભગરિયાઓને છુટા પડવા પછી નવાં બરશનુમો લેવાં પડયાં હતાં, કદમીઓ કે મીનોચેહેરહોમજીનાઓ એક આતશબેહેરામ બાંધવા માટે અમારી પરવાનગી કાંઇ માંગે નહિ. અનજુમનનું આતશબેહેરામ સ્થાપવા માટે નવસારીથી પરવાનગી લેવામાં આવી હતી, કારણ કે આ આતશબેહેરામ ભગરિયાઓનું વડું મથક છે. અમારા રેવાજો મુજબ બીજા પંથકનો કોઇ પણ માણસ અમારા વડાં મથકોમાં આલાત સાથે કામ કરી શકે નહી. જો બીજાઓ અમારા વડાં મથકોમાં પોતાના આલાત સાથે કામ કરે તો તેથી અમારા આલાત અને દસ્તુરની પ્રતીષ્ટામાં ઘટાડો થાય. જો એક ભગરિયા અને એક મીનોચેહેરહોમજી એક બીજાની બાજુના હીંધોરાઓ ઉપર કામ કરતા હોય અને એકના હાથમાંથી પાણીનું ટીપું બીજાની ચીજે ઉપર પડે તો બંનેની ક્રીયાઓ રદ થાય, અને તેમ જો ચાશનીની વખતે બને તો બંનેનું બરશનુમ વટીક ભાંગે.

જો બંને ક્રીયા કરનારાઓ ભગરિયાઓ હોય અને જો એવી રીતે એક પાણીનું ટીપું પડે તો તેથી કાંઇ હરકત થાય નહી. જો બે મોબેદો અનુક્રમે બોય દેનાર ભગરિયા અને બીજા સાધારણ ભગરિયા હોય તો નવસારીમાં તેથી ક્રીયાકામ ઉપર અસર થાય નહી પણ મુંબઇમાં ક્રીયાકામ રદ બાતલ થાય.[૧] હાલની તકરારી દરેમેહેર બાંધવા આગમચ બહાર

૧–યાને મુંબઇ શેહેરમાં જુદદીન વસતી વધુ હોવાથી, પાક આતશબેહેરામ સાહેબની બોએ દેનારા મોબેદોની પાકીજગી જાળવવા ખાતર પહેલાંથી મુંબઇની ભગરસાથ અનજુમને એવો રેવાજ અને બંદોબસ્ત રાખ્યો છે કે, આતશબેહેરામની "બોએ" દેનારા ભગરિયા મોબેદોએ–જેટલો વખત તેઓ એ કામ કરનાર હોય તેટલો વખત–સાધારણ ક્રિયાકામો કરનારા બીજા ભગરીયા મોબેદોથી હેલાયદું રહી ક્રીયાકામ કરવું. એ બંદોબસ્તને લીધેજ "બોએવારા" જે હીંધોરા ઉપર ક્રિયાકામ કરતા હોય તે હીંધોરા ઉપર ચાલતી ક્રિયા વખતે ખુદ બરશ્નુમવાળા બીજા ભગરિયા મોબેદો જાએ યા તેઓના હીંધોરા ઉપર ઉપલી જુઆની મુજબ એક બીજાને હાથે પાણી વટીક ધારાય તો "બોએવારા" મોબેદોને પોતાનું ક્રિયાકામ અધુરૂં મુકી ઉઠી જવું પડે છે અને નવેસરથી તેઓ પોતાનું ક્રિયાકામ શરૂ કરે છે. બોએવારા મોબેદો બીજા ક્રિયા કરનારા સાધારણ મોબેદોના હીંધોરા ઉપર આવજાવ કરી શકે પણ તેઓના હીંધોરા ઉપર ક્રિયાકામ કરનારા બીજા સાધારણ મોબેદોથી આવજાવ થઇ શકે નહિ. એકજ પંથના અને એકજ "આલાત" વાપડનારા મોબેદોને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી એ રીતનો ફરક ચોક્કસ સબબોને સર જ્યારે હસ્તી ભોગવે છે; ત્યારે "જુદા પંથ"ના અને જુદો "આલાત" વાપડનારા મોબેદોના સંબંધમાં

પાડવામાં આવેલી "મહેહનજર"થી હું વાકેફ છું. અમે બધા નવસારીના આસામીઓએ ફંડમાં નાણાં ભર્યાં છે. અમે તે અમારી ફરજ તરીકે ગણી આપ્યાં હતાં, કારણ કે કામ ખાસ ભગરિયાઓ માટેજ રહેવાનું હતું. મેં મારે નામે રૂ. ૨ અને મારા દરેક છોકરાને નામે રૂ. ૧ આપ્યો હતો. નવસારીના બધા ભગરિયા મોબેદોએ પોતાની ફરજ તરીકે ગણી નાણું ભર્યું હતું. હું તે વેળા દસ્તુર હતો નહી. દસ્તુર પેશોતનના હાથ હેઠળના કોઇ પણ મોબેદને આ દરેમેહેરમાં નવસારીની તેમજ મુંબઇની અનજુમનો અને દસ્તુરોની પરવાનગી વગર આલાત સાથની ક્રીયાઓ કરવા દેવામાં આવી શકે નહી, જો એક મીનોચેહેર હોમજી કે દસ્તુર પેશોતનના પંથવાળો મોબેદ અમારી નવસારીની દરેમેહેરમાં નાવર તથા મરાતબ થાય તો અમો તેને અમારા પંથમાં દાખલ કર્યે છીએ અને તે બાદ તે અત્રે ક્રીયા કરી શકે. હું જાણું છું ત્યાં સુધી મીનોચેહેર હોમજીના કોઇએ પણ નવસારીની દરેમેહેરમાં ક્રિયા કીધી નથી. આ વાત સારી રીતે જણાયલી છે કે ભગરિયાઓ અને મીનોચેહેરહોમજીનાઓ એકબીજાની દરેમેહેરોમાં કામ કરતા નથી, હું જાણું છું કે થોડા વરસ ઉપર મીનેચેહેરહોમજીનાઓની દરેમેહેર ફરી બાંધવામાં આવી હતી અને તે કામ માટે એક જાહેર ઉઘરાણું કરવામાં આવ્યું હતું. ઘણા ભગરિયાઓએ એ ફંડમાં નાણું ભર્યું હતું. જેમાં અમારા વડા દસ્તુર અને વડા દેશાઇ પણ હતા. જો કે આવી રીતે ભગરિયાઓએ મીનોચેહેરહોમજીની દરેમેહેર ફરી બાંધવાનાં ફંડમાં નાણાં ભર્યાં હતાં તે છતાં તે સબબે ત્યાં ક્રીયા કરવાનો દાવો કોઈ પણ ભગરિયાએ કીધો નથી. ગણદેવીનો એક મોબેદ, જે દસ્તુર પેશોતનના પંથવાળો હતો તે નવસારીમાં બરશનુમ લેવા આવ્યો હતો. તે દસ્તુર પેશોતનના પંથવાળો હતો તે અમો પ્રથમ જાણતા હતા નહી અને તેથી બરશનુમની ક્રિયા ફકત કરવામાં આવી હતી; પણ નવમે દીવસે અમારા દસ્તુરની જાણમાં ખરી વાત આવી, જેથી તેઓએ ક્રીયા અટકાવી. જે

ઉપલો તરીકો જાળવવા ખાતર ભગરિયા મોબેદો **તેઓથી અલગ રહી** પોતાના ક્રિયાકામો કરે એ સ્વભાવિક અને સમજી શકાય તેવું છે. પરંતુ અત્રે દલગીરી સાથે નોંધ લેવી પડે છે કે મુંબઇના અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા તકરારી મુકદમાં મધે ભગરસાથ અનજુનમાં તે વખતના કામચલાઉ વડા દસ્તુરજી ફરામજી દસ્તુર કેકોબાદજી અને બીજા આગેવાન ભગરિયા મોબેદોએ પોતાના ટોળાના તરીકા સંબંધી આપેલી ઉપર જણાવ્યા મુજબની ખરી જુબાનીથી પોતાને **અપમાન થયલું** માની લઇ, **મીનોચેહેરહોમજીના સાથવાળા** મોબેદ સાહેબો અને તેમના કેળવાયલા આગેવાનો કોઇની ખોટી ઉશ્કેરણીથી આડે માર્ગે દોરવાયા હતા તથા ભગરસાથ અનજુમન સામે વિના કારણે લડવા અને એ બન્ને ટોળાને દરમ્યાન લાંબા વખતથી ચાલુ રહેલા એખલાસ તથા ભાઇચારામાં કડવાશ અને જુદાઇ વધારવા તૈયાર થયા હતા. ઉપલા મુકદમાં મધે પોતાને કંઇપણ લાગતું વળગતું નહિ હોવા છતાં તેઓએ–ભગરસાથ અનજુમનની તરફેનમાં તેનો ચુકાદો આવ્યા પછી લગભગ ત્રણ વર્ષે—શ્રી નવસારી મધેના ભગરસાથ અનજુમનના કાયદાપૂર્વક સ્થાપન થયલા "હકકો" ઉપર અણઘટતી તરાપ મારવાને મુનાસેબ વિચાર્યું હતું, જેની સામે પોતાની અનજુમનના વાજબી હકકોનું રક્ષણ કરવાભગરસાથ અનજુમને પોતાની જાહેર સભા મેળવી યોગ્ય પગલાં ભરવાથી નિરાશ બની મીનોચેહેરહોમજીના સાથવાલા સાહેબોએ મુંમઇમાં પોતાની વલતી જાહેર સભા મેળવી હતી તથા તે મધે મુંબઈના અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાને બહાણે પોતાના દિલનો ઉભરો અણઘટતી રીતે ખાલી કીધો હતો, જેના પરિણામમાં બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન એક બીજાના "હકકો" સંબંધી છેડેલા વાંધાનો નિવેડો નહિ આવતાં, કોર્ટમાં મુકદમો મંડાવવાનો સંભવ આ નોંટ લખાઇ તે વેળાએ ઉભો થયો હતો.

શખસ મરાતબ થાય તેને બરશનુમ લેવું પડે છે, પાછળથી સાધારણ ક્રીયાઓ કરવાને તે સામર્થવાન થાય છે. આ બીજી જાતનું બરશનુમ તે ગણદેવીઓ મોબેદ લેતો હતો.

## સાક્ષીની ઉલટ પાલટ તપાસ.

મી૦ પાવરીની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું નવસારીમાં કાયમનો રહું છું પણ ક્રીયાઓ કરવા માટે મુંબઇ કોઇ વાર આવું છું. ભગરિયાઓએ જ્યારે મીનો-ચેહેરહોમજીઓની દરેમેહેર માટે નાણાં આપ્યાં ત્યારે તેઓ જાણતા હતા કે તેઓ કાંઇ તે દરેમેહેરનો ઉપ્યોગ કરી શકશે નહી. હું કોઇ કોઇ વાર પારસી પ્રકાશ વાંચું છું. મીનો ચેહેરહોમજીની દરેમેહેર અસલ તેઓનાં બેહેદીન કુલોએ બાંધી હોય તે વાત હું જાણતો નથી. જો એક મોબેદ અમારા પંથમાં નાવર અને મરાતબ થયો હોય તો તેને બીજા પંથમાં પાછો નાવર અને મરાતબ કરી શકાય નહી. આ દરેમેહેર બાંધવાની પરવાનગી કમીટીએ નવસારીના દસ્તુર કે અનજુમન પાસેથી લીધી હતી કે નહી તે હું જાણતો નથી, પણ હું એટલું જાણું છું કે મુંબઇના દસ્તુર અને અનજુમને એવી પરવાનગી માગી હતી. આતશબેહેરામ બાંધવા માટે કમીટીએ એવી પરવાનગી માગી હતી કે નહી તે હું કેમ કહી શકું? કમીટી બનાવવામાં આવ્યા આગમચ કે તે પછી નાણું ભેગું કરવામાં આવ્યું હતું તે હું જાણતો નથી. મુંબઇના દસ્તુર અને અનજુમન તરફથી નવસારીના દસ્તુર અને અનજુમન ઉપર એક અરજી મોકલવામાં આવી હતી. આ અરજીમાં આ દરેમેહેર બાંધવાની પરવાનગી માગનારા કોઇ ખાસ બોલો હતા કે કેમ તે હું કહી શકતો નથી. હું જાણું છું કે તેઓએ એક દરેમેહેર માટે માગણી કીધી હતી. તેઓએ એક આતશબેહેરામ માટે પણ માગણી કીધી હતી કે કેમ તે હું જાણતો નથી. આતશબેહેરામ બાંધવા માટેની અલાહેદી અરજી મારા જોવામાં આવેલી હોવાની મને યાદ નથી. વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડવા પછી મુંબઇના બધા ભગરિયાઓ તરફથી વપરાતો આખો આલાત નકામો બન્યો હતો અને નવો નવસારીથી લાવવો પડયો હતો. (અત્રે સાક્ષીને નંબર ૧૯ વાળી એકઝીબીટ બતાવવામાં આવી હતી.)

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે અરજીમાં શું લખેલું હતું તેની મને યાદ નથી પણ હું જાણું છું કે નવસારીથી આલાત મંગાવવામાં આવ્યો હતો. એકઝીબીટ ૧૯ ના જવાબમા નવી દરેમેહેર બાંધવાની પરવાનગી માગવામાં આવી હતી કે કેમ તે હું જાણતો નથી. હાલમાં એક દરેમેહેર બાંધવા અને તેને ભગરિયા આલાતથી ઇજવા માટે નવસારીની અનજુમનની પરવાનગી લેવાની જરૂર નથી. મુંબઇની એવી કોઇ દરેમેહેર હોય કે જે માટે એવી પરવાનગી આપવામાં આવી હોય તેવો દાખલો હું આપી શકતો નથી. આ દરેમેહેર માટે પરવાનગી લેવાની જરૂર હતી, કારણ કે તે ભગરિયાઓ માટેની હતી; આવી મોટી બાબતમાં તેઓ નવસારીની પરવાનગી વગર કાંઇ કામ કરી શકે નહી. હું છ વરસ થયાં દસ્તુર છું. આગલા દસ્તુરના જુના દસ્તાવેજો મી૦ પેશોતન રતનજી દાબુના હવાલામાં છે, જેઓ સગીર દસ્તુરની મીલકતના વાલી છે. આ દરેમેહેર બાંધવાની પરવાનગી માટેની મુંબઇની અનજુમનની અરજી હું રજુ કરી શકીશ કે કેમ તે હું કહી શકતો નથી, કારણ કે તે મારા હવાલામાં નથી. હું તેના

સંબંધમાં પુછપરછ કરીશ એવી પરવાનગી આગળ કદી માંગવામાં આવી હતી કે નહી તેની મને યાદ નથી, મુંબઇમાં એકલા ભગરિયાઓ માટે કોઇ બીજી દરેમેહેર બાંધવામાં આવેલી હોવાની મને ખબર નથી. નાની બાબતોમાં મુંબઈના દસ્તુરો નવસારીને પુછયા વગર કામ કરી શકે. દસ્તુર જામાસપજી બધી બાબતોમાં નવસારીના રેવાજ મુજબ બરાબર કામ કરતા હતા એવું હું જાણતો નથી. હું જાણું છું કે મુંબઇ અને નવસારીની ક્રીયાઓમાં સેહેજ ફરક રહે છે. એવાં લખાણો છે કે જેમાં ઠરાવવામાં આવ્યું છે કે એક પંથના મોબેદે નવસારીના બીજા પંથોની દરેમેહેરમાં કામ કરવું નહીં. આ આતશબેહેરામ મુંબઇના ભગરિયાઓનું વડું મથક છે. પુનાના ભગરિયાઓનું વડું મથક કયું છે તે હું જાણતો નથી, કારણ કે ત્યાં કેટલીક દરેમેહેરો આવેલી છે. પુનામાંથી હોશંગજીની દરેમેહેરના વરસીયાને નવસારીની પરવાનગીથી પરથવામાં આવ્યા હતા. વરશીયાને પરથવાની પરવાનગી માગનારૂ પુનાના દસ્તુર નશરવાનજી તરફથી લખાયલું પત્ર મેં જોયું છે. પુનામાં સર્વેથી જુની અગીઆરી કઇ છે તે હું જાણતો નથી. દસ્તુર હોશંગજી દખણના વડા દસ્તુર હતા, જેથી તેમની અગીઆરી પુનામાંની વડી અગીઆરી વખતે ગણાય. દસ્તુર હોશંગજીની અગીઆરીમાં બીજા પંથોના મોબેદોને કામ કરવા દેવામાં આવે છે કે નહી તે હું જાણતો નથી; જો તેઓને કામ કરવા દેવામાં આવતું હોય તો તે ખોટું છે અને અમને તેના સંબંધમાં પગલાં લેવાં પડે. બીજો આસામી પોતાની ક્રીયા કરતો હોય તેની પાવીમાં જો એક ભગરિયો દાખલ થાય તો તે બીજા મોબેદની ક્રીયા ઉપર જો ભગરિયાએ સુંઘ થવાની ઘટની ક્રીયા કીધી હોય તો કાંઈ અસર થતી નથી, જો બે ભગરિયાઓ એક બીજાની પાડોશની પાવીઓમાં ક્રીયા કરતા હોય અને એક પાવીમાંની કોઇ ચીજ બીજીમાં જાય તો તેથી ક્રીયા ઉપર અસર થતી નથી. પડોશની ક્રીયા કરનારાઓના સંબંધમાં હું જે રેવાજો વીશે બોલ્યો છું તેના સંબંધમાં કાંઇ લખાણો છે કે કેમ તે હું જાણતો નથી, નવસારીની મલેસરની અગીઆરીમાં ભગરિયાઓ અને મીનોચેહેરહોમજીનાઓ માટે અલાહેદા હીંધોરાઓ છે. જો ત્યાં સંભાળ ભરેલી રીતે ક્રીયા કરવામાં આવે તો એક ઉપરથી પાણી બીજામાં પડવાનો કાંઇ સંભવ નથી. નવસારીના દેશાઇઓ પોતાની ક્રીયાઓ મીનોચેહેરહોમજીઓની દરેમેહેરમા કરાવતાં હોય એવું મેં સાંભળ્યું નથી. હું જાણું છું કે મહુવાળા દસ્તુર ખરશેદજીની બાજ મીનોચેહરહોમજીઓની દરેમેહરમા કરવામાં આવી હતી. દસ્તુર ખરશેદજી એક ભગરિયા હતા, તેમના બેટાએ બાજ કરાવી હતી અને મને જશનમાં બોલાવવામાં આવ્યો હતો અને હું ત્યાં ગયો હતો, તે વેળા ઇજશનેની ક્રીયા કરવામાં આવી હતી કે નહી તે હું જાણતો નથી. હું રાત્રે ત્યાં જમવા ગયો હતો, અમારી સાથે બીજા ભગરિયા મોબેદો હતા. એક ભગરિયા દસ્તુરજીની બાજ મીનોચેહરહોમજીનાઓની દરેમેહરમાં કરવામાં આવે તે સામે અમને વાંધો છે, પણ તેના બેટાએ તે કરાવેલી હોવાથી તે તેની મરજીનું કામ હતું. અમો તેને તેમ કરતાં અટકાવી શકયે નહી. મારી યાદદાસ્ત મુજબ એવા બનાવનો આ પેહેલોજ દાખલો હતો. આ બનાવ એવો નહીં હતો કે જેથી કાંઇ ચકચાર ઉઠવા પામે. એવા મતફેરોની નવસારીમાં સમાધાની કરી

નાખવામાં આવે છે. બરશનુમવાળા ભગરિયાઓ એક મીનોચેહેરહોમજીનાએ સતુમની ક્રીયા કીધી હોય તે ખોરાક ખાતા નથી. મારી આગમચના ઓધો ભોગવનાર દસ્તુર દારાબજી એ રેવાજ રદ કરવાની ઇચ્છા રાખતા હતા કે નહી તે હું જાણતો નથી. આ રેવાજ રદ કરવામાં આવે તે જોવાને હું રાજી છું અને આ બાબતમાં મેં એક લખાણ પ્રગટ કીધું હતું; પણ તે ઉપરથી બંને બાજુના જુના વીચારના આસામીઓએ એટલી સખત વીરૂધ વલણ અખત્યાર કીધી હતી કે હું મારી નેમ પાર પાડી શકયો નહી. આ રેવાજ આસામીઓ ખાનગીમાં તોડે છે કે કેમ તે હું કહી શકતો નથી. નવસારી પત્રીકાવાળાં વર્તમાનપત્રનો તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૦૭ નો અંક મને બતાવવામાં આવે છે તેમાં છપાયલો તા૦ ૩૦ મી નવેમ્બર ૧૯૦૭ નો પત્ર મેં લખ્યો હતો.

આ પત્ર એયઝીબીટ ૨૯ તરીકે રજુ કરવામાં આવ્યું હતું.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે બાજધરણા પાવમેહેલની ક્રીયા છે પણ તે આલાત વગર કરવામાં આવે છે. આ દરેમેહેર મહેહનજરમાં જણાવ્યું હતું તેમ ફકત ભગરિયાઓ માટે બંધાવવામાં આવેલી હોવાથી બીજા મોબેદોને ત્યાં ક્રિયા કરવા દેવી જોઇએ નહી. મેં સને ૧૮૮૭ નું અનજુમન પત્ર વાંચ્યું હશે, પણ તેની મને યાદ નથી. તેનાં સંબંધમાં નવસારીના લોકોએ વાંધો ઉઠાવ્યો હતો કે કેમ તે હું કહી શકતો નથી. નવસારીના લોકોએ કમીટીને લખ્યું હતું કે કેમ તેની મને યાદ નથી.

## સાક્ષીની ફરી તપાસ.

મી૦ ઇરાનીએ ચલાવેલી ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે જે મોબેદોએ બરશનુમ લીધું નહી હોય તેઓ જે ખાણાં ઉપર બીજા પંથના મોબેદે સતુમ ભણ્યું હોય તે ખાણું ખાઇ શકે. જો એક બરશનુમ સાથનો મોબેદ તેમ કરતો માલમ પડે તો તેનું બરશનુમ રદ કરવામાં આવે. મહુવાળા દસ્તુર ખરશેદજીને બીજા ભગરિયાઓ સાથે કાંઇ પણ ટંટો હતો નહી. જુદા જુદા પંથોએ અલાહેદું કામ કરવાનો રેવાજ બધે ઠેકાણે ચાલે છે.

મી૦ ઇરાનીએ અત્રે સાક્ષીને એવો સવાલ પુછવા માંગ્યો હતો કે નવસારીની અનજુમનની થોડા વખત ઉપર મળેલી સભાએ એવો ઠરાવ પસાર કીધો હતો કે તમારે અત્રે તેઓના પ્રતીનીધી તરીકે ભગરિયાઓમાં ચાલતા રેવાજોના સંબંધમાં જુબાની આપવા અત્રે આવવું ?

મી૦ પાવરીએ આ સવાલ સામે એવું જણાવી વાંધો લીધો હતો કે એ સવાલને મુકદમા સાથે કાંઇ લાગતું વળગતું નથી, કારણ કે અનજુમન અત્રે જુબાની આપવા માટે પોતાનો પ્રતીનીધી મોકલી શકે નહી, જો ખુદ અનજુમનનાં પોતાનાં મતને આ મુકદમા સાથે લાગતું વળગતું ગણાય તો તેની સભા બંને પક્ષોને ઘટતી નોટીસ આપવા પછી બોલાવવી જોઇતી હતી, અને તેઓ બન્નેને પોતપોતાના મુદા રજુ કરવાની તક આપવી જોઇતી હતી. વળી અનજુમન આ બાબતની સુનાવણી જ્યારે કોર્ટમાં ચાલતી હતી તે વેળા બોલાવવામાં આવી હતી.

મી૦ પાવરીનો વાંધો સ્વીકારી મી૦ ઇરાનીને ઉપલો સવાલ પુછવા દેવામાં આવ્યો હતો નહી.

મી૦ ઇરાનીએ તે બાદ સાક્ષીને સવાલ કીધો કે તમો તમારાં અંગત જ્ઞાન ઉપરથી કહી શકશો કે ભગરિયાઓના રીતરેવાજોના સંબંધમાં નવસારીના ભગરિયાઓના વીચારો તમારા વીચારો સાથે બંધબેસ્તા થાય છે કે નહી.

મી૦ પાવરીએ આ સવાલ પુછવા દેવા સામે વાંધો ઉઠાવ્યો હતો પણ તે સ્વીકારવામાં આવ્યો હતો નહી, જે ઉપરથી સાક્ષીએ જવાબ વાળ્યો હતો કે હા, તેઓના વીચારો મારા વીચારો સાથે બંધબેસ્તા થાય છે.[1]



# પ્રતિવાદી તરફથી અપાયલી મૂખ્ય અગત્યની જુબાનીઓ.

## મી૦ હોરમસજી કાવસજી એડનવાળાની જુબાની.

મી૦ હોરમસજી કાવસજી એડનવાળાએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે "મારી ઉમર ૫૬ વરસની છે, હું વેપારી છું, મોટે ભાગે એડનમાં અને કોઇ કોઇ વાર મુંબઇમાં રહું છું.

મારા પીતા એડનવાળા શેઠ કાવશજી દીનશાહ સને ૧૯૦૭ માં મરણ પામ્યા હતા. હું ધંધામાં તેઓ સાથે સને ૧૮૮૦ થી જોડાયલો હતો, ભગરિયા મોબેદો વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડવાની વાત મેં સને ૧૮૮૪ માં જાણી હતી. ચંદનવાડીમાં એક દરેમેહેર બાંધવા માટે તે વેળાએ એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, તેથી પણ હું વાકેફ છું. મારા પીતાએ તે ફંડમાં રૂા. ૫૦૦ આપ્યા હતા. મારા પીતા એવો અભીપ્રાય ધરાવતા હતા કે બેહેદીનોને તેઓની મરજી મુજબ કોઇપણ પંથના મોબેદો પાસે પોતાની ક્રીયાઓ કરાવવાની છુટ રહેવી જોઇએ. દસ્તુર જામાસ્પજી જ્યારે મારા પીતા પાસે નાણું ભરાવવા આવ્યા હતા ત્યારે તેઓ એ બાબતના સંબંધમાં તેઓ આગળ બોલ્યા હતા.

સવાલ—તમારા પીતાએ આ વીચાર દરશાવ્યા ત્યારે દસ્તુર જામાસ્પજી શું બોલ્યા ?

મી૦ ઇરાનીએ આ સવાલ સામે વાંધો લીધો હતો પણ એ સવાલને મુકદમા સાથે લાગતું વળગતું ગણી લવાદે તે પુછવા દીધો હતો.

જવાબ—દસ્તુર જામાસ્પજીએ જણાવ્યું કે બેહેદીનોને તેઓની પસંદગીના મોબેદોને હાથે પોતાનું ક્રીયાકામ કરાવવાની છુટ રહેશે, આ ઉપરથી મારા પીતાએ રૂ. ૫૦૦ ભર્યા

[1] ૧—દસ્તુરજી સાહેબ ફરામજી કેકોબાદજીની ઉપલી જુબાની તા૦ ૧૫ મી સપટેમબર ૧૯૧૬ ના " પ્રજા મિત્ર અને પારસી " પત્ર ઉપરથી શબ્દે શબ્દ ઉતારી પ્રગટ કરવામાં આવી છે.

હતા. તે પછી મારા પીતાએ આતશબેહેરામ ઉપર એક ગુંબજ બંધાવી આપવાની કબુલાત આપી હતી. તે ઉપર આશરે રૂપીઆ દશ હજારનો ખરચ થવાનો અડસટો કહાડવામાં આવ્યો હતો. આ કબુલાત પછી મારા પીતાના સાંભળવામાં આવ્યું કે એક તકરાર ઉભી થઇ હતી અને ભગરિયાઓ દરેમેહેર એકલા પોતાને વાસ્તે રાખવા માગતા હતા. આ ઉપરથી મારા પીતાએ દસ્તુર જામાસ્પજીને તેડાવ્યા અને તેમને જણાવ્યું કે જો દરેમેહેર એકલી ભગરિયાઓ માટેજ વાપરવાની હોય તો હું ગુંબજ બંધાવી આપશ નહી. આ ઉપરથી દસ્તુર જામાસ્પજીએ કહ્યું કે બધા બેહેદીનોને પોતાની પસંદગીના મોબેદો પાસેથી ક્રીયાકામ કરાવવાનો હક રહેશે. તે બીના જાહેર રીતે અને ખુલી રીતે અનજુમન પત્રકમાં જણાવવામાં આવશે.

મી૦ ઇરાનીએ આ જુબાની સામે વાંધો લેતાં જણાવ્યું હતું કે આ જુબાની નકામી છે, કારણ કે દસ્તુર ડા૦ જામાસ્પજી સાથે કરવામાં આવેલી વાતચીત જુબાનીના કાયદાની ૩૨ મી કલમ હેઠળ આવતી નથી.

લવાદે મી૦ ઈરાનીનો વાંધો નોંધી લઇ સવાલ પુછવા દીધા હતા.

સાક્ષીએ વધુ જુબાનીમાં જણાવ્યું કે મને બતાવવામાં આવતી એકઝીબીટ ૧૨ અનજુમન પત્રક છે. આજ અનજુમન પત્રક પાછલથી અનજુમનમાં વાંચવામાં આવ્યો હતો. તે વાંચવામાં આવ્યો તે વેલા હું હાજર હતો નહી પણ મારા પીતાએ મને તે વીશે કહ્યું હતું. હું કહું છું કે બીજા પંથોના મોબેદોને અગીઆરીમાં કામ કરવા દેવાનો અનજુમન પત્રકમાંનો કાનુન અસલ ઇરાદા મુજબનો છે.

સવાલ—જો તમારા પીતાને કહેવામાં આવ્યું હતે કે બીજા પંથોના મોબેદોને દરેમેહેરમાં કામ કરવા દેવામા આવશે નહી તો તેઓએ રૂા, ૫૦૦ આપ્યા હતે કે?

મી૦ ઇરાનીએ આ સવાલ સામે એવું જણાવી વાંધો લીધો હતો કે એક મરનાર આસામીના ઇરાદાના સંબંધમાં અટકળ કરનારો આ એક સવાલ છે.

નામદાર લવાદે વાંધો નોંધી લઇ સવાલ પુછવા દીધો હતો.

સાક્ષીએ સવાલનો જવાબ વાળતાં જણાવ્યું હતું કે તેવા સંજોગ વચે મારા પીતાએ રૂપ્યા આપ્યા હતે નહીં.

સવાલ—ત્યારે તેમણે ગુંબજ માટે રૂા. ૧૦૦૦૦ આપ્યા હતે?

જવાબ— નહી.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે મારા પીતાએ ગુંબજના પઇસા આપ્યા હતા, મને યાદ છે કે તે રૂા. ૧૦૦૦૦ કરતાં વધુ હતા, પણ હાલમાં મને બરાબર રકમ યાદ નથી.

## મી૦ એડનવાળાની ઉલટપાલટ તપાસ.

મી૦ હોરમસજી એડનવાળાએ મી૦ ઇરાનીએ ચલાવેલી ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે સને ૧૮૮૪ નાં વરસના કયા ભાગમાં ભગરિયાઓ વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડયા હતા તેની મને યાદ નથી. સને ૧૮૮૪ માં હું એડનમાં હતો. કયે વરસે હું એડન ગયો હતો તેની મને યાદ નથી, હું એડનમાં એકીવેળા આશરે બે વરસ રહેતો હતો. સને ૧૮૮૩ થી ૧૮૮૪ સુધી કે ૧૮૮૪ થી ૧૮૮૬ સુધી હું ત્યાં વખતે

હોઉં. મારા પીતા એડન આવ્યા હતા ત્યારે તેમણે મને મેં ઉપર જણાવ્યા મુજબનું કહ્યું હતું. તે વેળા તેમણે મને તેમને દસ્તુર જામાસ્પજી સાથે થયલી વાતચીત અને તેમણે ફંડમાં રૂ. ૫૦૦ ભરેલા હોવાની વાત કરી હતી. મારા પીતાએ મને જે કહ્યું હતું તે સીવાયનું મને કાંઇ અંગત જ્ઞાન નથી. મારા પીતાએ જણાવ્યું હતું કે મેં દસ્તુર જામાસ્પજીને કહ્યું હતું કે બેહેદીનેને પસંદ કીધેલા કોઇ પણ મોબેદને મરનાર સાથે સંબંધ ધરાવતી ઇજશને, વંદીદાદ વગેરે જેવી ક્રીયાઓ દરેમેહેરમાં કરવા દેવી અને જો એવી છુટ મુકવામાં આવશે તોજ હું રૂ. ૫૦૦ આપીશ.

સવાલ–તમે હમણા જે અસલ ઇરાદો જણાવ્યો છે તે તમારા પીતા સાથની વાત ઉપરથી તમો જાણવા પામ્યા હતા તેજ છે?

જવાબ–હા.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે મેં એવું સાંભળ્યું હતું કે વાડયાજીનાં આતશબેહેરામમાંથી છુટા પડવા પછી ભગરિયાઓએ એક અરજી કીધી હતી અને તે ઉપરથી એક મહેદહનજર પ્રગટ કરવામાં આવી હતી પણ મને તે વીશેની કાંઇ અંગત માહીતી નથી. રૂ. ૫૦૦ માટેની પહોંચ મારા પીતાને આપવામાં આવેલી હોવાની મને યાદ નથી.

મી૦ ઇરાનીએ અત્રે તા૦ ૯ મી સપટેમ્બર ૧૮૮૬ ને દીને દસ્તુર જામાસ્પજીએ ચોક્કસ શરતોએ ગુંબજ બંધાવી આપવા માટેની મી૦ કાવસજી દીનશાહે કીધેલી માગણીના સંબંધમાં લખેલા પત્રની નકલ રજુ કરવા માગી હતી.

મી૦ પાવરીએ એ પત્ર રજુ કરવામાં આવે તે સામે વાંધો લીધો નહિ હતો અને તે સબબે પત્ર એકઝીબીટ ૩૩ તરીકે દાખલ કરવામાં આવ્યું હતું.[1]

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે મારા પીતાએ ભરેલાં નાણાંથી જુદું મેં પોતે આ દરેમેહેર તથા આતશબેહેરામમાં કાંઇ ભર્યું નથી. અનજુમન પત્રકમાંનો કાનુન દસ્તુર જામાસ્પજીએ મારા પીતાને આપેલી કબુલાત મુજબનો છે. મોબેદોના કેટલાક પંથો જેવા કે કકરીઆ, ભગરિયા, મીનોચેહેરહોમજી વગેરેના નામો હું જાણું છું. હું જાણું છું કે મારા પીતા આ વાતથી દલગીર થયા હતા કે અમારાં કેટલાંક ધાર્મીક ખાતાંઓ ચોક્કસ એક વરગ માટેનાંજ હતાં અને તેમની ખાહેશ એ હતી કે બધા બેહેદીનોને પોતાની પસંદગી મુજબના મોબેદો રોકવા દેવા જોઇએ. હું ધારૂં છું કે મારા પીતાએ કીધેલી શરતોથી દસ્તુર જામાસ્પજીએ કમીટીને વાકેફ કીધેલી હોવી જોઇએ.

## સાક્ષીની ફરી તપાસ.

મી૦ પાવરીએ ચલાવેલી ફરી તપાસમાં મી૦ હોરમસજી એડનવાળાએ જણાવ્યું હતું કે એવી બાબતોના સંબંધમાં મારી સાથે વાત કરવાનો મારા પીતાનો રેવાજ ન

---

૧–આ પત્ર માટે જુવો દસ્તાવેજ ૭૩ મો, સફે ૨૪૭. ૨–મી૦ હોરમસજી કાવસજી ઉપલી જુબાની, તા૦ ૧૦ મી નવેમ્બર ૧૯૧૬ ના "પ્રજામિત્ર અને પારસી" પત્ર ઉપરથી શા પ્રગટ કીધી છે.

# મી૦ અરદેશર શાપુરજી નારીએળવાળાની જુબાની.

મી૦ અરદેશર શાપુરજી નારીએલવાળાએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે હું વેપારી છું. મારી ઉમર ૫૭ વરસની છે અને મુંબઇમાં આલતામોંટ રોડ ઉપર રહું છું.

મારા પીતા પણ મીલ સ્તોરસના વેપારી હતા. તેઓ સને ૧૮૯૩ માં મરણ પામ્યા હતા, હું મારા પીતા સાથે વેપારમાં જોડાયલો હતો અને તેમ આશરે ૩૯ વરસ થયાં જોડાયલો છું, હું મારા પીતા સાથે રહેતો હતો. વાડયાજીનાં આતશબેહેરામથી ભગરિયા મોબેદો છુટા પડયા હતા તેની મને યાદ છે. તેમ આશરે ૩૦ વરસ ઉપર બન્યું હતું. હું જાણું છું કે તે વેળાએ ચંદનવાડીના લતામાં એક દરેમેહેર બાંધવા માટેનું ફંડ ખોલવામાં આવ્યું હતું. તે ફંડ માટે નાણું મેળવવા સારૂ દસ્તુર જામાસ્પજી મારા પીતા પાસે આવ્યા હતા. હું તે વેળા હાજર હતો. દસ્તુર જામાસ્પજીએ મારા પીતાને જણાવ્યું હતું કે એક પંચાતીને સબબે ભગરિયાઓને વાડયાજીનું આતશબેહેરામ છોડવું પડયું હતું, અને એક નવી દરેમેહેર બાંધવામાં આવનાર હતી અને તેથી તેમણે મારા પીતાને મકાનનાં ફંડમાં નાણું ભરવાની અરજ કરી હતી.

એ વાતચીતના સંબંધમાં મી૦ પાવરીએ સાક્ષીની તપાસ ચલાવવા માંગી હતી.

મી૦ ઇરાનીએ તે સામે એવા સબબ સર વાંધો લીધો હતો કે વાતચીતને આ કોરટ સાથે લાગતું વળગતું નથી, કારણ કે જુબાનીના કાયદાની ૩૨ મી કલમ તેને લાગુ પડી શકે નહી.

નામદાર લવાદે એવા સબબસર તપાસ ચલાવવા દીધી હતી કે, આ મુકદમામાં નાણું ભરનારાઓનો ઇરાદો જાણવાની જરૂર છે અને એવો ઇરાદો તેઓ મરણ પામવા પછી તેઓએ જે મોઢેથી કે લેખીત જણાવ્યું હોય તે ઉપરથી સમજી શકાય.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે જ્યારે દસ્તુરજીએ મારા પીતાને નાણું ભરવા જણાવ્યું ત્યારે મારા પીતાએ દસ્તુરજીને પુછયું હતું કે એ દરેમેહેર કોણને માટે બાંધવામાં આવનાર છે? દસ્તુરજીએ જવાબ વાળ્યો હતો કે એ દરેમેહેર ભગરિયા મોબેદોના તેમજ બીજા પંથોના મોબેદોને માટે ખુલી રહેનાર હતી આ ઉપરથી મારા પીતાએ નાણું ભર્યું હતું, અને તે મુજબ મેં પણ ભર્યું હતું, અને તે પ્રમાણે અમારાં કુટુંબનાં બીજા આસામીઓએ પણ ભર્યું હતું. આ રકમો સને ૧૮૯૩ ના છાપેલા રીપોરટને ૧૧૫ મે પાને બતાવવામાં આવી છે, મારા પીતાએ રૂા. ૩૦૧ ભર્યા છે અને બાકીના અમો લોકોએ આશરે રૂા. ૪૦૦ વધુ ભર્યા છે.

સવાલ—જો તમને એમ જણાવવામાં આવ્યું હતે કે દરેમેહેરનો ઉપયોગ એકલા ભગરિયાઓ માટે કરવામાં આવશે તો તમે કે તમારા પીતાએ એ ફંડમાં નાણું ભર્યાં હતે?

જવાબ-નહીં, અમે નહી ભર્યાં હતે. દરેમહેર ખોલવામાં આવી તે મેળાવડામાં હું હાજર હયો નહી પણ તે વીશે મેં વર્તમાનપત્રમાં વાંચ્યું હતું, તેમાં તે વેળા અનજુમન ત્રક વાંચવામાં આવ્યું હતું, તે મેં વાંચ્યું હતું.

સવાલ—જ્યારે દસ્તુરજીએ તમને જણાવ્યું કે મકાન ભગરિયાઓ તેમજ બીજા પંથોના ઉપયોગ માટે રહેશે ત્યારે તમો એમ સમજ્યા હતા કે આ સખાવતી કામનો તેવો અસલ ઈરાદો હતો?

જવાબ—હા, હું તેમ સમજ્યો હતો.

સવાલ—આ બાબતમાં અનજુમન પત્રમાં જે જણાવવામાં આવ્યું હતું તે તે ઈરાદાને અનુસરતું છે?

જવાબ—હા, તેમ છે.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે ઉપલી મોટી રકમ ઉપરાંત મારા પીતાએ પાછળથી વખતો વખત નાની રકમો ભરી હતી. આતશબેહેરામને માટે બંદગીનું દીવાનખાનું બાંધવા માટે મારા પીતાએ રૂ. ૧૫૦૦૦ આપવા માગ્યા હતા. તેટલાં મારા પીતા મરણ પામ્યા અને તે રકમ મેં તેમની મીલકતમાંથી આપી હતી. તેઓએ પોતાની જીંદગી દરમીયાન રૂા. ૫૦૦૦ આપ્યા હતા અને મેં તેમની મીલકતના એક એડમીનીસ્ટ્રેટર તરીકે બાકીના રૂા. ૧૦,૦૦૦ આપ્યા હતા. આતશબેહેરામ માટે મારા પીતાએ રૂપાંનું એક આફરગાનીયું આપવાનો ઇરાદો રાખ્યો હતો પણ તેમ કરવા આગમચ તેઓ મરણ પામવાથી અમે તેમના વારસોએ એ કામ માટે રૂા. ૮૦૦૦ આપ્યા હતા. રૂા. ૨૦૦૦ તેમની મીલકતમાંથી આપવામાં આવ્યા હતા અને રૂા. ૬૦૦૦ અમે અમારા હીસ્સામાંથી આપ્યા હતા. રૂપાંનું આફરગાન્યું, જેમાં હમણાં પવીત્ર આતશ રાખવાંમાં આવે છે તે છે. મારાં ધણીઆણીના મરણ વખતે મેં પોતે આતશબેહેરામ માટે કેટલાંક વાસણો આપ્યા હતાં.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી૰ અરદેશર નારીએળવાળાએ મી૰ ઇરાનીએ ચલાવેલી પોતાની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું હતું કે હું જાણું છું કે આતશબેહેરામમાં બોયની ક્રીયા એકલા ભગરિયાઓજ કરતા આવ્યા છે. દસ્તુર જામાસપજીએ મને કહ્યું હતું તે ઉપરથી આ સખાવતી કામનો અસલ ઇરાદો મેં જાણ્યો હતો. જ્યારે ફંડ ભેગું કરવામાં આવતું હતું તે વેળા દસ્તુર જામાસપજી અમો પાસે આવ્યા હતા, પણ કઇ તારીખે અથવા કયા વરસમાં તેઓ આવ્યા હતા તે હું બરાબર કહી શકતો નથી. પઇસા આપવામાં આવ્યા તેની કેટલીક વખત આગમચ તેઓ આવેલા હોવા જોઇએ, અમે આપેલી રકમોની પહોંચ અમને મળેલી હોવી જોઇએ.

અત્રે કાઉનટર ફાઇલ સાથની પહોંચની ચોપડી મી૰ પાવરી તરફથી રજુ કરવામાં આવી હતી, જે ઉપરથી મી૰ સાપુરજી અને તેમના કુટુંબે પૈસા આપવાની કબુલાત જુન કે જુલાઇ ૧૮૮૬ માં આપેલી લાગતી હતી. તેના પહોંચના નંબરો ૨૬૯૭—૨૭૧૫ હતા.

સાક્ષીએ જણાવ્યું કે મને જે કાઉનટર ફાઇલ બતાવવામાં આવે છે તેમાં એવું કાંઇ જોવામાં આવતું નથી કે દરેમેહરનો ઉપયોગ ભગરિયાઓ ઉપરાંત બીજાઓ પણ કરવાના

હતા. મેં પહોંચ વાંચી હતી કે કેમ તેવી મને યાદ નથી, તે મળી તે વેળાએ હું વખતે બહાર ગયો હોઉં. મેં જો પહોંચ વાંચી હતે તો મેં વાંધો લીધો હતે કે તેમાં બીજા પંથો તરફથી ઉપયોગ કરવામાં આવવાની વાત જણાવવામાં આવી નથી. મેં વાંધો લીધો હતે કારણ કે પહોંચોએ બતાવ્યું હતું કે બીજા પંથોના મોબેદોને ઉપયોગ કરવા દેવામાં આવનાર હતો નહી. મારા પીતાએ પહોંચ વાંચી હતી કે નહીં તે હું જાણતો નથી. ફંડ ભેગું કરવા માટે પ્રગટ કરવામાં આવેલી મદેહનજર વીશે હું કાંઇ જાણતો નથી.

સલાલ—મેં મદેહનજરની ૧૩ મી કલક તમો સનમુખ વાંચી છે, તે શું દસ્તુર જામાસ્પજી સાથે તમને થયલી વાતચીતને અનુસરતી નથી?

જવાબ—નહી, તે નથી.

સ૦ દસ્તુર જામાસ્પજીએ કહ્યું હતું તેમ જો દરેમેહરનો ઉપયોગ બીજા મોબેદોને કરવા દેવાનો અસલ ઇરાદો રાખવામાં આવ્યો હતો તો આ કલમ ૧૩ માં તે બીના જણવવાનં જરૂરનું હતું એમ તમે શું નહીં ધારતા?

જ૦—હું શું કહી શકું? કદાચ મારા પીતાએ જો બધું વાંચ્યું હતે તો તેમણે તેમ ધાર્યું હતે. કદાચ તેમ કરવાનું જરૂરનું હતું. મને લાગે છે કે બીજા પંથોના મોબેદોને દરેમેહેરમાં ભગરિયાઓની માફક વાંધા વગર કામ કરવા દેવા હોવા જોઇએ. બીજા પંથો એટલે મારી જાણ મુજબ ઉદવાડયા, મીનોચેહેમજી, વગેરે.

સ૦—તેમાં તમો વાડયાજીનાં આતશબેહેરામના આસામીઓને પણ સામેલ કરો કે?

જ૦—"બીજા પંથો" નો અર્થ હું જે બીજા બધા પંથો આવે તે કરૂં છું.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે જો મને કહેવામાં આવ્યું હતે કે દરેમેહેરનો ઉપયોગ એકલા ભગરિયાઓ માટે કરવાનો હતો તો મેં નાણાં ભર્યાં હતે નહી. ભગરિયાઓ પોતાના રેવાજ મુજબ બોયની ક્રિયા એકલા પોતેજ કરતા હોવાથી તે હક તેઓ એકલો ભોગવે તેમાં હું કાંઇ વાંધા ભરેલું જોતો નથી. હું જાણું છું કે માણેકજી શેઠની અગીઆરીમાં એકલા ભગરિયાઓ ઇજશને, વંદીદાદ વગેરે જેવી ક્રિયાઓ કરે છે, તેનું કારણ એ છે કે એ અગીઆરી ખાનગી માલેકીની છે અને મેનેજરો તેવી રીતે કામ લેવાયલું જોવાની ખાહેશ રાખે છે. તેઓ એવી ખાહેશ શા માટે રાખે છે તે હું જાણતો નથી.

## સાક્ષીની ફરી તપાસ.

મી૦ પાવરીની ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે માણેકજી શેઠની અગીઆરી ખાનગી છે અને તેના માલેકો પોતાની મરજીમાં આવે તેમ કરી શકે. આ મુકદમાંવાળી દરેમેહેર જાહેર ઉઘરાણાથી બાંધવામાં આવી હતી અને તેથી હું ધારૂં છું કે તેનો લાભ ફકત એક પંથનેજ આપવો જોઇએ નહી.

સ૦—મદેહનજરના ૧૯ મા ફકરા ઉપર હું તમારૂં ધ્યાન ખેંચું છું, જેમાં જણાવવામાં આવ્યું છે કે દરેમેહેર અને આતશબેહેરામ આખી અનજુમનને લગતાં ગણાશે. તેનો અર્થ તમો શું કરો છો?

૪૦—હું એવો અર્થ કરૂં છું કે બધા પંથોને તેટલા માટે તેનો ઉપયોગ કરવા દેવામાં આવશે.[1]



## પુણાવાળા દસ્તુર કેકોબાદ આદરબાદની જુબાની.

દસ્તુર કેકોબાદ આદરબાદ દસ્તુર જામાસ્પઆશાનાએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે "હું દસ્તુર છું અને મારી ઉમર ૫૨ વરસની છે અને હું પુનામાં રહું છું.

હું નવસારીની વડી દરેમેહેર સાથનો ભગરિયો છું. હું દખણના પારસીઓનો વડો દસ્તુર અને પેહેલા વરગનો સરદાર છું. મેં અવસ્તા અને પેહેલવીનો અભ્યાસ કીધો છે અને મારી શકતી મુજબ ભગરિયાઓના રેવાજથી હું વાકેફ છું. મેં યોઝદાથરેગીરી અને પાવમેહેલનું કામ કીધું છે, મારે હસ્તકની પુનામાંની અગીઆરી ત્યાંની સરવેથી જુની છે. તે મી૦ સોરાબજી રતનજી પટેલ તરફથી બંધાવવામાં આવી હતી. હું તે અગીઆરીનો દસ્તુર છું તેમજ તેનો એક ત્રસ્ટી છું. હું કારોબારી ત્રસ્ટી છું. એ દરેમેહેર અને તેના હીંધોરાઓ પ્રથમ ભગરિયાઓને હાથે પરઠવામાં આવ્યા હતા. આ મકાન બીસમાર હાલતમાં આવતાં મારા કાકા નશરવાનજીએ તે પાછી બાંધી હતી. તે વેળા બધા હીંધોરાઓ પરથવાની ક્રીયા ભગરિયા મોબેદોએ કીર્ધા હતી. બીજા પંથના મોબેદોને ત્યાં પાવમેહેલની ક્રીયાઓ મારી પરવાનગી સાથે કરવા દેવામાં આવે છે. આ સંબંધમાં અવારનવાર ઘણી વખતે મારા ગોથયા ત્રસ્ટીઓની મસલત હું વખતે લેઉં. મારી આગમચના દસ્તુર મારા કાકા દસ્તુર હોશંગજી હતા અને તેમની આગમચ મારા વડા કાકા દસ્તુર નશરવાનજી હતા; તેઓ બંને પણ બીજા પંથોના મોબેદોને પાવમહાલની ક્રીયાઓ કરવાની પરવાનગી આપતા હતા. દસ્તુર નશરવાનજીના વખતથી આવી પરવાનગી આપવામાં આવતી હતી તેથી મીનોચેહેર હોમજીનાઓનો આલાત અમારી સાથે રાખવામાં આવે છે. દસ્તુર નશરવાનજીના વખતમાં અમારી અગીઆરી સાથે જોડાયલા બે મીનોચેહેરહોમજી પંથના મોબેદો હતા; તેઓમાનો એક બરશનુમવાળો હતો અને બીજાને બરશનુમ હતું નહીં તેથી આ બીજાને મુંબઇથી બોલાવવામાં આવેલા મોબેદને હાથે બરશનુમ આપવામાં આવ્યું હતું. દસ્તુર નશરવાનજી આશરે ૨૯ વરસ ઉપર મરણ પામ્યા હતા. તેમનાં મરણ પછી મીનોચેહેર હોમજીનાઓ વતીક કામ કરતા હતા. ગોદાવરા (અથવા ગામડયા) અને સુરતી મોબેદો અમારી અગીઆરીમાં હાલ ભગરિયાઓ ઉપરાંત કામ કરે છે, હાલમાં પુનામાં કોઇ પણ મીનોચેહેરહોમજી મોબેદો નથી. જો એક મીનોચેહેર હોમજીનો કે કદમી મોબેદ પાવમેહેલની ક્રીયાઓ કરવા માટે મારી પરવાનગી માગે તો હું તે આપું. અમારી અગીઆરી સાથે અલાહેદા વરશીઆને રાખવામાં આવેલા છે. અમો નીરંગદીનની ક્રીયાઓ કર્યે છીએ અને એ મુજબ અમારા આલાતને ઇજયે છીએ. અમો પાસેથી મુંબઇથી લાવવામાં આવેલી ભસ્મનો એક જથો છે. જુદે જુદે

---

૧—મી૦ અરદેશર સાપુરજી નારીએળવાળાની ઉપલી જુબાની, તા૦ ૧૦ મી નવેમ્બર તથા તા૦ ૨૬ મી ડીસેમબર ૧૯૧૬ નાં "પ્રજામીત્ર અને પારસી" પત્ર ઉપરથી શબ્દે શબ્દ ઉતારી લેવામાં આવી છે.

વખતે એકજ હીંધોરા ઉપર જુદા જુદા પંથોના મોબેદો કામ કરે છે; આ મુજબ ભગરિ-યાઓ એક હીંધોરા જેનો તુરતનોજ મીનોચેહેર હોમજીનાએ ઉપયોગ કીધો હોય તે ઉપર જોઇએ તો કામ કરે. દસ્તુર તરીકેની મારી હકુમત હેઠળ મારી અગીઆરી વડું મથક ગણાય છે. અમારી અગીઆરીમાં બીજા પંથોના મોબેદો કામ કરે તેથી મારી કે અમારા આલાતની પ્રતીષ્ટામાં કાંઇ ઘટાડો થાય એવું હું ધારતો નથી, એથી ઉલટુંજ હું ધારૂં છું કે તેથી અમારી પ્રતીષ્ટામાં કાંઇક વધારો થવા પામે છે. મુંબઇના કેટલાક ભગરિયાઓ વાડયાજીનાં આતશબેહેરામથી છુટા પડયા હતા તે હું જાણું છું. તે વેળા દસ્તુર નશરવા-નજી અમારા દસ્તુર હતા પણ તેઓ માંદગીને બીછાને પડેલા હતા. તેઓ તે પછી થોડા વખતમાં મરણ પામ્યા હતા. તેમની જગ્યાએ દસ્તુર હોશંગ આવ્યા હતા અને મને તેમનો નાયબ નેમવામાં આવ્યો હતો. જે વેળા દસ્તુર હોશંગજી દસ્તુર અને હું નાયબ હતો તે વેળા તકરારી દરેમેહેર માટે નાણું ભેગું કરાવવા સારૂ મુંબઇથી પુના ખાતે બે મોબેદો આવ્યા હતા, તેઓના નામો બહમનજી પાવરી ઉર્ફે જનદેલ અને રૂસતમજી બામજી હતાં. તેઓ બંને ભગરિયાઓ હતા, તેઓ અમારા પરો-ણાઓ હતા અને અમારાં મકાનમાં તેઓએ ઉતારો લીધો હતો તે વેળા દસ્તુર હોશંગજીએ તેઓને જણાવ્યું હતું કે જો તમો એમ કેહો કે આ નાણું એકલા ભગરિયાઓ માટે ભરાવવામાં આવે છે તો બેહેદીનો બેપરવાહ બનશે અને કાંઈ ઝાઝા પઇસા ભરશે નહી. આ ઉપરથી તે મોબેદોએ જણાવ્યું હતું કે જો કે આતશબેહેરામ ભગરિયાઓનું ગણાશે તે છતાં તેમાં બધા પંથો માટે છુટાપણું રહેશે. તે વેળા કોઇ ખાસ ક્રિયાઓ કરવાનાં છુટાપણાંનો કાંઇ પણ સવાલ ઉભો કરવામાં આવ્યો હતો નહી, પણ સામન્ય રીતે જણાવવામાં આવ્યું હતું કે દરેમેહેર સઘળાઓના ઉપયોગ માટે ખુલી રહેશે. દસ્તુર હોશંગજીએ એ મોબેદોને મદદ કરવા મને જણાવ્યું હતું અને તેથી મેં નાણું ભરાવવા માટે તેઓને જુદાં જુદાં આસામીઓ પાસે મોકલ્યા હતા. સને ૧૮૯૧ ના છાપેલા રીપોર્ટના ૧૫૬ મા પાના ઉપરની નાણાં ભરનારાઓની ટીપમાં બાઇ દીનબાઇ, અને હીરાંબાઇનાં નામો છે તે મારાં કાકીઓ છે અને બાઇ હુમાબાઇ મારાં માતા છે. મારા પોતીકા બાપ બેહેરામજી હતા, પણ દસ્તુર નશરવાનજીએ મને પોતાના મરનાર બેટા આદરબાદનો દીકરો ઠરાવી લીધો હતો. દસ્તુર જામાસપજી મારા બપાવા હતા. સને ૧૮૯૧ ના રીપોર્ટનાં ૫૧ મા પાના ઉપર દસ્તુર જામાસપજીના બેટાઓએ રૂ. ૩૦૦ ભરેલા જણા-વવામાં આવ્યા છે તે મારા પીતા અને કાકાઓ છે. મને એક ભગરિયા તરીકે અથવા તો કેટલાક નાણાં ભરનારાઓના વારસ તરીકે બીજા પંથોના મોબેદોને તકરારી દરેમેહેરમાં પાવમહાલની ક્રિયાઓ કરવા દેવામાં આવે તે સામે કાંઇ વાંધો નથી, પણ એવી શરતે કે તેના વડાની પરવાનગી લેવામાં આવે. "વડા"નો અર્થ હું એ કરૂં છું કે કમીટી અથવા તો તેના તરફથી સતા આપવામાં આવેલો કોઇ પણ આસામી. હું નહી ધારતો કે તેથી આ દરેમેહેર, તેના આલાત અથવા તેના દસ્તુરની પ્રતીષ્ટામાં કાંઇ પણ ઘટાડો થવા પામે; પણ ઓર તેથી તો પ્રતીષ્ઠામાં વધારો થાય. નવસારી, મુંબઇ અને પુનામાં ચાલતી કીયાઓ અને રેવાજોમાં કેટલાક તફાવતો રહેલા છે. પુનામાં "આદા કયાચીત" બોલો

ઇજશને અને ગેહેસારણાની કરવામાં આવતી ક્રીયાઓમાં એકવારજ બોલવામાં આવે છે. મુંબઇમાં આ બોલો દરેક ભણનારના વીચાર મુજબ બોલવામાં આવે છે. જો ખોરાકી વગેરેના સંબંધમાં ઘટતો અંકોશ જાળવવામાં આવે તો રેલવેની મુસાફરીથી પુણામાં બરશનુંમ ભાંગતું ગણવામાં આવતું નથી; પણ નવસારીમાં રેલવેમાં ખાલી મુસાફરી કરવાથી તે ભાંગે છે. પુનામાં મરનારનાં મોઢાંઓ ઉપર દરેક આસામીની ખાહેસ મુજબ પદાન બાંધવામાં આવે છે; અમો ભગરિયાઓ તે બાંધ્યે છીએજ; નવસારીમાં દરેક મરનાર આસામીને પદાન બંધાવુંજ જોઇએ. પુનામાં આફ્રીનગાનની ક્રીયામાં મુક્તાદના ૧૦ દીવસો સીવાય આખું "વરસ તાઓઅહ્મી નમાને" નો કરદો ભણવામાં આવે છે, નવસારીમાં તેને બદલે આખું વરસ "યાઓવીસાદ" નો કરદો ભણવામાં આવે છે.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

દસ્તુર કૈકોબાદ આદરબાદે પોતાની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું હતું કે ઇજશને એક પાવમહાલની ક્રીયા છે. નીરંગદીનની ક્રીયા વેળાએ કરવામાં આવતા વંદીદાદમાં "અદા કયાચીત પઇની" અને "તાઓસ્ચા યઝમઇદે" બોલો ફરીથી બોલવા અને ચોક્કસ બોલોના ઉચ્ચારોમાં પડતા ફરક સીવાય વધુ અગતની ક્રીયાઓના સંબંધમાં નવસારી અને પુના વચ્ચે કાંઇ ફરક નથી. જામાસ્પઆશાનાં કુટુંબના દસ્તુરો અને તેઓના પંથનાઓએ "આદા કયાચીત" અને "તાઓસચા યઝમઇદે"ના બોલો ફરી બોલવામાં તફાવત કીધો હતો અને તેઓના પંથનાઓ તથા બીજા ઘણાઓએ તેઓની રૂઢી અખત્યાર કીધી છે. હું જાણું છું કે મુંબઇવાળા દસ્તુર જામાસ્પજી અમો પુનાવાળાઓનાજ જેવી રૂઢી મુજબ સને ૧૮૮૪ ની આગમચ ચાલતા હતા; પણ છુટા પડવા પછી અને મુંબઇમાં ભગરિયાઓના વડા દસ્તુર તરીકે નેમાયા પછી તેમણે નવસારીની રૂઢી અખત્યાર કીધી હોય, તે વાત હું જાણતો નથી. નવસારી અને પુના વચ્ચેની ક્રીયા અને રેવાજોમાં બીજા તફાવતો છે; એવા બીજા ઘણા બારીક તફાવતો છે. બંદગીઓ ફરી બોલવામાં બીજો કોઇ તફાવત હાલમાં મને યાદ નથી, પણ ક્રીયામાં ઘણા છે. જે મોબેદો નાણું ભેગાં કરાવવાં માટે પુને આવ્યા હતા તેઓને ભેગાં કરવામાં આવેલાં નાણાં ઉપર કાંઇ કમીશન આપવામાં આવ્યું હતું કે નહી તે હું જાણતો નથી. તકરારી દરેમેહેરમાં બંદગીઓ નવસારીની રૂઢી ઉપર કરવામાં આવે છે. પુનામાંની "ભશમ" ખલાસ થાય તો હું વધુ મુંબઇ કે નવસારીમાંથી મંગાવશ. અત્યાર સુધી અગીઆરીમાંની ભશમ આલાત તરીકે વાપરવામાં આવી નથી; પણ જો મુંબઇ અને નવસારીના લોકો તેઓની ભશમ આપવા ના પાડે તો અમને અમારી અગીઆરીની ભશમ વાપરવાની ફરજ પડે, જો કે હું નહી ધારતો કે તેઓ તરફથી ના પાડવામાં આવવાની વક્કી છે. નવસારી અને પુનામાં ઇજશનેની ક્રીયા કરવામાં આવે છે તેમાં પડતો બીજો એક ફરક મને યાદ છે. નવસારીમાં પેહેલો હા શરૂ કરવા આગમચ તેઓ "દદત વાસતારામ" બોલે બે વાર બોલે છે અને અમો તેમ કરતા નથી. હું મુંબઇમાંનાં વાડયાજીનાં આતશબેહેરામમાંથી ભશમ મંગાવવામાં ધારમીક નજરે કાંઇ વાંધો જોતો નથી; પણ બીજા ભગરિયાઓ સાથે સુલેહથી રહેવા માટે હું તે અનજુનના આતશબેહેરામમાંથી મંગાવવાનું પસંદ કરૂં.

ભગારયા અને મીનોચેહેર-હોમજી મોબેદો વચ્ચે એવો રેવાજ છે કે ચોઝદાથરેગરની ક્રીયાઓમાં સાથે જોડાઇને કામ કરવું નહી; તેઓએ તેમ કરવા સામે હું કાંઇ ધારમીક વાંધો જોતો નથી અને એ રેવાજ હું પસંદ કરતો નથી. હું પોતે તો બધાઓ સાથે મળી કામ કરે તે જોવા ઇચ્છું છું. ખરૂં જોતાં જે ભગરિયાઓ અને મીનોચેહેર-હોમજીઓ એવી રીતે સાથે મળી કામ કરે તેઓને તેઓના પોતપોતાના પંથોનો મોટો ભાગ પોતાથી બાતલ કરે. જયારે બીજા પંથોનાં માણસો અમારી અગીઆરીમાં કામ કરે છે ત્યારે તેઓ દસ્તુરી દોઆ અમારે નામે પઢે છે. જો બીજા પંથનો એક મોબેદ આગમચથી મારી પરવાનગી મેળવે તો હું તેને મારી અગીઆરીમાં તેનો વરશ્યો લાવવા દેઉં. દસ્તુરી દોઆ ફક્ત બરશનુમ આપતી વેળા પઢવાની હોય છે. આથી જો બીજા પંથનો એક મોબેદ પોતાનાજ દસ્તુરની દસ્તુરી પઢવા માગતો હોય તો હું તેને બીજી અગીઆરીમાં બરશનુમ આપવા અને તે પછી બાકીની ક્રીયા માટે મારે ત્યાં આવવા કેહું. હું તેમ મારી દસ્તુરીની પ્રતીષ્ટા માટે અને નહી કે કોઇ પણ ધાર્મીક વાંધાને સબબે કરૂં. હું ધારૂં છું કે કોઈ પણ મીનોચેહેર-હોમજી નવસારીની વડી અગીઆરીની દરેમેહેરમાં કામ કરતો નથી પણ હું ખાત્રીપુર્વક નથી. પહેલા વરશ્યા પુનામાં દસ્તુર નશરવાનજીના વખતમાં પરથવામાં આવ્યા હતા, દસ્તુર નશરવાનજીએ તે વેળા નવસારી લખ્યું હતું કે હું તેમ કરવા માગું છું, કારણ કે મારૂ પંથક મોટું બનતું જાય છે અને બીજે ઠેકાણેથી વખતો વખત આલાત મંગાવવાનું મને મુશ્કેલ પડે છે અને નવસારીની અનજુમને તે માટેની બહાલી આપી હતી. મને યાદ છે કે આશરે ત્રણ વરસ ઉપર દસ્તુર કેખુશરોએ પોતાના વરશ્યાને પુને મોકલીને ત્યાં એક નીરંગદીનની ક્રીયા કરાવવાની ગોઠવણ કીધી હતી. મેં તેવી રીત કામ લેવામાં આવે તે સામે વાંધો લીધો હતો, અને તે સામે પ્રોટેસ્ત કરનારો પત્ર નવસારીના દસ્તુર ઉપર લખ્યો હતો. એ પત્ર હમણા મારી સનમુખ વાંચવામાં આવેલી નકલ મુજબનો હતો, તેમાં જણાવવામાં આવેલી વાતો ખરી છે.

મી૦ ઇરાનીએ આ નકલ જુબાની તરીકે કોર્ટમાં રજુ કીધી હતી.[1]

દસ્તુર કેકોબાદે તે બાદ પોતાની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે મારા પત્રને સબબે નવસારીના દસ્તુર પોતાનાં કુટુંબના સભાસદોને પુનામાંની મારી હકુમતની વચ્ચે નહી આવવાને સમજાવવા મુંબઇ આવ્યા હતા અને આયંદે તે વચ્ચે આવવામા આવ્યું હતું નહી. નવસારી ભગરીઆઓનું વડું મથક છે. અમો મેહેરજીરાણાની ગાદીને અમારા આગેવાન દસ્તુરની ગાદી તરીકે માન આપ્યે છીએ. ગાદી ધરાવનારનો અભીપ્રાય હું પસંદ કરતો હોઉં નહી તો તેના અભિપ્રાય પ્રમાણે ચાલવાને હું કાંઇ બંધાયેલો નથી. જો નવસારીની અનજુંમન એમ જાહેર કરે કે વાડયાજીનાં આતશબેહેરામના મોબેદોને અમારા પંથથી અલાહેદા તરીકે ગણવા તો હું એ ફરમાન પ્રમાણે ચાલું નહિ અને તેમ કરવાને હું બંધાયલો નથી; એ તો મારી પોતાની ઇચ્છા મુજબનો મામલો

---

૧. દસ્તુર કેકોબાદ આદરબાદના આ કાગજ માટે જુવો, દસ્તાવેજ ૮૯ મો. સફે ૪૬૦

છે. કોઇ પણ ભગારયા નવસારીના વારાના રૂપીયામાં હીસ્સો મેળવવા માગતો હોય તો તેને નવસારીની અનજુમનની ખાહેશ મુજબ કામ કરવું પડે છે.

સવાલ—અત્રે નવસારીના દસ્તુરે જણાવ્યું છે કે જો કોઈ પણ બીજાં પંથનો મોબેદ તકરારી દરેમેહેરમાં તેની પોતાની ભાષામાં તેની પોતાની નીરંગ અને બીજા આલાત સાથે કામ કરે અને પોતાનાજ દસ્તુરને નામે દસ્તુરી પઢે તો આ ખાતું, તેના આલાત અને તેના દસ્તુરની પ્રતીષ્ટામાં ઘટાડો થવા પામે તે વીશે તમારે શું કહેવું છે?

જવાબ—જો બીજા પંથનો મોબેદ તેમ પરવાનગી લઇને કરે તો હું ધારૂં છું કે તેથી પ્રતીષ્ટામાં ઘટાડો નહી પણ વધારો થવા પામે, જે આસામીએ એવી પરવાનગી આપી હોય તેનું તે મોટું દીલ બતાવે.

મારી ખાહેશ એ છે કે બધા પંથોના મોબેદોએ સાથે મળી એખલાસથી કામ કરવું જોઇએ છે. હું ધારૂં છું કે એકલપેટાઇના ખીઆલથી કામ લેનારો રેવાજ પુરાના જમાનાને છાજતો છે અને હાલના જમાનાના આચાર વીચારોને અનુસરતો નથી. હું ધારૂં છું કે એવું એકલપેટાપણું છોડી દેવાનું વધારે ઉમદા ગણાય. હું ધારૂં છું કે નવસારીના વડી ભગરિયા દરેમેહેરમાં મીનોચેહેર-હોમજીનાઓને કામ કરવા દેવામાં આવે તો તે ઘણું સારૂં થાય.

## ફરી તપાસ.

દસ્તુર કેકોબાદે પોતાની ફરી તપાસમાં જણાવ્યું કે જોકે મારી અંગત ખાહેશ છે કે જુદા જુદા પંથોના મોબેદોએ સાથે મળી કામ કરવું જોઇએ છે, છતાં મેં તે મુજબ કામ કરવાની મોબેદોને કદી ફરજ પાડી નથી, હું તેઓ રાજીખુશીથી અને પોતાની મેળે સાથે મળી કામ કરે તે જોવા ઇચ્છું છું. હું તેમ કરવાનું કોઇને દબાણ નહી કરૂં કે ફરજ નહી પાડું. મેં ધમકી આપી હતી તેમ હું જો મારા વરશીયાને મુંબઇ લાવ્યો હતે તો અત્રેના મેહેરજીરાણાઓએ ભણતર શરૂ કરવાનો પોતાનો હક ગુમાવ્યો હતે. તેથી અમારા રાબેતાના એખલાસમાં ખલલ થઇ હતે. દસ્તુરજી નશરવાનજીના વખતથી ઘણા વરશીઆઓને પુનામાં પરથવામાં આવ્યા છે. કમમાંકમ ૫ કે ૬ ને પરથવામાં આવ્યા હશે. તેઓમાંના કોઇને પણ પરથવા માટે નવસારીની પરવાનગી માંગવામાં આવી હતી નહિ. નવસારીના દસ્તુર ઉપર મેં મોટાં માન સાથે લખ્યું હતું, કારણ કે તે સર્વેથી જુની ગાદી છે. હું તેથી એમ બતાવવા માંગતો હતો નહી કે હું નવસારીના તાબા હેઠળ હતો, અમો નવસારીના તાબા હેઠળ કદી હતા નહી; અમો અમારી મરજીમાં આવે તે કરી શકયે. મીનોચેહેરહોમજીનાઓના કોઇ દસ્તુર નથી, તેઓ ઘણુંખરૂં પોતાની બંદગીમાં દસ્તુરનું નામ દેવા વગર દસ્તુરે-ઇન-ઝમાન બોલો વાપરે છે. આ બોલો જો તકરારી દરેમેહેરમાં વાપરવામાં આવે તો તેનો અર્થ દરેમેહેરનો દસ્તર એમ ઉઠાડી શકાય. જે બે મોબેદો નાણું ભરાવવા માટે પુને આવ્યા હતા તેઓ અમારા ...હે રહ્યા હતા અને અમારી સાથે ખાણું લીધું હતું. તેઓ અમને સારી રીતે જાણીતા હતા અને ઘણા આબરૂદાર આસામીઓ હતા, તેઓ પ્રમાણીક અસામીઓ હતા, અને વધુ નાણાં

મેળવવા અને તે સબબે પોતા માટે વધુ કમીશન મેળવવાની નેમથી ખાતાંના ઉપયોગના સંબંધમાં જુઠું બોલે એ બનવા જોગ ન હતું."[1]

**નોંધ**—પુનાવાળા શમ્સ-ઉલ-ઓલ્મા, સરદાર દસ્તુર કેકોબાદ આદરબાદ જામાસ્પ-આશાનાએ પોતાની ઉપલી જુબાની મધે જણાવ્યા પ્રમાણે શ્રી નવસારી મધે પોતાની અનજુમનના કામચલાઉ વડા દસ્તુરજી ઉપર જે પત્ર લખ્યો હતો અને જે જુબાની તરીકે નામદાર લવાદ સનમુખ કોર્ટમાં રજુ થયો હતો, તે અત્રે સદાબરો શબ્દે શબ્દ ઉતારી પ્રગટ કરવાને હું મુનાસેબ વિચારૂં છું.

# દસ્તાવેજ ૮૯ મો, અસલ છે.

"દસ્તુર હોલ-પુણા રોજ ૧૦-૫-૮૦.

**શરીઅત પનાહ ફજીલત દસ્તગાહ નેકનામ દસ્તુરજી સાહેબ-ફરામજી ગુ૦ કેકોબાદજી દસ્તુર મેહેરજીરાંણા-નવસારી.**

જોગ. લી૦ પુણેથી દોઆગો કમતરીન કેકોબાદ આદરબાદ દસ્તુર નોશીરવાનની યજદાંપનાહ બાદ કબુલ કરવીજી. આ લખી આપ દસ્તુરજીનું ધ્યાન એક બાબદ ઉપર ખેંચવાની રજા લઉં છું, જે વીશે ઉમેદ રાખુંચ કે આપ ઘટતું કરશોજી.

અત્રેની કદમી અગીઆરીના પંથકીએ બે વાર હમને અરજ કરી હતી કે આપરો ભગરિયાનો વરસીયો તેમની અગીઆરીમાં નેરંગદીનની ક્રીયા સારૂ આપવો. તેનાં જવાબમાં હમોએ તેમને કહ્યું કે જ્યાં હમારો વરસીયો જાય ત્યાં હમો પોતે ક્રીયા અને પરગણું કરાવ્યે તો આપીએ, ત્યારે તેઓએ તેમ કરવા ના પાડ્યું.

હાલ હમારા સાંભળવામાં આવ્યું છે કે, મુંબઇનો આપરો ભગીરિયાઓનો વરસીયો અત્રે મોકલી આપવાની તજવીજ થઇ છે, અને એમબી સંભળાય છે કે આપના દસ્તુર મેહેરજીરાણાંના કુટુંબી-જેઓ મુંબઈમાં "પરગનું" કરાવે છે તેઓ તથા દસ્તુર કેખશરૂબી તે ક્રીયાની વખતે અત્રે આવશે. અગર જો એમ બને તો તે આપણા ભગરિયાઓના કાયદાથી ઉલટું થાય છે, કારણ આજ સુધી જ્યાં ભગરિયાઓનો એક "વરસીયો" હોય ત્યાં બીજો ભગરિયાનો વરસીયો ગયો નથી. અત્રે એક વરસીયો ભગરસાથનો મોજુદ હોવા છતાં બીજો આવે એ કેટલું અઘટીત છે તે આપજ દરયાફ્ત કરશો.

મરહુમ દસ્તુર મેહેરજીરાણાંની ગાદી ચલાવનાર તે વખતના દસ્તુર સાહેબ કેકોબાદજીના વખતમાં નવસારીની અનજુમનની પરવાનગીથી હમારા મરહુમ મુરબીજી

૧-પુણાવાળા દસ્તુર કેકોબાદની જુબાની ઉપલી જુબાની, તા૦ ૫ મી મારચ ૧૯૧૭ ના "પ્રજામિત્ર અને પારસી" પત્ર ઉપરથી શબ્દે શબ્દ ઉતારી પ્રગટ કીધી છે.

દસ્તુર સાહેબ નોશીરવાંનજીએ અત્રે વરસીયો કર્યો હતો અને તેજ સીલસીલો આજ સુધી કાયમ છે.

દસ્તુર મેહેરજીરાણાંના કુટુંબીઓ તરફ તથા એ પુરાણી ગાડી તરફ હમારા બુજરંબીજીઓ તેમજ હમો કેવાં માનની લાગણીથી જોઇયે છીએ તેનો પુરાવો હમોએ હમારી નવસારીની વારંવારની ભેટ વખતે આપને આપ્યો છે અને હમારી જનમની ઘડી સુધી તેવીજ લાગણી અને માનની નજરથી એ ખાનદાન તરફ વરતીશું તે આપે બીશક જાણવું.

અગર જો પુણામાં એક વરસીયો ભગરસાથનો હોવા છતાં બીજો લાવવામાં આવે અને તે નીરંગદીનની ક્રીયામાં દસ્તુર મેહેરજીરાણાંના ખાનદાની બેસે તો, કોઇવાર આયંદે હેવું બને કે, શ્રી મુંબઇ ખાતે આ તમારા અદના કમતરીનને, ત્યાંની ઘણીક અગીઆરીના મુતવલીઓ સાથે વગ છે ત્યાં, પુણાંનો વરસીયો મોકલીને દસ્તુર મેહેરજીરાણાંના ખાનદાનીઓનો "ક્રીયા કરાવવાનો હક્ક" હમો લેઇએ તે વખતે હમારી ઉપર બેઅદબીનું આળ નહી આવે.

એટલા માટે આપ દસ્તુરજી સાહેબને લખીને અરજ કર્યે છીએ કે, આપના મુંબઇ ખાતેના ખાનદાનીઓને એ વીશે આગાહ કરવા.

દસ્તુર મેહેરજીરાણાંના ખાનદાનનું એક ૭ વરશનું બાલક અતરે આવે તો તેનાં ખાનદાન અને તેની પુરાણી ગાડી તરફ જોઇને હમને નમવાની ફરજ છે એમ હમો શમજીયે છીએ, ત્યારે તેઓએબી પોતાનો મોભો જાળવવા ખાતર બીજાઓના હક તલફી કરતાં પછાત રેહેવું સજાવાર છે. હું ઉમેદ રાખું છું કે આ કાગલ પોહોંતાથી આપના ખાનદાનીઓ ઉપર લખીને આ બાબદનો બંદોબસ્ત કરશો તો કમતરીન આપનો અહેશાનમંદ થાશે. તજદી માફ.

લી૦ દોઆગો કમતરીન.

કેકોબાદ આદરબાદ દસ્તુર નોશીરવાંનજીની દોઆ આમીન."

---

## મી૦ જમશેદજી દાદાભાઇ નાદેરશાહની જુબાની.

પ્રતીવાદીઓ તરફના સાક્ષી મી૦ જમશેદજી દાદાભાઇ નાદેરશાહે પોતાની જુબાનીમાં જણાવ્યું કે હું ધંધે સીવીલ એન્જીનીયર છું અને મુંબઇમાં કોટમાં રહું છું.

હું મુંબઇ યુનીવરસીટીનો એલ. સી. ઇ. છું. હું એક ભગરિયા મોબેદ છું. મેં અવસતા અને પેહેલવીનો અભ્યાસ કીધો છે. હું નાવર થયલો છું. ભગરિયાઓના રેવાજોથી હું વાકેફ છું. વાડયાજીનાં આતશબેહેરામમાંથી ભગરિયાઓ છુટા પડયા હતા તે હું જાણું છું. તેઓ એ સબબ સર છુટા પડયા હતા કે જે આસામીઓને મુંબઇમાં મરાતબ કરવામાં આવ્યાં હતાં તેઓ સાથે અને જેઓ એવી રીતે મરાતબ કરતા હતા તે બોય દેનારાઓની સાથે ક્રીયાકામોમાં જોડાવાની તેઓને ફરજ પડતી હતી. છુટા પડવાના એજ સબબો મી૦ અરદેશર પટેલનાં પુસ્તકના ૮૪ થી ૯૯ સુધીનાં પાનાઓમાં અને ખાસ કરીને ૯૧-૯૨ અને ૯૪-૯૫ પાનાઓમાં પ્રગટ કરવામાં આવેલાં એક ભગ-

રિયા મોબેદના પત્રમાં આપવામાં આવ્યા છે. મદેહનજરનો ૮ મો ફકરો (એકઝીબીટ ૧૨) એજ સબબો આપે છે. નવા મરાતબ થયલાઓથી છુટા રહીને કામ કરવાને ભગરિયાઓ રાજી હતા પણ દસ્તુરજી તેમ તેઓને કરવા દેતા હતા નહી. વાડયાજીનું આતશબેહેરામ છોડતાં ભગરિયાઓ પ્રથમ દાદીશેઠનાં આતશબેહેરામમાં ગયા હતા. દાદીશેઠના આતશબેહેરામના બધા હીંદોરાઓ પ્રથમ કદમીઓ તરફથી પરથવામાં આવેલા હતા. ભગરિયાઓ પ્રથમ ક્રીયાકામ વાડયાજીનાં આતશબેહેરામમાંથી લાવવામાં આવેલા આલાત સાથે એ હીંધોરાઓ ઉપર કામ કરતા હતા. તે પછી ભગરિયા મોબેદોએ મુંબઇની ભગરિયા અનજુમનના આગેવાનોને એક અરજી કીધી હતી. આ અરજીમાં તેઓએ એવી માગણી કીધી હતી કે ચંદનવાડી ખાતે એક દરેમેહેર બંધાવી આપવી. જે આશામીઓને સરનામે અરજી કરવામાં આવી હતી તેઓમાંનો હું એક હતો જેઓ ઉપર અરજી કરવામાં આવેલી હતી તેઓની પેહેલી સભા ગીરગામમાં જાલભાઇ શેઠના બંગલામાં મળી હતી. આ સભામાં હું હાજર હતો ત્યાં આ અરજી ઉપર વીચાર ચલાવવા માટે એક કમીટી પોતાની સંખ્યામાં વધારો કરવાની સતા સાથે નેમવામાં આવી હતી. આ ઉપરથી કમીટીના સભાસદો તરફથી મારૂં નામ કમીટીના સભાસદો તરફથી તેમની પેહેલીજ સભામાં ઉમેરવામાં આવ્યું હતું. મારી નેમણુક થઇ ત્યારથી તે મદેહનજર કહાડવામાં આવી ત્યાં સુધી કમીટીની મળેલી દરેક સભામાં હું હાજર હતો. મદેહનજરનો એક ખરડો પ્રથમ કમીટીના સભાસદોમાં વેંહેંચવામાં આવ્યો હતો. એ ખરડો એકઝીબીટ નંબર ૨૭ છે. મી૦ ફરદુનજી કાંગાએ આ ખરડો ઘડી કહાડયો હતો. તેના મથાળાં અને લખાણમાં તેમણે "નવસારીની વડી દરેમેહેરને તાબેના" ફકરો વાપર્યો હતો. મને એ ફકરો અણઘટતો લાગ્યો અને તેથી મેં ખરડામાં દર્શાવવામાં આવેલા છે તેમ "લગતા" બોલ સુચવ્યો હતો. છેલ્લા ફકરામાંના "નવસારીની વડી દરેમેહેરના કાયદા કાનુન અને રેવાજ મુજબ" શબ્દો સામે પણ મેં વાંધો લીધો હતો અને તેને બદલે "ભગરસાથની અનજુમનના" બોલો મેં મુકયા હતા. આ ખરડામા જ૦ દાર નાની જાવત સહી સાથે રાતી સાહીથી કરવામાં આવેલા સુધારા મારા છે. કમીટીએ છેવટે "મલતા" બોલ અખત્યાર કીધો હતો. એ બોલ મેં સુચવેલા "લગતા" કરતાં પણ વધુ સ્વતંત્રતા બતાવે છે. કમીટીએ વળી છેલ્લા ફકરાને મદેહનજરમાં ૧૭ મું નંબર આપેલા ફકરામાં ફેરવી નાખ્યો હતો. તેઓએ નવસારીના કાયદાઓ અને રેવાજોને લગતા બધા ઈશારાઓ કહાડી નાખ્યા, મેં ખરડાની એક નકલ જરૂર વળા જોવા માટે કામે લાગે તે સારૂ કમીટી તરફથી આયંદે રાતી શાહીથી કરવામાં આવેલા વધારા અને ફેરફારો સુધાં તૈયાર કરાવ્યો છે. હું તે અત્રે રજુ કરૂં છું.

મી૦ ફરદુનજી કાંગાનો અસલ ખરડો કાલી શાહીથી લખાયલો છે. કમીટીએ ફેરફાર કીધેલા શબ્દો રાતા વલાયામાં મુકેલા છે અને ઉમેરવામાં આવેલા શબ્દો રાતી શાહીમાં છે, પણ એ ખરડામાં કમીટીના ૬૩ સભાસદોનાં નામો તેમજ મદેહનજરની નીચે કરવામાં આવેલી સહીઓ ઉતારી લેવામાં આવી નથી. મેં ઉપર જણાવેલા ફેરફારો કમીટી તરફથી જાણીજોઇને કરવામાં આવ્યા હતા. નવસારીની વડી દરેમેહર કે અનજુમનનો આંકોશ

સ્વીકારવાની કમીટીએ ના પાડી હતી તેનો સબબ એ હતો કે મુંબઇ અને નવસારીની ક્રીયા અને રેવાજો વચ્ચે મોટો ફરક રહેલો હતો. હું જાણું છું ત્યાં સુધી તે પછીનાં બધા આચર્યાઓમાં કમીટીએ “ મલતા ” બોલનો ઉપયોગ કીધો છે કોઇ પણ ભગરિયાએ કે બીજા કોઇ પણ આસામીએ આ બોલના ઉપયોગ સામે અત્યાર સુધી પ્રોટેસ્ત ઉઠાવ્યો નથી. હું ધારૂં છું કે આ મુકદમામાં દસ્તુર ફરામજી મેહેરજીરાણાએ એવું જે કહ્યું છે કે ભગરિયાઓ ગમે ત્યાં હોય તે છતાં તેઓ નવસારીની દરેમેહરને તાબેના છે અને નવસારીના રેવાજો મુજબ ચાલવાને બધાયલા છે તે ખરૂં નથી. આ વાત ખરી નથી કે કમીટીના ઠરાદો દરેમેહેરમાં પાવમેહલ તથા બીજી ક્રીયાઓ કરતાં બીજા પંથોના મોબેદોને અટકાવવાના હતા. આ વાત ખરી નથી કે આખી દરેમેહેરનો ઉપયોગ એકલા ભગરિયાઓને કરવા દેવાનો કમીટીનો ઇરાદો હતો. તેમજ કમીટીનો એવો ઇરાદો હતો નહી કે દરેમેહરમાં પાવમેહલની ક્રીયાઓ એકલા ભગરિયાઓએ કરવી અને બીજા કોઇ પથોના મોબેદોએ કરવી નહીં. સને ૧૮૮૪ માં અથવા તેની આગમચ મુંબઇમાં એવી કોઇ દરેમેહર કે આતશબેહરામ હતાં નહી કે જ્યાં કોઈ પણ ખાસ પંથના મોબેદોને બાતલ રાખીને ક્રીયાકામ કરવાનો એકલો હક્ક હતો. ફક્ત એકલો બોયની ક્રીયા કરવાનો હક્ક ખાસ પંથોના મોબેદો એકલા ધરાવતા હતા. આ અપવાદ માટેના સબબ એ છે કે અત્યાર સુધી એવો રેવાજ ચાલતો આવ્યો છે કે ફક્ત એકજ પંથના મોબેદોએ આ બોયની ક્રીયા એકજ આતશબેહરામમાં કરવી. એકવાર એક ચોક્કસ પંથના મોબેદે એવી ક્રીયા કીધી હોય તો ચાલતા રીવાજ મુજબ બીજા કોઇપણ પંથના મોબેદ તેમ કરી શકે નહી. તકરારી દરેમેહેરનું વડપણ ભગરિયાઓને આપવામાં આવ્યું હતું. હું ધારૂં છું ત્યાંસુધી વડપણનો અર્થ મુખ્ય તપરાશ થાય છે. મુંબઇમાં સને ૧૮૮૪ માં અને તે આગમચ દરેક આતશબેહરામ કે દરેમેહેરના ટ્રસ્ટીઓ અથવા મેનજરો જે પંથના મોબેદો વડપણ ધરાવતા હોય તે સીવાયના બીજા પંથોના મોબેદોને બધી ક્રીયા પછી અગતની કે ઉતરતી કરવા દેવાની મુનસફી ધરાવતા હતા. જો ટ્રસ્ટમાં આવી મુનસફી વાપરવા સામે આંકોશ મુકનારો ખાસ કાનુન હોય તો એવી મુનસફી રહી શકતે નહી. સને ૧૮૮૪ માં મુંબઇમા કેઇ પણ પારસી ધાર્મીક ખાતું હોય તેનાં કોઇપણ એવાં ટ્રસ્ટડીડની મને યાદ નથી કે જેમાં મુનસફી ઉપર આંકોશ મુકનારો એવો કાનુન રાખવામાં આવ્યો હોય, હાલના દાખલામાં કમીટીનો એવો ઠરાદો હતો કે પ્રથમ ભગરિયાઓએ દરેમેહેરનો ઉપયોગ કરવો; પણ જો કાંઇ ખાલી જગ્યા હોય તો બીજા પંથોના મોબેદો તેનો ઉપયોગ કરે તે સામે વાંધો હતો નહી. મદેહનજરમાં આ ઇરાદો જાહેર કરવાનો કાંઇ ખાસ સબબ હતો નહી. જો બીજા પંથોને બાતલ રાખવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતે તો તે ખાસ રીતે જાહેર કરવો જોઇતો હતો, કારણ કે એવી રીતે બાતલ રખવાનું કામ સાધારણ રેવાજથી ઉલટું થઇ પડયું હતે, મદેહનજરની પ્રસ્તાવનામાં ભગરિયા મોબેદોના ભલાને અર્થે એવા જે બોલો છે અને ૧૨ મા કાનુનમા ફંડનું નામ આપવામાં આવ્યું છે તે જો જગ્યા ખાલી હોય તો બીજા પંથોના મોબેદોને કામ કરવા દેવાને કમીટીના ઇરાદાને બંધબેસ્તુ થઇ નહી પડે તેમ નથી. નવી દરેમેહેરનું મકાન બાંધવાની જરૂર વાડયાજીનાં

આતશબેહેરામથી ભગરિયાઓ છુટાં પડવાને સબબે અને તેને પરીણામે નીભાવના ઇલાજોના સંબંધમાં તેઓને ગયેલી ખોટને પરીણામે ઉભી થઇ હતી. મદેહનજરનાં ૧૦ મા ફકરામાં આ જણાવવામાં આવ્યું છે. જો ભગરિયાઓએ અરજ કીધી હતે નહી તો કમીટી ઉભી કરવામાં આવી હતે નહી. મદેહનજરમાં ભગરિયાઓને અગત આપવામાં આવી છે કારણ કે વડપણ તેઓને આપવાનું હતું અને મકાન તેઓને ખાતર જરૂરનું થઇ પડયું હતું. રસીટો, જાહેરનામા, તખતીઓ વગેરે જેવાં તરેહવાર ઓચર્યાંઓમાં 'ભગરિયાઓ માટે' બોલો વાપરવામાં આવ્યા છે કારણ કે તેઓના બાબમાં તેની જરૂર હતી, આ બોલોના ઉપયોગથી બીજા પંથોના મોબેદોને બાતલ રાખવાનો કમીટીનો ઇરાદો હતો નહી. જો ભગરિયાઓનું ભલું કરવા જતાં અમો બીજાઓનું પણ ભલું કરી શકયે તેમ હોય તો બીજાઓ સાથે પણ તેવી ભલાઇ કરવામાં કાંઇ વાંધો હોઇ શકે નહી. દરેમેહેર ઉભી કરવામાં આવી ત્યારથી બીજા પંથોના મોબેદોએ બધી નાની કીયાઓ અને તેમાં બાજની કીયા પણ કીધી છે. મદેહનજરના ૧૩ મા ફકરામાં " આ દરેમેહેર શ્રી નવસારીની વડી દરમેહરને મલતાં ભગરસાથની અનજુમનના મોબેદોના વપરાસને માટે થશે" એવા જે બોલો છે તેનો અર્થ આ મોબેદો માટેનો "એકલો ઉપયોગ" થતો નથી, અને કમીટીનો ઇરાદો એવો "એકલો ઉપયોગ" કરાવવાનો હતો નહી. જો "એકલો ઉપયોંગ" કરાવવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતે તો મેં જે સબબો આપ્યા છે તે કારણે તે જણાવવાની જરૂર પડી હતે. એજ રીતે અનજુમન પત્રકમાં શરૂઆતમાં વપરાયલા બોલો "ભગરિયા મોબેદોના વપરાસ માટે" છે, પણ તેનો અર્થ તેઓનો "એકલાનો વપરાશ" થતો નથી, કારણ કે પાછળથી એજ ઓચરયામાં બીજાઓ તરફના વપરાશ વીશે બોલવામાં આવ્યું છે. દરેમેહેર સને ૧૮૮૭ માં સ્થાપવામાં આવી ત્યારથી બીજી કીયાઓ માટે બીજા પંથોના મોબેદો તેનો ઉપયોગ ખરેખર કરતા આવ્યા છે તે જોતાં મદેહનજરમાં વપરાસ માટે આવેલા બોલોનો અર્થ "એકલા વપરાસ" માટે થઇ શકે નહી. પારસી પ્રકાશને ૧૯૩ મે પાને મુંબઇમાંના ગોદાવરા દરેમેહેરનાં મકાનનો એહેવાલ આપવામાં આવ્યો છે; આ એહેવાલમાં વપરાયલા બોલો " ગોદાવરા મોબેદોના ઉપયોગ માટે "છે અને નીચે નોટ કરી ઉતારવામાં આવેલી તખતીમાં "ગોદાવરા રહીશો" માટે બોલો છે. આ બોલોનો અર્થ ગોદાવરાઓના એકલાના વપરાસ માટે થતો નથી. "......ના વપરાસ માટે" બોલો સામાન્ય રીતે જે આસામીઓ મુખ્ય ઉપયોગ કરે છે તેઓ માટેનો મુખ્ય વપરાસ દર્શાવવા માટે વપરાય છે.–મુંબઇમાંની કેટલીક દરેમેહેરો ચોકસ પંથો જે તેઓનો મુખ્ય ઉપયોગ કરે છે તેઓનાં નામ ઉપરથી જણાયલી છે, જેમ કે ગોદાવરાની અગીઆરી, કદમીઓની અગીઆરી (દાદીશેઠનીને બીજે નામે જણાયલી) ભગરિયાઓની અગીઆરી (માણેકજી શેઠનાનીને બીજે નામે જણાયલી), મીનોચેહેર-હોમજીની અગીઆરી (એશબરનરની અગીઆરીને બીજે નામે જણાયલી) વગેરે. આ નામો એવું નથી બતાવતા કે ફકત તેજ પંથોના મોબેદોને તેઓનો ઉપયોગ કરવાનો હક છે, કારણ કે બીજા પંથોના મોબેદો પણ ત્યાં કામ કરે છે. મદેહનજરના ૧૧ અને ૧૯ મા ફકરાઓમાં ચંદનવાડીના પારસીઓને માલમ પડતી એક દરેમેહેરની તંગી વીશે

ઈશારો કરવામાં આવ્યો છે; તેમાં એવો ઇરાદો હતો નહિ કે આ પારસીઓએ એકલા ભગરિયાઓનેજ રોકવા; દરેક જણ તેના પોતાના મોબેદોને રોકવાને મુખત્યાર હતો. ચંદનવાડીના કેટલાક પારસીઓ બીજા પંથોના મોબેદોને ખચીત રોકે છે. ભગરિયાઓએ પોતાની અરજીમાં આતશબેહેરામ કે આદરીઆનની માગણી કીધી હતી નહી; પણ ફકત દરેમેહેર માટે માંગણી કીધી હતી. જો પુરતાં ફંડ ભેગાં થઇ શકે તો એક આતશબેહેરામ બાંધવાનો કમીટીનો ઇરાદો હતો. આતશબેહેરામની આખી બાબત અસલ ખરડામાં દાખલ કરવામાં આવી છે (એકઝીબીટ ૩૬ માં રાતી શાહીમાં લખાયલો ભાગ) મદેહનજર બહાર પાડવામાં આવી ત્યારે આતશબેહેરામ કયાં બાંધવામાં આવશે, ચંદનવાડીમાં કે બીજે ઠેકાણે તે અચોકસ હતું. મદેહનજર બહાર પાડવામાં આવી ત્યારે આતશબેહેરાંમ દરેમેહેરની પાડોશમાં બાંધવામાં આવશે કે તેથી દુર બાંધવામાં આવશે તેનો કાંઇ નીશ્ચીત ખ્યાલ કમીટીને કે ભગરીયાઓને હતો નહી. જ્યારે ભગરિયાઓ તરફથી અરજી કરવામાં આવી હતી અથવા મદેહનજર બહાર પાડવામાં આવી ત્યારે ભગરિયાઓને કે કમીટીને એવો ખ્યાલ હતો નહી કે દરેમેહેર ભગરિયાઓનું વડું મથક થઈ પડશે, અથવા તો વડાં મથકને લગતી થઇ પડશે. બંને દરેમેહેર અને આતશબેહેરામનો કારોબાર અને વહીવટ ભગરીયાઓના હાથમાં રાખવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો અને શરૂઆતથી અત્યાર સુધી તે તેમ રહેલાં છે કારોબારી કમીટીનો દરેક સભાસદ ભગરિયા પંથનો છે અને તેમ રહેતું આવેલું છે. ફંડ ભેગું કરનારા મુખ્ય આસામી દસ્તુર જામાસ્પજી હતા અને તેમને મી૦ પેસ્તનજી કાંગા મદદ કરતા હતા. નાણાં ભરનારાઓનાં નાગોની ટીપ સને ૧૮૯૧ ના છાપવામાં આવેલા રીપોર્ટમાં ૪૧ થી ૧૮૩ પાનાઓ ઉપર આપવામાં આવેલી છે, મી૦ એદલજી આદરજી હોમજી જેમણે રૂ. ૫૦૧ ભર્યા છે (પાનું ૪૨) તેઓ ગોદાવરા મોબેદ હતા: એજ પાના ઉપરના બીજા નાણા ભરનાર જેણે રૂ, ૫૦૧ ની રકમ આપી છે તે મી૦ એદલજીનાં બેન બાઇ ખરશેદબાઇ છે; એજ આસામીએ નાની રકમો ભરી છે ( પાનું ૯૪ જુવો ) એજ બાઇ ખરશેદબાઇએ રૂ. ૨૦૦૦ વધુ આપ્યા છે. ( પાનું ૧૮૩ જુવો ) મી૦ એદલજી આદરજી એ ખાતાંમાં મોટો લાભ લેતા હતા અને તેને માટે ઉત્સાહથી કામ કરતા હતા. ૯૯ મે પાને ત્રણ મીનોચેહેરજીહોમજી પંથના નાણાં ભરનારાઓનાં નામો છે. પાના ૧૦૦,૧૭૫ અને ૧૭૬ વાળા દાદાચાનજીઓ મીનોચેહેરહોમજી પંથના છે. ૧૭૮, ૧૭૯ વગેરે પાનાઓ ઉપરના કરકરીયાઓ પણ મીનોચેહેરહોમજી પંથના છે. મીનોચેહેરહોમજી, કરકરીયા, રબાડી, ભંડારી અને દાદાચાનજીઓ મીનોચેહેરહોમજી પંથને લગતા છે. ૪૨ માં પાનાં ઉપરનાં બાઇ ખરશેદબાઇ એક ગોદાવરાનાં દીકરી તેમજ એક ગોદાવરાનાં ધણીઆણી હતાં. બેહેદીનોની એક મોટી સંખ્યાએ પણ નાણું ભર્યું છે. કદમીઓએ પણ નાણું ભર્યું છે. દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર જેમણે દીવાનખાના માટેના પૈસા આપ્યા છે તેઓ એક કદમી હતા. તકરારી દરેમેહેર અને આતશબેહેરામ બાંધવા માટે કમીટી તરફથી નવસારીથી પરવાનગી કદી મંગાવવામાં આવી હતી નહી. એવી પરવાનગી મંગાવવાની કાંઇ જરૂર હતી નહી. હું જાણું છું ત્યાં સુધી દસ્તુર જામાસ્પજીએ કે

ભગરિયાઓએ એવી પરવાનગી લીધી હતી નહી. નવાં ખરશનુમ લેવા માટે ભગરિયાઓએ નવસારીથી આલાત મંગાવ્યા હતા. એક નવી દરેમેહેર બંધાવવાની નહી હતે તે છતાં તે મંગાવવામાં આવ્યા હતે. દરેમેહેરનાં ફંડમાં નાણું ભરનારાઓમાંનો હું એક છું. જો હું જાણતો હતે કે તેનો ઉપયોગ ફક્ત ભગરિયાઓને કરવા દેવામાં આવશે તો મેં નાણું ભર્યું હતે નહી; જુની ભાંજગડો પાછી ચાલુ કરવામાં આવે તે જોવાને હું નારાજ છું. મુંબઇની અગીઆરીઓમાં જુદા જુદા પંથો સાથે મળીને કામ કરતા હતા અને નવી દરેમેહેરમાં તેઓને તેમ કરતાં અટકાવવાનું પરીણામ જુની ભાંજગડો પાછી ઉભી થવામાં આવ્યું હતે. જો દરેમેહેર એકલા ભગરિયાઓ માટે છે એમ જાણવામાં આવ્યું હતે તો બેહેદીનો, કદમીઓ અને બીજા પંથોના આસામીઓ તરફથી એટલી બધી અને આટલી મોટી રકમો મળી હતે નહી. હું જાણું છું કે દસ્તુર જામાસ્પજી પોતે ઘણે ઠેકાણે નાણાં ભરાવવા જતા હતા. દસ્તુર જામાસ્પજીએ પોતે એક વેળાએ વાત નીકળતાં કમીટીને જણાવ્યું હતું કે મેં નાણાં ભરનારાઓને જણાવ્યું હતું કે દરેમેહેર બધા પંથોના વપરાસ માટે ખુલ્લી રહેશે. કમીટીએ નાણાં ભરાવવા માટે આડત્યાઓને રોકયાં હતાં; દસ્તુર જામાસ્પજીએ કમીટીની બહાલી સાથે તેઓની નેમણુંક કીધી હતી. આડત્યાઓને ભેગા કરવામાં આવેલાં નાણાં ઉપર કાંઇક કમીશન આપવામાં આવતું હતું. પ્રથમ કમીશન સેંકડે પાંચ ટકા જેટલું હતું અને પાછળથી તે વધારીને દશ ટકા જેટલું કરવામાં આવ્યું હતું. આડત્યાઓને જોઇતી સુચનાઓ દસ્તુર જામાસ્પજી આપતા હતા. સને ૧૮૮૭ માં દરેમેહેર ખોલવામાં આવી તે આગમચ એવી અફવા ફેલાઇ હતી કે તે એકલા ભગરિયાઓ માટે રાખવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો. જો કે અમે એ ખાતાંને અનજુમનનું નામ આપ્યું હતું તે છતાં કેટલાંક વર્તમાનપત્રોના આસામીઓ એ અફવા ખંતથી ફેલાવતા રહ્યા હતા. આ હીલચાલની સામે થનારાઓ તરફથી એ અફવા ફેલાવવામાં આવી હતી. તેઓનો ઇરાદો નાણાં ભરાવતાં અટકાવવાનો હતો. એ અફવામાં કાંઇ સચ્ચાઇ હતી નહી. દસ્તુર જામાસ્પજી એવું કહેતા હતા કે આ અફવા આપણને નુકશાન કરે છે. દરેમેહેર ખોલતી વેળાએ અનજુમન-પત્રક વાંચવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. અનજુમન-પત્રક ઘડી કહાડવા માટે એક સબ-કમીટી નેમવામાં આવી હતી સબ-કમીટીએ અનજુમન પત્રકના ત્રણ ખરડાઓ ઘડી કાઢયા હતા. આ ત્રણ ખરડાઓ કઇ રીતે હેરફેર પડતા હતા તેની હવે મને યાદ નથી. બીજા મોબેદોને સામેલ કરવાને લગતી તકરારી કલમ આ ખરડાઓમાંના એકમાં દાખલ કરવામાં આવેલી હોવી જોઇએ. હું ધારૂં છું કે આ કલમ નુકસાન કરનારી અફવા તોડવા માટે ખાસ કરીને દાખલ કરવામાં આવેલી હોવી જોઇએ. મારા હાથમાંથી પસાર થતાં દરેક કાગજ ઘણીજ સંભાળ ભરેલી રીતે તપાસવાની મને આદત હતી, કારણ કે આ કામમાં હું મોટો લાભ લેતો હતો. આથી મેં આ ખરડો સંભાળથી તપાસેલો હોવો જોઇએ. ખરડા ઉપર ધ્યાન આપતી વેળાએ મેં મદેહનજર સંભાળથી જોયલી હોવી જોઇએ. મેં બંને ઓાચર્યાંઓને એક બીજા સાથે બંધબેસતાં ગણેલાં હોવા જોઇએ. કમીટીએ ત્રણે ખરડાઓ ઉપર તકરાર ચલાવ્યા પછી તે પાછા ફેરવ્યા હતા, અને ફક્ત એકજ રજુ કરવાને જણાવ્યું

હતું. સબ-કમીટી ઉપર ખરડાઓ પાછા મોકલવાનો ઠરાવ તારીખ ૯ મી આગસ્ટ ૧૮૮૭ ની મીનીટ બુકમાં મને બતાવવામાં આવે છે તે છે. (આ ઓચર્યું એકઝીબીટ ૩૯ તરીકે કોર્ટમાં દાખલ કરવામાં આવ્યું હતું.) તે પછી સબ-કમીટીએ એકજ ખરડો રજુ કીધો હતો, જે મને બતાવવામાં આવતી એકઝીબીટ નંબર ૨૮ છે.

મી૦ જમશેદજી દાદાભાઇ નાદારશાહે પોતાની વધુ જુબાની આપતાં જણાવ્યું હતું કે જ્યારે ત્રણ ખરડાઓ સબ-કમીટી ઉપર પાછા મોકલવામાં આવ્યા હતા તે વેળાએ તેને ફકત એક ખરડો રજુ કરવાને જણાવવા સીવાય વધુ કાંઇ સુચના આપવામાં આવી હતી નહી. અમો એવા ખ્યાલમાં હતા કે મી૦ ફરદુનજી કાંગા સોલીસીટરે ફકત સેક્રેટરી તરીકેના પોતાના ઓદ્દાનું રાજીનામું આપ્યું હતું પણ કમીટીના સભાસદ તરીકે તો તેઓ ચાલુ રહ્યા હતા, જેથી જે સબ-કમીટી ઉપર ત્રણ ખરડાઓ મોકલવામાં આવ્યા હતા તે સબ-કમીટીના સભાસદોમાં તેમનું નામ પણ ઉમેરવામાં આવ્યું હતું, પણ પાછળથી અમે જાણ્યું કે તેમણે કમીટીના સભાસદ તરીકેનું પણ રાજીનામું આપ્યું હતું. તેમણે સભાસદ તરીકે ચાલુ રહેવાની ચાલુ ના પાડી હતી. તા૦ ૧૫ મી આગસ્ટ ૧૮૮૭ ને દીને કમીટીએ સબ-કમીટી તરફથી રજુ કરવામાં આવેલો ખરડો ઘણા સ્હેજ ફેરફારો સાથે બહાલ રાખ્યો હતો.

આ ખરડાની એક નકલ મી૦ પાવરીએ એકઝીબીટ નંબર ૪૦ તરીકે રજુ કીધી હતી.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે જે ત્રણ ખરડાઓ સબ-કમીટી ઉપર પાછા મોકલવામાં આવ્યા હતા તે તેના તરફથી કમીટી ઉપર પાછા મોકલવામાં આવ્યા હતા નહી. એ ત્રણ ખરડાઓનું શું થયું તે હું જાણતો નથી. ક્રીયાકામના સંબંધમાં કમીટી મોટે ભાગે દસ્તુર જામાસ્પજી અને મી૦ પેસ્તનજી કાંગાની સલાહ મુજબ ચાલતી હતી, કારણ કે આ બાબતમાં તેઓ અનુભવ ધરાવતા હતા. બીજા પંથોના મોબેદોને પણ ખુલ્લી રીતે દાખલ કરવાનો કાનુન આ બે ગ્રહસ્થોની સલાહથી અમે દાખલ કીધો હતો. જે સભાએ છેવટનો ઘડવામાં આવેલો અનજુમન પત્રક પસાર કીધો હતો તેમાં મી૦ પેસ્તનજી કાંગાએ રૂ. ૧૧૦૧ અને તેમનાં ધણીઆણીએ રૂ. ૫૦૧, તેમના દીકરા દીનશાજીએ રૂ. ૫૦૧, મી૦ દીનશાહ મનચેરજી પંથકીએ રૂ. ૧૦૦૦, મી૦ કેકોબાદ કાવસજી પંથકોએ રૂા. ૫૦૦, મી૦ ખરશેદજી માણેકજી શેઠે રૂ. ૫૦૦, મી૦ પાલણજી નવરોજી પાવરીએ રૂ. ૫૦૦ (એકઝીબીટ ૩૮ નાં ૪૨ અને ૪૩ પાનાઓ મુજબ.) મી૦ કાવશજી નશરવાનજી કાંગાએ રૂ. ૧૨૫ અને રૂ. ૭૫ (એકઝીબીટ ૩૮ નાં પાના ૫૧ મુજબ) મી૦ જેહાંગીરજી હોરમસજી પંથકીએ રૂ. ૧૦૦ (પાનું ૧૨૭), મી૦ સોરાબજી રૂસ્તમજી બનશાએ રૂ. ૪૦૦ અને તેમનાં ધણીઆણીએ રૂ. ૧૦૦ (પાનું ૪૩) આપ્યા છે. હાજર રહેલા બીજા ગ્રહસ્થોએ નાની રકમો ભરી હતી. હાજર રહેલા હું સુદ્ધાં બધા ગ્રહસ્થો ચુસ્ત ભગરિયાઓ હતા મી૦ ખરશેદજી માણેકજી શેઠ, માણેકજી શેઠ જેઓ માણેકજી શેઠની અગીઆરીના ત્રસ્તી હતા તેઓના દીકરા થતા હતા. મી૦ જાલભાઇ શેઠ માણેકજી શેઠના બેટા મેહેરવાનજીના દીકરા હતા અને તેમને તેમના વડા ભાઇ અરદેશરે દત્તક કરી લીધા હતા અને તેથી તેઓ પોતાને જાલભાઇ અરદેશર શેઠને

નામે ઓળખાવતા હતા. મી૦ જાલભાઇ શેઠ કમીટી અને સબ-કમીટીઓના પ્રમુખ હતા; અનજુમન પત્રકનો ખરડો પસાર કરવામાં આવ્યો હતો તે ઉપર તેમણે સહી મેલી છે (એકઝીબીટ ૨૮.) મી૦ જાલભાઇએ રૂ. ૧૦૦૦ ભર્યા છે (એકઝીબીટ ૩૮ નું ૫૪ મું પાનું.) મી૦ દીનશાહ પંથકી મી૦ મનચેરજી પંથકીના બેટા હતા અને મી૦ કેકોબાદ પંથકી મી૦ મનચેરજીના જમાઇ હતા. બંને દીનશાહ અને કેકોબાદ મનચેરજીની સાથે રહેતા હતા, તેઓને મનચેરજી સાથે સારો એખલાસ હતો; તેઓ મનચેરજીનું ઘણું ખરૂં કામ કરતા હતા અને તેમની ઑફીસ ચલાવતા હતા. જો મી૦ મનચેરજીએ એવી ખાહેશ દર્શાવી હતે કે ભગરિયાઓ સીવાય કોઇએ દરેમેહેરમાં કામ કરવું નહી તો મેસર્સ દીનશાહ અને કેકોબાદે તેથી ઉલટું મત આપ્યું હતે તે વાત બનવા જોગ નથી.

સવાલ-જે ગ્રહસ્થોએ અનજુમન પત્રક પસાર કીધું છે તેઓ સાથે તમે ઘણાં વરસ સુધી સંબંધમાં હતા તે જોતાં તમો એમ ધારો છો કે જો પેહેલેથીજ બીજાઓને બાતલ રાખવાનો અને દરેમેહેરને એકલા ભગરિયાઓ માટે રાખવાનો ઇરાદો હતે તો તેઓએ અનજુમન પત્રકમાંના આ કાનુનને બહાલી આપી હતે?

મી૦ ઇરાનીએ આ સવાલ સામે એવો સબબ આપી વાંધો લીધો કે બીજાઓએ શું કીધું હતે તેને લગતો તેઓનો ઇરાદો સાક્ષી જાણી શકે નહી, અને બીજું એ કે જો એ આસામીઓ કાંઇ છુટછાટ મુકવા ઇચ્છતાં હોય તો તેમ કરવા માટે તેઓને લલચાવવા માટે શું બન્યું હતું તે સાક્ષી જાણી શકે નહી, અને તેથી આ સવાલ ખાલી અનુમાન ખેંચનારો અથવા તો કલ્પનાથી દોરવવા જેવો છે.

મી૦ પાવરીએ જણાવ્યું કે આ સવાલ કાંઇ કલ્પનાથી દોરવનારો નથી. આ મુકદમામાં મુખ્ય સવાલ એ છે કે નાણું ભરનારાઓ અને કમીટીનો ઇરાદો શું હતો. સાક્ષી એક એવો આસામી છે કે જેણે કમીટીના બીજા સભાસદો સાથે કેટલાંક વરસ સુધી કામ કીધું હતું, તેઓના વીચાર જાણવાની તેને દરેક તક હતી, અને તેથી આ ગ્રહસ્થોને જયારે તેઓ ચુસ્ત ભગરિયા તરીકે જાણતા હતા અને જેઓએ નાણાંની મોટી રકમો ભરી હતી, તેઓ જે ભગરિયા પંથને લગતા તેઓનેજ એકલાને માટે દરેમેહેર રહેવા દેવાનો તેઓનો અસલ ઇરાદો હતો તો તે ઇરાદાથી વેગળા જવાની બહાલી આપતે કે તે ઉપર પોતાનો અભીપ્રાય દર્શાવવાને સાક્ષી સંપુર્ણ રીતે લાયક છે. કયા સબબોસર સાક્ષીએ પોતાનો અભીપ્રાય બાંધ્યો છે તે ઉપર તેમની ઉલટપાલટ તપાસ ચલાવવાની મી૦ ઇરાનીને પુરતી તક મળશે. મી૦ ઇરાની જણાવે છે કે તેઓએ છુટછાટ તરીકે બહાલી આપેલી હોવી જોઇએ પણ સવાલ એ ઉભો થાય છે કે એવા મુદ્દાના સંબંધમાં તેઓએ છુટછાટ મુકી હતી કે? જો મી૦ ઇરાની પાસે એવું બતાવવાના એવા કાંઇ પણ આધાર હોય કે એવા સંજોગો હતા કે જેથી છુટછાટ મુકવાને તેઓ લલચાયા હતા તો ઉલટપાલટ તપાસમાં એવા સંજોગો બહાર લાવવાનું તેઓના હાથમાં છે.

લવાદે ઉપલો સવાલ એવું જણાવીને પુછવા દીધો હતો કે પોતાનું મત શા આધારે બાંધ્યુ હતું તે તથા બીજા સંજોગોના સંબંધમાં સાક્ષીની ઉલટપાલટ તપાસ ચલાવવાની મી૦ ઇરાનીને તક મળશે.

સાક્ષીએ આ ઉપરથી ઉપલા સવાલનો જવાબ આપતાં જણાવ્યું કે નહી, જો પેહેલેથીજ એવો ઇરાદો હતે તો તેઓએ આ કાનુનને બહાલી આપી હતે નહી. જો પેહેલથીજ એવો ઇરાદો રાખવામાં આવ્યો હતે તો ભગરિયાઓને તેથી એક હક મળ્યો હતે અને જે હક તેઓને મળી ચુકયો હતો તે તેઓ પાસેથી ખુંચવી લેવા સામે મેં મજબુત પ્રોટેસ્ત કીધો હતે. મી૦ જીવનજી મોદી કે બીજા કોઇએ પણ એવું કહ્યું હતું નહી અથવા એવો ઇશારો વટીક કીધો હતો નહી કે મદેહનજર મુજબ દરેમેહેરનો વપરાશ એકલો ભગરિયાઓએ કરવાનો હતો અને તેથી અનજુમનપત્રકમાંનો કાનુન મદેહનજર સાથે બંધબેસ્તો થઇ પડશે નહી. ભગરિયાઓના હકોનો બચાવ કરવામાં હું એટલો બળતવારીથી કામ લેતો હતો કે જ્યારે એવી દરખાસ્ત કરવામાં આવી હતી કે દસ્તુર જામાસ્પજી અને તેમના પછી તેમના વારસો આ ખાતાંના કાયમના દસ્તુર રહેવા જોઇએ ત્યારે તે સામે પ્રોટેસ્ટ કરનારો હું પહેલો હતો. આ મુદ્દા ઉપર કેટલીક તકરાર ચાલવા પછી અમે છેવટે એટલી છુટ મુકી કે દસ્તુર જામાસ્પજીને અને તેમના બે બેટાઓને એકલાને એ હક રહેવો જોઇએ. અનજુમનપત્રક અને ત્રસ્ટડીડમાંના તકરારી કાનુનો સખાવતની અસલ નેમો સાથે બંધબેસ્તા છે. જે તેર ગ્રહસ્થોએ અનજુમન પત્રક તા૦ ૧૫ મી આગસ્ટ સને ૧૮૮૭ ને દીને પસાર કીધું હતું તેઓમાંના સાત ત્રસ્ટડીડમાં સામેલ થયલાઓ છે; બાકીના છમાંના પાંચ ત્રસ્ટડીડને વખતે મરણ પામેલા હતા અને એક મી૦ જીવનજી મોદી કમીટીમાંથી રીટાયર થયા હતા. મી૦ રૂસ્તમજી દોસાભાઇ શેઠના જેઓ ત્રસ્ટડીડમાં સામેલ છે તેઓએ રૂ. ૫૦૦૦ ભર્યા છે. (એકઝીબીટ ૩૮ નું ૪૨ મું પાનું); તેમણેજ ત્રસ્ટડીડનો ખર્ડો ઘડયો હતો. મી૦ બેહેરામજી નશરવાનજી સીરવઇ ત્રસ્ટડીડમાં સામેલ છે; તેમણે રૂ. ૩૦૦૦ ભર્યા છે (પાનું ૪૨); એજ રીતે ત્રસ્ટડીડમાં એક સામેલ થનાર ડાકટર દોસાભાઇ બેજનજીએ રૂ. ૫૦૧ ભર્યા છે (પાનું ૪૩); ડાકટર રૂસ્તમજી નશરવાનજી ખોરીએ રૂા. ૫૦૧ (પાનું ૪૭) અને એરવદ કાવશજી એદલજી કાંગાએ રૂા. ૨૫ (પાનું ૪૭) ભર્યા છે. ત્રસ્ટડીડમાં સામેલ થનારાઓ બધા ચુસ્ત ભગરિયાઓ હતા.

સવાલ—જો આ ગ્રહસ્થોએ જાણ્યું હતે કે અસલ ઇરાદો દરેમેહેરનો વપરાશ એકલો ભગરિયાઓ માટે રાખવાનો હતો તો ત્રસ્ટડીડમાં આ કાનુન દાખલ કરવાની તેઓએ બહાલી આપી હતે કે?

મી૦ ઇરાનીએ એનેજ મળતા કમીટીના સભાસદોને લગતા ઉપરના સવાલ સામે વાંધો લીધો હતો તેવોજ વાંધો આ સવાલ સામે લીધો હતો, પણ જે સબબો સર લવાદે ઉપરનો વાંધો પુછવા દીધો હતો તેજ સબબો સર તેમણે આ સવાલ પણ પુછવા દીધો હતો.

સાક્ષીએ આ ઉપરથી જવાબ વાળ્યો હતો કે નહી, તેઓએ બહાલી આપી હતે નહી.

સાક્ષીએ તે બાદ આગળ ચાલતાં જણાવ્યું કે દરેમેહેર ખુલ્લી મેલવામાં આવી અને અનજુમન પત્રક જાહેર પ્રજા સનમુખ વાંચવામાં આવ્યું હતું તે વેળાએ હું હાજર હતો. ત્યાં ઘણા ભગરિયા મોબેદો હાજર હતા, ત્યાંને ત્યાંજ કોઇ પણ ભગરિયાએ તે સામે વાંધો લીધો હતો નહી, સને ૧૮૯૧ ના રીપોર્ટનાં ૩૯ માં પાનાં ઉપરની ખબર બીજે દીવસના ગુજરાતી પત્રોમાં પ્રગટ કરવામાં આવી હતી. અનજુમન પત્રકના તકરારી કાનુન

ઉપર નાણું ભરનારાઓની બહાલી મેળવવાની કાંઇ જરૂર હતી નહી. આતશબેહેરામ ખુલ્લું મેલવામાં આવ્યા પછી મોબેદોએ પોતાની અરજી કીધી (ચઉદમી એકઝીબીટ) ત્યાં સુધી અનજુમન પત્રકમાં કરવામાં આવેલી તકરારી ગોઠવણ સામે કમીટીને કાંઇ પણ પ્રોટેસ્ટ મળ્યો હતો નહી. કાનુનો સામે પ્રોટેસ્ટ પાછળથી મોબેદો તરફથી કરવામાં આવ્યો હતો; એકઝીબીટ ૧૦ આ પ્રોટેસ્ટવાળી નકલ છે. આ પ્રોટેસ્ટમાં ( બીજાં પાનાનો છેલ્લો ફકરો. ) તેઓએ પોતે જણાવ્યું છે કે દરેમેહેરમાં બીજા પંથોના મોબેદો બાજ કે બીજી નાની ક્રીયાઓ કરે તે સામે અમને કાંઇ વાંધો નથી. બીજી બાબતોના સંબંધમાં કમીટીના સભાસદો વચે મતફેર રહેતો હતો; હાલની તકરારી બાબતના સંબંધમાં તેઓ વચ્ચે એકમતી હતી; હાલમાં જે કાનુનના સંબંધમાં તકરાર ઉઠાવવામાં આવી છે તેના સંબંધમાં તારીખ ૧૫ મી આગસ્ટ ૧૮૮૭ ને દીને મળેલી સભામાં કોઇએ વાંધો લીધો હતો નહી, કોઇ સવાલ ઉપર જ્યારે પણ વાંધો ઉભો થતો હતો ત્યારે તેનો ફડચો બહુમતીના અભીપ્રાય મુજબ કરવામાં આવતો હતો. એવા ચુકાદા બહુમતીના અભીપ્રાય મુજબ થતા હોવાથી આજ સુધી એવા ચુકાદાઓને સબબે કમીટીમાં કાંઇ પણ તડાં પડયાં નથી. હું એમ માની શકું નહી કે દસ્તુર જામાસ્પજી અથવા મી૦ પેસ્તનજી કાંગા મોબેદો સનમુખ એમ કહી શકયા હોય કે "તકરારી કાનુન કમીટીના ચોક્કસ સભાસદોની હઠીલાઇને સબબે દાખલ કરવામાં આવ્યો હતો, નહી તો કે કમીટીમાં તડાં પડયાં હતે," કારણ કે એ કાનુન દાખલ કરવાને તેઓએ પોતે અમને સમજાવ્યા હતા અને તેઓ એવા આબરૂદાર આસામીઓ હતા કે તેઓ પોતાના ગોથિયાઓ ઉપર ખોટી રીતે કશાંનો બોજો નાખે નહી અને એવું ખોટું કહે નહી. આતશબેહેરામ ખુલ્લું મેલવા આગમચ મેં કદી સાંભળ્યું હતું નહી કે દસ્તુર જામાસ્પજી કે મી૦ પેશતનજી કાંગાએ કમીટીને કહ્યું હતું કે આ કાનુન બાબે મોબેદોએ વાંધો લીધો હતો; તેઓએ કમીટીને કદી કહ્યું હતું નહી કે કાનુનોવાળી ફ્રેમ પટકી નાખવામાં આવી હતી. જો ફ્રેમને પટકી નાખવામાં આવી હતે તો હું ધારૂં છું કે એ બાબત કમીટી સનમુખ લાવવામાં આવી હતે.

મી૦ જમશેદજી દા. નાદરશાહ પોતાની વધુ જુબાનીમાં જણાવ્યું હતું કે તા૦ ૫ મી જુલાઇ ૧૮૮૭ ને દીને કમીટીએ એવા જે ઠરાવ (એકઝીબીટ ૩૦) કીધો હતો કે "દરેમેહેર પાંચે પોલોના સભાસદો પાસે પરથાવવા" તે હું ધારૂં છું કે એવા અભીપ્રાયને સબબે નહી કરવામાં આવ્યો હતો કે દરેમેહેર એકલા ભગરિયાઓના વપરાશ માટે હતી. આ ઠરાવ દરેમેહેરમાં પાવમેહેલની ક્રીયાઓ બીજા પંથોના મોબેદોને કરવા દેવાના ઇરાદા સાથે બંધ બેસતો નહી થાય તેવો નહી હતો. જો તેમ બંધ બેસતો નહીં થાય તેમ હતે તો તેજ દીવસ એવું જાહેર કરવાનું અમો માટે બેહુદું થઇ પડતે કે હીંધોરાઓ એટલા માટે ખુલા મુકવામાં આવ્યા હતા કે જેથી બીજા પંથોના મોબેદોને ત્યાં કામ કરવાં દેવામાં આવે. બીજા પંથોના મોબેદો ભગરિયાઓ તરફથી પરથવામાં આવેલા હીંધોરાઓ ઉપર ક્રીયા કામ કરવાનો વાંધો લેતા નથી; એજ દીવસે (તા૦ ૫ મી જુલાઇ ૧૮૮૭) એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે દસ્તુર જામાસ્પજીએ પોતાને ઘટતું

લાગે તેમ બધી ક્રીયાઓ કરાવવી. (આ ઠરાવની એક નકલ એકઝીબીટ ૪૧ તરીકે દાખલ કરવામાં આવી છે).

મી૦ પરવેઝજીએ એવી માગણી કીધી હતી કે દરેમેહેરના ઉતરના ભાગમાં પોતાના ખર્ચે બાંધવામાં આવેલા હીંધોરાઓને મારે નામે પરથવા, પણ કમીટીએ આ અરજ સ્વીકારવાની ના પાડી, કારણ કે મકાન આખી અનજુમન માટેનું હતું. (આ ઠરાવની એક નકલ એકઝીબીટ ૪૨ તરીકે દાખલ કરવામાં આવી છે).

દરેમેહેરના દક્ષીણના ભાગમાંના છ હીંધોરાઓ બધા કાંઇ બીજા પંથોના સભાસદો માટે રાખવામાં આવ્યા નથી. જો જરૂર હોય તો ભગરિયાઓ તેઓનો ઉપયોગ કરી શકે અને અમો ભગરિયાઓને પસંદગી આપીએ. જે સબ-કમીટી સનમુખ મકાનના પ્લાન તપાસ માટે રજુ કરવામાં આવ્યા હતા તે સબ-કમીટીના સભાસદોમાંનો હું એક હતો. દરેમેહેર બે ભાગમાં શીલ્પી હુનરમંદીની નજરે બાંધવામાં આવી છે. ભગરિયાઓ માટે એક બ્લોક અને બીજાઓ માટે બીજો બ્લોક બાંધવાની કાંઇ જરૂર હતી નહીં. એક બારગી બધા સોલ હીંધોરાઓ એકજ બ્લોકમાં હતે તે છતાં ત્યાં બીજા પંથોના સભાસદોએ પાવ મહેલની ક્રીયા કરવામાં કાંઇ વાંધો આવ્યો હતે નહી. બીજી દરેમેહેરોમાં જ્યાં જુદા જુદા હીંધોરાઓ એકજ બ્લોકમાં આવેલા છે ત્યાં જુદા જુદા પંથોનાં મોબેદો કામ કરે છે, કમીટી સનમુખ એમ કદી જણાવવામાં આવ્યું નથી કે સને ૧૮૮૭ ના (એકઝીબીટ ૧૬) અને સને ૧૮૯૭ ના (એકઝીબીટ ૯) કાનુનો તોડવામાં આવ્યા હતા. ૧૮૮૯ ના ૫ માં અને ૬ થા કાનુનો ફી મેળવવા અને ખર્ચ કરવાના સંબંધમાં દસ્તુર જામાસ્પજીને ચોકસ સત્તાઓ આપે છે; જો દસ્તુર જામાસ્પજીની ઇચ્છા હોય તો આ કાનુનો હેઠળની પોતાની કેટલીક સત્તાઓ તેઓ બીજા મોબેદોને આપે તે સામે કમીટીને કાંઇ વાંધો હતો નહી. ચહડતની ફીઓ નાની છે. તે દર વરસે આશરે રૂા ૮૦ જેટલી થાય છે. દસ્તુર જામાસ્પજીએ એ ફંડમાંની કાંઇ પણ ફાજલ બાકી કમીટી ઉપર મોકલી હોય એવું હું જાણતો નથી. આતશબેહરામ ખુલ્લુ મેલવામાં આવ્યું તે પછી દરેમેહેરમાં કાંઇ પણ બોય દેવામાં આવી હતી નહીં; આથી સને ૧૮૮૭ ના ૫ અને ૬ કાનુનો જેવા દરેમેહેરની બોયની ફીઓને લગતા સને ૧૮૯૭ ના કાંઇ કાનુનો નથી. (એકઝીબીટ ૯) સને ૧૮૮૭ નો કાનુન બીજો નવસારીની વડી દરેમેહેરના ચાલતા આવેલા તરીકા પ્રમાણે ક્રીયાઓ કરવાને ભગતો છે. તેનો અર્થ મુંબઇમાં ચાલતા આવેલા તરીકા પ્રમાણે થાય છે. એકઝીબીટ ૯ (૧૮૯૭) ના આતશબેહેરામને લગતા કાનુન ૩ નો અર્થ પણ એજ રીતે કરવાનો છે.

બાઇ ખરશેદબાઇ તે આદરજી હોમજીનાં બેટીએ રૂા. ૫૦૦ આપ્યા હતા તે દરેમેહેર ઉપર છતર મેળવા માટે પુરતા હતા નહી; આથી એ કામ માટે પુરતું ફંડ ભેગું કરવામાં આવે ત્યાં સુધી તેનું કામ મુલતવી રાખવામાં આવ્યું હતું. જ્યારે ફંડ ભેગું કરવામાં આવ્યું ત્યારે છતર ચાર કે પાંચ વર્ષ ઉપર ઉભું કરવામાં આવ્યું હતું. કમિટી તરફથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જયાં સુધી છતર મુકવામાં આવે ત્યાં સુધી બીજા પંથોના સભાસદોને પરવાનગી આપવી નહી કે જેથી ભગરિયાઓને કાંઇ અડચણ

નડે નહી. બીજા કેટલાક મોબેદોને નીરંગદીન કરવાની પરવાનગી આપવામાં આવી હતી અને જયારે તે પરવાનગી પાછી ખેંચી લેવામાં આવી ત્યારે આ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આ ઠરાવ તા૦ ૨૦ મી નવેમ્બર ૧૮૯૭ વાળી એકઝીબીટ ૧૫ છે. આ ઠરાવમાં જે ભ્રગવાઇ વીશે બોલવામાં આવ્યું છે તે છતર છે. ખાતાની નાણાં સંબંધી સ્થીતી સને ૧૮૯૭ સુધી અને તે પછી તંગ હતી. કનત્રાકટરને આપવા માટેનાં અમો પાસે પુરતાં નાણાં પણ હતાં નહી. સને ૧૮૯૭ આગમચ જે નાણા મળતાં હતાં તે ખરચી નાખવામાં આવતાં હતાં. આતશબેહેરામ ખોલવામાં આવ્યું તે વેળાએ આશરે રૂપીયા દશ હજારનું કરજ હતું. પણ તે માટે હું ખાત્રીપૂર્વક નથી. કરજનો થોડો ભાગ ચુકવવા માટે મી૦ પેસ્તનજી કાંગાએ પોતે રૂા. ૫૦૦૦ આપ્યા હતા. મારી પહેલી નેમણુંકથી અત્યાર સુધી હું કમીટીનો સભાસદ રહેલો છું. તા૦ ૯ મી આગસ્ત અને ૧૫ મી આગસ્ટ ૧૮૮૭ ને દીને હાજર રહેલા કમીટીના સભાસદોમાંના મારા તથા મી૦ જીવણજી મોદી અને ડાકટર નાનાભાઈ કાત્રક સીવાયના બધા સભાસદો મરણ પામેલા છે. જો કે તકરારી આતશકદેહને કેટલાક લેખો, તખતીઓ વગેરેમાં શાહેનશાહી તરીકે ઓળખાવવામાં આવ્યું છે, તે છતાં તે શેહેનશાહી તેમજ કદમીની આખી અનજુમનને લગતું છે, તેને શેહેનશાહી તરીકે ઓળખાવવામાં આવ્યું છે કારણ કે બોયની ક્રીયાઓ શેહેનશાહી પંથનાઓ તરફથી કરવામાં આવે છે અને કારોબાર શેહેનશાહીઓના હાથમાં છે. આતશકદેહમાં બંને આતશબેહેરામ અને દરેમેહેર સમાઇ જાય છે. જે એજંટોએ નાણું ભેગું કીધું હતું તેઓને આપવાનાં કમીશનનું પ્રમાણ તા૦ ૭ મી જાનેવારી ૧૮૮૫ ના ઠરાવમાં નક્કી કરવા મુજબનું હતું; તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૮૫ ને દીને તેમાં પાછળથી ફેરફાર કરવામાં આવ્યો હતો. મોટી કરતાં નાની રકમો ઉપર સેંકડે વધારે મોટું પ્રમાણ આપવામાં આવ્યું હતું. દસ્તુર જામાસ્પજીને કાંઇ પણ કમીશન મળ્યું હતું નહી. અમારા એક નાણાં ભેગા કરનાર મોબેદ બમનજી ખરશેદજી જંડાલ (ઉરફે પાવરી) એ પોતે રૂા. ૫૦૧ ભર્યા છે. હું નહી ધારતો કે જો અત્રે બીજા આલાતથી ક્રીયાઓ કરવામાં આવે તો તેથી આતશબેહેરામ કે તેના દસ્તુરની પ્રતીષ્ઠતામાં ઘટાડો થવા પામે. ઇજશને અને વંદીદાદની ક્રીયાઓમાં નીરંગ કે ભશમની જરૂર નથી. બાજમાં જે આલાત વપરાય છે તે ઉપરાંત ઇજશનેમાં જે ફકત ચાર આલાત વપરાય છે તે હોમ, જીવામ, ઓરવરામ અને વરસ છે. હોમ બજારમાંથી લાવવામાં આવે છે અને ફકત પાણીથી ધોવામાં આવે છે. જીવામ બકરીનું દુધ છે. ઓરવરામ દાદમનાં ઝાડની પાત્રી છે. વરસ વરસીયાનો બાલ છે. અમારા આતશબેહેરામના વરસીયાને દાદીશેઠનાં આતશબેહેરામમાં રાખવામાં આવે છે. પ્રથમ તેમને જાલભાઇ શેઠના બંગલામાં રાખવામાં આવતા હતા. મી૦ જાલભાઇ તેમને ખવડાવતા હતા અને પોતાને ખર્ચે રાખતાં હતાં; પ્રથમ માણેકજી શેઠની અગીઆરીમાના વરસીયાના બાલ અત્રે વાપરવામાં આવતા હતા; જયારે પણ નીરંગદીનની ક્રીયા કરવાની હોય છે ત્યારે વરસીયાને લઇ જવામાં આવે છે અને જયાં ક્રીયા કરવામાં આવે છે ત્યાં નીરંગનો જથો રાખવામાં આવે છે અને જયારે પણ જરૂર જણાય ત્યારે તેમાંથી નાનો જથો લેવામાં આવે છે. ત્યાં વરસ કાપવામાં આવે છે અને તેનો એક જથો ત્યાં રાખવામાં આવે છે અને જયારે જરૂર

પડે ત્યારે તેમાંથી બીજાઓને જોઇતો જથો પુરો પાડવામાં આવે છે. આતશબેહેરામમાં ભશમની કાંઇ સીલક રાખવામાં આવતી નથી, કારણ કે એવી ભશમ દરરોજ બને છે. ફક્ત આતશબેહેરામમાંથી લેવામાં આવેલો રાખોનો જથો બીજી અગીઆરીઓમાં રાખવામાં આવે છે. ભશમ અને નીરંગનો ફક્ત બરશનુમ આપવામાં ઉપયોગ કરવામાં આવે છે. આથી બીજાઓ અત્રે ઇજશનેની ક્રીયા કરે તેથી આતશબેહેરામને કેવી રીતે અપમાન થાય તે હું સમજી શકતો નથી.

મી૦ જમશેદજી દી. નાદરશાહે પોતાની વધુ જુબાનીમાં જણાવ્યું હતું કે આદરજી હોમજીનાં બેટી બાઇ ખરશેદબાઇએ છતર માટે જે રૂ. ૫૦૦ ની રકમ આપી હતી તે જ્યાં સુધી તે રૂ. ૭૦૦ થી વધુની થઇ ત્યાં સુધી વ્યાજ સાથે ભેગી થવા દેવામાં આવી હતી અને તે પછી તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ ફાલો તથા તેનાં ઉપજેલાં વ્યાજ સીવાય આ કામ માટે બીજી કોઇ રકમનો ઉપયોગ કરવામાં આવ્યો હતો નહી. તકરારી દરેમેહેરમાં જો બીજાઓને ક્રીયા કરવા દેવામાં આવે તો ભગરિયાઓની આવકમાં ઘટાડો થાય એવું હું ધારતો નથી, કારણ કે બેહદીનો પોતાનાજ પંથકીઓને વળગી રહે છે. નવસારીના જુદા જુદા પંથોના મોબેદોના હકો લખતો કરી નક્કી ઠરવામાં આવ્યા છે. આવાં લખતો મુંબઇને લાગુ પડતાં નથી. નવસારી અને મુંબઇની ક્રીયાઓ અને રેવાજોમાં કેટલાક ફરકો રહેલા છે. બધા મુંબઇના પારસીઓના વડા દસ્તુર તરીકે દસ્તુર પેશોતનને નેમવાની દરખાસ્ત કરવામાં આવી હતી તે વેળાએ મારા મામાએ પ્રગટ કીધેલાં એક ચોપાન્યામાં એવા ફરકોની એક લાંબી ટીપ આપવામાં આવેલી છે. આ તકરારોમાં હું ભાગ લેતો હતો. મને બતાવવામાં આવતું ચોપાન્યું તેજ છે અને ફરકો તેનાં ૫૯ થી ૬૬ પાનાઓ ઉપર આપવામાં આવ્યા છે, આ ફરકોમાંના કેટલાકની મને જાતી માહીતી છે. દાખલા તરીકે સડુવારના પોહોરનું ઉઠમણું મુંબઇમાં કરવામાં આવે છે અને નવસારીમાં કરવામાં આવતું નથી; નવસારીમાં મરનાર અસામીઓનાં મોઢાં ઉપર ફરજયાત પદાન બાંધવામાં આવે છે, જયારે મુંબઇ વગેરેમાં તે બાંધવાનું દરેક આસામીની મરજી ઉપર રાખવામાં આવેલું છે; બેયની ફી મેળવવાનો હક નવસારીમાં દર મહીને અને મુંબઇમાં દર વરસે ઇજારે આપવામાં આવે છે અને નવસારીમાં દરેક પોલને વારાફરતી એ હક આપવામાં આવે છે, જયારે મુંબઇમાં તે બધા પોલોને સામતા આપવામાં આવે છે. નવસારીની વડી દરેમેહેરમાં બીજા પંથોના સભાસદોને બધી ક્રીયાઓ, નાની વતીક કરવાની મનાઇ કરવામાં આવી છે, જયારે મુંબઇમાં તેમ નથી. હું નહી ધારતો કે કોઇ પણ આલાત બીજા કોઇ આલાતથી વધુ પવીત્ર હોય, પણ જો કોઇ ફરક ઠરાવવા માગે તો તે કેટલા વખતનો છે તે ઉપરથીજ તે ઠરાવી શકાય અને તેમ જોતાં ઉદવાડાના આતશ વધુ પુરાના છે. આતશબેહેરામના ટેકમાં કાંઇ પણ ફરક પડતો નથી તેઓ બધાં ટેકમાં એક સરખાં છે. કમીટીનાં કામકાજની ચોપડી ઉપર નજર કરતાં હું જોઉં છું કે તા૦ ૩૦ મી એપ્રીલ ૧૮૮૪ ને દીને હું તેનો એક સભાસદ નેમાયો હતો. તા૦ ૧૯ મી મે અને ૩૧ મી મેને દીને તેની બે સભાઓ મળી હતી, જેમાં મદેહનજર ઉપર વીચાર ચલાવવામાં આવ્યો હતો, તે નક્કી કરવામાં આવી

હતી અને તે પ્રગટ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. અને એ બંને સભાઓમાં હું હાજર હતો. તા૦ ૩ જી જુલાઇની સભામાં પણ હું હાજર હતો, જ્યારે મદેહનજરમાં ૧૬ મો કાનુન ઉમેરવામાં આવ્યો હતો. તા૦ ૩ જી જુલાઇ ૧૮૮૪ ને દીને મી૦ ફરામજી હોરમસજી અરજાણીની એ કમીટીના સભાસદ તરીકે નેમણુંક કરવામાં આવી હતી. મદેહનજરની તારીખ ૭ મી જુલાઇની છે. ત્રીજી જુલાઇ પછીની બીજી સભા તા૦ ૭ મી આગસ્તને દીને મળી હતી. તા૦ ૬ થી જુલાઇ ૧૮૮૪ ને દીને એક સરકયુલર વતી કમીટીમાં પાંચ સભાસદો ઉમેરવામાં આવ્યા હતા. નીયમીત કમીટીને કોઇ ખાસ સબબસર કોઇ ખાનગી (informal) કમીટી મળે તે સાથે કાંઇ નીસબત હતો નહી. જાલભાઇ શેઠના મકાનમાં જે આસામીઓ પેહેલા મળ્યા હતા અને formal કમીટીની નેમણુંક કીધી હતી તે જેઓ ઉપર મોબેદોની અરજી મોકલવામાં આવી હતી તેઓ હતા. તા૦ ૧૫ મી જુન ૧૮૮૮ નાં કામકાજ ઉપરથી માલમ પડે છે કે તે દીવસ સુધી મી૦ મનચેરજી પંથકી, તેમના બેટા મી૦ દીનશાજી અને તેમના જમાઇ મી૦ કેકોબાદે પોતે ભરેલા નાણાં આપ્યાં હતાં નહી અને મી૦ દીનશાહે તે તા૦ ૧૫ મી જુલાઈ ૧૮૮૮ સુધીમાં આપવાની કબુલાત આપી હતી. (તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૮૮ ના કામકાજની નકલ એકઝીબીટ ૪૩ તરીકે દાખલ કરવામાં આવી છે.)

તા૦ ૨૧ મી આગસ્ત ૧૮૮૭ ની અનજુમનની સભાના રીપોર્ટ ઉપરથી હું જોઉં છું કે મી૦ માણેકજી હોરમસજી પરવેઝ ત્યાં હાજર હતા. (સને ૧૮૯૩ ના છાપવામાં આવેલા રીપોર્ટનો ૩૬ મે પાનેનો રીપોર્ટ.)

તા૦ ૨૫ મી આગસ્ટ ૧૮૮૭ ના કામકાજ ઉપરથી હું કહી શકું કે તા૦ ૨૩ મી આગસ્ત ૧૮૮૭ ને દીને મી૦ એમ. એચ. પરવેઝે રૂ. ૧૦૦૦ ની સરકારી લોન કમીટી ઉપર દરેમેહેરમાં ત્રણ રોશની રાખવા માટે આપી હતી. એ તેજ ગ્રહસ્થ છે કે જેમને ખરચે દરેમેહેરની ઉતરની પાંખ બાંધવામાં આવી હતી. (તા૦ ૨૫ મી આગસ્ટ ૧૮૮૭ નાં કામકાજની નકલ એકઝીબીટ ૪૪ તરીકે દાખલ કરવામાં આવી છે.)

આ તબકકે મી૦ પાવરીએ મેશરસ મુલ્લાં એંડ મુલ્લાં તરફથી મી૦ જાલભાઇ અરદેશર શેઠ અને બીજાઓ ઉપર તા૦ ૨૨ મી જુન ૧૯૦૬ નો લખાયલો પત્ર તથા તે પત્રનો મી૦ પાવરીએ પોતે પોતાનાં તા૦ ૮ મી સપટેમ્બર ૧૯૦૬ નાં પત્રમાં વાળેલો જવાબ રજુ કરવા માગ્યો હતો.

મી૦ ઇરાનીએ આ પત્રો રજુ કરવા સામે વાંધો લીધો હતો નહી અને તે એકઝીબીટ ૪૫ તરીકે દાખલ કરવામાં આવ્યાં હતાં.

## . મી૦ જમશેદજી દી. નાદરશાહની ઉલટ પાલટ તપાસ.

મી૦ જમશેદજી દી. નાદરશાહે મી૦ ઇરાનીની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું હતું કે હું એક ભગરાયો છું પણ ધંધો કરતો મોબેદ નથી. એલ. સી. ઇ. ની પરીક્ષા પસાર કરવા પછી હું એનજીનીયર તરીકે કામ કરતો રહ્યો છું. હું પ્રથમ મુંબઇની મ્યુનીસીપાલીટીની નોકરીમાં હતો અને હાલમાં સ્વતંત્ર રીતે કામ કરૂં છું; મેં મારી એલ. સી. ઇ. ની પરીક્ષા સને ૧૮૭૮ માં પસાર કીધી હતી. મને જોખમદાર અને જેહેમવ

ભરેલી ફરજો બજાવવી પડી છે. મારો ફાજલ વખત હું ઝંદ, પેહેલવી અને અમારાં ધર્મની બીજી ભાષાઓનો અભ્યાસ કરવા ઉપર ગાળતો હતો. જો કે કેટલાક આસામીઓ મને આગળ વધેલા વીચાર ધરાવનાર તરીકે ગણે છે તે છતાં જ્યાં સુધી જુનાં લખાણો અને રીત રેવાજોમાં કાંઈ વાંધા ભરેલું નહી હોય ત્યાં સુધી હું તેઓને મજબુતીથી વળગી રહું છું. જે ખાણું ઉપર એક મીનોચેહેર હોમજીએ સતુમ ભણ્યું હોય તે ખાણું એક ભગરીયાએ ખાતાં તે પોતાનું બરશ્નુમ ગુમાવે છે એવો રેવાજ જો ભગરીયાઓ રાજી ખુશીથી છોડી દે તો તેમ કરવાની હું તરફેણમાં છું; તેમ કરવાની તેઓને ફરજ પાડવાની હું વિરૂદ્ધ છું. જેનું કાંઈ ધાર્મીક મુળ નહી હોય પણ આગલી તકરારો ઉપરથી ઉભા થયા હોય એવા એક હાથ થયલા રેવાજો તેઓએ છોડી દેવાનું હું ઇચ્છવા જોગ લેખું છું. જુદા જુદા પંથોના મોબેદો એકજ ક્રીયાઓમાં સાથે જોડાય તે હું ઇચ્છવા જોગ ગણુ છું પણ તેઓને કાંઇ પણ કરવાની ફરજ પાડવાની હું વિરૂદ્ધ છું; સમજાવટથી બધુ કરવામાં આવેલું જોવાનું હું પસંદ કરૂં છું. જો આ વાત ખરી હોય કે ભગરિયાઓનો રેવાજ છે કે તેઓની વડી દરેમેહેરમાં બીજાઓએ કામ નહી કરવું તો હું એ રેવાજની આડે આવું નહી.

સવાલ—જો મુંબઇમાંના ભગરિયાઓનો મોટો ભાગ એમ જણાવે કે અમારી વડી દરેમેહેરમાંથી બીજાઓને બાતલ રાખવાનો અમારો રેવાજ છે તો તમો તેઓની વીરૂદ્ધ થાઓ કે નહી?

જવાબ—જો ખરેખર એવો રેવાજ ચાલતો હોય તો હું તેઓની સામે થાઉં નહી; પણ મોટા ભાગનાં મનથી એવો નવો રેવાજ ઉભો કરવાની જો તેઓ કોશેશ કરે તો હું તેઓની સામે થાઉં; હું તે ઉપરાંત હાલના મુકદમાના સંબંધમાં ઉમેરીશ કે જો એવો કોઇ રેવાજ હતે તો તેઓએ અમને કમીટીને તે સંબંધમાં વખતસર કહ્યું હતે; તેઓએ એવી સમજુતી ઉપર અમને બીજાઓનાં નાણું લેવા અને વાપરવા દીધાં હતાં કે બીજા પંથોને બાતલ રાખવામાં આવશે નહી તે પછી તેઓ નાણાં ભરનારાઓને અમે જે જણાવ્યું હતું તેથી ઉલટી રીતે કામ કરવાની અમને માગણી કરી શકે નહી. જો અનજુમન પત્રક પ્રગટ કરવાની વખતે ભગરિયાઓના મોટા ભાગે અમો કમીટી સન્મુખ એવું જણાવ્યું હતે કે બીજાઓને કામ કરવા દેવાની પરવાનગી આપવી તે અમારા રેવાજથી ઉલટું છે તો ગનવા જોગ છે કે અમે તે તેઓનો વાંધો જો અમો તે આગમચ બંધાઇ ગયા નહી હતે તો કાયદાસર લેખતે અને તે મુજબ કામ લેતે. બીજાઓને કામ કરવા દેવામાં આવશે એવી પેહેલી ખુલ્લી જાહેરાત અનજુમન પત્રકમાં આપવામાં આવી હતી તે આગમચ જાહેર પ્રજા સન્મુખ ખુલ્લી રીતે એવું કાંઈ જાહેર કરવામાં આવેલું હતું નહી; પણ જ્યારે અમે મદેહનજરમાં જણાવ્યું નહી હતું કે બીજાઓને બાતલ રાખવામાં આવશે ત્યારે તેમાં આ ખબર આડકતરી જાહેર થઇ હતી. મુંબઇના ભગરિયાઓ નવસારી અનજુમનને તાબેના નથી. આ કહેવું ખોટું છે કે તઓ એવી રીતે તાબેના છે. હું જાણું છું ત્યાં સુધી મુંબઇના ભગરિયાઓનો મોટો ભાગ નવસારી અનજુમનને તાબેના પોતાને ગણતો નથી. હું એક ભગરિયો છું અને ભગરિયાઓ વચ્ચે

રહું છું. જેથી તેઓના વીચારો જાણવાની મને તક મળે છે. તેઓએ પોતાને તાબેના તરીકે ઓળખાવ્યા હોય એવું હું જાને જાણતો નથી. કમીટીએ એ ખુદ્દ "તાબેના" બોલ મદેહનજરમાંથી કહાડી નાખ્યો હતો, કારણ કે તેઓએ તે ખોટો ગણ્યો હતો. હું જાણું છું ત્યાં સુધી કમીટીએ એ સંબંધમાં "તાબેના" બોલ કદી વાપર્યો નથી. આ બોલ 'તાબેના' ની સામે વાંધો લેનાર હું પહેલો હોઉં તે બનવા જોગ છે. જો દસ્તુર જામાસ્પજીનો એવો અભીપ્રાય હોય કે મુંબઇના ભગરિયાઓ નવસારી અનજુમનને તાબેના છે તો હું તે મતને વજન આપું નહી. હાલની દરેમેહેર ભગરિયાઓએ કીધેલી અરજીને પરીણામે બાંધવામાં આવી હતી. જો મુંબઇના ભગરિયાઓએ પોતાને માટે 'તાબેના' બોલ વપરાયો હોય તો હું કહીશ કે એ બોલની અસર પુરેપુરી સમજવા વગર તે તેઓએ વાપર્યો હતો. હું કહું છું કે મુંબઇના ભગરિયાઓ નવસારીની અનજુમનથી સ્વતંત્ર છે અને તે અનજુમનથી તેઓને કાંઇ પણ કરવાનો કદી હુકમ કરી નહી શકાય. જો નવસારી અનજુમન એવો હુકમ આપે કે ચોકસ ભગરિયાઓને તેઓના પંથની બહારના તરીકે લેખવા તો મુંબઇના ભગરિયાઓ તે હુકમને પોતાની ખાહેશની વીરૂદ્ધ જઇને તાબે થવાને બંધાયલા નથી.

સવાલ—નવસારીની અનજુમને વાડયાજીનાં આતશબેહેરામમાં કામ કરતા ભગરિયાઓને પોતાના પંથમાંથી બાતલ કીધા છે?

જવાબ—નવસારીની અનજુમને એકલીએ તેમ કીધું નથી પણ બંને નવસારી અને મુંબઇના ભગરિયાઓએ તેમ કીધું છે. નવસારીની અનજુમનની સાથે મળીને મુંબઇની અનજુમને તેઓને બાતલ કીધા છે.

સ૦—શું આ વાત ખરી નથી કે નવસારી અનજુમને પોતાની સ્વતંત્ર અને ચહડયાતી સત્તાનો ઉપયોગ કરીને વાડયાજીનાં આતશબેહેરામના ભગરિયાઓને પોતાના પંથમાંથી બાતલ કરવાનો ઠરાવ કીધો છે અને મુંબઇની અનજુમન તે મુજબ ચાલવાને બંધાયલી છે?

મી૦ પાવરીએ આ સવાલ સામે એવો સબબ આપી વાંધો લીધો હતો કે મી૦ નાદરશાહે કદી આ વાત સ્વીકારી નથી કે નવસારીની અનજુમન સ્વતંત્ર અને ચહડયાતી સત્તા ધરાવે છે.

નામદાર લવાદે આ સવાલ પુછવા દીધો હતો પણ તેજ વેળાએ મી૦ નાદરશાહને આ સવાલનો ખાલી "હા" કે "ના"નો જવાબ નહી વાળતાં ખુલાસો કરનારો જવાબ આપવાની પરવાનગી આપી હતી.

સાક્ષીએ આ ઉપરથી જવાબ વાળતાં જણાવ્યું હતું કે નવસારીની ચહડયાતી સત્તા હોવાની વાત હું ના પાડું છું. મુંબઇની અનજુમન નવસારીની અનજુમનના ઠરાવની પુઠે ચાલી હતી નહી પણ તેની સાથે મળતી થઇ હતી. તે ઉપરાંત એવા ઠરાવ માટેની કાંઇ જરૂર હતી નહી, કારણ કે અમો ભગરિયાઓનો એવો રેવાજ છે કે જે કોઇને પણ નવસારીમાં મરાતબ કરવામાં નહી આવ્યો હોય તેની સાથે કામ કરવું નહી. આ

ઠરાવ પસાર કરવામાં આવ્યો તે આગમચ પણ મુંબઈના ભગરિયાઓએ મુંબઈમાં મરાતબ કરવામાં આવેલા આસામીઓ સાથે કામ કરવાની ના પાડી હતી. આ રેવાજ નવસારીના લાભ માટેનો છે અને જો નવસારીનાં આસામીઓએ વાંધો લીધો હતે નહી તો અમો મુંબઇના આસામીઓએ તેમ કીધું હતે નહી.

વધુ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું કે દસ્તુર એદલજીએ નવસારીના આસામીઓને ૫૦ વરસની વધુ ઉપર મુંબઇમાં મરાતબ કરવા દેવાને પુછાવ્યું હતું, આ અરજની નેમ એ હતી કે આ બાબતના સંબંધમાં નવસારીના આસામીઓ પોતાનો હક છોડી દે. દસ્તુર એદલજીની અરજ સ્વીકારવાની નવસારીની અનજુમને ના પાડી હતી. આ બનવા જોગ છે કે નવસારીના આસામીઓએ જવાબ વાલ્યો હોય કે મુંબઇમાં કરવામાં આવેલા મરાતબો સાથે અમો કામ કરીશું નહી, કારણ કે તે અમારો એક રેવાજ છે, મોબેદની અનજુમનને વાડયાજીના મોબેદોને બાતલ કરવાની ના પાડવાનો હક હતો, પણ તેથી તેઓને નવસારીના આસામીઓથી છુટા કરી નાંખ્યા હતે. મુંબઇના ભગરિયા, જેઓ નવસારીની આવકમાં હીસ્સો મેળવવાની ખાહેશ રાખે છે તેઓને નવસારીની અનજુમનના ઠરાવો મુજબ ચાલવું પડે છે. પણ આ આવકનો હીસ્સો એટલો નાનો છે કે તે કાંઇ ખરેખર ધ્યાનમાં લેવા જોગ મામલો નથી.

સવાલ—જો નવસારીની અનજુમન મુંબઇના ભગરિયાઓ ઉપર અસર કરનારો કોઇ ઠરાવ પસાર કરે અને મુંબઇના ભગરિયાઓ તે મુજબ ચાલે નહી તો નવસારીની આવકમાં હીસ્સો મેળવવાનો તેઓનો હક હજુ રહે કે?

જવાબ—જો ઠરાવ નવસારીમાં મરાતબ કરવાના સવાલના સંબંધમાંજ આવી અટકતો નહી હોય તો તેઓનો તે હક રહેવા પામે.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે મારા સાંભળવામાં આવ્યું છે કે વાડયાજીના આતશબેહેરામના મોબેદો જણાવે છે કે તેઓને નવસારીની આવકમાં હીસ્સો મેળવવાનો હક છે અને તેઓ એ પંથમાંથી બાતલ થયા નથી.

એકઝીબીટ ૨૩ ઉપરથી હું જોઉં છું કે તારીખ ૧૧ મી એપ્રીલ ૧૮૮૪ ની તારીખે ભગરિયા મોબેદોએ અમને અરજી કીધી હતી તેમાં તેઓએ પોતાને નવસારીની વડી દરેમેહેરને "તાબેના" અને તેના "હોકમને માન આપનારા" તરીકે ઓળખાવ્યા હતા. કમીટી ફકત અરજદારો માટેજ નહીં પણ બધા ભગરિયાઓ માટે ઉભી કરવામાં આવી હતી, જો કે તે આ અરજી મળવા પરથી ઉભી કરવામાં આવી હતી. અરજીમાં એવી માગણી કરવામાં આવી છે કે અરજદારોની કોમના ઉપયોગ માટે ચંદનવાડીમાં એક દરેમેહેર બાંધવી; આ માગણીને સંતોષ આપવા માટે કમીટી ઉભી કરવામાં આવી હતી.

સવાલ—કમીટીનું મુળ અને ખ્યાલ તેજ છે?

જવાબ—હા. બીજા પંથોના આસામીઓને સવળતાઓ આપવાના સંબંધમાં આ અરજીમાં કાંઇ જણાવવામાં આવ્યું નથી. હું જોઉં છું કે તા૦ ૨૭ મી એપ્રીલ ૧૮૮૪ ને દીને અરજ કરવામાં આવેલા આસામીઓની મળેલી સભામાં એવો ઠરાવ પસાર કરવામાં

આવ્યો હતો કે અરજી ઉપર ધ્યાન આપવા અને તેજ મુજબ વળી તેમાં કરવામાં આવેલી માગણીને સંતોષ આપવા માટે બધાં ઘટતાં પગલાં લેવા સારૂ સભામાં નામ આપવામાં આવેલાં આસામીઓની એક કમીટી સ્થાપવી અને તેને પોતાની સંખ્યામાં ઉમેરો કરવાની સત્તા આપવી. (આ ઠરાવની એક નકલ એકઝીબીટ ૪૬ તરીકે રજુ કરવામાં આવી હતી.)

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે હું જોઉં છું કે તા૦ ૩૦ મી એપ્રીલને દીને એવી રીતે બનાવવામાં આવેલી કમીટીની એક સભામાં એવી મતલબનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે સભાનો એવો અભીપ્રાય છે કે અરજીમાં જણાવવા મુજબ ચંદનવાડીના લતામાં એક ઘટતી દરેમેહેર બાંધવાની જરૂર છે અને તે નેમ પાર પાડવા માટે એક ફંડ ભેગું કરવાનું ઘટતું થઇ પડશે. હું વળી જોઉં છું કે એજ દીને એવો વધુ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે ઉપલું ફંડ "નવસારીની વડી દરેમેહેરને તાબેના મોબેદો માટે એક દરેમેહેર બાંધવાનું ફંડ" એવાં નામ સાથે ખોલવું. તા૦ ૩૦ મી એપ્રીલ ૧૮૮૪ ની સભામાં હું હાજર હતો નહી. ( તા૦ ૩૦ મી એપ્રીલ ૧૮૮૪ ને દીને પસાર કરવામાં આવેલા બે ઠરાવો એકઝીબીટ ૪૭ તરીકે રજુ કરવામાં આવ્યા હતા.)

સવાલ—કમીટી તરફથી શરૂ કરવામાં આવેલાં ફંડનું આ મુળ તથા ખ્યાલ હતો?

જવાબ—હા.

સાક્ષીએ તે બાદ જણાવ્યું કે હું જોઉં છું કે મી૦ અરદેશર પટેલનાં ચોપાન્યાંને ૪૫ મે પાને પ્રગટ કરવામાં આવેલાં મુંબઇના કેટલાક ભગરિયાઓ તરફથી નવસારીના દસ્તુરોને નામે લખવામાં આવેલા પત્રમાં તેઓએ પોતાને નવસારીની દરેમેહેરને તાબેના તરીકે ઓળખાવ્યા છે. હું "કેટલાક ભગરિયા" બોલો વાપરૂં છું કારણ કે એ પત્ર ભગરિયાઓની કોઇ જાહેર સભામાં પસાર કરવામા આવ્યો હતો નહી; એ સભાની કોઇ પણ ખબર મને મળી હતી નહી. મને એ સભા માટેનું આમંત્રણ મળ્યું હતું નહી તેમજ મેં વર્તમાનપત્રોમાં તેને લગતી કાંઇ ખબર જોઇ હતી નહી. કોઇ બીનજોખમદાર આસામીઓ તરફથી એ સભાને "જાહેર સભા" તરીકે ઓળખાવવામાં આવી હોય તો હું અજબ થાઉં નહી. આ મુકદમામાં હું મી૦ પાવરીને શરૂઆતથીજ ઇનસ્ટ્રકશનો આપુ છું, કારણ કે હું કમીટીનો સર્વેથી જુનો સભાસદ છું. હું ધારૂં છું કે આ મુકદમામાં રજુ કરવામાં આવેલી એકઝીબીટોથી હું વાકેફ છું. મી૦ અરદેશર પટેલનાં ચોપાન્યાંમાંથી મેં ફકરાઓ ટાંકયા છે પણ તેનો અર્થ એ નથી થતો કે એ ચોપડીમાં કાંઇ પણ ભુલો કે સરાહગાતે નથી. હું કહું છું કે મી૦ અરદેશર પટેલના ચોપાન્યાંને ૨૭ મે પાને એ સભાની જાહેર સભા તરીકે આપવામાં આવેલી ઓળખ એક ખોટું નામ છે. આ સભામાં વર્તમાન પત્રોના રીપોર્ટરો હાજર હતા કે નહી તે હું જાણતો નથી. અમો ઉપર કરવામાં આવેલાં રેકવીઝીશનમાં, નવસારીના દસ્તુરો ઉપરનાં પત્રમાં અને પેહેલી કમીટીના ઠરાવોમાં "તાબેના" બોલના કરવામાં આવેલા ઉપયોગ છતાં હું કહું છું કે મુંબઇના ભગરિયાઓ નવસારીના આસામીઓને "તાબેના" નથી. તેઓએ આ બોલ તેની અસર સમજવા વગર વાપર્યો છે. મી૦ ફરદુનજી કાંગા સામાન્ય રીતે સારી વાકેફી ધરાવનારા આસામી છે પણ તેઓ કદી પણ ભુલ નહીં કરે એવા નથી. એજ મુજબ

ડાકટર જીવનજી મોદીના સંબંધમાં કહી શકાય. મદેહનજરના પેહેલા ખરડામાં મી૦ ફર-દુનજી કાંગાએ "તાબેના" બોલ વાપર્યો હતો અને હું કહું છું કે તેમ તેમણે તેની અસર પીછાનવા વગર કીધું હતું. હું કમીટીનો સભાસદ બનવા પછી મેં આ વાત ઉપર તેઓનું ધ્યાન ખેંચ્યું હતું કે તાબેના બોલ એકબીજાના સંબંધ તરફ જોતાં ખોટું વર્ણન આપનારો બોલ છે અને તે બધાઓ મારી સાથે મળતા થયા હતા. અસલ ખરડામાં મેં ફેરફાર જોયો તે વેળાએ મને આ બીનાની એટલે કે કમીટીને મેં આ ખોટું વર્ણન બતાવી આપ્યું હતું તેની યાદ આવી હતી. તે વેળાએ ભરવામાં આવેલી સભાની મુખ્ય બીનાઓ હું યાદ કરી શકું, પણ બધી બીનાઓ હું યાદ કરી શકું નહીં, જો મેં ખરડો જોયો નહીં હતે તો વખતે મને આ બીના યાદ હુને નહીં કે ખરડામાંનો અસલ બોલ "તાબેના" હુનો. મેસરશ કાવ-સજી નસરવાનજી કાંગા તથા અરપંદીઆરજી બરજોરજી પંથકી કમીટીના સભાસદો હતા. "તાબેના" બોલનો ખોટો ઉપયોગ તેઓને બતાવવામાં આવ્યા પછી પણ કમીટીના કેટલાક સભાસદોએ "તાબેના" બોલ વાપર્યો હોય તો તેથી હું અજબ થાઉં નહી, કારણ કે તેઓ એ બોલ જેમ ગમે તેમ વાપરતા હતા. એજ સબબસર સને ૧૮૯૧ માં માણે-કજી શેઠની અગીઆરી પાછી બાંધતી વેળાએ ભગરિયાઓએ 'તાબેના' બોલ વાપરયો હોય તો હું અજબ થાઉં નહી. એકઝીબીટ ૧૦ માં હું સને ૧૮૯૭ના કાનુનો સામે મોબેદો તરફથી એવો પ્રોટેસ્ટ કરવામાં આવેલો જોઉં છું. કે તેઓએ તેમાં પોતાને "તાબેના" તરીકે ઓળખાવ્યા છે તેઓ ઉપરના અમારા જવાબમાં આ વર્ણન સામે અમે કાંઇ પણ વાંધો ઉઠાવ્યો નથી, કારણ કે તેમ કરવાનો અમને કાંઇ સબબ હતો નહી. જો એક આસામી પોતાને 'તાબેના' તરીકે ઓળખાવે તો તેની સામે અમને સ્નાનસુતક નથી. મદેહનજરના અસલ ખરડાના ૧૭ મા કાનુનમાં એવા જે બોલો આવેલા છે કે 'મુંબઇ-માંનું ખાતું નવસારીની દરેમેહેરના કાનુનો તથા રેવાજો મુજબ ચલાવવામાં આવશે' તે બોલો સ્વતંત્ર રીતે કામ લેવાનું અમારા હાથમાં રહે તે માટે તેમજ બંદગી અને ક્રીયા-ઓમાં ફરક રહેલા હોવાથી અમે કહાડી નાખ્યા હતા. તકરારી દરેમેહેરમાં નવસારીથી જુદી મુંબઇની રૂઢી મુજબ મોબેદો ક્રીયાકામ કરે તે સામે કાંઇ વાંધો નથી પણ એ બાબતમાં સુચનાઓ આપવાનો હક કમીટીએ પોતાના હાથમાં રાખ્યો છે. બીજા કાનુનમાં કમીટીએ એવું ફરમાવ્યું છે કે ભગરિયાઓએ નવસારીની ચાલુ રૂઢી મુજબ ક્રીયાકામ કરવું. મુંબ-ઇમાં તેજ સામાન્ય રૂઢી પણ છે. સને ૧૮૮૪ ની આગમચ દસ્તુર જામાસ્પજીએ ચોક્કસ ફેરફારો કીધા હતા પણ તે પછીથી તેઓએ તે છોડી દીધા હતા અને સાધારણ રૂઢી મુજબ ચાલતા હતા. એ કાનુનો હેઠળ ભગરિયાઓને નવસારીની રૂઢી મુજબ ચાલવાની ફરજ પડે છે, જ્યારે બીજા પંથોના આસામીઓને પાવમહાલની ક્રીયાઓના સંબંધમાં તેઓની રૂઢી મુજબ ચાલવા દેવામાં આવે છે....૧

---

૧, મી૦ જમશેદજી દાદાભાઇ નાદેરશાહની ઉપલી લંબાણ જુબાની તા. ૨૭ મી નવેમ્બર, તા. ૨૯ મી તથા તા. ૩૧ મી ડીસેમબર ૧૯૧૭ ના તથા તા. ૭ મી જાનેવારી અને તા. ૨૧ મી મારચ ૧૯૧૮ ના "પ્રજા મિત્ર અને પારસી" ના અંકો ઉપરથી સદાબરી શબ્દે શબ્દ મેં ઉતારી પ્રગટ કીધી છે. તેમની વધુ ઉલટપાલટ તપાસ આ પુસ્તકમાં એટલાજ માટે દાખલ કરવામાં નથી આવી કે તે આ તબકકે "પ્રજામિત્ર

# ઉપલા મુકદ્દમાનો ભગરસાથ અનજુમનની તરફેનમાં આપવામાં આવેલો ચુકાદો.

એ રીતની લંબાણ જુબાનીઓ અને ધારાના હિમાયતીઓ તરફના ભાષણો સાંભળવા બાદ તા૦ ૧૨ મી જુલાઈ ૧૯૧૫ ને દિને લવાદ સાહેબ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટે તકરારી મુકદ્દમાનો ચુકાદો ભગરસાથ અનજુમનની તરફેનમાં લંબાણથી વાંચી સંભલાવ્યો હતો. આએ યાદગાર ચૂકાદો અત્રે સદાબરો ઉતારી પ્રગટ કરૂં છું.

## "દાવો નં૦ ૨૨ સને ૧૯૦૮ નો"

"મુદ્દાઓ—એક લવાદ તરીકે મને જે મુદ્દાઓ ચુકવવા માટે મોકલવામાં આવ્યા છે તે નીચે મુજબ છે.

૧. તા૦ ૨૩ મી નવેમ્બર ૧૯૦૧ ને દીને થયલાં ત્રસ્ટડીડનાં ચોથાં પાનાં ઉપર જે એવા શબ્દો આવે છે કે "પારકા પંથકવાળા મોબેદોને તેઓનું ધરમને લગતું ક્રીયાકામ કરવા દેવાને માટે મેનેજીંગ કમીટી વખતો વખત જે જગ્યા અલાહેદી કાઢી મુકરર કરી આપે તે સીવાય" તે અથવા તેમાંના થોડા શબ્દો કહાડી નાખવા કે નહીં, અને તેમાં જે દરેમેહેરના સંબંધમાં જણાવ્યું છે તેને લાગેવળગે છે ત્યાં સુધી કયા કયા શબ્દો કહાડી નાખવા.

૨—જો મજકુર બોલો અથવા તેમાંના થોડા કહાડી નાંખવા પડે તો જે ફકરામાં તેઓ આવે છે તેમાં શું અને કેવી રીતે ફેરફાર કરવો જોઇએ, કે જેથી તે બોલો કહાડી નાંખવાથી થતી અસર ફકત દરેમેહેરનેજ લાગુ પડે અને આતશબેહેરામને લાગુ પડી શકે નહી.

ચુકાદો—પહેલા મુદ્દા ઉપર હુ એવું ચુકવું છું કે જ્યાં સુધી દરેમેહેરને લાગે વળગે છે ત્યાં સુધી ટાંકવામાં આવેલા સઘળા બોલો કહાડી નાંખવા જોઇએ. બીજા મુદ્દા ઉપર હું એવું ચુકવું છું કે, ૨૩ મી લીટીની શરૂઆતમાં આવેલા "દરેમેહેર અને આતશબેહેરામ" શબ્દોમાંથી "દરેમેહેર અને" એ બોલો કહાડી નાખવા અને તે ફકરાને છેડે "તેઓનું ધર્મનું ક્રીયાકામ કરવાને" કરી આવેલા બોલો પછી નીચલા બોલો ઉમેરવા.

"અને મજકુર દરેહમેહેરમાં થતાં ક્રીયાકામ જેવાં કે (એ) આલાતથી થતી સઘળી પાવમેહેલની ક્રીયાઓ જેવી કે ઇજશને અને વંદીદાદ (બાજ સીવાય) ફકત શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અંનજુમનના મોબેદોજ કરી શકે અને (બી) આલાત વગરની સઘળી ક્રીયાઓ જેવી કે આફ્રરંગાન, જશન, નવજોત, ઉઠમણાં, વગેરે અને બાજ મજકુર પંથના મોબેદો તેમજ બીજા પંથના મોબેદો કે જેઓને મેનેજીંગ કમીટીએ તેમ કરવાની પરવાનગી આપી હોય.

થોડાક બોલોની સમજણ:—પાવમેહેલની ક્રીયાઓ અને આલાત સાથની ક્રીયાઓ એ બંનેના અર્થ એકજ છે અને તે પારસી મોબેદોને જાણીતી વાત છે તથા આએ કેશમાં

---

અને પારસી" માં તે પ્રગટ થવા પામી હતી નહીં. તેમની લંબાણ સરતપાસથી પ્રતિવાદી કમીટી તરફનો સઘલો બચાવ અને પુરાવો રજુ થવા પામ્યો છે, જેથી ઉલટપાલટ તપાસનો લંબાણ અહેવાલ પ્રગટ કરવાની આ લખનારે જરૂર વિચારી નથી.

સઘળા સાક્ષીઓ, એ બોલો બાજ સીવાયની કઇ ક્રીયાઓને લાગુ પડે છે તેના સંબંધમાં એકમત થયા છે. કેટલાક સાક્ષીઓનું એવું માનવું છે કે બાજની ક્રીયા આલાત સાથની ક્રીયા નથી, અને બીજાઓનું માનવું છે કે તે આલાત સાથની ક્રીયા છે.

આ ક્રીયાઓને "પાવમેહેલ" ની ક્રીયા કહેવામાં આવે છે, કારણ કે જે (અરવીસ-ગાહ) ઓરડામાં તે કરવામાં આવે છે, તેની જમીનમાં "કશ" ખેંચી કાહાડેલી "પાવી" કહાડવામાં આવેલી હોય છે, કે જે દરેક પાવીમાં એક હીંડોરો ગોઠવવામાં આવે છે. "આલાત" નો અર્થ "બંદગીમાં વપરાતી ચીજો" એવો થાય છે અને જો કે ઘણીએક ચીજોને આલાત તરીકે માનવામાં આવે છે પણ મોબેદોનો મોટો ભાગ "આલાત સાથની ક્રીયાઓ" એ બોલ તે ક્રીયાઓને લાગુ પાડે છે કે જે ક્રીયાઓમાં મુખ્ય આલાત તરીકે ગણાતી ત્રણ ચીજો "ભશમ, (આતશબેહેરામની રાખ) વરસ (ક્રીયાથી લીધેલા વરસીયાના બાલ) અને નીરંગ" યા તેઓમાંની કોઇ પણ એક વાપરવામાં આવે છે.

આ પાવમેહેલની ક્રીયાઓ, એક મોબેદ કે જેણે "મરાતબ" ની પદવી મેળવી હોય અને "બરશનુમ" નો અમલ રાખતો હોય તેનાથીજ થઇ શકે છે; તેઓમાંની મુખ્ય ઇજશને અને વંદીદાદ તથા બીજી ચઢતી ક્રીયાઓ જેવી કે નીરંગદીન-જીંદરવાન કે જેમાં ઇજશને અને વંદીદાદનો સમાવેશ થાય છે તે ક્રીયાઓ છે.

"આલાત વગરની ક્રીયાઓ" (કે જેને હવેથી હું વગર આલાતની ક્રીયાઓ તરીકે ટુંકમાં જણાવીશ) એક મોબેદ કે જેણે ફક્ત "નાવર" ની પદવી મેળવી હોય અને જેને "બરશનુંમ" નહી હોય તે પણ કરી શકે છે; જેવી કે, આફ્રીનગાન, ફરો-ખશી, જશન, નવજોત, ઉથમણું, વગેરે વગેરે. બાજની ક્રીયાને આલાત અને વગર આલાતની ક્રીયાઓની વચમાં મુકી શકાય, તે ક્રીયા એક "મરાતબ" થયલા અને બરશનુંમ રાખનાર મોબેદથીજ થવી જોઇએ, પણ બીજા હાથ ઉપર તેમાં "ભશમ-વરસ અને નીરંગ" એ ત્રણ મુખ્ય "આલાતો" માંની એક પણ આલાતની જરૂર નથી. તેમાં એક બીજો આલાત જેવી કે "બરસમ" ની જરૂર છે અને તેથી તેને કેટલાકો આલાત સાથની ક્રીયા તરીકે ગણે છે.

આ કેસમાં વાદીનું કહેવું એવું છે કે (એ) વાંધાવાલી દરેમેહેરમાં નવસારાની વડી દરેમેહેરને મલતા ભગરિયાઓ સીવાય કોઇને પણ આલાત સાથની ક્રીયાઓ કરવા દેવી નહી જોઇએ, (બી) બીજા પંથના મોબેદોને વગર આલાતની ક્રીયા કરવા દેવી અને (સી) કે કદમી, ગોદાવરા, અને બીજા પંથના મોબેદો કે જેઓને ભગરિયાઓ સાથે સારો એખલાસ છે, તેઓને બાજની ક્રીયા કરવા દેવી, પણ મીનોચેહેરહોમજી અને વાડીયાજીના આતશબેહરામનાં મોબેદોને કરવા દઇ શકાય નહી, વાદીના સોલીસીટર મી૦ ઇરાનીનું આખા કેસમાં એવુંજ કહેવાનું છે અને અકસર કરીને તેવણની લેખીત તકરારોના બીજા ભાગ વીશે હું ઇસારો કરૂં છું. બીજી તરફ પ્રતીવાદીઓના સોલીસીટર મી૦ પાવરીની તકરાર એવી છે કે, બીજા પંથના મોબેદોને તકરારી દરેમેહેરમાં આલાત સાથની ક્રીયાઓ તેમજ બાજ વગેરે સઘળી જાતના ક્રીયાઓ કરવા દેવાનો અને જો જરૂર

જણાય તો વખતો વખત મજકુર ભગરિયા સીવાયના બીજા પંથવાળાઓને "પાવી" અલાહેદી કહાડી આપવાનો હક મેનેજીંગ કમીટીને છે, ખરી રીતે હાલનાં ત્રસટદીડમાં આવેલા તકરારી ફકરાનું આએ પરીણામ છે.

સઘળી જુબાનીઓ અને તકરારોને ધ્યાનમાં લેવા પછી હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે વાદીઓની તકરાર (એ) અને (બી) ખરી છે, પણ (સી) ની બાબદમાં બાજની ક્રીયા કરવા માટે કોઈબી પંથવાળાઓને બાતલ રાખવા નહી જોઇએ, અને તેથી કરીને મજકુર દરેમેહેરમાં આલાત સાથની ક્રીયા કરવાનો હક એખલા ભગરિયાઓનોજ છે; પણ બીજી બાકીની ક્રીયાઓ કરવાનો તેઓનો એખલાનોજ હક નથી અને કાંઇબી તફાવત વગર પારકા પંથના સઘળા મોબેદોને વગર આલાતની ક્રીયાઓ કરવાની તેમજ બાજ ધરવાની પરવાનગી આપી શકાય, અને તે પરવાનગી આપવાની સત્તા મેનેજીંગ કમીટીની મુનસફી ઉપર રહેશે. ગમે તો તેઓ એક સાધારણ અથવા ખાસ હોકમથી તેમ કરી શકે યા દસ્તુરને તેવી સતા આપી શકે. બીજા મુદ્દાના ચુકાદામાં "ત્રસ્ટડીડ"માં જે સુધારો મેં સુચવ્યો છે તે આએ છેવટનાં અનુમાન સાથ બંધબેસતો છે.

મારે અત્રે કહેવું જોઇએ કે ત્રસ્ટડીડમાં મેં એવી રીતનો ફેરફાર કીધો છે કે જેથી કરીને તેમાં આવતી આતશબેહેરામને લગતી કલમોને કાંઈ અલવલ આવે નહી, કારણ કે મને જે બાબદ સોંપવામાં આવેલી છે તે ફકત દરેમેહેરનેજ લગતી છે પણ જે પરીણામ આવ્યું છે તે સંજોગોને જરા પણ બંધબેસતું નથી. પહેલાંથીજ આતશબેહેરામ સઘળા પંથવાલાઓના વપરાસને માટે રાખવામાં આવ્યું છે અને તેનો ખરેખરો લાભ લેવામાં આવ્યો છે. જે એખલા હકો ભગરિયાઓને માટે ખાસ રાખવામાં આવ્યા છે તે આતશબેહેરામની "બોએ" દેવાના અને તેનો સાધારણ વહીવટ કરવાના છે. પારકા પંથવાલાઓને આતશબેહેરામમાં જુદી જુદી જગ્યા અલાહેદી કહાડી આપવાનો સવાલ ઉભો થયોજ નથી અને જે વાધા ભરેલો પેટા ફકરો છે તે ફકત દરેમેહેરનેજ લાગુ પડે છે. જો બંને પક્ષકારોને ઠીક લાગે તો તેઓ મજકુર ફકરામાં ઘટતો ફેરફાર કરાવી લેવાને મુખત્યાર છે.

ચુકાદા માટેના સબબો—આ કેસમાં બેઉ પક્ષ તરફથી સ્વીકારાયલી ખરી હકીકત નીચે મુજબ છે.

૧૮૮૩ ના ડીસેમ્બર મહીનામાં ચંડનવાડી ખાતેના વાહડીઆજીના આતશબેહેરામમાં કામ કરતા ભગરિયા મોબેદોના એક મોટા ભાગને આતશબેહેરામના ત્રસ્ટીઓ અને દસ્તુર સાથે વાંધો પડવાથી આતશબેહેરામનું મકાન છોડી ગયા અને તેઓને દાદીશેઠના આતશબેહેરામમાં કામ કરવાની કામચલાઉ ગોઠવણ કરી આપવામાં આવી, પણ તેઓને ઘણી મુશ્કેલીઓ નડવા લાગી. આથી તા૦ ૧૧ મી એપ્રીલ ૧૮૮૪ ને દીને તેઓએ મુંબઈના આગેવાન ભગરિયાઓને એવી અરજ કીધી કે ચંદનવાડી ખાતે તેઓને લાયકની એક દરેમેહેર બંધાવી આપવી. આએ કેસમાં પુરાવો નાં૦ ૨૩ તે આએ અરજી છે. જે સાહેબો ઉપર અરજી મોકલવામાં આવી હતી તેઓએ એક સભા ભરી અને તેઓએ મજકુર અરજી ઉપર ધ્યાન પુગાડી તેમાં કીધેલી અરજને પુગી વળવાને યોગ્ય પગલાં ભરવા માટે એક કમીટી (તેના સભા-

સદોની સંખ્યામાં વધારો કરવાની સતા સાથે) નેમી હતી. (પુરાવો નં૦ ૪૬ તે આએ મીટીંગનો હેવાલ છે.) કમીટીની એક મીટીંગ તા૦ ૩૦ મી એપ્રેલ ૧૮૮૪ ને દીને મળી અને તેઓએ એવો ઠરાવ પસાર કીધો કે, અરજીમાં જણાવ્યા પ્રમાણે ચંદનવાડી ખાતે એક દરેમેહેર બાંધી આપવાની જરૂર છે, અને તેને માટે નાણાં એકઠા કરવા અને તેનું "શ્રી નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગર અંજુમનના મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેહમેહેર બાંધી આપવાનું ફંડ" એવું નામ આપવું. મી૦ ફરદુનજી માણેકજી કાંગા સોલીસીટર કે જેવણ કમીટીના એક સેક્રેટરી હતા તેવણે, આ કામને માટે જોઇતાં નાણાં ઉઘરાવવાને અંજુમનને કરવાની અરજીનો ખરડો ઘડી કહાડયો (જુઓ ખરડો પુરાવો નં૦ ૨૭) આ ખરડો કમીટીના બીજા સભાસદોમાં ફેરવવામાં આવ્યો હતો અને મી૦ જમશેદજી નાદીરશા (પ્રતીવાદી નં૦ ૨) એ કેટલાક ફેરફારો કરવાની સુચના કીધી, જેમાંની એક એવી હતી કે મોબેદોના બાબમાં જે "તાબેના" બોલ વાપરવામાં આવ્યા છે તેને બદલે "લગતા" શબ્દ વાપરવો. કેટલાક બીજા સભાસદોએ એવી સુચના કીધી કે, "જો બની શકે તો આખી અંજુમન માટે એક આતશબેહેરામ બાંધવા" અને તેવી રીતના ફેરફારો મજકુર ખરડામાં કરવામાં આવ્યા, સેવટે તા૦ ૭ મી જુલાઇ ૧૮૮૪ ને દીને તે અરજી (કે જેને મદેહુનજર કહેવામાં આવી છે) કમીટીએ જાહેરમાં મુકી. અને ત્રસ્ટડીડની સાથે જે વધારો (અ) જોડેલો છે તે આએ અરજીની ખરી નકલ છે. (હું તેને પુરાવો નં. ૧૨ (એ) તરીકે ઓળખીશ) તેના ૨૧ ફકરાઓ છે. પહેલા ૧૦ ફકરાઓમાં વાડીઆજીનાં આતશબેહેરામમાંથી છુટા પડવાની તવારીખ આપવામાં આવી છે. ૧૧ માં ફકરામાં મોબેદોએ આગેવાન ભગરિયાઓને કીધેલી અરજી અને તેની મતલબ આપવામાં આવી છે. બારમાં ફકરામાં કમીટીનું બંધારણ અને તેઓએ અરજદારોને જોઇતી દરેમેહેર બાંધવા અને નાણાં ઉઘરાવવાને લગતા કીધેલા ઠરાવ સમાવવામાં આવ્યો છે. ફંડનુ નામ ઉપર આપવા મુજબજ રાખવામાં આવ્યું છે સીવાય કે તેમાં "તાબેના" બોલને બદલે "મલતા" બોલ વાપરવામાં આવ્યા છે. ત્યાર પછી ૧૩ મો ફકરો કે જે આએ કેસમાં સર્વથી અગત્યનો છે તેમાં કહેવામાં આવ્યું છે કે "આ દરેમેહેર શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથની અનજુમનના મોબેદોના વપરાસને માટે થશે." ૧૪ મા ફકરામાં પહેલીજવાર આતશબેહેરામ વીશે કશારો કરવામાં આવ્યો છે કે "જો દરેમેહેર બાંધવા પછી પુરતાં નાણાં ફાજલ રહે તો એક આતશબેહેરામ બાંધવામાં આવશે અને તે આતશબેહેરામ સમસ્ત જરથોસ્તી અંજુમનના વપરાસને માટે થશે." ૧૫ મો ફકરો એક હોલ બાંધવા વીશે છે. ૧૬ મો ખાસ નાણાંની બક્ષેશો વીશે, ૧૭ મો દરેમેહેર અને આતશબેહેરામનો સાધારણ કારોબાર કરવા માટે એક ભગરિયા કમીટી વીશે છે. ૧૮ મો ફકરો ગરીબ પણ અંતઃકરણ પ્રમાણે ચાલનારા માણસો (જેવા કે છુટા પડેલા ભગરિયાઓ) તરફ દીલસોજી બતાવી સમસ્ત અંજુમનને નાણાં ભરવાની અરજ કરે છે. ૧૯ માં ફકરામાં જણાવવામાં આવ્યું છે કે મકાન જાહેરના વપરાસ માટે થશે, કે જેથી કરીને મોબેદો જેવા ગરીબ માણસો ફાંટાબાજ માણસોના (વહાડીઆજીના આતશબેહેરામના ત્રસ્ટીઓ અને દસ્તુર વીશે ઇસારો છે) ભોગ થતા બચે, અને બીજું એ કે તે દરેમેહર ચંદન-

વાડીના મોબેદો તેમજ તેઓનાં કુલોનાં એક સરખા લાભ માટે થશે. ૨૦ મો ફકરો બેંક અને ખજાનચીઓનાં નામો આપે છે અને ૨૧ મો ફકરો અંજુમનને નાણું ભરવાની અરજ કરે છે.”

“નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોના વપરાસ માટે ચંદનવાડી ખાતે એક નવી દરેમેહેર બાંધવાના અને બને તો આતશબેહેરામ બાંધવાનું ફંડ” ને માટે નાણાં ભરવાની છાપેલી અરજીઓ (પુરાવો નં૦ ૩૨) પણ અમુક આસામીઓ ઉપર મોકલવામાં આવી હતી. અને નાણાં ભરનારાઓને આપવામાં આવેલી છાપેલી રસીદો (પુરાવો નં૦ ૨) પરનું લખાણ પણ એવી રીતનું હતું કેઃ—“નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોના વપરાસ માટે ચંદનવાડી ખાતે એક નવી દરેમેહેર બાંધવાના અને બને તો આખી જરથોસ્તી અનજુમનના એક આતશબેહેરામ બાંધવાના ફંડમાં તમોએ રૂપીઆ ભરેલા.” બેઉ મકાનોનો પાયો નાખવાની ક્રીયા એક મોટા પારસી મેળાવડા સનમુખ તા૦ ૧૩ મી મે ૧૮૮૬ ને દીને કરવામાં આવી હતી, અને કમીટીના એક સભાસદ મી૦ પેસ્તનજી કાંગાએ એક (એડરેસ) અંજુમન પત્ર પુરાવો નં૦ ૮ વાંચ્યું હતું, કે જેમાં ૭ મી જુલાઇ ૧૮૮૪ ને દીને કરવામાં આવેલી અરજી વશે જણાવવામાં આવ્યું છે અને તેમાં કમીટીની નેમ અને કામ કરવાનો પલાન અને ફંડ ભેગું કરવા માટેનાં કારણો દરશાવવામાં આવ્યાં છે. એક “ત્રાંબાંની તખ્તી” કે જેની ઉપરનો લેખ જાહેર રીતે વાંચી સંભળાવવામાં આવ્યો હતો તે આ વખતે પાયાની અંદર પુરવામાં આવી હતી તે ઉપર એવો લેખ હતો કે—“શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદ સાહેબોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવા અને બને તો અંજુમનના આતશબેહેરામ બાંધવા સ્થાપન થયલી મંડળી” (પુરાવો નં૦ ૭) આ શબ્દો પુરાવા ૨ અને ૩૨ માં આવેલા શબ્દોને લગભગ મલતા છે.

દરેમેહેર બંધાઇ તઇયાર થઇ ઇજાયા પછી તેને તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૮૭ ને દીને એક મોટા પારસી મેળાવડા સનમુખ ખુલ્લી મુકવામાં આવી હતી, અને તે વખતે એક સેક્રેટરી મી૦ સોહરાબજી બનશાએ એક “અનજુમન પત્ર” વાંચ્યો હતો, કે જેમાં કમીટીએ શું શું કીધું તેનો હેવાલ સમાવવામાં આવ્યો હતો. કબુલવામાં આવ્યું છે કે ટ્રસ્ટડીડ (પુરાવો નં૦ ૧૨) નો વધારો (એફ) તે આએ “અનજુમન પત્ર”ની ખરી નકલ છે. તેના છેલ્લા ફકરામાં એક એવું વાકય આવે છે કે “એ મકાનમા જેમ ભગરિયા મોબેદોને હર પ્રકારનું યોજદાથરેગરીને લગતું કામ કરવાને છુટ છે, તેમજ બીજા પંથકના મોબેદોનેબી તેઓ માટે મુકરર કરેલી જગાએ અને મુકરર કરેલા કાયદા પ્રમાણે પોતાની જોર સાથે કરવાની છુટ છે.” યોજદાથરેગરીને લગતું કામનો અરથ, આલાત સાથની ક્રીયાઓ અને બાજ થાય છે. “જોર”નો ખરો અરથ ઇજેલું પાણી એવો થાય છે, કે જે પણ એક આલાત છે. પણ આએ જગાએ તે સાધારણ આલાત તરીકે વપરાયલો લાગે છે.

કબુલ કરવામાં આવ્યું છે કે, બીજા પંથવાલા મોબેદોને દરેમેહેરમાં કામ કરવા દેવામાં આવશે એવી રીતનું આ પેહેલીજવાર જાહેરમાં ખુલ્લી રીતે બોલાયું હતું. ૧૮૮૭ ના નવેમ્બર માસમાં કમીટીએ “કાયદા કાનુનોની એક ફરેમ” દરેમેહેરમાં મુકી, કે

જેમાંની કેટલીક કલમો પારકા પંથવાળા મોબેદોને કામ કરવા દેવાને લગતી હતી. (પુરાવો ૧૬) વાદી તરફના ૨, ૪, ૬, અને ૭ નંબરના સાક્ષીઓ કહી ગયા છે કે, અંજુમન પત્ર વંચાયું તેની બીજેજ દહાડે તેમજ મજકુર કાયદાની ફરેમ મુકાઇ તેની બીજે દહાડે કામ કરતા ભગરિયા મોબેદોએ, કમીટીના બે મેમ્બરો નામે મી૦ પેસ્તનજી કાંગા અને દસ્તુર જામાસ્પજી કે જેઓ અગીઆરીની મુલાકાતે આવ્યા હતા અને જેઓ અગીઆરીના કામમાં આગેવાની ભરયો ભાગ લેતા હતા, તેઓ આગળ એ બાબદમાં પોતાનો વાંધો દરસાવ્યો હતો, અને બીજું એ કે બેઉ વખત બંને જણાઓએ તેઓને ખાતરી આપી હતી કે, અંજુમનપત્ર તથા કાયદા કાનુનો છતાં પારકા પંથના મોબેદોને અગીઆરીમાં આલાત સાથની ક્રીયા ખરેખર કરવા દેવામાં આવશે નહી.

આ સાક્ષીઓનાં ખરાપણાં વીશે બચાવ તરફના સોલીસીટર મી૦ પાવરીએ શક બતાવ્યો છે અને આ તકરારી બાબદ હું હવે પછી હાથ ધરશ, પણ આએ વાત તો કબુલ રાખવામાં આવી છે કે શરૂઆતથી તે હમણાં સુધીમાં, કોઇ પણ પારકા પંથના મોબેદે આ અગીઆરીમાં બાજ સીવાય કોઇ પણ આલાત સાથની ક્રીયા કરી નથી. બંને પક્ષ તરફથી કબુલ કરવામાં આવ્યું છે કે શરૂઆતથી તે હમણાં સુધી પારકા પંથના મોબેદોએ વગર આલાતની ક્રીયાઓ કરી છે અને કદમીઓએ બાજ પણ ઇજી છે. કદમી સીવાય બીજા પંથના મોબેદોએ અહીંયા બાજ ઇજી છે કે અને તેઓ ઇજી શકે કે? એ મતફેરીનો સવાલ હું હવે પછી હાથ ધરશ.

આતશબેહેરામને ૧૮૯૭ ના અકટોબર મહીનામાં ખુલ્લું મુકવામાં આવ્યું હતું. થોડીજ મુદ્દત પછી દસ્તુર જામાસ્પજીએ આએ દરેમેહેરમાં "નીરંગદીન" ની ક્રીયા કરવાની પરવાનગી અમુક મીનોચેહેરહોમજી મોબેદોને આપી. ભગરિયા મોબેદોએ મોઢેથી તેમજ લેખીત વાંધા ઉઠાવ્યા (પુરાવો નં૦ ૧૪.) આ ઉપરથી તે પરવાનગી કમીટીએ રદ કીધી. (પુરાવો નં૦ ૧૫) આએજ અરસામાં કમીટીએ પારકા પંથવાળા મોબેદોને આલાત સાથની ક્રીયા કરવા દેવા માટેના ૧૮૮૭ માં ઘડેલા કાયદા કાનુનોને મળતા નવા કાયદા કાનુનો જાહેરમાં મુકયા (પુરાવો નં૦ ૯) આ ઉપરથી ભગરિયા મોબેદોએ વાંધો ઉઠાવનારી બે અરજીઓ કીધી, એક દસ્તુર જામાસ્પજીને પોતાને (પુરાવો ૫૧) અને બીજી (પુરાવો ૧૦) ૧૮ મી ડીસેમ્બર ૧૮૯૭ ની તારીખની મેનેજીંગ કમીટીના સભાસદોને. પાછલી અરજીના બીજા પાનાને છેડે નીચલો ઘણોજ અગત્યનો ફકરો આવે છે કે:—

"મરહુમ માણેકજી શેઠની દરેમેહેર જે આપણા ભગરસાથ ટોળાની વડી દરેમેહેર ગણાય છે ત્યાં, પારકા પંથવાળા સાહેબો, જેવા કે ગોદાવરા તેમજ કદમી પંથના મોબેદ સાહેબોને (આલાત સીવાયની) નાહની ક્રીયા, જેવી કે "બાજ ધરવા" વીગેરેની છુટ મુકવામાં આવેલી છે. ક્રીયા કરવા માટે જેટલી છુટ પારકા પંથવાળા સાહેબો મરહુમ માણેકજી શેઠની દરેમેહેરમાં ભોગવતા હોય તેટલીજ છુટ તેઓને આપણી પાક દરેમેહેરમાં આપવામાં આવે તે સામે તમારા અરજદારને કશો વાંધો નથી."

મજકુર અરજી (પુરાવો ૧૦)નો કમીટીએ એવો જવાબ આપ્યો કે "કાયદાકાનુનો ઘણોજ સંભાળભરયો વીચાર કરવા પછી ઘડવામાં આવ્યા છે અને તેમાં કાંઇ પણ ફેરફાર

કરવાને કમીટીને જરૂર દીસતી નથી" (પુરાવો ૧૧ તા૦ ૧૫ મી મારચ ૧૮૯૮) આટલું છતાં મેં ઊપર કહયું તેમ પારકા પંથના કોઇ પણ મોબેદે આએ દરેમેહેરમાં હજુર સુધી આલાત સાથની કોઇ પણ ક્રીયા કરી નથી, અને કાયદામાં જણાવ્યા પ્રમાણે કોઈ પણ જગ્યા તેને માટે અલાહેદી કહાડવામાં આવી નથી. ત્રસ્ટડીડ (પુ. ૧૨) ૧૯૦૧ માં કરવામાં આવ્યું તે પછી મુખ્ય કરીને આએ દરેમેહેરમાં કામ કરતા ભગરિયા મોબેદો અને કમીટી વચ્ચે કેટલોક પત્રવહેવાર ચાલ્યો, અને આખરે તેઓમાંના બે મોબેદોએ "એડવોકેટ જેનરલ" સાથે મળીને હાલનો મુકદમો માંડયો.

હવે આએ કેસમાં જે મુખ્ય સવાલ તપાસવાનો છે તે એ છે કે દરેમેહેર બાંધવા માટેનાં ફંડમાં જેઓએ નાણાં ભરયાં તેઓએ શું નેમથી તે નાણાં ભરેલાં હોવાં જોઇયે ? અને આએ નેમ શું હતી તે જાણવા માટેનું મુખ્ય સાધન જે છે તે નાણાં ભરવા માટે કરેલી અરજી છે. આ અરજી અથવા મદેહનજર (પુ. ૧૨ એ)માં જણાવવામાં આવ્યું છે કે "દરેમેહેર મોબેદોનો એક ચોક્કસ ભાગ કે જેઓ નવસારીની વડી દરેમેહેરને મલતા ભગરિયાઓ છે તેઓના વપરાસને માટે થશે." તેમાં એક પણ એવો શબ્દ નથી કે "તેઓ સીવાયના બીજા પંથના મોબેદોને ત્યાં કામ કરવા દેવામાં આવશે. આતશબેહેરામ આખી અનજુમનનાં વપરાસને માટે થશે પણ દરેમેહેર તો તે ભગરિયાઓ માટે થશે." પહેલી નજરે આએ વાંચતાં એક માણસ વાજબી રીતે એવા અનુમાન ઉપર આવી શકે કે દરેમેહેરમાં ક્રીયા કરવાનો હક ભગરિયાઓ સીવાય કોઇને પણ નથી.

અમુક માણસોને ક્રીધેલી અરજી (પુ. ૨૨) અને તેઓને આપેલી રસીદ (પુ. ૨) લખાણ ઉપરથી પણ એવુંજ અનુમાન ખેંચી શકાય. નાણાં ભરનારાઓની નેમ બીજા પંથના મોબેદોને અગીઆરીનો લાભ આપવાની હતી એવું પુરવાર કરવાનો બોજો પ્રતીવાદીઓ ઉપર છે. અને હું નહી ધારતો કે એક સેહેજ અપવાદ સીવાય તે પુરવાર કરવાને તેઓ શકતીવાન થયા છે.

પ્રતીવાદીઓની મુખ્ય તકરાર એવી છે કે ૧૮૮૪ નાં સાલમાં જ્યારે વાંધાવાળી દરેમેહેરને માટે ફંડ ખોલવામાં આવ્યું ત્યારે, મુંબઇનાં પારસી ધરમનાં મકાનોમાં એવો રવઇયો હતો કે એક ચોક્કસ પંથના મોબેદોને "મુખ્ય વપરાસ" કરવા દેવો પણ સાથે બીજા પંથના મોબેદોને પણ આલાત સાથની તેમજ વગર આલાતની સઘળી ક્રીયાઓ કરવા દેવી, અને નાણાં ભરનારાઓ આ રીવાજથી જાણીતા હોવા જોઇયે અને મદહેનજરમાં (પુ. ૧૨) આવેલા "વપરાસ" શબ્દને તેઓ આવો "મુખ્ય વપરાસ" સમજેલા હોવા જોઇયે કે જેની સાથે બીજા પંથના મોબેદોને પણ વપરાસ કરવા દેવામાં આવે. હવે બંને તરફના સાક્ષીઓએ કબુલ કર્યું છે કે આવો રવઇયો ઘણાંક મકાનોમાં હતો, પણ આમ પણ કબુલ કરવામાં આવ્યું છે કે આવો રવઇયો બધેજ જાએજ નહી હતો અને તે રવઇયો ભગરિયા મોબેદો માટેના ભગરિયા મકાનોમાં નહી હતો.

મુંબઇમાં તે વખતે ભગરિયાઓનાં આગેવાન ધરમનાં મકાનોમાં, કોટમાંની માણેકજી શેઠની અગીઆરી અને ચંદનવાડી ખાતેનાં વાડીયાજીનાં આતશબેહેરામ હતાં અને બેઉ તરફના સાક્ષીઓ (વાદી તરફના નં૦ ૨, ૪, ૬, ૭, ૮ અને ૯ તથા પ્રતીવાદી તરફના

નં૦ ૧૮, ૧૯ અને ૨૩) કબુલ કરે છે કે એ મકાનોમાં ભગરિયા મોબેદો સીવાય બીજા કોઇને પણ આલાત સાથની ક્રીયા કરવા દેવામાં આવતી હતી નહી અને પારકા પંથના મોબેદોને વગર આલાતની ક્રીયા દસ્તુર અને ત્રસ્ટીઓની પરવાનગીથી કરવા દેવામાં આવતી હતી.

સઘળા એકમત થયા છે કે પારકા પંથના મોબેદોને બાજ ધરવાની પરવાનગી આપવામાં આવી હતી, પણ એવી પરવાનગી મીનોચેરહોમજી મોબેદોને આપવામાં આવી હતી કે કેમ તે બાબે મતફેર છે, જે વીશે હું હવે પછી બોલીશ. એવીજ રીતનો રવઇયો ભગરિયાના બીજાં ધરમનાં મકાનોમાં માલમ પડી આવ્યો છે, અને તેને અગીઆરીઓનાં પંથકીઓની જુબાનીથી ટેકો મળે છે. જેમકે સાક્ષી નં૦ ૮ માણેકજી શેઠની અગીઆરી માટે, સાક્ષી નં૦ ૧૦ વાચ્છાની અગીઆરીને માટે, સાક્ષી નં૦ ૧૧ મેવાવાળાની અગીઆરી માટે કહી ગયા છે. જો તેથી કરીને કોઇ નાણા ભરનાર મુંબઇમાં ચાલતા રવઇયા ઉપરથી અક્કલને અનુસરતું અનુમાન કહાડે તો તે એટલુંજ કે "જે રવઇયો ભગરિયાઓના આગેવાન ગણાતાં મથકો—મુખ્ય કરીને વહાડયાજીના આતશબહેરામ—માં જાયજ હોય, કે જેમાંથી તેઓ છુટા પડયા હતા અને જેઓને માટે દરેમેહેર બાંધવાની હતી, તેજ રવઇયો વાંધાવાલી દરેમહેરમાં પણ હશે." જો એવું અનુમાન કહાડવામાં આવે કે આગેવાન ભગરિયા મકાનોમાં ચાલતા રવઇયાને મળતો રવઇયો કદમી, મીનોચેહેરહોમજી, ગોદાવરા અને બીજાઓમાં હોવો જોઇએ તો તે ખરેખર ઘણું ગેરવાજબી કહેવાય. વાદીઓના સોલીસીટર કબુલ કરે છે કે માણેકજી શેઠની અગીઆરી અને વાડીઆજીના આતશબેહેરામમાં ૧૮૮૪ સુધી ચાલેલો રવઇયો આ દરેમેહેરમાં હોવો જોઇએ. તેમજ વાદી તરફના શાસીઓ નં૦ ૨, ૪, ૬, ૭, ૮, ૧૦, ૧૧ જેઓ મોબેદીનું કામ કરનારા છે તેઓ સઘળાઓનું પણ એવુંજ કહેવું છે. અને ૧૮૮૭ માં જે અરજી ભગરિયા મોબેદોએ કમીટીને આપી છે, તેમાં પણ એવું કહેવામાં આવ્યું છે. અને જયારે ૧૮૮૭થી આજ સુધી આએ દરેમેહેરમાં એવોજ રવઇયો છે તો પછી હું એવા વાજબી અનુમાન ઉપર આવું છું કે, નાણાં ભરનારાઓનાં પણ એવાજ વીચાર હોવા જોઇએ, અને એજ પ્રમાણે મેં મારો ચુકાદો આપ્યો છે.

બચાવ પક્ષ તરફથી એવી દલીલ રજુ કરવામાં આવી છે કે "બેઉ આગેવાન ભગરિયાઓના મકાનો તેમજ બીજાં મકાનો જેઓએ આએ વાદીઓના શાક્ષીઓને પસંદ પડેલો રવઇયો અખત્યાર કીધો છે તેઓ ખાનગી આસામીઓનાં છે કે જેઓ પોતાની મરજી પડે ત્યારે તે રવઇયો બદલી નાખી શકે અને તેથી એવા કોઇ રવઇયાને કાંઇ વજન મલી શકે નહી." પણ એ તકરાર બીજા મકાનો કે જયાં તે રવઇયો તેઓ ચાલુ કરવા માગે છે તેઓને પણ લાગુ પાડી શકાય. કારણ કે એક સીવાય સઘળાં મકાનો ખાનગી માલેકીના છે, કે જેનાં માલેકો યા ત્રસ્ટીઓ જો ચાહે તો તેઓને ફકત એકજ પંથના વપરાસ માટે આપી શકે.

ખરી બીના એ છે કે આવા રવઇયાની કાંઇ બંધનકરતા અસર નહી હતી. અને કયા પંથની સઘળી ક્રીયાઓ યા કઇ ચોક્કસ ક્રીયા દાખલ કરવી યા કાઢી નાંખવી તે બાબ-

દમાં, કમીટી પોતે બાહેર પાડેલી પહેલી અપીલમાં પોતે ચાહે તેવી શરતો મુકી શકતે. અપીલમાં ખોલ્લા શબ્દોની ગેરહાજરીમાં નાણાં ભરનારાઓએ તે બાબદમાં શું વીચાર કીધો હશે અને શું મતલબ રાખી હશે તે જાણવાને ખાતરજ ફકત બીજાં ખાતાંઓમાં ચાલતા રવઇયા વીશે તેહકીક કરવામાં આવી છે, તે તપાસને તે રવઇયાના મુલ યા તેના અંત સાથે કાંઇ લાગતું વળગતું નથી.

બચાવ તરફથી એવી તકરાર કરવામાં આવી છે કે, ૧૮૮૪ અગાઉ જાહેર નાણાંથી બંધાયલી કોટમાં આવેલી "ગોદાવરાઓ"ની ફક્ત એકજ દરેમેહેર હતી. અને તે અગીઆરીનો પંથકી જો કે ગોદાવરો હતો અને મુખ્ય વપરાસ ગોદાવરા મોબેદોનો હતો છતાં, બીજા પંથવાળાઓને ત્યાં સઘળી કીયા કરવા દેવામાં આવતી હતી; તે ઉપરથી એવું અનુમાન કાઢવું જોઇએ કે આએ વાંધાવાલી દરેહમેહેર, કે જે પણ જાહેર નાણાંથી બંધાવાની હતી તેમાં પણ એવોજ રવઇઓ હોવો જોઇએ એમ નાણાં ભરનારાઓએ વીચાર્યું હોવું જોઇએ. પણ જો કે આપણે જાણતા નથી કે ગોદાવરા અગીઆરી બાંધવા અગાઉ જે અપીલ નાણાં ભરવા માટે બહાર પાડવામાં આવી હતી તે કેવી મતલબની હતી અને તેમાં ચોક્કસ પંથોને બાકાત રાખવાનો યા ચોક્કસ પંથને માટેનોજ કાંઇ ફકરો હતો કે નહીં; તો પણ આએ તકરારનો ખોલ્લો જવાબ એ છે કે, કોઇ નાણાં ભરનાર ખરી રીતે એવું અનુમાન કાઢી નહી શકે કે, એક ભગરિયા અગીઆરીનું મકાન પોતાના આગેવાન ગણાતા મકાનોનાં રવઇયાથી ઉલટો ગોદાવરા અગીઆરીનો રવઇયો અખત્યાર કરી શકે.

બચાવ તરફથી એવી દલીલ આગળ ધરવામાં આવી છે કે જ્યારે વાદીઓએ કબુલ રાખ્યું છે કે, પારકા પંથના મોબેદોને નાની કીયાઓ કરવા દેવાનો વીચાર હતો ત્યારે, મદેહનજરમાં આવેલા "વપરાસ" બોલનો અર્થ "તદન એખલો વપરાસ" થઇ શકે નહી, પણ તેનો અર્થ ફકત "મુખ્ય વપરાસ" થઇ શકે, અને તેથી જ્યાં સુધી વાદી પુરવાર કરી શકે નહી કે બીજાઓને દાખલ કરવાનું કામ કાયદા વીરૂદ્ધ છે ત્યાં સુધી કમીટી પોતાની મરજી પડે તેવી કોઇબી રીત બીજાઓને દાખલ કરવા માટે અખત્યાર કરી શકે. હું આવી દલીલ સાથ મળતો થતો નથી. એનો એટલોજ અર્થ થાય કે જ્યારે વાદી બચાવ તરફનું કહેવું થોડે ભાગે કબુલ રાખે છે તો તેણે બધુંજ કબુલ રાખેલું હોવું જોઇયે, અને આએ ખોટું છે એમ બતાવી આપવાનો બોજો વાદીને માથે નાંખવો જોઇયે.

આએ જેટલું કબુલ રાખવામાં આવ્યું છે તેમાં કાંઇ પણ એવું નથી કે જે કહેવામાં આવ્યું છે તેનાં કરતાં અંદર કાંઇ વધારે છે એવો તેનો અર્થ થાય. જો એમાં કાંઇ વધારે છે એમ કહેવું હોય તો તે બીજી રીતે પુરવાર કરવું જોઇયે. મદેહનજરના ૧૩ મા ફકરામાં આવેલા "વપરાસ" બોલના અર્થ ઉપરથી પણ દરેમેહેરને લગતી આખી મદેહનજરમાં "બીજાઓના વપરાસને લગતા કાંઇબી ઇસારાની ગેરહાજરીથી" એવું અનુમાન થઇ શકે. આવી ગેરહાજરી છતાં વાદી આટલું કબુલ રાખવાને ખુશી છે કે મુંબઇના આવાં બીજાં ખાતાંઓમાં ચાલતા રવઇયા ઉપરથી બીજાઓને થોડો વપરાસ કરવા દેવા માટેનું અનુમાન નીકળી શકે. આ કહેવું એમ સાબેત કરતું નથી કે બીજાઓને માટે એથી પણ

વધારે મોટો વપરાસ આપવાનું તેઓએ અક્કલ અનુસાર ધારેલું હોવું જોઇયે. આએ પ્રતીવાદીઓએ પુરવાર કરવું જોઇયે અને તેમ કરવાને તેઓ નીષફળ નીવડયા છે.

પ્રતીવાદીઓ તરફથી તકરાર લેવામાં આવી છે કે જ્યારે મદેહનજરના ૯ મા ફકરામાં એવું કહેવામાં આવ્યું છે કે "આવી એક દરેમેહેર એક હાથ ઉપર ચોકસ આસામીઓની આપખુદ સતામાંથી મોબેદોને આશરો આપશે અને બીજા હાથ ઉપર ચંદનવાડી ખાતેના બેહેદીનોની આવી એક દરેમેહેરની ગેરહાજરીમાં પડતી મુશકેલીઓ દુર કરશે" ત્યારે તો આવી દરેમેહેરનો લાભ મોબેદો અને બેહદીનો બંનેને આપવા માટેનો વીચાર રાખવામાં આવેલો હોવો જોઇયે અને જ્યારે સઘળા બેહદીનો ભગરિયા મોબેદો પાસેજ કામ કરાવતા નથી, ત્યારે તો બીજા મોબેદોનો પણ સમાવેશ કરવા ધારેલો હોવો જોઇયે. પણ મદેહનજરના ૧૧, ૧૨, ૧ અને ૧૯ ફકરાઓ વાંચવા ઉપરથી કાંઇ પણ શક રહેતો નથી કે બાંધવા ધારેલી દરેમેહેર ફકત ભગરિયાઓ માટેજ હતી. અને ચંદન વાડી ખાતેના જે બેહેદીનો તેનો લાભ લઇ શકે તેઓને માટે અને નહીં કે સઘળા બેહેદીનોને માટે. ભગરિયાઓ અગીઆરી ચંદનવાડી ખાતેજ માંગતા હતા. (જુવો તેઓની અરજી પુ. નં૦ ૨૩ અને મદેહનજરનો ફકરો ૧૧) અને તેથી તે ત્યાં બાંધવામાં આવી. ચંદનવાડી ખાતેના સઘળા બેહેદીનોએ તે માંગણી કીધી હતી નહીં. અને તે ચંદનવાડી ખાતેના સઘળા બેહદીનોને માટે બાંધવામાં આવી નહીં હતી, જો કે જેઓ તેનો વપરાસ કરી શકે તેઓને તેનો લાભ મલે. હવે હું તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૮૭ ના અનજુમનપત્ર (પુ. ૧૨ એફ)ના ગુણદોશ ઉપર આવીશ. જો આએ મુદ્દાના ૬ ઠા ફકરામાં ટાંકેલું વાકય તા૦ ૭-૭-૧૮૮૪ માં બહાર પાડવામાં આવેલી અસલ મદેહનજર (પુ. ૧૨ એ)માં મુકવામાં આવ્યું હતે તો પ્રતીવાદીઓનું કહેવું તદ્દન વાજબી ઠરતે અને આએ દાવો કદીબી માંડવામાં આવતે નહી. પણ આએ અંજુમન પત્ર, દરેમેહેર ખોલ્લી મુકવામાં આવી ત્યાં સુધી એટલે કે દરેમેહેરનું કામ તદ્દન પુરૂં થયું અને સઘળાં નાણાં ભરાઇ ગયાં ત્યાં સુધી બહાર પાડવામાં આવ્યો હતો નહી, અને આએ કહેવાની સામે પ્રતીવાદીઓ મજબુતાઇથી થઇ શકતા નથી. નાણાં ભરનારાઓની અસલ નેમ જેમ વાદીઓ કહે છે તેવીજ હતી તો કમીટીને તે નેમમાં ફેરફાર કરવાને કાંઇ પણ હક હતો નહી. પણ તેઓ તરફથી એવી તકરાર લેવામાં આવી છે કે અંજુમન પત્રમાં આવેલું આવું વાકય, અસલ નેમ શું હતી તે જાણવા માટે એક ઘણીજ સરસ સાબેતી છે, અને તે બતલાવે છે કે આગેવાન ભગરિયાઓનો મોટો ભાગ કે જેની કમીટી બનેલી હતી, અને જેઓમાંના કેટલાકોએ મોટાં નાણાં ભરયાં હતાં તેઓએ તે નેમ વશે શું ધાર્યું હતું. પહેલી નજરે જોતાં આ એક વજનદાર ધરખમ દલીલ લાગે છે, અને શરૂઆતમાં તેની મારા ઉપર ઘણી અસર થઇ હતી. પણ જે જબાની ત્યાર પછી પડી છે તેણે મારા મત પ્રમાણે તે દલીલની મહત્વતા તદ્દન તોડી નાંખી છે. યા તો ઘણી ઓછી કરી નાખી છે. અસલ કમીટીના ૬ સભાસદો જેઓએ આએ કેસમાં જુબાની આપી છે તેઓમાંના પાંચ જણાઓએ વાદી તરફથી કહ્યું છે કે, અસલ નેમ "ફકત ભગરિયાઓને માટેજ દરેમેહેર બાંધવાની હતી" અને તેમાં આલાત યા વગર આલાતની કાયા

કરવા માટે બીજાઓને દાખલ કરવાનો મુદ્દલ વીચાર રાખવામાં આવ્યો હતો નહી. આએ પાંચ ગ્રહસ્થોમાં સાક્ષી નં૦ ૧ મી૦ બી. એસ. માદન, નં૦ ૩ મી૦ એન. કે. આતીઆ, નં૦ ૫ મી૦ એફ. એચ. અરજાની, નં૦ ૧૨ મી૦ ફરદુનજી એમ. કાંગા સોલીસીટર અને નં૦ ૧૪ ડા૦ જીવનજી જે. મોદી છે અસલ કમીટીના ૯ ઠા સભાસદ કે જેઓએ આએ કેસમાં બચાવ તરફથી જુબાની આપી છે તે (સાક્ષી નં૦ ૨૦) ૮ મા પ્રતીવાદી મી૦ જે. ડી. નાદીરશા છે. જેઓએ બચાવ તરફથી મુખ્ય ભાગ લીધો છે અને આખા કેસમાં મી૦ પાવરીને સલાહ આપતા રહ્યા છે, તેઓનું આ બાબદમાં કહેવું નીચે મુજબ છેઃ—

"આએ કેહેવું ખરૂં નથી કે કમીટીનો વીચાર દરેમેહેરમાં બીજા પંથવાળાઓને પાવમેહેલની અથવા બીજી ક્રીયાઓ કરતાં અટકાવવાનો હતો, આએ કેહેવું ખરૂં નથી કે કમીટીનો વીચાર આખી દરેમેહેરનો વપરાસ એખલા ભગરિયાઓનેજ આપવાનો હતો, પણ આએ બાબદમાં કમીટીનો વીચાર એવો હતો કે ભગરિયાઓનો પહેલો વપરાસ રહેવો જોઇએ, પણ જો કાંઇ ખાલી જગ્યા હોય તો બીજા પંથવાલા મોબેદોને તે વાપરવા દેવાને કાંઈ વાંધો નહીં હતો, મહેહનજરમાં આવો વીચાર બહાર પાડવાને કાંઇ ખાસ કારણ નહી હતું. જો પારકા પંથવાલાઓ બાકાત રાખવાનો વીચાર રાખવામાં આવ્યો હતે તો તેમ ખોલ્લે ખોલ્લું જણાવવામાં આવ્યું હતે, કારણ કે આમ બાકાત રાખવાનું પગલું ચાલતા આવેલા રવઇયાથી ઉલટું થઈ પડતે. ભગરિયાઓનું ભલું કરવામાં જો અમો બીજાઓનું પણ ભલું કરી શકીએ તો તે ભલું બીજાઓને માટે પણ કરવામાં અમોને કાંઇ વાંધો હોઇ શકે નહી."

હવે જે પાંચ ગ્રહસ્થોએ વાદી તરફથી જુબાની આપી છે તેઓ ઘણાજ આબરૂદાર અને કોમમાં જાણીતા છે અને મી૦ નાદીરશા પણ કહે છે કે તેઓનાં ખરાપણાં વીશે તેવણને કાંઇ પણ શક નથી અથવા તેઓ જાણી જોઇને ખોટું કહી ગયા છે એમ પણ તેઓ ધારતા નથી. બીજા હાથ ઉપર મી૦ નાદીરશા પણ એક ઘણા પ્રમાણીક અને અંતઃકરણ પ્રમાણે ચાલનારા ઘણા ભણેલા ગ્રહસ્થ છે અને વાદી તરફથી પણ તે ના કહેવામાં આવ્યું નથી.

મી૦ નાદીરશા પોતાની અને બીજાઓની જુબાનીના હેરફેરપણા વીશે એવો ખોલાસો કરે છે કે બીજાઓ ખરી હકીકતો ભુલી ગયા હશે કારણ કે તેઓએ શરૂઆતમાંજ કમીટી સાથનો સંબંધ છુટો કીધો હતો.

પણ હું નહી ધારતો કે આએ ખરો ખોલાસો છે. મી૦ ફરદુનજી કાંગા એક સોલીસીટર છે અને ઘણાજ બાહોશ ગ્રહસ્થ છે, તેઓ કમીટીના સેક્રેટરી હતા અને "મહેહનજર" કે જેની નેમ વીશે હાલમાં તકરાર ચાલે છે તેનો ખરડો તેઓએ ઘડયો હતો. ડા૦ જીવણજી એક સારી રીતે જાણીતા અભ્યાસી અને વહેવારૂ માણસ છે, તેઓ "અંજુમન પત્ર" ઘડાયો તે વખતે કમીટીના એક સભાસદ હતા અને તે ઘડવામાં ભાગ લીધો હતો, તેવણ એ બાબદમાં જે અજવાળું પાડી શકયા છે તે વીશે હું હમણા બોલીશ.

મી૦ આંટીયાએ કમીટી ભેગી કરવામાં અને નાણાં ભરાવવામાં મોટો ભાગ લીધો હતો. મી૦ અરજાણીએ પણ કલકતાથી નાણાં ભરાવી આપવામાં મોટો ભાગ લીધો હતો

અને કમીટીએ તેવણુનો ઉપકાર માન્યો હતો. આ સઘળા ગ્રહસ્થો જે બાબદને માટે તેઓ મેહેનત કરતા હતા તે ભુલી જઇ નહી શકે.

મને જરા પણ શક નથી કે દરેક જણ તેઓ જણાવે છે તેવીજ નેમ સમજ્યા હતા અને તેવીજ રીતે મને શક નથી કે મી૦ નાદરશાહ જેમ કહી ગયા છે તેવીજ નેમ તેઓ સમજ્યા હતા. તે વખતે આ સવાલ ખુલ્લી રીતે ઉભો થયો હતોજ નહી, અને કમીટીના દરેક સભાસદ અને દરેક નાણાં ભરનાર આએ બાબદમાં જો તેણે કંઇ પણ વીચાર કર્યો હોય તોબી સઉ સઉ પોત પોતાનું મત ધરાવતા હતા.

બીજા પંથવાળાઓને તદ્દન બાતલ કરવાની મતલબ હતી એમ જણાવવા માટે મજકુર પાંચ ગ્રહસ્થોની સાક્ષીને સામી પક્ષ તરફથી કસુર કાઢવામાં આવ્યો છે, કારણ કે વાદી તરફના બીજા સાક્ષીઓ, સાક્ષી નં૦ ૨ મી૦ એફ. એમ. વજીફદાર, નં૦ ૪ મી૦ સી. એચ. મોદી, નં. ૬ મી. એ. ઇ. દસ્તુર તથા નં૦ ૭ મી. એફ. આર. કાંગા (વાદીઓમાંના એક) કે જેઓ બધા અગીઆરીમાં કામ કરનારા મોબેદો છે, તેઓએ બીજા પંથવાલાઓને માટે થોડી છુટછાટ મુકવાનું જણાવ્યું છે. આએ ગુચવણનો ખોલાસો સહેલો છે. છેલ્લા શાક્ષીઓ સઘળા મોબેદીનું કામ કરનારા છે, જેઓ છુટા પડયા તેની અગાઉ વાડીઆજીનાં આતશબેહેરામમાં કામ કરતા હતા, અને કુદરતી રીતે તેઓનું એવું માનવું હતું કે તે મકાનનો (વાડીઆજીનાં આતશબેહેરામનો) એકમતે સ્વીકારાયલો રવઇયો નવાં મકાનમાં પણ ચાલુ રાખવામાં આવશે. ડા૦ જીવનજી મોદી કે જેવણ સ્હેજસાજ મોબેદીનું કામ કરતા હતા તેઓ સીવાય મજકુર કમીટીના પાંચ ગ્રહસ્થો મોબેદીનું કામ કરનાર નહી હતા, અને તેઓએ કુદરતી રીતે ધાર્યું કે જ્યારે તેઓ ખાસ ભગરિયાઓ માટેજ એક અગીઆરી બાંધવાના હતા તો ત્યાં ભગરિયાઓજ કામ કરી શકે. આએમ બાબદ હું જે ઉપર કહી ગયો તેને દાખલા રૂપી ટેકો આપે છે કે દરેક જણે પોત પોતાની સમજણ અને માન્યતા પ્રમાણે આ કામની નેમ વીશે વીચાર કર્યો હતો.

તકરારી ફકરો "અંજુમન પત્ર"માં કેમ દાખલ થઇ શકયો તેનું ખોલ્લું કારણ ડા૦ જીવનજીની જુબાની ઉપરથી માલમ પડે છે. અંજુમન પત્રનો ખરડો ઘડી કાઢવા માટે તા૦ ૫-૭-૧૮૮૭ ને દીને કમીટીએ નીમેલી એક નાની પાંચ જણાઓની કમીટીના ડા૦ જીવનજી એક સભાસદ હતા. (જુઓ પુરાવો ૩૧ નાની કમીટી નેમવાને લગતા ઠરાવની નકલ) તે સબ કમીટીએ ત્રણ ખરડા ઘડી કાઢયા, કે જેમાંના એકમાં તકરારી ફકરો નહી હતો. કમીટીએ ત્રણે ખરડા સબ કમીટી ઉપર પાછા મોકલ્યા અને તેને એકજ ખરડો મોકલાવવાને જણાવ્યું, તે ઉપરથી એક ખરડો (પુ. ૨૮) કમીટી ઉપર મોકલવામાં આવ્યો, અને તા૦ ૨૧ મી આગરટે તે બહાલ રાખવામાં આવ્યો. આએ તકરારી ફકરા વીશે ડા૦ જીવનજી કહે છે કે:—

હું ધારૂં છું કે બીજા પંથના મોબેદોને કામ કરવા દેવાનો સવાલ પહેલો ઉભો કરવામાં આવ્યો તે એવી મતલબથી કે બેઉ મકાનો–અગીઆરી અને આતશબેહેરામ–વધારે લોકપ્રીય થાય અને એમ થવાથી વધારે નાણાં ખેંચાય."

મને જરાબી શક નથી કે તકરારી ફકરો દાખલ કરવાનું આએ ખરેખરૂં કારણ હતું.

આતશબેહેરામ તો હજી બાંધવાના હતા, તેને માટે તેમજ અગીઆરીના નીભાવ માટે નાણાંની મોટી જરૂર હતી. બીજા હાથ ઉપર મી૦ નાદીરશાએ જેમ બતાવ્યું છે તેમ "આ નવા મકાનના વીરૂધીઓ એવું કારણ બતલાવીને તેને તોડી પાડવાની કોશેશ કરતા હતા કે તે મકાન તો ફકત એક પંથના મોબેદોના એકલા વપરાસને માટેજ હતું" અને વાદીઓના સોલીસીટરે એવું બતાવવાને તા૦ ૨૧-૧૨-૮૫ ના "જામેજમશેદ"માં વાડીઆજીના આતશબેહેરામના દસ્તુરજી તરફથી છપાયલો એક પત્ર અત્રે રજુ કર્યો છે. (પુ. ૪૯) આ સઘળા હુમલાઓને પુગી વળવાને માટે મી૦ નાદીરશાના જણાવ્યા પ્રમાણે આએ તકરારી ફકરો દાખલ કરવામાં આવ્યો હતો. ત્યારે ખરૂં કારણ તો મકાનોની લોકપ્રીયતામાં વધારો કરવાનું અને વધુ નાણા ખેંચવાનું બેઉ પક્ષ તરફની સાક્ષી ઉપરથી જણાઇ આવે છે. આ બેઉ પક્ષના કહેવામાં ફરક છે તે માત્ર એટલોજ કે મી૦ નાદીરશાના કહેવા પ્રમાણે અસલ "મદેહનજર"માંથી જે સાર નીકળતો હતો તે આએ ફકરામાં ખુલ્લે ખુલ્લા શબ્દોમાં જણાવવામાં આવ્યું હતું, પણ ડા૦ જીવનજીના જણાવ્યા પ્રમાણે તે અસલ નેમમાં કીધેલો એક ઉમેરો હતો. આવો ઉમેરો કાયદા વીરૂદ્ધનો હતો અને તે વખતે જો કમીટીમાં એક ફરદુનજી કાંગા (જેઓ ૧૮૮૬ માં રીટાયર થયા હતા) જેવા કાયદાશાસ્ત્રી હતે તો આ ભુલ જરૂર બતાવી આપતે. ડા૦ જીવનજી ખુલ્લાં દીલથી પોતાની જબાનીમાં કહે છે કે "અમોને કાંઇ પણ ખબર નહી કે અમો કાંઇ કાયદા વીરૂદ્ધનું યા અનઘટતું કરતા હતા." અને જો કે સારી નીષ્ટાથી કામ કરનારા પણ કાયદા નહી જાણનારા ટ્રસ્ટીઓ મોટે ભાગે કેવી રીતનું કામ કરે છે તે ધ્યાનમાં લેતાં તેઓનું કહેવું માનવાને મને જરા પણ આંચકી લાગતી નથી.

મી૦ નાદીરશાના પોતાના બોલોમાં બોલ્યે તો કમીટીના સભાસદોએ એવું ધાર્યું હોય કે "ભગરિયાઓનું ભલું કરવા જતાં જો અમો બીજાઓનું પણ ભલું કરી શકતા હોઇએ તો તેમ કરવામાં અમોને કાંઇબી વાંધો હોઇ શકે નહી." ડા૦ જીવનજી એક પક્ષ માટેની મજબુત લાગણીથી દોરવાયા નથી, તેઓ મી૦ નાદીરશાના જેવાજ છુટા વીચારના છે, બેઉ જણાઓ સઘળાં બંધનો પડતાં નાખવાને અને સઘળા પંથના મોબેદો એકત્ર થાય એ જોવાને આતુર છે. આ બાબદમાં ભગરિયાઓને જે મોટો લાભ થવાનો હતો તે પોતાનાં મકાનને માટે વધુ નાણાં મેળવવાનો હતો. બેશક દસ્તુર જામાસ્પજી અને પેસ્તનજી કાંગા કે જેઓ વાદીઓના સાક્ષીઓના કબુલ કરવા પ્રમાણે ભગરિયા રેવાજોથી જાણીતા હતા અને જેઓએ આએ મકાન ઉભું કરવામાં અને તેનો વહીવટ કરવામાં મુખ્ય ભાગ લીધો હતો, તેઓ પણ અંજુમન પત્ર ઘડી કાઢનારી સબકમીટીના સભાસદો હતા; પણ તે ઉપરથી હું એવું અનુમાન કાઢી નહી શકુ કે તેઓના મનમાં પણ પહેલાંથીજ મી૦ નાદીરશાના જેવોજ વીચાર હતો, તેઓનો કેસ પણ ડા૦ જીવનજીને મળતોજ હોય. તેઓ જાણતા હોય કે અસલ નેમ પ્રમાણે બીજા પંથવાલાઓને બાકાત રાખવાના હતા, અથવા તેઓને જેમ વાડીઆજીનાં તેમજ માણેકજી શેઠનાં આગેવાન ગણાતાં ભગરિયા મકાનોમાં છુટછાટ મુકવામાં આવેલી હતી તેવી છુટછાટ આપવાની હતી. પણ તેઓને એમ પણ વીચાર આવેલો હોય કે ભગરિયાઓનાં પોતાના ભલાંને ખાતર અસલ નેમમાં તેઓએ ઉમેરો કરવો જોઇએ અને તેમ કરવામાં તેઓ કાંઇ ખોટું કરતા નથી એમ તેઓ

સમજેલા હોય, અને જો કામ કરનારા મોબેદોમાંના કોઇ વાંધો ઉઠાવે તો કેટલાંક ભગારયા મથકો પછી તે નાનાં પણ હોય ત્યાં ચાલતો આવેલો રવઇયો અખત્યાર કરવાને તેને સમજાવી લેવાને તેઓ શકતીવાન થઇ શકશે. તેઓએ એમ પણ ધારેલું હોય કે જયારે બીજાઓને દાખલ કરવાનું તેઓના પોતાના હાથમાં રહેશે ત્યારે તેઓ એમ કરવાથી ભગરિયાઓના લાભને કાંઇબી નુકસાન નહી પહોંચે તેની સાંભાળ રાખશે. ઉપર જણાવેલા વીચારો, અનજુમન પત્રમાં આવેલા તકરારી ફકરા ઉપરથી ધર્મખાતાંની અસલ નેમ વીશે કાંઇ પણ અનુમાન ખેંચતાં મને અટકાવે છે. ૧૮૮૭ (પુ૦ ન૦ ૧૬) અને ૧૮૯૭ (પુ૦ ન૦ ૯) ના કાયદા કાનુનો અનજુમન પત્રનો કુદરતી પડઘો હતો, અને તેની હસ્તી ઉપરથી અસલ નેમ વીશે હું કાંઇ પણ અનુમાન ખેંચી શકું નહી. બચાવ તરફથી એવી તકરાર લેવામાં આવે છે કે ૧૮૮૭ અને ૧૮૯૭ વચ્ચેની મુદતના અરસામાં નાણાં ભરનારા યા મોબેદો તરફથી કમીટી ઉપર એક પણ લેખીત "પ્રોટેસ્ટ" મોકલવામાં આવ્યો નહી, અને તેથી કરીને તે વખતે બીજા પંથવાળાઓને દાખલ કરવાનો ફકરો તેઓને અસલ નેમથી ઉલટો લાગેલો હોવો નહી જોઇએ. સામી પક્ષ તરફથી મોબેદીનું કામ કરતા ચાર શાક્ષીઓ (નં૦ ૨, ૪, ૬ અને ૭) કહી ગયા છે કે "દસ્તુર જામાસપજી અને પેસ્તનજી કાંગાને તેઓએ મોઢેથી પોતાનો વાંધો દર્શાવ્યો હતો." આ સાક્ષીઓને નહી માનવાવું મને કાંઇ પણ કારણ નથી. કારણ કે, તેઓની જબાનીને જે એક ઘણીજ વજનદાર બાબદથી ટેકો મળે છે તે એ કે હમણાં સુધી અંજુમન પત્ર અને કાયદા કાનુનોની હયાતી છતાં આએ દરેમેહેરમાં કોઇ પણ જગા અલાહેદી કાઢી આપવામાં આવી નથી, અને કોઇ પણ પારકા પંથના મોબેદે "આલાત સાથની" મોટી કીયા કરી નથી. બીશક શું બન્યું તેને લગતી આએ શાક્ષીઓએ આપેલી બધીજ હકીકતો બધીજ બાબદમાં ખરી લાગતી નથી, પણ ૨૫ વરસોના ગાળા પછી એવી તદ્દન ખરી હકીકતો મેળવવાની આશા રાખી શકાય નહી. માનવાજોગ લાગતું નથી કે દસ્તુર જામાસપજી અને પેસ્તનજી કાંગા કે જેઓ ઘણા આબરૂદાર માણસો હતા તેઓએ મજકુર શાક્ષીઓને એવું સમજાવ્યું હોય કે "તકરારી ફકરો થોડા હઠીલા સભાસદોના કહેવાથી ભંગાણ પડતું અટકાવવાને ખાતર ઉમેરવામાં આવ્યો હતો" કારણ કે ડા૦ જીવનજીની જુબાની ઉપરથી માલમ પડે છે કે તેઓ, જે સબ-કમીટીએ તે ફકરો કાંઇબી વીરૂદ્ધતા વગર પસાર કર્યો તેના આગેવાન સભાસદ હતા. (પુ૦ ૧૪)

પણ આટલુ જાણવું જોઇએ કે વાદીઓમાંના એક મી૦ એફ. આર. કાંગા એવું કહેતા નથી. તેવણે કહ્યું છે કે "દસ્તુરજી ગુસ્સે થયા અને મી૦ પેસ્તનજી કાંગાએ તેઓને શાંત થવા કહ્યું, અને તે બેઉ જણાઓએ તેઓને સમજાવ્યું કે ખરી રીતે તો જે બાબદ વીશે તેઓ વાધો લેતા હતા તેવી બાબદ બનવા પામશેજ નહી." જયારે મોબેદોને જે જોઇતું હતું તે મલ્યું, એટલે લેખીત અરજી કરવાની કાંઇ જરૂર હતી નહી.

આએ પણ નોંધી રાખવું જોઇએ કે જો આએ વખતે આએ બાબદમાં જાહેર ચકચાર થતે તો મકાનનાં વીરોધીઓનાં હાથમાં તે એક મુખ્ય હથીઆર થઇ પડતે, નાણાં ભરાતાં અટકી પડતે, અને આતશબેહેરામ બાંધવાના સંભવો ઘણા ઓછા થતે. આ કામ કરનારા મોબેદો તેમજ દસ્તુરજી અને કમીટીના સભાસદોએ એમ વીચાર કીધેલો હોવો

જોઇએ. તેથી ને તેઓ આએ બ્યવારૂ ગોઠવણપર આવેલા દીસે છે કે "કાયદા કાનુનો એમના એમ રહેશે પણ તે વખતે તે અમલમાં મુકવામાં આવશે નહી."

જેવું આતશબેહેરામ તઇયાર થઇ ખુલ્લું મુકાયું કે દસ્તુરજીએ કાયદા અમલમાં મુકવાની તજવીજ કીધી અને તે હુકમની સામે લેખીત અરજીઓ કરવામાં આવી. અને તેનું પરીણામ આપણે ૬ ઠા ફકરામાં જોઇ ગયા છીએ. બચાવ તરફથી એવું કહેવામાં આવે છે કે, "બીજા પંથવાળાઓને પરવાનગી આપવામાં આવી નહી હતી, કારણ કે ભોંયતળીએ ઉપરથી ધુલારૂ પડતું અટકાવવાને માલ ઉપર બરાબર સીલીંગ હતી નહી, અને તેથી કરીને જ્યારે ભોંયતળીએ ક્રીયા ચાલતી હોય ત્યારે પહેલો માલ વાપરતા ભગરિયાઓને તેમ કરતાં અટકવું પડે." હું ધારૂ છું કે આ તો એક અમથું બહાનું છે કે જેમ વાદી તરફના શાક્ષીઓ જણાવે છે. જેમ ભગરિયાઓ ક્રીયાકામ કરી શકે તેમ બીજાઓ પણ કરી શકતે, જો કે તેમ કરતાં થોડો વખત પહેલે માલનો ઉપયોગ કરતાં અટકવું પડે. દસ્તુરજી આએ અગવડ વીશે જાણીતા હોવા જોઇયે, અને છતાં ૧૮૯૭ માં તેઓએ પરવાનગી આપી.

બચાવ તરફના ત્રણ શાક્ષીઓ (ના૦ ૧૫, ૨૨, ૨૧,) એવું પુરવાર કરવાને લાવવામાં આવ્યા છે કે ચોક્કસ નાણું ભરનારાઓને દસ્તુર જામાસ્પજી તરફથી તેમજ બીજાઓ જેઓ આ મકાનને માટે નાણાં ભરાવતા હતા તેઓ તરફથી એવુ સમજાવવામાં આવ્યું હતુ કે:–" બીજા પંથના મોબેદોને તેમાં કામ કરવા દેવામાં આવશે " અને જો તેમ નહી હતે તો તેઓ નાણાં ભરતે નહી. તેવીજ રીતે બીજી તરફથી શાક્ષીઓ (નં૦ ૩, ૫, ૧૩ કહી ગયા છે કે જો બીજાઓને દાખલ કરવાનો વીચાર હતે તો તેઓ નાણાં ભરતે નહી, અને એવું કહીનેજ બીજાઓ પાસેથી તેઓ નાણાં ઉઘરાવતા હતા.

ખરી રીતે જોતાં ચોક્કસ નાણાં ભેગાં કરનારાઓએ શું કહ્યું અને ચોક્કસ નાણાં ભરનારાઓએ શું ધાર્યું તે સઘલા નાણાં ભરનારાઓ ઉપર બંધન કરતા થઇ શકે નહી, અને જે બેઉ પક્ષના સોલીસીટરો તરફથી તકરાર કરવામાં આવી છે તે એમજ છે. મારે વધુમાં કહેવું જોઇએ કે આ મુદ્દા ઉપર લેવાયલી જુબાનીનો મોટો ભાગ તદ્દન એક એકને મોઢે સમજેલી વાત છે અને તેથી એ બાબદમાં ભુલો થવાના ઘણા સંભવો છે. જેમકે શાક્ષી હોરમસજી કાવસજી એદનવાલા કહે છે કે તેવણના બાવા કાવસજીએ તેવણને એડનમાં કહ્યું હતું કે " દસ્તુર જામાસ્પજીએ તેવણને (કાવસજીને) મુંબઇમાં કહ્યું હતું કે બેહેદીનોને આએ દરેમેહેરમાં પોતાની મરજીના કોઇ પણ પંથના મોબેદ પાસે ક્રીયા કરાવવા દેવામાં આવશે." અને આમ કહેવા પછીજ તેવણે નાણાં ભરવાની હા પાડી, અને એ ક્રીયાઓ તો એવી કે જે ગુજરેલાંના સંબંધમાં થઇ શકે જેવી કે ઇજશને અને વંદીદાદ. હવે મી૦ હોરમસજી એક ઘણાજ આબરૂદાર ગૃહસ્થ છે અને તેવીજ રીતે તેવણના બાવા કાવસજી પણ હતા, અને તેઓના ખરાપણાં વીશે કાંઇ પણ શક હોઈ શકે નહી. પણ સવાલ એ છે કે આએ બાબદમાં કાંઇ ગેરસમજુતી થઇ છે કે કેમ? બનવા જોગ છે કે દસ્તુરજી જામાસ્પજીએ મી૦ કાવસજીને કહ્યું હોય કે " સઘળા પંથના મોબેદોને કામ કરવા દેવામાં આવશે " અને તેવણ વગર આલાતની ક્રીયાઓ અને બાજ કે જે બેહેદી-

નાને લાગેવળગે છે ત્યાં સુધી ઘણીજ સાધારણ ક્રીયાઓ છે તેની બાબદમાં ખરા હોઇ શકતે અને મી૦ કાવસજીનાં મન ઉપર એવો છાપ બેસી ગયો હોય કે સઘળી ક્રીયાઓ ઇજશને અને વંદીદાદ સુદ્ધાં કરવા દેવામાં આવશે. દસ્તુર જામાસ્પજી જેવાએ પણ મી૦ હોરમસજી વાપરે છે તેવા ઘણા બોહલા શબ્દો વાપર્યા નહી હોય, કારણ કે તેનો અર્થ તો "સઘળા પંથોને એકસરખી સગવડ કરી આપવાની મતલબ હતી" એવો થાય અને મી૦ પાવરી પણ એવી રીતનું કહેતા નથી. આએ નોંધ લેવી જોઈએ કે જો કે મી૦ કાવસજીએ આતશબેહેરામના ગુંબજ માટે રૂ. ૧૦૦૦૦ આપ્યા પણ દરેમેહેરને માટે તો ફકત ૫૦૦ રૂપીઆ આપ્યા, અને પહેલી બક્ષેસ આપવાને લગતા કાગળમાં (પુ૦ નં૦ ૩૩) જો કે કેટલીક શરતો દરશાવવામાં આવી છે તોપણ બીજા પંથવાલાઓના વપરાસની બાબદમાં કાંઇ પણ કહેવામાં આવ્યું નથી.

શાક્ષી (નં૦ ૨૨) મી૦ અરદેશર શાપુરજી નારીઅલવાલા કે જેવણ પણ એક ઘણા આબરૂદાર ગહસ્થ છે, તેવણ કહે છે કે તેવણના બાવા, તેવણ પોતે અને તેવણના સગાંવહાલાંઓએ દરેમહેરને માટે કેટલીક નાણાંની રકમો ભરી હતી અને આતશબેહેરામને માટે કેટલીક મોટી રકમો આપી હતી. જ્યારે દસ્તુર જામાસ્પજી નાણાં ભરાવવા તેવણના બાવા આગળ ગયા ત્યારે તેવણે દસ્તુરજીને પુછયું કે દરેમહેર કોણને માટે બાંધવાની હતી? જેના જવાબમાં દસ્તુરજીએ કહ્યું કે તે ભગરિયા મોબેદો તેમજ બીજા પંથના મોબેદોના વપરાસને માટે હતી. શાક્ષી કહેતા નથી કે દસ્તુરજીએ બીજા પંથના મોબેદો કઇ કઇ ક્રીયાઓ કરશે તે વીગતવાર જણાવ્યું હતું, અને તેથી બનવા જોગ છે કે દસ્તુરજીની મતલબ નાની ક્રીયાઓ કરવા માટે હોય.

પુનાવાળા સરદાર દસ્તુર કૈકોબાદ (સાક્ષી ન૦ ૨૧) કહે છે કે બે ભગરીઆ મોબેદો નાણાં ઉઘરાવવાને પુના ખાતે ગયા હતા અને તેવણના કાકા હોશંગજીને ઘરે ઉતરયા હતા. ત્યાર પછી તેવણ કહે છે કે "તે વખતે દસ્તુર હોશંગજીએ તેઓને કહ્યું કે જો તેઓ એમ કહેશે કે ઉઘરાણું ફકત ભગરીઆઓ માટેજ છે તો બેહેદીન સાહેબો બેદરકાર રહેશે અને જીવ જેવું નાણું ભરશે નહિ, તે ઉપરથી મોબેદો બોલ્યા કે જો કે આતશબેહેરામ ભગરિયાઓ માટે થવાનું હતું. તોપણ સઘળા પંથવાળાઓને છુટ રહેશે. કંઇ ચોકકસ ક્રીયાઓ કરવાની છુટ રહેશે તે વીષે તે વખતે કાંઇ બોલાયું નહી હતું, પણ સાધારણ રીતે એમ બોલવામાં આવ્યું હતું કે અગીઆરી સઘળાઓના વપરાસને માટે ખુલ્લી રહેશે." આ ઉપરથી જોઇ શકાશે કે દસ્તુરજીની સંભાલભરી ભાશા વાદીઓના કેસને બંધબેસતી છે.

આ ઉપરથી માલમ પડશે કે અમુક નાણાં ભરનારાઓ અને કમીટીના સભાસદોનાં મતોમાં ફરક પડતો હતો, કેટલાકો ધારતા હતા કે બીજાઓને તદનજ બાતલ કરવામાં આવશે; કેટલાકો થોડી છુટછાટ મુકાશે એમ ધારતા હતા, કે જેમ મુંબઇના આગેવાન ભગરીઆ મકાનોમાં હતું અને વળી કેટલાકો કોઈપણ જાતની બાધ નહી રહેશે એમ ધારતા હતા,

હવે મારે ચુકવવાનું છે કે ખરો વીચાર શું હતો?

છેલ્લો વીચાર મને તદન ખરો લાગતો નથી, કારણ કે તે વખતના સઘળા સંજોગો જોતાં કોઈપણ માણસ અક્કલ અનુંસાર " મહેદુનજર " ઉપરથી એવો સાર કાઢી શકે નહી. જો મને ફકત મદ્દેહનજર ઉપરથીજ મારૂં મત આપવાનું હતે તો હું કહી શકતે કે પેહેલો વીચાર તદન ખરો હતો, પણ વાદીઓના સોલીસીટરના એકરાર તરફ જોતા તેમજ વાદીના સાક્ષીઓ જેઓ કામ કરનારા મોબેદો છે અને જે એકરાર તેઓએ ૧૮૯૭ માં કીધો હતો, ( પૂરાવો ૧૦ ) તે તરફ જોતાં અને ૧૮૯૭ થી હાલ સુધી ચાલતા આવેલા રવઈયા તરફ જોતાં મેં બીજો વીચાર કબુલ રાખ્યો છે.

હવે હું મીનોચેહેર હોમજીવાળા અને વહાડયાજીનાં આતશબેહેરામના મોબેદોને આએ અગીયારીમાં " બાજ "ની ક્રીયા કરવા દેવી કે નહી તે સવાલ હાથ ધરીશ.

મીનોચેહેર હોમજીવાળાઓને માટે સવાલ એ છે કે તેઓને ૧૮૮૪ની આંગમચ વહાડયાજીનાં આતશબેહેરામમાં અને માણેકજી શેઠની અગીયારીમાં બાજ ધરવા દેવામાં આવતી હતી કે નહી ? કારણ કે વાદીઓએ કબુલ રાખ્યુ છે કે જે રવઇયો તે મકાનોમાં હોય તે આએ મકાનને પણ લાગુ પડે. હું ચુકવું છું કે તેઓને તેમ કરવા દેવામાં આવતું હતું. સાક્ષી ( ના૦ ૧૯ ) મી૦ જે. એમ. મોબેદજી કે જેઓ એક ભગરીયા મોબેદ છે અને જેઓ છુટા પડવાની આગમજ વહાડયાજીનાં આતશબેહેરામમાં કામ કરતા હતા, તેઓની તેમજ સાક્ષી ( ના૦ ૨૩ ) મી૦ પી. ઇ. દાદાચાનજી કે જેઓ એક આગેવાન મીનોચેહેર હોમજી મોબેદ છે, તેઓની આ બાબદમાં ખુલ્લી જબાની પડી છે. પહેલાં સાક્ષી કહે છે કે તેઓએ મીનોચેહેરહોમજીવાળાઓને એમ કામ કરતા જોયા છે અને બીજા કહે છે કે તેવણે પોતે ૧૮૮૪ની અગાઉ બેઉ મકાનોમાં બાજ ધરી હતી, હું માની શકતો નથી કે આએ બેઉ મુદ્દાઓ ઉપર બેઉ સાહેબો તદન જુઠું બોલી ગયા છે. બીજી પક્ષ તરફથી આપેલી જબાની મોટે ભાગે નકારમાં અપાયલી હોય એવી છે અને તેથી તેની ઉપર ઘણો વજન મુકી શકાય નહી, કારણ કે સાક્ષીઓની જાણ વગર પારકાંઓ આવી ક્રીયા કરી ગયા હોય.

ઉપર ટાંકેલા ૬ ઠા ફકરામાં આવેલી ભગરયાઓએ ૧૮૯૭ માં કીધેલી અરજીના ફકરાથી મારી માનયતાને મજબુત ટેકો મળે છે. એ ફકરામાં બાજને એક નાની ક્રીયા તરીકે જણાવી છે અને તે અને બીજી વગર આલાતની ક્રીયાઓ વચ્ચે કાંઇ તફાવત રાખવામાં આવ્યો નથી અને તેમાં કેઠે પણ કહેવામાં આવ્યું નથી કે મીનોચેહેર હોમજી વાળાઓને બાજ તેમજ બીજી નાની ક્રીયાઓ કરતાં બાકાત રાખવાના છે. હમણા પણ કબુલ કરવામાં આવ્યું છે કે મીનોચેહેરહોમજીવાળા નાની ક્રીયાઓ કરી શકે. જો બાજ માટે કાંઇ પણ ફરક રાખવામાં આવ્યો હતે તો મારી ખાતરી છે કે પુ૦ ૧૦ માં બતાવવામાં આવ્યું હતે.

વહાડયાજીના આતશબેહેરામના મોબેદો વીશેનો સવાલ લગાર વધારે શકમંદ છે. છુટા પડવાની અગાઉ તેઓના બાબમાં કાંઈ રવઇયો હોઇ શકે નહી, પણ હાલમાં સઘળા સંજોગો જોતાં તેઓને એક જુદા પંથ તરીકે ગણવામાં આવે છે.

વાદી મી૦ એફ. આર. કાંગા (શાક્ષી નં૦ ૭) પોતે કહે છે કે, "જેમ બીજા પંથવાળાઓ સાથે તેમજ વહાડયાજીના આતશબેહેરામવાળાઓ સાથે આલાત વગરની ક્રીયાઓ કરવામાં કાંઈ વાંધો નથી અને મુકદમાંવાળી દરેમેહેરમાં પણ તેઓને વગર આલાતની ક્રીયાઓ કરવા દેવામાં આવે છે." આ સંજોગો જોતાં હું નહી ધારતો કે બાજ કે જે પુરાવા નં૦ ૧૦ પ્રમાણે આલાત વગરની ક્રીયાઓને મળતી ક્રીયા છે, તેનાં બાબમાં તેઓને જુદા ગણવાનું કામ અક્કલ અનુસાર હોય.

હવે હું વાદીઓ તરફથી લેવામાં આવેલી કેટલીક તકરારો કે જે મને ટકી શકે એવી લાગતી નથી તે વીશે ટુંકમાં બોલીશ, કે જેથી કરીને તેઓના બાબમાં ખામોશી અખત્યાર કરવાથી કાંઇ ગેરસમજુતી ઉભી થાય નહી.

નવસારીમાં ચાલતા રવઇયા વીશે અને મુંબઇનાં ભગરીયા મકાનો અને મોબેદોને તે લાગુ પાડવા વીશે ઘણું બોલાયું છે. હું ધારૂં છું કે ઘણાંક કારણોને લીધે નવસારીનો રવઇયો હાલના મુદ્દાને લાગુ પાડી શકાય નહી.

પહેલું કારણ એ કે, નવસારીના કાયદા પ્રમાણે ભગરીયા અને મીનોચેહેરહોમજી સીવાયના કોઇપણ પંથના મોબેદ ત્યાં કોઇપણ ક્રીયા કરી શકે નહી.

બીજું એ કે, ભગરીયા અને મીનોચેહેરહોમજી વાળાઓની નવસારીની વડી દરેમેહેરોમાં બીજા પંથનો કોઇપણ મોબેદ "આલાત" સાથની યા આલાત વગરની કોઇપણ ક્રીયા કરી શકે નહી.

તેથી કરીને ત્યાંનો રવઇયો વાદીઓ જેવા રવયાની હીમાયત કરે છે તેવો નથી, તેમજ પ્રતીવાદીઓ જેની હીમાયત કરે છે તેવો નથી. મુંબઇમાં વસ્તા ભગરીઆઓનાં વડાં મથક તરીકે આએ મુકદમાવાળી દરેમેહેર વીશે અને આવાં એક મથક સાથે જોડાયલા ઘણાંક રેવાજો વીશે ઘણું બોલાયું છે, પણ હું ધારૂં છું કે આવા રેવાજો યા તેઓની બંધન કરતા સતા વીશે વીચાર કરવો તદન બીનજરૂરનું છે, કારણ કે મુકદમાવાળી દરેમેહેરને તેનો પાયો નાખતી વખતે વડું મથક તરીકે ગણવામાં આવી હતી નહી અને ૧૮૯૭ માં આતશબેહેરામ પ્રથાયા ત્યાં સુધી તેને તેમ ગણી શકાય નહી. જે આએ કેસમાં નક્કી કરવાનું હતું તે પાયો નાખતી વખતે દરેમેહેરમાં શું રવઇયો ચાલુ રાખવો તે હતું. કોઈએ પણ એવું સુચવ્યું નથી કે ૧૮૮૪ થી ૧૮૯૭ સુધી એક જાતનો રવઇયો અને ત્યાર પછી બીજી જાતનો રવઇયો હતો.

આ ખતમ કરવા અગાઉ આ વાતની મારે નોંધ લેવી જોઇયે કે બેઉ પક્ષકારોના ધારાના હીમાયતીઓ મેશરસ પાવરી અને ઈશાની દરેક પોતાના કેસમાં ઘણા ઉંડાણથી ઉતર્યા છે અને દરેક મુદદાઓ ઉપર લંબાણથી તકરાર લીધી છે અને તેથી કરીને તેઓએ મારૂં કામ ઘણું સહેલું કરી આપ્યું છે. વગર શકે આ મુકદમો ઘણો લંબાયો છે, પણ તે એવાં કારણને લીધે કે જેની ઉપર ખરી રીતે મને કાંઇ કાબુ હતો નહીં અને હું નહિં ધારતો કે જે ઢીલ થઇ છે તેથી કોઇને પણ ખરેખર

નુકસાન પહોંચ્યું હોય, કારણ કે જે રવઇયો હાલ મોજુદ છે તેનેજ મેં નકી કરી આપ્યો છે.

(સહી) એમ. પી. ખરેગાટ.

૧૨ મી જુલાઈ ૧૯૧૫.

આજે બેઉ પક્ષના સોલીસીટરો સમક્ષ આ મેં વાંચ્યું છે.

(સહી) એમ. પી. ખરેગાટ;

૧૨ મી જુલાઇ ૧૯૧૫.

શાક્ષી (સહી) ડી. બી. થાણાવાલા.[૧]"



## (તા૦ ૧૩ મી જુલાઇ ૧૯૧૫ ના "જામે જમશેદ" ઉપરથી.)

"અત્રેના અંજુમનના આતશબેહેરામની કારોબાર મંડળી સામે ભગર અંજુમનના બે સભાસદો એરવદો એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા તથા ફરેદુન રતનજી ડાંગાએ, એડવોકેટ જનરલની સંમતીથી ૧૯૦૮ માં હાઇ કોરટમાં એક મુકદમો નોંધાવ્યો હતો, એવું જણાવીને કે ૧૯૦૧ ના સાલમાં કરવામાં આવેલું આતશબેહેરામનું ત્રસ્ટડીડ, આતશબેહેરામ સ્થાપવા માટે ૧૮૮૪ માં બાહેર પાડેલી "મદેહનજર"માં આપેલી કબુલાતથી ઉલટું છે, તેમજ નવસારીની વડી દરેમેહેરને મળતી ભગરસાથ અંજુમનના કદીમ તરીકા અને બંદોબસ્તોની આડે જનારૂં છે. આ મુકદમો "એડવોકેટ જનરલ અને બીજાઓ વીરૂધ મેશરસ જાલભાઇ અરદેશર શેઠ અને બીજાઓ"ના નામથી જાણીતો છે. એ મુકદમાની કેટલીક તકરારી બાબદોનો ફડચો હાઈ કોરટની "કનસેન્ટ ડીકરી" મેળવીને બંને પક્ષની સંમતીથી કરવામાં આવ્યો હતો, પરંતુ મુખ્ય અગત્યના એક વાંધાનું સમાધાન સમજુતીથી કરી શકાય તેમ નહી જણાયાથી બંને પક્ષોએ તેનો નીવેડો લાવવાનું કામ આપણી પારસી પંચાયતના ત્રસ્ટી અને રીટાયર્ડ સીવીલ્યન જડજ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટ આઇ. સી. એસ. ને લવાદ તરીકે હાઇ કોરટની સંમતીથી સોંપ્યું હતું.

ભગરિયાઓએ મુખ્ય વાંધો એ ઉઠાવ્યો હતો કે આતશબેહેરામને લગતી દરેમેહેરમાં ભગરિયા સીવાય પારકા પંથના કોઇબી મોબેદને ઇજશને વંદીદાદ, તથા નીરંગદીન કરવા દેવાની રજા આપવી જોઇયે નહી, તેમજ મીનોચેહેરહોમજી પંથના તથા વાહાડયાજીના આતશબેહરામના મોબેદોને બાજ ધરવાની ક્રીયા વટીક કરવા દેવાની રજા આપવી જોઇયે નહી. જ્યારે પ્રતીવાદીઓ જેઓ મજકુર આતશબેહરામની કમીટીના સભાસદો હતા તેઓ તરફથી એવું કહેવામાં આવ્યું હતું કે ત્રસ્ટડીડ પ્રમાણે ઉપલી રજા જ્યારેબી કમીટીને દરૂસ્ત લાગે ત્યારે આપવાની કમીટીને સત્તા છે.

આ મુકદમો શેઠ ખરેગાટે આતશબેહેરામના હોલમાં પોતાની બેઠક રાખી બંને પક્ષના સોલીસીટરોને સગવડ પડતા દીવસોએ સાંભળ્યા બાદ, ગઇ કાલે પોતાનો ચુકાદો

---

૧ અંગ્રેજીમાં લખાયલા અસલ ચુકાદાનો ઉપલો ગુજરાતી તરજુમો, એરવદ બહમનજી માણેકજી ઉનવાલા બી. એ. એલ. એલ. બી. એ મેહરબાનીની રૂયે મને કરી આપ્યો હતો. અને તે તા૦ ૧૨ મી, ૧૩ મી, ૧૪ મી, ૧૬ મી તથા ૧૭ મી આગસ્ટ ૧૯૧૫ના "જામે જમશેદ" પત્રના અંકોમાં સંપુરણ પ્રગટ થયો હતો.

ભગરસાથ અંજુમનની તરફેણમાં વાંચી સંભળાવ્યો હતો, જે સહી સાખ કરી કાયદાસર તેઓ હવે પછી હાઇ કોરટ ઉપર મોકલાવી આપશે. શેઠ મંનચેરજી ખરેગાટે ૫૬ દીવસ આ મુકદમો સાંભળ્યો હતો. વાદીઓ તરફથી મી૦ ઇરાની સોલીસીટર અને પ્રતીવાદીઓ તરફથી મી૦ પાવરી સોલીસીટર હાજર થયા હતા. શેઠ ખરેગાટે એવી મતલબનો ચુકાદો આપ્યો છે કે મજકુર દરેમેહેરમાં નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરિયા મોબેદોથીજ પાવમેહલની આલાટ સાથની ક્રીયા જેવી કે ઈજશને, વંદીદાદ તથા નીરંગદીન થઇ શકે અને બીજા પંથના મોબેદોને તેવી ક્રીયા કરવા દેવાની રજા આપી શકાય નહી; પણ બાજ ધરવાની તથા સરવે નાની ક્રીયાઓ મીનોચેહેરહોમજીના પંથના તથા વાહડયાજીનાં આતશબેહેરામના મોબેદોને તથા બીજા કોઇબી પંથના મોબેદોને કરવા દેવાની રજા આપવાને પ્રતીવાદીઓ એટલે કમીટીને પુર સત્તા છે.

આ ચુકાદો સાંભળવાને મોબેદો મોટી સંખ્યામાં આતશબેહેરામમાં હાજર થયા હતા. ચુકાદો આપીને શેઠ મંચેરજી ખરેગાટ નીચે ઉતરતાં મોબેદોએ તેઓને આવકાર આપી, ત્રણ વરસ સુધી કેસ સાંભળવામાં અને તેમ કરી હાઇ કોરટ મધે હજારો રૂપીઆનો ખરચ થતો બચાવવામાં તેઓએ ભગરસાથ અંજુમનની ઘણી કીંમતી સેવા બજાવેલી જણાવી, તેઓને ફુલનો હાર તથા તોરો અર્પણ કીધો હતો. તેવુંજ માન મોબેદોના સોલીસીટર મેશરસ મુલ્લાં એંડ મુલ્લાંવાલા મી૦ દીનશાહ જીજીભાઈ ઇરાની અને એ કેસ માથે ઉઠાવી પહેલાંથી સેવટ સુધી તેમાં મહેનત કરી અંજુમનના હકો જાળવનાર એરવદ ફરેદુન રતનજી કાંગાને આપી તેઓને પણ હાર તોરા આપ્યા હતા."

## લવાદના ચુકાદા ઉપરથી લેવાયલું કોર્ટનું હુકમનામું.

"મુંબઈની હાઇ કોર્ટમાં સાધારણ અસલ દીવાની હકુમત.

૧૯૦૮ નો મુકદમો નંબર ૨૨

નામદાર જડજ દાવરની હજુરમાં.

મુંબઇના નામદાર એડવોકેટ જેનરલ

ફરેદુન રતનજી કાંગા અને એરચજી ફરામજી દસ્તુર મહેરજીરાણાં—

બેઉ. મુંબઇના પારસી રહેવાસી, પહેલા મુંબઇ ધોબીતલાવના રહેવાસી અને બીજા મુંબઇના કોટની બહાર ચોપાતીના રહેવાસી–ના કહેવાથી—વાદી

વીરૂધ.

કાવસજી મેરવાંનજી શેઠ મુંબઇના પારસી રહેવાનું કોટની બહાર પેદર રોડ ઉપર (૨) બહેરામજી નશરવાંનજી સીરવાઇ મુંબઇના પારસી રહેવાનું મઝગામ કોટની બહાર (૩) દસ્તુરજી સાહેબ કેખસરો જામાસ્પજી જામાસ્પઆસાના મુંબઇના પારસી રહેવાનું કોટમાં ગનબાવા સ્ટ્રીટ (૪) દસ્તુર મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પઆસાના મુંબઇના

પારસી રહેવાનું કોટમાં ગનબાવા સ્ટ્રીટ (૫) ફરદુનજી પાલનજી પાવરી મુંબઇના પારસી રહેવાનું કોટમાં મોદીખાને (૬) જમશેદજી દાદાભાઇ નાદરશા મુંબઇના પારસી રહેવાનું કોટમાં બઝાર ગેટ સ્ટ્રીટ (૭) નાનાભાઇ નવરોજી કાતરક મુંબઇના પારસી રહેવાનું કોટની બહાર ગ્રાંટરોડ (૮) શેરાબ ખરશેદજી નરીમાન મુંબઇના પારસી રહેવાનું કોટમાં હોરનબી રોડ (૯) જમશેદજી મેરવાંનજી આંતીઆ મુંબઇના પારસી રહેવાનું ફ્રીયર રોડ (૧૦) બેજનજી રતનજી કોટવાલ વાંદરાના પારસી રહેવાનું મુંબઇ શેહેર અને તાપુની બહાર વાંદરા ખાતે (૧૧) ફીરોઝ ખરશેદજી શેઠના મુંબઇના પારસી રહેવાનું કોટમાં હોરનબી રોડ (૧૨) માનેક રૂસ્તમજી શેઠના મુંબઇના રહેવાસી રહેવાનુ કોટની બહાર ભાયખલા બેલાસીસ રોડ (૧૩) અસપંદીયારજી બરજોરજી પંથકી મુંબઇના પારસી રહેવાસી રહેવાનું કોટની બહાર ધોબીતલાવ (૧૪) શાપુરજી બહેરામજી કાતરક મુંબઇના પારસી રહેવાનું કોટની બહાર ગ્રાંટરોડ ગીલડર સ્ટ્રીટ.–પહેલા બે જણાઓ તે ૨૩ મી નવેમ્બર ૧૯૦૧ નાં ટ્રસ્ટડીડના ટ્રસ્ટીઓ અને સઘલા ૧૪ પ્રતિવાદીઓ તે મજકુર ટ્રસ્ટડીડમાં જણાવેલી મેનેજીંગ કમીટીના સભાસદો— પ્રતિવાદીઓ.

વાદીની અરજ એવી છે કે દાવામાં જણાવેલાં અનજુમનના અગીઆરી અને આતશબેહરામના કાયદાસરના વહિવત અને કારોબાર માટે દાવા સાથે જોડેલા સરકયુલર (પુરાવો, એ.) પ્રમાણે જે જે કામો માટે નાણાં ભરાયાં હતાં તેને વલગીનેજ એક યોજના ઘડી કાઢવી તથા એમ જાહેર કરવું કે દાવામાં જણાવેલું ૧૯૦૧ નું ટ્રસ્ટડીડ નકામું છે અને કોઇને પણ બંધન કરતા નથી અને જો જરૂર જણાય તો તેને રદ કરવું તથા મજકુર અગીઆરી તથા આતશબેહરામને લગતી મીલકતના ટ્રસ્ટીઓ નેમવા તથા એમ જાહેર કરવું કે ૧૯૯૨ નાં વરસમાં નીમાયલી મેનેજીંગ કમીટી દાવા સાથે જોડેલા સરકયુલરમાં જણાવેલી મેનેજીંગ કમીટીની જગ્યા લે છે તથા એમ જાહેર કરવું કે મજકુર અગીઆરી અને આતશબેહરામમાં નવસારીના ભગરિયા મોબેદો સિવાય બીજા મોબેદોને પણ કામકાજ કરવાનો હક્ક છે એમ જે કહેવામાં આવ્યું છે તે રદ બાતલ છે અને કાંઇ પણ અસર કરનારૂં નથી. અને ઉપર કહેવા પ્રમાણે જે જે ધર્મના કામો માટે નાણાં એકઠાં કરવામાં આવ્યાં હતાં તેનાં અસલ બંધારણમાં ફેરફાર કરવાને કોઇ પણ પારસી યા પારસીઓને કાંઇપણ સત્તા નથી, તથા ધર્માદા ટ્રસ્ટો કે જેને માટે નાણાં ભેગાં કરવામાં આવ્યાં હતાં તેઓને બરાબર ખાત્રી કરીને મુકરર કરી આપવા તથા એવી બીજી દાદ આપવી.

અને આએ કોર્ટે ૫ મી જાનેવારી ૧૯૧૨ માં આપેલા સંમતીના હુકમનામાં અને લવાદીને લગતા કોર્ટના હુકમની રૂએ બીજી બાબદોની સાથે એવું ફરમાવ્યું હતું કે નીચલા બે મુદ્દાઓ–નામે (૧) જ્યાં સુધી દરેમેહરને લાગેવળગે છે ત્યાં સુધી તા૦ ૨૩ મી નવેમ્બર ૧૯૦૧ નાં ઉપર જણાવેલાં છાપેલાં ટ્રસ્ટડીડનાં ચોથાં પાનાં ઉપર આવેલા બોલો "બીજા પંથના મોબેદોને તેઓનું ધર્મ ક્રીયાનું કામ કરવા દેવાને મેનેજીંગ કમીટી વખતો વખત ત્યાં જે જગાઓ અલાહેદી કાઢે અને મુકરર કરી આપે તે સીવાય" યા તેમાંનાં થોડા બોલો અને કયા કયા બોલો કાઢી નાખવા જોઇએ અને (૨) જો મજકુર બોલો અથવા તેમાંના થોડા કાઢી નાખવા પડે તો જે કલમમાં તે બોલો આવે છે તેમાં કાંઇ ફેર-

ફારો અને તે કેવા ફેરફારો ઠરવા જોઈએ કે જેથી કરીને મજકુર બોલો કાઢી નાંખવાની અસર ફક્ટ દરેમહેરનેજ લાગુ પડે અને આતશબેહેરામને લાગુ પડે નહીં-મી૦ મનચેરજી પેસ્તનજી ખરેગાટ કે જેવણને બેઉ પક્ષોએ આએ બાબદમાં એકલા લવાદ તરીકે પસંદ કીધા છે તેવણુની આગલ છેવટની નીકાલ માટે લવાદી ઉપર મોકલવા કે જેથી કરીને મજકુર લવાદ આએ બાબદમાં પોતાનો લેખીત ચુકાદો આપે અને સહી કરે અને મજકુર સંમતીના હુકમનામામાં દરશાવેલી મુદતમાં તેમની આગળ જેબી જુબાનીઓ લેવાઇ હોય યા દસ્તાવેજો દાખલ કીધા હોય અને પુરવાર થયા હોય તે સાથે પોતાનો ચુકાદો કોર્ટમાં નોંધાવે. અને ઉપર ફરમાવ્યા પ્રમાણે મજકુર લવાદે લવાદીની બાબદની તપાસ શરૂ કીધી અને વખતો વખત યાને તા૦ ૧૮-૮-૧૯૧૩, ૧૮-૧૨-૧૩, ૯-૪-૧૪, ૧૮-૬-૧૪, ૧૭-૯-૧૪, ૪-૩-૧૫, અને ૧૧-૬-૧૫ એ લીધેલા કોર્ટના હુકમોની રૂએ ચુકાદો આપવાનો તથા તે સહી કરવા અને નોંધાવવાનો વખત તા૦ ૧૭ મી જુલાઈ ૧૯૧૫ સુધી વધારવામાં આવ્યો હતો અને તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૧૫ ને દીને મજકુર લવાદે પોતાનો ચુકાદો આપ્યો અને તે ચુકાદો તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૧૫ ને દીને આએ કોર્ટમાં નોંધાવ્યો અને તે તા૦ ૨૪ મી જુલાઇ ૧૯૧૫ ને દીને ચેમ્બર જડજની આગલ રજુ કીધો હતો. અને વાદીના ધારાના હીમાયતી મી૦ કાંગા કે જેવણ આજે તા૦ ૭ મી આગસ્ટે આપેલી નોટીસની રૂએ મજકુર લવાદી ચુકાદાની સરતો પ્રમાણે હુકમનામું મેળવવાને અરજ કરે છે તે ઉપરથી અને આએ નોટીસ અને આએ લવાદી ચુકાદો બાજુએ મુકવાને કોઇપણ અરજી આવી નથી એવી પ્રોથોનોટરીની તા૦ ૭ મી ઓગસ્ટ ૧૯૧૫ ની સરટીફીકેટ વાંચીને અને બીજા તેમજ તેરમા પ્રતીવાદીઓ બેરાંમજી નશરવાંનજી સીરવાઇ અને અસપંદીયારજી પંથકી કે જેઓ ગુજર પામ્યા છે તેઓ સીવાયના પ્રતિવાદીઓ તરફથી ધારાના હીમાયતી મી૦ તાલીયારખાનનું સાંભળીને આએ કોર્ટ એવો હુકમ કરે છે કે મજકુર બીજા અને તેરમા પ્રતીવાદીઓ બેરાંમજી નશરવાંનજી સીરવાઇ અને અસપંદીઆરજી બરજોરજી પંથકીનાં નામો કાઢી નાંખવા અને તેમ કરીને દાવો તેમજ તેને લગતી બાબદોમાં સુધારો કરવો. અને આએ કોર્ટ હોકમ કરે છે કે "બીજા પંથના મોબેદોને તેઓનું ધર્મ ક્રિયાનું કામ કરવા દેવાને મેનેજીંગ કમીટી વખતો વખત ત્યાં જે જગાઓ અલાહેદી કાઢે અને મુકરર કરી આપે તે સીવાય" એવા બોલો જે તા૦ ૨૩ મી નવેંબર ૧૯૦૧ નાં છાપેલાં ત્રસ્ટડીડનાં ચોઠા પાનાં ઉપર આવેલા છે તે સઘલા જ્યાં સુધી દરેમેહરને લાગે વળગે છે ત્યાં સુધી કાઢી નાખવા અને તેમ કરવાને માટે મજકુર ત્રસ્ટડીડના ચોઠા પાનાની ૨૩ મી લીટી જે "મજકુર દરેમેહર અને આતશબેહરામ" એવા બોલોથી શરૂ થાય છે તેમાંથી "દરેમેહર અને" એવા બોલો કાઢી નાંખવા અને એજ ફકરાને છેડે "તેઓનું ધર્મનું કામ કરવા" એવા જે બોલો આવે છે તેની પછી નીચલું વાકય ઉમેરવું-"અને દરેમહેરને લાગે વળગે છે ત્યાં સુધી ત્યાં (એ) આલાત સાથની સઘલી પાવમેહલની ક્રિયાઓ જેવી કે ઇજશને અને વંદીદાદ (પણ બાજની ક્રિયા સિવાય) ફકટ મોબેદો જેઓ નવસારીની વડી દરેમહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોને નામે ઓળખાય છે તેઓથી અને તેઓ મારફતેજ થઇ શકે. અને

(બી) સઘળી આલાત વગરની ક્રિયાઓ જેવી કે આફ્રીનગાન, જશન, નવજોત, ઉઠમણા, વગેરે અને બાજની ક્રીયા સાથે મજકુર પંથના મોબેદોથી યા તેઓની મારફતે તેમજ બીજા પંથના મોબેદો કે જેઓને મેનેજીંગ કમીટીએ પરવાનગી આપી હોય તેઓથી થઇ શકે." આથી કરીને મજકુર છાપેલાં ત્રસ્ટડીડનાં ચોઠાં પાનાની ૨૨ મી અને ૨૩ મી લીટીમાં આવેલા બોલો "અને મજકુર દરેમહેર અને આતશબહેરાંમ" થી શરૂ થતો અને એજ ત્રસ્ટડીડના ચોઠાં પાનાની ૨૮ મી લાઇનમાં આવેલા બોલો "પોતાનું ધર્મનું કામ કરવાને" થી આખર થતો ફકરો નીચે મુજબ વંચાશે.

"અને મજકુર આતશબેહરામને લાગે વળગે છે ત્યાં સુધી ત્યાં સઘલાં ક્રિયાકામો ફકટ શ્રી નવસારીની વડી દરેમહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદો અને તેઓ મારફતે થઈ શકે, સિવાય કે બીજા પંથના મોબેદોને તેઓનું ધર્મનું કામ કરવા દેવાને મેનેજીંગ કમીટી વખતો વખત ત્યાં જગાઓ અલાહેદી કાઢી યા મુકરર કરી આપે[1] અને દરેમહેરને લાગે વળગે છે ત્યાં સુધી ત્યાં (એ) આલાત સાથની સઘલી પાવમહેલની ક્રિયાઓ જેવી કે ઇજશને અને વંદીદાદ (પણ બાજની ક્રીયા સિવાય) ફકટ મોબેદો જેઓ શ્રી નવસારીની વડી દરેમહેરને મલતા ભગરસાથ અનજુમનના મોબેદોને નામે ઓળખાય છે તેઓથી અને તેઓ મારફતેજ થઇ શકે અને (બી) સઘલી આલાત વગરની ક્રિયાઓ જેવી કે અફ્રીનગાન, જશન, નવજોત, ઉઠમણા વગેરે બાજની ક્રિયા સાથે મજકુર પંથના મોબેદોથી અને તેઓની મારફતે તેમજ બીજા પંથના મોબેદો કે જેઓને મેનેજીંગ કમીટીએ પરવાનગી આપી હોય તેઓથી થઇ શકે."

શાક્ષી–સર બેસીલ સ્કોટ નાઇટ તે મુંબઇની હાઈકોર્ટના ચીફ જસતીસ.

આજની તારીખ ૯ મી આગસ્ટ ૧૯૧૫

સીલ–(શહી) પી૦ બી૦ મલબારી
તા૦ ૨૯ મી સપટેંબર ૧૯૧૫
વાદીના વકીલો મેશર્સ મુલ્લાં એન્ડ મુલ્લાંની અરજ ઉપરથી લવાદી ચુકાદાની સરતો પ્રમાણે ઘડાયલું હુકમનામું.

કોર્ટના હોકમથી
(સહી) એ૦ એમ૦ કાજીજી
પ્રોથોનોટરી,
ખરી નકલની સરટીફીકેટ આપી
તા૦ ૨૯ મી સપટેંબર ૧૯૧૫
(શહી) પી૦ બી૦ મલબારી
પ્રોથોનોટરીની વતી.[2]

---

૧ આતશબેહેરામને લગતા ભાગમા ક્રીયાકામો કરવા સંબંધીનો એખલો હક્ક "ફકટ શ્રી નવસારીની વડી દરેમેહરને મળતા ભગરસાથ અનજુમનના મોબેદો"ના ઉપલા ફકરામાં જાહેર કરવા પછી તેમાં વધુ જણાવ્યું છે કે "સિવાય કે બીજા પંથના મોબેદોને તેઓનું ધર્મનું કામ કરવા દેવાને મેનેજીંગ કમીટી વખતો વખત ત્યાં જગાઓ અલાહેદી કાઢી યા મુકરર કરી આપે." આએ છેલ્લા ફકરાની મતલબ સમજવા માટે લવાદ સાહેબ શેઠ મનચેરજી ખરેગાટના આ પૂસ્તકમાં પ્રગટ થયલા યાદગાર ચૂકાદા મધે ૪૮૨ના સફામાં આવેલો નીચલો ફકરો અગત્યનો છે, જે ઉપરથી માલમ પડે છે કે આતશબેહેરામને લગતી અસલ ત્રસ્ટડીડમાં આવેલી કલમો સુધારવાનો તેવણને અધીકાર નહી હોવાથીજ ઉપલો ફકરો કાયમ રેહેવા પામ્યો છે, પરંતુ તેની અસર કે તેની મતલબ કંઇજ નથી અને એ ફકરો સુધારેલાં ત્રસ્ટડીડ મધે રહેલો તદન નકામોજ છે. એ બાબદમાં લવાદ સાહેબ પોતાના યાદગાર ચુકાદા મધે ખોલ્લું કરી જણાવે છે કઃ–

# ઉપલા મુકદમાં મધે વગર હાંસલે અને બિન સ્વાર્થે કામ કરનારા લવાદ સાહેબ તથા સોલીસીટરો અને આગેવાનોનો આભાર માનવા સારૂં મુંબઇમાં મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા.

(તા૦ ૨૫ મી અકટોબર ૧૯૧૫ ના "જામે જમશેદ" ઉપરથી ઉતારો.)

"અત્રેના અંજુમનના આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાના સંબંધમાં, યોગ્ય ઠરાવો પસાર કરવા તથા તેમાં અંગત ભાગ લેનારા સાહેબોનો આભાર માનવા સારૂ, મુકદમાના ખરચમાં નાણું ભરનારા ભગરસાથની અંજુમનના અથોરનાન સાહેબોની એક જાહેર સભા ગઈ કાલે સાંજના ૪ાા વાગતે અંજુમનનાં આતશબેહેરામમાં કંત્રાકટરવાળા હોલમાં શમસુલઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદીનાં પ્રમુખપણા હેઠળ મળી હતી, જેમાં એ ટોળાના અથોરનાનો મોટી સંખ્યામાં હાજર થયા હતા. શરૂઆતમાં સભા મળવાને લગતી જાહેર ખબર વંચાયા બાદ સરનશીન સાહેબની ફરમાસથી એ મુકદમાના એક મુખ્ય વાદી એરવદ ફરેદુન રતનજી કાંગાએ અનજુમનના આતશબેહેરામની ઉત્પતીની તવારીખ તથા મુકદમાને લગતો હેવાલ વાંચી સંભળાવ્યો હતો.

(આ અહેવાલ અમે હવે પછીના અંકોમાં કટકે કટકે પ્રગટ કરીશું.)

સમશુલઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદીએ ભાષણ કરતાં જણાવ્યું કે આજ રોજે તમો ભાઇઓની મળેલી મીજલસના પ્રમુખસ્થાને બીરાજવાં મને મોટી ખુશાલી ઉપજે છે. ખુશાલી એટલા માટે કે તમો ઉપકાર અને માનની લાગણી પ્રદરશીત કરવા માટે ભેગા મળ્યા છો. એક ફીલસુફે બીજાને સવાલ પુછયો હતો કે ખોદાતાલા કયાં છે? તે સવાલનો જવાબ મળ્યો કે ખોદાતાલા બે જગાઓએ છે, એક ઉપર આકાશમાં તે સાહેબનું મકાન છે અને ખોદાતાલા માણસના આભારી જીગરમાં હોય છે. તેથી આપણું આજુબાજુનાઓએ ભલું કર્યું હોય તો તેઓનો ઉપકાર માનવો એ એક ખુશાલીભર્યું કામ છે અને એવું કામ બજાવવા મળેલી

---

"મારે અત્રે કહેવું જોઇએ કે ત્રસ્ટડીડમાં મેં એવી રીતનો ફેરફાર કીધો છે કે જેથી કરીને તેમાં આવતી આતશબેહેરામને લગતી કલમોને કાંઈ અલવલ આવે નહી, કારણ કે મને જે બાબદ સોંપવામાં આવેલી છે તે ફકટ દરેમેહેરનેજ લગતી છે, પણ જે પરીણામ આવ્યું છે તે સંજોગોને જરા પણ બંધબેસતું નથી. **પહેલાંથીજ આતશબેહેરામ સઘળા પંથવાલાઓના વપરાસને માટે રાખવામાં આવ્યું છે અને તેનો ખરેખરો લાભ લેવામાં આવ્યો છે. જે એખલા હકો ભગરિયાઓને માટે ખાસ રાખવામાં આવ્યા છે તે આતશબેહેરામની "બે એ" દેવાના અને તેનો સાધારણ વહીવટ કરવાના છે. પારકા પંથવાલાઓને આતશબેહેરામમાં જુદી જુદી જગ્યા અલાહેદી કહાડી આપવાનો સવાલ ઉભો થયોજ નથી અને જે વાંધા ભરેલો પેટા ફકરો છે તે ફકટ દરેમેહેરનેજ લાગુ પડે છે. જો બંને પક્ષકારોને ઠીક લાગે તો તેઓ મજકુર ફકરામાં ઘટતો ફેરફાર કરાવી લેવાનો મુખત્યાર છે."**

૨ મુંબઈની હાઈ કોર્ટથી મેળવવામાં આવેલાં અને અસલ અંગ્રેજીમાં લખાયલાં ઉપલાં હોકમનામાંનો આએ ગુજરાતી તરજુમે એરવદ બહમનજી માણેકજી ઉનવાલા બી. એ. એલ. એલ. બી. એ મને કરી આપ્યો છે.

મીજલસના પ્રમુખ તરીકે મને ખુશાલી ઉપજે છે. આ હીલચાલે જે રૂપ લીધું છે તેની સાથ જો હું ભુલતો નહી હોવું તો તમોને મારા જેવો ઘાડો સંબંધ નહી હશે. ભગરિયાઓ માટે આતશબેહરામ બરપા કરવાની પહેલી દરખાસ્ત મેં રજુ કરી હતી. તે વખતે આતશ-બેહરામ બરપા કરવાનો વીચાર હતો નહી પણ જે વીચાર હતો તે ફકત એક દરેમેહેર બરપા કરવાનો હતો. મને મીજલસમાં હાજર થવામાં આનાકાનીભરી ખુશાલી ઉપજે છે તેનું કારણ એ કે આ "મહેહનજર" જે મુકદમાનો સવાલ થઇ પડયો છે તેમાં તેમજ બીજી બાબદોમાં મારો હાથ હતો. મારા વીચાર પ્રમાણે હવે વખત આવ્યો છે કે જ્યારે અથોર-નાનોએ એકમેક સાથ ભેળાઇ જવું જોઇયે છે કારણકે ભેગું બળ હોય તો આપણે ઘણું કરી શકીયે. વળી આજે તમો તે સાહેબનો ઉપકાર માનવા ભેગા થયા છો કે જે સાહેબે અથાગ મેહેનત કરી આ મુકદમાનો સંતોષકારક ફડચો કર્યો છે. એ ગ્રહસ્થને તમો પીછાનતા હશો તેના કરતાં હું વધારે સરસ રીતે પીછાનું છું. તેવણે સાહેબે પસંદ પડતો ફેંસલો કર્યો છે, વળી એરવદ ફરેદુન કાંગાનો પણ મોટો આભાર માનવાનો છે જેવણે પોતે હાથ ધરેલું કામ જાતી ભોગોએ પાર પાડયું છે. એક ભલું કામ કરનાર શખસ હંમેશા આજુ-બાજુની બદનામી ખેંચી લે છે. જો એરવદ કાંગા જેવા બહાદુર કામ કરનારાઓ નહીં હોય તો એવા ભલાં કામો હાર પડે નહીં. એવા એક ગ્રહસ્થની સઘળી જેહેમતોનો બદલો ઉપ-કારની લાગણી સાથ જાહેર કરવાની ફરજ આજે આપણ બજાવનાર છીયે.

બાદ રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત એરવદ અરદેશર જેસંગજી દસ્તુર મેહેર-જીરાણાએ મુકી હતી, જેને રાણા કેખસરો દસ્તુરે ટેકો આપતાં તે એકમતે પસાર થઇ હતી.

## લવાદ સાહેબનો આભાર.

ત્યાર બાદ લવાદ સાહેબનો ઉપકાર માનવાનો પહેલો ઠરાવ નીચે મુજબ એરવદ બરજોરજી એરચજી બજાંએ, રજુ કીધો હતો:—

"જરથોસ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબના ઇ૦ સ૦ ૧૯૦૧ ના સાલમાં કરવામાં આવેલાં "ત્રસ્ટડીડ"ની અંદર દાખલ કરવામાં આવેલી કેટલીક બાબદો, એ આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે ઇ૦ સ૦ ૧૮૮૪ નાં સાલમાં ભગરસાથ અંજુમનનાં આગેવાનોની ઉભી થયલી કમીટીએ, જરથોસ્તીઓની જાણને સારૂ બાહેર પાડેલી "મહેહનજર"ની મુળ મકસદને અનુસરતી નહી જણાયાથી ઇ૦ સ૦ ૧૯૦૮ ના સાલમાં જે મુકદમો બરપા થયો હતો, તેમાં વાંધાની કેટલીક બાબદોનો બંને પક્ષે સમજુ-તીથી નીવેડો લાવી, ઇ૦ સ૦ ૧૯૧૨ માં નામદાર મુંબઇની હાઇ કોર્ટથી સંમતીનું એક હુકમનામું મેળવ્યું હતું.

આએ હુકમનામાની રૂયે "ત્રસ્ટડીડ" મધે દાખલ થયલી એક તકરારી બાબદનો ફેસલો કરવાનો સંપુરણ અધીકાર, બંને પક્ષની સંમતીથી આપણી પારસી પંચાયતના એક માનવંત અકાબર અને માજી સીવીલ્યન જજ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટ, આઇ. સી. એસ. ને સોંપવામાં આવ્યો હતો.

શેઠ મનચેરજીએ આપણી કોમ તરફની પોતાની અખંડ દીલસોજી અને ખેરખાહી મુજબ પોતાને થયલી માગણી ખુશીથી સ્વીકારીને પોતાના કીમતી વખતને ભોગે બે વરસ

સુધી તકરારી બાબદનો કેસ બંને પક્ષને સંતોશ મળે તેવી ધીરજથી સાંભળી કાયદા મુજબ પોતાનો ચુકાદો જાહેર કરવાથી આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળીએ પોતાના છેલ્લા રીપોર્ટ મધે એવણુ સાહેબનો મોટો ઉપકાર માનવાની પોતાની ફરજ અદા કીધી છે અને આજ રોજે મલેલી ભગરસાથ અનજુમનના અથોરનાનોની આએ જાહેર સભા એવણુ સાહેબે આએ કોમહીતકારી કામમાં ઉઠાવેલી ભારે જેહમત માટે દીલોજાનથી આભાર માને છે.

આએ ઠરાવ શેઠ મનચેરજીને હાથોહાથ પહોંચાડવા તથા ભગરસાથ અનજુમન તરફથી રૂબરૂ એવણુ સાહેબનો આભાર માનવા સારૂ એરવદો આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાણા, માણેકજી ફરદુનજી વાચ્છા, માણેકજી રૂસ્તમજી ઉનવાળા, એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા અને ફરેદુન રતનજી કાંગાને એક "ડેપ્યુટેશન" તરીકે જવાની આ સભા એલ્તેમાસ કરે છે."

આ દરખાસ્ત મુકતાં એરવદ બજાંએ જણાવ્યું કે જે ઠરાવ મેં રજુ કર્યો છે તેને દીલોજાનીભર્યો ટેકો મળ્યા વગર રહેશે નહીં.

હાલમાં આતશબેહરામમાં વસતા મોબેદો અને કમીટી વચ્ચે જે વાંધો ઉઠયો હતો તે વાંધાનો નીકાલ મોબેદો તેમજ કમીટીના સાહેબોએ ડહાપણ વાપરીને જડજ મી. ખરેગાટની લવાદી ઉપર સોંપ્યો જેનું પરીણામ ઘણું ખરૂં મોબેદ સાહેબોના લાભમાં આવ્યું છે, તે માટે સઘળાઓ સંતોશી અને ખુશી થયા છીએ. એ પરીણામ લાવવા માટે આપણા ભાઇ ફરેદુન રતનજી કાંગાએ પોતાનો જાતી ભોગ આપી જે અથાગ મહેનત કીધી છે તે વખાણ ને સ્તુતી પાત્ર છે. એક મેહનતુ, ખંતીલા, ચીવટ અને હીંમતવાન બાપના બેટા તરીકે એવણે પોતાના બાપીકા ગુણ પ્રમાણેની હીંમત અને ખંતથી હાલને પ્રસંગે પોતાના ભગરિયા ભાઇઓનો હક્ક જાળવવા માટે–કહો કે એક ટ્રસ્ટદીડ થયલાં લખતની નહી ફેરવાય તેવી કલમમાં ફેરફાર કરાવવાને–વાજબી લડત ચલાવી, જેમાં પોતાના ઉપરી જેવાઓની ખફગી પણ ખેંચીને અંતે તેમાં ફતેહ મેળવી આપી, એ કાંઇ જેવી તેવી હીંમત અને જોસ્સાનું કામ નથી. એ તો ફરેદુન કાંગા જેવોજ વીરલો બનાવી શકયો. આપણે દાદારની દરબારમાં દુવા ગુજારીશું કે આપણાં પંથમાં એવા ઘણાં ફરેદુન કાંગા પેદા પડો અને ઘણું જીવો....

ઉપલા ઠેઠાવને શેઠ એમ૦ જી૦ કોલેજના પ્રીનસીપાલ એરવદ પાલનજી દોરાબજી પાવરી બી૦ એ૦ એ ઘટતાં વીવેચન સાથે ટેકો આપતાં તે એકમતે પસાર થયો હતો.

## સોલીસીટરોનો આભાર.

સોલીસીટરોનો ઉપકાર માનવાનો બીજો ઠરાવ, એરવદ બહમનજી માણેકજી ઉનવાળા બી. એ. એલ એલ બી. એ નીચે મુજબ રજુ કીધો હતોઃ–

"જરથોશ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબનાં ઇ૦ સ૦ ૧૯૦૧ ના સાલમાં થયલાં "ટ્રસ્ટડીડ"ની અંદર દાખલ કરવામાં આવેલી કેટલીક બાબદો, એ આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવા માટે ઇ૦ સ૦ ૧૮૮૪ ના સાલમાં ભગરસાથના આગેવાનોની

ઉભી થયલી કમીટીએ, જરથોશ્તીઓની જાણને સારૂ બાહેર પાડેલી "મદ્દેહનજર" ની મુળ મકસદથી ઉલટી તથા આપણી અનજુમનના કાયદાપુર્વક સ્થાપન થયલા "હકો અને લાભો"ને આડે આવનારી જણાયાથી, થયલું "ત્રસ્ટડીડ" રદ કરાવવા અથવા બની શકે તો તેમાં ફેરફાર કરાવવા સારૂ, આપણી ભગરસાથ અનજુમનના મોબેદોએ કીધેલી અરજ ખુશીથી સ્વીકારીને, મેશરસ મુલ્લાં એંડ મુલ્લાં સોલીસીટરોએ એ મુકદમો હાથમાં લીધો હતો.

આએ મુકદમાં મધે આપણી ભગરસાથ અનજુમનનું માન જાળવાય તથા આપણા કાયદાપુર્વક સ્થાપન થયલા મુખ્ય "હકો" કાયમ રહે તેને માટે એ સાહેબો ખંતથી અથાગ મહેનત કરી મોટે ભાગે તેનું સંતોષકારક સેવટ લાવવામાં ફતેહમંદ ઉતર્યા છે, તે માટે આપણુ ભગરસાથ અથોરનાનોની આજની જાહેર સભા, મજકુર સોલીસીટરોની પેહડીવાળા મેશરસ રૂસ્તમજી ફરદુનજી મુલ્લાં તથા દીનશાહજી જીજીભાઇ ઇરાનીનો ખરાં દીલથી મોટો આભાર માને છે.

શેઠ રૂસ્તમજી ફરદુનજી મુલ્લાંએ આપણો કેસ ઘડવામાં, કમીટીની સાથે ઘટતો પત્ર-વેહેવાર ચલાવામાં, અને તેઓની સાથે રૂબરૂ મળી તકરારી બાબદોનો સમજુતીથી નીવેડો લાવવાની કોશેશ કરવામાં અથાગ મેહેનત કરી છે.

શેઠ દીનશાહજી જીજીભાઈ ઇરાનીએ લવાદ સાહેબની આગળ મુકદમો ચલાવવાનું પહેલાંથી માથે લઇ, બે વરસ સુધી તેની પાછળ ખંતીલી અને અથાગ મેહનત કરી, પોતે માથે ઉઠાવેલું કામ ઘણી બાહોશીથી સંતોશકારક બજાવ્યું છે. આએ ઠરાવ એ બંને સોલીસીટરોને હાથોહાથ પહોંચાડવા તથા આપણી ભગરસાથ અંજુમન તરફથી તેઓ સાહેબોનો રૂબરૂ આભાર માનવા સારૂં એરવદો આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાણા, માણેકજી ફરદુનજી વાચ્છા, માણેકજી રૂસ્તમજી ઉનવાળા, એરચજી ફરામજી દસ્તુર મેહેર-જીરાણા અને ફરેદુન રતનજી કાંગાને એક ડેપ્યુટેશન તરીકે જવાની આ સભા એલતેમાસ કરે છે."

આ ઠરાવ રજુ કરતાં એરવદ ઉનવાલાએ જણાવ્યું કે ઠરાવમાં જોયું છે તેમ સોલી-સીટરોએ સંતોશકારક રીતે કામ બજાવ્યું છે, મી૦ મુલ્લાંએ આ કેસમાં શરૂઆતથી અને મી૦ ઇરાનીએ લવાદ સનમુખ બાહોશીથી કેસ ચલાવવમાં મોટી મદદ આપી છે. આપ-ણને આ કેસમાં રોકાયલા બીનસ્વાર્થી કામ બજાવતા સોલીસીટરો જેવા સોલીસીટરોની જરૂર છે, તેમજ ડા૦ જીવનજી મોદી જેવણ આપણને દરેક રીતની કીંમતી મદદ આપતા રહ્યા છે તેવણ જેવા ઘણા ડા૦ મોદીઓની જરૂર છે અને એરવદ ફરેદુન કાંગા જેવણે પોતાના ટોળા માટે તનમનના ભોગથી જે ફરજ બજાવી છે તેવણ જેવા ઘણા શખસોની જરૂર છે. આ કેશમાં મી૦ મુલ્લાં બાબે બોલતાં લાંબા વખતનો એક દાખલો મારા મનમાં તાજો થયો છે, જે સાથ મી૦ મુલ્લાંના કુટુંબીનું નામ જોડાયલું છે. નવસારીવાળા વકીલ મી૦ દીનશાહજી દાદાભાઇ મુલ્લાંએ પણ ત્યાંની નવી અગીઆરીના કેશમાં આપણા ટોળા તરફથી બીન સ્વાર્થે એક પાઇની હાંસલ વગર મહેનત કરી હતી. તેવણને જ્યારે શાંત પડવાને જણાવવામાં આવ્યું હતું ત્યારે તેવણ બોલ્યા હતા કે "હું એક વકીલ તરીકે લડવ

ચલાવતો નથી પણ એક ભગરિયા અથોરનાન તરીકે મારા અને મારા બચ્ચાંના હક્ક માટે લડું છું અને તેમ કરવામાં પછાત પડીશ નહીં" અને ખચ્ચીતજ આ ગ્રહસ્થ પછાત પડયા હતા નહીં.

આ ઠરાવને એરવદ અરદેશર જેસંગજી દસ્તુર મેહેરજીરાંણાએ ટેકો આપતાં તે એકમતે પસાર થયો હતો.

**ત્રીજો ઠરાવ** એરવદ નવરોજી કેરસાસ્પજી આંટીયાએ નીચે મુજબ રજુ કીધો હતો.

"બીજા ઠરાવમાં જણાવ્યા પ્રમાણે મેશરસ મુલ્લાં એંડ મુલ્લાં સોલીસીટરોનો ઠરાવ તેઓ સાહેબોને પહોંચાડવા જનારા "ડેપ્યુટેશન"ના ગ્રહસ્થોના હાથમાં ૩૬૦૦ ની રકમ આ સભા સોંપે છે, અને તેઓને એલતેમાશ કરે છે કે, બંને સોલીસીટરોનું માન જળવાય તથા તેઓએ આપણી ભગરસાથ અંજુમનની બજાવેલી સેવાની યાદગારી રહે તેવાં કામમાં, એ રકમ પોતાની મુનસફી વાપરીને વાપરવી."

એરવદ આંટીયાએ જણાવ્યું કે આ ઠરાવ બાબે વીવેચન કરવાની જરૂર નથી કારણ કે આ ઠરાવ મી૦ ઉનવાળાના ઠરાવના એક સાધન તરીકે છે.

આ ઠરાવને એરવદ કાવસજી નવરોજી બગલીએ ટેકો આપતાં, તે એકમતે પસાર થયો હતો.

## વાદીઓનો આભાર.

૪ થો ઠરાવ એરવદ ફરામરોજ નવરોજજી કુતારે નીચે મુજબ રજુ કર્યો હતો કેઃ—

"ભગરસાથના અથોરનાનોની આજની સભા એરવદ સાહેબો એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા તથા ફરેદુન રતનજી કાંગાનો મોટો આભાર માને છે, જેઓએ અંજુમનનાં આતશબેહેરામ સાહેબનું 'ત્રસ્ટડીડ' એ પાક મકાનની સ્થાપના કરવા માટે ઇ૦ સ૦ ૧૮૮૪ ના સાલમાં બાહેર પાડવામાં આવેલી અસલ 'મદેહનજર'ની મુળ મકસદથી ઉલટું થયલું જાણતાં, તરતજ કાયદાસરના પગલાં ભરી અઇન વખતે આપણી ભગરસાથ અંજુમનની કીંમતી સેવા બજાવી હતી. એ સાહેબોએ ભરેલાં કાયદાસરના પગલાંનું વાજબીપણું મુકદમાના આવેલાં સંતોષકારક સેવટથી પુરવાર થયું છે. એવો સાહેબોની ખંત તથા મેહેનતથી આપણી અંજુમનના કાયદાપુર્વક સ્થાપન થયલા હકો કાયમ રહેવા પામ્યા છે."

ઉપલો ઠરાવ રજુ કરતાં એરવદ કુટારે જણાવ્યું કે, આપણે આજે જે ઉપકાર માનવાનો છે તે આપણા લાયકીવાળા એરવદ સાહેબો એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા અને ફરેદુન રતનજી કાંગાનો છે કે જેઓએ પોતાની મેહેનત, ખંત અને કાળજીથી આપણને આ કામનું શુભ પરીણામ દેખાડયું છે. ખસુસ કરીને એરવદ ફરેદુન કાંગા માટે હું બોલું છું. તેઓ પોતે પઇસા ટકાથી ગરીબ હોવા છતાં પોતાના ધંધા ધાપાના ભોગે પણ આ કામમાં ઉમંગથી મંડયા અને તેને ઘણે દરજજે સરંજામ ઉતાર્યું છે, જે માટે આપણ એરવદ કાંગાના મુખ્ય કરીને આભારી થયા છીયે. આપણ આપણા બુજોરગોથી સાંભળતા આવ્યા છીયે કે આપણા ગરીબ અથોર-

નાન ટોળાનો કોઇને કોઇ વખતે કોઇને કોઇ માયનો પુત "રાહબર" તરીકે નીકળી આવી આપણને મદદ આપે છે. તેજ પ્રમાણે જોતાં જો આપણે આજના આપણા તેવાજ વર્ગના રાહબર તરીકે એરવદ ફરેદુન કાંગાને લેખીશું તો કશું સરાઘાતભર્યું ગણાશે નહીં. કારણ કે હાલનો આપણો મામલો અને વખત જોતાં એવાઓને રાહબર ગણવામાં કશા ખોટા ગણાઇશું નહી, આપણી આજની એરવદ કાંગા તરફની લાગણીભરી કદરશનાસી જો કે ઘણી નજીવી છે, છતાં એરવદ કાંગા તેને પોતાના ગરીબ અથોરનાન ભાઇઓ તરફના મલેલાં માનની એક અદના ઇંધાણી તરીકે જાળવી રાખી પોતાના અથોરનાન ભાઇઓ તરફની ફરજ બજાવવી ચાલુ રાખશે એવી આશા રાખીશું.

આ ઠરાવને એરવદ એદલજી નવરોજજી બામજીએ ટેકો આપતાં જણાવ્યું કે " હું ફકત બે બોલ બોલીશ અને તે એ કે ગરીબ સ્થીતીના મોબેદો પણ ઘણીવાર મોટું કામ કરી શકે છે. આ કેસમાં લડત ચલાવનાર એરવદ સાહેબોએ કાંઇ સેહેલું કામ બજાવ્યું નથી. આતશબેહેરામ ભગરિયાઓનાજ છે અને તેમ તમો સાહેબોએ હજારો વખત "જામે જમશેદ" પત્રમાં વાંચ્યું હશે, અને લવાદે પણ તેમ પુરવાર કરી આપ્યું છે. "

આ ઠરાવ સભામાં એકમતે પસાર થયો હતો.

## એરવદ રૂસ્તમજી રાનજીનું વિવેચન.

માનપત્ર વાંચવામાં આવે તે આગમજ એરવદ રૂસ્તમજી બેજનજી રાનજીએ જણાવ્યું કે "મેહેરબાન માનવંત સરનશીન સાહેબ, દસ્તુર સાહેબ દીનશાજી અને મીજલસનાં સદગ્રહસ્થો. આજની સભાનાં પ્રોગ્રામનો પહેલો ભાગ ખતમ થયો છે, અને હવે ભાઈ ફરેદુનજી રતનજી કાંગાને **શીયાલ** અને એડરેસ તમો માનવંત સરનશીન સાહેબ એનાયત કરો તે આગમજ હું ફકત બે બોલ બોલવાની રજા લેઉં છું. આ આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા ચરચાભર્યા મુકદમાનો નીકાળ થવા પછી હમોને તેમજ બીજા ખેરખાહ ભાઇઓને એક વીચાર આવ્યો કે આ મુકદમામાં વરસો થયાં જે ભાઇએ બીનસ્વારથી એક પાઇનીબી હાંશલ વગર પોતાનાં ટુંક ધંધાનાં ભોગે જેહેમત ખેંચી છે, તે ભાઇને ફુલ નહી અને ફુલની પાંખડીથીબી જો આપણ ભગરિયાઓ નવાજીએ નહી તો જરૂરજ દુનીયા આપણ સર્વેને નગુણા કહેશે. તેથી હમોએ હમારા વડીલ ભાઇ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણાની સહી સાથ એક સરકયુલર બાહેર પાડી આપણી ભગર અનજુમનને અરજ કરી કે સઉ કોઇ આ શુભ કામમાં પોતાનો યોગ્ય ફાળો આપવાની મહેરબાની ફરમાવે. હમોને જણાવતાં ઘણો સંતોશ ઉપજે છે કે આ હમારી વાજબી અપીલનો જવાબ ઘણોજ વહેલો અને મનમાનતી રીતે અવરેનાં અથોરનાંન સાહેબોએ તેમજ બીજા દોસ્ત આસનાવોએ વાળ્યો છે. જણાવવાને વધુ ખુશાલી એટલા માટે ઉપજે છે કે શ્રી નવસારી ખાતેથી પણ આપણા વડા દસ્તુરજી સાહેબ કેકોબાદ તેમજ મોટા દેસાઇજી સાહેબ નવરોજી તેમજ બીજા મોબેદ સાહેબોએ પણ પોતાનો ફાળો આ શુભ કામ માટે મોકલી આપ્યો. આ રીતે જે ફંડ એકઠું થયું છે તેમાંથી તમો માનવંત સરનશીન સાહેબના મુબારક હાથે હમણા ભાઈ ફરેદુનજી રતનજી કાંગાને એક શાલ, પરસ, અને એદરેસ એનાયત કરવામાં આવશે.

મારે તમો સાહેબોને વધુ જણાવવાની જરૂર નથી કે ભાઇ ફરેદુનજી આ માન માટે ખચીતજ ઇંચે ઇંચ લાયક છે, તેમજ માનપત્રમાં દરસાવેલા દરેક બોલને એવણ લાયક છે.

હવે હું મારૂં બોલવાનું ખતમ કરૂં તે આગમજ હું ભાઇ રાણાં કેખશરૂ દસ્તુર મહેર-જીરાણાને આ માનપત્ર વાંચવાની અરજ કરૂં છું.

એ પછી રાણા કેખુશરો દસ્તુર મેહેરજીરાણાએ ભગરસાથની અંજુમનના અથોર-નાનો તરફનું નીચલું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

## એરવદ ફ્રેદુન કાંગાને અપાયલું માનપત્ર.

"મુંબઇ, રોજ ૧૩ મો, માહ ૨ જો, સને ૧૨૮૫ યઝદેજરદી,

તા૦ ૨૪ મી અકટોબર ૧૯૧૫.

મેહેરબાન ભાઇજી સાહેબ,

એરવદ ફ્રેદુન રતનજી કાંગા, જોગ—

અમો નીચે સહી કરનારા શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અંજુમનના અથોરનાનો, તમો ભાઇએ આપણી અંજુમનના પુરાતન અને કાયદાપુર્વક સ્થાપન થયલા "હકો"નાં રક્ષણ અર્થે કરેલી અઠાગ મેહેનત માટે, આજ દીને હેશાન અને ઉપકારની લાગણી પ્રદરશીત કરવાની તક લઇયે છીયે.

અમો બીશક માનીએ છીયે કે, અત્રેના "જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબ" કે જે આપણ ભગરસાથ અનજુમનનાં મુંબઇમાં વસતા મોબેદ સાહેબોના "હક"ની જાળવણી માટે, આપણા ટોળાના આગેવાનોની અરજ ઉપરથી જરથોશ્તી આલમે બરપા કરાવી આપ્યા છે, તેના ચરચાભર્યા મુકદમાનું મોટે ભાગે સંતોષકારક પરી-ણામ લાવવામાં, તમો ભાઇએ કશીબી તરેહની જેહમત ખેંચવાની બાકી રાખી હતી નહીં.

આ મુકદમા મધે પહેલાં ઘણાક અગત્યના મુદ્દાઓ રજુ કરવામાં આવ્યા હતા, અને તે જો કે આગેવાન "કાઉન્સલો"નાં મતો મુજબ આપણી અનજુમનનાં લાભમાં ઉતરે એવા સંભવો જણાયા હતા, છતાં પાછળથી આ મુકદમાંના વાદીઓને જણાયલા ચોક્કસ સબબોસર મોટે ભાગે પડતા મેલી, ફકત એકજ સવાલ, કે જે આપણી અનજુમનની પ્રતીષ્ટા અને સ્વમાન સાથ નીકટ સંબંધ ધરાવતો હતો, તેનો "લવાદી"થી ફેંસલો કર-વાને નામદાર હાઇ કોરટે આપણા લાયકીવાલા અકાબર શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટ, આઇ. સી. એસ. ને નેમ્યા હતા, તે મહત્વની બાબદનો નીવેડો ઘણીજ મનમાનતી રીતે આપણી અંજુમનની તરફેણમાં લાવવામાં, તમો ભાઇએ તમારી તંદરોસ્તી, પઇસા અને ધંધાના ભોગે ખરાં દીલથી જે કીમતી મદદ કરી છે, તે માટે અમો તમારા મોટા આભારી અને એહસાનમંદ થયા છીએ.

અમો આશા રાખીએ છીએ કે એવીજ રીતે તમો ભાઇ આપણા ટોળાનું હીત હર હમેશ હઇડે ધરી, ભવીષ્યમાં પણ આપણી ભગરસાથ અંજુમનના ખરા "હકો" જાળવવા તમારી અખણ્ડ મદદ આપતા રેહશોજી.

આ કેસમાં તમોએ એકચીતે અને ખરી કુનેહથી જે મેહેનત કરી છે અને આપણા ટોળાની સેવા બજાવી છે તે બીશક યાદગાર છે. તમો ભાઇએ સ્વભોગનો જે પાઠ શીખાડયો છે તે અમો ઉમેદ રાખીએ છીયે કે કદીબી ભુલી જવાશે નહી, અને આપણા બીજા ભાઇઓ જરૂર તેનું અનુકરણ કરશે.

છેવટે તમો ભાઇનો એકવાર ફરીથી અંત:કરણપુર્વક ઉપકાર માનતાં તે દાદગર દાવર પાસ અમો એવી દુવા ગુજારયે છીયે કે, તે પાક અહુરા તમોને તમારાં ફરજંદોની સાથ તન-મન અને ધનનું પુરતું સુખ બક્ષે, અને તમારા વારેસ કબીલાને તમારે પગલે ચાલવાની અને તમારી ખુબી તથા નેકનામી હાંસલ કરવાની નેક તોફીયત અને યારી આપે. આમીન. અય જમયાત યથા આફ્રીનામી.

લા૦ દુઆગોઓ, એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા, આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાણા, વગેરે વગેરે."

બાદ ખુશાલીની તાલીઓના અવાજો વચ્ચે ડા૦ જીવનજી મોદીએ એરવદ ફરેદુન કાંગાને એક સુંદર કાસકેટ, શાલ અને પરસ એનાયત કરતાં જણાવ્યું કે હું સહરાગત વગર કહું છું કે આજે અત્રે હાજરી આપતાં મને મોટી ખુશાલી ઉપજી છે અને તેમાં મોટો હીસ્સો મી૦ કાંગાને માનપત્ર એનાયત કરવામાં સમાઇ જાય છે. મોટા મોભાવાળા ગ્રહસ્થોને માનપત્રો આપવાનું સાધારણ છે પણ એરવદ કાંગા જેવા એક ગરીબ અથોરનાન ભાઇએ તમો અને તમારા હકો માટે વરસો સુધી લડત ચલાવી, અથાગ મહેનત અને જેહેમતો પછી જે કામ પાર ઉતાર્યું છે, તેની ઘટતી પીછાન કરી તમોએ જે માનપત્ર તેવણને એનાયત કર્યું છે તે તમો માટે મોટી શોભા ભર્યું છે. જ્યારે તેવણ કોલાબા ખાતે અથોરનાન તરીકે કામ કરતા હતા ત્યારથી હું તેવણને ઓળખું છું અને હું વાજબી રીતે કહી શકીશ કે તમારા તરફથી કાંઇ પણ આશા વગર તે કામ તેવણે કર્યું છે, અને તેવણના કામની પીછાનની આ ઇધાણી તેવણ પોતાનાં કુટુંબ સાથ જાળવી રાખશે એમ આપણે ઇચ્છીશું. એવણને આજે માનપત્ર મળ્યું છે તેની ખુશાલીથી એવણને આજે નચીંતની ઉંઘ આવવાની નથી પણ તેવણ અશાંતીથી ઉંઘ ઘોરશે, કારણ કે તમોએ માન આપ્યું છે એટલુંજ નહી પણ તે સાથે હવે પછીથી તેવણ તરફથી ફરજની જોખમદારી પણ માથે નાખી છે. **જે માનવી ફરજ બજાવ્યાના સંતોશ સાથ આ દુન્યાનો ફેરો સફળ કરે તેના જેવી બીજી કોઈ પણ સરસ અને ઈચ્છવાજોગ ફરજ નથી.** હું આ માનપત્ર એનાયત કરૂં છું અને આપણા અસલ રીવાજ મુજબ તમો તરફથી હુમાજોર કરૂં છું, અને દુવા ગુજારીશ કે તેવણને ખોદાતાલા લાંબી જીંદગી બખશે અને તેવણ એવા ભલાં કામો કરવાને શકતીવાન નીવડે.

## એરવદ ફરેદુન કાંગાનો જવાબ.

ઉપલા માનપત્રનો જવાબ એરવદ ફરેદુન કાંગાએ નીચે મુજબ આપ્યો હતો:-

તમો અનજુમનનાં સાહેબોએ જે માયાળુ અને ઉમદા શબ્દોમાં ઘડેલું માનપત્ર મને એનાયત કીધું છે, તથા એક સુંદર રૂપેરી કાસકેટ, કીમતી શાલ અને રૂપ્યાની "પર્સ" ભલી લાગણીથી ભેટ કર્યાં છે, તેને માટે તમો અનજુમનનાં સાહેબોનો ખરાં જીગરથી હું આભાર માનું છું. છેલ્લા મુકદમાં મધે મારી અનજુમન તરફની ફરજ તરીકે મેં જે કામ

ખુશીથી માથે ઉઠાવ્યું હતું તેમાં મેં કંઇબી એવું કીધું નથી કે જેને માટે અનજુમન સાહેબ મને આવું મોટું જાહેર માન આપે. પોતાની અનજુમનનાં અથવા એક શેહેર કે દેશના કાયદાપુર્વક સ્થાપન થયલા હકોને માટે વાજબી લડત ચલાવવાની ફરજ, તે અનજુમનનાં દરેક સભાસદોની અથવા તે શેહેર કે દેશના લોકોની છે. આપણા નાના ટોળા તરફની આપણી ફરજ નાની છે, શેહેર કે દેશના લોકોની પોતાના શેહેર કે દેશ તરફની ફરજ મોટી છે. પોતાની તે ફરજ અદા કરતાં સુધરેલા દેશના લોકોને ખુંખાર લડાઇમાં ઉતરેલાં જ્યારે આપણે જોઇએ છીયે અને તેવી લડાઇ હક વાજબી ગણાય છે, ત્યારે આપણી અંજુમન તરફની આપણી ખાસ ફરજો અદા કરતાં થોડીક મુશ્કેલી વટીક જણાય તો તે એક ખુશીની સેવા તરીકે અંજુમનના દરેક સભાસદે તેવી મુશ્કેલી વેઠીને પોતાની ફરજ બજાવવી જોઇયે છે અને તેવી અદના ફરજ અદા કરવા સીવાય કંઇ પણ વધારે મેં કર્યું નથી. રીપોર્ટમાં મેં જણાવ્યા પ્રમાણે અંજુમનના દીલસોજ મેમ્બરોની પુરતી મદદ મને મળી નહી હતે તો, કાંઇ પણ હું કરી શકતે નહી. અંજુમનના જે વાજબી હકો કાયમ રહ્યા છે તે મુખ્ય કરીને તમો સાહેબોની એકદીલી અને ઉદાર મદદને આભારી છે. આ તકે તમો અંજુમનના સાહેબોનું એક અગત્યની બાબદ ઉપર ધ્યાન ખેંચુ છું. વહાડયાજીના આતશબેહેરામ સાહેબની ઓએના રૂપીઆ મેળવવા સારૂ ઇ૦ સ૦ ૧૮૮૧ ના સાલમાં મરહુમ શેઠ નશરવાનજી રતનજી તાતાની આગેવાની હેઠળ આપણી અંજુમનના સાહેઓએ માંડેલી ફરીઆદીના પરીણામમાં, તે પાક મકાન આપણી અંજુમનના મોબેદ સાહેબોને તજવું પડયું હતું, અને તેનાં પરીણામમાંજ આએ આતશબેહેરામ સાહેબનું કુશાદે મકાન બરપા થવા પામ્યું છે. તે કેસનો નીવેડો આપણી અંજુમનની તરફેણમાં આવવા અને તકરારી રૂપ્યા ઉપર આપણી અનજુમનનાં મોબેદ સાહેબોનો દાવો સીદ્ધ થવા છતાં, કાયદાની બારીકીને લીધે, ગરીબ મોબેદોના સકમાઇનાં રૂપ્યા આજ ૩૫ વરસ થયાં ખોરંબે પડયા છે, આતશબેહેરામ સાહેબની ઓએના આએ ખોરંબે પડેલા રૂપીયાની રકમ આજે પચાસ હજારથી વધુ થઇ હશે, તે મેળવવાની હીલચાલ હવે કરવી જોઇએ છે, એ રૂપ્યા આપણી અનજુમનનાં ગરીબ મોબેદોના ભલાંના કામમાં વપરાય તેવા ઉપાયો ચુનંદા બારીસ્ટરોના મતો મેળવી, હવે યોજવા જોઇએ છે. એને માટે એક "ડેપ્યુટેશન" આપણી અનજુમનનાં મુંબઇમાં વડા ગણાતા શેઠ કાવસજી જાલભાઇ શેઠની આગળ લઇ જવાનો મારો ઇરાદો છે.[1] જો

---

[1] ભગરસાથના અથોર્નાન સાહેબોની ઉપલી સભા મધે જણાવ્યા મુજબ થોડાક આગેવાન ભગરિયા મોબેદોને લઇ શેઠ કાવસજી જાલભાઇ શેઠની પાસે હું ગયો હતો અને તકરારી ખોરંબે પડેલા વાડિયાજીના આતશબેહેરામ સાહેબની ઓએના રૂપિયા મેળવવા માટે ટોલાના વડા તરીકે ઘટતી હીલચાલ કરવા આગ્રહ કીધો હતો. જેનો દિલસોઝીથી જવાબ આપતાં શેઠ કાવસજી શેઠે જણાવ્યું હતુ, કે એ બાબદમાં એક વર્ષ આગમચ તેઓએ ઘટતી પુછપરછ કરી ચુનંદા બારીસ્ટરનું મત મેળવ્યું હતું પણ તેમાં મુશ્કેલી ઘણી માલમ પડવાથી એ બાબદ પડતી મુકી હતી. ઉપલા ખુલાસા પછી શેઠ કાવસજીને અમોએ આગ્રહ કરવાથી તકરારી રૂપ્યાના સંબંધમાં મસલહત કરવા આપણા ટોળાના જાણીતા સોલીસીટરો મી૦ ફરદુનજી માણેકજી કાંગા, મી૦ રૂસતમજી ફરદુનજી મુલ્લાં અને મી૦ જામાસ્પજી ફીરોઝજી દસ્તુરને ભેગા કીધા હતા, જેઓએ લંબાણ મસલત પછી એ કામમાં ઘણી મુશ્કેલી અને ગુચવણ હોવાનું જણાવ્યાથી, તુરત, વેળા એ સવાલ પડતો મુકાયો હતો.

આપણી અંજુમનનાં સાહેબો એકદીલીથી એ સવાલ ઉપાડી લેશે તથા તેમાં નડતી મુશ્કેલીઓ સારાં ડહાપણથી દુર કરવાની કોશેશ કરશે તો આયંદે તેનું પરીણામ સારૂં આવ્યા વગર રહેશે નહી, એટલું જણાવી તમો મારાં અંજુમનના ભાઇઓ તથા ખરેખાહોનો તમો સાહેબોએ મારે માટે ઉઠાવેલી હદથી જયાદા તકલીફ માટે એકવાર ફરીથી દીલોજાન ઉપકાર માનું છું.

ડા૦ જીવણજી જમશેદજી મોદીએ જણાવ્યું કે મીજલસ બરખાસ્ત થાય તે આગમજ બે બોલ બોલવાની હું ખાહેશ રાખતો હતો પણ મારા બે બોલો એરવદ કાંગાએ ઉપાડી લઇ મારૂ મોંહડું બંધ કરી નાંખ્યું છે. બોરંબે પડેલી રકમ માટે હું બોલવા માંગતો હતો પણ એરવદ કાંગાએ તે વીશે પોતેજ ખુલાસો કર્યો છે. આ રકમ અથોરનાન ટોળાની બેહેતરી માટે વપરાય તો વાજબી છે. મોબેદોને કહેવાની હું કાંઇ પણ જરૂર જોતો નથી કે "સાહેબો, તમો તમારા બાળકોને કેળવણી આપો." કેળવણીના સાધનો મારા ધારવા પ્રમાણે પુરતાં છે. હું મોબેદ બાબે જાણું છું કે એક મોબેદ પોતાના છોકરાંને કેળવણી આપવામાં કદી પણ પછાત પડતો નથી, પણ હમેશાં આતુર રહે છે. હું અથોરનાન ટોળાંના ઘણા ગ્રેડયુએટોને જોવું છું. તેઓના બાપદાદાના પેશાની અંદર સ્વમાન જળવાય એવી રીતે તેઓની સ્થિતી સુધારવાની જરૂર છે. આ રકમ તેઓની કેળવણી પાછળ નહી પણ કેળવણી સંપાદન કરી ડાકટરો, બારીસ્ટરો અને વકીલો થઇ બહાર પડેલા અથોરનાનોને તેઓના બાકીના પેશામાં પાડવાને ઉતેજન આપવાની બાબદમાં ખરચવા જોઇયે છે. સ્વમાન જળવાઇ ઉલટનાં સાધનો જળવાય એવી રીતે તે રકમની વ્યવસ્થા કરવી જોઇયે છે.

બાદ એરવદ પાલનજી દોરાબજી પાવરીએ ડા૦ જીવણજી મોદીની સુચના બરહક ઠેરવી અથોરનાન ટોળામાંથી કેલવાઈને બહાર પડેલાઓને તેઓનો બાપીકો પેશો ચલાવવા માટે ઉતેજન આપવાની જરૂર છે એમ ભાર મુકીને જણાવ્યું હતું.

બાદ પ્રમુખનો ફરીથી આભાર માની મીજલસ વીસરજન થઇ હતી.

---

શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા મુંબઇમાં વસનારા ભગરસાથના અથોર્નાન સાહેબોની ઉપલી જાહેર ષભા મધે આ લખનારે પોતા તરફથી તેમજ પોતાના હમશરિક એરવદ સાહેબ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાંણા તરફથી વાંચેલો લંબાણ રિપોર્ટ, લોકપ્રિય "જામે જમશેદ" પત્રના તા૦ ૨૬ મી, ૨૭ મી, અને ૨૮ મી અકટોબર સને ૧૯૧૫ ના અંકો મધે સંપૂર્ણ પ્રગટ થવા પામ્યો છે, તેમાં આપવામાં આવેલી "અનજુમનનાં આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની તવારીખ" આએ પુસ્તકના આગલા સફાઓ મધે ખુલાસાથી લખાયલી હોવાથી તે અત્રે ફરી પ્રગટ નહિ કરતાં, તકરારી મુકદમાંના સંબંધમાં ભગરસાથ અનજુમનની એક અથવા બીજી રીતે અગત્યની અને ઉપયોગી સેવા બજાવનારા સાહેબોનો જાહેર રીતે અને દિલોજાનથી આભાર માનવાની તથા તેની નોંધ અત્ર લેવાની હું મારી અઇન ફર્જ સમજું છું.

પહેલો આભાર, માનવંત "લવાદ" સાહેબ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટનો હું માનું છું, જેઓ સાહેબે તકરારી કેશ સાંભળવાની વાદી તેમજ પ્રતિવાદી તરફથી કરવામાં આવેલી અરજ ખુશીથી સ્વિકારી, ત્રણ વર્ષની લાંબી મુદ્દત તલક તે સાંભળવા પાછલ રોકાઇ રહી, બિન સ્વાર્થે અને પોતાના કિંમતી વખતના ભોગે તેમાં મહેનત કરવાની તસદી ઉઠાવી હતી.

બીજો આભાર, આપણા દિલસોઝ સોલીસીટર સાહેબો મી૦ રૂસ્તમજી ફરદુનજી મુલ્લાં અને મી૦ દીનશાહજી જીજીભાઇ ઇરાનીનો હું માનું છું, જે સાહેબોએ તકરારી કેશ પોતાના હાથમાં લઇ, ૭ વર્ષની લાંબી મુદ્દત તલક તેની પાછલ બિન હાંસલે મહેનત કરી હતી તથા પોતાની બાહોશીથી થોડા ખરચમાં બની શકયા તેટલા આપણી અનજુમનનાં લાભો જાળવવાને સામર્થવાન બન્યા હતા.

ત્રીજો આભાર, પોતાની અનજુમનના વાજબી "હક્કો" જળવાયલા જોવાની કાળજી ધરાવી નામદાર લવાદ સનમુખ જુબાની આપવાની તસદી ઉઠાવનારા ભગરિયા આગેવાનોની કમિટીના આગલા સભાસદો શમસુલ ઓલ્માં એરવદ ડા૦ જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ. શેઠો ફરદુનજી માણેકજી ઠાંગા સોલીસીટર, ફરામજી હોરમસજી અરજાની, નવરોજજી કેરસાસ્પજી આંતીયા, અને બેજનજી સાપુરજી માંદનનો, તથા આપણી અનજુમનના તે વેળાના કામચલાઉ વડા દસ્તુરજી સાહેબ ફરામજી દસ્તુર કેકોબાદજી મેહેરજીરાંણા, મોબેદ સાહેબો ફરેદુનજી મેહેરનોસજી વજીફદાર, આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાંણા, કાવસજી હોરમજજી મોદી, ફરેદુન રતનજી ઠાંગા, કાવસજી એદલજી કોતવાલ, માણેકજી હોરમજજી કોતવાલ, માણેકજી રૂશતમજી ઉનવાલા અને પાહલણજી શેહેરીઆરજી બજાંનો હું માનું છું, અમો વાદીઓએ નોંધાવેલા ઉપલા દાવાના ટેકામાં એ ૧૪ સાહેબોએ આપેલી જુબાની અમુને ઘણી મદદગાર અને ઉપયોગી થઇ પડી હતી.

ચોથો આભાર, કદમી પંથના વડા દસ્તુરજી સાહેબ દીનશાહજી જીવનજી ગરડાનો હું માનું છું, જેઓ સાહેબ એક જૂદા પંથના દસ્તુર હોવા છતાં ખોટી લાગણી અને તાસુબીથી દોરવાઇ જવાને બદલે અમોએ નોંધાવેલો મુકદમો વાજબી અને ઇન્સાફી છે એવી–ઘટતી જૂસ્તેજો પછી–પોતાની ખાતરી થતાં, પોતાના ભલા અને પ્રમાર્થી ખવાસ મુજબ તકરારી કેશની શુરૂઆતથી મને સારી સલાહ અને ઉત્તેજન આપતા રહી તથા આપણી અનજુમન સાથના પોતાના દિલસોઝ સંબંધ અને ભલી લાગણીની રૂયે ઘટતી સમજાવતથી પોતાના ભગરિયા મિત્રોની પાસે અમોએ માંથે ઉઠાવેલાં વિકટ કામમાં બનતી મદદ અપાવી, આપણી અનજુમનની ઘણી કિમતી સેવા બજાવી હતી.

પાંચમો આભાર, મરહુમ મોબેદ સાહેબ એદલજી બરજોરજી મુલ્લાં[1] નો હું માનું છું, જેઓ સાહેબ પોતે વાડિયાજીના આતશબેહેરામ સાહેબનાં મકાન મધે

---

૧ મોબેદ સાહેબ એદલજી મુલ્લાં, જેઓ "કંટ્રાકટર"ના ધંધામાં પડી પાછળથી પાંચ પૈસે સુખી બનવા છતાં સાદાઇ, પહરેજગારી અને મોબેદી તરીકત જાળવી રાખી હતી તથા જેઓએ પોતાની હયાતીમાં પોતે મેળવેલા લગભગ એક લાખ રૂપિયા કોમહિતકારી સખાવતમાં કાઢી આપવાનું ઉદાર દિલ બતલાવી, શ્રી નવસારીમાં "ધી રતનજી દાબુ પારસી જેનરલ ઇસ્પીટાલ" મધે બંધાવેલી "બાઇ રતનબાઇ બરજોરજી મહા-

વસેલા તથા એ પાક મકાન મધે પોતાના પંથની અનજુમનના છોકરાઓને એ અનજુમનની લાગણી વિરૂદ્ધ "મરાતબ" કરવાની થયલી ગોઠવણના પરિણામમાં યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં ત્યાંથી બહાર નિકળેલા શ્રી નવસારીના ભગરિયા મોબેદો મધેના એક આગેવાન અને તિક્ષણ લાગણીવાળા મોબેદ હોવાથી, પોતાની અનજુમનનાં વાજબી "હક્કો" ની જાળવણી માટે ભારે કાલજી ધરાવતા હતા, જેઓએ પોતાની અનજુમનનાં મોબેદોને માટે ચંદનવાડી ખાતે એક દરમેહેર તથા–બની શકે તો–આતશબેહેરામ સાહેબ બરપા કરવાની શરૂઆતની હિલચાલમાં–બીજા આગેવાન મોબેદો ભેગો–મોહોટો આગેવાન ભાગ લીધો હતો; તેઓએ, નવા આતશબેહેરામ સાહેબનું "ત્રસ્ટડીડ" એ પાક મકાન બરપા કરવાની અસલ નેમથી ઉલટું થવા પામ્યું છે એમ જાણતાં તુરતજ વગર માગવે રૂપિયા ૧૦૦૦) એક હજારની રકમ આગેવાન મોબેદોની ઉપર મોકલાવી, ટોળાના "હક્કો" ની જાળવણી માટે ઘટતી હિલચાલ કરવાની ફરમાસ કીધી હતી; કે જે રકમ તકરારી કેશ કોર્ટમાં નોંધાવવાની શરૂઆતમાં મને ઉલટ આપનારી અને મોહટી મદદગાર થઇ પડી હતી.

**છઠો આભાર,** મોબેદ સાહેબો ખરશેદજી બેહેરામજી સહીઆર, રૂસ્તમજી બેજનજી રાનજી તથા "એક અથોર્નાન ગરીબ ભગરીયો"ના તખલ્લુસવાળા મોબેદ સાહેબનો હું માનું છું, જેઓએ તકરારી મુકદમો કોર્ટમાં નોંધાયા આગમચ તેનાં ખરચને માટે આપણા સોલીસ્ટરોને ત્યાં ભરવા સારૂં તુરત વેળા રૂપિયાની મોહોટી રકમ ખુશીથી હમારે સ્વાધીન કરી અમોએ માથે ઉઠાવેલાં કામમાં જરૂરની વખતે કિંમતી મદદ કીધી હતી.

**સાતમો આભાર,** અનજુમનનાં આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા સઘલા ભગરિયા મોબેદ ભાઈઓનો અને તેમાં ખાસ કરીને એ આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનું કામ યઝદેજરદી ૧૨૭૪ થી ૧૨૭૭ ના સાલ સૂધી કરનારા મોબેદ સાહેબો દાદાભાઇ પાલણજી ધાભર, રૂશતમજી કાવસજી હોરમઝદીયાર, પેસતનજી નવરોજજી પાવરી, કાવસજી નવરોજજી બગલી અને બીજાઓનો હું માનું છું. આએ દેશાભિમાન ભાઇઓએ પોતાના પાક મકાનનું "ત્રસ્ટડીડ" પોતાની અનજુમનનાં કાયદાપૂર્વક સ્થાપન થયલા "હક્કો"ને આડે આવનારૂં થવા પામ્યું છે એમ જાણતાં, થયલું ત્રસ્ટડીડ સુધરાવવા અથવા તો રદ કરાવવા માટે ખરાં દિલથી ઇન્તેજારી બતલાવી, અમોએ નોંધાવેલા મુકદમાંના ખરચમાં પોતપોતાનો યોગ્ય ફાલો આપવા ઉપરાંત, એ કામને માટે તેઓએ ખાસ ઉભાં કીધેલાં "અરસ પરસના લાભો જાળવનારાં ફંડ" મધેથી અમોએ કીધેલી અર્ઝ મુજબ રૂપિયા ૨૧૦૦) એકવીસસોની મોહટી રકમ અમોએ ઉભાં કીધેલાં ખરચના ફંડમાં ખુશીથી ભરી આપી, અમારા હાથ મજબૂત બનાવ્યા હતા.

---

લણજી મુલ્લાં બિલ્ડીંગ"થી તેમજ શ્રી નવસારીમાં "ત્રસ્ટ" કરીને આપેલી રૂપિયા ૬૦૦૦૦) સાહાઠ હજારની રકમના "એદલજી બરજોરજી મુલ્લાં સખાવત ફંડ" થી પોતાનું નામ અમર બનાવ્યું છે; તેઓ સાહેબ રોજ ૧૯ મો, માહ ૧ લો, સને ૧૨૮૪ યઝદેજરદી, તા૦ ૩૦ મી સપટેમબર ૧૯૧૪ હસવીને દિને પોતાની ૮૦ વર્ષની પૂખ્ત ઉંમરે શ્રી નવસારી મધે ગુજર પામ્યા હતા.

આઠમો આભાર, મરહુમ ડાકટર ખરશેદજી નવરોજજી શાહીઆરનો[1] અત્રે હું માનું છું, જેઓ સાહેબ નવસારીના વતની એક ચુસ્ત ભગરિયા હોવાથી પોતાના પંથની અનજુમનનાં વાજબી "હક્કો" જળવાયલા જોવાની દિલમાં ઇન્તેજારી ધરાવી, મુંબઇની હાઇકોર્ટ મધે નોંધાવેલા ઉપલા મુકદમાંના સંબંધમાં પહેલાંથી અમુને ઘટતી સલાહ અને મદદ આપતા રહ્યા હતા; ત્યાર બાદ બન્ને પક્ષોએ ચોક્કસ સવાલોના સંબંધમાં સમજૂતી ઉપર આવી મૂખ્ય તકરારી બાબદનો "લવાદી" થી ફેસલો કરાવવા માટે નામદાર હાઇકોર્ટથી લીધેલાં "સમતીના હુકમનામાં" મધે કોઇ રીતની ગેરસમજૂતીથી એક વાંધા ભરેલી તથા નવા આતશબેહેરામ સાહેબના મકાન મધે ક્રિયાકામ કરવાના ભગરિયા મોબેદોના સ્વતંત્ર "હક્કો અને ભોગવતા" ને આડે આવનારી નવી બાબદ દાખલ થયલી જણાતાં, તે વાંધા ભરેલી કલમ ઘટતાં પગલાં ભરી કઢાવી નખાવવા અથવા તો સમતીનું હુકમનામું રદ કરાવી તકરારી કેશ જેમ સલાહ મલે તેવી રીતે આગલ ચલાવવા સારૂ અમોએ કીધેલી અર્જ સ્વિકારી, એ બાબદમાં તેઓએ તુરતા તુરત "ધારાશાસ્ત્રીઓ" ની સલાહ લઇ કાયદાસરના પગલાં ભરવાના પરિણામમાં, તકરારી કલમ સંમતીના હુકમનામાં મધેથી કઢાવી નખાવવા ભગરિયા આગેવાનોની કમિટીએ કબૂલ કર્યું હતું. એ રીતે તકરારી બાબદમાં આપણી અનજુમનનાં મોબેદોનું સ્વમાન જાળવવા સારૂ અઇન વખતે હિમ્મતથી અમારો હાથ ધરી, તેઓ સાહેબે આપણી અનજુમનની ઘણી કિંમતી સેવા બજાવી હતી.

ભગરસાથ અનજુમન અને અનજુમનનાં આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની તવારીખનું આએ પુસ્તક સમાપ્ત કરતાં, હું મારી તરફથી તેમજ આપણી ભગરસાથ અનજુમન તરફથી મુંબઇના રોજીંદા પત્ર લોકપ્રિય "જામે જમશેદ" ના ભલા અધિપતિ સાહેબનો ખાસ આભાર માનું છું, જેઓએ તકરારી કેશના સંબંધમાં શરૂઆતથીજ ઘટતી વિગતો અને ખૂલાસાઓ પોતાના કોમહિતકારી પત્ર મારફતે બહાર પાડવાની મને વખતો વખત સવળતા કરી આપી, પારસી જરથોશતીઓનું કોમીમત તકરારી કેશની હિલચાલ વિરૂદ્ધ દોરવાતું અટકાવવામાં, ભગરસાથ અનજુમનની ઘણી કિંમતી સેવા બજાવી હતી.

બીજો ખાસ આભાર, મારા પોતાના હમશરીક, એરવદ સાહેબ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાંણાનો હું માનું છું, જેઓ સાહેબે મારી અરજ ઉપરથી આ તકરારી મુકદમાં મધે વાદી તરીકેની જોખમદારી સ્વિકારી, કેશ લડવામાં મારી સાથે સામેલ થઇ, પોતાની બાહોશી તેમજ લાગવગથી મને હંમેશા સારી સલાહ અને જોઇતી મદદ આપતા અપાવતા રહી. પોતાની અનજુમનના વાજબી "હક્કો" જાળવવા માટે ઘણીક પ્રકારે તકલીફ ઉઠાવી, ભગરસાથના એક આગેવાન અને માનવંત સભાસદ તરીકેની પોતાની ફર્જ સંપૂર્ણ રીતે અદા કીધી હતી.

---

૧ ડાકટર ખરશેદજી નવરોજજી સહીયાર, રોજ ૧ લો, માહ ૧૨ મો, સને ૧૨૮૨ યઝદજરદી; તા૦ ૮ મી ઓગસ્ટ ૧૯૧૩ ઇસવીને દીને, ૫૮ વરસની ઉમ્મરે ગુજર પાંમવાથી ભગરિયા મોબેદોમાં ઘણી દલગીરી ઉપજી હતી.



# વધારો.

## વાડિયાજીના આતશબેહેરામ સાહેબના બેએના રૂપિયાની અપીલનો ચુકાદો.



તા૦ ૧૯ મી સપટેમ્બર ૧૮૮૪.

( નામદાર જડજો શર ચાર્લસ સારજંટ અને મી૦ કેમ્બાલની હજુરમાં. )

જમશેદજી બહમનજી વાહાડયા ને બીજો.........અરજદાર.

વીરૂધ

ધી એડવોકેટ જનરલ ને બીજા...............પ્રતીવાદીઓ.

કોર્ટનો ચુકાદો વડા જડજ સર ચાર્લસ સારજંટે વાંચી સંભળાવ્યો હતો જે નીચે મુજબ છે:—

"આ મુકદમો એડવોકેટ જેનરલે ભગરસાથ મોબેદની અનજુમન જેને ફર્યાદનામામાં હીંદુસ્તાનની પારસી અનજુમનના ધર્મગુરૂઓ તરીકે વર્ણવામાં આવ્યા છે તેમાંના કેટલાકોના કેહેવાથી અને એજ લોકોએ પોતાની અને મજકુર અનજુમનના બીજા લોકો તરફથી ચોથા, પાંચમાં અને છઠા પ્રતીવાદીઓ જેઓ મુંબઇનાં હોરમસજી વાહાડયાનાં આતશબેહેરામના ટ્રસ્ટીઓ છે તેમની સામે માંડી, નામદાર કોરટ પાસ એવી દાદ માગી હતી કે પેહેલા અને ત્રીજા પ્રતીવાદીઓ હીરજીભાઇ હોરમસજી શેઠ અને ફરામજી હોરમસજી શેઠના હાથમાં જે ચોક્કસ નાણાં છે તે મજકુર ભગરસાથ અનજુમનનાં છે અને તે નાણાં અનજુમનની મંજુર્યાતથી ધર્મનાં કામોમાં વાપરી શકાય એમ જાહેર કરવું અને આ કોર્ટે પસંદ કરેલા ટ્રસ્ટીઓના હાથમાં મજકુર અનજુમનના લાચાર તથા અશક્ત થયલાઓને માટે તથા મજકુર અનજુમનનાં મરનાર રવાંનોની નઇયત ધર્મની ક્રીયાઓ ચાલુ રાખવા માટે અને મજકુર અનજુમનનાં ગરીબ લોકોનાં બાલકોને કેળવણી આપવા માટે તે નાણું "ટ્રસ્ટ" દાખલ આપવું અથવા તો મજકુર નાણું કોર્ટમાં લાવવું અને ઉપર જણાવેલાં ધર્મનાં કામો અમલમાં આણવા માટે કોર્ટે અથવા કોર્ટની દેખરેખ હેઠળ એક યોજના ઘડવી.

હોરમસજી વાહાડયાના આતશબેહેરામના ટ્રસ્ટીઓ પોતાના બચાવનામાંથી મજકુર નાણું ભગરસાથ મોબેદ અનજુમનની મીલકત હોવાનો ઇનકાર કરે છે અને એવી દલીલ આણે છે કે, મજકુર હોરમસજી બહમનજી વાહાડયાનાં આતશબેહેરામના હાલના ટ્રસ્ટીઓ દાખલ તે નાણું તેમનાં નામ ઉપર ચઢાવી આપવું.

ભગરસાથ અનજુમન જેમના તરફથી એ વાંધામાં પડેલાં નાણાં ઉપર દાવો કરવામાં આવે છે તે સાક્ષીઓ દાખલ તપાસવામાં આવેલા "રીલેટરો"ના જણાવવા મુજબ પારસીઓના શેહેનશાહી પંથના ધર્મગુરૂઓનો તે ભાગ છે કે જેઓ પોતાની ઓલાદ ફરેદુનના ત્રણ અને કામદીનનાં બે છોકરાઓથી ગણે છે કે જેઓ પારસી દંતકથા મુજબ ઘણા અસ-

લના વખતમાં પવીત્ર આતશને નવસારી લાવ્યા હતા અને તેઓએ આ અનજુમનની સ્થાપના કરી હતી. તેમનું વડું મથક નવસારી છે, જ્યાંની અનજુમન મુકદમામાં પડેલી સાક્ષી ઉપરથી દીસે છે કે, આખી અનજુમન ઉપર સરદારી નહી તો અગતનો વગ ધરાવે છે. સાક્ષી ઉપરથી જણાય છે તેમ આ અનજુમનનો એક ખાસ ગુણ એ છે કે, ધર્મગુરૂ દાખલનાં કામથી જે સઘળો નફો ઉપજે તે તે ઓહ્દો બજાવવાને શકતીવાન થયલા સઘળાઓ વેહેંચી લે છે; અને નવસારી ખાતે ઠાયમ થયલાં ધોરણ મુજબ એ તત્વને દેખઇતી રીતે અમલમાં આણવા દર મહીને ત્યાંનાં આતશબેહેરાંમમાં ક્રીયા કરવાના "વારા"ના હકનું લીલાંઉ કરવામાં આવે છે. આ ક્રીયા પવીત્ર આતશની જાળવણી કરવાની છે કે જેને "બોય"ની ક્રીયા કરી કહે છે અને એ ક્રીયા કરનારને પુંજારીઓ તરફથી આશોદાદ લેવાનો હક્ક મળે છે. લીલાંઉમાં જે કોઇ સર્વેથી મોટી "બીડ" કરે છે તેમને આ રીતે બોય દેવાનો હક્ક મળે છે અને તે સઘળી આશોદાદ લે છે. જ્યારે લીલાંઉમાં થયલી બીડનું નાણું જેને વારાનું નાણું કહે છે તે તેજ મહીનામાં "બરશનુમ" નામની પવીત્ર થવાની ક્રીયા કરીને જેઓ બોય દેવાને લાયક થયલા હોય તેવા મોબેદોમાં વેહેંચી આપવામાં આવે છે. બોયની ક્રીયા કરવા માટે બરશનુમની ક્રીયા ખાસ જરૂરયાતની છે કે જે ક્રીયાની મતલબ ચોક્કસ વખત સુધી કોઇબી ધર્મનાં મકાનમાં અથવા ધર્મગુરૂનાં પોતાનાં ઘરમાં અલાહેદું રેહેવાની અને બાહારની દુન્યાં સાથે સંબંધમાં આવી અભડાવાથી દુર રેહેવાની છે.

આ અનજુમનના લોકો હીંદુસ્તાનના આ ભાગના કેટલાંક શેહેરોમાં અને મુખ્ય કરી મુંબઇમાં મોટા જથામાં મલશે અને અનજુમનના એજ ભાગને ફર્યાદનામામાં ભગરસાથ અનજુમનનાં નામથી રીલેટરોનાં બેરીસ્ટરના કેહેવા મુજબ ઓળખવામાં આવ્યો છે.

હોરમસજી બહમનજી વાહાડયાનું આતશબેહેરામ જેનાથી આ મુકદમાને જન્મ મળ્યો છે તે તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૩૦ ને દીવસે પારસી અનજુમનના શેહેનશાહી પંથના એક દોલતમંદ અકાબર હોરમસજી બહમનજી વાહાડયાનાં વીધવા અને છોકરાઓએ મરનારની યાદગારી માટે સ્થાપ્યું હતું. અને અહીં શરૂઆતમાં જુબાંનીઓની મતબલ વધુ સારી રીતે સમજવા માટે કેહવું સગવડ ભરેલું થશે કે, આતશબેહેરામને લગતાં કામની ગોઠવણ કરવાનું સઘલું કામ તેના સ્થાપનારાઓ ચાહે તેમ કરી શકે. એ બીના સામે વાદી તરફના બેરીસ્ટરે કશો વાંધો ઉઠાવ્યો નથી. આ બાબદમાં આતશબેહેરાંમનું કોઇબી ટ્રસ્ટડીડ તા૦ ૧૮ મી સપ્ટેમ્બર ૧૮૩૧ સુધી થયું ન હતું અને કુટુંબના વડા તથા વાહાડયાનાં આતશબેહેરાંમના મેનેજર દાખલ બહમનજી હોરમસજી વાહાડયાનેજ હસ્તક આતશબેહેરામમાંનો પવીત્ર આતશ જાગૃત રાખવાની સર્વેથી અગતની ફરજ યાને બોયની ક્રીયા કરવાનું કામ કોણને સોંપવું તે નક્કી કરવાનું દેખઇતી રીતે રહ્યું હતું. એથી આતશબેહેરામને ઉઘાડતી વખતે વાહાડયા કુટુંબના પંથકી અને મુંબઇની શેહેનશાહી અનજુમનના દસ્તુર સાહેબ નામે દસ્તુર એદલજી દોરાબજી સનજાનાને બહમનજી હોરમસજી વાહાડયાએ ક્રીયાનું કામ સોંપ્યું હતું; તે (દસ્તુર) બોયની ક્રીયા માટે મોબેદોને રાખતા અને તેમને ચોક્કસ લવાજમ આપી પુંજારીઓ તરફની સઘળી આશોદાદ પોતે વાપડતા હતા. આ ગોઠવણ ૧૬ મહીના સુધી ચાલી જે બાદ મુંબઇની ભગરસાથ અનજુમનના

મોબેદોએ દસ્તુર અને બહમનજી હોરમસજી વાહાડયા આગળ ખાહેશ બતાવી કે, ઉપર જણાવેલું નવસારીનું ધોરણ વાહાડયાનાં આતશબેહેરામમાં દાખલ થવું જોઇએ અને બંને બોરદુને આ બીના સામે કશો વાંધો નથી. તે અરજનું પરીણામ એ આવ્યું કે, વાહાડયાનાં આતશબેહેરામની બોયની ક્રીયા ભગરસાથ અનજુમનને ૧૮૩૨ થી ૧૮૪૯ સુધી સોંપવામાં આવી હતી. બોયના વારાના હકનું ૧૮૩૨ થી ૧૮૪૨ સુધી દર વરસે બરશનુમવાલા મોબેદો વચ્ચે લીલાંઉ થયું હતું અને ૧૮૪૨ થી ૧૮૪૯ સુધી અનજુમનના દસ્તુર સાથની ખાનગી ગોઠવણથી હક મેળવવામાં આવ્યો હતો. વળી આ વાતનોબી વાંધો નથી કે વારાનું નાણું જે એવાં વેચાણથી ઉપજતું તે બરશનુમવાલા મોબેદોમાં વેહેંચવામાં આવ્યું ન હતું પણ "ભીખાજી આગે" નામના એક શખસના હાથમાં ૧૮૩૪ માં તેનું મરણ નીપજ્યું ત્યાં સુધી રાખવામાં આવ્યું હતું અને તે બાદ તે હોરમસજી બહમનજી શેઠના હાથમાં આપવામાં આવ્યું હતું અને ત્યારથી તે ૧૮૪૯ સુધી વારાનું અને બીજું નાણું તેમનેજ આપવામાં આવ્યું હતું તથા ત્યાર બાદ વાહડયા કુટુંબે આતશબેરાંમને સ્થાપનારાઓ દાખલના પોતાના વગર શેઠના હકની રૂહે પોતાનાં આતશબેહેરાંમની ક્રીયાનો વહીવટ પોતાના હાથમાં લઇ લીધો હતો. હોરમસજી બહમનજી શેઠના એકઝીકયુટરોના હાથમાં જે નાણું બાકી રહ્યું છે તેના હક માટે આ મુકદમામાં વાંધો ઉઠયો છે.

આ નાણાંનો શું કારણોથી જનમ થયો તે બાબદ વાદીઓ તરફથી એવું બતાવવાની કોશેશ થઈ હતી કે, વાહાડયા કુટુંબે ૧૮૩૨ માં ભગરસાથ અનજુમનને આતશબેહેરાંમની ક્રીયાનો વહીવટ સોંપ્યો હતો અને વારાનું નાણું બરશનુમવાલા મોબેદોમાં વેહેંચી આપવામાં આવ્યું ન હતું પણ ભીખાજી આગે અને હોરમસજી બહમનજી શેઠના હાથમાં આપવામાં આવ્યું હતું, કારણ કે ત્રણ અને બે પોલવાળાઓ વચ્ચે અરધો અરધો હીસ્સો પાડવો કે દરેકજણને સરખો હીસ્સો આપવો તે બાબદ મોબેદોમાં વાંધો પડયો હતો. એથી ઉલટું પ્રતીવાદીઓ કહે છે કે, ભગરસાથ અનજુમનનાં બરશનુમવાલા મોબેદો વચ્ચે બોયના વારાના હકનું લીલાંઉ કરવાની મંજુરીયાત બહમનજી હોરમસજી વાહાડયાએ એવી સરતથી આપી હતી કે, વાહાડયાના આતશબેહેરાંમના મોબેદો જયારે નાવર મરાતબની ક્રીયા કરે ત્યારે નવસારી ભગરસાથ અનજુમન પાસે તે કબુલ રખાવે નહીં ત્યાં સુધી એવાં વેચાણથી જે નાણું ઉપજે તે મોબેદોમાં વેહેંચી આપવું નહીં પણ ટ્રસ્ટીઓના સ્વાધીનમાં રાખવું; અને એ સરતોમાંની મરાતબને લગતી સરત (કે જે મરાતબની પદવી બોય દેવાને લાયક થનાર દરેક મોબેદે મેળવેલી હોવીજ જોઇએ) પાર પડી નથી અને પાર પડવાની વક્કી નથી જેથી ૧૮૩૧ નાં ટ્રસ્ટડીડની રૂહે એ નાણું આતશબેહેરાંમના ટ્રસ્ટીઓનું છે અથવા જો ટ્રસ્ટડીડની રૂહે તે તેમને નહીં મલે તો આતશબેહેરાંમને સ્થાપનારાઓ દાખલ વાહાડયા કુટુંબને તે મલવું જોઇએ.

હવે વારાનાં નાણું જુદી જુદી પોલ વચ્ચે કેમ વેહેંચી લેવાં તે બાબદમાં ૧૮૩૨ નાં વરસમાં અથવા તે પછી તુરતજ મોબેદોમાં વાંધો ઉઠવા વીશેની મોંહોડેથી કેટલીક જુબાંની પડી છે, પણ એ વાંધો હતો એમ ધાર્યે તોબી જો વારાનાં નાણાં વેહેંચણી માટે મલી શકયાં હોત તો આવી જાતના વાંધાનો તુરત નીકાલ થઇ ન શકતે એમ વીચારવું કેવળ

અશક્ય છે. પરંતુ જે સાક્ષીઓ આવાં મતભેદની હઈયાતી બાબદની જુબાની આપે છે તેઓ ખુલ્લી રીતે કબુલ રાખે છે કે, બહમનજી હોરમસજી વાહાડયા અને મોબેદો વચ્ચેની એવી સમજુતીથી વારાનાં નાણાં ભીખાજી આગેને આપવામાં આવ્યાં હતાં કે, વાહાડયાનાં આતશબેહેરાંમના ભગરસાથ મોબેદો નાવર મરાતબની જે પદવીઓ આપે તે નવસારીની ભગરસાથ અનજુમન કબુલ રાખે નહીં ત્યાં સુધી એ નાણું તેનાજ હાથમાં રેહેવા દેવું.

એક વાદી અને "રીલેટર" ફરદુનજી બરજોરજી વાચ્છા કહે છે કે;—વારાનાં નાણાં પેહેલે કાવસજી આગેને એવી સરતથી આપ્યાં હતાં કે, મુંબઇનાં મોબેદો મુંબઇમાં નાવર મરાતબ કરવાને શકતીવાન થાય ત્યાં સુધી તે નાણું તેનીજ કને રહે. બીજો એક "રીલેટર" ૧૮૪૨ અને ૧૮૪૯ ના વચ્ચે બોયનો વારો ખરીદનારા મોબેદોમાંનો એક નસરવાનજી જમશેદજી પાવરી કહે છે કે, મુંબઇમાં વારાનાં નાણાંની વહેંચણી થઇ ન હતી તેનું કારણ એ કે, મુંબઇમાં મુદ્દલ મારતબ કરવામં આવ્યા ન હતા. વળી બહમનજી હોરમસજી વાહાડયાનું તા૦ ૨૩ મી આગસ્ટ ૧૮૩૬ નું કાગળ (એકજીબીટ એલ) જે સુરત ખાતે દસ્તુર નસરવાનજી ઉપર લખવામાં આવ્યું હતું તેમાં આ નાણાંનો ખાસ ઇસારો કર્યો છે અને મુંબઇના મરાતબોને નવસારી અનજુમન પાસે કબુલ રખાવવા માટે મેહેનત કરવા સારૂ તે નાણું તેને ઉતેજન તરીકે બતાવવામાં આવ્યું છે અને એવું જણાવ્યું છે કે એ અટકાવને લીધે રૂ. ૩૦૦૦ ઉપરની રકમ ભેગી થઇને શેઠ હોરમસજીને ત્યાં પડી રહી છે. કારણ કે વારાનો હક વેચતી વખતે એવી સરત ઠરવામાં આવી હતી કે, મરાતબ થવા બાદ તેની સાથ વાપરવામાં આવે ત્યારેજ તે નાણું આપવામાં આવશે અને નહીં તો નહીં. વળી એકજીબીટ જી. જે વાંધામાં પડેલાં નાણાંની જમે બાબદની હોરમસજી બહમનજી શેઠના ચોપડામાંની નોંધ છે તેમાં જણાવવામાં આવે છે કે, આતશબેહેરામમાં વારો ખરીદી જે મોબેદો બોય દે છે તેઓ પોતાના છોકરાઓને એ આતશબેહેરાંમમાં મરાતબ કરતા નથી. એટલા માટે આતશબેહેરામના માલેક અને દસ્તુર તથા મોબેદોએ એવી ગોઠવણ કરી છે કે, એવાં વેચાણનું જેબી નાણું ઉપજે તે લઇને અનામત રાખવું જ્યાં સુધી કે એ મોબેદો પોતાના છોકરાઓને આ આતશબેહેરાંમ સાહેબનાં મકાનમા મરાતબ કરે ત્યારેજ મુદ્દલ રકમ પાછી આપવી." અને સેવટે વાહાડયા કુટુંબે પોતાનાં મકાનમાં મરાતબ થાય તેને બાહાલ રખાવવા માટે નવસારીની અનજુમન ઉપર ઘણોજ વગ ચલાવ્યો હતો તે બીના "રીલેટરો"ની પોતાની જુબાની અને આ મુકદમાને લગતા ૧૮૩૨ અને ૧૮૫૦ ની વચ્ચેના પત્રવેહેવારથી ખુલી રીતે માલમ પડે છે.

સામટી રીતે લેતાં સાક્ષી ઉપરથી હમોને કશો શક રહેતો નથી કે વારાનાં નાણાં વાહાડયા કુટુંબ અને ભગરસાથ મોબેદો વચ્ચેની સમજુતીથી અનામત પડી રહ્યાં હતાં જેની રૂહે જ્યાં સુધી ઉપર મુજબ મરાતબને કબુલવામાં ન આવે ત્યાં સુધી નાણાં વેહેંચી લેવા નહીં અને હમારી જાણ મુજબ નીચલી કોર્ટના કાબેલ જડજનો પણ એવોજ અભીપ્રાય હતો. એવી સરત ન હોય તો એ નાણાં ઉપર કોણનો હક પોહોંચે તે વીશે કશો વાંધો નથી, કે જે દરેક મુદત માટે બોય દેવાનો હક વેચાયો હતો અને જે દરેકને માટે વારાનાં નાણાં વેહેંચવા લાયક થયાં હતાં તે દરેક મુદતમાં બોય દેવા માટે લાયક થયલા

(યાને બરશનુમવાલા) મોબેદોનેજ તે ઉપર હક છે. પણ વળી હમારાં મત મુજબ સાક્ષી ઉપરથી એમબી દીસે છે કે, એ નાણું સઘળો વખત બોય દેવા માટે લાયક થયલા મોબેદોનું ગણવામાં આવતું હતું કે જેઓ એ વારાનું નાણું અનામત નહી મેલતે તો તે વેહેંચી લઇ શકતે. એ નાણાંને લગતી હોરમસજી બહમનજી શેઠના ચોપડામાંની સઘળી નોંધોમાં હીસાબ નોશાકરા મોબેદોનો જણાયો છે અને ૧૮૩૨ થી ૧૮૪૯ સુધીની મુદનમાં રાબેતાની શ્યાલોની ભેટ કરવા માટે મોબેદો તેમાંથી નાની રકમો ઉંચકતા હતા (કે જેમ વેહેંચણી આગમચ ઉંચકવાનો રવઇયો હતો એમ સાક્ષીઓ કહે છે.) વળી આગળ જે પત્રવેહેવાર વીશે હમે જણાવી ગયા છીયે તેમાં એક શબ્દબી નથી જે ઉપરથી એવું દેખાય કે જો વાહાડયાનાં આતશબેહેરામના મોબેદો જેમને મરાતબ કરે તેમને બાહાલ રાખવાની નવસારીની અંજુમન તરફથી પરવાનગી ન મળે તો તે નાણાં ઉપર વાહાડયા કુટુંબ દાવો કરે, તો જો કે તેઓએ વેહેંચણી કરી લેવાનો તેમનો હક ના કબુલ રાખ્યો હતો, તેમજ વળી વાહાડયા કુટુંબે અથવા ૧૮૬૧ નાં "ડીડ"ની રૂહે ઠરેલા ટ્રસ્ટીઓએ ભગરસાથ અનજુમનને પડતી મેલી પોતાનાં આતશબેહેરાંમની ક્રીયા માટે મોબેદો સાથે પોતાની ગોઠવણ કરવા માડવાને જે ૩૦ વરસ થયાં છે તે અરસામાં એ નાણાં ઉપર પોતાનો હક હોવાની કે દાવો કરવાની કશી નીશાંન બતાવી નહી હતી. એથી ઉલટું બહમનજી હોરમજી વાહાડયાએ હોરમસજી બહમનજી શેઠ ઉપર આતશબેહેરાંમની ક્રીયાનો વહીવટ પોતાના હાથમાં લેતી વખતે અને એ નાણાંનો હીસાબ મેળવવાને ખાહેશમંદ થવાથી લખેલાં પત્રમાં એ નાણું વાહાડયાનાં આતમબેહેરાંમના મોબેદોનું જણાવ્યું છે. સેવટે આ જાણવા જોગ છે કે વાહાડયા કુટુંબે આતશબેહેરામનું ૧૮૬૧ માં ટ્રસ્ટ કર્યું ત્યારેબી એ નાણાં વીશે કશું જણાવવામાં આવ્યું ન હતું. અર્ધી સદી અગાઉ જ્યારે આ નાણાંને જન્મ મળ્યો હતો ત્યારે શું થયું હતુ તેને લગતી જુબાંની અને તેબી વળી એવા સાક્ષીઓની કે જેઓ તે વખતે ઘણી નાની વયના હતા અને જેઓએ તે નાણાંના જન્મમાં કશો મોટો ભાગ લીધો ન હતો અને જેઓ મુખ્ય કરી સાંભળેલી બીના કહે છે તેમની જુબાની ઉપરથી અને વળી બંને બોર્દુ વચ્ચેની સમજુતી વીશે એકાએકના ઇસારા બતાવનારા પત્રવેહેવાર ઉપરથી જે કાંઇબી અનુમાન કહાડયે તેની સચ્ચાઇ વીશે સંપુર્ણ ભરૂસો રાખી શકાય નહીં, પણ હમે ધાર્યે છીયે કે, આખી સાક્ષી ઉપરથી નીકળતું અપક્ષપાત અને વાજબી અનુમાન એ છે કે, વાહાડયા કુટુંબે મુંબઇના ભગરસાથ મોબેદોને આતશબેહેરાંમની ક્રીયાનો વહીવટ સોંપી દીધો હતો જે વહીવટ ૧૮૩૨ થી ૧૮૪૯ સુધી વારાનાં નાણાં અનામત મેલવાની સમજુતી સીવાયના વાહાડયા કુટુંબનાં કોઇબી રીતે વચ્ચે આવવા વગર તેઓએ ચલાવ્યો હતો અને વળી એ સરતનો ઇરાદો (વારાનાં) નાણાંની માલેકી ફેરવવાનો નહી પણ માત્ર વેહેંચણીમાં ઢીલ કરવાનો હતો. આવી સમજુતી અથવા સરતને કાયદાનું રૂપ આપ્યે તો તે એ છે કે, નવસારી અનજુમનની મંજુરીયાત મેળવવા માટે કાંઇપણ ઉમેદ હતી ત્યાં સુધી તે સરત અમલમાં રેહેવાની હતી. વાહાડયા કુટુંબે ૧૮૫૦ માં ભગરસાથ અનજુમનથી છુટું પડીને આતશબેહેરામની ક્રીયા માટે પોતાની ગોઠવણ કરવા માંડી ત્યારથીજ એ ઉમેદ ભરશટ થયલી એ કુટુંબે ધારી

હતી એમ અનુમાન કરી શકાય પણ કોઇબી રીતે એ સઘળી ઉમેદનો હવે તો અંત આવી રહ્યો એવું સઘળા સાક્ષીઓનું મત છે.

એટલા માટે નીચલી કોર્ટના કાબેલ જડજ સાથે હમે મલતા થઇયે છીયે કે, એ નાણું હવે જે ભગરસાથ મોબેદો તેમની અનજુમનના કાનુન મુજબ ૧૮૩૨ અને ૧૮૪૯ ની વચ્ચે જો એ નાણું અનામત રેહેત નહીં પણ વેહેંચી આપવામાં આવત તો તે માટે હક ધરાવત તે મોબેદો અથવા તેમના વારેસ વકીલોનું છે. હાલને સમે એ કોણ લોકો છે તે ચોકસાઇથી નક્કી ઠરવું એ કાંઈ સેહેલું કામ નથી બલકે કદાચ લગભગ અશકય છે; પણ એટલું ખુલ્લું છે કે આખી ભગરસાથ અનજુમનને ચેતવણી આપી નવસારી તથા મુંબઇમાં બોલાવેલી સભાઓ જેમાંના ઘણાક તો મોબેદો પણ ન હતા અને જેમાં એ નાણું આખી ભગરસાથ અનજુમનનું લેખવામાં આવ્યું હતું તે સભામાં એ નાણું ધર્મનાં કામોમાં રોકવા બાબદ જે ઠરાવ થયા હતા તે કાંઇ તે મજકુર ચોક્કસ મોબેદો ( અથવા જેઓ કોઇ હાલ તેમના વારેસ વકીલો હોય તેઓ ) જેઓ એ નાણાંમાં લાભ ધરાવે છે તેમની મરજીનો ઠરાવ લેખી શકાય નહીં. એટલા માટે હમારાં મત મુજબ એ નાણું ધર્મનાં કામ માટે ટ્રસ્ટમાં રોકવાની કશી સાક્ષી કોર્ટમાં પડી નથી કે જેથી ટ્રસ્ટ કરીને કોર્ટ તે ઉપર અમલ કરી શકે.

એ રીતે નાણાંને ધર્મને લગતાં ટ્રસ્ટમાં રોકવાને લગતી ફર્યાદનામાંની અરજનો છેડો આવે છે; પણ મુકદમામાં એક એવો સવાલ તપાસ માટે રજુ થયો હતો કે, એ નાણું જે જે વરસમાં અનામત મેલાયું હતું તે તે વરસનાં નાણાં ઉપર તેજ વરસના બોય દેવાને લાયક થયલા મોબેદોનોજ હક છે કે નહીં અને તેઓએજ આ ફર્યાદ માંડવી જોઇયે કે નહીં. જે માટે હમે એવું ધારીયે છીએ કે ભગરસાથ અનજુમન તરફથી લડતા "રીલેટરો" ને તે હક્કદાર મોબેદો તરફથી તેમનો હક જાહેર કરાવવાનો હક છે. રીલેટરોમાંના એક જણાને નાણાં ઉપર હક ધરાવનારા લાયક મોબેદોમાંનો એક તરીકે કબુલ રાખવામાં આવ્યો હતો અને જો કે જેઓ તરફથી "રીલેટરો" મુકદમો ચલાવવા માંગે છે તેઓમાં તો જેઓ હકદાર જણાયા છે તેમનાં કરતાં ઘણા વધારે છે અને વળી જેમને હકદાર ગણ્યા છે તેઓબી એ નાણું સરખે હીસ્સે નહીં પણ જે વરસમાં તેઓ લાયક થયા હોય તેજ વરસનાં નાણાં ઉપર તેઓ દાવો કરી શકે, તોપણ સ્મીથ વીરૂદ્ધ બ્રાઉનમાં (૯ એકવીટી કેસીસ ૨૫૬) ને આધારે હમે ધારીયે છીયે કે, આ મુકદમાને તેના ખાસ ગુણને લીધે સીવીલ પરોસીજર કોડની ૩૦ મી કલમની રૂહે જેઓ હકદાર ઠરે તેમની તરફથી ચલાવતાં અટકાવવો જોઇયે નહીં કારણ કે એ કલમ મુજબની ઘટતી નોટીસ આપવામાં આવી હતી.

હમારે એટલા માટે નીચલી કોર્ટનું હુકમનામું રદ કરવું જોઇએ અને જાહેર કરવું જોઇએ કે, મુંબઇમાં વસ્તા ભગરસાથ મોબેદો જેઓ વાહાડયાના આતશબેહેરાંમના બોયવાલાઓએ જે વરસનું વારાનું નાણું ભર્યું હોય, તે વરસમાં બરશનુમથી લાયક થયલા હોય તેઓ તેજ ચોક્કસ વરસનાં નાણાંના પોતાના હીસ્સા માટે દાવો કરી શકે.

આતશબેહેરામના ટ્રસ્ટીઓ સીવાય સઘળી બાર્દુઓએ અત્યાર સુધીનો પોતાનો ખરચ એ નાણાંમાંથી લેવો."[1]

# શેઠ દાદાભાઇ નવરોજજીએ "ખેરગામ"ના પંથક સંબંધી કેશનો ભગરસાથ અનજુમનની તરફેનમાં આપેલો ચૂકાદો.

"વલસાડના સબારડીનેટ જડજની કોર્ટમાં

દીવાની મુ૦ ના૦ ૪૪૩ સને ૧૮૮૨

વાદી ખરશેદજી મનચેરજી તથા પેશુતનજી બરજોરજી રેહેવાસી ઉદવાડા પરગણે પારડી.

વિરૂધ્ધ

પ્રતિવાદી બાઇ મોટીબાઈ તે બહુમનજી જમશેદજી મુલ્લાંની વિધવા રેહેવાસી મુંબઇ, તથા દારાબજી માહીઆરજી, બરજોરજી નવરોજજી, બહુમનજી દારાબજી, બરજોરજી એદલજી, એદલજી નોશેરવાંનજી, રેહેવાસી નવસારીના.

દાવો રૂપયા ૨૮૦) નો તથા હક ઠરાવવાનો.

લવાદી શેઠ દાદાભાઇ નવરોજજીને સોંફી તા૦ ૩૦ મી અકટોબર ૧૮૮૨ ના કોર્ટનાં કાગજ મુજબ.

## લવાદ શેઠ દાદાભાઇનો ચૂકાદો.

"આ મુકદમામાં પ્રતિવાદી બાઇ મોટીબાઇના તથા બાકીના બીજા પ્રતિવાદીઓના હક જૂદી જૂદી તરેહના છે નીચે મુજબ:—

"પેહેલી પ્રતિવાદી"એ તરીકે હું બાઇ મોટીબાઇ વિષે લખીશ, અને "પ્રતિવાદીઓ"એ મુજબ બાકીના પ્રતીવાદીઓ વિષે લખીશ.

૨—પેહેલી પ્રતિવાદીનો હક પોતાનાં અંતઃકરણ પ્રમાણે ગમે એ મોબેદને પોતાનું ક્રિયાકામ સોંફે તે વિષે વાદી તથા પ્રતિવાદીઓ વાંધો લેતા નથી. પેહેલી પ્રતિવાદીએ પોતાનું કામ પ્રતિવાદીઓ પાસે કરાવવા ચાહીઉં અને પ્રતિવાદીઓએ તે કરવાનું કબૂલ રાખીઉં એટલે પેહેલી પ્રતિવાદી પોતાના હકની હદમાં છે, અને તે ઉપર કોઇ પ્રકારે દાવો રેહેતો નથી. આ મુકદમાનો વાંધો પેહેલી પ્રતિવાદીના કાંઇ કામથી ઉઠયો નથી પણ પ્રતિવાદીઓના કામથી ઉઠીઓ છે. બેહુ વાદી તથા પ્રતિવાદીઓ કબૂલ રાખે છે કે પેહેલી પ્રતિવાદી જો ભગરસાથવાલા મોબેદોને મુકી દઇને કોઇ બીજાં પંથકવાલાઓ (કે જેઓ સાથે વાદીઓને કોલકરાર નથી) તેઓ પાસે કામ કરાવતે તો વાદીઓથી કાંઇપણ ફરિયાદ થઇ શકતે નહિ.

---

૧—અપિલ કોર્ટનો ઉપલો ચુકાદો, મી૦ અરદેશર બેહેરામજી પટેલે ઇ૦ સ૦ ૧૮૮૫ માં પ્રગટ કરેલી "મુંબઇમાં નાવર મરાતબ કરવા વીષે ઉઠેલી ભાંજગડની તવારીખ" નામની ચોપડી ઉપરથી અત્રે ઉતારી, સદાબરો ફરી પ્રગટ કર્યો છે.

૩—વાદી તથા પ્રતિવાદીઓ વચે કરારો છે કે સંજાણા (વાદી) અને ભગરિયા (પ્રતિવાદીઓ) એઓએ એક બીજાનાં પંથકમાં ક્રિયાકામ કરવાં નહિ, અને કરવાં તો જેનું પંથક હોય તેની રાજી સાથે કરવાં, તે અસલ દસ્તાવેજોથી ખૂલ્લી રીતે સાબેત થાય છે, અને વાદી તથા પ્રતિવાદીઓ બેહુ કબૂલ રાખે છે. આ મુકદમામાં પ્રતિવાદીઓ કબૂલ રાખે છે કે જો "ખેરગામ" વાદીઓનાં પંથકનુંજ હતે તો કરારોની રૂયે તેઓ (પ્રતિ-વાદીઓ)એ ગામમાં વાદીઓની રાજી વગર કામ કરી શકતે નહિ, અને તેઓએ આ કામ કરવાને પેહેલી પ્રતિવાદીને ના કેહેવું પડતે યા તો વાદીઓની રાજી મેળવવી પડતે. પ્રતિવાદીઓએ જે આ કામ કરવાનું માંથે લીધું તે પેહેલી પ્રતિવાદીનાં અંતઃકરણના હકના આધારે નથી લીધું પણ તેઓ (પ્રતિવાદીઓ)ના પોતાના હકના આધારે લીધું છે. વાદી તથા પ્રતિવાદીઓ બેહુ કબૂલ રાખે છે કે આ મુકદમો માત્ર એ બેહુ પક્ષના દરએકના પોતાનાજ હક ઉપર આધાર રાખે છે.

૪—આ મુકદમામાં મૂખ્ય સવાલ એ છે કે "ખેરગામ" ઉપર પંથકપણાનો હક વાદીઓનો છે કે નહિં. એ વિષે બેહુ પક્ષો કબૂલ રાખે છે કે એ હક પૂરાણા "કરારો" ઉપર સઘલો આધાર રાખે છે. જો પૂરાણા કરારોથી વાદીઓના હકની હદમાં એ ગામ મુકરર થાય તો પાછલથી કદી કાંઇ વિરૂદ્ધ વહિવટ પણ થયો હોય તોપણ તે વહિવટ છતાં અસલ કરારો મુજબ ફેંસલો થવો જોઇએ. બેહુ પક્ષો પૂરાતન કરારો ઉપર આધાર રાખવાને કબૂલ કરે છે.

૫—પેહેલાં નવસારીમાં મોબેદોની વસ્તી સંજાણાઓથીજ શરૂ થઇ છે, પાછલથી નવસારીમાં વસેલા મોબેદોનો એક જૂદો સાથ "ભગરસાથ" નામનો થયો. પછી કાંઇ એક સાહદત પ્રમાણે સંવત ૧૪૮૨ માં અને કાંઇએક પ્રમાણે ત્યાર પછી કેટલેક વર્ષે, સંજાણા પોતાના આતશબેહેરામ સાથ નવસારી ગયા, અને એ નવા આવેલા સંજાણા-ઓનો જૂદો સાથ થયો, એ મુજબ હવેથી એક ભગરસાથના એવા ૨) જૂદા સાથ થયા, અને હાલનો જે મુકદમો છે તે એ ૨) સાથ વચ્ચે છે.

૬—નવસારીમાં એવા ૨) સાથ થયા પછીનો પેહેલો અગત્યનો પૂરાતન દસ્તાવેજ[1] પ્રતિવાદીઓએ કોર્ટમાં (ના૦ ખ૦)નો રજૂ કીધેલો છે. બીજી તરફથી વાદીઓએ પણ એજ દસ્તાવેજ મારા આગલ રજૂ કીધો છે. (દા. ન. ના૦ ૫) પ્રતિવાદીઓએ જે રજુ કીધો છે તેને મથાલે "નકલ" લખેલું છે. વાદીઓએ જે રજૂ કીધેલો છે તે ઉપર "નકલ" નથી, પણ વાદીઓ કહે છે કે તેઓનો દસ્તાવેજ પણ એક પૂરાણી નકલજ તેઓ સમજે છે. એ દસ્તાવેજની અસલનું શું થયું તે બેહુ કાંઇ કહી શકતા નથી, પણ એ બેહુ તરફથી રજૂ થયલો છે અને બેહુ તેને કબૂલ રાખે છે.

૭—એ લેખમાં જે કાંઇ એક ગુચવાડો છે તે જો ન હોત તો એટલા એજ લેખથી આ મુકદમાનો એકદમ નિવેડો લાવવાને બની શકતે.

૮—એ બે નકલો સરખાવતાં આટલો ફરક માલમ પડે છે, પ્રતિવાદીઓવાળો લેખ શબ્દે શબ્દ તેની છેલ્લી ચાર લીટી સિવાય વાદીઓના લેખ સાથે મલતો આવે છે. બીજી

---

૧—જાવો આ પુસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ પહેલો.

તરફથી વાદીઓના લેખની છેલ્લી ૧૬) લીટીઓ પ્રતિવાદીઓના લેખમાં નથી. પ્રતિવાદીઓના લેખમાં છેલ્લા નીચલા અગતના શબ્દો છેઃ—

"હદમદ્દુદ દમનથી તે દંતોરા સુધી–બાકી પંથક ભગરિયાના છે તે સાથે આપણુને લેવ દેવ નહી."

એ શબ્દો વાદીઓવાલી નકલમાં નથી. બેહુ લેખોમાં "સમસત અંજુમન નવસારીના તા૦ સમસત હેરબદ સંજાણા મલી બંધી કીધી" એ શબ્દો છે, તેથી એવું દીસે છે કે નવસારીની સમસ્ત અનજુમનનો એ લેખમાં "બંધી" કરવાનો કાંઇ સંબંધ છે. જે શબ્દો પ્રતિવાદીઓના લેખમાં છે કે "બાકી પંથક ભગરિયાના છે તે સાથે આપણુને લેવ દેવ નહી" તે શબ્દોથી એ "બંધી"નો અર્થ ઉઠી શકે છે; તે એ રીતે કે એ લેખની મૂળ મતલબ એ છે કે સંજાણાઓ પોતાના એક મોબેદને પોતાનાં પંથકોનું કામ કરવા મોકલવાનો બંદોબસ્ત કરે છે. હવે એ સંજાણા "મતાં" કરનારાઓ લખે છે કે "બાકી પંથક ભગરિયાના છે તે સાથે આપણુને લેવ દેવ નહી" તો તે લખવું બંધબેસ્તું છે. પણ વાદીઓવાલા દસ્તાવેજમાં એ શબ્દો નથી એટલે હાલ એ શબ્દો ઉપરથીજ હદનો હક મૂકરર કરવાનો પૂરાવો આધાર રાખી શકતો નથી.

૯—પંથકની હદ વિષે જે શબ્દો બેહુ નકલમાં છે તે આ રીતેઃ—

"દમણની પંથક સંજાણાની પંથક પેલાદી દમણથી દંતોરાની નદી લગણ અંધીઆરૂ ૧) હા. નાગોજ ધઇઉ–આસો સારવા++" અને એખલી વાદીઓની નકલમાં આ શબ્દો છેઃ—"બીજું ઉલાદી દમણ વેહેવા તા૦।++એ પ્રમાણે બેહુ લેખોમાં "પેલાદી દમણથી દંતોરા" સુધીની હદ છે. અને વાદીઓનાજ લેખમાં "ઉલાદી દમણ"નો ભાગ પણ જણાવેલો છે.

૧૦—વાદીઓને સંવત ૧૫૯૯ ના લેખની પોતાનીજ નકલનો પુરતો લાભ આપતાં આટલું ઠરે છે કે ઉલાદી દમણથી દંતોરા સુધી એઓનું પંથક હતું અને સવાલ એટલો રહે છે કે વાદીઓની એ હદ (ઉલાદી દમણથી દંતોરા સુધી) સિવાય બીજી જગ્યા એઓનાં પંથકમાં હતી કે નહિં, અને તે વિષે કોઈ બીજા દસ્તાવેજોથી ખોલાસો થાય છે કે નહિ.

૧૧—સંવત ૧૫૯૯ ના લેખ પછીનો "સંવત ૧૬૩૮ થી ૧૭૦૦ સુધીના ભગરસાથનાઓએ જૂદે જૂદે ગામ લગણ સારેલાંની નોંધની અસલ પૂરાણી ચોપડી" પ્રતિવાદીઓએ મારી આગલ રજુ કીધી છે. (દા. ન. ૨૦) એમાં ૫૩) ગામોનાં નામ કેટલી કેટલીએક વેળા આવેલાં છે. એમાં કોઇબી ગામ "પેલાદી દમણથી દંતોરા" સુધીની હદનું નથી એવું પ્રતિવાદીઓ સમજે છે. એ ૫૩) ગામોમાં એક નામ "જમાલપુર"નું છે તે નામનું ગામ હાલમાં દમણ સંસ્થાનમાં છે. એ ૫૩) ગામોમાંથી કેટલાંએક ગામ કયા પરગણાનાં છે ને નકશાઓ ઉપરથી માલમ પડતાં નથી, જેટલાં માલમ પડે છે તેમાં "ઉલાદી દમણ"ની ઉત્તર તરફનાં આટલાં છેઃ—વલસાડ પરગણાનાં તીગરા, મગોબ, મેદર, વાકલ અને વલવાડા છે; પરગણે પાદડીમાંનાં આંબલી, તથા દેગામ મલે છે. પ્રતિવાદીઓ કહે છે કે ગણસવેલ, ધુનસવેલ તથા બેહેદા એ ધરમપોર સંસ્થાનમાં છે

એવું એ ગામો જાણનારથી તેઓ (પ્રતિવાદીઓ)ને માલમ પડે છે. એ સરવે ૫૩) નામોમાં કસબે વલસાડનું નામ નથી તે હું અત્રે નોંધું છું, કાં જે એ વિષે આગલ મારે કાંઇ બોલવું છે.

૧૨--ઉપલી (દા. ન. ના. ૨૦) સંવત ૧૬૩૮ થી ૧૭૦૦) સુધીની ચોપડી પછેનો અસલ દસ્તાવેજ સંવત ૧૭૪૧ નો પ્રતિવાદીઓએ રજુ કીધો છે. એ લેખ ફારસીમાં છે. (કોર્ટનો ના૦ ગ૦) એ લેખની તારીખ "તારીખ ૫) માહા જમાદીઅવલ સને ૧૦૯૬"નો છે, તે સંવત ૧૭૪૧ ને મલતું સાલ આવે છે. એ લેખમાં[1] નવસારીવાલા તથા સંજાણા એક બીજા સાથે કરાર કરે છે, તેમાં આવી મતલબ લખે છે:--

"નોસારી કસબાનાં મોહોકામમાં કસબા નોસારીના અંધીઆરૂ તથા સંજાણા અંધીઆરૂ માંહોમાહે પોતાની કદીમ રાહ રસમને વાસતે જઘડતા (મરાતા) હતા વાસતે એ અંધીઆરૂ પોતાના દરમીઆંન માંહોમાહેજ સમજીયા અને એવો કરાર કીધો જે આજ પછે કદીમ રાહ રસમ જે પોતાના બાપદાદા કરતા આવીઆ છે તે કરીએ. એ કરારથી ફરે નહીં અને કસબે નોસારીના અંધીઆરૂ કસબે વીગેરેનું અંધીઆરૂપણું લીએ અને સંજાણા અંધીઆરૂ દમણમાં અંધીઆરૂપણું કરે છે+++" એ લેખથી સંવત ૧૫૯૯ ના લેખને આટલો ટેકો મલે છે કે સંજાણાઓનું પંથક મુખ્ય દમણમાં ગણે છે.

૧૩—સંવત ૧૭૮૮ ના એક લેખ વિષે મેં "પારસી પ્રકાશ"માં વાંચીઉ તેથી મેં તે અસલ લેખ[2] પ્રતિવાદીઓ પાસ માંગીઓ તે તેઓએ રજુ કીધો છે. (દા૦ ન૦ ના૦ ૧૫) એ લેખ ભગરિયા તથા સંજાણા વચે થયો છે. એ લેખમાં પંથકોની હદ સંબંધી કાંઇ હકીકત નથી, તોપણ એ લેખની નોંધ હું અતરે એટલા સારૂ કરૂં છું કે એ લેખ વિષે મારે આગલ કાંઇ લખવાનું જરૂર થાય છે.

૧૪—એ પછે સંવત ૧૭૮૯ નો લેખ આવે છે (કોર્ટ ના૦ ક૦) એ લેખ[3] સંવત ૧૭૮૯ નો રોજ ૧ લો અને માહ ૧ લો-એટલે પારસીઓના મોટા તેહેવાર (નવરોજ) જેને ચાલતી રીતે પતેતી કહે છે, તે દિવસની અનજુમનમાં ભગરસાથના મોબેદોએ પોત પોતામાં કીધો છે. એ લેખમાં ભગરિયાઓનાં પંથકની હકીકત આ રીતે આવી છે:—

"આપણું પંથક શ્રી કસબે નોસારીના+++તથા આપણા જુજમાન બેહેદીન સુરત શેહેરમાં રહે છે તે તથા ગણદેવી તથા બીલી તથા કેશલીપાતી વગેરે ગામોમાં, તથા પરગણામાં વલસાડ તથા મેહેધર તથા કરાડી તથા મહુઆ તથા શેઓદપુણી તથા આંમલી તથા તવડી તથા મરોલી વગેરે એ ગામમાં પારસી બેહેદીન આપણાં જુજમાન લોક રહે છે તે તથા એ પરગણામાં બીજે ઠામ રહે તે તથા શ્રી વસઇ તથા થાણા તથા મુંબઇ તથા કલીઆણી ભીમરડી તથા ચેઓલ તથા દીવ વગેરે એ પંથકના ગામમાં તથા એ મુલકમાં આપણા જુજમાન બેહેદીન લોક રહે છે તે અસલ આપણા વડા વદેરાથી આપણા જુજમાન લોક છે તથા વાંસદા તા૦ (વંચાતું નથી)—વેઆરે પાલનાં ગામમાં આપણાં

---

૧—જુવો, આ પૂસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૯ મો.

૨—જુવો, આ પૂસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૨૩ મો.

૩—જુવો, આ પૂસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૨૧ મો.

જુજમાન+++ને સુબેદારજીએ સુનગડ નવો વસાવો છે તા૦ નવાપરા વગેરે આ પણા પંથકમાં+++"—

૧૫—એ દસ્તાવેજ ઉપર સંજાણાઓના ૧૪ વડીલોની શાખ છે. એ દસ્તાવેજ તપાસતાં એટલો ખોલાસો થાય છે કે નવસારીનું પંથક દમણની ઉત્તર તરફ વલસાડ પરગણાં સુધી પોંહોંચે છે, અને દમણથી દંતોરા સુધી છોડીને દક્ષીણ તરફ વસઇ, થાણા, મુંબઇ, વગેરે આવે છે.

૧૬—સંવત ૧૭૯૦ નો એક લેખ વાદીઓએ મારા આગલ રજુ કીધો છે (દા૦ ન૦ ૧૮) એ લેખમાં સંજાણાઓ પોતાની ફરીઆદોની સચ્ચાઇ વિષે શાહાદત માગતાં લખે છે કે "તથા અમારા જજમાન વલસાડ તથા દમણ વગેરેના પંથકનું ઘરનું કામ અમો ઠરૂં છે++" એ લેખથી સંવત ૧૫૯૯ ના લેખ પછે વાદીઓ તરફથી દમણથી ઉત્તર તરફનું પેહેલ વેહેલું વલસાડનું નામ આવ્યું છે, અને વાદીઓનું વલસાડનું નામ આવવામાં એટલો ટેકો મલે છે. જો કે સંવત ૧૬૩૮ થી ૧૭૦૦ સુધીની વેહેવાનાં નોંધની પ્રતિવાદીઓની ચોપડીમાં વલસાડ પરગણાના ગામો છે તથા સવંત ૧૭૮૯ ના લેખમાં વલસાડ પરગણાનું નામ આવેલું છે. પણ પ્રતિવાદીઓના કોઈબી દસ્તાવેજમાં વલસાડ કસબાનું નામ નથી આવેલું. વલસાડ કસબા વિષે કેટલીકએક તકરાર છે પણ તે સર્વે અત્રે આ મુકદમાને કોઇ રીતે કામ લાગતી નથી તેથી તે વિષે હું અતરે વધારે લખતો નથી, તે સાથે વલસાડ કસબાના સંજાણાઓના પંથક વિષે પ્રતિવાદીઓ કાંઇ તકરાર કરવા માગતા નથી તથા ત્યાં એઓ (પ્રતિવાદીઓ) પણ પંથક ધરાવતા હતા એમ કહે છે, પણ હાલમાં આ મુકદમા સંબંધી વાદીઓના લેખ પ્રમાણે તેઓ વલસાડ કસબામાં પંથકનો સંબંધ રાખતા હતા એવું કબુલ રાખું છું. વાદીઓનો આ સંવત ૧૭૯૦ નો લેખ છે કે જે "સમસત બેહેદીન અંજુમન સુરતના તથા સમસત કસબે નોસારીના તથા સમસત ભરૂચના વગેરે" ને સવાલ કરે છે તથા દાદ માગે છે તે ઉપર ૩) સુરતના પારસીઓનીજ સહી છે.—

૧૭—પ્રતિવાદીઓએ એવોજ એક લેખ પોતાની સચ્ચાઇ વિષેનો સવાલ કીધેલાનો રજુ કીધો છે[1] (કોર્ટનો ના૦ ઘ). એ લેખ ઉપર તારીખ નથી પણ તે ઉપર ૬૮ ફારસી મોહોરો તથા બીજી ફારસી સહીઓ તથા ગુજરાતીમાં ૫૧) હિન્દુઓ અને ૨૫) પારસીઓની સહીઓ છે. એ ઉપર જે ફારસી મોહોરો છે તેમાં સઉથી છેલ્લું વર્ષ (હીજરી) ૧૧૪૬ નું છે અને એ સાલ સંવત ૧૭૯૦ ને મલતું આવે છે. એ ૧૭૯૦ ની મોહોરના લેખ સાથે સંવત ૧૭૯૬ ના ગાયકવાડી જૂદી જૂદી ૩) કોર્ટના હોકમનામાં[2] પ્રતિવાદીઓએ રજુ કીધાં છે. (કોર્ટના ના૦ ચ, છ.) એ લેખોમાં "વગેરે" લખીને હદની હકીકત પૂરતી આપી નથી તેથી એ વિષે વધારે બોલવાની જરૂર નથી. માત્ર એટલુંજ નોંધવું છે કે ગાયકવાડ સરકારના એ ૩) હોકમનામાં સંજાણાઓ તરફથી ફરિયાદ થવા ઉપરથી થયલાં છે.

---

૧—જુવો આ પુસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૨૪ મો.

૨—જુવો આ પુસ્તકમાં પ્રગટ થયલા દસ્તાવેજ ૨૬ મો તથા ૨૭ મો.

૧૮—એવી ફરિયાદો ચાલેથી સંવત ૧૭૯૮ માં ગાયકવાડ સરકારથી ભગરીઆઓને એક "પરવાનો" મલ્યો છે[1] ( કોર્ટનો નાο જ. ) એ લેખમાં પંથક વિષે વધારે વિગત છે, તે આ પ્રમાણેઃ—

"રાવ શ્રી ખંડેરાવ ગાએકવાડ વાο નોસારીના અંધીઆરૂ ભગરીઆ કુકાજી મેહેરજી તથા ખુરશેદજી ટેમુલજી વગેરે સમસત. જત માલમ થાએ જે તમારાં પંથક સુરત તાο સુનગડ તથા નવાપરા તાο વેઆરા તથા વાંસદા તાο રામનગર તાο ડાંગ તથા જુવાર વગેરે તથા દીવ તથા કલાણી તથા વસઈ તાο ચેઓલ તાο થાણું તથા મુંબઇ વગેરે સરવે પંથક કદીમથી તમારાં છેxxxને તમારાં પંથકમે બીજા અંધારૂ તાο સંજાણા અંધારૂ કોઇ કશી વાતનો અમલ દખલ કરે નહી.xx"

૧૯—ઉપર મુજબ સંવત ૧૫૯૯ થી ૧૭૯૮ સુધીના જે સરવે પુરાણા દસ્તાવેજો તપાસીઆ તેઓમાંથી આટલો સાર નિકલે છે. વાદીઓ તરફથી એ છે કે સંવત ૧૫૯૯ ના લેખથી "દમણથી દંતોરા" સુધીની તેઓની હદ માલમ પડે છે. તે ઉપરાંત દમણથી ઉતર તેઓના સંવત ૧૭૯૦ ના લેખમાં માતરે વલસાડ કસબો આવે છે, બીજી કોઇ જગ્યા માલમ પડતી નથી. પ્રતિવાદીઓના દસ્તાવેજથી નીચે મુજબ જણાય છે. સંવત ૧૫૯૯ ની પ્રતિવાદીઓની નકલથી દમણથી દંતોરા સુધી સિવાય બાકી બધાં પંથકો ભગરીઆઓના જણાય છે પણ તે વાત વાદીઓની નકલમાં નથી. ત્યારબાદ સંવત ૧૬૩૮ થી સંવત ૧૭૦૦ સુધીની ચોપડીમાં દમણથી ઉતર તરફ પારડી પરગણાં સુદ્ધાં પ્રતિવાદીઓની હદમાં આવે છે, અને દંતોરાની દક્ષીણ તરફનાં પંથકો જણાવે છે. ૫ο ૧૭૮૯ નો દસ્તાવેજ દમણની ઉતર તરફ પ્રતિવાદીનાં વલસાડની પરગણાં સુધીની હદ જણાવે છે અને દંતોરાની દક્ષીણ તરફના પંથકો જણાવે છે, તે સાથે આટલી સુરત જીલ્લાની પૂર્વ તરફની જણાવે છે વાંસદા, વીઆરા, પાળનાં, સોનગડ તથા નવાપરા. સંવત ૧૭૯૮ ના ગાએકવાડના પરવાનામાં બીજી આ જગ્યાઓ જણાવી છે "રામનગર ( ધરમપોર ) ડાંગ તથા જોઆર."

એ પ્રમાણે પ્રતિવાદીઓના દસ્તાવેજોથી તેઓનાં પંથકની હદ સુરતથી પારડી પરગણાં સુધાં દંતોરાની દક્ષીણ તરફ, અને પુર્વ બાજુએ સોનગડ, નવાપરા, ડાંગ, રામનગર તાο જોઆર, એ મુજબ સંવત ૧૭૯૮ ના દસ્તાવેજોથી જાહેર થાએ છે.

૨૦—સંવત ૧૮૦૮ નો એક દસ્તાવેજ વાદીઓએ મારી આગલ રજુ કીધો છે ( દાο નο નાο ૧૯ ) એ દસ્તાવેજની મતલબ એવી છે કે સંવત ૧૭૮૮ થી નવસારીના દેશાઇ ખુરશેદજીએ એઓ ઉપર જુલમ કરીને લેખ લખાવી લીધા છે, તથા એઓ (સંજાણા)માંના શેહેરીઆર ફરેદુન તથા તેનો છોકરો શાપુર શેહેરીઆર એ બે સંજાણાઓએ દેશાઇની મદદથી મિઓના ઘણાએક હક છીનવી લીધા તથા ઘણીએક મિલ્કત લઇ લીધી.

એ દસ્તાવેજમાં સંજાણાઓએ પોતાની ફરીઆદ ઘણી તફસીલવાર લખી છે જે મેં સંવત ૧૭૮૮ વાલા લેખની પેરા ૧૩ માં નોંધ કીધી છે. તે જુલમથી લખાવી લીધા વિષે

---

૧- જુવો આ પુસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૩૦ મો.

જણાવ્યું છે, પણ ૧૭૮૯ નો જે લેખ છે અને જેના ઉપર ૧૪ વડીલ સંજાણાઓની સાખ છે તે વિષે કાંઇબી ફરીઆદનો ઇશારો જણાવેલો નથી.

બીજા જે સંવત ૧૭૮૯ પછેના દસ્તાવેજો છે તે સંજાણાઓની ફરીઆદ ઉપરથી ગાયકવાડ સરકારના હોકમનામાં છે, સંજાણાઓ કેટલીક ફરીઆદ કરે છે કે સરકારમાં જારે કામ ચાલ્યું તારે એઓમાંના ઉપર જણાવેલા ૨) શખ્સોએ ખોટી સાહેદી આપીને નુકશાન કીધું.—

૨૧—સંવત ૧૭૮૮ ના તથા તાર પછેના ૧૮૦૮ સુધીના પ્રતિવાદીઓના લેખો સંબંધી કાંઇ વગવસીલો કે જુલમ થયો છે કે નહીં તેનો વિચાર હવે હાલના વખતમાં લેવાઇ શકતો નથી. અંગ્રેજ સરકાર આગલ ઘણાએક પૂરાણા દાવા આવે છે જેમાં એક કે બીજી બાજુવાલા જબરદસ્તી યા વગવસીલાની તકરાર લાવે છે પણ તેવું હરેક લેખ વિષે ખરેખર બન્યું છે કે નહીં તે પૂરવાર કરવું હવે અશકય છે. આગલા વખતમાં જેમ જેને દેશી રાજોમાં લાભ મલી શકતો તેમ મેળવતા, એ સબબથી અંગજ સરકારે એવો નિયમ રાખેલો છે કે એઓની આગલના વખતનાં હરેક હકનો ભોગવતો યા દસ્તાવેજનો પૂરાવો હોય તો તે હક કબૂલ રાખવો. આ મુકદમાના પ્રતિવાદીઓના સંવત ૧૭૮૯ ના લેખ વિષે વાદીઓના ૧૮૦૮ ના લેખમાં કાંઇ ફરીઆદ જણાવી નથી અને સંવત ૧૭૯૮ ના ગાયકવાડના લેખમાં જે જગ્યાઓ જણાવી છે તે વિષે વાદીઓ વાંધો લેતા નથી; એ કારણોથી વાદીઓની જબરદસ્તીની તકરાર લાગુ થઈ શકતી નથી.

૨૨—વાદીઓએ કોર્ટના નાં૦ ૪ વાલો લેખ રજુ કીધો છે. એ લેખ ઉપર સંવતનું વર્ષ જણાવેલું નથી પણ વાદીઓ તે સંવત ૧૮૦૯ નું ગણે છે. એ લેખમાં સંજાણાઓની હદ આ રીતે જણાવેલી છેઃ—"હદ કાવેરી દખશીણ તીર તે નદી વઇતરણી કીનારો મોજે દાંતી વેર પરગણે માહીમ પરગણે વસઇ આંથી તે કાવેરી તીર પરાંત સુરત સુધીના પારસી લોકોના અંધીઆરૂપણું પુરાતન તમારૂ ચાલતું આવીઉં છે" (કોર્ટનો તરજુમો.) એ લેખ વિષે મારા આગલ વાદીઓ આટલું કબુલ રાખે છે કે એ દસ્તાવેજ પેશવાની વલસાડની કોર્ટનું હુકમનામું છે, એ મુકદમાંના પક્ષો વાદી તથા પ્રતિવાદી બેહુ સંજાણા છે અને પોત પોતાના ભાગ વિષે લડે છે. મુદ્દો માતરે એઓના પોત પોતાના ભાગ વિષેનોજ છે, એમાં પંથકની હદની કાંઇ તપાસ થાઇ નથી, એ મુકદમામાં ભગરિયા કોઇ રીતે સાંમેલ નથી. એ હુકમનામામાં જે હદ લખી છે તે જેમ સંજાણા વાદી તથા પ્રતિવાદીઓએ પોતે જણાવી તેમ લખી છે. કાવેરી નદીની હદ શું આધારપર સંજાણાઓએ લખાવી તે વાદીઓ કેહે છે કે અમે હાલ બતાવી શકતા નથી. સંવત ૧૮૦૯ ની થોડીજ મુદત આગલ એટલે સંવત ૧૭૮૯ માં તથા બીજા લેખો સંજાણાઓની જાણમાં ભગરિયાઓની હદ વિષે થએલા તે તેઓએ વલસાડની સરકાર આગલ જણાવેલું દીસતું નથી. કાવેરી નદીની હદ પેશવા સરકારે પોતાની તરફથી કાંઇ સનદથી આપેલી નથી તથા સંવત ૧૫૯૯ થી ૧૮૦૯ સુધીના ૨૧૦) વર્ષ સુધીમાં કોઇ પણ દસ્તાવેજમાં કાવેરી નદીની હદની કાંઇ નીશાની મલતી નથી, એ સરવે વાદીઓ મારા આગળ કબૂલ રાખે છે. બાકીના

વાદીના લેખો (કોર્ટ નાο ૫ થી ૧૧)નો આધાર સંવત ૧૮૦૯ ના હુકમનામાં ઉપર છે, તેથી એ સરવે લેખોથી કાવેરી નદીની સંજાણાઓની હદની સાબેતી થઇ શકતી નથી.

૨૩--વાદીઓ તથા પ્રતિવાદીઓએ કબૂલ કરેલું છે કે પૂરાતન દસ્તાવેજોમાં જે સાબેત થાએ તે કબૂલ રાખવું, તેથી આટલીજ તપાસ ઉપરથી મારો ફેસલો આપવાને બસ છે, પણ પાછલા વહિવટની પણ મેં તપાસ કરી છે તેથી પણ વાદીઓ તરફથી એવી સાબેતી નથી મલી કે તેઓ પોતાનો હક બેસાડી શકે, એ વિષે હું વધારે લખવાની જરૂર જોતો નથી.

૨૪—આ ફેસલામાં પંથકોની હદ મુકરર કરી આપવાની મને જરૂર નથી પણ હું નીચે મુજબ ભલાંમણ કરૂં છું. મોબેદોમાં સાધારણ સમજ ચાલતી આવેલી દીશે છે કે આગલ ૫) પંથકોની વેહેંચણી થયલી છે, પણ તેમની હદો શું તેનો કંઇ પુરાણો દસ્તાવેજ મલતો નથી. યઝદજરદી સને ૧૧૩૫ નાં નવસારીમાં નવા આતશબેહેરામ બેસાડીઆ તે વિષે મોબેદ શાપુર માણેકે ફારસી બેતમાં એક "કીસ્સે આતશવરેહરામ" ની ચોપડી બનાવેલી છે, એ ચોપડીને આસરે ૧૦૦) વર્ષ થયાં હશે. એમાં નીચે મુજબ ૫) પંથકોની કેહેવાતી આવેલી હદો જણાવી છેઃ—

૧ **સંજાણાઓની**—પાર નદીથી દંતોરા નદી સુધી.
૨ **ભગરીયાઓની**—પાર નદીથી બરીઆવ નદી સુધી (એ તાપી નદી.)
૩ **ગોદાવરાની**—બરીઆવથી અંકલેશર સુધી (એ તાપી નદીથી નરબદા નદી સુધી.)
૪ **ભરૂચાઓની**—અંકલેશરથી ખંબાત સુધી (એ નરબદા નદીથી માહી નદી સુધી થાય.)
૫ **ખંબાએતની**—ખંબાતની ઉત્તર તરફ (એ માહી નદીથી સાબરમતી નદી સુધી દરૂસ્ત દીશે છે.)

એ માફક ૫ પંથક વેહેચાયલાં કેહેવાય છે, અને પુરાતન દસ્તાવેજો તપાસતાં એવી કાંઇ હદો આગલ થયલી હોય તેવું દીસે છે. પૂર્વ તરફ શું હદ ગણવી તે વીષે મને એવું દીસે છે કે મુંબઇ ઇલાકામાંના દેશી સંસ્થાનો અંદર લઇને એ ઇલાકાની પૂર્વ હદ સુધી ઉપલી નદીઓની હદ ગણવી. એ માફક હદો મુકરર કરવાને હું મોબેદોને ભલામણ કરૂં છું.

૨૫—આ મુકદમાના દાવા તથા હક વિષે હું સર્વ પ્રતિવાદીઓના લાભમાં ફેસલો કરૂં છું. ખરચ વિષે મેં બેહુ પક્ષોને ભલામણ કીધી કે તેઓએ દર બાજુએ પોતાનો ખરચ પોતે આપવો. એ ભલામણ તેઓએ ખુશી સાથે કબુલ રાખી છે, વાસ્તે ખરચ દરેક બાજુએ પોતપોતાનો આપવો. (નકલ) **દાદાભાઈ નવરોજજી.**

**મુંબઇ તાο ૨૬ મી જુલાઇ ૧૮૮૩"**

**નોંધ:**—પોતાનો ઉપલો ચુકાદો, શેઠ દાદાભાઇ નવરોજજીએ વલસાડના સબોરડીનેટ જડજની કોર્ટમાં મોકલાવી આપવાથી તાο ૮ મી ઓગસ્ટ ૧૮૮૩ ઇસવીને દિને નામદાર કોર્ટ તરફથી તે મુજબનું હુકમનામું આપવામાં આવ્યું હતું.



# દસ્તાવેજ ૯૦ મો, નકલ છે.

નોંધઃ—ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મને મળેલા દસ્તાવેજો મધેથી ઘણાક, આ પૂસ્તકમાં આગલા સફાઓ મધે તવારીખ સાથ સંબંધ ધરાવતી જગ્યાએ પ્રગટ કરવામાં આવ્યા છે. બાકીના બીજા દસ્તાવેજો અત્રે ઉતારી, આ પુસ્તકમાં જાળવી રાખવાને હું મુનાસેબ વિચારૂં છું.

સંવત ૧૭૦૩ યાને ઇ૦ સ૦ ૧૬૪૭ માં નવસારીની ભગરસાથ અનજુમને પોત પોતામાં કીધેલા બંદોબસ્તોનો નીચલો લેખ, અસલ લખાણ ઉપરથી કરાવેલી ફારસી મોહોર સાથની ખરી નકલ છે. લેખની મતલબ એ છે કે લગન, નવજોત, ઉઠમણામાં "ધુપ" સારવી અને "સુથાના" નામનાં કોઇ આફરંગાનની ક્રિયા, જે મોબેદોનો તે કરવાનો કદીમ બંદોબસ્ત પ્રમાણે "વારો" યાને હક્ક હોય, તે સિવાય બીજા કોઇ કરશે તો તેઓ અનજુમનનાં ગુનેહગાર અને શીક્ષાને પાત્ર ગણાશે. લેખને મથાલે ફારસીની ૪ લાઇન છે, જેનો ગુજરાતી ઉચ્ચાર તરજુમાં સાથે અતરે પ્રગટ કરયો છે.




મુતાબેકે અસ્લ્ અસ્ત

જમાઅતે ફાર્સીઆન્ કે રવેશહાએ ચન્દાનહા મુતઅયેન્ દર્ હેન્દવી મર્કુમ ગસ્તહ્ બહુઝૂરે શર્એ શરીફ્ આમદહ દઅવી નમુદન્દ બરીન મઝ્મૂન્ કે આનચે હેસ્સએ હર્ યક્ કદી મુલ્ અયામ દર્ અગીઆરી મુકરર શુદહ કસી અઝીન્ દઅવી નનુમાયદ વ અગર ખેલાફે ઇન એકરાર્ બેકુનદ્ મુજ્રેમ્ બાશદ્ વહરીર ફીઉત્ તારીખે હશ્તુમ માહે શઅબાનુલ્ અઝીમ્ સનહ્ ૧૦૫૭.

અર્થ.

અસલ સાથે મેળવેલી નકલ છે.

પારસીઓની કોમ જેઓની કેટલીક રાહ રવેશ ગુજરાતી ભાષામાં ખાસ કરીને લખેલી હોય છે, તેઓએ ઇસ્લામી ધર્મની અદાલતમાં હાઝર થઇ ફર્યાદ કરી હતી કે, પુરાણા વખતથી દરેક પંથને માટે જે ભાગ અગીઆરી મધે મુકરર થયલો છે, તે કાયદાનો ભંગ કોઇ ન કરે, અને તેથી ઉલટો જાય તો તે ગુનેહગાર થાય. તા૦ ૮ મી શઅબાન સને ૧૦૫૭ હિજરી.

## ગુજરાતી લેખ.

"શ્રી અંજમન નુશારીનાં શમસ્ત જોગ લ૰ ભગરની અગીઆરીનાં પતીઆલા શમસ્ત. જત અમો લખેઉ કીધુ જે કદીમ વડાંની બંધી છે જે વેવા બાપીકે હીસે આવે તેનું વેહવા તે સારે. જેની પાંતી વેહવા આવે તે વેહવાની વરણી વેહવાનું ધણીઆ સારે ૬ કરાર કાંનુ કદીમ છે. જો કોઢી વારાનાં ધણી બગર બીજો વરણી શારે તે શ્રી અંજમનનું ગુનેગાર. બીજું હેજે સુથાનાં[1] આફ્રરગાંન જેનું વારો હુઇ તે સુથાનું આફ્રરગાંન કરે તે વતરોક બીજો જાડો આફ્રરગાંન કરે તે શ્રી અંજમંનનું ગુનેગાર. ૬ કરારથી ફરે ૬ લખેઉ નહી પાલે તેને શ્રી દીવાંન પાસ સજા દેવાડીઇ. બીજું ૬ વેહવા તથા સુથાનાં આફ્રરગાંન હેની વગત. મોટા પલીઆનાં તથા મલેસર પલીઆનાં તથા પંખેડીનાં નુસારીનાં પંથક મધે જેહાં હુઇ તે સરવ વારાનાં ધણી સારે તા૰ ઉઠેણાંમાં જેનુ વારૂ હુઇ તે ધુપ દેખાડે ૬ વાતમાં કસી ફેણકેફીઅત નહી કરે તા૰ અદેઆપંન તા૰ કુઆશ છોકરાની નવજોત વારાનુ ધણી સારે ૬ વારાનાં ધણીથી બીજા કોઇ શારે તે શ્રી અંજમંનનું ગુનેગાર. ૬ લખેઆથી ફરે તેને શ્રી દીવાંન પાસ સજા દેવાડીઇ. સંવત ૧૭૦૩ વરખે રોજ શ્રી હોરમજ માહા શ્રી ફરૂઅરદીન.

૧ અતર મતુ
૧ લ૰ આ૰ કેકુબાદ નાગુજ
૧ લ૰ આ૰ શાપુર રૂશતંમ
૧ લ૰ આ૰ ખુરશેદ મેહરજી
૧ લ૰ આ૰ રાંણુજી મેહેરજી
૧ લ૰ આ૰ નરીમાંન કાકા
૧ લ૰ દારાબ ચાંદજી બેહેરામ રાંણુજી
૧ લ૰ આ૰ બહમન મેહેરજી
૧ લ૰ આ૰ ચાંદજી પેસુતંન
૧ લ૰ આ૰ શોહોરાબ રાંણુજી

૧ તત્ર શાખ
૧ લ૰ આ૰ આશા ચાંદણાં શાખ
૧ લ૰ મેહેરજી અસપંદીઆર
૧ લ૰ કેકબાદ અસપાલ
૧ લ૰ માંણુક જમશેદ
૧ લ૰ આ૰ જમશેદ ચાંદજી
૧ લ૰ આ૰ ફરેદુન ફીઉવદ
૧ લ૰ આ૰ માંણુક પેસુતન
૧ લ૰ આ૰ વીકાજી રૂશતંમ
૧ લ૰ આ૰ મેહેરજી હોમજી
૧ લ૰ આ૰ હીરજી ડોશા
......"

# દસ્તાવેજ ૯૧ મો, અસલ છે.



નોંધઃ—ભગરસાથના વડા દસ્તુરજીને ઘરથી મને મલેલા પુરાણા લેખોમાં, સંવત ૧૭૪૯ યાને ઇ૰ સ૰ ૧૬૯૩ નો નીચલો લેખ અસલ "ઓરીજીનલ" છે. એ ઘણા ખુલ્લા દસ્કતે લખાયલો છતાં તેમાનાં કેટલાક શબ્દોનો અર્થ સમજ પડતો નથી. લેખની

[1]—આએ "સુથાનુ આફ્રરંગાન" કયું હતું તેની અને એ શબ્દની આજે કોઇને સમજ પડતી નથી

મતલબ એ છે કે, મોબેદ મોબેદો વચ્ચે કોઈ રીતનો મીનાંકેશો કે માગતા લેણાનો દાવો હોય તો તેનો ફેસલો અનજુમન અથવા તો હાકમ પાસે જઈને કરાવવો, પરંતુ દરેમેહેર મધે કોઈએ કોઈનેબી ક્રિયાકામ કરતો અટકાવવો અને ક્રિયામાં ખલલ કરવી નહીં, તેમ કરનાર અનજુમનનો ગુનેહગાર અને શીક્ષાને પાત્ર ગણાશે, અસલ લેખ નીચે પ્રમાણે છે.

"શ્રી અંજમંન કસબે નુસારીનાં જોગ. લખતંગ કસબે નુસારીનાં હેરબુદ સમસ્ત હંમકાર દરેમેહેરના તથા અધ્યારૂ સમસ્ત. આજ દીને રોજ ખુરસેદ માહા દેઇને દીવસ સરવ અતફાક થઈને કરાર હે કીધો જે જે કોઇ પોતાને દાવે કાવે પોતાનાં દાવેમદઇ ઇક ઇક સાથે વઢે તે શ્રી દરેમેહેરમાંહાં આવીને ઇક ઇકને કાંમ કરતા અટકાવે નહી. પોતાની દાદ પંચમાંહા અથવા દીવાંનમાંહાં જઈને માંગે. પોતાની વડવાડ કાવુ દાવું તેની રદ બદલ બાહેર કરે. આજદંન પછે કોઇ દરેમેહેરમાંહાં આવીને કાંમને અટકાવે અથવા પોતાનાં દાવેમદઇ કાંમ કરતું હોઇ તેને અટકાવે તે શ્રી અંજુમનનું ગુનેગાર ને વરસ ૧ સુધી અંજમંનથી દુર રહે. તે કરતાં તે લોદગી કરે તેને પંચ મલી દીવાંન પાહે સજા દેવાડે. જે કોઇ ઇ વાતનુ અનેઆ કરે તેની રૂઉરેઆત કરે તે પોતાનાં બાપનું નાંમ નહી જાંણે. જે કોઈ હંમકાર સમદી તથા પોતાનાં ધરમ સમદી વરવાડ હોઇ તે પંચમાંહાં આવી ચુકાવે. પંચનું કહુ ન કબુલ કરે તેવાર તેનો દાવેમદઇ પંચની સીખ લીધા પછે હાકમને ઘેર જાઇ ને પંચ સરવ મલી અનેઆ કરનારને દીવાંન પાસે સજા દેવાડે. કોઇની રીઆત નહી કરે. સંવત ૧૭૪૯ વરખે રોજ ખુરસેદ મા૦ દેઇ શ્રાવણ શુદ ૧૦

૧ તહમુલ સુહુરાબ સહી
૧ આ૦ મેરજી બહમનજી સહી
૧ લ૦ રૂસ્તમ ખુરસેદજી સહી
૧ લ૦ માંણક મેહેરનોસ સહી
૧ લ૦ પાહ્લાણજુ ફરેદુન સહી
૧ આ૦ કેરસાસ હોમજી સહી
૧ લા૦ રૂસતમ સોહોરાબ સહી
૧ લા૦ નુસેરવાંન ફરેદુન સહી
૧ લ૦ બરજોર કેરસાસ ઇ લખેઉ સહી
૧ લા૦ આ૦ નવરોજ કેકબાદ સહી
૧ લ૦ ખુરશેદ ફરેદુન સહી
૧ લ૦ કાકા નરસંગ સહી
૧ લ૦ રૂસ્તમ હોમજી સાખ
૧ લ૦ બરજો આશાજી સહી
૧ આ૦ નુસેરવાંન રૂસવમ સહી.

૧ લખતંગ આ૦ કાકા કેરસાશ
૧ આ૦ દારાબ રૂસતમ લખેઆ પરમાણુ સાખ
૧ લ૦ સુહુરાબ કેરસાસ સહી
૧ લ૦ નાંહાંનાંભાઇ બરજોર સહી
૧ આ૦ હોમજી સુહુરાબ સહી
૧ આ૦ મનોચર સુહુરાબ સહી"

# દસ્તાવેજ ૯૨ મો, નકલ છે.



નોંધઃ—ગંણદેવી નામનું પન્થક ચલાવવા ગયલા પહેલા મોબેદોએ સંવત ૧૭૧૬ યાને ઇ૦ સ૦ ૧૬૬૦ માં નવસારીની ભગરસાથ અનજુમનને નીચલો લેખ લખી આપીયો હતો.



"શ્રી અનજમન નોશારીનાં અધેઆરૂ સમસ્ત વડી અગીઆરીના જોગ લ૦ આ૦ કાઉસ કાકા તથા આ૦ બેહેરોજ અશપંદીઆર. જત અમો જંણુ ૨ બુઇમે ગણદીવી અધેઆરૂપણું કરવા મેલા છે તે મધે અમે જે હુમેશા તમારો હોકમ લેઉછેઉ શેઆવ તા૦ શરોશ તા૦ ગેહેશારણુ મુંઆ રવાંનનુ જે છે તે શરવ તમોને નોશારી મોકલાવુ. તેમાં કાંઇ અમારે લાગે નહી એ પંથક તમારૂં અમે તમારા મેલા. જેવાર તમો કોઇ વારાદારને મોકલો તેવાર અમે દખલ નહી કરૂં. અમો તમારા હોકમ ઉપ કાંમ કરૂછેઉ એ પંથક તમારૂ જેવાર તમો કાઢો તેવાર નીકલુ. શવંત ૧૭૧૬ વરખે પોસ વદ ૭ રવઉ રોજ દીન માહા અરદીબેહેશત.

૧ અત્ર મતું
૧ કાઉશ કાકા મતું
૧ બેહેરોજ અશપંદીઆર મતું

૧ અત્ર શાખ
૧ શેત નરશંગ આશા શાખ
૧ બહમન જીલુઆ શાખ
૧ શેત હુરમજ નરીમાંન શાખ
૧ શેત ધંઇઆં રાંણાં શાખ"

---

# દસ્તાવેજ ૯૩ મો, અસલ.

—:o:—

નોંધઃ—ગણદેવી ગામમાં પન્થક ચલાવવા ગયલા મોબેદોએ નીચલો દસ્તાવેજ શંવત ૧૭૮૮ ( ઇ૦ સ૦ ૧૭૩૨ )માં નવસારીની ભગરસાથ અનજુમનને લખી આપ્યો હતો.

" શવંત ૧૭૮૮ વરખે રોજ ૧૪ માહ ૭ તેરીખ ૧૧ માહ જુલકાદ વઇશાખ શુદ ૧૩ વાર ભોમે શંને ૧૧૪૪ હેજરી. આ૦ કુકાજી મેહેરજી બહમનજી તથા આ૦ જીવંણજી માંણકજી હોમજી તથા આ૦ ખુરશેદજી તેહેમુલજી રૂસ્તમજી તથા શમસ્ત અધારૂ વડી દરે-મેહેરનાં જોગ લ૦ અધારૂ ફરામજી પેશતંનજી તથા અધારૂ મોબેદ ભીખા પેશતનજી. જત અમોને શ્રી ગંણદીવીનાં પંથકમાંહાં અધેઆરૂપણું કરવા મેલા તે અમો જેમ હમેશાં તમારો હોકમ લેઉ છું તેમ લીજીઇ ને શ્રી ગંણદીવી પંથકનાં શેઆવ તથા શરોશ તથા ગેહેશારણાં વગરે મુઆં રૂઆનનુ જે કાંમ છે તે શરવ તમોને નોશારી મોકલાવીઇ. તેમાં અમારે કાંઇ લાગે નહી. તથા વેહેવાનુ તથા ઘધરંણાંનુ કામ જે કરૂ તે તમારા હોકમ માફક કાંમ કરીઇ. ને પંથક તમારૂ. અમોને તમો મેલા છે જેવાર તમો કોઇ વારાદારને મોકલો

તેવાર અમો કાંઇ દખલ નહી કરૂ. જેવાર તમો કાડો તેવાર નીશરીઈ. ઇમાં કશો સુખન નહી કરીઈ. અશલ અમારા વડાઓઇ લખી આપા છે તે માફક શહી. ઇ લખાથી ફરૂ તો શરકારનાં તથા અંજુમનનાં ગોનેઘાર. ઇ લખુ અમો અમારી રાજીઇ લખી આપેઉ તે શહી.

૧ અત્ર મતુ
૧ આ૦ ફરાંમજી પેશતંનજી મતુ
૧ આ૦ મોબેદજી ભીખાજી મતુ
શાખ
૧ આ૦ શાપુર બેહેરાંમજી સાખ
૧ આ૦ ભીખા રૂશતમજી શાખ ધણી રજુ
૧ આ૦ નુરોજ શેહેરીઆરજી સાખ
૧ આ૦ બહ્મમંન રૂસ્તંમ ચાઇઆ શાખ
૧ વે૦ પાહાલંણ ફરેદુનજી શાખ ઉપર લખા પરમાણે
૧ પારસી હીરજી માંણક શાખ”

# દસ્તાવેજ ૯૪ મો, અસલ છે.

નોંધ:—ગંણદેવીનું પન્થક ચલાવવા ગયલા ઉપલા લેખમાં જણાવેલા મોબેદોની પાસેથી શંવત ૧૭૯૦ યાને ઇ૦ સ૦ ૧૭૩૪ માં નવસારીની ભગરસાથ અનજુમને લવાજમ લેવાનો નીચલો લેખ લખાવી લીધો હતો.

“શંવત ૧૭૯૦નાં વરખે રોજ ૧૬ માહા ૨ માગસર શુદ ૩ વાર બુધે. તેરીખ ૧ મહા રજબ શંન ૧૧૪૬ હીજરી. શમસ્ત અનજુમન અધારૂ શ્રી વડી દરેમેહેરનાં દેશાઇ કુકાજી મેહેરજી તથા દેશાઇ ખોરશેદજી તેહેમુલજી તા૦ દેશાઇ જીવંણજી માંણકજી વગરે શમસ્ત અનજુમન અધારૂ જોગ. લ૦ કશબે ગંણદીવી પંથકનાં અધારૂ ફરામજી જીજી તા૦ આ૦ મોબેદજી ભીખાજી. જત કશબે ગંણદીવી પંથક અશલ તમો અનજુમંન શ્રીનુ છે તાંહાં અમો તમારી વતી તમારે હોકંમે અધારૂપણું કરૂ છુ તેનું લવાજમ તમારૂ વેવા વગેરે આવા તે તમોને આજ સુધી વાહી. જેની વીગત તથા આજ પછે જે વેવા થાઇ તથા ઘઘરંણાં વગરે જે થાઇ તે ઇ લખા પરમાંણે આપીઇ.

૩ વેવા ૧ ઇકનાં રૂ૦ ૩ તરંણ લખે આપીઇ. શહી.
૦। ઘેહેશારંણાંનો તા૦ શરોશનો મલી રૂ ૦। પાવ આપીઇ.
શેઆવમાં વાશંણ જેવાં આવે તેવાં આપીઇ શહી.
૩॥ ઘઘરંણાં ૧ ઇકનાં રૂ૦ ૩॥ શાડા તરંણ લખે આપીઇ.
શેઆવ જેવા આવે તેવા નાંહાંનાં તા૦ મોટા તે આપીઇ.
૦)૫ નાંહાંણ જેટલાં નાહે તેનાં દોકડા ૫ લખે આપુ શહી.

કણી વગતે જે આજ પછે આવે તે લાવી આપુ. કમાં કશો સુખન નહી કરૂ. ક લખ્યા માફક લાવી રજુ કરૂ શાહી. ક લખુ અમારી રાજીક અશલ માફેક લખી આપા. ક વાતમાં સુખન નહી કરૂ.

| | |
|---|---|
| ૧ અત્ર—મતુ | ૧ અતર—શાખ |
| ૧ આ૦ ફરાંમજી જીજી મતુ. | ૧ આ૦ શેહેરીઆર નવરોજી શાખ |
| ૧ આ૦ મોબેદ ભીખાજી મતુ. | ૧ આ૦ કદલ શેહેરાબજી શાખ |
| | ૧ આ૦ ફરેદુન સુરાબ સાખ |
| | ૧ આ૦ બચા મેરનોરજી સાખ |
| | ૧ (ઉકલતી નથી.) |
| | ૧ આ૦ જમશેદ હોમજી શાખ |
| | ૧ પટેલ દાદા બેહેરામજી શાખ |
| | ૧ વો૦ કાંનજી ખરશેદ શાખ ” |

# દસ્તાવેજ ૯૫ મો, અસલ છે.

નોંધઃ—બીલીમોરા ગામનાં પંથકીઓએ શંવત ૧૮૫૬ (ઇ૦ સ૦ ૧૮૦૦) નાં સાલમાં નવસારીની ભગરસાથ અનજુમનને નીચલો લેખ લખી આપ્યો હતો.

“ સમસ્ત અંજુમન ભગરીઆ શ્રી નુશારીનાં વડા પંથકનાં. લ૦ આ૦ શાપુરજી જમશેદજી ફરાંમજી તથા આ૦ રતનજી માંણેકજી ફરાંમજી તથા આ૦ ભીખાજી માંણેકજી ફરાંમજી ક અમો જંણ ૩ પીતરાઇભાઇ કક જેહેતી કક મતી. જત પરથમ મુજે બીલીમોરામાં આંપણાં બેહેદીનોની આબાદી થાઇ હતી તેહેવાર તેહોને ઘરનું કુલ અધારૂપણાંનું કાંમ અંજુમન શ્રીનાં હોકમથી ભગરનાં મુબદો જે કોઇ વારાદાર હતા તે પોતે પોતાનાં દાહડા ઉપર તે જગે જાઇ કાંમ કરતા. તેહેવાર પછી અંજુમન શ્રીક અમોને પોતાનાં ગુમાશદા તરીકે તે જગે મોકલા ને તાંહાંનાં બેહેદીનોનાં લગનનો હક રૂ૦—તા૦ ઘઘરણાંનાં રૂ૦—તથા શેઆવ વગેરે અમારે પાસેથી લેવાનાં કીધા તે કરાર મુજબ અમો ભરતા હતા. કમ કરતાં શા૦ ૧૮૫૫ નાં સાલમાં અંજુમન શ્રીક અમારો ગેરસલુક દીઠો તેહેવાર અમોને તે જગેથી દુર કરી કસબે નુશારીથી મુબદની જોડ પોતાનાં કખતીઆરમાં મુજે બીલીમોરા મધે મોકલીને તાંહાંનાં બેહેદીનનાં ઘરનું અધારૂપણાંનું કામ કેટલાક મહીનાં કરાવી તમાંમ હક તેહો પાસેથી મંગાવી લીધુ. તે વખત અમો તાંહાંનાં અધારૂપણાંથી દુર રેહા. કાંકજે તે જગો અંજુમન શ્રીની છે. તેહેવાર પછી અમોક સાહેબ લોકો પાસે મીનતથી માંગી લીધું તે શ્રી અંજુમન શ્રીક મેહેરબાંન થાઇ બીજી મરતબે અમોને મુજે મજકુરમાં પોતાનાં ગુંમાશદા તરીકે આગલી રશમ મુજબ મોકલેઆ.

તેથી ૬ લખીઉ આજ દને અમારી રાજી રજામંદી તથા અકલ હોશીઆરીથી લખી આપું છેઉ જે અધારૂપણાંનું પરથમ હક અમારે ઉપર મોકરર કરુ છે તે મુજબ બીલીમારામાં રહી અંજુમન શ્રીને સાલ બશાલનું હેસાબ આપી ભરૂં શહી. ઇઆ અગર ૬ બાબમાં કાંઇ કેતાહી કરૂં તુ અંજુમન શ્રી હરેક મુબદ ભગરનાંને તે જગે અધારૂપણું કરવાને મોકલે તુ તેહેજ વખત તે મુબદોને હવાલે કરી અમો દુર રહું શહી. કાંઇજે ૬ જગો આપણાં ભગરનાં અંજુમનની છે તેથી તમો ચાહો તેહેને મોકલે તુ તે બાબત અમારૂં કસીવાતે લાગે વલગે નહી. જેમ શા૦ ૧૮૫૫ નાં સાલમાં અમો દુર રેહા હવા તેમ દુર રહું શહી. ૬ વાતમાં કશો ઉજર સખુન નહી. શા૦ ૧૮૫૬ નાં વરખે પોસ શુદ ૧૫ વાર શનેઉ રોજ ૫ માહ ૪ તારીખ ૧૪ માહે શાબાંન શને ૧૨૧૪ હીજરી.

૧ અત્ર—મતુ

૧ આ૦ શાપુર જમશેદજી મતુ ઉપર લખા પરમાંને શહી.

૧ આ૦ રતંનજી માંણેકજી મતુ ઉપર લખા પરમાંણે શહી.

૧ આ૦ ભીખા માંણેકજી મતુ ઉપર લખા પરમાંણે શહી."

---

# દસ્તાવેજ ૯૬ મો, અસલ છે.

—:o:—

**નોંધઃ**—શંવત ૧૭૯૩ (ઇ૦ સ૦ ૧૭૩૭)માં નીચલો દસ્તાવેજ નવસારીના ભગરીયા દસ્તુર મોબેદોએ પોત પોતામાં કરીને એક મોબેદ તરીકે પોતાનો તેમજ પોતાની પાક દરેમેહેરનો મોભ્ભો જાળવવા તેઓએ લેખીત કરાર કીધો હતો કે કોઇબી મોબેદે શું દરેમેહેરમાં કે તેની બહાર એક એકની સાથે ટંટો યા ઠઠા—મશ્કેરી કરવાં નહીં, તેવી વર્તણુંકને શીક્ષાને પાત્ર ઠેડવવામાં આવી હતી; અસલ લેખ નીચે પ્રમાણે છે.

"શંવત ૧૭૯૩ નાં રોજ રર માહા ૫ ફાગણ સુદ ૧૩ તેરીખ ૧૧ જુલકાદ. શમસ્ત અનજુમન ભગરીઆ વડી દરેમેહેરનાં જોગ લી૦ શમસ્ત મોબેદ હમકાર વડી દરેમેહેરનાં કામનાં કરનાર. જત અમો શરવે ઇતફાક થાઇ લખી આપીઉ જે અમો હંમકાર શરવે કોઇ માહોમાહાઓ વડુ નહી ને કદાચ કોઇ ૬ક ૬ક શાથે વડુ ઇઆ અદાવત કરૂ તો ગુનેગારી રૂ. ૧૦ દસ આપુ ને વડાંની રાહા રશંમ માફેક ચાલીઇ. ૬ક ૬ક શાથે અદાવત કરીઇ તો લખા પરમાંણ આપીઇ ૬માં સુખન નહી કરીઇ શ્રી દરેમેહેરમાં ૬ક ૬કની અદાવત કરીઇ નહી ને શ્રી દરેમેહેરમાં ૬ક ૬ક શાથે કોઇ વડે ઇઆ હશા મશકરી કરીઇ નહી ૬ લખુ પાલીઇ શહી.

૧ ચત્ર મતુ

૧ એ૦ જમશેદ રૂસ્તમજી શહી

૧ કમતરીને દિ૦ બરજો દસ્તુર દારાજી સહી.

૧ તતર શાખ

૧ દિ૦ જામાસ્પ આશાજી શહી

૧ આ૦ નવરોજ શેહેરીઆરજી સહી

૧ દિ૦ માંણક દ૦ પાલણજી સહી
૧ દિ૦ નવરોજ સુહુરાબજી સહી
૧ આ૦ સુરાબ કેરસાસબ ઉપર લખેઆ પરમાંણુ
૧ આ૦ બહમન મનોચરજી સહી
૧ આ૦ જીજી અસપંદીઆર સહી
૧ આ૦ માંણક કેરસાસજી સહી
૧ દિ૦ સુરાબ મીનોચરજી સહી
૧ આ૦ શાપુરજી ખુરશેદજી સહી
૧ આ૦ ભીખા રતંનજી સહી
૧ શંમસ્ત હંમઠાર મોટા નાંનાં ઉપર લખા પરમાંણુ શાહી. "

૧ આ૦ કાઉશ હોમજી શાહી
૧ આ૦ નવરોજ માંણકજી શાહી
૧ આ૦ મીનોચેહેર કેરસાસપજી શાહી
૧ આ૦ બહમન હીરાજી શાહી
૧ આ૦ રૂશતમ ખુરસેદજી સહી
૧ આ૦ દારાબ દાદાજી શાહી
૧ આ૦ ફરાંમ મનોચેહેરજી શાહી
૧ આ૦ દાદા કાકાજી સહી. "

"દીવ"[1] ગામનું પંથક ચલાવવા ગયલા મોબેદે ભગરસાથ અનજુમનને સંવત ૧૭૯૬ (ઈ૦ સ૦ ૧૭૪૦)માં નીચલો લેખ લખી આપ્યો હતો:—

# દસ્તાવેજ ૯૭ મો. અસલ છે.

—:o:—

" શ્રી અંજૂમન શમશત અધારૂ ભગરીઆ વડી દરેમેહેરનાં જોગ લ૦ અધઆરૂ રૂસ્તમ બહમનજી. જત તમો શ્રી અંજૂમન શમશતે અમોને દીવ પંથકમાં ગુમાશતા ત્રીક અધારૂપણાંનાં કાંમને વાશતે મોકલેઆ છે તે તમારા ફરમાઉ માફક અમો તાંનુ કામ ચલાવુ ને જે શ્રી અંજુમનનુ લવાજમ છે તે દરશાલ લાવી શ્રી અંજૂમનની રાસમાં પોચાડુ કાંઇ ઉજર નહી કરૂં અને જુ અંજૂમન અમોને તગીર કરી[2] કોઇ બીજા ભગરીઆ અધારૂને મોકલે તુ અમો કશો ઉજર નહી કરૂ શંવત ૧૭૯૬ વરખે રોજ ૧૮ માહા ૫ ફાગણ શુદ ૧૨.

૧ અત્ર મતુ
૧ આ૦ રૂસતમ બહમનજી દાજી મતુ

અત્ર શાખ
૧ આ૦ સેહેરીઆર ફરેદુનજી સાખ ધની રજુ "

( અતરે બીજી શાખો છે. )

૧ આએ "દીવ" નામનું ગામ, ઉદવાડાની સંજાણા અનજુમન હસ્તકનું કાઠીઆવાડની દક્ષીણે આવેલું હાલનું દિવ નહીં, પણ થાણા અને કલીઆણી વચ્ચે આવેલું દિવ સમજવું. આએ ગામના બેહેદીનો ઉપર સંવત ૧૬૪૬ માં દસ્તુર "આસ્દીન-કાકા"એ લખેલો એક કાગજ આ પુસ્તકમાં ૨૧ મે સફે પ્રગટ થયલો જોવામાં આવશે.

૨—તગીર કરી-દુર કરી.

વલાં દિવ ગામમાં કંઇબી ક્રિયાકામો નહિ કરવાનો એક સંજાણા મોબેદે સંવત ૧૭૯૭ (ઇ૦ સ૦ ૧૭૪૧) માં ભગરસાથ અનજુમનને નીચલો લેખ લખી આપ્યો હતો.

# દસ્તાવેજ ૯૮ મો, અસલ છે.

—:૦:—

"શ્રી અનજુમન અધારૂ ભગરીઆ શમસ્ત જોગ લ૦ આ૦ શોહોરાબ જાંમાસ આદર શંજાણાં અધારૂ, જત અમો શ્રી દીવ મધે રહું છઉ તે શ્રી દીવ પંથક અશલ્થી તમારૂ છે. જે તમારા બેહેદીન દીવનાંનુ કામ ધરમ વગરેનુ કરવા તમારો ગોમાશતુ અધારૂ રૂસ્તમ બહમન દાજી તાં બેહેદીન વગરેનુ કાંમ કરે છે તેને અમો કશી વાતે દખલ કરૂં નહી. દખલ કરૂ તો શ્રી શરકારનું ગોનેગાર, ૬ પંથક તમારૂં છે તેમો અમો શંજાંણાંનુ દખલ કશી વાતનો નહી. શંવત ૧૭૯૭ રોજ ૨ મા૦ ૨ માગસર સુદ ૫.

૧ અત્ર મતુ
૧ આ૦ શોહોરાબ જામાસ મતુ

૧ અત્ર શાખ
૧ પટલ બરજોર મનુચરજી શાખ ધાણી રજુ
૧ વા૦ રાંણાંજી ગ૦ ફીઉસજી સાખ ધણી રજુ કીધી છે
૧ વેરા જીજી બરજોરજી સાખ ધણી રજૂ"

# દસ્તાવેજ ૯૯ મો, અસલ છે.

નોંધઃ—સંવત ૧૭૯૦ (ઇ૦ સ૦ ૧૭૩૪)માં શ્રી નવસારીના વતની ભગરિયા તથા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો વચ્ચેના ક્રિયાકામો કરવા સંબંધી હક્કના વાંધાઓનો ન્યાયની અદાલત મારફતે "લવાદો" તરફથી નિવેડો આવવા પછી, સમજુતીના થયલા કરારોનો તુરતના હિંગામમાં મીનોચેહેરહોમજીના સાથવાલા કોઈ કોઇ મોબેદોએ છુપી રીતે ભંગ કરવાથી અને તે જાહેર થવાથી તેઓની પાસે ભગરસાથ અનજુમને કાયદાસર લખાવી લીધેલાં "દલગીરી પત્રો" મધેનો એક (દસ્તાવેજ ૨૨ મો) આ પુસ્તકના ૫૭ માં સફા મધે પ્રગટ થયો છે. એજ રીતના બીજાં ત્રણ પત્રો નીચે જણાવ્યા મુજબના ભગરસાથના વડા દસ્તુરજીને ઘર આજે જળવાયલાં છેઃ—

"આ૦ કુકાજી મેહેરજી તથા આ૦ ખોરશેદજી તેહેમુલજી તા૦ આ૦ જીવંણજી માંણેકજી વગરે શંમસ્ત અનજુમન અધારૂ જોગ. લા૦ આ૦ માંણક પેશતંનજી શોરાબજી જત અમોએ ચોરીબંધ કરાડીનાં પારશીની ધંણીઆંનીને શદરો પેરાવી નવજોત કરી તે તમોને માલુમ થાઉ. પછે અમો તમારી ચોરી કીધી તે તખશીર તમો પાસે માફ કરાવી માંગી લીધુ ને હવે પછે કોઇની નવજોત કરી શદરો પેરાવું તો શ્રી શરકારનાં ગુનેગાર તા૦

અનજુમન શ્રીનાં ગુનેગાર. અમો અમારા મલતીઆ બેહેદીનનાં મુઆંનાં કાંમ કરૂ તે શવાએ બીજુ કાંમ કરૂ તો શરકારના ગુનેગાર. શંવત ૧૭૯૦ નાં મેહેર માહા ૧૨ આશો વદ ૯.

અત્ર મતુ.
૧ આ૦ માંણેક પેશતન સુહરાબ મતુ
ઉપર લખેઆ પરમાંન.
૧ આ૦ બહમન દારાબજી શાખ
૧ પટેલ દાદા બેહેરાંમજી શાખ
૧ આ૦ શેહેરીઆર ફરેદુનજી સાખ ધણી રજુ
૧ આ૦ માંણકજી દાદાચાંદજી સાખ
૧ આ૦ બહમન દારાબજી સાખ ”

# દસ્તાવેજ ૧૦૦ મો, અસલ છે.



“ એ૦ જમશેદજી રૂસ્તમજી માંણકજી તથા એ૦ બરજોરજી દારાબજી[1] તથા એ૦ જામાસપજી આશાજી તથા આ૦ કુકાજી મેહેરજી તથા આ૦ ખોરશેદજી તેહેમુલજી તથા આ૦ જીવંણજી માંણકજી વગરે શમસ્ત અધારૂ ભગરીઆ સાથ જોગ. લખતગ આ૦ બહમનજી દારાબજી મનોચરજી હોમજી જત તમારે તથા બેહેદીન શાથ શાથે લખાં કીધાં તેમાં કરાર કીધો જે તમારા મલતીઆ બેહેદીનનું કાંમ મુઆંનુ તથા જીવતાંનુ તમો કરો તથા અમો અમારા મલતીઆ બેહેદીનનું મુઆંનુ કાંમ અમો કરૂ તથા જીવતાંનુ કાંમ અમારા મલતીઆ બેહેદીનનુભી કાંમ વેવા તા૦ ઘઘરણાં તા૦ નવજોત છોકરા તથા છોકરીની વગેરે જીવતાંનુ કાંમ તમો કરો. તેપરે નવજોત છોકરીની વા ૫ ફરદુનજી ખોરશેદ મેહેરજીની વહુની અજાંણતે અમો નવજોત કીધી તે તખશીર તમો પાસ માંગી લીધી તે મોઆફક કીધું. હવે આજ પછી બેહેદીન શાથના છોકરા તથા છોકરીની નવજોત વગરે

---

૧—અત્રે નોંધ લેવાની જરૂર છે કે, ભગરિયા તથા મીનોચેહેરહોમજીના સાથવાલા વચ્ચે બરપા થયલા હક્કના વાંધાઓનો ફડચો, નામદાર ગાયકવાડ સરકારે બન્ને પક્ષની સંમતીથી નેમેલા “લવાદો” એ સંવત ૧૭૯૦ માં રોજ ૨૭ માહ ૩ ને દિને કીધો હતો, જેને લગતા લેખ ઉપર સૂપ્રસિદ્ધ દસ્તુર દારાબ પહાલણનું નામ અને સહી છે. ત્યાર બાદ ૮ મહિને રોજ ૨૩ મો, માહ ૧૧ મો, સને ૧૧૦૩ યઝદેજરદી, તા૦ ૧ લી સપટેમ્બર ૧૭૩૪ ઈસવીને દિને તેઓ ૬૭ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા. “પારસી પ્રકાશ” મધે ૩૧ માં સફા ઉપર એ દસ્તુરજીને ગુજર પામવાનું આપેલું વર્ષ તદન ખરૂં છે, પરંતુ એજ સફામાં પ્રગટ કરવામાં આવેલો ભગરિયા અને મીનોચેહેરહોમજીના સાથવાલા વચ્ચેની સમજુતીનો લેખ કોઈ ખરા દસ્તાવેજ ઉપરથી ઉતારવામાં આવેલો જણાતો નથી, એ બાબદમાં કોઇએ જાણી જોઇને કે અણજાણપણે પારસી પ્રકાશના કર્તા મરહુમ શેઠ બહમનજી બેહેરામજી પટેલને ભુલાવામાં નાખેલા માલમ પડે છે. બન્ને ટોલા વચ્ચે થયલી સમજુતીનો લેખ જે સંવત ૧૭૯૦ રોજ ૨૭ માહ ૩ ને દીને થયલો છે, તે પારસી પ્રકાશમાં ભુલથી સંવત ૧૭૯૧ રોજ ૨૬ માહ ૩ માં બનેલો જણાવ્યો છે. તથા ખરા લેખમાં દસ્તુર દારાબ પહાલણનું પોતાનું નામ

જીવતાંનુ કાંમ અમો નહી કરૂ. ને કદાચ તમારી ચોરીએ નવજોત વગરે કરૂ તો ગુનેગારી રૂ. ૨૫ પચીશ ભરૂ. એમાં કશો સુખન નહી કરૂ તથા અમારા મલતીઆ બેહેદીનનુ મુઆંનુ કાંમ અમો કરૂ. તમારા મલતીઆ બેહેદીનનુ કાંમ તથા અમારા મલતીઆનુ કાંમ વેવા તા૦ ઘઘરણાં વગરે જીવતાંનુ કાંમ તમો કરો ને અમો અમારા મલતીઆ બેહેદીનનુ કાંમ મુઆનુ અમો કરૂ શહી. એમાં કશો સુખન નહી. શાં૦ ૧૭૯૧ વરખે રોજ ૫ મા ૧.

| અત્ર મતુ | અત્ર શાખ |
| --- | --- |
| ૧ આ૦ બહુમન દારાબ મતુ | ૧ પટેલ દાદા બેહેરાંમજી શાખ |
| ઉપર લખેઆ પરમાંણુ | ૧ આં૦ માંણુક દાદાચાંદજી શાખ |
| | ૧ આ૦ માંણુક પેસુતન શાખ." |

# દસ્તાવેજ ૧૦૧ મો, અસલ છે.

—:o:—

" શ્રી અનજુમન નોશારીનાં અધેઆરૂ ભગરીઆ દસ્તુરજી તા૦ દેશાઇ તા૦ હમકાર શમશત વડી દરેમેહેરનાં વગરે શમશત અધેઆરૂ જોગ. લા૦ નુશારીનાં અધેઆરૂ શમશત મનુચેહેરહોમજીનાં તથા શોહેરાબ ચાંદણાંનાં તા૦ દાદાચાંદજી શમશત. જત અમારા મલતા નોશારીનાં બેહેદીનનુ જંદહેરૂઆંનનુ કાંમ નહી કરૂ. અમોએ કેટલાંએક બેહેદીનનાં જંદરવાંન તમારી ચોરીએ કરેઆં તે જાહેર થાએઆં તેપર અમો શરવેની મીનત આજેજી તમારી આગલ કરી તકસીર માફ કરાવી. તમો અમોને માફ કીધી ને આજદનથી લખી આપેઉ છે જે શ્રી ભગરીઆ અનજુમનનાં પંથકમાં કોઇ બેહેદીનનું જંદરવાંન અમો કરૂ નહી. હવે પછે કરૂ ને શાબેત થાએ તો શ્રી હાકેમ તથા પંચનુ ગુનાહાગાર. એ લખીઉ રાજી રજાવંદીથી લખી આપેઉ તે શહી. શંવત ૧૮૧૫ શરાવંણુ વદ ૧૩ રો. ૭ માહા ૧૧ તેરીખ ૨૬ માહે જેલહજ શને ૧૧૭૨ હીજરી.

| અત્ર મતુ | શાખ |
| --- | --- |
| ૧ આ૦ બેહેરાંમ દારાબ મતુ | ૧ તલાતી દારાબજી મનાજી |
| ૧ આ૦ બેરામ બરજોર મતુ | શાખ ધની રજુ |
| ૧ આ૦ ભીખા દારાબ મતુ | ૧ પટેલ માંણુક દારાબ શાખ |

છે ત્યારે "પારસી પ્રકાશ"માં તેમની જગ્યાએ તેમના બેટા દસ્તુર બરજોરજી દારાબજીતું નામ ભુલથી લખાવા પામ્યું છે. ઉપલો ૧૦૦ મો દસ્તાવેજ દસ્તુર દારાબ પહાલણના ગુજરવા પછી એક મહીનો ને ૧૭ દહાડે લખાયલો છે તથા આ પુસ્તકના ૫૭ માં સફા મધે પ્રગટ થયલો દસ્તાવેજ ૨૨ મો, દસ્તુર દારાબ પહાલણ ગુજર પામવા પછી બે મહીના અને ૧૮ દિવસે બન્યો છે, આએ બંને લેખો અસલ ઓરીજીનલ છે અને ૨૨ મો લેખ તો સરકારી મોહોર છાપ સાથનો છે. એ બન્ને દસ્તાવેજોમાં દસ્તુર દારાબ પહાલણની જગ્યાએ ભગરસાથના વડા દસ્તુરજીની પાસે બીજુ નામ દસ્તુર બરજોરજી દારાબજીનું લખાયું છે. એ ઉપરથી વગર શકે કહી શકાય કે દસ્તુર દારાબ પહાલણ સંવત ૧૭૯૦ (ઇ૦ સ૦ ૧૭૩૪)માંજ ગુજર પામ્યા હતા.

૧ આ૦ રૂશતમ બહમંન મતુ
૧ આ૦ બરજોર માંણેકજી મતુ
૧ આ૦ નવરોજ પેસુ મતુ
૧ આ૦ ફરાંમ જમશેદજી મતુ
૧ આ૦ શેરીઅરજી કુકાજી મતુ
૧ આ૦ એદલ હીરા મતુ.

૧ વે૦ નવરોજજી માંનકજી શાખ
૧ વે૦ પોચાજી બેહેરાંમજી શાખ"

---

નોંધ:—ભગરિયા અને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાનં ક્રિયાકામો કરવા સંબંધી બરપા થયલા હક્કોના વાંધાઓનો નામદાર ગાયકવાડ સરકારે નેમેલા હિન્દુ "લવાદો"એ ફેસલો કરવા પછી, ભગરસાથ અનજુમને શ્રી સુરત શેહેરમાં "રૂસ્તમપરા" મધેનું પંથક ચલાવવા મોકલાવેલા મીનોચેહેરહોમજીના એક મોબેદે સંવત ૧૭૯૧ (ઈ૦ સ૦ ૧૭૩૫)માં ભગરસાથ અનજુમનને નીચલો સરકારી મોહોર સાથનો દસ્તાવેજ લખી આપ્યો હતો:--

## દસ્તાવેજ ૧૦૨ મો, અસલ છે.

(શરૂઆતમાં ફારસીની ૧૧ લાઇન છે.)




"આ૦ કુકાજી મેહેરજી તથા આ૦ ખોરશેદજી તેહેમુલજી તથા આ૦ જીવંણજી માંણકજી જોગ. લ૦ આ૦ રૂસ્તમ હોરમજી પેશતનજી જત હમોને અનજુમન શ્રીઇ સુરતના પંથકનું અધારૂપણું લખી આપુ છે તાંહાં શ્રી રૂસ્તમપોરા મધે અમો તમારી રજાઇ બેહેદીનનાં મુઆંનુ કાંમ શેઆવ તથા શરોસ તથા ઘેહેશારણુ વગરે મુઆનુ કાંમ હોઇ તે અમો કરૂ ને તેનુ શેઆવ તથા શરોશ તથા ઘેહેશારણાંનુ જે સુદઆંમદ દશતુર છે તે લાવી તમારી રજુ કરૂ શાહી. તથા વેવા તથા ઘઘરંણાં તથા નવજોતનુ કાંમ બેહેદીનનુ અમો કરૂ નહી. વેવા તથા ઘઘરણાં તથા નવજાત વગરે જે તમારી ખાતરને આવે તે અધારૂ પાસે કરાવો તે શાથે અમો દખલ કરૂ અથવા અમો શારૂ તો શ્રી શરકારનાં ગુનેગાર. અમો તમારી રાજી રગબતે મુઆંનુ કાંમ કરૂછેઉ તેનુ જે દશતુર સુદઆંમદ છે તે લાવી રજુ કરૂ તેમાં નોઇદીગર કરૂ તો શ્રી શરકારનો ગુનેગાર ઇ લખુ અમો રાજી રગબતે લખી આપુ તે શાહી. શા૦ ૧૭૯૧ વરખે રોજ ૧૩ મા૦ ૭ તે. ૧૧ જુલેજ વઇશાખ સુદ ૧૩.

૧ અત્ર મતુ
૧ આ૦ રૂસ્તમ હોમજી પેસતનજી મતુ

૧ અત્ર શાખ
૧ આ૦ મેહેરનોશ મનોચેરજી શાખ
૧ આ૦ જાંમાસ મેહેરનોશજી સાખ
૧ આ૦ જમશેદ દાદાજી સાથ

૧ આ૦ કુઅરજી માંણુકજી નરીમાન
શાખ ધણી રજુ. મને લખતાં નહી
આવડે તે આ૦ મનચર ફરામરોજ
લશકરી પાશે લખાવેઉ
૧ પટેલ દાદા બેહરામજી શાખ
૧ આ૦ માંણુક પેસતન સાખ
૧ આ૦ બેહેમન દારાબજી શાખ
૧ આ૦ બરજોર માંણુક શાખ
ધણી રજુ"

શંવત ૧૭૯૫ (ઇ૦ સ૦ ૧૭૪૪)ના સાલમાં ગોદાવરા પંથકની અનજુમને શ્રી નવસારી મધે ભગરસાથ અનજુમન ઉપર નીચલો કાગજ લખી, પોતાના પંથકમાં સુરત શેહેરના ભગરીયા મોબેદોને લગનના આશીર્વાદ સારવા આવતા અટકાવવાની માગણી કીધી હતી. અસલ કા૦ નીચે મુજબ છેઃ--

## દસ્તાવેજ ૧૦૩ મો, અસલ છે.

"શવસ્ત શ્રી નોશારી માહાસુભસથાંને પુજારાધે તમોતમ પરમપુજ અરચનીઆંન સકલગુણ શમપુરણ શદા શોભાઇગ નેકનાંમ નેક કાંમ નેક નઇઅત દીનદોસ્ત દેલશોઝ દસતુરજી સાહાબજી શ્રી ૫ દસ્તુરજી જમશેદજી ગુરથમાંની દસતુરજી રૂસતમજી તા૦ મોબેદાંન મોબેદ શ્રી ૫ બરજોરજી ગુરથમાંની દારાબજી તા૦ દેસાઇજી શ્રી ૫ જીવણજી ગુરથમાંની તેમૂલજી[1] તા૦ દેશાઇજી શ્રી ૫ ખોરશેદજી ગુરથમાંની તેમૂલજી તા૦ ઙરવદ શ્રી ૫ રતનજી ગુરથમાંની માંણુકજી તા૦ ઙરવદ શ્રી ૫ જાંમાસજી આશાજી તા૦ હમકાર શમસ્ત દંન દંન દોલત જીઆદત અધીક પરતાપ તેજશાંન. ઙતાંન શ્રી ૫ ગોદારાનાં હમકાર શમસ્ત તા૦ બેહેદીન સમસ્તનાં કેન પનાહ હજાર આફ્રીન બાદ વાંચજો આંહાં કુસલ છે તમારી કુસલાતનાં કાગદ લખવા જેથી જીવને શંતોક ઉજે. અપરંગ વીનતી ઙજે વરીઆવ ગાંમનાં બેહેદીન સમસ્તે લખેઉ છે જે અમારા ગાંમ મધે વા૦ જમશેદ રૂસ્તમને ઘર લગન છે કનાનુ છે તેનો વર નાંહાંનપરેનો આવે છે તેનુ ઙમ સાંભલેઉ છે જે શ્રી નોસારીનાં હમકાર આસરવાદને કીજે સાથે આવે છે તે ઉપર અમો તમોને જાંણુ કરવા લખેઉ છે સામાંકે જે તમો અમારા વડા છો અને બજરૂખ છો અને અમો તમારા દાંમણે બાંધેલા છેઉ અને તમો અમારા લાડ પાડતા આવો છો અને વલી પાલશો માંકે આપડા વડાુનો કોલ વરશ ૧૧૦૦ અગીઆરશોનો છે તે જોઇને જે કોઇ અનેઆ કરે તેને મને કરવુ અમો તો ગરીબ આજેજ છઉ અને સાહેબને તાબે છઉ માંકે

[1]--માંણુકજીને બદલે ઉપલા લેખમાં તેમુલજી નામ ભુલમાં લખાયલું છે.

તેને સીખામણ દેઇને મને કરવા ઠ વીનતી ૧૦૦૪ કરી જાંણુજો. ગરજ ઘણું સુ લખીઠ થોડે લખે ઘણુ કરી જાંણુજો. રોજ ૨૭ માહા ૭ સમત ૧૭૯૫ વઈસાખ સુધી ૧૧.

૧ લા૦ આ૦ જીવણુ લીમજી

૧ લા૦ આ૦ ખુરશેદજી શેરાબજી અકલેશરના"

(અત્રે આ૦ જમશેદજી રૂશતમજી, સોહરાબજી બહમનજી, હોમજી નવરોજી, જમશેદજી નોસેરવાંનજી અકલેસરના, દાદા મંનજી, અને રૂશતંમજી બહમંનજીની સહીઓ છે.[1]



**નોંધ**:—શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર "ગોદાવરા" પંથકની સમસ્ત અનજુમને ઉપલો કાગજ સંવત ૧૭૯૫ (ઇ૦ સ૦ ૧૭૩૯)માં લખ્યો હતો, જેની પાંચ વર્ષ આગમચ-ઇ૦ સ૦ ૧૭૩૪ માં-નવસારીની બીજી ખુરસીના સૂપ્રસિદ્ધ વિદ્વાન દસ્તુર દારાબ પહાલણ ગુજર પામ્યા હતા. યઝદેજરદી સને ૧૨૮૧ માં છપાઇ બહાર પડેલી "તવારીખે ખાનદાને દસ્તુર જામાસ્પ આશા" નામની ચોપડીમાં ૧૪ મે સફે જણાવવામાં આવ્યું છે કે "ઇ૦ સ૦ ૧૭૩૪ માં મરહુમ દસ્તુર દારાબ પહાલનના ગુજરવા પછી નવસારીની અનજુમને દસ્તુર જામાસ્પજી (આશાજી)ને આગેવાન દસ્તુર ઠેડવી એવણુના દીનદારી એલમ અને લીઆકાતની ખરી કદર બુજી હતી." આ લખાણ શા આધારે કરવામાં આવ્યું છે તે ઉપલી ચોપડીમાં જણાવવામાં આવ્યું નથી, પણ તવારીખી અસલ લેખો ઉપરથી ખોલ્લું જણાય છે કે ઉપલું લખાણ વજુદ વગરનું અને મરહુમ દસ્તુર દારાબ પહાલણના જાયનશીન દસ્તુરને ગેરઇન્સાફ કરનારૂં છે. જૂના લેખોમાં નવસારીના આગેવાન દસ્તુર તરીકે તો હમેશાં દસ્તુર મેહેરજીરાણાના જાયનશીનોજ ગણાયા છે, તે પછીના બીજા અને બીજી ખુરસીના આગેવાન દસ્તુર તરીકે દસ્તુર દારાબ પહાલણ ગુજર પામવા પછી તેમના કાબેલ બેટા બરજોરજી દારાબજીનેજ સઘલા પુરાણા લેખો મધે એક પણ અપવાદ વગર સ્વિકારવામાં આવ્યા છે. જો નવસારીની અનજુમને દસ્તુર દારાબ પહાલણુના ગુજર પાંમવા પછી તેમની જગ્યાએ દસ્તુર જામાસ્પ આશાજીને આગેવાન દસ્તુર તરીકે ઠેડવ્યા હતે તો તે પછીના સઘલા લેખોમાં તેમની સહી ભગરસાથના વડા દસ્તુરની પાસેજ થયલી જોવામાં આવતે અને નવસારીની અનજુમન ઉપર કંઇબી લખતી વેળાએ સઘલાઓ વડા દસ્તુરની પાસેજ દસ્તુર જામાસ્પ આશાનું નામ લખતે. પરંતુ તેથી ઉલટું ભગરસાથ અનજુમનના દરેક દસ્તાવેજોમાં તેમજ જૂદા પંથો મધેથી ગોદાવરા અનજુમનના ઉપલા-૧૦૩ ના-દસ્તાવેજમાં અને **મીનોચેહેરહોમજીના** સાથવાલાઓ તરફના આ પુસ્તકમાં છપાયલા દસ્તાવેજ ૨૨ તથા ૧૦૦ મધે ભગરસાથના વડા દસ્તુર પછીનું બીજું નામ દસ્તુર દારાબ પહાલણના છોકરા બરજોરજીનું લખવામાં આવ્યું છે. દસ્તુર દારાબ પહાલણુના ગુજર પાંમવા પછી પાંચ વર્ષે લખાયલા ગોદાવરા અનજુમનના ઉપલાં

---

૧—ઉપલો કાગજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં વાદીઓએ પુરાવા તરીકે રજુ કીધો હતો.

કાગજ મધે "મોબેદાન મોબેદ શ્રી ૫ બરજોરજી ગુરથમાંની દારાંબજી"ના એલ્કાબથી તેમનું નામ જ્યારે ભગરસાથના વડા દસ્તુરની પાસે બીજું લખાયું છે ત્યારે "ઝરવદ શ્રી ૫ જાંમાસજી આશાજી"ના એલ્કાબથી તેમનું નામ છઠ્ઠું લખવામાં આવ્યું છે; જે ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે દસ્તુર દારાબ પહાલણના ગુજર પાંમવા પછી ભગરિયાઓ તેમજ જૂદા પંથનાઓ નવસારીના આગેવાન દસ્તુર તરીકે દસ્તુર મેહેરજીરાણાવાલા પછી દસ્તુર બરજોરજી દારાબજી દારાબ પહાલણવાલાનેજ ગણતા અને માન આપતા હતા. આ પુસ્તકમાં પ્રગટ થયલો દસ્તાવેજ ૧૧૨ મો જે મુંબઇની સમસ્ત અનજુમને ઇ૦ સ૦ ૧૭૪૯ માં શ્રી નવસારીની ભગરસાથ અનજુમન ઉપર લખેલો અસલ કાગજ છે, તે મધેબી પહેલું નામ ભગરસાથના વડા દસ્તુરજીનું લખી બીજું નામ દસ્તુર બરજોરજી દોરાબજીનું અને ત્રીજું દસ્તુર જાંમાશજી આશાજીનું લખેલું જોવામાં આવે છે. આએ સઘલા અસલ લેખો વાંચવા પછી કોઇને કશોબી શક રેહેશે નહિ કે દસ્તુર દારાબ પહાલણના ગુજર પાંમવા પછી નવસારીના બીજા આગેવાન દસ્તુર તરીકે તેમના બેટા બરજોરજી ગણાતા હતા; દસ્તુર જામાસ્પ આશાજીને તેઓએ બીજાંઓ ભેગી તે વેળાએ મીનોચેહર-હોમજીના સાથવાલાઓ અને સંજાણા મોબેદો સાંમે પોતાના ટોલા તરફથી બીજા આગે-વાનો ભેગી ચલાવેલી હક્કની લડતના અહેશાનમાં એ સઘલી લડતોનો ભગર-સાથ અનજુમનની તરફેનમાં નિવેડો આવ્યા પછી ભગરસાથ અનજુમને પોતાના ત્રીજા આગેવાન દસ્તુર તરીકેનું માન આપ્યું હતું. દસ્તુર બરજોરજી દારાબજી પાહલણજી રોજ ૭ મો, માહ ૧ લો, સને ૧૧૪૦ યઝદેજરદીને દિને ૭૫ વર્ષની ઉમ્મરે ગુજર પામ્યા હતા. દસ્તુર જામાસ્પ આશા રોજ ૧૪ મો, માહ ૧૦ મો, સને ૧૧૨૨ યઝદજરદીને દિને ૫૬ વર્ષની ઉમ્મરે ગુજર પામ્યા હતા.



શંવત ૧૮૫૬ (ઇ૦ સ૦ ૧૮૦૦)ના સાલમાં વલસાડના મોબેદોએ બીલીમોરા ખાતે પોતાને ઘરનું અફરંગાન બાજ કરવાથી ભગરસાથ અનજુમનને નીચલો લેખ લખી આપી, તેઓના પંથકમાં હવેથી કંઇબી કામકાજ નહી કરવાનો એકરાર કીધો હતો:—

## દસ્તાવેજ ૧૦૪ મો, અસલ છે.

———:o:———

"શમશત અંજુમન ભગરીઆ કશબે નોશારી વગરેનાં લા૦ કશબે વળશારનાં અધારૂ નવરોજજી ભીખાજી તા૦ ભીખાજી કાંનજી જત આપુને પરથમ એકેક શાતે બંધોબશ છે જે કોઇનાં પંથકમાં પદાંન બાંધીએ નહી ને શંવત ૧૮૫૬ નાં શાલ મે હાક-મનાં હાલેશાથી અમો કબીલા શાથે બીલીમોરે આવી રેહા ને શ્રીના રોજનાં દારપર અમોએ હમારા ગરમે દરૂન આફરેગાંનનુ કાંમ કરૂ તે અજાંનમે કરૂ તેથી અંજુમન શર-વેએ અમોને પુછુ તેવાર અમે અંજુમન પાશે માંગઇ લીધું જે અમે અજાંનમે કામ કરૂ તે અંજુમનશ્રીએ બખશીઉ તેથી એ લખી આપુ છે જે આજ પછી ફરીને ભગરનાં પંથ-

કમાં પદાંન બાંધીએ નહી તે શહી. એ વાતમે કશો શુકન નહી. શવત ૧૮૫૯ નાં આશો વદી ૧૧ ભોમે. રોજ ૬ માહ ૧.

૧ અધારૂ નવરોજજી ભીખાજી શહી
૧ અધારૂ ભીખાજી કાંનજી શહી."[1]



નોંધ:—સંવત ૧૭૯૯ (ઇ૦ સ૦ ૧૭૪૩)માં નવસારીના અસલ વતની પાહાલણજી મેહેરનોશજી તંબોલીએ શ્રી સુરત શેહેરમાં કેટલોક વખત વસવાટ કરવા પછી શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને નીચલો લેખ આપ્યો હતો:—

# દસ્તાવેજ ૧૦૫ મો, અસલ છે.

"શ્રી અજુમંન અધારૂ ભગરીઆ શમસ્ત નોશારીની કદીમ દરેમેહુના જોગ લખતંગ વો૦ પાહાલણજી મેહેરણેશજી તંબોલી તે વો૦ પોમાદલ વાડીઆનો પાલક. જત અમારાં વડાવડેરા કદીમથી તમારા વડાવડેરાનાં જજમાંન છેઉ ને તમો અમારા કદીમથી ગોર છેઓ. અમો કદીમથી અમારા કટંબનાં જીવતાંનાં તા૦ મૂઆંનાં કુલ ધરમનાં કાંમ નોજોદ તા૦ નોણુ તા૦ આશરવાદ વગરે વેહેવાનાં કાંમ તમાંમ તા૦ ઘઘરણાંનાં કાંમ આશરવાદ વગરે કુલ જીવતાંનાં ધરમનું કાંમ તા૦ ઘેહેશારણું તા૦ શરોશ શીઆવ તા૦ બાજ બરશમ તા૦ આફ્રરગાંન વગરે તમામ કુલ મુઆંનુ કાંમ તમો પાશ કરાવુ છઉ તે કેટલુકક થઉ અમો સુરતનાં નાંહાંનપરામાંહાં જઇ રહ્યા છઉ તે તાંહાં તમારા ગૂમાસ્તા કણુ તમાંમ કાંમ જીવતાનાં તા૦ મુઆંનાં આપણાં ધરમનાં કાંમ શરવ કરાવતાં હતા તે હવડા સુરતનાં અધારૂક નાંહાંનપરાંમાંહાં નોશારીનાં એહેદીનોને બધરા[2] કરી પોતે પોતે કાંમ કરવા માડુ. તેથી અમો લખી આપુ છઉ જે તમો કદીમથી અમારા ગોર ને અમો તમારા જુજમાંન છઉ માટે જે જાગ્યા સુરત વગરે જાંહાં રહુ તાંહાં તમારા ગૂમાસ્તા કણે કટંબ સુધાં ફરજંનદાંન ફરજંન કાંમ તમાંમ કરાવુ જીવતાંનુ તા૦ મૂઆંનુ આપણી કદીમ રાહા પરમાંણે તમારા ગુમાસ્તા કણુ કરાવું. એહેમાં કઇ તફાવત કરૂ તો શરકારનો ધુનેઘાર ક લખુ શહા. શંવત ૧૭૯૯ રોજ ૬ માંહે ૭ વૈશાખ સુદ ૩ દીને.

અત્ર મતુ
૧ વા૦ પાંલનજી મેહેરનોશજી મતુ
મને લખતાં નહી આવડે તે વા૦
નવરોજ પેશતનજી પાસે લખાવીઉ.
મને લખતા નહી આવડે તે શહી.[3]

તત્ર શાખ
૧ વા૦ લીમજી જીવાજી દીવરીઆ સાખ
૧ વા૦ નવરોજ પેશતનજી શાખ
૧ વા૦ નવરોજ અસપુજી તમોલી સાખ
૧ વા૦ હોમજી એરાંમજી ગોટલા શાખ
ધણી રજુ"



---

૧–ઉપલો પતર નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પૂરાવા તરીકે રજુ થયલો છે.
૨–બધરા–એ બોલ સમજ પડતો નથી.
૩–નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં ઉપલો કાગજ પુરાવા તરીકે રજુ થયલો છે.

નોંધઃ—નીચલો દસ્તાવેજ—જે જૂની નકલ છે અને—જે નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના ઇ૦ સ૦ ૧૮૮૮ માં ચાલેલા કેશમાં પૂરાવા તરીકે કોર્ટમાં રજુ થયલો છે, તે સંવત ૧૭૯૯ ( ઇ૦ સ૦ ૧૭૪૩ )માં નવસારી તથા સુરત વીગેરેમાં વસતા બેહેદીનોએ ભગરસાથ અનજુમનને લખી આપ્યો હતોઃ—

# દસ્તાવેજ ૧૦૬ મો, નકલ છે.

——:૦:——

" નકલ અશલ મુઆફ્ક લખી છે.

સંવત ૧૭૯૯ નાં વરખે રોજ ૬ માહા ૭ વૈશાખ સુદ ૩ તેરીખ ૧ મા૦ રબીઅલ અવલ, શ્રી અંજુમંન અધારૂ શમસ્ત ભગરીઆ કસબે નોશારીની શ્રી કદીમ અગીઆ-રીનાં જોગ લ૦ કશબે નોશારી તા૦ સુરત વગેરેનાં શંમસ્ત બેહેધીન. જત અમો કદીમથી બાપદાદે તમારા જજમાંન છૌ ને તમો અધારૂ કદીમ અગીઆરીનાં હીંનદોસ્તાંનમાં કુલ બેહેધીન રેહે છે તેનાં ગોર છો અને અમો બાપદાદે અમારાં જીવતાં મુઆંનાં કુલ ધરમનાં કાંમ તમો પાસે કદીમ અગીઆરીમાં કરાવુ છૌ ને હવડાં કેટલાઇક વરશ થેઆં અધારૂ બેહેદીનનાં દરેમેઆંન મનાકશો થાઓ ને મનોચેહેરહોમજી વગેરે કેટલાઇક અધારૂ—તમોથી ફુટાઓ થાઆ તેથી થોડાઇક બેહેદીન તે ફુટાઓ અધારૂ પાસે કાંમ કરાવતા હતા તેનું અમોઇ કોલકરાર કીધો જે તે ફુટાઓ અધારૂ પાશે કાંઇ ધરંમનું કાંમ કરાવું નહી. ને આજ દીન પછે અમો તથા અમારા ફરજંદાંન ફરજંદ કુલ ધરંમનાં કાંમ વેહેવાનાં આશ-રવાદ તથા નોહોણુ તથા નોજોદ તથા બાજ બરશમ વગેરે તથા ઘઘરણાંનાં આશીરવાદ વગેરે કુલ જીવતાંનાં કાંમ તથા ઘેહેશારણાં તથા શરોશ શીઆવ તથા ચાહારંમ વગેરે બાજ બરશંમ તથા આફરીનગાંન વગેરે મુઆંનાં ધરંમનાં કાંમ કદીમ દરેમેહેરમાં કરાવું ને અશલ કદીમ રાહા રશમ મુઆફીક જે રાહ અશલ અમારા વડાવડેરા ચાલા તે પરમાંને ચાલુ ઇમાં કશો શુખન નહી. ઇ લખુ અમો અમારા ખુદાઇને હાજેરનાજેર જાણી પોતાનાં વડાવડેરાને ઓલખી ધરંમનાં રાહા પરમાણે પોતાની રાજી રજાવંદીઇ કીધું શહી ઇ વાતમાં તફાવત કરે તે પોતાનાં ધરંમમાં તફાવત કરે.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ અત્ર શાખ |
| ૧ પટેલ બરજોર મનોચરજી ઉપર લખેઆ પરમાંણુ શહી. | ૧ બેહેરાંમ ભાઇજી શાખ લખા પરમાણુ શહી |
| ૧ વો૦ માણેક દારાબજી બેહેરામજી ઉપર લખેઆ પરમાણુ શહી. | ૧ વો૦ કુવર જીવણુ શાખ લખા પરમાંણુ શહી. " |

( અત્રે બીજી ૨૮ જણાની શહી તથા ૨૫ જણાની સાખ થયલી છે. )

——:૦:——

નોંધઃ—નવસારીના એક બેહેદીને સુરત શેહેરમાં જઇ વસવાટ કરવા પછી ત્યાંના ભગરિયા મોબેદો પાસે કામ નહિ કરાવતાં જૂદા પંથના સુરત્યા મોબેદો પાસે કામ કરા-વ્યાથી, તેમ ફરી નહીં કરાવવા તેણે નીચલો લેખ સંવત ૧૮૦૪ (ઇ૦ સ૦ ૧૭૪૮)માં નવસારીની ભગરસાથ અનજુમનને લખી આપ્યો હતોઃ—

# દસ્તાવેજ ૧૦૭ મો, અસલ છે.

——:૦:——

" શ્રી અંજુમંન અધારૂ ભગરીઆ સમસ્ત નોસારીનાં કદીમ દરેમેહેરનાં જોગ લખ-તંગ વો૦ બેહેદીન બેહેરામજી રાંણાજી લીમડા. જત અમારા વડાવડેરા કદીમથી તમારા વડા વડેરાનાં જજમાંન છઉ ને તમો અમારા કદીમથી ગોર છઓ અમો કદીમથી અમારા કટં-બનાં જીવતાનાં તા૦ મુઆંનુ કુલ ધરમનાં કાંમ નોજોદ તા૦ નોણુ તા૦ આશરવાદ વગેરે વેહેવાનાં કાંમ તમાંમ તા૦ ઘઘરણાનુ કામ આશરવાદ વગરે કુલ જીવતાનાં ધરમનુ કાંમ તા૦ ઘેહેશારણું તા૦ શરોશ તા૦ શીઆવ તા૦ બાજ બરશંમ તા૦ આફરગાંન વગેરે તમામ કુલ મુઆંનુ કાંમ તમો પાસે કરાવું છઉ તે કેટલુકક થઉ અમો સુરત નાંહાંનપરા-માંહાં જઇ રહ્યા છઉ તે તાંહાં તમારા ગુમાસ્તા કણે તમાંમ કાંમ જીવતાનાં તા૦ મુઆંનાં આપણાં ધરમનાં કાંમ શરવ કરાવતા હતા તે હવડા સુરતનાં અધારૂએ નાંહાંનપરામાંહાં નોશારીનાં બેહેદીનોને બધરા કરી પોતે કાંમ કરવા માડુ. તેથી અમો લખી આપુ છઉ જે તમો કદીમથી અમારા ગોર ને અમો તમારા જુજમાંન છઉ માટે જે જાગ્યા સુરત વગરે જાંહાં રહું તાંહાં તમારા ગુમાસ્તા કણે કટંબ સુધાં ફરજંનદાન ફરજંન કાંમ તમાંમ કરાવુ જીવતાંનુ તા૦ મુઆંનુ આપણી કદીમ રાહા પરમાંણે તમારા ગુમાસ્તા કણે કરાવુ ઇમાં કંઇ તફાવત કરૂ તો શરકારનો ધુનેધાર ઇ લખુ તે શાહી શંવત ૧૮૦૪ રોજ ૩ માહ ૨ માગશર સુદી ૧૨ બુધે લખુ છે તે શાહી.

અત્ર મતુ

૧ વા૦ બેહેરાંમ રાણાજી મતુ લખેઆ પરમાંન

તત્ર શાખ

૧ પટેલ માંણેક દારાબજી શાખ ધણી રજુ

૧ પટેલ બરજોર મનુચરજી શાખ ધણી રજૂ ".[1]

નોંધઃ—સંવત ૧૮૩૦ (ઇ૦ સ૦ ૧૭૭૪)માં સુરતવાલા પ્રસિદ્ધ શેઠિયા મનચેરજી ખુરશેદજી (ખજાંનચી) એ શ્રી નવસારી મધે દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમુલજી ઉપર નીચલો કાગજ લખી, રબાડીવાલા બે મોબેદોને તેઓની મલેશર ખાતેની જગ્યામાં અગી-આરી કરવા દેવાની રજા આપવા ભલામણ કીધી હતી. અસલ કાગજ નીચે મુજબ છે અને તે નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પુરાવા તરીકે કોર્ટમાં રજુ થયલો છેઃ—

૧—છપલો દસ્તાવેજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પૂરાવા તરીકે રજુ થયલો છે.

# દસ્તાવેજ ૧૦૮ મો, અસલ છે.

——:o:——

"સ્વસ્ત શ્રી નોશારીથાંને પુજા રાધે શરવ ઉપમા જોગ નેકનામ શહા મેહેરબાંન મુરબી શાહેબ શ્રી ૫ દેશાઇજી શ્રી ખુરશેદજી ગુ૦ તેહેમુલજી શ્રી સુરત બંદરેથી લા૦ આ૦ મનચરજી ખુરશેદજી કેનપણા વાંચવી જત અહી ખેરશલા છે તમારી ખેરખુબી લખવી બીજુ શમાચાર ૧ પીછવો જે શ્રીઇજીને કાગલ ૧ અમોએ લખો હતો જે આ૦ પેશતંનજી બરજોરજી તથા આ૦ જમશેદજી પાલણજીને તેઓના શાથીઓ અગીઆરીનુ કાંમ કરવા દેતા નથી. તે ઉપર શ્રીઇજીઇ (બોલ વંચાતો નથી) શંમજાવા પણ કશુ માંનતા નથી વાશતે મેરબાની કરી કાંમ કરવુ જે શી નોશારી મધે મલેશર ફલીઆમાં આ૦ પેશતનજીની તથા જમશેદજીની જાગા છે તાં એઓ પોતાના બેહેદીનનુ કાંમ શરોશ તથા ઇજશની તથા વંદીદાદ વીગરેનુ કાંમ કરે તેની રજા આપવી ને ઇ કાંમ કરાથી બેહેદીન લોકો શ્રીઇજીથી ઘણા ખુશી થાશે માટે ઇ કાંમ મેરબાંની કરી કરી આપવું કાંજે ઇ ગરીબ અધારૂ બેકાર બેશી રેહે છે તેથી મેરબાની કરી ઇઓની ગોર બરદાસ કરવી તે વાતમાં અમારી રજાવદી જાંણવી કાંજે શ્રીઇજીને શરવે રોશન છે ને એઓના શાથી કમબેશ બોલાવે તથા બોલે તે શાંભરવુ નહી ને ઇઓનુ ઇ કાંમ કરી આપવુ ઇ શમધી કરવુ ઘટે તે કરવુ જાદે સુ લખીઇ.

લા૦ શેવક ચરણજીની બંદગી વાંચવી ભાઇ શ્રી મનોચેરની શલામ વાચવી ઇ કામ કરવાની રજા આપવી જીઆદે સુક લખીઇ શાલ ૧૮૩૦ કારતેક વદ ૯ રવેઉ."



નોંધ:—સંવત ૧૮૪૫ (ઇ૦ સ૦ ૧૭૮૯)માં મુંબઈથી વાડીયા ફરામજી માણેકજી તથા વાડીઆ નશરવાંનજી માણેકજી અને પારખ હીરજી જીવંણજીએ નવસારી મધે દેશાઇ મનચેરજી ખરશેદજી ઉપર મીનોચેહેરહોમજીવાલી નવસારીની અગીઆરીના સંબંધમાં નીચલો કાગજ લખ્યો હતો, જે ઉપરથી જણાય છે કે એ અગીઆરી ઉપલા શેઠિયાઓએ દેશાઇ મીનોચેહેરજી ખુરશેદજીની રજાથી ઇ૦ સ૦ ૧૭૮૯ માં નવેસરથી સમરાવી હતી અને તેમાં દેશાઇ મીનોચેહેરજીએ ઘણી મદદ આપી હતી:—

# દસ્તાવેજ ૧૦૯ મો, અસલ છે.

——:o:——

"શાવસ્ત શ્રી નવશારી બંદર પુજારાધે શરવ ઉપમાહા જોગ નેકનાંમ શહા મેહરબાંન દેશાઇ શાહેબ શ્રી ૫ દેશાઇ મનચરજી ગુરથમાંની દેશાઇ ખરશેદજી દીન દોલત જાદા ઇતાંનુ શ્રી મુંબઇ બંદરથી લા૦ શેવક વાડીઆ ફરાંમજી વા૦ માંણકજી તા૦ વાડીઆ નશરવાંનજી માંણકજી તા૦ પારખ હીરજી જીવંણજીની એજદાંપનાબાદ વાંચજો અતર શ્રી તાજગી છે ને દેશાઇ શાહેબની મેહરબાંનીગીનું કાગલ ઘણા દીવશથી આવો નથી ને હવેથી

મેહેરબાંની કરીને લખવો જેથી શેવકને ખુશાલી ઉપજે બીજુ શાહેબજીની ખીજમતમાં લખવાનુ તે એજે મંનચરહાંમીઆરની અગીઆરી બાંધવાને લખીઉ તે ઉપર શાહેબે મેહરબાંની કરીને રજા આપી ને તેનુ કાંમની મદત શાહેબજીઇ ઘણી કીધી છે તે શાહેબની સુબર ગુજારી ગણી છે. અમારૂ માંણુશ ભીમજી ખરશેદજીઇ લખુ છે તેથી અમને ઘણી ખુશાલી થઇ છે ને પરવરદેગાર તંમને શલાંમત રાખે ને હમેશાં નેક કામની મદત કરતા રેહો ને વીણંતી એ જે માથા ઉપર ચમાસુ આવું છે તે વાશતે અંમારા માંણુસને તાકીદ કરવી ને શાહાબજી મદત થાએ તે કરવી ને ઇ કાંમનો જશ શાહેબને આવે તે કરશોજ ને શરવે વાતનો ભરોશો શાહેબનો છે ને શાહેબને ઘનુ લખાની કાંઇ હાજત નથી. ને શાહેબજી અંમોઇ બારોબારથી લોકોને મોડે એવી ખબર શાંભલી છે જે નવશારીનાં દાવર મંનાજી ટલાટીનો છોકરો અગીઆરી બાબત કાંમની હરકત કરે છે ને કહે છે જે અગીઆરીની ભીત અંમારી છે તે ટંટો કરીને કાંમની હરકત કરે છે તે વાશતે શાહાબજીને તશતી આપીઇ છે જે તે ઘણીને બોલાવીને શાહેબજીને કહવા ગટે તે કેવુ ઇ શને કાંમની હરકત થવા દીધી નહી એશને એ અમારી નીશાં છે ને વલી શાહેબજીને લખુ છઉ જે તેને બોલાવીને કહેવા ગટે તે કહીને કામ શરતારા થાએ તે કરજો ને અંમને કાંઇ અંમારા માંણુશે લખુ નથી પણ શાહેબજી અમોઇ બારોબાર લોકોને મોડે શાંભલુ તેથી શાહેબને લખીઉ છ ને ઇનો જવાબ અંમોને શાહેબજી મેહેરબાની કરીને લખજો ને મેહરબાની રાખા છે તેથી જાદા રાખજો ને દેશાઇ શ્રી માંણકજી તથા ભાઇ રૂશતમજી વીગરે ભાઇઓને દુવા વંચાવજો ને અંમને શરખુ કાંમકાજ લખજો શંવત ૧૮૪૫ ના ચઇતર સુદ બુધે.

વાડીઆ ફરાંમજી માંણકજીનો દુવા બંદગી વાંચવી.
લા૦ વાડીઆ નોશરવાંનજી માંણકજીની બંદગી વાંચવી."



# દસ્તાવેજ ૧૧૦ મો, અસલ છે.



(વશાઈ પંથકનો કાગજ.)

" શવશત શ્રી નવસારી બંનદરે પુજા રાધે તમો ઉતંમ પરમપુજ નેકનાંમ શદામેહેરબાંન દેશાઇજી શ્રી મુરબી શાહેબ શ્રી ૫ મુરબીજી ખુરશેદજી ગુ૦ તેહેમુલજી તા૦ દેશાઇજી શ્રી રૂશતંમજી ગુ૦ તેહેમુલજી દંન દંન દોલત જેઆદત. લા૦ શ્રી વશાઇ બંનદરેથી આ૦ ફરાંમજી ગુ૦ નવરોજજી તા૦ અધારૂ નોશેરવાંન ગુ૦ નવરોજજીનો કનપનાંઇજદાંબાદ વાંચજો. જત અહી ખેમકુશલ છે તમારી ખેમકુશલનાં કાગજ લખવા જેથી જીવને શંનતોશ ઉપજે. બી૦ શમાચાર ૧ પરીછજો જે પુજજી શાહેબજીને લખી જનાવુચ જે શાહેબજી અતરહાંથી શેઠ શાહેબે તા૦ બેહેદીનોઇ શ્રી મુબઇથી બોલાવીઆ છે જે દીનનું કાંમ

જારી કરવા. તે ઉપર અમો આવઆ છેઉ. તે ઉપર શેઠજી શાહેબ તા૦ બેહેદીનો કેવા લાગા જે તમોબી હુાંથી દેશાઇજીને કાગલ લખુ. તેવારે અમુદ્ કઉ જે ૧ નાં ર૧ લખીઇ હમારા મુરબી ને હમારા પાલનારા છે. વાસ્તે મુરબીજીને શેઠ શાહેબેબી કાગલ લખીુ છે વાશ્તે મેહેરબાંની કરીને રૂડા શમાચાર લખજો. અમુ તમારા છેઉ ને તમારાજ કેહેવાઇઇચ. અમારી બરદાશ કરજો ને શેઠજીને લખી મુકલજો ને અમુનેબી લખજો. બી૦ શાહેબજી અતરેનાં બેહેદીનમાં તો વત નથી. કોઇ કરાઇ તા૦ કોઇ સુથાર છે જંન ૧૭ છે તે ઉપર શેઠ જીઇ જંન ઉપર રૂ૦૮ કીધુ છે તે ઉપર ૧ અધારૂનું પેટ ભરાઇબી નહી. તે ઉપર અમે જવાબ શ્વાલ કીધા પંન શેઠજી કેઇચ જે તમુને મુબઇ પાશે છે તા૦ કલીઆની પાશે છે રૂડે તીલે નજીખ ને નજીખ કામ થાઇ. તમો ખબર લેતા રેુ. વાશ્તે શાહેબજી શેઠનો બોલ માથા ઉપર કબુલ કીધુ છે પંન શાહેબજી ગુરશીનો કાગલ શેઠજી ઉપર લખજો અમારે તરફ થકી. આખર અમુ તમારા શેવક છેઉ ને તમારૂજ નાંમ છે વાશ્તે તાકીદે રૂડા શમાચાર લખજો. ઘનુ શુ લખુ થોડે લખે ઘનુ કરી જાંનજો. કામ ખીજમત લખતા રેજો બી૦ ચુક ભુલ હોઇ તે માફ કરજો. શવત ૧૮૦૩ નાં પોશ વદ ૪ શનેઉને દંને લખુ છે.

બી૦ નેકનાંમ દેશાઇજી શ્રી જમશેદજીને અમારો દુઆ કેજો તા૦ નેકનાંમ દીનદોશ્ત દશ્તુર શાહેબ શ્રી જાંમાશ્પજી ગુ૦ આશાજીને અમારો કેન દુઆ કેજો ઘનાં ઘનાં કરી લખુ છે.''

**નોંધ:**—ઉપલા લેખ ઉપરથી જણાય છે કે, શંવત ૧૮૦૩ (ઇ૦ સ૦ ૧૭૪૭) માં વશાઇ બંદરે જરથોશ્તીઓની થોડીક ઠરીઠામ વસ્તી હતી, અને તેઓને ત્યાંના દીનઆઇનનાં ક્રિયા-કામો કરવા માટે મોબેદની ૧ જોડ રહેલી હતી તથા તે મોબેદો અગત પડતાં મુંબઇ અને કલેઆંણી મધે કામેકાજે આવજાવ કરતા હતા. તે વેળાએ મોબેદોનું કેટલી ટુંક આવકે ગુજરાન થતું હતું તેનો ખેયાલ ઉપલાં કાગજ ઉપરથી મલે છે.



"**મવા**" ગામમાં પંથક ચલાવવા ગયલા પંથકીએ ભગરસાથ અનજુમનને સંવત ૧૮૩ર (ઇ૦ સ૦ ૧૭૭૬)માં નીચલો લેખ લખી આપ્યો હતો:—

# દસ્તાવેજ ૧૧૧ મો, અસલ છે.



"શ્રી નોશારીનાં પંથકનાં અનજુમન શ્રી શમશત ભગરીઆ શ્રી વરી દરેમેહરનાં શ્રી દશતુર શ્રી મોબેદ શ્રી શમશત તા૦ હમકાર અંધારૂ શમશત અનજુમંન જોગ. લખતંગ આ૦ માણેકજી બેહેમંનજી ખૂરશેદજી કાવશજી ઉનવાલા જત અંજુમંન શ્રીનાં પંથકનાં તાલુકાનાં મવા ગાંમમાં શ્રીજીએ અમોને પોતાની તરફથી અધારૂપંણુ કરવા ગોમાશતા કરી મોકલેઆ તે અમો તે ગાંમમાં શ્રીજીની રજા લઇ ગઆ. તાંનુ અધારૂ-

પંણાંનુ જુજમાંન બેહેદીનનો હક દશતુર લવાજમ શ્રી વેવા તા૦ ઘઘરનાંનો તા૦ મૂઆંનો શેઆવ વગરે જે લવાજંમ છે તે અંજુમન શ્રીને હરસાલ પોચાડું તેમાં કશી વાતે ઓજર નહી કરૂ. ને તે લવાજંમ તમાંમ પોચારતાં ઓજર કરૂ તો શ્રી અંજુમંન શ્રીનાં ખાતરમે આવે તેને બીજા ગુમાશતાને મોકલો ને અમોને બાતેલ કરો તે સાથે અમારો દખલ નહી. તા૦ શ્રી દીનનો આલાદ શ્રી નીરંગદીન વગેરે જે જોઇએ તે અંજુમન શ્રી પાશેથી લેઇ જાઇ તાં કાંમ કરૂ શહી. શા૦ ૧૮૩૨ નાં ભાદરવા શુદ ૧ રોજ ૫ માહા ૧૧.

૧ અત્ર મતુ
૧ આ૦ માનેકજી બેહેમનજી ખુરશેદજી કાઉશજી ઉનવાલા મતુ. મને લખતાં નહી આવદે તે આ૦ નવરોજી બેહેમનજી માંનકજી ઉનવાલા પાસે લખાવેઉ તે શહી.

૧ અત્ર શાખ
૧ આ૦ ફ્રાંમરોજ મીનોચરજી શાખ.
૧ આ૦ શેહેરીઆર જીવંનજી આંતીઆ શાખ ધંણી રજુઆદ.
૧ આ૦ કેરશાશ દારાબજી ઉનવાલા શાખ ”
( અત્રે બીજી શાખો છે. )

---

નોંધઃ—મુંબઇ મધે રૂવાંનોનાં પગ વાલવાનો રેવાજ કેવી રીતે ચાલુ થયો, તે બાબે “ પારસી પ્રકાશ ” મધે નીચલી નોંધ જોવામાં આવે છે.

“ ઇ૦ સ૦ ૧૭૫૩

“ મુંબઇમાં અસલમાં ગુજરેલાં રવાંનના પગ લાંબા રાખવાની ચાલ હતી તે આએ વર્ષથી બંધ પડી પગ વાલવાની રસમ ચાલુ થઇ હતી. તે એમ કે આએ વર્ષમાં પાલવાના દરવાજા આગલ દારૂગોલો ઉંડવાથી અતરેની સરકારી ગોદીમાં એક પારસી બંદરીઓ મરણ પામ્યો હતો. તે શેઠ લવજી વાડીઆનાં શગપણુમાં હોવાથી તેના પગ પેહલ વેહલા શેઠ લવજીએ વલાવ્યા હતા, આથી કોઇ મોબેદો તેની ઘેહ સારવાને ગયા નહી અને રવાંન બે દહાડા સુધી પડી રહ્યું, તે ઉપર ઘણી ભાંજઘડ થયા પછી શેઠ લવજીએ મોબેદોને ધમકી આપી કે અગર કોઇ ઘેહ નહી સારશે તો તેમ કરયા વગર રવાંનને દોખમે ચઢાવીશું. આ ઉપરથી આ૦ જમશેદજી ખુરશેદજી વાછા તથા આ૦ દોરાબજી નાંના દેશાઇએ તે રવાંનની ઘેહ સારી હતી. ” ( સફે। ૮૬૧ મો. )

ઉપલી નોંધ મધે સનેમાં ૪ વર્ષની ભુલ થયલી જણાય છે. ઇ૦ સ૦ ૧૭૫૩ માં નહીં પરંતુ નીચલા અસલ લેખ પ્રમાણે ઇ૦ સ૦ ૧૭૪૯ માં ઉપલો બનાવ બન્યો હતો, ઉપલી ભાંજગડના સંબંધમાં મુંબઇના મોબેદોએ નવસારી લખવાથી ત્યાંની અનજુમને મુંબઇની શમસ્ત અનજુમન ઉપર એક કાગજ લખીને રૂવાનેનાં પગો લાંબા રાખવાની ભલામણુ કીધી હતી, જેનાં જવાબમાં મુંબઇની અનજુમને નીચલો કાગજ નવસારીની ભગરસાથ અનજુમનની ઉપર લખ્યો હતોઃ—

---

# દસ્તાવેજ ૧૧૨ મો, અસલ છે.

"શવશત શ્રી નોશારી બંદરે પુજા રાધે શરવ ઉપમાહા જોગ શદા શોભાગ શદા હેત કારી દીનદોશત દશતુર શ્રી ૫ જમશેદજી ગુ૦ રૂશતંમજી તથા દશતુર શ્રી ૫ બરજોરજી ગુ૦ દોરાબજી તથા દશતુર શ્રી ૫ જાંમાશજી ગુ૦ આશાજી તથા દેશાઈજી શ્રી ૫ ખોરશેદજી ગુ૦ તેમુલજી તથા દેશાઇ શ્રી ૫ જીવંનજી ગુ૦ માંચુકજી વીગેરે શમશ વડી દરેમેરનાં અંજુમંન' દીન દીન ધરંમ લાભચરણાન શ્રી મોબઇ બંદરેથી લખતંગ શેવક અંધારૂઓ તથા બેદીનો શમતની એજદાંપનાંબાદ વાંચજો જત હઈ ખેમખુશલ છે તંમારી ખેરખુશીનાં કાગલ હમેશે લખતા રેવા બીજું પુજજી શ્રી ૫ નો કાગલ ૧ આવો તે શરવે મલીને રોજ ૯ માહા ૭ વાંચેઓ શરવે શમાચાર જાંણ્યા. બીજુ પુજજી શ્રીએ લખાં હતાં જે બાહેરનાં બેદીનો આવાં છે તે નવો રાહા કરે છે તે તંમોએ શરવે લખાં તે જાંણ્યાં. પંણ શરવે મલીને વીચાર કરીને એમ ઠરાંવાં છે તેનાં જાંણવાં જે જેને ગંમે તે પગ લાંબા રાખે ને જેને ગમે તે પગ વાલે તે તંમને જાંણવા શારૂ લખાં છે તેથી તંમો પંન ફરીથી અંધારૂઓને તાકીદ લખજો જે બેઉ તરફનું કાંમ ચલાવે બીજું૦ પુજ શ્રી અતર શરખુ કાંમકાજ લખજો જે જોએ તે મંગાવજો શવત ૧૮૦૫ નાં વરખે વઇશાખ વદ ૫ વો ભોમે રોજ ૧૮ મા૦ ૭ લખો છે.

૧ લા૦ અધારૂ ફરાંમજી રૂશ્તમજીની વતી શેવક અધારૂ એદલજી ફરાંમજીની કેન એજદાંપનાંબાદ વાંચજો.

૧ આ૦ મનોચેરજી બમનજીની દુવા વાંચજો"

(અતરે આ૦ નાનાભઇ બમનજી, આ૦ માણેકજી નવરોજજી, મોદી જીજીભાઇ જમશેદજી વતી મોદી બોઘાભાઇ જીજીભાઈ, શોરાબ રૂશતમજી, બહુમનજી વા, વો૦ બેહેરાંમજી બનાંજી, વાડીઆ નવજી નોશરવાંનજી, વાડીઆ બેરાંમજી ભીખાજી કાંનજી, વીગેરે બીજી શહીઓ છે.)

# દસ્તાવેજ ૧૧૩ મો, અસલ છે.

નોંધઃ—સુરત શેહેરની ભગરસાથ અનજુમને પોતપોતામાં શંવત ૧૮૩૭ (ઇ૦ સ૦ ૧૭૮૧)માં નીચલો બંધોબસ્ત કરીને લગનને સુભ ટાંકણે એક બીજાને કરવાની **પહેરામણી** મુકરર કીધી હતી તથા એ ઠરાવ મુજબ જેઓ નહીં ચાલે તેઓને સજા કરવાનું ઠેરવ્યું હતું. અસલ લેખ નીચે મુજબનો છે:—

"શમશત અંજુમન શ્રી રૂશતમપોરાનાં તા૦ ફરામપોરાનાં તા૦ નાંહાંનપોરાનાં તા૦ શઇઅદપોરાનાં અધેઆરૂ શમશત શ્રી નોશારી કશબાને તાબેનાં. જત નોશારી કશબા મધે અંજુમનશ્રીઇ ગરદીનાં શબબથી લોકોમાં કાંઇ દઇવત નહી રહેકે તેથી વેહેવાની રીતનો તા૦ શણગારેની રીતનો તા૦ નાતરાંની રીતનો બંદોબશત કીધો છે. તે બંદોબશત માફક આપણે આંહાનાં અંનજુમનેભી બંદોબશત કીધો તેની વીગત.

વેહેવાની રીતમાં છોકરાની માઇ જે વેહેવાંણ તેને રૂ૦ ૫ પાંચ શાડીનાં આપે તા૦ છોકરાનાં બાપને રૂ૦ ૧ ફક તથા જમાઇને રૂ૦ ૧ ફક જુમલે રૂ૦ ૭ શાત રીત કરે. તથા શણગારેની રીતનાં તથા નાતરાંની રીતમાંભી વેહેવાની રીત માફક રૂ૦ ૭ શાત આપે તથા લીઇ. વેહેવાઇ તા૦ જમાઇ તા૦ વેહેવાંણ શેવાઇ કોઇ બીજાને કાંઇ આપે નહી.,ઇ શરેશતા માફક રીત આપે તથા લીઇ. જે કોઈ ઇ શરેશતાથી ઇ બંદોબશતથી ફરે તે પોતાનાં બાપથી તા૦ પોતાનાં ઘરમથી ફરે ને શ્રી પંચાતમાં ગોનેગારી રૂ૦ ૫૦ પચાશ આપે શહી. તથા પદ જેવું પાંમે તેવું આપે શહી. શંવત ૧૮૩૭ નાં માહા શુદી ૧૪ બુધે રોજ ૨૮ માહા ૪"

૧ દિ૦ ખુરશેદ દશ્તુર બરજોરજીની શહી."

( અતરે ૬૮ મોબેદ સાહેબોની શહીઓ થયલી છે, જે મધેથી અટક સાથનાં નાંમો નીચલાં છેઃ—

બરજોરજી એદલજી કોતવાલ, કેરશાશજી જાંમાશજી માદન, માંણક ખોરશેદજી મશાની, ફરાંમ રૂશતમજી કુકા, હોરમજજી બરજોરજી ઉનવાલા, શેહેરીઆરજી ફરાંમજી પાવરી, બરજોરજી નોશેરવાનજી ઉનવાલા, હીરાજી કાવસજી રાંણુજી, દારાબ રૂશતમજી કુકજી, ફરામજી કાવસજી ગોરા, શાપુરજી જીજીભાઇ પાવડી, દારાબજી હોરમજી ઉદવાલા, માંનેકજી બેરાંમજી દાણુ, શાપુરજી રૂશતંમજી મલાં, ખરશેદજી શેહેરીઆરજી ધાલા, પેશતનજી મનચેરજી આટીઆ, ફરાંમજી દારાબજી માંદ, બેહેરાંમજી માંણેકજી પાવડી, શેહેરીઆરજી જીવંનજી આંતીઆ, શેરાબ બમંનજી કોટવાલ, રૂશતંમ કેરશાશજી નાહાંનીઆ, ભીખાજી ખુરશેદજી ઉનવાલા, કાવશજી રતનજી ઉનવાલા, રૂશતંમજી આદરજી માંદંન, કાવશજી કેરશાશજી ફટાકીઆ, રશતમજી નવરોજી કારતક, મનશજી બરજોરજી ગત, જમશેદજી રૂશતમજી કતવાલ, ખુરશેદ તેમુલજી ગોભાઇ, મનચેરજી પેશતનજી કારતક, બેહેરામજી જમશેદજી બેહાક, કાવશજી ઇદલજી કાંલ, ફરાંમજી નવરોજી માંદંન, મનચેરજી એદલજી આતીઆ, નોશરવાનજી દારાબજી બાંમજી, દારાબજી શેરીઆરજી દાજી, ઇદલજી ફરામજી બેહાક, બરજોરજી મેહેરનોશજી મીઆં, ભીખા ફરેદુનજી ઉનવાલા, ફરેદુનજી બહમંનજી ઉનવાલા, દારાબજી મેહેરનુશજી પીર, મીનુચેર કાવશજી મશાંણી, હોરમજી શેહેરીઆરજી ડાઇઆ, ફરાંમજી નવરોજજી કોઠવા, માંણકજી શેરીઆરજી દાજી, શાપુરજી કાવશજી કારતક, બહમનજી મેહેરનુશજી પીર, બરજોરજી જામશજી માંદન. ઇદલજી રૂશતમજી પીર, દારાબજી રૂશતમજી દાજી, ભીખાજી દારાબજી દાજી, કાવશજી બેહેરાંમજી કાંમદીન, ફરાંમજી જીવનજી તત, ખુરશેદજી મનુચેરજી પાવડી, તમુલજી જીજીભાઇ પાવડી. )"



ઈ૦ સ૦ ૧૮૨૭માં મુંબઇની સમસ્ત જરથોશ્તી અનજુમનના આગેવાન શેઠિયા-ઓએ શ્રી નવસારી મધે ત્યાંના દસ્તુરજી રૂશતમજી નોશેરવાંનજી દસ્તુર મેહેરજીરાણા ઉપર નીચલો કાગજ લખી, તેઓએ સુરત શેહેરમાં દખમું બંધાવવા માટે કીધેલી મેહેનતની યોગ્ય કદરશનાસી કરી, તેઓને અમુક જાગીર સાથે શેઆલ એનાયત કીધી હતી. મુંબઇ શેહેરના આગેવાન શેઠિયાઓ શ્રી નવસારીના વડા દસ્તુરજી તરફ કેવાં માનની લાગણીથી જોતા હતા તેનો ખેયાલ, એ કાગજ ઉપરથી આવી શકે છે.

# દસ્તાવેજ ૧૧૪ મો, અસલ છે.

———:૦:———

શવશત શ્રી શુરત બંદરે પુજા રાધે શરવે ઉપમા જોગ શદા શરફરાજ મેહેરબાંન નેકનાંમ નેક નઇઅત દશતુરજી શાહેબ દશતુરજી રૂશતંમજી જીનત મુકાંમી દશતુરજી નોશરવાંનજી દીન દીન દોલત તથા આબરૂ જાદા રોજ. એતાન શ્રી મુંબઈ બંદરેથી લા૦ શ્રી મુંબઇની શંમશત અંજુમંનનો એજદાપનાંબાદ કબુલ કરજો.

બીજુ લખવા કારંણુ એ જે શુરતનાં ભલથાંનાંનુ દાદગાહા દખમુ નોશારીવાલાવોને તથા બીજા જરથોશતી લોકોને વાશતે મુબઇનાં તથા નોશારીનાં શાહેબ લોકોએ ઉગરાત કરીને તંમારી મારફતે બંધાવેઉ છે પાવી ૨૦૦ ) ને આશરેનુ ને દશતુરજી શાહેબે નોશારી-વાલા પંથક ઉપર ગણી મેરબાંનગી કરીને તે કાંમ જારી કરૂ ને તે કાંમ ઉપર શાહેબે ગંનીએક મેનત લીધી જે વખતે વખત પોતાનાં વતંનનું કાંમ શરવ મેલી દઇને વરશ ૨ ) મો તઇઆર કરૂં છે તે હંમારી તથા નોશારીની અંનજુમંન ઉપર ગંણી શરફરાજી કીધી છે તે શત જાંનજો.

બીજુ. દશતુરજી શાહેબે એ કાંમ મધે મેહેનત કીધી છે તેનો બદલો હંમારેથી કંઇ આપી શખાતો નથી પણુ એ દખમુ બનાંવાથી જે કઇ શવાબ થાશે તેનો હંમબેરો તંમુને તથા તમારા ફરજંદાન ફરજંદોને હાંશલ થાશે તે શત જાંનજોજી.

બીજુ. શાહેબને હંમારી અરજ લખીએ છે તે મેરબાંની કરીને કબુલ કરજો કાંએજે એ કાંમ ઉપર તંમે ગણી મેહેનત લીધી છે ને મેહેનત મુજબ તો અંમારીથી કઇ તંમારી ચાકરી થઇ શખે નહી પંણુ મેરબાંની કરીને હંમારી અંનજુમનની તરફથી તંમોએ શ્રી શુરતના ચોરાશી પરગણાંમો મોજમજુરાં ગાંમમો વજીફો ૧ વીગાં પા ા નો વેચાતો લીધો છે મીઆં બહરોદીન વલદે શરફોદીન તથા બીબી આશંમગુલન શાંતે ધણીઓની મીઆં દશનોદીનની પાશેથી તેનાં કબાલો ૧) કાજીની મોહોર શાથેનો કરાવી લીધો છે શેઠ એદ-લજી કાવશજીની મારફતે. તે શાહેબને હંમારી અંનજુમને નજર કીધો છે તે કબુલ રાખજો ને એ વજીફાનાં ખત પતર શરેશતા મુજબ કરી લેજો ને હંમારી અંનજુમનની તરફથી શાલ ૧) તથા શાલની રજાઈ ૧) મલીને ન૦ ૨) સાહેબની જનાંબમો મોકલી છે તે દોખમુ ઇજાશે તે દાડે મીજલશ મલશે તે મધે શેઠ એદલજી કાવસજી તંમુને આપશે તે કબુલ કરજોજી.

બીજુ. એ ભલથાંણુંનાં દખમાનાં ઉગરાત કરૂ છે તેનો હશાબ શરવે અદા થઆથી જે કઈ વધારે રેશે તે બાબદ અમારી અંનજુમને થરાવ થેરવો છે જે વધારેનાં રૂપીઆનો બીજો વજીફો લેવો ને તેની ઉપજ જે કઇ આવે તેમોથી નશેશલારના કપડાં કરાવાં પડે તેનો તથા ગાંહાંન નવી કરાવી પડે તેનો તથા શગડી ઉપર માંણુશ રાખવું પડે તેનો તથા દોખમાં શમરાવાં પડે તો તેનો શરવે ખરચ એ વજીફાની આંમદાની મધેથી કરવો શાહી. તેની મીજલશ મધે તંનદરોશતી પડાવજો.

બીજુ. દેશાઇજી ખરશેદજી રશતંમજીને તથા દશતુરજી માંણુકજી નશરવાંનજીને તથા દશતુરજી કાવશજી નશરવાંનજીને તથા દશતુરજી જંમશેદજી નશરવાંનજીને તથા બીજા શરવ નવશારીનાં તથા શુરતનાં શાહેબ લોકોને હંમારી દુવા બંદગી ફરમાવજોજી. બીજું જે કઇ હાલ લખવું હતું તે લખેલું છે ફરીથી કઇ લખવું હશે તે લખીશું પંન ઉપર લખા પરમાણે શરવ શાજવારી કરીને તેનો જવાબ તરત લખજો એજ હંમારી અરજ છે જાદા શુ લખીએ થોડે લખે ગનું કરી જાનજો. શાલ ૧૮૮૩ નાં પોસ—શનેઉ તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૨૭ રોજ ૨૭ મો મા૦ ૪ તીર.

લા૦ આ૦ હોરમજજી બમંનજીની બંદગી કબુલ કરવી.
લા૦ ફરમાંબદાર નશરવાંન નવરોજીની બંદગી કબુલ કરવી.”

(અતરે આ૦ પેશતનજી નવરોજજી, વાડીઆ નવરોજી જમશેદજી, વાડીઆ બહ-મંનજી હોરમજજી, જાંહગીરભાઇ ફરામજી દાવર, ફરાંમજી કાવસજી બનાંજીના, ફ૦ એદલ દશતુર દારાબજી, પારસી ખરશેદજી માંનેકજી શરાફ, જમશેદજી જીજીભાઇ, જાંગીરભાઇ નવરોજજી નશરવાંનજી, વાડીઆ ખરશેરજી રૂશતમજી, ફરામજી બમનજી શરાફ, વીકાજી મેહેરજી તારાપોરવાળા. હોરમજજી ભીખાજી, જીજીભાઇ દાદાભાઇ, ડોશાભાઇ શોરાબજી મુનશી, મંનચેરજી ફરદુનજી વજીફદાર, પટેલ દોરાબજી નરશંગજી. આ૦ ધનજીભાઇ ફરામજીની સહીઓ છે.)[1]

---

નોંધ:—નામદાર સર જમશેદજી જીજીભાઇ નાઇટે શ્રી સુરત તથા નવસારી ખાતે કરવા ધારેલાં કેટલાંક ધર્મના કામો વીષે શ્રી નવસારીની જરથોશ્તી અનજુમનની હજુર એક પતર રોજ ૭ મો, માહ ૮ મો, સને ૧૨૧૯ યઝદેજરદી, તા૦ ૧ લી મેએ સને ૧૮૫૦ ઇસવીને દિને વંચાઓ હતો, તે મધેથી નીચલો ફકરો ઉતારી, નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના ઇ૦ સ૦ ૧૮૮૮ માં નોંધાયલા કેશમાં ભગરસાથ અનજુમને પુરાવા તરીકે રજુ કીધો હતો;—

## દસ્તાવેજ ૧૧૫ મો, નકલ છે.

“ શ્રી દાદાર હોરમજદની મદદ છે.

દશતુરજી તથા દેશાઇજી તથા મોટા ફરીઆના તથા મલેશર ફરીઆના મોબેદો તથા બેહદીનોની અનજુમનની જનાંબમો શેવકની અરજ એ છે જે હમો શ્રી નોશારી આવેલા

1—છપલો કાગજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં વાદીઓએ પુરાવા તરીકે રજુ કીધો હતો.

પછે આપડા જરથોશથી ટોલાનાં શાહેઓએ કેટલાંએક અગતનાં કાંમ બનાંવવાની અરજીઓ આપી તથા મુખ જુબાંનીથી કહીઉ તે હુંમોએ કબુલ રાખી બનાંવી આપવાને કબુલ કીધું તેહેની તંનદરોશની ભણો તેહેની વીગતઃ—

૧ લું—એ જે શ્રી મલેશર ફરીઆનાં બેહેદીનોનાં ઘેર આશરે ૪૫૦ ઉપર છે, એ ઠેકાણે આતશઆદરાંન શાહેબનું મુકામ નથી ને એ લોકોને પોતાનાં રોઆંનનાં કામ હાલ જે મોટે ફળીએ થાએ છે તે મલેશર ફરીએથી મોટે ફરીએ દીન-આઇનનું કામ પોતે જાતે જઈને જોવાને ફાવતું નથી તે વતરોગ બીજી કેટલીએક અગતની અડચણો તે અરજી મધે લખી છે, સો ઉપરથી અમોએ તંમ શાહેબોની મસલતથી એક નાંધલી દરેમેહેર બાંધી આપવાને કબુલ કીધું છે. તેહેની જગો હમારી નવી એમારતની શોડે કે જે ઠેકાણે હાલ તંબુઓ છે તાંહાં મુકરર કીધી છે તે તઈઆર થવાથી હમારા મુરબી ફરામજી નશરવાનજી કે જે ધણી શંવત ૧૮૫૮ નાં વરશમો શ્રી નોશારી આવેઆ હતા તેવારે ગાએકોઆડ શરકારથી બેહેદીનો ઉપરની ખંડની માફ કરાવી હતી, તેવણના શવાબને શારૂ ઈજાવાની ઉમેદ ખોદા સાહેબ તમારી દુવાથી બર લાવે અને એ ધરંમનાં કાંમની શરવે વાતે તમારે મદદ રાખવી જરૂર છે. ” [૧]

---

નોંધ—ઇ૦ સ૦ ૧૮૫૧ માં ભગરસાથના વડા દસ્તુરજી કેકોબાંદજી રૂશતમજી દસ્તુર મેહેરજીરાંણા ઉપર મુંબઇથી નામદાર સર જમશેદજી જીજીભાઇએ નીચલો કા૦ લખ્યો હતો;—

## દસ્તાવેજ ૧૧૬ મો, અસલ છે.

“ શ્રી ૧I.

“ શવશત શ્રી નોશારી કશબે માહા શુભશથાને પુંજારાધે નેકનામ દશતુરજી શાહેબ કેકોબાદજી રૂશતંમજી. એતાંન શ્રી મુંબઇ બંદરેથી લા૦ શેવક જમશેદજી જીજીભાઇનો શલામ વાંચજોજી જત તમારો કાગલ રોજ ૨૯ માહા ૫ માંનો લખેલો પોંહોંતો છે તે મધે તમે, ધરમનાં કામો શ્રી નોશારી મધે ચાલે છે તે વીશે કેટલીએક બીનાં વીશતારીને લખી તે તંમારી મેહેરબાની થાઇ, વલીપણુ એજ રીતે ચોકશી રાખતા રેહેવું. હુંમો તંમારે તા૦ દેશાઇજી શાહેબને ભરૂશે છઇએ તે શત જાંણુજોજી. મહેરબાંન રેહેવું ને દેશાઇજી શાહેબ વીગેરેને હંમારો શલાંમ કેહેજોજી એજ વીનંતી રોજ ૪ થો માહા ૬ ઠો શેહેનશાહી શને ૧૨૨૦ ઇઅજદજરદી, તા. ૨૭ ફેબરવારી શને ૧૮૫૧ અંગરેજી.

દશતુરજી શાહેબ એ શરવે તજવીજ તંમારે રાખવી જરૂર છે.

લા૦ શેવક જમશેદજી જીજીભાઈની દુવા વાંચજો ને શરવેને દુવા કેજોજી. ”

---

૧—ઉપલા દસ્તાવેજની નકલ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પુરાવા તરીકે રજુ કરવામાં આવેલી છે.

આ પુસ્તકના ૫૫૬ માં સફા મધે પ્રગટ થયલાં નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇના કાગજ (દસ્તાવેજ ૧૧૬) ની સહીનો કરાવેલો ફોટો ઝીન્કો.

[illegible]

યઝદેજરદી ૧૨૮૬ (ઇ. સ. ૧૯૧૬) માં છપાયલી "કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી" નામની ચોપડીના ૬૬ માં સફાની પાસે "ફોટો ઝીન્કો" કરાવી પ્રગટ થયેલાં (અને આ પુસ્તકના ૬૫૦ માં સફા મધે છપાયલાં) નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇને નામના બનાવટી કાગજની સહીનો કરાવેલો ફોટો ઝીન્કો.

[illegible]

આ પુસ્તકના ૫૫૭ માં સફા મધે પ્રગટ થયલાં નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇના કાગજ (દસ્તાવેજ ૧૧૭) ની સહીનો કરાવેલો ફોટા ઝીન્કો.

નોંધ:—શ્રી નવસારીમાં મલેશર ખાતે બંધાવેલી પોતાની ઉપલી દરેમેહરના સંબંધમાં નામદાર સર જમશેદજી જીજીભાઇએ નીચલો કાગજ તે વેળાના દેશાઇ ખુરશેદજી રૂસ્તમજી ઉપર લખી, એ પાક મકાન ભગરસાથના વડા દસ્તુરજી તથા દેશાઇજીની મસલતથી બંધાવેલું જાહેર કીધું હતું. અસલ કા૦ નીચે મુજબ છે:—

# દસ્તાવેજ ૧૧૭ મો, અસલ છે.

——:o:——

"શ્રી ૧.

" શવશતી શ્રી નોશારી કશબા મધે નેકનાંમ પુંજ શ્રી દેશાઇજી શાહેબ ખુરશેદજી રૂશતંમજી જોગ. શ્રી મુંબઇ બંદરેથી લા૦ શેવક જંમશેદજી જીજીભાઇનો દુઆ શલાંમ વાંચવી. જત તંમારી તથા દશતુરજી સાહેબની મશલહત લઇને શ્રી મલેશર ફલીઆમો એક દરેમેહેર બાંધી આપવા શારૂં રોજ ૭ મો માહ ૮ મો શેહેનશાહી શને ૧૨૧૯ ઇઅજદજરદી તા૦ ૧ લી મેએ સને ૧૮૫૦ ને દંને તંમારી અનજુમનની હજુરમો હમોએ તંનદરોશતી ભણાવી હતી. તે મુજબ એ દરેમેહેર હાલમાં બંનધાઇને તઇઆર થાઇ છે તે મધે આતશઆદરાંન શાહેબને તખતનશીન કરવાની ઉમેદ પાક પરવરદેગાર પર રાખી છે. વાસતે એ કારંખુશર મોબેદ તેમુલજી મનચેરજી હોજદારને આજદંને તમારી તરફ અતરેથી રવાંનાં કરેઆ છે તે આવેઆથી મલેશર ફલીઆના પંનથકી મોબેદ બરજોરજી બેહેરાંમજી કઠલીઆનાં હશતકમાં દીનની શરવે કીરીઆનું કાંમ કરાવશે. તે કાંમમાં તંમારી જેટલી મદદ જોઇએ તેટલી આપીને ધરંમનાં એ કાંમને શરંજામ પોહોંચાડવું. ઘણી મેહેરબાંની થાશે. એજ વીનંનતી. તા૦ ૯ મી ફેબરવારી શને ૧૮૫૩ અંગરેજી. રોજ ૧૭ માંહ ૫ શેહેનશાહી શને ૧૨૨૨.

લા૦ શેવક જમશેદજી જીજીભાઇનો દોવા વાંચજો." [1]

નોંધ:-અત્રે નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇની ખોટી સહીના એક બનાવતી કાગજની હકિકત જાહેર કરી, તેની નોંધ આ પુસ્તક મધે જાળવી રાખવાની મારી ફરજ સમજુછું. "કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી" એ નામની એક ચોપડી–કે જે નવસારીના વતની મોબેદ કાવસજી પેસ્તનજી કરકરીયાએ યઝદેજરદી ૧૨૮૬ (ઇ૦ સ૦ ૧૯૧૬) માં મુંબઇ મધે છપાવી પ્રગટ કરી છે, તે ચોપડી–ના ૬૬ માં સફાની પાસે મરહુમ નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટ સાહેબની સહીનો મુંબઇથી નવસારી મલેસર ફલીઆના પંથકી મોબેદ બરજોરજી બેહેરામજી કકરીઆ ઉપર ઇ૦ સ૦ ૧૮૫૩ માં લખેલો જે કાગજ ફોટોલિથો કરાવી પ્રગટ કરવામાં આવ્યો છે, તે કાગજ જણાવવાને હું દલગીર છેઉં અને તે જાણી મારી ભગરસાથ અનજુમનના સઘલા સભાસદો બિશક દલગીર થશે કે કોઇ બદ નિષ્ટાના કપટી શખસ તરફથી આપણી અનજુમન અને આપણા મરહુમ માનવંત વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી

---

૧—ઉપલો કા૦ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેસમાં પુરાવા તરીકે રજુ કરવામાં આવ્યો છે.

રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણાને ખાસ અપમાન આપવા અને હિણું લગાડવા ખાતર નામદાર સર જમશેદજીની ખોટી સહીથી તદન બનાવટી ઉભો કરવામાં આવેલો છે. વધુ દલગીરી ભર્યું એ છે કે ઉપલી ચોપડી લખનાર તથા પ્રગટ કરનારે તે કાગજ પ્રગટ કરવા પહેલાં તે ખરૂં છે કે બનાવટી છે તેની કંઇ પણ જૂસ્તેજો કરવાની સંભાલ કે કાળજી રાખી નથી. ઉપલી ચોપડી મારા હાથમાં આવતાં અને તેમાં સર જમશેદજીની સહીનો ઉપલો કાગજ "ફોટો લિથો" કરી છાપેલો જોતાં, મને કંઇક વસ્વસો ઉપજવાથી આ પૂસ્તકમાં પ્રગટ થયલાં નામદાર પહેલા સર જમશેદજીની ખરી સહીના કાગજો (દસ્તાવેજ ૧૧૬ તથા ૧૧૭)ની સાથે તેની મેં સરખામણી કીધી અને બન્ને સહીઓ તપાસી, જેમાં ઉપલાં સર જમશેદજીના મારી પાસેના બન્ને કાગજોની સહી તદન એક મળતી માલમ પડી, જ્યારે કરકરીયા કુંટુંબની વંશાવળીની ઉપલી ચોપડી મધેની સર જમશેદજીના કેહેવતાં કાગજ મધેની સહીમાં તદન ફરક માલમ પડયો. એ બાબેની ખબર મારા બે-ત્રણ મિત્રોને આપતાં તેઓએ વધુ જૂસ્તેજો ચલાવી નામદાર પહેલા સર જમશેદજીની બે-ત્રણ વધુ સહીઓ સાથે ઉપલાં બનાવટી કાગજની સહીને તપાસી તો દરેક સહીઓથી તેજ જૂદી પડેલી જણાઇ.!! એ રીતે હમારી ખાતરી કરવા પછી વધુ જૂસ્તેજો કરવા અને ખોલાસો જાણવાના હેતુથી મેં અને મારા બે મિત્રોએ મરહુમ સર જમશેદજીના કુટુંબ સાથે નિકટ સંબંધમાં આવેલા અને સર જમશેદજીએ સ્થાપેલાં "સર જ૦ જી૦ પા૦ બે૦ ઇનસ્તીચુંશન" અને કેળવણી ખાતાના હાલના સેક્રેટરી શેઠ ફરદુનજી જમશેદજી પારખ-કે જેઓના જોવામાં અને કામકાજમાં નામદાર પહેલાં સર જમશેદજીની સહીના પુષ્કળ કાગજો આવ્યાં હતાં તેઓ-ની પાસે જઇને ઘટતી પૂછપરછ કીધી હતી. તેઓ સાહેબે અમારી પાસેના કાગજો જોતાંનેવાર દરેકને માટે કહ્યું કે તે ફલાનાં ફલાનાં મેહેતાને હાથ લખાયલાં છે અને તેમાં થયલી સહી નામદાર પહેલા સર જમશેદજીના હાથની ખરી છે. ત્યાર બાદ ઉપલી કરકરીયા ખાનદાનની ચોપડીમાં "ફોટો લિથો" થયલો કાગજ જોતાંનેવાર તેઓએ જણાવ્યું કે એ કાગજ તદન બનાવતી છે, તેમાં થયલી સહી પહેલા સર જમશેદજીની છેજ નહિ. નામદાર સર જમશેદજીના ખાનદાન સાથે નિકટ સંબંધમાં આવેલા તેમના ખેશી તરફનો ખોલાસો જાણવા અને એ બાબદમાં કેટલીક વધુ તેહેકીક કરવા પછી આએ બનાવતી અને ભગરસાથ અનજુંમનની ખોટી નિંદા કરનારાં કાગજના સંબંધમાં કાયદાસરના પગલાં ભરવા મેં અને મારા મિત્રોએ ધારાશાસ્ત્રીઓની સલાહ લીધી હતી, જેઓએ એવી સલાહ આપી કે એ "કાગજ ખોટી સહીનું બનાવતી છે અને તે કોઇ બદ નિષ્ટાના શખ્સે દવેશ બુદ્ધિથી ઉભું કીધેલું છે" એટલુંજ તમો ઘટતી રીતે આશ્કારા કરશો તો તમારી એ કાગજ ખોટું પાડવાની નેમ જળવાશે, ત્યાર પછી એ કાગજ છપાવનાર અને પ્રગટ કરનાર તે કાગજ ખરૂં છે એમ પૂરવાર કરવાને- તેઓને ગમે તો-પોતાના જોખમે બહાર પડશે. આએ સલાહ મળવા મુજબ ઉપલાં બનાવટી કાગજના સંબંધમાં આટલી ટુંક નોંધ પ્રગટ કરી, તે ઉભું કરનાર પાપી તરફ મારા ટોળા તરફનો શખ્ત તિરસ્કાર બતલાવી, તે ખોટું પાડવાની મને તક અને જોગવાઇ મલી તે માટેનો મારાં દીલનો સંતોષ જાહેર કરૂં છું. આવી

રીતનો એક બનાવતી કાગજ ઉભો કરવાની તે કરનારની બદ નિષ્ટા એટલીજ માલમ પડે છે કે, નામદાર પહેલા સર જમશેદજીએ નવસારી ખાતે મલેસર ફલીઆમાં આદરાન સાથની જે દરેમેહેર ઇ૦ સ૦ ૧૮૫૩ માં બરપા કીધી હતી, તે બરપા થવાની સાથેજ તેનું "શાકુગુઆરીનું જશન" માડવાનો કિમ્તી હક્ક ભગરસાથના વડા દસ્તુરજી સાહેબને મલ્યો હતો અને ત્યારથી અત્યાર તલક એ પાક દરેમેહેરની શાલગેહનું જશન ભગરસાથના દસ્તુર મોબેદો માડતા આવ્યા છે, તો જો કે એ દરેમેહેર મીનોચેહેરહોમજીના સાથવાલા કરકરીંયા મોબેદોને હસ્તક મુકાયલી છે અને તેઓજ ત્યાં અનોશેહેરવાનનાં ક્રિયાકામો કરે છે. આવી રીતે પોતાના ટોળાને લગતી એ પાક દરેમેહેરમાં **શાલગ્રેહનું જશન** માડવાનો કિમ્તી હક્ક ભગરિયાઓ ભોગવતા હોવાથી આજે એ ટોલાના મોબેદો અને તેમના કેળવાયલા આગેવાનોને નામુશીભરયું લાગે છે, જેથી ભગરસાથના એ હકને ઉતારી પાડવાની, **તે જબરીથી છીનવી લેવામાં આવ્યો** છે એમ દીનદાર જરથોશ્તીઓને સમજાવવાની તેઓ તરફથી હસ્વા સરીખી અને બિહુદી તજવીજો કરવામાં આવી છે. આવી તજવીજને ટેકો આપવા ખાતર કોઇ બદ મનશનીના પાપી શખ્સે ઉપલો સર જમશેદજીની સહીનો પતર બનાવટથી ઉભો કીધેલો ખોલ્લી રીતે માલમ પડે છે. પણ અત્રે સ્વભાવિક રીતે સવાલ ઉઠે છે કે ભગરસાથ અનજુમનની સાંમે જરૂર પડતાં કામે લગાડવા આવો એકજ પત્ર ઠગાઇથી બનાવવામાં આવ્યો છે કે બીજા એવા અનેક પત્રો કોઇ પાપીઓએ બનાવી રાખ્યાં છે? સવાલનો જવાબ મળશે કે **ખોદા માલમ**!!

નોંધઃ—નેકનામ શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઇએ યઝદેજરદી ૧૨૩૯ માં મુંબઇથી નવસારી મધે ભગરસાથના વડા દસ્તુરજી કેકોબાદજી રૂશતમજી દસ્તુર મેહેરજીરાંણા ઉપર નીચલો કાગજ લખ્યો હતોઃ—

# દસ્તાવેજ ૧૧૮ મો, અસલ છે.

—:o:—

"નેકનાંમ દશતુરજી શાહેબ કૈકોબાદજી રૂશતમજી જોગ. લા૦ શેવક રૂશતમજી જમશેદજી જીજીભાઇનો સલાંમ વાંચજો. જત હમારા શાંભલવામાં આવીઉં છે કે જે મીશાલે અતરેના કેટલાએક મોબેદો ભણવાની તથા બીજી કીરીઆવો મધે પોતાનાં મનની શમજ પરમાને રખણો નાંખીને ભણે છે તથા ભણાવે છે તેજ પરમાણે હમારા મેહેરબાન માતાજી શાહેબનાં મલેશર ફલીઆનાં આતશઆદરાનમાં મનચેરહોમજીની સાથવાલા મોબેદો ચાલે છે ને શ્રી નોશારી મધે ભણે છે. હવે આએ બીના વાંચવાથી હમારૂં તથા મેહેરબાન માતાજી શાહેબનું દીલ અતીશે આજુરદે થઇઉં છે કે આપડે શ્રી નોશારીની વડી દરેમેહેરને તાએબે થઈને આપડા રાખેલા આતશઆદરનાં શાહેબનાં મોબેદો તે રીતથી ઉલતા ચાલે. વાશતે એ બાબેની ખુબ બારીકીથી તજવીજ

કરીને ખોલાસો તશદી લઇને લખજો જે એ શું બીનાં છે. એજ વીનંતી. મુંબઇ તા૰ ૨ જી અકટોબર ૧૮૬૯ રોજ ૧૧ મો માહા ૧ લો શને ૧૨૩૯ ઇઅજદજરદી.

લા૰ શેવક રૂશતમજી જંમશેદજી જીજીભાઇની બંદગી કબુલ કરજો. ને ભીખાજી કાંગાએ તંમારો કાગલ ઠાવો પોંચાડેઓ છે તેનો જવાબ પાછલથી લખશું." ૧



યજદેજરદી સને ૧૨૫૧ માં "ખેરગામ" મધે એક દરેમેહર તથા દુખમું બધાવનાર બાઇ, મોટીબાઇ સહમનજી મુલ્લાંએ ત્યાંની અનજુમન સનમુખ નીચલાં બે "અનજુમનપત્ર" વાંચી તે ભગરસાથની અનજુમનને સ્વાધીન આપ્યાં હતાં:—

# દસ્તાવેજ ૧૧૯ મો, અસલ છે.

—:o:—

"શ્રી દાદાર અહુરમજદની મદદ છે.

હું નીચે સહી કરનાર બાઇ મોટીબાઇ તે મરહુમ એરવદ બમનજી જમસેદજી મુલ્લાંની ધણીઆની સરવે જરથોસ્તી અંનજુંમનને જાહેર કરૂંચ કે, હમોએ શ્રી ખેરગાંમ મધે દરેમેહેર એક, હમારાં તથા હમારા ખાવંદના પુંનને સારૂ બંધાવી આજ રોજે નોસારીના ભગરસાથના મોબેદો પાસે ઇજાવી છે. એ દરેમેહેરમાં નોસારીના ભગરસાથના મોબેદો કામ કરે સહી. એ દરેમેહેર હમારી હઇઆતી લગી હમારા અખતીઆરમાં રાખીએ, તે લગતો તમાંમ ખરચ હમો કરીએ સહી. હમારી હઇઆતી બાદ એ દરેમેહેર હમારા વસીએત મુજબ હમારા ઠેરવેલા તરસટીઓ પોતાના સ્વાધીનમાં લેઇને તેનો વહીવટ કરે સહી.

કોઇ પણ જરથોસ્તી એ દરેમેહેરમાં કીરીયા કાંમ કરાવે તો, નોસારીના ભગરસાથના મોબેદો પાસે કરાવે સહી. બીજા કોઇ પણ પંથકના મોબેદોને એ દરેમેહેરમાં કીરીયા કાંમ કરવાનો કાંઇ હક નથી.

ઉપલી દરેમેહેરમાં કુવો તથા મોબેદોને રહેવાને માટે મકાંન પણ હમારા ખરચથી બંધાવી આપેઆં છે. રોજ ૫ મો અસપંદદાર અંમશાસપંદ માહા ૯ મો આદર ઇઅજદ શને ૧૨૫૧ ઇઅજદેજરદી. તારીખ ૨૧ મી મે શને ૧૮૮૨ ઇસવી. શા૰ ૧૯૩૮ ના જેઠ સુદ ૫ વાર રવેઉ.

મોતીબાઇ તે હેરવદ બમનજી જમશેદજી મુલાંની ધનીહાની."

---

૧—શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઇનો ઉપલો કા૰ નવસારીની નવી અગીઆરીના મુકદમાં મધે પૂરાવા તરીકે કોર્ટમાં દાખલ થયલો છે.

# દસ્તાવેજ ૧૨૦ મો, અસલ છે.



" **શ્રી** દાદાર અહુરમજદની મદદ છે.

હું નીચે સહી કરનાર બાઇ મોટીબાઇ તે મરહુમ એરવદ બમનજી જંમસેદજી મુલ્લાની ધણીઆની શરવે જરથોસ્તી અંનજુમંનને જાહેર કરૂંચ કે, હમોએ હમારાં તથા હમારા ખાવંદના સવાબને માટે શ્રી ભેરગાંમમાં એક દોખમુ બંધાવી આજદીને નોસારીના ભગરસાથના મોબેદો પાસે ઇજાવી જરથોસ્તીઓના રવાંનોને અવલ મંજલ પોંહચાડવાને સારૂં ખોલ્લું મુંકયું છે.

એ દોખમાં મધે રવાંનોને અવલ મંજલ પોંહચાડવાનો ઠરાવ શ્રી નવસારીના પંથકના ચાલતા રેવાજ મુજબ રાખેઓ છે સહી.

એ દોખમાંની સાંભે સગરી તથા કુવો પણ હમારા ખરચથી બંધાવી આપેઓ છે. રોજ ૫ મો અસપંદારમદ અંમસાસપંદ, માહા ૯ મો આદર ઇઅજદ સને ૧૨૫૧ ઇઅજદેજરદી. તા૦ ૨૧ મી મે શને ૧૮૮૨

શા૦ ૧૯૩૮ ના જેઠ સુદ ૫ વાર રવેઉ.

**મોતીબાઇ તે હેરવદ બમનજી જમશેદજી મુલાની ધનીહાની.** "[1]



**નોધ:**—સને ૧૨૪૪ યઝદજરદી સુધી ગણુદેવી ગામમાં જીંદહરવાનની ક્રિયાઓ કરવાની ત્યાંના મોબેદોને ભગરસાથના વડા દસ્તુરજી તરફથી રજા મલી નહિ હતી, એમ નીચલાં કાગજ ઉપરથી માલમ પડે છે:—

# દસ્તાવેજ ૧૨૧ મો, અસલ છે.



" શહા મેહેરબાંન નેકનાંમ કદરદાંન દશતુરજી શાહેબ શ્રી દારાબજી બેશમુકાંમ મહીઆરજીની ખીજમતમાં. શ્રી ગંણુદેવીનાં જરથોશતીની વતી નીચે શહી કરનારાની શલાંમ બંદગી ખીજમતમાં કબુલ કરવી. અરજ એ છે જે હમરા ગંણુદેવી ગાંમ ખાતે જંદરવાન કરાવાની બાબતમાં અતરેનાં મોબેદોને કેહેવાં તમો શાહેબ તરફનાં હુકંમની અરચંન લએ છે. એ વીશે તમો શાહેબ ચીખલીનુ દખમુ ઇજાઉ તે વખત ગંણુદેવીની દરેમેહેરમાં આવેલા હતા તે વખત હમો લોકોએ તમો શાહેમને અરજ કરી હતી તે ઉપરથી તમો શાહેએ હમોને ફરમાવેલ હતું કે હમારા ઉપર નોશારી જવાબ લખજો હમો હુકમ આપીશુ. તેથી અરજ કરવાની જરૂર થઇ છે કે અતરે શરવ કોઇને થોરા ખરચે ધરંમનુ કાંમ કરવાની

---

૧—ઉપલાં બન્ને પત્રો નવસારીની નવી અગીઆરીના કેશમાં વાદીઓ તરફથી પૂરાવા તરીકે રજુ કરવામાં આવ્યાં હતાં.

પોતાની ફરજ અદા કરવાની તક મલે ને તમો શાહેબનાં હુઠમાં હોવા માંગે તેથી મેહેરબાંની કરીને હમારા તરફનાં મોબેદો ઉપર હુકંમ લખી મોકલવો જોઇએ.

તમો શાહેબની રજાનો રૂ૦ ૧) એક જંદરવાંન કરનાર પાશેથી મોબેદો લેશે તેને આપીશું. એજ અરજ રોજ ૧૮ મા૦ ૧ શને ૧૨૪૪ ઈજદેજરદી.

શેવક હોશંગજી કુવરજીની શલામ કબુલ કરવીજી
શેવક હોરમજી મંનચેરજીની શલાંમ કબુલ કરવી
શેવક અરદેશર બરશોદજીની દુવા વાંચશોજી
શેવક નોશરવાંનજી શાપુરજીની દુવા બંદગી વાંચવી
શેવક હોરમજજી એદલજી દુવા બંદગી વાંચવીજી."



નોંધ:—મેધર નામનું ગામ, જે સંવત ૧૭૯૦ નાં અસલ લેખ પ્રમાણે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના પંથકમાં હતું અને જયાં અનોશેહરવાનનાં કામો તેઓ કરતા હતા તથા જીવતાંઓનાં કામો ભગરિયા મોબેદો કરતા હતા, ત્યાં અનોશેહરવાનનાં કામો કરવાને મીનોચેહેરહોમજીના મોબેદોએ ના પાડવાથી મેધરની અનજુમને યઝદેજરદી સને ૧૨૫૩ માં નીચલો કાગજ ભગરસાથના વડા દસ્તુરજી ઉપર લખી, અનોશેહેરવાંનના કામો કરાવવાને તેઓને બની શકે તે માટે એક મોબેદ પોતાના ગામમાં મોકલાવવાની અરજ કીધી હતી.

ઇ૦ સ૦ ૧૭૩૪ માં નામદાર ગાયકવાદ સરકારની અદાલતે નેમેલા "લવાદો"એ આપેલા ચુકાદાની રૂયે શ્રી નવસારીના વતની ભગરિયા તથા મીનોચેહેરહોમના સાથવાલા મોબેદો વચ્ચે થયલી સમજુતીના લેખમાં, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને તેઓની પક્ષમાં રહેલા નવસારી, તવડી, આમલી, મરોલી, કરાડી, તથા મેધર મધે વસનારા બેહેદીનોને ઘરના અનોશેહરવાનનાં અમૂક ક્રિયાકામો કરવાનો હક્ક મલ્યો હતો, જ્યારે તેઓને ત્યાંના જીવતાંના કામો લગન, નવજોત વિગેરે ભગરિયાઓજ કરે એમ ઠેઠવ્યું હતું. બન્ને ટોલા વચ્ચે થયલી સમજુતીના ઉપલાજ લેખ મધે ભગરસાથના મોબેદોને વધુ હક્ક એ મલ્યો હતો કે, જેબી કોઇ બેહેદીનો તેઓની પક્ષમાં રહે તેઓને ત્યાંના અનોશેહેરવાન તથા જીવતાંના કામો ભગરિયાઓએ કરવાં. તે હક્કની રૂયે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના જેબી બેહેદીનો ભગરસાથની પક્ષમાં આવવા અને તેઓની પાસે અનોશેહેરવાનનાં ક્રિયા કામો પણ કરાવવા માગે તો એ ટોલાના બેહેદીનોને ત્યાં તેવાં કામો ભગરિયા મોબેદો કદિમ વખતથી કરતા આવ્યા છે. તેવા ચાલતા આવેલા તરીકા મુજબ ઉપલાં મેધર ગામનાં જરથોશ્તીઓએ કીધેલી માગણી સ્વિકારી, ત્યાં અનોશેહેરવાનનાં ક્રિયાકામો યઝદેજરદી ૧૨૫૩ ના સાલથી ભગરિયાઓ કરે છે. મેધર ગામના જરથોશ્તીઓ તરફથી ભગરસાથના વડા દસ્તુરજી ઉપર લખવામાં આવેલો આએ અસલ કાગજ નીચે મુજબ છે અને તે શ્રી નવસારીમાં ગેરહક્કે બંધાયલી નવી અગીઆરીના મુકદમાં મધે વાદીઓ તરફથી પૂરાવા તરીકે રજુ થયલો છે.

# દસ્તાવેજ ૧૨૨ મો, અસલ છે.

" મેહેરબાન શાહેબ મોટા દરજ્જાનાં ખાવીંદ નેકનામ દસતુરજી શાહેબ દારાબજી એ૦ મુ૦ મુરબી મહીઆરજી-શરવે જરતોસ્તીનાં શીમત શાહેબ. મુકામ નવશારી.

શાહેબની જનાબમાં મોજે મેધરની જરથોસ્તી ગરીબ અનજુમંન નીચે શાહી કરનારની અરજ એ છે જે હમારે ગાંમે મોબેદ જામાશજી ફરદુનજી મીનોચેરહોમજીનાં રૂવાંનોનાં કાંમ માટે આવતા હતા તે હાલમાં હમારા ગાંમપર આવવા ના પાડે છે તેથી હમારે ગાંમે રૂવાંનોનું કાંમ વખતશર બનતું નથી. માટે એક મોબેદની આપનાં તરફથી નવાજેશ કરી મોકલી આપવાને ખાવીંદ મુખતીઆર છેવ. એજ અરજ રોજ ૪ થો માહા ૧૧ મો શને ૧૨૫૩ ઇઅજદજરદી.

હોરમજજી જીજીભાઈ સહી દા૦ પોતે
નશરવાંનજી જીણાંભાઇ શાહી દા૦ પોતે.
રૂશતમજી લીમજીભાઇ શાહી દા૦ પોતે
ભીખાજી જંમશેદજી શાહી દા૦ પોતે
પેશતંનજી જીનાંભાઇ શાહી દા૦ પોતે
એદલજી ફરામજી શાહી દા૦ ધંનજીભાઇ મંનચેરજી.
ભીખાજી રૂશતંમજી શાહી દા૦ પોતે
નશરવાંનજી રૂશતંમજી
દોરાબજી હીરજીભાઇ શાહી. દા૦ રતનજી રૂસ્તમજી
રૂસતમજી ફરાંમજી શાહી. દા૦ રતનજી રૂસ્તમજી

નોંધ:—સંવત ૧૯૧૯ (ઇ૦ સ૦ ૧૮૬૩)માં શ્રી નવસારીના વહીવટદારે નીચલો કાગજ ભગરસાથના વડા દસ્તુરજી કેકોબાદ રૂસ્તમજી ઉપર લખી, એક પારસી બાઇને-કોઇ વાંધાને લીધે-નાતરૂં કરવાની રજા નહીં આપવા અને તે કામને માટે મોબેદ નહિ મોકલાવવા જણાવ્યું હતું. અસલ કાગજ નીચે પ્રમાણે છે:—

# દસ્તાવેજ ૧૨૩ મો, અસલ છે.

—:o:—

" દશતુરજી કેકોબાદજી રૂશતંમજી લા૦ રાજેશ્રી બલવંતરાવ ગણેશ વહીવટદાર શલાંમ વાંચવી. લખવા વીશેશ મલેશરનો પારસી દાદાભાઇ બમનજીની બેન તે વેશમાવાલા નાનાભાઇની વહુ આજ રોજે નાતરૂ કરે છે તેથી તેને તમાંરા તરફથી અટકાવ કરવો ને અધારૂને તાંહાં મોકલશો રખે. હમાંરી રજા શીવાએ તેને નાતરૂ કરવાની રજા તમારે આપવી નહી ને રજા આપી હોએ તો તરત અટકાવ કરી દેવો. એજ માગશાર શુદ ૧૦ શા૦ ૧૯૧૯ વાર રવેઉ. "

( મરાઠીમાં શહી. )



નોંધઃ—બોધાન ગાંમમાં લગનના આશીર્વાદ સારવા ગયલા ભગરિયા મોબેદોના સંબંધમાં ઘરધણીએ યઝદેજરદી ૧૨૨૭ ના સાલમાં ભગરસાથના વડા દસ્તુરજી ઉપર નીચલો કાગજ લખી, તે મોબેદોએ વધારે પૈસા લીધાની ફર્યાદ કીધી હતીઃ—

# દસ્તાવેજ ૧૨૪ મો, અસલ છે.

"નેકનાંમ મેહેરબાંન દીનદાર દશતુરજી શાહેબ કેકોબાદજી મુરંબીજી રૂશતંમજી લા૰ બોધાનના રેવાશી પારસી માંણેકજી એદલજીનાં દુવા શલાંમ દશતુરજી શાહેબની ખીજમતમાં કબુલ કરવો. જત લખવાની જરૂરીઆત એ જે શાહેબે ગઇ કાલે અશરવાદ દેવા મોબેદોને મોકલાતા તે તેવોણનો જે હક નવજોતનો હતો તે હમોએ ચુકવી આપેલો તે બાદ હમારી પાશેથી રૂ. ૩ા આશોદાદના જબરજશતી કરી લીધા એ વાતની હમુને ખબર નઇહતી તેથી હમારા તવડીનાં પટેલ શાહેબ નાનાભાઇ શાપુરજીને પુછુ તેવોણુ કેવા લાગા જે જાશતીથી રૂ૰ ૩ા લીધા તે ઘણુ બેમુનાશેબ છે. તેની આપણી ખુશીથી પાણુ પાવલો આપવી તેની જાશતી નથી. વાશતે મેહેરબાંની કરીને રૂ૰ ૩ા હમારા મોબેદ રૂશતંમદારૂને મોબેદ પાશથી અપાવજો ગંણીજ મેહેરબાંની થશે હમો અજાંણુ એ વાતમાં શમજ નહી પુછાથી માલુંમ પડુ. એજ અરજ શાલ ૧૯૧૫ ના માહા વદ ૬ વાર બુધે.

માહા ૬ રોજ ૨ એજદેજરદી શને ૧૨૨૭ હમો ગરીબની અરજ એજ. તશદીર માફ કરવી. પછી તો દશતુરજી શાહેબ મુકતીઆર છેવો એ બાબત ઉપર નજર પુગાડી કાંમ કરજોજી"



નોંધઃ—શ્રી નવસારીના વતની ભગરિયા મોબેદો તથા બેહેદીનોની વચ્ચે ક્રિયાકામો કરવા–કરાવવા અને તેનાં લવાજમો આપવા–લેવાની બાબદમાં કમનસિબ મતફેર અને મિનાકેશો બરપા થવાથી સવંત ૧૭૪૨ (ઇ૰ સ૰ ૧૬૮૬) માં તેઓને દરમ્યાન જે મારામારી થઇ હતી તથા જેમાં બે ભગરિયા મોબેદો અને ૬ બેહેદીનો માર્યા જવાનો અને બન્ને તરફ ઘણાઓ ગાહેલ બનવાનો કમનસિબ બનાવ બન્યો હતો તેને ૨૩૨ વર્ષની લાંબી મુદ્દત પસાર થઇ છે, કે જે મુદ્દત દરમ્યાન દુનિયામાં એવા નાના મોહટા સેંકડો ઝઘડાઓ બરપા થયા છે અને જેમાં લખો માણસો માર્યા જવાના બનાવો બન્યા છે. આવી રીતે અમૂક કમનસિબ સંજોગો અને સબબોને લીધે બરપા થયલી દુશ્મની સદાકાળ ચાલુ રહેતી નથી, તે વખતના વેહવા સાથ ભૂલી જવાય છે અને બન્ને પક્ષોને દરમ્યાન પાછો એખલાસ અને ભાઇચારો બરપા થાય છે. પરંતુ અત્રે નોંધ લેવાને મને ખેદ ઉપજે છે કે ભગરિયા મોબેદો તથા બેહેદીનો વચ્ચે થયલી ઉપલી મારામારી પછી પોતાની અનજુમનથી જૂદા પડેલા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદ સાહેબો અને તેઓના કેળવાયલા આગેવાનો–આગલી તવારીખથી તેઓ પૂરા માહિતગાર હોવા છતાં પોતાના વડીલો તે મારામારીમાં ભગરિયા તરિકે ગોયા સાંમેલ નહિ હોય તેવું બતલાવવા–પોતાની સાથે

ભગરસાથ અનજુમનને હાલમાં પડેલા "હુક્ક" સંબંધી વાધાઓ માટે ખરી અને કાયદાસરની તકરાર કરવાને બદલે આગલી ખટપટોની યાદ તાજી કરાવવા અને ઉપલી મારામારીમાં કોઇ ભગરિયાઓ નહિ પણ એખલા બેહેદીનોજ માર્યા ગયા હોય તેમ બેહેદીનોને ખોટી રીતે ઉશ્કેરવા જ્યારે બહાર પડયા છે, ત્યારે નીચલો દસ્તાવેજ-કે જે નવસારીની મલેસરની અનજુમને ઉપલી મારામારી પછી ૧ વર્ષે બનાવ્યો છે તથા જે એ અનજુમનના "જનરલ ફંડની કમીટીના મેમ્બરો" એ ઇ૦ સ૦ ૧૯૧૨ માં પોતાની પાસેના બીજા જૂના દસ્તાવેજો ભેગો એક ચોપાન્યાં મારફતે છપાવી પ્રગટ કર્યો છે તે-આ પુસ્તકમાં સહ્રાબરો ઉતારી લઉં છું, એટલુજ બતલાવવા માટે કે મીનોચેહેર હોમજીના સાથવાલાઓ તરફથી જેમ હાલમાં જાહેર કરવામાં આવ્યું છે તેમ નવસારીના બેહેદીનોનું સ્વતંત્રપણું છીનવી લેવાની, તેઓ ઉપર જુલમ અને જબરદસ્તી વાપરવાની અને મારામારીમાં ખૂનો વટિક કરવાની જે ભગરિયાઓએ સરકશી કીધી હોય તો તેમ કરવામાં મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદોના સઘલા આગેવાનો એક સરખી રીતે સાંમેલ હતા, તે વેળાએ તેઓ પણ ભગરિયાજ હતા, અને પાછલથીજ તેઓ ફકટ ધંધો અને કમાઇનું સાધન મેળવવા ખાતર પોતાની અનજુમનથી જૂદા પડી બેહેદીનોની પક્ષમાં ગયા હતા. આવી ખોલ્લી તવારીખ છતાં જ્યારે નવસારીના બેહેદીનોએ સંવત ૧૭૯૦ માં ભગરિયાઓ સાથે સમજુતીનો લેખ કરવા પછીથી-ઉપલી કમનસિબ મારામારીને કદિપણ યાદ કીધી નથી, બલ્કે થયલી સમજૂતી ખરી વફાદારીથી પાળી આજ ૧૮૩ વર્ષ થયાં પોતાને ત્યાંના જીવતાંના સુભ કામો ફકટ ભગરિયા મોબેદોની પાસેજ તેઓ કરાવતા રહયા છે અને ભગરસાથ અનજુમને પણ ઉપલી લાંબી મુદ્દત દરમ્યાન પોતાથી નારાજ બનવાનું બેહેદીન સાહેબોને એકબી કારણ આપ્યું નથી, ત્યારે મીનોચેહેર હોમજીવાલા સાહેબો જેઓ ભગરિયાઓ અને બેહેદીનો વચ્ચેની ઉપલી ખટપટ વેળા ભગરિયાઓની સાથે એકજ હોડીમાં બેઠલા અને તેઓની કીર્તિ કે નામુશીમાં ભાગીદાર બનેલા હતા, તેઓ-પોતાનાજ ટોળાના વડીલોને હલકા ચિતારવામાં કીર્તિ કે મોટાઇ સમજતા હોય તો તેમાં એ ભાઇઓની મોટામાં મોટી ભૂલ છે. મલેસરની બેહેદીન અનજુમને સંવત ૧૭૪૩ (ઇ૦ સ૦ ૧૬૮૭) માં બનાવેલો દસ્તાવેજ નીચે મુજબ છે—

## દસ્તાવેજ ૧૨૫ મો, અસલ છે.

"શા. ૧૭૪૩ નાં વરખે મહા ફરવંદીન રોજ ૧ લગતંગ નોશારીનાં મલેશર ફળીઆનાં વગેરે પંથક પંખેડીનાં બેહેદીન શમસ્ત જે એ લખામાં મતાં કરે. જત અમો શરવે એતફાક થઇને કરાર કીધો એટલા વાશતે જે મલેશર વગેરેમાં આજ લગણ અંધારૂ શોરાબ કેકબાદનાં વડા તા૦ તેનાં કાકા અંધારૂપણાં કરતા તે પોતાનાં અંધારૂપણાને મલાજે રહેતા કોઇની કથકણવાર નહી કરતા. તે મુવા પછી અંધારૂ શોરાબ

કેકબાદ તા૦ મેહેરજી ચાંદણાંનાં બેટા અંધારૂપણું કરતા પણ અંધારૂપણાને મલાજે નહી રહે તા૦ લોકોની કથકણવાર ચાડીચુગળી કરીને લોકોને બદ રાહે કરતા તેથી હમો ઘણાં દલગીર હતા. વલી અમણાં અંધારૂ બેહેદીનની વડવાડમાં દુશમંન શાથે શાંમેલ થઇને હેનાં પીવરાઇ તા૦ હેનો બેટો શાથે મારવા લુટવામાં શામેલ થઆ તેથી બેહેદીનના ખુન થઆં માટે એ પાશે અંધારૂપણું જે અંધારૂપણું કરાવીએ તે હમારા રુવાને તા૦ હમારા રૂવાનને નહી પોચે. માટે આજ પછે શોરાબ કેકબાદ તા૦ મેહેરજી ચાંદણાં વંયશ પાશે તા૦ એ પાશ અંધારૂપણુ શમંદી કામ કરાવે તે શી શરકારનો ધુનેઘાર તા૦ પંચમાં ધુનેગારી રૂ૦ ૫ અંકે પાંચ આપે. એ લખુ હમારા રૂવાંનને કાજે તા૦ હમારા ધરંમને કાજે કીધુ માંટે આજ પછે અંધારૂના વંયશ શાથે અમો તા૦ હમારા ફરજંદ અંધારૂપણાં શમંદી જે કાંમ કરાવે તે નાંરવા. તેહેનાં રૂવાંન તા૦ તેનાં રુવાંને પોચે નહી. અને હમણાં જે આપણે બહેદીને જે અધારૂ પરથેઆ છે તે બહેદીન અંનજુમંન મલીને શોરાબ કેકબાદનાં વંયશ વગેરે અંધારૂ આવે તે પાશે કાંમ કરાવીએ. શોરાબ કેકબાદનાં વંયશ શાથે હમારે હમારે શરશમંદ નહી. એ અમો રાજી થઇ લખુ કીધું એ લખાથી ફરે તે પોતાના બાપથી ફરે ને તે મરગરજાની થાએ તા૦ એ અંધારૂની કોઇ રહાએત કરે તા૦ હમાએત કરે તે મરગરજાંની દોચકી હોએ. અમો રાજી થઇને એ લખીઉ હમારા બાપનાં બોલ શાથે કીધું છે. જે કોઇ પોતાનાં ધરંમને તા૦ પોતાનાં રૂવાંનને ચાહશે તે એ લખામાં મતુ કરશે. એ લખુ નોશારી બહેદીને લખુ કીધુ છે એ માફક હમો કીધું છે શાહી.

૧ અત્ર મતુ

૧ તેમુલ ચાંનજી મતુ

૧ શાગર આશદીન મતુ "

( અત્રે ૧૦૮ બેહેદીનોએ સહી તથા મતાં કીધાં છે. )



## મુંબઈના અનજુમનનાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવા તથા "ભાગ" મેળવવાનો ગણદેવી અને બીલીમોરાના વતની ભગરિયા મોબેદોએ ઉઠાવેલો દાવો; તેનાં સંબંધમાં મુંબઇની ભગરસાથ અનજુમને કીધેલા ઠરાવો.



શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા મુંબઇમાં વસતા ભગરસાથ મોબેદોના હક્કોની જાળવણી કરવા સારૂ ભગરિયા દસ્તુર મોબેદોની અરજ તથા માગણી ઉપરથી દીનદાર જરથોશ્તીઓના જાહેર ઉંઘરાણાંથી બરપા કરવામાં આવેલા જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લાગતા તકરારી મુકદમાંનો ભગરસાથ અનજુમનની તરફેનમાં

ચુકાદો આવવા પછી, એ મુકદમાં મધે ઓએના નાણાંના સંબંધમાં લેવામાં આવેલાં સંમતીના હુકમનામાં મુજબ એ આતશબેહેરામ સાહેબના મકાનનું નિભાવ ફંડ૧૦૦૦૦૦ એક લાખ રૂપિયાનું થાય તેટલાં દર સાલ આદર મહીનામાં બરસ્નુમ ધરાવનારા ભગરિયા મોબેદોને વહેંચી આપવા ઠેડવેલી રૂપિયા ૨૫૦) ની રકમમાં, યઝદેજરદી ૧૨૮૫ના વર્ષની પહેલી વહેંચણી વેળા ગણદેવી તથા બીલીમોરાના વતની ભગરિયા મોબેદોએ નવસારીના વતની ભગરિયાઓ ભેગા "પદાન" બાંધી, ભાગ મેળવવા સારૂં રાખેલા ચોપડા મધે પોતાના નામો નોંધાવ્યાં હતાં. જે ઉપરથી નવસારીના વતની ભગરિયા મોબેદોમાં એવી ચર્ચા ચાલી હતી કે "મજકુર ગામોના મોબેદોને ભગરસાથ અનજુમને એ ગામોનું પંથક આપેલું હોવાથી તેઓને જેમ નવસારીના તેમ મુંબઇના આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો તથા ભાગલાગ મેળવવાનો કશો હક્ક નથી અને વાડિયાજીના આતશબેહેરામ મધેબી તેઓએ બોએ દેવાનાં કામ કીધાં નથી." ગણદેવી તથા બીલીમોરાના વતની મોબેદોની તકરાર એવી હતી કે "અમો પણ ભગરિયા અને ભગરિયાઓની સાથે એક પદાંને ક્રિયાકામો કરનારા છીયે, અમારા ભાઈઓએ વાડિયાજીના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનું કામ બજાવ્યું છે અને નવા આતશબેહેરામમાં બોએ દેવાનો તથા ભાગલાગ મેળવવાનો અમારો પણ હક્ક છે." એકજ ટોળાના મોબેદોને દરમ્યાન બરપા થયલી આએ નવી તકરારના સંબંધમાં મુંબઇમાં વસ્તા ભગરિયા મોબેદ સાહેબોનો અભિપ્રાય મેળવવા અને **બની શકે તો સલાહ સંપજથી તકરારી સવાલનો નિવેડો** લાવવા, જરથોશ્તી અનજુમનના આતશબેહેરામ સાહેબને લગતા છેલ્લા મુકદમાંના વાદીઓ તરીકે મોબેદ સાહેબ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાંણા તથા આ લખનારની ભેગી શહીથી મુંબઇમાં વસ્તા નવસારીના વતની અને ત્યાંના આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો હક્ક ધરાવનારા ભગરિયા મોબેદો અને એરવદોની એક જાહેર સભા તા૦ ૨૯ મી જુલાઇ ૧૯૧૬ ને દિને "અનજુમનનાં આતશબેહેરામ" મધે કંટરાકટવાળા હૉલમાં બોલાવી હતી, જયાં ભગરિયા મોબેદો મોટી સંખ્યામાં હાજર થયા હતા. સરનશીન તરીકે મોબેદ સાહેબ એરચજી ફરામજી દસ્તુરની નેમણુંક થવા પછી તેઓની ફરમાસથી આ લખનારે શ્રી નવસારીના વતની ભગરિયા મોબેદો તથા તેમની સાથે મુંબઇમાં એક **પદાંનથી** ક્રિયાકામો કરનારા ગણદેવી અને બીલીમોરાના વતની મોબેદોને દરમિયાન બરપા થયલા તકરારી હક્કના સવાલની લંબાણ તવારીખ વાંચી સંભળાવી,[1] મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો હક્ક ગણદેવી તથા બીલીમોરાના વતની મોબેદોને નહિ હતો અને તેવા હક્કનો ભોગવતો બીલકુલ તેઓએ કીધો નથી એમ શ્રી નવસારી તેમજ મુંબઇની ભગરસાથ અનજુમને જૂદે જૂદે વખતે જાહેર કીધેલા લખીત અભિપ્રાયઓના ધરખમ દસ્તાવેજી પૂરાવા રજુ કરી,[2] છેવટે આ લખનારે જણાવ્યું હતું કે:—

૧—મુંબઈમાં મળેલી ભગરસાથ અનજુમનની ઉપલી જાહેર સભા મધે આએ લખનારે વાંચેલી તકરારી બાબદનો ખોલાસો કરનારી લંબાણ તવારીખ, તા૦ ૧૨-૧૫-૧૬ અને ૧૯ મી આગસ્ટ ૧૯૧૬ ના "જામે જમશેદ" પત્ર મધે પ્રગટ થઈ છે.

૨—આએ દસ્તાવેજી પૂરાવા માટે જુવો, આ પૂસ્તક મધે પ્રગટ થયલા પર, ૫૯-૬૦ અને ૬૮ નંબરના દસ્તાવેજો.

"તમો સાહેબોને માટે બે રસ્તા ખોલ્લા છે, પહેલો એ કે જો આપણા હક્કને માટે કાયદાસર રીતે લડવું હોય તો મજકુર ગામનાં—પણ આપણી અનજુમન સાથે મળતા રહી કામકાજ કરનારા—જે મોબેદોએ પદાંન બાંધી એઓનો હિસ્સો મેળવવા માગ્યો છે તેઓને કોર્ટથી મનાઇ હુકમ મેળવી તે લેવા અટકાવવા અને પછી મુકદમો ચલાવી નામદાર જડજ જે ચુકાદો આપે તે સ્વીકારવો; અથવા તો બીજો માર્ગ અખ્તીયાર કરી, એ સાહેબોનો આપણા આતશબેહેરામ સાહેબની "બોએ" દેવાનો હક્ક હોય કે નહિ હોય તેના સવાલમાં ઉતરવા વગર તમો સાહેબોએ તમારી ખુશીથી એ "હક્ક" ઉપલા આપણા ભાઇબંધ મોબેદોને આપવાનો ઠરાવ કરી, આપણી અનજુમનનું મોટું દીલ બતલાવવું. એક મોહટો કેશ લડવામાં પડતી મેહેનત તથા થતા ખરચનો ખેયાલ, તમો અનજુમનના સભાસદો મધેથી ઘણાઓને બરોબર આવી શકશે નહિ. હાલના તકરારી સવાલનો ફડચો લાવવા માટે તેવી મેહેનત અને તેવા મોટા ખરચમાં ઉતરવાની આપણી અનજુમનના એક ખેરખાહ તરીકે હું કહીશ કે કંઇબી જરૂર નથી. હાલના દાવાદારો કોઇ જૂદા પંથના મોબેદો નથી, તેઓ આપણી શ્રી નવસારીની વડી દરેમેહરને તાબેના ભગરિયા મોબેદો છે, તેઓ આપણી અનજુમનના મોબેદોની સાથે મુંબઇમાં એક "આલાત" અને એક "પદાંન"થી હમાજોર થઇ, યજશ્ને-વંદીદાદ જેવાં મોટાં કામો કરી શકે છે તથા તેઓની સંખ્યા મુંબઇ જેવાં શેહેરમાં ઘણી નાની છે. તેટલા માટે એ ભાઇઓને, તકરારી સવાલમાં ઉતર્યા વગર, મુંબઇના આપણા આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો અને તેની આવકનાં નાના હિસ્સામાં ભાગીદાર બનવાનો હક્ક આપવા આજે આપણે ખુશીથી ઠરાવ કરીશું તો તે ઠરાવ આપણી અનજુમનને શોભા આપનારો અને અનજુમનની કીર્તિ વધારનારોજ ગણાશે. ભલે જે ભાઇઓ આવો હક્ક આપવાની વિરૂદ્ધ હોય તેઓ પોતાને જોખમે કોર્ટમાં જઇ મજકુર ગામોના મોબેદોને તેવો હક્ક મળતો અટકાવવા મનાઇ હુકમ મેળવે અને કાયદાસરની લડત ચલાવે, પરંતુ હું સારીકાની જાણું છું કે આપણા ભાઇઓનો મોહટો ભાગ એવી લડત ચલાવવાનાં કામને ડહાપણ ભરેલું ગણતો નથી. તેઓનું એ મત વાજબી અને અક્કલ પસંદ છે. જો આવુંજ મત અનજુમનની આએ જાહેર સભાનુંબી આશકારા થશે તો આપણી અનજુમનનાં ખેરખાહો બિશક ખુશી થશે. જયારે આપણી અનજુમનનાં સ્વમાનને ખાતર કોર્ટમાં લડવાની નહિ છુટાય તેવી આપણી ઉપર ફર્જ આવી પડી હતી ત્યારે, સ્વભોગ આપી આપણે વાજબી લડત ચલાવી. અનજુમનનો ટેક જાળવ્યો છે. હાલના તકરારી સવાલમાં જે હક્કો આપણા ભાઇબંધ મોબેદોએ મેળવવા માગ્યા છે, તે મેળવવાનો તેઓનો હક્ક છે કે નહીં તેની તકરારમાં ઉતરવા વગર, જો આપણે ખુશીથી ઠરાવ કરી, તે હક્કો તેઓને બક્ષીએ તો તેમાં આપણી અનજુમનનાં સ્વમાનમાં સેજબી ઘટાડો થતો નથી; બલ્કે તેવી ઉદાર્તા અને મોટું દીલ બતલાવ્યાથી આપણી અનજુમનની એકદિલી તથા મજબુતીમાં ઓરબી વધારો થશે એમ આપણા ઘણા ભાઇઓનું માનવું છે. તેટલા માટે આ સવાલ હવે તમો અનજુમનનાં સાહેબો સનમુખ અમો રજુ કરીએ છીએ. જો અનજુમનનાં સાહેબોની બહુમતી ઇચ્છા આએ હક્કો મજકુર ગામોના આપણા ભાઇબંધ મોબેદોને ખુશીથી બક્ષવાની તરફેનમાં જણાશે તો તે મુજબનો એક ઠેહાવ તમો અનજુ-

મનનાં સાહેબો આગળ હું રજુ કરીશ. જો અનજુમનના સાહેબો એ હક્ક મજકુર મોબેદોને ખુશીથી આપવા સાંમે વિરૂદ્ધતા બતલાવશે, તો ફકટ તેવી વિરૂદ્ધતાથી એ હક્કો તેઓને મળતા અટકશે નહિ, સિવાય કે આપણે કોર્ટમાં જઇયે અને જેઓએ "બોએ" ના નાણાંમાં હિસ્સો મેળવવા હાલમાં "પદાંન બાંધી" ચોપડીમાં નામ નોંધાવ્યાં છે તેઓને બોએનો હિસ્સો મલતો અટકાવવા આતશબેહેરામની કારોબાર મંડળી સાંમે મનાઇ હુકમ મેળવીએ અને ત્યાર બાદ હાઇ કોર્ટમાં મુકદમો ચલાવી તેમાં ફતેહ પામીએ. પણ તમો અનજુમનના સાહેબોને ફરીથી હું આગ્રહ સાથે કહીશ કે તેવું કંઇપણ કરવા કરતાં, આપણા મુંબઇના એ હક્કોમાં એ ભાઇઓને ખુશીથી ભાગીદાર બનાવીશું તો આપણી અનજુમનની નામના તથા કીર્તિમાં વધારો થશે અને ભવિષ્યની તવારીખમાં આપણાં એ કામ અને ઉદ્દાતાંની નોંધ સદા જળવાયલી રહેશે. આપણા એ ઠરાવથી શ્રી નવસારીમાં ચાલતા "બોએના તરીકા" ઉપર કંઇબી અસર થશે નહિ, નવસારી પોતાના પૂરાતન વખતથી ચાલતા તરીકા પ્રમાણેજ ચાલવાની ફર્ઝ સમજશે અને પોતાના તરીકાને મજબુતીથી જાળવી રાખશે. આટલા ખોલાસા પછી તમો સાહેબોનો અભિપ્રાય જાણવા અને સમજવાને અમો ખુશી થઇશું."[1] સલાહ સંપથીજ કામ લેવાની આ લખનારની ઉપલી સુચના સઘલા સભાસદોને પસંદ પડવાથી અને તેની તરફેનમાં એરવદો ફરામરોઝ નવરોજજી કુટાર, બરજોરજી એરચજી બજાં, એદલજી નવરોજજી બામજી, વિગેરે સભાસદોએ વિવેચનો કરવાથી અનજુમનની લાગણી અને પસંદગી પોતાના વિચાર અને મતને ટેકો આપનારી જોઇ, આ લખનારે નીચલો ઠરાવ અનજુમન સનમુખ રજુ કીધો હતો અને સભાએ તે એકમતે બહાલ રાખ્યો હતો.

ઠરાવઃ—" શ્રી ગણદેવી તથા બીલીમોરાના વતની મોબેદો, જેઓ શ્રી નવસારીની વડી દરેમેહરને મળતા ભગરિયા મોબેદો હોવા છતાં નવસારીના આપણા આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક્ક કદીમથી ચાલતા આવેલા તરીકા મુજબ ભોગવતા નથી, તથા મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક્ક તેના ભલા મુતવલીઓએ આપણી અનજુમનના-શ્રી નવસારીના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક્ક ધરાવનારા-મોબેદોને પહેલાંથી સ્વાધીન કીધેલો હોવાના સબબે તેની સ્થાપના થઇ ત્યારથી યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં ત્યાંથી આપણી અનજુમનનાં મોબેદો જૂદા પડયા ત્યાં તલક, તેમજ ભગરસાથની આપણી અનજુમનનાં મુંબઇમાં વસ્તા મોબેદોના હક્કની જાળવણી માટે આએ અનજુમનના આતશબેહેરામ સાહેબ બરપા કરવામાં આવ્યા ત્યારથી અત્યાર સુધી, તેની બોએ દેવાના હક્કો મજકુર ગામોના મોબેદોએ શ્રી નવસારીની આપણી અનજુમનનાં ચાલતા આવેલા તરીકા મુજબ ભોગવ્યા નથી, પણ હાલમાં આપણા આએ આતશબેરામ સાહેબની બોએની વારસીક રકમ મધેથી છેલ્લા કેશના પરિણામમાં આપણા મોબેદોને હક્ક તરીકે દર સાલ મળનારા ૨૫૦ રૂપિયામાં, આપણી અનજુમન સાથે મળતા રહેનારા મજકુર ગામોના મોબેદોએ ભાગીદાર બનવાની અને તેમ કરી આપણા એ આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક્ક મેળવવાની કોશેશ કરી છે. તેના સંબંધમાં

---

[1]—તા૦ ૧૯ મી આગસ્ટ ૧૯૧૬ ના "જામે જમશેદ" ઉપરથી ઉતારો.

આજ રોજે મળેલી શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા અને ત્યાંના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક્ક ધરાવનારા ભગરસાથ અનજુમનના મુંબઇ શેહેરના મોબેદો તથા એરવદોની જાહેર સભા એવો ઠરાવ કરે છે કે, મજકુર ગામોના વતની મોબેદો જેઓ આપણી અનજુમન સાથે વફાદારીથી મળતા રહેલા છે તથા જેઓ આપણી સાથે એક પદાંનથી અને એક આલાતથી મુંબઇ મધે ક્રિયાકામો કરે છે, તેઓનો આપણા મુંબઇના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હક્ક છે કે નહીં તેની તકરારમાં ઉતર્યા વગર એ હક્કો ખુશીથી તેઓને–આપણી અનજુમનનાં મોબેદો ભેગા–ભોગવવા દેવા. આએ ઠરાવ છતાં જેઓની ખુશી તેઓની સાંમે થઇ મળતા હકકો અટકાવવાની હોય તેઓના તેમ કરવાના હક્કને, તેમજ શ્રી નવસારીની આપણી અનજુમનનાં ત્યાંનો તેઓનો પુરાતન તરીકો ચાલુ રાખવાના હક્કને, મુંબઇની આપણી અનજુમનનો આએ ઠરાવ, કોઇબી રીતે બંધનકર્તા નથી, એવો સ્વીકાર ખુલ્લા શબ્દોમાં કરવામાં આવે છે."

ઉપલો ઠરાવ સભામાં એકમતે પસાર થવા પછી, આ લખનારે નવસારીથી ભગરસાથના વડા દસ્તુરજી તરફથી પોતા ઉપર આવેલો નીચલો કાગજ સભામાં વાંચ્યો હતો:-

" નવસારી–રોજ ૨૧ માહ ૧૧ સને ૧૨૮૫ તારીખ ૨૮ મી જુલાઇ ૧૯૧૬.

મેહેરબાન ભાઇ સાહેબ ફરેદુન રતનજી ઠાંગા. જત લખવા મકસદ એ છે જે તમો ભાઇનો પત્ર મને મલ્યો છે. ગણદેવી તથા બીલીમોરાનાં મોબેદ સાહેબોનાં સંબંધમાં મુંબઇમાં વસ્તા આપણા ટોલાના મોબેદ ભાઇઓની એક જાહેર સભા મેળવવા તથા તેમાં મુંબઇનાં આપણા ટોલાનાં આતશબેહેરાંમની બોએ દેવાનો તથા બોએની આવક મેળવવાનો હક, એ ગામોના આપણા ટોલાની સાથે મલતા રહેલા મોબેદ સાહેબોને–તેઓનો હક હોય કે નહીં હોય તેનો સવાલ ઉઠાવ્યા વના–તે હક આપવાનો ઠેડાવ કરવાને મુંબઇના આપણા મોબેદ ભાઇઓ ખાહેશ રાખે છે, અને તેનાં સંબંધમાં તમો ભાઇ મને પુછાવો છો, તેનાં જવાબમાં જાણવું એ જે મુંબઇમાં આપણા મોબેદ ભાઇઓ ગમે તે ઠેડાવ કરશે તે સાથે નવસારીના ભગરપંથના મોબેદોને કશું લાગતું વલગતું નથી. ફરીથી એકવાર લખવાની અગત જોઉં છું કે મુંબઇ મધે એ બાબદને લગતો કંઇપણ ઠેડાવ કરવામાં આવશે તો તે સાથે નવસારીની ભગર અનજુમનનાં મોબેદ સાહેબોને કંઇપણ સંબંધ રેહેશે નહી, બલકે તેઓ તો પોતાનાં પુરાતન તરીકા પ્રમાણે ચાલવાની પોતાની ફરજ સમજશે. હાલ એજ.

લા૦ દોઆગો કેકોબાદ દારાબજી દસ્તુર મેહેરજીરાંણા."

ઉપલો કાગજ વાંચવા બાદ, ગણદેવી તથા બીલીમોરાના વતની મુંબઇમાં વસ્તા મોબેદો તરફથી તેમના સોલીસીટરો મેશર્સ જેહાંગીર, ગુલાબભાઇ અને બીલીમોરયા એ સભાના સરનશીન જોગ લખેલો નીચલો કાગજ આ લખનારે સભામાં વાંચ્યો હતો:-

" રોજ ૨૨ મો માહ ૧૧ મો સને ૧૨૮૫ યજદેજરદી, તા૦ ૨૯ મી જુલાઇ સને ૧૯૧૬ અને વાર સનીને દીને જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબનાં કંટરા કટરવાલા હૉલમાં સાંજે ૫ કલાકે ( મું૦ ટા૦ ) ભગરસાથની અનજુમનના મુંબઇમાં વસતા મોબેદો તથા એરવદોની બોલાવવામાં આવેલી જાહેર સભાના–સરનશીન સાહેબ જોગ. સાહેબ, અમો નીચે સહી કરનારા " નવસારીની વડી દરેમેહેરને મલતા મુંબઇમાં

વસતા, ભાગલાગને લગતા દરેક હક ભોગવતા આવેલા શ્રી ગણુદેવી અને બીલીમોરાના ભગરસાથની અનજુમનનાં મોબેદો તથા એરવદો. અત્રેથી તમોને જણાવવાની રજા લઇએ છીએ કે, આજની સભામાં હમારા ચાલતા આવેલા હકની બાબદમાં કોઇબી પ્રકારે સવાલ ઉઠે અથવા હમારા હકોને નુકશાન પુગે તેવા કોઈબી ઠરાવો પસાર કરવામાં આવશે તો તે હમોને કોઇબી રીતે બંધનકરતા ગણાશે નહી. કારણ કે હમો શ્રી ગણુદેવી અને બીલીમોરાના મોબેદો જેમ નવસારીમાં પુરતો હમારો હક ધરાવીએ છીએ, તેમજ મુંબઇમાં પણ ભગરસાથને મલતી દરેક જુદી જુદી અગીરીયાઓ તેમજ આતશબેહેરામોમાં ભાગલાગના હકની અંદર સમાઇ જતી દરેક ક્રિયાઓ—જેવી કે આતશબેહેરામ સાહેબની બોએ દેવાની ક્રિયા, નીરંગદીનને લગતી ક્રિયા, નાવર ભણાવવાની ક્રિયા. તેમજ અગીઆરીઓ ઇજવાની ક્રિયાઓ ચાલુ કરતા આવેલા છીએ. તેનીજ રૂએ, તેમજ અનજુમનનાં આતશબેહેરામ સાહેબના છેલ્લા મુકદમામાં લેવાયલી કનસેન્ટ ડીક્રીની રૂએ સુધારેલું ત્રસ્ટડીડ કે જેમાં જણાવવામાં આવ્યું છે કેઃ—"આ લખવાથી કબુલ કરવામાં અને જાહેર કરવામાં આવે છે કે મેનેજીંગ કમીટીએ દરસાલ, તે સાલ માટેનાં બોએનાં નાણાંમાંથી ઉપર લખ્યા પ્રમાણે બાદ કરેલી રૂપીઆ ૨૫૦)ની રકમ—અને સદરહુ રીઝર્વ ફંડ મજકુર રૂપયા એક લાખના રકમ સુધી પોંહચે ત્યાર પછી (આદર મહીનાનાં નાણાં સીવાયનાં) બોએના કુલે નાણાં—નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની અનજુમનનાં જે મોબેદો તે સાલનાં આદર માસનાં પહેલાં દીવસ ઉપર બરસ્નુમ ધરાવતા હોય, અને બરસ્નુમ લેવા આગમજ આતશબેહરાંમનાં વડા દસ્તુર આગલ પોતાનાં નામો રેજીસ્ટર કરાવ્યાં હોએ, અને જેઓએ પોતાનાં હમેશનાં રેવાજની રૂએ મેનેજીંગ કમીટીએ તે કારણસર નેમેલા સખ્શ આગલ મજકુર માસ આદર દરમ્યાન પોતાનાં નામો નોંધાવ્યા હોએ તેવા મોબેદો વચ્ચે—એક સરખા હીસ્સામાં વહેંચી આપવા—" તે ડીડની રૂએ હમો સભા બોલાવવાની જાહેર ખબરમાં જણાવેલા રૂપીઆ ૨૫૦) માં હમારો સંપુર્ણ હક ધરાવીએ છીએ, કે જે મેળવવાની હમો માંગણી કરી ચુકયા છીએ તે વીશેની નોંધ લેશોજી. જો કે તમારી આજની સભામાં આવવાને જાહેર ખબર મુજબ હમો પણ હક ધરાવીએ છીએ, છતાં સભામાં કોઇપણ પ્રકારની અંગત લાગણીઓ ઉશ્કેરાવા ન પામે તે નેમથી હમો સભામાં આવવાનું દરૂસ્ત જોતા નથીજી.

આ હમારો પત્ર કોઇબી ઠરાવો પસાર કરવામાં આવે તેની આગમજ આજની સભામાં રજુ કરી વાંચી સંભલાવશોજી.

હમો છીએ ખાકસારો
લા૦ આદરજી જમશેદજી પંથકી."

( અત્રે બીજી ૩૮ જણાની સહીઓ થયલી છે. )

ઉપલો પત્ર વંચાઇ રહેતાં, એરવદ બરજોરજી એરચજી બજાંએ કીધેલી દરખાસ્તને એરવદ એજનજી એદલજી ગાયએ ટેકો આપવાથી સભાએ નીચલો ઠરાવ એકમતે પસાર કીધો હતોઃ—

ઠેરાવઃ—" બીલીમોરા તથા ગણદેવીના વતની આદરજી જમશેદજી પંથકી અને બીજા ૩૮ મોબેદોની સહીઓનો જે પત્ર સભામાં વંચાયો છે, તેનાં સંબંધમાં ભગરસાથની અન્જુમનનાં શ્રી નવસારીના આતશબેહેરામ સાહેબની બોએ દેવાનો હકક ધરાવનારા મોબેદો તથા એરવદોની આએ જાહેર સભા એવો ઠરાવ કરે છે કે એરવદ ફરેદુન રતનજી કાંગાએ જે રીપોર્ટ વાંચ્યો છે અને તેના ટેકામાં જે દલીલો રજુ કીધી છે તે આ સભા ખરી તરીકે સ્વીકારી કબુલ રાખે છે; જેથી મજકુર મોબેદોની અરજીમાં જણાવેલી બાબદમાં કશું વજન હોય એમ આએ સભા સ્વીકારવાને ના પાડે છે."

ઉપલો ઠરાવ પસાર જતાં, સરનશીન સાહેબનો આભાર માની સભા વીસરજન થઇ હતી.

# જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબને લગતો મુકદમો ચલાવવા સારૂં ઉભાં કીધેલાં ફંડમાં, ભગરસાથના અથોર્નાન સાહેબોએ ભરી આપેલા રૂપિયાની યાદી, તથા થયલા ખરચનો હિસાબ.

જરથોશ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબના થયલાં વાંધા ભરેલાં ટ્રસ્ટડીડને લગતો મુકદમો મુંબઇના એડવોકેટ જેનરલની સંમતીથી હાઇકોર્ટ મધે નોંધાવ્યા પછી, તેનાં ખરચને પુગી વળવા સારૂં તુરત વેળા ભગરસાથ અનજુમનનાં સભાસદોમાં ખસુસ કરી મોબેદ સાહેબોમાં-ઉંધરાંણાનું એક ખાનગી લીસ્ટ ફેરવવામાં આવ્યું હતું, જેમાં તુરતજ રૂપ્યા ૫૩૩૫ ભરાયા હતા; તથા એ રૂપ્યા ભરનારાઓ મધેથી ઘણાકોએ જરૂર જણાતાં પોતાની તરફનો વધુ ફાલો ફંડમાં ભરી આપવાની આ લખનારને કબુલાત આપી હતી. આએ સઘળા દિલસોઝ નાણાં ભરનારા સાહેબોનો અત્રે હું મારી અને મારા હમશરીક એરવદ સાહેબ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા તરફથી જાહેર રીતે આભાર માનું છું અને નાણાં ભરનારાઓનાં નામની ટીપ તથા થયલા ખરચની ટુંક વિગત આ પૂસ્તક મધે ઉતારી લઉં છું.

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂા. |
|---|---|
| ભગરસાથ અનજુમનનાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી મેહેરજીરાણાં ... ... | ૨૫ |
| અનજુમનનાં આતશબેહેરામ સાહેબના મકાન મધે વસનારા ભગરિયા મોબેદોને "અરસ પરસના લાભો જાળવનારાં ફંડ" મધેથી ... | ૨૧૦૦ |
| મોબેદ એદલજી બરજોરજી મુલ્લાં | ૧૦૦૦ |
| મોબેદ રૂશતમજી બેજનજી રાંનજી | ૨૦૦ |
| " ખરશેદજી બેહેરામજી શહીઆર ... ... | ૧૫૧ |
| એક અથોર્નાન ગરીબ ભગરીયો... | ૧૫૧ |
| શેઠ રતનજી ફરામજી દાબુના છોકરાઓ ... ... | ૧૦૧ |
| મોબેદ માણેકજી ફરદુનજી વાછા. | ૧૦૦ |

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂા. |
|---|---|
| શેઠ હોરમજજી ફરાંમજી અરજાનીના છોકરાઓ... ... | ૫૧ |
| ભગરસાથનો એક એરવદ ... | ૫૧ |
| મોબેદ એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૫૧ |
| ,, ફરેદુન રતનજી કાંગા ... | ૩૧ |
| ,, બરજોરજી જમશેદજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૩૦ |
| ,, અરદેશર જેસંગજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૨૫ |
| શેઠ મીનોચેહેર અરદેશર. જે૦ દસ્તુર મેહેરજીરાણા ... | ૨૫ |
| મોબેદ ખરશેદજી હોરમજજી દસ્તુર મેહેરજીરાણાં ... ... | ૨૫ |
| ,, હોરમજજી ફરામરોઝ દસ્તુર મેહેરજીરાણા ... ... | ૨૫ |
| ,, દોશાભાઇ ભીખાજી કાંગા... | ૨૫ |
| શેઠ બેજનજી નવરોજજી કુટાર... | ૨૫ |
| મોબેદ ફરામરોઝ નવરોજજી કુટાર | ૨૫ |
| ,, નવરોજજી કેરસાસપજી કોતવાલ ... ... | ૨૫ |
| ,, કાવસજી હોરમજજી મોદી... | ૨૫ |
| ,, સોહરાબજી રૂશતમજી કા૦ પાવરી... ... ... | ૨૫ |
| ,, કાવસજી એદલજી કોતવાલ | ૨૫ |
| ,, દાદાભાઇ સોહરાબજી મશાંનીના છોકરાઓ... ... | ૨૫ |
| ,, હોરમજજી માણેકજી વજીફદારના છોકરાઓ... ... | ૨૫ |
| ડાકતર સોહરાબ ખરશેદજી નરીમાન | ૨૫ |
| એરવદ એદલજી તથા નવરોજજી કેરસાસપજી આંતીઆ ... | ૨૫ |
| શેઠ બાપુજી હોરમજજી શકલાવાલા | ૨૫ |
| મોબેદ રૂશતમજી નવરોજજી કાતરક | ૨૫ |
| ,, કેખસરો નવરોજજી કાતરક | ૨૫ |

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂા. |
|---|---|
| મોબેદ આદરબાદ દસ્તુર એદલજી મેહેરજીરાણા ... ... | ૨૧ |
| ,, રૂશતમજી મેહેરનોશજી વજીફદાર ... ... | ૨૦ |
| ,, આદરજી માણેકજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૨૦ |
| ,, નોશરવાંનજી રતનજી કુટાર | ૧૫ |
| ,, માહીયાર નવરોજજી કુટાર | ૧૫ |
| શેઠ મનચેરજી પાલનજી કુટાર, બીએ. એલ. એલ. બી.... | ૧૫ |
| ,, બેજનજી શાપુરજી માંદન... | ૧૫ |
| ડાકતર ફરાંમજી એદલજી માંદન... | ૧૫ |
| મોબેદ બેહેરામજી ખરશેદજી દોરડી | ૧૫ |
| શેઠ એદલજી બેહેરામજી દોરડી | ૧૫ |
| મોબેદ ફરદુનજી મેરનોશજી વજીફદાર | ૧૫ |
| ,, તેહમુલજી સોહરાબજી બજાં | ૧૫ |
| ,, માણેકજી જામાસપજી માંદન | ૧૫ |
| ,, રતનજી શાપુરજી કાંગા ... | ૧૫ |
| શેઠ એદલજી નશરવાંનજી આંતીઆ | ૧૫ |
| મોબેદ એદલજી નવરોજજી બામજી | ૧૩ |
| ,, ખરશેદજી નવરોજજી શીરવાઇ | ૧૧ |
| ,, દોરાબજી એદલજી પાદશાહ | ૧૧ |
| ,, બેજનજી એદલજી ગાય ... | ૧૧ |
| ,, સોહરાબજી એદલજી રાંનજી | ૧૧ |
| ,, માણેકજી હોરમજજી કોતવાલ | ૧૧ |
| શેઠ દોરાબ. તી. પાવરી ... | ૧૦ |
| ,, એદલજી હોરમજજી કોતવાલ | ૧૦ |
| ,, હોરમજજી એદલજી બજાં | ૧૦ |
| ,, દરાંશા સોહરાબજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૧૦ |
| ,, બહમનજી માણેકજી ઉનવાલા, બીએ. એલ એલ બી. ... | ૧૦ |
| ,, શોહરાબજી હોરમજદીયાર દસ્તુર મેહેરજીરાણા ... | ૧૦ |

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂ. |
|---|---|
| મોબેદ એહેરામજી મનચેરજી વજીફ-દારનાં છોકરાઓ... ... | ૧૦ |
| ,, મીનોચેહેર ખુરશેદજી દારાશા | ૧૦ |
| ,, ફરામરોઝ મીનોચેહેર દારાશા | ૧૦ |
| ,, એદલજી દોરાબજી રાંનજી | ૧૦ |
| ,, કાવસજી બરજોરજી મશાંની | ૧૦ |
| મુકદમો જીતવાની ખુશાળીમાં ભગરસાથની અનજુમનનાં મોબેદોએ શુક્રગુઝારીનું જશન કીધું તેનાં વધારામાંથી ... | ૧૦ |
| મોબેદ રૂશતમજી પાલણજી માંદન | ૧૦ |
| ,, ભગરસાથનો એક જરથોસ્તી | ૧૦ |
| ,, ફરામજી ખરશેદજી દોરડી... | ૧૦ |
| ,, એદલજી આદરજી ગાય ... | ૧૦ |
| ,, સાપુરજી આદરબાદ દસ્તુ મેહેરજીરાણાં ... ... | ૯ |
| ,, હોરમજજી ડોશાભાઇ આંતીઆ | ૭ |
| ,, જેહાંગીર ખુરશેદજી બોદ... | ૭ |
| ,, દોરાબજી મનચેરજી કાંગા... | ૭ |
| ,, રૂશતમજી પેશતનજી આંતીઆ | ૭ |
| ,, દીનશાહજી પાહલણજી કુટાર | ૭ |
| દસ્તુર ફરામજી દસ્તુર કૈકોબાદજી મેહેરજીરાણા ... ... | ૫ |
| મોબેદ નવરોજજી જેશંગજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૫ |
| ,, દોરાબજી નવરોજજી દસ્તુર મેહેરજીરાણાં ... ... | ૫ |
| ,, જમશેદજી સોહરાબજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૫ |
| ,, કાવસજી હોરમજજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૫ |
| ,, ફરદુનજી હોરમજજી મુલ્લાં | ૫ |
| ,, જેહાંગીર હોરમજજી મુલ્લાં | ૫ |
| ,, પાહણલજી જામાસ્પજી કોતવાલ | ૫ |
| ,, રૂશતમજી જામાસ્પજી કોતવાલ | ૫ |

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂ. |
|---|---|
| મોબેદ જમશેદજી પેશતનજી આંતીઆ | ૫ |
| ,, હોરમજજી દાદાભાઇ શહીંઆર | ૫ |
| ,, રૂશતમજી દાદાભાઇ શહીંઆર | ૫ |
| ,, ગુશતાસ્પજી શોહરાબજી પાવરી ... ... ... | ૫ |
| ,, બરજોરજી દોરાબજી રાંનજીના છોકરાઓ ... ... | ૫ |
| ,, જીવનજી નોશીરવાંનજી હોરમઝદીયાર... ... ... | ૫ |
| ,, નવરોજજી નોશીરવાનજી હોરમઝદીયાર ... ... | ૫ |
| ,, માણેકજી ખરશેદજી કાંગા ... | ૫ |
| ,, પાહલનજી શેહેરીઆરજી બજાં | ૫ |
| ,, ફરાંમજી પાહલનજી બજાં... | ૫ |
| ,, બરજોરજી શોહરાબજી નાંનીઆ | ૫ |
| ,, નવરોજજી શોહરાબજી મશાંની | ૫ |
| ,, એક ભગરસાથનો મેમબર ... | ૫ |
| ,, રૂશતમજી બરજોરજી કાંગા... | ૫ |
| ,, દોરાબજી બરજોરજી કાંગા... | ૫ |
| ,, માણેકજી બરજોરજી કાંગા... | ૫ |
| ,, કે૦ મ૦ દ૦ મેહેરજીરાણા... | ૫ |
| ,, ભીખાજી રૂશતમજી કાંગા... | ૫ |
| ,, સોહરાબજી જામાસ્પજી કાતરક | ૫ |
| ,, ખરશેદજી સોહરાબજી માંદન | ૫ |
| ,, ફરાંમ ખુરશેદજી પાવરી ... | ૫ |
| ,, મેહેરનોશજી બરજોરજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૫ |
| ,, દોરાબજી મનચેરજી માંદન... | ૫ |
| ,, દોરાબજી હોરમજજી માંદન | ૫ |
| ,, ખરશેદજી દોરાબજી હોજદાર | ૫ |
| ,, મનચેરશા રૂશતમજી ખોરી... | ૫ |
| ,, ફરદુનજી એદલજી વજીફદાર | ૫ |
| ,, મનચેરશા કાવસજી કોતવાલ | ૫ |
| ,, બરજોરજી દીનશાહજી રતનજી દોરડી ... ... ... | ૫ |

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂા. |
|---|---|
| મોબેદ માણેકજી રતનજી શીરવઇ | ૫ |
| ,, બહમનજી પેશતનજી અવાશીઆ તથા છોકરાઓ ... | ૫ |
| ,, સોહરાબજી રૂશતમજી જા૦... દસ્તુર મેહેરજીરાણા... ... | ૫ |
| ,, જમશેદજી માણેકજી રૂ૦ ઉનવાલા... ... ... | ૫ |
| ,, ફરદુનજી રતનજી નરીમાંન... | ૫ |
| ,, હોરમજજી આદરજી ગાય... | ૫ |
| ,, એક ભગરસાથનો જરથોસ્તી | ૫ |
| ,, પેશતનજી નવરોજજી મશાંની | ૫ |
| ,, પીરોજશા એદલજી ગરડા | ૫ |
| ,, હોરમસજી માણેકજી સંજાણા | ૫ |
| ,, અરદેશરજી હોરમજજી સંજાણા | ૫ |
| ,, જમશેદજી રૂશતમજી પાવરી | ૫ |
| ,, દીનશાહજી નવરોજજી બાંમજી | ૫ |
| ,, ડોશાભાઇ દીનશાહજી ન૦ બાંમજી ... ... ... | ૩ |
| ,, હોરમજજી બેજનજી આંતીઆ | ૩ |
| ,, એદલજી મેરવાંનજી વજીફદાર | ૩ |
| ,, દાદાભાઇ એદલજી કાંગા ... | ૩ |
| ,, બરજોરજી એરચજી બજાં ... | ૩ |
| ,, હોરમસજી કાવસજી ખેશવાલા | ૩ |
| ,, વીરાફ ફરાંમજી પાવરી. ... | ૩ |
| ,, રૂશતમજી એરચજી દેશાઇ... | ૩ |
| ,, દાદાભાઈ હીરાજી કાંગા ... | ૩ |
| ,, ડોસાભાઈ માણેકજી હોજદાર | ૩ |
| ,, કેરસાસ્પજી જામાસ્પજી કાતરક | ૩ |

| નાણાં ભરનારાઓનાં નામ. | રૂા. |
|---|---|
| મોબેદ દીનશાહ નશરવાંનજી મશાંની | ૩ |
| ,, તેહમુરશ ફરાંમજી દસ્તુર કેકોબાદજી ... ... | ૨ |
| ,, મહીયાર ફરાંમજી દસ્તુર કેકોબાદજી ... ... ... | ૨ |
| ,, ફરામરોજ દસ્તુર ખુરશેદજી થાંણેવાલા ... ... | ૨ |
| ,, દીનશાહ મેરવાંનજી કોતવાલ | ૨ |
| ,, મેરવાંનજી દાદાભાઇ કોતવાલ | ૨ |
| ,, પીરોજશાહ આદરજી કોતવાલ | ૨ |
| બહમનજી કેરશાસ્પજી કોતવાલ | ૨ |
| હોરમજજી ફરદુનજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૨ |
| જેહાંગીર પેશતનજી દસ્તુર મેહેરજીરાણા ... ... | ૨ |
| મનચેરશા પેશતનજી આંતીઆ | ૨ |
| અથોર્નાન ઉનવાલા ... | ૨ |
| રતનજી માણેકજી બાંમજી... | ૨ |
| માણેકજી કેરશાસ્પજી કોતવાલ | ૨ |
| શોહરાબજી શાપુરજી ધાભર | ૨ |
| રૂશતમજી એરચજી પાવરી | ૨ |
| ફરાંમજી બહમનજી પાવરીરાંણી ... ... ... | ૨ |
| સોહરાબજી શાપુરજી પાવરી | ૨ |
| રૂશતમજી જામાસ્પજી ખેશવાલા ... ... ... | ૨ |
| કેખસરૂ હોરમજજી દેશાઈ | ૨ |
| આદરજી હોરમજજી મોથવાલા | ૨ |
| ,, એદલજી નવરોજજી ઉનવાલા | ૨ |

જુમલે રૂપિયા ૫૩૩૫ ભરાયા.



ઉપલો તકરારી મુકદમો લડતાં ખરચ નીચે મુજબનો થયો છે:—

૪૦૦૦ મુલ્લાં એન્ડ મુલ્લાં સોલીસીટરોને થયલા ખરચના આપ્યા.

૬૧૯ાા ઉપલા સોલીસીટરો મધેના મેશર્સ રૂશતમજી ફરદુનજી મુલ્લાં અને દીનશાહ જીજીભાઈ ઇરાની સોલીસીટરોને–તેઓએ બિન હાંસલે વર્ષો સુધી તકરારી મુકદમાં પાછલ કીધેલી મહેનતના હેશાનમાં–યાદગારીની રૂપાંની જનસો ભેટ આપી.

૧૦૪ મેશર્સ શરાફ–દીનશાહ અને ધરમસી સોલીસીટરોના બીલના આપ્યા.

૧૦૦ ઉપલા મુકદમાંના ખરચમાં નાણાં ભરનારા ભગરસાથના અથોર્નાનોની જાહેર સભામાં થયલા ઠરાવ મુજબ, લવાદ સાહેબ શેઠ મનચેરજી પે૦ ખરેગાટ તથા શેઠો રૂશતમજી ફરદુનજી મુલ્લાં અને દીનશાહજી જીજીભાઇ ઇરાની સોલીસીટરોનો આભાર માનવાના ઠરાવો છપાવી, રૂપાંના નલામાં મુકી તેઓને ઘટતી રીતે પોંહચાડવાના ખરચના.

૩૭ાા આતશબેહેરામ સાહેબના મકાન મધે જડેલી ૪ તખ્તીઓના ફોટોગ્રાફો કેશને માટે ઉતરાવ્યા.

૨૫ ચાલતા કેશ દરમ્યાન બીજા મદદગારો માટે ગાડી ભાડાં વિગેરે થયલો પરચુટણ ખરચ.

૧૧ મુકદમાને લગતાં ઓચર્યા જાળવવા ટીનની પેટી લીધી.

૮ કેશના ખરચને માટે ભગરસાથના અથોર્નાનો પાસે રૂપિયા ભરાવવા છપાવેલી મહેહનજરના.

૧૦ કેશનો રીપોર્ટ રજુ કરવા ફંડમાં નાણાં ભરનારા ભગરસાથના અથોર્નાનોની જાહેર સભા અનજુમનનાં આતશબેહેરામ મધે બોલાવી તેની રજાના–લાઇટ સાથે.

૧૦ ઉપલી સભા માટેની "જામે જમશેદ" મધે જાહેર ખબર છપાવી તેના બીલના.

**જુમલે ખરચ રૂ૦ ૪૯૨૫**

ઉપલો ખર્ચ કરતાં બાકી વધેલા રૂ૦ ૪૧૦ મધેથી રૂપિયા ૨૦૦) મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ મધે ત્યાં વસનારા ભગરસાથના મોબેદોએ મરહુમ દસ્તુર સાહેબો દારાબજી માહીયારજી દસ્તુર મેહેરજીરાંણા અને જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાની બાજનું દરસાલ "બાજ-જશન" કરવા સારૂં ઉભાં કીધેલાં ફંડમાં આપવામાં આવ્યા છે, તથા રૂપિયા ૨૧૦ "ભગરસાથ અનજુમન અને મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબની ઉત્પત્તિની તવારીખ" છપાવવાના ખરચમાં લેવામાં આવ્યા છે.

# શ્રી મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓએ શ્રી નવસારી મધે બંધાવેલી નવી અગીઆરીને લગતા મુકદ્દમાનો નવસારીના ડીસ્ટ્રીકટ જડજે આપેલો ચુકાદો.

ઉપલી તકરારી દરેમેહેરને લગલા ઇ૦ સ૦ ૧૮૮૭–૮૮ વાલા મુકદમાનો ચુકાદો ઇ૦ સ૦ ૧૮૯૩ માં નવસારીની મુન્સફ કોર્ટે આપ્યો હતો, જે આ પુસ્તકના ૨૯૮ થી ૩૧૩ સુધીના સફાઓ મધે પ્રગટ કર્યો છે. પોતાનાં ચુકાદાની છેવટે મુન્સફ કોર્ટથી એવો હુકમ ફરમાવવામાં આવ્યો હતો કેઃ—

"વાદીઓના હક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ તકરારી અગીઆરી ઇજાવવાનું તથા આતશઆંદરાન પધરાવવાનું કૃત્ય રદ ઠરાવવામાં આવે છે. સબબ પ્રતિવાદીઓએ તે મકાનનો અગીઆરી અને આતશઆદરાંનના સ્થાન તરીકેનો ઉપયોગ વાદીથી સ્વતંત્ર એ રીતે કરવો અથવા થવા દેવો નહી. તેમજ ભગર પંથકની હદમાં ફરી એવું ધર્મનું મકાન અથવા ક્રિયાનું કામ કરવું અગર કરાવવું નહીં. વાદીઓના હક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ ગેરહકે તકરારી અગીઆરી ઇજવાના અને તેમાં આતશઆદરાન પધરાવવા માટેના કૃત્યથી વાદીઓને થયલી નુકશાની માટે દાવા પ્રમાણેની રકમ આ દાવાના તમામ ખરચ સાથે પ્રતિવાદીઓએ વાદીને આપવી અને દરેક પ્રતિવાદીઓએ પોત પોતાનો ખરચ પોતેજ ભોગવવો. તા. ૧૮ મી માર્ચ સને ૧૮૯૩.

ખંડુભાઈ નાગરજી
વ્યા. સુ. સ્પે. ડ્યુ. નવસારી."

નવસારીની મુન્સફ કોર્ટના ઉપલા ચુકાદા સાંમે મુબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબના મકાનનાં દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણા તથા ત્રસ્ટીઓએ નવસારીની જડજ કોર્ટમાં અપિલ નોંધાવી હતી, જેનો ચુકાદો નવસારી પ્રાંતના જડજ હરીલાલ હરશદરાય ધ્રુવએ ઇ૦ સ૦ ૧૮૯૫ માં ભગરસાથ અનજુમનની તરફેનમાં આપ્યો હતો. વિદ્વાન જડજનો આએ યાદગાર ચુકાદો અત્રે સદાબરો ફરી ઉતારી પ્રગટ કર્યો છે. પરથમ અરસપરસ નોંધાયલા દાવા તથા બચાવ અને મુદ્દાઓ વાંચી તે ઉપર પોતાનો ચુકાદો નામદાર જડજે નીચે મુજબ આપ્યો હતોઃ—

ઠરાવ.

'આ કામના તમામ જરૂરી કાગળો સાદ્યંત વાંચી ધ્યાનમાં લીધા છે તથા બંને પક્ષના વકીલોની તકરાર ઇલાહીદા ટીપણમાં લખી લીધા પ્રમાણેની લક્ષમાં લઇ તેમાંના તથા બીજા લાગતા વળગતા કાયદા અને ફેંસલાના આધારો વીચારમાં લીધા છે અને તે બધા ઉપરથી મારો કારણવાર ઠરાવ નીચે પ્રમાણે છે. મુકદમાના કાગળો ઘણા હોવાથી અને તેમાંની તકરાર મહત્વની હોવાથી તે મનન કરતાં અને વાંચનમાં

લેતાં બેશક ઘણો વખત લાગેલો છે, તે સાથે અમારી પોતાની તબીયત આ વાંચન અને મનનની દરમ્યાન વખતો વખત બીગડી આવવા તથા અમારી કોર્ટના બીજા કામોની ગિર્દીને લીધે પણ કેટલોક વિલંબ નીરઉપાયે થયો છે. જો કે અપેલેન્ટ પ્રતિવાદીઓના બાહોશ વકીલ મી૦ માણેકશાહજીનું પોતાની તકરારમાં કહેવું હતું કે આ કામમાં પુરાવો વાંચવાની જરૂર નથી. (જુઓ કોર્ટની નોટ) "Evidence is not necessary to be read through Page 23rd" તોપણ આવા મહત્વના મુકરદમામાં તે છોડી દેવું વ્યાજબી નહીં હોવાથી તે પુરાવો વાંચવામાં આવેલો છે. બંને પક્ષના વિદ્વાન વકીલોએ પોતાની તકરાર અથાક શ્રમ લઇને બહોલી અને સ્પષ્ટ રીતે રજુ કરીને કોર્ટને પોતાના નિર્ણય ઉપર આવવાના આધારો આપીને સારી મદદ કીધી છે અને તેથી આ કામનો ઠરાવ ઠરવામાં બેશક સારી સરળતા મળી છે. બંને પક્ષની કામમાંની દલીલો જોતાં અવલ કોર્ટમાં તેમજ આ કોર્ટમાં તેમની તકરાર એકસરખી લાગે છે. વાદીઓનું કહેવું છે કે તેઓ ભગર· સાથના બહોળા ટોળાના અઠાબરો છે અને તે ટોળાને અમુક હદમાં ખાસ અને ચોકસ હકો છે તેના ઉપર અતી કૃમણ કરવાને કોઇને કંઇ હક કે અધીકાર નથી અને આ હદમાં ધર્મ સંબંધી કંઇ પણ કૃત્ય કરવામાં આવે અગર મકાન વીગેરે બાંધવામાં આવે તેમાં તેમની સત્તા, પરવાનગી અને સંમતીની અગત્ય છે. તેમ છતાં પ્રતિવાદીઓએ આ નવસારી કસ્બામાં એક અગીઆરી તેમની તેવી સત્તા, પરવાનગી અને સંમતી સીવાય ખોલી છે અને તેનાં અંગનાં કેટલાંક કૃત્યો કીધાં છે તેથી તેમણે તેમના (વાદીઓના) હક ઉપર હુમલો કીધો છે અને આ નવી બાંધેલી દરેહમેહેર એટલે અગીઆરી વગર હકે, ગેરરીતે, હમો વાદીઓની પ્રતીષ્ટા તથા હકુમતને નુકશાન કરવાને ઈરાદે દવેશબુદ્ધિથી બાંધી છે. માટે તેમાં આતશ પધરાવવાનો અને તેની ક્રિયા કરવાનો અને તેને અગીઆરી તરીકે વાપરવાનો કે કોઇને વાપરવા દેવાનો પ્રતિવાદી મજકુરનો હક નથી એમ ઠરાવી આપવાની તથા હંમેશ સુધીના મનાઇ હુકમો વીગેરેની તેઓએ માગણી કીધી છે (જુઓ ની૦ ૧૦) અને જ્યારે દાવો ચાલવા અને તેનો આખર નીકાલ આપવા દરમ્યાન પ્રતિવાદીઓએ તકરારી અગીઆરીમાં આતશબેહેરામ સાહેબ પધરાવી દીધા છે અને તેને લગતી ક્રીયા કીધી છે ત્યારે વાદીઓએ તેના અંગે ની૦ ૪૮ ની પુરવણી અરજી આપેલી છે અને તેનો પણ પ્રતિવાદીઓએ પુરવણી જવાબ આપેલો જણાય છે. પ્રતિવાદીઓના એકંદર જવાબમાં વાદીઓ જે હક અને સત્તાના દાવા કરતા આવ્યા છે તેનો તેઓ સાફ ઇનકાર કરતા આવ્યા છે, અને તેમની મુખ્ય દલીલ છે કે હાલનો વાદીઓનો દાવો દીવાની સ્વરૂપનો ન છતાં તેમાં ધર્મને લગતી બાબતો હોવાથી તે દીવાની કોર્ટમાં ચાલવા જેવો નથી તથા ધર્મની બાબતમાં હરકોઇને પોતાની મરજી પ્રમાણે વર્તવાની છુટ છતાં ધર્મના મકાનો વીગેરે પુણ્યના કામો છે તેમાં હરેક રીતે કોઇનાથી હરકત થઇ શકતી નથી અને આ વીગેરે કારણોથી પ્રતિવાદીઓએ વાદીઓનો દાવો રદ કરવાની માંગણી કીધી છે અને તે દાવો જ્યારે અવલ મુનસફ કોર્ટે અપાઠ્યો છે ત્યારે તેમણે તે ઠરાવ રદ કરવા બાબત લંબાણ કારણો આપી હાલની અપીલ કીધી છે.

બંને પક્ષના મુખ્ય મુખ્ય મુદ્રા ધ્યાનમાં લેતાં આ કામમાં જોવાની બાબતો નીચે પ્રમાણે લાગે છે અને તેનોજ અહીં વીચાર કરવામાં આવે છે.

મુદ્રા.

૧ વાદીનો હાલનો દાવો અહીં ચાલવો જોઇએ અને
૨ વાદીઓને માંગેલી દાદ મળી શકે છે કે કેમ.

કામનું એકંદર મનન થઇ મારો આ બંને મુદ્રાનો નીર્ણય હકારમાં આવે છે એટલે વાદીઓનો આ દાવો અહીં ચાલી શકે છે અને તેમણે માગેલી દાદ તેમને મળી શકે છે.

પેહેલા મુદ્રાના અંગમાં અપેલેન્ટના વકીલની તકરાર એવા જોકમાં જોવામાં આવેલી છે કે પારસીઓને પોતાના કાયદા કાનુન કે આ બાબતને લગતાં ધર્મના ફરમાન કે પુસ્તકો નથી અને તેઓ હીંદુસ્તાનમાં આવી વસતાં તેમણે અહીંના રીત રીવાજ ધારણ કીધા છે તથા આ કામમાં જે સનંદો વીગેરે આધારો છે તે હીંદુ રાજાઓ તરફના છે એટલે તે હીંદુ ધર્મશાસ્ત્રને અવલંબીને હોવાથી તેમની બાબતમાં હીંદુ બ્રાહ્મણો, આચાર્યો વીગેરેની દક્ષીણા વૃતી વીગેરેના જે નીયમો છે તે આ કામના વાદીઓ વિગેરેને લાગવા જોઇએ અને આ કામનો તે ધોરણથી નીકાલ થવો જોઇએ. અને આ સંબંધમાં મી૦ માણેકશાહજીએ બ્રીટીશ રાજ્યની કોર્ટોના ફેંસલાના આધારો બતાવેલા છે અને બ્રીટીશ કાયદા પૈકી શને ૧૮૨૭ ના મુંબઇના રેગ્યુલેશનો પૈકી બીજા રેગ્યુલેશનનો આધાર જમે પકડવામાં આવ્યો છે. આ રેગ્યુલેશનની કલમ ૨૧ માં ન્યાત જાત સવાલોની ( Cast questions ) ની બાબતમાં દીવાની કોર્ટોની સત્તાનો વિચાર આવેલો છે. સામા પક્ષે વાદીઓ રીસ્પોન્ડેન્ટોના વકીલ મી૦ દીનશાહજીની તકરાર એવી છે કે પારસીઓ કંઇ ન્યાત નથી માટે તેમને આ રેગ્યુલેશનનું ધોરણ લાગી શકતું નથી અને તેમને હીંદુ ધર્મશાસ્ત્રના પણ નીયમ લાગુ પડી શકતા નથી વીગેરે. અને તેમણે પણ બ્રીટીશ રાજ્યની કોર્ટોના ફેંસલા પોતાની દલીલના ટેકામાં બતાવેલા છે. સ્વરાજ્યની અદાલતોએ આવે પ્રસંગે ધ્યાનમાં રાખવાનું ધોરણ એવું છે કે જ્યાં સુધી સ્વરાજ્યના આધાર હોય ત્યાં સુધી પર રાજ્યના આધારને તેમણે વજન આપવાનું નથી અને સ્વરાજ્યના આધારોમાં ન્યુનતા હોય તો સુધરેલી રાજ્યનીતિમાં પ્રવર્તતા આધારોનું તેમણે ધોરણ પકડવાનું છે તો હાલનાં પ્રસંગમાં તો તે બંને અનુંકુળતા છે. સ્વરાજ્યની નામદાર વરીષ્ટ અદાલતે આ પ્રશ્નનો વિચાર કીધેલો લાગે છે અને તેમને ઠરાવ કીધેલા જાણવામાં આવે છે.

વડોદરા વરીષ્ટ કોર્ટ રીપોર્ટસ ૨ પૃષ્ટ ૩૧ વાલા કોલીબાઇ વીરૂધ સોરાબજી દાદાભાઇ વીગેરેના કામમાં હાલના પ્રશ્નને તો અવકાશ નહતો પણ પાલક બાબતના સવાલમાં પારસી એકટના લાગુપણાના સવાલનો વીચાર થયો હતો. આ ફેંસલો માજી ચીફ જસ્ટીસ ખા૦ બા૦ ખરશેદજી શેઠ જેવા એક વિદ્વાન અને કુશળ પારશી ન્યાયાધીશનો હોવાથી તેના વીચાર વધારે લક્ષ પુરવા

જેવા છે, એમાં સ્પષ્ટ ઠરાવેલું છે કે આ રાજ્યના પારસી લોકોને પારસી એક્ટ લાગુ નથી ત્યારે તેમને કયા નીયમ લાગવા જોઇએ અને હીંદુ નીયમ લાગે કે નહીં તેના વીચારમાં આ વિદ્વાન ચીફ જસ્ટીસ સાહેબે ઠરાવેલું છે કે એ નીયમ મુસલમાન લોકોને જેમ લાગુ નથી તેમજ પારસી લોકોને પણ લાગુ નથી ( જુઓ સદર પૃ. ૩૩ ) આજ પ્રમાણે એ ફેંસલાના નીચેના બોલ હાલના પ્રકરણને અગત્યના હોવાથી તે અહીં ઉતારવા જરૂરના ધારી અહીં ઉતાર્યા છે.

“ પારસી લોકોનું ઇરાન મધેનું રાજ્ય આજથી ૧૨૫૩ વર્ષ ઉપર ગયું, ( ફેંસલાની તારીખ ૨૦–૩–૮૪ ની છે ) અને તે ગયા પછી તેઓ થોડે વર્ષે હિં-દુસ્તાન તરફ આવ્યા અને તેઓ પોતાના ધર્મ તથા રાજકીય કારણને લીધે અત્રે એકદમ નીકળી આવ્યા તેથી તેઓ તે વખતે પોતની સાથે પોતાના કાયદા વગેરે લાવી શકયા નહીં. ( જુઓ પૃષ્ટ ૩૫ ) એટલે જેમ પાલકની બાબતમાં તેમનો જુનો કાયદો હાથ લાગતો નથી તેમ બીજી બાબતમાં પણ જણાયો નથી ત્યારે શી રીતે કરવું તે અગત્યનો સવાલ છે. ” ખા૦ બા૦ ચીફ જસ્ટીસ ખરશેદજી શેઠે આ સવાલનો પણ સદર ફેંસલામાં વિચાર આપ્યો છે કેઃ—

“ ન્યાય કરવા બાબે એવો નીયમ છે કે જે વિષય કોર્ટના સામા હોય તે વિ-ષય બાબત રાજ્યનો કાયદો હોય તો તે કાયદા પ્રમાણે કરવું, જો વીશેશ કાયદો ના હોય તો દેશ રીવાજ પ્રમાણે કરવું અને યોગ્ય રીતે દેશ રીવાજ સાબીત ન થાય તો પ્રતિવાદીના ધર્મશાસ્ત્ર મુજબ કરવું અને તે ધર્મશાસ્ત્ર પણ બરાબર ન માલમ પડે તો ન્યાયાધીશે ન્યાય નીતી ( ઇકવીટી ) તથા શુદ્ધ બુદ્ધી મુજબ જે યોગ્ય લાગે તે કરવું ( જુઓ શને ૧૮૨૭ નો કા૦ ૪ ક૦ ૨૬ ) આ નીયમ સર્વ દેશની રાજ્ય નીતી તથા ન્યાત રીતને એકસરખો લાગુ છે ” ( જુઓ સદર પૃષ્ટ ૩૯–૪૦ ) આ પછી પાલકના રીવાજને લગતી જે વાત તે વિદ્દવાન ઇન્સાફદારે કહી છે તે આને પણ લાગુજ છે કે “ પારસીઓના ધર્મશાસ્ત્રનો પણ કંઇ આધાર મળતો નથી એટલે જે ઠરાવ ન્યાય અને નીતી ( ઇકવીટી ) શુદ્ધબુદ્ધીનો લાગે તેવો ઠરાવ કરવો જોઇએ અને આખા ઇંગ્રેજી રાજ્યમાં પારસી રૈયતને વાસ્તે જે ઠરાવ્યું છે તે ઉપલા નીયમને અ-નુસરીને છે એમ અમો માનીએ છઇએ ” ( જુઓ સદર પૃષ્ટ ૪૦ ) અને પારસીઓના સંબંધમાં ઇંગ્રેજી રાજ્યનો નીયમ જોવા જઇએ તો ઇ૦ લો૦ રી૦ ૬ મુંબઇ ૩૬૩ માં બાઇ માણેકબાઇ વી૦ બાઇ મેહેરબાઇ બંને પારસણોના કામમાં રઇ ચાર્લસ ૨ ના કા૦ ૩ વાલું સ્ટેટયુટ ઓફ ફ્રૉડસ તે વીલાયતના કાયદાનું ધોરણ લાગુ પડયું છે. ૪ મુંબઇ હા૦ કો૦ રી૦ ઓ૦ સી૦ ૧ ના નવરોજજી બેરામજી વીરૂધ રોજ-ર્સના કામમાં પારસીઓની સ્થાવર મીલકત બાબતનો સને ૧૮૩૭ નો ૯ મો કાયદો છતાં મુંબઇમાં પારસીઓને વિલાયતનો ( ઇંગ્લીશ ) કાયદોજ લાગુ છે એમ ઠરેલું છે. ૫ મુંબઇ હા૦ કો૦ રી૦ ઓ૦ સી૦ ૧૦૯ ના મંચેરશા અસપંદીઆરજી વી૦ ક-મરૂજેસા બેગમના કામમાં શને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૪ ની કલમ ૨૬ નો વીચાર ઉપર ખા૦ બા૦ ચીફ જસ્ટીસ ખરશેદજી શેઠે ઠરાવ્યા પ્રમાણે પ્રતિવાદીનો એટલે

અહીં પારસીનો નીયમ લાગુ પાડવો અને જ્યારે પારસીઓને હિંદુસ્તાનમાં સાધારણ રીતે લાગુ પડતો કાયદો નથી તો ન્યાય નીતી, ઇકવીટી અને શુદ્ધ બુદ્ધીનોજ નીયમ લાગુ પડવા ઠરેલું છે. ચીફ જસ્ટીસ કોચ સાહેબ એ મતલબનું કહેવું છે કે—

"There is no law generally applicable to Parsis in India but the law applicable to them within the Jurisdiction of the High Court or its original side is that which is applied to Britishborn subjects and in the absence of any specific law for the Parsis in the Mofussil, the rule of Justice, equity & good conscience should be observed, and in such cases we should follow, with certain necessary modification's the practice of the Courts of Equity in England," ( જુઓ પૃષ્ટ ૧૧૪. )

ઈં૦ લો૦ રી૦ ૫ મુંબઇ પૃ૦ ૫૦૬ વાળા મીઠીબાઇ વી૦ લીમજી નવરોજજી બંને પારસીના કામમાં જસ્ટીસ બેલી સાહેબે આ માજી ચીફ જસ્ટીસ કોચ સાહેબનાં ઠરાવનો ( જુઓ પૃ૦ ૫૩૦ ) તેમજ નવરોજજી બેહેરામજી વી૦ રોજર્સના કામમાં ઠરાવનો ( જુઓ પૃ૦ ૫૨૫ ) તથા બીજા આધારોનો વીચાર આપ્યો છે અને તેમણે તેનું વિવેચન કીધું છે તથા આ બાબતમાં મુશ્કેલી શી છે તેનો તેમણે વીચાર આપ્યો છે કે આ બાબત ઉપર અહીં હીંદુસ્તાન કે ઇંગ્લાંડમાં કંઇ પ્રત્યક્ષ ફેંસલા થયા નથી (જુઓ પૃ૦ ૫૩૦ વિગેરે ) ઈં૦ લો૦ રી૦ ૬ મુંબઇ પૃ૦ ૧૫૧ માં તેજ પક્ષકાર વચેના પ્રશ્નમાં સદરહુ જસ્ટીસ બેલી સાહેબનો ફેંસલો જસ્ટીસ (ચીફ જસ્ટીસ) સારજંટ એજંટ સાહેબે બહાલ રાખ્યો છે. અને તેમાં પાછા તેજ નવરોજજી વી૦ રોજર્સના ફેંસલાનો નીયમ જમે પકડયો છે પૃ૦ ૧૬૨-૧૬૩ વી૦ બીજા પ્રકરણોમાં પારસીઓના સંબંધમાં આવી રીતના ફેંસલાઓથી નીયમ ઠરેલા છે તે અહીં જોવા કારણ નથી.

આમ આ સ્વરાજ્યના અને બ્રીટીશ રાજ્યને લગતા પારસીઓ સંબંધી ફેંસલાઓનું એટલુંજ તારતમ્ય છે કે, આ લોકોનો પોતાનો, ધર્મશાસ્ત્રનો કે દેશ રીવાજનો આધાર મળી આવતો નથી તો તેમણે હીંદુ ધર્મશાસ્ત્રના નિયમ કે તેને વળગીને મુંબઇના સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨ ની કલમ ૨૧ ના નીયમ લાગી શકે નહીં અને બહુ તો તેજ સાલના રેગ્યુલેશન ૪ ની કલમ ૨૬ પ્રમાણે પ્રતિવાદીના નીયમ હોય તો તે લાગુ પડે. આ નીયમ મુંબઇ માટે પારસીઓને સારૂ ઇંગ્લીશ કાયદાના છે અને જીલ્લાઓને માટે તે ન્યાય નીતી અને શુદ્ધ બુદ્ધીના છે. સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨ ની કલમ ૨૧ ન્યાત જાતના સવાલ માટેની છે. અને તે બાબતમાં ઘણા ઘણા ફેંસલા થયા છે. ( જુઓ મેસર્સ ચિમનલાલ સેતલવાડ અને જમીયતરામ ન્હાનાભાઇ હરીદાસના મુંબઇના એકટસ અને રેગ્યુલેશન્સનું પુસ્તક ૧ પૃ૦ ૨-૩ ) બેશક ન્યાત જાતનો પ્રશ્ન હીંદુઓનેજ

લાગુ થઇ શકે છે પણ પારસીઓ મુસલમાનો કે ઇતર જાતીને નહીંજ. રા૦ ભ્યંકટ-રાવ રામચંદ્રના સને ૧૮૭૬ મુંબઇના એકટ ૩ મામલતદાર કોર્ટને લગતા કાયદાના ટીકાના પુસ્તક (સને ૧૮૮૩ માં) કલમ ૫ માં તેઓ જણાવે છે કે ખ્રીસ્તી, પારસી અને મુસલમાનોને ન્યાત હોતી નથી અને તેમના સંબંધમાં તો ફકત તેમનો ધર્મજ આપવાનો છે.

"A Christian, a Parsi, or a Mahomedan has no caste. In their case, only the religion of the party may be mentioned." (પૃ.૧૮)

ઇં૦ લો૦ રી૦ ૧૩ મુંબઇ પૃ૦ ૪૨૯ વાલા સૈયદ હાસીમ સાહેબ વલદે સૈયદ અહમદ સાહેબ વિ૦ હુશેનશા વલદે કરીમશાવાલા વતનદાર કાજી અને ખતીબના હક બાબતની તકરારમાં મુસલમાન દરમ્યાનની તકરારમાં આ સવાલ ન્યાત જાતનો ગણવામાં આવ્યો નહતો અને કાયદાનો આધાર લાગુ પાડવામાં આવ્યો નહતો. જસ્ટીસ મી૦ પારસન્સ સાહેબે નીચેની બંને કોર્ટોના ઠરાવ ખોટા ઠરાવી જણાવ્યું હતું કે દીવાની કોર્ટોને આ કામમાં દાવો લેવા અને ચલાવવા અધીકાર છે. તેમનું એવું કહેવું છે કે મુસલમાન દરમ્યાનના દાવામાં આ કલમ લાગુ છે એવો કંઇ પણ ફેંસલાનો આધાર બતાવવામાં આવ્યો નથી માટે અમે ઠરાવીએ છઇએ કે આવા દાવાને આ કાયદાની કલમનો પ્રતીબંધ નથી. (જુઓ પૃ૦ ૪૩૨).

એજ પ્રમાણે ૧ મુંબઇ હા૦ કો૦ પરિસીષ્ટ પૃ. ૧૮ ના મહમદ યુસફ વી૦ સૈયદ અહમદના મુંબઇના કાજીની નીમનોકની મામુલ બાબતના દાવાના ફેંસલામાં પણ ચીફ જસ્ટીસ માથ્યુ સોસ સાહેબ અને જસ્ટીશ આર્નોલ્ડ સાહેબે દાવાનો સાંભળીને નીકાલ કીધો છે. જો કે આ દાવો સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨૬ ને અવલંબીને છે. તોપણ કાજી નીમણોકની મામુલ હકની રકમ અને ભગરસાથનો ભાગ તે એકસરખા પ્રકારનો હક લાગે છે માટે આવા દાવાને તેવું ધોરણ લગતું સમજાય છે. આ ફેંસલાઓ જેવી રીતે મુસલમાનો માટે છે તેમ ઇ૦ લો૦ રી૦ ૧૧ મુંબઇ ૧૮૫ વાળો એડવોકેટ જનરલ ઓફ બાંબે વી૦ ડેવીડ હાઇમ દેવાકરનો ફેંસલો ઇઝરાએલીઓ માટેનો છે. એમાં જસ્ટીસ સ્કોટ સાહેબ લખે છે કે તેમને પહેલાં એ કામમાં શને ૧૮૨૭ ના રેગ્યુલેશનની કલમ ૨૧ પ્રમાણે કોર્ટને હકુમત હોવા વીષે શક હતો પણ તેમણે આખરે ઠરાવ્યું છે કે આ જાતી તે કંઇ ન્યાત નથી. તેમના બોલ ઉપયોગના છે કે,

"But this community is not a caste; and not only are honorific distinctions at State but also a share in the management of an endowment, and the right to an office of importance and authority. I think in such cases the court has Jurisdiction.

(જુઓ પૃ૦ ૧૯૩-૪) અહીં પણ વાદીઓના માત્ર માનપાનપણાનીજ કંઇ વાત નથી પણ તેમના અકાબરપણાનો અને આગેવાનીનો અને તેમના હક સત્તાને

એ મહત્વનો સંબંધ છે અને તેમના ભગરસાથના ભાગની વાત છે તો મને લાગે છે કે આવા કામમાં દીવાની અદાલતોની હકુમત હોઇ શકે છે. આ ઇઝરાએલીઓના મુકમાવાળા પ્રમાણે આ કામના વાદીઓ પણ વંશપરંપરાના હકથી ઉતરી આવેલા આગેવાનીપણાનો દાવો કરે છે અને જસ્ટીસ સ્કોટ સાહેબે આ ઇઝરાએલીની કોમને માટે કહ્યું છે તે પારસી કોમને બરોબર લાગુ પડે છે કે તેઓ પણ એક ખાનગી અને સ્વેચ્છિક મંડળી પરસ્પરની સંમતીના પાયા ઉપર રચાયલી જેવી છે (જુઓ પૃ૦ ૧૯૪) "This Community is a private and religious Society resting upon a consensual basis." માટે જેમ મુસલમાનોને તથા, ઇઝરાએલીઓને સને ૧૮૨૭ નો મુંબઇનો રેગ્યુલેશન ૨ જો લાગતો નથી તેમ તે પારસી કોમને પણ તે ન્યાત જાતના પ્રકારમાં નહીં આવવાથી તે લાગુ થઇ શકતો નથી. આ કોમને ત્યારે ન્યાય નીતી અને શુદ્ધબુદ્ધીનો જે કાયદો લાગવાનો છે તેવોજ આ ઇઝરાઇલીઓના ફેંસલામાં પણ મંડળીઓ ( Societies ) નો કાયદો લાગવાનું બતાવી જસ્ટીસ સ્કોટ સાહેબે તેને સારૂ લોંગ વિબીશપ ઓફ કેપટાઉન ( Moors p. c N. S. at p. 411 ) અને બ્રાઉન વિકચુર ઓફ મોટ્રીયલ ( L. R. 6. p. c at p, 208) ના ઇંગ્રેજી ફેંસલાનો દાખલો આપે છે. હાલના દાવાવાળા કામમાં જેમ અહીંની પારસી કોમની અનજુમન છે તેમ ઉપરના ઇઝરાઇલીઓવાળા ફેંસલામાં પણ પંચ અને જમાત જોવામાં આવે છે. (જુઓ પૃ. ૧૯૫) આ ફેંસલા અને તેમાં આધારમાં લીધેલો ફેંસલાઓનો બીજો સંબંધ પ્રતિવાદી નંબર ૧ ને આ ભગરસાથ બહારના ગણવામાં કામમાં જે યાદ છે તેમાં જોવા જરૂર પડશે પણ તેના ઉપર જોવામાં આવેલા તત્વ પ્રમાણે પ્રતિવાદી અપેલેન્ટોએ જે કાયદાનું અવલંબન લીધું છે તે કાયદો આ કોમને લાગુ નથી તેને આ ફેંસલાથી આધાર મળે છે તેજ અહીં નોંધવું બસ થશે.

પારસી કોમ એક વખતે ન્યાત જાત ગણવામાં આવે અને વાદીઓનો દાવો "ન્યાત સંબંધે કરેલો દાવો" ગણવામાં આવે તોપણ નામદાર ચીફ જસ્ટીસ અંબાલાલ સાકરલાલ દેશાઇ અને સ્વર્ગવાસી જસ્ટીસ આઠલે સાહેબે વ૦ લેં૦ રી૦ ૨ પૃ. ૩૧૭ વાળા દી૦ સ્પે૦ આ૦ ના૦ સ ૩૫૦/૧૮૯૫ ફે૦ તા૦ ૧૬–૫–૯૨ ના દલસુખ પીતાંબર વીગેરે વી૦ નાથજી આત્મારામ મેયતના વારસ પરશોતમ નાથજીના કામમાં ઠરાવ્યું છે કે "બ્રીટીશ રાજ્યના કાયદા પ્રમાણે ન્યાતના પ્રશ્ન સંબંધે દાવા કોર્ટે સાંભળવા નહીં એવી જે મનાઇ છે તે આ રાજ્યમાં લાગુ નથી. ન્યાત સંબંધે દાવા સાંભળવા આ રાજ્યની કોર્ટને મના નથી." આનું કારણ એ વિદ્વાન જડજોએ આપેલું સમર્પક અને સબળ છે. આ કામ વડોદરા સીટી મુનસફ કોર્ટમાં ચાલ્યું હતું તે કોર્ટ તેમજ અપીલમાં આસિસ્ટંટ જડજ કોર્ટે ઠરાવ્યું હતું કે આ રાજ્યમાં મુંબઇ ઇલાકાનો સને ૧૮૨૭ નો રેગ્યુલેશનનો બીજો છે તે પ્રમાણે આવા દાવા દીવાની કોર્ટમાં ચાલવાની મનાઇ વિશેનો કાયદો નથી. આ ઠરાવ અમને બદલવાને કારણ નથી એમ નામદાર વરીષ્ટ કોર્ટના સદરના ન્યાયાધીશોએ ઠરાવ કીધો છે એના ઉહાપોહમાં જસ્ટીસ આઠલે લખે છે કેઃ—

अशाकामीं जात (ज्ञात) म्हणजे कोणत्यातरी एकांध धाच्या मंडळा सारखी मंडळी असे मानले अस्तां व्यहवरांत फारशी अडचण नाहीं. ज्या प्रमाणे उद्योग धंधासाठी संरकर्ताच्या मंडळया अस्तित्वांत येतात त्यांतील व्यक्तीच्या दरम्यान उत्पन्न होणार्यानं त्याचा निर्णय त्याणीं केलेला ठराव अनवबें दीवाणी कोर्टांत केला जातो त्या प्रमाणें ज्यातीचा निर्बंधा विरुद्ध आचने उत्पन्न झालेल्या दावाच्या कारणाचा तपास व निर्णय दीवाणी कोर्टांत होण्यांस हरकत नाहीं मात्र उघड आहेकी तो निर्णय होण्याला जाती वे (ज्ञातीचे) नियमाचे ज्ञान आवष्यक आहे ते ज्ञान होण्यास कज्यांत ज्ञाती रीवाजाचा अथवा निर्बंत्याचा पुरावा व्यक्त जाहला पाहींजे ब्रिटिश इलाख्यांतील ज्ञाती निर्बंधाचा अमल दीवाणी कोर्ट करीत नाहीं हे खरें परंतु देश रीवाजाचे अनभिज्ञ अशा न्यायाधीशानी ज्ञातीरीवाज अमलांते आणण्या साठीं केलेला यत्न विशेश हितकारक नहोतां प्रजेला नरूचण्याचा संभव आहे असे विधर्मी राज्यांनी समजून त्माचा बिचार अजींच मना करावा यांत विशेश आश्चर्य नाहीं परंतु तसे करण्यांत त्याचा इरादा ज्ञातीरीवाज बुडविण्याचा नसून त्याला सरकारी कामदाराच्या कृत्यानें विघ्न घडू नयेइतकाच दीसतो (पहा प्रागजी कमळ विरूद्ध गोविंद गोपाळ इ. लो. री. १२ मुंबइ पृष्ट ५३९ मघा जेठालल्ल विरूद्ध जमीयतराम इ. लो. री. मुंबइ १२ पृ. २२५) ब्रीटीश इलाख्यांतील कायदाचे तत्व या राज्यांत लागू करण्याचे कारण दीसत नाहीं. ( જુઓ પૃ. ૩૧૮ ) અને આ નીચેજ આ રાજ્યમાં આવા પ્રશ્નના દાવા દીવાની કોર્ટમાં ચાલ્યાના દાખલા આપવામાં આવે છે.

આ મહાલના પ્રશ્ન ઉપર સાધારણ ધોરણથી આવા દાવા ચાલી શકે છે એમ આ કોર્ટથી ઠર્યું છે. એમજ નહીં પણ સ્વરાજ્યની વરીષ્ટ અદાલતથી તેમજ બ્રીટીશ રાજ્યની તેવી અદાલતોથી આવા દાવાનો જે પ્રતિબંધ કાયદાનો સમજવામાં આવ્યો છે તે બીજી કોમો સાથે આ કામને લાગુ નથી એમ ઠરાવ જાણવામાં આવ્યા છે. સ્વરાજ્યની વરીષ્ટ અદાલતના આ છેલ્લા ફેંસલામાં જે ધોરણ લેવામાં આવ્યું છે કે વિધર્મી રાજ્યકર્તા અને ઇન્સાફદારે જ્ઞાતી રીવાજનું તત્વ બરોબર લક્ષમાં પુરવી શકતા નથી એ ધોરણ એપેલેન્ટના વકીલોએ જે ફેંસલાના આધારો બતાવ્યા છે તેમાં જોવામાં આવ્યું છે. આમાંનો સૌથી પહેલો ફેંસલો મી૰ જાહાંગીરશાએ ઇ૦ લો૦ રી૰ ૩ મુંબઇ ૯ વાળો દીનાનાથ આબાજી અને બીજા વી૰ સદાશીવ હરીમાધવે અને બીજાનો એક ગામના ઉપાધ્યાયે પોતાના યજમાન વીરૂદ્ધ દાવો માડયા બદલનો છે. એ કામના વાદીઓએ હાલના વાદીઓ પ્રમાણે અમુક ક્રીયા કરવાનો અને તેની દક્ષણા મેળવવાનો હક ઠરાવવાનો દાવો કીધો હતો તે પ્રશસ્ત વિદ્વાન રાવબહાદુર ( હાલમાં જસ્ટીસ ) માહદેવ ગોવીંદ રાનાડેએ અપાવ્યો હતો, તેમના હુકમનામામાં અપીલમાં જડજ મી૰ ન્યુનહામે ફેરફાર કીધો હતો અને તે ચીફ જસ્ટીસ વેસ્ટ્રાપ સાહેબે ફેરફાર કાયમ રાખ્યો હતો. આ ફેંસલામાંથી જોવામાં આવે છે કે આવા દાવા સંબંધે બંગાળ અને વાયવ્ય પ્રાંતની કોર્ટના ફેંસલાનું ધોરણ આવા દાવા ન ચાલવાનું મુંબઇની કોર્ટના ધોરણથી ઉલટુંજ જોવામાં આવ્યું છે ( જુઓ પૃ૦ ૧૦-૧૧ ) પણ ચીફ જસ્ટીસ વેસ્ટ્રાપ સાહેબે આવા દાવાનાં સંબંધમાં મુંબઇનુંજ

ધોરણ કાયમ રાખ્યું છે ( We are bound by authority to hold this Suit to be maintainable." ) તેજ પ્રમાણે તેમણે રા૦ બા૦ રાનાડે સાહેબનું વલણ સ્વીકારવું જોઇતું હતું પણ અહીંજ સ્વધર્મી અને વિધર્મી ન્યાયાધીશનું જ્ઞાતી રીવાજનું જ્ઞાન ભીન્ન છતાં કેવું પરીણામ આવે તે જોવામાં આવે છે. પણ જસ્ટીસ આઠલે સાહેબે જમે પકડેલા તત્વથી આમાંનો રા૦ બા૦ રાનાડે સાહેબનોજ ફેંસલો સ્વીકારવો ઘટે છે. આવીજ તરેહનો પ્રકાર ઇ૦ લો૦ રી૦ ૩ મુંબઇ પૃ૦ ૨૩૨ વાલા રાજા વલદશીવઆપા અને બીજા વી૦ કૃષ્ણાભટના ફેસલામાં બન્યો છે જ્યારે પ્રથમનો ફેસલો પુના જીલ્લાનો છે અને ઉપાધ્યાયપણા બદલનો છે, ત્યારે આ ફેસલો બેલગામ જીલ્લાના કલાદગીના આસિસ્ટંટ જડજ રકોટ સાહેબનો બાગલ કોર્ટના સે૦ ક૦ સબારડીનેટ જડજ રા૦ સા૦ માધવરાવ કૃષ્ણાનો ફેંસલો દુરસ્ત કરેલો હાઇ કોર્ટમાં જસ્ટીસો મેલવીલ અને કેમ્બાલ સાહેબોએ બાહાલ રાખ્યા બદલનો છે અને તે જોશીપણા બાબતનો છે. ૧૧ મું૦ હા૦ કો૦ રી૦ ૬ તેમજ ૨ આગ્રા ૮૦–૧૦ વી૦ રી૦ ૧૧૪–૫ વી૦ રી૦ ૨૨૨ અને ૮ બંગાળ લો૦ રી૦ ૫૦ વીગેરે ફેંસલાઓ પણ આ સાથેના ભેગા વીચારવાના છે. ઉપરના ફેંસલામાં જ્યારે સ્વધર્મી ન્યાયાધીશોએ જોઇતી મનાઇ અને દાદ આપી છે ત્યારે વીધર્મીઓએ નથી આપી.

અને જસ્ટીસ આઠલે સાહેબના ફેંસલાથી સ્વધર્મી ન્યાયાધીશોના ઠરાવને વધારે વજન આપવાનું છે માટે તે દ્રષ્ટિથી જોતાં આ ફેંસલાઓ વાદીઓને મળવાની દાદને વધારે અનુકુળ છે અને પ્રતિવાદીઓના પક્ષ છે કે આ ઉપાધ્યાયો જોશીઓ જેવા મોબેદો દસ્તુરો માત્ર દક્ષીણાનાજ ધણી છે અને તેઓ માંગે છે તે હક ઠરાવવાનો કે મનાઇના તે ધણી નથી તેને અનુકુળ નથી. આ ફેસલાઓ માટે વાદીઓના વકીલ પણ પોતાની પક્ષાપત્રી ગણે છે. ઇ૦ લો૦ રી૦ ૩ મુંબઇ ૯ વાળામાં નુકશાની મળી શકે છે અને તેનાજ પૃ૦ ૨૩૨ વાળા ફેંસલામાં મીલકતનો સંબંધ હોય તો દાવો ચાલી શકે છે. એમ છે તો મી૦ દીનશાહજીની દલીલ છે કે સનંદોમાં બાજ, ઇજશને, વંદીદાદ કરવાના છે તે ધર્મના મકાન સ્થાપન થાય ત્યાંજ કરવાના છે તે કારણથી તથા દાવો એવો છે કે આવી ( Property ) કરવામાં આવે ત્યાં ક્રીયા કરવાનો અમારો હક છે. આ અમારો હક તકરારી મીલકતને વળગીને છે તો આ આધારથી દાવો અલગ તેથી છે. કહેવામાં આવે છે તેમ નથી ( જુઓ કોર્ટની નોટ પૃ–૨૭ ) માટે તકરારી નવી દરેમેહેરના અને પોતાના હક સંબંધના કારણથી દાવામાં આ ફેંસલાનો આધાર લાગે છે એમ તેમનું કહેવું સમર્પક જણાય છે.

પ્રતિવાદીઓના વકીલે બીજા આધાર માનપાનને લઇને બતાવ્યા છે ( જુઓ ઇ૦ લો૦ રી૦ ૬ મુંબઇ ૭૨૫ તથા ૬ મુ૦ હાઇકોર્ટ અપે૦ સી૦ ના૦ ૧૭ અને ઇ૦ લો૦ રી૦ ૨ મુંબઇ ૪૭૦ ) તે આ કામને લાગુ નથી કારણ કે અહીં નુસ્તુ માનપાનજ માંગવામાં આવ્યું નથી, આમાંનો ઇ૦ લો૦ રી૦ ૬ મુંબઇ ૭૨૫ નો ફેંસલો માહાર જાતીનો છે અને ગુરૂના શીષ્ય પાસેથી મળવાના વાર્ષીક લવાજમ વિષેનો છે તેમાં ચીફ જસ્ટીસ સારજંટ

સાહેબે કેટલે દરજ્જે ન્યાત જાતના પ્રશ્ન જોવા જોઈએ તેનો નીર્ણય કીધો છે (જુઓ પૃ૦ ૭૨૭) અને તેમાં બીજા બે ઉપર સાથે આપેલા ફેંસલાનો વીચાર આપવામાં આવ્યો છે આમાંનો ૬ મુ૦ હા૦ કો૦ રી૦ અપે૦ સી૦ જ્યુ૦ ૧૭ વાળો ફેંસલો મહુધા તાલુકાના મેહેતરોને લગતો લગ્ન પ્રસંગે મેહેતરીઆ આગેવાન પટેલ તરીકે લવાજમ વિષેનો છે અને ઇ૦ લો૦ રી૦ મુંબઈ ૪૭૦ નો ફેસલો ચીફ જસ્ટીસ વેસ્તટ્રાપ સાહેબનો બેલગામ જીલ્લામાં બાગલ કોટમાંની લીગાયતોના ચલવડીના હોદ્દાને માનને લગતો છે. આ ત્રણેમાંથી એકનો જેવો જુજ જાજ જેવો હાલના દાવાનો પ્રકાર નથી. આમાં ખુશી પડે તો લવાજમ આપુવા જેવું હાલના દાવામાં નથીજ. ભગરસાથવાલાનો અમુક હક છે અને તેમને મળવાનો તથા આપવાનો ભાગ ફરજ તરીકે કહેવામાં આવે છે. તેજ પ્રમાણે ઇ૦ લો૦ રી૦ ૬ મુંબઇ પૃ૦ ૧૧૬ વાળો વતનદાર ચોધરીનો હક પણ તેવોજ જુજ માનપાનનો છે તે એ આ કામને લાગુ ન છતાં ઉપરના વર્ગમાં જાય છે. તેજ પ્રમાણે ઇ૦ લો૦ રી૦ ૧૦ પૃ૦ ૨૩૩ નો ફેંસલો ચીફ જસ્ટીસ સારજંટ સાહેબનો છે અને ઇ૦ લો૦ રી૦ ૨ મુંબઇ પૃ૦ ૪૭૬ નો ચીફ જસ્ટીસ વેસ્ટ સાહેબનો આથી ઉલટ ૧ મુ૦ હા૦ કો૦ રી૦ અપે. સી૦ જ્યુ. ૧૨ વાળો પ્રાણશંકર અને બીજા વિ. કાણાનાથ મહાનંદનો સુરત જીલ્લાનો પુજારી તરીકે પોતાને કામ કરવાના હક ઠરાવવાનો અને મંદીરના ઉત્પન્ન મળવાનો દાવો દીવાનીમાં ચાલવા જેવો ઠર્યો છે, તે વાદીઓના અગીઆરીની મોબેદી અને તેની દસ્તુરીના હક અને ભાગ બદલના દાવાને મળતો છતાં તેને આધારે વાદીનો દાવો ચાલી શકે છે એમ નીકળે છે. તેમાંતો જસ્ટીસ ફોર્બસ સાહેબે નીચેની કોર્ટનો ઠરાવ રદ કરી મુકદમો પરત ચોકસીમાં મોકલ્યો હતો. ઇ૦ લો૦ રી૦ ૫ મુંબઈ ૮૦ માં બતાવેલો દાવો ચાલવા જેવો નથી ઠરાવ્યો પણ તેમાં મુર્તીને દાગીના પહેરાવવા અને તે કબજામાં રાખવાની વ્યવસ્થા બદલ પુંજા સંબંધનો છે અને દીવાનીના પ્રકારનો નથી માટે તે તેમ ઠરાવ્યો છે. પણ હાલના કામના વાદીઓનો દાવો તો બીલકુલ તેને મળતો નથી માટે તેનું ધોરણ આ પ્રકારને લાગી શકેજ નહીં. પણ ઇ. લો. રી. ૧૫ કલકત્તા પૃ. ૧૫૯ વાળા કામમાં સી૦ પ્રો૦ કો૦ કલમ ૧૧ પ્રમાણે સત્રમાં ગવૈયા તરીકેના વંશપરંપરાનો હકના સંબંધમાં લવાજમ ન મળતું હોય તોપણ દાવો ચાલવો ઠર્યો છે તેમ અહીં પણ ભગરીઆઓના ભાગનો હક વંશપરંપરાનો છે માટે તે બદલ વાદીઓનો દાવો આ આધારે ચાલીજ શકે. આ ફેંસલો ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ રોમેશચંદ્ર મીત્ર અને જસ્ટીસ બિવરલીનો છતાં તેમાં લખે છે કે:—

"But this is not a suit for the vindication of any alleged dignity attached to any office, this is a suit for the establishment of the Plaintiff's right to a hereditary office. In our opinion it is not necessary in a suit of this description, to establish that the charge or trust is one which eusures some profit to the person claiming it. If it be a charge on trust for the performance of praticular duties in a temple or the like, it would, in our opinion,

be an "office" within the meaning of section II of the civil procedure code, whether any emoluments are attached to it or not."

(જુઓ. પૃ. ૧૬૧-૨) આજ પ્રમાણે અમુક મંદીરમાંની પ્રતીમાંની પુજા કરવાનો પોતાનો હક હોવાનો દાવો ઇ૦ લો૦ રી૦ ૭ મુંબઇ ૩૨૩ માંના ચિતપાવનોને લગતા આનંદરાવ ભીખાજી ફડકે અને ત્રણ બીજા વી૦ શંકર દાજીચાર્ય અને બાર બીજાના ફેંસલા પ્રમાણે ચલાવી શકે છે. તેમજ અહીં પણ વાદીઓ નવસારીની વડી દરેમેહેરમાંનાજ આતશબેહેરામ સાહેબની એકલાની પુજાનો પોતાનો હક ધરાવે છે અને બીજા તેની દરેહમેહેરમાં તેવો હક ધરાવી શકે નહીં એવો આ વાદીઓનો દાવો તેને મળતોજ છે માટે તે પણ ચાલવા હરકત નજ જોઇએ. આ ફેંસલામાં મુંબઇમાં સને ૧૮૨૭ ના રેગ્યુલેશન બીજાની કલમ ૨૧ નો અર્થ વિદ્વાન જસ્ટીસ વેસ્ટ સાહેબે કરેલો છે કે ન્યાતની અંતરવ્યવસ્થામાં દીવાની કોર્ટોએ હાથ ઘાલવાનો નથી પણ તેથી કરીને તેમની બધી હકુમત બંધ થઇ છે તેમ નથી તે લક્ષમાં લેવા યોગ્ય છે.

"The meaning of Section 21 of Regulation II of 1827 is that the internal economy of a caste is not to be interfered with by the Court, not that no possible matter of litigation in which a question of caste usage, or right a privilege may arise can be taken cognisance of."

(જુઓ પૃ. ૩૨૮-૯) જસ્ટીસ વેસ્ટ સાહેબ સર ટી. સ્ટ્રેંજનો મત આપવા ઉપરાંત વિલાયતમાં "ડીસેંટીંગ" ધર્મના મંડળોની બાબતમાં કુપર વિગોર્ડન (8 L. R. page 249) અને બ્રાઉન વિ૦ કયુરે ઓફ મોન્ટ્રિયલ (L. R. 6. P. C. 157 ના આધારો આપે છે અને કહે છે કે:—

"And this corresponds pretty nearly in principle to what in England has been laid down, and acted, on with regard to disssenting religious bodies not disapproved, but also not sustained, or regulated by the State-Cooper-v-Gorden. The English Courts have to adjudicate amongst sactions of dissenters as to civil rights though they have no authority in what may, by analogy, he called their caste-questions. The principles set forth in the case of Brown v. Core, of montreal are of general application & should the necessity arise, would warrant the civil court in going much further than thay are called on to go in the present case."

(જુઓ પૃ. ૩૨૯) ઉપર પારસીઓની કોમની બાબતમાં ન્યાય નિતી અને શુદ્ધ બુદ્ધિના નીયમ લગાડવાનું જોયું છે તે નીયમો આમાંના પ્રથમના ઇકવેટીના

મુલથી જાણી શકાય છે. માટે વિલાયતમાં જે "ડીસેટીંગ" મંડળોને માટે કાયદો ...ગુ થયો છે તેજ આ પારસી કોમમાં હાલના વાદી પ્રતિવાદીઓના "ડીસેટીંગ" મંડળને લગાડવોજ જોઇએ. હાલના કામને ઉપયોગી પડે ત્યાર પછી તરતજ જસ્ટીસ વેસ્ટ સાહેબના કીમતી બોલો જોવામાં આવે છે કેઃ—

" Now the rights connected with the religious foundation in the absence of any code of rules laid down by the founder or the Sovereign power have to be south in the practice of the institution. What has long been done is presumed to have been rightly done. "

( જુઓ પૃ૦ ૩૨૯ ) અર્થાત ધર્મના મકાનોને લગતા હક છે તે કાં તો તે સ્થાપન કરનારે બાંધેલા નીયમથી હોય છે કે રાજાએ ઠરાવેલા નીયમથી. તો અહીં તો વાદીઓ તરફથી રજુ થયલી આપણા રાજ્ય તરફથી મળેલી સનંદો છે અને તેઓ ના હોય તો જે લાંબી મુદતથી ચાલતું આવ્યું હોય તે અમલમાં લાવવાનું છે, કારણ કે જે ઘણું લાંબુ ચાલ્યું હોય તે ખરૂં ચાલ્યું હોવું જોઇએ, તો ભગરીઆઓ અને બીજાના પંથક બાબત જે નીયમ અને ભાગોનો નીયમ છે તે બહુજ લાંબી મુદતથી ચાલ્યો આવ્યો છે. તો આ આધારથી તે ખરો ચાલ્યો આવેલો માનવોજ જોઇએ. આમ આને લગતો કાયદો વાદીના દાવાને બરોબર લાગુ પડતો છે અને તે ઉપર આગળ સ્વરાજ્ય અને બ્રીટીશ રાજ્યના આધારો જોયા તેને પુરેપુરો બંધબેસ્તો છે.

માટે કાં તો એપેલેન્ટના વકીલ મી૦ માણેકશાહનો વાદ ગ્રહણ કરીએ કે પારસી કોમને હિંદુ ધર્મશાસ્ત્રના નીયમ અને તેમને લગતો કાયદો લાગે છે, તોપણ તમણે આપેલા તથા બીજા આધાર જોયામાં આવ્યા તે ઉપરથી વાદીઓનો દાવો ખાલી માનપાનનો નહીં છતાં તે ચાલવા જેવો છે અથવા તો સ્વરાજ્ય અને બ્રીટીશ રાજ્યના આપણા સ્વરાજ્યના ચીફ જસ્ટીસ શેઠ ખરશેદજી રૂસ્તમજી થાણાવાળા વીગેરે ઇનસાફદારના ફેંસલાઓ પ્રમાણે તેમને ન્યાય, નીતી અને શુદ્ધ બુદ્ધિના નિયમ લાગે છે. ગણવામાં આવે તોપણ વાદીઓ પારસી કોમના છતાં ન્યાત ન હોવાથી જોએલા આધાર પ્રમાણે તેમનો આ દાવો ચાલવા જેવો છે, અને આપણા હાલના ચીફ જસ્ટીસ અંબાલાલભાઇ અને સ્વર્ગવાસી જસ્ટીસ આઠલે સાહેબના ફેંસલાને આધારે ન્યાત જાતના પ્રશ્ન પણ આ રાજ્યની કોર્ટો જોઇ શકે છે તે આધારથી પણ વાદીઓનો દાવો ન્યાત જાતના પ્રશ્ન ગણવામાં આવે તોએ ચાલી શકે છે. અર્થાત ગમે એ દ્રષ્ટિથી અને આધારથી વાદીઓનો દાવો મી૦ જસ્ટીસ વેસ્ટ સાહેબે મુંબાઇનો સને ૧૮૨૭ ના રેગ્યુલેશનની કલમ ૨૧ નો જે અર્થ કીધો ઉપર જોયો છે તેને આધારે કીંવા સી. પ્રો. કો. કલમ ૧૧ પ્રમાણે દીવાની સ્વરૂપનો છતાં તે દીવાની કોર્ટથી સાંભળી શકાય તેમ છે અને તેટલા માટે તે ચાલવોજ જોઇએ એમ મારો ઠરાવ છે.

પ્રતિવાદીઓ એપેલન્ટના વકીલની બીજી તકરાર એવી છે કે વાદીઓના દાવો ધર્મના મકાનને લગતો છતાં આવા મકાનો નીમવાનો અને કરવાનો હરકોઇનો હક છે, તે પ્રમાણે પ્રતિવાદીઓએ નવી દરેહમેહેર બાંધી છે તે વીરૂધ વાદીઓની જુની દરેહમેહેરવાળાનો હક નથી. અને પોતાની તકરારની બાબતમાં તેઓ કેટલાક આધાર આપે છે તેમાંના કેટલાક આ કામને લગતા નથી એમ વાદીઓના વકીલની હરકત છે અને તે મને પણ કેટલેક દરજ્જે ખરી લાગે છે.

મી૰ માણેકશાહે પોતાની તકરારની પુષ્ટીમાં ઇ૰ લો૰ રી૰ ૫ મદરાસ ૩૦૪ અને ૩૧૩ વાળા એમ બે ફેંસલા બતાવ્યા છે. આમાંનો પહેલો ફેંસલો માર્થ સારદીએ ચંગાર અને બીજા વી૰ ચિન્હ કૃષ્ણાએ ચંગાર અને બીજાનો છે તે ટેંકલાઇ અને વડકલાઇ નામની પરસ્પર વિરોધી ધર્મની મંડળી એ દરમ્યાનથી તકરારનો છે તેમાં પણ પ્રતિવાદીઓની માફક વડકલાઇઓએ એક મોહલ્લામાં ધર્મનું મંદીર ઉઘાડવા ઉપરથી દાવો ઉપસ્થીત થયો હતો. એમાં એવું ઠરેલું છે કે લોકોને મંદીર ઉઘાડવાનો હક છે ખરો પણ જો તેઓ બીજાઓની મીલકતના હક ઉપર હુમલા કરતા ના હોય અગર કંઇ હરકત ( Nuisance ) કરતા ના હોય ત્યારેજ તે મંદીર ઉઘાડી શકે છે. ( જુઓ પૃ૰ ૩૦૪ ) આ ફેંસલો ચીફ જસ્ટીસ ટરનર અને જસ્ટીસ સ્વર્ગવાસી મેયદ સામી ઐયારનો છે તેઓ મુન્સફનો અભિપ્રાય આપે છે કે—

" He observed that the erection of a temple of a rival sect would seriously interfere with the receipt of income from voluntary countribution by the older temple that the meeting of the idols carried in procession in the same festivals could hardly be avoided and would entire considerable expense for expiatory services and that the recital of repugnant mantras wonld seriously inconvenience and pain the worshippers at the older temple."

( પૃ. ૩૦૭ ) તેની મતલબ એવી છે કે વીરૂધ પક્ષવાળાએ એ મંદીર ઉઘાડવાથી જુના મંદીરવાળાની આવકમાં સખત હરકત આવશે અને પ્રતિમાઓ સરઘસમાં સામસામે આવ્યા વીના રહેશે નહીં અને તે પ્રસંગમાં શુદ્ધીની ક્રીયામાં ભારે ખર્ચ થશે અને પરસ્પર વીરોધી મંત્રોના ઉચારથી એક બીજા પુજા કરનારાઓને અડચણ પડશે અને ત્રાસ થશે. તેમ આ કામમાં પણ નવી દરેહમેહેર થવાથી જુની દરેહમેહેરવાળા ભગરીયા સાથના ભાગમાં સખત હરકત કમીપણું આવવાનું છે અને આ નવી દરેહ મેહેર તેમને ત્રાસ આપવા વીગેરે કારણથી છે એવી આ કામમાં ફરીયાદ છે. તો આવા પ્રસંગો અટકાવવાનો ઉપર મત જોવામાં આવે છે એમાં પણ એવી તકરાર કરવામાં આવી હતી કે જો નવા સુધારા સામે લોકોનો મત હોય તો જ્યાં મંદીર આગળ ના હોય ત્યાં નવું કરવાનો કોઇનો હક નથી અને તેવી કોઇને છુટ નથી એમ કાયદો છે.

" But it was pleaded as a matter of law that the adherents of a religious sect are not at liberty to erect a pagoda nor assemble for public worship in a place in which such worship has not therefore been practised if the feelings of the inhabitants generally was opposed to the innovation."

( જુઓ પૃ. ૩૦૯ ) આ કામમાં વાદીઓની પણ પ્રતિવાદીઓ માટે તેવીજ તકરાર છે. સદર કોર્ટે પંડીતોનો અભિપ્રાય લીધો હતો અને તેનો તેમણે અમલ કીધો હતો. આ અભિપ્રાય બ્રીટીશ હિંદુસ્તાનમાં ચાલતા કાયદાથી વિરૂધ છે એમ આ વિદ્વાન જડજોનો અભિપ્રાય જોવામાં આવે છે ખરો, પરંતુ આ હકના સંબંધમાં તેમણે ઉપર જોયા પ્રમાણે ઠરાવ કીધો છે કે આવી રીતે ભલે નવાં મંદીરો બાંધે પણ જો તે તેમના પડોસીના હક ઉપર તરાપ ના મારે અથવા કોઇ જાહેર ત્રાસ ના કરે તોજ.

"Provided they neither invade the rights of property enjoyed by their neighbours, nor cause a public nuisance." ઇત્યાદી (પૃ. ૩૦૯) ત્યારે આ ફેસલો વાદી પ્રતિવાદીઓ દરમ્યાનની તકરાર લક્ષમાં લેતાં જેવો વાદીને અનુકુળ છે તેવો પ્રતિવાદીને નથી કારણ કે પ્રતિવાદીઓની નવી દરેહમેહેરથી વાદીઓની વડી દરેહમેહેરની મીલકત હક ઉપર પ્રતિવાદીઓનો હુમલો છે અને તેથી વાદીઓને જાહેર ત્રાસ છે.

ઇ૦ લો૦ રી૦ ૫ મદરાસ ૩૧૩ વાળો ફેસલો કૃષ્ણાસામી તતચાર્યર અને બીજા વી૦ કૃષ્ણાચાર્યર અને બીજાનો છે તેમાં અમુક મંદીરમાં કેટલીક પુજા કરવાનો પોતાનો ખાસ હક ઠરાવવાનો અને તેમાં બીજાને સામીલ થવામાં મનાઇ મેળવવાનો દાવો ચાલી શકે છે એમ ઠર્યું છે, પણ માનપાન અને નુકશાન અપાવી શકાય નહીં એમ છે. આ આધારથી પણ વાદીઓનો હક ઠરાવવાનો અને મનાઇ હુકમનો દાવો ચાલી શકે છે અને તે દાવો માનપાન માટેનો નથી અને ચોકસ નુકશાન તેમાં માંગ્યું નથી એમ ગણતાં આ ઠરાવના બીજા ભાગથી તેને વ્યત્યય આવતો નથી (જુઓ પૃ. ૩૧૪ વિગેરે) આ ઠરાવ પણ સદરના ચીફ જસ્ટીસ ટરનર સાહેબનો છે અને બીજા જસ્ટીસ કિડસ્લીનો છે આ ફેસલામાં સી૦ પ્રો૦ કોડની ક૦ ૧૧ આ દાવાને લાગુ પડી શકે છે તે જોવામાં આવ્યું છે ( પૃ. ૩૧૮) અને નુકશાન આપવાને એ બાબતમાં પણ આપખુશીથી આપેલી દક્ષણાનું નુકશાન આપવાનું નથી. કારણ કે તે ઘણું દુરનું અને અનિશ્ચીત છે.

" Damages cannot be given for the injury suffered by reason of the loss of voluntary offerings because the injury is to remove and uncertain to be safely measured."

( જુઓ પૃ૦ ૩૧૯ ) આ કામમાં પ્રતિવાદીઓની તકરાર પ્રમાણે ભગરીઆઓની માફક ટેંકલાઇના હક કોંજીવરામના તમામ ટેકલાઇના છે તેમજ હાલના દાવાના

હક નવસારીના તમામ ભગરસાથના છે. (જુઓ પૃ૦ ૩૨૭) માટે તે કામમાં ઠર્યા પ્રમાણે (પૃ૦ ૩૨૯) વાદીઓને પ્રતિવાદીઓ તેમના કામમાં આડા આવે છે તેથી બચાવ થવાનો હક ઠરે છે. માટે તેમના છેવટ ઠરાવના બોલ આ કામને લાગુ પડવા જેવા નિચેના ધ્યાનમાં લેવા જેવા છે.

"The declaration that અધ્યાપક મીરાશ the with the reception of the Thordakam is the exclusive right of the Tenkalais, and that it appertains to all the members of that sect residing at Conjiveram must be affirmed and it must be declared that the Tenkalais are entitled to dischage the duties on all occasions in which the ceremony is performed...........and the Vadakalai defendant must be enjoined to abstain from interfering with the Tenkalais is the recital of the Mantram and Prabandham otherwise than as ordinary worshippers."

(પૃ૦ ૩૨૯-૩૩૦) આ ઉતારામાં ટેકબાઇને ઠેકાણે વાદી અને ભગરસાથ સમસ્ત મુકવામાં આવે અને પ્રતિવાદીએ વડકલાઈને ઠેકાણે મુકવામાં આવે તથા તેમના હક સંબંધને ઠેકાણે અગીઆરી અને તેના લગતા હકો તથા ભાગ ખાવાની વાત આવે તો એવો હુકમ આ કામને પણ લાગુ થઇજ શકે માટે આ ફેંસલાથી પણ પ્રતિવાદીઓ કરતાં વાદીઓને લાભ મળે છે અને તે પ્રતિવાદીઓના હીતના નથી એમ મારો મત છે. આ દાખલા હિંદુઓના છે તેમજ સ્વરાજ્યનો ફેસલો ૧૦ લો૦ રી૦ ૧ પૃ૦ ૫૧ વાળો બાવા ભુદરદાસ ગુરૂ ગોપાળદાસ વિ૦ બાવા નારાયણદાસ ગુરૂ ગોપાળદાસનો પણ હિંદુઓનો છે તેમાં જસ્ટીસ રા૦ બા૦ અંબાલાલભાઈએ ગુરૂ માનવો અને ઉપદેશ સાંભળવો તે શિષ્યની મરજીની વાત છે એમ ઠરાવ્યું છે, (જુઓ પૃ૦ ૫૬ થી ૫૮) પણ ઇ૦ લો૦ રી૦ ૨ મદરાસ ૧૪૩ સેષ એમંગાર અને બીજા વી૦ શેષ એમંગાર અને ૪ બીજાના કામમાં પુજાના સ્થાન બાંધવાની છુટ રાખી છે પણ તે એવી સરતથી કે બીજાને ત્રાસ ના થાય તો.

"The people of any sect are at liberty to erect on their own property places of worship, either public or private and to perform worship, provided that in the performance of their worship they do not cause material annoyance to their neighbours."

પૃ૦ (૧૪૫) આ ફેસલો અને ઇ૦ લો૦ રી૦ ૫ મદરાસ ૩૧૩ નો ફેંસલો સાથે વાંચતાં ધર્માત્માઓને માટે કેવો હક રાખ્યો છે અને તેમને માટે કેવી મર્યાદા બાંધી છે તે જોવામાં આવે છે. આ બધા ફેંસલાઓનું તત્વ તે સામાન્ય નીયમને અવલંબીને છે કે દરેક માણસે પોતાનો હક એવી રીતે ભોગવવો કે બીજાના હકને નુકશાન ના આવે. આ કામમાં વાદીઓની ફરીયાદ એવી છે કે પ્રતિવાદીઓની દરેહમેહેર વીગેરેના ઉપભોગથી બનવાનું નહીં થતાં તેમના પોતાના હકને નુકશાન આવવાનું છે. આ તત્વ

પારસી કોમને માટે કાયદાના જે ધોરણ લાગુ જોવામાં આવ્યા તે દ્રષ્ટિથી વ૦ લો૦ રી૦ ૧ પૃ૦ ૫૧ વાળા ફેંસલા જેવો ધર્મગુરૂ પંથ ઉપદેશ અને શિષ્ટનો હિંદુઓનો પ્રકાર પારસીઓમાં નથી તો તેનો વિચાર આ કોમને માટે ઉપયોગનો નથી એમ માનવું ભાગ પડે છે. માટે આ સ્વરાજ્યનો ફેસલો બીજા સ્વરાજ્ય અને બ્રિટીશ રાજ્યના વખત જોવામાં આવ્યા તેની આગળ લાગુ પડતો નથી એમ હું ઠરાવું છું. પારસી પારસીઓ દરમ્યાન આવી તકરાર પડી દાવાનો આવો પ્રસંગ આ પહેલોજ છે. બેરગામના દશ્ત-માની તકરારનો દાવો ઉભો થયો હતો પણ તેમાં પંચના ફેંસલાથી નીકાલ આવ્યો હતો. મીનોચેર.હોમજીવાળાની નવસારીની તકરાર બેએક સદી ઉપર હતી તેનું અર્ધી સદી કામ ચાલી ખાનગી ગોઠવણથી હાલ સમજુત ચાલે છે તેમાં પરીણામ આવ્યું અને સુરતમાં કદમી અમે શેહેનશાહી વીગેરેની અગીઆરીનો કીસ્સો ઉભો થયો હતો તેમાં પણ કરારદાદથીજ છેવટ આવ્યું છે એટલે તે પ્રકારોની વ્યવસ્થા આ કામમાં લાગુ પડે તેમ નથી એમ હું ધારૂં છઉં, તથાપી અપેલેન્ટના વકીલ મી. જહાંગીરશા આ પૈકીના સુરતવાળા મુકદમાનો ૨ બોરોડેલના રિપોર્ટ પૂ-૨ પૃ૦ ૪૧૨ નો આધાર આપે છે એ એ કામના પક્ષકાર પારસીઓ તો કદમી અને શેહેનશાહી જેવા બે જુદાજ ટોળાના હતા પણ આ કામના બંને પક્ષકાર તો ભગરસાથ નામના અકજ ટોળાના હોવાનો દાવો કરે છે એટલે પહેલા બેમાં બે જુદી જુદી અગીઆરીઓ ન હોવાથી જે હરકત થવાની તે આ બીજામાં નથી; તથાપી આ કામમાં એકે જગાએ બે આતશબેહેરામ હોઇ શકે નહીં તેવી તકરાર નથી. પૃ૦ ૪૨૮ આ તકરાર તે કામમાં સાબીત કરવામાં આવી નથી કે જેનો લાભ આ હાલના મુકદમામાં પ્રતિવાદીઓને મળી શકે. આ રાજ્યના માજી ચીફ જસ્ટીસ ખરશેદજી શેઠની ટીકા પ્રમાણે આ સુરતના ફેંસલામાં પણ પારસી કોમના ધર્મના પુસ્તકો વીગેરેનો અભાવ જોવામાં આવ્યો છે. સદર અદાલતના જડજ સધરલાંડ સાહેબે નોંધ લીધી છે કે

"It cannot be said that they retained their own laws, because by the compact they entered into, they bound themselves to an observance of many of the customs of Hindoos and although they have preserved their religion the customs of the country and the will of the ruling authority have predominated."

( જુઓ પૃ૦ ૪૩૦-૩૧ ) ત્યારે આ કામમાં રાજ્ય સત્તાની જે ઇચ્છા ચાલવી જોઇએ તે કામમાં વાદીઓએ રજુ કીધેલી સનંદોથી જોવામાં આવે છે, સુરતના મુકદ-મામાં લોકહીત ખાનગી સમાધાન જાળવવાનું જાણી ઉન્સાફદારે તેનો તેવો પરિણામ આવવા દીધો છે. ( જુઓ પૃ૦ ૪૩૨ ) તેવો પરીણામ આ કામમાં આવત તો વાત જુદી હતી પણ તે જ્યાં સુધી આવ્યો નથી ત્યા સુધી એ ફેંસલાનું છેવટ આ કામને નીરઉપયોગી છે. અર્થાત કોઇ પણ આધારથી પ્રતિવાદીઓ પોતાની દરેહમેહેર હોવા વીગેરેની બાબતમાં જે છુટ માગે છે તે તેઓને મળવી જોઇએ એમ તેમના ટોળાના સંબંધમાં બન્યાનું તેઓ બતાવી શકયા નથી અને હીંદુઓ માટે જે બન્યું છે તેમાં જે

મર્યાદા બતાવી છે તે તેમને લાગુ કરતાં તેમના ( પ્રતિવાદીઓના ) હકને માગ ન મળતાં વાદીઓના હકનું રક્ષણ થવાનું તે સુચવે છે માટે પણ પ્રતિવાદીઓની વીરૂદ્ધ વાદીઓનો દાવો ચાલી શકે છે એમ હું ઠરાઉં છું.

વાદીઓ તરફે આધાર રાખેલા બીજા ફેંસલા વિગેરે માટે ઉપર આવી ગયલા છે તેમાંના જે બાકી રહ્યા છે તે વીષે અહીં વીચાર આપવો જરૂરનો છે. ૬ મુ૦ હા૦ કો૦ રી૦ અપે૦ જ્યુ૦ ૨૫૦ વાળો ફેંસલો સીતારામ ભટ અને બીજા વિ૦ સીતારામ ગણેશ અને કાશીરાજ નાણાભટ સગીરના વાળી નાનાભટવાળો વડગામના મૂળે જોશીપણાનો છે એમાં ચીફ જસ્ટીસ કોચ સાહેબે ઠરાવ્યું છે કે

"It is settled law that if a person usurps the office of another and receives the fees of the office he is bound to account to the rightful owner for them."

( પૃ૦ ૨૫૩ ) એવો નક્કી ઠરેલો કાયદો છે કે જો કોઇ પણ માણસ બીજાની જગા છીનવી લે અને તેનું લવાજમ મળે તો ખરા હકદારને તેને માટે જવાબ દેવાને તે બંધાયલો છે. આ ધોરણથી નવી દરેહમેહેર કાઢી જુની દરેહમેહેરવાળાની સત્તાને પ્રતીબંધ કરી ભગરસાથને નવસારીવાળાને મળવાનો ભાગ મુંબઈવાળા આ દરેહમેહેરથી લઇ લે તો બેશક તેઓ તેમને જવાબદાર થાયજ.

વાદીઓને જો પ્રતિવાદીઓની તકરાર પ્રમાણે કંઇજ દાદ મળવા જેવું ન હોય તો કાયદાના તત્વોના એક પ્રશસ્ત ધોરણનો ભંગ થાય કે દરેક હકને માટે ઇલાજ હોય છેજ. ૨૦ શ્રીનીવાસ રાવનાલીગલ નેકસીમ્સના પુસ્તકના પૃ૦ ૨૭૩ માં આધાર છે કે જો વાદીને કંઇ હક હોય તો તે બજાવવાને અને ચલાવવાને તેને સાધન હોવુંજ જોઇએ.

"If the Plaintiff has a right, he must, of necessity have a means to vindicate and maintain it, and a remedy if he is injured in the exercise or enjoyment of it. Indeed it is a vain thing to imagine a right without a remedy; for want of right, and want of remedy are reciprocal."

જુઓ ( પૃ૦ ૨૭૩) અને આવા પ્રસંગોમાં માત્ર પોતાનો હક ઠરાવવાને એ દાવો ચાલી શકે છે ( જુઓ પૃ૦ ૨૭૪-૨૭૫ ) તથા આ નિયમને જે અપવાદો હોય છે તેમાંના કોઇ પ્રકાર અહીં હોવાનું બતાવવામાં આવ્યું નથી ( જુઓ પૃ૦ ૨૭૫) એટલે આવા કાયદાના પ્રશસ્ત ધોરણથી પણ વાદીઓનો દાવો ચાલી શકે છે.

વાદીઓએ આ કામમાં જે માગ્યું છે તે ( mandatory injunctions ) છે તે મળી શકવાની બાબતમાં વાદીઓ ૧ મુ૦ હા૦ કો૦ ૨૦ ઓ૦ સી૦ જ્યુ૦ ૧૨ ઇ૦ લો૦ રી૦ ૫ મદરાસ ૩૧૩ ઇ૦ લો૦ રી૦ ૧૧ મદરાસ ૪૫૦ અને ઇ૦ લો૦ રી૦ ૧૫ કલકતા ૧૫૯ ઉપર આધાર રાખે છે. આમાંના પેહેલા અને છેલ્લા ફેંસલા ઉપર

પ્રતિવાદીઓના વકીલે આધાર રાખેલો છે અને તેનો વીચાર આગળ આવી ગયો છે અને આમાંનો ત્રીજો મદ્દરાસવાળો શ્રીનીવાસ વિ૦ તિરૂવેગડ અને બીજાઓનો ફેંસલો સી૦ પ્રો૦ કોડ ક૦ ૧૧ ના ધોરણ ઉપરનો છે તે કલમનું લાગુપણું પણ ઉપર જોવામાં આવ્યું છે અર્થાત્ આ ફેસલાઓથી પણ મારા ઉપરના અનુમાનને પુષ્ટી મળે છે.

એજ પ્રમાણે વાદીઓ તરફે આધાર રાખેલો ઇંડીયન જ્યુરીષ્ટ પુ૦ ૨ અંક ૨ તા૦ ૧૬-૧૨-૭૮ ના પૃ૦ ૮૫૩ ઉપરના મંદીરમાંની મુરલીના મીરાસી હકનો ફેંસલો પણ આજ તત્વનું સમર્થન કરી તેવા દાવા ચાલવાનું ઉપર પ્રમાણે નક્કી કરે છે ( જુઓ પૃ૦ ૮૫૮ ૯ મુ૦ હા૦ કો૦ રી૦ ૪૧૩) વુડમન ડાઇજેસ્ટ ૧૩૫૮ વાળા નારાયણ સદાનંદ બાવા વિ૦ બાળકૃષ્ણ સિધેશ્વરના ફેંસલાનાં ધોરણથી પણ નવસારીના ભગરીયા એકલાનેજ અહીં ભાગ ખાવાનો હક હોવા બદલનો આ દાવો ચાલવા આધાર મળે છે અને તેવા કામમાં વાદીઓને નુકસાન મળી શકે છે.

અને ૯ વી૦ રી૦ ૩૨૫ (વુડમન ડાઇજેસ્ટ ૧૪૨૨) થી વાદીઓને દાદ મળવા માટે તેમના હક ઉપર વિરોધી કૃત્યથી હુમલો થયાનું નીકળવું જોઇએ અને ૭ વી૦ દી૦ ૯૬ વુડમન ડાઇજેસ્ટ ૧૪૨૨-૩ જો માગેલી હક ઠરાવવાની અને મનાઇની દાદ આપવામાં ના આવે તો ધાસ્તીવાળી ઇજા થયા વીના રહેજ નહીં એવું હોય ત્યારે તે અપાવવી જોઇએ એમ ઠરાવે છે તો આ બંને પ્રકારની સ્થીતી આ કામમાં જણાવવામાં આવેલ છે તો તેથી એ ઇન્સાફની અદાલતને મદદ આપવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ સાથે વાદીઓ ૩ મદ્દરાસ હા૦ કો૦ રી૦ ૪૦૬ ઉપર પણ આધાર રાખે છે અને હાલનો તેમનો દાવો કોર્ટ અપકૃત્ય ) નો કહી કાલેટના સ્પેસીફીક રીલીફ એકટની ક૦ ૫૪ ની ટીકા પૃ૦ ૨૭૭ ની નોટમાં કાયમના મનાઇ હુકમની સ્થિતી પોતાની મનાવી વાદીઓ દાદ માગે છે. જો આવી દાદ મળી શકે છે તો તેમને હાલનો દાવો ચાલવાનો આ આધારથી માર્ગ છે પૃ૦ ૩૪૧ માં કાલેટ સાહેબ દ્રષ્ટાંત આપી કહે છે કે આવા દાવા વારંવાર થાય છે અને તેમાં પ્રતિવાદીઓએ કરેલું અપકૃત્ય નાબુદ કરવાથીજ અને તેની મનાઇની તાકીદ આપવાથીજ પુરતી દાદ મળી શકે છે અને આ પૃષ્ટમાના કાયદાના અને ફેંસલાના બ્રિટીશ આધારો આ કામને ઉપયોગી છે તે નીઘામાં લેતાં પણ મારા ઉપરના અનુમાનમાં વિરૂધ આવતો નથી.

ઇ૦ લો૦ રી૦ ૧૨ મુંબઇ ૨૨૫ માં તેમજ ઇ૦ લો૦ રી૦ ૧૨ મુંબઇમાં ૫૩૪ ન્યાત જાતના પ્રશ્નોનો વિચાર છે એ બંનેમાં તડોનો પ્રસંગ છતાં નાહના મોટા તડની દરમ્યાન મીલકતની ભાંજગડ દાવાનો અને તેના નીર્ણયનો વિષય થઇ હતી તેમ અહીં પણ પારસી કોમમાં જે તડ જેવી ફાટ પડી છે તો તેમાં પણ આ દાવાનો તપાસ થઇ શકે છે.

કેર કેસ સાહેબના મનાઇ હુકમ ( Injunctions ) ના પૃ. ૪૮ અને પછીનામાં વાદીઓ માગે છે તેવા ( Mandatory Injunction ) ની વાખ્યા આપેલી છે.

એ ઇંજંકશનનો તેમાં ચેન્સરી કોર્ટના સંબંધથી વીચાર આવેલો છે, પણ તે કોર્ટ જેવો આપણી કોર્ટને કંઇ બાધ આવતો નથી. શુદ્ધ ન્યાય આપવાની આપણી કોર-ટોની ફરજ છે અને તે જેવી રીતે આપી શકાય તેવા હુકમ તેમણે કરવાના છે. તો પ્રતિવાદીઓએ કરેલા કૃત્યની મનાઇ બાબદમાં તેમને પ્રથમની સ્થીતી લાવવાનો હુકમ થઇજ શકે છે અને આવા હુકમને ( Mandatory Injunction ) કહેવામાં આવે છે. બેશક તે બહુજ સંભાળથી આપવાનું છે અને તે જે કામોમાં ઇનસાફના કામો માટે પુરેપુરી નુકશાનીથી બદલો આપી શકાતો નથી ત્યાં પુર્વની સ્થીતીજ લાવી મુકવાથી ખરી દાદ મળવાની છે. ત્યાં અમલમાં લેવાય છે તેના ઉપયોગી બોલો નીચે મુજબના ધ્યાનમાં લેવા લાયક છે.

"It must however be exercised with caution and is strictly confined to cases where the remedy by damages is inadequate for the purpose of justice, and the restoring things to their former condition is the only remedy which will meet the requirements of the case."

( જુઓ પૃ. ૪૯ ) આ કામમાં વાદીઓની પણ દલીલ એવી છે કે તેમને પૈસાથી પુરેપુરો બદલો મળવાનો નથી, માટે તેમને પુર્વની સ્થીતીમાંજ લાવી મુકવા જોઇએ. આવી તરેહનો હુકમ માગનારે તે કામમાં ઢીલ કરવી ન જોઇએ અને તે અને તેવી વાદીઓએ કરી છે એમ મને લાગતું નથી. (જુઓ પૃ. ૫૦-૫૧)

ટુંકામાં વાદી પ્રતિવાદીઓના એકંદર કાયદા અને ફેંસલાના આધાર ધ્યાનમાં લેતાં વાદીઓએ જેવો દાવો આણ્યો છે તેજ બાબતનો આણ્યો છે. તે જે દાદ માટે આણ્યો છે અને તે જેવી રીતે અને જે જે કોર્ટમાં આણ્યો છે તેવો અને તેવી રીતે તે તેને અપાવી શકાય છે એમ હું બંને મુદા મેં જે શરૂમાં આપ્યા છે તેના વીચારમાં આવું છઉં.

જો કે અપેલેન્ટોના વકીલે પુરાવો જોવાની ના પાડી છે અને તેનું વિવેચન કીધું નથી તોપણ તેમની તકરારમાં કેટલાક પુરાવાનો ભાગ રહેલો છે તે જોવા જરૂરનો છે.

પારસીઓની તવારીખ ઉપર આ ભાગનો ઘણો આધાર રહેલો છે અને તે બાબતનાં બે કીમતી પુસ્તકો કામમાં રજુ થયાં છે અને તે ઉપર બંને પક્ષે આધાર રાખ્યો છે. આમાંનું એક પુસ્તક પારસી પ્રકાશ છે તેનું દફતર ૧ લું નીં૦ ૪૦૩ થી કામમાં દાખલ કરવામાં આવ્યું છે. આ પુસ્તકના કર્તાની પ્રતિવાદીઓ તરફથી નીં૦ ૩૭૮ થી સાક્ષી લેવામાં આવેલી છે. તેઓ તેમાં કબુલ કરે છે કે તેમનું પુસ્તક અપુર્ણ છે અને તેમાં નવસારી સંબંધી દસ્તાવેજો રહી ગયા છે અને વાદીઓએ દાવામાં મુકેલી સનંદો તેમાં બધી આવી નથી તેથી પણ તે વાત જણાય છે પણ તે સીવાયના ભાગ માટે તેના આધાર વિષે પક્ષકારમાં વાદ નથી માટે તે પુસ્તકનો આધાર લેવામાં વાંધો નથી.

બીજું પુસ્તક ઇંગ્રેજીમાં લખાયલું (History of the Parsis) નું બે વિભાગમાં મી૦ ડોસાભાઇ ફરામજી કરાકાનું રચેલું છે તેનો પણ તેજ રીતે બને પક્ષ તરફથી નિરવિવાદે આધાર લેવામાં આવે છે.

પારસીઓ આ દેશમાં શી રીતે અને કયારે કયાં થઇને આવ્યા અને કેવી રીતે દેશમાં પસાર પામ્યા તેની તજવીજ કરવાની જરૂર નથી. પણ એ તો નિરવિવાદ વાત છે કે આ કામની નવસારી કસબામાં વસ્તી ઘણા લાંબા વખતની છે તે જોઇ ખા૦ બા૦ ચીફ જસ્ટીસ ખરશેદજી શેઠના કોલીબાઈવાળા કામના ઠરાવમાં આપેલો આગળ જોવામાં આવ્યો છે. વળી એ પણ વાત ખરી છે કે આ કસબામાં પારસીઓનો ફેલાવો દુર દેશાવરમાં હિંદુસ્થાનમાં અને બહાર થએલો છે અને તેઓ પોતાના ધર્મનાં ખાતાંઓ અને ધોરણો જ્યાં ગયા છે ત્યાં સાથે લેતા ગયા છે. મુળ ઇરાનથી આવેલા પારસી ટોળાના ઉપરના ફેલાવામાં તેમના સંજાણા, ભગર, ગોદાવરા, ભરૂચા, અને ખંભાતા, એવા પાંચ પંથક પડયા છે, તેમાંના જુનામાં જુના સંજાણા અને ભગરપંથક છે અ બંને વચે અને ગોદાવરા વચે વખતે વખતે તકરારો ચાલેલી છે. આ પંથકો બીજા કંઇજ કામ માટે નહીં પણ તે લોકોના મોબેદોના ધર્મનાં કામ કરવાની બાબતમાં યજમાનોની વહેંચણી માટે છે. આ પંથક વિગેરે બાબતમાં અને તેમના એક બીજાના તથા અંદર અંદરના હક માટે પક્ષકારો તરફથી જુદા જુદા સાક્ષીઓ થયા છે. આ સાક્ષીઓનું પરસ્પર મહત્વ સંક્ષેપમાં ધ્યાનમાં લેવું જરૂર ધારી અહીં લીધું છે.

વાદીઓ તરફથી ની૦ ૮૯-૯૫-૧૫૪-૧૬૮-૧૭૧-૧૭૫-૧૭૭-૧૭૮-૧૯૩ ૧૯૬-૧૯૯-૨૦૦-૩૫૯ અને ૩૬૦ એમ ચૌદ સાક્ષીઓ અને પ્રતિવાદીઓ તરફથી ની૦ ૬૫-૩૪૧-૩૫૦-૩૭૪-૩૭૫-૩૭૬-૩૭૭-૩૭૮-૩૭૯-૩૮૦ અને ૧૯૮ એમ અગીઆર સાક્ષીઓ મુખ્ય મુદાના થયા છે આમાં વાદીઓ તરફથી ની૦ ૯૫-૩૫૯ અને ૩૬૦ થી પ્રતિવાદીઓ ન૦ ૧-૨-૩ ને અનુક્રમે તપાસવામાં આવ્યા છે અને પ્રતિવાદીઓ તરફથી ની૦ ૩૪૧-૬૫-૩૫૦ થી અનુક્રમે વાદીઓ ન૦ ૧-૨-૩ ના તપાસવામાં આવ્યા છે તેઓ પોત પોતાના લાભની વાત સ્વભાવીક રીતેજ કહે તથાપી પ્રતિવાદી ના૦ ૧ એ ની૦ ૯૫ માં ઘણીક હકીકત વાદી પક્ષને અનુકુળની કહી છે તે બાબત અપેલંટોના વકીલનું કહેવું છે કે તે માત્ર કબુલતો કાયદાના ભાગની હોય તે તેમના વિરૂધ લેવી ન જોઇએ અને તેથી પ્રતિવાદી ના૦ ૧ બાંધી શકાય તેમ નથી (જુઓ કોર્ટની નોટ પૃ-૨૩) પણ આ કહેવું બરોબર થશે નહીં. પ્રતિવાદીઓ ન૦ ૨-૩ એ પોતાની જુબાનીમાં કાગળો રજુ કરવા ઉપરાંત મુદાની બાબતની ઝાઝી માહીતી બતાવી નથી તેજ પ્રમાણે વાદીઓ નં૦ ૨-૩ પણ ઝાઝી માહીતી બતાવતા નથી.

પ્રતિવાદીઓના સાક્ષીઓમાં નિ૦ ૩૭૮ વાળા પારસી પ્રકાશના કર્તાની સાક્ષીનો વિચાર આગળ આવી ગયો છે તેઓ પણ પોતાના પુસ્તક શિવાયનાં કામમાં ઝાઝું અજવાળું નાખી શકતા નથી અને બીજા છે તે બીલીમોરા (ની૦ ૩૭૪) ગણદેવી (ની૦ ૩૭૬) અને એક સિવાય બાકીના મુંબઈના છે. આ લોકો કાંતો પ્રતિવાદીઓના

પક્ષના અગર વર્ગના છે અગર તો તેમનું હીત વાદીઓની સામે છે અને જે એક ની૦ ૧૯૮ નો નવસારીનો છે તેને ઝાઝી માહીતી નથી, એજ પ્રમાણે નિ૦ ૩૭૬ ના શાક્ષીને એ ઝાઝી માહીતી નથી. વળી આ શાક્ષીના છોકરાને નવસારીમાં નાવર કરવામાં બરેશનુમથી ઉઠાડયો હતો અને તેનું વલણ સ્વભાવીક રીતેજ વાદી વીરૂધ હોય માટે તે મુંબઇનો છતાં બીલીમોરામાં અગીઆરી ઇજવામાં વાદીઓની પરવાનગીની જરૂર નથી એમ તેના કહેવા ઉપર કંઇ વજન આપી શકાતું નથી, છતાં પણ વાદીઓ અકાબર મનાય એમ તેનું કહેવું છે તથાપિ તે માત્ર વાદી ના૦ ૧ નેજ ઓળખે છે.

નિ૦ ૩૭૬ ના સાક્ષીના છોકરા સાથે ની૦ ૩૭૫ ના સાક્ષી ખુદને નવસારી બરેશનુમ લેવા ગયો હતો તેમાંથી તેને ઉઠાડી મેલેલો હતો એટલે તેનું પણ વલણ વાદીઓ વીરૂધ હોઇ શકે એટલે તે કહે કે નવસારીનો જુદો કાયદો નથી અગર નાવર મરાતબ અમુક ઠેકાણેજ થાય એમ નીયમ નથી એ તેનું કહેવું વજનને લાયક નથી. વળી તે ગણદેવીનો છતાં ૧૨ વરસથી પ્રતિવાદીઓ ના૦ ૨-૩ ના મુંબઇના આતશબેહેરામમાં કામ કરે છે તેથી જેવું તેને ઉપર વળણ વાદી વિરૂધ સમજવામાં આવ્યું તેવુંજ તેનું હીત પ્રતિવાદીઓ તરફ માની શકાય છે અને તે કહે છે કે એ મુંબઇની અગીઆરીમાં ગણદેવી બીલીમોરા સુરત નવસારીના ભેગા કામ કરતા હતા એટલે તેવો પ્રકાર નવસારીમાંજ લાવવાનો તેનો હેતુ હોવા સંભવ છે. અર્થાત આવા હીત સંબંધવાળા સાક્ષી ઉપર આ દાવાના અને પ્રતિવાદીઓએ અહીં બાંધેલી નવી દરેહમેહેર (અગીઆરી)ના કારણભુત સાક્ષીને હું માનવા ના પાડું છું. નિ૦ ૩૭૪ ના બીલીમોરાના સાક્ષીના બાપને અને વાદી ના૦ ૧ ને બીલીમોરામાં વાડીઆજીના મોબેદો બદલ તકરાર થઇ હતી અને તકરારી અગીઆરી બંધ થવામાં તેને નુકશાન હોવાનું કબુલ કરે છે એટલે તેની સાક્ષીનું વજન ઉપરના સાક્ષીઓ પ્રમાણે કમી પડે છે. વળી મીનોચેહર હોમજીવાળાઓ માટે તથા બીજા પંથકો માટેની માહીતીનો તે દાવો કરે છે પણ તે મુદ્દાને ભાગે કંઇજ જાણતો નથી એટલે તેની સાક્ષીમાં વજુદ લાગતી નથી. તો તે ગણદેવી બીલીમોરાના ભગરસાથ માટે કહેતાં પોતે નવસારીમાં કામ કરી શકવા સંબંધે તેમ બીજાએ નવસારીમાં કામ કરી શકે તે વિષે કે નવસારીની કે કોઇની પરવાનગીની જરૂર નથી તે માટે તે તેનું કહેવું હું કંઇ ઉપયોગનું માની શકતો નથી, તો વાડીઆજીની અગીઆરીમાં ગણદેવીવાળા એ બોય દીધી માટે નવસારીમાં પણ હરકોઇ અને તેના ગામવાળા કામ કરી શકે તે તેનું સ્વાર્થનું કહેવું હું નિરર્થક ગણું છું, નિ૦ ૩૭૭ ના સાક્ષીના હસ્તકમાં તો પ્રતિવાદીઓની તકરારી નવસારીની અગીઆરીનું મકાન બંધાયું છે અને પ્રતિવાદીઓ તરફે કામ ચલાવનાર તે તેમનો કુલ મુખત્યાર છે તો તે પ્રતિવાદી સ્વરૂપજ છે માટે તેની એ સાક્ષી સ્વાર્થનીજ ઠરે છે, ત્યાં વાદી ના૦ ૩ ના બાપને અને તેને વાડીઆજી અગીઆરી બાંધે છે તે વિષે આગળથી વાતચીત થયાનું તે કહે છે તે તેનું કહેવું તેજ દોષથી દુષીત ઠરે છે. આ તેનું કહેવું વાદી ના૦ ૩ ના બાપની સાક્ષી આપીને સાબીત કરવામાં આવ્યું નથી.

નિ૦ ૩૮૦નો પ્રતિવાદીઓનો શાક્ષી છે તે નીં૦ ૩૭૫ વાળા સાક્ષીને બરશનુમમાંથી ઉઠાડી મુકયા તેનો ભાઇ થાય છે એટલે તેઓ તે સાક્ષીની કોટી જાય છે એટલે તે વાદીઓ માત્ર નવસારીમાંજ અકાબરો અને તેઓ ભગરસાથના ઉપરી નહીં તથા તેમની નવસારી બહાર શત્તા નહીં, તેમજ તેમને દાવો કરવાને અધીકાર નહીં એ તેનું કહેવું તેની તે કોટીને બંધબેસ્તું છે. આજ કારણથી તે દખમું બાંધવાને પરવાનગી ના જોઇએ અને તેવી પરવાનગી મુંબઇ, થાણા, કલ્યાણી, પુનામાં લીધી નથી તથા નવસારીમાં કોઈપણ અગીઆરી કરી શકે એ મતલબનું તેનું કહેવું હોઇજ શકે. પંથકો છે, પણ તેની હદ મુકરર નથી અને એક બીજાની હદમાં કામ થાય નહીં છતાં મુંબાઇમાં ગમે તે ગમે તેની પાસે કામ કરાવે છે તથા મુંબઇ, ગણદેવી, બીલીમોરાના જજમાન ગમે તેની પાસે કામ કરાવે એ તેનું કહેવું ખુદ પ્રતિવાદીઓએ લીધેલા વાદથી પણ કેટલેક અંશે વધી જાય છે. તો મુંબઇમાં નાવર મરાતબ કરવાથી બાતલ થવાય નહીં એ તેનું કહેવું કંઇ જોર પકડી શકતું નથી અર્થાત આ સાક્ષી ઉપર પણ હું કંઇ વજન રાખી શકતો નથી.

પ્રતિવાદીઓના નીં૦ ૧૯૮ ના નવસારીના સાક્ષી હોરમજજી હવાલદાર વરશ ૮૩નો છતાં અણમાહીતગાર છે. એ આગળ કહેલું છે છતાં વાદીઓના વડવા ત્રણ ચાર પેઢીઓથીજ અકાબરો છે તે વાતની સાબીતી કરે છે. પ્રતિવાદીઓના સાક્ષીઓ પૈકી નીં૦ ૩૫૦ વાળો વાદી ના૦ ૩ કહે છે કે અકાબરોની નીમનોક વંશપરંપરાની છે અને નીં૦ ૬૫ માં વાદી ના૦ ૨ જોકે ઝાઝી માહીતી ધરાવતો નથી, તોપણ અકાબરોનો અધીકાર તે અગીઆર પેઢીથી બતાવે છે અને નીં૦ ૩૪૧ માં વાદી ના૦ ૧ ત્રણસો વરસથી વાદીના વડીલો અકાબરો છે એમ ખુલાસો કરે છે અને આ વાદીના વડીલ મેહેરજીરાણા અને બીજા વાદીઓના વડીલ દેશાઇ છેક અકબર બાદશાહના વખતથી આગેવાન છે તે પારસી પ્રકાશથી સમજાય છે તો તે હકીકત વાદીઓને ખરાં પાડતાં પ્રતિવાદીઓના નીં૦ ૧૯૮ ના સાક્ષીને ખોટો પાડે છે તો આવા સાક્ષીનું કહેવું છે કે વાદીઓનો નવસારીમાંજ અધીકાર છે એ કહેવું વજન વિનાનું છે, માટે આ સાક્ષીનો પુરાવો પણ ફાજલ ગણાય છે. હવે બાકીનો પ્રતિવાદીઓનો સાક્ષી નીં૦ ૩૭૯ વાળો નવરોજજી દારાબજી કારત્રક છે. તે ભગરીયા કયાં કયાં છે તે બતાવે છે અને વાદીઓ અકાબર હોવાનું જણાવે છે, પણ આ શાક્ષીનો ધંધો વાડીયાજીની મુંબઇની અગીઆરીમાં છતાં પહેલાં તે ભગરીયા સાથે તે અગીઆરીમાંથી નીકળી ૪-૫ વરસ બહાર રહી પાછો દાખલ થયો હતો, અને તે વધારે પૈસા માટે એટલે તેને પ્રતિવાદીઓના તાબાનોજ સમજી શકાય છે. તો આવો પરતંત્ર સાક્ષી વાદીઓના વિરૂદ્ધ જુબાની આપે કે નવસારીના અકાબરોથી બીજા દસ્તુરો નીચે નહી, દખમાની બાબતમાં રજાની જરૂર નથી, ગણદેવીના નવસારીમાં કામ કરી શકે છે, મીનોચેર હોમજીવાળા અને ભગરીઆની મારામારીમાં અંતે પહેલાં સ્વતંત્ર થયા છે, બહેદીન ગમે તેની પાસે કામ કરાવી શકે છે અને તડ પડે તો મોબેદો જુદી અગીઆરી કરી શકે છે. જે કે તેનો દાખલો નથી. કોઈ પણ ઠેકાણે નાવર મરતાબ થઇ શકે છે અને મુંબ-

ઇવાળાથી ભગરીયા મારામારી કરીને નીકળ્યા છે, એ વીગેરે તેનું કહેવું સ્વભાવીક છે. જો કે ભગરીયાનું વડું મથક નવસારી છે. ભેરગામ, ગણદેવી, ચીખલી, બીલીમોરાના દખમાં ભગરીયાઓએ ઇજ્યા છે તથા એક ભગરીયો બીજાના પથંકમાં કામ કરે નહી, જો કે તે કહે છે કે બધાના હક સરખા અને આજ સુધી મુઆ જીવતાનું કામ અટકયું નથી વીગેરે, કંઇક અંશે વાદીઓના લાભમાં બોલે તેથી તેની સાક્ષીના સ્વતંત્રપણાનું કમીપણું મટી શકતું નથી. સબબ એ સાક્ષી પ્રતિવાદીઓનો આશ્રીત છતાં તત્સ્વરૂપનો છે.

આમ ઉપર વિવેચનમાં આપ્યા પ્રમાણે ત્રણ સાક્ષીઓ તો ખુદ વાદી છે તે તેમના પ્રતિવાદીઓના લાભના નથી, પણ બાકીના સાક્ષીઓને વાદીઓથી અહીત થયું છતાં તેઓ તેમના વિરૂદ્ધના છે અથવા તો તેઓ પ્રતિવાદીઓના આશ્રીત છતાં વાદીઓનાં લાભમાં ના હોય અથવા તો બીજા ઝાઝી માહીતી ધરાવતા ના હોય એ વીગેરે સબબોથી તે સ્વતંત્ર અને ભરૂસાલાયક લાગતા નથી, માટે હું તે પુરાવાને કાંઇજ વજન આપતો નથી.

આથી ઉલટ વાદીઓનો પુરાવો જુદા પ્રકારનો છે અને તેમાં બધા વાદીઓનાજ પક્ષના અને નવસારીના ન છતાં બીજી જગાના અને બીજા પંથકોના પણ છે. વાદીઓના આ પુરાવામાં પ્રતિવાદીઓ તરફથી વાદીઓની સાક્ષી થઇ છે તે પણ તેમણું લાભમાં લઇ શકાય છે.

વાદી ના૦ ૧ નિ૦ ૩૪૧ માં જે હકીકત કહે છે તે તેમના લાભની છતાં તેમને બીજા પુરાવાથી પુષ્ટી મળે છે, માટે તેજ સાબીતીમાં લેવામાં આવી શકે છે. તેઓએ પોતાના અને બીજા વાદીઓના વડીલોના અકાબરપણા વીષે કહ્યું છે તેની નોંધ ઉપર આવીજ ગઇ છે, તે ઉપરાંત પણ તેમનું કહેવું છે કે અને તે ભગર પંથકનો વિસ્તાર આપી જણાવીને કે નવી અગીઆરીઓ નવસારીની પરવાનગીથી થઇ છે તે બદલના આધાર અને દાખલા આગળ જોવામાં આવશેજ, એજ પ્રમાણે નવસારી પંથકની સત્તા અને પરવાનગી બદલની વાત પણ બીજા પુરાવાથી તેમના કહેવા પ્રમાણે જોવામાં આવશે. પ્રતિવાદી નં૦ ૧ અને પ્રતિવાદી નં૦ ૪ થી ૮ માટે ભગર પંથકમાં હોવાનો દાવો કરવામાં આવે છે પરંતુ આ વાદીનું કહેવું છે કે પ્રતિવાદી નં૦ ૧ ને અહીંની અનજુમને ઠરાવ કરી બાતલ કર્યા હતા અને તે બદલ મુંબઇ લખ્યું હતું. આનો ચોખો ઇનકાર સામેથી થયો નથી કે તેથી ઉલટ તેનો કંઇ પુરાવો આવ્યો નથી. વાદી નં૦ ૨ પણ ની૦ ૬૫ માં પ્રતિવાદી નં૦ ૧ વીગેરે ભગર પંથકમાં નથી એમ જણાવે છે. આ વાદી પણ મીનોચેર હોમજીવાળાની અને સરની અહીંની અગીઆરીમાં ભગર પંથકનોજ હક છે તે પ્રદર્શીત કરે છે.

વાદીઓના ૧૪ સાક્ષીઓ પૈકી નિ૦ ૯૫–૩૫૯ અને ૩૬૦થી પ્રતિવાદીઓ નં૦ ૧–૨–૩ સાક્ષીઓ છે તેમનો સ્થુળ વિચાર તો આગળ આપેલોજ છે. પ્રતિવાદી નં૦

૧ ના કેટલાક અંગીકારોનો પણ તેમાં ઇસારો આવી ગયો છે. પ્રતિવાદીઓ નં૦ ૨–૩ વાદીઓ નવસારીના અકાબરો તો કબુલ કરે છે એટલે આ ત્રણ પ્રતિવાદીઓના આ અંગીકારથી વાદીઓને હાલનો દાવો કરવાનો અધિકાર તો સિદ્ધ થાય છેજ. પ્રતિવાદીઓ નં૦ ૨–૩ પૈકી એકેને ભગરસાથના બંદોબસ્તની ખબર નથી તેમ તેમને બીજા પંથકની તો માહીતીજ નથી. વાદી નં૦ ૨ નવસારીવાળી દરેહુમહેર બાંધવાના કારણ ભગરીયાઓની મુંબઇ હાઇકોર્ટમાં અરજીથી કહે છે અને પ્રતિવાદી નં૦ ૨–૩ તેમાંના કેટલાંક કાગળો રજુ કરે છે. એટલે આથી પ્રતિવાદીઓ જે મનાવવા માંગે છે કે નવસારીમાં એક આવા ધર્મના મકાનની ખોટ હતી તે પુરી પાડવાનેજ અને તકરારમાં જે પુણ્યનું કામ અને આવા ધર્મના કામોમાં હરેકની છુટ વિગેરેના ધોરણ ઉપર વાદ કરવામાં આવ્યો છે તેવા ચોખા હેતુથી આ તેમનું દાવાવાળું કૃત્ય હતું એમ તો ઠરતુંજ નથી, પણ નવસારીનાં કેટલાક ભગરીયાઓએ મુંબઇમાં ભાગ લેવા દાવો કીધો તો તેમના વતનમાં અને ભાગમાં હરકત લાવવા તેમણે વાદીઓ કહે છે તેમ દવેશબુદ્ધીથીજ આ કામ ઉઠાવ્યું એમ ઠરે છે. પ્રતિવાદી નં૦ ૩ ને ની૦ ૩૬૦ થી કબુલ કરવું પડયું છે કે સને ૧૮૮૪ પહેલાં મુંબઇમાં મરાતબ નહીં હતા તે સને ૧૮૮૪ માં નવસારીની દરકાર રાખ્યા વગર કીધા, આ તેમનો અંગીકારજ આ પ્રતિવાદીઓના કૃત્યો વાદીઓ તરફ કેવાં વળણુથી થયાં કે થતાં હતાં તેનું સુચન કરે છે.

જેમ પ્રતિવાદીઓના સાક્ષીઓમાં કેટલાક માહીતી ધરાવતા નથી તેમ વાદીઓના સાક્ષીઓમાં કેટલાંક ઝાઝી માહીતી ધરાવતા નહીં તેવા છે. આમાંનો એક ની૦ ૧૫૪ વાળો સાક્ષી છે તે મલેશર ફળીયાની અગીઆરી માટેનીજ માહીતી સાથે કહે છે કે મીનોચેરહોમજીવાળા મરણની ક્રીયા કરે, અને ભગરીયા જીવતાની ક્રીયા કરે. આથી મીનોચેહેરહોમજીવાળામાં પણ ભગરીયાનો કેવો અધિક હક છે તે બતાવે છે. પ્રતિવાદીઓ તરફથી આ વાત ખોટી પાડવામાં આવી નથી અગર ઉલટ ભગરીયામાં મીનોચેરહોમજીવાળાનો કે બીજાનો હક છે તે સાબીત ઠરવામાં આવ્યું નથી.

ઉપરના સાક્ષી પ્રમાણે વાદીઓનો ની૦ ૧૯૬ નો સાક્ષી પણ ઝાઝી માહીતી ધરાવતો નથી તે ફક્ત કાગળજ રજુ કરે છે અને વાદીઓ અકાબર હોવાનું કહે છે. આ બંને સાક્ષીઓ નવસારીના છે પણ તે સીવાયના બીજા સાક્ષીઓ અહીંના તથા બહારના જુદા અને સ્વતંત્ર છે. આવા સાક્ષીઓમાં ની૦ ૧૯૮ નો સાક્ષી છે તે સરવાળી અગીઆરીમાં દેખરેખ રાખનાર એટલે વાદીઓના અંગનો કે તાબાનો નહી તેવો છે, તે ની૦ ૧૫૪ વાળો મીનોચેર હોમજીવાળાના સંબંધમાં કહી ગયો તેમ આ સરની અગીઆરીમાં મુઆનું કામ મીનોચેર હોમજીવાળા કરે છે અને જીવતાનું ભગરીયા કરે છે એમ બતાવે છે, પરવાનગી નવસારીવાળાની બહારગામ અગીઆરી બદલ હોવાની બાબતમાં પણ તેનો પૂરાવો અગત્યનો છે કારણકે બારડોલીની અગીયારી બાબતમાં પરવાનગી લેનાર તેજ હતો અને તે બહારના અગીઆરી દખમામાં ભગરીયાઓએ કામ કીધાના દાખલા આપે છે તથા આતશબેહેરામ અને આતશઆદરાન ફેરવ્યાના દાખલા બતાવે છે. આ પ્રમાણે આ સ્વતંત્ર સાક્ષી વાદીઓ અકાબર હોવાની વાત, તેમની સત્તા પરવાનગીની વાત અને આતશોની ફેરફારીની વાત પુરવાર કરે છે.

ઉપર પ્રમાણેનાજ નિ૦ ૧૭૬-૧૭૮ ના સાક્ષીઓ છે તે મીનોચેરહોમજીવાળા પંથકના છે તેમાંનો નીં૦ ૧૭૭ વાળો તે ટોળામાં આગેવાન છે. આ બંને સાક્ષીઓ એ વાદીઓના લાભ માટે સાક્ષી આપવા બાબતમાં તેમની સામેજ જબરો ધુજારો થયો હતો એમ કામમાં કેટલાંક ચોપાનીયાંથી સમજાય છે પણ આ બે ચોપાનીયાં ઉપર તે રીતસર કામમાં દાખલ થયાનો તે ઉપર આધાર નથી અર્થાત તે પુરાવો કામમાં દાખલ ગણુવા હરકત છે છતાં એકવાર તે કામમાં દાખલ માનતા એવો ધુજારો મુંબઇમાં થયો હતો તે જો કે મીનોચેરહોમજીવાળા આમાંના કેટલાકનો છતાં તેવો કંઇ ઠરાવ નવસારી ખુદમાં તે ટોળાએ કીધાનો કામમાં દાખલો નથી ત્યાં સુધી પ્રતિવાદીઓના નીવાસવાળા મુંબઇમાં થએલા આવા ધુજારાથી આ સાક્ષીઓની બીજા પુરાવાથી પુષ્ટી પામેલી સાક્ષી માટે કંઈ દોષ માની શકાતો નથી અર્થાત હું તેમને બાતલ કરી શકતો નથી.

નિ૦ ૧૭૭—૭૮ એ બંને સાક્ષીએ વાદીઓને અકાબર જાહેર કરે છે અને ભગરપંથકની હદ્દ અને ગામ બતાવે છે. નિ. ૧૫૪—૧૬૮ ના સાક્ષી માફક આ બંને સાક્ષીઓ કહે છે કે મીનોચેરહોમજીવાળા મરણનું કામ કરે છે અને ભગરીયાઓ તેમના જીવતાનું કામ કરે છે. નિ૦ ૧૭૮વાળો સાક્ષી પોતાને નવસારી અનજુમના તાબાનો માને છે અને વાદીઓની પરવાનગીનો પુરાવો આગળના સાક્ષી પ્રમાણે કરે છે.

નિ૦ ૧૯૩ સાક્ષી છે તે આ સાક્ષીઓથી પણ વાદીઓથી વધારે સ્વતંત્ર છે. તેઓ સુરતના દસ્તુરજી છે તેઓ પણ ભગરસાથની હદ આપવા સાથે નવસારીની પરવાનગીના દાખલા આપે છે તેમને દસ્તુરી નવસારીથી મળી નથી એટલે તેઓ અલગ છતાં ભગરપંથકમાં વાદીઓની અકાબરી તે જાહેર કરે છે અને તેઓ પોતાના બાપની સહીના કાગળો રજુ કરવા સાથે તકરારી અગીઆરી દવેશબુદ્ધિથી થયાનો પોતાનો અભિપ્રાય જાહેર કરે છે આવા સાક્ષી ઉપર ગેરભરૂસો રાખવા હું કાંઇ કારણ જોતો નથી.

નિ૦ ૧૯૯ ના સાક્ષી છે તે પણ ઉપરના સાક્ષી માફક એક અગીઆરીના દસ્તુર છે અને તે અગીઆરી મુંબઇની છે, એઓ પણ ભગરપંથનો વિસ્તાર આપવા સાથે પરવાનગીનો પુરાવો કરી ભગરસાથના અકાબરોની સત્તા ભગરસાથ હોય ત્યાં બધે હોવાનું બતાવે છે અને વાદીઓને અનજુમને સરવરના ખેતાબથી ઓળખાવે છે. આ સાક્ષીદાર મુંબઇમાં નાવર મરાતબ થાય નહીં તેમ થવાથી નવસારીની અનજુમનને નુકશાન હોવાનું કહે છે અને નીં૦ ૧૯૬ ના સાક્ષીદારના કહેવા પ્રમાણે પ્રતિવાદીઓવાળી અગીઆરી દવેશબુદ્ધિથી થયાનું જણાવે છે. આવા બે સ્વતંત્ર દસ્તુરોનું કહેવું આ બાબતમાં ખોટું માનવા કાંઇ કારણ બતાવવામાં આવ્યું નથી.

નિ૦ ૨૦૦ વાળા સાક્ષી પણ એક મુંબઇનાજ દસ્તુર છે અને તેઓ ઉપરના બે દસ્તુરો પ્રમાણે સાઠ વરસ ઉપરાંતની વયના છતાં વધારામાં પોતે ઇલમના ઇલ્કાબ ધરાવનાર છે. પ્રતિવાદીઓના નીં૦ ૩૮૦ ના સાક્ષીના કહેવા પ્રમાણે આ સાક્ષીને અને પ્રતિવાદી ના૦ ૧ ને જુદદીનોને સદરો કસ્તી પહેરાવવાની બાબતમાં કજીઓ થયો હતો લાગે છે અને તે બદલનું પણ એક ચોપાનીઉં કામમાં છે, પણ આવા શાસ્ત્ર અને ધર્મની બાબતમાં ચર્ચાના કારણથી આ કામમાં તેમનો અભીપ્રાય નિર્બળ માનવા કારણ

નથી અને જ્યારે તેમને બીજા પુરાવાથી પુષ્ટી મળે છે ત્યારે નીo ૧૯૯ ના સાક્ષી એક મુંબઇના દસ્તુરની માફક આ નીo ૨૦૦ વાળા પણ બીજા ઇલમવાળા દસ્તુરજી વાદીઓને "અનજુમને સરવર" જાહેર કરે છે, તેઓ પણ ભગરસાથની હદ આપે છે અને ન્હાના મોટા કામની નવસારીની પરવાનગીની ગહુવાઇ પુરે છે. મુંબઇ હાઈ કોર્ટમાં પ્રતિવાદીઓના જુદાં થવા વિષે બેરીસ્ટરનું કહેવું તેઓ જણાવે છે તે ઉપરથી પ્રતિવાદીઓની જુદાં થવા વિષે બેરીસ્ટરનું કહેવું તેઓ જણાવે છે તે ઉપરથી પ્રતિવાદીઓની પોતાના કૃત્યમાં શુદ્ધ બુદ્ધી તો નથીજ નીકળતી. આ દસ્તુરજીનો પણ મત છે કે કોર્ટના હુકમથી આતશઆદરાન બીજે લઇ શકાય છે. આનેજ મળતું પ્રતિવાદી નાo ૧ નું પણ નીo ૯૫ માં કહેવું છે અને તે બદલનું એક ચોપાનીયું પણ કામમાં છે, તેઓ આતશબેહેરામમાં આતશઆદરાન અને આતશદાદઘાહ એમ ત્રણ પ્રકારના આતસ બતાવે છે અને દાવાવાળા આતશઆદરાન છે એમ કહે છે. તેઓ ફેરવી શકાય તેવા છે અને તેમને માટે ખાસ જગા જોઇતીજ નથી અને તેમને ફેરવવા હુકમનામું થાય તો ધર્મવીરૂધ નથી અને આતશબેહેરામ શુદ્ધાં પણ ફેરવી શકાય છે અને આવી રીતે ખાલી થયલું મકાન બીજા કામમાં વાપરી શકાય છે (જુઓ નીo ૯૪-૯૫) તેઓ વાદી નાo ૧ બીજી અગીઆરીઓના ઉપરી હોવાનું ના પાડે છે પરંતું ડાo હેગેની ગ્લોસરી (સને ૧૮૬૭) માં નવસારીના દસ્તુરને દસ્તુરાન દસ્તુર લખ્યાનું આ પ્રતિવાદી નાo ૧ ના દસ્તુરજી જણાવે છે અને તેમના વડીલને સનંદોથી અકાબર નીમ્યાનું કબુલ કરે છે (જુઓ સદર પૃo ૬૭) આમ આ પ્રતિવાદી નાo ૧ પણ ખુદ પોતે ઉપરના દસ્તુરોને આ બાબતમાં તથા તેમને અને બીજા સાક્ષીઓને પુષ્ટી આપે છે તો તેમને ખોટા માનવા કાંઇ કારણ નથી.

આ સિવાયના વાદીઓના બીજા ત્રણ સાક્ષીઓ નીo ૮૯—૧૭૧ અને નીo ૧૭૫ ના રહયા છે તેઓ ત્રણે વાદીઓને અકાબર જાહેર કરે છે અને પાંચે પંથકોની હકીકત આપી તેની અને ભગરસાથની હદ બતાવે છે. આ ત્રણે સાક્ષીદાર દખમાં, અગીઆરી બાંધવા વીગેરેમાં વાદીઓની પરવાનગીની જરૂર જણાવે છે અને નીo ૮૯ ના સાક્ષી પ્રતિવાદીઓવાળી નવી દરેહમેહેર ખપ સિવાય અને વગર પરવાનગીની છે એમ કહે છે. તેમનું કહેવું છે કે મુંબઇની નવી અગીઆરી પછી નવી અગીઆરી નવસારીવાળી થઇ છે. જો કે નિo ૯૫ માં પ્રતીવાદી નાo ૧ તે વાતની ના પાડે છે તથાપી આ સાક્ષીદાર નિo ૮૯ નાએ તેમનાથી મુંબાઇની નવી અગીઆરીમાંથી ભગરીયાઓને કાઢી મુકયા હતા તે વિષે સમજુત થયાનું બોલે છે.[1] આવીજ રીતે નીo ૧૭૧નો સાક્ષી વાદીઓ તરફથી આ કેસ મેનેજ કરે છે તેને અને પ્રતિવાદી નાo ૧ ની વાતચીત થઇ હતી તેમાં નવસારીની મ્હોટાઇ તોડવાનોજ મત જણાવવામાં આવ્યો હતો. નિo ૧૭૫ ના સાક્ષીને પણ નવસારીની નવી અગીઆરીની પરવાનગી બાંધવામાં માંગવા વિશે પ્રતિવાદી નાo ૨-૩ થી વાતચીત થઇ હતી તેમાં તેમનો પણ આ સાક્ષીને જવાબ ઉધતાઇ અને અપમાનનો મળ્યો હતો. આમ આ ત્રણે સાક્ષીઓથી ત્રણે પ્રતિવાદીઓનું આ તકરારી અગીઆરી બાંધવામાં વલણ અને કૃત્ય કેવું હતું તે નીકળે છે, તે બીજા સાક્ષીઓથી આ ખપ સિવાયની અગીઆરી દવેશબુદ્ધિથી બાંધ્યાનું નીકળે છે

---

૧ ઉપલી બે લાઇનની મતલબ સમજ પડતી નથી.

તેને ટેકો મળે છે. વાદી ના૦ ૧ માફક નીં૦ ૧૭૧ ના સાક્ષી પણ પ્રતિવાદી ના૦ ૧ ને જમાત બહાર કાઢયાનું જણાવે છે અને તે હવે ભગર પંથકનો નથી એમ સુચવે છે. નિ૦ ૮૯ ના સાક્ષીનું પણ કહેવું છે કે આ અગીઆરીવાળું તમામ ફીટણું ઉભું કરવાથી પ્રતિવાદી ના૦ ૧ હવે ભગરસાથમાં નથી. નિ૦ ૮૯ નો સાક્ષી સાફ કહે છે કે ઉપરીપણાં બદલ કાંઇ દસ્તાવેજ નથી પણ રીવાજ અને વહીવટ છે અને વસ્તી વધતી ગઇ તેમ ભગરીયાની હદ વધતી ગઇ એ તેનું કહેવું વાજબી અને સમજી શકાય તેવું લાગે છે તે ખોટું માનવા આધાર નથી. આમ એકંદર વાદીઓનો પુરાવો જોતાં તે સ્વતંત્ર અને ચોકસ લાગે છે અને એક બીજાને પુષ્ટી કરતો જણાય છે તથા બંને પક્ષના પુરાવાનું ઉપર સંક્ષીપ્ત વિવેચન આપ્યું છે તે ધ્યાનમાં લેતાં:—

૧ વાદીઓ ભગર સાથના અઠાબરો છે.

૨ દખમાં અગીઆરી વીગેરે બાંધવા અને ન્હાના મોટા કામમાં તેમની પરવાનગી લેવામાં આવી છે અને તેમની અધિકસત્વ છે.

૩ વાદીઓ "અનજુમને સરવર" છે અને વાદી ના૦ ૧ નવસારીના દસ્તુર ડા૦ હોગ પ્રમાણે દસ્તુરાન દસ્તુર છે. ૪ પંથકોની હદ મુકરર થઇ છે તેમ ભગર-પંથકની હદ પણ મુકરર છે અને વસ્તી વધતી ગઇ તેમ તે હદ વધતી ગઇ. ૫ સરની અગીઆરીમાં તેમજ મીનોચેરહોમજીવાળાઓમાં પણ મરણનું કામ મીનોચેહેર-હોમજીવાળા કરે છે અને જીવતાનું કામ ભગરીયાઓ કરે છે. ૬ ભગરીયાઓની કે એકબીજાની હદમાં ભગરીયા કે તે તે બીજા સિવાય બાજેલોક કામ કરી શકતા નથી. ૭ પ્રતિવાદીઓએ કરેલી નવસારીમાંની નવી અગીઆરી ખપ સીવાય, પરવાનગી સીવાય દવેશબુદ્ધિથી નવસારીની મ્હોટાઇ તોડવાને ઉદ્ધતાઇ અને અપમાનના કારણસર કરેલી છે. ૮ મરાતબ નવસારીમાંજ થાય અને મુંબઇમાં થાય નહીં અને સને ૧૮૮૪ પહેલાં થતા નહીં. ૯ પ્રતિવાદી ના૦ ૧ એ કરેલો નાવર મરાબત બરાબર થયા નથી અને ૧૦ પ્રતિવાદી ના૦ ૧ ને આ તમામ ટીફણું ઉભું કરવા માટે નાતે જમાત બહાર મુકેલ છે અને તે હાલ ભગરસાથમાં નથી એમ પુરાવાથી કામમાં સાબીત થાય છે. આનાં અંગનાં બીજાં પણ ન્હાના પ્રકરણો વાદીના લાભમાંજ સાબીત થયાં છે એમ હું ઠરાવું છું.

વળી આ પુરાવાથી વાદીઓનો ખાસ અને વિશેષ હક તેમના દાવા પ્રમાણે (privilege) સાબીત થાય છે અને પ્રતિવાદીઓના કૃત્યથી તેનો ભંગ થઇ તેથી વાદીઓને નુકશાન પણ સાબીત થાય છે કે જે પૈસાથી પુરૂ થઇ શકવાનું નથી, પણ જેને માટે પુર્વ સ્થીતી સ્થાપીત કરવાની અગત્ય છે એમ પણ હું ઠરાઉં છું.

આ કામમાં ઘણી તકરાર અને જબરૂં જુધ પંથકો અને તેના ખાસ અને અંગત હક બાબતમાં જોવામાં આવે છે. આ કામના નવસારીના ભગર પંથકવાળા તેમના જેવાં બીજાં ટોળાંની માફક પોતાના ખાસ અને અંગત હક તેમના (vested interests, rights and privileges) સ્થાપીત હકો માને છે અને તેનો તેવો દાવો કરે છે અને દરેક જાત કોમ અને જમાનામાં આવા (Vested interests &c.) સ્થાપીત

હકો અને તેના ( encroachments ) અતીક્રમણો વચે અને તે કરનારાઓ વચે મારા-મારી હોય છેજ. આ હકીકત રક્ષક ( Conservative ) અને ઉચ્છેદક ( Radical) પક્ષ જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે બંધાવાથી બને છે તેમાં આ કામના વાદીઓનો ( Vested interests ) સ્થાપીત હકોનો અને ( Conservative ) રક્ષક પક્ષ છે અને પ્રતિવાદીઓનો તેનો ભંગનો ( Radical ) ઉચ્છેદક પક્ષ સર્વની આવી બાબતમાં છુટ અને સ્વતંત્રતા સ્વેચ્છા હોવાનો છે. હંમેશા ન્યાય નીતી અને શુદ્ધ બુદ્ધી હંમેશાં ઇનસાફનો લક્ષ સ્થાપીત હકો ( Vested interests ) ને હરકત (disturb) નહીં કરવાનો, તેમને બચાવવાનો કાયમ રાખવાનો ( encroachments ) અતીક્રમણો અથવા તેમના ભંગનો અને તે કરનારાઓને અંકુશમાં રાખવાનો હોય છે. તોપણ તેમના પરસ્પરના ખરા ખોટા વાજબી ગેરવાજબીપણાનો પણ ઇનસાફ આપવા માટે તે વિચાર લે છેજ. તેમજ આ કામમાં વાસ્તવીક સ્થીતી જોઇ જાણી તેના અજવાળામાં ઠરાવ ઉપર આવવાનું છે. ત્યારે વાદીઓના જેવી વ્યવસ્થાને મળતી વ્યવસ્થા ધ્યાનમાં લેવી જરૂર છે અને તેને માટે જે મતભેદો કામમાં રજુ થયા છે તેની તુલના મારે કરવી જોઇએ. પક્ષકારની તકરારવાળા પંથકોનો પ્રકાર અવલ કોર્ટે આપણા દેશમાં ચાલતા શ્રીમંત શંકરાચાર્યોની અસલ ગાદીઓના ચાર મઠના જેવો માનેલો છે અને આ કોર્ટમાં તે વખતે ફેસલ થયલો પણ પાછો પરત ચોકસીમાં આવી હાલ ચાલતો સારદામઠના શંકરાચાર્યોનો મુકદમો તેમણે આધાર પકડેલો છે. અને તે લાગુ નથી અને તેથી આ કોર્ટ બંધાવી ન જોઇએ એવી પ્રતિવાદી પક્ષની તકરાર તેનીજ સાથે તેમના વકીલે પોતાની દલીલના આધારમાં રજુ કરેલા ફેંસલામાં યજમાન ગુરૂનો અને બીજાની દક્ષીણાનો સંબંધ આગળ રજુ કરી તેનો ભાગ બતાવ્યો છે અને તે વિધર્મી ન્યાયાધીશોના ફેસલાઓમાં ધારણ કરેલા ધોરણ ઉપર ભરૂસો રાખ્યો છે તેમાંથી શું તારતમ્ય થવું જોઇએ તે હું આ પ્રસંગે જોવું જરૂર ધારૂં છઉં, મારા પોતાના આ બાબતના લાંબા વખતનાં અને ખાસ અભ્યાસ અને શોધથી જે મને માલમ પડેલું છે અને તે બાબતમાં બીજા વિદ્વાન શોધકોના પણ તેવાજ મતો પડે છે તે રસ્તેથી હું અહીં વિચાર લેવા માગું છઉં.

જૈન બૌધની સાથે ખ્રસ્તી અને મહંમદીયન ધર્મો તે સુધારાના ધર્મો છે એમ કહીએ તો ચાલે અને તેમની સ્થીતી તેમના ઇતીહાસ અને તેમના તત્વોથીજ તેઓ સનાતન ધર્મો સંબંધે ( Radical) ઉચ્છેદક પક્ષમાં આવે છે અને તેઓ પોતાની બાબતમાં સ્વેચ્છા, સ્વતંત્ર અને છુટના દાવા કરે છે અને તે માગે છે અને મેળવે છે. આ બંને ધર્મના વિજઇ ઇતીહાસે તેમના હેતુ પાર પાડયા છે અને દુનીયામાંના મોટા ભાગમાં તેમનાં ધોરણો પ્રચલિત થયાં છે તથા તેવા વિધર્મી ખ્રીસ્તી ધર્મનાં ન્યાયાધીશોએ બ્રીટીશ રાજ્યમાં થતા ફેંસલાઓમાં પોતાના ધોરણો સ્થાપીત કીધાં છે અને ખ્રીસ્તી રાજ્યકરતાના કાયદાઓમાં પણ તેવુંજ લક્ષ રહેલું છે. સ્વરાજ્યની નામદાર વરીષ્ટ અદાલતના વિદ્વાન ન્યાયાધીશો રા. બા. અંબાલાલભાઇ અને રા. બા. (સ્વર્ગવાસી આઠલે સાહેબ ) ના ફેંસલાએ દેશી રાજ્યો માટે તે ધોરણ સામે પોતાનો Protest સામો

અવાજ જાહેર કીધેલો આગળ જોયો છે અને આવા કામમાં જે તે ધર્મની સ્થીતી લક્ષમાં લેઇ ઠરાવ ઉપર આવવાનું ઠરાવ્યું છે.

દુનિયાના જાનીતા મ્હોટા સનાતન ધર્મોમાં અને તેવા ઘણા પ્રાચીન ધર્મોમાં આર્ય પ્રજાઓનો વેદાદિકથી પ્રાપ્ત ધર્મ છે. અને સેમેટીક પ્રજાઓ માટે યાહુદિ બાઇબલ ધર્મ પંથની જુની સ્થાપનાથી પ્રાપ્ત જે ધર્મ છે. આ યાહુદી ધર્મથી ઉચ્છેદક ધર્મો ખ્રિસ્તી અને મહંમદીયન થયા તેવા આર્ય ધર્મના ઉચ્છેદક ધર્મો જૈન અને બૌદ્ધ થયા અને તેથીએ પહેલાં વિદ્વાનો શોધકોના મત અને શોધથી હાલની પારસી કોમનો જરથોસ્તી ધર્મ થયો. ઘણાજ પ્રાચીન કાળમાં મનુષ્ય પ્રજાઓમાં દરેક માણસ પોતાનો યજમાન અને પોતાનો ગુરૂ હતો, પણ કાળ જતાં અને સ્થીતી બદલાતાં વ્યવસાયોના કારણથી અને કામની વહેચણીથી વર્ણો અને જાતો પડી અને યજમાન અને ગુરૂ જુદા પડયા અને અહીંના આગળના ક્ષત્રીઓ અને રાજાઓના પુરોહીતો અને પાછળના બ્રહ્મક્ષત્રીઓના પરોતો ( મુળ પુરોહીતો ) અને રજપુતો કાઠી વિગેરે જાતોના રાજગોર અથવા રાજઘર ( મુળ રાજગુરૂ ) બ્રાહ્મનો અને ભાટો અથવા બ્રહ્મભાટો અને ચારણો થયા. આ કામના વિભાગની સાથે અને તે તે ખાસ કામો કરનારના હક અને લાગા ( vested interests. ) સ્થાપિત થતા ગયા અને જેણે તેણે પોતાના પુરોહીત અને રાજગુરૂ અને ગુરૂઓને યજમાન તરીકે માન આપવાનું, તેને પાળવાનું, તેને દક્ષીણા વીગેરે આપવાનું સ્થાપીત થયું. આર્ય પુરાણોમાં પોતાના ગુરૂ અથવા પુરોહીતને છોડીને બીજાનાં હાથે કામ લેવાનાં માઠા પરીણામો અને તેને મણી કામો વિફળ થયાના ત્રિશંકુ આદિના અલંકારિક વર્ણનોમાં દ્રષ્ટાંત આવે છે. જે સનાતન ધર્મો ઉપર જોયા છે તે તે મંડળી સમસ્તના અથવા દૈવી ધર્મો પરાપુર્વથી પ્રાપ્ત છે અને તેમની વીરૂધ થએલા ધર્મો એકજ વ્યક્તિના મત અથવા મનોબળ કે ધર્મ બળથી ઉભા કરેલા છે અને તેઓ પણ સનાતન ધર્મ પ્રમાણેજ દૈવી હોવાનો દાવો કરે છે અને આ ધર્મ પ્રચારકો પેગંબર અથવા ઇશ્વરનો અવતાર અગર સંદેશો લઇને જગતનો ઉદ્ધાર કરવાને આવેલા એમ દાવો કરતા આવે છે. આવીજ રીતના પેગંબરી ધર્મો ઉપર કહેલા ઉચ્છેદક જરથોસ્તી, જૈન બૌધ ખ્રીસ્તી અને મહંમદીયન જે તે મહાન પુરૂષોના નામથી પ્રચલિત છે. આ બીજા ધર્મો જો કે બધાના એકપણાનો અને નાના નાના વાડા ન હોવાનો અને બધાને ધર્મવૃત સરખું અને સ્વેચ્છાથી મળવું જોઇએ એવો દાવો તો કરે છે તોપણ તે તે નવીન ધર્મોમાં પણ તપા યાને તડ તથા ટોળાં બંધાઈ ગએલાં જોવામાં આવે છે અને તેમના પણ આગળ જતાં સ્થાપીત હકો ઉભા થયા હોય છે. અર્થાત વિભાગ અને તે તે વિભાગના હકો ત મનુષ્ય મંડળી અને ધર્મોનો સ્વભાવજ છે એમ સિદ્ધ થાય છે તો તે નીયમને જ્યારે ત્યારે માન આપવાની પુરાવા અને ન્યાયના ધોરણ પ્રમાણે ઇન્સાફની અદાલતોની ફરજજ છે.

ઉપર જે વર્ણ વ્યવસ્થા આપણા આર્યોમાં જોવામાં આવી તે એકલા હિંદુસ્તાનમાંજ નહોતી પણ અસલના ઇજીપ્ત અથવા મીસર દેશમાં તેમ અસલના ઇરાનમાં એટલે પારસી કોમમાં પણ હતીજ. પણ આ પ્રાચીન ઇજીપ્તના ઇતીહાસે તેની

તે વ્યવસ્થા તદન નાબુદ કીધી અને યુરોપ, એશીયા, આફ્રીકાનું સ્વરૂપ ખ્રીસ્તી અને મહુંમદીયન ધર્મના પ્રસારથી ફરી ગયું. પણ યહુદીઓની માફક એકલા પારસીઓજ પોતાણું સનાતન ટોળું રાખી રહ્યા, પણ તેમનામાં એ પ્રથમની વર્ણો અથવા જાતોજ જતી રહી અને માત્ર બેહદીન અને મોબેદોનાજ વિભાગ રહ્યા અને પોતાના રાજકીય ઇતીહાસની સમાપ્તીએ આ મુલકમાં આવ્યા ત્યારે તે બેજ વિભાગ સાથે આવ્યા અને વસ્યા. તે વખતે અને ત્યાર પછી હિંદુસ્થાનનો રાજકીય ઇતિહાસ ચાલુજ હતો અને અહીંની પ્રજાઓમાં બીજાં બીજાં બાહારના અને અંદરના મિશ્રણો થવામાં અને જૈન બૌધના ઉચ્છેદક ધર્મોથી ફેરફાર થયા અને પ્રથમના ચાર વર્ણો વધી અને શંકર જાતીઓ થઇ અને પાછળથી જ્ઞાતીઓ (ન્યાતો) પેદા થઇ એટલે જ્ઞાતીઓમાં જાણીતા ઓળખીતાઓનોજ ભાગ રહ્યા અને તેમનોજ એક બીજાનો હક સંબંધ સ્થાપીત થયો. બ્રહ્મ ક્ષત્રીઓની સાથે ભળેલા બ્રાહ્મણો, પરોહતો અને રજપુત કાઠીઓ સાથે ભળેલા સારસ્વત આદી બ્રાહ્મણો રાજગર ગયા અને આ બંને પ્રસંગોમાં તેઓ વટલેલા છતાં બીજા બ્રાહ્મણોથી જુદા પડતાં તેમના અને ભાટ ચારણોના પોતાના યજમાનો ઉપર વિશેષ હુકો થયા અને લાગા બંધાયા અને આજે તે યજમાન જાતો અગર ન્યાતોએ પોત પોતાના ગોરને ખાસ અને વિશેશ માન અને આશ્રય ટેકો આપવો પડયો; માત્ર અહીંની લડવૈયા જાતોમાંજ તેમ બન્યું નથી, પણ બ્રાહ્મણ અને વૈષ્યની સુલેહવાળી શાંત અને વ્યાપારી ન્યાત જાતોમાં પણ તેમ બનેલું છે અને નાગર, મોઢ, શ્રીમાળી, સોરઠીયા, કપોળ વીગેરે વાણીઆઓને છેલ્લા બે શીવાયને પોતપોતાના નામના અને છેલ્લાને માટે કુડળીયા (કંડોળીયા) બ્રાહ્મણો થયા અને તે તે વાણીયાઓ ઉપર તેમના તે તે ગોરોનો વિશેષ અને ખાસ હક થયો અને જે તે યજમાને પોતાના જે તે ગોરથીજ કામ લેવાનું અને તેઓ તેમની પાસે આંતરીને દક્ષણા લે તે આપવાનું ઠર્યું એટલે આ જેના તેના સ્થાપીત હકો ( vested interests ) નકી થયા અને પ્રથમના સમયમાં અને વર્ણ વિભાગના કાળમાં જે તે ધર્મની અને ગુરૂઓની છુટ હતી તે જતી રહી અને આ બંધનો બંધાયાં. આવા અતિ પ્રાચીન કાળમાં પણ જ્યાં યજમાનનું ગોત્ર ન હોય ત્યાં તેના પુરોહીત કે ગુરૂનું ગોત્ર મનાયું અને ધર્મની ક્રીયા એની બાબતમાં આ ગોત્ર વ્યવસ્થા સાથે શાખા સૂત્ર અને ચરણની વ્યવસ્થાઓ બંધાઇ અને તેથીએ આગળ જતાં શિષ્ટાચાર અને રૂઢી બંધાતાં ગયાં. ભરતખંડના આર્યોના તે તે સ્થિતીના પુરાવાના બ્રહ્મણ સૂત્ર પુરાણો માહાત્મા આદી ગ્રંથો છે અને તેથી આ સ્થિતી જણાય છે અને દરેક ન્યાતનું પણ માહાત્મ્ય કે પુરાણ વિગેરે જોવામાં આવે છે. ઉપરની વ્યવસ્થા પ્રમાણે બ્રાહ્મણોમાં પણ નાગરોનો દાખલો પ્રસિદ્ધ છે, તેમના નાગરખંડ અને પછીથી આચરણ વૃત જેવા ગ્રંથોથી નાગરોનું કર્માંતર નાગર બ્રાહ્મણોજ કરાવવું જોઇએ અને તે નાગર બ્રાહ્મણોએ નાગર ગૃહસ્થો પાસેથીજ દક્ષીણા લેવી જોઇએ અને બીજાથી અયાચક વૃત્તિ રાખવી બન્યું છે. માટે શ્રીમાળી વગેરે બ્રહ્મણોમાં પણ આહીજ અયાચક વૃત્તી બંધાઇ છે ત્યારે મુળના ત્રણ અથવા ચાર વર્ણથી થએલી સેંકડો ન્યાતોમાં જેના તેના બ્રાહ્મણોની જે તે યજમાનોથી વૃત્તી બંધાઇ ગઇ તેને જેમણે તેમણે માન આપવું પડયું છે અને સ્થાપીક હકના રક્ષણ માટે તે આપવું

જોઇએ, પણ જે ગોરોએ પોતે બીજાનો આધાર અને સંબંધ છોડી દીધો તેમનો તેમના યજમાનોએ ન્યાયના કારણથી પુરો અને એક નીભાવ ઠરવોજ જોઇએ અને હિંદુઓમાં અને કેટલેક દરજ્જે પારસીઓમાં ફરીયાદ છે કે તેમના ગોર અને બ્રાહ્મણો પોતાનું કર્માંતર નથી જાણતા અને બીલકુલ નઠામાં હોય છે. તોપણ તેમને નિભાવવા અને ચલાવવા પડે છે. જો કે કર્માંતર બીજાને હાથે થાય છે તોપણ આચાર્ય ઉપાધ્યા કે ગોર બ્રાહ્મન થઇને તો તેજ બેસે છે અને બ્રહ્માસાન વિગેરે દક્ષીણા તો તેજ લે છે અને આમાં વ્યત્યય આવવાથી બ્રિટીશ રાજ્યના ઉપાધ્યા પૈકી ગોરપદા વિગેરેના દાવા થયેલા અને તેમના જોશી પાટિલકી અને બીજી જે તે બીજાં કારણોથી ઉત્પન્ન થએલી વૃતીઓના પણ દાવા અને ફેંસલા થયલા જોવામાં આવે છે. આ દાવાઓમાં જે તે લાગા ધરાવનારાઓની સ્થીતી, હક, તવારીખ અને ન્યાય નીતી જોઇએ તો આવીજ છે અને તેમને કાયમ રાખવું જરૂરનું છે પણ વિધર્મી ન્યાયાધીશોના પોતાના ધર્મ આદી શિક્ષણથી મળેલા તત્વોથી હેરફેર ફેંસલા ભલે થયા હોય પણ સ્વધર્મી અને સ્વદેશીઓને તો સ્થીતી જોઇનેજ વર્તવાનું છે. જે વખતે હિંદુઓની ન્યાતોનો ખરેખરો ઈતિહાસ રચાતો હતો તેજ વખત લગભગ પારસી ટોળું આ મુલકમાં આવ્યું છે અને તેને પણ તેજ Forces શકતીમાની અસર લાગી છે. તેઓ પણ હોરમજ બંદરથી દીવ બંદર અને ત્યાંથી સંજાણ અને આગળ નવસારી તથા બીજે વેહેંચાતા ગયા છે અને જેમ કેટલીક હિંદુ ન્યાતોની જગાથી અથવા મુલકથી નામ પડી વહેંચણ અને બાંધણી થઇ છે તેમ આ પારસી ટોળામાં પણ જગાથી અથવા મુલકથી પંથકોમાં વહેંચણી અને બાંધણી થઇ છે તે ભગરીયા સિવાયના બીજા નામજ ગંન્હાઇ આપે છે. અર્થાત હિંદુ ન્યાતો અને પારસી પંથકોમાં યજમાન ગુરૂ અથવા બેહદીન મોબેદોનો એકસરખો સંબંધ અને બંધાર બંધાયો છે. જેમ જે તે બ્રાહ્મણોએ પોતાના યજમાનોના દુ:ખ સુખમાં અને ઈતીહાસમાં ભાગ લીધો છે તેમ જે તે મોબેદોએ પણ પોતાના બેહદીન સાથે ઈરાનની સરજમીનથી તે ગુજરાતની સરજમીનમાં ઠરીઠામ પડતા સુધી અને આ ટોળાની જાહોઝલાલી બંધાતા સુધી તેમના દુ:ખ સુખ, ફેરફારો અને મુશીબતોમાં ભાગ લીધો છે અને જે વખતે જે તે પંથકના બેહદીનો પોતાનો ધર્મ સંબંધી ખોરાક મેળવવાને અને પુરા પાડવાને અશકત હતા તે વખતે તેમણે જે તે પુરો પાડયો છે. છેક ઇરાનવેર જઇને તેમનામાંનો કેટલાકો ખોવાઇ ગયલી માહીતી અને કીતાબો લઇ આવ્યા છે અને વાદીઓના વડીલો વડા મેહેરજી રાણા દસ્તુરજી જેવાએ કેટલાક જૈનોના શ્રીપુજ્યોની માફક દીલ્લીવેર જઇ અકબર બાદશાહ તથા બીજાઓને ખુશ કરી પોતાને તથા પોતાના ટોળા માટે હક અને રક્ષણો મેળવ્યાં છે, તે ઈતીહાસથી અને આ કામમાં પક્ષકારોએ આધાર રાખેલા પુસ્તકોથી આશકારા છે તો આ તેમના બ્રાહ્મણો અને મોબેદોની આવી એમુલી સેવાનો બદલો બીજી રીતે આપવો અને તેમના સ્થાપીત હકો (vested rights) ઉખેડી કાઢવા વાજબી થશે નહીં. અર્થાત હિંદુ ગોરોનો જે નિયમ અને ઇતિહાસ છે તેજ પારસી ગોરોનો છે તો કૃતજ્ઞપણાથી જે હિંદુ યજમાનો કરે છે ને પારસી યજમાનોએ કરવું સજાવર છે. બેશક આ બંને કોમોમાં ગોરોના અજ્ઞાન-

પણાથી અને તેમના નીરઉપયોગીપણાથી અને વિધર્મીઓના શિક્ષણમાં જાણેલાં તત્વોથી તથા આપણા પ્રાચીન ઇતીહાસમાંની સ્થિતી હાલના શોધોમાં ધ્યાનમાં આવવાથી અને આગલી પાછલી અને હાલની સરખામણી કરવાથી નવા શીખેલા જમાનાને કંટાળો આવે અને તેઓ જુની ઝુંસરીથી નીકળી જવા ચાહે માગે અને મથે, પણ ઇતીહાસ ન્યાય નિતી અને શુદ્ધબુદ્ધિની દ્રષ્ટીથી તે વાજબી થશે નહીં માટે આ બધા ઉપર નજર પહોંચાડી હું આ કામમાં મારા આગળ જણાવેલા અને વિવેચન કરેલા ઠરાવ ઉપર હું આવું છું.

હિંદુઓમાં આ જમાનામાં નવા શીક્ષણના અજવાળામાં આવેલા આર્ય પ્રાર્થના અને બ્રહ્મસમાજવાળાએ હાલની સ્થીતી ફેરવવા પ્રયત્ન કીધો છે પણ આગળના વખતમાં ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યે પુનઃવર્ણાશ્રમ સ્થાપના કરવા વિચાર કીધો અને જેહેમત ખેંચી હતી તે કાયમીને ફેજે પ્હોંચી નહીં, તેમણે હિન્દુસ્તાનની ચારે દિશામાં ચાર મઠો સ્થાપી મર્યાદા બાંધી હતી અને દરેક મઠમાં પોતાના એક એક શીષ્યને ગાદીએ બેસાડયો હતો અને શંકરાચાર્યોને બ્રહ્મદંડ જેવો એકવાર અધીકાર હતો. પણ જે પ્રવાહ શરૂ થયો હતો તે તેમનાથી બંધ થયો નહીં અને તેની રીતે રીતે ચાલ્યા વિના હાલમાં એ બંધ થતો નથી અને થશે નહીં. આ ચાર મઠોના પણ ચાર વર્ણો પ્રમાણે પેટા મઠો પડી ગયા, જેની તેની મર્યાદા તોડી આચાર્યો પોતાની હકુમત માટે લડવા લાગ્યા અને તેવોજ એક મુકદમો આ કોર્ટમાં છે અને આ કામમાં અવલ કોર્ટે તેનો દાખલો લીધો છે. શ્રીમંત શંકરાચાર્ય પછી એકજ વેદાંતના કહી મધ્વા રામાનુજ વલ્લભ આદિક સંપ્રદાયના આચાર્યો થયા અને બીજા હજારો પંથો અને તેના મહંતો નીપજ્યા અને પાછળ આવ્યા, તે આગળનું ખોદી નાંખવા મથ્યા પણ ખોદી નહીં નખાતાં મ્હોટાં ટોળાનાં નાહના ટોળાં થયાં અને તેમાં પણ તેવાજ સ્થાપીત હકો ( vested rights ) થયા. તેમજ પારસીઓના પ્રથમ એક ટોળાના પાંચ પંથક થયાં અને તેના પણ પેટા પંથક થયા આમ તેમનો ઇતીહાસ અને તેમની મારામારી પણ એકસરખી રીતેજ થયેલી છે તો એકની નિષ્ફળતાથી બીજી કોમે દાખલો લેવાનો છે. આવા સ્થાપીત હકો આમ ન્હાના ન્હાના ટોળાં બધાતાં હિંદુ અને પારસીઓમાં છે તેમજ નથી પણ મુસલમાન કોમમાં પણ તેમજ બન્યું છે અને ખુદ વિલાયતના ફેંસલા અને આધારો જોતાં ત્યાં પણ તેવાજ બનાવો બન્યા છે અને તે તે ડિસેંટીંગ ટોળાના મંડળોના સ્થાપીત હકો ઉપજી આવ્યા છે અને તે ઇન્સાફની અદાલતોને પુરાવો જોઇ નિભાવવા પડયા છે તો તે ધોરણ હાલના દાવાવાળા પ્રસંગમાં નહીં રાખવું ન્યાય નિતી શુદ્ધ બુદ્ધિનું અને વાજબી થશે નહીં; અર્થાત સ્વરાજ્યની નામદાર વરીષ્ટ અદાલતના સર ન્યાયાધિસ સાહેબ શેઠ ખરશેદજી થાણાવાળાનું આ ધોરણ લાગુ પડવાનું ખોટું કહેવાશે નહી અને તે બંનેના ધોરણજ આ ઠરાવમાં પકડેલા છે.

બીજા સાક્ષીઓની સાથે નીં૦ ૮૯ વાળા સાક્ષીએ આ કોમના પંથકોની વ્યવસ્થા ઠીક બતાવી છે. પારસી પ્રકાશ નિં૦ ૪૦૩ પૃ૦ ૨ માં લખેલું છે કે " સંજાણ-

થી પારસીઓ હવે જેમ જેમ તેમની નજર ઉઘડતી ગઈ તેમ ભરૂચ, ખંભાત, અંકલેસર, વગેરે ગુજરાતના ઘણાંક ગામોમાં થોડા થોડા જઇ વસવા લાગ્યા " અને ઇ૦ સ૦ ૧૧૪૨ માં પહેલી વસ્તી "..." જરથોસ્તીઓની થઈ અને અહીંથી આગળ બંધાવવાના પંથકોનું પરગણું મંડાયું. ઈરાનથી પહેલા કયારે ઉપડયા અને સંજાણમાં તેમણે પહેલો પગ કયારે મુકયો તેનાં સાલો વીષે વાદ ચાલે છે ( જુઓ સદર પૃ. ૧૭ ) પણ સંજાણમાં આતસ પરઠવાની સાલ વિ૦ સ૦ ૭૭૭ ( ઇ૦ સ૦ ૭૨૦ ) ની કહેવામાં આવે છે. અર્થાત પ્રથમ સ્થાનથી આગળ ફેલાવો થવાને લગભગ સવાચારસેં વરસ જરૂર થયાં પણ ત્યાર પછી પાંચ પંથક બંધાવવાને કેટલાં વરસ થયાં, તે ચોકસ કયા સાલમાં બંધાયાં તેનો પારસી પ્રકાસમાં કીંવા આ કામમાં આવેલા પુરાવામાં દાખલો નથી પરંતુ નવસારીમાં વસ્તી વધતાં જરથોસ્તીઓની પાંચ પોળ તો ઇ૦ સ૦ ૧૨૧૫ માં સ્થાપીત થઇ હતી જુઓ સદર પૃ૦ ૩ ) પંથકની પ્રથમ તવારીખમાં અણમાહીતી જોવામાં આવી છે. પરંતુ નવસારી તો છેક ઇ૦ સ૦ ૧૪૧૪ થી આગળ પડતું આવ્યું છે અને સં૦ ૧૪૭૧ ના વૈશાખ સુધી ૧૧ વલસાડના ૨૬ બેહદીનોએ તેમના સુબા અમીન સીદી આગળ જઇ નવસારીની અનજુમન મધે જઇ અંધ્યારૂ માગી લઇ લાવી રાખ્યાનો એકરાર કીધો છે. ( જુઓ પૃ૦ ૪–૫ ) તથા રીવાજ તથા ધર્મીને લગતા સવાલો ઈરાન મોકલવા મંગાવવામાં ઇ૦ ૧૪૭૮થી ૧૭૩૮ સુધીના પ્રસંગમાં બીજાં શહેરો સાથે નવસારી પણ મોખરે હતું. ( જુઓ પૃ૦ ૬ થી ૩૩ સુધી ) પંદરમી સદીમાં જે હિંદુ રાજયના આશ્રય નીચે પારસીઓનો વાડી વીસ્તાર ખીલી આબાદ થયો હતો તેના પર મુસલમાનો ચડી આવવાના વખતમાં આ ટોળાએ જંગમાં ઉતરવાથી તથા વિધર્મીઓના વિજયથી તેમને સંજાણથી બારૂતના ડુંગરમાં અને ત્યાંથી નવસારી અને નવસારીથી સુરત એમ આતસ સાહેબ લાવવા લઇ જવા પડયા હતા, તેમાં મોબેદોની તકેદારી અને મુસીબતો થોડી નહીં છતાં તેમની પોતાની દીન અને કોમની વફાદારી મઠમજ સાબીત જણાઇ છે. ઉપર જોયું તેમ આ પ્રસંગમાં નવસારીનું ટોળું અને પંથક આગળનું આગળજ આવતું ગયું છે અને બીજા કરતાં પારસી પ્રકાશમાં તેનાજ લેખ વધારે બહાર પડે છે, તથાપી પાછળ પડવાની તકરારની શરૂઆત પણ ઘણીજ આગળ થઇ લાગે છે. છેક ઇ૦ સ૦ ૧૫૪૩ સં૦ ૧૫૯૯ ના રોજ ૨૦ માહા ૧૨ ને દીને નવસારીના ભગરીયા અને સંજાણા મોબેદો વચે હદ મુકરર કરી ક્રીયા કરવાનો લેખ થયો છે. ( જુઓ પૃ. ૮ ) અહીંથીજ જાણે પંથકોની વ્યવસ્થાની ચોકસ સાબીતી છે એટલે ઇ૦ સ૦ ૧૧૪૨ પછી આ ઇ૦ સ૦ ૧૫૪૩ માં ચારસો વરસે આ ભાગ વસ્તીના વીસ્તારના કારણથી ગઇ સદીની મુશકેલીઓ પછી અહીં નજર આવ્યો. આ લેખમાં નવસારીથી દમણથી દંતોશની હદમાં એક મોબેદને મુઆ જીવતાનું કામ કરવા મોકલ્યાનો તેમાં દાખલો છે. ઇ૦ સ૦ ૧૫૭૯ માં સમસ્ત હેરવદ અનજુમનનો લેખ મેહેરજી વાછાને પુછીને ક્રીયાકામ કરવા બદલનો છે (જુઓ પૃ૦ ૮૭) અને આ મેહેરજી વાછા તે વાદી

નં૦ ૧ ના વડીલ દસ્તુર મેહેરજી રાણા. અને તેમને બીજીજ સાલે એટલે ઇ૦ સ૦ ૧૫૮૦માં નવસારી અનજુમને લેખ કરી વડા ઠરાવ્યા છે (જુઓ પૃ૦ ૯) આજ દસ્તુરજી દિલ્હિ જઇ અકબર બાદશાહ પાસેથી આ સાલોમાં સનંદો મેળવી આવ્યા છે અને તેમનું મરણ ૧૫૯૧ માં થતાં તેમના દીકરા અકાબર નીમાયા છે અને તેમને પણ દિલ્લી દરબારથી ઇ૦ સ૦ ૧૫૯૯માં સનંદ મળી છે (જુઓ પૃ૦ ૯) નવસારીના આ અકાબરોને દિલ્હીથી માન મળવાએ તેમના કસબાને વધારે મોખરે લાવી મુકયો અને તેનું ચિન્હ પારસીઓનાં પ્રથમ મુકામ દીવ બંદરે જરથોસ્તીઓની દીયા કરવા મોબેદ મોકલી આપ્યામાં જણાય છે (જુઓ પૃ૦ ૯) આમ દીવ અને સંજાણાના જુના સ્થાનકોમાં નવસારીની સત્તાનો પ્રવેશ જોવામાં આવે છે.

પારસીઓની તવારીખનું પહેલામાં પહેલું પુસ્તક પણ ઇ૦ સ૦ ૧૬૦૦માં કીસ્સે સંજાણનું આજ નવસારી કસબામાં લખાયું છે (જુઓ પૃ૦ ૧૦) દસ્તુર મેહેરજી રાણાના દિકરા દસ્તુર કેકોબાદજી ઇ૦ સ૦ ૧૬૧૯માં બેહેશતનશીન થયા છે. આ ગ્રહસ્થે પંહેલ વહેલાં અહીં દેશાઇગીરી પણ ચલાવી હતી અને બીજા વાદીઓના વડીલ દેશાઇ બેહેરામ ફરેદુનને પહેલ વહેલી દેશાઇગીરીની સનંદ ઇ૦ સ૦ ૧૬૨૨ માં મળે છે. (જુઓ પૃ૦ ૧૧) ત્યારપછી આ બે પારસી ખાનદાનવાળા પેઢી દર પેઢી નવસારીના અકાબરો તરીકે મશહુર અને આશકારા થાય છે તેજ તે ઠેકાણે પારસી પ્રકાશમાંની નોટોથી જણાય છે. (જુઓ પૃ૦ ૧૪-૧૫-૧૬-૧૮-૨૧-૨૨ ૨૭-૨૮ વિગેરે) અર્થાત આ આધારથી વાદીઓના અકાબરપણાની પુરી સાબીતી થાય છે અને નવસારી અનજુમનની આગેવાની પણ તે સાથે ઉપર જોવામાં આવી છે.

નવસારી સામે હાલ હરીફાઇમાં ઉતરેલું મુંબઇ શહેર છે તેનો આ આગલા જમાનામાં બીલકુલ પતોજ નહીં હતો અને પહેલવહેલો પારસી જરથોસ્તી જઇ વસેલો સુરત પાસે સુમારીનો દોરાબજી નાનાભાઇ ઇ૦ સ૦ ૧૬૪૦ માં જણાય છે (જુઓ પૃ૦ ૧૩) સુરતનો કસ્બો આથી પણ વધારે નવસારીની હરીફાઇમાં આવતો જતો હતો પણ આ હરીફાઇ સુલેહની અને પોતાની કોમની મહતાની હતી. ઇ૦ સ૦ ૧૬૪૦ ની મુંબઇની વસાહતના દાખલા પછી ઇ૦ સ૦ ૧૬૬૦ ઇંગ્રેજી કોઠીને મુગલાઇ અમલદારોથી થતી હરકતની બાબતમાં દલાલ રૂસતમ માણેક શેઠ સુરતથી બાદશાહ ઔરંગજેબ તરફ દરબારમાં જાય છે (જુઓ પૃ૦ ૧૫) અને ઇ૦ સ૦ ૧૬૬૫માં મુંબઇમાં કોટ બાંધવાનો ઇજારો લઇ કામ કરનાર પણ ભરૂચથી આવી વસેલા શેઠ ખરશેદજી પાંડેનો દાખલો છે. (જુઓ પૃ૦ ૧૫) ઇ૦ સ૦ ૧૬૭૬ માં પાલકનો નીયમ થયા પછી ઇ૦ સ૦ ૧૬૮૫માં નવસારી તથા સંજાણના સમસ્ત મોબેદ મળી એક બીજાના પંથકમાં એક બીજાનું કીયાકામ ન કરવાનો બંદોબસ્ત બાંધે છે. (જુઓ પૃ૦ ૧૮) આમ અમે ઉપર નામ આપેલા સ્થાપિત હક (Vested rights) ની સ્થાપ્ના અહીં જોવામાં આવે છે. ઇ૦ સ૦ ૧૫૪૩ નો આગળ જણાવેલો પેહેલો બંદોબસ્ત થયા પછી લગભગ દોઢસો વરસે આ બનાવ બને છે અને એકવાર પડેલી

ફાટ સહેજમાં પુરાતી નથી અને બીજાજ વર્ષમાં એટલે ઇ૦ સ૦ ૧૬૮૬ માં નવસારીના ભગરીયા અને સંજાણા વચે મોટી મારામારી થાય છે, ખુનો થાય છે અને કેટલાક કેદ જાય છે અને આ ફાટમાંથી મીનોચેર હોમજીવાળાનું પેટા પંથક થાય છે. (જુઓ પૃ૦ ૧૯) અને ઇ૦ સ૦ ૧૭૩૨ માં નવસારીના સમસ્ત ભગરીયાઓ વાદીઓના દેશાઈ દસ્તુર વડીલો વીગેરે મળી ભગરીયાઓના ભાગનો દસ્તાવેજ કરે છે. ઉપરના ભગરીયા અને સંજાણા વચેના ઉભા થયેલા મીનાકેસાએ આ પ્રસંગ આણ્યાનું માલુમ પડે છે અને આ ઉપર જોવામાં આવેલા સ્થાપિત થતા હકનો તે પુરાવો છે. (જુઓ પૃ૦ ૨૮-૨૯) એજ સાલમાં અહીંથી ગણદેવી પંથકી મોકલ્યાનો દાખલો છે. તે એવું બતાવે છે કે આ મીનાકેસાએ નવસારીની અનજુમન અને અકાબરોની સત્તા રદ કીધી નોહોતી. (પૃ૦ ૨૯) અને પાછો તેજ સાલમાં નવસારીના આતસબેહેરામની સાથે વસેલા સંજાણા મોબેદો સાથની થએલી સમજુતીનો લેખ છે. (જુઓ સદર) અને ઇ૦ સ૦ ૧૭૩૩ માં મહુવાના બેહેદીનોનો અહિંના અકાબરોને લેખ છે. આ બે લેખો પણ એજ નવસારીની સત્તા સૂચવે છે (જુઓ પૃ૦ ૨૯-૩૦)

પંદરમી અને સોળમી સદીઓમાં મુસલમાની સત્તાથી તેઓના રાજ થયા હતા તેને તોડનાર દિલ્હીના મોગલ બાદશાહની સત્તાથી ને પગથીએ સોલમી સદીના છેવટ ભાગમાં અને સતરમી સદીમાં આપણે આ કોમને અને તે એ નવસારીમાંની કોમને ચડતી જોઇએ છઇએ અને છેલ્લે સરવાળે જે સત્તા બધાને છાઇ નાખી અહીં ચક્રવર્તી થવાની છે તેની સેવા બજાવતી દુરદેસી કરતા આપણે કેટલાક પારસી શેઠયાઓને જોયા છે અને જે નવસારીના પારસી અકાબરોના વડાઓ દિલ્હી દરબારથી સનંદ મેળવી લાવી આગળ પડયા હતા તેમને પાછા આ મુગલ સતાને તોડનાર મરાઠાઓના એક પગભર સુબેદાર ગાયકવાડ સરકારની મેહેરબાનીમાં આવતા અને સનંદો મેળવતા અઢારમી સદીમાં જોઇએ છઇએ. હજુ તો મુંબઇ અથવા ત્યાંની પારસી કોમ તેટલા આગળ પડયા ન હતા, ઉપર જ્યારે નવસારીના ભગરીઆ અને સંજાણા મોબેદોને ભાગ માટે લડતા જોઇએ છઈએ ત્યારે તેજ વખતે મુગલ અને મરાઠા સત્તાઓને શહેનશાહત માટે જબરા આથડતા જોઇએ છઇએ.

ઇ૦ સ૦ ૧૬૬૪ માં એટલે દસ્તુર મેહેનોશજી કેકોબાદજી મેહેરજીરાણા ગુજરી ગયા (પારસી પ્રકાશ પૃ૦ ૧૫) તે સાલમાં અને મુંબઇનો કોટ એક પારસીને હાથે બંધાયો તેની આગળ જે જે સાલમાં પુનામાં શીવાજી માહરાજ છત્રપતી થઈ મરેઠી રાજ્યની પેહેલી સ્થાપના કરે છે (જુએ શ્રી ગાયકવાડી રાજ્યનો ઇતીહાસ પૃ૦ ૨) અને બે વરસ પછી એટલે ઇ૦ સ૦ ૧૬૬૬ માં તે છ દીવસ સુધી સુરત શહેર લુટે છે, પાછું બીજીવાર તેમણે ઇ૦ સ૦ ૧૬૭૦ માં સુરત શહેર લુટયું અને તે દીવસથી ગુજરાતમાં મરેઠાઓના હરોડા પડવા લાગ્યા. (જુઓ સદર પૃ૦ ૨-૩) શ્રીમંત ગાયકવાડ સરકારના વડા દામાજીરાવ ગાયકવાડ પ્રથમ શાહુ રાજાની પાગામાં પેહેલવહેલાજ એક નાના નોકર પાગેદારત રીકે દાખલ થાય છે અને પોતાની ચંચલાઇ અને શાહનપણથી સુરતપરની ચઢાઇમાં ફતેહમંદ થવાથી તે લશકરમાં નાયક

થાય છે. (સદર પૃ૦ ૩) અને આ રાજ્યની સ્થાપના સોનગઢ, સાલ્હેર અને સાલોટાના ડુંગરી કીલ્લાથી કરે છે. તેમના પછી પીલાજીરાવ ગાયકવાડ પણ પોતાનો જય વર્તાવે છે અને નવસારીને રસ્તે થઇ આ રાજ્યનો ગુજરાતમાં પગ પેસે છે. સેનાપતી દાભાડેના પેટામાં રહી ગાયકવાડો આગળ વધે છે અને ઇ૦ સ૦ ૧૭૨૦ ની લડાઇમાં દામાજીરાવ પેહેલવહેલી કીર્તી મેળવી શમશેર બહાદુરનો ઇલકાબ પામે છે. (જુઓ પૃ૦ ૪-૫).

દામાજીરાવ પછી પીલાજીરાવ નાયબ સેનાપતીની પદવી મેળવે છે અને તેમના ભાઇને ઇ૦ સ૦ ૧૭૨૧માં સાનખેડા ગામ મળે છે. (જુઓ સદર પૃ૦ ૬) પીલાજી રાવ ગાયકવાડની કારકીરદી વધારે લડાયક અને તોફાની નીવડે છે અને અમદાવાદના સુબા સર બુલંદખાન વડોદરાના સુબા પેશવા વિગેરે નિસબતની જબરી ટક્કરમાં તે બહાર પડે છે. (જુઓ પૃ૦ ૬ થી ૧૦) ઇ૦ સ૦ ૧૭૨૬ માં તેઓ વડોદરા અને ડભોઇ શહેર કબજ કરે છે. અને ઇ૦ સ૦ ૧૭૩૦ માં વડોદરામાં ગાયકવાડી રાજ્યનો પાયો નાખે છે અને તે ભીલુપુરની ઇ૦ સ૦ ૧૭૩૧ ની લડાઇમાં હાર થયા છતાં પણ તે મક્કમ રહે છે (જુઓ પૃ૦ ૧૦-૧૧) ઇ૦ સ૦ ૧૭૩૨માં અભયસિંહનાં પ્રસંગમાં દામાજીરાવ ગાયકવાડ તો પડે છે પણ તેમનું રાજ્ય તો નવીનજ નીકળે છે (જુઓ પૃ ૧૧ થી ૧૫) અને ઉપરના ઇ૦ સ૦ ૧૭૩૩ ના લેખ વખતે દામાજીરાવ બીજા ગાયકવાડનો અમલ ચાલે છે. (જુઓ સદર પૃ૦ ૨૫) વાદીઓએ નીં૦ ૩-૫ ની સાલ ૧૭૮૭ ભાદરવા વદી અને કારતક વદી ૧૪ અને ૪-૬ ની સં૦ ૧૭૯૬ના ભાદરવા વદી ૧ અને આશો સુદી ૭ ની સંનદો રજુ કીધી છે તે આ સમયની છે. આ બંને આશાઢાદી સંવત છે. એટલે સહુથી પેહેલી નીં૦ ૫ ની સ૦ ૧૭૮૭ (ઇ૦ સ૦ ૧૭૩૧) ભાદરવા વદીની સનંદ છે તે રાવ શ્રી ગંગાજીની નવસારીના અધ્યારૂ ખુરશેદજી તેહેમુલજી તથા જીવણજી માણેકજી વીગેરે સમસ્ત અધ્યારૂ ભગરીયાને આપેલી અને તે રાવ શ્રી સુબેદારજી સાહેબ (પીલાજીરાવ ગાયકવાડ) ના ફરમાનથી હોવાનું લાગે છે, આ બંને ગ્રહસ્થોના નામ પારસી પ્રકાશ પૃ૦ ૨૮ માં આપેલા ઇ૦ સ૦ ૧૭૩૨ ના દસ્તાવેજમાં નામ છે તેથી તેમનું આગેવાનીપણું ઉઘડે છે. આજ ઇ૦ સ૦ ૧૭૩૧ના આસો સુદી ૧૦ એ પીલાજીરાવ ગાયકવાડે વલસાડના મોબેદોને પણ વાર્ષીક ખંડણી માફ કરવાનો પરવાનો કરી આપ્યો છે. (પૃ૦ સદર) તો તેઓ નવસારીના દેશાઇ દસ્તુરનાં વતનીઓને તે કરી આપે તેમાં નવાઇ અને ખોટું કાંઇજ નથી. નીં૦ ૩ નું તાકીદ પત્ર છે ત તેજ ખુરશેદજી તેહેમુલજી અને અધ્યારૂ માણેકજી હોમજીને ભગરીયા સમસ્ત માટે "તમારા પંથકના જજમાનનું વહેવા વગેરેનું કામ કરજો ને તમારા દસ્તુર કદીમ મામુલ છે તે લેજો" એ મતલબનું રાવ શ્રી સુબેદાર પીલાજીરાવ ગાયકવાડનું છે, તેમાં સાફ લખેલું છે કે "તમોને કોઇ સુજાએમ થાશે નહીં ને તમારા પંથકમાં કોઇ બીજા તમારી સલાહ વગર કોઇ કામ નહીં કરે એ વાતની તાકીદ જાણજો" આથી પ્રથમના નવસારી ભગરીયાના પંથકના ભાગનો દસ્તુર ઇલાકો રાજ્ય સત્તાથી કાયમ થાય છે. નીં૦ ૩ માં તેજ

વાતનું ફરમાન થઇ તેથી વધારે સખતી છે કે "એ કામમાં કોઇ બીજો તમારી સલાહ વના કામ કરે નહીં ને જે કોઇ તમારી સલાહ વના એ પંથકનું કામ કરશે તે સરકારના ગુનેહગાર એ વાતની તાકીદ જાણવી."

આ પહેલાં સંજાણા પંથકના મુજાએમ થયા હતા અને ઇ૦ સ૦ ૧૬૮૬ થી જે ફાટ પડી હતી તેનો લગભગ પચાસ વરસે રાજસત્તાથી આમ સનંદોથી અને તાકીદ પત્રોથી બંદોબસ્ત થતો જણાય છે.

પારસી પ્રકાશના પરીશીષ્ટમાં પણ નવસારીની આગેવાની અને અધીક સત્તા ઇ૦ સ૦ ૧૬૭૨ માં એ ચેઓલ પંથકની વ્યવસ્થા કરવાનાં લેખમાં (પૃ. ૮૪૪) જોવામાં આવે છે. જો કે ઇ૦ સ૦ ૧૬૭૩ માં બેહદીનોનો ભગરીયા વીરૂધનો પણ એક લેખ છે, પણ તે એકની સામે પછીની વ્યવસ્થા અને સનંદો છે એટલે તેથી કાંઇ ઝાઝું વળતું નથી અને નવસારીમાંના સંજાણાની ચાલ માટે ઇ૦ સ૦ ૧૭૮૦ માં સુરતના અકાબરો સમજુતીનો કાગળ લખી પંથકનો કદીમ રસમ જણાવે છે તેમાં પણ નવસારીની સત્તા જાણવામાં આવી. ઇ૦ સ૦ ૧૬૮૬ માં ફાટી નીકળેલા અગ્નિની આ ધુંધવાતી ધુણી દરસાવે છે ત્યાર પછી પાંચ વરસે એટલે ઇ૦ સ૦ ૧૬૮૫ માં નવસારીના સંજાણાઓએ માંહોમાંહે સમજુતીનો લેખ નવસારીના કાજીની મોહોરનો કરે છે, છતાં બીજીજ સાલમાં આ બંને ટોળાં વચેનો કજીઓ ભભુકી ઉઠે છે. (પૃ૦ ૮૪૪-૪૫) ના ઇ૦ સ૦ ૧૬૮૭ માં કેટલાક બેહદીનોએ મોબેદો પાસે લેખ લખાવી લીધો છે તે આવી સખતીમાં થએલો કાયદાથી નીરથક ઠરે છે. (જુઓ પૃ૦ ૮૪૬-૪૭) તેજ પ્રમાણે નવસારીનાં સંજાણા મોબેદોએ બેહેદીનોને લખી આપેલો ઇ૦ સ૦ ૧૬૯૧ નો લેખ (પૃ૦ ૮૪૭-૪૮) પણ તેવોજ ઠરે છે. આ તકરાર અને લેખોપર લેખોની અસર દુર ભરૂચ વેર પણ થયલી લાગે છે અને ઇ૦ સ૦ ૧૭૧૬ માં ભરૂચના પંથકમાં કોઇબી પરદેશીએ ક્રીયા કરવી નહી એવો લેખ થાય છે, (પૃ૦ ૮૪૯) અને ઇ૦ સ૦ ૧૭૨૨ લગભગમાં તો આ તકરારનો ભગરીયાના લાભમાં સુરતના નવાબ મોમીન-ખાનના પરવાનોથી નવસારીને મેળેલો લાભ જણાય છે. (પૃ૦ ૮૪૯-૫૦) અને ઉપ-રની ની૦ ૩-૫ ની સનંદો પછી સને ૧૭૮૯ અને ઇ૦ સ૦ ૧૭૩૩ માં નવ-સારીમાં સમસ્ત ભગરીયા પંથકના મોબેદો લેખ કરે છે કે તેમાં લખેલે ઠેકાણે કોઇ પણ મોબેદોએ કામ કરવા અનજુમનની પરવાનગી વગર જવું નહીં. (પૃ૦ ૮૫૧) અને આ લેખથી નવસારીની અનજુમન પોતાની પરવાનગી અને સત્તાની દોરી વધારે ટાઇટ કરે છે. અને ઇ૦ સ૦ ૧૭૩૪ માં મીનોચેરહોમજીવાળી અગીઆરી કાયમ રાખી સમાધાન થાય છે. (પૃ૦ ૮૫૨) વળી સન ૧૭૩૫ માં બેહદીનો અને મોબેદો વચેની તકરાર ભાગી નાંખવાનો બીજો પણ લેખ થાય છે. (પૃ૦ ૩૧) આમ બધો પુરાવો સાથે લઇ નવસારીના ભગરીયા અને બીજાનો તેમજ મીનોચેરહોમજીવાળાનો સંબંધ જોવાનો અને નક્કી કરવાનો છે, તે જોતાં જે તકરાર છે તે અસલથી નવસારીના ભગરીયાઓમાં ત્યાંના સંજાણા માટે પડેલી છે, અને તેનું મીનોચેરહોમજીવાળાના બંદો-બસ્તમાં છેવટ આવ્યું છે, તેમાં એ જીવતાનું કામ ભગરીયાએ કરવામાં તેમના ઉપર હાથ

રહી તેમના સ્થાપીત હક ( Vested rights ) વધારે કાયમ થયા જણાય છે. ત્યાર પછીની અડધી સદીમાં પણ આ તોફાન સમી ગયા પછી નવસારીના ભગરીયાઓનીજ પરવાનગી અને સત્તા અમલ કરતી જોવામાં આવે છે. અને મુંબઇ જઇ પહેલ વહેલા વસેલા પારસીને એકસો વરસ થયાં ને ઇ૦ સ૦ ૧૭૪૦ માં જેમ આગળની માફક દીવ લેખ કરી મોબેદ મોકલ્યો હતો તેમ મુંબઈ પણ તેજ સાલમાં એક પંથકી મોકલે છે. આમ મુંબઇમાં સુરત, સુમારી, ભરૂચનો સંબંધ છતાંએ જો નવસારી આ પંથકી મોકલે છે તો તેમની સત્તા પરવાનગી સેહેલથી સમજી શકાય છે. ( જુઓ પૃ૦ એજ ૮૪૪-૩૩ ) આજ સાલમાં સોનગઢ ખાતે શ્રી ગંગાજીરાવ ગાયકવાડને તેમજ દામાજીરાવ ગાયકવાડને નવસારીના ભગરીયા અને સંજાણાની મારામારીની અરજી થાય છે તેમ નવસારી અને સુરતના લોકોની અરજી થાય છે અને તેજ સાલે વિ૦ સં૦ ૧૭૯૬ ભાદરવા વદ ૧૩ થી દામાજીરાવ ગાયકવાડ નવસારીના ભગરીયાઓને એક પરવાનો કરી આપે છે. ( જુઓ પૃ૦ ૮૫૫ ) એજ સાલમાં તે આગળ સંજાણાઓને પણ રાવ શ્રી ગંગાજીરાવે પરવાનો કરી આપ્યો છે. ( જુઓ પૃ૦ ૮૫૪ ) પણ ની૦ ૪-૬ ના પરવાના આખરના લાગે છે. પૃ૦ ૩૩૪ માંના લેખ અરજીઓ છે તે પણ આજ અરસાની અને આ પ્રસંગની છે. ની૦ ૪-૬ માં ની૦ ૩-૫ માં કરતાં વધારે વિગત આવી "સુબેદાર સાહેબે હજુર તેડાવી તજવીજ કરી તે ઉપર તમારા કાગળ પત્ર જોયા તેથી તમારૂં રાસ્તી જાહેર થયું કે કદીમથી તમારા પંથકમાં સંજાણા અધ્યારૂ રહે છે તેના તમામ કામ જીવતા મુઆનું તથા ધરમનું સરવે કામ તમો કરતા આવા ".........ઈત્યાદી, તે એમાં લખેલા સ્થળે બેહેદીન વગેરેનું કામ કુલ જીવતાં મુઆનું સુદામત કરો છો તે પ્રમાણે કરજો. સુદામત વાજબી હક છે તે લેજો તમારા પંથકમાહા બીજો કોઇ દખલ કરે નહીં ને ધર્મની રાહા કદીમ છે તે પ્રમાણે ચાલજો, નવું કરશે તે ગુનેગાર થશે. તાકીદ જાણજો. ( ની૦ ૪ ) તેજ પ્રમાણે ની૦ ૬ ના મુદ્દાના બોલ છે. ની૦ ૩-૫ કરતાં ની૦ ૪-૬ માં બંને પક્ષની અરજીઓ આવી સુનાવણી થઇ રાજ્યસત્તાનો ચુકાદો થયલો લાગે છે. આ સનંદોની સાબીતી વીષે વાંધો લેવામાં આવી પ્રતિવાદીઓ તરફથી કેટલાક આધારો તેમને સ્વતઃ સીદ્ધ માનવા સંબંધે બતાવવામાં આવ્યા છે અને સનંદોની સાબીતીની અપેક્ષા રાખી છે, પરંતુ એપેલેન્ટોની તા૦ ૮-૯-૯૪ ની અરજ નીચે આ સનંદોની ખાતરી માટે મે૦ રા૦ રા૦ ફડનીસ સાહેબ તરફ લખાઇ જઇ તેઓ તરફથી તા૦ ૧૮-૯-૯૪ થી ખુલાસો લખાઇ આવ્યો છે તેમાં તેઓ આ સનંદોના ખરાપણાની ખાત્રી કરે છે એટલે પ્રતિવાદીનો તે વીરૂધ પક્ષ ટકી શકતો નથી અને જ્યારે રાજ્યસત્તાનો આ હુકમ છે તો રાજ્યમાં માન્ય હોઇજ શકે;

આ સનંદમાં હાલ ગાયકવાડ સરકારને તાબે નહીં અને ઇંગ્રેજ સરકાર વીગેરે ને તાબે એવાં ગામોના નામ આવવાથી પ્રતિવાદીઓના વકીલે તેમને દોષ દેવા પ્રયત્ન કીધો છે, પણ વિ૦ સં૦ ૧૯૫૧ માં જે રાજ્યની વેહેંચણની સ્થીતી હતી તે વિ૦ સ૦ ૧૭૯૬ માં દોડસો વરસ ઉપર ન હતી. ઇ૦ સ૦ ૧૭૩૭ થી તે ૧૭૪૩ સુધીમાં

તો દામાજીરાવ ગાયકવાડ ભારે સત્તાવાળા થઈ પડયા હતા. ( શ્રી ગાયકવાડી રાજ્યનો ઇતીહાસ પૃ૦ ૧૭ ) ત્રીંબકરાવની વિધવાના તે વ્યવસ્થાપક હતા......આથી મરેઠાઓની સર્વ સરદેશમુખી તથા કાઠીયાવાડમાંની તમામ ખંડણી......દામાજીરાવ ગાયકવાડે ઉઘરાવી લીધી હતી. ( પૃ. સદર ) અને ઓંએ સેક્રેટરીયટમાંના મરાઠા સેરીઝ નં. ૧ ના સ્ટેટ પેપર વીગેરેના કલેક્શનમાં (Siege of Bassein by the Marathas) ના કાગળો જોતાં તે વેળા એટલે ઇ૦ સ૦ ૧૭૩૯ માં અંગરેજ સરકાર તથા પોરટુગીઝ સરકારની સ્થીતી અને મરેઠાઓનું પ્રબળ ધ્યાનમાં આવી શકે છે. ( જુઓ પૃ૦ ૨૫ થી ૬૬ ) એજ પ્રમાણે એજ અરસામાં મરેઠા સરદાર ચીમનાજી આપા તરફ મોકલેલી English embussy to the Marathas ) પૃ૦ ૬૯ થી ૮૪ પણ ઇંગ્લીશની ખાસ સ્થીતી અને નીતી ધ્યાનમાં આવવા જેવી છે. આમાંના પહેલા કાગળો વરસની શરૂઆતના છે. ફીરંગી હોકમ જાન પેરેરા પીટોનો મુંબઇના ગવરનર અને કોન્સીલ ઉપરનો કાગળ ( પૃ૦ ૨૫–૨૭ ) તેમની દમણથી તે થાણા વસઇ સુધી દયા જનક સ્થીતી બતાવે છે, તેમજ ત્યાર પછીના પણ ફીરંગી અમલદારોના કાગળો અને અંગ્રેજી કોન્સીલનું કામ તેમની કેવી દેહશત ભરી હાલત હતી તે સુચવે છે, આમાંના પહેલા વસઇ અને મૌલ માટે મદદ માગે છે અને તે ઇંગ્રેજો આપતા નથી અને ફીરંગી સત્તા નાશ પામે છે અને અંગ્રેજો આગવોતહ કરવા એક તરફથી શાહુ રાજા તરફ અને બીજી તરફથી સેનાપતી ચીમનાજી તરફ એલચીઓ મોકલે છે. ( જુઓ પૃ૦ ૭૫ વીગેરે ) એક બાજુ સતારા તરફ અને બીજી બાજુ વસઇ આગળ ઘેરો નાંખી પડેલાં લશકર તરફ અને શાહુ રાજા ઉપર બાજીરાવ પંડીત પ્રધાન ઉપર હુકમ મેળવે છે. ( પૃ૦ ૮૩–૪ ) અને આજ વિજયી સત્તાધીશ્વર શાહુરાજાના લશકરનો નાયબ સેનાપતિ ગાયકવાડ સમશેર બાહાદુર સેના ખાસ ખેલનો અહીં બીજો ભાગ હતો. આ ભાગોના ગેઝેટિયરો ઉપરથી પણ તે વખતની ગાયકવાડ સરકાર અને તેમની ઉપરા પેશ્વા અને છત્રપતિ સરકારની અધીક સત્તા જોવામાં આવે છે, તો નીં૦ ૩ થી ૬ ની સનંદો બેશક તેમની સિદ્ધ રાજ્ય મર્યાદામાં અને તે હદને લગતી હતી તો તે સનંદોને આ વિષયમાં કાંઇપણ દોષ લાગી શકતો નથી.

હાલ તે મર્યાદા સંકુચીત થઇ છે અને તાબાની કોર્ટની તથા આ કોર્ટની સત્તા તે બધા ભાગ માટે નથી તો તેની હકુમતની હદમાં તેઓ તે સનંદો પળાવી શકે છે. વાદીઓ પણ આ ઉપરાંત કંઇ હક અધીકાર માગતા નથી માટે એ બાબતમાં અવલ કોર્ટનો અધીક હુકમ લાગતો હોય તો તે લાગુ સમજવાનો નથી માટે આ સનંદોથી અને તે જે પ્રસંગમાં ઘડાઇ છે તેથી પણ વાદીઓની સતા અને પરવાનગીની અપેક્ષા સીદ્ધ થાય છે, ઉપરની સનંદોથી નીવેડો છતાં પણ ઇ૦ સ૦ ૧૭૪૧ માં સુરતવાળા મોબેદો તથા સંજાણા મોબેદો સાથે લડવાનું હોવાથી નવસારીવાળા આગેવાન દેશાઇને મુખતીયાર પત્ર આપે છે ( પારસી પ્રકાશ પૃ૦ ૩૪ ) અને આ બાબતમાં આજ સાલમાં સં૦ ૧૭૯૮ માં આપણી સરકાર નવસારી પર

ફરમાન લખી આપે છે અને સુરતના નવાબને પણ હુકમ કરેલો તે ઈસારો કરે છે અને તે પ્રમાણે નહીં ચાલશો તો વેપાર બંધ કરવામાં આવશે એવી તે ધાસ્તી આપે છે અને એજ સાલમાં તા૦ ૩૦ અકટોબર ૧૭૪૧માં હાકેમ ખંડેરાવ નવસારીની સમસ્ત અનજુમનને પરવાનો કરી આપે છે ( જુઓ પૃ૦ ૩૫ ) સંજાણાના હકો નકી કરે છે.

આમાં સુરતમાં વસતા ભગરીયાનો પણ સવાલ તે વખતે ચર્ચાઇ થર પડે છે ( જુઓ પૃ૦ ૮૫૬ ) અને ઇ૦ સ૦ ૧૭૪૨ માં પણ સુરતમાં રાવ શ્રી ખંડેરાવે નવસારીના હક ઠરાવની સનંદ આપી છે ( પૃ૦ ૮૫૬ ) અને ઇ૦ સ૦ ૧૭૪૩ માં સુરતના મોબેદો પોતાનો નવસારીવાળા વીરૂધ હક ઉઠાવવાનો લેખ આપે છે ( પૃ૦ ૩૬ ) ઉપરના પરવાના પ્રમાણે ઇ૦ સ૦ ૧૭૪૯ અને ૧૭૫૨ માં પારડી અને વલસાડવાળાને પણ પેશવા તરફથી પરવાના મળેલા છે ( પૃ૦ ૮૬૦ ).

મુંબઇ હજુ પણ સતામાં આગળ વધ્યું ન હતું. ઇ૦ સ૦ ૧૭૫૦ માં તો દખમું પુરવાની ક્રીયા કરવા માટે મુંબઇની અનજુમન નવસારીની અનજુમન પાસે મોબેદોની જોડ માગે છે અને તે તેમને આપવામાં આવે છે ( પૃ૦ ૩૮ ) વળી સ૦ ૧૮૧૦ ( ઇ૦ સ૦ ૧૭૫૪ ) માં નવસારીથી દેસાઇ ખુરસેદજી તેહેમુલજી મુંબઇના મોબેદોને હુકમ લખે છે અને હરકત ન કરવા ફરમાવે છે. ઇ૦ સ૦ ૧૭૫૫માં મુંબઇવાળા નવસારીને કેટલાક મોબેદો માટે ફરીયાદ કરે છે ( પૃ૦ ૪૦ ) ઇ૦ સ૦ ૧૭૫૬ માં પહેલ વહેલો પારસી વેપારી ચીનની સફરે જાય છે ( પૃ૦ ૪૧ ) અને ઇ૦ સ૦ ૧૭૬૮ માં સેહેનશાહી અને કદમીઓની ફાટ કાયમને માટે પડે છે ( પૃ૦ ૪૬ ) ઇ૦ સ૦ ૧૭૭૬ માં નવસારી મહુવે પંથકી મોકલે છે (પૃ૦ ૫૨) અને નવસારીમાં ધાડ પડવાથી આતશબેહેરામ સાહેબને ઇ૦ સ૦ ૧૭૭૬ માં સુરત લઇ જવામાં આવે છે. અને હજુ પણ એટલે ઇ૦ સ૦ ૧૭૭૭ માં મુંબઇની અનજુમનને નવસારીની સલાહ મસલત કરવી પડે છે અને તે લખાણોના નવસારી જવાબ લખે છે (પૃ૦ ૫૫) ઇ૦ સ૦ ૧૭૮૧ માં પહેલ વહેલો પારસી મનિયાર પેશવા તરફથી વિલાયત જાય છે ( પૃ૦ ૬૦-૬૧ ) ન્યાત બાહેર મુકયાનો પહેલ વહેલો દાખલો મુંબઇમાંજ સને ૧૭૮૫ માં બને છે. ( પૃ૦ ૬૫ ) આથી અનજુમનને કોઇને નાત બાહેર મુકવા અધીકાર નીકળે છે અને તે પ્રમાણે પ્રતિવાદી ન૦ ૧ વીગેરેને મુકયાનું વાદી નં૦ ૧ પોતાની જુબાનીમાં કહે છે. ઇ૦ સ૦ ૧૭૮૬-૭ થી વિધર્મી અંગરેજી રાજ્યની અસર પારસી ટોળા ઉપર થઇ ગવરનરની મીનીટથી પંચાયત નીમાય છે. ( પૃ. ૬૭-૬૮ ).

મુંબઇની અનજુમન ઇ૦ સ૦ ૧૭૯૧ માં નવસારીની અનજુમન તથા દસ્તુર સાહેબ તથા દેશાઇજીના ફરમાનથી ૪ મોબેદોથી કામ કરાવ્યાનું પૃ૦ ૭૩ ના દાખલાથી નીકળે છે.

પ્રતિવાદીઓ નં૦ ૨-૩ ના આંતસબેહેરામ ઇ૦ સ૦ ૧૮૩૦ માં તા૦ ૧૭ મી નવેંબરે પરઠવામાં આવે છે. ( પૃ૦ ૨૩૨ ) એજ મકાનમાં સને ૧૮૦૫ થી એક

આતશઆદરાન હોવાનું જણાય છે (પૃ૦ ૨૩૩) આ વાડીયા કુટુંબ લવજી વાડીયાના વખતથી (ઇ૦ સ૦ ૧૭૧૦થી ૧૭૯૪) સુધીમાં બહાર આવવા લાગ્યું છે અને સરકારી ગોદીમાં તેમના હેરતમંદ અને મશહુર કામોથી તે ભારે વગ વધરાવવા લાગ્યું છે અને ડોશાભાઇ ફરામજી કરાકાના પુસ્તકમાં વાદીઓના કુટુંબ જેવી તેમની પણ નોંધ આવેલી છે (જુઓ પૃ૦ ૨ પૃ૦ ૬૦-૭૨ વીગેરે) મી૦ કરાકાની ઉપર જે અમે નોંધ આપી છે તે બાબતમાં નીચેના બોલ અગત્યના છે તે અમે ટાંકી લઇએ છઇએ.

" As the Parsis grew in importance at Navsari and as unfortunately the members of the priesthool began to be continually at difference among themselves it was considered advisable to elect a suitable man as Dastur. "

અને મેહેરજીરાણાની નીમનોક ઇ૦ સ૦ ૧૫૭૯માં આપે છે પૃ૦ ૩) નવસારીના પહેલા દેસાઇ ચાંગા આસાના ઇ૦ સ૦ ૧૪૧૯માં નીમાયા હતા તેમના અને તેમના દીકરાને માટે સદરહુ અમુલ્ય પુસ્તકના પૃ૦ ૪ થી ૭ માં વર્ણન છે તથા ઇ૦ સ૦ ૧૮૦૦ માં દેસાઇ ટેમુલજી રૂસ્તમજીના પૌત્ર મંચેરજી ખરશેદજી આગળ પડયા તે જણાવ્યા પહેલાં ઇ૦ સ૦ ૧૭૧૯ માં ટેમુલજી રૂસ્તમજી સીરવઇએ પીલાજીરાવ ગાયકવાડને થાણા સ્થપાવવા લલચાવ્યા અને તે થાણા થતાં તેમની ગાયકવાડ સરકારની દેસાઇગીરીની સુચના છે તે પણ લક્ષમાં લેવા લાયકની છે ( જુઓ સદર પૃ૦ ૭) તો આ વગ પણ નવસારી ટોળાની ફતેહ અને આગેવાની બતાવે છે.

પણ ઉપર પ્રતિવાદીઓના વડીલોએ જે ઇ૦ સ૦ ૧૮૦૫ અગર ૧૮૩૦ થી શરૂઆત કીધી છે તેની સાથે ઇ૦ સ૦ ૧૮૩૨ થીજ તેમણે નાવર મરાતબનો સવાલ ઉભો કીધો હતો અને તે બદલ નવસારીની અનજુમનની પરવાનગી માગી હતી ( જુઓ પૃ૦ ૨૪૩) અને તેજ દિવસથી ત્યાં નાવર કરવાનું શરૂ કીધું હતું ( સદરહુ પૃ૦ ૮૯૯ ) પણ નવસારીવાળાએ તો પોતાના જવાબમાં "નવો હેરબદ થાસે તે સાથે હમે વાપરીશું નહીં ને હમે કાંઇ નવો શીરસ્તો કાઢતા નથી" ( પૃ૦ ૨૪૩ ) એમ લખ્યું હતું. અર્થાત આ પરવાનગી આપી નથી એમજ ઠરે છે, અર્થાત તકરાર અહીં ઇ૦ સ૦ ૧૮૩૦-૩૨-૫૦ થી શરૂ થઇ ૧૮૮૪ અને હાલ સુધી પહોંચી છે દરમ્યાન દખમાં અને ધર્મના મકાનો બીજાં વધતાં ગયાં છે. જે નવસારીવાળાના પહેલાં સુરતવાળા અને સંજાણાથી મીનાકેસો ચાલતા હતા તે ગાયકવાડ સરકારથી ફતેહથી પસાર કીધા બાદ તેમની સામે આ સાલોથી મુંબઇમાં જંગ ઉઠતું જતું હતું. મુગલ સત્તા પછી મરેઠા સત્તા પણ ઝાંખી પડવા લાગી અને ઇંગરેજ સત્તા તેજ થવા લાગી અને એક સદીમાં તો તે તેની સાથે મુંબઇ અને તેના શેઠીયાઓ વાડીઆજી, કામાજી, પટેલ, સરવાળા, એક પછી એક સીતારાની માફક પ્રકાશવા લાગ્યા એટલે ગરીબ નવસારી શેહેર અને તેના ટોળાની તેઓ થોડી દરકાર રાખવા લાગ્યા, પણ નવસારીનો અને મુંબઇનો ત્યાર પહેલાનો સંબંધ જોવાનો છે, આ પછીનો નહીં.

પહેલાના દાખલાથી નવસારીની અધીક સત્તા ઠરી છે અને તે રાજ્યસત્તાથી ઠરી છે, પછીના વાડીયાજીના કુટુંબના આગેવાનીપણા નીચે જે બંડ થયું હતું અને ચાલે છે તેનું છેવટ લાવવાનો આજ પ્રસંગ છે તે પહેલાં કંઇ નિર્ણય થયો નથી ત્યાં સુધી આ પછીના વર્તન કાંઈ આધાર કે દ્રષ્ટાંત રૂપ થઈ શકતા નથી. એટલે ઉપર જે દાખલા જોવામાં આવ્યા તેમાં નવસારી તેના ભગરસાથ તથા અકાબરો અને અનજુમનની સત્તા, સંમતી, પરવાગીની જે સરળ સાબીત થઇ છે તે વાદીઓના હીતમાં અને પ્રતિવાદીઓ વીરૂધ સાબીત થઇ છે, માટે હું ઉપર પ્રમાણે મુદ્દાના નિર્ણય કરૂં છું.

નિ૦ ૩-૪-૫-૬ ની સનંદો માટે પ્રતિવાદીઓ તરફથી તકરાર છે કે તે તમામ ભગરીયાઓને આપેલી છે માટે તેમાં પોતે પણ આવી જાય અને વાદીઓ એકલાને હક મળે નહી. આ વાત રાસ્ત છે પણ વાદીઓનું કહેવું છે કે પ્રતિવાદીઓ ના૦ ૧ વીગેરે ભગરસાથના નથી તો તેમને તે લાભ મળેજ નહીં. પ્રતિવાદી ના૦ ૧ ને ન્યાત બાહેર મુકવામાં આવેલા છે કારણ કે તેમણે સને ૧૮૮૪ માં પોતાના દીકરાના દીકરાઓને નવસારીની સત્તા, પરવાનગી વીના નાવર મરાતબ કીધા. નવસારીની પરવાનગી જોઇએ નહીં તે તેમનું કહેવું સાબીત થયું નથી અને ઇ૦ સ૦ ૧૮૩૨ માં પરવાનગી માગી છે એમ છે તો તે તકરાર ટકવા જેવી નથી. વળી તેમના તરફથી કહેવામાં આવે છે કે સંમતી મળી છે, પણ તે પરવાનગી મળી નથી એમ ઉપરના ઉતારાથી જણાયું છે. ન્યાત બાહેર મુકવાનો ખાસ નીયમ જાણવામાં આવ્યો નથી પણ ઇ૦ સ૦ ૧૭૮૫ માં મુંબઇમાંજ ન્યાત બાહેર મુકવાનો પ્રસંગ ઉપર નોંધવામાં આવ્યો છે તેમાં બન્યા પ્રમાણે પ્રતિવાદી ના૦ ૧ નું વર્તન અનજુમનના હુકમ બહારનું છે તો તે ન્યાત બહાર થઇ શકે છે.

પ્રતિવાદીઓ તરફથી લો રિપોર્ટસ ૧૧ ચાન્સરી પૃ૦ ૩૫૨ ના ફીશર વી૦ કીનના ફેંસલાનો આધાર આપવામાં આવ્યો છે પણ તે ફેસલો કલબ માટે છે. પરંતુ વિલાયતની કલબો અને હિંદુસ્તાનની ન્યાતો કે પારસી કોમ બધી રીતે એક સરખી નથીજ. આ ફેંસલામાં કલબની કમીટીએ જે વર્તન કીધું છે તે બરોબર નથી. ઠરાવવામાં ન્યાયથી વર્તવા વીગેરેના જે કારણો ઇન્સાફદારે બતાવ્યાં છે તે આ કારણથી સદંતર હાલના પ્રકારને લાગુ પડવા જેવા નથી. જસ્ટીસો મરૂસામી ઐયાર અને બ્રાંડટ એમણે ઇ૦ લો૦ રી૦ ૧૦ મદરાસ પૃ૦ ૧૩૩ વાળા કૃષ્ણાસામી ચેરી અને બીજા વિ૦ વીરસામી ચેરી અને બીજાના કામમાં એક લંબાણ ફેંસલો આપ્યો છે તે ઉપર પણ પ્રતિવાદીઓ આધાર રાખે છે, તેના પૃ૦ ૧૩૯ માં કહ્યા પ્રમાણે આ બાબતમાં એ પુરાવો લેવાયો નહતો અને અનજુમનની બેઠક વખતે પ્રતિવાદી ના૦ ૧ ને બોલાવ્યા નહોતા; પણ પ્રતિવાદી નં૦ ૧ નું કૃત્ય જાણીતું હતું, તેમાં પુરાવાની જરૂર નહતી અને તેમને બોલાવવાની કે તે તેમનો ખુલાસો માગવાનું પણ કારણ ની૦ ૧૨૧ જોતાં નહતું, કારણ કે તેઓ આવી ગયા હતા અને આવી બેઠકની આગળથી નોટીસ આપવાનો વહીવટ સાબીત થયો નથી. તો વીલાયતના ફેંસલાના

ધોરણુથી અને બ્રીટીશ ઇંડીયામાં થયલા ઠરાવના આધારથી આ સ્વરાજ્યમાંએ તેવો વહીવટ રહેવા કારણુ નથી, કારણુ કે જે કલબના નિયમ સાથે મળતાપણું જોવામાં આવ્યું છે તે અહીં કોમમાં છેજ નહીં. આ વ્યવસ્થાઓ તો હવે કંઇ મુદતની અમલમાં આવતી જાય છે. ૧૪૪-૧૫૫ ઉપરનો વિવેચન પણુ વિલાયતના ફેંસલાને અવલંબીને છે. પૃ૦ ૧૪૩ ઉપર જડજનું કહેવું નોધ્યું છે તે વાજબી છે કે કોમોના નીયમો સુધારાને અનુકુળજ થવા એ કારણુ નથી “And that the ceremonial law of the caste does not meet the requirements of the progress” સુધારો કે આગળ વધારાની ઇચ્છા કે ફીલસુફીની બધાની સમાનતા, સ્વતંત્રતા અને સ્વેચ્છા તથા છુટના ધોરણો વાદ અને ચર્ચા અભિલાષા માટે ઠીક છે પણુ પુરાવાને અભાવે સ્થાપીત હકોના (Vested rights) ઉચ્છેદ કરવામાં સ્વેચ્છા કે અભિલાષા કામની નથી. સુધારો કરવાનો રસ્તો જુદો છે. આગળ જૈન, બૌધ, ખ્રીસ્તી કે મહંમદી ધર્મો કે બીજા બળ વાપરતા હતા તેનો હવે પ્રસંગ નથી. તેને માટે ઉપદેશ અને કેલવણીના સુલેહના સાધનોજ અમલમાં લાવવાનાં છે—અને તેને માટે અંદરથી ફેરફાર થવો જોઇએ અને બહારથી બળ વાપરવું અયોગ્ય છે. માટે આ કલ્પનાના ધોરણોનો Theory દ્રષ્ટાંતોમાં ( Practice ) કાયદામાં અને ઇન્સાફની કોર્ટમાં પુરાવા વીગેરેને અભાવે અમલ થવો ઇષ્ટ નથી. માટે આ મદરાસના ફેસલાને પૃ૦ ૧૫૨ માં જે પુરાવાથી જરૂર માની નથી તે સ્વરાજ્યમાં અને ઉપર જે તત્વ ધરવામાં આવ્યું છે તેમાં આ કોર્ટ અપેક્ષા રાખે છે, માટે આ વ્યવસ્થાની જરૂરી સાબીતી નથી ત્યાં સુધી તેનો લાભ પ્રતિવાદીઓને મળવાનો નથી. માટે પ્રતિવાદી નં૦ ૧ ને જે બાતલ કરવામાં આવ્યા છે ને ભગરસાથ બહાર કાઢવામાં આવ્યા છે તે બરોબર આ કામમાં ઠરી શકે છે અને તે કારણુથી તેમને અગર તેમના પક્ષનાને નીં૦ ૩-૪-૫-૬ ની સનંદોનો લાભ મળી શકતો નથી. ત્યારે એકંદર સ્થિતી, પુરાવા, કાયદા, ન્યાય, નિતી, શુદ્ધબુદ્ધીના ધોરણો ધ્યાનમાં લેતાં હું જે ઉપરનાં ઠરાવો ઉપર આવ્યો છઉં તેથી પ્રતિવાદીઓની અપીલ હું મંજુર કરી શકતો નથી; અને તેથી હું અવલ કોર્ટનો ઠરાવ બહાલ રાખું છઉં. હકુમતની હદ બાબતની દાદ વિષે જે દાદ આગળ જોવામાં આવી છે તેજ વિચાર હું આમાં કાયમ ઠરાવું છઉં અને તેથી વધારે ભાગ હોય તે હું નીરઉપયોગી અને નીરર્થક ઠરાઉં છું.

પ્રતિવાદીઓની છેવટની તકરાર જોવાની એજ રહી છે કે જો વાદીઓએ પારણામીક દાદ માગી નથી તો અવલ કોર્ટે દાવા પ્રમાણે રકમ અપાવી છે તે અપાવવી ન જોઇએ એવી માગણી છે. વળી આ રકમની વાદીઓએ સાબીતી પણુ કીધી નથી અને તે બદલ મુદ્દો કે પુરાવો નથી એટલે અમે તે બચાવ કે પુરાવો પણુ કીધો નથી ( જુઓ ઇંગ્રેજી નોટ પૃ૦ ૨૨-૨૩ ) પણુ વાદીઓના વકીલનું આથી ઉલટ કહેવું છે કે તેમને રૂ૦ ૨૫૦૦ ની કે કોઇપણુ રકમથી સંતોષ વળવાનો નથી, ગમે તેટલો આંક મુકતાં પણુ સંતોષ વળવાનો નથી માટે અનુમાનથી રૂ૦ મુકીએ છૈએ અને પુરાવાથી વધારે હોય તો તેનું કમીશન ભરવા અમે તૈયારી કરી દાવો બાંધેલ

છે ( જુઓ સદર પૃ૦ ૩૨ ) બેશક વધારે કે કમી નુકશાન પ્રતિવાદીએ સાબીત કીધું નથી અને વાદીઓએ વધારે સાબીત ઠરી વધારે કમીશન ભર્યું નથી, તો તેમને રૂા૦ ૨૫૦૦ થી વધારે મળી શકે નહીં અને અધિક દાદ કોર્ટને યોગ્ય લાગે તે અપવવા માગણી છે તેથી અવલ કોર્ટે આ રકમ અપાવી છે માટે અપાવવી જોઇએ એમ પણ મી૦ દીનશાજીનું કહેવું છે. બેશક બંને બાજુની દલીલોમાં કંઇ કંઈ વજુદ છે ખરૂં, તે બંનેનું વજન તપાસતાં હું ધારૂં છઉં કે મુદ્દા પુરાવા સાબીતી અને પરીણામી દાદ માગવા વીના રૂા૦ ૨૫૦૦) અવલ કોર્ટે અપાવ્યા છે તે બરોબર નથી, માટે તેટલા પુરતો હું કોર્ટનો ઠરાવ રદ કરૂં છઉં અને બાકીનો ઠરાવ તે કોર્ટના હક ઠરાવવાનો, કાયમની મનાઇ આપવાનો, અગીઆરી પ્રતિવાદીઓવાળી બંધ કરવાનો અને પ્રતિવાદીઓ પૈકીના મોબેદોને ભગરીયા તરીકે નવસારીમાં ભાગ મળી શકે નહીં તે ઠરાવ હું બહાલ રાખું છઉં.

સબબ વાદીઓએ દાવા અરજીમાં માગેલી દાદ ( ક. ખ. ગ. ઘ. ન. ) ની હું તમામ અપાઉં છું. બંને કોર્ટમાં વાદીઓનો તમામ ખર્ચ હું પ્રતિવાદીઓ ના૦ ૧–૨–૩ ઉપર નાંખું છઉં અને પ્રતિવાદીઓનો જેનો તેનો ખર્ચ જેણે તેણે આપવો એમ હું ઠરાઉં છું અને ઉપર પ્રમાણેના હુકમોને અનુસરીને હુકમનામું કરી આપવાનું હું ફરમાવું છઉં. તા૦ ૯–૩–૯૫.

હરીલાલ હરશદરાય ધ્રુવ.

જડજ પ્રાંત નવસારી.

## નવસારીની જડજ કોર્ટના ઉપલા ચુકાદા સાંમે વડોદરાની વરીષ્ટ કોર્ટમાં થયલી અપિલનો ભગરસાથ અનજુમનની તરફેનમાં આવેલો ચુકાદો.

નવસારીની જડજ કોર્ટના ઉપલા ચુકાદા સાંમે વિવાદી ( મુળ પ્રતિવાદી ) દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ વડોદરાની "વરીષ્ટ કોર્ટ" મધે અપિલ નોંધાવી હતી, જેમાં વાડિયાજીના આતશબેહેરામના ટ્રસ્ટીઓ સાંમેલ થયા હતા નહિ. નવસારીમાં ગેરહકે બંધાવેલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવાના "જડજ કોર્ટ" ના ઉપલા ચુકાદા સાંમે જેમ દસ્તુર પેશોતનજી સંજાણાએ વડોદરાની વરીષ્ટ કોર્ટમાં આએ અપિલ નોંધાવી હતી, તેમ પ્રતિવિવાદી ( મુળ વાદી ) દસ્તુર દારાબજી મહિયારજી —દેશાઇ મનચેરજી એદલજી તથા દેશાઇ એદલજી બહમનજીએ નવસારીની જડજ કોર્ટના નુકસાંનીની ૨૫૦૦ રૂપિયાની રકમ નવસારીની "મુન્સફ કોર્ટ" ના ચુકાદા મુજબ નવસારીની "જડજ કોર્ટે" નહિ અપાવવા સાંમે વળતી અપિલ નોંધાવી હતી. આએ

અપિલોની ભેગી તપાસ વડોદરાની "વરીષ્ટ કોર્ટ" ના સર ન્યાયાધીશ અંબાલાલ સાકરલાલ અને ન્યાયાધીશ આબ્બાસ સમસુદીન તૈયબજીની સનમૂખ લંબાણુથી ચાલવા પછી તા૦ ૨૦ મી એપ્રીલ સને ૧૮૯૯ ને દિને નામદાર જડજોએ નવસારીની જડજ કોર્ટનો ચુકાદો બહાલ રાખતાં, નીચલો ચુકાદો વાંચી સંભળાવ્યો હતો.

ઠરાવ.

"વાદીના દાવાની મતલબ એવી છે કે હમો વાદીઓ ભગરસાથ પંથકના (પારસી) મોબેદોના પ્રમુખ અકાબરો છીએ. હમારા જરથોસ્તીઓની વસ્તી વધી જવાથી હમારા મોબેદોએ જજમાન વૃત્તી કરવા મુલકની હદ મુકરર કરી વહેંચી લીધી તેમાં હમો ભગરસાથ પંથકના મોબેદોએ સુરત અઠાવીસી પૈકી હાલના પાર નદીના ઉતર કીનારાથી તાપીના દક્ષીણ કીનારા સુધીના મુલકમાં જજમાન કામ કરવાનું નક્કી કીધું. સદરહુ હમારી હદમાં તથા વખત જવે મુંબઈ ઇલાકાના જુદા જુદા ભાગમાં હમો નવસારીના વડી દરેહમેહેર એટલે અગીઆરીને તાબેના ભગરસાથ મોબેદો સીવાય બીજા કોઇપણ પંથકના મોબેદોથી ધર્મ કીયા સંબંધી કંઇપણ કામકાજ થાય નહીં, અથવા કોઇપણ મોબેદ કે બેહેદીનથી અગીઆરી સ્થાપી શકાય નહીં.

ઉપરની હકીકત જાણતાં છતાં મુળ વાદીઓ કે જેમાં નંબર ૨-૩ ના મુંબઇના વાડીયાજીના આતશબેહેરામના ટ્રસ્ટીઓ છે ને નંબર ૧ ત્યાંના દસ્તુર છે તેઓએ કદીમથી ચાલતા આવેલા વહીવટ અને રીવાજથી ઉલટી રીતે ગેરકાયદે વર્તી, નંબર ૧ વાળા હમારી નવસારીની વડી દરેહમેહેરને તાબે હતા તેમાંથી છુટા પડી, મુંબઇમાં વાડીયાજીની દરેહમેહેરમાં હમારી પરવાનગી કે સંમત્તી શીવાય નંબર ૧ ના પ્રતિવાદીના વડા છોકરાને મરાતબ કીધા.

આ પ્રમાણે થવાથી મુંબઇના તથા બીજા બધા ઠેકાણેના તમામ ભગરસાથ મોબેદો જેઓ આશરે ૫૦૦૦ છે તેઓ પ્રતિવાદી નંબર ૧ વાળા દસ્તુરથી છુટા પડયા. વળી નવસારીના ચોકસ ભગરીયાઓએ મુંબઇની હાઇ કોરટમાં સદર વાડીઆજીના આતશબેરામમાં એકઠા થએલા નાણામાં ભાગ લેવા નંબર ૨-૩ ના પ્રતિવાદીઓ ઉપર દાવો કર્યો.

એ અદાવતને લીધે નંબર ૨—૩ ના પ્રતિવાદીઓ તથા નંબર ૧ ના પ્રતિવાદી દસ્તુરે દુશણબુદ્ધીથી હમારી પ્રતિષ્ટા તથા સત્તા તથા હકુમત ઘટાડી નુકશાન અમોને પોંચાડવા કરએ નવસારીમાં હમારી સંમત્તી શીવાય એક નવી અગીઆરી બાંધી છે.

હમારી ભગરસાથ પંથકની પ્રમુખ જગ્યાએ હમારી પરવાનગી અને ખુશી શીવાય ઉપર કહેલા પ્રતિવાદીઓને તથા નંબર ૧ વાળા જેવા આપખુદીથી જુદા ઉભા થયેલા પંથકવાળાને અગીઆરી બાંધી સ્થાપવાનો હક નથી. તેથી હમારી પ્રતિષ્ટા ઘટી છે તથા હમારી આબરૂને હાની થઇ મોટું નુંકશાન લાગ્યુ છે, તથા સત્તા અને હકુમતને હરકત પહોંચી છે.

માટે રૂ. ૨૫૦૦ ) નો આંક બાંધી દાવો કરી દાદ માંગીએ છીએ કે,

૧ હમારી ઉપર જણાવેલી હદમાં તમામ જરથોસ્તીઓને ત્યાંની તમામ જાતની ધર્મક્રીયા હમો નવસારીના વડી દરેહમેહેરના ભગરસાથ મોબેદો સીવાય બીજા કોઇપણ પંથકવાળા મોબેદો કરી શકે નહી એવો ઠરાવ કરી આપો.

૨ તકરારી અગીઆરીમાં આતશ પધરાવવાનો તથા તેમાં ક્રિયા કરવાનો [illegible] તેને અગીયારી તરીકે વાપરવાનો કે વાપરવા દેવાનો પ્રતિવાદીઓનો [illegible] માગવા [illegible]થી એવો ઠરાવ કરી આપો તથા તેમાં પ્રતિવાદીઓએ આતશ પ[illegible] નહી, તથા તેને લગતી ક્રિયા કરવી નહી અગર અમો વાદીઓ [illegible] પ્રતિવાદીઓએ બીજા કોઈ મોબેદ પાસે કરાવવી નહી એવી કાય[illegible]નાઇ કરી ઠરાવ કરી આપો.

૩ હમારાં પંથકની હદમાં કોઇપણ જગ્યાએ પ્રતિવાદીઓ મજકુર એવી દરેહમહેર બાંધે કે સ્થાપે નહી એવો કાયમનો મનાઇ હુકમ કરી ઠરાવ કરો.

૪ તકરારી અગીઆરીમાં આતશ પધરાવવાનું ધર્મક્રિયા વિગેરેનું કામ હમો વાદીઓ કરાવીએ એવો ઠરાવ કરી આપો.

૫ તમામ ખરચ અપાવો.

૬ કોરટને યોગ્ય લાગે તે બીજી દાદ અપાવો.

દાવો દાખલ થયા પછી ને દરમીઆન મનાઇ હુકમ બાબતનું કામ ચાલતાં તકરારી કૃત્ય પ્રતિવાદીઓ કરી ચુકયા તેથી પૂર્વણી અરજીથી વાદીઓએ વધુ એવી દાદ માંગી કે:-

૭ તકરારી અગીઆરીનો મુકામ ક્રિયાથી સ્થાપ્યો તથા આતશઆદરાન ક્રિયાથી સ્થાપ્યા તે અગીયારી તથા આતશઆદરાન હમારા દાવામાં જણાવેલી જીકર પ્રમાણેના કારણોથી રદ કરો તથા બીજી યોગ્ય લાગે તે દાદ આપો.

આ દાવા અરજીનો જવાબ પ્રતિવાદી નંબર ૧ નો નીચે મુજબ છે.

૧ વાદીનો દાવો કાયદેશર નથી, તે દીવાની સ્વરૂપનો નથી, તે દીવાની કોરટ સાંભળી શકે નહી.

૨ એક કરતાં વધારે સ્વરૂપના દાવા દાખલ કર્યા છે તે ચાલી શકતા નથી.

૩ કોરટની હકુમત બહાર દાવામાં માંગણી કરી છે તે કાયદેશર નથી.

૪ જેવા સ્વરૂપનો દાવો છે તેવો કરવા વાદીઓને હક નથી ને કારણ પણ નથી.

૫ કાયદા પ્રમાણે જોઇએ તેટલા પક્ષકાર દાખલ થયા નથી તેથી દાવો ચાલી શકે નહીં.

૬ ધર્મનું મકાન બાંધવામાં, તેમાં પુજ્ય વસ્તુ સ્થાપવામાં તથા તે મકાન તથા પુજ્ય વસ્તુને માનવામાં અથવા તેમાં ધર્મક્રીયા કરવામાં દીવાની કોરટ વચે પડી શકે નહીં.

૭ ધર્મક્રીયા કરવાને તથા કરાવવાને દરેક માણુસ સ્વતંત્ર છે, તેથી અમુક માણુસ પાસે કરાવવું ને અમુક પાસે કરાવવું નહીં એવી બાબતનો મનાઇ મેળવવાનો દાવો ચાલી શકે નહીં.

૮ વાદી દાવાઅરજીની ત્રીજી કલમમાં લખે છે કે "નવસારીની વડી દરેહમેહેરના ભગરસાથ મોબેદો સીવાય બીજાથી ધર્મક્રીયા સંબંધી કંઇપણ કામ થાય નહીં તેમજ વાદીની પરવાનગી સીવાય નવી દરેહમેહેર સ્થાપન કરાય નહીં" તે તદન ખોટું છે. વાદીઓનો એવો કશો હક નથી.

૯ હમો નંબર ૧ ના પ્રતિવાદી ભગરસાથમાંના છીએ ને પેઢી દર પેઢી ઉતરતા દસ્તુર છીએ, તેથી હમોને વાદી અટકાવી શકે નહીં.

૧૦ નાવર મરાતબનો આ કામમાં સંબંધ નથી.

૧૧ મુંબઇમાં મરાતબ કરવાથી હમો ભગરસાથમાંથી બાતલ થતા નથી.

૧૨ હમો જુદા પડયા નથી, ને જુદા પડયા વાદી માને તોપણ હમો ભગરસાથમાં કાયમ છીએ ને હમોને હમારી જુદી અગીઆરી તથા આતશઆદરાન સ્થાપન કરવાનો હક છે. વાદીઓએ છુટા પડયાનું માની મુંબઇમાં નવી અગીઆરી કરી છે.

૧૩ હમો દવેસબુદ્ધીથી વર્તયા નથી પરંતુ વાડીયાજીની અગીઆરીના મોબેદોને ધર્મનું કામ કરતાં વાદીઓએ અડચણ કરવાથી દાવાની અગીઆરી કરી છે.

૧૪ દાવાની સનંદો ખરી હોય તોપણ તે ઉપર હમારો પણ હક છે તેથી હમારી વીરૂધ વાદીનો દાવો ચાલી શકે નહીં.

૧૫ દાવાની અગીઆરી બંધાતાં વાદીઓ મુંગે મોંઢે બેસી રહયા તેથી હવે દાવો ચાલી શકે નહી.

૧૬ દાવા અરજીના પ્રમાણે વાદી દાદ માંગી શકે નહીં, વીગેરે.

નંબર ૨-૩ ના પ્રતિવાદીઓએ જુદો જવાબ આપ્યો છે. (ની. ૧૭) પણ તેમાં એકંદર દલીલો નંબર ૧ ના જવાબને મળતી છે.

પ્રતિવાદી નંબર ૪ થી ૮ વાળાએ જુદો જવાબ આપ્યો છે પણ તેઓનો હાલના મુજબ વિવાદથી સંબંધ નથી.

આ ઉપરથી નવસારી મુનસફે નીચે મુજબ મુદા કાઢયા.

૧ આ દાવો દીવાની કોર્ટ સાંભળી શકે છે કે કેમ?

૨ વાદીઓ ભગરીઆ પંથના અકાબરો છે કે કેમ?

૩ વાદીની દાવા અરજી અને પુરવણી અરજીમાં એકથી વધારે જુદા જુદા માગણાં છે કે કેમ? અને હશે તો તે ઉપરથી દાવો ચાલવાને હરકત છે કે કેમ?

૪ જજમાનવૃત્તિ કરવા પારસી ધર્મગુરૂઓની મુલકની હદ મુકરર કરી છે કે કેમ? અને હશે તો દાવા અરજીની કલમ ૨-૩ માં બતાવેલા પ્રદેશ ભગરસાથ પંથકના હીસ્સામાં આવ્યા છે કે કેમ?

૫ સદર પ્રદેશમાં નવસારીની વડી દરેહમેહેરના તાબાના ભગરસાથ મોબેદો સીવાય બીજા કોઇ પંથના મોબેદોથી ધર્મક્રીયા સંબંધી કોઇ પણ કામ થાય નહી કે કેમ?

૬ સદરહુ પ્રદેશમાં ભગરસાથ પંથકના અકાબરોની પરવાનગી સીવાય કોઇ પણ પંથના જરથોસ્તીથી અથવા મોબેદથી દરેહમેહેર સ્થાપી શકાય નહી કે કેમ?

૭ વાદીએ રજુ કરેલી સનંદોથી વાદીના દાવા ઉપર શું અસર થાય છે?

૮ પ્રતિવાદીઓએ વાદીની પ્રતીષ્ટા, સત્તા તથા હકુમત ઘટાડવાના ઇરાદાથી દવેશબુદ્ધીથી પ્રતિવાદીની તકરારી અગીઆરી બાંધી છે કે તેવી અગી-આરીની જરૂર હોવાથી બાંધી છે?

૯ નંબર ૧ ના પ્રતિવાદીએ ભગરસાથ તરીકેનો પોતાનો હક ખોયો છે કે કેમ?

૧૦ નંબર ૪-૫-૬-૭-૮ ના પ્રતિવાદીઓ ભગરસાથ પંથકના છે કે કેમ?

૧૧ નંબર ૧-૪-૫-૬-૭-૮ ના પ્રતિવાદીઓ ભગરસાથ પંથકના હાલ છે એમ ઠરે તો વાદીની સંમતી વગર ભગરસાથ મોબેદોની સત્તા નીચેના પ્રદેશમાં તેઓ અગીઆરી બાંધી શકે ને ધર્મની ક્રીયા કરી શકે કે કેમ?

૧૨ તકરારી અગીઆરી બાંધવામાં વાદીની ગર્ભીત સંમતી હતી કે કેમ?

૧૩ પ્રતિવાદીના કૃત્યથી વાદીને કાયદેશીર નુંકશાન થયું છે અથવા થવાનો સંભવ છે કે કેમ?

૧૪ વાદીને નુંકશાનીના બદલામાંનો મોંબદલો પઈસા રૂપે આપી શકાય એવી તે નુંકશાની છે કે કેમ?

૧૫ વાદીને કંઇ દાદ આપવી યોગ્ય છે કે કેમ અને હશે તો શું?

આ મધ્યે નંબર ૯-૧૦-૧૧ ના મુદ્દાનો ઠરાવ કરવાની મુનસફને જરૂર લાગી નહી. બાકીના સર્વનો ઠરાવ વાદીના લાભમાં કરી હુકમ કર્યો કેઃ—

"વાદીઓના હક વિરૂદ્ધ પ્રતિવાદીઓએ તકરારી અગીઆરી ઇજાવવાનું તથા તેમાં આતશ પધરાવવાનું કૃત્ય રદ ઠરાવવામાં આવે છે. સબબ પ્રતિવાદીઓએ તે મકાનનો અગીઆરી અને આતશઆદરાનના સ્થાન તરીકેનો ઉપયોગ કરવો અગર થવા દેવો નહી, તેમજ ભગરસાથના પંથકની હદમાં ફરી એવું ધર્મનું મકાન અગર ક્રિયાનું કામ કરવું અગર કરાવવું નહી. પ્રતિવાદીઓએ ગેર હકે કરેલા કૃત્યથી વાદીઓને થયેલી નુકશાની માટે પ્રતિવાદીઓએ દાવા પ્રમાણે રકમ તમામ ખરચ સાથે વાદીને આપવી ને પ્રતિવાદીઓએ પોત પોતાનો ખરચ ભોગવવો.

આ ઠરાવ ઉપર નવસારી પ્રાંત ન્યાયાધીશીમાં પ્રતિવાદીઓએ અપીલ નંબર ૫૧ સને ૧૮૯૨-૯૩ ની કરી. પ્રાંત ન્યાયાધીશ રાવ બહાદુર હરીલાલ હરસદરાય ધ્રુવ એઓએ રૂા. ૨૫૦૦ ની રકમ અપાવવાનો નીચેની ન્યાયાધીશીનો ઠરાવ રદ કર્યો ને બાકીનો ઠરાવ કાયમ રાખ્યો. તે ઠરાવ ઉપર હાલ બે પક્ષકારના વીવાદ છે.

પ્રથમની અપીલ ( નંબર ૨૮૪ સને ૧૮૯૪-૯૫ ) મૂળ પ્રતિવાદી નંબર ૧ નાએજ માત્ર કરી છે, બીજા કોઇ પ્રતિવાદીએ કરી નથી. નંબર ૧ ના પ્રતિવાદી એમ લખે છે કે એ ચુકાદો સઘળા પ્રતિવાદીઓને સરખો લાગુ હોવાથી હમો એકલા વીવાદ કરીએ છીએ. તેના સબબ નીચે મુજબ બતાવ્યા છે.

૧ આ દાવો દીવાની ન્યાયાધીશી સાંભળી શકે એમ ઠરાવવામાં ચુક કરી છે.

૨ ધર્મનું મકાન હરકોઇ સખશ હરકોઈ ઠેકાણે પોતાની ઇચ્છા મુજબ બનાવી શકે તેમાં કાયદાની કોરટો વચ્ચે પડી શકે નહી.

૩ હમારા બતાવેલા આધારો ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી.

૪ પ્રતિવાદીઓએ જે કંઇ કર્યું છે તેથી વાદીઓના ખરા હક ને અધીકારને નુંકશાન કરતા નથી.

૫ વાદીઓને ભગરસાથ પંથકના અકાબર માનવામાં ચુક કરી છે, તેઓની નવસારી સીવાય બીજે કંઇ સત્તા નથી.

૬ નીં૦ ૩ થી ૭ ના લેખોથી વાદીઓને આખા પંથકમાં હક મલ્યાનું માનવામાં આવ્યું છે તે ભુલ છે, તે તમામ ભગરસાથને મળ્યો છે.

૭ નીચેની કોર્ટોના ઠરાવ પુરાવાથી વીરૂદ્ધ છે ને કાયદાથી ઉલટા છે.

મૂળ વાદીઓએ સઘળા પ્રતિવાદીઓ ઉપર નુંકશાનીની રકમ પુરતી અપીલ કરી છે ને તેના સબબમાં એમ બતાવ્યું છે કે, તે બાબત પુરાવો થયો છતાં નુંકશાની નથી અપાવી તે ભુલ છે.

આ વીવાદ (એટલે નંબર ૧ ના પ્રતિવાદીના વીવાદ) ની સુનાવણી થયા બાદ તે મરણ પામ્યો છે માટે ઠરાવ આપતાં પ્રથમ પ્રશ્ન એવો ઉત્પન્ન થયો છે કે હવે આ વિવાદનું કામ બંધ પડે કે નહી ? વાદીના દાવાની હકીકત ઉપરથી પ્રતિવાદી નંબર ૧ અપકૃત્ય કરનાર હતો ને મરણ પામ્યો છે, તેના અપકૃત્યની જવાબદારી તેના વારસ વકીલ ઉપર પડી શકે નહી ને આવા કામમાં તેની મીલકત ઉપર પણ કામ ચાલતાં તેના મરણ બાદ પાડી શકાય કે નહી એ વીશે વાદ છે. હવે આ કામની સુનાવણી થયા બાદ ફેંસલા ઉપર રાખ્યા પછી વીવાદી નંબર ૧ નો મરણ પામ્યો છે તેને લીધે આ કામમાં ઠરાવ આપવો જરૂર થાય છે કે નહી તે જોવાનું રહે છે. વિલાયતનો એક ફેંસલો એવી રીતનો બતાવવામાં આવ્યો છે કે ન્યાયાધીશીએ સુનાવણી પુરી થયા બાદ એક પક્ષકાર મરી જાય તો ફેસલો આપવા હરકત નથી. એ ફેંસલાની નકળ હમારા રૂબરૂ આવી છે, તેમાં કામની કાચી હકીકત શી હતી તેનું નીવેદન કર્યું નથી એટલે દાવાનું કારણ આગળ ચાલે એવું હતું કે નહી તે સમજી શકાતું નથી. વળી આ રાજ્યમાં લેખીત કાયદા હવે થયા છે એટલે તે કાયદાની રચનાને અનુંસરીને ચાલવું જોઇએ. દીવાની નીબંધની કલમ ૩૭૩-૩૭૬ જોતાં જે પ્રેસંગે ફરીયાદ કે વીવાદ ચલાવવાનો હક પહોંચતો હોય તે પ્રસંગે કામ આગળ ચાલી શકે, પરંતુ હક પહોંચતો ન હોય તેવા કામમાં સુનાવણી થઇ ગયા

બાદ પક્ષકાર મરણ પામે તો શું કરવું તે વીશે ખુલાશે। નથી. આ કામ આગળ ચલાવ્યાથી જો નીચેની ન્યાયાધીશીનો ઠરાવ કાયમ રહે તો બજાવણી કરવાનો માર્ગ નથી કેમકે વીવાદી પ્રતિવાદી નંબર ૧ ની જાત વીરૂધ બજાવણીનો મુખ્ય ભાગ થાય તેનો અમલ થઇ શકે નહી. એ વાત ખરી પરંતુ બીજી તરફ જોતાં ફેંસલો અપાયાથી હયાત પક્ષકારને બીજા એવા અપકૃત્ય કરનાર વીરૂધ દાવા લાવવાનો પ્રસંગ આવે નહી. તેથી હમારો અભિપ્રાય એવો છે કે આવા કામમાં તકરારનો વીષય તથા એકંદર હકીકત એવી હોય કે ન્યાયાધીશીનો ઠરાવ થયાથી એક મોટા પ્રશ્નનાં નિર્ણય થઇ એકાદ પક્ષકારને આગળ જતાં એજ સવાલ સારૂ ફરી લડવાની જરૂર ન પડે તો જો સુનાવણી થઇ ગઇ હોય તો ફેંસલો આપવો દુરસ્ત છે.

આ સંબંધમાં એક તકરાર એવી લેવામાં આવી હતી કે નંબર ૨–૩ ના મૂળ પ્રતિવાદીઓને નંબર ૧ ના પ્રતિવાદીના વિવાદમાં વીવાદી તરીકે સામેલ કરવા સુનાવણી વખત અરજ આપવામાં આવી છે, તે અરજ મંજુર કરવામાં આવે તો પછી તે ઓને સારૂ પણ ફેંસલો આપવાની જરૂર રહે.

આ વિશે હકીકત એવી છે કે નંબર ૧ ના વિવાદીના વીવાદની સુનાવણી વખતે કેટલીક તકરાર નંબર ૨–૩ ને લાગુ પડે તેવી કરવામાં આવી, તે ઉપરથી મૂળ વાદી રીસ્પોન્ડન્ટ તરફથી વાંધો લેવામાં આવ્યો. પછી સુનાવણી બે તરફની થઇ રહીને પ્રતિવાદી નંબર ૧ તરફના પ્રત્યુત્તરનો વખત આવ્યો ત્યારે વીવાદીના વકીલે વીવાદીમાં મૂળ પ્રતિવાદી નંબર ૨–૩ નાને સામેલ કરવા અરજ આપી. પરંતુ પ્રતિવાદી નંબર ૨—૩ ના વીવાદીને નંબર ૧ ના વીવાદમાં મૂળથી સામેલ થવામાં છુટ હતી તેમ છતાં તે સામેલ થયા નથી એટલે પાછલથી તેને સામેલ કરવાનું કારણ નહોતું. જો એમ કહેવામાં આવે કે બધાના વિવાદ કરવાના આધાર સરખા હતા માટે સામેલ થવાની જરૂર નહોતી તો એ દલીલ હજી પણ લાગુ પડે છે. કેમકે દિવાની નિબંધની કલમ ૫૩૯ પ્રમાણે જો નીચેની ન્યાયાધીશનો ઠરાવ બધા પ્રતિવાદાને સરખી રીતે લાગુ પડે તેવો હશે ને તે ફરશે તો તેનો લાભ બધાને મળશે. એટલે મોડા સામેલ થવાની જરૂર તે હીસાબે નથી. જો હાલ કંઇ ખાસ કારણ હોય તો તે નવીન વિવાદ માંડયા બરોબર થાય ને હવે આટલી મુદતે કાયદાની સ્પષ્ટ છુટ સીવાય તે થઇ શકે નહી. પણ વિવાદીના વકીલે આ પાયા ઉપર અરજ કરેલી દીસતી નથી. કેમકે તેઓનું માગણું એવું છે કે આ ન્યાયાધીશીએ પોતાનો ખાસ અખત્યાર વાપરી તેઓને હવે સામેલ કરવા જોઇએ. પણ દીવાની નીબંધની કલમ ૨૬ તથા ૫૭૫ વાંચતાં આવી રીતે જુના પક્ષકાર પૈકી જેણે વિવાદ માંડયો ન હોય તેને વિવાદમાં સામેલ કરવાનો ન્યાયાધીશીને અધીકાર નથી. પરિણામ એ થાય છે. પ્રતિવાદી નંબર ૨–૩ ને સામેલ કરી શકતા નથી.

ઉપર પ્રમાણે પ્રાથમિક પ્રશ્ન ઉપર ઠરાવ છે એટલે હવે ગુણદોષ વીશે વિચાર કરીએ છીએ.

ગુણદોષની હકીકત સમજવા સારૂ પારસી કોમ વિષે આ કામને લાગુ પડે તેવી કેટલીક હકીકત આપવી જરૂર છે. ઘણા બ્રાહ્મણોમાં ગ્રહસ્થ ને ભિક્ષુક એવા બે વર્ગ હોય છે, તેજ મુજબ પારસીઓમાં બેહેદીન ( ગ્રહસ્થ ) ને મોબેદ ( ભિક્ષુક ) એવા બે વર્ગ છે. આ વાત પ્રસિદ્ધ છે. જો કે મોબેદો હાલ મોબેદી સિવાય બીજા ઘણા ધંધા કરે છે તો પણ બેહેદીનથી મોબેદો કરી શકાતી નથી. હવે મુળ બધા મોબેદો એકજ સાથ એટલે વર્ગમાં હતા પણ કાળાન્તરે પારસી કોમ ઉત્તર દક્ષિણ પસરતી ગઇ તેમ તેમ મોબેદોમાં જજમાનવૃત્તિ વાસ્તે કજીઆ થવા લાગ્યા ને છેવટે બધા મોબેદોએ પોત પોતાની શીમા ચોકસ કરી વેહેંચી લીધી છે. તે દરેક સીમાને પંથક કરીને નામ આપ્યું છે. એવા પાંચ પંથક થયા છે. તેમાં તાપીના દક્ષીણ કાંઠાથી પાર નદીના ઉત્તર કાંઠાના મુલકના મોબેદો ભગરસાથ પંથકના કહેવાય છે; તેની ઉત્તરના ગોદાવરા ને દક્ષીણના સંજાણા કહેવાય છે. આ શીવાય ખંભાતા, ભરૂચા પણ કહેવાય છે. ભગરસાથની હદમાંથી સુરત શહેર પાછળથી જુદું કાઢયું એમ કેહેવામાં આવ્યું છે ને તેજ પ્રમાણે ગણદેવી, બીલીમોરાને પણ જુદા કાઢયા એમ કહે છે. મુંબઇમાં જે બેહેદીનો ગયા તેના પાછળ તેના મોબેદો પણ ગયા ને મુંબઇમાં પણ ભગરસાથ મોબેદો વસીયા છે. હવે દરેક પંથક વિષે એવો બંદોબસ્ત થયો કહેવામાં આવે છે કે એક પંથકમાં બીજા પંથકવાળા ધર્મ ક્રિયાનું કામ કરે કે કરાવે નહી; એટલે નવસારી જે ભગરસાથની હદમાં છે તેમાં સંજાણા મોબેદથી ક્રિયા ન કરાવાય ને તેથી ઉલટ સંજાણાની હદમાં નવસારીવાળા ભગરસાથ તેવી ક્રિયા કરાવી શકે નહી.

આ જોડે બીજી હકીકત એ ધ્યાનમાં લેવાની છે. પારસીમાં અગ્નીને નીરંતર બળતો રાખે છે ને તેના ત્રણ દરજ્જા માનેલા છે. સૌથી ઉંચા દરજ્જાના અગ્નીને આતશબેહેરામ કરીને કહે છે. એવા આતશબેહેરામ નવસારીમાં ઘણા જુના છે ને એ આતશબેહેરામની અગીઆરીમાં પારસીની ધર્મક્રીયાના સાધન જેવા કે આલાદ, વરશીઓ, ભસ્મ, વગેરે રાખે છે. આગળ નવસારી એકલામાં એવા આતશબેહેરામ હતા એટલે ત્યાંથી આલાદ વગેરે લેઇ નવીન અગીઆરી વગેરેની ક્રિયા બહારગામ કરતા. ઇ૦ સ૦ ૧૮૩૦ માં મુંબઇના એક પારસી શેઠીઆ વાડીઆજીએ નવસારીથી આલાદ વગેરે લેઇ જઇ આતશબેહેરામની સ્થાપ્ના કરી ત્યાં લગી કંઇ વીરોધ જણાતો નથી.

હવે આ જોડે ત્રીજી હકીકત એ લક્ષમાં લેવાની છે કે પારસી મોબેદોને દીક્ષા અપાય છે. તેના બે વર્ગ છે. ઉતરતી દીક્ષા પામેલાને નાવર કહે છે ને ચઢતીવાળાને મરાતબ કહે છે. એ દીક્ષા જે આતશબેહેરામમાં આપવામાં આવે તેના મોબેદોને દ્રવ્યનો લાભ થાય છે ને તેમના માન મરતબો ઉંચો ગણાય છે. હવે ભગરસાથના મોબેદોને એ દીક્ષા ઇ૦ સ૦ ૧૮૩૦ લગી નવસારીમાંજ મળતી હતી. મુંબઈમાં વાડીયાજીના આતશબેહેરામ થયા પછી એ શેઠની એવી ઇચ્છા થઇ કે આપણી અગીઆરીમાં એવી ઉંચી દીક્ષા અપાય તો આપણી અગીઆરીનું માન ને પ્રતિષ્ઠા વધે. એ વાત નવસારીની ભગરસાથની અનજુમન આગળ મુંકવામાં આવી ને સર જમશેદજી જેવાને વચમાં નાંખ્યા.

પણ નવસારીવાળાએ તે વાત કબુલ કરી નહી. આ પ્રમાણે લગભગ ૫૦ વરસ સુધી મુંબઇમાં મરાતબ કરવાનો વીચાર અદ્ધર રહ્યો.

દરમ્યાન મુંબઇના વાડીઆજીના આતશબેહેરામમાં લોકો સર અવશરે ધર્માદા ભેટના પૈસા મેળે તે પૈસા વીશે તે અગીઆરીના મોબેદો જે કે ભગરસાથ પંથકના છે તેઓએ આંહેમાંહે એવો ઠરાવ કર્યો કે વારાવાળા નવસારીની ભગરસાથની પાંચ પોળ એટલે શાખાના પુજા કરનાર મોબેદો હરાજી બોલે ને જે રૂપીઆ વધારે આપે તેને વારો આપવો. આ પ્રમાણે વારાની હરાજીના પૈસા વધેલા તે આતશબેહેરામના ત્રસ્ટી તરીકે વાડીઆજી પાસે રાખેલા જમા થતા ગયા ને અવેજ વધતો ગયો. એ પ્રમાણે જમા થએલા પૈસા ભગરસાથ મોબેદોના છે એવો હુકમ મેળવવાનો તથા તેમના વાસ્તે એક યોજના ઘડી કાઢવા મુંબઇની હાઇકોર્ટને ભગરીઆ મોબેદો તરફથી અરજી કરવામાં આવી. મુંબઇ હાયકોર્ટે એવું ઠરાવ્યું કે જેટલા વરસના પૈસા ભેગા થયા છે તેમાંના કોઇ પણ એક વરસમાં જેનો વાડીયાના આતશબેહેરામમાંના પૈસાનો ભાગ લેવાનો હક હતો ( પછી તેણે ક્રિયા કરી હોય કે નહી ) તેવા બધા મોબેદોનો તે પૈસા ઉપર હક છે ને પછી નવસારી તથા મુંબઇના ભગરસાથ મોબેદોની અનજુમનના લાભ વાસ્તે યોજના ઘડવા હુકમ થયો. આ હુકમ થયા બાદ નંબર ૧ ના પ્રતિવાદીએ પોતાના દીકરાના બે દીકરાઓને વાડીયાજીના આતશબેહેરામમાં મરાતબની દીક્ષા આપી. એ દીક્ષા નવસારીમાંજ અપાય એવો જેનો મત હતો તેવા ઘણા ભગરસાથ મોબેદો એ ઉપરથી અગીઆરી છોડીને ગયા ને પછી નવા આતશબેહેરામ મુંબઇમાં બાંધવા યોજના કરી. ત્યાર બાદ હાલના પ્રતિવાદીએ હાલની તકરારી અગીઆરી નવસારીમાં બાંધી ને તેથી હાલનો ટંટો ઉભો થયો. એ પ્રમાણે આ ટંટાની હકીકત ને ઇતિહાસ છે.

નીચેની બે કોરટોના ફેસલાનો સાર ઉપર દર્શાવ્યો છે. બે વીવાદોમાંના મુખ્ય નંબર ૧ ના મૂળ પ્રતિવાદીના વિવાદની સુનાવણી વખતે જે તકરારો લેવામાં આવી તેનો સારાંશ એ છે કે :—

૧ નવસારીના પંથકમાં એટલે ભગરસાથના પંથકમાં વાદીઓનો એકલાનો ધર્મ ક્રિયા કરવાનો અથવા કરવા દેવાનો હક શાબીત નથી.

૨ બીજા પંથકવાળા વીરૂધ એવો હક શાબીત હોય તોપણ નંબર ૧ ના પ્રતિવાદી હજુ ભગરસાથ છે માટે તેના વિરૂધ વાદીનો હક પહોંચતો નથી.

૩ કદાપી પ્રતિવાદી નંબર ૧ ને જુદો મત ધરાવનાર ગણવામાં આવે તોપણ તેવાને તથા તેવાની સાથે રહેનારને વાસ્તે ધર્મ ક્રિયા કરવાની જુદી જગા સ્થાપવા એવોનો હક છે અને વાદીનો ગમે તેવો હક હોય તોપણ ધર્મ પાળવાની સાધારણ છુટ વિરૂધ તે જઇ શકે નહી.

૪ ગમે તેમ હોય તોપણ દાદ અપાવવામાં નીચેની કોરટે ક્રિયા રદ કરવાનો તથા પ્રતિવાદી નંબર ૧ ભગરસાથ નથી એવો જે ઠરાવ કર્યો છે તે

ગેરવ્યાજબી છે. તેમ મનાઇ તથા તાકીદ હુકમ આપ્યા છે તે પણ ગેરવ્યાજબી છે ને નુંકશાનીથી આ કામમાં પુરતી દાદ વાદીને મળી શકે છે.

આ દલીલોવાર હમારો ઠરાવ નીચે મુજબ છે.

૧ પહેલી દલીલ વીશે નીચેની બે ન્યાયાધીશીઓનો ઠરાવ હમને વ્યાજબી લાગે છે. ની. ૩ ની સનંદ સંવત ૧૭૮૭ ના કારતક વદ ૧૪ ની છે તેમાં આ રાજ્યના સર્વોપરી તે વખતના અધીકારીનો હુકમ છે કે "તમારા (ભગરીઆના) પંથકમાં તમારી સલાહ વગર કોઇ કામ કરે નહી" ત્યાર પછીની એજ વરસના ભાદરવા માસની સનંદ છે તેમાં પણ સમસ્ત અંધ્યારૂ ભગરીઆને એવું લખાણ કરી આપ્યું છે કે "તમારા નોસારી વગેરે પંથકના કામ તમો કરજો ને એ કામ તમારી સલાહ વિના બીજો કોઇ કરે નહી ને જે કોઇ તમારી સલાહ વના એ કામ પંથકનું કરશે તે સરકારના ગુનેગાર." એ પછી આસરે દસ વર્ષે સંજાણા પંથકના મોબેદોએ પોતાનું કામ પોતે કરવા સંબંધી સરકાર લગી તકરાર લઇ ગયા ત્યારે પણ સરકાર તરફથી નવસારીના અંધ્યારૂ ભગરીઆ સમસ્તને સરકારે નીં૦ ૬ ની સનદ કરી આપી કે "તમારા પંથકમાં કદી સંજાણા અંધ્યારૂ કદીમ રાહા મુકીને તમારા પંથકમાં પોતાનું કામ મુંવા જીવતાનું કરે તો તમોબી સંજાણાના પંથકમાં આતશની અગીઆરીમાં (કરજો) તમારા પંથકમાં જજમાન બેહેદીનનું કામ કુલ જીવતા મુવાનું સુદામત કરો છો તે પ્રમાણે કરજો. તમારા પંથકમાં બીજા દખલ કરે નહી." એજ મુજબ નીં૦ ૪ ની સનદ છે. ને છેલ્લી સનદ નીં૦ ૫ ની છે તેમાં પણ એ વાતને ફરીથી દ્રઢ કરી છે. એ બધી સનદોથી વાદીઓની હદમાં બેહદીન તથા બીજા પંથકવાળાનું સર્વ કામ વાદીઓ કરે એવું સરકારે ઠરાવી છેવટ નીં૦ ૫ માં હમારો કૅાલ છે એમ લખ્યું છે. આ વીશે નીચેની બે કોરટોએ રજુ થએલા પુરાવા ઉપર સારૂ લંબાણથી વીવેચન કર્યું છે એટલે તે કૅારટે બતાવેલા બધો એ સંબંધનો પુરાવો ફરીથી ગણાવી જવાની હમને જરૂર લાગતી નથી. હાલના વિવાદી નંબર ૧ ના પ્રતિવાદીએ પોતાની જુબાનીમાં કબુલ કર્યું છે કે પાંચ પંથકવાળાએ પોતાના પ્રદેશ વેચી લીધા છે ને એકના પ્રદેશમાં બીજાએ જવું નહિ એવો બંદોબસ્ત કરી પ્રદેશ વેચી લીધા છે. વળી કહે છે કે, "નવસારીના ભગરસાથ પંથકની અંદર જે અગીઆરી અથવા દોખમા વગેરે ધર્મના મકાનો થાય તે નવસારીના ભગરીઆજ ઇજી શકે. બીજા પંથકવાળાથી ઇજાય નહી. જજમાનોએ પોતાના પંથકના મોબેદો પાસે ઇજાવવા જોઇએ. તેજ પ્રમાણે જો કોઇ જજમાન તેવા કામ પર પંથકવાળા પાસે ઇજાવવા ઇચ્છે તો તે પંથકવાળાઓની કાયદા ને રીવાજથી ફરજ છે કે તે જજમાનને કહેવું કે તમારી હદના એટલે તમારા પંથકના મોબેદો પાસે કરાવો." (મુનસફના છાપીલ ઠરાવ પા૦ ૧૪.)

ખેરગામના દોખમા બાબત નવસારીના ભગરીઆ પોતાનો હક જાળવવા લઢયા તેમાં પ્રતિવાદી નંબર ૧ એ રૂા. ૨૫) ભર્યા હતા એમ તે કબુલ કરે છે, એટલે પંથકના જુદા જુદા વિભાગનું ધોરણ તેણે વર્તણુંકથી પણ કબુલ રાખ્યું છે. વળી

પ્રતિવાદી કહે છે કે નવસારીની અનજુમનની પરવાનગી સીવાય તેમના તાબાના પ્રદેશમાં કોઈએ અગીઆરી, દોખમું કે આતશબેહેરામ બાંધ્યાની મને ખબર નથી. ને એ હદમાં જે જગ્યા ઇજાય તે નવસારીના ભગરસાથ મોબેદોએ ઇજવા જોઇએ ને નવસારીમાં કોઇ ધરમનું મકાન બાંધવું હોય તો તે બંધાયા પછી ઈજતી વખતે દસ્તુરની પરવાનગી લેવી જોઇએ ને કહેવું જોઇએ કે અત્રેના મોબેદો પાસે ઇજાવો આ પ્રમાણે હું ૫૦ વરસથી રીવાજ જોઉં છું. વિગેરે.

આ સીવાય બીજા સાક્ષાત સાહેદો થયા છે તે નીચેની ન્યાયાધીશીના ઠરાવમાં દર્શાવ્યાછે. (જુઓ મુનસફના ઠરાવ પાનુ ૧૩) ની. ૨૦૦ કહે છે કે નવસારીના આજુબાજુના ગામોમાં નવસારીના અકાબરોની પરવાનગી સિવાય કંઇ કામ થઇ શકતું નથી ને ભગરસાથ પંથકમાં અગીઆરી, દોખમા વગેરે કરવાની ક્રિયા ભગર-સાથ સીવાય બીજાથી થતી નથી. ની૦ ૮૯ ના સાહેદ તેજ મુજબ કહે છે. બીજા પંથકવાળાએ ભગરપંથકની હદમાં મૂળ ધર્મ ક્રિયાનું કામ કર્યું હતું તે બાબત પા-છળથી તેઓએ માફ માંગી માફીપત્ર આપેલા છે, (ની. ૩૦૦, ૩૦૧, ૩૦૩, ૩૦૮, ૩૧૧, ૩૧૨.)

એ રીતે એકંદર પુરાવા ઉપરથી એમ ઠરાવવાને હરકત નથી કે નવસારીના પંથકમાં વાદીઓના ભગરસાથ સિવાય બીજા કોઇ પંથકના મોબેદથી ધર્મ કાજ થઇ શકે નહી તથા ધર્મના મકાન એમની સંમત્તી વગર બંધાય નહી એમ જે નીચેની બે ન્યાયાધીશીઓએ પુરાવાની લંબાણથી તપાસ કરી ઠરાવ્યું છે તે બરોબર છે.

પ્રતિવાદી નંબર ૧ તરફથી બીજી તકરાર એવી છે કે હજુ હમો ભગરસાથ છીએ માટે નવસારીવાળા ભગરીઆનો જે ખાસ હક હશે તે હમો ભગરીઆ છીએ માટે હમારા વિરૂધ લાગુ થઇ શકે નહી.

પ્રતિવાદી નંબર ૧ મુળ ભગરસાથ મોબેદ છે. એ વીશે વાદજ નથી. એ નવસારીની વડી દરેહમેહેરમાં નાવર મરાતબ થએલા છે એમ પોતે કબુલ કરે છે. નંબર ૧ નો પ્રતિવાદી કહે છે કે ભગરીયા વગેરે પંથક બાંધેલા છે તે ધર્મને અનુંસરીને નહી પણ પોતપોતાના જજમાનવૃત્તીની વ્યવસ્થા અને રોજીને માટે કીધેલા છે તે બંદોબસ્ત પ્રમાણે ચાલવાની દરેક ભગરીઆની ફરજ છે. નવસારીની ભગરસાથ પંથકની હદની અંદર જે અગીઆરી વગેરે થાય તે ભગરીયાજ ઇજી શકે. નવસારીવાળા મોબેદો એમ માને છે ને પ્રતિવાદી નંબર ૧ પણ તે કબુલ કરે છે કે નવસારીની વડી દરેહમેહેરમાં નાવર મરાતબ થએલો મોબેદ હીંદુસ્તાનમાં ભગરસાથની જ્યાં દરેહમેહેર હોય ત્યાં ધર્મનું કામ કરી શકે પણ નવસારી સિવાય બીજે ઠેકાણેની દરેહમેહેરમાં નાવર મરાતબ થએલો બીજે ઠેકાણે કામ કરી શકે કે નહી એ વીશે પ્રતિવાદી નંબર ૧ કહે છે કે તે પણ કરી શકે. પણ તેવા દાખલા તે બતાવી શકતો નથી ને કહે છે કે એવો દાખલો બન્યો નથી. વળી તે કહે છે કે પુણા, કલાણની વીગેરે બીજી કોઇ દરેહમેહેરમાં પણ નાવર મરાતબ થયાના દાખલા બન્યા નથી. વળી તે (પ્રતિવાદી નંબર ૧) કહે છે કે મેં પણ મારા પૌત્ર સિવાય

બીજા કોઇને વાડીઆજીના આતશબેહેરામમાં નાવર મરાતબ કરવાની યોજના કરી નહોતી. કેમકે એઓને ભાગ આપવા સંબંધે નવસારીવાળાનો વાંધો હતો ને તે વાંધો પતતાં સુધી મુંબઇના વાડીયાજીના આતસબેહેરામના બોયના રૂપીયા અનામત રાખ્યા હતા. વળી એ વધારે એટલું કહે છે કે નવસારીવાળાના દાવા ઉપરથી મુંબઇની હાયકોર્ટે એવો ઠરાવ કર્યો કે મુંબઇમાં નાવર મરાતબ થાય તેને એ બોયના રૂપીયા મળે તેથી મારા છોકરાને મેં નાવર મરાતબ કર્યા. નં૦ ૧૭૧ નો શાહેદ કહે છે કે મેં નંબર ૧ ના પ્રતિવાદીને કહ્યું કે તમારે નાવર મરાતબની વાતમાં ઉતાવળે પગલું ભરવું નહી, ત્યારે પ્રતિવાદી નંબર ૨ કહે કે તમે એમ કહી હમારા રૂપીયા બે લાખનાં ઉપર છે તે ઉપર છેતરીને તરાપ મરાવવા માંગો છો ?

આ ઉપરથી હાલના મુદ્દાની ખરી હકીકત નીકળી આવે છે. મુંબઇમાં વાડીયાજી એક અગીઆરી સ્થાપે છે તેમાં ભગરીઆ મોબેદો પુજા કરે છે. તેના ત્રસ્ટીઓની કાલાન્તરે એવી મરજી થય છે કે આપણી અગીઆરીમાં નાવર મરાતબ થાય તો આપણી અગીઆરીની પ્રતિષ્ટા તથા આયપત વધે. પછી તે નવસારીવાળાને પુછે છે. નવસારીવાળા એવા નાવર મરાતબને ભાગ આપવાની ના કહે છે તે ઉપરથી વાડીયાજીની અગીઆરીના બોયના રૂ૦ અનામત રાખે છે. તે ઉપર ભગરીઆ તરીકે ભાગ લેવા નવસારીવાળા ભગરોઆ દાવા કરે છે. તેમાં એમ હુકમ થાય છે કે મુંબઇના નાવર મરાતબ થયલાને એવો ભાગ મળે. ( આ પ્રમાણે પ્રતિવાદી નંબર ૧ માને છે. મુંબઇ હાયકોર્ટના ઠરાવની નકલ રજુ થઇ છે તેમાં એવું ઠરેલું દીસતું નથી ) આનો લાભ લઇ પ્રતિવાદી નંબર ૧ નવસારીવાળા પોતાના પંથકથી સામો પડી પોતાના પૌત્રોને નાવર મરાતબ વાડીયાજીના આતશબેહેરામમાં કરે છે. પ્રતિવાદી નંબર ૧ કહે છે કે ભગરીઆના કાયદા ધર્મના નથી પણ પોતાનો હક તથા રોજી સાચવવા થએલા છે ને આ બંદોબસ્ત પ્રમાણે ચાલવાની દરેક ભગરીઆની ફરજ છે. આ પ્રમાણે સમજવા છતાં પ્રતિવાદી નંબર ૧ મુંબઇ નાવર મરાતબ કરે છે. આનો એક ને મુખ્ય હેતુ જમા થએલા પૈસા લેવાનો હોવો જોઇએ એ ઉઘડ છે. નંબર ૨-૩ ના પ્રતિવાદીઓની અગીઆરીની આથી પ્રતિષ્ટા વધે છે ને નવસારીની દરેહમેહેરની પ્રતિષ્ટા ઘટે છે ને ત્યાંના ભગરસાથની આયપત પણ ઘટે છે. એટલે પ્રતિવાદી નંબર ૧ પોતાના પંથક સમસ્તના હીત વિરૂધ એવું કામ કરે છે કે જેથી આખા પંથકવાળાની પ્રતિષ્ટા તથા આમદાની ઘટે ને તેથી પોતાની ખાનગી આમદાની વધે. પુરાવાથી નીકળે છે કે નવસારીમાં અગીઆરી વાદીઓની પરવાનગી વગર બંધાય નહી તથા તેવી બંધાયાના દાખલા પણ નથી. ને હાલની તકરારી અગીઆરી પ્રતિવાદી નંબર ૧ તથા તેના જોડે સામીલ રહેનારાઓએ વગર પરવાનગીએ ઇજી છે. આવું કર્યા છતાં કહે છે કે હું પંથકમાં હજુ કાયમ છું. પંથકવાળાએ પ્રથમથીજ કહ્યું હતું કે મુંબઇના નાવર મરાતબ જોડે હમે ક્રિયા કરીશું નહી. તેમ છતાં પ્રતિવાદી નંબર ૧ આ પ્રમાણે કહે છે. પંથક એ કંઇ ધર્મનો ઉંડો ભેદ નથી પણ મોબેદોના હક તથા પ્રતિષ્ટા

જાળવવાનો એક બંદોબસ્ત છે. (જુઓ પ્રતિવાદી નંબર ૧ ની જુબાની) તેવો બંદોબસ્ત ઉઘડ રીતે સ્વાર્થને વાસ્તે તોડનાર પ્રતિવાદી નંબર ૧ તે પંથકમાં કાયમ છે એમ કહેવામાં કંઈ અર્થ નથી. તેના કૃત્યથી તે પંથકથી જુદો પડયો એમ માનવું જોઇએ. ખુદ પ્રતિવાદી નંબર ૧ કહે છે કે હું ભગરીઓ છું એમ હું માનું છું, પણ તમામ અનજુમન મને એમ માને છે એમ મારાથી કહેવાય નહી. વાદીઓ મને ભગરસાથ પંથનો માનતા નથી. ની. ૨૦૦ નો સાહેદ કહે છે કે નંબર ૧ ના પ્રતિવાદીનો પંથક હમો જુદો જાણીએ છીએ. ની૦ ૧૭૭ વાળો સાહિદ મીનોચેરહોમજીના પેટા પંથકનો છે. તે કહે છે કે પ્રતિવાદી નંબર ૧ હમારી માફક ભગરસાથથી જુદો પડેલો છે ને ભગરસાથની હદમાં ધર્મનું મકાન ઇજવું હોય તો એજ પંથકવાળા ઇજે છે. ની૦ ૧૯૯ પણ તેજ પ્રમાણે કહે છે. ખુદ પ્રતિવાદીના સાહેદ ની૦ ૩૭૪-૩૧૯-૩૮૦ બતાવે છે કે ૧૮૮૪ પછી પ્રતિવાદી નંબર ૧ ના ભગરીઆ તરીકે હક રહયા નથી. એકંદર પ્રતિવાદી નંબર ૧ નવસારીના ભગરસાથ પંથકમાં નથી એમ ઠરાવ્યું છે તે બરાબર છે.

પણ એમ તકરાર કરવામાં આવે છે કે ભગરસાથની બહાર મુકયાની નંબર ૧ ના પ્રતિવાદીને સુચના આપવી જોઇતી હતી ને તેનો ખુલાશો લીધા પછી તેને તડ બહાર મુકવો જોઇતો હતો ને તેવો ઠરાવ કરવો જોઇતો હતો. આ વિષે એટલુંજ કહેવું બસ છે કે ઉપર પ્રમાણે વીધી કરવી સાધારણ રીતે જરૂરની છે એમ માનીએ તોપણ આ કામમાં જે બનાવ બન્યા છે તેનો ક્રમ જોતાં તેને જોઇએ તેટલી સુચના ને અવકાશ મળ્યો છે. ને અક્ષરસઃ વીધી થવી જરૂર હોય તોપણ તે ન થવાથી પ્રતિવાદી નંબર ૧ ને કંઇ અન્યાય થયો નથી. જ્યારથી મુંબઈમાં મરાતબ કરવાની પ્રથમ વાત ઉપાડવામાં આવી ત્યારથી વાદીઓ તરફથી એમ કહેવામાં આવે છે કે એવા મરાતબ જોડે વાપરીશું નહી. અર્થાત એ થવાથી તે પોતાના હકનો ભંગ સમજે છે એમ પ્રતિવાદી નંબર ૧ તરફના શને ૧૮૫૦ માં સર જમશેદજી જીજીભાઇને લખેલા કાગળમાં એ પ્રમાણે છે કે "એમને મુંબઇમાં પરવાનગી નહી આપે ને હમે મરાતબ કરીશું તો હમો છુટા પડીશું." પછી જ્યારે મરાતબ કરવામાં આવ્યા ત્યારે નવસારીના ભગરસાથે વાડીયાજીના આતશબેહેરામથી છુટા પડયા ને જુદા આતશબેહેરામ બાંધવાની તૈયારી કરી ને છેવટ પ્રતિવાદી નંબર ૧ જોડે સામેલ રહેનારને પણ બરશનુંમ આપવાની ના પાડી. એકંદર લખાણોથી ને પચાસ વરસના બનાવથી પ્રતિવાદી નંબર ૧ ને ખબર પડેલી હોવી જોઇએ કે વાદીવાળા મુંબઈ મરાતબ થવાથી પોતાના હકનો ભંગ માને છે ને તે ભંગ તેઓ સાંખી રહેનાર નથી. વર્તણુંકથી પણ જણાય છે કે તેઓ સાંખી રહયા નથી. એટલે કલબના રૂલ પ્રમાણે સુચના તથા ખુલાસો થયો નથી એમ કહેવામાં કંઇ ફળ નથી કેમકે તેવી સુચનાની જરૂર હોય તોપણ વસ્તુતઃ પ્રતિવાદીઓને જેટલી મળવી જોઇએ તેટલી ખબર મળી છે.

બીજું પ્રતિવાદી નંબર ૧ તરફથી એમ કહેવામાં આવે છે કે વાદીઓને તકરારી અગીઆરી ઇજવા સામેલ થવાનું હમે કહયું હતું તેમ છતાં આવ્યા નહી

તેથી તેમણે હવે બોલવાનું કારણ નથી. પણ વાદીઓનો નવસારીમાં સર્વે અગીઆરી, દોખમા, વગેરે ઈજવાનો આગલો હક છતાં વાદીઓથી જુદા પડેલા જોડે શામેલ રહેવાની વાદીઓ ના પાડે તો વ્યાજબી છે. જે કૃત્ય પોતેજ કરવાનું તેમાં પ્રતિવાદીઓ તેમના હક ઉપર પગ મુકનાર છે તેમની સાથે રહી સામેલ કરવાની વાદીઓની ફરજ નથી. એટલે પ્રતિવાદીવાળાએ વાદીઓને સામેલ રહેવા કહયું હોય તે કારણથી આ દાવાના નીર્ણયમાં ફેર પડતો નથી.

છેવટ એમ કહેવામાં આવ્યું છે કે વાદીઓએજ મુંબઇ નાવર મરાતબ કરવાની પરવાનગી આપી હતી માટે તેઓથી હવે વાંધો લેવાય નહી. મુંબઇના કજીઆમાં પ્રતિવાદી નંબર ૨-૩ એ કહયું હતું કે એકલા નાવરની પરવાનગી આપી હતી તેથી પ્રતીવાદી નંબર ૧ નું હાલનું કહેવું ઉલટું છે. નાવર મરાતબ સંબંધીની છાપીલ હકીકત આ કામમાં દાખલ થઇ છે તે ઉપરથી વાદીઓએ હા કહી હતી એમ માનવું કઠણ છે. ખુદ પ્રતિવાદી નંબર ૧ કહે છે કે વાદી માને છે કે હમોએ નાવર મરાતબનું કામ તેમની રજા વગર કર્યું છે ને હમો એમ માનીએ છીએ કે આગળની અનુમાનની રજાથી તે કામ કર્યું છે. વાદીઓએ વાંધો લીધો હતો ને તેવા મરાતબ જોડે 'વાપરવાની' ના પાડી હતી ને સર જમશેદજી બારોનેટને આજ કારણથી વચમાં નાંખ્યા હતા ને છેવટ સને ૧૮૮૩ લગી આજ કારણથી બોયના વારાના પૈસા અટકયા હતા. આવી હકીકત છતાં વાદીઓએ હા પાડી હતી એમ કહેવામાં અર્થ નથી. ખુદ પ્રતિવાદી નંબર ૧ કહે છે કે મને મુંબઇમાં દસ્તુરી ઉપર આવ્યાને ૩૦ વરસ થયા પણ મુંબઇમાં નાવર મરાતબ કરવાની યોજના કરી નહોતી, તેનું કારણ કે નવસારી ખાતે વાડીયાજીના આતશબેહેરામમાં મરાતબ થએલાને ભાગ આપવા વીશે વાંધો હતો. સબબ એકંદર પુરાવાથી ને પક્ષકારની વર્તણુંકથી ઉઘડ થાય છે કે વાદીઓની મરજી ઉપરાંત પ્રતિવાદી નંબર ૧ એ નાવર મરાતબની ક્રિયા કરાવી છે, માટે પરવાનગી લીધાના સબબથી છુટા પડયા નથી એ તકરાર ચાલી શકે નહી.

આ વિષે છેવટ એટલુંજ બસ છે કે ખુદ પ્રતિવાદીના શાહેદ ની. ૩૭૪-૩૭૯-૩૮૦ એમ બતાવે છે કે સને ૧૮૮૪ પછી પ્રતિવાદીના ભગરીઆ તરીકેના હક રહ્યા નથી ને હમારા પણ રહયા નથી ને હમો છુટા પડયા પછી એઓને આગળ જુદા પડનારે માફીપત્રો આપ્યા છે. (ની૦ ૩૦૧-૩૦૩-૩૧૧-૩૧૨-૩૧૪-૩૭૫) હાલના મકાન વાસ્તે પરવાનગી માંગી હતી એમ પ્રતિવાદી કહે છે પણ તે મકાન તયાર થયા પછી પોતાને આલાદ લાવવાની તસ્દી ને ખરચ ન પડે તેટલા પુરતી માંગી હતી. વાદીનો હક કબુલ રાખી માંગેલી દીસતી નથી. (જુઓ ની. ૩૪) માટે પ્રતિવાદી નંબર ૧ ભગરસાથમાં કાયમ છે એમ ગણી શકાય નહી.

ત્રીજી તકરાર એવી લેવામાં આવી છે કે પ્રતિવાદી નંબર ૧ ભગરસાથ નથી તોપણ તેવા ને તેવાની સાથ રહેનારને ધર્મના છુટના સાધારણ નીયમ મુજબ પુંજાની જુદી જગ્યા જોઇએ. માટે તકરારી અગીઆરી બાંધવાથી વાદીઓના હકનો ભંગ નથી. આ તકરારની પુષ્ટીમાં કંઇક ઠરાવ બતાવવામાં આવ્યા છે, તેનું ધોરણ એવું

છે કે ગમે તે પંથના લોકને ધર્મના મકાન બાંધી તેમાં પુજા કરવાની છુટ છે. તેઓએ બીજાની મીલકતના હકને નુંકશાન કરવું ન જોઇએ; પરંતુ આ ધોરણ આ દેશી રાજ્યમાં કેટલે દરજ્જે ચલાવવું ઘટીત છે એ એક વિચારની વાત છે. હકીકત જોતાં પણ આ કામમાં આ ધોરણ લાગુ પાડવું વ્યાજબી લાગતું નથી. પ્રતિવાદી સાથે જે મોબેદો રહયા છે તેમાંના ઘણાખરા ગણદેવીના પેટા પંથકના છે ને એમની તથા બીજા બધાની ધર્મ ક્રિયા કરવાને વાદીઓ તરફથી કંઈ હરકત નથી. પ્રતિવાદી તરફ બેહેદીન જો કોઇ હોય તેની ધર્મ ક્રીયા કરવાને વાદીઓ તરફથી હરકત થઇજ નથી. એક પ્રતિવાદી તરફ રહેનાર ભગરસાથ નવસારીમાં બરશનુમ લેતો હતો તે વાતની પાછળથી ખબર પડયાથી તે ક્રિયા અધુરી રાખી તેને વાદી તરફથી ઉઠાડી મુકવામાં આવ્યો એ વાત વાદીઓ કબુલ કરે છે, પણ તેને ભગરસાથ પંથકના કમાઇના હકનો ભંગ કરવાથી આ પ્રમાણે કર્યું તેમાં ધર્મનો કંઇ સંબંધ નથી. જે માણસ ભગરસાથ સમસ્તના પૈસાના હક ડુબાવીને પોતાની કમાઇ કરવા આ મુજબ કરે તે પ્રતિવાદી નંબર ૧ ની સ્થીતીમાં આવે, પણ તેની કે બીજા કોઇની ક્રીયા કરવાની વાદીઓએ ના પાડયાનો દાખલો નથી. તેની જોડે કામ કરવાની ના પાડી એ વાત ખરી પણ તેનું ધર્મ કામ પરપંથકવાળાના કામની માફક કરવા વાદીઓ હજુ પણ કબુલ છે. નવસારીના ભગરસાથનો સ્વાર્થ નવસારીની વડી દરેહમેહેરની મોટાઇ તથા કમાઇ કાયમ રાખવાનો તથા તે વીરૂધ જે વર્તે તેનાથી નવસારીના ભગરીઆ જુદા પડી પોતાનો હક જાળવવા તેના સાથે ક્રિયા ન કરે ને તેને પોતાના પંથકમાં ક્રિયા કરવા ન દે તેમાં કંઇ ગેર નથી. ખુદ પ્રતિવાદી નંબર ૧ કહે છે કે મીનોચેહેર-હોમજીવાળા પ્રથમ ભગરીઆ હતા પણ તેમનું ભણેલું ખાવાની મારાથી પરવાનગી અપાય નહી. પ્રતિવાદી નંબર ૧ નો સંબંધ વાદી જોડે હાલ તેને મળતો છે એમાં ગોરપદાના હક જાળવવાનો પ્રશ્ન છે. ધર્મની છુટનો પ્રશ્ન નથી ને એમ કર્યા સીવાય હક જાળવી શકાય નહી.

પોતાની તકરારને પુષ્ટી આપવા પ્રતિવાદી તરફથી એવું રૂપ આપવામાં આવ્યું છે કે તેમની તરફ રહેનારને નવસારીમાં ધર્મ ક્રિયા કરવાને હરકત પડી તે ટાળવા તેમણે અગીઆરી બાંધી છે. આ હરકત સિદ્ધ કરવા તેમણે પોતાની તરફ રહેલા મોબેદોની અરજી રજુ કરી છે, તેમાં સહી કરનાર ૩૦ ઇસમ પૈકી માત્ર ત્રણ જણ નવસારીના રહેનાર છે. વળી તેમની પણ ધર્મ ક્રિયા કરવાને વાદીઓ તરફથી હરકત લેવામાં આવી નથી ને હજુ પણ આવતી નથી, પણ એ ત્રણ પૈકી રતનજી કાંગાની ધર્મ ક્રિયાનું કામ નવસારીની વડી દરેહમેહરમાં થાય છે એમ પ્રતિવાદી નંબર ૧ કબુલ કરે છે. એ રતનજી તકરારી અગીઆરી સ્થાપવામાં આગેવાન હતો, તો પણ વાદીઓએ આ પ્રમાણે કર્યું છે ને વાદીઓએ કબુલાત આપી છે કે પ્રતીવાદીનું તથા તેમના તાબાના મોબેદોનું ધર્મ કામ હમો અટકાવીશું નહી; ને પ્રતિવાદી નંબર ૧ કબુલ કરે છે કે તકરારી અગીઆરી બાંધ્યા પછી મારા તાબાના મોબેદોને હરકત થયાની ફરીયાદ મારી પાસે આવી નથી. જો કે નીં૦ ૭૬ ની અરજીમાં સહીઓ કરનાર ૩૦ છે તો પણ તેમાં નવસારીનાં

રહીસ ત્રણ છે. બાકીના બીજા પંથકના છે એમ છતાં પ્રતિવાદી નવસારીમાં અગીઆરી બાંધે છે. ની. ૮૯ નો શાહેદ કહે છે કે પ્રતિવાદી નંબર ૧ એમને કહયું હતું કે ભગરીયાઓએ મુંબઇ હાયકોર્ટમાં ફરીયાદ કરી ત્યારથી એમના સંપને તોડી નાંખવાનો હમારા શેઠીઆઓએ ઠરાવ કર્યો છે ને તેમની સત્તા ને સંપ વીખરી નાંખવા ઠરાવ કર્યા છે. આ પ્રમાણે હકીકત છે માટે આ તકરાર વિષે એટલુંજ કહેવું બસ છે કે આ કામમાં ધર્મની છુટ કે બંધીનો પ્રશ્ન તથા ખરી શ્રદ્ધાવાળાને જેથી ખંચાવું પડે તેવો પણ કંઈ પ્રસંગ નથી. વાદીઓની કમાઇ જાલવવા તથા તેમની દરેહમેહેરની મોટાઇ જાલવવાનો પ્રશ્ન છે. ઘણા વરસના વહીવટથી વાદીઓના ગોરપદાના જે હક ચાલે છે ને તે હક સરકારના ખાસ કોલથી કબુલ રાખવામાં આવેલો છે. પ્રતિવાદી તરફના પોતાની કમાઇ વધારવા ખાતર તથા વાદીઓના ઉપર વેર લેવા નવી અગીઆરી વાદીઓના ખાસ પંથકમાં પ્રતિવાદી નંબર ૧ જુદા પડયા પછી કરે ને નંબર ૨-૩ વાળા સામેલ રહે તે કરવા દેવું ઉપર પ્રમાણેનો વહીવટ તથા કોલ છતાં વ્યાજબી છે કે નહી એટલોજ પ્રશ્ન છે. પ્રતિવાદી નંબર ૧ એ નાવર મરાતબ કર્યા પછી નવસારીના કેટલાક ભગરીઆ વાડીઆજીની અગીઆરીથી જુદા પડયા ને જુદા આતશબેહેરામ સ્થાપવાના ઇલાજ કર્યા એટલે પ્રતિવાદી નંબર ૧ તથા તેના પીઠે રેહેનાર નંબર ૨-૩ ના પ્રતિવાદીઓએ વાદીઓના મુલકો સામે હુમલો કરી વેર લેવા તરીકે હાલની તકરારી અગીઆરી કરી છે એવું પ્રતિવાદી નંબર ૧ ની જુબાનીથી તથા કામની હકીકતથી મનમાં કર્યા વગર રહેતું નથી. એટલે આ કામમાં ધર્મની છુટ તથા શ્રદ્ધાનું અસંકોચિતપણા વગેરેની મોટી મોટી વાત કરવામાં અર્થજ નથી. ધર્મની છુટ એ મોટો હક છે એ વાત ખરી પણ એનું ખોટું ઓઠું લેઇ કમાઈ કરવા જે ઢોંગ કરે તેને એ હકનો બીજાના સ્થાપીત હક જે રાજ્યથી કબુલ રાખવામાં આવ્યો હોય તે વિરૂદ્ધ લાભ આપવાથી માત્ર ઢોંગી લોકોને ટેકો મળે. પ્રતિવાદીવાળા વાદીઓનાથી પંથક તરીકે જુદા પડવા માંગતા હોય તો જુદા પડેલા બીજા પંથક તથા પેટા પંથક જેવા તેમને હક મળે. પ્રતિવાદી નંબર ૧ પોતાની જુબાનીમાં કબુલ કરે છે કે સંજાણા મોબેદોનો નવસારીમાં ક્રિયા કરવાનો હક સનદોને લીધે નષ્ટ થયો છે તો એજ ધોરણ પ્રતિવાદીને હવે લાગુ થઈ શકે છે. ધર્મ સંબંધી વાંધો નહી છતાં એક તરફથી છુટા પડી વાદીઓના માન મરતબાને તથા કમાઇને હાંની પોંહોંચાડવી ને બીજી તરફથી જાણે વાદીઓ જોડે સામેલજ રહયા હોય તેવા હક કાયમ રાખવાનું પ્રતિવાદીઓનું માંગવું છે, એ ઉપર પ્રમાણે જુના વહિવટ તથા રાજ્યના તાકીદ પત્ર તથા કોલ છતાં ન્યાયની રીતે બની શકે નહી, ને એવી સ્થીતીમાં ધર્મની છુટની વાત કરવી એ મુદ્દાને લગતી નથી. ધર્મની છુટનો આ કામમાં ખરેખર પ્રશ્ન હતે તો સનદો વીગેરે તથા વાદીના હક ઉપર નજર રાખી શી રીતની દાદ આપવી એ વીચારનો વિષય થઇ પડત. પણ હાલ તેવો પ્રસંગ આવ્યો નથી એટલે તે વીશે અભિપ્રાય આપવાની જરૂર નથી. આગળ ૨૦૦ વરસ ઉપર ભગરીઆમાં માંહેમાંહે ટંટો પડી મીનોચેહરહોમજીવાળા કરીને એક ફાંટો જુદો પાડયો ત્યારે સુલેહનો ભંગ થઇ છેવટે ખાનગી રાહે નીકાલ થયો હતો, ને ખેરગામના દોખમાના કેશમાં પણ તે મુજબ બન્યું

હતું, પણ હાલના કામમાં હકીકત તેવી નથી. વાદીઓ તરફથી પ્રતિવાદીના પક્ષવાળા એકને બરશનુંમ આપવા ના પાડવામાં આવી એ વાત ખરી, પણ એનો અર્થ એટલોજ છે કે પ્રતિવાદીએ વાદીના હક ઉપર હુમલો કર્યો તેમાં જે સામેલ રહ્યા તેને ભગરીયાના મહાજને પોતાથી છુટા પડેલા ગણી પોતાના લાભમાંથી બાતલ કર્યા, એઠંદર ઉપરથી હમારો ઠરાવ એવો છે કે ભગરસાથ સીવાય નવસારીમાં બીજા પંથકવાળાથી ક્રિયા થઇ શકે નહી એવો બંદોબસ્ત બીજા પંથકવાળા જોડે થએલો છે તે આ સરકારે ખાસ તાકીદ પત્રો તથા કોલથી મંજુર રાખ્યો છે ને પ્રતિવાદી નંબર ૧ ની વર્તણુંકથી તે આ કામના અર્થે નવસારીના ભગરસાથ પંથકથી છુટા પડયા છે માટે આ કામમાં ધર્મની છુટનો પ્રશ્ન નથી. પ્રતિવાદી નંબર ૧ વિરૂદ્ધ એ ઠરાવ કરવામાં આવ્યો છે તે મંજુર રાખવા જેવો છે.

ચોથો પ્રશ્ન, હવે દાદ શી આપવી એ વીશે તકરારનો નીકાલ કરવો બાકી રહે છે. આ સંબંધે એક તકરાર એવી લેવામાં આવી છે કે પ્રતિવાદી નંબર ૧ ભગરસાથ નથી એવો ઠરાવ કરવાની જરૂર નહોતી ને એવો ઠરાવ કરવામાં નીચેની બે ન્યાયાધીશીઓએ ચુક કરી છે. આ તકરાર હમને વજનદાર લાગતી નથી. ભગરીયો પ્રતિવાદી છે કે નહી એ તકરાર માત્ર નામની કે શબ્દની નથી પણ ખરો પ્રશ્ન એ છે કે ઉપર નાવર મરાતબ સંબંધીની તથા બીજી પ્રતિવાદીની વાદીઓ એટલે નવસારીના ભગરીઆ સમસ્ત વીરૂદ્ધની વર્તણુંક જોતાં હવે પ્રતિવાદી નંબર ૧ ને નવસારીના ભગરસાથ પંથકના આ કામના અર્થે ગણવા કે નહી એનો નીકાલ થયા વગર આ કામનો નીકાલ થઇ શકે નહી. ઉપર હમોએ ઠરાવ્યું છે કે પ્રતિવાદી નંબર ૧ ની બધી વર્તણુક જોતાં નવસારીના પોતાના ટોળાથી તે ટોળાને ઇજા કરવાને સારૂ ને પોતાના લાભ મળે તેટલા સારૂ પ્રતિવાદી નંબર ૧ જુદો પડેલો છે. માટે આ કામને અર્થે વાદી વિરૂદ્ધ તે ભગરસાથ પંથકમાં કાયમ નથી એમ ઠરાવ્યું છે તે જરૂરનું છે તેમજ બરાબર છે.

આ સંબંધે બીજી તકરાર એવી લેવામાં આવી છે કે અગીઆરી ઇજવામાં પ્રતિવાદીઓનું કૃત્ય રદ કરવું અવશ્ય છે એમ મૂળ ન્યાયાધીશીએ ઠરાવ્યું છે ને તે ઠરાવ વિવાદ ન્યાયાધીશીએ બહાલ રાખ્યો છે તે બરાબર નથી. મૂળ ન્યાયાધીશી એમ લખે છે કે (ઠરાવ પાને ૧૮) વાદીનો દાવો દાખલ થયા પછી અને તેની માહીતી છતાં પ્રતિવાદીઓએ પોતાના જોખમ ઉપર તકરારી અગીઆરી ઇજીને તેમાં આતશઆદરાન પધરાવ્યા છે. આ હકીકત વીશે કંઇ વાદ જણાતો નથી. વળી ખુદ પ્રતિવાદી નંબર ૧ પણ કહે છે કે "રાજસત્તાના હુકમથી કે જરૂરના કારણથી સ્થાપેલા આતશઆદરાન બીજે ઠેકાણે લેઇ જવાય." આવી સ્થીતીમાં તકરારી અગીઆરીમાં આતશઆદરાન કાયમ રહેવાથી વાદીઓના હકનો જે ભંગ થયો છે તેનો પુરો મહોં બદલો મળી શકે નહી. માટે જોકે ઇજવાની ક્રિયા રદ છે કે નહી એ વીશે ન્યાયાધીશીએ કંઇપણ અભિપ્રાય આપવાની જરૂર નથી તોપણ મૂળ ન્યાયાધીશીએ જે હુકમ આપ્યો છે કે તકરારી અગીઆરીને ધર્મના મકાન તરીકે વાપરવું નહી ને પધરાવેલા આતશ-

આદરાનને પ્રતિવાદીઓ ચાહે તો ઉપાડી લેઇ જાય અથવા બીજી ઘટીત તજવીજ વાદીઓના હકનો ભંગ ન થાય એવી કરે તે હમને ન્યાજબી લાગે છે, ને તે ઠરાવ હમે કાયમ કરીએ છીએ.

ત્રીજી તકરાર એ છે કે આ કામમાં પૈસાના રૂપે નુકશાન અપાવવું બસ હતું ને તાકીદ હુકમની જરૂર ન હતી. પ્રતિવાદી નંબર ૧ તરફથી એમ કહેવામાં આવે છે કે હમોએ હમારા તરફના થોડા આદમી સારૂ આ અગીઆરી કરી છે નવસારીની અનજુમનને સારૂ કરી નથી માટે જુજ નુંકસાન અપાવ્યાથી વાદીને યોગ્ય દાદ મળી શકે. આ તકરાર મંજુર રાખવા લાયક હમોને લાગતી નથી. પ્રતિવાદી નંબર ૧ તથા તેના પીઠવાળાએ ખામુખા વાદીઓના હકનો ભંગ કર્યો છે ને તે ભંગ એવા પ્રકારનો છે કે તેથી આબરૂ તથા પૈસાનું નુંકસાન કેટલું થશે તેનો અડસટો થઇ શકે તેમ નથી અથવા ઉચક ભારે રકમ મુકયાથી પણ તે વળે તેવું નથી. વળી પ્રતિવાદી નંબર ૧ ની જે બધી વર્તણુક છે તે જોતાં ન્યાયની ખાતર પણ માત્ર નુકસાન અપાવવું દુરસ્ત છે એમ નથી. એટલે આ કામમાં જે મનાઇ તથા તાકીદ હુકમ આપવામાં આવ્યો છે તે બરાબર છે.

આ રીતે પ્રતિવાદી નંબર ૧ ની અપીલનો નીકાલ થઇ જાય છે. જેટલે દરજજે તેની તથા બીજા મૂળ પ્રતિવાદીઓની અપીલનો પાયો એકજ હતો તેટલાનો નીકાલ થઇ ગયો છે. પ્રતિવાદી નંબર ૨-૩ ના એહેદીન તરીકે જુદા હક હતા તો તેમણે જુદો વિવાદ માંડવો હતો તે માંડયો નથી. ન્યાયાધીશીથી તેમને સામીલ કરી શકાય નહી એવું અમે ઉપર બતાવ્યું છે એટલે બાકીના પ્રતિવાદીઓ વીશે આ વીવાદમાં કંઇ ઠરાવ કરવાનો માર્ગ નથી.

વાદીઓ પોતાના વિવાદમાં નુકસાનીની રકમ નામંજુર થયેલી છે તે બાબત માગણું કરે છે પણ તેવો તેમનો દાવો નથી, ને મનાઇ તથા તાકીદ હુકમ વગેરે જે નીચેની કોરટથી મળી ચુકયા છે ને જે આ કોરટે રદ કર્યા નથી તે બધાથી તેમને જોઇતી દાદ મળી શકે છે, માટે વાદીઓની નાણાં સંબંધી દાદ નામંજુર થઇ છે તે બરાબર છે.

પરિણામે ઉપર જે ધર્મ ક્રિયા રદ છે કે નહી તે વીશે ન્યાયની કોરટે હુકમ આપવાની જરૂર નથી એમ જે મત હમોએ બતાવ્યો છે તે સિવાય કરી નીચેની વિવાદ ન્યાયાધીશીનો ઠરાવ હમો કાયમ કરીએ છીએ ને બેઉ વિવાદ રદ કરી તેનું બેઉ તરફનું ખરચ દરેક વિવાદીને માથે નાંખીએ છીએ.

તારીખ ૨૦ માહે એપ્રીલ સન ૧૮૯૯.

(સહી) અંબાલાલ સાકરલાલ.
સર ન્યાયાધીશ વરીષ્ટ ન્યા૦
(સહી) આબાસ સમસુદીન તૈયબજી.
ન્યાયાધીશ વરીષ્ટ ન્યાયાધીશી.



# ભગરસાથ અનજુમનના પૂરાતન હકકો ઉપર મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો તરફથી મારવામાં આવેલી તરાપ, તેથી બન્ને ટોળાને દરમ્યાન બરપા થયલો જિક્કર.

શ્રી નવસારીની ભગરસાથ અનજુમન અને ત્યાંના તેઓના અમૂક બેહેદીનોને દરમ્યાન ક્રિયાકામો કરવા-કરાવવા તથા તેના લવાજમો આપવા-લેવાના સંબંધમાં ઇ૦ સ૦ ૧૬૭૨ માં પહેલવહેલો વાંધો ઉઠવા કેમ પામ્યો, તેમાં બેહેદીનોનો બોલ ઉપર નહિ રહેવાથી તેઓએ નવસારીમાં તે વેળા વસતા સંજાણા મોબેદોને ખૂદ પોતાને ત્યાંના તેમજ બેહેદીનોને ઘરના ક્રિયાકામો કરવા કેમ ઉશ્કેર્યા, આવી કુમક અને કુળવણીથી પોતાના વડીલોના કરારો ટોડી સંજાણા મોબેદોએ પરથમ પોતાને ઘરના ક્રિયાકામો કરવાના શરૂ કરી ભગરસાથ અનજુમન સાથે કડવાશ કેમ બરપા કીધો, નવસારી મધે ૨૦૦ થી વધુ વર્ષના પોતાના વસવાટ પછી સંજાણા મોબેદોએ ભગરિયાઓના હક્ક ઉપર એ રીતે તરાપ મારવાથી ભગરસાથ અનજુમને તેઓની સામે મુકદમો નોંધાવી ભગરસાથના પંથકમાં ક્રિયાકામો કરતા તેઓને ઇ૦ સ૦ ૧૬૮૫ માં કેમ અટકાવ્યા, આવા અટકાવ પછી સંજાણા મોબેદોને ઉશ્કેરનારા અમૂક બેહેદીનો અને થોડાક ભગરિયા મોબેદોને દરમ્યાન "તરોતા" ના જાહેર ચકલામાં બોલાચાલી ઉપરથી મારામારી થતાં અને તેની ખબર ગામમાં ફેલાતાં બીજા મોબેદો તેમજ બેહેદીનોએ પોતપોતાના ટોળાની પક્ષમાં સામેલ થઇ તે મારામારીને ગંભિર રૂપ કેમ આપ્યું, તેમાં બે મોબેદો અને ૬ બેહેદીનો માર્યા જવાથી અને બન્ને બાજુ ઘણાઓ જખમી બનવાથી તેઓને દરમ્યાન કડવાશ વધવા કેમ પામ્યો, તેના પરિણામમાં બેહેદીનોએ પોતાને ઘરના ક્રિયાકામો પોતાની મરજી મુજબ ચાલવા જે મોબેદો કબૂલ કરે તેઓની પાસેજ કરાવવાનો ઠરાવ કરવાથી "મીનોચેહેર હોમજી" નામનાં એક ભગરિયા મોબેદ પોતાના ત્રણ છોકરાઓ સાથે ધંધાને ખાતર પોતાની અનજુમનનો બંદોબસ્ત ટોડી બેહેદીનોની પક્ષમાં કેમ સામેલ થયા, તેઓને બેહેદીનો તરફથી સારી રીતનો ધંધો અને કામકાજ મલતાં જોઇ વખત જતાં બીજા ભગરિયા મોબેદો ધંધાની લાલચે મીનોચેહેર હોમજીની સાથે જોડાવાથી તેઓને ભગરસાથ અનજુમને પોતાના ટોળાના ભાગલાગથી દુર કરી "જૂદા પંથ" ના તરીકે કેમ ગણ્યા, આએ જૂદા પડેલા મોબેદોની સાથે ભગરિયા મોબેરોને ૪૬ વર્ષ સૂધી ક્રિયાકામો કરવાના "હક્ક" ની જિક્કરો ચાલવા પછી ઇ૦ સ૦ ૧૭૩૨ માં મીનોચેહેરહોમજીના સાથવાલા સઘલા મોબેદો પાછા ભગરસાથમાં કેમ જોડાવા પામ્યા, એ રીતે બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન થયલી સમજૂતી બે વર્ષ ચાલવા પછી તેઓમાં ફરી મિનાંકેશો કેમ બરપા થયો, તે ઉપરથી પોતાના હક્કોની જાળવણી કરવા સારૂં ન્યાયની અદાલતમાં મુકદમો નોંધાવવાની ભગરસાથ અનજુમનને કેમ

ફરજ પડી, તેમાં મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદોનો બચાવ કરવા તેઓની તરફથી તેઓના બેહેદીનો "પક્ષકાર" તરીકે જોડાઇ કોર્ટ જે ચુકાદો આપે તે સ્વિકારવા કેમ કબૂલ થયા, તકરારી હક્કના સવાલોનો નિવેડો લાવવા બન્ને પક્ષની સંમતીથી ન્યાયની અદાલતે આગેવાન હિંદુઓની એક "લવાદ કોર્ટ" કેમ બનાવી, લવાદોએ તકરારી મુકદમાંનો છેવટનો ફેંસલો શું કીધો તથા બન્ને પક્ષોએ તે ચુકાદો ખુશીથી સ્વિકારી તે અમલમાં લાવવા સારૂં અરસપરસ "લખતો" કરી તેઓ કેમ બંધાયા, એ સઘલા ઇતિહાસીક બનાવોની તવારીખ-તેને લગતા અસલ લેખો સાથે આ પુસ્તકના આગલા સફાઓ મધે લંબાણથી પ્રગટ કરવામાં આવી છે; જેની છેવટે સફા ૫૮-૫૯ મધે મીનોચેહેરહોમજીના મારાં મરહુમ તરફની ભલી લાગણીથી તેમજ બન્ને ટોળાનાં મોબેદોને દરમ્યાન લાંબા વખતથી બંધાયલો એખલાસ અને ભાઇબંધીનો ગાંઠ વધુ મજબુત બનેલો જોવાની નેક મકસદથી દુવાગુઝારીના નીચલા સખુનો મેં લખી પ્રગટ કર્યા હતા:—

"અત્રે ભગરિયા તથા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાન બનેલા ઇતિહાસિક બનાવોની તવારીખ સમાપ્ત કરતાં હું એટલીજ દુવા ગુઝારીશ કે, એકજ વતન મધે વસનારા અને એકજ "પંથ" મધેથી કમનસિબ સંજોગો હેઠલ જૂદા પડેલા બન્ને અનજુમનોનાં મોબેદોને દરમ્યાન-૨૨૫ વર્ષની લાંબી મુદત પસાર થવા પછીબી—તેઓને બેદિલ અને અસંતોષી બનાવનારા જેબી સબબો અને મતફેરો હસ્તિ ભોગવતા હોય તે દુર કરવા તથા તેઓને દરમ્યાન સંપૂર્ણ એખલાસ જાળવા માટે બન્ને અનજુમનોના દુરઅંદેશ આગેવાન સભાસદો સાથે ભેગા મળી, એકસંપ અને ઉદાર દિલથી બન્ને અનજુમનોનું સ્વમાન જળવાય તેવી કોઇ યોગ્ય ગોઠવણ અને સમજુતી ઉપર આવે, તથા તેઓને દરમ્યાન વખત કવખત ઉઠતા "હક્ક"ના સવાલોનો છેવટનો ફડચો કરે; કે જેથી કડવાશ અને કુસંપનું નામ સદાને માટે નાબુદ થાય તથા એખલાસ અને ભાઇબંધીનો ગાંઠ તેઓને દરમ્યાન મજબુત અને કાયમનો બને." ઉપલા શબ્દો લખી આ પુસ્તક મધે છપાવ્યાને એક મહિનો નહિ થયો તેટલાં, એકજ વતનમાં વસનારા અને રાતદિવસ એક બીજાના સમાગમમાં આવનારા બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન "હક્ક"ની નવી-નહિ વઠકી રાખેલી-જિક્કર બરપા થવાથી અને તેના પરિણામમાં પોતાના પૂરાતન હક્કોની જાળવણી માટે ભગરસાથ અનજુમનને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો તથા તેઓના બેહેદીનોની સામે ન્યાયની અદાલતમાં મુકદમો નોંધાવવો પડે એવો સંભવ જણાયાથી-બન્ને ટોળાના ખેરખાહો ભેગો-આ લખનારને મોહટો ખેદ ઉપજયો હતો. આ કમનસિબ જિક્કરી બરપા થવાને લગતો થોડોક અહેવાલ અત્રે આપવા પહેલાં તેની સાથે નિકટ સંબંધ

ધરાવતા

# આગલા ઇતિહાસિક બનાવોની ટુંક તવારીખ

અત્રે ફરી પ્રગટ કરવાને હું મુનાંસેબ વિચારૂં છું. શ્રી નવસારીની ભગરસાથ અનજુમનથી "મીનોચેહેર હોમજી" નામના મોબેદ ઇ૦ સ૦ ૧૬૮૯ માં જૂદા પડયા પછી તેઓ તથા તેમની પક્ષના મોબેદો સાથે ભગરિયા મોબેદોને ક્રિયાકામો કરવાના હક્કના સંબંધમાં ૪૮ વર્ષ સૂધી તકરાર અને મિનાકેશો ચાલ્યો હતો, જેનો નિવેડો લાવવા અને પોતાના હક્કોનું રક્ષણ કરવા અંતે ભગરસાથ અનજુમનને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો સામે નામદાર ગાયકવાડની કોર્ટમાં એક મુકદમો નોંધાવવો પડયો હતો. આએ તકરારી કેશનો ફડચો, બન્ને પક્ષની સંમતીથી નેમાયલા રાજયના ૧૦ આગેવાન હિંદુ "લવાદો"એ ઇ૦ સ૦ ૧૭૩૪ માં કીધો હતો અને તે ચુકાદો બન્ને પક્ષોએ સ્વિકારી તેને લગતો એક "દસ્તાવેજ" અરસ પરસ એક બીજાને સરકારી કાગજ ઉપર લખી આપ્યો હતો. મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો તરફથી ઉપલો મુકદમો ચલાવનારા તેઓના આગેવાન બેહેદીનોએ ભગરસાથ અનજુમનને લખી આપેલો આએ દસ્તાવેજ, આ પુસ્તકના ૫૩ માં સફા મધે પ્રગટ થયલો જોવામાં આવશે; આએ યાદગાર લેખ ઉપર મીનોચેહેર હોમજીના પક્ષના તે વેળાના મૂખ્ય આગેવાન બેહેદીન "મનાજી કુકાજી"એ ત્રીજી સહી કીધેલી છે, અને તેઓએજ "બેહેદીન સમસ્ત"ને નામે ૯ મી સહી કીધી છે. આવોજ એક લેખ મજકુર બેહેદીનોને ભગરસાથ અનજુમને લખી આપ્યો હતો, જે લેખ નવસારીની મલેસર ફલીઆની હાલની બેહેદીન અનજુમને —પોતાની પાસેના બીજા જૂના દસ્તાવેજો ભેગો—ઇ૦ સ૦ ૧૯૧૨ માં છપાવી પ્રગટ કર્યો છે. આએ લેખો મધે ભગરસાથ અનજુમનને પોતાની અગીઆરીમાં પોતાને ઘરના તેમજ પોતાની પક્ષના બેહેદીનોને ઘરના કુલ ધર્મના—જીવતાં તેમજ મુવાનાં કામો કરવાના હક્કો આપવાં ઉપરાંત મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના નવસારી મધે તેમજ તવડી—આંમલી—મરોલી—મેહેધર અને કરાડી નામનાં ગામો મધે વસનારા બેહેદીનોને ઘરના "વેહેવાનું તમામ કામ તા૦ ઘઘરણાંનું તમામ કામ" કરવાના ખાસ હક્કો આપવામાં આવ્યા છે; જ્યારે મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદોને પોતાની અગીઆરીમાં પોતાને ત્યાંનુ કુલ ધર્મનું કામ કરવા ઉપરાંત, પોતાની પક્ષના નવસારી તેમજ તેની આસપાસના ઉપલાં ગામો મધે વસનારા બેહેદીનોને ઘરના ફકટ મરણનાજ કામો કરવાના હક્કો મલ્યા છે.

ઉપલા લેખ મધે મીનોચેહેર હોમજીના પક્ષના બેહેદીનોને ઘરના "વેહેવાનું તમામ કામ તા૦ ઘઘરણાંનું તમામ કામ" ભગરીયા મોબેદો કરે એમ ટુંકમાં જણાવેલું હોવાથી, ભગરીયાઓને હંફાવવા ખાતર અથવા સરકારી હોકમનો અનાદર કરીને, મીનોચેહેર હોમજીના પક્ષના કોઇ કોઇ ખટપટીયા બેહેદીનોએ સમજૂતીના થયલા ઉપલા લેખ પછી તુરતજ "છુપી રીતે" પોતાને ઘરના નવજોત અને જીંદેહરવાનનાં કામો મીનોચેહેર હોમજીના સાથવાલા પોતાના મોબેદો પાસે કરાવ્યાં હતાં; જેની ખબર ભગરસાથ અનજુમનને પડતાંવાર તેના આગેવાનોએ—તુરતનો થયલો બંદોબસ્ત તોડી

ગેરકાયદે ઉપલાં કામો કરનારા મજકુર મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો ઉપર ન્યાયની અદાલતમાં મુકદમો માંડવાની હિલચાલ કરવાથી, અને તે વેળા તેઓના આગેવાન બેહેદીનોએ તેવાં ગેરકાયદે કામ કરી ખટપટ જગાડનારા મોબેદોને કોઇ પ્રકારની મદદ કે કુમક નહિ આપવાથી, તુરતના થયલા કરારો તથા બંદોબસ્તોથી ઉલટા ચાલનારા મોબેદો અને તેઓના આગેવાનોએ ભગરસાથ અનજુમનને "દલગીરી પત્રો" લખી આપી તેઓના હક્કો ઉપર હવે પછીથી તરાપ નહીં મારવાની અને તેઓની સાથે પોતાના બેહેદીનોને થયલા કરારો પાળવાની લેખિત કબૂલાત આપી હતી. આવા ૪ અસલ ઓરીજીનલ "દલગીરી પત્રો" આ પુસ્તક મધે સફે ૫૭—૫૩૮—૫૩૪ અને ૫૪૦ માં દસ્તાવેજ ૨૨—૯૯—૧૦૦ અને ૧૦૧ તરીકે પ્રગટ થયલા જોવામાં આવશે. આએ દસ્તાવેજો મધેનો છેલ્લો સંવત ૧૮૦૫ (ઇ૦ સ૦ ૧૭૪૯) માં બનેલો છે; જયારે પહેલા ત્રણ, ન્યાયની અદાલતે નેમેલા લવાદોએ બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી ચાલેલા વાંધાઓનો સંવત ૧૭૯૦ (ઇ૦ સ૦ ૧૭૩૪) માં બન્ને પક્ષોની સંમતીથી ફડચો કરવા પછી ૧ વર્ષ માંજ લખાયલા છે. તે મધે ૫૭ માં સફા ઉપર પ્રગટ થયલો ૨૨ મો દસ્તાવેજ મીનોચેહેરહોમજીના સાથવાલા તે વેળાના ૭ મૂખ્ય આગેવાન મોબેદોની સહીનો તેઓની સમસ્ત અનજુમનને નામે લખાયલો સરકારી "મોહોર છાપ" સાથનો ઘણો અગત્યનો છે. સંવત ૧૭૯૦ માં પોતાની પક્ષના બેહેદીનોએ ભગરસાથ અનજુમન સાથે કીધેલા લેખિત કોલકરારો પછી ૧૧ મહિનામાંજ તે કરારો ગુપછુપ તોડી પોતાના ટોળાના કોઇ કોઇ બિનજોખમદાર મોબેદોએ ચોરી છુપીથી કીધેલી ૧ નવજોત અને ૨ જીંદેહરવાનનાં કીધેલાં કામો માટે એ લેખમાં મજકુર ૭ આગેવાન મોબેદોએ પોવાના ટોળા તરફથી દલગીરી બતલાવી, હવે પછીથી તે કરારો પાળવા તથા નવજોત—જીંદેહરવાન—વિગેરે જીવતાનાં કામો નહિ કરવાની કબુલાત આપી હતી. આવા યાદગાર લેખોની હસ્તિ છતાં, મીનોચેહેરહોમજીના સાથવાળા કોઇ કોઇ દ્વેશ બુદ્ધિથી લખનારા તથા બોલનારા આજના લેખકો અને ટીકા કરનારાઓ પોતાના ટોળાની કસુરો છુપાવવા અને ભગરસાથ અનજુમનને કલંક લગાડવા—આગલા ઇતિહાસ અને બનેલા બનાવોની તવારીખથી પોતે માહિતગાર છતાં—જરથોસ્તી આલમને એવું ખોટું સમજાવવાની જાહેરમાં વખતો વખત કોશેશ કરતા રહ્યા છે કે, અમારા બેહેદીનો અને ભગરીયાઓ વચ્ચે સંવત ૧૭૯૦માં થયલા કોલકરારોની રૂયે તો ભગરીયા મોબેદોને અમારાં બેહેદીનોને ઘરના ફકટ લગન અને ધવરણાંના કામો કરવાનો હક્ક અપાયો હતો, પણ નવજોત—જીંદેહરવાન—વિગેરે જીવતાનાં બીજાં કામો કરવાના હક્કો તો મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોનાજ હતા, કે જે પાછળથી ભગરીયાઓએ પોતાની સત્તા અને બહુમતને જોરે જબરીથી લુટી લીધા હતા. આએ તેઓનું બોલવું અને ભગરસાથ અનજુમન ઉપર મુકવામાં આવતું તોહોમત કેટલું નાપાયદાર અને સચ્ચાઇથી વેગળું છે તે ઉપલા સંવત ૧૭૯૦નો સમજૂતીનો દસ્તાવેજ થવા પછી ફકટ ૧૧ મહિને—સંવત ૧૭૯૧માં—થયલા ઉપલા સરકારી "મોહોર" સાથના ૨૨ માં દસ્તાવેજ ઉપરથી જરથોસ્તી આલમ જોઇ શકશે. જો સંવત ૧૭૯૦ના

દસ્તાવેજ મધે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને પોતાના બેહેદીનોને ઘરના "લગન અને ઘઘરણાં"ના કામો સિવાય નવજોત, જીંદેહરવાન, વિગેરે જીવતાનાં બીજાં કામો કરવાનો હક્ક અપાયો હતે તો એ દસ્તાવેજમાં તેઓએ કરવાના કામોની આપેલી ટીપ મધે તેમ જરૂર લખાતે; જો ઉપલા દસ્તાવેજ મધે આવા હક્કો તેઓને મલ્યા હતે તો સદાને માટે તે જાળવવા તથા ૧૧ મહિનામાં તે છીનવી લેવાની ભગરીયાઓ તરફથી થયલી કહેવાથી કોશેશ સામે મજબુત લડત ચલાવવા અને નામદાર ગાયકવાડ સરકારે નેમેલા "લવાદો" આગલ તે માટેની ઘટતી ફરીયાદ કરી દાદ મેળવવા, તે વેળાના તેઓના આગેવાન બેહેદીનો કદિ પછાત પડતે નહિ. પરંતુ સંવત ૧૭૯૦ ની સમજુતીના કરારો ઉલટાવવાની મીનોચેહેરહોમજીના સાથવાલા કોઇ કોઇ બિનજોખમદાર મોબેદો તથા તેમના બેહેદીનોએ શરૂઆતમાં કીધેલી તજવીઝને ઉપર જણાવ્યા પ્રમાણે ભગરસાથ અનજુમને કાયદાસર અટકાવ્યા પછીથી એ ટોળાના તમામ મોબેદો અને તેઓના સઘલા બેહેદીનો સંવત ૧૭૯૦ના કરારો પાળતા અને બેહેદીનો પોતાને ત્યાંના લગન, નવજોત, જીંદેહરવાન, વિગેરે જીવતાંને લગતાં તમામ કામો ત્યારથી ઇ૦ સ૦ ૧૯૧૭ સુધી વગર વાંધો ઉઠાવવે ભગરીયા મોબેદોની પાસેજ કરાવતા રહ્યા હતા.

## બન્ને ટોળાને દરમ્યાન કડવાશની થયલી શરૂઆત.

મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટીઓએ શ્રી નવસારી મધે ગેરહકકે બંધાવેલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવા માટે ઇ૦ સ૦ ૧૮૮૭-૮૮ માં ત્યાંની "મુન્સફ કોર્ટ" મધે ભગરસાથના તે વેળાના અકાબરોએ નોંધાવેલા પ્રખ્યાત મુકદમા દરમ્યાન તેઓએ માગેલી દાદના ટેકામાં અપાયલી જુબાંનીઓ મધેની કેટલીક પોતાના ટોળાના સ્વતંત્રપણા અને હક્કોને નુકસાન કરનારી માની લઇ તેની સામે વાંધો દરસાવવા માટે ચાલતા કેશ દરમ્યાન મીનોચેહરહોમજીના સાથવાલા મોબેદો અને તેઓના આગેવાનોએ ઇ૦ સ૦ ૧૮૯૨માં પોતાના ટોળાની એક જાહેર સભા મુંબઇમાં મેળવી ભગરસાથ અનજુમનના દાવા વિરૂદ્ધ કીધેલા અણઘટતા ઠરાવોથી; તેમજ એ ટોળાના એક મોબેદ પીરોજજી એદલજી દાદાચાંનજીએ તેજ વેળા એક ચોપાન્યું પ્રગટ કરી તેમાં ભગરસાથ અનજુમન ઉપર કીધેલી કેટલાક નાપાયદાર ટીકાઓ અને તેઓને જરથોસ્તીઓની નજરમાં હલકા ચિતારવાની કીધેલી નાલાયક તજવીઝથી; બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન લાંબા વખતથી ચાલતા રહેલા એખલાસમાં પહેલવહેલો કડવાશ આમેજ થવા પામ્યો હતો. નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના ઉપલા મુકદમાં મધે ભગરસાથ અનજુમને ત્યાંની "મુન્સફ કોર્ટ" માં એવો દાવો નોંધાવ્યો હતો કેઃ—"(૧) અમારા પંથકની મુકરર થયલી હદમાં અમો નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગરસાથના મોબેદો સિવાય બીજા કોઈપણ પંથકના મોબેદોથી ધર્મક્રિયા સંબંધી કાંઇપણ કામકાજ થાય નહિ તથા (૨) અમો ભગરસાથ પંથકના અકાબરોની પરવાનગી, સંમતી તથા ખુશી સિવાય કોઈ

પણ જરથોસ્તી બેહેદ્દીન અગર મોબેદથી સદરહુ મુલકની હદમાં કોઈપણ ઠેકાણે દરેમેહેર એટલે અગીઆરી સ્થપાઇ અગર ઉભી કરી શકાય નહિ."

ઉપલા દાવાની સામે મીનોચેહરહોમજીના સાથવાલા અથોર્નોનોની મુંબઈમાં મળેલી ઉપલી જાહેર સભા મધે વાંધો ઉઠાવી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે:—

"આ સભા એવું જાહેર કરે છે કે મરહુમ મોબેદ મીનોચેહેરહોમજીના મલતીયા સાથનો ટોળો–જ્યારથી એ ટોળાની સ્થાપના થઇ ત્યારથી તે આજદીન સુધી–દીનઆઇનને લગતાં સરવે કામો સંબંધી નવસારી યા બીજા હરકોઇ શેહેર અને કસબાના દસતુરો, દાવરો, દેશાઇઓ, વિગેરેના વડપણ, આંકોશ, સત્તા તથા હોકમ હેઠલ નથી; અને દીનઆઇનને લગતાં કામના જે હકો મજકુર ટોલો સ્વતંત્રપણે ભોગવે છે તે હાલ સુધી મગરૂરી તથા ઉસ્તવારી સાથે જાળવી રાખે છે. અને અગત પડયાથી નવસારી ખાતે અથવા બીજા હરકોઇ શેહેર યા કસબામાં દીનઆઇનને લગતી હરકોઇ ક્રિયા કરવાનું યા બીજી અગીઆરી, આદરીયાન, આતશબેહેરામ, દખમાં, વિગેરે બાંધવા–બંધાવા તથા પરથવા તથા તેને લગતી સઘલી ક્રિયા કરવા માટે મીનોચેહેરહોમજીના મલતીયા સાથના અથોરનાનો તથા બેહદ્દીનો કોઇની પણ પરવાનગી લેતા આવ્યા નથી, અને હાલમાં પણ લેતા નથી; પણ તેથી ઉલટું તે કામો પોતાના કદીમ હકથી પોતાની વચ્ચે જે કાંઇ ગોઠવણ હોય તે પ્રમાણે કરવાને મુખત્યાર છે."

ઉપલો ભપકા ભરેલો ઠરાવ કરવા અને "દીન આઇનને લગતી હરકોઇ ક્રિયા કરવા" માટેના સ્વતંત્રપણાનો દાવો ઉઠાવવા છતાં, પોતાના બેહેદીનોને ઘરે લગન, નવજોત, વિગેરે કામો પોતે સ્વતંત્રપણે કરી શકે છે એમ કહેવાની અથવા તેવાં કામો માથું ઉચકીને કરવાની હિમ્મત તે વેળાએ મીનોચેહરહોમજીના સાથવાલા કોઇબી મોબેદે–ચાલતા કેશ દરમ્યાન–જેમ કીધી હતી નહિ, તેમ ઉપલા કેશનો ભગરસાથ અનજુમનની તરફેનમાં ઇ૦ સ૦ ૧૮૯૯ માં છેવટની કોર્ટ તરફનો ચુકાદો જાહેર થયો તે પછીની ૧૮ વર્ષની મુદ્દત દરમ્યાન, પોતાના બેહદીનોને ત્યાં સ્વતંત્રપણે ઉપલાં કામો કરવાની અને પોતાનો ઉપલો ઠરાવ અમલમાં મુકવાની એ ટોળાના કોઇબી મોબેદે હિમ્મત ચલાવી હતી નહિ.

## ન્યાયની અદાલતોથી સિદ્ધ થયલા હક્કો.

એથી ઉલટું ભગરસાથ પંથકની મુકરર થયલી હદમાં કોઇબી "જૂદા પંથક"ના મોબેદો યા તેઓના બેહદીનોથી પોતાની સંમતી કે ખુશી વગર નવી દરેમેહેર, દખમાં, વિગેરે ધર્મના મકાનો બરપા કરી યા કરાવી શકાય નહિ એમ ભગરસાથ અનજુમને નામદાર ગાયકવાડ સરકારની ત્રણ ત્રણ ન્યાયની કોર્ટો મધે મુકદમો ચલાવી પૂરવાર કીધું હતું. ઇ૦ સ૦ ૧૮૯૩ માં ઉપલા તકરારી કેશનો ચૂકાદો આપતાં નવસારીની "મુનસફ કોર્ટે" ફરમાવ્યું હતું કે:—

(૧) "સદર પ્રદેશમાં વાદીઓની નવસારીની વડી દરેમેહેરના તાબાના ભગરસાથના મોબેદો સિવાય બજા કોઇ પંથના મોબેદોથી ધર્મ ક્રિયા સંબંધી કંઇપણ

કામ થઈ શકે નહીં, અને (૨) સદર પ્રદેશમાં વાદીઓની સંમતી, પરવાનગી, અને ખુશી સિવાય કોઇપણ પંથના જરથોશ્તીથી અથવા મોબેદથી દરેમેહેર સ્થાપી શકાય નહીં." ૧

નવસારીની મુન્સફ કોર્ટનો ઉપલો ચુકાદો ત્યાંની જડજ કોર્ટે ઇ૦ સ૦ ૧૮૯૫ માં બાહાલ રાખ્યો હતો, જેમ કરતાં નવસારી પ્રાંતના નામદાર જડજે પોતાના વીદવતા-ભરેલા લંબાણ ચુકાદા મધે જણાવ્યું હતું કે:—

"આમ એકંદર વાદીઓનો પુરાવો જોતાં તે સ્વતંત્ર અને ચોકસ લાગે છે અને એકબીજાને પુષ્ટી કરતો જણાય છે, તથા બન્ને પક્ષના પુરાવાનું ઉપર સંક્ષીપ્ત વિવેચન આવ્યું છે તે ધ્યાનમાં લેતાં (૧) વાદીઓ ભગરસાથના અકાબરો છે; અને (૨) દખમાં, અગીઆરી, વિગેરે બાંધવા અને ન્હાના મોહટા કામમાં તેમની પરવાનગી લેવામાં આવી છે અને તેમની અખ્તિયારસત્વ છે." ૨

નવસારીની મુન્સફ તથા જડજ કોર્ટના ઉપલા ચુકાદા સામે થયલી અપિલ રદ કરતાં ઈ૦ સ૦ ૧૮૯૯ માં વડોદરાની "વરીષ્ટ કોર્ટ"ના નામદાર જડજોએ ભગરસાથ અનજુમનના દાવાના સંબંધમાં પોતાના ચુકાદા મધે જણાવ્યું હતું કે:—

"એ રીતે એકંદર પુરાવા ઉપરથી એમ ઠરાવવાને હરખત નથી કે નવસારીના પંથકમાં વાદીઓના ભગરસાથ સિવાય બીજા કોઇ પંથકના મોબેદથી ધર્મ કામ થઇ શકે નહિ તથા ધર્મના મકાન એમની સંમતી વગર બંધાય નહીં એમ જે નીચેની બે ન્યાયાધીશીઓએ પુરાવાની લંબાણથી તપાસ કરી ઠરાવ્યું છે તે બરાબર છે." ૩

ઉપલી જૂદી જૂદી ત્રણ ન્યાયની કોર્ટો તરફથી ખોલ્લી રીતે ફરમાવવામાં આવ્યું છે કે, ભગરસાથના પંથકમાં તેઓના અકાબરોની સંમતી અને ખુશી વગર "જૂદા પંથ"ના કોઇબી મોબેદો કે તેમના કોઈબી બેહેદીનોથી દખમાં, અગીઆરી, વિગેરે ધર્મના મકાનો બરપા કરાવી શકાય નહિ. આએ ચુકાદાઓ સામે—તે અપાયા પછીથી આજદિન તલક—વાંધો ઉઠાવવાની કે પ્રોટેષ્ટ કરવાની હિમ્મત મીનો-ચેહેરહોમજીના સાથવાલા અથોર્નાનોએ ચલાવી નથી, કે જેવો વાંધો ઉઠાવવા ઉપલા તકરારી મુકદમાંનો પહેલી કોર્ટથી ચુકાદો અપાય તે પહેલાં તેઓ ઇ૦ સ૦ ૧૮૯૨ માં બહાર પડયા હતા !!

અત્રે નોંધ લેવાની અગત્ય છે કે, ભગરસાથના પંથકની હદમાં તેઓના અકાબરોની પરવાનગી-ખુશી અને સંમતી વિના કોઇબી પંથના મોબેદોથી દખમાં, અગીઆરી, વિગેરે ધર્મના મકાનો બરપા કરાવી શકાય નહીં એમ નામદાર ગાયકવાડ સરકારની બધું ત્રણ ન્યાયની અદાલતોએ પોતાના ચુકાદા મધે જાહેર કરવા તથા નવસારી મધે

---

૧. જુવો, આ પુસ્તકનો સફો ૩૦૦ મો

૨. જુવો, આ પુસ્તકનો સફો ૬૦૩

૩. જુવો, આ પુસ્તકનો સફો ૬૩૦ મો

ભગરસાથના અકાબરોની પરવાનગી મેળવ્યા વગર ગેરકાયદે બરપા કરાવવામાં આવેલી ઉપલી અગીઆરી ત્યાંથી ઉચકાવવા છતાં, ગોયા તેવા કોઈ પ્રકારના ભગરસાથના હક્કો હસ્તી ભોગવતા નહીં હોય એવો બહારનો દેખાવ કરી, મીનોચેહેરહોમજીના સાથવાલા અથોર્નાનોની કમીટીએ-પોતાના ટોળા અને ભગરસાથ અનજુમનને દરમ્યાન ક્રિયાકામો કરવાના એકબીજાના હક્કો સંબંધી હાલમાં બરપા થયલી જિક્કરીનો બની શકે તો સલાહ સંપજથી નિવેડો લાવવા માટે બન્ને ટોળાની કમીટીની ભેગી સભામાં કરવામાં આવેલી મસલહત વેળા-ભગરસાથ અનજુમનના પુરવાર થયલા ઉપલા હક્કો સુલેહની એક સરત તરીકે સ્વિકારવા એવું જણાવી નાપાડયું હતું કે "પોતાનો ટોળો ઉપલા મુકદમાં મધે પક્ષકાર હતો નહીં." આથી આવો તકરારી સવાલ કોઇ વેળા બન્ને ટોળા દરમ્યાન બરપા થાય ત્યારે તેનો ફડચો કાયદાસર કરાવવાની ખટપટ ઉભી રાખી, તુરત વેળા બન્ને ટોળાને દરમ્યાન સુલેહની સરતો નક્કી થાય તો તેમાં એવો ઠરાવ કરવાનું સુચવવામાં આવ્યું હતું કે:—"દખમાં, અગીઆરી, વિગેરે ધર્મના મકાનો ઇજવા તથા પરઠવાના સંબંધમાં કશો નવો બંદોબસ્ત કરવામાં આવ્યો નથી."

## સર જમશેદજીની અગીઆરીના વહીવટના કાયદા.

શ્રી નવસારી મધેની મીનોચેહેરહોમજીના સાથવાળા ટોળાની જૂની દરેમેહેર-તેઓ જૂદા પંથના તરીકે ગણાવા છતાં—સંવત ૧૭૯૦ માં નામદાર ગાયકવાડ સરકારની ન્યાયની અદાલત મારફતે "લવાદો" એ આપેલા ચુકાદાની રૂયે—તેઓના બેહેદીનો અને ભગરસાથ અનજુમનને દરમ્યાન થયલી સમજૂતીના પરિણામમાં—કાયમ રહેવા પામી હતી. ઉપલી દરેમેહેર સિવાય પોતાના ટોળાને માટે ભગરસાથ અનજુમનની સંમતી અને ખુશી વગર બીજી દરેમેહેર બરપા કરવાનો મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો કે તેમના બેહેદીનોનો હક્ક હતો નહિ, તેટલાજ માટે યઝદેજરદી ૧૨૫૩ માં પોતાના બાપિકાં વતન શ્રી નવસારી મધે મલેસર ફલીઆમાં પોતાના મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોના વપડાસ માટે એક દરેમેહેર બરપા કરાવવા આગમચ ભગરસાથના વડા દસ્તુરજી તથા દેશાઇજી સાહેબની તે માટે "મશલહત" લેવાની અને ભગરસાથની અનજુમનમાં તંદરોસ્તી પઢાવી તેમની સંમતી મેળવવાની નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઈએ પોતાની ફરજ વિચારી હતી, જેને લગતો તે નામદારની સહીનો એક અસલ કાગજ આ પુસ્તક મધે સફે ૫૫૭ મે દસ્તાવેજ ૧૧૭ તરીકે પ્રગટ થયલો જોવામાં આવશે. આ પત્રનો શરૂઆતનો ભાગ નીચે મુજબ છે:—

"શવશતી શ્રી નોશારી કશબા મધે નેકનાંમ પુંજ શ્રી દેશાઇજી શાહેબ ખુરશેદજી રૂશતંમજી જોગ શ્રી મુંબઇ બંદરેથી લા૦ શેવક જંમશેદજી જીજીભાઇનો દુઆ શલામ વાંચવી. જત તંમારી તથા દશતુરજી શાહેબની મશલહત લઇને શ્રી મલેશર ફલીઆમો એક દરેમેહેર બાંધી આપવા શારૂં રોજ ૭ મો માહ ૮ મો શેહેનશાહી શને ૧૨૧૯ ઇઅજદજરદી તા૦ ૧ લી મેએ શને ૧૮૫૦ ને દીને તમારી

અંજુમંનની હુજુરમાં હુમોએ તંનદરેશતી ભણાવી હતી, તે મુજબ એ દરેમેહેર હાલમા બંનધાઇને તઈઆર થાઈ છે.”

જો ઉપલી અગીઆરી ભગરસાથ અનજુમનની સંમતી અને ખુશી વગર નામદાર પહેલા સર જમશેદજીએ આપમરજીથી બંધાવી હતે તો તેઓ સાહેબ ભગરસાથના દેશાઇજી ઉપર ઉપલો કાગજ કદિ લખતે નહિ. ઉપલી પાક દરેમેહેર બરપા થઇ તે વેળા મીનોચેહેરહોમજીના સાથવાલા બેહેદીનોને ત્યાં લગન, નવજોત, જીંદેહરવાન, વિગેરે જીવતાંના કામો કરવાનો હક્ક ભગરસાથના મોબેદોજ ભોગવતા હોવાથી એ પાક દરમેહેર મધે ક્રિયાકામો કરનારા તે વખતના “ કરકરીયા ” કુટુંબના સઘલા મોબેદોએ નામદાર પેહેલા સર જમશેદજીને—તેઓની એ અગીઆરીનો વહિવટ અને વપડાસ કરવા સંબંધી સરતોનો—એક દસ્તાવેજ કરી આપ્યો હતો, જે દસ્તાવેજ ઇ૦ સ૦ ૧૯૧૨ માં મલેસરની બેહેદીન અનજુમને છપાવી પ્રગટ કીધેલી “ શ્રી નવસારી મલેસર ફલ્યાની જરથોસ્તી અનજુમનનાં જૂનાં દસ્તાવેજો ” નામની ચોપડીના ૫૭ મે સફે પ્રગટ થયલો છે; આએ લેખ મધે મજકુર કરકરીયા સાથના મોબેદોએ નામદાર પહેલા સર જમશેદજીએ નીચેની બે કબૂલાતો લખી આપેલી જોવામાં આવે છે:—

“ ૨૦—વીસમું. જીંદેહરવાનનું કામ ભગરવાલા મોબેદોએ જેમ અસલથી કરતા આવ્યા છે તે સંરસતા હુમારા બેહેદીનોને તાંહાંનું મુંરબીજીની દરેહમેહરમાં તેઓએ કરાવવું સહી. તેંહેમાં કશી હરકત હુમારે કરવી નહી.

૨૧—એકવીસમું. મુરબીજીની દરેહમેહેરમાં ભગરવાલા મોબેદોએ જે ચાર કઠોરા ઇંજીઆ છે તે ઇંધોરા જીંદરવાન નહી હોય તે વખતે ફાજલ પડે તે ઉપર ઇજસને—વંદીદાદનું કામ હુમારે કરવું સહી. પણ જેવારે જીંદેહરેવાનનું કામ આવે તે વખતે તે ઇંધોરા ભગરવાલા મોબેદાને હુમો ખાલી કરી આપીએ સહી ” ઉપલી બે કલમો ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે, નામદાર પહેલા સર જમશેદજીએ નવસારી મધે યઝદેજરદી ૧૨૫૩ ના સાલમાં ઉપલી દરેમેહેર બરપા કરાવી આપી તે વેળા મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદોના બેહેદીનોને ત્યાંના “ જીંદેહરવાન ” ના ક્રિયાકામો કરવાનો હક્ક ભગરિયા મોબેદોજ ભોગવતા હતા, તેવા હક્કો વગર હરખતે ભોગવવાને તેઓથી બની શકે તેટલાજ માટે ખાસ તેઓની પાસે નામદાર સર જમશેદજીએ પોતાની ઉપલી દરેમેહેરના ૪ હીધોરાઓ ઇજાવ્યા હતા, તથા ભગરસાથ અનજુમનના આએ હક્કો ઉપર કોઇ વેળા ગેરવાજબી તરાપ મારવાની કોશેશ કરવામાં નહિ આવે તેને સારૂં તેઓ સાહેબે એ અગીઆરીનો વાપરવેસ કરનારા “ કરકરીયા ” કુટુંબના મોબેદોની પાસે ઉપલો “ લેખિત કરાર ” કરાવી લેવાની જરૂર વિચારી હતી. પરંતુ અત્રે નોંધ લેતાં મને દલગીરી ઉપજે છે કે, જે ટોળાના મોબેદોનાં ભલાં માટે અને તેઓની સગવડને સારૂ નામદાર પહેલા સર જમશેદજીએ પોતાની દોલતનો સદ ઉપયોગ કરી પાક અગીઆરીનું કશાદે મકાન બરપા કરાવી આપેલું, તેજ પોતાના મુરંબી સમાન શેઠિયાને તેઓની અગીઆરી મધે ક્રિયાકામો

કરવા સંબંધી લખી આપેલી કબૂલાતો અને તેઓના સ્વિકારેલા કાયદાઓનો તેમના મજકુર કરકરીયા કુટુંબના મોબેદોએ ખોલ્લો ભંગ કરી, મરહુમ સર જમશેદજીની સખાવત કરવાના અસલ હેતુને ઉલટાવ્યો છે; અને જીંદેહરવાનનાં કામો જે ભગરિયા મોબેદોની પાસેજ કરાવવાને "કરકરીયા સાથના મોબેદો" ફરજથી અને લેખિત કબૂલાતથી બંધાયલા હતા તે "મોહુટે ભાગે" પોતેજ કરતા રહેવાનો તેઓએ જાહેર એકરાર કીધો છે. ક્રિયાકામો કરવાના એક બીજાનાં હક્કોના સંબંધમાં બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન હાલમાં ચાલતી જિક્કરી અને તે બાબદમાં ભગરસાથની કમિટી સાથે કીધેલી મસલહત વિષે પોતાની અનજુમનને કીધેલા રીપોર્ટના મીનોચેહેરહોમજીના સાથની કમીટીએ છપાવી પ્રગટ કીધેલાં ચોપાન્યાં મધે એવો એકરાર ખાસ ઉકમાઇથી કરવામાં આવ્યો છે કે:—"ઘણો લાંબો વખત થયો જીંદેહરવાનની ક્રિયાનો મોટો ભાગ મીનોચેહેરહોમજીના સાથવાલાઓ કરતા આવ્યા છે." નામદાર પહેલા સર જમશેદજીની સખાવત કરવાની નેમને ઉલટાવનારો અને તેઓને આપેલી લેખિત કબૂલાતો ટોડનારો ઉપલો જાહેર એકરાર મીનોચેહેરહોમજીના સાથની કમીટીના કેળવાયલા ગ્રહસ્થો પોતાના ટોળાનો કીર્તિ વધારનારો ભલે સમજે, પરંતુ દીનદાર જરથોસ્તી આલમ તેમ કદિ સમજશે નહીં.

## સર જમશેજીની અગીઆરીમાં જશન માડવાનો હક્ક.

નામદાર પહેલા સર જમશેદજીએ મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના બેહેદીનોને ઘરના "જીંદેહરવાન" નાં કામો કરવાનો ભગરસાથના મોબેદોનો એખલો હક્ક સ્વિકારી, તેવાં કામો કરવા-કરાવવાની સગવડ માટે પોતાની ઉપલી અગીઆરીમાં ખાસ ૪ કયોરા ભગરીયા મોબેદોનો પાસે ઇજાવીને જીંદેહરવાનનાં કામો કરવાનાં જે વેળા નિકલે તે વેળા તુરત ખાલી કરી ભગરીયા મોબેદોને આપવા જેમ કરકરીયા સાથના પોતાના મોબેદોને ફરમાવ્યું હતું, તેમ એ ટોળાના મોબેદોનાં વપડાસને માટે ખાસ બરપા કરાવેલી ઉપલી પોતાની પાક અગીઆરીનું મકાન ખોલ્લું મુકાવતી વેળા "શુક્રગુઝારીનું જશન" પણ સર જમશેદજીએ ભગરસાથના તે વેળાના વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણાની પાસેજ મંડાવી, દરસાલ તેની શાલગ્રેહનું જશન માડવાનો હકક પણ એક દસ્તુર તરીકે તેઓનેજ શોંપ્યો હતો. આએ માન ભરેલા કિમ્તી હક્કનો ભોગવતો એ પાક દરેમેહેર બરપા થઇ ત્યારથી તેઓ સાહેબે પોતાની હૈયાતીના છેડા સુધી કીધો હતો અને તેમના ગુજર પામ્વા પછીથી હમણા સૂધી તેમના જાયનશીન દસ્તુર સાહેબો વગર હરખતે કરતાં રહયા છે. "કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી" નામની યઝદેજરદી ૧૨૮૬ માં પ્રગટ થયલી ચોપડીના ૬૫ માં સફા મધે જણાવવામાં આવ્યું છે કે, ઉપલી પાક દરેમેહેર બંધાઇને તઇયાર થવા બાદ તે ઇજવા માટે ભગરસાથ પંથકવાળાઓએ સર જમશેદજી ઉપર ઘણોક લાગવગ ચલાવ્યો હતો પરંતુ તેમની જબરી સમજાવતનું કશું પરીણામ આવ્યું ન હતું; નામદાર સર જમશેદજીએ એ બાબે તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૩ ને દીને પોતાના પંથકી બરજોરદારૂ કકરીઆ ઉપર એક કાગજ લખી જણાવ્યું હતું કે;—

"હમોએ દસ્તુરજી સાહેબ કેકોબાદજી રૂસ્તમજી તથા દેશાઈજી સાહેબ ખરશેદજી રૂસ્તમજીને લખી જણાવીઉં છે કે, એ કંઈ જંદરવાંનની નઈઅતે ક્રીયા થનાર નથી મગર અનોશેહરવાંનની નઇઅતે ક્રીયા થનાર છે, માટે હમારા પંથકી કકરીઆવાલા સાહેબો ઈજશે."

નામદાર પહેલા સર જમશેદજીના કાગજ મધેના ઉપલા ફકરા ઉપરથી એટલું તો ખોલ્લું પુરવાર થાય છે કે, તેઓ સાહેબના વખતમાં મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોના બેહદીનોને ઘરના જીવતાંની નૈયતે કરવામાં આવતાં સઘલાં ક્રિયા ભણતરો ફકટ ભગરસાથના મોબેદો કરતા હતા અને તેમ કરવાને તેઓનોજ હક્ક છે એમ સર જમશેદજી પોતે બી સારી રીતે સમજતા, જાણતા અને માનતા હતા.

## ગાહમબારના જશનો માંડવાનો હક્ક.

નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇએ પોતાની ઉપલી પાક દરેમેહેર ખોલ્લી મૂકાવતી વેળા "શુક્રગુઝારી"નું તેમજ દરસાલ તેની શાલગ્રેહનું જશન માંડવાનો હક્ક જેમ ભગરસાથના વડા દસ્તુરજીને સોંપ્યો હતો અને જેઓ તેનો ભોગવતો હમણા સૂધી કરવા રહ્યા છે, તેમ સર જમશેદજીએ સખાવતમાં મોહટી રકમ આપી પોતાના વતન નવસારી મધે વાર્ષિક ગાહામબારના ૬ જશનો વથા જમનો કરાવવાનો યોગ્ય બંદોબસ્ત કર્યો હતો, તથા આવાં જશનો "જીંદેહરવાન"ને નામેજ થાય એમ તેઓ સાહેબ સારી રીતે સમજતા અને જીંદેહરવાનનાં સઘલાં કામો કરવાનો એખલો હક્ક ભગરિયા મોબેદોનોજ છે એમ શક વિના માનતા હોવાથી, તેઓએ ગાહમબારના પવિત્ર જશનો મલેસર ખાતેના પોતાના "જમશેદબાગ"માં દર વેળા માડવાનો એખલો હક્ક પહેલાંથી ભગરસાથના વડા દસ્તુરજીને સોંપ્યો હતો, જેનો ભોગવતો શરૂઆતથી હમણા સૂધી ભગરસાથની અનજુમન વગર હરખતે કરતી આવી છે.

મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ અત્યાર આગમચ ભગરસાથ અનજુમનનાં લગન-નવજોત-વિગેરે કરવાના હક્કો ઉપર તરાપ મારવાનું અને તેમ કરી બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન કડવાશ વધારવાનું યોગ્ય વિચાર્યું છે, પરંતુ આ લીટીઓ લખાઇ ત્યાં સૂધીમાં મલેસર ફલીઆની પોતાના ટોળાના વપડાસ માટેની ઉપલી સર જમશેદજીની અગીઆરી મધે શાલગ્રેહનું વાર્ષિક જશન અને તેઓનાં "જમશેદબાગ" મધે થતાં ગાહામબારના જશનો માડવાના ભગરસાથ અનજુમનનાં હક્કો જબરીથી છીનવી લેવાની તજવીજ અને સરકશી મીનોચેહેરહોમજીની સાથવાલા કોઇબી મોબેદોએ કીધી નથી.

## એક બનાવટી કાગજની કહાણી.

એ રીતે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના શ્રી નવસારી અને તેની આસપાસના અમૂક ગામો મધે વસનારા બેહદીનોને ઘરના લગન, નવજોત, જીંદેહરવાન વિગેરે જીવતાંને લગતાં સઘલાં ક્રિયાકામો કરવાનો એખલો હક્ક ભગરિયા મોબેદો

ભોગવતા અને સર જમશેદજીની પાક દરેમેહેરની શાલગ્રેહનું વાર્ષીક જશન તથા ગાહુમબારના જશનો પણ ભગરસાથના વડા દસ્તુરજી માડતા હોવાથી, તેઓને મળેલું આવું સર્વોપરી માન અને વડપણ કોઇ અદેખી નજરથી જોઇ શકાયું હતું નહિ; જેથી તે બદ મનરનીના શખ્સે ઠગાઇથી નામદાર પહેલા સર જમશેદજીનાં નામની તદન ખોટી અને બનાવટી સહીનો એક કાગજ બનાવ્યો હતો; આએ બદ નીષ્ટાથી ઉભો કીધેલો કાગજ—ખરો છે કે ખોટો તેની કંઇપણ તેહેકીક કર્યા વગર—મીનોચેહેર-હોમજીના સાથવાલા એક આગેવાન મોબેદ પીરોજજી[1] એદલજી દાદાચાંનજીએ યઝદે-જરદી ૧૨૬૨ માં પોતે પ્રગટ કીધેલાં "મીનોચેહેરહોમજીના મલતયા સાથના મોબેદો ઉપર ભગરીયા મોબેદોના સાથ તરફથી કરવામાં આવેલા હુમલાનો રદ જવાબ તથા મીનોચેહેરહોમજીના મલતયા સાથના હક તથા સ્વતંત્રપણાનો દાખલા દલીલ સહીત પુરાવો" એ નામનાં એક તકરારી ચોપાન્યાં મધે મોહટી ઉકમાઇથી પ્રગટ કરી, તેને આધારે મજકુર મોબેદ પીરોજજી દાદાચાંનજીએ ભગરસાથ અનજુમન અને તેમના મરહુમ વડા દસ્તુરજી કેકોબાદજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણા ઉપર નાલાયક હુમલા અને નાપાયદાર ટીકાઓ કીધા હતા. પરંતુ "પાપ કદિ છુપું રેહેતું નથી" એ સોનેરી કહેવત ભગરસાથની મારી અનજુમનના સૂભાગ્ય ઉપલાં કહેવાતાં પહેલા સર જમશેદજીનાં કાગજના સંબંધમા ખરી પડી છે. નવસારીના રહીશ મોબેદ કાવસજી પેસતનજી કરકરીયાએ 'કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી" નામની એક ચોપડી યઝદેજરદી ૧૨૮૬ ના સાલમાં છપાવી છે અને તે મી૰ દીનશાહ એદલજી કરકરીયાએ મુંબઇ મધે પ્રગટ કરી છે; આએ ચોપડી મધે મરહુમ પહેલા સર જમ-શેદજીના નામની બનાવટી સહીનો ઉપલો કાગજ ખાસ "ફોટો ઝીંકો" કરાવી ઉકમાઇથી પ્રગટ કરવામાં આવ્યો છે. આએ ઠગાઇથી કોઇએ ઉભો કીધેલો કાગજ યઝદેજરદી ૧૨૬૨ માં મોબેદ પીરોજજી દાદાચાંનજીએ પોતાના ઉપલાં તકરારી ચોપા-ન્યા મધે જે વેળા છપાવી પ્રગટ કર્યો હતો, તેજ વેળા તે મધે લખેલી બિનાઓ તથા તેની તોછડી અને પહેલા સર જમશેદજી જેવા મોટા ઉમરાવ કદિ નહીં લખે તેવી અસભ્યતા ભરેલી ભાષા ઉપરથી તે કાગજ ખોટી સહીનો બનાવટી છે એવો શક્ક ઘણાઓના દિલમાં ઉત્પન્ન થયો હતો; પરંતુ મોબેદ કાવસજી પેસ્તનજી કરકરીયાએ તે કાગજનો "ફોટોઝીંકો" કરાવી પ્રગટ કરવાથી નામદાર પહેલા સર જમશે-દજીના હાથની ખરી સહીના બીજાં કાગજોની સાથે ઉપલાં ફોટોઝીંકો કીધેલાં કાગજની સહી મેળવવાને અને તેમ કરતાં ખોટી બનાવટી સહીની બૂરી ઠગાઇ પકડી પાડવાને બની શકયું છે, જે માટે ભગરસાથના મારા ભાઇઓએ મોબેદ કાવશજી પેસ્તનજી કરક-રીયાનો એક રીતે આભાર માનવો જોઇએ. "કરકરીયા કુટુંબની હકીકત અને

---

૧—આએ મોબેદ પીરોજજી એદલજી દાદાચાંનજી, હાલમાં ભગરીયા અને મીનોચેહેરહોમજીના ટોળાને દરમ્યાન એક બીજાના ક્રિયાકામો કરવા સંબંધી હકોને માટે બરપા થયલી જિક્કરી વેળા નેમાયલી મીનોચેહેરહોમજીના સાથની કમીટીના સેક્રેટરી તરીકે નેમાયલા છે, અને એ કમીટીના કામકાજનો રીપોર્ટ—કે જેમાં ભગરસાથ અનજુમનને દીનદાર જરથોસ્તીઓની નજરમાં હલકા અને ખરાબ આકારમાં ચીતારવા માટે ઘણીક કલ્પીત તેમજ સચ્ચાઇથી વેગળા બાબદોનો સમાવેસ કરવામાં આવ્યો છે તે—કમીટીને નાતે એ સેક્રેટરીની સહીથીજ પ્રગટ થયો છે.

વંશાવળી" નામની ચોપડીમાં પ્રગટ થયલો મરહુમ પહેલા સર જમશેદજી જીજીભાઇના નામની ખોટી સહીનો આએ બનાવટી કાગજ-ભવિષ્યની ઓલાદની વાકેફગારી માટે-અત્રે સદાબરો ઉતારી, ફરી પ્રગટ કરવાને હું મુનાંસેબ વિચારૂં છું:—

"સવસતી શ્રી નવશારી કશબે માહાશુભશથાને પુજારાધે શ્રી ૫ નેકનાંમ દસતુરજી બરજોરજી બેરામજી કકલીઆ. શ્રી મુંબાઇ બંદરેથી લા૦ સેવક જંમશેદજી જીજીભાઇના દુવાશલામ વાંચજો. જત શ્રી મલેશર ફલીઆ મધે હુમારી બંધાવેલી નવી દરેમેર મધે તંમો જાતે જશનની કીરીઆ કામ કરજો. તમો લખોચ કે હુંમો જશન માંનશું તો ભગલત્રાલા દશ્તુરજી ને અંનજુમંન નઇ આવશે તો તેની કશી ફીકર નહી હુમોએ તો બધુ તંમુને શોપેલું છે. તેથી તંમારી ખુશી પડે તો દશ્તુરજી પાશે મંનડાવજો ને જો તંમુને ખરાબ લાગે તેમ નાંકરતા. એ લોકો શાથે મને કંઇ લાગતુ વલગતુ નથી પંન મલેશરવાલાઓની હુમારી ઉપર અરજી આવીઆથી હુંમો ગનાં નાખુશ થઇને ઇધોરા ૪ કારી આપા છે. તથા તેમુલજી હોજદારે ગનાંજ કાલાવાલા કીધા કે હુંમુને તથા દશ્તુરજીને ગંનુજ ખરાબ લાગેચ તેથીને ઇજાવો તો ગનુ શાંરૂ. ફકટ ઇધોરા ૪ ઇજીને જાશે બાકીની બધી કીરીઆ તંમો કરજો. ને મોબેદોને નાંન આપવાનું કાગજની ટીપ મોબેદ ટેમુલજી હોજદાર કંન મોકલાવીચ તે તંમોને પોતી હશે. ને તંમો કેશો તેમ ટેમુલજી હોજદાર ચાલશે. તંમોને શલા આપવા શારૂ મોકલીઆચ તેથી તમારા મનમાં કંઇ ઓછું લાવતા નાં. ને ખરશેદજીભાઇ તંમારી સાથે બધી વાત કરશે.

તા૦ ૨૩ મી ફેબરવારી શાલ ૧૮૫૩ ઇંગરેજી.

શેવક જમશેદજી જીજીભાઇની શલાંમ."

કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી નામની ચોપડી મધે "ફોટો ઝીંકો" કરાવી પ્રગટ કીધેલાં નામદાર પહેલા સર જમશેદજીના નામની ખોટી સહીના ઉપલાં બનાવટી કાગજ વિષેનો કેટલોક વધુ ખોલાસો, આ પુસ્તક મધે સફે ૫૫૭-૫૫૮ અને ૫૫૯ માં આપેલી લંબાણ નોંધ મધે જોવામાં આવશે; જેથી અત્રે એ બાબદ ઉપર વધુ વિવેચન નહિ કરતાં "કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી" નામની ઉપલી ચોપડી મધે "ફોટોઝીંકો" કરાવી પ્રગટ કીધેલા નામદાર પહેલા સર જમશેદજીના નામની બનાવટી સહી સાથે તે નામદારની ખરી સહી તપાસવાને અને બન્ને સહીઓ વચ્ચે માલમ પડતો ફરક અચુક રીતે જોવાને સેહેલાઇથી બની શકે તેટલા માટે સર જમશેદજીના નામની એ બનાવટી સહીનો તેમજ તેઓ સાહેબની ખરી સહીના આ પુસ્તક મધે સફે ૫૫૬ અને ૫૫૭ માં પ્રગટ થયલાં બે કાગજો (દસ્તાવેજ ૧૧૬ તથા ૧૧૭) ની સહીનો "ફોટો ઝીન્કો" કરાવી આ પુસ્તક મધે પ્રગટ કરવાને મેં મુનાંસેબ વિચાર્યું છે. આએ બે કાગજો મધેનું સફે ૫૫૭ માં દસ્તાવેજ ૧૧૭ તરીકે પ્રગટ કરેલું કાગજ તા૦ ૯ મી ફેબરવારી સને ૧૮૫૩ ને દિને નામદાર પહેલા સર જમશેદજીએ ભગરસાથના દેશાઇજી સાહેબ ખુરશેદજી રૂસ્તમજી ઉપર લખેલું છે,

જ્યારે સર જમશેદજીના નામની બનાવતી સહીનું ઉપલું કાગજ તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૫૩ ને દિને-ઉપલાં દેશાઇજી ઉપર લખેલાં કાગજ પછી ૧૪ દિવસે—લખાયલું જાહેર કરવામાં આવ્યું છે. આએ બન્ને કાગજો સાથે વાંચતાં ઝટ માલમ પડી આવશે કે, પહેલું સર જમશેદજીની ખરી સહીનું કાગજ કેટલું સભ્યતા ભરેલું અને ભગરસાથના વડા દસ્તુરજી તથા દેશાઇજી તરફ મોહટું માન બતલાવી લખવામાં આવ્યું છે; જ્યારે બીજું બનાવટી કાગજ કેટલું તોછડી અને અપમાન ભરેલી ભાષામાં લખાયલું છે. તેમજ ૧૪ દિવસને આંતરે લખાયલાં એ બન્ને કાગજોની સહીઓ સાથે મેળવી તપાસવાને ફોટો ઝીંન્કો કરાવેલી એ સહીઓ ઉપરથી વાંચનારાઓને બની શકશે. ખોટી સહીના બનાવટી કાગજો ઉભા કરી તેને "જૂનાં દસ્તાવેજો" તરીકે ઓળખાવવા કેવી "ચુકતી" કામે લગાડવામાં આવે છે તેની સમજ, ભાઇ પીરોજજી એદલજી દાદાચાંનજીએ પોતાના મજકુર ઇ૦ સ૦ ૧૮૯૩ માં પ્રગટ કીધેલાં ચોપાન્યાં મધે નીચે મુજબ આપી છે:—

"રમુજમાં નવસારીમાં બોલાતું આવ્યું છે કે જુના દસ્તાવેજ કરવાને અસલના જેવાં જુની જાતનાં કાગજ ઉપર લખાણ કરી તેને ચુહુલાને મથાલે થોડા દીવસ ટાંગી રાખયાં કે તે જુના દસ્તાવેજ થઈ જાય. જુના દસ્તાવેજ મતલબને ખાતર તથા બીજી રીતે ઉભા કરવાનું એકજાતનું ઘેલાપણું પણ જાણીતું છે."

ઉપર જણાવ્યા મુજબ, આવું એકરીતનું ઘેલાપણું કે મતલબને ખાતર જાણી જોઇ બતાવવામાં આવેલું અંધાપણું, નામદાર પહેલા સર જમશેદજીના નામની ખોટી સહીના ઉપર જણાવેલા કાગજનો આએ પુસ્તકમાં આપેલો "ફોટોઝીંકો" જોવાથી ઝટ માલમ પડી આવશે એ ખોટી સહીના કાગજને કદાચ-મોબેદ પીરોજજી દાદાચાંનજીના ઉપલાં ચોપાન્યાં મધે જણાવ્યા મુજબ-ચુહુલા ઉપર ટાંગી "જૂનો દસ્તાવેજ" બનાવવાની કોઇ બદ નિષ્ટાના શખ્સ તરફથી તજવીજ થઈ હોય અને તેમ કરતાં "ધુમાડાના ડાઘા" તેના ઉપલા અને નીચલા ભાગ ઉપર પડયા હોય એવો આપણા દિલમાં શક આ કાગજનો "ફોટોઝીંકો" જે "કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી" નામની ચોપડી મધે પ્રગટ થયો છે તે જોવાથી ઉત્પન્ન થાય છે, આવોજ ધુમાડાનો ડાઘ આ પુસ્તક મધે પ્રગટ કીધેલી એ કાગજની "ફોટોઝીંકો" કરાવેલી સહીની આગલ પણ જોવામાં આવશે. આવાં એક બનાવટી કાગજને આધારે ભગરસાથ અનજુમન અને તેમના વડા દસ્તુરો ઉપર મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના હક્કો લુટી લેવાના નાલાયક અને નાપાયદાર તોહોમતો મુકવામાં આવતાં રહયાં છે અને તેઓને જરથોશ્તીઓની નજરમાં હલકા ચિતારવામાં આવ્યા છે. હાલમાં બન્ને ટોળાના મોબેદો મધે એકબીજાના હક્કાના સંબંધમાં ચાલતી જિક્કરી દરમ્યાન મીનોચેહેરહોમજીના મલત્યા સાથની કમીટીએ ઉપલાંજ બનાવટી કાગજને ખરાં તરીકે માની લેઇ, પોતે છપાવી બહાર પાડેલા પોતાના કામકાજના રીપોર્ટ મધે નામદાર સર જમશેદજીની ઉપલી દરેમેહેરની શાલગ્રેહનું વાર્ષીક જશન માડવાના ભગરસાથ અનજુમન તરફથી ભોગવવામાં આવતા હક્કની સામે નીચે જણાવ્યા મુજબના નાપાયદાર અને અણઘટતા ટીક્કાઓ કીધા છે:—

"નામદાર સર જ૦ જી૦ ની અગ્યારીમાં જશન માંડવાનો હક કોઇપણ રવેશે ભગરીયા દસ્તુરજીનો નહતો પણ આપણા સાથવાલા કકલ્યા પંથકીનો હતો, જેવણે પોતાના દોસ્ત મરહુમ દસ્તુરજી કેકોબાદજીની આજીજીભરેલી માગણીથી તેવણનું માન જાળવવાને ખાતર, સર જમશેદજીની નામરજી છતાં, તેમની પાસે પેહેલું જશન મંડાવ્યું હતું. પણ આ ભલાઇનો કેવો લાભ લેવાયો હતો અને આપણા સાથવાલા કઠલ્યા પંથકીનો હક કેવી રીતે લુટાયો હતો તે આગલ ઘણીકવાર છપાઇ ગયું છે, તે સબબસર તેની તવારીખમાં હાલ ઉતરવાની જરૂર નથી."

એક તદન ખોટી સહીના બનાવટી કાગજને ખરાં તરીકે માની લેઇ આવી રીતના સચ્ચાઇથી વેગળા ટીકા અને નછાજતા હુમલાઓ ભગરસાથ અનજુમન ઉપર મીનોચેહેરહોમજીના સાથવાલાઓ તરફથી થતા રહયા હતા; પરંતુ આખરે સચ્ચાઇ પ્રગટી નિકલી છે, આવા બનાવતી કાગજ ઉભો કરનાર દ્વેશબુદ્ધિના શખ્સની "ચતુરાઇ" અને પાપી મકસદ ઉંધી વલી છે, તેની બૂરી ઠગાઇ પાક પરવરદેગારની ગેબી મદદથી અંતે ઉઘાડી પડી છે અને ભગરસાથ અનજુમનના વડા દસ્તુરજી ઉપર ખોટી રીતે લગાડવામાં આવેલો "કલંક" દુર થવા પામ્યો છે, જે માટે પાક ખોદાતા અલાનો હું શુકરગુઝારી કરૂં છું, અને ઉમેદ રાખું છું કે આવો એક બનાવટી કાગજ-તે ખરો છે કે ખોટો તેની ઘટતી તેહકીક કર્યા વગર-જેઓએ છપાવી આશકારા કર્યો છે તથા જેને આધારે ભગરસાથના વડા દસ્તુરને હિણું લગાડવામાં આવ્યું છે તેઓ અદ્દસ્થાઇ વાપડી પોતે છપાવેલો ઉપલો કાગજ જાહેરમાં પાછો ખેંચી લેવાની, તે બનાવટી સહીનો ખોટો છે એમ આશકારા કરવાની અને ભગરસાથ અનજુમનની દુ:ખાયલી લાગણી માટે પોતાની દલગીરી બતલાવવાની અઇન ફર્જ વિચારશે.

## ભગરસાથના અનજુમનનાં સર્વોપરી હકો.

શ્રી નવસારીના વતની ભગરિયા અને તેઓથી ઇ૦ સ૦ ૧૬૮૬ માં જૂદા પડેલા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના સંબંધમાં બનેલા બનાવો તથા ચાલેલી ખટપટોને લગતા ઉપલા ટુંક ઇતિહાસ ઉપરથી જરથોશતી આલમ જોઇ શકશે કે, તેઓને દરમ્યાન લગભગ ૫૦ વર્ષની મુદત તલક ક્રિયાકામો કરવાના હક્કોના સંબંધમાં લંબાણ જિક્કરો ચાલવા પછી ઇ૦ સ૦ ૧૭૩૪ માં તેનો નિવેડો નામદાર ગાયકવાડ સરકારે નેમેલા "લવાદો" ની મારફતે સમજૂતીથી આવ્યો હતો, જેમાં ભગરીયા મોબેદોના પોતાના બેહેદીનોને ઘરના લગન-નવજોત-જીંદેહરવાન-વિગેરે જીવતાની નેયતે કરવામાં આવતાં તેમજ મરણ પછીથી "અનોશેહરવાન" ને નામે થતાં સઘલાં ક્રિયા ભણતરો કરવાના સ્વતંત્ર હક્કો કાયમ રાખવા સાથે તેઓને ખૂદ મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના બેહેદીનોને ઘરના લગન-નવજોત-જીંદેહરવાન-વિગેરે જીવતાને લગતાં સઘલાં ક્રિયાકામો કરવાના ખાસ વધુ હકો બક્ષવામાં આવ્યા હતા. ભગરિયા મોબેદો તરફથી ભોગવવામાં આવતા આએ "સર્વોપરી હક્કો" ના સંબંધમાં શ્રી નવસારીની નવી અગીઆરીને લગતા મુકદમાંનો ઇ૦ સ૦

૧૮૯૫માં અપિલ કોર્ટે ચુકાદો આપતાં, નવસારી પ્રાંતના તે વેળાના નામદાર જડજે નીચે મુજબ જણાવ્યું છે:—

"આમ બધો પુરાવો સાથે લેઇ નવસારીના ભગરીયા અને બીજાનો તેમજ મીનોચેહેરહોમજીવાલાનો સંબંધ જોવાનો અને નક્કી કરવાનો છે, તે જોતાં જે તકરાર છે તે અસલથી નવસારીના ભગરીયાઓમાં ત્યાંના સંજાણા (મોબેદો) માટે પડેલી છે અને તેનું મીનોચેહેરહોમજીવાલાના બંદોબસ્તમાં છેવટ આવ્યું છે; તેમાંએ જીવતાનું કામ ભગરીયાએ કરવામાં તેઓનો ઉપર હાથ રહી તેમના સ્થાપીત હક્ક ( vested rights ) વધારે કાયમ થયા જણાય છે."[1]

નવસારીની નવી અગીઆરીને લગતા ઉપલા મુકદમાં મધે વાદી ભગરસાથના અકાબરો તરફથી–બીજા શાક્ષીઓ ભેગી–ત્યાંના મલેસર ફળીઆના બે આગેવાન બેહેદીનોએ નીચે મુજબ જૂબાની નોંધાવી હતી. શેઠ કેરશાસપજી ધનજીભાઇ વાંદરીવાલાએ પોતાની શાક્ષી મધે જણાવ્યું છે કે:—

"આ કામનાં વાદીઓને ઓળખું છું. નવસારીના મલેશર ફલીઆમાં જીવતાં માણસની ધર્મ સંબંધી ક્રીયાઓનું કામ ભગરસાથ મોબેદો કરે છે. પ્રથમ મલેશર મોહોલાની અગીઆરીમાં તેઓ એ ક્રીયા કરતા હતા, અને મલેશરમાં જ્યારથી અગીઆરી થઇ ત્યાર પછી તે નવી અગીઆરીમાં અથવા મોટી અગીઆરીમાં કરે છે, પણ મલેશરમાં કરતા મોબેદોને ખાવાનું આપવા વિગેરે વધારે ખરચ લાગે છે. મલેશરની અગીઆરીમાં કામ કરનાર મોબેદો માટે છ કે આઠ હીંઘોરા છે. એ કામ તેઓ પરાપુર્વેથી કરતા આવ્યા છે. મેં નવસારી, ગણદેવી, ચીખલી, તવડી, બીલીમોરા, અને એ કરતાં વધારે દખમાં બંધાયલાં જોયલાં છે; તેનો તાણો પુરવાની, બંધાઇ રહયા પછી ઇજવાની ક્રિયા ભગરસાથના મોબેદોને હાથે થયલી જોઇ છે. નવસારીનાં મલેશરમાં ધર્મનું કામ કરવા માટે ચાર સાથવાલા મોબેદ છે, તે દરેક સાથના નામ એવાં કે, (૧) કકલીઆ, (૨) રબાડી, (૩) મીનોચેહેરહોમજી, (૪) દાદાચાંનજી. તે ચારે સાથવાલા મરણ પાછલની ક્રિયા કરે છે, તેઓ જીવતાની ક્રિયા કરી શકે નહીં; તેમજ દખમાં અગર અગીઆરી ઈજવાની ક્રિયા પણ તેમનાથી થઇ શકે નહીં."

શ્રી નવસારીની નવી અગીઆરીને લગતા ઉપલા મુકદમાં મધે વાદીઓ તરફથી જૂબાની આપતાં શેઠ મેરવાંનજી પાલણજી દીગરીઆએ જણાવ્યું હતું કે:—

"મલેશરવાળી સર જમશેદજીની અગીઆરીમાં કામકાજ ઉપર હું પોતે દેખરેખ રાખું છું. ધર્મની ક્રિયાના કામ ઉપર દેખરેખ રાખું છું. તે અગીઆરીમાં મુઆની ક્રિયાનું કામ મીનોચેહેરહોમજીના ચાર સાથવાલા કરે છે, અને જીવતાની ક્રિયાનું કામ ભગરીયા સાથવાલા કરે છે. મુઆની ક્રિયા મીનોચેહેરહોમજીના ૪ સાથવાલા કરે છે પણ તે મરનારના ઉઠમણાને દીવસે નંબર ૧ વાલા વાદીને બોલાવવામાં આવે તો મુઆની ક્રિયા પણ ભગરસાથવાલાજ કરે છે. બારડોલીમાં અગીઆરી બંધાઇ તે સંબંધી મને ખબર છે. તે

[1] ૧—જુવો, આ પુસ્તકમાં પ્રગટ થયલો ઉપલા કેશનો ચુકાદો, સફે ૬૦૦.

એદલજી નવરોજજી મેહેતા ચીનાઇએ બંધાવી છે. તેઓ હાલ મયૈત છે. તેઓ નવસારીના મલેશર ફલીઆનાં રહીશ હતા. તે અગીઆરીની ક્રિયાનું કામ વાદી નંબર ૧ વાલાની પરવાનગીથી શરૂ થયું હતું તે વાતની મને ખબર છે; તે એવી રીતે કે તે અગીઆરીની ક્રિયા શરૂ કરતાં પહેલાં તે એદલજી, હું તથા ફરામજી તંબોલી મલી ત્રણ જણા નંબર ૧ ના વાદીને ત્યાં તેની પરવાનગી લેવા ગયા હતા. એદલજીએ નંબર ૧ ના વાદીને ત્યારે કહેલું કે હું ચીન જાઉં છું અને તમારી દેખરેખ નીચે અગીઆરીનું સઘલું કામ થશે. ત્યારે વાદી નંબર ૧ વાલાએ કહ્યું કે હમે કરીશું તે તો અમારો હકજ છે.……નવસારી અને તેની આજુબાજુના ગામોમાં ધર્મની જગા બાંધવાની ક્રિયા ભગરીયા સાથવાલા કરે છે, તેવી કેટલીક જગાની ક્રિયા મારી નજર આગલ થયલી છે. તવડી ગામનું દખમું, નવસારીનું દખમું, ગણદેવીનું દખમું, ચીખલીનું દખમું, બારડોલીની અગીઆરી એટલી જગાને માટે હું જાણું છું. એ સઘલી જગાની ક્રિયા ભગરસાથ વાલાઓએ કરી હતી……હાલના વાદીઓ અનજુમનના અકાબર કેહેવાય છે. હમે તેને અકાબર તરીકે માનીએ છીએ. અકાબર એટલે ધર્મ સંબંધીના તેમાં સંસારી કામમાં વડીલી તરીકે માનીએ છીયે. હું વાદીઓનાં તાબાનો માણુસ નથી. હું વાદી વિરૂધ શાક્ષી આપુ તો તેઓ મારે ત્યાં ધર્મ ક્રિયા અટકાવી શકે નહીં, કેમકે હમારે ત્યાંની ધર્મ ક્રિયા મીનોચેહેરહોમજીવાલા કરે છે. મીનોચેહેરહોમજીવાલા ઉપર વાદીની કંઇ શત્તા છે કે નહીં તે હું જાણુતો નથી. વાદીની હમારાં ઉપર સત્તા છે તે એવી કે અમારે ત્યાં લગન હોય ત્યારે હમે નંબર ૧ વાલા વાદીને બોલાવવા જઇએ ને કહીએ કે હમારે ત્યાં લગન સારવાને આપના તરફથી માણુસ મોકલવાં. નવજોતની વખતે એ પ્રમાણે વાદી પાસે જઇ માણસ મોકલવા પરવાનગી લઇએ છીએ. સર જમશેદજીની અગીઆરીમાં હમે જીવતાની ક્રિયા કરાવીએ તો વાદી નંબર ૧ વાલાની પરવાનગી લેવા જઇએ કે તમારા તરફથી માણુસ મોકલવાં, એટલી શકતી હોવાનું હું જાણું છું. એ સિવાય નાતરૂં કરવાનું હોય ત્યારે પણુ તેઓની પરવાનગી લેવી પડે છે……"

ઉપલા બન્ને મલેશર ફલીઆના આગેવાન બેહેદીનોની જુબાની ઉપર પોતાના યાદગાર ચુકાદા મધે વિવેચન કરતાં નવસારી પ્રાંટના નામદાર જડજે જણાવ્યું છે કે:—

" નીo ૧૫૪ વાળો સાક્ષી છે તે મલેશર ફલીઆની અગીઆરી માટેનીજ માહીતી સાથે કહે છે કે મીનોચેહેરહોમજીવાલા મરણની ક્રિયા કરે અને ભગરીયા જીવતાની કરે. આથી મીનોચેહેરહોમજીવાળામાં પણ ભગરીયાનો કેવો અધિક હક છે તે બતાવે છે. પ્રતિવાદીઓ તરફથી આ વાત ખોટી પાડવામાં આવી નથી, અગર ઉલટ ભગરીયામાં મીનોચેહેરહોમજીવાળાનો કે બીજાનો હક છે તે સાબીત કરવામાં આવ્યું નથી……નીo ૧૬૮ નો શાક્ષી છે તે સરવાળી અગીઆરીમાં દેખરેખ રાખનાર એટલે વાદીઓના અંગનો કે તાબાનો નહીં તેવો છે, તે નીo ૧૫૪ વાળો મીનોચેહેર હોમજીવાળાના સંબંધમાં કહી ગયો તેમ આ સરની અગીઆરીમાં મુઆનું કામ મીનોચેહેરહોમજીવાળા કરે છે અને જીવતાનું ભગરીયા કરે છે એમ બતાવે છે. પરવાનગી નવસારીવાળાની બહારગામ અગીઆરી બદલ હોવાની બાબતમાં પણ તેનો

પૂરાવો અગત્યનો છે કારણ કે બારડોલીની અગીઆરી બાબતમાં પરવાનગી લેનાર તેજ હતો, અને તે બહારના અગીઆરી—દખમામાં ભગરીયાઓએ કામ કીધાના દાખલા આપે છે તથા આતશબેહેરામ અને આતશઆદરાન ફેરવ્યાના દાખલા બતાવે છે. આ પ્રમાણે આ સ્વતંત્ર સાક્ષી વાદીઓ અકાબર હોવાની વાત, તેમની સત્તા પરવાનગીની વાત અને આતશોની ફેરફારીની વાત પુરવાર કરે છે."[1]

એ રીતે જ્યારે મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોથી શું પોતાના કે ભગરસાથના બેહેદીનોને ત્યાંના જીવતાને લગતાં કોઇબી પ્રકારના ક્રિયાકામો કદિમ વખતથી કરી શકાતાં નથી, ત્યારે ભગરીયા મોબેદો શું પોતાના કે મીનોચેહેરહોમજીના મલત્યા સાથના તમામ બેહેદીનોને ઘરના લગન, નવજોત, જીંદેહરવાન, વિગેરે જીવતાને લગતાં સઘલાં કામો સ્વતંત્ર રીતે પોતે એખલાજ કરે છે. આવા ક્રિયાકામો કરવા સંબંધી સર્વોપરી હક્કો ભગરીઅઓ ભોગવે છે એમ જાણવા છતાં, પોતે ભગરીયાઓથી દરેક કામ કરવા માટે સ્વતંત્ર હોવાનો અને તેમ પોતે "સ્વતંત્ર" છે એમ ખુદ ભગરસાથ અનજુમનને મોઢે બોલાવવાનો વગર અર્થનો બિહુદો ખેયાલ, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો અને તેમના કેળવાયલા આગેવાનોના ફળદ્રુપ ભેજામાં આમેજ થયલો અને તેના પરિણામમાં બન્ને ટોળાને દરમ્યાન બરપા થયલી હાલની જીક્કરનો સલાહ સંપજથી નિવેડો આવવામાં એ ખેયાલ-બીજી બાબદો ભેગો-નડતર સમાન થઇ પડેલો જોઇ-બન્ને ટોળાના ખેરખાહો ભેગી-આ લખનારને મોટી નિરાશી ઉપજી હતી.

જે વેળાએ નવસારીમાં બંધાયલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવા ટેમા ત્યાંની ન્યાયની અદાલત મધે ચાલેલા યાદગાર મુકદમાં દરમ્યાન ભગરસાથ અનજુમનનાં ઉપલા "સર્વોપરી હક્કો" વાદીઓ તરફથી પુરાવા તરીકે રજુ કરવામાં આવ્યા અને તેને ટેકો આપનારી જૂબાની ઉપર જણાવ્યા મુજબની કોર્ટમાં નોંધાઇ, તેજ વેળાએ જો મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો અને તેમના આગેવાનેઓ-ક્રિયાકામો કરવાની બાબદમાં પોતે ભગરિયાઓથી "સ્વતંત્ર" છે એમ બતલાવવા—પોતાના બેહેદીનોને ઘરના લગન, નવજોત, વિગેરે કામો માથું ઉચકીને કરવા માડયાં હતે તો બિશક તેઓનું પગળું હિમ્મતવાન ગણાતે; પરંતુ ઉપલા ચાલતા મુકદમાં દરમ્યાન તેમજ એ કેશનો છેલ્લી કોર્ટથી ઇ૦ સ૦ ૧૮૯૯ માં છેવટનો ચુકાદો મળવા પછીબી ક્રિયાકામો કરવાની બાબદમાં ભગરિયાઓથી પોતે "સ્વતંત્ર" હોવાનો પોતાના દિલનો "બખારો" અમલમાં લાવવાની અને પોતાના બેહેદીનોને ઘરના જીવતાને લગતાં લગતાં કામો—કદિમથી ચાલતે તરીકો ટોડી—આપખુદીથી કરવા તથા કરાવવાની મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો અને તેમના આગેવાનોએ હિમ્મત ચલાવી હતી નહિ. ભગરસાથ અનજુમનના મરહુમ વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજીના કીર્તિવંત દસ્તુરી અમલમાં આવાં કામો માથું ઉચકી આપમરજીથી કરવા—કરાવવાનું આકેબત પરિણામ શું આવશે તે ઉપલા નવી અગીઆરીના ચાલેલા કેશ અને તેના ત્રણુ ત્રણુ

[1]—જુવો, આ પુસ્તકમાં પ્રગટ થયલો ઉપલા કેશનો ચુકાદો, સફે ૬૦૦.

કોર્ટોએ ભગરસાથ અનજુમનની તરફેણમાં આપેલા યાદગાર ચુકાદાઓ ઉપરથી મીનોચેહેર હોમજીના સાથવાલા મોબેદો અને તેમના કેળવાયલા આગેવાનો સારી રીતે સમજી શકયા હતા. નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના ચાલતા કેશ દરમ્યાન ભગરસાથ અનજુમનના દાવાની તરફેનમાં અપાયલી જૂબાની અને રજુ થયલા પૂરાવા પોતાની અનજુમનનાં હક્કોને આડે આવનારા અને નુકસાન કરનારા માની લેઇ, તેની સાંમે વાંધો દરસાવવા આગલ જણાવ્યા પ્રમાણે ચાલતા કેશમાં પોતાના ટોળાની જાહેર સભા મેળવી કડવાશ બરપા કરવાને બદલે તે મુકદમાંનો છેવટની કોર્ટથી ચુકાદો મળવા પછી જો મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો અને તેઓના આગેવાનોએ પોતાના ટોળા અને ભગરીયાઓને દરમ્યાન ક્રિયાકામો કરવાના કદિમથી ચાલતા અને અમલમાં મુકાતા રહેલાં ધોરણમાં યોગ્ય ફેરફાર કરવાની અને પોતાના બેહદીનોને ત્યાંના લગન, નવજોત, વિગેરે સૂભ કામની ક્રિયામાં ભગરીયા મોબેદોની સાથે પોતાના ટોળાના મોબેદોને હમશરીક બનાવવાની ભગરસાથ અનજુમનના તે વેળાના વડા દસ્તુરજી દારાબજી માહીયારજીને ઘટતી રીતે માગણી કીધી હતે, તો બિશક તે ઉપર તેઓ સાહેબ દિલસોજી અને ભલી લાંગણીથી ધ્યાંન આપવા અને મીનો-ચેહેરહોમજીના સાથવાલા મોબેદોમાં બરપા થયલી બેદિલી ઘટતી કુનેહ અને કોશેશથી દુર કરવા વિનાં રેહેતે નહિ, એમ ભગરસાથ અનજુમનના મોહટા ભાગનું માનવું છે.

## અસલ કરારોનો ભંગ કોણે કીધો ?

બે ટોળાના મોબેદોને દરમ્યાન સંપૂર્ણ એખલાસ સ્થાપન કરવાનો આવો વાજબી માર્ગ સવખતે લેવા અને ઇન્સાફી ધોરણ અખ્તિયાર કરવાને બદલે, દસ્તુરજી દારાબજીના ગુજર પાંમવા પછી ભગરસાથ અનજુમનને કુમક વગરની અને નિબંલ થયલી માની લેઇ, તેઓના પંથકની હદમાં–તવડી, જલાલપોર, વિગેરે ગામો મધે–પોતાના બેહદીનોને ત્યાંના બે–ત્રણ " લગન " સારવાની ક્રિયા જાહેર કે છુપી રીતે કરી, ભગરસાથ અનજુમનના પૂરાતન હકકો ઉપર તરાપ મારવાની અને હકક ઉપર બલને સરસાઇ આપવાની પહેલવહેલી કોશેશ ઇ૦ સ૦ ૧૯૧૫–૧૬ માં મીનોચેહેરહોમજીના સાથવાલા કોઇ કોઇ મોબેદોએ કીધી હતી, જેની વિગત મોટી ઉકમાઇ સાથે " કરકરીયા કુટુંબની હકીકત અને વંશાવળી " નામની ઇ૦ સ૦ ૧૯૧૬ માં પ્રગટ થયલી આગલ જણાવેલી ચોપડી મધે સફે ૭૬–૭૭ માં છાપી આશકારા કરવામાં આવ્યાથીજ તેઓએ ગેરકાયદે કીધેલાં આવાં કામો લોકોની જાણમાં આવ્યાં છે. એજ ચોપડીના ૭૬ માં સફા મધે જણાવવામાં આવ્યું છે કે, " પુણી ગામમાં આશીરવાદ સારવાની તકરાર ઇ૦ સ૦ ૧૯૧૦ માં ઉપસ્થિત થઇ હતી અને એ૦ સોહ્રાબજી માણેકજી દસ્તુર મેહેરજીરાણાએ જામે જમશેદમાં તકરાર ઉઠાવી હતી કે ભગરીયાઓના પંથકની હદમાં ફકટ ભગરીયા એકલાઓનેજ લગન સારવાનો હક છે; તે સામે ભાઈ રૂસ્તમજી ( મેહેરવાનજી કરકરીયા ) એ અનેક ચર્ચાપત્રો જૂના દસ્તાવેજોની સાહદતથી લખી ખુલ્લું પુરવાર કરી આપ્યું હતું કે મીનોચેહેરહોમજીની સાથવાળા ટોળાને દરેક જરથો-

સ્તીને ત્યાંની દરેક ધર્મ ક્રિયા કરવાનો તથા લગન સારવાનો સ્વતંત્ર હક છે.” એ રીતે સ્વતંત્રપણાંનો તથા દરેક જરથોશતીને ત્યાંના દરેક ધર્મ ક્રિયા કરવાના હક્કનો દાવો, જેમ ઇ૦ સ૦ ૧૮૯૨ માં મીનોચેહેરહોમજીના સાથની સમસ્ત અનજુમને ઉઠાવ્યો હતો તેમ ઇ૦ સ૦ ૧૯૧૦ માં ફરી ઉઠાવવા અને તેની નોંધ ઇ૦ સ૦ ૧૯૧૬માં છપાયલી ઉપલી ચોપડી મધે મોહટી ઉકમાઇથી ઉપર જણાવ્યા મુજબ લેવા છતાં, મરહુમ દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજીના લાંબા દસ્તુરી અમલ દરમ્યાન—આગલ જણાવ્યા પ્રમાણે—આવાં લગ્નો પોતાના બેહદીનોને ત્યાં સ્વતંત્રપણે સારવાની યા બીજાં જીવતાંને લગતાં ક્રિયાકામો કરવાની મીનોચેહેરહોમજીના સાથવાલા કોઇબી મોબેદે કદિ હિમ્મત ચલાવી હતી નહિ. એ રીતે ગરગામડે પહેલવહેલાં છુપાછુપ બે ત્રણ લગ્નો કરી ભગરસાથ અનજુમનના હક્કો ઉપર તરાપ મારવામાં આવ્યાથી અને આવા બનાવોને પોતાની મતલબને ખાતર મીનોચેહેરહોમજીના સાથવાલાઓ તરફથી ઉપર જણાવ્યા મુજબ જાહેરાત અપાયાથી, આગેવાન ભગરીયા મોબેદો દલગીર થયા હતા તથા ભવિષ્યમાં પોતાના ટોળાના વાજબી હક્કો ઉપર આવી ગેરવાજબી વધુ તરાપો મારવામાં અને “હક્ક ઉપર બલ” ને સરસાઇ આપવામાં નહિ આવે તે માટે તાત્કાલીક યોગ્ય બંદોબસ્તો થયલા જોવા તેઓ ઇન્તેજાર બન્યા હતાં.

## થયલા કડવાશમાં વધારો કરનારા બનાવો.

એ રીતે ભગરસાથ અનજુમનનાં પૂરાતન હક્કો ઉપર મીનોચેહેરહોમજીના સાથવાલા કોઇ કોઇ મોબેદો તરફથી મારવામાં આવેલી છુટીછવાઇ તરાપો અને સોધવામાં આવતી રહેલી છેડતીના પરિણામમાં બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન જે કડવાશ બરપા થયો હતો, તેમાં વધારો કરનારા કમનસિબ બનાવો તે પછી ટુંક મુદ્દતમાં નહિ ધારેલા બનવા પાંમ્યા હતા. પહેલો બનાવ એ બન્યો કે નવસારીમાં મોટે ફળીએ આવી વસેલા મીનોચેહેરહોમજીના સાથવાલા એક મોબેદના બેહેદીનને ત્યાં ઉઠમણાની ક્રિયા કરવા માટે ભગરસાથના દસ્તુરજીને એવું કહેવડાવવામાં આવ્યું કે:—“તમો ઉઠમણામાં પતેત માંડજો, પણ ધુપ સારવાની ક્રિયા મીનોચેહેરહોમજીવાળા મોબેદો કરશે.’ આએ તેમનું કહેવડાવવું કદિમથી ચાલતા આવેલા તરીકાથી ઉલટું હતું, કારણ કે બેહેદીનોને ત્યાં જયારેબી દસ્તુરજી પતેત માડતા ત્યારે ભગરિયા મોબેદોજ “ધુપ” સારતા હતા; તેટલા માટે તે બેહેદીનને ત્યાં દસ્તુરજી ઉઠમણે ગયા નહિ, જેથી પતેત મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદે માડી અને “ધુપ” પણ તેઓએજ સારી; આથી બન્ને સાથના મોબેદો વચ્ચે નવો કડવાશ બરપા થયો. ત્યાર બાદ થોડાજ વખતમાં યઝદેજરદી ૧૨૮૭ ના સાલનાં વડી દરેમેહેર મધે ભગરસાથ અનજુમન તરફથી કરવામાં આવેલાં “રપીથવન”ના જશનનું આફરંગાન માંડતાં, ભગરસાથના માજી કામચલાઉ દસ્તુર ફરામજી કેકોબાદજી દસ્તુર મેહેરજીરાણાએ પોતાની અનજુમનના ચાલતા આવેલા તરીકા વિરૂદ્ધ અને અનજુમનની સંમતી આગમચથી મેળવ્યા વગર મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના વડીલો—જેઓ પોતાની ભગરસાથ અનજુમનથી આગલા

વખતમાં જૂદા પડયા હતા તેઓ-ના નામો, ભગરસાથ અનજુમનની સંમતીથી લેવાતાં બીજાં નામોના સાથે લીધાં. એ રીતે જાહેર જશનની મીજલસમાં અનજુમનની આગમચથી સંમતી મેળવ્યા વગર ઉપલાં નામો ગેરકાયદે લેવાયાથી ત્યાં હાજર રહેલા એરવદ સોહરાબજી માણેકજી દસ્તુરે નિયમને ખાતર વાજબી રીતે વાંધો ઉઠાવ્યો અને દસ્તુર ફરામજીને સવાલ પૂછયો હતો કે "આ નવાં નામો તમોએ કઇ અનજુમનની રજાથી લીધાં?" જાહેરમાં પૂછાયલા આ સવાલથી મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ પોતાના ન્યાગાનોને અપમાન થયલું વિના કારણે માની લીધું અને તુરતજ એ સાથના એક મોબેદે વર્તમાન પત્રમાં જાહેર કર્યું કે હવેથી અમો પણ ભગરસાથનાં વડીલ અકાબરો અને જાહેર પુરૂશોનાં નામો લઇશું નહીં. એટલુંજ જાહેર કરીને નહીં અટકતાં, ઉપલા નિયમને ખાતર પુછાયલા વાજબી સવાલનું બહાણું લાવીને એક પગળું આગલ વધી-પોતાના વડીલોએ આપેલા "કોલ" ને તરછોડી કાઢી-લગભગ ૨૦૦ વર્ષથી ચાલતા આવેલા બે ટોળા વચ્ચેના કરારો તથા બંદોબસ્તોને ઠોકરે મારી, પહેલવહેલી નવસારી ખાતે મલેસર મધે પોતાના એક બેહેદીનને ત્યાં મીનોચેહેરહોમજીના સાથવાલા એક મોબેદે આપખૂદીથી "નવજોત" કીધી. એ રીતના ગેરહક્કના કામો થવાથી બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન કડવાશ વધવા પામ્યો હતો.

## ભગરસાથ અનજુમનની પહેલી જાહેર સભા.

એ રીતે પોતાની અનજુમનના પૂરાતન હક્કો ઉપર જાહેર રીતે તરાપ મરાયાથી અને તેજ વેળાએ પોતાના જવાન દસ્તુર કેકોવાદ દસ્તુર દારાબજીની કઢંગી રીતભાત અને ચાલચલણથી ટોળાને હિણું લાગવાનો અને તેના કિમ્તી હક્કોને નુકસાન પુગવાનો તથા તેઓના ધર્મના મકાનો મધે ગેરબંદોબસ્ત ચાલવાનો સંભવ જણાયાથી, એ સઘલી ટોળાના સ્વમાન સાથે નિકટ સંબંધ ધરાવનારી બાબદો ઉપર વિચાર કરી યોગ્ય ઠરાવો ઉપર આવવા અને પોતાની અનજુમનનું કોઇ રીતનું બંધારણ મુકરર કરવા માટે રોજ ૪ થો, માહ ૨ જો, સને ૧૨૮૭ યઝદેજરદી, તા૦ ૧૪ મી અકટોબર ૧૯૧૭ ને દિને સમસ્ત ભગરસાથ અનજુમનની એક જાહેર સભા નવસારી મધે વડી દરેમેહેરમાં બોલાવવામાં આવી હતી, જેમાં ભાગ લેવા માટે મુંબઇ વિગેરેથી મોટી સંખ્યામાં ભગરસાથના સભાસદો આવ્યા હતા. પ્રમુખની ખુરસી કામ ચલાઉ દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણાને આપવા અને તેઓએ તેમજ બીજાઓએ પ્રસંગોપાટ લંબાણ વિવેચનો કરવા પછી સભાએ નીચલા ઠરાવો એકમતે પસાર કીધા હતા:—

ઠરાવ પહેલો.—"દસ્તુરજી સાહેબે ગયા રપીથવનનાં જશનને દીવસે મળેલી ભગરસાથ અનજુમન હજુર ૧૩ મી સપટેમબર ૧૯૧૭ ની તારીખનો દસ્તુરી સંબંધ ચોકસ ગોઠવણો માટે પત્ર લખ્યો છે અને કબુલાતો આપી છે તે, રપીથવનને દીવસે નેમાયલી કમીટીના રીપોર્ટ મુજબ, આ સભા બહાલ રાખે છે; અને અનજુમન આશા રાખે છે કે તે કાગજમાં અનજુમનને જે ખાત્રી એઓએ આપી છે તેજ પ્રમાણે

એઓ વર્તશે અને અનજુમનને પોતાની રેહેણી કરણીથી સંતોષ આપશે, જેમ થવે હાલમાં દસ્તુરજી દીનશાહજીની જે કામ ચલાઉ દસ્તુર તરીકે નેમાણુંક કરી છે તે રદ કરી, અનજુમન તેમણે તેમનો અધિકાર પાછો સોંપવાને રાજી થશે.

ભગર સાથ અનજુમનનાં ધર્મ સ્થલો, ફંડો, વિગેરે માટે જે કમીટી આજે નેમવામાં આવનાર છે તે પૈકી એરવદ ફરેદુન રતનજી કાંગાને દસ્તુરજીનાં સલાહકાર તથા સોબતી તરીકે તેમજ તેમની રેહણી કરણી ઉપર દેખરેખ રાખવા માટે આ સભા મુકરર કરે છે. તેઓએ દર મહિને દસ્તુરજીની હાલત વિષે ઉપલી કમીટી સનમુખ રીપોર્ટ કરવો; કમીટીનો જ્યારે અભિપ્રાય હોય કે દસ્તુરજીની બાબદમાં વધુ ઠરાવો કરવાનો સમય આવી પહોંચ્યો છે ત્યારે તેઓએ અનજુમનની સભા ભરી એરવદ ફરેદુન કાંગાનો તેમજ કમીટીનો રીપોર્ટ અનજુમન સનમુખ રજુ કરવો અને તે ઉપર અનજુમને યોગ્ય ઠરાવો કરવા."

ઠરાવ બીજો:—"ભગરસાથ અનજુમનને લગતાં ધર્મના મકાનો જેવાં કે આતશબેહેરામ, વડી દરેમેહર, બરસનુમગાહ, વિગેરેનાં સફાઈ સુધડાઈ તેમજ કામચલાઉ સમારકામો વિગેરે (ફકટ ધર્મ સંબંધી સવાલો સિવાય)નો ચાલુ વહિવટ કરવા માટે આ સભા નીચલી કમીટી નેમે છે, આ કામ માટે જોઈતું ફંડ ભેગું કરવા આ સભા કમીટીને અરજ કરે છે. રૂપ્યા ૧૦૦૦ ની બાઇ દીનબાઈ જાંહગીરજી મોદીવાળી સરકારી નોટ આ કમીટીએ પોતાને સ્વાધીન લેઇ તેનો વહિવટ કરવો.

કમીટીના નામો:—વડા દસ્તુરજી સાહેબ, વડા દેશાઇજી સાહેબ, વડા પોલ્યા દેશાઇજી સાહેબ, દસ્તુર આદરજી નોશેરવાંનજી કુટાર, શેઠ પેશોતન રતનજી દાબુ, માણેકશાહ બાપુજી દેશાઇ, અરદેશર મનચેરજી એરચજી દેશાઇ, ફરામજી સોહરાબજી લશ્કરી, હોરમજજી જમશેદજી કોતવાલ, કેરશાસ્પજી કાવસજી બજાં, કેકોબાદ રતનજી દાબુ, એરવદો ખરશેદજી માણેકજી વજીફદાર, સોહરાબજી માણેકજી દસ્તુર મેહેરજીરાંણા, રૂસ્તમજી એરચજી પાવરી, માહીયાર નવરોજજી કુટાર, બરજોરજી એરચજી બજાં, રૂસ્તમજી બેજનજી રાંનજી, એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાંણા, ફરામજી કાવસજી મશાની, ફરેદુન રતનજી કાંગા, જમશેદજી એદલજી કુટાર, શેઠ નવરોજજી કેરશાસ્પજી આંત્યા, ફરામજી હોરમજજી અરજાની;

એરવદ ફરામજી કાવસજી મશાની. (ખજાનચી.)

શેઠ અરદેશર મનચેરજી એરચજી દેશાઇ,<br>એરવદ રૂસ્તમજી એરચજી પાવરી,<br>શેઠ જમશેદજી એદલજી કુટાર } જોડીઆ ઓનરરી સેક્રેટરીઓ.

શેઠ જહાંગીરજી જમશેદજી વીમા દલાલ. (સલાહ આપનાર સોલીસીટર.)

આ કમીટી ત્રણ વર્ષ સુધી કામ કરશે, અને તેનો રીપોર્ટ ભગર અનજુમન સનમુખ રજુ કરશે, અને ભગરસાથ અનજુમન બીજી કમીટી નેમશે. આમ દર ત્રણ વર્ષે કમીટી બદલાયા કરશે. જો ત્રણ વર્ષની મુદતમાં આ જગા ખાલી પડે તો તે પુરવાની કમીટીને સત્તા રેહેશે."

ઉપલા ઠરાવની વિરૂધ શેઠ જાંગીરજી બરજોરજી દેશાઇએ નીચલું એમેન્ડમેન્ડ મુકયું હતું:—

"દેશાઇજીના આતશબેહેરામનો એ કુટુંબના હમો પાંચ જણાઓ અસલથી વહિવટ કરતા આવ્યા છે જેથી આ વહીવટ કરનારાઓ જણ પાંચને બાજુ ખસેડી બીજા નેમવાની જરૂર તથા હક્ક રેહેતો નથી, એમ છતાં જો બીજા સાહેબોને અંદર ઉમેરાવાની ખાહેશજ હોય તો હમારા ખાનદાનનાં વહિવટ કરનારાઓ સાથે હમારૂં ખાનદાન પસંદ કરી બીજા સાહેબોને હમારા વહીવટદારો સાથે જોડી આપવા ખુશી છીએ."

અંત્રે શેઠ જાંહગીરજી દેશાઇએ દેશાઇ ખાનદાનનાં ૨૦) જણની સહી સાથનો એક લેખિત પ્રોટેસ્ત રજુ કર્યો હતો. ઉપલાં એમેન્ડમેન્ડને ટેકો આપવામાં આવ્યા પછી તેનો ખોલાસાવાર જવાબ અનજુમન તરફથી શેઠ પેશોતન રતનજી દાબુએ આપ્યો હતો. ત્યાર બાદ એમેંડમેંટ ઉપર મત લેવા સામે દેશાઇવાળાઓ તરફથી એવું જણાવી વાંધો લેવામાં આવ્યો હતો કે "આજની સભાને આ બાબદનો નીકાલ કરવાની સત્તા નથી" પરંતુ તે વાંધો સ્વિકારવામાં નહીં આવતાં એમેંડમેંટની તરફેનમાં કોઇએ પણ મત આપ્યું હતું નહીં, જયારે અસલ ઠરાવ સર્વાનુંમતે પસાર થયો હતો.

ઠરાવ ત્રીજો:—"ઠરાવ બીજામાં નેમાયલી કમીટીને અનજુમનની આ સભા સત્તા આપે છે કે ભગરસાથ અનજુમનના હકોની તેમજ તેઓના ધર્મનાં મકાનોને લગતાં ત્રસ્ટોની જાળવણી કરવી તથા ભગરસાથ અનજુમનની બેહેતરી માટે યોગ્ય પગલાંઓ ભરવાં, તેમજ ભગરસાથના હકોનો ભંગ થવે તાત્કાલીક ઉપાયો લેવા. વલી કોઈબી મહત્વના સવાલો વેળા તાત્કાળીક ઉપાયો લઇ વધુ પગળાં માટે અનજુમનની બહાલી લઇ આ કમીટીએ કામ કરવાં.

ઉપલી બાબદના ખરચને પુગી વળવા માટે આ સભા "ભગરસાથ બેહેતરી ફંડ" નામનું ફંડ ઉભું કરે છે અને તેનો વહીવટ આ કમીટીને સોંફે છે તથા તે મધેથી જોઇતાં નાણાં ખરચવાને કમીટીને સત્તા આપે છે; આ ફંડમાં નીચલી રકમો સમાઇ જશે. (અત્રે કેવાં સાધનોથી ફંડમાં નાણાં મેળવવાં તેની ટીપ આપવામાં આવી છે.)"

ઠરાવ ચોથો:—"દસ્તુરજીને ધર્મ સંબંધી અને ભાગલાગ સંબંધી તકરારી સવાલોમાં સલાહ આપવા સારૂ પાચ પાલના નીચલા સાહેબોની એક કમીટી આ સભા નેમે છે:—એરવદો હોરમજજી ફરદુનજી દસ્તુર, એદલજી નશરવાનજી કુટાર, રૂસ્તમજી એરચજી પાવરી, સોહરાબજી માણેકજી દસ્તુર, આદરજી મેહરવાનજી કાંગા, પીરોજશા આદરજી કોટવાલ, હીરાજી એદલજી કાંગા, મનચેરશા પેસ્તનજી આંત્યા, રતનજી રૂસ્તમજી બાસજી અને માણેકજી રતનજી સીરવઇ."

ઠરાવ પાંચમો:—"દસ્તુરજી દીનશાહજીની જે નેમણુંકની અનજુમને બહાલી આપી છે, તેવણુની પરવાનગી ચાલતા આવેલા રેવાજ મુવાફેક લીધા વિના કોઇપણ ભગરસાથના મોબેદે નવસારી કસબામાં કોઇપણ જાહેર મીજલસોમાં પતેત માંડવી નહિં.

આ ઠરાવથી વિરૂધ કામ કરનારાઓને અનજુમનનાં ભાગલાગથી દુર કરવામાં આવશે. ( અત્રે જાહેર મીજલસ કોણને કેવી તેનો સવાલ નીકલતાં એવો ફડચો થયો કે પાયદસ્ત કે ઉઠમણાનાં ઇજન જાહેરમાં પોકરાયાં હોય તે ઇજનથી મળેલી જાહેર મીજલસ. )"

ઠરાવ છઠ્ઠો:—" દસ્તુરી ભણવા સંબંધી તેમજ આતશબેહેરામમાં તંદરોસ્તીમાં નામ લેવા માટે હાલ જે રેવાજ છે તે હાલ તુરત જારી રાખવો અને આતશબેહેરામમાં તનદરોસ્તીમાં દસ્તુર, દેશાઇના નામો ઉપરાંત ત્રીજા અકાબર પોલ્યા દેશાઇજી સાહેબનું તેમજ માચી ચઢાવનારનું નામ લેવા આ સભા ઠરાવ કરે છે. અકાબર સાહેબોના નામો કાંઇપણ પ્રકારના હક્કની રૂયે નહીં પણ તે સાહેબોના વડીલો અનજુમનની જે સેવા બજાવી ગયા છે તેની કદરશનાસીમાં અનજુમન પોતાની ખુશીથી નામ દેવાનો ઠરાવ કરે છે. " ઉપલા ઠરાવો પસાર થવા પછી સભા મધે ભગરસાથ અનજુમનના થોડાક સભાસદો તરફથી આવેલું નીચલું " રેકવીજીશન " વાંચવામાં આવ્યું હતું:—

" નવસારી, રોજ ૨૫ મો, માહ ૧ લો યઝદેજરદી ૧૨૮૭ તા૦ ૫ મી અકટોબર સને ૧૯૧૭

મેહેરબાન માનવંત ભગરસાથ અનજુમનનાં સાહેબોની સેવામાં. માનવંત સાહેબો.

ભગરસાથ ટોળાના હમો નીચે સહી કરનારાઓ આપ સાહેબને નમનતાઇપુરવક અરજ કરીયે છીએ કે આપણાં અને માનવંત મીનોચેહેરહોમજીની ચારે સાથનાં ભાઇઓ સાથે લાંબા વખત ઉપર અંતર પડયાથી, તે અંતર આજનાં સુધરેલા જમાનામાં કાઢી નાંખી, બંને ટોળા વચ્ચે ભાઇચારો વધારી, મીનાકેશો દફે કરવાની કેટલાક વખતથી ડાહયા લોકો ખાહેશ કરતા આવયા છે. એટલુંજ નહીં પણ બંને વચે કન્યા વહેવાર નહી હતો તેનો અંતર પણ કેટલાક વખતથી નીકલી ગયો છે. મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદ સાહેબો લાંબા વખતથી આપણા સાથે ભાઇચારાથી વરતીને આપણાં ધારમીક ક્રિયાકામ જેવાં કે ઉઠમણાં અને જાહેર જશનોમાં આપણા બુઝોરગ વડીલોનાં નામો યાદ કરતાં આવ્યા છે, અને તેમ કેટલોક વખતથી કેટલીક ગમ આપણાં કેટલાક મોબેદ સાહેબોએ મીનોચેહરહોમજીની સાથવાળા બુઝોરગ સાહેબોનાં નામો લેવા માંડયાં હતાં. પરંતુ હાલ કેટલાક સાહેબોનો એવો વાંધો છે કે જેમ ગમે તેમ જેને ગમે તે એ નામો લે છે તે બરાબર નથી. ભગરસાથ અનજુમનનો એ વીશે કાંઇપણ ઠરાવ થવો જોઇયે. માટે આપ સાહેબોને અમારી એવી વીનંતી છે કે આપણા બન્ને ટોળા વચ્ચેનો આવા પ્રકારનો અંતર કાઢી નાંખી ભાઇ ચારો વધારવાના હેતુથી, તેમજ ભવિષ્યમાં પાછો ન ધારેલો મીનાકેશો આપણામાં ઉતપંન ન થાય એવા હેતુથી, ઉઠમણામાં તથા જાહેર જશનોમાં મીનોચેહેરહોમજીની ચારે સાથનાં વડીલ બુજોરગોના નીચે મુજબના નામો લેવાનો ઠરાવ કરવો. એવો ઠરાવ કીધાથી આપણાં વચે ભાઇબંધી જળવાશે અને ભવીષ્યમાં કાંઇપણ મીનાકેશો થવા જેવું કારણ રહેશે નહીં. માટે દુરઅંદેશી વાપરીને હમારી અરજ ઉપર મેહેરબાનીની રાહે દરીયાફ્ત કરશો એવી હમારી ઉમેદ છેજી. એજ અરજ.

## હમો છીયે આપણા સેવકો,

( અત્રે ભગરસાથના થોડાક આગેવાન સભાસદોની સહીઓ છે. ) નામો—એ૦ મીનોચેહેર એ૦ હોમજી, એ૦ દાદા એ૦ ચાંનજી, એ૦ માણેક એ૦ પેશોતન, એ૦મેહેરજી એ૦ રાનજી, એ૦ જામાસ એ૦ ભાઇજી. ”

ઉપલું “ રેકવીજીશન ” સભામાં વંચાયા અને તે ઉપર ઘટતું વિવેચન થવા બાદ એરવદ કેખસરો માહીયાર કુટાર એમ. એ. એ નીચલો ઠરાવ સભા સનમુખ રજુ કીધો હતો :—

**ઠરાવ ૭ મો.**— “ ભગરસાથ પંથ તેમજ મીનોચેહેરહોમજીના ચારે સાથવાળા આપણા ભાઇબંધો વચ્ચે એકમેકના હક્કોના સંબંધમાં તેમજ જાહેર જશનોમાં એક બીજાના નામો લેવા સંબંધમાં જે કમનસીબ મતફેરી ઉભી થઇ છે તે ખેદકારક છે. એક બીજાના ચાલતા આવેલા હકોની જાળવણી થાય, અને તેમ થવે જાહેર જશનોમાં એક બીજાના નામો લેવામાં આવે એવી ગોઠવણ કરવા આ સભા પોતાની ખુશી જાહેર કરે છે. આજે જે કમીટી નેમવામાં આવી છે તે કમીટીએ મીનોચેહેરહોમજીના ભાઇબંધ સાથવાળા મુખીઓ સાથે મસલહત કરી તેવી સમજુતીની ગોઠવણ થવા માટેના પગલાં લેવાં અને તેવી ગોઠવણને અનજુમનની સભાની બહાલી માટે રજુ કરવી.”

ઉપલા ઠરાવને ટેકો આપતાં એરવદ સોહરાબજી માણેકજી દસ્તુરે જણાવ્યું કે “ ઘણા જણા અજબ થશે કે વાંધો લેનાર હુંજ હતો અને ટેકો આપનાર પણ આજે હુંજ છું, પણ મારી તે દીવસે કહેવાની મતલબ એજ હતી કે એ નામો કહી અનજુમનની પરવાનગીથી જાહેરમાં દેવામાં આવે છે; જો કે ખાનગી રીતે દેવાતાં તો હું ઘણા વખતથી સમજતો આવ્યો છું અને અમારી કુટાર કલબમાં તે હમેશાં દેવાય છે, અને ત્યાં હું પણ ભણવા બેસું તો એ નામો દીધા વગર રહું નહીં. મારી મતલબ ફકટ તે કોણના હોકમથી દેવામાં આવે છે તે જાણવાની હતી......”

ઉપલો ઠરાવ એક વિરૂદ્ધ વધુ મતે સભાએ પસાર કીધો હતો, ત્યાર બાદ આનરરી સોલીસીટર શેઠ જાંહગીરજી જમશેદજી વીમાદલાલનો તેમજ સરનશીન સાહેબનો આભાર માની સભા વિશરજણ થઇ હતી.

## લડવાનું એલટીમેટમ કોણ તરફથી બહાર પડયું ?

ભગરસાથ અનજુમનની જાહેર સભામાં પસાર થયલો ઉપલો ૭ મો ઠરાવ અને તે ઉપર થયલાં વિવેચન પછી ભગરસાથ અનજુમનનાં આગેવાન સભાસદોએ ખરાં દિલથી ઉમેદ રાખી હતી કે, ભાઇબંધ મીનોચેહેરહોમજીના સાથવાળા અથોર્નાનોના દિલમાં તેઓના ન્યાંગાનોના નામો જાહેર મીજલસો મધે યાદ કરવાના ઉઠેલા કમનસીબ વાંધાથી જે કડવાશની લાગણી બરપા થઇ હતી તે આપોઆપ દુર થશે, તથા એક બીજાના ચાલતા આવેલા હક્કોની જાળવણી કરવા માટેના યોગ્ય બંદોબસ્ત મીનોચેહેરહોમજીના સાથવાલા આગેવાનો અને ભગરસાથની કમિટી તરફની ભેગી મસલહતના પરિણામમાં

વગર હરખતે થવા પામશે. ભગરસાથ અનજુમનનાં ઉપલા ઠરાવ મધે બન્ને ટોળાના ચાલતા આવેલા હક્કોની જાળવણી થયલી જોવાની ખાહેશ અને ઇન્તેજારી બતલાવ્યા ઉપરાંત, બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન એખલાસ અને ભાઈચારો વધારવા ખાતર ભગરસાથ અનજુમને પોતાથી ૨૩૨ વર્ષ ઉપર જુદા પડેલા મીનોચેહેરહોમજીના સાથવાળા ટોળાના વડીલોના નામો જાહેર મીજલસોમાં યાદ કરતા રહેવાની પોતાની ખુશી જાહેર કીધેલી હોવાથી સર્વ કોઇએ ખાતરીપૂર્વક આશા રાખી હતી કે, બન્ને ટોળાના ચાલતા આવેલા હક્કોની જાળવણી કરવા માટે બન્ને ટોળાના આગેવાનો ભેગા મલી યોગ્ય બંદોબસ્ત કરે તેટલાં એક બીજાના ચાલતા આવેલા હક્કો ઉપર કોઈ તરફથી ગેરવાજબી તરાપ મારવામાં અને બન્ને ટોળાને દરમ્યાન કડવાશ વધારવામાં આવશે નહિ. પરંતુ આએ સઘલી ઉમેદ અને આશા મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોએ ના ઉમેદી અને નિરાશામાં ફેરવી નાખી હતી, તેઓએ બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન ઉઠેલા વાંધાઓનો સલાહ સંપથી નિવેડો લાવવાના તથા એક બીજાના ચાલતા આવેલા હક્કોની જાળવણી કરવાના ભગરસાથ અનજુમને કીધેલા ઉપલા ઠરાવની કનવાર નહિ કરતાં, પોતાના બેહદીનોને ત્યાં કેટલીક વધુ "નવજોતો" આપખુદીથી કરી ભગરસાથ અનજુમનને લડવા માટે ખોલ્લી "ચેલેંજ" કીધી હતી. એ રીતે "હક્ક ઉપર બલ" ને સરસાઇ આપવામાં, પોતાના વડીલોના કરારો ૨૦૦ વર્ષે ટોડવામાં અને લડવા માટે આવું "અલટીમેટમ" મોકલાવવામાં આવ્યાથી, તેની સાંમે ભગરસાથની કમિટી તાત્કાળીક કેવાં પગળાં ભરનાર છે એવી પૂછપરછ દેશ-પ્રદેશ વસનારા આગેવાન ભગરીયાઓ તરફથી કરવામાં આવી હતી; જેનાં જવાબમાં ભગરસાથની કમિટી તરફથી તેના સેક્રેટરીઓએ વર્તમાન પત્રો મધે ખોલાસો બહાર પાડી; ભગરસાથ અનજુમનના હક્કોનું ઉલંઘન કરનારાઓ સાંમે કાયદાસર પગળાં ભરવાનો કમિટીએ કીધેલો ઠરાવ આશકારા કીધો હતો. એ રીતે ભગરસાથ કમિટીના ઠરાવ જાહેર કરવામાં આવ્યાથી મરહુમ મીનોચેહેરહોમજીના સાથવાળાની દરેમેહેરના એક ત્રસટી મી૦ રતનશાહ કેરશાસપજી દાદાચાનજીએ તા૦ ૩૦ મી અકટોબર ૧૯૧૭ ને દિને મુંબઇના "જામે જમશેદ" પત્રમાં એક લખાણ પ્રગટ કરાવી જણાવ્યું હતું કેઃ—

"ભગરસાથ અનજુમનના હકોની જાળવણી કરવા માટે નેમાયલી કમીટી તરફનો ખોલાસો જે આજના જામેમાં પ્રગટ થયો છે તેમાં મરહુમ મીનોચેહેરહોમજીના સાથવાળાની અનજુમન સામે તાતકાલીક કાયદેસરના ઉપાયો લેવાની ધમકી આપી છે તે તેઓ સામે લડાઇ જાહેર કરવા તથા તેઓને અલટીમેટમ આપવા બરાબર છે......મજકુર કમીટીને સામી પક્ષવાળા સાથ મસલહત કરવાનું તેઓની મીટીંગનું ફરમાન હોવા છતાં મસલહત કીધા પહેલાં લડાઇ શરૂ કરવાના ઠરાવ ઉપર એ કમીટીના સાહેબો આવે ને તે જાહેરમાં મુકે એ ઉપરથી તો એમ અનુમાન થાય છે કે ભગરસાથ અનજુમનના સાહેબોનો વીચાર સુલેહથી કામ લેવાનો પહેલાંથી કદી હતોજ નહી, અને તેજ મતલબથી એઓએ લડાઇનું ફંડ પણ મીટીંગને દીવસે એકઠું કીધેલું હોય એમ હવે લાગે છે......"

ભગરસાથ અનજુમન ઉપર લડાઇની પહેલ કરવાનો અને સામી પક્ષ ઉપર

"અલટીમેટમ" મોકલવાનો મુકવામાં આવેલો ઉપલો આરોપ સચ્ચાઇથી કેટલો વેગળો અને ખરી બિનાને ઉલટાવનારો હતો, તે ભગરસાથ અનજુમનની જાહેર સભાએ મીનો-ચેહેરહોમજીના સાથવાલા આગેવાનો સાથે મસલહત ચલાવી બન્ને ટોળાના ચાલતા આવેલા હકોની જાળવણી કરવાનો અને તેઓને દરમ્યાન ઉઠેલા ન્યાંગાનોના નામો દેવા સંબંધી વાંધાનો નિવેડો લાવવાનો ઠરાવ કરવા છતાં, ભગરસાથના હક્કો ઉપર મીનોચેહેર-હોમજીના સાથવાલા મોબેદોએ વધુ તરાપ મારી આપખુદીથી કીધેલી કેટલીક વધુ "નવજોતો" ઉપરથી જોવામાં આવશે. તકરારી સવાલોના સંબંધમા બન્ને ટોળાના આગેવાનો સાથે ભેગા મલી મસલહત કરે તે પહેલાં, પોતાના ટોળાના મોબેદોએ ગેરકાયદે કીધેલી નવજોતો ભગરસાથ અનજુમનને લડવા માટેનું "અલટીમેટમ" આપવા બરાબર નહિ ગણાય એમ મીં૦ રતનશાહ કે૦ દાદાચાનજી જેવા બાહોશ ધારાસાસ્ત્રી પોતાના અંતઃકરણ ઉપર હાથ મુકીને શું કહી શકશે? તેઓ જેવા કેળવાયલા ગ્રહસ્થ પોતાના ટોળાના મોબેદોના ઉપલાં ગેરવાજબી કામને માટે તેઓને ઠપકો નહિ આપતાં, "ભગર-સાથ અનજુમનના સાહેબોનો વિચાર સુલેહથી કામ લેવાનો પહેલાંથી કદી હતોજ નહી" એમ જાહેરમાં કહેવા અને પોતાના ટોળાના મોબેદોનાં ખોટાં કામને ઉત્તેજન આપવા બહાર પડવાથી આગેવાન ભગરિયા મોબેદોને નિરાશી ઉપજી હતી.

## ભગરસાથના ભલા હેતુની થયલી કસોટી.

અત્રે મીં૦ રતનશાહ કે૦ દાદાચાનજીને ઈન્સાફ આપવા મારે જણાવવું જોઇએ કે, તેઓ પોતાનો ઉપલો કાગજ "જામે જમશેદ"ના અધીપતી ઉપર મોકલાવી તુરત બન્ને ટોળાના આગેવાનોની નવસારી મધે ડાં૦ પાલણજી હોરમજજી દાદા-ચાનજીના બંગળામાં તા૦ ૨૮ મી અકટોબર ૧૯૧૭ ને દિને મળેલી પહેલી ખાનગી મીટીંગમાં ભાગ લેવા પધાર્યા હતા, જ્યાં ચાળેલા વાદવિવાદ અને ભગરસાથના આગે વાનો સાથની મસલહતથી ખુશી થઇ તુરત નીચલો એક વધુ કાગજ "જામે જમશેદ" ઉપર મોકલાવ્યો હતો; સારા સંજોગે તેઓનો પહેલો કાગજ છપાતાં ઢીલ થવાથી બન્ને કાગજો એકી વેળા સાથેજ પ્રગટ થવા પામ્યાં હતાં. પોતાના બીજાં કાગજ મધે બન્ને ટોળાના આગેવાનો વચ્ચે ચાલેલી શરૂઆતની મસતહતનું પરિણામ તેઓએ નીચલા શબ્દોમાં દરસાવ્યું છે:—

"મને જણાવવાની ખુશી ઉપજે છે કે ભગરસાથના તથા મીનોચેહેરહોમજીની સાથના મોબેદ સાહેબો વચે જે ગેરસમજુતી નવસારીમાં ઉભી થઇ હતી તેનો સલાહ સંપજથી તથા એકમેકનું માન જળવાઇ તોડ થવાનો રસતો ખુલ્લો થયો છે. ભગર-સાથની કમીટીના કેટલાક સાહેબો સામી પક્ષવાળાના કેટલાક સાહેબો સાથે ગયા રવી-વારે બપોરના મળયા હતા અને તે વખતે બંને પક્ષ તરફથી આપણી કોમ તથા પવીત્ર દીનને દીપાવે તેવા ગુણોનો ઉપયોગ કરવામાં આવયો હતો. બંને પક્ષે ધીરજ, શાંતી તથા ઇનસાફની નજરથી વાદવીવાદ ચલાવી હતી, તથા દરેક પક્ષે પોતાના હકોને માન આપવા ઉપરાંત સામી પક્ષના હકોને માન આપવું તથા તેનું ઉલ્લંઘન નહી કરવું એવા મત ઉપર આવી હતી; તથા સુલેહ તથા હક જળવાય તેના શું શુભ

પગળાં લેવાં તે ઉપર વીચાર ચલાવ્યો હતો. સરવે જરથોસ્તીઓ ઇચછશે અને આસા રાખશે કે દરેક ઠેકાણે અને દરેક વખતે અને સદા જયારે જરથોસતી ભાઇઓ વચે મતફેરી અને ગેરસમજુતી બરપા થાય ત્યાં અને તે વખતે અને હમેશ ડાહાપણ, શાંતી અને ઇનસાફી નેમથી કામ લેવામાં આવે અને ઝઘડાનું મોં કાળું થાય."

એ રીતે બન્ને ટોળાના આગેવાનોની ઉપલી શરૂઆતની સભા મધે ચાળેલા વાદવિવાદના પરિણામમાં બન્ને ટોળા વચ્ચેની મતફેરીનો અંત સમજુતીથી લાવી શકાશે એવો સંભવ જણાયાથી, તુરત વેળા ત્યાં એવી ગોઠવણ કરવામાં આવી કે બન્ને ટોળાના મોબેદોએ થઇ ગયલી વાંધાભરેલી નવજોતો આગમચ જેમ ચાલતું આવ્યું હતું તેમ ચાલવું, અને ભગરસાથની કમીટીએ તા૦ ૧૪ મી અકટોબર ૧૯૧૭ ને દિને થયલો પોતાની અનજુમનનો ઠરાવ કાયદાસર લખીને મીનોચેહેરહોમજીના સાથના આગેવાનો ઉપર મોકલાવી આપવો, કે જેથી તેઓ પોતાની અનજુમન સનમુખ તે રજુ કરે અને ઘટતી સંમતી મેળવે.

## ન્યાંગાનોના નામો યાદ કરવાનો કીધેલો ઠેડાવ, તેનો સાંમી તરફથી મળેલો નતીજો.

ઉપલી શરૂઆતની સભા મલવા પછી બે દિવસે મીનોચેહેરહોમજીના આદરાન સાહેબની સાલગ્રેહનો સુભ પ્રસંગ હતા, જે દિને જશનની મીજલસમાં સામેલ થવા ભગરસાથના દસ્તુર દેશાઇઓ તેમજ બીજા આગેવાનોને રાબેતા મુજબ ઇજન થવાથી ભગરસાથની કમીટીના કેટલાક આગેવાનોએ મીનોચેહેરહોમજીના આગેવાનોને અગાઉથી જણાવ્યું હતું કે, જયાં સુધી તેઓ જશનમાં ભગરસાથ અનજુમનના વડીલોના નામો ચાલતા આવેલા તરીકા પ્રમાણે લે નહિ ત્યાં લગી તેવાં જશનમાં ભગરસાથના અકાબરો હાજરી આપી શકશે નહીં. આથી બન્ને ટોળાના અમુક આગેવાનોએ ખાનગી મસલહત કરીને ઠેડવ્યું કે, જો જશનમાં ભગરસાથના દસ્તુરજી અને અકાબરો આવે તો તેઓના વડીલોના નામે લેવામાં આવશે, તેમજ જશન પુરૂં થતાં દસ્તુરજીએ જાહેર કરવું કે તમોએ જયારે અમારા ન્યાંગાનોના નામો દીધાં છે તો હું પણ મારી અનજુમનને અરજ કરીશ કે હવે પછીથી ભાઇબંધીને ખાતર તમારા ન્યાંગાનોના નામો પણ જાહેર મીજલસોમાં લે. અરસપરસ થયલી એ રીતની સમજુતી મુજબ શાલગ્રેહના જશનમાં ભગરસાથના દસ્તુર દેશાઇઓ અને આગેવાન સઘલા મોબેદો સામેલ થયા હતા, ત્યાં તેઓના વડીલોના નામો રાબેતા મુજબ લેવાયાં હતાં અને કામચલાઉ વડા દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજીએ જશનની ક્રિયા પૂરી થવા પછી એક ભાષણ કરતાં બે ટોળા વચ્ચે ભાઇબંધીનો ગાંઠ મજબૂત બનાવવાની અગત દરસાવી જણાવ્યું હતું કે "હું પણ ભાઇબંધ મીનોચેહેરહોમજીનાં સાથવાળાઓના ન્યાંગાનોના નામો હવે પછીથી જાહેર મીજલસોમાં લેવા મારી અનજુમનને અરજ કરીશ." એ રીતે ભગરસાથ અનજુમનની તા૦ ૧૪ મી અકટોબર ૧૯૧૭ ને દિને મળેલી જાહેર સભાએ જે ઠરાવ કીધો હતો કે "એક બાજુના ચાલતા

આવેલા હક્કોની જાળવણી થાય અને તેમ થવે જાહેર જશનોમાં એક બીજાના નામો લેવામાં આવે એવી ગોઠવણ અથોર્નાન ટોળાને લાભકારક છે, અને તેવી ગોઠવણ કરવા આ સભા પોતાની ખુશી જાહેર કરે છે." તે ઠરાવ, ભગરસાથના હક્કોની જાળવણી થવા અને તેના ઉપર તરાપ પડતી અટકવા આગમચ અમલમાં મુકાવવા ભગરસાથની કમીટીના કેટલાક ઉત્સાહવાળા સભાસદો ઇન્તેજાર બન્યા હતા, તેઓએ અંતઃકરણથી માની લીધું હતું અથવા તેઓને સાંમી પક્ષના અમુક આગેવાનો તરફથી એવી ખાતરી મલી હતી કે "જો આ નામની પંચાતી નીકળી જશે તો પછી એક બીજાનાં હકો સંબંધી વાંધાનો તુરત છેડો આવશે." આવી માન્યતા અને ભલી મકસદથી તેઓએ પોતાની કમીટીના સભાસદોને સમજાવી, ભાઇબંધ મીનોચેહેરહોમજીના સાથના વડીલોના નામો જાહેર મીજલસોમાં લેવાનો કાયદાસર ઠરાવ કરાવવા ભગરસાથ અનજુમનની એક ખાસ જાહેર સભા નવસારી મધે વડી દરેમેહરમાં બોલાવવાનો ભગરસાથ કમીટીની તા૦ ૩૦ મી અકટોબર ૧૯૧૭ ને દીને મળેલી સભામાં ઠરાવ કરાવ્યો હતો. તે મુજબ તા૦ ૪ થી નવેમબર ૧૯૧૭ ને દીને ભગરસાથ અનજુમનની એક ખાસ જાહેર સભા નવસારી મધે વડી દરેમેહરમાં મલી હતી, જ્યાં એકમતે નીચલો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતોઃ—

ઠરાવઃ—"હાલમાં કેટલોક વખત થયો આપણા ભાઇબંધો મીનોચેહેરહોમજીના સાથવાલા સાહેબો સાથે એકમેકના હક્કો સંબંધી તેમજ જાહેર જશનોમાં અશો ન્યાગાનોનાં નામો લેવા સંબંધી કેટલોક મતફેર ઉત્પંન થયો છે, તે મતફેર દુર કરવા માટે આ અનજુમને રોજ ૪, માહ ૨, સને ૧૨૮૭ યઝદજરદીને દીને એવો ઠરાવ કર્યો હતો કે એકમેકના હક્કોની જાળવણી થવે જાહેર મીજલસોમાં ન્યાગાનોનાં નામો લેવા અનજુમન ખુશી થશે. ત્યાર બાદ અનજુમને નેમેલી કમીટીએ મીનોચેહેરહોમજીના સાથવાલા કેટલાક આગેવાન સાહેબો સાથે ખાનગી મસલહત ચલાવતાં એવું માલમ પડયું હતું કે અરસપરસના સ્થાપીત થયલા હક્કોનાં સવાલનો સમજુતીથી નીર્ણય થવાનો સંભવ છે, અને તે મસલહત વેળા હાજર રહેલા સાહેબોએ એવો એકમતી અભીપ્રાય આપ્યો હતો કે જ્યાં સુધી આ બાબદનો છેવટનો નીવેડો આવે ત્યાં સુધી, જેમ વાંધાભર્યા બનાવોની આગમચ ચાલતું આવ્યું હતું તેમજ બંને પક્ષોએ ચાલવું. વલી આ પછી આપણા અફસરો અને બીજા આગેવાનો તેમજ મીનોચેહેરહોમજીના સાથવાલા આગેવાન સાહેબોની સારી સમજથી રોજ ૨૦ મો માહ બીજો સને ૧૨૮૭ ને દીને મીનોચેહેરહોમજીના સાથવાલાઓની પાક દરેમેહેરની સાલગ્રેહના જશનમાં તે સાહેબોએ આપણા ન્યાગાનોનાં નામો લીધાં હતાં, અને તેમ કરી આપણી સાથ તરફની ભાઇબંધીમાં વધારો કર્યો હતો. મજકુર જશન વેળા કામચલાઉ દસ્તુરજી સાહેબે હાજર રહેલા સાહેબોને જાહેર કર્યું હતું કે તેઓ આપણી અનજુમનને અરજ કરશે કે મીનોચેહેરહોમજીના સાથવાલા સાહેબોના ન્યાગાનોનાં નામો આપણી જાહેર મીજલસોમાં લેવાં. આ અરજને માન આપી તેમજ મીનોચેહેરહોમજીના સાથવાલા

**આહેબો તરફની આપણી ભાઇબંધી ચાલુ રાખવા કાજે ભગરસાથ અનજુમનની આ સભા ઠરાવ કરે છે કે મીનોચેહેરહોમજીના સાથવાલાઓનાં નીચલા ન્યાગાનોનાં નામો હવે પછી આપણી જાહેર મીજલસોમાં લેવાં.**

એરવદ મીનોચેહેર એરવદ હોમજી
એરવદ દાદા એરવદ ચાનજી
એરવદ માણેક એરવદ પેશોતન
એરવદ મેહેરજી એરવદ રાનજી
એરવદ જામાસ્પ એરવદ ભાઇજી"

ભગરસાથ અનજુમને ઉપલો ઠરાવ એકમતે પસાર કરી એવી ઉમેદ રાખી હતી કે, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો પોતાના ન્યાગાનોનાં નામો લેવાના થયલા ઠેઠાવ પછી ૨૦૦ વર્ષથી ચાલતા આવેલા ક્રિયાકામો કરવાના તરીકા મુજબ ચાલશે અને ભગરસાથ અનજુમનના વાજબી હક્કો ઉપર ગેરવાજબી તરાપ મારતા હવેથી અટકશે. પરંતુ ઉપલો ઠરાવ થવા પછીબી તેમજ બન્ને ટોળાના આગેવાનોએ કીધેલી કામચલાઉ ગોઠવણ છતાં, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ કેટલાંક વધુ લગન-નવજોતો કરી ભગરસાથના હક્કો ઉપર તરાપ મારવાનું અને "હક્ક ઉપર બલ" ને સરસાઇ આપવાનું ચાલુ રાખ્યું હતું; જેથી ન્યાગાનોના નામો દેવાનો ઠરાવ કરાવ્યાથી સઘળી ભાજઘડનો છેડો આવી જવાની અને પોતાની અનજુમના પૂરાતન હક્કો ઉપર ભવિષ્યમાં વધુ તરાપ પડતી અટકવાની આશા રાખનારા ભગરસાથના આગેવાનો તથા સામાન્ય ભગરિયા મોબેદો નિરાશ બન્યા હતા.

## મીનોચેહેરહોમજીના સાથવાલાઓની પહેલી જાહેર સભા; તેમાં વંચાયલા રીપોર્ટ મધે ભગરસાથ અનજુમન સામે કરવામાં આવેલા અઘટીત હુમલા.

ભગરસાથની કમીટીના આગેવાનોએ મીનોચેહેરહોમજીના સાથવાલા આગેવાનો સાથે—પોતાની અનજુમનની ફરમાસ મુજબ-શરૂઆતમાં કીધેલી ખાનગી મસલહતના પરિણામમાં બન્ને ટોળાને દરમ્યાન બરપા થયલી એક બીજાના હક્કોની તકરારનો છુટછાટ અને સમાધાનીથી નિવેડો લાવી શકાશે એમ માલમ પડવા તથા પોતાની અનજુમનથી જૂદા પડેલા મીનોચેહેરહોમજીના સાથના ન્યાગાનોનાં નામો-એ ટોળાની લાગણી અને તેઓની સાથનો એખલાસ વધારવાને ખાતર-જાહેર મીજલસોમાં લેવાનો ભગરસાથ અનજુમને લગભગ ૨૩૨ વર્ષે ઠરાવ કરવા છતાં, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ ભગરસાથના હક્કો ઉપર એકગમથી વધુ તરાપ મારવાનું ચાલુ રાખી બીજી તરફથી તેઓએ પોતાના આગેવાનો ઉપર મીનોચેહેરહોમજીના સાથની સમસ્ત જાહેર સભા બોલાવવા એક "રેકવીજીશન" મોકલાવ્યું હતું; જેની રૂએ તા૦ ૨ જી ડીસેમ્બર ૧૯૧૭ ને દિને મુંબઇમાં મળેલી જાહેર સભા મધે એ ટોળાના મોબેદો

પથા તેઓના કેળવાયલા આગેવાનોએ મુંબઇના જરથોસ્તી અનજુમનના આતશ-બેહેરામ સાહેબનાં "ટ્રસ્ટડીડ" ને લગતા છેલ્લા મુકદમાંના પરિણામમાં પોતાની અનજુમનનાં હુકો ઉપર તરાપ પડવાની અને પોતાના ટોળાને અપમાન મળવાની કલ્પીત ફર્યાદ ઉઠાવી, કવખ્તે અને કઢંગી રીતે ભગરસાથ અનજુમન સામે પોતાના દિલનો ઉભરો ખાલી કીધો હતો; તેઓને હૈડે "અઢી વર્ષે" ઉપલા કેશનો ચુકાદો એકાએક ધાઇ આવ્યો હતો. ! ! આએ તકરારી મુકદમાં મધે વાદીઓ તરફથી ભગર-સાથના માજી કામચલાઉ વડા દસ્તુર ફરામજી દસ્તુર કેકોબાદજી મેહેરજીરાંણા તથા આગેવાન મોબેદોએ પોતાના ટોળાના ચાલતા આવેલા તરીકા અને રેવાજને લગતી આપેલી જૂબાની, મીનોચેહેરહોમજીના સાથની અનજુમને પોતાના હક્કોને નુકસાન કરનારી, પોતાના ટોળાને અપમાન આપનારી અને "અનજુમનના આતશબેહેરામ સાહેબ" ના મકાન મધે "પાવમહેલ" ની ક્રિયા કરતા પોતાના ટોળાના મોબેદોને અટકાવવાની મતલબથી અપાયલી જણાવી, તેવી જૂબાનીઓ સામે તથા ઉપલા કેશના અપાયલા ચુકાદા વિરૂદ્ધ ઉપલી જાહેર સભામાં નાપાયદાર, અણઘટતા અને દ્વેશ-બૂદ્ધિના ઠરાવો તથા ટીકાઓ કીધા હતા. સંઘલાઓને સારીકાની રોશન છે કે,

મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબના "ટ્રસ્ટડીડ"ને લગતો મુકદમો મુંબઇની હાઈ કોર્ટ મધે ઇ૦ સ૦ ૧૯૦૮ માં નોંધાયો હતો, જેની આગમચ એ મુક-દમો શા કારણસર અને કયા ખાસ વાંધાને લીધે બરપા થનાર છે તે વિષે જાહેર વર્તમાનપત્રો મધે જોશભર તકરાર ચાલી હતી. ત્યારબાદ ૪ વર્ષે ઇ૦ સ૦ ૧૯૧૨ માં બન્ને પક્ષોએ સંમતીનું હોકમનામું મેળવી, એ પાક મકાનમાં "પાવમહેલ"ના ક્રિયાકામો કરવાનો હક્ક કોણનો છે તે મૂળ તકરારી સવાલનો ફેસલો ઠરવાનું કામ નામદાર કોર્ટની મારફતે એક બાહોશ, સ્વતંત્ર અને કોમહિતકારી ગ્રહસ્થ—આપણા ટોળાના માનવંત અકાબર અને માજી સીવીલ્યન જડજ—શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાટની "લવાદી" ઉપર સોંપ્યું હતું; જેની વિગત તે વેળાએ જાહેર વર્તમાનપત્રો મધે સારી રીતે આશકારા થઇ હતી. આએ તકરારી મુકદમાં મધે જેઓએ પોતાના "પંથ"ના લાભો સમાયલા સમજી પક્ષકાર તરીકે તેમાં જોડાવા માગ્યું હતે, તો તેઓની સામે કોઇ તરફનો કશો અટકાવ હતો નહિ. લવાદ સાહેબે ૫૬ દિવસ તલક ધીરજથી બન્ને તરફનો કેશ અને તકરાર સાંભળી ઇ૦ સ૦ ૧૯૧૫ માં પોતાનો ચુકાદો ભગરસાથ અનજુમનની તરફેનમાં આપ્યો હતો અને જે તેજ વેળા વર્તમાન પત્રો મધે આશકારા થયો હતો. નામદાર લવાદ સનમુખ અપાતી જૂબાનીઓથી મીનોચેહેરહોમજીના સાથવાલા આગેવાન મોબેદો હમેશાં માહિતગાર રેહતા હતા અને તેઓની સાથના એક આગેવાન મોબેદ અને મીનોચેહેરહોમજીના સાથની હાલની કમીટીના સેક્રેટરી પીરોજજી એદલજી દાદા-ચાનજીએ ભગરસાથના દાવા વિરૂદ્ધ એ કેશમાં જૂબાની વટીક આપી હતી. જો ઉપલા તકરારી મુકદમાં મધે ભગરસાથના દસ્તુર મોબેદોએ ઇ૦ સ૦ ૧૯૧૩માં આપેલી જૂબાની કોઇ પ્રકારે સચ્ચાઇથી વેગળી યા પોતાના ટોળાના હક્કોને નુકસાન કરનારી છ એમ તે વેળાએ મીનોચેહેરહોમજીના સાથના મોબેદો અને તેમના આગે-

વાનોએ ખરાં દિલથી માન્યું હતે તો બિશક તેની સામે વાંધો ઉઠાવવા અને પોતાના ટોળાના હક્કોનું રક્ષણ કરવા તેઓ તુરતજ બહાર પડી પોતાના ટોળાની જાહેર સભા બોલાવતે, કે જેમ નવસારીમાં બંધાયલી નવી અગીઆરી ત્યાંથી ઉચકાવવાના પ્રખ્યાત મુકદમાં મધે અપાયલી જૂબાનીઓ પોતાના ટોળાના હક્કોને નુકસાન કરનારી માની લેઇ, તેની સામે વાંધો દરસાવવા તેઓએ ઇ૦ સ૦ ૧૮૯૨ માં પોતાના ટોળાની જાહેર સભા—ચાલતા કેશ દરમ્યાન—મેળવી હતી. જો ઉપલા કેશનો "લવાદ" સાહેબ શેઠ મનચેરજી પે૦ ખરેગાટે આપેલો ચુકાદો મીનોચેહેરહોમજીના સાથની અનજુમને તે વેળાએ પોતાના અંતઃકરણથી વાંધા ભરેલો યા ગેરકાયદે અપાયલો ગણ્યો હતે, તો ચુકાદો અપાતાં તુરતજ વગર ઢીલે તેની સાંમે "પ્રોટેશ્ટ" કરનારી પોતાના ટોળાની જાહેર સભા મેળવી તેઓ વાંધો ઉઠાવતે. પરંતુ આવો વાંધો ઉઠાવવા માટેના કોઇબી મૂસ્તકીમ કારણો અને વાજબી સબબો જ્યારે તેઓ ૧૯૧૩ અને ૧૯૧૫ માં જોઇ શકયા હતા નહિ ત્યારે ઉપલા કેશનો ચુકાદો અપાયા પછી અઢી વર્ષે—ભગરસાથ અનજુમને પોતાના વાજબી હક ઉપર ગેરવાજબી તરાપ પડતી અટકાવવા કાયદાસરના પગલાં ભરવાની કીધેલી હિલચાલ પછી—ઉપલા યાદગાર કેશમાં અપાયલી જુબાનીઓ અને તેના છેવટના ચુકાદા સાંમે "બારમે કલાકે" વાંધો ઉઠાવવા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો અને તેમના કેળવાયલા આગેવાનો બહાર પડયા હતા. એ રીતે ઉઠાવવામાં આવેલો વાંધો પ્રસંગને અનુસરતો, પ્રમાણીક અને ખરાં દિલનો હતો એમ ઉપલો ખોલાસો જાણવા પછી કોઇબી અપક્ષપાત વાંચનાર કહી શકશે નહિ. મીનોચેહેરહોમજીના સાથવાલા અથોર્નાનોની ઉપલી જાહેર સભા મધે બન્ને ટોળાની અનજુમનમાં કડવાશ વધારનારો અને તેઓને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી બરપા થયલા હક્કના વાંધાઓનો સુલેહ સંપજથી નિવેડો લાવવાની ચાલુ થયલી હિલચાલમાં નડતર નાખનારો એક ઠરાવ એવોબી થયો હતો કેઃ—

"આપણા ટોળામાં જ્યારે ઉઠમણાની મીજલસ ભરાય છે તેવારે ભગરસાથના વડા દસ્તુરજી ત્યાં આવે છે અને માનને ખાતર તેવણને આપણે પતેત માંડવા દઇએ છીયે. આવી માન આપવાની રૂઢી આગળ ચાલતાં હકનુ રૂપ નહી પકડે તે માટે આ સભા ઠરાવે છે કે આપણો ટોળો જે બીજા ટોલાઓથી તદન સ્વતંત્ર છે તેમાં હવે પછીથી આવે પ્રસંગે આપણાજ ટોળાના મોબેદે પતેત માંડવી, અને ભગરસાથના અકાબરો મીજલસમાં સામેલ થાય તે વખતે તેઓના મરતબાને અનુસરતી તેઓને બેઠક આપવી."

એરીતે ભગરસાથ અનજુમને પોતાના ટોળાના હક્કોનું રક્ષણ થાય તે પહેલાં મીનોચેહેરહોમજીના મલત્યા સાથના વડીલોના નામો એ ટોળાની લાગણી અને તેઓ સાથનો એખલાસ જાળવવા ખાતર—૨૩૨ વર્ષે લેવાનો જાહેરમાં ઠરાવ કરી બતલાવેલી પોતાના દિલની મોહટાઇને મીનોચેહરહોમજીના મલત્યા સાથની અનજુમને નબળાઇની ઇધાણી દાખલ ગણી, ભગરસાથ અનજુમનને અપમાન કરનારો અને બે ટોળા વચ્ચે જૂદાઇ વધારનારો ઉપલો ઠરાવ કરવાથી તથા એજ રીતના બીજા કેટલાક અણઘટતા ઠરાવો અને નાપાયદાર વિવેચનો મારફતે પોતાના દિલનો અભાવ અને કડવાશની

લાગણી બહાર પાડવાથી, ભગરસાથ અનજુમને નેમેલી કમીટીને તેમજ સમસ્ત ભગરસાથ અનજુમનને નિરાશી ઉપજી હતી; અને એ કમીટીની તા૦ ૨૧ મી ડીસેમબર ૧૯૧૭ ને દીને મળેલી સભા મધે નીચલા બે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા:—

ઠરાવ પહેલો. "ગઇ તા૦ ૨ જી ડીસેમબરે મીનોચેહેરહોમજીના સાથવાલાઓની મુંબઇમાં મળેલી અનજુમનની સભામાં જે ઠરાવો તથા વિવેચનો થયાં હતાં, તેમાંનો મોટો ભાગ ભગરસાથ અનજુમનને અપમાન કરનારો તથા સચ્ચાઇથી વેગળો છે, અને તે સાંમે આ સભા પોતાનો શખ્ત વાંધો જાહેર કરે છે, જો જરૂર પડે તો હવે પછી એ બાબ્તમાં ઘટતાં પગળાં લેવાને આ કમીટી ઠરાવ કરે છે."

ઠરાવ બીજો:—"ગઇ તા૦ ૨ જી ડીસેમબરે મુંબઇમાં મળેલી મીનોચેહેરહોમજીના સાથવાલાઓની અનજુમનમાં ઠરાવ કર્યો છે જે 'ભગર અનજુમનનાં દસ્તુરજી આપણે ત્યાંની મીજલસોમાં આવે તોપણ તેમની પાસે પતેત મંડાવવી નહી.' તે માટે આ કમીટી એવું ધારે છે કે, આ ઠરાવ બેઉ અનજુમનમાં કડવાશની લાગણી ઉત્પન્ન કરનારો છે. અને ભગરસાથના અકાબર સાહેબોએ તેમજ ચારે ખુરશીના દસ્તુર સાહેબોએ મીનોચેહેરહોમજીના સાથવાલાઓને ત્યાંની શાદી અને ગમીની મીજલસોમાં—જયાં સુધી તેઓ ઉપલો ઠરાવ ખેંચી લે ત્યાં સુધી—હાજરી આપવી નહીં. તેમજ ભગર અનજુમનવાલા સાહેબોએ પણ આપણી અનજુમનનાં સ્વમાનને ખાતર એ લોકોની મીજલસોમાં હમશરીક નહીં થવાને આ કમીટી મજબુત ભલામણ કરે છે."

## સમજૂતી માટે ભેગી મળેલી બન્ને ટોળાના આગેવાનોની કમીટી.

એ રીતના કડવાસ, અભાવ, અને અસંતોષની લાગણી વચ્ચે બન્ને ટોળાની અનજુમને કીધેલી ફરમાસ મુજબ તેઓને દરમ્યાન બરપા થએલી હક્કની જિક્કરોનો—બની શકે તો—સલાહ સંપજથી નિવેડો લાવવા તેઓએ નેમેલી કમિટીઓની ભેગી સભા નવસારી મધે ખાનબહાદુર ડા૦ પાલનજી હોરમજજી દાદાચાનજીના બંગલામાં મળી હતી, જયાં તકરારી સવાલોના સંબંધમાં પહેલે દિવસે ચાલેલા વાદવિવાદ ઉપરથી ભગરસાથની કમીટીને માલમ પડયું હતું કે, મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોના બેહેદીનોને ત્યાંના "જીવતાનાં કામો" કરવાના પોતાની ભગરસાથ અનજુમનના સ્વતંત્ર હક્કોમાં ટોળાનું સ્વમાન અને વડપણ જાળવી ઘટતી છુટછાટ મુકવા અને તેવાં કામો કરવામાં મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોને અમૂક સરતોથી સાંમેલ કરવા વગર એ ટોળાના મોબેદો સાથે સમજૂતીની ગોઠવણ થઇ શકશે નહિ. આવી છુટછાટ મુકીને સમજૂતી કરવાનું કામ જો કે પોતાની અનજુમનના ઠરાવથી ઉલટું હતું, પોતાની અનજુમને તો બન્ને ટોળાના અસલ હક્કો જળવાય તેવા પ્રકારની સમજુતીની ગોઠવણ કરવા ફરમાવ્યું હતું, પરંતુ તેમ સલાહ સંપજથી બની શકે તેમ નહિ જોઇ તથા અસલ હક્કોમાં છુટછાટ મૂકી કીધેલી સમજુતીની ગોઠવણ પોતાની

અનજુમન સ્વિકારીને બહાલ રાખશે એમ ખરાં દિલથી માની લેઇ, બન્ને કમીટીઓ બીજે દિવસે ફરી ભેગી મળતાં ઘણા વાદવિવાદ પછી સામી પક્ષ સાથે ચોક્કસ ગોઠવણ ઉપર ભગરસાથની કમીટી આવી હતી, આ ગોઠવણ પ્રમાણે લગભગ ૨૦૦ વર્ષે પોતાની અનજુમનના સ્થાપીત હક્ક અને કદિમ ભોગવતામાં–બન્ને ટોળાને દરમ્યાન એખલાસ અને ભાઇબંધીનો ગાંઠ મજબુત બનાવવાના હેતુથી–ભગરસાથની કમીટીએ છૂટછાટ મુકી હતી. સમજુતીની આ ગોઠવણનો અગત્યનો ભાગ નીચે મુજબ હતો:—

૧ બેઉ સાથના મોબેદો યા તેઓના બેહેદીનો આ બેઉ સાથમાંથી ગમે તેની પાસે "અનોશેહુરવાન" ની ક્રિયાઓ કરાવે, પણ નાવર, નીરંગદીન અને હુમાયસ્ત વેળા ઘરના પંથકીના લવાજમનો હક્ક જાળવવો.

૨–મીનોચેહેરહોમજીના બેહેદીનને ત્યાં "નવજોત" ભગરસાથ તેમજ મીનોચેહેરહોમજી વાળાઓએ વારા ફરતી કરવી. દસ્તુરજીને ત્યાં સઘળી નવજોતોનું રજીસ્ટર રાખવું. દર નવજોત દીઠ દસ્તુરજીને ત્યાં ૦॥ રૂપયો આપવો.

૩–મીનોચેહેરહોમજીના બેહેદીનને ત્યાં શાદી રામશ્ની વખતે લગનની તથા ઘઘરણાની ક્રિયા એક ભગરિયા અને એક મીનોચેહેરહોમજીના મોબેદ પાસે કરાવવાની દસ્તુરજીને ત્યાંનું લવાજમ અસલ પ્રમાણે રૂપયા ૨) આપી તેને છુટ આપવી તથા દરેક લગન વારા ફરતી બેઉ પંથે માંડવા, પણ જો ચાર ખુરસીના ભગરના વડા હોય તો તેઓ માંડે. જો બેહેદીન તેમજ ઘરનો પંથકી રાજી હોય, તો બન્ને ભગરીયાઓજ ઉભા રહે.

૪–મીનોચેહેરહોમજીના બેહેદીનો પોતાને ત્યાંનું "જીંદેહરવાન" બેઉ પંથમાંથી ગમે તેની પાસે કરાવે, પણ જો મીનોચેહેરહોમજીવાળાઓ કરે તો રૂપિયા ૪ દસ્તુરજીને ઘર આપવા અને દરેક જીંદેહરવાન દસ્તુરજીને ત્યાં નોંધાવવાં.

૫–મલેસરના સર જમશેદજીના "આદરાન" સાહેબની શાલગ્રેહનું જશન વારા ફરતી બન્ને પક્ષે માંડવું.

૬–સતુમ ભણેલું ખાવાનો તફાવત બન્ને પક્ષે કાઢી નાખવો.

૭–મીનોચેહેરહોમજીના બેહેદીનને ત્યાં પતેત દસ્તુરજી માંડે, પણ ધુપ મીનોચેહેર હોમજીવાળાઓ સારે.

૮—મુંબઇના અનજુમનના આતશબેહેરામને લગતા મુકદમાં મધે શાક્ષી આપનારાઓએ મીનોચેહેરહોમજીના સાથવાળાઓને પોતાથી હલકા યા ઉતરતા ગણ્યા છે એવું મીનોચેહેરહોમજી વાળાઓની માનવું હતું, તેના સંબંધમાં એવી મતલબનો ઠરાવ ભગરસાથે પહેલાં કરવો કે તેઓ મીનોચેહેરહોમજીની સાથવાળાઓને ઉતરતા ગણતા નથી, જેથી મીનોચેહેરહોમજીવાળાઓ વળતો ઠરાવ કરી દસ્તુરજી પાસે પોતાને ત્યાં પતેત નહીં મંડાવવાનો ઠરાવ ખેંચી લેશે.

સમજુતી કરવા માટે થયલી ઉપલી ગોઠવણની ખબર વર્તમાનપત્રોમાં આશકારા થવાથી મુંબઇમાં વસતા ભગરસાથના મોબેદોએ તેના સંબંધમાં કેટલાક વાંધાઓ

કમીટીના મુંબઇમાં વસતા સભાસદો આગળ રજુ કર્યા હતા, જેથી મુંબઇમાં વસતા મીનોચેહેરહોમજીના આગેવાનો સાથ ત્યાં વસતા ભગર કમીટીના કેટલાક સભાસદો તથા બીજા આગેવાનોએ મુંબઇમાં મી૦ જાહગીર જમશેદજી વીમાદલાલની ઓફીસમાં કેટલીક વેળા મળી વાંધાની બાબદોનો નિવેડો લાવવા મસલહત ચલાવી હતી, પરંતુ તે વાંધાઓનો છેવટનો નિવેડો લાવવાનો અધીકાર બન્ને ટોળાની આખી કમીટીનો હોવાથી તે માટે નવસારી મધે બન્ને પક્ષની કમીટીએ ફરી મળવું એમ ઠરાવવામાં આવ્યું હતું. એજવેળા ખા. બા. ડા. દાદાચાંનજીનું પણ કાગજ મી૦ વીમાદલાલ ઉપર આવ્યું હતું કે જે મોબેદો આપણે કીધેલી સમજુતીની ગોઠવણોના સંબંધમાં વાંધો લેતા હોય તેઓએ લેખીત પોતાના વાંધાઓ તમારી કમીટી આગળ રજુ કરવા અને કમીટીને જો તે વાંધાઓ દરૂસ્ત લાગે તો તે અમારી સાથે મળવાની ગોઠવણ કરશે. આવાં તેઓના કાગજથી ભગરસાથના મુંબઇમાં વસતા મોબેદોને તેઓના વાંધાઓ લેખીત પોતાના ટોળાની કમીટી ઉપર મોકલાવી આપવા જણાવવામાં આવ્યું, જે ઉપરથી વાંધો લેનારા મોબેદોના આગેવાનોએ પોતાના ટોળાની કમીટીના સલાહકાર સોલીસીટર મી૦ જાંહગીરજી વીમાદલાલ આગલ પોતાના સઘલા વાંધાઓ રજુ કરી તેઓનેજ અરજ કીધી હતી કે આવી મતલબની અરજી તમોએજ કાયદાસર અમુને ઘડી આપવી, તે મુજબ મોબેદોની માગણી પ્રમાણેની વાંધો દરસાવનારી અરજી મી૦ વીમાદલાલે તેઓને ઘડી આપી હતી અને જે લગભગ ૮૫ જણાની સહી સાથે ભગરસાથની કમીટીના સેક્રેટરીઓ ઉપર નવસારી મોકલી આપવામાં આવી હતી. આ અરજી મધે મૂખ્ય ૪ વાંધાઓ નીચે પ્રમાણે મુંબઇના મોબેદોએ ઉઠાવ્યા હતા:—

"૧—બન્ને પંથોના ગામોની "હદો" પહેલાંથી સમજુતીની ગોઠવણ મધે મુકરર કરવી, કે જેથી તેના સંબંધમાં ભવિષ્યમાં ફરી ભાજગડ ઉઠે નહીં.

૨—લગન સારવામાં એક ભગરિયા મોબેદની સાથે મીનોચેહેરહોમજીના સાથવાલા એક મોબેદને ઉભા રાખવા, પરંતુ લગનના આશીર્વાદ માંડવાનો હક્ક ભગરીયાઓ પાસેજ રહેવો જોઇએ, સબબ કે તે ભગરસાથનો ૨૦૦ વર્ષનો બાપીકો હક્ક છે; પરંતુ જો કમીટીને કોઇ મોતેબર કારણસર આ ગોઠવણમાં ફેરફાર કરવાનું દરૂસ્ત લાગે તો અમો સુચવીએ છીયે કે વારાફરતી બન્ને ટોળાના એક એક મોબેદને મુકરર કરવા કે જેઓ પોતાનો સાથી કોઇપણ સાથમાંથી લે અને લગન સારવાનું વડપણબી પોત પોતામાંજ મુકરર કરે; પણ જયારેબી મીનોચેહેરહોમજીના સાથવાળા બન્ને મોબેદો સાથે ઉભા રહી લગનની ક્રિયા કરે ત્યારે દસ્તુરજીને ત્યાં અપાતાં અસલ માફકના લવાજમ ઉપરાંત બીજા ત્રથી પાંચ રૂપયા તેઓ પાસેથી લવાજમ તરીકે વધુ લેવાની ગોઠવણ કરવી.

૩—મુંબઇના અનજુનના આતશબેહેરામને લગતા કેશમાં ભગરસાથના મોબેદ સાહેબોએ જુબાની આપી છે તે તેઓની માન્યતા પ્રમાણે છે અને જો કોઇ જુબાનીઓ માટે મીનોચેહેરહોમજી વાલાઓને વાંધો હોય તો તેટલાજ ખાતર આપણી અનજુમન

પાસે કોઇપણ પ્રકારનો ઠરાવ કરાવવો વગર જરૂરનો છે, એટલુંજ નહીં પણ આપણી અનજુમનની પ્રતિષ્ટા ઘટાડનારો છે. જો કોઇએ પણ ખરેખર એવો ઠરાવ કરવો હોય તો તે મીનોચેહેરહોમજીના ટોળાએ કરવો જોઇએ, કે જેઓએ આપણી અનજુમનને વારંવાર અપમાનો આપ્યાં છે.

૪—ઉપલા સંજોગો જોતાં એ ટોળાએજ પહેલી સભા બોલાવવી જોઇએ, પણ જો સમજુતીને ખાતર બન્ને સભા સાથે એકજ દહાડે બોલાવો તો અમો સંતોષ પામીશું"

ઉપલી અરજીની રૂયે ભગરસાથની કમીટીએ મીનોચેહેરહોમજીના સાથની કમીટી સાથે ફરી મળવા સારૂં પોતાની બે સભાઓમાં વાદવિવાદ ચલાવી મુંબઇના મોબેદોની અરજી મધેના વાંધાઓ એકમતે સ્વિકાર્યા હતા. ત્યાર બાદ બેઉ પક્ષની ભેગી કમીટીની બેઠક નવસારીમાં ફરી મળતાં મીનોચેહેરહોમજીના સાથની કમીટીએ બન્ને પંથના ગામોની "હદ" મુકરર કરવા સામે મજબુત વાંધો ઉઠાવ્યો, જે ઉપરથી આખરે એ સવાલનો ફડચો કરવાનું મુલતવી રાખી લગનનો સવાલ હાથ ધરવામાં આવ્યો હતો, આએ બાબદમાં પણ આશીર્વાદ હમેશાં ભગરીયાં મોબેદે માડવા સામે મીનોચેહેરહોમજીની કમીટીએ શખ્ત વાંધો લેવાથી, મુંબઇના મોબેદોની માગણીને વળગી રહેવાના પરીણામમાં સઘલી મસલહત પડી ભાગશે એમ ભગર કમીટીને જણાયાથી તથા એ બાબદના ઠરાવ મધે "આજથી લગભગ પોણીબસો વરસ થયાં ભગરીયાઓ મીનોચેહેરહોમજીના બેહેદીનોને ત્યાં લગન, નવજોત કરતા આવ્યા છે." એમ લખી આપવા મીનોચેહેરહોમજીની કમીટીએ કબુલ કરવાથી, વારા ફરતી આશીર્વાદ માડવાની ગોઠવણ કાયમ રાખવા માટે પોતાની અનજુમનનાં મોબેદોને સમજાવવાનું ભગર કમીટીએ સ્વિકાર્યું હતું. ત્યારબાદ એક બીજો સવાલ હાથ ધરવામાં આવ્યો હતો, મીનોચેહેરહોમજીની કમીટીની માગણી એવી હતી કે અમારાં બેહેદીનો અમારા મોબેદોને તજી તમોને પંથકી બનાવવા માગે તો તમારે તેમ અમારાં બેહેદીનોના કુશ્તી લેવાં નહી. ભગરસાથની કમીટીએ તેવી માગણી સ્વીકારવા મજબુતીથી ના પાડી હતી, આ તકરાર વખત થઇ જવાથી બીજા દિવસ પર મુલતવી રાખી ભેગી કમીટીની સભા તુરત વેળા મુલતવી રહી હતી. બીજે દિવસે આ લગન માડવા સંબંધી થયલી સરતોની ખબર ગામમાં આશકારા થતા ક્રિયા કામો કરનારા ભગરસાથના લગભગ સઘલા મોબેદોએ તેની સામે શખ્ત વાંધો ઉઠાવ્યો હતો કે અમો આ ગોઠવણ કદિ કબુલ કરીશું નહીં. જે મોબેદોને લગન સારવાની ક્રિયામાં ભાગ લેવાનો, તેઓ તરફથીજ જ્યારે આવો અભિપ્રાય જાણવામાં આવ્યો, ત્યારે સમસ્ત અનજુમનની સભામાં કાંઇપણ ભંગાણ નહિ પડે તે માટે ભગરસાથની કમીટી છેવટે એવાજ ઠરાવ ઉપર આવી કે બીજા સવાલો ઉપર વખત રોકવા આગમચ ભેગી કમીટીમાં આશીર્વાદ માડવાનોજ સવાલ ફરી રજું કરી તે સ્વિકારવા માટે સાંમી પક્ષને આગ્રહ કરવો અને જો તે બહાલ રાખવામાં નહિ આવે તો દલગીરી સાથ આ મસલહત પડતી મુકવી. તે મુજબ ભેગી કમીટીની સભા બારવણે ફરી ભેગી મળતાં ભગરસાથની કમીટીના સભાસદોએ મજબુતીથી સાંમી પક્ષના સભાસદોને જણાવ્યું કે "જો તમો દરેક આશીર્વાદ અમોનેજ માડવા દેશો તોજ આ સમજુતીની

ગોઠવણ બરોબર પાર પડશે, નહીં તો કે અમારા મોબેદ સાહેબો સાફ ના કહે છે કે અમો ગઇ કાલે તમોએ કીધેલી ગોઠવણ કદિ પણ કબૂલ કરશું નહીં. વળી એવીજ ઢપનો વાંધો મુંબઇવાળા અમારા મોબેદોનો પણ છે તો આ અમારી માગણી તમોએ સ્વિકારવીજ જોઇયે;" પણ તેમ સ્વિકારવા મીનોચેહેરહોમજીની કમીટીએ ના પાડવાથી સમજુતીની ગોઠવણ ત્યાંજ ભાગી પડી હતી અને ડા૦ દાદાચાનજીએ પોતાના ટોળાના મોબેદોને ત્યાંજ કહયું હતું કે અત્યાર સુધી મેં તમોને લગન, નવજોત કરતાં અટકાવ્યા હતા તે આજથી હું તમોને છુટા કરૂંછું, હવે તમારે ગમે તેમ કરવું. એ રીતે સમજુતીની ગોઠવણ પડી ભાગતાં તુરત થોડા દિવસમાં મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદોએ ભગરસાથ અનજુમનના પૂરાણા હક્કનું ઉલંઘન કરી ઉલેસર ખાતે ફરી લગન—નવજોતો કરવા માડવાથી ભગરસાથની કમીટીએ પોતાની તા૦ ૧૨ મી એપ્રેલ ૧૯૧૮ ને દિને મળેલી સભામાં તેવાં ગેરકાયદે કામો કરનારા તથા કરાવનારાઓ સામે "નોટીસો" ઘડી કાઢી તેઓને પોહોંચાડવાનો અધીકાર પોતાની એક સબ કમીટીને સોંપ્યો હતો.

## નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની બીજી જાહેર સભા, તેમાં કરવામાં આવેલો પોતાના ટોળાના હક્કોને માટે લડવાનો ઠરાવ.

એ રીતે સમજુતીની ગોઠવણ પડી ભાગવાથી, પોતાને સોંપવામાં આવેલાં કામકાજનો રીપોર્ટ રજુ કરવા માટે ભગરસાથની કમીટીએ પોતાની સમસ્ત અનજુમનની એક જાહેર સભા તા૦ ૨૧ મી એપ્રેલ ૧૯૧૮ ને દીને નવસારી મધે વડી દરેમેહેરમાં બોલાવી હતી, જે વેળા મુંબઇ વિગેરેથી ભગરસાથના અથોર્નાનો મોટી સંખ્યામાં ભેગા મળયા હતા. સરનશીન તરીકે કામચલાઉ દસ્તુર દીનશાહજી રૂસ્તમજીને નેમવા પછી ભગર કમીટીએ બજાવેલાં કામકાજનો લંબાણ રીપોર્ટ મી૦ મનચેરજી પાલનજી કુટાર બી. એ., એલ. એલ. બી., એ વાંચી સંભળાવ્યો હતો, (જે તા૦ ૨૫ મી અને ૨૬ મી એપ્રેલ ૧૯૧૮ ના મુંબઇના "જામે જમશેદ" મધે સદાબરો પ્રગટ થયો છે.) એ પછી ઉપલી સભા મધે નીચલા મૂખ્ય ઠરાવો એકમતે પસાર કરવામાં આવ્યા હતા:—

ઠરાવ પહેલો:—"ભગરસાથવાળા તથા મીનોચેહેરહોમજીવાળા મોબેદો વચ્ચે જે મતફેરી ઉભી થઇ છે તેનો નીકાલ કરવા બાબે ભગર કમીટીએ જે કોશેશો કરી છે તેના રીપોર્ટની આ સભા નોંધ લે છે અને ભગર કમીટીએ ભગરસાથ વાળાઓજ આશીર્વાદ માંડે તે અને બીજી બાબદોમાં છેવટે જે ધોરણ અખતીયાર કર્યું છે, તે ધોરણ સાથે આ સભા એકમત થાય છે."

ઠરાવ બીજો:—"મીનોચેહેરહોમજીનાં સાથનાં બેહેદીન સાહેબો, જેઓ આપણી સાથનાં અસલ કોલકરાર અને કદીમ વહીવટ મુજબ ચાલી તેઓને ત્યાંના નવજોત, લગન, વિગેરે જીવતાંઓનો ક્રિયાઓ જો આપણી પાસેજ કરાવે અને તેથી જો મીનોચેહેરહોમજીના સાથવાળા મોબેદો તે બેહેદીન સાહેબોને ત્યાંનું અનોશેહેરવાનનું કામ અટકાવે અને નહીં કરે તો આપણી ભગર અનજુમનના મોબેદોએ–બેહેદીન સાહેબો જો માગણી કરે તો—કરવું. બેહેદીન સાહેબો જો એ બાબે દસ્તુરજીને માંગણી કરે તો દસ્તુરજી સાહેબે

તુરત મોબેદો મોકલવા માટે ઘટતો બંદોબસ્ત કરવો. નામદાર સર જમશેદજી જીજીભાઇ તેમજ મલેસરની અગીઆરીના ત્રસ્ટી સાહેબોને ભગર અનજુમનની આ સભા અરજ કરે છે કે ઉપલું અનોશેહરવાનનું કામ ભગરસાથવાળાને સોંપવામાં આવે તે વખ્તે ઉપલી દરેમેહેરમાં આપણા ઇજેલા હીધોરા ઉપર આપણે કર્યે તેમાં કોઇ તરફથી હરખત ન આવે તે માટે બંદોબસ્ત કરવો.

મીનોચેરહોમજીનાં સાથવાળાનાં સઘલા બેહેદીન સાહેબોનું આ સભા માનપૂર્વક ધ્યાન ખેંચે છે કે તેઓએ પોતાના ન્યાંગાનોએ આપેલા પવિત્ર કોલને વળગી રહી જેમ આજ સૂધી ભગર અનજુમન પાસ જીવતાંઓની ક્રિયા લગન-નવજોત વિગેરે કરાવવા આવ્યા છે તેમ તે સાહેબોએ કરાવવાનું ચાલુ રાખવું. કમીટીના રીપોર્ટની એક નકલ મલેસરની અનજુમનનાં ત્રસ્ટી સાહેબો ઉપર આ ઠરાવની નકલ સાથ મોકલી આપવી."

ઠરાવ ત્રીજો:—" મીનોચેહેર હોમજીના સાથવાળા મોબેદોએ ભગરસાથ વાળાઓનાં પુરાણા હકોનો ભંગ કરી જે લગનો તથા નવજોતો કરી છે તેનાં સંબંધમાં કાયદા પૂર્વક નોટીસો ઘટતે ઠેકાણે પહોંચાડવા અને તેના સંબંધમાં મીનોચેહેરહોમજી સાથવાળા જે મોબેદોએ અને તેઓના જે બેહેદીનોએ આ ભંગ કર્યો છે તેઓ સામે તમજ મીનોચેહે-રહોમજી સાથવાળા મોબેદી ટોળા અને તેમનાં બેહેદીનોનાં ટોળા સામે નુકસાન માંગવા, તેમજ તે હકકોનો ભવિષ્યમાં ભંગ ન થાય તે માટે મનાઇ હોકમ યા બીજી કાયદા સંબંધી દાદ મેળવવા માટે દાવાઓ નોંધાવવા, તેમજ તે દાવાઓનો ફેંસલો થાય ત્યાંવેર આગળ ચલાવવા તથા જે ફેંસલો થાય તેને અમલમાં મેળવા, તેમજ જેવી બીજા કાયદા સંબંધી પગળાં લેવાની સલાહ મલે તે પગળાં કાયદાની અદાલતમાં તુરત લેવાને માટે આ સભા ભગર કમીટીને સત્તા આપે છે; અને તેઓને વકીલો રોકવા અને બીજો સઘળો યોગ્ય બંદોબસ્ત કરવાની સત્તા આપે છે; અને જે કાંઇ કાયદા સંબંધી દાવાઓ નોંધા-વવામાં આવે અને બીજાં પગળાં લેવામાં આવે તેમાં વાદી તરીકે ભગરસાથ અનજુમન તરફથી શરૂઆતથી છેવટ સૂધી કામ કરવા માટે અને દરેક જાતની અરજીઓ વિગેરે નોંધાવવા તથા કાયદા સંબંધી ઉપર જણાવેલાં દરેક કામ કરવા માટે ત્રણે અકાબર સાહેબો દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજી, દેશાઇજી કાવસજી ગનચેરજી, દેશાઇ તેમુલજી જામાસ્પજી તથા શેઠો પેશોતન રતનજી દાબુ, એદલજી નશરવાંનજી કુપર, રૂસ્તમજી મેહેરનોશજી વજીફદાર અને ફરેદુન રતનજી કાંગાને અથવા એઓમાંના જેટલાને અને જેઓને કમીટી મુકરર કરે તેઓએ નેમે છે તથા તેઓને સત્તા આપે છે.

ઉપલા કાયદા સંબંધી પગળાં લેવા માટે જે કાંઇ તમાંમ ખરચ કરવો પડે યા તે કામ માટે વખતનો ભોગ આપનારા સાહેબોને જે કાંઇ લવાજમ આપવો પડે તે "ભગર અનજુમન બેહેતરી ફંડ" ના નાણાંમાંથી કરવાને તથા આપવાને તેમજ તેને માટે બીજાં ફંડો ઉઘાડી નાણું ભેગું કરવા માટે અને તે નાણું ખરચ સારૂં ઉપયોગમાં લેવા માટે ભગરસાથ કમીટીને અનજુમન સત્તા આપે છે."

અત્રે શેઠ ફરામજી શોહરાબજી લશકરીએ બન્ને ટોળાને દરમ્યાન પડેલા વાંધા-

ઓનો બની શકે તો સુલેહની એક વધુ કોશેશ કરી નીવેડો લાવવા આગ્રહ કરી, નીચેલો ઠરાવ સભામાં રજુ કીધો હતો અને સભાએ તે એકમતે બહાલ રાખ્યો હતોઃ—

ઠરાવ ચોથો:—"આપણા હક્કો જાળવવા માટે કોર્ટમાં દાવો માંડવાનો જે ઠરાવ કર્યો છે તેના સંબંધમાં આ સભા ઠરાવે છે કે કોર્ટમાં દાવો નોંધાવવા આગમચ જો ભગર અનજુમનનું માન જળવાય એવી કાંઇ સમજુતીની ગોઠવણ હજુ પણ થઇ શકતી હોય તો તેનું ધોરણ મુકરર કરી અનજુમનની સભા આગળ સંમતી માટે રજુ કરવું, પણ જો એવું કાંઈ ધોરણ મુકરર ન થઇ શકે તો દાવો નોંધાવવાનો ઠરાવ અમલમાં મુકવો."

પાંચમો ઠરાવ:—કમીટીમાં વધુ નામો ઉમેરવાનો, નામો વધારવાની કમીટીને સત્તા આપવાનો અને વધારાના જોડયા ઓનરરી સેક્રેટરીઓ તરીકે એરવદો સોહરાબજી માણેકજી દસ્તુર અને કેખસરો માહીયારજી કુટાર એમ. એ. ને નેમવાનો કરવામાં આવ્યો હતો.

ઠરાવ છઠ્ઠો:—"મુંબઇના અનજુમનના આતશબેહેરામ સાહેબના મકાનમાં ક્રિયાકામો કરવા સંબંધી એ પાક મકાનની સ્થાપના કરવા માટે બહાર પાડવામાં આવેલી અસલ "મદેહનજર"થી ઉલટી અને આપણી અનજુમનના કાયદાપૂર્વક સ્થાપન થયલા હક્કોને આડે આવનારી જે ગોઠવણ તેના "ત્રસ્ટડીડ"ની અંદર કરવામાં આવી હતી, તેની સાંમે કાયદાથી લડત ચલાવી આપણા ટોળાના વાજબી હક્કોનું રક્ષણ કરવા માટે મુંબઇના એડવોકેટ જેનરલ સાથે મુકદમો ચલાવનારા એરવદ સાહેબો એરચજી ફરામજી દસ્તુર મેહેરજીરાંણા અને ફરેદુન રતનજી કાંગાનો તેમજ એ મુકદમાં મધે આપણી અનજુમનના જે સભાસદોએ પોતાની અનજુમનના પૂરાતન હક્કો અને તરીકાને લગતી જુબાની આપવાની તસદી ઉઠાવી હતી, તેઓનો ભગરસાથ અનજુમનની આજની સભા મોટો ઉપકાર માને છે.

આએ મુકદમાં મધે આપણી અનજુમનના તરીકા અને રેવાજોને લગતી અપાયલી જુબાનીઓ સાંમે વાંધો લેવા માટે ગઇ તા૦ ૨ જી ડીસેમબર ૧૯૧૭ ને દિને મુંબઇમાં મેળવેલી પોતાની જાહેર સભા મધે મીનોચેહેરહોમજીના સાથવાળાઓએ જે ઠરાવો અને વિવેચનો કર્યાં હતાં અને જે વર્તમાન પત્રો મધે છપાયાં છે તે આપણી અનજુમનને જાણીજોઇ અપમાન કરનારાં, પારસી કોમની નજરમાં આપણુને હલકા ચિતારનારાં અને સચ્ચાઇથી તદન વેગળાં છે, એમ ભગરસાથ અનજુમનની આજની સભા જાહેર કરે છે. પોતાના આએ ઠરાવો અને વીવેચનો મધે મીનોચેહરહોમજીના સાથવાળાઓએ આપણા ન્યાંગાનો સામે જે અઘટીત હુમલાઓ કર્યા છે, તેમજ આપણા પવિત્ર "આલાત" અને પાક આતશબેહેરામ વિષે જે શક નાંખનારાં વીવેચનો કરયાં છે તે માટે આ સભા પોતાનો શખ્ત તીરસકાર જાહેર કરે છે. તેઓએ પોતાની ઉપલી સભામાં આપણા દસ્તુરજી પાસે પોતાને ત્યાં ઉઠમણામાં પતેત નહીં મંડાવવાનો ઠરાવ કર્યોછે અને વલી આપણા પુરાતન હકોનું ઉલંઘન કરયું છે, માટે આ સભા એવો ઠરાવ કરે છે કે આપણી અનજુમનના અકાબર સાહેબોએ તેમજ ચારે ખુરશીના

દસ્તુર સાહેબોએ તેમજ કોટવાલે મીનોચેહેરહોમજીના સાથવાળાઓને ત્યાંની શાદી તથા ગમીની મીજલસોમાં—જ્યાં સૂધી તેઓ પોતાનો ઉપલો ઠરાવ ખેંચી લે નહીં તેમજ આપણા હકોનું ઉલંઘન કરતાં અટકે નહીં ત્યાં સૂધી—હાજરી આપવી નહીં. તેમજ આપણી અનજુમનના સાહેબોને પણ અનજુમનના સ્વમાનને ખાતર એ લોકોને ત્યાંની મીજલસોમાં હમશરીક નહીં થવાને આ સભા મજબુત ભલામણ કરે છે.”

ઠરાવ ૭ મો:—“તારીખ ૪ થી નવેમબર ૧૯૧૭ ને દિને આપણી જાહેર સભામાં મીનોચેહેરહોમજીના ટોળાની લાગણીને ખાતર એ સાથવાળાઓના ન્યાંગાનોનાં નામો લેવાનો લગભગ ૨૫૦ વર્ષ પછી ઠરાવ કર્યો હતો, કારણ કે તે વખતે આપણી અનજુમનને લાગ્યું હતું કે આપણા ટોળાના હકો સંબંધી મતફેરી ઉભી થઇ હતી તેનો નીકાલ સુલેહ સંપજથી આપણા હકો અને માન જળવાય એવી રીતે થવાનો સંભવ હતો; પણ આપણે ખેદ સાથ જોયું છે કે તે આસા પાર પડી નથી. આપણા હકોનું તેઓ ચાલુ ઉલંઘન કરતા રહયા છે, આપણા દસ્તુરજીને તેઓએ આપણા ઉપલા ઠરાવ પછી પોતાને ત્યાં પતેત નહીં મંડાવવાનો ઠરાવ કરી ખોલ્લું અપમાન આપયું છે, આપણા ગુજર પાંમેલા અશો ન્યાંગાનો માટે અણઘટતા ટીકાઓ કર્યા છે અને હરેક રીતે આપણી અનજુમનને અપમાન કરનારી વર્તણુંક ચલાવતા જાય છે; તે સઘળી બાબદો ધ્યાનમાં લઇ આ સભા ઠરાવ કરે છે કે તા૦ ૪–૧૧–૧૯૧૭ ને દીને મીનોચેહેરહોમજીના સાથવાળાઓના ન્યાગાનોના નામો દેવાનો જે ઠરાવ આપણી અનજુમને કર્યો હતો તે–જ્યાં સૂધી તેઓ પોતાનો ઉપલો ઠરાવ ખેંચી લે નહીં તથા આપણા હકોનું ઉલંઘન કરતા અટકે નહીં ત્યાં સૂધી–આ સભા અમલમાં મુકતા અટકાવે છે.”

ઉપલા ઠરાવો પસાર થવા તથા સભામાં રજુ થયલા બારડોલી ગામના પત્ર ઉપર ચોગ્ય ઠરાવ કરવા બાદ, સરનશીન દસ્તુર સાહેબ દીનશાહજી રૂસ્તમજીનો તેમજ આનરરી સલહકાર સોલીસીટર શેઠ જાંહગીરજી જમશેદજી વીમાદલાલનો ઉપકાર માની, સભા વીસરજન થઇ હતી.

## મલેશરની અનજુમનના ત્રસ્ટીઓની સુલેહ માટે કોશેશ.

તા૦ ૨૧મી અપ્રેલ ૧૯૧૮ ને દિને મળેલી ભગર સાથ અનજુમનની ઉપલી જાહેર સભા મધે કરવામાં આવેલા બીજા ઠરાવ મુજબ એ ઠરાવની તથા ભગરસાથની કમીટીના રીપોર્ટની એક નકલ નવસારીની મલેશર ફલીઆની અનજુમનના ત્રસ્ટી સાહેબો ઉપર મોકલાવવામા આવી હતી, જેઓએ એ જિકરીના સંબધમાં એક પત્ર ભગરસાથની કમીટી ઉપર લખી કેટલોક ખોલાશો જાણવા માગવાથી તે લખી મોકલાવવાનો તા૦ ૧૬ મી મેએ ૧૯૧૮ ને દિને મળેલી કમીટીની સભામાં ઠરાવ થયો હતો. ત્યાંર બાદ મજકુર ત્રસ્ટીઓએ રૂબરૂ આવી બન્ને ટોળાના મોબેદોને દરમ્યાન ચાલતી જિકરી બાબે ખોલાસો કરવાની માગણી ભગર કમીટીને કરવાથી ૭ જણાનું એક ડેપ્યુટેશન તેઓને રૂબરૂ મલી ખુલાસો કરવા મલેશર ખાતે ગયું હતું, જેનું પરીણામ ભગરસાથની કમીટીના એક

આનરરી સેક્રેટરી એરવદ કેખસરો માહીયારજી કુટાર એમ. એ. એ કમીટીની તા૦ ૧૨મી આગસ્ટ ૧૯૧૮ ને દિને મળેલી સભામાં નીચે મુજબ જાહેર કીધું હતું:—

"આપણી કમીટીનાં ગ્રહસ્થોને મલેશરની અનજુમનનાં ત્રસ્ટી સાહેબોએ-હાલમાં ભગરીયા અને મીનોચેહેરહોમજી સાથવાલાઓ વચ્ચે જે મતફેરી ઉભી થઇ છે તેનો સમાધાનીથી નીવેડો લાવવાની મતલબથી-કેટલોક ખોલાસો આપણી કમીટી પાસ જાણવા આપણને શ્રી મલેશરનાં 'જમશેદ બાગમાં' બોલાવ્યા હતા, જ્યાં કમીટીએ મુકરર કીધેલા ગ્રહસ્થો ગયા હતા. લંબાણ વાદ વીવાદ પછી એવું સુચવવામાં આવ્યું હતું કે જો આપણે મીનોચેહેરહોમજીના બેહેદીનોનું અનોશેહરવાનોનું કામ નહી કર્યે તો તેઓ જીવતાંનું કામ કરશે નહીં, કારણ કે કકલીઆવાળા કેટલાક મોબેદ સાહેબોએ એ બાબે તે લોકને ખાત્રી આપી છે. આપણે આ સરત સમજુતીને ખાતર ખુશીથી સ્વિકારી અને આપણી જીવતાનાં ક્રિયાકામો કરવાની ટીપ તે સાહેબોએ માગવાથી લખી આપી. અને કકલ્યાવાળા સાહેબો અનોશેહરવાનના ક્રિયા કામોની ટીપ આપવે છેવટની સમજુતી થશે. પણ કેટલાક દીવસ પછી એક ત્રસ્ટી શેઠ નાનાભાઇ પેસ્તનજી મેતાએ આપણી કમીટીના એક સભાસદ શેઠ માણકશાહ બાપુજી દેશાઇને એ ટીપ પાછી આપતાં જણાવ્યું કે અમો એમાં કશુ કરી શકતા નથી"[1]

મલેશરની અનજુમન સાથે કરવામાં આવેલી ઉપલી મસલહતની આગમચ, ભગરસાથની કમીટીએ તકરારી બાબદોનો સમજુતીથી નીવેડો આવવાનો સંભવ નહિ જોઇ, પોતાની અનજુમનની છેલ્લી સભામાં થયલા ત્રીજા ઠરાવ મુજબ કાયદાસરની ઘટતી "નોટીસો" ભગરસાથ અનજુમનના હકોનું ઉલંઘન કરનારા તથા કરાવનારાઓને મેશર્સ જેહાંગીર—ગુલાબભાઇ અને બોલીમોર્યા સોલીસીટરો મારફતે પોહોંચાડવામાં તથા તે નોટીસ તા૦ ૨૯ મી મેએ ૧૯૧૮ ના મુંબઇના "જામે જમશેદ" પત્રમાં તેમજ તા૦ ૨ જી જુન ૧૯૧૮ ના "નવસારી પત્રીકા" મધે પ્રગટ કરાવવામાં આવી હતી. ત્યાર બાદ ભગરસાથ અનજુમનની ઉપલી સભામાં થયલા ૪ થા ઠરાવ મુજબ-બની શકે તો-સમજુતીની વધુ કોશેશ અને મસલહત કરવા, મીનોચેહેરહોમજીના સાથની કમીટીને ભગરસાથ કમીટીએ કાયદાસર લખી જણાવ્યું હતું.

## મીનોચેહેરહોમજીના સાથની બીજી જાહેર સભા, તેમાં તેઓની કમીટી તરફથી વંચાયલો કડવાશ વધારનારો રીપોર્ટ.

બન્ને ટોળાની કમીટીની ભેગી સભામાં સમજુતીની ગોઠવણ પડી ભાગવા પછી શ્રી નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની છેલ્લી જાહેર સભા મધે ભગરસાથની કમીટીએ પોતાના કામકાજનો રજુ કીધેલો રીપોર્ટ તથા સભામાં ચાળેલાં કામકાજનો અહવાલ વર્તમાન પત્રો મધે પ્રગટ થવાથી, તેમજ પોતાના ટોળાના હકોની જાળવણી માટે ભગરસાથની ઉપલી સભામાં યોગ્ય ઠરાવો કરવામાં આવેલા જોવાથી, મીનોચેહેર-

---

૧ ભગરસાથ કમીટીના કામકાજની મીનીટ બુક ઉપરથી ઉપલો ઉતારો મેં કીધો છે.

હોમજીના સાથની કમીટીએ પણ પોતાના કામકાજનો રીપોર્ટ તૈયાર કરી, પોતાના ટોળાની તા૦ ૨૩ મી જુન ૧૯૧૮ ને દીને મુંબઇમાં મળેલી જાહેર સભા મધે રજુ કીધો હતો; તથા સભામાં વળતા ઠરાવો પસાર કરી તે "રીપોર્ટ" અને સભામાં ચાળેલાં કામકાજનો અહવાલ વર્તમાન પત્રો મધે પ્રગટ કરા૦યો હતો. પોતાના આ રીપોર્ટની શરૂઆતમાં મીનોચેહેરહોમજીના સાથની કમીટીએ જાણી જોઇ ભગરસાથ અનજુમનની લાગણી દુઃખવવા, તેઓની વિરૂદ્ધ પોતાના ટોળાના બેહેદીનોને ઉશ્કેરવા તથા હાલમાં બન્ને ટોળાના મોબેદો વચ્ચે ઉઠેલી ક્રિયા-કામો કરવા સંબંધી હક્કની જિક્કરી દરમ્યાન તેઓની કુમક તથા મદદ મેળવવા ખાતર દ્વેશબૂદ્ધિથી, ૨૩૨ વર્ષ આગમચ નવસારીના વતની ભગરીયા મોબેદો અને ત્યાંના તેઓના બેહેદીનોની વચ્ચે નજીવે બહાણે બરપા થયલા મીનાકેશા ઉપરથી થયલી મારામારીની એક તરફી, વાંચનારાઓને ભૂલાવો ખવડાવનારી અને ભગરીયાઓને જરથોસ્તીઓની નજરમાં કલંક લગાડવા અને હલકા ચિતારવા જતાં-તેઓ ભેગા-ખુદ પોતાના ટોળાના સઘલા ન્યાંગાનોને કલંક લગાડનારી અને હલકા ચિતારનારી વિગત, "થોડીક આગલી પાછલી" ના મથાલાં હેઠલ અને "તવારીખ"ને નામે પ્રગટ કરાવી છે.

શ્રી નવસારી મધે ભગરીયા મોબેદો અને તેઓના બેહેદીનોને દરમ્યાન આગલા વખતમાં બરપા થયલા આએ કમનસિબ મીનાંકેશાને લગતી ખરી તવારીખ જે-અસલ લેખો અને દસ્તાવેજો-ને આધારે આ પુંસ્તકના આગલા સફાઓ મધે પ્રગટ કરવામાં આવી છે અને જેનો ખરો સાર "પારસી પ્રકાશ" ના નામીચાં પુસ્તકના ૧૯ માં સફા ઉપર પ્રગટ થયેલો છે, તે વાંચવા ઉપરથી જરથોસ્તી આલમ જોઇ શકશે કે નવસારીની ભગરસાથ અનજુમને ક્રિયાકામો કરવાના સંબંધમાં પોત પોતામાં ઇ૦ સ૦ ૬૭૨ માં કીધેલો એક બંદોબંસ્ત [1] ત્યાંના તેઓના અમુક આગેવાન બેહેદીનોને પસંદ નહિ પડવાથી અને તેઓની વિરૂદ્ધતા છતાં તે બંદોબસ્ત અમલમાં મુકાયાથી નિરાશ બની, તેઓએ તે વેળાએ નવસારીમાં વસતા સંજાણા મોબેદોને ભગરસાથ અનજુમનના કદીમથી ચાલતા આવેલા હકો ઉપર "તરાપ" મારવા અને નવસારી મધે પોતાને ત્યાંના ક્રિયાકામો કરવા-પોતાની કુમક આપી-ઉશ્કેર્યા હતા; જે કુળવણી મુજબ કેટલાક સંજાણા મોબેદોએ અમલ કરવાથી તેઓની સામે ભગરસાથ અનજુમને ત્યાંની ન્યાયની અદાલતમાં એક મુકદમો નોંધા૦યો હતો, જેમાં આયંદેહ સંજાણા મોબેદોએ પોતાની ભુલ કબૂલ કરી ભગરસાથના પંથકમાં આતશબેહેરામ સાહેબની "બોએ" દેવા સિવાય બીજાં ક્રિયાકામો નહિ કરવાનો અને પોતાના વડીલોના આગલા કરારો મુજબ હવે પછીથી ચાલવાનો લેખ [2] ઇ૦ સ૦ ૧૬૮૫ માં ભગરસાથ અનજુમનને કરી આપવાથી ન્યાયની અદાલતે તે મુજબનું "સમતીનું હોકમનામું" કરી આપ્યું હતું. [3] એરીતે ન્યાયની અદાલતના ચુકાદાની રૂયે સંજાણા મોબેદો નવસારીમાં ક્રિયાકામો કરવા અટકવાથી, તેઓને

---

૧-આએ બંદોબસ્ત માટે જુવો, દસ્તાવેજ ૭ મો સફો ૨૩ મો.

૨-આએ લેખ માટે જુવો, દસ્તાવેજ ૧૦ મો, સફો ૨૯ મો.

૩—આએ હોકમનામા માટે જુવો, દસ્તાવેજ ૯ મો, સફો ૨૮ મો.

ભગરસાથ અનજુમનનાં હક્કોનો અનાદર કરવા માટે ઉશ્કેરનારા અને ઉપલા કેશ દરમ્યાન મદદ કરનારા આગેવાન બેહદીનો નિરાશ બન્યા હતા, તેઓએ સંજાણા મોબેદોને બીજી રીતે ઉશ્કેરવાની અને બન્ને મોબેદ ટોળા દરમ્યાન ખટપટ તથા કડવાશ વધારવાની હિલચાલ ચાલુ રાખી હતી, જેનાં પરિણામમાં મજકુર બેહદીનો અને ભગરસાથના થોડાક મોબેદોને દરમ્યાન જાહેર રસ્તામાં–તરોતાના ચોકમાં–થયલી બોલાચાલી ઉપરથી એ કમનસિબ મારામારી થવા પાંમી હતી, જેમાં બન્ને પક્ષના બીજા આસામીઓ લાગણીથી દોરવાઇ પોતપોતાની પક્ષમાં સામેલ થવાથી તેણે ગંભિર રૂપ પકડયું હતું અને તેમાં બે ભગરીયા મોબેદો તથા છ બેહદીનો માર્યા ગયા હતા અને બેહુ બાજુએ ઘણાઓ ગાહેલ થયા હતા.

ભગરીયા મોબેદો અને બેહદીનોને દરમ્યાન આજથી ૨૩૨ વર્ષ ઉપર થયલી ઉપલી મારામારીની ઉત્પન્નતીની આએ ખરી તવારીખને ઉલટાવી, તે મારામારીમાં પોતાના ટોળાના સઘલા વડીલો તે વેળાએ "ભગરીયા તરીકે" સામેલ હતા તે બિનાં ભુલી જઇ, તેમાં ગોયા બેહદીનોને એખલાનેજ ખમવું પડયું હોય અને તેઓનો એ મારામારીમાં કોઇ પ્રકારનો હાથ કે કસુર નહીં હોય તેમ, મીનોચેહેરહોમજીના સાથની કમીટી પોતાના ખોટે રસ્તે દોરવનારા "રીપોર્ટ" મધે તે વેળાના ભગરીયા મોબેદોને માટે જણાવે છે કે તેઓએ "બેહદીનોની ઉપર એકાએક છુપાછુપ હુમલો કરી તેઓના ઘરબાર લુટયાં અને છ બેહદીનોનાં ખુનો વટીક કર્યાં" એ રીતે પોતાની મતલબ પાર ઉતારવા અને હાલમાં ઉઠેલી હક્કની જિક્કરમાં પોતાના બેહદીનોની દિલસોજી પોતા તરફ ખેંચવા ખાતર ઉપલી મારામારી બરપા થવાની ખરી વિગત છુપાવી, ભગરીયા મોબેદોને ૨૩૨ વર્ષે નામુશી લગાડવાની અને જરથોસ્તીઓની નજરમાં તેઓને હલકા પાડવાની કોશેશ કરતી વેળા મીનોચેહેરહોમજીના સાથની કમીટીના કેળવાયલા સભાસદોએ એટલું તો દુરઅંદેશીથી વિચારવું હતું કે. તેઓ હાલની જિકકરી દરમ્યાન એ રીતે ભગરીયા મોબેદોને ખોટી રીતે કલંક લગાડવા જતાં ખુદ પોતાના ગુજર પામેલા ન્યાંગાનો અને વડીલોને કલંક લગાડી હલકા ચિતારે છે, કે જે તેઓના વડીલો ઉપલી ખટપટ વેળા "ભગરીયા" તરીકેજ ગણાતા, પોતાના ટોળાના હક્કોની જાળવણી માટે એકસરખી લાગણી ધરાવતા તથા પોતાની અનજુમનને લગતાં દરેક કામમાં એકસરખો ભાગ લેતા હતા. એ રીતે તે વેળાએ સઘલા ભગરીયા મોબેદોમાં એકદિલી હોવાથી અને તેઓમાંના કોઇબી મોબેદોએ પોતાના ટોળાથી નારાજ બનેલા તે વેળાના અમૂક આગેવાન બેહદીનોના પક્ષ નહીં પકડવાથી, મજકુર બેહદીનોએ સંજાણા મોબેદોને પોતાના હાથમાં લઇ તેઓની પાસે સેંકડો વર્ષથી ચાલતા આવેલા ભગરસાથ અનજુમનનાં હક્કોની વિરૂદ્ધના કામો કરાવવાની વર્ષો સૂધી ખટપટ ચલાવી હતી; જેનાં પરિણામમાં થયલી ઉપલી મારામારીમાં આગળ જણાવ્યા મુજબ મીનોચેહેરહોમજીના સાથની હાલની અનજુમનનાં સઘલા વડીલોએ "ભગરીયા તરીકે" એકસરખો ભાગ લીધો હતો; એટલુંજ નહિ પરંતુ તેમાં ખાસ કરીને એ ટોળાના "કરકરીયા" કુટુંબના અમૂક વડીલોએ તો આગેવાન ભાગ

કીધો હતો, જેને માટે તો નવસારીની મલેસર ફળીયાની તે વેળાની બેહેદીન અનજુમને તેજ વેળાએ પોત પોતામાં એક દસ્તાવેજ બનાવી, એ મારામારીમાં આગેવાન ભાગ લેવા માટે તેઓને અને તેઓના વઉંશને કોઇએબી ક્રિયાકામો નહિ સોંફવાનો લેખિત એકરાર કીધો હતો; કે જે દસ્તાવેજ, નવસારીની મલેસર ફલ્યાની હાલની બેહેદીન અનજુમને—પોતાની પાસેના બીજા જૂના દસ્તાવેજો ભેગો—ઇ૦ સ૦ ૧૯૧૨ માં એક ચોપાન્યાં મધે છપાવી આશકારા કીધો છે, અને જે ઉપલાં ચોપાન્યાં મધેથી શબ્દે શબ્દ ઉતારી આ પુસ્તકના ૫૬૫–૬૬ માં સફા મધે દસ્તાવેજ ૧૨૫ તરીકે ફરી પ્રગટ કરવાને અને તેની ઉપર એક લંબાણ નોંધ આપવાને મેં મુનાસેબ વિચાર્યું છે. અત્રે આએ નાપસંદ જિક્કરની લંબાણ નોંધ ફરી એટલાજ માટે મને લેવી પડી છે કે ભગરીયા મોબેદો અને બેહેદીનો વચ્ચેની ઉપલી મારામારી પછી ૪૮ વર્ષે—ઈ૦ સ૦ ૧૭૩૪ માં—મીનોચેહેરહોમજીના પક્ષના ઉપલાં બેહેદીનો અને ભગરીયા મોબેદોને દરમ્યાન ન્યાયની અદાલત મારફતે સમજૂતીના લેખિત કરારો નવેસરથી થયા ત્યારથી હમણા સુધી—૧૮૪ વર્ષની લાંબી મુદત દરમ્યાન—મીનોચેહેર હોમજીના સાથના મોબેદોના કોઇબી બેહેદીનોએ ઉપલી ખટપટને કદિ યાદ નહિ કરતાં, દરેકજણ પોતાના વડીલોના કરારો મુજબ જયારે ચાલતા અને ભગરીયાઓ સાથનો એખલાસ જાળવતા રહયા હતા, ત્યારે એક ન્હાની મારામારી–કે જે કરવામાં ખુદ પોતાના ટોળાના સઘળા વડીલો પણ સાંમેલ હતા અને જેવી મારામારી તથા મિનાંકેશાના બનાવો દુનિયામાં રોજીંદા બની થોડાજ વખતમાં ભુલાવા પામે છે, તેવા એક કમનસિબ બનાવ–ને ૨૩૨ વર્ષની લાંબી મુદત પછી ફરી સજીવણ કરવામાં અને તેમ કરી હાલમાં બરપા થયલી એક બીજાના હક્કની જિકર દરમ્યાન ભગરીયાઓને વગોવવા જતાં ખુદ પોતાના વડીલોને વગોવવામાં, મીનોચેહેર હોમજીના સાથવાળા મોબેદો અને તેમની કમીટીના કેળવાયલા સભાસદો સોભા ભરેલું અને પોતાના દિલને સંતોષ આપનારૂં સમજયા છે!!

એ રીતે પોતાના રીપોર્ટ મધે મીનોચેહેરહોમજીના સાથની કમીટીએ-હાલમાં બંન્ને ટોળાને દરમ્યાન ક્રિયાકામો કરવાના એક બીજાના હકોના સંબંધમાં બરપા થયલી મુળ તકરારથી વેગળા જઇ-ભગરીયા મોબેદોની વિરૂદ્ધમાં પોતાના બેહેદીનોની લાગણી ઉશ્કેરવા ખાતર આગલા વખતમાં તેઓને દરમ્યાન બનેલા અને આજે ભુલાઇ જવાયલા મારામારીના બનાવો ફરી સજીવન કરવાથી તથા પોતાના આખા રીપોર્ટ દરમ્યાન મોહુટે ભાગે ભળતી અને સચ્ચાઇથી વેગળી બાબદો ઉપર અણુઘટતા અને નાપાયદાર ટીકાઓ અને વિવેચનો કરી ખોટા અનુમાનો અને અઘટીત દાવાઓ બહાર પાડવાથી, બન્ને ટોળાને દરમ્યાન કડવાશ વધવા પામ્યો હતો.

## અંતઃકરણ અને મરજીની છુટનું ખોટું ધટીંગ!!

મીનો ચેહેર હોમજીના સાથની કમીટી તરફથી પોતાની મતલબને માટે ભગર સાથની કમીટીને એક એવીબી માગણી કરવામાં અને તે પોતાના "રીપોર્ટ" મારફ્તે જરથોસ્તીઓની જાણને સારૂં છપાવી બહાર પાડવામાં આવી હતી કેઃ—

"આજના સુધરેલા અને આગળ વધેલા જમાનામાં દરેક માણસ પોતાના અંતઃકરણ પ્રમાણે ચાલવા તેમજ પોતાની મરજી પડે તેવા ધર્મગુરૂ પાસે પોતાના ઘરની ક્રિયા કરાવવાને મુખ્તીયાર છે, ત્યારે આપણે મોબેદો બેહેદીનો ઉપર એવી જબરદસ્તી ચલાવ્યે કે અમુક પંથવાલા મોબેદ પાસેજ અમુક ક્રિયા કરાવવી એ વાજબી નથી. માટે બેહેદીનોને પોતાની મરજી પડે તેવા મોબેદ પાસે ક્રિયાકામ કરાવવાની તથા દરેક મોબેદને પોતાની મરજી પડે તે બેહેદીનને ત્યાંની ક્રિયા કરવાની છુટ રહેવી જોઇએ."

ઉપલી માગણી કરવાની મીનોચેહેરહોમજીના સાથની કમીટીની મકસદ, દરેક માણસના છુટાપણા—સ્વતંત્રપણા અને અંતઃકરણના બહાણા હેઠલ ભગરસાથ અનજુમનનાં કાયદાસર સ્થાપન થયલા પૂરાતન હકો ઉપર ગેરકાયદે તરાપ મારવાના પોતાના ટોળાના મોબેદોના કામનો બચાવ કરવાની, અંતકરણના તકલીદી બહાના હેઠળ ભગર સાથના હકો ખોટી રીતે પચાવી પાડવાની, તેવાં ખોટાં કામને ટેકો આપવા માટે પોતાના બેહેદીનોને ઉશ્કેરવાની અને બન્ને ટોળાના રાજ્ય સત્તાથી મુકરર થયલા તથા લગભગ ૨૦૦ વર્ષની લાંબી મુદત તલક અમલમાં મુકાતા રહેલા હકોની માહીતગારી નહિ ધરાવનારા જરથોશતીઓની દિલસોઝી પોતાના ટોળા તરફ ખેંચવાની હતી; આવીજ બિહુંદી માગણી તેઓએ બન્ને ટોળાની કમીટીની છેવટે ભેગી મળેલી સભામાં ફરીને કરવાથી તે સ્વિકારવા યા તેના ઉપર વિચાર વટીક કરવાને ભગરસાથની કમીટીએ મજબુતીથી નાપાડયું હતું. આવી સ્વાર્થી અને આપમતલબી માગણી કરતી વેળા મીનોચેહેરહોમજીની કમીટીના કેળવાયલા સભાસદો સારી રીતે સમજતા હતા કે પોતાના ટોળાના બેહેદીનો ન્યાયની અદાલત મારફતે થયલા આગલા ઠરારો અને બંદોબસ્તો ટોડીને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોની પાસે લગન—નવજોત—વિગેરે જીવતાને લગતાં કામો કરાવે તો પોતાના ટોળાના મોબેદોની કમાઇ તથા ઇજત વધે અને ભગરસાથ અનજુમનનું માન તથા ક્રિયાકામો કરવા સંબંધીનું સર્વોપરીપણું ઘટે. અતઃકરણ અને ધર્મની છુટના બહાણા હેઠલ આવીજ તકરાર શ્રી નવસારી મધે મુબઇના વાડયાજીના આતશબેહેરામના ત્રસ્ટીઓએ ગેરહકે બંધાવેલી નવી અગીઆરીના ઇ૦ સ૦ ૧૮૮૭-૮૮ માં નોંધાયલા મુકદમાં મધે—તે કાયમ રખાવવાના ટેકામાં—રજુ કરવામાં આવી હતી, આએ તકરાર અને દલીલનો જે જવાબ તે વેળા ન્યાયની અદાલતોએ પોતાના યાદગાર ચુકાદાઓ મધે આપ્યો હતો તેજ જવાબ, મીનોચેહેરહોમજીના સાથની કમીટીએ જાહેરમાં કીધેલી ઉપલી માગણીને શબ્દે શબ્દ લાગુ પડતો હોવાથી અત્રે ઉતારી લેવાને મેં મુનાસેબ વિચાર્યું છે. નવસારી પ્રાંટના નામદાર જડજે પોતાના ચુકાદા મધે એ બાબદમાં જણાવ્યું છે કે:—

"સુધારો કે આગળ વધારાની ઇચ્છા કે ફીલસુફીના બધાની સમાનતા, સ્વતંત્રતા અને સ્વેચ્છા તથા છુટના ધોરણો, વાદ અને ચર્ચા અભિલાષા માટે ઠીક છે, પણ પુરાવાને અભાવે સ્થાપીત હક્કોના ( Vested rights ) ઉચ્છેદ કરવામાં સ્વેચ્છા કે અભિલાષા કામના નથી"[1]

---

[1] જુઓ, આ પુસ્તકનો ૬૧૯ મો સફો.

એજ બાબદ વિષે પોતાના ચુકાદા મધે વડોદરાની "વરીષ્ટ કોર્ટ"ના નામદાર જડજોએ જણાવ્યું છે કે:—

"ધર્મની છુટ એ મોટો હક્ક છે એ વાત ખરી, પણ એનું ખોટું ઓઠું લેઈ કમાઈ કરવા એ જે ઢોંગ કરે તેને એ હક્કનો, બીજાના સ્થાપીત હક્ક જે રાજ્યથી કબૂલ રાખવામાં આવ્યો હોય તે વિરૂદ્ધ લાભ આપવાથી માત્ર ઢોંગી લોકોને ટેકો મલે"[૨]

## સમજૂતીની છેવટની કોશેશ કેમ ભાગી પડી?

એ રીતે સમજૂતી માટેની શરૂઆતની સઘલી કોશેશ નિષ્ફળ જતાં બન્ને ટોળાની અનજુમનોએ પોત પોતાના ટોળાની જાહેર સભા મેળવી એકબીજાની વિરૂદ્ધ ઠરાવો અને વિવેચનો કરવાથી અને તે પોતપોતાની કમીટીના રીપોર્ટ સાથે વર્તમાનપત્રો મધે પ્રગટ કરાવવામાં આવ્યાથી, અરસપરસ બન્ને ટોળાના દરમ્યાન કડવાશની જે લાગણી પ્રગટી નિકળી હતી, તે પછી તેઓમાં ઉઠેલા વાંધાઓનો સમજૂતીથી ફડચો થવાની આશા જેવું તો કંઇ પણ રહયું હતું નહિ; તોપણ ભગરસાથ અનજુમનની છેલ્લી જાહેર સભાએ "કોર્ટમાં દાવો નોંધાવવા આગમચ જો ભગર અનજુમનનું માન જળવાય એવી કાંઇ સમજુતીની ઓઠવણ હજુ પણ થઇ શકતી હોય તો તેનું ધોરણ મુકરર કરી અનજુમનની સભા આગલ સંમતી માટે રજું કરવા"નો ઠરાવ કીધેલો હોવાથી, મીનોચેહેરહોમજીના સાથની છેલ્લી જાહેર સભા મધેબી નીચલો વીચિત્ર અને અપમાન ભરેલો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો:—

"જો કે સમજુતીની સરતો ભગર કમીટીએ બે વાર ભાંગી પાડી છે અને પોતાના એક ઠરાવમાં ભગરસાથની અનજુમને કોર્ટની દેવડીએ ચહડવાનો ઠરાવ વટીક કીધો છે, પણ વળી બીજા એક ઠરાવમાં તેમ કરવા પહેલાં બને તો સમજુતી કરવાની પણ ખાહેશ દેખાડી છે છતાં ભગર કમીટીએ વકીલોની નોટીસો મોકલવાનું દુરૂસત ધાર્યું છે. તોપણ હજુ પણ ભગરસાથવાલાઓ સાથે માન અને શોભા ભરેલી સમજુતી થઇ શકતી હોય, તો ભગરસાથ અને મીનોચેહેરહોમજી સાથ એકેકથી સ્વતંત્ર અને એક સરખા છે એ નીયમ ધ્યાનમાં રાખીને જે પણ સરતો વાજબી લાગે તે નક્કી કરીને આપણી કમીટીએ અનજુમનની મંજુરી માટે રજુ કરવી એમ આ સભા ઠરાવે છે."

પોતાના ઉપલા ઠરાવ મારફતે મીનોચેહેરહોમજીની સમસ્ત અનજુમને જરથોસ્તી આલમને આડકતી રીતે એવું સમજાવવાની કોશેશ કીધી હતી કે, અમારો ટોળો પહેલાંથી ભગરસાથના પંથકમાં કોઇબી જગ્યાએ કોઇબી પ્રકારના કિયાકામો કરવાને માટે તેઓથી સ્વતંત્ર છે અને બન્ને ટોળાના એ બાબેના હકો એક સરખા છે. એ રીતે પોતે ભગરીયાઓથી સ્વતંત્ર હોવાનો દાવો તેઓએ પોતાના ઠરાવ મારફતે આશ્કારા કરાવીને સંતોષ નહિ પકડતાં તેઓની કમીટી તરફથી-બન્ને ટોળાની કમીટીની તા૦ ૨૯મી ડીસેમબર ૧૯૧૮ને દિને નવસારી મધે મળેલી છેવટની ભેગી સભામાં—સુલેહની

૨ જુવો, આ પુસ્તકનો ૬૩૫ મો સફો.

પહેલી સરત તરીકે ભગર સાથની કમીટી પાસે એ રીતનો લેખિત એકરાર કરાવવા અને તેઓની અનજુમન પાસે તેવા ખોટા એકરારને બહાલી અપાવવાની અયોગ્ય અને નવી માગણી કરવામાં આવી હતી.

મીનોચેહરહોમજીના સાથની કમીટીના કેળવાયલા સભાસદો સારી રીતે જાણુતા અને સમજતા હતા કે બન્ને ટોળાના દરમ્યાન હાલમાં બરપા થયલી ખટપટનું મૂળ, પોતાના ટોળાના બેહેદીનોને ત્યાં લગન નવજોત–વિગેરે જીવતાનાં કામો કરવાના ભગરસાથ અનજુમનનાં લગભગ ૨૦૦ વર્ષથી મુકરર થયલા અને ત્યારથી હમણા સુધી અમલમાં મુકાતા રહેલા હક્ક ઉપર પોતાના ટોળાના મોબેદોએ ગેરકાયદે અને જબરીથી તરાપ મારવાનું તથા "હક્ક ઉપર બલ"ને સરસાઇ આપવાનું છે. એ ટોળાની કમીટીના સભાસદો સારી રીતે માહિતગાર હતા કે ભગરસાથના બેહેદીનોને ત્યાં ક્રિયાકામો કરવાના જેવા સ્વતંત્ર અને સંપૂર્ણ હકો ભગરીયા મોબેદો પહેલાંથી ભોગવે છે, તેવા સ્વતંત્ર અને સંપૂર્ણ હકો ખૂદ પોતાના બેહેદીનોને ત્યાં પોતાના ટોળાના મોબેદોથી ભોગવી શકાતા નથી. એરીતે ભગરસાથ અનજુમનનાં "સર્વોપરી હકો"ની માહિતગારી ધરાવવા છતાં, અને હમેશાં પોતેજ લગનનાં આશિર્વાદ માંડવાની પોતાની માગણીમાં ભગરસાથની કમીટીએ છુટછાટ મુકી તે પાંચ વર્ષની બનાવવા, મીનોચેહેરહોમજીના સાથની કમીટીએ તે કબૂલ કરવા, અને તેમ કરી મૂખ્ય જે વાંધાના પરિણામમાં સમજૂતીની ગોઠવણ આગળ પડી ભાંગી હતી તે વાંધાનો નિવેડો સંતોષકારક રીતે લાવવા પછી, સમજૂતીની આગળ થઇ ગયલી ગોઠવણને ઘણે દરજ્જે ઉલટાવવામાં; પોતાના ટોળાના મોબેદોને સઘલી પ્રકારના ક્રિયાકામો કરવાના સંબંધમાં સ્વતંત્ર અને એકસરખા ગણાવવાની અને તે રીતનો બિહુદો એકરાર ખુદ ભગરસાથ અનજુમન પાસે કરાવવાની અણઘટતી "હઠ" લેવામાં; અને તેમ કરી સુલેહની ગોઠવણ જાણી જોઇ ભાંજી પાડવામાં મીનોચેહરહોમજીના સાથની કમીટીના કેળવાય સભાસદો વાજબી હતા કે કેમ? તેનું તોળ કરવાનું સમજુ જરથોસ્તી આલમને સોંપી, અત્રે એ નાપસંદ જીક્કરની તવારીખ સમાપ્ત કરૂં છું.

## સુલેહની હિલચાલ પડી ભાગવાથી પોતાની અનજુમનના હકોની જાણીવણી કરવા સારૂં મુંબઇમાં મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા.

એ રીતે એકજ વતનમાં વસનારા અને એકજ ટોળામાંથી જૂદા પડેલા મીનોચેહેર-હોમજીના સાથવાલા મોબેદોએ ભગરસાથ અનજુમનનાં પુરાતન હકો ઉપર વિનાં સબબે તરાપ મારી જગાડેલી ખટપટનો સમજુતીથી ઘરમેલે નિવેડો નહિ આવેલો જોઇ, ભગર-સાથની કમીટીએ પોતાની અનજુમનનાં ફરમાન મુજબ પોતાના ટોળાના હકોનું કાયદા

સર રક્ષણ કરવા અને નવસારીની ન્યાયની અદાલતમાં મુકદમો નોંધાવવાની તૈયારી કરવા માંડી હતી. તેઓના આગ્રે કોમહિતકારી કામમાં બની શકતી મદદ કરવા તથા શ્રી નવસારીની પોતાની વડી અનજુમને એ બાબદમાં કીધેલા ઠેહાવોને સંમતી અને ટેકો આપવા સારૂં મુંબઇ મધે તા૦ ૨૬ મી જાનેવારી ૧૯૧૯ ને દિને સમસ્ત ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામ સાહેબના મકાન મધે મુંબઇના ૪ આગેવાન મોબેદ સાહેબોને નામે બોલાવવામાં આવી હતી, જેમાં ભગરસાથના દસ્તુરજી મીનોચેહેરજી દસ્તુર જામાસ્પજી જામાસ્પઆશાના તેમજ ઘણીખરી દરેક અગીઆરીઓ અને આતશબેહરામમાં વસનારા ભગરસાથના પંથકીઓ અને મોબેદો ઉપરાંત, ટોળાના કેળવાયલા અને આગેવાન સભાસદો તરીકે શેઠ કાવસજી જાલભાઇ શેઠ સર ટેમુલજી ભીખાજી નરીમાન નાઇટ, મેશર્સ કેકોબાદ ભીખાજી દસ્તુર બેરીસ્ટર અને બીજા સોલીસીટરો, ડાકતરો અને યુનીવરસીટીની મોટી ડીગરીઓ ધરાવનારા ગ્રહસ્થો મોટી સંખ્યામાં હાજર થયા હતા. પ્રમુખની ખુરસી શેઠ કાવસજી જાલભાઇ શેઠને આપવામાં આવી હતી, જેઓએ શરૂઆતમાં નીચલું ભાષણ કીધું હતું :—"મેહેરબાન દસ્તુર સાહેબ અને આપણા ભગરસાથના અથોરનાન ભાઇઓ. જત આજ રોજે આપણને શા સબબ સર એકઠા થવું પડયું છે તે થોડે ઘણે દરજજે તમો સાહેબોને અત્યાર આગમજ રોશન થઇ ગયું હશે. આપણી ભગરસાથ અનજુમન અને મીનોચેહેરહોમજીની સાથવાળાઓ વચે આપણા ટોળાના કદીમથી મુકરર થયલા હકે: સંબંધી એક વરસની વાત ઉપર જે ભાંજગડ ઉઠી હતી, તે ભાંજગડનો બને તો સુલેહ સંપજથી ઘેરમેળેજ નીવેડો લાવવાની મકસદથી નવસારીની ભગર અનજુમને નેમેલી કમીટીએ એક વરસના અરસામાં અનેક કોશેશ કરી જોઇ કે જેથી આ બે અથોરનાન ટોળા વચે ભાઇબંધીનો ગાંઠ મજબુત રહે, પણ કમનસીબે આપણી કમીટી તરફથી અનેક કોશેશો કરવામાં આવવા છતાં આવી સમજુતી પડી ભાગી છે. હજી પણ સામાન્ય અથોર્નાન વર્ગના ભલાને માટે હું ઇચ્છું છું કે મીનોચેહેરહોમજીની સાથવાળા સમજદારી વાપરી અને કોઇ એવો તોડ સુચવે કે જેથી આપણને કોર્ટમાં જઇને તેમની સામે લડત ચલાવવી પડે નહીં. તેટલાં તુરત તો આપણે જે કામ સારૂ ભેગા મળ્યા છીયે તે બજાવવું છે, માટે આપણને આપણા હકોનો બચાવ કરવા ખાતર કાયદાનો આશરો લેવાની જ્યારે દલગીરીભરી ફરજ પડી છે ત્યારે હવે આપણી અનજુમનને પડખે રેહેવાની આપણ સઘળાઓની ફરજ છે. અને આશા છે જે તમો સઘળા સાહેબો આ કામમાં દીલસોઝીથી મદદ કરતા રહેશો. હવે હું ભાઇ કેખસરો માહીયાર કુતારને આ ભાંજગડની તવારીખ અત્રે રજુ કરવાને કહું છું."

સરનશીન સાહેબની ઉપલી ફરમાસ મુજબ ભગરસાથ કમીટીના એક જોડયા સેક્રેટરી એરવદ કેખસરો માહીયારજી કુટાર એમ. એ. એ અત્રે એક લંબાણ ભાષણ કરી, બંન્ને ટોળાને દરમ્યાન બરપા થયલી હકની જિક્ર અને વાંધાની બાબદોનો સમજુતીથી નીવેડો લાવવાની ભગર કમીટીએ કીધેલી કોશેશનો અહવાલ કહી સંભળાવ્યો હતો અને પોતાની અનજુમનનાં પુરાણા હકોની જાળવણી માટે નવસારીની ભગરસાથ અનજુમને માથે ઉઠાવેલાં કામમાં દરેક બની શકતી મદદ આપવાની અનજુમનના

દરેક સભાસદોને અરજ કીધી હતી. આએ અરજ અને એરવદ કુટારે કીધેલાં વિવેચનને ટેકો આપતાં ભગરસાથ કમીટીના આનરરી સલાહકાર સોલીસીટર અને ભગરસાથ અનજુમનનાં એક સાચા ખેરખાહ શેઠ જાંહગીરજી જમશેદજી વીમાદલાલ સોલીસીટરે પણ એક લાગણી ભરેલું લંબાણ ભાષણ કરી, સુલેહ સંપજથી તકરારી સવાલોનો નીવેડો લાવવા માટે પોતાની તરફથી તેમજ ભગર કમીટી તરફથી કરવામાં આવેલી પ્રમાણીક કોશેશને મળેલી નિષ્ફળતાના સામી તરફથી મળેલા અણઘટતા સબબો વિષે ખોલાસો કીધો હતો. અને પોતાના ટોળાની વાજબી લડતમાં એકદિલીથી હમશરીક બનવાંની તથા તેમાં બની શકતી મદદ આપવાની સભાને અપિલ કીધી હતી, જેમ કરવાં મી૦ વીમાદલાલે છેવટે જણાવ્યું હતું કે "સાહેબો, સમજુતી કરવા આપણે દરેક જણ રાજી છીએ. મીનોચેહેરહોમજી સાથવાળાઓ તરફ ભાઇબંધી દેખાડવા આપણે આતુર છીએ, પણ જ્યાં અરધે રસ્તે મળવા છતાં વધુ અને વધુ માગણીઓ થાય ત્યાં સ્વમાનનો પણ સવાલ આવે છે અને હદ ઓળંગી જવાય છે. આપણે પ્રમાણીકપણે કહીશું કે હમોએ સમજુતી માટે જોઇએ તે કરતાં વધુ છુટછાટ મુકી છે, પણ જ્યારે પોંહચો આપતાં હાથ ખેંચવાની ચાલુ તજવીજો થાય છે ત્યારે છેવટનો ઇલાજ કોર્ટ મારફતે ચુકાદો મેળવવાનો આપણી પાસે આવી ઉભો છે અને તે લેવાની એક પવીત્ર ફરજ થઇ પડી છે. આજના આ મેળાવડાએ ભગરસાથ સાહેબોની એકત્રવાની લાગણીનો અચુક પુરાવો આપ્યો છે. આપણે સાફ અંતઃકરણ અને ચોખા મન સાથે સત્ય કાજે લડવા જઇએ છીએ અને જ્યાં સત્ય છે ત્યાં જય છે એ સીધાંત જાણીતું જ છે." ત્યાર બાદ સભાએ નીચલા ઠરાવો સર્વાનુંમતે પસાર કીધા હતાઃ—

ઠરાવ પેહેલોઃ—"ભગરસાથ ટોળાના પૂરાણા હકોનો અનાદર કરી મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદોએ નવસારીમાં ઇ૦ સ૦ ૧૯૧૭ના અકટોબર માસથી પોતાના બેહેદીનોને ત્યાં લગન, નવજોતો કરવા માંડયાં છે તે બાબદ નવસારીમાં નેમાયલી ભગરસાથ અનજુમનની કમીટીએ સમજુતીથી નીવેડો લાવવા જે કોશેશો કરી છે, તેની શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતી મુંબઇની ભગરસાથ અનજુમનની આ સભા પ્રશંશા કરે છે, અને જ્યારે મીનોચેહેરહોમજીની સાથવાળાઓ સાથની સમજુતીની દરેક કોશેશો નીષ્ફળ નીવડી છે, ત્યારે આ સભા ઠરાવ કરે છે કે ભગરસાથના પૂરાણા હકોની જાળવણી કરવા અને તે હકોનું ઉલંઘન થતું અટકાવવા કાજે મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદો સામે નવસારીની નયાયની અદાલતમાં મુકદમો તાકીદથી નોંધાવી, તે મુકદમાને ઉસ્તવારીથી આગળ ચલાવી, છેવટ સુધી મક્કમ લડત ચલાવવી. આમ કરવાની નવસારીમાં મળેલી ભગર અનજુમનની સભાએ કમીટીને જે સત્તા આપી છે તેને આ સભા દીલોજાન ભર્યો ટેકો આપે છે."

ઠરાવ બીજોઃ—"મુંબઇની ભગરસાથ અનજુમનની આ સભા પોતાના મુંબઇ ખાતે તથા દેશાવર મધે વસતા તમામ ભગરસાથ અથોર્નાનો, એરવદ–ઓસ્તા વિગેરેને તેમજ બાનુઓને માનપુર્વક અરજ કરે છે કે ભગરસાથના પુરાણા હકોનું રક્ષણ કરવામાં

ભગરસાથ કમીટીના હાથ મજબુત કરી આપવા સારૂ બની શકતી નાણાંની રકમો ભગરસાથ બેહેતરી ફંડમાં ભરી આપવાની મેહેરબાની કરવી."

ઠરાવ ત્રીજો:—"આ સભા પ્રમુખ સાહેબને અરજ કરે છે કે આંગલા બે ઠરાવોની નકલ નવસારીની ભગરસાથ કમીટી ઉપર પોતાની સહી સાથ મોકલી આપવી."

ઠરાવ ચોથો:—"આજની સભાના માનવંત પ્રમુખ સાહેબ શેઠ કાવસજી જાલભાઇ શેઠનો તેઓએ આજે સભાના સરનશીન તરીકે બીરાજી સભાનું કામ સરનજામ ઉતાર્યું તે માટે સભા તેઓ સાહેબનો આભાર માને છે."

ઉપલા ઠરાવો પસાર કરી મુંબઈમાં મળેલી ભગરસાથ અનજુમનની સભા વિસરજન થઇ હતી.

# (વધારો.)

ભગરસાથ અનજુમનને લગતા પૂરાણા, ઉપિયોગી અને જાણવાજોગ દસ્તાવેજોનો સંગ્રહ આ પુસ્તક મધે આગલ પ્રગટ કરવામાં આવ્યો છે, ત્યારબાદ મને મળેલા નીચલા અગત્યના લેખો અને કાગળો પ્રગટ કરવાને અને અત્રે આ પુસ્તકમાં જાળવી રાખવાને હું યોગ્ય વિચારૂં છું.

શ્રી નવસારીની ભગરસાથ અનજુમનથી મીનોચેહેરહોમજીના સાથનો મોબેદ ટોળો જૂદો પડવા પછી ૪૬ વર્ષે તેઓએ પોતાની અનજુમનમાં ફરી સામેલ થવાની માગણી કીધી હતી, જે ઉપરથી ભગરસાથ અનજુમને મોટાં દિલથી તેઓને પોતાની અનજુમનમાં ફરી દાખલ કરવાનો ઠરાવ કરી, તે અમલમાં મુકવા આગમચ જેમ તેઓની પાસેથી ઘટતો દસ્તાવેજ સરકારી મોહોર સૂધાંનો સંવત ૧૭૮૮ (ઇ૦ સ૦ ૧૭૩૨) માં લખાવી લીધો હતો—અને જે અસલ ઓરીજીનલ દસ્તાવેજ આ પુસ્તક મધે સફે ૪૪ માં પ્રગટ થયલો છે—તેમ તેવોજ વળતો દસ્તાવેજ ભગરસાથ અનજુમને મીનોચેહેરહોમજીના સાથની અનજુમનને તેજ વેળા લખી આપયો હતો; આએ યાદગાર દસ્તાવેજની સરકારી "મોહોર" સાથની એક નકલ, તેજ વેળા ભગરસાથ અનજુમનને મળેલી એરવદ સાહેબ માહીયારજી નવરોજજી કુટાર પાસેથી મને મલી છે, જે અત્રે સદાબરી ઉતારી પ્રગટ કરૂં છું:—

# દસ્તાવેજ ૧૨૬ મો, નકલ.

## ( શરૂઆતમાં આએ લેખ ફારસીમાં લખી, ગુજરાતી નીચે મુજબ લખ્યો છે. )

ફારસી મોહોર.

"શંવત ૧૭૮૮ વરખે રોજ ૨૪ માહા ૬ તેરીખ ૨૦ મા શવાલ ચૈત્ર વદ ૭ બુધે શંને ૧૧૪૪ હીજરી. વેઆપાર પંચ કુલ અધારૂ મેહેરણોશજી મનોચરજી હોમજી તથા આ૦ બહુમનંજી દારાબજી મનોચરજી તા૦ આ૦ બેહેરાંમજી દારાબજી તા૦ આ૦ ભીખાજી દારાબજી મનોચરજી તા૦ આ૦ જામાશજી મેહેરણોશજી તા૦ આ૦ ખોરશેદજી મેહેરણોશજી મનોચરજી તા૦ આ૦ બરજોરજી માંણેકજી બહુમનજી તા૦ આ૦ જમશેદજી કેરશાશજી તા૦ આ૦ જીવણજી કેરશાશજી મેહેરજી તા૦ આ૦ શેહેરીઆરજી કુકાજી મેહેરજી તા૦ આ૦ નવરોજજી નોશેરવાંનજી મેહેરજી તે પાલક આ૦ શોહોરાબ કૈકબાદજીનો તા૦ આ૦ શાપુરજી નોશેરવાંનજી તા૦ આ૦ જામાશજી પાલણજી નોશેરવાંનજી તા૦ આ૦ કાવસજી પાલણજી નોશેરવાંનજી તા૦ આ૦ માંણેકજી દારાબજી ચાંદજી તા૦ આ૦ બહુમનજી દારાબજી તા૦ આ૦ જમશેદજી દારાબજી તા૦ આ૦ રતનજી દારાબજી તા૦ આ૦ હીરાજી દારાબજી ચાંદજી તા૦ આ૦ બરજોરજી આશાજી તા૦ આ૦ પેશુજી આશાજી દારાબ ચાંદજી તા૦ આ૦ માણેકજી પેશતનજી શોરાબજી તા૦ આ૦ ફરામજી પેશતનજી શોહોરાબજી તા૦આ૦ રૂસ્તમજી હોમજી પેશતનજી શોરાબજી તા૦ આ૦ નવરોજજી પેસ્તનજી આદરવાંનજી તા૦ આ૦ માણેકજી આદરવાંનજી ભાઇજી તા૦ આ૦ ફ્રરાંમજી માણેકજી નરીમાંનજી તા૦ આ૦ કાવશજી માંણેકજી નરીમાંનજી વગેરે શમસ્ત સાથ મનોચરજી હોમજી વગેરે શમસ્ત જોગ. લખતંગ આ૦ દારાબજી પાહાલણજી[1] તા૦ આ૦ જમશેદજી રૂસ્તમજી માંણેકજી તા૦ આ૦ કુકાજી મેહેરજી

---

૧—ઉપલા દસ્તાવેજમાં તેમજ આ પુસ્તક મધે પ્રગટ થયલા ૧૫-૧૯-૨૦-૨૩-૧૨૬ અને ૧૨૭ માં દસ્તાવેજો મધે મરહુમ દસ્તુર દારાબ પહાલણની શાહી પહેલી કરવામાં અને તેમનું નામ પહેલું લખવામાં આવ્યું છે અને ત્યારપછી બીજું નામ દસ્તુર જમશેદજી રૂશતમજી મેહેરજીરાણાનું આવેલું છે; તે ઉપરથી કેટલાકોને ગુચવણ ભરેલું લાગશે કે "દસ્તુરી" મેહેરજીરાણા ખાનદાનની હોવા છતાં ઉપલા લેખો મધે તેમનું નામ પહેલું શા કારણે નથી લખાયું ? આએ ગુચવણનો ખોલાસો એવો સમજાવવામાં આવે છે અને તેમાં ઘણું વજુદ સમાયલું જણાય છે કે, ઇ૦ સ૦ ૧૭૨૩ માં પોતાના બપાવા દસ્તુર માણેકજી મેહરનોશજીના ગુજરવા પછી દસ્તુર જમશેદજી રૂસ્તમજીને જ્યારે દસ્તુરી મલી તે વેળાએ જો કે તેમની ઉંમર ૨૨ વર્ષની હતી, તે છતાં નવસારીની બીજી ખુરસીના તે વેળાના ઘણા વિદ્વાન પ્રસિદ્ધ દસ્તુર દારાબ પાહલણને અનજુમનને

તા૦ આ૦ જીવણજી માંણેકજી હોમજી તા૦ આ૦ ખોરશેદજી તેમુલજી રૂસ્તમજી તા૦ આ૦ રતનજી માંણેકજી તા૦ આ૦ નવરોજજી કેરશાશજી તા૦ આ૦ ફરામરોજજી દારાબજી તા૦ આ૦ બચાજી નોશેરવાંનજી બરજોરજી તા૦ આ૦ કેરશાશજી મેહેર-ણોશજી તા૦ આ૦ જામાશજી આશાજી ફરેદુનજી વગેરે સમસ્ત ભગરીઆ અધારૂ. જત હજાર વરશ થઆં આપણા વડા તમાંમ ભગરીઆ અધારૂ પોતાના જજમાંન બેહેદીનના ટોળા સાથે ઈરાંનથી આવીને હીંદુસ્તાંનમાં રહા તે દાડેથી જે કાંઇ જજ-માંન બેહેદીનોનાં કામ જીવતાનાં તથા મુઆનાં વેવા ઘઘરણા તથા શેઆવ તા૦ શરોશ તા૦ ઘેહેશારણા વગેરે શરવ કાંમ કરતા હતા તે હશાબની વહી છે તેની પોળ માફક હીશાકીશમે વેહેચી લેતા હતા તે હવડા થોડાડક વરશ થઆં જુજમાંન બેહેદીનોઈ જોરો કરી[1] કેટલાઇક જુજમાંન નોશારીના તા૦ ગાંમડાનું કાંમ તમારા વડા પાશે કરાવતા હતા તેનો હક અમોએ આજદીન શુધી તમોને માફ કીધો. ને આજદીને આપણે વડી દરેમેહેરમાં શમસ્ત અધારૂ ભગરીઆ શાથે બેશીને ફરી અશલનાં કદીમ દનનાં જીવતાં તા૦ મુઆંનાં કાંમ જે આજ પછી તમો કરો તે તથા કશબા નોશારીના પથકનાં કાંમ અમો કરૂં તેનું નાણુ તથા કપડાં તથા વાશણ વગેરે જે આવે તે અશલ કદીમ રાહા માફક અમાંનત રાખતા હુતા તેમ અમાં-નત રાખીને અશલની વેચણ માફક વેહેચી લીજઈ ને શરીકત તમાંમ ભગરીઆ શાની ઈતલામાં તમો રજુ રેહો ને વડી દરેમેહેરમાં જે આપણાં વડાની પડવાની જાગા છે તેમાં તમો પડવા આવો તો તે દરેમેહેરના દસ્તુર માફક અમલ કરો ઈ વાતથી ફરો નહી જો ઈ લખાથી ફરો તો શરકારના ગુનેગાર. ઈ લખુ આપણે ઈતફાક થઇ લખુ કીધુ તે શહી. તા૦ જુજમાંનોનુ જે તમો કાંમ પંથકમાં તથા ગાંમડામો કરો તેમાં રવાદારગી નહી અમાંનત લાવી હાજર કરે.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ તત્ર શાખ |
| ૧ આ૦ દારાબ પાહાલણજી મતુ. | ૧ આ૦ શાપુર બેરામજી શાખ. |
| ૧ આ૦ જમશેદ રૂસ્તમ માંણેકજી મતુ. | ૧ આ૦ નોરોજ શેહેરીઆરજી શાખ." |

(અત્રે આ૦ માંનકજી હોમજીની વતી જીવનજી, બચા નોશેરવાંનજી, કેરશાશ મેહેરનોશ, જામાશ આશાજી, તેમુલજી રૂસ્તમના બરખુરદાર ખોરશેદ, ફરામજી દારા-બજી, નવરોજ કેરશાશ, અને રતનજી માંણેકજીના મતાં અને આ૦ ભીખા રૂશતમજી,

---

લગતાં કામકાજે બજાવવા અને તે વેળાએ સુરતિયા મોબેદો, સંજાણા મોબેદો અને મીનોચેહેર-હોમજીના સાથવાલા મોબેદોની સામે "હક" ની લડતો ચલાવવા સારૂં ભગરસાથ અનજુમને એક મૂખી તરીકે નેમ્યા હતા અને તેઓજ પોતાની હૈયાતી સૂધી પોતાની અનજુમનનો—દસ્તુર જમશેદજી રૂશતમજીની દસ્તુરી છતાં—સઘલો વહિવટ ચલાવતા રહી અનજુમનને લગતા દસ્તાવેજો મધે પહેલી સહી કરતા હતા.

૧—જોરો કરી—દબાન કરી.

શેરીઆર ફરેદુન, દાદા હોમજી, માંણેક દારાબજી, બહ્મન રૂસ્તમ અને મેતા શાંમદાશ કેશવદાશ મજમુદારની શાખો થયલી છે.)

નોંધ:—સંવત ૧૭૯૦ (ઇ૦ સ૦ ૧૭૩૪)માં ભગરસાથ અને મીનોચેહેરહોમજીના સાથવાલાઓ વચ્ચેના ક્રિયાકામો કરવા સંબંધી વાંધાઓનો નામદાર ગાયકવાડ સરકારની ન્યાયની અદાલત મારફતે નેમાયલા આગેવાન ૧૦ હિન્દુ "લવાદો"એ ફેસલો કરવા પછી, તે ચુકાદાનો અનાદર કરી પાંચ મહિનામાંજ મરહુમ મીનોચેહેરહોમજીના સાથના તે વેળાના મૂખ્ય આગેવાન મોબેદ મેહેરનોશજી મનોચેહેરજી હોમજીએ પોતાના બેહેદીનને ત્યાં એક "નવજોત" કરવાથી અને તે બાબે ભગરસાથ અનજુમને કાયદાસર તેઓને પૂછવાથી, તે નવજોત અજાણપણે થયલી જણાવી મજકુર મોબેદ મેહેરનોશજીએ ભગરસાથ અનજુમનને નીચલો દસ્તાવેજ લખી આપ્યો હતો. આએ અસલ ઓરીજીનલ દસ્તાવેજ એરવદ માહિયારજી નવરોજજી કુટાર પાસેથી મેળવી, અત્રે મેં સદાબરો પ્રગટ કીધો છે:—

# દસ્તાવેજ ૧૨૭ મો, અસલ છે.

"ડા૦ દારાબજી પાહાલણજી તથા ડા૦ જમશેદજી રૂસ્તમજી તા૦ દેશાઇ કુકાજી મેહેરજી તથા દેશાઇ ખુરશેદજી તેહેમુલજી તથા દેશાઇ જીવંણજી માંણકજી વગરે શંમસ્ત અંનજુમન જોગ લ૦ આ૦ મેહેરનોશજી મનોચરજી હોમજી જત અમો છોકરાની નવજોત કીધી તે પરે તમો અમને કહ્યું જે બેહેદીનને અમારે ચુકેલું છે જે જીવતાંનુ કાંમ વેવા તા૦ ઘઘરણાં તથા નવજોત વગરે અમો કરૂ ને મુઆંનું કાંમ તમો કરો તે ઉપર અમો તમકણે માંગી લીધુ જે અજાંણે નવજોત થઇ માફ કરો તેપરે તમો માફ કીધું ને અમો લખી આપુ જે આજ પછે અમો નવજોત છોકરા તા૦ છોકરીની નહી કરૂ ને કરૂ તો સરકારના ગુનેગાર. કોઇની ચોરીછુપીઇ નવજોત કરૂ તો રૂપૈયા ૨૫ પચીશ ભરૂ ઇમાં સુખંન નહી કરૂ ને અમારા મલતીઆ બેહેદીનનાં મુઆંનાં કાંમ અંમો કરૂ શહી ને અમારા મલતીઆ બેહેદીનનાં કાંમ વેવા તથા ઘઘરંણાં તથા નવજોત વગેરે તમુ કરો તે શાથે અમારો દખલ નહી. શંવત ૧૭૯૦ નાં વરખે રોજ ૯ મા ૮ વઇશાખ વદ ૧૪.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ. | ૧ તતર શાખ. |
| ૧ આ૦ મેરનોશજી મનોચેરજી મતુ. | ૧ નથમલ મોહંન શાખ. |
| રજુ ખુરશેદ મેરનોશજી. | ૧ વો૦ સોરાબ આજીયા શાખ." |

નોંધ:—નીચલો દસ્તાવેજ સંવત ૧૭૩૨ (ઇ૦ સ૦ ૧૬૭૬) માં લખાયલો અસલ ઓરીજીનલ છે. નવસારીની સમસ્ત અનજુમને તે વેળાએ "પાલક" યાને "ધર્મપુત્ર" સંબંધી કીધેલા કોઈ બંદોબસ્તથી ખુશી થઇ તેઓની ઉપર શ્રી સુરત શેહેરની સમસ્ત અનજુમને એ દસ્તાવેજ મોકલાવ્યો હતો. ૨૪૩ વર્ષનો એ પુરાણો લેખ હોવાથીજ અત્રે ઉતારી આ પુસ્તકમાં પ્રગટ કરવાને મેં મુનાસેબ વિચાર્યું છે; કાગજ મધેના ઘણા શબ્દોની સમજ મને પડી શકતી નથી:—

# દસ્તાવેજ ૧૨૮ મો, અસલ.

"સવસ્ત શ્રી નુસારી સ્થાનાદ પૂજા રાધ સરવ ઉપમા લાઇક પૂજ શ્રી ૫ અધેઆરૂ સમસ્ત તા૦ બેહેદીન સમસ્ત નુસારીનાં દનદન અધીક પ્રતાપ તેજસાંન હેતાન. લા૦ શ્રી સુરત બંદરેથી નેકખુહા સમસ્ત અધેઆરૂ તા૦ બેહેદીન સમસ્ત કેન સદ હજાર આફરીન વ પનાહ દીઅજદાં બાદ વાંચજો જત અત્ર કુસલ છે તમો પંચ શ્રીની ખેમા કુસલનાં સમાચાર લખવા જે જીવને આરાંમ થાઇ. અપરં બીજૂ લખેઆ કારજ કે જે અમો ખબર સાંભલીજિ રોજ આંવાં માહ શ્રી આંવાંને દન તમોને આપુ હુરમજદે તમો પંચને રૂડી મનસા આપીજે તમો ધરમીઓઇ ધરમ પુત્ર સમંધી ધરમવાહાર કીધી કે પરછેઆથી અમ પંચ ઘણુ રલીઆત થાઇઆ અમ પંચ શ્રી ૧ નુ ઘણો સુકરાંનુ કીધુ હવે તમો પંચ અખતીઆરી કરીને શ્રી કાજીશ્રીની તે લખેઆપર મુહોર થાઇ તે કરવુ કે વાતપર અમ સરવ પંચ રજામંદ છૌ. આંહાંબી કકદંન ભલુજોગ જોઇને કેવુ લખેઉ કરાવીને આંહાંના કાજીશ્રીની મુહોર કરાવીને નવાબ શ્રીનુ પરવાંનુ કરાવીસુ અમો પંચ કે હજારાને મેલે કે અમારા ગરીબ લોક સુરત પંથકનાંપર કુરબાંન છૌ જે ધરમ પૂત્રનાં હક સમંધી કોઇનાં મૂખથી કવચંન નથી સાંભલેુ પણુ તમારા પંથકના કોઇ અધરમીનાં કૂડા બોલથી અમારા મનને ભય હતો તોપણુ તમો પંચને શ્રી ૧ રૂડી મત દીધી તેથી અમો પંચ નચીત થાઇઆ. કે લખેઆથી પૂજે નચીત નરેવુ. જો કોઇ અધરમી કબોલ બોલે તેને તમો પંચ મલીને નેઆતથા પરહેજ કરવુ જે પંચના લખેઆની સરમ રેહે ને કવાતની જબત બેસે ને અમ પંચ પરભી કાગદ તે અધરમીનુ નામ લખી મોકલવુ જે અમો તેને બાર નચડાવુ. ઘણુ સૂ લખીઇ આંહાં સરખૂ કામકાજ લખવુ સંવત ૧૭૩૨ મા ૮. રોજ ૧૭.

૧ લા૦ આંદરજી અસપંદીઆર"

(અત્રે બીજી ૨૫ જણાની સહીઓ છે.)

---

નોંધ:—નીચલો કાગજ મુંબઇના વાડીયાજીના આતશબેહેરામ સાહેબના પહેલા દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ શ્રી સુરત શેહેરથી નવસારી મધે દસ્તુરાન દસ્તુર

રૂસ્તમજી નોશરવાંનજી દસ્તુર મેહેરજીરાણા ઉપર પોતાના હાથ દશ્કતે લખ્યો છે. એ કાગજ ઉપર લખવાનું સાલ જણાવેલું નથી, પરંતુ લખાણની મકસદ ઉપરથી માલમ પડેછે કે મજકુર દસ્તુર એદલજી દારાબજી સંજાણાનાં ઉપરીપણા હેઠલ શ્રી સુરત શેહેરમાં ઇ૦ સ૦ ૧૮૨૩ માં શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીની નૈયતે પાક આતશબેહેરામ સાહેબ તખ્તનશીન કરવાનો ઠેડાવ ઠરી, તેનું ક્રિયાકામ શરૂ કરવા પહેલાં મોબેદોને "બરશ્નુંમ" લેવા સારૂં નવસારી મોકલાવવામાં આવ્યા હતા તે વેળાએ–યાને ઇ૦ સ૦ ૧૮૨૨ માં–એ કાગજ લખાયલો હોવો જોઇએ; આએ કાગજ લખાયા પછી મુંબઇના વાડિયાજીના આતશબેહેરામ સાહેબની સ્થાપના થઇ હતી; અસલ કાગજ નીચે મુજબ છે:—

## દસ્તાવેજ ૧૨૯ મો, અસલ.

"દસ્તુર શાહેબ સદા સરફ્રરાજ સદા મેહેરબાંન નેક નઇઅત અંશો ખસલત ફરોરૂનમનશ દીન દોસ્ત દીન પરવરતાર દીન ચાશીદાર રાસ્ત ગોફતાર દસ્તુરાંન દસ્તુર શાહેબ શ્રી ૫ દસ્તુર શાહેબ શ્રી શરવરે ફેરકેઇ દીનબેહે માજદીઅસનાં દસ્તુર શ્રી રૂસ્તંમજી ગુ૦ જીનતમકાંની મુરબી શાહેબ શ્રી દસ્તુરાંન દસ્તુરજી શ્રી નોશેરવાંનજી ફતાંન શ્રી સુરત બંદરેથી ખેરીઅત સેગાલે કદીમ ફા૦ ફદલ ગુ૦ દારાબજી સંનજાંનાં ફબુદીઅતબ[1] શદશોક મુતાલે ઠરવી. જત અતરે ખેરીઅત છે દસ્તુર શાહેબ શ્રીની મોબારેક જાતની ખેરખુબી શેહત તંદરૂસ્તીનો હમેશે દાદારની દરગાહામાં ખાહાંજીફઆં છેઉ અપરંગ બી૦ લખવા અરજ ફજે અમો શ્રી શુરત પોહોતા પછી શુરતીઆ માબેદોને બરશનુમ લેવા બુજોરગ ખેદમતમાં મોકલેઆ હતા તે બરશનુમ લેઇ ખુબ કરીને અતરે આવેઆ તેણાંઇ દસ્તુર શાહેબની હોસ ને શલુકી તા૦ મેહેરબાંની શફ્રકતનુ બેઆંન કીધું તે શાંભળીને દેલ ઘણુજ ખુશ થાઇઉ. હકતાળા શાહેબની પાકજાતને તમાંમ મોબેદો વગેરેનાં સર ઉપર કાઇમ દાઇમ રાખે ફજ આરજુ છે બાકી ખેરઅંદેશને પોતાનો ફખલાસમંદ હકીકી જાંણીને તા૦ ખેરતલબ સમજીને નાંમાંથી તા૦ પેગામ તા૦ કારફરમાઇશથી સરફરાજ ને સરબુલંદ ફરમાવતા રેહેવુ કે શઆદત જાંણીને તે કાંમમાં કુશેશ કરશુ. માફઆ મેહેરબાંની છે તેથી વીશેશ રાખવી ફજ અરજ. વલી અતરે મનચેરહોમજીવાળા મોબેદોભી ફમ ખાહેશ કરેછે જે ફ નેક કામમાં અમોનેભી શાંમેલ કરો ફ તરેહથી શેઠ લોકોની નજદીક અરજ કરેછે પણ ખોદા માલુમ કે શેઠ લોકો તેહોણને જવાબ શુ આપશે ફજ રોજ ૧૩ માહા ૨. ઉતાવલે લખાઇઓ છે માફ ફરમાવશો.".[2]

---

૧—આએ શબ્દનો અર્થ મને સમજ પર્યો નથી.

૨—ઉપલો કાગજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીનાં મુકદમાં મધે વાદી તરફથી પુરાવા તરીકે રજુ થયલો છે.

**નોંધઃ**—નીચલો દસ્તાવેજ સંવત ૧૬૯૦ ( ઇ૦ સ૦ ૧૬૩૪ ) માં બનેલો હતો ; આએ અસલ દસ્તાવેજની હીજરી સને ૧૧૪૨ ( ઇ૦ સ૦ ૧૭૩૦ ) માં સરકારી મોહોર સાથની કાયદાસર કરાવેલી નકલ મારા હાથમાં આવી છે, જે અત્રે સદાબરી ઉતારી પ્રગટ કરૂં છું. ભગરસાથ અનજુમનમાં એવો બંદોબસ્ત કદીમ વખતથી હમણા સુધી ચાલુ રહેલો છે કે અમૂક ક્રિયાકામો તે કરવાનો જેવોનો "વારો" હોય તેઓજ કરી શકે ; આવોજ બંદોબસ્ત આએ ૨૮૫ વર્ષ થયાં લખાયલા દસ્તાવેજ મધે થયલો માલમ વડે છેઃ—

## દસ્તાવેજ ૧૩૦ મો, નકલ.

ફારસી મોહોર.

( આએ દસ્તાવેજની શરૂઆતમાં ફારસીની ૪ લાઇનો લખાયલી છે,[1] ત્યાર બાદ ગુજરાતી લેખ નીચે મુજબ લખાયલો છેઃ—)

"શંવત ૧૬૯૦ વરખે રોજ જમીઆદ માહા ખુરદાદ. શ્રી અંનજુમન કશબે નોશારીનાં અંધેઆરૂ શંમસ્ત તથા બેહેદીનફ બેશી કરાર દીધો આ૦ શ્રી સુરાબજી બેહેરાંમજી તથા આ૦ મેહેરનોસ કેકબાદ તા૦ આ૦ મેહેરજી અશપંદીઆર તા૦ આ૦ આશા ચાંદંણાં તા૦ આ૦ જમશેદ ચાદંણાં તા૦ આ૦ કેકબાદ અશપાલ તા૦ આ૦ દારાબ નોશેરવાન તથા આ૦ માંણુક પેશીતન તથા આ૦ હીરા મોવદ તા૦ આ૦ રાંનજી ધંઇઆં તથા આ૦ હોમજી ડોશા તથા શંમસ્ત પતીઆલા. જત અમોફ કરાર [2]બરજુર ફા૦ ખોરશેદજી દોશાજી ફા૦ બરજુર કામદીન, પટેલ મેહેરજી પદંમ તથા વો૦ ચાંદણા આશદીન તા૦ પટેલ ચાંદજી શેહેરીઆર તથા શંમસ્ત અંનજુમંન હજુર કરાર દીધો જે અમો વેહેવા તા૦ ઘઘરંણાં તથા અદેઆપન[3] તથા શેઆવ તથા શરોસ જેનાં વારામાં આવે બાપીકી ફીશમતમાં ળાભંવે આવે તે શારવા જાફ. જે કોફ લોડગી કરી બીજાંનાં વારામાં અમલ કરે તે શ્રી અંનજુમંનનુ ગુનેગાર તથા શ્રી દીવાંનમાંહા[4] ગુનેગારી છા૦[5] ૧૦૧ અંકે ફકસુ ફક આપે તા૦ બેહે-

---

૧—ઉપલા દસ્તાવેજની શરૂઆતમાં આવેલાં ફારસી લખાણનો નીચલો ગુજરાતી તરજુમો એરવદ સાહેબ માહીયાર નવરોજજી કુટાર મને કરી આપ્યો છેઃ—

"શરીયત પનાહ કાઝી ઝીઆઉલદીનની તથા ફઝીલત પનાહ કાઝી અબદુલ વાહેદ મર્હુમની કાયદાસરની મોહોર સાથનો હીજરી સને ૧૦૪૪ ના રમઝાન મહીનાની પાંચમી તારીખનો નવસારી કસબાના અંધ્યારૂ ટોળાનો તેઓના બેહેદીનોની હજુરમાં થયલો કરાર જે નીચે હીંદવીમાં લખેલો છે તે બરાબર છે તેની અસલ અમો હજુર આવ્યાથી આ લખી આપ્યું છે કે કોઇ વખત કાયદાસર કામ આવે."

૨—બરજુર—હજુરમાં

૩—અદેઆપન—એ શબ્દનો અર્થ મને સમજ પડતો નથી.

૪—દીવાંનમાંહા—સરકારમાં.

૫—છા૦ અથવા છાપરી—એકજાતનું તે વેળાનું ચલણ.

દીનનાં વેહેવા તથા ઘઘરંણું શારવા જાઇ તેના લીઘાનો કરાર વસુઅરને ખોટી નહી કરે તા૦ બેટાને પાશે છા૦ ૮ લેઉ તથા બેટીને પાસે છા૦ ૪ લેઉ જે નબલો વેવા હોઇ તે શંજામાં[1] રાખે. પાંમીતાનો કરાર ઇ કરાર ઘઘરંણાંનાં આશરવાદની છા૦ ૭ વારાનો ઘંણી લીઇ ઇ ઉપરાંત કોઈ લાંછ લવાજમ લીઇ તે દીવાનમાં છા૦ ૧૦૧ ઇકશો ને ઇક ગુનેગારી આપે. ઘઘરંણાંની રજા હોઇ તો દેવાઇ જે ભાગીઆ પોળ ૨ નાં પતીઆલાં ભાગીઆ અગીઆરીમાંહ બેશી ચુકવે આ૦ મેહેરનોસ કેકબાદ આ૦ મેહેરજી ચાંદણાં આ૦ રાંણુજી ધંઇઆં તા૦ પુળ બીજી આ૦ જમસેદ ચાંદણાં તા૦ આ૦ આશા ચાંદણાં તા૦ આ૦ દારાબ બહેમન તા૦ આ૦ મેહેરજી અશપંદીઆર તા૦ આ૦ કેકબાદ અશપાલ તા૦ આ૦ માંણુક પેશીતન ઇ ભાગીઆ અગીઆરીમાં બેશી વેવા તા૦ ઘઘરણાં તા૦ અદેઆપંન ઇટલાં કાંમ મલેઆં શંમજી ચલાવે ઇ લખેઉ તેથી કાંમ જીઆદત નહી કરે. ઇ પતીઆલા લખા છે તેમાંથી જણ ૧ ઇક કામ હોઇ ને ગાંમ ગીઓ હોઇ ઘેર હાજર હોઇ તેથી કામ અટકે નહી. ગાંમનાં ઘઘરંણાં શારે તેની છાપરી ૯ લેઉ ઇથી કોઇ વારાનાં ઘંણી વંનાં કોઇ બીજો કાંઇ લાંછ લીઇ તે દીવાંનનો ગુનેગાર.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ. | તતર શાખ |
| ૧ આ૦ શોરાબજી મતુ. | ૧ લ૦ ઇ૦ ખોરશેદ દોશા શાખ. |
| ૧ આ૦ મેહેરનોસ કેકબાદ મતુ | ૧ બરજોર કાંમદીન શાખ |
| ઇ અમારે હજુર કરાર દીધો. | ૧ પા મેહેરજી પદમ શાખ |
| ( અત્રે બીજા ૧૩ જણાએ મતુ | ૧ પા ચાંદજી શેહેરીઆર શાખ |
| કીધું છે. ) | ૧ પા ચાંદજી આશાદીન શાખ "[2] |

——(:o)——

નોંધ:—સંવત ૧૮૮૫ (ઇ૦ ૧૭૨૯) માં મહુવા ગામની અનજુમને નીચલો દસ્તાવેજ ત્યાં પંથક ચલાવવા ગયલા પ્રસિદ્ધ દસ્તુર દારાબ પહાલણના છોકરા કાઉસજીને લખી આપ્યો હતો. તે વેળાએ પંથક ચલાવવા જણારને કેટલા થોડા રૂપિયાનું વરસાન મળતું હતું અને તેમાંથી તેઓનું ગુજરાન થતું હતું તેનો ખેયાલ એ દસ્તાવેજ ઉપરથી આવી શકે છે:—

## દસ્તાવેજ ૧૩૧ મો, અસલ છે.



" આ૦ કાઉસજી દારાબજી પાહાલજી જોગ લ૦ શ્રી મઉંઆનાં અંનજુમંન વો૦ આશા ઘનાં તથા વો૦ ભાઇજી ઘનજી તથા વો૦ હોમજી નેરીમાંન તથા વો૦ જોગી માંણેક તથા વો૦ જીવા માંણેક તથા વો૦ કાંહાંનજી રૂસ્તમ તથા વો૦ ઘનજી કાંહાંનજી વગરે શમસ્ત બેહેદીન શ્રી મઉંઆનાં ઇકાજુદ ઇકામતી. જત તમને અમે શંવત ૧૭૭૫ માંહાં અમો શરવ બેહેદીન મલી અમારા ગાંમનાં અધારૂ કરી લાવી તમારૂ વરશાખણુ

૧—શંજામાં—એ શબ્દ સમજ પડતો નથી.

૨—ઉપલો દસ્તાવેજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીનાં કેશમાં પુરાવા તરીકે રજુ થયલો છે.

૩૦ ૩૨ બતરીસ તમને લખી આપુ હતુ તથા વેવા વાજન તથા શેઆવ શરોશનુ તથા આફરંગાનનુ હમેશાં આપીઇચ તેમ આપીઇ ઇરીતે લખી આપુ હતું. તેવાર પછે આજ-દીને દેશાઇ માંણકજી હોમજી તથા દેશાઇ ખુરશેદજી તેહેમુલજીની હજુર અમો શરવ પંચ મલી ઇતફાક થાઇને તમારૂ વરશાખંણ રૂપૈઆ ૨૧ અંકે ઇકવીશ કરા તે તમને શાલબશાલ ચાલતા આપુ ને બીજુ લવાજમ વેવા વાજનનું તથા શેઆવ શરોશનુ તથા આફરંગાન વગરે જે કાંઇ હમેશે આપીઇ તેમાં કાંઇ ઉજર સુખન નહી કરીઇ. તમોને શ્રી મવા પંથકનાં અધારૂપણું અમો શરવ ઇતફાક થાઇ જે રીતે પેહેલાં તમને શોફેઉ તે રીતે પેડી દર પેડી તમો ચલાવો શંવત ૧૭૮૫ નાં વરખે રોજ ૯ માહા ૩ પોસ સુદ ૩ મે ૧ જુ આખર.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ ત્રત્ર શાખ |
| ૧ વા૦ ભાઇજી ધનજી મતુ | ૧ દેસાઇ માંનકજી હોમજી સાખ |
| ૧ આશા ધના મતુ | |
| ૧ વા૦ ધનજી કાનજી મતુ | ૧ આ૦ ખુરસેદ તેમુલજી શાખ |
| ૧ જોગી ભાઇજી મતુ | ધણી રજુ" |
| ૧ વા૦ હમજી નાનો મતુ | |
| ૧ શમત પંચનુ મતુ | |

—:o:—

નોંધઃ—સંવત ૧૮૧૧ (ઇ૦ સ૦ ૧૭૫૫)માં મુંબઇ શેહેરના પંથકીઓએ નીચલો કાગજ દેશાઇ શ્રી ખોરશેદજી તેહેમુલજી અને સમસ્ત અનજુમન જોગે નવસારી લખી ક્રિયાકામોને માટે જોઇનો "આલાત" મંગાવ્યો હતોઃ—

## દસ્તાવેજ ૧૩૨ મો, અસલ છે.



"શવશત શ્રી નોશારી બંનદરે પુજા રાધે તમો ઉતમ પરમપુજ અરચનીઆન શરવ ઉપમાહા લાઇક શદા શોભાગ નેકનાંમ દીન દોશત મુરબી શ્રી ૫ આ૦ શ્રી ૫ શમશત અનજુમન શ્રી વડી દરેમેહેરનાં દંન દંન દોલત જેઆદે અધીક ઉમર દરાજ. ચરંન શ્રી મોબઇ બંનદરેથી શેવક શદાનો પાઉખાખ આ૦ ફરાંમ ગુ૦ નવરોજજી તા૦ શેવક શદાનો પાઉખાખ આ૦ નોશરવાંન ગુ૦ નવરોજજીનો કેનપનાં એજદાબાદ વાંચજો જત અહીઆં ખેર છે તમો મુરબીની ખેરીઅત લખવી જેથી શેવક શરફરાજ થાઇ. બીજુ શમાચાર ૧ પરીછજો જે મેહેરબાની કરીને શેવકને વરે નીરંગ તા૦ આલાદ શાથે અહીંઆંની ખાતર તા૦ કલીઆંનીની ખાતર રજા આપજો ને શાહેબજી શ્રીજીને પોરનેશાલ લખીઉતુ તેવારે માથે આખર દાડો આવ્યુ તેથી મેહેકુબ રાખીઉ વાશતે

મેહેરબાંનગી કરીને રજા આપજો જે અહીંઆં જરૂર જોઇએ તેથી શેવકની બરદાશ કરીને મોકલાવજો. અમો તો મુંરબી શ્રી અંનજુમનનાં ખાનાંજાદ છેઉ જેઆદા શું લખૂ થોડે લખે ઘનુ કરી જાંનજો કાંમ ખીજમત લખતાં રેજો જેથી શેવક શરફ-રાજ થાઇ. શમત ૧૮૧૧ ના રોજ ૭ માહા ૧ લખ્યુ છે માફ કરજો "[1]



નોંધ:—યઝદેજરદી ૧૨૩૯ માં નીચલો કાગજ "ગોદાવરા"ની અનજુમને ભગરસાથના વડા દસ્તુરજી કેકોબાદજી રૂસ્તમજી ઉપર લખ્યો હતો. જે ઉપરથી જણાય છે કે ઉપલાં વર્ષ સુધી ગોદાવરાનાં પંથકમાં મોબેદો જેમ નાવર મરાતબ નહીં થતાં નવસારી કે સુરત શાહેરમાં આવી થતા હતા, તેમ ક્રિયાકામનો "આલાત" પણ તેઓ જાતે નહીં બનાવતાં નવસારી કે સુરત શાહેરથી મંગાવતા હતા. અસલ કાગજ નીચે મુજબ છે:—

# દસ્તાવેજ ૧૩૩ મો, અસલ છે.



"નેકનાંમ આલીશાંન મોહોટા દરોજાનાં દશતુરજી શાહેબ દશતુરજી કેકોબાદજી જીનતનશીન રૂશતંમજી મેહેરજીરાંનાંનાં. લકબે નવશારી.

શાહેબ તંમો શાહેબનો કાગજ ૧) પુગેઓછે તે વાંચવાથી હુંમોને ગોઇઆ શાહેબ શાતે મલીને વાતચીત કરેઆ જેટલી ખુશી ઉપજી છે.

બીજુ શાહેબને ફરીથી તશદી આપવાની ફરજ પડી છે અને હુમો ઉમેદ રાખીએચ કે તે ઉપર તંમો શાહેબ વાજબીની રાહે ધેઆંન આપશોજી.

તેમ કરવાથી હુંમોનેજ નહી પણ આખા ગોદાવરા ટોલાને ફાઇદો થાશે અને દરેક પંનથકવાળાઓ પોત પોતામો શુલેહથી રેહે એવું થાશેજી.

મેહેરબાંન શાહેબ. અરજ એ છે કે આજ કેટલુંક થાઉ હુંમારા ગોદાવરા પંનથકનાંઓમાં કાઇએક કારંનને લીધે બેદીલી થાઇ છે. તે જડ હાલમાં ઘણી વધી ગઇ છે. તે એટલા સુધી કે પોતાનાં પંનથકનો હક પણ જારવતા નથી અને પારકા પંનથકવાળાવોને પોતાનો હક લુટવાની છુટ આપી છે જેનો તાજો દાખલો હાલ બનેલો છે જે તમો શાહેબને શારીપેઠે રોશન થાઇઓ હશે માટે અત્રે લખવાની અગત નથી. એટલુજ નહી પંણ અજુરબી બદીનાં બીજ રોપવાની કોશેશ કરે છે.

જુવો શાહેબ જેદારથી હુંમો ગોદાવરાંવોનાં વડવાઓ તંમો શાહેબનાં વડવાઓથી છુટા પડેઆ તે દાહાડાથી તે આજ સુધી હુંમો લોકો તંમો શાહેબનાં હાથનાં આલાદ વાપરતા હતા તા૦ બરશનુંમ તંમો શાહેબનાં મુકાંમ ઉપર આવીને લઇ જતા હતા

---

[1]—ઉપલો કાગજ, નવસારી માં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પુરાવા તરીકે વાદીઓ તરફથી રજુ થયલો છે.

અને હાલમો પંણુ લીજીઈ છે. અને નાવર તથા મરાતેબળી તંમારા મુકાંમ ઉપર આવીને થતા હતા અંને હાલગી થાઇચ. તે શાતે હાલ કેટલુઈક થઉ શી શુરતનાં આતશબેરાંમ તખતનશીન થેઆ તે વખતે શુરતનાં શાહેબોઇ હંમો ગોદાવરાઓનાં હંમકાર ઉપર ૧) કાગજ લખેઓ કે તંમો ગોદાવરા શાહેબો એક નવશારીવેર બરશનુંમ તથા આલાદ લેવા જાઓચ તો હવે શુરતનાં આતશબેરાંમ થેઆચ માંટે તંમો જો આવશો તો હંમો ખુશીથી બરશનુંમ તથા આલાદ આપીશું. એ ઉપરથી કેટલુઈક થાઇઉ શુરતનાં આતશબેહરાંમ મધેથી આલાદ લાવીએ છે અને તે શાહેબો જેમ તંમ સાહેબ બરશનુંમ તથા આલાદ વગરેની મદદ આપતા હતા અને આપોચ તેમ શુરતવાળા શાહેબોબી ગણી ખુશીથી આપે છે. કધીબી નાં પાડતા નથી. તે છતાં કેટલાઈકો કે જેઓઇ પોતાનો હક પારકા પાશે લુટાવેઓ તેવો હાલ એલાવગાંમની નવી બંધાઇલી દરેમેહેરમો નીરંગદીન કરવાનો વીચાર કીધો છે. એમ કરવાથી તેવો પોતાની હાતે કરી પોતાને તેમજ બીજાં ગોદવરાવોને નુકશાંન કરશે તથા તેમ થવાથી ગોદાવરાઓમાં તડાં પડી જશે. તે શાતે તે જે શાહેબો ગોદાવરાને મદદ આપતા આવેલા છે તેવંનનાં દીલ દુખાશે અને એકને લીધે બીજાઓને મદદ આપવી બંનધ કરશે. અગર જો એ એલાવગાંમનાં રેહેનારા હંમારા બેદીલ થાઇલા બાઇબંધોને કોઇબી મદદ નહી આપતુ હોઇ તો તેઓ જે નીરંગદીન કરવા ચાહેચ તે વાજબી કેહેવાએ. પણ હાલ સુધી મદદ મળવા છતાં તેવો એમ કરેચ તે ઠીક નહી. કદાંચ આજ તેવોથી નીરંગદીન કરવાનુ બનેઉ અને પછે નહી બનેઉ અથવા ઈક ગાંમવાળાથી બનેઉ અને બીજા ગાંમવાળાથી નહી બનેઉ તારે શેવટે પાછી મદદ માગવા જવી પડેજ. તેબી શરમીદગી શાથે. તો તેનાં કરતાંને બેહેતર એજ છે કે જેમ આગલા બુજરગોથી ચાલતુ આવેઉચ તેમ હજુરબી ચાલવુ જોઇએ. માંટે તમો શાહેબને અરજ કરીએચ કે જો કદાચ કોઇ ગોદાવરાઓ તંમો શાહેબનાં મુકાંમ ઉપર બરશનુમ તથા આલાદ લેવા આવે તો તેવોનો અટકાવ કરવોજી. અને તેઓને હોકંમ કરવો કે ગોદાવરા હંમકારશાથનુ કાગજ લઇ આવે તો બરશનુમ તથા આલાદ મલે. જો તંમો શાહેબ ઈમ કરશો તો તેઓને પોતાનાં ટોલા શાથે મળતા થાવાની ફરજ પડશે અને ફેતનો ભાગી જશે અને ફરીથી પોતાનો હક પારકા પાશે નહી લુટાવશે. અને જારે તેવો મળતા થાશે તારે ફરીથી તંમો શાહેબને અરજ કરીશું તારે તેવોને બરશનુંમ તથા આલાદ આપવાની તશદી લેવીજી.

દશતુરજી શાહેબ હંમો શારી પેઠે જાંનીએચ કે તંમો શાહેબનું મકાંન મદદ માંગનારને મદદ આપવા શારૂ ખોલ્લુ છે તેથી તંમો સાહેબ એમ કરવાને કદાંચ આચકો ખાશો પંણુ દશતુરજી સાહેબ હંમારી નેમ કોઇબી રીતે બુરી નથી. હંમો તો દરઈક ભાઈઓ પોતાનાં પંથકનાં હક જાળવે એટલા શારૂ આવી રીતની તંમોને તશદી આપીએચ. અને શુરતવાલા શાહેબોઇ પંણ તેવોને આલાદ આપવાની બંધી કીધી છે. અને ઉમેદ છે કે તંમો શાહેબ પણ ફીતનો બેશાડી દેવા હંમારી અરજ કબુલ રાખશોજી. તથા આ કાગજનાં જવાબથી હંમો ઉપર નવાજેશ કરશોજી. એજ અરજ.

રોજ ૧૨ મો માહા ૫ મો શેહેનશાહી શને ૧૨૩૯ એજદજરદી.

લા૦ શદાનો દુવાગો ડા૦ કુવરજી શોહોરાબજી દશતુરનાંની ઇજદાંપના બાદ કબુલ ફરમાવીજી."

(અત્રે ડા૦ દીનશાહજી બરજોરજી દશતુર, તેમુરસ દીનશાહજી અકલેશરીઆ, દાદાભાઈ નવરોજજી, હોરમજજી ભીખાજી નવરોજજી પેશુજી કોહોઇઆજી લકબે ગોદાવરા, મોબેદ માણેકજી એદલજી રાંદેલીઆ, મોબેદ હોરમજજી જંમશેદજી, અધીઆરૂ એદલજી નોશરવાંનજી, ડા૦ કોહીઆજી લીમજીભાઈ, મોબેદ દોરાબજી એદલજી નવરોજજી જંમશીનાં, મોબેદ બરજોરજી મોતાભાઇ ગાદાવારા, ડા૦ એદલજી નવરોજજી બંમનજી આવાંદાંન જોશી, મો૦ હોરમજી એદલજી રતનજી લકબે જીજીભાઈ, આ૦ મનચેરજી ખરશેદજી વરીઆવાની સહીઓ થયલી છે.)[1]

—:o:—

નોંધ:—સુરતના વતની ભગરસાથના એક મોબેદે સુરત શેહેરમધે ભગરસાથનાં વપડાસ માટે એક દરેમેહર બાંધવાંની રજા આપવા નીચલો કાગજ યઝદેજરદી ૧૨૩૫ માં ભગરસાથના તે વેળાના વડા દસ્તુરજી ઉપર લખ્યો હતો:—

## દસ્તાવેજ ૧૩૪ મો, અસલ.

"શવશતી શ્રી નોશારી મધે શ્રી ૫ શરતાજ શરફરાજ શરદાર શાહેબ મુરબીજી દશતુરજી શાહેબ કેકોબાદજી મરૂમ દશતુરાને દશતુરજી રૂશતમજી લા૦ શેવક દુવાગીર તમારા હકમાં રાતદીન દુવાનો માગનાર તમારા કદમની મેનોરેનાં[2] તમારો તાઇબેદાર આ૦ પેશતનજી કેરશાશજી તાતાની બંદગી ખીજમતમાં પોચે. લખવાને મખશુદ ડજે શરદાર શાહેબ હમારા મોલા મધે દરેમેર બે છે પન તે શુરતવાલા મોબેદોની ઇજેલી છે તે મધે આપરા લોકોથી કંઇ કામ બની શખે નહ. ને હમારા બેદીનોને તાંનુ કામ બધા પરાનુ હમો કરીડ છઈડજી તે આપરી રૂશ્તમપરાની દરેમેર મધે કરીડ છેઇડજી પન હાલમાં હમારા બેદીન દોરાબજી મીશતરી કરી છે તેવની ખુશી દરેમેર કરવાની છે ને તેવની મરજી આપરા પનથકવાલા શાડબ પાશે ઇજાવાની છેજી ને પરાના શરવે બેહદીનોનીભી મરજી છેજી તેથી મેરબાની કરી શાડબ જો રજા આપો તો હમો તેવને હા કેજીડજી ને શાંડબ આગલરઈ ઇજાઞી આપો તો મોતો ઉપકાર શેવક ઉપર. શાડબ હમારે માથે શરદાર છેવો શાડબ જે હોકમ આપો તેમ હમો શાડબને તાડબે છઈડજી. બીજુ મુરબીજી શાડબના કદમનીચે શેવક આવાને ઉમેદવાર હતો પન મુરબીજી શાડબ મારી તબીડત નઇ ચાલતી ને પગે અતકાવ થાડઆથી નાચાર છેઉજી. બીજુ મુરબીજી શાડબ ઉપર હમારા બેહેદીન ખરશેદજીડભી કા૦ લખેઆછેજી તેથીભી શાડબ વાકેબ

---

૧ ઉપલો કાગજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં વાદીઓ તરફથી પુરાવામાં રજુ થયલો છે.

૨—મેનોરેનાં—એ શબ્દ સમજ પડતો નથી,

થાશોજી શાહેબ શરદાર છેવોજી કઇ શાહેબની નેક નજર પોચે તેમ જવાબ વાલવોજી હાલ ફેજ અરજ શેવક શરખુ કાંમકાજ ફરમાવુજી શેવક ઉપર જેવી મેરબાંની છે તેવી હમેશ રાખવીજી રોજ ૬ માહા ૬ શને ૧૨૩૫ ફેજદેજરદી.

શરદાર શાહેબ તમારો નમનતાઇ ભરેલો જુતીનો ઉથાવનાર જમશેદ પેશતનજી તાતાની બંદે વાંચશોજી." [1]

-:o:-

**નોંધઃ—શ્રી** નવસારીની મલેશરની અનજુમન તરફથી શેઠ ફરામજી ફકીરજી તંબોલીએ નીચલો કાગજ દસ્તુરજી કેકોબાદજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણા ઉપર લખ્યો હતો, જે મધે એક પારસીએ "મુકતાદ" નહીં માંડયાં તેની ફરીયાદ મલેસરની અનજુમનને નામે દસ્તુરજીને કરવામાં આવી છે; આએ કાગજમાં લખવાનો સને નથીઃ—

# દસ્તાવેજ ૧૩૫ મો, અસલ.



"શદા મેરબાન નાંમદાર શાહેબ દશતુરજી કેકોબાદજી રૂશતંમજી લા૦ મલેશરની અનજુમનની દુવા વાંચજોજી જત શાહેબને લખવા અરજ એ છે જે હમારા ફલીઆ મધેનાં પારશી ભીખાજી પેશીજી રાંણાં જે હાલમાં રાવનુ કાંમ કરેછે તેને આડ વરશ મુકતાદ માંડેઆં નથી તેથી એ ધનીને પૂછવુ કે તુ વેચાનમાંથી રૂા. ૧૨) બાર જંણ ૩ ને નામે લેઇ ગઓ ને મુકતાદ કેમ માંડેઆં નહી. ગીએ વરસે એનાં ભત્રીજાએ મંડાવેઆથાં ને આઠ વરસ એનો વારો છે. એની ફારગતીમાં શાફ લખેઉ છે કે એક વરશ ભત્રીજા માંડે ને બીજે વરશ ભીખાજી પોતે માંડે એવું છે. એ તંમોને જુઠો ફરેબ આપશે કે મારા ભત્રીજાનો વારો છે તેથી હમે ખોલાશો શાહેબને કરો છે વાશતે એની પાસે હાલ રૂ૦ ૧૨ પાછા લેવાની ધમકી અછી આપીને આવતે વરશથી તંન નાંમ ઉપર મીડાં મુકાશે એવું જરબ આપી કેશો તો રવાનનું કાંઇ આ પાક દીવસ કાંમ થશે વાસતે એ વીશે જાજુ લખવાને દરૂશત વીચારતા નથી. એ ધનીનેજ તમારી પાશે મોકલો છે તેથી એ વીશે નેક કાંમ શરંજામ પોચાડવાનો ખોલાશો લખજોજી રોજ ગાથા પેલે.

દ૦ અનજુમનની તરફથી ફરામજી ફકીરજી તંબોલીની શલાંમ વાંચજો." [2]

---

૧—ઉપલો કા૦ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના મુકદમાં મધે વાદીઓ તરફથી પુરાવા તરીકે રજુ થયલો છે.

૨—ઉપલો કાગજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેસ મધે પુરાવામાં રજુ થયલો છે.

**નોંધ:**—મેઘર ગામ જે સંવત ૧૭૯૦ની સમજુતીના લેખમાં મીનોચેહેરહોમજીના મોબેદોના પંથકમાં ગણાયું હતું અને જ્યાં "અનોશેહેરવાન" ના કામો કરવા મીનોચેહરહોમજીના સાથવાળા મોબેદોએ ના પાડવાથી ત્યાંના જરથોશ્તીઓની માગણી સ્વીકારી ભગરસાથના વડા દસ્તુરજી દારાબજી માહીયારજીએ અનોશેહરવાનનાં કામો કરવા સારૂં યઝદેજરદી ૧૨૫૩ થી કબુલ કર્યું હતું, તે ગામમાં વલસાડના મોબેદો લગન સારવા આવનાર છે એમ જણાવી એ દસ્તુરજી ઉપર બીલીમોરાથી નીચલો કાગજ લખવામાં આવ્યો હતો; એ ઉપર લખવાનો સને નથી પરંતુ તેમાં "હાલે ખેરગામની મહેનત પડે છે" કરી આવેલા લખાણ ઉપરથી તે ૧૮૮૧-૮૨ માં લખાયલો માલમ પડે છે: અસલ કા૦ નીચે મુજબ છે:—

# દસ્તાવેજ ૧૩૬ મો, અસલ.

"શદા શુખી શરનાંતાજ નેકનામ મુરબીજી શાહેબ દશતુરજી દારાબજી જીનતનશીન દશતુરજી માઇઆરજી મુકાંમ નોશારી. લા૦ શી બીલીમોરેથી ગરીબ મોબેદ જમશેદજી જીનતનશીન શોરાબજી પંઠકીના દુવા સલામ વાંચજોજી જત મુરબીજીને અરજ કરવાને જરૂરીઆત એ છે કે શી મેઘોર ખાતે લગન છે વર પાંચ છે તેમો વલસાડના મોબેદોભી અશરવાદ દેવાને શારૂ આવનાર છે એમ પાકી ખબર છે વાશતે મુરબીજીને જાંનવા અરજ કરીએ છે કે એ ઉલતું જોતાં જનાએ છે. વાશતે શી મેઘોર ખાતે અશરવાદ દેવાનો વલસારા શાહેબોનો હક નથીજી વાશતે તમો મુરબીજીને દરીઆફત કરી ગતીરીતે પાકો બંદોબશ કરવો ગને છે વાશતે તમો મુરબીજી મેઘારવારા બેહેદીન શાહેઓને બોલાવી પુછશો નો ખુલાશો કરશોજી. કાંજે તમે મુરબી અંજાંન હશો વાશતે તમો શાહેબને જાએર કરવા હુમારી ફરજ છે માટે તમો પછીતો મુકતીઆર છેવોજી એજ અરજ. સરવે મોબેદોએ તમો શાહેબની હજુરમો દુવા બંદગી કરી છેજી રો૦૯ મા૦ ૮ એનો ખુલાશો જાંનવા ઉમેદવાર છેજીએજી. મુરબીજી આલે ખેરગામની મેનત પરે છે તેવી કોઇ વખત મેઘોરનાં પંનથકની મેનત પરશેજી. વલશારવારાઓનો આપરી તરફ કેયેબી હક નથીજી તેઠી મેરબાની કરી જેમ તમારૂ ધેઆન પોચે તેમ કરી અમો ઉપર લખજોજી એજ અરજ." [1]

**નોંધ:**—સંવત ૧૭૯૩ (ઇ૦ સ૦ ૧૭૩૭ માં લખાયલો નીચલો દસ્તાવેજ કોણને લખી આપ્યો છે તે જણાતું નથી. એમાં એક સંજાણા મોબેદે ભગરસાથના સુરતના પંથકમાં પોતાના છોકરાની "નવજોત" કરવાથી તેને ત્યાં અટકાવવા અને તે ભવિષ્યમાં ભગરસાથના પંથકમાં કોઇબી ક્રિયાકામ નહી કરે તેનો જામીન રહેવા વિષેનું લખાણ છે. અસલ કા૦ નીચે મુજબછે:—

૧—છપલો કાગજ નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પુરાવા તરીકે રજુ થયલો છે.

# દસ્તાવેજ ૧૩૭ મો, અસલ.

"——————————————————————————જોગ લ૦

આ૦ કાવસ માણકજી નેરીમાંનજી જત આ૦ નવરોજ કાવસ જમશેદજી ઉદવાળા શંજાણાં અધારૂ જેણે શ્રી સુરતમાં શ્રી અધારૂ ભગરીઆ અનજુમનનાં પંથકમાં પોતાનાં છોકરાની નવજોત કીધી જે ઉપર તેને અટકાવો હતો તે અમો તેનાં કેલ જાંમીન તા૦ હાજર જાંમીન થાઇ લેઇ ગીઆ તે હવે પછે સુરતમાં કાંઇ કેલ કરે કઇઆ કોઇ અધારૂ ભગરીઆ સાથે કાંઇ નોહીગર કરે તો તેનો જબાબ અમો કરૂ ને તેને લાવી હાજર કરૂ ક અમારી રાજી રગબતે જાંમીન થાઇ લેઇ ગીઆ શહી શા૦ ૧૭૯૩.

રોજ ૨૪ મા ૧૧ ભાદરવા વદ ૯ બુધે.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ. | ૧ તતર શાખ. |
| ૧ આ૦ કાવશ માણક નરીમાન મતુ લખા પરમાન શહી. | ૧ મહતા મોતીચંદ ધણી હજુર શાખ. |
| | ૧ આ૦ કુકાજી મહેરજી સાખ."[૧] |

——:o:——

નોંધ:—સંવત ૧૭૯૩ (ઇ૦ સ૦ ૧૭૩૭) માં ભગરસાથનું સુરત શેહેરનું પંથક ચલાવનારા ત્રણ ભગરસાથના મોબેદોએ શ્રી નવસારી મધે દેશાઇ ખોરશેદજી તેહમૂલજી ઉપર નીચલો કાગજ લખ્યો હતો, જે ઉપરથી જણાય છે કે પંથક ચલાવવા ગયલા મોબેદો.ની પાસે નવસારીની અનજુમને લેવાના મુકરર કીધેલા લવાજમો વસુલ કરવા માટે તે વેળાએ કેટલી કાલજી રાખવામાં આવતી હતી; અસલ કાગજ નીચે મુજબ છે:—

# દસ્તાવેજ ૧૩૮ મો, અસલ.

"શરતાજ શરફરાજ ઉમર વ દુલતખાંને આબાદ નેકનાંમ દીન દોશત નેક કેરદાર પુજ શ્રી ૫ દેશાઇ શ્રી ૫ આ૦ ખોરશેદજી ગુ૦ તેહેમૂલજી લા૦ સુરતથી કમખેજમ

૧—આએ દસ્તાવેજ, નવસારીમાં બંધાયલી નવી અગીઆરીના કેશમાં પુરાવા તરીકે મુકવામાં આવેલો છે.

ફકીર દુઆગો હમેશાંનો આ૦ નવરોજજી ફરામજી તા૦ આ૦ મીનોચેહેર કાઉશજી તા૦ આ૦ રૂસ્તમજી હોમજીની કેન દુઆ વાંચજોજી પુજજી લખવા કરન કજે પૂજશ્રીનો કાગદ આ૦ ખોરશેદ દાદાજી શાથે પોતો તે લઇ શરચશમે ચડાવીને વાંચએો ને વાંચીને હકીકતથી વાકેફ થઇઆ. પૂજજીઇ શેઆવને વાશતે લખેઉતુ તે તો આ૦ શોરાબજીને આપેઆ હતા ને બાકી હતો તેબી કાગદ વાંચીને આપેએો છે ને ખરચી આ૦ નવરોજ ફરાંમજી પાશે રૂ. રા અંકે રૂપૈઆ હડી છે તે આ૦ મનચર પાશ રૂ૦ ૩ાા અંકે રૂપૈઆ પાંણુંચેઆર છે તે મધેથી રૂ૦ ૧ાા અંકે ડોડ અમુને ખરાજાતનો બેઠો છે તે આ૦ શોહોરાબજી તે મજરા આપતા નથી વાસ્તે આ૦ શોરાબજી પર તમો લખજો જે તે રૂ૦ ૧ાા ડોડ મજરા આપીને બાકી રૂ૦ ૪ાા અંકે પાંણુંપાંચ રહેઆ તે આ૦ શોહોરાબજી નોશેરવાંનજીને હવાલે કરશું તે જાંણજોજી બી૦ જાદા શું લખુ શરવ સાથની દુઆ વાંચજો ફકીરપર મેહેરબાંની રાખો છો તેવી રાખજો શં૦ ૧૮૮૩નાં અશુદ ૧૨ રો૦ ૧૭ માં૦ ૧૨ લખુ છે ગુસ્તાખી લખાઇ હોઇ તે માફ કરજો."

---

**નોંધ:**—સંવત ૧૮૩૨ (ઇ૦ સ૦ ૧૭૭૬) માં નીચલો કાગજ મુંબઇથી ત્યાંના બે પંથકી ભાઈએોએ નવસારી મધે દેશાઇ શ્રી ખોરશેદજી તેહમુલજી ઉપર લખ્યો હતો:-

# દસ્તાવેજ ૧૩૯ મો, અસલ.

"કદરદાંન નેકનાંમ નેક નઈઅત શદા શરફરાજ મુરબી શ્રી ૫ દેશાઇજી ખોરશેદજી ગુ૦ બેહેસ્ત મોકાંમી તેહેમુલજી લા૦ હમેશનો દુઆગોર કંમતરીન હમેશનો શેવક આ૦ માંણેક ગુ૦ બચા તા૦ આ૦ નવરોજ ગુ૦ બચાનો કેને કજદાં આફરીન બાદ વાંચજો ને શમાચાર ૧ પરીછજો જે મુંરબીજીનાં કાગજ વાંચેઆથી જીવને મલેઆ જેટલો શંનતોક ઉપજેઓ છે ને મુરબીજીનાં લખેઆથી ગેરશખુન લખેઆથી હમુને કાંઇ દરોગ નહી પંણુ કોઇક જુઠુશાચુ લખીઉ હશે પંણુ હમે જાં લગે જીવુ છેઉં તાં લગે તો વડાવોનો રાહા રશમ મેલી વેગલા નહી થાઇક અમો તો શાહેબજીનાં કાચા શુતરનાં બાંધેલા છઇક દાંણાુની આગલ જાદા લખેઆની શી હાજત છે ને શાહેબજીને કાગજ ૧ આ૦ શુખાજી શેહેરીઆરજી હાત મોકલીઉ હતું તે તમુને પોતું હશે ને ભાઈ મંનોચેરજી તા૦ ભાઇ માણેકજી તા૦ અંનજુમંન શરવને દુઆ વંચાવજો ને કેજો જે હમેશા હશાબમાં છઇક ને શાહેબજીને લખી જાંણીક છઇક જે પેળા અધેઆરૂકન નીરંગદીન તા૦ આલાદ આવનાર છે તેની શાથે હમારૂ માંણુસ કાઢી તે તેની શાથે મોકલાવજો જુદી જુદી પંણુ તે માંણુશની શાથે હમારૂ માંણુશબી મોકલાવજો જાદા શુ લખીક થોડે લખે ઘણું કરી જાણજો શંવત ૧૮૩૨ નો રોજ ૭ માહા ૧

મુરબીજી શ્રી ૫ હમારી તરફથી મેહેરબાંની કરીને ફક કાગજનો પુરજો નોનાંભાઇ બેરામજી બનાંજીનાં ઉપર લખજો ને તે મધે હમારા તરફથી બેદ શખુન કમ લખજો જે માંણેકજી બરદાશ કરતા હતા તેથી જાદા કરતા રેહેજો."[1]

---

નોંધઃ—નીચલો કાગજ સુરતની અનજુમને નવસારી લખી ત્યાંથી મોબેદની એક જોડ મંગાવી હતી; એ કાગજ ઉપર લખવાનો સને નથી પરંતુ તેનાં જવાબમાં નવસારીની અનજુમને યઝદેજરદી ૧૧૦૬ ( ઇ૦ સ૦ ૧૭૩૭ ) માં લખેલો કાગજ પણ જળવાયલો હોવાથી બન્ને કાગજો અત્રે ઉતારી પ્રગટ કરવાને મેં મુનાંસેબ વિચાર્યું છેઃ—

# દસ્તાવેજ ૧૪૦ મો, અસલ.

"સ્વાસ્તા શ્રી નોશારી સ્થાને પુજા રાધે શરવ ઉપમાંહાં જોગ શદા શોભાગ નેક નામ દીન દોશ્ત દ૦ શ્રી ૫ જંમશેદજી ગુ૦ રૂસ્તંમજી તા૦ દ૦ શ્રી ૫ બરજોરજી ગુ૦ દ૦ દારાબજી તા૦ આ૦ જામાશજી આશાજી તા૦ દેશાઇ ખુરશેદજી તેહેમુલજી તા૦ દેશાઇ જીવંનજી માંણકજી તા૦ આ૦ રતંનજી માંણકજી વગરે શમંશ્ત હુંમકાર શ્રી નોશારી પંથકનાં. એતાંન શ્રી સુરતથી લા૦ શંમશત અંજુમન અધારૂ તા૦ બેહેદીન વગરેની ફીન પનાં ફજદાંબાદ વાંચજો જત અહીં કુશલ છે તંમારી કુશલનાં કાગલ લખવા જેથી મલા જેટલો આરાંમ થાદ બી૦ શંમાચાર ૧ પરીછજો જે શ્રી સુરત મધે અંમારી દરેમેરનાં અધારૂઓનાં બરશનુમ શંમધી નાંપાક શેહેતાંનની હરકત થઇ છે માટે તંમોને તશ્દી દીધી છે જે તાંહાંથી અધારૂની જોડ ૧ બરશનુમના કાંમના દરેમેહેરનાં કાંમનાં ચલાવનાર શારા પોખતા જોઇને મેહેરબાંની કરીને અંમારી દરેમેરમાં કાંમ ચલાવવાને કાજે મોકલજો તેની મુજદ જે થાશે તે અંમો આળસુ ઘંણુ શુ લખીદ કાંમકાજ લખજો ઉતાવલાં આવી પોચે તે કરજો રેળપાંણીનાં દાડાથી તાકીદ શાથે મોકલજો રોજ ૧૫ માહા ૧૧.

લા૦ માંણેકજી નવરોજીની શલામ વાંચજો.
લા૦ આ૦ ભીખા જમશેદજીની સલામ વાંચજો."

( અત્રે આ૦ પેશતન હોશંગજી, આ૦ રસતમ કાંમદીન, આ૦ દાદા બહુમનજી, આ૦ શુરાબ રશતમ, આ૦ બેરામ હીરા, આ૦ કાવશ ફરેદુન, મોદી નાંહાંનાંભાઇ ભીમજી, વો૦ મોટા ભાઇ ફદલજી, વો૦ નાહાનાભાઇ શોરાબજીની સહીઓ છે. )

---

૧ છપલો કાગજ, નવસારીમાં બંધાયલી નવી અગીઆરીનાં મુકદમાં મંવે વાદીઓએ પુરાવામાં રજુ કરેલો છે.

# દસ્તાવેજ ૧૪૧ મો, અસલ.

" શાવસ્તા શ્રી સુરત બંદરે શરવે ઉપમા જોગ શદા શોભાગ નેકનાંમ આ૰ શ્રી ૫ માંણકજી ગો૰ નવરોજજી તથા આ૰ શ્રી ભીખાજી જમશેદજી તા૰ આ૰ શ્રી ખરશેદજી નવરોજી તથા આ૰ શ્રી પેશતનજી હોશંગજી તથા આ૰ શ્રી રૂસ્તમજી કાંમદીનજી તથા આ૰ શ્રી દાદાજી બેહેરાંમજી તથા આ૰ શ્રી સુરાબજી રૂસ્તમજી તથા આ૰ શ્રી બેહેરાંમજી હીરાજી તથા આ૰ શ્રી કાવસ્જી ફ્રેદુનજી તથા આ૰ શ્રી દારાબજી સુરાબજી વગરે શંમસ્ત અધારૂ તથા મોદી શ્રી ૫ નાંહાંનાંભાઇ ભીમજી તથા વો૰ શ્રી મોટાભાઇ ફદલજી તથા વો૰ શ્રી નાંહાંનાંભાઈ શોરાબજી વગરે શંમસ્ત બેહેદીન લા૰ નોશારીથી શંમસ્ત અધારૂ શ્રી વડી દરેમેહેરનાં કેન શ્રી દુઆ વાંચશો જત આંહાં તાજગી છે તમો શંમસ્તની તાજગીના કાગલ ૧ આવો તે પોહોતો વાંચી શંમાચાર જાંણ્યાં તમો લખુ જે મોબેદ બરશનમનાં ધંણી જોડ ૧ અહી મોકલાવજો જે અહી કાંમ ચલાવે તે ઉપર અહીથી ફરવદ શ્રી દાદાભાઈ કાકાજી તથા ફરવદ શ્રી મંનોચેહેરજી કેરશાસ્જીફ બંને જણ મોબેદ મોકલા છે તે શરવે કાંમ દીનનાં ચલાવશે તે જાણજો વલી કામકાજ લખજો ને જે જોઇફ તે મંગાવજો રોજ ૧૬ મા૰ ૧૧ સં૰ ૧૭૯૩ ભાદરવા શુંદ ૧૦ વાર બુધે શંન ૧૧૦૬, "

---

નોંધઃ—નીચલાં બે કાગજો યઝદેજરદી ૧૨૪૦ માં પુણાથી સરદાર ખાનબહાદુર દસ્તુરજી નોશેરવાનજી જામાસ્પજી જામાસ્પઆશાનાએ ભગરસાથના વડા દસ્તુરજી ઉપર નવસારી લખ્યાં છે. એ મધેનુ પહેલુ કાગજ રોજ ૧૯ મો માહ ૪ થો સને ૧૨૪૦ ને દિને દસ્તુરજી સાહેબ કેકોબાદજી રૂસ્તમજી મેહેરજીરાંણા ઉપર લખયું હતું. અને સંજોગ એવો બન્યો કે તેજ દહાડે-રોજ ૧૯ મો માહ ૪ થો સને ૧૨૪૦ યઝદેજરદી, તા૰ ૮ મી જાનેવારી ૧૮૭૧ને દિને—૫૭ વર્ષની ઉમરે શ્રી નવસારી મધે દસ્તુરજી કેકોબાદજી રૂસ્તમજી ગુજર પામ્યા હતા. ત્યારબાદ બીજો કાગજ પુણાવાલા દસ્તુરજી નોશેરવાંનજીએ ભગરસાથના વડા દસ્તુરજી માહીઆરજી કેકોબાદજી ઉપર રોજ ૨૫ મો માહ ૫ મો સને ૧૨૪૦ યઝદેજરદીને દિને લખ્યો હતો, અસલ કાગજો નીચે મુજબનાં છેઃ—

# દસ્તાવેજ ૧૪૨ મો, અસલ.

" પુણા, રોજ ૧૯ માહ ૪ સને ૧૨૪૦ યજદેજરદી. શ્રી નવસારી મધે મેહરબાંન નેકનાંમ દસ્તુરજી સાહેબ કેકુબાદજી મરહુમ મુરબી દસ્તુરજી સાહેબ રૂસ્તંમજી શલાંમતબાદ.—જત લખવા મકશદ એ છે કે અત્રે ખેર છે. તંમારી તરફની તાજે-

હગી વાંચવાને ઇછું છું. બીο લખવા જરૂર એ છે કે હંમારે તાંહ મોબદીનાં કાંમપર સુરતવાલા ખુરશેદદારૂ માંડંણુનાં બેહુ છોકરા પગારદાર રેહલા હતા તેવોને બરસનુમની રજા તમો સાહેબ નથી આપતા અને તે બાબત હંમારૂ કાગજ તંમો સાહેબે માંગીઉં છે એવું તે મજકુર મોબદ માંડણુ લખે છે. માટે તમો સાહેબને જણાવવાને ખોલોસો કરૂં છું કે પુણાંમાં હંમારે તાંહ યોજદાસરેગરી દરેમેહરનાં મોબદો કરે છે તે ભગરીઆ તથા મંનોચેહરહોમજીવાલા મોબદો પોત પોતાનાં કાયદા તથા ધારા પરમાંણે કરીઆ જાએ છે અને મનોચેહરહોમજીવાલા મોબદોને પગારે રાખેલા છે તે ફક્ત હંમારા બેહદીનોને તાંહનુ કાંમ કરે છે. નીઆએશ-યશ્ત-ભણે છે. તાο તે બેહદીનોને તાંહ બાજ-આફ્રંગાન-શતુમ ફરૂઅશી કરે છે તથા જેમ મુંબઇમાં અવાવ વંદીદાદ બેશે છે તેમ કોઇનાં વંદીદાદ હોએચ તો તે બેશે છે. એવું કાંમ કરે છે. અગર મંનોચેહેરહોમજી વાલાઓનાં મોબેદોનાં બરશનુંમને ઇશ્કાલ પોંહચે છે તો તેઓને મુંબઇ મોકલી પાહલંનજી દાદાચાંનજીની મારફતે બરશનુમની બદલી કરાવીએ છે. એ મુજબ મનોચેહરહોમજીવાલા મોબેદો ભગરીઆ કોઇબી મોબદ સાથે વાપડતા નથી. તે કરતાં હમો પોતે એ મુજબ કેમ કરવા દઇએ ? એમ કરતાં બેહુ તરફવાલાઓને અડચંન થાઇને નોકસાંનમાં ગરીબ માંણુસો આવી પડે. આજે હંમારે તાંહ ચાકરી છે અને કાલે હમો રજા આપીએ એટલે તે લોકનું શું થાય ? વાસ્તે હેવું કશું નથી. અને હંમારે તાંહ કોઇ પરકારે એ કાંઇ હમો કરવાની છુટભી આપીએ નહી તે સત જાણુજો, અને મજકુર માંડણુનાં છોકરાઓને બરશનુમ લેવાની રજા આપજોજી, વધારે વાંચવાની તકલીફ આપતો નથી. સરવે સાહેબજાદાઓને નાંમ બનાંમ દુઆ સલાંમ વાંચી સંભલાવવી બીજું. સાહેબની ખાતરી થવા તે ધણીનું હમોપર આવેલું કાο અતરે બીડીઉ છે તે વાંચવાથી વાકેફ થશો. એજ મકશદ.

તાજેહ કલમ--મેહેરબાંની કરી જવાબ લખજોજી જે અમોને ખેલાસો જણાય. અગર તમો સાહેબ બીજી બાબતને સારૂ બરશનુમની રજા નહી આપો તો તે શંબંધી હમોને કસુ લાગતું વલતું નથી તંમો મુખતેઆર છો. મગર પુણાંમાં મંનોચેહરહોજી વાલા સાથે એ માંડણુનાં છોકરાઓ અથવા કોઇ બીજા મોબેદ સાથે મંનોચેહરહોમજીનાં મોબેદોએ વાપડીઉ છે એમ સાહેબને કોઇએ સંમજાવીઉં અથવા લખીઉં હોય તો તે ગલત જાંણુજો. એજ મકશદ.

લાο દોઆગો કમતરીન

દο નોશેરવાંન દસ્તુર જામાસ્પજીની

યજદાંપનાહ બાદ કબુલ ફરમાવજોજી. ”

# દસ્તાવેજ ૧૪૩ મો, અસલ.



"પુણાં, રોજ ૨૫ માહ ૫ શને ૧૨૪૦ યજદેજરદી.

મેહેરબાંન નેકનાંમ દસ્તુરાંને દસ્તુરજી સાહેબ માહીઆરજી પશુમઅખાંની દસ્તુરજી સાહેબ કૈકુબાદજી શલાંમત બા કરામત. નવસારી–

સાહેબ૦ લખવા મકસદ એ છે કે અતરે ખેર છે તંમારી તરફની તાજેહગી લખવીજી. તંમો સાહેબનો પત્ર ચાલતા મહીનાનાં ૨૨ માં રોજનું લખેલું પોહતાથી સરવે હકીકત જાણી છે. તમો સાહેબે અનજુમંન સાહેબને કંમતરીનનું કા૦ વંચાવીઉં અને અંનજુમંન સાહેબે દરૂસ્ત ધારીઉ તે વાંચી ખશનુંદ છું. અને સુરતવાલા મોબેદ ખુરસેદજી શાપુરજી માંડણનાં છોકરાને બરશનુમ આપવાનો હોકંમ કીધો હશેજ–તે જાંણવું જોઇએ છે. કાંકે તે લોકનો ગીલ્લો હમારી ઉપર નહી જોઇએ એટલાજ વાસ્તે મરહુમ દસ્તુરજી સાહેબ ઉપર લખું હતું. બીજું, અંનજુમન સાહેબ કંમતરીનથી ખોલાસો ચાહેચ અવાવ વંદીદાદ વીશેનો. તેનું જાણવું એ જે મુંબાઇમાં બેહદીનોને ઘર કાંઇ સબબ હોએ છે તેવારે બેહદીનો પોતાનાં ઘરમાં વંદીદાદ બેશાડે છે. જેમકે મુકતાદનાં દીવશોમાં અશો ફરોહરની આરાસ્તા કરેલી જગો આગલ બેશાડે છે. તે હોમ–જીવાંમ–બરસંમ તથા આલાત વગર–તે અવાવ વંદીદાદ સમજવો, જેને એસ્તે લાહીમાં આપડા ભાઇડાવો "બેસવાને" નાંમે બોલે છે તે જાણવું.–

મેહરબાંન રેહવું, કંમતરીન લાયક કાંમ હોય તે ફરમાવવું. શરવે ભાઇ સાહેબોને તથા માતાજી સાહેબને દુઆ પોહચાડવી. અતરેથી ભાઇ હોશંગજીની દુઆ શલાંમ વાંચી કબુલ કરજોજી એજ મકશદ.

લા૦ કમતરીન દોઆગો

દ૦ નોશેરવાંન દસ્તુર જામાસપજીની દુઆ શલાંમ કબુલ ફરમાવજોજી."

---

નોંધ:—સંવત ૧૮૫૬ (ઇ૦ સ૦ ૧૮૦૦) માં શ્રી સુરત શેહેર મધે વસનારા મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ ત્યાં "જીંદેહરવાન"ના ક્રિયાકામો કરવા અને તેનું નેમેલું લવાજમ દરેક જીંદેહરવાંન દીઠ આપવા શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને એક દસ્તાવેજ કરી આપી કબૂલ કીધું હતું અને તે માટેની રજા ભગરસાથ અનજુમને તેઓને આપી હતી. આએ દસ્તાવેજ અસલ ઓરીજીનલ મારા હાથમાં આ૦યો નથી પરંતુ તેની એક જૂની નકલ જે એરવદ સાહેબ સોહરાબજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણા પાસેથી મને મલી છે, તે અત્રે સદાખરી ઉતારી પ્રગટ કરવામાં આવી છે; આ પુસ્તકના ૫૪૧ માં સફા મધે દસ્તાવેજ ૧૦૨ તરીકે પ્રગટ કરવામાં આવેલા

સરકારી મોહોર સાથના એક અસલ ઓરીજીનલ લેખ ઉપરથી માલુમ પડે છે કે, ભગરીયા અને મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી ઇ૦ સ૦ ૧૬૮૯ થી ચાલુ રહેલા વાંધાઓનો ઇ૦ સ૦ ૧૭૩૪ માં નામદાર ગાયકવાડ સરકારથી નેમાયલા "લવાદો" એ છેવટનો ફેસલો કરવા પછી ૧ વર્ષે—ઇ૦ સ૦ ૧૭૩૫ માં-નવસારીની ભગરસાથ અનજુમને મીનોચેહેરહોમજીના સાથવાલા એક મોબેદને સુરત શેહેરમાં "રૂસ્તમપુરા" ખાતે અનોશેહેરવાનનાં ક્રિયાકામો કરવા સારૂં મોકલાવ્યો હતો; તે વેળાએ તે મોબેદની પાસેથી ઉપલો દસ્તાવેજ લખાવી લેઇ ભગરસાથ અનજુમને તેને સુરતમાં રૂસ્તમપુરા ખાતે ફક્ટ રવાંનને લગતાંજ કામો કરવાની રજા આપી હતી. ત્યારબાદ ૬૫ વર્ષે તે મીનોચેહેરહોમજીના મોબેદના વારસોએ ભગરસાથ અનજુમનનું વડપણ જાળવી અને ઘટતો લવાજમ આપતા રેહેવાની કબુલાત આપી "જીંદેહરવાંન"ના કામોબી કરવાની રજા માગવાથી, તેઓની પાસેથી નીચલો દસ્તાવેજ લખાવી લેઇ નવસારીની ભગરસાથ અનજુમને તેઓને કાયદાસર રજા આપી હતી. આએ બન્ને દસ્તાવેજો ઉપરથી જોઇ શકાશે કે મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદો સુરત શહેરમાં અનોશેહેરવાંનનાં કામો કરવા જેમ ભગરસાથ અનજુમનની રજાથી તેમનું વડપણ જાળવીને ગયા હતા તેમ ત્યાં "જીંદેહરવાંન"નાં કામો પણ તેઓ ભગરસાથ અનજુમનની રજાથી તેઓના હકનો લવાજમ આપવા કબૂલી, ઇ૦ સ૦ ૧૮૦૦ થી કરવા લાગ્યા હતા.

# દસ્તાવેજ ૧૪૪ મો, નકલ.



"શમશત અંજુમન ભગરીઆ શ્રી નોશારીનાં વડા પંથકનાં જોગ લા૦ શ્રી સુરતનાં શેઠ શ્રી રૂસ્તમજી માંણેકજીને પરાનાં આ૦ ફરામજી પેશતંનજી શોહોરાબજી રાંણુજી તા૦ આ૦ કાવસજી જાંમાસ્જી ભાઇજી તા૦ આ૦ રૂશતમજી હોમજી પેસ્તંનજી વગેરે પરા મજકુરનાં મનોચેહેરહોમજીનાં સાથનાં શમસ્ત. જત અંજુમનશ્રીઇ પરથમ શેઠજી રૂસ્તમજીનાં પરાની અહમારી અગીઆરીમાં અનોશેહેરોઆનનાં કાંમ માંડવાની રજા આપી તે મુજબ અમો ચાલીઇ છે તેહેવાર પછી આજદંને અમો અંજુમનશ્રીની રજા લેઇ શેઠ શ્રી રૂસ્તમજીનાં પરાનાં તા૦ વાડીફલીઇનાં તા૦ મલેસરનાં બેહેદીનોનાં જંદેહેરવાંનનું કામ કરવું શરૂ કીધુ કાઇજે આપણાં બેહેદીનોનાં જંદેહેરોઆંનનો હક તમારો છે તેથી અમોઇ અમારી રાજીરજામંદીથી જંદેહેરોઆંન ઇકે રૂ૦ ૫ અંકે પાંચ તમોને ભરવા કબુલ કીધા છે તેનો કરાર ઇજે શાલબશાલનાં જેટલાં જીંદેરોઆંન થાઇ તે તમાંમ જંદેહેરોઆંનનાં તમારા હકનાં રૂ૦ જે ઉપર લખેઆ છે તેહે શાલે જેટલા થાઇ તેટલા અમો ભરેઆ કરીઇ અગર તે રૂ૦ ભરતાં ઓજર કરીઇ ઇઆ બાજે જંદેહેરોઆંન કરી ગેરહેશાબમાંહાં લાવીઇ તમોને તેહેનો હક નહી પોચાડીએ તો વહમો અમુને પુછી લેઓ અથવા ઇ બેહેદીનોના જંદેહેરોઆંનનાં કાંમ કરવાથી મને કરો તો હમો

દુર રહીઇ ને તે બાબતમાં અંજુમન શ્રી શાથે હમારૂ લાગેવલગે નહી કાંઇજે એ હક તમો ભગરીઆ અંજુમનનો છે તા૦ બીજુ ઇજે શેઠ શ્રી રૂસ્તમજીનાં પરામાંહાં તા૦ વાડીફલીઆમાંહાં તા૦ મલેસરમાંહાં બાજે બેહેદીનોને ગહરનુ તમાંમ કાંમ તમો ભગરીઆ કરો છો તે બેહેદીનોનાં જંદેહેરોઆંનનુ તા૦ શ્રી નોશારી કશબાનાં મોટા ફલીઇનાં તા૦ મલેસરમાંહે બેહેદીન અમારા તા૦ તમારા બેહેદીનો ને પંખેડી પંથકનાં બેહેદીનોનાં જંદેહેરોઆંનનુ કાંમ તમારી રજા બેગર કરીઇ નહી. ઇ કરાર પરમાંણે શેઠ શ્રી રૂસ્તમજીનાં પરાનાં તા૦ વાડીફલીએનાં તા૦ મલેસરનાં હમારા બેહેદીનોનુ જંદેહેરોઆંન ઇજવાની રજા તમારી લેઇને ઇ લખીઉ હમારી રાજી રજામંદીથી લખી આપીઉ તે શાહી ઇ વાતમાં કશો ઓજર શખુન નહી તા૦ ઇ ઉપર રૂ૦ ૫) પાંચ જંદેહેરોઆંનનાં લખેઆ છે ને ઇક શખસનુ ઇલાધુ કરીઇ તો તેહેને હેશાબે રૂ૦ રાા હડી થાઇ તે પરમાણે તમોને ભરીઇ શાહી. શા૦ ૧૮૫૬ નાં માગસર વદી ૧૩ વાર ભોમે રોજ ૩ માહ ૩ ખોરદાદ

| | | | |
|---|---|---|---|
| ૧ | અત્ર મતુ | ૧ | તત્ર શાખ |
| ૧ | આ૦ ફરાંમજી પેશતનજી મતુ | ૧ | આ૦ ખરસેદજી બેહેમનજી શાખ |
| ૧ | આ૦ કાઉસજી જાંમાસ્જી મતુ | ૧ | આ૦ મનોચેહેરજી બેહેરાંમજી શાખ |
| ૧ | આ૦ રૂસ્તમજી હોમજી મતુ | ૧ | આ૦ પેશતનજી બરજોરજી શાખ ” |

નોંધ:—ઉપલાજ મીનોચેહેરહોમજીના સાથવાલા મોબેદોએ નીચલો જૂદો દસ્તાવેજ તેજ વેળા ભગરસાથના વડા દસ્તુર ફરામજી[1] શોહરાબજી દસ્તુર મેહેરજીરાંણાને લખી આપ્યો હતો, જેની પણ નકલ ઉપલા દસ્તાવેજની સાથેજ લખાયલી છે અને તે નીચે મુજબ છે:—

## દસ્તાવેજ ૧૪૫ મો, નકલ.

“ દસ્તુરજી ફરાંમજી શોહોરાબજી રૂસ્તંમજી જોગ લા૦ શ્રી સુરતનાં રૂસ્તમપરાંના આ૦ ફરાંમજી પેશતંનજી તા૦ આ૦ કાઉસજી જાંમાંસ્જી તા૦ આ૦ રૂસ્તમજી હોમજી જત અમોઇ તમો પાશે રૂસ્તમપરામાં જંદેહેરવાંન બેહેદીનોનાં ઇજવાની રજા લેવા આવેઆ તેવારે તમોઇ અમોને અંજુમનની રજા અપાવી ને જંદેહેરોઆંન જોડાં ૧ નાં રૂ. ૫ પાંચ અંજુમનને આપવા અમોઇ કબુલ કીધો ને રૂ. ૧ તમારી અશોદાદનો આપવા કબુલ કીધો છે તે જેવારે જીંદેહેરોઆંન ઇજીઇ તેવારે તમારો હક્ક પોચાડીઇ શાહી. શવત ૧૮૫૬ નાં માગસર વદી ૧૩ વાર ભોમે રોજ ૩ માહા ૩.

૧—ભગરસાથ અનજુમનનાં આએ વિદ્વાન દસ્તુર ફરાંમજી સોહરાબજી દસ્તુર મેહેરજીરાંણા રોજ ફ[illegible], માહ ૧૦ મો, સને ૧૧૭૫, યઝદેજરદી, તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૦૬ ને દિને ૪૮ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા.

નોંધઃ—સંવત ૧૮૧૦ (ઇ૦ સ૦ ૧૭૫૪) માં—યાને ભગરીયા તથા મીનોચેહેર-હોમજીના સાથવાલા મોબેદોને દરમ્યાન ક્રિયાકામો કરવા સંબંધી નવસારીમાં બરપા થયલા હક્કના વાંધાઓનો નામદાર ગાયકવાડ સરકારે નેમેલા "લવાદો"એ ફડચો કરવા અને એક બીજાના હક્કો મુકરર કરી આપવા પછી ૨૦ વર્ષે—મીનોચેહેરહોમજીના સાથ-વાલા એક કકલીઆ સાથના મોબેદે ભગરસાથના પંથક "શીઓદ" માં એક બચ્ચાંની ઘેહેસારવાની ક્રિયા ગેરહકે કરવાથી અને તે માટે ભગરસાથ અનજુમને કાયદાસર પુછ-વાથી કકલીઆ સાથના તે મોબેદે નીચલો દસ્તાવેજ ભગરસાથ અનજુમનને લખી આપી ફરી તેઓના પંથકમાં કોઇબી ક્રિયાકામો નહીં કરવાનો કબુલાત આપી હતી.' આએ લેખ એરવદ સોહરાબજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાંણા પાસેથી મેળવી અત્રે મેં સદાબરે પ્રગટ કર્યો છે:—

## દસ્તાવેજ ૧૪૬ મો, અસલ.

"શ્રી અંનજુમન અધારૂ ભગરીઆ શમસ્ત જોગ લ૦ આ૦ શેહેરીઆરજી કુકાજી મેહેરજી કકલીઆ જત અમોઇ તમારા પંથ શીઓદનાં બેહેદીનનાં વહંમાંનની ઘેહે શારી તે તમોને માલુમ થાઇ તે તમો અમોને આ કાલ હાકમને ઘર લેઇ જતા હતા તે ઉપર તમારી મીનત કરી ને રાખા તે લખી આપુ છઉ જે આજ પછે તમારા પંથકનાં બેહે-દીનનુ કાંમ મુઆંનુ અમો નહી કરૂ તથા અમો મલેશર ફલીઆનાં બેહેદીન અમો ઉપર રાજી રેહે તેનાં કાંમ મુઆંનોજ અમો કરૂ ને કદાચ આજ પછે તમારા પંથકનાં બેહેદી-નનુ કામ મુઆંનુ કરૂ તો શરકારનો ગુનેગાર તથા મલેશર ફલીઆમે બેહેદીનનાં કામ મુઆનુજ કરૂ જીવતાંનુ ઇઆ જંદરરવાંનનુ કામ કરૂ તો શકારનો ગુનેગાર તથા અન-જુમનનો ગુનેગાર ને શ્રી મલેશર ફલીઆનાં અધારૂપણાંથી બેજાર શ઼ડી. શા૦ ૧૮૧૦ સુદ વદ ૧૦ રોજ ૨૯ મા૦ ૮ ત ૨૨ શાબાન. શંન ૧૧૬૭."

નોંધ:—ઇ૦ સ૦ ૧૮૮૭ માં નીચલો કાગજ ભરૂચ શેહેરથી નવસારી ભગરસાથના વડા દસ્તુરજી ઉપર લખવામાં આવ્યો છે, જે ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં ભરૂચ મધેના પારસીઓને ત્યાંના મોબેદોની સાથે કોઇ પ્રકારનો વાંધો ઉઠવાથી તેઓએ સુરત શેહેરથી બે મોબેદોને પોતાને ત્યાં બોલાવી તેઓની પાસે ક્રિયાકામો કરાવવા માડયાં હતાં, જેથી તેઓની સાંમે ભરૂચના મોબેદોએ ત્યાંની દીવાંની કોર્ટ મધે દાવો નોંધાવ્યો હતો, આથી મજકુર સુરતીયા મોબેદોએ ભરૂચથી પાછા સુરત આવવાની

તયારી કરવાથી ભરૂચના પારસીઓએ નવસારીથી મોબેદો બોલાવવાની હિલચાલ કીધી હતી; એ રીતે પોતાના ટોળાના મોબેદોના હક્ક ઉપર તરાપ મારવામાં નહીં આવે તેટલા માટે ત્યાંના દસ્તુરે આએ કાગજ નવસારી મધે દસ્તુરજી દારાબજી માહીયારજી ઉપર લખ્યો હતો, જે એક બીજાના પંથકોનાં હક્કના સંબંધમાં અગત્યનો હોવાથી અત્રે સદાબરો ઉતારી પ્રગટ કર્યો છે:—

# દસ્તાવેજ ૧૪૭ મો, અસલ.

"ભરૂચ તા૦ ૧૨ નવમબર શ. ૧૮૮૭ વાર શનેઉ રોજ ૨૬ માહ બીજો શને ૧૨૫૭

મેહેરબાન નેકનાંમ દશતુરજી શાહેબ દસ્તુર દારાબજી માહીઆરજીની રોજી કુશાદ હોજો મુકામ નોશારી—

તમારી ખીદમતમાં હાલમાં કા૦ લખાયો નથી તેની માફી ચાહુ છઉ. આ કા૦ વાંચવાને તશદી આપવાનું કારણ એ છે કે ભરૂચનાં ઠોડા પારશીઓઇ ભરૂચની પંથકનાં ઠોડા મોબેદો શાથે અનબનાવ થયો છે તેથી બાહારકોતનાં પારશીઓએ સુરતથી બે મોબેદોને બોલાવી પાવમેહેલનું કાંમ કરાવે છે ને ભરૂચનાં પંથકનાં જે વાધાવારા વગેરેનો હક છે[1] તે બંધ કરો છે તેથી ભરૂચનાં પંથકીઓએ શુરતના મોબેદો ઉપર દીવાંની કોરટમાં દાવા કરેલા છે તેનાં કામ ચાલે છે તેથી શુરતનો એક મોબેદ તો ઘણા દાડા થઆ પાછો શુરત ગઓ છે ને બીજાં મોબેદની જવાની તઇયારી છે તેથી બાહારકોટનાં ઠોડા પારશીઓ તમારા તરફથી મોબેદો બોલાવાના છે હેવુ શાભલુ છે તેથી આપ શાહેબને તસ્દી આપવાની કે આપરા બુજરગોએ ઘણા વરશ ઉપ હરએક પંથકની હદ મુકરર કરી એક પંથકનાં મોબેદો બીજા પંથકમાં કામ કરવા જાઇ નહી હેવા દશ્તાવેજો કરા છે તે આપ શાહેબને રોશન હશે માંટે મેહેરબાંની કરી તમારે વાંનાં કોઇ મોબેદો બરશ્નુમ લઇ ભરૂચનાં પંથકમાં કાંમ કરવા આવે નહી એવો બંદોબશ્ત કરશો.

આ કા૦નો જવાબ તશ્દી લઇને લખશો.

લા૦ શેવક

દીનશાહજી પેશતનજી દશ્તુર ભરૂચનો સલામ વાંચજો."

---

૧—છપલો વાકય બરોબર વંચાતો નથી.

——:০:——

ભગરસાથ અનજુમનના મરહુમ પેહેલા દસ્તુરજી સાહેબ મેહેરજી-
રાંણા ગુજરીઆ તેને રોજ ૮ મો માહ ૧૨ મો સને ૧૨૮૭ યઝદે
જરદી, તા૦ ૧૪ ઑાગસ્ટ ૧૯૧૮ ને દીને ૩૨૭ વર્ષ પુરાં થયાં
છે. એ દસ્તુરજી સાહેબ તથા તેઓનાં ગાદીનશીનો કયારે
દસ્તુરીએ બેઠા તેના રોજ, મહીના અને સાલ તથા
ગુજરીઆનો રોજ, માહ ને સાલ તથા ગાદી ચલા-
વવાના વર્ષનો કોઠો નીચે પ્રમાણે છે

| નંબર. | નામ. | દસ્તુરીએ બેઠાનો રોજ, માહ, શાલ; યઝદજરદી. | ગુજરીઆનો રોજ, માહ, શાલ, યઝદ જરદી. | ગાદી ચલાવવાનાં વરસ, મહીના અને દીવસ. | ગુજરીઆનો ઈ. સ. |
|---|---|---|---|---|---|
| ૧ | પહેલા દસતુર સાહેબ મેહેરજીરાંણા. | ૨૨—૪—૯૪૮ | ૮-૧૨—૯૬૦ | ૧૨—૭-૧૭ | ૧૫૯૧ |
| ૨ | દસતુરજી કેકોબાદજી | ૧૦-૧૨—૯૬૦ | ૧૨-૧૨—૯૮૮ | ૨૮—૦—૩ | ૧૬૧૯ |
| ૩ | દસતુરજી મેહેરનોશજી | ૧૪-૧૨—૯૮૮ | ૧-૧૦-૧૦૩૩ | ૪૪—૯-૧૮ | ૧૬૬૪ |
| ૪ | દસતુરજી માણેકજી | ૩-૧૦-૧૦૩૩ | ૨૬--૯-૧૦૯૨ | ૫૮-૧૧-૨૪ | ૧૭૨૪ |
| ૫ | દસતુરજી જમશેદજી | ૨૮—૯-૧૦૯૨ | ૧-૧૦-૧૧૩૦ | ૩૮—૦—૪ | ૧૭૬૧ |
| ૬ | દસતુરજી સોહરાબજી | ૩-૧૦-૧૧૩૦ | ૩૦—૬-૧૧૪૮ | ૧૭—૮-૨૮ | ૧૭૭૯ |
| ૭ | દસતુરજી કાવસજી | ૨—૭-૧૧૪૮ | ૧૮—૧-૧૧૬૩ | ૧૫—૬-૧૭ | ૧૭૯૩ |
| ૮ | દસતુરજી ફરામજી | ૨૦—૧-૧૧૬૩ | ૬-૧૦-૧૧૭૫ | ૧૨—૮-૧૭ | ૧૮૦૬ |
| ૯ | દસતુરજી નોશેરવાનજી | ૮-૧૦-૧૧૭૫ | ૨૭—૧-૧૧૯૨ | ૧૬—૩-૨૦ | ૧૮૨૨ |
| ૧૦ | દસતુરજી રૂસતમજી | ૨૯—૧-૧૧૯૨ | ૨૯—૪-૧૨૦૬ | ૧૪—૩—૧ | ૧૮૩૭ |
| ૧૧ | દસતુરજી કેકોબાદજી | ૧—૫-૧૨૦૬ | ૧૯—૪-૧૨૪૦ | ૩૩-૧૧-૧૯ | ૧૮૭૧ |
| ૧૨ | દસતુરજી માહીયારજી | ૨૧—૪-૧૨૪૦ | ૧૯—૨-૧૨૪૩ | ૨—૯-૨૯ | ૧૮૭૩ |
| ૧૩ | દસતુરજી દારાબજી | ૨૧—૨-૧૨૪૩ | ૧૫—૫-૧૨૭૬ | ૩૩—૨-૨૫ | ૧૯૦૧ |
| ૧૪ | દસતુરજી કેકોબાદજી | ૧૭—૫-૧૨૭૬ | | | |

# મીનોચેહેરહોમજી સાથના મોબેદોની સાંમે ભગરસાથના અનજુમને શ્રી નવસારીની કોર્ટમાં નોંધાવેલું ફરીયાદનામું.

"શ્રી"

ફેરીસ્ત.

૧ દાવા અરજી.
૧ વકીલપત્ર.
૧ દસ્તાવેજની યાદી.
૨ કરાર નકલ.
૫ સનંદ નકલ.
૧ નોટીસની નકલ.
૧ જાહેરનામા માટે અરજ.
૩ દાવા અરજીની નકલ.

૧૫ કુલ.

## દીવાની સાધારણ

મુકરદમો નંબર. સને ૧૯૧૮-૧૯

## શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન નવસારી મહાલ ન્યાયાધિશી.

વાદીઓ.

પોતાનાં તરફથી તથા નવસારીની વડી દરેહમહેરને મલતી ભગરસાથ અનજુમનનાં સઘળાં સભ્યો તરફથી.

૧. એદલજી નસરવાનજી કુતાર જાતનાં જરથોશ્તી પારસી ધંધો મોબેદીનો ઉમર આશરે વર્ષ ૫૮ ની રહેવાસી કસ્બે નવસારી.

૨. રૂસ્તમજી મહેરનોસજી વજીફદાર જાતનાં જરથોશ્તી પારસી ધંધો મોબેદીનો ઉમર આસરે વર્ષ ૬૦ ની રહેવાસી કસ્બે નવસારી.

૩. ફરેદુન રતનજી કાંગા જાતનાં જરથોશ્તી પારસી ધંધો મોબેદીનો ઉમર આસરે વર્ષ ૫૦ ની રહેવાસી કસ્બે નવસારી તથા મુંબાઇ.

પ્રતિવાદીઓ.

પોતાના તરફથી તથા મીનોચેહેર હોમજીને મલતીઆ સાથની સમસ્તની અનજુમનના બીજા સભ્યો તરફથી.

૧. હોરમજી રૂસ્તમજી મીનોચેહેર હોમજી જાતનાં જરથોસ્તી પારસી ધંધો મોબેદીનો ઉમર આસરે વર્ષ ૬૫ ની રહેવાસી કસ્બે નવસારી.

૨. એદલજી બમનજી કકલીઆ જાતનાં જરથોસ્તી પારસી ધંધો મોબેદીનો ઉમર આસરે વર્ષ ૪૦ ની રહેવાસી કસ્બે નવસારી.

૩. શેરાબજી નવરોજજી દાદાચાંનજી જાતનાં જરથોસ્તી પારસી ધંધો મોબેદીનો ઉમર આસરે વર્ષ ૪૫ ની રહેવાસી કસ્બે નવસારી.

## દાવો રૂપિયા ૯૯-૦-૦

હમો વાદીઓનાં દાવાની હકીકત નિચે જણાવ્યા મુજબ છે.

૧. હમો વાદીઓ નવસારીની વડી દરેહુમહેરને મલતી ભગરસાથ અનજુમન (જેને હવે પછી "ભગરસાથ અનજુમન" કહેવામાં અને લખવામાં આવશે.) એ નામનાં મોબેદી ટોળાનાં સભ્યો છીએ. અને પ્રતિવાદીઓ મીનોચેહેર હોમજીને મલતીઆ સાથની સમસ્તની અનજુમન (જેને હવે પછી "મીનોચેહેર હોમજી સાથવાળા મોબેદો" કહેવામાં અને લખવામાં આવશે) એ નામના મોબેદી ટોળાનાં સભ્યો છે.

૨. આસરે સાતસે વર્ષ ઉપર યા એ અરસામાં પારસી મોબેદો યાને ધર્મગુરૂઓનાં જુદા જુદા વર્ગો જેવા કેઃ—ભગરિયા, સંજાણા, ગોદાવરા, ભરૂચા વિગેરે વચ્ચે થએલા કરારની રૂએ ગુજરાતની જુદી જુદી નદીઓની વચ્ચે આવેલા જુદા જુદા પ્રદેશો જે તે વર્ગોને સોંપી તથા વહેંચી આપવામાં આવ્યા હતા. અને જે વર્ગને જે પ્રદેશ સોંપી અને વહેંચી આપવામાં આવ્યો તે પ્રદેશમાં ધાર્મિક ક્રિયાઓ કરવાનો અને તે માટેની ફી તથા બીજી પ્રાપ્તી લેવાનો એકલો હક્ક તે વર્ગના મોબેદોને આપવામાં આવ્યો હતો. સદર ઉપર જણાવેલા કરારની રૂએ ભગરસાથ અનજુમનને એટલે હમો વાદીઓને ઉત્તરે તાપી નદીથી (વરિયાવ સુદ્ધાંતથી) દક્ષિણે વલસાડ પારડી નજીકમાં આવેલી પાર નદી સુધીની વચ્ચે આવેલો તમામ પ્રદેશ આપવામાં આવ્યો હતો (જે પ્રદેશને હવે પછી "ઉપર જણાવેલો પ્રદેશ" કહેવામાં અને લખવામાં આવશે.) અને ત્યાર પછી ભગરસાથ અનજુમને પોતાના પંથકની હદો ઉપર જણાવેલા પ્રદેશની બહાર અનેક જગ્યાએ લંબાવી હતી.

૩. ઉપર જણાવેલા કરાર પછી ભગરસાથ અનજુમનના મોબેદો ઉપર જણાવેલા પ્રદેશમાં દરેક પારસી (મોબેદ અગર તો બહેદીન)ની જીવતા તેમજ મુવાને લગતી તમામ ધાર્મિક ક્રિયા કરવાનો સ્વતંત્ર યાને અબાધિત (EXCLUSIVE) વંશપરંપરાનો હક્ક સંપાદન કર્યો છે. અને બીજા કોઇ પણ વર્ગના મોબેદ યાને ધર્મગુરૂને ભગરસાથ અનજુમનની પરવાનગી અગર રજા સિવાય ઉપર જણાવેલા પ્રદેશમાં કોઈપણ જાતની ધાર્મિક ક્રિયા કરવાનો હક્ક કિંવા અધિકાર નથી.

૪. સુમારે બે સૈકા ઉપર કેટલાક ભગરિયા મોબેદો ભગરસાથ અનજુમનથી છુટા પડયા અને તે પછી ચારેક પ્રસંગે બીજા કેટલાક ભગરસાથ મોબેદો પણ તેજ પ્રમાણે ભગરસાથ અનજુમનથી છુટા પડયા તે ઉપરથી ભગરસાથ અનજુમને છુટા પડનારા મોબેદો તથા તેઓનાં વંશજો કે જેઓ સર્વ મીનોચેહેર હોમજી સાથવાળા મોબેદોનાં નામથી ઓળખાય છે તેઓ, ઉપર જણાવેલા પ્રદેશમાં ધાર્મિક ક્રિયા કરે તે સામે વાંધો લીધો. ભગરસાથ અનજુમનના એવા વાંધા છતાં મીનોચેહેર હોમજી સાથવાળા કેટલાક મોબેદોએ ભગરસાથ અનજુમનના હક્કોનું ઉલ્લંઘન કરી લગ્ન તેમજ બીજી કેટલીક ધાર્મિક ક્રિયા ઉપર જણાવેલા પ્રદેશમાં કરી, જે ઉપરથી ભગરસાથ અનજુમને શ્રીમંત મહારાજા પિલાજીરાવ ગાયકવાડ એઓના દરબારમાં કાયદેસર પગલાં ભર્યાં, જેનાં પરિણામે શ્રીમંત મહારાજા પિલાજીરાવ ગાયકવાડ એઓના તરફથી સંવત ૧૭૮૭ ના કારતક

વદ ૧૪ ની મિતિએ એક સનંદની રૂએ ઉપર જણાવેલા પ્રદેશની અંદર લગ્ન તેમજ બીજી ધાર્મિક ક્રિયાઓ કરવાનો ભગરસાથ અનજુમનનો એકલાનો હક્ક છે એમ મુકરર કર્યું અને તે પ્રમાણેનાં ફરમાન અને હુકમ કાઢયા. હમો વાદીઓની એવી પણ અરજ છે કેઃ—ઉપર જણાવેલા હુકમ, ફરમાન અને સનંદની રૂએ ઉપર જણાવેલી ધાર્મિક ક્રિયાઓ કરવાનો જે વાદીઓનો એકલાનો હક્ક છે, તે વિરૂદ્ધ તકરાર ઉઠાવવાને પ્રતિવાદીઓને હરેક રીતે પ્રતિબંધ તથા નિર્ણીત વાતનો બાધ નડે છે. ઉપર જણાવેલી સનંદ યાને હુકમનામાની નકલ નિશાની (ક) થી આ સાથે રજુ કરવામાં આવી છે.

૫. ત્યાર બાદ મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદો ભગરસાથ અનજુમનની સાથે ફરીથી જોડાઇ ગયા અને તેમને ભગરસાથ અનજુમનના હક્ક તથા ભોગવટાઓમાં ફરીથી દાખલ કરવામાં આવ્યા. તે પછી સુમારે એકાદ વર્ષે મીનોચેહેર હોમજી સાથવાળા મોબેદો ભગરસાથ અનજુમનથી ફરી છુટા પડયા. અને ભગરસાથ અનજુમનના હક્કોનો અનાદર કરી ઉપર જણાવેલા પ્રદેશમાં લગ્ન વિગેરેની ધાર્મિક ક્રિયાઓ કરી. ભગરસાથ અનજુમને ક્રિયા કરાવનાર બહેદીનો અને બીજાઓ સામે પોતાનાં હક્કોની જાળવણી કરવા સારૂ કાયદેસર ઇલાજ લીધા તે પછી બંન્ને પક્ષો વચ્ચેની તકરારો લવાદીમાં સોંપવામાં આવી. લવાદોએ પોતાનો ચુકાદો આપ્યો અને તે ચુકાદાની રૂએ સંવત ૧૭૯૦ ના પોસ સુદ ૧૫ નાં રોજ તે વખતનાં ભગરસાથ મોબેદો એક તરફ અને બીજી તરફ બહેદીનો એઓની વચ્ચે એક કરાર કરવામાં આવ્યો. સદરહુ કરારની રૂએ બીજી બાબતો સાથે એમ પણ ઠરાવવા અને જાહેર કરવામાં આવ્યું કે—સદર કરારમાં જણાવેલા સ્થળોમાં રહેતા મીનોચેહેરહોમજી સાથ વાળાના મળતીઆ બહેદીનોની તેમાં દર્શાવેલી મરણની ચોકસ ક્રિયાઓ મીનોચહેર-હોમજી સાથવાળા મોબેદો કરી શકશે. સદર કરારની નકલ નિસાની (ખ) થી આ સાથે રજુ કરવામાં આવી છે.

૬. ભગરસાથ અનજુમન તથા મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદોની વચ્ચે સંવત ૧૭૯૧ ના માગશર સુદ ૫ ના રોજ થએલા કરારમાં ઉપરના પેરેગ્રાફ ૫ માં જણાવેલો કરાર બીજી બાબતો સાથે કબુલ અને કાયમ રાખવામાં આવ્યો છે. સદર કરારની નકલ નિશાની (ગ) થી આ સાથે રજુ કરવામાં આવી છે,

૭. ઉપર જણાવેલા કરારની રૂએ હમો વાદીઓનાં વડિલોને ભગરસાથ અનજુ-મનના તમામ સભ્યો અને તેઓનાં યજમાન બહેદીનોની તમામ ધાર્મિક ક્રિયા કર-વાનો હક્ક હતો અને પ્રતિવાદીઓનાં વડિલોને ફકત પોતાનાં મળતીઆ બહેદીન યજમાનો જેઓ તે કરારમાં જણાવવામાં આવેલા સ્થળોમાં જાથુક યાને કાયમનાં રહેવા હોય તેઓની તેમાં દર્શાવવામાં આવેલી મરણને લગતી ચોકસ ધાર્મિક ક્રિયાઓ કરવા દેવાની છુટ રાખવામાં આવી હતી. વળી મીનોચેહેરહોમજી સાથવાળાને મલતીઆ બેહદીન યજમાનોની જીવતાંને લગતી તમામ ધાર્મિક ક્રિયાઓ કરવાનો સ્વતંત્ર યાને અબાધિત (EXCLUSIVE) હક્ક યાને અધિકાર હમો વાદીઓનાં વડિલોને એકલાંને

આપવામાં આવ્યો હતો. હમો વાદીઓ ઉપર જણાવેલા ભગરસાથ મોબેદોનાં વંશજો છીએ અને પ્રતિવાદીઓ મીનોચેહેરહોમજી સાથવાળાઓનાં વંશજો છે. હમો વાદીઓ એવો પણ દાવો કરીએ છીએ કે:—પ્રતિવાદીઓના મલતીઆ બહેદીન યજમાનોની મુવાનાં સંબંધની ધાર્મિક ક્રિયાઓ જો તે યજમાનો હમારી પાસે ખુશીથી કરાવે તો તે કરવાને સદર કરારથી હમોને કોઇપણ રીતે પ્રતિબંધ નથી.

૮, ઉપર જણાવેલા સંવત ૧૭૯૦ અને સંવત ૧૭૯૧ ના કરારોની તારીખ પછી હમો ભગરસાથ અનજુમનના સભ્યોજ બીજી જગ્યાઓ ઉપરાંત મીનોચેહેરહોમજી સાથવાળાના જે યજમાન બહેદીનો સંવત ૧૭૯૦ના કરારમાં જણાવેલી જગ્યાએ રહેતા હોય તેમની નવજોત, લગ્ન, જંદરવાન અને જીવતાંને લગતી બીજી તમામ ધાર્મિક ક્રિયાઓ ( બીજી ક્રિયાઓ ઉપરાંત ) કરતા આવ્યા છીએ અને તે ક્રિયાઓની ફી અને બીજી પ્રાપ્તી લેતા આવ્યા છીએ.

૯. બસેં વર્ષ ઉપરાંતથી ચાલતા આવેલા પ્રચલિત રીવાજ પ્રમાણે સંવત ૧૭૯૦ ના ઉપર જણાવેલા કરારમાં જણાવેલી જગ્યાએ મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદોના બહેદીનોની ઉપરના પેરેગ્રાફ ૮ માં જણાવેલી ધાર્મિ ક્રિયાઓ હમો ભગરસાથ અનજુમનજ બીજી ક્રિયાઓ ઉપરાંત કરતા આવ્યા છીએ અને તે ક્રિયાઓ કરવાનો સ્વતંત્ર યાને અબાધિત ( EXCLUSIVE ) હક્ક હમોને એકલાંને સંપાદન થયો છે.

૧૦. હમો વાદીઓનો ઉપર જણાવેલો સ્વતંત્ર યાને અબાધિત ( EXCLUSIVE ) વંશપરંપરાનો હક્ક જે તે વખતના તખ્તનશીન શ્રીમંત મહારાજા સાહેબો તરફથી નવાજેશ થયેલી ચાર વધુ સનંદોથી સ્વીકારવા અને કાયમ રાખવામાં આવ્યો છે. સદર સનંદોની નકલ નિશાની ( ધ–ક—ચ–છ ) થી આ સાથે રજુ કરવામાં આવી છે. હમો વાદીઓનો ઉપર જણાવવામાં આવેલો હક્ક નામદાર વરિષ્ટ ન્યાયાધિશિએ પણ બીજા વિવાદ નંબર ૨૮૪–૩૦૯ સને ૧૮૯૪–૯૫ ના કામમાં કાયમ રાખ્યો છે તે બાબતનાં કાગળો જરૂર પડે હમો રજુ કરીશું.

૧૧. સને ૧૯૦૮ ના સાલમાં મુંબાઇના એડવોકેટ જનરલે મુંબઇના અનજુમનના આતશબેહેરામની કમિટિ ઉપર ઉપલા આતશબેહેરામને લગતી દરેહમહેરમાં પાવમહેલની ક્રિયા કરવાનો હમો ભગરસાથ અનજુમનના મોબેદોનો એકલાનોજ હક્ક છે અને બીજા કોઈ પણ પંથકના મોબેદને એવી ધાર્મિક ક્રિયા કરવાનો હક્ક નથી એવું જાહેર કરવા માટે દાવો માંડયો હતો. સદર દાવો લવાદી ઉપર મુકવામાં આવ્યો હતો. અને તેનો નિર્ણય તારીખ ૧૨ મી જુલાઇ સને ૧૯૧૫ ના રોજ હમારી ભગરસાથ અનજુમનના લાભમાં લવાદે કર્યો છે. ઉપર જણાવેલા ચુકાદાથી મીનોચેહેરહોમજી સાથવાળાઓ ઘણાં નિરાશ થયા અને ભગરસાથ અનજુમનને નુકશાન કરવા અને તેઓની પ્રતિષ્ઠાને ધોક્કો પહોંચાડવાના ઇરાદાથી કેટલાક મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદોએ ભગરસાથવાળા મોબેદોના ઉપર જણાવેલા હક્કોનું ઉલ્લંઘન કરી તેમજ ઉપર જણાવેલા કરારોનો ભંગ કરી કેટલીક નવજોત અને લગ્નની ક્રિયાઓ

થોડા વખત ઉપર કરી અને તે બાબતની ફી અને તેને લગતી બીજી પ્રાપ્તી પોતાનાં ઉપયોગમાં લીધી. ઉપર જણાવેલી ક્રિયાઓ જે લોકોની થઇ છે તેની જેટલી માહીતી હમો વાદીઓને મળી છે તેની વિગત નિચે મુજબ છે.

૧. દિનશાજી ધનજીભાઇ મહેતાની છોકરીની નવજોતની ક્રિયા તા. ૧૧–૧૦–૧૯૧૭ એ નવસારી ખાતે મોબેદ પેસ્તનજી નવરોજજી કકલીઆએ કરી.

૨. હોરમસજી નશરવાનજી ભોટની છોકરીની નવજોતની ક્રિયા તા. ૨૦–૧૦–૧૯૧૭ એ નવસારી ખાતે મોબેદ એદલજી બમનજી કકલીઆએ કરી.

૩. નશરવાનજી પેસ્તનજી નેકુનાં લગ્નની ક્રિયા તા. ૮–૪–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ અરદેસર એદલજી કકલીઆ અને શાપુરજી નવરોજજી કકલીઆએ કરી.

૪. બેરામજી ફકીરજી આસ્તીનની છોકરીની નવજોતની ક્રિયા તા. ૮–૪–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ અરદેશર એદલજી કકલીઆએ કરી.

૫. મેરવાનજી બહેરામજી મહેતાના છોકરાની નવજોતની ક્રિયા તા. ૮–૪–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ એદલજી બમનજી કકલીઆએ કરી.

૬. જહાંગીરજી રૂસ્તમજી મહેતાના છોકરાની નવજોતની ક્રિયા તા. ૧૫–૪–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ મહેરવાનજી હોરમસજી કકલીઆએ કરી.

૭. જાલભાઈ બહેરામજી દેશાઇનાં લગ્નની ક્રિયા તા. ૧૮–૪–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ કેકોબાદ નવરોજજી કકલીઆ અને રૂસ્તમજી મહેરવાનજી કકલીઆએ કરી.

૮. કાવશજી પેસ્તનજી વગઇવાળાનાં લગ્નની ક્રિયા તા. ૨૪–૪–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ બેરામજી દાદાભાઇ દાદાચાનજી અને કેકોબાદ નવરોજજી કકલીઆએ કરી.

૯. જહાંગીરજી જમશેદજી કાસદના છોકરાની નવજોતની ક્રિયા તા. ૧–૫–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ પેસ્તનજી કાવશજી કકલીઆએ કરી.

૧૦. ફકીરજી નશરવાનજી એલાવીઆનાં લગ્નની ક્રિયા તા. ૧૨–૫–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ અરદેશર એદલજી કકલીઆ અને બીજાએ કરી.

૧૧. બેજનજી આદરજી સુતરીઆનાં લગ્નની ક્રિયા તા. ૧૬–૫–૧૯૧૮ એ નવસારી ખાતે અરદેશર એદલજી કકલીઆ અને જમશેદજી કાવશજી કકલીઆએ કરી.

૧૨. દીનશાજી આદરજી સુતરીઆના લગ્નની ક્રિયા તા. ૧૬–૫–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ એદલજી બમનજી કકલીઆ અને મેરવાનજી હોરમશજી કકલીઆએ કરી.

૧૩. અરદેશર શોરાબજી અવારીના છોકરાની નવજોતની ક્રિયા તા. ૧૬–૫–૧૯૧૮ એ નવસારી ખાતે મોબેદ બેરામજી ફરદુનજી કકલીઆએ કરી.

૧૪. નવરોજજી પેસ્તનજી પટેલના છોકરાની નવજોતની ક્રિયા તવડી ખાતે મોબેદ બેરામજી દાદાભાઇ દાદાચાંનજીએ કરી. ( તારીખની માહીતી મળી નથી )

૧૫. જમશેદજી વગડવાળાના છોકરાની નવજોતની ક્રિયા તારીખ. ૨૫-૧૨-૧૯૧૮ એ નવસારી ખાતે મીનોચહેર હોમજી સાથવાળા મોબેદે કરી. ( મોબેદના ચોકસ નામની માહીતી મળી નથી. )

૧૬. નશરવાનજી પેસ્તનજી ડ્રાઇવરનાં છોકરાંઓની નવજોતની ક્રિયા તા. ૨-૧-૧૯૧૯ એ નવસારી ખાતે શા. ન. સકુાને ત્યાં હોરમશજી રૂસ્તમજી મીનોચહેરહોમજી અને નશરવાનજી નવરોજજી મીનોચહેરહોમજીએ કરી.

૧૭. પીરોજશા જમશેદજી ડેબુની છોકરીની નવજોતની ક્રિયા તા. ૨૭-૧-૧૯૧૯ એ અરદેશર કકલીઆએ નવસારી ખાતે કરી.

૧૮. દીનશા હોડીવાલાને ત્યાં તા૦ ૨૮-૧-૧૯૧૯ એ નવજોતની ક્રિયા નવસારી ખાતે મીનોચહેર હોમજી સાથવાળા મોબેદે કરી ( મોબેદના ચોકસ નામની માહીતી મળી નથી. )

૧૯. નશરવાનજી નવરોજજી મુન્સીને ત્યાં નવજોતની ક્રિયા નવસારી ખાતે મીનોચહેર હોમજી સાથવાળાએ કરી ( ચોકસ મોબેદના નામની માહીતી મળી નથી.)

૨૦. બરજોરજી એદલજી કુપરની છોકરીનાં લગ્નની ક્રિયા તા૦ ૧૮-૨-૧૯૧૯ એ નવસારી ખાતે મીનોચહેરહોમજી સાથવાળા મોબેદે કરી. ( ચોકસ મોબેદનાં નામની મહીતી મળી નથી. )

૨૧. દાદાભાઈ એદલજી ડેબુને ત્યાં તા૦ ૨૧-૨-૧૯૧૯ એ નવસારી ખાતે નવજોતની ક્રિયા એદલજી બમનજી કકલીઆ અને નરીમાન નવરોજજી કકલીઆએ કરી.

૨૨. હોરમશજી નશરવાનજી ભોટની છોકરીની નવજોતની ક્રિયા નવસારી ખાતે એદલજી બમનજી કકલીઆએ કરી. (ચોકસ તારીખની માહીતી મળી નથી. )

નિચે જણાવેલી ક્રિયા જે તારીખે થઇ તેની તથા તે કરનાર મોબેદનાં નામની ચોકસ માહીતી મળી નથી, પરંતુ તે મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદે કરી છે, ને તે નવસારી ખાતે કરી છે. )

૨૩. દીનશાજી દાદાભાઈ ડેબુની છોકરીની નવજોતની ક્રિયા.

૨૪. સાપુરજી આદરજી ડેબુના છોકરાની નવજોતની ક્રિયા.

૨૫. દીનશા ધનજીભાઇ સાપુરાને ત્યાંની નવજોતની ક્રિયા.

૨૬. પીરોજશા હોરમસજી ડેબુને ત્યાંની નવજોતની ક્રિયા.

૨૭. બરજોરજી ધનજીભાઇ ડેબુનાં લગ્નની ક્રિયા.

૨૮. શાવકશા નવરોજજી મહેતાના લગ્નની ક્રિયા.

૨૯. ખરશેદજી દારાબજી સુવાવાળાનાં લગ્નની ક્રિયા.

૩૦. માણેકશા નશરવાનજી દારૂવાળાની છોકરી બેની નવજોતની ક્રિયા તા. ૭-૨ ૧૯૧૯ એ નવસારી ખાતે હોરમસજી કકલીઆ તથા ખરશેદજી મીનોચહેર હોમજીએ કરી.

૧૨. ભગરસાથ અનજુમનના ઉપર જણાવેલા હક્કનું ઉલ્લંઘન કરી મીનોચહેર હોમજીસાથવાળા એક મોબેદે નવસારીમાં મલેસર ખાતે પોતાના બહેદીનને ત્યાં પહેલ વહેલી નવજોત કરવાથી તારીખ ૧૪ મી અકટોબર સને ૧૯૧૯ નાં રોજ નવસારીમાં ભગરસાથ અનજુમનની એક સભા મળી જેમાં દસ્તુર દીનશાજી રૂસ્તમજી મહેરજીરાણા અને ભગરસાથ અનજુમનના બીજા કેટલાક ગૃહસ્થોની એક કમિટિ નીમવામાં આવી. તા૦ ૨૧ મી એપ્રીલ શને ૧૯૧૮ ના રોજ ભગરસાથ અનજુમને મીનોચહેરહોમજી સાથવાળા મોબેદોના ઉપર જણાવવામાં આવેલા પેરેગ્રાફ ૧૧ માં જણાવેલા ગેરકૃત્યો માટે દાદ મેળવવા અને મીનોચહેરહોમજી સાથવાળા મોબેદો હમો વાદીઓના ( ભગરસાથ અનજુમનના ) ઉપર જણાવવામાં આવેલા હક્કોને ભવિષ્યમાં નુકશાન ન કરે તે માટે સદર ઉપર જણાવવામાં આવેલી કમિટિને કાયદેસર અથવા તો બીજાં યોગ્ય તે પગલાં લેવાનો અધિકાર આપ્યો.

૧૩. તા. ૨૮ મી મે શને ૧૯૧૮ નાં રોજ મીનોચહેર હોમજી સાથવાળા મોબેદો અને તેમનાં બહેદીન યજમાનોને ઉપર જણાવવામાં આવેલી કમિટિએ પોતાનાં સોલીસીટર મારફત નોટિસ આપી એવી માંગણી કરી કેઃ—મીનોચહેરહોમજી સાથવાળા મોબેદોએ ભગરસાથ અનજુમનને એવી કબુલાત આપવી કેઃ—મજકુર વંશ પંરપરાથી ચાલતા આવેલા ધાર્મિક ક્રિયા કરવાનાં ભગરસાથ અનજુમનના હક્કનું ઉલ્લંઘન કરી કોઇપણ ધાર્મિક ક્રિયા તેઓ કરશે નહીં. તેમજ મીનોચહેર હોમજી સાથવાળા મોબેદોનાં બહેદીન યજમાનો પાસે એવી માંગણી કરી કેઃ—તેઓએ એવી કબુલાત આપવી કેઃ—મીનોચહેર હોમજી સાથવાળા મોબેદો પાસે યા ભગરસાથ શિવાયના બીજા કોઇપણ વર્ગના મોબેદો પાસે કોઇપણ એવી ધાર્મિક ક્રિયા તેઓ કરાવશે નહીં અને મજકુર નોટીસમાં તેઓને એવી ચેતવણી આપવામાં આવી કેઃ—તેઓ ઉપર પ્રમાણે વર્ત્તન નહીં કરશે તો તેમનાં વિરૂદ્ધ કાયદેસર પગલાં ભરવામાં આવશે. સદરહુ ઉપર જણાવવામાં આવેલી નોટીસની નકલ નિશાની ( જ ) થી આ સાથે રજુ કરવામાં આવી છે.

૧૪. પ્રતિવાદીઓએ સદર નોટીસનો કાંઇ પણ જવાબ આપ્યો નથી તેમજ માંગણી પ્રમાણેની કબુલાત પણ આપી નથી. જ્યારે પણ આગળના પ્રસંગોમાં સદર મીનોચહેરહોમજીના સાથવાળાના કોઇ મોબેદ વાદીના ( ભગરસાથ અનજુમના ) હક્ક વિરૂદ્ધ વર્ત્તન કરતા ત્યારે તેમને ઠપકો આપવામાં આવતો તથા માફી મંગાવવામાં આવતી અને ભવિષ્યમાં ફરી ગેરવર્ત્તન કરે નહીં તે માટે કબુલત લેવામાં આવતી હતી.

૧૫. મુવાંને લગતી જે ચોકસ ક્રિયાઓ પ્રતિવાદીઓને કરવાનો હક્ક છે તે ઉપરાંત જીવતાંને લગતી ક્રિયાઓ તેમજ બીજી તમામ ધર્મ ક્રિયાઓ કરવાનો પોતાને હક્ક છે એવો પણ દાવો પ્રતિવાદીઓ કરે છે. એવા પ્રતિવાદીઓના દાવાથી હમો વાદીઓનાં ઉપર જણાવવામાં આવેલા જુના પ્રચલિત અને સ્વતંત્ર યાને અબાધિત ( EXCLUSIVE ) વંશ પરંપરાના હક્કોનો ઇનકાર થાય છે અને એવી રીતે ઇનકાર કરવામાં સઘળા પ્રતિવાદીઓનું હિત સમાયેલું છે.

૧૬. ઉપરની એકંદર હકીકતમાં ઉપર જણાવેલા પ્રદેશમાં ઉપર જણાવવામાં આવેલી તમામ ધાર્મિક ક્રિયાઓ કરવાનો હમારો સ્વતંત્ર યાને અબાધિત ( EXCLUSIVE ) અને વંશપરંપરાનો હક્ક છે એવું ઠરાવી લેવા તથા પ્રતિવાદીઓ હમારા હક્કને આડે આવે એવી ધાર્મિક ક્રિયા કરે નહીં એવી કાયમની તાકીદ મેળવવા તથા હિસાબ લેવા વિગેરે દાદ મેળવવા હાલનો આ દાવો કર્યો છે.

૧૭. ઉપરના પેરેગ્રાફ ૧૧ માં જણાવવામાં આવેલી ધાર્મિક ક્રિયાઓ નવસારીમાં થઇ હતી અને તે બદલની ફી અને બીજી પ્રાપ્તીની આપ લે પણ નવસારીમાં થઇ હતી, અને મીનોચહેરહોમજી સાથવાળા મોબેદોનો મોટો ભાગ નવસારીમાં રહે છે અને નવસારીમાં ધંધો રોજગાર ચલાવે છે.

૧૮. ઉપરના પેરેગ્રાફ ૧૭ માં જણાવેલી હકીકતમાં દાવાનું કારણ તારીખ ૧૧ મી અકટોબર સને ૧૯૧૭ ના રોજ યા એ અસ્સામાં અને ત્યાર પછીનાં દિવસોએ પ્રતિવાદીઓએ વાદીનાં હક્કોનું ઉલ્લંઘન કરી તથા તે હક્કોનાં ઉપર અતિક્રમણ કરી કરેલી નવજોત, લગ્નની ક્રિયાઓનાં દિવસે કસ્બે નવસારીમાં ઉત્પન્ન થયું છે.

૧૯. ન્યાયાધિશિની લાગત પહેલી દાદ માટે કલમ ૨૬ (ગ) પ્રમાણે રૂા. ૧૦-૦-૦ તથા બીજી દાદ માટે કલમ ૨૬ (ઘ) મુજબ રૂપિયા ૧૦-૦-૦ તથા ત્રીજી દાદ માટે કલમ ૨૬ (ચ) પ્રમાણે રૂપિયા ૧૦-૦-૦ એ પ્રમાણે એકંદર લાગત રૂપિયા ૩૦-૦-૦ આપી છે.

૨૦. આ દાવામાં માંગેલી દાદ પૈકી ત્રીજી દાદ હિસાબ લેવા બદલની છે અને હિસાબે નીકળતું લહેણું મળવા હમારી માંગણી છે. જેથી હિસાબ લઇ હમોને જે રકમ અપાવવાને ઠરાવવામાં આવશે તેનાં ઉપર જે લાગત ભરવી પડશે તે ભરવાને કબુલ છીએ.

૨૧. દાવાનો આકાર નિચે મુજબ કર્યો છે.

૫૧-૦-૦ પહેલી દાદ માટેકલમ ૨૬ (ગ) મુજબ.
૨૫-૦-૦ બીજી દાદ માટેકલમ ૨૬ (ઘ) મુજબ.
૨૩-૦-૦ ત્રીજી દાદ માટેકલમ ૨૬ (ચ) મુજબ.

---

૯૯-૦-૦

૨૨. હાલના દાવામાં ભગરસાથ અનજુમનના તમામ સભ્યોનું હિત છે પરંતુ સદર ભગરસાથ અનજુમનના સભ્યોની સંખ્યા લગભગ ચાર હજાર ઉપરાંતની છે જેથી દરેક

સભ્યને વાદીમાં દાખલ કરી શકાય નહી તેથી હમો વાદીઓ હમારા પોતાના તરફથી તેમજ ભગરસાથ અનજુમનના બીજા સઘળા સભ્યો તરફથી હાલનો આ દાવો કરીએ છીએ. અને તેથી દિવાની નિબંધની કલમ ૨૪ મુજબ કાયદેસર જાહેરનામું કાઢી હમોને દાવો ચલાવવાની પરવાનગી મળવા માટે આ સાથે ઇલાયદી અરજ રજુ કરી છે.

૨૩. પ્રતિવાદીઓ મીનોચેહરહોમજી સાથના સભ્યો છે અને એ પંથકના પણ લગભગ ૪૦૦–૫૦૦ સભ્યો હોવાથી તે બધાને પ્રતિવાદીમાં દાખલ કરી શકાય નહીં. માટે પ્રતિવાદીઓ એકલાને તેમના તરફથી તથા મીનોચેહેરહોમજીના મલતીઆ સાથના બીજા સર્વે સભ્યો તરફથી પ્રતિવાદીમાં મુકયા છે અને તે બદલ પણ દિવાની નિબંધની કલમ ૨૪ મુજબ જાહેરનામું કાઢવા અને પ્રતિવાદીઓ ઉપર આગેવાન તરીકે ફરિયાદ ચલાવવાની પરવાનગી મળવા માટે ઉપરના પેરેગ્રાફ ૨૨ માં જણાવેલી અરજમાં માગણી કરી છે.

૨૪. હમો વાદીઓ દાદ માંગીએ છીએ તે નીચે મુજબ છે.

૧. ઉત્તરે તાપી નદીથી (વરીઆવ સુદ્ધાંતથી) દક્ષીણે વલસાડ પારડી નજીક આવેલી પાર નદી સુધીની વચ્ચે આવેલા તમામ પ્રદેશમાં ફકત સંવત ૧૭૯૦ નાં પોસ સુદ ૧૫ ના તથા સંવત ૧૭૯૧ નાં માગસર સુદ ૫ ના કરારની રૂએ પ્રતિવાદીઓને મરણને લગતી જે ચોકસ ધર્મ ક્રિયાઓ કરવાને ખાસ છુટ આપવામાં આવી છે અને જે ધર્મ ક્રિયા કરવાનો વાદી પ્રતિવાદી બંન્ને હક્ક ધરાવે છે તે ક્રિયાઓ શિવાયની તમામ ધાર્મિક ક્રિયાઓ ઉપર જણાવેલા પ્રદેશમાં કરવાનો હમો વાદીઓનો (ભગરસથ અનજુમનનો) એકલાનો સ્વતંત્ર યાને અબાધિત (EXCLUSIVE) વંશ પરંપરાનો હક્ક છે એમ ઠરાવો તથા જાહેર કરી આપો.

૨. ઉપર જણાવેલા કરારોની રૂએ જે ચોકસ મરણને લગતી ધર્મ ક્રિયાઓ તે કરારોમાં વર્ણવેલા પ્રતિબંધોને આધિન રહીને કરવાની પ્રતિવાદીઓને છુટ આપેલી છે તે શિવાયની બીજી કોઇ પણ ધાર્મિક ક્રિયા પ્રતિવાદીઓ ઉપર જણાવવામાં આવેલા તમામ પ્રદેશમાં દાવા અરજીમાં જણાવેલા કરારોની શરતો તોડીને તેમજ વાદીઓ (ભગરસાથ અનજુમનના) વંશપરંપરાના સ્વતંત્ર યાને અબાધિત (EXCLUSIVE) હક્કને હરકત કરે કિંવા આડે આવે અગર તે હકકો ઉપર અતિક્રમણ થાય એવી રીતે કરે નહીં તથા તે બદલની ફી તથા બીજી પ્રાપ્તી લે નહીં એવી કાયમની તાકીદ આપો.

૩. જે જે પ્રતિવાદીઓએ દાવા અરજીના પેરેગ્રાફ ૧૧ માં જણાવવામાં આવેલી ક્રિયાઓને લગતી ફી તથા બીજી પ્રાપ્તી મેળવી હોય એમ સાબીત થાય તે બાબતનો હિસાબલો. અને હમો વાદીઓને તે રકમ આપવાનું હુકમ નામું કરી આપો.

૪. આ દાવો ચાલતાં દરમ્યાન છેવટનો નિકાલ થતાં સુધી સમગ્ર પ્રતિવાદીઓ અગર તે પૈકીના કોઇ પણ પ્રતિવાદી નવજોત, લગ્ન અગર બીજી ધાર્મિક ક્રિયાઓ દાવા અરજીમાં જણાવેલા કરારોની શરતો તોડીને તેમજ વાદીઓનાં (ભગરસાથ અનજુમનનાં) વંશપરંપરાના સ્વતંત્ર યાને અબાધિત (EXCLUSIVE) હક્કને હરકત કરે કિંવા આડે આવે અગર તે હકકો ઉપર અતિક્રમણ થાય એવી રીતે વર્ત્તન ફરી કરે નહીં એવી કામચલાઉ તાકીદ આપો (જે બદલ ઇલાયદી અરજ આપીશું.)

૫. આ દાવાનો તમામ ખર્ચ પ્રતિવાદીઓથી અપાવો.

૬. પુરાવા અને હકીકત ઉપરથી બીજી જે જે વિશેષ વ્યાજબી દાદ મળી શકતી હોય તે તે દાદ અપાવો.

એજ અરજ તારીખ ૧૨ માહે માર્ચ સને ૧૯૧૯.

(સહી) ૧ એદલજી નોશેરવાનજી કુતાર.
(સહી) ૧ રૂશતમજી મેહરનોશજી વજીફદાર.
(સહી) ૧ ફરેદુન રતનજી કાંગા.

હમો વાદીઓ તારીખ ૧૨ માહે માર્ચ સને ૧૯૧૯ ના રોજ કસ્બે નવસારીમાં પ્રતિજ્ઞા કરીએ છીએ કેઃ—સદરહુ દાવા અરજીમાં લખેલો મજકુર હમારી માહીતી પ્રમાણે તથા હમારા જાણવા તથા માનવા પ્રમાણે સાચો છે ને તે બદલ હમને ભરૂસો છે.

પ્રતિજ્ઞા લેખ જાણી બુજી ખોટો કરવો એ ગુન્હાની હમને ખબર છે. તારીખ. સદર.

(સહી) ૧ એદલજી નોશેરવાનજી કુતાર.
(સહી) ૧ રૂશતમજી મેહરનોશજી વજીફદાર.
(સહી) ૧ ફરેદુન રતનજી કાંગા.

---

ઉપલાં ફરીયાદનામાં સામે પ્રતિવાદી મીનોચેહર હોમજીના સાથવાલા મોબેદોએ લંબાણ બચાવનામું નોંધાવી વાદીઓના હક્કનો ઇનકાર કર્યો હતો, તેઓને કામચલાઉ મનાઇ હુકમ મળી શકે નહી એવો દાવામાં જવાબ આપયો હતો તથા પોતાના બેહદીનોને ત્યાંની જીવતાંની ક્રીયા કરવાનો પોતાનો હક છે, તેવી ક્રીયા કરવાના ઘણા દાખલા છે, એમ જણાવી મનાઇ હુકમથી પોતાને ઘણું નુકશાન થશે ને ધાર્મીક સ્વતંત્રતામાં હરખત આવશે એવી દલીલ કરી હતી અને તેના ટેકામાં નવસારીનાં વતની બેહદીનો તરફના ઘણાક સોગનનામાં રજુ કીધાં હતાં.

બન્ને પક્ષકારોએ પોતપોતાની હકીકતના ટેકામાં સોગનનામાં નોંધાવ્યા પછી "કામચલાઉ મનાઈ હુકમ" મેળવવા વાદીઓએ કીધેલી અરજની તકરાર નવસારીની

મુનસફ કોર્ટમાં નીકલી હતી, જે વેળા વાદીઓ તરફથી સ્થાનીક વકીલો ઉપરાંત મુંબઇવાલા ફરદુનજી સોહરાબજી તાલેયારખાન બારીસ્ટરે તેમજ પ્રતીવાદીઓ તરફથી રામદત દેશાઇ, ફરેદુન દાદાચાનજી ને બલવંતરાવ દેશાઇએ કેશની હકીકત અને કાયદાની તકરારો રજુ કીધી હતી. ત્યાર બાદ તારીખ ૨૯ મી સપટેમબર ૧૯૧૯ ને દીને મુનસફ કોર્ટે લંબાણ લેખીત ચુકાદો વાંચી સંભળાવી તેમાં વાદીનો દાવો વાજબી હોવાનું જાહેર કર્યું હતું, પરંતુ આ કેસમાં તાતકાલીક મનાઈ હુકમ આપવા ના પાડી હતી. આ ચુકાદો અત્રે હું સદાબરો પ્રગટ કરવાને મુનાસેબ વીચારૂં છું.

---

## વાદીઓ ભગરસાથ અનજુમને પ્રતિવાદીઓ મીનોચહેર હોમજી સાથવાલાઓ સામે કામચલાઉ તાકીદ હુકમ મેળવવાની કીધેલી અરજનો નવસારીના મુનસફ સાહેબે આપેલો ચુકાદો.

## ઠરાવ.

### પક્ષકારની તકરારને કામની ટુંક મતલબ.

૧. વાદીઓ "ભગરસાથ અનજુમન" તરીકે ઓળખાતા પારસીના મોબેદો (ધાર્મિક ક્રીયા કરનારા) છે. પ્રતિવાદીઓ "મીનોચહેર હોમજી સાથના" તરીકે ઓળખાતા પારસી મોબેદો છે. વાદીઓએ આ ન્યાયાધિશીમાં એવો દાવો કર્યો છે કે ઉત્તરે તાપી નદી (વરીઆવ સુદ્ધાં) થી દક્ષીણે પાર નદી સુધી (જેટલો પ્રદેશ આ ન્યાયાધિશીની હકુમતમાં હોય તેટલા પુરતો અધિકાર પહોંચે) ના પ્રદેશમાં, પારસીઓના ધર્મના તમામ ક્રિયા કામ કરવાનો તેમનો હક્ક છે, પ્રતિવાદીઓને માત્ર તેમના બેહેદીનોને ત્યાંની ચોકસ મરણની ક્રીયા કરવાની છુટ છે. ને પ્રતિવાદીઓ હાલ વાદીના હક્ક વિરૂદ્ધ જીવતાંની ક્રીયા નવજોત, લગ્ન, વિગેરે કરે છે ને તેથી વાદીઓને માન, પ્રતિષ્ઠા, આબરૂ ને પૈસા સંબંધી ઘણું નુકશાન થાય છે એમ જણાવી, તેવો હક્ક ઠરાવી લેવા દાવો કર્યો છે, ને દાવો ચાલતાં પ્રતિવાદીઓ તેવી ક્રીયા કરે નહી તેવી કામચલાઉ તાકીદ મળવા આ અરજ કરી છે. પ્રતિવાદીઓએ વાદીઓના હકકનો ઈનકાર કર્યો છે, ને વાદીઓને તાકીદની દાદ મળી શકે નહી એવો દાવામાં જવાબ આપ્યો છે, તથા હાલની આ અરજના કામે પ્રતિવાદીઓ સામાવાળાઓએ જીવતાંની ક્રીયા કરવાનો પોતાનો હક્ક છે, તેવી ક્રીયા કર્યાના ઘણા દાખલા છે એમ જણાવી, મનાઈ હુકમથી પોતાને ઘણું નુકશાન થશે ને ધાર્મીક સ્વતંત્રતામાં હરકત આવશે એવી દલીલ કરી છે; આ પ્રમાણે કામની હકીકત છે.

## સોગનનામાં વાંચવાને પક્ષકારોએ આપેલી કબુલાત.

૨. આ કામમાં બેઉ પક્ષકારો તરફે પોતપોતાની હકીકતના ટેકામાં સોગનનામાં રજુ થયાં છે. સોગનનામાં કરનારને ઉલટ તપાસ કરવા સામા પક્ષે ના પાડી છે અને આ કામમાં સોગનનામાં વાંચી તે ઉપરથી નિર્ણય કરવા બેઉ પક્ષ તરફથી લેખીત અરજ આપવામાં આવી છે, તેથી સોગનનામાં વાંચી વીચારમાં લીધાં છે.

## બેઉ પક્ષના વકીલોની તકરાર સાંભળી.

૩. વાદીઓ તરફે બેરિસ્ટર મી. તાલેયારખાન તથા સામાવાળા તરફે મેસર્સ રામદત્ત દેશાઇ, બલવંતરાય દેશાઇ, દાદાચાનજી, એમની તથા સામાવાળા નં. ૧૩ ની પોતાની દલીલ સાંભળી છે તથા કામના કાગળો વાંચી જોયાં છે.

## પ્રથમ દર્શનીક હક્ક તથા મનાઇની આવશ્યક્તા.

૪. આ કામમાં વાદીઓ (અરજદારો) એ અમુક ધાર્મીક ક્રીયાઓ સામાવાળા કરે નહી તેવો કામચલાઉ તાકીદ હુકમ મળવા માંગણું કર્યું છે. આવી અરજના કામે (૧) વાદીઓનો પ્રથમ દર્શનિક હકક જણાઇ આવવો જોઇએ તથા (૨) નાણાંથી નુકશાનીનો પુરતો બદલો ન થતાં મનાઇ હુકમ આપવાની જરૂરીઆત જણાઇ આવવી જોઇએ.

## હક્ક કેવો ને કેટલે દરજ્જે જોઇ શકાય તે વીશે.

૫. કામચલાઉ તાકીદ હુકમ આપવાના કામે હકકની વાત કેટલે દરજ્જે જોવી જોઇએ તે સંબંધમાં એવું ધોરણ છે કે,

"In the first place, therefore, as interference by Injunction is founded on the existence of a legal right, an applicant must be able to show a fair *primafacie* case in support of the title whicb he asserts. Being a severe remedy an Injunction will not be granted in the first instance except upon a clear *primafacie* case and upon positive averments of the equities on which the application for the relief is based. The complainant must allege positively the facts constituting his grounds for relief, although it is not essential that he should establish his case, upon an application for an interlocutory Injuction, with the same degree of certainty that would be required. Upon the final hearing upon an application for an interlocutory Injunction, the court will however decide which of the parties is right in their statement of facts. Looking at all the facts of the case it will consider whether it is right that the applicant should

suffer the alleged threatened injury while his rights are being investigated.................But if his statements of facts be true and raises a fair and substantial question to be decided as to what the rights of the parties are, then the Court will issue the Injunction, though in doing so it will not assume that he has the right which he claims, nor that the defendant is justified in saying that right does not exist. An applicant is not required to make out a clear legal title, but to satisfy the Court that he has a fair question to raise as to the existence of the legal right which he sets up, and that there are substantial grounds for doubting the existence of the alleged legal right, the exercise of which he seeks to prevent........... if the plaint states a substantial question between the parties the title to the Injunction may be good, although the title to the relief prayed may ultimately fail. (Woodroffe on Injunctions 2nd Edition. Pages 97–100) આ ધોરણે આ કામમાં વાદીઓ પોતાનો જે હક જાહેર કરે છે તે હકક માટે fair and substantial question વાદી તર્ફે છે કે કેમ તે જોવાનું છે.

## ભગરીયા તથા મીનોચહેરહોમજી સાથની ઓળખાણ વિષે તથા વાદીઓ જે ત્રણ બાબત ઉપર આધાર રાખે છે તે.

૬. વાદીઓ "ભગરસાથ અનજુમનના" સભ્યો છે. પારસી મોબેદોમાં ક્રીયા કરવાના કામ માટે પ્રદેશની વહેંચણ આશરે ૧૬૮૫ અગર તે અરસામાં થએલી જણાય છે. ને ઉત્તરે તાપી નદીથી દક્ષિણે પાર નદી સુધીનો પ્રદેશ "ભગરીઆઓનું પંથક" ગણાય છે. ને તે વાત ૯ વડોદરા પાન ૨૧૯ (પૃષ્ઠ ૨૨૯ ઉપર) માનવામાં આવી છે. "ભગરીઆ" મોબેદો તથા "સંજાણા" મોબેદો વચ્ચે સને ૧૬૮૬ માં તકરાર ઉઠી ને સંજાણાનો પક્ષ કેટલાક બેહદીનોએ કર્યો. તકરારમાં પ્રથમ બે ભગરીયા માર્યા ગયા. ને તેથી ભગરીઆઓએ ઉશકેરાઇ છ બેહદીનોના ખુન કર્યાં. તે વખતે બેહદીનોએ એક ભગરીઆ મોબેદને પોતાના પક્ષમાં લેવાની તજવીજ કરી ને મીનોચહેરહોમજી મોબેદ તેમની તરફ ગયા. ભગરીઆ ટોલામાંથી મીનોચહેરહોમજી બેહેદીનો તરફ ગયા તે પછી ભગરીઆ પૈકી ૨–દાદાચાનજી, ૩–કકલીઆ, ૪–રબાડી, ને ૫–ભંડારી, એ કુટુંબો પણ મીનોચહેરહોમજી સાથે ગયા. ને તે કુટુંબો "મીનોચહેરહોમજી સાથ" તરીકે ગણાય છે.

આ રીતે મીનોચહેરહોમજી સાથના સભ્યો મુલ ભગરીઆ છે, ને તેઓ ભગરીઆથી આશરે સવા બસો વર્ષથી જુદા પડેલા છે એમ નીકળે છે. મુલ

ભગરીઆ મોબેદોના નવસારીની હકુમતના પ્રદેશમાં પારસીઓની તમામ ધાર્મીક ક્રીયા કરવાના હક્ક છે, તેમાં વાદ જણાતો નથી. વાદીઓ તરફે કહેવામાં આવે છે કે "ભગરીઆ"માંથી "મીનોચહેરહોમજી સાથ"ના છુટા પડ્યા ત્યારથી તેમના હકક ભગરીઆ તરીકે રહ્યા નથી ને મીનોચહેરહોમજી ટોલાંને માત્ર તેમના બેહદીનોનું મરણનું કેટલુંક ધાર્મીક ક્રીયા કામ કરવા છુટ છે. વાદીઓની આવી હકીકત માટે તેઓ ૧–સનંદો, ૨–જુના લેખો તથા તે પછીના ૩–જુના વહીવટ ઉપર આધાર રાખે છે:—

## સનંદો વિષે.

૧. પાંચ સનંદો આ દાવામાં રજુ કરવામાં આવી છે.

(૧) સંવત ૧૬૯૬ ના ભાદરવા વદી ૧૩

(૨) સંવત ૧૭૮૭ ના કારતક વદી ૧૪

(૩) સંવત ૧૭૮૭ ના ભાદરવા વદી

(૪) સંવત ૧૭૯૬ ના આસો સુદી ૭

(૫) સંવત ૧૭૯૮ ના તા૦ ૧ માહે રમજાન.

આ સનંદો ત્રીશ વર્ષ ઉપરાંતની મુદતની છે ને તે આ રાજ્યના રાજ્ય કરતા તરફથી આપવામાં આવેલી જણાય છે. તે સનંદો આજથી ત્રીશ વર્ષ ઉપર ચાલેલા મુ. નં. ૪૦૨ શને ૧૮૮૮–૮૯ ના કામમાં રજુ થઈ છે. ને તે કામમાં ફડણીસ ખાતે તપાસ કરાવતાં ખરી જણાઈ છે. તે જોતાં આ કામે તે પ્રથમ દર્શનિક ખરી માનવામાં હરકત નથી. સંવત ૧૬૯૬ ની સનંદ તથા ૧૭૯૬ અને ૧૭૯૮ ની સનંદો મલી ત્રણ સનંદો સંજાણા અધ્યારૂ સાથેના તકરાર બાબતથી મલેલી છે. તેમાં હાલના પ્રતિવાદીઓનો કંઇ સંબંધ જણાતો નથી. ને તે સનંદોથી પ્રતિવાદીઓના જે કાંઇ હકક હોય તેના પર અસર થતી નથી. બીજી બે સનંદો છે તેમાંનાં સંવત આશાઢી છે, તેથી ૧૭૮૭ ના ભાદરવાની રાવ શ્રી ગંગાજીની પહેલી છે ને તે પછીની ૧૭૮૭ ના કારતક વદી ૧૪ ની રાવ શ્રી સુબેદારજી પીલાજીરાવ ગાયકવાડ મહારાજની છે. તે બેઉમાં "ભગરીયા સમસ્ત" ને "તમારા પંથકના જજમાનનું વેહુવા [વિવાહ] વગેરેનું કામ કરજો ને તમારૂં દસ્તુર કદીમ માસુલ છે તે લેજો. તમારા પંથકમાં તમારી સલાહ વના બીજો કોઇ કામ કરે નહીં તે વાતની તાકીદ જાણજો." આમાં પણ પ્રતિવાદીઓનો કંઇ સંબંધ નથી. તથા વાદીઓએ દાવા અરજીના પેરા ૪ માં લખ્યું છે કે "મીનોચેહેર હોમજીવાલા કેટલાક મોબેદોએ ભગરસાથ અનજુમનનાં હકકોનું ઉલંઘન કરી લગ્નની તેમજ બીજી કેટલીક ધાર્મીક ક્રીયા............કરી જે ઉપરથી ભગર સાથ અનજુમને શ્રીમંત મહારાજા પીલાજીરાવ ગાયકવાડ એઓના દરબારમાં કાયદેસર પગલાં ભર્યાં,

જેના પરીણામે ૧૭૮૭ ના કારતક વદી ૧૪ ની સનંદ મલી છે" એવો મચકુર લખ્યો છે. પણ પ્રતિવાદીઓની વીરૂદ્ધ આ સનંદ આપવામાં આવી છે તેવું તેના ઉપરથી નીકળતું નથી, ને તેવું બતાવવા બીજો પુરાવો નથી કે આધાર નથી. ભગરીઆના હકકો સરકારે માન્ય રાખ્યા છે તેટલુંજ તે સનંદોથી જણાય છે તેમાં પણ કદીમ મુજબ એમ શબ્દો હોવાથી જેટલા હક્ક હોય તેટલા મનાય છે, ને પ્રતિવાદીઓના હકક હોય તો તે જતા નથી. ને તે કારણથી આ સનંદો આ કામમાં કંઇ વીશેષ ઉપયોગી જણાતી નથી.

## જુના લેખો વિષે.

૨-(અ) વાદીઓના વિદ્વાન બેરીસ્ટરે "સંવત ૧૭૯૦ ના પોશ સુદી ૧૫" ના બેહેદીનો તથા ભગરીઆ વચ્ચેના કરાર તથા ૧૭૯૧ ના માગસર સુદી ૫ ના ભગરીઆ તથા પ્રતિવાદીઓના વડીલો વચ્ચેના કરાર તથા કેટલાક માફીપત્રો ઉપર વજન દઇ વીવેચન કર્યું છે. આ લેખો સંબંધે તકરારો તથા વીવેચન કરતાં પહેલાં કેટલીક હકીકત જોવાની છે. ઇ૦ સ૦ ૧૬૮૬ [સંવત ૧૭૪૨ માં] ભગરીઆથી મીનોચેહેર હોમજી જુદા પડયા. સંવત ૧૭૪૩ (ઇ. સ. ૧૬૮૭) માં બેહેદીનોએ ભગરીઆ મોબેદો પાસે લેખ લખાવી લીધો છે કે "બેહેદીનો પોતાને ફાવે તેની પાસે ક્રીયા કરાવે તેમાં મોબેદોની તકરાર ચાલે નહીં વગેરે" આ લેખને "તવારીખે નવસારીના વીદ્વાન લેખકે" "Magna Charta" જેવા મહત્વનો જણાવ્યો છે [આ સને ૧૬૮૭ ના લેખ માટે મુ. નં૦ ૪૦૨ સને ૧૮૮૮-૮૯ ના કામની પહેલી અપીલ નં૦ ૫૧ સને ૧૮૯૨-૯૩ ના કામમાં પ્રાંત ન્યાયાધિશ સાહેબ મી૦ ધ્રુવ એમણે સખ્તીથી થયેલો જણાવી નિરથક માન્યો છે.] આ સંવત ૧૭૪૩ ના લેખ પછી પાછો [ઇ૦ સ૦ ૧૭૨૯] સંવત ૧૭૮૫ ના અરસામાં ફરી ઝગડો ઉઠયો જણાય છે. (તવારીખે નવસારી પાન ૯૪) ને સને ૧૭૩૪ (સં૦ ૧૭૯૦) માં બેહેદીનોએ પોતે ઠરાવ કર્યો કે "મોબેદો ભણે તો મુઆં તરે, ને નહીં તો અટકી રહે એમ બીલકુલ નથી, માટે મોબેદોને પડતાં મુકી તનદુરસ્તી પઢીને લગ્ન કરવાં, લોબાન મુકી બાજની ચાસની કરવી ને ઘેહસારણું અટકાવે તો શરોશ પઢી, પટેટ ન્યાસ પઢી, રૂઆનને દોખમે ચઢાવવાં." આ પ્રમાણે બેહેદીનોએ ઠરાવેલું (તવારીખે નવસારી પાન ૧૦૫ લીટી ૧ થી ૫ તથા ની૦ ૧૬૫-૧૬૬ પેરા ૨૦) આ પછી સંવત ૧૭૯૦ પોશ સુદી ૧૫ નો લેખ છે. સંવત ૧૭૪૨ થી મીનોચેહર હોમજી જુદા પડયા, પછી તેમના જે બેહદીનો હતા તેમની તમામ ક્રિયા સંવત ૧૭૯૦ પહેલાં તેમણે કરેલી જણાય છે. સંવત ૧૭૯૦ માં નવો બંદોબસ્ત થઈ પાછલા કરાર બધા રદ કર્યા છે. સંવત ૧૭૯૦ નો લેખ બેહદીનો તથા ભગરીઆ વચ્ચે છે, તે લેખ ૩૦ વર્ષ ઉપરાંતનો જુનો છે, ને જુના પુસ્તકોમાં લખવામાં

આવ્યો છે. આ લેખ અસલ આ કામમાં રજુ થતો નથી. અસલ ઉપરની કોર્ટના સહી શીક્કાવાલી ખરી નકલ રજુ થતી નથી, પણ ખાનગી નકલો રજુ થાય છે. વાદીઓ તરફથી જે નકલો રજુ થઇ છે તેનાથી કેટલાક ફેરફારવાલી નકલ પ્રતિવાદી પક્ષ તરફથી રજુ થાય છે. વાદીઓ તરફથી રજુ થએલી નકલમાં ઉપરના ભાગે ફારસી લખાણુ છે, ને નીચેના ભાગે ગુજરાતી લખાણ છે. ફારસી લખાણનો તરજુમો નીં૰ ૧૭૧ સાથે રજુ કર્યો છે. ગુજરાતી લખાણ નીં૰ ૧૪ સાથે છે. ફારસીના તરજુમામાં "મુનસફોએ નીચે મુજબ ફેંસલો આપ્યો છે. **કસ્બે નવસારી તથા મોજે તવડી, આમલી, મરોલી, કરાડી, મટવાડ મેધરના પારસી-ઓની બાજ, મરેલાંની ક્રીયા મજકુર ભગરીઆની જમાતમાંથી જે કે મીનોચેર વલદે હોમજી છે** તેને ઠરાવવામાં આવે છે, અને હયાતીના કાર્યો કસ્બે નવસારી તથા ઉપર લખેલા ગામોના તમામ પારસીઓના અને અધ્યારૂઓના જીવતાંની તથા મરેલાંની ક્રીયાઓ કસ્બે મજકુરના પારસીઓ તેમજ તમામ શહેર મહોલ્લાઓ, પરગણાઓ. ગામડાંઓ કે જેમાં પારસીઓના ઘરો છે તે સર્વ પારસીઓ, અધ્યારૂઓ, મહોલ્લે મચકુરના પારસીઓના મરેલાં સિવાય જે કે મીનોચહેર હોમજીના ઈલાકામાં છે." કસ્બે મજકુરની ભગરીઆ અધ્યારૂઓની જુની દરેહમહેર માટે નીચેની વીગતે ગુજરાતીમાં લખ્યું છે...............આમાં મીનોચેહેર હોમજી સાથના બેહેદીનોના મુવાની ક્રીયા તેમને કરવાની લખી છે, ને હયાતીનાં કાર્યો ભગરીઆઓએ કરવાં એમ લખ્યું છે. મીનોચેહરહોમજી સાથના બેહેદીનોના મુવાનાં કાર્યો ભગરીઆનામાંથી બાતલ કર્યા છે એવું જણાય છે. તે ફારસી લખાણની નીચેના ગુજરાતીમાં એવું છે કે "અગીઆરી એક આ૰ મીનોચેહર હોમજી વગેરેના મલતીઆ સાથને બેહદીન સમસ્તે પરઠી આપી છે તે મધે કામ કુલ ધરમનું તથા હેરબદ થાએ તે કરે..................એ અગીઆરીમાં નીરંગદીન તથા વરસીઓ પોતે કરે, તથા બેહદીનનું કામ મુવાનું શરોશ, તથા ગેહસારનું તથા ધુપ તથા અફરગાન તથા ચારમ તથા શીઆવ તથા બીજું સરવે ઈજનું બેહદીનનું તાલુકામાં છે તેનું કામ કરે. તથા પંથક પંખેરીના બેહદીન તવડી, તથા આમલી તથા મરોલી તથા મેહુધર તથા કરાડીના એ અગીઆરીના તાલુકાના બેહ-દીનનું કામ કુલ ધરમનું તથા મરણનું તથા ઈજણું આ૰ મીનોચેરહોમજીનો સાથ કરે. તથા આ૰ મીનોચેર હોમજીની અગીઆરીના તાલુકાના કસ્બે નવસારીના તથા તથા પંથક પંખેરીના બેહદીનનું વહેવાનું તમામ કામ તથા ઘધરનાનું તમામ કામ જુની અગીઆરીના ભગરીઆ કરે." આ ગુજરાતી ભાગમાં મરણની ક્રીયાઓ કેટલીક નામ જોગ લખી છે. તે શિવાયની કેટલીક રહેલી છે એમ વાદીઓ જણાવે છે, તે રહેલી ક્રીયા કરવાનો પોતાનો હક્ક છે એમ કહેવા માંગે છે; પણ તેવું લેખ જોતાં

પ્રથમ દર્શનિક જણાતું નથી. પ્રતિવાદીઓના બેહદીનોનું અમુક કામ ભગરીઆ કરે તેટલું લખેલું છે, તે ઉપરાંત માટે તેમનો હક્ક જણાવ્યો નથી. ને પ્રતિવાદીઓ જે મુઆંનું કામ કરે તે **છુટથી** કરે છે એવું નસ્તાં હક્કથી કરે છે એમ જણાય છે. ગુજરાતી લખાણમાં નવજોત માટે ફોડ નથી, પણ ઉપર ફારસી લખાણ સાથે વીચાર કરતાં એમ જણાય છે કે પ્રતિવાદીઓને તેમના બેહદીનોનું મુઆંનું તથા વાદીઓને જીવતાંનું કામ કરવાનું એમ નીકળે છે. પ્રતિવાદી તરફથી જે નકલ પેશ કરવામાં આવી છે તેમાં પ્રતિવાદીઓને મરણનું, પરણનું, ધરમનું કામ કરવાના શબ્દો છે. ને તે પછી વીવાહ તથા ઘઘરણાનું કામ ભગરીઆ કરે એમ પણ છે. તે નકલના પાછલા શબ્દો જોતાં આધાર લાયક જણાતી નથી. ને પ્રતિવાદીઓને પોતાના બેહદીનોના પરણના કામ કરવાનું હોય તો પછી તરતજ ભગરીઆને વીવાહ તથા ઘઘરણાનું કામ કરવાનું લખે તે બંધબેસ્તું થાય નહી. આ લેખોમાં તથા પારસી અધ્યારૂના બીજા લેખોમાં મરણ, પરણ, તથા ધરમ એ ત્રણે જુદાં જુદાં લખ્યાં છે. કુલ ધરમના કામોમાં શબ્દાર્થ જોતાં મરણ તથા પરણની વાત આવી જાય; પરંતુ જ્યાં તે મરણ, પરણ તથા ધરમનું એ ત્રણ છુટા શબ્દો હોય ત્યાં ધરમના કામમાં પ્રથમના બે સમાઈ જતાં નથી એમ માનું છું. આ પ્રમાણે આ લેખનો અર્થ થાય છે. આ લેખમાં પ્રતિવાદીઓના વડીલોની સહી કે હાજરી જણાતી નથી. પણ તે પછી શંવત ૧૭૯૧ માં બીજો લેખ થયો છે તેમાં પ્રતિવાદીઓના વડીલો સહીઓ કરી આપનારા છે એમ વાદીઓ જણાવે છે ને પ્રતિવાદીઓ તે ઇનકાર કરે છે. આ સંવત ૧૭૯૧ નો લેખ આજથી ત્રીસ વર્ષ ઉપર મુ૦ નં૦ ૪૦૨ શને ૧૮૮૮–૮૯ ના કામમાં નીં૦ ૩૦૫ માં રજુ થયો છે. તે યોગ્ય હવાલામાંથી આવે છે તેથી પ્રથમ દર્શનીક ખોટો માની શકાતો નથી. તેમાં પણ જીવતાના કામ પ્રતિવાદીઓના બેહેદીનોના ભગરીઆઓએ કરવા લખ્યું છે. પ્રતિવાદીઓ તરફે આ લેખ માટે ઘણી તકરારો કરવામાં આવી છે. (૧) આ લેખ જબરદસ્તીથી કરાવી લીધેલો હોવો જોઈએ કારણ કે તેના ઉપરથી હાકેમને ત્યાં લઈ જવાની વાત નીકળે છે. તે વાત વીચારમાં લીધી. પણ હાકેમને ત્યાં લઇ જવાની ધમકીથી ખોટું લખી આપ્યું હોય એમ હાલ તુરત માની શકાય નહીં. (૨) આ લેખ ગેરસમજુત કરી લખાવી લીધો છે કારણ કે તેમાં ૧૭૯૦ ના લેખનો ઇસારો કર્યો છે. તેમાં તમામ મુવાના કામ પ્રતિવાદીઓ કરે ને જીવતાનાં વાદીઓ કરે તેવું નથી. છતાં તેવું લખાવ્યું છે તે ગેરસમજ કરેલી છે એવી દલીલ છે. ૧૭૯૦ ના લેખના મથાલેના ફારસી ભાગ જોતાં મુઆં જીવતાંના કામની વહેંચણ થએલી લાગે છે તેથી આ તકે ગેરસમંજ કરેલી માનવી ઠીક નથી. (૩) આ લેખમાં માત્ર છ જણની સહીઓ છે ત્યારે સંવત ૧૭૮૮ ના લેખ જે બે ત્રણ વર્ષ

પહેલાં થયો છે તમાં ૨૯ જણાઓની સહીઓ છે તેથી જે હાથ આવ્યા તેની સહીઓ લીધી હોય ને બીજાઓની થઇ નથી. તેથી લેખ નીર્થક છે, તેવી દલીલ છે. ૧૭૮૮ ના લેખમાં ૨૯ જણાની સહીઓ છે તેમાં બાપની સાથે દીકરાઓ પણ સહીઓ કરવામાં છે. આમાં કુટુંબના એકએક આગેવાન છે. તે જોતાં પ્રથમ દર્શનીક લેખ ખોટો માની શકાતો નથી. ને મથાળે તથા ઉપર ફારસીમાં તેટલાજ નામો લખ્યા છે તેથી બીજાઓની સહી થઇ રહી ગએલી લાગતી નથી. (૪) આ લેખમાં સહી કરનારા પ્રતિવાદીઓના વડીલો નથી તેવી તકરાર છે. વાદી તરફથી સોગંનનામું કરવામાં આવ્યું કે માણેક પેશોતન રબાડી કુટુંબના આમાં સહી કરનાર છે. તે માણેક પેશોતન ઇ૦ સ૦ ૧૬૯૬ માં મરી ગયા છે (ની૦ ૨૦૬) આ વાદી તરફથી સોગનનામું કરનારને જાત માહિતી નથી તેથી તે ચુકતા હોય એમ લાગે છે. સહી કરનાર "માણેક વલદે પેસતન બીન સોરાબ છે" એમ મથાળાના ફારસી લખાણ પરથી જણાય છે, ને તેવું ગુજરાતીમાં પણ લખ્યું છે. આ નામો સંવત ૧૯૮૮ ના લેખમાં આવે છે ને તે મુખ્ય આગેવાનના જણાય છે તેથી તે ખોટા મનાતા નથી (૫) પ્રતિવાદી તરફથી એવી તકરાર છે કે તેમને આખા મીનોચેરહોમજી સાથવાળા વતી આવો કરાર કરી આપવાનો અધિકાર નહોતો. તે વીચારમાં લીધી. ૧૭૮૮ માં આ ઇસમો સહીઓ કરનાર છે, ને તેઓ સમસ્ત મીનોચેહરહોમજી સાથ તરફથી લેખ કરી આપે છે. ત્યારે પ્રથમ દર્શનીક અધિકાર માની શકાય છે. પ્રતિવાદીઓના વકીલોની તકરારો જોતાં આ તકે ૧૭૯૧ ને લેખ ખોટો માનવા પુરતો આધાર નથી. આ સંવત ૧૭૯૦ તથા ૧૭૯૧ ના લેખો પછી પ્રતિવાદીઓના સાથના કેટલાક મોબેદોએ નવજોત, જીદેહરવાન, કરેલાં તેનાં માફી પત્રો લખી આપ્યાં છે ને તે માફીપત્રો ત્રીશ વર્ષ ઉપર કોરટમાં રજુ થયેલાં છે, તેથી પ્રથમ દર્શનીક ખરા માનવાને હરકત નથી. આ પ્રમાણે લેખો જોતાં પ્રતિવાદીઓના બેહેદીનોનું જીવતાનું કામ કરવા વાદીઓનો હક્ક જણાય છે.

## સંવત ૧૭૮૮ ના લેખ વિષે.

(૨) બ-શંવત ૧૭૮૮ માં મીનોચેહેરહોમજી સાથ તથા ભગરીઆઓ વચ્ચે એક લેખ થયો છે તેમાં પ્રતિવાદીઓના વડીલોએ જણાવ્યું છે કે "હમણાં થોડાએક વર્ષ થયાં જુજમાન બેહેદીનોએ જોરો કરી કેટલાએક જુજમાન બેહેદીનો ..............અમારા વડા પાસેથી કરાવતા...............ને તમોએ આજદીન સુધી અમોને માફ કીધું ને આજ દને આપણે વડી દરેહમહેરમાં સમસ્ત અધ્યારૂ ભગરીઆ સાથે બેસીને ફરી અસલના કદીમ દસ્તુર માફક...........લખાંન કીધાં.........." વિગેરે લખાણ છે. તે વખત સુધી મીનોચેહેરહોમજી સાથનાં ભગરીઆથી જુદા તમામ ક્રીયા કરતા જણાય છે તે સંવત ૧૭૮૮ માં તેઓ બેઉ આ લેખથી ભેગા

થયા. પણ તેવું લાંબો વખત ચાલ્યું નહીં. ને સંવત ૧૭૯૦-૯૧ ના ઉપર લખ્યા લેખો થયા ને તે મુજબ તેમના હકક થયા છે. આ લેખોને અવેજ નથી ને જન્મ સીદ્ધ હક્ક છુટા થવાથી જતા રહે નહીં તેવી પ્રતિવાદી તરફે દલીલ છે. પણ જ્યાં compromise થયું હોય ત્યાં તે અવેજ ગણાય છે ને જન્મ સીદ્ધ હકક ઉપર compromise ની અસર થાય છે.

## સંવત ૧૭૯૦-૯૧ ના લેખનો અમલ થયો નથી તેવી પ્રતિવાદીઓના તકરાર વિષે.

(૩) क પ્રતિવાદીઓ તરફે એવી તકરાર કરવામાં આવે છે કે ૧૭૯૦-૯૧ ના લેખનો વાદીઓએ અમલ કર્યો નથી કારણ કે તેમાં નાણાં આવે તે રાસમાં રાખી વહેંચી લેવાનું ઠરવ્યું છે, તે પ્રમાણે થયું નથી. તે વાત વીચરમાં લીધી. હાલ ઘણાં વર્ષોથી નાણાં રાસમાં રાખી વહેચણી થતી નથી તે વાત ખરી છે; પણ પ્રતિવાદીઓ તરફથી નાણાં રાસમાં મુકવા આપવામાં આવ્યાં હોય ને વાદીઓ તરફથી તે લઇ વહેંચણીની ના પાડી હોય તેવું પ્રતિવાદી તરફે કહેવામા આવતું નથી એટલે વાદીઓએજ તેટલા ભાગનો ભંગ કર્યો છે એમ માની શકાય નહીં. સુરત શહેર પાછળથી આ વ્યવસ્થામાથી જુદું પડયું છે તેટલાજ કારણથી ૧૭૯૦-૯૧ ના લેખોનો અમલ થવા કંઈ હરકત જણાતી નથી.

## જીંદેહરવાનની ક્રિયા વિષે.

૨. (ડ) જીંદેહરવાનની ક્રિયા તે જીવતાંને લગતી ક્રિયા છે, તે ક્રિયા કરવાનો હકક ભગરીઆઓને છે એમ સને ૧૮૫૩ ના માર્ચની ૧૮ મીના લેખમાં કકલીયાઓએ લખ્યું છે (પેરા ૨૦) "જીંદેહરોવાનનું કામ ભગરવાળા મોબેદોએ જેમ અસલથી કરતા આવ્યા છે તે સરેસ્તા મુજબ હમારા બેહેદીનોને તાહાનું મુરબીજીની દરેહમહેરમાં તેઓએ કરાવવું સહી" એમ સ્પષ્ટ જણાવ્યું છે, ને તેવું તવારીખે નવસારીના પાન ૧૯૯-૨૦૦ માં પણ છે ને માંડ્ગી પત્રોમાં પણ તે બાબત છે.

## વહીવટ વિષે.

(૩) નવજોત તથા લગન ને પ્રતિવાદીઓના બેહદીનોની ક્રિયા વાદીઓ હકકથી કરતા આવ્યા છે એમ તેમના સોગનનામા રજુ થયાં છે તથા દસ્તુરજીને ત્યાંના ચોપડાના ઉતારા રજુ થયા છે તેમાં પણ તે ફીની રકમ જમા થએલી છે. નવજોત તથા લગનની ક્રિયા કરવાનો વાદીઓનો હકક છે એવું મુ. નાં. ૪૦૨ સને ૧૮૮૮-૮૯ ના કામમાં મીનોચેરહોમજીના પંથકના સાહેદોનો કામમાં ની૦ ૧૭૭-૧૭૮ એમણે જણાવ્યું છે તથા તવારીખે નવસારી પાન ૩૪૩ ઉપર

પણ તેવું લખાણુ છે તથા 'પ્રતિવાદીઓની કમીટીનો રીપોર્ટ' છપાવનાર પ્રતિવાદી નાં૦ ૧૩ છે તેણે છપાવેલી ચોપડીમાં પણ લખ્યું છે. તે કમીટીનું કામકાજ Without prejudice થી થયેલું છે એમ પ્રતિવાદી પક્ષ કહે છે તેનો વિચાર કર્યો. તે જોતાં જે વાતચીત થઈ હોય તે Without prejudice ગણાય; પરંતુ આમાં પ્રતિવાદી નાં૦ ૧૩ એમણે પોતાના અંગત વિચારો તથા કેટલાક લાભ ગેરલાભ થાય તેની તારવણી કાઢી છે તે વાંચવા હરકત નથી. પાન ૧૩ ઉપર લખ્યુ છે કે **"એના બદલામાં બેહદીનોને ત્યાંના લગનમાં ભગરસાથવાળાંઓના આશીરવાદ સારવાનો અમુક કારણસર હક્ક હતો તે સારવાને આપણને છુટ મુકવી તથા નવજોત જે પણ ભગારીઆઓ કરતા હતા તે કરવાને આપણને છુટ મુકવી."** આ પ્રમાણે વાદીઓનાં હકકો સ્પષ્ઠ રીતે પ્રતિવાદીઓ માન્ય કરે છે, છતાં તે ઇનકાર કરવાની હિંમત કરે તે વ્યાજબી જણાતું નથી. પતિવાદીઓ તરફથી કેટલાક લગનની ક્રિયાના દાખલા રજુ થયા છે તે સુરતના હોવાથી ને સુરત માટે જુદો બંદોબસ્ત હોવાથી આ કામે ઉપયોગના નથી. તે શીવાય વ્યારાનાં નવજોતનાં ત્રણેક દાખલા છે તથા બીજા સને ૧૯૧૭ પહેલાંનાં જુજ કેટલાક લગન નવજોતના દાખલા છે તે આટલા બધા વર્ષોમાં જોતાં ઘણાં જુજ છે ને તે પ્રતિવાદીઓએ હકકથી કર્યા હોય એમ પણ માની શકાતું નથી. આવા હજારો પ્રસંગોમાં બે પાંચ નવજોત, લગન પ્રતિવાદીઓએ કર્યા હોય તો તેનાથી વાદીનો હક્ક જતો રહેતો નથી. વળી પ્રતિવાદીઓ તરફે તેમના પોતાનાં બેહદીનોનાં સોગનનામાં રજુ થયાં છે તેમાં કોઇપણ બેહદીન પ્રતિવાદીઓના લગનનાં આશીરવાદ સારવાનો કે નવજોત કરવાનો હક્ક છે એવું કહેતો નથી. તેઓ પ્રતિ-વાદીઓ પાસે આવી ક્રિયાઓ કરાવવા ખુશી છે એટલુંજ કહે છે, ને જો પ્રતિવાદીઓ એવી ક્રિયા કરાવતા હોત અથવા તેમનો હક્ક કે વહીવટ હોત તો તેઓ બેહદીનો પાસે તેવું કહેવડાવતજ. આ બધી હકીકતનો વિચાર કરતાં પ્રતિવાદીઓનાં વહી-વટની કેટલીક બાબતોના વીવેચનમાં ઉતરવાની જરૂર નથી. જીંદેહરવાનની ક્રિયાનાં ઘણાં દાખલા પ્રતિવાદીઓ તરફે રજુ થયા છે પણ સને ૧૮૫૩ માં તે હક્ક ભગરીયાનો છે એમ કકલીઆઓએ કબુલ રાખ્યું છે, તેથી તે હકકથી ક્રિયા કરી છે કે કેમ તે જોવાનું રહે છે. ને વાદીઓ આસરે બસેં વરસના વહીવટથી (સંવત ૧૭૯૦-૯૧ થી) પ્રતિવાદીઓને ત્યાંના બેહદીનોની જીવતાંની ક્રીયા કરાવતા આવ્યા છે એમ હું હાલના કાગળો ઉપરથી માનું છું. આ પ્રમાણેના પુરાવાથી (કામમાં પુરાવો થયા પછી જે કાંઇ છેવટ નિર્ણય થાય તેને આડે નહિ આવતાં Without prejudicing the merits of the case વાદીઓને fair and substaintal તેમના તરફે છે એમ માનવામાં હરકત નથી.

## મનાઇ હુકમ માંગવામાં અયોગ્ય ઢીલ થઇ નથી કે મુદતની હરકત નથી.

૭. હવે વાદીઓને મનાઇ હુકમની દરમ્યાન તાકીદની દાદ મલી શકે છે કે કેમ ? તેનો વિચાર કરવાનો રહે છે. પ્રતિવાદીઓ તરફે તકરાર કરવામાં આવે છે કે વાદીઓએ દાવો દાખલ કર્યા પછી આવી દાદ માંગવા ઢીલ કરી છે તે ઢીલ delay ના કારણથી આવી દાદ આપી શકાય નહી. દાવા અરજી દાખલ કરી તેમાં દરમ્યાન તાકીદ માગીશું એમ વાદીઓએ જાહેર કર્યું છે ને દાવો દાખલ કર્યા પછી ત્રણ સાડાત્રણ મહીને આ અરજ આપી છે, તેમાં છ અઠવાડીયાં મે વેકેશન વચમાં ગઇ તથા પક્ષકારો વિગેરેની તકરારો હતી તેથી જે વખત લાગ્યો છે તે ગેરવાજબી રીતે વધારે નથી. તે આ delay ને કાંઇ પણ મહત્વ આપવું વ્યાજબી નથી. પ્રતિવાદીઓ તરફે એવી દલીલ છે કે ઘણા વરસથી વાદીઓનાં જાહેર ચેલેંજ જેવી તકરાર ઉઠાવવામાં આવેલી છતાં તેઓ બેસી રહ્યા છે. તે દલીલ વિચારમાં લીધી. એકાદ માણસ હક્ક ચેલેંજ કરે તેની સામે તરતજ પગલાં નહી લેવાથી હક્ક જતો રહેતો નથી, તથા સને ૧૯૧૭ ના અરસામાં જ્યારે તે હકકને વીરોધ થવા માંડયો ત્યારે માંડવાલની વાતચીત થઇ ને તેમાં છેવટ નિર્ણય ન થવાથી વાદીઓ કોરટમાં આવ્યા છે. તેમાં અયોગ્ય ઢીલ નથી. પ્રતિવાદીઓ મુદતની તકરાર બતાવે છે પણ એવા હકકનો જયારે જયારે ભંગ કરવામાં આવે ત્યારે ત્યારે દાવાનું કારણ ઉત્પન્ન થાય છે ને મુદતનો બાધ નથી એમ પ્રથમ દર્શનીક લાગે છે. પ્રતિવાદીઓ તરફે મી૦ બળવંતરાવ જાહેર કરે છે કે મનાઇ હુકમ સગીરોને બંધન થાય નહી તેથી તે in effectual કહેવાય ને તેવો આપવો ન જોઇએ. તે વાત વિચારમાં લીધી. પણ community વિરોધ મનાઇ હુકમ આપી શકાય છે. કરાર (contract) ઉપરથી મનાઇ હુકમ આપવાના પ્રસંગે negative clause નો અમલ કરી શકાય છે ને અપકૃત્ય સામે પણ મનાઇ હુકમ આપી શકાય છે. આ કામમાં ધર્મની છુટનો પ્રશ્ન વિશેષ રીતે વીચારમાં લેવાનો છે. માન આબરૂ તથા પ્રતિષ્ટાના સવાલો મનાઇ હુકમ મળવા વાદીઓએ રજુ કર્યા છે, પણ ધર્મની છુટના સવાલ આગળ તે બાબતોને મહત્વ આપી શકાતું નથી.

## ધર્મની છુટના પ્રશ્ન વિષે.

ધર્મની છુટ બધે સ્વીકારવામાં આવી છે. આ કામમાં વાદીઓનું એવું માગણું છે કે પ્રતિવાદીઓના બેહદ્દીનોનું જીવતાનું કામ કરવા વાદીઓનો હકક છે માટે પ્રતિવાદીઓ તેવું ક્રીયાકામ કરે નહી તેવી તાકીદ આપો તેવું કહેવું છે. ગોરપદાનો હક્ક તે vested in terest ગણાય છે તે વાત ખરી છે. ગોરપદાના હકક માટે તાકીદનું માગણું ૩–મુંબઇ પાન ૯ ના કામમાં હતું તે પ્રથમ કોરટે અપાવેલું પણ તે પહેલી અપીલ કોરટે તથા નામદાર મુંબઇ હાઇ કોરટે માન્ય કર્યું નથી. તેવીજ રીતે ૩–મુંબઇ ૨૩૨ ના

કામમાં પણ તાકીદ આપવામાં આવી નથી, માત્ર નુકશાની અપાવી છે. તે બે ફેંસલાઓનો વિવાદ નંબર ૫૧ શને ૧૮૯૨–૯૩ ના કામમાં મેo નવસારી પ્રાંન્ત ન્યાયાધીશ સાહેબે વિચાર કર્યો છે, પણ વિદેશી ન્યાયાધીશના તત્વને માન નહી આપતાં દેશી ન્યાયાધીશના મતને માન આપ્યું છે. તે ફેંસલા ઉપર નાo વરીષ્ટ ન્યાયાધીશીમાં અપીલ થયેલી છે, તેમાં વિદ્વાન ન્યાયાધીશ સાહેબોએ પ્રાંત ન્યાયાધીશ મીo ધ્રુવના તે મતને માટે ખુલાસો કર્યો નથી. તેઓ સાહેબોએ ઠરાવ્યું છે કે "આ કામમાં ધર્મની છુટ કે બંધીનો પ્રશ્ન તથા ખરી શ્રદ્ધાવાલાને જેથી ખંચાવું પડે તેવો પણ કંઇ પ્રસંગ નથી. વાદીઓની કમાઇ જાળવવા તથા તેમની દરેહમહેરની મોટાઇ જાળવવાનો પ્રશ્ન છે. ઘણા વર્ષના વહીવટથી વાદીઓના ગોરપદાનો જે હક્ક ચાલે છે ને તે હક્ક સરકારના ખાસ કોલથી કબુલ રાખવામાં આવેલા છે. પ્રતિવાદી તરફના પોતાની કમાઇ વધારવા ખાતર તથા વાદીઓના ઉપર વેર લેવા નવી અગીઆરી વાદીઓના પંથકમાં...........કરવા દેવું." ઉપર પ્રમાણેનો વહીવટ તથા કોલ છતાં વ્યાજબી છે કે નહીં એટલોજ પ્રશ્ન છે...........(વડોદરા પાન ૨૧૯ પાન ૨૪૧ ઉપર) એટલે આ કામમાં ધર્મની છુટ તથા શ્રદ્ધાનું અસંકોચીતપણા વગેરેની મોટી મોટી વાત કરવામાં અર્થજ નથી. ધર્મની છુટ એ મોટો હક્ક છે તે વાત ખરી, પણ એનું ખોટું ઓઠું લઇ કમાઈ કરવા એ જે ઢોંગ કરે તેને એ હક્કનો બીજાના સ્થાપીત હક્ક જે રાજ્યથી કબુલ રાખવામાં આવ્યો હોય તે વિરૂદ્ધ લાભ આપવાથી માત્ર ઢોંગી લોકોને ટેકો મળે........... ધર્મની છુટનો આ કામમાં ખરેખર પ્રશ્ન હોત તો સનદો વગેરે તથા વાદીના હક્ક ઉપર નજર રાખી શી રીતે દાદ આપવી તે વિચારનો વિષય થઇ પડત, પણ હાલ તેવો પ્રસંગ આવ્યો નથી એટલે તે વિષે અભિપ્રાય આપવાની જરૂર નથી." (વડોદરા પાન ૨૧૯ પાન ૨૪૨ ઉપર) એવો ઠરાવ કરવામાં આવ્યો છે. ને ૩–મુંબઇ પાન ૯–૨૩૨ તે કામમાં નાપસંદ કર્યો નથી. આ કામમાં તે નવી અગીઆરીનાં જેવો પ્રસંગ નથી ને બેહેદીનોને ફાવે તેની પાસે ક્રીયા કરાવવાની છુટ રહેવી જોઇએ. વળી આo મીનોચેરહોમજી સાથ જો કે મુળ ભગરીઆથી છુટો પડયો છે પણ તેના કેટલાક હક્ક નક્કી થયા છે તે હકકની બહાર તેઓ વધીને યજમાન બેહદીનની ખુશીથી ક્રીયાકામ કરે તો તેથી વાદીના હકકને નુકશાન છે તે ખરૂં છે, પણ તેવા પ્રસંગે કાયમની તાકીદ આપી શકાતી નથી એવું ધોરણ નામદાર વરીષ્ટ ન્યાયાધીશીએ ૧૧ વડોદરા લૉ રિપોર્ટ ૧૭૪ ઉપર સ્પષ્ટપણે જણાવ્યું છે, તે કામમાં નાo ન્યાયાધીશ સારંગપાણી સાહેબનો મત કુલ ગોરને દરેક પ્રસંગે દાવા કરવા પડે તેટલા માટે મનાઈ હુકમ આપવાનો મત હતો પણ ન્યાયાધીશ તૈયબજી તેથી વિરૂદ્ધ મતના હોવાથી નામદાર સર ન્યાયાધીશ કેરસાસ્પજી

સાહેબે છેવટનો ઠરાવ આપ્યો છે તેમાં "તાકીદ આપવી કે નહી આપવી તે ન્યાયાધીસીની મુખત્યારીની વાત છે અને તેટલા માટે કામની હકીકત વિચારમાં લઇ એકંદરીમાં એમ સમજાય કે તાકીદ આપ્યાથી કંઇક અગવડ પેદા થશે તો પછી તે ના પાડવી એ સારો માર્ગ છે. હાલના કામમાં તાકીદ આપ્યાથી વિવાદીના ખાસ હકકનો બચાવ થાય છે પણ બીજા હાથ ઉપર.............ધર્મ ના કામ સંબધે યજમાનોને જે તે છુટ રહે છે તે જતી રહેશે અને તેવી છુટ ઉપર અટકાયત કરવી એ હાલના કાળ તથા સ્થિતિને અનુસરતું કહેવાશે નહીં." એવું ધોરણ ઠરાવ્યું છે, તે ઠરાવને માન આપવાની આ ન્યાયાધીશીની ફરજ છે ને તેવુંજ ધોરણું નામદાર મુંબઈ હાઈકોરટે અનેક પ્રસંગે જાહેર કર્યું છે. વાદીઓ તરફે જણાવવામાં આવે છે કે અત્યાર સુધી પ્રતિવાદીઓના બેહદીનોને હરકત ન પડી ને ધર્મની છુટનો વાંધો નહોતો ને હવે તેઓ વાંધો લઇ શકે નહી, તે વાત વિચારમાં લીધી. બેહદીનો આ કામમાં પક્ષકાર નથી. તેમની પીઠ પાછળ તેમના સાધારણ હકક વિરૂદ્ધ હુકમ કરવાનો થાય છે ને બેહદીનો ખુશી છતાં સામાવાળાઓ વાદીઓને હરકત કરતા હોત તો તાકીદની દાદ આપી શકાત પણ તેવું કંઇ વાદી તરફે કહેવામાં આવ્યું નથી. તેથી **ના ઈલાજે વાદીઓને કામચલાઉ તાકીદની દાદ આપવાનું ના પાડું છું.**

**ઉપર મુજબ ઠરાવ હોવાથી હુકમ કેઃ—**

**હુકમ.**

વાદીઓના જણાવ્યા મુજબ પ્રથમ દર્શનીક પ્રતિવાદીઓના બેહદીનોને ત્યાંની જીવતાની ક્રીયા કરવા વાદીઓનો હકક જણાય છે. પણ આવા પ્રસંગે તાકીદની દાદ આપી શકાતી નથી તેથી વાદીઓનું તાકીદનું માગણું નામંજુર કરૂં છું. વાદીઓ રીસીવર વગેરેની દાદ માંગતા નથી, તેથી તે સંબંધે કંઇ કરવાનું નથી. કામના સંજોગો જોતાં દરેક પક્ષે પોતપોતાનો ખર્ચ પોતે શોસવો. આવા મહત્વના કામમાં બેઉ પક્ષના વિદ્વાન બેરીસ્ટર તથા વકીલ સાહેબો મેસર્સ તાલેયારખાન, રામદત્ત દેસાઈ તથા દાદાચાનજી ને બલવંતરાવ દેસાઇ એમણે પોતાની હકીકત તથા કાયદાની તકરાર બાહોશીથી કોર્ટને જાહેર કરી ઇન્સાફના કામમાં સારી મદદ કરી છે તે બદલની નોંધ કરૂં છું તારીખ ૨૯ સપ્ટેમ્બર ૧૯૧૯.

(સ. ઈ) **મગનલાલ એન. ઠક્કર.**
નવસારી મહાલ ન્યાયાધીશ.

ઠરાવ વાંચી બતાવ્યો છે. તા. ૨૯-૯-૧૯.

(સ. ઈ.) **મગનલાલ એન. ઠકકર.**
ન. મા. ન્યા.

નવસારીની મુન્સફ કોર્ટના ઉપલા ચુકાદા મધે વાદીઓએ ઉઠાવેલી તકરાર અને દલીલોનું વાજબીપણું પુરવાર થયલુ હોવા છતાં, કાયદાની બારીકીને આધારે વાદીઓની કામચલાઉ મનાઈ હુકમ મેળવવાની માગણી સ્વીકારવામાં નહી આવ્યાથી તેની સામે નવસારીની "જડજ કોર્ટ" માં તેમજ "વડોદરાની વરીસ્ટ કોર્ટ" માં અપીલ કરવામાં આવી હતી, જ્યાં પણ નીચલી કોર્ટનોજ ચુકાદો બહાલ રહેવાથી વાદીઓએ મુલ દાવો ચલાવવાનો ઠરાવ કીધો હતો. આ મુલ દાવાનું આકેબત પરીણામ શું આવશે તે કામચલાઉ મનાઈ હુકમ મેળવવાને લગતી તકરારના ચુકાદા ઉપરથી પ્રતિવાદીઓએ જોઈ લીધું હતું. આ અરસામાં બન્ને પક્ષના કેટલાક આગેવાનોએ બન્ને પક્ષને સમજાવી તકરારી કેશનો સમાધાની અને અરસપરસની છુટછાટથી નીવેડો લાવવાની કોશેશ કીધી હતી અને આયંદેહ તેમાં તેઓ ફતેહમંદ ઉતર્યા હતા બન્ને પક્ષના આગેવાનોએ સમજુતીની સરતોનો એક ખરડો તૈયાર કીધો હતો અને તે પોતપોતાની અનજુમન સનમુખ રજુ કરી તેની બહાલી મેળવવાની ગોઠવણ કીધી હતી. આ સમજુતીની સરતો નકકી કરાવવાના કામમાં બન્ને પક્ષના આગેવાનો ભેગી નવસારીના એક ભલી લાગણીના દીલસોઝ બેહેદીન સાહેબ શેઠ એદલજી રૂસ્તમજી ફનીબંદાએ આગેવાન ભાગ લઈ બન્ને પક્ષની કીમતી સેવા બજાવી હતી.

## સમજુતીની સરતોને બહાલી આપવાનાં અને મદદગારોનાં આભારો માનવાનાં ભગર સાથ અનજુમને કીધેલા ઠરાવો.

બન્ને પક્ષોને દરમ્યાન સમજુતીની થયલી ગોઠવણ મુજબ ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, મીનોચેહર હોમજી સાથવાલાઓ સામે માંડેલા દાવાની સમજુતીની સરતોની બહાલી મેળવવા તેમજ તેને લગતું બીજું કામકાજ કરવા રોજ ૧૫ માહ ૫ સને ૧૨૯૧ યજદેજરદીને દીને નવસારી મધે વડા દસ્તુરજી કેકોબાદજી દારાબજીનાં પ્રમુખપણા હેઠલ મલી હતી.

શરૂઆતમાં દસ્તુરજીએ એક લંબાણ ભાષણ કરી સુલેહની શરતોનાં સંબંધમાં વીવેચન કીધું હતું અને આ કામમાં શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટર અને બીજાઓએ જે મદદ કીધી હતી તે માટે તેઓનો અનજુમન તરફથી આભાર માન્યો હતો, ત્યાર બાદ નીચલા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

**ઠરાવ પહેલો**—"મીનોચેહરહોમજી સાથવાલાઓ સામે નવસારીની મહાલ ન્યાયાધીશીમાં મીનોચેહરહોમજી સાથવાલા બેહેદીનોને ત્યાંની ક્રીયા સંબધી જે દાવો ભગરસાથ અનજુમન તરફથી માંડવામાં આવ્યો છે, તેની સમજુતીની જે શરતો

ભગરસાથ કમીટીએ પસંદ કરી સભા સનમુખ રજુ કરી છે અને જે શરતો આ સભામાં વાંચવામાં આવી છે, તે શરતોને આ સભા બહાલી આપે છે. અને એ શરતોને અનુસરીને ઉપલા દાવામાં સમજુતીનું હુકમનામું લેવા માટે યોગ્ય પગલાં લેવાની સત્તા ભગરસાથ કમીટીને તેમજ અનજુમનની વટી મજકુર દાવામાં નીમાયલા વાદીઓને આપે છે.

મીનોચેહુરહોમજી સાથવાલાઓ તરફથી રૂ. ૫૦૦૦ જે ઉપલી શરતોને અનુસરીને મલનાર છે તે રૂપીઆ નવસારીનાં આતશબેહેરામ સાહેબનાં નીભાવ ફંડમાં આપવાની જે જાહેરાત દસ્તુરજી સાહેબ કેકોબાદજીએ કરી છે તેને આ સભા પસંદ કરે છે તથા બહાલ રાખે છે. અને મજકુર રકમ તે ફંડમાં આપવાનું ઠરાવે છે."

ઠરાવ બીજો:—"મીનોચેહુરહોમજી સાથવાલા ભાઇબંધ મોબેદો સાથે જે કમનસીબ મતફેરી ભગર અનજુમનને પડી હતી તે મતફેરી સમજુતીથી દુર થઇ છે તે માટે આ સભા પોતાની ખુશાલી તેમજ શુક્રગુજારી જાહેર કરે છે અને આપણા ભાઇબંધ ટોલા સાથે એકદીલી વધારવા ખાતર એવો ઠરાવ કરે છે કે બન્ને ટોલાએ એકબીજાનું સતુમ ભણાયલું ખાનું ખાવામાં કશો બાધ રાખવો નહી."

ઠરાવ ત્રીજો:—"મીનોચેહુરહોમજી સાથવાલાનાં બેહદીનોને ત્યાંની ક્રીયા કામ કરવા સંબંધીનો જે દાવો ભગરસાથ અનજુમને માંડયો હતો, તે માટેની સઘલી કાયદા સંબંધી તેમજ બીજી યોગ્ય મદદ અને સલાહ શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટરે **કાંઈ પણ ફી લીધા વગર** શરૂઆતથી આજ સુધી આપી છે તે માટે તેમનો આ ભગરસાથ અનજુમનની જાહેર સભા ખાસ આભાર માને છે, તેમજ ભગર અનજુમનના હીત માટેનાં બીજા કામોમાં પણ એઓ સાહેબ જે કીમતી સેવા અને રાહબરી કરતા આવ્યાં છે તેની આ સભા ખાસ પ્રસંશા કરે છે. તેમજ મુંબઈવાલા શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાં એડવોકેટે પણ દાવા અરજી ઘડવામાં તેમજ બીજી બાબદોમાં કાયદા સંબંધી યોગ્ય સલાહ અને મદદ આપી છે તે માટે તેમનો, તેમજ શેઠ કેકોબાદ ભીખાજી દસ્તુર બારીસ્ટરે કામચલાઉ મનાઇ હોકમની અપીલ વેલા જજ કોર્ટમાં આપણી તરફથી હાજર થઇ, **કાંઇ પણ ફી લેવા વગર** આપણો કેસ સુંદર રીતે રજુ કરી આપણી અનજુમનને તેવણે આભારી કરી છે તે માટે તેમનો, તેમજ મી૦ મીનોચેહર મેરવાનજી પાવરીએ પણ એક વકીલ તરીકે કાંઇપણ દામ લીધા વીના આ કેશમાં જે મદદ કીધી છે તે માટે આ સભા તે સઘલાઓનો આભાર માને છે. તેમજ એરવદ ફરેદુન રતનજી કાંગાએ પણ પોતાનાં વખત અને કમાઇનો ભોગ આપીને

અનજુમનના આ મુશકેલ કામમાં જે કીમતી મદદ કરી છે તે માટે તેમનો આ સભા આભાર માને છે.

વલી આપણાં અત્રેનાં સ્થાનીક વકીલો મેસર્સ નાગરજી અને છગનલાલે પણ આ કેશ ચલાવવામાં જે ખંત અને બાહોશી દેખાડી છે તેમની આ સભા પ્રસંસા કરે છે. તેમજ આ મુકદમામાં એરવદો એદલજી નોશેરવાનજી કુતાર, રૂશતમજી મેહરનોશજી વજીફદાર અને ફરેદુન રતનજી કાંગાએ વાદીઓ તરીકે બહાર પડી જે કીમતી મદદ કીધી છે તે માટે આ સભા તેમનો પણ આભાર માને છે"

## સમતીનું લેવામાં આવેલું હોકમનામું.

એ રીતે સમજુતીની સરતોને ભગરસાથ અનજુમને બહાલી આપવાથી, બન્ને પક્ષની સંમતીથી નીચે મુજબનું સંમતીનું હોકમનામું લેવામાં આવ્યું હતું:-

" સા. મુ. નંબર ૧૩૨
૧૯૧૮-૧૯

શ્રીમંત સરકાર વી. મેહેરબાન નવસારી મહાલ ન્યાયાધીશી.

**વાદીઓ:**—પોતાનાં તરફથી તથા નવસારીની વડી દરેમેહરને મલતી ભગર સાથ અનજુમનનાં સઘળા સભ્યો તરફથી (૧) એદલજી નસરવાનજી કુતાર. (૨) રૂસ્તમજી મેહેરનોસજી વજીફદાર. (૩) ફરેદુન રતનજી કાંગા રહેવાસી નવસારીના.

**પ્રતીવાદીઓ:**—પોતાના તરફથી તથા મીનોચેહર હોમજીને મલતીઆ સાથની સમસ્ત અનજુમનના બીજા સભ્યો તરફથી (૧) હોરમજી રૂસ્તમજી મીનોચેર હોમજી. (૨) એદલજી બમનજી કકરીઆ. (૩) સોહ્રાબજી નવરોજજી દાદાચાંનજી રહેવાસી નવસારીનાં તથા પાછલથી પોતે દાખલ થયલાઓ.

**દાવો રૂા. ૯૯-૦-૦.**

અમો વાદી તથા પ્રતિવાદી માંહોમાંહે સમજુત થયા મુજબ કરાર દાદ કરીએ છીએ કે:-

આગલા વખતમાં જુદા જુદા પંથકોનાં મોબેદોએ ધર્મ ક્રીયા કરવા તથા કરાવવા માટે ચોક્કસ પ્રદેશો દાવા અરજીમાં જણાવ્યા પ્રમાણે વહેંચી લીધા હતા તે ગોઠવણની રૂએ "તાપી" અને "પાર" નદીની વચ્ચેનાં પ્રદેશમાં ભગરીઆ મોબેદો ક્રીયાકામ કરતા કરાવતા હતા. જ્યારે એ ટોળામાંથી એટલે ભગરીઆ ટોળામાંથી મીનોચેહર હોમજી સાથવાલાઓ જુદા પડ્યા ત્યારે તે બે સાથવાળાઓ વચ્ચે એટલે ભગરસાથવાળા તથા મીનોચેહર હોમજી સાથવાળા વચ્ચે આ પ્રદેશમાં બેહદીનોને ત્યાંના ક્રીયા કામ કરવા સારૂ ચોકસ બંદોબસ્તો થયા હતા, જેની રૂએ

બન્ને સાથવાળાઓએ ચોકસ હકકો મેળવ્યા હતા. હાલમાં મજકુર હકકો સંબંધી ઉપલા બન્ને ટોળાઓ વચ્ચે મતભેદ ઉભો થવાથી ભગરસાથ ટોળા તરફથી કેટલાક સાહેબોએ (વાદીઓએ) મીનોચેહર હોમજી સાથના ટોળા તરફથી કેટલાક સાહેબો (પ્રતિવાદીઓ) ઉપર હાલનો આ દાવો કર્યો છે.

ઉપલા બન્ને ટોળાઓ વચ્ચે એકદીલી તથા ભાઇબંધી વધારવાનાં હેતુથી આ દાવાની નીચે મુજબ માંડવાળ કરવામાં આવી છે.

૧—બેહેદીનો પોતાને ત્યાંનું સઘળું ક્રીયાકામ પોતાની ખુશીના ભગરસાથ તથા મીનોચેહર હોમજી સાથવાળા યા ઉપલા બે પંથોમાંના એક અથવા બંન્ને પક્ષના મોબેદો પાસે કરાવી શકશે અને તે સંબંધમાં કોઇ પણ સાથવાળાઓ વાંધો ઉઠાવી શકશે નહી.

૨—બન્ને ટોળાના જે કાંઇ હકકો હતા તે હકકો ઉપલી ગોઠવણ અમલમાં મુકવા માટે તથા એકદીલી વધારવા માટે હવેથી બંન્ને ટોળાના મોબેદો ભોગવશે. મીનોચેહર હોમજી સાથવાળાના બેહેદીનોને ત્યાંની જીંદરવાનને લગતી ક્રીયા કરવાનો ભગરસાથવાળાઓનો જે હક્ક હતો તે હક્ક હવે પછી વાદી તથા પ્રતીવાદી બંન્ને ટોળાનાં મોબેદો ભોગવશે તેના બદલામાં રૂપીઆ ૫૦૦૦) અંકે પાંચ હજાર મીનોચેહર હોમજી સાથવાળાના એક બેહેદીન સાહેબ શેઠ એદલજી રૂસ્તમજી ફનીબંદાએ મીનોચેહર હોમજી સાથવાળાઓ તરફથી આપયા છે, તેમજ મીનોચેહર હોમજી સાથવાળાઓનો પોતાનાં બેહેદીનને ત્યાંની અનુશહરવાનની ક્રીયા કરવાનો જે હક્ક હતો તે હક્ક હવે પછી વાદી–પ્રતીવાદી બંન્ને ટોળાવાલા ભોગવશે તેનાં બદલામાં મચકુર શેઠ એદલજી રૂસ્તમજી ફનીબંદાએ રૂપયા ૫૦૦૦) અંકે પાંચ હજાર મીનોચેહર હોમજી સાથવાળાને આપયા છે.

૩—બંન્ને ટોળાને લગતી અગીઆરીમાં ક્રીયાકામ કરવાનાં એકમેકનાં હકકો હાલની માફક ચાલ્યા આવે છે તે પ્રમાણે ચાલુ રહેશે.

૪—ઉપલી ગોઠવણ બીલીમોરા તથા ગણદેવી ગામોને લાગુ પડશે નહી.

૫—ઉપલી સરતોથી ભગરસાથવાળા તથા મીનોચેહર હોમજી સાથવાળા સીવાયનાં બીજા કોઇ પણ પંથનાં મોબેદોને કોઇ પણ જાતનાં હકકો મચકુર પ્રદેશમાં મલશે નહી.

ઉપર પ્રમાણે હમો વાદી જેઓ ટોળાનાં તરફથી આગેવાન તરીકે નીમાયલા છીએ. અને પ્રતીવાદી નંબર ૧–૨–૩ પ્રતીવાદી ટોળા તરફથી આગેવાન તરીકે નીમાયલા છે અને ન્યાયાધીશી તરફથી તે પ્રમાણેની અમો વાદીઓ તથા પ્રતીવાદી નંબર ૧–૨–૩ ની નીમણુંક કાયદેસર રીતે દીવાની નીબંધની કલમ ૨૪ પ્રમાણે કરવામાં આવી છે તેથી બંન્ને પક્ષના આખા ટોળાઓને સદરહુ સરતો બંધનકર્તા

થશે. સદરહુ સરતોને વાદીઓનાં ટોળા તરફથી ભગરસાથ અનજુમનની સભા તા૦ ૨૨ મી જાનેવારી સને ૧૯૨૨ નાં રોજ મળી તેમાં બહાલી આપવામાં આવી છે. તેમજ પ્રતીવાદીઓનાં ટોળાં તરફથી મીનોચેહર હોમજી સાથ સમસ્તની અનજુમનની સભા તા૦ ૨૨ મી જાનેવારી સને ૧૯૨૨ નાં રોજ મળી તેમાં બહાલી આપવામાં આવી છે નંબર ૧-૨-૩ સીવાયનાં પ્રતીવાદીઓ પોતે અરજ આપી દાખલ થયા છે તેથી અમો આ કરારદાદ અધીકાર પુર્વક રજુ કરીએ છીયે.

ઉપર મુજબ કરારદાદ મંજુર કરી તે પ્રમાણેનું હુકમનામું કરી કામ નીકાલે કાઢશો. ખરચ જેનો તેનો જેનાં તેનાં શીર રાખવાનો છે. આ કામમાં પુરાવો શરૂ થયો નથી સબબ નીમે લાગત પાછી મલવાનો દાખલો આપવા હુકમ ફરમાવશો.

એજ અરજ તા૦ ૩ જી ફેબરવારી સને ૧૯૨૨.

વાદી તરફે

ના૦ વ૦ દેશાઇ

મીનોચેહર મે૦ પાવરી,

છગન લ૦ વકીલ.

**વાદીઓ.**

એદલજી નશરવાનજી કુતાર સહી દા. પોતે
રૂસ્તમજી મેહરનોસજી વજીફદાર.
ફરેદુન રતનજી કાંગા. ,,

**પ્રતીવાદીઓ.**

પ્રતીવાદી તરફે

દ્વા૦ ર૦ શેઠજી

મં૦ બ૦ હવાલદાર

વકીલ.

હોરમસજી રૂસ્તમજી મીનોચેહર હોમજી ,,
એદલજી બમનજી કકલીઆ ,,
સોહરાબજી નવરોજજી દાદાચાનજી ,,
ખરશેદજી ફરામજી મીનોચહર હોમજી ,,
રૂસ્તમજી મેરવાંનજી કકરીઆ. ,,
કાવસજી પેસ્તનજી કકલીઆ ,,
અરદશર એદલજી કકલીઆ ,,
કાવશાજી પેસ્તનજી કકલીઆ તે
પેસ્તનજી નવરોજીના વારસ ,,
એદલજી દાદાભાઇ કકલીઆ ,,
નરીમાન નવરોજજી કકલીઆ ,,
બેરામજી દારાબજી દાદાચાનજી ,,
શાપુરજી નવરોજજી કકલીઆ ,,
મેહરવાન હોરમસજી કકરીઆ ,,
કેકોબાદ નવરોજજી કકરીઆ ,,
દીનશાહ શોહરાબજી કકરીઆ ,,
જમશેદજી કાવશાજી કકરીઆ ,,
દોરાબજી ફરદુનજી કકરીઆ ,,
નશરવાનજી નવરોજજી મીનોચેહર હોમજી ,,
હોરમસજી રતનજી કકરીઆ. ,,

# શ્રી નવસારીનાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન જાહેર ઉંઘરાણાથી "અનજુમનને નામે" બંધાવવાનો સમસ્ત ભગરસાથ અનજુમને કીધેલો ઠરાવ.

ઇ૦ સ૦ ૧૯૧૭ માં નવસારી ખાતે મળેલી સમસ્ત ભગરસાથ અનજુમને નેમેલી "ભગરસાથ કમીટી"એ પોતાને સોંપવામાં આવેલા અધીકારની રૂયે અનજુમનની બેહેતરીને લગતાં બીજાં કામો ભેગું જે એક મોટાં પુન્યનું અને પોતાની અનજુમનની કીર્તી વધારનારૂં કામ હાથમાં લઈ સરનજામ ઉતાર્યું હતું તે નવસારીનાં આતશબેહેરામ સાહેબનું જુનું મકાન તોડી પડાવી નવું કુશાદેહ મકાન બંધાવવાને લગતું હતું. આ શુભ કામની હીલચાલ શરૂ કરવા આગમચ ભગરસાથ કમીટીના આગેવાન સભાસદોને ભગરસાથ અનજુમનનાં એક બુજોર્ગ મોબેદ સાહેબ ખુરશેદજી બેહેરામજી સહીયાર તરફથી, તેમજ બાઇ ડોસીબાઇ આદરજી કોટવાલનાં "વીલ"ની રૂયે તેમના એકઝીકયુટરો તરફથી એવી ખાતરી આપવામાં આવી હતી કે, નવસારીનાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન જાહેર ઉઘરાણાંથી બંધાવવાનો ભગરસાથ અનજુમન ઠરાવ કરે અને તે અમલમાં મુકવામાં આવે તો તેનાં ફંડમાં તેઓ તરફથી નાણાંની સારી રકમ મલી શકશે. વળી મરહુમ દેશાઇજી સાહેબ કાવસજી એરચજી (ગોંડળવાલા)નાં વારસો તરફથી તે મરહુમની ઇચ્છા મુજબ પણ આ કામમાં ખરચવા સારૂ નાણાંની એક સારી રકમ મળવાનો સંભવ જણાયો હતો.

આવી મોટી રકમ મળવાની ખાતરી હોવાથી અને પોતાના ટોળામાં આતશ બેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવા માટેનો ભારે ઉત્સાહ જોવાથી, ભગરસાથ કમીટીએ એ મહત્વની બાબદ પોતાની અનજુમન સનમુખ લાવવાનો અને અનજુમન પાસે યોગ્ય ઠરાવ કરાવી તે અમલમાં મુકાવવાનો ઠરાવ કર્યો હતો.

રોજ સરોશ માહ તીર સને ૧૨૯૦ યઝદેજરદી, તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૦ ને દીને શ્રી નવસારીની વડી દરેહુમેહુરને મલતી ભગરસાથ અનજુમનની એક જાહેર સભા સાંજે ૪ કલાકે "ખુરશેદ વાડી"માં મલી હતી. જેમાં આતશબેહરામ સાહેબનું નવું મકાન બંધાવવાનો ઠરાવ કરવામાં આવનાર હોવાથી મુંબઇ વીગેરેથી ભગરસાથના ઘણાક સભાસદો તેને ટેકો આપવા સારૂ નવસારીમાં પધાર્યા હતા. વડા દસ્તુરજી કેકોબાદજીની નાદરૂસ્ત તબીયતને લીધે સભાનું પ્રમુખસ્થાન દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજીને આપવામાં આવ્યું હતું. શરૂઆતમાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજીનો સભાનાં કામને ફતેહ ઇચ્છનારો નીચલો કાગજ વાંચવામાં આવ્યો હતોઃ—

"મહેરબાન માનવંત અનજુમન સાહેબ,

આજની સભામાં મારી નાદુરૂસ્ત તબીયતને લીધે મારાથી હાજરી આપી શકાતી નથી તે માટે બહુ દલગીર છું. આજની સભામાં રજુ થનારાં કામકાજ અને ઠરાવો તરફ મારી સંપુર્ણ દીલસોજી છે. આપણી અનજુમનનાં આતશબેહેરામ સાહેબનું પુરાણું મકાન આજની હાજતોને પુરતું નથી. તે મકાનને નવું બાંધવામાં આપણી અનજુમને નહી માફ થઈ શકે એવી સુસ્તી બતલાવી છે. પણ હવે ખુશી થવા જોગ છે કે આપણી અનજુમન આજે એ મકાનને આજનાં વખતને અનુસરતું બાંધવાને લગતો યોગ્ય ઠરાવ કરનાર છે. એ કામ હવે બહુ જલદીથી આપણી અનજુમને ઉપાડી લેવું જોઇએ. ખોદા કરેને ચંદરોજમાં એક નવું, આપણી નગરીને જેબ આપે એવું મકાન તૈયાર થાય.

આજનાં "પારસી પત્ર" માં આપણા બીજા અકાબર દેશાઇજી કાવસજી મીનોચેહરજીની સહી સાથનો એક પ્રોટેસ્ટ છપાયો છે તે વાંચી મને ઘણી દલગીરી ઉત્પન્ન થઈ છે. આતશબેહેરાંમ દેશાઇજીનાં છે કે અનજુમનનાં તે સવાલનો નીર્ણય થઇ જવાને લગભગ ત્રણ દાયકાઓ પસાર થઈ ગયા છે. આજથી લગભગ ૩૦ વરસ થયાં મારા બેહેસ્તનશીન મુરબીજી એ આતશબેહેરામનો વહીવટ કરતા હતા. એમના મરણ પછી મારા હાથમાં એ વહીવટ આવ્યો છે. આજે છેલ્લાં ત્રણ વરસ થયાં "ભગર કમીટી" હસ્તક હમારી મારફતે ખરચ થાય છે, કે જે કમીટીમાં દેશાઇજી કાવસજી મેમ્બર છે, છતાં એ પ્રોટેસ્ટમાં એમ જણાવ્યું છે કે સદીઓ થયાં દેશાઈવાલાઓજ એનો વહીવટ તેમજ ખરચ કરતા આવ્યા છે એ વીચીત્ર અને ખરી બીનાથી ઉલટું છે, અને આપણી અનજુમનનાં સાહેબોને અને જરથોસ્તી આલમને આડે રસ્તે દોરવનારૂં છે. પણ મારી ખાત્રી છે કે એવાં લખાણોથી અનજુમન સાહેબ ન દોરવાતાં, આપણી અનજુમનને શોભા મલે એવોજ ઠરાવ કરી ટુંક વખતમાંજ એ ભવ્ય મકાન ઉભું કરવાનો સંતોષ હાસેલ કરશે.

લા૦ દોઆગો,

કેકોબાદ દસ્તુર દારાબજી મેહેરજીરાણા."

ત્યાર બાદ ત્રીજા અકાબર દેશાઈજી તેહમુલજી જામાસ્પજીનો સભાનાં કામ તરફ દીલસોજી અને સંમતી બતલાવનારો પત્ર સભામાં વાંચવામાં આવ્યો હતો, અને પ્રમુખ દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજીએ એક ટુંક ભાષણ કરી આતશબેહરામ સાહેબના હાલનાં મકાનને નવેસરથી બાંધવાની જરૂર જણાવી હતી.

સભાની અંદર ઠરાવો રજુ કરવામાં આવે તે આગમજ દેશાઇ જેહાંગીરજી બરજોરજીએ જણાવ્યું હતું કે:—"જો તમારે આજે સુલેહ સંપજથી કામ કરવું

હોય તો આજે આતશબેહેરામને લગતો ઠરાવ કાઢી નાખો. દસ્તુરજી ભલે પોતાનાં કાગજમાં લખે કે એની માલેકીનો ફડચો અનજુમનની તરફેણમાં થઇ ગયો છે, યા ભલે પોલ્યા દેશાઇજી પણ એ પ્રમાણે માનતા હોય. તો પણ હમો કહીએ છીએ કે હજી એ સવાલનો ફડચો થયો નથી. અમો તો ભાર મેલી કહીએ છીએ કે એ આતશબેહેરાંમ દેશાઈજી ખુરશેદજી તેહમુલજીએ પોતાની ગીરેથી પરઠાવ્યા છે. એની ખાતરી કરવા માટે તમો પાંચ માણસો ભેગા કરો, અમારી આગલ આવો, બધા ચોપડાઓ જુઓ, પછી ખાતરી કરો. પછી પણ જો તમારી ખાત્રી નહી થાય તો પછી અનજુમન પોતાનો રસ્તો લેશે અને હમો દેશાઈઓ હમારો રસ્તો લઈશું. **અમો કોઇ પણ ભોગે એ કામ પાર પાડવા દઇશું નહી, અમો કોર્ટમાં જઇશું.** વલી એ મકાનને હાલ હાથ લગાડવાની કાંઈજ જરૂર નથી. એનાં જેવો ગુંબજ કદી કોઇથી બંધાવાનો નથી!!"

દેશાઈ જાંહુગીરજીના ઉપલા બોલવાને વકીલ મેહુરવાંનજી આદરજી દેશાઇ તથા ડા૦ નવરોજજી ડોસાભાઇ દેશાઇએ ટેકો આપ્યો હતો. અત્રે સભામાં એવું ઠેરવવામાં આવ્યું કે આજે આતશબેહેરાંમ સંબંધીનો ઠરાવ પેહેલો હાથ ધરવો. જે ઉપરથી **એરવદ ફરેદુન રતનજી કાંગાએ** પેહેલો ઠરાવ નીચે મુજબ મુકયો હતોઃ—

**ઠરાવઃ**—"સમસ્ત ભગરસાથ અનજુમનની આ સભા એવું ઠરાવે છે કે હાલનું આતશબેહેરાંમ સાહેબનું મકાન પુરાણું થવાથી તેમજ આપણાં નવસારી શેહેરની હાજતોને પુરૂં પડી શકતું નથી તે કારણસર હાલનાં મકાનને બદલે આતશબેહેરાંમ સાહેબનું એક નવું કુશાદેહ મકાન ઉભું કરવાની જરૂર છે, અને આ શુભ કામ હાર પાડવા માટે જોઇતાં નાણાં ભેગાં કરવા અને બીજા સર્વે યોગ્ય પગલાં ભરવા માટે ભગરસાથ કમીટીને સત્તા આપે છે. ભેગાં થયલાં નાણાંના ત્રસ્ટીઓ તરીકે નીચલા આગેવાન ભગરીઆ સાહેબોની આ સભા નેમણુંક કરે છે.

૧ શેઠજી સાહેબ કાવસજી જાલભાઇ શેઠ
૨ શેઠ બાપુજી હોરમસજી સકલાતવાલા.
૩ સર તેહમુલજી ભીખાજી નરીમાન.
૪ શેઠ ફીરોઝ ખરશેદજી શેઠના.
૫ શમસુલ ઓલમાં ડા૦ જીવનજી જમશેદજી મોદી.
૬ શેઠ ફરામજી જમશેદજી બીલીયા.
૭ ડા૦ જેહાંગીર બેહરાંમજી દારડી.

ત્રસ્ટીઓએ જે કાંઇ નાણાં ભરાય તે પોતાને સ્વાધીન રાખવાં તથા આતશબેહેરાંમ સાહેબનું નવું મકાન બાંધવાના સંબંધમાં નાણાંની જરૂર પડે ત્યારે

વખતો વખત ભગર કમીટીને અથવા તે કમીટી જેઓને મુકરર કરે તેઓને કમીટી ઠરાવે તેટલી રકમ પહોંચતી કરવી. ભગર કમીટીને હાલનાં આતશબેહેરાંમની જગ્યા પુરતી ન જણાય તો તેની પડોશમાંની લાયક એક યા વધુ જગ્યાઓ યા મકાનો નવાં મકાનને મોટું બનાવવા ખાતર ખરીદવી અને ખરીદીનાં પૈસા ઉપર જણાવ્યા પ્રમાણે એકઠાં થયલાં નાણામાંથી ત્રસ્ટી સાહેબો પાસેથી ઉપાડી ભરવાં. ગામેગામ આ ફંડમાં નાણાં ભરાવી પુરતી રકમ ભેગી થવે તુરત આ કામ ભગર કમીટીએ હાથ ધરવું અને તેને બનતી ઉતાવળે પાર પાડવું."

ઉપલો ઠરાવ સભામાં મુકતાં એરવદ ફરેદુન રતનજી કાંગાએ લંબાણ ભાષણ કરી, ખુદ દેશાઇજી ખુરશેદજી તેહમુલજીનાં પોતાનાં હાથ અક્ષરનાં હીસાબનાં ચોપડાઓમાંથી યોગ્ય ઉતારાઓ ટાંકી જણાવ્યું હતું કે એ આતશબેહેરામ સાહેબ ભગરસાથ અનજુમને પોતે **"અનજુમનને નામે"** બરપા કરાવ્યા હતા. (આએ આતશબેહેરામ સાહેબ અને તેની માલેકીમાં સંબંધમાં ઉઠેલી ખટપટ તથા ચાલેલી જીફ્કરનો હેવાલ આ પુસ્તકનાં ૭૭ **થી** ૮૯ સુધીના સફાઓ ઉપર પ્રગટ થયલો હોવાથી અત્રે ફરી પ્રગટ કરવાની મેં જરૂર વીચારી નથી.)

એરવદ ફરેદુન રતનજી કાંગાના ઉપલા ઠરાવને એરવદ રાણા કૈખશરૂ દસ્તુરે ટેકો આપ્યો હતો, જે ઉપર મત લેતાં આખી સભાએ તેની તરફેણમાં અને પાંચ જણાએ વીરૂદ્ધ મત આપવાથી ઠરાવ ખુશાલીની તાલીઓથી પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

ત્યાર બાદ ઉપલીજ સભામાં ત્રણ વરસ માટે નવી "ભગરસાથ કમીટી"ની નેમણુંક કરવામાં આવી હતી અને તે કમીટીને ભગરસાથ અનજુમને આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનું કામ સોંપ્યું હતું.

## કમીટીએ ઉજમથી ઉપાડી લીધેલું કામ.

ભગરસાથ અનજુમન તરફથી કરવામાં આવેલા ઉપલા ઠરાવની રૂએ નવું મકાન બંધાવવાની હીલચાલ "ભગરસાથ કમીટી" એ ઉત્સાહથી ચાલુ કીધી હતી. નવું મકાન બંધાઇને તૈયાર થાય તેટલાં આતશબેહેરામ સાહેબને જુનાં મકાન મધેથી વડી દરેમેહેરમાં લઇ જઇ રાખવા સારૂ તેમાં ઘટતું બાંધકામ કરાવવામાં આવ્યું હતું અને તેનો ખરચ શેઠ ખરશેદજી કાવસજી દેશાઇ (ગોંડલવાલા) એ આપવાથી કમીટીએ તેમનો આભાર માન્યો હતો. ત્યાર બાદ ઘટતી તરીકતથી આતશબેહેરામ સાહેબને વડી દરેમેહેરમાં લઇ જઇ ત્યાં તખ્તનશીન કરવામાં આવ્યા હતા.

આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાને લગતું પોતાને સોંપવામાં આવેલું પુન્યનું કામ કંઇબી વીરૂધતા વગર એકદીલીથી થયલું જોવાને ભગરસાથ

કમીટી ઘણી આતુર હતી, તે વેળાએ કમીટીના આગેવાન સભાસદોને ઘણાઓ તરફથી એવી ભલામણ અને સુચના કરવામાં આવી હતી કે "આ નવાં મકાન મધે નવસારીના આ આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવાના કામમાં પોતાની અનજુમન તરફથી મુખ્ય આગેવાન ભાગ લેનારા મરહુમ દેશાઇજી ખુરશેદજી તેહમુલજીની ભગરસાથ અનજુમન તરફથી લાયક યાદગારી જાળવવાનો યોગ્ય ઠરાવ કરવામાં આવ્યાથી દેશાઇ ખાનદાનને સંતોષ મલશે, તેની સામેની થોડાક દેશાઇ-જાદાઓની વીરૂધતા નીકલી જશે અને આ શુભ કામમાં સઘળાઓ એકદીલીથી સામેલ થશે." આ સુચના ભગરસાથ કમીટીએ ખુશીથી ઉપાડી લીધી હતી, અને રોજ ૨૩ મો, માહ ૨ જો, સને ૧૨૯૧ યજદેજરદીને દીને ભગરસાથ અનજુમનની એક ખાસ સભા નવસારી મધે બોલાવી હતી. આ સભા મધે એરવદ કેખશરૂ માહીયાર કુતારની દરખાસ્ત ઉપરથી નીચલો ઠરાવ એકમતે પસાર કરવામાં આવ્યો હતો:—

"ભગરસાથ અનજુમનની આ સભા જાહેર કરે છે કે આતશબેહેરામ સાહેબના નવાં બંધાનારાં મકાન ઉપર એક મુખ્ય સામાન્ય ઇતીહાસ રજુ કરનારી તખ્તી મારવી, જેનાં મથાલાંનો લેખ નીચે મુજબ રાખવો.

આ આતશબેહેરામ સાહેબના પાક કેબલાને ભગરસાથ અનજુમનનાં એક સાચ્ચા રાહબર તથા તેમનાં અનેક હકોનું રક્ષણ કરનાર મહા પ્રતાપી દેશાઇજી સાહેબ શ્રી ખુરશેદજી તેહમુલજીની પેશકારી અને મદદ હેઠલ **ભગરસાથ અનજુમને** પોતાનાં હીત માટે અને પોતાનાં પંથકની જાળવણીને ખાતર રોજ સરોશ યઝદ, માહ અરદીબેહેસ્ત અમશાસ્પંદ સને ૧૧૩૫ યજદેજરદીને મુબારક દીને તખ્તનશીન કર્યા હતા.

આ શુભ કામમાં દેશાઇજી શ્રી ખુરશેદજી તેહમુરજી અને તેમનાં ભાઇઓ દેશાઇજી રૂશતમજી અને જમશેદજી તેહમુરજી ઉપરાંત, સુરત શહેરનાં સખીવજુદ શેઠયાઓ દાદાભાઈ માણેકજી શેઠ, સોહરાબજી મનોચેહરજી શેઠ, નોશેરવાંનજી બહમનજી શેઠ અને મીનોચેહરજી ખોરશેદજી શેઠે મુખ્ય મદદ કીધી હતી.

( ત્યાર પછી એ આતશબેહેરામ માટેનો આજ સુધીનો ઇતીહાસ ખોલ્લો રજુ કરવો. )

કેબલાની સનમુખ બંદગી કરવાની જગ્યા ઉપર નીચલી તખ્તી મારવી.

## દેશાઇ ખોરશેદ હૉલ.

ભગરસાથ અનજુમને તેમનાં અનેક હકોનું રક્ષણ કરનાર ખેરખાહ બેહેસ્ત મુકામ દેશાઇજી શ્રી ખુરશેદજી તેહમુરજીએ કરેલા એહસાનોની અશો યાદમાં આ બંદગી કરવાના હૉલને **દેશાઈ ખોરશેદ હોલ** નામ આપ્યું છે."

ઉપલો ઠરાવ ભગરસાથ અનજુમને એકમતે પસાર કરવાથી, દેશાઇ ખાનદાનના સઘલા સભાસદોને પણ સંતોષ ઉપજ્યો હતો અને સભા મધેજ એ ખાનદાનનાં એક નબીરા શેઠ ખરશેદજી કાવસજી દેશાઇ (ગોંડળવાલા) તરફનું એક કાગજ વકીલ મી૦ મીનોચેહર મેરવાંનજી પાવરીએ વાંચી સંભળાવ્યું હતું, જેમાં અનજુમન સાહેબે આતશબેહેરામના બંદગી કરવાના હોલને "દેશાઇ ખોરશેદ હોલ" નામ આપ્યું તે માટે અનજુમનનો આભાર માન્યો હતો અને વધુમાં જણાવ્યું હતું કે "મારા મરહુમ મુરબીજી કાવસજી એરચજી દેશાઇની ખાહેશ નવો ગુંબજ બંધાવવાની હતી પણ હવે તે ખાહેશ પાર પડી શકે એમ નહી હોવાથી આજે હું રૂપ્યા ૩૫૦૦૦)નાં ચાર ટકાના બોંડ અનજુમનને સ્વાધીન કરૂં છું, કે એ રૂપ્યામાંથી "દેશાઇ ખોરશેદ હોલ" જે અનજુમન બંધાવવાની છે તે બાંધવો અને તેને અનુસરતી તખ્તી મારવી."

દેશાઇ ખરશેદજી કાવસજી ગોંડળવાલાની આ ઉદાર માગણી અનજુમને આભાર સાથ સ્વીકારી હતી. ત્યાર બાદ ભગરસાથ કમીટીએ ફંડમાં નાણાં ભરાવવા સારૂ ભગરસાથના ત્રણે અકાબરોને નામે એક "મદેહનજર" છપાવી આશકારા કીધી હતી, જે મધે જાહેર કરવામાં આવ્યું હતું કે "આ ફંડમાંથી નવું મકાન બંધાવ્યા પછી જે કાંઇ રકમ બાકી વધશે તે આતશબેહેરામ સાહેબનાં તેમજ વડી દરેમેહેરનાં નીભાવ ફંડ ખાતે લેવામાં આવશે. રૂપયા ૫૦૦૦) યા તેથી વધુ રકમ આપનારનું નામ નવાં મકાનમાં મુકાનારી તખ્તીની અંદર દાખલ કરવામાં આવશે."

## કમીટીના આગેવાન સભાસદોની કોશેશથી ફંડમાં જમા થયલી નાણાંની મોટી રકમ.

ઉપલી મદેહનજર છપાવી આશકારા કરવા બાદ ભગર કમીટીનાં ઘણાક ઉત્સાહવાળા સભાસદો અને તેવીજ ભલી લાગણીના ભગરીયા ભાઇઓએ બીનસ્વાર્થે ખંતીલી મહેનત કરી, નાણાં ભેગાં કરવાનું શુરૂ કર્યું હતું. જેમ કરવામાં નવસારીની તેવીજ ઉત્સાહવાલી બાનુઓએ વટીક ઉજમથી ભાગ લઇ નવસારીની બાનુઓ પાસથી ફંડમાં મોટું નાણું મેળવ્યું હતું. પારસીઓની મોટી વસ્તીવાલું ગુલજાર મુંબઈ શેહેર, જ્યાંથી ફંડમાં મોટું નાણું એકઠું થવાનો સંભવ હતો, ત્યાં નાણાં ભરાવવા માટે ભગર કમીટીના મુંબઇમાં વસ્તા સભાસદોની એક "સબકમીટી" નેમવામાં આવી હતી અને તેમાં શેઠ ફરામજી જમશેદજી બીલ્યા ઇજનેરને શામેલ કરવામાં આવ્યા હતા. આ સબકમીટીના સભાસદો પૈકી ભગરસાથ અનજુમનનાં ઓનરરી સલાહકાર સોલીસીટર શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ, શેઠ ફરામજી જમશેદજી બીલ્યા, એરવદ મનચેરજી પાલનજી કુતાર, રાણા કેખશરૂ દસ્તુર,

કેખશરૂ માહીયાર કુતાર, ફ્રેદુન રતનજી કાંગા, બરજોરજી એરચજી બજાં, વગેરે સભાસદોએ બીનસ્વાર્થે ખંતીલી મહેનત કરી, દીવસો અને મહીનાઓ સુધી ફંડ ભરાવવાનાં કામ પાછલ મશગુલ રહી, ડેપ્યુટેશનનાં આકારમાં ઘરેઘર ફરી, ફંડમાં મોટું નાણું ભેગું કર્યું હતુ. ખસુસ કરી તેઓ પૈકીના શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલ અને શેઠ ફ્રામજી જમશેદજી બીલ્યા જેઓ પોતાનાં પરમાર્થી કામોને લીધે પારસી કોમનો વીશ્વાસ સંપાદન કરવાને ભાગ્યશાળી બન્યા છે, તેઓના ઓહોલા લાગવગ અને ખંતીલી મહેનતથી ફંડમાં મોટી મોટી રકમો ભેગી થવા પામી હતી, અને જેઓનાં આ પરમાર્થી કામમાં તેઓના એક મીત્ર ખાનસાહેબ હોરમસજી કાવસજી પસતાકીઆએ પહેલાંથી છેવટ સુધી શામેલ રહી ફંડ ભેગું કરવામાં મોટી મદદ આપી હતી. (આ સઘળા ફંડમાં નાણું ભેગું કરનારા અને ફંડમાં દીનદારીની ખરી લાગણીથી નાણું ભરનારા સાહેબોનો ભગરસાથ કમીટીએ પોતાના કામનાં છપાવેલા રીપોર્ટ મધે મોટો આભાર માન્યો હતો.)

## નવાં મકાનનો પાયો નાખવાની ક્રિયા.

ભગરસાથ કમીટીના આગેવાન સભાસદો એક તરફથી નવું મકાન બંધાવવા માટે જાહેર ઉઘરાણાથી ફંડમાં નાણું ભેગું કરવા ખંતીલી કોશેશ કરતા રહી, બીજી તરફથી તેઓ નવાં મકાનને ભગરસાથ અનજુમનનાં ઠરાવ મુજબ આજની જરથોસ્તીઓની હાજતને પુરૂં પડી શકે એવું એક કુશાદેહ મકાન બનાવવા સારૂં જુનાં મકાનની પશ્ચીમ બાજુનાં જરથોસ્તીઓથી વસાયલાં ઘરોની આખી લાઇન ખરીદી લેવાને ઇન્તેજાર બન્યા હતા. આ ઘરોની લાઇન જેમાં ૯ ઘરોનો સમાવેશ થતો હતો તે કોઇબી રીતે ખરીદી લેવા વગર નવાં મકાનનું બાંધકામ ચાલુ કરી શકાય એમ હતું નહી. ખોદાતાલાની કરમ બક્ષેશથી આકેબત આ મુશકેલ કામ આસાન બન્યું હતું. આ ઘરોના જુદા જુદા માલેકોને ઘટતી રીતે સમજાવી, તેઓના ઘરોનું ઘટતું દામ આપી, અને કેટલાંક ઘરોના માલેકોને તેઓની મરજી મુજબનાં બીજા લત્તાઓ ઉપર તેઓને બરનાં ઘરો વેચાતાં લઇ તેઓને સ્વાધીન કરી, આતશબેહેરામની પડોશનાં સઘળાં ઘરો ખરીદી લેવાને કમીટી સામર્થવાન થઇ હતી. ત્યાર બાદ આ ઘરોના કાટોનું લીલાંઉ કરાવી, જમીનને સપાટ બનાવી તથા નવાં મકાનનાં પલાંનો કાબેલ ઇજનેરોની પાસે તૈયાર કરાવી, કમીટીએ પાયો નખાવવાની ઘટતી ગોઠવણુ કીધી હતી.

રોજ ૧૧ મો, માહ ૪ થો, સને ૧૨૯૨ યજદેજરદીનાં મુબારક રોજે બુજોર્ગ એરવદ સાહેબ ખુરશેદજી બેહરામજી સહીયાર કે જેઓએ આ પાક મકાનનાં બાંધકામ માટે રૂપયા ૭૫૦૦૦) ની પાદશાહી રકમ આપી હતી તેઓના મુબારક હાથે પાયાની કોડાળી મરાવવાની શરૂઆતની ક્રિયા કરાવવામાં આવી હતી.

રોજ ૧૭ મો, માહ ૪ થો, સને ૧૨૯૨ નાં મુબારક રોજે વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી દસ્તુર મેહેરજીરાણાનાં હાથે જરથોસ્તીઓનાં એક દમામદાર મેળાવડા સનમુખ ભારી ધામધુમથી પાયાની અને પાયાનો પથર બેસાડવાની ગંભીર ક્રિયા કરાવી હતી, જેમાં મુંબઇ વગેરે સ્થલોથી ઘણાક આગેવાન કેળવાયલા ભગરીયા શેઠયાઓ અને બીજા જાણીતા જરથોસ્તીઓએ મોટી સંખ્યામાં પધારી ભાગ લીધો હતો. આ પાયાનો પથર બેસાડવાની ગંભીર ક્રિયાને માટે એક મોટો "શામીયાનો" ઉભો કરવામાં આવ્યો હતો, જેમાં પ્રથમ જશનની પવીત્ર ક્રિયા કરાવવામાં આવી હતી, જેમાં ગામનાં સઘલા દસ્તુર મોબેદોએ ઉજમથી ભાગ લીધો હતો.

જશનની ક્રિયા પુરી થવા પછી આતશબેહેરામ સાહેબનાં આ નવાં બંધાતાં મકાનનો પાયો નાખવાની ક્રિયા કરવાને માટે વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી મેહેરજીરાણાને એલતેમાસ કરતાં શેઠ કાવસજી જાલભાઇ શેઠે એ પ્રસંગને અનુસરતું ભાષણ કીધું હતું.

ત્યાર બાદ વડા દસ્તુરજી બીજા આગેવાનોની સાથે પાયો નાખવાની જગ્યાએ ગયા હતા, પાયો હુરગવાની ક્રિયા વગેરે થવા પછી પાયાની અંદર એક કાચની બરણીમાં ચલણનાં સીક્કાઓ, વર્તમાન પત્રો તથા પાયાની તારીખનો લેખ મુકી તે બરણી પાયામાં ઉતારવામાં આવી હતી. ત્યાર બાદ દસ્તુરજીએ રૂપાનાં "લેલા" એ પાયાનો પથ્થર બેસાડયો હતો, જે વખતે હાજર રહેલાં બાનુઓએ ફુલથી પાયો વધાવી લીધો હતો, જયારે મરદોએ **'યથા અહુ વઇર્યો'** ના પાક કલામો ભણી આશીશ ઉતાર્યા હતા. એ રીતે લોકોની ખુશાહલીની તાલીઓ વચ્ચે પાયાના પથરને તેની જગ્યાએ બેસાડવામાં આવ્યો હતો. પાયાનો પથર બેસાડવાની ક્રિયા પુરી થતાં, સર્વે બેઠકવાલી જગાએ આવ્યા હતા અને મેળાવડા સનમુખ કમીટીના એક સેક્રેટરી એરવદ કેખશરૂ માહીયાર કુતાર એમ. એ. એ કમીટી તરફનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો, તથા અત્યાર સુધી ફંડમાં ભેગા થયલા તથા પાયો નાખવાની ખુશાહલીમાં એ દીને મળેલા રૂપયાની ટીપ વાંચી, સઘળાં નાણાં ભરનારાઓનો તથા આ શુભ કામ સરનજામ ઉતારવા માટે બીનસ્વાર્થી ખંતીલી મેહનત કરનારાઓનો કમીટી તરફથી આભાર માન્યો હતો.

કમીટી તરફનો લંબાણ રીપોર્ટ વંચાઇ રહેતાં, વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજીએ એક લંબાણ લાગણીભર્યું ભાષણ કરી, આ શુભ કામમાં મુખ્ય આગેવાન ભાગ લેનારા મી૦ જહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટર, શેઠ ફરામજી જમશેદજી બીલ્યા ઇજનેર, એરવદ સાહેબ ખુરશેદજી બેહરામજી શહીયાર અને બીજા મદદગારોનો અનજુમન તરફથી ભલી દુઆઓ સાથે આભાર માન્યો હતો.

ત્યાર બાદ શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલ સોલીસીટરે તેમજ શેઠ ફરામજી જમશેદજી બોલ્યા ઇજનેરે પ્રસંગોપાત ભાષણો કીધાં હતાં, અને મી૦ વીમાદલાલે વડા દસ્તુરજીને પાયાના મુહુરત માટે વપરાયલો ચાંદીનો લેલો, ભેગી મળેલી મજલેસ તરફથી ભલી દુઆઓ સાથે એનાયત કીધો હતો. દસ્તુરજી કેકોબાદે છેવટનું ભાષણ કરતાં, મેળાવડામાં મુંબઈથી પધારેલા ત્રણ નામાંકીત ભગરીયા શેઠ કાવસજી જાલભાઇ શેઠ, જસ્ટીસ દીનશાહ ફરદુનજી મુલ્લાં અને સર તેહમુલજી ભીખાજી નરીમાનની હાજરી માટે પોતાની ખુશહાલી જાહેર કરી તેઓને ભલી દુઆઓ ઇચ્છી હતી ત્યાર બાદ ફુલ-પાન લઇ આ ખુશહાલી ભરેલો યાદગાર મેળવડો વીસરજન થયો હતો.

## કપટી વીરૂદ્ધતાથી કમીટીને મળેલી કીંમતી મદદ.

આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાના અને તેની સામે થોડાક દેશાઇજાદાઓએ બતલાવેલી વિરૂધતાનો સમજુતીથી વીવેડો લાવવાના સમસ્ત ભગર સાથ અનજુમને કીધેલા ઠરાવો પછી પોતે માથે ઉઠાવેલું શુભ કામ સરળતાથી સરનજામ ઉતારવાની ભગરસાથ કમીટીએ આશા રાખી હતી. ઇ૦ સ૦ ૧૯૨૨ ના માર્ચ મહીનામાં મુંબઇના વહાડયાજીનાં આતશબેહેરામમાં ભગરસાથ અનજુમનનું માન જળવાય એવી સરતો નક્કી કરી ભગરસાથના મોબેદોને "બોય દેવા" તેમજ ક્રિયા કામ કરવા સારૂ મોકલવાનો ભગરસાથ અનજુમનની નવસારીમાં મળેલી જાહેર સભાએ ઠરાવ કર્યો હતો. આ ઠરાવ કમનસીબે મુંબઈમાં વસતા ભગરસાથ અનજુમનનાં થોડાક સભાસદોને પસંદ નહી પડવાથી તેઓ તેની સામે થયા. આ સામે થનારાઓનો મોટો ભાગ તેજ હતો કે જે નવસારીનાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાના ઇ૦ સ૦ ૧૯૨૦માં ભગરસાથ અનજુમને કીધેલા ઠરાવને અમલમાં મુકવા અને એ શુભ કામ સરનજામ ઉતારવા માટે ભગરસાથ કમીટીને બની શકતી દરેક મદદ કરવા પ્રથમ આતુર હતો.

વહાડ્યાજીનાં આતશબેહેરામના ટ્રસ્ટીઓ અને ભગરસાથ અનજુમન વચ્ચે થયલી સમજુતીનો જે ઠરાવ આ થોડાક મુંબઈમાં વસ્તા ભગરસાથના સભાસદોને પસંદ નહી પડયો તેની સામેજ વીરૂધતા બતલાવવાને બદલે, આ ભગરીયા ભાઈ-ઓએ આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનાં ભગરસાથ કમીટીએ માથે ઉઠાવેલાં અને પોતે પ્રથમ પસંદ કીધેલાં કામમાં નડતરો નાખવા, તેનાં ફંડમાં નાણું ભરનારા દીનદારોના દીલમાં વસવસો ઉપજાવવા અને ખુદ "ભગરસાથ કમીટી" ની હસ્તીજ ખતમ કરાવવા નવાં મકાનનો પાયો નખાવવા આગમજ તથા ત્યાર પછી લાંબી મુદત સુધી "વર્તમાન પત્રો"માં ચર્ચાઓ ચલાવી, પોતાની અનજુમન તથા તેની નેમેલી કમીટીને કોમની નજરમાં હલકી પાડવાની તેમજ આતશબેહેરામ

સાહેબનું નવુ મકાન બંધાવવાનાં કામમાં હરખતો નખાવવાની ચાલુ કોશેષ કીધી હતી. જેમાં પોતાની અનજુમનથી કોઈક કારણે અસંતોષી બનેલા, પોતાની બુરી મકસદ બર નહી આવવાથી નીરાશ થયલા તથા અઘટીત દબાણ અને શરમાશરમીથી ખોટે માર્ગે દોરવાયલા નવસારી અને મુંબઈમાં વસ્તા બીજા થોડાક ભગરીયા ભાઈઓ હમશરીક બન્યા હતા.

આવી એક ભલાં કામ સામેની કપટી વીરૂધતાથી ડરી નહી જતાં, આતશબેહેરામ સાહેબનાં નવાં મકાન માટે ફંડ ભેગું કરનારા ભગરસાથ કમીટીની સભાસદો—ખાસ કરીને શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલ સોલીસીટર અને નવાં મકાનનું બાંધકામ કરવાનું માથે ઉઠાવનારા શેઠ ફરામજી જમશેદજી બીલ્યા ઇજનેર જેવા કોમનો પુર વીશ્વાસ ધરાવનારા ગ્રહસ્થો—નવાં મકાનનું બાંધકામ શરૂ થતાંને વાર વધારે ખંત અને ઉત્સાહથી ફંડમાં નાણું ભેગું કરવાનાં કામમાં મશગુલ બન્યા હતા. આવી એક ભલાં અને પુન્યનાં કામ સામેની અઘટીત અને કપટી વીરૂધતાથી દેશ—પ્રદેશમાં વસ્તા ભગરીયા ભાઈઓ અને સામાન્ય પારસી કોમમાં ફંડમાં ખુશીથી અને ઉદારતાથી નાણું ભરવાનો અને ભગરસાથ કમીટીએ માથે ઉઠાવેલું એક ધાર્મીક સવાબનું કામ સરનજામ ઉતારવાનો ભારે ઉત્સાહ બરપા થયો હતો. આથી ભગરસાથ કમીટીએ પ્રથમ રાખેલી વકી ઉપરાંત, ટુંક મુદતમાં દીનદાર જરથોસ્તીઓએ ફંડમાં મોટી મોટી રકમો ભરી આપી કમીટીના હાથ મજબુત બનાવ્યા હતા.

ભગરસાથ કમીટીએ માથે ઉઠાવેલાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનાં એક ભલાં અને મોટાં સવાબનાં કામ સામે પોતાની કોઇક બુરી મકસદ પાર ઉતારવા ખાતર બદ નીષ્ટાથી ચલાવવામાં આવેલી આવી ખોટી ઉશકેરણી અને બતલાવવામાં આવેલી કપટી વીરૂધતા, આ ભલાં કામને કોઇ રીતનું નુકસાન કરવાને બદલે મોટા આશીરવાદ સમાન થઇ પડી હતી.

## નવાં મકાનનો કુશાદેહ કમપાઉંડ.

આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનાં ફંડમાં ભગરસાથ કમીટીના આગેવાન સભાસદોની ખંતીલી કોશેષથી અને આ ભલાં કામ તરફની ભગરસાથનાં દીલસોઝ સભાસદો અને દીનદાર જરથોસ્તીઓની ભલી લાગણીથી કમીટીએ રાખેલી વકી ઉપરાંત નાણું ભરાતાં રહેવાથી કમીટીના આગેવાન સભાસદોના દીલમાં વધુ ઉજમ બરપા થયો હતો.

કમીટીનો પ્રથમ ઇરાદો આતશબેહેરામ સાહેબની લાઇનનાં પશ્ચીમ બાજુનાં જે ૬) ઘરો તેઓએ ખરીદી લીધાં હતાં તેટલીજ જગ્યા ઉપર સંતોષ પકડી મકા-

નનું બાંધકામ પુરૂં કરવાનો હતો, જેથી તેટલીજ જગ્યાના પ્લાનો ઉતરાવી બાંધકામ તેમજ શુરૂ કરવામાં આવ્યું હતું. પાછલથી કમીટીએ ફંડમાં વધુ નાણાં ભરાતાં રહેલાં અને જોઈ આતશબેહેરામની સામે દક્ષીણ બાજુની લાઇનનાં બીજાં ૫–૬ ઘરો ખરીદી, લઈ નવાં મકાનનો સુંદર અને કુશાદેહ "કમપાઉંડ" બનાવવાનો અને મકાનનો અંદરનો તમામ ભાગ ઉંચા સંગેમરમરનાં શોભીતા પથરોથી રૈનકદાર બંધાવવાનો ઠરાવ કર્યો હતો. આ ઠરાવ અમલમાં મુકવાનું અને આખી લાઈનનાં "તરોટા"ના ચકલા સુધીના સઘલાં ઘરો ખરીદી લેવાનું કામ જો કે ઘણું મુશકેલી ભરેલું હતું પરંતુ પાક આતશબેહેરામ સાહેબનાં પ્રતાપથી અને કમીટીનાં આગેવાન સભાસદોની ખંતીલી કોશેસથી તે ખરીદી લેવાને કમીટી આકેબત ભાગ્યશાળી બની હતી, આતશબેહેરામ સાહેબનાં મકાનનું બાંધકામ ઘણું આગલ ચાલવા પછી પાછલથી લેવામાં આવેલાં આ ઘરો, જો શુરૂઆતમાંજ ખરીદી લેવાને કમીટીથી બની શકયું હતે તો બેશક નવાં મકાનનાં પ્લાનમાં પહેલાંથી ફેરફાર કરવામાં આવતે. અને હાલનાં મકાનનો દરશનનો ઓટલો તથા અંદરના ભાગો વધારે કુશાદેહ બનાવવાનું બની શકતે, પણ સંજોગોને લીધે તેમ થઇ નહી શકવાથી કમીટીને કંઇક નીરાશી ઉપજી હતી.

## નવાં મકાનમાં ફરી તખ્તનશીન કરવામાં આવેલા આતશબેહેરામ સાહેબ.

આતશબેહેરામ સાહેબનું નવું મકાન તેનાં "તરોટા"ના ચકલા સુધીના સુંદર અને કુશાદેહ કમપાઉંડ સાથનું બંધાઇને તૈયાર થવાથી, રોજ ૧૭ મો સરોશ યજદ, માહ ૪ થો તેશતર તીર, સને ૧૨૯૫ યજદેજરદી, તા૦ ૨૪ મી ડીસેમબર સને ૧૯૨૫ અને વાર ગુરૂનાં મુબારક દીને આતશબેહેરામ સાહેબનું નવું કુશાદેહ મકાન ખુલ્લું મુકવામાં આવ્યું હતું, જે વેળાએ ગામેગામનાં દસ્તુરજી સાહેબો તેમજ હજારોની સંખ્યામાં જરથોસ્તીઓએ આ શુભ કામમાં ભાગ લીધો હતો. એક અઠવાડયું આગમચથી સારી સંખ્યામાં જરથોસ્તીઓ નવસારી નગરીમાં ઉતરી પડયા હતા અને તેથી ખુશી ખુરમી અને રંગરાગથી શેહેર ગાજી વાજી રહયું હતું. ગામેગામથી આવનારા પરોણાઓને આશાએશ લેવા તેમજ ઉતારો આપવા માટે "તાતા સ્કુલ" ના બોહોલા કમ્પાઉંડમાં મોટો મંડપ નાખવામાં આવ્યો હતો અને તેમાં પાણી વગેરેની પુરતી સગવડ કરવામાં આવી હતી. વળી બપોર–રાતનાં ખાણાં માટેની સગવડ મુંબઇવાળા કેટરર મી૦ રતનજી ભુતની આગેવાની હેઠળ કરવામાં આવી હતી. આ શુભ દીવસના હન્ગામ ઉપર નવસારી તેમજ દેશાવરનાં જરથોસ્તીઓ મલી ૧૦,૦૦૦ થી વધુ પારસી જરથોસ્તીઓએ ભાગ લીધો હતો અને સર્વેએ હસી ખુશી સાથ પાક કેબલા સાહેબને નમન કરી એક

અતી મહત્વનાં દીવસ તરીકે પસાર કર્યો હતો. બી. બી. એન્ડ સી. આઇ. રેલવેનાં સત્તાધીશોએ તા૦ ૨૩ મીની રાતથી "સ્પેશીયલ ટ્રેનો" મુંબઇથી છોડવાની સગવડ કરી આપી હુતી, તે સબબસર આ શુભ ટાંકણું ઉપર સેહેલાણીઓ ખાસ નવસારી ઉતરી પડેલા જણાતા હુતા, જેઓની ભારી ઠઠથી શેહેરનો દેખાવ ખુશનુમા થઇ પડયો હુતો.

નવસારીમાં પારસી જરથોસ્તીઓની વસ્તી ઠરીઠામ હોવાથી તેઓનાં ઘરો પરોણાઓની ધમાલથી ગાજી વાજી રહયાં હુતાં અને ચોકચાંદન અને રંગરાગથી આ શુભ દીવસને એક મોટા તેહેવાર તરીકે તેઓએ ગણી કમીટીનાં કામમાં દરેક સગવડ અને મદદ આપી હુતી. આ પ્રસંગે હીંદુસ્તાનનાં બધા દસ્તુરજી સાહેબોને, તેમજ મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોને, આ નવાં મકાનનાં ફંડનાં નાણાં જાળવવા માટે મુંબઇનાં જે આગેવાન ભગરીયાઓને ટ્રસ્ટી તરીકે નેમ્યા હુતા તેઓને અને કમીટીએ ઉઘરાવેલાં ફંડમાં મોટી રકમ ભરનારાઓને આ શુભ ક્રિયામાં ભાગ લેવા ભગરસાથ કમીટી તરફથી પોતાના પરોણા તરીકે પધારવાનું ખાસ ઇજન કરવામાં આવ્યું હુતું, જે ઇજનને માન આપી મુંબઇનાં વહાડ્યાજીનાં આતશબેહેરામનાં બંને દસ્તુરજી સાહેબો, શમસ-ઉલ-ઉલમાં ડા૦ દારાબ પેશોતન સંજાણા, રૂસ્તમજી એદલજી સંજાણા, કદમી ટોળાનાં દસ્તુરજી દીનશાહુજી જીવનજી ગરડા, ઉદવાડાનાં બંને દસ્તુરજી સાહેબો ફીરોઝ ખરશેદજી દસ્તુર અને કયોજી પેશોતનજી મીરઝાં, સુરત શેહેરનાં ત્રણે દસ્તુરજી સાહેબો ભગરસાથનાં દસ્તુરજી બરજોરજી દારાબજી દારાબપાહલન, શેહેરનાં દસ્તુરજી કાવશાહ રૂસ્તમજી અને કદમી દસ્તુરજી મેહરવાનજી ફરદુનજી નાલ્લાદારૂ અને પુનાની સર જમશેદજીની દરેમેહરનાં દસ્તુરજી આદરજી ટેમુરજી હોજદાર નવસારી ખાતે પધાર્યા હુતા. જામાસ્પઆશા ખાનદાનનાં મુંબઇ અને પુણાના ભગરીયા દસ્તુરજી સાહેબો કોઇક કારણે આ શુભ કામમાં સામેલ થયા હુતા નહી. નવસારીની તવારીખમાં આવા એક ધાર્મીક મેળાવડામાં બહારગામનાં જુદા જુદા પંથોના નવ નવ આગેવાન દસ્તુરજીઓને બીરાજવાનો બનાવ કદાચ પહેલોજ હશે, જેઓની હાજરીથી ભગરસાથ અનજુમનને મોટી ખુશાલી ઉપજી હુતી. શમ્સ-ઉલ-ઉલમાં દસ્તુર દારાબજી સંજાણાની પધરામણી આ પહેલીજ વખત નવસારી ખાતે થયલી હોવાથી તેમજ તેજ ટ્રેનમાં આતશબેહેરામનાં ફંડનાં એક માનવંત ટ્રસ્ટી સર તેમુલજી ભીખાજી નરીમાન, બીજા દસ્તુર સાહેબો અને આગેવાન ગ્રહસ્થો આવનાર હોવાથી તેઓને આવકાર આપવા ભગરસાથના ત્રણે અકાબરો અને અનજુમનનાં બીજા ઘણાક જાણીતા ગ્રહસ્થો સ્ટેશન પર હાજર થયા હુતા અને વડા દસ્તુરજી કેકોબાદજીએ પોતાની અનજુમન તરફથી તેઓને હાર તોરા પહેરાવી યોગ્ય આવકાર આપ્યો હુતો. બપોરના ત્રણ કલાકે બહારગામનાં આ દસ્તુરજી સાહેબો વડા દસ્તુરજી

કેકોબાદજીની, વડા દેશાઇજી અરદેશરજીની અને મુંબઈની માનેકજી શેઠની દરેમેહરનાં પંથકી સાહેબ એરવદ માહીયાર નવરોજજી કુતારની મુલાકાતે તેઓને ત્યાં પધારયા હતા, ત્યાંથી ફુલપાન લઇ સઘલા દસ્તુરજી સાહેબો આતશબેહેરામ સાહેબનું નવું મકાન જોવા ગયા હતા અને આવું સુંદર મકાન બંધાયલું જોઇ પોતાની ખુશાલી જાહેર કીધી હતી. વડા દેશાઇજી અરદેશરજીએ પોતાને ત્યાં પહેલવહેલા પધારવા માટે શમ્સ-ઉલ-ઉલમાં દસ્તુરજી સાહેબ દારાબ પેશોતનજી સંજાણાને એક કીમતી સેલ એનાયત કીધી હતી, તેમજ બીજા દસ્તુરજી સાહેબોને ઘટતી પહેરામણી કીધી હતી.

આતશબેહેરામ સાહેબને વડી દરેમેહરમાંથી તેમના નવાં મકાનમાં ફરી તખ્તનશીન કરવા સારૂ લઈ જવાનો વખત મેહેર રોજે ઉશહેન ગેહેની બોય દીધા પછી પાછલી રાતનાં (સ. ટા.) ત્રણ કલાકનો ઠેડવવામાં આવ્યો હતો, પરંતુ પહેલી રાતથીજ પારસી મોહોલાઓ ખુશહાલીથી ગાજી રહયા હતા અને વડી દરેમેહરથી નવાં મકાન સુધીના દેશાઇવાડના મોહોલાઓનાં ઘરોનાં ઓટલાઓ જ્યાંથી આતશબેહેરામ સાહેબને નવાં મકાન મધે લાવી તખ્તનશીન કરવામાં આવનાર હતા તે સઘલા, કલાકો આગમચ લોકોથી ચીકાર ભરાઇ ગયા હતા. ખુદ વડી દરેમેહરમાં સેંકડો જરથોસ્તીઓ પહેલી રાતથીજ આવી બંદગી કરવામાં મશગુલ બન્યા હતા, જે દેખાવ દીનદાર જરથોસ્તીઓની આતશનાં પાક કૈબલા ઉપરની આસ્થાનો ઉમદા ખેયાલ આપતો હતો.

## આતશબેહેરામ સાહેબના પાક નુરી કેબલાને નવાં મકાન મધે પધરાવવાની ક્રિયા.

ભગરસાથ અનજુમનનાં બંધારણ મુજબ તીર મહીનામાં આતશબેહેરામ સાહેબની બોય દેવાનો અધીકાર "ચાંદા ફરેદુન" ની પોળવાલા મોબેદ સાહેબોનો હોવાથી, તેઓ પૈકી વાંદરાની દરેમેહરના જોડ્યા પંથકી એરવદ સાહેબ ફરામરોજ નવરોજજી કુટારે વડી દરેમેહરમાં આતશબેહેરામ સાહેબની છેલ્લી ઉશહેન ગેહેની બોય દેવાની ક્રીયા કરવાનું માન મેળવ્યું હતું, જે વેળાએ બંદગી કરવા આવેલા તથા પાદશાહ સાહેબને નવાં મકાન મધે લઇ જતા જોવાની ઇંતેજારી ધરાવનારા જરથોસ્તીઓથી વડી દરેમેહરનું કુશાદેહ મકાન ચીકાર બન્યું હતું.

આતશબેહેરામ સાહેબને વડી દરેમેહર મધેથી નવાં મકાન મધે લઈ જવાનો વખત થતાં, આગમચથી કીધેલી ગોઠવણ મુજબ જે રસ્તેથી તેઓને સરઘસના આકારમાં લઇ જવામાં આવનાર હતા તે રસ્તાની અને ત્યાંના તમામ ઘરોની બહારની બત્તીઓનો સેજબી ઉજાસ પાદશાહ સાહેબ ઉપર પડે નહી તેની, તેમજ

કોઇબી જુદ્દીનની નજર તેવણુ ઉપર નહી પડે તેની પુરતી સંભાળ અને તકેદારી રાખવાનો બંદોબસ્ત આગમચથી કરી રાખવામાં આવ્યો હતો. મુંબઈ ટાઈમ અઢી કલાકનાં અમલે આતશબેહેરામ સાહેબને તેવણુનાં તખ્ત ઉપરથી એક ત્રાંબાકુંડીમાં બાઇઝત મુકી, તે ઉપર સુરાખદાર ઢાંકણુ ઢાંકી તથા બોએવાળા બે મોબેદ સાહેબો એરવદ ફરામરોજ નવરોજજી કુટાર અને નશરવાનજી નવરોજજી મસાણીએ જામાં પીછોડી પદાંન સાથ તે ઉંચકી, નવા મકાનમાં લઇ જવા માટેની તૈયારી કીધી હતી. જેઓની મદદમાં બીજા ૧૫ થી ૨૦ ખુબવાલા મોબેદો જામાં પીછોડી પદાંન સાથે હાજર હતા.

પ્રથમ વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી દસ્તુર મહેરજીરાણા, બીજા બુજોર્ગ મોબેદ સાહેબોની સાથે એક સરઘસના આકારમાં વડી દરેમેહેરમાંથી બહાર નીકલી ચાલતા હતા, જેઓની પુઠે ચોકસ તફાવતથી ખુબવાળા ત્રણ મોબેદ સાહેબો "નવગેરેહ" હાથમાં લઇ રસ્તામાં કસ ખેંચતા અને પાવી કાઢતા ચાલતા હતા. તેઓની પુઠે પાદશાહ સાહેબની આગળ તેમજ પાછલ ખુબવાળા બીજા મોબેદ સાહેબો જામાં પીછોડી પદાંન સાથે હાથમાં તલવાર, ગુરૂજ, ચમચ વગેરે હથીયાર પકડી તથા બે મોબેદો પાદશાહ સાહેબની ત્રાંબાકુંડી ઉપર રેશમી છત્રી ઓઢાડી ચાલતા હતા. આ મોબેદ સાહેબોની પાછલ ચોકસ તફાવતથી નાયબ દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાણા, બીજા બહારગામનાં દસ્તુર સાહેબો, ડા૦ જીવનજી જમશેદજી મોદી અને બીજા આગેવાન જરથોસ્તીઓ સાથે ચાલતા હતા, જેઓની પાછલ પાદશાહ સાહેબને માન આપવા ત્યાં ભેગા મળેલા લગભગ ૩૦૦૦) ત્રણ હજાર દીનદાર જરથોસ્તીઓનું એક મોટું હરઘસ પસાર થયું હતું. વલી પસાર થવાનાં મોહોલાઓના ઓટલાઓ જે કલાકો આગમચ લોકોથી ચીકાર ભરાઇ ગયા હતા, તેઓએ પાદશાહ સાહેબને ત્યાંથી પસાર થતા જોઇ ઉઠીને નમન કીધું હતું અને "યથા અહુ વઇર્યો" ના પવીત્ર કલામો ભણી તેને આવકાર આપયો હતો.

નવાં મકાનનાં મુખ્ય દર્શનની સામે "તરાઉટાના ચકલા"ની સાઇડે એક દરવાજો આવેલો છે, જ્યારે બીજો દરવાજો દેશાઇજીના દરવાજાની સામે છે. આતશબેહેરામ પાદશાહ સાહેબને લઇને મજલેસ દેશાઈજીનાં દરવાજામાંથી થઇ મીનોચેહર હોમજીની દરેમેહર આગલ આવી, તેની સામેનાં દરવાજામાંથી દાખલ થઈ નવાં મકાનના મુખડા ઉપર આવી. ત્યાંથી કેબલા સાહેબને અંદર લઈ જવામાં આવ્યા હતા નવું મકાન ઇજી પવીત્ર કરીને તેને તાળું મારવામાં આવ્યું હતું જે દસ્તુરજી કેકોબાદજીએ ખોલ્યું હતુ. જે પછી પાદશાહ સાહેબને તેવણુ માટે બનાવેલા ગુંબજમાં લઈ જઇ દસ્તુરજી સાહેબની હાજરીમાં જુનું રૂપાનું આફરંગાન્યું

જે મરહુમ શેઠ બેહેરામજી નશરવાનજી શીરવાઈએ ૪૦ વર્ષ ઉપર ભેટ આપયું હતું તેમાં ફરી તખ્તનશીન કરવામાં આવ્યા હતા. ગુંબજમાં પાદશાહ સાહેબને ફરી તખ્તનેશીન કરવા પછી જેવી રોશની કરવામાં અવી કે તુરતજ આખા મકાનની વીજળીક બત્તીઓ રોશન કરી મકાનનાં બન્ને દરવાજા ખુલ્લા મુકવામાં આવ્યા હતા અને પાદશાહ સાહેબને નવાં મકાનમાં તખ્તનેશીન થયલા જોવાની અધીરાઇ ધરાવનારા દીનદાર જરથોસ્તીઓનો ધસારો નવાં મકાનમાં એકદમ ચાલુ થયો હતો તથા સંઘલાંઓને પાદશાહ સાહેબને નમન કરવાની તક મલતાં બેહુદ ખુશાલી ઉપજી હતી અને ખરા ભક્તીભાવથી બંદગી કરી સઘળાંઓ હસીખુશીથી પોતાને ઘરે ગયા હતા.

## સરોશ રોજે થયેલી ધામધુમ અને શુક્રગુઝારીના જશનની ક્રીયા.

પાદશાહ સાહેબને નવાં મકાન મધે ફરી તખ્તનશીન થવાની ખુશહાલીમાં સરોશ રોજે સહવારનાં પોહોરમાં પારસી મોહોલાઓમાં ઘરેઘર ચોક ચાંદન, ઢોળ તાસા અને વાજાંના સુંદર સરોદોથી ખુશહાલી ફેલાઇ હતી તથા લોકો નાહીધોઇને પાછું પાદશાહ સાહેબની ખીદમતમાં બંદગી કરવા સારૂં હાજર થયું હતું. આખા દીવસ દરમેયાન દશ હજારથી વધુ જરથોસ્તીઓએ પાદશાહ સાહેબ આગળ પોતાનું સર નમાવી, તેને સુખડનો યોગ્ય હદીઓ અર્પણ કરી પાક કેબલા તરફ પોતાની જાંનફેશાની બતલાવી હતી. સહવારની હાવન ગેહેની પહેલી માચી "હમા અનજુમનને નામે" ચઢાવવામાં આવી હતી. આ પહેલી બોય દેવાનું કીર્તીવંત કામ બુજોર્ગ મોબેદ સાહેબ ખુરશેદજી બેહેરામજી શાહીઆરે કીધું હતું, કે જેઓએ પાક કેબલા તરફની ફીદાગીરીથી નવું મકાન બાંધવાનાં ફંડમાં ૭૫) હજાર રૂપયાની રકમ કાઢી આપી હતી અને જેમાંથી ૪૦) હજારને ખરચે પાદશાહ સાહેબને માટે મારબલનો એક સુંદર ગુંબજ બનાવવામાં આવ્યો છે. આ પહેલી બોય દેવા અને પાદશાહ સાહેબનાં તખ્ત ઉપર માથું મુકી પોતાની ધારેલી મુરાદ બર આવવા માટે પાક ખોદાતાલાની શુક્રગુજારી કરવા સારૂ મોબેદ ખુરશેદજી શાહીઆરે ૮૨ વર્ષની બુજોર્ગ ઉંમરે ખાસ બરશનુમ લીધું હતું.

સહવારનાં નવ કલાકને અમલે દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજીનાં વડપણ હેઠળ નાયબ દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજી મેહેરજીરાણાંએ લોકોની પુષ્કળ ગીરદી વચ્ચે જશનની પવીત્ર ક્રીયા શુરૂ કીધી હતી, જેમની આતરવક્ષી દસ્તુર એદલજી નોશેરવાનજી કુતાર દસ્તુર દારાબ પાહલનનાએ કરી હતી, જેમાં મુંબઇ, ઉદવાડા, સુરત, પુના વગેરે સ્થલોથી ખાસ પધારેલા સાહેબો અને મોબેદોએ ભાગ લીધો હતો.

લગભગ સાડાદશ કલાકે જશનની પવીત્ર ક્રીયા પુરી થવા બાદ વડા દસ્તુરજી સાહેબ કૈકોબાદજી દારાબજીએ નવું મકાન ખુલ્લું મુકાયલું જાહેર કરતાં ખુશાલીની લાગણીથી ભાષણ કરતાં જણાવ્યું હતું કે:—

"આતશબેહેરામ સાહેબનાં પાક નુરી કેબલાને નવાં મકાનમાં ફરી તખ્તનેશીન કરવાની જે મુરાદ અમારી ભગરસાથ અનજુમને રાખી હતી, તે ચાર વર્ષોની અથાગ મહેનત, રંજ અને અસંખ્ય વીપતીઓ પછી તે પાક પરવરદેગારે પાર પાડી છે તે માટે તે કરીમે કારસાજ સાહેબનો હું આભાર માનું છું. આ શુભ કામ હાથમાં લીધા પછી હમારી ભગરસાથ કમીટીને અનેક વીઘ્નો, મુશકેલી અને રંજમાંથી પસાર થવું પડયું હતું, પણ જ્યાં વીરૂધતા હોય છે ત્યાં ઉલટ અને ઉમંગ વધારે હોય છે અને તેનો જીવતો જાગતો પુરાવો આ સુંદર મકાન પોહતો પાડે છે. તેથી આ વીરૂધતામાં પણ હું તો તે કીરતારનોજ હાથ માનું છું." આ પછી આ પાક કેબલાની બરકતથી જરથોસ્તીઓની બોલબાલા અને આબાદી થાય એવી કેટલીક ભલી દુઆ દસ્તુરજીએ ગુજારી હતી, અને છેવટે આ પાક મકાન ભગરસાથના મોબેદોને ક્રીયાકામ કરવા માટે તેમજ કુલે પારસી જરથોસ્તીઓને બંદગી કરવા માટે ખુલ્લું મેલાયલું જાહેર કીધું હતું.

તે પછી મુંબઇવાળા શમ્સ-ઉલ-ઉલમાં દસ્તુરજી દારાબજી પેશોતનજી સંજાણાએ ટુંક વીવેચન કરતાં આજનાં પ્રસંગ માટે પોતાની મોટી ખુશહાલી જાહેર કરી જણાવ્યું કે "આ મકાન એકજણનું નથી, પણ ઘણાઓએ ફાલો આપી તેને ઉભું કીધું છે. આવા નબળા વખતમાં નાણાંની તંગાસ છતાં પારસી કોમે પોતાના ધર્મ તરફની હમેશની ફીદાગીરી દેખાડી રૂા. ૬) લાખ જેટલી નાદર રકમ કહાડી આપી છે, એ ખરેજ મગરૂરીભર્યું છે અને આવું સુંદર પરીણામ નીપજાવવા માટે હું ભગરસાથ કમીટીને અને ખાસ કરીને દસ્તુરજી સાહેબને, મી૰ વીમાદલાલને, મી૰ બીલ્યાને અને એરવદ કેખશરૂ કુતારને મુબારકબાદી આપું છું."

## પાછલા પોહોરે તાતા સ્કુલનાં કંપાઉન્ડમાં ભેગો મળેલો ગંજાવર મેળાવડો.

ભગરસાથ કમીટી તરફથી આગળથી કરવામાં આવેલી ગોઠવણ મુજબ આતશબેહેરામ સાહેબનું નવું મકાન તૈયાર કરવાને લગતો કમીટીનો રીપોર્ટ રજુ કરવાનું તથા મકાન બાંધવામાં કીંમતી મદદ કરનારાઓનો જાહેર રીતે આભાર માનવા વગેરેનું કામ જશન વખતે ભેગા મળેલા મેળાવડામાં નહી બજાવતાં, પાછલા પોહોરે એક જુદો મેળાવડો કરી આટોપવામાં આવ્યું હતું. આ માટે "ખુરશેદ વાડી"

ની પાસે આવેલો "તાતા સ્કુલ"નો કુશાદેહ કંપાઉન્ડ પસંદ કરવામાં આવ્યો હતો. આગમચથી જાહેર કરવા મુજબ આ મેળાવડો ત્રણ કલાકને અમલે ભેગો કરવાનું કમીટીએ નક્કી કીધું હતું, પરંતુ નવસારીમાં આ શુભ ટાંકણે ઉતરી પડેલા હજારો જરથોસ્તીઓનો ધસારો દોઢ બે વાગેથી તાતા સ્કુલના ખોલ્લાં ચોગાનમાં શુરૂ થયો હતો અને વખત થતાં ૪ થી ૫) હજાર જરથોસ્તીઓ ભારી ઉલટથી ત્યાં ભેગાં થઇ ગયાં હતાં.

મેળાવડાનો વખત થતાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી, વડા દેશાઇજી અરદેશરજી માણેકજી, પોલ્યા દેશાઇજી ટેમુરજી જામાસ્પજી મેળાવડામાં આવી પુગતાં આખી મજલેસે તેઓને આવકાર આપયો હતો. દસ્તુરજીએ પોતાની બેઠક લેતાં મેળાવડાનું કામ શુરૂ કીધું હતું અને જોડ્યા સેક્રેટરી મી૦ ફરામરોજ દીનશાહજી બરડીએ ભગરસાથ કમીટીએ તૈયાર કીધેલો એક રીપોર્ટ વાંચી સંભલાવ્યો હતો.

## શાલો, પ્રેઝંટો અને માનપત્રો.

રીપોર્ટ વંચાઇ રહેવા બાદ, જોડ્યા સેક્રેટરી એરવદ કેખશરૂ માહીયાર કુતારે કરાંચીથી દસ્તુર ડા૦ માણેકજી ધાલા અને શેહેંગાઇ, હોંગકોંગ વગેરે ઠેકાણેથી આવેલા મુબારકબાદીના તારો તેમજ મુંબઈથી સર જમશેદજી જીજીભાઇ, સર દીનશાહ માણેકજી પીટીટ, સર હોરમજજી અરદેશર વાડયા, ડાવેજર લેડી નવાજબાઇ રતનજી તાતા, શેઠ કાવસજી જાલભાઇ શેઠ, શેઠ આર. ડી. તાતા વગેરે તરફથી આવેલાં કાગલો વાંચી સંભલાવ્યાં હતાં. આ પછી વાંદરાવાસી શેઠો ખારીવાલા અને પેસતનજી નશરવાંનજી મશાની તરફથી પોતાનાં ગામનાં બુજોર્ગ પંથકી સખીવજુદ એરવદ સાહેબ ખુરશેદજી બેહેરાંમજી સહીઆરને શાલો એનાયત કરવામાં આવી હતી.

આ પછી વડા દસ્તુરજી કેકોબાદજીએ મેળાવડામાં પધારેલા નીચલા ગ્રહસ્થોને ભગરસાથ અનજુમન તરફથી "શાલો" એનાયત કીધી હતીઃ—શમ્સ-ઉલ-ઉલમાં ડા૦ દારાબ પેશોતનજી સંજાણા, દસ્તુર દીનશાહજી જીવનજી ગરડા, નાયબ દસ્તુર રૂસતમજી એદલજી સંજાણા, સુરતવાલા દસ્તુરો કાવશાહ રૂસ્તમજી, બરજોરજી દારાબજી દારાબપાહલનનાં, કદમીનાં દસ્તુર મેહેરવાંનજી ફરદુનજી નાલ્લાદારૂ, ઉદવાડેના દસ્તુરજીઓ ફીરોઝજી ખુરશેદજી અને કયોજી પેશોતનજી, પુનાવાલા દસ્તુર આદરજી ટેમુરજી હોજદાર, નવસારીનાં નાયબ દસ્તુર દીનશાહજી રૂસ્તમજી, આતશબેહેરામના ફંડના ટ્રસ્ટીઓ સર તેમુલજી ભીખાજી નરીમાન અને ડા૦ જેહાંગીરજી બેહરામજી દોરડી, ભગરસાથ અનજુમનનાં અકાબરો વડા દેશાઇજી અરદેશરજી માણેકજી અને પોલ્યા દેશાઈજી તેહમુલજી જામાસ્પજી તથા આતશબેહેરામનું નવું મકાન બાંધવાના ફંડમાં મુખ્ય ફાલો આપનારા એરવદ સાહેબ ખુરશેદજી બેહેરામજી

સહીઆર, રૂસ્તમજી કાવસજી મોદી, બાઇ ડોસીબાઇ આદરજી કોટવાલના "વીલ"ના એકઝીકયુટર સમ્સ-ઉલ-ઉલમાં ડા૦ જીવનજી જમશેદજી મોદી, મી૦ બાપુજી હોરાબજી દારૂવાલા વીગેરેને શાલો એનાયત કરવામાં આવી હતી.

આતશબેહેરામ સાહેબનું નવું મકાન બાંધવાના કામમાં મુખ્ય મહેનત અને મદદ કરનારાઓને એ પછી નીચે મુજબ શાલો, પ્રેઝંટો અને "માનપત્રો" ભગરસાથ અનજુમન તરફથી એનાયત કરવામાં આવ્યાં હતાં:—

મુંબઇવાલા શેઠ પાહુલનજી એદલજી પલમખરને શાલ અને ચાંદીનું વાઝ, શેઠ સોહરાબજી એદલજી વોરડનને શાલ, શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટરને રૂપાનાં કાસકેટ સાથનું માનપત્ર અને સાલ, શેઠ ફરામજી જમશેદજી બીલ્યા ઇજનેરને રૂપાંના કાસકેટ સાથનું માનપત્ર અને સાલ, ખાન સાહેબ હોરમસજી કાવસજી પસતાકીયા ઇજનેરને સાલ તથા રૂપાંનો ટી સેટ, મી૦ હોરમસજી બેજનજી ખોરીને શાલ અને રૂપાનું વાઝ, મી૦ આદરજી એદલજી ગાયને શાલ અને પર્સ, એરવદ કેખશરૂ માહીયાર કુતારને શાલ અને રૂપાનું કપ, એરવદ બહમનજી એદલજી મશાણીને શાલ અને રૂપાંનો કેશબોક્ષ, મી૦ નશરવાંનજી મીસ્ત્રીને શાલ, મી૦ અરદેશર કેકાબાદજી મોદીને સાલ, મી૦ ફરામરોજ દીનશાજી બરડીને શાલ, એરવદ ફરદુનજી મેહરનોસજી વજીફદારને શાલ, ખાન સાહેબ એરવદ રાણા કેખશરૂ દસ્તુર મેહરજીરાણાને શાલ, અને બાંધકામનાં સુપરવાઈઝર "ગેનું" મીસ્ત્રીને શાલ તથા પર્સ, તથા બીજા મદદગારોને સાલ વીગેરે આપી તેઓએ એક કે બીજી રીતે બજાવેલી સેવાઓની કદરશેનાસી કરવામાં આવી હતી.

## મેસર્સ વીમાદલાલ અને બીલ્યાને આપવામાં આવેલાં માનપત્રો.

ત્યાર બાદ આતશબેહેરામ સાહેબનું નવું મકાન બરપા કરવા માટેનું ફંડ ભેગું કરવામાં, આસપાસની જગ્યાના ઘરો ખરીદ કરવામાં, આ શુભ કામ સરનજામ ઉતારવાની સામે ઉભી થયલી અનેક પ્રકારની મુશ્કેલીઓ ટાળવામાં અને ભગરસાથ અનજુમનની એક કે બીજી રીતે કીમતી સેવા બજાવવામાં આગેવાન હીસ્સો આપનારા અને તન-મનથી મહેનત કરનારા શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલ સોલીસીટરને તથા શેઠ ફરામજી જમશેદજી બીલ્યા ઇજનેરને આપવા સારૂ તૈયાર કીધેલાં "માનપત્રો" મેળાવડામાં વાંચવામાં અને તે ઘટતા લેખ સાથના રૂપાનાં સુંદર કાસકેટોમાં મુકી, આ બન્ને કોમહીતકારી ગૃહસ્થોને આપવામાં આવ્યાં હતાં, જેનો આભાર સાથે સ્વીકાર કરતાં શેઠ જેહાંગીરજી વીમાદલાલે ખુશાલીની લાગણીથી એક સુંદર ભાષણ કીધું હતું અને આ શુભ કામ પરવરદેગારની કરમબક્ષેસથી સરનજામ ઉતરેલું જણાવી તે સાહેબની શુક્રગુજારી કીધી હતી.

## વડા દસ્તુરજીની કરવામાં આવેલી કદરશેનાસી.

મી૦ વીમાદલાલે પોતાનું ભાષણ પુરૂં કરતાં છેવટે જણાવ્યું હતું કેઃ— "કેટલાક ભલા ભાઇઓ ભેગા આપણા દસ્તુરજી કેકોબાદજીએ પણ આ શુભ કામમાં અનજુમનની કીમતી સેવા બજાવી છે આપણે આજના મુબારક દીવસે દુવા ગુજારીશું કે તેવણ પોતાની ગાદીને દીપાવે એવાં વધુ શુભ કામો કરવાને ભાગ્યશાળી નીવડે. ભગરસાથ કમીટીએ ઠરાવ કર્યો છે કે દસ્તુરજી સાહેબની આ સેવાની પીછાણમાં તેવણને અનજુમન તરફથી શાલ અને રૂપયા ૧૦૦૧ની પરસ એનાયત કરવી. હું વડા દેશાઇજી અરદેશરજીને એલતેમાસ કરૂં છું કે આ શાલ અને પરસ તેવણ સાહેબે પોતાને મુબારક હાથે દસ્તુરજી સાહેબને એનાયત કરવી."

અત્રે તાલીઓના અવાજો વચ્ચે વડા દેશાઇજીએ દસ્તુરજી કેકોબાદજીને શાલ અને પરસ એનાયત કર્યાં હતાં. ત્યાર બાદ જાણીતા ભગરીયા કાબેલ ધારાશાસ્ત્રી શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાંએ ભાષણ કરી, દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી મેહેરજીરાણાએ અનજુમનની પડખે રહી નવાં મકાનના સંબંધમાં જે કીમતી સેવાઓ બજાવી છે તેની લાયક પીછાણ માટે તેવણની સબી આ નવાં મકાનમાં મુકવાની સુચના કીધી હતી.

એ પછી વડા દસ્તુરજી કેકોબાદજીને તેઓએ બજાવેલી સેવાઓની કદરશેનાસી અને તેઓ તરફના માનની ઇધાણી તરીકે નવસારીમાં પધારેલા મુંબઇ, ઉદવાડા, સુરત અને પુનાવાલા દસ્તુરજી સાહેબો તેમજ જુદા જુદા કુટુંબીઓ અને આસામીઓ તરફથી જુમલે ૨૫) સાલો એનાયત કરવામાં આવી હતી.

અત્રે શેઠ ફરામજી જમશેદજી બીલ્યા ઇજનેરે પ્રસંગોપાત ભાષણ કરી અનજુમન તરફથી પોતાને આપવામાં આવેલાં "માનપત્ર" માટે અને કેબલા સાહેબનું નવું મકાન બાંધવાની તથા આવા શુભ સવાબના કામમાં હમબેરો હાંસલ કરવાની પોતાને તક આપવા માટે અનજુમનનો આભાર માન્યો હતો.

## પ્રમુખનું છેવટનું ભાષણ.

પ્રમુખ દસ્તુરજી કેકોબાદે છેવટનું ભાષણ કરતાં જણાવ્યું કે:–"ઘણે સારે ચોઘડીએ આ પાદશાહ સાહેબનું નવું મકાન બાંધવાનો ઠરાવ ભગરસાથ અનજુમને કીધો હતો, કારણ કે દરેક જાતની મુશ્કેલી અને વીટંબણા છતાં આ શુભ કામ ફતેહમંદીથી પાર ઉતરીઉં છે. જો કોઇને માટે મારે બોલવું જોઇએ તો તે મી૦ જેહાંગીર વીમાદલાલ માટે છે, કે જેવણની સેવાઓ નહી વીસરાય તેવી છે. કેબલાને વડી દરેમેહેરમાં લાવવામાં આવ્યા ત્યારે નાણાંની બારીક સ્થીતી જોઇ

નાણાં કયાંથી ઉભાં થશે તેનાં અંદેશામાં અમો પડ્યા હતા, પણ અમોને મી૦ વીમાદલાલની સેવા હાથ લાગેલી હોવાથી આ કામ પાર પડયું છે. તેવણ પારસી કોમની કીર્તી વધારતા રહયા છે અને તન-મન અને ધન સાથ સેવા અર્પણ કરી ભગરસાથ અનજુમનને ઉપકારી કરી છે. મી૦ વીમાદલાલે જે અમુલ્ય સેવા બજાવી છે તેની લાયક કદરશેનાસી માટે મારી એવી સુચના છે કે તેવણની તસવીર આતશબેહેરામનાં મકાનમાં મુકવી. વળી કમીટીના ઉમંગી અને કેળવાયલા સેક્રેટરી ભાઈ કેખશરૂ માહીયાર કુતારની સેવાઓ પણ અતી કીમતી હતી. છેલ્લાં ૮ વર્ષમાં સંખ્યાબંધ ફેરાઓ બીન હાંસલે અત્રે ખાઇ આ કામ પાછલ પુર ઉલટથી મંડી, એ કામ પાર પાડવામાં મોટી મદદ કીધી છે, અને તે માટે આપણે એ ભાઈનાં મોટા ઉપકારી થયા છીયે.

વલી આ કામ સરનજામ ઉતારવામાં આપણા ભલા કોન્ત્રેકટર સાહેબ શેઠ પાલનજી એદલજી પલમ્બરે પણ મોટી મદદ કીધી છે જે માટે આપણે એમના આભારી થયા છીએ, તે સાથે આ કામ પાર પાડવામાં તન-મન અને ધનથી કામ કરી રહેલા ભલા ઇજનેર શેઠ ફરામજી જમશેદજી બીલ્યા અને તેમના ગોઠીઆ ખાન સાહેબ હોરમસજી કાવસજી પસતાકીયાનો પણ જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. નવસારી નગરીએ આ ભવ્ય મકાન મેળવ્યું છે તે આ બે ભલા ઇજનેર સાહેબોને આભારી છે.

શેઠ પાલનજી પલમ્બરનાં મદદનીશ ભાઇ હોરમસજી બેજનજી ખોરીની સેવાઓ પણ ભુલી જવાય એવી નથી. શેઠ આદરજી એદલજી ગાયે પણ અતી બુઝોર્ગ વય છતાં ત્રણ ત્રણ વર્ષો સુધી ખડે પગે આ કામ પાછલ મંડી પોતાની પાદશાહ સાહેબ તરફની ફીદાગીરી બતલાવી આપી છે. આ કામ ભગરસાથ કમી-ટીના બધા સભાસદોની અને આ શુભ કામમાં છુટે હાથે નાણાં ભરનારાં સખીવજુદ બાનુએ અને ગ્રહસ્થોની ભેગી સામેલગીરીથી પાર ઉતર્યું છે.

મારે હુવે વધુ કહેવું નથી. મેં કાંઇ પણ વીશેશ કર્યું નથી. હું એટલીજ દુઆ ચાહીશ કે આ નુરી કેબલો નવસારી નગરીની પારસી કોમપરજ નહી પણ જ્યાંબી જરથોસ્તીઓ વસતા હોય ત્યાં પોતાના ઉત્તમ આશીર્વાદો ઉતારે. આમીન !"

ત્યાર બાદ આ યાદગાર મેળાવડો હસીખુશી સાથ વીસરજન થયો હતો.

આતશબેહેરામ સાહેબનું નવું મકાન ખુલ્લું મુકવાની ખુશાલીમાં એક આખું અઠવાડયું સુધી નવસારી મધે ધાર્મીક મેળાવડાઓ, ભાષણો, અંગબળના પ્રયોગો વીગેરે ચાલુ રહયા હતા અને આ પ્રમાણે આ શુભ અવસર નવસારીમાં ભેગાં મળેલાં લોકોએ એક આખાં અઠવાડ્યાં સુધી ખુશી ખુરમી સાથે ઉજવ્યો હતો.

# અનજુમનનાં હકોનું રક્ષણ કરનારાઓની કરવામાં આવેલી કદરશેનાસી.

નવસારીના આતશબેહેરામ સાહેબની માલેકીના હકના સંબધમાં સને યજદેજરદી ૧૨૬૦ ના સાલમાં દેશાઇ ખાનદાનનાં થોડાક સભાસદોની સાથે ભગરસાથ અનજુમનને પડેલા મતફેર અને બરપા થયલી જીકર દરમેયાન, મરહુમ દેશાઇજી ખોરશેદજી તેહમુલજીનાં હાથના લખાયલા હીસાબના ચોપડાઓનો આધાર પોતાને મળવાથી, તેની કુમક ઉપર તે વેળાએ આતશબેહેરામ સાહેબના મકાનનો કબજો પોતાની અનજુમન તરફથી વડા દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજીએ પોતાના હાથમાં લઈ, પોતાની અનજુમનનાં ખરા હકોનું રક્ષણ કીધું હતું. આ તેઓના મુશકેલ કામમાં તે વેળાના બીજા અકાબર દેશાઇ મનોચેહરજી એદલજી (બાજી સાહેબ) અને ત્રીજા અકાબર પોલ્યા દેશાઈ એદલજી બમનજી તથા દેસાઇજી પેસતનજી ખોરશેદજી, એરવદ સાહેબો રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજીરાણા અને બેહેરામજી ખરશેદજી દોરડીએ એક યા બીજી રીતે મુખ્ય મદદ કીધેલી હોવાથી આ આગેવાનોની અમુલ્ય સેવાની કદરશેનાસી તરીકે તેઓનાં મુબારક નામો, આતશબેહેરામ સાહેબના બંધાયલાં નવાં મકાન મધેની "ઇતીહાસીક તખ્તી" માં જાળવી રાખવાને "ભગરસાથ કમીટી" એ પોતાની ફરજ વીચારી છે.

ભગરસાથ અનજુમનનાં વડા દસ્તુરજી સાહેબ દારાબજી* માહીયારજી દસ્તુર મેહેરજીરાણાએ અનજુમનનાં માનવંત સરદાર તરીકે ઉપલી જીકર વેળાએ થોડાક વીરૂધી દેશાઇઓની ધાક ધમકીની કનવાર નહી કરતાં, પુર હીંમતથી આતશબેહેરામ સાહેબનાં મકાનનો કબજો લઇ તેના ઉપરનો અનજુમનનો હક્ક સ્થાપીત કીધો હતો તથા અનજુમન તરફથી વર્ષો સુધી તેનો વહીવટ ચલાવી પોતાની અનજુમનની કીમતી સેવા બજાવી હતી.

દેશાઇજી સાહેબ પેસતનજી ખોરશેદજીએ નવસારીના આતશબેહેરામ સાહેબની સ્થાપના થઇ તે વેળાના પોતાની માલેકીમાં આવેલા પોતાના મરહુમ વડીલ દેશાઇજી ખોરશેદજી તેહમુલજીના હીસાબના ચોપડાઓ ૧૨૫) વર્ષની લાંબી મુદત પછી ખરી હીંમતથી પોતાની અનજુમનનાં હકો અને લાભો જાળવવા ખાતર

---

* ભગરસાથ અનજુમનનાં આ સરતાજ વડા દસ્તુરજી સાહેબ, રોજ ૧૫ મો, માહ ૫ મો, સને ૧૨૭૭ યજદેજરદીને દીને ૫૧ વર્ષની ઉમરે ગુજર પામ્યા હતા. પહેલા દસ્તુર મેહેરજીરાણાની દસ્તુરી ગાદીના તેઓ સાહેબ ૧૩ મા જાયનશીન હતા અને ૩૪ વર્ષ સુધી પોતાનો દસ્તુરી અધીકાર ભારે માન અને ટેકથી ભોગવ્યો હતો. પોતાની અનજુમનનાં હકકો અને લાભોનું અનેક પ્રસંગોએ તન, મન અને ધનથી રક્ષણ કરી, તેઓ સાહેબે પોતાનું નામ ભગરસાથની તવારીખમાં કીર્તિવંત બનાવ્યું હતું. એમનાં અકાળ મરણથી ભગરસાથ અનજુમનમાં ભારે નીરાશી અને દલગીરી ઉપજી હતી.

પોતાના થોડાક કુટુંબીઓની ખપગી અને તાનાજનીની દરકાર કર્યા વગર જાહેરમાં લાવી, **"નવસારી કસબામાં શ્રી આતશબેહેરાંમ સાહેબ છે, તે એકલા દેશાઈ શ્રી ખુરશેદજી તેહમુલજીના પોતાના પદરના પૈસાથી પરથેલા છે, અને તેમાં આગમચથી કિંવા પાછલથી કોઇની એક પાઈ પણ લીધી નથી."** એવા થોડાક દેશાઇઓનાં ખોટા દાવાને જમીનદોસ્ત બનાવી, દેશાઇજી સાહેબ પેસતનજીભાઇએ† અનજુમનની યાદગાર અને કીંમતી સેવા બજાવી હતી.

એરવદ સાહેબ રૂસ્તમજી* જામાસ્પજી દસ્તુર મેહેરજીરાંણાએ ઉપલા સત્તાદાર હીસાબના ચોપડાઓ અને બીજી ધરખમ દલીલ તથા પુરાવાનાં આધારે **"કીસ્સે આતશબેહેરામે નવસારી"** નામનાં બે યાદગાર ચોપાન્યાં તે વેળાએ પ્રગટ કરી, નવસારીનાં આતશબેહેરામ સાહેબ દેશાઇજી ખુરશેદજી તેહમુલજીને નામે તેઓના એકલાના પૈસાથી બરપા થયા છે એવી સામાન્ય પારસી કોમમાં યજદેજરદી ૧૨૬૦ સુધી ધરાવવામાં આવેલી અને ચોપડી-ચોપાન્યાં મારફતે ફેલાતી રહેલી માન્યતા કેટલી ખોટી અને ભુલભરેલી હતી તે અમુક રીતે પુરવાર કરી, પોતાની અનજુમનની તે વેળાએ કીમતી સેવા બજાવી હતી.

ઉપલા ત્રણે પોતાની અનજુમનનાં ખરા ખેરખાહ આગેવાનોએ ભગરસાથ અનજુમનની તે વેળાએ એક કે બીજી રીતે બજાવેલી કીંમતી સેવાનાં અહસાનમાં, આતશબેહેરામ સાહેબનાં નવાં બંધાયલાં પાદશાહી મકાન મધે તેઓની સુંદર "તસવીરો" ભગરસાથ અનજુમને પોતાની તરફથી મુકાવી પોતાની ફરજ અદા કીધી છે.

---

† દેશાઈજી સાહેબ પેશતનજી ખુરશેદજી રોજ ૧૦ મો, માહ ૯ ઠો, સને ૧૨૮૦ યજદેજરદીને દીને ૯૦ વર્ષની ધાગી બુજોર્ગ ઉંમરે ગુજર પામ્યા હતા. દેશાઈ કુટુંબમાં ચાલતા આવેલા રેવાજ મુજબ એ કુટુંબમાં જે હયાત વડો હોય તેની "ભગરસાથ અનજુમનના બીજા અકાબર દેશાઈ" તરીકે નેમણુંક કરવામાં આવે છે, તે મુજબ આ દેશાઇજીની "બીજા અકાબર" તરીકેની નેમણુક યજદેજરદી ૧૨૭૦ ના સાલમાં ૮૦ વર્ષની બુજોર્ગ ઉંમરે કરવામાં આવી હતી. આ દેશાઈજી ઘણા ખબરદાર, મકકમ વીચારના, સ્વતત્ર ખવાસના, પોતાની અનજુમનનાં હિતમાં પોતાનું ભલું માનનારા અને સદા અનજુમનની પડખે રેહનારા દુરઅંદેશ અકાબર હતા. એવણની પાસે જળવાઇ રહેલા ૧૫૦-૨૦૦ વર્ષના ઘણાક કીંમતી દસ્તાવેજોના પ્રતાપથી ભગરસાથ અનજુમનનાં ઘણાક હકકો અને લાભોનું રક્ષણ થવા પામ્યું હતુ.

* એરવદ સાહેબ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજીરાણા, રોજ ૨૭ મો, માહ ૫ મો, સને ૧૨૮૨ યજદેજરદીને દીને ૬૫ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા. એવણ સાહેબે પોતાની ભગરસાથ અનજુમનનાં હિતનાં દરેક મહત્વના કામોમાં આગેવાન ભાગ લઇ, તેમનાં હકકો અને લાભોની જાળવણી કરવા માટે ચીવટપણે અનેક પ્રકારની લડતો ચલાવી, પોતાની અનજુમનની કીમતી સેવા બજાવી હતી. એવણ એક અચ્છા કલમકશ, વક્તા, અને ધર્મ તથા પુરાણી તવારીખોની સારી માહીતી ધરાવનારા અભ્યાસી હતા. ઇ૦ સ૦ ૧૮૮૪ માં નવસારી મધે પેહલવેહલું એક છાપાખાનુ એવણે કહાડયું હતું. અને શને ૧૮૯૭ માં પહેલવેહલું **"નવશારી પ્રકાશ"** નામનું અઠવાડીક પત્ર પ્રગટ કરવા માડી શેહેરની અને ટોળાની અમુલ્ય સેવા બજાવી હતી, જેમ કરતાં તેઓને હરીફો તરફની અનેક પ્રકારની હાડમારી અને મુશ્કલીઓની સામે ટકકર જીલવી પડી હતી. એવણે ધાર્મિક તેમજ પોતાના ટોળાને લગતાં ઘણાંક પુસ્તકો અને ચોપાન્યાંઓ પ્રગટ કરી સારી નામનાં મેળવી હતી.

# આતશબેહરામ સાહેબનાં નવાં મકાનમાં જુદી જુદી જગ્યાએ મારવામાં આવેલી જુદી જુદી તક્તીઓની વીગત.

(૧)

## મકાનમાં દાખલ થતાં દરવાજા ઉપરની તક્તી.

"આતશબેહેરામ સાહેબના કમ્પાઉન્ડની આ ફરતી દેવાલ તથા દરવાજાઓ મરહુમ ખાન બહાદુર હોરમસજી માણેકજી ભીંવડીવાલાના પુનને માટે રૂ. ૨૨,૫૦૦ આપી એવણનાં ધણીઆણી બાઇ પીરોજબાઇ તથા બેટા ડોશાભાઈ હોરમજી તથા ભાઇઓએ બંધાવી આપ્યા છે."

(૨)

## મકાનમાં દાખલ થતાં જમણા હાથ ઉપર પાયાની તકતી ઉપરનો લેખ.

શ્રી નવસારીના પાક આતશબેહેરામ, મરહુમ દેશાઇજી શ્રી ખુરશેદજી તેમુરજીની પેશકારી અને મદદ હેઠલ રોજ ૧૭ મો સરોશ, માહ ૨ જો અરદી-બેહશત, સને ૧૧૩૫ યજદેજરદી (ઇસ્વી સને ૧૭૬૫ સંવત ૧૮૨૨) ને દીને **ભગરસાથ અંજુમને** પોતાના પંથકની જાળવણીને ખાતર સ્થાપ્યા હતા. એ પાક કેબલાનું મકાન પુરાણું થવાથી તથા હાલની હાજતોને બરનું ન હોવાથી તેને નવેસરથી બાંધવાનો ઠરાવ ભગરસાથ અનજુમને કર્યો હતો. એ ઠરાવને અનુસરીને આ મકાનનો પાયો દસ્તુરજી સાહેબ કેકોબાદ દસ્તુર દારાબજી મેહરજીરાણાએ રોજ ૧૭ મો સરોશ, માહ ૪ થો તીર, સને ૧૨૯૨ યજદેજરદી, તા૦ ૨૫ મી ડીસેમ્બર સને ૧૯૨૨ ઇસ્વી, સંવત ૧૯૭૯ ના પોસ સુદી ૭ ને વાર સોમને દીને નાંખ્યો છે.

ફરામજી જમશેદજી બીલ્યા, એ. એમ. આઇ. સી. ઇ. આઈ. એલ. સી. ઇ. ઇજનેર."

(૩)

## મોટા દરવાજા આગળની સીડી ઉપરથી વરંદા ઉપર દાખલ થતાં વચ્ચોવચમાં આવેલી ઇતીહાસીક તકતી.

"નેમસે—તે અહુરમઝદ. (ઝંદમાં છે).

અય પાક અહુરમજદ તુને નેમાજ હોજો!

આતશબેહરામ સાહેબના આ પાક કેબલાને ભગરસાથ અનજુમનના એક સાચા રાહબર તથા તેમના અનેક હકોનું રક્ષણ કરનાર માહ પ્રતાપી દેશાઈજી સાહેબ શ્રી ખુરશેદજી તેહમુરજીની પેશકારી અને મદદ હેઠળ, ભગરસાથ અનજુમને

પોતાના હીત માટે અને પોતાના પંથકની જાળવણીને ખાતર રોજ સરોશ યઝદ, માહ અરદીબેહેસ્ત અમશાસ્પંદ, સને ૧૧૩૫ યઝદેજરદી, સંવત ૧૮૨૨ ના માગસર વદ પાંચમ, તારીખ ૨ જી ડીસેમ્બર ૧૭૬૫ ઈસ્વી વાર સોમને દીને તખ્તનશીન કર્યા હતા. આ શુભ કામમાં દેશાઇજી શ્રી ખુરશેદજી તેહમુરજી અને તેમના ભાઇઓ દેશાઇજી રૂસ્તમજી અને જમશેદજી ઉપરાંત સુરત શહેરનાં સખી વજુદ શેઠો દાદાભાઈ માણેકજી શેઠ, સોહરાબજી મનોચેરજી શેઠ, નશરવાનજી બમનજી શેઠ અને મનોચેરજી ખુરશેદજી શેઠે મુખ્ય મદદ કીધી હતી. શેઠ દાદાભાઇ માણેકજી શેઠે એ આતશબેહરામ સાહેબ માટેની કાઠી વગેરે સારૂ ત્રણ વજીફાઓ બક્ષેસ કીધા હતા પહેલા દસ્તુર મેહેરજીરાણાની પુરાતન ગાદીના સાતમા જાયનશીન મરહુમ દસ્તુરજી સાહેબ સોહરાબજી રૂસ્તમજી મેહરજીરાણાના વડપણ હેઠળ આ આતશબેહરામ પરથવાની ક્રીયા કરવામાં આવી હતી. આ આતશબેહરામનું અસલ મકાન પુરાણું થવાથી ય. જ. સને ૧૧૭૮ માં દેશાઇજી મીનોચેહેરજી ખુરશેદજી તથા વાહડ્યાજી નશરવાનજી માણેકજીએ નવું મકાન બંધાવ્યું હતું. ય. જ. ૧૧૭૮ માં શેઠ મનચેરજી ફરામજી વજીફદાર (મેહરજીરાણા) એ આ મકાનમાં જશન વગેરે કરવા માટેનો એક કુશાદેહ ઓટલો નવી જમીન વેચાતી લઇ બંધાવ્યો હતો. ય. જ. ૧૨૨૭ માં સુરતવાલા દસ્તુરજી ખુરશેદજી બરજોરજી દારાબ પાહલનનાએ આ મકાનના બાહેરના ભાગમાં કેટલોક ફેરફાર કરાવ્યો હતો. ય. જ. ૧૨૨૮ માં દેશાઇજી તેહમુરસ્પજી જમશેદજીએ નવો ગુંબજ બંધાવી કેટલોક ભાગ દરૂસ્ત કરાવ્યો હતો. ય. જ. ૧૨૦૯ માં દેશાઇજી જમશેદજી મનોચેહેરજીએ આવાં અરદવીસુરની નયાયશ કરવા માટે બંગલી બંધાવી હતી. દેશાઈજી બાપુજી મેરવાનજીએ ઈ. સ. ૧૮૬૦ થી ૧૮૯૦ સુધીના અરસામાં આ મકાનમાં વખતો વખત જોઇતી મરામતો તેમજ ચાલુ ખરચ કીધો હતો. ય. જ. ૧૨૬૦ માં દેશાઇજી કાવસજી એરચજી ગોંડલવાલાએ આ મકાનમાં ઘટતો ફેરફાર કરી દરૂસ્ત કરાવ્યું હતું, જે વેળા આતશબેહેરામ સાહેબ અને તેના મકાન ઉપરના ભગરસાથ અનજુમનના હકોની જાળવણી કરવામાં તે વેળાના અકાબર સાહેબો દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજી મહેરજીરાણા, દેશાઈજી સાહેબ મનોચેરજી એદલજી અને પોલ્યા દેશાઇજી સાહેબ એદલજી બમનજી તેમજ દેશાઇજી સાહેબ પેસતનજી ખુરશેદજી, એરવદ રૂશતમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાણા અને એરવદ *બેહરામજી ખુરશેદજી દોરડીએ અનજુમનની કીંમતી સેવા બજાવી હતી.

---

* એરવદ સાહેબ બેહરામજી ખરશેદજી દોરડી, તા૦ ૧૦ મી મે ૧૯૧૧ ઈસવીને દીને ૮૬ વર્ષની બુજોર્ગ ઉંમરે નવસારી મધે ગુજર પામ્યા હતા. પોતાની ભગરસાથ અનજુમનની બેહેતરીને લગતા દરેક મહતવના સવાલો અને કામોમાં તેમજ આપણી કોમમાં બરપા થતા રહેલા અનેક ધાર્મિક અને સંસારી સવાલોમાં એવણ સાહેબે સદા આગેવાન ભાગ લેતા રહી કામની અને પોતાના ટોળાની ઘણી સારી સેવા બજાવી હતી. એક પાકત બુદ્ધીના, સ્વતંત્ર ખવાસના, મધ્યમ વીચારના અને ફાયદાકારક

આતશબેહરામ સાહેબનું આ મકાન પુરાણું થવાથી, હાલની હાજતને ભરનું એક નવું કુશાદેહ મકાન, આસપાસની જગ્યાઓ વેચાતી લઇ બાંધવાનો ઠરાવ, ય. જ. સને ૧૨૯૦ માં ભગરસાથ અનજુમને કીધો હતો અને તે કામ ભગરસાથ કમીટીને સોંપ્યું હતું. આ ઠરાવ પસાર કરાવવા, તથા આ શુભ કામ સરંજામ ઉતારવા માટે તેમજ ફંડમાં નાણાં ભરાવવા, આસપાસની જગ્યાઓ મેળવવા અને મકાન તૈયાર કરાવવા પાછળ અનેક મુશ્કેલીઓ, હીમ્મત, ધીરજ અને ખંતથી ટાળી ભગરસાથ કમીટીએ અને ખાસ કરી શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટર અને એરવદ કેખશરૂ માહીયાર કુતાર એમ. એ., એઓએ ઘણી મહેનત કરી અનજુમનની કીમતી સેવા બજાવી છે.

શ્રી નવસારીની વડી દરેમહેરને તાબેના (મલતા) ભગરસાથ અનજુમનના મોબેદોને, પોતાની અનજુમનના બંધારણને અનુંસરીને, બોયની તેમજ બીજી ધર્મ ક્રીયા કરવા માટે, તેમજ કુલે પારસી જરથોસ્તીઓને બંદગી કરવા સારૂ દસ્તુરજી સાહેબ કૈકોબાદજી દારાબજી મેહેરજીરાણાએ આ પાક મકાન આજ દીને ખુલ્લું મુકયું છે.

રોજ સરોશ, માહ તીર, સને ૧૨૯૫ ય. જ. સંવત ૧૯૮૨ વાર ગુરૂ તા૦ ૨૪ મી ડીસેમબર ૧૯૨૫ ઇસ્વી."

---

નવસારીના આતશબહેરામ સાહેબના નવાં મકાનના જુદા જુદા આસામીઓએ જે જુદા જુદા ભાગો બંધાવી આપ્યા છે, તે દરેક ભાગમાં નીચે મુજબ તકતીઓ મારવામાં આવી છે:—

## વચલી તક્તીના જમના હાથ તરફની તક્તી.

(૪)

"શ્રી, પાક દાદાર અહુરમજદની મદદ હોજો !

આ આતશબેહેરામ સાહેબ અને તેને લગતા મકાનોના પ્લાનો કરવા, બાંધકામ ઉપર દેખરેખ રાખવા અને તેમને તૈયાર કરવા પાછલ શેઠ ફરામજી જમશેદજી બીલ્યા એ. એમ. આઇ. સી. ઇ. આઈ.એલ. સી. ઈ. એ બીન હાંસલ કીમતી

---

સુધારાના હીમાયતી અથોરનાન તરીકે તેઓ સાહેબ કોમમાં જાણીતા હતા. પારસી સંસાર અને ધર્મ મધ્યે "સુધારાને નામે" છકેલ વિચારો તથા અધર્મિ ફતવાઓ દાખલ થતા જોઇ તેની સામે એવણે મજબુત લડતો ચલાવી હતી. ઇ૦ સ૦ ૧૮૯૨ માં "આજના પારસીઓ, તેમનો ધર્મ અને સંસાર" એ નામનું એક ચોપાન્યું પ્રગટ કરી કોમમાં તે મફત ફેલાવ્યું હતું, જે મધ્યે ઇ. સ. ૧૮૮૬ પછીના "રાહનુમાય સભા તરફથી બહાર પડતા રહેલા ધાર્મિક ફતવાઓને સખત ભાષામાં વખોડી કહાડી એવણે સુધારક પક્ષની ઈતરાજી ખેચી લીધી હતી. હાલમાં એમના હયાત બેટાઓ પણ પોતાના પિતાના શુભ પગલે ચાલી પોતાની ભગર અનજુમનની સેવા બજાવતા રહયા છે. જેઓ મધ્યેના ડા૦ જેહાંગીર બેહેરાંમજી દોરડી "ભગરસાથ કમીટી"ના એક આગેવાન સભાસદ અને નવસારીનાં આતશબેહેરામનાં ફંડનાં એક ટ્રસ્ટી તરીકે પોતાની અનજુમનની કીમતી સેવા બજાવે છે.

મદદ કીધી છે. એ ઉપરાંત એવણુ સાહેબે .આ મકાનો માટેના નાણાં ઉઘરાવવામાં પણ ભગરસાથ કમીટીને મોટી મદદ કરી અનજુમનની સેવા બજાવી છે. વળી ખાનસાહેબ હોરમસજી કાવસજી પસતાકયા એમ. એસ. ઈ. એમ. આર. એસ. આઇ. (લંડન) એ પણુ મકાનો બાંધવાના કામમાં વખતો વખત બીનહાંસલે કીમતી મદદ કીધી છે. વળી એરવદ રાણા કેખશરૂ દસ્તુર મહેરજીરાણા બી. એ. એ પણુ એ મકાન બાંધવાના કામમાં વખતો વખત કીમતી સલાહો આપી હતી.

આ મકાનો મુંબઇના જાણીતા કોનટ્રાકટરો મેશર્સ પાલનજી એદલજી એન્ડ સન્સ (સેનેટરી એનજીનયર્સ અને પલમબર્સ) એઓએ બાંધ્યાં છે. અને તે પાછળ તેઓએ તથા તેવણુના મદદનીશ શેઠ હોરમસજી બેજનજી ખોરીએ, ઘણી ખંત તથા મહેનત લઇ આ કામ પાર ઉતાર્યું છે. આ મકાનનું તમામ મારબલનું કામ મુંબઇના જાણીતા વેપારી મેસર્સ મોરાબજી વોરડનની કુંપનીએ કીધું છે. આતશ-બેહેરામ અને તેને લગતાં બીજાં મકાનો અને કમ્પાઉન્ડની દીવાલ બાંધવા પાછલ કુલ્લે ખર્ચ રૂા. ૩,૪૪,૦૦૦) નો થયો છે."

---

(૫)

## વચલી તકતીના ડાબા હાથ તરફની તકતી.

"બનામે ખુદા.

નવસારી નગરીના બે નામાંકીત દસ્તુર સાહેબો, મરહુમ પહેલા દસ્તુર મેહેરજીરાણા તથા મરહુમ દસ્તુર દારાબ પાહલનની અશો યાદમાં એઓનાં કુટુંબીઓએ રૂા. ૨૦,૦૦૦) આપી આ બાહેરનાં દર્ષણુનો ઓટલો બંધાવી આપ્યો છે.

---

(૬)

## ડાબા હાથની સીડીને માથેની તકતી.

"કાવશજી ખુરશેદજી મોદી હૅાલ."

---

## બાહેરના મોટા હોલમાંની તકતીઓ.

(૭)

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

આ હોલ નવસારીવાલા મરહુમ એરવદ કાવશજી ખુરશેદજી મોદીનાં પુનને માટે એમના બેટા કલકતેવાલા શેઠ રૂસતમજી કાવસજી મોદીએ રૂા. ૪૦,૦૦૦) આપી બંધાવી આપ્યો છે."

---

(૮)

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

નવસારીના પાક આતશબેહેરામ સાહેબનું મકાન તથા તેને લગતાં બીજાં મકાનો બંધાવવાના તથા તે માટે ઘરો ખરીદવા વગેરેના ખરચ માટે રૂા. ૫૦૦૦) તથા તેનાથી ઉપરની નીચલી રકમો સખીવજુદ પારસી જરથોસ્તીઓ તરફથી ભરવામાં આવી છે.

રૂા. ૭૫૦૦૦ એરવદ ખુરશેદજી બેહરાંમજી સહીયાર તરફથી તથા તેમના ટ્રસ્ટની રૂએ નીચે મુજબ મલ્યા છે.

૪૦૦૦૦ મરહુમ બેટી મહેરબાઈ એદલજી કુતાર, મરહુમ માતાજી વીરબાઇજી તથા મરહુમ પીતાજી બેહરાંમજી મીનોચેહરજી સહીયારના પુન માટે (ગુંબજ બાંધવા સારૂં.)

૫૦૦૦ મરહુમ મમાઈજી ધનબઇજી રતનજી કુતારના પુન માટે.

૫૦૦૦ મરહુંમ મમાવાજી દસ્તુર રતનજી મીનોચેરજી કુતારના પુંન માટે

૫૦૦૦ મરહુમ ધણીયાણી વીરબઇજી ખરશેદજી સહીયારના પુન માટે.

૫૦૦૦ મરહુમ મામાજી દસ્તુરજી જમશેદજી રતનજી કુતારના પુન માટે

૫૦૦૦ મરહુમ મામાજી એરવદ ફરદુનજી રતનજી કુતારના પુન માટે.

૫૦૦૦ મરહુમ મામાજી દસ્તુર નવરોજી રતનજી કુતારના પુન માટે.

૫૦૦૦ મરહુમ મામાજી દસ્તુર નશરવાનજી રતનજી કુતારના પુન માટે.

૫૦૦૦૦ (હાલ તુરત) મરહુમ બાઇ દોશીબાઈ આદરજી કોટવાલના વીલની રૂએ તેઓના એકસીકયુટરો તરફથી.

૭૦૦૦૦ શેઠ રૂશતમજી કાવસજી મોદી તરફથી (આગલો હોલ તથા અગીયારીનું મકાન અને કુવા માટે.)

૩૫૦૦૦ (૪ ટકાના બોન્ડ) મરહુમ શેઠ કાવશજી એરચજી દેશાઇ ગોંડળવારાનાં વારસો તરફથી (દેશાઇ બોરશેદ હોલ માટે.)

૨૨૫૦૦ શેઠ ડોશાભાઇ હોરમજી ભીવંડીવાલા તરફથી (કંપાઉંડની દીવાલ માટે.)

૨૦૦૦૦ શેઠ મેહરવાંનજી નાનાભાઈ મહેતા તરફથી (ત્રણ માલના મકાન માટે.)

૧૦૦૦૦ મુંબઇની પારસી પંચાએતના ધર્મખાતાનાં ફંડના તથા મીલકતના ટ્રસ્ટીઓ તરફથી.

૮૫૦૦ (સાડા ત્રણ ટકાની લોન) બાઇ સાહેબો ધનબાઈ દા. દરબારી તથા બાઈજી ધનજીભાઇ શેઠના તે મરહુમ શેઠ શેરાબજી માણેકજી શેઠના ધર્મખાતાંના ટ્રસ્ટીઓએ શેઠ શેરાબજી માણેકજી શેઠના તથા બાઇ રતનબાઈ શે. શેઠનાના પુન માટે.

૬૦૦૦ નવસારીની જરથોસ્તી બાનુઓએ નવસારી ખાતેથી ઉઘરાવેલા.

૫૧૦૧ મરહુમ પીતાજી શેઠ ખરશેદજી બેહરાંમજી ભાભા તથા માતાજી બાઇ જાઇજીના પુનને માટે તેમના દીકરા હોરમજી ખ. ભાભા તરફથી.

૫૧૦૧ મરહુમ શેઠ માણેકજી બેહરામજી ભાભાના પુનને માટે ભત્રીજા હોરમજી ખરશેદજી ભાભા તરફથી.

૫૧૦૧ મરહુમ માતાજી મેહરબાઇ તે દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાહલનના બેટી અને પીતાજી મનચેરજી નવરોજી અરજાંણીના પુનને માટે બેટા માહીયાર મંચેરજી અરજાણી તરફથી.

૫૧૦૧ મરહુમ શેઠ ફરાંમજી હોરમજી અરજાણીના પુનને માટે તેમના ધણીયાણી ધનમાય ફરાંમજી અરજાણી તરફથી.

૫૦૦૦ મરહુમ ડાકતર જમશેદજી બેહરાંમજી વીમાદલાલનાં વીલની રૂએ તેમની તથા તેમના ધણીયાણી મરહુમ બાઇ માણેકબાઇની નૈયતે.

૫૦૦૦ ડૉ૦ સર તેમુલજી ભીખાજી નરીમાન તે બાઈ પીરોજબાઇ નસરવાંનજી જેહાંગીરજી વહાડયાના ધર્મખાતાંના ટ્રસ્ટી તરફથી.

૫૦૦૦ મરહુમ દસ્તુર શોહરાબજી બરજોરજી દારાબપાહલનની પુંજીમાંથી દર્શનના ઓટલા માટે.

૫૦૦૦ મરહુમ શેઠ અરદેશર શોરાબજી દસ્તુર દારાબપાહલનની પુંજીમાંથી દર્શનના ઓટલા માટે.

૫૦૦૦ બેહસ્તનશીન મુંરબી જામાસ્પજી રતનજી મીસ્ત્રી (કનત્રાકટર)ની નેક યાદમાં તેમની પુંજીમાંથી (આતશબેહરાંમના મકાન સારૂ ખડી અને દગર માટે.)

૫૦૦૦ શેઠો રૂશતમજી અને નશરવાંનજી નાનાભાઈ બોઇસ અને દીનશાહ કાવસજી તરફથી.

૫૦૦૦ બાઇ મોતીબાઈ બાપુજી મે. દેશાઇએ મરહુમ ખાવીંદ બાપુજી મેહરવાંનજી દેશાઇની નૈયતે તેમની પુંજીમાંથી.

૫૦૦૦ મરહુમ બાવાજી બેજનજી દોરાબજી ઘડીયાલી તથા માતાજી ધનબાઇ અને ભાઇજી ફરદુનજીની નેક યાદમાં શેઠ રૂશતમજી બેજનજી ઘડીયાલી તરફથી.

૫૦૦૦ મરહુમો પીતાજી એરવદ જમશેદજી ખુરશેદજી કાંગા, માતાજી માણેકબાઇ જ. કાંગા, ભાઇ જાલેજર જ. કાંગા તથા જરબાનું ગુલફામ કાંગાની નૈયતે ભાઇઓ ફરામરોજ તથા ગુલફામ જમશેદજી કાંગા તરફથી.

૫૦૦૦ શેઠ એદલજી રૂશતમજી ફનીબંદા તરફથી (કુવા માટે.)

૫૦૦૦ બેહસ્તનશીન બાઈ ધનબાઇજી રૂશતમજી ફનીબંદાના પુનને માટે શેઠ એદલજી રૂશતમજી ફનીબંદા તરફથી (ઇલેકટ્રીક ઇનસ્ટોલેશન માટે.)

૫૦૦૦ બેહસ્તનશીન શેઠ કાવસજી શાપુરજી દેબુના પુનને માટે ધણીયાણી આલીબઈ કાવસજી દેબુ તરફથી (ઇલેકટ્રીક ઇનસ્ટોલેશન માટે.)

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ એદલજી બરજોરજી મુલ્લાંની પુંજીમાંથી ભાણેજ રૂશતમજી નવરોજી મુલ્લાં તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) શેઠ શોરાબજી બરજોરજી ગારડાજી તરફથી પોતાના મરહુમ માતાજી ગુલબઇ તથા પીતાજી બરજોરજી રૂશતમજી ગારડાજીના પુનને માટે.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ શેઠ મંચેરજી ખરશેદજી પાવરીની પુંજીમાંથી તેમનાં પુનને માટે મરહુમના વારસ બેટાઓ શેઠ માણેકજી મંચેરજી તથા મરહુમ ભાઈઓ નવરોજી તથા કાવસજી તથા શોરાબજી તથા રૂશતમજી મંચેરજી પાવરીના ઘર ખાતેથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ માતાજી પીરોજબાઇ તથા પીતાજી પેસ્તનજી દાદાભાઇ બારીયાના પુનને માટે શેઠ બરજોરજી પેસતનજી બારયા તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ શેઠ પાલનજી શાપુરજી મીસ્ત્રીના પુનને માટે એવણના ધણીયાણી ભીખઇજી પાલનજી મીસ્ત્રી તરફથી."

---

(૯)

**"નવસારીના પાક આતશબેહરાંમ સાહેબ તથા વડી દરેમેહરના નીભાવ ફંડમાં રૂ. ૫૦૦૦ તથા તેનાથી ઉપરની નીચેની રકમો સખી પારસી જરથોસ્તીઓ તરફથી ભરવામાં આવી છે."**

૩૭૫૦૦ (૩½ ટકાની લોન) બેહસ્તનશીન શેઠ પાલનજી નવરોજી કાપડીયા કોલંબેવાલાના પુનને માટે મરહુમના ધણીયાણી બાઇ મેહરબાઇ પાલનજી નવરોજી કાપડીયા તરફથી (ક્રીયાકામ તથા નીભાવ માટે.)

૧૦૦૦૦ શેઠ બાપુજી દોરાબજી દારૂવાલા તથા તેમનાં ધણીયાણી બાઇ શીરીનબાઈ બાપુજી દારૂવાલા તરફથી (ગાલીચા તથા નીભાવ માટે.)

૭૫૦૦ (૩½ ટકાની લોન) મરહુમ માતાજી દીનબાઈ નશરવાંનજી મસાની તથા પીતાજી નશરવાંનજી એદલજી મસાનીના પુનને માટે એરવદ પેસતનજી નશરવાંનજી મસાની તરફથી.

૫૦૦૦ (૬ ટકાના બોન્ડ) મરહુમ શેઠ નશરવાંનજી રતનજી તાતાની પવિત્ર યાદમાં લેડી નવાજબાઇ રતનજી તાતા તરફથી.

૫૦૦૦ મીનોચેહરહોમજી સાથવાલા સામે નંબર $\frac{૧૩૨}{૧૯૧૮-૧૯}$ નો દાવો ભગરસાથે માંડયો હતો તેની સંમતીના હુકમનામા પ્રમાણે મીનોચેહરહોમજી સાથવાલા તરફથી શેઠ એદલજી રૂશતમજી ફ્નીબંદાએ ભગરસાથ અનજુમનને આપ્યા તે ભગરસાથ અંજુમને, નીભાવ ફંડમાં ભર્યા.

૫૦૦૦ ઉપલા હુકમનામા પ્રમાણે શેઠ એદલજી રૂશતમજી ફ્નીબંદાએ મીનોચેહરહોમજી સાથવાલાને આપ્યા તેઓએ લેવા ના પાડવે શેઠ એદલજી રૂશતમજી ફ્નીબંદાએ નીભાવ ફંડમાં ભર્યા.

૫૦૦૦ (૪ ટકાના બોન્ડ) મરહુમ બાઇ આઇમાય મેહરવાંનજી ચમારબાગવાલા તથા મરહુમ શેઠ દાદાભાઈ મેહરવાંનજી ચમારબાગવાલાના પુનને માટે શેઠ મેહરવાંનજી દાદાભાઇ ચમારબાગવાલા તરફથી.

૫૦૦૦ (૪ ટકાના બોન્ડ) બાઈ પીરોજબાઇ ધનજીભાઇ પેસતનજી મોદી તરફથી એઓના મરહુમ ખેશીઓના પુનને માટે.

૫૬૦૦ (૩½ ટકાની લોન) મરહુમ મુરબીજી માતાજી હીરાંબાઈ બેહરાંમજી ખરશેદજી દોરડી તે મરહુમ એરવદ દારાબજી હોરમજી દસ્તુર જામાસ્પ આશાના બેટીના તથા મરહુમ મુરબીજી બાવાજી એ. બેહરાંમજી ખરશેદજી દોરડીના પુનને માટે બેટાઓ રૂશતમજી, એદલજી, જેહાંગીરજી તથા બેટી ગુલબાઈ દીનશાહજી દોરડી તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ માતાજી મોતીબાઈ બાપુજી મેહરવાંનજી દેશાઇ તથા મરહુમ ભાઈ મેહરવાનજી બાપુજી દેશાઇની અશો યાદમાં દીકરા ધનજીશાહ બાપુજી દેશાઇ તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ બાઇ નવાજબાઈ નશરવાંનજી દાદાભાઇ તાતાના પુનને માટે તેવણના ખાવીંદ નશરવાન દાદાભાઇ તાતા તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ પીતાજી રૂશતમજી ધનજીભાઇ માસ્તર અને માતાજી વીરબઇજી રૂશતમજી ધનજીભઇ માસ્તરની અશો યાદમાં બાઈ બાનુબઇ જેહાંગીરજી રતનજી બલસાડા તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી શેઠના તથા બાઇ કુવરબાઈ મેહરવાંનજી શેઠની પવિત્ર યાદમાં શેઠ કાવશજી જાલભાઈ શેઠ તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ મુરબીજી માતાજી માણેકબાઇ ફરાંમજી દોરડી તે મરહુંમ મુરબીજી માણેકજી ફરદુનજી ઘરડાના બેટીના પુનને માટે બેટા અરદેશર ફરાંમજી દોરડી તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ એરવદ નવરોજી શોરાબજી દાદાચાંનજીની પુંજીમાંથી એમના પુનને માટે બાઇ પીરોજા પેશોતન કોટવાલ તરફથી.

૫૦૦૯ (૩½ ટકાની લોન) મરહુમ ભાઇ પીરોજશાહ રૂશતમજી ભીખાજી નરીમાનની અશો યાદમાં ભાઇ હોરમસજી તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) બાઇ ખોરશેદબાઇ રૂશતમજી નરીમાન માટે બેટા હોરમસજીએ આપ્યા.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુંમ આ. બહેરામજી દારાબશાહ નરીમાનની અશો યાદમાં બેટી મહેરમાય હોરમજી નરીમાનના છોકરાંઓ તરફથી તથા મરહુંમના ધણીઆણી બાઈ ભીખાઇજી તથા દીકરીઓ તથા પાલક બેટા શોરાબજી તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ માતાજી વીલરબાઇ અને મરહુમ પીતાજી પાલનજી મનાજી માણેકજી તલાટીના પુનને માટે શેઠ માણેકજી પાલનજી તલાટી તરફથી.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ એરવદ મંચેરજી પાલનજી કુતારની અશો યાદમાં એમના ઉઠમણા પ્રસંગે બેશીઓ અને મીત્રોએ એમની યાદગીરી રાખવા સારૂ ભરેલા.

## આતશબેહરાંમનું મકાન બાંધવાના ફંડમાં ભરાયલી વધુ રકમો.

૫૦૦૦ મરહુમ પેહલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઇની પવિત્ર યાદમાં કુટુંબીઓ તરફથી.

૬૦૦૦ શેઠ પાલનજી એદલજી પલંબરના તરફથી (કુસ્તી પાદયાબ કરવાના મકાન માટે.)

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ એરવદ દોરાબજી ખરશેદજી ઘડીયાલી (વેલીંગટન) તથા તેમના ધણીયાણી મરહુમ બાઇ સુનાબાઇ તે આ. એદલજી મંચેરજી દેશાઇ (પોલ્યા)ના બેટીની પવિત્ર યાદમાં.

૫૦૦૦ (૩½ ટકાની લોન) માતાજી બચુબાઇ નવરોજી તંબોલી તથા બાવાજી નવરોજી ફરાંમજી તંબોલીના પુન માટે દીકરા સોહરાબજી નવરોજી તંબોલી તરફથી.

૫૧૦૦ મરહુમ એરવદ હોરમજી શાપુરજી શીરવઇ (વીમળીજવાલા)ની પવીત્ર યાદમાં એમના વારસો તરફથી આપવામાં આવેલું ફરનીચર.

૫૦૦૦ (૩½ ટકાની લોન) મરહુમ ખાનસાહેબ શેઠ શોરાબજી રતનજી કનત્રાકટર તથા તેમના ધણીયાણી મરહુમ બાઇજી ભીખઇજી શોરાબજી કનત્રાકટરની નેક યાદમાં તેમની પુંજીમાંથી.

૫૦૦૦ શેઠ એદલજી રૂશતમજી ફનીબંદાએ પાદશાહ સાહેબને તખ્તનશીન કીધા તે દીવસનો મેળાવડા વિગેરેના તમામ ખરચ માટે.

---

## ગુંબજની તક્તી.

(૧૦)

"નેમસે-તે અહુરમજદ. (ઝંદમાં.)

નમાજ હોજો, અય અહુરમજદ, તુને !

આ ગુંબજ એરવદ ખુરશેદજી બેહેરામજી સહીંયારે પોતાના મરહુમ બેટી મેહેરબાઇ એદલજી કુતાર, તથા માતાજી વીરબાઇજી તે દસ્તુર રતનજી મનોચેહેરજી કુતારનાં બેટી તથા પીતાજી બેહરામજી મનોચહેરજી સહીંયારના પુન માટે બંધાવી આપ્યો છે.

આતશબેહરામ બાંધવા માટેના ફંડમાં એઓ સાહેબે ભરેલા રૂા. ૭૫૦૦૦) માંથી આ ગુંબજ માટે રૂ. ૪૦,૦૦૦ આપ્યા છે.

---

## ગુંબજની બહારના બંદગીના હોલની તકતી.

(૧૧)

"બનામે ખુદા.

દેશાઈ ખુરશેદ હોલ.

ભગરસાથ અનજુમને સર્વાનુમતે પસાર કરેલા એક ઠરાવ મુજબ તેમનાં અનેક હકોનું રક્ષણ કરનાર ખેરખાહ બેહેસ્ત મુકામ દેશાઇજી શ્રી. ખુરશેદજી ટેમુરજીએ કીધેલા અહેસાનોની ભલી યાદમાં આ બંદગી કરવાના હોલને "દેશાઇ ખુરશેદ હોલ" નામ આપ્યું છે.

મજકુર ઠરાવ પસાર થવા બાદ આ હોલ બાંધવા માટે દેશાઇજી શ્રી ખુરશેદજી ટેમુરજીનાં એક નબીરા મરહુમ દેશાઇજી કાવશજી એરચજી ગોંડલવાલાની ઈચ્છાનુસાર તેમના વારસોએ રૂ. ૩૫૦૦૦ (૪ ટકાના બોંડ આપ્યા છે.

## ગુંબજમાંથી બાહાર નીકલતાં ચાલમાં મુકેલી બે તકતીઓ.

(૧૨)

**"આતશબેહરામનાં જુના મકાનમાં નીચલી બે તકતીઓ હતી તે જાળવી રાખવામાં આવી છે.**

"સંવત ૧૮૬૫ ના ભાદરવા વદ ૧૩ વાર શની રોજ ૧ માહ ૧ દેશાઇ શ્રી મનોચેરજી ખુરશેદજી તથા વાડીઆજી શ્રી નુશેરવાનજી માણેકજીએ શ્રી આતશની દરઘા બંધાવી. સને ૧૧૭૮ પારસી."

---

(૧૩)

"શ્રી. દાદાર અહુરમજદની મદદ હોજો.

પાક આતશબેહરામ સાહેબનું આ મકાન બીસમાર હાલતમાં આવેલું હોવાથી શ્રી. નવસારીની અનજુમન તરફથી દસ્તુરજી સાહેબ દારાબજી માહીયારજીની ફરમાસથી દેશાઇ કાવસજી એરચજી કાવસજી, તે શ્રી ગોંડળના ઠાકોર સાહેબ સર ભગવતસીંહજી કે. સી. એસ. આઇ. એલ. એલ. ડી. ના ખાનગી કારભારીએ કેટલાક નવા ફેરફાર સાથે દરૂસ્ત કરાવી આપ્યું છે.

રોજ ૧ લો, ગાહ ૧૦, મો સને ૧૨૬૦ યજદેજરદી સંવત ૧૯૪૭ ના જેઠ સુદ ૮, તારીખ ૧૪ મી જુન ૧૮૯૧ ઇસવી."

---

## દરેમહેર ઉપરની તકતી.

(૧૪)

"નેમસે-તે અહુરમજદ.

**બાઈ પીરોજબાઈ કાવસજી મોદી દરેમહેર.**

શ્રી નવસારીના પાક આતશબેહરામ સાહેબને લગતી આ દરેહમહેર મરહુમ બાઇ પીરોજબાઈ કાવસજી ખુરશેદજી મોદીના પુનને માટે એઓના બેટાઓ રૂસતમજી, બમનજી, દીનશાહજી તથા માણેકશાહ અને બેટીઓ બાઈ જરબાઈ સોરાબજી આંટીઆ અને બાઇ ખરશેદબાઈ દોરાબજી દસ્તુર એઓએ રૂા. ૩૫૦૦૦ આપી બંધાવી પરથાવી આપી છે.

રોજ સરોશ, માહ તીર, સને ૧૨૯૫ યજદેજરદી."

## આવાં અરદવીસુરની બંદગી કરવાના ચાર માળના મકાન ઉપરની તકતી.

(૧૫)

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

મરહુમ પીતાજી નાનાભાઈ મનાજી મહેતા તથા મરહુમ માતાજી નવાજબાઇ નાનાભાઇ મહેતાના પુન માટે દીકરા મેરવાનજી નાનાભાઇ મહેતાએ આ મકાન રૂા. ૨૦,૦૦૦ આપી બંધાવી આપ્યું છે.

રોજ સરોશ, માહા તીર, સને ૧૨૯૫ યજદેજરદી."

---

## ઉપલાં બંને મકાનની વચેના કુવા ઉપરની તકતી.

(૧૬)

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

આ કુવો કલકતેવાળાં બાઇ આઇમાય રૂશતમજી મોદીએ પોતાના પીતાજી આ. સોરાબજી નશરવાનજી સુજ તથા માતાજી વીરબાઇજી તે આ. ખુરશેદજી બમનજી મોદીનાં પુનને માટે બંધાવી આપ્યો છે. રોજ સરોશ, માહે તીર, સને ૧૨૯૫ યજદેજરદી."

---

## જુના ગુંબજવાળી જગોનાં કુવા ઉપર આવેલી બે તકતીઓ.

(ઉત્તર તરફની.)

(૧૭)

"આ કુવાની જગ્યાએ આતશબેહરામ સાહેબનાં જુના મકાનનો ગુંબજ જે ૧૨ ફુટ લાંબો તથા ૧૧ા ફુટ પહોલો હતો તેનો મધ્ય ભાગ હતો."

---

(દક્ષીણ તરફની.)

(૧૮)

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

બેહસ્તનશીન શેઠ રૂસતમજી એદલજી ફનીબંદાના પુન માટે આ કુવો શેઠ એદલજી રૂસતમજી ફનીબંદાએ બંધાવી આપ્યો છે. રોજ સરોશ, માહ તીર, સને ૧૨૯૫ યજદેજરદી તા૦ ૨૪ મી ડીસેમ્બર સને ૧૯૨૫ ઇસ્વી."

## કુસ્તી પાદીયાબ કરવાના મકાન ઉપરની તકતી.

(૧૯)

"આ કુસ્તી પાદીયાબ કરવાનું મકાન મરહુમ બાઇ મેહેરબાઈ પાલનજી પલમ્બરનાં પુન માટે તેમનાં ખાવીંદ શેઠ પાલનજી એદલજી પલમ્બરે રૂ. ૬૦૦૦ આપી બંધાવી આપ્યું છે. રોજ સરોશ, માહ તીર, સને ૧૨૯૫ યજદેજરદી."

---

## કંપાઉંડનો કુવો.

(૨૦)

"આ કુવો એરવદ ફરેદુન રતનજી કાંગાએ પોતાના પીતાજી મોબેદ રતનજી રૂસ્તમજી કાંગા તથા માતાજી આવાંબાઇ તે મોબેદ કાવસજી નવરોજી મીનોચેહેર હોમજીની બેટીની પવીત્ર યાદમાં રૂ. ૧૨૦૦ આપી ફરી દરૂસ્ત કરાવી આપ્યો છે. રોજ સરોજ, માહે તીર, ૧૨૯૫ યજદેજરદી."

---

આએ આતશબેહરામ સાહેબ અને તેને લગતાં બીજાં મકાનો અને કમ્પાઉન્ડની દીવાલ વિગેરે બાંધવા પાછલ કુલ્લે ખરચ રૂપ્યા ૩,૪૪,૦૦૦) નો થયો છે, અને યજદેજરદી સને ૧૩૦૦ ની આખેરી સુધીમાં આતશબેહેરામ સાહેબનાં ફંડના ટ્રસ્ટી સાહેબોની પાસે રૂપ્યા ૩,૧૪,૦૦૦) ની ચહડ-ઉતર વ્યાજની લોનો જળવાયલી માલમ પડે છે, જેમાં મરહુમ બાઈ ડોસીબાઇ આદરજી કોટવાલનાં વીલની રૂયે તેઓના એકસીકયુટરો તરફથી આગલ આપવામાં આવેલા રૂ. ૫૦,૦૦૦) પચાસ હજાર ઉપરાંત, પાછલથી બીજી આપવામાં આવેલી ૧ લાખ રૂપયાની લોન અને રોકડા રૂ. ૧૩૯૨) નો પણ સમાવેશ થયલો છે.

---

## કુટાર બેરાદરોએ બજાવેલી સેવા.

નવસારીનાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાઇને પુરૂં થતાં, એ આતશબેહેરામ સાહેબને પેહેલવહેલા બરપા કરવામાં આવ્યા ત્યારથી તેનું હાલનું નવું મકાન બંધાઇને તૈયાર થયું ત્યાં સુધીની તવારીખ, ફારસી બયતબાજીમાં તેનાં ગુજરાતી તરજુમા સાથે લખવાનું કામ ભગરસાથ કમીટીના કેટલાક આગેવાન સભાસદોની સુચના ઉપરથી ફારસી "શાહનામા"નો ગુજરાતી તરજુમો કરનારા બે કાબેલ નોશાકરા ભગરીયા ભાઈઓ એરવદો માહીયાર નવરોજજી કુટાર અને ફરામરોજ નવરોજજી કુટારે ખુશીથી માથે ઉઠાવ્યું હતું. જેમ ઇ૦ સ૦ ૧૭૬૫ માં આએ આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવાને લગતો અહવાલ, તે વેળાના એક

કાબેલ મોબેદ સાહેબ શાપુરજી માણેકજી સંજાણાએ ફારસી બયતબાજીમાં લખ્યો હતો અને આજે જે એક ઇતીહાસીક ચોપડી તરીકે ઓળખાય છે અને જે ચોપડીથી આએ આતશબેહેરામ સાહેબની ઉત્પતિની તવારીખ ઉપર મોટું અજવાળું પડયું છે, તેજ મુજબ આ કાબેલ કુટાર બેરાદરોએ ઘણી ઝમકદાર ફારસી બયતબાજીમાં આ પાક કેબલા સાહેબની સ્થાપના થઇ ત્યારથી હમણા સુધીનો હેવાલ, તેના ગુજરાતી તરજુમાં સાથે તૈયાર કરી છપાવ્યો છે અને તે એક ન્હાની ચોપડીના આકારમાં કોમમાં આશકારા કીધો છે તથા તેની આરસીનો એક મોટો તખ્તો બનાવી આતશબેહેરામ સાહેબનાં નવાં મકાન મધે મુકવામાં આવ્યો છે, જેથી આ ભણેલા ભાઇઓની યોગ્ય યાદગારી લાંબા વખત સુધી જળવાયલી રહેશે.

## અનજુમનની સમતી વગર "ફસલી" રોજ–માહ ભણી ક્રીયાકામો નહી કરવાનો ભગરસાથ અનજુમને કીધેલો ઠરાવ.

યજદેજરદી ૧૨૯૦ નાં સાલમાં ભગરીયા મોબેદોને દરમ્યાન એવો સવાલ બરપા થયો હતો કે ભગરસાથ અનજુમનની સંમતી વગર કોઇ ભગરીયા મોબેદો પોતાના ટોલાનો ચાલતો આવેલો તરીકો તોડીને "ફસલી" રોજ–માહ ભણી બરશનુમને લગતાં ક્રીયાકામો કરે તો તેઓ ભગરીયા ગણાય? અને તેવા મોબેદો ભગરીયાઓના ભાગલાગ અને હક્ક–ઇલાકા ભોગવી શકે કે? આ તકરારી બાબદ ઉપર પુખ્ત વીચાર કરી, અનજુમને નેમેલી "ભગરસાથ કમીટી"એ પોતાની અનજુમનને એવી ભલામણ કરવાનો ઠરાવ તા૦ ૩૦ મી મે ૧૯૨૦ ને દીને કીધો હતો કે, પોતાની અનજુમનનો તરીકો તોડી અનજુમનની સમતી વગર જો કોઇ ભગરીયા મોબેદો ફસલી રોજ–માહ ભણી ક્રીયાકામો કરતા માલમ પડે તો તેવા મોબેદો સાથનો આપણી અનજુમનનો ભાગલાગનો સંબંધ આપણી ભગરસાથ અનજુમને બંધ કરવો જોઇએ અને આપણા ટોલાથી એ રીતે છુટા પડેલા મોબેદો કોઇ કારણસર પાછા આપણે ત્યાં આવી બરશનુમ લેવા તથા એક પદાંને ક્રીયાકામો કરવા માગે તો તેઓને તેમ કરતા અટકાવવા જોઇએ.

નવસારીમાં મળેલી "ભગરસાથ કમીટી"ની સભાએ પોતાની ભગરસાથ અનજુમનને કીધેલી ઉપલી ભલામણને ટેકો આપવા સારૂ મુંબઈ મધે વસનારા ભગરસાથના સભાસદોની એક સભા અનજુમનનાં આતશબેહેરામ મધે ત્યાંના વડા દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પઆશાનાં પ્રમુખપણા હેઠલ મલી હતી, જેમાં ઘટતા ઠરાવો પસાર કરી નવસારી મધે "ભગરસાથ કમીટી"ના સરનશીન

વડા દસ્તુરજી ઉપર મોકલાવ્યા હતા, આ ઠરાવ મધે ભગરસાથ કમીટીએ કીધેલી ભલામણ મુજબના ઠરાવો પસાર કરી તે અમલમાં મુકવાની સમસ્ત ભગરસાથ અનજુમનને અરજ કરવામાં આવી હતી.

ત્યાર બાદ સમસ્ત ભગરસાથ અનજુમનની એક જાહેર સભા રોજ ૧૨ મો, માહ ૭ મો, સને ૧૨૯૦ યજદેજરદી, તા૦ ૨૬ મી માર્ચ ૧૯૨૧ ને દીને વડા દસ્તુરજી કેકોબાદજી દારાબજીનાં પ્રમુખપણા હેઠળ નવસારીમાં મલી હતી. જેમાં ભગરસાથના સભાસદો સારી સંખ્યામાં હાજર થયા હતા. દસ્તુરજી કેકોબાદજીએ સભાનું કામ શરૂ કરતાં તકરારી સવાલનાં સંબંધમાં એક લંબાણ ભાષણ કરતાં જણાવ્યું હતું કે:—

"આપણા સેંકડો વરસથી ચાલુ ભણાતા રોજ માહ એકદમ તજી દઇ, આપણી અનજુમનની સંમતી વગર જુદોજ રોજ માહ ભણવાનું શરૂ કરી, **'પાવમેહલ'**ની કીયા એક ભગરીયો મોબેદ જાહેરમાં કરવા તૈયાર થાય તો તેમ કરતાં આપણે તે મોબેદને અટકાવી શકીયે નહી. પણ તેજ વેળાએ આપણે એટલું તો કરી શકયે કે તે મોબેદ પાછો આપણી દરેમેહરમાં આવી બરશનુમ લઇ, ભાગલાગ ખાવા માગે તો તેને તેમ કરતો આપણે અટકાવી શકયે. આપણી મતલબ કોઇ પણ મંડળની સામે ઠરાવ કરવાની નથી. પણ જે મોબેદ આજે એક રોજ માહ ભણે, કાલે પોતાની મરજી પ્રમાણે બીજોજ રોજ માહ ભણી કીયા કરે અને તેજ ઇસમ પાછો પોતાની મરજી પડે તો નવો રોજ માહ તજી દઇ અસલ પંથમાં આવે તો તેવા પોતાનાં ભેજાંનાં ફાંટા પ્રમાણે પક્ષો બદલતા મોબેદોનો તેમ કરતાં અટકાવ કરવા માગયે છીએ. અલબતાં પારસી કોમનો મોટો ભાગ અને અથોરનાન ટોલો આ જીક્કર સંબંધી એકમત થાય તો તે પ્રમાણે ચાલવા આપણે ખુશી થઇશું. પણ એ બાબદ ઉપલે તબકકે પહોચે નહી તે આગમચ કોમમાં એક નવું તડું પડાવવું એ વાજબી નથી. હું જાણીને ખુશી છું કે મુંબઇમાં વસતા મારા ભગરીયા મોબેદોએ પણ દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજીનાં પ્રમુખપણા હેઠલ એક સભા મેલવી એવીજ રીતના ઠરાવો પસાર કરવા આપણી આખી અનજુમનને ભલામણ કીધી છે."

પ્રમુખ દસ્તુરજીનું ભાષણ પુરૂં થતાં, દસ્તુર મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પઆશાની સહી સાથનો મુંબઈની ભગરીયા મોબેદોની સભાનાં ઠરાવો સેક્રેટરી એરવદ કેખસરૂ માહીયાર કુતારે વાંચી સમજાવ્યા હતા, જે ઠરાવો "ભગરસાથ કમીટી" ઉપર દસ્તુરજી મીનોચેહરજીએ મોકલાવ્યા હતા.

ત્યાર બાદ દસ્તુરજી ફરામજી કેકોબાદજી દસ્તુર મેહેરજીરાણાએ સભામાં પેહેલો ઠરાવ નીચે મુજબ મુકયો હતો:—

"આપણા ક્રીયા ભણતરોમાં ભણાતા રહેલા ચાલુ રોજ માહમાં ફેરફાર કરવાની જરૂર છે યા નહી અને જો હોય તો જરથોસ્તી ધર્મક્રિયાઓનાં નીયમોને અનુસરીને તે કેવી રીતે અમલમાં મુકવા જોઇએ તે મહત્વનાં સવાલો ઉપર બીજા અથોરનાન સાહેબો તેમજ આગેવાન પારસીઓ સાથે મસલહત ચલાવવાને ભગરસાથ અનજુમન રાજી થશે, અને પારસી કોમનો તેમજ અથોરનાન ટોલાનો મોટો ભાગ એકમત થઇ આ સવાલોનો નીર્ણય કરે તો તે ઉપર અમલ કરવાને ભગરસાથ ટોલો ખુશી થશે. પણ આખી કોમ સાથે નીકટ સંબંધ ધરાવનારી એ ધાર્મીક બાબદમાં કોમની સંમતી અને પસંદગી મેળવ્યા વીનાં હાલમાં ભણાતા રહેલા રોજ માહ એકદમ તજી દઇ ફસલી રોજ માહ ભણવાનો શરૂ કરી આપણી નાની કોમમાં એક વધુ તડુ પાડવાનું કામ થયું છે તે તરફ સમસ્ત ભગર અનજુમનની આજની સભા નાપસંદગી જાહેર કરે છે; અને હાલને તબકકે જો કોઇ ભગરસાથનાં મોબેદો એવા ફેરફાર સાથની ક્રીયા કરવામાં તથા કોમની અંદર એક નવું તડુ પાડવાના કામમાં આપણી અનજુમનની સંમતી વગર સામેલ થાય તો તેઓને જો તેઓ પાછા આવવા માંગે તો આપણાં આલાતથી કોઇ પણ સ્થલોએ તેઓને બરશનુમ આપવું નહી, અને તેઓને ભગરસાથને લગતા ભાગલાગ સંબંધી કશો હક-ઇલાકો રેહશે નહી એમ સમસ્ત ભગરસાથ અનજુમનની આજની સભા ઠરાવ કરે છે.

ઉપલા સબબોસર તેમજ એકમેકથી જુદા રોજ માહ ભણી ક્રીયાકામો કરનારા શેહનશાહી અને કદમી ટોલાના મોબેદો એકબીજાનો આલાત લઇ ક્રીયા કામો કરતા નથી તથા એકબીજાને બરશનુમ આપતા નથી. તેજ મોબેદી તરીકત ચાલુ રાખવા આ સભા એવું ઠરાવે છે કે ફસલી રોજ માહ ભણનારા કોઇ પણ પંથના મોબેદોને હવે પછીથી કોઇબી સ્થલનાં દસ્તુર મોબેદોએ ભગરસાથનો આલાત આપવો નહી. અને આવો મોબેદી તરીકો જાહેર હોવા છતાં, જુદા રોજ માહ ભણનારા ફસલી સાલનાં મોબેદોને ભગરસાથનો આલાત પુણાવાલા દસ્તુર કેકોબાદ આદરબાદે આપ્યો તે તરફ આ સભા પોતાની નાપસંદગી જાહેર કરે છે." ઉપલા ઠરાવને દસ્તુર આદરજી નોશેરવાંનજી કુતારે ટેકો આપ્યો હતો, અને તે ત્રણ વીરૂદ્ધ મતે પસાર થયો હતો. ત્યારબાદ સરનશીન સાહેબનો આભાર માની સભા વીસરજન થઇ હતી.

નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની સભાએ પસાર કીધેલા ઉપલા ઠરાવથી પોતાની અનજુમનનો ચાલતો આવેલો મોબેદી તરીકો તોડી ફસલી રોજ–માહથી બરશનુંમને લગતાં ક્રીયાકામો કરવા અને પૈસાને ખાતર આજે શેહેનશાહી તો કાલે ફસલી રોજ માહ ભણી પોતાના અંતકરણને વેચવા તૈયાર થયલા કોઇક ભગરીયા મોબેદો ઉપર ઘટતો આંકોશ મુકાયો હતો અને તેની સામાન્ય મોબેદ વર્ગ ઉપર સારી અસર થઇ હતી.

## દરીયાપાર જઇ આવેલા મોબેદોને ફરી "બરશનુમ" આપવાનો ભગરસાથ અનજુમને કીધેલો ઠરાવ.

શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનમાં, એ અનજુમનની સ્થાપના થઇ ત્યારથી ઇ૦ સ૦ ૧૯૨૦ સુધી એવો રેવાજ ચાલુ રહયો હતો કે, ભગરસાથ અનજુમનનો કોઇ મોબેદ કોઇબી કારણે દરીયાપારનાં મુલકમાં જઇ પાછો આવે તો તેને ફરી બરશનુમ આપવામાં અને "પાવ મેહલ"ને લગતાં ક્રીયાકામો કરવા દેવામાં આવતાં હતાં નહી. આવી બંધીને લીધે ભગરસાથના મોબેદો ધંધાનેસર દરીયાપારના મુલકોમાં છુટથી જઇ શકતા હતા નહી, અને જેઓ જતા તેઓને પાછા આવ્યા પછી ફરી બરશનુમ આપવામાં નહી આવવાથી ધંધા સંબંધી ભારી મુશ્કેલી વેઠવી પડતી હતી.

આ કદીમ રેવાજ બરપા થવાનો અને ચાલુ રહેવાનો ગમે તે સબબ હોય પણ તે આજના વખતને અનુસરતો નહી જણાયાથી, આપણા ટોલાના મોબેદોનાં ભલાં માટે તે ચાલતો આવેલો રેવાજ ફેરવવાને ભગરસાથ અનજુમને મુનાસેબ વીચાર્યું હતું. તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૦ માં શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનની નવસારી ખાતે મળેલી જાહેર સભા મધે નીચલો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતોઃ-

**ઠરાવઃ**—આપણા ભગરીયા મોબેદોમાં એવો રેવાજ ચાલતો આવ્યો છે કે દરીયાપારનાં મુલકમાં જેઓ જઇ આવે તેઓથી કોઇ પણ વેળાએ પાછું બરશનુમ લઇ ક્રીયાકામો કરી શકાય નહી. આ રીવાજ અતીશય સખતાઈ ભરેલો છે એવું અનજુમનનું મત છે. વલી આપણાં ધર્મનાં ફરમાનોની વીરૂધ જયા વીનાં આ રીવાજમાં ફેરફાર થઇ શકે એમ હોવાથી આ સભા ઠરાવ કરે છે કે આવા આસામીઓ પાછું બરશનુમ લઇ કોઇ પણ સ્થળે ક્રીયાકામો કરી શકશે."

ઉપલો ઠરાવ ભગરસાથ અનજુમને પસાર કરવા પછીથી જેમ નવસારીની વડી દરેમેહેરમાં તેમજ મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ અને બીજી દરેમેહરો મધે ઘણાક દરીયાપાર જઈ આવેલા ભગરીયા મોબેદોએ ફરી "બરશનુમ" લઇ ક્રીયાકામો કરવા માડ્યાં હતાં.

---

## બેહેદીનોને હાથનાં કીધેલા "દરૂનો" ઇજવાનો તથા તેઓનું પકાવેલું "ખાનું" જમવાનો ભગરસાથ અનજુમને કીધેલો ઠરાવ.

શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનનાં મોબેદોમાં ઘણા લાંબા વખતથી એવો રીવાજ ચાલતો આવ્યો હતો કે, બરશનુમવાલા મોબેદોથી બેહેદીન જરથોસ્તીઓના હાથના કીધેલા "દરૂનો" જુદા ઇજી શકાય નહી

અને તેઓના હાથનું પકાવેલું "ખાનુ'" જમી શકાય નહી. આ ચાલતો આવેલો રીવાજ ફેરવવામાં ધર્મ સંબંધી કશી બાધ નહી હોવાથી અને નવસારીનાં વતની બેહદીનોએ એક અરજી ભગરસાથ અનજુમન જોગી મોકલાવી ઉપલી બાધ કાઢી નાખવાની અરજ કરવાથી, તે ઉપર શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતી ભગરસાથ અનજુમનની નવસારી ખાતે રોજ ૧૭, માહ ૪, સને ૧૨૯૨ યજદેજરદી, તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૨ ને દીને મળેલી જાહેર સભા મધે વીચાર ચલાવી, બેહદીનોની માગણી બહાલ રાખવાનો અને ભગરીયા મોબેદોમાં ચાલતો ઉપલો રીવાજ ફેરવી, બેહદીનોને હાથના કીધેલા દરૂનો જુદા ઇજવાનો અને તેઓને હાથનું પકાવેલું ખાનું ખાવાનો અનજુમને ઠરાવ કીધો હતો.

---

## મુંબઇના વાહડયાજીનાં આતશબેહેરામ સાહેબના ટ્રસ્ટી સાહેબો અને ભગરસાથ અનજુમન વચ્ચે પડેલો મતફેર દુર કરવાની કરવામાં આવેલી હીલચાલ.

ઇ૦ સ૦ ૧૮૮૪ નાં સાલમાં મુંબઇના વહાડ્યાજીનાં આતશબેહેરામ સાહેબનાં પાક મકાન મધે શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનની સંમતી વગર ભગરીયા મોબેદોના છોકરાઓને "મરાતબ" કરવાની હિલચાલ થવાથી, આવા મરાતબો થનારા તથા તેઓની સાથે ક્રીયાકામો કરવામાં સામેલ રેહનારા ભગરસાથના મોબેદોને નવસારીમાં મળેલી સમસ્ત ભગરસાથ અનજુમનની સભાએ ભગરીયાઓનાં ભાગલાગ અને હક્ક–ઇલાકાથી દુર કરવાનો ઠરાવ કીધો હતો.

એ રીતે પોતાની અનજુમનથી જુદા પડેલા ઉપલા ભગરીયા મોબેદો મધેના ઘણાકોએ પોતાના છોકરાઓને નવસારીની વડી દરેમેહેર મધેજ "નાવર મરાતબ" કરતા રહી તેઓને ભગરીયા તરીકેજ ચાલુ રાખવાની દુરઅંદેશી બતલાવ્યાથી તથા વખતના વેહેવા સાથ જુદા પડેલા મોબેદોની તથા વહાડયાજીનાં આતશબેહેરામ મધે "મરાતબ" થનારાઓની સંખ્યામાં ઘટાડો થતો અને બન્ને પક્ષોને દરમ્યાન એખલાસ તથા ભાઇચારો વધતો રેહવાથી, ભવિષ્યમાં એક ટોળાના આ બે વિભાગોને એકત્ર બનાવવાની ઉમેદ અને આશા આગેવાન ભગરીયા સભાસદોનાં દીલમાં બરપા થઇ હતી.

ઇ૦ સ૦ ૧૯૧૭ માં નવસારીમાં મળેલી સમસ્ત ભગરસાથ અનજુમને "ભગરસાથ કમીટી"ની સ્થાપના કીધી ત્યાર પછી તેનાં ઘણાક આગેવાન અને કેળવાયલા સભાસદો પોતાની અનજુમનની બેહેતરીને લગતાં બીજાં કામો હાથમાં

લઈ તેને સરનજામ ઉતારવા જેમ મહેનત કરતા હુતા, તેમ પોતાની અનજુમનથી ૧૮૮૪ માં જુદા પડેલા વહાડ્યાજીના આતશબેહેરામનાં દસ્તુર મોબેદોને પોતાની ભગરસાથ અનજુમનનું માન અને વડપણ જળવાય તેવા ઘટતા બંદોબસ્તો કરી ફરી એકત્ર બનાવવા અને જે આતશબેહેરામ સાહેબ ભગરીયા મોબેદોએ ક્રીયાકામ કરી બરપા કીધા હતા અને જેની વર્ષો સુધી સેવા બજાવવાનું માન તેઓએ ભોગવ્યું હતું, તે આતશબેહેરામ સાહેબની સેવા બજાવવાનું પોતાની અનજુમનનાં મોબેદોના હાથમાંજ ફરી આવેલું જોવા તેઓ આતુર હતા. આ મુશ્કેલ પણ મહ્ત્વનું કામ સરનજામ ઉતારવા માટે તેઓએ પુખ્ત વિચાર કરવા અને બીજા આગેવાન ભગરીયા ભાઈઓના મતો જાણવા પછી કેવા ધોરણે સુલેહની ગોઠવણ થઇ શકે તેનો એક કાચો ખરડો, વાહુડ્યાજીનાં આતશબેહેરામનાં ત્રસ્ટી સાહેબો અને તેમના દસ્તુરજી સાથે ઘટતી મસલહુત કરીને તેઓની સંમતીથી તૈયાર કીધો હતો.

ત્યાર બાદ આ મહત્વની બાબદમાં મુંબઈમાં વસતા આગેવાન ભગરીયા મોબેદો તથા પંથકીઓનો અભીપ્રાય જાણવા સારૂ તેઓની એક **ખાનગી સભા** ઇ૦ સ૦ ૧૯૨૦ માં બોલાવવામાં આવી હતી, જ્યાં મુંબઇના અનજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળીના સરનશીન શેઠ કાવસજી જાલભાઇ શેઠ તેમજ એ આતશબેહેરામનાં તે વેળાના દસ્તુરજી મરહુમ મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પ આસાના ઉપરાંત આસરે ૬૦ આગેવાન ભગરીયા પંથકીઓ તથા મોબેદો હાજર થયા હતા. આ ખાનગી સભામાં વાહુડયાજીનાં આતશબેહેરાંમના મુતવલીઓ સાથે ભગરસાથ અનજુમનને પડેલી મતફેરી અને થયલી જુદાઈ કેમ દુર કરી શકાય તે બાબે ઘડી કાઢવામાં આવેલા સમજુતીના કાચા ખરડા ઉપર યોગ્ય વાદવીવાદ ચલાવવામાં આવ્યો હતો અને મરહુમ દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજી અને એકાદ બે મોબેદો સીવાય સઘળાઓએ સમજુતીનું ધોરણ પસંદ કીધું હતું અને સમજુતી કરવાની અગત સ્વીકારી હતી. ત્યારબાદ આ બાબદની ચર્ચા ભગરસાથના સભાસદોમાં લાંબા વખત સુધી ચાલુ રહી હતી અને આવી માનભરેલી સમજુતી જલદીથી થયલી જોવાને ટોલાનો મોટો ભાગ આતુર અને એકમત બન્યો હતો.

વાહુડયાજીનાં આતશબેહેરામનાં માનવંત ટ્રસ્ટી સાહેબો પણ આ જુનો કજીઓ જેમ બને તેમ જલદીથી દુર થયલો જોવા આતુર હોવાથી, તેઓએ આગેવાન ભગરીયાઓની સુચના અને માગણી મુજબનો સમજુતીની સરતોનો ખરડો તૈયાર કરી તે નવસારીની "ભગરસાથ કમીટી" ઉપર મોકલાવ્યો હતો અને તે મુજબનું કરારનામું કરવા તેઓએ પોતાની ખુશી બતલાવી હતી. આ સમજુતીનાં ખરડા ઉપર "ભગરસાથ કમીટી"એ પુખ્ત વીચાર ચલાવી ઘટતા ફેરફાર

સાથ તે પસંદ કીધો હતો અને એ ધોરણે સમજુતીનો ઠરાવ કરવાની અને "કરારનામુ" બનાવવાની પોતાની અનજુમનને ભલામણ કીધી હતી અને અનજુમનની જાહેર સભા બોલાવવાની "જાહેર ખબર" છપાવી હતી. કમનસીબે સમજુતીની આ હિલચાલ મુંબઇના અનજુમનનાં આતશબેહેરામના વડા દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પઆશાનાને પસંદ પડી હતી નહી, આવી સમજુતીથી પોતાના માન અને પ્રતીષ્ટામાં ઘટાડો થતો તેઓએ માની લીધો હતો, બલ્કે, તેઓ જેવા સુલેહસંપજને પસંદ કરનારા ભલા ખવાસના દસ્તુરજીના દીલમાં તેવો ખોટો ખેયાલ કમનસીબે બરપા થયો હતો.

પોતાના દસ્તુરજીને એ રીતે વહાડયાજીના આતશબેહેરામ સાથની સુલેહ પસંદ નહી પડેલી જોઇ, તેમની પક્ષના કેટલાક આગેવાન મોબેદોએ પોતાના દસ્તુરજીનું માન જાળવવા અને અનજુમનની સભામાં સમજુતીનો ઠરાવ થતો અટકાવવા વીરૂધી હિલચાલ કરવા માંડી હતી અને અનજુમનની જાહેર સભા બોલાવવાની "જાહેર ખબર" બહાર પડતાંને વાર સમજુતીની સરતોના સંબંધમાં ઘણીક ગેરસમજુતી ભગરીયા ભાઇઓમાં ફેલાવવાની કોશેશ કીધી હતી. એક ભલાં કામ સામે આવી વીરૂધતા બરપા થતી જોઇ સમજુતીના હીમાયતી આગેવાનોએ તુરતાતુરત જુદી જુદી અગીઆરીઓના આગેવાન ભગરીયા મોબેદો તથા પંથકીઓની એક સભા મુંબઇમાં અનજુમનનાં આતશબેહેરામ મધે બોલાવી હતી અને તેમાં સમજુતીનો તૈયાર કરવામાં આવેલો ખરડો વાંચી સંભલાવી, કરવામાં આવેલી સમજુતીની ગોઠવણ ભગરસાથ અનજુમનને માટે કેટલી ફાયદાકારક અને માનભરેલી છે તેની સમજ આપી હતી. આથી સુલેહની સરતો બાબે ઘણાકોના દીલમાં ઉપજેલો વસવસો મોટે ભાગે દુર થવા પામ્યો હતો અને વીરૂધી હીલચાલ તુરત વેળા દપટ પડી હતી.

## નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા, તેમાં બહાલ રાખવામાં આવેલી સમજુતીની સરતો.

મુંબઇના વાહડયાજીનાં આતશબેહેરામનાં ટ્રસ્ટી સાહેબો તરફથી આવેલા સમજુતીનાં ખરડા ઉપર વીચાર ચલાવી યોગ્ય ઠરાવ કરવા સારૂ સમસ્ત ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, રોજ ૧૧ મો, માહ ૭ મો, સને ૧૨૯૧ યજદેજરદી, તા૦ ૧૯ મી માર્ચ શને ૧૯૨૨ ને દીને નવસારી મધે "ખુરશેદ વારી"માં વડા દસ્તુરજી કેકોબાદજી દારાબજીનાં પ્રમુખપણા હેઠલ મલી હતી. શુરૂઆતમાં દસ્તુરજી સાહેબે એક ટુંક ભાષણ કરતાં આજના સવાલનો એક માન ભર્યો ફડચો કરી આખી

પારસી કોમમાં આપણી અનજુમનની ઇજત જળવાય એવો ઠરાવ કરવા સભાને અરજ કીધી હતી. ત્યાર બાદ ભગર કમીટીના એક સેક્રેટરી એરવદ કેખશરૂ માહીયાર કુતારે સભા તરફ દીલસોજી બતલાવનારા તારો, કાગજો, તેમજ સુલેહની સરતોના સંબંધમાં મુંબઇથી આવેલી અરજીઓ વાંચી સંભલાવી હતી.

ત્યાર બાદ વીરૂધીઓ મધેના એક એરવદ ફરામરોજ દોરાબજી કાંગાએ એવો ઠરાવ મુકયો હતો કેઃ—"આજની સભા આવતા ઇસ્ટરના તેહવાર સુધી મુલતવી રાખવી, જેથી બીજા ઘણાઓને આ બાબદ ઉપર વીચાર ચલાવવાનો પુરતો વખત મલે." આ ઠરાવને એરવદ એદલજી નવરોજી બામજીએ ટેકો આપ્યો હતો, જેની ઉપર મત લેતાં તરફેનમાં ૧૯ અને વીરૂધમાં ૭૮ મતો પડવાથી આ ઠરાવ ઉડી ગયલો પ્રમુખે જાહેર કીધો હતો.

ત્યાર બાદ વાહુડયાજીનાં આતશબેહુરામનાં ત્રસ્ટી સાહેબો તેમજ ત્યાંના વડા દસ્તુરજી સાહેબ દારાબ પેશોતનજી સંજાણા તરફથી વડા દસ્તુરજી કેકોબાદજી ઉપર આવેલાં કાગજો તેમજ ત્રસ્ટી સાહેબો તરફથી આવેલો સમજુતીની સરતોનો ખરડો સભામાં વાંચવામાં આવ્યો હતો. આ સમજુતીના ખરડાની દરેક કલમો ઉપર પુખ્ત વીચાર ચલાવી થોડાક ફેરફારો સાથે સભાએ તે બહાલ રાખ્યો હતો. ત્યાર બાદ સેક્રેટરી એરવદ કેખશરૂ માહીયાર કુતારે નીચલો ઠરાવ સભા સનમુખ રજુ કીધો હતોઃ—

"શ્રી નવસારીની વડી દરેમેહુરને મલતી ભગરસાથ અનજુમન (જેને આ ઠરાવમાં હવે પછી ભગરસાથ અનજુમન તરીકે જણાવવામાં આવી છે) તેની આ સભા વાહુડયાજીનાં આતશબેહુરામમાં કીયાકામો કરવા સંબંધી આવેલા કરારનાં ખરડા ઉપર વીચાર ચલાવી સભાએ કરેલા ફેરફારો સાથે તેહને બાહલી આપે છે અને ઠરાવે છે કે છેવટનુ કરારનામું ભગરસાથ કમીટીએ ભગરસાથ અનજુમન તરફથી ઘડાવવુ અને તે ઉપર ભગરસાથ અનજુમન તરફથી દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી, દેશાઇજી સાહેબ કાવશજી મીનોચેહરજી અને દેશાઇજી સાહેબ ટેમુલજી જામાસ્પજીએ સહી કરવી અને તેમ કરવાને તેઓને સત્તા આપે છે. છેવટના કરારનામા ઉપર બંને પક્ષની સહી શાખ થત્રા પછી નીચલા ઠરાવો અમલમાં આવશે એવું આ સભા ઠરાવે છે.

૧ રોજ ૯, માહ ૫, સને ૧૨૫૩ યજદેજરદીને દીનની સભામાં ભગરસાથ અનજુમને મુંબઇમાં મરાતબ થયળા મોબેદોથી શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદો (જેઓને હવે પછી ભગરસાથનાં મોબેદો તરીકે જણાવવામાં આવ્યા છે) તેઓ કીયાકામનાં સંબંધમાં દુર રેહવા માટે તેમજ એવા બંદોબસ્તથી ઉલટા ચાલનારા યા બીજાઓને ઉલટા ચલાવનારા યા ટેકો આપનારા ભગરસાથનાં મોબેદો માટે જે ઠરાવો કરયા

હતા તે ઠરાવો આ સભા વાહુડયાજીનાં આતશબેહરામનાં સંબંધમાં રદ કરે છે અને તે ઠરાવોને બદલે એવું ઠરાવે છે કે વાહુડયાજીનાં આતશબેહરામનાં હાલમાં ક્રીયાકામ કરતા ભગરસાથથી છુટા પડેલા નવસારીમાં નાવર મરાતબ થયલા ગણુદેવી-બીલીમોરાનાં ભગરસાથનાં મોબેદો શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદો લેખાશે અને તેઓ ભગરસાથનાં આલાતથી બરશનુમ લેવે ભગરસાથ અનજુમનનાં ચાલુ રહેલા ગણુદેવી-બીલીમોરાનાં મોબેદોને અસલથી આજ સુધી જે હકો મલેલા છે તેજ હકો ભોગવશે.

વહાડયાજીનાં આતશબેહરામમાં મરાતબ થયલા ભગરીયા કુટુંબના મોબેદોને જ્યાં સુધી વાહુડયાજીનાં આતશબેહરામનો "વરસીયો" આ કરારનામાંમાં જણાવ્યા પ્રમાણે ચાલુ હોય ત્યાં સુધી ભગરસાથનાં મોબેદો (જેઓમાં વાહુડયાજીનાં આતશબેહરામમાં હાલમાં કામ કરતા ગણુદેવી-બીલીમોરાનાં મોબેદો સમાઇ જશે) તેઓ સાથે વાહુડયાજીનાં આતશબેહરામમાં ત્યાંનાં આલાતથી બોયની તથા નીરંગદીનની ક્રીયા કરવાની છુટ આ સભા આપે છે, તેમજ મુંબઇની બીજી અગીઆરીઓમાં જો તેઓનાં મુતવલીઓ તરફને વાંધો નહી હોય તો તેઓને ત્યાંના હીંડોરા ઉપર જોડેજોડ ક્રીયાકામ કરવાની છુટ આપે છે.

ભગરસાથનાં મોબેદો (જેઓમાં વાહુડયાજીનાં આતશબેહરામમાં હાલમાં કામ કરતા નવસારીમાં મરાતબ થયલા ગણુદેવી-બીલીમોરાના મોબેદો સમાઇ જશે) તેઓને જ્યાં સુધી વાહુડયાજીનાં આતશબેહરામનો વરસીયો મજકુર કરારનામામાં જણાવ્યા પ્રમાણે ચાલુ હોય ત્યાંસુધી એ આતશબેહરામનાં આલાતથી બરશનુંમ લઇને ત્યાં થયલા ભગર કુટુંબનાં મરાતબો સાથે બોયની તથા નીરંગદીનની ક્રીયા કરવાની છુટ ભગરસાથ અનજુમન આપે છે અને જાહેર કરે છે કે તેમ કરવા છતાં તેઓ શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદો તરીકે લેખાશે તથા ચાલુ રહેશે અને તેવા મોબેદોનાં સર્વ હકો તેઓ મુંબઇમાં તેમજ બીજે સર્વ ઠેકાણે ભોગવતા રહેશે અને તે સામેની તેવા હકોથી બાતેલ કરવાની વીગેરે જે બાધ યજદેજરદી સને ૧૨૫૩ નાં મજકુર ઠરાવોથી તેમને લાગુ પાડવામાં આવી હતી તેવી કશી યા બીજી કોઇપણ પ્રકારની બાધ તેઓને લાગુ પડશે નહી. એ રીતે વાહુડયાજીનાં આતશબેહરામમાં બોય દેનારા અને નીરંગદીન કરનારા ભગરસાથનાં મોબેદો (જેઓમાં મુંબઇનાં મરાતબો સમાઇ જતા નથી) તેઓ ત્યારબાદ ભગરસાથની બીજી અગીઆરીઓમાં કે

અનજુમનનાં આતશબહેરામમાં પાવમેહલનું ક્રીયાકામ કરવા જવા માંગે તો તેઓ ભગરસાથનાં આલાતથી બરશનુમ લઇ તેમ કરી શકશે. બોય અને નીરંગદીન શીવાયની બીજી ક્રીયાઓ વહાડયાજીનાં આતશબહેરામમાં ભગરસાથનાં આલાતથી ભગરસાથનાં મોબેદોએ કરવી."

આ ઠરાવને એરવદ ફરદુનજી મેહરનોશજી વજીફદારે ટેકો આપયો હતો અને મત ગણતાં આ ઠરાવની તરફેનમાં ૮૮ અને વીરૂધમાં ૭ મત પડવાથી આ ઠરાવ મોટી બહુમતીએ પસાર થયલો જાહેર થયો હતો.*

---

## વાહડયાજીનાં આતશબેહેરામનાં ટ્રસ્ટી સાહેબો અને ભગરસાથ અનજુમન વચ્ચે થયલું કરારનામું.

નવસારીમાં મળેલી સમસ્ત ભગરસાથ અનજુમનની જાહેર સભામાં કરવામાં આવેલા ઉપલા ઠરાવ મુજબ મુંબઇનાં વહાડયાજીનાં આતશબહેરામનાં ટ્રસ્ટી સાહેબો અને ભગરસાથ અનજુમનનાં ત્રણ અકાબર સાહેબોની સહીઓથી કાયદાસરનાં સરકારી કાગજ ઉપર નીચલું કરારનામું કરવામાં આવ્યું હતું:—

"આ કરારનામું શેઠ હોરમસજી બહમનજી વાહડયાનાં આતશબેહરામના ટ્રસ્ટીઓ સર હોરમસજી અરદેશર વાહડયા તથા જમશેદજી બહમનજી વાહડયા તથા બહમનજી જમશેદજી વાહડયા તથા માણેકજી હોરમસજી વાહડયા તથા ફરામજી રૂસ્તમજી વાહડયા બધા મુંબઇના પારસી રહેવાસી જેઓને હવે પછી "ટ્રસ્ટીઓ" કહેવામાં આવે છે (જે શબ્દમાં વાહડયાજીનાં આતશબેહરામના ભવિષ્યના ટ્રસ્ટીઓ સમાઇ જશે) તેઓ પેહેલી બાજુના, મજકુર માણેકજી હોરમસજી વાહડયા જેઓ ઉપલાં આતશબેહરામના મેનેજર છે તેઓ પોતાની તરફથી તથા હવે પછીના મેનેજરો તરફથી તેવણુ બીજી બાજુના, તથા નવસારીની ભગરસાથ અનજુમન તરફથી દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી મેહરજી રાણા, દેશાઇજી સાહેબ કાવસજી મંચેરજી તથા દેશાઇજી સાહેબ તેહમુલજી જામાસજી એઓ ત્રીજી બાજુના એઓ વચ્ચે આજ દીને થયું છે.

સબબ એ કે મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાહડયાનાં આતશબેહરામમાં બોય દેવા માટે તેમજ યોજદાથરેગરીનું કામ કરવા માટે હાલમાં મોબેદો વધારવાની જરૂર છે અને તેથી "ત્રસ્ટીઓ" તથા મેનેજર અને ભગરસાથના મોબેદો

---

* ઉપલો હેવાલ, નવસારીમાં મળેલી સમસ્ત ભગરસાથ અનજુમનની સભાના કામકાજની "મીનીટ બુક" ઉપરથી અત્રે પ્રગટ કરવામાં આવ્યો છે.

જેઓ ઉપલાં આતશબેહરામની સ્થાપના થવા પછી ઘણાક વરસો સુધી એ કામ કરતા હતા તેઓ વચે એ બાબતના સંબંધમાં નીચલી ગોઠવણ થઈ છે:—

૧. હાલમાં મરહુંમ શેઠ વહાડ્યાજીનાં આતશબેહરામમાં જુજ મરાતબો થાય છે, એટલે મરાતબ કરવાનું કામ હાલમાં ઘણું ખરૂં બંધ છે. હવે પછીથી અથોરનાનના છોકરાઓને જરૂર પડે તો ઉપલાં આતશબેહરામમાં નાવર કરાશે, પણ મરાતબ કરાશે નહી, પણ જો નવસારીની વડી દરેમેહરને મલતા ભગરસાથના મોબેદો તરફથી હવે પછીથી અથોરનાનના છોકરાઓને નવસારીની ભગરસાંથ અનજુમનની સંમતીથી મુંબઈમા મરાતબ કરવાનું ચાલુ થાય તો વાહડયાજીનાં આતશબેહરામમાં મોબેદોના છોકરાઓને મરાતબ કરાશે.

૨. હાલમાં વાહડ્યાજીનાં આતશબેહરામમાં ક્રીયાકામ કરતા ભગરસાથથી છુટા પડેલા ગણદેવી, બીલીમોરાના મોબેદોને ભગરસાથ અનજુમને ભગરસાથના મોબેદો તરીકે જાહેર કરવા તે પછી ગણદેવી બીલીમોરાના ઉપર કહેલા વાહડયાજીનાં આતશબેહરામના મોબેદો ભગરસાથના આલાતથી બરશનુમ લેવે, ભગરસાથમાં ચાલુ રહેલા ગણદેવી, બીલીમોરાના મોબેદોને અસલથી આજ સુધી જે હકો મળેલા છે, તેજ હકો ભોગવશે.

૩. વહાડયાજીનાં આતશબેહરામમાં મરાતબ થયલા ભગરીયા કુટુંબના મોબેદોને ભગરસાથ અનજુમને જ્યાં સુધી વાહડયાજીના આતશબેહરામનો વરસયો આ કરારનામામાં જણાવ્યા પ્રમાણે ચાલુ હોય ત્યાં સુધી ભગરસાથના મોબેદો તેમજ વાહડયાજીના આતશબેહરામમાં હાલમાં કામ કરતા ગણદેવી, બીલીમોરાના મોબેદો સાથે વાહડયાજીના આતશબેહરામમાં તેઓના એટલે વાહડયાજીનાં આતશબેહરામના આલાતથી બોયની તથા નીરંગદીનની ક્રીયા કરવાની છુટ આપવી તેમજ મુંબઇની બીજી અગીઆરીઓમાં જો તેઓના મુતવલીઓ તરફનો કાંઇ વાંધો નહી હોય તો ત્યાંના હીંડોળા ઉપર તેઓને જોડેજોડ ક્રીયાકામ કરવાની છુટ આપવી.

૪. યજદેજરદી શને ૧૨૫૩ ના રોજ ૯, માહ ૫ ને દીને નવસારીની ભગરસાથ અનજુમને વાહડયાજીનાં આતશબેહરામમાં ક્રીયાકામ કરવા જનાર ભગરસાથના મોબેદોના વીરૂધ કીધેલા ઠરાવો ભગરસાથ અંજુમને રદ કરવા અને ભગરસાથ ટોળાના કોઇ પણ મોબેદો (જેઓમાં વાહડયાજીના આતશબહેરામમાં હાલમાં કામ કરતા નવસારીમાં મરાતબ થયલા ગણદેવી બીલીમોરાના મોબેદો સમાઇ જશે) તેઓને જ્યાં સુધી વાહડયાજીનાં આતશબેહરામનો વરસયો આ કરારનામામાં ચાલુ હોય ત્યાં સુધી એ આતશબેહરામના આલાટથી બરશનુમ લઇને આતશબેહરામમાં થયલા ભગરીયા કુટુંબના મરાતબો સાથે બોયની અને નીરંગદીનની ક્રીયા કરવા

દેવાની છુટ નવસારીની ભગરસાથ અંજુમને આપવી; એ મોબેદોએ વાહડયાજીનાં આતશબેહરામનાં મરહુમ દસ્તુર સાહેબ શમસુલઓલમાં દસ્તુરજી ડા૦ પેશોતનજી બેરામજી સંજાણા M. A. Ph. D. ના વખતમાં મુંબઇમાં મરાતબ કરવાની આગમચથી ચાલતા આવેલા એ મકાનના ભગરસાથ મોબેદોના રેવાજ અને તરીકા પ્રમાણે ક્રીયાકામ કરવું એ રીતે વાહડયાજીનાં આતશબેહરામમાં બોય દેનારા અને નીરંગદીન કરનારા ભગરીયા મોબેદો (મુંબઇના મરાતબો શીવાય) જો પાછા ભગરસાથની બીજી અગીઆરીઓમાં કે અંજુમનના આતશબહેરામમાં ક્રીયાકામ કરવા જવા માંગે તો તે પાછા જઇ શકે અને તે વેળાએ જો ભગરસાથ અંજુમન જરૂરનું ધારે તો તેઓએ ભગરસાથના આલાટથી પાછું બરશનુમ લઇ ક્રીયાકામો કરવાં આવી ગોઠવણ જ્યાંસુધી વહાડયાજીનાં આતશબહેરામનો વરસયો આ કરારનામામાં જણાવ્યા પ્રમાણે ચાલુ હશે ત્યાં સુધી ચાલુ રહેશે અને જ્યાં સુધી એ આતશબહેરામમાં હાલના બોયમાં જનારા મુંબઈમાં થયલા મરાતબો બોય યા નીરંગદીનનું કામ કરવાને શકતીવાન હશે ત્યાંસુધી હાલના વરસીયાની હયાતી બાદબી વહાડયાજીનાં આતશબહેરામમાં બીજા વરસ્યા કરવામાં આવશે.

ઉપલા મરાતબોમાં સરવ બોયનું કે નીરંગદીનનું કામ કરવાને શકતીવાન ન હશે તો તે વખતે વહાડયાજીનાં આતશબહેરામનો વરસીયો જે હયાત હશે તે હયાત વરસયાના ગુજરવા પછી નવો વરસયો ત્યાં કરવામાં આવશે નહીં; પણ ભગરસાથનોજ વરસીયો જે હયાત હશે તેજ વરસયો વાપરવાનો હક વાહડયાજીના આતશબહેરામનો અને ભગરસાથના નવા આતશબહેરામનો એકસરખી રીતે ગણાશે અને તે વરસયાના આલાટથી વાહડયાજીનાં આતશબહેરામના તમામ ભગરસાથના મોબેદો જેઓ બરશનુમ લેતા હોય તેઓને બરશનુમ આપવું ત્યારપછી વાહડયાજીનાં આતશબહેરામના મુંબઇમાં મરાતબ થયલા સીવાયના મોબેદોએ આમીખત થવું, પણ તે વેળાએ વાહડયાજીનાં આતશબહેરામમાં થયલા મરાતબોએ, ભગરસાથનાં આલાતથી બરશનુમ લઈ જોડેજોડ ક્રીયાકામ કરવું.

૫. વાહડયાજીનાં આતશબહેરામનો વરસયો આ કરારનામામાં જણાવ્યા પ્રમાણે ચાલુ હોય તે અરસામાં બોયમાં રોકાયલા મોબેદો સીવાય ભગરસાથના તેમજ બીજા પંથકના મોબેદો પોતાના આલાટથી વાહડયાજીનાં આતશબહેરામના વારાદારોને લગતા હીંડોળા સીવાયના બીજા હીંડોળા ઉપર પાવ મહેલની અને બીજી બરશનુમ વગરની ક્રીયાઓ કરશે.

૬. વાહડયાજીનાં આતશબહેરામમાં બોય દેવા માટે દર વરસે ભગરસાથના મોબેદો ટેન્ડર મેનેજર યાને મેનેજીંગ ટ્રસ્ટીને કરશે એ મોબેદોમાં વાહડયાજીનાં આતશબહેરામમાં હાલમાં કામ કરતા નવસારીમાં મરાતબ થયલા ગણદેવી–બીલી·

મોરાના મોબેદો પણ સમાઈ જશે તેમજ વાહુડયાજીનાં આતશબહેરામના ભગરીયા કુટુંબના મરાતબો પણ ટેન્ડર કરવા માટે જોડાઇ શકશે. એ બધા મોબેદોમાંથી લાયક મોબેદોને બોયનો વારો એક વરસનો આપવામાં આવશે પણ ચાલુ વરસમાં એક વરસની અંદરની મુદત સારૂ આપવામાં આવશે. કબુલ થયલાં ટેન્ડરમાં જણાવેલી આદર મહીનાની રકમ વાહુડયાજીનાં આતશબહેરામના વડા દસ્તુરજીને મળશે. અગીઆર મહીનાની જે રકમ કબુલાયલા ટેન્ડરમાં હોય તે રકમ ત્રસ્ટી સાહેબોને જેમ મળતી જશે તેમ અને ત્યારે તે મધેથી ½ ભાગ ત્રસ્ટી સાહેબો નવસારીની ભગરસાથ અનજુમન જે પ્રતીનીધીઓ ઠરાવે તેઓને યોગ્ય રસીદ (જેનો ફોર્મ નીચે લખ્યો છે) તે લઇને દર વરસે આપશે.

## રસીદનો ફોર્મ.

તા૦ ને દીને વાહુડયાજીનાં આતશબેહરામના ત્રસ્ટી સાહેબો અને આતશબેહરામના મેનેજર અને નવસારીની ભગર અંજુમન વચ્ચે થયલાં કરારનામાની કલમ ૬ઠીમાં જણાવ્યા પ્રમાણે માસ રોજ સને યજદેજરદીથી તે માસ રોજ સને યજદેજરદી સુધીના કબુલાયલા ટેન્ડરમાં જણાવેલી (૧૧) માસની રકમ ત્રસ્ટી સાહેબોને મળવેથી તે રકમનો ½ ભાગ રૂપીઆ ત્રસ્ટી સાહેબો તરફથી હુમો તે ભગરસાથ અંજુમનની વતી મળ્યા છે.

## થયલી સમજુતીની સામે મુબઇ મધે બરપા કરવામાં આવેલી વીરૂધતા.

ઉપલાં કરારનામાં ઉપર બન્ને પક્ષ તરફથી સહીઓ થવા પછી અનજુમનનાં ઠરાવને માન આપી ભગરસાથના મોબેદો ફરેદુન રતનજી કાંગા, ફરામરોજ જમશેદજી *દાબુ, ફરદુનજી સોહુરાબજી બીલીમોર્યા, જમશેદજી પેશતનજી માદન, કાવસજી હોરમસજી મોબેદજી અને બરજોરજી ડોશાભઇ મોબેદજી કાયદાસર "ટેન્ડર" કરી વાહુડયાજીના આતશબહેરામ મધે તેની "બોય"નું અને બીજા ક્રીયાકામ કરવા ગયા હતા.

---

*વાહુડયાજીનાં આતશબેહેરામનાં અમારા આ હમશરીક "બોયવાળા" અને ભગરસાથ અનજુમનનાં સાચ્ચા ખેરખાહ ભાઇ ફરામરોજ જમશેદજી દાબુ, રોજ ૮, માહ ૮ સને ૧૨૯૩ યજદેજરદીને દીને ૩૯ વર્ષની જવાન ઉંમરે ગુજર પામવાથી ભગરસાથના સભાસદોમાં તેમજ તેમના સમાગમમાં આવેલા ઓમાં મોટી દલગીરી ઉપજી હતી મરહુમ ભાઈ ફરામરોજ એક ચંચલ બુદ્ધીના અને પોતાની અનજુમનનાં હિતના સવાલો અને કામોમાં ઉજમથી ભાગ લેનારા એક ઉત્સાહવાળા મોબેદ હતા, એમના અકાળ મરણની અત્રે નોંધ લેતાં આ લખનારને મોટી દલગીરી ઉપજે છે. એમની વાહુડયાજીનાં આતશબેહેરામ સાહેબનાં બોયવાળા તરીકેની જગ્યાએ મોબેદ સાહેબ મેરવાંનજી માણેકજી દસ્તુર મેહરજીરાંણા નેમાયા હતા.

આ સમજુતીના ઠરાવો કરતી વેળાએ ભગરસાથ અનજુમનનાં સભાસદોને સ્વપ્ને પણ ખેયાલ હતો નહી કે થયલી સમજુતી સામેની મુંબઇના થોડાક મોબેદો તરફની નાની વીરૂધતાને પક્ષાપક્ષીથી મોટું રૂપ આપવામાં આવશે અને મુંબઇના અનજુમનનાં આતશબહેરામની કારોબાર મંડળીના ભગરીયા સભાસદો તેની સામે મજબુતીથી થશે.

આએ આતશબહેરામના કારોબારીઓને થયલી સમજુતી પસંદ પડી હતી નહી, તેઓએ એ સમજુતીને પોતાના કારોબાર હેઠલનાં આતશબહેરામ અને તેના વડા દસ્તુરજીની પ્રતીષ્ઠામાં ઘટાડો કરનારી માની લઇ તેની સામે થવાની અને નવસારીમાં મળેલી સમસ્ત ભગરસાથ અનજુમનની સભાએ કીધેલા ઠરાવોને પોતાના કારોબાર હેઠલનાં આતશબહેરામ મધે અમલમાં નહી મુકવા દેવાની હિલચાલ કરવાથી ભગરસાથના સભાસદોને દલગીરી ઉપજી હતી. વધારે દલગીરી એ જોઇને ઉપજી હતી કે, મુબઇના જે ભગરીયા દસ્તુર મોબેદોએ ઇ૦ સ૦ ૧૮૮૪ ના સાલમાં પોતાને **"શ્રી નવસારીની વડી દરેમેહરને તાબેનાં અને તેનાં હુકમને માન આપનારા"** તરીકે પોતાને ઓળખાવી ભગરસાથના આગેવાનો ઉપર એક અરજી* મોકલાવી હતી અને જે અરજીની રૂયે મુંબઇનાં અનજુમનનાં આતશબેહેરામ સાહેબ અને તેને લગતી દરેમેહરની સ્થાપના કરવામાં આવી હતી, તેજ ભગરીયા દસ્તુર મોબેદો અને તેમના વારસો મધેના કેટલાક ભગરીયા ભાઇઓ ઇ૦ સ૦ ૧૯૨૨ માં પોતાની કોઇક મતલબને ખાતર પોતાના ટોલાની વડી દરેમેહરનું માનભંગ કરવા અને વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનનાં ઠરાવોને ઉલટાવી નાખવા બહાર પડયા હતા.

## પહેલી પ્રોટેસ્ટ સભા.

મુંબઈના જે થોડાક ભગરીયા મોબેદોએ નવસારીમાં મળેલી સમસ્ત ભગરસાથ અનજુમનની સભામાં સમજુતીનાં ઠરાવની સામે વિરૂધતા બતલાવવામાં આગેવાન ભાગ લીધો હતો તેઓએ મુંબઇ આવી, પોતાના વગવસીલાથી ઘણાક ભગરીયાભાઇઓને હાથમાં લઇ, આ વિરૂધતામાં વધારો કીધો હતો. ત્યાર બાદ આ અસંતોષી બનેલા ભાઇઓએ ભગરસાથ અનજુમને કીધેલા સમજુતીના ઠરાવોની સામે "પ્રોટેસ્ટ" કરવા સારૂ જેઓ થયલી સમજુતીની વીરૂધમાં હોય તેઓનીજ એકપક્ષની સભા, આગમચથી જાહેર ખબર આપીને કોટની માણેકજી શેઠની વાડીમાં રોજ ૨ જો, માહ ૮ મો, સને ૧૨૯૧ યજદેજરદીને દીને અનજુમનનાં આતશબેહરામનાં વડા દસ્તુરજીને નામે બોલાવી હતી, જેનું પ્રમુખસ્થાન નાયબ

* આ અરજી માટે જુઓ, આ પુસ્તકનો સફો ૨૦૮ મો, દસ્તાવેજ ૬૭ મો.

દસ્તુર મીનોચેહર કેખશરૂ જામાસ્પઆસાનાએ લીધું હતું. આ એકજ પક્ષની વિરૂધી સભામાં અનજુમનના આતશબેહેરામની કારોબાર મંડળીના કેટલાક સભાસદોએ હાજર થઇને તેમજ સભા બોલાવવાની મકસદ તરફ પોતાની સંમતી બતલાવનારાં પત્રો લખીને નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની સભામાં થયલા સમજુતીના ઠરાવોની સાંમેનો પોતાનો અભાવ ખોલ્લી રીતે બતલાવ્યો હતો. આ સભામાં કેટલાક ઠરાવો થયા હતા અને તે ભગરસાથના અકાબરો ઉપર તેમજ અનજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળી ઉપર મોકલી આપવામાં આવ્યા હતા.

## કારોબાર મંડળીએ કીધેલો ઠરાવ.

પ્રોટેસ્ટ સભાના આ એકતરફી ઠરાવોથી પોતાના હાથ મજબુત બનાવી, મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબની કારોબાર મંડળીએ તા૦ ૨૨ મી એપરેલ ૧૯૨૨ ને દીને પોતાની સભા બોલાવી હતી અને તેમાં પોતાની અનજુમનનાં ઠરાવોને માન આપી વાહડયાજીનાં આતશબેહેરામ સાહેબની "બોય" દેવા તથા ક્રીયાકામો કરવા ગયલા ભગરીયા મોબેદોને પોતાના કારોબાર હેઠલના અનજુમનનાં આતશબેહેરામ મધે "આલાત સાથના" ક્રિયાકામો કરવા નહી દેવાનો ઠરાવ પસાર કીધો હતો અને તેની જાહેરાત આપી હતી.

## થયલા પ્રોટેસ્ટનો અકાબરોએ આપેલો જવાબ.

મુંબઇની પ્રોટેસ્ટ સભાના ઠરાવો નવસારી મધે ભગરસાથના ત્રણ અકાબર સાહેબોને નામે આવવાથી તેઓએ તે ઠરાવો "ભગરસાથ કમીટી" સનમુખ રજુ કીધા હતા. આ વિરૂધી ઠરાવો ઉપર પુખ્ત વિચાર ચલાવી, તેમાં દરસાવવામાં આવેલા સઘલા વાંધા અને દલીલોનો વીગતવાર જવાબ તૈયાર કરાવી તે મુંબઇની પ્રોટેસ્ટ સભાના પ્રમુખ ઉપર ભગરસાથના ત્રણે અકાબર સાહેબોની સહીથી મોકલાવી આપવાનો અને તે જવાબ ભગરસાથના સભાસદોની વાકેફગારી સારૂ છપાવી એક ચોપાન્યાં મારફતે આશકારા કરવાનો ભગરસાથ કમીટીએ ઠરાવ કીધો હતો.

આ ઠરાવ મુજબ ભગરસાથના તે વેળાના અકાબર સાહેબો વડા દસ્તુરજી કેકોબાદજી દસ્તુર દારાબજી મેહરજીરાણા, બીજા અકાબર દેશાઇજી કાવસજી મીનોચેહરજી અને ત્રીજા અકાબર દેશાઇજી તેહમુલજી જામાસ્પજીએ મુંબઇની પ્રોટેસ્ટ સભામાં ઉઠાવવામાં આવેલા સઘલા વાંધાઓનો અનજુમન તરફનો વીગતવાર જવાબ ઘટતે ઠેકાણે મોકલાવી આપ્યો હતો અને તેનાં પોતાની સહી સાથનાં ચોપાન્યાં છપાવી આશકારા કીધાં હતાં.

મુંબઇની "પ્રોટેસ્ટ સભા"ના ઠરાવો અને તેમાં રજુ કરવામાં આવેલી દલીલોનો વીગતવાર જવાબ, ભગરસાથના ત્રણ અકાબર સાહેબોએ ઘટતે ઠેકાણે મોકલાવ્યા અને અનજુમનનાં સભાસદોની વાકેફગીરી સારૂ તે છપાવી ચોપાન્યાં મારફતે આશકારા કીધા ત્યાંસુધી નવસારીનાં વતની ભગરસાથના સભાસદોમાં અને ભગરસાથના ત્રણે અકાબરોમાં એકદિલી જળવાઇ રહી હતી, તેઓ જેમ નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની સભામાં સમજુતીનો ઠરાવ પસાર કરવામાં સામેલ રહયા હતા તેમ થયલી સમજુતીથી પોતાની અનજુમનનાં માન અને પ્રતિષ્ઠામાં વધારો થયલો તેઓએ ગણ્યો હતો.

મુંબઇની પ્રોટેસ્ટ સભાના આગેવાનો આ નવસારીની એકદિલીથી નીરાશ બન્યા હતા, જે દરમ્યાન કેટલાક નધારેલા સંજોગો બરપા થવાથી આ પ્રોટેસ્ટ પાર્ટીને જોર મલ્યું. નવસારીનાં મોબેદ સાહેબોએ એક અરજી કરી એવી માગણી કીધી કે હવે નવસારીનાં આતશબહેરામ સાહેબ અનજુમનનાં થડી ચુકાં અને અનજુમન તરફથી તેનું નવું મકાન બરપા કરવામાં આવે છે તો પછી "આદર" મહીનાની "બોય" દેવાનો અને તેની આવક ખાવાનો એકલો હક દસ્તુર કુટુંબનેજ કાંય મળવો જોઇએ? એ હક વારાફરતી પાંચ પોલવાલાઓ કાંય નહી ભોગવે? આ એક નવોજ ફણગો આવી રીતે ફુટવા માંડયો.

આ અરજીનો જે ફેંસલો આવવો જોઇએ તેજ કુદરતી રીતે આવ્યો, આ અરજીમાં માગવામાં આવેલી દાદમાં દસ્તુર કુટુંબને સંબંધ હોવાથી વડા દેશાઇજીએ આ અરજીનો એવો જવાબ મોબેદો ઉપર મોકલાવ્યો કે "દસ્તુર કુટુંબ આ હક ૧૫૦ વર્ષ થયાં ભોગવતું આવ્યું છે અને તેમાં કાંઇપણ ફેરફાર કરવાનું કશું કારણ નથી." આવા જવાબથી મોબેદ સાહેબો નીરાશ બન્યા, તેજ વેળાએ કોઇકો તરફથી ધમકીઓ આપવામાં આવી હતી કે જો હમારી માગણી સ્વીકારવામાં અને "આદર" મહીનાનો બોયનો અને તેની આવક મેળવવાનો હક પાંચે પોલના મોબેદોને આપવામાં નહી આવશે તો હમો મુંબઇનાં પ્રોટેસ્ટવાલાઓ સાથ મલી જઇશું અને મુંબઇના વાહડયાજીનાં આતશબહેરામ સાથની સમજુતીની વીરૂધ થઇશું. મુંબઇની પ્રોટેસ્ટ સભાનાં આગેવાનોએ આ જીકર અને નવસારીનાં મોબેદોમાં પડેલી ફાટફુટનો પુરો લાભ લીધો. ત્યાર બાદ તેઓએ સફાઈથી દેશાઇ કુટુંબને પોતાની પક્ષમાં લેવાની યુકતીઓ કીધી. દેશાઇ કુટુંબના ચોકસ સભ્યો નવસારીનાં આતશબહેરામને "આતશબેહરામે દેશાઇ ખોરશેદ" તરીકે ઓળખાવવા અને નામ અપાવવા આતુર હતા, અનજુમન તે બાબે વીરૂધ હતી, જો કે મરહુમ દેશાઇજી સાહેબ ખુરશેદજી ટેમુરજીને ભગરસાથ અનજુમને દરેક રીતે આ આતશબેહરામનાં નવાં મકાન મધે મુકાનારી તખ્તીઓમાં પુરેપુરો ઇનસાફ આપ્યો હતો અને તેમની સેવાઓની યોગ્ય રીતે કદરશેનાશી કીધી હતી.

દેશાઇ કુટુંબ એમ સમજ્યું અને તેઓના દિલમાં એવી ઉમેદ બરપા થઇ કે હવે મુંબઇની પ્રોટેસ્ટ પારટી જોરાવર થતી જાય છે અને જો તેઓ એ મુંબઇની પક્ષ સાથ જોડાણ કરે તો પોતાની આતશબેહેરામ માટેની ધારણા પાર પડે. આવા ભુલ ભરેલા ખ્યાલથી, ખુદ વડા દેશાઇજી કાવશજી મીનોચેહરજી, જેવણે બીજા અકાબરોની સાથે વાહડાજીના આતશબેહેરામની સમજુતીનાં "કરારનામાં" ઉપર સહી કીધી હતી, તેઓ વટીક હવે ખુલ્લી રીતે પ્રોટેસ્ટ કરવાવાળા મુંબઇના થોડાક ભગરીયાભાઇઓ સાથ જોડાઇ ગયા અને સહકાર કરવા લાગા.

ભગરસાથ અનજુમન દેશાઇ કુટુંબની આવી હીમાયત અને વિરૂધતાથી ખલભલી ઉઠી, ભગરસાથ કમીટીએ આ ચલવલ બાબે ભગરસાથ અનજુમનનું મત લેવાનું નક્કી કીધુ. ભગરસાથ કમીટીએ વાજબી રીતે વીચાર્યું કે મુંબઇનાં અનજુમનનાં આતશબેહેરામની કારોબારી કમીટીનાં ઠરાવ ઉપર ભગરસાથ અનજુમનનું મત લઇ તે પ્રમાણે અમલ કરવો. આથી ભગરસાથ અનજુમનની એક સભા બોલાવવાનો ભગરસાથ કમીટીએ ઠરાવ કીધો અને ભગરસાથ ટોલાના મોટા ભાગનું ખરૂં મત જાણી શકાય એ સબબથી, નવસારીનાં પાક આતશબેહેરામ સાહેબનું નવું મકાન બાંધવા માટે જે દીને "પાયો" નાખ્યો તેજ દીને સભા બોલાવવાની ગોઠવણ કીધી, જેથી આવા શુભ પ્રસંગે ઘણીજ મોટી સંખ્યામાં હાજર રહેનારા ભગરીયાભાઇઓને આ સભામાં આવી પોતાનું મત જાહેર કરવાની ખુલ્લી તક મલે.

## ભગરસાથ અનજુમનની નવસારી ખાતે મળેલી જાહેર સભા.

શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી સમસ્ત ભગરસાથ અનજુમનની જાહેર સભા, રોજ સરોશ માહ તીર સને ૧૨૯૨ અને તા૦ ૨૫ મી ડીસેમબર ૧૯૨૨ ને દીને નવસારી મધે "ખુરશેદ વાડી" માં વડા દસ્તુરજી કેકોબાદજી દારાબજીનાં પ્રમુખપણા હેઠલ મલી હતી, જેમાં નવસારી ઉપરાંત મુંબઇ, સુરત, ગણદેવી વગેરે સ્થલોનાં ભગરીયા સભાસદો મોટી સંખ્યામાં હાજર થયા હતા. સભાનું કામ શરૂ કરતાં પ્રમુખ દસ્તુરજીએ વાહડયાજીનાં આતશબેહેરામમાં ભગરસાથનાં મોબેદો અનજુમનનાં ઠરાવની રૂએ કામ કરવા ગયા હતા તેને લગતી હકીકતો સમજાવી સભાસદોને ગ્રહસ્થાઇ તથા વીવેકને જાળવી રાખી સભાનું કામકાજ ચલાવવાને આગ્રહ કર્યો હતો. ત્યાર બાદ એરવદ કેખશરૂ માહીયાર કુતારે પહેલો ઠરાવ નીચે મુજબ મુકયો હતો:—

"(ક) વાહડયાજીનાં આતશબેહેરામમાં કીયાકામ કરવા ગયલા શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદો સામે મુંબઇની અનજુમનનાં આતશબેહેરામ સાહેબની કમીટીએ તા૦ ૨૨ મી એપરીલ ૧૯૨૨ નાં ઠરાવથી જે અટકાવ નાંખ્યો છે તે તેઓનો અટકાવ ગેરકાયદેસર છે એમ આ સભા જાહેર કરે છે.

(ખ) શ્રી નવસારીની વડી દરેમેહુરને મલતી ભગરસાથ અનજુમનની આ સભા ઠરાવ કરે છે કે તા૦ ૧૯ મી માર્ચ ૧૯૨૨ ને રોજ ખોરશેદ માહ મેહર સને ૧૨૯૧ યજદેજરદીને દીને નવસારી ખાતે મળેલી આ અનજુમનની સભાએ ઠરાવ્યા મુજબ વાહુડયાજીનાં આતશબેહેરામનાં ત્રસ્ટી સાહેબો સાથે આપણી અનજુમનનાં તે દીવસે નીમાયલા પ્રતીનીધીઓએ કરેલું તા૦ ૨૫ મી માર્ચ ૧૯૨૨ ને દીનનું કરારનામું જે આ સભામાં વાંચવામાં આવ્યું છે તે અનજુમનની મજકુર સભાએ પસાર કરેલા કરારના ખરડાને અનુસરતું છે અને તે છેવટનાં કરારનામાં તરફ પોતાની પસંદગી જાહેર કરે છે. આ કરારનામું થવા પછી મજકુર ઠરાવની રૂએ આપણી અનજુમનનાં જે ચાર મોબેદ સાહેબો વાહુડયાજીનાં આતશબેહેરામમાં ક્રીયાકામ કરવા ગયા છે અને હવે પછી જે બીજાઓ ત્યાં ક્રાયાકામ કરવા જશે તેઓ શ્રી નવસારીની વડી દરેમેહુરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદો છે અને તેવા મોબેદોને નવસારીની વડી દરેમેહુરમાં ક્રીયાકામ કરવાનાં તેમજ નવસારી ખાતે ભગરસાથનાં ભાગ લેવાનો હક છે, તેમજ નવસારી ખાતે તેમજ દેશાવર ખાતે ભગરસાથનાં સઘલા હકો ભોગવવાને તેઓ હકદાર છે. આમ છતાં **આ સભા ખેદ જાહેર કરે છે** કે મુંબઇનાં અનજુમનનાં આતશબેહેરામની કમીટીએ ભગરસાથ અનજુમનનાં ઉપલા ઠરાવનો અનાદર કરી તે ઠરાવની રૂએ વાહુડયાજીના આતશબેહેરામમાં કામ કરવા ગયલા તથા જનારા ભગરસાથ અનજુમનનાં મોબેદો સામે તા૦ ૨૨ મી એપરીલ ૧૯૨૨ ને દીને ઠરાવ કરી પોતાનાં હસ્તકનાં આતશબેહેરામમાં પાવમેહુલની ક્રીયા કરવાનો ત્રસ્ટડીડની રૂએ જે તેઓનો હક છે તે હક ભોગવતા તેઓને અટકાવ્યા છે. આ સભા મુબઇનાં અનજુમનનાં આતશબેહેરામની કારોબાર કમીટીને અરજ કરે છે કે તેઓએ પોતાનાં આ ઠરાવ ઉપર વીચાર ચલાવી તે ઠરાવને રદ કરી ભગરસાથ ટોલાને એક મોટા કજીઆમાં ઉતરતો અટકાવવો જેથી ટોલામાં સુલેહસંપજ તથા ઐકયતા ફેલાવાનું રૂડું પરીણામ આવશે.

(ગ) ભગરસાથ અનજુમનની આ સભા જાહેર કરે છે કે અનજુમનનાં આતશબેહેરામની કમીટી ભગરસાથ અનજુમનની તા૦ ૧૯ મી માર્ચ ૧૯૨૨ ને દીને મળેલી સભામાં પસાર થયલા ઠરાવ પ્રમાણે ચાલવાને બંધાયલી છે અને તે ઠરાવથી તેઓ ઉલટા ચાલીને જે ઠરાવ કરે તે વહાડયાજીનાં આતશબેહેરામમાં ગયલા શ્રી નવસારીની વડી દરેમેહુરને મલતા ભગરસાથ અનજુમનનાં મોબેદોને બંધનકરતા નથી.” આ ઠરાવને મી૦ મીનોચેહર મેહરવાંનજી પાવરી વકીલે ટેકો આપયો હતો. આ ઠરાવની વીરૂધમાં દેશાઇ જાંહુગીરજી બરજોરજીએ કેટલુંક વીવેચન કર્યું હતું અને સભાને એવું સમજાવ્યું હતું કે વાહુડયાજીનાં આતશબેહેરામ

સાથે સુલેહ કરવાના સંબંધમાં એકલી ભગરસાથ અનજુમન કાંઇ પણ ઠરાવ કરી શકે નહી, પણ સમસ્ત અનજુમન કરી શકે કે જેમાં બેહદીનો અને મીનોચેહેર હોમજીવાલાઓ પણ સમાવા જોઇએ. ત્યાર બાદ એરવદ એદલજી નવરોજજી બામજીએ પણ ઠરાવની વીરૂધ લંબાણથી ભાષણ કર્યું હતું અને ત્યાર બાદ કેટલાક સભાસદો (આસરે ૬૦ સભાસદો) સભા છોડી ગયા હતા. ત્યાર બાદ એરવદ કેખશરૂ માહીયાર કુતારે દેશાઇ જેહાંગીરજી, મી૦ માણેક ફરામજી બજાં અને એરવદ એદલજી બામજીએ જણાવેલા ઠરાવની વીરૂધનાં કારણોનો વીગતવાર જવાબ આપયો હતો.

ત્યાર બાદ ઠરાવ ઉપર મત લેતાં તેની તરફેનમાં ૩૦૫ મતો પડ્યાં હતાં. અને વીરૂધમાં એક પણ મત ન પડવે તે સર્વાનુમતે પસાર થયલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો.

**ઠરાવ બીજો:**—ત્યાર બાદ એરવદ કેખશરૂ માહીયાર કુતારે બીજો ઠરાવ નીચે મુજબ રજુ કર્યો હતો:—

"મુંબઇના અનજુમનનાં આતશબેહેરામ સાહેબની કમીટી જો આ સભાએ તેમને કરેલી અરજ કમનસીબે ન સ્વીકારે અને ઉપર જણાવેલા ચાર મોબેદ સાહેબોને કોરટમાં જઇ પોતાનો હક સાબીત કરવાની દલગીરીભરી ફરજ પડે તો ભગરસાથ કમીટીએ આપણા બેહેતરી ફંડમાંથી તેમજ ઉઘરાણું વગેરે કરી કજીઓ લડવામાં તેઓને નાણાંની તેમજ બીજી સર્વ પ્રકારની મદદ કરવી."

આ ઠરાવને એરવદ બરજોરજી એરચજી બજાંએ ટેકો આપ્યો હતો, જે ઉપર મત લેતાં તે ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ત્રીજો:**—એરવદ શાપુરજી આદરજી દસ્તુરે ત્રીજો ઠરાવ નીચે મુજબ રજુ કર્યો હતો:-

"ભગરસાથ કમીટીએ આજ સુધી આપણી અનજુમનનું હિત જાળવવા માટે જે પ્રયાસ કર્યો છે, વખતો વખત અનજુમનની સભાઓ બોલાવી છે અને અનજુમનનાં લાભો જાળવવાને ખંત દેખાડી છે તેની આ સભા ભારે પ્રસંસા કરે છે."

આ ઠરાવને એરવદ શોહરાબજી ખુરશેદજી વજીફદારે ટેકો આપયો હતો અને તે સર્વાનુમતે પસાર થયો હતો. ત્યારબાદ પ્રમુખ દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી, શેઠ રૂસ્તમજી ફરદુનજી મુલ્લાં સોલીસીટર, મી૦ જેહાંગીર જમશેદજી વીમાદલાલ (અનજુમનનાં અને કમીટીના સલાહકાર સોલીસીટર) અને

એરવદ કેખશરૂ માહીયાર કુતાર એ સર્વના આભારો માન્યા બાદ સભા* વીસરજન થઇ હતી.

## મુંબઇની હાઇ કોર્ટમાં નોંધાવવામાં આવેલો મુકદમો.

ઇ૦ સ૦ ૧૯૨૨ નાં ડીસેમબર માસમાં નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની ઉપલી સભામાં ભગરસાથ અનજુમનનાં વાહુડયાજીનાં આતશબેહેરામ સંબંધી થયલા ખુલ્લા દીલનાં ઠરાવોથી ફરી એકવાર નાસીપાસ થયલા ભાઇઓએ મુંબઇમાં પાછી એક, એકજ પક્ષની "પ્રોટેસ્ટ સભા" ઇ૦ સ૦ ૧૯૨૩નાં ફેબરવારી માસમાં મેળવી હતી, જેમાં નવસારીનાં અમુક દેશાઇ સાહેબોએ આ પ્રોટેસ્ટ પારટી સાથ કેવું જોડાણ કીધું હતું તેનો પુરાવો અને ખેયાલ આ પ્રોટેસ્ટ સભાનાં ઠરાવોએ ખુલ્લો આપ્યો છે. વર્તમાન પત્રોમાં આ સભા માટે ખુલ્લી જાહેર ખબરો આપી હતી કે જેઓ નવસારીમાં મળેલી ભગરસાથ અનજુમનની સભાએ કરેલી સમજુતીની વીરૂધ હોય તેઓએજ આ સભામાં આવવું. આ એકજ પક્ષની સભામાં, ફરીથી તેઓએ નવસારીની સમજુતી વીરૂધ જેમ ઠરાવો કીધા હતા, તેમ સાથે સાથે નવસારીનાં પાક આતશબેહેરામ સાહેબને "આતશબેહેરામે દેશાઇ ખુરશેદ" નામ આપવાનો ઠેરાવ કીધો હતો. દેશાઇ કુટુંબનાં સભ્યોનાં, આ પ્રોટેસ્ટ પારટી સાથનાં જોડાણનો ખરો ભરમ આ રીતે હવે ખુલ્લો થઇ ગયો.

તા૦ ૨૫ મી ડીસેમબર ૧૯૨૨ ને દીને નવસારી ખાતે મળેલી ભગરસાથ અનજુમનની ઉપલી જાહેર સભામાં મુંબઇનાં વાહુડયાજીનાં આતશબેહેરામનાં સંબંધમાં તા૦ ૧૯ મી માર્ચ ૧૯૨૨ ને દીને ભગરસાથ અનજુમને કીધેલા સમજુતીના ઠરાવોને ફરી બહાલ રાખવામાં અને મુંબઇના અનજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળીને તેઓનો વીરૂધી ઠરાવ રદ કરી ભગરસાથ ટોલાંને એક મોટા કજીઆમાં ઉતરતો અટકાવવાની અરજ કરવામાં આવ્યા છતાં, કારોબાર મંડળીએ તે ઉપર ધ્યાન નહી આપવાથી, પોતાની અનજુમનનું સ્વમાન જાળવવા ખાતર વાહુડયાજીનાં આતશબેહેરામ સાહેબનાં મકાનમાં પોતાની અનજુમનનાં ઠરાવોને માન આપી "બોય"નું અને બીજાં ક્રીયાકામો કરવા ગયલા ૪ ભગરીયા મોબેદો ફરેદુન રતનજી કાંગા, ફરામરોજ જમશેદજી દાબુ, જમશેદજી પેસતનજી માંદન અને ફરદુનજી સોહરાબજી બીલીમોર્યાએ પોતાને મળેલી કાયદાની સલાહ મુજબ ઇ૦ સ૦ ૧૯૨૩ માં મુંબઇના અનજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળી સામે મુંબઇની હાઇ કોર્ટમાં એક મુકદમો નોંધાવ્યો હતો.

---

* ભગરસાથ અનજુમનની ઉપલી જાહેર સભાનો હેવાલ, અનજુમનની સભાઓનાં કામકાજની "મીનીટ બુક" ઉપરથી અત્રે ઉતારી પ્રગટ કરવામાં આવ્યો છે.

આ નાપસંદ કજીઆનું સમાધાનીથી છેવટ આવેલું જોવા ભગરસાથ અનજુમનનાં સભાસદોનો મોટો ભાગ ઘણો ઇન્તેજાર હતો, તે માટે ભગરસાથના મુંબઇમાં વસતા કેળવાયલા અને સમજુ સભાસદોએ આસરે ૩૦૦ સહીઓની એક અરજી તૈયાર કરીને અનજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળી ઉપર મોકલાવી હતી, ખુદ અનજુમનનાં આતશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા અને ક્રીયાકામો કરનારા ભગરીયા મોબેદ ભાઇઓએ પોતાની તરફથી એક જુદી અરજી કારોબાર મંડળી ઉપર મોકલાવીને વાહુડયાજીનાં આતશબેહેરામમાં ક્રીયાકામ કરવા ગયલા ભગરીયા મોબેદો સામેનો ઠરાવ ખેંચી લેવાની અને ભગરસાથ અનજુમનનો સમજુતીનો ઠરાવ પોતાનાં કારોબાર હેઠલનાં આતશબેહેરામમાં અમલમાં મુકવાની તેઓને અરજ કીધી હતી. પણ આ કારોબારીઓએ ટોલાના મોટા ભાગની લાગણી ઉપર ધ્યાન આપવાની કનવાર કીધી હતી નહી.

## અનજુમનના આતશબેહેરામનાં ભગરીયા મોબેદભાઇઓએ બતલાવેલી ખરી વફાદારી.

અત્રે ખાસ નોંધ લેવાની હું ફરજ સમજુ છું કે, ઉપલી કમનસીબ જીક્કર દરમ્યાન ભગરસાથ અનજુમને કીધેલા ઠરાવોની વીરૂધની હીલચાલમાં પાછલથી જ્યારે ખુદ નવસારીની વડી દરેમેહર મધે ક્રીયાકામો કરનારા ભગરીયા મોબેદો મધેના કેટલાક મોબેદભાઇઓ પોતાની માનવંત અનજુમન અને વડી દરેમેહરનું માન અને વડપણ તોડવાનાં કામમાં મુંબઇના વીરૂધી ભાઇઓની સાથે તેઓની સફમાં જોડાઈ અનજુમનનું માન ભંગ કરવામાં સામેલ થયા હતા, ત્યારે ખુદ મુંબઇના અનજુમનનાં આત્તશબેહેરામ સાહેબનાં મકાન મધે વસનારા અને ક્રીયા કામો કરનારા સઘલા ભગરીયા મોબેદભાઇઓ—જેઓ મધેનાં ઘણાકોના મુરબ્બીઓએ વાહુડયાજીનાં આતશબહેરામ સાહેબનાં પાક મકાન મધેજ વર્ષો સુધી સુખથી વસવાટ કીધો હતો અને જેઓને ૧૮૮૪ ની "મરાતબ" સંબંધીની કમનસીબ જીક્કરી દરમ્યાન પોતાની અનજુમન અને વડી દરેમેહરનું માન અને વડપણ જાળવવા ખાતર પોતાનું માનીતું મકાન ફરજીઆત તજવું પડયું હતું, તેઓએ આગલો સઘલો કંકાસ અને મતફેરી ભુલી જઇ, વાહુડયાજીના આતશબહેરામનાં ત્રસ્ટી સાહેબો સાથે પોતાની વડી અનજુમને કીધેલી સમજુતીની ગોઠવણ ખરાં દીલથી પસંદ કરી તેને ટેકો આપવાનો, એકદિલી અને ભલી લાગણીથી પોતાની માનવંત અનજુમન તરફ સદા વફાદાર રહેવાનો, અનજુમનની દરેક સભાઓ મધે મોટી સંખ્યામાં હાજર થઇ તેનાં ઠરાવોને માન આપી ચાલવાનો, છેવટ સુધી પોતાની માનવંત અમજુમનની પડખે ઉસ્તવારીથી ઉભા રહેવાનો, અને એક સાચ્ચા ભગરીયા તરીકેની પોતાના ટોલા તરફની ફરજ પુરેપુરી અદા કરવાનો ઉમદા સદગુણ બતલાવ્યો હતો.

# ભગરસાથ કમીટી સામેની જુમબેશ, ભગરસાથ અનજુમનની યાદગાર સભા, તેણે ભગરસાથ કમીટી ઉપર જાહેર કીધેલો સંપુર્ણ વિશ્વાસ.

હવે વાહુડયાજીનાં આતશબેહેરામનાં ટ્રસ્ટી સાહેબોની સાથે ભગરસાથ અનજુમને કીધેલી સમજુતીનાં સંબંધમાં વીરૂધીભાઇઓએ એક નવીજ લડત શરૂ કીધી. "ભગરસાથ કમીટી" દર ત્રણ વરસે બદલાય એવું ધોરણ ૧૯૧૭ થી અનજુમને નક્કી કીધું હતું, ૧૯૨૩ નાં ડીસેમબરમાં આ કમીટીની મુદત પુરી થતી હતી, નવી કમીટી નેમવા તથા અનજુમનનાં બીજાં કામો કરવા અનજુમનની એક સભા ૧૯૨૩ નાં ડીસેમબરમાં મળનાર છે એવી જાહેરાત થઇ ચુકી હતી, એટલે મુંબઈનાં "પ્રજા મીત્ર" નામનાં વર્તમાન પત્ર મધે આ કમીટી સામેની જુમ્બેશ પુર જોશથી શરૂ કરવામાં આવી, કમીટીની સ્થાપનાને ૬ વરસ થઇ જવા છતાં ગોયા આ કમીટીનું બંધારણ આજ કાલનુંજ થયલું હોય તેમ તેની સામે વીરૂધીઓ પોકારો કરવા લાગા, દરેક કામમાં કમીટીનેજ બદનામ કરવામાં આવી. મીનોચેહર હોમજી ટોળાં સામેની લડતની સમજુતી, નવસારીનાં આતશબેહેરામમાં મુકાનારી મુખ્ય ઇતીહાસીક તકતી, વાહુડયાજીનાં આતશબેહેરામ સાથની સમજુતી, આ સઘળાં કામો **અનજુમનનાંજ ઠરાવોથી** થયાં હતાં, છતાં આ વીરૂધી ભાઇઓ લોકોને એવોજ ખેયાલ આપવા લાગા કે આ બધુ ભગરસાથ કમીટીએજ કીધું, જાણે અનજુમનનાં હકો અને અધીકાર પણ એ કમીટીજ પચાવી બેઠી છે. આવા ખોટા અને મતલબી હુંમલાઓ સામે પણ કમીટી ટકી રહી હતી અને કમીટીના એક ભલી લાગણી અને ચપળ બુદ્ધીના સેક્રેટરી એરવદ કયખુસરૂ માહીયાર કુતારે તેના ચાલુ રદીયાઓ આપ્યા કીધા હતા, ભગરસાથ અનજુમન અને ભગરસાથ કમીટીની વાહરે તે વેળાએ નવસારીનું પુરાણું પત્ર "નવસારી પ્રકાશ" આવ્યું હતું અને અનજુમન પક્ષને મોટી કુમક આપી તેની સેવા બજાવી હતી. હવે પ્રોટેસ્ટ કરનારા ભાઇઓએ કમીટીની ખતમ થતી મુદતનો પુરેપુરો લાભ લેવાનો વીચાર કર્યો, તેઓએ ભગરસાથના ત્રણ અકાબર સાહેબોને ઉશ્કેર્યા કે અનજુમનનો વહીવટ કરવાનો તમારો એકલાનો હક છે તેમાં તમો કમીટીને દખલગીરી કાંય કરવા દો છો? અનજુમનની સભા બોલાવવાનો પણ એકલો હક ત્રણ અકાબરોનોજ છે, તો તમો સેક્રેટરીઓને આ સભા કેમ બોલાવવા દો છો? સેક્રેટરીઓની સહીથી બોલાવેલી સભા કદી પણ કાયદાસરની કેહવાયજ નહી!! આ રીતે અકાબર સાહેબોને આગલ કરવા છતાં, બે અકાબર સાહેબો દસ્તુરજી કેકોબાદ દારાબજી મેહેરજીરાણા અને પોલ્યા દેશાઇજી ટેમુલજી જામાસ્પજી ઉપર તેવી ઉશકેરણીની કશી અસર

થઇ હતી નહી, તેઓ સાહેબો ઉસ્તવારીથી અનજુમનની પડખે ઉભા રહી કામ કરતા રહેવાથી વીરૂધીઓને નીરાશી ઉપજી હતી, તેઓએ મુંબઇમાં એક "રેકવીઝીશન" ફરતું કરી તેમાં જણાવ્યું હતું કે ભગર કમીટી બરખાસ્ત કરવી અને ત્રણ અકાબરોજ અનજુમનનો સઘલો વહીવટ કરે. આ બધી ધધુખર અને ઉશ્કેરણીનો નીકાલ કરવા આખરે ૧૯૨૩ નાં ડીસેમબર માસમાં ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, પુરતી જાહેરાત આપી નવસારી ખાતે બોલાવવામાં આવી હતી.

વીરૂધી ભાઇઓએ તે વેળાએ એવીજ ગણત્રી કીધી હતી કે અત્યાર આગમચ અનજુમને નવસારીનાં આતશબેહેરામની જે "તકતી" મુકરર કીધી હતી તે તેમજ વાહુડયાજીનાં આતશબેહેરામ સાથની સમજુતીનું કરારનામું જે અનજુમને કીધું હતું તે પોતાની બહુમતીથી રદ કરાવવું. વીરૂધીઓની આ યુકતીને નિષ્ફળ બનાવવા અને પોતાની અનજુમનનું સ્વમાન જાળવવા અનજુમન પક્ષના સભાસદોએ પણ મક્કમ ઠરાવ કીધો હતો અને બન્ને પક્ષોની મજબુતીનું તોલ આ સભાજ કરનાર હોવાથી ભગરસાથની તવારીખમાં કદી પણ નહી નોંધાયલી હાજરી આ સભામાં માલુમ પડી હતી.

શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનની આ યાદગાર સભા, રોજ મેહર માહ તીર સને ૧૯૨૩ યજદેજરદી, તા૦ ૨૫ મી ડીસેમબર સને ૧૯૨૩ ને દીને (સ્ટા. ટા. ૪ વાગે) નવસારી મધે "ખુરશેદ વાડી" ના કમપાઉંડમાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજીનાં પ્રમુખપણા હેઠલ મલી હતી, જે વેળાએ નવસારી ઉપરાંત મુંબઇ, સુરત, ગણદેવી, બીલીમોરા વીગેરે સ્થલોમાં વસતા આસરે ૫૫૦ ભગરીયા સભાસદો હાજર હતા. સભાનું કામ શરૂ થતાં, મુંબઇવાલા મી૦ માણેક ફરામજી બજાં અને બીજાઓએ કેટલાક કાનુની સવાલો ઉઠાવ્યા હતા જેનાં પ્રમુખ સાહેબે જવાબો આપયા હતા.

ત્યાર બાદ પ્રમુખ સાહેબે ભાષણ કરતાં શાંતી, ધીરજ અને સહનશીલતાથી સભાનું કામ પાર પાડવાને સભાસદોને આગ્રહ કીધો હતો. તે પછી મેસરસ "દસ્તુર અને કંપની" સોલીસીટરોની, એરવદ શોહરાબજી જમશેદજી કુકા અને બીજાઓના વકીલ તરીકે લખાયલી તા૦ ૧૯–૧૨–૧૯૨૩ ની નોટીશ સભા સનમુખ વાંચવામાં આવી હતી, તે ઉપરથી એરવદ બહમનજી માણેકજી ઉનવાલા બી. એ. એલ. એલ. બી. એ નીચલો ઠરાવ સભા સનમુખ રજુ કર્યો હતોઃ—

"મેસરસ દસ્તુર અને કંપની સોલીસીટરોએ એરવદ શોહરાબજી જમશેદજી કુકા અને બીજાઓ તરફથી તા૦ ૧૯ મી ડીસેમબર ૧૯૨૩ ને દીને આપણા

સેક્રેટરીઓ ઉપર લખેલી નોટીસ જે આ સભા સનમુખ વાંચી સંભલાવવામાં આવી છે, તેના સંબંધમાં શ્રી નવસારીની વડી દરેમેહરને લગતી ભગરસાથ અનજુમનની આ સભા ઠરાવે છે કે, આપણી અનજુમનની સભા બોલાવવાનો એકલો હક ત્રણ અકાબરોનો છે એવી જે હકીકત મેસરસ દસ્તુર અને કંપની લખી જણાવે છે તે નાપાયદાર અને ખોટી છે. એવો કોઇ પણ હક ત્રણ અકાબરોને અનજુમને આપયો નથી અને તેઓએ ભોગવ્યો નથી એવું આ સભા જાહેર કરે છે. મજકુર નોટીશમાં ભગરસાય કમીટી જેવી અનજુમનની વિશ્વાસ પામેલી કમીટીની સામે જે અનઘટતી ટીકા કરવામાં આવી છે તે તરફ આ સભા સખત નાપસંદગી જાહેર કરે છે. ભગરસાથ કમીટી આપણી અનજુમને નેમેલી એક કાયદેસરની કમીટી છે અને તેને અત્યાર સુધી જે જે કામો કર્યાં છે તે આપણી અનજુમને તેમને સોંપેલી સત્તાની હદમાં રહીને વાજબી રીતે કર્યાં છે, તેમજ આપણી અનજુમનની જે જે સભાઓ ભગરસાથ કમીટીએ બોલાવી છે તે સભાઓ કાયદેસર બોલાવવામાં આવી હતી અને તેવી સભા બોલાવવાનો હક ભગરસાથ કમીટીને હતો અને છે એવું આ સભા જાહેર કરે છે."

ઉપલા ઠરાવને કેપટન સોહરાબ રૂશતમજી બામજીએ ટેકો આપયો હતો. આ ઠરાવ ઉપર મી૦ માણેકજી ફરામજી બજાંએ સુધારો મુકયો હતો કે "મેસરસ દસ્તુર અને કંપનીની નોટીસમાં જે લખાણ છે તે દરોબસ્ત છે અને તે આ સભા વાજબી ગણે છે." આ સુધારાને શેઠ પેશોતન રતનજી દાબુએ ટેકો આપયો હતો. મી૦ માણેક બજાંના આ સુધારા ઉપર પરથમ મત લેતાં તેની તરફેનમાં ૧૭૫ અને વીરૂધમાં ૩૪૯ મતો પડવાથી પ્રમુખ સાહેબે તે સુધારો ઉડી ગયલો જાહેર કર્યો હતો. તે ઉપરથી મી૦ માણેક બજાં તથા બીજા કેટલાક સભાસદોએ પોલ માગવાથી તેની ગણત્રી કરવા બન્ને પક્ષના બબ્બે સભાસદોને નેમવામાં આવ્યા હતા, જેઓએ ગણત્રીનાં પરીણામનો રીપોર્ટ કરતાં, સુધારાની તરફેણમાં ૧૭૨ અને વીરૂધમાં ૩૫૦ મત નોંધાયલાં પ્રમુખ સાહેબે જણાવી, સુધારો ઉડી ગયલો જાહેર કર્યો હતો. ત્યાર બાદ એરવદ બહમનજી માણેકજી ઉનવાલાના મુલ ઠરાવ ઉપર મત લેવામાં આવતાં તે બહુ મોટી બહુમતીએ પસાર થયો હતો.

ત્યાર બાદ એરવદ ફરામરોજ દોરાબજી કાંગાએ સભાનું બીજું કામકાજ અધુરૂં રાખી સભા મુલતવી રાખવાની દરખાસ્ત કીધી હતી, જેને એરવદ રૂશતમજી એરચજી પાવરીએ ટેકો આપયો હતો. પરંતુ સભાના મોટા ભાગે તેનું કામકાજ પુરૂં કરવાની લાગણી બતલાવ્યાથી તે ઉપર મત લેવામાં આવે તે આગમચ ઘણાખરા વીરૂધીઓ સભા છોડી ગયા હતા, અને સભા મુલતવી રાખવાની દરખાસ્ત ઉડી ગઇ હતી.

ત્યાર બાદ બીજાં ત્રણ વરસને માટે નવી "ભગરસાથ કમીટી"ની નેમણુંક કરવાના તથા આતશબેહેરામ સાહેબનાં બંધાતાં નવાં મકાનને લગતા ઠરાવો પસાર કરી, સભાએ નીચલા વધુ ઠરાવો એકમતે પસાર કીધા હતા.

**ઠરાવઃ—**"આપણી અનજુમનની તા૦ ૧૯ મી માર્ચ ૧૯૨૨ ને દીને મળેલી સભાએ કરેલા ઠરાવ પ્રમાણે વાહુડયાજીનાં આતશબેહેરામના ત્રસ્ટી સાહેબો સાથે થયલા કરારની કલમ ૬ ઠી ની રૂએ તેઓ તરફથી મલનારાં નાણાં અનજુમન તરફથી લઇ તેની પહોંચ ત્રસ્ટી સાહેબોને લખી આપવા આ સભા અનંજુમનનાં ઓનરરી સેક્રેટરીઓને પોતાના પ્રતીનીધીઓ નેમે છે, અને તે માટે જોઇતી સત્તા આપે છે. જે નાણાં તેઓ તરફથી દર વરસે વસુલ થાય તેમાંનો અરધો ભાગ અનજુમનના માનવંત દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજીને એમની વડી ગાદી તરફના માનની એક અદના ઇધાંની તરીકે આપવો, અને બાકીનો ભાગ આપણી અનજુમનના બેહેતરી ફંડમાં લઇ જવો."

પ્રમુખ દસ્તુરજીએ આ ઠરાવના સંબંધમાં જણાવ્યું કે વહાડયાજીના આતશબેહેરામના ત્રસ્ટી સાહેબો સાથે થયલા કરારની કલમ ૬ઠી ની રૂએ મલનારાં નાણાંઓનો જે અરધો ભાગ મને આપવા અનજુમને ઠરાવ્યું છે તે હું પોતે નહી રાખતાં વહાડયાજીનાં આતશબેહેરામમાં બોયમાં ગયલા ચાર ભગરીયા મોબેદોએ અનજુમનનાં આતશબેહેરામની કમીટીની સામે જે ફરયાદ માંડી છે તેનાં ખરચ સારૂ હું આપું છું. અને જે અરધો ફાળો બહેતરી ફંડમાં આપવા ઠરાવ્યું છે તે પણ આજ મુકદમામાં વાદીઓને આપવા એવી હું સુચના કરૂં છું. આ સુચના સભાએ બહાલ રાખી હતી.

ત્યાર બાદ એરવદ અરદેશર ડોશાભાઇ જેસંગે નીચલો ઠરાવ સભામાં મુકયો હતોઃ—

"ગયા અમરદાદ મહીનામાં નીરંગદીન કરવા માટે દસ્તુરજીની રજા છતાં આલાત રાખનાર **એરવદ પીરોજશાહ આદરજી કોટવાલે** આલાત નહી આપ્યો જેથી નીરંગદીન જેવી મોતેબર ક્રીયા બંધ પડી. એરવદ પીરોજશાહ કોટવાલની આ વર્તણુંકને આ સભા સખત રીતે વખોડી કાઢે છે, આલાત એ અનજુમનની મતા છે અને તેની વ્યવસ્થા કરવાનો સંપુરણ અધીકાર દસ્તુરજી સાહેબ ધરાવે છે. અને દસ્તુરજી સાહેબના હુકમ પ્રમાણે આલાત આપવાને, આલાત રાખનાર બંધાયલો છે એમ આ સભા જાહેર કરે છે.

ફરીથી એવા બનાવ નહી બને તે માટે અને આલાતની બરોબર વ્યવસ્થા રાખવા માટે ઘટતાં પગલાં ભરવાને આ સભા દસ્તુર સાહેબ કેકોબાદજી દારાબજીને

કુલ સત્તા આપે છે, તેમજ એ બાબદમાં ઘટતો ખરચ બેહેતરી ફંડમાંથી કરવાને અને બીજી દરેક રીતે દસ્તુરજી સાહેબને મદદ કરવાને આ સભા ભગરસાથ કમીટીને સત્તા આપે છે."

ઉપલા ઠરાવને એરવદ પાલનજી જમશેદજી બામજીએ ટેકો આપતાં, તે સર્વાનુમતે પસાર થયો હતો.

તે પછી એરવદ રાણા કેખશરૂ દસ્તુરે નીચલો ઠરાવ સભામાં રજુ કર્યો હતોઃ-

"અનજુમનનાં રાસનાં નાણાં એરવદ પીરોજશાહ આદરજી કોટવાલે એક વરસથી વધુ મુદત થયાં દસ્તુરજી સાહેબને યા ભગર કમીટીને આપ્યાં નથી તે કામ તરફ આ સભા સખત નાપસંદગી જાહેર કરે છે અને ભગર કમીટીને સત્તા આપે છે કે આ નાણાં વસુલ કરવા માટે યોગ્ય ઇલાજો લેવા અને તે માટેનો ઘટતો ખરચ બેહેતરી ફંડમાંથી કરવો. હવે પછી આ નાણાં લેવા માટે એરવદ પીરોજશાહ કોટવાલને બદલે દસ્તુરજી સાહેબ જેને મુકરર કરે તેને આ સભા સત્તા આપે છે."

ઉપલી દરખાસ્તને એરવદ કાવસજી પેશતનજી આંત્યાએ ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર થઇ હતી. ત્યાર બાદ કેપટન શોહરાબજી રૂશતમજી બામજીએ ઠરાવ મુકયો હતો કે "મું ઈનાં **"જામે જમશેદ"** જેવાં પારસી કોમનાં વિશ્વાસ પામેલાં પતરે તેમજ નવસારીનાં માનીતાં પત્ર **"નવસારી પ્રકાશે"** ભગર અનજુમનને ખરે રસ્તે દોરવવામાં જે કીમતી મદદ કીધી છે, તે માટે આ સભા ઉપલાં બન્ને પત્રનો આભાર માને છે."

ઉપલા ઠરાવને ટેકો મલતાં તે સર્વાનુમતે પસાર થયો હતો. ત્યાર બાદ સભાએ એરવદો હીરાજી એદલજી કાંગા, મેહરવાનજી આદરજી દસ્તુર અને દોરાબ રૂસ્તમજી દસ્તુર મેહેરજીરાણાનો તેઓએ બજાવેલી અનજુમનની સેવાઓ માટે પ્રસંશા કરી આભાર માન્યો હતો. એ પછી અનજુમનનાં હીસાબો ઓડીટ કરનારા ઓનરરી ઓડીટર સાહેબો મેશરશ બી. પી. ઘરડા અને કંપની, મીં૰ માણેકજી હોરમજી દાદાચાનજી અને મીં૰ પેશતનજી કાવસજી હાંસોત્યાનો, તેમજ સભાનું કામ સરનજામ ઉતારવામાં મદદ કરનારા ડાં૰ નાદરશાહ એદલજી સુખીયા, ત્રીજા અકાબર પોલ્યા દેશાઈજી, મીં૰ વીમાદલાલ સોલીસીટર, મીં૰ કેકોબાદ ભીખાજી દસ્તુર બેરીસ્ટર, મીં૰ માણેક નશરવાનજી દસ્તુર સોલીસીટર, અને ભગરસાથ કમીટીના ઉમંગી અને ઉત્સાહી સેક્રેટરી એરવદ કેખશરૂ માહીયાર કુતારનો અને પ્રમુખ દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજીનો આભાર માની સભા રાતે ૧૧॥ કલાકનાં અમલે વીસરજન થઇ હતી.*

* ઉપલી સભાનો અહવાલ, અનજુમનની સભાનાં કામકાજની "મીનીટ બુક" ઉપરથી અત્રે ઉતારી પ્રગટ કરવામાં આવ્યો છે.

# હાઇ કોર્ટમાં ચાલુ થયલો મુકદમો.

ડીસેમબર ૧૯૨૩ માં નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની ઉપલી યાદગાર સભા પછી ભગરસાથના સઘલા સભાસદોનું ધ્યાંન, અનજુમનનાં ઠરાવોને માન આપી મુંબઇના વાહડયાજીનાં આતશબેહરામ મધે ક્રીયાકામો કરવા ગયલા ચાર ભગરીયા મોબેદોએ ત્યાંના અનજુમનનાં આતશબેહરામની કારોબાર મંડળી સામે માંડેલા મુકદમા ઉપર ઇન્તેજારીથી ખેંચાઇ રહયું હતું. વાદી મોબેદોએ જેમ બનતી કોશેશથી મોટો ખરચ કરી પોતાનો મુકદમો સંપુર્ણ તૈયાર કરાવ્યો હતો તેમ પ્રતિવાદીઓએ પણ તેની સામે પોતાના "ત્રસ્ટડીડ"ની રૂયે બચાવ કરવાની સઘલી ગોઠવણ કીધી હતી.

આ તકરારી મુકદમો કોર્ટની પાટી ઉપર અનેક વેળા આવ્યો હતો અને તે અનેક સબબોસર બન્ને પક્ષની સંમતીથી મુલતવી રહયા કીધો હતો. વાદીઓએ પોતાના નવસારી ખાતેના કેટલાક શાક્ષીઓની જુબાની "કમીશન" મારફતે લેવડાવવા માટે નામદાર કોર્ટને અરજ કીધી હતી, પ્રતિવાદીઓએ પણ પોતાના નવસારીના સાક્ષીઓના નામો કમીશન મારફતે જુબાની લેવડાવવા આપ્યાં હતાં. હાઇ કોર્ટે કમીશન આપ્યું હતું, જેની રૂયે નવસારી મધે બન્ને પક્ષના શાક્ષીઓની જુબાની લેવા "કમીશનર"ની નેમણુંક કરવામાં આવી હતી. પાછલથી વાદીઓને સલાહ મલવા મુજબ તેઓએ પોતાના નવસારી મધેના સાક્ષીઓની જુબાની ત્યાં કમીશનથી નહી લેવાડતાં મુંબઇની કોર્ટમાંજ તે લેવડાવવાનો ઠરાવ કીધો હતો, જ્યારે પ્રતિવાદીઓ તરફથી વાદીઓનાં દાવાની વીરૂધ મી૦ જેહાંગીરજી બરજોરજી દેશાઈની કેટલાક દીવસો સુધી લંબાણ જુબાની લેવામાં આવી હતી. તેમજ એકાદ બે બીજા સાક્ષીઓની જુબાની લીધા પછી બાકીના પોતાના બીજા સાક્ષીઓની જુબાંની પણ મુંબઇમાંજ લેવડાવવાનું તેઓએ જાહેર કીધું હતું.

ત્યાર બાદ આ તકરારી મુકદમો વર્ષોની ઢીલ પછી તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૩૧ ને દીનથી મુંબઇની હાઇ કોર્ટ મધે નામદાર જજ મી૦ બહમનજી જમશેદજી વાહડયાની આગલ ચાલુ થયો હતો. આ મુકદમાં મધે વાદીઓ એરવદ ફરેદુન રતનજી કાંગા અને બીજાઓ તરફથી મેસર્સ જેહાંગીર, ગુલાબભાઈ અને બીલીમોર્યા સોલીસીટરોની ફરમાસથી કાઉનસલ તરીકે મેસર્સ ડી. એન. બાહાદુરજી અને શોહરાબ ડી. વીમાદલાલ હાજર થયા હતા, જ્યારે પ્રતિવાદીઓ તરફથી મેસર્સ દસ્તુર એન્ડ કુંપની સોલીસીટરો તરફથી એડવોકેટ જેનરલ સર જમશેદજી બી. કાંગા, મી૦ એન. પી. એનજીનીયર અને મી૦ એમ. એલ. માણેકશાહ હાજર થયા હતા. આ તકરારી મુકદમાનો કોઇબી રીતે સમજુતીથી નીવેડો

લાવવાની નામદાર કોર્ટે બન્ને પક્ષોને અનેક વખત અપીલ કીધી હતી, પરંતુ તે ઉપર શરૂઆતમાં અમલ થઇ શકયો હતો નહી. કેશ જ્યારે ચાલતો હતો ત્યારે વારંવાર નામદાર જજ સાહેબે મજબુત અપીલો કીધી હતી કે "આવો કેશ કોરટમાં લડાય એ પારસી કોમને જરા પણ શોભા આપનારૂં નથી, બન્ને પક્ષોએ કોઇપણ વચગાલેનો માર્ગ કાઢી આ દાવાનું સમાધાનીભર્યું છેવટ લાવવું જોઇએ." પ્રતિવાદીઓ તરફથી જણાવવામાં આવ્યું કે "વાદીઓ જો દાવો ખેંચી લે તો પછી સમજુતી ઉપર આવવાનું મુશકેલ નથી." એક વેળાએ એડવોકેટ જેનરલ સર જીમશેદજી કાંગાએ વાદીના કાઉનસલને સુચના વટીક કીધી હતી કે "જો આ ચાર મોબેદો હમણા વાહડયાજીના આતશબેહરામમાંથી ચાલી આવે તો હમો તેઓને લેવા તૈયાર છીએ." પણ આ સુચના ઉપર અમલ કરવાથી નવસારીની અનજુમનનું માન નહી રહે અને વાહડયાજીનાં આતશબેહેરામને ઘણી મુશ્કેલીમાં ઉતરવું પડે એ ખેયાલથી વાદીઓએ આ સુચના કબુલ કીધી હતી નહી, એટલે સમજુતીની સુચના શરૂઆતમાં પડી ભાગી.

પાછલથી કેટલોક કેશ ચાલ્યા પછી એક વાર ફરીથી નામદાર જજે સમજુતી ઉપર આવવા પક્ષકારોને મજબુત અપીલ કીધી અને જણાવ્યું કે "અત્યાર સુધીમાં કોર્ટમાં ઢગલાબંધ એકઝીબીટો રજુ થઇ ચુકયાં છે અને હજી વધારે કેટલાં એકઝીબીટો થવાના છે તે હું સમજી શકતો નથી. આય ધોરણે કેસ કોણ જાણે કયારેબી પુરો થશે.

મી૦ બાહદુરજી—મને લાગેછ કે આવતા આગસ્ટ મહીનામાં.

ના૦ જજ—જુન મહીના પછી શું થશે તે હું કહી શકતો નથી. દરેક ટરમે જજોનાં કામકાજો બદલાય છે અને કદાચ આ કેસ પારટ હરડ (અધુરો સંભળાયેલા) તરીકે એમનો એમ લટકેલો રહેશે. અને તે ટરમમાં હું લાંબા કજયાઓ સાંભળશ કે નહી તે હું જાણી શકતો નથી. આ કેસના પક્ષકારો, ધારા-શાસ્ત્રીઓ અને ખુદ જજ વટીકને મુબારકબાદી આપવાની છે, કેમજે એની અતી લંબાણ સુનાવણી અને સંખ્યાબંધ દસ્તાવેજોને લીધે તેઓના નામ અમર રહી જવાના છે.

મી૦ બહાદુરજી—કેસને લંબાવવાની અમારી ઇચ્છા નથી. પણ તે એટલો લંબાશે એવો હું અડસટો કરી શકું છું.

ના૦ જજ—હું પાછું કહું છું કે પારસી કોમ જેવી એક નાની કોમને આવો કેસ ખુલ્લી કોરટમાં લડવાને સારૂ મુદલજ શોભા ભરયું નથી. જો પક્ષકારો પોતે સમજુતી કરવાને ફાવ્યા નહી હોય તો કાંય નહી બન્ને આતશબેહેરામનાં

ત્રસ્ટીઓ સાથે મળીને કાંઇ વચગાળેનો મારગ શોધી કાઢતા અને આ કજ્યાનું છેવટ લાવી નાખતા ?

મી૦ એનજીનીયર—અમે તેમ કરવાને ખુશી છઇએ, પણ તે અગાઉ આ દાવો રદ કરાવવો જોઇએ, કેમજે ૧૯૨૨ નું એગ્રીમેન્ટ પ્રતીવાદીઓને બંધન કરતા છે એવો ખયાલ અમે દુર કરવા માંગચે છીએ.

ના૦ જજ—દાવાની સુનાવણી આટલી બધી ચાલ્યા પછી દાવો રૂદ કરવા માટે કેમ કહી શકાય ? પહેલાં કાંઇ વચગાળેની ગોઠવણ થવી જોઇએ અને પછી કુદરતી રીતે દાવો રદ થયલો ગણાશે.

મી૦ બહાદુરજી—અમે પણ એમજ કહેવા માંગચે છીએ. પહેલાં બન્ને આતશબેહેરામનાં ત્રસ્ટીઓને સાથે મળવા દેવ અને તેઓને કાંઇ વચગાળેનો તોડ શોધી કાઢવા દેવ અને પછી દાવાને રદ કરવાનું થઈ શકશે.

મી૦ એનજીનીયર—વાદીઓ ૧૯૨૨ નાં એગ્રીમેન્ટને વળગી રહેવા માગે છે અને અમે આ દાવામાં કાંઈબી ડીક્રી પસાર થયલી જોવા માંગતા નથી. વાદીઓ જો પોતાનો દાવો પહેલા ખેંચી લેતા હોય—

ના૦ જજ—પણ આ તબકકે દાવો ખેંચી લેવાનું અયોગ્ય થઇ પડશે. તમે કોઇબી જાતની સમજુતી ઉપર આવો અને તેની શરતો ચેમબર જજ સમક્ષ રજુ કરો અને સંમતીથી હુકમનામું લેવો.

મી૦ બહાદુરજી—છેલ્લી વખતે જ્યારે એડવોકેટ જેનરલ કોરટમાં આવ્યા હુતા અને જ્યારે તમો નામદારે સમજુતી કરાત્રવા બાબે ઇસારો કર્યો હુતો ત્યારે વીદવાન એડવોકેટ જેનરલને મેં એવીજ સુચના કીધી હુતી, પણ પ્રતીવાદીઓ તો પોતાનીજ સુચનાને વળગી રહેવા માંગે છે.”

અત્રે આ વાદવીવાદ અહીંજ અધુરો રહયો હુતો અને કેસ આગળ ચાલ્યો હુતો.*

કેટલીક જુબાની વધુ ચાલવા પછી એક વાર ફરી નામદાર જજે સમજુતી માટે જુસ્સાદાર અપીલ કીધી હુતી કે કાંઇબી કરી આ દાવો સમજુતીથી બંધ પડવો જોઇએ.

## વાદીઓને કરવો પડેલો વિચાર.

આ તકરારી કેશની સુનાવણી ૧૮ દીવસ સુધી ચાલવા બાદ તે જે રીતે લંબાતો હુતો તે ઉપરથી આ કેસ કેટલા વધુ દીવસો સુધી ચાલશે અને તે પુરો

* ઉપલો ઉતારો તા૦ ૧૨ મી મારચ ૧૯૩૧ ના “જામે જમશેદ” પત્ર મધેથી અત્રે ઉતારી પ્રગટ કરવામાં આવ્યો છે.

કરતાં પૈસા સંબંધી કેટલાક મોટા ભોગો આપવા **પડશે** તે ઉપર ગંભીરપણે વીચાર કરવાની અને પૈસા સંબંધી પણ પોતાની જોખમદારી સમજવાની વાદીઓને તેઓના ખરા ખેરખાહો તરફથી ઘટતી સલાહ અને ચેતવણી આપવામાં આવી હતી. આ તકરારી મુકદમાંને આટલી હદ સુધી લંબાવવામાં આવશે એવી વક્કી વાદીઓએ રાખી હતી નહી. આ લખનારની પોતાની જુબાની ૯ દીવસ સુધી લંબાવા પામી હતી, જ્યારે બીજા શાક્ષી "ભગરસાથ કમીટી"ના જોડ્યા ઓનરરી સેક્રેટરી એરવદ કેખશરૂ માહીયાર કુતાર એમ. એ. ની જુબાની પણ તેજ રીતે લંબાઇ અધુરી રહેવા પામી હતી. આ તબકકે વાદીઓને ગંભીર વીચાર કરવો પડયો હતો કે નામદાર જજના કહેવા મુજબ જો એજ રીતે વાદીઓના બીજા શાક્ષીઓ અને પ્રતીવાદીઓ તરફના શાક્ષીઓની જુબાનીઓ લંબાએ તો કેશ પુરો લડતાં કેટલા મહીનાઓ નીકલી જશે અને તેથી પૈસા સંબંધી જોખમદારી પણ કેટલી વધી જશે તેનો વીચાર કરવાની વાદીઓએ પણ જરૂર જોઇ હતી.

આ સઘલી ભવીષ્યની જોખમદારી અને મુશ્કેલીઓ ઉપર પુખ્ત વીચાર કરી તથા નામદાર જજની સુચનાઓ, અપીલો અને કેસ લંબાણ થવાના સંભવપણા ઉપર ધ્યાન આપી, એડવોકેટ જેનરલ સર જમશેદજી કાંગાએ જ્યારે સમજુતીની એક વધુ છેવટની કોશેશ કીધી ત્યારે વાદીઓએ, નજદીકનાં ભવીષ્યમાં કાયમની સમજુતી થવાની નેક ઉમેદમાં, તે ગોઠવણ બાહલ રાખી હતી. આ ઉપરથી સર જમશેદજી કાંગાએ કોર્ટમાં હાજર થઇ જણાવ્યું કે:—

"કોઇબી જાતની ગોઠવણ થઈ નથી કે કોઇબી તરાંહની કબુલાત આપવામાં આવી નથી પણ નામદાર કોર્ટને નીચે મુજબ હુકમ કરવા અમો અરજ કરીએ છીએ.

દાવો કાઢી નાખવાનું વાદીઓ કબુલ થતા હોવાથી દાવો કાઢી નાખવામાં આવે છે.

વાદીઓ ગરીબ મોબેદો હોવાથી પ્રતીવાદીઓ પોતાના ખરચ માટે દબાણ કરતા નથી, એટલે ખરચ માટેનો કંઇબી હુકમ કરવામાં આવતો નથી.

પ્રતીવાદીઓએ આ દાવાનો તેઓનો ખરચ આતશબેહેરામનાં ટ્રસ્ટ ફંડમાંથી લેવો.

આજની તારીખથી પહેલા વાદી એરવદ ફરેદુન રતનજી કાંગા જરથોસ્તી અનજુમનના આતશબેહેરામની કારોબાર મંડળીમાંથી સભાસદ તરીકેનું રાજીનામું આપે છે.

પ્રતીવાદીના સોલીસીટરો હાઇ કોર્ટની ૫૬૧ કલમ મુજબ તેઓને મલતી લવાજમની ૩૩⅓ ટકાની વધારાની રકમ માટે કોઇ પણ સંજોગોમાં દાવો નહી કરવા કબુલે છે અને પ્રતીવાદીઓના સોલીસીટરોએ પોતાની ગીરોથી કીધેલા ખરચ ઉપરાંત તેમની મેહેનત બદલ કારોબાર મંડળી તેઓને જે લવાજમ આપે તે સ્વીકારવાને કબુલે છે. તે લવાજમની રકમ નક્કી કરવા જો જરૂર હોય તો કારોબાર મંડળીને ધી એડવોકેટ જેનરલની સલાહ લેવાને છુટ છે."

નામદાર કોરટે ઉપર મુજબની નોંધ લઇ દાવો કહાડી નાખ્યો હતો.

---

## મદદગારોનો આભાર.

વાદીઓએ પોતાની અનજુમનનાં અને વાહડયાજીના આતશબેહેરામ સાહેબનાં સ્વમાનને ખાતર માથે ઉઠાવી લીધેલાં આ મુશ્કેલ કામમાં એક કે બીજી રીતે મોટી મદદ આપનારાઓનો અત્રે ખાસ આભાર માનવાની હું મારી ફરજ સમજું છું.

**મારી પહેલી ફરજ,** વાહડ્યાજીના આતશબેહેરામનાં માનવંત ટ્રસ્ટી સાહેબોનો ખાસ આભાર માનવાની છે. આ આતશબેહેરામનાં ટ્રસ્ટી સાહેબોએ એક જુની કમનસીબ મતફેરીનો સુલેહ સંપજથી નીવેડો લાવવા ભગરસાથ અનજુમન સાથે જયારે ઉદાર દીલથી સમજુતીની ગોઠવણ કીધી ત્યારે તેઓને સ્વપ્ને પણ વીચાર આવ્યો હતો નહી કે થયલી સમજુતીની રૂએ પોતાના કારોબાર હેઠલના આતશબેહેરામ સાહેની બોય દેવા અને કીયા કામો કરવા આવેલા મોબેદોની સામે મુંબઇના અનજુમનનાં આતશબેહેરામના કારોબારીઓ તરફથી એ રીતની મુશ્કેલી ઉભી કરવામાં અને તેઓને હાઇ કોર્ટના એક મોટા મુકદમાં મધે ઉતરવાની ફરજ પાડવામાં આવશે. પરંતુ જયારે આ તકરારી મુકદમો લડવાની અમો વાદીઓને ફરજ પડી અને તેમાં ઘટતી મદદ આપવાની ટ્રસ્ટી સાહેબોને વાદીઓએ અરજ કીધી, ત્યારે આ ભલી લાગણી ધરાવનારા માનવંત ટ્રસ્ટી સાહેબોએ ઉદાર દીલથી તેમની માગણી સ્વીકારીને આતશબેહેરામ સાહેબનાં ફંડ મધેથી તેમજ "શેઠ નવરોજજી માણેકજી વાહડયાનાં ટ્રસ્ટ ફંડ" ના ટ્રસ્ટી સાહેબોની પાસેથી નાણાંની મોટી રકમ આપવા તથા અપાવવાની મેહેરબાંની કરીને અમો વાદીઓની પૈસા સંબંધી મુશ્કેલી ટાળવામાં અને કેશ આગલ ચલાવવાની સવળતા કરવામાં કીમતી મદદ આપી હતી, જે માટે હું મારી તરફથી તેમજ મારા હમશરીક વાદીઓ તરફથી આ ભલી લાગણીવાળા દીલસોઝ ટ્રસ્ટી સાહેબોનો અત્રે ખાસ આભાર માનું છું.

**મારી બીજી ફરજ,** ભગરસાથ અનજુમનનો અને વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજીનો ખાસ આભાર માનવાની છે. અનજુમન સાહેબે આ તકરારી કેશમાં અમો વાદીઓ તરફ પુરણ દીલસોઝી અને ભલી લાગણી બતલાવી "ભગરસાથ બેહેતરી ફંડ" મધેથી અમુને મદદ કરવાનો ઠરાવ કીધો હતો, જેની રૂયે નાણાંની એક સારી રકમ આ કેશમાં મદદ તરીકે વાદીઓ મેળવવા પામ્યા હતા. તેમજ વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજીની ભલી દીલસોઝી અને અનજુમન સાહેબના ઠરાવથી વાહડયાજીના આતશબેહેરામનાં ત્રસ્ટી સાહેબો સાથની સમજુતીની ગોઠવણની રૂયે તેઓ તરફથી અનજુમનને દર સાલ મલતો રહેલો બોયના નાણાંનો ત્રીજો હીસ્સો, આ તકરારી કેશનાં ખરચમાં મદદ તરીકે અમો વાદીઓનો મલતો રહયો હતો, જેથી અમુને મોટી રાહત મલી હતી.

**મારી ત્રીજી ફરજ,** આ કેશમાં અમો વાદીઓને અનેક પ્રકારની કીમતી મદદ કરનારા અનજુમનનાં દીલસોઝ સભાસદો અને મદદગારોનો ખાસ આભાર માનવાની છે.

આ મુકદમો બરપા થયો ત્યારથી છેવટ સુધી ભગરસાથ અનજુમનનાં ઓનરરી સલાહકાર સોલીસીટર શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલે તેમજ "ભગરસાથ કમીટી"ના એક કેળવાયલા સેક્રેટરી એરવદ કેખુશરૂ માહીયાર કુતારે, અનજુમનનું હિત હૈડે ધરી વાદીઓ તરફથી આ મુકદમો તૈયાર કરાવવા અને તે લડવા પાછલ તન–મન અને ધનનાં ભોગે વર્ષો સુધી જે બીનસ્વાર્થી મહેનત કરી છે અને અનજુમનાં કેટલાક સભાસદો તરફની અનેક નડતરો અને વીરૂધતા છતાં અનજુમનનાં કીમતી હકકો અને લાભોની જાળવણી કરવા માટે ખંતીલી કોશેશ કરી અનજુમનની અમુલ્ય સેવા બજાવી છે, તે માટે આ બન્ને ભલા ભાઇઓનો અત્રે ખાસ આભાર માનવાની હું મારી ફરજ સમજું છું. તેમજ ભગરસાથ અનજુમનના મોટા ભાગના સભાસદો જેઓ ઉપલી કમનસીબ જીક્કર દરમ્યાન પોતાની અનજુમનની સદા પડખે રહી, અનજુમનની સભાઓમાં પોતાના કીમતી વખતના ભોગે સદા હાજરી આપી, અનજુમનનું માન અને પ્રતીષ્ટા જાળવવામાં સદા હમશરીક બન્યા હતા તે સઘલા ભલા ભાઇઓનો આ ટકે મોટો આભાર માનવાની હું ફરજ સમજુ છું.

**મારી ચોથી ફરજ,** મારા હમશરીક વાહડયાજીનાં આતશબેહેરામ સાહેબનાં "બોય"વાળા મોબેદભાઇઓનો ખાસ આભાર માનવાની છે.

આ ભલી લાગણીનાં, મક્કમ વીચારના અને ઉદાર ખવાસના મોબેદભાઇઓ જમશેદજી પેસ્તનજી માદન, ફરદુનજી સોહરાબજી બીલીમોર્યા, કાવસજી હોરમજજી

મોબેદજી, બરજોરજી ડોસાભાઇ મોબેદજી, મેહરવાંનજી માણેકજી દસ્તુર મેહરજીરાંણા અને મરહુમ ભાઇ ફરામરોજ જમશેદજી દાબુએ પોતાની અનજુમનનાં ઠરાવોને માન આપી વાહડયાજીના આતશબેહેરામ સાહેબની "બોય" દેવા અને ક્રીયાકામો કરવાનાં કામમાં મારી સાથે હમશરીક બની, ઘણાક વીરૂધીઓ તરફનાં અનેક દબાંનો છતાં સદા અનજુમનની પડખે રહી, છેવટ સુધી પોતે માથે ઉઠાવેલી ફરજ વફાદારીથી બજાવી, તથા આએ તકરારી કેશમાં પોતાની અનજુમનનું સ્વમાન જાળવવા ખાતર એકદિલી અને ભલી લાગણીથી **નાણાં સંબંધી** અને બીજી અનેક પ્રકારની મને મદદ આપી એક સાચ્ચા બગરીયા તરીકેની પોતાની અનજુમન તરફની ખરી ફરજ અદા કીધી હતી.

**મારી પાંચમી ફરજ,** વાહડયાજીનાં આતશબેહેરામ સાહેબના વડા દસ્તુરજી સાહેબ શમ્સ-ઉલ-ઉલમાં ડા૦ દારાબજી* પેશોતનજી સંજાણાનો ખાસ આભાર માનવાની છે.

આ માનવંત દસ્તુરજી સાહેબે પોતાની અનજુમન સાથનો આગલો કમનસીબ મતફેર દુર કરાવવામાં, ટોળામાં પડેલા બે વિભાગોને એકત્ર બનાવવાનાં કામમાં આગેવાન ભાગ બજાવ્યો હતો. તેમજ થયલી સમજુતીનાં સંબંધમાં પાછલથી ઉભી થયલી મુશ્કેલી અને બરપા થયલા કેશમાં વાદીઓને દરેક પ્રકારની મદદો આપી તથા અપાવી પોતાના "બોય"વાલા મોબેદોની દસ્તગીરી કીધી હતી.

---

* વાહડયાજીના આતશબેહેરામ સાહેબનાં આ માનવંત વિદ્વાન વડા દસ્તુરજી સાહેબ શમ્સ-ઉલ-ઓલમાં ડા૦ દારાબ પેશોતનજી સંજાણા બી. એ. પી. એચ. ડી. જે. પી. રોજ બહમન અમશાસ્પંદ, માહસ્પંદારમદ શેહેનશાહી, સને ૧૩૦૦ યજદેજરદી, તા૦ ૫ મી ઓગસ્ટ ૧૯૩૧ ને દીને ૭૧ વર્ષની ઉંમરે મુંબઈમાં ગુજર પામવાથી મોબેદ વર્ગમાં તેમજ સામાન્ય પારસી કોમમાં મોટી દલગીરી ઉપજી હતી. પોતાની કોમની બેહેતરીને લગતા દરેક સંસારી અને ધાર્મીક મહત્વનાં સવાલો તથા હીલચાલામાં સદા આગેવાન ભાગ લેતા રહી પોતાના ધાર્મીક ભાષણો, લખાણો અને પુસ્તકોની મારફતે એઓ સાહેબે વર્ષો સુધી કોમના ઘણી અમુલ્ય સેવા બજાવી હતી એઓ સાહેબ અવસ્તા, પહેલવી, ફારસી, સંસકરૂત, ફ્રેન્ચ, જરમન, વીગેરે ભાષાઓનું પુખ્ત જ્ઞાન ધરાવતા હતા, જેનાં બલથી પોતાની આખી જીંદગી ઘણાક ધાર્મીક પુસ્તકો લખવા તથા નામીચી પહેલવી "દીનકર્દ" કેતાબના તરજુમાઓ કરવા અને છપાવવા પાછલ ગુજારી, એઓ સાહેબે વીદ્વાન મંડળોમાં તેમજ કોમ-પરકોમમાં મોટી નામના મેળવી હતી. આવા એક ધાર્મીક રાહબર અને કોમહીતકારી વડા દસ્તુરજી સાહેબની કીમતી સેવાઓની યોગ્ય કદરસનાશી કરવા અને એમના ગુજર પામવાથી પારસી કોમમાં ફેલાયલી દલગીરીની યોગય નોંધ લેવા સારૂ "પારસી ફેડરલ કાઉન્સીલ" અને બીજાં પારસી મંડળોની આગેવાની હેઠલ મરહુમના મીત્રો તથા વખાણનારાઓની એક મોટી સભા સર કા૦ જા૦ પબલીક હોલમાં ડા૦ સર જીવનજી જમશેદજી મોદી સી. આઈ. ઈ ના પ્રમુખપણા હેઠલ તા૦ ૯ મી જાનેવારી ૧૯૩૨ ને દીને મલી હતી, જેમાં કોમનાં આગેવાન વકતાઓએ મરહુમ દસ્તુરજીએ પારસી કોમની તેમજ જરથોસ્તી ધર્મ સાહીત્યની બજાવેલી મહાન સેવાઓની પ્રસંશા કરી, એમના ગુજર પામવા માટે દલગીરીનો ઠરાવ પસાર કીધો હતો અને તે મરહુમના કુટુંબીઓ ઉપર મોકલી આપવાનો ઠરાવ કીધો હતો.

## ભગરસાથ અનજુમનની નવસારીની વડી દરેમેહર—તેમાં વખતો વખત કરવામાં આવેલા સુધારા તથા વધારા.

નવસારીનાં પાક આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાઈને તૈયાર થવા અને પાદશાહ સાહેબને તેમાં ફરી તખ્તનશીન કરવામાં આવ્યા પછી "ભગરસાથ કમીટી"ના આગેવાન સભાસદોનું ધ્યાન, પોતાના ટોલાની વડી દરેમેહરનાં કુશાદેહ મકાનનાં બહારનાં અને અંદરનાં ભાગોનાં દરશનોમાં મોટા ફેરફારો કરવા તથા તેને સુંદર બાંધકામોથી વધારે સોભાયમાન બનાવવા તરફ ખેંચાયું હતું. આ શુભ કામ શરૂ કરી સરનજામ ઉતારવા માટે નાણાંની મોટી રકમ ખરચવાની જરૂર હતી અને તે મેળવવા સારૂ કમીટીના આગેવાનોએ પોતાની નજર સખીવજુદ મોબેદ સાહેબ ખુરશેદજી* બેહરામજી શહીઆરની ઉપરજ પુગાડી હતી, કે જેઓ સાહેબે આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનાં કામમાં રૂપયા ૭૫૦૦૦) ની પાદશાહી રકમ ઉદાર જીગરથી કાઢી આપી પોતાની ભગરસાથ અનજુમનને આભારી બનાવી હતી.

મોબેદ ખુરશેદજી શહીઆરને એ બાબે ઘટતી રીતે સમજાવવામાં આવતાં તેઓ સાહેબે કમીટીનાં આગેવાન સભાસદોએ કીધેલી માગણી ઘણી ખુશીથી સ્વીકારી હતી અને આ શુભ કામ સરનજામ ઉતારવા માટે રૂપ્યા ૨૫૦૦૦) પચીસ હજારની બીજી મોટી રકમ કમીટીનાં આગેવાનોને સ્વાધીન કરી પોતાના ટોલાની વડી દરેમેહર તરફ ખરી જાનફેશાની અને ભલી લાગણી બતલાવી હતી. પોતાને આવી કુમક મળતાંને વાર કાબેલ ઇજનેરો પાસ પલાણ ઉતરાવી કમીટીએ તેનું બાંધકામ શરૂ કરાવ્યું હતું, જે પુરૂં થતાં આ પુરાણી વડી દરેમેહરનું મકાન વધારે રોનકદાર અને સગવડભર્યું બન્યું હતું. આ નવાં બાંધકામનાં બહારનાં દરસનનાં ભાગ ઉપર નીચલી તખ્તી કોતરાવવામાં આવેલી છેઃ—

* આ સખીવજુદ બુજોર્ગ એરવદ સાહેબ ખુરશેદજી બેહેરામજી સહીયાર, રોજ ૧૭ મો માહ ૩ જો સને ૧૩૦૧ યજદેજરદી, તા૦ ૨૩ મી નવેમબર ૧૯૩૧ ને દીને ૮૯ વર્ષની ઉંમરે નવસારી મધ્યે ગુજર પામ્યા હતા. એઓ સાહેબે નવસારીનાં આતશબેહેરામ સાહેબનું નવું મકાન બંધાવવાનાં કામમાં ૭૫૦૦૦) રૂપયાની મોટી રકમ ઉદાર દિલથી કાઢી આપી હતી. નવું મકાન બંધાઇને તૈયાર થતાં પાદશાહ સાહેબને તેમાં ફરી તખ્તનશીન કરવામાં આવ્યા હતા, જેની પેહેલી "બોય" દેવાનું કીર્તિવંત કામ એઓ સાહેબે પોતે બજાવ્યું હતું, જે કામ કરવા સારૂ તેઓએ પોતાની તે વેળાની ૮૨ વર્ષની બુજોર્ગ ઉંમરે ખાસ "બરશનુમ" કીધું હતું, આ ભાગ્યશાળી મોબેદ સાહેબે આતશબેહેરામનાં સાહેબનાં તેમજ વડી દરેમેહરનાં મકાનો પાછળ રૂા. ૧,૦૦,૦૦૦ એક લાખની પાદશાહી રકમ ખરચવા ઉપરાંત બીજા આસરે ૭૫૦૦૦ પંચોતેર હજાર રૂપયાની સખાવત, જુદા જુદા ટ્રસ્ટ ફંડો સ્થાપી અને બીજી રીતે ફંડોમાં નાણાં ભરી કીધી હતી મોબેદ ખુરશેદજી શહીઆરની પોતાની અનજુમન તરફની આવી જાન-ફેશાની અને ભલી લાગણીની પીછાણમાં અનજુમને એઓ સાહેબનું નામ પવીત્ર ભણતરોમાં બીજાં નામોની સાથે સદા યાદ કરતા રહેવાનો ઠરાવ કીધો હતો.

"                    અહુર

શ્રી નવસારીની વડી દરેમેહરનું આ મકાન પુરાણું થવે એરવદ ખુરશેદજી બેહેરામજી શહીયારે **હમા અશો ફરોહરોની પવીત્ર યાદમાં** રૂા. ૨૫૦૦૦) આપી તેને ફરી સમરાવી આપ્યું છે.

રોજ દેપમેહર દાદાર, માહ મેહર યજદ, સને ૧૨૯૯ (ય૦ જ૦) તા૦ ૨૧ મી માર્ચ ૧૯૩૦ વાર શુક્ર."

---

તવારીખની જુની નોંધો પ્રમાણે યજદેજરદી ૫૧૧ (ઇ. સ. ૧૧૪૨) માં પારસી જરથોસ્તીઓ મોટી સંખ્યામાં ફરવરદીન મહીનો ને દીન રોજે સંજાણથી નવસારીમાં આવી ઠરીઠામ થયા હતા, જેઓની સાથે આવેલા "કામદીન-જરથોશ્ત" નામનાં ભાગ્યશાળી મોબેદે ભગરસાથ અનજુમનની સ્થાપના કરવાનો કીર્તિવંત પાયો નાખી એક દરેમેહેરની સ્થાપના કીધી હતી, કે જે "વડી દરેમેહર"ના પ્રસિદ્ધ નામથી ઓળખાતી રહી છે. ભગરસાથ અનજુમનની આ સર્વથી પહેલી દરેમેહરની સ્થાપના થવા પછી પસાર થયલાં સેંકડો વર્ષની મુદત દરમ્યાન તેને ભગરસાથ અનજુમને વખતો વખત સમરાવી તથા બંધાવી હતી.

ઇ૦ સ૦ ૧૫૮૮ માં ભગરસાથ અનજુમને આ દરેમેહર ફરી સમરાવી હતી, જેની નોંધ "પારસી ધર્મસ્થલો" નામની ચોપડીમાં નીચે મુજબ લેવામાં આવેલી છેઃ—

તા૦ ૨૪ મી ફેબરવારી ૧૫૮૮, સંવત ૧૬૪૪ ના રોજ ૮ માહ ૮.

"નવસારીની વડી દરેમેહરની ઈમારત જુની થવાથી તે સરવે એરવદ તથા ઓસતા અંજુમને મલી પોતાના એક વરસનાં લગન તથા ગગરનાંની આવક વહેંચી નહી લઇ તે મધેથી ખરચ કરી દરૂસ્ત કરાવી હતી."

ઉપલી નોંધ પછીની જે નોંધ જળવાઇ છે તે ઇ૦ સ૦ ૧૭૯૫ અને ૧૮૫૧ ની "પારસી પ્રકાશ"માં આવેલી નીચલી નોંધ છેઃ—

"એ દરેમેહર ઘણી પુરાણી થવાથી તે ઉખેડી નવેસરથી દેશાઇ મનચેરજી ખુરશેદજીએ પોતાને ખરચે પાછી બંધાવી તા૦ ૭ મી ફેબરવારી ૧૭૯૫ ને દીને પરઠાવી હતી. વલી ૫૬ વરસે તે પાછી બાઈ મોટલાંબાઇ જાંહગીરજી વાડીઆએ બંધાવી તા૦ ૨૦ મી મે શને ૧૮૫૧ ને દીને પરઠાવી હતી." (પા. પ્ર. દફતર ૧ લું, સફો ૮૪૯) ઇ. સ. ૧૭૯૫ માં દેશાઇજી મીનોચેહરજી ખુરશેદજીએ એ દરેમેહરનું જુનું મકાન ફરી નવું બંધાવ્યું તે વેળાએ આ દરેમેહરનો વિસ્તાર ઘણો ન્હાનો

હતો, પાછલથી આસપાસની બીજી જગ્યાઓ ભગરસાથ અનજુમને ખરીદી લઇ તેનો વિસ્તાર વધારવામાં આવ્યો હતો, અને તેનાં ઉપર ઇ. સ. ૧૮૫૧ માં બાઈ મોટલાંબાઇ જાંહગીરજી વાહડયાએ બે મોટા હોલ તથા ઇધોરાઓનું મકાન બંધાવી ભગરસાથ અનજુમનને સ્વાધીન કીધું હતું. બાઇ મોટલાંબાઇ વાહડયાએ બંધાવી આપેલાં ઉપલાં મકાનોનાં ભાગોમાં ઘટતો ફેરફાર અને મરામત એવણના છોકરા શેઠ નવરોજજી માણેકજી વાહડયા સી. આઇ. ઇ. એ ઇ. સ. ૧૯૦૯ માં કરાવ્યું હતું. આ મકાન ઉપર નીચલી તખ્તી મારવામાં આવેલી છે:—

"શ્રી નવસારીની વડી દરેમેહર જે સને ૫૫૧ યજદેજરદીમાં સ્થપાઇ હતી તેને લગતું આ મકાન જે મુંબઇવાસી બાઇ મોટલાંબાઇ તે શેઠ જેહાંગીરજી નોશેરવાંનજી વાહડયાજીનાં બેટીએ પોતાના મરહુમ બાવા શેઠ જેહાંગીરજી નોશેરવાનજી વાહડયાજીનાં પુનને માટે રોજ ૨૬ મો માહ ૮ મો સને ૧૨૨૦ યજદેજરદી, તા૦ ૨૦ મી મે સને ૧૮૫૧ ઇસવીને દીને ઇજાવી ભગરસાથ અનજુમનને સ્વાધીન કીધું હતું, તેમાં ઘટતો ફેરફાર અને મરામત એવણના છોકરા મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહડ્યા સી. આઇ. ઇ. એ પોતાની હયાતીમાં કરાવ્યું હતું તે પુરૂં થવે આજ દીને આ મકાન ફરી ઇજાવી ખુલ્લુ મેલીઉં છે.

રોજ ૧૨ મો, માહ ૧૨ મો, સને ૧૨૭૮ યજદેજરદી, તા૦ ૨૦ મી આગસ્ટ સને ૧૯૦૯ ઇસવી."

---

ભગરસાથ અનજુમનની વડી દરેમેહરનો જેટલો ભાગ ઇ. સ. ૧૭૯૫ માં દેશાઇજી મીનોચેહરજી ખુરશેદજીએ ફરી બંધાવ્યો હતો, તેને એ મરહુમના એક નબીરા દેશાઇ કાવસજી એરચજીએ યજદેજરદી ૧૨૭૬ માં ફરી સમરાવ્યો હતો. ઉપલાંજ મકાનમાં "આતશ દાદગાહ" રાત—દીવસ રોશન રાખવાનો ઘટતો બંદોબસ્ત, યજદેજરદી ૧૨૭૬ નાં સાલમાં દેશાઈ કાવશજી એરચજીનાં ધણીઆણી બાઇ મોટીબાઈએ કીધો હતો. દેશાઇજીએ બંધાવી આપેલાં આ મકાન ઉપર નીચલી ત્રણ તખ્તીઓ મારવામાં આવેલી છે:—

(૧)

સંવત ૧૮૫૧ માં રોજ ૧ માહ ૫ દેશાઇ શ્રી મનુચેહરજી ખુરશેદજીએ શ્રી દરેમેહર બંધાવી."

(૨)

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

શ્રી નવસારીની વડી દરેમેહરનું આ મકાન મરહુમ દેશાઇજી શ્રી મીનોચેહરજી ખુરશેદજીએ ૧૧૨ વર્ષ ઉપર બંધાવ્યું હતું. તેને એ મરહુમના એક નબીરા તે

ગોંડલવાલા દેશાઇ કાવસજી એરચજીએ પોતાનાં ખેશીઓનાં પુન્યને માટે નવેસરથી સમરાવી ખુલ્લું મુકયું છે.

રોજ ૧૭ મો માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૨૭૬ યજદેજરદી, તા૦ ૨૬ મી આગસ્ટ સને ૧૯૦૭ ઇસવી. સંવત ૧૯૬૩."

(૩)

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"શ્રી નવસારીની આ પાક વડી દરેમેહુરમાં રાત-દીન આતશ દાદગાહ રોશન રાખવા બાઇ મોટીબાઈ ફરામજી દેશાઇ તે કાવસજી એરચજી દેશાઈનાં ધણીઆણીએ તેનાં હુમેશનાં નીભાવ માટે ચોકસ બંદોબસ્ત કરી આજ રોજથી આ કેબલો રોશન કર્યો છે. રોજ ૧૭ માહ ૧૨ શેહેનશાહી સને ૧૨૭૬ યજદેજરદી, તા૦ ૨૬ મી આગસ્ટ સને ૧૯૦૭ ઇસવી. સંવત ૧૯૬૩."

---

વડી દરેમેહુરનાં આ પાક મકાન મધે યજદેજરદી ૧૨૭૪ નાં સાલમાં "જશનો" વિગેરેની ક્રીયાઓ કરવા સારૂ માળ સાથનો એક ઓટલો બંધાવવામાં આવ્યો હુતો, જેનાં ઉપર નીચલી તખતી જડવામાં આવેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

મુંબઇના રહેવાસી બાઈ દીનબાઇ તે મરહુમ શેઠ જહાંગીરજી રૂસતમજી મોદીના ધણીઆણી તથા મરહુમ શેઠ મેરવાંનજી ભીમજી ઉમરીગરનાં બેટીએ શ્રી નવસારી મધે વડી દરેમેહુરમાં ભગરસાથ અનજુમનનાં વપરાસ માટે આ ઓટલો માળ સાથે નવેસરથી બંધાવીને અનજુમનને સ્વાધીન કીધો છે.

રોજ ૨૦ મો બેહરામ યજદ, માહ ૧૨ મો સપંદારમદ અમશાસ્પંદ, સને ૧૨૭૪ યજદેજરદી શેહેનશાહી, તા૦ ૨૯ મી આગસ્ટ સને ૧૯૦૫ ઇસવી. સંવત ૧૯૬૧ નાં ભાદરવા શુદ ૧૪ ને વાર મંગલ."

---

આ વડી દરેમેહુરનાં "બરસીંગા"ની જગ્યા ઉપલો જશનનો ઓટલો બાંધવાનાં બાંધકામમાં લેવામાં આવેલી હોવાથી તેની પાછલ આવેલી જગ્યા પહેલા સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ સાહેબે વેચાતી લઈ ભગરસાથ અનજુમનને બક્ષેશ આપી હતી, જેનાં ઉપર અનજુમને બરસીંગો બનાવી નીચલી તખ્તી મરાવી હતી:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

આએ જગા સર દીનસાજી માણેકજી પીટીટ પહેલા બેરોનેટ સાહેબે શ્રી નવસારીની ભગરસાથ અનજુમનને પોતાના પૈસાથી ખરીદી બક્ષીસ આપી છે. તે જમીનનાં ઉપર આજ રોજે આએ નવો બરસીંગો તેવણુ સાહેબનાં નામનો ભગરસાથ અનજુમન તરફથી કરવામાં આવ્યો છે.

રોજ ૬ ઠો માહ ૨ જો સને ૧૨૭૫ યજદેજરદી, તા૦ ૧ લી અકટોબર સને ૧૯૦૫ ઇસવી. સંવત ૧૯૬૧."

---

આ વડી દરેમેહરનાં કમ્પાઉન્ડનાં ચોકમાં પથરની લાદીઓ શેઠ જમશેદજી કાવસજી દસ્તુરે જડાવી આપવાથી તે માટેની નીચલી તખ્તી ત્યાં જોવામાં આવે છે:—

" શ્રી દાદાર હોરમજદની મદદ છે.

શ્રી નવસારીની વડી દરેમેહરનાં કમપાઉન્ડનાં ચોકમાં પથરની લાદી બાઇ માણેકબાઇ તે માણેકજી જમશેદજી દસ્તુરનાં ધણીઆણી તથા તેવણુના ખાવીંદ માણેકજી જમશેદજી દસ્તુરનાં પુનને માટે તેવણુના ભાણેજ જ૦ કા૦ દસ્તુરે જડાવી આપી છે.

રોજ ૫ મો માહ ૧૨ મો સને ૧૨૭૪ યજદેજરદી, સંવત ૧૯૬૧ ના શ્રાવણ શુદ ૧૪ વાર સોમ. તા૦ ૧૪ મી આગસ્ટ સને ૧૯૦૫ ઇસવી."

આ વડી દરેમેહરનાં કમપાઉન્ડમાં એક બીજા કુવાની જરૂર જણુાયાથી તે મોબેદ સાહેબ ખુરશેદજી બેહરામજી શહીઆરે બંધાવી આપ્યો હતો, જે ઉપર નીચલી તખ્તી જડવામાં આવેલી છે:—

"આએ કુવો એરવદ ખુરશેદજી બેહરામજી શહીયારે પોતાના મરહુમ માતાજી બાઈ વીરબાઇજી તે દસ્તુર રતનજી મીનોચેહરજી કુતારનાં બેટીનાં તથા બાવા બેહરામજી મીનોચેહરજી સહીઆરનાં પુન્યને માટે બંધાવ્યો છે.

રોજ ૨૧ ગો, માહ ૪ થો, સને ૧૨૭૮ યજદેજરદી, તા૦ ૧ જાનેવારી સને ૧૯૦૯ ઇસવી."

## નવસારીનાં આતશબેહેરામ સાહેબનાં મકાનમાં જડવામાં આવેલી એક વધુ તખ્તી.

શ્રી નવસારીના આતશબેહેરામ સાહેબનાં બંધાવવામાં આવેલાં નવાં મકાનને લગતો અહેવાલ અને તે મકાન મધે જડવામાં આવેલી જુદી જુદી તખ્તીઓની વીગત આ પુસ્તકના સફા ૭૬૦ થી ૭૭૫ માં હું પ્રગટ કરી ગયો છું. ત્યારબાદ મરહુમ બાઈ ડોસીબાઇ આદરજી કોટવાલનાં વીલની રૂએ તેઓના એકસીક્યુટરો તરફથી તેનાં નીભાવ ફંડમાં મોટી રકમ મળેલી હોવાથી તેને લગતી એક વધુ તખ્તી આ પાક મકાનમાં જડવામાં આવી છે, જે નીચે મુજબ છેઃ—

"મરહુમ બાઇ દોશીબાઇ આદરજી કોટવાલે વસીએતનામામાં ફરમાવવા પ્રમાણે તેમના એકઝીક્યુટરો ડો૦ સર જીવનજી જમશેદજી મોદી, ડો૦ જેહાંગીર બેહેરામજી દોરડી અને એરવદ રૂસ્તમજી બેજનજી રાનજીએ રૂા. ૫૦,૦૦૦) અકે પચાસ હજાર રોકડા મકાન બંધાતાં આપ્યા હતા. તથા હાલ વધુ રૂા. ૧,૦૦,૦૦૦) અંકે એક લાખની જામીનગીરીઓ અને રૂા. ૧,૩૯૨ રોકડા આપ્યા છે.

રોજ ૨૭–૧૧–૧૩૦૦ ય૦ જ૦

તા૦ ૩૧–૭–૧૯૩૧ ઇસવી."

## ભગરસાથના વડા દસ્તુરજીનાં સંબંધમાં બનેલો એક કમનસીબ બનાવ.

"ભગરસાથ અનજુમનની તવારીખ"નાં આ પુસ્તક મધે એક તવારીખનવેશ તરીકે ભગરસાથ અનજુમનનાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દસ્તુર દારાબજી મેહરજીરાણાનાં સંબંધમાં બનેલા એક કમનસીબ બનાવની નોંધ લેવાની આ લખનાર પોતાની ફરજ સમજે છે. પોતાની અનજુમનનાં હિતમાં પોતાનું હિત સમજી અનજુમનની બેહતરીને લગતા દરેક મહત્વનાં સવાલો અને કામોમાં સદા અનજુમનનાં મોટા ભાગના ઠરાવોને માન આપી ચાલનારા, અનજુમન તરફની પોતાની ફરજ પોતાનાં અધીકારની રૂએ અદા કરનારા, તથા અનજુમન તરફ ખરી જાંનફેશાની બતલાવવાનો સદગુણ ધરાવનારા આ દસ્તુરજી સાહેબ ઇ૦ સ૦ ૧૯૨૮ નાં સાલમાં અમુક કમનસીબ સંજોગોમાં મગજની કંઇક અશાંત સ્થીતીમાં આવી પડ્યા હતા. પોતાના વડા દસ્તુરજીનાં સંબંધમાં આવા કમનસીબ સંજોગો બરપા થયલા જોઇ તેમજ તેમનાં આચાર વીચાર અને વરતણ સંબંધી જાહેર છાપાઓમાં

કેટલીક ચર્ચા બરપા થવાથી અનજુમનનાં સ્વમાનને ખાતર તે ઉપર વીચાર કરી યોગ્ય ઠેડાવ ઉપર આવવા "ભગરસાથ કમીટી" ની ભલામણ મુજબ ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, રોજ દેપદીન માહ ફરવરદીન સને ૧૨૯૮ યઝદેજરદી, તા૦ ૩૦ મી સપટેમબર ૧૯૨૮ ને દીને નવસારી મધે ખુરશેદવાડીમાં અનજુમનનાં બીજા અકાબર દેશાઇજી અરદેશર માણેકજીનાં પ્રમુખપદ હેઠળ ભેગી મલી હતી. સભામાં કેટલોક લંબાણુ વાદવીવાદ થવા બાદ, બરપા થયલી સ્થીતી અને સંજોગો ધ્યાનમાં લેતાં અનજુમનને વાજબી લાગે તે મુદત સુધી દસ્તુરી પદનો અધીકાર દસ્તુર દીનશાહજી રૂસ્તમજી મેહરજીરાણાને કામચલાઉ સોંપવાનો, આ કામચલાઉ મુદત દરમ્યાન દસ્તુર તરીકે "દસ્તુરી" દસ્તુરજી કૈકોબાદની ભણવી ચાલુ રાખવાનો તેમજ અનજુમનને વાજબી લાગતાં દસ્તુરજી કૈકોબાદને તેમનાં દસ્તુરી પદનો તમામ હક અધીકાર પાછો સ્વાધીન કરવાને લગતો ઠરાવ સભામાં મોટી બહુમતીથી પસાર થયો હતો.

અનજુમનનાં ઉપલા ઠરાવ અનુસાર આસરે એક વરસની મુદત બાદ બરપા થયલી સ્થીતી અને સંજોગો દુર થયલા જણાતાં, દસ્તુરજી કૈકોબાદને તેમનો તમામ દસ્તુરી અધીકાર પાછો સ્વાધીન કરવાની લાગણી ટોળાનાં અતી મોટા ભાગમાં જોશભર પ્રગટી નીકલી હતી. આ ઉપરથી નવસારીની વડી દરેમેહરને મલતી ભગર સાથ અનજુમનની એક જાહેર સભા રોજ ૨૬ મો માહ બીજો સને ૧૨૯૯ યજદેજરદી, તા૦ ૨ જી નવેમબર ૧૯૨૯ ને દીને નવસારી મધે ખુરશેદવાડીમાં કામચલાઉ દસ્તુરજી દીનશાહજી રૂસ્તમજીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. મજકુર સભામાં ભેગા મલેલા સાહેબોની ઇચ્છા અનુસાર દસ્તુરજી સાહેબ જાતે પધારી સભા સનમુખ કેટલોક ખુલાસો કરી વીદાય થયા હતા. તેઓ સાહેબનાં વીદાય થવા પછી સભામાં યોગ્ય વાદવીવાદ અને તકરારોનો આવજો લાવજો થવા બાદ, ભગરસાથ અનજુમને દસ્તુરજી સંબંધી કરેલો આગલો ઠરાવ રદ કરી તેઓ સાહેબને તેમનાં તમામ દસ્તુરી અધીકારો પાછા સપુરદ કરવાનો ઠરાવ સભાની અતી મોટી બહુમતીથી પસાર કરવામાં આવ્યો હતો.

ઉપલીજ સભામાં એક બીજો મહત્વનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો જે નીચે મુજબ હતોઃ—

"બીજા અકાબર વડા દેશાઇજી અરદેશર માણેકજીને એકલાને ભગરસાથ અનજુમનની સભા બોલાવવાનો હક છે એવો જે દાવો કરવામાં આવે છે તે માટે આ સભા ખુલ્લો અભીપ્રાય જાહેર કરે છે કે આવો દાવો ભગરસાથ અનજુમનનાં ચાલતાં આવેલાં બંધારણુની વીરૂધ છે અને એવો હક વડા દેશાઇજીને અનજુમને

આપયો નથી અને તેવો હક તેઓએ કદી પણ ભોગવ્યો નથી. વળી વડા દેશાઇજીએ એવો અઘટીત દાવો કીધો છે કે નવસારીનાં દસ્તુરજીને ગાદી ઉપર બેસાડવાનો તેમનો પોતાનો એકલાનો હક છે; એવો દાવો પેશ કરવા માટે આ સભા પોતાની સખત નાપસંદગી જાહેર કરે છે અને વધુ જાહેર કરે છે કે દસ્તુરજીને નેમવાનો હક અનજુમનને છે અને એકલા દેશાઇજીને એવો હક કદીપણ આપવામાં આવ્યો નથી."

ઉપલા ઠરાવને ટેકો મલતાં તે પસાર થયો હતો. તે બાદ સરનશીન સાહેબનો આભાર માની સભા વીસરજન થઇ હતી.

---

## વીરૂધીઓનાં મનનું સમાધાન કરવા સારૂ ભગરસાથ અનજુમનની બોલાવવામાં આવેલી બીજી જાહેર સભા.

દસ્તુરજી કેકોબાદજીનાં સંબંધમાં ભગરસાથ અનજુમને પસાર કીધેલા ઉપલા ઠરાવ માટે અનજુમનનાં ઘણીજ ન્હાની સંખ્યાના કેટલાક સભાસદોએ વાંધો ઉઠાવી તથા પોતાની જુદી સભા મેળવી થયલો ઠરાવ ગેરકાયદેસર છે એમ જાહેર કીધું હતું. ભગરસાથ અનજુમનમાં વિનાં કારણે બે પક્ષો પડી નહી જાય અને નવસારીમાં તથા ભગર-અનજુમનમાં કોઇ રીતની ફાટફુટ નહી પડે એવા ભલા હેતુંથી આ કમનસીબ ભાંજગડનો તોર લાવવા અને અનજુમનમાં સુલેહ સંપજ અને એકતા જાળવવા બન્ને પક્ષના આગેવાનોએ સાથે મલી તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા હતા કે ભગરસાથ અનજુમનની એક બીજી સભા બોલાવવી અને તેમાં દસ્તુરજી કેકોબાદજીએ પોતા તરફનો વધુ ખુલાસો અનજુમનનાં સઘલા સભાસદોને સંતોશ આપે એવો કરવો, કે જેથી આ ભાંજગડનો છેડો આવે.

ઉપલી ગોઠવણને અનુસાર ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, રોજ ૨૬ માહ ૯ સને ૧૨૯૯ યજદેજરદી, તા૦ ૨ જી માર્ચ ૧૯૩૦ ને દીને નવસારી મધે ખુરશેદ વારીમાં ત્રીજા અકાબર પોલ્યા દેશાઇજી ટેમુલજી જામાસ્પજીનાં પ્રમુખપણા હેઠલ ભેગી મલી હતી. જેમાં પોતાની નાદરૂસ્ત તબીયતને લીધે દસ્તુરજી કેકોબાદજીથી હાજર થવાનું નહી બનવાથી તેઓ સાહેબે અનજુમન જોગો લખી મોકલેલો લંબાણ ખુલાસો અનજુમનનાં સેક્રેટરી મી૦ કેખશરૂ માહીયાર કુતારે સભામાં વાંચી સંભળાવ્યો હતો, જે ખુલાસાથી આખી અનજુમનને સંતોશ મલ્યો હતો.

ત્યાર બાદ સભાના પ્રમુખ સાહેબને તેમજ આ સમાધાની કરાવવાનાં કામમાં મુખ્ય મદદ કરનારા શેઠો પેશોતન રતનજી દાબુ, વકીલ મીનોચેહર મેહરવાંનજી પાવરી, ખ૦ સ૦ રાણા કેખશરૂ દસ્તુર મેહરજીરાણા વગેરેનો આભાર માની સભા વીસરજન થઈ હતી.

---

## પારસી કોમનો ગુમ થયલો ઝળકતો સેતારો.

### મરહુમ શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ.

પારસી કોમનો એક ઝળકતો સેતારો, ધાર્મિક રાહુબર, અથોર્નાન ટોળાનો ખરો ખેરખાહ, સેંકડો પ્લેટફોર્મ ધ્રુજાવનારો મહાન વક્તા, ડઝનબંધ કોમી ખાતાઓ તથા મંડળોનો માનવંત સલાહકાર, ગરીબ નાચાર જરથોસ્તીઓની દસ્તગીરી કરનારો ખરો ધર્મપીતા અને નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનની તન-મન અને ધનથી અમુલ્ય સેવા બજાવી અનજુમનનો પુર્ણ વિશ્વાસ અને માન સંપાદન કરનારો સાચો રાહુબર શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટર, રોજ ૧૭ મો સરોશ યજદ, માહ ૧૦ મો દય દાદાર, સને ૧૩૦૦ યજદેજરદી, તા૦ ૨૧ મી જુલાઇ ૧૯૩૧ ને દીને ૬૧ વર્ષની ઉંમરે મુંબઇ મધે ઓચીંતા ગુજર પામવાથી દેશ-પ્રદેશમાં વસતા પારસી જરથોસ્તીઓમાં મોટી નીરાશી અને દલગીરી ઉપજી હતી. આ ભલા ભાઇએ પોતાની આખી જીંદગી કોમી સેવા બજાવવા અને કોમહિતકારી કામો કરવા પાછલ ગુજારી હતી. પારસીઓથી વસાયલું કોઈ શેહર કે ગામ એવું નહી હશે કે જ્યાંના જરથોસ્તીઓની સંસારી કે ધાર્મિક સેવા એક કે બીજી રીતે ભાઇ જેહાંગીર વીમાદલાલે બજાવી નહી હોય. આવા એક પરમાર્થી અને કોમહિતકારી ભલા ભાઈના અકાળ મરણની ખબર દેશ-પ્રદેશમાં ફેલાતાં ઘણા શેહેરો, ગામો અને મંડળોએ ખાસ સભાઓ બોલાવી એમનાં દુઃખદાયક મરણ માટે દલગીરીના ઠરાવો પસાર કીધા હતા.

ભાઈ જેહાંગીરજી વીમાદલાલના અકાળ દુઃખદાયક મરણથી સામાન્ય પારસી કોમને ઉપજેલી દલગીરીની નોંધ, મુંબઈની પારસી પંચાયતના દફતર ઉપર લેવા અને એમની યોગ્ય યાદગારી કોમમાં જાળવવા સારૂ હજારો જરથોસ્તીઓની સહી સાથનું રેકવીઝીશન પારસી પંચાયતનાં માનવંત ત્રસ્ટી સાહેબોની ઉપર મોકલવામાં આવ્યું હતું, જેની રૂયે ત્રસ્ટી સાહેબોએ

### પારસી જરથોસ્તી અનજુમનની જાહેર સભા

મુંબઇ મધે "સર કાવસજી જેહાંગીર પબલીક હોલ"માં તા૦ ૨૨ મી નવેમબર ૧૯૩૧ ને દીને બોલાવી હતી, જેમાં જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થો

અતી મોટી સંખ્યામાં ભેગા મલી ભાગ લીધો હતો. સમસ્ત પારસી અનજુમનની આ સભા તરફ દીલસોજી અને સંમતી દરસાવનારાં પત્રો અને તારો હીંદની સંખ્યાબંધ અનજુમનો તેમજ જુદાં જુદાં મંડળો તરફથી મળેલા સભામાં વાંચી સંભળાવવામાં આવ્યા હતા. સરનશીન સાહેબે એક ઘણું લાગણીભર્યું લંબાણ ભાષણ કરી મરહુમની કોમી અને ધાર્મીક સેવાઓનું વર્ણન કીધું હતું. ત્યાર બાદ દસ્તુરજી સાહેબ રૂસ્તમજી એદલજી દસ્તુર પેશોતન સંજાણાએ સભામાં પહેલો ઠરાવ નીચે મુજબ રજુ કીધો હતોઃ—

"પારસી કોમના બાહોશ ખેરખાહ તથા ધર્મચુસ્ત રાહબર શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ, એમ. એ., એલ. એલ. બી. સોલીસીટરનાં રોજ સરોષ યજદ, માહ બહમન અમેશાસ્પંદ, શેહેનશાહી સને ૧૩૦૦ યજદેજરદી તા૰ ૩૧મી જુલાઈ ૧૯૩૧ ને વાર મંગળને દીને ૬૧ વર્ષની ઉંમરે નીપજેલાં ખેદયુકત મરણની નોંધ આ સમસ્ત પારસી અનજુમનની જાહેર સભા ભારે દીલગીરી સાથ લે છે. એ કોમહીતારથી ભલા નરના ગુજર પામવાથી કોમને ન પુરી શકાય એવી ખોટ ગઈ છે. વળી પારસી કોમના બંધારણ, રક્ષણ તથા સલામતી સાથ સંબંધ ધરાવતા મહત્વના જુદા જુદા સંસારી તથા ધારમીક સવાલો પ્રસંગે અને ખાસ કરી કોમની ધારમીક ઉનંતી કરવા માટે મરહુમ શેઠ જેહાંગીર વીમાદલાલે જે અથાગ કાળજી અને અખુટ શ્રમ લીધાં હતાં તેમજ બાહોશી અને નીડરપણે કોમના મોટા ધર્મચુસ્ત ભાગની અમુલ્ય સેવા બજાવી હતી તેની આ અનજુમનની સભા અહેશાન સાથે નોંધ લે છે, અને એ કીંમતી સેવાઓની સંપુર્ણ કદર કરે છે.

એ ઉપરાંત પારસી કોમની બહેતરી અર્થેની અનેક સંસ્થાઓને મરહુમ શેઠ જેહાંગીર વીમાદલાલે પોતાની અંગત મદદ તથા સ્વાર્થરહીત સેવાઓથી બરપા કરી હતી, તેમજ તેઓ કોમને ઉપયોગી થઈ પડે તે માટે પોતાની સલાહ અને સામેલગીરીથી તેઓને ટેકાવી રાખી હતી. પારસી કોમમાં હસ્તી ધરાવતાં અનેક ખાતાંઓ અને મંડળો, જેવાં કે મુંબઇની જરથોસ્તી જશન કમીટી, જરથોસ્તી કોમના લાભ જાળવનારી મંડળી, ઝોરાસ્ત્રીયન બીલ્ડીંગ સોસાયટી લીમીટેડ, ઝોરાસ્ત્રીયન બીલ્ડીંગ ફંડ, પારસી સેંટ્રલ એસોસીએશન, તથા તે એસોસીએશનની "પારસી કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટી," ઝોરાસ્ત્રીઅન ફીઝીકલ કલચર એન્ડ હેલ્થ લીગ, અથોરનાન મંડળ, ઈરાન લીંગ, પારસી લવાદ મંડળ, વીગેરે શેઠ જેહાંગીર વીમાદલાલની કાયદા સંબંધી તેમજ વહેવારૂ સલાહ માટે આભારી હતા.

એવા એક પરમાર્થી, દીનચુસ્ત, કોમઉપયોગી ભલા નરના જીન્નતગુઝીન થવાથી, એવી સંસ્થાઓએ પસાર કરેલા અનેક ઠરાવો મુજબ તેઓને ભારે ખોટ

ગઇ છે, તેની નોંધ આ અનજુમનની સભા ભારે ખેદ સાથે લે છે, અને પારસી કોમની રહેબરી અને સેવા અર્થે મરહુમ શેઠ જેહાંગીર વીમાદલાલે જનમ લઇને પાક દાદાર અહુરમઝદે એમને માટે નીર્માણ કરેલું કામ તથા એમની ઉપર નાંખેલી સઘળી ફરજો ખરાં હઇયાંથી અને સ્વાર્થરહીત બજાવી આ ધરતી ઉપરનો પોતાનો ફેરો નાદર, સુંદર તથા ઘડારૂપે સફળ કર્યો હતો, તેની નોંધ આ સભા સંતોષ સાથે લે છે.

વધુમાં એક મહાન વક્તા તરીકે પોતાના સુભાખીત ભાષણો મારફતે તેમજ વીદવતાભર્યાં લખાણો મારફતે પારસી જરથોસ્તી કોમના સભ્યોના જીગર ઉપર એવો ઉંડો ધારમીક છાપ બહેસ્તનશીન શેઠ જેહાંગીર વીમાદલાલે પાડયો હતો, અને આ શહેરમાં તથા બીજાં જરથોસ્તીઓથી વસાયલાં ગામો અને શહેરોની મુલાકાત લઇને પોતાના ભાષણોથી જરથોસ્તીઓમાં ધાર્મીક વીચારો અને ભક્તી-ભાવનો ફેલાવો, અને ધાર્મીક ઉન્નતી કરવાને એ ભલા શેઠે ભારે શ્રમ અને અથાગ કાળજી પ્રદરશીત કરી હતી, તેની આ સભા ખરી પીછાણ કરે છે.

છેવટે પાક દાદાર અહુરમજદ એ નેક, દીનદાર, કોમી રહેબર, અને કોમપ્રીય નરના પવીત્ર રવાનને ગરોથમાન બહેસ્તમાં ઉંચ સ્થળ આપી મીનોઇ પ્રકાશમાં એ રવાનને સદા સુખ, શાંતી, જ્ઞાન અને શકતીની વરૂદ્ધી દે, એવી આ સભા તે કરીમે કારસાજની દરગાહમાં દુઆ ગુજારે છે."

ઉપલા ઠરાવને શેઠ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન અને બીજા વકતાઓએ ટેકો આપતાં લાગણીભર્યાં ભાષણો કીધાં હતાં, અને ઠરાવ સભાએ ઉભા રહી પુર ગંભીરતાથી પસાર કીધો હતો.

ત્યાર બાદ ઉપલો ઠરાવ મરહુમના કુટુંબ ઉપર મોકલાવી આપવાનાં, મરહુમની યાદગારી કાયમ રાખવા સારૂ એક ફંડ ભરાવવા કમીટી નેમવાના, પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબોનો તેમજ સરનશીન સાહેબનો આભાર માન-વાના ઠરાવો કરી સભા વીસરજન થઇ હતી.

## નવસારીમાં મળેલી સમસ્ત અનજુમનની જાહેર સભા.

જેમ મુંબઇની જરથોસ્તી અનજુમને અને દેશ-દેશાવરોની અનજુમનોએ પોતાની સભાઓ બોલાવી મરહુમ કોમહીતકારી નરના અકાળ મરણ માટે દલગી-રીના ઠરાવો કીધા હતા, તેમ આ ભલા ભાઇનું જન્મ વતન નવસારી હોવાથી ત્યાંના જરથોસ્તીઓની અને ત્યાંના અનેક મંડળો અને ધર્મખાતાઓની અમુલ્ય સેવા વર્ષો સુધી આ ભલા ભાઇએ તન-મનથી બજાવી હતી, જેના અહસાનમાં

નવસારી મધે પણ આ ભલા ભાઇના અકાળ મરણ માટે દલગીરીનો ઠરાવ કરવા સારૂ સમસ્ત પારસી અનજુમનની એક જાહેર સભા બોલાવવામાં આવી હતી, જેમાં મરહુમની કાયમ યાદગારી નવસારી મધે જાળવી રાખવા સારૂ એક ફંડ ઉભું કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. નવસારીની સમસ્ત અનજુમનની સભા ઉપરાંત ભગરસાથ અનજુમનની નવસારી ખાતે મળેલી જાહેર સભા મધે પણ મરહુમ ભાઇ જેહાંગીરજીના અકાળ મરણ માટે દલગીરીનો ઠરાવ પસાર કરવામાં અને તેમની યાદગારી નવસારી મધે જાળવી રાખવાનાં ફંડમાં ભગર અનજુમન તરફનો હિસ્સો આપવામાં આવ્યો હતો.

આ કોમહીતગારી, સદગુણી અને પરમાર્થી નરની કોમી સેવાઓ માટે મહીનાઓ સુધી જાહેર વર્તમાનપત્રો મધે ઘણું લખાયું અને બોલાયું હતું. હું મારી તરફથી, મારી ભગરસાથ અનજુમન તરફથી અને સામાન્ય પારસી જરથોસ્તીઓ તરફથી દુઆ ગુજારૂં છું કે પાક પરવરદેગાર આ ભલા ભાઇના અશો રવાનને "બેહેશ્તે બરીન"નું સર્વથી ચઢતું સુખ બક્ષે અને તેમના અશો ફરોહરની દસ્તગીરી તથા અનદીઠ રાહબરી આ ગેતીની દુન્યામાં પારસી જરથોસ્તી કોમને સદા મલતી રહે.



## ભગરસાથ અનજુમનની જાહેર સભા, મરહુમ શેઠ જેહાંગીરજી વીમાદલાલનાં અકાળ મરણ માટે અનજુમનની દલગીરી. નવી "ભગરસાથ કમીટી"ની નેમણુંક કરવાનાં અને ભગરસાથની મીલકતો તથા ફંડોનું "ત્રસ્ટદીડ" બનાવવાનાં કરવામાં આવેલા ઠરાવો

શ્રી નવસારીની વડી દરેમેહરને મળતી ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, તા૦ ૨૬ મી ડીસેમબર ૧૯૩૧ ને દીને નવસારી મધે વડા દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજીનાં પ્રમુખપણા હેઠલ મલી હતી, જેમાં નીચલા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧ લો**:—ડા૦ જેહાંગીર બેહરામજી દોરડીએ પહેલો ઠરાવ નીચે મુજબ મુકયો હતો:—

"ભગરસાથ અનજુમન અને ભગરસાથ કમીટીના માનવંત ઓનરરી સલાહકાર સોલીસીટર શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલનાં રોજ સરોશ, માહ બહમન, સને ૧૩૦૦ યજદેજરદી, તા૦ ૨૧ મી જુલાઇ ૧૯૩૧ ને દીને નીપજેલાં

ખેદયુકત મરણ માટે ભગરસાથ અનજુમનની આ સભા પોતાની બેહદ દલગીરી જાહેર કરે છે. મરહુમ શેઠ જેહાંગીરજી વીમાદલાલે હાલનું ભગરસાથ અનજુમનનુ બંધારણ ઘડવામાં મુખ્ય આગેવાની લીધી હતી અને ભગરસાથ અનજુમનને લગતાં ફંડો અને ધર્મના મકાનોની જાળવણી અનજુમનથી ચુંટાયલી કમીટી મારફતે થાય એ ધોરણ એવણ સાહેબની સુચનાથી અનજુમને સ્વીકાર્યું હતું.

આ નવાં બંધારણની સ્થાપનાથી પોતાની જીંદગીના છેડા સુધી આજ છેલ્લાં ૧૪ વર્ષ થયાં એવણ સાહેબે એક ઓનરરી સલાહકાર સોલીસીટર તરીકે આપણી ભગરસાથ અનજુમન અને ભગરસાથ કમીટીને નહી કલ્પી શકાય એટલી મોટી અને કીમતી મદદ કીધી છે. દરેક મુશ્કેલ સવાલ વેળાએ એમની દસ્તગીરી, રાહબરી અને પાકટ સલાહ અનજુમનના કામને સરળ કરી આપતાં હતાં. એમનું સર્વથી મોટું કામ, આપણી નવસારી નગરીના પાક આતશબેહરામ સાહેબ માટેનું નવું મકાન બંધાવવાનું હતું, એમનીજ રાહબરીથી આ એક વીકટ કામ ઘણી મુશ્કેલી હોવા છતાં સરંજામ ઉતરયું હતું, અને આજે આ ભવ્ય મકાન અને તેનું મોટું નીભાવ ફંડ એ શેઠ જેહાંગીર વીમાદલાલને મોટે ભાગે આભારી છે.

એવણ સાહેબનો જન્મ ભગરસાથ ટોળાના વડા મથક નવસારી ખાતે થયલો હોવાથી, એવણ ભગરસાથ ટોળાના નહી હોવા છતાં ભગરસાથ અનજુમનની નવસારીની વડી દરેમેહર અને બીજાં ધર્મખાતાઓની બહેતરી અને ઉન્નતી કરવાને તેઓ સદા આતુર રહેતા હતા, અને એ ટોળાની ઇજત અને પ્રતિષ્ઠા તમામ અથોરનાન ટોળામાં અને પારસી કોમમાં જળવાઇ રહે એજ મુખ્ય હેતુથી એમને દરેક ભગરસાથના કામમાં પુષ્કળ ખંત અને કાળજીથી તદન બીન હાંસલે પોતાની જીંદગીના છેડા સુધી ઘણી લાગણીથી કામ કર્યું હતું.

વળી શેઠ જેહાંગીરજી વીમાદલાલની કોમ પ્રત્યેની સેવાઓ અને કોમની ધાર્મીક ઉન્નતી કરવા માટેની તેમની અથાગ કાળજી, કોમમાં ઉભા થતા કોઇ પણ ધાર્મીક કે સંસારી સવાલો વેળાએ તેમની ખરી રાહબરી આખી પારસી કોમને જાણીતી છે. આવા એક કોમહીતકારી પરમાર્થી અશો નરનાં મરણથી પારસી કોમને બહુજ મોટી ખોટ ગઇ છે. પાક દાદાર અહુરમજદ આ ભલા અશો નરનાં રવાનને મીનોઇ જેહાંનનું ઉત્તમમાં ઉત્તમ સુખ બક્ષે.

મરહુમ શેઠ જેહાંગીરજી વીમાદલાલની કોમી સેવાઓની પીછાનમાં નવસારીની સમસ્ત જરથોસ્તી અનજુમને નવસારી ખાતે યોગ્ય યાદગારી રાખવાનો જે ઠરાવ કીધો છે તે તરફ આ સભા પોતાની સંપુરણ પસંદગી જાહેર કરે છે.

નવસારીના પાક આતશબેહેરામ સાહેબના મકાનમાં એમની એક સબી અને બીજી યોગ્ય યાદગારી જાળવવા એ યાદગારી ફંડમાં આપણા નીભાવ ફંડમાંથી રૂપ્યા ૧૦૦૦ ભરવાને આ સભા ઠરાવ કરે છે.

આ ઠરાવની એક નકલ મરહુમના કુટુંબ ઉપર મોકલી આપવી.”

ઉપલો ઠરાવ સભામાં મુકતાં ડા૦ જેહાંગીરજી દોરડીએ તેમજ તેને ટેકો આપતાં મી૦ મીનોચેહર મે૦ પાવરી વકીલે લંબાણ વીવેચનો કીધાં હતાં, અને સભાએ આ ઠરાવ ઉભા રહી ગંભીર ચુપકીદી સાથ એકમતે પસાર કર્યો હતો.

**ઠરાવ ૨ જો**:—એરવદ દારાબ ફરામરોજ કુતારે બીજો ઠરાવ નીચે મુજબ સભામાં રજુ કીધો હતોઃ—

“શ્રી નવસારીની વડી દરેમેહુરને મલતી ભગરસાથ અનજુમનની આ સભા છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન ભગરસાથ કમીટીએ જે ખંતભર્યું કામ કર્યું છે તેની પ્રસંશા કરે છે અને તા૦ ૨૫-૧૨-૧૯૩૧ થી પાંચ સાલ માટે અને ત્યાર પછી નવી કમીટી નેમાય ત્યાં સુધી નીચલા સભાસદોની કમીટી નેમે છે અને ૧૯૧૭ નાં સાલમાં અને ત્યાર પછી આપણી અનજુમને કમીટીને જે જે સઘલી સત્તાઓ આપી છે અને તે ભોગવતી આવી છે તે સત્તાઓ નવી કમીટીને સોંપે છેઃ- દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી, દેશાઇજી સાહેબ મનચેરજી પાલનજી, પોલ્યા દેશાઇજી સાહેબ ટેમુલજી જામાસ્પજી, દસ્તુરજી દીનશાહજી રૂ૦ મેહેરજીરાણા, દસ્તુર એદલજી નો૦ કુતાર, દસ્તુર દારાબજી ફરામજી મેહરજીરાણા, એરવદો ફરદુનજી રતનજી નરીમાન, રૂસ્તમજી એરચજી પાવરી, હીરાજી એદલજી કાંગા, રૂસ્તમજી નવરોજજી મુલ્લાં, રૂસ્તમજી મે૦ વજીફદાર, માહીયાર નવરોજી કુતાર, ફરેદુન રતનજી કાંગા, કેખશરૂ નવરોજજી કાતરક, ખા૦ સા૦ રાણા કેખશરૂ દસ્તુર બી. એ., બહમનજી મા૦ ઉનવાલા બી. એ, એલ. એલ. બી., નવરોજજી રતનજી કાંગા, જમશેદજી એ૦ કુતાર બી. એ., બેહમન એ૦ મસાની. સોહરાબજી બ૦ કાતરક, સોહરાબજી એરચજી દસ્તુર, ડો૦ જેહાંગીર બેહરામજી દોરડી, શેઠો કેકોબાદ ભીખાજી દસ્તુર બેરીસ્ટર, માણેકશાહ બાપુજી દેશાઇ બી. એ., બહમનજી હો૦ દેશાઇ બી. એ. એલ. એલ. બી., મીનોચેહર મે૦ પાવરી બી. એ. એલ. એલ. બી., જેહાંગીર રૂ૦ બાના બી. એ. એલ. એલ. બી., કેરશાસ્પજી કા૦ બજાં, માણેકશાહ શાપુરજી કાંગા, અરદેશર કે૦ મોદી, અરદેશર ફરામજી દોરડી, એરવદ ફરદુનજી મેરનોશજી વજીફદાર (ઓનરરી ખજાનચી) એરવદ કેખશરૂ માહીયાર કુતાર એમ. એ. તથા શેઠ ફરામરોજ દી૦ બરડી બી. એ. (ઓનરરી સેક્રેટરીઓ) આપણી અનજુમનનાં અને કમીટીનાં કાયદા સંબંધી સલાહકાર તરીકે મુંબઇની

મેસરસ જેહાંગીર, ગુલાબભાઇ અને બીલીમોરયા સોલીસીટરોની પેઢીનાં મી૦ કાવસજી જમશેદજી બીલીમોરયા સોલીસીટરને આ સભા નેમે છે."

અત્રે નવી કમીટીમાં નીચલા વધુ નામો ઉમેરવાની સભામાં સુચના કરવામાં આવી હતી:—

રૂસ્તમજી બેહરામજી દોરડી, બરજોરજી સોહરાબજી કાતરક વકીલ, બેહરામશાહ સોહરાબજી ધાભર, સોહરાબજી માણેકજી ગાય, અને કેખસરૂ ફરેદુન કાંગા.

અસલ દરખાસ્ત મુકનારે તે સ્વીકારવાથી આ પાંચ વધુ નામો સાથની દરખાસ્ત સભાએ એકજ વીરૂધ મતથી પસાર કીધી હતી.

**ઠરાવ ૩ જો:**—મી૦ બેહેરામશાહ સોહરાબજી ધાભરે ત્રીજો ઠરાવ નીચે મુજબ સભામાં મુકયો હતો:—

"એરવદ દારાબ ફરામરોજ કુતારનાં વંચાયલાં કાગજ ઉપર વીચાર ચલાવી ભગરસાથ અનજુમનની આ સભા ઠરાવે છે કે ભગરસાથ અનજુમનનાં ફંડો તથા ભગરસાથની માલેકીની તથા સંબંધ ધરાવતી સઘળી મીલકતોની જાળવણીને ખાતર તેનું એક કાયદેસર ત્રસ્ટદીડ બનાવવાની જરૂર છે, તે બદલની તમામ કાયદેસર વ્યવસ્થા કરવા માટે આ સભા ભગરસાથ કમીટીને સંપુરણ સત્તા આપે છે, અને સદર ત્રસ્ટદીડમાં અનજુમનનાં હાલના બંધારણ પ્રમાણે જેમ અનજુમનનો અને તેનાં ધરમખાતાંઓનો વહીવટ ચાલે છે તેમજ વહીવટ ચાલુ રાખવો એવી વ્યવસ્થા ત્રસ્ટદીડમાં કરવા આ સભા ઠરાવે છે. વળી ત્રસ્ટદીડમાં એવી ગોઠવણ કરવી કે ત્રસ્ટીઓની સંખ્યા વધુમાં વધુ ૯ ની અને ઓછામાં ઓછી ૪ ની રાખવી. ત્રસ્ટીઓનાં ઓહદ્ધાની મુદત ૭ વરસની રાખવી પણ તેઓ પાછા ચુંટી કઢાવવાને લાયક રહેશે. ત્રસ્ટીઓની ચુંટણી હમેશાં ભગરસાથ અનજુમને કરવી. હાલમાં નીચલા ત્રસ્ટીઓને આ સભા મુકરર કરે છે:—

**૧ દસ્તુરજી સાહેબ કેકોબાદ દારાબજી મેહેરજીરાણા (પ્રમુખ).**
**૨ દેશાઇજી સાહેબ મનચેરજી પાલનજી.**
**૩ પોલ્યા દેશાઇજી સાહેબ ટેમુલજી જામાસ્પજી.**
**૪ સર ટેમુલજી ભીખાજી નરીમાન.**
**૫ ડા૦ જેહાંગીર બેહરામજી દોરડી.**
**૬ શેઠ ફરામજી જમશેદજી બીલ્યા.**
**૭ શેઠ બાહમનજી હોરમસજી દેશાઇ.**
**૮ ખા૦ સા૦ રાણા કેખશરૂ દસ્તુર મહેરજીરાણા.**
**૯ શેઠ મીનોચેહર મેહરવાનજી પાવરી.**

ઉપલા ઠરાવને એરવદ ફરદુનજી મેરનોશજી વજીફદારે ટેકો આપ્યો હતો.

ઉપલા ઠરાવ ઉપર સભામાં કેટલોક વાદવીવાદ ચાલ્યો હતો અને મી૦ મેરવાનજી આદરજી દેશાઇ વકીલે એવી સુચના કીધી કે "બીજા ત્રસ્ટીઓ સાત વરસે બદલાય પણ અકાબરો તો પોતાના ઓદ્ધાની રૂયે હમેશાં ત્રસ્ટી તરીકે રહે તો આજનું કામ ઘણું સમાધાનીથી પાર પડશે અને અમારા મનનો વસવસો પણ દુર થશે. અનજુમન આ ત્રણ સાહેબો તરફ પુરતું માન બતલાવશે તો પછી કાંઇ પણ વાંધાભરયું રહેશે નહી." ઠરાવ મુકનાર મી૦ ધાભરે પોતાના ઠરાવમાં તેવો ફેરફાર કરવા કબુલ્યું હતું.

ત્યાર બાદ કેટલોક વધુ વાદવિવાદ ચાલવા પછી સરનશીન સાહેબે મી૦ ધાભરની સુધારેલી દરખાસ્ત ઉપર મત લેતાં આખી સભાએ એકમતે ભારે હરખથી તે પસાર કીધી હતી. એ પછી સરનશીન સાહેબનો આભાર માની સભા વીસરજન થઈ હતી.

## ભગરસાથ અનજુમનની જાહેર સભા, તેમાં કરવામાં આવેલા અગત્યનાં ઠરાવો.

શ્રી નવસારીની વડી દરેમેહરને મલતી ભગરસાથ અનજુમનની એક જાહેર સભા, રોજ ૨૨ મો, માહ ૭ મો, સને ૧૩૦૧ યજદેજરદી, તા૦ ૨૭ મી માર્ચ ૧૯૩૨ ને દીને નવસારી મધે વડી દરેમેહરમાં વડા દસ્તુરજી કેકોબાદજી દારાબજીનાં પરમુખપણા હેઠલ મલી હતી, જેમાં નીચલું કામકાજ કરવામાં આવ્યું હતું.

### મરહુંમ મોબેદ ખુરશેદજી સહીઆર.

સભાનું કામ શરૂ કરવા આગમચ પરમુખ દસ્તુરજીએ ઘટતું વીવેચન કરી નીચલો ઠરાવ સભામાં રજુ કીધો હતો:—"વાંદરાના તાતા શેઠની દરેમેહરના પંથકી સાહેબ અને ભગરસાથ ટોળાના એક ખેરખાહ બુઝોર્ગ મોબેદ સાહેબ એરવદ ખુરશેદજી બેહેરામજી સહીઆરના નીપજેલાં મરણ માટે આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે. આ બુઝોર્ગ એરવદ સાહેબે નવસારીના ધર્મ સ્થળો પાક આતાશબેહેરામ સાહેબ તથા વડી દરેમેહરના મકાનો માટે રૂપ્યા એક લાખ જેટલી નાદર રકમ સખાવતમાં આપી ભગરસાથ અનજુમનને બેહદ આભારી કીધી છે. તે ઉપરાંત એ એરવદ સાહેબે રૂપ્યા બે લાખ જેટલી વધુ સખાવતો કીધી છે. એક મોબેદ સાહેબની આવી સખાવત એક મગરૂરીભર્યો દાખલો પુરો પાડે છે. આવા

એક સબીવજુદ ભગરીયા મોબેદને ગુમાવવા માટે ભગરસાથ અનજુમન ખરેજ દલગીર છે. ખુદાતાલા એમના રૂહને ઉત્તમ સુખ મીનોઇમાં આપે એવી આ સભા દુવા ગુજારે છે.”

ઉપલો ઠરાવ, સઘલા સભાસદોએ ઉભા થઇ પુર ગંભીરાઇથી પસાર કીધો હતો.

## નાવરની ક્રીયાના સંબંધમાં કરવામાં આવેલો બંદોબસ્ત.

સભામાં રજુ થયલું પહેલું અગત્યનું કામ, “નાવર”ની ક્રીયા કરવાના પુરાતન વખતથી ચાલતાં આવેલાં ધોરણમાં યોગ્ય ફેરફાર કરી નવો બંદોબસ્ત કરવાને લગતું હતું. નાવરની ક્રીયા કરવાનો અધીકાર જે મોબેદોના તે કરવાનાં “વારા” હોય તેઓજ પુરાતન વખતથી ભોગવતા રહ્યા હતા. આવો ભોગવતો કરનારા કોઇક મોબેદોથી આવી ક્રીયા કરાવનારા ઘણાકોને અસંતોષી અને બેદિલ બનવાના કારણો મળતાં રહેવાથી “વારાદાર” મોબેદોની પાસેજ ફરજીઆત ક્રીયા કરાવવાના આ પુરાણા રેવાજમાં ક્રીયા કરાવનાર ધણી પોતાની મરજી અને પસંદગીના મોબેદોની પાસે તેવી ક્રીયા કરાવી શકે એવો બંધારણમાં ફેરફાર કરાવવાની લાગણી ટોળાના મોટા ભાગમાં પ્રગટી નીકલી હતી અને તેવો ફેરફાર સુધારો કરાવવા ખુદ ક્રીયા કામ કરનારા મોબેદ સાહેબોએ વડા દસ્તુરજી ઉપર એક અરજી મોકલાવી માગણી કીધી હતી. જેથી વડા દસ્તુર સાહેબે ક્રીયાકામ કરનારા પાંચે પોલના મોબેદોની એક સભા બોલાવી હતી, જેમાં ઘટતા વાદવીવાદ પછી નાવરની ક્રીયા કરવાનું નવું ધોરણ મુકરર કરવામાં આવ્યું હતું અને હવે પછીથી તે મુજબ અમલ કરવા વડા દસ્તુરજીએ એક જાહેરનામું બહાર પાડી સઘલા મોબેદોને ફરમાવ્યું હતું.

## મોબેદ પીરોજશાહ કોતવાલે ઉઠાવેલો વાંધો.

આ અગત્યના અને વડી દરેમેહુરની પ્રતીષ્ઠા જાળવનારા ઠરાવથી પોતાને ધંધા સંબંધી નુકસાન થતું માની લઇ, આવી ક્રીયાઓ વડી દરેમેહર મધે કરવા-કરાવવાનો ગોયા “ઇજારો” લઇ બેઠેલા એક મોબેદ પીરોજશાહ આદરજી કોતવાલ-કે જેઓ તરફથી મોટે ભાગે થતી અને કરાવવામાં આવતી રહેલી આ મોતેબર ક્રીયામાં દીની તરીકતો બરોબર જળવાતી નથી એવી ચર્ચા ટોળામાં ચાલવાના પરીણામમાંજ એ ક્રીયા કરવાનાં ચાલુ ધોરણમાં ફેરફાર કરાવવાની અગત્ય જણાઇ હતી તેઓ-એ પાંચે પોલવાળા મોબેદ સાહેબોએ કીધેલા ઉપલા ઠરાવની સામે વાંધો ઉઠાવ્યો હતો. આ મહત્વની બાબદ ભગરસાથ અનજુમનની ઉપલી સભામાં રજુ થતાં, એક

ધાર્મિક લાંગણીવાળા બુઝોર્ગ મોબેદ સાહેબ રૂસ્તમજી એરચજી પાવરીએ મોબેદ પીરોજશાહ કોતવાલની "નાવર" ભણાવવાને લગતી કેટલીક ગેરરીતી અને આપખુદી ઉપર સખત મુજાહેમત ચલાવી, સભામાં નીચલો ઠરાવ રજુ કીધો હતો:—

**ઠરાવ:**—"નવસારીની વડી દરેમેહરમાં થતી નાવર વીગેરેની ક્રીયા સંબંધી દસ્તુરજી સાહેબે કેટલોક ખુલાસો કીધો છે તે ધ્યાનમાં લઇ શ્રી નવસારીની વડી દરેમેહને મલતી ભગરસાથ અનજુમનની આ સભા ઠરાવે છે કે નાવર ભણાવવાનું વારાદારોનું ધોરણ એવી રીતે રાખવું કે દર નાવર દીઠ વારાદારોને રૂા. ૪ મળે, પણ નાવર ભણાવવાવાળા મોબેદોની પસંદગી નાવર કરનારા ધણીઓની ઉપરજ રહેશે. હવે પછીથી નાવર વીગેરેની અખંડતા અને પવીત્રાઈ જાળવવા માટે આપણા પુરાતન રીવાજ મુજબ દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી મેહરજીરાણાને ત્યાં પાંચ પોળના મોબેદ સાહેબો રોજ ૨૮, માહ ૫, સને ૧૩૦૧ ને દીને એકઠા મલી જે ધોરણ નક્કી કીધું છે તેને આ સભા પસંદગી આપે છે. જો કોઇ પણ મોબેદ સાહેબ આ ધોરણથી ઉલટા ચાલે તેને પદાન અને બરશનુમથી અટકાવવાને દસ્તુરજી સાહેબ પુરેપુરી સત્તા ધરાવે છે અને તે સત્તાનો તેવા પ્રસંગે તાકીદે અમલ કરવાની આ સભા દસ્તુરજી સાહેબને મજબુત ભલામણ કરે છે."

ઉપલા ઠરાવને ખા૦ સા૦ રાણા કેખશરૂ દસ્તુર મેહરજીરાણાએ ટેકો આપ્યો હતો અને તે બે વીરૂધ મતે આખી સભાએ પસાર કીધો હતો.

## ઠોકરાઇને ઠેકાણે આવેલા આલાતનાં ધણી??

ભગરસાથ અનજુમનની ઉપલી સભામાં રજુ થનારૂં બીજું અગત્યનું કામ, વડી દરેમેહરના પવીત્ર "આલાત"ની જાળવણી કરવા માટે યોગ્ય બંદોબસ્તો કરવા અને તે યોગ્ય આસામીના કબજામાં સોંપવા માટેનો ઠરાવ કરવાનું હતું.

ક્રીયા કામોમાં વપરાતો પવીત્ર "આલાત" ભગરસાથ અનજુમનની એક કીમતી મીરાસ છે, જેનો અનજુમનનાં બંધારણ મુજબ કબજો ધરાવવાનો અને વ્યવસ્થા કરવાનો અધીકાર પુરાતન વખતથી ટોળાના વડા દસ્તુરજી ભોગવતા આવ્યા છે. તવારીખની જુની નોંધ ઉપરથી માલમ પડે છે કે ભગરસાથ અનજુમનની સ્થાપના થવા પછી પાંચ પોલના મોબેદો મધેથી દરેક પોલના લાયક આસામીઓને જુદા જુદા અધીકારો સોંપવામાં આવ્યા હતા, જેની રૂયે "મોબેદ-કામદીન-ની પૉલ, જેઓ કાકા-ધનપાલની પૉલનાં તરીકે ઓળખાય છે તેઓ નીરંગદીનનો કબજો પોતાના હસ્તકમાં રાખતા હતા."

(જુવો, પારસી પ્રકાશ, પુસ્તક પહેલું, સફે ત્રીજો.)

પાછલથી અનેક લાયક આસામીના કબજામાં આ નીરંગદીન વીગેરે આલાત જાળવવાનું કામ મોબેદી સગવડને માટે અનજુમન તરફથી સોંપાતું રહ્યું હતું, છેલ્લાં થોડાક વર્ષો થયાં એ અધીકાર "આસા-ફરેદુન"ની પોલના "કોતવાલ"ની અટકથી ઓળખાતા મોબેદો અનજુમન તરફથી ભોગવતા રહ્યા છે અને હાલમાં તે મોબેદ પીરોજશાહ આદરજી કોતવાલ ભોગવે છે.

## ભાગરસાથની તવારીખમાં બનેલો એક નામુશીભર્યો બનાવ.

આ પીરોજશાહ આદરજી કોતવાલ, જેઓ રાત-દીવસ વડી દરેમેહર મધે જ મોબેદી પેશો કરે છે અને જેઓ અનજુમન તરફથી આલાતની જાળવણી કરવાને અને તે પોતાના કબજામાં રાખી વડા દસ્તુરજી જેઓને બરસનુંમ લેવાની તેમજ દેશ-પ્રદેશ જોઇતો આલાત લઇ જવાની રજા આપે તેઓને જોઇતો આલાત આપવાને ફરજથી બંધાયલા હતા તેઓએ પોતાની અનજુમન સાથની કંઇક મતફેરીને લીધે અનજુમનનાં બંધારણથી ઉલટા ચાલી, વડા દસ્તુરજીની સત્તાનો અનાદર કરી, દસ્તુર સાહેબે જે મોબેદોને બરસનુંમ લેવાની રજા આપી હતી તેઓને પોતા હસ્તક રહેલો પવીત્ર આલાત નહી આપવાનું અવીચારી અને આપખુદ પગલું ભરવાથી, વડી દરેમેહર મધે કરવામાં આવનારી એક "નીરંગદીન"ની મોતેબર ક્રીયા થતી યજદેજરદી ૧૨૯૨ નાં સાલમાં અટકી પડી હતી અને તે બાબે ટોળામાં નાખુશ ખટપટ અને ચર્ચા બરપા થઇ હતી.

આવી નાફરમાનીનો નામુશી ભર્યો બનાવ બનવાથી ભવિષ્યમાં તેમ બનતું અટકાવવા અને વડી દરેમેહરની પ્રતિષ્ઠા જાળવવા રોજ ૧૬ મો, માહ ૪ થો સને ૧૨૯૩* યજદેજરદી, તા૦ ૨૫ મી ડીસેમબર ૧૯૨૩ ને દીને નવસારી મધે મળેલી ભગરસાથ અનજુમનની જાહેર સભા મધે નીચલો ઠરાવ એકમતે પસાર કરવામાં આવ્યો હતો:—

"ગયા અમરદાદ મહીનામાં નીરંગદીન કરવા માટે દસ્તુરજીની રજા છતાં આલાત રાખનાર એરવદ પીરોજશાહ આદરજી કોટવાલે આલાત નહી આપ્યો જેથી નીરંગદીન જેવી મોતેબર ક્રીયા બંધ પડી. એરવદ પીરોજશાહ કોટવાલની આ વર્તણુંકને આ સભા સખત રીતે વખોડી કાઢે છે. આલાત એ અનજુમનની મતા છે અને તેની વ્યવસ્થા કરવાનો સંપુર્ણ અધીકાર દસ્તુરજી સાહેબ ધરાવે છે, અને દસ્તુરજી સાહેબના હુકમ પ્રમાણે આલાત આપવાને, આલાત રાખનાર બંધાયલો છે એમ આ સભા જાહેર કરે છે.

* ઉપલી યજદેજરદી ૧૨૯૩ ની અનજુમનની સભાનો અહવાલ જે આ પુસ્તકના ૭૯૬ ના સફાપી પ્રગટ કરવામાં આવ્યો છે, તેમાં ૧૨૯૩ યજદેજરદીને બદલે ભુલથી "૧૯૨૩ યજદેજરદી" છપાયું છે.

ફરીથી એવા બનાવ નહી બને તે માટે અને આલાતની બરોબર વ્યવસ્થા રાખવા માટે ઘટતાં પગલાં ભરવાને આ સભા દસ્તુર સાહેબ કેકોબાદજી દારાબજીને કુલ સત્તા આપે છે, તેમજ એ બાબદમાં ઘટતો ખરચ બેહેતરી ફંડમાંથી કરવાને અને બીજી દરેક રીતે દસ્તુરજી સાહેબને મદદ કરવાને આ સભા ભગરસાથ કમીટીને સત્તા આપે છે."

ઉપલો ઠપકાનો ઠરાવ, યજદેજરદી ૧૨૯૩ માં થવા પછી મોબેદ પીરોજશાહ કોટવાલ હસ્તક રહેલા પવીત્ર આલાતનો કબજો મેળવવા, તેની જાળવણી અને વ્યવસ્થા માટે યોગ્ય પગલાં ભરવા અને અનજુમને કીધેલો ઉપલો ઠરાવ અમલમાં મુકવાની વડા દસ્તુરજી સાહેબે હીલચાલ કીધી હતી, જે દરમ્યાન આ ખોટે માર્ગે દોરવાયલા મોબેદભાઇનું માન જાળવવા અને ટોળામાં કડવાશ વધતો અટકાવવા ભગરસાથના કેટલાક ભલી નિષ્ટાના સભાસદોએ વચમાં પડી, આલાત જાળવનાર આ મોબેદ પાસે ભવિષ્ય માટેની ઘટતી કબુલાત મેળવી, તેમજ આલાત મેળવવાનાં સંબંધમાં અઇન વખતે આવી નડતર ફરી ઉભી થવા નહી પામે તે માટે થોડોક આલાત દસ્તુરજી સાહેબ હસ્તક જુદો રખાવવાની ગોઠવણ કરી, પવીત્ર આલાતની જાળવણી કરવાનો અધીકાર મજકુર મોબેદ પીરોજશાહ કોતવાલના હસ્તકમાંજ રેહેવા દેવાનો બંદોબસ્ત કીધો હતો.

પરંતુ અનજુમન તરફની આવી ભલાઇનો ભલો ઉપ્યોગ કરવામાં, અનજુમનનાં બંદોબસ્ત તથા ઠરાવોને માન આપી ચાલવામાં અને વડી દરેમેહરની પ્રતિષ્ઠા જાળવવા માટે વડા દસ્તુરજીની આગેવાની હેઠલ પાંચે પોલના મોબેદોએ એકદિલીથી કીધેલા "નાવર"ની કીયા કરવા માટેના બંદોબસ્તોનો સ્વીકાર કરવામાં આ તુમાખી મોબેદ પછાત પડવાથી, તેના સંબંધમાં વીરૂધી વલણ તેઓએ અખ્તીયાર કરવાથી અને આલાતનાં સંબંધમાં આગલ બનેલા કમનસીબ બનાવ જેવી મુશ્કેલી તેઓ ફરી ઉભી કરે એવો સંભવ જણાયાથી, ભગરસાથ અનજુમનની મળેલી ઉપલી જાહેર સભા મધે આ મોબેદના હાથમાંથી "આલાત"નો કબજો લઈ લેવાનો અને તેની જાળવણી માટે બીજો યોગ્ય બંદોબસ્ત કરવાનો ઠરાવ રજુ કરવામાં આવનાર હતો.

## બારમે કલાકે સુજેલું દહાપણ.

પોતાને આવી કઢંગી સ્થીતીમાં મુકાયલા જોઈ, આ એક વખતના કેહવાતા "આલાતના ધણી"??નો તુમાખ આપોઆપ નરમ પડયો હતો, બારમે કલાકે તેઓને દહાપણ આવ્યું હતું તથા "આલાત"ના સંબંધમાં તેમજ વડી દરેમેહરની પ્રતીષ્ઠા જાળવવા દસ્તુરજી સાહેબ અને પાંચ પૉલવાળા મોબેદ સાહેબો જે બંદોબસ્તો કરે તેને માન આપી ચાલવા બાબે પોતાની સહીશાખ સાથનો નીચલો દસ્તાવેજ અનજુમનને લખી આપયો હતો અને તે અનજુમનની ઉપલી સભામાં વાંચવામાં

આવ્યો હતો. મોબેદ પીરોજશાહ કોતવાલના આ લેખીત એકરારથી સંતોષ પામી તેઓ માટેનો ઠરાવ સભામાં રજુ નહી કરવાને અનજુમન સાહેબે મુનાસેબ વીચાર્યું હતું.

## મોબેદ કોતવાલની લેખીત કબુલાત.

"મહેરબાન દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી મેહેરજીરાણા તથા ભગરસાથ અનજુમનના સભાસદો જોગ.

સાહેબો, ભગરસાથ અનજુમનની એક સભા રોજ ગોવાદ માહ મેહુર સને ૧૩૦૧ તા૦ ૨૭–૩–૩૨ ને દીને મળનાર છે તેમાં બીજાં કામકાજો ઉપરાંત એક કામ આલાતની સાચવણી સંબંધી છે. હું તમો સાહેબોને ખાતરી આપું છું કે:—

૧. ભગરસાથનો આલાત જે હાલમાં હું રાખું છું તે ભગરસાથ અનજુમનની મતા છે અને અનજુમન સાહેબ તરફથી તે હું રાખું છું અને મારી કાંઇપણ ગફલતી થતાં આ આલાત લઈ લેવાને દસ્તુરજી સાહેબ તેમજ અનજુમન પુરેપુરી સત્તા ધરાવે છે.

૨. અનજુમન સાહેબ જ્યારે પણ આલાતનો કબજો માંગે તો તે બીનહુરખતે આપવાને હું બંધાયલો છું.

૩. જો કોઇપણ મોબેદ સાહેબને દસ્તુરજી સાહેબ બરશનુમ લેવા માટે રજા આપે તો તે ક્રીયા માટે આલાત આપવાને હું બંધાયલો છું.

૪. અનજુમન તરફથી હું આલાત રાખતો હોવાથી માનવંત અનજુમનનાં દરેક કામમાં અનજુમનનાંજ લાભ અરથે અને અનજુમનનાં મોટા ભાગની ખાહેશ મુજબ વરતવાની હું મારી ફરજ સમજું છું, તેમજ વડી દરેમેહરની પ્રટીષ્ઠા જળવાય એવી રીતે ક્રીયાકામ સંબંધી દસ્તુરજી સાહેબ અને પાંચે પોલવાળા મોબેદ સાહેબો જે બંદોબસ્તો કરે તે પ્રમાણે ચાલવાને હું માન ભરેલું બલ્કે ફરજ ભરેલું સમજું છું.

છેવટે આશા રાખું છું જે મારી અને મારી માનવંત અનજુમન વચે ભવીષ્યમાં મતફેરી પડશે નહી, અને મારા આ ખોલાસાથી અનજુમન સાહેબ પુરેપુરી સંતોશ પાંમશે.

**પીરોજશાહ આદરજી કોટવાલ સહી દ૦ પોતે.**

મારી રૂબરૂ સહી કીધી છે, સાખ ધણી રજુ.

**રૂસતમજી બેહરામજી દોરડી.**

મારી રૂબરૂ સહી કરી છે, શાખ ધણી રજુ.

**જેહાંગીર બેહરામજી દોરડી."**

## અનજુમનનાં બંધારણ વીરૂધ કરવામાં આવેલી નાવરની ક્રીયા.

ભગરસાથ અનજુમનની ઉપલી સભામાં રજુ થયલું ત્રીજું અગત્યનું કામ, "મઉ"ના પંથકી મોબેદ બરજોરજી જાંહુગીરજી દેશાઇએ અનજુમનનાં કદીમ બંધારણ—રીવાજ અને બંદોબસ્તથી ઉલટા ચાલી ત્યાં કીધેલી નાવરની ક્રીયાના સંબંધમાં યોગય ઠરાવ કરવાને લગતું હતું. વડા દસ્તુરજીના પ્રમુખપણા હેઠલ ભેગા મલી પાંચે પોલના મોબેદ સાહેબોએ તેનાં સંબંધમાં એક ઠરાવ પસાર કીધો હતો. આ ઠરાવ સામે વાંધો ઉઠાવી મજકુર મોબેદ બરજોરજી દેશાઇએ તે ઠરાવ રદ કરાવવા નવસારીની ન્યાયની અદાલતમાં વડા દસ્તુરજી અને બીજાઓ સામે એક મુકદમો નોંધાવ્યો છે. આ બાબદ સભા સનમુખ રજુ થતાં, એ બાબદ કોર્ટમાં ગયલી હોવાથી તેનાં સંબધમાં કોઇ ઠરાવ સભામાં લાવવા સામે કાયદાની બાધ આવતી જણાવી તે રજુ કરવા દેવામાં નહી આવતાં, લંબાણ ચર્ચા પછી અનજુમને એક વીરૂધ મતે નીચલો ઠરાવ પસાર કીધો હતો:—

**ઠરાવ:**—"ભગરસાથ અનજુમનની આ સભા ઠરાવે છે કે ભગરસાથ ટોળાની વડી દરેમેહરને મળતી અનજુમનનો કોઇપણ મોબેદ આપણા પુરાણા બંધારણ—રીવાજ અને બંદોબસ્ત વીરૂધ વર્તણ કરે તો આપણા રીવાજ મુજબ તેવા મોબેદને જ્યાં સુધી તે પોતાના ગેરવર્તણ માટે દલગીરી જાહેર કરી ભવિષ્ય માટે ખાતરી આપે નહી ત્યાં સુધી તેમને દસ્તુરજી સાહેબે બરશનુંમની રજા આપવી નહી."

## કોર્ટમાં બચાવ કરવાની કમીટીને આપવામાં આવેલી સત્તા.

ભગરસાથ અનજુમનની ઉપલી સભામાં એરવદ કેખશરૂ માહીયારજી કુતારની દરખાસ્ત ઉપરથી નીચલો એક વધુ ઠરાવ સભાએ એકમતે પસાર કીધો હતો:—

**ઠરાવ:**—નવસારીની વડી દરેમેહરમાં ક્રીયા કામ કરવાના હક્ક બાબે અનજુમનના પ્રમુખ દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી મેહેરજીરાણા તથા પાંચ પોલના બીજા મોબેદ સાહેબો ઉપર જે ફર્યાદો મંડાઇ છે તેનો બચાવ કરવા અને તે સંબંધી યોગ્ય ખરચ આપણા નિભાવ ફંડમાંથી લેવાને આ સભા ભગરસાથ કમીટીને સંપુર્ણ સત્તા આપે છે."

ત્યાર બાદ સરનશીન દસ્તુરજી સાહેબનો આભાર માની સભા વીસરજન થઇ હતી.



